સાહિત્ય અને સંસ્કારનું માસિક **ઊર્મિ** શ્રીમાળી સોસાયટી, અમદાવાદ

# જાન્યુઆરી ૧૯૩૯થી એપ્રિલ ૧૯૪૦ સુધી

## વર્ષ આઠમું અને નવમું

## વાર્ષિક અનુક્રમણિકા


| લેખ | લેખક | માસ | પૃષ્ઠ |
|---|---|---|---|
| **અર્થશાસ્ત્ર** | | | |
| અર્થવ્યવહારની ગૂંચવણો | શ્રી રિચાર્ડ બી ગ્રેગ | જા | ૨૭ |
| ,, ,, | ,, ,, | ફે | ૧૩૯ |
| ,, ,, | ,, ,, | મા | ૨૪૮ |
| હિન્દનું વહાણવટું | શ્રી ડુંગરસી સંપટ | મા | ૨૧૭ |
| હિંદનો આયાત વેરો | ,, | એ | ૩૩૩ |
| હિન્દમાં વિમાનો ધંધો | ,, | મે | ૧૪૮ |
| કંપનીનો કાયદો | ,, | જૂ | ૨૩૫ |
| હિન્દની રેલ્વેઓ | ,, | જુ | ૩૬૩ |
| હિંદમાં શણનો ઉદ્યોગ. | ,, | ઑગ | ૪૧૮ |
| ,, ,, ,, | ,, | ,, | ૪૫૩ |
| આપણો કાપડનો ઉદ્યોગ | ,, | સ | ૫૦૯ |
| ,, ,, ,, | ,, | ઑક | ૫૪૯ |
| આપણો કોલસાનો ઉદ્યોગ | ,, | ન | ૬૫૧ |
| અમેરિકામાં ખેતી સમાહ | શ્રી નગીનદાસ પટેલ | જા | ૮૦૯ |
| જર્મનીમાં ખેતીની સુધારણા | શ્રી વિઠ્ઠલદાસ કોઠારી | ફે | ૮૯૩ |
| અવલોકન મા ૨૮૨, મે ૧૭૭, જૂ ૨૭૪, જુ ૩૭૬, ઑગ ૪૩૦, ઑગ ૪૭૨, ઑક, ૬૦૩, ન ૭૦૧, ડી ૭૮૫, જા ૮૭૧, ફે ૯૪૧, મા ૯૫૯, | | | |
| **આરોગ્ય** | | | |
| આપણાં ફળો | બાપાલાલ ગ. વૈદ્ય | જા | ૮૨૧ |
| ,, ,, | ,, ,, | ફે | ૯૦૭ |
| ,, ,, | ,, ,, | મા | ૯૭૫ |
| **કાવ્યો** | | | |
| એક ઉપમા જીવન | શ્રી. સ્વપ્નસ્થ | જા | ૭ |
| મુસાફરને | ,, કાર્તિકેય | જા | ૮ |
| પ્રેમીઓ | ,, પૂજાલાલ | જા | ૯ |
| ઈશ્વરને | ,, રતિલાલ છાયા | જા | ૯ |
| પનઘટના પ્રેમ | ,, સુધાંશુ | જા | ૧૦ |
| જંગલી? | ,, અજ્ઞાત | જા | ૧૧ |
| એક વાદળીને | ,, कोल्लक | જા | ૧૧ |
| જન્મભૂમિ છોડતાં | ,, સરોદ | જા | ૧૨ |
| કેમ ભૂલું? | ,, મોહિનીચંદ્ર | જા. | ૨૧ |
| ધરું હું શું? | ,, રસનિધિ | જા | ૩૭ |
| ઝાકળ | ,, હરિલાલ પંડ્યા | જા | ૩૭ |
| પુરુષાર્થ | ,, 'અજ્ઞાત' | જા | ૩૭ |
| એમ આનંદ છે | ,, રજનીકાંત દેસાઈ | જા | ૯૩ |
| પ્રભુતાનું પંખી | ,, પૂજાલાલ | ફે | ૧૦૮ |
| આનંદરસ | ,, પ્રેમશંકર ભટ્ટ | ફે | ૧૦૯ |
| કૃતજ્ઞતા | ,, 'સનાતન' | ફે | ૧૧૦ |
| નયનઅશ્રુઓ | ,, તારાબેન પંડિત | ફે | ૧૧૦ |
| કાંટા વિનાનું નગુનાબ | સંભવે શ્રી. જટિલ | ફે | ૧૧૧ |
| કવિતા | શ્રી મોહિનીચંદ્ર | ફે | ૧૧૨ |
| મીરા સખીને | ,, સુરેશ ગાંધી | ફે | ૧૧૪ |
| ઉભયમુગ્ધ | ,, રજનીકાંત દેસાઈ | | ૧૧૪ |
| આવી જતી પ્રિય ભને | શ્રી મનુભાઈ ત્રિવેદી | ફે | ૧૧૫ |
| જલનિધિને ખોળે | ,, દેવજી મોઢા | ફે | ૧૧૫ |
| ઉકરડો | ,, અજ્ઞાત | ફે | ૧૪૫ |
| —ને | ,, ભારદ્વાજ | ફે | ૧૫૬ |
| આતમગાન | ,, સુધાંશુ | મા | ૨૦૧ |
| ઊપડતા મોર | ,, દેવજી મોઢ | મા | ૨૦૨ |
| એકલો | ,, રતિલાલ છાયા | મા | ૨૦૨ |
| જતા જનક | ,, મનુભાઈ ત્રિવેદી | મા | ૨૦૩ |

| | | |
|---|---|---|
| પિતૃધર્મ | ,, પૂજાલાલ | મા. ૨૦૩ |
| દેવપલટો | ,, 'અજ્ઞાત' | મા. ૨૦૩ |
| ધરતીમાતા | ,, અનંત | મા. ૨૦૩ |
| એક અધૂરી સ્મૃતિ | ,, શ્રી. લ. | મા. ૨૦૪ |
| સચરાચરની પ્રીત | ,, મોહિનીચંદ્ર | મા. ૨૦૫ |
| જશો જ બસ? | ,, જયાનંદ દવે | મા. ૨૦૬ |
| મદારીને | ,, હરિલાલ પંડ્યા. | મા. ૨૦૭ |
| નૂતનના અભિસારે | ,, સુરેશ ગાંધી | મા. ૨૦૮ |
| એક ધ્રુવ ઊગે– | ,, "વિશ્વામિત્ર" | મા. ૨૦૮ |
| આશા? | ,, સ્વપ્નસ્થ | મા. ૨૪૭ |
| નિશ્ચયની ઘડી | ,, સ્વપ્નસ્થ | મા. ૨૬૨ |
| અકર્મણ્યતા | ,, અમૃતલાલ છ. પારેખ. | એ. ૩૦૦ |
| છેલ્લી છાયા | ,, ભાનુ લ. શુકલ | એ. ૩૦૦ |
| યાચના | ,, નૌતમ | એ. ૩૦૧ |
| ચોકસ્ટિક | ,, યાત્રિક | એ. ૩૦૧ |
| પ્રકાશઅવતાર | ,, મનુભાઈ ત્રિવેદી | એ. ૩૦૨ |
| રાજકોટમાં તપસ્વી | ,, "અજ્ઞાત" | એ. ૩૦૨ |
| મેઘધનુ | ,, સુધાંશુ | એ. ૩૦૩ |
| ધોબીનું ગીત | ,, દેવજી મોઢા | એ. ૩૦૪ |
| અટવાતો પથ્થર | ,, મોહિનીચંદ્ર | એ. ૩૦૪ |
| એક જ વાસના | ,, જહાંગીર મા. દેસાઈ | એ. ૩૪૧ |
| વીતી ક્ષણ | ,, 'અજ્ઞાત' | એ. ૩૧૭ |
| "ક્રીડા" | ,, મોહિનીચંદ્ર | એ. ૩૨૫ |
| વાંછા | ,, અમૃતલાલ પારેખ | એ. ૩૩૨ |
| જીવન શું? | ,, જયાનંદ દવે | મે. ૯૯ |
| અંતરકોડ | શ્રી ભારદ્વાજ. | મે. ૧૫૬ |
| સ્મૃતિત્રય | ,, મોહિનીચંદ્ર | મે. ૧૭૬ |
| છતાં | ,, બાલમુકુંદ દવે | મે. ૧૮૬ |
| વાંછા | ,, જયાનંદ દવે | મે. ૧૯૧ |
| તરંગશોભા | ,, રજનીકાંત દેસાઈ | જૂ. ૧૯૫ |
| સખી કલ્પનાને | ,, વાસુદેવ જાની | જૂ. ૨૦૦ |
| જરા ન ખસજે પ્રિયે! | ,, વિશ્વનાથ હ. ભટ | જૂ. ૨૪૨ |
| સ્થિતિભેદ | ,, ભારદ્વાજ | જૂ. ૨૭૩ |
| ખાકનાં આંસુ | ,, શ્રી. "લ" | જૂ. ૨૮૫ |
| મેદ્રિકની મહેફિલ | ,, રમણિક અરાલવાળા | જૂ. ૨૫૦ |
| એક સ્થિતિ | શ્રી. સ્વપ્નસ્થ | જુ. ૩૦૪ |
| આમકબ્રસ્તાનમાં રચેલી પંક્તિઓ | ,, મૂળજી ભીમજી બારડ | જુ. ૩૦૫ |
| કદી ય ન્હદશો નહિ | ,, ઊર્મિલા દવે | જુ. ૩૦૯ |
| સોમનાથનું જીર્ણ મંદિર | ,, ભાનુ શુકલ | જુ. ૩૧૦ |
| ક્યારે પૂજું | ,, જટિલ | જુ. ૩૨૫ |
| પૂજાની મૂંઝવણ | ,, મનુભાઈ ત્રિવેદી | જુ. ૩૩૨ |
| તેને નીરખતાં | ,, જયાનંદ દવે | જુ. ૩૩૯ |
| જન્મતિથિ | ,, કાંતિલાલ પરીખ | જુ. ૩૪૬ |
| તમને | ,, પ્રેમશંકર ભટ | ઑગ. ૩૮૯ |
| મુરાદ | ,, 'અજ્ઞાત' | ઑગ. ૪૧૭ |
| એક મુક્તક | ,, પારાશર્ય | ઑગ. ૪૩૮ |
| સાગર શાને રો? | ,, દેવજી મોઢા | ઑગ. ૪૪૦ |
| અચિન્તી ઊર્મિ | ,, તારાબેન પંડિત | ઑગ. ૪૪૭ |
| અમે | શ્રી. રજનીકાંત દેસાઈ | ઑગ. ૪૫૨ |
| ખોટી કલ્પના | શ્રી. જયાનંદ દવે | ઑગ. ૪૭૫ |
| આંતર હેતુ | ,, જયાનંદ દવે | ઑગ. ૪૮૦ |
| હાથ રાખજો | ,, 'સુધાંશુ' | સ. ૫૨૮ |
| શ્રેષ્ઠ પ્રતિકાર | ,, 'અજ્ઞાત' | ઑક. ૫૩૬ |
| રાત્રિ | શ્રી. રમણિક અરાલવાળા | ઑક. ૫૪૮ |
| જીવનપાઠ... | શ્રી જયાનંદ દવે | ઑક. ૫૫૭ |
| સૌરાષ્ટ્ર–આંગણે | ,, તનસુખ ભટ્ટ | ઑક. ૫૬૬ |
| પૂજાનું મૂલ્ય | શ્રી, જેઠાલાલ ત્રિવેદી | ન. ૬૧૯ |
| અજ્ઞાન | શ્રી. જયાનંદ દવે | ન. ૬૫૦ |
| યૌવન | શ્રી. ડાહ્યાલાલ વકીલ | ન. ૬૮૨ |
| બંધ થજો | શ્રી. જટિલ | ન. ૬૮૬ |
| ફિરંગીના કબ્રસ્તાનમાં | શ્રી. રમણિક અરાલવાળા | ન. ૬૯૭ |
| વિશ્વની છેલ્લી આશા | શ્રી. મનુભાઈ ત્રિવેદી | ન. ૭૧૧ |
| શા માટે ઊછળે છે? | તારાબેન પંડિત | ડિ. ૭૩૪ |
| અખાડેથી પાછા ફરતાં | અજ્ઞાત | ડિ. ૭૪૪ |
| ચિર વિયોગ | શ્રી. પ્રેમશંકર હ. ભટ્ટ. | ડિ. ૭૫૬ |
| મન, જલના દે! | શ્રી. સ્વપ્નસ્થ | જા. ૮૦૩ |

પટતમિસ્ર — શ્રી ભગીરથ મહેતા — જા ૮૨૦
વિસંવાદ — શ્રી અજ્ઞાત — જા ૮૭૨
શુભ ચિંતન — શ્રી ભારદ્વાજ — ફે ૮૯૭
ખાક થતાં સુધી — શ્રી 'ચો' — ફે ૮૯૦

### કેળવણી

કેળવણીકારોને એક ચેતવણી — શ્રી કાકાસાહેબ — જા ૩
અતીતનું ફળ — શ્રી કાકાસાહેબ — મે ૧૬૮
અહીં સુધી કેમ આવ્યા? — ઑ। ૩૮૩
ઉદ્યોગ અને બુદ્ધિવિકાસ — શ્રી મગનભાઈ દેસાઈ — ઑક ૫૭૦
ગૃહશિક્ષણ — શ્રી કાકાસાહેબ — ઑક ૫૮૫
અંગ્રેજી શિક્ષણ — શ્રી ભિખુશ દીવાનજી — જા ૮૩૭
સહશિક્ષણ — નરોત્તમદાસ પટેલ — મા ૯૯૬

### જીવનચરિત

ચિકિત્સક — શ્રી ચંદ્રભાઈ ભટ્ટ — ફે ૧૧૬
શ્રીમતી પર્લ બક — ,, નીરૂ દેસાઈ — ફે ૧૨૮
ચિકિત્સક — , ચંદ્રભાઈ કા ભટ્ટ — મા ૨૦૯
સંપૂર્ણાનંદ — શ્રી રામનાથ સુમન — મે ૧૮૭
મહાવીરપ્રસાદ દ્વિવેદી — શ્રી પ્રો શ્રીનિવાસ મનહટ્ટી — જૂ ૨૬૫
લાલા હરદયાલ — શ્રી કાકાસાહેબ — જૂ ૨૧૭
સિગ્મંડ ફ્રોઈડ — શ્રી ચારુદત્ત — સ ૬૯૫
જીવનશોધન — શ્રી ચંદ્રભાઈ ભટ્ટ — સ ૬૬૫
ઇવાન ઝાકર — શ્રી કૃષ્ણનંદન જેતલી — ડિ ૭૫૭

### ધર્મ અને તત્ત્વચર્ચા

ગીતાની શિખામણ — શ્રી કાકાસાહેબ — જા ૬૪
હિંસા અહિંસાની ચર્ચાના મુદ્દાઓ — શ્રી નાનાલાલ પુરાણી — જા ૭૮
,, , — કિશોરલાલ ઘ મશરૂવાળા — ફે ૧૦૫
એક કરુણગંભીર પત્ર — લાલા લાજપતરાય — ફે ૧૨૨
ગીતાની શિખામણ — શ્રી કાકાસાહેબ કાલેલકર — ફે ૧૫૭
ધર્મસંમેલનની મર્યાદા — શ્રી કિશોરલાલ મશરૂવાળા — મા ૨૨૧
ગીતાની શિખામણ — શ્રી કાકાસાહેબ કાલેલકર — ફે ૨૭૧
ગીતાની શિખામણ — શ્રી કાકાસાહેબ કાલેલકર — ફે ૩૭૦
ધર્મનો ધર્મ — શ્રી કાકાસાહેબ — જૂ ૨૦૧
અહિંસા કે શાંતિ? — શ્રી કિશોરલાલ મશરૂવાળા — જૂ ૩૧૧
ચાગ્ગ્યનું અનુવર્તન — શ્રી કાકાસાહેબ — ઑગ ૪૨૩
બુદ્ધિ વિરુદ્ધ ભાવના — શ્રી ધૂમકેતુ — ઑગ ૩૮૭
સત્યની વિમૂર્તિઓ — શ્રી કાકાસાહેબ — ઑગ ૪૧૭
અહિંસા સિદ્ધાન્ત કે નીતિ? — શ્રી કિશોરલાલ મશરૂવાળા — ઑક ૫૩૦
ગીતામાં અહિંસધર્મ — શ્રી ભિખુશ દીવાનજી — ઑક ૫૫૮
કુરુક્ષેત્રમાં અર્જુનનો મોહભંગ — શ્રી અક્ષયકુમાર બંદોપાધ્યાય — ન ૬૩૮
શિષ્ટાચાર, સત્ય અને મૌન — શ્રી અજ્ઞાત — ડિ ૭૭૬
સૌન્દર્ય અને સંયમ — શ્રી અજ્ઞાત — ફે ૮૮૯
જીવન વિષે વિચાર — ધૂમકેતુ — મા ૬૪૫

### નવલિકા

પ્રેમચંદનું પ્રેત — શ્રી 'સોપાન' — જા ૧૩
વાઘરીની યાદ — , હરજીવન સોમૈયા — જા ૩૮
કનુમામા — શ્રી સુરેન્દ્ર ત્રિપાઠી — ફે ૧૬૬
પરમાનંદનું પુણ્યકામ — શ્રી સોપાન — ફે ૧૭૬
વાયુપથના પ્રવાસી — શ્રી હરજીવન સોમૈયા — મા ૨૬૫
કેપ્ટન નાકામુરાનું મૃત્યુ — , લી નેઇચેગ — મા ૨૭૫
લતીફા — શ્રી કાંતિલાલ શાહ — મા ૧૯૭
છેલ્લું ચિત્ર — શ્રી રમણિક મેઘાણી — એ ૧૧૩

બંધન અને મુક્તિ (એક પ્રકરણ) ,, દર્શક એ. ૩૨૬
સાગરનું સંતાન ,, હરજીવન સોમૈયા એ. ૩૫૬
" મારું ઝાડ " ,, ,, મે. ૧૩૮
નાઝી સૈનિકની પત્ની ,, चारुदत्त મે. ૧૫૭
કારણ કે તે યહુદી હતો ,, चारुदत्त જૂ. ૨૧૯
જાગના રે'જો (બે પ્રકરણ) ,, સોપાન જૂ. ૨૫૭
મેઘમલ્લાર શ્રી. વિભૂતિભૂષણ બંદોપાધ્યાય જુ. ૩૧૩
પરાજય શ્રી. ધૂમકેતુ જુ. ૩૪૭
મારી બેવકૂફી, ચાલાકી કે લાચારી? શ્રી. સોપાન જુ. ૩૭૨
રણની રેતીમાં શ્રી. હરજીવન સોમૈયા ઑગ. ૩૯૭
કલાધરની શોધમાં શ્રી. ઊર્મિલા મહેતા ઑગ. ૪૧૦
મૃતદેહનું દર્શન શ્રી. આનાતોલ ફ્રાન્સ ઑગ. ૪૪૧
અંધારી રાતના તારા શ્રી. ચંદુલાલ એમ. પટેલ ઑગ. ૪૬૯
મારી પત્નીનો વિકાસ શ્રી. સોપાન સ. ૫૨૧
સંગીતની મહેફિલમાં ,, લખમશી જૈન ઑક. ૫૫૪
રામોત્સવ ,, ઊર્મિલા મહેતા ઑક. ૫૬૨
જેક કેમ મર્યો? ,, હરજીવન સોમૈયા ઑક. ૫૭૨
મારી પત્નીનો વિકાસ શ્રી. સોપાન ઑક. ૬૧૦
પીરબક્ષ ,, ઊર્મિલા મહેતા ન. ૬૪૭
–ને છતાંય હું નહોતી ,, સુરેન્દ્રપ્રસાદ ત્રિપાઠી ન. ૬૬૦
ડોસીમાની મૂડી ,, હરજીવન સોમૈયા ન. ૬૮૩
ચિડિયાખાનું ,, રમણિક મેઘાણી ડિ. ૭૨૧
શોધને અંતે ,, ઊર્મિલા મહેતા ડિ. ૭૨૧
પ્રથમ માનવી ,, હરજીવન સોમૈયા ડિ. ૭૭૦
બે મૃત્યુ ,, હરજીવન સોમૈયા જા. ૮૦૪
ખજાનચી બાબુ ,, ઊર્મિલા મહેતા જા. ૮૧૬
પોતાનું જ પ્રતિબિંબ ,, સોપાન જા. ૮૮૫
સ્વપ્ન ખરી પડ્યું ,, તારાચંદ રવાણી ફે. ૯૧૦
હું ,, નવીનચંદ્ર પંડ્યા ફે. ૮૯૭
નવા પ્રોફેસર સુરેન્દ્ર ત્રિપાઠી મા. ૯૬૧
સાંભળેલી વાત શ્રી. હરજીવન સોમૈયા મા. ૯૯૮

## નાટક–નાટિકા

કલંકિની શ્રી. હિમાંશુ મા. ૨૧૬
ચરણપાદુકા ,, સુરેશ ગાંધી મે. ૧૨૧
પ્રતિમા અને પ્રિયતમા ,, કૃષ્ણવદન જેતલી. સ. ૪૮૯
,, ,, ,, ઑક. ૫૩૭
,, ,, ,, ન. ૬૨૬

## પ્રવાસ અને સ્થળ વર્ણન

ધૌલી પછી કાલસી ,, શ્રી કાકાસાહેબ ફે. ૯૯
પુષ્કરરાજનાં સૌન્દર્ય–દર્શને શ્રી. કાંતિલાલ શાહ ફે. ૧૩૦
દેવઘરયાત્રા ,, જુ. ૩૪૦
નદીનું સરોવર ,, કાકાસાહેબ જા. ૮૦૧
જ્વાલામુખીનું દર્શન કાન્તિલાલ શાહ મા. ૯૮૯

## રાજકારણ

આપણી સ્વરાજયાત્રા શ્રી. મોહનલાલ જા. ૯૪
,, ,, ,, ફે. ૧૮૫
,, ,, ,, એ. ૩૭૩
યુરોપ ખંડનો દાવાનળ વજુભાઇ શાહ એ. ૩૭૭
આપણી સ્વરાજયાત્રા શ્રી. મો, જૂ. ૧૯૬

આપણી સ્વરાજ્યાત્રા શ્રી. મો, જુ ૨૯૧
" " " ઑગ. ૪૨૫
" " " ઑગ ૪૭૬
આંતરરાષ્ટ્રીય આંદોલનો ભાસ્કરરાવ વિદ્વાંસ સ ૪૮૫
આપણી સ્વરાજ્યાત્રા કાંતિલાલ શાહ સ ૫૧૪
જર્મનીના ભીતરમાં શાંતિપ્રસાદ પાઠક ઑક ૫૮૦
આંતરરાષ્ટ્રીય આંદોલન ભાસ્કરરાવ વિદ્વાંસ ઑક ૫૩૧
વર્સાઈલ્સના કરારો અને તેનાં પરિણામો ભાસ્કરરાવ વિદ્વાંસ ઑક ૫૮૫
પૅલેંડની ઓળખાણ શ્રી ચારુદત્ત સ ૬૭૨
આંતરરાષ્ટ્રીય આંદોલનો શ્રી ભાસ્કરરાવ વિદ્વાંસ ન. ૭૦૮
આપણી સ્વરાજ્યાત્રા શ્રી મો ન ૬૨૨
સંઘર્ષ કે સમન્વય શ્રી કાકા સાહેબ ડિ ૭૪૫
સ્વરાજયાત્રા શ્રી મો. ડિ. ૭૧૬
જર્મનીનું સૈનિકબળ ડુંગરસી સંપટ ડિ ૭૩૫
સ્વરાજ્યાત્રા શ્રી મો જા ૭૯૭
ગ્રેટબ્રિટન અને યુદ્ધ ડુંગરસી સંપટ જા ૮૨૭
સ્વરાજ્યાત્રા મો, ક ફે ૮૮૬
ફ્રાન્સ શા માટે યુદ્ધમાં છે? ડુંગરશી સંપટ ફે ૯૨૬
સોવિયેટ રશિયા " મા. ૯૮૨
સ્વરાજ્યાત્રા શ્રી. મો. મા ૯૫૩

## રેખાચિત્રો

રૂખીમા સુરેન્દ્ર ત્રિપાઠી જા. ૭૧
ગોકળકાકા શ્રી સાંદીપનિ ફે ૧૮૬
વલ્લભભાઈ પટેલ " કુમુદ મહેરઅલી એ ૩૩૬
રા અનામી શ્રી સાંદીપનિ જૂ ૨૪૩
પતન પામતા એક આર્યરાષ્ટ્રનું દર્શન શ્રી હરજીવન સોમૈયા જુ ૩૫૬
સાદો ભોળો આઇન્સ્ટાઇન શ્રી સતીશ કાલેલકર ઑગ. ૪૯૦
ડીરિયો... શ્રી સાંદીપનિ ઑગ ૪૫૮
હિટલરની ઓળખાણ શ્રી ચારુદત્ત ઑક ૫૬૭
એક દેવનો દીપેલ શ્રી હરજીવન સોમૈયા
અમદાવાદની મિલ હૉટેલ સાંદીપનિ ફે ૮૭૯

## સમાજ

આદર્શ લગ્નમંડળ શ્રી તુલસીપત્ર જા ૫૭
સાર્વભૌમ જીવનદર્શન " કાકાસાહેબ કાલેલકર એ ૨૯૧
સમૂહજીવન જ્યેષ્ઠારામ ઉપાધ્યાય એ ૩૦૫
જાતીય વૃત્તિ અને લગ્નપ્રથા નરોત્તમભાઈ પટેલ એ ૩૧૮
રોગનું મૂળ અને તેનો ઉપાય શ્રી નરસિંહભાઈ પટેલ મે ૧૧૩
હિંદુ જાતિનો સામાજિક વિજય શ્રી લાલા હરદયાલ જુ. ૨૨૯
સર્વ રોગનું મનોકલ્પિત મૂળ શ્રી અશોક હર્ષ જુ ૨૯૮
રોગનું મૂળ અને તેના ઉપાયો શ્રી. અંબાલાલ પુરાણી જુ ૩૨૬
હિંદુ જાતિનો સામાજિક વિજય શ્રી લાલા હરદયાલ જુ ૩૩૩
માનવસ્વભાવને પારખો શ્રી મગનભાઈ દેસાઈ ઑગ ૪૦૫
સર્વ રોગનું મૂળ શ્રી અશોક હર્ષ ઑગ ૪૩૯
રોગનું મૂળ અને તેનો ઉપાય શ્રી નરસિંહભાઈ પટેલ સ ૫૦૦
નવી પ્રજા નવી રચના શ્રી ધૂમકેતુ ઑક ૫૫૬
રોગનું મૂળ અને તેના ઉપાયો (ચર્ચાને અંતે) ડિ ૭૨૯
સંગઠન-વિવેક શ્રી કાકાસાહેબ ફે ૯૩૪

## સાહિત્ય અને કલા

સાહિત્યના પ્રદેશમાં 'સત્યકામ,' ચા, શાંતિલાલ ઠાકર જા ૮૨
મહાકાવ્યનો જન્મ શ્રી અંબાલાલ પુરાણી ફે ૧૨૫

સર્જક અને વિવેચક શ્રી. મયૂરધ્વજ ફે. ૧૭૨
કલાવૃત્તિ અને કુસુમા વચ્ચે ,, કાકાસાહેબ મા. ૧૯૫
યુગમૂર્તિ વાર્તાકાર શ્રી. વિશ્વનાથ ભટ્ટ એ. ૩૪૬
યુગમૂર્તિ વાર્તાકાર વિશ્વનાથ મ. ભટ્ટ મે ૧૦૦
સાંખ્યગીતનો પ્રવેશક અંબાલાલ પુરાણી મે ૧૩૨
વિવેચક સર્જક નથી શ્રી. પિતામ્બરદાસ પટેલ મે. ૧૩૫
આપણી ગ્રંથમાળાઓ શ્રી. મો. મે. ૧૩૬
ટૂંકી વાર્તામાં રસાસ્વાદ શ્રી. જ્યેષ્ઠારામ ઉપાધ્યાય . જુ. ૨૦૯
કલાકારની નિષ્ક્રિયતાં શ્રી. ધૂમકેતુ ઑગ. ૪૩૫
ટૂંકી વાર્તામાં રસાસ્વાદ શ્રી. જ્યેષ્ઠારામ ઉપાધ્યાય ઑગ. ૪૬૩
આપણી ગ્રંથમાળાઓ છોટાલાલ કામદાર ઑગ ૪૪૮
બાળકોનું સાહિત્ય શ્રી. ધૂમકેતુ સ. ૪૮૩
જીવનદર્શનો શ્રી કાકાસાહેબ ,, ૫૧૪
જોડણીચર્ચા નરસિંહભાઈ પટેલ ન. ૬૭૬
હિંદી પુસ્તકોનું બજાર તારાચંદ રત્નાણી ન. ૬૮૦
ગૂંચ ક્યાં છે? શ્રી. મગનભાઈ દેસાઈ ન. ૪૭૯
ભીતરનો ખોટો પ્રયોગ ,, ન. ૪૮૦
કાવ્યોને આવકાર કાકાસાહેબ ડિ. ૭૮૩
સાહિત્યના પ્રદેશમાં શ્રી. સોપાન ડિ. ૭૮૧
જોડણીચર્ચા શ્રી. હરજીવન સોમૈયા ડિ. ૭૯૧
સાહિત્યકારનો ધર્મ શ્રી. ધૂમકેતુ જા. ૭૯૫
સાહિત્યના પ્રદેશમાં શ્રી. મો. જા. ૮૬૨
લોકરંજન શ્રી ધૂમકેતુ ફે. ૮૭૫
નવલકથાનું વાતાવરણ શ્રી. કાકાસાહેબ ફે. ૮૭૭
ટૂંકી વાર્તામાં રસસ્વાદ શ્રી. જ્યેષ્ઠારામ ઉપાધ્યાય જા. ૩૦
ટૂંકી વાર્તામાં રસાસ્વાદ ,, જેષ્ઠારામ ઉપાધ્યાય મા. ૨૬૩
સાહિત્ય એટલે શું? પિતાંબરદાસ પટેલ મા. ૧૦૦૬


પ્રકીર્ણ


ઉપયોગિતા ,, જૈનેન્દ્રકુમાર જા. ૪૯
મૃત્યુનું વિજ્ઞાન ,, પદ્મકાંત ર. શાહ મા. ૨૧૪
સરદાર વલ્લભભાઈની ધાર્મિકતા ,, કિશોરલાલ મશરૂવાળા એ. ૩૦૯
પ્રગતિ એટલે શું? ,, જૈનેન્દ્રકુમાર જૂ ૨૫૧
ભિખઈનો ઉપાય ,, જી. સી. કપુર જુ. ૨૯૪
ગિજુભાઈને અંજલિ જુ. ૩૭૫
આયુક્ષમતા ,, ડાહ્યાલાલ જાની ઑગ. ૪૬૬
ગુજરાતનો પ્રાંતિક વિકાસ ,, ધૂમકેતુ ન. ૬૧૭
મતભેદ અને શિષ્ટતા ,, કાકાસાહેબ ન. ૬૨૦
મશ્કરા સંન્યાસી ,, ,, ન. ૬૪૪
શુશિનગના બે કલાકો ,, સતીશ કાલેલકર ન. ૬૮૭
વિવેચનના નમૂના ન. ૬૯૮
જીવનસંગ્રામ અને જીવનસંગીત ,, ધૂમકેતુ ડિ. ૭૧૩
જેલ અને તેના સુધારા ,, શિવનંદન મંડલ ડિ. ૭૫૧
સંગઠનનું મોટું સાધન ., અમૃતલાલ નાણાવટી ડિ. ૭૯૨
જીવનસેવક કે સાહિત્યસેવક? ;, કાકાસાહેબ જા. ૮૪૪
પુરુષજાતિની સંખ્યા ,, છોટાલાલ કામદાર જા. ૮૪૭
એક વિદ્યાર્થીને ,, 'અજ્ઞાત' જા. ૮૪૯
સમાજવાદ વર્ગમેળદ્વારા ,, જગન્નાથ દેસાઇ ફે. ૯૨૩
પ્રશ્નચર્ચા શ્રી. કાકાસાહેબ ગા. ૯૪૭

મુદ્રણસ્થાન : નવપ્રભાત પ્રેસ, નોવેલ્ટી ટોકીઝ પાસ—અમદાવાદ

સાહિત્ય અને સંસ્કારનું માસિક



વર્ષ દસમું · અંક પહેલો · એપ્રિલ ઓગણીસસો ચાળીસ

## · અનુક્રમ ·


| | | |
|---|---|---|
| એકતાવાદી પણ વિવિધતાપરાયણ | શ્રી. કાકાસાહેબ કાલેલકર | ૬ |
| સ્વરાજયાત્રા | શ્રી. મોહનલાલ મહેતા | ૮ |
| છેલ્લું ફૂલ | શ્રી. ચંદુલાલ એમ. પટેલ | ૯ |
| યુરોપ અને લઘુમતીઓ | શ્રી. ડુંગરશી ધરમશી સંપટ | ૧૬ |
| આવતી હોળી ! | શ્રી. રમણીક અરાલવાળા | ૨૫ |
| શાસ્ત્રોનો ઉપયોગ | શ્રી. કાકાસાહેબ કાલેલકર | ૨૬ |
| વીર ચંદ્રશેખર આઝાદ | શ્રી. કાન્તિલાલ શાહ | ૨૮ |
| અમેરિકામાં પ્રોફેસરો અને વિદ્યાર્થીઓ | શ્રી. નગીનદાસ પટેલ | ૩૭ |
| અંતકાળે | શ્રી. ટોપણ દયાળજી ઘેલાણી | ૪૦ |
| વર્ધાયોજના એટલે ગામડાભણી | શ્રી. બબલભાઇ મહેતા | ૪૮ |
| સમાજવાદની દષ્ટિ અને વ્યાપ્તિ | ડૉ. પટ્ટાભિ સીતારામ ઐયા | ૫૫ |
| અવલોકનો | શ્રી. ચા. | ૬૪ |




· સંપાદકમંડળ ·

મોહનલાલ મહેતા · હરજીવન સોમૈયા
કાન્તિલાલ શાહ · ઈશ્વરલાલ દવે

· વાર્ષિક લવાજમ ·

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| રૂ. પાંચ | રૂ. સાડા પાંચ | રૂ. સાડા છ |

ભારતી સાહિત્ય સંઘ · પો. બૉ. ૭૩ · અમદાવાદ



વર્ષ દસમું | એપ્રિલ ૧૯૪૦ | અંક પહેલો

# જીવનની અકિંચનતા

જીવનમાં મહાન પ્રશ્નોના ઉકેલ માટે મથવું એમાં એક પ્રકારનું વીરત્વ છે; મહાન સ્વપ્નોની ભૂમિકાઓ રચવી એમાં વીરત્વ છે; જ્યાં સઘળાંને સ્પષ્ટ પરાજય દેખાય ત્યાં આશા ને શ્રદ્ધા રાખવાં એમાં પણ વીરત્વ છે; પરંતુ એ સઘળાં વીરત્વોની તુલનામાં જીવનના હમેશના નાના પ્રશ્નોને પણ અમુક ભાવનાત્મક દૃષ્ટિકોણથી જોવામાં વીરત્વ રહ્યું છે એ ઘણાને ખ્યાલ નથી હોતો. એટલે બને છે એવું કે મનુષ્ય ગગન તરફની દૃષ્ટિમાં પૃથ્વી ઉપરનો એનો રસ ખોઈ બેસે છે. સામાન્ય જનસમૂહ આવી વીરત્વભાવનાથી પ્રેરિત બની, નિત્યજીવનના દરરોજના કાર્યક્રમમાં, પોતે જે ગુમાવી રહ્યો છે, તેનો ભાગ્યે જ ખ્યાલ રાખી શકે છે. એક મજૂરને નમ્ર શબ્દોથી સંબોધી શકાય ત્યાં એને તુંકાર ન કરવામાં પણ વીરત્વ રહ્યું છે. કારણ કે છેવટે તો વીરત્વ એ અમુક પ્રકારનું પરિસ્થિતિ ઉપરનું સામર્થ્ય બતાવે છે. પોતાની હમેશની જીવનરીતિમાં આટલો દોષ છે એ શોધી કાઢવું—ને એ જીવનરીતિને ફેરવવા મથવું એમાં વીરત્વ છે. અને માણસ એ આલોચનાને પરિણામે પોતાના વ્યવહારના સ્વરૂપને વધારે શુદ્ધ બનાવે એ કાંઈ જેવો તેવો વીરત્વનો પ્રસંગ નથી. બીજા માણસની તાત્કાલિક જરૂરિયાત જોઈને જગ્યા આપવામાં પણ વીરત્વ રહ્યું છે. આપણા સમાજમાં આવા નાના પરાક્રમની પ્રણાલિકા આપણે જોઇ શકતા નથી, એટલે જ મહાન પરાક્રમની ભૂમિકાનું સર્જન શક્ય બનતું નથી. કોઈ મ્યુનિસિપલ પ્રેસિડન્ટને, પોતાની સ્પષ્ટ ફરજ નહિ છતાં, કોઈ દિવસ, કોઈ હોટેલમાં ગુપચુપ બેસીને, ત્યાંની વાનગીઓ જોવાનું મન થતું નથી: કારણ કે એમાં કાંઇ સેવા છે કે પરાક્રમ છે એ કોઇ માની શકતું નથી. કોઈ ડૉક્ટરને પંચાવન વર્ષે સ્વયં, ધંધામાંથી નિવૃત્ત થઇ પછીનું વાનપ્રસ્થ જીવન, ગરીબ લોકોનાં દુ:ખદર્દ જોવામાં કાઢવાનું મન થાતું નથી, કોઇ મ્યુનિસિપાલિટીને 'થિયેટર' બંધાવવાનું સ્વપ્ન આવતું નથી, કારણ કે એની અગત્ય કોઈ જાણતું જ નથી. સામાન્યમાં સામાન્ય શહેરી, પણ મોટામાં મોટા શહેરી જેટલી જ, હમેશના જીવનની સગવડતા ભોગવે તો જ એ સમાજ ટકી શકે. અને દરેકે દરેક

માણસ પોતાના હક્કનું ભાન ધરાવતા છતા, એ હક્કનો ઐચ્છિક ત્યાગ કરે તો જ સમાજ ચાલી શકે, એવા બે મહત્ત્વના સિદ્ધાતો પ્રત્યે ઘણા માણસો ઉદાસીનતા ધરાવે છે એટલે જ્યા, ઓછામા ઓછા ઘર્ષણથી, ઘણામા ઘણો સામાજિક લાભ થઈ શકે તેવુ હોય છે ત્યા પણ, માણસ, પોતાના જ રાગમા પોતે બદ્ધ થઈ જાય છે નાનામા નાની વાતો અમુક ભાવનાત્મક દૃષ્ટિકોણથી કરવામા આવે તો તેનાથી એકદરે માણસને પોતાને તેમ જ સમાજને ઘણો જ ફાયદો થાય, કારણ કે તે વિના મહાન સિદ્ધાતોનુ પોષણ થઈ શકે નહિ મહાન સિદ્ધાતોને ફળદ્રુપ બનાવવા હોય તો તે માટે વાતાવરણની જરૂર પડે છે વાતાવરણ માણસના નિત્યના નાના નાના કામોમાથી રચાય છે આ નાના નાના કામો—સભા બોલાવવાથી માડીને ધ્વજવદન ને સ્કૂલગોર્ડ સુધીના સઘળા —પહેલી વસ્તુ માગે છે પોતાનુ વિસર્જન કોઈ માણસ પોતાને કેદ્રસ્થાને રાખીને કોઈ કામની શરૂઆત કરી શકે જ નહિ માણસે પોતાની જાતને એક એવા ખૂણા ઉપર ગોઠવવી જોઈએ કે જ્યાથી, એ બધ ને ઉપયોગી થઈ શકે, અને છતા કોઈના આગળ વધવાના માર્ગમા પોતે આડખીલી રૂપે ન હોય તો જ દેશની સામાન્ય વ્યવસ્થાની અને સામાજિક ક્રાન્તિની તાલીમ શકય બને આજના આપણા માનસમા આ વાત નિર્બળતા મનાવાનો સભવ છે, પણ ખરી રીતે કામ કરવાની—પ્રગતિ સાધવાની—કામ કરી બતાવવાની—એ જ રીત છે

નાનામા નાના કાર્યો પણ જે ભાવનાત્મક દૃષ્ટિથી કરે છે તે કાર્યને એટલુ મોટુ બનાવી શકે છે કે એ નાનુ હતુ એવો કોઈને સ્વપ્ને પણ ખ્યાલ રહેતો નથી

કોઈ મોટા સ્વપ્નની ઘેલછામા જીવન ગુમાવવા કરતા કોઈ નાના કાર્યનો આરભ વધારે મહાન છે

અને એ આરભ તો માણસ બજારમા વસ્તુ ખરીદવા જાય, ગાડી ભાડે કરવા જાય, મજૂર કરવા જાય કે બસમા બેસવા જાય ત્યાથી પણ થઈ શકે છે

જીવનની અકિંચનતા હણવાનો આ એક જ ઉપાય છે સુદર રીતે જીવન જીવતા શીખો તમારો અવાજ, રહેણીકરણી, વ્યવસ્થા, પ્રણાલિકા, રીતભાત, વાતાવરણ, બોલવાની ઢબ, વ્યવહાર—એ સઘળામા કા ડર હેય છે, સ્રૈણ સ્વરૂપ હોય છે અથવા ક્રૂરતા હોય છે—માલિકી રૂપ હોય છે એ બન્ને રૂપ ખોટા છે સાચુ રૂપ શાત હોય છે—સુદર હોય છે

આજે આપણા મગજમા સસ્કારિતાને બદલે સસ્કારિતાનો ઘમડ ઉત્પન્ન થયો છે એટલે એક એવી મનોદશા ઉત્પન્ન થઈ રહી છે કે માણસને પોતે સસ્કારી છે એ દર્શાવવા માટે, થોડુ હિટલર વિષે, થોડુ ખાદી વિષે,

થોડું સ્ત્રીસન્માન વિષે, થોડું રેકર્ડ વિષે, થોડું નૃત્ય વિષે—સઘળા વિષય વિષે થોડું, અને પોતાનો જીવનસ્પર્શી કોઇ વિષય નહિ—એવી થોડી થોડી હકીકતોના સંગ્રહસ્થાન જેવી પરિસ્થિતિ ધારણ કરવી પડે છે. વૈજ્ઞાનિક યુગમાં એ જરૂરી હોય છે કે માણુસ છેવટ છેવટની વિચારસરણી વિષેનો પોતે જાણકાર હોય, પરંતુ વિજ્ઞાનનું પણ અંતિમ ધ્યેય તો આત્મજ્ઞાનનું જ રહેવું જોઇએ. એ દૃષ્ટિએ માણુસ પોતાની વિચારસરણીમાં ફલિત થતા તાત્વિક પદાર્થોને ઉવેખીને અનેક પ્રકારના વિચારોનું સંગ્રહસ્થાન થતો તેથી એ ભાગ્યે જ આગળ વધી શકયો કહેવાય. એ રીતે તો પ્રાચીન ગ્રીસનો પેલો સોક્રેટિસનો શિષ્ય જ સાચો હતો કે જેણે એમ કહ્યું કે, હજી પહેલો પાઠ જ હું જીવનમાં ઉતારું છું. લોકની નજરમાં આવે કે ન આવે એવા તદ્દન નાનાં નાનાં પોતાનાં દૈનિક કામોમાં, માણુસ વીરત્વની ભાવના ખીલવવાનો પ્રયત્ન કરે, તો એક દિવસ એ સાચો વીરપુરુષ બની શકે ખરો.

• ધૂમકેતુ •



‘ એમ કહેવામાં આવે છે કે, કવિઓ કવિ તરીકે જન્મે છે, ઘડાઈને બનતા નથી આ અર્ધસત્ય છે, અને એટલે જ પૂર્ણ અસત્ય કરતાં વધુ ખતરનાક અસત્ય છે. સંપૂર્ણ અસત્ય અર્ધ-સત્ય કરતાં વધારે પ્રામાણિક ગણાય. કવિઓ જન્મે છે એની ‘ના’ તો કોઈ માણુસ, થોડી અક્કલવાળો ય નહિ પાડે. પણ બધો આધાર તે ક્યાં જન્મ્યો છે, ક્યારે જન્મ્યો, કયા સંજોગોમાં અને કયા કુટુંબમાં, કયા વર્ગમાં અને કયા સમાજમાં—તેના ઉપર છે. અને એમ કહેવું કે તે ઘડાઈ ને કવિ બન્યો નથી, એ તો કવિના વિકાસની વાસ્તવિકતાથી સાવ વિરોધી એવું અસત્ય ગણાય. કવિ કંઇ ચમત્કાર નથી, કુદરતનો અકસ્માત નથી; તે કંઇ પહેલાંથી જીવન પરત્વેની આર્ષદૃષ્ટિ લઇ અથવા તો દુનિયા માટે પેગામ લઈ અવતરતો નથી. કદાચ એમ કહેવું સાચું ગણાય કે તે થોકબંધ અનુભવક્ષમતા સાથે, એક વિશેષ પ્રકારની ગ્રહણુશક્તિ લઇને, તેની ચોપાસનાં બળોને નાનપણથી પોતામાં શમાવી લેવાની ભરપૂર શક્તિ સહિત, જન્મે છે અને એ અનુભવોનો તે તેના વ્યક્ત કરવાના વાહન—વાણી દ્વારા ઉપયોગ કરે છે. પરંતુ એ હકીકતનો ઈન્કાર નહિ થઈ શકે કે, આપણે કવિને વિષે આરોપીએ છીએ તે બધા આ ગુણો જ કવિને બીજા કરતાં વધારે સુંદર સુયોજિત સતાર તરીકે સર્જે છે, જેની ઉપર બનાવો અને વ્યક્તિઓ રમે છે, અને એમાંથી જ કવિનો અને તેના સર્જનનો ઉદ્ભવ થાય છે. બીજાં માનવી કરતાં કવિ તો, વિશેષ તીવ્ર રીતે આખો સમય ઘડાઇ જ રહેલો હોય છે—માનવજાતના પલટાતા ઇતિહાસને ઘડનારી દૃષ્ટિરહિત આંગળીઓ તેને દક્ષતાપૂર્વક તથા નિશ્ચિત રીતે ઘડે છે.’

હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય

# 'अेकता'वादी पण 'विविधता'परायण

श्री काकासाहेब कालेलकर

સ્વરાજ્યની યાત્રામા જેમ જેમ આપણે આગળ વધીએ છીએ તેમ તેમ આપણી નબળાઈઓ પણ વધારે ને વધારે સ્પષ્ટરૂપે માલૂમ પડવા લાગી છે અને આપણુ રાષ્ટ્રીય સગઠન કેટલુ કમજોર છે તે પણ આપણે દુખ સાથે જોઈ શકીએ છીએ ધર્મભેદ તો આપણી વચ્ચે છે જ તેની સાથે સડી ગયેલા જાતિભેદે જે દુર્ગંધ ફેલાવી છે તેથી તો તમામ રાષ્ટ્રીય જીવન ગદુ થઈ ગયુ છે હવે જાણે એટલુ પૂરતુ નથી તેમ પ્રાન્તીય ઝઘડા શરૂ થઈ ગયા છે અને ભાષાના નામથી નવા નવા કુરુક્ષેત્ર તૈયાર કરવામા આવે છે આપણા દેશની કુદરતી વિદ્વત્તા આપણે પચાવી ન શક્યા વિવિધતામા એક્તા જોવી એ ભારતીય સસ્કૃતિનો સર્વોચ્ચ આદર્શ મનાયો છે પણ આ વખતે તો તે નર્યો આદર્શ જ છે વિવિધતાને વધારવાનુ આપણુ ચાતુર્ય અદ્ભુત છે આપણે વિવિધતાને અમર્યાદ રીતે વધારીએ છીએ એક એક અવયવને સપૂર્ણ શરીર માનવા લાગ્યા છીએ એક એક પ્રાન્તને સ્વતત્ર રાષ્ટ્ર બનાવવાની ફિકરમા છીએ રાષ્ટ્રીય એકતાને મજબૂત કરવાને બદલે એને તોડી નાખવામા જ પૂરી શક્તિ અજમાવી રહ્યા છીએ વિવિધતામા એક્તાને જોવાને બદલે એકતાનુ ગળુ દાબી દેવા જ જાણે આપણે વિવિધતાની ઉપાસના કરી રહ્યા છીએ

વિવિધતાને એકદમ દૂર કરીને બધા સસારમા એકરૂપતા ( uniformity ) સ્થાપવાનો આપણો ઉદ્દેશ ન હોવો જોઈએ પણ સાથે સાથે જ મેળ વગરની અને અનાવશ્યક વિવિધતાનો નાશ કરવા આપણે હમેશા તૈયાર રહેવુ જોઈએ

આખા દેશમા એક જ સામાન્ય સમય (standard time) ચાલે એ જરૂરી છે દરેક સ્થળે સ્થાનિક સમય ચલાવવાથી રાષ્ટ્રનો વ્યવહાર નકામો જટિલ અને અશક્ય જેવો થઈ જશે. તાર-વિભાગનુ કામ જ અટકી પડશે રેલવેના સમયનુ કોઈ ઠેકાણુ નહિ રહે એથી આખા દેશને માટે એક કે બે સમય રહે એ જ સારુ છે લોર્ડ કર્ઝને આખા હિન્દુસ્તાનને માટે એક જ સમય શરૂ કરી જે હિંદી એક્તા સ્થાપી તે ઘણુ સારુ કામ કર્યું છે મુબઈ અને કલકત્તા શહેરમા જે જુદા જુદા સમય રાખવામા આવે છે તેથી કોઈ લાભ દેખાતો નથી એ તો ફક્ત એક જીદનો જ સતોષ છે આસામમા સ્થાનિક સમય ચલાવીને ત્યાની સરકારે પોતાનુ પછાતપણુ સાબિત કર્યું છે સ્ટાન્ડર્ડ ટાઈમથી અર્ધા કલાકનુ અતર રાખીને એક જ 'કુમરી ટાઈમ' ચલાવવામા આવે તો ઘણી સરળતા થશે સ્ટાન્ડર્ડ ટાઈમના આતરરાષ્ટ્રીય નિયમ પ્રમાણે જો બગાળ પણ સ્ટાન્ડર્ડ ટાઈમથી અધો કલાકનુ અતર રાખીને આસામની માફક આખા બગાળમા એક બગાળ ટાઈમ ચલાવી શકે છે ફક્ત રેલવે અને તાર વિભાગમા બનારસ સ્ટાન્ડર્ડ ટાઈમ ચલાવે તો તે પૂરતુ છે

દરેક જગ્યાએ માપ અને તોલ એક જ પ્રકારનું હોય તો સારુ છે માપ તોલ આખી દુનિયા ઇચ્છે તો એક થઈ શકે છે

જ્યા જ્યા જુદા જુદા રાષ્ટ્ર છે અને એમનો વહેવાર અલગ અલગ રાખવામા દબાયેલી પ્રજાઓની રક્ષા છે ત્યા માપ તોલ જુદા હોવામા લાભ છે એમ કહેવામા આવે છે કેટલેક અશે આ વાત ખરી છે પણ એવી ભિન્નતાની રક્ષા પ્રાથમિક અવસ્થામા જ ઉપયોગી છે હમેશને માટે તો આ વાતમા બધે એકતા રહે એ જ સારુ છે

દરેક પ્રાન્તમા જો રૂપિયા પૈસા જુદા જુદા ચલાવવામા આવે તો દરેક વ્યવહારમા જુદા જુદા હિસાબ કરતા હેરાન થઈ જવાય તોપણ આપણા દેશમા અગ્રેજોના આવવા સુધી એક જ સિક્કાનુ

ચલણ નહોતું અને શરાફો અને ગણકોના હાથમાં ભોળી જનતાને — નિરક્ષર અને નિર્ગણિત ખેડૂત અને સ્ત્રીઓને — છેતરવાનું સારું સાધન હતું.

કાલગણનામાં આજ પણ વિક્રમ સંવત, શાલિવાહન શક, બંગાબ્દ અને સૌર પંચાગના ભેદ મટયા નથી. પણ ઉત્સાહી લોકો દયાનંદ સંવત અને શિવાજી સંવત પણ ચલાવે છે. શિવાજી વિષે પણ જન્મકાલ અને રાજ્યાભિષેકકાળમાં ભેદ છે. જન્મકાળમાં પણ એકતા નથી. એકાદશીનો ઉપવાસ કરવામાં પણ સ્માર્ત અને ભાગવતનો ભેદ આપણે છોડ્યો નથી. જ્યાં સહેજ પણ મતભેદ થયો કે આપણે નવો પંથ ચલાવ્યો જ છે!

એવા દેશમાં જો અનેક લિપિઓનો પ્રશ્ન ચાલુ રહે તો તેમાં આશ્ચર્ય જ શું છે? આખા યુરોપમાં જ્યાં અઢાર ભાષાઓને માટે (લગભગ) એક લિપિ છે ત્યાં આપણા દેશમાં એકલી પાલી ભાષા માટે ઓછામાં ઓછી ચાર લિપિઓ છે. હિંદીને માટે બે, નાગરી અને ઉર્દૂ. તામિલમાં પણ બે, મરાઠીમાં પણ કાલ સુધી છાપવાની બાળબોધ લિપિ જુદી અને લખવાની મોડી જુદી એવી સ્થિતિ હતી. અદ્વૈતવાદી ભારતવર્ષે એકતાનો જેટલો દ્રોહ કર્યો છે અને ભેદની જેટલી ઉપાસના કરી છે એટલી કદાચ બીજા કોઈ દેશે કરી નહિ હોય. રાષ્ટ્રીય જીવનમાં કાયદાઓનું એકરૂપ હોવું પરમ આવશ્યક છે, છતાં પણ આપણી સ્મૃતિઓમાં જુદા જુદા વર્ણને માટે જુદા જુદા નિયમ છે. અને આજે પણ સ્મૃતિઓના અર્થ કરવામાં જુદા જુદા ટીકાકારોના જુદા જુદા મતનું ચલણ દેખાઈ આવે છે.

એવી હાલતમાં આપણો રાષ્ટ્રીય સ્વભાવ એ રહ્યો છે કે જો કોઈ બળજબરીથી આપણા ઉપર એકતા લાદી દે તો આપણે લાચારીથી તેને સ્વીકારી શકીએ છીએ અને પછી એના અભિમાની થઈએ છીએ. બળજબરી સામે માથું નમાવવું અને એની પૂજા કરવા માંડવી એ ગુલામીનું એક લક્ષણ છે. કોઈ આપણા ઉપર એકતા લાદે તો ભલે, આપણું ચાલે ત્યાં સુધી તો આપણે એથી દૂર જ રહેવાના.

આજે આપણે જે એકતા સ્થાપિત કરવા માગીએ છીએ તે સરકારી કાયદાની રૂએ નહિ પણ લોકોની સંકલ્પશક્તિ અને જોર પર જ કરવા માગીએ છીએ.

આ વાતમાં ગુજરાતે એક સ્પૃહણીય ઉદાહરણ દેશ સામે રજૂ કર્યું છે. ગુજરાતી ભાષાના શબ્દોની જોડણી વિષે આજ સુધી કોઈ સર્વસામાન્ય ધોરણ નહોતું. ગાંધીજીએ એક સમિતિ નીમી અને ગુજરાતીનો જોડણીકોશ તૈયાર કરાવ્યો, અને આખા ગુજરાતે સરકારી મદદ વિના જ તેનો સ્વીકાર કર્યો. આજ ગુજરાતી ભાષાની જોડણી અનાયાસે એક ધારામાં વહેવા લાગી છે. જે લોકોને આ વાતમાં મતભેદ હતો તેમણે ઘણી ઉદારતાથી પોતાનો આગ્રહ તજી દીધો અને પોતાની ઐક્યનિષ્ઠા અને સંગઠનનો સંકલ્પ સિદ્ધ કરી બતાવ્યો. ગુજરાતની આ સ્વદેશ-સેવા આપણા દેશ માટે મામૂલી નથી.

જ્યાં જરૂર નથી ત્યાં પણ એકતા બળજબરીથી લાવવાનો આગ્રહ આપણે નહિ રાખીએ. પોશાકમાં જો બધા પ્રાન્તોમાં એકતા આવી જાય તો કાંઈ ખરાબ વસ્તુ નથી. પણ તે ન હોય એથી કોઈ રાષ્ટ્રીય મુશ્કેલી પેદા નથી થતી. જેની મરજીમાં આવે તે ધોતિયું પહેરે કે પાયજામા અથવા પાટલૂન પહેરે, ફાવે તે ટોપી પહેરે કે માથા પર પાઘડી બાંધી લે. અને એટલો પણ ભાર ન લેવો હોય તો માણસ ઉઘાડે માથે પણ ફરી શકે છે.

રાષ્ટ્રવ્યવહારની સરળતા માટે ખાનપાનનો સમય બધે સરખો હોય એ બહુ જરૂરી છે. પણ એનું સંગઠન કરે કોણ? જુદી જુદી જાતિઓના લોકો જો એકઠા થઈને કોઈ ઠરાવ કરી લે તો વાત સહેલ છે. પણ જેનો અભિપ્રાય પૂછવા જઈએ તે પોતાની એક જુદી વાત રાખવામાં પોતાની પ્રતિષ્ઠા માની બેસે છે. અને એમાં જ પોતાની સંસ્કૃતિની રક્ષા દેખવા બેસે છે. એ સ્વભાવને શું કરવું? જો હું મારો જુદો અભિપ્રાય ન રાખું તો મારી પ્રતિષ્ઠા ક્યાં રહી? આપણો સિદ્ધાંત છે, 'નાऽसौमुनिर्यस्य मतं न भिन्नम्।' જો બે ઘડિયાળોનો સમય સરખો હોતો

નથી તો બે નેતાઓનો અભિપ્રાય સરખો હોય જ શી રીતે? નેતા બનવા માટે પણ પોતાનો જુદો અભિપ્રાય રાખવો પડે છે

દરેક પ્રાન્તની પોતાની એક જુદી ભાષા રહેશે જ, ભલે ને તે ઇષ્ટ હો કે અનિષ્ટ આજ આપણે ત્યા બાર પદર ભાષાઓ હયાત છે અને તેમને પોતાનું સમૃદ્ધ સાહિત્ય પણ છે પ્રાન્તીય ભષાઓને દૂર કરીને કોઈ એક ભાષા ચનાવવી એ અસભવિત છે આજ એથી લાભ નહિ થય અનેક ભાષાઓ સ્વીકારવી અને એમાથી લાભ ઉઠાવવો એ જ આપણું રાષ્ટ્રીય કાર્ય છે પણ લિપિ વિશે એ વાત નથી યુરોપની જુદી જુદી અઢાર ભાષાઓ માટે જેમ એક રોમન લિપિ છે તેવી જ રીતે આપણા દેશની માર પદર ભાષાઓ માટે એ લિપિ થઈ જાય તો આપણે સૌ એક બીજાની ઘણા નજીક આવી જઈએ આપણી ભાષાઓનુ એકદમ આદાનપ્રદાન શરૂ થશે અને ઘણા જ જોરથી વધશે મહારાષ્ટ્રમા પ્રચારવૃત્તિ ઘણી છે એટલે રાષ્ટ્રભાષાના પ્રશ્નને મહારાષ્ટ્રે બહુ ઉત્સાહ અને સહેલાઈથી અપનાવ્યો છે આખા દેશમા જ્યારે એકતા માટેના પ્રેમ અને લગની વધી જશે ત્યારે એક લિપિનો સવાલ પણ લોકો સહેલાઈથી સમજી લેશે ત્યા સુધી લોકમત તૈયાર કરવા આ પ્રશ્નને દેશ સામે પ્રધાનસ્થાને રાખવાનો છે એકતા અને વિવિધતા તરફ આપણી રાષ્ટ્રીય માનસિક પ્રતિક્રિયા કેવા પ્રકારની છે તેનુ થોડુ વિહગાવલોકન આ લેખમા કર્યું છે

હવે 'સ્ટાન્ડર્ડ ટાઈમ', એક લિપિ, જમવાનો સમય રાષ્ટ્રીય રિવાજ વગેરે રાષ્ટ્રીય એકતાના જુદા જુદા પ્રતીકોનો વિચાર યોગ્ય સમયે, યોગ્ય ક્રમે કરતા રહીશુ *

મે ૧૯૨

---

*'હિંદી સર્વોદય'માથી



# સ્વ રા જ યા ત્રા

## શ્રી મોહનલાલ મહેતા

યુરોપીય યુદ્ધ શરૂ થયુ ત્યારે સૌને લાગેલુ કે બ્રિટિશ સરકાર અને આપણી વચ્ચે હવે સઘર્ષ શરૂ થશે પરતુ એક બાજુ ગાંધીજીના નિવેદને અને બીજી બાજુ બ્રિટને પ્રજાતત્રની વાતો કરી સમાધાનના સદેશાઓ ચલાવ્યા તેથી એ સઘર્ષ દૂર ઠેલાતો જ ગયો ગાધીજીની નામદાર વૉયસરૉય સાથેની છેલ્લી મુલાકાત પછી અને લૉર્ડ ઝેટલેન્ડે નિવેદન કર્યું તે પછી સમાધાનની વાતો પૂરી થઈ છે અને જે સઘર્ષની ધારણા સત મહિના પહેલા રાખી હતી તેના ચોઘડિયા વાગવા માંડ્યા છે ગાધીજીના છેલ્લા નિવેદનો ઉપરથી આપણે સાફ સાફ જોઈ શકીએ છીએ કે હવે એમને બ્રિટનની દાનતમા છાગભાર વિશ્વાસ નથી રહ્યો બીજી બાજુ બ્રિટિશ સરકાર તમામ સ્વાતત્ર્યને રૂંધી નાખતા હિંદ સરક્ષણ ધારાનો જે રીતે ઉપયોગ કરવા માડ્યો છે તે તે રીતથી એ પક્ષની લડાયક સ્થિતિ પણ ચોખ્ખી થઈ જાય છે આજના વાતાવરણને જોઈએ તો એમ ચોખ્ખુ દેખાય છે કે બને પક્ષે યુદ્ધના મોરચા ગોઠવાય છે આપણા અગાઉના સત્યાગ્રહસગ્રામ કરતા આ સગ્રામ અનેક રીતે વધુ ગભીર હશે એવુ પણ જોઈ શકાય છે ગઈ લડતોમા આપણે જોયુ છે કે લડતનો આરભ થયા પછી અથવા તો તે વખતે જ છાવણીઓ સ્થપાતી હતી અને ભરતી થતી હતી આજે એથી ઊલટુ જ છે આ વખતની લડાઈ આખરી લડાઈ હોય એવા ચિહ્નો માલૂમ પડે છે આ વખતે અત્યારથી જ લડાઈની તારીખ સાવ અનિશ્ચિત છે

[ અનુસંધાન માટે જુઓ પાન ૫૯ ]

# છેલ્લું ફૂલ

શ્રી. ચંદુલાલ એમ. પટેલ.

ત્રડાંગ્...ત્રડાંગ્...ભોંપુ...ઢમ્...ઢટ...ત્રડાંગ્!

વિવિધ જાતનાં વાજિંત્રોમાંથી નીકળતા સૂરોની મહેફિલ ઊજવતું એ સરઘસ સાવંતવાડીની બજાર સોંસરું નીકળી નાયકિણ ગુણાઈના ઘર આગળ બાંધેલા સમિયાનામાં દાખલ થયું. પ્રભુ મલ્લિકાર્જુનના દેવાલયના ગુરવે પોતાની સાથે આણેલી તલવાર અને દેવનું અવગુંઠનવસ્ત્ર તૈયાર કરેલી ચોળીમાં વરને સ્થાને મૂકી દીધું. તેર વર્ષની શેવંતૂને વધૂનાં વસ્ત્રાલંકારો પહેરાવી તલવારની બાજુમાં બેસાડવામાં આવી. કાને કર્ણફૂલ અને પગે મેંદીનો રંગ, હાથે ઘૂઘરીઓવાળાં હેમકંકણ અને આંખમાં મોતીના સુરમાનું અંજન, કાળા કેશકલાપમાં ગૂંથેલી ગરદન પર પાછળ ઢળી પડેલી સુગંધભર્યાં જૂઈ–પુષ્પોની વેલી, અને ગળાને વીંટળાઈને છાતી પર આગળ ઝૂલી રહેલી ઝીણાં મોતીની માળા, ભરી ભરી વનરાજિ વચ્ચે શાંત શરમાળ અને સ્નિગ્ધ નદીના જેવી શેવંતૂ મંડપમાં લાગતી હતી, અને નદીને ઉપરવાસે નાની ટેકરી ઉપર આછી ઝાડી, બીજનો ચંદ્ર ખીલ્યો હોય તેમ શેવંતૂના ભાલપ્રદેશ પર વસ્ત્રાભૂષણોની ઝાકઝમાળમાં બીજરેખા જેવી એક ટીલી શોભતી હતી. અને જાણે એમ પરોવાઈને લટકતી હોય તેમ રૂપિયા જેવડા પરિઘવાળી એક ગોળ નથની એના નાકને શોભાવતી હતી.

શરણાઈના સૂર બજ્યા, નગારે દાંડી પડી, અગ્નિ પ્રગટાવવામાં આવ્યો અને મંદિરના પડછંદદેહી ગુરવના ગળામાંથી ઘૂંટાઈ ઘૂંટાઈને સંસ્કૃત શ્લોકો બહાર પડવા લાગ્યા.

વહુની મા ગુણાઈ આમંત્રિત સ્ત્રીપુરુષો પાસે વારાફરતી દોડી જતી, એમને કંઈક કહેતી અને યજમાનધર્મની ફરજ બજાવતી હતી. સારંગીવાળો ઉસ્તાદ અજમલખાં 'માશાલ્લાહ, કતલ કર દિયા, ઉસ્તાદ!' એમ અવારનવાર બોલતો તબલચી મકબુલ સાથે હરીફાઈમાં આગળ દમ ભર્યે જતો હતો.

અને આ બધાથી છેટે બેઠો બેઠો વાતાવરણના સૂરમાં પોતાની સુંદરીના સૂર ધીરે ધીરે મિલાવતો લાડુ બેઠો હતો. રોજ તો એની સુંદરી બજતી ત્યારે લોકો એ જ સાંભળતા. આજે કોઈનું એની તરફ ધ્યાન નહોતું. એનું પણ કોઈની તરફ ધ્યાન હશે કે કેમ એ શંકાસ્પદ છે. ઈશ્વરે એની વાણીને મૌન બનાવીને એને અંતર્મુખ કરી નાખ્યો હતો—લાડૂ મૂંગો હતો.

આ બધા શોરબકોરની વચ્ચે 'પુણ્યાહવાચન'ની વિધિ પતી ગઈ. સાથે સાથે આરોપી લેવામાં આવ્યો નૂપુર અને પેશવાજના ધરણનો વિધિ પણ. આ રીતે 'કલાવન્ત' જાતિની સ્ત્રીઓના સંપૂર્ણ અધિકારોની શેવંતૂને ભેટ મળી નાયકણની પુત્રીને નાયકણ બનવાનો પરવાનો સાવંતવાડીના સદ્ગૃહસ્થોની હાજરી વચ્ચે મળ્યો.

જ્યારે ભોજનનો કાર્યક્રમ આરંભાયો અને 'વહુ'ની મા જમતાં મહેમાનોની આગતાસ્વાગતામાં ગૂંથાઈ ત્યારે લાડૂ હળવેથી ઊઠી કંપાઉન્ડની નીચે દીવાલ ઠેકીને શેવંતૂના ઓરડાની પછીતે આવી ઊભો. એની આંખો ભીની થઈ ગઈ હતી. શેવંતૂ એની બાલપણની મિત્ર હતી. આજે એને કોઈએ સંભાર્યો પણ નહોતો અને હવે તો શેવંતૂએ ગંભીર દુનિયાદારીની દીક્ષા લીધી.

એણે સહેજે ઊંચું બારી તરફ જોયું. એના વાંકડિયા વાળ ચમ્મરની પેઠે પાછળ ઝૂલી પડ્યા. એણે એક હાથ ઊંચો કર્યો. કોણી આગળથી વળેલો કાંડાથી ખભા સુધીનો આખો હાથ સ્નાયુબદ્ધ અને સુંદર લાગતો હતો. આંગળાં હોઠ આગળ લાવી એણે ધીરો ટહુકો કર્યો: અં...અં...!

થોડી વાર શાંત ઊભો રહ્યો, ત્યાં તો બારીએ શેવંતૂ ડોકાઈ. "લાડૂ!" એ આશ્ચર્યથી બોલી, "કશાલા આલા તૂ ? (કેમ આવ્યો ?)"

લાડૂ સામે જ જોઈ રહ્યો. એ બીજું કંઈ બોલી શકે તેમ નહોતો. એણે ખીસામાં હાથ નાખ્યો. પણ હાથ પાછો બહાર નહોતો નીકળી શકતો.

"ના કહેલ, છતાં કેમ આવ્યો ? જતો રહે, જલદી! આઈ આવી ચડશે તો વળી ધાંધલ થશે. પરમ દિવસે શાન્તેરી કામાક્ષીના મંદિરમાં મળજે. જા, હવે !" શેવંતૂ બોલી અને એણે ગરદન અંદર ખેંચી લેવાની ચેષ્ટા કરી, પણ લાડૂને એ રીતે કાઢી મૂકવાની એની હિંમત નહોતી એટલે એ ઊભી જ રહી.

લાડૂએ હળવેથી ખીસામાંથી હાથ બહાર કાઢ્યો. હાથમાં ગામડી ગુલાબની એક અર્ધવિકસિત કળી હતી.

"લાડૂ. પાગલ છે! ફૂલોના આજે અહીં ઢગલા નહોતા ? અને તુ આ કળી આપવા આવ્યો ! પણ તને એ વિના ચેન ન પડે એ સમજું છું. લુચ્ચો!" શેવંતૂ બોલી. હસીને એણે કળી લેવા હાથ લંબાવ્યો.

લાડૂના મોં પર સ્મિતની ઝલક આવી. એ કળી ફેંકીને ચાલતો થયો. શેવંતૂએ પાછળથી કહ્યું, 'પરમ દિવસે શાન્તેરી કામાક્ષીના મંદિરમાં.'

મહિના પહેલાં તો લાડૂની મા પીરૂ અને શેવંતૂની મા ગુણાઈ વચ્ચે ગાઢી મૈત્રી હતી. બેય એકમેકને ત્યાં જતી આવતી, દિલ ખોલીને પોતપોતાની વાતો કહેતી, બંને જાણે મા-જણી બહેનો, બંનેનાં છોકરાં વચ્ચે પણ એવી જ પ્રીત બંધાઈ. લાડૂ મૂંગો હતો પણ એની સુંદરીમાં એના ભાવો ઠલવાતા. એ સુંદરી બહુ જ સરસ બજાવતો. શેવંતૂ એની ઉપર મુગ્ધ હતી. પણ એક દિવસ એક શેડને માટે બંનેની વચ્ચે કંઈક અંટસ પડી ગયો. સાત સાત વરસનાં સહીપણાંના અમૃતને ઝેરના એક નાના ટીપાએ ઝેર કરી નાખ્યું. આખે આંખો મળતાં આંખોમાંથી ઝેર છલકાઈ પડે એ સ્થિતિ આવી ગઈ. ગુણાઈએ શેવંતૂને સખત હુકમ કરી રાખ્યો: 'જો હવેથી પીરૂના લાડૂ સાથે વાત પણ કરી છે તો જીવતી નહિ રાખું !"

શેવંતૂનું લાડૂ સાથે હળવું, મળવું, બોલવું બંધ થયું. આઠ દસ દિવસે કોઈક વાર, થોડીક વાર છાનાંમાનાં બંને મળી લેતાં. શાન્તેરી કામાક્ષીનું કે કાર્તિકેયનું મંદિર એ એમનાં મિલનસ્થાનો. શેવંતૂ ધીમે સ્વરે વાતો કરતી. લાડૂને પ્રભુએ વાચા નહોતી આપી પણ એનાં હોઠના ફફડાટમાં શેવંતૂ ઘણા શબ્દોને ઉકેલતી અને પછી છૂટાં પડતી વખતે લાડૂ ખીસામાં હાથ નાખતો. શેવંતૂને ખબર પડી જતી કે ખીસામાંથી લાડૂ શું કાઢવાનો, મલ્લિકાર્જુનના મંદિરમાંથી ભગવાનને માથે ચડેલું ગુલાબનું ફૂલ જ એ હોય. શેવંતૂ એને ટપલી મારીને કહેતી : "લુચ્ચા !"

લાડૂને આનંદ થયો કે આજે શેવંતૂના 'શેષ' વખતે પણ એ શેવંતૂને ગુણાઈના આટલા સખત પહેરા વચ્ચે પણ ફૂલ આપી શક્યો. અને શેવંતૂએ પોતાને બહુ ગમતું સંબોધન આપ્યું. "લુચ્ચા !" બહુ મીઠું સંબોધન !

શેવંતૂએ ગરદનને બારીની અંદર ખેંચી અને પાછું વાળી જુએ ત્યાં તો ગુણાઈને બારણા આગળથી પસાર થતી જોઈ. એના હૈયામાં ધ્રાસકો પડી ગયો. 'માએ લાડૂ સાથે વાત કરતી મને જોઈ હોય તો ? નહિ. નહિ, લાડૂ સાથે મારે શા માટે બોલવું ? લાડૂને અને મારે શું ? લાડૂમાં એવું છે પણ શું ? મૂંગો ! જીભ જ નહિ! બોલે ત્યારે બહુ બહુ તો 'અં...અં...' બસ !"

આટલા દિવસ શેવંતૂ ડરી નહોતી. આજે એ ડરી ગઈ. આજે એને કેટલું માન મળ્યું હતું! કેટલા પૈસા મળ્યા હતા! મા ગુસ્સે થાય તો એને આમાંનું કશું જ ન મળે. એ ડરી ગઈ.

એણે લાડૂને શાન્તેરી કામાક્ષીના મંદિરમાં મળવાનું કહ્યું હતુ પણ એ ન ગઈ, લાડૂ તો મોડી રાત સુધી મંદિરને આંટા મારતો જ રહ્યો અને પછી મંદિરની પાછળના ઓટલા પર નજીકના

જંગલમાંથી આવતી રાની પશુઓની લારી સાંભળતો ઠંડી હવામાં આખી રાત પડ્યો રહ્યો.

એણે શેવંતૂના ઘર આગળ દિવસો સુધી આંટા માર્યા પણ એક વાર પણ શેવંતૂ દેખાઈ નહિ. ઘરમાંથી આવતા સંગીત અને નૂપુરના સ્વરોને એ બહાર ઊભો ક્યાંય સુધી સાંભળતો રહેતો. એ મનમાં કહેતો : 'શેવંતૂએ હવે ધંધો શરૂ કર્યો, હવે તો એ નાચનાં શીખતી હશે, ગાતાં શીખતી હશે, પુરુષોને બોલાવતાં શીખતી હતી, એ હવે મને ન મળે!" નિરાશ થઈને ગજવામાં હાથ નાખી અંદરના ફૂલને કંઈક વિચારમાં પંપાળતો ત્યાંથી ફરી પાછો વળી જતો.

શેવંતૂ એક વર્ષ સુધી મૃદંગ અને 'તબલાંના તાલ સાથે પોતાના નૂપુરના તાલને મેળવતી રહી, ઉસ્તાદો અને ગુણાઈની દેખરેખ નીચે અદ્‌ભુત, કરુણ, અને બીભત્સ ઇત્યાદિ રસો સમજવામાં, નૃત્યમાં એનો આવિર્ભાવ કરવામાં, સૂરોની જમાવટ, તાલના ઠેકા, અભિનયનું લાસ્ય, અંગોનુ ચાપલ્ય એ બધું હસ્તગત કરવામાં એનો સમય પાણીના પૂરની પેઠે ચાલ્યો જવા લાગ્યો. પતાકાહસ્ત અને અર્ધચંદ્રના અભિનયોમાં ગૂંચવાયેલી, કપોત, હંસ, પદ્મ, શંખ વગેરે નૃત્યભારથી દબાયેલી શેવંતૂ લાડૂની સુંદરીના સૂરને સાંભળી શકી નહિ. અને જ્યારે થાકેલી હોય ત્યારે મા અને દાસીઓ એની ખુશામતમાં અને એના મનરંજનમાં એવી લાગી જાય કે એને પોતાની જાત સિવાય કશું જ સાંભરતું નહિ. એને એ જુદી જ દુનિયાની લહેરોમાં હીંચતી લાગતી.

ગુણાઈ એ જોઈને મલકાતી. એના મનોરથ પાર પડતા હતા. એનું સ્વપ્નું હતું કે એક દિવસ મુંબઈમાં સૌ એની પુત્રીને પગે પડતું આવે; ઝાંઝર, કુંડલ, મેખલા, નખલા, બાજુબંધ, વીંટીઓ, કંકણો અલંકારો અને માળાઓથી શેવંતૂને શણગારીને એ પોતાની સામે બેસાડતી, મારી શેવંતૂ રાણી જેવી જ લાગે છે.' એણે એક દિવસ શેવંતૂને કહ્યું, 'શેવંતૂ, હવે તો મુંબઈમાં તારી બરોબરી કરે એવી કોઈ નહિ હોય, આપણે આવતી વિજયાદશમી ઉપર તો મુંબઈ હઈશું. પછી જોજે, મુંબઈમાં પૈસાનો તો તારા પગ આગળ દરિયો ઊલટશે."

"મુંબઈ ?" શેવંતૂ બોલી ઊઠી.

"મુંબઈ!" ગુણાઈના દૂર થયા પછી શેવંતૂ વિચારે ચડી એના કાન પર અચાનક લાડૂની સુંદરીના સૂરો આવ્યા, ચમકીને એ ઊભી થઈ. છાનીમાની બારી આગળ દોડી ગઈ. બહાર જોયું. લાડૂ દેખાયો નહિ.

"હું તે દિવસે એને વચન આપ્યા પ્રમાણે કામાક્ષીના મંદિરમાં કેમ ન ગઈ?" લાડૂની મૌન મીઠી મૂર્તિ એની આંખો સામે આવી. લાડૂની સાથેની ધીમી ધીમી વાતો એને યાદ આવી. ગજવામાંથી હળવેથી બહાર આવતું ફૂલ એને દેખાયું.

ગુણાઈ કહેતી હતી કે વિજયાદશમી પછી મુંબઈ જવાનું છે. મા મુંબઈ લઈ જ જશે. એની સામે પોતાનાથી કંઈ જ નહિ બોલી શકાય. એ પહેલાં એક વાર લાડૂ મળી જાય—! લાડૂને મળવાની શેવંતૂને તીવ્ર ઇચ્છા થઈ આવી.

બીજે દિવસે બપોરે ગુણાઈ ઊંઘી ગઈ હતી. કોઈ હતું નહિ. શેવંતૂ સાદાં કપડાં પહેરી બહાર નીકળી ગઈ. સીધી કામાક્ષીના મંદિરના પાછળના ઓટલા પાસે આવી. એની ધારણા સાચી પડી. લાડૂ લાંબા પગ કરી ભીંતને અઢેલીને બેઠો હતો. મોઢામાં સુંદરી શાંત પડી હતી. શેવંતૂએ હળવેથી અવાજ કર્યો : "લાડૂ!"

લાડૂ ઝબકીને જાગી ગયો. શેવંતૂને જોતાં એ ઓટલા પરથી નીચે ઊતરી આવ્યો, 'અં...અં!'

શેવંતૂ દોડીને એની પાસે આવી, એનો હાથ ઝાલી ઓટલા પર બેસી ગઈ.

"લાડૂ, ગુણાઈ આવવા નહોતી દેતી."

જાણે એ માનતો ન હોય તેમ લાડૂએ ડોકું ધુણાવ્યું: "હવે તારી પાસે ખૂબ પૈસા આવ્યા. હવે તું મારી પાસે શાને આવે? 'અં અં'" એ જ

શબ્દોમા એણે મૌનની ભાષામા કહ્યુ શેવતૂ એનો પ્રતિકાર ન કરતા નીચુ જોઈ રહી

"ગુણાઈ હવે મને મુબઈ લઈ જવાની!" શેવતૂ બોલી

"અ!" લાડૂ આશ્ચર્ય અને દુખથી બોલ્યો.

"બને એકમેક સામે ક્યાય સુધી જોઈ રહ્યા શેવતૂને સૂઝ્યુ નહિ કે આગળ શુ બોલવુ? લાડૂ શુ કહેતો હતો એ તો એ સમજતી હતી લાડૂ કહેતો હતો ગુણાઈને ના કહી દે ભાગી આવ, આપણે બને ક્યાક નાસી જઈશુ સાથે રહીશુ, મઝા કરશુ '

'પકડાઈ જાઉ તો ગુણાઇ મારી નાખે' શેવતૂના મનમા જવાબ હતો પણ એને એ જવાબમા વિશ્વાસ નહોતો એટલે એ મોઢેથી બોલતી નહોતી. એ નિરુત્તર જ રહી

કેટલોક વાર પછી શેવતૂ બોલી, "છેલ્લે એક વાર તારી સુદરી સભળાવ ને!"

લાડૂએ સુદરી વગાડી. પણ વગાડવામા એને મઝા ન આવી શેવતૂએ કહ્યુ. 'હુ મુબઈ જાઉ છુ એ તને ગમતુ નથી, લાડૂ?"

લાડૂ નીચુ જોઈ ગયો

સાજ પડવા આવી હતી ગુણાઈ ઊઠશે અને પોતાને નહિ જુએ તો ધમાલ કરી મૂકશે એ બીકે શેવતૂ ઊઠી "મુબઈ જતા પહેલા એક વાર મળીશ"

શેવતૂ ચાલી લાડૂ એની પાછળ ચાલ્યો થોડે સુધી એ સાથે ચાલ્યો

'હવે હું જઈશ." લાડૂએ પકડેલો પોતાનો હાથ સરકાવવાનો પ્રયત્ન કરતી શેવતૂ બોલી પણ લાડૂ હાથને છોડવા માગતો નહોતો

"ફરી મળશુ" શેવતૂ બોલી અને એણે હાથને છોડાવ્યો લાડૂએ ફરી પકડી લીધો 'અ-!'

'કેમ, કઈ કહેવુ છે?" શેવતૂ બોલી અચાનક એની નજર લાડૂના બીજા હાથ તરફ ગઈ એ હાથ ક્યારનો યે ગજવામા રમી રહ્યો હતો.

"ઓહ, હું તો ભૂલી જ ગઈ, ફૂલ! લાવ, લાવ, ઘણે વખતે આપે છે, ખૂબ ગમશે આ આપણું છેલ્લુ ફૂલ? ના ના હજી તો આપણે મળવાના છીએ" શેવતૂ બોલી

હળવેથી ગજવામાથી હાથ કાઢી લાડૂએ ગુનાબનું ફૂલ શેવતૂના હાથમા મૂક્યુ

"લુચ્ચો!" શેવતૂએ ટપલી મારતા કહ્યુ અને પછી ઝડપથી ચાલવા માડ્યુ લાડૂ એની પાછળ જોઈ રહ્યો

શેવતૂએ મુબઈ જતા પહેલા લાડૂને ફરી મળી લેવાની ખૂબ ઇચ્છા કરી હતી લાડૂ પણ એના મનન આગળ એ ઇચ્છાથી ફર્યા કરતો પણ બને ન મળી શક્યાં, ગુણાઈનો પહેરો બહુ મજબૂત હતો

શેવતૂ રાણી બનીને મુબઈ આવી રાણી બન્યા પછી થોડા દિવસ તો એને લાડૂનુ ફૂલ યાદ આવ્યા કર્યુ એના મનમા ખૂચતું હતું કે વચન આપ્યા છતા તે એને આમ બીજી વાર મળી ન શકી! અને આ છેલ્લી વાર તો એણે કેટલા વિશ્વાસથી કહ્યુ હતું 'આ છેલ્લુ ફૂલ નથી, હો લાડૂ!' અને એ છેલ્લુ જ ફૂલ બની ગયુ!

એક દિવસ મહિનો, વરસ રાણીની આસપાસ ગુણાઈ મઘમઘતુ વાતાવરણ રચતી ગઈ અને રાણી એ વાતાવરણની મઘમાખ બની ગઈ નિતનવા રગ રગીના અને છેલબીલાઓ એના બારણે આવતા, દોડીને એ સામે જતી, આવનારના બે હાથ પોતાના હાથમા પકડી લઈ ઝુલાવતી એને અદર ખેચી જતી. મિજલસોમા નાચના ચક્કર લઈ છેલ્લો ઠૂમકો લેતા એ કોઈ શેઠિયા પાસે બેસીને એની હડપચી પોતની કોમળ આગળીથી ઊચી કરતી ત્યારે ગુણાઈ ખૂણામા બેઠી મલકી જતી.

તરેહતરેહની સજાવટ કરીને બેઠેલી વેશ્યાઓ વચ્ચેથી એ મનમાટ સાથે ગુણાઈ જ્યારે પસાર થતી ત્યારે સૌ ઈર્ષાથી બળી જતી 'હસી લે, આજે રાણીને બારણે મુબઈ ભીડ જમાવે છે, આજે તું નહિ હસે તો ક્યારે હસશે!'

શેવંતૂને પણ એ મલકાટનો જ પ્રકાશ સર્વત્ર દેખાતો હતો. એ પ્રકાશમાં નહાતી એ સુંવાળી તળાઈઓમાં ખૂતી જઈને આહ્‌લાદતી. એ પોતે એ આહ્‌લાદમાં ખોવાઈ ગઈ હતી ત્યાં લાડૂ તો શેનો શોધ્યો જડે? નવા રંગો, નવી વાંછના અને નવા સૂરોના ઘેઘૂર ઘેનમાં એ મસ્ત હતી! ત્યારે પેલો મૂંગો? છટ્‌!

પણ લાડૂને તો શેવંતૂ સિવાય શું હતું? એની સુંદરી પણ એના ગજવામાં ચુપ પડી રહેતી. એની મા એના પર ગુસ્સે થઈ. "મૂઆને જીભ તો છે નહિ અને સપનાં જુએ છે અપસરાનાં! એ કરતાં જીવ ઠેકાણે રાખીને મિજલસમાં સુંદરી સરખી રીતે વગાડીશ તો બે પૈસા પેદા થશે ને પેટ ભરાશે." પણ લાડૂના સાંભળવામાં એ ન આવ્યું. મા વધુ ગુસ્સે થઈ, એક વાર માર્યો, લાડૂ ભાગી ગયો.

ભાગીને લાડૂ મુંબઈ જ આવ્યો. 'શેવંતૂને શોધવી. પણ ક્યાં શોધવી? કેટલી બધી વેશ્યાઓ! જીભ વિના પૂછવું કોને કે શેવંતૂ ક્યાં રહે છે?' લખતાં યે આવડતું નહોતું. વેશ્યાઓના લત્તામાં હળવે સૂરે એ સુંદરી વગાડતો ચાલ્યો.

ત્રણ દિવસનો ભૂખ્યો હતો. થાકીને એક ઓટલા પર બેસી ગયો. સુંદરી તો મોઢામાં જ પડી હતી. ધીમે ધીમે સૂરો નીકળતા હતા. એની આંખો બંધ થઈ ગઈ હતી. સામે, બાજુએ, ઉપર—બધે વેશ્યાઓનાં ઘર હતાં. કંઈક લોકો આવતા જતા હતા. કોઈ ઉતાવળે, કોઈ ધીમે, કોઈ લપાતા છુપાતા, કોઈ બેપરવાઈથી. એની સુંદરીએ આવતા જતાઓને ખેંચવા માંડ્યા. કોઈ એની ખોળામાં પૈસા નાખતા હતા. પૈસાના અવાજથી લાડૂએ આંખો ખોલી. ટોળું જોઈ એ ગભરાયો. ખોળામાં પૈસા જોઈ ચમક્યો.

"બજાઓ, બજાઓ," બે ચાર જણાએ કહ્યું.

લાડૂએ માથું ધુણાવ્યું. ઊભો થઈ ગયો. પૈસા નીચે પડી ગયા. અચાનક કંઈ યાદ આવ્યું. પૈસા ભેગા કરીને ગજવામાં નાખ્યા અને ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં એના મનમાં થયું, "ખાધા વિના તો ચાલશે નહિ, આમ પૈસા મળતા હોય તો શું વાંધો છે?"

એને ખાવામાં તો વાંધો નહોતો આવતો, ખાઈને જ શું કરવું? શેવંતૂ મળતી નથી તેનું શું?

એક દિવસ એ સુંદરી બજાવતો એક મકાન આગળથી ચાલ્યો જતો હતો ત્યાં મકાનની અંદરથી એણે સૂરો આવતા સાંભળ્યા:

રીમઝીમ રીમઝીમ બરસત બદરી
છાઈ ઘટા ઘનઘોર
પ્યાસકી આગ મિટી પપિહા કી
મિટ ગયા પિયુ કા શોર

એ ઊભો રહી ગયો. એ મકાન તરફ વળ્યો. દરવાજે ચોકીદાર ઊભો હતો. લાડૂએ ઇશારાથી એને વીનવ્યો, "જવા દે!" ચોકીદાર ગુસ્સે થયો, "ચલ, મૂંગાને પણ કંઈ શોખ થાય છે!"

શેવંતૂનું જ એ ગળું! હજી પણ સૂર આવે છેઃ

પ્યાસ બની રહી, શાંત હુઆ નહીં
મન કા પપિહરા મોર
દિલ કી ધરતી, રહ ગઈ તપતી
પાંઉ કહાં પે ઠેર!

પણ ચોકીદાર પીગળતો નથી તેનું શું? ક્યાંય સુધી લાડૂ બહાર ઊભો રહ્યો. અંદર શાંતિ છવાઈ ગઈ. પાછલે બારણેથી બધાં ચાલ્યાં ગયાં. નિરાશ થઈ લાડૂ ચાલ્યો ગયો.

બીજે દિવસે એ જ નિરાશામાં એ એક ફૂલવાળાની દુકાને ઊભો હતો. એક મોટું સરસ ગુલાબ એણે ખરીદીને હળવેથી ગજવામાં મૂક્યું, પણ એને આશા નહોતી કે એ ફૂલનું સન્માન થશે.

એ ઊભો હતો ત્યાં એક માણસ ઉતાવળે ઉતાવળે ત્યાં આવ્યો. ગાડીથી તૈયાર કરાવેલો ફૂલનો કરંડિયો એણે બહાર કઢાવ્યો. લાડૂ પાસે ઊભો હતો તેને બોલાવ્યો, "એ ય, ઉપાડ, મજૂરી મળશે."

લાડૂએ કશો વિચાર કર્યા વિના ટોપલો ઉપાડી લીધો.

ગર્ઈફાલવાળા મકાન આગળ જ તેઓ આવ્યા. મકાનની અંદર મોટી મિજલસની ગોઠવણ હતી. મેટી જાજમ ઉપર મોટા તકિયાએ ગોઠવેલા હતા. શ્રોતાઓની ઠઠ જામી હતી. હજી કેટલા ય નવા આવ્યે જતા હતા. લાડૂ છાનોમાનો એક થાંભલાની પાછળ બેસી ગયો.

અચાનક સૌના કાન ચમકાવતો અવાજ આવ્યો : 'ઝુમમઝુમ !'

" રાણી — રાણી ! વાહ રાણી ! " સૌએ તાળી-ઓના ગડગડાટથી અવાજને વધાવી લીધો.

" રાણી ? નહિ આ શેવંતૂ જ છે. " લાડૂ મનમાં બોલી ઊઠયો એનો હાથ ગજવામાં ગયો, ઉત્સાહથી એ અર્ધો બેઠો થઈ ગયો, પણ આ સમૂહ અને શેવંતૂનો આ ઠાઠ ! એ પાછો નીચે બેસી ગયો. એ શેવંતૂની સામે જ જોઈ રહ્યો. એનાં રૂપ-રંગ, છટા અને ઠાઠમાઠ સાવ જ બદલો ગયાં હતાં, પહેલાંની શરમાળતા તો એનામાં જરા ય નહોતી.

એ તો વિચાર કરતો હતો પણ બીજા સૌ રાણીના નૃત્ય ઉપર ડોલતા હતા. અચાનક તાળી-ઓનો ગડગડાટ થયો અને એ જાગ્યો. નૃત્ય પૂરું થયુ હતું અને શેવતૂ સૌને થાપ આપી અદર દોડી ગઈ હતી.

લાડૂએ એને દોડી જતી જોઈ અને એનાથી ન રહેવાયું. એ એકદમ ઊઠયો અને એની પાછળ જ દોડયો. કોઈની પરવા કર્યા વિના દોડીને એ શેવંતૂની સામે આવી ઊભો. શેવંતૂ એને જોઈને ચમકી. " તું ? "

લાડૂએ ગજવામાંથી ફૂલ કાઢયું. શેવંતૂએ ફૂલ લઈને મસળીને નીચે ફેંકી દીધું. ' ભાગી જા, નહિતર મા મારી નાખશે. હું જ તને કહું છું કે ભાગી જા, તું એક ગામડિયો, એક મૂંગો — ! '

શેવંતૂ બોલ્યે જ રાખતી હતી. લાડૂ પીઠ ફેરવીને ચાલતો થયો. અચાનક શેવંતૂએ એની શિથિલ ચાલને જોઈ. એના શબ્દો એના મોંમાં રહી ગયા. એ એક ડગલું આગળ ચાલી, પણ પછી તરત અટકી ગઈ. એણે એને જવા દીધો.

એના ચાલ્યા ગયા પછી એ જાગી આગળ આવી ઊભી લાડૂ લોકોની પાછળથી સરકતો ચાલતો હતો ત્યાં અચાનક એને એક જણાએ બૂમ મારી. એ હતો લાડૂને માથે ફૂલનો ટોપલો ચડાવી લાવનાર ' અરે, તને મજૂરી આપતાં ભુલી જવાયું, તું એટલા ખાતર અહીંથી ગયો નથી ? લે આ મજૂરી. "

પેલાએ સામે આવી પૈસા આપ્યા એટલે લાડૂએ એ ગજવામાં નાખ્યા.

મજૂરી આપનાર પાછળ ફર્યો એટલે શેવંતૂએ એને ઇશારાથી પાસે બોલાવ્યો. " એ મજૂરને મેં સુંદરી વગાડતાં સાંભળ્યો છે. સરસ વગાડે છે. મારા નામથી પૂછો, વગાડશે ? " રાણી જેવી શ્રેષ્ઠ નાયકણ, ધનવાન અને અભિમાની સ્ત્રી પોતની સાથે વાત કરે એ તો મોટું માન મળ્યું કહેવાય પેલો એકદમ દોડીને રસ્તા પર આવતા લાડૂ પાસે પહોંચ્યો.

" સુંદરી બજાવશે ? રાણી ખુશ થશે તો ન્યાલ થઈ જઈશ "

લાડૂએ માથું ધુણાવ્યું.

" મૂરખ છે ! " કહીને પેલો ચાલ્યો ગયો.

શેવંતૂએ જવાબ સાંભળીને નિસાસો મૂક્યો. એના મનમાં બેચેનીનું તુમુલ જાગ્યું, ' મેં એનું કેવુ અપમાન કરી નાખ્યું. જૂના દિવસોનું સ્મરણ આવી ઊભું અને આજની કીર્તિ, આજનું સુખ, માન, બધું ફિક્કું લાગવા માંડયું. એ વિચાર કરતી ઊભી હતી ત્યાં ગુલાબાઈ આવી. " અરે છોકરી, તું તો હજી આમ ઊભી છે, બીજા નાચ માટે તૈયાર પણ થતી નથી ! બહાર બધા રાહ જુએ છે જલદી કર. હું જાઉં છું. અજમલખાં અને મકબુલ સાથે ઉસ્તાદ શંભુપ્રસાદજી છે, તને તો એમની જોડે ફાવે છે. "

ગુલાબાઈ ચાલી ગઈ. આજે શંભુપ્રસાદજીની ઝડ-પની કસોટીમાં ઊતરવાનું છે એ ખ્યાલ આવતાં

શેવંતૂ એકદમ હોંશમાં આવી ગઈ, એ હળવેથી બહાર નીકળે છે:

શંભુપ્રસાદજી મૃદંગનો સૂર ઠીક કરતા હતા. એમણે ઊંચું જોયું, "હાં, કાલે તો જરા વાર લાગી હતી, હવે આજે સંભાળજે. પાંચ જ મિનિટમાં થાપ આપી દઉં. જરા હોશિયારીથી કામ લેજે." હસતાં હસતાં એ બોલ્યા. શેવંતૂ પણ હસી.

"તૈયાર રાની?" શંભુપ્રસાદ પૂછે છે.

"જી" શેવંતૂ જવાબ આપતાં પગથી ઠેકો લે છે. ગુરુશિષ્યા વચ્ચે તાલયુદ્ધ શરૂ થઈ જાય છે. શરૂ કરતાં પહેલાં શંભુપ્રસાદજી મોટા ઘડિયાળમાં જોઈ સમય નોંધી લે છે.

ઝમ—ઝમ—ઝમક—ઝબ....પગનાં ઝાંઝરનો સૂર ઘૂંટાય છે ને મૃદુંગના તાલ સામે એ ટક્કર લે છે. મૃદંગની કોઈ મૂંઝવનારી લઢણને પણ શેવંતૂ પગના નૂપુરમાં અટવાવી દે છે. વચ્ચે વચ્ચે 'વાહ–!' કહેતા શંભુપ્રસાદજી એને બિરદાવી દે છે અને શ્રોતાગણ 'કમાલ, કમાલ' બોલી ઊઠે છે. શંભુપ્રસાદના હાથની ગતિ વધે છે. શેવંતૂ પગના પટકારને એની અજબ ચપળતાથી મિલાવ્યે જાય છે-છૂમ–છમક...છા...

"ઓહો! પણ હવે ખબરદાર રાની!" કહેતો શંભુપ્રસાદ શૂર પર ચઢે છે. અને શેવંતૂના અંગમાંથી હારવાની આગાહીની એક આછી ભીતિ ચમકી જાય છે. મૃદંગ પર થાપી પડે છે, પણ ભીતિમાં શેવંતૂના પગમાં ચેતન થનગની ઊઠે છે. એ સુંદરીના સૂરનો છેડો ઝાલી પગના થડકારને એના દોરે દોરે નાચવા છોડી મૂકે છે.

'મારો લાડૂ નહોતો આવવાનો, પણ એને ખબર પડી ગઈ કે આજ એની શેવંતૂની લાજ રાખવાનો દિવસ છે. શેવંતૂ બેઇમાન બને, લાડૂ કદી નહિ. થવા દે લાડૂ, આજે તો ઉસ્તાદજી પણ ભલે કાંડાં કાપી નાખે.' મનમાં, શેવંતૂ હર્ષથી બોલી ઊઠતી હતી. શંભુપ્રસાદ ફરી બોલે છે. "જરા હોશિયારી સે, રાની!"

"હાં, હાં, આપ ક્યોં ઘબરા રહે હો?" શેવંતૂ હસીને કહે છે.

ઉસ્તાદજીને આ શબ્દોથી ચાટી ગઈ. 'ત્યારે તો હવે, રાની—"

"હાં જી, આપ ખબરદારીથી તાલ આપ્યે જાઓ." શેવંતૂ બોલે છે.

કાતિલ યુદ્ધ જામ્યું. સુંદરીના સ્વર સબકારીને પોતાની મદદમાં ઊભેલા જોઈ શેવંતૂ હિંમતમાં રહી આક્રમણ કરતી હોય તેમ ઉસ્તાદજીના મૃદંગની કરામતોને પકડી પકડીને પગ નીચે ચગદવા માંડી. ઉસ્તાદજી પણ ઊભા થઈ જવા લાગ્યા. પણ પેલો સુંદરીવાળો એને જબરદસ્તીથી પોતાની સાથે જ રાખતો હતો. અને સુંદરીના સૂરમાં શેવંતૂ બરાબર ચાલ્યે રાખતી હતી.

"લાડૂ!" શેવંતૂએ એક મૃદુ ઉચ્ચાર કર્યો. લાડૂએ એ બરાબર સાંભળ્યો, એણે સહેજ સામું જોયું અને પછી અચાનક સુંદરી ઝબકી, અને મૃદંગ બજાવતા ઉસ્તાદજીને હજી કંઈ ભાન આવે તે પહેલાં તો સુંદરી પર નાચતી શેવંતૂ એકદમ વિજયાસને બેસી ગઈ.

"હાં, કયા હુઆ? ઉસ્તાદજી તાલ ચૂકયા?" લોકો હજી તો પ્રશ્ન કરે છે, ત્યાં તો 'આવું છું,' કહેતી શેવંતૂ લડૂનો હાથ પકડી બહાર દોડી ગઈ.

બહાર એક ટેક્ષી ઊભી હતી. જલદી ચલાઓ 'શેવંતૂએ હુકમ કર્યો, ટેક્ષી ઊપડી ઊપડીને તે સાથે જ ગતિમાં આવી. લાડૂ મૂંગો મૂંગો આશ્ચર્યથી શેવંતૂ સામું જોઈ રહ્યો.

"મારી પાસે ઘરેણાં ઘણાં છે, આપણે ભૂખે નહિ મરીએ. ગામડામાં જશું. હું પાદરમાં બેસી રહીશ. તું મારે મટે ગામડાનાં કપડાં લાવજે. આપણે સાથે જ રહેશું.' શેવંતૂ લાડૂના કાન પાસે હોઠ લાવીને બોલી.

લાડૂ આંખો પટપટાવતો એની સામે જોઈ રહ્યો. એને સમજાયું નહિ. પણ એને લાગ્યું કે જાણે એનું હૃદય પ્રેમથી ઊભરાઈ ઊઠયું છે.

* ગર્ઇફાલવાળા મકાન આગળ જ તેઓ આવ્યા. મકાનની અંદર મોટી મિજલસની ગોઠવણ હતી. મોટી જાજમ ઉપર મોટા તકિયાઓ ગોઠવેલા હતા. શ્રોતાઓની ઠઠ જામી હતી. હજી કેટલા ય નવા આવ્યે જતા હતા. લાડૂ છાનોમાનો એક થાંભલાની પાછળ બેસી ગયો.

અચાનક સૌના કાન ચમકાવતો અવાજ આવ્યો : 'ઝુમમઝુમ !'

"રાણી — રાણી ! વાહ રાણી !" સૌએ તાળીઓના ગડગડાટથી અવાજને વધાવી લીધો.

"રાણી ? નહિ આ શેવંતૂ જ છે." લાડૂ મનમાં બોલી ઊઠ્યો એનો હાથ ગજવામાં ગયો, ઉત્સાહથી એ અર્ધો ઊભો થઈ ગયો, પણ આ સમૂહ અને શેવંતૂનો આ ઠાઠ ! એ પાછો નીચે બેસી ગયો. એ શેવંતૂની સામે જ જોઈ રહ્યો. એનાં રૂપ-રંગ, છટા અને ઠાઠમાઠ સાવ જ બદલા ગયાં હતાં, પહેલાંની શરમાળતા તો એનામાં જરા ય નહોતી.

એ તો વિચાર કરતો હતો પણ બીજા સૌ રાણીના નૃત્ય ઉપર ડોલતા હતા. અચાનક તાળીઓનો ગડગડાટ થયો અને એ જાગ્યો. નૃત્ય પૂરું થયું હતું અને શેવતૂ સૌને થાપ આપી અંદર દોડી ગઈ હતી.

લાડૂએ એને દોડી જતી જોઈ અને એનાથી ન રહેવાયું. એ એકદમ ઊઠ્યો અને એની પાછળ જ દોડ્યો. કોઈની પરવા કર્યા વિના દોડીને એ શેવંતૂની સામે આવી ઊભો. શેવંતૂ એને જોઈને ચમકી. "તું ?"

લાડૂએ ગજવામાંથી ફૂલ કાઢયું. શેવંતૂએ ફૂલ લઇને મસળીને નીચે ફેંકી દીધું. 'ભાગી જા, નહિતર મા મારી નાખશે. હું જ તને કહું છું કે ભાગી જા, તું એક ગામડિયો, એક મૂંગો — !'

શેવંતૂ બોલ્યે જ રાખતી હતી. લાડૂ પીઠ ફેરવીને ચાલતો થયો. અચાનક શેવંતૂએ એની શિથિલ ચાલને જોઈ. એના શબ્દો એના મોંમાં રહી ગયા. એ એક ડગલું આગળ ચાલી, પણ પછી તરત અટકી ગઈ. એણે એને જવા દીધો.

એના ચાલ્યા ગયા પછી એ ભાગી આગળ આવી ઊભી. લાડૂ લોકોની પાછળથી સરકતો ચાલતો હતો ત્યાં અચાનક એને એક જણાએ બૂમ મારી. એ હતો લાડૂને માથે ફૂલનો ટોપલો ચડાવી લાવનાર 'અરે, તને મજૂરી આપતાં ભુલી જવાયું, તું એટલા ખાતર અહીંથી ગયો નથી ? લે આ મજૂરી."

પેલાએ સામે આવી પૈસા આપ્યા એટલે લાડૂએ એ ગજવામાં નાખ્યા.

મજૂરી આપનાર પાછળ ફર્યો એટલે શેવંતૂએ એને ઇશારાથી પાસે બોલાવ્યો. "એ મજૂરને મેં સુંદરી વગાડતાં સાંભળ્યો છે. સરસ વગાડે છે. મારા નામથી પૂછો, વગાડશે ?" રાણી જેવી શ્રેષ્ઠ નાયકણ, ધનવાન અને અભિમાની સ્ત્રી પોતની સાથે વાત કરે એ તો મોટું માન મળ્યું કહેવાય પેલો એકદમ દોડીને રસ્તા પર આવતા લાડૂ પાસે પહોંચ્યો.

"સુંદરી બજાવશે ? રાણી ખુશ થશે તો ન્યાલ થઈ જઈશ "

લાડૂએ માથું ધુણાવ્યું.

"મૂરખ છે !" કહીને પેલો ચાલ્યો ગયો.

શેવંતૂએ જવાબ સાંભળીને નિસાસો મૂક્યો. એના મનમાં બેચેનીનું તુમુલ જાગ્યું, 'મેં એનું કેવું અપમાન કરી નાખ્યું'. જૂના દિવસોનું સ્મરણ આવી ઊભું અને આજની કીર્તિ, આજનું સુખ, માન, બધું ફિક્કું લાગવા માંડ્યું. એ વિચાર કરતી ઊભી હતી ત્યાં ગુણાઈ આવી. "અરે છોકરી, તું તો હજી આમ ઊભી છે, બીજા નાચ માટે તૈયાર પણ થતી નથી ! બ.ાર બધા રાહ જુએ છે જલદી કર. હું જાઉં છું. અજમલખાં અને મકબુલ સાથે ઉસ્તાદ શંભુપ્રસાદજી છે, તને તો એમની જોડે ફાવે છે."

ગુણાઈ ચાલી ગઈ. આજે શંભુપ્રસાદજીની ઝડપની કસોટીમાં ઊતરવાનું છે એ ખ્યાલ આવતાં

શેવંતૂ એકદમ હોંશમાં આવી ગઈ, એ હળવેથી બહાર નીકળે છે.

શંભુપ્રસાદજી મૃદંગનો સૂર ઠીક કરતા હતા. એમણે ઊંચું જોયું, "હાં, કાલે તો જરા વાર લાગી હતી, હવે આજે સંભાળજે. પાંચ જ મિનિટમાં થાપ આપી દઉં. જરા હોશિયારીથી કામ લેજે." હસતાં હસતાં એ બોલ્યા. શેવંતૂ પણ હસી.

"તૈયાર રાની?" શંભુપ્રસાદ પૂછે છે.

"જી" શેવંતૂ જવાબ આપતાં પગથી ઠેકો લે છે. ગુરુશિષ્યા વચ્ચે તાલયુદ્ધ શરૂ થઈ જાય છે. શરૂ કરતાં પહેલાં શંભુપ્રસાદજી મોટા ઘડિયાળમાં જોઈ સમય નોંધી લે છે.

ઝમ—ઝમ—ઝમક—ઝમ....પગનાં ઝાંઝરનો સૂર ઘૂંટાય છે ને મૃદુંગના તાલ સામે એ ટક્કર લે છે. મૃદંગની કોઈ મૂંઝવનારી લઢણને પણ શેવંતૂ પગના નૂપુરમાં અટવાવી દે છે. વચ્ચે વચ્ચે 'વાહ-!' કહેતા શંભુપ્રસાદજી એને બિરદાવી દે છે અને શ્રોતાગણ 'કમાલ, કમાલ' બોલી ઊઠે છે. શંભુપ્રસાદના હાથની ગતિ વધે છે. શેવંતૂ પગના પટકારને એની અજબ ચપળતાથી મિલાવ્યે જાય છે-છૂમ-છમક...છા...

"ઓહો! પણ હવે ખબરદાર રાની!" કહેતો શંભુપ્રસાદ સૂર પર ચઢે છે. અને શેવંતૂના અંગમાંથી હારવાની આગાહીની એક આછી ભ્રાંતિ ચમકી જાય છે. મૃદંગ પર થાપી પડે છે, પણ ભ્રાંતિમાં શેવંતૂના પગમાં ચેતન થનગની ઊઠે છે. એ સુંદરીના સૂરનો છેડો ઝાલી પગના થડકારને એના દોરે દોરે નાચવા છોડી મૂકે છે.

'મારો લાડૂ નહોતો આવવાનો, પણ એને ખબર પડી ગઈ કે આજ એની શેવંતૂની લાજ રાખવાનો દિવસ છે. શેવંતૂ બેઇમાન બને, લાડૂ કદી નહિ થવા દે લાડૂ, આજે તો ઉસ્તાદજી પણ ભલે કાંડાં કાપી નાખે.' મનમાં, શેવંતૂ હર્ષથી બોલી ઊઠતી હતી. શંભુપ્રસાદ ફરી બોલે છે. "જરા હોશિયારી સે, રાની!"

"હાં, હાં, આપ કયોં ઘબરા રહે હો?" શેવંતૂ હસીને કહે છે.

ઉસ્તાદજીને આ શબ્દોથી ચાટી ગઈ. 'ત્યારે તો હવે, રાની—"

"હાં જી, આપ ખબરદારીથી તાલ આપ્યે જાઓ." શેવંતૂ બોલે છે.

કાતિલ યુદ્ધ જામ્યું. સુંદરીના સ્વર સખકારીને પોતાની મદદમાં ઊભેલા જોઈ શેવંતૂ હિંમતમાં રહી આક્રમણ કરતી હોય તેમ ઉસ્તાદજીના મૃદંગની કરામતોને પકડી પકડીને પગ નીચે ચગદવા માંડી. ઉસ્તાદજી પણ ઊભા થઈ જવા લાગ્યા. પણ પેલો સુંદરીવાળો એને જબરદસ્તીથી પોતાની સાથે જ રાખતો હતો. અને સુંદરીના સૂરમાં શેવંતૂ બરાબર ચાલ્યે રાખતી હતી.

"લાડૂ!" શેવંતૂએ એક મૃદુ ઉચ્ચાર કર્યો. લાડૂએ એ બરાબર સાંભળ્યો, એણે સહેજ સામું જોયું અને પછી અચાનક સુંદરી ઝમકી, અને મૃદંગ બજાવતા ઉસ્તાદજીને હજી કંઈ ભાન આવે તે પહેલાં તો સુંદરી પર નાચતી શેવંતૂ એકદમ વિજયાસને બેસી ગઈ.

"હાં, કયા હુઆ? ઉસ્તાદજી તાલ ચૂકયા?" લોકો હજી તો પ્રશ્ન કરે છે, ત્યાં તો 'આવું છું,' કહેતી શેવંતૂ લડૂનો હાથ પકડી બહાર દોડી ગઈ.

બહાર એક ટેક્ષી ઊભી હતી. જલદી ચલાઓ 'શેવંતૂએ હુકમ કર્યો, ટેક્ષી ઊપડી ઊપડીને તે સાથે જ ગતિમાં આવી. લાડૂ મૂંગો મૂંગો આશ્ચર્યથી શેવંતૂ સામું જોઈ રહ્યો.

"મારી પાસે ઘરેણાં ઘણાં છે, આપણે ભૂખે નહિ મરીએ. ગામડામાં જશું. હું પાદરમાં બેસી રહીશ. તું મારે માટે ગામડાનાં કપડાં લાવજે. આપણે સાથે જ રહેશું.' શેવંતૂ લાડૂના કાન પાસે હોઠ લાવીને બોલી.

લાડૂ આંખો પટપટાવતો એની સામે જોઈ રહ્યો. એને સમજાયું નહિ. પણ એને લાગ્યું કે જાણે એનું હૃદય પ્રેમથી ઊભરાઈ ઊઠયું છે.

એણે ગજવામાં હાથ નાખ્યો, પણ ગજવામાં ફૂલ નહોતું

'ફૂલ નથી ને?' શેવતૂ બોલી, "નહિ જ હોય તારું છે હું ફૂલ તો મેં મસળી નાખ્યું, બે વાર મસળી નાખ્યું પણ હવે તું-તું જ મને મળી ગયો ને! છેલ્લા ફૂલે જ મને અને તને વધુ નજીક ખેંચ્યા છે"

લાડૂ મૂંગો મૂંગો એની સામે જોઈ રહ્યો. શેવતૂ ફરીથી ચાલી ન જાય, માટે એ એને બને તેટલી પી લેવા માગતો હતો

અને શેવતૂ પણ બધું ભૂલી લાડૂની જ મૂર્તિ સદા મગજમાં રહે માટે આંખો મીંચી એની સાથેના ભાવિ જીવનના સ્વપ્નને જોતી હતી

—અને ટ્રેઈન એમને મુંબઈની બહાર લઈ જતી હતી

# યુરોપ અને લઘુમતીઓ

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

યુરોપના ઘણાખરા દેશોમાં લઘુમતીઓ છે કેટલાક દેશોમાં એ લઘુમતીઓ પોતાના બહુમતિ પાડોશીઓ સાથે અત્યંત મૈત્રીભાવથી રહે છે જ્યારે કેટલેક ઠેકાણે લઘુમતીઓ અને બહુમતીઓ વચ્ચે અત્યંત ક્લેશ અને રાગદ્વેષ યુક્ત ઘર્ષણ ચાલ્યા જ કરે છે સતત્ પ્રયાસો સમજાવટ કે આંખમીંચામણાં કરવાથી પણ આ પ્રશ્ન એ દેશમાં હળવો થતો નથી લઘુમતીઓ પણ ઘણી જાતની છે કેટલીક જાતીય લઘુમતીઓ છે, કેટલીક ધાર્મિક છે કેટલીક સાંસ્કૃતિક છે તો કેટલીક વિચારભેદમાંથી જન્મેલી છે યાહૂદી જેવી લઘુમતીઓ ધાર્મિક જાતીય તેમજ સંસ્કૃતિક એમ સર્વ રીતે બહુમતીથી જુદી પડે છે યુરોપમાં મુખ્ય ધર્મ ખ્રિસ્તી છે પરંતુ એમાંથી જ ઉદ્ભવેલા જુદા જુદા પંથો અને સંપ્રદાયો સેંકડો વરસો થયાં પરસ્પર ઝનૂનથી લડતા આવ્યા છે એ માટે અનેક ધાર્મિક યુદ્ધો અને ભયાનક દમન થયાં છે આજે પણ પરસ્પર ધાર્મિક દ્વેષ ચાલુ છે પરંતુ અગાઉના જેવાં ધાર્મિક યુદ્ધો આજે અસ્તિત્વ ધરાવતાં નથી

## ગ્રેટબ્રિટન

ગ્રેટબ્રિટનની સાડા ચાર કરોડની પ્રજામાં સાડા ત્રણ કરોડ અંગ્રેજો છે બાવીસ લાખ વેલ્સના વતનીઓ છે લઘુમતી તરીકે તેઓ કોઈ કોઈવાર બડબડાટ કરે છે, પરંતુ અંગ્રેજો એમને સમભાવે રાખે છે તેથી સાધારણ ધૂંવાંપૂંવાં થવા સિવાય તેઓ વિશેષ ગડબડ કરતા નથી સ્કોટલેન્ડની વસ્તી પચાસ લાખ મનુષ્યોની છે સ્કોટલેન્ડ અને ઇંગ્લેન્ડ વચ્ચે સેંકડો વર્ષો સુધી યુદ્ધો થયાં છે સ્કોટલેન્ડનો રાજા જેમ્સ પહેલા તરીકે ઇંગ્લન્ડની ગાદીએ બેઠો ત્યારથી બન્ને દેશો એકત્ર થયા છે સ્કાટલોકો વેપારી તરીકે ઘણા સાહસિક છે તેઓમાં ઇંગ્લેન્ડથી જુદું રાજ્ય સ્થાપવાની હિલચાલ કેટલીક વાર ઘણું જોસ પકડે છે પરંતુ અંગ્રેજલોકો બહુ જ દૂરદર્શી હોવાથી આવા સમયે સ્કાટલોકો તરફ તેઓ ખૂબ સમભાવ પૂર્વક વર્તે છે એથી સ્કૉટલોકોની જુદા પડવાની હિલચાલ ગમે તેટલી જોસભરી હોય તો યે દબાઈ જાય છે વર્તમાન યુદ્ધમાં સ્કોટ-પ્રજા વેલ્સની પ્રજા તેમજ અંગ્રેજો બધા એકમતીથી જ કામ કરી રહ્યા છે

## આયર્લેન્ડ

ગ્રેટબ્રિટનની તદ્દન નજીકનો મોટો બેટ તે આયર્લેન્ડ છે આયર્લેન્ડના અકુદરતી બે ભાગો છે તેમાં મુખ્ય ભાગ આયરીશ ફ્રી સ્ટેટનો છે તેનો વિસ્તાર પોણા બે કરોડ એકરનો છે વસ્તી ૩૦ લાખની છે આયરીશ ફ્રી સ્ટેટ માત્ર કહેવા પૂરતું જ ગ્રેટબ્રિટનનું સંસ્થાન ગણાય છે ખરી રીતે એ ગ્રેટબ્રિટનથી

તદ્દન સ્વતંત્રપણે જ વર્તે છે. એનો મુખ્ય પ્રધાન ડી વેલેરા સ્વતંત્ર મિજાજનો માણસ છે. પહેલાં આયર્લેન્ડ ગ્રેટબ્રિટન સાથે જોડાયેલું હતું. ઑલિવર ક્રૉમવેલે આયર્લેન્ડ જીતી બ્રિટન સાથે એને જોડી દીધું હતું. પરંતુ આયરીશ લોકો એટલા બધા સ્વતંત્રતાપ્રિય છે કે તેઓ કોઈ પણ દેશનું પોતાના દેશ ઉપર આધિપત્ય ચલાવી લેતા નથી. આથી તેઓએ ઇંગ્લેન્ડના શાસન સામે વરસો સુધી ઝુંબેશ ચલાવી. છેલ્લાં ૭૫ વરસોથી આયરીશ હોમરૂલની ચળવળ ખૂબ જોસથી ચાલતી હતી. બ્રિટિશ પાર્લામેન્ટમાં આયર્લેન્ડના ૮૦ સભ્યોએ એકસંપી કરી અંગ્રેજ પ્રધાનમંડળને દશકાઓ સુધી અતિશય ત્રાસ આપ્યો હતો. છેવટે મુખ્ય પ્રધાન મી. ગ્લેડસ્ટને આમની સભામાં આયરીશ હોમરૂલ બિલ બે વખત પેશ કરેલું. પરંતુ તેની હાર થવાથી આયર્લેન્ડ સ્વતંત્ર શાસન મેળવવા ભાગ્યશાળી થયું નહોતું.

પણ એથી આયરીશ લોકો નિરાશ થયા નહિ. તેઓએ સ્વતંત્રતા મેળવવા માટે ભગીરથ પ્રયત્નો કર્યા. આક્રમણો, અત્યાચારો, મારામારીઓ અને ઝપાઝપીઓથી આયરીશોએ અંગ્રેજોને હેરાન કરવા માંડયા. અંગ્રેજોએ તેઓને દબાવી દેવા માટે સખત દમન શરૂ કર્યું. પરંતુ તેથી આયરીશોનો ઉત્સાહ નાશ પામ્યો નહિ. અંતે અંગ્રેજોને આયર્લેન્ડને સાંસ્થાનિક દરજ્જો આપવો પડયો. એ પછી ત્રીજે વરસે ડી વેલેરાના હાથમાં રાજ્યસત્તા આવી. એણે ધીમે ધીમે આર્થિક અને રાજ્યદ્વારી સ્વતંત્રતા મેળવી લીધી. સૈન્ય, પરદેશનીતિ તેમજ રાજકીય રીતે આયર્લેન્ડ આજે તદ્દન સ્વતંત્ર છે. સમગ્ર બ્રિટિશ શહેનશાહતે જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું છે પરંતુ આયરીશ ફ્રી સ્ટેટે તો તટસ્થતા જાહેર કરી છે. આયરીશ લોકો રોમન કેથોલિક છે. તેઓ પોતાની આયરીશ ભાષા વાપરે છે.

### અલ્સ્ટર અથવા ઉત્તર આયર્લેન્ડ

આયર્લેન્ડનો અલ્સ્ટર પરગણાના નામથી ઓળખાતો ઉત્તર વિભાગ આયરીશ ફ્રી સ્ટેટથી જુદો છે. ઑલિવર ક્રોમવેલે જ્યારે આયર્લેન્ડ જીત્યું ત્યારે તેણે અંગ્રેજોને મોટી જાગીરો આપી ત્યાં વસાવ્યા. લાગવગ, સમૃદ્ધિ અને જાતીય અભિમાનને કારણે આ લઘુમતિએ આયર્લેન્ડની સ્વતંત્રતાની હીલચાલમાં જબરદસ્ત વિઘ્નો નાખ્યાં હતાં. આયર્લેન્ડ આઝાદ ન થાય એ માટે તેઓએ ભગીરથ પ્રયત્નો કર્યા હતા. 'જો આયર્લેન્ડને સ્વરાજ્ય આપશો તો અમે બંડ ઉઠાવશું' એવી સક્રિય ધમકી પણ તેઓએ અંગ્રેજોને આપી હતી. આથી કરીને અંગ્રેજોએ એમને આયર્લેન્ડથી જુદા કરી તેનો એક અલગ પ્રાંત બનાવી તેમને સાંસ્થાનિક દરજ્જાની જુદી હકુમત આપી છે. આમ આયર્લેન્ડ બે વિભાગમાં વહેંચાઈ ગયું છે. એનો વિસ્તાર કુલ ૩૩॥ લાખ એકરનો છે તેની વસ્તી ૧૨॥ લાખની છે. આયરીશો રોમન કેથોલિક છે જ્યારે આ અલ્સ્ટરવાસીઓમાં ઘણા પ્રોટેસ્ટંટો પણ છે. એમને મેળવી લેવા માટે ડી. વેલેરા ઘણા પ્રયત્નો કરે છે પરંતુ આ લઘુમતિ અંગ્રેજોને છોડવા માગતી નથી. લઘુમતિના આ અક્કડ વલણ પાછળ અંગ્રેજોની કૂટનીતિ જ કામ કરી રહી છે એવી ડી વેલેરાની માન્યતા છે. એક આયર્લેન્ડ ઊભું કરવાના તેના પ્રયત્નોમાં વિઘ્ન નાખવા માટે અલ્સ્ટરવાસીઓને અંગ્રેજોએ જ બહેકાવ્યા છે એમ તે દઢપણે માને છે. આથી તેને બ્રિટન પ્રત્યે જરાયે સદ્‌ભાવ નથી. એટલું જ નહિ પણ અંગ્રેજોની કૂટનીતિને જેર કરી આયર્લેન્ડને કોઈ પણ ઉપાયે એક બનાવવાનો તેણે દઢ સંકલ્પ કર્યો છે.

### ફ્રાન્સ

ફ્રાન્સમાં લગભગ ચાલીસેક લાખ ઇટાલિયનો વસે છે. પરંતુ લાગવગ, સમૃદ્ધિ અને શક્તિમાં પછાત હોવાથી તેઓ માથું ઊંચકી શકતા નથી. ફ્રાન્સને ૧૯૧૮માં જર્મની પાસેથી જે એલેસ્ક અને લોરેન પ્રાન્તો મળ્યા છે તેમાં જર્મનોની બહુમતિ છે. એમની જર્મની સાથે મળી જવાની ઇચ્છા છતાં એ વાત રાજ્યદ્વારી કારણોસર દબાઈ રહી છે. ફ્રાન્સમાં રાજદ્વારી પક્ષોમાં ખરેખર સખત મતભેદો છે. એક પક્ષ રાજાને પાછા લાવવાની તરફેણ કરતો પક્ષ છે. પણ તેનું બળ દિન પ્રતિદિન ઘટતું જાય છે. સામ્યવાદી

પક્ષનું પ્રાબલ્ય વિશેષ છે તેથી હમણા યુદ્ધ વખતે એ પક્ષ ઉપર સખત જાપ્તો મૂકવામા આવ્યો છે તેમના નેતાઓમાથી મુખ્ય મુખ્યને જેલમા પૂરવામા આવ્યા છે ફ્રાન્સના સમાજવાદીઓ અને સામ્ય વાદીઓએ એકત્ર થઈને એક સપ્તાહમા ચાલીશ કલાક કામ કરવાનો કાયદો પસાર કરાવ્યો હતો પરિણામે ફ્રાન્સમા ઉદ્યોગોમા અતિશય મંદી આવી ગઈ હતી તેમા યે ખાસ કરીને સૈન્ય – સામગ્રી અને વિમાનો બનાવવાના ઉદ્યોગોમા તો ખૂબ જ મંદતા આવી ગઈ હતી રાજ્ય કોઈ પણ ધર્મ સ્વીકારતુ નથી, આથી ધર્મવિદ્વેષ ફ્રાન્સમા નથી

**જર્મની**

જર્મન પ્રજા લગભગ આઠ કરોડની છે ઇ સ ૧૮૭૦ મા પ્રિન્સ બિસ્માર્કે ૨૬ નાના નાના રાજ્યોને એકત્ર કરી એક મહારાજ્ય સ્થાપ્યુ બાવે રિયનો, હેસિયનો, સેક્ષનો, પ્રશિયનો વિગેરે અનેક જાતો ત્યા છે પરંતુ એક ભાષા અને એક રાજ્યને લીધે કોઈ માથુ ઊચક્તુ નથી જર્મનીએ ઓસ્ટ્રિયાની ૬૫ લાખની પ્રજાને પોતામા મેળવી લીધી છે એ પ્રજા જર્મન જાતિની હોવાથી તે જર્મન સામ્રાજ્યમા ધીરે ધીરે મળી જશે હિટલરે ઝેકોસ્લો વાકિયા જીતી લીધા પછી તેના ૬૫ લાખ ઝેકો જર્મન સામ્રાજ્યની હકુમત નીચે આવ્યા છે તેઓ કદી પણ જર્મનીના મહાસામ્રાજ્યમા જોડાય અથવા મળી જાય તેમ નથી એ ઉપરાત ૧॥ કરોડની પોલિશ પ્રજા પણ જર્મનીના તાબામા આવી છે તેઓ પણ જર્મનીમા મિશ્રિત થાય તેમ નથી આ બન્ને નાની પ્રજાઓ સ્વતંત્રતાપ્રિય તેમ જ પોતાની સંસ્કૃતિને ચાહનારી છે એટલે તેઓ વહેલુ મોડુ પણ માથુ તો ઊચકશે જ જર્મન મહારાજ્યમા ત્રીસ લાખ યહૂદીઓ છે એ લઘુમતિ ધન ઐશ્વર્ય, વેપાર વાણિજ્ય ઉદ્યોગ અને ધંધાઓમા ઘણી આગળ વધેલી છે એટલે એમનો દ્વેષ કરી હેર હિટલરે તેમના ઉપર સખત દમન કર્યું છે યહૂદીઓ ઉપર જર્મનીમા ભયંકર અત્યાચારો ગુજારવામા આવ્યા છે

**ઝેકોસ્લોવાકિયા**

આ રાજ્ય દેશની અંદરની લઘુમતિઓના ઝઘડાને કારણે જ પરતંત્રતાને પામ્યુ છે એ રાજ્ય પહેલા ઓસ્ટ્રિયાના મહારાજ્યનો જ એક વિભાગ હતો ૧૯૧૮ મા મિત્રરાજ્યોએ એને સ્વતંત્ર રાજ્ય બનાવી દીધુ ૩૨ લાખ સુડેટન જર્મનોને પણ એ રાજ્યમા જ મિલાવી દેવામા આવ્યા હતા જ્યારે હેર હિટલરના પુરુષાર્થથી જર્મની અત્યંત બળવાન બન્યુ ત્યારે આ ૩૨ લાખ સુડેટન જર્મનોએ માથુ ઊચક્યુ ચેમ્બરલેઇન અને ફ્રાન્સના વડા પ્રધાન ડાલ્ડીઅરે મ્યુનિક ખાતે જઈને ઝેકોસ્લોવાકિયાનો જર્મનવિભાગ — સુડેટન પ્રદેશ જર્મનીને પાછો સોપ્યો પરંતુ હેર હિટલરે તો આખુ ઝેકોસ્લોવાકિયા પચાવી પાડ્યુ ઝેકોસ્લોવાકિયામા ૨ લાખ સ્લોવાક પ્રજા હતી તેઓ અત્યારે જર્મનીના આશ્રય તળે નાનુ રાજ્ય સ્થાપીને રહ્યા છે પણ તેનુ અસ્તિત્વ જર્મનીની મરજી પર નિર્ભર છે બળવાન જર્મની ક્યારે તેનો કોળિયો કરી જશે એ કહેવાય નહિ

**પોલાન્ડની લઘુમતિઓ**

પોલાન્ડ ૩॥ કરોડની વસ્તીવાળુ નવુ રાજ્ય હતુ એની સ્થાપના ૧૯૧૯ મા કરવામા આવી હતી એ રાજ્યને મિત્રરાજ્યોએ જર્મનીનું ડેન્ઝીગ બંદર આપી દીધુ હતુ, તેમ જ એ બંદરે જવા માટે પૂર્વ પ્રશિયામાથી પોલાન્ડને ૫૦ માઈલ પહોળો પટ્ટી જેવો એક વિભાગ પણ આપ્યો હતો જે પોલિશ કોરીડોરને નામે ઓળખાતો હતો હેર હિટલરના શાસનકાળમા જ્યારે જર્મની બળવત્તર બન્યુ ત્યારે તેણે પોતાનો આ પ્રદેશ અને બંદર પાછા માગ્યા અગ્રેજ અને ફ્રેન્ચ પ્રજાના બળ ઉપર આધાર રાખી પોલાંડે એ વિભાગ પાછો આપવા ના પાડી આથી હિટલરે પોલાડ ઉપર ચઢાઈ કરી માત્ર વીસ દિવસમા જ તેને જીતી લીધુ રશિયનોનો સહકાર પ્રાપ્ત કરવા માટે તેણે પોલાડનો અર્ધો ભાગ રશિયનોને જીતવા દીધો આમ જર્મની અને રશિયાએ એક સાથે મળીને પોલાડને અંદર અંદર વહેચી લીધુ

**રશિયામા લઘુમતિઓ**

રશિયા અતિ વિશાળ રાજ્ય છે એમા ૧૭૨

ભાષાઓ બોલાય છે. અનેક જાતની પ્રજાઓ એ વિશાળ સામ્રાજ્યમાં વસે છે. છતાં સામ્યવાદીઓ સૌ પ્રજાને એક જ સમભાવથી નિહાળે છે. પછાત પ્રજાઓને અક્ષરજ્ઞાન, ઉદ્યોગ, તથા આધુનિક ખેતીવાડીનું જ્ઞાન આપવા માટે એમણે મોટી યોજનાઓ અમલમાં મૂકી છે અને તેને સફળતાપૂર્વક પાર પાડી છે. બોલ્શેવિકો આ અઢાર કરોડની પ્રજાને એક જ સંસ્કૃતિ — સામ્યવાદી સંસ્કૃતિ નીચે લાવવા માગે છે. તેઓએ ધર્મને તિલાંજલિ આપી છે. જાતિ, વર્ણ, સંપ્રદાયો કે ઈશ્વર કશાને સામ્યવાદીઓ માનતા નથી. એમનું ધ્યેય આખી રશિયન સલ્તનતને એક પ્રજા તરીકે વણી એક મજબૂત સંગઠન ઊભું કરવાનું છે. સામ્યવાદીઓ જ્યારે સમજાવટથી સફળ થતા નથી ત્યારે અતિ હિંસક અને ક્રૂર બની જાય છે. તેઓ સારા મિત્રો અને ભયાનક શત્રુઓ છે. એમના કડક શાસન નીચે લઘુમતિઓનો પ્રશ્ન નથી. એથી દેશ સલામત છે.

## રશિયા અને ફિનલેન્ડ

રશિયન સામ્રાજ્યમાંથી ૧૯૧૯ માં છૂટા પડેલા ચાર દેશો લિથુઆનિયા, લેટવિયા, ઈસ્થોનિયા અને ફિનલેંડ સ્વતંત્ર પ્રજાતંત્ર ભોગવતાં હતાં. ઈંગ્લંડ, ફ્રાન્સ અને જર્મની જેવા પ્રભાવશાળી રાષ્ટ્રોને મહાયુદ્ધમાં રોકાયેલાં જોઈ રશિયાને પોતાની ઉત્તર સરહદને મજબૂત બનાવવાનો લોભ લાગ્યો. તેણે યુદ્ધનાં સાધનો અને સૈનિકોની વ્યવસ્થિત તૈયારી પહેલેથી જ મજબૂત રાખી હતી. તેણે લિથુઆનિયા, લેટવિયા અને ઈસ્થોનિયાને દબાવીને એનાં બંદરોમાં નૌકાસૈન્યનાં થાણાંઓ તથા વિમાનીમથકો સ્થાપવાના હક્કો મેળવ્યા. આ ત્રણે રાજ્યો આજે દરેક રીતે રશિયન મહારાજ્યનાં આશ્રિત બન્યાં છે. માત્ર ફિનલેન્ડની બહાદુર પ્રજાએ પરાધીનતાની બેડીઓ પહેરવા ના પાડી આથી રશિયાએ એના ઉપર આક્રમણ કર્યું. છેલ્લા ત્રણ માસથી બંને દેશો ખૂનખાર ખેલી રહ્યાં હતાં. આ માસની આખરમાં સંધિ થઈ છે, જેમાં ફિન્લેન્ડને ખમવું પડ્યું છે. પણ શરૂઆતથી આખર સુધી ફિન પ્રજાએ બહાદુરીપૂર્વક રશિયનોના હલ્લાઓને પાછા હઠાવ્યે રાખ્યા. જગતની બધી પ્રજાઓની સહાનુભૂતિ ફિનલેન્ડના પક્ષમાં હોવાથી યુદ્ધની સાધનસામગ્રી ઘણા ખરા દેશોએ તેને મોકલી હતી. પણ રશિયા જેવા વિશાળ સામ્રાજ્ય સામે બાથ ભીડવા માટે એ પૂરતી ન થઈ. ત્રણ ત્રણ મહિના સુધી બહાદુરીપૂર્વક રશિયનો સાથે ટક્કર ઝીલ્યા પછી માત્ર સૈનિકો અને યુદ્ધ સરંજામની પૂરતી મદદના અભાવને કારણે જ આજે ફિનલેન્ડને રશિયાને શરણે જવું પડ્યું છે.

## બાલ્કન રાજ્યો

યુરોપમાં આવેલાં કેટલાંક નાના રાજ્યોમાં બાલ્કન રાજ્યો પોતાનું વિશિષ્ટત્વ અલગ જાળવી બેઠાં છે. એ રાજ્યો અગાઉ તુર્કીની હકુમત તળે હતાં. પરંતુ છેલ્લાં પચાસ સાઠ વરસો થયાં તેમણે સ્વતંત્રતા મેળવી અને જાળવી રાખી છે. આ નાનાં રાજ્યો ચાલુ રીતે લડાઈઓ ઊભી કરતાં આવ્યાં છે. તેઓ યુરોપની હોળી ગણાય છે. યુદ્ધાગ્નિની પહેલી ચિનગારી બાલ્કન રાજ્યોમાં સળગે છે. ૧૯૧૪-૧૮ ના ગત મહાયુદ્ધની ચિનગારી સર્વિયાના બાલ્કન રાજ્યમાં ઑસ્ટ્રિયાના પાટવી કુંવરના થયેલા ખૂનથી સળગી ઊઠી હતી. આ બાલ્કન રાજ્યો ભારે કજિયાળાં, તકરારી અને દ્વેષી ગણાય છે. તેઓ એકબીજાની સામે લડે છે. કયારેક વળી એક બીજાની સાથે મળી ત્રીજા સાથે લડે છે. જો કે ગત મહાયુદ્ધ પછી ત્યાં યુદ્ધ થયાં નથી.

## બાલ્કન રાજ્યો અને લઘુમતિઓ

યુરોપનાં આ નાનાં રાજ્યોમાં લઘુમતિઓનો પ્રશ્ન ગંભીર છે. દરેક રાજ્યમાં આ લઘુમતિનો સવાલ વત્તા ઓછા અંશે કડવાશ ઊભી કરીને સુલેહશાંતિને ડારતો ઊભો છે. એના સમાધાનના પ્રયાસો સફળ થતા નથી. એ કોકડું હંમેશાં ગૂંચવાયલું રહે છે. આ ઉપરાંત બાલ્કન રાજ્યોમાં આપણા રાજપુતાનાં રાજ્યો પેઠે અંદર અંદર ખૂબ ખટપટો ચાલે છે. રાજા અને રાજકુમારોનાં ખૂનો થાય છે. કાવતરાંઓ થાય છે. દેશનિકાલની સજાઓ થાય છે. રાજદ્વારી

પુરુષોની સ્થિતિ આજે પ્રધાન હોય અને આવતી કાલે જીવ લઈને નાસી જવુ પડે એના જેવી ડામાડોળ હોય છે રાજાની માનીતી રખાતોના કારભાર આ જમાનામા પણ ત્યા ચાલે છે યુરોપના આ વિભાગમા ખ્રિસ્તી સસ્કૃતિ હજી સુધી પૂરા વિકાસને પામી નથી

## બાલ્કન રાજ્યોના વેપાર ઉદ્યોગો

બાલ્કન રાજ્યોમા હિંદની પેઠે પુષ્કળ કાચા દ્રવ્યો ઉત્પન્ન થાય છે અનાજ તમાકુ વિગેરે પણ જથ્થાબધ પાકે છે ભૂમિમાથી તેલ અને બીજી ધાતુઓ પુષ્કળ પ્રમાણમા નીકળે છે આ સર્વ કાચા દ્રવ્યો યુરોપના મોટા રાજ્યો બાલ્કન રાજ્યો પાસેથી ખરીદ કરે છે ને બદલામા પાકા દ્રવ્યો ત્યા વેચે છે ઘણા રાજ્યોમા પરદેશી મોટા રાજ્યના તમામ લાભો પણ જોવામા આવે છે કેટલાક કારખાનાઓ તેમની માલેકીના છે યુરોપના બીજા મોટા રાજ્યો આ બાલ્કન રાજ્યોના વેપાર માટે ભારે ઈંતેજાર છે એ માટે એમનામા પરસ્પર ખૂબ હરીફાઈ ચાલે છે બાલ્કન રાજ્યો સાથે વેપારી પસદગીની સધિ કરવા મોટા રાજ્યોના પ્રતિનિધિઓ ઘણી વાર ખટપટો કરે છે આ રાજ્યોમા રૂમાનિયા યુગોસ્લોવાકિયા બલ્ગેરિયા ગ્રીસ અને તુર્કી મુખ્ય છે હગરી પણ એમની સમીપમા છે આ રાજ્યોમા લાગવગ જમાવવા માટે મોટા રાજ્યો ઘણી કોશિશ કરે છે લાગ આવે તો તેમને ખાઈ જવા પણ તેઓ ઉત્સુક છે રશિયાના સ્લાવ લોકો પણ ત્યા રહેતા હોવાથી મોકો આવ્યે તે આ દેશો ઉપર આક્રમણ કરી પોતાનો પગ ત્યા જમાવવા માગે છે અગ્રેજો અને ફ્રેન્ચોને પણ આ નાના પણ અગત્યના રાજ્યોમા વેપારી લાભો મેળવવા છે તેઓ અહીં જર્મની અને રશિયાની રાજકીય લાગવગ અટકાવવા માગે છે

## બાલ્કન રાજ્યોની ચિંતા

આજે બાલ્કન રાજ્યની નજીકમા જ મોરચા સારો લડતા હોવાથી તેઓ ભારે ચિંતામા પડ્યા છે જર્મનીના પ્રચડ સૈનિક બળ પાસે તેઓ કપે છે ઇટાલીની ખટપટથી તેમને સહન કરવુ પડે છે ઇટાલી આ રાજ્ય-જૂથમાથી આલ્બાનિયા નામનુ એક નાનું રાજ્ય તો હડપ કરી ગયુ દાવ તક મળે ત્યારે યુગોસ્લાવિયા ઉપર પણ તરાપ મારે એવો સભવ ખરો રશિયા પણ પોતાનો ખૂની પજો આ રાજ્યો ઉપર ફેલાવવા ઇચ્છા કરે છે પણ ઇટાલીની નીતિ તેના માર્ગમા વિઘ્ન નાખે છે આ કારણે રશિયા અને ઇટાલિ પરસ્પર દાંતિયા કરે છે બીજી બાજુ જર્મનીને તો આ દેશોની ખનીજ સામગ્રી જોઈએ છે આ રાજ્યોમા બળવાન અને સશક્ત પ્રજાઓ વસે છે પરતુ તેઓ ગરીબ હોવાથી આધુનિક શસ્ત્રાસ્ત્રોનો જગી ખર્ચનો બોજો ઉપાડવાની તેમની તાકાત નથી તેઓ યત્રવિદ્યા વિદ્યુત અને રસાયનમા પણ પછાત છે એટલે તેમની સ્વતત્ર હસ્તી આ મોટા રાજ્યોની દયા ઉપર અથવા તો તેઓની પરસ્પર હરીફાઈ અને એકબીજા પ્રત્યેની દ્વેષવૃત્તિ ઉપર નિર્ભર છે બધા રાજ્યો રશિયા, જર્મની ઇટાલી ઇંગ્લાડ અને ફ્રાન્સ બધાથી ભયગ્રસ્ત રહે છે

## રૂમાનિયા

રૂમાનિયાનુ ક્ષેત્રફળ ૧૨૨૨૮૨ ચોરસમાઈલ છે એની વસ્તી ૧૮૭ ૧૬૪૫ મનુષ્યોની છે એના રાજા કેરોલ બધારણ મુજબ રાજ્ય કરે છે પરતુ રાજાના હાથમા મોટી સત્તાઓ છે રાજા કેરોલે પોતાની રાણી સાથે છૂટાછેડા કરી એક સાધારણ સ્ત્રી સાથે વિવાહ કરવાથી એને દેશનિકાલ કરી તેના બાળકને ગાદીએ બેસાડવામા આવ્યો હતો પરતુ રાજ્યની અંદરની ખટપટને લઈને તે ફરીને ગાદી ઉપર આવી ગયો મેડમ લેવઝ્કુ નામની સ્ત્રીના હાથમા રમકડુ થઈ રહ્યો હતો પણ હવે તો તે ઘડાઈને પાકો થઈ ગયો છે મોટા રાજ્યોએ રૂમાનિયામા પોતપોતાને અનુકૂળ એવી લઘુમતિઓના રખવાળી પક્ષો ઊભા કર્યા છે રૂમાનિયામા ઘઉં મોટા પ્રમાણમા પાકે છે અને જમીનમાથી પેટ્રોલ પણ પુષ્કળ નીકળે છે આથી જર્મનીની દાનત તેને ખાઈ જવાની છે રૂમાનિયા બીજા બાલ્કન રાજ્યો કરતા સમૃદ્ધશાળી છે આથી તેને પોતાના જીવન માટે ગભીર ચિંતા ઉત્પન્ન થઈ છે

## રૂમાનિયાના બે મોટા શત્રુઓ

રૂમાનિયાના બે શત્રુઓ છે. ૧૯૧૯માં તેણે રશિયાનો ૩૦ લાખની વસ્તીવાળો બેસારબિયા પ્રાન્ત લઈ લીધો હતો. યુરોપનાં મહારાજ્યો વચ્ચે યુદ્ધ ચાલતું નહોતું ત્યાં સુધી રશિયા રૂમાનિયાને છેડતું નહોતું, પરંતુ હમણાં ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની વિગેરે યુદ્ધમાં રોકાયેલા છે એ તકનો લાભ તેણે લેવા માંડયો છે. રશિયાને પોલાંડનો જે પ્રદેશ મળ્યો છે તેની સરહદ ઉપરથી રૂમાનિયા ઉપર આક્રમણ શકય છે. રશિયા તુર્કીને જીત્યા પછી કદાચ આ વિચાર કરે. જર્મનીને પેટ્રોલ અને ઘઉંની મોટા જથામાં જરૂર છે. રૂમાનિયા જિતાય તો આ બધું સહેજે મળી શકે. જર્મનીના હોશિયાર કારીગરો વૈજ્ઞાનિક સાધનોની મદદ વડે રૂમાનિયાની પેદાશ સહેલાઇથી ખેવડાવી નાખે. રૂમાનિયાને ઇંગ્લંડ અને ફ્રાન્સે જર્મનીના આક્રમણ સામે સહાય આપવાનું વચન આપ્યું છે પરંતુ આ દેશો હજારો માઈલ દૂર હોવાથી રૂમાનિયાને કેવી રીતે મદદ પહોંચાડી શકે તે એક મોટો સવાલ છે. પોલાંડ અને ફિનલેન્ડનો દાખલો તો નજર સામે જ છે. બ્રિટિશ અને ફ્રેન્ચ સામ્રાજ્યની સમગ્ર આક્રમણકારી શકિત એમને જર્મની કે રશિયાના પંજામાંથી છોડાવી શકયું નહિ.

## રૂમાનિયાના બે નાના શત્રુઓ

ગત મહાયુદ્ધમાં રૂમાનિયાનો મિત્રરાજ્યોને સહકાર મળ્યો હતો. બદલામાં બલ્ગેરિયનોની ૧૫ લાખની વસ્તીવાળો ડોબ્રુજા પ્રાન્ત અને ગ્રેસનો પશ્ચિમ ભાગ – જે દ્વારા એજિયન સમુદ્ર ઉપર જવાનો માર્ગ છે તે ઉપર રૂમાનિયાનો હક્ક સ્વીકારવામાં આવ્યો હતો. બલ્ગેરિયા આથી રૂમાનિયાનું શત્રુ બન્યું. એ પ્રદેશ ઉપરનો પરદેશી કબજો તેને ખૂબ સાલે છે. હંગેરીને રૂમાનિયા પાસે ક્રિસાના અને યાહમુરેસના બે પ્રાન્તો અને ટ્રાન્સીલવેનિયાના ભાગો જોઈએ છે. હંગેરિયન લોકોની વસ્તી મુખ્યત્વે આ પ્રાન્તોમાં છે. છેલ્લા મહાયુદ્ધમાં હંગેરી પાસેથી ⅔ જમીન અને ⅔ વસ્તીવાળો પ્રદેશ લઈ લેવામાં આવ્યો હતો. બલ્ગેરિયા યુગોસ્લોવાકિયા અને ગ્રીસ પાસે મેસિડોનિયાના પ્રાંત ઉપર પોતાનો દાવો રજૂ કરે છે. હંગેરી પણ યુગોસ્લોવાકિયાની જમીન ઉપર પોતાનો દાવો રજૂ કરે છે. આમ કોકડું ખૂબ ગૂંચવાયેલું છે. લઘુમતિઓનું કોકડું એટલે સુધી ગૂંચવાયેલું છે કે તેનો સરળ ઉકેલ શકય લાગતો નથી અને યુદ્ધથી તો આ પ્રશ્નનો અંત આવવાને બદલે વધારે ગોટાળો જ ઉત્પન્ન થશે.

## બાલ્કનમાં જર્મન લાગવગ

હંગેરીમાં ૭ લાખ જર્મનો ડૉ. ફ્રાન્ઝ બેસ્સના નેતૃત્વ નીચે રહે છે. યુગોસ્લોવાકિયામાં પાંચ લાખ જર્મનો છે. રૂમાનિયામાં ૭ લાખ જર્મનો વીખરાયેલા પડ્યા છે. આ જર્મનો બાલ્કન સંસ્કૃતિથી તદ્દન અલગ અને વિભકત રહ્યા છે. જ્યારથી જર્મનીમાં નાઝીઓ સત્તા ઉપર આવ્યા ત્યારથી આ બધા જ જર્મનો હેર હિટલરના પાકા અનુયાયીઓ થઈ ગયા છે. તેઓને જર્મનીનું મજબૂત પીઠબળ હોવાથી બાલ્કન પ્રદેશના આ જર્મનોએ ત્યાં પોતાનાં આર્થિક અને રાજકીય મહત્ત્વ ધરાવતાં એવાં મજબૂત કેન્દ્રો સ્થાપ્યાં છે. જર્મનીના ભયથી બાલ્કન રાજ્યોને તેમને કેટલાક સ્વતંત્ર હક્કો અને રાજકીય લાગવગ આપવાની ફરજ પડી છે. હંગેરી અને બલ્ગેરિયોના રૂમાનિયા સામેના દાવાઓ માટે જર્મની અને ઇટાલીનો ટેકો મળવાથી એ બે દેશોમાં એમનું ચલણ વધારે પ્રબળ છે.

## બાલ્કન રાજ્યમાં જર્મન આર્થિક વિકાસ

બાલ્કનમાં પહેલાં ફ્રાન્સની લાગવગ વધારે હતી પરંતુ ધીમે ધીમે જર્મનીએ આર્થિક અને રાજકીય રીતે પોતાની લાગવગ ખૂબ વધારી દીધી. ૧૯૩૮ માં જર્મનીએ હંગેરી, યુગોસ્લોવાકિયા, રૂમાનિયા અને ગ્રીસ બધાં પાસેથી મળીને કુલ ૪૬.૬ ટકા કાચો માલ ખરીદ્યો હતો ને તેની સામે એ રાજ્યોને ૪૯.૫ ટકા પાકો માલ પૂરો પાડ્યો હતો. આ પાકા માલમાં મોટરકારો, યંત્રો, વિમાનો, વિજ્ઞાનનો સામાન તેમ જ લોઢું અને પોલાદની વસ્તુઓ વિગેરે મુખ્ય હતી. આના બદલામાં જર્મનીએ બાલ્કન રાજ્યો

પાસેથી પશુઓ, માસ તેન, ઘઉ, તમાકુ ઇમારતી લાકડા ચામડા અને કાચી ધાતુઓ ખરીદ કરી હતી બાલ્કન રાજ્યમાં વેપારી લાગવગ વધારવા માટે જર્મની અને ઇંગ્લંડ વચ્ચે સખત હરીફાઈ ચાલી હતી જર્મનીના પ્રચડ લશ્કરી બળથી ડરી જઈ રૂમાનિયાએ ૧૯૩૯ ના માર્ચની ૨૩ મી તારીખે જર્મની સાથે સધિ કરી એ મુજબ રૂમાનિયાની ખાણો તથા કારખાનાઓનો વિકાસ કરવાના હક્કો જર્મનીને આપવામા આવ્યા છે

### બાલ્કન રાજ્યો સાથે વર્તમાન જર્મન વ્યાપાર

વર્તમાન યુદ્ધની શરૂઆત થતા જ અમેરિકા અને બીજા પ્રદેશો જોડે જર્મનીનો સાગરસબધ જોખમાયો પરિણામે તેને કાચો માલ બાલ્કન રાજ્યો અથવા રશિના પાસેથી જ ખરીદવો પડે એવી સ્થિતિ ઊભી થઈ જર્મનીની આર્થિક સ્થિતિ અને યુદ્ધ ચલાવવાનો મુખ્ય આધાર પરદેશોમાથી કાચો માલ મગાવી તેના બદલામા ત્યા પાકો માલ મોકલી જેટલો બને તેટલો નફો મેળવવા ઉપર છે પણ બ્રિટન અને ફ્રાન્સ સાથેના યુદ્ધથી બ્રિટને સાગરમા નાકાબધી ઊભી કરી જર્મનીનો ૬૦ ટકા જેટલો વેપાર તોડી પાડ્યો છે બાલ્કન રાજ્યો પોતાના કાચા માલનો બધો જ વધારો જર્મનીને આપે તો પણ જર્મનીની ૨૦ ટકા કરતા વધારે ભૂખ સતોષાય તેમ નથી ૧૯૩૮ મા જર્મનીની તેલની કુલ આયાત માથી માત્ર ૧૯ ટકા જેટલુ જ તેલ રૂમાનિયા પૂરુ પાડી શક્યુ હતું જર્મની હગેરી અને યુગોસ્લોવાકિયા પાસેથી એલ્યુમીનમની ધાતુ બનાવવા બોક્સાઈટ નામની ખનીજ વસ્તુ ખરીદે છે રૂમાનિયા અને યુગોસ્લોવાકિયા તેલ તાંબુ સીસુ વિગેરે ધાતુ પૂરી પાડે છે પણ આ વસ્તુઓને જર્મની સુધી પહોચાડવાના વ્યવહારના સાધનો હજી સપૂર્ણપણે વિકાસ પામ્યા ન હોવાથી એટલા પ્રમાણમા તે વેપારનો વિકાસ અટકાવે છે ડાન્યુબ નદીમાથી માલ લઈ જવા માટે પણ જર્મની પાસે પૂરતા સાધનો નથી

### બાલ્કન રાજ્યોમા મિત્રરાજ્યોની લાગવગ

મિત્રરાજ્યો (ફ્રાન્સ અને બ્રિટન)એ જર્મનીને સમદ્રમાર્ગે તો ઘેરો ઘાલ્યો જ છે હવે તેઓ જર્મનીનો બાલ્કન રાજ્યો સાથેનો વેપાર પણ તોડી પાડવાની સજ્જડ કોશિશ કરે છે જો કે જર્મનીની સરખામણીમા તેમના વ્યાપારી લાભો આ પ્રદેશમા તદ્દન ગૌણ છે છતા બ્રિટિશ મુત્સદ્દીગીરી જર્મનીની લાગવગ તોડી પાડવા માટે અત્યત સૂક્ષ્મતાપૂર્વક કામ કરી રહી છે ૧૯૩૯ના એપ્રિલની ૨૩ મી તારીખે રૂમાનિયા અને ગ્રીસને ઇગ્લાડ અને ફ્રાન્સે આક્રમણ સામે રક્ષણ આપવાનું કબૂલ્યુ છે એ જ વર્ષના મે માસની ૧૧ મી તારીખે મિત્રરાજ્યોએ રૂમાનિયાને ૫૫ લાખ પૌંડ તુર્કીને ૧ કરોડ પૌંડ અને જુલાઈમા ગ્રીસને ૩૦ લાખ પૌંડ વ્યાપારી વ્યાજે ધીર્યા હતા જર્મનીએ પણ આ પ્રદેશોને નાણા ધીર્યા હતા પણ બ્રિટને બરાબર યોગ્ય વખતે તેઓને નાણા ધીરવાથી તેની લાગવગ બાલ્કન રાજ્યોમા પાછળથી ઠીક ઠીક વધવા લાગી છે

### મિત્રરાજ્યો અગત્યના હક્કો મેળવે છે

મિત્રરાજ્યોએ ૧૯ મી ઓક્ટોબર ૧૯૩૯ના રોજ તુર્કી સાથે સધિ કરી મિત્રતા બાધી આ સધિમા તુર્કીએ રશિયા સાથે યુદ્ધમા ન ઊતરવાની શરત રાખી હતી પરતુ તુર્કીના પરદેશખાતાના પ્રધાને બોસ્ફરસની સામુદ્રધુનીમા મિત્રરાજ્યોની મનવારોને ફરવા ન દેવાની રશિયન માગણીનો અસ્વીકાર કરવાથી તુર્કી ઉપર રશિયાએ પોતાની લાલ આખ માડી છે બાલ્કન રાજ્યોમા સ્થપાયેલી જર્મન ઇટાલિયન અને રશિયન લાગવગ ઉપર મિત્રરાજ્યોનો આ મહત્ત્વનો વિજય હતો તુર્કીએ પોતાના તમામ ઉદ્યોગોમાથી જર્મનોને રજા આપી તેમની જગાએ અગ્રેજોની નિમણૂક કરી છે અગ્રેજોએ તુર્કીને કરોડો પૌંડ ધીર્યા છે બોસ્ફરસની સામુદ્રધુનીમાથી બ્રિટિશ મનવારોને પસાર થવાની તુર્કીએ પરવાનગી આપી છે ઉપરાંત પોતાના આત્મરક્ષણ માટે તુર્કીએ લશ્કરી તૈયારીઓ પણ મોટા પાયા ઉપર કરવા માડી છે ફિનલેંડ પછી રશિયાની લાલ આખ તુર્કી ઉપર મડાવાની છે એવી રાજ્યોય વિશેષજ્ઞોની માન્યતા છે રશિયન ભય પણ તુર્કીની સરહદ ઉપર ઓછુ થતા માડ્યુ છે

### બાલ્કન રશિયા

૧૯૩૯ના ઑગસ્ટની ૨૩ મીએ જર્મન-સોવિયેટ સંધિ થઈ ત્યારથી બાલ્કન રાજ્યોમાં રશિયન લાગવગની શરૂઆત થઈ છે. રશિયાના હાથમાં પોલાંડ આવ્યું ત્યારથી રૂમાનિયા સાથે તેની સરહદ એક થઈ છે. બીજી બાજુ બલ્ગેરિયામાં મુખ્ય વસ્તી સ્લાવ જાતિ એટલે કે રશિયાની જાતિની છે. સુડેટન જર્મનોનો ઉપયોગ કરી જેમ હિટલરે ઝેકોસ્લોવાકિયા કબજે કર્યો એ જ રીતે સ્લાવ લોકોનો ઉપયોગ કરી રશિયા કોઈક દિવસ બલ્ગેરિયા કબજે કરશે એવો ભય રૂમાનિયા રાખી રહ્યું છે, યુગોસ્લોવાકિયાને પણ પોતાના ખોયેલા પ્રાંતો રૂમાનિયા પાસેથી પાછા મેળવવા છે. તેની મુખ્ય વસ્તી પણ સ્લાવ જાતિની છે. એટલે સ્વાભાવિક રીતે તે મદદ માટે રશિયા તરફ મીટ માંડી રહ્યું છે. રૂમાનિયા આ પ્રાંતોને છોડવા માંગતું નથી કારણ કે તેમ કરવાથી તેની અર્ધી પ્રજા અને અર્ધી જમીન ચાલી જાય. ઉપરાંત કાળા સમુદ્રનો તેનો માર્ગ બંધ થઈ જાય. રશિયા પણ રૂમાનિયા પાસેથી પોતાનો બેસારબિયા પ્રાંત મેળવવા માગે છે. પણ ફિનલેન્ડ અને તુર્કીનો ઘડોલાડવો કર્યા પછી રૂમાનિયાનો વારો આવશે એમ લાગે છે.

### બાલ્કનમાં ઇટાલી

બાલ્કન રાજ્યો બીજા સામ્યવાદી અને ફાસિસ્ટ દેશોની પેઠે ઇટાલીના પણ રાજકીય અને વ્યાપારિક અધિકારોના વિકાસનું ક્ષેત્ર છે. રશિયાએ બાલ્કન રાજ્યોમાં પગપેસારો કર્યો એટલે ઇટાલીને ભારે વસવસો થયો છે. એબિસીનિયાની સાથે યુદ્ધમાં રોકાઈ રહેવાની ફરજ પડવાથી ઇટાલી બાલ્કન રાજ્યોમાં પોતાની લાગવગ જમાવી શક્યું નહોતું. પણ પાછળથી તેણે આલ્બીનિયા લીધું અને વર્તમાન યુદ્ધ ફાટી નીકળતાં તેનો લાભ લઈ ફરીને તેણે બાલ્કન રાજ્યોમાં પોતાનો પગપેસારો શરૂ કરી દીધો છે. હંગરી અને યુગોસ્લોવાકિયા ઉપર તેણે પોતાનો પ્રભાવ બેસાડયો. બાલ્કન રાજ્યો વચ્ચે પરસ્પર સુલેહ-સંપની લાગણી પ્રવર્તી રહે એ નીતિને તેણે ઉત્તેજન આપ્યું. ગ્રીસ સાથે સુલેહ કરી. આમ બાલ્કનમાં પોતે જ મુખી થઈ ઇટાલી રાજદ્વારી દાવો ખેલવા લાગ્યું. જર્મનીનું તે મિત્ર હોવાથી જર્મની સાથેના વ્યાપારમાં તે જરા યે અટકાયત કરવા માંગતું નથી. પણ બાલ્કન રાજ્યમાંથી રશિયાની લાગવગ તે ઘટાડી નાખવા માંગે છે બાલ્કન રાજ્યમાં વધતી જતી મિત્રરાજ્યોની લાગવગ પ્રત્યે પણ તે અણગમો અને રોષ ધરાવે છે.

### બાલ્કન પરિષદ પહેલાંની સ્થિતિ

આમ બાલ્કન રાજ્યો પોતાની આસપાસ ચારે તરફ તેમને ખાઈ જવાને તત્પર એવાં સામ્રાજ્યવાદી, અને ફાસિસ્ટ અને કમ્યુનીસ્ટ વરુઓને મેં ફાડીને બેઠેલાં જુએ છે. તેઓ પોતાના ઉપર ઝઝૂમી રહેલો ભય બરાબર સમજ્યાં છે. પરંતુ તેઓ આપસઆપસનાં જૂનાં વેરઝેર સંપૂર્ણપણે ભૂલી શકતાં નથી. તુર્કીએ બાલ્કન રાજ્યોની આગેવાની લીધી છે. તે પોતે આંતરિક સુલેહને માટે તલસે છે. દરમિયાન બાલ્કન રાજ્યો પણ પોતાની આંતરિક સ્થિતિ સુધારવા માંડયાં છે. રૂમાનિયાના સર્વસત્તાધીશ રાજા કેરોલે રાજ્યતંત્રની લગામ પોતાના હાથમાં લીધી છે. તેણે રાજ્યની અંદર અસ્તિત્વ ધરાવતા જુદા જુદા પક્ષોને દાબી દીધા છે. જર્મનીની સહાનુભૂતિ અને સહાય ધરાવતા નાઝી પક્ષને પણ તેણે દાબી દીધો છે. લોકોમાં એકતા આણી છે. સૌથી મોટી સફળતા યુગોસ્લોવાકિયાને મળી કહેવાય. તેણે ઝઘડાના મૂળરૂપ પોતાને ત્યાંની લઘુમતિને સ્વરાજ આપી દીધું છે. પરિણામે તેનો ભયાનક આંતરિક ઝઘડો શમી ગયો છે. ઉપરાંત યુગોસ્લોવાકિયાએ તેની મુસ્લિમ લઘુમતિને પણ સ્વરાજ આપવાનું કબૂલ કર્યું છે.

### બાલ્કનોમાં ઊંડા વિખવાદો

બાલ્કન રાજ્યોમાં પરસ્પર સહકાર વધે એ માટે ઘણા પ્રયત્નો થયા છે પરંતુ હજી સુધી સંપૂર્ણ એકતા સ્થાપી શકાઈ નથી. હંગેરી, રૂમાનિયા, યુગોસ્લાવિયા, બલ્ગેરિયા ગ્રીસ અને તુર્કી આ બધાં રાજ્યો વચ્ચે જો સંપૂર્ણ એકતા અને સુલેહસંપની સ્થાપના થાય તો જ પાંચ મોટાં રાજ્યોના ષડ્યંત્રો શિથિલ થઈ શકે. પરંતુ સજ્જડ

પ્રયત્નો છતાં બલ્ગેરિયા જોડે વેરઝેર શાંત થતાં નથી રૂમાનિયા અને હંગેરી વચ્ચે સુમેળ થઈ શક્યો નથી એવી જ રીતે રૂમાનિયા અને બલ્ગેરિયા વચ્ચેની કડવાશ દૂર થઈ શકી જ નથી પ્રથમ રૂમાનિયા, ગ્રીસ અને તુર્કીએ પરસ્પર મૈત્રીના કરારો કર્યા હતા યુગોસ્લોવાકિયા અને બલ્ગેરિયા જ્યાં સુધી પોતાના જૂના પ્રદેશોના દાવાનો ત્યાગ કરે નહિ ત્યાં સુધી એક્ય સાધવું મુશ્કેલ છે દરમિયાન રૂમાનિયા પોતાનું લશ્કરી બળ લડાયક સાધનો અને સેનાઓને વધુ ને વધુ સુદૃઢ કરતું જાય છે એ બાબત ભૂલી શકાય તેમ નથી

### બાલ્કન પરિષદ

તુર્કીની આગેવાની નીચે રૂમાનિયાના બુખારેસ્ટ શહેરમાં રૂમાનિયા, તુર્કી, ગ્રીસ યુગોસ્લાવિયા વિગેરે બાલ્કન રાજ્યોની પરિષદ મળી હતી આ પરિષદમાં તેઓએ સાત વર્ષો સુધી પરસ્પર મિત્રાચારીની રૂએ વર્તવાની કબૂલાત આપી હતી ૧૯૪૦ ના ફેબ્રુઆરીની ૨૪ મી તારીખે બાલ્કન રાજ્યોમાંના આ ચાર મોટા રાજ્યોએ સંધિ જાહેર કરી તેની મુખ્ય કલમો નીચે મુજબ છે

૧ ચાર રાજ્યોના સામાન્ય હિતને માટે સુલેહશાંતિ ફેલાવવી

૨ બાલ્કન રાજ્યોમાંથી યુદ્ધને દૂર કરવું

૩ ચારેય રાજ્યોએ પરસ્પર ગાઢ મૈત્રીનો સંબંધ રાખવો અને જાળવવો

૪ ચારેય રાજ્યોએ પોતાના પાડોશી રાજ્યો સાથે મૈત્રીસંબંધ મજબૂત્તર બનાવવો

૫ પરસ્પર વેપારઉદ્યોગમાં સહકાર આપવો

૬ સાત વર્ષ સુધી આ સંધિ ચાલુ રાખવી

૭ ફેબ્રુઆરી ૧૯૪૧ માં એથેન્સમાં પરિષદની બીજી બેઠક મળે ત્યાં સુધી એક બીજા પ્રત્યેના વર્તમાન સંબંધને ચાલુ રાખવો

બલ્ગેરિયા અને હંગેરી આ જોડાણમાં મળ્યા નથી પણ તેઓએ આ પ્રયત્ન પ્રત્યે પોતાની શુભેચ્છાઓ દર્શાવી છે આમ છતાં ૧૯૧૯ ની સંધિ દ્વારા ગુમાવેલા પ્રદેશો ઉપરથી તેમની લોભી આંખ ખસતી નથી પરિણામે બલ્ગેરિયાનો સંપ અને હંગેરીના કુસંપને સંપૂર્ણપણે દૂર કરી શકતો નથી.

### બાલ્કન પ્રદેશની પ્રજા

બાલ્કન રાજ્યોની પ્રજા હિંદની પ્રજાની પેઠે ખેતી ઉપર મોટો આધાર રાખે છે હિંદની પેઠે જ ત્યાં ગીચ વસ્તી છે હિંદની પેઠે જ પ્રતિ વર્ષ જનસંખ્યા ઝડપથી વધતી જાય છે હિંદના ખેડૂતોની પેઠે ત્યાંના ખેડૂતો ઉપર કરજનો મોટો બોજો છે હિંદની પેઠે જ ત્યાં વ્યાજના દર આકરા છે હિંદના ગામડાઓની પેઠે ત્યાં પણ નિરક્ષરતાનું સામ્રાજ્ય છે હિંદની પેઠે જ ત્યાં રસાયનિક, યાંત્રિક અને વીજળીક ઉદ્યોગો જેવા મોટા ઉદ્યોગોનો વિકાસ પૂરતા પ્રમાણમાં થયો નથી હિંદની પેઠે જ ત્યાંની જમીનની પેદાશ ઊતરતી જાય છે હિંદની પેઠે જ ત્યાં ગામડામાંથી શહેરમાં માલ લઈ જવાના વ્યવહારના સાધનો નબળા છે હિંદની પેઠે ત્યાં પણ સત્તા ધનવાન અને અધિકારી વર્ગના હાથમાં છે હિંદની પેઠે જ ત્યાં કુસંપ અને પક્ષાપક્ષી છે હિંદની પેઠે જ બાલ્કન રાજ્યોમાં આપદ્ધર્મ વખતે પરસ્પર સુલેહસંપ સ્થાપી થઈ શકતા નથી હિંદની પેઠે જ ત્યાં ઘણી પ્રજાઓ છે અને હિંદની પેઠે જ આગેવાનો પાર વિનાના છે હિંદની પેઠે જ ત્યાંની લઘુમતીઓ એકતા સ્થાપવાના કાર્યમાં વિઘ્નો ઊભા કરે છે પરદેશી મૂડીનું રોકાણ કરીને પરદેશી સત્તાઓએ હિંદમાં તેમ જ બાલ્કન રાજ્યોમાં એક સરખી રીતે પોતાની લાગવગ જમાવી છે

### બાલ્કન રાજ્યોમાં પરદેશી મૂડી

રૂમાનિયાના તેલના ઉદ્યોગોમાં ૯૦ ટકા તેલ પરદેશીઓ કાઢે છે (૩૦ ટકા એંગ્લોડચ એટલે બ્રિટિશ કંપની, ૨૭ ટકા રૂમાનિયા અને ૨૫ ટકા જર્મન કંપનીઓ) આ કંપનીઓ તેલના ઉદ્યોગમાં રોકાયેલી મૂડીના ૭૪ ટકા મૂડીની માલેકી ધરાવે છે ઝેક મૂડી (હમણાં જર્મનીની માલેકીની) લોખંડ, પોલાદ અને બીજી ધાતુઓના ઉદ્યોગોમાંથી મોટો નફો મેળવે છે

યુગોસ્લાવિયામાં અંગ્રેજી મૂડી આઠ અબજ દીનાર સુધી પહોંચી ગઈ છે. જર્મન અને ફ્રેંચ પ્રજા પણ હરીફાઈમાં આગળ વધવા પ્રયાસ કરી રહી છે. ગ્રીસમાં ઉદ્યોગોમાં રોકાયેલી કુલ મૂડીનો ૩/૪ ભાગ જેટલી મૂડી અંગ્રેજોની માલિકીની છે. આ મૂડીનો મોટો ભાગ શરાફી અને જનકલ્યાણના કામમાં રોકાયેલો છે. આલ્બેનિયાના ઉદ્યોગો ઉપર ઇટાલિએ પોતાનો સંપૂર્ણ કાબૂ જમાવ્યો છે. ઉપરાંત બ્રિટિશ અને ફ્રેન્ચ મૂડીનું પણ ત્યાં જૂના કાળથી રોકાણ થયેલું છે. જર્મની પણ હરીફાઈમાં જરા ય પાછળ રહેવા માગતું નથી. આ મૂડીરોકાણને લઈ ને બાલ્કન રાજ્યો પરદેશીઓની મુત્સદ્દીગીરીની મેલી રમતનો અખાડો બન્યાં છે. ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, ઇટાલિ અને રશિયા પોતપોતાની રીતે અહીં શેતરંજ ખેલી રહ્યાં છે. હિંદને બાલ્કન રાજ્યોની પરિસ્થિતિમાંથી ઘણું શીખવાનું મળે તેમ છે.

●

## આવતી હોળી!

આવતી હોળી!  
હૈયા! હવે આવતી હોળી!  
ઇન્ધન કાગળના બાગ, કારમી આગ, છતાં ધૂંધાતી!  
જો લગે ફકીરની ફૂંક! વ્યોમની ટૂંક શિખાઓ ધાતી!  
ખૂંપીને ક્ષિતિજે નેન;  
કંઈ ગણ્યાં અગણ્ રિનરેન!  
ને ચઢ્યાં નિરાશે ઘેન, પ્રાણ! પણ જો અબ લોચન ચોળી,  
આયુની અનેરી બહાર! સ્વપ્નનો સાર! આવતી હોળી!  
કોઈ રમે છાણ ને ધૂળે.  
કોઈ રમે રંગ કેસૂડે!  
રમે રમે ગોબરે ગીત રીઝવી ચિત્ત, કર્મના કોળી;  
એ ગલગલિયાં ને ગેલ; સર્વને સ્હેલ ન્હોય આ હોળી!  
કોકિલના કલરવ કોલે,  
આમંત્રતી ફૂલના મ્હોલે,  
આ વસંત સરખી વસંત જેની રટણામાં રગદોળી,  
તે યુગલક્ષ્મી સાકાર, સત્યનો સાર,  
આપણે દ્વાર, દીપતી હોળી!

રમણીક અરાલવાળા

# શાસ્ત્રોનો ઉપયોગ

श्री. काकासाहेब कालेलकर

શ્વાસ લેવા માટે જેમ કોઈને પૂછવા જવું નથી પડતું, હિંદુસ્તાનમાં રહેવા માટે જેમ કોઈની પરવાનગી લેવી નથી પડતી, તેમ સનાતનધર્મમાં રહેવા માટે કોઈની મહેરબાનીની જરૂર નથી. સનાતનધર્મ ઉપર કોઈનો ખાસ હક્ક નથી. એ બધાનો જ છે. હિંદુમાત્ર એની અંદર રહી શકે છે, અને એનો લાભ ઉઠાવી શકે છે.

સનાતન ધર્મના ઋષિમુનિઓએ ધર્મશાસ્ત્રો રચ્યાં છે અને તે સંસ્કૃત ભાષામાં લખેલાં છે, તેથી સંસ્કૃત ભાષા પવિત્ર ગણાય છે. પણ સંસ્કૃત ભાષા એટલે કંઈ સનાતન ધર્મ નથી. એકલાં શાસ્ત્રોને પણ કંઈ સનાતન ધર્મ ન કહી શકાય. હિંદુ કોમના એટલે કે બ્રાહ્મણથી માંડી અંત્યજ સુધીની બધી જાતિના સમજુ અને પવિત્ર પુરુષોનું જીવન એ જ સનાતન ધર્મ છે.

આવા પુરુષો અત્યંત નમ્રતાથી શિષ્યભાવે જૂનાં ઋષિમુનિઓનાં વચનોનો સ્વીકાર કરતા આવ્યા છે. ઋષિમુનિઓનાં વચનોને આધારે પોતાની જિંદગી ઘડવાની પ્રેરણા મેળવતા આવ્યા છે. તેથી જ શાસ્ત્રોનું આટલું મહત્ત્વ છે. અને તે યોગ્ય છે કેમકે ઋષિમુનિઓ પોતે ધર્મપ્રાણ હતા એટલે કે ધર્મને માટે જ જીવતા હતા. ઈશ્વરપ્રાપ્તિ માટે મથતા હતા અને પ્રાણીમાત્રનું ભલું ચાહતા હતા.

ધર્મનો વિચાર કરવો હોય ત્યારે ધર્મનિષ્ઠ, ધર્મપ્રાણ લોકોનાં વચનોથી પ્રથમ ધર્મની દૃષ્ટિ મેળવવી જોઈએ. એટલા માટે અને એટલા પૂરતો જ ધર્મશાસ્ત્રોનો ઉપયોગ છે.

ઈશ્વરે બધાને આંખો આપી છે, બધાને જ મતિ આપી છે, દરેકને માટે એના પોતાપૂરતી અને એનાં બાળબચ્ચાં પૂરતી સ્વતંત્ર જવાબદારી પણ ઈશ્વરે આપી છે માણસ ગમે તેટલો નાલાયક હોય તોપણ એનાં બચ્ચાં નોઉછેર એના હાથમાં સોંપવા જેટલો વિશ્વાસ ઈશ્વર એના ઉપર રાખે જ છે. એ જ બતાવે છે કે માણસ પોતાની અને થોડે દરજ્જે બીજાની જવાબદારી માથે લેવાનો હકદાર તો છે જ. કોઈ પણ માણસ મંદબુદ્ધિ છે, અભણ છે, પછાત છે, સરકારહીન છે, એ કારણે એ પરતંત્ર ન રહી શકે. શાસ્ત્રો માણસને પરતંત્ર કરવા માટે નથી પણ એને સ્વતંત્રતાને માટે વધારે લાયક કરવા માટે છે; તેથી શાસ્ત્રો એ રાજા કે કાયદાને ઠેકાણે નથી. પણ મા અને ગુરુને ઠેકાણે છે. જ્યાં રાજા અને કાયદા પાસે જવાનો દરેકને હક્ક છે, ત્યાં મા અને ગુરુ પાસે જવાનો હક્ક સાબિત કરવાપણું રહેતું જ નથી. શાસ્ત્રોનો હક્ક બ્રાહ્મણોને જ છે એવી માન્યતા જો સમાજમાં ફેલાયેલી હોય તો તેનું કારણ શાસ્ત્રો ભણવા માટે જે ધીરજ જોઈએ છે, જે ઉત્સાહ જોઈએ છે તે લોકોમાં નથી હોતાં એ જ છે. બ્રાહ્મણોનો પોતાનો ગુજારો જ શાસ્ત્રોનો અર્થ કરવા પર રહ્યો એટલે તેઓ શાસ્ત્ર ન ભણે તો ક્યાં જાય? અને જ્યારે કોઈ પણ વસ્તુનો માણસને ઇજારો જ મળી જાય છે ત્યારે તે સહેજે અભિમાની અને આળસુ બની જાય છે. બ્રાહ્મણોનું પણ એમ જ બન્યું છે.

એ વાત ખરી છે કે શાસ્ત્રોનું રક્ષણ કરવાનું, એનો પ્રચાર કરવાનું, અને એનું વધુ ને વધુ ઊંડું ખેડાણ કરવાનું કામ બ્રાહ્મણોને સોંપેલું છે. સમાજ જો જાગૃત રહે તો જ બ્રાહ્મણો પોતાનું આ કર્તવ્ય બરાબર પાર પાડશે. બ્રાહ્મણોને જે દક્ષિણા અને આજીવિકા મળે છે તે બીજી કોમના લોકોને ફક્ત આશીર્વાદ આપવા માટે નથી હોતી. એમણે પોતે જ્ઞાનવાન અને ચારિત્ર્યવાન રહી તમામ લોકોને પવિત્રતાની કેળવણી આપવી જોઈએ. લોકોને સદાચારનું જ્ઞાન આપવું જોઈએ. પારકા લોકોના હુમલામાંથી બચાવવા જેમ ક્ષત્રિયોની, ગરાસિયાઓની, ફોજ હતી, તેમ બ્રાહ્મણોની ફોજ પણ અજ્ઞાન, વહેમ અને અનાચારના શત્રુ સામે ઝૂઝીને પ્રજાનું રક્ષણ

કરવા માટે હતી. ગરાસિયા જો બહારવટિયા થઈ જાય અને બ્રાહ્મણો જો અજ્ઞાન અને વહેમના હિમાયતી થઈ જાય તો તેઓ સમાજદ્રોહ કરે છે. પછી સમાજ પાસેથી ગરાસ કે દક્ષિણા મેળવવાના તેઓ અધિકારી નથી.

સમાજમાં એકાદ માણસ બગડે કે વીફરે ત્યારે સમાજ એને સજા કરી શકે છે. આખો વર્ગ જ જ્યારે બગડે છે, રખડે છે, સડે છે, અથવા મોળો પડે છે ત્યારે ત્યારે સમાજે પોતાના રક્ષણનું કામ પોતે જ કરવાનું રહ્યું. આવા પ્રસંગે ગરાસિયાઓ અને બ્રાહ્મણો પરાપૂર્વથી ચાલતી આવેલી પોતાના હક્કની વાતો કરે તો એમને એ શોભે નહિ અને એમનું ચાલે પણ નહિ. લોકો તોફાની થાય અથવા બીકણ થાય તો બન્ને રીતે જેમ રાજાની લાજ જાય છે તેમ લોકો નાસ્તિક થાય કે વહેમી થાય એટલે ધર્માચાર્યોની લાજ ગઈ જ. વહેમ એ જ મોટામાં મોટી નાસ્તિકતા છે. ઇશ્વરનો દ્રોહ છે; ધર્મનું ખૂન છે. આપણા લોકો એ નથી સમજતા એ દુઃખની વાત છે. લગભગ દોઢ હજાર વરસ પહેલાં અરબસ્તાનમાં એક જણે આ વાત જાણી લીધી કે વહેમો રાખવામાં ઇશ્વરનો દ્રોહ થાય છે, તેથી એણે વહેમનાશક એક પંથ ચલાવ્યો. ગૂમડું થયું હોય ત્યાં જેમ માખીઓ આવીને બેસે છે અને સડા તરફ આપણું ધ્યાન ખેંચે છે, તેમ જ્યાં વહેમ હોય ત્યાં તેને ઉઘાડો પાડવા ઇસ્લામ પહોંચી જવાનો. ઇસ્લામનો કોઈ ધર્મ સામે વિરોધ ન હોઈ શકે. પણ વહેમો સામે એનો જબરો વિરોધ છે. ઇસ્લામ ફાવ્યો કે જાણી લેવું કે સમાજમાં ધર્મને નામે અધર્મ ચાલે છે, સાચાં શાસ્ત્રો સૂઈ ગયાં છે અને વહેમોનું રાજ્ય ચાલે છે. દરેક ધર્મને ઇશ્વરની એ નોટિસ છે. એ મળતાં વેંત દરેક સમાજે જાગ્રત થવું જ ઘટે છે.

હિંદુધર્મમાં જેટલી કોમોનો સમાવેશ થાય છે તે બધી કોમોએ પોતાની ચારિત્ર્યશુદ્ધિ કરવાની જરૂર છે. બધાએ ચારિત્ર્યસંગઠન કરવાની જરૂર છે. તેથી વહેમોનો અથવા વહેમી લોકોના દોર નહિ સ્વીકારતાં પોતે ધર્મનું રહસ્ય જાણી લેવાનો પ્રયત્ન કરવો જોઈએ.

સંસ્કૃત ભાષા આજે ગમે તે શીખી શકે છે. શાસ્ત્રો સાવ ઉઘાડાં છે. શાસ્ત્રોમાં સારું શું છે અને આજે ન ચાલે કે ગળે ન ઊતરે એવું કેટલું છે એ પણ બધા જાણી શકે છે. સ્મૃતિગ્રંથો એટલા તો જૂના થયા છે કે ચુસ્તમાં ચુસ્ત સનાતનીઓ પણ એમ ન કહી શકે કે તેઓ શાસ્ત્રોના અક્ષરાર્થ પ્રમાણે ચાલી શકે છે, અથવા ચાલવા તૈયાર છે. શાસ્ત્રોના એકેએક અક્ષરને પસંદ કરનાર કોઈ મળે કે કેમ એને વિષે પણ શંકા જ છે. વકીલની પેઠે દલીલો કરી કેટલાક આ સ્થિતિને ઢાંકી શકે ખરા; પણ એમાં એનું પોતાનું જ સમાધાન નથી થવાનું ત્યાં બીજો કોણ છેતરાય? તેથી જ એ વાત સ્પષ્ટ થાય છે કે સનાતન ધર્મ એટલે તમામ હિંદુ કોમમાંના સમજુ અને ચારિત્ર્યવાન લોકોનો ધાર્મિક આદર્શ.

•

ચૌદ વર્ષ જેટલી કુમળી વયમાં નેતરના ફટકા ખાઇ રાજકારણમાં પ્રવેશ કરનાર અને સામી છાતીએ ગોળીઓ ઝીલી રાજકીય જીવનની પૂર્ણાહુતિ કરનાર

# વીર ચંદ્રશેખર આઝાદ

## શ્રી. કાન્તિલાલ શાહ

'ईशा भूमितत्र दिशोऽपिवसन ज्ञानामृत मोचनम्'

હિન્દુ સંસ્કૃતિના કેન્દ્ર સમી કાશી નગરીમા જ્ઞાનવાપી પાસેની એક સાંકડી ગલીની અંધારી કોટડીમા મુશ્કેલીથી આંખો ફાડીને વાચતા પાચ સાત ગરીબ વિદ્યાર્થીઓ સંસ્કૃતના શ્લોકો ઉચ્ચ સ્વરે કંઠસ્થ કરી રહ્યા હતા એવામાં તેમને કાને 'મહાત્મા ગાધી કી જય' અને 'વદે માતરમ્' ના ગગનભેદી પોકારો પડયા બધા પોતપોતાની ચોપડીઓ બંધ કરી શુ થય છે એ જોવા બહાર નીકળ્યા જોયુ તો હજારો સ્ત્રી-પુરુષો અને બાળકોનુ મોટુ એવુ સરઘસ

'યહ કયા, દેખો લડકે ભી તો હૈ' એક વિદ્યાર્થીએ કહ્યુ

'કયા તુમ ચલોગે?' એક હૃષ્ટપુષ્ટ વિદ્યાર્થીએ પોતાને પૂછ્યુ

'અજી અભી નહિ. અભી મુઝે બહુત પઢના હૈ, ગુરુજી ગુસ્સા કરેગા જય?'

'અચ્છા તુમ પઢતે રહો ઔર ગુરુજી કો ખુશ કરતે રહો વિષ્ણુ તુમ આયેંગે કયા?'

'જરૂર'

'ઓર રામભજન તુમ?'

'મૈં ભી આઉંગા'

'ઔર તુમ ભી?'

'હા હા'

'અચ્છા ચલો ચલો'

એટલું કહેતા તો પાચસાત વિદ્યાર્થીઓ નીકળી પડયા અને સરઘસના મહા પ્રવાહમા જોડાઈ ગયા રાષ્ટ્રીય ગીતો ગાતું ગાતુ સરઘસ આખા શહેરમાં ફર્યું અને પછી સરકાર તરફથી ચાલતી સંસ્કૃત કોલેજ આગળ આવીને ઊભુ રહ્યું સરઘસમાથી વિદ્યાર્થીઓ બહાર નીકળ્યા અને કોલેજના મુખ્ય દરવાજા આગળ ઊભા રહીને પિકેટીંગ કરવા લાગ્યા થોડી થોડી વારે 'મહાત્મા ગાધી કી જય, વંદે માતરમ્,' 'બ્રિટિશ શિક્ષાકા બોયકાટ' વગેરે પોકારો સભળાતા હતા થોડા જ વખતમા તેઓની આજુબાજુ લોકોનું ટોળુ જમા થઈ ગયુ અને શુ થાય છે તે કુતૂહલપૂર્વક જોવા લાગ્યુ એટલામા સાર્જન્ટ, ઘોડેસવારો અને લોકોના ટોળામાથી માર્ગ કરતી પોલીસની એક ટુકડી આવી પહોંચી. પોલીસના વડાએ બધાને વિખેરાઈ જવાનો હુકમ કર્યો પિકેટરો માથી જેઓ ન ખસ્યા તેમને તેણે ગિરફતાર કર્યા પેલા હૃષ્ટપુષ્ટ બદનવાળો વિદ્યાર્થી પણ પકડાયો એનુ નામ ચંદ્રશેખર.

બપોર પછી તેમને અદાલત સમક્ષ ખડા કરવામા આવ્યા ન્યાયાધીશ એક પછી એક વિદ્યાર્થીઓના કેસ હાથ ધરતો ગયો અને સજા ફરમાવતો ગયો કોઈને મહિનો કોઈને ત્રણ મહિના તો કોઈને છ એક વિદ્યાર્થીનો વારો આવ્યો મેજીસ્ટ્રેટે તેને પૂછ્યુ

'તુમ્હારા નામ?'

'નવમ્બર'

'તુમ્હારા બાપ કા નામ?'

'ડિસમ્બર'

સારી યે કોર્ટ ખડખડાટ હસી પડી

'લે જાવ ઇસકો એક મહિને કી આસન કૈદ.'

'ઔર કોઈ?' ન્યાયધીશે પ્રોસિક્યુટર તરફ ફરીને પ્રશ્ન કર્યો. પ્રોસિક્યુટરે પોલીસ અમલદારને

ઇશારો કર્યો. તુરત જ પેલા હૃષ્ટપુષ્ટ શરીરવાળા સંસ્કૃતના વિદ્યાર્થી ચંદ્રશેખરને રજૂ કરવામાં આવ્યો.

'તુમ્હારા નામ?'

'આઝાદ.'

'તુમ્હારા બાપ કા નામ?'

'સ્વાધીન!'

'કહાં રહતે હો?'

'જેલખાનેમેં!'

'ક્યા કરતે હો?'

'અદાલત કા બૉયકૉટ.'

'હં...અચ્છા' મેજિસ્ટ્રેટે દાંત ભીંસ્યા.' બદમાશી કરતે હો ક્યા?'

'જી નહિ.'

'તુમ કો સીધા કિયા જાયગા.'

'બેશક.'

ચંદ્રશેખરના હાજરજવાબી અને જુસ્સાભર્યા જવાબો સાંભળીને કોર્ટમાં બેઠેલા તમામ પ્રેક્ષકો તેના ઉપર ખુશ થઈ ગયા. પ્રેક્ષકોની નજરમાં પોતાની રેવડી થતી જોઈ મેજિસ્ટ્રેટ ખૂબ ગુસ્સે થયો. અને ગુસ્સામાં ને ગુસ્સામાં તેણે ચુકાદો આપ્યો. 'પંદરા બેંત કી સજા' અદાલતમાં બેઠેલા માણસો ઉપર જાણે વીજળી પડી. ઘડી પહેલાં હસતા લોકો એકદમ ગંભીર બની ગયા. 'ગજબ કિયા બાપ રે!' કોઈ બોલી ઊઠ્યું. 'ઉફ઼ ઈતને નાદાન બચેકો પંદરા બેંત કી સજા, ક્યા બાત હૈ!' બીજા પ્રેક્ષકે ખેદયુક્ત આશ્ચર્ય બતાવતાં પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો. સારી યે અદાલતમાં હાહાકાર મચી ગયો. સૌ મનમાં ને મનમાં મેજિસ્ટ્રેટને ગાળો ભાંડવા લાગ્યા.

ફટકાની સજા એટલે શું તેનો જેને ખ્યાલ હોય છે તે લોકોના ગુસ્સાનું કારણ સમજી શકશે. આ સજા સાંભળીને તો ભલભલા ત્રાસી ઊઠે છે. મોટા મોટા ક્રિમિનલો તેનાથી થરથરે છે. કશાથી ગુનો કબૂલ નહિ કરનારા માણસો ફટકાનું નામ પડતાં જ ગુનો માની જાય છે. ન કર્યો હોય એવો ગુનો પણ પોતાને માથે ઓઢી લેવા તૈયાર થઈ જાય છે કારણ કે તેઓ માને છે કે એથી બહુ બહુ તો જેલ ભોગવવી પડશે પણ એ આ ફટકાની ત્રાસદાયક અને ભયંકર યાતના કરતાં તો હજાર દરજ્જે તે સારી!

ફટકાની જેને શિક્ષા કરવામાં આવે છે તેનાં બધાં જ કપડાં ઉતારી નાખવામાં આવે છે. આમ તેને નવસ્ત્રો બનાવી તેના હાથ ત્રિકોણાકાર ઘોડી સાથે બાંધવામાં આવે છે. અને પગ ઘોડીના પાયા સાથે. પછી મીઠાના પાણીમાં ઝબકોળેલા નેતરના સોટા વતી ફડાક ફડાક મારવાની શરૂઆત થાય છે. ઉપરની ચામડી ચિરાઈ લોહીની શેડો ઊડે છે. તૂટેલા માંસના લોચા નેતર સાથે ચોંટીને બહાર નીકળી જાય છે. આંખોના ડોળા પહોળા થઈ બહાર ધસી આવે છે. જાણે હમણાં બેભાન થઈ જવાશે એવી ભયંકર યાતના થાય છે. એક સામટા અનેક વીંછી ડંખ મારી રહ્યા હોય એવી બળતરા થાય છે. આખા શરીરમાં જાણે વીજળી દોડતી હોય એમ માણસ કાળી વેદનાથી પીડાઈને ચીસો નાખે છે. કોઈ ઝાડો પેસાબ કરી નાખે છે, કોઈ સાચે જ બેભાન થઈ જાય છે. ડૉક્ટર તેને ભાનમાં લાવે છે. અને ફટકા મારવાની ક્રિયા ફરી ચાલુ થાય છે. આમ જ્યાં સુધી નક્કી કરેલી સંખ્યા પૂરી નથી થતી ત્યાં સુધી આ ક્રિયા ચાલ્યા જ કરે છે. ચંદ્રશેખર જેવા કુમળી વયના બાળકને થયેલી આ પંદર ફટકાની સજા સાંભળીને એકેએક પ્રેક્ષકના મોંમાથી અરેરાટી છૂટી ગઈ. પણ ચંદ્રશેખર તો હસતો જ રહ્યો.

અદાલતનું કામકાજ બંધ થયું. ચંદ્રશેખરને સેન્ટ્રલ જેલમાં લઈ જવામાં આવ્યો. લોકોનું ટોળું મેજિસ્ટ્રેટને ગાળો દેતું દેતું વીખરાયું.

સેન્ટ્રલ જેલમાં હોસ્પિટલ સામેના એક ચોકમાં જ ફટકાની ઘોડી ઊભી કરવામાં આવી. ચંદ્રશેખર આઝાદનાં કપડાં ઉતારી તેના હાથ ઘોડીના ઉપલા ભાગ સાથે બેડીથી જકડી લેવામાં આવ્યા; પગ પહોળા રાખી તેને ઊભો રાખવામાં આવ્યો. અને પછી ફટકા મારવાની ભયંકર અને ક્રૂર વિધિ ચાલી.

જેલર બોલતો ગયો એક....

અને ફડાક કરતો ફટકો પડ્યો. ચામડી ચિરાઈ ગઈ. લોહીની ધાર છૂટી જોનારને થયુ, હમણાં આઝાદ ચીસ પાડી ઊઠશે કે બેભાન થશે, પણ તેમના આશ્ચર્ય વચ્ચે આઝાદનો મરદાનગીભર્યો અવાજ સંભળાયો. ‘મહાત્મા ગાંધી કી જય’

‘દો’ કહેતાં જ બીજો ફટકો પડ્યો નેતરની સોટીએ ચંદ્રશેખરના બદન ઉપરથી માંસ ઉખેડી લઈ અર્ધા ઈંચનો ખાડો કરી મૂક્યો ફરી એ જ મર્દાનગીભર્યો અવાજ: ‘મહાત્મા ગાંધી કી જય’

‘તીન’ ‘ચાર’ ‘પાંચ’ જેલર આગળ બોલતો જ ગયો અને ફટકા પડતા ગયા. લોહી વહેતુ ગયુ. માંસના લોચાની કટકીઓ હવામાં ઊડતી ગઈ અને ફટકાનો જ જવાબ વાળતા હોય તેમ ચંદ્રશેખરના ગળામાંથી ‘મહાત્મા ગાંધી કી જય’ના જયઘોષ જેલની દીવાલો સુધી અફળાઈને પડઘો પાડવા લાગ્યા. દૂર ઊભા રહીને આ દૃશ્ય નિહાળતા કેદીઓ પણ આઝાદની વીરતા જોઈને મનમાં ‘વાહવા’ પોકારી ઊઠ્યા, પણ તેઓ વધારે વખત આ દૃશ્ય ન જોઈ શક્યા. માત્ર તેમના કાન ઉપર ‘ફડાક’ કરતો ફટકાનો અવાજ અને ‘મહાત્મા ગાંધી કી જય’ આખર સુધી સંભળાયાં. પંદર ફટકા પૂરા થયા એટલે આઝાદે પણ મુક્તિનો મંત્ર ઉચ્ચાર્યો ‘વંદે માતરમ્’

જેલર મોમાં આંગળાં કરડવા લાગ્યો. તે આશ્ચર્યથી અવાક્ થઈ ગયો. તેની આટલાં વર્ષોની જેલર તરીકેની કારકિર્દીમાં આવો બહાદુર માણસ જોયો ન હતો.

તેની પીઠના ઘા રુઝાવવા દાક્તરે દવા લગાવી અને થોડા વખત પછી તેને છૂટો કરવામાં આવ્યો.

સારા યે બનારસમાં ચંદ્રશેખર આઝાદની વીરતાની વાત વીજળીવેગે પ્રસરી ગઈ. જનતાએ આ શૂરવીર બાળકને તેડી લીધો. તેના ગળામાં ફૂલોની માળાઓ પડવા લાગી, ને આખો ઢંકાઈ જાય એટલી બધી પુષ્પવૃષ્ટિ કરી બનારસની સ્ત્રીઓએ વીરતાનાં પૂજન કર્યાં. માતાઓની આંખમાં આંસુ આવી ગયાં. જુવાન, બાળક અને બુઢ્ઢા સૌએ તેની મુક્તકંઠે પ્રશંસા કરી. બનારસમાં તેનું સરઘસ કાઢવામાં આવ્યું. કાશીનગરીના નેતાઓએ તેની વીરતાનાં ગુણગાન ગાયાં, કાશીનગરીમાં ચંદ્રશેખર આઝાદનું નામ લોકોની જીભ ઉપર રમવા લાગ્યું. એ દિવસથી તે આઝાદના ટૂંકા નામથી ઓળખાવા લાગ્યો.

આ આઝાદ છે કોણ? ક્યાંથી આવ્યો છે તે? આવા શૂરવીર બાળકને જન્મ આપનાર કોણ છે એનાં માતાપિતા? લોકોને કુતૂહલ થયું.

પણ ત્યારે તો કોઈ એ કુતૂહલ શમાવી શક્યું નહિ. તે વખતે તો માત્ર લોકો એટલું જ જાણી શક્યા કે તેનું નામ ચંદ્રશેખર આઝાદ છે. અને સેંકડો માઈલ દૂરથી તે સંસ્કૃત શીખવા અહીં આવ્યો છે. પાછળથી પૂછપરછ કરતાં પણ એટલી જ ખબર પડી કે ઈન્દોરની પાસે આવેલા એક ગામડામાંથી તે આવ્યો છે

અસહકારની હિલચાલ એ વખતે પૂર જોસમાં ચાલતી હતી. મહાત્મા ગાંધીએ આખા દેશને બહિષ્કારનો મહામંત્ર આપ્યો હતો. કાશીનગરીએ પણ એ મંત્ર ઝીલ્યો હતો મહાસભાની હાકલને માન આપી સેંકડો વિદ્યાર્થીઓ શાળા, કૉલેજ છોડી બહાર નીકળી પડ્યા હતા, કાશી વિદ્યાપીઠ નામની રાષ્ટ્રીય સંસ્થાની સ્થાપના હજી હમણાં જ મહાત્માજીના શુભ હસ્તે કરવામાં આવી હતી, વિદ્યાપીઠના કાર્યકર્તાઓએ આઝાદનું પાણી જોયું ‘તારા જેવા બહાદુર વિદ્યાર્થી તો રાષ્ટ્રીય વિદ્યાપીઠમા જ શોભે’ એમ કહીને તેઓ આઝાદને વિદ્યાપીઠમાં લઈ ગયા. વિદ્યાપીઠમાં આઝાદે પ્રવેશ કર્યો ત્યારે સૌ તેને તાજુબીથી જોઈ રહ્યા. અને મનમાં ને મનમાં તેની પ્રશંસા કરવા લાગ્યા. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓમાં એક બંગાળી વિદ્યાર્થી હતો. એનું નામ પ્રણવેશ ચેટરજી. બંગાળથી તે અહીં ક્રાન્તિના પ્રચાર માટે આવ્યો હતો અને અભ્યાસને બહાને વિદ્યાપીઠમાં રહેલો હતો. આઝાદની બહાદુરીની વાત તો તેણે પહેલેથી જ સાંભળી હતી. હવે તે તેનું સુગઠિત શરીર અને મરદાની ચહેરો જોઈ તે ખુશ થઈ ગયો. તેણે તેનો પરિચય સાધ્યો. પ્રથમ પરિચયે જ તેણે જોયું કે આ નાની ઉંમરના સાહસિક કિશોરમાં એક ક્રાન્તિકારનું બીજ પડેલું જ

છે. માત્ર તેમાંથી મોટું વૃક્ષ ઊભું કરવા માટે અનુકૂળ વાતાવરણ તેણે પૂરું પાડયું. તેણે આઝાદ સાથે દોસ્તી બાંધી. રોજ તે આઝાદને બ્રિટિશ સત્તાના જુલ્મની અને ક્રાન્તિકારીઓની બહાદુરીની કથા સંભળાવવા માંડ્યો. જેના શરીર ઉપરથી ફટકાના ઘા અને હૃદય ઉપરથી અપમાનના ઘા હજી રુઝાયા નહોતા એવા આઝાદને બ્રિટિશ સલ્તનતને ઉખેડી નાખવાની વાત સમજાવતાં તેને બહુ મુશ્કેલી પડી નહિ. થોડા જ દિવસમાં તેનો હેતુ બર આવ્યો. પ્રણવેશ ચેટરજીએ આ વાત તેના એક ક્રાન્તિકારી મિત્ર મન્મથનાથ ગુપ્તાને કરી.

'આજ એક બડા અચ્છા રીક્રૂટ હાથ લગા હૈ'

'કૌન?' ગુપ્તાએ કહ્યું.

'ચંદ્રશેખર આઝાદ' પ્રણવેશે જવાબ આપ્યો.

'વોહવા કયા બાત' મૈં તો શુરૂ સે હી જાનતા થા. મુઝે યકીન થા કિ આઝાદ કિસી ન કિસી દિન અપને દલમેં બિના ભર્તી હુએ નહિ રહેગા.'

એ પછી એક જ હેતુને સિદ્ધ કરવા ઇચ્છતા આ ત્રણે વિદ્યાર્થીઓ વચ્ચે મિત્રતાની અતૂટ સાંકળ બંધાઈ ગઈ. મન્મથનાથ ગુપ્તાએ ધીરે ધીરે આઝાદને બનારસના મુખ્ય મુખ્ય ક્રાન્તિકારીઓ રાજેન્દ્ર લાહિડી, શચીન બક્ષી, રવીન્દ્ર મોહનકાર વગેરેનો પરિચય કરાવી આપ્યો.

વિદ્યાપીઠમાં આઝાદને ચોથા વર્ગમાં દાખલ કર-કરવામાં આવ્યો હતો. પણ હવે પુસ્તકો ઉપરથી તેનું દિલ ઊઠીને પિસ્તોલ ઉપર આવી બેઠું હતું. શાળાનો અભ્યાસ કરવાને બદલે તે ક્રાન્તિનો પ્રચાર કરવા માંડ્યો. તેણે ભરતી કરેલા ક્રાન્તિકારીઓમાં બનારસના સ્વામી ગોવિંદપ્રકાશ જે પાછળથી રામકૃષ્ણ ખત્રીના નામે ઓળખાયા તે તથા જોગેન્દ્ર શુક્લ મુખ્ય હતા.

ક્રાન્તિકારીઓની ભરતીનું કામ ધીરે ધીરે આગળ વધવા લાગ્યું તેમ તેમ પૈસાની તંગી પડવા લાગી. એક દિવસ બનારસમાં દળના માણસોની ખાનગી સભા મળી અને વિચાર ચલાવ્યો કે પૈસા માટે શું કરવું જોઈએ.

સ્વામી ગોવિંદપ્રકાશે એક સરસ યોજના મૂકી. 'અહીંથી થોડે જ દૂર આવેલા ગાઝીપૂરમાં ઉદાસી સંપ્રદાયનો એક મહન્ત રહે છે. તેની મોટી એવી મિલ્કત છે. મહન્ત એક ચેલાની શોધમાં છે. તે હવે વૃદ્ધ થવા આવ્યો છે અને થોડા જ દિવસનો મહેમાન છે. આપણામાંથી જ કોઈ એનો ચેલો બની જાય તો સારી એવી જાગીર હાથ આવી જાય અને કાયમનું દુઃખ ટળે! પણ ચેલાનો પાઠ બરાબર કોણ ભજવી શકશે?'

સૌની નજર અલમસ્ત શરીરવાળા અને પ્રભાવ-શાળી ચહેરાવાળા આઝાદ પર પડી. મહન્તનો ચેલો બનવા માટે તે જ સૌથી યોગ્ય છે. બસ નક્કી થઈ ચૂક્યું.

સ્વામી ગોવિંદાનંદ પોતે જ સાધુ હતા એટલે દીક્ષા વિગેરેની ક્રિયાવિધિથી પૂરેપૂરા માહિતગાર હતા. તેણે આઝાદને દાખલ કરાવી આપવાનું કામ માથે લીધું અને ઘણી જ સિફતથી સફળતાપૂર્વક પાર ઉતાર્યું.

ક્રાન્તિકારી આઝાદ મહન્તનો ચેલો બન્યો.

થોડા દિવસમાં જ આઝાદે જોઈ લીધું કે મહન્તની ગાદી પચાવવી ભારે પડે એમ છે. પુસ્તકથી કંટાળેલા આઝાદને શિરે ગુરુમુખીના અક્ષરો શીખવાનું કઠિન કામ આવી પડયું. આખો દિવસ હાથમાં માળા રાખીને 'જપજી' નું રટણ કરતાં કરતાં તેને કપાળે પરસેવો વળી જતો. તેને એક દિવસ પણ અહીં ચેન પડે તેમ નહોતું: આખરે ખૂબ કંટાળીને તેણે પોતાના મિત્રો ઉપર સંદેશો મોકલ્યો. "મને અહીં જરા ય ફાવતું નથી. હવે તો ગળા સુધી આવી ગયો છું, જલદી આવો." બનારસથી તુરત જ સ્વામી ગોવિંદપ્રકાશ અને મન્મથનાથ ગુપ્તા આઝાદને મળવા આવ્યા. મહન્ત કે તેના બીજા કોઈ પણ માણસોને જરા યે વહેમ ન આવે એટલા માટે ખૂબ સાવચેતી રાખવામાં આવી. સ્વામી ગોવિંદપ્રકાશ તો સાધુ હતા જ. મન્મથનાથ ગુપ્તાએ પણ જાણે પોતે મહન્તના મોટા ભક્ત હોય એવો ઢોંગ કર્યો. ગોવિંદપ્રકાશે મહન્તને મન્મથનાથની ઓળખ આપી. 'આ એક હિન્દુ સદ્‌ગૃહસ્થ છે. મારા ઓળખીતા

છે આપના પરમ પ્રેમી અને પ્રશંસક છે આપના નામ અને કામ વિષે તો એ ઘણા વખતથી પરિચિત હતા હવે તે આપના પ્રત્યક્ષ દર્શનનો લાભ લેવા આવ્યા છે ' ગુપ્તજીએ પણ પોતાનો વેશ બરાબર ભજવ્યો મહન્ત સાથે ધર્મ સંબંધી એક અચ્છા જિજ્ઞાસુની પેઠે ચર્ચાઓ કરી અને તેમને ખુશ ખુશ કરી દીધા આમ મહન્તને પ્રસન્ન કર્યા પછી મઠ જોવાને બહાને ચંદ્રશેખર આઝાદને મળવા ગયા

મિત્રોની પરસ્પર દૃષ્ટિ મળી મિત્રોને જોઈને આઝાદના મુખ ઉપર આછું સ્મિત ફરક્યું થોડી વાર પછી જ્યારે બધા ચેલાઓ આઘાપાછા થઈ ગયા ત્યારે બન્ને મિત્રોએ આઝાદને ધીરજ આપી અને કાયમના સુખ માટે થોડા દિવસ કષ્ટ વેઠી લેવા કહ્યું આઝાદે જવાબ આપ્યો "ગુરુમુખીના અક્ષરો ઉકેલતા ઉકેલતા તો મારી આંખો ફૂટી જવા આવી અને આ સાલો મહન્ત જલદી મરે એવું લાગતું નથી સાલો ખૂબ દંડ પીલે છે ને દૂધ પીએ છે" આમ છતાંયે મિત્રોએ તેને દળની આર્થિક મુશ્કેલીઓનો ખ્યાલ આપી માત્ર થોડા વધારે દિવસ ખેંચી કાઢવાની સલાહ આપી અને છતાંયે બનારસ ગયા પછી જે નિર્ણય થાય તે જણાવવા કહ્યું આઝાદે બનારસના નિર્ણયની થોડા દિવસ તો રાહ જોઈ પણ વધારે વખત હવે ત્યાં ટકી શકાય એમ તેને લાગ્યું નહિ એટલે એક દિવસ તે મિત્રોના આશ્ચર્ય વચ્ચે બનારસ આવીને ઊભો રહ્યો આમ મહન્તની ગાદી ધાર્યા કરતા વધારે કીમતી જણાઈ આઝાદ ત્યાંથી ચાલ્યો ગયો એથી મહન્તને તો આઝાદ સુંદર અને હૃષ્ટપુષ્ટ બદનવાળો ચેલો ગુમાવવા બદલ લાગી આવ્યું હશે પણ આઝાદને તો બંદીજીવનમાંથી આઝાદી મળવાથી ખૂબ આનંદ થયો એ પછી ૧૯૨૩ ની સાલમા પંડિત રામપ્રસાદ બિસ્મિલની સરદારી નીચે બિચપુરીની ધાડ પાડવામા આવી તેમા આઝાદ પણ જોડાયો હતો

૧૯૨૪ મા શચીન્દ્રનાથ સન્યાલે 'ક્રાંતિકારી' એ નામની એક પત્રિકા તૈયાર કરી આ પત્રિકાઓની હજારો નકલો કરી એક જ તારીખે રંગુનથી પેશાવર સુધીના તમામ પ્રદેશના મોટા શહેરોમા એ વહેંચવામા આવી એમ જ દિવસે આ પત્રિકા આટલા બધા વિસ્તારમા પહોંચી ગઈ એ જોઈ સરકાર ચોંકી ગઈ અખબારોએ પણ આ વસ્તુની સારી એવી નોંધ લીધી કેટલાક અખબારોએ તો એમ પણ લખ્યું કે એક જ દિવસે રંગુન, કલકત્તા, બનારસ, કાનપુર દિલ્હી આગ્રા, લાહોર પેશાવર વિગેરે સ્થળોએ આ પત્રિકા પહોંચી એ બતાવે છે કે ક્રાન્તિકારીઓનુ સગઠન કેટલુ મજબૂત અને વ્યવસ્થિત છે, તેની શાખાઓ ક્યાં સુધી વિસ્તરી છે ' આ કાર્યમા આઝાદનો હિસ્સો કઈ જેવો તેવો ન હતો બનારસની એકેએક શાળા–કૉલેજમા આ પત્રિકા પહોંચી ગઈ હતી કેળવણીની એક સસ્થાના સચાલક પોતાના રજિસ્ટરો અને ફાઈલો ઉઘાડે છે તો દરેકમા એક એક પત્રિકા જુએ છે આ કામ કોનુ છે એ કોઈ કળી શક્યુ નહિ વસ્તુત એ આઝાદનુ પરાક્રમ હતુ આગલે દિવસે સસ્થાના એક પટાવાળા સાથે દોસ્તી બાંધી તેના દ્વારા જ આ કામની ખાનગી વ્યવસ્થા કરવામા આવી હતી આ પત્રિકા બહાર પડયા પછી ઉત્તર હિંદુસ્તાનમા પોલીસના માણસો સાવચેત થઈ ગયા હતા પણ ક્રાન્તકારીઓ તો પોતાની યોજના મુજબ કાર્ય આગળ ધપાવતા ગયા

આવા નાના નાના કાર્યો કરતા કરતા આઝાદ મોટો થતો જતો હતો અઢાર વર્ષની ઉમરમા તો તેનુ બદન પૂરબહારમાં ખીલી ઊઠયુ હતુ. તેની જુવાની હવે તેને વધારે સાહસવાળા કામોમા ઝંપલાવવા પડકાર જેવી હતી એ જ વર્ષમા ફરીને તેણે રામપ્રસાદ બિસ્મિલની આગેવાની નીચે બમરૌલીમા ધાડ પાડી આમ ધાડ પર ધાડ પાડયા છતા ય દળની અવસ્થા સુધરી નહિ ત્યારે ક્રાન્તિકારીઓની એક ખાનગી સભાએ નાની નાની ધાડ પાડવાનું છોડી દઈ 'મોટા મીર'ને મારવાની યોજના રચી એ યોજના મુજબ ૧૯૨૫ ના ઓગસ્ટની ૯મી તારીખે દસ જુવાનોએ લખનૌ મુગલસરાઈ લાઈન પર ચાલતી ટ્રેનને કાકોરી નામના એક

નાના સ્ટેશન પાસે થોભાવી. પંદર વીસ મિનિટ જેટલા અલ્પ સમયમાં જ સરકારી ટપાલના થેલા લૂંટી લીધા. રોકડ, નોટો વગેરે બધા મળીને રૂપિયા ૫૦૦૦ તેમના હાથમાં આવ્યા. પહેલાંની પેઠે જ આ વખતે પણ ચંદ્રશેખર આઝાદે સક્રિય હિસ્સો લીધો હતો. લૂંટ કરતી વખતે તે ખૂબ જોસમાં આવી ગયો હતો. ધાડના સમાચાર વાયુવેગે સારા યે યુક્ત પ્રાંતમાં પહોંચી ગયા. હિન્દુસ્તાનભરમાં આ ધાડની ચર્ચાઓ થવા લાગી. સરકાર પણ નવજુવાનોના આ સાહસથી ચમકી ગઈ. યુક્ત પ્રાંતમાં ઠેર ઠેર દરોડા પડયા. લખનૌ, કાનપુર, આલ્હાબાદ, મેરઠ, શાહજહાંનપુર, બનારસ, દિલ્હી, આગ્રા વગેરે યુક્તપ્રાંતનું એક પણ શહેર એવું નહોતું કે જ્યાં પોલીસોના દરોડા ન પડયા હોય. ટૂંક મુદતમાં જ પોલીસોએ ચાલીશ જેટલા માણસોને તો ગિરફતાર પણ કરી લીધા. બનારસના ક્રાન્તિકારીઓ ઉપર પોલીસની નજર ઘણા વખતથી હતી. એટલે કાકોરી ધાડના સમાચાર મળતાં જ પોલીસોએ બનારસના ક્રાન્તિકારીઓ ઉપર પણ છાપો માર્યો. પરંતુ મોટા ભાગના ક્રાન્તિકારીઓ તો બનારસ છોડીને કયારના રફુચક્કર થઈ ગયા હતા રાજેન્દ્ર તો ધાડ પહેલાં જ કલકત્તા બોમ્બ બનાવવાનું શિક્ષણ લેવા ગયો હતો. શચીન્દ્ર બક્ષી સિનેમા જોવા ગયા પછી ઘેર પાછો જ ન ફર્યો. મન્મથનાથ ગુપ્ત તો થોડોક વખત ગુપ્ત રહ્યા પછી પોલીસના હાથમાં આવી ગયો. શાહજહાંનપુરથી રામપ્રસાદ બિસ્મિલ, અને સરદાર રોશનસિંહ પકડાયા. અશફાક ઉલ્લાખાં અફઘાનિસ્તાન નાસી છૂટવાની તૈયારી કરતા હતા એવામાં તેમને એકાએક દિલ્હીમાં જ ગિરફતાર કરવામાં આવ્યા. આઝાદે જોયું કે બનારસમાં વધારે વખત રહેવામાં માલ નથી એટલે એક દિવસ લાગ જોઈને અલોપ થઈ ગયો. પાછળથી નાસતા ફરતા કેટલા યે પકડાઈ ગયા પણ ચંદ્રશેખર આઝાદ આખર સુધી ન પકડાયો તે ન જ પકડાયો. તેની તો પ્રતિજ્ઞા હતી કે ગમે તેમ થાય પણ જ્યાં સુધી દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી હું જીવતો શત્રુના હાથમાં કદી નહિ આવું. સરકાર ચાહે મારા મુડદાને ગિરફતાર કરે પણ મને જીવતો તો કદી નહિ જ પકડી શકે.'

બનારસ છોડયા પછી તેણે કેવી કઠિન દશામાં દિવસો ગુજાર્યાં એ આપવીતી આઝાદના જ શબ્દોમાં સાંભળીએ.

"કાકોરીની ધાડ પછી જ્યારે ઘણા માણસો ગિરફતાર થવા લાગ્યા ત્યારે હું બનારસ નાસી આવ્યો. રામપ્રસાદ, શચીન સન્યાલ, રોશનસિંહ, લાહિડી વગેરે બધા જેલમાં પહોંચી ગયા હતા. કેટલી યે વાર છોડાવવાના મનસૂબા કર્યા. તૈયારીઓ પણ કરી......જ્યારે કાકોરી કાવતરા કેસના ચુકાદાને પરિણામે ચાર જુવાનોને ફાંસી દેવામાં આવી ત્યારે તો હું પાગલ થઈ ગયો. મારા માથામાં લોહી ચઢી આવ્યું. એ વખતે મારી પાસે માત્ર એક બંદૂક હતી. કેટલી ય વાર વિચાર કર્યો કે બંદૂકને ખિસ્સામાં વીંટીને લખનૌ ચાલ્યો જાઉં અને તસદ્દુકહુસેન ખાનબહાદુર—જે કાકોરી કેસમાં પોલીસ તરફથી ફરિયાદી હતો તેને ઠાર મારી નાખું. પરંતુ લોકોએ મને સમજાવ્યો, હાથ પકડીને રોકી રાખ્યો. એથી ફાયદો ? હું જાણતો'તો કે એમનું કથન વાજબી છે. એથી કાંઈ વળવાનું નથી. પણ બીજું યે હું શું કરી શકવાનો હતો ?

મને જ્યારે લાગ્યું કે હવે યુક્ત પ્રાંતમાં રહેવાય તેમ નથી ત્યારે મુંબઈ ચાલ્યો ગયો. ત્યાં બંદર ઉપર ગોદામમાં મજૂરી કરતો હતો. જ્યારે ભૂખ લાગતી ત્યારે ગોદામમાંથી દૂધના ડબ્બાઓ લઈ કાણું પાડી ભૂકીનું દૂધ બનાવી પી જતો. મજૂરીના રોજ નવ આના મળતા હતા. રાત્રે બાર વાગ્યા સુધી ચાર ચાર આનામાં બે વખત સિનેમા જોઈ મોડી રાત્રે પાછો ફરતો અને ગોદામની ખુલ્લી ફરસબંધી ઉપર સૂઈને રાત વિતાવી દેતો. યુક્ત પ્રાંતનો મામલો કંઈક શાંત પડયો ત્યારે શું થાય છે એ જોવા ઝાંસી આવ્યો."

આઝાદના આ શબ્દો જીવનસાથીઓને મળેલી ફાંસીની સજાને લઈને તેણે ભોગવેલી દારુણ વ્યથા. અને સરકારી અમલદારો પ્રત્યેનો તેનો રોષ વ્યક્ત કરે છે. આટલી હદ સુધી માનસિક કલેશ અને પરિતાપ સહન કરતાં કરતાં પણ તેની મીટ તો ભવિષ્ય ઉપર મંડાઈ હતી. મુંબઈમાં મજૂરી કરીને કપરા દિવસો પસાર કરનો તો તે એક જ આશાએ

કે ભવિષ્યમાં તેને કામ કરવાની વધારે સુંદર તક મળે. અને તેની એ આશા ફળી. મુંબઈથી પાછા ફર્યા પછી આઝાદે ઝાંસીમાં ગુપ્ત થાણું નાખ્યું. અહીં તે અજ્ઞાત વાસમાં ઠીક ઠીક સમય રહ્યો, પણ હાથપગ વાળીને બેસી રહેવાની તો તેની ટેવ જ નહોતી. અહીં તે મોટર ચલાવતાં અને ગોળી ચલાવતાં શીખ્યો. હવે તે એટલો પાકો નિશાનબાજ થઈ ગયો હતો. કે ધાર્યું નિશાન પાડતો. આ બન્ને કામો ભવિષ્યમાં તેને ખૂબ ઉપયોગી નીવડયાં.

કાકોરી કાવતરા કેસમાં તેના કેટલા યે સાથીદારો ફાંસીને માંચડે ચડી ગયા હતા, કેટલાકને પાંચથી પંદર વરસથી લાંબી સજાઓ થઈ હતી. એ બધા જીવનના સાથીદારોથી સેકડો માઈલ દૂર બેઠો બેઠો એક પછી એક મુશ્કેલીઓ પડતાં તે વધારે ને વધારે ઘડાતો ગયો. પાસાઓ ઉપર પહેલ પાડતાં તે જેમ વધારે ચમકી ઊઠે તેમ મુશ્કેલીઓ, નાસભાગ, અને અણધારી આફતોથી તે એક લડાયક વીર યોદ્ધાના રૂપમાં ચમકી ઊઠયો.

કાકોરી કેસ પછી સરકારે જે સખત હાથે કામ લીધું, પોલીસ નાસતા ફરતા આરોપીઓને શોધવા માટે ઠેર ઠેર જે દરોડા પાડતી હતી. એથી કેટલા યે ક્રાન્તિકારીઓ ઢડા પડવા માંડયા હતા. કાકોરી કેસ પૂરો થતાં સુધી કોઈ જ પ્રવૃત્તિ હાથ ન ધરવી, નહિ તો પકડાયેલાને વધારે સજા થશે એવા નરમ વિચારો કરતા તેઓ થઈ ગયા હતા. પણ ચંદ્રશેખર આઝાદને રાહ જોવાપણું નહોતું. ઝાંસીમાં તેણે નવા નવા ક્રાન્તિકારો સાથે સંબંધો બાંધી દળને મજબૂત બનાવ્યું. રાજગુરુ. સદાશિવ, ભગવાનદાસ વગેરેનો તેને ત્યાં જ જોટો થયો. જૂના ક્રાન્તિકારીઓની સલાહ મુજબ ચંદ્રશેખરે જો કે હજી એક પણ પગલું ભર્યું ન હતું. પણ જ્યારે કાકોરી કેસ પૂરો થયો, સજાઓ થઈ, અપીલો થઈ, અને પોતાના સાથીદારો ફાંસીએ પણ ચડી ગયા એ પછી પણ જ્યારે પેલા જૂના ક્રાન્તિકારીઓના પેટનું પાણી ન હલ્યું ત્યારે આઝાદથી ન રહેવાયું. એ જ *અરસામાં તેને ભગતસિંહ અને ભગવતીચરણ જેવા* સાથીદારો મળી ગયા. એમની મદદથી તેણે પોતાનું કામ આગળ વધાર્યું. અજમેર, પંજાબ અને યુક્ત-પ્રાંતમાં ફરીને તેણે સંગઠન ઊભું કરવા માંડયું. હથિયારો એકઠાં કરવા માંડયાં. રૂપિયાની જરૂર ઉભી થતાં નાની નાની ધાડો પણ પાડી. ધાડોમાંથી મળેલા રૂપિયાનો તે ચોક્કસાઈથી ક્રાન્તિકારી કાર્યોમાં જ ઉપયોગ કરતો. મોજશોખને માટે ક્રાન્તિકારીના જીવનમાં બિલકુલ સ્થાન હોય જ નહિ અને આઝાદ તો એક આદર્શ ક્રાન્તિકારી હતો. ૧૯૨૯ની એક વાત તેની સાદાઈ અને કરકસર કેટલી હદ સુધી જતી હતી તેનું સરસ દૃષ્ટાંત રજૂ કરે છે. વડી ધારાસભામાં બોમ્બ ફેંકવાનું નક્કી થઈ ચૂકયું છે. આગ્રામાં આઝાદ, ભગતસિંહ, વિજયકુમારસિંહ વિગેરે એક મકાનમાં બેઠા છે. બટુકેશ્વર દત્ત ઘણા વખત પછી બંગાળનું પોતાનું કામ આટોપીને અહીં આવ્યો હતો. આટલા લાંબા સમયે મિત્રને મળવાનું થતાં તેનું સ્વાગત જરા સારી રીતે કરવાની તેના એક મિત્રની ઇચ્છા થઈ આવી. તે એક ડબલ રોટી ખરીદી લાવ્યો એ વખતે પૈસાની એટલી સખત તંગી હતી કે કેટલા યે દિવસો ચણા ઉપર પણ ગુજારવા પડતા હતા. આઝાદને આ વાતની ખબર પડતાં જ તે નારાજ થયો અને સાથીદારને કહ્યું 'ક્રાન્તિના કાર્ય પ્રત્યેના પ્રેમ સિવાય તેની આડે આવતા બીજા બધા પ્રેમ દરેક ક્રાન્તિકારીએ પોતાના હૃદયમાંથી ભૂંસી નાખવા જોઈએ.'

૧૯૨૮ ની સાલમાં સમસ્ત પ્રજામતને ઠોકરે મારી સાઈમન કમિશન હિંદમાં આવ્યું. ઠેર ઠેર કાળા વાવટાથી તેનું સ્વાગત (!) થયું. લાહોરમાં કાળા વાવટાના સરઘસની આગેવાની લેનાર લાલાજી પર પોલીસની લાઠી ચાલી. પરિણામે તે પથારીવશ થયા અને થોડા દિવસ પછી ગુજરી ગયા. પંજાબ આખું વીફરી ગયું. લાલાજીના ખૂનનો બદલો લેવાનો આઝાદે ઠરાવ કર્યો. ઠરાવેલી યોજના મુજબ આઝાદ, ભગતસિંહ, રાજગુરુ અને જયગોપાળ આ ચાર જુવાનોએ ડી. એ. વી. કોલેજના રસ્તા ઉપરથી સાઇકલ પર જતા સોંડર્સ પર ગોળી ચલાવી ત્યાને ત્યાં જ તેને મારી નાખ્યો. *આ જ પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ મિ. સોંડર્સે લાલાજી પર*

લાઠી ચલાવી હતી. આ પછી ધારાસભામાં બોમ્બ ફેંકતાં ભગતસિંહ અને દત્ત પકડાઈ ગયા. રાજગુરુ પકડાઈ ગયો. તેમના ઉપર લાહોર કાવતરા કેસ ચલાવવામાં આવ્યો. જયગોપાલ તાજનો સાક્ષી બન્યો. ચંદ્રશેખર આઝાદ ઉપર બે બે મુકદ્દમાઓ લટકતા રહ્યા. કાકોરી કાવતરા કેસ અને લાહોર કાવતરા કેસ. બન્ને કાવતરામાં તેણે આગળ પડતો ભાગ લીધો હતો એમ કોર્ટમાં ઠરાવવામાં આવ્યું. એ પકડાયો હોત તો તેને ફાંસી જ મળત એ વિશે કોઈને શંકા નહોતી.

ભગતસિંહ રાજગુરુ વગેરેને જેલમાંથી નસાડી મૂકવા માટે આઝાદે મહિનાઓ સુધી પ્રયત્ન કર્યો પણ એમાં તેને સફળતા ન મળી.

આઝાદે જોયું કે તેની આટલાં આટલાં વર્ષોની મહેનત નકામી જતી હતી. દેશના હીર જેવા જુવાનો એક પછી એક ફાંસીએ લટકતા જતા હતા. દસ વર્ષ જેટલા ટૂંકા ગાળામાં તેના કેટલા યે દિલોજાન દોસ્તોને તે વિદાય આપી ચૂક્યો હતો. ભગતસિંહ, સુખદેવ, રાજગુરુ પણ એ જ વિકટ માર્ગ પ્રતિ પ્રયાણ કરતા હતા એમ તેને ખાતરી થઈ ચૂકી હતી. ધીરે ધીરે તેને વિચારો આવવા માંડ્યા; " વર્ષોનો પરિશ્રમ, ભૂખ, તરસ, થાક ઉજાગરા વગેરે વેઠીને રાત-દિવસ કરેલી અખંડ સાધના, સગાં, વહાલાં, ભાઈ, બેન, કુંટુંબ વગેરેનો ત્યાગ કરીને આવેલા આટલા બધા નવલોહિયા જુવાનોનું તપ, આ બધાનો આખરે આવો જ અંજામ? તેને મુક્તિ મેળવવા માટે દેશની આઝાદી હાંસલ કરવા માટે સ્વીકાર કરેલાં આતંકવાદનાં સાધનમાં કંઈક ખોટ છે એવું લાગ્યું. ધીરે ધીરે તે ઉદાસીન થવા લાગ્યો. તેણે પોતાના બધા બાકી રહેતા સાથીઓને બોલાવી તેમની પાસે પોતાના વિચારો રજૂ કર્યા અને પોતાને હાથે જ ક્રાન્તિકારી દળ વિખેરી નાખ્યું. પણ એથી યે તેને ચેન પડ્યું નહિ. જેલની અંદર સડતા અને મોતની વાટ જોઈને બેઠેલા પોતાના સાથીદારો ભગતસિંહ વગેરેને તે છોડાવવા માંગતો હતો. મહાત્મા ગાંધી કોઈ કારણસર દિલ્હી આવ્યા હતા. આઝાદે તેમને નીચેની મતલબનો સંદેશો મોકલ્યો હતો: 'અમારો વિશ્વાસ આ ત્રાસવાદમાંથી ઊઠી ગયો છે. એટલે હવે તમારે ભગતસિંહ અને બીજા ક્રાન્તિકારીઓને છોડાવવા જોઈએ. એ છૂટશે તો તો ઠીક છે, અમે બધા દેશની સેવાના કામમાં લાગી જઈશું, પણ તમારા પ્રયત્નો પછી પણ સરકાર એને નહિ છોડે તો દેશભરના જુવાનો પ્રતિહિંસાની જ્વાળાથી સળગી ઊઠશે અને આજ સુધીમાં નહિ જોયેલા વિપ્લવનો સરકારને સામનો કરવો પડશે' એ પછીનો ઈતિહાસ સૌ જાણે તેટલો તાજો છે. મહાત્મા ગાંધીના પ્રબળ પ્રયત્ન પછી પણ ભગતસિંહ વગેરે ન છૂટી શક્યા. રાવી નદીને કિનારે ભગતસિંહ રાજગુરુ અને સુખદેવને ફાંસીને માંચડે ચડાવી દેવામાં આવ્યા તથા બીજાઓને પાંચ વર્ષથી પંદર વર્ષ સુધીની જુદી જુદી સજાઓ થઈ.

ભગતસિંહ ગિરફતાર થયા પછી પણ આઝાદે પોતાનું કામ ચાલુ રાખ્યું હતું એવી હકીકતો મળે છે. તેણે જે જે કાર્યો કર્યાં એ બધાં તેને એક મહાન સેનાપતિ અને સંગઠનકર્તાનું પદ અર્પે છે.

દુર્ગાદેવી, પ્રકાશવતી, ભગવતીચરણ, યશપાલ, હંસરાજ વાયરલેસ અને એવા બીજા અનેકને તેણે પોતાની પાંખમાં લઈ તેમની આગળ વીરતાનાં કામો કરાવ્યાં. વાયસરોયની ગાડી ઉપર ફેંકવામાં આવેલો બોમ્બ, તથા ગટોદિયા સ્ટોરની લૂંટ, પંજાબનાં મોટાં શહેરોમાં એક જ વખતે ઓટોમેટિક (સ્વયં ચલિત) બોમ્બ ફોડવાની યોજના વગેરે ચંદ્રશેખરનાં રાજકીય કાર્યોને ફાળે જાય છે. પણ પહેલાં જેમ કહ્યું છે તેમ ચંદ્રશેખર હવે જિંદગીને કિનારે આવી પહોંચ્યો હતો. અત્યાર સુધીમાં તેણે રામપ્રસાદ બિસ્મિલથી માંડીને અનેક સાથીઓને ફાંસીને માંચડે ચડી જતા, ગોળીથી વીંધાઈ જતા, બોમ્બથી કુરચા થઈ જતા કે સાગરપારના કાળાપાણીના ટાપુમાં નરકયાતના ભોગવવા જતા જોયા હતા. અને પોતાને અત્યાર સુધી એવો એક પણ પ્રસંગ મળ્યો નહોતો. એથી તેને હૃદયમાં ઊંડો ઘા લાગ્યો હતો. બરાબર એ જ સમયમાં તેને એવી તક મળી ગઈ, જેણે તેનું મૃત્યુ ઉજાળી દીધું.

વીરભદ્ર તિવારી નામનો એક માણસ કાનપુરના આઝાદના મંડળમા જોડાઈને પોલીસને બાતમી આપતો હતો થોડા જ વખતમા આઝાદને આ વાતની ખબર પડી જતા જ તેણે કાનપુરની બધી જ વ્યવસ્થા બદલાવી નાખી અને પોતે અલહાબાદમા આવીને રહ્યો

એક દિવસ અલહાબાદના આલ્ફ્રેડ પાર્કમા સેનાપતિ આઝાદ સુખદેવરાજ નામના પોતાના એક સાથી સાથે આટા મારી રહ્યા છે એવામા તેણે વીરભદ્ર તિવારીને પાસેની સડક પર જતો જોયો તુરત જ તેણે સુખદેવરાજ આગળ પોતાનુ આશ્ચર્ય પ્રકટ કર્યું 'આ અહીં ક્યાથી ?' તિવારી તો એક જ મિનિટમા તેમની આખ આગળથી દૂર થઈ ગયો હતો આઝાદને પહેલા તો કંઈક વહેમ પડ્યો પણ પછી થયુ કે તેની નજર તો આ બાજુ નહોતી તેણે મને નહિ જોયો હોય એમ વિચારી તે એક ઝાડની નીચે પોતાના સાથીદાર સાથે નિરાતે બેસીને વાતો કરવા લાગ્યો થોડી વાર થઈ એટલામા છૂપી પોલીસનો ડેપ્યુટી ઇન્સ્પેક્ટર વિશ્વેશ્વરસિંહ પોતાના એક સાથી મિ ડાલચદ સાથે ત્યા આવ્યો ડાલચદે આઝાદને પહેલા જોયો હતો એટલે તેને ઓળખી કાઢતા તેને વાર લાગી નહિ એ જ આઝાદ છે એવી ખાતરી કરી લીધા પછી વિશ્વેશ્વરસિંહે છૂપી પોલીસના સુપ્રિન્ટેન્ડન્ટ મિ નૉટ બાવરને તાત્કાલિક ખબર પહોચાડ્યા અને પોતે આઝાદની ચોકી કરવા લાગ્યો થોડી વારમા જ નાટ બાવરની મોટર આવી પહોચી આઝાદથી દસેક ગજને અંતરે આવીને તેણે મોટર ઊભી રાખી અને તુરત જ તેની સામે રિવૉલ્વર તાકીને હુકમ કર્યો ' Hands up ' આઝાદ કોઈ પણ ટોકરી માટે તૈયાર જ હતો તુરત જ તેણે પણ પોતાની તૈયાર પિસ્તોલ તાકીને ગોળી છોડી નોટ બાવરે પણ ઘોડો દબાવી દીધો હતો આઝાદની જાગમા ગોળી વાગી સામે આઝાદનો ઘા પણ ખાલી ગયો નહિ તેની પિસ્તોલમાથી છૂટેલી ગોળી નૉટ બાવરના હાથને વીંધતી ગઈ ઘાયલ થવાને પરિણામે નોટ બાવરના હાથમાથી રિવૉલ્વર પડી ગઈ તુરત જ તે ત્યાથી ખસીને એક ઝાડની આડો લપાયો આઝાદે પણ એક ઝાડની ઓથ લીધી આ બધુ વીજળીની ઝડપથી બની ગયુ એટલામા બીજી પોલીસટુકડી પણ મદદે આવી પહોચી અને આઝાદને ઘેરી વળી

ગોળીઓની સામસામી પ્રાથમિક ઝપાઝપીનો લાભ લઈ આઝાદનો સાથી સુખદેવરાજ નાસી ગયો હવે એક બાજુ આઝાદ અને બીજી બાજુ તેના દળબળ સહિત સરકારી પોલીસપાર્ટી આઝાદની રિવૉલ્વરમાથી ધડાધડ ગોળીઓ છૂટવા માડી જે ઝાડની ઓથે નોટ બાવર છુપાયો હતો તે ઝાડનુ થડ જ જાણે કેમ નોટ બાવર હોય તેમ તે આઝાદની ગોળીઓનુ નિશાન બન્યુ નોટ બાવરનો હાથ નકામો થઈ જવાથી તે ગોળીમાર કરી શકે એમ નહોતુ પણ બીજી બાજુ ઝાડીની ઓથે છુપાઈને વિશ્વેશ્વરસિંહ આઝાદ ઉપર ગોળીઓ છોડવા લાગ્યો આઝાદે નિશાન બદલ્યુ આગ વરસાવતી રિવૉલ્વરનુ મુખ નાટ બાવરની ઉપરથી ખસીને વિશ્વેશ્વરસિંહ તરફ ફર્યું એક ગોળી છૂટી ને ડેપ્યુટી સુપ્રીના જડબાને વીંધતી ગઈ પણ હવે તો એક આઝાદ ઉપર ચારે તરફથી ગોળીઓ છૂટતી હતી તે એટલો સખત રીતે ઘવાયો હતો કે નાસી શકાય તેમ ન હતુ તેની જાગનુ હાડકુ તૂટી ગયુ હતુ તેનુ શરીર હવે અસંખ્ય ગોળીઓથી વીંધાઈને નવરાતરના ગરબા જેવુ બની ગયુ હતુ હવે આઝાદ વધારે વાર ઊભો રહી શક્યો નહિ તુરત જ તે પડ્યો વળી ગોળીઓ છૂટી તેનો પ્રાણ ઊડી ગયો છતા તેની પાસે જવાની કોઈની હિંમત ચાલી નહિ આખરે તેના મૃત શરીર ઉપર એક વધારે ગોળી છોડી તે મરી જ ગયો છે એવી ખાતરી કરી લીધા પછી સરકારી પોલીસ ત્યા આવી પહોચી આમ આઝાદે એક સ્વાતંત્ર્ય યુદ્ધના વીર સિપાહી અને સેનાપતિને છાજે એવી રીતે રણક્ષેત્રમા સામા ઘા ઝીલીને પ્રાણ છોડ્યા અને 'સરકાર ભલે મારા મૃતદેહને ગિરફતાર કરે હુ જીવતો કદી હાથ નહિ આવુ ' એ તેની પ્રતિજ્ઞા તેણે અક્ષરશ પૂરી કરી બતાવી આમ ઉત્તર ભાર

તના ક્રાન્તિકારી દળના સેનાપતિએ બ્રિટિશ સામ્રાજ્ય સામે અંત સુધી ઝઝૂમી ચિર નિદ્રાને ખોળે આશ્રય લીધો. અલ્હાબાદની જનતાએ તેના શબની માગણી કરી. પણ જનતામાં જબરદસ્ત આંદોલન મચી જશે એ બીકે સરકારે તેનું શબ આપવાની ના પાડી. પણ એથી જનતાનો ઉત્સાહ ઓસરી ગયો નહિ. તેઓએ જે ઝાડ પાસે આઝાદનો દેહ ઢળ્યો તે ઝાડને સિંદૂર વગેરે લગાવી ફૂલની માળાઓ અર્પણ કરી આઝાદનું સ્મારક ઊભું કર્યું. આમ અલ્હાબાદની પ્રજાએ શહીદીને સન્માની, આઝાદની વીરતાનાં પૂજન કર્યાં. બ્રિટિશ સામ્રાજ્યના એક કટ્ટર શત્રુનું *થતું બહુમાન પરદેશી સરકાર કેવી રીતે સાંખી શકે?* જે વૃક્ષ આઝાદના વીરોચિત મૃત્યુનું સાક્ષી બનીને ઊભું હતું અને આઝાદનાં ગુણગાન ગાતું હતું તેને સરકારે કપાવી નાખી આઝાદનું નામનિશાન મિટાવવા પ્રયત્ન કર્યો. પણ એથી તો આઝાદ પ્રત્યેની જનતાની પ્રીતિમાં વધારો થયો. આજે એ એક વૃક્ષ નહિ પણ આખો યે બાગ આઝાદનું સ્મરણચિહ્ન બન્યો. તે દિવસથી અલ્હાબાદની જનતાએ આલ્ફ્રેડ પાર્કનું નામ બદલીને આઝાદ પાર્ક રાખ્યું. આજે યે કોઈ અજાણ્યો મુસાફર અલ્હાબાદની મુલાકાતે જાય છે કે તુરત જ એ બાગ તેને આઝાદની જીવનકથા અને મૃત્યુકથાની યાદ આપે છે. અને બાગમાં ફરતો મુસાફર તેના જીવનપ્રસંગોને યાદ કરી મનમાં ને મનમાં આઝાદને હજારો ધન્યવાદ દે છે અને એ બાગની હવામાંથી દેશભક્તિ, આત્મભોગ અને બલિદાનની પ્રેરણા મેળવે છે. આઝાદ-બાગનું એક એક વૃક્ષ, એક એક પાન, એક એક ફૂલ જાણે તેનો અમર *સંદેશો હિંદની જનતાને નિરંતર સંભળાવ્યા કરે છે:*

આગે કદમ આગે કદમ આગે કદમ
યારો ફનાના પંથ પર આગે કદમ.

હિંદી જનતાના હૃદયમાં કોતરાઈ ગયેલો આઝાદનો આઝાદીનો, ફનાગીરીનો સંદેશ સરકારના ગમે તેવા પ્રયત્નો પણ કદી ભૂંસી શકે તેમ છે?

●

# અમેરિકામાં પ્રોફેસરો અને વિદ્યાર્થીઓ

## શ્રી. નગીનભાઇ પટેલ

આ યા કાગળમાં મેં અહીંના Farm & Home-week વિષે લખ્યું હતું.* આજે વિદ્યાર્થીઓના અને પ્રોફેસરોના સંબંધ વિષે લખવા માગું છું. આ એપ્રિલ માસમાં April fool (એપ્રિલ-ફૂલ) બનાવવાની એક રસમય વાત યાદ આવે છે. અહીં Cytology(કોશવિદ્યા)ના પ્રોફેસર શાર્પ આંતરરાષ્ટ્રીય રીતે જાણીતી વ્યક્તિ છે. તેમણે કોશવિદ્યાનું એક જાણીતું પુસ્તક લખ્યું છે અને તેનું જર્મન વગેરે બીજી યુરોપીય ભાષામાં ભાષાંતર પણ થયું છે. યુનાઈટેડ સ્ટેટ ડિપાર્ટમેન્ટ ઓફ એગ્રિકલ્ચર-અમેરિકાનાં સંયુક્ત રાજ્યોનાં ખેતીખાતાં (U. S. D. A.) ના ડૉ. રેન્ડોલ્ફ પણ આ વિદ્યાલય ઉપર સંશોધન કરે છે. ડૉ. રેન્ડોલ્ફ શીખવતા નથી પણ સંશોધન કરે છે. પ્રો. શાર્પે આ પોતાના સમોવડિયા મિત્રને એપ્રિલ-ફૂલ બનાવવાની જાળ પાથરી. ડૉ. રેન્ડોલ્ફ (Randolph) એ જાણીતા Cyto-geneticist છે, અને મકાઈ ઉપર કામ કરે છે. વિજ્ઞાન, વિજ્ઞાન, વિજ્ઞાન! વિજ્ઞાનનો મેનિયા યુરોપ-અમેરિકામાં એટલો બધો છે કે વિજ્ઞાનના નામે બીજાઓને કેવી સહેલાઈથી બનાવી શકાય છે તે આ વાત ઉપરથી ખબર પડશે. ૧૯૧૮માં પાસ થયેલા એક મિ. ફ્રેઝર અહીં છે અને તેઓ સ્નાતક છે. પ્રો. શાર્પ અને મિ. ફ્રેઝરે મળી એક તર્કટ રચ્યું. એક પક્ષી શોધી કાઢયું છે એવી વાત તેમણે ઊભી

* જુઓ 'ઊર્મિ'નો જાન્યુ. '૪૦નો અંક.

કરી તેનું નામ woopen Poofed gobiensis આપ્યુ તેનુ વૈજ્ઞાનિક ભાષામા વર્ણન લખી કાઢ્યુ અને કેટલાક ફોટા તૈયાર કર્યા તેના જીવનનો હેવાલ (life history) લખી કાઢી અને આ બધુ બનાવટી તર્કટ એક પુસ્તકના આકારમા છપાવ્યુ મિ ફ્રેઝરે એક બનાવટી નામ ધારણ કર્યું અને જાહેર કર્યું કે તેઓ અને એક બ્રિટિશ વૈજ્ઞાનિક સગ અમુક અમુક expedition (પ્રવાસટુકડી) લઈને આ પક્ષીનો તેના orignial home આદિ નિવાસમા અભ્યાસ કરવા ગયા આમ આખી યે તાર્કિક પણ સબદ્ધ રીતે ઘટના ઊભી કરી પુસ્તક છપાવી દીધુ અને આ નવુ "સશોધન' વૈજ્ઞાનિકો આગળ જાહેર કરવા Departmental clubdinner ભોજનસમારભના પ્રસગનો લાભ લીધો મિ ફ્રેઝર બનાવટી દાઢી ગાવી આવ્યા ખાણા વખતે તેઓ તબિયતને કારણે નહિ આવી શકે એવો તાર કર્યો પણ ખાણુ પુરુ થઇ ગયા પછી આવી શકશે અને પોતાનુ સશોધન વૈજ્ઞાનિકો આગળ રજૂ કરશે એવો તાર કર્યો ખાણા વખતે એક બીજાની સાથે બેસે ને હાજર રહે તો જણાઈ જાય એટલે ખાણુ થઈ રહ્યા પછી એક દાઢીવાળા માણસ (મિ. ફ્રેઝર) આવ્યા અને પોતાનુ "નવુ સશોધન" રજૂ કર્યું સર ફનાણા સાથે પોતે ગોબીના રણમા ગયા, અને ત્યા એક ઝરા oasis આગળ આ એક નવુ પક્ષી વુપન પુફ્ડ ગોબીએન્સીસ શોધી કાઢ્યુ અને તેના જીવનના ઇતિહાસનો અભ્યાસ કર્યો અને પોતે બનાવેલી Slides (ચિત્રતકતીઓ) પણ વૈજ્ઞાનિકોને બતાવી શરૂઆતમા તો પ્રો શાર્પનો વિચાર માત્ર ડૉ રેન્ડો ફ્રેને એપ્રિલ-ફૂલ બનાવવાનો હતો, પણ પાછળથી વનસ્પતિશાસ્ત્રના બધા જ માણસોને એપ્રિલ ફૂલ બનાવ્યા વૈજ્ઞાનિકોએ આ બધુ માન્યુ પણ જ્યારે ભાષણ પૂરુ થઈ ગયુ તેના ઉપરની ચર્ચા પણ પૂરી થઈ ગઈ ત્યારે મિ ફ્રેઝરે પોતાની દાઢી કાઢી નાખી ! બધા વૈજ્ઞાનિકોને લાગ્યુ કે બધાને મૂર્ખા બરાબર બનાવ્યા ! આ નવા પક્ષીના વર્ણનની પુસ્તિકા યુરોપ-અમેરિકાના અગ્રગણ્ય પુસ્તકાલયોમા મોકલવામા આવી યુરોપના એક વૈજ્ઞાનિકે પોતે કરેલા અખતરાના-સશોધનના લેખમા આ પુસ્તકનો ઉલ્લેખ(reference) પણ કર્યો આમ તેઓ પણ મૂર્ખા બન્યા આ બધુ જ તર્કટ હતુ પણ વિજ્ઞાન વિજ્ઞાન ની જેને લત લાગી છે તેઓને આવા વૈજ્ઞાનિક તર્કટથી કેવા મૂર્ખા બનાવી શકાય છે, તે આ દાખલા ઉપરથી જણાશે આ વાત ઘણા વર્ષ પહેલા બનવા પામી હતી, અને જ્યારે એપ્રિલ માસ આવે છે ત્યારે આ વાત સ્મરણમા તાજી કરવામા આવે છે

Departmented Dinner (સસ્થાનું સઘ ભોજન) વખતે પ્રોફેસરો અને વિદ્યાર્થીઓનો સબધ બધાય છે અને તે ગાઢ થતો જાય છે દરેક ખાતામા જુદી જુદી ક્લબો હોય છે અને આ ક્લબોની મીટીંગ નિયમિત રીતે ભરવામા આવે છે અમારા Plant Breeding(છોડઉછેર)ના ખાતામા આવી એક ક્લબ છે તેને Synapsis club (સીનેપ્સિસ ક્લબ)ના નામથી ઓળખવામા આવે છે સિનેપ્સિસ એટલે સંયોગ થવો કોશવિદ્યાની આ પરિભાષા છે પહેલા સત્રમા જ્યારે આ સીનેપ્સિસ ક્લબની મીટીંગ ભર વામા આવી ત્યારે પ્લેન્ટ બ્રીડીંગમા પ્રો લવે (જેમણે statistial methods નામનુ પુસ્તક લખ્યુ છે) બહુ સરળ ભાષામા આ ક્લબનો હેવાલ આપ્યો હતો અને તે વખતે આ ક્લબનો શો આશય છે તે આ શબ્દોમા વ્યક્ત કર્યું હતું —

Mr Norton suggested the name "Synapsis" to the club, which was at once taken up Dr Webber who established the plant-breeding department at Connel University, used to explain very beautifully the idea of chromosome pairing with that of the coming to gether of the human being who came in contact, i e 'synaped', and then parting took away with them the units of knowledge Chromosomes are the bearers of hereditary units They come together, synapse, and exchange these hereditary units The men in the club come from various

places and countries, just like the chromosomes.

મહિનાના બીજા અને ચોથા સોમવારે સીને-પ્સિસ ક્લબની મીટીંગ ભરાય છે અને અમારા વિષયને લગતા મુદ્દાઓ ઉપર જાણીતા વૈજ્ઞાનિકને બોલાવી ભાષણ કરાવડાવે છે. આ ક્લબમાં પહેલું ભોજન અને ત્યાર બાદ ભાષણ–ખાણું પકાવવાનું. વિદ્યાર્થીઓએ બે ત્રણ વિદ્યાર્થી અને પ્રોફેસરને આવી એક કમિટી દર વખતે નીમવામાં આવે છે અને આ કમિટી ખાણું તૈયાર કરે. અમારો પણ એક દિવસે વારો આવ્યો હતો અને તે વખતે અમે હિંદી ખાણું પકવ્યું અને પીરસ્યું હતું. લોકોને ગમ્યું પણ હતું. આ ક્લબમાં ૬૦-૭૦ માણસો આવે છે. વિદ્યાર્થીઓ — ખાસ કરીને પોસ્ટ ગ્રેજ્યુએટ વિદ્યાર્થી અને ખાતાના બધા પ્રોફેસરો. ડૂંગળીની બનાવેલી કચુંબર ખાસ કરીને આ લોકોને ગમી હતી. આવાં ત્રણ ખાણાં માટે દરેક મેમ્બર પાસેથી એક ડોલર લેવામાં આવે છે. ઘણા વખત પહેલાં આ બે ત્રણ વિદ્યાર્થીઓ અને પ્રોફેસરની બનેલી સ્વયંપાકી કમિટી રકાબીઓ પણ ધોતી. પણ હવે વખતના અભાવે બહારનો માણસ રોકી આ કામ કરાવી લેવામાં આવે છે. ખાણું થઈ રહ્યા પછી વક્તા પોતાનું ભાષણ કરે છે. ખાણા દરમિયાન નીચેના બે નિયમો ખાસ કરીને પાળવામાં આવે છે :

1 Faculty members must not sit together–they are just as good or bad (?) as the others.

2 No new students or members can sit together.

એટલે કે બે પરિચયવાળાઓ અને બે નવાઓ બાજુબાજુમાં બેસી ન શકે.

એક બીજાને પરિચય વધે — વિદ્યાર્થીઓની અંદર અંદર અને વિદ્યાર્થી અને પ્રોફેસરો વચ્ચે પરિચય વધે — એક બીજાની વધુ નિકટ આવે એ માટે આ બે કાયદા (!) ઘડવામાં આવ્યા છે. ખાણું એ સામાજિક પ્રસંગ છે. દિવસે એક બીજાને મળવાના પ્રસંગ ન આવે પણ ખાણું એ પ્રસંગ એવો છે કે ઘણા વખત સુધી એક બીજાને ન મળી શકાયું હોય તો ખાણા વખતે મળી શકાય અને પરિચય વધારી શકાય. માત્ર પ્રોફેસરો અને વિદ્યાર્થીઓ આવી ક્લબો દ્વારા એક બીજાને સારી રીતે જાણી શકે છે. વાતચીત પણ જુદા જુદા વિષયો ઉપર કરવામાં આવે છે. ભણવા વિષેની વાતચીત ભાગ્યે જ આવે સ્થળે કરવામાં આવે છે. આવી ક્લબો બીજાં બધાં ખાતાંમાં છે.

તહેવારોના કેટલાક પ્રસંગોએ પ્રોફેસરો વિદ્યાર્થીઓને પોતાને ઘેર જમવા બોલાવે છે. આપણે જેમ દિવાળી ઊજવીએ છીએ તેવી રીતે "જમણવારની દૃષ્ટિથી" આ લોકો Thanks giving અભિનંદન-પ્રદર્શનના તહેવારો ઊજવે છે, આ તહેવારો નવેંબરની આખર તારીખે આવે છે. પહેલા સત્રમાં મેં Rural Sociology ગ્રામ્ય સમાજશાસ્ત્રનો વિષય લીધો હતો. આ વિષય પ્રો. સેન્ડર્સન (Sanderson) શીખવે છે. પ્રો. સેન્ડર્સન ગ્રામ્ય સમાજવ્યવસ્થા-શાસ્ત્રના ખાતાના વડા છે, અને તેમણે Rural Community નામનું પુસ્તક લખ્યું છે. અભિનંદનના તહેવારે અમને–મિ. કદમને અને મને–પ્રો. સેન્ડર્સને તેમને ત્યાં જમવા બોલાવ્યા હતા. જમણ દરમિયાન આપણા દિવાળીના તહેવારો અને મોહન જો ડેરોનાં પુરાણાં ખોદી કાઢેલાં ખંડેરો ઉપર વાતચીત કરવામાં આવી હતી. તે દિવસે અહીં ઈથકામાં ખૂબ જ (મારે માટે પહેલો) બરફ પડ્યો હતો. આજે પણ ઝીણી ઝીણી બરફની ઝડીઓ (Flurries) બહાર પડે છે. લગભગ ચાર મહિના પૃથ્વી બરફથી ઢંકાયેલી રહે છે. પ્રો. સેન્ડર્સને બીજા બે ત્રણ ચીનના વિદ્યાર્થીઓને પણ બોલાવ્યા હતા. આ રીતે પરિચય અહીં થાય છે.

ગયે વખતે મેં અહીંની શિક્ષણપદ્ધતિ વિષે લખ્યું હતું. આ બીજા સત્રથી summer meetings શરૂ કરવામાં આવી છે. અમારા ખાતામાં plant breeding seminars પ્લાન્ટ બ્રીડીંગ સેમિનરની મીટીંગો ભરવામાં આવે છે. આવી મીટીંગો બીજાં ક્ષેત્રોમાં પણ ભરવામાં આવે છે. છોકરાઓને કેળવવાની

દૃષ્ટિથી જોવા જતા આ સેમિનર બહુ અગત્યનુ અને મુખ્ય અગ કહેવાય સેમિનરની મીટીગ દર અઠવાડિયે ભરવામા આવે છે વિજ્ઞાનમા છેલ્લામા છેલ્લા થયેલા વિકાસોનુ ટિપ્પણ કરવામા આવે છે અને આમાનો એક એક વિષય દરેક વિદ્યાર્થીને સોપવામા આવે છે આ વિષય ઉપર પ્રસિદ્ધ થયેલા પુસ્તકો અને સામયિકોના લેખોનો ઊડો અભ્યાસ તે વિદ્યાર્થીને કરવો પડે છે અને તે વિષયનુ છેલ્લુ સશોધન તે વિદ્યાર્થીને આ સેમિનરની મીટીંગ આગળ રજૂ કરવુ પડે છે સ્નાતકો અને પ્રોફેસરો અને બીજા તે વિષય ઉપર કામ કરતા માણસો આ મીટીંગમા હાજર હોય છે વિદ્યાર્થીએ જાણે પોતે જ સશોધન કર્યું છે અને પોતાના સશોધનના પરિણામ આ તજ્જ્ઞો ( Specialist )ની મીટીંગ આગળ રજૂ કરવાના છે છેલ્લામા છેલ્લા સશોધનના પરિણામ કેવી રીતે રજૂ કરવા અને તે અગે ઉપસ્થિત થતા પ્રશ્નોના જવાબ કેમ આપવા આ બધી વસ્તુઓનો વિદ્યાર્થીને અભ્યાસ કરવો પડે છે અધ્યાપકો પણ તેને પ્રશ્નો પૂછે છે અને બીજા વિદ્યાર્થીઓ પણ તે વખતે તેને પ્રશ્નો પૂછે છે કેળવણી આપવાની દૃષ્ટિએ આ સેમિનર મને સારી લાગે છે વિદ્યાર્થી તેથી જવાબદાર વધારે થાય છે સેમિનર એટલે અમુક ક્ષેત્રના અભ્યાસીઓની સભા પ્રોફેસરો બીજા વિદ્યાર્થીઓ માફક આ સેમિનરમા હાજર રહે છે વિદ્યાર્થીને તેનાથી સારી તાલીમ મળે છે કારણ કે તેને mature પુખ્ત અભ્યાસીઓ આગળ બોલવાનું હોય છે અને પોતાના બોલવાના વિષયને અગની ચર્ચા અને પ્રશ્નોના જવાબદારીભર્યા ઉકેલ આપવાના હોય છે આવી સેમિનર દરેક ખાતામા ભરવામા આવે છે આપણી ઉચ્ચ શિક્ષણસસ્થાઓમા આ અગ ખાસ દાખલ કરવા જેવુ મને લાગે છે

●

# અંતકાળે*

## શ્રી. ટોપણ દયાળજી ઘેલાણી

મધુ પિયાસીની નાટકપાર્ટીમાં દાખલ થઈ દમદમના બગીચામા આમોદપ્રમોદ કરી પ્રભાસ ઘેર પાછો ફર્યો સવારના લગભગ આઠ વાગે

ડેલીમા દાખલ થવાના દરવાજા પાસે એક સ્ત્રી બેઠેલી હતી પ્રભાસને જોતા જ તે ઊઠીને ઊભી થઈ અને ધીમા નમ્ર સાદે બોલી "હુ તને જ મળવા આવી છુ દીકરા "

અચબો પામી પ્રભાસે કહ્યુ, 'મને મળવા ? ક્યાથી આવે છે તુ ?'

તે સ્ત્રીએ જવાબ આપ્યો 'વીણાએ મને મોકલી છે '

'વીણા ?"

પ્રભાસે એકાદ ક્ષણ પોતાના હૃદયમચ તરફ દૃષ્ટિ કરી જોયુ, વીણા, ચારુ, સુશીલા, મણિમાલા...કેટલી યે સ્ત્રીઓ હૃદયમચ ઉપર આવી કેટલી યે જાતના અભિનય કરી ગઈ હશે તેમાની આ એક વીણા! વારુ! વારુ! અચાનક કઈક વિચાર આવ્યો, આ એકનો એક આગમ આમોદ—યત્રવત્! એનો પણ કટાળો હોય છે

હૃદય નમ્ર બન્યું, પૂછ્યુ 'કાઈ સદેશો કહી મોકલાવ્યો છે ?'

સ્ત્રીએ કહ્યુ, 'શુ કહી મોકલે ? તેની અતની ઘડીઓ ગણાય છે બચે એવી આશા નથી, કેટલાયે

* બગાળીમાથી અનુવાદ, મૂળ લેખક સૌરીન્દ્રનાથ મુખોપાધ્યાય

દિવસથી રડે છે. તમને હાથે પગે પડી — વિનંતિ કરી ફક્ત એટલું જ માગે છે કે તમે તેને એક વાર મળી જાઓ. ' તે તમને મળવા માગે છે '

' મળવા માગે છે......વીણા ? '

પડદો ઊંચકાયો. અતીતનું દશ્ય નજર સામે ખડું થયું......તે વખતે તે રહેતી હતી ઝામાપુકુર મોહોલ્લાના એક ઘરમાં. બાજુમાં જ એક માળનું મકાન ધણી કોઈક ઑફિસમાં નોકરી કરતો હતો. સાંજ પછી દારૂ ઢીંચી ઘેર આવતો અને બિચારી નાની બાળ-વહુને મારતો. નિર્દય પ્રહાર ! વહુ બિચારી મૂંગે મોઢે સહન કરતી. પતિના હા-હોંકારાથી આખો પાડોશ કંપી ઊઠતો. પ્રભાસનું હૃદય ભાંગી પડતું. ત્યારે તેની ઉમર પણ કેટલી ! પ્રથમ યૌવન, આકાશમાં સોનેરી રંગ. તે રંગથી આખું યે મન સોનેરી જ રંગાઈ રહેલું હતું !

એક દિવસ બપોરને વખતે વહુ ફળિયામાં બેસી છીપર ઉપર કાંઈક વાટતી હતી. આટઆટલો અત્યાચાર સહન કરતી આવતી હતી છતાં યે રૂપ-લાવણ્ય તો વિધાતાએ તેના જ અંગ ઉપર ઢોળી દીધું હતું — જાણે દુનિયામાં જ્યાં જેટલું રૂપ જેટલું લાવણ્ય હતું તે બધુંય ! કદાચ એટલું બધું નહિ પણ હોય, પ્રભાસનાં તરુણ નયનોએ અને તરુણ મને તે વખતે એમ માની લીધું હોય એમ પણ બનવાજોગ છે.

જરા દયા – એકાદ વાર આહા ! બસ પછી પૂછવું જ શું ? વહુ એકદમ આવીને પગમાં જ લોટી પડી. તે પછી તો બારીની એક બાજુ એક જણ, બીજી બાજુ તે......બન્ને વચ્ચે કેટકેટલી વાતો થતી. મનમાં છાનાં છાનાં કેટલાં યે સ્વપ્નચિત્રો રચાતાં ! આ કઠણ, હૃદયહીન પૃથ્વીની બહાર છે સ્વપ્નનું તે રાજ્ય – પહેલેથી છેલ્લે સુધી ઇંદ્રજાળની માયાથી રચેલું ભરેલું......અહીંથી ભાગી જઈ તે રાજ્યમાં જો પહોંચી શકીએ......

બન્યું પણ તેમ જ. તરુણ મનમાં દુર્નિવાર્ય લોભ જાગ્યો ! રાતે નવ વાગે બહાર ગામ જવું છે કહી પ્રભાસ લગેજ લઈ ગયો રેલવે સ્ટેશને. ટ્રેનમાં ચડ્યો નહિ; સ્ટેશન ઉપર પોતાનો લગેજ કોઈને સાચવવા સોંપી આવી મધરાતે તે પાછો આવ્યો ઘર પાસે. બારણાં પર ધીમો ટકોરો ! વહુ જાગતી જ બેઠી હતી. પીધેલો ધણી વરંડામાં ચત્તોપાટ પડ્યો હતો...વહુ એકદમ ઘરની બહાર આવી ઊભી. નજીકમાં જ ઊભી હતી એક ટેક્સી...ટેક્સીમાં બેસી બન્ને જણાં......

છાતી ધડકતી હતી. બીક...લાજ...શરમ...શું શું નહિ ? પાતાળ ફાડી સામે આવી ઊભો જાણે નાનપણમાં સાંભળેલી વાર્તામાંહેલો પેલો વિરાટ દૈત્ય. ગૃહસ્થઘરની વહુ, ભલે ને ગરીબ......તેને લઈને તે આમ ક્યાં ચાલ્યો ?

ટેક્સી સ્ટેશને જઈ ઊભી રહી. ટેક્સીમાંથી ઊતરી લગેજ લઈ બીજી એક ટેક્સી પકડી તેનું ફરશ-ડાંગા મહોલ્લામાં જવું, બે ચાર દિવસ ત્યાં રહી પશ્ચિમ તરફ જવું, એક મહિનો બહાર ફરી આવી ગુપચુપ કલકત્તા પાછા ફરવું, નંદન હોટેલમાં એક રૂમ ભાડે રાખી વહુને ત્યાં રાખવી...એ વહુ તે જ આ વીણા.

તે પછી બીજા બે માસ વીતી ગયા. ક્યાં ઊડી ગયું માનસમનનું-દેહમનનું તે સ્વપ્ન, તે પ્રેમ, તે માયા, તે જાદુ ! માયાનું આવરણ ખસીને પડી જતાં વાસી ફૂલની જેમ વીણા જે દિવસે નિત્યની-હમેશની બીજી મામૂલી સ્ત્રીના રૂપમાં નજર સામે આવી ઊભી તે દિવસે પ્રભાસનો મોહ ખલાસ થયો, સમસ્ત મન ઘૃણાથી કંપવા લાગ્યું, આ તુચ્છ નારીને વાસ્તે આટલું બધું ?

પ્રભાસ નાસી છૂટ્યો. જે વીણા તેને ભરોસે-વિશ્વાસે-આશ્રયે-પૃથિવી ઉપરના પોતાના એક માત્ર અવલંબનને ઠોકરે મારી ચૂરેચૂરા કરી આવી હતી તેને માટે ક્યાંય ઊભા રહેવા જેટલું સ્થાન પણ આ પૃથ્વી ઉપર ન રહ્યું. પણ પ્રભાસના મનમાં એ વિચાર સરખો યે આવ્યો નહિ !

તે દિવસથી રૂપની પણ્યશાલા×માં તે હમેશનો ખરીદદાર-ઘરાક બન્યો. વીણા સાથે ફરી મુલાકાત

× બજાર.

થઈ નહોતી વચ્ચે વચ્ચે તેની વાત યાદ આવતી ખરી. પણ એમ વિચારીને તે મનને સાંત્વના આપતો હતો કે નિરાધાર ઘર છોડી જે રસ્તાની મુક્તવિહારી માયા-મજા તેણે ચાખી છે તે રસ્તાનો આશ્રય કરી તે સુખે આનંદે રહી શકશે

પાંચ વર્ષ પહેલાંની આ વાત !

પાંચ વર્ષ પછી તે જ વીણાએ તેને બોલાવ્યો !

મનમાં થયું, જવામાં નુકસાન શું ?

તેણે કહ્યું 'વારુ, હું આવીશ ઠેકાણું?

તે સ્ત્રીએ ઠેકાણું આપ્યું, પ્રભાસે કહ્યું, સાંજ પછી આવીશ '

સ્ત્રીએ કહ્યું 'જરૂર આવજો તે બિચારી રડ્યા જ કરે છે છેવટની આશા ! આહા !'

બપોરે પ્રભાસ સૂઈ ગયો સાંજે ઊંઘ ઊડતાં વિચાર કર્યો કે વીણા પાસે જવું કાલ રાતે પારૂને (બીજી સ્નેહપાત્રી) અપમાન કરેલું હતું આ કાર્યથી એ અપમાનનો પણ બદલો સાથે સાથે લઈ શકાશે પારૂએ ધાર્યું હશે કે સાંજ પછી તે વળી પાછો તેની મહેરબાનીની યાચતો આવી ઊભો રહેશે! ભલે જાય ત્યારે તે હવે આ મજા ! પારૂ ભલે જરા થાકીને નરમ થાય

ઠેકાણું ગોતતો ગોતતો પ્રભાસ આવ્યો દરિદ્ર મલિન બસ્તીપાડામાં વર્ષાદની ઋતુ ન હોવા છતાં યે કાદવની દુર્ગંધ ભયાનક હતી આવે સ્થળે યે શું મધુ પ્યાસીઓ મધુની શોધમાં આવતા હશે! હાય રે!

જીર્ણ એક માળનું ઘર બારણા ઉપર ટકોરો મારતાં પેલી જ સ્ત્રીએ આવીને બારણું ખોલ્યું, કહ્યું 'આવ્યો તું? આવ દીકરા લાગતું હતું કે એનું કોઈ નથી પણ તારા જેવો એક તો સંભાળ લેવા આવનારો નીકળ્યો મેં એને રસ્તામાં પડેલી જોઈ ત્યાંથી લાવીને મારા ઘરમાં રાખી ગઈ'તી ગંગાસ્નાન કરવા ઘાટની એક બાજુએ પડી હતી એ વાતને હજુ મહિનો જ થયો આટલા દિવસમાં કોઈ એની પાસે આવ્યું નથી બધા ય કહેતા હતા કે હૉસ્પિટાલની ગાડી બોલાવી એને હૉસ્પિટાલમાં મોકલી આપો! બાઈ બિચારી રડતી હતી, મને કોણ જાણે કેમ દયા આવી! ઘરમાં જ રાખી, બહુ જ ડાહી છોકરી છે પણ. તેને એવી મતિ કેમ સૂઝી હશે '

બોલતાં બોલતાં એક ઓરડા પાસે આવી તે સ્ત્રીએ કહ્યું, "આ ઓરડામાં છે હાલીચાલી તો શકતી નથી પથારી ઉપર પડી રહી છે, જાણે સોનાનું ઢીમ!"

પ્રભાસની છાતી ધડકી ઊઠી આ હાલતમાં તે વીણાને જોશે એવી આશા તેણે રાખી નહોતી

પેલી સ્ત્રી તરફ ફરી પ્રભાસે પૂછ્યું, "બચે એવું જરા ય લાગતું નથી?"

સ્ત્રીએ કહ્યું "એવા ચિહ્ન તો દેખાતા નથી પાડોશમાં આ મિત્રના કુટુંબનો છોકરો ડાક્ટરી ભણે છે તે બિચારો દયા લાવી આવીને રોજ જોઈ જાય છે તે કહે છે, 'બચવાની આશા નથી' રોગ બહુ જ હઠીલો છે ને બાપુ-યક્ષ્મા જા ને દીકરા, જા ઓરડામાં જા, તને જોઈને રાજી થશે હજુ માણસોને ઓળખી શકે છે શુધસાન હજુ છે '

પ્રભાસ ઓરડામાં દાખલ થયો રોગ અને દારિદ્રની વાસથી ઓરડો જાણે ભરેલો હતો જમીન ઉપર એક પથારી પાથરેલી હતી ઘર હતું તેથી વધુ કંગાળ બિછાનું હતું રોગી આંખો મીંચી બિછાના પર પડી હતી

પ્રભાસે બોલાવી—"વીણા."

વીણાએ આંખો ઉઘાડી જોયું, એક નિશ્વાસ! પાતાલના રંધ્ર ઉપર જાણે પથ્થર ઢાંકેલો હતો તે પથ્થર ખસેડતાં કેટલા યે યુગનો સંચિત ક્ષીણ વાયુ મુક્તિ માગતા બહાર નીકળી આવ્યો! વીણાની આંખો મટકું પણ મારવા માગતી નહોતી

પ્રભાસની જીભ જ તાળવે ચોંટી ગઈ આ વીણા! પતિના કટકેટના પ્રહારો છતાં આવી મલિન, આવી પ્રાણહીન તો તે ક્યારેય જણાઈ નહોતી આની આવી દશા કેમ થઈ!

"તમે આવ્યા? ખરેખર? મને તો આશા નહોતી કે તમે આવશો" વીણા ક્ષીણ સ્વરે બોલી

પ્રભાસે કહ્યું, "બહુ દિવસથી માંદી છે?"

વીણા હસી—અતિ ક્ષીણ મલિન તે હાસ્ય.

પ્રભાસે કહ્યું, "હું હમણાં જ ડાકટરને બોલાવું છું, હવે આ ઘરમાં..."

પ્રભાસે ઘરમાં ચોતરફ દૃષ્ટિ ફેરવી. પછી એક નિસાસો નાંખી કહ્યું, "એક સારું ઘર ભાડે રાખી ત્યાં તને લઈ જઈશ, આજે જ..."

વીણાએ કહ્યું, "શા માટે? કાંઈ જરૂર નથી."

પ્રભાસના મનમાં તે પાંચ વર્ષ પૂર્વેનો પ્રભાસ જાણે ફરીથી જાગી ઊઠ્યો. વચ્ચેનાં વર્ષોની હૃદયની મલિનતા–કાળાશ ભુંસાઈ ક્યાં ય અદૃશ્ય થઈ ગઈ! પ્રભાસ વીણાના માથા પાસે આવી બેઠો.

વીણાના જીર્ણ વિવર્ણ હાથ પડેલા હતા. આ જ હાથોને પ્રભાસે એક દિવસ ગળે વીંટાળ્યા હતા–તાજાં ફૂલોની માળાની માફક! આજ એ જ હાથો......

વીણાનો હાથ પોતાના હાથમાં લઈ તેને દાબી રાખી પ્રભાસ દુઃખી સ્વરે બોલ્યો, "મેં તારા ઉપર બહુ જ અત્યાચાર ગુજાર્યો છે. વીણા! મને વહેલું કેમ ન કહેવરાવ્યું? બોલાવ્યો હોત તો હું ધારું છું કે હું આવત.

વીણાએ કહ્યું, "જેટલા દિવસ તમને હું ગમી તેટલા દિવસ તમે સાથે રહ્યા. તમને હું જે દિવસે અણગમતી થઇ તે દિવસે તમે મને તજીને ચાલ્યા ગયા. હું સમજી ગઈ. મારું તમારા ઉપર કાંઈ જોર તો નહોતું! શા માટે તમે હમેશને માટે મારી સાથે રહો? હું તમારી કોણ? પહેલાં તો મને બહુ જ દુઃખ થયું. પછી વિચાર કર્યો કે ખરેખર–આ રીસ–આ અભિમાન ખોટું છે. તે મારે માટે શા માટે પોતાનું બધું તજી દે!"

વીણાનો અવાજ રૂંધાઈ ગયો. પ્રભાસ કંઈ પણ ન બોલતાં ચુપચુપ બેઠો રહ્યો. તેની બન્ને આંખોની દૃષ્ટિ સ્થિર, અવિચલપણે વીણાના મોં સામી જ ચોંટી રહી હતી.

નિસાસો નાંખી વીણાએ કહ્યું, "હું સમજી કે હું કુળત્યાગ કરીને આવી છું. દુનિયાનો તિરસ્કાર!...મને તમે યાદ આવ્યા છતાં યે હું તમને બોલાવી શકી નહિ કે કાંઈ ખબર આપી શકી નહિ. શું બોલાવું? કયા અધિકારથી તમને બોલાવું? પાપને પંથે પડેલી હું...જેટલો વખત તમે મને મળેલા હતા, મારા થયા હતા, તેટલા વખતનું તે જ મધુર સંભારણું મારા હૃદયમાં રાખી મેં દિવસો ગુજાર્યા. નસીબ મારું! હું સુખ ભોગવી શકું એ તો કાંઈ બનવાજોગ નહોતું, પણ...." એક લાંબા નિશ્વાસની સાથે વાત વચ્ચેથી જ ભાંગીને ચૂરેચૂરા થઈ ગઈ.

હાથ હજુ યે પ્રભાસના હાથમાં હતો. પ્રભાસના મોંમાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. તેના મનમાં જાગ્રત થયો હતો યૌવનનો તે વન્યાસ્રોત–તે સ્રોતમાં શરીરો ઝંપલાવી તણાયાં હતાં વીણા અને તે પોતે. માથે આકાશ નીલ નિર્મલ જ્યોત્સ્નાથી ભરેલું. નીચે પૃથ્વીના વક્ષઃસ્થળ ઉપર પણ તે જ જ્યોત્સ્નાની માદકતા!

વીણા પાછી બોલવા લાગી, "કેટલી યે વાર મનમાં વિચાર આવ્યો કે આના કરતાં ધણીનો–સ્વામીનો માર ખાઈ ખાઈને જો મરી ગઈ હોત તો ય આવે ટાણે પાંચ જણ આવીને પાસે તો ઊભત! મનમાં ઘણું યે દુઃખ થતું, જ્યારે સુખ મારા નસીબમાં નહોતું ત્યારે સુખની આશા શા માટે કરી...? તેથી જ તો આજ આમ એકલી અટૂલી પડી રહી છું ને! કોઈની સામું જોઈ દયા માંગી શકું એવું મોઢું પણ મેં રાખ્યું નથી. શરીરને રાત દિવસ આ વ્યાધિમાં બાળીને ખાખ કરી નાંખ્યું છે!......છતાં...સાચું કહું છું. હું હલકટ નથી, મેં મારી જાતને બગાડી નથી."

વીણા ચૂપ રહી. તેની બન્ને આંખોને ખૂણે બે ટીપાં આંસુ – મોતીની જેમ ઝળકી રહ્યાં હતાં.

પ્રભાસનું હૈયું ધબકી ઊઠ્યું. રૂંજતે સાદે તેણે કહ્યું, "મને માફ કર, વીણા! ખરેખર મેં..."

મ્લાન મૃદુ હસી વીણાએ કહ્યું, "મેં

ઉપર રીસ અભિમાન કર્યું નથી હું તમને સાચેસાચ ખરા મનથી ચાહું છુ તમારા જીવનમા મારુ સ્થાન ક્યા હુ કોણ તેનો પણ મે વિચાર કરી જોયો છે માણસ કેટલા યે રમકડા લઈ રમે છે હુ તમારે મન એક રમકડાથી વધુ કઈ જ નહોતી સમજી ત્યારે પણ મારે મન તો તમે

અશ્રુના વેગથી વાત આગળ કહી શકાઈ નહિ નિશ્વાસ નાખી વળી વીણાએ કહ્યુ પતિને ચાહીશ એમ ધાર્યુ હતુ પણ તેમ થઈ શક્યું નહિ એવો અવકાશ જ મળ્યો નહિ હુ માત્ર તેમનાથી ડર્યા જ કરતી પહેલા દિવસથી જ ગાળાગાળી અને મારપીટ દુનિયા શુ છે હુ કોણ છુ બધુ ય હુ ભૂલી ગઈ હતી તે પછી તે દિવસે જે દિવસે હું ફળિયામા બેઠી બેઠી કામ કરતી હતી ત્યારે તમે મને બોલાવીને મારી સાથે વાત કરી તે દિવસે પૃથ્વીને મે જાણે પહેલવહેલી જોઈ કે જે પૃથ્વીનુ હુ સમજણી થયા પછી હમેશા સ્વપ્ન જોતી હતી હવે પડી પડી વિચાર કર્યા કરુ છુ કે બધાય બધન તોડી હુ કેવી રીત નસી આવી શકી! સ્નેહનો–પ્રેમનો જે મોટો સમુદ્ર તમે ક્યાસ્થી મારી સામે મૂકી દીધો તે સમુદ્રના મોજામા મા–બાપ ભાઈ–બહેન એમના નામ સુદ્ધા તણાવી દેતા મને મનમા જરા પણ દુ ખ થયુ નહિ! તે દિવસે મે કોઈનો પણ વિચાર કર્યો નહિ તેથી જ ઘણુ કરીને ભગવાને મને અંતકાળે આ શિક્ષા કરી જણાય છે! આજ ક્યાય મારુ કોઈ સગુ નથી’

વીણાની આખોમા અજસ્ર અશ્રુધારા ચાલી પ્રભાસ બોલ્યો કોઈની સાથે તારો મેળાપ થયો નથી આ પાચ વર્ષમા?

ના, જ્યારે તમારી સાથે રહેતી ત્યારે તમારાથી છાના બે કાગળો લખ્યા હતા મારી માને માએ તે કાગળોનો જવાબ પણ વાળ્યો નહિ તમે કદાચ ખિજાશો એમ સમજી મે તમને તે વાત કરી નહોતી તમારી સાથે સુખમા રહેતા મને એ જ વિચારો આવતા હતા કે મારી માએ મારા દુ ખો જોયા છે યાતનાઓ જોઈ છે ત્યારે આજ મારા સુખની વાત હુ માને જણાવુ શા માટે નહિ? તેથી જ કાગળ લખ્યો હતો તમારી સાથે રહેતી હતી ત્યા સુધી એક મિનિટ પણ એવો વિચાર આવ્યો નહોતો કે, મારુ એ સુખ ચોરી કરીને મેળવેલુ છે તે સુખનો મને જરા પણ અધિકાર નથી! કુલીન સ્ત્રીઓને એવા સુખનો ગર્વ શોભા આપે નહિ પછી તમે ચાલ્યા જતા પૃથ્વી મારા પગની નીચેથી સરી ગઈ! સામે જોયુ હતી પાતાળની ઊડી અતલ ખાઈ! હુ ડરી ગઈ જાણી લીધુ મારુ કોઈ નથી કોને કહું આ દુ ખની વાત? મા યાદ આવી વિચાર કર્યો કે કાગળ લખુ પણ લખી શકી નહિ માએ આગના કાગળોનો ક્યા જવાબ આપ્યો હતો? જવાબ દેવાનો રસ્તો પણ મે રાખ્યો હોય ત્યારે ને! કદાચ તેઓ મારા આ કામને લીધે ધરતીમા જ મોઢુ છુપાવીને પડ્યાં રહેતા હશે તેમને મન હવે હુ કાંઈ જીવતી નથી જ તો! મરી જ ગઈ છુ’

બોલતા બોલતા વીણાને જોરથી ઉધરસ આવી માથાથી પગ સુધીના ગાત્રો ઉધરસથી હાલી ઊઠ્યા અસહ્ય વેદના! તેનુ માથુ ઢળી પડ્યુ

પ્રભાસે હળવેથી તેનુ માથુ ઊચકીને પાછુ તકિયા ઉપર રાખ્યુ ફરીને વીણા બોલી મે ધાર્યું હતુ કે મરી જઈશ પણ મરી શકી નહિ રસ્તામા આવી ઊભી—શા માટે મરી ગઈ નહિ તે કહી શકતી નથી મરી શકી નહિ શેરીએ શેરીએ રસ્તે રસ્તે ભીખ માગી દિવસો કાઢવા માડ્યા મનમા વિચારતી કે કોઈ ને કોઈ દિવસ પણ તમને રસ્તામા ક્યાય જોઈ શકીશ તમારી સામે હાથ લાબો કરી ઊભીશ ભીખ માગીશ તમે તે જોશો—બહુ જ સારુ દેખાશે એક વખત એમ તમારી પાસે હાથ લાબો કરી લીધા પછી હુ મરીશ! આ વાત મનમા તાજી ને તાજી રાખી હુ જીવતી રહી! કેવો વિચાર! પણ ભીખ ભારે પડવા લાગી રસ્તામા માણસો દયાથી મારા અગો સામુ જોઈ રહેતા ભીખ આપવા આવતા કોઈ તો હાથ પકડીને દાબતા! હુ કપી ઊઠતી કેટલાય માણસ કેટલી રે જાતની વાતો મને કહેતા હુ નાસી છૂટતી ક્યારેક એમને ગાળો દેવા લાગતી લોકો ગાડી કહીને પજવવા લાગ્યા પણ હું કદી ગાડી

નહોતી. મહિનાઓ વીત્યા. એક દિવસ કોઈ પર્વનો દિવસ હતો. ભૂખી હતી, પર્વ નિમિત્તે લોકો કંઈ આપશે એમ ધારી રખડતી ભટકતી નદીના ઘાટ ઉપર ગઈ. અચાનક કંઈ થયું, નદીની માટી જાણે પગ નીચેથી ખસવા લાગી. આંખે અંધારાં આવ્યાં. ચોતરફ અંધારું જણાવા લાગ્યું. હું પડી...પછી મને જ્યારે ભાન આવ્યું, જ્યારે અજવાળામાં આંખ ખોલી. મેં મને અહીં પડેલી જોઈ...આવા આફતના વખતમાં આટલી દયા કોણ કરે? કોઈ જાતની આશા નહિ...કાંઈ લાભ નહિ — આવી સ્થિતિમાં મને પોતાને ત્યાં તેડી લાવી જવાબદારી વહોરી લીધી... એવું કોણ? એ સાધારણ ચાકરડીનું કામ કરે છે, મારા પર બહુ માયા રાખે છે. એને એક દીકરી હતી. દીકરીને પરણાવી હતી. જમાઈ હતો હેવાન, ગમાર. વેવાણ પણ એવી જ. તેમનો માર ખાઈ ખાઈ છોકરી બિચારી થાકી, હિંમત હારી ગઈ; વધુ જીવી શકી નહિ. ગળામાં પોતાની સાડી વતી ફાંસો ખાઈ એક દિવસ તેણે આપઘાત કર્યો."

વીણા ચૂપ રહી. પ્રભાસે આ બધી વાત ગંભીર ચિત્તે સાંભળી.

વળી વીણા બોલવા લાગી, "તમને ખબર આપવા નહિ એમ મનમાં ધારેલું. કેટલાક દિવસ આમ વીત્યા. પણ માંદગીમાં એકલતા વધુ સહી શકાઈ નહિ! તમે કેમ છો તે જાણવા સારુ મન આકુળ-વ્યાકુળ થઈ ઊઠ્યું, તમે અગાઉ કહેલું કે ઝામાપુકુરવાળું ઘર બદલી તમે શીમલાપાડાના નવા ઘરમાં રહેવા ગયા હતા. તમે આ વાત નંદન હોટેલમાં તમે મારી સાથે રહેતા હતા ત્યારે કહી હતી. તમને બોલાવ્યા. તમને કેટલી તસ્દી આપી? કદાચ તમે ગુસ્સે પણ થયા હશો."

પ્રભાસે એની સામે જોયું.

"ગુસ્સે? ના, વીણા! પણ હું જ હવે તો તારી સેવાચાકરી કરીશ. તને આવી રીતે મરવા દઈશ નહિ. એ બનવાજોગ નથી."

વીણાએ કહ્યું, "હવે જીવવાની હોંસ નથી, શું કરવું છે જીવીને?...શાને આધારે જીવું?"

પ્રભાસ તેના મોઢા સામું જ જોઈ રહ્યો હતો. કંઈક કહેવા એના હોઠ હલ્યા. વીણા સમજી ગઈ. તે બોલી, "આ જિંદગીમાં હવે કાંઈ આશા નથી. આગળની માફક તમે મારી સાથે રહો...તોપણ નહિ. એ જીવવું હવે મને સારું નહિ લાગે.',

બહાર કંઈ ધમાલ ચાલતી હતી. કોઈ ઘરાક ફેરીવાળા સાથે કંઈ રકઝક કરતો હતો. "સૌ ઓછું દઈને ઝાઝું લેવા ઇચ્છે છે, એનો જ બધે ઝઘડો છે. એમાં જ જગતનાં દુઃખોનાં મૂળ છે." વીણા હસીને બોલી. પ્રભાસ સાંભળી રહ્યો.

એક નિસાસો નાંખી વીણા બોલી, "પણ તો ય એક ઇચ્છા કહું, હારાની માને એક દિવસ મોકલી હતી મારા પિતા રહેતા હતા ત્યાં. પણ તેઓ તે ઘર છોડી ક્યાંક બીજે રહેવા ગયા છે ઘણા દિવસથી. બાઈ માણસ તે બીજે ક્યાં ખબર કાઢવા જાય?

પ્રભાસે કહ્યું "હું તેમની ખબર કાઢી પત્તો મેળવી તેમને અહીં તેડી લાવું?"

"તમે?"

આ નાનો શો ઉદ્ગાર પ્રભાસના હૃદયમાં તીરની માફક જઈ ખૂંચ્યો. તેણે કહ્યું, "હું મારી ઓળખાણ આપીશ નહિ. કહીશ કે પાડોશમાં રહું છું, મને ખબર આપવા મોકલ્યો છે."

વીણા હસી -- મલિન તે હાસ્ય!...

પ્રભાસે કહ્યું, "તું હવે જરા ચુપચાપ પડી રહે. વધુ બોલ બોલ કર મા. આજે ઘણું બોલી..."

વીણાએ કહ્યું, "ઘણી યે વાતો કહેવાનું મન થાય છે. પાંચ પાંચ વરસની ભેગી થયેલ વાતો! અહા! તમારા શરીરનો તમને ખ્યાલ આવ્યો છે? સાવ સુકાઈ ગયા છો. શરીરને બહુ ત્રાસ આપો છો, ખરું?"

પ્રભાસે કહ્યું, "કાલે રાતે ઊંઘ આવી નથી એટલે સુસ્ત લાગે છે."–

"કેમ ઊંઘ નહોતી આવી?"

આ સવાલનો જવાબ પ્રભાસ આપી શક્યો નહિ. તે ફક્ત બોલ્યો, "સહજ, પણ તું હવે ઊંઘી જા. હું

અહીં જ છુ, ચાલ્યો જતો નથી થોડી વાર વિસામો લે, પછી વાત કરજે "

પખો બાજુમા પડેલો હતો વીણાના મો ઉપર પસીનો વળેલો હતો પ્રભાસ પખો લઈ પવન નાખવા લાગ્યો તેના માથા ઉપર હાથ ફેરવવા લાગ્યો એક લટ વાળની કપાળ ઉપર ચોટી ગઈ હતી, પસીનાથી રેશમ જેવા નરમ તે વાળ!

વીણા ઊંઘી ગઈ પ્રભાસ ઊભો થઈ હારની માને કહેવા લાગ્યો, 'જરા બહાર જઉ છે, વીણાની પાસે જ રહેજો કોઈ સારો ડૉક્ટર મળે તો તેને લાવુ"

હારની મા બોલી "જો બાપુ, એનો જીવ બચાવી શકે તો સારુ બહુ જ દુખી થઈ છે બિચારી ડાહી છે છોકરી "

પ્રભાસ ચાલ્યો ગયો થોડી વારે તે પાછો આવ્યો, દાડમ તથા અગુર લઈને સાથે એક ડાકટર પણ હતો

વીણા ઊંઘતી હતી... મ્લાન પુષ્પનતા! જોઈને પ્રભાસે નિસાસો નાખ્યો "મારા જ પાપે!"

ઊંઘમા વીણા બબડી, "મા..."

"એની પાસેથી એની માને પણ મે ઝૂટવી લીધી!" પ્રભાસે બીજો નિસાસો નાખ્યો

ત્યા તો વીણાની ઊંઘ ઊડી ગઈ તેણે આખો ઉઘાડી જોયુ ઊંચુ જેતા જ તેણે ડૉક્ટરને જોયો સફાળી બોલી ઉઠી, "કોણ?"

પ્રભાસે કહ્યુ, "ડૉક્ટર છે હુ એમને બોલાવી લાવ્યો છુ " વીણા પડખુ ફેરવી સૂઈ ગઈ ધીમે સાદે બોલી, "કોણે કહ્યુ હતુ બોલાવી લાવવાનુ? બોલાવીને શુ કરવુ છે?"

રોગીને તપાસી ડૉક્ટરે જે કહ્યુ તેથી પ્રભાસ સમજ્યો કે દીવામા તેલ નથી! હજુ દીવો બળી રહ્યો છે એ જ નવાઈની વાત છે, કોઈ પણ ઘડીએ આ દીવો હોલવાઈ શકે છે દવા કરવી ફોકટ છે ખાલી મનને છેતરવુ છે!

પ્રભાસે નિશ્ચય કર્યો કે વીણાના માબાપને ખબર આપવી નામઠામ તે જાણતો હતો, વીણાએ તેને અગાઉ કહેલુ પણ હમણા તેઓ ત્યા રહેતા નહોતા, જીવતા તો હશે ને?

તે જ રાતે તે ગયો જૂને ઠેકાણે વીણાના બાપનું નામ જગદીશબાબુ એ જૂને ઠેકાણે તેઓ નહોતા, ત્યાથી ઘર બદલી 'બનિયાટોલા' રહેવા ગયા હતા

પ્રભાસ બનિયાટોલા ગયો ત્યા તપાસ કરતા ખબર મળ્યા કે પાચ મહિના પહેલા જગદીશબાબુએ અહીંથી બદલીને એક તરફ તેમણે નવુ ઘર બધાવ્યુ હતુ તે ઘરમા તેઓ રહેવા ગયા છે. ઠામઠેકાણુ ચોક્કસ પૂછી ટેક્સી કરી પ્રભાસ દોડચો એક તરફ

ઘર મળ્યુ તે વખતે રાતના નવ વાગી ગયા હતા જગદીશબાબુ સાથે મુલાકાત થઈ વાત સાભળી લુખ્ખે અવાજે તે બોલ્યા, ' એ દીકરી તો મારે મન મરી ગઈ છે ઘણા દિવસથી તેને વળી આજ મળવુ? ના, મારે યે, ભાઈ, નાતજાતમા તો રહેવુ છે ને? બીજા પાચસાત છોકરાંઠૈયા છે, કુટુબકબીલો છે સ્નેહીમિત્રો છે ને, ભાઈ!"

પ્રભાસે બહુ કાલાવાલા કર્યા, પણ વ્યર્થ

પ્રભાસને ગુસ્સો ચડચો પણ ગુસ્સો કરવાથી કાઈ વળવાનુ નહોતું, વળી ખાસ કરીને જ્યારે આ બધાનુ મૂળ તે પોતે જ હતો

પ્રભાસ ચાલ્યો આવતો હતો

ટેક્સીનુ મશીન રસ્તામા બગડી ગયુ, કોઈ રીતે ચાલુ થતુ ન હતુ પ્રભાસે ટેક્સીવાળાને કહ્યું, "તારુ ભાડુ લઈ લે, હુ બીજી ટેક્સી મોલાવુ છુ "

ભાડુ ચૂકવી પ્રભાસે બીજી ટેક્સી શોધવા આગળ ચાલવા માડચુ. એક નોકરે આવીને કહ્યું 'શેઠાણીમા આપને બોલાવે છે, પૂછે છે કે "હજુ જીવે છે?" પ્રભાસ પાછો ફર્યો બોલ્યો, "જીવે છે, પણ હવે ઘડી બે ઘડી માડ ડૉક્ટરોએ બધી આશા છોડી દીધી છે મરતી વેળા એક વાર તમને બધને મળવા માગે છે .."

માએ નિસાસો નાખ્યો, કહ્યું, "એક વાર તો

મરવાનું દુઃખ આપી ચાલી ગઈ. વળી તે દુઃખ નવેસરથી...ના બાપુ, હું નથી આવતી. હું અહીં બેઠે બેઠે તેને આશીર્વાદ આપું છું, તેને કહેજો, હું મા છું...આ જ જન્મનાં તેનાં પાપો આ જન્મમાં તેણે જે દુઃખ ભોગવ્યું છે. તેમાં પૂરાં થઈ જાય—"

પ્રભાસે કહ્યું—" તમે જો એકવાર આવ્યાં હોત તો સારું થાત !"

" ગમે તેટલા દોષ તેણે કર્યા હોય—તોપણ તમે મા..."

માની આંખોમાં પાણી આવ્યાં. તે બોલી, " ના બાપુ, એ મોઢું હું હવે જોઈ શકીશ નહિ. મને ખબર છે કે તેનો ધણી ખરાબ ચાલનો હતો... તો ય ધણી. એને જો દુઃખ એટલું બધું ન ખમાય એવું જણાયું તો મારો ખોળો હતો. મારી છાતી હતી. ત્યાં તે પાછી આવી શકત. પણ આ તેણે શું કર્યું ? મેં એને એવું શિક્ષણ તો કોઈ દિવસ આપ્યું નહોતું. દીકરા, તને બધી વાતની ખબર નથી, દીકરા...તે મારી કેવી લાડકવાઈ દીકરી હતી...કેવી તે ડાહી સમજુ હતી..."

માની આંખોમાંથી દડ દડ આંસુ સર્યાં. " એવી દીકરી મરવા પડી છે ને મળવા ય જવાતું નથી."

પ્રભાસ લાકડાની માફક જડ બની ઊભો રહ્યો. આ ભયંકર પ્રતારણાનું મૂળ તો તે...તે...તે! યૌવનનું એક તુચ્છ તોફાન પૂરું કરવા વીણાને—લંગરે બાંધેલી હોડીને—સાંકળમાંથી છોડાવા તે ક્યાં તાણી ગયો! કેવી કેવી આશા આપી ખેંચી લઈ ગયો હતો ? અને આપ્યું શું ?—બે ચાર દિવસ ફક્ત બે ચાર પ્રણયવચન, બે ચાર ચુંબન, હૃદયભર્યાં થોડાં આલિંગન! પણ આ દીધું એ શું એના જીવને તૃપ્ત કરવા સારુ ? ના, એનાથી તે પોતે જ સંભોગતૃપ્તિના નશામાં ચકચૂર બન્યો હતો. તેના આ અપરાધની ક્ષમા શું કોઈ કાળે પણ હોઈ શકે ખરી ?

સહસા બાજુના ઘરમાંથી કોઈક બોલ્યું, " મા .."

માએ જવાબ આપ્યો, " કેમ' શું છે સુધા ?"

અંદર રહેલ વ્યક્તિ બોલી, " બાપુજી કહે છે કે તારે જવું હોય તો જા, મોટી બેનને જોવાને. પણ બાપુજી નહિ આવે... "

પ્રભાસે કહ્યું, " દયા કરીને ચાલો મા, તમને પગે લાગું... "

માએ કહ્યું, " ચાલ ત્યારે આવું. મારું મન માનતું નથી, તોપણ ચાલ, દીકરા. "

ટેક્સી આવી. મા બેઠી. માની સાથે સુધા પણ ટેક્સીમાં ચડી બેઠી. ઘણી યે ના કહી છતાં માની નહિ. " અમારે મોટી બેનને જોવી નહિ હોય ?" એ જ ધૂન. સાથે લેવી પડી.

વળી પાછો તે જ બસ્તી મોહોલ્લો. બાજુના ઘરની ઘડિયાળમાં ટન્ ટન્ કરતા અગિયાર વાગ્યા.

પ્રભાસે કહ્યું, " આ જ ઘર."

મા ચમકી ઊઠી, " આ શું ઘર કહેવાય ?"

વીણા ઊંઘતી હતી; પાસે બેઠી હારાની મા પંખા વડે પવન નાંખતી હતી.

પ્રભાસે આવીને કહ્યું, " પંખો લાવો મારા હાથમાં, એની માં આવી છે, બહેન પણ આવી છે."

હારાની માના હાથમાંથી પંખો લઈ પ્રભાસે ધીમેથી બૂમ મારી,—વીણા !

ઘૂજીને વીણાએ જવાબ આપ્યો—" ઉ... "

પ્રભાસે કહ્યું, " મા આવ્યાં છે."

વીણાની આંખોની વ્યાકુલ દૃષ્ટિ! ક્ષીણ સ્વરે એ બોલી ઊઠી, " મા !"

મા આવી માથા પાસે બેઠી, વીણાનું માથું પોતાના ખોળામાં લીધું. સુધા આવી, રડતી રડતી બોલી, " મોટી બેન... "

"—સુધા! આવ બહેન "

સુધા આવી પાસે બેઠી. વીણા હાથ ઊંચો કરવા ગઈ પણ કરી શકી નહિ; સુધાએ મોટી બહેનનો હાથ પોતાના બન્ને હાથોમાં પકડી દાબી રાખ્યો. તેની બન્ને આંખોમાંથી આંસુની ધારા ચાલી.

કોઈના મોઢામાં કાંઈ વાત જ નહિ. મા અને

સુધાની આંખોની અશ્રુધારા ખૂટતી જ નહોતી—ખૂટવા માગતી જ નહોતી

બહાર રસ્તા ઉપર એક બગીગાડી ખટ, ખટ, છડ, છડ, ધડ, ધડ શબ્દ કરતી ચાલી ગઈ તે પછી એક ટેક્સી તીર વેગે ભેપુ ભેપુ વગાડતી ચાલી ગઈ.

ઓરડામાં દીવાલને અઢેલીને બેઠી બેઠી હારાની મા દાડમ ભાગતી હતી, આજ બપોરે પ્રભાસ એક ટોપલો દાડમ અને અંગુર ખરીદી લાવ્યો હતો

પ્રભાસના હાથમાં પંખો હતો પંખો હલાવી તે પવન નાખતો હતો અચાનક એની દૃષ્ટિ ઝડપથી બદલાતા જતા વીણાના મોના રંગ તરફ ગઈ

' શું દીપ બુઝાય છે ? " એ ચમક્યો રૂંધાયેલા અવાજે એ બોલી ઊઠ્યો—' મને તેં માફ કર્યું કે નહિ વીણા ? બોલ વીણા ! વીણા, આમ થશે એમ મેં ખરેખર ધાર્યું નહોતું, મારો દોષ— "

વીણાએ કાંઈ જવાબ આપ્યો નહિ

એકાએક માની આંખોમાંના આંસુ બંધ થઈ ગયાં માએ પ્રભાસ સામું જોયું, કહ્યું " તું ! તું જ તે ! જા ! જા ! હમણાં જ બહાર નીકળ આ ઘરમાંથી ! આ વખતે એની પાસે એની સામે રહી એનો પરલોક—બીજો જન્મ—હવે બગાડ મા જા . "

આદેશ, કર્કશ સ્વર, પ્રભાસનું મોં ઝાંખું ધબ થઈ ગયું, ભયથી તેની છાતી ધડકવા લાગી પંખો તેના હાથમાંથી જોરથી ઝૂંટવી લઈ માએ કહ્યું, " ખબરદાર ! એના બિછાનાને અડીને ઊભ મા ! એને અડકીશ મા અહીંથી જા તું હવે અંતકાળે એને એની માના ખોળામાં સૂઈ જવા દે જે ખોળામાં તે જન્મીને રમી હતી જા, નીકળ અહીંથી કહું છું ! "

નિઃશબ્દે વેત્રાહતની માફક પ્રભાસ તે ઓરડામાંથી બહાર નીકળી ગયો વીણા સાથેનો એનો એ છેલ્લો મેળાપ

# વર્ધાયોજના એટલે ગામડાભણી

## શ્રી બબલભાઈ મહેતા

હિંદુસ્તાન ઉપર મુસલમાનોની અનેક સવારીઓ આવી અને ગઈ, પણ એથી હિંદના ગામડાના આંતરિક વહીવટને કશી ખલેલ ન પહોંચી, કારણ માથાનો રાજા બદલાય એથી ગામડાનો વહીવટ નહોતો બદલાતો રાજા સાથે ગામને એટલો જ સબંધ હતો કે એ વર્ષે વર્ષે અમુક નક્કી થયેલી રકમ રાજાને મોકલી આપે પછી એ હિંદુ રાજા આવે કે મુસલમાન, ગામડાને એથી ફરક પડતો નહિ એનું તંત્ર તો ગામનું પંચ જ ચલાવતું ગામે સ્વીકારેલી મૂડી જ એનો વહીવટ કરતા. ગામને જોઈતી ચીજ વસ્તુઓ ગામ જ પેદા કરી લેતું જ્યારે ગામ બંધાય ત્યારે જ ગામને વાળંદ જોઈએ, કુંભાર જોઈશે—સુથાર જોઈશે લુહાર જોઈશે એ બધો વિચાર કરીને એમને વસાવવામાં આવતું ખેડૂત ખેતી કરીને બધાને પોષે, વસવાયા પોતપોતાની કારીગીરીથી ખેડૂત તથા ગામનાં કામ કાઢે આમ અરસપરસની સહાયથી ગામનું તંત્ર વ્યવસ્થિત રીતે અને સુમેળ ચાલતું ગામનો ઝઘડો ગામ જ પતાવતું આમ એકંદર આખું ગામ સ્વાવલંબી અને સ્વયં સંપૂર્ણ હતું

પણ જ્યારથી આ અંગ્રેજો આપણે ત્યાં આવ્યા, એમણે આપણા ગામડાની આવી વ્યવસ્થા તોડી ફોડી

નાખી. ગામેગામે એ વ્યવસ્થા શી રીતે તોડી એ હું બતાવું.

ગામનો મુખી પ્રજાનો માણસ હતો. એને સરકારી પગારદાર બનાવી દીધો. વાર્ષિક મહેસૂલ ઉઘરાવવાનું પંચના આગેવાનો કરતા તેને બદલે સરકારી તલાટી આવ્યા. એમ ગામડે ગામડે બે પગારદાર માણસને રોકીને આ સરકારે પ્રજાની એકસંપી અને સંગઠનને તોડી પાડયાં. આજ સુધી કોઈ અમલદાર આવે ત્યારે મુખી ગામના આગેવાનો સાથે ઊભો રહેતો તેને બદલે હવે અમલદારોની સલામો ભરવા લાગ્યો. પહેલાં અમલદાર નક્કી કરેલી મહેસૂલ લઈ પરવારે પણ બીજી કશી દખલ ન કરી શકે, આજે તો જ્યાં ને ત્યાં અમલદાર જ અમલદાર.

બીજી બાજુથી સરકારે કેળવણીનું તંત્ર હાથમાં લીધું. પોતાનું રાજ્ય ચલાવવા માટે અંગ્રેજી ભણેલા કારકુનો જોઈતા હતા તે કારકુનો પેદા કરવા માંડયા. એ કેળવણી એવી આવી કે જે ભણે એ એનો ગુલામ બને. બધા ભણેલા, સાહેબ સામે મોં વકાસીને ઊભા રહે. સાહેબ કહે તે સાચું. સાહેબ કરે તે સાચું. સાહેબ કોટ પાટલૂન ને ટોપો પહેરે તો આપણે પણ કોટ પાટલૂન ને ટોપો પહેરવાં. સાહેબ માંસ ને માછલી ખાય તો આપણે ય માંસ ને માછલી ખાવાં. ટૂંકામાં અંગ્રેજોનું એટલું સારું અને આપણું એટલું જંગલી એવી ભાવના ભણેલાઓએ પેદા કરી. જ્યાં ત્યાં અંગ્રેજોનું અનુકરણ થવા લાગ્યું.

બધા અંગ્રેજોની માફક ટેબલ ખુરસી વસાવવા લાગ્યા. બધા અંગ્રેજોની માફક કલમને ગોદે કમાવા લાગ્યા. બધા અંગ્રેજોની માફક વગર મહેનતે હુકમ ચલાવવા લાગ્યા. આનો ચેપ માત્ર મોટાં શહેરોમાં જ નહિ પણ ગામડાંમાં પણ ફેલાયો. પરિણામ એ આવ્યું કે ગામડાં તૂટવા લાગ્યાં. લોકો શહેર તરફ ઊલટયા. ગામડાંનો ખેડૂત ખેતરનો તાપ વેઠવા કરતાં શહેરને છાંયે કમાવા નીકળી પડયો. શહેરની હોટેલો, શહેરનાં નાટક—સિનેમા, શહેરનાં એવાં અનેક મોહક સાધનો અને રંગરાગે ગામડાંના ગરીબ લોકોને લલચાવી લલચાવીને શહેર ભેગા કરવા માંડયા. ગામડાંની ખેતી તૂટવા લાગી. ગામડાંના ધંધારોજગાર તૂટવા લાગ્યા. ગામડાંની ઉત્પન્ન ઘટવા લાગી. ગામડાંના ખર્ચા વધવા લાગ્યા.

વિલાયતના ભોગના વાયરા એટલા વાયા કે લોકો ભાન ભૂલીને શહેર તરફ દોડયા, પણ ગામડાંના એ લોકોને શહેરમાં કાંઈ ખુરસી ટેબલ ન મળ્યાં. શીતળ છાયાની નોકરી ન મળી. એમને તો માથું ફેરવી નાંખે એવી મિલની ધમાલભરી અને ધૂણીવાળી મજૂરી મળી. શહેરના લોકોની ગંદકીથી ગંધાતી ગટરો અને શેરીઓમાં કામ કરવાનુ મળ્યું. પણ હવે તો શહેરના રંગરાગનો મોહ એ ગામડિયાને પણ એવો લાગ્યો હતો કે ચાના એક કપ માટે એ નરકમાં પણ કામ કરવા તૈયાર હતો.

પરદેશીના મોહમાં દેશીઓના ધંધા રોજગાર ગયા. કુંભારની નાળો ગઈ. ગોલાનો ખાણિયો ગયો. લુહારની કોઢ ગઈ. એ બધાનો બોજો ખેતી ઉપર પડયો. સાચા ખેતી કરનારા ઘટયા, પણ ખેતી ઉપર જ આધાર રાખનારા વધ્યા. આ રીતે ખેડૂત ચુસાતો હતો એમાં વળી આવી શહેરની ફેશન. ચા ને સીગરેટ. આજે સાત લાખ ગામડાંનો દેશ, હિંદુસ્તાન, ભૂખડી બારસ થઈ ગયો છે. એનાં રસકસ ચુસાઈ ચુસાઈને શહેરમાં જાય છે અને ત્યાંથી પરદેશી વેપાર અને પરદેશી યંત્રો વાટે પરદેશ જાય છે.

આ હિંદુસ્તાનને ફરી તાજો કરવો હોય, ફરી સમૃદ્ધ કરવો હોય, તો આપણા ઉપર તૂટી પડેલા પશ્ચિમના સુધારામાંની જાળમાંથી ઊગરી જવું જોઈએ. ખોટી ફેશનો અને ખોટાં પ્રલોભનોમાંથી બચી જવું જોઈએ. આમ કરવું હોય તો આપણા મૃતઃપાય થયેલા ધંધારોજગાર, આપણી મરવા પડેલી ખેતી ફરી સંજીવન કરવી જોઈએ. આપણા રેંટિયાને ફરી ગુંજતો કરવો જોઈએ. આપણા બધાની દૃષ્ટિ શહેર તરફ વળી ગઈ છે તેને ફરી ગામડા તરફ વાળવી જોઈએ. અને ગામડાને પાછું પહેલાં હતું એવું સ્વાવલંબી અને સ્વયં સંપૂર્ણ બનાવવું જોઈએ. એ

માટે તો ગાંધીજીના આ બધા પ્રયત્નો છે શહેર તરફ વળેલી દૃષ્ટિને ફરી ગામડા તરફ વાળવી એ જ વર્ધા કેળવણીનો હેતુ છે

## શાળા અને ગામનું આરોગ્ય

આપણા દેશને અનેક રોગો લાગુ પડ્યા છે એમા ગદકી એ પણ એક મહાન રોગ છે એ ગદકી આપણા જીવનના એકે એક અગમા એવી ઘૂસી ગઈ છે અને આપણે એનાથી એવા રીઢા થઈ ગયા છીએ કે કેટલીક વખતે એ ગદકીને આપણે ઓળખી પણ નથી શકતા પણ જ્યારે કોઈ સ્વચ્છ કે પવિત્ર વાતાવરણમા જઈએ છીએ ત્યારે જ આપણને ખ્યાલ આવે છે કે આપણે ગદા છીએ જ્યા ચોખ્ખાઈ છે ત્યા જ આરોગ્ય છે, જ્યા ચોખ્ખાઈ છે ત્યા જ પવિત્રતાનો વાસો છે અને જ્યા ચોખ્ખાઈ છે ત્યા જ પ્રગતિ છે

હિંદુસ્તાન સસ્કૃતિ અને સસ્કારની ટોચે હતુ એમ આપણે ભલે કહીએ, પણ આજનુ આપણુ જીવન જોઈએ છીએ તો આપણે એથી ઘણે દૂર ફેકાઈ ગયા છીએ આપણી સસ્કૃતિના મુખ્ય લક્ષણ સાદાઈ સયમ અને સ્વચ્છતા છે. આજે આપણે એથી ઊલટી દિશાએ જ ચાલી રહ્યા છીએ

પરિણામ એ આવ્યુ છે કે આખા હિંદુસ્તાનના શરીરમા રોગ વ્યાપી ગયો છે એનુ શરીર દિવસે દિવસે વધુ અનારોગ્યવાળુ અને વધુ ક્ષીણ થતુ ચાલ્યુ છે આપણે આપણો આદર્શ છોડી પારકા આદર્શ તરફ ટાપવા લાગ્યા બીજાનુ અનુકરણ કરીને આપણી જરૂરિયાતો વધારી, આપણો મોજશોખ વધાર્યો, પણ બીજાની વ્યવસ્થાશક્તિ કે સ્વચ્છતાની કલ્પના સરખી ન લીધી આજે હિંદીઓને દુનિયામા ગદા ગણવામા આવે છે એટલુ જ નહિ પણ એ ગદકીને ઓઠે અમુક દેશોમા આપણને અસ્પૃશ્ય બનાવી મૂકવામા આવ્યા છે વધારે ભયકર તો એ છે કે આ શહેરી ગદકીનો ચેપ આપણા ગામડા સુધી પહોચી ગયો છે અને જૂની સ્વચ્છતાની ભાવના તો એટલે સુધી વીસરાઈ ગઈ છે કે એ જાણીને આપણા દુ:ખ અને આશ્ચર્યનો પાર ન રહે આજે ગામડાનો માણસ એવી પણ દલીલ કરે છે કે આટલા વર્ષોથી અમે શેરી ન વાળી છતા અમે જીવીએ છીએ આટલા વર્ષોથી અમે મેલા કપડા પહેરીએ છીએ છતા અમે મરી તો નથી ગયા! પણ સાચી વાત તો એ છે કે એ મરી ગયો છે કે જીવતો છે એનુ જ એને ભાન નથી શરીરમા જીવ છે એટલે જીવતા છીએ એટલી ટૂકી એમની દૃષ્ટિ બની ગઈ છે જેમ તેમ કરીને જીવવુ માંદાસાજા જીવવુ ભૂખ્યા તરસ્યા જીવવુ, મર્યા ને આડે જીવવુ એ તે કાઈ જીવન છે?

આજે આપણે ગામડાનો કગાલ ખેડૂત જોઈએ છીએ કે મિલનો કતાઈ ગયેલો મજૂર જોઈએ છીએ ત્યારે આપણી આખમા ઝળઝળિયા આવે છે કોઈ મહાન રાક્ષસ હિંદુસ્તાનના વિશાળ શરીરને ચૂસી ચૂસીને ખાતો હોય એવુ એ દૃશ્ય છે કોઈ પણ ભોગે આપણે આ પરિસ્થિતિનો અત આણવો જોઈએ પ્રજામા સાચુ આરોગ્ય કયુ, સાચુ સુખ કયુ, સાચો શોખ કયો એ કલ્પના આપણે જોર શોરથી ફેલાવવી પડશે અને આપણી ચૂસના અનેકવિધ પ્રવાહોને રોકી દેવા પડશે એનુ પહેલુ પગલુ છે સ્વચ્છતાની ભાવના જગાડવી એ આ કામ શિક્ષક વિના બીજુ કોઈ કરી શકે એવુ મને દેખાતુ નથી

આપણુ ગામડુ જોઈએ તો એની ભાગોળ ગધાતા ઉકરડા અને મળમૂત્રની દુર્ગંધથી માથુ ફેરવી નાખે છે આપણી શેરીઓ જોઈએ તો છાણ-મૂતર અને ઘાસ ને ધૂળના ઢગલાથી પથરાયેલી છે આપણા આગણા કે ઘર જોયા હોય તો ગદકી અને અવ્યવસ્થાના નમૂના થઈ પડ્યા છે અને આપણા કપડાં અને શરીર જોયા હોય તો મેલ અને રોગના ભોગ થઈ પડ્યા છે

શિક્ષક આ મહાન રોગના નિવારણની શરૂઆત ક્યાથી કરશે?

શિક્ષકે શરૂઆત પોતાની અને વિદ્યાર્થીની જાતથી કરવી પડશે, એ વિદ્યાર્થીને નહાતા શીખવે

કપડાં પહેરતાં શીખવે, કપડાં ધોતાં શીખવે, દાતણ કરતાં શીખવે, નખ કાપતાં શીખવે.

પછી આવે શાળાની સ્વચ્છતા. વિદ્યાર્થીને સ્વચ્છતા અને વ્યવસ્થાની એક એવી ટેવ પાડી દેવી જોઈએ કે એનાથી અજાણ્યે પણ કચરો કચરાની ટોપલી સિવાય બીજે નંખાય નહિ. એનાથી અજાણ્યે પણ ગમે ત્યાં થુંકાય નહિ. એનાથી અજાણ્યે પણ કોઈ ચીજ એના નિશ્ચિત સ્થાનથી બીજે મુકાય નહિ.

પણ આટલું કરવા માટે તો શિક્ષકે બહુ જહેમત ઉઠાવવી પડશે. હું તો એટલી હદ સુધી આગળ વધીશ કે જ્યાં સુધી બાળકની આ ટેવોમાં સુધારા ન થાય, એને બેસતાં ઊઠતાં કે બોલતાં ચાલતાં ન આવડે, એને પાણી ઢોળાયા વિના પાણી પીતાં ન આવડે, એને પહેરણ કે ડગલાનાં બટન બીડતાં ઉઘાડતાં ન આવડે ત્યાં સુધી કક્કો બારાખડી કે સોના આંક ભલે ખાડામાં પડી જતાં.

આમાં અડચણો પણ આવશે ગામડામાં પાણીની અગવડ હશે, ગરીબ લોકોને કપડાંનો અભાવ હશે ત્યાં સાબુ ક્યાંથી કાઢશે ? કોઈ માબાપ કામ આડે બાળકને નવડાવશે ધોવડાવશે પણ નહિ. પણ આ બધી અગવડો અને અડચણોનો સામનો કરવો તથા ઉકેલ કાઢવો એમાં જ વર્ધા યોજનાના શિક્ષણની કસોટી છે. જરૂર જણાય ત્યાં શિક્ષક પોતે બાળકને નવડાવશે, પોતે કપડાં ધોઈ આપશે અને ગામના ઉત્સાહી ભાઈઓની મદદથી પોતે જ એવી વ્યવસ્થા ઊભી કરશે કે આવી બાબતમાં આવતી મુશ્કેલીઓનો એ તોડ કાઢી શકે.

શિક્ષકના દિલમાં ચાલુ ગંદકી કાંટા માફક ખૂંચી ગઈ હશે, સમાજની પ્રગતિમાં કાળરૂપ ભાસતી હશે તો જ એ આ કામમાં આટલો પ્રાણ રેડી શકવાનો છે. અને તો જ એ શાળાંમાં અને વિદ્યાર્થીઓમાં સ્વચ્છતાની આ ભાવના પેદા કરી શકવાનો છે,

એક વખત આટલું વાતાવરણ પેદા થયું પછી ઘણું કામ સહેલું બની જાય છે. આ વાતાવરણની અસર ગામલોકો ઉપર પડ્યા વિના રહેતી નથી. એમનું જીવન અને રહેણીકરણી આટલા વખતમાં પહેલાં કરતાં વધારે સ્વચ્છ બન્યાં જ હોય છે.

આ પછી આવે છે આંગણાં અને શેરીની સ્વચ્છતાની વાત. એ કામની શરૂઆત પણ જાતે જ કરવાની હોય છે. શિક્ષક અને વિદ્યાર્થીઓ પોતે પોતાનાં આંગણાં જાતે વાળી લેવાનો આગ્રહ રાખે, વખત જતાં ખાસ પ્રસંગોએ ગ્રામસફાઈનો કાર્યક્રમ પણ ગોઠવી શકાય. એમાં ગામના કેટલાક પ્રતિષ્ઠિત લોકો પણ ભળશે અને લોકોમાં પોતાનું ગામ સ્વચ્છ રાખવાની ભાવના જાગશે.

વિદ્યાર્થી અને શિક્ષકો અઠવાડિયે એક દિવસ ગ્રામસફાઈ પાછળ ગોઠવે તો આ વિકટ પ્રશ્નનો ઉકેલ આવી જાય છે. શકય હોય ત્યાં ગામલોકોને સમજાવી ગામના ભંગીઓ પાસે ગામની શેરીઓ સ્વચ્છ કરવાની વ્યવસ્થા પણ ઊભી કરાવી શકાય. આવી વ્યવસ્થા ઊભી થાય છતાં વખતોવખત વિદ્યાર્થીઓ તથા શિક્ષકોએ જાતે ગ્રામસફાઈ કરવાના કાર્યક્રમો તો ગોઠવવા જ જોઈએ. એ વખતે ગામના જાહેર કૂવા તળાવો તથા રસ્તાના ઊંડા ચીલા સુધારી શકાય. આવું ચાલે તો જ પ્રજામાં સ્વચ્છતાની ભાવના કાયમ ટકાવી શકાય. તો જ પ્રજાનો પ્રેમ જીતી શકાય, અને તો જ પ્રજામાં ગંદકી ઓછી કરવાની ટેવ પડે.

આ પછી આવે છે મુતરડીઓ અને જાજરૂનો સવાલ. પણ મારા અનુભવથી હું ખાતરી આપું છું કે શાળા ગામલોકો પાસે આટલું કરાવી શકી હશે પછી મુતરડી અને જાજરૂનો સવાલ એમને માટે બહુ સહેલો થઈ પડશે. શાળાએ શાળાપૂરતી તો આ વ્યવસ્થા બહુ વહેલી ઊભી કરી લીધી હશે. વિદ્યાર્થી ગમે ત્યાં પેશાબ કરવા બેસે એ તો ચાલે જ નહિ.

આ કામને હું રચનાત્મક કેળવણી કહું છું. ગામડાના બાળકને આ રચનાત્મક કેળવણી આપવા જતાં બે ચાર અક્ષર વહેલા મોડા શિખવાય તો એથી શિક્ષકે ગભરાવું નહિ જોઈએ. ગામલોકોને

જો આપણે આ કામનું મહત્ત્વ ઠસાવી શક્યા હોઈશું તો એ કદી આનો દ્વેષ કરવાના નથી કારણ આ સવાલ તો આખા ગામના આરોગ્યનો છે આટલી કેળવણીથી ગામે દવાદારૂના સેંકડો રૂપિયા બચાવ્યા હશે, ભવિષ્યના વારસામાં નવું તેજ પેદા કર્યું હશે અને આથી પણ વધુ તેજ પેદા કરવું હોય તો શાળાના વિદ્યાર્થીઓની શારીરિક તપાસ કરાવી એના યોગ્ય ઇલાજો લેવડાવવા જોઈએ ચોખ્ખી હવા અને પ્રકાશમાં રમતો રમવી, ખેતરમાં જઈ તડકામાં કામ કરવું અને પૌષ્ટિક ખોરાક મેળવવો એ આરોગ્યના મહત્ત્વના અંગો છે

અને છેલ્લું કેળવણીના ખાતાએ પણ આજની ગામડાની સ્થિતિમાં આ રચનાત્મક કેળવણીને આવકારી લેવી જોઈએ આજના નાના ગામડા માટે તો હું આને જ પાયાની કેળવણી કહું અને શિક્ષક જો નવી કેળવણીની શરૂઆત આ રીતે કરે તો હું એને કેળવણીની ક્રાન્તિના પહેલા પગથિયા તરીકે આવકારું

## વર્ધા કેળવણીમાં પ્રવાસ-પર્યટનનું સ્થાન

વર્ધા કેળવણીનું એક મહત્ત્વનું અંગ તે પ્રત્યક્ષ કેળવણી જે જ્ઞાન પ્રત્યક્ષ આપી શકાય તે માત્ર વાર્તાથી ન આપવું આથી પ્રવાસ અને પર્યટન કેળવણીની દૃષ્ટિએ બહુ મહત્ત્વના સાધનો ગણાયા છે,

બધો વખત એક જ કામ કરવાથી આવેલો કંટાળો આવા નવા કાર્યક્રમથી ઊડી જાય છે પ્રવાસ અને પર્યટનમાં કુદરતી તથા બીજી નવી નવી વસ્તુઓ જોવા જાણવાની મળવાથી વિદ્યાર્થીઓનો રસ જળવાઈ રહે છે, અને જે કાંઈ જ્ઞાન આપવામાં આવે છે તેની વિદ્યાર્થીઓ ઉપર સચોટ છાપ પડે છે

પ્રવાસ તો બહુ લોકો કરે છે વેપારીઓ કરે છે, યાત્રાળુઓ કરે છે, ભિખારીઓ કરે છે પણ એ બધા પ્રવાસ જુદા અને આપણો પ્રવાસ જુદો આપણો પ્રવાસ તો કેળવણી માટેનો પ્રવાસ હશે એટલે ફાવે ત્યાં દોડયા જવું અને દોડયા આવવું એવું નહિ હોય જેમ બધા આંખો મીંચીને ફરે છે એમ ફરવાનું નહિ હોય આપણી પાસે તો પ્રવાસ શરૂ કરતા પહેલાં જ શું જોવું છે અને કઈ રીતે જોવું છે એની ખાસ દૃષ્ટિ હશે એ દૃષ્ટિ વિદ્યાર્થીઓને પણ આપવામાં આવી હશે મુસાફરી તો રેલવેની પણ થાય, મોટરની પણ થાય, ગાડાની પણ થાય પણ અભ્યાસની દૃષ્ટિએ હું પેદલ મુસાફરી સર્વશ્રેષ્ઠ ગણું છું પેલી મુસાફરીઓ તો ઝડપથી જવાની અને ઝડપથી નિરીક્ષણ કરી જ્ઞાન મેળવવાની મુસાફરી છે

આવા પ્રવાસના પણ અનેક પ્રકારો હોય છે, સાવ નાના બાળકોની મુસાફરી ગામમાં જ થશે ગામના મુખ્ય મુખ્ય રસ્તાઓ, જાહેર મકાનો, કૂવા, તળાવો, કુંભારનો ચાક, લુહારની કોઢ, ઘાંચીની ઘાણી, જુદા જુદા લત્તાઓ, મકાનોની બાંધણી વગેરે વગેરે એક જ વસ્તુ બતાવવામાં પણ જુદી જુદી દૃષ્ટિ હશે નાનો વિદ્યાર્થી લુહારની ધમણ સાથે ભઠ્ઠીમાંથી નીકળતા તડ તડ તણખા જોશે ગામના તળાવમાં ભૂસકા મારતા બાળકો અને પાણી ભરતા લોકો જોશે જ્યારે એ જ દૃશ્ય મોટો વિદ્યાર્થી જુદી રીતે જોશે એ લુહારને પહેલા કેવું કામ મળતું, હવે કેવું મળે છે? કામ ઓછું મળે છે એનું કારણ પરદેશથી તૈયાર આવતી લોઢાની અનેક વસ્તુઓ છે એની શોધ કરશે તળાવમાં એક જ જગાએ લોકો કપડા ધુએ છે, એક જ જગ્યાએ બહેનો પીવાનું પાણી ભરે છે, અને એક જ જગ્યાએ બાળકો નહાય છે, અને ઢોર છાણ-મૂતર કરે છે એ બરોબર નથી આપણે તળાવનો ઉપયોગ તો કરીએ, પણ એનો ઓવારો સાફ રાખવો એ ફરજ આપણી છે આવું આવું જાણશે આ તો મેં બે ઉદાહરણ આપ્યા, પણ આવી તો અનેક વસ્તુઓ જોવા મળે અને જુદી જુદી શ્રેણીના વિદ્યાર્થીઓ માટે એ જોવાની દૃષ્ટિઓ પણ અનેક હોવી જોઈએ પ્રવાસ કરાવનાર શિક્ષક પાસે સ્પષ્ટ દૃષ્ટિ હોવી જોઈએ કે ક્યા વિદ્યાર્થીને માટે શું બતાવવું છે એને પોતાને સ્પષ્ટ સમજણ

હોવી જોઈએ, કે કઈ કઈ વસ્તુઓ ગામની જરૂરિયાતો છે અને કઈ કઈ વસ્તુઓ ગામની બદીઓ અને ગામનાં ભયસ્થાનો છે.

એથી આગળ વધીએ તો ગામની આજુબાજુના દસ ગાઉ સુધીનાં ગામોનો પ્રવાસ ગોઠવી શકાય. નજીકનાં જોવા જેવાં સ્થળોનો પ્રવાસ ગોઠવી શકાય. પણ એ બધા પાછળ દૃષ્ટિ હોવી જોઈએ.

પ્રવાસ દરમિયાન ભૂગોળનું જ્ઞાન આપી શકાય, પ્રાણીશાસ્ત્રનું આપી શકાય, વનસ્પતિશાસ્ત્રનું આપી શકાય. પણ એ બધુ સ્વાભાવિક ક્રમે અને જીવનમાં ઉપયોગી હોય એ ધોરણે જ અપાવું જોઈએ. માત્ર માહિતી આપી દેવા ખાતર બધું બતાવવાનું ન હોય. પ્રવાસ મારફત કુદરત સાથેનો સંબંધ જીવતો કરી શકાય, કુદરત અને ઈશ્વરની મહત્તાનો ખ્યાલ આપી શકાય, એટલું જ નહિ પણ દેશની કલા–કારીગરી અને દેશનું દારિદ્ર પણ બતાવી શકાય. પ્રવાસ વખતે કોઈ શાંત એકાંત સ્થળે બેસી શાંતિની રમત રમાય, ગીત ભજન ગવાય, વાતવાર્તા કહેવાય. લીંબડી–પીપળી રમાય. આ વખતે બાળકો ઉપરનો ભણતરનો બધો બોજો હઠી ગયો હોય છે. એમને તમે હૃદયમાં કોતરી જાય એવી વાર્તા અહીં કહી શકશો.

આવા પ્રવાસથી બાળકમાંથી સંકુચિત ભાવના તો અજાણપણે નીકળી જાય છે. દરેકને એમ થાય છે કે આપણે ભાઈ છીએ. દરેક એક બીજાને મદદ કરતો થાય છે. દરેક એક બીજાને વધુ ઓળખતો થાય છે. એટલું જ નહિ પણ મુસાફરી કેમ કરવી, શું શું સાધનો રાખવાં, કેમ બોલવું, કેમ ચાલવું, અજાણ્યા સાથે કેમ વર્તવું—આવી જીવનમાં બહુ અગત્યની અને જીવનને ઘડનારી વસ્તુઓ વિદ્યાર્થી પ્રવાસ–પર્યટનમાંથી મેળવી શકે છે.

આપણું તળાવ, આપણો કૂવો, આપણા રસ્તા, આપણું ગામ, આપણો દેશ, એ બધી ભાવના એનામાં જાગે છે. એ બધાં શી રીતે સાફ સુઘડ અને સમૃદ્ધ બનાવવાં એના એને વિચાર આવે છે, ગામનું અજ્ઞાન, ગામની ગંદકી, ગામની રહેણીકરણી, ગામની ટેવો એ બધું એની નજર સામે તરવરે છે અને એમાં કાંઈક કાંઈક કરી નાખવાનું એને મન થઈ જાય છે.

પણ આ બધાનો આધાર શિક્ષક ઉપર હોય છે. શિક્ષકમાં જ્ઞાન હશે, શિક્ષકમાં ભાવના હશે, શિક્ષકમાં સૂઝ હશે અને શિક્ષકમાં કાંઈક કરવાની તમન્ના હશે તો જ એ આ બધું વિદ્યાર્થીમાં જગાડી શકવાનો છે. એટલું ચોક્કસ છે કે પ્રવાસ અને પર્યટન એ જ્ઞાન આપવાનું બહુ રસિક અને બહુ આવશ્યક સાધન છે. વિદ્યાર્થી તેમ જ શિક્ષકમાં એ સામાજિક ભાવના ખીલવે છે, દૈવિધ્ય લાવે છે, અને જીવનમાં નવો રસ, નવો આનંદ તથા નવી તાજગી પૂરે છે.

## વર્ધા કેળવણી માટે શિક્ષક જોઇએ.

વર્ધા કેળવણીનો શિક્ષક એટલે જીવનની કેળવણીનો શિક્ષક. ખરું જોતાં કેળવણી એટલે જ જીવનની કેળવણી. પણ આજે એ અર્થ ભુસાઈ ગયો છે એટલે તો આ વર્ધા કેળવણીની ઉત્પત્તિ થઈ. કેળવણી લેવાનો હેતુ એક જ હોઈ શકે કે કેળવણી લઈને માણસ માણસાઈ કેળવે. પણ આજે સમાજમાં ભોગપ્રધાન સંસ્કૃતિનું એક એવું જબ્બર મોજું આવ્યું છે કે એના પ્રવાહમાં માણસની માણસાઈ જ તણાઈ જવા બેઠી છે. અને જો એ પ્રવાહને રોકવામાં ન આવે તો આખો માણસ જ તણાઈ જાય તેમ છે. આ પ્રવાહમાંથી ઊગરવું એ વર્ધા યોજનાનો હેતુ છે. એટલે વર્ધા યોજના પ્રમાણે કામ કરનાર શિક્ષકને પ્રથમ તો આ ભોગપ્રધાન સંસ્કૃતિ અને એને પોષક કેળવણી વિષે સૂઝ પેદા થવી જોઈએ.

કોઈ પણ માણસ જોઈ શકે તેમ છે કે આજના ભણતરથી માણસની ઇચ્છાઓ અને જરૂરિયાતો વધી છે. પણ એ ઇચ્છાઓ અને જરૂરિયાતોને પહોંચી વળવાની એનામાં તાકાત વધી નથી. માણસનો મોજશોખ ખૂબ વધ્યો છે પણ એ મોજશોખ પૂરો પાડવા માટે હાથપગ ચલાવવાની એની આવડત વધી નથી. પરિણામે માણસ પરાવલંબી સ્વમાનહીન અને ગુલામ બન્યો છે, એટલું જ નહિ પણ ગુલામદશાને કારણે સમાજમાં જેટલા

અવગુણ આવી શકે એ બધા આજે આપણા સમાજમા ઘર કરી રહ્યા છે આ ગુલામી માનસમાથી ઊગરવા માટે અને સ્વાવલબી બનવા માટે વર્ધા યોજનામા હાથપગની કેળવણીને આટલુ મહત્ત્વનુ સ્થાન આપવામા આવ્યુ છે

ચાલુ કેળવણીએ જાતમહેનત પ્રત્યે સૂગ અને શરમ પેદા કરી છે જ્યારે વર્ધા કેળવણી જાતમહેનત માટે આદર અને શ્રદ્ધા પેદા કરવા માગે છે ચાલુ કેળવણીએ પારકુ એટલુ સારુ અને આપણુ એટલુ ખોટુ એવી તેજોવધ કરનારી ભાવના જગાડી છે, જ્યારે વર્ધા કેળવણી આપણા ગ્રામઉદ્યોગોને સજીવન કરી સ્વાવલબી અને સ્વત સપૂર્ણ ગ્રામજીવન ઘડવા માગે છે

વર્ધા કેળવણીનો શિક્ષક માત્ર ઉદ્યોગમા માનનારો નહિ પણ જાતે ઉદ્યોગ કરનારો ઝીણી બુદ્ધિ વાપરીને ઉદ્યોગમા સુધારાવધારા કરનારો, ઉદ્યોગને ઉત્પાદક બનાવનારો અને ઉદ્યોગ વિષે બીજામા આદર અને રસ પેદા કરનારો હોવો જોઈએ

એને એ વાતનો સ્પષ્ટ ખ્યાલ હોવો જોઈએ કે કેળવણી માત્ર નોકરી કે પૈસા માટે નથી પણ જીવનના ઘડતર માટે છે જો એ આટલુ સમજતો હશે તો જીવન સાથે સબધ ધરાવતી ઘણી વસ્તુઓ કેળવણીમા ઉમેરાઈ જશે અને જીવન સાથે બહુ સબધ ન હોય એવી ઘણી વસ્તુઓ આપેઆપ ખરી પડશે પછી પ્રાથમિક કેળવણીમા અગ્રેજીનો મોહ નહિ રહે એટલુ જ નહિ પણ જે કાઈ શીખવવાનુ હશે એ પ્રત્યક્ષ ઉદાહરણ અગર પ્રવૃત્તિ દ્વારા શીખવવાનો આગ્રહ આપોઆપ જન્મશે

આજ સુધી કેટલુ ય અસ્વાભાવિક ભણતર ભણાવવા માટે શિક્ષક ધાકધમકી અને શિક્ષાનો આશ્રય લેતો વર્ધા યોજનાનો શિક્ષક સમજણ અને પ્રેમમા માનવાવાળો હશે એને શ્રદ્ધા હશે કે કહ્યા કરતા કરી બતાવવામા વધારે શિક્ષણ રહેલુ છે આ જ સમજણથી પોતે ભલે અધૂરા હોય પણ બાળક એના આચરણનુ અનુકરણ કરવાનુ છે એ ખ્યાલ અને જવાબદારી એને સતત્ જાગતો રાખશે એટલુ જ નહિ પણ શિક્ષક બાળક પાસે પણ પોતે જેવો હશે એવો જ દેખાવાનો પ્રયત્ન કરશે શુદ્ધ ચારિત્ર્ય એ જ વર્ધા કેળવણીના શિક્ષકની ચાવી છે

વર્ધા કેળવણીના શિક્ષકમા બીજુ મહત્ત્વનુ તત્ત્વ એ હોવુ જોઈએ કે સામાન્ય આમ જનતા અને ખાસ કરીને વિદ્યાર્થીઓ માટે એના દિલમા વહેતો પ્રેમનો ઝરો હોવો જોઈએ આમ હશે ત્યા આજની માફક શાળા અને શિક્ષક સામાન્ય સમાજથી અસ્પૃષ્ટ નહિ બની જાય શિક્ષકની રહેણીકરણી જે પ્રદેશમા એ કામ કરતો હોય એ પ્રદેશને છાજે તેવી સાદાઈ અને સયમવાળી હોવી જોઈએ એટલુ જ નહિ પણ આખા ગામનુ સુખદુ ખ એ શિક્ષક અને શાળાનુ સુખદુ ખ બનવુ જોઈએ આવી શાળામાથી માબાપનો બોજો વધારે એવા નહિ પણ મદદરૂપ થાય એવા બાળકો પાકવાના અને માબાપ પણ આવી શાળા અને શિક્ષકમા ઊડો રસ ધરાવવાના આવો શિક્ષક ગામલોકોનો માત્ર પ્રેમપાત્ર નહિ પણ ગ્રામજીવનનો સચાલક અને ગામલોકોનો માર્ગદર્શક બનશે

આજનો શિક્ષક એની શાળા કે નૉર્મલ સ્કૂલમા ભણીને મગજના બારણે તાળા મારી બેઠો હોય છે એથી નથી થતો એના જ્ઞાનમા નવો ઉમેરો કે નથી આવતો એના જીવનમા નવસર્જનનો આનદ વર્ધા કેળવણીનો શિક્ષક દેશ અને દુનિયાના તાજામા તાજા બનાવો કે શોધોથી પરિચિત હોવો જોઈએ કદાચ શરૂઆતમા શિક્ષક આ બધુ ન જાણતો હોય પણ એ બધુ જાણવાની એક પણ તક તો એણે ન જ જવા દેવી જોઈએ જરૂર પડચે પોતાના જીવનમા ફેરફાર કરવાની પણ એણે તૈયારી રાખવી જોઈએ એનુ સામાન્ય જ્ઞાન બહોળુ હોવુ જોઈએ એટલુ જ નહિ પણ જે વિષય એ શીખવવા બેસે એનો એને ઊડો અભ્યાસ હોવો જોઈએ તો જ એ ઉદ્યોગ ભણતર અને જીવન આ ત્રણનો સબધ સાધી શકશે શિક્ષકે વિદ્યાર્થીના મારતર મટીને મોટાભાઈ બની રહેવુ રહ્યુ અને શીખવતી વખતે તો જે ભૂમિકાએ બાળક હોય એટલે નીચે શિક્ષક ઊતરી શકે તો જ એ પોતાના જ્ઞાનથી વિદ્યાર્થીને બનાવી શકશે

બાળકને સ્વચ્છ બનાવવું હશે તો શિક્ષકે સ્વચ્છ બનવું પડશે. બાળકને સેવાભાવના આપવી હશે તો શિક્ષકે સેવાભાવી બનવું પડશે, અને બાળકમાં સ્વદેશ-પ્રેમની જ્યોત પ્રગટાવવી હશે તો શિક્ષકમાં પણ જીવતો-જાગતો સ્વદેશપ્રેમ સળગતો હોવો જોઈશે.

ટૂંકમાં વર્ધા કેળવણીનો આદર્શ શિક્ષક એટલે સમાજજીવનને અને સમાજના ભાવિને ઘડનારો ઉત્તમ સમાજસેવક. એના જીવનનું દરેક કાર્ય સમાજ માટે પ્રેરણા મૂકનારું અને સમાજને ઊંચે ચડાવનારું હોવું જોઈએ-બીજા શબ્દોમાં કહીએ તો ગાંધીજીના અહિંસક સિદ્ધાંતો પ્રમાણે ચાલનારો એક સાચો ગ્રામસેવક.

વર્ધા શિક્ષકના આ આદર્શ વાંચીને કોઈએ ગભરાઈ જવાની જરૂર નથી. વર્ધા શિક્ષકમાં જોઈતાં ગુણો અને આવડત ભલે આ જ ક્ષણે આપણામાં ન આવી જાય, પણ ખરે જ જો આપણે વર્ધા શિક્ષક થવા ઇચ્છતા હોઈએ, સમાજની એક મહાન પુનર્રચનામાં આપણો પણ હિસ્સો હોવો જોઈએ એમ માનતા હોઈએ તો ઉપરના આદર્શને નજર સમક્ષ રાખીને આપણે પ્રમાણિક પ્રયત્નો તો શરૂ કરી દેવા જ જોઈએ.

વર્ધા શિક્ષકની શાળામાં ત્રણ ચાર મહિનામાં નીચેના દેખીતા ફેરફારો તો થવા જોઈએ:

૧. વિદ્યાર્થી શાળા અને ગામ વધુ સ્વચ્છ બન્યાં હોય, એમનામાં સ્વચ્છતાની ભાવના ખીલવા લાગી હોય,

૨. શિક્ષક અને વિદ્યાર્થી ભણતરમાં રોજ નવો નવો આનંદ લૂંટતા હોય,

૩. ગામલોકો કાંઈક સારું થઈ રહ્યું છે એવી ભાવના અનુભવતા હોય અને પ્રયોગમાં સાથ આપવા લાગ્યા હોય,

૪. ગામમાં ખાદી-રેંટિયા અને ગ્રામ-ઉદ્યોગનું વાતાવરણ દિવસે દિવસે વધતું જતું હોય,

૫. વિદ્યાર્થીઓ તેમ જ ગામલોકો ગંદી ભાષા, ગંદી ટેવો અને વ્યસનોમાંથી છૂટતા જતા હોય,

૬. આખા ગામનું વાતાવરણ બદલતું હોય.



# સમાજવાદની દૃષ્ટિ અને વ્યાપ્તિ

## ડૉ. પટ્ટાભિ સીતારામ ઐયા

સમાજવાદનો હેતુ છે સમાજની વર્તમાન પરિસ્થિતિમાં પલટો લાવવો. શરૂઆતમાં તે સમાજના આધારને વિસ્તૃત અને રાજસત્તાના ક્ષેત્રને વિશેષ વ્યાપક કરનાર સુધારક આંદોલનના રૂપમાં આવેલ. હજુ ગઈ કાલ સુધી એવી સ્થિતિ પ્રવર્તતી હતી કે જ્યાં સમાજનું કામ પૂરું થતું ત્યાંથી રાજસત્તાના કર્તવ્યની શરૂઆત થતી. વ્યક્તિનાં અન્ન-વસ્ત્રનો બંદોબસ્ત કરવો અને એનાં આરામ અને સુખની ચિંતા રાખવી એ સમાજનું કામ હતું. પણ ધીરે ધીરે આ કામનો ભાર રાજસત્તા ઉપર નાખી દેવામાં આવ્યો. રાજ્ય ઉપર આ બોજો નહોતો ત્યાં સુધી રાજનું કામ લોકોનું રક્ષણ કરવું અને તે માટેના ખર્ચને પહોંચી વળવા કર ઉઘરાવવો એ હતું. હવે તો પ્રજાની શાંતિ અને સુવ્યવસ્થા ઉપરાંત રાજને માથે બેકારી દૂર કરવાની ફરજ પણ આવી પડી છે. આજ સુધી અધિકાર સમજીને લોકોને જે વસ્તુ માટે ચળવળો કરવી પડતી અને રાજ્યને તે મંજૂર કરવાની ફરજ પડતી તે જ વસ્તુ હવે રાજ્યે પોતે જ કર્તવ્યરૂપ માની કરવી પડશે. એને માટે પછી લોકો કંઈ હિલચાલ કરે કે ન કરે. આનો અર્થ એ કે શરૂઆતમાં જે સિદ્ધાંત કોઈ ચળવળનો પ્રેરક હોય અને દેશમાં અશાન્તિ

લાવનાર મનાય ને આગળ જતા આપણું સાધ્ય બની જાય અને સરકારને માટે નિયામક-તત્ત્વરૂપ બની જાય ઉદાહરણ માટે આજની રાજસત્તાનું જ સ્વરૂપ જોઈએ સમાજમા જે વિષમતાઓ અને અન્યાય ફેનાઈ રહ્યા છે તેને ટાળવા અનાથાશ્રમો હૉસ્પિટલો, વનિતા વિશ્રામો, અશક્તોને પોષવાને માટે જુદા ભંડોળો દવાખાના મફત શિક્ષણ સાર્વજનિક વીમાઓ, પ્રસૂતિગૃહો અને બાનાશ્રમો ઇત્યાદિની વ્યવસ્થા રાજ્યે કરવી પડે છે પણ આ બધુ અંતે છે શુ? પૈસાદારો અને સાધનસપન્ન લોકો તરફ વેગથી ધસ્યા જતા સુખપ્રવાહને ખાળી તેની ત્રુટિ અનુભવતા લોકો તરફ તે વાળવાના માર્ગો જ છે આ પ્રવાહ કરરૂપે વહેતો હશે કે દાનરૂપે વળેલો હશે પણ જમીનદારો અને વેપારીઓની સંપત્તિનુ મૂળ ઉદ્‌ભવસ્થાન ગરીબ ખેડૂતો અને રાત દિવસ શ્રમ કરતા યે ભૂખે મરતા કારીગરો જ છે

એ જ રીતે વહાણના કોઈ માલિકને સરકારી ઇલકાબ મળી શકતો હોય તો પોતાના જાનને જોખમે વહાણને સમુદ્રમા સલામત રાખતા ગંદા કપડામા વીંટાયેલા ખલાસીને તે આભારી છે

અને એક ઉદ્યોગમા સફળતા મળવાને પરિણામે કોઈ મિલમાલિક એક ઉદ્યોગનો નેતા બનતો હોય તો તેનો યશ કારખાનામા રાતદિવસ લોહીનુ પાણી બનાવનાર યંત્ર પર કામ કરતા, મજૂરને ભાગે જાય છે એની પાસે મિલમાલિકની શક્તિ તો તૃણ બરાબર છે એટલે આમ જમીનદાર વેપારી, ઉદ્યોગપતિ કે વહાણનો માલિક એ બધા લોકોના પરિશ્રમે મોટા બને છે કે જેમને પોતાના કામમા કાયા ગાળી નાખતા છતા કૂતરા બિલાડા જેવુ જીવન ગુજારવુ પડે છે આવું જોઈને સ્વાભાવિક રીતે જ કોઈ સમાજવાદીના હૃદયમા પ્રશ્ન ઊઠે કે આ બધુ ક્યા સુધી ચાલતુ રહેશે? આ બિચારા ગરીબો ધનવાનોના આપ્યા ટુકડા પર ક્યા સુધી જીવ્યા કરશે? ક્યા સુધી લાકડા ફાડી ફાડી પાણી સીંચી સીંચી આ શ્રમજીવીઓ પોતાના દિવસો કાઢશે કે જે અવસ્થામા નથી એમની પાસે પોતાનુ કહેવા જેવુ ઝૂંપડુ કે નથી સારી રીતે નહાવા ધોવાનો સમય કે સગવડ?

આ પ્રશ્નો યથાર્થ છે હિંદુસ્તાનમા આ પ્રશ્નો પુછાય છે ત્યારે એમા જો કે વાસ્તવિકતા એટલી નથી હોતી પણ એ મૂઝવે છે ખરા હિંદુસ્તાનમા લગભગ પશ્ચિમનુ અનુકરણ જ થાય છે અહી આપણે એ પશ્ચિમની ગભીર અશાન્તિની નકલ કરીએ છીએ અને ઉપરાંત એના ઉકેલ માટે નિરર્થક નીવડેલા ઉપાયો અજમાવીએ છીએ

આપણે બારીકાઈથી જોશુ તો સ્પષ્ટ જણાશે કે આપણી દરેક મોટી હિલચાલ પશ્ચિમની જૂની હિલચાલનુ નિષ્પ્રાણ અને નકામુ અનુકરણ માત્ર હોય છે કેમ તે જોઈએ

ઇંગ્લેંડમા યંત્રયુગ આગમી સદીના અંતમા થયો તેની સાથોસાથ અર્થશાસ્ત્ર પણ દેશની રાજક્રાન્તિમા એક મહત્ત્વનુ સ્થાન મેળવી લીધુ, અને જ્યા પ્રથમ તે રાજનીતિને દોરનારુ તત્ત્વ હતુ ત્યા જોતજોતામા રાજનીતિનુ સાધ્ય બનતુ ગયુ આ માર્ગમા તે જે જે તબક્કાઓમાથી પસાર થતુ ગયુ તેની તેની વિગતો ઇંગ્લેંડના ઇતિહાસમા સ્પષ્ટ જોવા મળે છે આશ્ચર્યની વાત તો એ છે કે જ્યારે આપણે હિંદના ઔદ્યોગિક ઇતિહાસને જોઈએ છીએ ત્યારે તેમા પણ એ જ તબક્કાઓને જોવા મંડી પડીએ છીએ સૈકામા ઇંગ્લેંડમા વિનિતપક્ષ અથવા તો બીજા શબ્દોમા વ્યાપાર—સ્વાતંત્ર્યના હામી સત્તાધારી બન્યા પરિણામે રાજ્યાધિકારીઓ પણ સીધેસીધી આર્થિક હેતુની ભાષામા બોલવા લાગ્યા અને જેમ જેમ દેશનો ઔદ્યોગિક વિકાસ થતો ગયો તેમ તેમ મધ્યમવર્ગના હાથમા રાજસત્તા આવતી ગઈ અને પરચૂરણ માલના વેપારીની સ્થિતિમાથી ચડતા જઈ જથાબંધ માલના વેપારીની પ્રતિષ્ઠા મેળવી લીધી અને ત્યારે દેશની રાજનીતિ ઉપર પણ એની અસર પાડવા લાગી એમણે પોતાનુ એક સ્વતંત્ર રાજદ્વારી મંડળ બનાવી લીધુ અને ૧૮૩૨ની સાલમા એમણે પોતાના મતાધિકારને પણ ઠીક ઠીક વ્યાપક બનાવી દીધો આ જ વર્ષમા 'ચાર્ટર ઍક્ટ

ઑફ ઇન્ડિયા' મંજૂર થયેલો કે જે અનુસાર હિંદમાં હિંદીઓ અને અંગ્રેજોને સમાન હક્ક આપવામાં આવ્યા. આગળ જતાં સને ૧૮૫૭માં-ઈંગ્લાંડમાં ઓછામાં ઓછાં મોટાં મોટાં ઔદ્યોગિક કેન્દ્રોના મજૂરોએ તો મતાધિકારની માગણીઓ રજૂ કરી જ દીધી હતી. એ જ વર્ષમાં હિંદે અંગ્રેજી હકૂમતને ઉખેડી નાખવાની કોશિશ કરી. પણ તે નિષ્ફળ જતાં એ હકૂમતની પકડ વધુ મજબૂત બનાવવામાં આવી. આ પછી ઈંગ્લાંડમાં ખેતી ઉપર કામ કરનારાઓનો વારો આવ્યો. એમણે ૧૮૮૪ની સાલમાં પોતાને માટે નાગરિક — અધિકાર પ્રાપ્ત કરી લીધા. અહીં હિંદમાં લગભગ એ જ અરસામાં (ઈ. સ. ૧૮૮૫માં) રાષ્ટ્રીય મહાસભાનો જન્મ થયો. સન ૧૯૧૭માં રશિયાએ સમાજવાદી સત્તાની સ્થાપના કરી. એ જ વખતે હિંદમાં 'હોમરૂલ' ની માગણી રજૂ થઈ અને ૧૯૨૮ સુધીમાં સ્વરાજનો અધિકાર પ્રસ્થાપિત કર્યો. આમ જ્યારે એક બાજુ ઈંગ્લાંડ સાચી લોકસત્તા તરફ વેગથી આગળ વધતું દેખાય છે ત્યારે હિંદ ગુલામીમાંથી મુક્તિ મેળવવાનો ધીમે ધીમે પ્રયત્ન કરતું દેખાય છે. આમ હિંદની રાજનૈતિક હિલચાલ યુરોપની તત્કાલીન આર્થિક હિલચાલની જાણે પ્રતિક્રિયા જ છે. જે વખતે ઈંગ્લેંડ વેગથી પોતાના અર્થશાસ્ત્રમાં અસરકારક ફેરફારો કરતું જાય છે ત્યારે હિંદ મહારાણી વિક્ટોરિયાના સમયની મધ્યયુગી જૂની રાજનીતિમાં જ અટવાયા કરે છે.

આવી સ્થિતિમાં આપણે જો રશિયાની મુક્તિકથા સાંભળીને મુગ્ધ બની જતા હોઈએ તો આશ્ચર્ય નથી. પણ કેવળ નકલિયા વૃત્તિથી કામ નહિ ચાલે. ઈંગ્લેંડનો સમાજવાદ હિંદમાં તાજા જન્મેલા ઉદ્યોગવાદના જુલ્મોની પ્રતિક્રિયા જ છે. અને રશિયાનો સામ્યવાદ સૈકાઓના નિરંકુશ શાસનનું અનિવાર્ય પરિણામ છે. તમે જૂના નવા બધા ઇતિહાસોને જોઈ જજો, નિરંકુશ સત્તાના વિરોધમાં દરેક વખતે સશસ્ત્ર અને ખૂની ક્રાન્તિઓ થઈ છે અને એણે ઇતિહાસના પ્રવાહમાં નિયામક અસર પાડી છે. પણ છતાં એ તો એક જબરી શંકાનો વિષય છે જ કે એમાંથી 'ક્રાન્તિકારીઓનું કંઈ ભલું થયું કે કોઈ નવો યુગ શરૂ થયો કે જેમના લાભ માટે આટલાં લોહી વહેવડાવ્યાં તેમનું સામાજિક કે આર્થિક હિત સધાયું કે નહિ. સાચી વાત એ છે કે જો એક ક્રાન્તિમાંથી ઇષ્ટ હેતુ સધાયો હોય તો એ પછી બીજી ક્રાન્તિની જરૂર નથી હોતી. એ માટે હિંસાત્મક કે અહિંસક ક્રાન્તિની યોજના અને પ્રચાર કરતાં પહેલાં પીડિત માનવસમાજને માટે પોતાનું સર્વસ્વ હોમી દેવા તૈયાર થનારે એટલું તો વિચારી લેવું જોઈએ કે તે યોજનાથી વાસ્તવમાં માનવજગતનું ભલું કેટલા પ્રમાણમાં થઈ શકશે.

હિંદમાં આપણે કોઈ વાતનો વિચાર કરતાં પહેલાં એ વિચારવું જરૂરી છે કે અહીં જમીનની વહેંચણી કેવી રીતે થઈ છે, આવકમાંથી રાજ્ય પોતે કેટલું ખર્ચે છે, રાજ્યસત્તામાં પ્રજાનો કેટલો અવાજ છે, ગામડાં અને શહેરોની રચના કેવી છે, એમનું રાષ્ટ્રીય જીવન કેવું છે, સામાજિક અને આર્થિક દૃષ્ટિએ સમાજની રચના કેવી છે, પ્રાચીન તત્ત્વજ્ઞાનીઓ અને ધર્મપ્રવર્તકોએ દેશની જનતાની સામે કેવા આદર્શો ઊભા કર્યા છે અને પરદેશી સત્તાને કારણે દેશબંધુઓની કેવી અધોગતિ થઈ છે, દેશમાં કયા કયા પ્રકારે અને કયાં કયાં ક્ષેત્રોમાં અંગ્રેજોના વિજયની અસર પડી છે, પૂર્વની અધોગતિ માટે પશ્ચિમ કેટલા પ્રમાણમાં જવાબદાર છે, આધુનિક શક્તિઓની અસર કેટલી ક્ષણિક છે, આપણી પ્રાચીન સમાજવ્યવસ્થાના કયા સિદ્ધાંતોની કેટલી આવશ્યકતા છે, કેવળ જરૂર જેટલું જ ઉત્પન્ન કરવું તે પ્રાચીન અને કલ્યાણકારી નિયમને ફરી સજીવન કરવાની કેટલી આવશ્યકતા છે, ગામ-જિલ્લા–પ્રાંત તથા રાષ્ટ્રવ્યાપી સ્વાશ્રય કે જે હમણાં જ નષ્ટપ્રાય થયો છે તેની સ્થાપનાની કેટલી આવશ્યકતા છે, પરદેશી સોય-દોરાથી લઈ વાળમાં ખોસવાની પીનો સુદ્ધાં ગામડાંમાં ઘેર ઘેર પહોંચી ગયાં છે એનું ગ્રામ્યગૃહજીવન પર કેટલું માઠું પરિણામ આવ્યું છે, ગ્રામોદ્યોગોનો કેવો નાશ થયો

છે, હિંદના સાત લાખ ગામડાં પરદેશથી આવતી ચીજો પર સવારથી સાંજ સુધી કેવા આધાર રાખી બેઠાં હોય છે — આ બધું આપણે ધ્યાનમાં લઈ તેનો વિચાર કરવો અને પછી કલ્પના કરવી કે પૂર્વના સમાજને પશ્ચિમનો ઘડેલો સમાજવાદ કે કોઈ પણ વાદ કેટલો ઉપયોગી બને. આપણા સમાજવાદી મિત્રો આજે જે રસ્તો ગ્રહણ કરી રહ્યા છે તે કરતાં આ રસ્તો વધુ નજીક પડે તેવો છે. કારણ કે બાર મહિનાનો રસ્તો છ મહિનાના રસ્તા કરતાં અંતે જતાં તો વધુ સીધો સાબિત થાય છે. આપણા સદ્‌ભાગ્યની વાત છે કે હજી એ ઉદ્યોગવાદ એના તમામ અનિષ્ટો સાથે દેશના ઊંડા ભાગોમાં પહોંચી શક્યો નથી. હજી પંદર લાખ માણસો જ એમાં દાખલ થયા છે અને જો હજીયે આપણે ચેતીએ તો આ યંત્રવાદના ધસમસાટને રોકી શકીએ. યંત્રો નોકર તરીકે તો બહુ સારાં છે પણ જ્યારે તે શેઠ બની બેસે છે ત્યારે તેની સેનાનિયત એટલે ભૂંડી હોય છે. યંત્રોથી મનુષ્યજાતનું કંઈ ભલું ભલે થયું હોય પણ એણે માણસને પોતાનો ગુલામ બનાવી દીધો છે. એના કૌશલ્યનો નાશ થયો છે. એના ગૃહજીવનને બગાડી નાખ્યું છે. સનાતન કૌટુંબિક જીવન પર સખત ઘા કર્યો છે, અને ન તો કેવળ કારીગરના કૌશલ્યનો નાશ કર્યો છે પણ એના વ્યક્તિત્વ અને સ્વાતંત્ર્યનું પણ ખૂન કર્યું છે. રાષ્ટ્રનો અંદરોઅંદરનો વ્યવહાર જ્યાં પરસ્પરના સહકારના આધારે ચાલવો જોઈએ ત્યાં ભયંકર હરીફાઈ ઊભી થઈ છે અને આંતરરાષ્ટ્રીય વૈમનસ્યો જાગ્યાં છે. આમાંથી સામ્રાજ્યવાદ પોતાની સાથે ઉદ્યોગવાદ અને યુદ્ધવાદને લાવે જ છે. યંત્રથી સમય સમય અને સ્થાન સ્થાન વચ્ચેનું અંતર ભલે ઘટી ગયું હોય પણ રાષ્ટ્રો અને તેની પ્રજાઓ વચ્ચે જબરદસ્ત ખાઈઓ પણ ઊભી કરી મૂકી છે. લોકોના શરીરોને એણે નજીક નજીક કર્યાં હશે પણ એના આત્માઓ અને હૃદયોને તો છિન્નભિન્ન કરી નાખ્યાં છે.

સમયસરની વાત માણસને સફળતાની નજીક પહોંચાડે છે, પણ કવખતની અને નકામી વાત આપણને આપણા ઉદ્દેશથી દૂર હડસેલે છે. મૂડીવાદ સામે આપણી લડાઈ છે અને આપણે અવશ્ય લડવું જોઈએ એ વાત સાચી છે, પણ આજે જે મૂડીવાદ હિંદમાં છે તે તો પશ્ચિમના વેપારની દુનિયા છે કે જેની રક્ષા માટે પશ્ચિમના દેશોની સુસજ્જિત સેનાઓ તૈયાર ઊભી છે. હિંદુસ્તાનના મૂડીવાદ ઉપર આપણે જેટલું આક્રમણ કરીશું તેના પ્રમાણમાં તેનો પ્રત્યાઘાત એના પોષક વિદેશીઓના વ્યાપક હિતો પર પણ પડશે. એથી પરિણામ એ આવશે કે વિદેશી શાસકને સાથે સાથે શત્રુ બનાવી મૂડીવાદીઓ સાથે એમને ભળવાની તક આપશું. આમ બે સત્તા ભેળી થઈને સમાજવાદી કે સ્વરાજ્યવાદી બન્નેને કચડી નાખી શકશે. કે જે ગરીબોના પક્ષમાં ઊભા થયા છે અને વિદેશી શાસનના ભૂતને ભગાડવામાં પૂરેપૂરા સફળ ન થવાયું હોય તોપણ એને એકદમ નરમ બનાવી દઈને કંઈક લાભ કાઢી શકે છે. એટલે આ વખતે આપણે જે સાધનો દ્વારા કામ કરવા માગીએ છીએ તેનાથી આપણા હેતુને લાભ કરી દેવાને બદલે નુકસાન કરી બેસવાના છીએ. કારણ કે તેથી પક્ષની શક્તિ ઘટવાને બદલે વધવાની. બહારના શત્રુ કાઢ્યા પછી આપણા સમાજવાદી મિત્રો અહીંના મૂડીવાદીઓને નહિ સમજી લે? કારણ કે આમ કરવાથી સમાજવાદી મિત્રો વખત આવ્યે સત્યાગ્રહના શસ્ત્રથી કે યુદ્ધના સનાતન સામાજિક આર્થિક કે રાજનૈતિક ઉપાયોથી કામ લેશે તો તે વખતે પોતાનામાં અમોઘ શક્તિ આવેલી જોશે.

વળી આપણે સમાજવાદના આદર્શનું ભારતીયકરણ પણ કરી લેવું જોઈએ. સમાજવાદ એક સરસ વસ્તુ છે. એમાં દોષ જેવું કશું જ નથી. જમીનદાર અને માલદારના લોભ અને અત્યાચારો હવે નિઃશંક અસહ્ય થઈ પડ્યા છે. કોઈ પણ જાતિ કે સમાજમાં કેવળ જન્મને કારણે ઊંચનીચનો ભેદભાવ પણ હવે સહેવાશે નહિ. દારૂ અને અસ્પૃશ્યતાના ભૂતને ભગાડવા આવશ્યક છે. પણ આપણું એ પણ કર્તવ્ય છે કે ગરીબોને બારે માસ પેટ ભરીને અન્ન ખાવા મળે એવો પ્રબંધ કરીએ. આથી ગામડાઓના હુન્નર ઉદ્યોગ અને કળાને પ્રોત્સાહન આપવું એ

આપણો ધર્મ થઈ પડે છે. આપણે એક બાજુથી સમાજવાદની ઘોષણાઓ કરીએ અને બીજી બાજુથી પરદેશી વસ્તુઓનો વપરાશ કરીએ તો આ પદદલિત જનતા ઉપર કેવી રીતે આવી શકશે? આપણી ઘોષણાઓ અને લુખ્ખી સહાનુભૂતિના ભાર નીચે ગરીબોને આપણે કચડી નાખવા તો નથી ઇચ્છતા? આપણે એમનાં ખીસાંમાં થોડા આનાઓ-નહિ તો થોડી પાઈઓ પણ નાખીને એમની રક્ષા કરી શકીશું. એટલે આપણે ફરીને આપણી દૃષ્ટિ પશ્ચિમ ઉપરથી હઠાવી લઈ પૂર્વ ઉપર, પ્રતિયોગ પરથી હઠાવી લઈ સહયોગ ઉપર અને પશુબલ પરથી હઠાવી લઈ સદ્‌ભાવ ઉપર વાળવી જોઈશે. આપણે ફરીથી જડતા તરફથી ચેતન તરફ અને મોટર તરફથી રેંટિયા તરફ પ્રયાણ આદરવું જોઈશે. તો જ આપણે ગરીબોની સેવાનો દાવો સાચો ઠરાવી શકીશું. સમાજવાદીની જીત એ ક્ષણથી શરૂ થશે કે જે ક્ષણથી તેમના કામ દ્વારા ગરીબોને રોજનો કંઈક પ્રત્યક્ષ લાભ થશે. 'ભૂખે મરતાંની પીડા હજી વધુ બનવા દો, તો જ એમનામાં ક્રાન્તિની ભાવના જાગ્રત થશે.' આ સાધારણ ઉદ્‌ગારમાં હૃદયહીનતા જ નહિ પણ વિચારશૂન્યતા પણ રહી છે. એટલે જો સમાજવાદી એવો ઉપદેશ આપે કે ખાદી અને ગ્રામોદ્યોગને છોડી મિલનાં અને પરદેશી કપડાં કે વસ્તુઓ વાપરો તો તે ઘણા દુઃખની વાત ગણાય. 'દુનિયાનાં શ્રમજીવીઓ એક બનો, ગુલામી સિવાય તમારે કશું ગુમાવવાનું નથી' એ ઘોષણા સાંભળતાં તો સરસ લાગે છે પણ જ્યારે દુનિયાનાં અર્ધાં શ્રમજીવીઓ એક બની બાકીનાં અર્ધાં શ્રમજીવી-ભાંડુઓને ગુલામી અને અતૂટ ઔદ્યોગિક બંધનથી બાંધી લેશે ત્યારે તમે તેને શું કહેશો? સમાજવાદીઓનો ઉદ્દેશ ખરાબ નથી. પણ ઓછામાં ઓછું આપણે એટલું તો ન જ કરીએ કે પૈસાદાર વધુ પૈસાદાર અને ગરીબ વધુ ગરીબ બને. આજે જ્યાં સુધી જનતાનો સાથ નહિ હોય ત્યાં સુધી ન તો મહાસભાવાદી કે ન તો સમાજવાદી કંઈ કરવા સમર્થ બનશે. અને સહકાર એ તો વિશ્વાસનું ચિહ્ન છે. એટલે આપણે એવું ન કરી બેસીએ કે જેથી વર્ષોની મહેનતે મેળવેલો જનતાનો વિશ્વાસ ઘટવા પામે. માત્ર ઘોષણાઓથી પેટ ભરાઈ જવાનું નથી. પણ જો આપણા સમાજવાદી મિત્રો દેશનાં રિતરિવાજો અને ભારતીય સમાજનાં આધારભૂત તત્ત્વોને ધ્યાનમાં લઈ પોતાની શક્તિનો ઉપયોગ કરશે અને સાથે સાથે એવો કોઈ પ્રત્યક્ષ કાર્યક્રમ હાથમાં લેશે કે જેથી આ અભાગી દેશના ગરીબોને તત્કાળ લાભ થવા લાગે અને એમનાં દુઃખ ઓછાં થતાં જાય, તો નિઃશંક એમની સામે ઊભા રહેવાની કોઈની તાકાત નહિ હોય.

●

## સ્વ રા જ યા ત્રા

[ પાન ૮ થી ચાલુ ]

છતાં છાવણીઓ શરૂ થઈ ચૂકી છે અને યુદ્ધની તાલીમ પણ અપાવા માંડી છે. આ વાતાવરણ ઉપરથી એટલું સાબિત થાય છે કે નજીક આવતા સત્યાગ્રહસંગ્રામમાં ગમે તે માણસ ગમે તે રીતે ખેંચાઈ આવે, જેલમાં જઈ જેલ--ભરતીનો આંકડો વધારે કે બે લાકીના ફટકા ખાઈ લે એવું નહિ થાય, પરંતુ આવતી લડાઈમાં જે લડનારા હશે તે શિસ્તબદ્ધ તાલીમ પામેલા સૈનિકો જ હશે. આ સૈનિકોએ પહેલેથી જ જીવનની આખરી તૈયારી કરી લીધી હશે.

આજ પહેલાંના સત્યાગ્રહોમાં અને હવે આવતા સત્યાગ્રહમાં નીચેના તફાવતો હશે એમ અમને લાગે છેઃ

૧. આવતી લડાઈમાં કોઈ પણ સૈનિક પૂરી તાલીમ પામ્યા વિના યુદ્ધના મેદાનમાં નહિ જાય, એટલે કે એ સવિનયભંગ નહિ કરે. સરકાર પોતે જ એને પકડી લે તો જુદી વાત છે.

૨. આવતી લડાઈની તાલીમ એટલે રચનાત્મક કાર્ય દ્વારા આમસંપર્ક. જે સ્ત્રીપુરુષો સ્વરાજની

લડતમા જોડાવા ઇચ્છશે એમણે આમજનતા સાથે સબધ કેળવેલો હોવો જ જોઈશે આ સબધ સુદૃઢ, પવિત્ર, શાંતિમય, સમજપૂર્વકનો અને આમ જનતાનુ હિત કરનારો તો ત્યારે જ થઈ શકશે કે જ્યારે સપર્ક સાધવા જનાર સૈનિકના હાથમા રેંટિયો કે એવા જ બીજા સાધનો હશે આ સાધનો આમજનતાના હાથમા સોંપતા સ્વરાજના સૈનિકે લોકહૃદયમા પ્રવેશવુ જ પડશે અને લોકોને રેંટિયાની પાછળ રહેલુ તત્ત્વજ્ઞાન સમજાવવુ પડશે

૩ ગઈ લડતમા આપણા પક્ષે મોટામા મોટી ભૂલ એ થઈ હતી કે આપણા તમામ કાર્યક્રમો જેલ ભરતી અને લાઠીમારને નજર સામે રાખીને યોજાતા હતા જે આગેવાન વધુ જેલભરતી કરાવી શકે કે લાઠીમાર ખવડાવી શકે એવી યોજના આપે તે આગેવાન કુશળ ગણાતો હતો આવા કાર્યક્રમો અને યોજનાના મૂળમા બલિદાનની વૃત્તિ તો હતી જ, પરતુ તે સાથે જ આપણા કહેવાતા દુશ્મનને તોબા પોકરાવવાની વૃત્તિ પણ હતી આપણા કાર્યક્રમોના પરિણામે દુશ્મનનુ હૃદય પીગળતુ નહિ પણ ઉશ્કેરાતુ એની અદર રહેલો પશુ પૂર્ણરૂપે પ્રગટી ઊઠતો આ નવી લડાઈમા અમે ધારીએ છીએ કે આવા કાર્યક્રમોને સ્થાન નહિ હોય આ વખતનો કોઈ પણ કાર્યક્રમ એવો જ યોજાશે કે જેને પરિણામે દુશ્મનની પશુતા ધીમે ધીમે ગળી જાય ઉશ્કેરાઈને વીફરે નહિ

૪ આવતા સગ્રામમા યુદ્ધગીતો અને યુદ્ધ-પોકારો પણ જુદી જાતના હશે એમા દુશ્મનને ગોળી ચલાવવાનો કે આપણી છાતી વીંધી નાખવાનો પડકાર નહિ હોય, પરતુ એ માટેની આપણી તૈયારી કયા દુખને પરિણામે છે તેનુ વર્ણન હશે, બધા ગીતો, ભાષણો, પોકારોનો ધ્વનિ જુલમગારનુ હૃદય જગાડવાનો હશે

૫ આવતા સગ્રામમા સૈનિકભરતીનુ કામ જુદી જ રીતે થશે તાત્કાલિક કાર્યક્રમને પાર પાડવા સૈનિકોને એકઠા કરવામા નહિ આવે પણ એનુ વર્ગીકરણ થશે આખુ જીવન સમર્પી દેનાર સૈનિક જ સવિનય-ભગ કરી શકશે, પરતુ એ સિવાયના સ્ત્રીપુરુષોનું પણ સગઠન થશે અને એમના દ્વારા રચનાત્મક કાર્યક્રમ અમલમા મુકાશે બનતા સુધી લડાઈના કાર્યક્રમો એવી રીતે જ ગ્યાશે કે જેને પરિણામે જે પકડાવા, માર ખાવા કે ફના થવા ઇચ્છતુ હોય તેના ઉપર જ સરકાર પોતાનો પજો ઉપાડે

આ ઉપરથી એમ લાગે છે કે આવતી લડાઈ સપૂર્ણ રીતે ગાધીની લડાઈ બનશે એ લડતના સૈનિકો પણ ગાધીજી અને ગાધીજીના કાર્યક્રમમા શ્રદ્ધા રાખનારાઓ જ થશે આપણા દેશે ગાધીજીના પ્રયોગોને અપનાવ્યા તો છે જ, પરતુ ગાધીજીનું હૃદય હમણા જે શબ્દો બોલે છે તે બતાવે છે કે આપણે એક અવાજે પૂર્ણ વફાદારીથી એ પ્રયોગોને અજમાવ્યા નથી આપણે એવી આશા રાખીએ કે ગાધીજીના કાર્યક્રમ પ્રત્યે જેમને શકા હોય તેઓ આ વખતે કાં તો દૂર રહે અને કાં તો એ શકાને એક બાજુ મૂકી પૂર્ણ શ્રદ્ધાથી ગાધીજીના કાર્યક્રમમા કઈ પણ તથ્ય હોય તો અમલી કાર્ય દ્વારા એ શોધવાનો પ્રમાણિક પ્રયત્ન કરે

## રામગઢનો સદેશ

રામગઢની મહાસભાએ જે આદેશ આપ્યો છે તે કાગળ ઉપર નથી રહ્યો કે જેથી આપણે એને યાદ કર્યા કરવો પડે એ આદેશનો અમલ બીજા દિવસથી જ શરૂ થઈ ગયો છે આ વખતની બેઠકે મહાસભા એક પ્રજાતત્રની ભાવના અનુસાર ચાલતી સસ્થા હોવા છતાં યુદ્ધની સેના છે એવુ સાબિત કર્યું છે મહાસભાની વાર્ષિક બેઠકમા ચર્ચા કરી શકાય, કરવી જ પડે એવા પ્રશ્નો તો અનેક હશે, પરતુ એ બધા પ્રશ્નો એક બાજુ મૂકી રામગઢમા માત્ર એક જ ઠરાવ કરવામા આવ્યો છે આ ઠરાવ ખરેખર તો બ્રિટિશ સરકારને માટે આખરીનામુ છે અને હિંદના લાખો મહાસભાવાદીઓ માટે આદેશ છે આ ઠરાવ અત્યત મહત્ત્વનો હોવાથી અક્ષરશ અહીં ઉતાર્યો છે

" યુરોપની લડાઈ અને તેને અંગેની બ્રિટિશ નીતિથી ઊભી થતી ગભીર અને કટોકટીભરી પરિ

સ્થિતિનો વિચાર કર્યા પછી અ. હિં. મ. સમિતિ અને કારોબારીએ યુદ્ધની પરિસ્થિતિને લગતા પસાર કરેલા ઠરાવો અને અમલમાં મૂકેલા પગલાને મહાસભા પોતાની બહાલી આપે છે અને એને અપનાવે છે.

બ્રિ. સરકારે હિંદી પ્રજાની સંમતિ સિવાય હિંદને યુદ્ધગ્રસ્ત રાજ્ય તરીકે જે જાહેર કર્યું છે અને આ લડાઈમાં હિંદી સાધનોનો જે ઉપયોગ કર્યો છે તેને મહાસભા એક અપમાન તરીકે ગણે છે, જેને કોઈ પણ સ્વમાની અને સ્વાતંત્ર્યપ્રિય પ્રજા સ્વીકારી કે સહી શકે નહિ. હિંદને લગતી બ્રિ. સરકાર તરફથી જે જાહેરાતો તાજેતરમાં કરવામાં આવી છે તે બતાવી આપે છે કે બ્રિટન આ લડાઈ મુખ્યત્વે કરીને શાહીવાદી હેતુઓ માટે, અને હિંદી પ્રજા તેમજ એશિયા અને આફ્રિકાના દેશોના શોષણ ઉપર જ રચાયેલા પોતાના સામ્રાજ્યને મજબૂત કરવાના હેતુથી જ લડી રહ્યું છે. આવા સંયોગોમાં એ સ્પષ્ટ છે કે મહાસભા કોઈ રીતે સીધી કે આડકતરી રીતે જે લડાઈથી આ શોષણ કાયમ ચાલુ રહેવાનું છે તેમાં ભાગ લઈ શકે તેમ નથી. તેથી કરીને મહાસભા બ્રિટન માટે લડવાને હિંદી લશ્કરને જે ફરજ પાડવામાં આવી છે તથા હિંદનાં પ્રજાજનો અને સાધનોને લડાઈના હેતુઓં માટે હિંદમાંથી ખેંચી લઈ જવામાં આવ્યા છે તે તરફ પોતાની ભારે નાપસંદગી બતાવે છે. લશ્કરી ભરતી અને હિંદમાં ઊભા કરવામાં આવેલા પૈસા હિંદની ઐચ્છિક ભાગીદારીરૂપે છે એમ માની શકાય તેમ નથી. મહાસભાવાદીઓ અને મહાસભાની અસર નીચેના લોકો યુદ્ધસંચાલનમાં માણસો પૈસા અને સામગ્રીની મદદ કરી શકે તેમ નથી.

મહાસભા આથી ફરીવાર જાહેર કરે છે કે હિંદના લોકો મુકમ્મિલ આઝાદીથી ઓછું કશું જ સ્વીકારી શકે તેમ નથી. હિંદી સ્વાતંત્ર્ય શાહીવાદની મર્યાદામાં સમાઈ શકે તેમ નથી અને સાંસ્થાનિક સ્વરાજ અગર સામ્રાજ્યમાંનો કોઈ પણ દરજ્જો હિંદને બિલકુલ લાગુ પાડી શકાય તેમ નથી; અને તે હિંદ જેવા મોટા રાષ્ટ્રના સ્વમાન સાથે બંધબેસતો થઈ શકે તેમ નથી, અને બ્રિ. રાજકારણ અને આર્થિક ઈમારત સાથે જ અનેક રસ્તે હિંદને જકડી લેશે.

ફક્ત હિંદી પ્રજા જ પોતાનું બંધારણ પુખ્ત મતાધિકાર ઉપરની લોકપ્રતિનિધિસભા દ્વારા વ્યાજબી રીતે ઘડી શકે અને જગતના બીજા દેશો સાથેના પોતાના સંબંધો નક્કી કરી શકે.

વધુમાં મહાસભા એવો અભિપ્રાય ધરાવે છે કે પોતે અત્યાર સુધી કર્યા છે તેમ કોમી સમાધાન મેળવવા માટે હમેશ તમામ પ્રયત્નો કરશે. લોકપ્રતિનિધિસભા સિવાય કોઈ પણ કાયમી ઉકેલ શક્ય નથી. એ સભામાં જ તમામ સ્વીકૃત લઘુમતીઓને શક્ય હશે ત્યાં સુધી જુદી જુદી બહુમતીઓ અને લઘુમતીઓ વચ્ચેની સમજૂતીથી આગળ જો કોઈ પણ મુદ્દા ઉપર સમજૂતી નહિ થાય તો લવાદીથી સંપૂર્ણ રીતે સુરક્ષિત બનાવવામાં આવશે. આ સિવાયના બીજા વિકલ્પમાં છેવટનો નિર્ણય આવવાનો નથી. હિંદનું બંધારણ સ્વાતંત્ર્ય, લોકશાહી અને રાષ્ટ્રીય એકતા ઉપર જ રચાવું જોઈએ અને હિંદના ભાગલા પાડવાના અને એને રાષ્ટ્રીયતાથી છિન્નભિન્ન કરવાના પ્રયત્નોને મહાસભા વખોડી કાઢે છે. મહાસભાએ સંપૂર્ણ સ્વતંત્રતા અને વ્યક્તિ કે સમાજના વિકાસની તકોને સારી રીતે સંરક્ષણ આપવા તથા સામાજિક અન્યાય મટીને જ્યાં ન્યાયી સમાજરચના થાય એવું બંધારણ મેળવવાનું જ પોતાનું ધ્યેય રાખ્યું છે.

દેશી રાજાઓને અગર પરદેશી સ્થાપિત હિતોના હિંદી સ્વતંત્રતાના માર્ગમાં આવવાના કોઈ પણ હક્કની મહાસભા બરદાસ્ત કરી શકે તેમ નથી. હિંદમાં સાર્વભૌમત્વ લોકોમાં જ રહેવું જોઈએ પછી તે રજવાડાંમાં હોય કે પ્રાન્તોમાં. અને બીજાં બધાં હિતો પ્રજાનાં અગત્યનાં હિતોથી ઉતરતી કોટીનાં ગણાવાં જોઈએ. મહાસભા એમ માને છે કે દેશી રાજ્યોની બાબતમાં જે મુશ્કેલી ઊભી કરવામાં આવે છે જે બ્રિટિશ સરકારે ઉપજાવી કાઢી છે અને

પરદેશી ધૂસરીમાથી હિદની મુક્તિની અસદિગ્ધ ભાષામા જ્યા સુધી જાહેરાત કરવામા નહિ આવે ત્યા સુધી એનો સતોષકારક નિવેડો થઈ શકશે નહિ પરદેશી હિતો જો હિદી પ્રજાના હિતો સાથે અથડામણમાં ન આવતા હોય તો તેમને રક્ષણ આપવામા આવશે

જ્યા પોતાની બહુમતી હતી તેવા પ્રાતોમાથી મહાસભાએ પ્રધાનમડળોને પાછા ખેચી લીધા છે તે યુદ્ધમા હિદની બિનભાગીદારી બતાવવા માટે અને પરદેશી ધૂસરીમાથી હિદને મુક્ત કરવાનો મહાસભાનો નિશ્ચય અમલમા લાવવા માટે કર્યો છે આ પ્રાથમિક પગલા પછી વાસ્તવિક રીતે સવિનયભગની શરૂઆત થશે જે માટે મહાસભાની સસ્થા લાયક બનશે અને જો એવી કટોકટી ઊભી કરનારા સયોગો રચાશે તો મહાસભા બેધડક એને અપનાવશે જ્યારે ગાધીજીને સતોષ થશે કે મહાસભાવાદીઓ શિસ્તનુ ચુસ્તપણે પાલન કરે છે, અને સ્વાતત્ર્યની પ્રતિજ્ઞામા સમાયેલા રચનાત્મક કાર્યક્રમનો બરોબર અમલ કરે છે ત્યારે સવિનયભગ આદરવા માટેની ગાધીજીની જાહેરાત પરત્વે મહાસભાવાદીઓનુ ધ્યાન દોરવાનુ મહાસભા ઇચ્છે છે

મહાસભા જાતિ અને ધર્મના ભેદભાવ વગર તમામ વર્ગો અને કોમોનુ પ્રતિનિધિત્વ અને સેવા શોધે છે અને હિંદી સ્વાતત્ર્યની લડાઈ સમગ્ર રાષ્ટ્રની આઝાદી માટે છે તેથી કરીને મહાસભા એવી આશા સેવે છે કે તમામ વર્ગો અને કોમો એમા ભાગ લેશે સવિનય ભગ આખા રાષ્ટ્રમા આત્મભોગની ભાવના લાવશે

આથી મહાસભા અ હિં મ સમિતિ અને જો પ્રસગ પડે તો મહાસભાની કારોબારીને યોગ્ય જણાય તે મુજબ ઉપરના ઠરાવનુ પાલન કરવા ઘટતા પગલા લેવાની સત્તા આપે છે ”

## મૌલાનાસાહેબનુ ભાષણ

કોઈ પણ પ્રકારના આડબર વિનાનુ અને કેવળ વ્યવહારિક ભૂમિકા ઉપર રચાયેલુ આ ભાષણ અમને બહુ ગમ્યુ છે આ ભાષણમા શુ શુ નથી આવ્યુ તે શોધીએ તો ઘણુ નીકળી શકે પરતુ પહેલેથી છે ને સુધી વાચતા એમ લાગે છે કે મૌલાનાસાહેબે દેશના પ્રાણપ્રશ્નોને સ્પર્શવાનો જ પ્રથમથી નિશ્ચય કર્યો છે બ્રિટિશ સરકાર અને મહાસભા એક બીજાને કેમ મળી શકે એમ નથી તે એમણે અતિશય સાદી છતા સચોટ રીતે સમજાવ્યુ છે એમને માટે સહજ એવી દલીલોથી એમણે સાબિત કર્યું છે કે હિંદ ઉપર બ્રિટને જે દિવસે કાબૂ જમાવ્યો તે દિવસે એની જેવી સામ્રાજ્યભૂખ હતી તેવી જ આજે પણ છે આજે બ્રિટિશ મુત્સદીઓની ભાષામા ભલે ફેર પડ્યો હોય—એ તો યુગનો પ્રભાવ છે, પણ એમના દિલમા જરીકે ફેર પડ્યો નથી મૌલાના સાહેબે રાષ્ટ્રપતિના પદેથી આખા જગત સમક્ષ ઉચ્ચાર્યું છે કે 'અમે ખાતરીથી માનીએ છીએ કે આ યુદ્ધની પાછળ બ્રિટનનો હેતુ પોતાના સામ્રાજ્યની રક્ષા અને બલવૃદ્ધિનો જ છે આ યુદ્ધ સાથે હિંદને—ગુલામ હિંદને નિસ્બત હોઈ શકે જ નહિ '

સૌથી સુદર અને સૂક્ષ્મ રીતે તો એમણે હિંદુ-મુસ્લીમ પ્રશ્નની છણાવટ કરી છે આ પ્રશ્ન કેટલો સરળ હતો અને આજે આખા દેશને ભરખી જાય એવો વિકરાળ કેમ થઈ ગયો છે તે એમણે પોતાના અભ્યાસ, અવલોકન અને ચિંતનને પરિણામે સચોટ રીતે બતાવ્યુ છે આ પ્રશ્નનો ઉકેલ પણ એમણે સૂચવ્યો છે એમણે જગતના તમામ રાજકારણી પુરુષોને પડકાર કર્યો છે કે આ કરતા વધુ સચોટ ઉદાર અને સ્વમાનભર્યો ઉકેલ કોઈ પણ દેશમા એની લઘુમતિ માટે થયો હોય તો કોઈ બતાવે મૌલાના સાહેબ પાક મુસલમાન છે અને પોતે મુસલમાન છે એ માટે મગરૂબ પણ છે આ પ્રશ્નને એમણે રાષ્ટ્રિય દૃષ્ટિએ તપાસ્યો હોવા છતા તેઓ મુસ્લીમ સસ્કૃતિને સસ્કારને અને કુરાનના આદેશના ભૂલ્યા નથી

આપણે એવી આશા રાખીએ કે એમનુ આ વ્યાખ્યાન લાખ્ખોને પ્રેરણા આપો

## ગાધીજીનુ ભાષણ

રામગઢ મહાસભામા ગાધીજીએ બે વખત એમનુ અનેર ઉઘાડયુ આ ભાષણો તમામ વર્તમાનપત્રોમાં

આવી ગયા છે. ગાંધીજીના હૃદયના ઊંડાણમાં કેવી આગ ધીકી રહે છે તે આ ભાષણોમાં દેખાઈ આવે છે. એમણે પોતાની શરતો માટે ને આગેવાની માટે જે શબ્દો ઉચ્ચાર્યા છે તેને કોઈ ભાવનાનો આવેગ ન માને એમ અમે માગીએ છીએ. તેઓ જે શબ્દો બોલ્યા છે તે શબ્દોનો જે અર્થ થતો હોય તે જ સાચો અર્થ માનવો જોઈએ. તેઓ જ્યારે એમ કહે કે તમે મારી આજ્ઞા ઉઠાવો અને એક માસમાં તમે મને યુદ્ધનો આદેશ આપતો જોશો તો એ શબ્દશઃ સાચું માનવું જોઈએ. અને તે સાથે જ તેઓ એમ પણ કહે છે કે હું તમને તૈયાર નહિ જોઉં ત્યાં સુધી લડતની વાત ઉચ્ચારીશ જ નહિ, તે પણ ખરૂં માનવું જોઈએ. અમને એમ જણાયું છે કે ઘણીવાર ગાંધીજીના ભાષણ કે લેખના શબ્દો અને બીજા કોઈના શબ્દો વચ્ચે બળ, પ્રમાણિકતા અને ગાભીર્યનો જે તફાવત હોય છે તે આપણે સમજતા નથી. આપણે વિચાપૂર્વક વાંચીએ અને અવલોકીએ તો આ તફાવત તુરત જ માલુમ પડી જાય એટલો સ્પષ્ટ હોય છે. ગાંધીજી જ્યારે ગોળમેજીમાં બોલ્યા કે હરિજનોને હિંદુઓથી જૂદા પડવા નહિ દઉં. એ માટે જરુર પડશે તો પ્રાણ પાથરીશ ત્યારે કોણ એ શબ્દોનું ગાંભીર્ય સમજ્યું હશે? આટલા અનુભવ પછી આપણે ગાંધીજીના વચનોને વિચારપૂર્વક વાંચતા થઈએ તો સારું.

## મહાસભામાં બીજા પક્ષો

મહાસભાની રામગઢ બેઠકમાં :એકતાની ભાવના બહુ બળવાન દેખાતી હતી. ખાસ કરીને મહાસભા સમાજવાદીપક્ષે જે નિર્ણય કર્યો હતો તે સુયોગ્ય હતો. એમ તો ઘણીવાર મહાસભા સમાજવાદીપક્ષ ગાંધીપક્ષની સાથે ઉભો રહે છે, પરંતુ અમને સ્મરણ છે ત્યાં સુધી આવા દરેક વખતે એ પોતાનો ટેકો આપે છે અથવા અવિરોધ બનાવે છે છતાં ગાંધી પક્ષની અને ગાંધીમાર્ગની પુષ્કળ ટીકા પણ કરે છે. કોઈ કોઈ વાર ગાંધીપક્ષી આગેવાનો પ્રત્યે અવિશ્વાસ પણ જાહેર કરે છે. અમારા મત પ્રમાણે એ અયોગ્ય થતું હતું. એટલો અવિશ્વાસ અને ટીકાભાવ પ્રગટ કરીને ટેકો આપવો તે કરતાં વિરોધ કરવો વધુ સારો ગણાય. આ વખતે એવું જણાયું નથી. આ વખતનું સમાજવાદીપક્ષનું વલણ ગૌરવભર્યું છે. અમને લાગે છે કે આમ થવાનું કારણ એક બાજુ સુભાષબાબુ અને એમનો પક્ષ અને બીજી બાજુ રોયસાહેબ અને એમનો પક્ષ જે રીતે કામ કરે છે તે રીત તરફના અણગમાનું હશે. ગમે તે હોય આ વલણ યોગ્ય તો લાગે છે.

આ બેઠકના મુખ્ય ઠરાવ ઉપર રોયપક્ષના સુધારા સૌથી વિશેષ અને સૌથી વધુ ધ્યાન ખેંચે એવા હતા. આ સુધારાઓને મહાસભાએ પ્રચંડ બહુમતીથી ફગાવી દીધા. આ સુધારાનો જો સ્વીકાર થાય તો મહાસભાનું આખું તંત્ર જ બદલી જાય એમ હતું, પરંતુ રાષ્ટ્રપતિની ચૂંટણીમાં જેમ મહાસભાવાદીઓએ ગાંધીજીના નેતૃત્વને સ્વીકાર્યું તેમ જ આ ઠરાવ વિષે પણ બન્યું. આપણે એવી આશા રાખીએ કે હવે રોયસાહેબ આ પસાર થયેલા ઠરાવને પૂરી રીતે અનુસરશે.

સુભાષબાબુનો પક્ષ આ વખતે મહાસભામાં હતો જ નહિ એમ કહી શકાય. બંગાળ પ્રાંતિક સમિતિને મહાસભાના તંત્રમાંથી બરતરફ કર્યા પછી સુભાષબાબુના પક્ષે નવી ચૂંટણીનો વિરોધ કર્યો હતો અને તેને પરિણામે આ વરસે રામગઢમાં આવેલા બંગાળના પ્રતિનિધિઓ મુખ્યત્વે ગાંધીપક્ષના–બંગાળની રીતે જોઈએ તો લઘુમતી પક્ષના હતા. આ સભ્યો તો મુખ્ય ઠરાવની સાથે જ રહેલા.

અને સુભાષ બાબુએ પોતાની મહાસભા તો ત્યાં જૂદી ભરી જ હતી એટલે એમનો અને એમના સાથીઓનો જે ઉકળાટ હતો તે ત્યાં ઠલવાયો હતો. આ પરિષદનું નામ 'સમાધાનવિરોધી પરિષદ' રાખ્યું હતું અને બધી રીતે એ યોગ્ય જ હતું. આ પરિષદમાં મહાસભાના મોવડીઓ કે ગાંધીજી સાથે સમાધાન કદી જ ન થઈ શકે એવું પુરવાર કરવામાં આવ્યું હતું, આ પરિષદ દ્વારા એમ બતાવવાનો પ્રયાસ થયો હતો કે આજની વડી કારોબારીના સભ્યો અને ગાંધીજી કાયર અને નકામા માણસો તો છે જ, પણ નામદાર લોર્ડ વાઈસરોયની

ખુશામત કરી દેશના હિતને વેચી દે એવા મૂર્ખ અને દ્રોહી પણ છે એમના આ વિચારોની પાછળ કેટલુ લોકબળ છે તેનો અનુભવ હવે તુરતમાં જ થઈ જાય એવી ઘડી આવી પહોંચી છે આ પરિષદે તા ૬ ઠી એપ્રિલથી લડત આપવાનો નિર્ણય કર્યો છે અને સુભાષ બાબુએ દેશના પ્રાગતિક લોકોને ઝૂકાવી દેવાનો આદેશ પણ આપ્યો છે આ ઠરાવ પછી ઘણે સ્થળે પૂછાય છે કે સુભાષ બાબુ તા ૬ ઠી એપ્રિલે લડશે ખરા ? એમના વચનમા તો બહુ વિશ્વાસ મૂકી શકાય એવુ નથી કારણ કે છેલ્લા દોઢ વરસથી લડાઈની વાતો કરનાર આજ સુધી લડવા માટે નીકળ્યા નથી હવે જો તેઓ ખરેખર જ લડાઈ શરૂ કરી દેશે તો એમના વિચારમા તેઓ પૂરેપૂરા પ્રમાણિક છે એટલી સાબીતી તો મળી જ જશે જો કે એ સાબીતી મળવાથી દેશનુ ભવિષ્ય ઉજ્જવળ બનશે એમ તો અમે માનતા નથી આજે જ્યારે મહાસભા સંગઠિત થઈ એક આગેવાન નીચે યુદ્ધનો મોરચો તૈયાર કરે છે ત્યારે આ પ્રકારે લડત ઊભી કરવામા દેશને પારાવાર નુકસાન પહોંચવાનુ છે મહાસભાની એકતાને પણ ધક્કો લાગવાનો છે પરતુ જો દરરોજની ધમકી અને ખૂણેથી લડાઈ એ બે વચ્ચે જ પસંદગી કરવાની હોય તો સુભાષ બાબુ લડત શરૂ કરી દે એમા દેશનુ ઓછુ અહિત છે અથી એમને અને એમના પક્ષના બીજા આગેવાનોને ભાન થઈ જશે કે સભા – સરઘસ કે પરિષદમા જે ટોળાઓ જમા થાય છે તે બધા યુદ્ધના સૈનિકો નથી હોતા એવા ટોળાઓમા સૈનિકો કરતા કુતુહલપ્રેમીઓની સખ્યા ઘણી મોટી હોય છે આવુ ભાન પ્રાપ્ત કરવા માટે રાષ્ટ્રનો મોરચો તોડવાની કિંમત ઘણી જ આકરી ગણાય પરતુ આ કમભાગી દેશને એના એક ગૌરવવતા સતાનના મનસ્વીપણાને કારણે એ કિમત કદાચ ચૂકવવી જ પડશે પ્રભુ આ આફતમાથી મહાસભાને અને સુભાષબાબુને બચાવી લે એવી અમારી પ્રાર્થના છે

# અવલોકનો

'ચા'

(૧) વળામણા—લેખક શ્રી પન્નાલાલ પટેલ, પ્રકાશક ગતિ ગ્રથમાળા અમદાવાદ મૂલ્ય આઠ આના

શરદ્‌બાબુની વાર્તાના કોમળ માનવભાવોને જગાડનાર, સબળ અને નિર્દંભ પાત્રો અને એવી જ ભાષાએ ગુજરાતને આકર્ષી લીધુ આ લાબી ટૂકી વાર્તા 'વળામણા'મા ગુજરાતના જ પાત્રો અને ગુજરાતની જ ભાષા આપણામા એ જ અનુકપા સહૃદયતા અને નિર્દંભતા જગાડે છે શરદ્‌બાબુની વાર્તાઓના જેટલુ જ, બલ્કે કદાચ વધુ ( કારણ કે આ આપણુ પોતાનુ છે ) આકર્ષણ શ્રી પન્નાલાલ ઊભુ કરે તો નવાઈ પામવા જેવુ નથી તો એક જ ઘરેડે ચાલતી ગુજરાતની સુકી વાર્તા-વાડીમા નવા જળ સીંચાશે

વળામણાની વાર્તામા કઈ નવુ કથાનક નથી જ્ઞાન વિના મહુ ઘૂટાઈને વિકૃત બની ગયેના ગ્રામ્ય સમાજના એકડા જેવા જૂના રૂઢિરિવાજોથી સુરકેન બનતા સ્ત્રીપ્રશ્નને એમા લીધો છે આર્થિક વિટમ્બના એ પ્રશ્નને કેવો જટિલ કરે છે તેનુ તેમા સૂચન છે પણ આ બધુ કડી રાતે એવી રૂઢાઈથી બને છે કે વાચતા આપણે ઠરી જઈએ સીધી સાદી ભાષા

સીધાં સાદાં કાર્યો, ભરી ભરી ટાઢાઈથી બધું બને છે. પણ ટાઢમાં તાપવા મૂકેલા " તણખામાંથી એક ઝબકારો થાય છે, 'ભૂલી પડેલી' ગામની દીકરીને અમદાવાદ વેચવા ગયેલો ગામનો મુખી એને વેચ્યા વિના જ પાછી ગામમાં લાવે છે અને પોતાની દીકરી કરીને એને યોગ્ય જગ્યાએ ઠેકાણે પાડે છે, અંત આવતાં આપણી આંખમાંથી હર્ષનાં બે આંસુ ખરી પડે છે.

આવી હૃદયંગમ આ વાર્તા છે. એમાં દોષો તો છે જ. 'ઝમકુને તો મુસલમાનને ત્યાં નાખવી પડે એમ છે' એ વાતનો મુખીને આંચકો તો લાગે કારણ કે પ્રથમથી જ એનું માનસ એવું છે, પણ આ પલટો વાંચકને અસર કરે તેમ આવ્યો નથી. એવો જ પલટો મુખીની પત્નીનો છે. એને એની દીકરી આગળનાં પાનાંઓમાં ક્યાંક સાંભરી હોત તો એનો પલટો યથાર્થ લાગત. પાછળથી આવતો ભાગ થીગડું માર્યા જેવો લાગે છે. થીગડાનો રંગ મૂળ કાપડ સાથે ભળવાનો પ્રયત્ન કરવા છતાં ભળી શકતો નથી. એના ટાંકા-ટેભા દેખાઈ જાય છે.

આપણે ઇચ્છીએ કે લેખક ધીર પ્રયત્નોએ પોતાની અંદર સમાયેલાં પાત્રોને પ્રકાશમાં મૂકતા રહે, એ નવી ભાતનાં હશે.

(૨) **અન્નપૂર્ણાનું મંદિર**—બંગાળીમાં લેખક શ્રી. નિરુપમાદેવી; અનુવાદક : ટોપણ દયાળજી ઘેલાણી; પ્રકાશક : એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ; મૂલ્ય રૂા. બે.

શ્રી. નિરુપમાદેવી શરદબાબુનાં શિષ્યા, એમની પાસે તેઓ વાર્તાઓ લખતાં શીખ્યાં. એમણે શૈલી, કથાનક અને પાત્રોમાં શરદબાબુનું ચોખ્ખું અનુકરણ કર્યું છે, પણ એ અનુકરણ નિષ્ફળ ગયું છે એમ આ નવલકથા કહે છે. વાર્તા તદ્દન સામાન્ય છે. એનું નિરૂપણ પણ ઊંચી કલાનું નથી. ગરીબ, પણ કોઈની મદદ લઈ ઉપકાર નીચે ન આવવા ઇચ્છતા પિતાની કન્યા અયોગ્ય ઠેકાણે પડે છે, બાલપણમાં વિધવા થાય છે, પિતા દારિદ્રના દુઃખે મૃત્યુ પામે છે, વિધવા બાળા ઘરને દારિદ્રમાંથી છોડાવવા પાપના માર્ગે જવાનું કરે છે, પણ તેમ કરતાં પહેલાં શરમથી આપઘાત કરે છે. એમને પાડોશી, યુવાન વિશ્વેશ્વર જે પ્રથમથી એમને સહાય કરવા ઇચ્છે છે તે હવે તેની નાની બેન સાથે લગ્ન કરીને ગરીબ ઘરને ઉદ્ધારે છે.

આ વાર્તામાં અન્નપૂર્ણાનું મંદિર તો છેક છેલ્લે આવે છે. વિશ્વેશ્વરની માસી અન્નપૂર્ણા ભાણેજનાં લગ્નની ખુશાલીમાં મંદિર બાંધે છે; આ પ્રસંગ એવો ન કહેવાય કે જે પરથી કથાનું નામ પાડી શકાય. પણ આ નામનો બીજો અર્થ પરાણે એવો ઘટાવી શકાય કે અન્નપૂર્ણા પહેલેથી ગરીબ કુટુંબને મદદ આપવાની બહુ ઇચ્છા કરતી.

અનુવાદમાં ગુજરાતીપણું બરાબર સચવાયું છે? 'બાલિકાના ઇષિત પાંડુર આભાસયુક્ત ગાલો' અને 'તે પુસ્તકરાશિમાં નિમજ્જિત હતો' એવાં ભારે વાક્યો આપણી ભાષાની મશ્કરીરૂપ છે, તે ગુજરાતી ભાષાના જ્ઞાનની ઊણપ બતાવે છે.

આવી સામાન્ય અને અનુવાદિત વાર્તાની ૧૯૬ પાનાંની બે રૂપિયા કિંમત ઘણી વધુ છે. આવી પ્રતિભાહીન વાર્તા ગૂજરાતીમાં ઉતારવાની જરૂર પણ નહોતી.

(૩) **કથાકલગી**—સંપાદક : શ્રી નટવરલાલ વીમાવાળા. કથાપરી કાર્યાલય, આમલીરાન, સુરત; મૂલ્ય રૂ. અઢી

ચૌદ જુદા જુદા લેખકોએ લખેલી ૧૪ વાર્તાઓનો આ સંગ્રહ છે. સખેદ કહેવું પડે છે કે ૧૪ માંથી એક પણ વાર્તા 'વાર્તા' નામને લાયક નથી. કથા એ પરી હોઈ શકે છે, આમાંની કથાઓ તો પરી નથી, માત્ર એના બાહ્ય રંગો જ પરીવેશી છે, જેને કેવળ ઉડાઉગીરી સિવાય કશું ન કહી શકાય. વાંચતાં જ કંટાળો આવે, કે જે વંચાઈને એક બાજુ હમેશને માટે પડી રહેવાની છે, તેવી વાર્તાની ચોપડીનાં લખાણોની ફરતી જુદા રંગની કિનારી અને આટલાં સુશોભનો શા માટે?

વાર્તાઓનાં પુસ્તકો માટે આ પુસ્તકની સાઈઝ પસંદ કરવા યોગ્ય છે ખરી.

**(૪) જીવનધારા**—સંપાદક ધૈર્યચંદ્ર બુદ્ધ પ્રકાશક સ્વાશ્રયી લેખકમંડળ લાઠી, (કાઠિયાવાડ) મૂલ્ય સવા રૂપિયો

લેખકો પાસેથી ફાળો પડતું ખર્ચ લઈ પુસ્તકની પ્રતો લેખકોમા ફાળે પડતી વહેંચી આપવી એ યોજના અનુસાર આ પુસ્તક પ્રગટ થયુ છે

આમા ૧૭ લેખકોની ૨૦ વાર્તાઓ છે લગભગ બધી સામાન્ય કક્ષાની છે કંઈક ધ્યાન ખેંચે એવી સ્તમ્ભા' (રામભાઈ ત્રિવેદી) 'અબ્દુની બેગણી' (ધૈ ન ) અને 'મોટી ઉમરની વિધવા' (બાવચંદ વડેરા) કહી શકાય

**(૫-૬) કાવ્યની શક્તિ અને સાહિત્યવિમર્શ**—

(શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૬૭ અને ૨૬૮) લેખક અને પ્રકાશક ' શ્રી રમનારાયણ વિશ્વનાથ પાઠક પ્રાપ્તિસ્થાન ' એસ બી શાહની કંપની પાનકોર નાકા અમદાવાદ મૂલ્ય દરેકનુ રૂ ૧-૧૨-૦, પાના અનુક્રમે ૩૩૬ અને ૨૭૧

મુ પાઠકસાહેબ ઉત્કૃષ્ટ વિવેચક તરીકે બહુ જાણીતા છે એમની એ શક્તિની ઊંચી પિછાન એમના આ બે ગ્રંથો આપે છે આ ગ્રંથો બોલે છે કે તેઓ જેટલા સારા વાર્તાકાર છે 'સ્વૈર વિહારી' છે અને કવિ છે એટલા જ વિવેચનમા સૂક્ષ્માન્વેષક છે એમના વિવેચનોની વિશિષ્ટતા પૃથક્કરણશીલતા કહી શકાશે 'સાહિત્યવિમર્શ'મા આપેલા એમના '૧૯૨૯ના સાહિત્યના દિગ્દર્શન'મા એમની એ પ્રતિભા જોવા મળે છે એ જ ભાગમા શ્રી નાનાલાલ કવિ, શ્રી મુનશી અને શ્રી ખબરદારના પુસ્તકોનાં વિવેચનો પણ એટલા જ સચોટ છે આપણી વાચનની દૃષ્ટિને એ વેધક બનાવે છે

એમની વિવેચનની દૃષ્ટિ કેવળ સાહિત્યકૃતિઓમા જ પરિસમાપ્ત નથી થતી ઉદયશંકરના અને કથક નૃત્યના એમણે બતાવેલા ગુણદોષો એમનુ શાસ્ત્રજ્ઞાન અને સૂક્ષ્મ નિરીક્ષણ બતાવે છે એવુ જ નિરીક્ષણ ચિત્રોના વિવેચનોમા પણ છે સાચા વિવેચકની દૃષ્ટિ સર્વ સ્થળે એક સરખી ક્રિયાવાન હોય એ સત્ય તેઓ આ વિવેચનોથી સ્ફુટ કરે છે

પણ પાઠકસાહેબ પુસ્તકોના વિવેચનોમા જેટલા પ્રતિભાશાળી લાગે છે એટલા લેખોમા નથી લાગતા લેખોની ભાષા સીધી અને સરળ છે દાખલાઓથી વક્તવ્યને પુષ્ટ કરવાનો પ્રયત્ન સારો છે છતા કથનનું વણાટ ઘટ્ટ થતું નથી એવુ જ 'રાઈનો પર્વત'નું વિવેચન ૪૬ પાના જેટલી જગ્યા રોકે છે વિવેચન સર્વગ્રાહી છે છતા વણાટ આછું લાગે છે શ્રી રમણલાલના પુસ્તકોના વિવેચન એ તો વળી વિવેચન જ નથી લાગતાં

બને ગ્રંથોમા વધુ વિશદ 'કાવ્યની શક્તિ' લાગે છે એના પ્રથમ લેખ કાવ્યની શક્તિ'મા 'કાવ્ય નીતિને પોષક હોવુ જ જોઈએ' એવુ મતવ્ય રજૂ થાય છે જે ખૂબ વિચારણીય છે એ લેખના પરિશિષ્ટમા એમના કથનને પુષ્ટ કરતી અંગ્રેજીમા લખાયેલી કેટલીક કંડિકાઓ છે જે આપણને એમના મતવ્ય તરફ જોરથી ખેંચે છે

આ વિભાગના લેખો 'કાવ્યમા વર્ણનુ મહત્ત્વ', 'કાલિદાસના અલંકારો' 'પ્રેમાનંદનો હાસ્યરસ', અને પ્રેમાનંદનું નળાખ્યાન અને મહાભારતનુ નલોપાખ્યાન એ અભ્યાસ કરવા જેવા છે એ લેખોમાં એમની સંકલનશક્તિ અને તેની પાછળ લીધેલો શ્રમ સ્પષ્ટ દેખાય છે

બને ભાગમાના કેટલાક પુસ્તકોના ઊડતી નોંધ જેવા અવલોકનો અને કેટલીક પ્રાસંગિક નોંધો શા ઉદ્દેશથી પુસ્તકારૂઢ થયા હશે તે સમજાતું નથી નિરિક' અને બંકિમ જયતિ' એ લેખો તો ઉક્ત વિષયને ચર્ચવાને બદલે બીજુ જ વધુ કહે છે

આવા ગ્રંથોની આટલી સસ્તી કિંમત રાખીને વિદ્યાર્થીઓ અને આ વિષયના શોખીન વાચનારાઓ ઉપર ઉપકાર કર્યો છે

**(૭) વિવેચનમુકુર**—લેખક અને પ્રકાશક શ્રી વિશ્વનાથ મગનલાલ ભટ્ટ પ્રાપ્તિસ્થાન ગૂર્જર સાહિત્ય ભંડાર પ્રિન્સેસ સ્ટ્રીટ મુબઈ મૂલ્ય રૂા અઢી

શ્રી વિશ્વનાથ ભટ્ટની વિવેચનશક્તિ વિષે હવે કંઈ કહેવાનુ નથી આ પહેલા એમના પ્રગટ થયેલા વિવેચનના ગ્રંથ 'સાહિત્યસમીક્ષા'એ એમને

ગુજરાતના પ્રથમ વિવેચકોમાં માનપૂર્વક મૂકી દીધા છે. 'સાહિત્યસમીક્ષા'ની કક્ષાએ આ સંગ્રહ કદાચ ઊતરતો લાગે છે, છતાં તેમાં લેખકની પ્રતિભા તો ખૂબ જ ઝળકે છે. 'શીલ અને સાહિત્ય' અને 'યુગમૂર્તિ વાર્તાકાર' એક નિબંધ અને બીજું શ્રી. રમણલાલ દેસાઈનાં પુસ્તકોનું સમગ્ર દૃષ્ટિએ વિવેચન–બંને આ ગ્રંથનાં તેજસ્વી રત્નો છે. ખૂબ અભ્યાસયોગ્ય છે. નાનાં મોટાં પુસ્તકોની ટચૂકડી સમાલોચનાઓ કરતાં આ જાતનાં લખાણો વધુ અભ્યાસપ્રદ હોય છે એ વાત તો લેખો વાંચતાં સ્પષ્ટ લાગે છે.

'વિવેચક એ સર્જક છે', શ્રી. વિશ્વનાથની એ માન્યતાને પુષ્ટિ આપતો એક નવો મુદ્દો આ ગ્રંથના લેખ 'વિવેચનની અગત્ય'માં છે. જો કે 'સાહિત્ય-સમીક્ષા'વાળા લેખમાં રજૂ થયેલ લેખ કરતાં આ લેખ ઘણો જૂનો છે. પુસ્તકને અંતેની 'થોડીક વિગતો' એ એક જરૂરી આવશ્યકતા પૂરી પાડે છે.

એક સૂચના કરવી જરૂરી લાગે છે. જ્યારે એક વાર પ્રસિદ્ધ થઈ ગયેલા લેખો પુસ્તકાકારે ફરી પ્રસિદ્ધ થાય ત્યારે તેનો ઉદ્દેશ કાયમી અભ્યાસનો હોય છે. તે વખતે લેખોમાં આવતાં પ્રાસંગિક વિવેકવાક્યો બાદ થયેલાં હોય તો સારું નહિ?

આમાં 'વિશેષ વિવેચન કરતાં મૂળ વાર્તાગ્રંથ જ વાંચકના હાથમાં સોંપી દઈએ એ ઇષ્ટ છે, એ અને એવાં બીજાં વાક્યો છે જે ન હોત તો વધુ સારું લાગત.

આશા છે કે 'સાહિત્યસમીક્ષા'ની જેટલી જ કિંમત આ ગ્રંથની પણ અંકાશે.

**(૮) ગૂજરાત સાહિત્ય સભા : કાર્યવાહી – સને ૧૯૩૮-૩૯—**પ્રકાશક: મંત્રીઓ, ગૂજરાત સાહિત્ય સભા, ત્રણ દરવાજા, અમદાવાદ; મૂલ્ય બાર આના.

પોતાની સુંદર પ્રણાલિકા અનુસાર 'સાહિત્ય-સભા'એ પોતાના ઉપક્રમે જે સુંદર વ્યાખ્યાનો જુદા જુદા વિદ્વાનો પાસે કરાવેલાં તેના સંગ્રહ સાથે આડત્રીસની સાલના સાહિત્યની સમીક્ષા પ્રો. મંજુલાલ રણછોડદાસ મજમુદાર પાસે કરાવીને એક સુંદર સંગ્રહ પ્રગટ કર્યો છે

'૩૮–'૩૯ના એક વર્ષના ગાળામાં વિદ્વાન સમીક્ષક પાસે નાનાં મોટાં ૩૩૪ પુસ્તકો આવ્યાં. આટલાં બધાંની ઝડપથી સામટી સમીક્ષા પોતાનાં બીજાં ચાલુ કામો વચ્ચે કરવી એ કામ ઘણું કપરું કહેવાય; એ રીતે માત્ર ઊડતું અવલોકન જ કરી શકાય. આ ગ્રંથમાં એવું જ થયેલું દેખાય છે. સમીક્ષકે સમીક્ષાની શરૂઆતમાં રજૂ કરેલો નિબંધ મનન કરવા જેવો છે. આપણા આજના સાહિત્યની સ્થિતિ શી છે તે સાહિત્યના સંપર્કમાં રહેતો માણસ જાણતો જ હોય, છતાં જ્યારે એનું વર્ગીકરણ એકી વખતે આપણી સામે રજૂ થાય છે ત્યારે આપણને તેમાં ઘણું જોવા મળે છે. કવિતાની ૩૫ જેટલી નાની મોટી ચોપડીઓ–જેમાં કેટલીક તો જાણીતા કવિઓની અને ઘણી સારી છે, નાટક–સંવાદની ૧૧ ચોપડીઓ, ૨૫ ઐતિહાસિક અને સામાજિક મૌલિક નવલકથાઓ, ૬ જાસૂસી નવલકથાઓ (બહુધા અનુવાદિત કે વેશાંતરિત હોવાનો સંભવ છે), ૨૨ અનુવાદિત નવલકથાઓ, ૨૩ નવલિકા–સંગ્રહો આ આપણી લલિતવાઙ્મય પ્રત્યેની રુચિ. આ પછી ૫૦ જેટલી બાલપુસ્તિકાઓને બાદ કરીએ તો પાછળ જે ગંભીર વાંચનનાં પુસ્તકોની સંખ્યા રહે છે તે લલિતવાંચનનાં પુસ્તકોની બરાબર જ છે. ખપતનું પ્રમાણ બાજુએ રાખીએ તો પ્રકાશનોની સંખ્યાની બાબતમાં નિરાશા નહિ ઊપજે. નિરાશા ઊપજે છે બીજી વાતે. આપણી પ્રજાસંખ્યાની સરખામણીએ આ સંખ્યા ઘણી નાની છે. લલિતવાઙ્મયમાં અનુવાદિત નવલકથાઓની સંખ્યા મૌલિકના જેટલી જ છે, એટલે શું એમ માનવું કે આપણે પૂરતું મૌલિક સરજી શકતા નથી?

પુસ્તકોની સમીક્ષા કરતાં કરતાં સમીક્ષકે દરેક વિષયની શરૂઆતમાં જે વિચારો પ્રગટ કર્યા છે તે ધ્યાનમાં લેવા યોગ્ય છે–ખાસ કરીને અનુવાદકોએ.

પુસ્તકમાંનાં વિદ્વાનોનાં ભાષણો પણ આપણા પ્રાંતીય વિકાસને પ્રોત્સાહક છે.

**(૯) ભાષા વિજ્ઞાન પ્રવેશિકા —**(શ્રી. સયાજી સાહિત્ય-

માળા, પુષ્પ ૨૬૨ મુ) લેખક શ્રી બચુભાઈ શુક્લ મુલ્ય ૧-૧-૬

ગુજરાતી ભાષા આજે ગમે તેમ લખાય છે, લેખકો ભાષાનુ બધારણ પૂરતુ જાણે કે ન જાણે, કોઈકે થોડા વખાણ્યા કે બસ લખવા જ માડે છે! શ્રી બચુભાઈનો આ ઉકળાટ ઘણો સાચો છે ભાષાની કચાશને કારણે જ ભાષામા કથનનું જોર આવતું નથી ભાષા કમજોર રહેતા વિચારો કમજોર રહે છે, અને એની અતિમ અસર પ્રજાઘડતર પર થાય છે

આ ઉકળાટમા શ્રી બચુભાઈએ ભાષાવિજ્ઞાનની ચર્ચા કરતુ આ પુસ્તક લખ્યુ આમા એમણે આપણી ભાષાના બધારણ ઉપર ખૂબ દાખલાઓ લઈને વિચાર કર્યો છે વાચતા રસ પડે છે

પણ આ હજી પ્રવેશિકા છે આમા તો ભાષાનો કેવળ વિચાર જ થયો છે જ્યારે લખવામા મુશ્કેલી બીજી છે વિશેષણો અને કૃદતોનો ભેદ, વિરામ ચિહ્નોની વધુ સ્પષ્ટતા ઉભયાન્વયી અવ્યયોનુ સ્થાન, ક્રિયાપદના સાચા સ્વરૂપો, શબ્દદ્વયોની રચના, વિભક્તિ-રૂપ શબ્દોનુ સ્થાન–એવા ઘણા પ્રશ્નો છે કે જે આજના સારા લેખકો, જેઓ ભાષાને અને વ્યાકરણને કઈક જાણે છે તેમને પણ મૂઝવે છે, એનો સાચો ઉપયોગ જાણવા અને કરવા તનખે છે, ગ બ ત્રિવેદીનુ બૃહદ વ્યાકરણ દુષ્પ્રાપ્ય થયુ છે, એ મળે છે તો આજે એ અપૂર્ણ લાગે છે એટલે 'પ્રવેશિકા' થી હજી આગળ ઘણુ કરવાનુ છે, એ શ્રી બચુભાઈ કરે કે બીજા કોઈ વિદ્વાન કરે

પણ બચુભાઈ જેટલા બીજા લેખકો ઉપર ખોટા ભાષાપ્રયોગોને કારણે ઊભો છે તેટલા જ એમણે પોતાના ઉપર ઊકળવુ જોઈએ તમે કોઈ પણ પાનુ લો અને તેમા તમને વીસથી પચ્ચીસ જેટલી જોડણીની ભૂલો જડશે, તમે જાણે તુરત જ સુધારવા બેસી જાઓ, અહીંતહીં આડેઅવળેથી મે તો પાના સુધારવા માડ્યા, થોડા સુધાર્યા અને પછી સમયને અભાવે છોડી દીધુ જો લેખક જ સાચી જોડણી અથવા સારા અક્ષર કરતા હોય તો કપોઝીટર આટલી બધી ભૂલો ન કરે લેખકનુ ભૂષણ જેમ સાચી ભાષા, તેમ સાચી જોડણી અને સારા અક્ષર પણ ખરુ કે નહિ?

(૧૦) જીવન અને વિજ્ઞાન—(શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૬૪મુ) લેખક ડા રમણીક કે ત્રિવેદી, એમ એસ સી, ડી. એસ સી, (લડન), મૂલ્ય રૂ ૧–૩–૦

આજના યુદ્ધોમા સહારને સરળ કરી આપવામા વૈજ્ઞાનિક શોધોનો જે ઉપયોગ થઈ રહ્યો છે તેથી વિજ્ઞાન સહારશાસ્ત્ર તરીકે ઓળખાવા લાગ્યુ છે અને સજ્જનોના હૃદયમા થાય છે, "વિજ્ઞાન ન શોધાયુ હોત તો કેવુ સારુ!"

જ્યારે સામાન્ય રીતે આવી મનોદશા પ્રવર્તે છે ત્યારે વિજ્ઞાનની યશગાથા ગાતુ 'જીવન અને વિજ્ઞાન' નું નવુ પુસ્તક પ્રગટ થાય છે! પુસ્તક વાચ્યા પછી પુસ્તકના લેખકનો આભાર માનવાનુ મન થાય છે જીવ માત્ર સગવડોને શોધવા પ્રેરાય છે, માનવી બુદ્ધિ હમેશા કામ માગી રહી છે, આ પરિસ્થિતિમાથી વિજ્ઞાન જન્મે છે વિજ્ઞાન જન્મે છે જીવનની સુલભતા માટે વિજ્ઞાન એ તો સત્ય છે સ્વાર્થાધો એનો સહારશાસ્ત્ર તરીકે ઉપયોગ કરે તેમા વિજ્ઞાનનો શો દોષ? પોતાની શોધોના આ ઉપયોગથી વિજ્ઞાનીઓનુ પણ અતર ચિરાઈ જાય છે

લેખક ગુજરાતના થોડા સાચા વિજ્ઞાનજ્ઞોમાના એક છે એમણે આ પુસ્તક દ્વારા આપણને વિજ્ઞાન માટેની સ્વચ્છ દૃષ્ટિ આપી છે આમા વિજ્ઞાનની શોધોની સમજ નથી પણ એનુ માહાત્મ્ય સમજાવીને વિજ્ઞાનની શક્તિ અને ઉપકારકતા બતાવેલ છે

પુસ્તકની ભાષા બહુ જ મીઠી છે અગ્રેજી પારિભાષિક શબ્દોના ગુજરાતી પર્યાયો એટલા તો સરસ છે કે વાક્યોમા વપરાતા તે જરા પણ અતડા નથી લાગતા, એટલુ જ નહિ અગ્રેજી કરતા એ જ શબ્દો વધુ સારા લાગે છે, અને અર્થવાહી તો ખરા જ

(૧૧) પ્રાચ્ય હિંદનો વિશેષ ઉત્કર્ષ—(શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૬૬મુ) અનુવાદક : શ્રી

ગોકુળદાસ મથુરાદાસ શાહ; મૂલ્ય રૂ. ૦-૪-૩

૨૧૨ પાનાંનું સુંદર કાગળોમાં છાપેલું સવા ચાર આનાની કિંમતનું આવું ઉપયોગી પુસ્તક ઘણું જ સસ્તું કહેવાય. ડૉ. હેચના 'Further upward in Rural India' એ પુસ્તકનો આ અનુવાદ છે.

મિ. સ્પેન્સર હેચ નામના ખ્રિસ્તી પાદરીએ ત્રાવણકોર રાજ્યમાં ગ્રામજનોની સેવાની ભાવનાથી યુવકમંડળીઓ જમાવીને ગરીબ લોકો વચ્ચે રહી તેમના ઉત્કર્ષના પ્રયોગો કરવા માંડ્યા અને તેમાં વર્ષોને અંતે તેમને ક્યાં, કેવી રીતે, કેટલી સફળતા મળી તેનું આમાં વર્ણન છે. બીજા ગ્રામ-સેવકોને તે માર્ગદર્શક થઈ પડે તેવું છે. ગાંધીજીના વિચારોને તેઓ સ્વીકારે છે. તે બતાવે છે કે તેઓ હિંદી બનીને, ગામડાંનાં બનીને સેવા કરવામાં આવે માને છે.

અનુવાદ સરળ અને સુવાચ્ય છે.

**(૧૨) વાઘેલાઓનું ગુજરાત**—(શ્રી સયાજી બાલજ્ઞાન-માળા પુષ્પ ૧૫૭મું લેખક : શ્રી. ભોગીલાલ સાંડેસરા. મુલ્ય ૦-૬-૦

સામાન્ય માણસોને ગુજરાતના વાઘેલા રાજાઓનો ઇતિહાસ જાણીને જ્ઞાન અને દૃષ્ટિ મળે તે અર્થે આ નાનું પુસ્તક લખાયું છે. પુસ્તક પાછળ લેખકે લીધેલો શ્રમ સ્પષ્ટ દેખાઈ આવે છે. લેખક ઇતિહાસસંશોધનના રસિયા તરીકે જાણીતા છે, એટલે એમણે રજૂ કરેલી હકીકતોમાં ઘણું તથ્ય હોય જ. વાઘેલા રાજાઓના સમયની ગુજરાતની ધાર્મિક, સામાજિક, સાહિત્યિક, સાંસ્કારિક, વ્યાપારિક ઇત્યાદિ સ્થિતિ કેવી હતી તેનું ટૂંકમાં પણ સારું, અને સામાન્ય વાચક દ્વિધામાં ન પડે તેવી રીતે, નિરૂપણ કર્યું છે. ચિત્રો પણ ઘણાં છે. ચિત્રો સુરેખ નથી એટલે સાથે સમજ લખી હોત તો ઠીક પડત. ચિત્રો સુરેખ હોય તો પણ કેટલીક વાર તેનો અર્થ લેખક શો કરે છે તે જાણવું જરૂરી થઈ પડે છે.

પાન ૧૭ પર છેલ્લી લીટીમાં સંવત ૧૨૯૫ને બદલે ૧૩૯૫ ભૂલથી છપાઈ ગયેલ છે.

**(૧૩) સાવિત્રી**—( શ્રી. સયાજી બાલજ્ઞાનમાળા પુષ્પ ૧૫૮મું ) લેખક : શાંતિરાય મજમુદાર, મૂલ્ય આઠ આના.

દોઢસો ઉપરાંત પાનાં, સુંદર કાગળ, સફાઈદાર છપાઈ, મોટા અક્ષરો, સરળ ભાષા અને રોચક કથા–આટલી બાબતોમાં આ ચોપડી સામાન્ય ભણેલ સ્ત્રીઓને અને બાળકોને ગમે તેવી છે. આ બાબતોમાં એક બાબત ઉમેરાવી જોઈતી હતી : શબ્દો અઘરા છે તેને સહેલા કરવા જોઈતા હતા. પતિભક્તિના પાઠો કઈ રીતે શીખવવા તે ચર્ચાને બાદ કરીને કહેતાં આવી ચોપડીઓ જૂની વાર્તા લેખે સામાન્ય ભણેલાઓ પાસે મૂકવાયોગ્ય છે.

**(૧૪) આબુ અને આરાસુર**—(શ્રી. સયાજી બાલજ્ઞાન-માળા, પુષ્પ ૧૫૯મું ) લેખક : શ્રી. મણિલાલ જગજીવન દ્વિવેદી; મૂલ્ય ૦-૬-૦

આ પુસ્તક બાલજ્ઞાનમાળાનું છે, પણ એની ભાષા અને સાથે આપેલી ઝીણી ઝીણી વિગતો બાળકોને જરા ય યોગ્ય નથી. લખાવટ પણ શુષ્ક છે. પ્રવાસવર્ણનમાં જે તાજગી જોઈએ, રસિક રીતે તેમાં જે શિક્ષણ પીરસવું જોઈએ તેમાંનું કશું આમાં નથી. આ તો બની શકત મોટેરાંઓ માટેની 'માર્ગદર્શિકા', જો પાનાંઓને ફરતી 'કિનારીઓ' ન મૂકી હોત તો. એક 'ભોમિયા' તરીકે આ પુસ્તિકા ઉપયોગી લાગે ખરી.

**(૧૫—૧૬)સુસોલિની** અને **કમાલ આતાતુર્ક**—લેખક શ્રી. શારદાપ્રસાદ વર્મા. યુગાંતર કાર્યાલય, ગોપીપુરા, સુરત; મૂલ્ય અનુક્રમે : અઢી આના અને સાડાપાંચ આના.

કિશોરોને રસપ્રદ અને પ્રેરણાદાયી અને એમને યોગ્ય ભાષામાં લખાયેલ જીવનચરિત્રની આ બે પુસ્તિકાઓનું પ્રકાશન ઉપયોગી છે.

**(૧૭) પથિકના પત્રો** ( ગુચ્છ ત્રીજો )—લેખક : અંબાલાલ પુરાણી; પ્રકાશક : શ્રી અરવિંદ કાર્યાલય આણંદ; મૂલ્ય રૂ. એક.

ગુજરાતના નદિવત્ પત્ર સાહિત્યમાં મુ. અંબુભાઈના પત્રોના સંગ્રહો ખૂબ જ કીમતી છે. જિજ્ઞાસુઓને

માળા, પુષ્પ ૨૬૨મુ) લેખક શ્રી બચુભાઈ શુક્લ, મૂલ્ય ૧-૧-૬.

ગુજરાતી ભાષા આજે ગમે તેમ લખાય છે, લેખકો ભાષાનું બંધારણ પૂરતુ જાણે કે ન જાણે, કોઈકે થોડા વખાણ્યા કે બસ લખવા જ માંડે છે! શ્રી બચુભાઈનો આ ઉકળાટ ઘણો સાચો છે ભાષાની કચાશને કારણે જ ભાષામા કથનનું જોર આવતું નથી, ભાષા કમજોર રહેતા વિચારો કમજોર રહે છે, અને એની અંતિમ અસર પ્રજાઘડતર પર થાય છે

આ ઉકળાટમા શ્રી બચુભાઈએ ભાષાવિજ્ઞાનની ચર્ચા કરતુ આ પુસ્તક લખ્યુ આમા એમણે આપણી ભાષાના બંધારણ ઉપર ખૂબ દાખલાઓ લઈને વિચાર કર્યો છે વાચતા રસ પડે છે.

પણ આ હજી પ્રવેશિકા છે આમા તો ભાષાનો કેવળ વિચાર જ થયો છે જ્યારે લખવામા મુશ્કેલી બીજી છે વિશેષણો અને કૃદંતોનો ભેદ, વિરામ ચિહ્નોની વધુ સ્પષ્ટતા, ઉભયાન્વયી અવ્યયોનુ સ્થાન, ક્રિયાપદના સાચા સ્વરૂપો, શબ્દદ્વયોની રચના, વિભક્તિ રૂપ શબ્દોનુ સ્થાન-એવા ઘણા પ્રશ્નો છે કે જે આજના સારા લેખકો, જેઓ ભાષાને અને વ્યાકરણને કઈક જાણે છે તેમને પણ મૂઝવે છે, એનો સાચો ઉપયોગ જાણવા અને કરવા તનખે છે, ગ બ ત્રિવેદીનુ બૃહદ વ્યાકરણ દુષ્પ્રાપ્ય થયુ છે, એ મળે છે તો આજે એ અપૂર્ણ લાગે છે એટલે 'પ્રવેશિકા'-થી હજી આગળ ઘણુ કરવાનુ છે, એ શ્રી બચુભાઈ કરે કે બીજા કોઈ વિદ્વાન કરે

પણ બચુભાઈ જેટલા બીજા લેખકો ઉપર ખોટા ભાષાપ્રયોગોને કારણે ઊકળે છે તેટલા જ એમણે પોતાના ઉપર ઊકળવુ જોઈએ તમે કોઈ પણ પાનુ લો અને તેમા તમને વીસથી પચ્ચીસ જેટલી જોડણીની ભૂલો જડશે, તમે જાણે પ્રૂફ જ સુધારવા બેસી જાઓ, અહીંતહીં આડેઅવળેથી મે તો પાના સુધારવા માડયા, થોડા સુધાર્યા અને પછી સમયને અભાવે છોડી દીધુ જો લેખક જ સાચી જોડણી અથવા સારા અક્ષર કરતા હોય તો કંપોઝીટર આટલી બધી ભૂલો ન કરે લેખકનુ ભૂષણ જેમ સાચી ભાષા, તેમ સાચી જોડણી અને સારા અક્ષર પણ ખરુ કે નહિ?

(૧૦) **જીવન અને વિજ્ઞાન**—(શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૬૪મુ) લેખક પ્રો રમણીક કે. ત્રિવેદી, એમ એસ સી, ડી. એસ સી, (ફ્રાંસ), મૂલ્ય રૂા ૧-૩-૦

આજના યુદ્ધોમા સહારને સરળ કરી આપવામા વૈજ્ઞાનિક શોધોનો જે ઉપયોગ થઈ રહ્યો છે તેથી વિજ્ઞાન સહારશાસ્ત્ર તરીકે ઓળખાવા લાગ્યુ છે અને સજ્જનોના હૃદયમા થાય છે, "વિજ્ઞાન ન શોધાયુ હોત તો કેવુ સારુ!"

જ્યારે સામાન્ય રીતે આવી મનોદશા પ્રવર્તે છે ત્યારે વિજ્ઞાનની યશગાથા ગાતુ 'જીવન અને વિજ્ઞાન' નુ નવુ પુસ્તક પ્રગટ થાય છે! પુસ્તક વાચ્યા પછી પુસ્તકના લેખકનો આભાર માનવાનુ મન થાય છે જીવ માત્ર સગવડોને શોધવા પ્રેરાય છે, માનવી બુદ્ધિ હમેશા કામ માગી રહી છે, આ પરિસ્થિતિમાથી વિજ્ઞાન જન્મે છે વિજ્ઞાન જન્મે છે જીવનની સુલભતા માટે વિજ્ઞાન એ તો સત્ય છે સ્વાર્થીઓ એનો સહારશાસ્ત્ર તરીકે ઉપયોગ કરે તેમા વિજ્ઞાનનો શો દોષ? પોતાની શોધોના આ ઉપયોગથી વિજ્ઞાનીઓનુ પણ અંતર ચિરાઈ જાય છે

લેખક ગુજરાતના થોડા સારા વિજ્ઞાનજ્ઞોમાના એક છે એમણે આ પુસ્તક દ્વારા આપણને વિજ્ઞાન માટેની સ્વચ્છ દૃષ્ટિ આપી છે આમાં વિજ્ઞાનની શોધોની સમજ નથી પણ એનું માહાત્મ્ય સમજાવીને વિજ્ઞાનની શક્તિ અને ઉપકારકતા બતાવેલ છે.

પુસ્તકની ભાષા બહુ જ મીઠી છે અંગ્રેજી પારિભાષિક શબ્દોના ગુજરાતી પર્યાયો એટલા તો સરસ છે કે વાકયોમા વપરાતા તે જરા પણ અતડા નથી લાગતા, એટલુ જ નહિ, અંગ્રેજી કરતા એ જ શબ્દો વધુ સારા લાગે છે, અને અર્થવાહી તો ખરા જ

(૧૧) **ગ્રામ્ય હિંદનો વિશેષ ઉત્કર્ષ**—(શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૬૧મુ) અનુવાદક : શ્રી

ગોકુળદાસ મથુરાદાસ શાહ; મૂલ્ય રૂ. ૦-૪-૩

૨૧૨ પાનાંનું સુંદર કાગળોમાં છાપેલું સવા ચાર આનાની કિંમતનું આવું ઉપયોગી પુસ્તક ઘણું જ સસ્તું કહેવાય. ડૉ. હેચના 'Further upward in Rural India' એ પુસ્તકનો આ અનુવાદ છે.

મિ. સ્પેન્સર હેચ નામના ખ્રિસ્તી પાદરીએ ત્રાવણકોર રાજ્યમાં ગ્રામજનોની સેવાની ભાવનાથી યુવકમંડળીઓ જમાવીને ગરીબ લોકો વચ્ચે રહી તેમના ઉત્કર્ષના પ્રયોગો કરવા માંડ્યા અને તેમાં વર્ષોને અંતે તેમને ક્યાં, કેવી રીતે, કેટલી સફળતા મળી તેનું આમાં વર્ણન છે. બીજા ગ્રામ-સેવકોને તે માર્ગદર્શક થઈ પડે તેવું છે. ગાંધીજીના વિચારોને તેઓ સ્વીકારે છે. તે બતાવે છે કે તેઓ હિંદી બનીને, ગામડાંનાં બનીને સેવા કરવામાં આવે માને છે.

અનુવાદ સરળ અને સુવાચ્ય છે.

(૧૨) **વાઘેલાઓનું ગૂજરાત**—(શ્રી સયાજી બાલજ્ઞાન-માળા પુષ્પ ૧૫૭મું લેખક : શ્રી. ભોગીલાલ સાંડેસરા, મુલ્ય ૦-૬-૦

સામાન્ય માણસોને ગુજરાતના વાઘેલા રાજાઓનો ઇતિહાસ જાણીને જ્ઞાન અને દૃષ્ટિ મળે તે અર્થે આ નાનું પુસ્તક લખાયું છે. પુસ્તક પાછળ લેખકે લીધેલો શ્રમ સ્પષ્ટ દેખાઈ આવે છે. લેખક ઇતિહાસસંશોધનના રસિયા તરીકે જાણીતા છે, એટલે એમણે રજૂ કરેલી હકીકતોમાં ઘણું તથ્ય હોય જ. વાઘેલા રાજાઓના સમયની ગુજરાતની ધાર્મિક, સામાજિક, સાહિત્યિક, સાંસ્કારિક, વ્યાપારિક ઇત્યાદિ સ્થિતિ કેવી હતી તેનું ટૂંકમાં પણ સારું, અને સામાન્ય વાચક દ્વિધામાં ન પડે તેવી રીતે, નિરૂપણ કર્યું છે. ચિત્રો પણ ઘણાં છે. ચિત્રો સુરેખ નથી એટલે સાથે સમજ લખી હોત તો ઠીક પડત. ચિત્રો સુરેખ હોય તો પણ કેટલીક વાર તેનો અર્થ લેખક શો કરે છે તે જાણવું જરૂરી થઈ પડે છે.

પાન ૧૭ પર છેલ્લી લીટીમાં સંવત ૧૨૯૫ને બદલે ૧૩૯૫ ભૂલથી છપાઈ ગયેલ છે.

(૧૩) **સાવિત્રી**—( શ્રી. સયાજી બાલજ્ઞાનમાળા પુષ્પ ૧૫૮મું ) લેખક : શાંતિરાય મજમુદાર, મૂલ્ય આઠ આના.

દોઢસો ઉપરાંત પાનાં, સુંદર કાગળ, સફાઈદાર છપાઈ, મોટા અક્ષરો, સરળ ભાષા અને રોચક કથા–આટલી બાબતોમાં આ ચોપડી સામાન્ય ભણેલ સ્ત્રીઓને અને બાળકોને ગમે તેવી છે. આ બાબતોમાં એક બાબત ઉમેરાવી જોઈતી હતી : શબ્દો અઘરા છે તેને સહેલા કરવા જોઈતા હતા. પતિભક્તિના પાઠો કઈ રીતે શીખવવા તે ચર્ચાને બાદ કરીને કહેતાં આવી ચોપડીઓ જૂની વાર્તા લેખે સામાન્ય ભણેલાઓ પાસે મૂકવાયોગ્ય છે.

(૧૪) **આબુ અને આરાસુર**—(શ્રી. સયાજી બાલજ્ઞાન-માળા, પુષ્પ ૧૫૯મું ) લેખક : શ્રી. મણિલાલ જગજીવન દ્વિવેદી; મૂલ્ય ૦–૬–૦

આ પુસ્તક બાલજ્ઞાનમાળાનું છે, પણ એની ભાષા અને સાથે આપેલી ઝીણી ઝીણી વિગતો બાળકોને જરા ય યોગ્ય નથી. લખાવટ પણ શુષ્ક છે. પ્રવાસવર્ણનમાં જે તાજગી જોઈએ, રસિક રીતે તેમાં જે શિક્ષણ પીરસવું જોઈએ તેમાંનું કશું આમાં નથી. આ તો બની શકત મોટેરાંઓ માટેની 'માર્ગદર્શિકા', જો પાનાંઓને ફરતી 'કિનારીઓ' ન મૂકી હોત તો. એક 'ભોમિયા' તરીકે આ પુસ્તિકા ઉપયોગી લાગે ખરી.

(૧૫—૧૬) **મુસોલિની અને કમાલ આતાતુર્ક**—લેખક શ્રી. શારદાપ્રસાદ વર્મા, યુગાંતર કાર્યાલય, ગોપીપુરા, સુરત; મૂલ્ય અનુક્રમે : અઢી આના અને સાડાપાંચ આના.

કિશોરોને રસપ્રદ અને પ્રેરણાદાયી અને એમને યોગ્ય ભાષામાં લખાયેલ જીવનચરિત્રની આ બે પુસ્તિકાઓનું પ્રકાશન ઉપયોગી છે.

(૧૭) **પથિકના પત્રો** ( ગુચ્છ ત્રીજો )—લેખક : અંબાલાલ પુરાણી; પ્રકાશક : શ્રી અરવિંદ કાર્યાલય આણંદ; મૂલ્ય રૂ. એક.

ગુજરાતના નહિવત્ પત્ર સાહિત્યમાં મુ. અંબુભાઈના પત્રોના સંગ્રહો ખૂબ જ કીમતી છે. જિજ્ઞાસુઓને

અને સાધકોને લખેલા એમના પત્રોનો આ સગ્રહ એવોજ કીંમતી છે એમા લેખકના વિચારો પત્રરૂપે રજૂ થયેલા હોવાથી અસદિગ્ધ, પ્રવાહી ભાષાબદ્ધ, દિલને સ્પર્શનારા અને પોતીકાનો ભાવ આપનારા છે

એક સૂચના અસ્થાને નહિ ગણાય આ પત્રો સગ્રહરૂપે પ્રગટ થાય તે પહેલા અવારનવાર સામયિકોમા પ્રગટ થાય તો તેનુ વાચન બહોળુ થાય અને પુસ્તકારૂઢ થતા પુસ્તકનુ આકર્ષણ વધે

(૧૮) **સ્વાધ્યાય**—લેખક હરિપ્રસાદ દેસાઈ પ્રકાશક નવચેતન સાહિત્ય મદિર અમદાવાદ મૂલ્ય રૂ સવા

પુસ્તક ઉપરનું સુદર ભાવ અને અર્થવાહી ચિત્ર આપણા મન પર ઊડી અસર પાડે છે અધ્યાત્મ ઉપર પીઢ લેખકે દર્શાવેલા વિચારો પણ એ રીતે મનને શાતિદાયક થાય છે

(૧૯) **મહાત્મા એમર્સનના નિબધો**—(ભાગ પહેલે) ભાષાન્તરકાર અને પ્રકાશક શ્રી મણિલાલ છોટાલાલ પરીખ, ભાગવતધર્મપ્રચારગૃહ રાજકોટ મૂલ્ય રૂ બે

૧૯મી સદીના આરભમા થયેલા અમેરિકાના પ્રખ્યાત વિચારક એમર્સનના નિબધોનુ ભાષાન્તર કરવુ એ કપરુ કામ ગણાય લેખકને ખૂબ વાચ્યા વિના, પચાવ્યા વિના અને બને ભાષાના ઊંડા જ્ઞાન વિના એ ન થઈ શકે આ ભાષાન્તરકાર એ કાર્યમા સફળ થયા છે તે જોઈ આનદ થાય છે

(૨૦) **જામનગરની ભીતરમા**—પ્રકાશક આઝાદ હિંદ કાર્યાલય, અમદાવાદ મૂલ્ય રૂ સવા

ગયે વરસે રાજસ્થાનોમાં પ્રજાએ કરેલી લડતો અને રાજસ્થાનોએ પ્રજા સામે છૂટી મૂકેલી ગુડાગીરીમાથી જામનગરની ગુડાગીરીની તવારીખ આ પુસ્તકમા કાયમ કરવામા આવી છે અત્યારે તો આ ચોપડી ઉપર કાઠિયાવાડના ઘણા દેશી રાજ્યો અને એજન્સીમા પ્રતિબધ છે

(૨૧) **વ્યાખ્યાનમાળા**—પ્રકાશક શ્રી ગુજરાત વ્યાયામ પ્રચારક મડળ કરાડી (ગુજરાત) મૂલ્ય સાત આના

શ્રી છોટાલાલ પુરાણીના પાચ, બાપાલાલ વૈદના બે અને શ્રી રમણલાલ દેસાઈ, કવિશ્રી બ ક ઠાકોર અને બાલાસાહેબ ખેરે વ્યાયામ અગે આપેલા ભાષણોનો આ સગ્રહ છે શ્રી અબાલાલ પુરાણીએ ગુજરાતમા સ્થાપેલ વ્યાયામપ્રવૃત્તિ પાછળ જે વિશિષ્ટ હેતુ હતો કે વ્યાયામ એટલે કેવળ શરીરનો નહિ પણ મનનો પણ તે આવા ભાષણોથી સધાય છે અહીં ભાષણો શરીરવિકાસને અગેના છે પણ તે બીજા વિષયો અગેના પણ હોવા જોઈતા હતા

(૨૨) **ઓતરાતી દીવાલો**—લેખક શ્રી કાકાસાહેબ કાલેલકર પ્રકાશક નવજીવન પ્રકાશન મદિર અમદાવાદ મૂલ્ય છ આના

'ઓતરાતી દીવાલો'ની આજે તો હવે ઓળખાણ આપવાની હોય જ નહિ એની આ ત્રીજી આવૃત્તિ પ્રગટ થતા કાકાસાહેબ એને શુભાશિષ આપે છે, એ વાચીને આપણે વિશેષ પ્રેમાર્દ્ર બનીએ છીએ જેલમા પણ દુનિયા પ્રેમ કરવા જેવી જ છે, તો બીજુ કયુ સ્થાન હશે કે જ્યા દુનિયા આપણને ન ગમતી લાગે? આ નાની ચોપડી નાના માટે લખીને કાકાસાહેબે મોટાઓને પણ નાના બનાવી દીધા અને નાનાના નિર્મળભાવે દુનિયા સાથે પ્રેમ કરવા બોલાવ્યા ત્યારે સ્વાભાવિક ઈચ્છા એ જ હોય કે આ ચોપડી ખૂબ ખૂબ વચાય

(૨૩) **ગોસેવા**—લેખક : ગાધીજી, પ્રકાશક નવજીવન પ્રકાશન મદિર, અમદાવાદ મૂલ્ય પાચ આના

ઉપયોગ સિવાયનો તો ગાધીજીનો એક શબ્દ પણ ન હોઈ શકે એ કહેવાની જરૂર ન હોય છ વર્ષ ઉપર પ્રગટ થયેલ ગોસેવા સબધેના ગાધીજીના લેખોના સગ્રહની આ બીજી આવૃત્તિ છે, વાચીને આચરવાનુ આપણને બળ મળો

(૨૪) **શ્રીમદ્ ભાગવત** (ગુજરાતી છાયાનુવાદ)—સપાદક શ્રી ગોપાલદાસ જીવાભાઈ પટેલ, પ્રકાશક નવજીવન પ્રકાશન મદિર અમદાવાદ મૂલ્ય રૂ૰ દોઢ

વૈષ્ણવોના પરમપ્રિય ગ્રથ ભાગવતનુ મૂળની નાની છાયા હોય તેવી રીતે સક્ષિપ્ત કરવાના ઉદ્દેશથી આ પુસ્તક તૈયાર થયુ છે જો કે સક્ષેપકારે આમા પોતાની દૃષ્ટિનો ઉપયોગ કર્યો છે, જે ભાગ એમને ઓછા મહત્ત્વનો લાગ્યો તે ભાગ એમણે

કારી વિગત તરીકે રજૂ કરી દીધો; સંક્ષેપકાર આને ક્ષમ્ય માને છે. અમને લાગે છે કે એ ક્ષમ્ય તો જ કહેવાય કે જો આને 'છાયાનુવાદ' એવું નામ ન આપ્યું હોય તો. સંક્ષેપકારે જૈન ગ્રંથો પણ આ રીતે ગુજરાતીમાં ઉતાર્યા છે, ત્યાં પણ આ બાબતની વિવેચકોએ ટીકા કરી છે. સંક્ષેપકારનો હેતુ મૂળ કૃતિને મૂળનાં આસ્વાદ અને શૈલીમાં, વાંચનને બહુ સમય ન આપવો પડે તે માટે ટૂંકાવીને રજૂ કરવા ઉપરાંત પોતાની દૃષ્ટિ પણ નિરૂપવાનો હોય તેવો લાગે છે. આ વસ્તુમાં દોષ નથી, કારણ કે તેઓ પા–ટીપમાં મૂળમાં જે હોય છે તે પણ સમજાવે છે, પણ આને 'છાયાનુવાદ' એવું નામ તો ન અપાય. છાયાનુવાદ તો જ કહેવાય કે જો એ મૂળની જ અસરોને વ્યક્ત કરે.

પુસ્તક સાથે શ્રીમદ્‌ભાગવત અને ભાગવતધર્મ વિષેનો લેખ અભ્યાસકીય છે. એમાં એમણે પુરાણી માન્યતાઓનો બચાવ કર્યો છે, જે કરવાની જરૂર અમને નથી લાગતી. એ વસ્તુઓમાં દોષો પેસી જ ગયા છે એ માન્યતા આજે લગભગ સર્વમાન્ય છે. તેને આ બચાવોની શી અસર થવાની? અમને એ બચાવયોગ્ય પણ નથી લાગતી. જે હકીકત હોય તે કોઈ પણ જાતના ટિપ્પણ વિના ભલે આવતી, વાંચકને પોતાની મેળે એમાંથી યોગ્ય તત્ત્વ શોધવા દેવું.

**શ્રી. સિદ્ધર્ષિ**—લેખક શ્રી. મોતીચંદ ગિરધરલાલ કાપડિયા; જૈન ધર્મ પ્રસારક સભા ભાવનગર; મૂલ્ય રૂ. ત્રણ

ડેમી સાઈઝનાં ૬૦૦ પાનાંનો આ ગ્રંથ એટલી બધી વિગતોથી ભરપૂર છે કે તે નિરાંતે જ વાંચી શકાય. અમે એનો સત્કાર કરીને સંતોષ લઈએ છીએ. પ્રખ્યાત સંસ્કૃત ગ્રંથ શ્રી. 'ઉપમિતિ ભવ-પ્રપંચા કથાનાં બે હજારથી વધુ પાનાં ગુજરાતીમાં ઉતારીને લેખકે પોતાની શ્રમશક્તિ અને વિદ્વત્તાનો પરિચય આપ્યો હતો. એ ગ્રંથના લેખક શ્રી. સિદ્ધર્ષિ વિષયે અને ઉક્ત ગ્રંથ વિષયે આમાં ખૂબ ઝીણવટથી ચર્ચા કરવામાં આવી છે, જે પણ ખૂબ શ્રમ અને વિદ્વત્તા માગતી હતી. આપણી ભાષામાં આવા બહુ-મૂલ્ય રત્ન જેવા ગ્રંથનું પ્રકાશન આનંદનો વિષય છે. અભ્યાસીઓને એ સહાયરૂપ છે અને સૂક્ષ્મ અભ્યાસ માટે શ્રમ કરવાને પ્રેરનાર છે.

**(૨૬) પગથીયાની પછીતેથી**—લેખક: શ્રી જયંતિ દલાલ; 'ગતિ અને રેખા', પિપલ્સ બેંક બિલ્ડીંગ, અમદાવાદ; મૂલ્ય આઠ આના.

'ગતિ' ગ્રંથમાળાના પ્રથમ વર્ષનું આ પાંચમું પુસ્તક છે. શહેરના રસ્તાની પગથી પરની વસ્તીનું અને નાટકના પડદા પાછળની વસ્તીનું આમાં દર્શન કરાવ્યું છે. પણ આમાં દર્શન — આંગળી ચિંધામણથી વિશેષ કંઈ નથી. કેટલાક જોનાર તો કહેશે 'આમાં શું છે? અમે તો આથી ઘણું વધુ અને ભયાનક દીઠું છે.' એટલે લેખક આ દર્શન કરાવવાનું પોતાનું કાર્ય સાર્થક તો જ બનાવી શકયા હોત જો સાથે સાથે એમણે મગજનાં બારણાં ઉઘાડી દે, લાગણી–તંતુઓને હલાવી દે તેવો કોઈ પ્રકાશ પણ ફેંક્યો હોત.

**(૨૭) વાતોનાં વડાં**—લેખક અને પ્રકાશક: બલદેવ પ્રહ્લાદ મોલિયા, વાડી ફળિયા, સુરત; મૂલ્ય આઠ આના

અહીં સંગ્રહાયેલા લેખોને સુરતના 'લોકવાણી' પત્રમાં પ્રસંગોપાત સ્ફુરતા વિચારો તરીકે હાસ્યમય શૈલીમાં લેખકે રજૂ કરેલા. લેખો બહુ સામાન્ય છે.

**(૨૮) શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહ** (ભાગ બીજો) —પ્રકાશક: કર્પૂરવિજયજી સ્મારક સમિતિ. ગોપાળ-ભવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ; મૂલ્ય છ આના.

સદ્‌ગુણાનુરાગી મુનિમહારાજ શ્રી. કર્પૂરવિજયજીના લેખો — ઉપદેશોનો આ બીજો સંગ્રહ પણ પહેલા સંગ્રહની પેઠે સામાન્યજનને સારા વિચારોની પ્રેરણા આપે તેવો છે.

(૨૯) मेरी नेमाडयात्रा—પ્રયોજક: શ્રી વિજયયતીન્દ્ર-સૂરીજી, પ્રકાશક; જોશી રાવલ સૂરતિંગજી બગ્નાજી.

વિંધ્યાચલની આસપાસના રાજપુતાના, મધ્યપ્રાંત, વગેરે ભાગને નેમાડ કહેવામાં આવે છે. તે પ્રદેશની આમાં ભૌગોલિક, ઐતિહાસિક અને ધાર્મિક સ્થિતિનું વર્ણન છે. જૈન મુનિઓ પોતાના પગપાળા પ્રવાસનો લાભ આ રીતે જનતાને આપે તે ઇષ્ટ છે.

(૩૦) ભજન સંગ્રહ-ધર્મામૃત સંપાદક પંડિત બેચરદાસજી પ્રકાશક શ્રી શંકરલાલજી માનમલજી ગોલેચ્છા ખીચન (જોધપુર) મૂલ્ય બાર આના

પ્રા પંડિત બેચરદાસજી ગુજરાતી ભાષાશાસ્ત્રના વિદ્વાન તરીકે જાણીતા છે જુદા જુદા હિંદી અને ગુજરાતી જૈન અને સનાતની કવિઓના સર્વધર્મીઓને આપે તેવા ભજનોનો આ સંગ્રહ છે પણ આ સંગ્રહની વિશિષ્ટતા છે સાથે આપેલા કેટલાક શબ્દોની વ્યુત્પત્તિ નિયો વિષેની માહિતી પણ મળી તેવી ટૂંકામ આપી છે

(૩૨) ચમકારા—(કાવ્યસંગ્રહ) પ્રયોજક શ્રી જેહાંગીર દેસાઈ એમ એ નવસારી મૂલ્ય રૂ એક

પારસીઓ પણ ગુજરાતી છે તેમણે પણ તેમની ભાષાની સેવા કરવી જોઈએ એ નમ્ર ભાવના સાથે પોતાના કાવ્યોનો સંગ્રહ ભાઈ જેહાંગીર દેસાઈ પ્રગટ કરે છે તેનો સત્કાર કરતા આનંદ થાય છે

પોતાના વર્તુલની બહાર પણ જેનુ નિરીક્ષણ સૂક્ષ્મ રૂપે પહોંચે તેની શક્તિ વિષે આપણને માન થાય જ ભાઈ જેહાંગીર દેસાઈએ હિંદુધર્મની પરિભાષા અને આખ્યાયિકાઓને એ શક્તિથી ગ્રહી લઈને આ સંગ્રહમાના કેટલાક કાવ્યોમા વણી છે

પ્રકૃતિ વિનોદ ચિંતન અને અર્જનના કાવ્યો પણ આમા છે

કાવ્યો હજી ઊંચી કક્ષાએ નથી પહોંચ્યા લાગતા પરતુ એમા શિષ્ટ અને મિષ્ટ રસ તો જરૂર છે, અને એ સૂચવે છે કે કવિ હજી ઘણુ વધુ ગુજરાતીને અર્પશે

## સ્વીકાર

'ચિત્રમય જગત'-મહાયુદ્ધ-અંક—યુદ્ધ ૧૩ થયા પછી યુદ્ધ વિષેના ચિત્રમય જગત ના લેખો સરસ આવ્યા જ કર્યા છે આ અંક એવા ઘણા લેખોથી સમૃદ્ધ થયો છે મુખચિત્ર બહુ સૂચક છે

'પ્રવાસી —મહાસભા-અંક—૬૬ પાનાનો પુષ્કળ ચિત્રોવાળો સારા લેખોથી વિભૂષિત અંક માત્ર બે જ આનામા પ્રગટ કરીને પ્રવાસી એ ઉત્તમ વસ્તુને સુલભ કરી દીધી છે

'મહાગુજરાત' — અંક—કરાચીથી નીકળતા આ સાપ્તાહિકનો મહાસભા અંક મહાસભાની આજ સુધીની પ્રવૃત્તિ-વિકાસની માહિતી આપે છે લેખો સામાન્ય છે

'મહાગુજરાત —લીંબડી અંક — સાદા અને રંગીન અર્થપૂર્ણ સુંદર ચિત્રો લેખો લીંબડી સત્યાગ્રહ વિષેની માહિતીઓ અને જોશીના લેખાણોથી આ અંક સરસ બન્યો છે ઘરમા સંઘરવા જેવો છે

રશ્મિ —૧૯૩૯-૪૦ અંક છઠ્ઠો — પ્રકાશક ગૂજરાતી સાહિત્ય મંડળ સેંટ ઝેવિઅર્સ કૉલેજ, મુંબઈ કૉલેજના ઘણા માસિકો નજરે ચડે છે ત્યારે એની પાછળ થતુ મોટુ ખર્ચ અને પરિણામે દેખાતી વસ્તુ કંગાલિયતથી મન ઘણીવાર ખિન્ન થઈ જાય છે આ સામયિકના લખાણો અને ચિત્રો જોતા એ રીતે ખિન્ન થવા જેવુ નથી એથી આનંદ થાય છે શ્રી મોહનલાલ સૂચકની 'વિશ્વગીતા'ના સમાલોચના રતન સુમેશવાલાનો 'મુંબઈ બેની ભૂસ્તર રચના' શશીકાંત અને કડકિયાનો ગૂજરાતી સાહિત્ય અને ગાંધીજી એ લેખો કેટલાક કાવ્યો અને ચિત્રો ખરેખર પ્રશસા માગી લે છે વાર્તાઓ બહુ સામાન્ય છે

કૉલેજ સામયિક એ વિદ્યાર્થીઓના ઇતરવાચનનો પરિપાક અને તેથી થતો ઉત્કર્ષ બતાવનાર છે એમા પ્રોફેસરોના લખાણો ભલે આવે પણ એ એ જાતના હોય કે જે વિદ્યાર્થીને એવુ નવુ આપે અને લેખનનો અભ્યાસ માટેનો માર્ગ સૂચવે, કે જે કવાનુ બહુધા કૉલેજમા ચાલતા વર્ગોમા અશક્ય હોય

જ્યોત —(વર્ષ ત્રીજુ અંક ૧ લો)—એંગ્લો ગૂજરાતી હાઈસ્કૂલનુ સામયિક

કવિ શ્રી બ ક ઠાકોરનો 'વિદ્યાર્થીઓને' સંદેશ સરસ છે બધા લેખો વાર્તાઓ, કાવ્યો —અંગ્રેજી, હિંદી અને ગૂજરાતીમા — વિદ્યાર્થીઓના જ લખેલા છે અને વિધવિધ પ્રકારના છે વિદ્યાર્થીઓની મહેનત સાર્થક દેખાય છે

○



વર્ષ દસમું  મે ૧૯૪૦  અંક બીજો

# સાહિત્ય અને લખાણ

નવો જમાનો પણ પોતાના આગલા જમાનાના ગુણ અને દોષ એ બન્ને સાથે લઈને જ જન્મે છે. જમાને જમાને માણસની શક્તિ અને અભિરુચિ ફરતાં રહે છે. એટલું જ નહિ, કેટલીક વખત ફેરફાર એટલા ઝડપી હોય છે–ખાસ કરીને મંથનયુગમાં–કે આજે જે વસ્તુનું અતિ મહત્ત્વ લાગે છે એ જ વસ્તુનું કાલે કાંઈ જ મૂલ્ય હોતું નથી. આવું બને છે ત્યારે સમાજમાં બે ભિન્ન ભિન્ન પ્રકૃતિ અને પ્રવૃત્તિનાં બળો ઉત્પન્ન થાય છે. એ બે બળો વડે વર્ગવિગ્રહ ઉત્પન્ન થાય છે, અને એક વર્ગની અભિરુચિ અને શક્તિ એ બીજા વર્ગને મન અશક્તિ અને અનભિરુચિનો વિષય બની જાય છે. જો કે થવું તો એમ જોઈએ કે એક વર્ગે બીજા વર્ગની અશક્તિના દર્શનમાંથી પોતાના સામર્થ્યની મર્યાદા પિછાનીને વધારે સમર્થ થવાનો પ્રયત્ન કરવો જોઈએ. પણ એમ બનતું નથી. ઉડાઉ અહંગગીર એ વ્યાજડાહ્યા વાણિયાની મશ્કરી જ કરતો રહે છે. જે વસ્તુસ્થિતિ સમાજના ક્ષેત્રમાં પ્રવર્તી રહે છે એ જ સાહિત્યના ક્ષેત્રમાં પ્રવર્તે છે. એટલે સાહિત્યમાં પણ સામાજિક જીવનના પડઘારૂપ બે બળો ઉત્પન્ન થાય છે. અને જો એ બે બળો પોતપોતાના વિષયનો ઉત્કર્ષ સાધવાને બદલે બીજાના અપકર્ષમાં જ આનંદ લેતાં થાય છે તો પરિણામે સાહિત્યનો પ્રવાહ નિર્માલ્ય, કટાક્ષભર્યો, વિનાશક, અને અપરસભરપૂર-થઈ જાય છે.

આમ થવાનું કારણ એટલું જ છે કે સાહિત્યની જન્મભૂમિકા વિષે લોકોને ખોટો ખ્યાલ હોય છે.

કેટલાક માને છે કે સાહિત્ય એ જીવનવિગ્રહમાંથી ઉત્પન્ન થનારો પદાર્થ છે. બીજા માને છે કે જીવનભીરુતામાંથી એ જન્મે છે. પહેલો વર્ગ પોતાને વાસ્તવવાદી ગણીને આનંદે છે ને બીજાને જીવનભીરુ માને છે. બીજો વર્ગ પોતાને આદર્શવાદી ગણીને આનંદે છે ને પહેલાને રસાભાસી ગણે છે. ખરી રીતે સાહિત્ય

એ જીવનવિગ્રહમાંથી પણુ નહિ, જીવનસીરુતામાંથી પણુ નહિ, જીવનના આનંદ-માંથી ઉત્પન્ન થતો પદાર્થ છે.

પણુ આ જીવનનો આનંદ એ શું છે? એ કયાંથી આવે છે? ચાર આનાના ચેવડા ઉપર મિત્રો બેઠાં આનંદ કરે એ આનંદ જીવનનો આનંદ છે? કે ત્રણુ પૈસાનો ચા પીતાં વાતો કરે ને વિષયચર્ચા કરે એ જીવનનો આનદ છે?

જે જીવનના આનંદમાંથી સાહિત્ય જન્મવું જોઈએ એ માણુસની પોતાની વિશિષ્ઠ શક્તિનો આનંદ છે. એ દૃષ્ટિનો આનંદ છે–જે દૃષ્ટિ એને મળી છે ને બીજા પાસે નથી. પણુ એ એકાકી, જનતાને ઉપેક્ષાથી જોનારા, માણુસભીરુ માણુસનો આનંદ નથી. એ આનંદ જે એને મળ્યો છે એ બીજા સાથે વહેંચી લેવા માટે, બીજાને એ દર્શાવવા માટે, એણે કોઈક રીતે પોતાની જાતને વ્યક્ત કરવી પડે છે. અને એવી રીતે માણુસ જ્યારે પોતાને વ્યક્ત કરે છે ત્યારે સાહિત્ય ઉત્પન્ન થાય છે.

ઘણી વખત જ્યારે આ આનંદનું સ્વરૂપ કલ્પનાતીત હોય છે ત્યારે ભક્ત નરસિંહ ને મીરાં જેવી વાણી મળે છે.

એટલે સાહિત્યના પણુ ખરી રીતે તો બે પ્રકાર છે. અને એ બે પ્રકાર અને એના વિવિધ સામર્થ્યની ખબર નહિ હોવાથી જ, વર્તમાન રંગમાં રાચનારા સાહિત્યકારો, પોતપોતાની મર્યાદા પ્રગટ કરીને, બીજા વિષે કાં તો અતિશયોક્તિ-ભરેલી પ્રશંસા કરે છે અથવા તો કેવળ નિંદા કરે છે.

સાહિત્યનો આનંદ એ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ આનંદ છે. હિમાલયના ઉત્તુંગમાં ઉત્તુંગ શિખરને પહોંચવાને જેમ અનેક શિખરો ઉપર માણુસને વિજય મેળવવો પડે છે, તેમ આ આનંદ પ્રાપ્ત કરતાં પહેલાં માણુસને પોતાની જાત ઉપર ને પોતાની સામાજિક સ્થિતિ ઉપર અનેક પ્રકારના કાબૂ મેળવવાના હોય છે. સૌ સાહિત્યકારો આ પ્રયત્ન કરનારા મનુષ્યો છે. એમાંથી કોઈ એક શિખર ઉપર છે, કોઈ બીજા શિખર ઉપર છે. ઉત્તુંગ શિખર ઉપર પહોંચવું એ તો ધ્યેય છે. એ આનંદપ્રાપ્તિ સૌને માટે શકય ન પણુ હોય. પણુ જે આનંદ પોતાને મળ્યો નથી એ આનંદ હોઈ જ ન શકે એમ તો માત્ર પ્રયોગભીરુ હોય તે જ બોલે.

જે વસ્તુ પોતાને મળી નથી તે વિષે વિવેચના કરવી એ પણુ એક પ્રકારની ધૃષ્ટતા છે. મીરાં કે નરસિંહનાં કાવ્યો ઉપર ટીકા ને શબ્દાર્થ ઘણા કરી શકે: ખરી રીતે એનું વિવેચન માત્ર એ જ મનુષ્ય કરી શકે કે જે એ વિચારસરણીમાં માનતો હોય અને જેણે પ્રયોગથી થોડો પણુ અનુભાનંદ પ્રાપ્ત કર્યો હોય. બાકી તો લેખ લખાય કે એ ભક્તિયુગ હતો–ને સામાજિક બળોનો એમને ખ્યાલ ન હતો–ને એમણે જનતા વિષે કાંઈ ન લખ્યું–વગેરે

વગેરે. એવા અપૂર્ણ લેખો જ બતાવે છે કે એક સાહિત્યકાર પોતાની પ્રગતિમાં હજી કયા શિખર ઉપર ઊભો છે ને એનો કેટલો માર્ગ હજી બાકી છે.

કોઈએ સરસ રીતે મૂક્યું છે કેઃ

" સુંદરતાનો ખ્યાલ આવે ત્યારે જ બીજો ખ્યાલ જન્મે છે વિરૂપતાનો. નીતિના ખ્યાલથી અનીતિનું ધોરણ અસ્તિત્વમાં આવે છે. એટલે એક વસ્તુના કે ભાવનાના અસ્તિત્વ વડે જ બીજી નિષેધાત્મક વસ્તુ કે ભાવનાનું ભાન થાય છે. જો સુખ છે તો જ અ–સુખ છે. જો સત્ય છે તો જ અ–સત્ય છે."

એક વસ્તુ લાંબી ત્યાં સુધી જ છે કે જ્યાં સુધી એનાથી ટૂંકી બીજી વસ્તુ અસ્તિત્વમાં છે. ઊંચી વસ્તુના ખ્યાલથી નીચી વસ્તુનો ખ્યાલ આવી શકે છે.

એટલા માટે સત્ય પ્રત્યે અભિરુચિવાળા પ્રાજ્ઞજનો એ બન્નેથી પર રહે છે, કાર્ય–અકાર્ય, શબ્દ–અશબ્દ, વસ્તુ–ભાવના સઘળાંથી પર.

કારણ કે સત્ય સુખમાં પણ નથી, અસુખમાં પણ નથી; નીતિમાં પણ નથી, અનીતિમાં પણ નથી. એ બન્ને ભાવના ન જ જન્મે એવી ચિત્તની અત્યંત પ્રશાંત અવસ્થા, જેને સુખ સ્પર્શતું નથી, અને તેથી જેને અ–સુખના અસ્તિત્વનો ક્ષોભ નથી–એવી અત્યંત પ્રશાંત અવસ્થામાં–સત્ય વસી રહ્યું છે. એ અવસ્થામાં પ્રજ્ઞા પ્રેમ ને પ્રાણ–ત્રણે એક જ સ્વરૂપ થઇ રહે છે.

ભાગવતમાં જે અવસ્થા શુકની વર્ણવી છે એ આનો ખ્યાલ આપે છે.

એટલે જે ચિત્ત સર્વદેશી હોય અને છતાં બાળક જેવું હોય એ જે ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ આનંદ પ્રાપ્ત કરે, એ જીવનના આનંદમાંથી જન્મે તે સાહિત્ય–અને બાકી બધું લખાણ.

સાહિત્ય અને લખાણ વચ્ચેનો આ તાત્ત્વિક ભેદ આપણી સમક્ષ રહે તો એનું મૂલ્યાંકન કરવાની આપણી દૃષ્ટિમાં પરિવર્તન થાય. આ જમાનામાં લખાણ એટલે સાહિત્ય એ દૃષ્ટિ આવવાથી એક પ્રકારની અરાજકતા ફેલાઈ ગઈ છે. અને તેથી ખરી રીતે તો જેમાં માત્ર પ્રાસંગિક ચલણી વિચારોનું પ્રદર્શન હોય છે એવા લખાણ માત્રને યુગદર્શન કરાવનારું ગણવાની આપઘાતી પ્રથા આવી ગઈ છે. સાહિત્ય નિર્માલ્ય થાય–અથવા પ્રાસંગિક ચલણી વિચારો સિવાય વધારે ઉન્નત કે ઊંડા વિચારો ગ્રહણ કરવાની અશક્તિ આવે–તો છેવટને સરવાળે તો પ્રજાનો એમાં હ્રાસ જ થાય છે યુગદર્શન કરાવનારું સમર્થ સાહિત્ય આપણી વચ્ચે હોય એ જેટલું જરૂરી છે એટલું જ કેવળ પ્રાસંગિક લખાણને પણ યુગદર્શનના રંગથી રંગવાનું જરૂરી છે એ તો સૌ કોઇ સમજી લે. અને છતાં સાહિત્યને નીચી કોટિએ મૂકવા કરતાં લખાણને ઊંચી કોટિએ લઇ જવાનો પ્રયત્ન થાય એમાં પ્રજાકીય વિકાસનું બીજ રહ્યું છે.

• ધૂમકેતુ •

# न किंचिद् अपि चिंतयेत्

श्री काकासाहेब कालेलकर

[લખનવૃત્તિ એ એક જાતનું વ્યસન છે ચળ છે માણસ એક વાર લખતો થયો એટલે એ લખવાનું યે લખે છે અને ન લખવાનું યે લખે છે બાળકો આખો દિવસ બો બો કરે તોયે હૃદયની કેટલીક વાતો ગુપ્તની ગુપ્ત જ રાખે છે આખો દિવસ લવરી ચલાવે તોયે કેટલાક અનુભવો ન માતા પાસે વ્યક્ત કરે, ન કોઈ ગોઠિયા પાસે સારા લેખકોનું પણ એમ જ હોય છે તેઓ આડુંઅવળું ગમે તેટલું લખે તોયે અમુક સંયમ તો જાળવે જ છે હું માનું છું કે મેં પણ એવો સંયમ જાળવ્યો છે

માંદો પડીને ચીંચવડમાં રહ્યો હતો તે વખતે કંઈક સંકલ્પ ઊઠયો હશે કે કેટલાક અસાધારણ અનુભવો લખી કાઢું પ્રારંભ કર્યો પછી ડહાપણ સૂઝયું હશે કે આવું આવું લખીને કે પ્રસિદ્ધ કરીને કશો લાભ નથી વાચનારને એમાંથી કશું મળતું નથી બહુ બહુ તો વાચનાર આશ્ચર્યવત્ એ સાંભળે છે લખનારને એ જો દંભી ન હોય અને બીજાઓ ઉપર છાપ પાડીને કંઈ મેળવવા ન માગતો હોય તો કશો લાભ થતો નથી નુકસાન થવાનો સંભવ ઘણો એ લખાણ તે વખતે જ કેમ ફાડી નાખ્યું નહિ, કોણ જાણે!

હમણાં અમદાવાદમાં એક સમિતિની બેઠકમાં બેઠો હતો ત્યાં ટપાલ આવી ચૌદ વરસ પહેલાં લખેલી આ નોંધ જોઈ હું અકળાયો દાટી દીધેલા સંકલ્પો વેર વાળવા ભૂતની પેઠે જાગી ઊઠે એના જેવી આ નોંધની અસર થઈ પ્રથમ થયું કે આ ન છપાય એમ લખી નાખું ફરી વિચાર આવ્યો એક વાર લખ્યું અને કોરે મૂક્યું હું એને ભૂલી ગયો પણ એ લખાણ મને ભૂલી ન ગયું ફરી વાર દાબી દઈશ તો કોણ જાણે ક્યારે ક્યા રૂપમાં ઊભું થશે એના કરતાં એને ગતિ આપું એ જ સારું આશા રાખું છું કે આવું અનુપયોગી ફરી નહિ લખું   का का.]

१

હિમાલયની મુસાફરીની વાત છે પ્રથમ પ્રથમ આખો દિવસ દેશના રાજકારણના વિચાર આવે અને રાત્રે ઘરની વાતોના અને કજિયાકંકાસનાં સ્વપ્નાં આવે એક દિવસે મધરાતે ઊઠ્યો અને સાવ નાસીપાસ થઈ ચિત્‌શક્તિની પ્રાર્થના કરી કે આવો જ અનુભવ લેવાનો હોય તો મને અહીં શા માટે આણ્યો? આના કરતાં વડોદરામાં સારી સ્થિતિ હતી પુત્રકલત્રવિત્ત છોડીને આવેલો હું જો રાત્રે “આ પિતાશ્રીની પેટી છે, એમણે પ્રેમથી એ મને આપી છે, એ કોઈને લેવા ન દઉં, મારી પાસે જ રાખીશ” એવા ઝઘડા ચલાવતા પોતાને જોઈ મને પોતાના પ્રત્યે તિરસ્કાર છૂટ્યો મેં આખરે કહ્યું, તારી કૃપા હશે તો આ અનુભવ છેલ્લો જ થાઓ

એ અનુભવ છેલ્લો તો ન થયો, પણ મહુ જ થોડા દિવસોમાં એ કોયડામાંથી હું મુક્ત થયો

પછી જ્યારે ભિક્ષા પર ગુજરાન ચલાવવાનું શરૂ કર્યું ત્યારે પ્રથમ પ્રથમ આખો દિવસ, હવે પછી ખાવાનું ક્યાં મળશે અને શું મળશે એનું જ ધ્યાન ચાલતું પહેલી સ્થિતિમાં દહાડો સારો જતો અને રાત ખરાબ જતી હવે એથી ઊલટું થયું રાત્રે સ્વપ્નાં તો ન આવે અને આવે તોયે કંઈ વિશેષ નહિ પણ આખો દિવસ કાગડાની પેઠે ખાવાનું જ ધ્યાન થાય તો શી ગતિ થવાની? મનમાં ઘણી શરમ ઊપજતી, આપણે ચડતા નથી પણ પડીએ છીએ એમ પણ લાગતું આમ રહેવા કરતાં પાછા જઈએ એમાં શું ખોટું? એવા પણ વિચારો મનમાં આવતા પણ કરેલો સંકલ્પ તોડાય નહિ એ નિર્ધારથી જ ટકી રહેતો પછી જ્યારે જીવનની અદ્‌ભુતતાના લાગલાગટ અનેક અનુભવો આવવા લાગ્યા ત્યારે ભોજન અને આચ્છાદનની ચિંતા એની મેળે ખરી પડી ચિંતા વ્યર્થ છે અને ચિંતાનું કારણ જ નથી એવો બેવડો અનુભવ થયો

એક વાર રાત્રે, મધરાતે જ, ઊંઘ એકાએક ઊડી. તબિયત સારી હતી, ચિત્ત પ્રસન્ન હતું. કોઈ પણ જાતની અસ્વસ્થતા ન હતી છતાં એકાએક ઊંઘ ઊડી અને અસાધારણ અનુભવ થયો. હું છું એટલો જ અનુભવ જાગૃત હતો. ક્યાં છું એ તો ભાન હતું જ નહિ, પણ જીવનનો આખો ભૂતકાળ ભુંસાઈ ગયો હોય અને આખી પર્સનાલીટી (વ્યક્તિમત્તા) સાવ કોરી હોય એવું જણાયું. કેટલો ય વખત આ આનંદમય સ્થિતિ રહી. પછી સહેજ નીચે ઊતરતાં સ્ફુરણા એ થઈ કે, કુટુંબ સમાજ અને દુનિયાની અંદર ઘૂસેલાં મારાં બધાં જ મૂળિયાં સાવ તૂટી ગયાં છે. આકાશમાં ખૂબ ઊંચે ગયેલા પતંગની દોરી તૂટી જાય એટલે એને શું થતું હશે એ એને ખબર; પણ મને એના જેવું થયું ખરું. આ સ્થિતિ વધાવા જેવી છે કે નહિ એનો પણ નિશ્ચય ન થાય. આ સ્થિતિમાં પણ જણાઈ આવે એટલો લાંબો કાળ રહ્યા પછી ભાન આવ્યું. અથવા સાચું કહું તો સાચું ભાન ગયું. અને હું ફલાણો ફલાણો માણસ અમુક સમાજનો ઘટક, અમુક ઉદ્દેશે, અમુક વેશે યાત્રા કરું છું અને અમુક ગામની અમુક ધર્મશાળામાં સૂતો છું એ બધો પ્રત્યય જાગૃત થયો. પણ એ પહેલાંનો અનુભવ એટલો બધો વ્યક્ત અને ઉજ્જ્વળ હતો કે એના ચિંતનને કારણે ઊંઘ ફરી આવી જ નહિ. આ અનુભવથી બુદ્ધિ પર શી શી અસર થઈ એ અહીં નોંધવાની આવશ્યકતા નથી. એ એક ભારે અનુભવ હતો અને આત્મવાદને દૃઢ કરનાર હતો એટલું કહું તો બસ છે.

૨

આવા આવા અનુભવો અકસ્માત તો નથી જ આવતા. ચિંતન અને ધ્યાન અમુક હદ સુધી ચાલે એટલે પછી જ અનુભવ માટે ભૂમિકા તૈયાર થાય છે.

ઘેરથી યાત્રાએ નીકળ્યો ત્યારે એક જાતની તીવ્ર ભાવના અથવા ઉત્કટતા કેળવાઈ હતી. એ સ્થિતિમાં જ હું ગયાથી કલકત્તા ગયેલો, ત્યાંથી રામકૃષ્ણ પરમહંસની તપોભૂમિ—દક્ષિણેશ્વરના મંદિર પાસેની પંચવટીએ જોવા ગયો. ગયામાં જે અનુભવ થયો એ જ જાતનો દક્ષિણેશ્વરમાં પણ થયો. ગયાના અનુભવનો સહેજ ઇશારો 'હિમાલયના પ્રવાસ' * માં કર્યો છે. દક્ષિણેશ્વર ગયાની વાત તો ત્યાં છોડી જ દીધી છે. એ બન્ને અનુભવોનું યથાર્થ વર્ણન અહીં પણ ન આપી શકું. બુદ્ધગયાના મંદિર પાછળ બોધિવૃક્ષ છે ત્યાં જતાંવેંત બુદ્ધ ભગવાનની તપશ્ચર્યા ધ્યાનમાં આવી. હું પણ ઘર છોડીને નીકળ્યો હતો, એટલે અહીં અંતઃકરણ ગદ્ગદિત થયું. મેં આંખો મીંચીને ત્યાં સાષ્ટાંગદંડવત્ પ્રણામ કર્યા અને ક્ષણેકમાં પરિસ્થિતિનું ભાન ભૂલી ગયો. એકાદ વિસ્તીર્ણ દેશનો નાનકડો નકશો તૈયાર કર્યો હોય એટલે જેમ એક એક પ્રાંત એમાં એકી નજરે જોઈ શકાય છે તેમ એ ક્ષણ સુધીનું ગતજીવન એક સામટું દૃષ્ટિ આગળ ઊભું થયું. હમેશ આપણે ગમે તેટલા સુખી દુઃખી કે ચિંતનશીલ હોઈએ તો યે આપણે જીવનના પૃષ્ઠભાગ ઉપર જ તરીએ છીએ. જીવનયાત્રી આપણે લાંબો પહોળો વિસ્તાર પાદાક્રાંત કરી શકીએ છીએ. એમાં નવો નવો અનુભવ મળે છે, દૃષ્ટિ પ્રાપ્ત થાય છે. પણ જીવનના પૃષ્ઠભાગને છોડી ઊંડાણમાં ઊતરવું, ડૂબકી મારવી એ કંઈક અનેરો જ અનુભવ છે. ચિંતનમાં પૃથક્કરણ હોય છે અને વસ્તુનું ખંડશઃ ગ્રહણ થાય છે. પણ અહીં એક સામટો પિંડીકૃત અનુભવ મળે છે. એ અનુભવમાં સાક્ષાત્કાર હોય છે અને તેની અસર કાયમની થઈ જાય છે. એવી સ્થિતિની અંદર હું પડ્યો હતો એટલામાં જાણે કોઈ બહારથી બોલતું હોય અને સંદેશો આપતું હોય તેવી પણ અંદરથી જ એક સ્ફુરણા થઈ.

ત્યાગ કર્યો તે ઠીક કર્યું. ત્યાગ કરવો સહેલો છે. ત્યાગને લાયક બનવું એ જ મુખ્ય અને મહત્ત્વની વસ્તુ છે. લાયક બનવું એ જ જીવનનો રચનાત્મક કાર્યક્રમ છે. એ જ ક્ષણે મારી મસ્તીને પહેલ-વહેલો આઘાત મળ્યો.

ત્યાંથી ઊઠ્યો ત્યારે માથાના વાળ અને શરીર ઉપરનાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં હતાં. ત્યાંથી ઊઠીને

---

* પૃ. ૪૦, ૪૧.

તળાવને કિનારે જઈ બેઠો અનેક રીતે જીવનનો વિચાર થવા લાગ્યો અને એક જાતનું ગાભીર્ય જીવન પર ઠસી ગયુ

દક્ષિણેશ્વર ગયો તેનુ સવિસ્તર વર્ણન હિમાલયના પ્રવાસમા મારે આપવુ જોઈતુ હતુ પણ એ વખતે ન આપ્યુ અહીં પણ એ આપવા નથી માગતો પ્રસગ શોધીને એ લખી કાઢીશ દક્ષિણેશ્વરના દર્શન માટે ગયો મનમા કાલીનુ ધ્યાન થવાને બદલે રામ કૃષ્ણ પરમહસની ભક્તિ અને સાધનાનુ જ ધ્યાન થવા લાગ્યુ મે મનમા કહ્યું, પરમહસ આપે આ જ ઠેકાણે દેવીની કૃપાનું કઈક સૂચક ચિહ્ન માગ્યુ હતુ આપને પરચો જોઈતો હતો દેવીએ આપને તે આપ્યો હુ આપની પાસે એવો જ પરચો માગુ છુ મને એકનાને ખાતરી થાય એટનો જ પરચો હુ માગુ છુ મારે યે જો કે સાધના તો કરવી જ છે, તેમા પરચાની જરૂર નથી તો યે એક જાતનુ સમાધાન, એક જાતની ખાતરી કે તે પરમમગના માતાના ખોળામા જ હું છુ આવી પ્રાર્થના કરી મદિરમાથી બહાર નીકળ્યો રામકૃષ્ણ પરમહસની રહેવાની ઓરડી જોઈ ત્યાથી પચવટી ચઢ્યો રસ્તામા જોઈતો પરચો મળ્યો તે શુ હતુ તે કહેવાની જરૂર નથી અસાધારણ ધન્યતા જણાઈ માતાનુ કવચ આપણને મળી ગયુ હવે આ કપડાની પણ આપણને શી જરૂર? એમ મનમા આણીને ત્યા ને ત્યા જ કોટ, પહેરણ, ફેંટો–બધુ ઉતારી કાઢ્યુ ફેંટો કીમતી હોવાથી પોસ્ટદ્વારા ભાઈ પર મોકલી દીધો બાકીના કપડા આપી દીધા, અને જે જાતનુ જીવન ગાળવુ હતુ એની સાથે ભળી શકુ એવો હું થઈ ગયો અહીંથી ગગા નદીનુ દર્શન કરતા, ગગા નદી ઝૂલતી હોય અને અમુક જાતના આવેશમા આવી હોય એમ દેખાવા લાગી હુ આનદથી કૂદવા લાગ્યો, પાછળથી મે સાભળ્યુ કે નદીનો પ્રવાહ જોઈ રામકૃષ્ણ પરમહસ અહીં જ સમાધિમા જતા કેટલો ય વખત પચવટીમાં બેઠો, એ વખતે જે સકલ્પો કર્યા તેમાથી કેટલાક તો પાર ઊતર્યા અને કેટલાક તો ભૂસાઈ ગયા ભૂસાઈ ગયા તે પણ કેટલો ય વખત સુધી ટકયા હતા

આવા અનુભવો કયાથી થતા હશે! જેમ ભૂતો વળગે છે તેમ કઈ આ ખાસ નથી આ અનુભવ બાહ્ય વ્યાપારને લીધે થાય છે એમ ભલે એ વખતે આપણને લાગે, પણ સાચુ કહીએ તો મનની અમુક ઉત્કટ દશામા એ અનુભવો અદરથી જ પ્રકટ થાય છે તે એટલા બધા પ્રબળ હોય છે કે બહારથી આવીને આપણને ભેટતા હોય એવો જ અનુભવ એ વખતે થાય છે

ચિંચવડ

તા ૮–૮–'૨૬



ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ તરફથી વર્ષ ૧૯૪૦ના ગુજરાતી સાહિત્યની સમીક્ષા કરવાનુ કાર્ય શ્રી પ્રો રવિશકર જોષીને સોપવામા આવ્યુ છે તો આથી સૌ પ્રકાશકોને તથા લેખકોને વિનતિ કરવાની કે તેઓનાં પ્રકાશનો નીચેના સરનામે મોકલી આપી સભાને આ કામમાં સહકાર આપે

શ્રી પ્રો રવિશકર જોષી
તખ્તેશ્વર પ્લાટ
ભાવનગર, (કાઠિયાવાડ)

# યુદ્ધ તો હવે શરૂ થાય છે

## શ્રી ડુંગરશી ધરમશી સંપટ

### જર્મનીનો બાજીપલટો

જર્મનીએ એકાએક પોતાની યુદ્ધની બાજીને પલટો આપ્યો અને યુદ્ધ નવા રંગે ચડયું છે. એક સવારે તો આપણે કલ્પના કરતા હતા કે ફિન્લેન્ડ અને રશિયા વચ્ચે સંધિ થઈને ત્યાંથી પાછું ફરેલું યુદ્ધચક્ર હવે ખસીને કયા દેશ ઉપર પોતાનું ભ્રમણ આરંભશે, ત્યાં તો બીજી સવારે આપણે સમાચાર જાણ્યા કે જર્મનીએ પોતાની ઉત્તરીય સરહદને અડીને રહેલ ડેનમાર્ક લઈ લીધું અને ત્યાંથી ઉત્તરે સામે દરિયાકાંઠે આવેલ નોર્વે ઉપર હલ્લા શરૂ કરી દીધા! બેલ્જિયમ અને હૉલેંડ ઉપર આવનારી આફત ડેન્માર્ક અને નોર્વે ઉપર ઊતરી છે.

બંને પક્ષના મળી ૦॥ કરોડ માનવી ફ્રાન્સ અને જર્મનીની કિલ્લેબંદીઓની ઓથે પડયા છે. દેશની ઉત્પાદક માનવશક્તિનું વહેણ વિનાશક શક્તિ તરીકે કામ કરી રહ્યું છે. દેશની નિત્યજીવનની જરૂરિયાતોના ઉત્પાદન તરફથી મુખ્ય લક્ષ ખેંચાઈને વિનાશક યુદ્ધની જરૂરિયાતો ઉત્પન્ન કરવા પાછળ જ શ્રેષ્ઠ શક્તિ રોકાઈ છે. આવે વખતે, જર્મન જેવા દેશને માટે બહારના દેશો જોડેનો વ્યવહાર અટકી જાય તો તેને યુદ્ધમાં હારી જતાં વાર ન લાગે. બ્રિટને કરવા માંડયું છે પણ એવું જ. જર્મનીને સાગરનો ઘેરો ઘાલી બ્રિટન દ્વારા જર્મનીનો ૬૦ ટકા વેપાર જોખમાયો છે. તટસ્થ રાજ્યો પાસેથી યુદ્ધને અંગેનો કાચો માલ ખરીદવો પડે તેમ છે. તેનાં તેણે રોકડાં નાણાં આપવાં પડે છે. આ નાણાં તે પાકો માલ બનાવી પરદેશોને આપે તો જ ભરપાઈ થઈ શકે. જ્યારે આ કામમાં તેની આડે રુકાવટ થાય છે ત્યારે તે પોતાનો માર્ગ સાફ કરવા તટસ્થ દેશો ઉપર ધસારો લઈ જાય છે. આ યુદ્ધમાં નીતિશાસ્ત્ર કે કાયદા જેવી વસ્તુ રહી નથી. જર્મનીએ નાગચૂડની પેઠે ઓચિંતા દેશો લેવાની નીતિ રાખી છે. વીજળીની ઝડપે એણે ઑસ્ટ્રિયા, ઝેકોસ્લોવાકિયા અને પોલેંડ લીધાં અને એ જ રીતે ડેન્માર્ક પણ લીધું. નોર્વેનો પણ ત્રીજો ભાગ ઝડપી તેનાં બંદરો કબજે કર્યાં છે. અને હવે આવતી કાલે એટલી જ ઝડપથી સ્વીડન ઉપર એ ઊતરી પડે એવો સંભવ છે. અંગ્રેજો અને ફ્રેંચો વિચાર કરે તે પહેલાં જર્મની ફટકો મારી લે છે.

### શા માટે આ નવી બાજી ?

જર્મની નોર્વે અને સ્વીડનના મારફતે મોટા પ્રમાણમાં કાચી વસ્તુઓ મંગાવતું હતું. અંગ્રેજોનો ઘેરો નિષ્ફળ નીવડયો હતો. આથી નોર્વેનાં બંદરોએ જર્મનીને માલ ન મળે તે માટે અંગ્રેજોએ આસપાસ સુરંગો પાથરવાનો નિશ્ચય કર્યો. પણ એ નિશ્ચય અમલમાં આવે તે પહેલાં તો જર્મનીએ સફળતાથી એક કિનારા પરનું ડેન્માર્ક લીધું અને સામા કિનારા પરનાં નોર્વેનાં બંદરો લીધાં. અંગ્રેજો આંખ ચોળતા રહી ગયા. એમની જાગતી ચોકી પણ ઊંઘતી સાબિત થઈ છે અને જો નોર્વે પડયું તો તેની પૂર્વ સરહદને અડી રહેલું સ્વીડન પણ પોતાની સ્વતંત્રતા ખોઈ બેસશે. વળી સ્વીડનના અને જર્મનીના સાગરકાંઠા નજીક અને સામસામા છે.

### નાની પ્રજાઓ

યુરોપમાં બધી મળી ૩૨ નાની મોટી પ્રજાઓ છે. તેમાં અર્ધા યુરોપની જમીન તો રશિયાના હાથમાં છે અને ચોથા ભાગની જમીન હવે જર્મની પાસે થઈ ગઈ. જર્મની, ઈટાલી, ફ્રાન્સ, ગ્રેટબ્રિટન અને રશિયાની પડોશમાં આવેલી નાની પ્રજાઓની હાલત અતિશય ચિંતાતુર છે. આ લડાઈમાં એમની તટસ્થતાની કિંમત નથી. એમના વેપારધંધા છિન્નભિન્ન થઈ ગયા છે. આવી નાની પ્રજાઓમાંથી ઘણીનું વર્ણન આપણે આગળ કરી ગયા છીએ, અહીં બીજી થોડીનું વર્ણન જોઈએ.

### સ્કેન્ડિનેવિયાનાં રાજ્યો

નોર્વે, ડેન્માર્ક, સ્વીડન અને ફિન્લેન્ડ સ્કેન્ડિનેવિયાનાં રાજ્યો કહેવાય છે. આ દેશોની પ્રજા યુરોપમાં અસંત સુખી ગણાય છે. દરેક દેશની વસ્તી ૩૦ થી

૬૦ લાખની અંદર છે સરકાર અને સ્વાતંત્ર્યપૂજા માટે એ પ્રજાઓ જાણીતી છે પ્રજાજનો સશક્ત બળવાન, વીર્યવાન અને જ્ઞાનવાન છે તેઓ પરસ્પર બહુ સહકારી છે દરેકેદરેક માણસ ભણેલો અને સહકારી છે આખા દેશમા સહકારી મંડળી સ્થાપી, તે મંડળીને એક જ તંત્ર નીચે આણી આ પ્રજાઓ પોતાના દેશનુ સફળ અર્થશાસ્ત્ર રચવામા સમર્થ નીવડી છે એ પ્રજાઓ ભારે આત્મસંતોષી છે તેઓ બીજા દેશોને જીતી બીજાઓને ગુલામ બનાવવા પ્રચ્છતી નથી, તેમ જ પોતે ગુલામ બનવા તૈયાર નથી

## એમનું અર્થશાસ્ત્ર

ડેન્માર્કના લોકો પશુપાલનમાથી અને દૂધ-ઘી વેચી સુખસંપત્તિ મહાલે છે નોર્વેમા લોકો પોતાના જંગલોની પેદાશમાથી પાકી વસ્તુઓ બનાવીને જીવન શાતિમા ગુજારે છે સ્વીડનના લોકો લોઢાની માથી વસ્તુ અને કાગળ બનાવવાનો માવો વેચીને સુખી થયા છે ફિન્લેન્ડની પ્રજા પશુપાલન કરીને અને જંગલમાથી અનેક વસ્તુઓ મેળવીને પોતાનુ નભાવે છે આ ચારે પ્રજા ભારે જ્ઞાનપિપાસુ છે કોઈ પણ દેશની પ્રજા કરતા ત્યા વાચન બહોળા પ્રમાણમા થાય છે પ્રજા સાદી સરકારી અને તેજસ્વી હોવાથી સુખી અને સંતોષી છે અને શાતિપ્રિય છે એમાની કેટલીકે પોતાનુ લશ્કર પણ વિખેરી નાખેલુ પણ યુદ્ધની સ્થિતિમા એમને શસ્ત્રાસ્ત્રો સજવાની જરૂર પડી છે

## સ્કેન્ડિનેવિયાનો સાગર

યુરોપના મોટા ઉત્તર સમુદ્ર સાથે સંબંધ ધરાવતો સ્કેન્ડિનેવિયાનો સાગર એના ચાર રાજ્યોના વેપારનો રાજમાર્ગ છે તેઓ જર્મની ફ્રાન્સ અને ઇંગ્લેંડ જોડે વેપારી સંબંધ બાધે છે અગ્રેજો પોતાને માટે માખણ અને માસ ડેન્માર્ક પાસેથી લે છે જર્મની લગભગ સાઠ લાખ ટન લોઢુ ખરીદે છે એમની પાસેથી દીવાસળી માટે લાકડુ કાગળો માટે માવો બધા દેશો ખરીદે છે યુદ્ધના સાત માસ સુધી અગ્રેજો એ સાગરની મારફતે ચાલતો જર્મન વેપાર નિર્વિઘ્ને ચલાવવા દેતા હતા, પરંતુ હમણા ત્યા એમણે સુરંગો પાથરવાનુ નક્કી કર્યું એટલે જર્મનીએ સાગર પર આધિપત્ય મેળવવા ડેન્માર્ક અને નોર્વેનો કબજો લેવાનું પગલુ ભર્યું અગ્રેજોએ સાડા ચારસો માઈલ લાબી સુરંગોની જાળ પાથરી છે જર્મન એને ઉપડાવવાની તજવીજ કરશે પરંતુ અગ્રેજી વિમાનો એની ચોકી કરે છે એટલે મોટા વિમાની યુદ્ધો ત્યા ચાલે છે

## ડેન્માર્ક

નવી યુદ્ધભૂમિ ઉત્તર સમુદ્ર બહુ સાંકડો માર્ગ છે જર્મનીની ઉત્તરે ડેન્માર્ક અને ડેન્માર્કની પશ્ચિમેથી એ સમુદ્ર શરૂ થાય છે એની ઉત્તરે નોર્વે-સ્વીડન છે, અને પશ્ચિમે સ્કોટલેંડ-ઇંગ્લેંડ છે જર્મનીના આધિપત્ય નીચે જઈને ડેન્માર્કે આ યુદ્ધનું નવુ પ્રકરણ શરૂ કર્યું છે

ડેન્માર્ક પશુપાલન માટે આખા જગતમા સર્વશ્રેષ્ઠ ગણાય છે જગતમા શ્રેષ્ઠ પશુઓ ત્યા ઊછરે છે ઇંગ્લેંડ દર વર્ષે કરોડો રૂપિયાનુ માખણ જે એ ઢોરોના દૂધમાથી થાય છે તે ખરીદે છે એની પૂર્વ-ઉત્તરના બાલ્ટિક સમુદ્ર છે દક્ષિણમા જર્મની છે પશ્ચિમમા ઉત્તર સમુદ્ર છે એનુ ક્ષેત્રફળ ૧૬૫૭૬ ચોરસ માઈલનુ છે કુલ વસ્તી ૩૬ લાખ માણસોની છે એમાથી પુરુષો ૧૭ા લાખ અને સ્ત્રીઓ ૧૮ા લાખ છે રાજધાની કોપેનહેગનની વસ્તી સાડા ૭ લાખની છે એનો રાજા ક્રિશ્ચિયન દસમો હાલ ૪૯ વર્ષની ઉમરનો છે આખા દેશનો મુખ્ય ધર્મ ખ્રિસ્તી પ્રોટેસ્ટંટ છે સને ૧૯૩૭મા રાજાનો રૂપેરી મહોત્સવ મોટી ધામધૂમથી ઊજવવામા આવ્યો હતો રાજાની સત્તા મર્યાદિત છે

## બંધારણ

પાર્લામેન્ટ અને રાજાના હાથમા સંપૂર્ણ શાસન છે પરંતુ કાયદા બનાવવાની સત્તા પાર્લામેંટને છે ન્યાયકોર્ટો રાજા અને પાર્લામેન્ટથી તદ્દન સ્વતંત્ર છે રાજાને યુદ્ધ જાહેર કરવાની કે સંધિઓ કરવાની સત્તા નથી પાર્લામેન્ટમા આમની સભા અને સેનેટ એવા બે વિભાગ છે, પચીસ વર્ષની વયના કોઈ

પણ સ્ત્રી-પુરુષને મતનો અધિકાર છે. દેશનાં નાણાં ઉપર આમની સભાની સત્તા છે. એ પ્રમાણે પ્રજાની મુખ્ય સત્તાવાળું આ રાજ્ય છે. એના સરળ શાસન માટે દેશના ૨૨ વિભાગ છે. દરેક ઉપર ગવર્નર નિમાય છે. લોકો ભારે ઉમંગથી પોતાના દેશનું શાસન કરે છે.

### વ્યવસાય

અગાઉ ડેન્માર્ક અનાજ પેદા કરનાર દેશ હતો. અનાજના ભાવો ઓછા ઊપજવાથી એણે પશુપાલનની પ્રવૃત્તિ ૧૮૭૦થી ઉપાડી લીધી. ડેન્માર્ક જેવું ગૌપાલન જગતમાં ક્યાંય થતું નથી. પુષ્કળ દૂધ દેનારી હૃષ્ટપુષ્ટ ગાયો ડેન્માર્કમાં ઊછરે છે. ગાયો માટે નમૂનેદાર સ્વચ્છ કોઢો હોય છે. તેમને ખૂબ સાફ રાખવામાં આવે છે. ગાયને નિયત પ્રમાણમાં તોળીને ખોરાક આપે છે. ગાયોને નિયમિત ફરવા મોકલવામાં આવે છે. માંદગીમાં તેમની શાસ્ત્રીય ચિકિત્સા થાય છે. દૂધ ઓછું આપે કે દૂધમાંથી માખણ ઓછું ઊતરે તો તરત કારણની તપાસ કરી યોગ્ય ઉપાય લે છે. સરસમાં સરસ જાનવરો જ ખેડૂતો પાળે છે. ઢોરોનાં મોટાં પ્રદર્શનો અવાર-નવાર ભરાય છે અને તેમાં ઇનામો અપાય છે. આપણે ત્યાંની ચાર ગાયો જેટલાં દૂધ-માખણ ત્યાંની એક ગાય આપે છે. બેકારોને રાજ્ય નિભાવે છે. બાળકો અને વિધવાઓને કામ મળે તે માટે સારી ગોઠવણો છે.

### સહકારી સંસ્થાઓ

ડેન્માર્કના લોકોમાં પરસ્પર ભારે વિશ્વાસ છે. દેશનો સર્વ વેપાર સહકારી ધોરણે થાય છે. હજારો સહકારી મંડળો દેશમાં સ્થપાયેલ છે. ગામડે ગામડે જાતજાતનાં સહકારી મંડળો અને સહકારી બેંકો છે. જાનવરોનાં દૂધ, માખણ, માંસ વગેરે વેચનારાં મંડળો, ઘરો બાંધનારાં મંડળો, ફરનીચર પૂરું પાડનારાં, વિદ્યાવૃદ્ધિ અને શિક્ષણનાં, સાંઢો પૂરા પાડનાર, વહાણો અને ખેતીનાં સાધનો પૂરાં પાડનાર એમ વિધવિધ પ્રકારનાં મંડળો છે. પરસ્પર આર્થિક રીતે જોડાયેલાં છે. મંડળોનું સર્વ કામ તેના સભ્યો જ ચલાવે છે. ગામડાંનાં મંડળો પ્રાંતનાં મંડળો અને આખા દેશનું મંડળ એમ સહકારી યોજનાથી પરસ્પર સૌ સંકળાયેલાં છે. આખા દેશનું મુખ્ય સહકારી મંડળ દેશ-પરદેશો સાથે વેપાર ચલાવે છે. દેશ આખાની આયાત અને નિકાસનો વેપાર આ મંડળોની ગૂંથણી દ્વારા ચાલે છે. જગતના કોઈ દેશ કરતાં સહકારી તત્ત્વ આ દેશમાં વધુ છે.

### ખેતી

સહકારી મંડળના ઉત્તેજનથી હવે સમૂહ-ખેતી ત્યાં થાય છે. ખેડૂત જ્યાં સુધી મહેસૂલ આપે ત્યાં સુધી એને કાઢી શકાતો નથી. ડેન્માર્કમાં ૩૨॥ લાખ એકરમાં અનાજ વવાય છે. ખેતી છેલ્લામાં છેલ્લી ઢબની અને શ્રેષ્ઠ સાધનોથી શાસ્ત્રીય રીતે થતી હોવાથી એકર દીઠ પાકનો સારો લાભ મળે છે. લગભગ ત્રણ લાખ ટન ઘઉં, અઢી લાખ ટન રાઈ, એક લાખ ટન જવ અને ચૌદ લાખ ટન બટેટાંની તથા અઢી લાખ ટન બીટરૂટની ખાંડ પેદા થાય છે. એ સિવાય કેટલીક જમીન ગોચરો માટે અલગ રાખેલી છે. એકંદરે ડેન્માર્કમાં પશુપાલન, ખેતી અને કારખાનાંમાં સમાન હિસ્સે પ્રજા રોકાયેલી છે. પ્રજા સુખી ગણાય.

### વેપાર-ઉદ્યોગ

ડેન્માર્કનો વેપાર મુખ્યત્વે માખણ, દૂધ અને ડુક્કરનું માંસ છે. ડુક્કરોને તેઓ મોટા પ્રમાણમાં ઉછેરે છે. સને ૧૯૩૧ની મંદી વખતે દસ લાખ ડુક્કરનાં બચ્ચાંઓને દરિયામાં ડુબાડી દઈને તેમને નાશ કરવામાં આવ્યો હતો. ડેન્માર્કમાં પાંચ લાખ ઘોડા, ૩૧ લાખ ગાયો વગેરે છે. માછલીઓનો ધંધો પણ સારો છે. લગભગ ૧૬ હજાર બોટો માછલી પકડવાનો ધંધો કરે છે. લોકો બુદ્ધિશાળી હોવાથી યંત્રો પણ બનાવે છે. ત્યાં ઉદ્યોગોનાં ૯૦ હજાર નાનાં મોટાં કારખાનાં છે, તેમાં ચાર લાખ માણસો કામ કરે છે. ૨૬ હજાર કારખાનાંઓમાં યંત્રો વાપરવામાં આવ્યાં છે. વેપાર ઘણોખરો જર્મની અને ઇંગ્લેંડ સાથે છે. સને ૧૯૩૬માં ૯૫ કરોડ રૂપિયાની કિંમતનો માલ પરદેશ ખાતે નિકાસ થયો

હતો આમદાની માન પણ એટલા જ મોટા પ્રમાણમા આયાત થાય છે એ દેશમા કોનસો અને તેન જમીનમાંથી મળતા નથી—એ આયાત કરવા પડે છે

## વહાણવટુ, રેલવે રસ્તાઓ

ડેન્માર્ક પાસે લગભગ ૨૧૦૦ વહાણો હતા હવે તો એ બધા જર્મનીના કબજામાં આવી ગયા છે એના વહાણવટામા સાત લાખ ટનની સ્ટીમરો અને બાકીના વહાણો હતા ૩૫ લાખની વસ્તીવાળા આ દેશ પાસે ૪૦ કરોડની હિંદી પ્રજા કરતા વધુ મોટુ વહાણવટુ છે ડેન્માર્કમા ૪૮૦૦ માઈલની રેલવે છે અર્ધી રેલવે સરકારી માલિકીની છે

## આર્થિક વ્યવસ્થા

ડેન્માર્કની પેદાશ લગભગ ૩૮ કરોડ ક્રોનરની* છે મોટે ભાગે પેદાશ સીધા કરોથી વસૂલ કરાય છે ડેન્માર્કની સરકાર પોતાની પેદાશનો પોણો ભાગ લોકહિતને માટે વાપરતી હતી બેકારોને મદદ, વૃદ્ધો અને અપગોને સહાય મફત શિક્ષણ બાળકોનુ પાલન એવા મોટાં ખર્ચો રાજ્ય ઉઠાવે છે દેશ મૂડીવાદી છે છતા મિલકતની વ્યવસ્થા મોટે ભાગે સમાન ધોરણે છે બેકારી ઘણી ઓછી છે

## સૈન્ય

આ દેશની પ્રજા પ્રત્યે સર્વે દેશોની એટલી બધી સહાનુભૂતિ હતી કે તેણે લશ્કર રાખવુ બિલકુલ બધ કર્યું હતું માત્ર પોલીસથી જ કામ નિભાવવામા આવતુ પરતુ યુરોપનો ગભીર મામલો જોઈ એમણે સૈન્ય રાખવુ પડ્યુ છે પ્રજાને ફરજિયાત લશ્કરી તાલીમ મળી છે એટલે દરેક યુવકને સૈન્યમા ફરજિયાત ભરતી કરી શકાય છે એનું સૈન્ય ૧૪ હજારનુ ચાલુ રાખવામા આવ્યુ હતુ પરતુ યુદ્ધ વખતે એક લાખ યુવકો એકત્ર થઈ શકે તેવી વ્યવસ્થા હતી ડેન્માર્કે ૧૫૦ વિમાનો પણ એકઠા કરી રાખ્યા હતા દસથી બાર સગમર્ગિનો અને થોડી વિનાશિકાઓ હતી

## શિક્ષણની વ્યવસ્થા

લશ્કરી શિક્ષણ દરેકને ફરજિયાત છે તેમ જ શાળાશિક્ષણ પણ ૧૯૧૪થી દરેકને માટે ફરજિયાત છે શિક્ષણ મફત અપાય છે બાળકો આનદથી ભણે છે ૮૭ ટકા પ્રજા ભણેલી છે આવા નાના દેશમા પાચ હજાર પ્રાથમિક શાળાઓ છે વિદ્યાર્થી-વિદ્યાર્થિનિઓની સખ્યા લગભગ છ લાખની છે હાઈસ્કૂલો અને કૉલેજોની વ્યવસ્થા પણ વિસ્તૃત પ્રમાણમા છે ખેતી અને પશુપાલનની શિક્ષણસસ્થાઓની ગોઠવણ પણ મોટા પાયા પર છે પ્રજામા વાચનરસ ઘણો છે જ્ઞાન મેળવવા માટે આખી પ્રજા ખૂબ ઉત્સાહી છે

Folk High Schools—જનશિક્ષણ વિદ્યાલયો' એ આ દેશની એક ભારે સુદર અને વિલક્ષણ લોકકેળવણીની શિક્ષણસસ્થાઓ છે લગભગ એક સો વરસથી આ પ્રવૃત્તિ ત્યા ચાલે છે લોકસેવકો ગામડાઓમા બહુ જ સાદાઈ અને થોડા ખર્ચથી આ સસ્થાઓ ચલાવે છે જુવાનો પાસે જુદા જુદા વિષયો પર શિક્ષકો ત્યાગવૃત્તિથી ભાષણો આપે છે દરેક પ્રજાજન અક્ષરજ્ઞાન ધરાવતો હોઈ ભાષણો સમજવામા તેમને મુશ્કેલી નથી પડતી ભૂગોળ ઇતિહાસ રસાયણ વિદ્યુત અર્થશાસ્ત્ર—એવા એવા ગભીર અને અભ્યાસજન્ય વિષયો લેવાય છે શિક્ષકો અને વિદ્યાર્થીઓ સાથે જ રહે છે પરસ્પર સુદર સહકાર હોય છે પ્રજાએ જ આ સસ્થાઓ ઊભી કરીને આખા ડેન્માર્કમા પાથરી દીધી છે રાજ્ય એને ખૂબ મદદ કરે છે

## જર્મનીને જિતાયેલ દેશોના લાભ

ડેન્માર્કની સામેના કિનારા પરના નોર્વે અને સ્વીડન પાસેના સાકડા સાગરમાનો જર્મન વેપાર બ્રિટન અટકાવી શક્યુ નહોતુ જર્મનીને સૈન્યને માટે લોખડ અને બીજી વસ્તુઓની જરૂર હતી એટલે ડેન્માર્કને લીધા પછી તેણે નોર્વેના બદરો લીધા ડેન્માર્કના કિનારા આગળથી તે હવાઈ હલ્લાઓ કરી શકશે નોર્વેમા વધુ સૈન્ય ઉતારવા માટે જર્મનીએ વિમાનોનો ઉપયોગ કરવા માડ્યો છે નાના સમુદ્રમા

---

* ૧૮ ક્રોનર=લગભગ એક પોંડ
૧ ક્રોનર=લગભગ ૦।।। રૂપિયો

જર્મનીએ સુરંગો અને વિમાનોની એવી ગોઠવણ કરી છે કે અંગ્રેજી કાફલો અંદર જઈને જર્મનીના વ્યવહારને અટકાવી શકયો નથી. નોર્વે જર્મનીના હાથમાં આવશે તો અંગ્રેજોનાં વેપાર, વહાણવટા અને બંદરો ઉપર આક્રમણ સફળ બનશે.

જો બાલ્ટિક રાજ્યોમાં સંપ હોત તો જર્મની આટલી હદે જવાની હિંમત ન કરત. ફિન્લેન્ડની આફત વખતે બાલ્ટિક રાજ્યો સ્વીડન, નોર્વે, ડેન્માર્કના રાજ્યકર્તાઓએ એકત્ર થઈને પરસ્પર લશ્કરી મદદ આપવાનો વિચાર કર્યો હતો, પણ જર્મની અને રશિયાની લાલ આંખથી ડરી જઈને તેઓ સંકટ સમયે એક બીજાને મદદ કરી શકયાં નહિ. ફિન્લેન્ડ ખોખરું થયું, ડેન્માર્ક થયું અને નોર્વે ઘેરાયું છે. આવતી કાલે સ્વીડન ઝડપાશે. જર્મનીની વ્યવસ્થાશક્તિ ઊંચા પ્રકારની હોઈ કબજે કરેલ દેશમાંથી પોતાને જોઈતા પદાર્થો તુરત જ ઊંચા પ્રકારનાં યંત્રો લગાડી ખેંચી શકે છે. અને જો જિતાયેલ પ્રજા એમના શાસનથી અસહકાર આદરે તો તેમને માટે જીવવું મુશ્કેલ થઈ પડે.

જિતાયેલ દેશની આર્થિક વ્યવસ્થા જર્મની પોતાનાં સાધનો ને નીતિને અનુકૂળ બનાવી દે છે. ઝેકોસ્લોવેકિયામાંથી મોટા જથ્થામાં સોનું અને ઉદ્યોગોનાં કારખાનાં મળ્યાં છે. જગતનું હથિયારો બનાવવાનું શ્રેષ્ઠ કારખાનું સ્કોડા વર્કસ મળ્યું છે. તે સિવાય એની રેલવેઓ, ખાણો, સ્ટીમરો પણ મોટા જથ્થામાં મળે છે. પોલેંડ પાસેથી કોલસાની મોટી ખાણો મળી છે. યુદ્ધની સામગ્રી પણ પુષ્કળ મળી છે. પાડોશી નાનાં રાજ્યોને ડરાવીને એમનો વેપાર પોતાના અંકુશ નીચે લાવે છે. ડેન્માર્કમાંથી ખાદ્યસામગ્રી મોટા પ્રમાણમાં મેળવશે. નોર્વે અને સ્વીડનમાંથી લોઢાની પુષ્કળ ખાણો મેળવશે. જર્મનીનો પ્રદેશ વધે છે, તેની જવાબદારીઓ તે સાથે જ વધે છે, બળ વધે છે અને કાર્યક્ષેત્ર વિસ્તાર પામે છે. અને ઇંગ્લેંડ અને ફ્રાન્સને જીત મેળવવાના પ્રયત્નો વધુ જોરથી કરવાના.

### ઇંગ્લેંડનો ભય

અંગ્રેજોને જર્મનીના આ પગલાથી મોટો ભય એ લાગ્યો છે કે નોર્વેની સરહદ બ્રિટનના એક ભાગ સ્કોટલેંડની પાસે છે. વિમાની આક્રમણનો તે ભોગ થઈ પડે તેમ છે. વળી જર્મનીએ ડેન્માર્ક અને નોર્વેનાં હજારો વહાણોનો કબજો લીધો છે. અંગ્રેજોનો ઉત્તર સમુદ્રમાં મોટો વેપાર છે તેને પણ આથી મોટો ધક્કો લાગે, એટલે ઇંગ્લેંડે ત્યાં પોતાનું મોટું નૌકાબળ અજમાવવા માંડયું છે. બંનેની મનવારોને મોટું નુકસાન પહોંચ્યું છે. હજારો વિમાનો ત્યાં યુદ્ધમાં ઊતર્યાં છે. સંભવ છે કે આ યુદ્ધ લંબાય. ઇંગ્લેંડના મિત્રોએ જમીનમાર્ગે નોર્વેમાં મદદ મોકલી છે. જર્મનીને દરિયાઈ લડાઇમાં મોટું નુકસાન ગયું છે, પણ તેને નોર્વે–ડેન્માર્કનાં સાધનો મળી ગયાં છે.

ઇંગ્લેંડ, જર્મનીએ નોર્વે ઉપર આક્રમણ કરવામાં ભૂલ કરી છે એમ કહે છે, તેઓ જર્મનીને એ સાગરમાંથી છેક જ ઉખેડી નાખવા કટિબદ્ધ થયાં છે. નોર્વેમાં એણે પોતાનું સૈન્ય મોકલ્યું છે. નોર્વેનો પાર્વતીય પ્રદેશ રક્ષણની વ્યૂહરચના માટે યોગ્ય છે.

પણ જર્મનીએ પણ ચારે તરફ દરિયામાં સુરંગો પાથરી મજબૂત કિલ્લેબંદી કરી છે. અંગ્રેજી વિમાનોનાં આક્રમણ છતાં રેલવેનો કબજો જર્મની પાસે હોવાથી તેઓ માલની લઈ આવ–જા કરી શકે છે. ઇંગ્લેંડ લાખોનું સૈન્ય નોર્વેની ભૂમિ ઉપર ઉતારવા માગે છે પણ જર્મન સબમરિનો, સુરંગો અને હવાઈ આક્રમણો નીચે તેઓ કેવી રીતે એ કરી શકશે તે કલ્પનાતીત છે. અંગ્રેજી મનવારોના કાફલાએ પણ બહુ સંભાળપૂર્વક કામ કરવાનું છે. સ્કેન્ડિનેવિયાના નાનકડા સાગરમાં તેને હરવાફરવાનો અવકાશ નથી. હજી સુધી નોર્વેના લોકોએ જર્મનીના આક્રમણને રોકી રાખ્યું છે, પણ એમને તરત મદદ મળવી જોઈએ. બીજી તરફ જર્મની પણ પોતાનું લશ્કર છૂટથી ઉતારી શકતું નથી. આ ચિહ્નો એવાં છે કે નોર્વેનો ઘેરો લંબાય. ઇંગ્લેંડ પોતાની શકય તેટલી પેરવીઓ નોર્વેમાં મદદ મોકલવાની કરે છે.

### હવેનું યુદ્ધ

અંગ્રેજોની સ્થિતિ વધુ વિષમ બનવાથી હવે તે

ચમકીને એકદમ જાગ્યા છે પશ્ચિમનો મોખરો તો શાંત છે એટલે બધું જોર ઉત્તર સમુદ્ર અને નોર્વેમા જામશે ઇંગ્લેંડે લડાઈ શરૂ થતી વખતનુ વિમાનોમાનુ પઠાતપણુ ઘટાડી નાખ્યુ છે પ્રધાનમંડળમા પણ ફેરફાર કર્યો છે યુદ્ધના સબળ હિમાયતી મિ ચર્ચીલને મોટી સત્તાઓ અપાઈ છે જર્મનીને હફાવવા માટે જમીન ઉપર મોટુ યુદ્ધ કરવાની મોટે પાયે ગોઠવણો કરી છે અંગ્રેજી પ્રજા પશ્ચિમના મોખરા પર કાંઈ પ્રગતિ થતી નથી તેથી કંટાળી ગઈ છે તેઓ સંપૂર્ણ બળસહિત આક્રમણ માગી રહ્યા છે ફ્રેંચોની ધીરજવાળી નીતિ એમને મંજૂર નથી

હવેનુ યુદ્ધ કઈ દિશાએ ચાલશે તે કહી શકાય નહિ બેલ્જિયમ અને હોલેંડ બે પાડાઓની વચ્ચે છે એમની સ્વતંત્રતા પહેલી ખંડાશે કે સ્વીડનની કે રુમાનિયાની કે તુર્કીમા કંઈ બનશે તે બધુ અનિશ્ચિત કહેવાય ઇંગ્લેંડ હિંદી રાષ્ટ્રીય મહાસભાની નામરજીની ઉપરવટ હિંદી નાણા અને માણસોનો ઉપયોગ યુરોપની લડાઈ માટે કરે છે તેથી હિંદમા ઇંગ્લેંડને અકળાવનારા બનાવો પણ બને



# સામી બારી

## શ્રી નવીનચન્દ્ર પંડ્યા

પહેલે જ દિવસે મને થયુ, 'અરર ! હુ અહી ક્યાથી આવી ચઢ્યો? દિવસો કેમ જશે ? હવે શુ થાય ?' આવો વિચાર સ્વાભાવિક જ થાય એવુ તે સ્થળ હતુ મારામા એક મહાન ખોડ છે, હું એને સારી રીતે સમજી શકુ છુ, પણ એ જ ખોડને અનુસરીને એનો સામનો કરી શકતો નથી, કે નથી તેમ કરવાનો પ્રયત્ન સુદ્ધા ય કરતો જો કે એવા પ્રકારના વિચારો તો ઘણા અને ઘણી વખત આવે છે, પણ કેવળ સૂમસામ બેઠો જ રહું છુ એ ખોડ છે આ જે પરિસ્થિતિમા હુ મુકાયો હોઉં છુ તે પરિસ્થિતિને ઝટ વશ થઈ જાઉ છુ–તન તો ખરુ પણ મન સાથે સુદ્ધા પછી ભલે ને એ પરિસ્થિતિ ગમે એવી હોય–મને ગમતી હોય કે અણગમતી એનો તો સવાલ જ ઊભો થતો નથી ઝટપટ મારુ મન ફરી જાય છે અને એ સ્થિતિને અનુકૂળ થઈ જાય છે મનમા ને મનમા હુ એના સામુ ઘણો વિરોધ ઉઠાવુ છુ, બંડ પોકારુ છું', પણ બહાર એને લગતો એક હરફ સુદ્ધા કાઢતો નથી. મને ઘણી વખત શરમ આવે છે, જ્યારે જ્યારે હુ પેલી સ્થિતિને અનુકૂળ કાર્યો કરતો જાઉ છુ ત્યારે ત્યારે મને થાય છે કે, 'હું ક્યા ખોવાઈ ગયો છું ? શા માટે હુ મારી જાતને ય શોધ્યો જડતો નથી ?' પણ એ બધુ વિવરણ અસ્થાને છે, સત્ય હકીકત માત્ર આ જ છે

એટલે જે દિવસે પેલી 'શૂન્ય' જગ્યાએ હુ જઈ પડ્યો ત્યારે મને પહેલા તો એક અરેરાટી છૂટી ગઈ પણ હુ તે હું જ હતો તરત એને અનુકૂળ થવાના પ્રયત્નો કરવા માડ્યા જો કે પ્રયત્ન કરવા જેવુ કાંઈ જ હતું નહિ, અહી કશુ જ 'પ્રયત્ન' શબ્દને શોભાવે એવુ નહોતુ ખાવુ—ખવાય તેટલી વખત—પીવુ અને ઊંઘવુ ચોથું કશુ જ નહિ વિચાર સરખો ય કરવાનો નહિ, કશુ વાચવાનું નહિ —અલબત્ત, ગીતા કે પુરાણ એવુ તો ઘરમા પડ્યુ હોય પણ તે વાચવાનું દિલ આપણા ગોઝારા જીવને થાય નહિ તો ય એક વખત તો એના પર પણ નજર ફેરવી ગયો હતો શરૂ શરૂના દિવસોમા કશુ વિચારવાનુ નહિ સ્ત્રી તો અહી અસ્પૃશ્ય ગણાતી વાતાવરણ એવુ હતુ કે એનો તો માનસિક પણ વિચાર થતો નહિ, તો શાબ્દિક રીતે તો એને લગતુ કશુ ય વ્યક્ત જ કેમ કરાય ? તો ય દિવસ કંઈક રસપૂર્ણ જાય તે અર્થે હું સ્ત્રીના વિચારો કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો

આ પ્રયત્નમાં સફળતાની આશા આપે એવી ઘરની એક બારી હતી. બારીની પેઢલી ઉપર હું બેઠો. અચાનક મારે કાને 'રૂમઝૂમ, રૂમઝૂમ 'નો રણકાર આવ્યો. મારી નજર એકદમ રસ્તા પર નીચે ગઈ. માથા પર પાણીભર્યું બેડું, અને સાડી પાણીથી લથબથતી, પગનાં ઝાંઝર રૂમઝૂમ બોલતાં આવે. હું જોઈ રહ્યો.

બીજે દિવસ, ત્રીજે દિવસ.

મારી બારીની સામેના જ મકાનની બારીવાળા ઓરડામાં પણ એ રૂમઝૂમ અવાજ સંભળાતો. એમ કોઈના ઘરમાં તો સીધી નજર કેમ કરાય? એટલે હું ઓરડામાંથી જેવો રૂમઝૂમ અવાજ આવતો કે કાગળ ફેંકવાને બહાને કે થૂંકવાને બહાને ઝટ બારીએ દોડી જતો. કૉલેજમાં સ્વચ્છતા કે એવા નાગરિકના ધર્મો ક્યાં શિખવાય છે કે જાહેર રસ્તા પર હું ગંદકી કરવા ન દોડું?

પણ એક દિવસ ચોરી પકડાઈ ગઈ—મારી નહિ, એની. હું જ કાંઈ એકલો એવો નહોતો કે એના રૂમઝૂમના નિશાને એને જોવા બારીએ દોડતો, પણ એને ય જિજ્ઞાસા હતી કે આ સામેની બારીમાં કોણ રહે છે?

અને પછી એક દિવસ મારા ઘરમાં જ અમારા બંનેનો મેળાપ થઈ ગયો. એની સાથે એનો પતિ હતો. 'કોણ આવ્યું?' કરતાં મારાં બા મહેમાનને આવકાર આપવા બારણા આગળ આવ્યાં અને એકદમ બોલી ઊઠયાં, "ઓહ, રજની કે! આવ, આવ. બહુ દિવસે દેખાયો! છો તો સાજો નરવો ને? ક્યાં છો હમણાં? કંઈ ખબર જ નહિ તારાં તો, ભાઈ, બહુ મોંઘો."

બાના શબ્દો સાંભળી હું પણ બહાર દોડી આવ્યો. રજની! મારો બાલમિત્ર. મુંબઈમાં હતો. બહુ વરસે અમે મળ્યા. એનામાં બહુ ફેર પડી ગયો હતો. અને એની સાથે આ બીજું કોણ? રૂમઝૂમ રણકાર કરતી—

હા, એ જ એ. એ મંદાકિની જ. રજનીની એ પત્ની હતી.

રજની મારો મિત્ર જ હતો, પણ બા તો કહેતાં, એનો પહેલો દીકરો રજની હતો. બા એના પહેલા દીકરાને લાડ લડાવવા બીજા ઓરડામાં લઈ ગયા, હું અને મંદાકિની એકલાં પડયાં. અમે એકદમ દોસ્ત બની ગયાં.

"મેં એમને પૂછ્યું," મંદાકિની બોલી, "આ સામેની બારીમાં કોણ રહે છે?" એમણે પૂછ્યું, "કેમ? હશે કોઈ પણ." એમનો સ્વભાવ બેપરવા. એક જ ઓસરીએ રહેતા પાડોશીનું પણ નામ ન જાણે, તમારા મિત્ર એટલે તમે તો જાણતા જ હો, પણ બીજે દિવસે ક્યાંકથી જાણી લાવ્યા હશે એટલે મને કહે, "અરે, એ તો પેલો ગાંડો છોકરો હેમંત ત્યાં રહે છે. ચાલ, જલદી એમને ત્યાં જઈ આવીએ, નહિતર એનાં બા જાણશે કે આપણે અહીં છીએ અને મળવા નથી ગયાં તો ધોકો લઈને મારવા ઊઠશે! એટલે આજે નીકળી આવ્યાં."

"એક ગાંડાને જોવા, એમ ને? પણ તમારે સાબિત કરવું જોઈશે કે હું ગાંડો કઈ રીતે?" હું બોલ્યો.

"વાહ! એમાં સાબિત શું કરવાનું છે? જે માણસ ક્ષણે ને પળે ટાંટિયા કરે ઊંચે અને ઊંધે માથે બે હાથ પર દોડવા લાગે, હાલતાં ને ચાલતાં બારસાખ ઝાલી ઊંચો થાય ને શરીરને હીંચકવા લાગે. એક ચડ્ડી અને બાંય વગરનું ટૂંકડું પહેરણ પહેરી આખો દિવસ ઘરમાં આંટા મારે અને સૌથી વિશેષ તો...."

"ના, એ તો મને દયા ઊપજતી," મેં એનું વાક્ય અર્ધેથી અટકાવીને બોલવા માંડયું. "મને થતું કે આ રૂમઝૂમ કરતી છોકરી વળી કોણ છે? રોજ અહીંથી નીકળે છે, બિચારી ભૂલી પડી લાગે છે, પણ બોલી શકતી નથી એટલે ઝાંઝરના અવાજથી શેરીનાં માણસોનું ધ્યાન ખેંચે છે."

"રાખો, રાખો. કોઈ બીજી વિષે એવું નહિ ધારતા અને એમ સામું ન જોતા, નહિ તો ભારે પડશે."

"અને તમે તો મારી સામું નહિ જોયું હોય ખરું! તે વિના જાણી ગયાં કે હું ઊંધે માથે ચાલું

છુ બારસાખે લટકુ છુ બાહ્ય વિનાનુ ટૂંકડુ પહેરણુ પહેરુ છુ ઇત્યાદી જોજો ક્યા ય બીજે આ વાત ન કરતા નહિ તો આપણા સમાજને ઓળખો છો ને? સ્ત્રીઓ ઉપર ચોકી બહુ કડક હોય છે

ભાળ્યો તમારો સમાજ માગ તો ખાસડે ભેડે ખાસડે

અરે વાહ ! પુરુષની પેઠે ખાસડુ પહેરો છો ખગ? સારુ થયુ કે તમને મારા રજનીભાઈ મળ્યા નહિ તો ?

પણ મારા રજનીભાઈ ની પત્ની મારી મદાકિની ભાભી બનવાને બદલે નારી મદુ બેન' બની ગઈ

એમને ઘેર જઈને બારણામાંથી હું બૂમ મારતા આવ્યો છુ હા કે મદુબેન !

એ ને ચાલ્યા આવો સીધા રસોડામા મન સાજની તમારી ગહ જોતી ગતની ખીચડી રાખી મેલી છે ભિખારણે કેટલી માગી તો ય ન આપી મદુબેન બોલતા અને એમ હસી હસીને બેવડ થઈ જતા

મદુ ! રજની કહેતો લે આ તારો ભાઈ ભાઈ ભાઈ તુ કહે છે એને તો કઈ તારી પડી નથી આબુ સુધી ફરી આવ્યો પૂછ તો ખરી, તારે માટે રમડી કેટલી લાવ્યો ?

જેવો રજની તેવો જ હું સાવ બાઘો ખબર જ ન પડે કે બહારગામ ગયા હોઈએ તેમા યે ખાસ સ્થળે ગયા હોઈએ ત્યારે ત્યાની વખણાતી ચીજ સાથે લાવવી પડે હુ ઠોભીના પડી જઉ પણ મદામ્નિી મને બચાવી લે એ રજનીને કહે 'તમે આબુ ફરી ગયા છો કે નહિ? કોઈ તો આબુ ગયા હશે ને? પૂછો તો ખરા એમાથી કેટના જણ રમડી ઘેર લાવ્યા છે? તમે તો કહેશો દેવનવાડાના દેરા બહુ વખણાય એ ય ખિસ્સામા નાખીને સાથે લેતા આવવુ ખરુ ! કૉલેજમા ગયા ખગ ને એટલે બુદ્ધિનો વિકાસ તો એટલો થયો કે બિચારુ મગજ એને પોતાનામા સમાવી શકે એમ ન રહ્યુ એટલે એને ત્યાથી વિદાય લેવી પડી

કમાલ ! કમાલ ! હુ તાળીઓ પાડી ઊઠતે અને રજનીનો ઠાભોના પડવાનો વારો આવતો

રજનીને અહીની એક શાળામા શિક્ષકની જગ્યા મળી હતી શાળા તરફથી એને વેકેશનમા ખાસ વર્ગો લેવાના મળ્યા હતા અગિયાર વાગે એ ઘેરથી નીકળી જાય વર્ગો લે નવા પત્રકો બનાવે શાળાના નવ વર્ષની યોજનાઓ વિચારવા માટે બીજા શિક્ષકો સાથે બેસવુ પડે સાજે છુટ્ટો થાય હુ હતો નફકરો ઉનાળાનુ લાબુ વેકેશન કઈ જ કામ નહિ અને એવી જ મદાકિની બે જણની રસોઈ કરવી કપડા અને વાસણ ધોવા એમા એને કેટલી વાર લાગે? સાજે ચૂલો ફરીને પાચ વાગ્યા પછી સળગાવવાનો હોય બને નફકરાઓએ દોસ્તી જમાવી

મદાકિની ક્યારેક અમારે ત્યા આવતી પણ મોટે ભાગે તો હુ જ એને ત્યા પહેલો જઈ પહોચ્યો હોઉ ઠઠ્ઠા મશ્કરી અને ગમ્મતમા સાજ વહેલી પડી જતી રજનીને આવવાને વખત થાય એટલે એ ચૂનો ચેતાવતી એટલે હુ ઊઠવાનુ કરતો એ જોઈ એ હસીને કહેતી નકામો ડોળ શા સારુ કરો છો? ભઈને ખબર છે કે સગડી તૈયાર થઈ છે એટલે કઈક ઝટ થાય એવુ બનાવીને ખવડાવ્યા વિના તો હુ જવા દઉ નહિ ભાઈને ય ખાવાની ગરજ તો પૂરી હોય પણ કહ્યા વિના બેસ તો ભૂખડી બારશ કહેવાય એટલે ઊઠવાનો ડોળ કરે છે હવે થવા દો મને ખાતરી કે તમે ભૂખડી બારશ છો અને અહીથી પેટમા કઈ નાખ્યા વિના જઈ શકો છો

દેખીતુ જ છે કે મારે આ વાક્યો પછી બેસી જ જવુ પડતું અને એ મેણુ મારતી હુ જાણુતી જ હોઉ જનમથીજ ભૂખડુ '

હસવા સિવાય બીજો એક પણ ઉચ્ચાર મારા મોમાથી નીકળી શકતો નહિ

અને રજની આવે ત્યા તો સરસ ત્રણ ડીશ તૈયાર થઈ ગઈ રજની કહે મને મારુ માથુ ફરવવા બહાર ધકેલે છે અને ભાઈબેન પાછળથી

ટેસડા ઉડાવે છે. આ તો 'ઘરનાં છોકરાંને' નહિ પણ પંડને જ ઘંટી ચાટવાની રહે છે."

મંદુ! મંદુ! શા માટે આવી તું મારા જીવનમાં? કોણ હતી તું? કેવા સંજોગોમાં મેં તને જોઈ હતી? તું એ જ રહી હોત, એ જ રૂમઝૂમ રૂમઝૂમ કરતી માથે બેડું લઈ ચાલતી અને એ જ સ્ત્રી રહી હોત, કે જેની સામે હું છાની નજરે આંખો માંડી રહેતો, તો આજે મારી આ દશા ન હોત. શા માટે તું મારા રજનીભાઈની પત્ની બનીને આવી? શા માટે તું મારી મંદુબેન બનીને આવી? મંદુબેન બનીને આવીને—આવી તો આવી પણ પાછી આ રીતે ચાલી જઈને તેં મારા જીવનને ધૂળધાણી કરી નાખ્યું.

લોકો મને પરણવાનું કહે છે, બા મને પરણવાનું કહે છે–પણ હું કેવી રીતે પરણું? મંદુ, તું બેન જ છો, હૃદયથી બેન જ છો, પણ આવી બેન? ભાઈને પરણવા ન દે એવી બેન? મંદુ, શા માટે તું બેન બનીને આ જાન – અરે, બેનવાળાઓ પણ ક્યાં નથી પરણતા? ખબર નથી પડતી કે તું કયા પ્રકારની બેન છે? નથી પરણી શકતા કોણ? જેના હૃદયમાં કોઈ અપ્રાપ્ત પ્રિયાએ સ્થાન લઈ લીધું હોય. ભલે તું એ અપ્રાપ્ત પ્રિયા જેવી હો, પણ બેન જ છો.

વાત હવે ટૂંકી છે. જીવનને જેણે ટૂંકાવી નાખ્યું તે એક મામૂલી વાણીને ટૂંકાવી નાખે તેમાં નવાઈ શી?

મંદાકિની માંદી પડી. માંદગીમાં તવાઈને મંદાકિની ચાલી ગઈ. રજનીએ માથાં પછાડ્યાં, સૌએ એ જોયું. મેં ય માથું પછાડ્યું–પણ મારા ઘરને છાને ખૂણે.

રજની અહીંથી ચાલ્યો ગયો.

હું એકલો પડ્યો. પણ તદ્દન એકલો થઈ ગયો. બાએ કહ્યું, "હેમંત, બેટા, તારા જીવને અસુખ થાય છે, મારી પાસે મન મોકળું કરી શકતો નથી, તો શા માટે ના પાડે છે? કન્યા રૂપાળી છે, સુશીલ છે, ભણેલી છે, શું વાંધો છે?" અને મારી નજર સામી બારી તરફ જતી. હું કહેતો, "એ વાત ન કર, બા! નહિ બને મારાથી." અને હું ઊઠીને બહાર ચ ાલ્યો જતો.

●

# સંસ્કૃત નાટકોમાં વિદૂષકનું સ્થાન

"ચન્દ્રિક"

સંસ્કૃત નાટકોના વિદૂષકના પાત્રનાં કેટલાંક તત્ત્વો બીજી ભાષામાં રચાયેલાં નાટકોમાં પણ જણાય છે. આંગ્લ નાટકનાં મૂર્ખ પાત્રોની સાથે વિદૂષકનું સરખાપણું નથી. સંસ્કૃત નાટકોનું વિદૂષકનું પાત્ર વિશિષ્ઠ વ્યક્તિત્વ ધરાવે છે. રાજ્યને માટે રાજકવિ, રાજવૈદ્ય, રાજજ્યોતિષી, રાજગવૈયો એ સર્વની પેઠે વિદૂષકની આવશ્યકતા અનિવાર્ય છે એમ સંસ્કૃત નાટ્યકારો સ્વીકારતા.

આંગ્લ નાટકોના રંગલાની પેઠે વિદૂષકનું કાર્ય પણ મુખ્ય પાત્રને રાજી રાખવાનું હોય છે. પણ વિદૂષકનું પાત્ર વધુ ખાનદાન અને વધુ કેળવણી પામેલ હોય છે. સામાન્ય માન્યતા એ પ્રકારની છે કે વિદૂષક એટલે બેવકૂફ અને મંદ બુદ્ધિવાળું પાત્ર. એ ખરું છે કે વિદૂષક મૂર્ખાઈભર્યા પાઠ ભજવવાનો ઢોંગ કરે છે, પણ તે સાથે તે ગૂંચવણભર્યા સવાલો પૂછી શકે છે, જુદા જુદા પાઠ સફળતાપૂર્વક ભજવી શકે છે અને પોતાના માલિકને મદદ કરવા અવનવી યુક્તિઓ શોધી શકે છે.

રાજાની માનીતી વ્યક્તિ તરીકે તે કોઈ પણ પ્રકારના સંકોચ વગર રાજમહેલમાં કોઈ પણ સ્થળે, રાણીવાસમાં પણ જઈ શકે છે અને પોતાની એ નમૂનેદાર રીતોથી રાણીઓને તેમ તેમની સાથે નિવાસ કરનાર સર્વને આનંદ પમાડે છે શેક્સપિયરના નાટકોમાં મૂર્ખ પાત્ર (Clown)ને તેના માલિક સાથે કોઈ પણ પ્રકારનો વર્તાવ કરવાની છૂટ હોય છે અને તે છૂટ નિભાવી લેવાના કારણે આવા નાટકોમાં ઘણી ગૂંચવણભરી પરિસ્થિતિ ઉત્પન્ન થતી જણાય છે પણ સંસ્કૃત નાટકોમાં તેમ બનતું નથી સાર્વજનિક તેમ મહત્ત્વભરી ખાનગી બાબતોની નિઃસંકોચ જવાબદારી ઉઠાવનાર વિદૂષક વિશ્વાસપાત્ર હોય છે આવા નાટકોમાં તેમના માલિકની ગુપ્ત વાતોમાં ભાગ લેવાનો અધિકાર મૂર્ખ પાત્રોને હોતો નથી પછીથી સર્જાયેલા સાહિત્યમાં વિદૂષકના પડઘા રૂપે રાજકુમારો સાથે મશ્કરી કરતા મૂર્ખ પાત્રો સર્જાયાં છે, પણ તે ગરીબ પ્રતિનિધિસમા નિર્માલ્ય જણાય છે કલ્પિત પરિસ્થિતિને જીવન્ત સ્વરૂપ આપવાના હેતુથી તેમ જ દર્શાવાતા રાજકીય દૃશ્યોને અનન્ત જ્યોતિરૂપ વાતાવરણ નિપજાવવાને માટે ઘણા આગળ પડતા સંસ્કૃત નાટ્યકારોએ પોતાના નાટકોમાં વિદૂષકની યોજના કરી છે

કવિવર કાલીદાસે *મધ્યાવસ્થામાં રચેલ અભિજ્ઞાન શાકુન્તલ નાટકનો વિદૂષક માઢવ્ય સંસ્કૃત નાટકોના રમૂજી વિદૂષકોમાં ભાત પાડે છે માઢવ્યનું વ્યક્તિત્વ અનોખું હોઈ ધ્યાન આપવા લાયક છે મૃગયાવ્યસની રાજા દુષ્યન્તની સોબતમાં હેરાન થઈ નિસાસા નાખતો વિદૂષક નાટકના બીજા અંકમાં વાચકની નજરે પડે છે નૃપતિના મૃગયામાર્ગમાં સાથ આપવાની વૃત્તિ નહિ હોવાથી તે પક્ષવાતથી પીડાવાનો ઢોંગ કરીને રાજાને છેતરે છે ખાવાપીવામાં પૂરેપૂરો પ્રવીણ હોવા છતાં અને તે વિષયમાં મોહક્રિયા બ્રાહ્મણોની હરોળમાં બેસી શકે તેવો હોવા છતાં તે તદ્દન બુદ્ધિહીન નથી શકુન્તલાના સૌન્દર્યથી દુષ્યન્ત આકર્ષાયો છે એવી તીવ્ર આશંકા તે ધરાવે છે મુનિકન્યાને પરણવાની આકાંક્ષા ધરાવનાર પુરુકુલના રાજવીને પ્રથમ તો તે ઠીક ઠીક ઠપકો આપે છે શકુન્તલાના શરીરસૌન્દર્યનો મોહ એ જ તેના આકર્ષણનું કારણ છે એમ પણ માઢવ્ય દુષ્યન્તને જણાવી દે છે છતાંય દુષ્યન્તના શકુન્તલા પ્રત્યેના આન્તરિક પ્રેમની ગંધ તેને નથી આવતી દરમિયાન રાજમાતા તરફથી ઉપવાસના પારણા અર્થે રાજધાનીમાં પધારવાનાં આમંત્રણ કરભક લાવે છે શકુન્તલાના સંસર્ગને ઝંખતો રાજા વિદૂષક માઢવ્યને પોતાને બદલે મોકલવાની ઇચ્છા દર્શાવે છે સ્વાભાવિક રીતે બીકણ સ્વભાવનો માઢવ્ય રાજધાનીમાં પાછા ફરવાની આ તક આનંદથી ઝડપે છે રાજાની સાથે આવેલા તમામ રસાલાને જ્યારે પોતાની સાથે જ આવવાનું છે એમ સાંભળે છે ત્યારે તેની અહંતાને પોષણ મળે છે અને તે પોતાને રસાલાથી વીંટળાઈને ચાલતો યુવરાજ ગણી અભિમાનથી ફુલાય છે નીકળવાને તૈયાર થતા વિદૂષકને રાજા ઊઠાં ભણાવે છે —

'રાજા—(સ્વગત) આ ભાઈ ઘાલમેલિયા છે અમારી અભિલાષાની વાત રાણીઓમાં કહી પણ દે વારુ એને આમ કહું

—(વિદૂષકનો હાથ ઝાલીને તેને) વયસ્ય! હું આશ્રમમાં જાઉં છું તે ઋષિકાર્યના ગૌરવને લીધે જ ખરેખર કહું છું કે તાપસકન્યાની મને ઇચ્છા નથી કેમકે—

મૃગના સહ ઊછરેલ એ
સરલા ક્યાં, વળી મિત્ર ક્યાં અમે'

---

* કાશીવિદ્યાસુધાનિધિમાં મહાકવિ કાલીદાસના ગ્રન્થોની યાદી નીચે પ્રમાણે આપી છે

| | ખંડકાવ્ય | મહાકાવ્ય | નાટક |
|---|---|---|---|
| પૂર્વાવસ્થામાં | ઋતુસંહાર | કુમારસંભવ | માલવિકાગ્નિમિત્ર |
| મધ્યાવસ્થામાં | મેઘદૂત | રઘુવંશ | શાકુન્તલ |
| ઉત્તરાવસ્થામાં | રાક્ષસકાવ્ય | નળોદય | વિક્રમોર્વશીય |

કરી વાત બનાવી હાસ્યમાં
સમજું છો, ગણશો ન સત્યમાં. "*

આ આખી ય ઘટનાને એક ઉપજાવી કાઢેલી વાર્તા સમજીને થાકથી કંટાળેલો માઢવ્ય તેને મનમાંથી દૂર કરે છે. રાજા અને શકુન્તલાના મિલનની, ગન્ધર્વલગ્નની અને શકુન્તલાના તિરસ્કારની યાદ તેને નથી થતી. રાજાની યાદદાસ્ત ભુંસાઈ ગયેલી જાણ્યા છતાં તે યાદદાસ્તને તાજી કરવા પ્રયત્ન કરવાનું તે મુનાસબ નથી માનતો. શકુન્તલાના ચિત્રને નિહાળી રહેલ રાજવીની રાણી વસુમતીના આગમનથી ઉત્પન્ન થતો મૂંઝવણ વિદૂષક પોતાની ચાલાકીથી દૂર કરે છે. શચીપતિ ઈન્દ્રના આમંત્રણથી દુષ્યન્ત રવાના થાય છે ત્યાં વિદૂષકનું પાત્ર અદસ્ય થાય છે.

એકંદર રીતે વિદૂષક માઢવ્ય, બીકણ અને બીજી કેટલીક કઢંગી રીતભાતવાળો હોવા છતાં, રાજા દુષ્યન્તના એક વફાદાર મિત્ર તરીકેનો પોતાનો ભાગ બેનમૂન સુંદરતાથી ભજવી જાય છે. રાજાને દુ:ખકર્તા શોકગ્રસ્ત સમયમાં તેનું મનરંજન કરવાના અવિરત પ્રયત્નો તે આદરે છે અને રાજાને સદા ય આનંદમગ્ન જોવા તલસે છે. ગમે તે પ્રસંગે રાજાની સાથે જ રહેવું એવી બેહૂદી મનોવાંચ્છના તે નથી ધરાવતો. જ્યારે જ્યારે જરૂર પડી ત્યારે ત્યારે પોતાની શક્તિ અનુસાર તે રાજાની સોબતમાં એક વફાદાર સેવક તરીકે રહ્યો છે. રાજવીના મનતરંગોને સમજી બનતાં સુધી તેને અનુકૂળ વર્તન કરવા માઢવ્ય સદા ય તૈયાર રહે છે. તેનાં મૂર્ખાઈભર્યાં પ્રહસનોમાં અસભ્યતા કે નિર્લજતાનો અંશ પણ નથી એ વિદૂષકના પાત્રની મહત્તા છે. રાજાનું મનરંજન કરનાર માઢવ્ય રાજાના દુર્ગુણ કે અનીતિમય વર્તનનો સોબતી નથી. પણ તે નિર્દોષ ગમ્મત પૂરી પાડે છે, આખા ય અભિજ્ઞાનશાકુન્તલ નાટકના વાંચન પછી વિદૂષક માઢવ્ય નિષ્કપટી અને રાજાની મળતી કૃપાથી સંતોષ પામી સુખચેનમાં જીવન ગાળતો રાજાનો વિશ્વાસુ મિત્ર છે એ જ મત આપણે દર્શાવી શકીએ.

મહાકવિ કાલીદાસના વિક્રમોર્વશીય નાટકનો વિદૂષક મણવક, તેના નામ પ્રમાણે ઓછી બુદ્ધિ ધરાવતો હોવાનું જણાય છે. ઉર્વશી સાથેના પુરૂરવા રાજાના પ્રેમપ્રસંગથી તે માહિતગાર થાય છે, પણ એ માહિતી પચાવી રાખવા જેટલી શક્તિ તેણે કેળવી નથી. તેની ઓછી બુદ્ધિના કારણે તે રાજાનું ગુપ્ત રહસ્ય ખુલ્લું કરી દેશે એમ જાણી રાજાનું રહસ્ય જાણવા મથતી ઔશીનરી રાણી પોતાની દાસીને વિદૂષક પાસે મોકલે છે. દાસી ચતુરાઈથી રાજાનું ગુપ્ત રહસ્ય જાણી લે છે અને રાણીને જણાવે છે. તેનું બધું લક્ષ મનગમતી મીઠાઈ ખાવામાં જ પરોવાયેલું હોય છે. ગમે તેવા કરુણ પ્રસંગે પણ તેને ભોજનનો સ્વાદ યાદ આવે છે. ઉર્વશીના વિયોગથી સંતાપ પામતો રાજવી જ્યારે મનના સાંત્વનનો ઉપાય પૂછે છે ત્યારે મણવક જવાબ આપે છે: 'ચાલ રસોડામાં, ત્યાં પંચવિધ ભોજનની સામગ્રી ચાલતી હશે, તે જોયાથી મનની ઉત્કંઠા દૂર થશે." ઉર્વશીએ અદષ્ટ રહીને લખી મોકલેલું ભોજપત્ર વિદૂષક બેદરકારીથી ગુમાવે છે. પવનના પ્રતાપે તે તેના હાથમાંથી ઊડી જાય છે. તેની કાળજી રાખવાની તેને પરવા નથી. રાજાને જ્યારે યાદ આવે છે ત્યારે તે તેની શોધ કરવા ફરે છે. એ શોધ કરવાની પદ્ધત પણ અનેરી બતાવે છે. મર્કટના જેવો તેનો દેખાવ અને વર્તન સારા ય નાટકમાં નજરે પડે છે. વિયોગી પુરૂરવાને કોઈ પણ રીતે તે સાંત્વન આપી શકતો નથી, તેમ બીજા કોઈ પ્રસંગે પુરૂરવાને ઉપયોગી કૃત્ય કરવામાં સહાયભૂત પણ નીવડતો નથી. તેની નિષ્કાળજીના પ્રતાપે દાસી તેની પાસેથી વાત જાણી જાય છે અને અપ્સરાનું લખેલું ભોજપત્ર ઊડી જઈ રાણીના હાથમાં આવે છે. એ સિવાય બીજી મહત્ત્વની બાબતમાં ભાગ લેતો તેને નાટકમાં દર્શાવવામાં આવ્યો નથી. વખતોવખત તે રાજવીને હાસ્યાસ્પદ પ્રસંગોમાં મૂકે છે છતાં છેવટ સુધી મણવકનું પાત્ર કાયમ રાખવામાં આવેલ છે, કારણ કે દરેક અંકે કંઈક ને કંઈક તેની જરૂર જણાય છે.

* શ્રી. બ. ક. ઠાકોર કૃત અભિજ્ઞાનશાકુન્તલ નાટક, અંક ૨.

શ્રી હર્ષદેવ વિરચિત રત્નાવલિ નાટિકામા રાજા ઉદયનો વિદૂષક, વસતક, રાજવીની સાનિધ્યમા જ જણાય છે મદનોત્સવના મનોરમ પ્રસગો વિધવિધ રીતે દર્શાવી તે રાજાને હર્ષથી પ્રફુલ્લ બનાવે છે ચર્ચરી[1] કે દ્વિપદીખડ[2]નો તફાવત સમજવાની સહજ પણ પરવા કર્યા સિવાય મદનિકા અને ચુતલતિકા નામની વાસવદત્તાની ચેટીઓ સાથે ટીખળ કરવાની લાલચ તે રોકી શકતો નથી દેખાવમા તે એવા વિચિત્ર પ્રકારનો માનવી છે કે બધન તોડીને નાસતા કપિ રાજના ભયથી ત્રસ્ત થયેલી સાગરિકા તેને જ વાદર માની ભયભીત બની જાય છે ત્યારે સુસગતા જણાવે છે કે તે તો વાદર નહિ પણ મહારાજાનો વિદૂષક વસન્તક છે ત્યારે તે ઉત્કઠાથી બોલે છે 'સખી સુસગતા! આ માણુસ જોવા જેવો છે" સાગરિકાના પ્રેમને વર્ણવતી સારિકા (મેના) તેના અકારણ ખડખડાટ હસવાથી બીને ઊડી જાય છે પ્રેમથી વિહ્વળ થયેલી સાગરિકાએ દોરેલા વત્સરાજના ચિત્ર સાથે સુસગતાએ ઉમેરેલા સાગરિકાના ચિત્રથી સયુક્ત ચિત્રપટ ફરતા વસન્તકને મળે છે તેને નિહાળી —તેના ઉપર લાબુ વિવેચન કરી રાજા તે ચિત્રપટ વસન્તકને સોપે છે પણ તે કઈક અરો ધાધલિયો અને અણુધાર્યું છે નવમાલિકા કુસુમિત થઈ છે એમ જાણતા જ તે આનદથી કુદાઈ જાય છે અને એ આનદના ઉછાળામા જ ચિત્રપટ નીચે પાડી નાખે છે આમ રાજાનુ ગુપ્ત રહસ્ય વાસવદત્તાની જાણમા લાવવામા તે અણધારી રીતે કારણભૂત બને છે વત્સરાજ અને સાગરિકાના મેળાપ માટે તે ગોઠવણ કરે છે પણ વાસવદત્તા અને કાન્ચનમાલાના વેશમા આવનાર સાગરિકાને સુસગતાને બદલે સાચા વાસવદત્તા અને કાન્ચનમાલાને તે રાજા સમક્ષ રજૂ કરે છે પહેરવેશના સરખાપણાને પરિણામે આ ગભીર ભૂલ નીપજે છે રાજા પણ તેની જ ભૂલનો ભોગ બને છે રાણીની શિક્ષાના કારણે વસન્તક લતાપાશથી બધાય છે પણ છૂટી થતા જ પેટમા પડેના મોદકને સભાળી ખુશમિજાજમા રાજાને મળવાનો વિચાર કરે છે પોતાના વસ્ત્રને રાજી રાખવાની ખાતર સાગરિકાની રત્નમાળા તે કઠમા ધારણ કરે છે, પણ સાગરિકા ઉમદા કુટુબની કન્યા હોવી જોઈએ એવો ખ્યાલ પણ તેને આવતો નથી ઐન્દ્રજાલિકની માયાથી દેખાતા અગ્નિના તાણ્ડવનૃત્યમા વિદૂષક રાજાની સુખાકારી માટે ચિન્તામગ્ન બને છે સાગરિકાનુ રહસ્ય પ્રગટ થયા પછી તે રત્નમાળા તેને સ્વાધીન કરે છે વસન્તક ખરેખર એક રમૂજી પાત્ર છે તેના ખડખડાટ હાસ્ય અને નિરકુશ ધાધલિયાપણાથી કેટલીક વખત તે છમકો વાગે છે પણ તેના આનદી, નચિન્ત અને મધુર સ્વભાવથી તે એટલી અદ્ભુતતાપૂર્વક ખીલી ઊઠે છે કે તેની સમજણની ખામી છુપાઈ જાય છે

કવિકુલગુરુ કાલીદાસના માલવિકાગ્નિમિત્ર નાટકનો વિદૂષક, ગૌતમ, પણ સ્વાભાવિક રીતે ધ્યાન ખેચે એવી કુશળતાપૂર્વક પોતાનું કાર્ય બજાવે છે જો કે મહાકવિ કાલીદાસે આ નાટક તેમની પૂર્વાવસ્થામા રચ્યુ છે છતા તે સસ્કૃત નાટકોમા અગ્ર સ્થાન ધરાવી શકે એવુ અદ્ભુત અવશ્ય છે આ નાટકનો વિદૂષક, ગૌતમ, રાજા અગ્નિમિત્રનો પૂર્ણ વિશ્વાસપાત્ર

---

૧ चर्चरीसञ्ज्ञो गीतिविशेष ।

द्रुतमध्यलय समाश्रिता पतति प्रेमभरान्नटी यदि ।
प्रतिमण्ठकरासकेन वा द्रुतमध्या प्रकृमा हि चर्चरी ॥

ચર્ચરી રાગ એ એક જાતની ગીતિ છે વૃક્ષના સૂકા પાદડા—વિશેષ્ય કરીને તાડના પાદડાને ભગતા જે ચર્ચર અવાજ થાય છે તેવા ધ્વનિવાળા કાવ્યોને ચર્ચરી રાગવાળુ કાવ્ય કહેવાય છે ચર્ચરી રાગમા દ્રુત અને મધ્ય એવા બે લય હોય છે, અને તે રાગ નટી પ્રેમાવશથી ગાય છે વળી દુખથી કે શોકની લાગણીથી પ્રિયજનને સભારવામા આવતા જે ભાવ આપણામા ઉત્પન્ન થાય છે તે જ ભાવ ચર્ચરી રાગમા દશ્ય થાય છે તદુપરાન્ત, ચર્ચરી રાગ ગાતા તાલ અને ભાવ પ્રમાણે હાથના ચાળા કરવામા આવે છે

૨ દ્વિપદીખડ—બે પદવાળી ગીતિનો એક પ્રકાર છે આ ગીતિને ચાર ચરણો હોય છે અને તેમા તેર કલા સમાઈ છે ભરતનાટ્યશાસ્ત્રમા તેના લક્ષણો આમ ગણવામા આવ્યા છે—

भवेद्द्विपदिका गीतिर्भरतेन प्रकीर्तिता ।
भवेच्चतुर्भिश्चरणैस्त्रयोदशकलात्मक ॥

છે. ખાસ કરીને માલવિકાના મિલન માટે તેમ તેની યોજનાઓ માટે રાજા પોતાનો બધો ભાર ગૌતમ ઉપર ઢાલવતો જણાય છે. અગ્નિમિત્રની બીજી રાણી ઈરાવતીને ગૌતમનું વર્તન અરુચિકર નીવડે છે. પોતાના મિલનના સમયે જ માલવિકા સાથે રાજાને પ્રેમાલાપ કરતો સાંભળી તે ઈર્ષ્યાથી ક્રોધાન્વિત બને છે અને ગૌતમને માટે તિરસ્કારયુક્ત શબ્દો વાપરે છે.

ગૌતમનો હાસ્યરસ અતિ સુંદર અને ઉચ્ચ કક્ષાનો નથી. માલવિકાનું ચિત્ર નિહાળ્યા પછી રાજા પોતાના વિરહવ્યાધિના સાંત્વન અર્થે ગૌતમની મદદ માગે છે. ગૌતમ, ગણદાસ અને હરદત્ત એ બે નાટચાચાર્યો વચ્ચે વિખવાદ ઉત્પન્ન કરે છે. તેનો હેતુ એક જ હોય છે: રાજાને માલવિકાનું દર્શન થાય તેવો પ્રસંગ ઊભો કરવો. તેનો હેતુ બર આવે છે. બન્ને નાટચાચાર્યોની પરીક્ષાના બહાને માલવિકાનું સંગીત અને નાચ તેમની સમક્ષ થાય છે. આછાં વસ્ત્રોમાંથી નીતરતા માલવિકાના શરીરસૌન્દર્યના પાનની રાજાને વધુ તક મળે તે માટે ગૌતમ આડીઅવળી વાતચીતમાં વખત ગાળે છે. તેનો સ્વભાવ ખટપટિયો જણાય છે. રાણીનો પગ મચકોડાય તેવી પરિસ્થિતિ ઉત્પન્ન કરીને અશોકવૃક્ષનું દોહદ પૂર્ણ કરવા માલવિકાને તક મળે અને તે રીતે રાજા અને માલવિકાનું મિલન થાય એવી ગોઠવણ તે માલવિકાની સખી બકુલાવલિકા સાથે કરે છે. પણ ક્રોધભરી ઇરાવતીના આગમનથી આ મિલનની મધુરતા અદશ્ય થઈ જાય છે અને ધૂર્ત વિદૂષકની સહાયથી જ આ કાવત્રું રચાયેલું એમ ઈરાવતી સમજી જાય છે.

કોઈ પણ પ્રકારના સંકટને વિદારી નાખવા જેટલી બુદ્ધિ ગૌતમ ધરાવે છે. માલવિકા નજરે પડતાં જ રાજા તેને માટે તલપાપડ થઈ જશે એવી માન્યતા ધરાવતી અગ્નિમિત્રની પટ્ટરાણી ધારિણી, માલવિકા અને તેની સખી બકુલાવલિકાને કેદ કરે છે. પણ વિદૂષક તેને હંફાવે છે. પોતાને સર્પદંશ થયાના બહાને પટ્ટરાણીની સર્પમુદ્રિકા મેળવી તે બતાવીને માલવિકા અને તેની સખીને બંધનમુક્ત કરે છે. સર્પમુદ્રિકા બતાવ્યા છતાં જ્યારે કેદખાનાના રક્ષકની આનાકાની સાંભળે છે ત્યારે તે તુરત જ બંદિવાનોની મુક્તિ સંબંધમાં રાજયક્ષ્માની નૂતન ઉપજાવી કાઢેલી વાર્તા રજૂ કરે છે. છતાં ય રાજા સિવાયનો બીજો પરિવાર તેને માટે ઉત્તમ મત ધરાવતો નથી. તેનામાં નબળાઈ પણ છે. પ્રમદવનની નજીકમાં તે જ્યારે બેઠો બેઠો ઝોકાં ખાતો હોય છે ત્યારે રાણી ઈરાવતીની દાસી નિપુણિકા તેને 'બજારના સાંઢ' ની સાથે સરખાવે છે. નિપુણિકાની વાંકી લાકડીથી ગભરાઈ જઈ તેને સર્પ માનીને તે ઝબકી ઊઠે છે. કુદરતી સૌન્દર્યનાં આકર્ષણ તેને પણ આંજી શકે છે. અશોક–પુષ્પથી તે આકર્ષાય છે. વિદૂષક ગૌતમ ખુશામતખોર પણ જણાય છે. માલવિકાની રાની અગ્નિમિત્રને સુપ્રત કરતી રાણી ધારિણી ઈર્ષ્યાયુક્ત છે તે જાણ્યા છતાં વિદૂષક રાણીને અભિનંદન આપે છે. ગમે તે પ્રસંગે તે હાસ્ય રેલાવે છે. માલવિકાની સુપ્રત કરતાં શરમાતા રાજાને ધારિણી રાણી ટકોર કરે છે ત્યારે પણ તે વચમાં બોલે છે: "નવો વર હોય તે લજવાય. લોકમાં એવી જ ચાલ છે." પોતાના રાજાની શાન્તિને માટે ગમે તેવા વિકટ સંજોગો વચ્ચે પણ માર્ગ કાઢવો એ સ્વીકૃત સૂત્ર તેને અનોખી શોભા અર્પે છે.

સંસ્કૃત નાટકોમાં હાસ્યરસ, મુખ્યત્વે, વિદૂષકના પાત્રથી રજૂ કરવામાં આવે છે. રાણીઓ અને રાજકન્યાઓની સખીઓ દ્વારા પણ કેટલોક હાસ્યરસ જમાવવાનો પ્રયત્ન થયો છે, પણ તે ગૌણ છે. ઘણું કરીને વિદૂષક હાસ્ય ઉપજાવે છે. તેનો દેખાવ, પોશાક અને મશ્કરીયુક્ત વાક્યોના પ્રભાવથી તે અદ્ભુત હાસ્ય ઉત્પન્ન કરે છે. સંસ્કૃત નાટચકારો શિષ્ટાચારના અતિ શોખીન હતા. સભ્યતાના સિદ્ધાન્તોની વિરુદ્ધનું તેમનું લખાણ ભાગ્યે જ હોય છે, પણ તેમણે વિદૂષકને થોડીક છૂટ આપી છે. બુદ્ધિમાં ઊતરતો હોવા છતાં રાજાનો માનીતો હોવાથી તેને કેટલાક હક્કો આપમેળે મળે છે. છતાં ય તેને નીતિનિયમની મર્યાદા ઓળંગવાની સંપૂર્ણ છૂટ આપવામાં નથી આવી. આંગ્લ નાટચકારના મૂર્ખ પાત્રની પેઠે વિદૂષકનું પાત્ર શબ્દોની સાઠમારીના હેતુથી રજૂ કરવામાં નથી આવતું. વિદૂષક આળસુ, ગપ્પાષ્ટકી કે

ખુતરાજીખોર તેમ લાંબી લાંબી વાતોમાં વખત ગાળવાનું કાર્ય કરનાર નથી આંગ્લ નાટ્યકારોનાં ઠેકાણા વગરના કાવ્યો ગાતાં, ક્રિયો કરતા કે ગીતનો છેવટનો ભાગ ઉપાડી રમૂજ કરવાનો પ્રયત્ન કરતા મૂર્ખ પાત્રો અને સંસ્કૃત નાટ્યકારોના વિદૂષક વચ્ચે ખૂબ તફાવત છે. ખરી રીતે વિદૂષક એટલે ખુશામતખોર ખધી વ્યક્તિ, અને એ રીતે સંસ્કૃત નાટકોની રચનાના નિયમને વશ રહીને જમાવી શકાય એટલો ઉત્તમ હાસ્યરસ રજૂ કરવો એ જ વિદૂષકનું મુખ્ય કર્તવ્ય.

૭

# માતાજી સાથે વાર્તાલાપ*

## શ્રી. અંબાલાલ પુરાણી

[ શ્રી અરવિંદ આશ્રમની સઘળી આંતર અને બાહ્ય વ્યવસ્થા જેમના હાથમાં છે તે શ્રી માતાજીના નામથી બહારના લોકો પરિચિત નથી. આ વાર્તાલાપો કુલ્લે ૧૫ છે અને તે કેટલાક વિદેશી અને હિંદી શિષ્યો જોડે થયેલી વાતચીત રજૂ કરે છે. મૂળ અંગ્રેજી અને ફ્રેંચ પુસ્તક ૧૯૩૩માં પ્રગટ કરવામાં આવ્યું હતું, પરંતુ તે ભાષાઓમાં પણ એ પુસ્તકની નકલો વેચવામાં આવતી ન હતી જિજ્ઞાસુઓને તે ઉપહાર તરીકે એમ ને એમ આપવામાં આવતી અર્થાત્ પુસ્તક સામાન્ય જનતા માટે નહિ પરંતુ જિજ્ઞાસુના વિશિષ્ટ અધિકારવાળી વ્યક્તિઓ માટે છપાવ્યું હતું. આટલો ઉપોદ્‌ઘાત એટલા માટે કરવો યોગ્ય લાગ્યો કે આ પુસ્તકમાં આપવામાં આવેલું જ્ઞાન અમુક દૃષ્ટિએ સામાન્ય જનતા માટે નથી એ વાત સ્પષ્ટ થાય.

અને છતાં સાત વર્ષને અંતે એ પુસ્તકનો અનુવાદ પ્રગટ કરવાની પરવાનગી શ્રી માતાજી તરફથી આપવામાં આવી છે તે એ હેતુથી કે મૂળ ભાષામાં પ્રગટ થયેલ પુસ્તકથી સાચા જિજ્ઞાસુઓ વંચિત રહે એ બનવાજોગ છે, પરંતુ તે ભાષાઓ ન જાણનારાઓને તો એ પુસ્તકનો બિલકુલ જ લાભ ન મળે એ પરિસ્થિતિ દૂર થાય. આશા છે કે શ્રી માતાજીની અનુજ્ઞાથી કરવામાં આવેલ આ અનુવાદનો લાભ જિજ્ઞાસુઓ અને સામાન્ય વાચકો પણ લેશે. પરવાનગી આપીને શ્રી માતાજીએ પોતે કરેલા અનંત ઉપકારોમાં એકનો વધારો કર્યો છે. પુસ્તક શ્રી અરવિંદ કાર્યાલય આણંદ તરફથી છપાશે. ]

### વાર્તાલાપ ૧ લો

**પ્રશ્ન** —યોગસાધના વિષે અમને કાંઈક કહો.

તમે યોગસાધના શા માટે કરવા માગો છો? શક્તિ પ્રાપ્ત કરવા માટે? અક્ષુબ્ધતા અને શાન્તિ મેળવવા માટે? માનવજાતિનો ઉદ્ધાર કરવા માટે?

જો તમારો હેતુ એમાંનો કોઈ હશે તો તેટલા ઉપરથી તમે આ માર્ગ માટે લાયક છો, અધિકારી છો એમ ફલિત થતું નથી. તમારે ઉત્તર આપવાનો છે તે ખરો પ્રશ્ન તો આ છે

"તમે ભગવાનના પ્રેમને ખાતર યોગસાધના કરવા માગો છો? ભગવાનને તમારા જીવનના અંતિમ લક્ષ તરીકે તમે સ્વીકારો છો? અને તે પણ તેના વિના તમે રહી શકો તેમ નથી એટલે સુધી તમને તેની ધગશ લાગી છે? તમારા ખુદ જીવનનો હેતુ એક માત્ર ભગવાન છે? અને તેના વિના તમને જીવન નિરર્થક–અસાર લાગે છે?" જો એ પ્રમાણે લાગતું હોય, અને એમ લાગતું હોય તો જ, યોગસાધના માટે તમે અધિકારી છો એમ કહી શકાય

એટલે પ્રથમ જરૂરિયાત છે ભગવાનને પ્રાપ્ત કરવાની ધગશની–અભીપ્સાની. ત્યારપછી તમારે એ અભીપ્સાને સંભાળવાની છે, સદા જાગ્રત રાખવાની છે, જીવંત બનાવવાની છે. એને માટે શું જોઈએ? એકાગ્રતા–એટલે કે ભગવાનના ઉપર અંતઃકરણની એકાગ્રતા એવી એકાગ્રતાના ફળ તરીકે જીવનમાં

---

* થોડા સમયમાં પ્રસિદ્ધ થનાર પુસ્તકમાંથી

ભગવાનની દિવ્ય તપઃશક્તિને તથા તેના હેતુઓને જીવનમાં સિદ્ધ કરવા માટે સંપૂર્ણ અને અનન્ય આત્મસમર્પણ થઈ શકે છે.

તમારી ચેતનાને તમારા હૃદયના કેન્દ્રમાં એકાગ્ર કરો. તમારા હૃદયની અંદર ઊતરો, એમાં જેટલા અંદર જવાય તેટલા ઊંડા ઊતરો, જ્યાં સુધી જઈ શકો ત્યાં સુધી તેમાં ડૂબકી મારો. તમારા ચૈતન્યની ક્રિયાના જે તાંતણાઓ અંતરમાંથી ચારે બાજુ પ્રસરી રહ્યા છે તે સર્વને એકત્ર કરો અને પછી તમારા અંતરાત્માની નીરવતામાં ભૂસકો મારો—તેમાં ડૂબી જાઓ.

ત્યાં, અંતરના ઊંડાણની ગહન શાન્તિમાં અગ્નિ ચેતે છે: તમારા અંતરમાં રહેલો ભગવાનનો દિવ્ય અંશ તે છે, એ તમારી સાચી સત્-તા છે. તેનો સાદ સાંભળો. તેની પ્રેરણાને અનુસરો.

ચેતનાની એકાગ્રતા (ધ્યાન) કરવા માટે બીજાં કેન્દ્રો પણ છે. ઉદાહરણ તરીકે મસ્તકની ટોચ ઉપર તથા ભૃકુટીની વચ્ચે. દરેક કેન્દ્રની પોતાની જુદી જુદી શક્તિ હોય છે અને તેની એકાગ્રતાનું પરિણામ —ફળ—પણ જુદું જુદું હોય છે. પરંતુ અંતરાત્માનું-ચૈત્યપુરુષનું કેન્દ્ર હૃદય છે તથા ત્યાંથી માનવ-ચૈતન્યની મુખ્ય ક્રિયાઓ, સર્વે ક્રિયાશીલતા, પ્રકૃતિનું રૂપાંતર કરવાની પ્રેરણા તથા સાક્ષાત્કાર કરવાની શક્તિ જન્મે છે.

પ્રશ્નઃ—યોગસાધના કરવા માટે અધિકારી થવું હોય તેણે શું કરવું જોઈએ?

પ્રથમ તો તેણે સચેતન—ચૈતન્યમાં જાગ્રત—થવું જોઈએ. અત્યારે આપણા અંતઃકરણના અતિક્ષુદ્ર અને મર્યાદિત અંશ વિષે આપણે સચેતન છીએ; તેના બાકીના ઘણા મોટા અંશ વિષે આપણે અજ્ઞાન-અચેતન છીએ. એ અચેતનતા—જડતા—આપણને અજ્ઞાનભરી પ્રકૃતિ જોડે બાંધી રાખે છે, અને તેમાં કોઈ પણ પ્રકારનો ફેરફાર કે તેનું રૂપાંતર થવા દેતી નથી. અચેતનતાના છિદ્રમાં થઈને ભગવદ્-વિરોધી શક્તિઓ આપણામાં પ્રવેશ કરે છે અને આપણને પોતાના ગુલામ બનાવે છે.

તમારી જાતને વિષે તમારે સચેતન થવું જોઈએ, તમારી પ્રકૃતિ વિષે તથા તમારી ગતિ અને ક્રિયાઓ પ્રત્યે તમારે જાગ્રત રહેવું જોઈએ. તમે શા માટે અને કેવી રીતે ક્રિયામાં પ્રવૃત્ત થાઓ છો, શા માટે અને કેવી રીતે તમને વસ્તુઓનું ભાન થાય છે, શા માટે અને કેવી રીતે તમે વિચાર કરો છો તે તમારે જાણવું જોઈએ. કયો ઉદ્દેશ, કઈ પ્રેરણા, કઈ ગુપ્ત વા પ્રગટ શક્તિ તમને ક્રિયામાં યોજે છે તે તમારે જાણવું જોઈએ. ખરું જોતાં તમારા ચિત્તના એકેએક અંગને યંત્રના એકેએક ભાગની પેઠે તમારે છૂટું પાડવું જોઈએ.

એક વાર તમે સચેતન થયા એટલે તમે વિવેક કરી શકશો, સાચું જૂઠું પારખી શકશો, કઈ શક્તિઓ તમને અધોમાર્ગે ખેંચી રહી છે અને કઈ તમને ઊર્ધ્વમાર્ગમાં સહાયક છે તે પણ તમે જાણી શકશો. સાચા—જૂઠાનો, ઈષ્ટ અને વર્જ્યનો, ભેદ એક વાર તમારા જાણવામાં આવે, દૈવી અને અદૈવી—આસુરી—શક્તિનો ભેદ તમે પારખો એટલે તો એકનિષ્ઠ થઈને તમારા જ્ઞાનનો ઉપયોગ તમારે કરવો જ જોઈએ. એટલે કે દૃઢચિત્તે સત્યનો સ્વીકાર અને અસત્યનો ઈન્કાર—નિરાદર—કરવો જોઈએ.

દિવ્ય અને અદિવ્ય—આસુરી, સત્ય અને મિથ્યા વગેરેનાં જોડકાં ડગલે ને પગલે તમારી સાધનામાં આગળ આવીને ઊભાં રહેશે અને દરેક પગલે તમારે પસંદગી કરવી પડશે. તમારે આ માર્ગમાં ધીર, ખંતીલા અને જાગ્રત—સાધકો કહે છે તેમ "સદા અંતઃ'—રહેવું જોઈએ. ભગવાનની દિવ્ય શક્તિ અને તેની વિરોધી અદિવ્ય શક્તિઓ એ બેના ઝઘડામાં અદિવ્ય કે અવિદ્યા શક્તિઓને તમારે લેશ પણ તક આપવી નહિ.

પ્રશ્નઃ—"યોગસાધના માનવજાતિને ખાતર કરવાની છે?"

ના, સાધના ભગવાનને ખાતર કરવાની છે. માનવજાતિનું કલ્યાણ નહિ પરંતુ ભગવાનનો આવિર્ભાવ કરવાને આપણે પ્રયત્ન કરીએ છીએ. આપણે અહીં—પાર્થિવ લોકમાં—ભગવાનની તપઃશક્તિનો સાક્ષાત્કાર કરવા માટે છીએ, અથવા વધારે સાચી

રીતે કહેતા ભગવાનની દિવ્ય તપશક્તિ આપણી અંદર કાર્ય કરી પોતાનો સાક્ષાત્કાર કરે જેથી કરીને ક્રમે ક્રમે પરિસ્ફુટ થનાર પ્રગતિશીલ આવિર્ભાવ થવામા અને પૃથ્વી ઉપર તેનુ સામ્રાજ્ય સ્થાપન કરવામા આપણે તેના કરણરૂપ બનીએ માનવજાતિનો જે ભાગ ભગવાનના સાદને સાંભળશે તેનો સ્વીકાર કરશે તે જ ભગવત્-કૃપા-પ્રસાદ પ્રાપ્ત કરશે

વળી સીધેસીધી સાક્ષાત્ રૂપે નહિ તોપણ ગૌણ રીતે પણ માનવજાતિને આ યોગસાધનાથી લાભ થશે કે નહિ તેનો આધાર માનવજાતિની પોતાની સ્થિતિ ઉપર રહ્યો છે વર્તમાન સ્થિતિ જોતા તો બહુ આશા હોય એમ દેખાતુ નથી

માનવજાતિના પ્રતિનિધિનુ-એટલે કે સામાન્ય માનવનુ, વલણ કેવુ હોય છે ? સાચેસાચી દિવ્યતાનો અંશ જેનામા હોય તેવી કોઈ પણ વ્યક્તિનો કે વસ્તુનો સંપર્ક થતા તે ગુસ્સે થઈ અને તેની વિરુદ્ધ બળવો કરી ઊઠતો નથી વારુ ? ભગવાનનો વિજય એટલે માનવે અત્યાર સુધી પોતાની વહાલી ગણેલી સઘળી પૂજ્યનો પોતાના અતિપ્રિય અધિકારોનો સંપૂર્ણ વિનાશ એ વાત શુ તે સમજતો નથી વારુ ? ભગવાનનો જે ઉદ્દેશ છે અને જેને માટે તેની દિવ્ય તપશક્તિ કાર્ય કરી રહી છે તેનો ધસીને ઇન્કાર કરીને તેની સામે માનવ સતત પ્રતિવાદ કરતો નથી વારુ ? ભગવાનના આવિર્ભાવને પરિણામે માનવજાતિ લેશ પણ લાભ ઉઠાવવા માગતી હોય તો તેનામા ઘણું ઘણું રૂપાંતર થવાની જરૂર છે

**પ્રશ્ન**—આપણે સઘળા અહીં એકઠા મળ્યા છીએ તેનો અર્થ શો છે ?

આપણે સઘળા પૂર્વે અનેક જન્મોમા એકઠા મળ્યા છીએ નહિ તો આ જીવનમા આપણે ભેગા થાત નહિ આપણે સઘળા એક કુટુંબના છીએ અને પાર્થિવ ભૂમિકા ઉપર ભગવાનનો આવિર્ભાવ અને તેનો વિજય સ્થાપન કરવા માટે આપણે યુગોયુગ કાર્ય કરેલુ છે



# • કાળિયો •

## શ્રી સુરેન્દ્રપ્રસાદ ત્રિપાઠી

પોતાના નામ અને કામને સાથે રાખનારા દુનિયામા વિરલ જ હોય છે કાળિયો એ વિરલમાનો એક છે ઢુંગળીશા ડોળાને નાકની દાંડી સામે જ નહિ પણ ચારે તરફ ચક્કર ચક્કર ફેરવતો, ઉતાવળે ડગલા ભરતો નહિ પણ છલાગો મારતો, મણથી ત્રણ સુધીનો ભર્યો ભર્યો કોલસાનો કોથળો પીઠ પર રમાડતો રાયપુરને રસ્તે દોટમદોટ દોડયે જતો એક વાર તમે એને જુઓ એટલે બે ખભા પર બે માણસને બેસાડીને ટેકરી ચઢતા ભામરની દંતકથા સાંભળીને તમને જરાય અચંબો નહિ લાગે કોલસાથી આખુ અંગ અને કપડા કાળામેશ ભર્યા હોય અને એવી રીતે એ દોડ્યો જતો હોય ત્યારે કોઈ બૂમ મારે ' કાળિયા— એટલે તમે કાળિયાને ન ઓળખતા હો તોપણ જાણી જાઓ કે બોલાવનાર એને જ બોલાવતો હશે

કાળિયો મૂળ તો ધ્રાગધ્રાનો પણ ધ્રાગધ્રા નામ સામે જ એને ચીડ છે ગમે તેવા ભૂખડું જનમ ધરીને જોયેલ પણ ન હોય છતા, બાપદાદાના ગામનું નામ પડે અને કોઈ પણ માણસની છાતી ગર્વથી ફુલાય પણ કાળિયાની પાસે ધ્રાગધ્રાનુ નામ આવે છે અને એ ઊકળી ઉઠે છે જરા તો નહિ પણ જમીન અને જોરુ આપનાર એ જનમભોમકાની પણ એ મો ભરીને નિંદા કરવા બેસી જાય છે જ્યારે એને આ શેઠે નોકરીમા પ્રથમ રાખ્યો ત્યારે એને એનું

વતન પૂછ્યું. કાળિયો તરત બોલી ઊઠ્યો, "ગામનું તો નામ જ ન પૂછો, શેઠ! કટમકબીલો, નાતજાત, ખેતરપાધર, બૈરાંછોકરાં ઈ બધુંય ન્યાં રિયું, એટલે ગામ ધ્રાંગધ્રા કહેવાય જ નાં? પણ ધ્રાંગધ્રાએ દીધું શું? હતું એટલું ય ઝૂંટવી લીધું છે, અને હવે બધું ન્યાં ને ન્યાં મૂકીને અમદાવાદ જેટલે છેટે પેટ ભરવા આવવું પડ્યું છે."

દેશી રજવાડાની તો વાતો જ જુદી છે. કાળિયાને માથે ધ્રાંગધ્રામાં શું વીત્યું હશે તે તો ખબર નથી, પણ અમદાવાદમાં કાળિયો આવ્યો ત્યારથી મનમાં ધારીને આવ્યો છે કે એક વાર આંહીં પગભર થઈ જાઉં, ઘરને આંહીં બોલાવી લઉં, પછી મરું ત્યાં સુધી ધ્રાંગધ્રા સામું ન જોઉં.

કાળિયાને એવો જ રોષ છે 'દાનવીરો' ઉપર. 'ઈ લખેશરીઓને હું ઓળખું છું.' સંભવ છે કે કોઈ પૈસાદારની રહેમ-નજરને લીધે જ કાળિયાને ઘરની ખેતી મૂકી આંહીં અમદાવાદમાં કોલસાની મજૂરી કરવા આવવું પડ્યું હોય! એ કોઈની અનુકંપા લેતો નથી. માટે જ બે પૈસાનું ચાનું કોડિયું પાઈને એની ઉપર દાનવીર કર્ણની છાપ પાડવા મથતા કેટલાયના પ્રયત્નોને એણે ભોંઠા પાડ્યા છે.

પ્રથમ એની વાચાળતા અને પછી ગંઠાયેલા તગડા શરીર અને ત્રીજી કામની ચપળતા—એમ એની ત્રિવિધ શક્તિ પર મુગ્ધ થઈને એના શેઠે એને નોકરીમાં 'કાયમ' કર્યો. રાયપુર દરવાજા બહારની કોલસાની દુકાનમાં એ નોકરી જ કરે છે, છતાં આઠે પહોર એ દુકાનમાં ને દુકાનમાં રહે છે, કેમ કે ધ્રાંગધ્રાથી પૂંજીમાં એ માત્ર હાથ પગ ને હૈયું જ લાવ્યો છે. એટલે દિવસના બાર કલાક શેઠ કહે એને ત્યાં કોલસા મૂકી આવવાની ફરજિયાત, ને રાત્રે બાર કલાક દુકાન સાચવવાને બહાને દુકાનમાં સૂઈ રહેવાની મરજિયાત નોકરી કરતો હોઈ ચોવીસે કલાક એ દુકાન પર જ હોય છે. કહેવાની ભાગ્યે જ જરૂર છે કે એમ કરવાની પાછળ એનો હેતુ તો ઘરભાડું બચાવવાનો જ છે. વળી સાંજ પડ્યે ઉઘરાણીનો બોજ પણ પોતાના માથે ઉઠાવી લઈ કાળિયો એના શેઠને નચિંતપણે ગાદીતકિયે પગ લંબાવી એમની દુંદને સલામત રાખવાની સગવડ કરી આપે છે. માત્ર અભણ છે—ખાસ તો નામું લખવાની બાબતમાં—બાકી આમ છ ગુજરાતી તો એણે ઉથલાવી નાંખી છે જ—એટલે નછૂટકે નામું લખીને બાકીની બધી જવાબદારી એના શેઠ કાળિયા ઉપર છોડે છે અને કાળિયો એક સેનાપતિની અદાથી એ બધી યે જવાબદારીઓને પહોંચી વળે છે. એ જોઈને એના શેઠ 'ફુલ તબિયત'થી કાળિયાને દર મહિને રૂપિયા બાવીસ પગાર પેટે આપે છે.

પગાર મળ્યો કે કાળિયાનું પહેલું કામ વતનમાં રહેતી પોતાની મા અને નવી પરણેતર પર રૂપિયા દસનો મનીઑર્ડર કરવાનું હોય છે. બાકીના બાર રૂપિયામાંથી કાળિયો પોતાનો નિભાવ કોઈ નિષ્ણાત અર્થશાસ્ત્રીની ઢબે કરે છે.

સાખોસાખ રહેતા અને રમકડાં ને કાજુદ્રાક્ષની ફેરીનો ધંધો કરી ખાતા બોટાદના બે ભાણેજ બપતા જુવાનો સાથે કાળિયાને ઠીક બને છે, એટલે એમને ત્યાં જ કાળિયાએ પોતાની જમવાની સગવડ કરી લીધી છે. એટલું સારું છે કે એ લોકો કાળિયાની જેમ માત્ર હાથ પગ ને હૈયું નહિ પણ બીજા કેટલાકની જેમ ટોપલીમાં તો ઘરવખરી લાવ્યા જ છે. એટલે ત્રણ જણની ઓછામાં ઓછી જરૂરિયાતપૂરતાં વાસણોથી ને માત્ર નહિ જેવી અગવડથી કાળિયાની સગવડ ત્યાં થઈ રહે છે. છતાં કાળિયા પાસે અગવડની ફરિયાદ એમણે કરી નથી કે વાસણનો ઘસારો કદી માગ્યો નથી. અને માગવા છતાં એક પાઈ પણ કાળિયો એમને પરખાવે એવો નથી એવી ખાતરી તો એમને ગળા સુધી થઈ ચૂકી છે. પરંતુ એનો એમને જરા યે રંજ નથી. કારણ કે વીસ રૂપિયાને ખર્ચે લૉજમાંથી આવતાં બે ભાણાં ત્રણ પેટ માટે પૂરતાં થઈ રહેવાનો લાભ કાંઈ ઓછો નથી, અને આઠ આનાનો ઘસારો મેળવી રૂપિયા પાંચ–છના ખાડામાં ઊતરવા એ લોકો જરા પણ તૈયાર નથી. એટલે મને--કમને પડ્યું પાનું નભાવી લેવાની વૃત્તિથી

નહિ પરંતુ સાચા દિલના સહકારથી ને એક મુત્સદ્દીની ચીવટથી એ લોકો કાળિયાને જળોની જેમ વળગી રહ્યા છે અને કાળિયો પણ દસને બદલે સાતમાં જ પેટ ભરાતું હોઈ એ લોકોને એટલી જ સખત રીતે વળગી રહ્યો છે. કાળિયાની આ કુનેહની કદર કરતાં કાળિયાના શેઠે એક વાર પ્રશંસાનાં પુષ્પ વેરતાં કાળિયાને જુવાની ઉપમા આપેલી ત્યારે તદ્દન ઠંડે કલેજે શેઠના શબ્દો શેઠની રીતે પાછા આપતાં કાળિયાએ કહેલું કે "શેઠ માબાપ! પેટને ખાતર તો જુવા યે થાવું પડે ને જળો યે થાવું પડે. દુનિયામાં પેટ છે ઈ સૌ જુવા જ છે ના? પણ મૂડીદારોની ચૂસણનીતિ અમ સરખા જુવા કને કદી ય જોયી જાણી છે બાપા? ઈ તો હાથ મોંને રાખે તો મોં હાથને રાખે. દુનિયા માતરની આ રીત્ય છે શેઠ માબાપ!"

'મૂડીદારો' અને 'ચૂસણનીતિ' એ શબ્દોનો અનુભવ તો કાળિયાને જીવનમાં જ થયો હતો પણ મજૂરપ્રવૃત્તિના ધામ સરખા અમદાવાદે એને એ શબ્દો બોલતાં પણ શિખાડી દીધું હતું. અમદાવાદમાં મજૂરો શેઠોને એ શબ્દો બહુ સારી રીતે કહી શકે છે. કાળિયાને મોઢે એ સાંભળીને શેઠ ચૂપ થઈ ગયા અને પછી એમણે કાળિયા પાસે એ વાત સંભારી નહોતી. એ તો આજે ય કાળિયો ગર્વપૂર્વક કહી સંભળાવે છે.

પોતાની ગેરહાજરીમાં કાળિયાને એના શેઠે કુલ મુખત્યાર નીમ્યો હોવાથી શેઠની ગાદી પર—જો કે એ ગાદી રૂવેલ નહિ પણ તાપડાની જ બનેલ હોવા છતાં—બપોરના બારથી ચારના ધૂમ તાપના ભડાકામાં કાળિયો પોતાના સ્નાયુબદ્ધ શરીરને આસાનીથી ગોઠવી દે છે અને ઘડી ભર ક્ષણિક શેઠાઈની મોજ માણી લે છે. શેઠની અવેજીમાં કોને ઉધાર આપવું ને કોને નહિ એ એની મુનસફીનો પ્રશ્ન રહે છે. એટલે કાળિયો પણ એ ચાર કલાક દરમિયાન રંગમાં આવીને 'પહેલે લાત પીછે બાત'નું સૂત્ર અનુસરવા છતાં ક્યારેક ક્યારેક નિર્મમો નિરહંકાર જેવી નિર્ગુણ સ્થિતિ અનુભવતો સ્વેચ્છાપૂર્વક રોકડે ને ઉધારના સોદા કર્યે જાય છે. પરંતુ ચાર સાડા ચારે શેઠ આવે કે તરત એક નાજુક હાસ્ય સાથે—જાણે શેઠના આવવાની રાહ જોવાની ગંભીર જવાબદારીમાંથી મુક્ત થતો હોય એમ બતાવતો કાળિયો પોતાની જાતને ગાદી પરથી ઝડપથી ઊંચકી લઈ દુકાનના ઓટલે આવી ઊભે છે ને એ જ વખતે એના મોં પર ભયંકર તિરસ્કારના આછા તરવરાટની નહિ જેવી છાંટ ચપળતાથી સરી જતી કેટલાય કલાકાર નિરીક્ષકોએ જોઈ હોવાનું જણાયું છે. પરંતુ એ તિરસ્કાર એના શેઠ પ્રત્યે છે એમ માનવાની ભૂલ કરનારને બેચાર વખતના અનુભવે એ તરત જ સમજાય છે કે કાળિયાનો એ તિરસ્કાર એના શેઠ પ્રત્યે નહિ પરંતુ શેઠની આખી સંસ્થા પ્રત્યે છે, મૂડીદારોની ચૂસણનીતિ પ્રત્યે છે. અંગત રીતે એના શેઠ પ્રત્યે એને જરા યે તિરસ્કાર નથી. કદાચ શેઠ પ્રત્યેની એની વફાદારી એના વર્ગના નોકરોમાં તો જરૂર ઉચ્ચતમ ગણાય. છતાં જ્યારે જ્યારે એના ઘર ગામનો એ વિચાર કરે છે ત્યારે પાઈમાંથી પૈસો પેદા કરતા એના વતનના માલેતુજાર વેપારીઓની શાહુકારી અનીતિ એના શેઠમાં પણ એને પ્રતીત થયા વિના રહેતી નથી. કાપડના વેપારી, રૂના દલાલ, કરિયાણાના ગાંધી કે કોલસાની વખારોના શેઠ બધા જ એને મન તો શરાફ લૂંટારા છે. એક માળાના જ મોતી છે ને છતાં હમણાં હમણાં તો એને પણ એ માળામાં મોતી બની પરોવાઈ જવાનો ચસકો લાગ્યો છે એ એક હકીકત છે.

પેટને ખાતર વેઠ કરતો કાળિયો સત્યનો સાચો ઉપાસક હોવા છતાં સંબંધીઓના ત્રાસે ને કુટુંબીઓના કનડે એને 'થાવ તેવા થઈને ગામ વચ્ચે રહેતાં' શીખવ્યું છે. અહિંસાને અને એને ઝાઝી ઓળખાણ નથી. એવી એરી ઓળખાણ માટે એ ઉત્સુક પણ નથી. 'બળિયાના બે ભાગ' એ એનો જીવનમંત્ર છે. 'ભૂંડાથી ભૂત નાસે' એ લોકવાયકા એણે કંઈક અંશે સાચી પાડી છે. છતાં જ્યારે જ્યારે એ ભૂંડો બને છે ત્યારે સત્યની મર્યાદામાં રહેવાય એટલે અંશે રહીને જ એ ભૂંડો બને છે. ધંધામાં આઠે પહોર જાગતો રહેવા છતાં દુનિયાદારી માટે નિરતિશય

ખેડ્ક્ફિકરાઈ એણે કેળવી છે. અને માટે જ એનું શરીર ભલભલા અખાડિયનને પણ ઈર્ષા ઉપજાવી શકે છે. ન્યાતજાતનાં અનેક સામાજિક બંધનોનો સામનો કરતાં એને પગે_ ખૂબ ખૂબ પાણી ઊતર્યું છે. બાપનું બારમું ને પોતાનાં લગ્નના જમણવાર ન કરવા માટે એની શક્તિમતિ અનુસાર કાળિયો કૈંકવાર ઉદ્દંડ બન્યો છે ને છતાં એમાં તો એને સંપૂર્ણ નિષ્ફળતા જ વરી છે. ને તો ય ચાર ચાર મહિના સુધી આખી ન્યાતમાં ચકચાર મચાવનાર--હાથીના દાંતવાળા મહારથી ન્યાતપટેલો સામે એકલે હાથે ને સર્વપ્રથમ ઝૂઝનાર તરીકે પોતાનું નામ ગણાવતાં એ આખો યે પ્રસંગ આજેય કાળિયો સખેદ--સગર્વ કહી સંભળાવે છે.

હિંદુધર્મ માટે એને માન હોવા છતાં પોતાના હિંદુત્વનું ભાન એને નહિ જેવું છે, ધરમ-બરમ ઠીક મારા ભૈ! સાચો ધરમ કોણ પાળે છે? હિંદુ યે પાળતો નથી ને મુસલમાને ય પાળતો નથી. સાચો ધરમ પળાતો હોય તો હિંદુ કે મુસલમાન કોઈ જુદા નથી. પરંતુ પોતાની મર્યાદા એ જાણે છે. એનું સાંભળવા કોઈ તૈયાર નથી, ને હોય તો ય પોતે સફળ વક્તા નથી એ દુઃખદ સત્ય એને ક્યારનું યે લાધી ચૂક્યું છે.

એટલે ધર્મની બાબતમાં સમસમીને બેસી રહેતાં, કાળિયાનું ચિત્ત પહેલેથી જ એના ધંધામાં એકનિષ્ઠ બની શક્યું છે. ચોવીસે કલાકના સર્વાંગ આશ્લેષ પછી અને સાત-સાત વર્ષના સહચાર પછી કોલસાની ગમે તે જાત ઓળખી કાઢવામાં આજે તો ભલભલા કોલસાના દલાલોને ય કાળિયો છક્કડ ખવડાવી શકે એમ છે. 'બાવળ' કહીને એ જ કિંમતે 'ધાવડો' પધરાવી દેતાં એને જરા યે મુશ્કેલી નડતી નથી, અને બાવળની સરખામણીમાં 'ધાવડો' જરા યે ઊતરે તેમ ન હોઈ 'ધાવડો' વાપરનારા બધા જ આંખો મીચીને 'બાવળ' વાપર્યાનો સંતોષ લઈ શકે છે એ તો એને અનુભવે જ સમજાઈ ગયું છે. વજનમાં ભારે ને ઊંચી જાતનો મજબૂત 'ધાવડો' ક્યારેક એની અડફેટે ચઢી જાય છે ત્યારે 'બાવળ' અને 'ધાવડા' વચ્ચેનો ભેદ કરતાં કાળિયો પણ સહેજ અટવાય છે તો ખરો, છતાં ખરો 'બાવળ' બજારમાં મળતો હશે કે કેમ એ વિષે કાળિયો પણ એટલો જ સાશંક છે —જેટલા બીજા વેપારીઓ છે. કૈંક વેપારીઓના અનુભવે અને પોતાના પ્રયત્નોના પરિણામે આજે એટલું તો કાળિયો નક્કી કરી શક્યો છે કે હજાર કામમાં આવતો બાવળ ભાગ્યે જ કોલસાના સ્વરૂપે દર્શન દે છે. એટલે બાવળનો કોઈ જિગરી આશક ક્વચિત બાવળના જ કોલસા મળવાનો આગ્રહ કરે છે ત્યારે કાળિયાનો સત્યનિષ્ઠ સ્વભાવ તરત જ તડ ને ફડ કહી સંભળાવે છે કે "બાવળ – ફાવળની તો વાતું જ માં કરો, શેઠ મારા! બાવળ કરતાં યે ચઢે તેવો ના હોય તો ભલે પાછો દઈ જાજો." અને પછી મૂછે વળ દેતાં દેતાં, "શે'ર આખામાં ક્યાં યે બાવળ મળે તો તો ડાબી મૂછ મુંડાવી નાખું શેઠ મારા!" એમ પણ કાળિયો સભાન-સગર્વ કહી સંભળાવે છે. કાળિયાનાં એવાં સીધાં ને મર્મભેદક વેણ સાંભળીને બાવળના કોલસાના એવા કૈંક આશકોનો મોહ નાશ પામ્યો છે અને સ્મૃતિ લાધી છે.

પરંતુ કોલસાની ઓળખમાં કાળિયો કેવો નિષ્ણાત છે એ તો જ્યારે એના શેઠ કોલસાની ખરીદી કરવા જાય છે ત્યારે જ જણાઈ આવે છે. વેગનનાં વેગનથી ભર્યાં ભર્યાં રહેતાં અસારવાનાં કોલસાનાં ગોડાઉનમાં એના શેઠ જેવા કોલસાના ઝવેરીને મન કાળિયાની હાજરી તો કસોટીના પથ્થર સમાન છે. વેપારીઓ અને દલાલોથી ઘેરાયેલા એ કાળામેશ વાતાવરણમાં કાળિયો કોઈ અનુભવસિદ્ધ દલાલની છટાથી એક પછી એક કોલસાના વિભિન્ન ઢગલાઓમાંથી એક એક કોલસો ઉપાડે છે અને પછી તરત જ હલકો ને ભારે એવા ભેદ પરથી 'રાયણ' અને 'ધાવડો' અને પોચો કે કઠણ એવા ભેદ ઉપરથી 'બોરડી' અને 'મહુડો' એ શોધી કાઢે છે. આમ છતાં એમાંના શક પડતા કોલસાને બીજા વેપારીઓની જેમ કાળિયો પણ ત્યાં ને ત્યાં જ સળગાવી જુએ છે. અને સળગાવે એટલે 'ખેર'નો તડતડિયો કોલસો ચાડી ખાવાનું ચૂકતો નથી કે 'સાગ'નો હલકો કોલસો તરત જ રાખ વળીને બુઝાયા વિના રહેતો નથી. એ વાતનું પ્રત્યક્ષ અભિ-

જ્ઞાન કાળિયો એના શેઠને કરાવી શકે છે સાથોસાથ રોજની પદર થેલાની સરેરાશ આવક ગણીને પદર ખારીનો સોદો કરવાની સૂચના પણ એના શેઠને કાળિયો જ કરે છે અને એ રીતે એના શેઠને પખવાડિયાની નિરાત કરી આપવા ઉપરાત શેઠની નજરમા પોતાની ધધાદારી કુનેહ માટે માન વધારવાનું સદ્‌ભાગ્ય પણ કાળિયો ત્યા ને ત્યા જ મેળવી લે છે

કાળિયાની દુકાને જનાર પ્રત્યેક ઘરાકને એ ભાન તો હોય છે જ—અને જો ન હોય તો એ સર્વ પ્રથમ થવુ જોઈએ છે—કે રોકડ નાણા વિના કદી યે કાળિયા પાસેથી એ લોકો માલ મેળવી ન શકે નગદ નાણાનો ઉધારિયો સોદો કરીને ઘરાકને ત્યા પાચ-પાચ ૭-૭ ટાપા કરી ઘરાકનો ઉંબરો ઘસી નાખવા કે આગણાની રેત ઝીણી કરવા એ જરા યે તૈયાર નથી, અને તૈયાર હોય તો એને ફુરસદ પણ નથી એમ કરતા જૂની ઘરાકી તૂટી જાય કે નવી ન બધાય એની એને બીક પણ નથી આમ છતા પૈસાની બાબતમા સગા બાપની પણ પરવા ન રાખનાર બટાકબોલા કાળિયા પાસે મીઠી જબાન છે અને માટે જ કાળિયાના આવ્યા પછી એની દુકાનના કાયમી ઘરાકોની નવી સખ્યા ઠીક ઠીક વધી છે અને જૂના ઘરાકો ટકી રહ્યા છે એ સત્ય એના શેઠથી ભુલાય એમ નથી એનું કારણ ભલે એની કુનેહ હોય કે વાચાળતા હોય, કે ઝડપથી કામ કરવાની એની શક્તિ હોય, પરતુ લોકો તો કહે છે કે એના જેવો પ્રમાણિક માણસ કોલસાના વેપારમા તો એમણે કોકને જ જોયો છે કદાચ ખરુ કારણ તો એ છે કે અમુક ઘરાકને અમુક જ કોલસો ગમે છે એની માનસિક નોંધ કાળિયાએ લગભગ બધા જ ઘરાક માટે કરી રાખી છે એટલે દરેક ઘરાકને જુદો જુદો પરંતુ વ્યક્તિગત રીતે એકધારો કોલસો આપવામા આજ સુધી તો એ સપૂર્ણ સફળ નીવડ્યો છે. અને એકધારો માન પહોચાડવાથી કોઈ પણ વેપાર પગભર બને છે ને વેપારીની પ્રતિષ્ઠા વધે છે એ સત્ય આટલા વર્ષના અનુભવે કાળિયાને આપમેળે જ સમજાઈ ગયું છે બાકી નવ-દસ આને મણના કોલસાનુ મિશ્રણ બાર-તેર આને વેચતા કાળિયાને નથી આવડતુ એમ તો નથી જ, તેમ જ પાણી છાટીને વજન વધારવામા કે બે મણ ને આઠ શેર લખીને બે મણમા બશેર ઓછા આપવામા, કોલસાનો થેલો ભરતા ચાલાકીથી વચ્ચે વચ્ચે શેર-બશેર ભુકકી સરકાવી દેવામા કે રાયણ'ની જગાએ 'મહુડા ને 'બોરડી'ની જગાએ 'સાગનો કોલસો ભરી આપવામા કાળિયો પાવરધો નથી એમ પણ નહિ પરતુ નરાતાળ જૂઠના વેપારમા ક્યારેક ક્યારેક વેપારીની મર્યાદામા રહેવાય એટલે અશે રહીને કાળિયો પોતાની સાચની નાવડી હાંકવાનો પ્રયત્ન કરે છે કદાચ એટલે જ અમુક માણસો કાળિયાના શેઠની ગેરહાજરીમા જ કાળિયાની દુકાનેથી ખરીદી કરવાનો આગ્રહ રાખે છે અને એવા પ્રસગો એ કાળિયાને મન એના જીવનની ધન્ય પળો છે

છેલ્લા કેટલાક દિવસથી તો કાળિયો પણ મહિને ચાર રજાઓ ભોગવતો થઈ ગયો છે એ શેઠ સામેની એની મુત્સદ્દીગીરીનો એક અજોડ વિજય ગણી શકાય પહેલવહેલા જ્યારે કાળિયાએ પોતાને રજા મળવાની બાબતમા વાત ઉઠાવેલી ત્યારે તો એના શેઠે એ માગણી જ હસી કાઢેલી પરતુ કાળિયો એથી નિરાશ ન થયો ગમે ત્યારે પણ વિજય પોતાનો જ છે એવી ખાતરી એને ભગા સુધી હતી એટલે પછીના રવિવારે નિશ્ચયપૂર્વક દુકાન ઉપર એ ન જ બેઠો કાળિયાના જીવનમા એ પહેલો સત્યાગ્રહ હતો શેઠના આગ્રહની ઉપરવટ થઈ સામેની હોટેલમા બસ આખો દિવસ એ તો બેસી જ રહ્યો બપોર સુધીમા સાત આઠ ઘરાક આવીને પાછા ગયા પણ દેન છે કોઈની કે કાળિયાની દુકાને મજૂરી કરવા ચઢી શકે ? એ દિવસે બપોરે ઘેર ખાવા પણ શેઠ ન જઈ શક્યા ફુદ પર રોજ સલામતીથી હાથ ફેરવતા શેઠને પોતાના ધધાની સલામતી આજે પહેલી જ વાર જોખમાતી લાગી—અને એ પણ એક નમાલા નોકરની નફટાઈને કારણે આખો દિવસ પાછા જતા ઘરાકોને એ વ્યગ્ર ચિત્તે જોઈ રહ્યા સાત-સાત વર્ષ

થી દૂધ પાઈને ઉછેરેલો સાપ આજે પહેલી જ વાર ડસ્યો હતો. કાળિયાનો એ ઝેરી દાંત પાડવો જ જોઈએ એવો નિશ્ચય કરીને સાંજે એના શેઠ ઊઠ્યા.

બીજે દિવસે કાળિયાનો પગાર હતો. કાળિયાના ખિસ્સા પર બાર આનાનો કાપ મુકાયો. ને તો ય કાળિયાના પેટનું તો પાણી યે ન હાલ્યું કે ન તો કાળિયાને આશ્ચર્ય થયું. ત્રીજે દિવસે સવારે શેઠ આવ્યા કે તરત દુકાનની કૂંચીઓ સોંપી દઈને પોતે છૂટો થાય છે એ સત્ય કાળિયાએ શેઠને સંભળાવી–સમજાવી દીધું. બહુ બહુ તો કાળિયો સહેજ ઠરડાશે એમ શેઠે માન્યું હતું, પરંતુ કાળિયો આમ છેક જ બગડી બેસશે એમ તો એમણે નહોતું જ ધાર્યું. એટલે એમને તો ખરેખર આશ્ચર્ય થયું. આખી દુકાનનો બધો બોજ પોતાને જ માથે ઉપાડી લઈને ફરતો કાળિયા જેવો કાબેલ નોકર ગુમાવતાં શેઠનું દિલ એક ઘડીક તો સટોરિયાની અસ્વસ્થતા અનુભવી રહ્યું. પરંતુ એમ કાંઈ ચાર દિવસની રજા પણ અપાય? નોકરનું કહ્યું તે કાંઈ પળાય? ચાર દિવસમાં તો ચાળીસ થેલાની ખપત ઘટી જાય અને અમાસની રજા તો મળતી જ હતી તો! બીજાઓની ઉપરવટ ચાર રજાનો નવો ચાલો તે શી રીતે પડાય! કાળિયાને ગુમાવવો એ પાલવે તેમ નહોતું ને રજા આપવામાં ચોખ્ખું નુકસાન હતું. 'એના ભાઈ ઘણા ય બીજા આવશે. આ બેકારીના જમાનામાં શેઠને તે વળી નોકરની શી?' એમ મનમાં ગુમાન કરીને કાળિયાને છોડવાનું જ શેઠે વધુ પસંદ કર્યું. પણ શેઠે ભૂલ કરી.

અત્યાર સુધી વફાદાર રહેલો કાળિયો હવે ખરેખર વીફર્યો. ત્રણેક મહિના ઉપર કાળિયાની પડોશમાં જ એક બીજી કોલસાની દુકાન ઊઘડી હતી. અને એના શેઠની નજર કયારની યે કાળિયાને પોતાનો કરી લેવા કાળિયા પર ચોંટી હતી. પરંતુ કાળિયો આજ સુધી એના લોભમાં ફસાયો નહોતો. એને પોતાને ત્યાં બોલાવ્યો. કાળિયાએ તો મનમાં નક્કી કર્યું હતું કે આગલા શેઠની દુકાનની સામે આખો દિવસ બેસી રહેવું, એની દુકાને એક પણ ઘરાકને ચડવા ન દેવું. પણ હવે એને એ કરતાં આ ઠીક લાગ્યું. નવો શેઠ એને ત્રણ રૂપિયા પગાર વધારે આપવા રાજી હતો એટલે કાળિયો એ દુકાને બેસી ગયો. કાળિયાની હાજરી કેટલી અગત્યની હતી એ તો એના જૂના શેઠને ત્યારે જ સમજાયું. દસ દિવસમાં તો કાળિયાએ અર્ધી ઘરાકી ઉથલાવી નાંખી. પંદર દિવસમાં પેલા શેઠ ત્રાહી ત્રાહી પોકારી ગયા. કાળિયાને પાછો લાવ્યા વિના છૂટકો ન હતો. તરત જ એમણે કાળિયાને પાછો આવી જવા સમજાવ્યો. 'હું તો પહેલો તમારે ત્યાં હતો એટલે તમે બોલાવો તો મારે તમારે ત્યાં જ આવવું જોઈએ.' કાળિયાએ કહ્યું ને જૂની દુકાને એ પાછો આવી ગયો–પણ મહિનામાં ચાર દિવસની રજા અને પગાર પચીસ રૂપિયા નક્કી કરીને જ.

આજે દસેક મહિનાથી કાળિયો એ હક્ક ભોગવી રહ્યો છે. પણ હવે તો કાળિયા પાસે સો–બસોની ગડડી ભેગી થઈ છે અને શેઠ સાથેના બબ્બે વખતના વિજય પછી એટલી નાની મૂડી પર પણ કાળિયો હવે એક ત્રીજો ને છેક છેલ્લો તુક્કો લડાવવાની તૈયારી કરી રહ્યો છે. પોતાના હાથ નીચે એક સારો એવો–છેલ્લા ત્રણ–ચાર મહિનાથી એના ધ્યાનમાં છે એવો સ્વભાવે નાજુક પણ શરીરે સશક્ત–નોકર રાખી કાળિયો એના શેઠની સાથે પાંચ આની ભાગમાં વેપાર ખેડવા અધીરો બન્યો છે "જુઓ શેઠ, હવે આપણી દુકાન મોટી થઈ એટલે માણસ વધારવો જોઈએ. અને દુકાનનું હિત મારે હૈયે ય છે તો દુકાનમાં મારો ભાગ કેમ નહિ? પૈસા રોકવાની હું ક્યાં ના પાડું છું?"

ત્રણેક દિવસ પર એના શેઠને જ્યારે કાળિયાએ આ વાત કરી ત્યારે અત્યંત નાજુક હાસ્ય સાથે એના શેઠે માત્ર, "જોઈશું!" એમ જ કહેલું. કદાચ એ જવાબ ખંધાઈભર્યો પણ હોય. છતાં કાળિયાને પોતાની નીતિના વિજયમાં વિશ્વાસ છે એટલે કદાચ ફરી શેઠની સામે મોરચા માંડવા પડે તો શું કરવું પડશે એવો વિચાર કર્યા વિના હાલ તુરત તો કાળિયો પોતાની મા અને નવી પરણેતરને અમદાવાદમાં બોલાવી લેવાનો વિચાર કરે છે. 'પછી તો ભવમાં ધ્રાંગધ્રા નહિ જોવું પડે' એ વાતનો ઊંડો સંતોષ આ વિચાર પાછળ એ અનુભવી રહ્યો છે. એ સાથે એક બીજુંય સ્વપ્ન ફલિત થતું એને દેખાય છે–એ સ્વપ્નું છે પોતાની પત્નીને લઈ શહેરમાં ફરવા નીકળવાનું. શી તમા છે. હવે તો પોતે ય શેઠ બન્યો છે.

# જીવનનું વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ

શ્રી કાન્તિલાલ મ ગાંધી
બી એસ સી, બી એસ સી (ટેકનોલોજી)

## પરિચય

એકી બેઠકે પૂરો વાચી નાખવાથી જ આ નિબધનો કેન્દ્રધ્વનિ સમજી શકાય તેમ હોવાથી નિબધના પ્રકરણોરૂપે ટુકડા પાડ્યા નથી બલ્કે પ્રયત્ન કરવા છતા ટુકડા પડી શકતા નથી તેથી વાચકોને વિનતિ છે કે આટલો લાબો નિબધ એકી બેઠકે વાચી શકાય તેવો અનુકૂળ સમય પસદ કરીને જ આ નિબધ નિરાતે વાચે

વિજ્ઞાને જીવન ઉપર સારી કે માઠી જે જે અસરો કરી છે તે ધ્યાનમા લેતા આપણુ કર્તવ્ય શુ હોઈ શકે તેનો વિચાર કરવા અને વિચાર કરતા કર્તવ્ય સમજાય તો સમજાયેના દૃષ્ટિબિદુનો બહોળો પ્રચાર કરવાના હેતુથી જ આ નિબધ લખવામા આવ્યો છે

નિબધમા અર્થશાસ્ત્ર અને યુદ્ધો, લોકશાસન અને સામ્યવાદ ધર્મ અને નીતિ, પાપ અને પુણ્ય, સદાચાર અને આધ્યાત્મવાદ વિગેરે વિષેના છૂટક છૂટક વિચારોને વિજ્ઞાનની કસણીથી કસવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે

આશા છે કે ગુજરાત આવી જાતના સાહિત્યમા વધારે ને વધારે રસ લેતુ થશે

## મુદ્દાઓ

(૧) વિજ્ઞાન જીવનને અનિષ્ટકારક નથી

(૨) વિજ્ઞાન સ્પષ્ટ વિચારનું શાસ્ત્ર છે, અસુરી વિદ્યા નથી

(૩) વિજ્ઞાનની સર્જનશક્તિ વેડફાતી ના હોય તો જગદુદ્ધારિણી છે

(૪) નાલાયક રાજસત્તાઓને લીધે જ વિજ્ઞાનની સાચી સેવાશક્તિ ઝાખી પડી છે

(૫) જગતના લોકોના વિચારોને વૈજ્ઞાનિક વળણ આપવાનુ ઘણુ જ જરૂરી છે

(૬) વૈજ્ઞાનિક દૃષ્ટિબિદુથી નિહાળતા જીવન અનેરુ જ દેખાય છે

(૭) વિજ્ઞાનની પ્રગતિથી સાહજિક ઉપરાત સાસ્કૃતિક ફાયદાઓ પણ ઘણા થયા છે

(૮) વિજ્ઞાન દરેક વ્યક્તિના વ્યક્તિગત વ્યક્તિત્વને ખીલવવાની મહત્ત્વાકાક્ષા રાખે છે

(૯) મનુષ્યોનું અસામ્યત્વ જોતા સામ્યવાદ કરતા અસામ્યવાદ સ્વીકારવો જ વાસ્તવિક છે

(૧૦) અસામ્યત્વનો સ્વીકાર કરવાથી લોકશાસનને વધારે વાસ્તવિક બનવુ પડશે

(૧૧) વૈજ્ઞાનિકોના હાથમા જગતની પુનર્ઘટના કરવાનુ સોપી દેવાથી જ સાચી શાતિ સ્થપાશે

(૧૨) પાપ અને પુણ્યની વ્યાખ્યાઓ વધારે વાસ્તવિક બનાવ્યા વગર છૂટકો નથી

(૧૩) ધર્મ કરતા વિજ્ઞાન જ ઈશ્વરની શોધ કરે તે જગતને વધારે માફક આવશે

(૧૪) રશિયાની જેમ બધા રાષ્ટ્રોમા વિજ્ઞાનના સાહિત્યનો બહોળો પ્રચાર થવાની જરૂર છે

(૧૫) સાચુ દૃષ્ટિબિદુ કેળવાયા પછી જગતના લોકો વિજ્ઞાનનો ડહાપણભર્યો જ ઉપયોગ કરશે

(૧૬) વિજ્ઞાનના ધોરણ ઉપર રચાયેના કાયદા, ધર્મ, નીતિ, રાષ્ટ્રરચના વાસ્તવિકતાથી પૂર્ણ હશે

ગાંધીજીએ થોડા સમય ઉપર 'હરિજન'માં લખ્યું હતું કે "મોટરકાર અને હોસ્પિટલને હું અનિવાર્ય અનિષ્ટો તરીકે નભાવી લઉં." આ વાક્યની આસપાસનું લખાણ મને યાદ નથી. પરંતુ તેથી ગાંધીજીની ભાવના સમજી લેવામાં મને વાંધો આવતો નથી. ગાંધીજીની સુંદર ભાવનાઓ ઝીલવા હમેશાં મારું મન તત્પર રહે છે તે મારી વંશાનુગત નીતિનિષ્ઠાને આભારી હશે, પરંતુ મારી વિજ્ઞાનનિષ્ઠા વળી કપરી કસોટીબાજ છે.

જો કે આખરે તો તર્કનું વિરોધી હોય છતાં નૈતિક દૃષ્ટિબિંદુમાં જ હું સંમત થાઉં છું. પરંતુ સત્ય સ્વીકારવા માટે તર્કનું દેવાળું નીકળે એવી પરિસ્થિતિ મને વસમી લાગે છે. તેથી મેં તો ધીમે ધીમે જે છેક અસત્ય નથી એવા સત્યના પણ બે મુખ્ય ભાગ પાડી નાખ્યા છે. એક તો નૈતિક દૃષ્ટિબિંદુ–જે મોટે ભાગે દીનદુઃખિયાંઓ તરફ પક્ષપાતી રહેવાનું સૂચવે છે તે, અને બીજું વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ–જે બધી રીતે તટસ્થ હોય છે. કોઈ કોઈ વાર નૈતિક દૃષ્ટિબિંદુ સંપૂર્ણ સત્ય નથી હોતું ત્યારે તેનો વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ સાથે સુમેળ સાધવાનો મિથ્યા પ્રયત્ન કરવા જતાં agree to differ જેવો જ નિર્ણય કરીને મન મનાવવું પડે છે તે મને ગમતું નથી. મારી આકાંક્ષા તો એવું જ જોવાની છે કે નૈતિક દૃષ્ટિબિંદુ હમેશાં તર્કને બંધબેસતું જ ઠરે, કારણ કે તર્કનિપુણો ઘણી વાર અસલ ઠેકડી કરીને ચાલ્યા જાય છે છતાં તેમને ટૂંકો વળતો જવાબ પણ આપી શકાતો નથી. હિંદને કિનારે આવીને શ્રી. એચ. જી. વેલ્સ જેવા મહાન ચિંતક ગાંધીજી વિષે સવાલ પુછાતાં "અહિંસા એટલે ઘેટાં, માછલાં અને પાંદડાં જેવું મૂંગા મૂંગા તાબે થઈ છુંદાઈ મરવું" એવી મશ્કરી ઉડાવીને અહિંસામાંના નૈતિક બળનો સ્વીકાર કર્યા વગર જ હિંદનો કિનારો છોડીને ચાલ્યા જાય એ સ્થિતિ ખરેખર તર્કથી નીતિનું સમર્થન કરવાની મુશ્કેલીઓ રજૂ કરે છે.

મોટરકાર અને હોસ્પિટલને અનિવાર્ય અનિષ્ટો ગણવામાં ગાંધીજીનો હેતુ તો શુભ જ હશે, પરન્તુ વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથી જોતાં ગાંધીજીનું કથન સત્યથી વેગળું છે. જો મોટરકાર અને હોસ્પિટલને અનિવાર્ય અનિષ્ટો ગણીને પણ નભાવી લઈએ તો પછી વધારે છૂટછાટ લઈને રેલવે, ટપાલ, રેડિયો, છાપખાનું, મિલો વિગેરે આધુનિક વિજ્ઞાનની સર્વે ભેટોને પણ અનિવાર્ય અનિષ્ટો તરીકે નભાવી લઈ શકાય. પરન્તુ શુદ્ધ તર્કની દૃષ્ટિએ તો **'અનિષ્ટ' અને તેને 'નભાવી' લેવું એ અસત્ય આચરણ જ કહેવાય.** સત્યનો પૂરેપૂરો આગ્રહ રાખનારના શબ્દકોષમાં "અનિષ્ટને નભાવી લેવું" જેવું સૂત્ર સંભવી શકે જ નહિ. છૂટછાટ લેવી પડે તો પછી તે સત્ય શાનું? અને **સત્ય સાથે સાંકળવા લાયક છૂટછાટ** જડી આવે તો તે છૂટછાટ પણ પછી અસત્ય શા માટે?

આ ઉપરથી હું તો એટલું જ તારવવા માગું છું કે "વિજ્ઞાન એ એક અનિષ્ટ છે પણ અનિવાર્ય છે" એ કથન જ ભૂલભરેલું છે. જે વસ્તુ અનિવાર્ય હોય તેને અનિષ્ટ ગણવામાં કંઈ જ ડહાપણ નથી. ખાવું, પહેરવું, ઓઢવું એ બધું અનિવાર્ય હોવાથી જ આપણે આચરવું પડે છે, પણ તેથી કંઈ તે અનિષ્ટ નહિ કહી શકાય. આપણા રાજકીય, સામાજિક, ધાર્મિક વિગેરે સંજોગોને લીધે વૈજ્ઞાનિક પ્રગતિ અનિષ્ટરૂપ લાગે તે સંભવિત છે પરન્તુ તત્ત્વદૃષ્ટિએ વિજ્ઞાનની પ્રગતિમાં જ માનવકુળનું હિત અને મુક્તિ સમાયેલાં છે.

વિજ્ઞાને આપણા કોઈ પણ અમૂલ્ય ધનનો નાશ નથી કર્યો. ઘણાને એવી દહેશત પેસી ગઈ છે કે વિજ્ઞાન માનવીના શરીર ઉપર જ લક્ષ આપે છે અને આત્માની અવગણના કરે છે, તેથી વિજ્ઞાન એ આસુરી વિદ્યા છે, પરન્તુ વસ્તુતઃ તો વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ સમજવાના અભાવે જ એવી દહેશત જન્મી છે. આ લેખમાં આગળ ઉપર આપણે જોઈશું કે વિજ્ઞાને શરીર અને આત્મા બન્ને વિષે સંશોધન કરવામાં કંઈ પાછી પાની કરી નથી.

વિજ્ઞાનનો મૂળ પાયો જ સત્યશોધન છે એને શરીર અને આત્મા વચ્ચે પક્ષપાત કરવાની કંઈ જ જરૂર નથી વિજ્ઞાન એ સ્પષ્ટ વિચારનું શાસ્ત્ર છે ચોખવટથી વિચાર કરવો એ કંઈ આસુરી વૃત્તિ નથી, એ તો અડગ સત્યોપાસના છે જડ શ્રદ્ધાને એમા સ્થાન નથી

ખરી રીતે તો વિજ્ઞાને આપણી સર્જનશક્તિ સેકડોગણી વધારી દીધી છે, પરન્તુ શુ કરીએ ? અફસોસની વાત છે કે આપણા બધા જ રાજકર્તાઓ રાજદ્વારી શેતરંજના નશામા આ વિશાળ સર્જનશક્તિને આર્થિક વ્યવસ્થા સાથે એકતાર કરવા ના પાડે છે તેથી વિજ્ઞાન આજે સંહારશાસ્ત્રરૂપે દર્શન આપી રહ્યુ છે બાકી એટલુ તો ચોક્કસ જ છે કે આજે સંહારક દેખાતુ વિજ્ઞાન જ આવતી કાલે જગતનુ સંરક્ષક બની માનવકુળનો ઉદ્ધાર કરશે આજે જગત પાસે જે સાધનસામગ્રી છે તેની મદદથી જગતનાં તમામ દુ:ખદર્દો અને ગરીબી દૂર થઈ શકે તેમ છે, પરન્તુ તેમ કરવા માટે જરૂરી નૈતિક બળ આજે ઓછા મહત્ત્વના પ્રશ્નોમાં વેડફાઈ રહ્યુ છે વિજ્ઞાને સર્જેલી સગવડોનો લાભ લેવાના કોડ બધાને જાગ્યા છે, પરન્તુ વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુને જીવનમા ઉતારવાનો ભોગ કોઈને આપવો નથી પદ્ધતસર વિચાર કરવામા સૌ કોઈને પ્રમાદ સેવવો છે, બની શકે તો વકીલાત કરીને વિજ્ઞાનને ઉતારી પાડવાનુ પણ ચૂકવુ નથી બાકી વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ જો જીવનમા ઊતરે તો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–એ બધી સિદ્ધિઓ પ્રાણીમાત્ર માટે સરખી જ સુલભ છે

નાલાયક રાજસત્તાઓને લીધે વિજ્ઞાનની પ્રગતિની સાથોસાથ પ્રજા આગેકૂચ કરી શકી નથી એટલે વિજ્ઞાને સર્જેલી શક્તિ યુદ્ધોની ગટરમા વહી જાય છે આજના ઘણા ખરા રાજદ્વારી પુરુષો પાસે ઊંડુ જ્ઞાન તો હોય છે પણ તે જ્ઞાન કા તો અર્થશાસ્ત્રનુ અથવા તો ઇતિહાસ કે કાયદાનુ હોય છે–વિજ્ઞાનનુ નહિ ! પરિણામે આખી પ્રજાને જવાબદાર એવા રાજપુરુષોના મુખમાથી આવુ ભયંકર અજ્ઞાન બહાર પડે છે— 'રસાયણશાસ્ત્રની છેલ્લામાં છેલ્લી શોધ મુજબ ચરબીમાથી ગ્લીસરીન નીકળે છે અને તે દારૂગોળો બનાવવામા વપરાય છે " આ વાક્ય ૧૯૧૮ની લડાઈમા બ્રિટિશ સરકારના ગૃહમંત્રીએ ઉચ્ચાર્યું હતુ, જ્યારે ચરબી ફાડવાથી ગ્લીસરીન નીકળે છે તે શોધ તો ૧૭૭૯મા થયેલી અને ૧૯૧૮ની સાલમા કંઈ તે નવાઈની શોધ નહોતી એક વૈજ્ઞાનિકે ગૃહમંત્રીને પૂછ્યું કે " ભલા ! ચરબી વગર બીજા કશામાથી પણ ગ્લીસરીનનુ ટીપુ સુદ્ધા નીકળે છે એમ પહેલા સાભળ્યુ હતુ કે ? " દુશ્મનો આ " છેલ્લામા છેલ્લી " શોધ જાણી જાય તે પહેલા તો જર્મનીએ સાકર કહોવડાવીને ગ્લીસરીન બનાવવાનુ ક્યારનુ યે શરૂ પણ કરી દીધુ હતુ !

આ પ્રમાણે ખરેખર જો આપણા રાજકર્તાઓનુ વૈજ્ઞાનિક અજ્ઞાન નભાવી લેવામા આવશે તો દેખીતુ જ છે કે હજી જગતને ઘણા મહાયુદ્ધો જોવા પડશે જો જગતના બધા રાજકર્તાઓ એક વાર ભેગા મળીને જગતની પુનર્ઘટના અને પુનઃરચના કરવાના કાર્યમા વૈજ્ઞાનિકોની નક્કર સલાહ નહિ લે તો દર દસ દસ વર્ષે મહાયુદ્ધ થયા જ કરશે તેમા નવાઈ પામવા જેવુ નથી જગતની પુનર્ઘટના કરવાનું કાર્ય વૈજ્ઞાનિકોના હાથમા સોંપી દેવામા આવે તો તેઓ એવો કોઈ જ અન્યાય નહિ કરે કે જેવો અન્યાય બીજા પક્ષોના હાથે થઈ જવાનો સંભવ છે કારણ કે વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ શાસ્ત્રીય અને તટસ્થ છે વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ જગતની એકેએક વ્યક્તિનું પૂરે પૂરુ વ્યક્તિત્વ ખીલવી શકે તેવુ મોકળુ છે એમા નથી ઊર્મિપ્રધાન તત્ત્વો કે નથી એમા પક્ષપાત વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ એ સત્યનારાયણ ભગવાનની જ આખ છે

રાજકીય મનુષ્યો એમના મનથી પોતાને ઘણા જ વિચારવંત અને ડાહ્યા સમજતા હશે, પરંતુ તેઓ બધો વિચાર આર્થિક દૃષ્ટિએ જ કરે છે વિજ્ઞાનના અજ્ઞાનને લીધે તેઓ જ્યા જ્યા ડહાપણ ડહોળવા જાય છે ત્યા ત્યા પાછા પડે છે બેવકૂફોને ત્યા સંતતિ

વધતી જાય, ગરીબોને ત્યાં પણ સંતતિ વધતી જાય, બુદ્ધિશાળીઓને સંતતિ જ ના હોય, પ્રજા ઠીંગણી અને નિર્બળ બનતી જતી હોય, પ્રજામાં દમનવૃત્તિ સંગ્રહવૃત્તિ, પ્રમાદવૃત્તિ, ચોરવૃત્તિ, વ્યભિચારવૃત્તિ વધતી જતી હોય એ બધા ખરી રીતે રાજકીય પ્રશ્નો જ છે. પણ એ પ્રશ્નોનો ઉકેલ લાવવા માટે **રાજકર્તાઓ વિજ્ઞાન સાથે સહકાર ના સાધતાં અર્થશાસ્ત્રથી જ બધી વસ્તુસ્થિતિનો મેળ ખવડાવવા જાય તો ગોથાં જ ખાય** એમાં નવાઈ નથી. લાકડાના ભૂસામાંથી સાકર અને રેશમ બનાવવાની શોધ કે કોલસામાંથી માખણ કાઢવાની શોધથી જો રાજ-કર્તાઓ અજ્ઞાત રહે તો તેવા પ્રમાદનું પરિણામ એ જ આવે કે વ્યક્તિગત શેઠિયાઓ અથવા બીજાં રાજ્યો એ શોધોનો વ્યક્તિગત ચૂસણ માટે લાભ ઉઠાવી લે એટલે પછી રાજ્યની આવકમાં ફેરફાર પડતાં જેને ખોટ જાય તેને યુદ્ધ કરવું જ પડે તે સ્વાભાવિક છે. પછી યુદ્ધને અંગે ખોટી અને દુષ્ટ શોધખોળો કરા-વવાનું પરવડે.

આમ ન થાય તેટલા ખાતર જગતમાં આજે લોકોનું બૌદ્ધિક વલણ જ બદલી નાખવાનું આવશ્યક બન્યું છે. રૂઢ થઈ ગયેલાં બધાં જ લાગણીવશ અને ઊર્મિપ્રધાન (sentimental) દૃષ્ટિબિંદુઓને ફગાવી દઈને જગતમાં આજે એકલા વૈજ્ઞાનિક દૃષ્ટિ-બિંદુનો જ સર્વમાન્ય પ્રચાર કરવાની ચળવળ ચલા-વવી એ જ આજે તો આપણી મહત્ત્વની ફરજ છે. વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ સર્વમાન્ય કરાવવા પહેલાં બધાને પ્રાથમિક વિજ્ઞાનનું જ્ઞાન આપવું આવશ્યક છે. અને તે જ્ઞાન મેળવતાં પહેલાં દરેક જણે મનમાં પેસી ગયેલાં કેટલાંક ભૂત હાંકી કાઢવાની જરૂર છે–જેવાં કે આપણું મુડદું ચિરાવા દેવાનું. આપણું મુડદું જો વૈજ્ઞાનિક માટે શોધખોળ કે અભ્યાસ કરવા માટે અગત્યની સામગ્રી હોય તો આપણા જૂના જોડાની જેમ તે કયાં ઠેકાણે પડે છે તે વિષે ફિકર રાખવાનું છોડી દેવું જોઈએ. જીવતાં તો કોઈના ઉપયોગમાં ના આવ્યા હોઈએ પણ મરીને તો કંઈ ઉપયોગી થઈએ!

**વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ એટલે** સંશોધનના કાર્યમાં રોકાયેલા વૈજ્ઞાનિકો જગતને જે દૃષ્ટિએ જુએ છે તે ભવ્ય દૃષ્ટિ (vision). વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ એટલે સંપૂર્ણ તટસ્થતા, નિષ્પક્ષતા, સમભાવના. બીજાં દૃષ્ટિબિંદુઓથી તેની એ જ વિશિષ્ટતા છે કે એમાં કલ્પના, લાગણીવેડા, ઊર્મિ કે આવેશને સ્થાન નથી. પ્રત્યક્ષ સાક્ષીભૂત નક્કર હકી-કતો અને પુરાવાઓ (facts and figures) ઉપર જ તેના નિર્ણયો હોય છે. વૈજ્ઞાનિક દૃષ્ટિથી હિંદનો વૉયસરૉય ગોરાને બદલે કાળો માણસ થાય તેમાં જરા પણ વાંધો નથી, પછી ભલે રાજકીય દૃષ્ટિબિંદુથી તે વાંધાભરેલું હોય. હિંદુ મંદિરમાં એક મુસ્લિમ દર્શન કરવા જાય તે બનાવ સનાતન ધર્મના દૃષ્ટિ-બિંદુથી અસહ્ય ગણાતો હોય પણ વૈજ્ઞાનિક દૃષ્ટિ-બિંદુથી તે તદ્દન નિર્દોષ છે. ક્ષયના દર્દીની ખબર-અંતર પૂછવાનું વ્યવહારિક દૃષ્ટિબિંદુથી આવશ્યક હોય પણ વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથી તે સાવ વર્જ્ય છે. સભ્ય-તાના દૃષ્ટિબિંદુથી નાગા ફરવું એ અક્ષમ્ય હોય પણ વિજ્ઞાનની નજરે આખા શરીરને તડકો ખવડાવવા પૂરતું તે આવશ્યક છે. કાયદાની દૃષ્ટિએ એક ખૂની ફાંસીને લાયક હોય પણ વિજ્ઞાનના મતે તે સુધારી શકાય તેવો હોય. અહિંસાની દૃષ્ટિએ ચેપથી તરફડતા રોગીને પણ જીવતો જ રાખવાનું યોગ્ય હોય ત્યારે વિજ્ઞાનની નજરે તેને મારી નાખવાનું જ યોગ્ય હોય.

આ પ્રમાણે વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ જીવનના અસંખ્ય બનાવોને જુદી જ નજરે જુએ છે, **જગતના બધા લોકોની આંખોમાં આ નજર પેસી જાય તો પૃથ્વીને સ્વર્ગ બનાવવી અઘરી નથી.** સત્યમાંથી જ શાશ્વત શાંતિ પ્રગટે છે અને વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ કેળવવું એ સત્યની જ શોધ કરવા બરાબર છે. લાગણીઓનું સમતોલપણું રાખ્યા વગર સત્યની શોધ થઈ શકતી નથી. આપણે જાતે કે સગાંવહાલાં-માંથી કોઈ માંદું પડે ત્યારે આપણી લાગણીઓ ઉશ્કેરાટભરી હોય છે. તેથી માંદગી વિષે કંઈક "માનતા" રાખવાની કે જોડકણાં જોડવાની જરૂર જણાય તે સંભવિત છે–પછી ભલે તે માનતા ઝાઝી

વિવેકબુદ્ધિવાળી ( rational ) ન હોય પરતુ વિજ્ઞાનની દષ્ટિએ જોવા જતા તો રોગ એ કુદરતના અચૂક કાયદાઓનો અમલ જ છે અને જો તે કાયદાઓનું પૂરેપૂરુ સશોધન થઈ ચૂકયુ હોય તો તે રોગ મટવો કે અટકવો જ જોઈએ નિસર્ગો પાસકો આવેશમા કહે છે તો ખરા કે નિસર્ગ તરફ પ્રયાણ કરવાથી બધા રોગો અટકાવી કે મટાડી શકાશે, પરતુ ખરેખર જો સપૂર્ણ નિસર્ગમય જ થવુ હોય તો તેમ કરવાનુ પહેલુ જ પગલુ વસ્ત્રો ફેકી દેવાથી જ ભરી શકાશે, અને પછી તો ન્યુમોનીઆને લીધે જગતનો મૃત્યુ આકડો સોગણો વધી જાય તો કઈ નવાઈ જેવુ નથી ‘ સપૂર્ણ કુદરતી જીવન જ ગાળો ’ એ સૂત્ર વાહિયાત છે. સરકારી માણસ અને જગલી માણસ તદુરસ્તી અને માદગી–એ બધા કુદરતના જ પેટા ભાગો છે સુધરેલી સસ્કૃતિના કેટલાક મુદ્દાઓ તદુરસ્તીને હાનિકારક હશે એ વાત વૈજ્ઞાનિક દષ્ટિબિંદુથી કબૂલ કરવામા કઈ પણ વાધો ના હોઈ શકે, કારણ કે વિજ્ઞાન સશોધન કરીને એ મુદ્દાઓ સુધારી શકશે, પરતુ જવાબદાર વૈજ્ઞાનિકો તરફથી સાપડના આકડાઓ ઉપરથી તો ઊલટુ એમ ફલિત થાય છે કે જગલી માણસો કરતા સરકારી માણસો લાબુ આયુષ્ય ભોગવે છે,

**વાંક વ્યવસ્થાનો હોય છે પણ દોષ વિજ્ઞાનને** દવાય છે વિજ્ઞાનની શોધોનો લાભ થોડાઓને જ મળે છે તે કઈ વિજ્ઞાનનો વાક નથી માનવીઓમા જો આતરરાષ્ટ્રીય સમજ, સયુક્ત જવાબદારીની ભાવના અને થોડા અગત બલિદાનની તૈયારી હોય તો, હજી પૂરો વિકાસ નથી થયો છતા, વિજ્ઞાન આખા જગતમાથી રોગ અને દુ ખ જડમૂળથી નાબૂદ કરી શકે તેટલુ સમર્થ છે સશોધન કરીને વિજ્ઞાન માનવકુળને બચાવવા પ્રયત્ન કરે છે, પ્રત્યક્ષ પુરાવાઓ સાથે સ્વચ્છ આહાર, પાણી, હવા પોષક તત્ત્વ વિગેરે વિષે પ્રચાર કરીને મરડો, સધિવા, કોલેરા, ન્યુમોનીઆ, રીકેટસ, મધુપ્રમેહ વિગેરે રોગોથી માડીને સીફીલીઝ જેવા અસાધ્ય રોગોને મટાડવાની પણ વિજ્ઞાને જ શોધો કરી છે, પણ દવા જાણવાથી લોકો છૂટથી દુરાચાર કરશે એવા ભયે સરકાર જો સાચી માહિતી પ્રજા સુધી પહોચવા ના દે તો તેમા વિજ્ઞાનનો વાક નથી, વ્યવસ્થા અને શિક્ષણનો વાક છે ઈન્સ્યુલીનના બેત્રણ ઈન્જેકશન દરરોજ લેવાથી ભલભલો મધુપ્રમેહ મટી જાય છે, પણ થોડાઓને જ તે પરવડે છે, તેમા વિજ્ઞાનનો શુ વાક? વિજ્ઞાન તો કુદકે અને ભૂસકે આગળ વધે જાય છે પણ આપણી અધેર સરકાર આપણા શિક્ષણ અને સરકારની આગેકૂચ પણ તે જ ગતિએ ના થવા દે તો પછી આપણે વિજ્ઞાનની પ્રગતિ કેવી રીતે જીરવી શકીએ?

વિજ્ઞાનની પ્રગતિથી હરવુ ફરવુ સહેલુ બન્યુ છે, દર્દની વેદના હળવી બની છે વિગેરે મહુ દેખીતા ફાયદાઓ ગણાવવાનુ બાજુ ઉપર રાખીએ તોપણુ બીજા અનેક વિશાળ દષ્ટિબિંદુ રજૂ કરતા સાસ્કૃતિક ફાયદાઓ વિજ્ઞાનની પ્રગતિથી થયા છે અને તે વિષે આપણે આખ આડા કાન પણ ધરી શકીએ તેમ નથી વિજ્ઞાનના વિકાસે માનવજીવન ઉપર વિવિધ અસરો કરી છે પૃથ્વી સપાટ છે કે ગોળ, આપણા પૂર્વજો દેવ હતા કે પશુ વિગેરે સશયો ઉપર નિશ્ચયાત્મક પ્રકાશ પાડીને વિજ્ઞાને ફક્ત અભિપ્રાયો બદલવાનુ જ કાર્ય નથી કર્યું, પણ હળવે હળવે સમસ્ત માનવજીવનનુ દષ્ટિબિંદુ જ બદલી નાખ્યુ છે, અને આજે એક જ દષ્ટિબિંદુ આખા જગતમા પ્રમાણભૂત (standardise) કરવાનુ કાર્ય વિજ્ઞાન કરી રહ્યુ છે

વિજ્ઞાને આજે નવા નીતિશાસ્ત્ર અને નવા ધર્મશાસ્ત્રની જરૂરિયાત ઊભી કરી છે નીતિ કે ધર્મભાવના વિજ્ઞાનની પ્રગતિથી અલિપ્ત રહી શકે તેમ નથી આજથી બસો વર્ષ ઉપર ચીનમા દુકાળ પડે, ઇજિપ્તમા ધરતીકપ થાય કે સીલોનમા અતિવૃષ્ટિ થાય તેના સમાચાર સાભળીને હિંદીઓને માથે કઈ જ ફરજ ઊભી થતી નહોતી અને તેને માટે કઈ પણ ન કરે તોપણ ચાલી શકતુ હતુ પરન્તુ હવે જ્યારે તાર, રેડિયો એરોપ્લેન વિગેરેની સગવડ વિજ્ઞાને કરી આપી છે ત્યારે આપણાથી બેસી નહિ રહેવાય પીડિ

તેના ત્રાસનું નિવારણ કરવા **વિજ્ઞાનની સગવડોનો ઉપયોગ કરવો કે ના કરવો** એ નિસર્ગોપાસકો અને ધર્મચુસ્તો માટે નવા પ્રશ્નો રજૂ કરે છે. વિજ્ઞાનને અવગણીને ચાલવું પરવડે તેમ નથી, અને ફરજને અવગણીને ચાલવું પણ પરવડે તેમ નથી. **વિજ્ઞાનને જીવનમાં ઉતાર્યે જ છૂટકો છે.** જાહેર પાણી ગંદું થાય તો ટાઈફોઈડનું જોખમ રહે છે જ તેથી આપણાં બાળકોને રસી મુકાવવાની નવી ફરજ ઊભી થઈ છે જ અને જો થોડા રૂઢિચુસ્તો તે ફરજ ચૂકવાનો પ્રયત્ન કરે તો તે આ યુગમાં નભી શકે જ નહિ.

વિજ્ઞાને સિદ્ધ કર્યું છે કે પશુ અને મનુષ્ય એક જ પૂર્વજમાંથી ઊતરેલાં છે. આ જાણીને વિશ્વબંધુત્વના ઉપાસકોનું ફરજનું ક્ષેત્ર મનુષ્યમાંથી વિસ્તૃત થઈને પશુઓ સુધી પણ ફેલાશે. કોઈને વળી માનસવિજ્ઞાનના કાતિલ અવલોકન ઉપરથી એવું સમજાય કે માનવીમાત્રનાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કર્મો પણ જિજીવિષા (Struggle of existence)નું જ પરિણામ છે તો તે નબળાઓને મદદ કરવા ના પાડવા પણ તૈયાર થાય. વિષમ ગરીબીને લીધે સંતતિનિયમન કરવાની હિમાયત પણ કરવામાં આવતી હોય, પરંતુ વૈજ્ઞાનિક સંશોધન તો એમ જ કહે છે કે **કોઈ પણ સ્ત્રી ગર્ભાધાન અને પ્રસવ વગર સંપૂર્ણ સંતોષ નહિ મેળવી શકે.** આવા આવા વૈજ્ઞાનિક વિચારોથી જીવન અટપટું બનતું જાય છે, તેથી ભૂલ કરવાની અને સાથેસાથે નવી શોધખોળ કરવાની તકો પણ વધતી જ જાય છે. એટલે કોઈને ભય હોય કે વાર્તાનું રહસ્ય વાર્તાની શરૂઆતમાં જ ખૂલી જાય તો વાર્તા નીરસ બની જાય છે તેમ વૈજ્ઞાનિક પ્રગતિથી જીવનનું રહસ્ય જીવનની શરૂઆતમાં જ ખૂલી જશે તો જીવનમાં રસ નહિ રહે, તો તે ભય અસ્થાને છે. વિજ્ઞાન એવી સુંદર રીતે પ્રગતિ કરી રહ્યું છે કે તે એક વાર વૈજ્ઞાનિક રીતે ખુદ ઈશ્વરતત્ત્વનો સાક્ષાત્કાર જગતને કરાવશે છતાં જીવનનું રહસ્ય ચાલુ જ રાખશે.

વિજ્ઞાન આપણી દૃષ્ટિ અને શક્તિ બન્ને વધારતું જાય છે અને પોતાની સાચી સેવાશક્તિની પણ આપણને ઝાંખી કરાવતું જાય છે. **વિજ્ઞાનની ઝંખના તો એ છે કે જગતની એકેએક વ્યક્તિનું સાચું હીર પૂરબહારમાં પ્રકટાવવું કોઈનું પણ વ્યક્તિત્વ વેડફાઈ જવા દેવું નહિ.** મનુષ્યો સિત્તેર અને એંસી વર્ષનું આયુષ્ય ભલે ભોગવતા હોય પણ ૧૦૦માંથી ૯૯.૯ ટકા માનવજીવન નિષ્ફળ જાય છે. વિજ્ઞાનને મન આ વેડફાઈ જતું માનવધન આર્થિક બગાડ કરતાં હજારોગણું મોટું દેખાય છે. વિજ્ઞાન કુદરતનાં બળોને કાબૂમાં લાવી શક્યું છે, પણ જે દિવસે તેને મનુષ્યનાં કર્મોને પણ પોતાના કાબૂમાં લાવવાની તક મળશે તે દિવસથી વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ પ્રયોગમંદિરોમાંથી નીકળીને રોજબરોજના જીવનમાં પ્રવેશી જશે. આજની આખી સંસ્કૃતિ પ્રયોગશાળાઓમાં પુરાયેલા ગણ્યાગાંઠ્યા મુઠ્ઠીભર વૈજ્ઞાનિકોએ જ સર્જી છે, પણ તેમનું સાચું દૃષ્ટિબિંદુ હજી પ્રયોગમંદિરોમાંથી બહાર ફેલાઈ શક્યું નથી તેથી જગતમાં તે વિષે ઘણી ગેરસમજ છે. સંશોધકોનાં દૃષ્ટિબિંદુમાં ઓછાંમાં ઓછાં આટલાં મહત્ત્વના તત્ત્વોનો સમાવેશ તો થાય છે જ:—

(૧) સત્ય માટે અત્યંત ચીવટ અને આગ્રહ

(૨) વહેમ, આવેશ, લાગણીવેડા કે કેવળ ધર્મગ્રંથોનાં સૂત્રોથી જ સિદ્ધ કરી શકાતા અસમર્થ નિર્ણયો ને નિર્ણયક તરીકે સ્વીકારવાની ના. **તે છતાં તેની ઉપર સંશોધન કરવાની આતુરતા.**

(૩) ઊર્મિ અને આવેશનું પ્રયત્નપૂર્વક રૂંધન, કારણ કે લાગણીવશતા સત્યના માર્ગમાંથી ચલિત કરનારો મોટો પથરો છે.

(૪) રાષ્ટ્ર, રંગ કે જાત ઉપર નહિ પણ હમેશાં પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થઈ શકતા સિદ્ધાંતો ઉપરથી જ ન્યાય તોળાય છે.

(૫) અજમાવ્યા વગર કદી જ અભિપ્રાય નહિ આપવો.

(૬) કલા, પ્રેમ, ભક્તિ, સૌંદર્ય વિગેરે ઉચ્ચ ભાવનાઓની ખૂબીઓ અગમ્ય ના રહેવા દેતાં સ્પષ્ટપણે વ્યક્ત કરવાની ધગશ.

(૭) એક જાતની લાક્ષણિક સૌંદર્યભાવના અને સશોધનનો આનદ (research spirit) કેળવવો કે જેમા થોડુ ભવિષ્યદર્શન પણ હોય

આ દૃષ્ટિબિંદુ હજી શોધખોળમા પડેલા વૈજ્ઞાનિકોમા જ સમાઈ રહ્યુ છે જેમ જેમ જનતા તે ઝીલતી થશે તેમ તેમ વિજ્ઞાનની સાચી શક્તિ સમજાતી જશે

વૈજ્ઞાનિકને મન હીરા અને કોલસાનુ તાત્ત્વિક મૂલ્ય સરખુ જ છે, કારણ કે બન્ને કારબન (carbon) છે તેવી જ રીતે લાકડાનુ ભૂસુ, સાકર, રૂ, કાગળ, વીસ્કોસ રેશમ વાસ કે ઘાસ પણ વિજ્ઞાનની દૃષ્ટિએ એક જ મૂળ (cellulose)ની ડાળીઓ છે એ જ પ્રમાણે વિજ્ઞાનને મન સારા માણસ અને ખરાબ માણસનું તાત્ત્વિક મૂલ્ય સરખુ જ લાગે છે પણ તેથી વિજ્ઞાન બધાના અલગ વ્યક્તિત્વને ખીલવવાની વિરુદ્ધ છે એમ નથી ખરી રીતે તો વિજ્ઞાન એક જ વસ્તુને આદર્શ માનતુ નથી વિજ્ઞાનનો પ્રયત્ન જેટલી વધારે જાતના માણસો ખીલી શકે તેટલા ખીલવવાનો હોય છે, સારા કે ખરાબનો નિર્ણય કરવા વિજ્ઞાન શક્તિ નથી બગાડતુ દરેક વસ્તુનુ જે વ્યક્તિગત મૂલ્ય છે તે જ વિજ્ઞાન તો સ્વીકારે છે અને તેનુ તે મૂલ્ય પૂરેપૂરુ ખીલે તેમા જ વિજ્ઞાન રાજી છે વિજ્ઞાન દરેક વ્યક્તિના મહત્ત્વને માન આપે છે કોઈને પણ સતપદે સ્થાપવાનો પ્રયત્ન નથી કરતુ બ્રહ્મચારી સારો અને વ્યભિચારી ખરાબ એવો મત સમાજવ્યવસ્થા કાયમ રાખવા વિજ્ઞાન સ્વીકારે પણ તત્ત્વત વિજ્ઞાનને એવા ભેદ સાથે કઈ લેવા દેવા નથી અગમ્યનુ મૂલ્ય આકવા માટે પણ આપણી પાસે દુન્યવી જ સાધનો છે તેથી બહુ બહુ તો શ્રીકૃષ્ણ ગૌતમ, જિસસ, ચૈતન્ય, વિવેકાનદ કે ગાંધીજી જેવુ માપવુ ચોકઠુ બનાવીને જ માણસની આકણી કરી શકીએ તેમ છીએ, પણ તેમ કરવાથી વ્યક્તિના માપનો ચોક્કસ આકડો કઈ પ્રાપ્ત થતો નથી, ઊલટુ ગોટાળામા પડાય છે તેથી વિજ્ઞાન તો એમ જ કહે છે કે કોઈ આદર્શની સરખામણીથી મૂલ્ય ના આકતા જેટલું સ્વતંત્ર વૈવિધ્ય ખીલે તેટલુ જ ખીલવા દેવુ વિજ્ઞાન આદર્શ અને પૂર્ણત્વ કરતા વૈવિધ્ય ખીલવવાનો જ પ્રયત્ન કરે છે

બધા મનુષ્યો સરખા જ છે એવી વિશ્વબંધુત્વની ભાવના આમ છે તો ખૂબ પ્રશસનીય, પરતુ તે ભાવના એક હાડોહાડ જુઠ્ઠાણામાથી જન્મી છે એમ કહેવા હુ તત્પર થઈશ તો લોકો મને પાગલ ગણશે પરન્તુ હકીકતમા તેમ જ બન્યુ છે વૈજ્ઞાનિક દૃષ્ટિએ **બધા મનુષ્યો સરખા નથી એટલુ જ નહિ પણ કોઈ પણ બે મનુષ્ય જગતમા સરખા નથી,** અરે ખુદ જોડકા જન્મેલા બે બાળકો પણ સરખા નથી વિશ્વનુ એકએક પ્રાણી નિરનિરાળુ જ અસ્તિત્વ ભોગવે છે ઉપલકિયા દૃષ્ટિએ ઘણા માણસોમા વર્ણ, આકાર, અવાજ, અક્ષર, બુદ્ધિ વિગેરેનુ સામ્ય જણાશે પરતુ દરેક બે માણસની વચ્ચે એક મોટો અગત્યનો ફેરફાર તો મળી જ આવશે બે ભાઈઓ મોટા પ્રમાણમા મળતા દેખાય તો તે વારસા અથવા વશગુણ (Heridity)નુ પરિણામ નથી પણ ઘરના એક જ વાતાવરણનુ પરિણામ છે તે બે ભાઈઓને જુદા જુદા વાતાવરણમા ઉછેરવામા આવ્યા હોત તો બન્ને ઘણા જુદા પડી ગયા હોત અમુક ગુણો વારસામા ચોક્કસ ઊતરે છે પણ મોટા ભાગના ગુણો બદલી શકાય તેવા જ હોય છે માજરી આખવાળા બે બાળકોને ગમે તેટલા જુદા સજોગોમા રાખો પણ સજોગો આખ નહિ બદલી શકે પરતુ ચોરસ્વભાવના બે બાળકોને યોગ્ય શિક્ષણથી જુદા બનાવી શકાય છે વારસાના ખરાબ ગુણોવાળા છોકરાને સુધારીને સારો છોકરો બનવી શકાય છે પણ ઠોઠ છોકરાને હોશિયાર બનાવી શકાતો નથી—ઠોઠપણુ વારસામા મળે છે

બહુ જ સામ્ય ધરાવતા બે જોડકા બાળકોમા પણ અસામ્યતત્ત્વ શોધવા જતા ખૂબ જડશે એક જ પકવ અડમાથી જોડકા બાળકો જન્મ્યા હોય છે એટલે વશાનુગત તત્ત્વો તો બધા જ સરખા હોય છે તો પછી પ્રશ્ન થશે કે તફાવત શાથી પડે છે ?

મનુષ્યોના આ અસામ્યત્વનુ રહસ્ય સમજાવી શકવા વિજ્ઞાન સમર્થ થયુ છે માણસ માણસના તફાવત માટે પ્રાણીશાસ્ત્ર ચાર મુખ્ય કારણો આપે છે —

(૧) પૂર્વજોનો વારસો—ગોરા કે કાળા, રોગી કે નીરોગી, ઠોઠ કે ચાલાક વિગેરે

( ૨ ) સંજોગોનું જુદાપણું–શિક્ષણ, અકસ્માતો, રોગ, લાલચો વિગેરે.

( ૩ ) મગજની સ્વતંત્રતા–દર્શન, સ્મરણ, શ્રવણ, સ્પર્શ, ગંધની અસરને લીધે.

( ૪ ) બીજપલટો ( segregration ) અને વર્ણસંકરત્વ ( crossbreeding )

સમજી શકાય તેવું છે કે બધાં કારણો કોઈ પણ બે વ્યક્તિ માટે સરખાં ન જ હોઈ શકે. જોડકાં બાળકોના અસામ્યત્વનું કારણ મગજની સ્વતંત્રતા છે. મનુષ્યનું મગજ જડ યંત્ર જેવું નથી, પણ તીવ્ર ફોટોગ્રાફીક પ્લેટ જેવું છે. નજરે દેખાતાં જે દશ્યો અને કાને પડતા જે શબ્દો મગજમાં એક વાર છપાઈ જાય છે તે છાપોમાંથી મગજનું બંધારણ ઘડાય છે. જોડકાં બાળકોને એક જ વાતાવરણમાં ઉછેરવામાં આવે તો સાધારણ રીતે તેમની બુદ્ધિ અને નીતિભાવના સરખી રહેશે, પરંતુ **એકી વખતે સરખા જ વિચારો કરવાની છાપ** તેમનાં મગજ ઉપર નહિ પડે. તે ભેદને કારણે તેમનામાં કંઈક અસામ્યત્વ પ્રવેશી જશે અને દરેક ગુણની જેમ આ અસામ્યત્વ પણ દિવસે દિવસે પાકા પાયે જામતું જશે. જોડકાં બાળકોનું વાતાવરણ જ સદંતર બદલી નાખવામાં આવે તો તો ઘણું જ અસામ્યત્વ ખીલે છે. ફળ, ફૂલ, પશુ, પક્ષી–બધાંમાં જ આ પ્રમાણે વૈવિધ્ય ખીલવી શકાય છે. આ રહસ્ય આશાસ્પદ છે કારણ કે તેમનામાં સંજોગો બદલીને માણસને સુધારવાની શકયતાઓ છે અને બીજ બદલીને સારી પ્રજા ઉત્પન્ન કરવાની પણ શકયતા છે. બુદ્ધિ સંજોગોથી પૂરેપૂરી બદલી શકાય છે પણ આવેશની વાતમાં તો વંશનો કંઈક અંશ રહી જ જાય છે. વર્ણસંકરત્વ ( crossbreeding )થી મોગરો અને ગુલાબમાંથી નવી જાતનું ફૂલ ઉત્પન્ન કરી શકાય છે. કાળાં અને ધોળાં બિલાડા–બિલાડીઓ કાળા, કાબરા, ભૂખરા, લીલા, પીળા એમ વિવિધ-રંગી છસાત બચ્ચાંઓમાં પોતાના ગુણો ઓછાવત્તા પ્રમાણમાં વહેંચી આપે છે. આને બીજપલટો (segregration) કહે છે. **ગાંધીજી અને જનાબ જીન્ના** મળીને નવો મનુષ્ય ઊભો થાય તેવી શોધ જો કે હજી થઈ નથી પણ વિજ્ઞાન તેની શકયતાનો ઇનકાર કરતું નથી.

સામ્યવાદનો પ્રચાર કરવા માગતું પ્રગતિશાળી રાજ્ય બહુ બહુ તો બધાને સરખી તકો આપે, પણ ભૌગોલિક સંજોગો તો બદલી શકે જ નહિ. ગોરાને કાળો બનાવવા માટે સિલ્વર નાઇટ્રેટનો એક નરમ ઘૂંટડો પિવડાવી શકાય પણ તે છતાં જોઈએ તેવો ઘનશ્યામ તો તે નહિ જ બની શકે. તેથી વિજ્ઞાનનું તો ભવિષ્યદર્શન છે કે **સામ્યવાદને બદલે આગળ ઉપર તો અસામ્યવાદનો જ સ્વીકાર થશે** અને શિક્ષણસંસ્થાઓ પણ સામ્યત્વ લાવવાનો મિથ્યા પ્રયત્ન કરવાને બદલે તેજસ્વીતાના નક્કર જુદાપણા ઉપર રચાયેલું કટ્ટર અસામ્યત્વ ખીલવવાનો જ પ્રયત્ન કરશે. વિજ્ઞાનનો રાજઅમલ થશે ત્યારે પચાસ છોકરાઓ એક જ વર્ગમાં એક જ જાતનું શિક્ષણ લેવાને બદલે દરેક છોકરો પોતપોતાનું વ્યકિતત્વ પૂર્ણ વિકાસ પામે તેવું જ શિક્ષણ લેશે. દરેકને માટે નિષ્ણાતપણાની જ તાલીમ હશે. પ્રખર વિદ્વાનોને આજની જેમ અમુક ઉમરે કૉલેજ છોડી નહિ દેવી પડે. આજ આવી વ્યકિતત્વ ખીલવવાની નિશાળો જ કયાં છે? આજની નિશાળોના પાઠો સરેરાશ હોય છે, યથાવ્યકિત નથી હોતા.

કોઈ પ્રશ્ન કરશે કે મનુષ્યનું વ્યક્તિત્વ અને અસામ્યત્વ માપવું શી રીતે? આજે અમેરિકા મનુષ્યની કમાવાની શક્તિથી તે માપે છે, સમાજવાદી દેશ રાજ્યને મનુષ્યની આર્થિક ઉપયોગીતા કેટલી છે તે ઉપર આંકે છે, ધાર્મિક સંપ્રદાયો પોતે વખાણેલા સદ્‌ગુણો મનુષ્ય કેટલા પ્રમાણમાં પાળે છે તે ઉપર આંકે છે અને **આપણા મેટ્રિકના પરીક્ષકો?** એ લોકો તો અસામ્યત્વ માપવામાં એક્કા થઈ ગયા છે. બકરાં અને ઘેટાંનું અસામ્યત્વ માપવા માટે બકરાંઓને કાપી નાખવાનો રસ્તો જ તેમને ઠીક લાગે છે. માનસશાસ્ત્રીઓ સામાન્ય સમજની કસોટીઓથી માપે છે. વિજ્ઞાન મનુષ્યના પ્રકૃતિગુણોની યથાર્થ નોંધ લઈને મનુષ્યનું ચોક્કસ

વ્યક્તિત્વ શોધી કાઢે છે દરેક વ્યક્તિ અમુક પ્રકૃતિગુણથી પારગત હોય છે અને અમુક પ્રકૃતિગુણમા બેવકૂફ હોય છે વિજ્ઞાન આજે પારગતપણુ ખીલવવાની જ કળા શોધી રહ્યુ છે

વ્યક્તિઓના આ અસમ્યત્વનો સ્વીકાર કરવાથી લોકશાસન ( Democracy ) ને ફટકો પડશે એવો કેટલાકને ભય લાગશે કારણ કે આપણે જોયુ કે વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુએ દરેક માણસનું બુદ્ધિનુ ધોરણ સરખુ નથી અને તેથી દરેક માણસના મત ( Vote )નું મૂલ્ય પણ સરખુ નથી જ. એટલે લોકશાસનની કહેવાતી ચૂટણીઓ વાસ્તવિક તો નથી જ પરન્તુ કામચલાઉ રીતે લોકશાસન એ જબરી પ્રશસનીય શોધ છે લોકશાસન એ આતર વિગ્રહમાથી બચવાનો કીમિયો છે લઘુમતી જ્યા સુધી બહુમતી કેળવે નહિ ત્યા સુધી આમે પણ લડાઈમા ઊતરે તો હારી જ જાય તેથી હૃદયપલટો કરાવ્યા વગર લઘુમતી તો કદી જ રાજસત્તા હાથ કરી શકે નહિ જો કે એક દિવસ તો એવો પણ આવશે જ કે જે દિવસે દરેક વ્યક્તિની સાચી મતશક્તિ ( Voting Power ) માપી શકવાનુ શક્ય બનશે અને ત્યારે સાચુ લોકશાસન સ્થપાશે પરન્તુ આજના અધૂરા લોકશાસનમા પણ ખરો ભય વ્યક્તિના વૈજ્ઞાનિક અસામ્યત્વનો નથી પણ **બહુમતીની ઇચ્છામા જાણીબૂજીને આડે આવી ડખલ નાખનારા કેટલાક તેજોદ્વેષી નેતાઓને મારી નહિ નાખવાની દયાવૃત્તિ જ લોકશાસનનો સાચો ભય તો છે** ચાર્લ્સ પહેલાને પ્રજાએ મારી નાખ્યો, પણ હીટલરને મારવા પૂરતી બહુમતી તેના દેશમાં નથી જવાબદાર મતની પ્રથા જો કે આદર્શ પ્રથા તો નથી જ પણ અત્યાર સુધીમા શોધાયેલી બધી પ્રથાઓમા શ્રેષ્ઠ છે એને આદર્શ પ્રથા બનાવવા માટે તો વૈજ્ઞાનિકોને જ પૂછવુ પડશે

વૈજ્ઞાનિકોના હાથમા જગતની પુનર્રચનાનુ કામ આવે તો પહેલુ કાર્ય તો તેઓ એ જ કરે કે જક્કી પેગબરોની તો તેઓ કતલ જ કરે હીટલર, મુસોલીની, સ્ટેલીન અને ઝીણાનુ તો આવી જ બને અહો વિજ્ઞાનને ધર્મ, નીતિ અને અહિંસા સાથે અથડામણ થઈ જવાનો ભય છે, પણ વૈજ્ઞાનિક પ્રગતિએ આજે નવા જ નીતિશાસ્ત્રની જરૂર ઊભી કરી છે આજે **વાસ્તવિકતાની માગ ખૂબ વધી ગઈ છે** અને તેને પહોચી વળવા આપણા પૂર્વજોના નીતિશાસ્ત્રને આપણે તિલાજલિ આપવી જ પડશે આજનુ આપણુ નૈતિક દેવાળુ શાને આભારી છે ? બુદ્ધિને સતોષી શકે તેવુ નૈતિક શાસ્ત્ર ઉપલબ્ધ નથી તેથી જ આધુનિક વિજ્ઞાનના ધોરણ ઉપર રચાયેલુ નીતિશાસ્ત્ર જ વાસ્તવિક થશે

જાહેર અભિપ્રાયની હાલની સ્થિતિ જોતા ફરજિયાત કતલ ચલાવી શકાય તેમ નથી બાકી ધારો કે આવતી કાલે જ બધા ઠીંગણાઓને મારી નાખવામા આવે તો ભવિષ્યમા એક પણ ઠીંગણો જોવા ના મળે ચેપી રોગના બધા દર્દીઓને સાફ કરી નાખવામા આવે તો બીજા સો વર્ષ સુધી ચેપી રોગનુ નામ દુનિયામા ના સભળાય બેવકૂફોની કતલથી જો કે બેવકૂફી સદતર નાબૂદ થતા પેઢીઓ લાગે પણ તે બેવકૂફોના પોતાના જ ફાયદામા છે પતિપત્ની બને બેવકૂફ હોય તો સતતિ પણ બેવકૂફ જ રહેવા પામે અને એ ત્રણે જીવવા કરતાં મરવાથી જ વધારે સુખી થાય તેમ છે

વિજ્ઞાન આવી કતલની વાત સૂચવે છે એટલે આપણી ભલી લાગણીઓ ઉશ્કેરાઈ જાય છે અને આપણે વિજ્ઞાન પ્રત્યે અશ્રદ્ધાની નજરે જોવા પ્રેરાઈએ છીએ, પરતુ લાબી નજરે જોતા જણાશે કે વિજ્ઞાન દયાવૃત્તિને જ સાનુકૂળ છે, જો એક વાછરડો કે વાછરડો ભયકર દર્દની વેદનાથી પીડાતો હોય તેને મારી નાખવો તે દયાળુ હિંસા ગણી શકાતી હોય તો એવા લાખો માનવદર્દીઓ મૃત્યુ સાથે મહિનાઓ અને વર્ષોથી બાથ ભીડી રહ્યા છે કે જેમને મારી નાખવા એ ખરી રીતે તો પુણ્યનુ જ કામ છે તેમા ખાસ કરીને જિંદગીમા હવે જેને કશુ જ કામ કરવાનુ બાકી રહ્યુ નથી તેવા લાબી માદગીથી જાતે પીડાતા અને આડોશીપાડોશીઓને પણ નકટક પીડી રહેલા અસાધ્ય દર્દીઓને પણ વધારે જિવાડવાથી શો ફાયદો

છે? "હવે તો ભગવાન છુટકારો કરે તો સારું" એવી યથાર્થ વાંચ્છના કરનારાના છુટકારાને આવેશ જ રોકી રહ્યો હોય છે. બાકી આવા સંજોગોમાં આત્મહત્યા કરનાર કઈ રીતે પાપી ગણાતો હશે તે સમજવું મુશ્કેલ છે.

પાપ અને પુણ્ય વિશાળ અર્થમાં સમજી શકાય તેવાં છે પરંતુ તેની ઉપર રચાયેલું કર્મ અને ફળનું તત્ત્વજ્ઞાન વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથી પચાવવું બહુ કપરું છે. હદ ઉપરાંત જમું તો આવતી કાલે અજીર્ણથી માંદો પડું તે બીજાના અને મારા પોતાના અનુભવ ઉપરથી સમજી શકાય તેવી વાત છે, પરંતુ અહીં દુઃખ વેઠ-વાથી સ્વર્ગમાં સુખ મળશે એવું જ્યાં સુધી કોઈનો દાખલો બતાવીને પ્રત્યક્ષ રીતે પ્રતીત નહિ કરાવી શકાય ત્યાં સુધી સ્વર્ગમાં ચોક્કસ સુખ મળશે જ એવી ધર્મશાસ્ત્રોની જેમ વિજ્ઞાન ધાપ નહિ મારે (dogmatise)–એની ઉપર સંશોધન જરૂર કરશે પણ આંધળી શ્રદ્ધા નહિ બાંધી દે. કર્મનું પ્રત્યક્ષ પરિણામ દેખાય તો ખ્યાલ આવે ખરો કે આજે હું મારી આગલી કરણીનાં ફળ ચાખી રહ્યો છું, પરંતુ મને મારા પૂર્વજન્મનાં કર્મો જ યાદ નથી આવતાં. **પૂર્વજન્મનાં કર્મો યાદ કરાવે તેવી શોધ થતાં સુધી હું કેવી રીતે કબૂલ કરી શકું કે હું મારા પૂર્વજન્મનાં કલ્પિત કર્મોનાં જ આ ફળ ભોગવી રહ્યો છું?** બાકી પૂર્વજન્મના કર્મનું આ ફળ હોઇ શકે એવો કર્મફળનો સિદ્ધાંત હું સ્વીકારી શકું છું અને હવે પછીના જન્મમાં ખરાબ ફળ ચાખવાં ના પડે તેટલા ખાતર ચાલુ જન્મમાં સત્કર્મો પણ કરું છું. પણ તેથી મારું વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ સંતોષ પામતું નથી.

કોઈ કહેશે કે ઈશ્વરે આપણી આંખ ઉપર માયાનું આવરણ છાવરી દીધું છે તેથી પૂર્વજન્મ યાદ કરી શકતા નથી. પણ હું પૂછું છું કે ઈશ્વર મહાશયને એવું ભ્રમમાં નાખવાનું શા માટે કરવું પડે છે? શું તેઓ એટલા પણ સજ્જન (sportsman) નથી કે સીધેસીધું એક ન્યાયાધીશની જેમ જણાવી દે કે "તમારા પૂર્વજન્મના અમુક ગુનાની આ સજા છે?" જો આ પ્રમાણે ચેતવણી મળે તો આપણે જરૂર તેવા ગુના કરતા અટકીએ. **ભ્રમ-જાળમાં ફસાવીને રમત રમવી એ ઈશ્વર જેવા ખેલાડીને છાજતું નથી.** ઈશ્વરતત્ત્વ પ્રત્યે મારી અત્યંત કોમળ અને પૂજ્ય લાગણીઓ છે તેથી ઈશ્વર વિરુદ્ધ કલમ ચલાવતાં હું ઘણો ડરું છું, સ્વભાવે જ હું પ્રભુથી ડરનારો (God-fearing) છું, પરંતુ મારો એ ડર અને પૂજ્ય ભાવનાઓ તો મારી લાગણીવશતા પણ ગણી શકાય. વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથી તો મારે ઈશ્વરના પ્રભુત્વ વિષે પણ શંકા ઉઠાવવી પડે છે. ઈશ્વરને જો હું સલાહ આપવા લાયક હોઉં તો મારે તેને એટલું જ કહેવાનું છે કે "ભાઈ ઈશ્વર, હું હૃદયપૂર્વક માનું છું કે સૃષ્ટિમાં મહાનમાં મહાન તું જ છે, પણ તેના પુરાવા વગર વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ સંતો-ષાતું નથી; તેથી ખરેખર જ જો તું સૃષ્ટિક્રમનો સંચાલક હોય તો તેના પહેલા પુરાવા રૂપે તું બધા જીવોને તેમના પૂર્વજન્મના બનાવો યાદ કરાવી આપ, જેથી અમને મુમુક્ષુઓને ચાલુ જન્મનું સાર્થક કરવાનું સૂઝે. શ્રીભગવદ્ગીતામાં આપે આદેશ તો આપી દીધો છે કે 'કર્મના ફળની આશા રાખ્યા વગર તું કર્મ કર્યે જઈશ તો હું તારી મુક્તિ કરી દઈશ.' પરંતુ મને તો લાગે છે કે કર્મના ફળની આશા રાખ્યા વગર જ કરનારા યોગીઓ પણ **મોક્ષરૂપી એક મોટા ફળની ઇચ્છાએ જ આ ભગવદાજ્ઞા પાળવાનું કર્મ કરે છે ને!"**

શા માટે દેહદમન? કઈ બાંહેધરી ઉપર? કયા પુરાવાથી પ્રેરાઈને? ખરું પૂછો તો આત્મા શરીરથી જુદો છે જ નહિ. શરીર જો સંપૂર્ણ સુખમાં રહે તો જ આત્મા વિષે આગળ વિચાર થઈ શકે. મને લાગે છે કે આપણને ઈશ્વર કરતાં તો ઊલટી લોખંડ વિષે વધારે માહિતી હોય છે. હું મારા પાડોશીને મૂર્તિપૂજા કે નિસર્ગપૂજાનું મહત્ત્વ સમજાવવા બેસું તેના કરતાં તે ભૂખ્યો હોય તો ખાવાનું આપું, માંદો હોય તો દવા આપું કે બેકાર હોય તો નોકરી આપું એ જાતનું પુણ્ય ચડિયાતું લાગે છે. કારણ કે મને પોતાને ભૂખ્યા રહેવું, માંદગીથી હેરાન-પરેશાન થવું કે બેકાર પડી રહેવું ગમતું નથી તેનો પ્રત્યક્ષ અનુભવ છે.

જ્યારે મૂર્તિપૂજા કે નિસર્ગપૂજા વિષે ખૂબ અભ્યાસ કરવા છતાં હું જ જ્યાંનો ત્યાં છું તો માગ પાડોશીને તો કેટલો ઊંચે ચઢાવી શકવાનો હતો !

બહુ બહુ તો આપણા કેટલાક ધાર્મિક સદાચારનું વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથી સમર્થન કરી બતાવું દાખલા તરીકે જાજરૂ જઈ આવીને નાવાની કે વસ્ત્રો બદલવાની રૂઢિને એ રીતે સમજાવું કે જાજરૂના કનિષ્ઠ (volatile) વાયુઓ તથા સૂક્ષ્મ જંતુઓ શરીર અને કપડાંના છીદ્રોમાં ભરાઈ જાય તો આરોગ્યને નુકસાન કરે તેવો સંભવ છે તેથી સાબુ ચોળીને સ્નાન કરી લેવું એ વધારે સલામત છે—આવશ્યક જ છે એમ નહિ આ પ્રમાણે સદાચારો વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથી સમજાવી શકાય તેવા છે પણ બધા તો નહિ જ પણ નહિ જેવા સમર્થન ઉપરથી તો કેટલાક ચુસ્ત સનાતનીઓ વૈજ્ઞાનિક સિદ્ધાન્તોનો અવૈજ્ઞાનિક વહેમોના બચાવ માટે છૂટથી ઉપયોગ કરે જાય છે જો ખરેખર જ તેઓ વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથી રૂઢિઓનું મહત્ત્વ સમજાવી શકતા હોત તો લોકો જરૂર તે રૂઢિઓ પાળતા જ હોત પરંતુ શ્રદ્ધાને વચમાં લાવવાથી લોકોની આસ્થા ઊઠી જાય છે

સદાચાર અને પવિત્રતાનું આત્મોદ્ધાર માટે ઘણું જ મહત્ત્વ હશે પરંતુ તર્કથી જ દોરનારા દરેક યુવકના જીવનમાં એક ઘડી એવી આવે છે કે જે ઘડીએ તે એમ જ માનવા પ્રેરાય છે કે સદાચારને વાસ્તવિક પાયા (rational basis) જેવું કંઈ જ નથી ફક્ત સમાજવ્યવસ્થા પૂરતું તેનું મહત્ત્વ હોઈ શકે 'મારે સદાચારી શા માટે થવું ?' એ પ્રશ્નનો વૈજ્ઞાનિક જવાબ જ નથી પૂર્વે સારું ગણાતું કામ આજે સારું ગણાતું બંધ પણ થાય સારું અને ખરાબ એવો અભિપ્રાય આપણી સરકાર કે ધર્મના કાયદાઓ અને આપણે જાતને જગતને જે દૃષ્ટિબિંદુથી જોઈએ છીએ તે ઉપર આધાર રાખે છે સદાચાર ઈશ્વરને પહોંચવાનું પગથિયું છે એવો અનુભવ વૈજ્ઞાનિકો માની શકે ખરા, પરંતુ સીધા પુરાવા વગર તેને સત્ય તરીકે સ્વીકારવા તૈયાર નથી આજે તો જો કે ઈશ્વરતત્ત્વનો સાક્ષાત્કાર કરાવી શકે તેવો સીધો જ વૈજ્ઞાનિક પુરાવો શોધાઈ ચૂક્યો નથી પરંતુ તેમ કરાવી શકવાની શક્યતાઓ વિજ્ઞાન બતાવે છે

વૈજ્ઞાનિક એમ નથી માનતો કે મનુષ્ય એક નિષ્પ્રાણ યંત્ર છે અને વિજ્ઞાનથી જીવન યંત્રવત્ થઈ જશે વૈજ્ઞાનિક એમજ માને છે કે મનુષ્ય આત્માથી નિયંત્રિત એવું એક યંત્ર છે અને આખી સૃષ્ટિ ઈશ્વરથી નિયંત્રિત એક યંત્ર છે આપણે બધા ઈશ્વરના સૃષ્ટિયંત્રના એક એક દાંતા છીએ પરન્તુ લોખંડ જેવા જડ દાંતા નથી યંત્રમાં આપણું સ્થાન શું છે અને કેવું હોવું જોઈએ જેથી ઈશ્વરનું યંત્ર બરાબર ચાલે તે વિષે વિચાર કરી શકવાની આપણામાં બુદ્ધિ છે વિજ્ઞાનનું ધ્યેય આ બુદ્ધિને ખિલાવવાનું છે, શ્રદ્ધા અને વહેમથી રૂંધી નાખવાનું નહિ એટલે આત્મા અને ઈશ્વર ઉપર પણ વિજ્ઞાન સંશોધન કર્યા વગર જંપે તેમ નથી

વિજ્ઞાને પ્રયોગો દ્વારા એટલું તો બતાવ્યું જ છે કે ઈશ્વર નામનું અગમ્ય બળ મનુષ્યના દેહથી અલગ તો નથી જ ફક્ત પકડીને જુદું પાડી શકાતું નથી એટલી શોધ હજી અધૂરી છે 'ઈશ્વરને ઓળખવા માટે તું પહેલાં તારી જાતને ઓળખ" એ વેદાજ્ઞાના સ્થૂળ અર્થને કલ્પનાથી રંગ્યા વગર જ મનુષ્યદેહના બીજકોષોનું પૃથક્કરણ કરતાં જણાયું છે કે લગભગ બધા જ વ્યક્તિગત બીજકોષો રસાયણિક પરમાણુઓના બંધારણથી પ્રયોગમંદિરમાં બનાવી શકાય છે એટલે આ કોષો કંઈ આત્મામાંથી જન્મતા નથી પણ એ પ્રત્યેક કોષનો સહકાર માણસને જીવતો રાખે છે આને આપણે પ્રાણ કહીએ છીએ ત્યારે હવે પ્રશ્ન એ રહે છે કે આખા શરીરમાં આ પ્રાણ અથવા આત્માની બેઠક કયે સ્થળે છે? આ બેઠક શોધવા ચેતનતત્ત્વનું રહસ્ય શોધવા નીકળવું પડે છે માણસ બેશુદ્ધ થઈ જાય છે ત્યારે પણ તેના શરીરના કોષો તો તેવા ને તેવા જ રહે છે તે ઉપરથી એવું ધારી શકાય છે કે ચૈતન્ય શરીરના કોઈ ખૂણામાં જ વસ્યું છે મગજ કે હૃદય ઉપર જ વધારે શક જાય છે પણ ચૈતન્યનો કોઈ ખાસ કોષ જડી શક્યો નથી. કોઈ કરોડો કોષોના અન્યોન્ય

સહકારથી જ ચૈતન્ય તો બનેલું છે, પણ આજે કોષોના એ ગૂંચવાડાભર્યા સહકારનું પૃથક્કરણ કરવાની રીત હાથમાં આવતી નથી, અને આંખ કાન કે નાકની જેમ ચૈતન્યનું બીજકોષ શરીરમાંથી જુદું પાડીને બતાવી શકાતું નથી કારણ કે તે આખા શરીરમાં પ્રસરેલું છે. પરંતુ વિજ્ઞાન તેને એક દિવસ જુદું પાડીને પ્રતીત કરાવ્યા વગર જંપીને બેસવાનું નથી. શ્રી. જગદીશચંદ્ર બોઝે વનસ્પતીઓના કોષોના સમૂહમાંથી ચેતનતત્ત્વ માપનારું યંત્ર તો બનાવ્યું જ છે. રોગ, હર્ષ, શોક વિગેરે શરીરને લગતી બધી ક્રિયાઓ રસાયણશાસ્ત્ર કે ભૌતિક શાસ્ત્રના આધારે સમજાવી શકાય છે, પણ ચેતનતત્ત્વનું રહસ્ય વિજ્ઞાન દ્વારા સમજાવવાનું હજી શક્ય બન્યું નથી. જેવી રીતે અસંખ્ય કોષોના સહકારથી ચૈતન્ય કે આત્મા બનેલો છે એવું પ્રતીત થાય છે તેવી રીતે કરોડો મનુષ્યોના ઐક્ય અને જોડાણથી ઈશ્વરની પણ પ્રતીતિ એક દિવસ થઈ શકશે—વૈજ્ઞાનિક સંશોધનની જ જરૂર છે.

વૈજ્ઞાનિક સંશોધનથી ઈશ્વરને આપણે શોધી શકીશું કે મંદિરો અને ધર્મગુરુઓ ઉપર શ્રદ્ધા મૂકીને આપણે ઈશ્વરપ્રાપ્તિ કરીશું એ ચોક્કસપણે કહી શકાય તેમ નથી. એક મંદિરના સમારકામ માટે હું એક હજાર રૂપિયા ભેટ કરું કે ઈશ્વરતત્ત્વના વૈજ્ઞાનિક સંશોધન માટે હું એક હજાર રૂપિયા મદદ કરું તે સંશોધનને હું કેટલું મહત્ત્વ આપું છું તે ઉપર આધાર રાખે છે. ક્ષયની હોસ્પિટલને હું મદદ કરું અને ક્ષય અટકાવવાની શોધ કરનારને હું મદદ કરું તે બેમાંથી મને એટલી ખબર નથી કે સંશોધન માટે મારો એક રૂપિયો કેટલો મૂલ્યવાન હશે અને રોગીના રોગનિવારણ માટે તે કેટલો ઉપયોગી થશે.

આત્માનો ઉદ્ધાર કરવા કરતાં આજે આપણી પહેલી ફરજ તો દુઃખ અને ગરીબીને દૂર કરવાની છે. ઈશ્વરતત્ત્વ મનુષ્યના શરીરથી અલગ ન હોય તો શરીરના હક્કો એ ઈશ્વરના જ હક્કો છે. વિજ્ઞાન શરીરના હક્કો તરફ વધારે લક્ષ આપે છે તેથી ઘણાને ભય લાગે છે કે વિજ્ઞાનની પ્રગતિથી આધ્યાત્મિકતાનું દેવાળું નીકળી રહ્યું છે, પરંતુ પાકા વૈજ્ઞાનિકોને તેવો જરા પણ અંદેશો નથી. તેમના સઘળા પ્રયત્નો પ્રત્યેક માનવી શુદ્ધ તર્કથી સ્વતંત્ર વિચાર કરીને ઈશ્વરપ્રાપ્તિ કરે તે તરફના જ હોય છે.

વિજ્ઞાનના અગાધ વિચારો પચાવી શકે તેટલું સર્વનું જ્ઞાન વધે તો વૈજ્ઞાનિક સંસ્કૃતિનું ભવિષ્ય ભૂતકાળની સર્વે સંસ્કૃતિઓ કરતાં ચઢિયાતું છે. વિજ્ઞાને આપણી સંસ્કૃતિનો સ્થૂળ પાયો તો રોપ્યો જ છે પણ માનવીના વિચારો હજી વિજ્ઞાનયુગ પહેલાના જેવા જ અપરિપક્વ છે તેથી વિજ્ઞાનનો છૂટથી દુરુપયોગ થાય છે. આજનાં સંહારક યુદ્ધો આ વાતનાં સાક્ષી છે. પરંતુ જો વિજ્ઞાનની શોધખોળો, વૈજ્ઞાનિક વિચારો અને વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ સંસ્કૃતિ સાથે એકરૂપ થઈ જઈ તેનાં આવશ્યક અંગો જ થઈ જશે તો વિજ્ઞાનના નક્કર પાયા ઉપર રચાનારી ભવિષ્યની સંસ્કૃતિ પૂર્વેની બધી સંસ્કૃતિઓને ભુલાવી દે તેવી થશે.

વિજ્ઞાન કે કલાનું ધ્યેય જો ફક્ત સ્થૂળ અને ઐહિક સુખ જ વધારવાનું હોય તો આપણે વિજ્ઞાન કે કલાને મૂકી દઈને ધર્મમાં જ રસ લઈએ. પણ આજે તો **વૈજ્ઞાનિક અને કલાકાર સંપૂર્ણ સત્ય અને સંપૂર્ણ સૌંદર્યને જ શોધી શોધીને જગત સમક્ષ વ્યક્ત કરવા પ્રયત્નો કરી રહ્યા** છે તેથી આજે તો ધર્મ કરતાં પણ વિજ્ઞાન કે કલાની પૂજામાં જ બધી ભાવનાઓ સંતોષી શકાય છે. જે લોકો અદૃશ્ય જગત વિષે વિચાર કરવાની જ ના પાડે છે તેવા લોકોનું આપણે જરાયે કામ નથી. એ લોકો બહુ બહુ તો ચઢિયાતી જાતનાં પશુઓ છે અને કેટલીક વાર તો તેટલા પણ નથી હોતા. પરંતુ દૃશ્ય અને અદૃશ્ય જગતનો મિલાપ કરાવી આપવા તનતોડ મહેનત કરનારા કલાકાર અને વૈજ્ઞાનિકોને જડવાદી કહેવા એ ભૂલભરેલું છે.

અદૃશ્ય જગતની ભૂગોળ અજાણી છે પણ દૃશ્ય જગતનો અર્થ અદૃશ્ય જગતમાંથી મેળવવાનો પ્રયત્ન વૈજ્ઞાનિકો જરૂર કરે છે. મંદિરો અને દેવળો સિવાયનાં અન્ય સ્થળોએ પણ જો સત્યોપાસનાની

જ્યારે મૂર્તિપૂજા કે નિસર્ગપૂજા વિષે ખૂબ અભ્યાસ કરવા છતાં હું જ ત્યાંનો ત્યાં છું તો મારા પાડોશીને તો કેટલો ઊંચે ચઢાવી શકવાનો હતો !

બહુ બહુ તો આપણા કેટલાક ધાર્મિક સદાચારનું વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથી સમર્થન કરી બતાવું દાખલા તરીકે બજારે જઈ આવીને નાવાની કે વસ્ત્રો બદલવાની રૂઢિને એ રીતે સમજાવું કે બજારના કનિષ્ઠ ( volatile ) વાયુઓ તથા સૂક્ષ્મ જંતુઓ શરીર અને કપડાંના છીદ્રોમાં ભરાઈ જાય તો આરોગ્યને નુકસાન કરે તેવો સંભવ છે, તેથી સાબુ ચોળીને સ્નાન કરી લેવું એ વધારે સલામત છે—આવશ્યક જ છે એમ નહિ આ પ્રમાણે સદાચારો વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથી સમજાવી શકાય તેવા છે, પણ બધા તો નહિ જ પણ નહિ જેવા સમર્થન ઉપરથી તો કેટલાક ચુસ્ત સનાતનીઓ વૈજ્ઞાનિક સિદ્ધાન્તોનો અવૈજ્ઞાનિક વહેમોના બચાવ માટે છૂટથી ઉપયોગ કરે જાય છે જો ખરેખર જ તેઓ વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથી રૂઢિઓનું મહત્ત્વ સમજાવી શકતા હોય તો લોકો જરૂર તે રૂઢિઓ પાળતા જ હોત, પરંતુ શ્રદ્ધાને વચમાં લાવવાથી લોકોની આસ્થા ઊઠી જાય છે

સદાચાર અને પવિત્રતાનું આત્મોદ્ધાર માટે ઘણું જ મહત્ત્વ હશે પરંતુ તર્કથી જ દોરાનારા દરેક યુવકના જીવનમાં એક ઘડી એવી આવે છે કે જે ઘડીએ તે એમ જ માનવા પ્રેરાય છે કે સદાચારને વાસ્તવિક પાયા (rational basis) જેવું કંઈ જ નથી, ફક્ત સમાજવ્યવસ્થા પૂરતું તેનું મહત્ત્વ હોઈ શકે "મારે સદાચારી શા માટે થવું ?" એ પ્રશ્નનો વૈજ્ઞાનિક જવાબ જ નથી પૂર્વે સારું ગણાતું કામ આજે સારું ગણાતું બંધ પણ થાય સારું અને ખરાબ એવો અભિપ્રાય આપણી સરકાર કે ધર્મના કાયદાઓ અને આપણે જાતે જગતને જે દૃષ્ટિબિંદુથી જોઈએ છીએ તે ઉપર આધાર રાખે છે સદાચાર ઈશ્વરને પહોંચવાનું પગથિયું છે એવો અનુભવ વૈજ્ઞાનિકો માની શકે ખરા, પરંતુ સીધા પુરાવા વગર તેને સત્ય તરીકે સ્વીકારવા તૈયાર નથી આજે તો જો કે ઈશ્વરતત્ત્વનો સાક્ષાત્કાર કરાવી શકે તેવો સીધો જ વૈજ્ઞાનિક પુરાવો શોધાઈ ચૂક્યો નથી પરંતુ તેમ કરાવી શકવાની શક્યતાઓ વિજ્ઞાન બતાવે છે

વૈજ્ઞાનિક એમ નથી માનતો કે મનુષ્ય એક નિષ્પ્રાણ યંત્ર છે અને વિજ્ઞાનથી જીવન યંત્રવત્ થઈ જશે વૈજ્ઞાનિક એમજ માને છે કે મનુષ્ય આત્માથી નિયંત્રિત એવું એક યંત્ર છે અને આખી સૃષ્ટિ ઈશ્વરથી નિયંત્રિત એક યંત્ર છે આપણે બધા ઈશ્વરના સૃષ્ટિયંત્રના એક એક દાતા છીએ, પરન્તુ લોખંડ જેવા જડ દાતા નથી યંત્રમાં આપણું સ્થાન શું છે અને કેવું હોવું જોઈએ જેથી ઈશ્વરનું યંત્ર બરાબર ચાલે તે વિષે વિચાર કરી શકવાની આપણામાં બુદ્ધિ છે વિજ્ઞાનનું ધ્યેય આ બુદ્ધિને ખિલાવવાનું છે, શ્રદ્ધા અને વહેમથી રૂંધી નાખવાનું નહિ. એટલે આત્મા અને ઈશ્વર ઉપર પણ વિજ્ઞાન સંશોધન કર્યા વગર જંપે તેમ નથી

વિજ્ઞાને પ્રયોગો દ્વારા એટલું તો બતાવ્યું જ છે કે ઈશ્વર નામનું અગમ્ય બળ મનુષ્યના દેહથી અલગ તો નથી જ ફક્ત પકડીને જુદું પાડી શકાતું નથી એટલી શોધ હજી અધૂરી છે "ઈશ્વરને ઓળખવા માટે તું પહેલાં તારી જાતને ઓળખ" એ વેદાન્તના સ્થૂળ અર્થને કલ્પનાથી રંગ્યા વગર જ મનુષ્યદેહના બીજકોષોનું પૃથક્કરણ કરતાં જણાયું છે કે લગભગ બધા જ વ્યક્તિગત બીજકોષો રાસાયણિક પરમાણુઓના બંધારણથી પ્રયોગમંદિરમાં બનાવી શકાય છે એટલે આ કોષો કંઈ આત્મામાંથી જન્મતા નથી પણ એ પ્રત્યેક કોષનો સહકાર માણસને જીવતો રાખે છે અને આપણે પ્રાણ કહીએ છીએ ત્યારે હવે પ્રશ્ન એ રહે છે કે આખા શરીરમાં આ પ્રાણ અથવા આત્માની બેઠક કયે સ્થળે છે ? આ બેઠક શોધવા ચેતનતત્ત્વનું રહસ્ય શોધવા નીકળવું પડે છે માણસ બેશુદ્ધ થઈ જાય છે ત્યારે પણ તેના શરીરના કોષો તો તેવા ને તેવા જ રહે છે તે ઉપરથી એવું ધારી શકાય છે કે ચૈતન્ય શરીરના કોઈ ખૂણામાં જ વસ્યું છે મગજ કે હૃદય ઉપર જ વધારે શક જાય છે પણ ચૈતન્યનો કોઈ ખાસ કોષ જડી શકતો નથી કોઈ કરોડો કોષોના અન્યોન્ય

સહકારથી જ ચૈતન્ય તો બનેલું છે, પણ આજે કોષોના એ ગૂંચવાડાભર્યા સહકારનું પૃથક્કરણ કરવાની રીત હાથમાં આવતી નથી, અને આંખ કાન કે નાકની જેમ ચૈતન્યનું બીજકોષ શરીરમાંથી જુદું પાડીને બતાવી શકાતું નથી કારણ કે તે આખા શરીરમાં પ્રસરેલું છે. પરંતુ વિજ્ઞાન તેને એક દિવસ જુદું પાડીને પ્રતીત કરાવ્યા વગર જંપીને બેસવાનું નથી. શ્રી. જગદીશચંદ્ર બોઝે વનસ્પતીઓના કોષોના સમૂહમાંથી ચેતનતત્ત્વ માપનારું યંત્ર તો બનાવ્યું જ છે. રોગ, હર્ષ, શોક વિગેરે શરીરને લગતી બધી ક્રિયાઓ રસાયણશાસ્ત્ર કે ભૌતિક શાસ્ત્રના આધારે સમજાવી શકાય છે, પણ ચેતનતત્ત્વનું રહસ્ય વિજ્ઞાન દ્વારા સમજાવવાનું હજી શક્ય બન્યું નથી. જેવી રીતે અસંખ્ય કોષોના સહકારથી ચૈતન્ય કે આત્મા બનેલો છે એવું પ્રતીત થાય છે તેવી રીતે કરોડો મનુષ્યોના ઐક્ય અને જોડાણથી ઇશ્વરની પણ પ્રતીતિ એક દિવસ થઈ શકશે–વૈજ્ઞાનિક સંશોધનની જ જરૂર છે.

વૈજ્ઞાનિક સંશોધનથી ઇશ્વરને આપણે શોધી શકીશું કે મંદિરો અને ધર્મગુરુઓ ઉપર શ્રદ્ધા મૂકીને આપણે ઇશ્વરપ્રાપ્તિ કરીશું એ ચોક્કસપણે કહી શકાય તેમ નથી. એક મંદિરના સમારકામ માટે હું એક હજાર રૂપિયા ભેટ કરું કે ઇશ્વરતત્ત્વના વૈજ્ઞાનિક સંશોધન માટે હું એક હજાર રૂપિયા મદદ કરું તે સંશોધનને હું કેટલું મહત્ત્વ આપું છું તે ઉપર આધાર રાખે છે. ક્ષયની હોસ્પિટલને હું મદદ કરું અને ક્ષય અટકાવવાની શોધ કરનારને હું મદદ કરું તે બેમાંથી મને એટલી ખબર નથી કે સંશોધન માટે મારો એક રૂપિયો કેટલો મૂલ્યવાન હશે અને રોગીના રોગનિવારણ માટે તે કેટલો ઉપયોગી થશે.

આત્માનો ઉદ્ધાર કરવા કરતાં આજે આપણી પહેલી ફરજ તો દુઃખ અને ગરીબીને દૂર કરવાની છે. ઇશ્વરતત્ત્વ મનુષ્યના શરીરથી અલગ ન હોય તો શરીરના હક્કો એ ઇશ્વરના જ હક્કો છે. વિજ્ઞાન શરીરના હક્કો તરફ વધારે લક્ષ આપે છે તેથી ઘણાને ભય લાગે છે કે વિજ્ઞાનની પ્રગતિથી આધ્યાત્મિકતાનું દેવાળું નીકળી રહ્યું છે, **પરંતુ પાકા વૈજ્ઞાનિકોને તેવો જરા પણ અંદેશો નથી.** તેમના સઘળા પ્રયત્નો પ્રત્યેક માનવી શુદ્ધ તર્કથી સ્વતંત્ર વિચાર કરીને ઇશ્વરપ્રાપ્તિ કરે તે તરફના જ હોય છે.

વિજ્ઞાનના અગાધ વિચારો પચાવી શકે તેટલું સર્વનું જ્ઞાન વધે તો વૈજ્ઞાનિક સંસ્કૃતિનું ભવિષ્ય ભૂતકાળની સર્વે સંસ્કૃતિઓ કરતાં ચઢિયાતું છે. વિજ્ઞાને આપણી સંસ્કૃતિનો સ્થૂળ પાયો તો રોપ્યો જ છે પણ માનવીના વિચારો હજી વિજ્ઞાનયુગ પહેલાના જેવા જ અપરિપક્વ છે તેથી વિજ્ઞાનનો છૂટથી દુરુપયોગ થાય છે. આજનાં સંહારક યુદ્ધો આ વાતનાં સાક્ષી છે. પરંતુ જો વિજ્ઞાનની શોધખોળો, વૈજ્ઞાનિક વિચારો અને વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ સંસ્કૃતિ સાથે એકરૂપ થઈ જઈ તેનાં આવશ્યક અંગો જ થઈ જશે તો વિજ્ઞાનના નક્કર પાયા ઉપર રચાનારી ભવિષ્યની સંસ્કૃતિ પૂર્વેની બધી સંસ્કૃતિઓને ભુલાવી દે તેવી થશે.

વિજ્ઞાન કે કલાનું ધ્યેય જો ફક્ત સ્થૂળ અને ઐહિક સુખ જ વધારવાનું હોય તો આપણે વિજ્ઞાન કે કલાને મૂકી દઈને ધર્મમાં જ રસ લઈએ. પણ આજે તો **વૈજ્ઞાનિક અને કલાકાર સંપૂર્ણ સત્ય અને સંપૂર્ણ સૌંદર્યને જ શોધી શોધીને જગત સમક્ષ વ્યક્ત કરવા પ્રયત્નો કરી રહ્યા છે** તેથી આજે તો ધર્મ કરતાં પણ વિજ્ઞાન કે કલાની પૂજામાં જ બધી ભાવનાઓ સંતોષી શકાય છે. જે લોકો અદૃશ્ય જગત વિષે વિચાર કરવાની જ ના પાડે છે તેવા લોકોનું આપણે જરા યે કામ નથી. એ લોકો બહુ બહુ તો ચઢિયાતી જાતનાં પશુઓ છે અને કેટલીક વાર તો તેટલા પણ નથી હોતા. પરંતુ દૃશ્ય અને અદૃશ્ય જગતનો મિલાપ કરાવી આપવા તનતોડ મહેનત કરનારા કલાકાર અને વૈજ્ઞાનિકોને જડવાદી કહેવા એ ભૂલભરેલું છે.

અદૃશ્ય જગતની ભૂગોળ અજાણી છે પણ દૃશ્ય જગતનો અર્થ અદૃશ્ય જગતમાંથી મેળવવાનો પ્રયત્ન વૈજ્ઞાનિકો જરૂર કરે છે. મંદિરો અને દેવળો સિવાયનાં અન્ય સ્થળોએ પણ જો સત્યોપાસનાની

ભાવનાઓ તેટલી જ તીવ્ર રીતે જાગ્રત થતી હોય અને સંતોષાતી હોય તો વૈજ્ઞાનિકોને મંદિરોમાં જવાની પણ કંઈ જરૂર નથી આજથી સાઠ વર્ષ ઉપર જેમ્સ ક્લાર્ક મેક્સવેલે અદૃશ્ય વિદ્યુત્ આંદોલનોને બે ત્રણ કોષ્ટકો રૂપે બતાવ્યાં તો આજે આપણે રેડિયો ઉપર જગતના સર્વશ્રેષ્ઠ કળાકારોની કળાનો લાભ લેવા ભાગ્યશાળી થયા છીએ થોડાં વર્ષ પછી અદૃશ્ય ઈશ્વરતત્ત્વના સૂક્ષ્મ આંદોલનો ઝીલી શકે તેવો રેડિયો પણ વિજ્ઞાન શોધી કાઢે તો નવાઈ જેવું નથી **વગર મહેનતે સનાતન સત્યો અને તેનાં મૂલ્યનો સાક્ષાત્કાર થઈ શકવાનો નથી બે ભજનો ગાવાથી જગતને મુક્તિ મળી જાય તેવો સંભવ નથી** ખૂબ જ વિસ્તૃત અર્થમાં સંશોધન અને શિક્ષણનો પ્રચાર થાય તો જ મહાસત્યની ઝાંખી થઈ શકે તેમ છે વિજ્ઞાનના જ્ઞાન વગર દરેક ઘટનાનું સત્ય રહસ્ય સમજી શકાય તેમ નથી અને તેથી જ આજનું આપણું ઘણુંખરું સાહિત્ય અને કળા સાચું દૃષ્ટિબિંદુ રજૂ કરી શકતાં નથી પહેલાં મર્યાદિત જનસમૂહ જ કથા વાર્તા ભજન કીર્તનનો લાભ લઈ શકતો, જ્યારે હવે તો રેડિયોએ આખા જગત માટે શ્રેષ્ઠ ભજનો વહેતાં કરી દીધાં છે "તુકારામ" જેવી ફિલ્મોએ કેટલાનાયે હૃદયમાં ભક્તિરસ ભરી દીધો છે એટલે વિજ્ઞાનની પ્રગતિથી સુંદર આધ્યાત્મિક પરિણામો નહિ જ આવે એમ નહિ કહી શકાય

પરંતુ જનસમૂહ જો વિજ્ઞાનથી અલિપ્ત જ રહ્યા કરશે તો જેવી રીતે ધર્મ ઘસાઈને વિધિ અને રૂઢિઓમાં ફેરવાઈ ગયો છે તેવી રીતે વિજ્ઞાનનું પણ અધઃપતન થઈને એક યાંત્રિક કરામત જેટલું જ મહત્ત્વ રહેશે, તેના પ્રાણની ચળક નહિ દેખાય જો એમ થશે તો શોધખોળની ગંગા વહેતી બંધ થશે અને બંધિયાર ગંગા ગંધાઈ ઊઠશે

આવું ન થાય તેટલા ખાતર રશિયાએ વિજ્ઞાનને રોજિંદા જીવન સાથે સાંકળી દીધું છે, જેવી રીતે હિંદે વર્ષો પૂર્વે રોજિંદા જીવનને ધર્મ સાથે સાંકળી દીધું હતું રશિયામાં વિજ્ઞાનનું શિક્ષણ ફરજિયાત છે અને ત્યાં વિજ્ઞાન પાઠ્યપુસ્તકોરૂપે નથી શિખવાતું પણ રોજના જીવનને લાગુ પડે તેવી રીતે જ શીખવવામાં આવે છે ત્યાંનાં જાહેર છાપાંઓ જોશો માસિકો જોશો તો વિજ્ઞાન વિષે જ વધારે લેખો નજરે પડશે, જ્યારે આપણાં છાપાંઓ અને માસિકોમાં સુંવાળી વાર્તાઓ, કાવ્યો અને સિનેમાનાં ચિત્રો જ વિપુલ સંખ્યામાં મળી આવશે આપણો કાયદો શરીરશાસ્ત્રના જે પ્રયોગો વિજ્ઞાનના વિદ્યાર્થીઓને પણ દેખાડવા રજા નથી આપતો તે પ્રયોગો રશિયાના રસ્તે જતા માણસને પણ બતાવવામાં આવે છે રશિયાના ઇનામી શબ્દવ્યૂહોમાં પણ વિજ્ઞાન અને વૈજ્ઞાનિકો વિષે જ વધારે પ્રશ્નો પૂછવામાં આવે છે

આમ છતાં હજી રશિયાને આપણે વૈજ્ઞાનિક રાષ્ટ્ર નહિ કહી શકીએ જેમ એક દિવસ હિંદ ધાર્મિક રાષ્ટ્ર હતું તેમ આજે રશિયા વૈજ્ઞાનિક રાષ્ટ્ર થવા પ્રયત્ન કરતું પહેલું જ રાજ્ય છે, પણ **આખા જગતનાં રાષ્ટ્રોના સહકાર વિના કોઈ પણ એક રાષ્ટ્ર પોતાની ધારેલી પ્રગતિ ન જ કરી શકે** રશિયાનું આમ જ બન્યું છે બાકી રશિયાના પ્રયોગો ઘણા જ પ્રશંસનીય છે વિજ્ઞાનમાં સમાયેલા અગાધ રસને પીવા રશિયામાં લાખો વિદ્યાર્થીઓ હવે વિજ્ઞાનને જ ઐચ્છિક વિષય તરીકે સ્વીકારે છે રશિયામાં વિજ્ઞાનના ક્ષેત્રમાં પડેલા સર્વેનું જીવનધોરણ ઊંચું રાખવામાં આવે છે તેમને કાયદાનું પણ બંધન હોતું નથી આપણે ત્યાં તો જાતીય વિજ્ઞાન ઉપર એક ખુલ્લો લેખ છપાય તો લેખક, પ્રકાશક અને છાપનારા–બધાને જેલમાં જઈને બેસવું પડે અલબત્ત આપણે એમ તો નહિ જ કહી શકીએ કે રશિયામાં જામેલો વિજ્ઞાન અને રાજકારણનો આ ગાઢ સંબંધ જેવો ને તેવો જ ટકી રહેશે, પરંતુ જગતની આધુનિક અવદશામાં તો એ એક જ મુક્તિમાર્ગ ગ્રાહ્ય છે

વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથી રાજ્યતંત્ર ચલાવવાથી માનવજીવનનું મૂલ્યપરિવર્તન થયા વગર રહેશે નહિ આજના કરતાં તે વખતે માનવજીવનનું મૂલ્ય

સેંકડોગણું વધી જશે. આજે આપણે વિજ્ઞાનનો લાભ ના ઉઠાવી શકયા હોઈએ તો હવે પછી આપણી ફરજ એ છે કે આપણાં બાળકોને તો ન્યાય આપવો જ જોઈએ. જેમને ઉચ્ચ વૈજ્ઞાનિક કેળવણીથી ખૂબ લાભ થાય તેવા ચબરાક યુવકોને આજે આર્થિક મુશ્કલીઓ નડે છે અને બીજાઓને પચે પણ નહિ તેટલું જમાડવામાં આવે છે એનો ઉપાય વિજ્ઞાન-નિયંત્રિત રાજતંત્ર સિવાય બીજું કોણ કરી શકે તેમ છે ? રશિયા ફિન્લેંડ ઉપર આક્રમણ કરવા માટે ભલે વખોડાય પણ તે છતાં સૃષ્ટિપુનર્ઘટનાના તેના આદર્શો વિજ્ઞાનના નક્કર પુરાવાઓ ઉપર રચાયેલા છે તેથી તે આદર્શોને થોડાંક કલંકોથી આંચ આવી શકે તેમ નથી રશિયાએ જોઈ લીધું કે મોટાઓ કરતાં હવે તો બાળકોની સેવા વધારે જરૂરી છે, કારણ કે આજનાં બાળકો એ આવતી કાલની આશા છે. આજનું સામાન્ય બાળક આજના સામાન્ય યુવક કરતાં વધારે હોશિયાર છે અને આજનો સામાન્ય યુવક ગઈ સદીના પ્રૌઢ પુરુષ કરતાં વધારે હોશિયાર છે. વિજ્ઞાન આ હોશિયારીમાંથી નવનીત તારવવાનું જ ભૂલ્યું છે.

વૈજ્ઞાનિક દષ્ટિબિંદુથી થનારી જગતની પુનર્ઘટનામાં વિજ્ઞાનની શક્તિ મોજશોખો વધારવા કે સંહાર કરવા ખાતર જ નહિ ખર્ચાઈ જતાં વિજ્ઞાનની પ્રગતિનો ડહાપણભર્યો જ ઉપયોગ થશે. **આજે રાજય તેમ જ પ્રજા વિજ્ઞાન પાસે દુષ્ટ હેતુઓથી ભીખ માગી રહ્યાં છે.** વિષયસુખ છૂટથી ભોગવી શકવા વિષયી આજે વિજ્ઞાન સામે મીટ માંડે છે કે " સીફીલીસની કંઈ દવા આપો છો ? સંતતિનિયમન માટે કંઈ બતાવો છો ?" રાજકર્તાઓ પણ વિજ્ઞાન પાસે ભીખ માગે છે કે " રેડિયો મોટર કે આર્ટસિલ્ક જેવી કર નાખવા લાયક નવી શોધો બતાવો છો ? દુશ્મનનો સંહાર કરવાના ગૅસ બૉંબ અને ચેપી જંતુઓ અમને આપો છો ?" આ પ્રમાણે આજે તો વિજ્ઞાન ઉપર અત્યાચાર થઈ રહ્યો છે. પરંતુ એ દિવસ હવે દૂર નથી કે જ્યારે વિજ્ઞાન રાજકારણનું ગુલામ નહિ રહેતાં રાજકારણ વિજ્ઞાનનું ગુલામ થશે અને કોઈ પણ જાતના આકરા કરો વગર વિજ્ઞાનની ફાયદાકારક શોધોનો લાભ આમ જનતાને મળશે.

વૈજ્ઞાનિક દષ્ટિબિંદુ જો પ્રચાર પામશે તો પચાસ વર્ષ પછી આજે જેમ ફાંસીએ ચઢવાનું થોડાના જ નસીબમાં છે તેમ માંદા પડવાનું પણ થોડાના જ નસીબમાં હશે. બધા મનુષ્યોનું જીવનનું ધોરણ ઊંચું થશે. દરેકને પ્રગતિની સરખી તકો મળશે. આપણું જાતીય જીવન જન્મપ્રમાણ સાથે મેળ રાખવા પૂરતું જ ખર્ચાઈને બાકીનું બળ વિજ્ઞાનની પ્રગતિ માટે પુરાંતમાં રાખશે. વિજ્ઞાનના ધોરણ ઉપર રચાયેલું વાસ્તવિક નીતિશાસ્ત્ર વ્યક્તિ-સ્વાતંત્ર્ય ઉપરાંત સમૂહસ્વાતંત્ર્ય અને સમૂહરક્ષણ ઉપર વધારે ચીવટ રાખશે. પ્રાચીન નીતિશાસ્ત્રની જેમ ત્યાગનો અર્થ સંન્યાસ નહિ કરતાં સમૂહના ભલા માટે વાસ્તવિક સહકાર આપવા આપવો પડતો જાતિભોગ એવો થશે.

આપણે જો કે ઘણા દૂર છીએ, પણ શરૂઆત કરી શકીએ તેમ છીએ. વ્યક્તિ માત્રના નૈતિક, આર્થિક, આધ્યાત્મિક વિગેરે દરેક પ્રશ્નનો વૈજ્ઞાનિક દષ્ટિ-બિંદુથી ઉકેલ લાવીને જગતની પુનર્ઘટના કરવા માટે કદાચ ઇતિહાસ રચવા જેટલો સમય પણ ખર્ચાઈ જાય, પણ જગત માટે તે જ એકલો મુક્તિ-માર્ગ છે. તેમાંથી બુદ્ધિ અને હૃદયનું ઐક્ય પરિણમશે, ખોટી દિશામાં વેડફાતા મનુષ્યયત્નનું યથાર્થ સાર્થક થશે, **ગુના કરવાનું કારણ જ કોઇને માટે નહિ રહે,** વિજ્ઞાનનો ઉપયોગ નીતિમય બનશે અને ધર્મ વાસ્તવવાદી બનશે.

વૈજ્ઞાનિક દષ્ટિબિંદુ માનવીની કોઈ પણ આકાંક્ષાને સંતોષી શકે તેટલું બધું ઊંચું છે. બુદ્ધિશાળી અને પૈસાદાર હોવા છતાં વૈજ્ઞાનિકો જાતમજૂરી કરે છે તે સત્યશોધનના મહાન આદર્શને અર્થે જ. સંસ્કૃતિનું ભવિષ્ય લોકો આ વાત પચાવી શકશે કે નહિ તે ઉપર આધાર રાખે છે. આપણે સૃષ્ટિ-પુનર્રચનાના આ મહાકાર્યમાં કંઈક ફાળો આપીને ધન્ય થઈએ તો જ બસ છે.

# રેંટિયો

કંગાલ આ દેશ દારિદ્રતાનો
નિહાળશે ધન્ય પ્રભાત કો દિ'
આ રેંટિયાના સતના પ્રતાપે?
ને આજ આ દેશજનો બધા એ
ફરાવતા મંગલચક્ર રેંટિયો
ને નાદ તેનો સહુ માનવીમા
હર્તુ અરે વાદળ ઘોર-કથાથી
આ ચક્ર માંડ્યુ ફરવા, જગાડી
નિરાશના વ્યોમ વિષે પ્રદીપ્ત
પ્રભા મહામંગલ મુક્તિકાળની?
હતા અમારા સહુ પૂર્વજો ન ક્યા
આ રેંટિયે સૂતર કાઢી કાઢી
વસ્ત્રો બનાવી જનસંસ્કૃતિની
પ્રભા જગે માનવમા પ્રસારતા? ૧૪

બ્રહ્માંડનો એક વિરાટ રેંટિયો
ત્યા સૂર્ય જેવો અતિ ભવ્ય સોહે!
એ ચક્રથી રશ્મિ વણાઈ નિત્યે
પ્હોચ્યાં જગે માનવ ઉરઉરે—
પૃથ્વી તણા પલ્લવ, પથ્થરોમા—
એ તાર ગૂંથાઈ રહી સદાના?
એ રેંટિયો આદિ કર્યો પ્રભુએ
તે કેમ ભૂલી શકશુ જગે રહી? ૨૨

ને કૈંક પેલી તકલી નભે રહી
પ્રકાશના તાર સદૈવ કાઢતી
ગૂંથાઈ તેની અતિ શુભ્ર જાળ
છવાઈ શુ ના ધરતી પરે આ
બની રહી ઓઢણુ ચિરકાનનું?
એ આદિ ચક્રો ફરતા રહ્યા, અને
આ ચક્ર એનું લઈ રૂપ નાનું
રે'શે નવોન્મેષ અખંડ ગૂંથી
વિરાટ કો' ચાદર મુક્તિસૃષ્ટિની
જે ચક્રથી ભવ્ય અનંત સૃષ્ટિ
ચાલી રહી નિત્ય અનંતકાળમા—
એવા જ આ ચક્રથી ના કદી શુ
મળી રહેશે જનમુક્તિ માનુષી? ૩૫

બ્રહ્માંડના એક જ ભવ્ય રેંટિયે
યુગો વણાયા ઇતિહાસના કૈ
ને માનવીએ ચિરકાલ વિશ્વમા
કરી મહાજાજમ સંસ્કૃતિની
એવો જ કો' આ ઇતિહાસ રેંટિયે
વણાઈ રહેતો જનસંસ્કૃતિનો
આ ભારતી માનવતા જ કેરો
નવો મહાજાજમ વિશ્વસર્જને ૪૩

એ રેંટિયે છો ન સ્વરાજ્ય આવતું
આ માનવી-તંત્ર પ્રશાંતિ હેતુ—
કિન્તુ ન શુ આપ્યુ હજી અમોલુ
તે આદિનુ દર્શન વર્તમાને?
એ રેંટિયે સૂતર કાતી કાતી, ૪૮
આ માનવી અંતરમા જ ક્રાંતિ
આણી શુ કો' સંસ્કૃતિના સવારે?
બ્રહ્માંડ આખુ ફરતુ, પ્રભુની
લીના મહામંગલ મૌન શબ્દે
કથી, યુગોના ઇતિહાસ - માર્ગે
વિરાટના સર્જન સંયમે રહી!
ફરી રહેશે અમ રેંટિયો એ
ગાંધી પિતાની અહિંસાની સૃષ્ટિમા
હિંદીજનોને ઉર ઉર રેલતી
જ્યોતિર્મયી શાંતિ અનાદિ કાળની—
કો' દિવ્ય સુસંસ્કૃતિ સ્થાપવાને—
આ માનુષી મુક્તિ અપાવવાને
બ્રહ્માંડના સર્જનના જ સંયમે ૬૧

સંધ્યા સદા ફેરવતી જ રેંટિયો
ને તાર તેજોજ્જ્વલ કોટિ કાઢી
વસુંધરાને ગૂંથી વસ્ત્ર આપતી.
એ વિદુષી પૂજ્ય પવિત્ર સંધ્યા
ભેગી કરી વાદળ-પૂણી સર્વે
જતાં જતાં યે નભને દઈ જતી
વિરાટ કો' ચાદર તેજવંતી.
ગૂંથી સદા આપવું અન્યને રહ્યું,
તો આપણે યે નિત કાંતી કાંતી
ના આપશું પશ્ચિમ દેશને શું
ગૂંથી મહાચાદર સંસ્કૃતિની ?

આ રેંટિયે સૂતર - તાર કાઢી
કાલે નવી સંસ્કૃતિને નિહાળશું—
જ્યાં ઊગશે રમ્ય પ્રભાત પેલું
તેત્રીસ કોટિ જન મુક્તિ કેરું !

कोलक

●

## બે છુટ્ટા અંકોડા

[ અનુષ્ટુપ ]

મળસ્કે ઊઠીને નિત્યે વરંડામાં ઊભો રહું
દંતધાવન કાજે ત્યાં દૃશ્ય આ ચિતરાઈને
રોજે રોજ સરી જાતું :—
'ધોબીનો દીકરો નાનો સાત કે આઠ વર્ષનો
ભરાવી દોર ખંભે, બે હાથમાં હાથગાડીના
હાથા જાડા ગ્રહી ખેંચે તાણીને ડોક, પોટકાં
મોટાં પાંચ; કસીને જે બંધાયા બાપના કરે.
ને માતા તેહની જેના સોટા જેવા સુકાયલા
હાથો જેની ત્વચા ટાઢે તૂટેલી સ્પષ્ટ દીસતી
ઉનાળે ક્યારી શી !

ધ્રૂજન્તા ટેકવી પાય ભૂમિ પે : પૃષ્ઠ ઠેલતી
ગાડીનો, હાંફતી ચાલે, અહો ! ત્રીસેક વર્ષની
આની પૂર્તિ રૂપે બચ્ચાં બે બેસાડયાં હતાં વળી
પોટકાં પર ડોલતાં, માતાના સુખભાવને
ઠંડીમાં ધ્રૂજતાં જાણે ધીમે ધીમે પચાવતાં

[ શિખરિણી ]

અને જ્યારે ફેંકું નજર અહીં બારીની પછીતે
નિહાળું કેવાં ત્યાં જગ સકળનું ભાન ભૂલીને,
સુંવાળી ગોદોમાં

રૂપાળાં હૈયાંનો અતિ મધુર શાંતિરસ પીતાં;
ગુલાબી નિદ્રાનાં સ્વપન ચૂમતાં રમ્ય ભુલકાં
અને માતા એની અધિક વળી જો સુંદર દીસે.
ગયો એનો સારા દિવસભરનો થાક ઊતરી
પ્રફુલ્લા એ થોડી ક્ષણ પછી ઊઠી હાસ્ય કરશે
મઢી દેવા એના લઘુક ઘરમાં શાંતિ સઘળે. ૨૩

[ અનુષ્ટુપ ]

સુખી આ નીરખી દૃશ્ય હૈયું કૈંક ધીમું પડે,
કિંતુ એ ઊછળે પાછું જાગતાં પૂર્વની સ્મૃતિ.

[ શિખરિણી ]

અને અંકોડા એ બહુ બહુ મથું એક કરવા
ન લાધે કો તો યે મુજ બળતરાને બુઝવતો
રૂડો રસ્તો, જેથી ઝટ બદલી જાયે પરિસ્થિતિ-
સદા સર્વે હૈયાં સુખસરવરે શાંત વિહરે. ૨૯

'અજ્ઞાત'

●

## આવશો ?

ચહો ઉરનિવાસિની મુજ થવા પધારો ભલે,
પરંતુ વસવું નથી સુગમ અંતરે માહરે.
મમત્વ મનનું, સદા હૃદયની જવાની, અને
કને ઝરણુ સૌમ્ય હોય તપલભ્ય માનવ્યનું,
સ્વકીય સુખએષણા સુખપ્રદાનના તર્પણે
સુલભ્ય બનવી અશક્ય નવ હોય તો આવજો !

વશીકરણ ના ચહું ફક્ત દેહસૌંદર્યનું,
રહો પરમ મંગલા દ્યુતિ કલાત્મ સાયુજ્યની.
સ્મર્યું નથી ત્હમે કદી સ્મરણ કોઈ કર્તવ્યનું
કહો, પ્રણયભાવવર્ષણ સિવાય કૈં ન્હૈં ચહો ?
નચાવી નહિ જો શકું નયન તો રખે ખીજતાં
છતાં ય કહું છું, ત્હમે વણ પિછાણ ના આવશો !

હશે જીવનભાવિનાં વહન ભાવસંક્રાન્તિનાં
તદા વરસજો; ચહું ન અતિવૃષ્ટિ તો ક્ષમ્ય હો !

વેણીભાઇ જ. પુરોહિત

## ગણી ગણી

ચઢું ચઢું ડુંગર ગીરનાર
અને ચઢે લોક મહાહિમાલય
તો કાં લજાવી મુજ મોંઘું યૌવન
ત્રણેક માળા પર હોસ્પિતાલે
જવા ચહું લીફ્ટની લૈ સહાય્ય ? ૫

અને અને ઘર્ઘર લીફ્ટનો ધ્વનિ
સૂતેલ દર્દી તણી આંખ ખોલશે
ને જાણતાં ડોક્ટર આવિયા તે
ફરી, વળાંકે નિજ ડોક વાળી
મને નિહાળી થઇ જાય દુઃખી !
એ કોમળા આ ઉરને રુચે નહીં. ૧૧

કદાચ, કો નર્સની અંગુલિઓ
ગૂંથી રહી પ્રિતમ અર્થ ફૂલો
સૌ કામ અંતે, મુકી બાજુ તેને
ઊભી થઇ પૂછવું ચાહશે કે
'રે, કોણ આવ્યું ?' ૧૬

અને હું તો પ્રેક્ષક સ્નેહી મારા
–ની પૂછવા કુશળતા જ આવ્યો ! ૧૮

વ્યાયામ મારે કરવું ન કાં જરી ?
ઉતાર માટે રહી લીફ્ટ છો અહીં
મારે નહીં લીફ્ટ ચઢાવ માટે –૨૧

છો લીફ્ટ હો જેમ રહી છ તેમ
સોપાન મારે ચઢવાં ગણી ગણી – ૨૩

કદાચ, આવી રીત ઉપરે જતાં
પસાર વેળા થતી તેટલામાં
સ્નેહી તણું દર્દ મટી જ જાય
ને એહને હું લઈ સાથમાહીં
આ લીફ્ટ દ્વારા બસ ઉતરું નીચે ! – ૨૮

—શ્રી. ભગીરથ મહેતા

# સાહિત્યના પ્રદેશમાં

## ‘પથેર પચાલી’નો પ્રવેશક

બીજી કોઈ પણ ભાષા કરતા બંગાળના સાહિત્યસ્વામીઓ પ્રત્યે ગુજરાતને વધુ મમતા હોય એમ લાગે છે અંગ્રેજી જેવી મહાન અને સમૃદ્ધ ભાષાના સાહિત્યના અનુવાદો થાય છે તે કરતા યે વિશેષ બંગાળના વાર્તા–નવલ આપણે ત્યા ઊતર્યા છે આમ થવાનુ કારણ શુ હશે? બંગાળ ભાવનાપ્રધાન છે એટલે એમ થતુ હશે? ગુજરાતના ‑ વ્યાપારી, વ્યવહારિક અને ગણતરીબાજ માનસને ભાવનાની ભીનાશ અને મુક્તતા અનુભવવાની ઇચ્છા થતી હશે? વ્યવહારમા જે જીવી ન શકાય તે કલ્પનામા જીવીને સતોષ માનવાની વૃત્તિ ઊપજતી હશે? અવલોકન એમ કહે છે કે ગૃહજીવનના કોમળ અને કઠિન પ્રશ્નો તો જેવા બંગાળમા હોય તેવા જ ગુજરાતના ગૃહોમા પણ છે ઉદાત્ત સ્ત્રીચરિત્ર જેવુ ત્યા છે તેવુ અહીં પણ છે એક વસ્તુ અહીં ઓછી છે એમ લાગે છે ગુજરાતના પુરુષો બંગાળ જેટલા ભાવનાશીલ નથી જણાતા નૈસર્ગિક વાતાવરણનુ એ પરિણામ ન હોય? નિસર્ગ દેવીએ ત્યા જે ઠાલવ્યુ છે તે અહીં ક્યા છે? આ પુસ્તકના પાને પાને જે સૌંદર્યસૃષ્ટિ દેખાય છે તે આખા બંગાળમા પથરાયેલી છે, જ્યારે ગુજરાતમા એવા સ્થાનો કેટલા મળે? નિસર્ગને ખોળે રમતું જીવન વ્યાપારી કે વ્યવહારકુશળ ન થઈ શકે એમ ન બને? એટલે ત્યાનાં સ્ત્રીપુરુષ અને કુદરત–બન્ને ય ગુજરાતને નવીન અને મધુર લાગે છે જીવનમા જેની ઊણપ છે તે પ્રાપ્ત થતા આનદ અનુભવાય છે શરદબાબુના પાત્રો ઉપર એટલે જ ગુજરાત મુગ્ધ બન્યુ છે શરદબાબુને પીને પચાવ્યા પછી આજે હવે કોઈ કોઈ સ્થળેથી બોલાય છે કે એમના સાહિત્યે આપણી લાગણીઓને વધુ પડતી કોમળ બનાવી મૂકી છે સ્વભાવ, સસ્કાર અને વાતાવરણમા આ લાગણીઓ ભીનાશ મૂકી જાય ત્યા સુધી તો એમાં જીવનનું માધુર્ય લાગે, પરતુ એ લાગણીઓમા આપણે ખેચાવા માડીએ તો આપણુ સ્વત્વ જ ગુમાવી બેસીએ આખુ હિંદ એક રાષ્ટ્ર છે જ, કન્યાકુમારીથી કાશ્મીર અને કરાચીથી આસામ સુધીના રાષ્ટ્રશરીરમા એક જ લોહી વહે છે છતા એક ખડ જેવા આ દેશમા પ્રાતપ્રાતના નિરાળા સસ્કારો પણ છે ભારતીય સસ્કૃતિ એ સસ્કારોનો સુદર અને સુયોગ્ય સમન્વય છે ગુજરાતને પોતાની સસ્કૃતિ છે જેમ મહારાષ્ટ્રને, પજાબને, બગાળને છે એ સસ્કૃતિને શુદ્ધ કરે, વિકસાવે, મગલ તત્ત્વોનો ઉમેરો કરે એવુ સાહિત્ય ગુજરાતમા પ્રસરવુ જોઈએ પરભાષાના સાહિત્યને એની રસિકતા અને હૃદયગમતાને કારણે આપણે ઉતાર્યા જ કરીએ તો કદાચ આપણા સસ્કારો બદલાય તો નહિ, પણ એની દૃઢતા તૂટી જાય, આપણે ગુજરાતી ન રહીએ અને બગાળી કે બીજુ કંઈ તો થઈ શકીએ નહિ એટલે આજે નવા નવા અનુવાદો પ્રત્યે આપણા વિવેચકો કડક નજર રાખી રહ્યા છે તે યોગ્ય લાગે છે એ નજરમા આ એક દૃષ્ટિ ભળવી જોઈએ એવો નમ્ર મત છે

આપણા જ સસ્કારોને પ્રગટ કરે, વિકસાવે, શુદ્ધ કરે એવુ મૌલિક સર્જન પુષ્કળ પ્રમાણમાં થયા જ કરતું હોય તો પરભાષાના અનુવાદો આપણા સાહિત્યને અને જીવનને બળ આપનારા થાય, પરતુ મૌલિક સર્જન નહિવત્ હોય અને નમળુ હોય તો પરભાષાનુ સાહિત્ય – જેમા જીવનના પ્રવાહો હોય છે એ વાર્તા – નાટક – નવલકથા માટે જ હું કહું છું–ગુજરાતના જીવનને બળપ્રદ થાય કે કેમ એ વિષે મને શકા છે આજે આપણે ત્યાં પરભાષાનુ સાહિત્ય ઢગલાબધ ઊતરી રહ્યુ છે ત્યારે આ વિચાર ફેંકી નહિ દેવાય એવી આશા છે અહીં એક સૂચન કરવાની પણ ઇચ્છા થાય છે જેટલુ ધ્યાન પરભાષાની વાર્તા નવલકથાને ગુજરાતીમા ઉતારવા માટે અપાય છે તેટલુ જ ધ્યાન ત્યાના ગભીર અને શાસ્ત્રીય પુસ્તકોને ઉતારવામા અપાય તો? આવા

પુસ્તકો હજારોની સંખ્યામાં ગુજરાતી ભાષામાં ઊતરે અને મૌલિક સર્જન એક પણ ન થતું હોય તો યે આપણા સંસ્કારને હાનિ પહોંચે નહિ. કોઈ પણ વિષયમાં મૌલિકનું વિશેષ મહત્ત્વ છે જ કારણ કે એમાં પરિસ્થિતિનું જ્ઞાન અને બળ રહ્યાં હોય છે, પરંતુ જેને લલિતવાઙ્મય કહેવામાં આવે છે તેમાં તો એની જરૂર અન્ન-પાણી જેવી છે. મૌલિક સર્જનનો અર્થ જ એ કે આપણી જ માટી, આપણા જ ઉકરડાનું ખાતર અને આપણી જ નદીનું પાણી-ખેડનાર પણ આપણે જ, આ રીતે જે છોડ ઊગે તે આપણા જીવનના પ્રતીક જેવો પણ હોય અને આપણને પોષણ આપનાર પણ હોય. ગુજરાતના જુવાન લેખકો જો નિશ્ચય કરે તો ગુજરાતની ભૂમિ એટલા રસ-કસવાળી તો છે જ કે જેમાંથી સાહિત્યના સુંદર છોડ નિપજાવી શકાય. ગુજરાતના લેખકો એમ કરશે? આજે આપણા સમગ્ર જીવનમાં આરામની ભાવના પ્રસરી ગઈ છે. અનુવાદ તરફનો આવો પ્રબળ ઝોક પણ એ ભાવનામાંથી જ ઊભો થયો જણાય છે. અનુવાદ કરવામાં લાયકાત તો જોઈએ જ, પણ મૌલિક સર્જન જેટલી નહિ. અનુવાદમાં મૂળ સર્જન-ની લાગણીઓ સમજવી જોઈએ, કંઈક અનુભવવી પણ જોઈએ, પરંતુ મૌલિકમાં તો હૃદય વલોવવું પડે. પ્રસવની વેદના વિના જન્મ કેમ થાય? અનુવાદકમાં માતાના ભાવ અનુભવી શકે એવી સહૃદયતા જોઈએ, જ્યારે સર્જકે તો ખુદ માતા જ થવું પડે. કોઈ પણ સાહિત્યની સમૃદ્ધિ માટે, એટલે જ મૌલિક સર્જન આવશ્યક છે.

૨

આટલું કહ્યા પછી આ પુસ્તકને હું આવકારું છું. ખાસ તો એટલા માટે આવકારું છું કે ગુજરાતી ભાષાસાહિત્યમાં આ પ્રકારનું એક પણ પુસ્તક મારી જાણમાં નથી. ભાષા, શૈલી, વસ્તુ, વિચાર, રજૂઆત, ગૂંથણી સર્વ રીતે આ પુસ્તક નવીન છે. આપણા વાર્તાપ્રિય વાચકવર્ગને આ પુસ્તક ગમશે ખરું? આમાં અદ્ભુત ઘટનાઓ નથી, કશું જ રહસ્યમય નથી, સ્ત્રી-પુરુષનું પ્રેમાકર્ષણ કે વેદનાઓ નથી, જુવાનોનાં મંથન નથી. છે સાવ સાદી વાત. નાનકડા અપુની, દુર્ગાની અને ગરીબ મા સર્વજયાની. અને તે પણ કેટલી બધી ધીમી! ચારસો પાનાંની નવલ-કથામાં પ્રેમમૂર્તિ સર્વજયાનો કલ્પનામૂર્તિ અપુ માત્ર તેર વર્ષનો જ થાય છે એની વનફૂલોમાં રમતી દીદી દુર્ગા પણ એ કરતાં મોટી થતી નથી. દુર્ગા અને એક અપુ વિપુલ સમૃદ્ધિમાં ઊછરતાં હતાં, પણ સમૃદ્ધિ કઈ? શરીરમાં લોહી વધારે એવા ખોરાકની નહિ; ટાઢ, તડકા ને વરસાદમાં રક્ષણ કરે એવા ઘર કે કપડાંની નહિ; જ્યાં જાય ત્યાં માનપાન મળે એવા શિક્ષણની પણ નહિ. એકલા વગડાની, વનની, સૂર્યના પ્રકાશની, નદીના નીરની, લાખમલાખ ફૂલોની સૃષ્ટિની. દુર્ગા અને અપુ એમાં જીવતાં હતાં. કલ્પના તો એમાં જીવી શકે ને વિકસી શકે, પણ દેહ કેમ જીવે? દુર્ગા ન જીવી શકી અને અપુ એકલો રહી ગયો. આવી આ વાર્તા છે.

પણ આ વાર્તા છે? એમાં આપણને પરિચિત એવાં, શરદ્‌બાબુનાં સંસારચિત્રો ક્યાં? બંકીમબાબુની અદ્ભુતતા ક્યાં? આ કેટલી સાદી સીધી વાત છે! નાનકડાં બાળકોની તે વળી વાર્તા લખાતી હશે? આ લેખકે શું કર્યું છે? એનાં જ્ઞાન અને કલ્પનાની વિપુલતા આ બાળક દ્વારા પ્રગટ કરવાને બદલે કોઈ યુવક-યુવતી દ્વારા પ્રગટ કરી હોત તો? વાંચનારને લાગત તો ખરું કે આ મારી વાત છે! બાળકોની મનોસૃષ્ટિ જોવાની કોને ફુરસદ છે? અને તે પણ કેવા બાળકની? જેની પાસે માના, દીદીના ને કુન્નરના પ્રેમભંડારો છે પણ એ સિવાય કશું જ નથી. હા, કલ્પના છે દૂર દૂરના દેશોમાં ચાલ્યા જવાની, મહાભારતનાં પાત્રો બનવાની, સકળ સૃષ્ટિને ખૂંદવાની, આભનાં વાદળાંઓ સાથે દોસ્તી બાંધવાની પણ ઊભું ક્યાં રહેવું? ઊભવા માટે જમીન તો જોઈએ ને? શરીરનો બોજો ઉપાડવાની પગમાં તાકાત તો જોઈએ ને? એક જીવવાની જ ઊણપ છે, મન ઘણું કરે છે —ઘણું કલ્પે છે, શરીર કશું કરી શકતું નથી.

જો ધીરજ રહે તો એક પણ લીટી ચૂક્યા વિના આ પુસ્તક વાંચવા જેવું છે. નવી જ સૃષ્ટિ છે. નવી જ કલ્પનાઓ છે.

આને વાર્તા કહીએ તે કરતાં એક કુટુંબ, જે આખા કુટુંબનું પ્રતિનિધિ છે તેની પળ પળનો આમા ઇતિહાસ છે એમ કહેવુ વધુ યોગ્ય થશે ઇતિહાસ સુક્કો નથી કેવળ ઘટનાઓની સાંકળ નથી, એમા પળ પળની લાગણીઓના ધબકાર છે પ્રસંગે પ્રસંગે જીવનનું કારુણ્ય પ્રગટે છે એકે ય એવો પ્રસંગ નથી કે જ્યા જીવનના મર્મભાગને સ્પર્શ ન થયો હોય વાર્તાનો સાર આવો ટૂંકો છે હરિહર એક ગરીબ બ્રાહ્મણ છે પૂજાપાઠ કરી ગુજરાન ચલાવે છે સર્વજયા એની પત્ની છે અપુ ને દુર્ગા બે બાળકો છે દુર્ગા છે તોફાની, વન વગડામા રખડનારી અપુ છે મુગ્ધ કલ્પના દુર્ગા અને એ પોષણ પામતા નથી પણ નિસર્ગના ખોળામા રમતા રમતા જીવે છે છેવટ દુર્ગાથી એમ જિવાતુ નથી એક કાળી ઘનઘોર રાતે તોફાન ઊઠ્યુ છે મુશળધાર વરસાદ વરસે છે છાપરા તૂટે છે હરિહર તો પૈસની લાલચે બહારગામ ગયો છે સર્વજયા બાળકોને બચાવવા વલખા મારે છે, પણ પંખી જેવો દુર્ગાનો આત્મા આ ધરતીથી થાક્યો હોય છે એ ને જતો રહે છે એ પછી અપુ એકલો પડે છે ને કંઈ કંઈ થાય છે, વાચી લેજો

વાર્તા વાર્તા ખાતર લખાય તો યે હેતુવિહીન ન હોય આ વાર્તાનો હેતુ શો ? ધ્વનિ શો ? કોઈ સ્થળે ઉપદેશનું વચન નથી દુ:ખની અરેરાટી નથી સહાનુભૂતિ જગાડવાનો પ્રયત્ન નથી પણ પહેલે પાનેથી જ, જો ચિત્તમા સહૃદયતા હોય, માનવતા પણ પૂરી જાગૃત હોય તો હૃદય કરુણાથી ભિજાઈ જાય છે અપુ અને દુર્ગાની સાથે વનની સૃષ્ટિ જોતા આનંદમગ્ન થઈ જવાય છે પરંતુ એનુ ઘર અને એની વાસ્તવિક સૃષ્ટિ ભૂલી શકાતી નથી એક માનવબાળને ભગરિયાના મોજાંઓ સાથે રમતા રમતા બાથબાથ કરતુ અને છેવટે નાશ પામતુ જોઈએ છીએ આખી વાર્તા સમગ્ર રીતે જે કહી જાય છે હૃદયમા ભરી જાય છે, તે ધ્વનિમા કરુણા છે, પ્રેમ છે સહૃદયતા છે, અને છુટાઈ જતા ફૂલોનું આક્રંદ છે કોઈ કશુ કહેતુ નથી છતા એમ થાય છે કે 'એવો અપુ જો મારે હોય ! એ સર્વજયા જો મારી પાડોશમા હોય !'

આવુ આવું થવા લાગે છે ને કંઈક કરવાની લાગણી જન્મે છે હૃદય ભીનુ બને છે, આંખ વિનમ્ર બનીને નીચી નમે છે જે નીચે પડ્યા છે તેની પાસે બેસવાની ઇચ્છા જાગે છે

પુસ્તક નવીન છે એમ મે પહેલા કહ્યુ એમા જે આલેખાયુ છે તે ઘર-આંગણે જ બને છે એટલે જૂનુ—અતિ જૂનુ છે એમ હવે કહું છુ આપણને આંખો ને કાન બને છે, છતા આપણે કેટલુ બધુ નથી જોઈ શકતા ને નથી સાંભળી શકતા તે આ પુસ્તક બતાવે છે એમ લાગે છે કે આવુ જોવા માટે હૃદયની આંખ જોઈએ એ આંખના પોપચાં શ્રી વિભૂતિભૂષણ એનાં અપુ દુર્ગા અને સર્વજયા દ્વારા ઉઘડાવે છે આપણે આપણા નેત્ર ખોલનાર શ્રી વિભૂતિભૂષણનો આભાર માનીએ

૩

અનુવાદ વિષે બે શબ્દ કહેવા જોઈએ બંગાળી ન જાણતો હોવાથી મૂળ પુસ્તક મે વાચ્યુ નથી અનુવાદ વાચીને જ હું મુગ્ધ બન્યો છુ અનુવાદ વાચતા દરેક પાને એમ લાગ્યુ કે અનુવાદકને વનસૃષ્ટિનો પરિચય હોત તો પુસ્તક ઓર શોભી ઊઠત પુસ્તકના પાને પાને વૃક્ષોના ફૂલોના ને વ્રતોના જે નામ આવે છે તે સાવ અજાણ્યા લાગે છે એનો કંઈક પણ પરિચય આપી શકાયો હોત તો સારુ થાત ગુનામને ગુનામ તરીકે ઓળખીએ નહિ ત્યા સુધી એની શોભા ને સુગંધ કેમ અનુભવી શકીએ ? જો કે પરિશ્રમપૂર્વક એવો પરિચય આપ્યો હોત તોપણ એમા કેટલા વાચકો રસ લઈ શકત એ તો પ્રશ્ન છે જ, પણ શ્રી વિભૂતિભૂષણને પૂરી રીતે રજૂ કર્યાનો સંતોષ તો પ્રાપ્ત થાત જ

અનુવાદની ભાષા અને શૈલી ઉપરથી મૂળ પુસ્તકના ભાષા-શૈલીનુ અનુમાન થઈ શકે છે બંગાળી ભાષાના અભ્યાસી એવા બે ત્રણ મિત્રો પાસેથી મે જાણ્યુ છે કે આ પુસ્તક અનુવાદ માટે અઘરૂ ગણાય સામાન્ય વિચારથી પણ એમ લાગે છે કે આ પુસ્તકના અનુવાદનું કામ કઠિન હોય જ, કારણ કે એમા જે કથા છે તે શુદ્ધ બંગાળના એક ઘરની છે અને જે વનસૃષ્ટિ છે તે પણ બંગાળની જ છે વધુમા

લેખકની શૈલી પણ નિર્બંધ અને બંગાળીમાં જ વધુ શોભી ઊઠે એવી છે. આ બધું ગુજરાતીમાં ઉતારવા માટે જે અધિકાર જોઈએ તે અનુવાદકમાં છે કે નહિ તે વાચકો જ નક્કી કરશે. હું તો એટલું કહું કે દોષો હોવા છતાં આ અનુવાદમાં મૂળ પુસ્તકના આત્માનું પૂરેપૂરું રક્ષણ થયું છે ને રસપ્રવાહને મુદ્દલ ક્ષતિ પહોંચી નથી. આ રીતે અનુવાદ પ્રશંસાને પાત્ર ગણાય. જ્યાં ગીતોની કડીઓ મૂકી છે ત્યાં તેને બદલે એટલું જ સુંદર ગુજરાતી પદ્ય મૂકી શકાયું હોત તો ઘણું સારું હતું, પણ એમ ન બન્યું તો એનું ગુજરાતી તો ફૂટનોટમાં મૂકવું જોઈતું હતું. આ ગીત–કડીઓ ઘણાને વૃક્ષો ને ફૂલોનાં નામ જેવી જ અજાણી લાગશે.

स.

## 'દરિયાલાલ'ના હકીકતદોષો

જાણીતા લેખક શ્રી. ગુણવંતરાય આચાર્યની લખેલી અને 'પ્રજાબંધુ' સાપ્તાહિક પત્રના ૧૯૩૮ની સાલની ભેટ તરીકે પ્રગટ થયેલી નવલકથા 'દરિયાલાલ'માં મને મહત્ત્વના ઘણા હકીકતદોષો જણાયા છે તે જાહેરમાં મૂકવા જોઈએ એવું મને લાગવાથી હું આ પાનાંઓ લખું છું.

આ લખવા સંબંધેની મારી એક યોગ્યતા હું એ જ જણાવીશ કે મારી ઉંમરનાં પંચાવન વર્ષમાંથી અર્ધાં મેં જંગબારમાં વ્યતીત કર્યાં છે.

'દરિયાલાલ'માં મુખ્ય દોષો આફ્રિકા અને જંગબારની ભૌગોલિક સ્થિતિના વિષયમાં થયા છે. આ દોષો વાચકના મનમાં જંગબાર વિષે વિભ્રમ પેદા કરે તેવા છે. ઐતિહાસિક ગણાય તેવા પણ બે મહત્ત્વના દોષો છે. અહીં હું મહત્ત્વના દોષોની જ ચર્ચા કરીશ. બીજા નાના દોષો દુર્લક્ષ કરવાથી ચાલે તેમ હોવાથી તેને છેડવા યોગ્ય નથી માનતો.

કોઈ વાર્તા પુરાણકાળના ઇતિહાસમાંથી ઉઠાવી હોય ત્યારે જો એ સમયના સમાજનું અને મુખ્ય બનાવનું યોગ્ય ચિત્ર આવી રહે તો બાકીના બધા દોષો ક્ષમ્ય ગણાય. પરંતુ 'દરિયાલાલ'ની વાર્તા તો ઓગણીસમી સદીની છે, છેક ગઈ પેઢીની જ વાત છે અને આફ્રિકા અને હિંદ વચ્ચેનો સંબંધ વધતો જ રહ્યો છે, એવી પરિસ્થિતિમાં વાર્તામાં કોઈ પણ જાતનો હકીકતદોષ ટીકાપાત્ર ગણાય.

પુસ્તકમાં વારે વારે અને બહુ ખૂંચે છે તે તો લેખકનું ભૌગોલિક અજ્ઞાન.

પ્રથમ તો તેઓ માની બેઠા લાગે છે કે જંગબાર એ એવો મુલક છે કે જ્યાંથી આફ્રિકાના કોઈ પણ ભાગમાં સ્થળમાર્ગે મુસાફરી થઈ શકે. હકીકત એ છે કે જંગબાર એ ચારે તરફથી સમુદ્રથી વીંટાયેલ એક ટાપુ જ છે. જંગબારથી આફ્રિકાની મુખ્ય ભૂમિ (મેઈન લેન્ડ)માં સ્થળમાર્ગે ન જઈ શકાય. અને એટલે જ નવલકથામાં આવતા એક મહત્ત્વના પાત્ર રામજીનું પાડા પર બેસી આફ્રિકાનાં જંગલોમાં જા–આવ કરવી, મંગો પાર્ક નામના યુરોપિયન મુસાફરના સમાચાર પાડા મારફત મુખ્ય ભૂમિ પરથી જંગબાર પહોંચાડવા અને મુખ્ય ભૂમિમાંથી હાથીઓની વણજાર જંગબારમાં આવે–જાય એ દેખીતી રીતે ભૂલો જ છે.

અને હાથીઓ વિષે–જંગબાર અને જંગબાર તાબેના પેમ્બા ટાપુમાં એક પણ હાથીની હસ્તી હતી નહિ અને છે પણ નહિ. આફ્રિકાની મુખ્ય ભૂમિમાં હાથીઓ છે ખરા, પરંતુ તેનો ઉપયોગ હાથીદાંત મેળવવા માટે શિકાર તરીકે જ થાય છે. બ્રહ્મદેશમાં હાથીઓને જીવતા પકડીને પાળીને તેમની પાસેથી જેમ કામ લેવામાં આવે છે તેવું આફ્રિકામાં હતું જ નહિ અને છે નહિ, અલબત્ત, જંગબાર એ હાથીદાંતના વેપારનું મથક ગત મહાયુદ્ધ સુધી હતું.

આફ્રિકા એ કાંઈ નાનો કચ્છ કે કાઠિયાવાડ છે? એમાં તો ચાર હિંદુસ્તાન સમાઈ જાય. એના એક ભાગનું વર્ણન જો આફ્રિકાના આખા નામ સાથે જોડાઈ જાય તો તે હાસ્યાસ્પદ જ લાગે. આમાં એવું થયું દેખાય છે. પુસ્તકના ત્રીજા પાના પર આફ્રિકાનું સામાન્ય પ્રાથમિક વર્ણન કરતાં લેખક લખે છે: 'લવીંગનાં ઝૂમખાં નીચે વેરાય છે.' ખરી રીતે જંગબાર અને તેના તાબાના પેમ્બા ટાપુ સિવાય આફ્રિકામાં ક્યાં ય લવીંગ થતાં નથી.

એ ‘અંધારા ખંડ’ ના વર્ણનમાં લવીંગના ઝૂમખાં અપ્રસ્તુત છે મહાયુદ્ધ પછી ફ્રેંચોએ માડાગાસ્કરમાં લવીંગના છોડ નાખ્યા છે અને ૭ ના પ દરેક વર્ષથી તે જંગબારના લવીંગ સાથે હરીફાઈ કરે છે, પણ મુખ્ય ભૂમિમાં તો લવીંગ છે જ નહિ

ખરી રીતે તો જંગબાર અને પૂર્વ આફ્રિકાનું સામ્રાજ્ય મસ્કતના ઈમામ સઈદ બીન સુલતાને સ્થાપ્યું તે સમયે આફ્રિકાના કોઈ પણ ભાગમાં લવીંગ હતા નહિ જંગબારના પ્રથમ સુલતાન સઈદે જ રોપવાથી લવીંગના છોડ મંગાવ્યા અને જંગબાર અને પેમ્બાના હવાપાણી અને ભૂમિ એને માફક આવતાં તેનો ત્યાં એવો સારો ઉછેર થયો કે આજે એ બાબતમાં જાવા ગૌણ બની ગયું અને જંગબાર દુનિયા આખીને લવીંગ પૂરા પાડનાર તરીકે પ્રસિદ્ધિ પામ્યું *

જંગબારના નામ સંબંધેની કલ્પના પણ બરાબર નથી લાગતી એ કેવળ કલ્પના જ છે પુસ્તકમાંથી ફકરો ટાંકું છું

"જંગબારનું મૂળ નામ કાઝીમ્બે પોર્ટુગીઝ તવારીખમાં જંગબારના સુલતાનને ‘કાઝીમ્બેના રાજા’ તરીકે ઓળખાવ્યો છે ત્યારે જંગબાર નામ કેમ પડ્યું? સંભવ છે કે જુગ એટલે દરિયાવાલની ખેડ કરતાં વહાણ એના વહાણોની બારી તે જુગબાર જુગબારમાંથી અપભ્રષ્ટ થઈ જંગબાર નામ બન્યું હોય "

લેખકના કહેવા પ્રમાણે પોર્ટુગીઝ તવારીખમાં નામ કાઝીમ્બે હશે પરંતુ ત્યાર પછીની એમની કલ્પના બરાબર નથી જંગબારનું રાજ્ય તે રાજ્યને તાબે જંગબાર અને પેમ્બાના બે ટાપુઓમાંનો જંગબારનો ટાપુ, અને હાલનું રાજધાનીનું મુખ્ય શહેર અને બંદર જે કે તેનું નામ પણ જંગબાર છે આ જંગબાર નામ મારે મતે આમ પડ્યું છે આરબ વિજેતાઓ અને ગુલામી વ્યાપાર બંધ થયો તે પહેલાના ગુલામોના વેપારીઓ સામાન્ય રીતે પૂર્વ આફ્રિકાના હબસીઓ માટે ‘શેન્ઝી’ શબ્દ વાપરતા ‘શેન્ઝી’ શબ્દનો અર્થ ‘જંગલી’ થાય છે જંગલીઓને વેચવાનું બજાર તે ‘શેન્ઝીબાર’ આ શેન્ઝીબારનું આરબો બોલવા લાગ્યા ઝન્જબાર, યુરોપિયનોએ ઉચ્ચાર શરૂ કર્યો ઝીન્ઝીબાર અને આપણે હિંદીઓએ કર્યું જંગબાર પરદેશી ભાષાનો વિશેષનામી શબ્દ દેશીઓમાં અપભ્રષ્ટ થાય તે કરતાં દેશી ભાષાનો શબ્દ પરદેશીઓમાં અપભ્રષ્ટ થાય તે વધુ બુદ્ધિગ્રાહ્ય છે એટલે જ આપણા દેશના નર્મદા, મુંબઈ, ખેડા ભરૂચ ગંગા, સિંધુ ખંભાત અને એવા બીજા ઘણા નામો બહુ ખરાબ રીતે અંગ્રેજોએ અપભ્રષ્ટ કર્યા છે અને આપણે હિંદીઓએ આફ્રિકાના દરઈસ્સલામનું ધારેસલામ કે ધારસલા, મીકીન્ડાનીનું મકડાની અને એવા બીજા નામોનું કર્યું છે એટલે જુગબારનું જંગબાર બન્યું ન હોય પણ શેન્ઝીબારનું જંગબાર બન્યું હોય.

ત્યારે કાઝીમ્બે વિષે શું?

આજથી છસો સાતસો વર્ષ ઉપર જંગબાર ટાપુ શીરાઝી રાજાઓના હાથમાં હતો તે વખતે તેમનું પાયતખ્ત હાલના જંગબાર શહેરથી ૨૫ માઈલ દૂર કીઝીમકાઝી નામના સ્થળે હતું આ કીઝીમકાઝી તે કાઝીમ્બે થયું હોવું જોઈએ અને જંગબારના રાજકર્તાઓને પોર્ટુગીઝોએ કાઝીમ્બેના રાજા તરીકે ઓળખાવ્યા હશે પોર્ટુગીઝોએ પોતાનું

* ઘઉં–બાજરની પેઠે લવીંગની કંઈ ખેતી નથી થતી તેના ધરુ કરી રોપ બદલાવી વાવવામાં આવે છે અને તેના બગીચાઓ—શામ્બવા—માં ટેશન હોય છે લવીંગનું ઝાડ આશરે છથી સાત ફૂટ ઊંચું થાય ત્યારે તેને ફૂલ બેસે છે અને વખત જતાં ઝાડ ૩૦ થી ૩૫ ફૂટ ઊંચું વધે છે પ્રથમ ફાલ આવતાં લગભગ દસ વર્ષ લાગે છે આફ્રિકાની સ્વાહિલી ભાષામાં લવીંગને ‘કરાફુ’ કહે છે સંસ્કૃત શબ્દ કર્પૂરફૂલ ઉપરથી એ બન્યો હશે? કાનમાં પહેરવાનું ફૂલ—વરેણું—લવિંગિયું એ શબ્દ આપણામાં પ્રચલિત છે આપણા ગુજરાતી અને હિંદી શબ્દો સ્વાહિલી ભાષામાં જોવા મળે છે ઉદાહરણાર્થ

ગોદડું = ગોદોરો

ચંદરવો કે મચ્છરદાની — ચંદરવા

ચાદર = ચાદર

સંદૂક (પેટી) = સંદૂક

પાયતખ્ત 'ઉંગુજા ઉકુ' નામની જગ્યાએ સ્થાપ્યું હતું અને મસ્કત અને ઓમાનના ઈમામ સઈદ બીન સુલતાને જંગબાર જીત્યું ત્યારે હાલનું જંગબાર શહેર હસ્તીમાં આવ્યું. હજી આરબો અને હબસીઓ જંગબારને માટે પોર્ટુગીઝોના શહેર 'ઉંગુજા ઉકુ'-માંથી બીજું પદ 'ઉકુ' કાઢી નાખીને 'ઉંગુજા' શબ્દ વાપરે છે.

મહત્ત્વની ઐતિહાસિક ભૂલ આમાં જંગબારના તે વખતના સુલતાનના નામ સંબંધી છે. એમણે સુલતાનનું નામ 'સૈયદ સુલેમાન' આપ્યું છે. જંગબારના સુલતાનોમાં કોઈનું નામ સુલતાન હતું નહિ. તેનું ખરું નામ સઈદ સઇદ બીન સુલતાન હતું. પ્રથમના 'સઈદ' શબ્દમાંનો ઈ દીર્ઘ છે અને હિંદમાં વપરાતા 'સૈયદ' નો પર્યાયવાચક છે., તેની અંગ્રેજી જોડણી sayyid–સૈયદ થાય છે પણ અંગ્રેજીમાં યે તેનો ઉચ્ચાર 'સાઈદ' છે અને બીજા શબ્દમાં આવતો ઇ હ્રસ્વ છે અને તે વિશેષનામ છે. તેની અંગ્રેજી જોડણી said થાય છે અને ઉચ્ચાર 'સઇદ' છે. 'સુલતાન' શબ્દ રાજા કે બાદશાહનો પર્યાયવાચક છે તેમ જ તે વિશેષનામ પણ હોય છે. એટલે જંગબારના રાજાનું રાજા સઈદ (સૈયદના અર્થમાં) સઇદ અને તેના પિતાનું નામ સુલતાન (વિશેષનામ) એમ લખાવુ જોઈતું હતું.

નાના નાના હકીકતના અને બીજા દોષો ઘણા બતાવી શકાય તેમ છે, વાંચતાં ખટકી આવે પણ છે પણ એ વાર્તાવસ્તુને બાધક ન હોઈ દુર્લક્ષ કરવા જેવા છે, પણ તેમાં જે મહત્ત્વના છે તે સંક્ષેપમાં જોવા જોઈએ.

પાનું ૨૧૮, ફકરો ૬ ઠ્ઠો–"(દારેસલામ)થી જંગબાર આવતાં (બર્ગસને) દિવસો નીકળી ગયા."

જંઝબાર અને દારેસલામને ત્રીસ જ માઈલનું છેટું છે. આટલો રસ્તો કાપતાં કેટલા દિવસ લાગે? 'મુલક જીતતી' ઇત્યાદિ વર્ણનથી સેના કેવી રીતે આવતી હતી તેનું વર્ણન પણ એવું છે કે જાણે દારેસલામ અને જંગબાર વચ્ચે કેટલુંય અંતર હશે એમ લાગે. આ તો જેમ ગોકુળથી ચાર ગાઉ છેટેના મથુરામાં આવતાં અક્રૂરજીને દિવસ આખો લાગ્યો એવો ભાગવતમાં જે ઉલ્લેખ છે તેના જેવું આ અસંગત છે.

પાનું ૨૮૫, ફકરો ત્રીજો–"એ (કોઠીના) દરવાજા સામે સુલતાને તોપ મંડાવી."

જંગબાર એ જૂની બાંધણીનું શહેર છે. તેનાં મકાનો ત્રણ ચાર માળ જેટલાં ઊંચાં છે પણ રસ્તાઓ સાંકડા છે. ત્યાંના કાપડબજાર હુરૂજી અને મલીન્દી સ્ટ્રીટની પહોળાઈ એટલી છે કે એક સાધારણ બેબી ઑસ્ટીન કાર પણ ઘણી જ મુશ્કેલીથી પસાર થાય. કેટલેક સ્થળે તો એ ભરાઈ જ રહે. આવા જંગબાર શહેરમાં દામોદર જેરામની પેઢી સામેના જાહેર રસ્તાની પહોળાઈ પંદર ફૂટથી વધુ નથી. તો પછી એની સામે તોપ કેવી રીતે મંડાવી? અને દામોદર જેરામની પેઢીથી ચાલતાં ત્રણ ચાર મિનિટના રસ્તા પર જ પાછલી બાજુએ સુલતાનનો મહેલ છે, એ જમાનાની તોપોને આવી સ્થાનસ્થિતિમાં પેઢી સામે સુલતાન માંડે એ સંભવિત છે?

બર્ગસના બળવા વિષે શ્રી ડુંગરશી ધરમશી સંપટે 'નવરચના' માસિકના માર્ચ ૧૯૪૦ના અંકમાં 'લધાભાની ઉત્તરાવસ્થા' એ લેખમાં જે લખેલ છે તેમાં આવી વાતનો ઊલ્લેખ નથી.

શ્રી. સંપટના ઉક્ત લેખમાં અને શ્રી આચાર્યે 'દરિયાલાલ'માં લખેલ હકીકતોમાં બીજે પણ કેટલેક સ્થળે હકીકતનો ફેર છે.

ગુલામીની પ્રથા જંગબારમાંથી ગુજરાતીઓએ પ્રથમ નાબૂદ કરી અને સુલતાન પાસે કરાવી એ હકીકત સાચી છે, પરંતુ શ્રી. સંપટના ઉપરોક્ત લેખમાં લધાભાએ એ પ્રથા પ્રથમ સમજાવવા આવનાર સર શાહબુદ્દિન અને સર રિચર્ડ ટેમ્પલની સમજાવટ પછી ગુલામી પ્રથા રદ કર્યાનું લખાયું છે. જ્યારે શ્રી. આચાર્યની નવલકથામાં સર શાહબુદ્દિન લધાભા પાસે આવ્યા તે પહેલાં લધાભાએ ગુલામી વેપાર ન કરવાનું રામજીભાને વચન આપ્યાનું છે અને બાંધેલા ગુલામોને છોડી મૂકયાનું લખ્યું છે.

પાનુ ૨૮૯, ફકરો સાતમો– જહોન ડકર્કને જગબારનો પહેલો અગ્રેજ રેસિડેન્ટ નીમવામા આવ્યો ’

આ તદ્દન ખોટુ છે આ ભૂલ તો એવી છે કે જે લેખકોની હકીકતોને તપાસવાની ચોકસાઈની મોટી ઊણપ બતાવે છે

આ વાત સો વર્ષ ઉપરની છે, જ્યારે જગબારમા પહેલો અગ્રેજ રેસિડેન્ટ મેજર એફ બી પિયર્સ તો છેક ઈ સ ૧૯૧૪મા જ નિમાયો હતો ૧૯૧૪ની શરૂઆતમા જગબારનો વહીવટ ઇગ્લેડની સંસ્થાન-કચેરી ( કોલોનિયલ ઑફિસ )ના અધિકારમા ગયો, અનેતેના તરફથી રેસિડેન્ટ નીમવાનુ શરૂ થયુ ત્યા સુધી, એટલે કે ૧૯૧૩ના ડિસેમ્બરની આખર સુધી જગબારનું રાજ્ય ઇગ્લેડની પરદેશ-કચેરી (ફોરીન ઑફિસ ) સાથે સબધ ધરાવતુ અને જેમ કોઈ પણ સ્વતત્ર રાજ્યમા પરદેશનો એલચી ( કોન્સલ ) રહે તેમ અગ્રેજ કોન્સલ ત્યા રહેતો જર્મની, અમેરિકા, ઈટાલિ પોર્ટુગીઝ, ફ્રાસ, બેલ્જિયમ આદિ દેશોના એલચીઓ પણ તે રીતે રહેતા એટલે ત્યા બ્રિટિશ કોન્સેલેટ જ હતી અને તેનો રાજ્યવહીવટ ઇગ્લેડની પરદેશ-કચેરીની સલાહ-સૂચના મુજબ ચાલતો

તે વખતે જગબારની અદાલતનો સબધ પણ મુબઈની વડી અદાલત સાથે હતો, અને ત્યાના ચુકાદા ઉપરની અપીલો મુબઈની વડી અદાલતમા સભળાતી

અભણ ખારવાઓ અને ગોવા બીજાઓની પાસેથી સાભળેલા શબ્દો પણ એમણે ખોટા રજૂ કર્યા છે નીચે તેવા કેટલાક શબ્દોના શુદ્ધ રૂપ બતાવ્યા છે

રાલ નહિ પણ રિયાલ ( જગબારનો ચાંદીનો સિક્કો )

ગબો નહિ પણ શામ્બો ( બગીચો )
અશકારી નહિ પણ અસ્કરી ( સૈનિક )

અશરફી એ સોનાનુ નાણુ કહેવાય છે જગબારમા સોનાનુ નાણુ હોય એવુ મે મારા ત્યાના ૨૭-૨૮ વર્ષના રહેઠાણ દરમિયાન પણ સાભળ્યુ નથી એટલે શ્રી આચાર્ય વાર્તામા વચ્ચે એક ઠેકાણે અશરફી લાવ્યા છે તે જો સાચુ હોય તો મને નવુ જાણવા મળ્યુ એમ હુ માનીશ

આ ચર્ચા હુ કોઈ પણ જાતના રાગદ્વેષથી નથી કરતો પરતુ આ પરથી હુ એટલુ જ તારવવા ઇચ્છુ છુ કે ઇતિહાસ લખવો એ અઘરી બાબત છે, પણ નવલકથામા ઇતિહાસને ગૂથવો એ વધુ અઘરી અને તે સાથે વધુ સાવચેત રહીને લખવા જેવી બાબત છે કારણ કે તે નવલકથા મગજને નહિ પણ હૃદયને સ્પર્શતી હોય છે અને તેમા જો ખોટા ખ્યાલોનો રગ બેસી જાય તો તે લાભને બદલે નુકસાન કરે શ્રી આચાર્યે પોતાની આ નવલકથાથી આપણી ભુલાઈ જતી વસાહતની તવારીખને આપણી પાસે રજૂ કરવાનો પ્રયત્ન કર્યો તે જરૂરી હતો, તેમા તેમણે કેટલેક અશે સફળતા પણ મેળવી છે પરતુ તે સાથે મારા મત પ્રમાણે ઉપર કહી તેવી ત્રુટિઓ પણ રહી ગઈ છે

શ્રી કેશવલાલ હરિલાલ હિંમતપુરા

# " કબૂલ છે, મા ! "

શ્રી. હરજીવન સોમૈયા

ડોસીની વાત પૂરી થઈ. ઝહિરના હૈયામાં ખંજરની પેઠે તે ઊંડી ઊતરી ગઈ. એની આંખોમાંથી ઝરતાં આંસુ ગરમ તાવડી ઉપર પાણી નાખીએ અને તે જેવી રીતે ઊડી જાય તેવી રીતે ઊડી ગયાં. એણે છાતીને ટટાર કરી.

"વાહ બેટા ! ઉમર શેખ મીરજાનો બેટો કદી રડે ? એની છાતી તો સદા આમ જ ટટાર હોય, એની આંખો સદા આવી જ ચોખ્ખી હોય. એમાંથી ટપકે તો આગ ટપકે, પાણી નહિ."

ઝહિરે ડોસીના પગ આગળ માથું નમાવ્યું. "પણ અમ્મા, તમે હિંદોસ્તાં વિષે મને આટલી વાતો કરી, એ હિંદોસ્તાં ક્યાંથી જવું એની તો વાત જ ન કરી."

"બરાબર, એ પણ કહું. તારો બાપ તો હતો બબ્બર શેર, સમરકંદ અને ફાર્ગનના વિલાયત * માં એક એવો મર્દ નહોતો જે એની એક થપ્પડે ભોં ભેગો ન થતો. એ બબ્બર બાપનો બેટો તું બાબર. તને બાબરને મુસીબતોની તો શી વાત કરવાની હોય, આજ સુધી તેં મુસીબતો તો સહન કરી જ છે–"

"મુસીબતો–!" બાબરની આંખ સામે મુસીબતની એક સાકાર મૂર્તિ આવીને ખડી થઈ. ઉમર શેખ મીરજા બાબર અગિયાર વર્ષનો હતો ત્યારે મરી ગયો. અગિયાર વર્ષની ઉમરનો છોકરો વિકરાળ રીંછ જેવા ઉઝબેગો અને કીરઘીઝોની સામે કેવી રીતે ઊભો રહીને બાપનું રાજ્ય સંભાળે ? ધરતીકંપથી સતત ડોલતા પહાડ ઉપર સિંહાસનને એણે ચાર વર્ષ સુધી રાખ્યું અને પછી ભૂમિને ડોલાવતા શેષનાગોને ડામી દેવા જાતે પંદર જ વર્ષની ઉમરે ફાર્ગનથી છલાંગ મારી પૂર્વપુરુષ તિમુરની ખોવાયેલી રાજધાની સમરકંદ ઉપર ધસ્યો.

પણ ઓહ, એ ઘડીથી જ એની દુર્દશા શરૂ થઈ. સમરકંદને તો નાથ્યું પણ પાછળ રહેલા ફાર્ગનનો દોર ઢીલો થયો અને ફાર્ગન હાથમાંથી ગયું. સમરકંદ છોડીને એ બાળક ફાર્ગન ગયો. પણ રસ્તામાં અર્ધે જ રહી ગયો. પાછળથી ખબર આવ્યા કે શત્રુઓએ સમરકંદ લઈ લીધું. બાબર–ઝહિરૂદ્દીન મહંમદ, એક બાળક ! આગળ નજર કરી, ફાર્ગન તંબલના હાથમાં છે; પાછળ નજર કરી, સમરકંદ ઉઝબેગ સેનાપતિ સઈબાનીના હાથમાં છે. અને વચ્ચે છે ઓકિસયાનાના પહાડોની ખીણ. આ ખીણ એટલે ? કેવળ રેતી. અહીં ન મળે પાણી, ન મળે લીલું ઝાડવું, ન મળે એક કબૂતર.

અને બાબરને ઝાડવું જોયા વિના ઊંઘ ન આવે, નદીમાં શરીરને કલાકો સુધી ડુબાડી રાખ્યા વિના ચેન ન પડે. તેર વર્ષની ઉમર હતી ત્યારે ઠંડીમાં જામી જતો બરફ ગરમીમાં ઓગળી વહેવા લાગતો એનો લાભ લઈ એણે રગુની અંદર ઉશ જેવા સુંદર ઉદ્યાનનગરની રચના કરી હતી. કાસાન શહેરને પણ એવું જ બનાવ્યું હતું. ફાર્ગનના આલાશહર આંદીજાનને પણ ફૂલફળોથી લચકતું બનાવ્યું હતું. તરબૂચના ખુલ્લા ચાડાઓથી જમીન શુક્ર–શનિના ચળકતા ગ્રહોથી ભરપૂર આસમાન જેવી બનાવી દીધી હતી. સખત ઠંડી હતી, નદીનું પાણી ઠરી ગયું હતું, ઠંડીથી માણસો અને ઢોર ઠરીને મરી જતાં હતાં ત્યારે એને નાહવાની ઈચ્છા થઈ. એ નદીએ ગયો. જોયું, પ્રવાહ જોશબંધ છે, વિચાર્યું, પાણીની સપાટી ઠરી ગઈ છે પણ નીચે પાણી વહેતું હશે. કૂદી પડચો. સોળ ડૂબકી મારી ! શરીર ઠરીને ઠીકરું થઈ ગયું. પણ મજા કેવી પડી ! જાણે ખીણની રેતી સામે દોડી આવી, મોં પર થપાટ લગાવી નદી અને બાગના શોખીન બાબરની મશ્કરી કરતી જતી હતી. બાબરનું જિગર હાથ ન રહ્યું. એ પોકેપોક રડી પડચો.

* દેશનો એક ભાગ પ્રાંત જિલ્લો કે તાલુકો.

આજે આ ભરવાડણ ડોસીએ એને એની નાની-માની માની યાદ આપી તેની છાતીને ટગર કરી દીધી, અહેશાન થયો ડોસીનો પણ તે દિવસે તો એને જ એકાએક એ વાત યાદ આવી ગઈ હતી કયા પ્રસંગ પરથી યાદ આવી હતી તે ખબર નથી ઘણુ કરીને તો અંધારી રાતે એને એ યાદ આવી હતી એની નાની ઇસાન દૌલતે એક ઓરતે એ તો વળી એકલી હતી, કેવી ચાલાકીથી એના પર જુલમ કરવા આવનારને દફે કર્યો હતો ! આખિરની સાથે ઇસાન દૌલત લડાઈમા ગઈ હતી દુશ્મને એને કેદ કરી પરપુરુષના કબજામા સોંપી ઇસાન દૌલત તે વખતે ચૂપ જ રહી પછી રાત્રે ધણી બનવા આવેલ એ જુવાનનુ ખૂન કરી એનુ મુડદુ રાજમાર્ગ પર ખુલ્લુ ફેંક્યુ એકલી ઓરતની એ હિંમત જોઈ દુશ્મન પણ ખુશ થઈ ગયો એણે એને પાછી તેના ઇચ્છિત સ્થાને મોકલી આપી

આવી જ અંધારી રાત ઇસાન દૌલતને નડી હશે ને ? એ ઓરત તો આ રાતથી ગભરાઈ નહોતી અને પોતે તો સોળ વર્ષનો કુમાર હતો, એને શાની બીક હોય ? એણે જોર કર્યું ફાર્ગન જીત્યુ, પૂરા અડસો પણ સિપાહીઓ સાથમા નહિ, એવી રીતે સમરકંદ પણ લીધુ અને પછી પોતે ઓકિસયાનાની ખીણમા રોયો હતો તે પર હસ્યો એને ખબર પડી ગઈ કે મુસીબતમા છે તેવી મીઠાશ આરામમાં નથી એણે નિશ્ચય કર્યો કે મુસીબતની યારીને ઝડપવાનો મોકો ન ખોવો નસીબની એક પણ જાતની ખફગી અનુભવથી અજાણી ન રહેવા દેવી અને એ ખુલ્લા પગે રણમા આથડ્યો, ચાકુની ધાર જેવા પહાડના પથ્થરો પર ચાલ્યો, ઠરી ગયેલી નદીના બરફ પર દોડ્યો, પ્રચંડ વેગે દોડી જતી નદીમા પડી પાણી સામે ઝીંક ઝાલી

અને ભાગ્યદેવીએ પણ પોતાની એક પણ ખફગી એનાથી અજાણી ન રહી જાય તે માટે એને સહાય કરવા માટી સમરકંદવાળો સાઈબાની ફરી તૈયાર થઈ ગયો અને બાબરને દરિયાના મોજા પેઠે ગાજતી અને ઘોડાવેગે ભાગતી કોહીક નદીમા ઠેકી પડી, નદીને પાર કરી દસ જ સાથીદારો જોડે ભાગવુ પડ્યુ ભાગીને એ ફાર્ગન આવ્યો, જોયુ તો ત્યાં તંબલ એનુ 'સ્વાગત' કરવા તૈયાર જ બેઠો હતો લશ્કરના ઘેરામાથી મુશ્કેલીથી છટકીને ત્યાથી બાબર છૂટ્યો-સાથે એક જ જોડીદાર.

દશે દિશા ધૂળની આંધીથી જ્યારે અંધારી બની હતી, આગળ-પાછળ કે કોઈ બાજુ કશુ દેખાતુ જ નહોતું ત્યારે બે ઘોડેસવારો-એક અઢાર વર્ષની કુમાર વયનો ઝહિરૂદ્દીન મહમદ અને બીજો એનો વિશ્વાસુ મિત્ર બાખા લાંબા પંથથી થાકેલા ઘોડાઓને આગળ ને આગળ ખેંચતા જતા હતા બની શકત તો તેઓ આવા થાક પછી તો જરૂર આરામ લેવા બેસત શત્રુનો ભેટો થઈ જવાનું જોખમ ખેડીને પણ બેસત, પણ પાછળથી પવન અને રેતીના ઝપાટાઓ એવા જોરથી લાગતા હતા કે તેમને પરાણે ને પરાણે દોડવુ જ પડતું હતુ

આખરે બાખીનું જોર આવી ખૂટ્યુ બાજુમાથી આવીને રેતીનુ ઝાપટું કાન બૂરી ન દે તેવી રીતે સહેજ આડુ જોઈને બોલ્યો, "શાહજાદા ! હવે જો ઊભા રહેવા નહિ મળે તો મારો ઘોડો કમોતે જ મરવાનો છે'ને છે'લે એણે બહુ જહેમત અને સફર ખેંચી છે" બાબર શુ જવાબ આપે ? પીઢ ઉમરનો અનુભવી એવો બાખી પોતાના જેવા એક નાના છોકરા પાસે લાચારી રોતો હતો ! એણે નીચી ગરદન કરી બાખીના ઘોડા સામે જોયુ દરેક પળે લાગતુ હતુ કે ઘોડો હમણા ગોથુ ખાઈ જશે કેટલીયે વાર પગાણે ચાલતા પગ મચકાઈ જતા પગ ઢસરડીને તે શરીરને આગળ ખેંચતો હતો વિચાર કરીને બાબર બોલ્યો, 'અહી સૂઈ જઈએ તો ?'

"સૂઈ જઈએ ? આ રેતીમા અને તોફાનમા સૂઈ ગયા પછી માલિકની ઇચ્છા ન જ હોય તો જ રેતીના ડુંગર નીચે ન દટાઈ જઈએ" બાખી બોલ્યો

"તો દોડી દોડીને ય મરવાનુ જ છે ને !"

"એમ મરવુ એ વધુ ખરાબ નથી પાછળ આવતા હશે તંબલના સિપાહીઓ દુશ્મનોની તલ

વારોને આપણાં ગળાં સાથે દોસ્તી કરવા દેવી છે? આપણાં માથાં પોતાની તલવારની અણી પર રાખી સમરકંદના કબૂતરખાના પર દરેકને જોવાને ખુલ્લાં મૂકે એવી શાહજાદાની ઇચ્છા છે? બહેતર છે કે આપ આગળ જાઓ. મારું થવાનું હશે તે થશે. આપ ન થોભો. આપ જીવતા હશો તો બાર સમરકંદને જિતાશે. હું મરું કે જીવું તેમાં બહુ ફરક નથી, ભાગવા માંડો, મારી ફિકર ન કરો."

બાબરે માથું ધુણાવ્યું. "ન બને. દોસ્તને દુ:ખમાં મરવા દઈને મારે સમરકંદને જીવતું નથી કરવું. જીવશું તો સાથે જ જીવશું અને નહિ તો સાથે જ મરશું."

"હઠ ન કરો શાહજાદા, જાઓ, તમે ભાગો, કદાચ આગળ નીકળી જશો, હું પાછળથી મારો માર્ગ વિચારી લઈશ."

બાબરની આંખમાં પ્રેમનાં ઝળઝળિયાં આવી ગયાં અને જ્યારે તે એકલો ભાગી નીકળીને, અંધારાં વીંધતો, વેરાનને પાર કરતો, શૂન્ય દિશામાંથી દિશાને રચતો જ્યારે કીરઘીઝ ભરવાડોનાં ઝૂંપડાંમાં આવી આ ડોસી આગળ આ વાત કહેવા લાગ્યો ત્યારે વાતને અંતે બોલ્યો, "અને હું એકલો આગળ ચાલ્યો."

"પછી?" ડોસીએ જિજ્ઞાસાથી પૂછ્યું. "એકલો ભાગ્યો તું, તો આ આ દોસ્તો, મા, બેન, એ બધાં ક્યાં મળ્યાં?"

"એ પણ કહું." બાબરે કહ્યું. "બાબીને મૂકી હું એકલો ભાગ્યો. સામે હુશિયાર પહાડની ટેકરીઓ હતી, તેની ઉપર પછડાઈ પછડાઈને પવનના સુસવાટાઓ પાછા ફરતા હતા. સુક્કું સુક્કું બધે, ભીનાશનું ક્યાં ય નામ ન મળે. મારું દિલ પણ સુક્કું થઈ ગયું. સૂરજ આથમવા ટાણે એક ટેકરી પાસે પહોંચી ગયો. દિશાની ખબર નહોતી પડતી, આગળ જવામાં માલ નહોતો. આ રસ્તે એક જ વાર નીકળ્યો હતો, કઈ બાજુ જતાં ક્યાં પહોંચાય તેની સમજ પડે તેમ નહોતું. વિચાર કરતો હું એક બખોલની ઓથમાં સૂતો.

"મોડી રાતે અચાનક જ પવનમાં ઘોડાઓની હણહણાટી સંભળાઈ. ઝાઝાં માણસોનો અવાજ સંભળાયો. હું ઊભો થઈ ગયો. કામઠી ઉપર તીર ચડાવ્યું. પણ ત્યાં તો સામેથી બૂમ સંભળાઈ: "મહંમદ!" અમ્માનો સાદ એ તો. હું પારખી ગયો. અમ્માને તો છોડી આવેલો તાશ્કંદ. અમ્મા મારી! દુ:ખમાં મારે વાંસે હાથ ફેરવવા તાશ્કંદમાં કાકાના રાજનું સુખ મૂકીને મારી પાછળ આવી. સામે દોડ્યો. અને માલિકની મહેર કેવી છે! બાબી પણ એમની જોડે આવી ગયો હતો, એ લોકોને રસ્તામાં એ મળી ગયો. એ જ બધાંને આ તરફ દોરી લાવ્યો હતો."

"પછી? પછી આ બાજુનો રસ્તો કેમ મળ્યો? રસ્તામાં દિવસો તો ઘણા જાય. ઠંડી પણ ખૂબ હશે. તમારી પાસે શું હતું કે તમે આટલી કૂચ કરી શક્યાં?" ડોસીએ પૂછ્યું.

"અમારી પાસે કશું જ નહોતું. પણ મેં કહ્યું ને, હું આ રસ્તેથી એક વાર નીકળેલો. મને આડુંઅવળું બારીકીથી જોવાની ટેવ, થોડું થોડું યાદ રહી ગયેલું તે પરથી ધ્રુવના તારાએ દિશા પકડીને ચાલવા લાગ્યો. મારી પાછળ બીજાં સૌ. બાબીનું કહેવું હતું કે આરામ માટે ન થોભવું, એટલે જ રાત્રે કૂચ શરૂ કરવી પડી."

"તકલીફ કંઈ જ નહિ પડેલી?"

"તકલીફ એકાદ ને એકાદ તો દરેક મુસાફરીમાં પડે જ. રસ્તાની નિશાનીઓ બરાબર મળતી નહોતી એટલે હું ઘોડાને આમથી તેમ દોડાવ્યા કરતો હતો. ઘોડાના થાકની તો વાત જ શી કરું? એક વાર ઘોડો ઠોકર ખાઈ ગયો. હું ગોળીને દૂર પટકાયો. માથું એક પથ્થર સાથે અફળાયું."

"ઓહ!"

"ચક્કર આવે, સ્થિર ઊભા રહેવાય નહિ, કંઈ દેખાય નહિ, પણ રાતમાં સૌને કોઈક ઠેકાણે તો પહોંચાડવાં ને! કપડું ફાડી ઘા પર બાંધ્યું. ઘોડાને ઊભો કરી ફરી રસ્તો શોધતો ચાલ્યો. આખરે અહીં પહોંચ્યાં."

' અહીં કેટલે વખતે આ યા ? રસ્તામા કેવી રીતે રહ્યા ? "

"અહીં પહોચતા બહુ દિવસો લાગ્યા પહાડોમા સતાઈ રહેતા ઘણી વાર ખાવાનુ ન હોય મરદો ખાધા વિના ચલાવે, ઓરતોની અદબ પાળવા એમની પાસે તો ખાવાનુ મૂકવુ જોઈએ ને ! ગધેડા અને કૂતરાનાં માસ પર કેટલીક વાર દિવસો કાઢ્યા છે બસો–ત્રણસો જણ હતા બેસવાને કઈ વાહન નહોતુ એટના જણ વચ્ચે રહેવાને પણ બે જ તબૂ હતા અમ્મા અને બેન તબૂમા સૂતા બીજા ખુ ના પવનમા સૂઈ રહેતા જોડા પણ પાકા ચામડાના કોઈ પાસે નહોતા એક જામો અને એક લાકડી એટલો જ સૌની પાસે સામાન મા, દુનિયા કહે છે, હુ બાદશાહ છુ મા, સાભળ્યા હાલ તે બાદશાહના ? '

બોલતા બોલતા બાબરની આખમા આંસુ આવી ગયા 'મા, દુનિયા આખીને ધ્રુજાવનાર બાદશાહ તિમુરનો હુ વશજ, ઉમર શેખ મીરજા પહેલવાનનો હુ બેટો, મા–હુ' !" બાળક ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યો ડોસીના ખોળામા એણે માથુ ઢાળી દીધુ

ડોસી એકદમ એનુ માથુ દૂર કરીને ખસી ગઈ "નામર્દ !" એણે ઉચ્ચાર કર્યો

"હુ નામર્દ ?" બાબરે એકદમ ઊચુ જોયુ

હજાર વખત નામર્દ ! આમ જો, સાભળ, તારી એક નાની હતી, નામ ઈસાન દૌલત સાભળી છે કદી એની વાત ? હજાર દુશ્મનની વચમા એ એકલી એક ઓરત હતી કેવી રીતે એ ત્યાથી છૂટી હતી ? તારી માફક રડીને નહિ અને સાભળી છે તિમુરની વાત કે જેનુ નામ તું ગર્વથી લે છે ? ક્યા આવ્યો હિંદોસ્તાં તે જાણે છે ? છેક હિંદોસ્તા એ પહોચ્યો કેવા છે હિદોસ્તાના રાજપૂતો ! કેવા છે ત્યાના પઠાણો ! એ બધાને એણે પોતાના પગ આગળ બેસાડ્યા દિલ્હી જબરુ શહેર આખા એ દિલ્હીને એણે તોબાહ પોકરાવી એ તિમુરનો સાચો વશજ હો તો પહોચ એ હિદોસ્તા રેતી સિવાય શુ છે અહીં ફરગાનમા ? હિંદોસ્તામા રેતી જોઈએ તો પણ સોનાની જ મળે ત્યાનાં જગલો તો એવા કે એમા દિવસે પણ અંધારુ રહે ત્યાની નદીઓ એક નહિ, બે નહિ, કેટલી ય નદીઓ એવી કે એના પૂરમા હાથીઓ પણ તણાઈ જાય અજમાવ તારુ જોમ ત્યા નામર્દ ન બન ઉમર શેખ મીરજાનું રૂહ શરમાતું હશે "

આટલુ બોલીને ડોસી અટકી ગઈ વાત બાબરના હૃદયમા ખજરની માફક પેસી ગઈ.

' તુ હિદોસ્તાનો રસ્તો પૂછે છે ને ? હિંદોસ્તાનો રસ્તો જ પૂછવા જેવુ નથી હિંદોસ્તાના વેપારીઓની વણજારો પોતાની પદાશ સાથે વણજારો ઉપર થઈને કદહાર, કાબુલ, ગીઝની એમ અફઘાનિસ્તાનના શહેરોમા થતી થતી છેક સમરકદ આવે છે કાબૂલ જઈશ તો એને વિષે બહુ જાણવા પામીશ છોડ સમરકદને અને જા કાબૂલ કાબુલ અત્યારે નધણિયાતું છે "

"મા, તારો હુકમ કબૂલ છે હું કાબૂલ જાઉં છુ કાબુલ જીતીશ જ અને પછી જઈશ હિંદોસ્તાં હિદોસ્તા જીત્યા વિના ત્યાંથી પાછો નહિ ફરવાનો "

"અને જો બેટા, એક વાત કહું જો આ વાત નહિ ભૂલે તો હિંદોસ્તામા રહેવામાં તને તકલીફ નહિ પડે હિંદોસ્તામા ઓરતની ઇજ્જત અહીંની કોમ કરતા બહુ કરવામા આવે છે ઓરતની ઇજ્જત તો હિંદોસ્તામા કે ગમે ત્યા સારી જ થવી જોઈએ એ ઇજ્જતને ખાતર તારી નાની ઇસાન દૌલતે શુ કર્યું હતું તે તું જાણે છે માટે જાણજે કે તારી બેગમ ન હોય તે બધી ઇસાન દૌલતો જ છે "

"કબૂલ છે, મા !"

*

"કબૂલ છે, મા !" ઓરડામાથી બહાર નીકળતા છુટકારાનો દમ લેતા કાબુલના રાજા બાબરે ડોસીની વાતને યાદ કરી ઉદ્ગાર કાઢ્યો

ઇસ્લામમા દારૂની મનાઈ છે, બાબર દારૂને છોડવા બહુ ઇચ્છતો છતા છોડી શકતો નહોતો રાણા સગ સાથેની લડાઈમા હારની બાજી વખતે

દારૂ ન પીવાની પ્રતિજ્ઞા લઈ બાજીને જીત તરફ ફેરવી અને હિંદોસ્તાનો તે બાદશાહ થયો. ત્યાર પછી બે વર્ષ પછી પણ એ દારૂને માટે વલખાં મારતો હતો–' બે વર્ષથી દારૂ માટે તલસું છું, ક્યારેક તો તલપ એટલી વધી જાય છે કે એ સહન ન થતાં આંખમાં પાણી આવી જાય છે.'–દારૂની આવી ટેવમાં ફસાયેલો એ દારૂની મિજલસમાં બેઠો હતો. દારૂ ઢીંચીને એ ચત્તોપાટ પડ્યો હતો, ભાન–અભાન જેવું હતું. અચાનક એને કાંઈક સુંવાળો સ્પર્શ થતો હોવાનું લાગ્યું. એકદમ પૂરા ભાનમાં આવી ગયો. આનિગા–મિજલસની નાઝનીન–એની બાજુમાં સરકતી હતી. બાબર એકદમ બેઠો થઈ ગયો. હુલહુલ આનિગા એની પાછળ દોડી. એના પર થૂંક ઊડાડી, એને ધક્કો મારી, પોતે બહુ પીવાથી ગાંડો થયો હોય તેવો ઢોંગ કરી, એ ઓરડાની બહાર નીકળી ગયો.

અને પછી એની સામે ઇસાન દૌલત, એની મા, એની નાની, તિમૂર દાદા, બબ્બર જેવો બાપ, ઉમર શેખ મીરજા, ફાર્ગન અને સમરકંદ અને છેલ્લે એ ડોસી અને તેણે કહેલ હિંદોસ્તાંની વાત યાદ આવી ગઈ.

એ બોલ્યો, "કબૂલ છે, મા! બધી ઓરતો ઇસાન દૌલતો જ છે."

●

# ધરતીનો ધણી

### શ્રી. હરમોહન શર્મા

'**જગતના** તાત'ને માટે બીજો શબ્દ 'ધરતીનો ધણી' છે. પણ આજે એ વિચાર પ્રવર્તે છે ને કે કોઈનો કોઈ ધણી નહિ, ધણીપણાની નાબૂદી હો! એટલે આ 'ધરતીના ધણી'ને નાબૂદ કરવાના પ્રયત્નો થઈ રહ્યા છે!

હિંદુસ્તાનમાં તો એ પ્રયત્નો સફળ થયા જ છે. ધરતીનો ધણી ખેડૂત હિંદુસ્તાનમાં હવે જીવતો નથી. એના કરતાં તો મિલનો મજૂર, બોજો ઊચકનાર વૈતરો, ઘરનાં એઠજૂઠ કાઢનાર ચાકર અને ભિખારી પણ વધુ સારી સ્થિતિમાં હોય છે.

અને એવા જ પ્રયત્નો જગતમાં બીજે પણ ચાલી રહ્યા છે.

જ્યારે આયરીશ લોકોના હાથમાં પોતાના દેશની લગામ આવી ત્યારે તેઓ દેશની પુનર્ઘટનાના વિચારે મૂંઝાયા. દેશના બંધારણની સમજ ન હોવાથી તેમણે કેટલીક બાબતોમાં ઊંધું માર્યું છે, એવી એક બાબત તે 'ધરતીના ધણી'ને બાંધી લેવાની.

પુનર્ઘટનાની યોજનાઓ અને વિચારોનું જ્ઞાન મેળવવા રાષ્ટ્રીય સરકારે ડેન્માર્ક, બેલ્જિયમ અને એવે સ્થાને વિદ્વાનોનો એક જથ્થો મોકલ્યો.

આ વિદ્વાનોએ પાછા ફરીને સરકારને સલાહ આપી કે ખેડૂતો પોતાના દૂધનો બહુ બગાડ કરે છે. તેઓ દૂધ પોતે વાપરી નાખે છે અથવા વાછરડાંઓને ધવરાવી દે છે કે માખણ બનાવે તો ખાઈ જાય છે. એને બદલે સરકારે એમની પાસેનું બધું દૂધ લઈ લેવું અને સરકારે મોટા પાયા ઉપર માખણ બનાવવાનો ઉદ્યોગ સ્થાપવો અને પરદેશોમાં એ માખણ વેચવા મોકલવું.

સરકાર આ હુકમની પાછળ એવી આશા જોતી હશે કે એથી પરદેશનું ધન દેશમાં લાવી શકાશે. વાત કદાચ બરાબર હશે. પણ એ ધન દેશમાં આવીને કોની પાસે જવાનું છે? આખરે ધનનો પણ ઉપયોગ શો છે? શરીર અને મનને પ્રફુલ્લ રાખવાં એ કે

કઈ ખીજે? અને ખેડૂતો પોતાની પાસેના વધારાના વખતનો ઉપયોગ ઘરમા દૂધમાથી માખણ બનાવવામા કરતો તે હવે એ સમયમા શુ કરશે? એ એક ગૃહઉદ્યોગ હતો, ગૃહઉદ્યોગની ટેવ દેશની કટોકટીને વખતે કેટલા ઉપયોગમા આવે છે તેની આજના યત્રયુગના રાજદ્વારીઓને કલ્પના હોવી મુશ્કેલ છે ચીનમા આજે કાતણનો ગૃહઉદ્યોગ શરૂ થયો છે 'એશિયા'ના ત્રણ ચાર માસ પહેલાના એક અકમા રેંટિયો ચલાવતા સ્ત્રી-પુરુષોના ચિત્રો પ્રગટ થયા હતા તે જોવા જેવા હતા, અને તે પરથી વિચાર કરવા જેવુ હતું કે આજે મોટા એક કેન્દ્રમા બધો માલ એકઠો કરીને યત્રમા એને નાખી એમાથી પાકો માલ બનાવવામા ખરેખર દેશનુ હિત છે? ચીનમાં આજે ત્રણ વર્ષથી લડાઈ ચાલે છે ખેડૂતોને પોતાના રૂનો પાક શહેરોમા લઈ જતા ભય લાગે છે ઘણી વખત તો ગામોને જાપનીઓ ઘેરો ઘાલીને બેઠા હોય છે અને બહારનો વ્યવહાર અટકી ગયો હોય છે તે સમયે ચીનને કાતણના આ ગૃહઉદ્યોગે બહુ રાહત આપી છે લડાઈને લીધે નવરા પડેલા લોકોને સરસ કામ મળ્યુ છે પોતાના ગામનુ ઉત્પન્ન બહાર વેચવા જવાની લાચારી મટી છે અને બહારથી આવે ત્યારે જ કપડા પહેરી શકાય એ સ્થિતિનો અત આવે છે

પણ આયરીશ સરકાર, જે પ્રજાસરકાર છે, તે આ વસ્તુ સમજેલ નથી, કારણ કે રાજ્ય ચલાવવાનો તેમને આ પ્રથમ પ્રસગ મળે છે તેમના ખ્યાલો ઈંગ્લેડના યત્રઉદ્યોગના જ છે દેશને તેઓ યત્રોના ખખડાટ ને ભભકાટથી ગાજતો જોવાની આશા સેવે છે અને એટલે ડેન્માર્કનુ જોઈને આવેલા વિદ્વાનોએ કહ્યુ કે, 'જે ખેડૂત પોતાના દૂધનું ઉત્પન્ન રાજને નહિ સોપે તેમણે ચાલ્યા જવુ પડશે, દેશ એમના વિના ચલાવી લેશે'

ખરી વાત છે આજે લોખડી રાક્ષસો દેશમા ઊભા થાય છે ત્યારે બિચારા ધરતીની માટીના પૂતળાઓ શા ખપના છે! એમના વિના દેશને ચાલ્યુ જશે

ખબર નથી પડતી, દેશની વ્યાખ્યા વિદ્વાન લોકો શી કરે છે! પણ એ વાત નક્કી છે કે ખેડૂત નહિ હોય-શાતિથી, અતરના ઉમગથી, કુદરતનો સાથ મેળવતા અને પોતાના વહાલા પશુની પીઠ પર હાથ ફેરવતો હાથેથી ધાન્ય નિપજાવનારો નહિ હોય-ત્યા સુધી જગત શાતિ પામવાનુ નથી ખેતીને, ખેતીના ઉત્પાદનનું યત્રીકરણ કરવાના પ્રયત્નોને આખરે ગૃહઉદ્યોગનુ સ્વરૂપ એક કે બીજી રીતે લેવુ જ પડે છે તે જર્મનીની ખેતીની સુધારણા બતાવે છે રશિયામા હમણા કયાક કયાક કરવામા આવતા ફેરફારો એ બતાવે છે

આયર્લૅન્ડમા ખેતી આજે બે વિભાગમા વહેચાઈ ગઈ છે, ઉત્પન્ન કરવુ અને બનાવવુ ઘઉ ઉત્પન્ન કરવા, આટો બનાવીને ગુણો તૈયાર કરવી, દૂધ ઉત્પન્ન કરવુ, માખણ બનાવીને ડબ્બાઓ બનાવવા ખેડૂતને બનાવટની ક્રિયામા હાથ નાખવાની મનાઈ છે શકય હોય ત્યા સુધી ખેડૂતને માખણ બનાવતો અટકાવાતો, શકય હોય ત્યા સુધી ખેડૂતને ઈંડા સેવાવતો અટકાવાતો, શકય હોય ત્યા સુધી એને અનાજનો લોટ બનાવતો અટકાવાતો આ બનાવટનુ કામ કારખાનાઓએ કરવાનુ છે આ એના જેવી વાત થઈ કે માતાએ બાળકો જણ્યે રાખવા, જણ્યે જ રાખવા, બાળકોને પ્રેમ કરવાનો એને હક્ક નહિ, બાળકોને કેળવણી આપવાનો એને હક્ક નહિ એણે તો બાળક જણીને રાજને સોપી દેવુ, રાજ એનુ જે કરે તે ખરુ રાજ એને ચાહે તો ખેડૂત બનાવે, ચાહે તો સિપાહી બનાવી કોઈ બીજા દેશના ગરીબ માણસની પોતાના 'દેશ'ને ખાતર કતલ કરવા મોકલી દે

આયર્લૅન્ડના ગૃહઉદ્યોગના પાકા હિમાયતી અને તેની પુનર્ઘટના માટે શ્રમ ઉઠાવનાર શ્રી પિટર કોનીફેએ એક અમલદારને આ ઊંધી રીત પાછળના કારણની સમજાવટ પૂછી ત્યારે એ અમલદારે કહ્યુ, "જમીન ખેડૂતોની જ છે, બધા પશુ પણ ખેડૂતોના જ છે ખેડૂતોની પાસે શુ નથી કે તેમણે પોતાનુ ઉત્પન્ન શહેરો તરફ કારખાનાઓમા ન મોકલવુ કે જેથી કારખાનાઓને રેલવેને અને શહેરના બેકારોને કામ મળે?"

"પણ ગામડાંના લોકો પાસે પછી કામ નથી રહેતું તેનું શું?"

"તેઓ શહેરમાં આવે."

ગામડાંમાંથી શહેરમાં આવનાર એ 'તેઓ' એ કોણ? ખેડૂતો કે કોઈ બીજા? આમ ખેતી-ખેતી નહિ, ખેડૂત આજે ઉવેખાઈ રહ્યો છે.

યુદ્ધ થાય છે. આસમાનમાંથી બોંબ-વર્ષા થાય છે. પહેલાં બોંબ કયાં પડે છે? ખેડૂતોની જમીન ઉપર. ખેડૂતને પહેલો મારો. ધરતી તો કુંવારી છે. એ કુંવારી ધરતીનો ધણી થવાની ખ્વાહેશ રાખનાર એ ખેડૂત પહેલો મરવો જોઈએ, એ જાણે આજના યુદ્ધનો ઘોષ છે. ચીનમાં જાપાનીઓએ આ ઘોષ બહુ મોટા સૂરે ગજવ્યો છે. ચીનના ખેડૂતોનો જાપાનીઓને હાથે આજે જે રીતે નાશ થઈ રહ્યો છે તે ચિત્ર જ શબ્દોમાં ઉતારવું મુશ્કેલ છે. જેમ રાજવંશોમાં રાજાના ખૂન સાથે રાજાના એકેએક સંબંધીનો, ગર્ભમાં સૂતેલા બાળકનો પણ, નાશ કરવામાં આવતો તેમ ચીનમાં ખેડૂત-પુરુષોને જ નહિ, સ્ત્રીઓને, નાનાં બચ્ચાંઓને પણ કરપીણ રીતે મારી નાખવામાં આવે છે. દેશમાં ધાન્ય નિપજાવનાર કોઈને જીવતો રહેવા ન દઈને દેશને મારવાના એ પ્રયત્નો છે.

જંગતે કેટલી ગતિ સાધી છે તેનું આ દૃષ્ટાંત! એક જમાનો હતો. બાબરનો જમાનો. બાબરનો સિપાહીઓને હુકમ હતો કે 'દેશમાં કે પરદેશમાં લડાઈમાં હોઈએ ત્યારે એ ખાસ ધ્યાન રાખવું કે ખેડૂતને અને તેના પશુને હેરાન કરવાં નહિ, એમના પાકને નુકસાન કરવું નહિ.' ભીરાની લડાઈમાં એક અમલદારે ખેપરવા બની લશ્કરના ઘોડાને ઊભા ખેતરોમાં છુટ્ટા મૂકી દીધા. એ વાત જાણી બાબરના ગુસ્સાનો પાર ન રહ્યો. એણે એ અમલદારને મોતની સજા ફરમાવી. હિંદમાં તો હમેશાં ખેડૂતની અદબી પૂરેપૂરી જળવાઈ છે. ઔરંગઝેબ જેવા જુલ્મગાર પાદશાહે પણ ખેડૂતને તો સાચવ્યો જ હતો. હિંદમાં પરદેશીઓનાં આક્રમણોની અસર ગામડાંના ખેડૂત પર નહિવત્ જ થતી કારણ કે ખેડૂતને હેરાન કરવા કોઈ ચાહતું નહિ. જેવું હિંદમાં હતું તેવું જ દુનિયાના બીજા દેશોમાં હતું. અને એટલે જ આજના કરતાં સુખ, સમૃદ્ધિ, શાંતિ અને વ્યવસ્થા તે કાળમાં વિશેષ હતાં, એ ભોગવવામાંથી બાકાત રહેનારાનું પ્રમાણ આજ કરતાં ઘણું-ઘણું ઓછું હતું.

પણ આયર્લેન્ડની પ્રજાકીય સરકાર તો પોતાના ખેડૂતોને આયર્લેન્ડને ઇંગ્લેન્ડ જેવો 'ઉદ્યોગ'પ્રધાન દેશ બનાવવાની ઘેલછામાં ગૂંગળાવે છે. પણ આમ બનવું મુશ્કેલ છે, કારણ કે ઇંગ્લેન્ડ અને આયર્લેન્ડની સ્થિતિ એક નથી. પ્રકૃતિ નામના એક જ કર્તાએ રચેલ એ બે જુદાં જુદાં પુસ્તકો છે. આયર્લેન્ડમાં મુખ્ય પાત્ર 'શાકભાજી' છે, ઇંગ્લેન્ડનું મુખ્ય પાત્ર 'ખનિજ' છે. આ ભિન્ન પ્રકારનાં બે પાત્રોની એક જ ક્રિયા ન હોઈ શકે. બંને દેશની પ્રજાઓનાં માનસ જુદાં જુદાં જ હોય.

ઉદ્યોગ બે જાતના-કારખાનાંનો ઉદ્યોગ અને ગૃહઉદ્યોગ; બંને સ્વતંત્ર એકમો જેવા છે. બંને એકમેકથી સાવ ભિન્ન છે. સરકાર કારખાનાંના ઉદ્યોગનો ખ્યાલ છોડી દઈને ગૃહઉદ્યોગોથી દેશનું ધન વધારવાની યોજના વિચારે તો ખેડૂત પોતાની નબળી સ્થિતિને એકથી વધુ જાતનાં કામોમાં કંઈક યોજના યોજીને સમધારણ કરી લઈ શકે. ગૃહઉદ્યોગોના બીજા ફાયદાઓ વિચારવા છોડી દઈએ તોપણ એનાથી જે આર્થિક સુઘટનાનું મંડાણ કરી શકાય છે તે ખરેખર દેશને બહુ લાભ કરે છે. ઉત્પન્નનું અને કામનું અને વિશેષતઃ નફાની વહેંચણીનું યોગ્ય રીતે વિભાજન થઈ શકે છે, એમાં માલેકી-હક્કનો પ્રશ્ન કરવાપણું નથી રહેતું, એમાં કોઈ ઉપર પરાણે કાયદા લાદવાપણું નથી રહેતું. ચિત્ત દઈને જે કામ કરશે તે ખાશે એ વ્યવસ્થા આપમેળે આવી જશે. ખેતી ઉપરનાં નાનાં કેન્દ્રોમાં વસવાથી સૌને આરોગ્યપ્રદ રીતે રહેવાની સગવડ મળશે, મોજશોખો એની મેળે મર્યાદિત બની જશે, વધુ મેળવવાની લાલચ નહિ રહે અને ઝઘડાઓનો પારો નીચો રહેશે. જો આ રીતે ગૃહઉદ્યોગમાં યંત્ર આવતું હોય તો તે આવવા દેવા સામે વાંધો ન હોઈ શકે. પણ યંત્રે ગૃહઉદ્યોગને અનુરૂપ રહેવું જોઈશે. ગૃહ-

ઉદ્યોગને એ ગળી જવાનો પ્રયત્ન કરતુ લાગે તો તત્કાલ એને ઉખેડી નાખવુ જોઈએ

એટલે, ખેડૂતની આજે જે ઉપેક્ષા થઈ રહી છે તે ઉપેક્ષાનો અત આવવો જોઈએ ખેતીમા સુ યવસ્થા આણવા માટે 'ખેતી–વિશારદો'ની જરૂર નથી પણ ભણેલા ખેડૂતોની જરૂર છે ખેડૂતની જોડાજોડ ખેતી ઉપર રહીને એને કામની સમજ પાડવી જોઈએ, સમયને ગોઠવતા શીખવવુ જોઈએ અને જુદી જુદી રીતો અને અખતરાઓ સુઝાડવા જોઈએ આ બધુ શિખાડવા માટે પણ 'વિશારદો'ની જરૂર નથી ખેડૂત લખતા વાચતા જાણશે અને કઈક વિચાર કરતો થશે એટલે પોતાની મેળે એ બધુ સમજશે, અને એવા થોડા જાણકાર ખેડૂતો ઘણા સારા ખેડૂતોને ઊભા કરશે ખેડૂતોને માટેની નિશાળો શહેરોમા હોય છે એવી હશે તો બહુ કામની નહિ નીવડે એમની નિશાળ ખેતી ઉપર જ હશે ખેતી ઉપરની નિશાળ ચલાવતા જાણનાર શિક્ષકો તૈયાર થવા જોઈએ એ શિક્ષકો ખેડૂતના બાળકોને દુનિયાનુ અને ખેતીનુ સામાન્ય જ્ઞાન આપે, લેખન-વાચન શીખવે અને દેશની પરિસ્થિતિ સમજાવી દે તો તેમણે એ બાળકો માટે પૂરતું કર્યું કહેવાય

ધરતીનો ધણી જે કહેવાય છે તે ખરી રીતે તો ધરતીનુ બચ્ચુ છે એને ધરતી પાસેથી ખૂચવી લેવાની જરૂર નથી આજે મોટા શહેરોની બાજુના ગામડાઓની સડક ઉપર ઊભા રહીએ તો વહેલી સવારે આપણને જુવાન સ્ત્રી પુરુષોના ટોળા ગામડાં-ઓમાથી શહેરમા આવતા રોજ દેખાશે મે એવા ટોળામાથી કોઈ કોઈની જોડે વાતો કરી છે એ લોકો ખેતી મૂકીને મિલમા જતા હોય છે જો કે આથી મિલવાળાઓ તો બૂમો મારતા જ હોય છે કે આપણા દેશમા મિલમજૂર એ સપૂર્ણ રીતે મિલમજૂર નથી, એ ખેતી ઉપરથી આવતો હોય છે એટલે મિલમા કાયમ ટકતો નથી પણ મિલવાળા કરતા તો વધુ બૂમ ખેડૂતે મારવાની છે કે મિલોએ એના ચિત્તને ખેતી ઉપરથી હઠાવી લીધુ છે અને ખેતી સાવકી બની જતા મુફલિસ થઈ ગઈ છે

યત્રોના હિમાયતીઓએ આ વાત વિચારવા જેવી છે

# શાંતિવાદનું જાહેરનામું

## વિલિયમ લોઇડ ગેરિસન

[ અમેરિકામાં ગુલામી-પ્રથા વિરુદ્ધ જબ્બર ચળવળ કરનાર વિલિયમ લૉઈડ ગેરિસનનું નામ જાણીતું છે. આજથી એક સો વર્ષ પહેલાં, એટલે કે ૧૮૩૮માં એમણે 'અપ્રતિકાર—Non-resistance' નામનું એક પુસ્તક લખ્યું. એ પુસ્તક લખવા પાછળ ઉદ્દેશ રહ્યો હતો એક 'શાંતિવાદના જાહેરનામા'ની જાહેરાત અને સમજાવટનો.

અમેરિકામાં ખ્રિસ્તીઓનો ક્વેઈકર નામે એક પંથ છે. ઇશ્વરથી જે ધ્રૂજે તે ક્વેઈકર-ધ્રૂજનાર. આ પંથના અનુયાયીઓ જગતના પ્રેમ અને શાંતિના ફેલાવા માટે બહુ આતુર હોય છે. શાંતિનો કેમ વધુ પ્રચાર થાય, લડાઈઓ કેમ ઓછી થાય ને બંધ પડે તેનો વિચાર કરવા કેટલાક ક્વેઈકરોની સભા મળી હતી. આ સભામાં નિર્ણય થયો કે શાંતિવાદની પ્રતિજ્ઞાનું એક જાહેરનામું તૈયાર કરવું અને એ જાહેરનામા ઉપર શાંતિવાંછુઓની સહીઓ લેવી. એ નિર્ણય પરથી ગેરિસને એ જાહેરનામું લખ્યું અને તેની ઉપર ઘણા ધર્મપ્રેમીઓએ સહી કરી.

આખું જાહેરનામું આજની પળે વાંચવા જેવું છે ]

### "બૉસ્ટન શહેરમાં સન ૧૮૩૮ ના સપ્ટેંબરની તારીખ ૧૮, ૧૯ અને ૨૦ ના રોજ મળેલી 'શાંતિ-સભા'એ જાહેર કરેલું પોતાનું વલણ.

"જગતમાં શાંતિ અને માનવ-માનવ વચ્ચે પ્રેમની લાગણીના વિકાસ અર્થે સંસ્કૃત અમેરિકાના જુદા જુદા ભાગોમાંથી આવીને સભામાં મળેલા અમે, નીચે સહી કરનારાઓ, અમારી પોતાની ખાતર, અમારા પ્રિય સિદ્ધાંતને ખાતર, જ્યાં અમે વસીએ છીએ તે અમારા દેશને ખાતર અને જગતને ખાતર અમે એક જાહેરનામું પ્રગટ કરીએ છીએ કે જે અમારા આનંદધામ સિદ્ધાંતને અને જેની પ્રાપ્તિ માટે ઝંખીએ છીએ તે અમારા ધ્યેયને અને શાંતિની વિશ્વવ્યાપી પુનઃસ્થાપનાના અમારા કામને અમે કેવી રીતે આગળ ધપાવશું તે વ્યક્ત કરે છે.

"મનુષ્યની સત્તાની કોઈ સરકારની સાથે અમે મિત્રતા કબૂલતા નથી, તેમ એવી કોઈ સરકારનો શારીરિક બળથી અમે વિરોધ ઇચ્છતા નથી. અમે માત્ર એક જ સત્તાને, એક જ ન્યાયાધીશને, એક જ શાસકને અને એક જ નિયામકને ઓળખીએ છીએ. અમે તે એક જ સમ્રાટનો હુકમ માન્ય રાખીએ છીએ કે જે આ દુનિયાનો નથી અને જેની પ્રજાને અંદરોઅંદર લડી મરવાનો નિષેધ છે, જેના રાજ્યમાં પ્રેમ (Mercy) અને સત્યનો વાસ છે અને ન્યાય અને શાંતિ એકમેકને આલિંગે છે. એના રાજ્યને કોઈ સીમા-દોરી નથી, કોઈ પ્રજાભેદ નથી, કોઈ ભૌગોલિક અટકાયતો નથી. ત્યાં કક્ષાભેદ નથી, જાતિભેદ નથી, જાતીયતાની અસમાનતા નથી. ત્યાં અધિકાર ચાલે છે શાંતિનો, ત્યાં નિયમન છે પ્રમાણિકતાનું, તેની સીમાઓ છે મુક્તિની, તેનાં પ્રવેશદ્વારો છે પ્રાર્થનાનાં. એનો હેતુ છે બધી સીમાઓને તોડી પોતાની સાથે એક કરી દેવાનો. અમારો દેશ છે સમગ્ર જગત, અમારા દેશબાંધવો છે માનવીમાત્ર. અમે અમારી ભૂમિને એટલી જ ચાહીએ છીએ જેટલી અમે તમામ ભૂમિને ચાહીએ છીએ. અમેરિકાની પ્રજાનાં હિત, અધિકારો અને સ્વતંત્રતા અમને જેટલાં વહાલાં છે તેથી ઓછાં અમને બીજી પ્રજાઓનાં વહાલાં નથી. એટલે અમેરિકા દેશપ્રેમના નશામાં બીજી કોઈ પણ પ્રજાનું અહિત કે અપમાન કરવા

જાય તે અમને મંજૂર નથી શાંતિનો સિદ્ધાંત કે જેના નિર્મળ ધ્વજ નીચે અમે એકઠા મળ્યા છીએ તે જગતના વિનાશને અર્થે નહિ પણ કટ્ટામાં કટ્ટા શત્રુના યે તારણને અર્થે છે તેણે (ક્રાઈસ્ટે) પોતાના આચરણથી અમને શીખવ્યું કે અમારે એને પગલે ચાલવું અમે પાપી હતા છતાં એણે અમને પ્રેમ કર્યો, અમારે ખાતર એણે પોતાના પ્રાણ આપ્યા.

'અમે માનીએ છીએ કે કોઈ પ્રજાને પોતાના શત્રુ સામે શારીરિક બળથી પ્રતિકાર કરવાનો હક્ક નથી તે જ નિયમ વ્યક્તિને પણ લાગુ પડે છે એકમ એ સમાજ કરતા મોટો નથી જો એક વ્યક્તિ કોઈનો જીવ લઈ શકે, પોતાના હક્કને માટે ગમે તે કરી શકે તો એ જ પરવાનો સમાજ, રાજ્ય કે પ્રજાને પણ મળવો જોઈએ જો 'તે' છરો કે બંદૂક વાપરી શકે તો 'તેઓ' તોપો, બૉંબો અને ઘુસ્કી અને દરિયાઈ લશ્કર કેમ ન વાપરી શકે? જેટલા ઊંચા પ્રમાણમાં હિતો જોખમમાં હોય અને જેટલા જીવોના નાશની શક્યતા હોય તેટલા પ્રમાણમાં આત્મરક્ષણનાં સાધનોનો સામનો થવાનો જો લોહીતરસ્યા અને પ્રાણહારી સિપાહીઓના ધસારાનો પ્રજા કે રાજ્ય પ્રતિકાર ન કરતું હોય તો એક સમાજમા અને એક આશ્રમમંડળમા પણ અશાંતિને સમયે એ નિયમ ચાલવો જોઈએ અમેરિકનો જો પરદેશીઓને પોતાના કરતા વિશેષ સત ન માની લે કે એમને અનાચાર અને અસત્યાચરણનો ઇજારો ન આપી દે તો તેમણે ઘણું ઉપકારક કર્યું કહેવાય

"જગતની બધી સરકારો ઈશ્વરનિયુક્ત છે અને અમેરિકા, રશિયા, તુર્કી એ બધી સરકારો ઈશ્વરની ઇચ્છાનુસાર જ ચાલે છે એ ભ્રમ ઓછો હાસ્યાસ્પદ નથી માનવીની મુક્તિ અને સમાનતાના નિષ્પક્ષપાતી કર્તાને તે પક્ષપાતી અને જુલમી ઠરાવે છે દુનિયાની એક પણ માનવી સત્તા શત્રુ સાથેના વર્તનમા ઈશ્વરી પ્રેરણાનુસાર કે ખ્રિસ્તના આદેશાનુસાર ચાલે છે એમ નહિ કહી શકાય એટલે એ સત્તાઓ ઈશ્વરની ઇચ્છાને અનુકૂળ નથી અને એટલે જ એમની પ્રજાના આધ્યાત્મિક જોરે એ ક્યારેક પડશે એ નક્કી

'અમે અમારો વિરોધ માત્ર લડાઈ–આક્રમણ કે પ્રતિકારક–સામે જ નથી નોંધાવતા, પરંતુ અમારો વિરોધ છે યુદ્ધની દરેક તૈયારી સામે–નૌકાસૈન્ય સામે, હથિયારખાના સામે, કિલ્લેબંદી સામે, લશ્કરતંત્ર અને કાયમી લશ્કર સામે, દુશ્મન પર મેળવેલા વિજયના સ્મારકો કે યુદ્ધમા બહાદુરી માટે અપાતા ચંદ્રકો સામે, દરિયાઈ કે જમીન પર મેળવેલી લૂંટો પછી થતા આનંદ–ઉત્સવ સામે, કાયદાના રક્ષણાર્થે રાખવામા આવતી બારીક તકેદારી સામે, સરકાર તરફથી પ્રજાને માથે લાદવામા આવતી ફરજિયાત લશ્કરી સેવા સામે એટલે શસ્ત્રો સજવા કે લશ્કરમા નોકરી કરવી એને અમે ગેરકાયદેસર માનીએ છીએ

"દરેક સરકાર શસ્ત્રબળથી જ ઊભી થયેલ હોવાથી, અને તેના કાયદાઓ બંદૂકની નાળ દેખાડીને જ પળાવવામા આવતા હોવાથી અમે એના ખાતાઓમાં નોકરી ન કરી શકીએ કે જે સદાચરણ પણ જેલ અને ફાંસીના ત્રાસે જ આચરાવે છે એટલે અમે સ્વેચ્છાએ જ એના ધારાસભા કે ન્યાયસભાના તંત્રથી" અમને દૂર રાખીએ છીએ, અને દુન્યવી માન અને સત્તાના સ્થાનો અને રાજકારણનો ત્યાગ કરીએ છીએ જેમ અમે પોતે આ સ્થાનો લેવા નથી ઇચ્છતા તે જ રીતે એ સ્થાન લેવા બીજાને અમારી અવેજીમા ચૂંટી પણ ન શકીએ

" અમે કોઈને ન્યાયકચેરીમાં પણ ઘસડી ન શકીએ અને એણે અમારી કે બીજાની પાસેથી ખોટી રીતે જે મેળવ્યું હતું તે પાછું અપાવવાની ફરજ પાડી ન શકીએ. પણ અમે તો જો એણે અમારો કોટ લઈ લીધો હશે તો અમે એને અમારો જામો આપવા જઈશું પણ એને સજા નહિ કરાવીએ.

" અમે માનીએ છીએ કે ' આંખ સાટે આંખ અને દાંત સાટે દાંત 'ની જૂના કરારની ઉક્તિને ખ્રિસ્તે દૂર રાખી છે અને હરકોઈ સંજોગમાં શત્રુને શિક્ષા આપવાને બદલે ક્ષમા આપવાનું પોતાના શિષ્યોને પ્રબોધ્યું છે. શત્રુ પાસેથી દંડ લેવો, એને બેઆબરૂ કરવો, જેલમાં નખાવવો કે ફાંસી અપાવવી–એ ક્ષમા નથી પણ બદલો છે એ સ્પષ્ટ છે: " પ્રભુએ કહ્યું છે કે વેર મારું છે. એની ભરપાઈ હું કરીશ. "

" માનવજાતનો ઇતિહાસ એવી ઘટનાઓથી ભરપૂર છે કે જે બતાવે છે કે નૈતિક અસરનું સ્થાન શારીરિક જુલ્મ નહિ લઈ શકે, માણસની પાપવૃત્તિને પ્રેમથી જ ઓગાળી શકાશે, જગતમાંથી બૂરાઈનો નાશ ભલાઈની સ્થાપનાથી જ થઈ શકશે, ભયમુક્ત થવા માટે હાડચર્મની ભુજા કે ફેફસાંમાં વહેતા શ્વાસનો આધાર માણસને ખોટો છે, નમ્રતા, નિરુપદ્રવિતા, સહિષ્ણુતા અને ક્ષમાના હોજનો જ આધાર મોટો છે. જે નમ્ર હશે તેના જ હાથમાં જગત રહેવાનું છે, કારણ કે હિંસકો તો પોતાની જ તલવાર પોતાનાં જ ગળાં ઉપર ફેરવનાર છે. એટલે, મજબૂત સાધન લેખે ધન, જિંદગી અને સ્વતંત્રતાની સલામતી માટે, જાહેર પ્રજાની શાંતિ માટે અને અંગત આનંદને માટે, અને એ જ રીતે એ રાજાના રાજા પ્રત્યે વિશ્વાસ જાહેર કરવા માટે અમે હૃદયપૂર્વક અપ્રતિકારનો સિદ્ધાંત સ્વીકારીએ છીએ.

" અમે અરાજકતાવાદીના મતને મળતા નથી. કારણ કે તેમાં ઉશ્કેરણી, હિંસા અને ખૂનનો બોધ છે. એ ઇશ્વરને માનતો નથી અને મનુષ્યને કંઈ ગણતો નથી. અમે તો ખ્રિસ્તના મર્મને જીવનમાં ઉતારવા માગીએ છીએ. જો અમે અમારા સિદ્ધાંતથી બંધાતા હોઈએ તો અમારી યોજનામાં અનવસ્થા, છૂપાં કાવતરાં કે કરપીણ કામો ન હોઈ શકે. મનુષ્યના દરેક હુકમને અમે તાબે થઈશું, પણ કેવળ ઈશ્વરને અર્થે. સરકારની બધી જરૂરિયાતો પૂરી પાડશું, જો તે અમને ઇશ્વરના હુકમથી વિરુદ્ધ નહિ લાગે તો. કાયદાના અનાદરની સજાનો નમ્રતાપૂર્વક સ્વીકાર નહિ કરી શકીએ તો અમે કોઈ પણ કાયદાનો વિરોધ નહિ કરીએ.

" અપ્રતિકાર અને ક્રિયાત્મક સ્વીકારના અમારા સિદ્ધાંતથી નૈતિક અને આધ્યાત્મિક અર્થમાં અમે કહેવા માગીએ છીએ કે ઇશ્વરને ખાતર બોલવું અને આચરણ કરવું, ઉચ્ચ અને નીચ બધાં સ્થાનોને સમાન સમજવાં, સામાજિક, રાજકીય, સરકારી કે ધાર્મિક સંસ્થાઓમાં આ સિદ્ધાંતનો પ્રચાર કરવો અને પ્રભુના રાજની પુનઃસ્થાપનાના સમયને નજીક આણવો.

" એ સ્વયંસિદ્ધ કથન લાગે છે કે જગતના કોઈ પણ કાળે જેનો નાશ છે તેનો આજે જ ત્યાગ થવો જોઈએ. જો એક કાળે તલવારો ગળાઈને તેનાં હળ બનવાનાં છે, જો ભાલાં ગળાઈને દાતરડાં બનવાનાં છે અને માણસને યુદ્ધકળા જેવું કંઈ હસ્તગત કરવાનું નહિ રહે તો શસ્ત્રોના ઘડવૈયાઓ વિક્રેતાઓ અને વાપરનારાઓ આજે જ પ્રભુના એવા રાજ્યના સેવકો બની જાય.

"અમારા સિદ્ધાંતો અને હેતુઓ કહ્યા પછી અમે એ હેતુઓને અસરકારક બનાવવા શું કરશું તે કહીએ

"અમે ઉપદેશના પાગલપણાનો આશરો લેશું–દરેકના હૈયામા અમારી વાત ઠસાવવા પ્રયત્ન કરશું છાપખાનાની મદદથી શકય તેટલા વિસ્તારમા અમારી ભાવનાઓને પ્રસારશું, દરેક જાતિ અને નામધારીનો સહકાર મેળવવા પ્રયત્ન કરશું અમે સભાઓ ગોઠવશું, સસ્થાઓ સ્થાપશું, રાજ્યને અને પ્રજાસસ્થાઓને વિનતિઓ કરશું કે તેઓ વિશ્વશાંતિને પહેલી વિચારે શત્રુ પ્રત્યેના વર્તાવ અને અનિષ્ટના નાશના માર્ગ યુદ્ધના અનિષ્ટને જોરશોરથી પ્રકાશમા લાવશું

"અમારા ધ્યાન બહાર એ નથી કે અમારા આ મહાન કાર્ય માટે અમારી શક્તિની ચકાસણી ભયકર યાતનાઓથી થશે એને ખાતર અમારે અપમાન, ઉશ્કેરણી, માર અને મૃત્યુને સત્કારવાને માટે પણ તૈયાર રહેવુ પડશે અમારા વિરુદ્ધ ખોટા પ્રચારની અને અમને બદમાસો ગણાવવાની પેરવીઓની પણ અમે ગણતરી રાખી છે અમારી વિરુદ્ધ અદાલતો આમ, અશિષ્ટ અને મારાત્મક રીતે જનસમૂહ, સરકાર, કહેવાતી ધર્મસસ્થા–એ બધા અમને કચડવા આવશે જિસસને કે જેના પગલે અમે જવા નીકળ્યા છીએ તેને, પણ એમણે એ જ અનુભવ આપ્યો હતો અમને પણ એના જેવી યાતનાઓ મળશે તો જોડે ઊભા રહેવા મળવાનો અમને આનદ થશે અમને ત્રાસ કે દુ ખનો ભય નથી અમને સર્વશક્તિમાન પ્રભુમા વિશ્વાસ છે, માનવીમા નહિ. માનવીનું રક્ષણ અમારી પાસેથી ઝૂટવાઈ જશે પણ ઈશ્વરના રક્ષણથી અમને કોણ દૂર કરનાર છે ? જે ભયાનક કસોટી અમારે માથે આવશે તે કોઈ વિચિત્ર બની રહ્યાનો ભાવ અમને નહિ આપે, પણ એ આનદ આપશે કે અમે ખ્રિસ્તની યાતનાઓમા ભાગ લઈએ છીએ એટલે અમે શુભકાર્ય માટે ઈશ્વર તરફ અભિમુખ થઈએ છીએ એને માટે જે પોતાના ઘર–બાર, સ્ત્રી–પુત્ર–પરિવાર, ભાઈ બેન અને માતપિતા, જરજમીન અને દુન્યવી સુખોનો ત્યાગ કરે છે તેને બદલામા એ વસ્તુઓ હજારગણી મળશે અને શાશ્વત જીવન એ ચાલશે

"આ જાહેરનામામા જે કહેલ છે તેને માટે ગમે તેટલાં ભયકર દુ ખોનો સામનો કરવાનો આવે છતા આખરે એનો વિજય થવાનો છે એવી દઢ શ્રદ્ધા છે. અમારી માન્યતાની નમ્ર ખાતરી અર્થે માનવજાતની વિચારબુદ્ધિ અને વિવેકબુદ્ધિને જગાડવા અમારે માથે જે સકટો આવે તેને સહજ ગણી લેવા અને ઈશ્વરની જ સત્તા અને શકિતને નમ્રતાથી અને મૌન ધરીને સ્વીકારવાનો નિર્ણય દાખવવા આ નીચે અમે અમારી સહીઓ મૂકીએ છીએ "

# ક્રાન્તિ

**મૂળ લેખક : શ્રી જૈનેંદ્રકુમાર——————અનુવાદક : શ્રી ઈશ્વરલાલ દવે**

ક્રાન્તિ શબ્દ મનોરમ છે. પણ એ મનોરમતા શી વસ્તુ છે? સુવર્ણમૃગ પણ મનોરમ હતો અને એની પાછળ પડવાથી રામની સુગતિ ન થઈ. ક્રાન્તિની પાછળ દોડવામાં એવી જ દુર્ગતિ તો ક્યાંક ન થાય?

પણ રામ રામ થઈને ય માયામૃગની પાછળ દોડ્યા વિના ન રહી શક્યા તો ક્રાન્તિની પાછળ પડ્યા વિના આપણે કેમ રહી શકીએ?

કદાચ એ ઠીક હોય, એ માયાવી ગમે તેટલું હોય તોપણ આ નવા યુગમાં જન્મેલા અને ક્રાન્તિથી જાગેલા એવા આપણે સૂઈ રહીએ એ અશક્ય છે.

પણ રામની વાત આપણે રામ ઉપર છોડીએ. આપણી વાત આપણે રામ ઉપર ન છોડી દેવી જોઈએ. આમાં રામથી આગળ વધી જવાનો સવાલ જ નથી, પણ કોણ જાણે કદાચ રામે આ ભૂલ એટલા માટે તો નહિ કરી હોય કે એની પાછળ આવનારા આપણે એમાંથી કાંઈક શીખીને એવી ભૂલ કરવામાંથી બચી જઈએ!

એથી જે હોય તે. ક્રાન્તિને અપનાવતાં પહેલાં એ શું છે એ સમજી લેવાની ધૃષ્ટતા તો આપણે જરૂર કરી શકીએ, અને જો આ ઠીક હોય તો હું કહેવા માગું છું કે એ શબ્દનો ધ્વનિ મને ઠીક નથી લાગતો.

મારે જાણવું જોઈએ કે 'ક્રાન્તિ' શબ્દ આ યુગની ભાષાને બહુ જ પ્રિય છે. એ ચલણી સિક્કો છે. દરેક જગ્યાએ 'ઇન્કિલાબ ઝિંદાબાદ'નો જયઘોષ તમારા કાને અથડાશે જ. તોપણ ખોટું નહિ કહેતાં સાચું કહું તો એ શબ્દ અંદરથી મને નમાલો લાગ્યો છે. થોડા પાણીમાં ફૂંક મારવાથી જેમ પરપોટો થઈ શકે છે તેવી જ રીતે આવેશના વેગથી ભાષાની અંદર એવા શબ્દો બની જાય છે. આવેશ છે ત્યાં સુધી તો એ શબ્દ પણ ગર્વથી રોફ મારતો ઊભો હોય છે. પણ આવેશ એ કાંઈ સંકલ્પ નથી કે હમેશાં અચલિત રહે. એથી આવેશ ગયો કે તુરત એ શબ્દ કરમાઈને નિષ્પ્રાણ થવાનો, અને પછી ખબર પડે છે કે એનું રૂપ તો માયાવી જ હતું, એથી અધિક એમાં કશું નહોતું. મને લાગે છે કે જે 'ક્રાન્તિ' કરવા માગે છે તેને એઓ પોતે જ શું કરવા માગે છે એનો સાચો ખ્યાલ નથી હોતો. એ પોતે પોતાની વાતનો જ મર્મ સમજતો નથી એટલે એ 'ક્રાન્તિ'ની વાત કર્યા કરે છે.

અને કદાચ કોઈ જગ્યાએ આવું ન પણ હોય. ધારો કે ક્રાન્તિવાદી પોતે શું કરી રહ્યો છે તેનો ખ્યાલ રાખતો હોય તોપણ કહેવું પડશે કે એ આદમી મતલબી પણ છે અને તકસાધુ પણ છે.

ક્રાન્તિવાદીની આકાંક્ષાઓ જો હવાઈ ન હોય અને પોતે સ્વપ્નઘેલો આદર્શવાદી ન હોય તો 'ક્રાન્તિ' શબ્દની ઓથે એ પોતાની કોઈ મહત્વાકાંક્ષાને પોષી રહ્યો છે. આમ થયું એટલે તો એ સ્વપ્નદર્શી ક્રાન્તિકારી કરતા પણ બેદ ઠર્યો.

પણ આલોચના જવા દઈ મુખ્ય સવાલ ઉપર આવીએ. પ્રશ્ન એ છે કે 'ક્રાન્તિ' શું છે? શું એ થઈ શકે છે? અને જ્યારે એ સફળ રીતે પાર પડે છે ત્યારે શું થાય છે? શું કોઈ એવો સમય આવશે, જ્યારે ક્રાન્તિની આવશ્યકતા જ ન રહી હોય? અને જો હમેશાં જ એની આવશ્યકતા ઊભી જ રહે અથવા ક્યારે ય પણ એ પૂરી રીતે સફળ ન થઈ શકે તો શું એને 'ક્રાન્તિ'નું નામ આપવું યોગ્ય ગણાય? શું 'ક્રાન્તિ' શબ્દ આટલો ગંભીર યથાર્થતાનો ભાર ઝીલી શકશે?

ક્રાન્તિ શું?

એવું પરિવર્તન જેનો કાર્ય–કારણ–ભાવ આપણી મન–બુદ્ધિમાં પૂરી રીતે ન સમાય અને જે એ કારણે જ મર્યાદાતીત અને આકસ્મિક લાગે છે એને માત્ર પરિવર્તનની સંજ્ઞા આપીને જ આપણને સંતોષ નથી થતો. કોઈ એવો એક શબ્દ હોવો જોઈએ કે જે આવી ઘટનાઓ પ્રત્યેના આપણા વિસ્મય અને ભયને પૂરેપૂરો વ્યક્ત કરી શકે. 'ક્રાન્તિ' એવો એક શબ્દ છે. વિપ્લવ, વિધ્વંસ, ઇન્કિલાબ, ઊથલપાથલ વગેરે પણ એવા શબ્દો છે.

પણ જ્યાં કારણ છે ત્યાં કાર્ય હોય જ છે. અકારણ કાંઈ હોઈ શકતું નથી. એ વાત સાચી કે એ કારણ આપણે જોઈ શકતા નથી.

કારણની દૃષ્ટિથી જોઈએ તો દેખાશે કે કોઈ કાર્ય આકસ્મિક નથી હોતું. ત્યારે નથી વિસ્મયની આવશ્યકતા કે નથી ભયની. પછી વિનાશ અશક્ય છે, ઊથલપાથલ પણ અશક્ય છે. બધું જાણે ક્રમશઃ બને છે. કાળના અનવચ્છિન્ન પ્રવાહમાં બધું ઘટનારૂપે પરોવાયેલું હોય છે. ભૂતકાળમાંથી વર્તમાન થયો અને વર્તમાનમાંથી ભવિષ્ય થશે. વચ્ચે ક્યાંય તૂટ નથી અથવા જેમાં તોડફોડનો ભાવ સમાઈ શકે એવો અવકાશ પણ ક્યાંય નથી. પળમાં પળ, મિનિટમાં મિનિટ અને યુગમાં યુગ બરાબર જોડાયેલા છે. વચ્ચે ક્યાંય તરાડ નથી, જ્યાં તોડફોડ સમાઈ શકે. જે નષ્ટ થતું દેખાય છે તે વાસ્તવમાં નષ્ટ થઈને કોઈ બીજાનું સર્જન કરી રહ્યું હોય છે. ખરી રીતે તો પોતે જ નવજીવનનો અંચળો પહેરતું હોય છે. તૂટેલાનું તૂટલાપણું તો દૃષ્ટિભેદને કારણે જ દેખાય છે. ઐતિહાસિક દૃષ્ટિથી જોઈએ અને સંકુચિત દૃષ્ટિના બંધનમાંથી છૂટીએ તો જેને 'ક્રાન્તિ'નું નામ આપી શકીએ એવી વસ્તુ પણ ઇતિહાસના પ્રવાહમાં અસંભવ બની જાય છે. કાળની કડી ક્યાંય કદી તૂટતી ન હોય અને એની એક એક કડી અતૂટ ભાવથી કાર્ય કારણ સાથે જોડાયેલી હોય તો વચ્ચે 'ક્રાન્તિ'ને માટે અવકાશ ક્યાં રહ્યો?

શું ક્રાન્તિ ઉત્પન્ન થઈ શકે છે? અને શું ક્રાન્તિ કરવી જ જોઈએ? થોડી વારને માટે માની લઈએ કે ક્રાન્તિ ઉત્પન્ન થઈ શકે છે. વસ્તુઓનું મૂલ્ય એવું પલટાઈ જાય છે કે વાત જ ન પૂછો. સમસ્ત દૃષ્ટિ જ બદલાઈ જાય છે અને પહેલાંના ધોરણો બધા નકામા થઈ જાય છે. ઘણુંખરું બધું બદલાઈ ગયેલું દેખાય છે. એ વખતે આપણે આપણા મનને મનાવીએ છીએ કે ક્રાન્તિ થઈ ગઈ. ભલે માની લઈએ કે ક્રાન્તિ થઈ ગઈ. આખરે આપણી દૃષ્ટિ તો એકાંગી છે. એટલે એવો દાવો તો નહિ કરી શકીએ કે આપણે બધી ઘટનાઓના મૂળ કારણને પકડી જ શકીશું. અને જ્યારે આપણે કારણને પૂરી રીતે જાણી નહિ શકીએ ત્યારે લાચાર બનીને માનવું પડશે કે હા, આ તો 'ક્રાન્તિ' થઈ ગઈ.

ભૂકંપ થાય છે ત્યારે જ્યાં મકાન હતું ત્યાં ખંડેર થઈ જાય છે અને કૂવાની જગાએ રેતીનો ઢગલો બની જાય છે. નદી જ્યાં હતી ત્યાં સૂકી ધરતી થઈ ગઈ, અને રણની જગાએ પાણીની રેલમછેલ થઈ ગઈ. જાણે કોઈ સૃષ્ટિની સાથે ભયંકર રમત રમ્યું. આ બધું જોઈને આપણે કહીએ છીએ કે આ તો વિધાતાનો કોપ થયો. આંખોની સામે થતા આ અર્થહીન પરિવર્તનમાં કોઈ સંગતિ આપણને દેખાતી નથી. એથી મન પણ આ માટે ચૂપચાપ આશ્વાસન નથી લઈ શકતું. પ્રકૃતિની ધ્વંસલીલા જ આપણને એમાં પ્રતિભાસિત થયેલી દેખાય છે.

આપણને પૂરો હક્ક છે કે ધરતીકંપને આપણે પ્રકૃતિની તરફથી થનારી ક્રાન્તિ કહીએ. આપણો એ હક્ક કોઈ છીનવી નથી લઈ શકતું. પણ જો વૈજ્ઞાનિક શોધનો પ્રશ્ન આવે, વાસ્તવિકતાને જ જો સમજવાનો અને જાણવાનો આગ્રહ રાખવામાં આવે તો ત્યાં કૃપા કરીને 'ક્રાન્તિ'ને દૂર જ રાખવી જોઈએ. આ શબ્દ કાવ્યોચિત છે, બુદ્ધિની દૃષ્ટિએ જોઈએ તો આ શબ્દ બહુ જ અસ્પષ્ટ છે. હૃદયની દૃષ્ટિ જ એનો અર્થ ઉકેલી શકે છે. પણ વિજ્ઞાનના

પ્રદેશમાં આ શબ્દ બિચારો કશી મદદ નથી કરી શકતો. અને જ્યાં આવેગ અને આવેશની આવશ્યકતા નથી હોતી ત્યાં આ શબ્દની પણ જરૂર નથી હોતી. ક્રાન્તિમાં મનની ગભરામણની યથાર્થતા સિવાય બીજી કોઈ યથાર્થતા નથી.

અહીં ભૂલ ન થાય. હું એવા લોકોમાં મારી ગણતરી કરવા ઇચ્છું છું જે મનની સચ્ચાઈની આગળ હિમાલયની વાસ્તવિકતાને શૂન્ય માની શકે છે. પણ આ ઠેકાણે હું–તુંની વાત નથી. વાત તો વૈજ્ઞાનિકતાની છે. અને વૈજ્ઞાનિકને માટે ક્રાન્તિ અસત છે. કેમકે વૈજ્ઞાનિક અધીરો નથી થઈ શકતો. માણસ અધીરો બનીને જ ક્રાન્તિને સત માનીને લુબ્ધ બની જાય છે.

પણ આગળ આપણે માન્યું છે કે આપણી પાસે પરિમિત બુદ્ધિ છે. એ માટે આપણી ભાષાને માટે ક્રાન્તિ હોઈ પણ શકે છે. પણ 'ક્રાન્તિ' થઈ શકે છે અથવા ક્રાન્તિ કરી શકાય છે એવો સવાલ જ્યારે આપણી સામે ઊભો થાય છે ત્યારે મને લાગે છે કે એ સવાલ જ ખોટો છે.

મૂળે સત્યમાં ક્રાન્તિ જેવું તો કાંઈ છે નહિ, માત્ર માનવ–ભાષામાં એ શબ્દ નજરે પડે છે. જ્યારે ભાષાથી બહાર એ બીજે ક્યાં ય ન હોય ત્યારે એને બનાવવાનો સવાલ ભલા, કેમ થઈ શકે? એ કોઈ પ્રકારે ન થઈ શકે. જે એને એમ કરવા માગે છે તેઓ ભૂલ કરે છે. તેઓ વાદળાંને મુઠ્ઠીમાં પકડીને પાણી વરસાવવા જેવી વાત કરે છે. તેઓ બાલિશતા આચરે છે. જો ક્રાન્તિ એવું પરિવર્તન હોય જેનું કારણ સ્પષ્ટ રીતે આપણી સમજમાં ન ઊતરે તો એ ચોખ્ખું છે કે એ ક્રાન્તિ કરવા યોગ્ય કદી ન હોઈ શકે. જો એ તર્કથી અસંગત હોય તો એ જ કારણે વિવેકથી તો ક્યાંયે વધારે અસંગત છે, ને એથી એ અકર્તવ્ય છે. અને જે તર્કાતીત નથી, અતર્ક્ય નથી એને માટે 'ક્રાન્તિ' શબ્દનો ઉપયોગ સાવ અસંગત અને અસંભવિત છે.

એથી, ક્રાન્તિ થઈ શકે એવી વસ્તુ નથી. એને કરવી પણ ન જોઈએ. વધુમાં વધુ ભાષામાં અને વ્યવહારમાં એને આપણે સહી લઈએ એટલું જ. એનો પ્રચાર અનિષ્ટ છે. જો કાંઈ કે ઇષ્ટ હોય તો એ છે કે એ શબ્દનો પ્રયોગ કવિઓની ભાષામાં જ કરવામાં આવે. એ સિવાય કૃપા કરીને એનો ઉપયોગ ન જ થાય તો સારું. કેમકે જેટલી ઓછી ક્રાન્તિ હશે તેટલી જ અધિક એકરૂપતા જીવનમાં આવશે અને પરિણામે એટલી વધુ ઉન્નતિ થશે. ક્રાન્તિમાં લાચારીનો ભાવ છે, અનિયમિતતા ને અવ્યવસ્થાનો ભાવ છે. પણ જીવન નિયમિત ને વ્યવસ્થિત હોવું જોઈએ. જે ક્રાન્તિ માગે છે તે તો સંયમની લગામમાંથી મુક્ત થવા માગે છે. એ પોતાથી ને પોતાના કાબૂમાંથી છટકવા માગે છે.

ઘણી વાર વિચાર કરું છું કે જો હું ખરેખર ક્રાન્તિને ચાહું છું તો કંઈ એમ તો નહિ હોય કે જેને હું ક્રાન્તિનું પરિણામ સમજી બેઠો છું, અર્થાત મેં જે એક સ્વર્ગ–મિત્રની ( utopia ) કલ્પના કરી છે તેને ઇચ્છી રહ્યો છું. ને મને તો પ્રતીતિ થઈ રહી છે કે ક્રાન્તિની ઇચ્છાના મૂળમાં તો કોઈ એવી જ માયાવી સ્વપ્નની લાગણી છુપાઈ બેઠી છે. એમ જણાય છે કે જે ક્રાન્તિની ઇચ્છા કરે તે જીવનની વાસ્તવિકતાનો સામનો કરવાથી કંટાળી ગયો છે. જીવનસંગ્રામમાં નિરાશ થઈ ગયેલો પામર માનવી થઈ ગયો છે. પોતાના તાત્કાલિક ધર્મથી એ વિમુખ થવા માગે છે. એ કાંઈક 'રોમાન્સ' માગે છે. પોતાના મનને બહેલાવવા એ પોતાની જાતને બહેકાવવા માગે છે કે બસ ક્રાન્તિ સફળ થઈ ન થઈ અને એનું સ્વપ્નું એના હાથમાં આવી જશે. ચલો, મુસીબત ટળશે. સાચું પૂછો તો પોતાની સામે આવી પડેલી મુસીબત ટાળવા એ માગે છે.

પણ એટલું તો આપણે નિશ્ચિત સમજી લઈએ કે આપણા મનની બહાર કોઈ જગ્યાએ સ્વર્ગ નથી. એ ક્યાંયથી ઊતરીને આપણી પાસે આવી ચડવાનું નથી. જ્યાં સુધી કાળ છે ત્યાં સુધી ગતિની આવશ્યકતા રહેશે. પરિવર્તનની જરૂરિયાત પણ એટલા માટે કાલાન્ત સુધી રહેવાની. માણસ છે ત્યાં સુધી એને શાંતિ ક્યારે ય નહિ મળવાની. એ

સુખ માગે છે એનો અર્થ એ કે તે મિથ્યા વસ્તુ માગી રહ્યો છે ક્રાન્તિવાદી કદાચ પોતાની માનેલી ક્રાન્તિની પછી સુખશાંતિનું સામ્રાજ્ય છવાઈ જશે એવી આશા રાખતો હોય ક્રાન્તિના વાદના મૂળમા માનવમનની આ પ્રવચના પડી છે જાણે ક્રાન્તિ થતા જ બધુ બરોબર ગોઠવાઈ જશે પણ બધુ જ કદી ઠીક થયુ નથી હોતુ કાંઈ ને કાંઈ સમારકામ કરવાનુ રહી જ જવાનુ એટલા માટે ક્રાન્તિવાદીને ચેતવણી દેવાની જરૂર છે કે ક્રાન્તિની મારફત ને એની પછી શાંતિનો શેખચલ્લીનો મહેલ ન ઊભો કરે

ઇતિહાસ આવી ચેતવણીઓથી ભરેલો આપણી સામે મોજૂદ છે યુગયુગમા ને દેશ-દેશમા ઘણી ક્રાન્તિઓ થઈ-પણ ત્યા કાંઈ સ્વર્ગ નથી ઊતરી પડયુ ક્રાન્તિના જેઓ સંદેશવાહક હતા તેઓનો આખરી અંજામ શુ આવ્યો? પહેલાનુ દરેક ક્રાન્તિદળ તેની પછી આવનારા દળ દ્વારા પ્રતિક્રિયાવાદી મનાતુ ગયુ, અને એમને હાથે અમાનુષી અત્યાચારોનો ભોગ થયુ અને આ બધુ ક્રાન્તિના નામ ઉપર! પણ કોઈ પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારી શકયુ નહિ ક્રાન્તિ કરવામા આવી અને જ્યારે એ પૂરી થઈ ચૂકી ત્યારે દેખાયુ કે એ કેવળ એક મોહ હતો દૂર હતો ત્યા સુધી એ મોહ આપણને મોહ પમાડતો હતો પાસે આવ્યો તો ખબર પડી કે એ તો પોલંપોલ છે

મોહજન્ય બધી જ ક્રાન્તિઓ નકામી છે કેમકે મોહ જ વ્યર્થ છે એ તરંગને પોષે છે એ સંકલ્પનો દ્યોતક નથી એ માનસિક વિનાસને પંપાળનાર છે

એમ ન સમજાવુ જોઈએ કે હું ક્રાન્તિને ચેતવણી આપી રહ્યો છુ ક્રાન્તિ એવી પોકળ નથી કે આવી ચેતવણીને લીધે એ એના આકર્ષણમા ફસાઈ જાય આ હું ક્રાન્તિવાદીઓને કહેવા માગુ છુ

જો ક્રાન્તિ છે તો એ પ્રતિક્ષણ થઈ રહી છે ને એ કદી પરિપૂર્ણ નહિ થાય યુદ્ધ પ્રતિક્ષણ થઈ રહ્યુ છે કયારેય એ પૂર્ણ નહિ થાય. મૃત્યુમા જ જો પરિપૂર્ણતા હોય ને નિર્વાણની જો બેહદ ઝંખના હોય તો આ ક્ષણે જ આપણે મરી શકીએ છીએ પણ મૃત્યુમાય આ અનવરત યુદ્ધની સમાપ્તિ નથી એ યુદ્ધ તો સતત ચાલતું જ રહે છે જીવનદ્વારા કે મૃત્યુદ્વારા આપણે એને આગળ ધપાવીએ છીએ. એવી રીતે પ્રતિક્ષણ થતી રહેતી ક્રાન્તિમા આપણે મરી મરીને પણ યોગ દઈએ છીએ ને એ જ રીતે જીવવા માટે સાર્થકતાથી જીવીએ છીએ પણ અહીં આશા કઈ વાતની? કેમકે યુદ્ધ અનંત છે ને જ્યા સુધી આપણી હસ્તી છે, શક્તિ છે, ત્યા સુધી યુદ્ધમા આપણે માટે ઝઝૂમવાનું જ છે

આ ભાગાપરંપરાના વિધાનને ક્રાન્તિ કહેતા હો તો જુદી વાત છે પણ હું જાણુ છુ કે 'ક્રાન્તિ' શબ્દ આ શાશ્વત યુદ્ધરૂપી ધર્મનો આભાસ મનમા જગાડવાને માટે બહુ જ નાનો છે-એ અર્થમાં ઘણો જ તુચ્છ અને નજીવો દેખાય છે એ શબ્દનો ઉપયોગ કરનારના માનસપ્રદેશના અંતસ્થલમા કોઈ આકાંક્ષા છુપાઈને બેઠી હોય એવો સંભવ છે એ શબ્દનો ઉપયોગ ઉપરના વિરાટ અર્થમા કરી શકાય નહિ, એટલો વિશાળ અર્થ એમા સમાઈ પણ ન શકે, અને સામાન્ય રીતે જે શબ્દનો જ અર્થ કરવામા આવે છે અથવા એમાથી જે ધ્વનિ ઊઠે છે તે માત્ર પરિણામમાં જ તુચ્છ નથી પણ પ્રકૃતિમા પણ તુચ્છ છે એ આકાંક્ષાના વિકારથી વિકૃત છે એમાં 'રોમાન્સ' નું સેવન છે, એમા સંકલ્પની દઢતા નથી અધીર આવેશની ચમક છે

એટલા માટે 'ક્રાન્તિ' શબ્દ મને નથી ગમતો એવુ કયાક ન સમજાય કે હું પીછેહઠ કરી રહ્યો છુ હમણા જ વાચ્યુ કે હુ ક્રાન્તિકારી લેખક છુ જો એમ હોય તો એ લખવાવાળા જાણે! હું તો એટલુ જાણું છુ કે જો હુ કયાય પણ ક્રાન્તિ માગતો હોઉ, ને એ શબ્દનો કાવ્યની ભાષામા જ પ્રયોગ કરીને ન અટકતો હોઉ, તો મારે કહેવુ જોઈએ કે હુ ભૂલ કરી રહ્યો છુ કયાક મનમા ઓછાપણુ હોય ને ઉપર્યુક્ત કર્મનો અભાવ હોય ત્યારે જ એવી ઇચ્છા મારામા ઉદ્ભવી શકે છે તે યે કાંઈ સારી વસ્તુ નથી

મારે જાણવુ જોઈએ કે ક્રાન્તિની ઇચ્છા નહિ કરવી જોઈએ જ્યા તાત્કાલિક ધર્મ પ્રત્યે જાગરૂકતા

છે ત્યાં એવી ઇચ્છાની જરૂરિયાતમાંથી છુટકારો મળી જાય છે. અને જો એ શબ્દ (ક્રાન્તિ)માં કોઈ દૃષ્ટિ ને વિધાયક અર્થ હોય તો એ અર્થમાં સ્વધર્મ-પાલનના સિદ્ધાન્તથી વ્યક્તિની સાચી ક્રાન્તિ કરવાની ક્ષમતા વધી જાય છે. નહિ તો માયાવી ક્રાન્તિને અપનાવવાથી માણસ પોલો બની જાય છે અને ત્યારે જો એનામાંથી અવાજ વધારે ઉગ્ર અને વધારે જોરથી નીકળતો હોય તો એનેય કદાચ પોલંપોલનું જ લક્ષણ માનવું જોઈએ.

●

# અવલોકન

ચા.

(૩૨) **શ્રી. મહોત્સવ ગ્રંથ**—(શ્રી. ફાર્બસ ગુજરાતી સભાનો) પ્રકાશક : ફાર્બસ ગુજરાતી સભા, ૩૬૫ કોંગ્રેસ લેઈન, મુંબઇ, ૪ મૂલ્ય ત્રણ રૂપિયા.

રૉયલ આઠ પેજી સાઇઝનાં ૩૬૮ પાનાંના આ ગ્રંથની કિંમત ૩ રૂપિયા તો ઓછી છે જ, પણ એની અંદરની લેખનસામગ્રી જોતાં તો એ કિંમત અતિ ઓછી લાગે છે. સભાએ પોતાની કારકિર્દીનાં ૭૫ વર્ષ પૂરાં કર્યાં તેની યાદમાં વિદ્વાન લેખકો પાસે ગુજરાતના સંશોધનના અને સાહિત્યવિષયક લેખો લખાવીને સુંદર સ્વરૂપમાં આ ગ્રંથ પ્રગટ કર્યો છે. એકાદ બે લેખ બાદ કરતાં બધા લેખો ખૂબ અભ્યાસ-પૂર્ણ અને મનનીય છે. જૂનાં ખતપત્રો અને તે પર વિવેચન, જૂનાં-નવાં કાવ્યો અને કવિઓનો પરિચય, ગુજરાતના ઇતિહાસનું તથા રાજવંશોનું વિશ્લેષણ, ભૌગોલિક આલોચના, વ્યાપારિક દર્શન, ઇત્યાદિ વિષયોના લેખોના વાંચનથી આપણું ભાષાજ્ઞાન તથા બુદ્ધિતેજ વધે છે. આવો ગ્રંથ પ્રગટ કરીને સભાએ પોતાનો શ્રમ સાર્થક કર્યો છે.

(૩૩) **ગુજરાતનું પ્રાકૃતિક અને વ્યાપારી ભૂગોળવિજ્ઞાન** લેખક : ભોગીલાલ ગિરધરલાલ મહેતા (એમ. કૉમ.) પ્રકાશક : ફાર્બસ ગુજરાતી સભા, મુંબઇ ૪, મૂલ્ય બાર આના.

આવશ્યક પ્રમાણમાં સાદા અને રંગીન નકશાઓ તથા કોઠાઓ અને ઉપયોગી એવી લગભગ સંપૂર્ણ વિગતો સાથેનું આ પુસ્તક ખૂબ આવકારદાયક છે. શિક્ષકો આ એક પુસ્તકનો બરાબર અભ્યાસ કરી જાય અને પછી જો વિદ્યાર્થીઓને ગુજરાતની ભૂગોળ શીખવવા બેસે તો તેઓ પોતાનું કામ ઘણી સારી રીતે કરી શકે તેમ છે. ગુજરાતની આજની જ ભૂગોળ આપીને લેખક અટકતા નથી, વચ્ચે વચ્ચે ભૂતકાળની વાતો પણ કહેતા જાય છે. વર્ણનો સંપૂર્ણ આપે છે, માહિતીઓ ઝીણવટભરી છે.

અને છતાં ય કિંમત બાર આના છે. શિક્ષકોએ આ પુસ્તક અવશ્ય વાંચી લેવું જોઈએ.

(૩૪) योग के आधार—લેખક : શ્રી. અરવિંદ; પ્રકાશક : અરવિંદ ગ્રંથમાળા પોંડિચેરી. મૂલ્ય બે રૂપિયા.

શ્રી. અરવિંદે પોતાના શિષ્યોને અને જિજ્ઞાસુઓને પ્રસંગોપાત એમના પ્રશ્નોના જે ઉત્તરો આપેલા તેના અંગ્રેજી સંગ્રહનું આ હિંદી ભાષાંતર છે. અરવિંદ-યોગને સમજવા ઇચ્છતા જિજ્ઞાસુઓને આ પુસ્તક માર્ગદર્શક બને તેવી આશા છે.

(૭૫) ચાલણગાડી—પ્રયોજકો ગિજુભાઈ અને જુગત રામભાઈ પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ મૂલ્ય એક આનો

ચાલણગાડી નાની અને મોટી બેયને ભેગી કરીને આ ગાડી તૈયાર કરી છે તે અમને તો ગમ્યુ નહિ પેલી નાનકડી નાજુક ચાલણગાડીને ઝાલતા વધુ મજા પડતી હતી ગાડી મોટી કરીને ય કિંમત તો ઓછી રાખી છે પણ નાનકડી ગાડીના પૈડાનો ભાવ મળતો હોય તો કિંમતની કયા વાત કરો છો?

આ ચોપડીને તો શિક્ષિકાની માર્ગદર્શિકાની જરૂર પડે તેમ છે કારણ ગિજુભાઈની 'ચાલો વાચીએ જેવી કોઈ આ નથી એક જ પગને ત્રણ ચાર અને તેથી વધુ અક્ષરો તે પણ જુદા જુદા મરોડના, એટલે પહેલા તો શિક્ષક અક્ષરો શીખવી જાય પછી જ બાળક ચોપડીને હાથમા લઈ શકે અથવા તો બાળકને બધા અક્ષરોનુ જ્ઞાન થઈ ગયુ હોય તો પોતાની મેળે આનદ નો આસ્વાદ લેતુ તે એ વાચે કેટલાક 'બાળપોથી'ના રચનારાઓ મળતા વળાકના અક્ષરોનો ક્રમ ગોઠવે છે તે રીત કરતા જુદા જુદા વળાકના અક્ષરોને બાળક તરત જુદા પાડી દઈ ને યાદ રાખી લઈ શકે છે પણ અક્ષરો થોડા થોડા લેવા જોઈએ અહીં તો બાળક વ ન વ-ડ વાચે કે પછી ન-વ કે ન-ડ જેવો કોઈ શબ્દ એટલા અક્ષરો પાકા થવા માટે રચી દેવાને બદલે થ-ડ, ચ ડ પ-ડ એમ એક સામટા ત્રણ નવા અક્ષરો આવી પડે છે ત્યાથી આગળ ચાલતા પાઠોમા પણ શિખાઈ ગયેલા અક્ષરોનુ પુનરાવર્તન વધુ હોવુ જોઈએ અને નવા અક્ષરો ઓછા ઉમેરવા જોઈએ તે નિયમ નથી લાગુ થતો એટલે આ ચોપડી ઈતર વાચન તરીકે કામ આવે તેવી છે અથવા શિક્ષક પોતે વચ્ચેના ગાળાના નવા પાઠો જાતે તૈયાર કરી બાળકો પાસે મૂકતો જાય તો આધાર-પુસ્તક તરીકે ચલાવી શકાય.

(૭૬) કલ્યાણને માર્ગે—લેખક રમણીકલાલ દલાલ, પ્રકાશક શ્રી નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર અમદાવાદ મૂલ્ય રૂા પોણા બે (પાકુ પૂઠુ)

'કલ્યાણને માર્ગે'ના પ્રવેશમા આ નવલકથાના લેખકે બે અર્થનુ સૂચન કર્યું લાગે છે નવલકથાનુ કલ્યાણ નામે એક પાત્ર દેશસેવા કરતા સરકારની પોલીસના ગોળીબારનો ભોગ બની મૃત્યુને વરે છે એ જ માર્ગે જવાનુ ઈષ્ટ છે એમ લેખક વાચકના મન પર ઠસાવવા માગતા હોય તેમ લાગે છે ઉપરાત દેશના કલ્યાણનો માર્ગ કયો છે તે પણ તે સૂચવે છે નવલકથાનું આલેખન સામાન્ય કોટિનું છે પણ તેની અદર રજૂ થયેલા વસ્તુ અને વિચાર પ્રેરક છે

## સ્વીકાર

'આરોગ્ય'—તંત્રી શ્રી રમણલાલ એન્જિનીઅર પ્રકાશક શિષ્ટ સાહિત્ય ભંડાર, આનદભવન પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઈ વાર્ષિક લવાજમ સવા રૂપિયો

નિસર્ગોપચારના પ્રચાર અર્થે આ પત્રિમ શરૂ થાય છે એનો અમે સત્કાર કરીએ છીએ

'બાલજગત'—(બાલમાસિક)નો વાર્તાઅંક



મુદ્રક અને પ્રકાશક લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાધી ઊર્મિ કાર્યાલય અમદાવાદ
મુદ્રણસ્થાન નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ, નોવેલ્ટી ટૉકીઝ પાસે-અમદાવાદ



વર્ષ દસમું | જૂન ૧૯૪૦ | અંક ત્રીજો

# मनननी बे वीथि

श्री काकासाहेब कालेलकर

Having found his instrument,
Forgets or disregards or more presumptious still,
Denies the Power that wields it.

–William Cowper.

નિસર્ગમાં બુદ્ધિ, હેતુ અને યોજના નથી એમ કોણ કહી શકે છે? મદાન્ધ થઈને જે બુદ્ધિ નિર્સગ વિષે આવો અભિપ્રાય ધરાવે છે, તે બુદ્ધિ પણ નિસર્ગની જ કૃતિ નથી શું?

સૃષ્ટિમાં અસંખ્ય જીવો પેદા થાય છે. એમને પોષણ મળે છે, એમનો વિકાસ થાય છે અને એમનો નાશ થાય છે. અને એ બધું અમુક માંગલિક નિયમ કે ધર્મ પ્રમાણે જ થાય છે એ શું બતાવે છે? જ્યાં જુઓ ત્યાં વ્યવસ્થા છે, યોજના છે, ઔચિત્ય છે, આનુકૂલ્ય છે, સુંદરતા છે, ધીરજ છે, વિકાસ છે. આ બધું મહાબુદ્ધિ વગર સંભવે જ નહિ. વનસ્પતિનું જીવન અને વિકાસ તપાસો. સૂક્ષ્મકીટોનો જીવનધર્મ શોધી કાઢો. તારાના વિસ્તારનું ધ્યાન ધરો. હૃદયની ગૂઢ અને જટિલ ભાવનાઓના મહાસાગરમાં અવગાહન કરો. જ્ઞાત અને અજ્ઞાત બધું જ અદ્‌ભુત છે, વ્યવસ્થિત છે, હેતુપૂર્ણ છે. પાંદડાંનો આકાર, વાદળાની અસ્પષ્ટ રેખાઓ, હાડકાંનું ઘડતર, શંખલાનો મરોડ, પતંગિયાની પાંખો, હિંસક જાનવરોની ભૂખ, શ્વાપદોની બીક, દુષ્ટોનાં કાવતરાં, અને દરેકને વ્યાપતી અલ્પ કે મહાનિદ્રા બધું જ હેતુપૂર્ણ છે. કેટલુંક આપણને ગમે છે, કેટલુંક નથી ગમતું. કેટલાકથી આપણે રાજી થઈએ છીએ, કેટલાકથી અકળાઈએ છીએ. એ આપણો જીવનધર્મ થયો. આપણે અંશમાત્ર છીએ. અંશની લાગણીથી સંપૂર્ણની રચના કે યોજના ન મપાય, ન તપાસાય, ન મૂલવાય. ભૂખ વગર જેમ ખોરાક ન પચે, જિજ્ઞાસા વગર જેમ નિરીક્ષણ ન થાય, અખંડ જાગૃતિ વગર ઉન્નતિ ન સધાય તેમ નમ્રતા વગર, પોતાની અલ્પજ્ઞતાના ભાન વગર વિશ્વરહસ્યની ઝાંખી ન થાય એટલું માનવ ક્યારે સમજશે?

જ્યાં જુઓ ત્યાં સુંદરતા છે. કેટલી વ્યવસ્થા, કેટલી પરસ્પર અનુકૂળતા, કેટલી મિતવ્યયતા.

ત્યારે શુ નિસર્ગમા ઉડાઉપણુ નથી? છે અને નથી જો દરેક પ્રયોગમા સ્વતન્ત્ર વૈશિષ્ટ્ય હોય અને દરેકનો અનુભવ લેતું ચૈતન્યનુ કેન્દ્ર અથવા વ્યક્તિતત્ત્વ દરેક પ્રયોગમા હોય તો પછી ઉડાઉપણુ ક્યા રહ્યુ? નિસર્ગમા સમૃદ્ધિ છે, ધીરજ છે અને બુદ્ધિની અનન્તતા છે જેટલુ ખરી પડે છે, અમળ વિનષ્ટ થાય છે અધૂરુ રહી જાય છે અથવા બીજાનો ભોગ થઈ પડે છે, તે બધુ શુ એળે ગયુ? ના હરગિજ નહિ દરેક વસ્તુ જેમ સકારણ છે તેમ સપ્રયોજન પણ છે નિસર્ગમા વ્યર્થ કશુ નથી

આપણી બુદ્ધિ અને તે મહાબુદ્ધિ વચ્ચે જાતિનું ઐક્ય છે પણ ઐશ્વર્યનુ ઐક્ય નથી તેથી જ તે મહાબુદ્ધિનું આકલન કરવાને હામ ભીડી શકીએ છીએ અને બના નમ્રતા દ્વારા જ તેમ કરવાની આશા રાખીએ

અને તે મહાબુદ્ધિ પણ શુ પૂર્ણ વિકસિત થઈ છે? પૂર્ણ વ્યક્ત થઈ છે? એનો નિત્ય વિકાસ થતો જ જાય છે એ વિકાસનો છેડો ક્યારે આવશે એ કોણ કહી શકે? એને છેડો પણ શા માટે હોય?

વ્યક્તિનુ કે વિશ્વનું જીવન નદી જેવુ હોય છે

આપણે માનીએ કે યૌવનમા બાલ્યકાળ મરી જાય છે અને વાર્ધક્યમા ગયા અને યૌવનનો લોપ થઈ જાય છે, પણ તેમ નથી હોતું બધી અવસ્થાઓ – વિકાસના ક્રમ પ્રમાણે જેટલી અવસ્થાઓ દ્વારા આપણે પસાર થયા હોઈએ તે બધી અવસ્થાઓ – એકી સાથે જ આપણામા હોય છે કથાના અત સુધી આવ્યા તો શુ એના આદિ-મધ્ય નષ્ટ થયા? રાગ પૂરો થયો એટલે શુ એના આસ્તાયી અતરા નાશ પામ્યા? તેમ હોત તો રાગનું જ્ઞાન જ આપણને ન થાત ભૂત પણ વર્તમાન છે નદી સમુદ્રને મળી તો ય એનો ઊગમ અને એનો મધ્ય વહે જ છે ને? નિસર્ગની મહાબુદ્ધિ વ્યક્ત થતી જાય છે, વિકસતી જાય છે તો ય એના પ્રાથમિક સ્વરૂપોનો અવશેષ રહે છે હિંદુધર્મમા જેમ तानि धर्माणि प्रथमान्यासन् થી માંડીને અદ્યતન વિચાર અને આચાર સુધી બધાને જ સ્થાન છે બધાનો આદર છે તેમ નિસર્ગમા બધી સ્થિતિનો સમાસ છે કેકેકાણે સ્થૂલ રૂપમા તો કોક ઠેકાણે સૂક્ષ્મરૂપમા

* * *

પુરુષસૂક્તમા કહ્યુ છે કે વિરાટ પુરુષને અસખ્ય માથા, અસખ્ય આખો અને અસખ્ય પગ છે એ પરથી આપણે જાણવુ જોઈએ કે વિરાટ પુરુષને અસખ્ય મન અને અસખ્ય હૃદયો પણ છે, કેમકે એ બધુ એકરૂપ છે આ અનત મનોમા કોઈ પણ વિચાર સ્ફુર્યો કલ્પના જાગી કે લાગણીની ઊર્મિ ઊઠી કે એ કોઈ ને કોઈ રીતે મૂર્ત થવાની જ એટલા માટે જ તો મનોવ્યાપાર પર જબરદસ્ત કાબૂ રાખવો ઘટે છે

જેટલા માનસિક પાપો હું કરુ છુ તે બધા મારા આચરણમા ભલે ન ઊતરે પણ ક્યાક એ આચારમા પરિણમે જ છે કોઈ પણ રીતે આપણા વિચારો આપણા મનોરથો અને કલ્પનાતરગો આપણે Segregate કરી શકીએ એ વ્યર્થ છે

પાણીમા પડેલુ મીઠુ જેમ બધે ફેલાય છે આકાશમા ઊઠેલી ઊર્મિ અનત સુધી પહોચી જાય છે, તેમ આપણી વાસનાઓ વિશ્વમા ફેલાય છે અને વિશ્વને ઘડે છે અથવા નડે છે એકલો આચાર પરનો કાબૂ બસ નથી ચિચ્છક્તિ તો સકલ્પમાં જ રહેલી છે આખુ વિશ્વ અને એમાનો એકએક રજ સકલ્પપ્રભવ છે સકલ્પશુદ્ધિ એ જ મહાસાધના છે

તા ૨૧-૪-૨૭

# સાહિત્યનું જીવનદર્શન

**સાહિત્ય** એ જીવનનું અંતિમ ધ્યેય નથી પણ અંતિમ ધ્યેય પ્રતિ જનારું એક સોપાન માત્ર છે, એ વિચાર, આજે જ્યારે વાસ્તવવાદ અને ભાવનાવાદ વચ્ચે સંઘર્ષણ ચાલી રહ્યું છે ત્યારે એક વખત ફરીથી રજૂ કરવા જેવો લાગે છે. સાહિત્યકૃતિમાં અને શાસ્ત્રીય કૃતિમાં મહત્ત્વનો તફાવત એ છે કે શાસ્ત્રીય કૃતિ જે હોય તે હકીકત રજૂ કરે છે. અને સાહિત્યકૃતિ જે હોય તે રજૂ કરે છે, પણ એ ઉપરાંત એની રજૂ કરવાની શૈલીમાં એક નવીન તત્ત્વ નજરે પડે છે. એ નવીન તત્ત્વ ન હોય તો કોઈ પણ સાહિત્યકૃતિ એ સાહિત્યકૃતિ રહે નહિ. આ તત્ત્વને આપણે કાવ્યજ્ઞોની પરિભાષામાં અત્યુક્તિ કહી શકીએ. જે કહ્યું છે તેના કરતાં વધારે જે ઉક્તિમાં વસી રહ્યું છે તે સાહિત્ય. સાહિત્યની ચિરંજીવિતા પણ એના ધ્વનિસામર્થ્યમાં રહી છે. જેમાં ધ્વનિ નહિ, જેને ફોટોગ્રાફીક ચિતરામણ સિવાય વધુ કાંઈ કહેવાનું નહિ, જેમાં અત્યુક્તિ નહિ, તે સાહિત્યમાં ચિરંજીવિતા પણ નહિ; પછી એ પ્રાસંગિક બળો કે તત્કાલીન પરિસ્થિતિઓનો સંપર્ક સાધીને ગમે તેટલી લોકપ્રિયતા સાધે તોપણ.

અત્યુક્તિનો અર્થ ઘણાને સમજાશે નહિ. અત્યુક્તિ એ અતિશયોક્તિ નથી. અતિશયોક્તિ એ એક પ્રકારનો ભાષાનો શણગાર છે. જેમ વસ્ત્રાલંકાર એ દેહ નથી, પણ એની જરૂર હોય છે, તેમ અલંકાર—એમાં કૃતિનું હાર્દ નથી, પણ કૃતિને સમજવા માટે એની સમજ જરૂરી હોય છે. અત્યુક્તિ તો એમ બતાવે છે કે કહેનારે જેટલું કહ્યું છે તે એક રીતે પૂરું નથી : એણે જે કહ્યું છે એ ઉપરાંત એને બીજું કાંઈક કહેવાનું છે. અને એ પોતે હાજર રહે કે ન રહે છતાં એણે આ એક અદૃશ્ય તત્ત્વ મૂક્યું છે તે નિત્ય હાજર રહેશે. સાહિત્યનો જે કાંઈ ચિરંજીવ અંશ છે તે એના આ નિત્યનવીન જેવા લાગતા ધ્વનિ-સામર્થ્યમાં રહ્યો છે.

અત્યુક્તિનો બીજો અર્થ પણ ઘટાવી શકાય. સામાન્ય માણસની શક્તિ જ્યાં વિરામ પામે છે, એ વિરામચિહ્નથી આગળ કહેવાનું માત્ર સાહિત્ય કહી શકે છે. એ રીતે પણ અત્યુકિત એ સાહિત્યકૃતિનો આત્મા છે.

આપણે એક ઉદાહરણ લઈએ. સમુદ્ર લ્યો. એને ઘણા માણસોએ જોયો છે. જોનારા માણસોમાંથી બધા ઉપર એની—અને એમના ઉપર સમુદ્રની સરખી અસર નથી. એમ શા માટે બને છે ? એવી ઘટનાને લીધે એક વ્યકિતને બીજી વ્યક્તિથી જુદા પાડવાનું જરૂરી બને છે. એમ જુદા પડવાથી, એક વ્યક્તિ બીજી વ્યક્તિ કરતાં વધારે ઉત્તમ છે એમ નથી ઠરતું, પણ એક વ્યક્તિને સમુદ્ર પાસેથી કાંઈક મેળવવાની શકિત છે, કે જે બીજી વ્યકિતમાં નથી. જેનામાં એ નથી, તેનામાં, સંભવિત છે કે બીજી કાંઈ શક્તિ વધુ હશે. પરંતુ આપણે આંહીં તો આ વિશિષ્ટતાનો ઉલ્લેખ કરીને કહેવા માગીએ છીએ કે સમુદ્ર અને આ વ્યક્તિઓના પરસ્પરના સંપર્કમાંથી એક નવીન તત્ત્વ અસ્તિત્વમાં આવે છે અને તે કાલ્પનિક છતાં પણ સત્ય હોઈ શકે. આવી રીતે જ્યારે વ્યક્તિ, કાંઈક ‘અતિ’ કરે—એણે કે જ્યાં બીજાને કાંઈ ગમ ન પડે ત્યાં એને કાંઈક લાગે—ત્યારે આપણે કહી

શકીએ કે એ સર્જનાત્મક મનોદશામા છે હરકોઈ પ્રકારનુ સર્જન એ પહેલા, દૃષ્ટિ (vision) અને પછી શ્રમ એવી રીતે અસ્તિત્વમા આવતો પદાર્થ છે

એટલે એક રીતે ગણો તો દૃષ્ટિમાથી સૃષ્ટિનો જન્મ થાય છે અને તેથી વાસ્તવવાદ અથવા ભાવનાવાદ એવા બે વાદ ન રહેતા એક જ વાદ રહે છે દૃષ્ટિવાદ જેનામા જે રીતે પદાર્થ અને પદાર્થોના સબધો જોવાની શક્તિ હોય તે તેને તે રીતે મૂકે એક માણસ એમ કહે કે મને ઈશ્વર જણાતો નથી, તો તમે એને તર્કથી માત્ર ત્યારે જ સમજાવી શકો કે જો એનુ મન એ વસ્તુ ખરેખર સમજવા માગતું હોય અથવા એનામાં કોઈ પણ પ્રકારની જિજ્ઞાસાવૃત્તિ હોય તો પરતુ જેમ લોહીનો અસતત દુષ્ટ વિકાર થવાથી, શરીરની તદુરસ્તી જોખમમા મુકાઈ જાય છે, તેમ જે વિચારોને માણસે પોતાના અનુભવની સરાણ ઉપર ચડાવ્યા વિના, અથવા તો એ વિચારોને સમજવા માટે થોડી પણ ઉપાસના કર્યા વિના, કેવળ અર્ધદગ્ધની પેઠે વાચ્યા જ હોય છે, તે વિચારો એનો વિકાસ સાધવાને બદલે એનામા વિકાર ઉત્પન્ન કરે છે એટલે એનામા કોઈ પણ વસ્તુનુ 'અતિ' જોવાની અશક્તિ જ આવી જાય છે એ માણસ કોઈ પણ પ્રસગના અતિમા અશ્રદ્ધા ધરાવે એ સ્વાભાવિક છે આવી રીતે વસ્તુનુ અતર્ગત સ્વરૂપ ન સમજવાની અશક્તિમાથી જે વાદ પેદા થાય, અને તેથી જે ફોટોગ્રાફીક ચિત્રગમણમા રાચી રહે, તે વાસ્તવવાદ નથી વાસ્તવવાદ કે ભાવનાવાદ — માણસ ગમે તે સ્વીકારે — પણ એ સ્વીકારવામા એની પોતાની દૃષ્ટિ એ પ્રધાનપદે હોવી જોઈએ પોતાની દૃષ્ટિ વિના તો માણસ જે કોઈ વાદ સ્વીકારે એ વાદને લીધે એને જે કહેવાનુ છે તે સ્પષ્ટ થવાને બદલે અસ્પષ્ટ રહેશે

આજે પ્રબળ મનોમથનને પરિણામે સાહિત્યકૃતિઓમા અસ્પષ્ટતા દેખાય છે એમ ઘણાનુ માનવુ છે એમને માટે આ બીજી વસ્તુસ્થિતિ પણ સૂચક બને છે પ્રબળ મનોમથનને પરિણામે જેમ અસ્પષ્ટતા જન્મે છે, તેમ જીવનમા કોઈ પણ પ્રકારની શ્રદ્ધા નહિ રહેવાથી તો અસ્પષ્ટતા જન્મતી નહિ હોય? અને એમ પણ હોઈ શકે નહિ કે શ્રદ્ધા, અનુભવનો જે પરિપાક માગે છે તે પરિપાકને માટે જોઈતો સમય ન મળવાથી પણ સાહિત્યકૃતિઓમા અસ્પષ્ટતાએ દેખાવ દીધો હોય? એ ગમે તેમ હો, અસ્પષ્ટતા કે ક્લિષ્ટતા એ સાહિત્યકૃતિ માટે પ્રાસાદિક ગુણો તો નથી જ અને જો દોષો હોય અને એ દોષો વાસ્તવવાદી થવા માટે આવી જતા હોય તો એટલે અશે વાસ્તવવાદનો ખ્યાલ કાઈક ભૂલભરેલો કહી શકાય

એટલે વાસ્તવવાદ પ્રગતિવાદ ને ક્રાન્તિવાદ એવી ત્રણ છાયામા ઊછરતો સાહિત્યનો છોડ પોતાનું કાઈક ગુમાવતો તો નથી ના? એ ભયસૂચક પ્રશ્ન કરવાનો સમય આવ્યો છે

આજે એક બીજો પણ ભય આપણી સામે છે એની ઉપેક્ષા કરવી ન ઘટે

રાજકીય આદોલનો જે વસ્તુને વેગ આપે છે તેમા હમેશા ત્વરા હોય છે એટલી ગતિ હોતી નથી રાજકીય આદોલનોએ અનેક જુવાનોને પોતાના ગામડામાથી ખેચીને શહેરના ને છેલ્લામા છેલ્લા પ્રગતિવાદના સપર્કમા મૂકી દીધા એ વસ્તુને પરિણામે આપણે પોતાનુ જે કાઈ છે તે સમજવાની કે એમાંથી સામર્થ્ય મેળવવાની તક એમને મળી નહિ ઝડપી

જમાનામાં એ સમજવા માટે સમય તો ભાગ્યે જ કોઈને મળી શકે અને રાજકીય આંદોલનોને લીધે શાંત અભ્યાસી વૃત્તિ રહેવાની બહુ આશા પણ રાખી ન શકાય. એ ત્રણે ઘટનાઓના પરિણામે જીવનદર્શન અપંગ જેવું બની ગયેલું લાગે તો એ વસ્તુસ્થિતિ શક્ય છે.

હજી એક વધુ કારણ પણ આ પ્રકારના જીવનદર્શન માટે નજરે પડે છે.

એક સમય એવો હતો કે જ્યારે વિદ્વાનો જે કાંઈ લખતા તેમાં સુરુચિ બહુ અગત્યનો ભાગ ભજવતી. એ સિદ્ધાંતનો જ્યારે અતિશય વપરાશ થયો ત્યારે એમાં લઢણની નબળાઈ (mannerism) આવી. તરુણો સઘળું સહન કરી શક્યા પણ આવી લઢણની નબળાઈ તરત એમની નજરે ચડી જાય છે. એટલે એ લઢણનો ઉપહાસ કરીને એને નિર્મૂળ કરવા કમ્મર કસી હોય તેમ અત્યારે ઘણા તરુણ લેખકો સુરુચિને બિલકુલ સ્થાન આપતા નથી. પણ એમાં એકંદર દૃષ્ટિનો વિનિપાત થાય છે એ વસ્તુ પણ હવે નિર્દેશ માગી લે એટલે અંશે આગળ વધી છે એમ કહી શકાય. આવી રીતે આ સઘળી પરિસ્થિતિનો સામાન્ય વિચાર કર્યા પછી, જીવનદર્શનની વિશુદ્ધિ અર્થે સાહિત્ય છે, એમ ફલિત થાય તો જીવન વિષે વધારે ને વધારે વિચાર કરવાની અગત્ય રહે એ દૃષ્ટિએ સાહિત્યમાં વાસ્તવદર્શનને મુખ્ય સ્થાન મળી રહે છે. પણ જીવન એટલું વિશાળ ને વિવિધતાવાળું છે કે આ વાસ્તવદર્શન માણસના પોતાના દર્શનના સંપર્ક વિના અપૂર્ણ રહેવાનું. એ રીતે માણસનું પોતાનું દર્શન–જેને ભાવનાવાદ કહી શકાય તે જીવનનું દર્શન–જેને વાસ્તવવાદ કહી શકાય એના સંપર્કમાં આવીને, સામાન્ય રેખા સ્થાપે તો સાહિત્યમાંથી એક તરફ જેમ તરંગી વિચારો ઊડી જાય તેમ બીજી તરફ કેવળ કુરુચિ ઉત્પન્ન કરનારું ફોટુ–ચિતરામણ ઊડી જાય. એ બન્નેનો સંપર્ક જીવન-દર્શનને વધારે પવિત્ર પણ બનાવે ને વિશાળ પણ બનાવે.

શહેરમાં ગટર છે એના અસ્તિત્વનો નકાર કરવાથી કાંઈ શહેર રળિયામણું બની જતું નથી, તેમ એ ગટરને જ પ્રાધાન્ય આપવાથી શહેર વધારે શોભાવાળું લાગતું નથી. માનવ-વૃત્તિ અનેક ઘર્ષણોનું સંગ્રહસ્થાન છે. એની પોતાની હલકી વૃત્તિ પણ સામાજિક બળોને લીધે અંકુશમાં રહે છે. તેમ જ એ કેવળ સમાજથી ડરીને એમને અંકુશમાં રાખી અપ્રગટ રાખે એમ પણ ન કહી શકાય. એના અંતરમાં પણ — એ અંતર વિનિપાતના છેલ્લામાંછેલ્લા માર્ગે હોય તોપણ — કોઈક દિવસ પોતાની વૃત્તિઓ ઉપર વિજય મેળવવાની આશા છૂપી હોય છે. જીવનનાં એ અગમ્ય દર્શનો પણ સાહિત્યકાર માટે વાસ્તવ નથી એમ કોણ કહી શકે? એટલા માટે કેવળ ફોટુ–ચિતરામણ એ જ વાસ્તવ-દર્શન છે એમ માનવું એ પણ ભૂલ છે.

માનવના ચિત્તતંત્રની રચના, સમાજની રચના, અનેક પ્રકારનાં સામાજિક ઘર્ષણો, અનેક પ્રકારના વિસંવાદો, વિગ્રહો, જીવનકલહો, શોક, ગરીબી, ભીષણ દૈન્ય, ભયંકર લોલુપતા–એ સઘળું અસ્તિત્વમાં છતાં સંસારમાં ને સમાજમાં આનંદ વિનોદ ને પ્રેમ–એની સનાતન સરિતા ચાલી રહી છે. સાહિત્યકાર તો જીવનસરિતાના બન્ને તટ નિહાળે છે અને કોઈ પણ દિવસ વિહ્વળતાથી, વ્યગ્રતાથી, વિચારભ્રમથી કે કલેશમય અનુભવથી જીવન-સરિતામાંથી લોકશ્રદ્ધા ઊડી જાય, વર્ગવિગ્રહમાં રાચવાની મનોવૃત્તિ સ્થિર થઈ જાય, અને જે સુખ કેવળ ત્યાગમાં છે તે ઉપભોગમાં રહ્યું છે એવી મિથ્યા આશા પ્રગટે અને માનવનો માનવવૃત્તિમાં રહેલો વિશ્વાસ નાશ પામે એવું કાંઈ જ એ નહિ કરે.

જૂના જમાનામા જેમ ઉપદેશામૃત વિના સાહિત્યકૃતિઓની શોભા ઓછી થાય એમ ઘણા માનતા, તેમ આ જમાનામા પ્રગતિશીલતત્ત્વ વિના સાહિત્યકૃતિની શોભા ઓછી થાય એમ ઘણા માને છે પણ એ ભયને લીધે જ સાહિત્યકૃતિઓમા એક સહન ન થઈ શકે એવી mannerism--લઢણ--આવતી જાય છે વાસ્તવવાદને સાહિત્યમા અવશ્ય સ્થાન છે પ્રગતિશીલતાને છે પણ આ લઢણ –એ લઢણને સાહિત્યમા કોઈ જ સ્થાન નથી

સાહિત્યમા ચિરંજીવ અંશો છે એમ શ્રદ્ધાથી માનનારે તો સમગ્ર જીવનના દર્શન માટે સાહિત્યનો સોપાન તરીકે ઉપયોગ કરવો રહ્યો અંતિમ ધ્યેય તો ઘણુ વિશાળ હોઈ શકે એવો સાહિત્યકાર કોઈ વાદની ઉપેક્ષા ન કરે પણ કોઈ વાદના લઢણમા ફસાવુ એ એને માટે સ્વભાવથી જ અશક્ય હોવુ જોઈએ કારણ કે જીવનનું દર્શન જે દૃષ્ટિ માગે છે તેમા ક્યાં ય અપ્રેમને સ્થાન નથી



## દેવીશ્રેષ્ઠ

નમે તુને, દેવી! સુર અસુર ને લોક જગના
સહુ દેવો કેરી તુ જ જનની, એ માહી શક ના,
મનુષ્યોની માતા, ટગર સહુ તારી કરી રહે,
જનોનુ જે સૌખ્ય પ્રકટ તુંથી છે તુ હરી રહે
ઉપાધિ વ્યાધિઓ મનુજકુલના દિસ રજની,
તને સૌ ચાહે છે, જનગણની તુ દિવ્ય સજની,
ઊડા નિશ્વાસો જે હૃદયતલને ચૂર્ણ કરતા,
શમે છે તારાથી ઘડી વિફળતાઓથી ઠરતા,
બધા પાપો શાપો જરૂર ભૂલતા તુથી મનુજો,
અને ઝઝાવાતો હસિત સહતા આર્યતનુજો!
અહો! તુ જો કોપે, અમ શિર પરે પ્હાડ પડતો
ચિતા શી ચિંતાનો, નવ કળ તણો માર્ગ જડતો!
અમોને તુ ભેટે પ્રહર દ્રય તો પાડ ગણીએ
ખરે મોટો તારો, નવજીવનવો પાક લણીએ!
બધા આજારીઓ તનમનદુખે જે તફડતા
તુથી પામે શાંતિ, તુજ દરસ કાજે તલસતા
નમુ હુ જો કોઈ વિભૂતિ જગમા તો નમુ તને,
અયી નિદ્રા દેવી! કદી ન ત્યજતી રે! તુ મુજને!

જહાંગીર માણેકજી દેસાઈ

# कौटुंबिक जीवननी सुवास

श्री. काकासाहेब कालेलकर

ચિરગાંવ જવાની લાંબા વખતથી સેવાતી આશા હજી સુધી સફળ થઈ નથી. સને ૧૯૧૪માં જ્યારે હું સિંધમાં હતો ત્યારે એક દિવસ અચાનક એક નવજવાને મારા હાથમાં 'ભારત–ભારતી' પુસ્તક મૂક્યું. એનાં પાનાં ફેરવીને તેમાંનું પદ્ય વાંચું તે પહેલાં જ તે યુવકે 'ભારત–ભારતી'ની એવી તો પ્રશંસા કરવા માંડી કે હું તેના પ્રવાહમાં જ તણાવા લાગ્યો. તેને આગળ વધતો અટકાવવા મેં પુસ્તક વાંચવાનું શરૂ કર્યું. ત્યાં તો તે ભલા માણસે મારા હાથમાંથી પુસ્તક જ ખેંચી લીધું અને એકદમ પોતાની પસંદગીની કડીઓ એક પછી એક, પૂરા હાવભાવ સાથે, વાંચી સંભળાવવા માંડી.

આવી રીતે કોઈની પાછળ પાગલ બની જવું એ યુવકો માટે આશ્ચર્યની વાત નથી. હું પણ એક સમયે બંગાળના પ્રસિદ્ધ દૈનિક પત્ર 'વંદે માતરમ્'ના અગ્રલેખો ખૂબ જોશમાં આવીને આવી જ રીતે લોકોને વાંચી સંભળાવતો હતો.

આમ સને ૧૯૧૪માં શ્રી. મૈથિલીશરણ ગુપ્તના નિવાસસ્થાન તરીકે ચિરગાંવનું નામ સાંભળ્યું હતું, પરંતુ આજ સુધી ચિરગાંવ જઈ શક્યો નથી. આ વર્ષે ઝાંસી સુધી જઈ આવ્યો પણ ચિરગાંવ ન જઈ શક્યો.

જો કે જે કવિ હોય છે અને આપણને ગમતા હોય છે તે બધાનાં નિવાસસ્થાન જોવા આપણે નથી જતા, પરંતુ શ્રી. મૈથિલીશરણજીની રામભક્તિ તેમજ કૌટુંબિક સ્નેહસંબંધ વિષે મેં એમ સાંભળ્યું હતું કે તેમના ઘરનું કૌટુંબિક વાતાવરણ વાત કરવાની નહિ પણ અનુભવ કરવાની ચીજ છે.

ગયા ઑકટોબર મહિનામાં કાશીમાં શ્રી. રાયકૃષ્ણદાસજીની કોઠીમાં કવિવરનાં દર્શન ફરીથી કર્યાં હતાં, પણ તેમનો ખરો પરિચય તો મને વર્ધાની મગનવાડીમાં તેમના ભાઈ અને સુકવિ સિયારામશરણજી મારફતે જ થયો. તે બન્ને ભાઈઓ વચ્ચેનો પરસ્પરનો ભ્રાતૃભાવ તે વખતે સૌથી પહેલો મારા ધ્યાનમાં આવ્યો. પૂજ્ય ગાંધીજી તરફ આ બન્ને ભાઈઓનો જે ભક્તિભાવ છે તે આજની રાજનૈતિક હિલચાલનું પરિણામ નથી, પણ તે તો આપણી આર્ય સંસ્કૃતિનું સ્વાભાવિક પરિણામ છે.

સિયારામશરણજી ભારે રસિક શ્રોતા છે પોતાની રીતે આકર્ષક સંભાષણકર્તા પણ છે, તેમ જ સ્નેહથી પરિપૂર્ણ મિત્ર છે. પોતાનો અભિપ્રાય, પોતાની રુચિ તેમ જ અરુચિ પૂરેપૂરી નમ્રતા અને એટલી જ સ્પષ્ટતાથી જણાવી દે છે, પરંતુ મતભેદને કારણે તેમના સ્નેહ કે સદ્ભાવમાં ક્યાંય કોઈ પણ પ્રકારની કમી આવતી નથી.

સિયારામશરણજી પોતે એક ઊંચી કક્ષાના કવિ તેમ જ વાર્તાલેખક છે. સંસ્કૃત સાહિત્યના અધ્યયનથી તેમની અભિરુચિ ખૂબ સૂક્ષ્મ અને પરિષ્કૃત બની ગઈ છે; તથા બુંદેલખંડના લોકો સાથે ઓતપ્રોત બની જવાને કારણે તેમની ભાષામાં માર્મિકતા અને સાદાઈ, બન્ને એકી સાથે, આવી ગયાં છે. જો કોઈ મને પૂછે કે સરળ હિંદી કેવી હોય છે તો હું તરત જ કહી દઈશ કે જે ગદ્યશૈલીમાં સિયારામશરણજી લખતા રહ્યા છે તેવી.

કોઈ કોઈ વખત પોતાની શૈલીમાં જરૂરિયાત કરતાં વધારે સંસ્કૃત શબ્દો દાખલ કરવાનો મોહ તેમને લાચાર બનાવી દે છે. પરંતુ તે તેમનો સ્વભાવ નથી. એમના લખાણમાં તો તે ભાગ એકદમ નોખો જણાઈ આવે છે.

કાશીના રાયકૃષ્ણદાસજી હિંદીમાં સંસ્કૃત શૈલીના

એક પ્રસિદ્ધ અને સિદ્ધહસ્ત લેખક છે. તે આ ગુપ્ત કુટુંબના એકહૃદયી મિત્ર છે અને તેમની તેવી સંસ્કારી શૈલી પણ પસંદ છે. હું પોતે રાયકૃષ્ણદાસજીની ગદ્ય-શૈલીનો પક્ષપાતી છું, પણ ફક્ત પોતાના સુખ પૂરતા જ તેમની શૈલીના ગ્રંથ ધ્યાનપૂર્વક વાંચું અને મારું ચાલે તો તેનું અનુકરણ પણ કરું. એવી શૈલી પ્રત્યે પ્રેમવશ હોવાને લીધે જ કુમારી દિનેશનંદિની ચોરડિયાનું 'શબનમ' વાંચ્યું હતું, પણ તેવી શૈલીનો પ્રચારક હું કદી ન બની શકું. સંસ્કૃત સાહિત્યને આપણે જરૂર પચાવીએ, સંસ્કૃતની સંસ્કારિતા આપણે જરૂર અપનાવીએ, પણ આપણી ભાષા તો આમ વર્ગની પસંદગી પામેલી ભાષા જ હોવી જોઈએ.

અરે, મારે અહીં શૈલીની ચર્ચા ઓછી કરવી છે ? મારે તો ચિરગાંવના કૌટુંબિક જીવનની સંસ્કારિતાની વાતો કરવી છે.

હું જ્યારે ગઈ વખતે કાશીના હિંદી સાહિત્ય સંમેલનમાં ગયો હતો ત્યારે શ્રી. રાયકૃષ્ણદાસજીને ત્યાં ઊતર્યો હતો. ત્યાં મેં શ્રી. મૈથિલીશરણજીને ખૂબ નજીકથી તેમના સાચા સ્વરૂપમાં જોયા. ગુપ્તજી અને કૃષ્ણદાસજી બન્નેનાં કુટુંબ જાણે એક જ છે. ગુપ્તજીમાં નથી ગર્વ કે નથી અહંભાવ. આધુનિક ફૅશનને તો તે સૂંઘ્યા પણ નથી. જો કોઈ તેમને ઘરના પોશાકમાં જુએ તો એમ જ કહી બેસે કે આ તો કોઈ 'ગામડાનો ગમાર' છે, પણ જો તેમની પાસે બેસીને કોઈ ઘડી બે ઘડી વાર્તાલાપ કરે તો તે તેમના આતિથ્યનો પ્રેમપાત્ર બની જશે અને તરત જ જોઈ લેશે કે આ તો ભારતીય સંસ્કૃતિના એક મહાન અને નિર્મળ પ્રતિનિધિ છે. જે ભાવ તેમના હૃદયમાં ઊઠે છે તેને તે ત્યાં ને ત્યાં જ વિના સંકોચે વ્યક્ત કરી દે છે. તેમની વાતચીતમાં જે સંસ્કારિતા છે તે કાંઈ બાહ્ય શિષ્ટાચારને કારણે આવેલી નથી, તે તો ગુપ્તજીના સ્વભાવમાં જ વણાઈ ગયેલી છે. 'ભારત-ભારતી'માંનું દેશાભિમાન, 'દ્વાપર'માંની સંસ્કારિતા અને 'સાકેત'માંની સાહિત્યરસિકતા, એ કાંઈ ઉપરથી ઓઢાડેલી ચાદર જેવાં નથી.

બસ, એક વાત મને ખૂબ જ ખટકે છે. મૈથિલીશરણજી તથા સિયારામશરણજી બન્ને તમાકુના બેહદ શોખીન છે, ભારે ભક્ત છે. આવા સાચા કવિ તમાકુ જેવી અરસિક અને શ્રી–હીન વસ્તુના અભ્યાસી કેવી રીતે હોઈ શકે એ વાત મારી સમજમાં ઊતરતી જ નથી. ગમે તેમ હોય, પણ આ એમનું પરંપરાગત વ્યસન છે અથવા તો કોઈએ તેમને આ વ્યસનની દીક્ષા આપી છે. પણ મને વિશ્વાસ છે કે આટલી રામભક્તિ, સંસ્કૃતિનિષ્ઠા, સાહિત્યરસિકતા અને બચ્ચાંઓ તરફનો સરળ પ્રેમ તેમને તમાકુની આ ગુલામીમાંથી મુક્ત કરાવશે.

શ્રી. જવાહરલાલજી તથા સરદાર વલ્લભભાઈ પણ એક વખત આ વ્યસનના અનન્ય ભક્ત હતા. એક વખત સ્વ. મોતીલાલજી કહેતા હતા કે જવાહર તો કોઈ કારખાનાની ચીમનીની જેમ આખો દિવસ પોતાના મોંમાંથી ધુમાડો કાઢતા હતા પણ જ્યારથી તે ગાંધીજીના સંબંધમાં આવ્યા ત્યારથી આ બધું તેમણે છોડી દીધું છે સરદાર પટેલની કહાણી પણ એવી જ છે. મહાનુભાવોમાં એટલું સંકલ્પસામર્થ્ય તો હોય જ છે.

આજસુધી હું ચિરગાંવ ગયો નથી. તો પણ એમ તો ન જ કહી શકું કે ગુપ્ત કુટુંબનો મને પરિચય નથી. આ ગુપ્ત ભાઈઓ એટલા સરળ, એટલા સ્નેહાળ અને એટલા સાત્ત્વિક છે કે તેમનો સહવાસ કોઈ પણ વ્યક્તિને, કોઈ પણ પ્રસંગે, પ્રિયકર અને પથ્યકર જ થાય.

માર્ચ ૧૯૪૦.

* * * * *

[ શ્રી. મૈથિલીશરણજી તેમ જ તેમના 'ભારત–ભારતી'નો પરિચય કરાવતો સને ૧૯૩૭માં લખાયેલો લેખ નીચે ઉતાર્યો છે. का. का. ]

તેર ચૌદ કરોડ લોકોની હિન્દી ભાષામાં અદ્વિતીય કવિ તરીકે ખ્યાતિ મેળવવી એ કાંઈ સહેલી વાત નથી. શ્રી. મૈથિલીશરણ ગુપ્ત વયની રીતે 'વન' માં પ્રવેશી ચૂકયા છે. હિંદી જનતાએ એમનો સુવર્ણ મહોત્સવ ઠેકઠેકાણે ઊજવ્યો હતો અને એમના પ્રેમીઓએ એમના બહુમાન અર્થે એક 'મૈથિલી માનગ્રંથ' તૈયાર કરીને કાશી ક્ષેત્રમાં મહાત્માજીને હસ્તે એમને અર્પણ કર્યો. ૧૯૧૦-૧૧ ની સાલથી આ પ્રતિભાવાન કવિએ પોતાની કાવ્યરચનાનો પ્રારંભ કર્યો. પણ આખા હિંદુસ્તાનમાં એમની જે ખ્યાતિ પ્રસરી તે ૧૯૧૩ ની સાલમાં પ્રસિદ્ધ થયેલા એમના **'ભારત-ભારતી'** ને કારણે.

**'ભારત-ભારતી'** લખીને મૈથિલીશરણે એક ક્ષણમાં ભારતીય જનતાના હૃદયમાં પોતાનું આસન દૃઢ કરી લીધું. બંગ-ભંગની ચળવળને કારણે દેશ ભરમાં જે જાગૃતિ ઉપ્તન્ન થઈ અને લોકોમાં આર્ય સંસ્કૃતિ વિષે જે ગર્વ, આદર અને આત્મવિશ્વાસ ઉત્પન્ન થયાં તેને વ્યક્ત કરનાર કોઈ સમર્થ કવિ હોવો જ જોઈતો હતો. ભારતીય સંસ્કૃતિનું કલામય રીતે જે આકલન કરે, સાંપ્રત સમાજને જે પ્રેરણા આપે અને ભવિષ્ય કાળનું ચિત્ર ઉજ્જવલ રૂપે લોકો સમક્ષ રજૂ કરે તેને લોકહૃદય સ્વાભાવિક રીતે રાષ્ટ્ર-કવિ કહી તેનું સ્વાગત કરે જ. કર્મવીર ગાંધીજીએ 'હિંદ-સ્વરાજ' લખી જેવી રીતે પોતાની ભારતીય સંસ્કૃતિની કલ્પના અને સ્વરાજપ્રાપ્તિની સાધના થોડા લોકો સમક્ષ મૂકી તેવી જ રીતે કલ્પનાવીર ગુપ્તજીએ ભારતીય પ્રાચીન વૈભવ, વર્તમાન અધઃપાત અને ભવિષ્યકાલીન આશા—એનું ઉદ્‌બોધન કરતું આ ભવ્ય કાવ્ય લખ્યું છે. 'ભવ્ય' એ જ વિશેષણ આ રાષ્ટ્રીય કાવ્યને માટે યોગ્ય છે.

"हम कौन थे, क्या हो गये हैं और क्या होंगे अभी।
आओ विचारें आज मिल कर ये समस्याअें सभी ॥ "

આમ કહી કવિ વાંચકોને પોતાની સાથે ભારતીય સંસ્કૃતિનું સિંહાવલોકન કરાવવા ખેંચી જાય છે. ઓગણીસમી સદીના અંત સુધીમાં જે કાંઈ સંશોધન થયું હતું, ઈતિહાસ લખાયો હતો અને ભારતીય શ્રેષ્ટતા સિદ્ધ કરવામાં આવી હતી તે સર્વનો ઉપયોગ કરીને કવિએ પોતાનો અતીત ખંડ શણગાર્યો છે.

સ્વાભિમાનના શિખર પર પહોંચ્યા પછી વર્તમાન ખંડને જોતાં કવિનું હૃદય ભરાઈ આવ્યું. એ કહે છે–

"जिस लेखनोने है लिखा अुत्कर्ष भारतवर्षका
लिखने चली अब हाल वह अुसके अमित अपकर्षका।
जो कोकिला नंदन विपिन में प्रेम से गाती रही
दावाग्नि दग्धारण्य में रोने चली है अब वही।"

કવિનો વર્તમાન ખંડ જાણે કરુણ વિલાપનો એક અખંડ સ્રોત છે. પોતાના વ્યવસાયબંધુને ઉદ્દેશીને કવિ કહે છે.

"कविकर्म कामुकता बढ़ाना रह गया देखो जहां
वह वीररस भी स्मरसमरमें हो गया परिणत यहां।"
"अश्लील ग्रंथो से हमारा शील चौपट हो रहा।"

અને છેવટે એમને ઉદ્દેશીને ગુપ્તજી કહે છે,

"करते रहोगे पिष्टपेषण और कबतक कविवरो।
कच-कुच-कटाक्षों पर अहो अब तो न जीते जी मरो
है बन चुका शुचि अशुचि अत्र तो कुरुचिको छोडो भला
अब तो दया करके सुरुचिका तुम न यों घोंटो गला।"
"केवल मनोरंजन न कविका कर्म होना चाहिये.
अुसमें अुचित अुपदेशका भी मर्म होना चाहिये।"
धैर्यच्युतों को धैर्यसे कवि ही मिलाना जानते
वे हि नितान्त पराजितों को जय दिलाना जानते।"
"मृत जाति को कवि ही जिलाते रससुधा के योग से
पर मारते तुम हमे अुलटे विषयके रोगसे।"
संसार में कविता अनेकों क्रान्तियाँ है कर चुकी
मुरझे मनों में वेग की विद्युत् प्रभाअें भर चुकी।"

અને અંતે ભક્તિનમ્ર બનીને કવિ ઈશ્વરપ્રાર્થના કરે છેઃ

"अिस देश को हे दीनबन्धो! आप फिर अपनाअिये
भगवान् भारतवर्षको फिर पुण्यभूमि बनाअिये
सीतापते! सीतापते! यह पापभार निहारिये
अवतीर्ण हो कर धर्मका निज राज्य फिर फैलाअिये।"

એક રીતે જોઈએ તો 'ભારત-ભારતી' એ કોઈ

કાવ્ય નહિ પણ હિન્દુસ્થાનનું સાંસ્કૃતિક દુંદુભી છે. મૈથિલીશરણ પહેલાંની હિન્દી કવિતા ઘણી ખરી વ્રજ ભાષામાં જ લખાઈ છે. આધુનિક હિન્દી જે ખડી બોલી કહેવાય છે તે કેવળ ગદ્યને જ ઉપયોગી એમ મનાતું. મૈથિલીશરણે સિદ્ધ કરી બતાવ્યું કે આજની ખડી બોલી પણ કાવ્યાનુકૂળ છે અને વળી ઓજસ્વિની તથા રસવતી પણ છે. નવી શૈલીના આદ્ય કવિ તરીકે માન મેળવવું અને એક તપ (બાર વર્ષ) પછી પણ એ શૈલીના સર્વ શ્રેષ્ઠ કવિ તરીકેની એ કીર્તિ કાયમ રાખવી એ કંઈ સામાન્ય વાત નથી. 'ભારત-ભારતી' પછી ગુપ્તજીએ ૧૬-૧૭ સારા સારા કાવ્યગ્રંથો લખ્યા છે. એમનું 'જયદ્રથ વધ' સર્વત્ર લોકપ્રિય છે જ, 'સિદ્ધરાજ' માં એમણે મધ્યકાલીન ઇતિહાસને સરસ રીતે જમાવ્યો છે. 'યશોધરા' લખીને બૌદ્ધ પર્વને પોતાની અંજલિ અર્પણ કરી છે, પણ એમની વિશેષ કીર્તિ 'સાકેત' અને 'દ્વાપર'એ બે કાવ્યોએ જ પ્રસરાવી છે. 'સાકેત' એ નવી ઢબે લખેલ રામાયણ જ છે, ભાષા અતિશય સાદી અને વેગવતી છે. બૌદ્ધપર્વમાં જે પ્રમાણે એમણે 'યશોધરા'ને આગળ આણી છે તેમ 'સાકેત' માં વાલ્મિકિ રામાયણની ઊર્મિલાની થયેલી ઉપેક્ષા ધ્યાનમાં લઈને તેમણે તેનું ચિત્ર પોતાની ઊર્મિલ શૈલીથી ઉઠાવદાર બનાવ્યું છે.

કૈકેયીનાં કરતૂત જોઈ ક્રોધે ભરાયેલ લક્ષ્મણ જ્યારે 'આજ મેરા ધર્મ રાજદ્રોહ' કહીને ગર્જીને પૃથ્વીને ધ્રૂજાવે છે ત્યારે કવિના તદ્દન સાદા શબ્દોમાં પણ કેવી શક્તિ આવી વસે છે તેનો સારો ખ્યાલ આવે છે. જુઓ આ ચાર કડી—

> तात राज्य नहीं किसीका वित्त
> यह अुन्हीं के सौख्यशान्ति निमित्त
> स्ववलि देते हैं अुसे जो पात्र
> नियतशासक लोक सेवक मात्र।

કૈકેયીને ઉદ્દેશીને લક્ષ્મણ કહે છે—

> हा! अराजक भाव, जो था पाप
> कर दिया है पुण्य तुमने आप
> राजपद ही क्यों न अब हट जाय?
> लोभ मोहका मूल ही कट जाय
> कर सकें कोई न दर्प न दम्भ
> सब जगत में हो नया आरंभ
> विगत हों नरपति रहे नर मात्र
> और जो जिस कार्यके हों पात्र—
> वे रहे अुस पर समान नियुक्त
> सब जियें ज्यों अेक ही कुलभुक्त

કવિની છેક તાજી કાવ્યકૃતિ 'द्वापर' છે. એમાં શ્રીકૃષ્ણ, રાધા, યશોદા, નારદ, ગોવાળિયા, ઉગ્રસેન, કંસ, અક્રૂર, કુબ્જા, ઉદ્ધવ વગેરે પાત્રોને મોંએ પોતાના વિચારો વ્યક્ત કરાવી, મૈથિલીશરણે ખૂબ જ રંગ જમાવ્યો છે. 'द्वापर' વાંચતાં મને તો ખલિલ જિબ્રાનના 'જિસસ, ધી સન ઓફ મૅન' એ સુંદર કૃતિનું સ્મરણ થયું.

* * *

આવા આ કવિના બનારસના બહુમાન પ્રસંગે હાજર રહેવાનો સુયોગ મળવાથી એમને ચાર પ્રશ્નો પૂછવાની મેં તક લીધી. આદર્શ ગૃહસ્થાશ્રમી તરીકે મૈથિલીશરણજીની સારી ખ્યાતિ છે. રામોપાસના જેમનો કુલધર્મ છે એમનો ગૃહસ્થાશ્રમ સુંદર હોવો જ જોઈએ. એક દિવસ ચિરગાંવ, ઝાંસી આવી જવાનું મૈથિલીશરણજીનું અને એમના પ્રેમાળ બંધુ સિયારામશરણજીનું કાયમનું આમંત્રણ છે છતાં ત્યાં જવાનું બન્યું નથી. એટલે બનારસમાં જ મોગાપ સાધી એમની પાસે મેં મારા પ્રશ્નો મૂક્યા. આ આર્યકવિમાં કવિના જીવનકાર્ય વિષયે ઉચ્ચ ભાવ હોઈને જ પોતાને વિષે ગર્વ જેવું કંઈ યે નહોતું. રાયકૃષ્ણદાસજી જેવા કલારસિક અને સાહિત્ય-રસિક સજ્જનને જેમણે પોતાના કાયમના મિત્ર બનાવ્યા, મુનશી અજમેરી જેવા રાજપુત મુસલમાન કવિ અને ભાષાકોવિદને પોતાના ભાઈ બનાવ્યા, અને સિયારામશરણ જેવા સહોદરને પોતાના જેવા કવિ અને વાર્તાલેખક બનાવ્યા એમની પોતાની કાવ્યો-પાસના કેવા પ્રકારની છે એ સમજી લેવા મેં સહજ પ્રશ્ન મૂક્યો.

**પ્રશ્ન**—આપને કવિતા લખવાની પ્રેરણા કેમ થઈ?

**મૈથિલીશરણ**–કવિતા પણ એક માદક વસ્તુ છે. પ્રથમ તો મેં સહજ વિનોદ સમજી, અથવા કુતૂહલ સમજી કવિતાનો આરંભ કર્યો, પણ એણે મને પોતાને અધીન બનાવી દીધો. મારા વડીલ અમારા કુલદેવને ઉદ્દેશીને કવિતા કરતા. મને પણ એમની પેઠે સ્તુતિ અથવા ગુણગાન કરવાની ઇચ્છા થઈ. એ ઇચ્છા જ પ્રેરણા બની, પરંતુ એની પરિણતિ આત્મનિવેદનમાં –આત્મસમર્પણમાં થઈ.

આટલા ટૂંકા ઉત્તરથી મને સમાધાન મળ્યું નહિ, એટલે મેં એમને ફરીને પૂછ્યું.

**પ્રશ્ન**—કાવ્યના ક્ષેત્રમાં આપને જે અસાધારણ સફળતા મળી છે તેનું કારણ મારે આપની પાસેથી જોઈએ છે.

**ઉત્તર**—પ્રત્યેક કવિ પોતાના ભાવ પોતાના કાવ્યમાં વ્યક્ત કરતો હોય છે. મેં વ્યક્ત કરેલા ભાવો પ્રત્યે મારા વાંચકોની જે સહાનુભૂતિ છે તે જ, મને લાગે છે કે જે થોડી ઘણી સફળતા મળી છે તેનું કારણ છે.

કવિએ સર્વ શ્રેય પોતાના વાંચકોને આપ્યું એટલે સમજવું જોઈએ કે એ વિષય ઉપર વધુ પૂછવાનો અર્થ નથી. કવિએ ખૂબ નમ્રતાથી જે કહ્યું તે જ બીજા શબ્દોમાં કહેવાય કે આ કવિ પોતાના સમાજની અને પોતાની પેઢીની આકાંક્ષાઓના પ્રતિનિધિ છે, એટલે જ એમને આટલી સફળતા મળી છે.

આ પછી મેં બીજી બાબત લીધી અને પ્રશ્ન શરૂ કર્યા.

**પ્રશ્ન**—આપની કાવ્યવૃત્તિ પર જીવનની કઈ ઘટનાનો વિશેષ પ્રભાવ પડ્યો છે?

મને લાગ્યું હતું કે આ પ્રશ્નથી તો કવિ થોડી સરખી આત્મકથા ઉખેળશે, પણ તેઓ તો તત્ત્વજ્ઞાનમાં જ ઊતર્યા અને બોલ્યા.

**ઉત્તર**—વિશેષતઃ જે ઘટના જીવનને બાધક હોય તેવી ઘટનાનો જ પ્રભાવ પડ્યો છે. સાધક ઘટના– અનુકૂલ અથવા પોષક ઘટના–વિશ્રાંતિ આપે છે. ક્રાન્તિ તો કેવળ બાધક ઘટનામાંથી જ થાય છે.

'आपदः सन्तु न शश्वत्' કહેનાર કુન્તીની ભૂમિકા કવિને માન્ય લાગે છે.

કવિના પૂર્વાચાર્ય કોણ છે એ જાણી લેવાને મેં એમને પૂછ્યું.

**પ્રશ્ન**—આપે કયા કયા પૂર્વકવિઓનું અધ્યયન કર્યું છે, અથવા પ્રથમ પ્રથમ આપે કોનું અનુસરણ કર્યું?

**ઉત્તર**—ઘણાનું, પણ એમનું અધ્યયન ન કહેતાં વાચન કહેવું જોઈએ. તેઓમાં મુખ્ય ગણાય તુલસીદાસ અને કાલીદાસ. તુલસીદાસજીને ચરણે હું મારું મસ્તક ધરું છું અને કાલીદાસને મસ્તક પર ધારણ કરું છું.

આટલો ટૂંકો ઉત્તર આપીને પોતાનો મર્મ પ્રગટ કરવાની કવિની હથોટી જોઈને હું ખુશ થયો. પછી પ્રશ્ન કાઢ્યો કવિતાની શૈલીનો.

**પ્રશ્ન**—આપની પહેલાં પણ કોઈએ ખડી બોલીમાં કવિતા લખી હતી કે?

**ઉત્તર**—મેં બહુ જ થોડા લોકોની કવિતા વાંચી છે. પૂજ્ય દ્વિવેદીજી ('સરસ્વતી'ના વિખ્યાત માજી સંપાદક સ્વ. મહાવીરપ્રસાદ દ્વિવેદીજી) એમાં મુખ્ય છે. પંડિત શ્રીધરજી પાઠકની સફળતા મારે મતે વ્રજભાષામાં જ છે.

હું હૈદ્રાબાદ–સિંધ–ની જેલમાં હતો ત્યારે મૈથિલીશરણજીએ મને પોતાનું 'સાકેત' મોકલ્યું હતું. અમારા વૉર્ડમાં વાંકા શીંગડાંવાળું એક હરણ હતું, તેને રમતાંકૂદતાં જોતાં જોતાં મેં 'સાકેત' વાંચી કાઢ્યું હતું, એનું સ્મરણ થતાં જ મેં પૂછ્યું.

**પ્રશ્ન**—આપે 'સાકેત'માં ઊર્મિલાને જે સ્થાન આપી દીધું છે તેનું કારણ 'કાવ્યેર ઉપેક્ષિતા' એ રવીન્દ્રનાથનો બંગાળી નિબંધ હશે, નહિ?"

**ઉત્તર**—હા, અમારા કુળમાં સીતારામની ઉપાસના હોવાને કારણે રામચરિત્ર ઉપર હું કાંઈક ને કાંઈક લખત જ અને એમાં ઊર્મિલાની ચર્ચા પણ આવી હોત. એમ હોવા છતાં 'સાકેત'માં તેને જે સ્થાન મળ્યું

છે તે ગુરુદેવના એ લેખ પરથી જ ( શાંતિનિકેતનમાં રવીન્દ્રનાથને ગુરુદેવ કહે છે ) મૂળ લેખ મે વાચ્યો નથી, એ કાળે હું તો એ વાચી શકત જ નહિ. પૂજ્ય દ્વિવેદીજીએ એ લેખને આધારે એમના 'સરસ્વતી'મા એક લેખ લખેલો તે જ મે વાચેલો

મૈથિલીશરણજીએ ત્યાર પછી કેટલી યે ઉત્કૃષ્ટ કવિતા લખી છે છતા લોકો એમને 'ભારત–ભારતી' ના કવિ તરીકે જ ઓળખવાના

એક દિવસ ગાધીજીને મે કહ્યુ હતુ કે " દક્ષિણ આફ્રિકાથી હિંદ આવીને આપે કાર્ય શરૂ કર્યા પહેલા 'હિંદ સ્વરાજ' લખ્યુ છે હવે આટલા વર્ષોના અનુભવ પછી આપ હિંદ– સ્વરાજ' ફરીને નવુ કેમ નથી લખી દેતા ? " એવો જ પ્રશ્ન મે ભૈય્યાજીને પૂછ્યો ( કુટુબ–પરિવારમા મૈથિલીશરણજી આ નામે ઓળખાય છે )

પ્રશ્ન—જો આજે આપ 'ભારત–ભારતી' મૈથિલી શરણજી લખવા બેઠા હો તો એમા કઈ કઈ બાબત આવે ?

ઉત્તર—ठीक तो तब ही कहा जा सकता है जब आज उसे लिखने बैठू परતુ એટલુ તો નક્કી કે એનુ આ સ્વરૂપ રહ્યુ ન હોય એક ઉદાહરણ આપુ– 'ભારત–ભારતી'મા મે ઈસુ વિષે નીચે પ્રમાણે લખ્યુ છે

था हिंदुओंका शिष्य ओसा यह पता भी है चला
ओसाअियाका धर्म बहुधा बौद्ध साचे में ढला।

કેટલાય દિવસ પછી મારા 'હિન્દુ' કાવ્યમા મે આ જ વસ્તુ રજૂ કરી છે

ओसा महापुरुष हैं मान्य
क्षमामूर्ति हतवीर वदान्य
धर्मविषयम वही सुपात्र
हैं अिस भारतके ही छात्र।

આ પછી ફરીને જ્યારે ઈસુ વિષે લખવાની મને સ્ફુરણા થઈ ત્યારે મને કહેવુ સારુ લાગ્યુ કે

धन्य धन्य हम जिनके कारण
लिया आप प्रभुने अवतार
किन्तु विचार धन्य वे, जिनको
दिया अेक प्रिय पुत्र अुदार।

પોતાના દેશના ઈસુ સબધનો અભિપ્રાય આવો જ પરિણત નથી થયો શુ ? હવે તેઓશ્રી ઈસુના જીવન, કવન, અને બલિદાનને એમના નામે ચાલેલા ધર્મથી જુદા જ જુએ છે તેવો ભૈય્યાજીએ ઉપર બતાવેલો વૃત્તિવિકાસ મને ખૂબ જ ગમ્યો

મારી મુલાકાત અહીં જ પૂરી થવી જોઈએ, પણ મને કેટલાક વર્તમાનપત્રી પ્રશ્ન સૂઝ્યા મે પૂછ્યુ :

પ્રશ્ન—આપ આ યુગના પ્રતિનિધિ કવિ છો આપે કયા કયા કાવ્યમા આ યુગનો સદેશો આપ્યો છે ?

ઉત્તર—મારે એટલુ જ કહેવુ જોઈએ કે કોઈ પણ યુગમા મે પોતાના યુગને વિસાર્યો નથી, પછી તે દ્વાપર હોય કે ત્રેતા જ્યારે હું કોઈ ઐશ્વર્યપૂર્ણ પ્રદેશમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરું છુ ત્યારે મારી બુદ્ધિ મને એમ જ કહે છે કે

" मैं सुनती हूँ वहु दूर देश है अपना
तुम अुसे देख, घर भूल न जाना अपना। "

પ્રશ્ન—હવે પછી કવિતા ખડી બોલીમાં જ થવી જોઈએ કે વ્રજભાષામા, કે બનેમા ?

ઉત્તર—મને લાગે છે કે વ્રજભાષામા પણ જ્યારે કવિતાનો પ્રારભ થયો ત્યારે તેના પહેલાની ભાષા સબધી પણ આવો જ પ્રશ્ન થયો હશે લૌકિક અને વૈદિક સસ્કૃત વિષયે પણ આવો જ પ્રશ્ન ઊઠ્યો હોવો જોઈએ, પરતુ આજે પણ સસ્કૃતમા કવિતા થાય છે અને હુ કેમ કહુ કે વ્રજભાષામા ન થાય ? હું પોતે વ્રજભાષામાની રચના પણ ખૂબ પ્રેમથી વાચુ છુ મે એક જ રચના મારી ભાગી તૂટી વ્રજ-ભાષામા કરી છે અને તે આ જ વિષય પર છે તેનો થોડો અશ તમને સભળાવુ—

व्रजभाषे, हौं भूल सकत कबहूँ नहि तोकौं
तेरो महिमा और मधुरिमा मोहति मोकौं
रस गोरस की धार वही है जाके अूपर
जनमी है तू सुकृतसालिनी अैसी भू पर।

माखन–मीसरी पाय पली है बड़भागिन तूं
राग भरी है सहजसुरीली सुररागिन तूं ।
तैंने कैसे सरस–सलौने ग्रन्थ लिखायें,
प्रेमभक्ति के हावभाव सब हमें दिखायें,

पै अब हा। वह समय कबहूँ को बीत गयो है
गोरस को भंडार हमारी रीत गयो है
तन सौं मन सौं हाय सर्व परतन्त्र बने हैं
जंत्र मनुज बनि गये, मनुज जड़ जंत्र बने हैं

जो यह तेरी बहिन 'खड़ी' है तेरे आँगे
दे या कों आसीस और अब हम का माँगे ?
या कौ पालन भयौ याहि जुग में है, तातें
यातें याकी छिपी न रैहें बातें घातें ।

છેલ્લે ઊઠતાં ઊઠતાં અમારો દરાવિક પ્રશ્ન એમની પાસે મૂકયો. કારણ મૈથિલીશરણજીના કાવ્યમાં આર્ય-સંસ્કૃતિનું અભિમાન ખૂબ ધબકી રહ્યું છે.

**પ્રશ્ન**—હિંદીમાં સહેલા અરબી ફારસી શબ્દોનો પણ બહિષ્કાર કરનાર એક પક્ષ છે, એ સંબંધે આપનો શો અભિપ્રાય છે?

**ઉત્તર**—જે પરદેશી શબ્દ આપણી ભાષામાં મળીને એકબીજ થઈ ગયેલ છે તેને 'પાણીચું' આપવાની જરૂર નથી. એનો પર્યાય પણ વાપરવાની સ્વતંત્રતા આપણને છે જ. પરંતુ જ્યારે કોઈ 'કલમ' જેવા સાદા શબ્દનો પણ ફારસી ઉચ્ચાર કરીને 'ક઼લમ' બોલવામાં ગૌરવ લે છે ત્યારે મને શરમ આવે છે. હિન્દી–ઉર્દૂ સેળભેળ કરીને આપણે ત્રીજી ભાષા કરવાની નથી. હિંદી આગળ કેવળ ઉર્દૂનો જ પ્રશ્ન નથી. બંગ, કલિંગ, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર આદિ પ્રાંતોની ભાષાઓને પણ તેણે ધ્યાનમાં લેવી જોઈએ. સહેલી સંસ્કૃતની મદદથી જ હિંદી ભાષાની નજીક જઈ શકાય. *

ફેબ્રુઆરી, ૧૯૩૭

* મરાઠી 'विहंगम'માંથી

## ચિત્રણા

વ્યોમે તારક સર્વ મસ્ત બનીને આનંદથી ઘૂમતા
રે, ત્યાં મેઘ તણા તિમિર ઘનમાં એ સર્વ ડૂબી ગયાં
વાતાં વાયુ, પ્રચંડ વાદલ જતાં રાસે ચડે તારલા
જાણે થાય મનુષ્યના જીવનની આકાશમાં ચિત્રણા

'જટિલ'

# વિધ્વંસક આશા

શ્રી. કાન્તિલાલ મ. ગાંધી

બી એસ સી., બી એસ સી.(ટેકનોલોજી)

"પ્રેમી ! ખાલી નામધારી પરપોટા સિવાય એમાં બીજું શું છે?" એમ જ્યારે મેં કહ્યું ત્યારે મારી આજુબાજુના જાણીતા તેમ જ અજાણ્યા મુસાફરો ખડખડાટ હસી પડ્યા.

"મિસ્ટર, તમે પ્રેમમાં નિરાશ થયેલા લાગો છો, બાકી આવું ન બોલો." અટ્ટહાસ્યના ધ્વનિમાંથી એક અજાણ્યો સૂર મારા કાને આવીને અથડાયો.

"જી, ના, મેં હજી પ્રેમ કર્યો જ નથી એટલે આશાનિરાશાનો સવાલ જ નથી. પ્લેટફૉર્મ ઉપર જે પેલું યુગલ ફરે છે ને, તેને એક વાર નિહાળી લો એટલે આગળ વાત કરું." અને મારી આંગળીની દિશામાં આખા ડબ્બાની નજર મંડાઈ. થોડી ક્ષણો પછી મેં પ્રશ્ન કર્યો, "જોઈ લીધાં એમને? આ મારા મિત્ર મહેશકુમાર પ્રેમીઓ કહે છે જો એવાંને પ્રેમીઓ કહેતા હો તો પ્રેમી એ ખાલી નામધારી પરપોટા સિવાય બીજું કશું જ નથી."

"મિસ્ટર, તમને અદેખાઈ આવતી લાગે છે. બાકી હું આજ એક વરસથી એમને સાચો પ્રેમ કરતાં જોઉં છું. વિજય આજે આપણી સાથે બી.એ. ની પરીક્ષા આપવા મુંબઈ આવી રહ્યો છે અને આશા તેને વિદાયગીરી આપવા સ્ટેશને આવી છે. તે પણ આ વર્ષે જી. એ. પાસ થઈ જશે. બોલો, આવું પૂર્ણ યુગલ હોય પછી અદેખાઈ કેમ ના આવે?" મારા એક દૂરના મિત્રે મારી મશ્કરી ઉડાવી. અને મેં જવાબ વાળ્યો, "અદેખાઈ નહિ પણ અનુકંપા તો આવે છે. તમે એમના વિષે જાણતા હશો તે કરતાં વિશેષ હું જાણું છું. તમે તેમનો એક વરસનો ઇતિહાસ જાણો છો, જ્યારે હું જન્મથી જ વિજયને ઓળખું છું અને આશાને પણ ઘણાં વર્ષોથી."

"આઈ સી! હવે વાત સમજાઈ. આશાએ થોડાં વર્ષ તારી સાથે પ્રેમ કરી તને છોડી દીધો અને પછી વિજયને પકડ્યો, એટલે આટલો બધો ઉકાઈ પડ્યો લાગે છે!" બી. એસ સી ની પરીક્ષા આપવા મુંબઈ આવી રહેલા મારા એક દોસ્તદારે મશ્કરીને નવું સ્વરૂપ આપ્યું.

"જો ભાઈ વિનુ, મશ્કરી કરવાની તને છૂટ છે, પણ ગાડીના ડબ્બામાં નહિ આશાને અને મને કંઈ જ લાગતું વળગતું નથી, પણ મારા એક મિત્રની સાથે ખૂબ સંબંધ વધાર્યા પછી તેને વહેતો મૂકી આ વિજયને પકડ્યો છે તે જોઈને મને ઘણું દુઃખ થાય છે. અને વધારે દુઃખ તો તેથી થાય છે કે વિજય સાથે પણ તે છેતરપિંડી રમી રહી છે. એ જી. એ. થાય કે પી. એ. થાય પણ એનું જીવ્યું વ્યર્થ છે. અનેક હૃદયોને ભાંગીને હવે એ પોતાના ઉચ્છેદ તરફ પ્રયાણ કરી રહી છે." આખો ડબ્બો શાંતચિત્તે મારા શબ્દો સાંભળી રહ્યો હતો, તેવામાં ગાર્ડની વ્હીસલ થઈ અને એન્જિને ધુમાડિયા પીસવાથી તેનો જવાબ વાળ્યો. વિજય પ્લૅટફૉર્મ ઉપરથી ગાડી તરફ ધસ્યો અને અમારી બાજુના જ ડબ્બાનું બારણું ઉઘાડી તેમાં ચઢી બેઠો. ગાડીને સહેજસાજ ગતિ મળી અને પ્લૅટફૉર્મ ઉપરથી આશાનો નાજુક કંઠ પોકારી ઊઠ્યો

"વીશ યુ ગુડ લક માય ડિયર–ફતેહ પામજે."
"થેંક યુ ડાર્લીંગ, ગુડ બાય–આભાર, સલામ."
"ગુડ બાય–સલામ."

અને એ વિદાયગીરીના શબ્દો પ્લૅટફૉર્મ ઉપર જ છોડીને ટ્રેન આગળ વધી. મેં મારો બિસ્તરો છોડવા માંડ્યો એટલે ડબ્બામાંથી બેચાર જણ એકી સાથે પોકારી ઊઠ્યા, "અરે મિસ્ટર, મિસ્ટર, ઊંઘવા

ક્યાં માંડ્યું ? પછી પેલી વાત તો કહો: આશા કોણ છે ? ક્યાંની છે ? તમારો પેલો મિત્ર કોણ છે–એ બધું તો કહો ?"

"વાતમાં કંઈ માલ નથી. આખી રાત ઉજાગરો થશે અને આપણે નકામા પરીક્ષામાં હેરાન થઈશું."

"અરે કંઈ નહિ, તમારે કહેવું જ પડશે. કહો તો ચા મંગાવું." આધેડ ઉમરના એક રસિક સજ્જન બોલી ઊઠ્યા.

"જી, ના; ચા હું લેતો નથી. તમે બધા શાંતિ જાળવો તો કંઈક કહું." અને બધાએ શાંતિ જાળવવાનું વચન ખૂબ ઘોંઘાટ કરીને આપ્યું.

*

જે મિત્રનો મેં ઉલ્લેખ કર્યો તેનું નામ અમર. આપણાથી પાંચ સાત વર્ષ મોટો છે. નાનપણથી જ તેજસ્વી હતો. તેના પિતા ગૌરીશંકર વૈદે વૈદું કરી બચાવેલી મૂડી અમરના શિક્ષણ પાછળ ખર્ચવા નિશ્ચય કર્યો હતો. આગળ જતાં અમર અમારા ગામડામાં એક પ્રતિષ્ઠિત વકીલ બને તે તેમની મહેચ્છા હતી. અમરે કીર્તિ સાથે ગામડાનું શિક્ષણ પૂરું કર્યું. ગામડામાં અંગ્રેજી ચાર સુધીનો જ અભ્યાસ થઈ શકતો હતો તેથી ગૌરીશંકરે અમરને પોતાના એક સ્નેહીને ત્યાં અમદાવાદ વધુ અભ્યાસ માટે મૂક્યો. અમદાવાદમાં પણ અમરે ઉજ્જવળ કારકિર્દી કરી. મૅટ્રિકમાં તે ઊંચે નંબરે પસાર થયો અને કૉલેજમાં દાખલ થયો.

ગૌરીશંકર વૈદનો આનંદ માતો નહોતો, પરંતુ વિધિને એ આનંદ ન ગમ્યો. ગૌરીશંકર વૈદ તે જ વર્ષે ભયંકર માંદગીમાં સપડાઈ ગયા, અને ઓસડિયાં ઘસીઘસીને તેઓ કશી જ મૂડી બચાવી શક્યા નહોતા તેથી તેમનું અકાળ મૃત્યુ અમરને સખત ફટકારૂપ નીવડ્યું. અમરને કૉલેજ છોડવી પડી અને સોળ વર્ષની કાચી વયમાં જ અમરને માથે જીવનની જવાબદારીઓ સંભાળવાનું કામ આવી પડ્યું. કુટુંબમાં રહ્યાં ફક્ત બે જ જણ—અમર અને તેની માતા સરસ્વતી.

અમદાવાદના ચાર વરસના વસવાટ દરમિયાન અમરે અનેક નાનામોટાની પ્રીતિ સંપાદન કરી હતી, તેથી તે બધાએ મળીને અમરને અમદાવાદમાં જ માસિક ચાળીસ રૂપિયા પગારની એક નોકરી શોધી આપી. અમર સરસ્વતીને લઈને શહેરમાં આવ્યો અને એક ભાડાની કોટડી લઈને રહેવા લાગ્યો.

કૉલેજમાં તો તે અભ્યાસ ન કરી શક્યો પરંતુ ઘેર બેઠા તેણે કૉલેજમાં થઈ શકે તે કરતાં પણ વધુ અભ્યાસ કરવા માંડ્યો. ચાળીસ રૂપિયાના ટૂંકા પગારમાંથી દસ રૂપિયા તો તે પોતાના સંગીત અને પુસ્તકોના શોખ પાછળ ખર્ચતો. છ મહિનામાં તો તેણે ઘરમાં સતાર અને દિલરુબા પણ વસાવી દીધાં. હિંદી, મરાઠી, બંગાલી વિગેરે ભાષાઓ અને બીજી અનેક લલિતકળાઓ તે નવરાશના વખતમાં શીખવા લાગ્યો. ઑફિસમાં પણ તે બધાનો પ્રિય થઈ પડ્યો હતો. સાંજે જ્યારે તે ઑફિસમાંથી ઘેર આવતો ત્યારે કંટાળાને બદલે તેના મુખ ઉપર હાસ્ય તરવરતું હતું. તેની માતાને તે ગમતી વાતોએ ચઢાવીને એટલી બધી આનંદિત કરી દેતો કે તે ગૌરીશંકરના અવસાનના શોકને એકદમ ભૂલી જતી. રોજ રાત્રે સંગીતની રેલ રેલાવીને અમર ઊંઘી જતો.

બે વર્ષ આમ વીત્યાં એટલે ન્યાતમાં અમરનું નામ મુરતિયાઓમાં ગણાવા લાગ્યું. અમરને લગ્નની ઉતાવળ નહોતી, પણ જે સંજોગોમાં તે ઊછર્યો હતો તેના બળ આગળ તે સાચી વાત ન કહી શક્યો. માતાની ઇચ્છાને તે ન અવગણી શક્યો. પત્ની માતાને મદદરૂપ થશે એ વાતથી તેણે સમાધાન મેળવ્યું અને આખરે અનેક મનોમંથનો અનુભવીને તેણે પરણવાની હા પાડી. ઓગણીસ વર્ષની વયે અમર પરણી ચૂક્યો. સોળ વર્ષની શ્યામ છતાં સુંદર, નિરક્ષર છતાં લાગણીભરી, નવયૌવના પત્નીથી તેને સંપૂર્ણ સંતોષ થયો. સંધ્યા અને અમરનું સુખી જોડું જોઈને સરસ્વતીનો હરખ માતો નહોતો.

પરંતુ વિધિ ક્રૂર છે. લગ્ન થયે એક વર્ષ પણ પૂરું ન થયું અને સંધ્યા નમી પડી, અમરના લગ્ન-જીવનનો આમ એકાએક અંત આવ્યો. અમરના

ગતદિવસના ઉજાગરાથી શુશ્રૂષા છતા ભયકર ટાઈફોઈડ તાવના પરિણામે સધ્યા અમરને છોડીને અનંતના અધકારમા ભળી ગઈ કિશોર અવસ્થામાં જ અમર વિધુર બન્યો

અમર એકલો થઈ પડયો એક જ વર્ષમાં જે ગાઢ પ્રેમ સધ્યા સાથે જડાઈ ગયો હતો તે સભારતા તે વિવશ બની જતો સધ્યાની માનસિક પૂજામા જ હવે જીવન વિતાવવુ એવો તેણે મન સાથે સકલ્પ કર્યો સાહિત્ય અને સગીતની ધૂનમા જ જીવનનો બધો આનદ માની લેવાનો આદર્શ તેણે મન આગળ ખડો કર્યો યુવાનીને આરે ઊભેલા જાતપ્રયત્ને પૂર્ણ સંસ્કારી બનેલા આ વીસ વર્ષના કુમારે સન્યાસધર્મ સ્વીકારી લીધો

પણ વિકૃતિને પોષનાર કુદરતના પ્રત્યાઘાતી બળો કયા માનવીને તેના આદર્શો સિદ્ધ કરવા દે છે। અને આખરે અમર તો સાવ સામાન્ય કોટીનો જ માનવ હતો એને એકલતા ખૂબ સાલવા લાગી માતાએ તેને રીઝવવા ઘણો યત્ન કર્યો એણે એક દિવસ તો લાગ જોઈને અમરને ફરી પરણવા વિષે પણ કહ્યુ સધ્યાની સ્મૃતિથી દઝાઈ ગયેલો અમર ફરીથી મક્કમ થઈ ગયો ફરી ન પરણવાની તેણે પ્રતિજ્ઞા કરી દીધી, અને સંધ્યા પ્રત્યેની પોતાની વફાદારી બતાવવાનો સતોષ માન્યો

*

આ જ અરસામા અમરની પડોશમા એક કુટુબ રહેવા આવ્યુ એક પિસ્તાળીસ ઉપરનો ગૃહપતિ, તેની પત્ની સાત વર્ષનો એક પુત્ર અને પદર વર્ષની એક પુત્રી–એટલાં આ કુટુબના સભ્યો હતા અમર આ પાડોશીઓ સાથે લાંબો પરિચય નહોતો રાખતો વગર જરૂરની એક પણ વાત તે કોઈની સાથે કરતો નહિ અને તેણે જ્યારે જાણ્યુ કે પડોશીની પુત્રી વિધવા છે ત્યારે તો તેને એ લોકોની ઘણી અનુકપા આવી તેને ખબર પડી કે આશા પણ તેની જેમ પરણીને એક જ વર્ષમા સાથી–વિહોણી થઈ ગઈ છે એને શ્વશુર-પક્ષમા રહેવાનુ કોઈ સ્થળ ન રહેવાથી પિતાએ પોતાને ત્યા બોલાવી લીધી હતી પુત્રીના ભાગ્યથી પિતા બહુ જ નિરાશ થઈ ગયા હતા યોગ્ય પતિ મળે તો આશાને ફરી પરણાવી દેવાની પણ તેમની તો ઇચ્છા હતી, પરતુ હિદુ સમાજમા સામાન્ય માણસો શુ કરી શકે છે ? પરણ્યા પહેલા અધૂરો રહેલો અભ્યાસ ચાલુ કરાવવા ધનજય પ્રસાદે આશાને મહિલા—વિદ્યાલયમા મૂકી આશા અગ્રેજી પાચમા ધોરણનો અભ્યાસ કરવા લાગી અમરને આ બધી વાતની જાણ હતી પરતુ આ કુટુબ સાથે વધુ પરિચય સાધવાનુ તેને ઉચિત ન લાગ્યુ

પણ એક દિવસ ધનજયપ્રસાદ માદગીમા સપડાઈ પડયા ત્યારે એક પડોશી તરીકેની પોતાની ફરજ અદા કરવા અમર તેમને ત્યા ગયો દવા લાવવાનું અને દર્દી આગળ બે ઘડી બેસવાનુ કામ તેણે માથે લીધુ પણ ચિંતાથી નમી ગયેલો દેહ ફરીથી ઊચો થઈ શકયો નહિ છેલ્લી ઘડીઓમા પણ તે અમરને કહી ગયા ' અમરભાઈ, મે તો આજ સુધી તમારુ કઈ કર્યુ નથી, છતા તમારે મારી આ પુત્રી સભાળવાની છે તેને જો તમે યોગ્ય વર મેળવી આપી પરણાવી આપશો તો અમારી ઉપર મોટો અનુગ્રહ થશે ફૂલની પેલસમી મારી આશાને પૂરી ખીલ્યા વગર જ આમ કરમાઈ જતી હુ જોઈ શકતો નથી " એક નાના બાળકની જેમ ધનજયપ્રસાદ રોઈ પડયા અમરે તેમના કપાળે હાથ મૂકયો, સત્વન આપ્યુ કે, ' આપ કશી ફિકર કરશો નહિ " પણ આ આર્ત હૃદય દુખના નિશ્વાસ સાથે જ બધ પડયુ

ધનજયપ્રસાદના મૃત્યુ પછી અમરને તેમના કુટુબ પ્રત્યે બહુ સહાનુભૂતિ ઊપજી એક આધેડ વિધવા, તેની એક વિધવા પુત્રી અને એક બાળક પુત્ર સાથે કેવી રીતે જીવન વિતાવશે એ વિચારે અમરના હૃદયને ખૂબ કપાવ્યુ પોતે કમાતો તો હતો જ, પરતુ આ આખા કુટુબનુ પોષણ કરી શકે તેટલો તો તે સમર્થ નહોતો જ છતા આશા અને મધુરનો અભ્યાસ ચાલુ રાખવા અમરે તેમની માતાને ઘણો આગ્રહ કર્યો પોતે મદદ આપવી પણ શરૂ કરી

નાનકડો મધુર અમરનો પાકો મિત્ર થઈ ગયો અમરે મધુરને ગાતા અને સતાર વગાડતાં ધીમે ધીમે

શીખવી દીધું. કોઈ વાર તો અમર સરસ્વતી, પાર્વતી, આશા અને મધુરને પોતાના ખંડમાં ભેગાં કરી તેમને સંગીતની અમૂલ્ય મોજ ચખાડતો. આશા પોતે વિધવા છે એ સંભારી સંભારીને રીઢી થઈ ગઈ હતી. અમર પ્રત્યે તેનું માન દિનપ્રતિદિન વધતું જતું હતું. પોતાને ઘેર કંઈ પણ નવી વાનગી કરી હોય તો મધુર સાથે તે અમરભાઈ માટે મોકલતી. આ ઉપરાંત પોતે વિદ્યાલયમાં બનાવેલા ભરત અને ચિત્રણકલાના નમૂનાઓનો ઉપહાર પણ કોઈ કોઈ વાર મોકલતી. મધુર અમરની આગળ જઈ ને ઊભો રહેતો અને જ્યારે કહેતો કે "આશાબહેને ગાંધીજીનું આ ચિત્ર તમારે માટે મોકલ્યું છે, એમણે જાતે ચીતર્યું છે." ત્યારે અમરને તે સ્વીકાર્યા વગર ચાલતું નહોતું. ભેટો સ્વીકારતાં તેને સંકોચ તો ઘણો જ થતો હતો, પરંતુ જે સંજોગોમાં તેને ભેટો મળતી હતી તે ધ્યાનમાં લેતાં તેને મૂંગેમૂંગા તે સ્વીકારવી જ પડતી. અને આવી રીતે તેની પાસે અનેક ટેબલ–ક્લોથ, તોરણો અને ચિત્રોની સામગ્રી ઘરની શોભા પૂરતી ભેગી થઈ ગઈ.

*

એક વર્ષથી તેઓ પડોશમાં રહેતાં હતાં છતાં અમર અને આશા વચ્ચે વાતચીત થઈ નહોતી. વાત કરવાના પ્રસંગો તો ઘણા આવી જતા પરંતુ બન્ને પ્રયત્નપૂર્વક તે પ્રસંગો ટાળી દેતાં. નિકટ આવવા ચાહતાં બન્નેનાં હૃદયો એકએકથી ખૂબ દૂર નાસભાગ કરતાં હતાં. પણ એક દિવસ સાંજે સરસ્વતી અને પાર્વતી મંદિરે દર્શન કરવા ગયાં હતાં ત્યારે આશાનું હૃદય ઝાલ્યું ન રહ્યું. અમર ઑફિસેથી હમણાં જ ઘેર આવેલો હતો. આશાએ બારીએ ડોકિયું કરી પૂછ્યું, "કેમ અમરભાઈ, કંઈ દેખાતા નથી?"

"બહેન, ફુરસદ ક્યાં મળે છે?"

"આજે તો છે કે નહિ?"

"આમ તો નવરો જ છું."

"તો જરા અહીં આવો ને, એક કામ છે."

અમર આશાના ઘરમાં ગયો. આશાને કશું જ કામ નહોતું. અમર સાથે પેટ ભરીને વાતો કરવા તે કેટલા દિવસથી તલસી રહી હતી, પરંતુ તેનાથી તે ઇચ્છા વ્યક્ત થઈ શકતી નહોતી આજે પણ તે કંઈ ન બોલી શકી. કામ માટે બોલાવી કશું જ કામ ન જડવાથી આશા છોભીલી પડી ગઈ. સમયસૂચકતા વાપરી છેવટ તેણે એક કામ શોધી કાઢ્યું.

"શીકેથી ચાકૂ ઉતારી આપોને જરા. બાએ કોણ જાણે કેવું ઊંચું આ શીકું બાંધ્યું છે કે મારાથી તો પહોંચાતું જ નથી, અને પાછી મંદિરેથી આવશે ત્યારે શાક સમારેલું નહિ જુએ તો ગુસ્સે થશે." અમરે ચાકૂ ઉતારી આપ્યું અને પોતાને ઘેર ચાલ્યો આવ્યો. આશા નિરાશ થઈ ગઈ. અમરની સાથે કેવી રીતે વાતો કરવી તે તેને ન સમજાયું. અને પાછા અનેક દિવસો એમ ને એમ મૌનમાં વહી ગયા.

*

શરદ્‌પૂર્ણિમાને દિવસે સરસ્વતી અને પાર્વતી મંદિરે દર્શન કરવા ગયાં હતાં. ઘણા દિવસે મળેલી તક ન ગુમાવવા આશાએ નિશ્ચય કર્યો. બધી હિંમત એકઠી કરીને તે અમરને ત્યાં પહોંચી ગઈ. અમર તેના પલંગમાં થાક ખાતો હતો ત્યાં આશા આવીને ખડી થઈ ગઈ. અમર ચમકીને બેઠો થઈ ગયો.

"કેમ આશાબહેન! શું કામ પડ્યું?" અમરને કંઈક અસાધારણ બનાવની કલ્પના આવી.

"એક વાત પૂછવી છે. પૂછું અમરભાઈ?"

"હો, ખુશીથી. બા નથી?"

"બા મંદિરે ગયાં છે." કહીને આશા બેઠી, પૂછ્યું, "તમે પરણ્યા કેમ નથી?"

અમર એકદમ ચમકી ગયો. પછી એક ક્ષણમાં તેની આંખ આગળથી સંધ્યાની સ્મૃતિ સરી પડી. એના મોં પર વિષાદ આવી ગયો.

"બહેન, હું પરણ્યો હતો, પણ પરણ્યા પછી પત્ની એક જ વર્ષમાં ગુજરી ગઈ."

"તો હવે ફરી નહિ પરણો?"

"પુનર્લગ્નમા મને શ્રદ્ધા નથી મારી પત્નીને હું બેવફા નીવડવા નથી ચાહતો "

"હુ ફરી પરણુ તો તે તમને ગમશે ?"

"શા માટે નહિ ? એ ભાર તમારા પિતાશ્રીએ મારે માથે નાખેલો જ છે હું તમારે માટે સાથીની શોધમા જ છુ "

'તમે શોધો તે કરતા હું શોધુ તો તે તમે કબૂલ રાખશો ?"

"જરૂર જરૂર, મરજી વિરુદ્ધના લગ્નને તો હું ધિક્કારુ છુ "

આશાનો વિચાર હજી ઘણી વાતે કરવાનો હતો, પરતુ તેને ઘેર દૂધવાળાએ બૂમ મારી એટલે તે હરિણીની જેમ ઘેર દોડી ગઈ અને એટલામા બન્ને માતાઓ પણ દર્શન કરીને પાછી આવી ગઈ

સૂર્યનારાયણ ક્ષિતિજમા સમેટાઈ ગયા અને સુધાંશુનો અમૃતકુભ આકાશમા ઢોળાવા લાગ્યો જોતજોતામા તો આખી પૃથ્વીને તેણે કૌમુદીથી પખાળી દીધી ઘેર ઘેર દૂધ-પૌઆના ભોજન થયા સહેલાણીઓ ચાદનીમા મહાલવા નીકળી પડયા આશા અને પાર્વતી દેવને ચાદનીમા પધરાવવા અગાસીએ ચઢયા મધુરને તેમા રસ ન પડવાથી અમરને ત્યા ગયો ત્યા જઈને પણ એને ગોઠે તેમ નહોતુ અમરની આગળ તેણે તેની સર્વસામાન્ય માગણી રજૂ કરી દીધી

"મોટાભાઈ, આજે તો ચાદામામા પણ સાભળીને ખુશ થઈ જાય તેવુ ગીત ગાઓ "

અમરના મનમા આજે મથન ચાલતુ હતુ આજની આશાની વાતે તેના મગજને ચગડોળે ચઢાવ્યુ હતુ પોતે પરણ્યો નથી એ જાણીને આશાને શુ કામ હશે ? એની પરણવાની મરજી કયા હશે ? આ બધા પ્રશ્નો તેના મગજમા આજે ઘોળાતા હતા તેને કઈ ચેન પડતુ નહોતુ તેવામા મધુરે સગીતની માગણી રજૂ કરી એટલે તેને ભાન આવ્યુ મધુરને તેણે પૂછયુ, "તુ જ બોલ, શુ ગાઉ ?" મધુરે સૂચવ્યુ "માલન બન કર આઓ " અને અમરે દિલરુબા હાથમા લીધી ધીમી હલકથી તેણે ગીત ઉપાડયુ

માલન બન કર આઓ,
માલન બન કર આઓ,
ફૂલ મગાઓ હાર બનાઓ,
માલન બન કર આઓ

દિલરુબાએ ગીતના સૂરેસૂરમા પ્રાણ પૂર્યો અને આખુ વાતાવરણ સગીતમય બની ગયુ પદરથી વીસ વાર આ બે લીટીઓ ઉથલાવીસુથલાવીને ગાઈ નાખ્યા પછી બીજી બે લીટીઓ અમરે ઉપાડી અને દિલરુબા પાસે ઉપડાવી

હાથમે મુરલી, ગલેમે સહેલી
બાજત બાજત ઘર જાઓ,
માલન બન કર આઓ

મધુર તો સગીતની આ ધૂનમા ઘેને ભરાવા લાગ્યો અને બાજુમા પડેલા એક પાથરણા ઉપર જ તેણે તો લબાવી દીધુ

ગીત પૂરુ થયુ અને ફૂલની એક સુવાસિત માળા અમરની દિલરુબા ઉપર પડી અમર ચમકયો અને જોયુ તો આશાએ પાછળથી તે ફેકી હતી અમર કઈ પણ પૂછે તે પહેલા આશાએ જ ખુલાસો કરી દીધો "બાએ ચાદનીમા પહેરાવેલી ભગવાનની ઊતરેલી માળા તુલસીકયારામા નાખવા મને આપી, તેવામા તો તમારી દિલરુબાને ફૂલમાળા માટે આજીજી કરતા સાભળી એટલે હું તરત દોડતી આવી અને દિલરુબાને માળા આપી દીધી જોયુ ને, કેવી રડતી બધ થઈ ગઈ !"

વાતાવરણમા અટ્ટહાસ્યનો ધ્વનિ પ્રસરી ગયો દીવાલોએ જોરથી તેનો પ્રતિધ્વનિ પાડયો અને ચદ્રની ચાદની પણ એ ધ્વનિથી ખળભળી ઊઠી અમરના આખા શરીર ઉપરથી એક ઝણેણાટી પસાર થઈ ગઈ, પણ તેણે તુરત સ્વસ્થતા મેળવી લીધી અને પ્રસગ જલદી ટાળવા પ્રયત્ન કર્યો, ' પણ તમે કયારના આવી ગયા ?'

' તમને કયાથી ખબર પડે હુ કયારની આવી તેની ? તમને તો એક દિલરુબા મળી એટલે દુનિયાનાં દુખોનુ ભાન જ કયાં રહે છે ?'

અમરની આ શબ્દો સાંભળવાની તૈયારી નહોતી. દિલરુબા તેને પ્રિય હતી તેમાં શક નહિ, પરંતુ દુનિયાનાં દુઃખો તરફ તે છેક ઉદાસીન તો નહોતો જ. તેની ઈચ્છા તો, તેનું ચાલે તો, બધાં દુઃખિયાંઓને સુખી બનાવી દેવાની હતી. આશાએ આજે અમરને ઉપરાઉપરી ચમકાવ્યો હતો તેમાં ઉપલા વાક્યે પાછો વધારે ચમકાવ્યો. તે કિંકર્તવ્યમૂઢ થઈ ગયો. તેવામાં આશાએ તેને વધારે ચમકાવ્યો. "લો, ચાલો. દિલરુબાને ફૂલમાળા જોઈતી હતી તે મળી ગઈ. હવે તો પ્રસન્ન થઈ કે નહિ? હવે તો બીજું કંઈ ગીત સંભળાવવા કૃપા કરશે કે નહિ?"

અમર છેક જ ઠરી ગયો. તે બોલી ઊઠયોઃ

"દિલરુબા હવે આરામ માગે છે. તમે હવે ઘેર જાવ. બા બૂમ મારતાં હશે."

પણ આશાએ ઊઠવાની તૈયારી ન બતાવી. ઊલટું તેણે તો ઉમેર્યું, "શરદ્‌પૂર્ણિમાની રાત્રીએ તો દિલરુબાએ આખી રાત્રી જાગવું જોઈએ. બા કથા સાંભળવા ગઈ છે. મને એકલા ઘરમાં ગમતું નથી. મધુર પણ અહીં આવીને ઊંઘી ગયો છે; તો મારે એકલીએ ઘરમાં બેસીને શું કરવું?"

આ સ્થિતિમાં અમરને બહુ સંકોચ થયો. તે શરમાઈ ગયો. પ્રસંગ જલદી ટાળવા તેણે પતાવી દીધું, "ઠીક, જેવી તમારી મરજી."

દિલરુબાના તાર ઝણઝણવા માંડયા અને શરદ્‌પૂર્ણિમાના નિરભ્ર આકાશમાં પણ ગીતના પડઘા પહોંચી ગયા.

"નહિ આયે ઘનસ્યામ, ઘેરી આઈ બદરી"

આશાએ ગીત ઉપર કાન માંડયા અને તેણે ગીતનું કલ્પનાચિત્ર પણ નજર આગળ ખડું કર્યું. ગીત આગળ વધ્યું:

"બૈઠી સોચે બ્રીજભાન, જાકો લગે નહિ ધાન,
આઈ સાવનકી બહાર, કરે મોરવા પૂકાર
પડે બુંદ્દય ફુહાર, ઘે...રી આઈ બદરી."

આશા ગીતમાં તલ્લીન થઈ ગઈ હતી અને આખા ગીત દરમિયાન તે અમરની સામે જ એકી નજરે જોઈ રહી હતી. અમરને આ વાતની ખબર નહોતી પણ કોઈ કોઈ વાર બન્નેની નજર ભેગી થઈ જતી હતી ત્યારે બેઉ હૃદયો કંઈક નવું જ અનુભવતાં હતાં.

ગીત પૂરું થયું અને નીચે બારણું ખખડયું. કથા સાંભળીને સરસ્વતી આવી પહોંચી હતી. આશા ઝડપભેર દાદરો ઊતરીને અમરને કહ્યા વગર ચાલતી થઈ અને ગણગણવા લાગી.

"બાજત બાજત ઘર જાઓ—માલન બન કર આઓ"

આશા સરી ગઈ અને અમરના હાથમાંની દિલરુબા પણ પડી ગઈ. તેના મુખમાંથી એક દીર્ઘ નિઃશ્વાસ નીકળી પડયો. મનમાં પ્રશ્ન ઉદ્‌ભવ્યો,

"આશા! તારામાં આ મસ્તી ક્યાંથી?"

નીચેથી માતાનો અવાજ આવ્યો, "ભાઈ, જાગે છે કે?"

અમરે પતાવી દીધું, "હા બા, હમણાં જ ઊંઘવાનું કરતો હતો. આ મધુરને એને ઘેર મૂકી આવ ને! દિલરુબા સાંભળવા અહીં આવ્યો હતો તે અહીંનો અહીં જ ઊંઘી ગયો."

સરસ્વતી આવી અને મધુરને ઊંચકીને ચાલી ગઈ. અમરે દિલરુબા ઉપરથી ફૂલમાળા ઊંચકી લીધી અને ઉગ્ર આવેશથી આંખો દાબી દીધી. થોડી વારે તે સ્વસ્થ થયો ત્યારે તે દીવો હોલવવા ઊઠયો અને નિષ્પ્રાણની જેમ પથારીમાં ફસડાઈ પડયો.

બહાર પૂર્ણિમાની ચાંદની પ્રકાશી રહી હતી અને તેનાં તેજકિરણો અમરની પથારી સુધી આવી પહોંચ્યાં હતાં. ફૂલમાળા હજી તેની આંખે જ દબાયલી હતી. હવે તે તેને હાથમાં ઊંચકી ઊંચકીને ચંદ્રના પ્રકાશમાં જોવા લાગ્યો અને ફરી ફરી આવેશભર્યા હૈયે તેને આંખ ઉપર દાબી દેવા લાગ્યો. પાસાં ઘસીઘસીને તે થાકયો છતાં કેમે કરી તેને ઊંઘ ન આવી. આજે તેનું મન તોફાને ચઢયું હતું.

ઘેર જઈને આશાએ પાર્વતી સાથે થોડાં આડાંઅવળાં ગપ્પાં માર્યાં એટલે પાર્વતી ઊંઘી ગઈ. પણ આશાને ઊંઘ આવતી નહોતી. તેનું હૃદય પણ આજે

તોફાને ચઢ્યું હતું બારીએ ડોકિયું કરીને જોયું તો શીતળ ચાંદની સર્વત્ર પ્રકાશી રહી હતી આખી સમષ્ટિને કૌમુદીની ઠંડક અનુભવતી જોઈને તે છેડાઈ પડી

"મારી એકલીના જ હૃદયમાં કેમ સર્વત્ર અંધકાર ભાસે છે! મને જ કેમ આટલો બધો દાહ લાગે છે, ભગવાન! મેં એવું કયું પાપ કર્યું કે તેં મને વિધવા બનાવી?' ભગવાન ઉપર તેને ગુસ્સો ચઢ્યો દેવસેવા કરવાના સ્થળે તે ગઈ અને ઝાંખા બળતા ઘીના દીવાને સંકોર્યો અજવાળામાં તેને શ્રીકૃષ્ણની મુરલીધર છબી દેખાઈ અમરનું ગીત તેને સાંભરી આવ્યું

"હાથમેં મુરલી, ગલેમેં સહેલી,
બાજત બાજત ઘર જાઓ'

છબી તેણે ઉપાડી લીધી બા કદાચ જોઈ જશે તે બીકે છબી તેણે પાછી મૂકી દીધી પણ વળી પાછી ઉપાડી લીધી અને આવેશથી તેને છાતીસરસી ચાંપી દીધી પણ આથી તેને સંતોષ ન થયો જે વસ્તુની વાંછના તેનામાં જન્મી હતી તે તેને આમાંથી ન મળી તે ખૂબ છેડાઈ પડી અને રોષમાં ને રોષમાં છબીના અસંખ્ય ટુકડા કરી નાખ્યા અને બારીએથી પવન ભેગા ઉડાડી મૂક્યા

'ગોપીઓ સાથે જ ખેલવું! અભાગી સામું – વિધવાઓ સામું–તો જોવું પણ નહિ!" એ ગણગણી આંટા મારવા લાગી, વળી બારીએ આવી ઊભી પણ ત્યાં તો એ જ હતું, ચાંદની અને ઠંડક આશા એ ન સાંખી શકી બારીઓ જોરથી બંધ કરી દીધી અને પથારીમાં ફસડાઈ પડી. પણ વિચારો તેને છોડે તેમ નહોતા અમર તેની નજર આગળ ખડો થયો, "કેવો મધુર! કેવો શાંત!' અનેક ઊર્મિઓ આવી અને ગઈ પોણી રાત્રી તેણે વિચારોમાં જ કાઢી

અમર અને આશાના વિચારોના તુમુલ નિદ્રાદેવીએ મંદ કર્યા પાછલી રાત્રે બન્ને ઊંઘ્યા–પોતપોતાના ઓરડામાં, એકમેકનો વિચાર કરતા.

બીજો દિવસ ઊગ્યો રોજના જેવો જ, પણ અમર અને આશાનું અરસપરસનું વર્તન તે દિવસથી એકાએક બદલાઈ ગયું પહેલાની જેમ તેઓ મૂંગા થઈ ગયા, ખપ વગર વાત કરતા નહિ, અને કરવી પડે તો ઘણા સંકોચ અને મર્યાદાથી ટૂંકમાં જ કરતા મધુર આશાને અમરને ત્યાં સંગીત સાંભળવા લઈ જવાનો પ્રયાસ કરતો પણ આશા હવે ત્યાં બિલકુલ જતી નહિ બન્ને એકબીજાથી શરમાતા 'આશાબહેન' અને 'અમરભાઈ'ના પરસ્પર સંબોધનો પણ હવે ઓછા વપરાતા થઈ ગયા

*

એક દિવસ—આશા કર્વે મેટ્રિક પાસ થઈ ત્યારે–ઘણા દિવસે અમર આશા સાથે છૂટથી બોલ્યો:

"હવે તો તમે મારા જેટલું ભણી ગયાં! અભિનંદન!" આશાએ જરા છણકો કર્યો, 'એકલા અભિનંદનથી શું વળે?'

અમર પાછો ચમક્યો આશા કંઈક ભળતું બોલી ઊઠે તે અટકાવવા તેણે વચમાં જ ઝુકાવ્યું "હજુ પૂરું સાંભળો તો ખરા હું એમ કહેતો હતો કે તમે જે આ મહાન ફત્તેહ મેળવી છે તે બદલ અભિનંદન ઉપરાંત મારે તમને કંઈક ભેટ પણ આપવાનો વિચાર છે લેશો ને?"

"પણ ભેટનું નામ જાણ્યા વગર કેમ કરીને હા કહેવાય?"

"ભેટનું નામ! મારી દિલરુબા ગમશે?"

અમરે આશા પાસેથી "હા'ની આશા રાખી હતી પરંતુ આશા તો બોલી "ઊંહુ, દિલરુબાને મારે શું કરવી છે? રાખો ને તમારી જ પાસે"

"કેમ? નથી આવડતી તે બીકે? એ તો શીખી જવાશે સતાર તમે એ જ રીતે શીખી ગયા ને?"

"તો સતાર જ આપી દો ને! દિલરુબા તો તમને જ શોભે" વાદ્યોમાં પણ નરનારીના જોડામાંથી આશાએ નરને જ પસંદ કર્યો અમરે દિલરુબા પાછી ખેંચી લીધી અને આશાને સતાર કાઢી આપ્યો આશા હવે આનંદમાં આવી ગઈ એણે બજાવ્યું

માતૃભાવથી ઊછળતા એ ગીતમાં અમરે દિલ-રુબાના સૂર પરોવ્યા, પણ તેનો હાથ ખૂબ ધ્રૂજતો હતો. આશાને ઉત્તેજન આપવા અમરે કહ્યું:

"ખરેખર તમારો સતાર ચઢી ગયો."

"તેથી શું વળ્યું? સતાર ચઢી ગયો પણ સિતારો ઓછો જ કંઈ ચઢ્યો છે?"

અમર ઝંખવાઈ ગયો. મહામહેનતે તેણે જવાબ વાળ્યો. "તો મારું પણ શું દળદર ફુંકાયું? મારી દિલરુબા ઊતરી તેની સાથે મારા દિલની ઉષ્મા પણ ઊતરી ગઈ હોત તો મન વાળત."

આશા સમજી ગઈ કે અમરને પણ પોતાના જેવો જ કંઈક રોગ લાગુ પડ્યો છે. હૃદયે હૃદયને ઓળખ્યાં. બન્નેને પોતાના હૃદયનો આવો પરોક્ષ રીતે એકરાર કરી દેવાથી શરમ આવી. પોતાને માટે કંઈ હલકો ખ્યાલ તો આશા નહિ બાંધે ને, એ બીકે અમર જરા ગભરાયો પણ ખરો. એને લાગ્યું કે દિલની ઉષ્મા દિલમાં જ રાખી હોત તો ઠીક થાત. આમ આશા આગળ ઠાલવવાથી તો અંદર બીજી ઉષ્મા ઉત્પન્ન થઈ. એણે વાત બદલવાનું ઉચિત લાગતાં પૂછ્યું:

"કેમ, હવે કૉલેજમાં ભણવું છે કે નહિ?"

"કૉલેજમાં? શા માટે? તમે ક્યાં કૉલેજમાં ભણ્યા છો?"

"મારે તો પિતાજી ગુજરી ગયા એટલે ઊઠી જવું પડ્યું."

"તો મારે પણ પિતાજી ક્યાં જીવે છે?"

"તે ખરું, પણ તો પછી હવે તમે કરશો શું?"

"જીવન જીવી નાખીશું. હું, મધુર અને બા. ભરવા-ગૂંથવાની સામગ્રી, ચીતરવાની પીંછીઓ અને આ સતાર. હવે બીજું શું થાય? પિતાજી કંઈ એટલા બધા પૈસા નથી મૂકી ગયા કે કૉલેજમાં ભણું. અને કૉલેજમાં ભણીને પણ શું દળદર ફૂંકવાની છું?"

"જો પૈસા માટે જ વિચાર માંડી વાળતાં હો તો એવું ન કરશો, મને ઈશ્વરે કમાતો કર્યો છે. હું પૈસા બચાવી પણ શકું છું. તમે ભણો, મારી અલ્પ સેવાને ઠોકર ન મારશો."

અને આશા માની ગઈ. તેણે બી. એ. થવાનું નક્કી કર્યું. કૉલેજમાં જવું તેણે શરૂ કર્યું. પણ હજી તેને શાંતિ વળી નહોતી. અમર સાથેનો એનો સંબંધ હવે ઘણો નિકટનો થયો. પુસ્તક હાથમાં લેતાં, આ અમરે આપ્યું છે એવા ખ્યાલમાંથી તેની આંખો સામે અમર આવી ઊભતો. એ કેમ પરણવાનું મન નહિ કરતા હોય? એને પ્રશ્ન થતો. એક વર્ષના લગ્નજીવનમાં તેને સંતોષ ન થયો તો અમર પણ તેના એક વર્ષના જ ટૂંકા લગ્નજીવનથી કેવી રીતે ધરાઈ ગયો હશે? ફરી પરણવાની વિરુદ્ધ તે શા માટે હશે? અનેક વિચારોએ આશાનું હૃદય વલોવી નાખ્યું. આખરે એક દિવસ તે આ મંથન ન સહી શકી. ખૂબ કંટાળીને તે અમરને ઘેર દોડી આવી અને બોલી,

"અમરભાઈ! હવે હું નહિ ભણી શકું."

"કેમ? એકદમ શું થઈ ગયું?"

થોડી ક્ષણ તે બોલતાં અચકાઈ. પછી બોલી ગઈ, "લગ્નજીવનની વાંચ્છના જરા પણ જંપવા દેતી નથી. કોને કહું? શું કરું?"

"તમે એક વાર શોધવાનું કહ્યું હતું ને? મને કહો, કોઈ છે ધ્યાનમાં?"

"છે, પણ એ બીકે ગભરાઉં છું કે તમે મને મારા પસંદ કરેલા સાથી સાથે નહિ પરણવા દો, જે પુરુષ મારી પ્રેમમૂર્તિ છે તેની પૂજા તમે મને નહિ કરવા દો."

"શું કહો છો આશાબહેન! શું હું એટલો બધો નિષ્ઠુર છું કે તમારા સ્વતંત્ર સુખની આડે આવીને ઊભો રહું? તમે કહેશો તેની સાથે તમારું લગ્ન કરાવી આપીશ. તમે બોલો એટલી જ વાર છે."

"સમજી ન ગયા? તે પુરુષ તમે જ છો."

અમરે સખત રોમાંચ અનુભવ્યો. આગળ વાત થઈ શકશે કે નહિ તેની તેને ખાતરી ન રહી. તેની નજર આગળ તેનો એકપત્નીવ્રતનો આદર્શ ખડો થઈ ગયો. મૃતપત્નીની મૂર્તિ સાંભરી આવી. એણે આશાનો હાથ પકડી લીધો—પકડી લેવાયો અને કરગરી ઊઠ્યો:

"આશા! હુ તો એક વિધુર છુ ફરી ન પરણવાનો મારો નિશ્ચય છે, તને એની ખબર છે"

"એટલે જ હુ કહું છુ તમને તમારો નિશ્ચય વહાલો છે પણ મને સુખી જોતી હોય–જીવતી જોતી હોય તો મને સ્વીકારી લો"

"ત્યારે–ત્યારે–ભલે આપણે" અમરે સંમતિ આપી સુખમા આશાની આખો મિચાઈ

થોડી વારે અમરે પૂછ્યુ "ક્યારે પરણશુ?" આશાએ કહ્યુ "હમણા નહિ મારે તમારી ઇચ્છા જ જાણવી હતી તમે મને પરણશો એ જાણીને જ બસ છે હવે હુ શાતિથી ત્રણ વર્ષ વધારે વૈધવ્ય સહન કરીશ બી એ થઈને એક તપસ્વિનીની જેમ પવિત્ર થઈને તમને પરણીશ"

"તુ બી એ થવાની? પણ હુ મૅટ્રિક છુ તેનુ કેમ?"

"તેનુ શુ વળી? પુરુષ જ વધારે ભણેલો હોવો જોઈએ એવો કઈ નિયમ છે? સ્વામીત્વની ભાવના શા માટે તમારામા આટલી બધી આગળ પડતી હોય છે? પત્ની પતિની મિનત્ત રહે તે કરતા પતિ જ પત્નીની મિનકત રહે તે વધારે ઇચ્છવાયોગ્ય નથી શુ?"

"અરે વાહ! બડી હોશિયાર દેખુ તને તો?"

અને આખરે ત્રણ વર્ષના તપનો આરભ થયો

*

ત્રણ વર્ષ પછી આશા સાથેના લગ્નની આશાથી અમર હરખાઈને ખેવડો થઈ ગયો હવે તે દિવસમા પણ નિર્જનથી વગાડતો આશા પણ સતારથી તેનો જવાબ વાળતી અનેકવાર તેઓ ભેગા મળતા અને ઉત્કૃષ્ટ સરકારભરી વાતો કરતા અને ટીખળની મોજ પણ માણતા

એક વર્ષ વીત્યુ આશા એફ એ મા પાસ થઈ અમરનુ હૃદય નાચી ઊઠ્યુ, "હવે બે જ વર્ષ રહ્યા! તપનો તૃતિયાશ પૂરો થયો હવે બે તૃતિયાશને કેટલી વાર?"

તેવામા આશાની માતા બીમાર પડી અને ગુજરી ગઈ આશા અને મધુર એકલા પડ્યા વહેલી રસોઈ કરી મધુરને નિશાળે વળાવી પોતે કૉલેજમાં જવુ એવો નિત્યક્રમ થઈ પડ્યો રાત્રે સગીતની ધૂન મચાવી ગપ્પ મારી સૂઈ જતા આમ દિવસો વીતવા લાગ્યા, અને આશાનુ યૌવન તેની વસતમા આવીને ઊભુ રહ્યુ

*

૨

વિજય અમરનો નાનપણનો દોસ્ત હતો અમરને તો પિતાના મૃત્યુના કારણે અભ્યાસ છોડી દેવો પડ્યો પણ વિજયનો અભ્યાસ તો ચાલુ જ રહ્યો મૅટ્રિકમાં બે વર્ષે જ્યારે તે પસાર થયો ત્યારે તો અમર નોકરીએ પણ લાગી ગયો હતો ત્યા સુધી તો બન્ને અમદાવાદમા ભેગા જ હતા પણ પછી વિજયને તેના મામાએ કૉલેજમા અભ્યાસ કરવા મુબઈ બોલાવ્યો એટલે આ બે ગોઠિયા મિત્રોને છૂટા પડવુ પડ્યુ

મુબઈ જઈને વિજય ઠીક જ પ્રમાદી બની ગયો અભ્યાસ કરતા વિલાસ તરફ તેનું મન વધારે વળતું પિતા તેની પાછળ કયા ધ્યેયથી પૈસા ખરચે છે તે વિજય તદ્દન ભૂલી ગયો મામા તેને વઢતા તેની પણ તેને કઈ અસર ન થઈ તે તદ્દન નફ્ફટ અને બેપરવા બની ગયો પ્રીવિયસમા એક વર્ષ બગાડી તે બીજે વર્ષે પાસ થયો તેના પિતાને લાગી તો ઘણુ આવ્યુ પરતુ વિજયને ગ્રેજ્યુએટ થયેલો જોવાની તેમની મહેચ્છા હતી એટલે તેમણે કરજ કરીને પણ વિજયને અભ્યાસ માટે પૈસા મોકલવા માડ્યા ઇન્ટરમા પણ તે પહેલે વર્ષે પાસ ન થઈ શક્યો મામાએ છેલ્લી ચેતવણી આપી દીધી "મારી ફરજ ચાર વર્ષ તને મુબઈ ભણાવવાની હતી હજી એક વર્ષ બાકી છે પાસ થાય તો ઠીક, નહિ તો પછી આમ ફોકટ પૈસા બગાડવાથી શો ફાયદો?" વિજયને આમા અપમાન લાગ્યુ એક વર્ષ તો તેણે જેમ તેમ ખેંચી કાઢ્યુ અને આખરે ઇન્ટરમા પાસ તો થઈ ગયો પછીથી મામાએ તો તેને ઘણુ કહ્યુ કે બે વર્ષ વધારે કાઢી નાખ, પણ વિજયનું મન માન્યુ નહિ તેણે મુબઈ

છોડ્યું અને પાછો જ્યાં હાઈસ્કૂલ–જીવન ગાળ્યું હતું તે જાણીતા અમદાવાદમાં જ આવી ગયો. અમદાવાદ આવીને તે કૉલેજમાં જુનિયર બી. એ. માં દાખલ થયો. અમર તો હજી અહીં જ નોકરી કરતો હતો.

ચાર વર્ષે પાછા મળેલા આ બાળમિત્રને અમર કેવી રીતે ભૂલી જઈ શકે ? તે હૉસ્ટેલમાં જઈને વિજયને મળી આવ્યો અને બીજે દિવસે પોતાને ત્યાં જમવાનું નોતરું પણ દઈ આવ્યો. "સરસ્વતી બા તને ખૂબ સંભારે છે" એમ અમરે કહ્યું એટલે વિજયે નોતરું સ્વીકારી લીધું.

સાંજે કૉલેજમાંથી છૂટીને વિજય અમરને ત્યાં આવ્યો. જ્યારે જ્યારે જમણ જેવું કંઈક એકબીજાને ત્યાં થતું ત્યારે આશા અને અમર અરસપરસ એક-બીજાને જમવા બોલાવતાં. આજે અમરને ત્યાં આશા પણ જમવામાં હતી જ. પુરુષોના જમ્યા પછી સ્ત્રીઓને જમવાનું હોવાથી આશા પીરસવામાં રોકાઈ હતી. વિજય સમજી ન શક્યો કે આ કોણ છે. તેને મનમાં થયું કે અમર ફરી પરણ્યો કે શું ? પણ અમર જેવો દોસ્તદાર એમ ખબર આપ્યા વગર પરણે તો નહિ જ. તો પછી આ છોકરી કોણ ? મુંબઈ ગયા પછી વિજયને છોકરીઓમાં અસાધારણ રસ પડતો હતો, અને આશા જેવી રૂપવાન છોકરી જોઈને તો તેનાથી ન જ રહેવાયું. જમતાં જમતાં જ તેણે તો અમરને પૂછ્યું "પેલી છોકરી કોણ છે ?'

અમરે ટૂંકમાં પતાવ્યું "અમારી પડોશનાં છે." અને વિજય તે જ સમયે તો વધારે કંઈ ન બોલી શક્યો.

પણ હવે અમરને ત્યાં વિજયની મુલાકાતો વધી ગઈ. કંઈ ને કંઈ બહાને તે અમરને ત્યાં આવવા લાગ્યો. અમર આશાને ત્યાં બેઠો હોય તો તે ત્યાં પણ પહોંચી જતો. કેટલી યે વાર આશા પોતાને કંઈક પૂછશે એવી તેણે આશા રાખેલી પરંતુ તે વ્યર્થ ગઈ. છેવટે વિજયે જ આશા સાથે કામ પાડવા માંડ્યું.

"તમે તો જી. એ.માં છો ને ?"

"ના, હજી તો હું એસ. એ. માં છું. જી. એ. તો આવતી સાલ થઈશ."

"તમારે એટલું સારું છે કે જી. એ. માટે એક જ વર્ષ હોય છે. અમારે તો જુઓને, આ જુનિયરમાં હમણાં આવ્યો. બી. એ. પાસ થવા અમારે બે વર્ષ જોઈએ છે."

"તમે બી એ.માં છો ?" આશાએ વિજયને પહેલી જ વાર પ્રશ્ન પૂછ્યો. વિજય રંગમાં આવી ગયો.

"ત્યારે ? તમે શું મને બી એ. પાસ થઈ ગયેલો ધાર્યો હતો ? પાસ તો થઈ ગયો હોત, પણ મારો જીવ ઉત્પાતિયો છે. ડીબેટીંગ, સોશિયલ ગેધરીંગ, વ્યાયામ, ફીઝીકલ ટ્રેઈનીંગના પ્રોફેસર તરીકેની નોકરી– આ બધું છોડી શકાતું નથી. પરિણામ સમજી શકાય. એક વાર ઈન્ટરમાં નાપાસ થઈ ગયેલો, પણ કસરતમાં આપણે એમ. એ. છીએ. મને સૌ સેન્ડો જ કહે. સ્નાયુઓના આ ગોટલા માટે તો કેટલા ય ચાંદ મળેલા છે ! આવી પ્રવૃત્તિઓને લીધે ભણવામાં નાપાસ થઈ જતો. બાકી, તમને અમરે નહિ કહ્યું હોય, પ્રીવિયસમાં તો મને ફર્સ્ટ ક્લાસ મળેલો."

"મુંબઈથી તમે ક્યારે આવ્યા ? અહીં રહો છો ક્યાં ?"

"ચાર વર્ષથી મુંબઈમાં હતો. આ અમર અને હું ગોઠિયા દોસ્તો. એ ભાઈસાહેબ મેટ્રિકથી લબડી પડ્યા અને મેં તો આગળ ધપાવ્યું. પણ પછી મુંબઈ કરતાં અહીંના પ્રોફેસરો સારા છે એમ સાંભળ્યું એટલે અહીં આવી ગયો. અહીં તો હું હોસ્ટેલમાં જ રહું છું. હોસ્ટેલ જેવી મજા બીજે ક્યાં યે ન આવે. આ અમરને બીચારાને મજા કરવાની ના મળી તે ના જ મળી. પણ અમર સંગીતમાંથી ઘણી મજા મેળવી લે છે ખરો."

"તમે સંગીત જાણો છો ?"

"હમણાં તો હું ગાતો નથી. બાકી મેં નાટકો ભજવી નાખ્યાં છે, એ રીતે એમાં નામ કાઢ્યું છે એમ કહેવાય."

અમર આ વાર્તાલાપમાં બહુ રસ નહોતો લેતો. તે માનતો હતો કે વિજયને અને આશાને એકમેકની ઓળખાણ કરવાની તક મળવી જ જોઈએ અને તેથી આમ વાતો કરે તે સ્વાભાવિક છે તેથી તે તો ચોપડીમાં માથું ઘાલીને વાંચે જ જતો હતો. વિજયે ઊઠવાનું કર્યું.

"લો ત્યારે આશાકુમારી, હું હવે જઈશ. આપને મળવાથી ઘણો આનંદ થયો. અને અમર, તું તો દોસ્ત પાછો અમારી હોસ્ટેલ તરફ ફરકતો જ નથી. ચાલ અત્યારે, આવે છે?"

"બા માંદાં છે એટલે રસોઈ કરવાની છે; ફરી કોઈક વાર આવીશ"

અને વિજય ગયો. આશા ઉપર પોતાનો ઠીકઠાક પ્રભાવ પડ્યો છે એમ તેને લાગ્યા કરતું હતું.

*

પછી તો આવી રીતે અનેક વાર વિજય આશાને મળતો અને વાતો કરતો. વિજયે લગ્ન કરવા માટે અનેક સુંદર અને કેળવાયેલી યુવતીઓ પાછળ ફાંફાં માર્યાં હતાં પરંતુ તેના સંપર્કમાં આવેલા ઘણાખરા લોકોને તેનું ચારિત્ર્ય શંકાશીલ લાગ્યું હતું, એટલે કોઈ પોતાની પુત્રીને ખાડામાં ઉતારવાની હિંમત નહોતું કરતું.

પણ વિજય દેખાવે આકર્ષક હતો અને બોલવે પણ મીઠો હતો, તેથી કૉલેજમાં ઘણી વિલાસ તરફ વળેલી છોકરીઓ તેના ચહેરામાં મોહી પડતી, વાણી-વિલાસથી ચકિત થઈ જતી અને કોઈક ફસાઈ પણ પડતી. પણ વિજયે આશાને જોઈ ત્યારથી બધાંમાંથી તેનું દિલ ઊઠી ગયું. તેણે આશા ઉપર જ પોતાનો પ્રભાવ પાડવાનો નિશ્ચય કર્યો.

અને એક દિવસ સંજોગોએ પલટો લીધો. એક દિવસ જ્યારે તે આશાને ત્યાં ગયો હતો ત્યારે આશાએ તેને પૂછ્યું:

"તમારે વિક્રમોર્વશીયમ્‌નું નાટક ચાલે છે કે?"

"એ તો હું ઇન્ટરમાં ભણી ગયો. હવે તો મેં ઇતિહાસ અને અર્થશાસ્ત્ર લીધાં છે."

"તો તમે મને તમારું તે પુસ્તક આપશો?"

"ખુશીથી. મારે હવે તે શા કામનું છે? તમારે પણ વિક્રમોર્વશીયમ્ ચાલે છે કે શું?"

"ના, ચાલતું નથી. ફાલતુ અભ્યાસ માટે વાંચવા જેવું છે એમ આજે અમારા પ્રોફેસરે કહ્યું છે."

અને બીજે જ દિવસે બુકસેલરને ત્યાંથી વિક્રમોર્વશીયમ્ નાટકની એક નકલ વિજય ખરીદ કરી લાવ્યો. બુકસેલરને ત્યાંથી ખરીદ કરવાનું કારણ એટલું જ હતું કે તે પુસ્તક તે ભણ્યો જ નહોતો, ફક્ત ગપ્પું જ માર્યું હતું.

તેણે તો આશાને આ પુસ્તક આપ્યું. આશાએ પુસ્તક ઉઘાડ્યું તો પહેલા જ પાને લખેલું વાંચ્યું, "આશાકુમારીને વિજયરાય પંડ્યા તરફથી સપ્રેમ ભેટ" આશા ચમકી ઊઠી, પરંતુ વિજય જ વચમાં બોલી ઊઠ્યો, "હું મારી કોઈ પણ ચોપડીમાં નામ નથી લખતો. પણ કોઈને ભેટ આપીએ ત્યારે તો લખવું જ પડે ને? આ પુસ્તક હું તમને એક અલ્પ ભેટ તરીકે આપું છું તે વસ્તુ તમે તમારી જાતે જ સમજી જાવ તેટલા ખાતર પુસ્તકમાં તેવો નિર્દેષ કર્યો છે, અને આટલી ભેટ આપું છું તેમાં હું કંઈ મોટી ધાડ નથી મારતો. હું જાણું છું કે ભેટ તો કોઈ મોટી ચીજની જ હોવી જોઈએ." આશાને વિજયના ખુલાસાથી સંતોષ થયો.

*

અમર અને વિજયના ગયા પછી આશા પુસ્તકનાં પાનાં ફેરવવા લાગી. પુસ્તકની વચમાંથી એક પત્ર મળી આવ્યો. આશા ચમકી ગઈ. તેણે તે વાંચવા માંડ્યો.

"આશાકુમારી,

તમે વિક્રમોર્વશીયમ્‌ની ભેટ સ્વીકારશો તેની સાથે આ પત્રની ભેટ પણ સ્વીકારાઈ જશે. પત્રમાં મારો પ્રેમ ભરેલો છે એટલે તમે પત્રની સાથે સાથે મારા પ્રેમની ભેટ પણ સ્વીકારી જ છે ને? કૉલેજમાં અનેક બાળાઓ મારી પાછળ મરી ફીટતી હતી, પરંતુ હું એક આદર્શ પ્રેયસીની

શોધમાં હતો. તમારામાં હવે મારો એ આદર્શ પૂરો થશે એમ મારું દિલ કહી રહ્યું છે. તમે વિધવા છો તેનું કંઈ નહિ, તમારે ખાતર હું અનેક કૉલેજ-કુમારીઓના પ્રેમને પણ તરછોડવા તૈયાર છું. બીજું તો શું કહી શકું ? તમે જ હવે તમારી લાગણીઓ વ્યક્ત કરો તો કંઈક સૂઝ પડે.

લિ. તમારો જ વિજય"

આશાને અંગે કંપારી છૂટી. પુસ્તકને પછાડીને દૂર ફેંકી દીધું. શું કરવું તે સમજાયું નહિ. બે કલાક પલંગમાં ધૂંધવાતી પડી રહી.

અમરને આ પત્ર બતાવવો કે નહિ તે વિષે તેણે વિચાર ચલાવ્યો, પરંતુ આખરે એ ઠીક ન જણાયો. બારોબાર જ જવાબ આપી દેવાનો તેણે નિર્ણય કર્યો અને તેમ છતાં જો વિજય કંઈક વધારેપડતું પગલું લે તો પછી અમરને આ વાત જણાવવી એમ નક્કી કર્યું. તેણે પત્ર લખવા માંડ્યો.

"વિજયરાય,

તમારી પામરતાની મને દયા આવે છે. અમરને હું ચાહું છું અને અમરની જ સાથે હું લગ્ન કરવાની છું. તેમાં તમે વચમાં આમ પ્રેમની વાતો કરો છો તે ઘણું શરમભરેલું છે. સંબંધ જાળવવો હોય તો કૃપા કરી હવેથી આવું ન લખતા.

આશા"

વિજય તો પત્ર વાંચીને ડઘાઈ જ ગયો. આશાને ઘેર જતો તે બંધ થઈ ગયો.

*

અનેક દિવસો વહી ગયા. આશા અને અમર કોઈની પણ ડખલ વગરનું સાચા સહકાર અને સહચાર-ભર્યું જીવન વિતાવી રહ્યાં હતાં. તેવામાં અમરની માતાને યાત્રા કરવા જવાનું મન થયું. ગૌરીશંકર વૈદ પરણ્યા પછી તુરત સરસ્વતીને યાત્રા કરવા લઈ ગયા હતા. તેને આજે ત્રીસ વર્ષ થઈ ગયાં. સરસ્વતીની ઇચ્છા ઘણાં વર્ષથી યાત્રા કરવા જવાની થઈ રહી હતી, પરંતુ આર્થિક સંકડામણોને લીધે ગૌરીશંકર વૈદ તો તેમની હયાતીમાં તેની ઇચ્છા પૂરી કરી શક્યા નહિ. છેવટ હવે જ્યારે પુત્ર કમાતો થયો ત્યારે માતાએ પોતાની ઇચ્છા જણાવી. અમર તો માતાનો પડચો બોલ ઉપાડી લેતો હતો. તેણે માતાની આ આજ્ઞા માથે ચઢાવી અને ઑફિસમાંથી ચાર મહિનાની લાંબી રજા લીધી.

બે મહિના પછી આશાની પરીક્ષા હતી એટલે આશાને યાત્રામાં આવવા અમર વધારે આગ્રહ ન કરી શક્યો, પરંતુ મધુરને તો સાથે લેવાનું નક્કી કર્યું.

પ્રિયજનોથી છૂટા પડતાં આશાને બહુ લાગી આવ્યું. પણ દિવસો તો સૌના કપાય જ છે. આશા નિયમિત ઊઠતી. રસોઈ કરી, જમીને કૉલેજમાં જતી. સાંજે કૉલેજમાંથી ઘેર આવી સતાર વગાડતી, થોડુંક વાંચતી અને પછી નિરાંતે ઊંઘતી. અમર એને યાદ આવતો, સ્વપ્નમાં પણ તે સાંભરી આવતો. તે જાગી જતી. મહાપ્રયત્ને પાછી તે ઊંઘ સાથે મેળ સાધી શકતી.

વિજયને અમરના યાત્રાએ ગયાની ખબર પડી ગઈ હતી. તેને આશાના એકલાપણાનો પણ ચોક્કસ ખ્યાલ આવી ગયો. એણે એક બીજો પત્ર આશાને લખ્યો, પણ જુદી જાતનો.

"આશાબહેન,

મને તે સમયે ખબર નહોતી કે તમે અમરને ચાહો છો. હું તો ફક્ત એટલું જ જાણતો હતો કે તમે એક બાળવિધવા છો અને ફરીથી લગ્ન કરવા ઇચ્છો છો. અને તે ઉપરથી જ મેં તમારી પ્રત્યે મારો પ્રેમ વ્યક્ત કર્યો હતો. તમને તે ન ગમ્યું તે બદલ ઘણો જ દિલગીર છું. મારી તે પત્ર લખવામાં જે ભૂલ થઈ ગઈ છે તે બદલ હું આપની ખરા દિલથી માફી માગું છું. ક્ષમા કરશો ? કોઈક વાર તો રૂબરૂમાં આવીને માફી માગી જવાનું મન થાય છે. પરંતુ કયું મોઢું લઈને હું તમારી પાસે આવું ? છતાં બનશે તો રવિવારે બે મિનિટ ઊભાઊભ તમારે ત્યાં આવીને તમારી માફી લઈશ ત્યારે જ મારા દિલને શાંતિ વળશે.

લિ. તમારો વિશ્વાસુ ભાઈ, વિજયનાં વંદન"

હોસ્ટેલનો રૂમ છોડી આ પત્ર આશાના હાથમા જઈને પડ્યો આશાને પત્ર ઉપર વિશ્વાસ બેઠો વિજયની માફી માગતી મૂર્તિ તેની નજર આગળ ખડી થઈ ગઈ વિજય જેવો એક સસ્કારી કાલેજિયન તેની માફી માગે તે દૃશ્યની કલ્પના તેને માટે અસહ્ય થઈ ગઈ વિજય માટે તેને માન પેદા થયુ 'એમનો બીચારાનો શુ વાક? એમને શી ખબર કે હુ અમર સાથે લગ્ન કરવાની છુ? એવી ખબર હોત તો કદી એવુ લખત?'

અને આ માનવવૃત્તિથી દોરાઈ આશાએ વિજયને વધુ ને વધુ લાગી ને લાગી, મુલાકાતો આપવા માડી અને આખરે વિજયની મોહિનીએ આશાને ઘેન ચડાવ્યુ

અનેક વર્ષોથી સેવેલા તપમા વિકૃતિએ પ્રવેશ કર્યો—તપમાથી જ વિકૃતિ જન્મી અમર એની પાસે ઝાખો બનવા લાગ્યો અમરની વિજય સાથે એણે તુલના આદરી વિજય કેટલો બધો મોહક છે! અમર ફક્ત મૅટ્રિક જ છે, ઓલિયા જેવો છે, જ્યારે વિજય બી. એ મા છે, ચબરાક છે શુ ખરેખર વિજય મારા પ્રેમનો અધિકારી નથી? વિજય શુ અમર કરતા મારે માટે વધારે યોગ્ય પતિ નથી? તર્ક જો હા પાડે છે તો પછી શા માટે મારે એમને જ વળગી રહેવુ જોઈએ? વિજય મને તેના પ્રેમની ભેટ આપી ચૂક્યો છે તો હું પણ મારી ભેટ તેને આપુ તો શુ ખોટુ છે?

વિકારી અને સસ્કારી ભાવો વચ્ચે એક જબરુ તુમુલ શરૂ થયુ અનેક વર્ષોથી દબાઈ રહેલા વિકારી ભાવોએ આ તકે સસ્કારી ભાવો સામે મોટુ બડ જગાવ્યુ

તેના કલ્પનાપ્રદેશને વિજયના વિચારોએ એટલો બધો ઘેરી લીધો કે એકાએક ઊઠી તેણે વિક્રમોર્વશીયમનુ પુસ્તક અને અદર આવેલો પત્ર હાથમા લીધા, થોડા જ દિવસ ઉપર તિરસ્કારેલા તે પત્રને એણે આજે ચૂમ્યો અને પુસ્તકને સોડમા રાખીને તે સૂઈ ગઈ

કોઈ આ વાતને અસભવિત ગણશે જે અમરે તેના ઉપર આટલો ઉપકાર કર્યો હતો, જેણે એને સસ્કારદાન કર્યું હતું જેના પ્રત્યે તે આટલી આકર્ષાઈ હતી તે અમરને તે આટલા થોડા દિવસમા ભૂલી જાય? દલીલ સાચી છે, ન ભુલાય. આશા છેક તો ભૂલી નહોતી ગઈ પણ દબાવી રાખેલા વિકારોના પરિણામોનું જ્ઞાન એમ સહજ નથી આશા તો પામર હતી એક દિવસ પણ એને માટે સહ્ય નહોતો

ગમે તેમ હોય પણ આ દિવસોમા આશાના સસ્કારદેહમાં વિકૃતિ પ્રવેશ પામી ચૂકી હતી અને વિજયની અવરજવરથી આ વિકૃતિને જ પોષણ મળ્યા કરતુ હતુ જ્ઞાનવાન પુરુષોને પણ વારવાર અજ્ઞાનીઓ સાથે જ અથડામણમા આવવુ પડે છે ત્યારે તેને પોતાનુ જ્ઞાન ભારરૂપ લાગે છે પોતે મગજમા જ્ઞાન સીચ્યા કરવામા ભૂલ તો નથી કરીને એવો તેને ભ્રમ થઈ આવે છે આશાને આવુ જ કઈ થતુ "શા માટે? હજી કેટલા દિવસ આ સયમ? શા માટે આ ભાવનાભર્યા આદર્શો? શા માટે તૃપ્તિની અવગણના?" આવી દલીલો તેના મનમા ઊઠતી વિજય આ સમજી ગયો હતો એ પણ એવી જ વાતો કરતો

એક દિવસ વિજય આશાને ત્યા આવ્યો અને પૂછ્યુ, કેમ અમરનો કઈ કાગળપત્ર આવે છે કે રામ રામ?

"કોણ જાણે કેમ, હમણાતું કઈ તેઓ લખતા જ નથી એમને ફુરસદ નહિ મળતી હોય. યાત્રામા તો એવુ જ હોય ને! ઘરબહારની બધી ચિતાઓથી મુક્ત થવા તો લોકો યાત્રા કરવા જાય છે, ત્યા પાછુ વારેવારે ઘર સભારવાથી શો ફાયદો? અને એમની ટેવ જ એવી છે કે બોલવા, ચાલવા, ખાવા, લખવા–બધામા તેઓ સયમ રાખે છે વગર ઉપયોગનુ લખીને પણ શુ કરે?'

આશા અમરનો બચાવ કોઈ પણ રીતે કરવા ટેવાઈ ગઈ હતી પત્ર ન આવ્યાનું દુખ તો એને પણ સાલતું હતુ પરંતુ વિજયે તે સાભળ્યું તેથી તેને અમરની નિષ્કાળજી માટે બહુ લાગી આવ્યું

અને મનમાં થયું કે 'અમર મને ભૂલી નથી ગયો ને!' તેવામાં તો વિજય જ બોલી ઊઠ્યો :

"શેનો સંયમ ? વેવલો છે વેવલો ! તમે સ્ત્રીઓ શું જાણો ? યાત્રા કરવા ઊપડ્યો છે. હં ? હું તો એને નાનપણથી જ ઓળખું છું. સંયમની અને બ્રહ્મચર્યની બડી બડી વાતો જ કરે છે બાકી..." અને વિજય અટક્યો.

"બાકી ? બાકી શું ?" આશા બોલી ઊઠી.

"બાકી હું તમારી આગળ અમરની કલંકકથાઓ ઉઘાડી પાડત. પણ શું કરવા ? તમે તો તેની સાથે લગ્ન કરાવાનાં છો. મારે એવી વાતો કહીને તમને દુઃખી નથી કરવાં."

"નહિ, નહિ, મને અમર વિષે બધું જ કહી દો. મારે પરણતાં પહેલાં ચોકસાઈ કરવી પડશે."

"જવા દો એ પુરાણ. પણ તમારા જેવી સુશિક્ષિત સ્ત્રી પોતાની મેળે ન સમજી શકે કે તમારા જેવી રૂપસુંદરીની બાજુમાં પાંચ પાંચ વર્ષથી જે રહેતો હોય તે સાધુ કેવોક રહી શકે ? સાધુપણાની એની વાતો તમને આકર્ષવા માટે હોય, પણ આકર્ષી લીધા પછી–પરણી લીધા પછી–એક વાર વિષ્ટામાં આળોટેલાને અમૃતમાં શાંતિ નથી લાગતી, એમ જ થવાનું."

આશા આંખો ફાડીને સાંભળી રહી. વર્ષોથી સેવેલું સ્વપ્ન એને ઊડી જતું લાગ્યું : 'નહિ, નહિ, વિજયરાય, મને એમાંથી છોડાવો !" એ રડી ઊઠી.

"તમે જ કહો, હું તમને કેવી રીતે છોડાવું ?"

"એક વાર તમે તમારો પ્રેમ વ્યક્ત કર્યો હતો. એ પ્રેમ નાશ પામ્યો છે ?"

"પ્રેમ હોય છે તે નાશ પામતો નથી. હું હજી યે તૈયાર છું."

અને આશા પલટાઈ ગઈ. અમરનો તાપસી સંયમ આશાના પતનમાં પરિણમ્યો.

*

અમરની યાત્રા પૂરી થવા આવી હતી. ઘણા દિવસોથી આશાનો એક પણ પત્ર નહોતો તેથી તે અકળાઈ ગયો હતો. ઘેર જવાની તેને ઉતાવળ લાગી હતી. મગજમાં અનેક અમંગળ કલ્પનાઓ આવી ગઈ પણ બળપૂર્વક તેણે તે ખંખેરી નાખી. પરંતુ તેવામાં જ તેણે અચાનક એક છાપામાં વાંચ્યું.

"જી. એ. માં અભ્યાસ કરતી એક બાળવિધવા આશાકુમારીએ વિજયરાય પંડ્યા નામના એક કોલેજિયન સાથે વૈદક વિધિથી સ્નેહલગ્ન કર્યું છે."

ન મનાતાં, અમરે સો સો વખત આ વાક્ય વાંચ્યું–વાંચીને તેની આંખ થાકી. એ સ્થિર થઈ ગયો. એને કંઈ જ સૂઝયું નહિ. નિરાશ–હૃદયે તેણે એક પત્ર લખ્યો અને આશાને અભિનંદન મોકલ્યાં. અને સાથેસાથે શરદપૂર્ણિમાની રાત્રિએ દિલરુબા ઉપર આશાએ ચઢાવેલી ફૂલમાળાનું સુકાઈ ગયેલું હાડપિંજર પણ મોકલ્યું, લખ્યું હતું:

"આશા,

દેવગુરુ બૃહસ્પતિ પણ સ્ત્રી–હૃદય પારખી શક્યા નથી. પાંચ વર્ષના નિકટ પરિચયથી આજે મને સ્ત્રી-સ્વભાવ સમજાયો. ઠીક ! તારી ઇચ્છા નથી તો આ ભવના બજારમાંથી હું મારી દુકાનદારી ઉપાડી લઉં છું. જે દેશમાં અગ્નિ નથી તે દેશમાં બળતણ ભેગું કરવાથી હવે શો લાભ ? ના, હવે હું એ સ્નેહનો ભિખારી નથી. માલિક કદી માગણ નહિ બને. જ્યોત્સ્નાની રૂપેરી મોહકતા હવે ફિક્કી પડી. અનુભવે મોહનાં આવરણો દૂર કર્યાં.

"મનુષ્યના મનોરથને આંક નથી. દરેક વ્યક્તિને ધારેલી ચીજ મેળવવાનો સ્વાભાવિક હક્ક છે. પરંતુ તે હક્કની નિરંકુશ ઇચ્છા સિદ્ધ કરવા જતાં આપણે અંધારાની ગર્તામાં ઊંડા ડૂબી જઈએ છીએ. તું વાંચ્છનામાં જ જીવન સાદોળવા માગે છે તો તેમ કરી સુખી થા. હું હવે તારા માર્ગમાં આડો નહિ આવું.

"પણ યુગયુગના આ અમર્યાદ અનંત માનવ-સમાજમાં હવે મારું કોણ ? પ્રેમી ? ખાલી નામધારી પરપોટા સિવાય તેમાં બીજું શું છે ? જીવનની સઘળી

પવિત્રતા અને મધુરતા મે જેના શબ્દોમા માની લીધી હતી તે હવે કાગળની હોડીની માફક ગટરના ગદા પાણીમા વહી જાય છે કઈ નહિ આશા ! તુ સુખી રહે અશ્રુના સાગરને પણ કિનારો હોય છે મારી નિર્બળતાને લીધે હું તેની મૂર્તિપૂજા કરવા પ્રેરાયો હતો તો પણ તે જે છે તે જ છે મારા અનુભવથી મે સારા સ્ત્રીસમાજનો વિશ્વાસ ગુમા યો છે

"સાચા પ્રેમની મહત્તા તો હવે પ્રિયતમાને સ્વચ્છદે વિહાર કરતી જોવા માટે આખુ જીવન ન્યોછાવર કરી દેવામા છે સારાસારનો જેને વિચાર નથી તેને ક્યાથી ખબર હોય કે વિશાળ નદીને એક નાનો સરખો કિનારો જ મર્યાદામા રાખી શકે છે ?

"અને હવે જી એ જેવી ઉપાધિથી વિભૂષિત થવાય ત્યારે ઉપાધિ વિનાના મનુષ્ય સાથે કઈ રીતે સબંધ બાધી શકાય એ કોયડાનો ઉકેલ કરવાની સુદર કળા સ્ત્રીઓમા કયા રહી છે અને ક્યારે ખીલે છે તે અનુભવે મને આજે શીખ યુ છે

"આજે તારી વિદાય લેતા તારી મહામૂ યવાન ભક્તિ મારી પાસે રહી ગઈ છે આશા ! આજે તારી વ્યાપક મૂર્તિની વિશાળ મદિરમા પૂજન કરવા માટે હું તારી વિદાય લઉ છુ હુ દૂરદૂરથી તારી પ્રાપ્તિ કરી શકીશ કમળપત્ર પરના ઝાકળબિંદુની જેમ હું વિયોગની વિશ્વવ્યાપી સપાટી ઉપર અથ ડાઈ પડીશ ભલે પણ એ ભવ્ય સત્ય ! તુ તો મારી પડખે જ રહેજે હવે હું જીવત અગ્નિ નથી રહ્યો, બળી ગયેલો કાળો કોલસો છુ

"જે સૌદર્યનો હુ એક વાર પૂજારી હતો તે સૌદર્ય આજે પરવશ પડી ભલે ચગદાય, ચોળાય, ચૂથાય અને વેડફાઈ જાય, પરતુ બેવફા નીવડવુ એ મારો સ્વભાવ નથી હુ તો તને પણ મારા માનસ મંદિરમા પૂજ્ય સ્ત્રી તો કોઈની થઈ નથી અને થવાની પણ નથી, પરતુ પુરુષ તો છેક એવો નહિ થઈ શકે પુરુષની નિર્બળતાઓનો સ્ત્રીઓ લાભ ઉઠાવી લે છે પરતુ પુરુષની શક્તિ કયા છે તેનો તેને તાગ લાગતો નથી સ્ત્રી તેની સ્વાભાવિક મર્યાદા ઉલઘી ગયા પછી ખરેખરી વિધ્વસક બની જાય છે આશા ! તુ હવે સુખી રહે મારા પ્રેમના અવશેષરૂપી આ ફૂલમાળા મોકલુ છુ તેમાથી મળાય તેટલી સુવાસ માણી લેજે બીજુ તો મારી પાસે કઈ જ રહ્યુ નથી તુ મને માફ કરજે

"હું તો પરમેશ્વરમા માનું છુ અને તે જે રસ્તે દોરશે તે રસ્તે દોરાઈશ મને હવે કોઈની જરૂર નથી મે મારી જીવનયાત્રા પૂરી કરી છે હવે તો યાત્રાનો થાક ખાઉ છુ તુ તો કદાચ મને ભૂલી જઈશ પણ મારી નજર આગળ તો તારી અને મારી સખ્યાની બે મૂર્તિઓ સદૈવ જીવતી જ રહેશે રજા લઉ છુ, આશા ફરીથી તને સુખ ઇચ્છુ છુ

અમર"

પત્ર આશાને મળ્યો પણ હવે તેનો કઈ અર્થ નહોતો આશાના વિકૃત ભગજને પત્રમા દોઢડહાપણ સિવાય બીજુ કઈ જ ન જણાયુ આશા અમરને ભૂલી જ ગઈ એ સ્ત્રી હતી અને સ્ત્રી એક વાર તેની સ્વાભાવિક સ્ત્રીસુલભ મર્યાદા ઉલ્લઘી જાય છે ત્યાર પછી તે પૂરેપૂરી વિધ્વસક બની જાય છે આશાનુ આમ જ બન્યુ આશાએ અમરના પત્રના ટુકડે ટુકડા કરી નાખ્યા અને એક પછી એક તે ટુકડાઓને હવામા ઉડાડતા ઉરાડતા હસી "પ્રેમી ! સાધુ ! લપટ !'

અમારી ગાડીએ પણ લાંબી મજલ કાપી નાખી હતી, અને શ્રોતાઓ હવે ઘેને ભરાવા માડયા હતા ટ્રેન ઊપડવાની શરૂઆતમા વિજય અને આશાને પ્રેમીઓ કહેનારા મારા મિત્ર મહેશકુમાર હવે બોલ્યા, 'કેમ વાત છે ? આવુ બધુ થઈ ગયા પછી આ સાહેબો સાથે ફરતા જણાય છે કે ?"

'જી, હા ત્યારથી જ દુનિયા આ પ્રેમીઓને ઓળખતી થઈ છે પાચ વર્ષની પેલી પ્રેમકહાણી તો દુનિયાથી સાવ અજાણી જ રહી છે '

"પણ આશાને કોઈ દિવસ તેને માટે પસ્તાવો થશે કે નહિ ?"

'પસ્તાવો થશે તે દિવસે તો જરૂર તે સળગી

ઊઠશે. એનું હૃદય વિજયને છોડીને અમર માટે ફાંફાં મારશે. પણ હવે તેનો અર્થ શો? હમણાં તો એનામાં વિલાસી મહત્ત્વાકાંક્ષા જાગી છે. મહત્ત્વાકાંક્ષીને માઝા હોતી જ નથી. અને તેમાં ખાસ કરીને સ્ત્રીમાં જ્યારે મહત્ત્વાકાંક્ષાનું પ્રાકટ્ય થાય છે ત્યારે તો તે પુરુષને પણ ટપી જાય છે. આશાએ અમરને છોડ્યો છે એટલેથી જ વાત નથી અટકતી. જે માટે એણે અમરને છોડ્યો છે તે વિજય કંઈ એને હમેશાં આપી નહિ શકે. ત્યારે એ ક્યાં જશે એ કલ્પના અત્યારે થવી મુશ્કેલ છે. જો કે વિજય સાથે પણ હમણાં તેને તીવ્ર મતભેદ ઊભો થયો છે, પણ પોતે સ્નેહલગ્નના ચોકઠામાં સપડાયલી હોવાથી તેને દુનિયા આગળ ઉપલકિયા સ્નેહનું નાટક ભજવી બતાવવું જ પડે છે. પણ એ દંભ ક્યાં સુધી? તે વિજયને પણ છોડી દે તો નવાઈ પામવા જેવું કશું જ નથી. દેહસૌંદર્યનું તેને અભિમાન છે. પછી શા માટે તે તેના શોખ પૂરા નહિ કરે?"

"પણ અમર હવે શું કરે છે?" એક મુસાફર બોલી ઊઠ્યા.

"અમર! અમર બીજું શું કરે? તે તો તેની ભાંગેલી દિલરુબા ઉપર આખો દિવસ ગાતો નજરે પડે છે:

આશા જગની જૂઠી"

અને ગીત પૂરું કરી તે પાગલ જેવું હાસ્ય કરે છે ત્યારે મધુર ચમકીને બોલી ઊઠે છે, "મોટાભાઈ!"

●

હિંદના અદ્વિતીય ભૂગોળવિદ્

# શ્રી. ગોવિંદ પ્રભાકર ભાવે

પરિચાયક : શ્રી. વિપિન જી. ઝવેરી

ગુલામીના અનેક ગેરલાભો સાથે મોટામાં મોટો એવો આ ગેરલાભ પણ ગણાવાયો છે કે ગુલામ પોતાની શક્તિઓ વિષે પણ બેખબર હોય છે. એ સહાય માટે હમેશ બીજાઓ તરફ જ મીટ માંડી રહે છે, જ્યારે એનામાં પોતાની મેળે કામ કરવાની એથી અનેકગણી શક્તિ હોય જ છે.

જગદીશચંદ્ર વસુ, ચંદ્રશેખર રામન, રવીન્દ્રનાથ ઠાકુર, રાખાલદાસ વંદ્યોપાધ્યાય (બેનરજી), મહાત્મા ગાંધી, સરકાર અને સરદેસાઈ, ગજ્જર અને એવા બીજા કેટલાયની શક્તિઓનો પરિચય આપણને મળ્યો છે, જગતે એમને શ્રેષ્ઠ ગણ્યા છતાં આપણે નવું કામ સામે આવતાં પ્રશ્ન કરીએ: 'આપણા લોકોથી આ બને?' આપણા દેશમાં એવું કરી બતાવનાર કોઈ છે એમ કોઈ કહે તોપણ આપણને પૂરો વિશ્વાસ ન બેસે, એવા માણસની શક્તિમાં આપણને શંકા રહે જ.

અને એટલે જ આપણે શ્રી. ગોવિંદ પ્રભાકર ભાવેને ઓળખ્યા નથી. પાંચ વર્ષ પહેલાં હું પણ એમને ઓળખતો નહોતો.

દેશી પરદેશી બધા વિષયો અંગ્રેજીમાં જ શીખવવાનો આપણો મોહ અજબ છે! એવી જ રીતે ભૂગોળ અંગ્રેજીમાં શીખવાય છે. હજી આપણે 'પેસિફિક' મહાસાગરને 'પ્રશાંત' નામ આપતાં અચકાઈએ છીએ. સ્વતંત્ર રીતે આપણે ભૂગોળ લખી શકીએ જ નહિ. આપણે નકશાઓ અને એટલાસ બનાવી શકીએ એવી તો કલ્પના પણ આવવી મુશ્કેલ. આવી માનસવિકૃતિ આપણે ધરાવીએ

છીએ; ત્યારે જરૂરનું છે કે ભૂગોળજ્ઞાનની બાબતમ હિંદને દુનિયાના કોઈ પણ દેશની હરોળમા મુકાવી દેવાની શક્તિ ધરાવનાર શ્રી ગોવિંદ પ્રભાકર ભાવે વિષે આપણે કંઈક જાણીએ

શ્રી ભાવેનો જન્મ ઈ સ ૧૮૯૪મા રત્નાગિરિ જિલ્લામા આવેલા ગુહાગર ગામમા એક ગરીબ પણ ખૂબ સસ્કારી કુટુબમા થયો છે એમના કાકા દાદા વગેરે વડીલો બગાળી અને બીજી ભાષાઓના જાણીતા ભાષાવિદ્ હતા શ્રી ભાવેના શબ્દોમા કહીએ તો ' અમારા કુટુબમા સૌથી ઓછુ ભણેલો હુ છુ "–એમને બહુ ભણવા ન મળ્યુ એમની નાનપણની કારકિર્દી વિષે બહુ જાણવા જેવુ નથી ભવિષ્યમા ઝળકી નીકળવા નિર્માયેની લાક્ષણિક ચપળતા, તીક્ષ્ણ બુદ્ધિની સ્પષ્ટ આગાહી મહારાષ્ટ્રના જૂના ગૃહસ્થ-વર્ગમા સારો ક્રમાક–આ એમની બાલ્યવયની કારકિર્દીનું સરવૈયું

ચોટલી અને જનોઈ રાખતો આ ચપળ છોકરો આગળ જતાં હિંદની આંતરરાષ્ટ્રીય વ્યક્તિ બનશે એવી એ વખતે કલ્પના પણ ક્યાથી હોય! પણ પ્રતિભા મોટે ભાગે ધૂમકેતુની પેઠે એકાએક આકાશમા પ્રકાશી ઊઠે છે અને સૂર્યની પેઠે હમેશા આકાશમા પ્રકાશતી રહે છે ૧૯૧૨મા જ્યારે કિશોર ગોવિદે મેટ્રિકમા સસ્કૃતમા પ્રથમ આવી શકરશેઠ સ્કોલરશીપ મેળવી ત્યારે એના પિતાને તો હર્ષ થયો પરતુ શિક્ષકને પણ ખૂબ આનદ થયો

આટલી નાની ઉમરે આ છોકરો રાજનીતિમા ભાગ લેતો હતો મહારાષ્ટ્રના બાહોશ પત્રકાર અચ્યુત બળવત કોલ્હાટકરના 'સદેશ' મા એણે ૧૯૧૩મા એનિ બિસેન્ટ વિરુદ્ધ લખેલા લેખોએ મહારાષ્ટ્રીઓમા સારી ચર્ચા જગાડી હતી એ પછી તિલક અને બિસેન્ટ બેલગામમા મળ્યા અને પોતાના વાધાઓને એક કોરે મૂકી સયુક્ત મોરચો માડવાના મૈત્રીકોલ કર્યા (હોમરુલ ચળવળ–૧૯૧૪થી)

મેટ્રિકમા સારી ખ્યાતિ મેળવી પસાર થઈ તેઓ મુબઈની વિલ્સન કોલેજમા જોડાયા પણ એમના પિતા વર્ષોથી ગરીબોના આસુ લૂછતા તેમને જ હવે ગરીબીનો સામનો કરવાનો આવ્યો ગરીબીએ યુવાન અને આશાવત ભાવેને કોલેજ છોડાવી નોકરી લેવરાવી નોકરીની અરજીના જવા બમા ટપાલખાતાએ એમને લડનમા જગા આપી પણ જૂના જમાનાના વૃદ્ધ પિતા બાળકને એટલે દૂર કેમ મોકલી શકે? ને પરિણામે ભાવેને મુબઈમા જ રૂપિયા પચીસની પોસ્ટ–ઓફિસની નોકરી સ્વીકારવી પડી

પણ મહત્ત્વાકાક્ષી અને આગળ ઉપર નામ કાઢવા સર્જાયેલ યુવાન ભાવેને એમ પચીસ રૂપિયાની નોકરીમા સડવાનુ કેમ ફાવે? એમણે એક નવી સ્કૂલ ઊભી કરાવી, અને એમા પોતે મુખ્ય શિક્ષક તરીકે રહ્યા પણ ગરીબનુ નસીબ બે ડગલાં આગળ ને આગળ એ સ્કૂલના સ્થાપકોને મેનેજર બરાબર વ્યવસ્થા ન કરી શક્તા હોવાથી સસ્થા બધ કરવી પડી, અને શ્રી ભાવે સરકારી કેળવણીખાતામા રૂપિયા પચાસના પગારે જોડાયા

સરકારી કેળવણીખાતામા એમણે થોડો સમય ઇન્સ્પેક્ટર તરીકે કામ કર્યું, પણ એ હાડમારી ન ફાવવાથી એમણે શિક્ષક તરીકે જ પોતાની કારકિર્દી કાયમ કરી ત્યારથી આજ સુધી એમનો મુખ્ય ધધો શિક્ષકનો જ છે અને હાલ પણ તેઓ મૂર્તિજાપુર (બિરાર) ગવર્નમેટ સ્કૂલમા શિક્ષકનુ કાર્ય કરી રહ્યા છે

એઓ આવા સામાન્ય શિક્ષક છે એ જાણ્યા પછી ઘણાને લાગશે કે એક શિક્ષક માટે આટલુ પિષ્ટપેષણ શુ? પણ શિક્ષક જેવા જગતની દૃષ્ટિએ સામાન્ય અને જીવનની નિષ્ફળતાના પ્રતીકરૂપ ગણાતા ધધામા હોવા છતા પ્રતિભા અને અભ્યાસ વડે પોતાના બચત સમયનો જે ઉપયોગ એમણે કરી બતાવ્યો છે તે જ આપણા મસ્તક એમની આગળ નમાવે છે, અને એટલે જ એમનો પરિચય આવશ્યક બને છે

૧૯૨૪–૨૫માં જ્યારે ભાવે જબલપુરમા B T નુ શિક્ષણ લેતા હતા ત્યારે એમણે એક સાહસ માથે ઉપાડ્યુ અને ત્યારથી એમની ભૂગોળવિદ્ તરીકેની જ્વલત કારકિર્દીના શ્રીગણેશ મડાયા મધ્યપ્રાત અને

બિરારની સરકારે જાહેરાત કરી કે હિંદી દૃષ્ટિબિંદુથી બાળકો માટે એક પણ ભૂગોળપુસ્તક ન લખાયું હોવાથી એ દિશામાં કાર્ય થવાની જરૂર છે, અને એટલા માટે એ જાતનાં પુસ્તકો માંગવામાં આવે છે. આ બાબતમાં ભૂગોળવિદો, લેખકો કે શિક્ષક-પ્રાધ્યાપકોને પ્રયત્ન કરવાનું મન થાય તે માટે સરકારે પાંચસો રૂપિયા પુરસ્કાર પણ જાહેર કર્યો. આ જાહેરાત વાંચીને ભૂગોળના રસિયા ભાવે એ કામ પાછળ મંડી પડયા. રાતદિવસ એમણે પુસ્તકો વાંચ્યાં અને પોતાનું પુસ્તક મરાઠી અને પાછળથી હિંદીમાં (એઓ મધ્યપ્રાંતમાં રહ્યા હોવાથી હિંદી પણ શુદ્ધ લખી શકે છે. એમને બંગાલીનું પણ સારું જ્ઞાન છે.) લખી કાઢયું, બે વર્ષના ગાળામાં એમણે એ પુસ્તક લખ્યું અને ફરી સાદ્યંત સુધાર્યા કર્યું.

આખરે પરિણામ જાહેર થયું, અને તેમાં નવ મરાઠી અને પંદર હિંદી હરીફ પુસ્તકોમાંથી એ સર્વશ્રેષ્ઠ ગણાયું. એ પુસ્તક સરકારને એટલું બધું અદ્વિતીય લાગ્યું કે એણે ચાર વર્ષ સુધી યુક્તપ્રાંત, મધ્યપ્રાંત અને બિરારમાં ભૂગોળના વિષયમાં એ સિવાય બીજું કોઈ પણ પાઠ્યપુસ્તક ન વાપરવું એવો સક્યુંલર કાઢી એમના પુસ્તકને પૂરું ઉત્તેજન આપ્યું. શ્રી ભાવે આવા મોટા પ્રાંતોમાં પાઠ્ય તરીકે સ્વીકારાયેલા પુસ્તકમાંથી સ્વાભાવિક રીતે જ ખૂબ કમાયા. અમદાવાદના શ્રીયુત પરીખે પણ આ ચોપડીનો આધાર લીધો છે.

પણ આ તો ભાવેની ભૌગોલિક જ્ઞાનની કારકિર્દીની શરૂઆત માત્ર હતી. આ પછી એમણે ૧૯૨૭ની સાલથી ઇંગ્લેંડ, ફ્રાન્સ, રશિયા અને જર્મનીની ભૂગોળનો ઊંડો અભ્યાસ કરવા માંડ્યો. જ્ઞાનને એવો શાપ છે કે જેમ જેમ એ વધારે પ્રાપ્ત થાય તેમ તેમ એ બહુ જ ઓછું મેળવાયું છે એમ લાગતું જાય. શ્રી ભાવેને આ ચાર મોટા દેશોની ભૂગોળનો અભ્યાસ કરતાં જણાયું કે ભૂગોળ જાણવા માટે એકલાં ભૂગોળનાં પુસ્તકો વાંચીને બેસી રહે ન ચાલે. આથી એમણે એની સાથે સંકળાયેલ બધી બાબતોનો અભ્યાસ કરવા માંડ્યો. કાર્ટોગ્રાફી (નકશા દોરવા), સરવેઇંગ અને લિથોગ્રાફી જ નહિ, પણ ફોટોગ્રાફીનો અભ્યાસ પણ ભૂગોળને લગતાં પ્રકાશનો માટે આવશ્યક હતો, તેથી એ પણ, એમ ચારે વિષયોમાં પારંગત બન્યા આ વિષયોનું જ્ઞાન અને ભૂગોળશિક્ષક તરીકેનો અનુભવ અને અભ્યાસ આ બેને લીધે જ એઓ ભવિષ્યમાં એટલાસકાર થઈ શક્યા.

એમના આ અભ્યાસ દરમિયાન એઓ પત્રવ્યવહારથી ન્યૂયોર્કના ભૂગોળ અને કાર્ટોગ્રાફીના વિશ્વવિખ્યાત પ્રાધ્યાપક પૉલ ગૂડીના સમાગમમાં આવ્યા, અને એમની પ્રેરણાથી કાર્ટોગ્રાફી પર એટલો સુંદર બૃહન્નિબંધ લખ્યો કે જેથી ન્યૂયોર્કની જ્યૉગ્રાફિકલ સોસાયટીએ એમને અતિ માનાર્હ એવું પોતાની સંસ્થાના ફેલોશિપનું પદ સમર્પ્યું. દક્ષિણ હિંદ મધ્યપ્રાંત અને બિરારમાં તો આ પદ ધરાવનાર ભાવે એકલા જ છે, અને ઘણે ભાગે આખા હિંદમાં પણ બીજા કોઈને એ માન મળ્યું નથી. હું જાણું છું ત્યાં સુધી બહુ ઓછા પૌર્વાત્યોને આ ગૌરવભર્યું બિરુદ અપાયું હશે, અને એટલે એમણે મેળવેલ એ પદ હિંદને નહિ તો એમને પોતાને માટે તો ગૌરવરૂપ છે જ. એમનાં ભૌગોલિક પ્રકાશનોમાં એઓ પોતાની બીજી કોઈ લાયકાતો કે પોતે લખેલ બધા ગ્રંથોની લાંબી યાદી આપવાને બદલે માત્ર આટલું જ લખે છે. "પ્રયોજક : ગોવિંદકુમાર પ્રભાકર ભાવે-ફેલો ન્યૂયૉર્ક જ્યૉગ્રૉફિકલ સોસાયટી."

કાર્ટોગ્રાફીના પોતાના અભ્યાસના પરિણામે એમણે ૩૦"–૪૦"ના કદનો હિંદનો કાર્ટોગ્રાફિકલ મૅપ બહાર પાડ્યો. આ જાતની નવીન રચના આગળ માત્ર જર્મનીમાં જ થઈ હતી, અને એ પણ કદાચ ભુલાઈ જવા આવેલ પણ ભાવેના આ ઉપયોગી પ્રયાસથી બીજા પાશ્ચિમાત્યોનું ધ્યાન એ તરફ ખેંચાયું અને ભાવેને પગલે અનુસરીને ઇગ્લેંડ વગેરે દેશોએ પોતાના એવા નકશા કાઢ્યા.

જેવી અપૂર્વ નવીનતા કાર્ટોગ્રાફિકલ મૅપમાં હતી તેવી જ અપૂર્વ ફત્તેહ તેમના એ પછીના પ્રકાશન, ૪૦"–૫૦"ના વૉલ-મૅપને મળી. આ

ભીંતનકશાથી જ ભાવે મહારાષ્ટ્ર અને હિંદમાં ખરેખરા જાણીતા થયા. એમના નકશા પ્રસિદ્ધ થયા એ પહેલાં હિંદમાં અંગ્રેજી કંપનીઓ જ મોટે ભાગે હિંદી નકશાઓ કાઢતી, અને એ બધામાં ઘણી વાર ઢંગધડા વગરનું કામ થતું. વળી જોશી જેવી હિંદી કંપનીઓ જે નકશા કાઢતી, તે કંઇક કદરૂપા અને લગભગ મધ્યમ કોટિના હતા.

પણ ભાવેના ઉપર નિર્દેશેલા અને બીજા નકશાઓએ તો ભૂગોળની દુનિયામાં પરિવર્તન જ કરી નાંખ્યું. એમના નકશા બહુ મોટા કદના, તદ્દન અદ્યતન, સુંદર ને આકર્ષક રંગમિશ્રણવાળા ને ઘણી ઝીણી વિગતો સમાવનાર હતા, એટલું જ નહિ, પણ બધા જ નકશાઓ હિંદના ખાસ દૃષ્ટિબિંદુથી દોરવામાં આવ્યા હતા.

જે વાત હું એમના નકશાઓ વિષે કહી રહ્યો છું તે જ એમના એટલાસોને લાગુ પડે છે. ગુજરાતનો એટલાસનો ઇતિહાસ કેટલો નબળો છે તે આપણે જાણીએ છીએ. ફિલિપનો જૂની ઢબના ટાઇપોવાળો નાનકડો જૂનો એટલાસ અને મૅકમિલન તથા ગુજરાત પ્રકાશન મંદિરે પ્રસિદ્ધ કરેલા બેએક પ્રાથમિક એટલાસો—આટલામાં જ એ સમાઈ જાય છે. હિન્દીઉર્દૂની સ્થિતિ આથી વ ખરાબ હતી. હિંદીમાં એક ગૃહસ્થે એટલાસ બહાર પાડેલો, પણ એ તો હિંદમાં સૌથી વધારે વપરાતા ઑક્સફર્ડ એટલાસના અનુકરણરૂપ જ હતો. ઠેઠ ૧૯૩૬ પછી હિંદી અને ઉર્દૂમાં અંગ્રેજી કંપનીઓએ એટલાસો બહાર પાડ્યા. પણ તે તો તેમના એકાદા અંગ્રેજી એટલાસનાં ભાષાન્તરો જ હોઈ, હિંદ માટે સદતર નકામા હતા. મરાઠીમાં જોશી જેવી કંપની તરફથી વધુ ઠીક પ્રયત્નો થયા હતા, પણ તે બધા દૂરગામી નં હતા.

પણ ભાવેના એટલાસો બહાર પડ્યા, અને એણે તરત જ તજ્જ્ઞો પાસે અવિરત પ્રશંસાનાં પુષ્પો વેરાવ્યાં. શ્રી. હરભાઈ ત્રિવેદી જેવા શિક્ષણ-પંડિતે ગુજરાતીમાં એટલાસ કાઢવાની ભાવેની ઇચ્છાને ગુજરાતની એક મહત્ત્વની ઊણપ પૂરી પાડવાના અતિ સ્તુત્ય પ્રયત્ન તરીકે અભિનંદી, મૅકમિલનના મૅનેજરે એમનો એટલાસ વખાણ્યો અને એને અંગ્રેજી પ્રકાશકો માટે પણ સંભાવ્ય ગણાવ્યો. હિંદના પરદેશી ભૂગોળવિશારદોએ પણ એમનું ભૂગોળનું જ્ઞાન પોતાના કરતાં ચડિયાતું બતાવી એમને હિંદના સર્વશ્રેષ્ઠ ભૂગોળવિદ્ ઠેરવ્યા, ને ઘણીખરી પરદેશી વેપારી પેઢીઓએ મરાઠીમાં હોવા છતાં એની નકલો ખરીદી આધાર લેવા માટે કામ લાગે એ માટે પોતાની વતનની ઑફિસોને મોકલી આપી.

આ એટલાસની મરાઠી અને ઉર્દૂ આવૃત્તિઓ બહાર પડી ગઈ છે, ( મરાઠીની બીજી આવૃત્તિ છપાઈ રહી છે) ગુજરાતી અને હિંદી થોડા સમય પછી બહાર પડશે, અને દ્રાવિડી ભાષાઓમાંથી કેટલીકમાં બહાર પડી ગઈ છે અને બાકીનીમાં હવે પછી પડશે. હું ભૂલતો ન હોઉં તો આની બંગાળી આવૃત્તિ વિષે પણ અમારે કંઈક વાત થઈ હતી, હિંદની ભાષાઓમાં આ એટલાસ પ્રકાશિત કરી રહ્યા પછી શ્રી ભાવે એનું અંગ્રેજી રૂપાંતર પણ કરવા ધારે છે.

આ વાત તો થઈ એમના સ્કૂલ-એટલાસની, પણ અનેક વિગતો અને અકલ્પ્ય સગવડોથી ભરેલો આ મોટો એટલાસ ભાવેને નાનો લાગે છે, અને આથી મોટો એટલાસ હિંદની ભાષાઓમાં બહાર પાડવાની એમને ઇચ્છા છે.

આ એટલાસના પ્રોક્ષેપણો *(projections)*, રંગવૈવિધ્ય અને રંગમેળવણી, સુવાચ્યતા, ઉપયુક્તતા, રેખાંકન અને વિષયજ્ઞાનની અપૂર્વતાથી મુગ્ધ થઈ મેં શ્રી ભાવને પૂછ્યું, "આપને અંગ્રેજી કંપનીઓ આનું અનુકરણ કરી જાય એવો ભય નથી લાગતો?" ત્યારે એમણે ટૂંકો પણ સચોટ જવાબ આપ્યો, "It is next to impossible for foreigners to compete me or imitate me." ટૂંકમાં, મારો ભય ખોટો હતો. પરદેશીઓને માટે એનું અનુકરણ કે એની પ્રતિસ્પર્ધા કરવી

અશક્યવત્ હતું. આ પ્રગલ્ભતાનું કારણ એમનું હિંદની અને દુનિયાની ભૌગોલિક પરિસ્થિતિનું તલસ્પર્શી જ્ઞાન છે.

આખી દુનિયા માટે નવીનતાથી ભરેલા એટલાસના આ કર્તાનું ક્ષેત્ર, એકલું હિંદવિષયક રહેવા નહોતું સર્જાયું. ૧૯૩૭માં જાપાનમાં વિશ્વકેળવણી પરિષદ ભરાઈ, અને તેમાં હિંદમાંથી માત્ર ભાવેએ જ હાજરી આપી. એઓનો ત્યાં જવાનો મુખ્ય ઉદ્દેશ એ દેશનો વિકાસ અને હિંદ એના પરથી કાંઈ ધડો લઈ શકે કે નહીં તેનો અભ્યાસ કરવાનો હતો. એમણે ત્યાંથી આવ્યા પછી એક પ્રવાસપુસ્તક મરાઠીમાં બહાર પાડયું છે. અને ત્યાંની કેળવણીપદ્ધતિ, મોટી સંસ્થાઓ અને ઉદ્યોગોનો વિકાસ, અને એ રાષ્ટ્રની એક મહાન સત્તા તરીકે ખીલવણી કઈ રીતે થઈ, એ ત્રણ વિષયો પર પુસ્તકો બહાર પાડવાની એમની ધારણા છે.

જાપાનમાં તેમને વિશ્વવિખ્યાત હાઈડ્રોગ્રાફિક સર્વે (જળના વિસ્તારજ્ઞાન)ના શોધક ડૉ. ઊચીદા (ઊ–ચી–દા)નો પરિચય થયો. બે વચ્ચે ખૂબ વાતો થઈ, અને એ નક્કી કરવામાં આવ્યું કે એ બેએ મળીને પૂર્વના દષ્ટિબિંદુથી પૂર્વની ભૌગોલિક આંકણી કરવી. આ માટે ચીન–જાપાન પ્રદેશ ડૉ. ઊચીદાએ રાખ્યો અને હિંદ–ચીન પ્રદેશ શ્રીયુત ભાવેને ફાળે આવ્યો. પણ ચીન–જાપાન વિગ્રહને લીધે આ કામ અત્યારે ચાલુ નથી, અને દરમિયાન શ્રી. ભાવે ભૂગર્ભશાસ્ત્રનો અભ્યાસ કરીને એ શાસ્ત્ર હિંદને કઈ રીતે ઉપયોગી થઈ શકે એનો વિચાર કરી રહ્યા છે, અને એમની બીજી અનેકવિધ પ્રવૃત્તિઓને આગળ ધપાવી રહ્યા છે.

આટલાં બધાં શાસ્ત્રો–sciences–જાણનાર ભાવેની પ્રવૃત્તિ એથી ય વધુ વિસ્તરેલી છે, સંસ્કૃતના તેઓ વિદ્વાન છે. એક પ્રવાસનું પણ પુસ્તક લખ્યું છે. ઇતિહાસનું પણ એક પુસ્તક લખ્યું છે, એમની वालबोधवाचनपाठनी મરાઠી ચોપડીઓ સ્કૂલોમાં શીખવાય છે, અને એમના લેખો લગભગ નિયમિત રીતે કેસરી, સહ્યાદ્રિ, અને મરાઠામાં પ્રસિદ્ધ થાય છે. એમણે અત્યાર સુધીમાં દોઢસો બસો લેખો આવાં ત્રણચાર પત્રોમાં લખ્યા હશે, અને સાતેક મરાઠી પત્રો એમની ચાલુ પ્રસાદી પામી રહ્યાં છે. એમનાં આત્મોદ્ધારમાલાનાં સાત પુસ્તકો–જેમાંનાં એક બે (ઉદાહરણ તરીકે સ્વામી રામતીર્થ)નાં ગૂજરાતી ભાષાંતરો સસ્તું સાહિત્યે કર્યાં છે, એ એમને મતે એમનાં સર્વોચ્ચ પુસ્તકો છે, જો કે રામસુધા, યોગાભ્યાસ, નિત્યાનંદસાધના વગેરેને એમના ભૌગોલિક પ્રકાશનો કરતાં વધારે મહત્ત્વ એમના જેવા ધાર્મિક માણસો જ આપે, આપણી દષ્ટિએ તો એ બધાનું મૂલ્ય બહુ જ ઓછું છે. અને આટલેથી એમની બહુજ્ઞતા પૂરી થતી નથી. જેમ હાસ્યસમ્રાટ ગણાતા ચાર્લી ચેપલિનનો સૌથી પ્રિય વિષય ફિલસૂફી છે તેમ આ લોકના શાસ્ત્ર–ભૂગોળના આ શિક્ષકનો સર્વથી પ્રિય વિષય પરલોકનું શાસ્ત્ર વેદાંત છે! ઉપર ગણાવેલાં એમણે લખેલાં પુસ્તકો એની પ્રતીતિરૂપે છે.

શ્રી. ભાવેનાં લખાણોની શૈલી કેલકર વગેરે જૂનવાણી અને પ્રૌઢ લેખકો લખે એવી સંસ્કૃતમય અને પંડિતશાઈ હોય છે. છતાં, એમના માનીતા પત્રકાર કોલ્હટકરની જેમ એમનામાં પુનરાવર્તન અને અપુષ્ટત્વ કે આપણા વિશ્વનાથ ભટ્ટની જેમ દીર્ઘસૂત્રિતા નથી.

શ્રી ભાવેનું કાઠું ખૂબ ઊંચું અને પહોળું છે. એ જોઈને પ્રશ્ન થાય, કે આ મહાશયથી ખરેખર ઈન્સ્પેક્ટરની નોકરીની હાડમારી સહન નહિ થઈ હોય? પણ સ્ત્રીઓનું શરીર પરણ્યા પછી સુધરી જાય છે, એવું જ કાંઈ આપણા ભાવેના આજના શરીર વિષે કેમ ન બન્યું હોય?!!

શ્રી. ભાવે સ્વભાવે મળતાવડા અને હસમુખા હોવા છતાં સત્ય માટે આગ્રહી, તદ્દન જૂના ઘરોબાના છતાં નવીન યુગને બરાબર સમજનારા અને પચાવનારા, અને લાક્ષણિક દાક્ષિણાત્ય હોવા છતાં બધા પ્રાંતો તરફ સહિષ્ણુતાથી જોઈ શકનારા છે. ખરી રીતે એમને વિદ્યાવ્યાસંગ અને વ્યવસાય, એ

જ એમને મન મુખ્ય છે ધર્મ જાતિ કે પ્રાંતીયતા નહિ પોતાના વિદ્યાર્થીઓના પ્રિય હોઈ એમના શિષ્યો પણ આજે એમના કાર્યમા સહાય કરવા તત્પર હોય છે

ભાવેને વિદ્યાપીઠની ઊંચી ઉપાધિ હોત તો એ સારી કૉલેજમા પ્રાધ્યાપક હોત એ ગોરી ચામડીના હોત તો એમનુ વિશ્વના ભૂગોળવિશારદોમા ઠેક આવુ ઉપેક્ષિત સ્થાન તો ન જ હોત પણ એમનામા જેટલુ છે તેટલુ ય આપણને ઓછુ નથી ગરીબ હિંદ એમના જેવા જ મહેનતુ ચૌગ્સ-versatile ધર્મનિષ્ઠ અને સાદા ભાવે માટે મગરૂર છે અને એમની પાસે એટલી જ આશા રાખે છે કે એઓ ભૂગોળવિજ્ઞાનની બાબતમા હિંદને દુનિયાની હરોળમા લાવી મૂકે જો ભાવે એ કરી શકશે તો હિંદ એમને પોતાના એક મોટા વિદ્વાન જ નહિ પણ મહાન ઉપકારક તરીકે ય અપનાવશે અને જો એઓ એમ નહિ કરી શકે તો હિંદને એ ગમે તેટલા મોટા માણસ હોવા છતા એમની કાંઈ કિંમત નહિ રહે



# સોનાનું અર્થશાસ્ત્ર

શ્રી ડુગરશી ધરમશી સંપટ

સોનું શુ છે? સોનાના ભાવો છેલ્લા કેટલાક વર્ષોથી ચડતા જ કેમ જાય છે? એ ભાવો કયા સંજોગોમા ઊતરવા માડે? બધુ સોનુ કયા ઘસડાય છે? એક જ દેશમા બધુ સોનુ ભરાઈ રહે અને બીજા કોઈ દેશમા તે મુદ્દલ ન રહે તો સોનાની શી સ્થિતિ? સોનાનુ સ્થાન આજે જે છે તે બીજી કોઈ વસ્તુ લઈ શકે?

हिरण्यदा अमृतत्व भजन्ते (ऋग्वेद)

જગતના અતિ પ્રાચીન પુસ્તક ઋગ્વેદના બીજા મંડળમા સુવર્ણની અત્યંત સ્તુતિ કરવામા આવી છે વેદો પુરાણો ઇતિહાસોમા એના ગુણો સતત ગાયા છે ઋગ્વેદમા ઋત્વિજોને સોનાનુ દાન આપનાર અમૃતત્વને પામે છે એ રીતે લખ્યુ છે સર્વ દેશોના પ્રાચીન ઇતિહાસો (ઇજિપ્ત બેબિલોન ચીન) મા પણ સોનાની સર્વોપરિતા સ્વીકારવામા આવી છે પુરાતત્ત્વવિદ્યાવેત્તાઓ જણાવે છે કે લોઢા અને તાંબાયુગ પહેલા સુવર્ણયુગ હતો આ પણા હિંદને પ્રાચીન કાળમા અનેક દેશો સાથે સાગર મારફતે વેપારી સબંધ હતો એટલે અહીં હિંદની વસ્તુ, એને બદલે પરદેશનું પુષ્કળ સોનુ આવતું હતું મોહેનજો ધડોની જૂની સંસ્કૃતિમા પણ સુવર્ણનો વપરાશ જોવામા આવ્યો છે મુસલમાનોના અનેક આક્રમણો છતા હિંદની ખાણો અને પરદેશો પુષ્કળ સોનુ હિંદને પૂરૂ પાડતા હતા

યુરોપમા સોનુ

યુરોપ સોળમી સદી સુધી થોડા વત્તા પ્રમાણમા અર્ધ જંગલી અવસ્થામા હતું એટલે ત્યા સોનાની રેલછેલ નહોતી સ્પેનિયાર્ડોએ અમેરિકાનુ આક્રમણ સોના માટે જ કર્યું હતુ એ પછી એ પીળી ધાતુનો શોખ યુરોપમા એટલો વધી પડ્યો કે એની ભૂખને લીધે હજારો માણસો ભયંકર સંકટો વેઠીને નાના વહાણોમા બેસી ખાણ મેળવવા અણખેડ્યા અને અણજાણ્યા પ્રદેશો ખૂંદવા નીકળી પડ્યા એ ધાતુ મેળવવા માટે આ ક્રૂર સાહસિકોએ ભયંકર અત્યાચારો પછાત માનવજાતિઓ ઉપર કર્યા છે કંપારી છૂટે એવા કૃત્યો લડાઈઓ સંહારો આ ધાતુ માટે થયા છે સ્પેનના સોનાના વહાણો લૂટવા માટે અંગ્રેજી ચાંચિયાઓના સેંકડો વહાણો સાગરમા ઘૂમતા હતા સોનુ મેળવવા માટે જે ક્રૂરતા અને કૃત્યો થયા છે તે રૂંવા ઊભા કરે એવા છે

## સોનાની શોધો

અઢારમી સદી સુધી યુરોપમાં સ્પેન, સેક્ષની અને ઑસ્ટ્રેલિયામાંથી સોનું થોડું થોડું ખોદી કઢાયું હતું. અમેરિકાની શોધ પછી મેક્ષિકો અને બ્રાઝિલમાંથી યુરોપને પુષ્કળ સોનું મળ્યું હતું. પરંતુ સને ૧૮૨૩ થી સને ૧૮૪૮ સુધી રશિયામાં પુષ્કળ સોનું વધવા લાગ્યું હતું. સને ૧૮૪૯માં અમેરિકાની કૅલીફોરનિયાની ખાણો શોધી કાઢવામાં આવી તેમાંથી પુષ્કળ સોનું મળ્યું. સને ૧૮૫૨ માં ઑસ્ટ્રેલિયામાં સોનાની ખાણો મળી. કૅલીફોરનિયા અને ઑસ્ટ્રલિયા વચ્ચે સોના પેદા કરનાર તરીકેની પહેલી જગ્યા મેળવવાની હરીફાઈ સને ૧૮૫૩ અને ૧૮૯૩ વચ્ચે ચાલી. એ સમયે ઉપલા પ્રદેશો જગતની કુલ પેદાશના ૮૭ ટકા સોનું પેદા કરતા હતા. સને ૧૮૮૫માં દક્ષિણ આફ્રિકાની પ્રખ્યાત ખાણો શોધાઈ. હવે એનો નંબર સોનાની પેદાશમાં પ્રથમ છે. સોનાની મોટી પેદાશો થોડા દાયકાઓ થયાં જ મોટા પ્રમાણમાં થાય છે. છેલ્લાં સાડા ચારસો વરસોમાં કુલ સોનું ૧૨૨॥ કરોડ ઔંસ ખોદી કાઢ્યાનો અડસટ્ટો છે. તેમાંથી સને ૧૮૫૧ પછી ૯૦ વરસમાં ૧૦૭ કરોડ ઔંસ ખોદી કાઢવામાં આવ્યું.

## સોનાની જુદા જુદા દેશોમાં પેદાશનો કોઠો

**નીચેના આંકડા જુદાં જુદાં દેશોમાં કેટલા હજાર ઔંસ સોનું જુદાં જુદાં વર્ષોમાં મળ્યું તેના છે.**

| વરસ | દક્ષિણ આફ્રિકા | યુનાઈટેડ સ્ટેટ્સ | કેનેડા | રશિયા | બીજા દેશો | જગત માટે ટોટલ | કિંમત સ્ટીઝમાર્ક (કરોડમાં) |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૧૫ | ૯૦૯૬ | ૪૮૮૮ | ૯૧૮ | ૧૫૪૬ | ૬૧૪૬ | ૨૨૫૯૪ | ૨૪૨ કરોડ |
| ૧૯૨૩ | ૯૧૪૯ | ૨૫૦૩ | ૧૨૩૩ | ૪૩૮ | ૪૪૬૩ | ૧૭૭૮૬ | ૧૯૦ ,, |
| ૧૯૨૭ | ૧૦૧૨૨ | ૨૧૯૭ | ૧૮૫૩ | ૮૧૦ | ૪૪૬૪ | ૧૯૪૪૬ | ૨૦૮ ,, |
| ૧૯૩૦ | ૧૦૭૧૬ | ૨૨૮૬ | ૨૧૦૨ | ૧૪૩૪ | ૪૧૮૪ | ૨૦૭૨૨ | ૨૨૨ ,, |
| ૧૯૩૧ | ૧૦૮૭૮ | ૨૩૯૬ | ૨૬૯૪ | ૧૭૦૧ | ૪૭૦૨ | ૨૨૩૭૧ | ૨૩૯૭ ,, |
| ૧૯૩૨ | ૧૧૫૫૯ | ૨૪૪૯ | ૩૦૪૪ | ૧૯૯૦ | ૫૨૨૪ | ૨૪૨૬૬ | ૨૬૦૦ ,, |
| ૧૯૩૩ | ૧૧૦૧૪ | ૨૫૩૭ | ૨૯૪૯ | ૨૬૬૭ | ૬૩૪૭ | ૨૫૫૧૪ | ૨૭૩૩ ,, |
| ૧૯૩૪ | ૧૦૪૮૦ | ૨૯૧૬ | ૨૯૬૫ | ૪૨૬૩ | ૬૭૧૫ | ૨૭૩૩૯ | ૨૯૨૯ ,, |
| ૧૯૩૫ | ૧૦૭૭૩ | ૩૬૧૯ | ૩૨૮૦ | ૫૬૫૦ | ૭૩૫૬ | ૩૦૬૭૮ | ૩૨૮૭ ,, |
| ૧૯૩૬ | ૧૧૩૩૯ | ૪૨૯૫ | ૩૭૨૧ | ૭૫૫૦ | ૮૫૪૯ | ૩૫૨૫૪ | ૩૭૭૭ ,, |

આમાં પ્રથમ નંબરે દક્ષિણ આફ્રિકા અને બીજે નંબરે રશિયા છે. એમણે આજ સુધી એ જ પ્રમાણમાં સોનું કાઢવા કર્યું છે. સને ૧૯૩૧ પછી સોનામાં ભારે તેજી આવી તેથી સોનાની પેદાશ દિન પ્રતિદિન વધતી જાય છે. સને ૧૮૫૦ માં ૩૫ લાખ ઔંસ સને ૧૯૨૯ માં બે કરોડ અને સને ૧૯૩૬ માં ૩ાા કરોડ ઔંસ સોનું જગતમાં પેદા થયું હતું સોનું એટલા મોટા પ્રમાણમાં ખોદી કાઢવામાં આવે છે કે દૂરના ભવિષ્યમા સોનાની અછત આવવા ઘણા ધારે છે.

## પૂર્વના દેશો સોનું નિકાશ કરે છે

હિંદ અને ચીનમાં સોનું નીકળે છે છતાં ભૂતકાળમાં એ દેશો પુષ્કળ સોનું બહારથી મંગાવતા હતા છેલ્લા મહાયુદ્ધ પછી હિંદમાં રૂપિયા ૧૮ થી ૨૦ના ભાવનુ સોનું મોટી રકમ આવ્યુ હતું, હવે સંકટના કારણે હિંદ અને ચીન સોનું પાછું કાઢે છે. સપ્ટેમ્બર ૧૯૩૨ થી માર્ચ ૧૯૩૩ સુધી હિંદે ૩ાા કરોડ ઔંસ સોનાની પરદેશ નિકાશ કરી છે. આ નિકાશ આખા જગતની સને ૧૯૩૭ની પેદાશ જેટલી છે. ચીને પણ એ જ મુદ્દતમાં ૧ કરોડ ઔંસ સોનું પરદેશો ખાતે ચડાવ્યું છે. જગતમાં પેદા થતા કુલ સોનાના માત્ર પાંચ ટકા જ ઘરેણાં અને બીજાં સાધનોમાં વપરાય છે. બાકી ૯૫ ટકા સોનું ચલણો નિભાવવા માટે રાજ્યોના ખજાનામાં જમા થાય છે. તે સિવાય યુરોપનાં ધનવાનોએ સોનામાં શ્રદ્ધા રાખી છે સોના સિવાય બીજી કોઈ પણ વસ્તુ હમેશ માટે કિંમતી રહે એવું એમને લાગતું નથી. એટલે એમને ૭૦૦ કરોડ સ્વીસમાર્કની કિંમતનું સોનું ખાનગી સંઘર્યું છે. સરકારની બંધી છતાં અમેરિકાનાં ધનવાનો પણ ખાનગી સોનું સંગ્રહે છે. જગતે હવે સ્વીકાર્યું છે કે સોના સિવાય કોઈ વસ્તુ ચોકકસ ( stable ) નથી.

## સોનાનું સરવૈયું

સને ૧૯૩૧ થી, એટલે કે જ્યારથી સોનાની તેજી થઈ છે ત્યારથી તે સને ૧૯૩૫ સુધી ૧૬ાા કરોડ ઔંસ સોનું પેદા થયું હતું. ૪ા કરોડ ઔંસ હિંદ અને ચીનમાંથી નિકાશ થયું હતું. આવી રીતે ૨૦ાા કરોડ ઔંસ સોનામાંથી ૧૨ કરોડ ઔંસ સોનું મોટાં રાજ્યોની બેંકોમાં ગયું છે. ૫૮ ટકા ત્યાં જમા થયું છે, બાકી ખાનગીમાં અને અલંકારો માટે ગયું છે. જગતમાં કયા દેશો પાસે કેટલો જથ્થો છે તે નીચે પ્રમાણે કોઠાથી વિદિત થશે.

| દેશ | ૧૯૨૯માં | ૧૯૩૬માં | હમણાં |
|---|---|---|---|
| | દશ લાખ ઔંસ | દશ લાખ ઔંસ | દશ લાખ ઔંસ |
| યુનાઈટેડ સ્ટેટ્સ | ૧૮૮·૬ | ૩૨૨·૦ | ૪૦૦·૦ લગભગ |
| ઇગ્લેંડ | ૩૪·૩ | ૭૩·૮ | થોડું ઘટ્યું છે |
| ફ્રાન્સ | ૭૯·૦ | ૮૫·૫ | ,, |
| જર્મની | ૨૬·૩ | ૦·૮ | ઝેકોસ્લોવેકિયા અને ડેન્માર્ક-પોલેડનો જથ્થો મળ્યો છે. |
| નેધરલેંડ | ૮·૭ | ૧૪·૦ | થોડું વધ્યું છે. |
| બેલ્જિયમ | ૭·૭ | ૧૮·૦ | ,, |
| સ્વીટઝરલેંડ | ૫·૫ | ૧૮·૭ | ,, |
| જગતમાં સંગ્રહાયેલ સોનાનો જથો | ૪૯૯·૪ (પચાસ દેશો પાસે) | ૬૪૭·૪ (બાવન દેશો પાસે) | |

## હવે સોનું ક્યાં ભેગું થાય છે?

જર્મની, ઇટાલી, જાપાન પાસે બહુ થોડા નજીવો સોનાનો જથો છે. ફ્રાન્સ અને ઇંગ્લેંડે થોડો સોનાનો સંગ્રહ વિમાનો–દારૂગોળો લેવા માટે યુનાઇટેડ સ્ટેટસ ખાતે મોકલ્યો છે. બાકી પોતાના ચલણ અને હૂંડિયામણ નિભાવવા માટે ફંડને સોંપ્યો છે. રશિયાની સોનાની પેદાશનો મુખ્ય ભાગ અમેરિકામાં યંત્રો, કાચી વસ્તુઓ અને બીજું ખરીદવામાં વપરાય છે. જગતની સોનાની પેદાશનો ૬૨ ટકા ભાગ હવે અમેરિકા તરફ ખેંચાય છે. ત્યાં હમણાં જગતના કુલ સંગ્રહમાંથી ૬૦ ટકા સોનાનો સંગ્રહ ભેગો થયો છે. સોનાની વહેંચણી એકતરફી એટલે મુખ્ય ભાગ અમેરિકા તરફ વહેતો હોવાથી જગતમાં સોનું વધારે પ્રમાણમાં છે કે નહિ તે આકળી શકાતું નથી. હમણાં તો યુદ્ધને લીધે સોનાએ વધારે પ્રવાહમાં અમેરિકા તરફ વહેવા માંડ્યું છે. ત્યાં જમીનની અંદર પોલાદના મોટા રક્ષિત કિલ્લાએમાં એ સોનું સંગ્રહાય છે.

### અમેરિકાનો સોનાનો સંગ્રહ

મહાયુદ્ધ પહેલાં પણ યુરોપનાં રાજ્યો અમેરિકા પાસેથી પુષ્કળ માલ ખરીદતાં હતાં. પોતાના નિકાશ-માલ ઉપરાંત બાકી વધેલી અમેરિકાની આયાતની કિંમત એમને સોનામાં ભરવી પડતી હતી. અમેરિકા કાચાં અને પાકાં દ્રવ્યો મોટા જથામાં પેદા કરે છે. અને ૧૯૨૧થી ૨૪ સુધી યુરોપનાં ચલણોની અવ્યવસ્થાને લીધે મોટી રકમ સોનું અમેરિકામાં આવવા માંડ્યું હતું. અમેરિકાના માલો ખરીદવા માટે યુરોપને ત્યાં સોનું મૂકવું પડતું હતું. પરંતુ ત્યાંથી પાછું સોનું યુરોપમાં આવવાના માર્ગ નહોતા. કારણ કે અમેરિકા મુખ્યત્વે સૌ કાચી પાકી વસ્તુઓ પોતાને ત્યાં બનાવતું હતું. પંદર વરસમાં ત્યાં ૩૦ કરોડ ડોલરની કિંમતના સોનાનો સંગ્રહમાં ઉમેરો થયો હતો. ત્યાર પછી પણ એ સંગ્રહમાં કૂદકે અને ભૂસકે વધારો થતો જાય છે.

### અમેરિકામાં મોટી મંદાનું મોજું

અમેરિકા સમગ્ર યુરોપના દેશોનું લેણદાર હતું. વ્યાજ પેટે એને સોનું પડ્યું હતું, વ્યાજ પેટે એને સોનું મળ્યે જતું હતું પરંતુ જગતમાં કાચી વસ્તુઓની પેદાશ વધી પડી. અમેરિકાની કાચી પાકી વસ્તુઓની પેદાશ પણ ખૂબ વધી. જગતના દેશો પાસે અમેરિકાનો માલ લેવા માટે પૈસા કે સોનું નહોતું, તેઓએ દેવાળું કાઢી અમેરિકાને નાણાં કે વ્યાજ આપવું બંધ કર્યું. આથી અમેરિકામાં કાચા માલ કે પાકા માલનો મોટો સંગ્રહ થયો. ઘરાકો વગર એ સંગ્રહ ખેડૂતોને દુઃખદાયી થઈ પડ્યો. ખેડૂતોએ મહેસૂલ ભરી નહિ, બેંકોને વ્યાજ આપ્યું નહિ, એમનાં ખેતરો લિલાઉ થયાં પણ કિંમત ઊપજી નહિ. આવી ૨૦ હજાર બેંકોને દેવાળું કાઢવું પડયું. સોનાનો મોટો જથો હોવા છતાં મોટી આર્થિક અવ્યવસ્થા થઈ ગઈ. રાજ્યે દોઢ કરોડ બેકારોને નિભાવવા પડ્યા. કરોડો ઘઉંની ગુણીઓ અને કપાસની ગાંસડીઓ રાજ્યને ખરીદી લેવી પડી. લોકો સોનામાં સલામતી સમજી સોનાનો ખાનગી સંગ્રહ કરવા માંડ્યા.

### ફ્રાન્સમાં સોનાનો સંગ્રહ

ફ્રાન્સમાં પણ સોનાનો સંગ્રહ થવા માંડ્યો. ફ્રાન્સ નાના દુકાનદારોનો સમૃદ્ધિશાળી દેશ છે. ત્યાં ચેકોનો વહીવટ વધારે નથી. પણ સોના અને બેંકનો છે. તે ઉપર ચલણ નભે છે. બેંકોને સરકારી જામીનગીરીનાં કાગળિયાં રાખવાની કાયદેસર જોગવાઈ નથી. આ બેંકો પોતાની નોટોના ફેલાવા સાથે સોનું સંગ્રહે છે. ફ્રાન્સમાં સને ૧૯૨૯થી ૩૧ સુધી કાચી પાકી વસ્તુઓની પેદાશ વધી પડી. વેપાર પણ વધ્યો. યુરોપમાં ફ્રાન્સ આંટમાં પહેલે નંબરે આવ્યું. આથી નોટોનું ચલણ ખૂબ ફેલાયું. નોટોની સાથે જામીનગીરી રાખવા સોનાનો મોટો જથો પણ ત્યાં ભેગો થયો. પરંતુ પાછળથી જર્મની અને ઑસ્ટ્રિયાનાં ચલણો ભાંગી પડતાં ફ્રાન્સનું કરજઃતેમની પાસેથી મળ્યું નહિ. ફ્રાન્સનો લશ્કરી ખર્ચો પણ ઘણો વધી ગયો હતો. બીજા બધા દેશોએ સોનાનું ચલણ મૂક્યું પરંતુ ફ્રાન્સે જીદ કરી સોનાનું ચલણ ચાલુ રાખ્યું. એ ચલણને નિભાવવા ફ્રાન્સે સખત જહેમત કરી પોતાની આંટનો ભોગ દેવા માંડ્યો. આથી ફ્રાન્સનાં બજેટો

હમેશાં મોટી ખોટવાળાં થયાં. એનું કરજ વધી ગયું. એના ચલણની પદ્ધતિ ભાંગી પડી. ઈંગ્લેંડે આ વખતે એને નાણાં ધીર્યાં. આથી ફ્રાન્સે પોતાના ચલણને સ્થિર કર્યું. છેવટે એને સોનાનું ચલણ મૂકી દેવું પડ્યું.

### ગોલ્ડ સ્ટેન્ડર્ડ એટલે સોનાનું ચલણ.

આ જગતમાં સર્વ વસ્તુઓના મૂલ્યનું મધ્યસ્થ બિંદુ સોનું છે. એનું સ્થાન કોઈ વસ્તુ લઈ શકે એમ નથી. હીરા, જવાહિર, તાંબું, ચાંદી એ કોઈ વસ્તુ જગતના આર્થિક વસ્તુઓના મૂલ્યકરણ વાસ્તેના ગુણો ધરાવતી નથી કારણ કે એ વસ્તુઓ નાના મોટા જથ્થામાં સમભાવી નહિ હોવાથી મૂલ્યાંકન માટેના કેન્દ્રના ગુણો ધરાવી શકે નહિ. સોનાને સર્વ પ્રજાઓ મૂલ્યાંકનના કેન્દ્ર તરીકે સ્વીકારતી આવી છે. ગત મહાયુદ્ધ પહેલાં સૌ દેશો એને ચલણ, હૂંડિયામણ અને મૂલ્યાંકનના કેન્દ્ર તરીકે સ્વીકારતા હતા. એની કિંમત જગતનાં સર્વ ચલણોની આધારભૂત હોવાથી પરસ્પરનાં હૂંડિયામણ સ્થિર કરવા માટેની હતી. સૌ રાજ્યો પોતાની ચલણી નોટો અને સિક્કાઓના બદલામાં સોનું આપવા કાયદેસર બંધાયેલાં હતાં, પરંતુ ગત મહાયુદ્ધ પછી જગતના અર્થશાસ્ત્રમાં મોટી અવ્યવસ્થા થતાં સૌ રાજ્યોને સોનાનું ચલણ મૂકવું પડ્યું હવે કોઈ રાજ્ય પોતાની ચલણી નોટો અથવા સિક્કાઓના બદલામાં સોનું આપવા બંધાયલું નથી.

### અંગ્રેજોને સોનાનું ચલણ કેમ મૂકવું પડ્યું?

અંગ્રેજો આખા જગતમાં સૌથી મોટા શરાફ ગણાય છે. એમનું લંડન શહેર આખા જગતના વેપારનાં આર્થિક મૂલ્યોનું કેન્દ્રસ્થાન હતું. કોઈ પણ દેશ માટે એ દેશ વચ્ચેના ચલણના હૂંડિયામણના ભાવ લંડન નક્કી કરે. આ આર્થિક સાર્વભૌમ પદવી યુદ્ધના સમયે ન્યુયોર્કે છીનવી લીધી હતી. પરંતુ પાછળથી લંડને તે પાછી મેળવી લીધી હતી. એટલામાં જગતમાં મંદીનું મોજું ફરી વળ્યું. ઈંગ્લંડનું બીજા રાજ્યો ઉપરનું કરજ એ રાજ્યોએ આપ્યું નહિ. એનાં બજેટો ખાધવાળાં થયાં. કરજો વધવા લાગ્યો. એની પાસે પરદેશીઓની જામીનગીરીઓ મોટા જથ્થામાં રહેતી હતી તે ખેચાઈ જવા લાગી. અમેરિકાએ વધુ કરજ આપવાની ના પાડી. ફ્રાન્સે કોઈ રાજ્યદ્વારી કારણસર એને કરજ આપી નાણાં ધીરવા ના પાડી બ્રિટનની શાખ ઘટી ગઈ. નોટોને બદલે સૌ એની પાસે સોનું માંગવા માંડયા. ઘણું સોનું એણે આપ્યું પરંતુ દરોડો પડયો તેને પહોંચી વળવાનું અશક્ય હતું તેથી એણે સોનાનું ચલણ સવેળા બંધ કરી કાગળિયાંનું ચલણ ચાલુ કર્યું. હવે બ્રિટન નોટોને બદલે સોનું આપવા બંધાયલું નથી પરંતુ પોતાના ચલણના ટકાવ માટે મોટી રકમ સોનું દક્ષિણ આફ્રિકા અને હિંદ પાસેથી ચાલુ ખરીદે છે.

### જર્મનીની ચલણનીતિ

જર્મની ઉપર મિત્રરાજ્યોએ ૭ અબજ પૌંડનો ગજબનાક દંડ નાખ્યો. એના ઉપર દેશપરદેશોનું મહાભારત કરજ હતું. જર્મનીએ પોતાના ચલણને ફુગાવી એક પૌંડના દશ લાખ માર્ક સુધી કર્યા. આથી એનું દેશનું કરજ ખલાસ થઈ ગયું. પરદેશોનું કરજ એણે આપવા ચોખ્ખી ના પાડી. જર્મની પાસે સોનાનો મોટો જથ્થો હતો નહિ. છતાં એણે જુદા જુદા દેશો પાસેથી કાચા દ્રવ્યો લઈ બદલામાં પોતાનાં બનાવેલાં પાકાં દ્રવ્યો આપી તેમાથી મોટી કમાણી કરી. જર્મનીએ જાતજાતનાં ચલણો કાઢી ચલણની જાદુગીરી ચલાવી પોતાનો વેપાર વધાર્યો. એણે પોતાનો સોનાનો જથ્થો અને પ્રજાની કમાણી મોજશોખને તજી લશ્કર અને લશ્કરી સાધનોનો મહાન વિકાસ કરવા વાપરવા માંડ્યાં. આખી પ્રજાના અર્થશાસ્ત્રનો કબજો લઈ સોનાનો સંગ્રહ નહિ છતાં પોતાની ચલણની જાદુગીરીથી રાજ્યે અર્થશાસ્ત્ર નભાવી શકે છે.

### બીજા દેશો પાસે સોનાનો સંગ્રહ

ઇટાલી પાસે સોનાનો સંગ્રહ નથી. પરંતુ એણે આખી પ્રજાની કમાણીમાંથી મુખ્ય હિસ્સો મેળવીને લશ્કરી તૈયારીઓ કરી છે. એણે પરદેશો સાથે વેપારી કરારો કરીને પોતાના માલની નિકાસ ચાલુ રાખી લશ્કરી ખર્ચ નિભાવ્યો છે. પરદેશો પાસેથી આક્રમણ

કરીને તે સોનાનો જથ્થો મેળવવા માગે છે. એ અવ્વલ નંબરનો લુટારુ છે. જાપાને પોતાનો સોનાનો જથ્થો ચીન સાથેની લડાઈમાં વાપરી નાંખ્યો હતો. એને પરદેશોનું કરજ છે. પરંતુ લડાઈનો બાર અબજ યેનનો ખર્ચો એણે સ્વદેશમાં કરજે કરી મેળવ્યો છે, ચીનનું યુદ્ધ એને સર્પછછુંદર જેવું થઈ પડયું છે. મોટા આર્થિક સંકટમાં જાપાન જણાય છે, પરદેશોમાં યુદ્ધનાં સાધનો ખરીદવા એની પાસે સોનું કે હૂંડિયામણ નથી એટલે એ મૂંઝાયું છે. બેલ્જિયમ, સ્વીટ્ઝરલેંડ અને હોલાંડ પાસે મોટી રકમ સોનું છે. પરંતુ એઓની સ્થિતિ આ મહાયુદ્ધમાં અત્યંત નાજુક અને ગંભીર થઈ પડી છે. કયારે જર્મની આક્રમણ કરીને એમનાં દેશ અને સાધનસામગ્રી કબજે કરી લે તે કંઈ કલ્પી શકાતું નથી. સૌ ધ્રૂજે છે, પોતાના બચાવનાં સાધનો ભેગાં કરે છે, પરંતુ જર્મનીની પ્રચંડ શક્તિ એમને કંપાવે છે. એમનો સોનાનો જથ્થો પણ જર્મનીને આકર્ષશે.

### યુરોપમાં આર્થિક યુદ્ધ

યુરોપમાં છેલ્લાં વીશ વરસો થયાં આર્થિક યુદ્ધો ચાલે છે. જેની પાસે સોનું, પરદેશી જામીનગીરીઓ અને હૂંડિયામણની સગવડ હોય છે તે પરદેશો સાથે વેપાર કરી શકે છે. બાકીના દેશપરદેશો સાથે વેપારી કરારો કરીને એકબીજાના માલની લેવદેવ કરે છે, યુરોપમાં એકબીજાનાં હૂંડિયામણો તોડવા, જામીનગીરીની લોનોને હલકી પાડવા કોશિશો થાય છે. યુરોપનાં રાજ્યોએ પરસ્પર જકાતી મોટી દીવાલો ઊભી કરી છે. આથી સેંકડો માઈલ દૂરથી એક દેશને માલ મંગાવવો પડે છે, પરંતુ પાડોશીની બનાવટનો માલ કામ આવે નહિ. સૌ રાજ્યો પોતાનો નિકાશ–વેપાર વધારી પોતાની સમૃદ્ધિ વધારવા ઇચ્છે છે. પોતાના નિકાશવેપારને વધારવા માટે પોતાના ચલણની કિંમત ઘટાડવા સૌ રાજ્યો મથે છે. પોતાના હૂંડિયામણને અનુકૂળ અને સ્થિર બનાવવાના પ્રયત્નો પણ તેઓ કરે છે. શત્રુ રાજ્યોને આર્થિક નુકસાન કરવા માટે ઘણા પ્રયત્નો થાય છે. મહાયુદ્ધનું છેવટ આર્થિક થકાવટ ઉપર જ અવલંબે છે. માનવસંહાર માટે ભયંકર દારૂગોળા, રસાયણો અને લોખંડનાં શસ્ત્રાસ્ત્રો કરતાં પણ આર્થિક શસ્ત્રો વધારે ભયાનક છે.

### સોનાનું સાર્વભૌમત્વ પડે છે.

દેશપરદેશોમાં સેંકડો વર્ષો થયાં મૂલ્યાંકનનું કેન્દ્રીભૂત સોનું ચાલતું આવ્યું છે. અર્થશાસ્ત્રીઓ એના સાર્વભૌમપણા માટે મુસ્તાક હતા. ચલણી નોટોના પ્રચાર સામે ૫૦ થી ૬૦ ટકા સોનાનો જથ્થો હોય તો જ ચલણ ટકી શકે એવું એમનું માનવું હતું. પરંતુ જર્મની, જાપાન અને ઇટાલીએ આખા દેશની પ્રજાની અર્થવ્યવસ્થાની લગામ હાથમાં લઈ, દેશપરદેશો સાથે વેપારી કરારો કરી, પોતાની પ્રજાની શ્રદ્ધા કાગળિયાં અને નોટોના ચલણ ઉપર બેસાડી એમણે સોનાને પોતાની સાર્વભૌમ પદવીમાંથી પદચ્યુત કર્યું છે. એ ત્રણે પ્રજાઓ સોનાને સંગ્રહવા ખૂબ ઇચ્છે છે. પરંતુ સોના વગર પણ પ્રજાનું અર્થશાસ્ત્ર નભી શકે છે એ એમણે બતાવી આપ્યું છે. પરદેશો સાથે વેપારી કરારો કરી કાચીપાકી વસ્તુઓની અદલબદલ કરીને સોનાની અનાવશ્યકતા એમણે સિદ્ધ કરી છે. દાખલા તરીકે રશિયાની સાથે જર્મનીએ કરારો કર્યા છે તેમાં બે અબજ માર્કની કિંમતનું તેલ રશિયા પાસેથી જર્મની ખરીદ કરશે. બદલામાં એટલી જ કિંમતનાં વિદ્યુતયંત્રો અને નવા ઉદ્યોગો સ્થાપવાનાં યંત્રો પૂરાં પાડશે. આમાં સોનાની લેવદેવની જરૂર પડશે નહિ.

### ચલણ સ્થિર કરવા સોનાનો ઉપયોગ

સોનું આવી રીતે પડયું છે. પરંતુ દેશપરદેશોમાં એની કિંમત કે દર ઘટયાં નથી. દેશપરદેશો વચ્ચે જ્યારે સમભાવવાળો વેપારી સબંધ બંધાય ત્યારે સોના વગર વેપારની વસ્તુની અદલબદલ કરી કિંમત આંકવા માટે સોના સિવાય બીજું સાધન અર્થશાસ્ત્રીઓ પાસે નથી. હમણાં યુરોપમાં અંગ્રેજ અને ફ્રેંચો તથા અમેરિકા પાસે જગતના ૭૦ ટકા જેટલું સોનું છે. પોતાના ચલણની સ્થિરતા જાળવવા માટે એનો ઉપયોગ કરાય છે. દેશપરદેશો સાથેનો સમભાવવાળો વેપારી સંબંધ ચલણના હૂંડિયામણ ઉપર નભે છે. હૂંડિયામણ પ્રતિકૂળ હોય તો દેશમાંનો અતિ

અગત્યનો નિકાશવેપાર પડી ભાંગે. એટલે ચલણને ટકાવવા આ સોનાના સંગ્રહનો ઉપયોગ અતિ અગત્યનો છે, અંગ્રેજો અને ફ્રેંચોએ ગંજાવર ફંડો ચલણ સ્થિર કરવા માટેના જુદા વહીવટ નીચે સ્થાપ્યાં છે. એમના હાથમાં સગ્રહના મોટા ભાગને સોંપ્યો છે. એમાં નુકસાન જાય તે સોનાની વધેલ કિંમતને લીધે ભરપાઈ કરાય છે.

## સોનાનો બીજો ઉપયોગ

ચલણની સ્થિરતા ઉપર નિકાશવેપારનો આધાર છે. નિકાશવેપારને આશ્રયે દેશની સમૃદ્ધિ અને ઉન્નતિ રહ્યાં છે. આ સિવાય દરેક મહારાજ્યોની સરકારી જામીનગીરીઓનાં કાગળિયાં દેશપરદેશોમાં મોટી રકમ હોય છે. દાખલા તરીકે અંગ્રેજોની જામીનગીરીઓ મોટી રકમ સર્વે દેશોમાં ફેલાયલી છે માત્ર અમેરિકા પાસે ત્રણ અબજ પૌંડની અંગ્રેજોની જામીનગીરીઓનાં કાગળિયાં છે. એના ભાવો ઘટે તો અંગ્રેજોની આંટને નુકસાન થાય. પોતાની આંટને નુકસાન થતું અટકાવવા વખત આવ્યે અંગ્રેજોએ જામીનગીરીનાં કાગળિયાં સામે સોનું આપી તે ખરીદી લે. આથી ગભરાઈને ઓછે ફેંકફેંક કરનાર વેચનારાઓનો ગભરાટ અટકી જાય. તે સિવાય વખત આવ્યે પરદેશોની જામીનગીરીઓનાં કાગળિયા પણ સોનાથી ખરીદી શકાય છે.

## સોનાનો ત્રીજો ઉપયોગ

પોતાના પરદેશો સાથેના વેપારને ટકાવવા માટે સોનાનો ઉપયોગ થાય છે. જાપાન ચીન સાથે યુદ્ધ કરે છે. એના માટે એણે પરદેશોથી શસ્ત્રાસ્ત્રો મંગાવવાં પડે છે એટલે જાપાન પોતાના નિકાશમાલની કિંમત કરતાં વધારે પ્રમાણમાં પરદેશોથી માલ મંગાવે છે. નિકાશ અને આયાતની બાદબાકી કરતાં બાકી જે પરદેશોનું વધારે લેણું રહે તેને બદલે સોનું આપવું પડે છે. જાપાન પાસે વધારે સોનું નથી એટલે એનો વેપાર દિનપ્રતિદિન ઘટે છે. અંગ્રેજો અને ફ્રેંચો હમણાં અમેરિકા પાસેથી વિમાનો અને શસ્ત્રાસ્ત્રો ખરીદે છે. તેઓ અમેરિકાને હમણાં એની જ જામીનગીરીઓ ભરપાઈ કરી નાણાં આપે છે. પરંતુ એ જામીનગીરીઓ ખલાસ થતાં અમેરિકાને વિમાનોનાં નાણાંની ભરપાઈ કરવા માટે સોનું આપવું પડશે એની તૈયારીઓ ચાલે છે. એ રીતે ભવિષ્યમાં હજી વધારે પ્રમાણમાં સોનું અમેરિકા તરફ ખેંચાશે. ચીનની સરકાર પાસે પણ સોનાની ખાણો છે. તેમાંથી સોનું કાઢી તેઓ અમેરિકાને શસ્ત્રાસ્ત્રો માટે કિંમત આપે છે. હમણાં તો મોટા પ્રમાણમાં અમેરિકા તરફ સોનાનો પ્રવાહ વહે છે.

## સોનાનો ચોથો ઉપયોગ

દરેક રાજ્યને પોતાની બેંકો, વીમા કંપનીઓ અને પ્રજાજનોનું મોટું કરજ હોય છે. એ કરજનું સરકાર વ્યાજ ભરે છે. દાખલા તરીકે આપણા હિંદનું કરજ બાર અબજ રૂપિયા ગણાય છે. તે પેટે ૬ અબજ રૂપિયાની રેલવેઓ ૨ અબજની નહેરો વગેરે અસકયામત હિંદી સરકાર પાસે છે. તેમ જ બીજાં સાધનો પણ છે. તેવી જ રીતે હિંદી સરકારની લગભગ બે અબજ રૂપિયાની નોટો ચલણમાં ફરે છે. તે સાથે સોનું અને બીજી કીંમતી ધાતુ અમુક પ્રમાણમાં રાખવાનું અર્થશાસ્ત્રના નિયમો ફરમાવે છે. આથી ૩૫ કરોડનું સોનું, ૨૦ કરોડની ચાંદી અને ૩૦ કરોડ રૂપિયાની પરદેશની જામીનગીરીઓ વગેરે રાખવામાં આવેલ છે. હિંદી સરકારે પણ સોનાનું ચલણ મૂકી દીધું છે, એટલે એની ચલણી નોટોને બદલે એ સોનું આપવા બંધાયલી નથી છતાં પોતાની શાખ જાળવી રાખવા માટે એ બજેટનાં બે પાસાં સરખાં રાખી ખોટ બતાવતી નથી. લેણદારોનાં વ્યાજ બરાબર ચૂકવે છે. તેમ જ એની ચલણી નોટો પાછળ સોના અને બીજી જામીનગીરીઓનો સંગ્રહ રાખી પોતાની આંટ મજબૂત રાખે છે. આથી એને ત્રણ ટકે વ્યાજે નાણાં મળી શકે છે.

## બીજાં રાજ્યો શું કરે છે?

ઇંગ્લેંડ ઉપર દસ અબજ પૌંડનું કરજ છે. એ કરજ પેટે એની પાસે પોતાની મિલકત છે. ઇંગ્લેંડની ૫ અબજ પૌંડની ચલણી નોટો ફરે છે. તે પેટે એમણે સોનાનો જથ્થો ત્રણ અબજ પૌંડનો રાખ્યો છે. આથી દેશપરદેશમાં ઇંગ્લેંડની શાખ સારી રહે છે. પરંતુ એ ઇંગ્લેંડને અમેરિકામાં

નાણાં વ્યાજુ મળે તેમ નથી. કારણ કે અમેરિકાનું છેલ્લા યુદ્ધનું બે અબજ પૌંડનું કરજ અથવા તેનું વ્યાજ છેલ્લાં પાંચ વરસ થયાં અંગ્રેજોએ આપ્યું નથી. આથી અમેરિકા પોતાની જામીનગીરીઓ અથવા સોનું લીધા વગર ઇંગ્લેંડને વિમાનો આપતું નથી. બેલ્જિયમ, હોલેંડ અને સ્વીટ્ઝરલેંડ પાસે મોટી રકમ સોનું છે પણ તેઓએ પોતાના ચલણની નોટોના નિભાવ માટે તે રાખ્યું છે. પોતાનાં કરજ અને ચલણની નોટો સામે સૌ રાજ્યોએ મિલકતો અને સોનું રાખેલ છે. આથી એમની આંટ જળવાય છે. માત્ર કાગળિયાં ઉપર સરકારનું અર્થશાસ્ત્ર નભતું નથી એવી જગતને ખાતરી કરાવવા માટે સોનું રખાય છે.

### અમેરિકાનું અર્થશાસ્ત્ર

અમેરિકા કાચી અને પાકી વસ્તુઓની પેદાશ માટે આત્મસંતોષી છે. રબર સિવાય દરેક વસ્તુ એ પેદા કરે છે. એની પ્રજા વિદ્યુત્, રસાયન અને યંત્ર-શાસ્ત્રમાં યુરોપની પ્રજાથી પણ આગળ વધેલી છે. છતાં એ પ્રજા ઉચ્ચ જીવન જીવતી હોવાથી ઘણી ખર્ચાળ છે. એ દેશમાં આખા યુરોપ કરતાં કરોડ-પતિઓની સંખ્યા વધારે પ્રમાણમાં છે. સમૃદ્ધિશાળી અમેરિકામાં સોનાનો મોટો જથ્થો ભેગો થયો છે. ભવિષ્યમાં એથી પણ મોટો જથ્થો ભેગો થશે. હવે એનો ઉપયોગ અમેરિકાને શું થશે તે પ્રશ્ન સર્વત્ર પુછાય છે અમેરિકાની સાડાબાર કરોડની વસ્તીમાંથી ચાલુ ૧॥ કરોડ માણસો બેકાર રહે છે. તેમ જ ખેતી અને ઉદ્યોગોને નિભાવવા એ મોટો ખર્ચ કરે છે. હમણાં યુદ્ધનાં સાધનો પાછળ પણ મોટી ઉદારતાથી નાણાં ખર્ચે છે. આથી અમેરિકાનું કરજ ૩૯ અબજ ડૉલરો જેટલું થયું છે. દર વર્ષે અને બજેટની ખોટ સાડા ત્રણ અબજની લાગે છે. એનો નોટો (ચલણી)ના ફેલાવા સામે જામીનગીરી તરીકે સોનું રાખવામાં આવ્યું છે.

### અમેરિકા સોનાના જથ્થાને શું કરશે?

જેમ અમેરિકાનો સોનાનો જથ્થો વધ્યો જાય છે તેમ તેનું કરજ પણ વધતું જ જાય છે. નોટોનો ફેલાવો પણ વધતો જ જાય છે. આની સામે સોનાની જામીનગીરી ઊભી છે. કરજ અને નોટોના ફેલાવા સામે સોનાનો સંગ્રહ બહુ ઓછા પ્રમાણમાં છે. અમેરિકાએ ચાંદીનો પણ પણ મોટો સંગ્રહ કર્યો છે. સોનાના સંગ્રહથી ચોથા ભાગનો ચાંદીનો સંગ્રહ રાખવાનો કાયદો ત્યાં પસાર થયો છે. ચાંદીના ઉપયોગ કરતાં એની પેદાશ અતિ મોટા પ્રમાણમાં થાય છે. સિક્કાઓમાં હવે ચાંદી બહુ ઓછા પ્રમાણમાં વપરાય છે. જગતનાં મોટાં રાજ્યોમાં ચાંદીના સિક્કાઓને બદલે બેંકનોટોનો પ્રચાર ઘણો વધ્યો છે. ચાંદીની મોટી પેદાશ થાતી હોવાથી એના ભાવો તદ્દન ગગડી જવા જોઈએ પરંતુ અમેરિકાની ચાલુ બાંધેલ ભાવે ખરીદ હોવાથી ભાવો ઘટતા અટકે છે. સોના ચાંદીનો મોટો સંગ્રહ જેમ અમેરિકા પાસે છે તેમ એના ભાવોનું ભવિષ્ય પણ અમેરિકાના હાથમાં છે. એ ચાલુ બાંધેલ ભાવે ખરીદ કરતું હોવાથી ભાવો ઘટતા નથી.

### સોના વગરનાં રાજ્યો કેમ નિભાવે છે?

ઇટાલી, જર્મની અને જાપાનનાં મહારાજ્યો પાસે બહુ થોડું સોનું છે. પરંતુ એ ત્રણ રાજ્યો મોટો ઔદ્યોગિક વિકાસ પામ્યાં છે. એમણે પોતાની લડાયક શક્તિનો પણ મહાન વિકાસ સાધ્યો છે. એઓ ઉપયોગી યંત્રો અને વસ્તુઓ બનાવે છે. કાચા પદાર્થો જે દેશોમાં પેદા થાય છે તેમની સાથે વેપારી કરારો કરી એઓ કાચી વસ્તુઓને બદલે પોતાની પાકી બનાવટો પૂરી પાડે છે એટલે એમને સોનાના સંગ્રહ વગર ચાલે છે. પોતાના દેશમાં તેઓ આખી પ્રજાની અર્થનીતિ પોતાને અધીન લઈ કાગળિયાંઓના ચલણ ઉપર વ્યવહાર ચલાવે છે. એમની નોટોના ચલણની પાછળ સોનાનો સંગ્રહ નથી. એટલે પરદેશોમાં એમના ચલણની કિંમત નથી. પરદેશોમાં એમને હૂંડિયાપણ મળતું નથી. પરદેશોમાં એમની આંટ પણ નથી. એ રીતે એમના ભયંકર સૈનિક બળથી એઓ નાનાં નાનાં રાજ્યોને ડરાવીને ગુંડાગીરીથી વેપારી કરારો કરાવી લે છે. અથવા તેઓ એ નાનાં નાનાં રાજ્યોનું આક્રમણ

કરીને એનો કબજો લઈ એનાં સાધનોનો પોતાના હિત માટે ઉપયોગ કરે છે. જર્મની, જાપાન અને ઇટાલી એ ત્રણે ય લૂંટારુ રાજ્યોએ અત્યાર પહેલાં મોટી લૂંટો કરી છે.

## સોનાનું ભવિષ્ય

સોના માટે નીચે મુજબ વિચારો અર્થશાસ્ત્રીઓ ધરાવે છે.

૧ સોનાના ધોરણને ( Gold standard ) ફરી સ્થાપ્યા વગર જગતની અર્થનીતિ ક્યારેય સુધરશે નહિ. આ એક જ વસ્તુ છે કે જે સર્વ રાજ્યોમાં સર્વમાન્ય છે. મૂલ્યાંકન ચલણ અને હૂંડિયામણની સ્થિરતા તથા દેશપરદેશોના વાણિજ્યની સરળતા માટે એક જ એના સાર્વભૌમત્વની અગત્ય રહે છે.

૨ યુરોપની અવ્યવસ્થાને લીધે સોનાની વહેંચણી અયોગ્ય માર્ગે થઈ છે. એટલે એનું અર્થ-શાસ્ત્ર બગડયું છે. એની વહેંચણી સુવ્યવસ્થા ભરેલી રીતે થશે ત્યારે જ જગતનું વાણિજ્ય સુધરશે. માત્ર અમેરિકા પાસે સોનું હોવાથી સોના વગરનાં રાજ્યો એના વગર ચલાવી લે છે. પરંતુ એની ભૂખ અને કિંમત સૌને છે

૩ હાલમાં સોનાનો ૬૦ ટકા સંગ્રહ અમેરિકા પાસે છે. એનાં કરજ અને ચલણી નોટોના ફેલાવા તરફ જોતાં તે ઘણાં વરસો સુધી સોનાનો જથ્થો જામીનગીરી અને શાખ નિભાવવા માટે રાખી શકશે. એના ભાવો પણ એ જ સ્થાયી બનાવી શકશે. આખા જગતની પેદાશનો સોનાનો હિસ્સો ઘણાં વરસો સુધી સાચવી રાખવાની પોતાની શક્તિ એ બતાવે છે.

૪ અમેરિકા સોનાના જથ્થાને કાઢવા માંગે તો પણ કાઢી શકે એમ નથી. એના દેશને બહારના કોઈ પણ દેશની કાચી અથવા પાકી વસ્તુની દરકાર નથી. એટલે સોનું વેચીને બદલામાં શું લે ? અમેરિકા વધારે નિકાશ કરનાર દેશ છે એટલે વધારે નિકાશની કિંમત એ સોનામાં જ લે છે. એ બીજા દેશોનાં ચલણનાં કાગળિયાં સ્વીકારવા તૈયાર નથી. ત્યારે એ બીજા દેશોને સોનું આપી બદલામાં શું લે ? લેણદાર દેશ દેણદાર દેશોને સોનું કેવી રીતે આપી શકે ?

૫ સોનાની કિંમત થોડાં વરસો સુધી અમેરિકા ઘટવા દે તેમ નથી. કિંમત ઘટે તો અમેરિકા, ઇંગ્લેંડ અને ફ્રાંસ તથા સોનું ધરાવનાર રાજ્યોનું અર્થશાસ્ત્ર પાયમાલ થાય. એ રાજ્યોનાં વાણિજ્ય, શરાફી, વસ્તુઓની કિંમત, લેવડદેવડ એ સર્વે હમણાંના સોનાના મૂલ્ય ઉપર રચાયેલ છે. એમાં અકસ્માત કંઈ ફેર પડે તો ભારે અવ્યવસ્થા થઈ પડે. જગતના સોનાની પેદાશ એ રાજ્યોએ સંગ્રહવાની ફરજિયાત જરૂર છે, નહિ તો ભારે ધમાલ થાય. એટલે સોનાના ભાવ ઘટશે નહિ.

૬. જગતમાં હમણાંની સ્થિતિમાં બીજું કોઈ માધ્યમ રહી શકે તેમ નથી એના ભાવો ઘટશે પણ નહિ. સમભાવે વહેંચણી થવાનો સંભવ નહિ હોવાથી જગતનું અર્થશાસ્ત્ર પણ સુધરવા સંભવ નથી, બીજું કોઈ ચલણ પ્રતિષ્ઠિત કે સર્વમાન્ય થઈ શકે તેવું કોઈ અર્થશાસ્ત્રી ધારતો નથી. ચાંદી કે બીજી વસ્તુઓને પ્રતિષ્ઠિત કરવામાં અનેક મજબૂત વાંધાઓ અહીં જણાવવા જેટલી જગ્યા નથી.

પાછળથી જગતમાં અવનવા ફેરફારો થાય તો જ જગતની આર્થિક હાલત સુધરે. ત્યાં સુધી અંધારામાં અર્થશાસ્ત્રીઓ ગોથાં મારે છે. "માર્ગ ન સૂઝે ઘોર રજનીમાં."

હિંદમાં સોનાની પેદાશ મુખ્યત્વે માઈસોરમાં કોલાર ખાતે થાય છે. અગાઉ છ કરોડ રૂપિયાની કિંમતનું સોનું નીકળતું હતું. હમણાં ચારેક કરોડની કિંમતનું નીકળે છે. આ ખાણો યુરોપિયન માલેકી અને મૂડીની છે. હિંદીઓ એ ઉદ્યોગમાં પડતા નથી એ દુર્ભાગ્ય છે

કરેન્ટ હિસ્ટરી નામના અમેરિકાના પ્રખ્યાત માસિકનો એપ્રિલ ૧૯૪૦નો અંક હમણાં જ મળ્યો. તેમાં Yellow Peril નામે સોનાના અર્થશાસ્ત્ર ઉપર ઘણો ઉપયોગી લેખ છે. તેનો સંક્ષિપ્ત સાર આ નીચે છે.

'અમેરિકાની દરેક કાચીપાકી વસ્તુઓમાં જાદુગરી છે. એનું તરત જ પરદેશમાં સોનું બની જાય છે. આપણી પાસે અઢાર અબજ ડોલરનું સોનું સંગ્રહાયલું પડ્યું છે એનું શું કરવું તેનો કોઈ પણ ઉત્તર આપી શકતું નથી. ૭ વરસમાં તો આપણો સોનાનો સંગ્રહ ચોવડાયલો છે. આખા જગતની ૨૦ વરસોની સોનાની પેદાશ ૭ વરસમાં આપણે ત્યાં ભેગી થઈ છે. જગતનું ૬૦ ટકા સોનું આપણે ત્યાં કારાગ્રહમાં પડ્યું છે. આખા યુરોપ અને અમેરિકાની નોટોના ચલણનું નાણું સોનામાં માત્ર અમેરિકા ચૂકવી શકે છે. છતાં દિનપ્રતિદિન સોનાનો પ્રવાહ વિશેષ બળથી આપણી તરફ આવે છે. યુદ્ધને લીધે જગતની સોનાની બધી પેદાશ અમેરિકા તરફ આવશે એ નિઃસંશય છે, જેને માટે માત્ર અમેરિકાને દર ઔંસે ૩૫ ડોલર આપવા જ પડશે. અમને સોનું જોઈતું નથી, કોઈ એ ત્રાસથી અમને છોડાવી શકશે?

ભાવ ઘટાડવાથી આખા જગતની સાથે અમેરિકાનું અર્થશાસ્ત્ર બગડે તેમ છે. અર્થશાસ્ત્રીઓ ભાવ ઘટાડવાની વાતનો વિચાર કરતાં કંપે છે. દેવાદાર યુરોપ–અમેરિકાની પ્રજાઓને સોનું કેવી રીતે ધિરાય? એ પાછું અમેરિકાએ પૂરા પાડેલા માલની કિંમત તરીકે અમેરિકાને મળે તેમ છે. ભિખારી જગતમાં કોઈ સોનાને સંગ્રહી શકે તેમ નથી. એક ઔંસ સોનાની કિંમત સને ૧૯૩૧માં અમેરિકા ૨૦·૬૭ ડોલર માત્ર આપતું હતું. વેચવા અથવા ખરીદવાનો એક જ ભાવ હતો. પોતાના ડોલરના સિક્કામાં $\frac{1}{20}$ ઔંસ સોનાને બદલે $\frac{1}{35}$ સોનું રાખી ડોલરની કિંમત ઘટાડી દીધી. સોનાનો ભાવ વધારી ૩૫ ડોલર કર્યો. અમેરિકાને ડોલરની કિંમત ઘટાડીને પોતાનો નિકાશવેપાર વધારવો હતો. તે ઇરાદો પાર પડ્યો નહિ. પરંતુ આખા જગતના સોનાનો પ્રવાહ આપણી તરફ વળ્યો. યુદ્ધની વસ્તુઓ પણ પીળી ધાતુ વગર આપણે આપતા નથી. એટલે હવે બીજી પ્રજાનું સંગ્રહાયલું સોનું આપણે ત્યાં વહે છે. આટલા સોનાને શું કરશું? બુદ્ધિથી આ વાત પર છે. બીમાર યુરોપ કાંઈ સોનું પચાવી શકશે નહિ. આપણે એ પીળી મરોળીના ફાકડા ભરી શકીએ નહિ.

સાઉથ આફ્રિકા, રશિયા, કેનેડા મોટી રકમ સોનું પેદા કરે છે. પણ એમના ખરીદનાર તો આપણે એક જ રહ્યા. કિંમત ઘટાડવી પાલવે નહિ, ધીરવા જેવું રહ્યું નથી. ત્યારે સોનાને દાટી તે ઉપર નાચવું? માત્ર સને ૧૯૩૯માં આપણને ૩॥ અબજ ડોલરનું સોનું મળ્યું. હવે આપણી ચલણી નોટો તો માત્ર સાત અબજ ડોલરની છે. આપણા ૪૦ અબજ ડોલરના કરજ પેટે બીજી ઘણી મિલકતો છે. સને ૧૮૫૦માં જગતમાં સોનાનો સંગ્રહ હતો તે ૧॥ અબજ ડોલરની કિંમતનો હતો. જ્યારે ૧૯૩૯માં માત્ર એક વરસમાં આપણને ૩॥ અબજ ડોલરનું સોનું મળ્યું છે. અર્થશાસ્ત્રીઓ બિચારા માથાના વાળમાં આંગળીઓ ઘસે છે. એકે ય ઉપાય એમને સૂઝતો નથી, સોનાનું કરવું શું? સને ૧૯૩૪થી અમેરિકન ખેડૂતોએ બે અબજ ડોલરનો માલ આમદાની ઉપરાંત પરદેશોને વેચ્યો છે. એની કિંમત ખપત સોનામાં સ્વીકારી છે. દેવાળિયાઓનાં કાગળિયાંની આપણને શું કિંમત?

આપણું સોનું આપણી નોટો કરતાં ૪૦ ટકા હોવું જોઈએ. તેને બદલે આપણા સોનાની કિંમત પાસે નોટોનો ફેલાવો માત્ર ૪૦ ટકા છે. આથી આપણો ડોલર મોંઘો થઈ ગયો છે. જગતનાં વેપારી રાજ્યોનાં ચલણ પૌંડ સાથે બંધાયલાં હતાં. હવે ઘણા ખરા ડોલર સાથે જોડાયાં છે. જગતનું 'શરાફ' અમેરિકા બન્યું છે. છતાં આપણે ત્યાંથી બેકારી ગઈ નથી. આપણી બજેટ–ખાધ મોટી આવે છે. કરજ વધે છે. જગતમાં મૂલ્યાંકન માટે સોના સિવાય બીજી વસ્તુ કોઈ છે જ નહિ. એટલે મોડું વહેલું જગત આપણી પાસે સોનું ખરીદશે પરંતુ જગત એટલું રોગી બન્યું છે કે એનો ક્ષયરોગ તરત મટે તેમ નથી. છતાં આપણે કે જગતનાં બીજાં રાજ્યો સોનાની કિંમત ઘટાડવા તૈયાર નથી. બીજો કોઈ ઉપાય નથી એટલે જગતના સોનાના પ્રવાહને આપણે પાછો વાળી શકતા નથી. 'બીગડી કૌન સુધારે નાથ બીન, બીગડી કૌન સુધારે?'

☆

આવશ્યક છે પુસ્તકમાં જેમ જતુશાસ્ત્રને લગતા અનેક સત્યો, અર્ધસત્યો, ભ્રમો, વહેમો અને પગ માથા વિનાના ગપગોળા • છે તેમજ તેમા અલોપથીક સપ્રદાયના બધા જ લેખકોને ચીને ચાતીને આ પુસ્તકના લેખકે અનેક પ્રગટ હકીકતોનો ઇન્કાર કર્યો છે, એને વિષે મૌન સેવ્યુ છે અથવા તો તે હકીકતોને ટૂકામાં અને વિકૃત સ્વરૂપે રજૂ કરી, એમની મજાક ઉડાવી છે જે પુસ્તકમા આવો સાચી અને જૂઠી હકીકતોનો શભુમેળો હોય તેને વૈજ્ઞાનિક પુસ્તક કહી શકાય જ નહિ અર્ધ વૈજ્ઞાનિક અથવા સાપ્રદાયિક કહેવુ હોય તો ભલે કહો।

જતુશાસ્ત્ર એટલે જતુઓના જન્મ, જીવન, વૃદ્ધિ, ક્ષય, ખોરાક ખાસિયતો, પ્રવૃત્તિ, ઉપયોગ અથવા અનર્થ તેમ જ રોગ અને આરોગ્યની અદરના એમના કાર્યોનો અભ્યાસ એટલી અને એવી જ બીજી બાબતોનુ શાસ્ત્ર. આ શાસ્ત્ર અવસ્ય એક ઉપયોગી શાસ્ત્ર છે તેમ જ તે શાસ્ત્રને વૈદકશાસ્ત્રમા પોતાનું ચોક્કસ સ્થાન છે કેટલાક રોગો અટકાવવામા, પારખવામા અને સામાન્ય સુખાકારી સુધારવામા આ શાસ્ત્રનો આડક-તરો ઉપયોગ પણ છે

પણ જ્યારે એમ જાહેર કરવામા આવે છે કે જે જે રોગોમા જતુઓ જોવામા આવતા હોય, તે તે રોગો તે તે પ્રકારના જતુઓથી થાય છે, એમને રસીઓથી અટકાવી શકાય છે અને રક્તજલોથી મટાડી શકાય છે ત્યારે શાસ્ત્રની સીમા પૂરી થાય છે અને સપ્રદાયની સીમા શરૂ થાય છે લેખક જ્યારે રોગવાર રસીઓની હિમાયત કરે છે .ત્યારે તેઓ વૈદકનો પ્રદેશ પડતો મૂકીને ઊટવૈદના પ્રદેશમા પ્રવેશ કરે છે

જંતુવાદને તૂત માનનારો વર્ગ અસ્તિત્વ ધરાવે છે ( પ્રવેશક ) એ હકીકત લેખકની જાણ બહાર નથી પણ આ વર્ગ કોનો બનેલો છે, અભ્યાસી ઓનો કે ઊટવૈદોનો–તેમ જ આ વર્ગ જતુવાદને શા માટે તૂત માને છે, એને માટે આખાય પુસ્તકમા ક્યાય ઉલ્લેખ મળતો નથી

આ પુસ્તક વાચનાર વાંચક ઉપર પહેલેથી છે લે સુધી એવી છાપ પડે છે કે પશ્ચિમના દેશોમા એલોપથી એ એક માત્ર ચિકિત્સાનુ વિજ્ઞાન છે અને એના આત્મા જેવો જતુવાદ એ એક વિવાદાતીત વાદ છે

ખરી રીતે તો આજે પશ્ચિમના દેશોમા ઓછામાં ઓછા પાચ ચિકિત્સાના વાદો અથવા વિજ્ઞાનો છે (૧) એલોપથી અથવા વિષવાદ (૨) હોમિયોપથી અથવા સામ્યોપચાર (૩) ઇકલેક્ટીસીઝમ અથવા સમન્વયવાદ (૪) ઑસ્ટિઓપથી અને બીજી મેનીપ્યુલેશનની પદ્ધતિઓ, (૫) નેચરોપથી અથવા નિસર્ગોપચાર

જતુવાદને ધતિંગ માનનારો વર્ગ નિસર્ગોપચાર કોનો છે અને એમની એ પ્રકારની માન્યતાના મૂળમા અલોપથી તેમ જ બીજી અનેક ચિકિત્સા પદ્ધતિઓનો તુલનાત્મક અભ્યાસ છે

એલોપથીને પોતાના તત્ત્વજ્ઞાન જેવુ કે સ્થાયી સિદ્ધાતો જેવુ કશુ જ છે નહિ દર દશકે અને દર વરસે એના સિદ્ધાતો પલટાતા જાય છે અને તે જ પ્રમાણે સારવારમા પણ એટલી જ અનિશ્ચિતતા અને ચચળતા છે છતા ય આજની એલોપથીની ઇમારત નીચેના ચાર પાયાઓ ઉપર ઊભેલી છે, અને તે-વિશિષ્ટ રોગ ( specific disease ) વિશિષ્ટ કારણ ( specific cause ) વિશિષ્ટ નિવારણ ( specific cure ) અને વિશિષ્ટ વ્યાધિનિરોધ અથવા રોગરહિતતા ( specific immunity )

જરા વધુ સ્પષ્ટ કરીએ તો પહેલો સિદ્ધાંત એમ શીખવે છે કે દરેક રોગ એક બીજાથી જુદો છે ટાઈફોઈડ અને ન્યુમોનિયા, બળિયા અને મેનિન્જાઈટિસ વચ્ચે કશો જ સબધ નથી બીજો સિદ્ધાત એમ શીખવે છે કે દરેક રોગનુ કારણ જુદુ છે ટાઈફોઈડના જતુથી ટાઈફોઈડ થાય છે, મેનિન્જાઈગીસના જતુથી મેનિન્જાઈટિસ થાય છે, ડિપ્થેરિયાના જંતુથી ડિપ્થેરિયા થાય છે વગેરે ત્રીજો સિદ્ધાત કહે છે કે દરેક રોગનો ઉપાય જુદો હોવો જોઈએ ક્વિનાઈનથી મેલેરિયા મટે, ડિપ્થેરિ-યાની રસીથી ડિપ્થેરિયા મટે, ઈમેટીનથી મરડો

માટે, પ્રોન્ટોસીલથી સૂતિકાજ્વર માટે વગેરે. ચોથો સિદ્ધાંત દરેક રોગ અટકાવવા જુદા જુદા રસ્તાઓ લેવાનું શીખવે છે. બળિયા સામે બળિયાની રસી મુકાવો ટાઇફૉઈડ સામે એની રસી મુકાવો વગેરે. પણ જેની રસી મુકાવી હશે તે જ રોગ સામે રક્ષણ મળશે. જેમ કે બળિયાની રસીથી મેનિન્જાઈટિસ સામે રક્ષણ નહિ મળે કે ડિપ્થેરિયાની રસીથી કૉલેરા અથવા પ્લેગ સામે રક્ષણ નહિ મળે.

આ જ સિદ્ધાંતો ઉપર લેખકે પણ કેટલુંક લખાણ કર્યું છે. એટલે અમે એનો વધુ વિસ્તાર કરતા નથી.

બીજી બાજુ નિસર્ગોપચારનું તત્ત્વજ્ઞાન નીચે મુજબ છે.

આરોગ્ય સમ્બંધી કુદરતના કેટલાક સનાતન નિયમો છે. નિયમિત કસરત, પૌષ્ટિક ખોરાક, સૂર્યપ્રકાશ, સ્વચ્છ હવા, પાણીનો અંદર અને બહારથી ઉપયોગ, તેમ જ વ્યક્તિગત અને સામાજિક સ્વચ્છતા, આ નિયમોના પાલનથી વ્યક્તિ તેમ જ સમાજ નીરોગી રહી શકે છે. આ નિયમોના ભંગથી નીચે મુજબનાં શારીરિક પરિણામ આવે છે:

(૧) જીવનશક્તિનો ઘટાડો

(૨) જીવનકેન્દ્રો અને રસગ્રંથીઓની અવ્યવસ્થા

(૩) જીવનરસો–લોહી, લિમ્ફ વ. ની અશુદ્ધિ

(૪) જીવનરહિત દ્રવ્ય, વિજાતીય દ્રવ્ય અથવા રોગદ્રવ્યનો સંચય.

આમાંથી ચોથું પરિણામ આવે, અર્થાત્ શરીરમાં રોગદ્રવ્યનો ( Pathogen or moribd matter ) સંચય થવા માંડે, અને એ સંચય શરીરનો નાશ કરે એટલી હદે પહોંચે કે તુર્ત જ શરીર પોતાના આત્મરક્ષણ માટે પ્રબલ મલોત્સર્ગની ક્રિયાઓ શરૂ કરે છે. આ ક્રિયાઓને આપણે માંદગી અથવા ઉગ્ર રોગને ( acute disease ) નામે ઓળખીએ છીએ. આ બધી ક્રિયાઓ પાછળ એક સનાતન નિયમ કાર્ય કરી રહ્યો છે, અને તે નિયમ એ છે કે " Every acute disease is the result of the cleansing and healing effort of the Nature " કોઈ પણ ઉગ્ર રોગ એ શરીરનો સફાઈ અને મટાડ માટેનો પ્રયત્ન છે. (Dr. Henry Lindlahr M. D.)

બીજા શબ્દોમાં કહીએ તો Disease is cure: માંદગી એ જ મટાડ છે. રોગ અને એનું નિવારણ એ બન્ને જુદાં નથી.

માંદગી દરમિયાન જો મળશુદ્ધિ આંતરડા મારફતે થતી હોય તો તે ટાઈફૉઈડને નામે, ફેફસાં મારફતે થતી હોય તો તે ન્યુમોનિયાને નામે, ગળા મારફતે થતી હોય તો તે ડિપ્થેરિયાને નામે અને ચામડી મારફતે થતી હોય તો તે બળિયાને નામે ઓળખાય છે.

આ ક્રિયા દરમિયાન જંતુઓ રોગના ( રોગદ્રવ્યના ) શત્રુ તરીકે અને દરદીના મિત્ર તરીકે કામ કરી રહ્યા હોય છે. રોગદ્રવ્યના ખોરાક ઉપર તેઓ જીવે છે અને વધે છે, અને છેવટે પોતાના જ મળમૂત્રના (excretion) ઝેરથી મરી જાય છે.

આ શરીરશુદ્ધિની, મળમુક્તિની, રોગ–શાંતિની, સ્વાસ્થ્યરક્ષાની અને જીવનવૃદ્ધિની સજીવ શરીરને માટે જે પરમ પાવનકારી ક્રિયા ચાલી રહી હોય છે તેને દવાથી દબાવવી ન જોઈએ, આહારથી અટકાવવી ન જોઈએ, રસીથી ગૂંચવવી ન જોઈએ, છરીથી કાપવી ના જોઈએ કે બીજા કોઈ અજ્ઞાન–મૂલક અડપલાથી બગાડવી ન જોઈએ. ઊલટપક્ષે આ ક્રિયાને ઉપવાસથી ઉત્તેજન આપવું જોઈએ, અને જલોપચારથી આખી ક્રિયા ટૂંકી, ઝડપી અને ભયરહિત બનાવવી જોઈએ.

આપણે આગળ જોઈ ગયા તેમ જંતુઓ રોગદ્રવ્યનું પૃથક્કરણ કરી એને શરીરમાંથી સહેલાઈથી કાઢી નાખવા યોગ્ય સરળ પદાર્થોમાં ફેરવી નાખે છે. આવે વખતે ઝેરી દવાઓ અને જીવલેણ રસીઓથી જંતુઓ ઉપર હુમલો કરવાથી રોગદ્રવ્ય નિકાસ પામ્યા વિના શરીરમાં જ પડ્યું રહે છે એમાં દવાઓનાં ઝેરો ઉમેરાય છે અને પરિણામે દરદી કાં તો મરી જાય છે, અથવા તો અપંગ બને છે કે હઠીલા રોગોથી વર્ષો સુધી પીડાય છે. સાધ્ય રોગ દબાઈ જઈને કષ્ટસાધ્ય અથવા અસાધ્ય રોગ ઊભો થાય છે.

ટૂંકામા નિસર્ગોપચારનુ આ દૃષ્ટિબિંદુ છે નિસર્ગોપચાર રોગ વિષે એલોપથીથી ઊંધા ચાર સિદ્ધાંતો રજૂ કરે છે, અને તે છે રોગની એકતા, કારણની એકતા, નિવારણની એકતા અને રોગરહિતતાની એકતા (Unity of disease, Unity of cause, Unity of cure, Unity of immunity) એ એમ શીખવે છે કે રોગ એક જ છે અને તે રોગદ્રવ્ય (Pathogen or Morbid Matter) ટાઈફોઈડ અને ન્યુમોનિયા વચ્ચે જો કોઈ પણ ફરક હોય તો તે બાહ્ય લક્ષણોને છે એકમા આતરડા મારફતે સફાઈ થાય છે અને બીજામા ફેફસા મારફતે ગદકી નીકળે છે બાકી બન્નેનુ મૂળ કારણ તો વિજાતીય દ્રવ્ય છે આ છે બધા રોગોના મૂળમા રહેલી એકતાનો સિદ્ધાત

જેમ રોગ એક વિજાતીય દ્રવ્ય છે, તેમ કારણ પણ એકજ છે, અને તે ઘટેલી જીવન શક્તિ (Enervation) અને બધા રોગોનો અટકાવ પણ એક જ છે, અને તે શરીરશુદ્ધિ (Purity)

નિસર્ગોપચાર વિષે આટલી સામાન્ય માહિતી મેળવ્યા પછી આપણે મૂળ વિષય તરફ પાછા ફરીએ

" અમુક રોગો જતુઓને આભારી છે, કે એ જતુઓ પોતે રોગને લીધે દર્દીમા ઉત્પન્ન થાય છે એવા ઝગડાઓ શમી ગયા પછી જતુઓની જીવનચર્યા પર, તેમણે પેદા કરેલા રોગો પર તથા એ રોગોને અટકાવવાના ઉપાયો પર વૈજ્ઞાનિક પ્રકાશ પડતો જાય છે "

અમારે દિલગીરી સાથે જણાવવુ પડે છે કે આ વિષયને લગતા ઝગડાઓ શમી ગયા છે એમ કહેવુ એટલે આખી પરિસ્થિતિનુ ઊંધુ અને વિકૃત ચિત્ર દોરવુ સાચી હકીકત તો એ છે કે આ ઝગડાઓની શરૂઆત પાસ્તરે જતુવાદ સ્થાપ્યો ત્યારથી થઈ છે, અને એ ઝગડાઓ દિવસે દિવસે વધુ ને વધુ ઉગ્ર બનતા જાય છે

જતુઓ એ રોગનું કારણ નથી પણ પરિણામ છે એ મતનુ અનેક પુરાવાઓ સાથે આજ સુધીમાં અનેક વૈજ્ઞાનિકો અને વિશ્વવિખ્યાત દાકતરોએ સમર્થન કર્યું છે એટલુ જ નહિ પણ દિવસે દિવસે અનેક એલોપથીક દાકતરો પણ નિસર્ગોપચારનો આ મત સ્વીકારતા આવ્યા છે આ મતમાં માનનારાઓની સખ્યા દિવસે દિવસે વધતી ચાલી છે છતા ય લેખક કહે છે કે ઝગડાઓ શમી ગયા છે

આ વિષયમા અનેક અભિપ્રાયો ટાકી શકાય એમ છે વિસ્તારભયે અમે માત્ર થોડાક જ અભિપ્રાયો રજૂ કરીએ છીએ

ડૉ એલેકઝાન્ડર એમ રોસ એફ આર એસ એફ સી પી એસ પ્રોફેસર ઑફ હાયજીન એન્ડ સેનિટેશન, વાઈસ-પ્રેસિડેન્ટ ઑફ એસોસીએશન ઑફ હાયજીનીસ્ટસ ઑફ અમેરિકા મેમ્બર ઑફ ધી ઈન્ટરનેશનલ મેડીકલ કોંગ્રેસ મેમ્બર ઑફ ધી બ્રિટિશ, ફ્રેન્ચ એન્ડ અમેરિકન એસોસીએશન ફૉર ધી એડવાન્સમેન્ટ ઑફ સાયન્સ ઈત્યાદિ ઈત્યાદિ, તેઓ કહે છે કે 'હુ એમની (દાકતરો) ઉપર આક્ષેપ કરુ છુ કે એમણે 'જતુથી રોગ થાય છે' એમ કહીને વહેમ અને પાખડને ઉત્તેજન આપ્યુ છે હુ સૂક્ષ્મ કીટાણુઓના અસ્તિત્વ વિષે પ્રશ્ન ઉઠાવતો નથી, પણ એ રોગોનુ પરિણામ છે, કારણ નથી એ ભગીઓ છે, એમનુ વાજબી કાર્ય આપણા દેહની ગટરો સાફ કરવાનુ છે જ્યા જ્યા સડો, પરુ કે બગાડ હોય ત્યા ત્યા આ નાનકડા જીવનરક્ષકો જઈને મારણ સફાઈ ને શુદ્ધિનુ કાર્ય કરે છે એ કચરાની અને સડતા પ્રાણીજ પદાર્થની મિજબાની ઉડાવે છે એક ઉપયોગી હેતુ સિદ્ધ કરવા માટે એ કલ્યાણપ્રદ મદદગારો છે "

અર્વાચીન શરીરશાસ્ત્રીઓનો શિરોમણી જર્મન વૈજ્ઞાનિક પ્રો શીરખો (Virchow) જેનું કોષને શરીરનો એકમ માનીને રચાયલુ વિકૃતિવિજ્ઞાન (Cellular Pathology) દરેક દરેક એલોપથિક દાકતરને મજૂર છે, તે પણ જણાવે છે કે જતુઓ એ રોગનુ કારણ નથી પણ પરિણામ છે

ડૉ એલ્મર લી (એમ ડી) જેણે મેકનીકૉફ અને કોકના ચરણો પાસે બેસીને વર્ષો સુધી

જંતુવાદનું અધ્યયન કર્યું અને ત્યારપછી નિસર્ગોપચારનો અભ્યાસ કર્યો તે હવે દુનિયાને જણાવે છે કે જંતુઓ રોગનું પરિણામ છે તેમ જ રોગની એકતાનો સિદ્ધાંત એ જ માત્ર સાચો સિદ્ધાંત છે. અને જ્યારે ત્યારે વહેલા મોડા બધા જંતુવાદીઓને એ સિદ્ધાંત સ્વીકાર્યે જ છૂટકો છે.

ડૉ. હેન્રિ લીન્ડલેર (એમ. ડી) પોતાના નેત્રનિદાન વિષેના પુસ્તકમાં ભારપૂર્વક જણાવે છે કે ક્ષયરોગનું કારણ ક્ષયનો જંતુ નથી. એ તો કેવળ પરિણામ છે.

આ મતનું સમર્થન કરવા માટે જો અભિપ્રાયો ટાંકવાના હોય તો હજાર જેટલા એમ. ડી. ઓના અભિપ્રાયો સહેલાઈથી ટાંકી શકાય એમ છે. એટલે ઝગડાઓ શમી ગયા છે એ વાત વાહિયાત છે.

ત્રીજા પ્રકરણની શરૂઆતમાં આપણને જણાવવામાં આવે છે કે, "જંતુશાસ્ત્રની શરૂઆતના વખતમાં કેટલાએક હર્ષઘેલાઓનો એવો મત હતો કે બધા રોગો જંતુઓને આભારી છે. એનાથી ઊલટો એવો મત પણ પ્રચારમાં આવ્યો કે શરીરમાં, રોગોના પરિણામ રૂપે જંતુઓ નજરે પડે છે, તેઓ કંઈ રોગનું મુખ્ય કારણ નથી. હોઈ ન શકે. કહેવાની ભાગ્યે જ જરૂર છે કે આ બન્ને મતો ખોટા છે. કેટલાએક રોગો જંતુઓને આભારી છે, અને કેટલાએક નથી. રોગને પરિણામે શરીરમાં જંતુઓ ઉત્પન્ન થતા નથી. આ પ્રશ્નની ચર્ચા આગળ આવતાં બે પ્રકરણોમાં કરી છે. જંતુશાસ્ત્ર પણ, વિજ્ઞાનની બીજી શાખાઓ માફક અવલોકન, અનુમાન અને પ્રયોગના પાયા પર પોતાનાં વિધાનો રચે છે. અને મનુષ્યબુદ્ધિને ગમ્ય એવાં પ્રમાણોને આધારે જ આગળ વધે છે. એ ધતિંગો ચલાવતું નથી કે ઇંદ્રજાળો રચતું નથી!!"

આ લખાણમાં જે "કેટલાએક હર્ષઘેલાઓ" નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેઓ બીજા કોઈ જ નહિ પણ પાસ્તર અને તેના ચેલાઓ જ હતા. એમનો મત દિવસે દિવસે ખોટો ઠરતો જાય છે. જ્યારે બીજી બાજુ જંતુઓ રોગના પરિણામ રૂપે છે એ મતને આજ સુધી કોઈ ખોટો ઠરાવી શક્યું નથી. તેમ જ આ મત ઉપર રચાયલી સૌ રોગોની સરખી સારવારમાં દોષ ક્યાં છે તે કોઈ શોધી શક્યું નથી.

## જંતુવાદે ચલાવેલાં ધતિંગો.

લેખક જ્યારે જણાવે છે કે જંતુવાદ ધતિંગો ચલાવતો નથી ત્યારે અમારી તાજુબીનો પાર રહેતો નથી પાસ્તરે કૂતરામાં હડકવા પેદા ન થાય એને માટે રસી બનાવવાનું આપેલું વચન આજ દિન સુધી કોઈ જંતુવાદી પાળી શક્યો નથી. એ ઉપરાંત પાસ્તર કહેતો હતો કે એની હડકવાની રસી વાઈ-ફેફરૂં (Epilepsy) મટાડી દેશે! શરીરશાસ્ત્ર અથવા રોગશાસ્ત્રનું જે માણસને લેશ માત્ર ભાન છે તે પાસ્તરના આવા હાસ્યાસ્પદ દાવાથી રમૂજ પામ્યા વિના નહિ રહે. છતાં ય એના જમાનાના ભોળા દાક્તરો એ ફ્રેંચ કેમિસ્ટના શબ્દોને વેદવાક્ય માની લેતા હતા.

મેકનીકોફ ફળોને ખળખળતા પાણીમાં બોળીને ખાવાની સલાહ આપતો અને એના કારણમાં એમ જણાવતો કે તેમ કરવાથી કેન્સરના જંતુઓ મરી જાય છે!! આ જંતુગાંડા કેમિસ્ટના જમાનાથી આજ સુધીમાં એક પણ જંતુવાદી કેન્સરનો જંતુ ખોળી શક્યો નથી. તેમ જ કેન્સર એ કોઈ પણ રીતે ચેપી અથવા સંસર્ગજન્ય રોગ છે એમ સિદ્ધ કરી શક્યો નથી. જો કે આ દિશામાં પ્રયાસો કરવામાં કાંઈ જ બાકી રાખવામાં આવ્યું નથી.

કોકે જ્યારે પોતાનો ક્ષયને માટે રામબાણ મનાતો ટ્યુબરક્યુલીન નામનો ઉપાય શોધી કાઢ્યો ત્યારે તેને માટે કેવી કેવી પરીકથાઓ જોડાઈ હતી, અને કેવા કેવા વાહિયાત અને હાસ્યાસ્પદ દાવાઓ કરવામાં આવ્યા હતા એ હકીકતથી લેખક અજાણ તો નહિ જ હોય એમ અમે માનીએ છીએ, છતાં ય એ એક ઐતિહાસિક સત્ય છે કે આ જંગલી ઉપાયથી આજ સુધીમાં એક પણ દર્દનો ક્ષય મટ્યો નથી. જ્યારે ઊલટપક્ષે એ હળાહળથી અસંખ્ય લોકો કમોતે મૂઆ છે. આ રસીથી એક

પણ દર્દીનો રોગ મટયા પહેલા એને વિષે એટલો બધો તો વ્યવસ્થિત શોરબકોર કરી મૂકવામા આવ્યો હતો કે એને આધારે દુનિયાના દેશદેશમાથી દાક્તરોએ ઘણા મોટા પાયા ઉપર આ રસી મગાવી, હજારો દર્દીઓને કમોતે માર્યા અને ત્યારપછી આખો ઊવડતા એનો ઉપયોગ ઓછો કરી નાખ્યો પણ હજી બધ તો નથી જ કર્યો

ડૉ એહરલીક (જેનુ નામ જેની શોધ કરતા ઘણુ સારુ છે, કારણ કે જર્મન ભાષામા એહરલીક શબ્દનો અર્થ પ્રામાણિક એવો થાય છે) જ્યારે સાલ્વર્સન શોધી કાઢયુ ત્યારે તેણે જગતને ખાતરી આપી હતી કે માત્ર એનુ એક જ ઇન્જેકશન લેવાથી સિફિલિસ કાય મને માટે મટી જશે પણ ત્યારપછી એકના બે ઇન્જેકશન થયા એના ત્રણ થયા અને આ ઇન્જેકશન જે પારાનું સ્થાન લેવાનો દાવો કરતુ હતુ, તે જ સિફિલિસ મટાડવામા એટલુ પાગળુ જણાયુ કે એને ફરીથી પાછો પારાને પોતાની મદદે બોલાવવો પડયો અને સાથે સાથે બીસમથ અને આયોડાઈડ્ઝનો ઉપયોગ દર્દીઓ અને જન્તુઓ મારવા માટે શરૂ થયો ! આ પછી શોધાયેલું નીઓ સાલ્વર્સન અથવા ૯૧૪ એ ૬૦૬ ના મોઢામાં થૂકે એવુ જ ભયકર ભૂત છે

આ તો માત્ર થોડાક દેખીતા દાખલા આપ્યા છે બાકી તો દિવસ ઊગ્યે અનેક ઝેરી રસાયણો, સીરમો, વેકસીનો અને એન્ટીટોકસીનો તેમજ બીજી અસખ્ય અજાણનાઓ કહેવાતા જન્તુજન્ય રોગોને અટકાવવા અથવા મટાડવા માટે બહાર પડે છે અને અનેક ભોળા લોકોના ખીસ્સા કાપે છે આમાની એક પણ બનાવટ વાસ્તવિક હકીકતોની કસોટી ઉપર ટકી શકે એવી હોતી નથી છતા ય દાક્તરો લોભને અગે એના ઇન્જેકશનો આપ્યે જાય છે અને દર્દીઓ વહેલા સાજા થવાની આશામા તે લીધે જાય છે

જન્તુવાદ વિષે ઈ સ ૧૮૮૦ થી ૧૯૩૯ સુધી લખાયેલા ગ્રથો ઉપર જો નજર નાખી જવામાં આવે તો સહેજ પણ સશય વગર જાણી શકાય કે આ અર્વાચીન અધકચરા વાદે કેટલી ઇંદ્રજાળો ઊભી કરી છે

## પાસ્તર વિરુદ્ધ બીકેમ્પ

આખા ગ્રે પુસ્તકમા બીકેમ્પ વિષે કે એના પ્રયોગો શોધખોળ કે સિદ્ધાતો વિષે એક પણ અક્ષર નથી એ ખરેખર નવાઈભર્યું છે, આજે જ્યારે જગતના મોટા મોટા પાસ્તરવાદીઓ પણ બીકેમ્પના સિદ્ધાતોની સર્વોપરિતા સ્વીકારતા ચાલ્યા છે ત્યારે તેના વિષે મૌન સેવવામા લેખકનુ અજ્ઞાન જવાબદાર છે કે ઉપેક્ષા એ અમે સમજી શક્યા નથી જો બીકેમ્પના સિદ્ધાતોનો એમણે વિગતવાર અને પૂર્વગ્રહ વિના અભ્યાસ કર્યો હોત તો જતુ એ રોગનુ પરિણામ છે એ સિદ્ધાતને એક કલમને ઝપાટે ઉડાવી દીધો ના હોત એનોપથીની ઉગ્ર રોગોની સારવાર પાસ્તર, મેકનીકૉફ, કૉક, બેહેરીંગ, અને એહરલીક જેવા કેમીસ્ટો અને કીડાવાદીઓના સિદ્ધાતો ઉપર રચાયેલી છે બીજી બાજુ નિસર્ગોપચારની ઉગ્ર રોગોની સારવાર બીકેમ્પ, પ્રિસનિટ્ઝ, કુહને, ક્નાઈપ, બી ઝ અને લીન્ડલેરના સિદ્ધાતો ઉપર રચાયેલી છે

વાચકોની સરળતા ખાતર બીકેમ્પના સિદ્ધાતો નીચે ટૂકામા રજૂ કરવામા આવ્યા છે

એનોપથીક શરીરશાસ્ત્ર મુજબ કોષ એ જીવનનો નાનામા નાનો એકમ છે બીજી બાજુ બીકેમ્પનો સિદ્ધાત એમ છે કે, કોષ પણ પોતાનાથી અનેક ગણુ નાના એવા અસખ્ય પરમાણુઓનો બનેલો છે આ પરમાણુઓને એણે માઈક્રોઝીમા (Microzyma) એવુ નામ આપ્યુ આ માઈક્રોઝીમા જીવનનો છેવટનો એકમ છે યોગ્ય પરિસ્થિતિની અદર આ માઈક્રોઝીમાનો વિકાસ સજીવ શરીરના નાનકડા કોષોમા થાય છે બીજી બાજુ અયોગ્ય પરિસ્થિતિની અદર અર્થાત મૃત દેહોમા અથવા તો રોગદ્રવ્યથી ભરેલા શરીરોમા આ માઈક્રોઝીમાનો વિકાસ જન્તુઓમા અને પેરેસાઇટોમાં થાય છે પાસ્તર જન્તુઓને કારણ વિહીન કારણ માનતો અને તેઓ ઇશ્વરની પેઠે

સ્વયંભૂ હશે એમ સમજતો. બીજી બાજુ બીકેમ્પે એ સિદ્ધ કર્યું કે કોષ અને જંતુ એ બન્નેનું મૂળ કારણ માઈક્રોઝીમા છે, અને એ રીતે જીવન વિરુદ્ધ જંતુના દ્વૈતવાદને એણે અદ્વૈતવાદમાં ફેરવી નાખ્યો. આ રીતે પાસ્તરના તત્ત્વજ્ઞાનમાં ખૂટતા અનેક અંકોડાઓ આ શોધથી મળી ગયા. જંતુવાદ વિષે ગમે એટલું પાંડિત્યપૂર્ણ લખાણ કર્યા પછી પણ એના આચાર્યો એ સમજાવી શકતા નથી કે કોઈ પણ રોગનો પહેલો કેસ શી રીતે થયો? એક માણસને મેલેરિયા થયો હોય એને કરડેલો મચ્છર બીજાને કરડે એટલે જો એની જીવનશક્તિ નબળી હોય અને શરીરમાં સારા પ્રમાણમાં રોગદ્રવ્ય હોય તો તેને પણ મેલેરિયા થાય. આ હકીકતથી મેલેરિયાના ફેલાવાની કૂંચી હાથ આવે છે. પણ એની ઉત્પત્તિ વિષે કશો જ પ્રકાશ પડી શકતો નથી.

**મેલેરિયા, પીળો તાવ, બળિયા, ગોનોરિયા, સિફિલિસ કે બીજા કોઇ પણ ચેપી રોગનો પહેલો કેસ ક્યાંથી થયો?** પહેલા દર્દીએ કોની પાસેથી ચેપ મેળવ્યો?

બીકેમ્પનો સિદ્ધાંત આ પહેલા કેસનો ખુલાસો કરે છે. ડૉ. લીન્ડલેરના પુત્રને જ્યારે બળિયા નીકળ્યા ત્યારે આખા શિકાગોમાં બળિયાનો એક પણ કેસ નહોતો. ગુજરાતમાં એક જણને થયેલા પીળા તાવનો કેસ હું સારી રીતે જાણું છું. તે વખતે આખા મુંબઈ ઈલાકામાં એક પણ પીળા તાવનો કેસ નહોતો.

એલોપથી એક બાજુ જીવન વિરુદ્ધ જંતુનો વાદ રજૂ કરે છે અને વળી એમ કહે છે કે શરીર જબરું હોય તો જંતુઓ ફાવતા નથી શરીર નબળું હોય તો એ ફાવી જાય છે. ત્યારે વળી એક નવો ગોટાળો ઉત્પન્ન કરે છે. આખા યે પુસ્તકમાં તેમ જ બીજા કોઈ પણ એલોપથીક ગ્રંથમાં રોગદ્રવ્યનું (Disease-Matter, Pathogen or Morbid Matter) અસ્તિત્વ સ્વીકારવામાં આવતું નથી. અને એને પરિણામે અનેક કોયડાઓ અણઉકલ્યા રહી જાય છે તેમ જ તેમને અનેક પરસ્પર વિરોધી વિધાનો કરવાં પડે છે. પાસ્તર પ્રાણીના શરીરને દારૂના પીપ સાથે સરખાવતો, પણ એ એનો ભ્રમ હતો, જે સરખો કરવા માટે મેકનીકોફને ફેગોસાઈટોસીસની શોધ જાહેર કરવી પડી અને એણે મનુષ્ય શરીરને કુરુક્ષેત્ર સાથે સરખાવ્યું. લોહીનાં જે શ્વેત કણોને પાસ્તર મૃત અણુઓ માનતો હતો તેને જ તેના પટ્ટ શિષ્યે સજીવ, બુદ્ધિમાન અને જંતુઓના શત્રુઓ તરીકે વર્ણવ્યા.

ત્યારપછી સર આલ્મરૉથ રાઈટ અને ડૉ. બુલોશે ઑપ્સોનીન અથવા કુદરતી એન્ટીટૉક્સીનો લોહીમાં શોધી કાઢ્યાંનો દાવો કર્યો એટલે જંતુવાદનું તત્ત્વજ્ઞાન દાક્તરોના મત મુજબ સંપૂર્ણ બન્યું.

પણ આગળ જણાવ્યા મુજબ આ તત્ત્વજ્ઞાનમાં ઘણા અંકોડાઓ ખૂટે છે. સૌથી પહેલું જંતુઓનું કારણ શું છે. તે આપણને સમજાવવામાં આવતું નથી. બીજું, કોઈ પણ રોગનો પહેલો કેસ શી રીતે થયો તેને વિષે આપણને ખુલાસો મળતો નથી. જો ઉંદર ઉપરના ચાંચડ માણસને કરડવાથી એને પ્લેગ લાગુ પડતો હોય તો મૂળ ઉંદરને પ્લેગ ક્યાંથી લાગુ પડ્યો? ત્રીજું, જો એક ચોક્કસ જાતના જંતુમાં ચોક્કસ પ્રકારનો રોગ ઉત્પન્ન કરવાની શક્તિ હોય તો તેની અસરો જુદાં જુદાં પ્રાણીઓમાં જુદી જુદી શા માટે દેખાવી જોઈએ? દા. ત. એક્ષેકસ સાથે સંકળાયલો જંતુ પશુઓમાં બરોળનો તાવ ઉત્પન્ન કરે છે અને મનુષ્યશરીર ઉપર ચામડી ઉપર ફોલ્લાઓ ઉત્પન્ન કરે છે. ચોથું, પ્રયોગશાળાઓમાં જે જનાવરોને જુદા જુદા પ્રયોગો માટે રોગો લાગુ પાડવામાં આવે છે તે કદી હવામાંથી જંતુઓ પકડીને લાગુ પાડવામાં આવતા નથી. પણ રોગી જનાવરોના શરીરમાંથી રોગી પદાર્થો કાઢીને તેમનાં ઇન્જેક્શનો આપીને રોગ લાગુ પાડવામાં આવે છે. પાંચમું, લેખકે કોકના જે ચાર નિયમો (પાન ૪૨ મું) આપ્યા છે, એમને સાચા સિદ્ધ કરવાનું કામ ઘણું જ દુર્ઘટ છે. અને આ હકીકત ઘણા એલોપથો નિખાલસપણે કબૂલ કરે છે. એમનું એક વિશ્વવિખ્યાત પત્ર "Lancet" (March-20, 1909) જણાવે છે કે "It must be ack-

nowledged that all these postulates are complied with very rarely indeed if ever એટલે જ્યા ખુદ એમના જ નેતાઓનો અનુભવ પરસ્પર વિરોધી છે ત્યા એ નિયમોને શાશ્વત નિયમનો તરીકે ઠોકી બેસાડાય નહિ.

લેખકે દાખના તરીકે ક્ષય લીધો છે પણ આ રોગ એના જતુથી થાય છે કેમ એ પ્રશ્ન જ અતિશય વિવાદાસ્પદ છે। ક્ષય રોગમા રોગ શરૂ થઈ ગયા પછી જ એના જતુઓ ઘણા મોડા માલમ પડે છે એટને એના જતુને એ રોગનુ કારણ શી રીતે માની શકાય ? એ જ મુજબ અસખ્ય નીરોગી લોકોના ગળામા પણ એના જતુઓ જોવાના મળે છે। ફ્રાન્સની સરકારે ક્ષયનુ કારણ શોધી કાઢવા માટે નીમેના એક સુવિખ્યાત દાક્તરે રોમમા ભગ થલી ઈન્ટરનેશનલ ટયુરકયુલોસીસ કોગ્રેસ આગળ જાહેર કર્યું હતું કે એણે તપાસેલા નિશાળમા ભણતા બધા બાળકોમાથી ૮૫ ટકા બાળકોના ગળામા ક્ષયના જતુઓ હતા !!!

ડૉ એચ. ડબ્લ્યુ હોજ (એમ ડી) જણાવે છે કે 'મારી ૩૦ વર્ષની ઘણી જ બહોળી પ્રેક્ટિસ દરમિયાન મારી પાસે જેટલા જેટલા ક્ષયના દરદીઓ આવ્યા છે તે બધાનો ઇતિહાસ મે કાળજીપૂર્વક તપાસ્યો છે અને એટના અનુભવ પરથી હું નિર્ણય ઉપર આવ્યો છુ કે ક્ષય સસર્ગજન્ય (contagious) ચેપી (Infectious) અથવા તો એક સ્થળેથી બીજે સ્થળે જઈ શકે તેવો (communicable) રોગ નથી

એટલે ક્ષયરોગથી અથવા તો બીજા કોઈ પણ રોગથી કોકના ચાર નિયમો સાચા સિદ્ધ થઈ શકતા નથી

રોગ એ અકસ્માત છે એમ અનોપથી માને છે છતા ય એમને અકસ્માત શાસ્ત્રમા આસ્થા નથી એમ તેઓ સમજાવવા મથે છે એને લઈને જ આ શાસ્ત્રમા અસખ્ય ગૂચવાડાઓ અને પરસ્પર વિરોધી વાતો ભરાઈ ગઈ છે।

પુસ્તકની અદર પ્રકરણે પ્રકરણે અને પાને પાને અનેક વિવાદાસ્પદ વિધાનો છે દાખના તરીકે ડિપ્થેરિયા વિષે લેખક કહે છે કે જતુવિદ્યાના ઇતિહાસમા આ રોગ પરની થયેલી શોધખોળ બહુ અગત્યનુ સ્થાન ધરાવે છે કારણ કે એ શોધખોળના પ્રતાપે દર વર્ષે હજારો બાળકોને મોતના પજામાથી છોડાવી શકાય છે જે લોકો જતુઓને તથા જતુજન્ય રોગોને એક પ્રકારનુ ધતિંગ ગણે છે તથા રસીની સારવાર સામુ જોવાની દરકાર નથી કરતા તેમને એ રોગની શોધખોળ પરથી સરસ શિખામણ મળી છે આ લીટીઓ જો ડિપ્થેરિયાની રસીની છાપામા આપેની જાહેર ખબરમા જોવામા આવી હોત તો તેની વિરુદ્ધમા કશુ કહેવાનુ ન હતું પણ શાસ્ત્રીય પુસ્તકમા આવી હવાઈ વાતો શોભતી નથી ડિપ્થેરિયા વિષે આજ સુધી થયેલી શોધખોળથી જો કોઈને શિખામણ લેવાની હોય તો તે રસી ગાડા ઝનૂની દાક્તરોને અને નહિ કે તેના વિવેકશીલ વિરોધીઓએ એકના અમેરિકામા દર સાલ ૧૨ ૦૦૦ બાળકો ડિપ્થેરિયાથી મરી જાય છે

એટલા ઉપરથી જ કેટલી મોટી સખ્યા આ રોગનો ભોગ બનતી હશે તેનો આપણે ખ્યાલ કરેો રહ્યો. ડિપ્થેરિયાની રસી એક ભયકર રસી છે એનાથી લમ્બો ગાડપણ અને હૃદયના રોગો થવાનો ઘણો સભવ છે વદકીય ક્ષેત્રની અદર ચિકિત્સા વૈજ્ઞાનિક હોવી જોઈએ એવો જેમનો જેમનો આગ્રહ છે તે બધા આ રસીનો વિરોધ કરે છે બેહેરીગે જ્યારથી આ સડેલી રસી શોધી કાઢી ત્યારથી જ એની ઉપર સતત વૈજ્ઞાનિક ટીકાઓનો મારો શરૂ થઈ ચૂકયો છે અને આ મારો ચલાવનાર નિસર્ગોપચારકોનુ દૃષ્ટિબિંદુ સાચુ છે એમ દિવસે દિવસે પુરવાર થતુ ચાલ્યુ છે જર્મનીમાથી અને દુનિયાના બીજા અનેક દેશોમાથી હજારો દવાવાદી દાક્તરોએ આ રસીને રુખસત આપીને તેનુ સ્થાન જલોપચારને આપવા માડયુ છે હિટલરે આસ્ટ્રિયા લેતા પહેના ત્યાની સરકારે એક ખાસ મુસદ્દો પસાર કરીને દાક્તરોને આ ભયકર રસી વાપરવાની મનાઈ

કરી છે. વિક્ટોરીયા, ઑસ્ટ્રેલીયાના આરોગ્ય ખાતાનાં પ્રધાન ડૉ. હેરીસે જાહેર રીતે એકરાર કર્યો છે, કે એ પોતાના બાળકને ડિપ્થેરિયાની પ્રતિબંધક રસી નહિ મુકાવે અને આરોગ્ય ખાતાના પ્રધાન તરીકે કોઈ માબાપને એ રસીની હિમાયત નહિ કરે.×

શિખામણ કોણ લઈ રહ્યું છે? આ રસીના વિરોધીઓ કે હિમાયતીઓ?

જ્યોર્જ વૉશિંગ્ટન શાથી મરી ગયો? ડિપ્થેરિયાથી કે એના દાક્તરોએ એની ઉપર કરેલા આસુરી રક્તપાતથી?

આ જ રીતે દરેકે દરેક રોગને લગતા પ્રકરણની અંદર અનેક અધકચરી હકીકતો રજૂ કરવામાં આવેલી છે. આખું પુસ્તક વાંચતાં જંતુવાદ એ કેવો દેવાળિયો વાદ છે એનો આપણી નજર સામે તાદૃષ્ય ચિતાર ખડો થાય છે. પોણી સદીનો અસંખ્ય વ્યક્તિઓનો પ્રખર પુરુષાર્થ, પરાર્ધો રૂપિયાનું ખર્ચ, અગણિત જનાવરો અને દર્દીઓની રિબામણી પછી જંતુવાદે આપણને કેટલા વિશ્વાસપાત્ર અને સચોટ ઉપચારો આપ્યા છે!!.

લેખકે આપેલા પચાસ રોગના વર્ણનમાંથી પૂરા પાંચ રોગ પણ એવા નથી કે જેના સારા સેનિટેશન સિવાય વિશ્વાસપાત્ર ઉપાયો કે અટકાવો હાથ લાગ્યા હોય. અને જે ઉપાયોને લેખક અકસીર તરીકે વર્ણવે છે તેવા હડકવાની રસી જેવા ઉપાયો ઉપર જંતુવાદીઓ અને અજ્ઞાન જનસમૂહ સિવાય કોઈ દેખતો માણસ વિશ્વાસ મૂકતો નથી.

× The Argus, 30th May 1935.

જંતુવાદની આટલી કરુણ નિષ્ફળતા પછી પણ ચિકિત્સાના ક્ષેત્રમાં વધારે શાસ્ત્રીય દૃષ્ટિ રાખવાનું દાકતરો હજુ શીખ્યા નથી એ ઓછા દુઃખની વાત છે?

એક બાજુએ જ્યારે જંતુવાદ રોગનિવારણના ક્ષેત્રોમાં સદંતર નિષ્ફળ નીવડ્યો છે, ત્યારે એણે પ્રજાનું એક મોટું અહિત તો એ કર્યું છે કે જંતુ એ જ રોગનું કારણ છે અને રસીઓ એ જ એનું નિવારણ છે એવી જૂઠી માન્યતા લોક સમાજમાં ફેલાવીને એણે હોમિયોપથી, અને નિસર્ગોપચાર જેવી પ્રગતિશીલ પદ્ધતિઓનો રસ્તો રૂંધી લીધો છે. આખા પુસ્તકની અંદર જંતુવાદની સિદ્ધિઓ વિષે અનેક જૂઠા દાવાઓ કરવામાં આવ્યા છે. પણ હોમિયોપથીએ કોલેરાના મરણપ્રમાણમાં કરેલા ઘટાડા વિષે અને ટાઈફોઈડની ચિકિત્સામાં નિસર્ગોપચારે આણેલી પ્રચંડ ક્રાન્તિ વિષે લેશ માત્ર ઇશારો કરવામાં આવ્યો નથી.

અમે આ લેખની શરૂઆતમાં જણાવી ગયા તેમ આ પુસ્તકના અનેક સારાં અંગો હોવા છતાં ય સામાન્ય જનસમાજમાં આ પુસ્તકના પ્રચારથી અનેક હાસ્યાસ્પદ વહેમોનો પ્રચાર થશે અને અનેક પાખંડો પ્રતિષ્ઠા પામશે. આ પ્રકારની એની ઉઘાડી અને અસંત ખામીઓ છતાં આ દિશામાં આ પહેલો પ્રયત્ન હોવાથી અમે એને આવકારીએ છીએ અને આશા રાખીએ છીએ કે આવતી આવૃત્તિમાં લેખક આ વિષયની બીજુ બાજુનો પણ પૂર્વગ્રહ વિના અભ્યાસ કરી આવશ્યક સુધારા વધારા કરશે.

☆

# હોલેંડ

યુરોપનો આ મહિનો ——— શ્રી. 'તજ્જ્ઞ'

## યુરોપના નાના રાજ્યો સ્વાહા

છેલ્લા થોડા મહિનાઓમા જે મોટુ પરિવર્તન યુરોપના નકશામા થયું છે તેવુ એના જ સમયમા ક્યારે પણ થયુ નથી સૌથી પ્રથમ જર્મનીએ નિમિષ માત્રમા ઑસ્ટ્રિયા લઈ લીધુ એ પછી સ્પેનમા બળવો થઈ એ રાજ્ય જર્મની અને ઇટાલીની અસર અને લાગવગ નીચે આવ્યુ ત્યારપછી મ્યુનિકના કરારો નીચે દોઢ કરોડની વસ્તીવાળુ ઝેકોસ્લોવેકિયા જર્મનીએ હસતા હસતા લઈ લીધુ સ્લોવેકિયા જર્મનીના ચક્રવર્તીપણા નીચે રહ્યુ હંગરી ઇટાલીની લાગવગ નીચે ગયુ સાડા ત્રણ કરોડની વસ્તીવાળુ પોલાંડ જર્મનીના ગરુડ અને રશિયાના રીંછે વહેંચી લીધુ રશિયાના સામ્યવાદીઓએ લીથુનિયા લેટવિયા અને એસ્ટોનિયાના ત્રણ રાજ્યોને પરાધીન બનાવ્યા ફિન્લેંડ બહાદુરીથી ત્રણ માસ સુધી લડ્યુ પણ છેવટે રશિયાની પરાધીનતા એના નસીબમા ચોંટી ઓચિંતા એક સવારે જર્મનીએ ડેન્માર્કના સમૃદ્ધ દેશને પોતાને શરણે આવવા ફરજ પાડી નોર્વે દશ દિવસમા જર્મનીએ જીતી લીધુ નાની અંગ્રેજી સેનાને પાછુ હઠવુ પડ્યુ અંગ્રેજી કાફલાના સહકારને લીધે જર્મન કાફલાને સખત નુકસાન પહોંચ્યુ છતા નોર્વે જર્મન અધિપત્ય નીચે આવી ગયુ

## હજી જર્મનીની એ જ નીતિ છે

વાત વાતમા એક ધડાકામા જર્મન સૈન્યે લક્ષ્મબર્ગનું નાનું રાજ્ય લઈ હોલાંડનુ સમૃદ્ધ રાજ્ય પોતાની સેનાઓથી ભરી દીધુ ઇંગ્લેંડ અને ફ્રાન્સનો સહકાર ફત્તેહથી નીવડ્યો નહિ અને બેલ્જિયમમાં ભયંકર યુદ્ધો થયા એક પછી એક એક કિલ્લાઓ અને શહેરો જર્મનીના હાથમા પડવા લાગ્યા મિત્ર રાજ્યો અને બેલ્જિયમના સૈન્યોને પાછુ હઠવુ પડ્યુ છે બેલ્જિયમ ꠲ ભાગ જર્મનોના હાથમા આવ્યો છે બેલ્જિયમના રાજા લિઓપોલ્ડે પાંચ લાખના સૈન્ય સાથે શસ્ત્રો નીચે મૂકી દીધા છે પણ સરકાર અને પ્રજાએ રાજાના એ કાર્યને ધુત્કારી કાઢેલ છે એટલે ત્યાની યુદ્ધસ્થિતિ ચાલુ છે ફ્રાંસની ભૂમિ ઉપરે બેલ્જિયમના દ્વારથી જર્મન સૈન્ય પ્રવેશ્યુ છે ત્યા ખૂનખાર લડાઈ ચાલુ છે ફ્રાંસનો કેટલોક પ્રદેશ જર્મનોએ કબજે કર્યો છે બીજા નાના રાજ્યોને ચાવી જવાની એની નીતિ ચાલુ છે રશિયાની દરમ્યાનગીરીથી ફિનલેંડ બચ્યુ છે પરતુ તેનો જીવ હજી અદ્ધર છે ઇટાલીએ આઠ માસ ઉપર આલ્બેનિયા લીધુ હતું હવે યુગોસ્લોવેકિયા ઉપર નજર છે જ્યાથી ગ્રીસ અને તુર્કી ઉપર આક્રમણ થઈ શકશે રોમાનિયા પણ થરથરે છે યુરોપના ૩૨ રાજ્યોમાથી આ યુદ્ધની આખરીએ ઘણા થોડા જ મહારાજ્યો રહેશે નાના રાજ્યો મોટાઓની દાઢોમા ચવાઈ જશે

## હોલાંડ અથવા નેધરલેંડ

નેધરલેંડ અને હોલાંડ એ ડચ લોકોનો પ્રદેશ છે એનું ક્ષેત્રફળ માત્ર ૧૨૫૭૦ ચોરસ માઈલનુ છે એની વસ્તી ૮૩ લાખની ગણાય છે તેમા ૪૧૨૩૭૮૮ (૪૧ લાખ) માણસો અને ૪૧૬૬૫૪૧ (૪૧ લાખ) સ્ત્રીઓ છે એના મુખ્ય શહેરોમા આમસ્ટર્ડામની વસ્તી ૭૭૮૪૪૨ રોટરડામની ૫૮૭ ૦૧ અને હેગની વસ્તી ૪૬૯૧૬ માણસોની છે રાજ્યકુટુંબ અને વસ્તીનો મોટો ભાગ સુધરેલા પ્રોટેસ્ટંટ ધર્મનો છે છતાં ત્રીજો ભાગ રોમન કેથોલીક સપ્રદાયનો છે આખા દેશમા પ્રાથમિક શિક્ષણ ફરજિયાત છે ૮૩ લાખની વસ્તીમા દશ હજાર સ્કુલોમા પચાસ હજાર શિક્ષકો ૧૫ લાખ બાળકોને શીખવે છે દેશમા ૮૩ ટકા પ્રજા ભણેલી છે ડચ લોકો ભારે સ્વદેશાભિમાની ઉદ્યોગી પરસ્પર સહકારી બુદ્ધિમાન, સરકારી અને ધનવાન ગણાય છે તેઓ

વિદ્યારસિક અને વાંચનપ્રિય છે. ત્યાં પાંચ યુનિવર્સિટીઓમાં ૧૦ હજાર વિદ્યાર્થીઓ ભણે છે. બીજી પણ અનેક જાતની હુન્નર ઉદ્યોગની શાળાઓથી દેશ ઊભરાય છે.

### હોલાંડનું અર્થશાસ્ત્ર

હોલાંડના લોકોનું રાજ્ય પ્રજાતંત્ર ઉપર ચાલે છે. રાણી વિલ્હેમિના જો કે સમ્રાજ્ઞી છે છતાં તે બંધારણપૂર્વક શાસન કરે છે. હોલાંડ પોતાના ગરીબો માટે દર વરસે ૧૧ કરોડ ગીલ્ડર* ખર્ચે છે. એ રાજ્યમાં દર્દી, અશક્ત, વૃદ્ધ બાળકો અને બેકારોને નિભાવવાની વિશાળ યોજનાઓ છે. પ્રજાની સુખ-શાંતિ અને કલ્યાણ માટે ભારે પ્રમાણમાં યોજનાઓ રાજ્ય અને પ્રજાએ સ્વીકારી છે. હોલાંડની પેદાશ આવકવેરો, આયાતકર, દારૂ ઉપરના કરો, વગેરે સાધનોથી થાય છે. માત્ર દારૂ ઉપરના કરથી જ ૨૫ કરોડ ગીલ્ડર પેદા થાય છે. હોલાંડની કુલ પેદાશ સને ૧૯૩૫ માં ૫૦ કરોડ ગીલ્ડરની હતી. ખર્ચ ૭૩ કરોડનું હતું. બજેટમાં ખાધ રહેતી આવે છે. સૈન્ય પાછળ તે બહુ થોડાં નાણાં ખર્ચતું હતું. પરંતુ ગઈ સાલથી એણે વધારે પૈસા ખર્ચવા માંડ્યા હતા. હોલાંડ વિદ્યાવૃદ્ધિ માટે ૧૬ કરોડ, જનકલ્યાણના કાર્યો માટે ૧૪ કરોડ, સૈન્ય માટે ૯ કરોડ, જાહેર બાંધકામ ખાતે ૬ કરોડ ખર્ચે છે. એનું દેશમાંનું કરજ ૨॥ અબજ ડોલરનું છે. બહારનું કરજ નથી.

### હોલાંડનું રક્ષણ ખાતું

હોલાંડ નીચો દેશ છે. એની આસપાસ જબરદસ્ત સેંકડો બંધોની પરંપરા સમુદ્રને દેશમાં ફરી વળતો રોકી રાખે છે. બંધના દરવાજા ખોલ્યેથી અર્ધ હોલાંડ સમુદ્રની નીચે આવી જાય તેમ છે. શત્રુઓથી એનું રક્ષણ સાગરનું જળ કરે છે. સૈનિકનોકરી ફરજિયાત છે. સૌ યુવાનોને ફરજિયાત સૈનિક શિક્ષણ મેળવવું પડે છે. જરૂર પડ્યે ૬॥ લાખ માણસો યુદ્ધમાં જોડાઈ શકે. પરંતુ એટલા વિશાળ પાયા ઉપર હોલાંડ પાસે યંત્રો નથી. હથિયારો પણ નથી. ચારે તરફ હોલાંડ બળવાન પ્રજાઓથી ઘેરાયેલ છે. છતાં પ્રજા નીડર છે. કોઈનો દેશ એમને જોઈતો નથી. સાગર માટે પણ હોલાંડ પાસે નાનો મનવારોનો કાફલો છે. કોઈ ૩૦૦ વિમાનો પણ છે. ૨૦ સબમરીનો પણ છે, ડચ લોકો લડાઈમાં શ્રદ્ધાવાળા નથી. શાંત સંતોષી રહે છે.

### વેપાર, ઉદ્યોગ, ખેતી

હોલાંડના ખેડૂતો ઘણા ઉદ્યોગી છે. એમણે સમુદ્રની આસપાસ બંધો બાંધીને લાખો એકર જમીન ખેતી માટે યોગ્ય કરી છે. પુષ્કળ ખારી જમીનને એમણે મીઠી માટી અને મીઠા જળથી મીઠી બનાવી છે. તેમાં અનાજ, શાકભાજી, ફળફૂલો પુષ્કળ પ્રમાણમાં પેદા કરે છે. ડચ ખેડૂત પૂરતા ખાતર અને શાસ્ત્રીય ખેતીથી જમીનમાં સારા પાકો પેદા કરે છે. ખાંડ પરદેશોથી મંગાવવી પડતી નથી. બીટ એટલે ગાજરની ખેતી કરી પુષ્કળ ખાંડ–૨૦ લાખ ટન બનાવે છે. ખેડૂતો પાસે ૩ લાખ ઘોડા, ૨૭ લાખ ગાયો અને બળદો, ૫ લાખ ઘેટાં. અને ૨૦ લાખ ડુક્કરો સને ૧૯૩૪ માં હતાં. હોલાંડમાં ૧॥ કરોડ ટન કોલસા પેદા થાય છે. ઉદ્યોગોમાં હોલાંડ સાધારણ આગળ વધેલું ગણાય. પરંતુ એ દેશ મોટો મચ્છીમાર છે. એના ૩૫૦૦ વહાણો ઉત્તર સમુદ્રમાં માછલીઓ પકડવાનો ધંધો કરે છે. કપાસ થતું નથી એટલે વસ્ત્રો ૧૪ કરોડ ગીલ્ડરનાં પરદેશોથી મંગાવવાં પડે છે. વેપાર મુખ્યત્વે જર્મની, ઇંગ્લેંડ અને બેલ્જિયમ સાથે છે.

ડચ પ્રજા ખલાશીઓ તરીકે શ્રેષ્ઠ ગણાય છે. તેમની પાસે ૧૯૩૪ માં ૧૪૨૬ વહાણો અને સ્ટીમરો ૨૬॥ લાખ ટનની હતી. એનું રોટરડામ બંદર મોટું ગણાય છે. હમણાં તો જર્મનીના બોંબગોળાથી આખું રોટરડામ તારાજ થયું છે. તેમાં એક લાખ માણસો માર્યાં ગયાં છે. ડચ લોકોએ પોતાના નાના દેશની અંદરના વ્યવહાર માટે ૪૬૬૦ માઈલની નહેરો બાંધી છે. તેમાં નાનાં વહાણો ચાલે છે. આ સિવાય ૩૦૦૦ માઈલના રસ્તા છે. તેમ આ નાના

૧ ગીલ્ડર = ૧૯ આના જેટલું.

દેશમાં ૨૩૦૦ માઈલમાં રેલ્વે છે. ડચ લોકો વિમાનો સરસ બાંધે છે. એમની વિમાની વ્યવહારની યોજના આખા યુરોપ અને એશિયામાં ઠેઠ જાવા સુધી પ્રસરેલી છે. પ્રવાસીઓને માટે એમના વિમાનો વખણાય છે. એની પાસે એના નાના દેશના પ્રમાણમા પુષ્કળ સોનું છે. ડચ લોકોની નેધરલેંડ બેંક આખા જગતમાં પ્રસરેલી સમૃદ્ધ સંસ્થા છે.

## હોલાંડનાં સંસ્થાનો

હોલાંડના ડચ લોકો પાસે વિશાળ સંસ્થાનો છે અંગ્રેજોથી પહેલા અને પોર્ટુગીઝો પછી એમણે જગતના સાગરો ખેડવા માંડયા હતા. બસો વરસો થયાં એણે એશિયામા અડ્ડો જમાવી સરસ ફળદ્રુપ સંસ્થાનો મેળવ્યા છે. જાવા, બોર્નિયો, સુમાત્રા વિગેરે ડચ સંસ્થાનો ઘણા ફળદ્રુપ અને સમૃદ્ધ છે. ખાંડ, કોપરા, કાફી, ચાહ, રબર, સાગ, કિવનાઈન વગેરે ત્યા મોટી રકમ પાકે છે. નેધરલેંડના સંસ્થાનોનું ક્ષેત્રફળ ૭૩૩-૨૯૬ ચોરસ માઈલ અને વસ્તી ૬૦૭૨૯૭૩૬ માણસોના છે. તેમા એકલા જાવાની વસ્તી ૪૧ કરોડની છે. ડચ લોકોએ પછાત પ્રજાને ખૂબ ચૂસી છે. પછાત સંસ્થાનવાસીઓમાથી હોલાંડવાસીઓએ પુષ્કળ ધન સંચય કર્યો છે. ડચ પ્રજાના હોલેંડના વિસ્તાર કરતા એના સંસ્થાનોનો વિસ્તાર ૬૫ ગણો છે. હવે હોલાંડ પોતે જર્મનોના હાથમાં ગયેલ છે. પરંતુ રાણી વિલ્હેમીના અને તેનુ પ્રધાનમંડળ લંડનમા રહીને સંસ્થાનોનો કારભાર કરે છે. એ ડચ સંસ્થાનોમા જાપાન, ઈંગ્લેંડ અને અમેરિકાનો મોટો વેપાર છે. અટલે એક કોઈ ઉપલી પ્રજા એ સંસ્થાનો લઈ લે તો બીજાઓનો દ્વેષ એને નડે. જાપાન ઘડીના છઠ્ઠા ભાગમા એ સંસ્થાનો લઈ લે. જર્મની સાથેના યુદ્ધમાં રોકાયેલ ઈંગ્લેંડ બિલકુલ બોલી શકે તેમ નથી. પરંતુ અમેરિકાથી જાપાન ડરે છે. એથી સારા મોકાની વાટ જોઈ જાપાન બેઠું છે. એનો ડોળો નેધરલેંડનાં સંસ્થાનો ઉપર છે.

## જર્મની હોલાંડ જીતે છે

જર્મનીનું જાસૂસખાતું ખૂબ જીવતું છે. એણે સખત પુરુષાર્થ કરી પ્રથમ નેધરલેંડના મોટા અધિકારીઓમાં કેટલાકને ફોડયા, પછી પોતાનું વિમાની સૈન્ય જુદે જુદે ઠેકાણે ઉતાર્યું. આ વિમાનોમાં મોટી છત્રીઓમાં ૫૦ સૈનિકો સાથે ઊતરી શકે છે. આ છત્રીઓ ગમે ત્યાં ૫૦૦ ફીટ ઊડી શકે છે. એક ઠેકાણું ઊતરવા યોગ્ય ન હોય તો બીજે ઠેકાણે આકાશમાં ઊડી ઊતરી શકે છે. આ છત્રીથી સૈન્ય ઉતારવાની શોધ રશિયાએ કરી, તેનો જર્મનીએ ખૂબ વિકાસ કર્યો છે. આ છત્રીઓ દ્વારા કસાયલા, સાહસિક અને છેલ્લાં શસ્ત્રાસ્ત્રોથી સજ્જ યોદ્ધાઓને ઉતારવામાં આવે છે. તેઓ કિલ્લા તથા નાનાં શહેરોનો કબજો લઈ પોતાના આક્રમણથી શત્રુના સૈન્યની પાછલી બાજુને હેરાન કરે છે. એટલામાં હજારો વિમાનો હોલાંડ ઉપરે ચડી આવ્યાં. એમાં કેટલાંક આક્રમણ કરનાર વિમાનો અને કેટલાક રક્ષક વિમાનો હતાં. વિમાનોએ ભયંકર ફાટી નીકળે તેવા હજારો ગોળાઓનો વરસાદ ડચ સૈન્ય ઉપર વરસાવ્યો. ડચ લડાયક વિમાનો બહુ થોડાં અને જૂની ઢબનાં હતાં તે આધુનિક ઢબનાં જર્મન વિમાનો સાથે લડી શકવાની શક્તિ ધરાવતાં નહોતાં.

## ડચ સૈન્ય પાછળ હઠે છે

ડચ સૈન્ય વિમાનમાંથી પડતા ગોળા અને ટોરપિડો સામે ટકી શકયું નહિ જેવી રીતે જર્મનીએ પોલાંડ અને નોર્વેના સૈન્યની સામે આક્રમણ કર્યાં હતા તેજ રીતે ડચ સૈન્યો ઉપર આક્રમણ કર્યું. વિમાનોમાંથી પડતા ઉલ્કાપાત જેવા ગોળાઓથી ડચ સૈન્ય ગભરાઈ ગયું. એટલામાં કાળા પહાડો જેવી મોટી અને કલાકની ૫૦-૬૦ માઈલોની ઝડપથી દોડતી પોલાદની મજબૂત બખ્તરોવાળી મોટી ટેંકો આવી પહોંચી મેદાનો, પર્વતો, વનો, ઝરણાઓ આસાનીથી પસાર કરતી આ ટેંકોએ ડચો ઉપર ધસારો કર્યો. એક એક ટેંકમાં ૭ ૭ તોપો રહે છે. ૩॥ અને ૪॥ ની વ્યાસની એ તોપોએ ડચ સૈન્ય ઉપર અગ્નિનો વરસાદ વરસાવવા માંડયો. ડચ ટેંકોને તો આકાશમાંનાં જર્મન વિમાનોએ તદ્દન નજીવી બનાવી દીધી હતી. ખાઈઓમાં છુપાયેલા

ડચ સૈનિકો ઉપરે હવે નાની ટેંકોના સમૂહે આવી મશીનગનોથી હલ્લો કર્યો. તેના પછી મોઢરો અને મોટર સાયકલ ઉપર બેઠેલું જર્મન મોટરસૈન્ય આવી પહોંચ્યું. નાની ટેંકો હારોહાર ગોઠવાઈ ખાઈઓ ઉપર ધસી ગઈ. એ ટેંકોની મશીનગનો ધાણીની પેઠે ફૂટી લાખો કરોડો ગોળીઓનો વરસાદ વરસાવવા માંડી. પાછળથી મોટરસૈન્યે બાકી વધેલાઓને ગોળીથી વીંધવા માંડયું. છત્રીવાળા સૈન્યે પણ કેર વર્તાવ્યો.

### ડચ સૈન્ય શરણે આવે છે

આવા ભયંકર ધસારાને ડચ સૈન્ય સહન કરી શકયું નહિ. શહેરો અને કિલ્લેબંધીઓ ઉપર પણ વિમાનોએ ભયંકર ગોળાઓ વરસાવવા માંડયા. આ ગોળાઓ જ્યાં પડે છે ત્યાં ઘરો, મિલકતો, કિલ્લેબંધીઓ ઉડાડી ફુરચા કરી મૂકે છે. પોલાદના ગોળાઓમાં ત્રણ ભાગ કોરડાઈન નામનો ડાઈયામેટર જેવો દારૂ અને એક ભાગ બંદૂકનો દારૂ હોય છે. એ ફૂટે છે ત્યાં સત્યાનાશ વાળે છે. જર્મનોના હાથમાં પોલાંડ, ઝેકોસ્લોવેકિયાનાં યુદ્ધનાં સાધનો બનાવવાનાં પુષ્કળ કારખાનાં આવ્યાં છે. તેનો વિકાસ કરીને એમાં જર્મનોએ છેલ્લામાં છેલ્લી ઢબનાં સાધનો અને યંત્રો ગોઠવ્યાં છે. એઓ અતિ મોટી સંખ્યામાં વિમાનો અને ટેંકો બાંધે છે. લાખોની સંખ્યામાં ગોળાઓ તૈયાર કરે છે. ચારે તરફનાં આક્રમણોને ડચ સૈન્ય જીરવી શકયું નહિ. એ હઠી ગયું. એનાં કારખાનાં અને યુદ્ધનાં સાધનોનો જર્મન વિમાનોએ નાશ કરી નાંખ્યો. દેશનાં શહેરોનો કચ્ચરઘાણ નીકળી ગયો. રાણી વિલ્હેમીના, એમની પુત્રી અને પ્રધાનમંડળે લંડનનો માર્ગ લીધો. માત્ર એક રોટરડામ શહેરમાં જ એક લાખ માણસો માર્યાં ગયાં.

ડચ સેનાધિપતિએ ચારે તરફ સર્વનાશ જોયો, એણે સૈન્યને ગોળાઓથી માર્યું જતું જોયું. એણે શસ્ત્રો નમાવ્યાં. પાંચ દિવસની અંદર જર્મનોએ હોલાંડ લીધું.

### જર્મનોના વિજયથી આર્થિક અસરો

ડેન્માર્કમાંથી જર્મનીને પુષ્કળ ખોરાક મળ્યા કરશે. ડુક્કરોનું માંસ, માખણ ઈંડા, વગેરે એ દેશમાંથી કરોડો રૂપિયાનું દર વરસે ઇંગ્લંડને મળતું હતું તે મળતું બંધ રહ્યું. તે જર્મનીને હવે મળ્યા કરશે. એ દેશનાં અને નોર્વેનાં વહાણો પણ જર્મનીના હાથમાં આવ્યાં છે. સ્કેન્ડીનેવિયાના બાલ્ટીક સાગર ઉપર હવે જર્મનોનો કાબૂ થયો છે. તેઓને ત્યાંનાં ભાંગી ગયેલાં કારખાનાં મળ્યાં છે. પણ તેને સુધારતાં જર્મનોને શું વાર લાગશે ? નિર્દય જર્મનો ત્યાંની જ વસ્તીના કારીગરોને કામે લગાડી મોટા પ્રમાણમાં સૈન્યનાં યુદ્ધનાં સાધનો તૈયાર કરશે. આ બંને દેશોનાં આર્થિક સાધનો પણ જર્મનો વાપરશે. ઉલ્કાપાત જેવા જર્મન ધસારાથી આ દેશો મૂંઝાઈ જઈ પોતાના સોનાના સંગ્રહને પણ બચાવી શકયા હોય એ સંભવિત નથી. એ પણ જર્મનોના હાથમાં આવશે. જર્મનોએ એ દેશોમાં પોતાનાં કાગળિયાંની નોટો ચાલુ કરી છે. સમૃદ્ધ નાના દેશો હાથમાં આવતાં એમાંથી જેમ બને તેમ વધારે લાભ જર્મની લેશે. હોલાંડનો તો પાંચ દિવસમાં જર્મનીએ સત્યાનાશ વાળી નાંખ્યો છે ! તેને ઠેકાણે આવતાં વર્ષો લાગશે. હોલાંડની જમીન ઉપરના બંધ તોડીને સાગરનું પાણી વાળવાની ડચ સૈન્યની હોંશ જર્મન ધસારાથી મનમાં જ રહી ગઈ છે.

### અંગ્રેજો-ફ્રેંચોના પ્રધાનમંડળોમાં ફેરફાર

સાહસિક બળવાન અંગ્રેજો સાગરમાં જર્મનીની આસપાસ ઘેરો ઘાલી પડયા હતા. જર્મનીના આધુનિક શસ્ત્રોની ભયંકરતા એમને સંપૂર્ણ રીતે જ્ઞાન નહોતી. એઓએ પોતાનાં શસ્ત્રો અને વિમાનોનો ચાર ગણો વિકાસ કર્યો. પરંતુ જર્મન તૈયારીઓને તેઓ પહોંચી શકયા નહિ. ચેમ્બરલેન પ્રધાનમંડળ ગફલતમાં રહી ગયું. આથી આમની સભામાં એમની વિરુદ્ધ સખ્ત પોકાર થયો. ચેંબરલેને રાજીનામું આપ્યું. તેમને ઠેકાણે વડા પ્રધાન તરીકે સાહસિક ચર્ચીલ આવ્યા છે. ભયનું કારણ જોઈ પાર્લામેંટના બધા પક્ષોએ

સહકાર આપી તેઓ પ્રધાનમંડળમાં જોડાયા છે હિંદી વજીર મી એમેરી કૉન્ઝરવેટીવ પક્ષના નિમાયા છે ચર્ચીલે યુદ્ધમાં ઉત્સાહ રેડી જીત થાય ત્યાં સુધી ચલાવવાનો નિશ્ચય જાહેર કર્યો છે પરાજયોથી નહિ ગભરાવાનું કહ્યું છે ફ્રેંચોએ પોતાના સેનાધ્યક્ષ મી ગેમલીનને બદલાવી તેને ઠેકાણે જનરલ વેઘુંડને નીમ્યો છે ૮૪ વરસના જનરલ પીટેનને ઉપપ્રધાન બનાવ્યો છે યુદ્ધમાં ગમે તેટલું નુકસાન થાય છતાં પણ સુલેહ નહિ કરવાનો બંને પ્રજાઓએ વિચાર રાખ્યો છે

## જર્મનો બેલ્જિયમની ઉપર આક્રમણ કરે છે

વીજળીની ઝડપ પેઠે નવા બનાવો બનતા જાય છે આજનો બનાવ આવતી કાલે જૂનો પડે છે જર્મન આક્રમણ પણ વીજળીના ચમકારાની પેઠે આવે છે સરસમાં સરસ સૈન્ય પણ એને રોકી શકતું નથી નદીઓ, પર્વતો, ખાઈઓ એ આક્રમણ સફળતાથી ઓળંગી શકે છે કિલ્લેબંધીઓ એને અટકાવી શકતી નથી જર્મનીના વિમાનો અને ટેંકો વધારે ઊંચી જાતના અને વધારે સબળ માલુમ પડ્યા છે અંગ્રેજોના ફ્રેંચના વિમાનો અને વિમાનીઓ બંને સારા છે પણ જર્મન જેટલી મોટી સંખ્યામાં એ તૈયાર થઈ શક્યા નથી જર્મનીએ હોલાંડ જીત્યા પછી બેલ્જિયમ ઉપર આક્રમણ કર્યું છે જેવી રીતે જર્મનીની સરહદ ઉપર ફ્રાન્સે મેગીનોટ લાઈનની મોટી કિલ્લેબંધી કરી છે તેવી જ રીતે જર્મનીને અટકાવવા બેલ્જિયમની સરહદ ઉપર પણ ત્રણસો માઈલ લાંબી મેગીનોટ લાઈન પણ ફ્રાંસે બાંધી હતી આ લાઈન અતિ મજબૂત નહોતી જર્મનીએ જેવી રીતે નોર્વે ઉપર આક્રમણ કર્યું હતું તે જ પદ્ધતિસર બેલ્જિયમ ઉપર ધસારો કર્યો પરંતુ બેલ્જિયમ ઉપર વિશાળ પ્રમાણમાં સૈન્ય એમણે મોકલ્યું છે

## બેલ્જિયમનો મોટો ભાગ જર્મનોને કબજે

આ નાના રાજ્યો પર જર્મની આક્રમણ કરશે એ સૌ સારી રીતે જાણતા હતા તેથી ગાફેલ તેઓ રહ્યા નહોતા પરંતુ તેઓના સાધનો ટૂંકા હતા તેઓ એક બીજાની સાથે મળી ગયા નહિ એકસંપી કરી હોત તો ઘણો ફરક પડત જર્મનોએ સને ૧૯૧૪ ની સાલમાં પણ એવી જ રીતે બેલ્જિયમ મારફતે ફ્રાન્સનું આક્રમણ કર્યું હતું પેરીસની ઘણી નજદીક આવ્યા પછી એમને મિત્ર રાજ્યો અટકાવી શક્યા હતા બેલ્જિયમમાં મિત્ર રાજ્યોનું સૈન્ય પણ બેલ્જિયમ સૈન્યની મદદે આવી પહોંચ્યું હતું ત્રણેય સૈન્યે જર્મન ધસારાને રોકવા પ્રયત્નો કર્યા. બચાવ ઉપર રહેલા ફ્રેંચ સૈન્યે બહાદુરીથી બચાવ કર્યો પરંતુ જર્મન આક્રમણ થોભી શકાયું નહિ જર્મન વિમાનો આકાશમાંથી ભયંકર ગોળાઓનો વરસાદ વરસાવવા માંડ્યા તેમની સામે મિત્ર રાજ્યોના વિમાનોએ સામનો કર્યો પરંતુ તેથી વિમાની આક્રમણ અટક્યું નહિ ટેંકોએ પણ પૂરી ખાના ખરાબી કરી બેલ્જિયમ અને મિત્ર રાજ્યોના સૈન્યો પાછળ હટી નવી ખાઈઓ અને કિલ્લેબંધીમાં દાખલ થયા. બેલ્જિયમના મુખ્ય શહેરો જર્મનોના હાથમાં આવ્યા

## જર્મનો ફ્રેંચોની ભૂમિમાં પ્રવેશ કરે છે

બેલ્જિયમની રાજ્યધાની બ્રસેલ્સ પડ્યું લીજ અને નામુરના કિલ્લાઓને જર્મનોએ ઘેરો ઘાલ્યો બેલ્જિયમ સૈન્ય અતિ બહાદુરીથી ઘણા દિવસો સુધી લડ્યું છેવટે એ બંને કિલ્લાઓ પણ પડ્યા છે. ફ્રેન્ચોની અભેદ્ય મેગીનોટ લાઈનની ઉત્તરે સિત્તેર માઈલની કિલ્લેબંધીમાં જર્મન સૈન્યે ભંગાણ પાડ્યું છે એમના ટેંકો અને વિમાનો કિલ્લેબંધી અને ખાઈઓમાં પણ કચ્ચરઘાણ કાઢી નાખે છે કોઈ રીતે અટકતા નથી ફ્રેંચ સૈન્ય આખા યુરોપમાં શ્રેષ્ઠ ગણાય છે પરંતુ આ જર્મનીના આધુનિક યાંત્રિક આક્રમણને તે પણ અટકાવી શક્યું નથી ચારે તરફથી ત્રણસો માઈલોના વિસ્તારમાં ભયંકર ખૂનખાર યુદ્ધો ચાલે છે મ્યુઝ નદીને જર્મન લશ્કર ન ઓળંગે તે માટે મિત્ર સૈન્યોએ બનતું કર્યું પરંતુ એ લોઢાના ધસારો રોક્યા જ જાય છે એમની ગતિ કેવી રીતે અટકાવવી તે મુશ્કેલ સવાલ થઈ પડ્યો છે મિત્ર રાજ્યો અને બેલ્જિયમનું લશ્કર કાયમ છે તેઓના સાધનો પણ બચાવી શકાયાં છે

### જર્મનો પેરીસ તરફ વધે છે

મિત્ર રાજ્યોએ પોતાનાં સર્વે સાધનો યુદ્ધભુમિ ઉપર મૂકવા માંડયાં છે. એમણે અતિ મોટા પ્રયત્નો કરીને જર્મન વેગને અટકાવવો છે. એમણે ખૂનખાર લડાઈઓ લડીને જર્મન વેગને ધીમો કરી નાંખ્યો છે. પરંતુ હજી તદ્દન અટક્યો નથી. મિત્ર રાજ્યો પ્રાણપણે મહેનત કરે છે. કોઈ પણ ભોગે એમને જર્મનોના ત્વરિત પ્રવાહને અટકાવવો છે હમણાં શ્વાસ ખાવા જેટલો સમય મળે તો પછી બીજું બધું ઠીક થઈ શકે. પહેલા દિવસની લડાઈમાં ફ્રેંચ સૈન્યોને હાર ખાવી પડી હતી. પરંતુ પાછળથી એઓએ પોતાની સ્થિતિ સુધારી છે. ગયા યુદ્ધના પ્રમાણમાં આ યુદ્ધમાં ચાર ગણાં યાંત્રિક સાધનો ઉપયોગમાં લેવામાં આવે છે. જર્મનો પાસે મિત્ર રાજ્યો કરતાં યાંત્રિક સાધનો વધારે પ્રમાણમાં હોવાથી યુદ્ધમાં એમને વિજયો મળે છે.

છેલ્લા સમાચારો એ છે જર્મનો ફ્રાન્સના ડંકર્ક શહેરમાં પ્રવેશી શક્યા છે અને પેરીસ પર હજારેક બોંબો ફેંકી શક્યા છે.

### જર્મનીના આદર્શો

જર્મનીએ ફ્રાંસમાં લગભગ સો સવાસોએક માઈલ પ્રવેશ કર્યો છે. સેન્ટક્વેન્ટીન સુધીના શહેરો જર્મનીના કબ્જામાં આવી ગયાં છે. પેરીસ ઉપર વિમાનો ગોળાઓ છોડે છે. પેરીસને ફ્રેંચ સરકારે યુદ્ધભૂમિ તરીકે જાહેર કરી છે. એટલે વસ્તી ત્યાંથી ખસેડી નાખી હશે. જર્મનો કોઈ પણ રીતે પેરીસ લેવા માગે છે. તે માટે તેઓએ વીશથી પચ્ચીસ લાખ માણસો, હજારો ટેંકો, અને સાત હજાર વિમાનો ત્યાં ભેગાં કર્યાં હોવાનું સંભળાય છે ફ્રેંચો પેરીસને બચાવવા પ્રાણપણે સૈન્ય ને સામગ્રીઓ ભેગાં કરે છે. સ્થિતિ બહુ જ ગંભીર છે. પણ નિરાશાજનક નથી. બીજી તરફ જર્મનો ફ્રાંસના કિનારા તરફ વધવા ભગીરથ મહેનત કરે છે. ફ્રાંસનો કિનારો જિતાય તો સાંકડી અંગ્રેજી ખાડી ઉપર તોપોનો મારો ચલાવી ખાડીનો વહાણોનો વહીવટ બંધ કરવા તેઓ યત્નશીલ છે. જર્મનોને રોકવા માટે અંગ્રેજો ખાઈ઼ઓ ખોદી કટીબદ્ધ થયા છે. ફ્રાંસના કિનારાનું ઈંગ્લાંડના ડોવર બંદરની છેક નજીકનું બંદર બુલોન જર્મનોને કબજે થઈ ગયું છે.

### ઇટાલી શું કરશે?

છેલ્લા દસ દિવસ થયાં મિત્ર રાજ્યોની સામે ઇટાલી આજ યુદ્ધમાં ઊતરશે કે આવતી કાલે ઊતરશે તેની રોજ અફવાઓ ઊડયા કરે છે; છતાં ઇટાલી રાહ જુવે છે. એને ઇજિપ્તમાં રહેલાં અંગ્રેજી સૈન્યો એબિસીનિયા અને લીબિયા નામનાં ઇટાલીનાં બે સંસ્થાનો પર હલ્લો કરે એવો ભય જણાય છે, પરંતુ ઇટાલીનાં છાપાંઓનું વલણ જોતાં લાગે છે કે તક જોઈ જર્મની સાથે તે જરૂર જોડાશે. એને ફ્રેંચ કબ્જાનાં સંસ્થાનો ટયુનિશિયા, જીબુટી વગેરે સ્થાનો અને ભૂમધ્ય સમુદ્રમાં સર્વોપરી સત્તા પણ જોઈએ છે. મિત્ર રાજ્યોના પરાજયથી તે વધારે જાગ્રત થયું છે. થોડા વખતમાં એનાં સૈન્યો યુગોસ્લોવેકિયાના રાજ્યને જીતી લેવા માગે છે. અને તે તેને માટે મુશ્કેલ નથી. યુગોસ્લોવેકિયા જીત્યા પછી ગ્રીસ અને તુર્કીનો વારો આવશે. ઇટાલી જુવે છે કે આવી ને આવી રીતે જર્મનોને વિજયો મળ્યા કરે તો મિત્ર રાજ્યો ઉપલાં ત્રણે રાજ્યોને મદદ કરી શકશે નહિ. ઇટાલી યુદ્ધમાં જોડાયું તો મિત્ર રાજ્યોને બીજી સરહદો તરફ સૈન્યો મૂકવાં પડશે.

### અમેરિકા મદદ કરશે?

અમેરિકાની દિલસોજી મિત્ર રાજ્યો તરફ છે. પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટ વારંવાર જર્મનીનાં અવળાં કામો તરફ અપકીર્તિ જાહેર કરે છે. પરંતુ યુદ્ધમાં તે મિત્ર રાજ્યો સાથે જોડાય તેવી વકી નથી. અમેરિકાનાં એકવીસ રાજ્યોએ સાથે મળીને જર્મની તરફ નાનાં રાજ્યો પર વગર કારણે આક્રમણ કરવા માટે ઠપકો લખ્યો છે. પણ તેની કાંઈ અસર થાય તેમ નથી. યુદ્ધની સ્થિતિ જોતાં મિત્ર રાજ્યો માટે બહુ જ ગંભીર સમય આવી પહોંચ્યો છે. ચારે તરફ વાદળાંથી આકાશ છવાયેલ છે. ક્યારે મુશળધાર વરસાદ તૂટી પડશે તે કાંઈ કલ્પી શકાય નહિ. પરંતુ ઘણી વખતે સૂર્યનો પ્રકાશ એ વાદળીઓને વિખેરી નાખવા સમર્થ થયો છે. અંગ્રેજોએ ચારે તરફથી યુદ્ધનાં સાધનો માટે મોટી તૈયારીઓ કરવા માંડી છે. અમેરિકામાં ચાર હજાર નવાં વિમાનો બનાવવા માટે એણે વરધી આપી છે. કેનેડા અને ઑસ્ટ્રેલિયામાં પણ વિમાનો વિશેષ ત્વરાથી તૈયાર કરાવવાની યોજનાઓ થઈ છે.

# આધ્યાત્મિક પ્રેમ *

મૂળ લેખક  પેન્તેલેમ રોમેનોવ      અનુવાદક  શ્રી ભોગીલાલ ગાંધી

પેન્તેલેમ રોમેનોવ ( Panteleymon Romanov ) જન્મ ૧૮૮૭ ( આશરે )

નૂતન રશિયાના જુવાન સાહિત્યકારોમા નહિ, છતા પ્રથમ પંક્તિના નવા સાહિત્યકારોમા આ વૃદ્ધ રોમેનોવનું સ્થાન અચૂક ગણાય છે ક્રાંતિ પૂર્વે તેણે લખવાનુ શરૂ કર્યું હતું પરંતુ ક્રાંતિએ જ તેને ખ્યાતિ બક્ષી એમ સાહિત્યવિવેચકો કહે છે કેમ કે એ પછી જ એનું નામ માત્ર રશિયામા જ નહિ પણ દુનિયાભરમા ઝગહળી ઊઠ્યુ એની વાર્તા નવલકથામા Withont cherry blossom Three pairs of silk stockings New commandment તથા On the volga દેશવિદેશમા ખ્યાતિ પામ્યા છે આ બધી વાર્તા નવલકથાઓમા મોટે ભાગે સોવિયેટ રશિયાના નૂતન સ્ત્રીપુરુષ-સબંધ પ્રેમ લાગણી લગ્ન નીતિ વગેરેનું સૂક્ષ્મ સચોટ આલેખન છે કમ્યુનિસ્ટ આદર્શ સાથે આ બધા ભાવો અને લાગણીઓનો મેળ કેવી રીતે ખાય છે અથવા કેવી અથડામણો પણ થાય છે તે તેણે કલાત્મક રીતે બતાવ્યુ છે

આ ઉપરાંત તેની એક મહાન નવલ Russia નામની છે ગયા યુદ્ધ સમયનો રશિયન સમાજ એમા હૂબહૂ ચીતર્યો છે તુર્ગેનેવની પાત્રાલેખનની શક્તિ તથા ગોગોલની લખાવટની યાદ એ ગ્રંથ આપે છે ૧૯૩૪ મા Property નામની નવલકથા તેણે લખી છે એક કલાકારનું ક્રાંતિ વિશેનુ મનોમંથન એમાં આલેખેલુ છે

આ વાર્તા એમની Twin Souls નો અનુવાદ છે

છત્રીસ વરસની કૂળી વયે સર્જન-કલાના શ્રમના અતિશય દબાણને પરિણામે તેને ક્ષય લાગુ પડ્યો

તેને ક્રિમિયા મોકલી દેવામા આવ્યો ત્યા દરિયા કિનારે એક વૃદ્ધ બાઈના મકાનમા એક ઓરડી ભાડે લઈ તે રહેવા લાગ્યો બિલકુલ કામ ન કરવાની ખૂબ સખત ચેતવણી આપવામા આવી હોવા છતા તે પોતાની સાથે એક નોટબુક અને એક પેન્સિલ લઈ આવ્યો હતો

કોઈ પણ સેનેટોરિયમમા તે રહી શક્યો હોત પણ એને એ ન ગમ્યુ ટોળા અને અવાજથી એ ભાગતો ફરતો હતો માણસોના ટોળા તેને અકળાવી નાખતા હતા—અથવા કહો કે માણસો તેને અકળાવતા હતા એમ નહિ પણ તેમની જોડે વ્યવહાર કરવાની તેની અનાવડત તેને અકળાવતી હતી એની વધતી જતી કીર્તિએ એના સ્વભાવમા કશુ જ પરિવર્તન કર્યું ન હતું લોકોના ટોળા વચ્ચે હજી ય તે અસ્વસ્થતા જ અનુભવતો એ વખતે એને હમેશ એમ લાગતુ કે હળવી મજાક અને લહેરી જવાબોની એની પાસે અપેક્ષા રાખવામા આવતી પણ આખી જિંદગીમા તેણે કદી મશ્કરી કે હળવી મજાક કરી જાણી ન હતી

સ્ત્રીઓ ય પહેલા તો પ્રથમ પરિચયે તેની ભણી ભારે સ્ફૂર્તિ આશા અને કુતૂહલપૂર્વક જોતી પણ ધીમે ધીમે એ આંખેનુ નૂર ઊડી જતુ અને બેદરકારી પૂર્વક તેની પાસેથી ખસી જતી પછી કદી તેનામા રસ સુધ્ધા લેતી નહિ ખુદાએ સમૃદ્ધ વાણીની બક્ષિસ એને આપી ન હતી અને એને લાગતુ કે એ બક્ષિસ વિના મજાકભરી રીતે અને ઝમકદાર રીતે વાત કરવાની શક્તિ વિના સ્ત્રીઓ સુધી પહોંચવુ અશક્ય હતુ

* 'વિશ્વ સાહિત્યની વાર્તાઓ' નામક ભારતી સાહિત્ય સંઘ તરફથી પ્રગટ થનાર પુસ્તકમાથી

આ સેનેટોરિયમમાં આવનારી સ્ત્રીઓ, અરે એમાંની બિલકુલ અનાડંબરી સ્ત્રી સુધ્ધાં પુરુષ પાસેથી તો અત્યંત રસિક અને ઝમકદાર વાતચીત-ની જ અપેક્ષા રાખતી.

અનેક વાર ભારે ગ્લાનિ પૂર્વક તેણે જોયું હતું કે તદ્દન સાધારણી વૃત્તિવાળા જુવાનિયાઓ સુંદર દેખાતી સ્ત્રીઓમાં ભારે લોકપ્રિયતા પામતા હતા. વાતવાતમાં સ્ત્રીઓને હસાવવાની અને ખિલાવવાની તેમની શક્તિને જ જોરે !

અને તે પોતાની જાતને વારેવારે પૂછતો હતો 'આ અત્યંત રૂપવતી અને ખુશબુદાર સ્ત્રીઓ, માણ-સને સર્વાધિક આનંદ આપનારી આ સ્ત્રીઓ શું એટલી બધી ભયંકર 'ભેજાંગેમ' હશે કે સદા ય તેમને કોઈ ને કોઈ હસાવે, ખિલાવે એની તેમને જરૂર પડે ?'

કેન્વાસ ઉપરના આ સચોટ કવિ--આ મહા મેધાવાન ચિત્રકારને અનેક સ્ત્રીઓએ પહેલાં તો આવી જ છીછરી દૃષ્ટિએ નીરખ્યો હતો. પણ એક જ દિવસમાં તો એમનો બધો ઓપ ઊતરી ગયો હતો અને જાણે કશું હોય જ નહિ એવી એ બની ગઈ હતી. અરે એ દેખાવડો હોત, અરે એ વાંકડિયા ઝુલ્ફાંવાળો ય હોત, એનો ચહેરો અણીદાર હોત અને રોમાંચકારી ફિક્કો લાગણીપ્રધાન હોત તો જરૂર આ સ્ત્રીઓએ કાંઈ નહિ તો એના ભણી વધારે ધ્યાનપૂર્વક જોયું તો હોત જ અને તેની છટાદાર રીતે વાત કરવાની અશક્તિને ય એમણે માફી બક્ષી હોત.

પણ એનો તો દેખાવ તદ્દન સાધારણ હતો. એક નમ્ર સંકોચશીલ ફિક્કા ચહેરા ઉપર નાની પાતળી દાઢી, માંદા-ફિક્કા ગાલ અને ચાલવાની શાંત ઢબ, કપડાં ક્યારે કેવાં પહેરવાં એનુંય પૂરું ભાન ન હતું. આ ઋતુમાં તે એક ભૂરો કોટ પહેરતો ને ઉપર સાદી ટાઈ ! અને બટનવાળો કોટ પહેરવો કે બટન વિનાનો એ તો એ નક્કી જ કરી શકતો ન હતો. કોક વાર એને એમ લાગતું કે ગળા સુધીનાં બટનવાળો કોટ પહેરી બહાર જવું ઠીક નહિ; બીજી વાર વળી એથી બરાબર ઊલટું વિચારતો કે બટન વિનાનો કોટ પહેરવામાં તો ખમીસ વધારે પડતું બહાર દેખાય છે.

પ્રત્યેક સવારે તે દરિયાકાંઠે ફરવા જતો. અને ગૂઢ રીતે ક્ષિતિજમાં ભળી જતા સમુદ્રના ચમકદાર પટાને જોતો ઊભો રહેતો; દૂર કિનારા ઉપર વળાંક લઈ ફરતી સ્ત્રીઓ એ વખતે એની નજરને ઘડીક રોકતી. હાથ, ગરદન, ખભાઓ અને પગોને બને તેટલું વધારે સૂર્યસ્નાન કરાવવાના હેતુથી તેઓ બહુ ઓછાં વસ્ત્રોમાં વીંટળાયેલી દેખાતી.

એ સ્ત્રીઓ તો આની ભણી નજર પણ ભાગ્યે જ નાખતી. એમની આંખે તો આ આદમી, સ્ત્રીઓને જેમનામાં મઝા પડે તેવામાંનો નહિ જેમને માટે સ્ત્રીઓ તલસે છે તેવા ચમકદાર વ્યક્તિત્વવાળો નહિ, પણ સાધુ જેવો વધારે લાગતો.

આ સ્ત્રીઓની પોતાની ભાષામાં કહું તો ચમક-દાર વ્યક્તિત્વવાળો પુરુષ એનો અર્થ એટલો જ કે જેના સ્નાયુઓ સારા વિકસ્યા હોય, જે તેમની સામે ધૃષ્ટ નયનો વડે સ્થિર જોઈ શકે અને રમૂજી તથા ઉત્તેજક વાતચીતમાં ખેંચી જઈ શકે.

એ કેટલી દયામણી સ્થિતિ છે કે કુદરતે જુદા જુદા જીવોની સૃષ્ટિ સર્જતાં માનવીઓમાં પાશવી વૃત્તિઓ ઉપર આટલો બધો ભાર મૂક્યો છે અને તેના આધ્યાત્મિક ગુણો તથા સર્જનાત્મક શક્તિઓ પ્રત્યે ઉદાસીનતા બતાવી છે।

તેમ છતાં આપણા આ કલાકારે તો વારંવાર એવી કલ્પના કરી હતી એક દિવસ એકાએક—કહો કે ચમત્કારથી કોઈ એક સ્ત્રી ભેટી જશે, જે સુવિક-સિત મજબૂત 'મસલ્સ' અથવા છીછરી, ઉપર-છલ્લી અને છટાદાર વાતચીતની શક્તિની ગરજુ નહિ હોય.

આ કલ્પના આ સ્વપ્ન એના માથા ઉપર ચઢી બેઠું હતું. એની ધૂનમાં જ તે દરિયાકિનારે જતો અને એક સામટા કલાકો સુધી બેસી રહેતો—ક્યારે

એના એકાંત જીવનને ભરી દેનારો ચમત્કાર બનશે એના ખ્યાલમાં જ: જરૂર એક દિવસ આ જ કિનારા ઉપર એ આવશે; આ આદમીની પૂરી જાણ થતાં કદી તે તેનો પીછો નહિ છોડે એનો સર્જનશીલ આત્મા તેને માટે બસ થશે. આ આદમીનો દેખાવ આકર્ષક નથી, એનામાં નવું નવં કરી બતાવવાની તમન્ના નથી. સાહસ નથી વગેરે વગેરે વસ્તુઓ પ્રત્યે તે ધ્યાન જ નહિ આપે. પછી...આજ લગી ભોગવેલી આ એકાંતતા નહિ સહેવી રહે !

આ કલાકારે સ્ત્રીને સદા સુંદર અને ઉમદા તરીકે જ નિહાળી હતી એને હમેશાં દહેશત રહેતી કે રખે ને પોતે સ્ત્રીના સ્ત્રીત્વને તદ્દન અર્થહીન તોછડા શબ્દો વડે અપમાન પહોંચાડી બેસે ! પણ વાત એથી ઊલટી જ હતી. અર્થહીન અને તોછડા સુદ્ધાં શબ્દો માટે તો સ્ત્રીઓ ઝૂરતી હતી.

ક્વચિત કોઈક સ્ત્રી પરિચયની શરૂઆતમાં નમ્ર બની થોડી સૂક્ષ્મ-સચોટ આધ્યાત્મિકતા બતાવતી; પણ તે ય બહુ ન ટકતી. એણે એની નજરોનજર જોયું હતું કે આવી સ્ત્રીઓ સુદ્ધાંને હસાવી અને ઉત્તેજી શકાતી હતી એટલું જ નહિ પણ કોઈક તેમને હસાવે એ એમને રુચતું હતું.

આવી એકાદ સ્ત્રી સાથે કદાચિત ગાઢો પરિચય બંધાઈ જાય અને એનામાં આધ્યાત્મિકતા ઘડીભર દેખાય તો ય એકાદ મહિનામાં તો તે સ્ત્રીના ચહેરા ઉપર કલાકાર જે સૌંદર્ય માટે ઝૂરે છે, અને પોતામાં ઝીલી પુન: સર્જવા મથે છે તેની અતિશય વાતોથી આવેલો કંટાળો અને થાક તરવરતો દેખાવાનો જ. જે અવિરત ખંતથી કલાકાર તેના સર્જન પાછળ મંડયો રહે છે, એનું દર્શન તો આવી સ્ત્રીમાં ય અશક્ય જ ગણાય. ઉચ્ચ કક્ષાનાં આવાં મૂલ્યાંકનોનો તેમને જલદી કંટાળો આવી જાય છે, મોટે ભાગે એનું કારણ તો એ હોય છે કે, આવાં મૂલ્યાંકનોની કદર એવા જ માણસો કરી શકે છે કે જેઓ સતત રીતે તેમાં રચ્યા રહેતા હોય, એવા જ માણસો એને વળગી પણ રહી શકે છે. એ તે કેવું દુર્ભાગ્ય અને દુ:ખભર્યું છે કે આપણે જ્યારે મન ખોલીને બુદ્ધિ-શીલ લોકો જેને 'સાધના' કહે છે તેવી સાધનાની વાત કરતા હોઈએ ત્યારે સામાના ચહેરા ઉપર નીરસતાભરી એકરાગતાનો થાક અને કંટાળાનાં ચિહ્નો તરવરતાં જોઈએ ?

એ પછી સતત એકાંત સિવાય બીજું રહે છે ય શું ?

દેખાય છે તો એમ જ......

[ ૨ ]

એક સવારે કલાકારના હાથમાં પોસ્ટમેન એક પત્ર મૂકી ગયો. પરબડિયા ઉપરના અક્ષરો સુંદર ચપળ હાથોએ લખેલા હતા. એ લખાણ જ પોતે બોલી ઊઠતું હતુ કે કોઈ સ્ત્રીનું છે. ખૂબ આછી, ભાગ્યે જ ધ્યાનમાં આવે એવી આછી ખુશબુ અંદરથી આવતી હતી કેમ જાણે એના ઉપરથી જ એવો વહેમ પડી જાય કે અત્તરની શીશીવાળા કબાટનાં ખાનામાં આ પત્ર લાંબો સમય પડી રહેલો હોવો જોઈએ

આશ્ચર્યનો પાર ન હતો. ઉત્તેજનાનો પાર નહોતો.

લોલુપ નયનોએ કલાકાર ઝીણી સીધી લીટીઓ વાંચી રહ્યો. વચમાં વચમાં ક્યાંક વાંકી થઈ નમી પડતી એ લીટીઓને છેક છેડેના અક્ષરોને જેમ તેમ કરી સમાવી દેવાસાં આવ્યા હતા, ખરી રીતે જે બીજી લીટીમાં લખાવા જોઈતા હતા.

'તમે જેને કદી પિછાની નથી, પણ જે કેટલાક સમયથી તમારા કુમળા સુંદર અને સુગ્રહ આત્મા ઉપર મુગ્ધ થઈ બેઠી છે તેવી આ એક નારીનો પત્ર પામતાં તમે ભારે તાજુબ થશો. મને પોતાને જ ખબર નથી આ કેવી રીતે બન્યું. પણ એક અઠવાડિયા પહેલાં મેં તમને જોયા અને તમે કોણ છો એ જાણ્યું ત્યારથી તમને લખવાની એક અદમ્ય વૃત્તિ હું અનુભવી રહી છું. તમને ધારી ધારીને જોયા વિના મારાથી રહેવાતું નહિ. મેં જોયું કે તમે ય, મારી જેમ, અત્યંત એકાકી છો, પણ કૃપા કરી, સામાન્ય રીતે આવે સમયે સાધારણ વૃત્તિના માણસો જેવા નિર્ણયો બાંધી લે છે એવો કોઈ નિર્ણય બાંધવાની ઉતાવળ તમે ન કરશો.

આવે સ્થળે જે સ્વાભાવિક રીતે કરવામાં કે માગવામાં આવે છે એથી સાવ ઊલટું હું તમારી પાસે રજૂ કરું છું કે આપણી વચ્ચે દુન્યવી સંબંધ બાંધવાનો ખ્યાલ મારા મનમાં બિલકુલે નથી અને એની ખાતરી રૂપે એટલું જ કહી શકું છું કે, તમે મને મળવાનો બિલકુલે પ્રયત્ન નહિ જ કરો, એ જ શરતે હું તમને લખવાનું ચાલુ રાખીશ. આટલા ઉપરથી જ તમને એટલી તો ખાતરી થશે કે મારા દિલમાં કોઈ બીજા સ્વાર્થી હેતુઓ નથી.

તમે ખડકની ટોચ ઉપર બેસી સમુદ્રની તરંગાવલિ નિહાળી રહ્યા હતા ત્યારે મારું મનોમન પોકારી રહ્યું હતુંઃ 'હું તમને ઓળખું છું–આપણા આત્મા વચ્ચે એક અતૂટ ગાંઠ વળી ચૂકેલી છે.' ખાલી દિમાકવાળા, ચંચળ ટોળા પ્રત્યે મને પણ અણગમો છે. એ લોકો દરી કીંમતી ચીજ એમના જીવનમાં પ્રવેશવા જ દેતા નથી અને પોતાની પોકળતા છુપાવવા માટે તો એમણે કંઈ ને કંઈ ઊભું કરવું પડે છે. આટલામાં કદાચ આપણે જ બે એવાં માનવી હઈશું જે અંદરના પ્રકાશ ઉપર મુસ્તાક બની જીવી શકીએ અને જીવનની આધ્યામિકતા તથા સૂક્ષ્મ વેધકતાનો આનંદ માણી શકીએ. બાહ્ય વસ્તુઓની કશી સહાય વિના સૂક્ષ્મ આંતરિક આનંદ અનુભવવા જેટલાં આપણા વિશુદ્ધ સસંકારો છે.

એકાંતતા સહન કરવાની શક્તિ ઉપરથી જ હું હમેશ આ આંતરિક મહાનતા કોનામાં છે અને કોનામાં નથી એ જાણી લઉં છું. જે માણસને મન એકાંત એક સર્વોત્તમ આકર્ષણ છે તેનામાં આ મહાનતા હોય જ છે, એવો વિરલ માનવી જ મને આકર્ષી શકે છે, મારી જિંદગીમાં આ પહેલી જ વાર મેં એવા પુરુષોમાંના એક–તમને પત્ર લખવાનો નિર્ણય કર્યો છે.

માનવીમાં જેમ આ આંતરિક મહાનતા વધારે તેમ મારે મન તે વધુ પ્રિય વધુ આકર્ષક. પણ સાથે સાથે જ એને ન મળવાનો મારો પ્રયત્ન પણ એટલો જ ભારે. આત્માના આ અતૂટ સંબંધમાં બાહ્ય વસ્તુઓની કશી જ કિંમત કે અસર નથી.

આત્માની આરત અને વિષયની ભૂખ-બેની વચ્ચે શત્રુતા જ સંભવે. આ વિષયલાલસા શરૂ થતાં જ આખો ઉમદા સંબંધ વિકૃત બની જાય છે, નષ્ટ થાય છે. જે સ્ત્રી અને પુરુષો આત્માના આંતરિક તેજ ઉપર જીવવા માગે છે એમના જીવનમાં જો કોઈ કરુણા હોય તો તે આ જ છે.

તો આપણે એક કરાર કરીએ–હું તમને સતત પત્રો લખતી રહીશ. પણ તમે આપણા આ આધ્યાત્મિક સંબધને સ્થૂલ, શારીરિક બનાવવાનો પ્રયત્ન નહિ કરો. તમારે મને મળવાનો પ્રયત્ન જ કરવો ન જોઈએ. માનવી ગમે તેટલો આધ્યાત્મિક હોય પણ હું એના ઉપર વિશ્વાસ મૂકી શકતી નથી. મને શ્રદ્ધા નથી કે જીવનના અદ્‌ભુત અનુભવને મહાત કરી ધૂળ મેળવીને શારીરિકતા વિજય નહિ જ પામે.

જડ, શારીરિક વસ્તુ ઉપર આપણે સંપૂર્ણ કાબૂ મેળવશું પછી જ આપણે મળવાને શક્તિમાન બનશું.'

૩

કલાકાર તો આ પત્ર વાંચી આભો જ બની ગયો. તેણે પત્રમાંની સૂચનાનુસાર જવાબ લખ્યો. આ જ એ સ્ત્રી હતી જેની આરાધના તેણે અજાણ્યે એકાંતમાં સદા કર્યા કરી હતી. પોતે જીવનમાં જેને સર્વોત્તમ વસ્તુ તરીકે સ્વીકારી હતી એની જ કિંમત એના જીવનમાં પેલી ઓરતે આંકી હતી. કલાકારનું હૃદય પત્રને શબ્દે શબ્દે પોકારી ઊઠયું–'આપણે કેમ જાણે, જોડકાં છીએ–વરસોનાં વરસોથી એક બીજા માટે ઝુરતાં!' એને ખાતરી થઈ ગઈ કે આ એક સ્ત્રી એવી છે જેને તેના સર્જનના આદર્શોની 'એકરાગતા'નો કંટાળો નહિ આવે; અને તેની અનંત એકાંતતામાંથી આ નારી જ મુક્તિ અપાવશે.

તેણે ફરી ખૂબ બારીકાઈપૂર્વક તે નારીના સુંદર મરોડદાર હસ્તાક્ષરો જોયા. કાગળમાંથી ઊડતી આછી મધુર સુગંધનો આસ્વાદ લીધો અને એને જાણે એમ જ લાગ્યું કે નારીની સૂક્ષ્મ અધ્યાત્મતાનું તેણે પાન કર્યું!

'એણે શાથી એમ ધારી લીધું કે તેને મળતાં હું તેની નારીગત ખુબસુરતી અને ખેંચાણથી દોરવાઈ જ જઈશ, અને એક અદ્‌ભુત અનન્ય મિલનને ધૂળ બનાવીશ? ના–ના–હું રજમાત્ર યે એવી રીતે નહિ વર્તું કે જેથી તેને તેનું હૃદય મારી આગળ પાથરવા માટે દુઃખ કે પશ્ચાત્તાપ થાય.' કલાકાર મનોમન દલીલ કરી રહ્યો.

'પેલી શૂન્યદિમાકધારી સ્ત્રીઓ અને પેલા ઘમંડી પુરુષો–પોતાની અજેયતાના ઘેનમા છવતાં એ સૌની વચમાં આ નારી સાથે હાથમાં હાથ મિલાવી ફરવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થાય તો કેટલો સંતોષ થાય! આહ! શી ઈર્ષ્યા હું જગાવી શકું! પછી તો એ સદા ય મારી જ સાથે રહે અને કલાકો લગી અમે એવી વાતો કર્યા કરીએ કે બીજાઓના તો દિમાકમાં જ ન ઊતરે; અથવા તો બંને જણાં સંધ્યાના ધુમ્મસથી આછી ઢંકાયેલી ક્ષિતિજ ઉપર મીટ માંડી મૂંગા મૂંગાં સમુદ્રકિનારે બેસી પણ રહીએ!' કલાકારની તરંગાવલિ આગળ વધી.

'દુનિયા આખીમાં પછી તો વાત ચાલે અને કોઈ સમજી જ ન શકે કે આવો, શાંત, મીઢો માણસ આવી નારીને આટલી આકર્ષી શકે!'

જ્યાં જ્યાં તે જતો ત્યાં ત્યાં તેની નજર પેલી નારીની ખોજમાં જ ફરતી. દિવસ જતાં તો એ વાત એના જીવન ઉપર અસવાર થઈ બેઠી. બીજા પત્રની રાહ જોઈ તે દિનરાત વિતાવી રહ્યો. અને બગીચામાં ફરતો ત્યારે ય સતત એ જ શોધી કાઢવા પ્રયત્ન કરતો કે આ બધામાં તે કઈ હશે!

એના બીજા પત્રમાં પ્રથમના કરતાં વધુ નીડરતા દેખાઈ. એકે એક તાજી લીટીમાં તેને આ નારીનો આત્મા વિલસતો દેખાયો–જરૂર એ જુવાન હોવી જોઈએ, અને તેમ છતા, શારીરિક પ્રેમની ગંધ સુદ્ધા તેણે કદી નહિ લીધી હોય. તેના પોતાના લખવા પ્રમાણે તો તે દુન્યવી સંબંધો અને ચીજોથી ડરતી હોય એમ લાગે છે.

એના એક પત્રમાં હતું :

'મારા પ્રિય મિત્ર!

હું તમને 'મિત્ર' તરીકે સંબોધવા ચાહું છું, કેમ કે આ શુષ્ક ઉજ્જડ રણ જેને આપણે સૃષ્ટિ તરીકે પિછાનીએ છીએ તેમાં તમે જ મારા એક માત્ર મિત્ર છો. ગઈ કાલે હું મારા પ્રિય સ્થાન–ટેકરી ઉપરના પાઈનવૃક્ષ નીચે બેઠી હતી, સમુદ્ર ભણી નજર ઠારતી, ત્યારે મને થયું હતું : તમે તમારી જાત ઉપર વિજય મેળવો પછી એક દિવસ આપણે શાંતિપૂર્વક ભેગાં ફરીશું અને આજે લખીને જે વ્યક્ત કરીએ છીએ તે મોઢામોઢ બોલીશું. આહ! ત્યારે કેવો અદ્‌ભુત આનંદ આવશે?

મારે માટે શું એ કદાપિ પણ શક્ય નહિ બને કે હું મારું હૃદય પાથરી નિખાલસ ભાવે તમારી આગળ મારો વિષાદ–આજે મને એકાંતતાનો શાપ આપી રહ્યો છે તે વિષાદ મિત્રભાવે તમારા ખભાને, મિત્રના ખભાને અઢેલીને જાહેર કરી શકીશ? ઉફ! કેટલો ત્રાસદાયક આ ખ્યાલ છે, મારા સુકોમળ, મારા પ્રિય, મારા ઊર્મિલ મિત્ર! મને ખબર છે–એ સમે એક અક્ષર પણ ઉચ્ચાર્યા વિના માયાળુ શાંત પ્રેમ વડે તમે મારા લાંબા જાડા વાળ ઉપર હાથ ફેરવ્યા વિના નહિ રહો.

કેટલીક વાર હું તમને જોઉં છું......તમે કશાકમા લીન બની મૂંઝાયેલાની જેમ, લોકોનાં મો તરફ વિચિત્ર ભાવે જોતાં આંટા માર્યા કરો છો. તમારો સર્જક આત્મા એ ક્ષણેય કાર્યશીલ હોય એમ સ્પષ્ટ દેખાય છે. આહ! એ ક્ષણે તમને પેલાં જાડાં, આત્મતુષ્ટ પ્રાણીઓની વચ્ચે ફરતા જોઈ મારું હૃદય કેટલુ વ્યથિત બને છે! બિચારાં એ પ્રાણીઓને કશું ભાન નથી કે કુદરતે

એક એવો આત્મા સર્જ્યો છે જેનામાં કેન્વાસ ઉપર દિવ્ય સંગીત સર્જવાની સૂક્ષ્મતમ સર્જનાત્મક શક્તિ રહેલી છે. એથી જ તો, કુદરતનો આભાર માનવાને બદલે એ બિચારાં તમારી ઉપેક્ષા કરી રહે છે.'

૪

એક સાંજે મોતીના જેવા ચકચકિત સમુદ્ર ઉપરથી નજર ઉઠાવી ખડક ઉપર નાખતાં જ કલાકારે જોયું તો એક નારીની આકૃતિ ઉપર ચઢી રહી હતી. તે એકલી જ હતી. તેની આકૃતિ ઊંચી અને કૃષ હતી. અને તેણે ઓઢેલા વસ્ત્રનો છેડો પવનમાં પીંછાની જેમ ઊડી રહ્યો હતો. એક અસ્પષ્ટ આગાહીથી તેનું હૈયું ભારે ધબકારા અનુભવી રહ્યું. પોતાને તે ન જુએ એ રીતે સાચવીને તેણે તેને જોયા જ કરી. અલબત્ત એ ક્ષણે ય એને એમ તો થઈ જ રહ્યું હતું કે હું યોગ્ય કરતો નથી, વચનનો ભંગ કરી રહ્યો છું!

ખડકના ઉચ્ચ પ્રદેશ ઉપર જઈ તે અટકી અને બિલકુલ અચળ થોડી વાર ત્યાં ને ત્યાં ઊભી રહી.

ધુમ્મસનું કફન ઓઢેલા એવા દૂર દૂરના દરિયા‧કિનારા ઉપર-જ્યાં માલ્ટાનાં ઝબૂકતાં તેજ દૃશ્યમાન થતાં હતાં, તેના ઉપર-તેની નજર ઠરેલી હતી.

એનો લાગણીક્ષમ ચહેરો, એની નિશ્ચિત દૃષ્ટિ અને ધરતી પર ઢસડાતા વસ્ત્રમાં ઢંકાયેલી તેની કાયા –આ બધાંથી તે કોઈક અદ્‌ભુત પરી જેવી દેખાતી.

કલાકાર કેવળ તાજુબ બની જોઈ રહ્યો. એની આંખમાં આંસુ ફૂટી આવતાં હોય એમ એને લાગ્યું, જેમ કોઈક અદ્‌ભુત ઊર્મિ–સંગીત એકાએક સાંભળવા મળતાં માણસનું થાય છે એમ.

એનું હૈયું અધૂરું બની પોકારવા તલસતું હતું: 'હું અહીં છું. તારી કસોટીમાં હું નિષ્ફળ નહિ નીવડું. મને વધારે તલસાવ નહિ. કેવળ તારા સાન્નિધ્યની મારી આરત છે. મને બીજા કશાની સ્પૃહા નથી.'

ધીમે ધીમે તે ઊતરી રહી હતી. કલાકારની પાસેથી જ તેણે જવાનું હતું. કલાકાર એક ઘટા પાછળ સંતાઈ ગયો. અને પેલી નારીના પસાર થવાની રાહમાં ધ્રૂજતો ઊભો. નીચા મસ્તક સહિત તે પસાર થઈ. કલાકારે તેનો ચહેરો બાજુએથી જોયો. એક ક્ષણ તેની આંખો પણ દેખાઈ ગઈ–અસહ્ય અદમ્ય વેદનાથી ભરેલી! ઇચ્છા તો હતી તે ક્યાં જાય છે તે જોવાની, પણ ઉદ્યાનના ટોળામાં તે ક્યાંક અદૃશ્ય થઈ ગઈ!

એ આખી રાત તે ઊંઘી શક્યો નહિ.

આ નારીના પત્રો દિવસે દિવસે વધુ ને વધુ ઉમળકા ભર્યા આવવા લાગ્યા. બે પ્રેમીઓની વચ્ચે લખાય તેવા નહિ, પણ યુગયુગથી કોઈ ઊંડા પ્રેમથી જોડાયેલા બે માનવ–આત્માની વચ્ચે હોઈ શકે તેવા.

એક પત્રમાં કલાકારે પોતે લખ્યું—

'મારા આનંદ! ગઈ આખી રાત મેં કેવળ તારા જ અને આપણા પ્રેમના જ વિચારો કર્યા છે. મારા ઉપર જે આશીર્વાદ વરસ્યા છે એને સારુ મેં મારા નસીબને હજાર હજાર ધન્યવાદ આપ્યા છે. તેં તારી જાતને મારા કરતાં વધુ શાણી પુરવાર કરી છે. તમામ તૃષ્ણાઓ અને આવેગોથી પર એવાં ઊંડાં દાટેલાં રત્નોની આપણાં હૃદયોએ શોધ કરી છે. ગઈ કાલે મારી બારીના કૂંડામાં મેં એક નાનકડો ફૂલગોટો ભાળ્યો. એ તો હું તરત જ કળી ગયો કે એ મૂકી જનાર તું જ હોવી જોઈએ. માનવ હૃદયોને જોડનાર જો કોઈ યોગ્ય લાગણીઓ હોત તો તે આ છે, નહિ કે શૂન્યદિમાકવાળી સ્ત્રીઓને આકર્ષવાની શક્તિવાળા દેખાવડા અને 'રસિક' પુરુષો –જેમને જોઈ મને પહેલાં પહેલાં તો ઈર્ષ્યા આવતી હતી—તેમની લાગણીઓ. તારી ઊંચી સુડોળ આકૃતિ, ઊંડા વિચારોથી ઘેરાયેલો તારો ઉદાસ ચહેરો જ્યારે હું મારી દૃષ્ટિ સમક્ષ લાવવા પ્રયત્ન કરું છું ત્યારે હું જ મારી જાતને એક તાજુબી સહિત પૂછું છું: 'તું આ સદ્‌ભાગ્યને લાયક શી રીતે થયો?'

અને એ પત્રમાં તેણે ઇરાદાપૂર્વક તે નારીનું શરીરવર્ણન પણ કર્યું હતું. કલાકારની કલ્પનાક્ષમતાના ચમકારાથી પેલી નારીને ચમકાવવાની તેની ઇચ્છા હતી.

'પણ શું કામ આપણે પ્રેતની જેમ એક બીજાથી છુપાઈને જીવવું જોઈએ? મારા શરીરને માટે નહિ પરંતુ મારા ખુદના આત્માને માટે અનિવાર્ય થઈ પડેલા એવા આપણી વચ્ચેના દિવ્ય સંબંધનો નાશ કરે અને બધું ધૂળધાણી કરે એવી શારીરિકતાને હું મનસ્વી અધિકાર ભોગવવા નહિ જ દઉં એટલી જ શ્રધ્ધા હવે તારે મારામાં રાખવી જોઈએ તારી સાન્નિધ્યમાં ફરવાનું મને કેટલું દિલ છે! ઓહ, મારા અદ્ભુત નસીબ! સદા ય તારા સાન્નિધ્યમાં હોવા માટે હું કેટલો તલસું છું! તારા પત્રોને આવતા તો કેટલો બધો સમય જાય છે! એ વિચ્છેદ મારાથી સહેવાય એવો નથી રહ્યો'

જવાબમાં જે પત્ર આવ્યો એથી કલાકાર જરા ભયભીત બન્યો.' હું બધું કરવા તૈયાર છું પણ હમણાં આપણે મળવાનું તો નહિ જ મારા જીવનનો એક માત્ર આનંદ તમે છીનવી નહિ જ લો ભલે અત્યારે કેવળ તરંગ ઉપર જ સંતોષાવાનું હોય, પહેલાં તો એટલું ય મારા નસીબમાં ક્યાં હતું!'

'મારા આત્મીય! તમને જાણ નથી કે મારો વિષાદ કેવોક છે તમને એમ ખબર નથી કે જીવનમાં મેં કદી નહિ અનુભવેલું તમે મને આપી રહ્યા છો જેણે મારી આ વિષાદદશા આણી છે એ દગાખોર દુનિયાથી ચોંકવાનું શું મને કારણ નથી? હમણાં હમણાં જાગેલી, જીવનની એક માત્ર આશા, મારો એક માત્ર આનંદ એ દુનિયા ક્યારે પાછી છીનવી લેશે, એ વિચારે ભડકવાનું શું મને કારણ નથી?'

'તમે લખો છો કે નારી સાન્નિધ્યમાં ફરવાનું મને કેટલું દિલ છે! પણ એથી તો ઊલટો મારા હૈયામાં ધ્રાસ્કો પડે છે સાચે જ જો એવું થઈ શકે તો કેવું અદ્‌ભુત સુખ થાય! પણ હજી તમારામાં વધુ વિશ્વાસ મારે પામવો રહ્યો છે, આપણા આત્મા વચ્ચેની આત્મીયતા વિષે હજી વધુ શ્રદ્ધા મારે મેળવવાની રહી છે ત્યાર પછી જ..
કદાચ તમે કહો છો એ શક્ય થશે'

તમે ફરિયાદ કરો છો કે પત્રો તો ખૂબ સમય લે છે. તો આપણે એમ કરીએ કે પાઈનવૃક્ષવાળા મોટા પથ્થરની નીચે તમે તમારા પત્રો મૂકી જાવ હું લેવા કરી જઈશ અલબત્ત આમ કરવું તદ્દન બાલમાની-છુનાની જણાય છે એ ખરું, પણ આપણે એ સિવાય બીજો માર્ગ નથી

*

કલાકાર તેના પત્રો લઈ જઈ પેલા પથ્થર નીચે મૂકી આવતો દરેક વખતે તે જુદા જુદા સમયે જતો, એ આશામાં કે એકાદ વાર એના દર્શન થઈ જાય પણ આજ લગી તો નિષ્ફળ નીવડ્યો હતો એક વખત જુવાન ઊંચા બાંધાની સફેદ વસ્ત્રધારી નારીને તેણે જોઈ એક ખડકા ઉપર બેઠી બેઠી તે પત્ર વાંચી રહી હતી વારંવાર તે તેની આંખોને ઊંચી કરી દૂર દૂર લહેરાતા નીલ સમુદ્રપટ ઉપર ઉતારતી હતી એ એટલી તો મગ્ન હતી કે કલાકાર તેની બાજુએથી પસાર થયો તે તેના લક્ષમાં જ આવ્યું નહિ જો એણે દૃષ્ટિ ઊંચી કરી હોત તો કદાચ તેણે (કલાકારે) બધું કહી નાખ્યું હોત એ પોતાનો જ પત્ર વાંચી રહી છે—એવી ખાતરી કરી જોવાની તેને કેટલી બધી તાલાવેલી હતી! અને એથી તો જતા જતા તે તેના ખભા પાસે થઈને પસાર થયો હસ્તાક્ષર પોતાના ન હતા તે નિરાશ થયો અને આ નારી બીજા કોકના પત્રો પણ વાંચે છે, એ ખ્યાલે ભારે ઓચિંત બન્યો સંભવ છે કે એની માતાનો કે એની કોક બહેનપણીનો જ પત્ર હોય! આમ મનમનામણ તો કર્યું, પણ એથી એનો ઘા જરાય રુઝાયો નહિ

પણ આ અનાશ્વાસ્ય ઉદાસીનતા એની આંખોમાં શાથી?

ત્રણ દિવસ બાદ એણે સાંભળ્યું કે એક બાઈએ ખડક ઉપરથી પડતું મૂક્યું હતું અને તરત જ મરણ પામી હતી આ સમાચારે તે જડસડ બની ગયો

તેનું ચિત્ત ભ્રમિત બન્યું હતું ક્યાં જઈ રહ્યો છું, તેના ભાન વિના તે ધસી રહ્યો હતો! દુનિયા ભરમાં જે એક માત્ર માનવી તેની સમીપમાં સમીપ હતું, તેનું પ્રિયમાં પ્રિય હતું તે જ તેનાથી છૂટવાઈ ગયું હોય એવું એણે અનુભવ્યું. શાથી તે નારીએ

એકાએક ઝાડીમાંથી એક સફેદ વસ્ત્રનો ચમકારો આંખોને પકડી રહ્યો. એના દિમાકમાંથી એક ખ્યાલ પસાર થયો: 'લાવ દોડું-એનો હાથ પકડી લઉં-રખે ને એ ભાગી જાય. એને પાયે ચૂમીઓ ધરું, જાણે મારી બહેન જ ન હોય! અને એનું કૃષ સુંદર તનુ મને વળગી પડશે, અખૂટ વિશ્વાસ પૂર્વક તમામ વિષાદમાંથી મુક્તિ આપનારા સ્વર્ગની પ્રાપ્તિ થઇ હોય, એમ!'

તનુલતા નજીક અને નજીક આવી રહી હતી અને જે ક્ષણે તે ઝાડીમાંથી બહાર નીકળી છતો થવાની અણી ઉપર હતો અને બોલવા જતો હતો: 'મારા હૃદયધન! મારા આત્મા!' તે જ ક્ષણે તેણે કમકમાટીપૂર્વક જોયું કે પથ્થર ઉપર બેઠેલી એ નારી ખૂંધી હતી. અને એના હાથ વાંદરાના જેવા પાતળા અને લાંબા હતા. આજ લગી આ નારીના જાડા લાંબા વાળ અને કુદરતે જેમને ક્રૂર નસિયત આપી છે તેવામાંની એક આ નારીની વિષાદ ભરપૂર ભૂરી મોટી આંખો જ તે જોવા પામ્યો હતો. વસ્ત્રની નીચે એક મોટી, પીરામિડ જેવી ગાંઠ ઢંકાએલી હતી. કેમ જાણે દુષ્ટ દૈવે તેની પીઠ ઉપર શાપનું પોટલું જ બાંધી ન આપ્યું હોય!

અને એ જુવાન નારીએ પત્ર ઉપાડ્યો ત્યારે તેની આંખોમાં આંસુ ચમકી રહ્યાં હતાં. તેણે તેને છાતી સરસો ચાંપ્યો. અને ઉતાવળી ઉતાવળી ઊતરવા લાગી. કેમ જાણે કોઈક અદ્‌ભુત ખજાનો પોતાની સાથે લઈ ન ચાલી હોય!

ઘૃણા અને ભયનો માર્યો કલાકાર પેલી નારી છેક દૃષ્ટિની પેલે પાર ચાલી ગઇ ત્યાં લગી જડસડ ઊભો જ રહ્યો અને ફરી તેને કદી નહિ જોવાની દૃઢતા સાથે સામી દિશાએ ભાગી છૂટયો.

તેને (કલાકારને) પોતાનો આખરી સહારો બનાવ્યો ન હતો? શું કામ તેણે આ અતિ અગત્યની વાતમાં તેના ઉપર વિશ્વાસ મૂક્યો ન હતો? શું કામ તેની પાસે આશ્વાસન માટે આવી ન હતી? કેટલી ક્રૂરતા! કેવી અમાનુષી ક્રૂરતા! પણ હવે શું?

તરત જ તેને એક વિચાર આવ્યો. તે પથ્થર પાસે દોડ્યો અને ઉપાડીને જોયું તો એક પત્ર પડેલો હતો-એ જ દિવસની તારીખવાળો!

એક ઉન્મત્ત આનંદે એને ભરી દીધો-જીવન-ભરમાં આજે પ્રથમ જ વાર એ જીવતી હતી!

પોતે ઉતાવળે બાંધેલા ખ્યાલ માટે તે પસ્તાયો, અને તેણે ભગવાનને ધન્યવાદ આપ્યા. હવે એને સમજાયું હતું કે આ નારી એને કેટલી પ્રિય હતી. એણે એના જીવનમાં કેવુંક મહત્ત્વનું સ્થાન સર કર્યું હતું.

ધ્રૂજતે હાથે તેણે પત્ર લખ્યો. પ્રેમનાં પૂર-જીવનમાં કદી નહિ અનુભવેલાં પૂર તેણે વહાવ્યાં. દુનિયાની કોઈ ચીજ હવે તેમના પ્રેમને હલાવી શકે એમ ન હતી, એમ એણે લખ્યું; અને પોતાની પાસે આવવા તેણે વિનંતી કરી.

જવાબમાં, આ કલાકારના પ્રેમથી હાલી ઊઠેલી નારીએ પણ લખ્યું કે, 'મારાથી ય આ વિયોગ હવે નથી સહેવાતો. જેના આત્માને મેં આટલો બધો પિછાન્યો છે એનો વિયોગ હવે નથી ખમાતો. આપણે હવે ટૂંક સમયમાં મળવું જોઈએ જ.'

પણ. ટૂંક સમય માટે-ક્ષણ માટે ય પ્રલોભન ખાળી શકે એટલો તે સ્વસ્થ ન હતો. તે ઝાડી પાછળ છુપાઇને ઊભો. 'તે આવશે ત્યાં લગી ઊભો રહીશ.' એવા નિશ્ચય સહિત તે ઊભો-ભલે ને રાત આખી ઊભવું પડે!

## ભારતી-સભ્ય

ની

## યોજનામાં

આ

પુસ્તકો આપવામાં

આવે છે.

[લવાજમ વિ. માટે નીચે વાંચો.]

**[૧] અંજલિ ગ્રંથમાળા**

(૧) પથેર પાંચાલી [નવલકથા]

(૨) જીવનનું ઝેર [નવલકથા]

(૩) પુણ્યપ્રવાસ [નવલકથા]

**[૨] આરોગ્ય ગ્રંથાવલિ**

(૧) જાતીય રોગો: તેનાં કારણો અને નિવારણ

(૨) ઉપવાસ અને દુગ્ધાહાર

(૩) નિસર્ગોપચાર–સર્વસંગ્રહ ભા. ૩

(૪) સ્ત્રીઓનું આરોગ્ય: કેમ મેળવવું અને ટકાવવું?

**[3] અરુણ પુસ્તકમાળા**

(૧) શંકરાચાર્ય (જીવનચરિત્ર)

(૨) રંગરંગ વાદળિયાં (બાલગીતસંગ્રહ)

(૩) નાનાં છોકરાં (વાર્તાઓ)

(૪) પ્રવાસપત્રો (પ્રવાસવર્ણન)

(૫) આપણાં ભાંડુઓ (રેખાચિત્રો)

(૬) હજી એ મને સાંભરે છે (ગિજુભાઈનાં સંભારણાં)

(૭) છીપલી (બાલગીતસંગ્રહ)

(૮) ભરદરિયે (લાંબી વાર્તા)

(૯) કલગી (બાલવાર્તાઓ)

(૧૦) જાંબુની ડાળે [પંખીની સાહસકથા]

(૧૧) જવાહરલાલ નેહરુ (જીવનચરિત્ર)

(૧૨) સોની વાતો [વાર્તાઓ]

**[૪] વિશ્વસાહિત્યમાળા**

(૧) પતન અને પ્રાયશ્ચિત્ત અનુ. વિશ્વનાથ મ. ભટ્ટ

(૨) અહંકાર ('Thais'નો અનુવાદ)

(૩) પશ્ચિમના સમરાંગણે ('All quiet on the western front'નો અનુવાદ)

(૪) વિશ્વસાહિત્યની વાર્તાઓ

**[૫] ચિંતન ગ્રંથાવલિ**

(૧) ગુલામીની શૃંખલા (હિંદનું વર્તમાન રાજબંધારણ)

(૨) સાહિત્ય અને પ્રગતિ

(૩) સામ્યવાદી ચીન

(૪) લગ્ન–એક સાધના

**[૬] 'ઊર્મિ' માસિકના ૧૨ અંકો**

**[૭] 'નવરચના' માસિકના ૧૨ અંકો અને એક ભેટ–પુસ્તક**

## 'ભારતી-સભ્ય' બનો

આ સાથેની પત્રિકામાં જે સાત પ્રવૃત્તિનો ઉલ્લેખ છે તેનું વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૨૯–૮–૦, બ્રહ્મદેશમાં રૂ. ૩૩–૦–૦ અને પરદેશમાં રૂ. ૩૯–૮–૦ છે. એની છૂટક કિંમત દેશમાં લગભગ રૂ. ૪૦ છે. એકી સાથે આ સાતે ય પ્રવૃત્તિના ગ્રાહક થનારને અમે 'ભારતી-સભ્ય' ગણીએ છીએ. આ 'ભારતી-સભ્ય'નું વાર્ષિક લવાજમ દેશમાં માત્ર ૨૫–૦–૦ રૂપિયા છે. એનું બ્રહ્મદેશનું લવાજમ રૂ. ૨૭–૮–૦ અને પરદેશનું રૂ. ૩૦–૦–૦ છે.

આ લવાજમમાં ઘેરબેઠાં બાર મહિના સુધી, બે માસિકો દર મહિને મળે છે અને એક વર્ષમાં નાનાં–મોટાં અઠ્ઠાવીસ પુસ્તકો મળે છે. આ પુસ્તકોમાં વિવિધતા કેટલી છે તે પણ જાણવા જેવું છે:

૧ સાડાચારસો પાનાંની એક બંગાળી નવલનો અનુવાદ છે.

૨ ચારસો ચારસો પાનાંની બે મૌલિક નવલકથાઓ છે.

૩ અમેરિકા, ફ્રાન્સ અને જર્મનીના મહાન નવલકથાકારોની ઉત્તમ નવલકથાનાં ત્રણ ભાષાંતર છે.

૧ જગતના તમામ દેશોના સાહિત્યમાંથી ચૂંટેલી ઉત્તમોત્તમ વાર્તાઓનો સંગ્રહ છે.

૧ વેદકાળથી માંડીને આજ સુધીના આપણા દેશના રાજબંધારણનો ઇતિહાસ છે.

૧ ગુજરાતના સુપ્રસિદ્ધ ચાળીસ જેટલા લેખકોના સહકારથી તૈયાર થયેલો સાહિત્યગ્રંથ છે.

૧ સામ્યવાદી ચીનનાં બલિદાનોની કથા અને એના નેતાઓના જીવનચરિત્રનું પુસ્તક છે.

૧ અંગ્રેજી, બંગાળી, મરાઠી અને હિંદી વાર્તાઓનો અનુવાદ છે.

૧ લગ્ન-જીવનની સાધના કેમ કરવી તે સૂચવતા પત્રો છે.

૪ આરોગ્યને લગતાં ચાર પુસ્તકો છે. તેમાં એક જાતીયરોગો વિષે છે. એક કુદરતી ઉપચારોનું તત્ત્વજ્ઞાન સમજાવે છે, એક ઉપવાસ અને દુગ્ધોપચારની રીત અને ઉપયોગિતા બતાવે છે અને એકમાં સ્ત્રીઓના રોગોની ચિકિત્સા અને સારવાર છે.

૧૨ બાલસાહિત્યનાં સુંદર સચિત્ર બાર પુસ્તકો છે. તેમાં ત્રણ જીવનચરિત્ર છે. બે કાવ્ય-ગુચ્છ છે. એક પ્રવાસવર્ણન છે. એક નાનપણનાં સંસ્મરણો છે. બે લાંબી વાર્તાઓ છે અને ત્રણ ટૂંકી વાર્તાનાં ઝૂમખાં છે.

**ભારતી સાહિત્ય સંઘ • અમદાવાદ અને મુંબઈ–૨**



વર્ષ દસમું . જુલાઈ ૧૯૪૦ અંક ચોથો

# પત્રકારત્વનો અધિકાર

અધિકાર વિના મેળવેલી વસ્તુઓ એના મેળવનારને સંતોષ આપતી નથી કે એની દૃષ્ટિને વિશાળ બનાવતી નથી. જીવનમાં અધિકાર એ પણ એક મૂલ્યવાન વારસો છે. કોઈ પણ વસ્તુ મેળવતાં પહેલાં માણસે એના અધિકાર માટેની યોગ્યતા સિદ્ધ કરવી ઘટે છે. કેટલેક ઠેકાણે તો આને માટે કડક નિયમો પણ હોય છે અને અનુભવ તથા જીવનસંગ્રામની સરાણ પર ન ચડેલા માણસને અનધિકારી ગણવામાં આવે છે.

લેખક અથવા વિવેચક થવા માટે પણ આવી કોઈ પૂર્વ તૈયારીની જરૂરિયાત હવે સ્વીકારવી જોઈએ. આજે લોકોને વાંચવાનો શોખ થયો છે, વિવિધ પ્રકારનું જ્ઞાન મેળવવાની જરૂરિયાત જાગી છે, એ પ્રકારની જરૂરિયાત પૂરવા માટે અનેક પ્રકારના લેખકો અને વિવેચકોની માગણી ઊભી થાય છે. પત્રકારત્વ એ કલા અને ઉદ્યોગના સમન્વય સ્થાપનાર બળ તરીકે જનતામાં સ્થાન મેળવતું જાય છે. લોકશાહીનું તો મુખ્ય બળ જ પત્ર અને પત્રકારો બની રહે છે. એટલે આપણે ત્યાં સાહિત્યનું આ અંગ અધિકારી જનોને હાથે વધારે વિકાસ પામે એ જોવાનો સમય આવી ચૂક્યો ગણાય. અત્યારે યુનિવર્સિટી માતૃભાષાને સ્થાન આપવાનો અને એ સ્થાન વધુ પડતું મહત્ત્વ પ્રાપ્ત ન કરે એની ચોકીદારીનો એવો દ્વિધા કાર્યક્રમ રાખે છે એનો હવે અંત આવવો જોઈએ. માણસ પોતાને માતૃભાષા દ્વારા જેટલો સમર્થ બનાવી શકે તેટલો કોઈ દિવસ પરભાષા દ્વારા ન જ બનાવી શકે. કાર્ય માટેનો પોતાનો અધિકાર માણસ ભાષા દ્વારા જ પ્રગટ કરી શકે. ભાષા દ્વારા જ માણસ માણસને સમજી શકે. એટલે યુનિવર્સિટી પોતાના અભ્યાસક્રમમાં માતૃભાષા દ્વારા પત્રકારત્વનો અનુભવ સમાવે એ બહુ જરૂરી છે.

સંસ્કારની દૃષ્ટિએ એ વસ્તુની યોજના અભ્યાસક્રમમાં થાય તો પત્રકારત્વ એક પ્રકારનું શિક્ષણસામર્થ્ય ધરાવતું થાય. પત્રકારોની અત્યારની જવાબદારી ઘણી મોટી છે. એક રીતે ગણો તો એ રાષ્ટ્રના ખડા સૈનિકો છે. એના પ્રમાણમાં એનાં સાધન ઘણાં અપૂર્ણ અને એના ઉપર લટકતી તલવારો ઘણી જલદ છે. એટલે એ પોતાને ત્યાં સ્વતંત્ર વિચારકોને સત્કારવાની શક્તિ ધરાવતો નથી. એથી કરીને બને છે

એવુ કે જે છપાય છે તે વચાય છે લોકશિક્ષણનો કે સસ્કારનો મહાન પ્રયોગ કરવાની એમનામા શક્તિ હોય તો પણ સજોગો એમને જકડી રાખે છે

આ પરિસ્થિતિમા પત્રકારત્વનો ધધો આકર્ષક બને અને સમર્થ શક્તિશાળી જુવાનો દ્વારા એ ધધાની મુશ્કેલીઓનો સામનો થઈ શકે માટે યુનિવર્સિટીએ પોતાના અભ્યાસ ક્રમમા વધારા તરીકે નહિ પણ વિશિષ્ટ પ્રયોગ તરીકે પત્રકારત્વને માનભર્યું સ્થાન આપવુ જોઈએ જો લોકશાહીની સ્થાપના ભણેલી ગણેલી જનતા દ્વારા જ ચલાવવાની હોય તો લોકશિક્ષણ અને લોકસસ્કારનો ફેલાવો કરે એવુ પત્રકારત્વ અસ્તિત્વમા આવવુ જોઈએ અને એ પત્રકારત્વનો અધિકાર મેળવવા માટે જુવાનોને તૈયાર કરવામા આવે તો એથી એકદરે એ ધધો તેજસ્વી થાય

એથી એક બીજો ફાયદો પણ છે સાધારણ રીતે જુવાન માણસ તરગી ને કલ્પનાશીલ હોય છે એ કલ્પનાને એ કાચી વયમા અનુભવ વિનાના લેખો કે કાવ્યો દ્વારા પ્રગટ કરવા મથે છે એથી એનો સમય જાય છે, ને વ્યવહારુ દૃષ્ટિએ એ નિષ્ફળ પણ બને છે પત્રકારત્વ અને એને અનુષગી કાર્યો જો અભ્યાસક્રમમા દાખલ થાય તો ઘણા જુવાનો એમનું વ્યવહારુ સ્વરૂપ સમજી શકે, એટલુ જ નહિ, સાહિત્યમા જે એક પ્રકારની રચનાઓ જ લોકપ્રિય થઈ લોકરુચિને હીન બનાવે છે તેનો ઉકેલ પણ મળે સાહિત્યના અનેક પ્રકારો–પ્રસગચિત્રો, સામાજિક ઘર્ષણો, કટાક્ષો સિનેમા–વિવેચનો, રિપોર્ટો, નિત્યજીવનના પ્રશ્નો, ધધાદારી વિકાસના પ્રયત્નો, જીવનચરિત્રો, નાગરિક ધર્મો નગરરચનાઓ, નગરજનોની સઘશક્તિઓ–આ અને એવા–અનેક વિભાગો દ્વારા સાહિત્ય વધુ વિશાળ બની, નિત્યજીવનની જરૂરિયાતનુ સ્થાન પ્રાપ્ત કરે તો લોકશક્તિ, એ આધળુ ટોળાવાદી બળ ના રહેતા, સમજી શકે તેવા માણસોનુ ઐચ્છિક સામર્થ્ય થઈ જાય

લોકશાહીની સફળતા નિર્મળતાનો ઘણો મોટો આધાર પત્રકારત્વ ઉપર પણ છે એટલે જે લોકશાહીની ભવિષ્યમા રચના થવાનો સભવ છે તેમા મદદરૂપ થવા માટે શિક્ષણસસ્થા દ્વારા પત્રકારત્વનો અભ્યાસ શરૂ થાય એટલી પ્રાથમિક તૈયારી જરૂરી પણ છે

અત્યારે લોકો પત્રો વાચે છે તે કેવળ લડાઈના સાચા–ખોટા સમાચાર જાણવા માટે, અથવા નવાજૂની મેળવવા માટે, પણ વિશ્વમા જે નવા બળો કામ કરી રહ્યા છે, નવા વિચારો, નવી રચનાઓ, નવી સમસ્યાઓ ઉત્પન્ન થાય છે તેમા પોતાનુ સ્થાન ક્યા હશે એ સમજવાની જરૂરિયાત ફ્લાકના સાડાત્રણસો માઈલના એરોપ્લેનના જમાનામાં તો, નિત્યભોજન જેવી જ અગત્યની બની જશે. એટલે હજારો જુવાનોને કેવળ અધકારમાં આધળો ભુસકો ભરાવવાનું જે પાપ આજ દિવસ સુધી યુનિવર્સિટીએ કર્યું છે તેના પ્રાયશ્ચિત્ત લેખે પણ એણે પોતાને ત્યાના રાષ્ટ્રીય નિયોજનમા જરૂરી હોય ને ઉપયોગી હોય એવા એકાદ પ્રયોગની પહેલ કરવી જોઈએ

ધૂમકેતુ

# ગીતામાં હિંદુધર્મ

શ્રી. काकासाहेब कालेलकर

વર્ણાશ્રમવ્યવસ્થા અને ગૌરક્ષા એ જ હિંદુધર્મનું વૈશિષ્ટય છે એમ ગાંધીજીએ કહ્યું છે. પુનર્જન્મ અથવા જન્માંતર ઉપરનો વિશ્વાસ એ પણ આર્યધર્મોનું એક વૈશિષ્ટ્ય છે એમ કહેવાય છે. આ ખાસ બાબતોમાં ગીતાને શું કહેવું છે એ જોવું મહત્ત્વનું છે.

(૧) **ગૌરક્ષા** વિષે ગીતામાં ત્રણ જ ઉલ્લેખ આવે છેઃ—ગૌરક્ષા (ક્ષત્રિયોનો નહિ પણ) વૈશ્યોનો ધર્મ છે એમ ગીતા માને છે. પંડિતોનું લક્ષણ બાંધતાં બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરો અને કૂતરાંઓનું માંસ ખાનાર ચાંડાલનો ઉલ્લેખ આવે છે. એમાં ગાય પવિત્ર હોવાનો ધ્વનિ છે. ' धेनूनामस्मि कामधुक् ।' એ વચનમાં પણ ગાયો અને કામધેનુને પોતાની વિભૂતિમાં ભગવાને સ્થાન આપ્યું છે. એટલે ગીતા પ્રમાણે ગાય એ પવિત્ર પ્રાણી છે, એનું રક્ષણ કરવું જોઈએ એટલો આગ્રહ દેખાય છે.

(૨) **જન્મપરંપરા** વિષેની માન્યતા તો ગીતા—શરીરની કરોડ છે. એને વિષે નોખું લખવાની જરૂર નથી.

(૩) મહાભારતકાળના સમાજમાં **આશ્રમવ્યવસ્થા** સાર્વત્રિક હોવા છતાં ગીતામાં ફક્ત બે જ ઠેકાણે એના અસ્પષ્ટ ઉલ્લેખો છે. ' न निरग्निर्न चाक्रियः' એ ઉલ્લેખ સંન્યાસઆશ્રમનો દ્યોતક છે. ગીતાનો સંન્યાસધર્મ આશ્રમ પરત્વે નથી પણ સમસ્ત જીવનવ્યાપી દાર્શનિક દૃષ્ટિ છે. એ સંન્યાસધર્મ ગૃહસ્થાશ્રમમાં વિશેષ રીતે પાળવા જેવો દેખાય છે.

બ્રહ્મચર્યનો ઉલ્લેખ અનેક ઠેકાણે છે. પણ તે મોક્ષની સાધના તરીકે જ. નહિ કે આશ્રમની એક અવધિ તરીકે ' तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया, ' એ ઉલ્લેખમાં ગુરુસેવાનું વાતાવરણ છે. એ ઉપરથી ગુરુગૃહે વાસનું અનુમાન પણ કરાય. અને તેટલાથી એ બ્રહ્મચર્ય આશ્રમનો ઉલ્લેખ છે એમ પણ માનીએ તો વાંધો નથી. પિંડોદક ક્રિયાનો ઉલ્લેખ અર્જુનના ભાષણમાં છે. એને ગૃહસ્થાશ્રમનો ઉલ્લેખ માનવાનો પ્રયત્ન કરીએ તો એમાં વાંધો નથી. અર્જુનની દલીલમાં કુળધર્મ અને જાતિધર્મ છે ત્યાં વર્ણધર્મનો ઉલ્લેખ નથી એ આશ્ચર્ય પમાડે છે. અર્જુનના બીજા ભાષણમાં ભિક્ષાન્ન ખાવું શ્રેયસ્કર છે એવો જે ઉલ્લેખ છે એને સંન્યાસ આશ્રમ જોડે જોડી શકાય અથવા બ્રાહ્મણ વર્ણ જોડે જોડી શકાય. પણ આવા ઉલ્લેખો કોઈ પણ પક્ષને પુષ્ટ કરી શકતા નથી. ગીતામાં વર્ણવ્યવસ્થાનો જબરો પુરસ્કાર હોવા છતાં આશ્રમવ્યવસ્થા વિષે ગીતા આટલી ઉદાસીન શા માટે છે તે તપાસવા જેવું છે.

(૪) ગીતામાં **વર્ણવ્યવસ્થાનો** ઉલ્લેખ ૭ જગાએ આવે છે. એમાં યે બીજા અધ્યાયમાં ક્ષત્રિયોના ધર્મ યુદ્ધનો; નવમા અધ્યાયમાં બ્રાહ્મણોને અને રાજર્ષિઓને વૈશ્યશૂદ્રથી નોખા પાડવાનો, અને અઢારમા અધ્યાયમાં આવેલો વર્ણધર્મનો ઉલ્લેખ સૌથી વિશેષ મહત્ત્વના છે જ્યારે ચોથા અધ્યાયમાં ચાતુર્વર્ણ્ય ગુણકર્મ વિભાગ પ્રમાણે તૈયાર કર્યાનો ભગવાનનો એકરાર સૌથી વધારે મહત્ત્વનો છે.

પુણ્ય બ્રાહ્મણ, ભક્ત રાજર્ષિ એ બેને વૈશ્ય—શૂદ્રથી નોખા પાડવાથી ભગવાનને વર્ણોનું ઉચ્ચ-નીચપણું માન્ય હોય એમ લાગે છે. પણ એ વિચાર સાથે શંકા થાય છે કે ભગવાને ગીતામાં બે-ત્રણ ઠેકાણે પોતાની વિભૂતિઓ વર્ણવ્યા છતાં એમાં ક્યાંય ' વર્ણોમાં હું બ્રાહ્મણ છું ' અથવા ' આશ્રમોમાં હું સંન્યાસ કે ફલાણો આશ્રમ છું ' એવો એકરાર કરેલો જડતો નથી. જ્યાં જે વસ્તુ મહત્ત્વની નથી ત્યાં એ વસ્તુનો અનુલ્લેખ એ નિર્ણયાત્મક પ્રમાણ નથી ગણાતું એ વાત સાચી છે, છતાં ઉપરની શંકા ધ્યાન ખેંચ્યા વગર રહેતી નથી.

હવે ગીતામાં આવેલા વર્ણ પરત્વેના ઉલ્લેખો તપાસીએ : પહેલા અધ્યાયમાં વર્ણસંકરનો ઉલ્લેખ છે, જે બતાવે છે કે ગીતાને વર્ણસંકર ભયાનક જેવો લાગે છે. વર્ણાન્તર વિવાહો ગીતાને અમાન્ય છે કે

દુષ્ટ સ્ત્રીઓ દ્વારા થતા વ્યભિચારની જ કેવળ સૂચ છે એ કહેવું મુશ્કેલ છે. એ બન્ને કારણે પિંડોદક ક્રિયા લુપ્ત થવાનું કારણ નથી. પિંડોદક પિતરો સુધી ન પહોંચે એ વાત જુદી.

બીજા અધ્યાયમાં સ્વધર્મની વાત કરતાં ક્ષાત્ર ધર્મનો ઉલ્લેખ આવે છે. એમાં બીજા ઉપર ચડાઈ કરવી એ પાપમૂલક હશે પણ સ્વધર્મપાલનને અંગે જે લડાઈ એની મેળે મળતી હોય તો ક્ષત્રિયો રાજી થાય છે, અને એવા આત્મરક્ષણના યુદ્ધમાં કશું પાપ નથી એ જાતની દલીલ ભગવાને કરી છે. આત્મરક્ષણને અર્થે ચલાવેલા ધર્મયુદ્ધમાં વિજય અથવા મરણ બન્ને સરખા જ ઇષ્ટ છે એ પણ માન્યતા આ ઠેકાણે ગીતાએ વ્યક્ત કરી છે.

પાંચમા અધ્યાયમાં વિદ્યાવિનયસંપન્ન બ્રાહ્મણ પ્રત્યે આદર છે પણ નવમા અધ્યાયની પેઠે અહીં બ્રાહ્મણથી ભેદ બતાવવા માટે બીજો કોઈ વર્ણ બેસાડ્યો નથી. અને બ્રાહ્મણ પ્રત્યે જે આદર બતાવ્યો છે તે એના બ્રાહ્મણ હોવાને અંગે છે કે વિદ્યાવિનયસંપન્ન હોવાને કારણે છે તે સ્પષ્ટ નથી થતુ વખતે બન્ને અભિપ્રેત હશે

છેલ્લા અધ્યાયમાં ચાર વર્ણના સ્વધર્મ બતાવ્યા છે. એ આખો ભાગ એ અધ્યાયમાં ન હોત તો યે કશું બગડત નહિ ૪૦મા શ્લોક પછી ૪૫મો શ્લોક ક્રમસર સહેલાઈથી આવી શકે છે, જો કે એ ચાર શ્લોક વચમાં આવવાથી સ્વકર્મ અને સ્વધર્મનો અર્થ વર્ણપરક જ લેવો પડે છે.

અહીં બ્રાહ્મણ અને ક્ષત્રિયોને એક એક આખો શ્લોક આપ્યો છે અને સ્વકર્મ ગણાવતાં એ એના ચારિત્ર્યના વિશેષ સદ્‌ગુણોનો ઉલ્લેખ છે. જ્યારે વૈશ્ય અને શૂદ્રોને ભેળીને એક જ શ્લોકમાં પતાવ્યા છે. અને બન્નેનાં કર્મો બતાવતાં એમનાં ખાસ કર્મો જ બતાવ્યાં છે સ્વભાવ, ગુણો કે સંસ્કારિતાની વાત એમને માટે નથી.

સ્વકર્મના સિદ્ધાંતો દ્વારા ભગવાને વર્ણગત ઉચ્ચનીચભાવ જાણે ધોઈ કાઢ્યો હોય એમ લાગે છે. સ્વકર્મ ભલે વિગુણ હોય પણ એના પાલનથી માણસ સંસિદ્ધિ જરૂર પામે છે. સંસિદ્ધિની બાબતમાં કોઈ પણ વર્ણને કશી હાડમારી નથી એ સ્પષ્ટ છે.

ગીતાનો વર્ણધર્મ જાતિગત હતો એમ સિદ્ધ કરવાને આપણી પાસે આંતરિક પુરાવો નથી મહાભારતમાં બન્ને પ્રકારના પુરાવા મળી શકે એમ છે.

સૌથી મહત્ત્વનો ઉલ્લેખ ચોથા અધ્યાયમાં ચાતુર્વર્ણ્યના પોતે અકર્તા કર્તા હોવાનો છે તે છે. વર્ણવ્યવસ્થા વાસુદેવ શ્રીકૃષ્ણે ચલાવી એમ તો મનાય નહિ. વેદોના પુરુષસૂક્તમાં વર્ણવ્યવસ્થા સનાતન હોવાનો ધ્વનિ છે એટલે ગીતામાં શ્રીકૃષ્ણ પોતે પરમાત્મા છે એ ભૂમિકા ઉપરથી જ કહે છે કે વર્ણવ્યવસ્થા મારી બનાવેલી છે.

આ અર્થ લેતાં વર્ણવ્યવસ્થા મનુષ્યકૃત નહિ હોવાથી મનુષ્યસ્વભાવમા જ રહેલી છે એમ માનવું પડે છે. અને પછી તો એ કોઈ ને કોઈ રૂપમાં તમામ મનુષ્યજાતમાં અને સર્વ દેશોમા, સર્વ કાળે જડવી જોઈએ પ્રાચીન ઇજીપ્તના ઇતિહાસમા અને પ્લેટોની સમાજવ્યવસ્થામાં વર્ણવ્યવસ્થા જડે જ છે. એક યા બીજી રીતે મનુષ્યસ્વભાવમા એનાં સૂક્ષ્મ બીજ હોવાનું પણ ગળે ઊતરે છે પણ ચાર વર્ણ તો આપણા આર્યોએ જ કલ્પ્યા છે, સ્થાપ્યા છે, અને ઓછેવત્તે અંશે નભાવ્યા છે. ગીતાને વર્ણવ્યવસ્થા માન્ય છે, પ્રિય છે એ વિષે શંકા જ નથી વર્ણોનો ઉચ્ચનીચભાવ ગીતાને માન્ય હોય કે ન હોય પણ ગીતાકારમાં એ હતો અને ભગવાને એની સામે બળવો નથી ઉઠાવ્યો એટલું તો સ્પષ્ટ થાય છે.

હવે એક જ સવાલ રહે છે તે એ કે ગીતામાં વર્ણોનો ઉલ્લેખ આવે છે તે અર્જુનને મહાભારત યુદ્ધમાં ભાગ લઈ લડવાનું કર્તવ્ય સમજાવવા પૂરતો જ છે કે ગીતાધર્મનું, ગીતાની શિખામણનું તે એક આવશ્યક અપરિહાર્ય અંગ છે?

ગીતામાંથી વર્ણ પરત્વેના ઉલ્લેખો જો કાઢી નાખ્યા હોય તો ગીતાધર્મ અને ગીતાની શિખામણ અપૂર્ણ જેવાં બને છે કે કેમ એ આપણે જોવું જોઈએ. આથી ગીતા યુદ્ધના ચોકડામાં બેસાડી છે એટલા માટે જ ક્ષત્રિયોનો ઉલ્લેખ આવી ગયો છે. ક્ષત્રિયો આવ્યા એટલે ચારે વર્ણ આવ્યા એટલું જ એનુ મહત્ત્વ અહીં દેખાય છે ગીતાએ જે આખો જીવનધર્મ બતાવ્યો છે તે કોઈ ખાસ વિશેષ વ્યક્તિનો, વર્ગનો કે સમાજ માટેનો ધર્મ નથી. એ તો તમામ માણસજાત માટેનો શાશ્વત ધર્મ છે. એને વર્ણધર્મ સાથે કોઈ ખાસ સંબંધ નથી

તા. ૫—૬—'૪૦

# સ્મૃતિ

નવીનચંદ્ર પંડયા

આ અફાટ દુનિયામાં સૌ કોઈ પોતપોતાની નિરાળી દુનિયા વસાવીને ગુપચુપ બેસી ગયું છે. પોતપોતાનામાં સૌ મસ્તાન છે. બીજાની જાણે કાંઈ પડી જ નથી, જાણે બીજો કશો વિચાર કરવાનો અવકાશ જ નથી. મારા આ મને પણ એવી એક અનોખી દુનિયા વસાવી લીધી છે. મને તેનું ભાન સુદ્ધાં નથી. મન એમાં જ ચકચૂર છે. કેવળ એનો એકનો જ વિચાર કરે છે.

ઝબકી ઝબકીને ઊંઘમાંથી જાગું છું, આંખોમાંથી ઊંઘ તો ક્યારની ય વિદાય લઈ ચૂકી છે, કોઈ જાતનું એનું ચિન્હ પણ મૂકતી ગઈ નથી–આંખો સાવ કોરી કટ છે. એમ ને એમ જ પથારીમાં બેસીને છાનોમાનો મનનો વ્યાપાર જોયા કરું છું. એક જ વાત! કેવળ એ જ ગઈગુજરી વાત. મનની કેવળ એ એક જ પ્રવૃત્તિ થઈ પડી છે.

વારે ઘડીએ મનને દમ્યા કરતી એ કોણ? આજે એ છે ખરી, પરંતુ મારે માટે તો એ એક સ્વપ્ન જેવી જ થઈ પડી છે. જે કાંઈ નિહાળ્યું હતું, જે કાંઈ સુખ સરખું ય ભોગવ્યું હતું તેની કેવળ સ્મૃતિમાં જ આનંદ લેવાનો છે. વિચાર થાય છે કે એ સ્મૃતિ પર આ જિંદગી જીવી નખાશે ખરી? ફરીફરીને જીવનમાં એવા પ્રસંગો આવવાના નથી એની ખાતરી છે, ફરીને મેળવવાની ઇચ્છા પણ નથી, કોઈ પણ પ્રકારની ઇચ્છા જન્મતી જ નથી. કદાચ જન્મતી હશે તો ત્યાં ને ત્યાં જ મરી જાય છે. આનંદ નથી, ઉત્સાહ નથી, શોકનું ય ભારણ નથી લાગતું. જાણે એ સ્વભાવ જ થઈ ગયો છે. રસ નથી, કસ નથી, જીવનમાં બસ કોઈ જ પોતાનું લાગતું નથી. કેવળ જીવન છે એટલે જ જાણે જીવવું પડે છે.

વિચાર થાય છે કે 'મનસ્વી' કહેવાતું મન આટલું કેમ ઠરી ગયું છે? ઉપરથી ઠંડો પડી ગયેલો ભારેલો અગ્નિ રાખ ઉડાડી મૂકતાં અંગારા દેખાડે છે. ત્યારે મારું આ થીજી ગયેલું મન પણ શું એમ જ અંદરથી જલતું હશે? વિચાર થાય છે અને એ બેભાની ભોગવના મનને જરાક ઢંઢોળું છું.

"ઓહોહો...સુધીર ભાઈ! કેટલે વર્ષે? જાણે કેટલા મોટા થઈ ગયા? ઓળખતા ય નથી?" હાથમાં નાની ચામડાની બેગ પકડીને, દાદર પૂરો ચઢી રહ્યો ત્યારે મને સુધાએ આમ એક દિવસ આવકાર્યો હતો. કેટલે વર્ષે અમે મળ્યાં?

"ના, હું મોટો."

"ના, હું મોટી."

"હું સુંદર છું તારા કરતાં તો સુધા!"

"છોકરા વળી કોઈ દિવસ રૂપાળા હોતા હશે?"

આ અમારી નાનપણની નાની નાની તકરારો. ત્યારે તો કેટલી સુખદ લાગતી એ. અને આજે? આજે ય જ્યારે બીજો કશો જ વિચાર મગજને સતાવતો નથી, અને મગજ કેવળ ખાલી બની જાય છે ત્યારે પણ આ સ્મૃતિ તો છાની માની મગજના ખૂણામાં ફરી વળી પોતાનું આસન જમાવી દે છે. માત્ર એક જ અણગમતું કામ એ કરે છે–જે આનંદને એ સાથે લઈને આવે છે, તેની જગ્યાએ શોકને બેસાડી જાય છે.

હું કોણ? સુધા કોણ? અમે બન્ને પાડોશી. બન્નેનાં માતાપિતા એકબીજાને અતિશય ચાહનારાં, પછી તો સ્નેહની મડાગાંઠ એવી બંધાઈ ગઈ કે એને ચપ્પુ વડે કાપવી હોય અગર અગ્નિ વડે બાળવી હોય તો વિચાર થઈ પડે. હું એ ઘરમાં એકરૂપ થઈ ગયો હતો. ધીમે ધીમે દિવસો જવા લાગ્યા. હું અને સુધા આવી આવી તકરારો કરતાં કરતાં મોટાં થતાં હતાં. તે વખતે તો ખબરે નહોતી કે આ

સુધા મારા આ એકલવાયા જીવનમાં આટલી વણાઈ જશે.

મારો આ ધૂની સ્વભાવ મારા આ હાથપગની માફક મારી સાથે જ જન્મ્યો હતો. દેહની વૃદ્ધિ સાથે એ પણ વૃદ્ધ પામતો જતો હતો. કોને ખબર હતી કે એ જ સ્વભાવ આટલો ઘાતક નીવડશે?

ધીમે ધીમે બાળપણ તો પસાર થયું, હવે કિશોર થયો હતો. અને સુધા? એ ય હવે ખાસી-કિશોરી બની ગઈ હતી. ઘણી વખત હું એને મુગ્ધ બની નીરખ્યા કરતો. અમારા બન્નેનો સતત સહવાસ બંનેમાં એક જાતનો અવિશ્વાસ ઉત્પન્ન કરતો હતો કે એકને બીજા વગર ચાલશે કેમ? જેમ જેમ સમજ આવતી ગઈ, જેમ જેમ એ વિચારનું પ્રાબલ્ય વધવા માંડયું તેમ તેમ અમે બન્ને અકળાતાં ગયાં. આખરે એક દિવસ, મને ખબર નથી કયે દિવસે, કઈ ઉમરે, પણ એટલું તો સાચું હતું કે તે દિવસે અમે એકબીજાને સારી રીતે સમજતાં હતાં, અમે આપસમાં કોલકરાર કર્યા!" જીવવું તો એક બીજાની હૂંફમાં." ખબર નહોતી કે એની પાછળ કેવું ય ભવિષ્ય પડયું હશે!

થોડાંક વર્ષો એમ એકમેકના સતત સહવાસમાં ગાળ્યા પછીથી અમે છૂટા પડયાં. મારા પિતાજી હતા નોકરિયાત માણસ. બધી જ રીતે પરાધીન. એક દિવસ એમને હુકમ આવ્યો, અને એ કુટુંબની ભારી દિલગીરી વચ્ચે પણ એમને એ શહેર છોડવું પડયુ. સાથે મારે પણ. તે દિવસે સુધાને રડતી જોઈ હુ રડતો અને મને આંસુ ઢાળતો જોઈ સુધા રડતી. અનેકાનેક વચનો, અનેકાનેક યાદગીરીઓ, અને એવાં જ 'બીજાં' સ્નેહ-સ્મરણો સાથે અમે જુદાં થયાં-છૂટાં પડયાં.

હું તો હવે મોટો થઈ ગયો હતો. કોલેજમાં જતો હતો. છોકરીઓને જોતો હતો. ઘણા વખતથી મન જોડે મેં યુદ્ધ શરૂ કરી દીધું હતુ સુધા આવી હશે? આથી તો કયાંય સરસ! મન સુધાને જોવા તલપાપડ થતુ હતું, અને હુ તેને વારતો હતો. મનમાં એમ જ ધૂન બેઠી હતી કે જેમ વિરહ વધે એમ પ્રેમનુ આકર્ષણ પણ ઉત્તરોત્તર વધતુ જાય એક વેકેશન તો એમ જ આ યુદ્ધમાં પસાર કર્યું. પણ બીજી વખતે હારી બેઠો. આખરે પિતાજીની સંમતિ લઈ હું ચાલી નીકળ્યો. જેને માટે મારી આ બહાવરી આંખો કેટલા ય વખતથી આમતેમ ભમ્યા કરતી હતી તેને જોવા.

ચામડાની નાની બેગ હાથમાં પકડી હું દાદર પૂરો કરી રહ્યો અને તરત જ એ મનવાંછુનાં દર્શન થયાં. અને મને જાણે દરરોજ બોલાવતી હોય એમ સહજ સત્કાર્યો. હું તો કેવળ મંત્રમુગ્ધ જ થઈ ગયો હતો. કેવળ અનિમિષ નયને ટગરટગર જોયા જ કરતો હતો. ઘરમાં પણ મને ઘણે વખતે જોયો હોવાથી મારો સરસ સત્કાર થયો.

હુ તો રહેવાનો જ વિચાર કરીને આવ્યો હતો, દિવસે તો ઉપરાઉપરી પસાર થવા લાગ્યા. મનમાં મૂંઝવણ વધતી જતી હતી, હજુ, અમે પેટ ભરીને સંતોષથી મળ્યાં નહોતાં. હું ગૂંચવાતો હતો, અને એની પ્રત્યેક હિલચાલમાં પણ હું ગૂંચવણ જ જોતો. આખરે અમે એક દિવસ મળ્યાં.

આજે જ્યારે એ દિવસ સંભારું છું ત્યારે મારા આ શરીર પરનું રૂંવેરૂંવુ ખડું થઈ જાય છે. સ્મૃતિના ભગ્ન ભાનથી, હું મન કઠણ કરી એ રૂંવા પર જોરથી હાથ ફેરવી જેમને ટાઢાં પાડી દઉં છું. રૂંવાં પણ પરિસ્થિતિ સમજી ધીમે ધીમે પાછાં સૂઈ જાય છે. મનમાં વિચાર થાય છે. "ભલા! હવે સંભાર્યે શો ફાયદો?"

તે દિવસે અચાનક જ અમે બન્ને ઘરમાં એકલાં પડયાં. એકલાં પડયા અને બન્ને એ તક પર તૂટી પડયાં. સુધા હસતી હસતી પાસે આવી, અને મે એને આવકારી.

"કેમ સુધીરભાઈ, મઝામાં ને?"

"ઓહ!' ખબર પૂછવાની ફુરસદ મળી ખરી, મને તો થતુ હતુ કે......"

"કે જાણે હું તમને બોલાવવાની જ નથી, એમ ને?"

"ના, ના, એવું તો છેક નહિ, પણ કોણ જાણે ક્યારે એ દિવસ ઊગશે એની જ રાહ જોતો નિશ્ચિંતતાથી બેઠો હતો"

"હું માનું જ નહિ ને!"

"અને એ વાત પણ ખરી કે જ્યાં સુધી તું બોલી હોત નહિ ત્યાં સુધી આ સુધીર અહીંથી કદી જવાનો જ નહોતો."

"અહં...મારી મોટી ભૂલ થઈ ગઈ."

"ભૂલ? શી બાબતની?"

"આજ તમારી જોડે બોલી તે જ સ્તો."

"કેમ?"

"બોલી એટલે હવે તમે જતા રહેવાના. અને ન બોલી હોત તો એટલા દિવસ વધારે રહેવું પડત ને?"

હું એની પાછળનો ધ્વનિ સમજ્યો. પ્રેમનો ચોકખો રણકાર મેં એમાં સાંભળ્યો, ધીરે ધીરે મેં મારો હાથ લંબાવી એના ખભા ઉપર મૂકી દીધો, અને એ સંપુટ ઉપર મારો બીજો હાથ પંપાળતો બોલ્યો,

"સુધા! આ બધું કેટલા દિવસ ચાલશે? ક્યાં સુધી આ જિંદગી આમ એકલી એકબીજાની રાહ જોતાં ખેંચવી પડશે?"

"તમારું–પુરુષોનું તો કાંઈ કહેવાય નહિ. એટલા તો નિર્દય હોય છે! બાકી મારું પૂછો તો મારાથી હવે નહિ જ રહેવાય."

"બધા માટે એક સરખું જ ધારી લીધું? મારે, તને ખાતરી કરી આપવી પડશે કે હું...ના, અત્યારે નહિ કહું; જો આ હૃદય પર હાથ મૂકી જો. કેટલા ધબકારા મારે છે? અને એ ધબકારા શું બોલે છે, ખબર છે? સુધા! સુધા! સુધા!" હું ચૂપ થઈ ગયો.

એ પણ ચૂપ થઈ ગઈ. હસતાં હસતાં અમે બન્નેએ શરૂઆત કરી હતી અને એમાંથી ગંભીર બની ગયાં. થોડીક પળો એમ જ વહી. મેં મારું સ્થૈર્ય ફરીને મેળવ્યું, કહ્યું,

"સુધા, શું વિચાર કરે છે?"

"તમે જ કહો ને? તમે શો વિચાર કરો છો?"

બન્ને એકબીજાના વિચારો સારી રીતે સમજતાં હતાં, પણ પહેલી શરૂઆત કોણ કરે એ માટે મૂંઝાતાં હતાં.

"તારી આ ટેવ જૂની છે. પોતાની કોઈ વાત કરવી જ નહિ, અને બીજાનું બધું સાંભળી લેવું." મેં ફરીથી ગયેલું વાતાવરણ મેળવવા પ્રયત્ન કરવા માંડ્યો.

"મારી પાસે શી વાત છે? તમારી વાત તે મારી વાત."

"તારી વાત ખરી. નાનાં હતાં ત્યારે પણ તારી આ જ દલીલ હતી, જાણે આપણે એક બીજા માટે જ સર્જાયાં હોઈશું. મને તો વિચાર થાય છે કે મારું થશે શું–જ્યારે તું નહિ હોય?"

"અને અમને જાણે કશું થતું જ નહિ હોય!"

"ત્યારે હું ઘેર જઈને પિતાજીને વાત કરીશ. માનશે એમ તો અત્યારે લાગે છે."

"પણ મારાથી અહીં કશી વાત નહિ થાય, તેનું શું?"

"તે તું ચિંતા ન કરીશ. એવું થઈ રહેશે."

અને અમે બન્નેએ એકબીજાના હાથમાં હાથ પરોવી, તે વખતના વહ્યા જતા કાળની સાક્ષીએ, પ્રતિજ્ઞા કરી કે, "જીવન ગાળવું તો એકબીજાની હૂંફમાં જ." અમે બન્ને એ બોલ્યાં; અને મેં સુધા સામે જોયું. એ મારી સામે જોઈ રહી હતી. આજે ય એ યાદ આવે છે. એ નજર તો મારા હૃદયમાં ભોંકાઈ ગઈ છે. હૃદયમાં વાગેલું બાણ તો ઘા કરીને અંદર બેસી રહે, અને જ્યારે બહાર કાઢીએ ત્યારે લોહીના ફુવારા સાથે પણ બહાર તો નીકળે, પરંતુ સુધાની તે વખતની નજર તો જેમ જેમ એને બહાર કાઢવાનો ભૂલવાનો પ્રયત્ન કરું છું તેમ તેમ અંદર ને અંદર ખૂંપતી જાય છે, લોહી તો હવે આ ફિક્કા થઈ ગયેલા શરીરમાંથી શાનું વહે? પણ દર્દ અસહ્ય થઈ પડ્યું છે.

મનની જે કાંઈ મુરાદ હતી તે પૂરી થઈ ગઈ. બીજા થોડાક દિવસો રહી હું ત્યાંથી ગયો. સુધા, હું ગયો તે વખતે મને મૂંગી મૂંગી જોઈ રહી, જાણે નજરથી જ કહેતી હોય કે, "જોજો, પેલી વાત ભુલાય નહિ."

પરંતુ જ્યારે આશાના થનગનતા ઘોડેથી ઊતરી હું ઘેર ગયો અને બહુ જ ધડકતે દિલે પિતાજીને વાત કરી, ત્યારે એમણે એ વાતને બહુ મહત્ત્વ આપ્યું નહિ, તેમ કશો ખુલાસો પણ કર્યો નહિ. કેવળ મૂંગાં મૂંગા સાંભળી રહ્યા અને પછી કશો ઉત્તર વાળ્યો નહિ. પરિણામ એ આવ્યું કે મારી સ્થિતિ દોલાચલચિત્તવૃત્તિ જેવી થઈ. હું જાતને માટે કશો નિર્ણય કરી શક્યો નહિ, અને પિતાજીની ટાઢપથી એથી આગળ વધુ સ્પષ્ટ રીતે વાત કરવાની મારી હિંમત રહી નહિ.

દિવસો વીતતા ગયા. મારી મૂંઝવણ પણ વધતી ચાલી, સાથે સાથે એક બીજા હૈયાની પણ મને ચિંતા થવા લાગી. સુધા, આશાભર્યા ડોળે, ખુલ્લા આકાશમાં, સુસવાટાભેર વાતા પવનમાં, સ્થિર રીતે ચગેલા એના હૈયાના કનકવાને નીરખી રહી હશે–કેવળ એ એક જ વિચાર ફરીફરીને મનમાં વિચરી રહ્યો. એની આંખો હરપળે આવી આવીને મારી આંખો સામે તાકી રહેલી જણાવા લાગી. એ આંખોમાં ઉત્તરની આશા હતી, જિજ્ઞાસાની ઊંડી ખોણ એમાં સમાયલી હતી.

મારી શરમ ન ભાંગી તે ન જ ભાંગી, એ જીભે ફરીથી જોર ન જ કર્યું. હિંમત ઓસરી ગઈ. જેમ તેમ મનને સમજાવતો હું દિવસ પૂરા કરી રહ્યો હતો. હૈયે ભાર વધી પડ્યો હતો. દિવસ લાંબો અને કંટાળાભર્યો લાગતો હતો. રાત્રિ કદાચ સ્વપ્નમાં ઝટ પૂરી થતી લાગતી. રાત્રિની શાંતિ અવનવા વિચારો પ્રેરતી, રાત્રિનું એકાંત સાહસ પ્રેરતું, રાત્રિમાં ચંદ્રની શીતળતા અનેક આશાકુસુમોને ખીલવતી, પરંતુ સવાર એ સૌ પર પાણી ફેરવતું.

આખરે મારે કૉલેજ જવાનો દિવસ આવ્યો, મને મારી જાત પર હજારો ધિક્કાર છૂટે છે. અનેકાનેક શાપ આપું છું. વાળ પીંખી નાખી મારો તિરસ્કાર વ્યક્ત સુદ્ધાં કરું છું કે તે વખતે હું એ સહન જ કેમ કરી શક્યો? મારાથી એ સાંભળી જ કેમ શકાયું? શું હું પહેલેથી જ આવો હોઈશ? મારો જન્મ કેવળ આ દુઃખ સહન કરવા જ થયો હતો? અને ભવિષ્યનો વિચાર પણ આવો જ થાય છે, કે મારું મરણ પણ શું આવા જ એકાદ દુઃખનું અંગભૂત હશે? શું દુઃખ એ જ મારું સુખ હશે?

વિદાય કરતી વખતે પિતાજીએ કહ્યું, "સુધીર, તે દિવસે તેં વાત કરી હતી, મેં એના પર વિચાર કરી જોયો છે, મને પોતાને એ ઠીક નથી લાગતું. આપણે એવો બધો સંબંધ નથી, અને મારો વિચાર પણ એ પ્રમાણે સબંધ બાંધવાનો નથી, તારે ચિંતા કરવાની જરૂર નથી, તારા લગ્નનો પ્રશ્ન તું મારા પર છોડી દે." એમ બોલી એ મારા સામું તાકી રહ્યા.

મારી જીભે તાળું હતું. હું કશું જ બોલી ન શક્યો. પિતાજીને પ્રણામ કરી હું કૉલેજના ઘરમાં કેદ થઈ ગયો.

મારું હૈયું બેસી ગયું હતું–ભાંગી ગયું હતું. એના ટુકડા સુદ્ધાં જડતા નહોતાં. પરંતુ હું એટલો નિર્દય થઈ શક્યો નહિ કે પેલા મીટ માંડી રહેલા હૈયાને ભાંગી નાખું, મેં સુધાને કશો જવાબ આપ્યો નહિ. મનમાં એમ જ ધૂન ભરાઈ ગઈ કે સુધા ભલે રાહ જોતી, રાહ જોતાં થાકશે ત્યારે મારો નકાર સમજી લેશે, પરંતુ આ જીભે એને કશું કહેવાય નહિ, તેમ આ હાથને એવા અક્ષર પાડવા માટે પાપી બનાવાય નહિ. 'એ સમજી લેશે', બસ એમાં જ મેં આશ્વાસન માન્યું.

હવે તો દુઃખયાત્રાનો હું અનુભવી પથિક છું. હવે દિલ એમ ઝટ ભાંગતું નથી. ભાંગી ગયેલું સંધાતું પણ નથી. જીવનની એ ભાંગી તૂટી ઝૂંપડીમાંથી નાસી જઈ, એનાથી દૂર દૂર હું એને જોઉં છું ત્યારે મને મારા મનની નબળાઈનો જ વિચાર આવે છે. આ ધૂની સ્વભાવ, મનની આ નબળાઈ, હિંમતનો અભાવ એ જ બધામાં શું હું વહેંચાઈ ગયેલો છું! મને

મારા જેવું કાંઈ જ નથી. હું હું જ નહોતો, અને બીજો જ કોઈ હતો.

માત્ર એક જ બાબતનું મને આશ્વાસન છે. પિતાજી મને સુધા જોડે જોડતાં તો રોકી શક્યા, પણ પછી બીજા કોઈ જોડે પણ જોડી ન શક્યા. મેં મારી ટેવ મુજબ, ધૂન મુજબ 'ના' ની ના જ કહ્યા કરી, કશું કારણ આપતો નહિ. રૂક્ષ સ્વરે 'ના પિતાજી' એટલું જ માત્ર કહેતો પણ એ એટલા અક્ષરો એવી ઢબના હતા કે પિતાજીથી એની સામે કશું બોલાતું નહિ. આજ જ્યારે આ બધો વિચાર આવે છે ત્યારે હડપચીએ હાથ દઈ ટેકવેલા મારા આ મુખને તે વધુ ઝોક આપે છે, હાથ છૂટી જાય છે, અને કેવળ નત મસ્તક અધ્ધર જ ઝૂલી રહે છે.

મારું ચાલ્યું હોત તો મારા પ્રેમના બળે તે દિવસના સૂરજને હું ઊગવા જ ન દેત. પણ મારામાં પ્રેમ હતો ખરો? હોવો જ જોઈએ, નહિ તો હું આટલાં વલખાં ન મારત. ગમે એમ, મારો સંકલ્પ અનિશ્ચિત હશે, મારા નિશ્ચયમાં ઢીલ હશે, પરંતુ દિવસ ઊગ્યો ય ખરો અને આથમ્યો ય ખરો. ઊગ્યો ત્યારે જે નહોતું કરવું જોઈતું તે કરી ગયો – અને આથમ્યો ત્યારે એ કાર્યને ચિરંજીવ કરતો ગયો.

રજાના દિવસો હતા. મારે બીજું ઠેકાણું હતું નહિ એટલે ઘેર આવ્યો હતો. વિચારોમાં કલાકો સુધી બેસી રહેતો. બીજું કશું વ્યસન નહોતું એટલે પુસ્તકોને સોબતી બનાવ્યાં હતાં, અને એમાં જ જાત ભૂલી જવા પ્રયત્ન કરતો. હું વાંચતો બેઠો હતો અને ટપાલીએ પિતાજીના નામનો કાગળ નાખ્યો. તે વખતે મને એ કાગળની તમા નહોતી, પરંતુ જ્યારે એ હાથમાં આવ્યો ત્યારે મને અક્ષરો પરિચિત લાગ્યા. એ કુંકુમપત્રિકા હતી. સુધાનાં લગ્ન થવાનાં હતાં!–સુધાનો થનાર પતિ મારો મિત્ર હતો!

તે દિવસે હું શૂન્યમનસ્કની માફક બેસી જ રહ્યો. કશાનું ભાન રહ્યું નહોતું. દિવસ આથમી ગયો અને પોતાની મહોર મારા પર મારતો ગયો. કરડી કરડીને હોઠ સૂજી ગયા હતા અને લોહી વહેતું હતું, આંગળાંમાં બળતરા થતી હતી, કારણ કે વિચારમાં ને વિચારમાં એકેએક નખ ઉખેડી નાખ્યો હતો. આંખો તદ્દન બહાવરી થઈ ગઈ હતી, અંધારું વધતું જતું હતું, સાથે સાથે મારા દિલમાં પણ એ અંધકારને ટપી જાય તેવું અંધારું છવાઈ ગયું હતું.

આ વખતે હું મારી જાતને સાચવી શક્યો નહિ. મને સખત આઘાત લાગ્યો હતો. બીમારી મારા શરીરમાં ચોરીછૂપીથી પ્રવેશી ચૂકી હતી, હવે એણે તેમાં ઘર કર્યું. મને બરોબર યાદ છે કે બિછાનીમાં મેં ૭ માસ પસાર કર્યા. ઘણી વખત 'સુધા! સુધા!' એમ મન પોકારી ઊઠતું. શરીર સાવ નંખાઈ ગયું હતું. ૭ મહિના પછી પણ જ્યારે પહેલ વહેલી પથારી છોડી ત્યારે પણ સુધા તો મનમાં રમી જ રહી હતી.

મને આજુબાજુની દુનિયા, આસપાસનું વાતાવરણ, ઘર, અને છેલ્લે છેલ્લે મારી જાત પણ મને ખાવા ધાતી હોય એમ લાગ્યું. એક દિવસ હું ચાલી નીકળ્યો – એ સર્વને ભૂલવા, અને કેવળ મારા મન જોડે રચ્યોપચ્યો રહેવા. પણ એ ન બન્યું. રસ્તામાં સુધા અને એનો પતિ મળી ગયાં! હું અવાક્ થઈ ગયો. મિત્ર આમાંનું કશું જાણતો નહોતો. એ પોતે નિખાલસ હતો, એણે સુધા જોડે મારી ઓળખાણ કરાવી. સુધા કેવળ મૂંગી મૂંગી તાકી રહી. એનાથી બે અક્ષર સુદ્ધાં બોલાયો નહિ. ઘણું કરીને તો એ મારી સામે, અને મારા દેહ સામે જ તાકી રહી હશે.

"કેમ આવો થઈ ગયો? માંદો હતો કે શું?" મને મારા મિત્રે પૂછ્યું.

"હા, વચમાં છએક માસ સખત બીમાર હતો, હમણાં જ આટલો ઠીક થયો છું, નહિ તો તારા લગ્નમાં ન આવત?" અને મેં સુધા સામે જોયું. એણે નજર ફેરવી નાખી – કદાચ આંખમાંનાં આંસુ છુપાવવા.

"મને થયું ખરું કે સુધીર આવ્યા સિવાય ન રહે, મને તારી માંદગીની ખબર જ નહિ. એટલી જાણ પણ ન કરી?"

"પણ, મને પોતાને કાંઈ ભાન જ ન હતું."

પણ હવે વધુ વાતચીત મારા માટે અસહ્ય હતી મને સુધાનો – સામે જ બેઠેલી સુધનો વિચાર આવ્યા કરતો હતો, એ મારા દિલને કોરી ખાતો હતો. મને પોતાને મારી હાજરી ખૂચવા લાગી હુ પાપી હતો એટલે?

"હજુ આગળ ભણવુ છે?" મિત્રને મારી મોહિની લાગી હોય એમ જણાયુ મારામાં અને મારા વિચારોમા એ પહેલેથી જ રસ લેતો હતો.

"ના, ના હવે શુ ભણું? કોઈ એકાદી નોકરી શોધી લઈશ"

"હું ધારું છું કે તું હજુ એકલો છે, બેવડાય ત્યારે ભૂલતો નહિ મને બોલાવવાનું."

મને પોતાને આથી બહુ આઘાત લાગ્યો. એક જ ક્ષણ – અને સુધાએ મારા તરફ નજર ફેરવી. અને એક પળ જેટલો પણ સમય મારી આંખો એ આંખો જોડે સમન્વય સાધે તે પહેલાં એણે ખસેડી લીધી એની આંખોમાં પાણી હતુ

"જરૂર, જ્યારે બેવડાઈશ ત્યારે તમને બન્નેને બોલાવીશ" હું બોલી ગયો – મિત્રના વાક્યને પાછું ન પડવા દેવા માટે, પણ તરત વાક્ય ફેરવી લીધું, "પણ ઘણુ કરીને તો હુ લગ્ન કરવાનો જ નથી"

મારે જે કાંઇ જણાવવાનું હતું તે મેં આમ આડકતરી રીતે સુધાને જણાવી દીધું. અને પછી મારી હિંમત વધુ ન ચાલી. હું ત્યાંથી બન્નેની રજા લઈ ચાલી નીકળ્યો. જતી વખતે સુધાએ 'આવજો' એમ તો ન કહ્યું, એ ફરજ તો મિત્રે બજાવી લીધી, પરંતુ મે ચાલવા માંડ્યું ત્યારે ઉપરની મેડીએથી ઉજાડ ચહેરે, આંસુ વહાવતી આંખે, વીખરાયલા વાળે, બારીએ ટેકો દઈને એ મને જોઈ રહી હશે એમ મેં કલ્પ્યું અને મારાથી ન રહેવાયું. મે પાછળ જોયું ખરે એમ જ હતું એ મારા તરફ મીટ માંડી રહી હતી એ મીટમાથી અમી વરસતું હતુ મૂગો મૂગો આશીર્વાદ સુદ્ધાં મે વાચ્યો: "જ્યાં જાવ ત્યા સુખી હજો!"

મેં ઝડપથી ચાલવા માંડ્યું. ફરીથી એની તરફ જોવાનુ સાહસ થઈ શક્યું નહિ. એ સઘળું ભૂલવા મે મારા હૈયાને દમ્યા કર્યું. આજ હું અહીં આવી ચડ્યો છુ. અહીં મારું કોઈ જ નથી. ઘણી વખત એક જ વિચાર આવ્યા કરે છે, "એ ક્યાં જતી રહી, હું ક્યાં આવી પહોચ્યો!" ઘણી વખત આ માનસિક વ્યથાથી છૂટવા જાત ખોઈ નાખવાનો વિચાર આવે છે, પરંતુ ત્યારે માત્ર એટલું જ ખટકે છે–સુધાની ઉદ્દાસી નજર અને એના આશીર્વાદ "એ જ્યારે જાણશે ત્યારે એને કેટલું લાગશે?" કેવળ એ એક જ કારણે આ જિંદગી વિતાવી રહ્યો છુ.

અત્યારે તો 'સ્મૃતિ' મારી જીવનનાવનો સઢ બની રહી છે, નદી તદ્દન શાંત છે, પવન પણ ઠરી ગયો છે. હલેસું મારવાની તાકાત રહી નથી, કશો નિશ્ચિત માર્ગ પણ નથી, એટલે એ સ્મૃતિસઢને ખુલ્લો કરી નાખ્યો છે, એ જ્યાં ઘસડશે ત્યાં ઘસડાઈશ એમ અત્યારે તો નિર્ધાર કર્યો છે પરંતુ વળી એમ પણ વિચાર આવે છે કે સ્મૃતિના આ ઝંઝાવાતમાં, અથડાતો, કુટાતો, આખડતો, અફળાતો, આ લાંબા ને લાંબા થતા જતા જીવનપથને હું ક્યારે પૂરો કરી રહીશ? શુ એનો કદી પણ અંત નહિ હોય? મને કશી પણ ખબર નથી. કેવળ સ્મૃતિની જ બાંય મેં પકડી છે, એ જ્યાં દોરશે ત્યાં દોરાઈશ.

# બાયલો

## શ્રી. 'સૌજન્ય'

આખા દિવસ તપી તપીને લાલચોળ થયેલો સૂર્ય હમણાં જ અસ્તાચળમાં ડૂબી ગયો હતો, દૂર દૂર વિલાઈ જતાં આછાં કિરણો વડે આકાશમાં ક્ષણે ક્ષણે નવા રંગો દૃગ્ગોચર થતા હતા. કવિની સુભગ કલ્પના જેવી સંધ્યા ખીલી હતી દિલ અને દિમાગ બંનેને શાતા અર્પે તેવું રમણીય અને અપૂર્વ દૃશ્ય હતું. પણ એ જ આકાશ-ઘૂમટ નીચે ઊભેલી છોડીઓનું એ અખૂટ અને અનુપમ સૌન્દર્ય તરફ ધ્યાન ન હતું. એ તો આથમણી સીમ તરફ જોઈ રહી હતી અને પરજાનની રાહ જોઈ રહી હતી. તેમને અત્યારે સાસરેથી આવતી પૂરીને મળવાની જે તાલાવેલી લાગી હતી તેના આઠમા ભાગની યે તાલાવેલી આ રંગનો ફુવારો જોવાની ન હતી.

'હમણાં પરજાન આવશે, હમણાં લીલું છાયલ પહેરેલી પૂરી આવશે, એમ ને એમ વાતો કરતી એ છોકરીઓ આથમણી દિશામાં આંખો જડી દેતી હતી. દીના એવા લાડકા નામની દિવાળી તો ક્યારનીયે ઘરનું કામ મૂકીને તેની ગોઠણને મળવા દોડી આવી હતી. તેની અધીરાઈ વધી ગઈ હતી, ઘડીમાં કોઈ ટેકરા ઉપર ચડે તો ઘડીમાં પગના ફણા પર ઊંચી થઈને દૂર સુધી નજર લંબાવે.

'બળ્યું ક્યાંય ધૂળે ઊડતી દેખાતી નથી.' નિરાશ થઈ તે બોલી.

'ન'ક વખત તો થઈ ગ્યો કે'વાય હોં દીવા! ગંગાએ ટાપશી પૂરી.

'ચ્યમ, દા'ડો આથમે ત્યારે તો ગમે તેટલે આઘેથી પણ પરજાન આવી જ જાય. કોણ જાણે શું યે થયું હશે?' આથમણી દિશામાં નજર પરોવીને દીવાએ કહ્યું.

'કે. પછ બાપાજીએ રાવણું કરવા રોક્યા હશે?' ગંગાએ હસતાં હસતાં કહ્યું.

'એ શું રોકતો હતો એના બાપનું કપાળ! ઘરમાં તો હાંલ્લાં કુસ્તી કરતાં હશે વળી.' ટોળામાંથી કોઈક બોલ્યું.

'મને તો લાગ છ કે શીવદાસે પૂરીબાને ગોળ ગોળ કરી દીધાં હશે. અને ઈનબા પિયેર આવવાની ના પાડતાં હશે.'

'બળ્યું ગંગાડી તું આવું તે શું બોલતી હશે? એ બાયલા પર જ પૂરી મોહી જશે તો? બાવળિયાંના થડિયા જેવો તો છે.' દીવાએ સહેજ મોં ચઢાવીને કહ્યું.

'પેલા શીવદાની વાત કરો છો કે? આતો કે'શે લોકો ભૂંડું બોલે છે પણ માતાના હમ ખાઈને કહું છું કે તે હાવ બાયલો છે. મેં તો એના ચેનચાળા જોઈ લીધા છે, મગાકાકાને ચ્યાંથી એ ફૂઈબા જડી જ્યાં?' એક છોડીએ કહ્યું.

'ભઈ તમે અમારા બનેવીને એમ ફૂઈબા ફૂઈબા કહેશો નહિ. ચ્યમ, રાંડના ચાળા કર્યાં એટલે બાયલા થઈ જ્યા ખરા? આં, હાં હાં હાં...આ તો પૂરીએ ચેટલાં વરત કર્યાં હશીં તાણ આવો ભરથાર પાંમી. એની કાંય ખબર છે?' ઠાવકા મોંએ ગંગાએ કહ્યું અને બધાં ખડખડાટ હસી પડ્યાં.

'ગંગાડી, ગાંડાના પેઠે શું બકબક કરે છે? આગળ પાછળનો કાંય વચાર કર્યા વના બસ લૈડ લૈડ કરવાનું?' દીવાએ રીસ ચઢાવીને કહ્યું.

'લ્યો ભઈ, તમારી ગોઠણના વરનું ભૂંડું નહિ બોલીએ હોં!' ખભા નચાવતી અને આંખો નાની મોટી કરતી ગંગા બોલી.

'ખરી વાત કે'વી તેમાં ખાર શો?' છાણ નાખવા આવેલી એક બાઈએ કહ્યું.

'આંય તો હોય તેવું કે'વાવાળા છીએ, એ શીવદા આંમ તો મારી કકુડીનો માંમોજી થાય ને, એમને

સાંજના ચાપાણી કરવા બોલાવ્યા'તા. બા, એને જોઈ ને જ મને તો કાળજામાં ચિરાડો પડ્યો. ક્યાં આ સરગની અપસરા જેવી પૂરી અને ક્યાં આ શીશમનો ડેલ્લો.'

'અંબા કાચી, હવે કાળાધોળાનુ તો ઠીક. ઈમ તો મારા કાકા ક્યા કાળા નથી?' ગંગા થોડી વાર અટકી અને બધી છોકરીઓ હસી પડી. 'શીવદાની વાત જ જૂતરાંની છે. એમને નાવાધોવાનું મારે ઘેર રાખ્યું'તું. આંય તો ટીખળ કર્યા વના ક્યાંય ચાલ છ?' એની ટેવ પ્રમાણે ગંગા લહેંકો કરતી કરતી બોલતી હતી.

'લે, સાળીઓ મશ્કરી નહિ કરે તાણ કુણ કરશે?' અંબાકાકી વચ્ચે બોલ્યાં.

'તે મેં તો આધણ આવે એવું પાણી મૂક્યું: શીવદા તો ડોલમાં હાથ નાખે અને અકળાય. હું તો ઊભી ઊભી હસ્યા જ કરું. મારી બા આ જોઈ જઈ અને એણે કીધું "ચ્યમ શીવદા શો વચાર કરો છો? કાંય જંતર મંતર તો નથી કરતા ને?"

'આ લાય જેવુ પાંણી આલ્યુ છે તે શી રીતે ના'ય?'

'આંય ક્યાં તમારે માટે પાણી ભરી મૂક્યું છે તે? ટાઢા પાણીએ ના'વું હોય તો જાઓ ને હવાડે. આંય તો ખેંચતાં જોર આવે છે, હમજ્યા?'

'આં હાં હાં હાં...આ શશવા પાણીમાંએ જોર પડે છે કે? લાવો બે લહરકામાં હું એથી કાઢુ.'

"તાણ તો અમારે પૂરીમાને પાણીનું દુઃખ ગ્યું."

'બળ્યું આમ શુ બોલતાં હશો!' આંખમાં શરમ લાવી શીવદા બોલ્યા.

'ચ્યમ દુખ જોઈ ને તો તમારે વેરે એનું કર્યું. જો દખ આલ્યું છે તો શીવદા, તમારી વાત તમે જાણો.'

'દખ તે ચ્યમ પડવા દઈશ હું તો મારી હથેળીમાં રમાડું એવો છું. મને નહિ ઓળખતાં હોય.' લહેંકો કરી શીવદા હરખાતા હરખાતા બોલ્યા.

'લ્યો હવ નાહી લ્યો. બીજા નાવાવાળા હજી તો બાકી છે. ક્યાં સુધી આંમને આંમ બેસી રહેશો?"

'બળ્યું આંમ શું કરતાં હશો? ટાઢું પાણી નાં આલો તો અંબામાના સમ છે.'

'મને તો હમ લાગતા જ નથી. નાવું હોય તો છાનામાના નાહી લ્યો, નહિતર હેંડતા થાઓ.'

'હાય હાય આંમ શું કરો છો? જુઓ મારાં કાકા એ આવે છે. ભઈશાબ કહું છું ટાઢુ પાણી આલો ને, નક એ વઢશે.'

'લ્યો, તમારી જેવું કુણ થાય. અમારાં પૂરીમાને આંમ નવરાવજો' કહી મેં તો અધીં ડોલ શીવદા ઉપર રેડી દીધી.'

'અરે એમને પૂછી તો જોજો એમની ચેવી સેવાચાકરી કરું છું. એ...' બીજા મહેમાન આવ્યા એટલે હું તો ઘરમાં ભરાઈ જઈ પણ અંબાકાચી! ત્યારથી તો મને થઈ ગ્યુ કે પૂરીના નસીબે પથરો પડ્યો.'

'એની હેંડચા યે રાંડના જેવી છે ને!' એક છોકરીએ કહ્યુ

'તમે તો હેંડચા કહો છો પણ હું તો કહું છું કે એનુ બોલવું, એનું ચાલવું, એનું બેસવું, ઊઠવુ બધું યે બૈરા જેવુ જ છે. મરદનો તો દાંણો યે ક્યાં છે?'

અંબાકાકી માથેથી છાણની સૂંડલી નીચે ઉતારી બોલ્યાં, 'બઈ, તમે શીવદાનું કાપશો નહિ, નહિ તો દિવાળીને ખોટુ લાગશે.' ગંગાએ ટોણો માર્યો.

જાણે આમાંનું કંઈ સાંભળ્યુ ન હોય તેમ દીવાએ હરખાતે હરખાતે કહ્યું, 'ઓ પેલા ગોચરિયામાં આદમી દેખાય...જો દેખાય છે ને? વેચડાની પૂંજે દેખાય છે.'

'હા અલી, ઓ દેખાય.....' બધાં હાથ કરીને જોતાં હતા.

'ઓ ઓ. શુ કરાં છાં. લ્યાં આ રાંમાભાઈ આયા.' ગંગાએ કહ્યું.

'ચ્યમ ભાઈ રાંમા, આટલી વાર ચ્યમ થઈ?' દીવાએ આવી પૂછ્યું.

'હાળાં એ આંમ તો ગાંડાં જ તો.' રાંમાએ ઊભા રહી કહ્યું, 'ઠેઠ આટલે દહાડો આયો તો યે નેંકળવા ના દે. અને ઓછામાં પૂરું રસ્તામાં મગા કાકાનું ગોલ્યું ભડક્યું ને મારું બેઠું આંમથી આંમ દોડે ને આંમથી આંમ દોડે. બધાંને હેરાન હેરાન કરી દીધાં.'

'તે કોઈને વાગ્યું તો નથી ને?'

'ના, ના એ તો પુણ્ય પરતાપે બચી જ્યાં, નકે ગાલ્લું ઊંધું વળી જાય એમ થઈ જ્યું'તું.'

'હશે, કોઈને વાગ્યું નથી એટલે ગંગા નાલ્હાં. હવે ગાલ્લું ચેટલે આઘે છે તે?' અંબાકાકીએ પૂછ્યું.

'આ આવે.' કહી રામભાઈ તો ઘર ભણી વળ્યા. અને થોડી વારમાં ગાડું યે આવ્યું. પૂરી અને બીજી બે ત્રણ બાઈઓ ગાડામાં બેઠી હતી. ભાગોળે બધાં ઊતરી ગયાં અને પૂરીને બધાંએ ઘેરી લીધી.

'ચ્યમ બુન, સારાં છો ને?' અંબાકાકીએ સૌથી પહેલાં પૂછ્યું.

'હોવે સારું છે.' પૂરીએ ધીમેથી જવાબ વાળ્યો. બધાં આડીઅવળી વાતો કરતાં ચાલવા માંડ્યાં.

'પૂરી ફાવતું તો હતું ને?' ધીમે રહી દીવાએ પૂછ્યું. પૂરીએ દીવાની સામે જોયું અને જવાબમાં પૂરીની આંખમાંથી બે આંસુ ટપકી પડ્યાં. દીવા સમય વર્તી ગઈ અને કંઈ પણ બોલ્યા વિના વાત ઉડાવી દીધી.

'રાતે મળશું." એમ કહી બધાં વીખરાઈ ગયાં. પૂરી અને તેની બા એકલાં વાતો કરતાં બેસી રહ્યાં. મા – દીકરી જ્યારે છૂટાં પડ્યાં ત્યારે પૂરીની આંખો આંસુથી છલકાઈ રહી હતી. પૂરીની બા બોલ્યાં.

'ગાંડી, આમ રોવાતું હશે? લે, છાનીમાની મોઢું ધોઈ નાંખ.'

પૂરી તો જવાબ આપ્યા વિના ઓરડામાં ભરાઈ ગઈ.

પૂરીની બા તો ના ના પાડતાં પાડતાં રહ્યાં અને રાત્રે દિવાળી અને ગંગા પૂરીને ખેંચી ગયાં વાસમાં એક ખૂણામાં ગાડું પડ્યું હતું તેના ઉપર જઈ બધાં બેસી ગયાં. બીજી બે ત્રણ છોકરીઓ પણ આવી હતી. બધાંને પૂરીનાં વરની વાતો સાંભળવાની ઇંતેજારી હતી. આકાશનું હૃદય ભેદી પેલા તારાઓ જેમ ડોકિયાં કરતા હતા તેમ પૂરીનું હૃદય તોડી તેની લાગણીઓ બહાર આવવા મથતી હતી. બધાં પૂરીની સામે જ જોઈ રહ્યાં હતાં. એવી શાન્તિ જામી હતી કે કોઈને તે ભંગ કરવાનું મન થતું ન હતું. તારાઓ જેમ એકમેક સામે આંખ-મિચામણાં કરે છે તેમ આ છોકરીઓ બોલ્યા વિના એકમેક સામે જોતી હતી.

ગંગાથી ન રહેવાયું અને પૂરીનો હાથ પકડી તે બોલી.

"દીવા, માનો ન માનો પણ પૂરી દૂબળી પડીને આવી છે."

"એ તો એની મોકળાશ જ કહી આલે છે ને."

"અમારા શીવદા એમ દખ દે એવા તો નથી. પછી ભાઈ એ જાણે અને આપણાં પૂરીબા જાણે.'

"એ તો પહેલા આંણે હાંગળે નહિ ને એટલે ઇંમ થાય, કેમ, દીવા? હું સાસરેથી આવી તાણ દૂબળી ન'તી પડી ગઈ." મોતીએ વચ્ચે કહ્યું.

"એ તો સોનાનો કોળિયો ખાવાનો હોય તો યે ઇંમ થઈ જાય. એકદમ નવી માયા કરવાની તે કાંઈ થઈ જાય? અહાંગળાં સહુને થાંય ને!"

દીવાએ ડાવકાઈથી કહ્યું.

"અલી પૂરી! તું કેમ આમ લાકડું થઈ જઈ છ? સું કે ચાં કરતી નથી."

"શું બોલે તે! કાંઈ બોલવા જેવું હોય તાણ ને!" મોતીએ કહ્યું.

"ના ના ઈમ તો કાંઇ નહિ, પણ બોલે શુ વળે?" પૂરીએ જીભ હલાવી.

"શીવદાએ હમ ખવરાયા હશે." ગગાએ હસતાં હસતાં કહ્યું.

"હેં પૂરી? આ ગગાડી શુ કહે છે?'

'એ બાયલો શુ હમ ખવડાવતો'તો' સહેજ ઉશ્કેરાઈને પૂરી બોલી.

'તુ યે બાયલો બાયલો કરે છે? ગ્યાં હાથે કરીને પાપ હોરી લે છે?' ગગા પૂરીના મોંએ આડો હાથ ધરીને બોલી અને બધા હસી પડ્યાં.

'તાણુ શું કહે? હું તો પહેલેથી જાણતી'તી કે એ બાયલો જ છે પણ જોયા વના કાંય મનાય? એ તો આંય જાંનમાં આયો ત્યારથી જ મારું તો કાળજું યે કામ કરતું નથી. એ તો કાય છુપું રે' છે? હડમત હોજા જેવું એનું ચાડુ જોઈને જ હું તો ઠણકી જઈ'તી.'

'તું ગમે ઈમ કે પણ શીવદા આંમ સ્વભાવના તો સારા. મેં આંય ભલામણ કરી'તી. એ તો કહે કે હું તો ઈમને હાથમાં રમાડીશ સાચું કે'જે મોતી, એવો ભરથાર કોઈને મળ્યો છે?' ગંગાએ કહ્યું.

"મારા જેવી કઈ ફૂટકપાળી હશે તે એના જેવો બાયલો મળશે. આ તો કે'શે પૂરી ભઈડ ભઈડ કરે છે પણ મારા ભઈના હમ ખઈને કહું છું કે ત્યાં એકે દા'ડો રોયા વના નથી ગ્યો. મારા મનમાં અણગમો તો હતો, એ તો માગે પાસે ઊભા રહ્યા. હું તો ભેંત હરખી બેસી રહી'તી થોડી-વાર તો એ કાંઈ બોલ્યા જ નહિ પણ પછી ધીમે રહી મારે માથે હાથ મૂકી બોલ્યા,

'બચ્યુ આમ ગ્યાં સુધી બેસી રહેવું છે?'

મેં તો કાંઈ જવાબ વાળ્યો નહિ. એ તો અધીરા થઈ રહ્યા'તા. તેમણે તો મને ઢંઢોળીને કીધું, 'લ્યો, પે'લે દા'ડે જ રિસામણાં લેવાં છે કે શું? આમ શું કરતાં હશો? આંય બીજાની પેઠમ મારઝૂડ કરનારા નહિ!' મેં નજર સુદ્ધાં ઊંચી ન કરી. જીલ્લું એમનો એકેએક બોલ મારા કાળજામાં વાગતો'તો. એમના સામી નજર સુદ્ધાં કરવાનું મન થતું ન હતું. એ તો મારી બાજુમાં બેસી ગ્યા ને મારી હારે લાડ કરવા લાગ્યા. કે'

'નથી બોલવું ને? જો ના બોલે તો અંબા માના હમ કોના આગળ આમ રીહ રાખવાની! આખા મલકમાં અસ્ત્રીઓ તો છે જ ને? બધાં આમ કરતાં હશીં? આં હાં હાં હાં આવા તે ચાળા-ચતા હશે? ગ્યા આ એક દા'ડાનું છે? તે આ તો આખો જન્મારો કાઢવાનો છે. જો, મારી હાંમુ તો જો, નાં જોવે તો માતાના હમ છે.'

અને મારી લાજ ખેંચવા લાગ્યા. મેં નજર ઊંચી કરી ને મારી આંખમાંથી દડદડ કરતાં બોર જેવડાં આંસુ પડવા લાગ્યાં હું તેમની સાથે નજર જોડવાની હિંમત કરી શકું તેમ ન'તી. મને રોતી જોઈ એ ઢીલા પડી ગયા અને પંપાળતા પંપાળતા બોલવા લાગ્યા,

'ત્યાં બચ્યું શકનાંમાં જ શું રોવા માંડ્યું? હું કાંઈ વઢ્યો છું? મારા હમ છે જો રોવો તો, ભઈસાબ કહુ છું તુ છાંની રે ને! આમ તમાશો શુ કરે છે? તને શુ થાય છે? પેટમાં દુઃખે છે, તુ કાક બોલે ત્યારે ખબર પડે ને? કે' કે' તને શું થાય છે?' અને મારી ડાઢી પકડી મારું મોઢું ઊંચું કર્યું. તને શું કહું બુન દીવા! મને તો કાંઈ સૂઝ ન પડે અને પાતાળ ફૂટી ગ્યું હોય ઈમ મારી આંખમાંથી તો રેલા ને રેલા નેકળી જાય. એમને કાંઈ સમજણ ન પડી એટલે ધોતિયાના છેડા વડે વાયરો ઢોળવા માડ્યા ને કે'વા લાગ્યા.

'અરે રે......તને શુ થાય છે? તુ મને વાત ન કરે પછી શું ખબર પડે? તને કાંઈ વળગ્યું તો નથી ને? બોલ તો ખરી, તને પગે લાગું છું તું બોલ તો ખરી, ન બોલે તો મારા હમ છે. લે, તું મારું નહિ માને...' અને એ પોતે રોવા જેવા થઈ ગ્યા, પછી મેં એટલુ કીધું,

'મને આંય ગમતું નથી'"

'એ તો નવું નવું છે ને તે ઇમ લાગે. પછી ધીમે ધામે ગોઠી જશે. મારી હારે માયા થશે પછી પિયેરે નહિ સાંભરે.' "

"એ તો ખરું જ ને? શીવલા હારી જીવ મળી જાય પછી તો પૂરીને આ ગોઠણો શાની હાંભરે તે?" ગંગાથી બોલ્યા વિના ન રહેવાયું.

"ગંગાડી છાંની મર ને. તારે વચમાં ચાંપલાશ કર્યા વના નાં ચાલ્યું ખરું?" દીવાએ રોષ કરીને કહ્યું.

"લે, હવ નહિ બોલીએ. પછ શું થયું પૂરી?"

"થાય શું? મીં તો કીધું મને છાંનીમાંની પડી રે'વા દો' અને રડતી રડતી હું નીચે પાથર્યા વના પડી રહી. ને તે તો ઠોડા જેવા ઊભા રહ્યા. થોડી વાર આઘા પાછા થયા ને કચવાઇને બોલ્યા.

'લે, તારું શરીર નથી ને તું ખાટલામાં સુઈ જા. અને હું નીચે ગોદડી પાથરી પડ્યો રહીશ.' હું તો આનાકાની કરવા લાગી પણ એ કાંઈ સાલ છોડે? મેં તો ખાટલામાં પડતું મૂક્યું ને રોતી રોતી પડી રહી. ને ઊંઘ ક્યારે આવી તે ખબરે ના પડી.

બે ત્રણ દા'ડા તો આમ ને આમ ચાલ્યું પણ પછ તો મારી જેઠાણીએ મને તો ધમકાઈ. એ કે, "હેં પૂરી વહુ, આ શાં ધાંધલ આદર્યાં છ?"

'હું તો કાંઇ ધાંધલ કરતી નથી.'

હવે બે માણસ સાંભળે એવું શું કરે છે? કાંઈ લાજશરમ છે કે નહિ? આંમ ક્યાં સુધી ચાલવાનું છે? પેલા શીવાભાઈ બચાગ બોલે નહિ એટલે આ ડૂંગરે ચઢયાં છે.'

'પણ હું શું કરું છું તે?'

'શું કરે છે તે? આટલાં વરહ ક્યાં નાંખ્યાં? આંમ ઘરસંસાર ન'તો માંડવો તો સાસરે આવી શું કરવા?'

'જખ મારવા, તમે મને નકામી ધમકાવશો નહિ.' હું રોઈ પડી. એ તો બોલે જતાં હતાં.

'એ ગાંડી, આ કાંય ધમકાયું કે'વાય? આ તો તારા સવારથની વાત છે. કાંય જન્મારો ચાલવાનું છે? પયણ્યા ત્યારથી જ કરમમાં સંસાર તો લખાઇ ગ્યો છે ને?'

'પણ મને તો એ ગમતા જ નથી ને!' મેં રોતાં રોતાં કહ્યું.

'હેં શું બોલી? તું આ તો મારી આગળ બોલી એ બોલી, નક કોઈ વાત જાણશે તો આબરૂના કાંકરા. સમજણ પડી? ક્યમ એ ચેવા. છે? કોઈ પિયેરમાં રાખ્યો હશે તે આ શાના ગમે?'

'હજી જેમ ફાવે એમ બોલશો તો મારે એ શરમ તોડવી પડશે હોં, પિયેર બિયેરની વાત કરશો નહિ. તમારા દિયેર સામે જ નજર કરો ને! છે બે દાંણા યે?' અને હું તો ધ્રુસકે ધ્રુસકે રોવા માંડી. મારી આંખો રોઈ રોઇને સૂજી ગઈ'તી અને અત્યારે તો લાલચોળ જોઈ મારાં જેઠાણી જરા ઢીલાં પડ્યાં.

'લે, હવે રોયા વના બેસ. મારા કે'વાનું હમજ્યા વના તું અવળો અર્થ લીછ. હું તો હાચું કહું છું. આ તો શીવાભાઈ મને કે' કે તું માંનતી નથી અને એ બચારા જી મારી આગળ રોઈ ગ્યા. હવ આ કોક જાણે તો આપણા ઘરની આબરૂ શું? અને એ તો કરમમાં જે ધણી આવ્યો એ ખરો. કાંય એ તો હાલ્લો છે તે બદલાય? જે આવ્યું તે નભાયા વના કાંય છૂટકો છે? બે દહાડા પછી ઘર માંડ્યા વના તારો કે કોઈનો છૂટકો થવાનો ન'તો. તો શું કરવા આ તાસીળો કરવો? આપણે નસીબે જે પડ્યો તે પરમેશર. આમાં તો કેટલું પાપ લાગે તેનું ભાન છે? અસ્ત્રી જાતનો ધરમ શું છે? પોતાના ધણીની સેવા ચાકરી કરવી, એમો પડ્યો બોલ ઉપાડી લેવો; એનું મન દુખાણું એટલે થઈ રહ્યું. શું કરવા પાપનાં પોટલાં બાંધે છે?'

હું તો કાંઈ બોલતી ન હતી. મને તો કાંઈ સૂઝ જ પડતી ન હતી. એમનો વચાર કરું ને મને તો કમકમાટી છૂટે. જો અત્યારે એ રૂવેરૂવાં ઊભાં

થઈ જ્યાં થોડી વાર રહી મારા બાઈડામાં હાથ ફેરવતાં. ફેરવતાં મારાં જેઠાણી બોલ્યાં. "હું કાંઈ તને વધારે કહેતી નથી. હવ ડાહી થઈ જજે. આપણે મનમાં વચાર તો કરવો જોઈએ ને. કે કોઈક માણસમાં બે આની ઓછી હોય. તો કોઈમાં બે આની વધારે હોય. આ પાંચે આંગળીઓ સરખી છે? તો માણસ તો ચ્યાંથી હરખા હોય? અને ઘર માંડ્યા વના તો કોને ચાલ્યું છે? માટે શીવાભઈના જીવને ટાઢો કરજે. ને એ તો બચારા તું કે એમ કરે એવા છે જોજે તો ખરી તારા હાથમાં નાચશે હાથમાં. એમ કે' કે મારકણો ધણી મળ્યો હોત તો ખબર પડી જાત. તારા જેઠને તો જોયા છે ને? આખ કાઢે તો થથરી જવાય. માટે આગળ પાછળનો વચાર કરીને વરતીએ. હમજણ પડી ને?' હું તો કાંઈ બોલી નહિ. પણ મનમાં તો ઈમ થઇ ગ્યું કે એ તમને મળ્યા હોત તો ખબર પડત.

એ તો રાતે મલકાતા મલકાતા આવ્યા. પણ મને જોઈને જ થીજી ગ્યા. મીં તો ઈમને રોકડું સંભળાવી દીધું. "મારી હારે કશી વાત કરશો નહિ. મારે તમારી હારે કશી વાત જ કરવી નથી.' અને આંખો મીચીને હું તો સૂઈ ગઈ. આમ ને આમ મેં તો દશ દહાડા કહાડ્યા. અને પરજાન આઈ તાણ હખ વળ્યો. મારી જેઠાણી, કાકીજી તો શુ ધમપછાડા કરે? એ રાડો તો મારું લોહી યે પી ગઈ. આખો દા'ડો ધમકાય ધમકાય કરે. અને મોટી સતીઓ થઈ જઈ છે તે મોટા મોટા શાસ્તરની વાતો કરે."

"એ તો ખરું જ ને? આપણી અસ્ત્રીજાતને તો ધણીની સેવાચાકરી કરવી જોઈએ." વચ્ચે ગંગા બોલી.

"તે કરજે તને કુણ ના પાડે છે?" પૂરીએ કહ્યું.

"તે હું ચ્યાં નથી કરતી? એ પાણી માગે ને દૂધ આલું એવી છું."

"નાં કરે તો જાય ચ્યાં? કરસનદા કાંઈ શીવદા જેવા બાયલા છે તે? એ તો બધું લઈને ફરી વળે તે ગંગાડીનું એકે હાડકું આખું નાં મળે." મોતીએ લહેકા કરીને કહ્યું.

"એટલે તો કહું છું ને કે પૂરીના જેવું ચ્યાંય હખ નથી. બચારા શીવદા જેમ કે' એમ કરે. તોયે આપણાં પૂરીબાને એ ભરથાર નાં ગમ્યાં."

"આ ગંગાડીને તો આખો દા'ડો એ ને એ ટેવ. ગંડ ત્યાં સાસરે શી રીતે હખણી રહે છે!" દીવાએ મોં ચઢાવીને કહ્યું.

"ત્યાં ય આમ ને આમ" કહી ગંગા હસી પડી.

"ઠીક, રાત તો ખૂબ થઈ જઈ. સવારે તો છાશવારો છે. લો ઊઠો. સહુ સુખિયાં થજો." કહી દીવા સૌથી પહેલી ઊઠી. અને બીજાં પણ ગણગણાટ કરતાં સૌ સૌને ઘેર ગયાં. જતાં ગંગાડી પૂરીના કાનમાં કાંક કહી આવી. અને પૂરી ખોટી રીસ ચઢાવી બોલી. "હેંડ હેંડ રાંડ, તને કાંઇ 'બીજું' ઊકલે છે?"

આ વાત ઘૂંટાતી ઘૂંટાતી આખા ગામમાં ફરી વળી. અને જે ને તે કહેવા માંડ્યું કે પૂરી શીવદાનું ઘર માંડવાની નથી. દિવસ જતાં વાત ટાઢી યે પડતી ગઈ.

ઉનાળો આવ્યો અને મગનકાકાના ઘર આગળ ખાટલા ઢળાયા પૂરીને તેડવા તેના સસરા અને બીજા મેંહેમાનો આવ્યા હતા. પીરસતાં પીરસતાં પૂરીની બાએ તો કહ્યું. "વેવાઈ રાવણું કરવા આવ્યા છો કે તેડવા?"

"તેડવા વળી."

"આ સાલ તો આણું નહિ થાય."

"ચમ એમ બોલો છો?"

"પૂછજો ને તમારા વેવાઈને."

અને બે વેવાઈ વચ્ચે ખૂબ બોલચાલ થઇ. શરૂઆતમાં તો મગનકાકાએ પણ કહી દીધું કે આણું નહિ કરીએ. પણ વેવાઈ કંઈ ગાંજ્યા જાય તેવા ન હતા. તેમણે પણ બધા વચ્ચે પરખાવ્યું.

"પટેલ, એમ કાંઈ દબાવશો નહિ. આ તો માથા સાટે માથુ આલ્યું છે, સમજ્યા? તમારી છોડીને

નહિ મોકલો તો પછી મારી છોડી યે તમારો ઉંબરો નહિ ભાળે, હા!"

"પણ આ તો વાત જ જુદી છે. સાવ આમ કાંઈ ચાલે?"

"જુદી કે ખુદી અમે કાંઈ ના જાણીએ. આંય તો એક સવાલ છે. કહી દો મોકલશો કે નહિ. ના મોકલવાના હો તો સવારમાં વહેલા દાંડે પડીએ."

"હા ભઈ, આ તો વહેવારની વાત છે આ તો સો વરસનું સગું કર્યું. આંમ ભવ બગાડે કાંય ચાલે છે?" મહેમાનોમાંથી એક જણ બોલ્યા.

"સારું, વચાર કરીને સવારે હા–નાનો જવાબ દઈશ." મગનકાકા કહી ઊઠયા.

"એમાં શું મોટા વેદ ભણવાના હતા તે?" વેવાઈ તાડૂક્યા.

"હવે પૂછવું હોય તો પૂછવા દો ને. હા હા જાઓ તમે તમારે સવારે જવાબ આલજો." એક વૃદ્ધ મહેમાને કહ્યું.

મગનકાકાની દશા હવે સૂડી વચ્ચે સોપારી જેવી થઈ હતી. પૂરીને મોકલતાં જીવ ચાલતો ન હતો. અને ન મોકલે તો તેમના મોહનની વહુ આવે તેમ ન હતી. મૂંઝાયેલા મગનકાકા ઘરમાં ગયા.

"સાંભળ્યું કે?" હોકો ભરતાં ભરતાં મગનકાકા બોલ્યા.

"ચમ શું કહો છો?" પૂરીની બા બોલ્યાં.

"કહું છું કે આનું શું કરવું છે?"

"શાની વાત કરો છો? કોઈ દા'ડો તમે સીધી વાત જ ના કરો."

"રાંડ વેરણ, ધીમે બોલ ને! આ છોડીને મોકલવી છે કે નહિ?"

"ક્યાં નરકમાં મોકલવા તૈયાર થયા છો? એ છોડી તો આ જાણીને જ સુકાવા માંડી છે."

"પણ મોકલ્યા વના છૂટકો નથી; વેવાઈ તો કે' છે કે તમે નહિ મોકલો તો હું યે મારી છોડી નહિ મોકલું."

"એ હે!"

'હા, મારા બેટા આ તો ભારે કરી.'

'તાણ શું કરશું?'

'હું યે એમ કહું છું કે આનું શું કરશું?'

'આવું સગું કરતાં પહેલાં ક્યાં આંખો ફૂટી જઈ 'તી તે? એ વખતે ખબર ન'તી કે આ બાયલો મૂઓ છે?'

'હવે આવડાં આવડાં હતાં તાણ પૈંણાયેલાં આંય કાંય આગળનું ઊકલતું'તું કે આંમ થશે?'

'મને તો લાગે છે કે છોડી ત્યાં એક દા'ડો નહિ રહી શકે. એનું મન જ ઊઠી ગયું છે, જો જે નક્કી ત્યાં મોકલશો તો કૂવો હવાડો કરશે.'

'તાણ કરવું શું? મને એમ થાય છે કે નાં મોકલીએ તો સારું. પણ ક્યાં સુધી તે? લગન કાંય ફોક થવાનાં હતાં તે? હવે તો કરમે પડ્યું તે નભાયા વના કાંય છૂટકો થાય છે?'

'એ છોડીનો વચાર કરું છું ને મને કાંયનું કાંય થઈ જાય છે. જ્યારે ને ત્યારે એ છોડી બોર બોર જેવડાં આંસુ પાડે છે. આના કરતાં તો પરભુ મોત આલે તો સારું. ઈમ ઘડી ભર તો થઈ જાય છે.'

"મને કાંઈ નહિ થતું હોય? હવે વહેવારમાં ઊભાં રહ્યાં એટલે કાંય વચાર કર્યા વના ચાલે છે? આંમે હખ નથી ને આંમે હખ નથી. મને તો એમ લાગે છે કે તું એને સમજાવી પટાવીને મોકલ."

"હું શું મોઢું લઈને એને હમજાવા જાઉં તે? અરેરે આવી મોંકાણ ક્યાંથી મંડાણી......" કહી પૂરીની બા તો રોવા મંડ્યાં.

મગનકાકા યે આંખો લૂછતાં લૂછતાં જીવ ટાઢો કરી હોકો પીતા પીતા બહાર નીકળ્યા.

પૂરીની બાએ ઘણું ઘણું સમજાવ્યું પણ પૂરી એકની બે ન થઈ. તેણે તો કહી દીધું કે "બા, તું મને મોકલે છે પણ હું વળતી જીવતી નહીં આવું હો, મને જીવતી રાખવી હોય તો મોકલીશ નહિ. હું તને પગે લાગું છું, મને મોકલીશ નહિ."

"શુન તું જ કે ને ના મોકલીએ તો શું કરીએ ? દુનિયા શું કે'શે ? હવે કાંય છૂટકો થવાનો છે ? આ અવતાર લઈને આયાં છીએ તે દખદખ પૂરો કર્યા વના છૂટકો થવાનો છે ?"

"આ તે દખ કે'વાય કે નરક ? જે માણસ નજરે ન ગમતો હોય એની હારી તે શી રીતે જિવાય ? બા, તને મારા જીવની નથી પડી, હુ નક્કી કહુ છું હોં, હું ત્યાં નહિ જીવુ."

"ચ્યમ માના પેટમાં નહિ દાઝતુ હોય ? પણ કાંય છૂટકો નાં હોય તાણ શું કરું ? મારે તો આંતરડી ચ્યારની કકળી રહી છે પણ શુ કરું ! તારા બાપ બચારા જે આટલી ઉંમરે રોઈ જ્યા ! માબાપને નાં લાગે તાણ કને લાગે ?"

"ઓ ભગવાન, આના કરતાં તો મોત આલે તો સારું." કહી પૂરી ધ્રુસકે ને ધ્રુસકે રડી પડી.

પૂરીની આનાકાની છતાં, માબાપનો જીવ કપાતો હતો છતાં, વેવાઈ તો પૂરીને તેડી ગયા. મૂઢની માફક પૂરી સસરાની પાછળ ચાલતી હતી. અપારદર્શક ધુમાડામાં માણસ જેમ મૂઝાય તેમ તે પણ મૂઝાઈ ગઈ હતી. જેમ જેમ સાસરું નજીક આવતું હતું તેમ તેમ તેના પગ ઢીલા પડતા હતા ધડને ઊંચકવાની જાણે ના પાડતા હોય તેમ તેના પગ પાછા પડતા હતા.

સસરાના ઘરમાં ગઈ કે તુરત તેનાં જેઠાણી આગળ આવ્યાં ને બોલ્યાં, "પૂરી વહુ, સારી છે ને ? હવે તો ડાહી થઈને આવી છે ને ?"

"ચ્યમ બારે ભવ એવીને એવી રે'તી હશે ? હજુ તો બચ્ચું છે, બચારી શું સમજે ?"

કાકીજી આગળ આવી બોલ્યાં.

"એ તો હમજણાં થાય એટલે બધાં યે હમજે કેમ કાચી ?"

"હાસ્તો."

આમ આડી અવળી વાતો કરી બધાં છૂટાં પડ્યાં. રાત્રે શીવો મનમાં મલકાતો આવ્યો

"ચ્યમ હવે તો ભૂત શીખડી જ્યું છે ને ? શરીર તો સારું છે ને ?"

પૂરી તો બોલ્યા વિના નીચે મોં ઢાળી ઊભી રહી હતી.

"આં હાં હાં હાં આંમને તો ખીજા આંણે યે લાજ ગ્હી. બચ્યું આંમ થાભવાની પેઠમ શું ઊભી રહી તે ? ખાટલામાં તો બેસ." કહી પૂરીનો હાથ પકડ્યો અને જાણે પૂરી દઝાઈ હોય તેમ તેણે હાથ ખેંચી લીધો અને દૂર આઘી જઈ ઊભી રહી

"અરે તને, આંય આવે છે ને થાય શું ? જરૂર જરૂર કાંય વળગાટ વળગ્યો લાગે છે, એ તો જેવગાયા વના કાંય છૂટકો થવાનો નથી બૈરાનો અવતાર લઈ આમ કરે ચ્યાં સુધી ચાલવાનું હતું ! હું છુ ને તારે કાય જાતનું દખ છે ?"

"કે'તી હોય તો આપણે જુવારુ કરીએ અને તું તારે ઘરનું કામ કરજે ને પાણી હું ભરી લાઈશ. બે મોરિયા ખેંચવા એમાં શું વાર ? મને તો રાંધતા યે આવડે છે. અરે ભલાં ભલાં બૈરાને કામમાં પાછાં પાડી દઉં. ઘણી વાર મારી ભાભી સેંમમા જ્યા હોય તો હું જ રોટલા ટીપી દઉં છું. એમા શું વાર ? એટલે કહું છું ને કે તું તારે ખા પી ને મઝા કર કાંમ હું જ બધું કરીશ તને કાંઈ દખ પડે તો મારે માથે લે ર્યુ ! હવે તો બોલ તો ખરી, મોમાં શુ મમરા ભર્યા છે ?"

"મને આંય ગમતુ નથી" નાછૂટકે પૂરી એ એકનુ એક વેણ બોલી.

"પણ તને થાય છે શું ? આંય તેને દખ શું છે ?" શીવો બિચારો સમજતો નહોતો.

"મને છાનીમાંની પડી રે'વા દો. મારું માથું ફાટી પડે છે." કહી પૂરી નીચે બેસી ગઈ અને રડવા લાગી. શીવો પૂરીના માથે હાથ ફેરવવા લાગ્યો.

"મને અડશો નહિ, મને છાનીમાની પડી રે'વા દો. ભગશાબ કહું છું મને સતાવશો નહિ." બોલતાં જ પૂરી હૈયાફાટ રડવા લાગી. આખા દા'ડાનો ડૂમો ભરાઈ ગયો હતો તે છૂટી ગયો ને આંસુની રેલમછેલ

થઈ રહી, શીવાની બોલવાની હિંમત રહી ન હતી, તે પણ બોલ્યા ચાલ્યા વગર ખાટલામાં પડયો રહ્યો. અને ઓરડામાં ક્યાં ય સુધી ધ્રુસકાં સંભળાયાં.

સવારે શીવાની ભાભી તેને ઊંધેડો લેતી હતી. "તે તમને ખબરે ન પડી કે તે ક્યારે બહાર જાઈ?"

"મારી ભૂતરાજ જાણે, ચ્યમ આખી રાત જાગતા પડયા રહેતા હશે?"

"જાઓ તાણ પછેડી ઓઢીને પોક મૂકો, તમારી હગલી હવે ઘર નહિ ભાળે."

"ચ્યમ આમ બોલો છો?"

"ચ્યમ તે ઈમ. તમારામાં ભલી વાર હોય તાણ તે? તમારા ભઈને બોલાવી લાવો ને કૂવા હવાડા ફરી વળો. નક્કી એ તો આ દુનિયામાંથી બચારી છૂટી. તમારામાં પાણી હોત તો આવા દેદાર હોત?"

રાશવા દહાડો ચઢે તે પહેલાં તો આખા ગામમાં વાત ફેલાઈ ગઈ કે શીવા બાયલાની વહુએ કૂવો પૂર્યો. સીમના બધા કૂવા ફરી વળ્યા. છેવટે તેના પિયરના રસ્તામાં આવતા કૂવામાં તેની લાશ તરતી દેખાણી. કાઢનારામાંથી કેટલાક કહેતા હતા. "સાળુ બાયલા હારી તે આવી બાયડી રે'તી હશે."

"હશે ભઈ, જે જેનાં કરમ! આ બાં'ને મોત લખાયું હશે તો યે કોને ખબર?"

ભડભડ આગ બળી રહી ત્યાં સુધી શીવો સ્મશાનની બાજુમાં આવેલા વડ નીચે ઊભો રહ્યો હતો. તેને આજ સુધી સમજાણું નહિ કે તેની વહુએ શા માટે કૂવો પૂર્યો.

# અંકુશોના અર્થશાસ્ત્રની ગૂંચો

શ્રી ડુંગરશી ધરમશી સંપટ

## વસ્તુઓના ભાવો પર અંકુશ શા માટે?

અર્થશાસ્ત્ર ભણનારાઓ અર્થશાસ્ત્રનો એક નિયમ એ શીખે છે કે પૈસો તિજુરીમાં ભરાઈ રહે તો પૈસાની છૂટ ન રહે, લોકોમાં પૈસો બહુ ઓછો આવે, એથી વેપારમાં બહુ અડચણ આવે, પ્રજાનું જીવન ધોરણ કંગાલ રહે. આ નિયમની સાથે એક આનુષંગિક નિયમ એ શીખે છે કે પૈસો બજારમાં ખૂબ ફરવો જોઈએ. લોકોએ પૈસા ખિસ્સામાંથી વધારે ને વધારે બહાર કાઢવા. જો ચીજોના ભાવો ઊંચા હોય તો લોકોના ખિસ્સામાંથી પૈસા વધુ બહાર નીકળે. અમેરિકામાં ઘઉંની આગબોટો ડુબાડી દઈ, માલની તંગી ઊભી કરી બાકીના માલના ભાવોને નીચે ઊતરતા જતા અટકાવ્યાના દાખલા છે. હોલેંડમાં ડુક્કરના માંસના ભાવોને ઊંચે રાખવા દશ લાખ ડુક્કરોનો નાશ કરવો પડયો છે, બ્રાઝીલમાં લાખ્ખો ગુણી કોફીનો નાશ કરવો પડયો છે.

હવે પ્રશ્ન એ થાય છે કે જો માલની કૃત્રિમ રીતે તંગી ઊભી કરીને ભાવો ઊંચા રાખવાના એક બાજુ પ્રયત્નો થયા છે ત્યારે બીજી બાજુ એવા પ્રયત્નો શા માટે જોવામાં આવે છે કે જેમાં કુદરતી રીતે માલની તંગી આવતી હોય ત્યારે ઘણા દેશોની સરકારે ભાવ ઉપર અંકુશ મૂક્યા છે? વેપારીઓને તેમની ઇચ્છાનુસાર સરકાર ભાવો કેમ ચડાવવા દેતી નથી અને કાયદાથી, સમજાવટથી, બળજબરીથી એ ભાવો પર નિયમન લાવે છે અને સસ્તા અનાજની દુકાનો પણ ખોલે છે?

આનો પ્રથમ જવાબ તો એ છે કે આ નિયમ મૂડીવાદી અર્થશાસ્ત્રનો છે, આ અર્થશાસ્ત્ર સમાજમાં બહુ અવ્યવસ્થા ઊભી કરે છે. વાસ્તવિક સ્થિતિ તો એ હોવી જોઈએ કે માણુસ પોતાની રોજી મેળવી લે એટલે તેણે આનંદમા સમય વિતાવવો. આ આનંદ પણ નિરર્થક ન હોય તે પણ કોઈક ભૂખને એ બીજા જ પ્રકારની શારીરિક ભૂખ હોય, માનસિક ભૂખ હોય અને આધ્યાત્મિક ભૂખ પણ હોય, એ ભૂખોને સંતોષતાં માણુસનું જીવન ઘણું સરળ રીતે આનંદથી પૂરુ થાય. આ સ્થિતિ હોવી અશક્ય નથી. ભૂતકાળમા એ સ્થિતિ હતી અને આશા રાખીએ કે નવા યુગમા, નવા જગતમા ભવિષ્યમા એ સ્થિતિ આવશે. મૂડીવાદીઓ હરીફાઈ, અજંપો સ્વાર્થ અને લોભવૃત્તિથી યંત્રો ઊભા કરે છે, વધુ માલ કાઢે છે, મંડળો રચે છે અને પછી માલ નિકાલ થવો મુશ્કેલ બને તેટલો ઢગલો થઈ જતા તેના નાશના ઉપાયો શોધે છે. વધારાનો માલ તે ભૂખે મરતાઓને આપી શકતા નથી કારણુ કે તેમને ભય હોય છે કે એ રીતે માલ આપી દેવાથી ભૂખ્યાઓને માટે પણ કોઈ વ્યક્તિ કે એકમ તરફથી જે માલ ખરીદાતો હશે તે નહિ ખરીદાય અને એટલી ખોટ આવશે, ઓછા માલ હોય તો માલના પ્રમાણુમા માગ વધુ હોય અને તેનો ભાવ વધારે લઈ શકાય, તે લાભ નહિ મળે.

પણુ બુદ્ધિશાળી જોઈ શકશે કે મૂડીદારીની આ વૃત્તિ જગતમાથી મૂડીદારી સંસ્થાનો નાશ કરવાના વિચારો ઉત્પન્ન કરનાર નીવડેલ છે અને તેથી એમને સરવાળે નુકસાન જ થાય છે.

સરકારો આ ભયને જોઈ ગઈ છે એટલે એમણે માલની હદ કરતા વધારે તંગી ઊભી ન થાય, ભાવો મંજૂરો ને ગરીબો આપી શકે તે કરતાં વધુ ન ચડી જાય તેના ઉપાયો તે લે છે.

માલની તંગી સ્વાભાવિક રીતે તો દુકાળના વખતમા, લડાઈના વખતમા કે આંતરિક અવ્યવસ્થાના કાળમા ઊભી થાય છે. દુકાળને લીધે અનાજની ઘણી અછત થાય છે ત્યારે અનાજના ભાવો વધે છે. પરંતુ અનાજના ભાવો વધવાનું તેથી અગત્યનું કારણુ વેપારીઓની નીતિ છે, તેઓ ખેડૂતો પાસેથી મોસમની શરૂઆતમાં જ પાક ખરીદી લે છે. ખેડૂતોની સ્થિતિ 'આટા ખરીદ લાવ, લકડી જલતી હૈ' જેવી હોય છે, એટલે એમને શરૂઆતમાં જ માલ વેચવો પડે છે. એ અનાજ કે ઘાસચારાનો માલ ઓછો પાક્યો હોય તો બજારની વલણુ જોઈને વેપારીઓ ભાવ સ્વાભાવિક રીતે જ વધારે માગે છે.

પરંતુ પરદેશોથી રેલવેઓ અને સ્ટીમરોના ખર્ચા ખાઈ તંગીના સમયમા અનાજ—ઘાસચારો, ખેંચાઈને પણ દેશમા આયાત થાય છે, એટલે આયાત થયેલા માલના પ્રમાણુમાં વેપારીઓ દેશમાં પેદા થતા માલના ભાવો રાખે છે, ઉત્પન્ન, માગ અને આયાત એ ત્રણે પાસાંને સમતોલ રાખી વેપારીઓ ભાવ બાંધે છે. અને આ ભાવો વધુ ખર્ચા વેઠીને આયાત થયેલા માલની સાથે રહેવાથી મોંઘા હોય છે.

હવે જો આ ભાવો એકદમ ચડી જાય અને પ્રજા પાસે એ ખરીદવાને એટલાં નાણાં ન હોય તો ચોરી અને લૂંટફાટ થાય વેપારીઓની જ વખારો લૂંટવામા આવે આવા લૂંટના બનાવો ( Bread riots ) ઇંગ્લાંડ અને યુરોપના બીજા દેશોમાં ઘણી વખત બન્યા છે. આપણે ત્યાં પણ ક્યારેક ક્યારેક બને છે. આવું થતું અટકાવવા સરકાર ભાવો ઉપર નિયમન મૂકે છે. વળી સરકાર નોકરોનાં મોંઘવારીનાં ભથ્થાનો પોતાનો બોજો હળવો કરવા પણ ભાવો નિયમમાં રાખે છે.

## ભાવો બાંધવાની સરકારી નીતિ

સાધારણ રીતે પોતાના દેશમાં સૌ 'ફ્રીટ્રેડ' (બિનજકાતી વેપાર)ની નીતિ રાખે છે, એટલે માલના ઉત્પન્ન અને માગ ઉપર સર્વે બજારોના ભાવો રહે છે. સરકાર દુકાળના વખતમાં જુએ છે કે ખેડૂતોને અનાજ અને ઘાસચારો પૂરાં પાક્યા નથી, આ વરસે એની તંગી પડશે, એટલે તે પરદેશોથી આયાત થતા માલની કિંમત સમજી

દેશી માલના ભાવો ઉપર અંકુશ મૂકે છે. એ અંકુશ તોડનારને સરકાર શિક્ષા કરે છે. વેપારીઓમાં હરીફાઈનું તત્ત્વ જોરદાર હોય છે. એટલે એક વેપારીની ચોરી બીજો વેપારી ખુલ્લી પાડી દે છે. લોકોને પોસાતા ભાવની મર્યાદામાં માલ મળે, વેપારી ખોટી રીતનો નફો ન લઈ જાય, ખેડૂતોને થોડા પાકના પણ વાજબી ભાવ મળે, આ માટે ભાવનિયમન જરૂરી હોય છે. જો ભાવનિયમન ન હોય તો લોકોમાં ભૂખમરો આવે; ખેડૂતોનું જીવન છેક જ નષ્ટ થઈ જાય અને ઘણી અવ્યવસ્થા ઊભી થાય.

હમણાં કાશ્મીરમાં ચોખાના ભાવો પર અંકુશ ચાલે છે. પ્રાંતના લોકોને રૂપિયાના ૭-૮ શેર ચોખા મળે છે જ્યારે બહારના મુસાફરોને રૂપિયાના ત્રણ જ શેર મળે છે. સુકાળ થતાં ને તંગી હંટતાં એ અંકુશ સ્વયમેવ દૂર થશે.

### ભાવ નિયમના માર્ગો

ભાવો ઉપર અંકુશ રહે તે માટે જુદી જુદી રીતો છે. પ્રથમ પરદેશથી આયાત થતા માલ પરની જકાત કાઢી નાખવામાં આવે કે જેથી એ માલ સસ્તો રહે અને દેશનો માલ એની સાથે રહેવા સસ્તો વેચાય. હમણાં કચ્છ, કાઠિયાવાડ. રજપૂતાનાનાં રાજ્યોએ આ રીતે જકાતો માફ કરી છે. બીજો માર્ગ રાજ્ય, મ્યુનિસિપાલિટી કે જનપ્રેમી ધનવાનો પોતાની તરફથી ગરીબોના માટે સસ્તા અનાજની દુકાનો ખોલે છે. આની સામે વેપારીઓ બજાર બગડવાની અને 'વેપાર' જેવા તત્ત્વના નાશની ફરિયાદ કરે છે પણ વિશાળ સમુદાયના હિતને માટે કટોકટીના વખતમાં આમ કરવુ જ પડે છે. ત્રીજો ઉપાય, જે કાશ્મીર જેવા રાજ્યે લીધો છે તે, એટલે કે ખેડૂતો અને વેપારીઓનો તમામ પાક રાજ્ય ખરીદી લે અને પછી કંઈ પણ નફો ચડાવ્યા વિના પ્રજાને વેચે. આવા કપરા સમયમાં પણ સામાન્ય સમયની પેઠે જો વેપારીઓ ઉપર જ ભાવો છોડવામાં આવે તો ઉત્પન્ન અને માંગ વચ્ચે મોટો ફેર હોવાથી માંગ વધતી જાય તેમ તેઓ ભાવો ચડાવતા જ જાય. આમ થાય તો શ્રમજીવી વર્ગ સાવ તૂટી પડે અને રાજ્ય અને ભવિષ્યનું ઉત્પન્ન જોખમમાં આવી પડે. જેમની પાસે છે તેમના કરતાં જેમની પાસે નથી તેમનું જ હિત ખાસ જોવાનું જોઈએ.

### હિંદી સરકાર ભાવનિયમનમાં માનતી નહોતી

હિંદમાં અગાઉના સમયમાં વારંવાર દુકાળો પડતા હતા એ વખતે ભાવો ઉપર અંકુશ મૂકવાના પ્રયત્નો થયાના દાખલા વાંચવામાં આવે છે. મોગલ સમયમાં કપરા સંજોગોમાં નફાખોરી અટકાવવાને ભાવો બાંધવામાં આવતા હતા. પરંતુ આજની હિંદી સરકાર ફ્રી-ટ્રેડમાં માનતી હતી, એટલે એણે ભૂતકાળમાં અનાજ વગેરેના ભાવો ઉપર અંકુશ મૂકવાની પૂરી કોશિશ કરી નહોતી, છતાં સંવત ૧૯૭૪-૭૫ ના દુકાળ વખતે બ્રહ્મદેશથી મંગાવવામાં આવેલ ચોખાના ભાવો ઉપર અંકુશ મૂકવામાં આવેલ. પરંતુ સરકારી અંકુશમાંથી છટકવાની બારીઓ વેપારીઓ સારી રીતે જાણતા હોય છે. સરકારી નીતિ હંમેશાં તંગીના વખતમાં દૂરના દેશોથી જોઈતાં અનાજ-ઘાસ મંગાવીને વેપારીઓ હરીફાઈથી તે વેચે એમાં માને છે, અલબત, તે દુકાળિયાઓને કામ આપી નિભાવવા બાંધકામનાં કામો કાઢે છે. પણ આ રીતે તો થોડું કામ ને ઝાઝા દુકાળિયા એ સ્થિતિમાં દુકાળિયાઓની મહેનતનો ગેરવ્યાજબી રીતે લાભ લેવાનું ઘણી વખત બને છે.

### વિપુલતાને સમયે પણ અંકુશ

જેમ માલની તંગી હોય ત્યારે ભાવો હદ ઉપરાંત ન ચડી જાય તે માટે સરકાર ભાવો પર અંકુશ લાવવાના માર્ગો વિચારે છે તે રીતે જ્યારે માલ વિપુલ પ્રમાણમાં ઉત્પન્ન થયો હોય ત્યારે પણ ભાવો હદ ઉપરાંત ઊતરી ન જાય તે માટે પણ ભાવો પર અંકુશો મૂકવા પડે છે. દાખલા તરીકે શણની પેદાશમાં હિંદ દુનિયાનો વગર સોંપ્યો પણ લગભગ ઈજારો જ ધરાવે છે. હિંદ સિવાય દુનિયામાં શણ અતિ જૂજ પ્રમાણમાં થાય છે. એટલે એની માંગ જબરી હોય છે. જબરી માંગ એટલે

ઉત્પન્ન વધુ કરવા તરફ વલણ વધે. ત્રીમેક વર્ષ ઉપર મિલો પાસે માલનો મોટો ભરાવો થઈ ગયો. પરિણામે માલની કિંમત ઘટી ને ભાવો બેસી ગયા. ત્યારથી માલના ઉપર અંકુશ મૂકવામાં આવે છે. આથી મિલોને મોટો લાભ રહે છે કાપડની મિલો પણ મંદીના વખતમાં રાતપાળીઓ બંધ રાખી ઉત્પન્ન ઉપર અંકુશ મૂકે છે. છેલ્લાં ત્રણ વરસથી બંગાળની સરકારે શણના વધી પડેલા ઉત્પન્નને અટકાવવા માટે તેનો પાક ઓછો કરવા ખેડૂતો ઉપર અંકુશો મૂક્યા છે અમેરિકાની સરકાર પોતાને ત્યાંના કપાસના પાકને ઘટાડવા ત્રણ વરસથી અંકુશ મૂકે છે. કપાસના બહુ પાકને લીધે ભાવો અતિશય ઘટી ગયા હતા. સરકારે એવું પણ જાહેર કર્યું હતું કે જે ખેડૂત પોતાની જમીનના જેટલા એકરોમાં વાવણી ઓછી કરશે તેટલા એકર માટે અમુક પ્રમાણમાં સરકાર તેને બદલો આપશે. જાવામાં પાંત્રીસ લાખ ટન ખાંડ થતી હતી પણ હિંદી સરકારે પોતાની ખાંડને દર હંદ્રવેટે નવ રૂપિયા જેટલું રક્ષણ આપવાથી જાવાની ખાંડની અહીં ખપત ઘટી ગઈ એટલે જાવાની સરકારને પોતાના માલના ઉત્પન્ન પર અંકુશ મૂકવો પડ્યો. હવે માત્ર આઠ-દસ લાખ ટન જ તૈયાર થાય છે.

## યુદ્ધકાળમાં અંકુશો

દુકાળ કરતાં યે યુદ્ધના સમયમા અંકુશો વધુ પ્રબળ અને વ્યાપક હોય છે, આજનાં યુદ્ધોમાં યુદ્ધ માટે આખા દેશનાં તમામ સાધનો કાચાં-પાકાં દ્રવ્યો, કારખાનાં, ખાણો, સ્ટીમરો, રેલવે, વિમાનો, વ્યવહારો, ખાનગી વ્યક્તિઓનાં સાધનો, સમૂહોના ખાનગી સાધનો, પ્રજાકીય માલમિલકત, માલનો સંગ્રહ, માલની પેદાશ, મૂડી અને વેપાર બધું સરકારને પોતાના કાબૂમાં લેવું પડે છે. યુદ્ધને કેન્દ્ર ગણી બધી પ્રવૃત્તિઓને એની આસપાસ ગોઠવવામાં આવે છે. રાજ્યનુ લશ્કરી ખાતું પ્રજાના જાનમાલ નિર્દયપણે નિઃસંકોચે વાપરે છે. પ્રજાએ યુદ્ધ માટે ભયંકર ભોગો આપવા તૈયાર થવું પડે છે. વેપારની તમામ વસ્તુઓમાંથી યુદ્ધખાતુ પોતાને જરૂરી વસ્તુઓ ચૂંટી લઈ બાકીનું મિત્રોને અને તટસ્થોને મોકલે છે સ્ટીમરો રેલવે વગેરે પોતાની જરૂરિયાતથી વધારે હોય તો જ પ્રજાને મળે એટલે યુદ્ધ-સમયમાં તો અંકુશો બહુ જ હોય છે.

આ સમયમાં રાજ્યનું કાર્યક્ષેત્ર વિશાળ બને છે. એણે સૈન્યને ખોરાકી, પોશાકી, દારૂગોળો, હથિયારો, વિમાનો, ટૅંકો, મનવારો, કેટલીયે સામગ્રી પૂરી પાડવી પડે છે, ચલણ અને હૂંડિયામણમાં ફેરફાર ન થાય તે પણ જોવું પડે છે. દરેક વસ્તુ ઉપર વિચારપૂર્વક અંકુશ મૂકવો પડે છે સામગ્રીઓનો મોટો સંગ્રહ હાજર રાખવો પડે છે ભવિષ્યમાં પ્રજાને ખોરાકી-પોશાકી ક્યાંથી મળશે તેનો પણ વિચાર કરીને ધોરી માર્ગો તૈયાર રાખવા પડે છે યુદ્ધના ખર્ચ માટે પ્રજા ઉપર મોટા કરો નાખવા પડે છે. આવા વખતમાં વેચાણના પ્રમાણમાં ભાવો મુકરર કરી સખતાઈથી અમલમાં રાખવા પડે છે. રાજ્યની પ્રવૃત્તિઓ અને ખાતાં દસ વીસ ગણાં વધી જાય છે. ખોરાકીની દરેક વસ્તુના સંગ્રહ અને ઉત્પન્નને ધ્યાનમાં લઈને દર મનુષ્ય દીઠ અમુક વજન જેટલુ જ મળે તેવો બંદોબસ્ત ( rationing ) કરવો પડે છે.

## જર્મનીમાં શું બન્યું?

જર્મનીએ અંકુશોની ચાદર બહુ ઘટ્ટ રીતે બિછાવી દીધી હતી પ્રથમ એણે પ્રજાકીય દરેક ખાતું રાજ્યને હસ્તક કરી લઈ, દેશમાં પેદા થતા માલમાંથી અતિ આવશ્યક હોય તેટલું જ પ્રજાનાં ચાલુ જીવન માટે રાખી બાકીનું બધું ઉત્પન્ન યુવાનોને સૈનિક તાલીમ, યુદ્ધસરંજામની સજાવટ અને ભવિષ્યના સંગ્રહ માટે પોતે રાખી લેવા માંડ્યુ ઇંગ્લૅંડને જીતવું કઠિન છે, ઇંગ્લૅંડ જર્મનીને ઘેરો ઘાલશે, ઘેરો લાંબો કાળ ચાલશે, એ બધી ગણતરી કરીને એણે પોતાને ત્યા જે વસ્તુઓ પેદા થતી નહોતી અથવા એ પેદા કરવા પાછળ સામાન્ય ક્રમ મુજબનો સમય શક્તિ કે નાણું ખર્ચી શકાય તેમ નહોતાં તે વસ્તુઓ, જેવી કે લોઢ, પેટ્રોલ, ઊન, રબ્બર, શણ, કપાસ અને ખોરાકીની ચીજો રસાયણ-

ની મદદથી કે બીજા બનાવટી પદાર્થોમાંથી બનાવી ઘણે અંશે બીજા દેશો પરનો આધાર ઓછો કર્યો છે. દેશમાં એણે વ્યક્તિસ્વાતંત્ર્ય જેવું રહેવા જ દીધું નહિ. બધું જ રાજ્યને હસ્તક. રાજ્યનિર્દિષ્ટ પદ્ધતિએ જ પ્રજાએ પોતાનાં કાર્યો કરવાં અને સાધનો વાપરવાં.

### ઇંગ્લૅંડમાં અંકુશો

ઇંગ્લૅંડ પોતાના દેશમાં વ્યક્તિસ્વાતંત્ર્યમાં ખૂબ માને છે; સાધારણ રીતે રાજ્ય વ્યક્તિઓની પ્રવૃત્તિઓની વચ્ચે આવતું નથી. પણ યુદ્ધનો સમય સાધારણ નથી. યુદ્ધકાળમાં પ્રજાની સર્વ પ્રવૃત્તિઓ યુદ્ધ માટે જ વપરાશે. પ્રજા પોતે જ કશો ગણગણાટ કે કચવાટ કર્યા સિવાય જાનમાલ સર્વસ્વ રાજ્યને સોંપવા તૈયાર છે. સાડાચાર કરોડ અંગ્રેજો એક અવાજે આ યુદ્ધમાં બધું હોમવા તૈયાર છે. હમણાં ઇંગ્લૅંડને રોજનું બાર કરોડ રૂપિયાનું ખર્ચ છે. એને પહોંચી વળવા કરો ખૂબ વધ્યા છે ને હજી વધશે. પ્રજાનો એકે એક વર્ગ ખૂબ તકલીફ ભોગવે છે પણ સૌ હસતે મોંએ તકલીફ સહે છે, અત્યારે બ્રિટનમાં દરેક ચીજ ઉપર અંકુશ છે. સરકારે બધું પોતાને હાથ લઈ તેની પરિમિત વહેંચણી કરી છે.

### ચીન-જાપાન યુદ્ધને લીધે જાપાનની સ્થિતિ

ચીન સાથેના જાપાનના યુદ્ધને ત્રણ વરસ થશે. જાપાન આ યુદ્ધમાં બાર અબજ યેન ખર્ચી ચૂક્યું છે અને હજી કેટલું યે ખર્ચશે. આ યુદ્ધે જાપાનને તંગ કરી મૂક્યું છે. એની આર્થિક સ્થિતિ સંકડામણ ભરેલી થઈ પડી છે. પરદેશો ખાતે એના માલની નિકાસ ઘટી ગઈ છે. યુદ્ધસામગ્રી પુષ્કળ આયાત કરવી પડે છે પ્રજા જીવનની પ્રાથમિક જરૂરિયાતોના ઉત્પાદન પાછળ બરોબર ધ્યાન આપી શકતી નથી એટલે બહુ નજીવી વસ્તુઓ પણ આયાત કરવી પડે છે. આથી જાપાનમાં બહુ મોંઘારત થઈ રહી છે. દરેક વસ્તુ ઉપર સરકારી કાબૂ છે. દરેક પ્રવૃત્તિ ઉપર સરકારી અંકુશ છે. ખોરાકી પૂરતી નથી એટલે રસાયનશાસ્ત્રીઓના સૂચવ્યા પ્રમાણે માછલાં, પાણીના સર્પો અને દરેક જાતનાં જીવજંતુઓનો ઉપયોગ કરે છે. પોષાક માટે ઊન અને કપાસની તંગીમાં બીજી બનાવટી વસ્તુઓ વપરાય છે. રાજા અને પ્રજાના ઐક્યને કારણે પ્રજા ખૂબ દુઃખ અને અંકુશો સહન કરે છે અને ચીનના ચાંગ કૈ શેકની મજબૂત વલણ જોતાં જાપાનમાં મોંઘવારી અને અંકુશો વધે એવું કલ્પી શકાય છે.

### યુરોપનાં તટસ્થ રાજ્યો

યુરોપમાં આગના ભડકા સળગે છે. નાનાં રાજ્યો તટસ્થ રહી એમાંથી બચવાનો પ્રયત્ન કરે છે. પણ તેઓ સ્વસ્થ નથી. તેઓ ભયથી થથરે છે ને વાડો રચે છે. ઇટાલીએ તો તટસ્થતા છોડી દઈ ને યુદ્ધમાં જંપલાવી દીધું. હવે કઈ પ્રજા યુદ્ધની બહાર રહી શકશે તે પ્રશ્ન છે. લશ્કરી તૈયારીઓ સૌ કરે છે, સૌએ પોતાના દેશનાં ઉત્પાદનના અને શક્તિના બધા માર્ગો રાજ્યહસ્તક કરી લીધા છે. નાણું અને શરાફી યુદ્ધના કામ માટે જ પ્રેરાય છે. યુવાનો, ઐશ્વર્ય અને સર્વસ્વ યુદ્ધરાક્ષસને ધરવવા માટે તૈયાર રાખેલ છે. યુરોપ આખું યુદ્ધનું એક મોટું કારખાનું બની ગયેલ છે. કારખાનાની મુખ્ય ચાવી રાજ્યોએ પોતાના હાથમાં રાખી છે. અંકુશો-અંકુશો-અંકુશો ! અંકુશો સિવાય કશું છે નહિ. અંકુશો ન રહે તો મરવા માટે કશું જીવે નહિ.

### જિતાયલાં રાજ્યોમાં અંકુશો

જર્મનીએ ઑસ્ટ્રિયા, પોલાંડ, ઝેકોસ્લોવેકિયા, ડેન્માર્ક, લક્ષમ્બર્ગ, નોર્વે, હૉલેંડ અને મોટો ભાગ બેલ્જિયમનો જીતી લીધો છે. ફ્રાન્સનો પણ કેટલોક ભાગ જીત્યો છે. આ બધા પ્રદેશોનાં કારખાનાં, ખાણો, બંદરો, રેલવે, સ્ટીમરો, વિમાનો અને શસ્ત્રાગારો તેમ જ સોનું, તેલ ઇત્યાદિ જર્મનીએ પોતાને હસ્તક કરી લીધાં છે. જિતાયેલા પ્રદેશમાં તો રાજ્યના અંકુશની ખાસ જરૂર હોય. જીતેલી પ્રજાને યુદ્ધનું કામ સોંપી ન શકાય પણ યુદ્ધને માટે જે ઉત્પન્ન કરવું પડે તે ઉત્પન્ન કરવાના કામ પર જર્મન સરકાર તેને લગાડે છે. એ પ્રજાઓનાં ખોરાકી, પોશાકી અને જીવનની જરૂરિયાતની બીજી વસ્તુઓ એમણે જર્મનીને પૂરી પાડવાની ગોઠવણ કરવી પડશે. જર્મની બનતાં સુધી એ પ્રજાઓના આંતરિક વહી-

વટમાં માથું નહિ મારે પરંતુ પ્રજાની દરેક પ્રવૃત્તિ ઉપર એ અંકુશ તો જરૂર મૂકે છે અંકુશમાંથી છટકવાનો પ્રયત્ન કરનાર દેહાંતદંડને પામે છે

## હિંદમાં અંકુશ

હિંદી સરકારે હમણા જ એક વટહુકમ બહાર પાડી એંસી ચીજોની હિંદ ખાતેની આયાતની મનાઈ કરી અંકુશ મૂક્યો છે હિંદમાંથી સાધારણ રીતે હવે કાચા માલની નિકાસ ઘટી ગઈ છે આથી હિંદના કપાસ, ઘઉં, શણ વગેરે પદાર્થોના ભાવ બેસી ગયા છે માત્ર અંગ્રેજી સૈન્ય માટે જોઈતી સામગ્રી શણના કોથળા, યુદ્ધનો દારૂગોળો ઇત્યાદિ નિકાસ થાય છે સ્ટીમરોની તાણ છે સરકારે અંકુશ મૂક્યો છે યુદ્ધની શરૂઆતમાં વસ્તુઓના ભાવો આજથી બમણા વધી ગયા હતા ત્યારે ભાવો બાંધવાની જોશથી હિલચાલ ચાલી હતી સરકારે પણ તે માટે કમિટિ નીમી હતી પરંતુ પાછા ભાવો ઘટી ગયા તે જોતાં સરકારે ભાવોનું નિયમન કરવાનું માંડી વાળ્યું હૂંડિયામણ સાચવવા માટે હિંદી સરકારે આયાત ઉપર અંકુશ મૂક્યો છે દિનપ્રતિદિન યુદ્ધના વિકાસ સાથે વાણિજ્ય ઉપર અંકુશો વધતા જશે હિંદી સરકાર જે પ્રમાણે સૈન્ય પાછળ ખર્ચો કરે છે તે પ્રમાણે આવતા વરસે આવકવેરામાં મોટો વધારો કરશે માગણો, રેશમ, કાચનો સામાન, એના ભાવો વધતા જ જશે હિંદના લોકો હમણા સોના-રૂપાનો સંગ્રહ કરે છે

## મોગલ જમાનાના ભાવો

મોગલ બાદશાહોના અમલમાં ભાવો ખૂબ નીચા હતા અનાજના ભાવ મણના આઠ આનાથી ત્રણ ચાર આના સુધી રહેતા અને ઘી ગોળ પણ પ્રમાણમાં એટલા જ સસ્તાં રહેતા એ વખતે ભાવોને ચડાવવાની યોજનાઓ કરવાનો વિચાર બહુ ન આવતો માલના ઉત્પન્ન ઉપર અંકુશ મૂકવાનો પ્રશ્ન ન આવતો છતા દુર્ભિક્ષ તેથી હરકત નહોતી આવતી તો આજે એ સ્થિતિ કેમ નથી? આ પ્રશ્નનો જવાબ એ જ કે યુગપલટો થયો છે ત્યારે હિંદની વસ્તી ૩૫ નહિ પણ ૧૫ કરોડની હતી. ખેત્રોથી [illegible] માલ તમામ [illegible]

એકંદરે ખરીદી ન જતો પોતાના ખેતરવાડીમાંથી મોટા ભાગની રૈયત પોતાની ખોરાકી-પોશાકી માગની વધારાનું ઉત્પન્ન કોઠીઓમાં ભરી મૂકતી તે ખરાબ વખતમાં કામ આવતું જરૂરિયાતો બહુ ઓછી હતી પાંચ દસ રૂપિયા પગારમાં સંતોષ મનાતો આ કારણે ખર્ચનું ધોરણ પણ નીચું રહેતું પાંચ રૂપિયામાં એક કુટુંબનું ગુજરાન સારી રીતે ચાલતું પરદેશથી ખોરાકી મંગાવવાનો કે ત્યાં મોકલવાનો સંબંધ નહોતો ભાવોનું બંધારણ હિંદના પ્રાંતો પૂરતું જ હતું એક પ્રાંતમાં દુકાળ પડ્યો હોય તો બીજા પ્રાંતમાંથી ખોરાકીની વસ્તુઓ બહુ થોડા પ્રમાણમાં આવતી સને ૧૬૫૯માં ગૂજરાતમાં દુકાળ પડ્યો હતો બીજા પ્રાંતોમાં દુકાળ નહોતો છતા ગૂજરાતમાં હજારો માણસો મર્યાં હતા કારણ કે બીજા પ્રાંતમાંથી વસ્તુઓ લાવવાના સાધનો અપૂર્ણ હતા જ્યારે આજ તો આખું જગત એક મુઠ્ઠીમાં સમાયું છે હમણાં તો પ્રાંતોના ભાવોને દેશના ભાવોની સરખામણીમાં ઊતરવું પડે છે અને દેશના ભાવોને જગતના ભાવોની સરખામણીમાં ઊતરવું પડે છે મોગલ જમાનામાં રૂપિયાની કિંમત વધારે હતી આજે તેના પ્રમાણમાં ઓછી છે આજે જીવનધોરણ પણ મોંઘું છે, મોગલ યુગમાં માત્ર પ્રાંતીય હોવાથી જીવનધોરણ સસ્તું હતું આજનું જીવનધોરણ બજારના ભાવો અને નવનવી શોધો ઉપર આધાર રાખે છે જો આજે દોઢ રૂપિયે મણ અનાજ અહીં વેચાવા માંડે તો દાણો પરદેશ ઊપડી જાય ને દેશમાં તેની તંગી થાય જકાતો અંકુશો, ચલણની મારામારી એવા અનેક વિઘ્નો છતા દેશપરદેશનું ધોરણ વત્તાઓછા પ્રમાણમાં સૌ દેશોની બજારોને લાગુ પડે છે

## જગતમાં અસમાન વહેંચણી

જગતમાં સમાન વહેંચણી નથી, સંકુચિત રાષ્ટ્રવાદ અને સ્વાર્થી મૂડીવાદે ઘણી અવ્યવસ્થાઓ ઊભી કરી છે ઈર્ષાને લીધે ખોટા અભિમાનને લીધે એક [illegible] સાંખી શકતી નથી એકમેકના [illegible] કે જબરી જમાતી અને ચલણ [illegible] કરી છે પાડોશીના પ્રાચા-

પાકાં દ્રવ્યો ' મૂકીને . ફરનો માલ મંગાવાય છે ને મોકલાય છે એટલે ઘણી વખત અનેક રાજ્યોને કાચા માલ માટે ચિંતા ભોગવવી પડે છે. ઘણાને પાકા માલ માટે મૂંઝાવું પડે છે. ૧૯૧૪-૧૮ના મહાયુદ્ધ પછી આ અવ્યવસ્થા ખૂબ વધી ગઈ છે, ઘણાં રાજ્યોએ પાદેશી રાજ્યના માલ 'સામે બસો ત્રણસો ટકા જકાત રાખી છે. પરિણામે એ રાજ્યોમાં ભયંકર આર્થિક યુદ્ધ ઘણા વખતથી ચાલે છે. પોતપોતાના સ્નેહીઓ સાથે કરારો કરી અદલબદલના વેપાર ચાલે છે, એક જગ્યાએ માલના ખડકલા પડ્યા હોય છે ને બીજે એની કેટલી યે અછત હોય છે.

યંત્રોથી ખેતીમાં થતા અવનવા સુધારા અને રસાયણ પદાર્થોની સહાયથી માલનું ઉત્પન્ન ઝડપી અને વિપુલ પ્રમાણમાં થવા માંડયું છે. જે દેશના માલની નિકાસ વધારે તેની સમૃદ્ધિ વધારે એ અર્થશાસ્ત્રના સિદ્ધાંતના ખ્યાલમાં રહી બધા દેશો નિકાસ માટે પરદેશોમાં દોડાદોડી કરે છે. સૌ નિકાસ વધારવાના પ્રયત્નો પાછળ મંડી રહે છે એટલે જગતના નિયમિત ચાલતા અર્થશાસ્ત્રનાં ચક્રો અવળી ગતિએ ચાલવા માંડયાં, પરિણામે મોટી મંદી શરૂ થઈ. ૧૯૩૧ થી પૂરાં સાત વરસ એ મંદી ચાલી. મૂડીવાદી વેપારીઓએ ચલાવેલાં આવાં અવળાં ચક્રોમાં સમગ્ર પ્રજાએ અંકુશની ધરીનો-ભાર ખમવાનો.

### ચલણનાં યુદ્ધોનું પરિણામ

સૌથી ભયાનક તો ચલણનાં યુદ્ધો (Currency-Wars) રાજ્યો-રાજ્યો વચ્ચે ચાલ્યાં. એક રાજ્ય કૃત્રિમ રીતે પોતાના ચલણને સસ્તું કરી દે તો તેના રાજ્યમાં પેદા થતો માલ તે સસ્તે ભાવે પરદેશમાં વેચી શકે. પણ જો સસ્તા માલની નિકાસ પરદેશમાં વધે, પરંતુ કેટલાંક આર્થિક કારણોને લીધે, રાજ્યપદ્ધતિમાં-અથવા રાજ્યમાં અવ્યવસ્થાને લીધે ચલણના ભાવો અતિશય સસ્તા થઈ જાય તો મોટો ગોટાળો થઈ જાય છે. સૌથી પ્રથમ રશિયામાં રાજક્રાંતિને લીધે એક પૌંડમાં લાખો રૂબલો વેચાયા. તેવી જ રીતે જર્મનીમાં એક પૌંડના એક કરોડ માર્ક થયા હતા. ફ્રાન્સનું ચલણ પણ ખૂબ સસ્તું થયું હતું. આવી ચલણની અવ્યવસ્થાને લીધે પોતાનાં જૂનાં કરોડો પૌંડનાં કરજોને ખલાસ કરી નાખ્યાં. પરંતુ તેથી મધ્યમ વર્ગને મોટી નુકસાની ભોગવવી પડી. માત્ર જાપાને જ્યારે પોતાના યેનનો ઊંચો ભાવ (૧ યેન=૨ રૂપિયા) હતો ત્યારે પરદેશોના સસ્તા ચલણનો લાભ તે દેશના માલ ખરીદવામાં લીધો. થોડા દિવસ પછી તેણે યેનનો ભાવ ઉતારી નાખ્યો. (૧ યેન=૦ાા રૂપિયો) એથી એને પોતાનો માલ પરદેશોમાં સસ્તે વેચવામાં મોટો લાભ થયો. ચલણ મોંઘું એટલે આયાત વધે, ચલણ સસ્તું એટલે નિકાસ વધે

### બધાં રાજ્યો સોનનું ચલણ છોડે છે

'ઊર્મિ'ના જૂન-૧૯૪૦ના અંકમાં 'સોનાનું અર્થશાસ્ત્ર' એ નામે જે લેખ આવ્યો છે તેમાં સોનાના ધોરણ વિષે વાત આવી ગઈ છે. એ જ વસ્તુનું અહીં પુનરાવર્તન કરવું જરૂરી છે. ગત મહાયુદ્ધ પહેલાં ટકી રહેલ સોનાનું ધોરણ મહાયુદ્ધમાં સૌએ મૂકી દીધું ને યુદ્ધ પૂરું થયા પછી થોડાં વર્ષે પાછું તે સ્વીકાર્યું ને વહેલું મોડું સૌએ એ પાછું છોડી દીધું. ફ્રાંસે રાજદ્વારી મતભેદથી ઇંગ્લૅંડ ઉપરની હૂંડીઓ ભેગી કરીને ઇંગ્લૅંડ પાસે બદલામાં સોનું માગ્યું. અંગ્રેજોએ એ પતાવ્યું તો ખરું પરંતુ પાછળથી એને લીધે એવી આર્થિક તકલીફ ઊભી થઈ કે એને સોનાનું ધોરણ છોડવું પડ્યું. તે પછી જાપાને તરત જ છોડી દીધું., બે વરસ મોટી અવ્યવસ્થા ભોગવીને અમેરિકાએ પણ છોડી દીધું. એની વીસ હજાર બેંકોને એ અવ્યવસ્થામાં દેવાળું કાઢવું પડ્યું. ફ્રાંસે વટ ખાતર સોનાનું ધોરણ પકડી રાખ્યું પણ એનું બૂરું ફળ ચાખવું પડ્યું. તિજોરી ખાલી થઈ ત્યારે હારીને એણે એ છોડી દીધું. આજે જગતના કોઈ દેશે સોનાનું ધોરણ રાખ્યું નથી. ચલણની જાદુગીરીમાં હોશિયાર એવા માત્ર જર્મનીએ સોનાનું ધોરણ ચાલુ રાખીને મોટો લાભ મેળવ્યો છે.

### હિંદની સ્થિતિ

હિંદ-એક પરતંત્ર દેશ, એની સ્થિતિ વિષે ચર્ચા જ શી હોય? ઇંગ્લૅંડે હિંદના ચલણને પોતાના

વચમા માથુ નહિ મારે પરતુ પ્રજાની દરેક પ્રવૃત્તિ ઉપર એ અકુશ તો જરૂર મૂકે છે અકુશમાથી છટકવાનો પ્રયત્ન કરનાર દેહાતદડને પામે છે

### હિંદમાં અંકુશ

હિંદી સરકારે હમણા જ એક વટહુકમ બહાર પાડી એસી ચીજોની હિંદ બહારની આયાતની મનાઈ કરી અકુશ મૂક્યો છે હિંદમાથી સાધારણ રીતે હવે કાચા માલની નિકાસ ઘટી ગઇ છે આથી હિંદના કપાસ ઘઉ શણ વગેરે પદાર્થોના ભાવ બેસી ગયા છે માત્ર અગ્રેજી સૈન્ય માટે જોઈતી સામગ્રી શણના કોથળા યુદ્ધનો દારૂગોળો ઇત્યાદિ નિકાસ થાય છે સ્ટીમરોની તાણ છે સરકારે અકુશ મૂક્યો છે યુદ્ધની શરૂઆતમા વસ્તુઓના ભાવો આજથી બમણા વધી ગયા હતા ત્યારે ભાવો બાધવાની જોરથી હિલચાલ ચાલી હતી સરકારે પણ તે માટે કમિટિ નીમી હતી પરતુ પાછા ભાવો ઘટી ગયા તે જોતાં સરકારે ભાવોનુ નિયમન કરવાનુ માંડી વાળ્યુ હૂડિયામણ સાચવવા માટે હિંદી સરકારે આયાત ઉપર અકુશ મૂક્યો છે દિનપ્રતિદિન યુદ્ધના વિકાસ સાથે વાણિજ્ય ઉપર અકુશો વધતા જશે હિંદી સરકાર જે પ્રમાણે સૈન્ય પાછળ ખર્ચો કરે છે તે પ્રમાણે આવતા વરસે આવકવેરામા મોટો વધારો કરશે કાગળો, રેશમ, કાચનો સામાન એના ભાવો વધતા જ જશે હિંદના લોકો હસણા સોના-ચાદીનો સગ્રહ કરે છે

### મોગલ જમાનાના ભાવો

મોગલ બાદશાહોના અમલમા ભાવો ખૂબ નીચા હતા અનાજના ભાવ મણના આઠ આનાથી ત્રણ ચાર આના સુધી રહેતા અને ઘી ગોળ પણ પ્રમાણમાં એટલા જ સસ્તા રહેતા એ વખતે ભાવોને ચડાવવાની પેરવીઓ કરવાનો વિચાર બહુ ન આવતો માલના ઉત્પન્ન ઉપર અકુશ મૂકવાનો પ્રશ્ન ન આવતો છતા કોઈને તેથી હરકત નહોતી આવતી તો આજે એ સ્થિતિ કેમ નથી? આ પ્રશ્નનો જવાબ એ જ કે યુગપલટો થયો છે ત્યારે હિંદની વસ્તી ૩૫ નહિ પણ ૧૫ કરોડની હતી યત્રોથી ઉગડાબધ માલ એકદમ ખડકાઈ ન જતો પોતાની ખેતરવાડીમાથી મોટા ભાગની પેદાશ પોતાની ખોરાકી-પોશાકી માટે વધારાની ઉત્પન્ન કોઠીઓમા ભરી મૂકતી તે ખરાબ વખતમા કામ આવતું જરૂરિયાતો બહુ ઓછી હતી પાંચ દસ રૂપિયા પગારમા સતોષ મનાતો આ કારણે ખર્ચનુ ધોરણ પણ નીચુ રહેતુ પાચ રૂપિયામાં એક કુટુબનુ ગુજરાન સારી રીતે ચાલતું પરદેશથી ખોરાકી મગાવવાનો કે ત્યા મોકલવાનો સબંધ નહોતો ભાવોનુ બધારણ હિંદના પ્રાતો પૂરતુ જ હતું એક પ્રાતમા દુકાળ પડ્યો હોય તો બીજા પ્રાતમાથી ખોરાકીની વસ્તુઓ બહુ થોડા પ્રમાણમા આવતી સને ૧૬૫૦મા ગૂજરાતમા દુકાળ પડ્યો હતો બીજા પ્રાતોમા દુકાળ નહોતો છતા ગૂજરાતમા હજારો માણસો મર્યા હતા કારણ કે બીજા પ્રાતમાથી વસ્તુઓ લાવવાના સાધનો અપૂર્ણ હતા જ્યારે આજ તો આખુ જગત એક મુઠ્ઠીમાં સમાયુ છે હમણાં તો પ્રાતોના ભાવોને દેશના ભાવોની સરખામણીમાં ઊતરવુ પડે છે અને દેશના ભાવોને જગતના ભાવોની સરખામણીમા ઊતરવુ પડે છે મોગલ જમાનામા રૂપિયાની કિંમત વધારે હતી આજે તેના પ્રમાણમા ઓછી છે આજે જીવનધોરણ પણ મોઘુ છે, મોગલ યુગમા માત્ર પ્રાતીય હોવાથી જીવનધોરણ સસ્તુ હતુ આજનું જીવનધોરણ બજારના ભાવો અને નવનવી શોધો ઉપર આધાર રાખે છે જો આજે દોઢ રૂપિયે મણ અનાજ અહીં વેચાવા માડે તો દાણો પરદેશ ઊપડી જાય ને દેશમા તેની તગી થાય જકાતો અકુશો, ચલણની મારમારી એવા અનેક વિઘ્નો છતા દેશપરદેશનુ ધોરણ વત્તાઓછા પ્રમાણમા સૌ દેશોની બજારોને લાગુ પડે છે

### જગતમાં અસમાન વહેંચણી

જગતમા સમાન વહેચણી નથી, સકુચિત રાષ્ટ્રવાદ અને સ્વાર્થી મૂડીવાદે ઘણી અવ્યવસ્થાઓ ઊભી કરી છે ઇર્ષાને લીધે ખોટા અભિમાનને લીધે એક પ્રજા બીજી પ્રજાને સાખી શકતી નથી. એકબેકના માલની આયાત આડે જબરી જકાતી અને ચલણ નીતિની દીવાલો ઊભી કરી છે પાડોશીના કાચાં

પાકાં દ્રવ્યો ' મૂકીને દૂરનો માલ મંગાવાય છે ને મોકલાય છે એટલે ઘણી વખત અનેક રાજ્યોને કાચા માલ માટે ચિંતા ભોગવવી પડે છે. ઘણાને પાકા માલ માટે મૂંઝાવું પડે છે. ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધ પછી આ અવ્યવસ્થા ખૂબ વધી ગઈ છે, ઘણાં રાજ્યોએ પાડોશી રાજ્યના માલ 'સામે બસો ત્રણસો ટકા જકાત રાખી છે. પરિણામે એ રાજ્યોમાં ભયંકર આર્થિક યુદ્ધ ઘણા વખતથી ચાલે છે. પોતપોતાના સ્નેહીઓ સાથે કરારો કરી અદલબદલના વેપાર ચાલે છે, એક જગ્યાએ માલના ખડકલા પડ્યા હોય છે ને બીજે એની કેટલી યે અછત હોય છે.

યંત્રોથી ખેતીમાં થતા અવનવા સુધારા અને રસાયણ પદાર્થોની સહાયથી માલનું ઉત્પન્ન ઝડપી અને વિપુલ પ્રમાણમાં થવા માંડ્યું છે. જે દેશના માલની નિકાસ વધારે તેની સમૃદ્ધિ વધારે એ અર્થશાસ્ત્રના સિદ્ધાંતના ખ્યાલમાં રહી બધા દેશો નિકાસ માટે પરદેશોમાં દોડાદોડી કરે છે. સૌ નિકાસ વધારવાના પ્રયત્નો પાછળ મંડી રહે છે એટલે જગતના નિયમિત ચાલતા અર્થશાસ્ત્રનાં ચક્રો અવળી ગતિએ ચાલવા મંડ્યાં, પરિણામે મોટી મંદી શરૂ થઈ. ૧૯૩૧ થી પૂરાં સાત વરસ એ મંદી ચાલી. મૂડીવાદી વેપારીઓએ ચલાવેલાં આવાં અવળાં ચક્રોમાં સમગ્ર પ્રજાએ અંકુશની ધરીનો ભાર ખમવાનો.

### ચલણનાં યુદ્ધોનું પરિણામ

સૌથી ભયાનક તો ચલણનાં યુદ્ધો (Currency-Wars) રાજ્યો-રાજ્યો વચ્ચે ચાલ્યાં. એક રાજ્ય કૃત્રિમ રીતે પોતાના ચલણને સસ્તું કરી દે તો તેના રાજ્યમાં પેદા થતો માલ તે સસ્તે ભાવે પરદેશમાં વેચી શકે. પણ જો સસ્તા માલની નિકાસ પરદેશમાં વધે, પરંતુ કેટલાંક આર્થિક કારણોને લીધે, રાજ્યપદ્ધતિમાં-અથવા રાજ્યમાં અવ્યવસ્થાને લીધે ચલણના ભાવો અતિશય સસ્તા થઈ જાય તો મોટો ગોટાળો થઈ જાય છે. સૌથી પ્રથમ રશિયામાં રાજક્રાંતિને લીધે એક પૌંડમાં લાખો રૂબલો વેચાયા. તેવી જ રીતે જર્મનીમાં એક પૌંડના એક કરોડ માર્ક થયા હતા. ફ્રાન્સનું ચલણ પણ ખૂબ સસ્તું થયું હતું. આવી ચલણની અવ્યવસ્થાને લીધે પોતાનાં જૂનાં કરોડો પૌંડનાં કરજોને ખલાસ કરી નાખ્યાં. પરંતુ તેથી મધ્યમ વર્ગને મોટી નુકસાની ભોગવવી પડી. માત્ર જાપાને જ્યારે પોતાના યેનનો ઊંચો ભાવ (૧ યેન=૨ રૂપિયા) હતો ત્યારે પરદેશોના સસ્તા ચલણનો લાભ તે દેશના માલ ખરીદવામાં લીધો. થોડા દિવસ પછી તેણે યેનનો ભાવ ઉતારી નાખ્યો. (૧ યેન=ાા રૂપિયો) એથી એને પોતાનો માલ પરદેશોમાં સસ્તે વેચવામાં મોટો લાભ થયો. ચલણ મોંઘું એટલે આયાત વધે, ચલણ સસ્તું એટલે નિકાસ વધે

### બધાં રાજ્યો સોનનું ચલણ છોડે છે

'ઊર્મિ'ના જૂન-૧૯૪૦ના અંકમાં ' સોનાનું અર્થશાસ્ત્ર' એ નામે જે લેખ આવ્યો છે તેમાં સોનાના ધોરણ વિષે વાત આવી ગઈ છે. એ જ વસ્તુનું અહીં પુનરાવર્તન કરવું જરૂરી છે. ગત મહાયુદ્ધ પહેલાં ટકી રહેલ સોનાનું ધોરણ મહાયુદ્ધમાં સૌએ મૂકી દીધું ને યુદ્ધ પૂરું થયા પછી થોડાં વર્ષે પાછું તે સ્વીકાર્યું ને વહેલું મોડું સૌએ એ પાછું છોડી દીધું. ફ્રાંસે રાજદ્વારી મનભેદથી ઇંગ્લેંડ ઉપરની હૂંડીઓ ભેગી કરીને ઇંગ્લેંડ પાસે બદલામાં સોનું માગ્યું. અંગ્રેજોએ એ પતાવ્યું તો ખરું પરંતુ પાછળથી એને લીધે એવી આર્થિક તકલીફ ઊભી થઈ કે એને સોનાનું ધોરણ છોડવું પડ્યું. તે પછી જાપાને તરત જ છોડી દીધું. બે વરસ મોટી અવ્યવસ્થા ભોગવીને અમેરિકાએ પણ છોડી દીધું. એની વીસ હજાર બેંકોને એ અવ્યવસ્થામાં દેવાળું કાઢવું પડયું. ફ્રાંસે વટ ખાતર સોનાનું ધોરણ પકડી રાખ્યું પણ એનું બૂરું ફળ ચાખવું પડયું. તિજોરી ખાલી થઈ ત્યારે હારીને એણે એ છોડી દીધું. આજે જગતના કોઈ દેશે સોનાનું ધોરણ રાખ્યું નથી. ચલણની જાદુગીરીમાં હોશિયાર એવા માત્ર જર્મનીએ સોનાનું ધોરણ ચાલુ રાખીને મોટો લાભ મેળવ્યો છે.

### હિંદની સ્થિતિ

હિંદ-એક પરતંત્ર દેશ, એની સ્થિતિ વિષે ચર્ચા જ શી હોય? ઇંગ્લેંડે હિંદના ચલણને પોતાના

ચલણ સાથે પૂછડે બાંધીને હમેશ ઢસેડ્યું છે. અઢાર પૈન્સનો રૂપિયો રાખીને એણે હિંદના નિકાસને નુકસાન પહોંચાડ્યું છે. તે પહેલાં બે શિલિંગનો એક રૂપિયો નિભાવવા માટે ઊલટી હૂંડીઓ (Reverse councils) વેચી હિંદના ખજાનામાં પિસ્તાળીશ કરોડ રૂપિયાનું ગાબડું પાડેલ અંગ્રેજ નાણાંશાસ્ત્રીઓ હિંદનું નાણું વિલાયતમાં ઘણા ઓછા વ્યાજે વાપરતા હતા. હિંદના રૂપિયાનો કાગળના પૌંડ સાથેના સંબંધ પણ હિંદના હિતમાં નથી હિંદની આર્થિક અને જકાતી નીતિ ઉપર અંગ્રેજ રાજદ્વારીઓનો ભારે હાથ એને સ્વતંત્રતા આપવા દેતો નથી

### ઉપસંહાર

પણ આ બધી બાબતો તો આ લેખની શરૂઆતમાં મૂકેલા સિદ્ધાંતનો રદિયો આપવા માટે લખાઈ આ વાતો પરથી સમજાશે કે એ સિદ્ધાંત સ્વતંત્ર રીતે અસ્તિત્વ ધરાવતો નથી એ સિદ્ધાંતને નકામો કરી મૂકે તેવી ઘણી બાબતો આજના જગતમાં પ્રવર્તે છે. અને એટલે જ આ અંકુશોની ગૂંચો ઊભી થઈ છે.

●

# માનવધર્મ-સમાજધર્મ

શ્રી નરસિંહભાઈ પટેલ

*आहार निद्रा भयमैथुनच सामान्यमेतत्पशुभिर्नराणाम्।*

પ્રાણીમાત્રને – એટલે માનવીને પણ – પોતાનું જીવન ટકાવી રાખવાને માટે આહારની અને નિદ્રાની જરૂર પડે છે, મૃત્યુથી બચવા માટે તેની સૂચના આપનાર ભય તેને સ્વભાવિક પ્રેરણા રૂપે છે અને પોતાનું જીવન પરંપરા રીતે લંબાવવા માટે – વંશવર્ધન માટે મૈથુન પણ સ્વાભાવિક પ્રેરણા રૂપે છે. આમ આત્મરક્ષણ માટે તથા વંશવર્ધન માટે આહાર, નિદ્રા, ભય અને મૈથુન પ્રાણીમાત્રને માટે સ્વભાવિક પ્રેરણાધર્મ છે. આથી આત્મરક્ષણને તથા વંશવર્ધનને હેતુએ સમસ્ત વિશ્વને ભોગે પણ પ્રાણીમાત્ર પ્રેરાય છે, પ્રાણી જ નહિ, વનસ્પતિ પણ એ જ હેતુએ પ્રેરાય છે અને પોતાની શક્તિ પ્રમાણે આચરે છે. એ પ્રેરણા એનો જીવનધર્મ છે.

હવે ત્યારે ધર્મની વ્યાખ્યા પ્રથમ વિચારીએ. અગ્નિ બીજી વસ્તુને બાળે છે એટલે અગ્નિનો સ્વાભાવિક ધર્મ બાળવાનો. એ ધર્મ એનામાં ન હોય તો પછી એ અગ્નિ જ નહિ એ ધર્મ નાશ પામતાં અગ્નિ નાશ પામે; અગ્નિ નાશ પામતાં એનો એ ધર્મ પણ સાથે જ નાશ પામે ઉપર કહ્યું તેમ પ્રાણીમાત્રને-આત્મરક્ષણની અને વંશવર્ધનની પ્રેરણા સ્વાભાવિક જ છે. એ પ્રેરણા એનો ધર્મ છે. એ ધર્મ એનામાં ન હોય તો એ પ્રાણી જ નહિ. એ ધર્મ નાશ પામતાં પ્રાણી નાશ પામે; પ્રાણી નાશ પામતાં એનો એ ધર્મ પણ સાથે જ નાશ પામે. તાત્પર્ય એ છે જેને આધારે જીવન ધારણ કરાય તે ધર્મ (ધૃ=ધારણ કરવું) धारणाद्धर्ममित्याहु धर्मो धारयते प्रजा:।

બીજી વાત: સંસ્કૃત પુરી (નગર). શબ્દનો ગ્રીક ભાષામાં સમાનાર્થ શબ્દ polis છે, તે શબ્દ ઉપરથી નગરરક્ષણ કરનાર મંડળને police નગરરક્ષણની વ્યવસ્થાને policy અને એ વ્યવસ્થા યોજનારને politician કહે છે અને એ જ અર્થમાં Honesty is the best policy એ સૂત્ર પ્રચલિત

થયું છે. જે વ્યવસ્થા જીવન ધારણ કરવાને માર્ગે લેઈ જાય એને સંસ્કૃતમાં नीति (नी=લેઈ જવું) કહે છે. અને જેમ policy વ્યાપક સ્વરૂપ લે ત્યારે તે creed બને તેમ नीति વ્યાપક સ્વરૂપ લે ત્યારે તે ધર્મ બને. આ ઉપરથી સમજી શકાશે કે માનવધર્મ તેમ જ સમાજધર્મ એ કંઈ ઈશ્વરપ્રણીત કે ઈશ્વરપ્રેરિત નથી, પણ અનુભવે પ્રેરાઈને માનવીએ તેમ જ સમાજે યોજેલો ધર્મ છે; એ અલૌકિક નથી, લૌકિક જ છે.

હવે આ દૃષ્ટિએ ધર્મના એક મુખ્ય સિદ્ધાન્તને નાણી જોઈએ. સત્ય વદ - સત્ય બોલ, એવી ધર્મશાસ્ત્રની આજ્ઞા છે. શા માટે? કારણ કે सत्यान्नास्ति परोधर्मः – સત્યથી બીજો કોઈ મોટો ધર્મ નથી. ત્યારે સત્ય એ ધર્મ છે માટે સારું છે? અથવા સત્ય સારું છે માટે એ ધર્મ છે? સત્ય સત્યને જ માટે આચરવાનું છે? અથવા માનવહિતને તેમ જ સમાજહિતને માટે આચરવાનું છે? સમાજે બહુ બહુ કાળને અનુભવે જોયું કે સત્ય બોલવા-આચરવાથી સમાજ સમસ્તને લાભ થાય છે. ટૂંકી દૃષ્ટિએ અસત્યથી કોઈ કોઈ વાર કોઈકને કંઈક લાભ દેખાયો હોય પણ ખરો, પણ છેવટને સરવાળે છેવટને પરિણામે તો સત્યથી જ લાભ થાય છે એમ બહુ બહુ અનુભવે અને લાંબી દૃષ્ટિએ નિર્ણય થયો. અને તેથી જ, બીજે કોઈ પણ કારણે નહિ પણ તેથી જ, સત્ય એ ધર્મના મહાસિદ્ધાન્ત રૂપે સ્થપાયું.

પણ ત્યારે બીજી એક વાત: સત્યનું શુદ્ધ સ્વરૂપ શું? સત્ય એટલે શું? મને તો એમ જ લાગ્યું છે કે સંપૂર્ણ, સત્યનું શુદ્ધ સ્વરૂપ કોઈને ય લાધ્યુ નથી, આપણે સૌ સત્યશોધનના માર્ગના પ્રવાસી છીએ, આકર્ષણશક્તિને બળે પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા કરે છે, વગેરે પ્રકૃતિના નિયમને સત્ય કહેવું? અથવા દારૂ પીવાથી માણસને હાનિ થાય છે એ હકીકતને સત્ય કહેવુ? અથવા જે હકીકત જાણીએ છીએ એ હકીકત તેવે જ રૂપે કહેવી એને સત્ય કહેવુ?

ધરતીના પેટાળમાં ક્રાન્તિ થયાથી બિહારમાં ધરતીકંપ થયો અથવા હિંદુઓના અસ્પૃશ્યતાને પાપે ધરતીકંપ થયો, એ બેમાંથી કઈ હકીકતને સત્ય કહેવું? પદાર્થમાત્રમાં આકર્ષણશક્તિ છે એ જેટલું સનાતન સત્ય છે, જાણવા વિરુદ્ધ બોલવાથી હાનિ થાય છે એ તેટલું સનાતન સત્ય નથી; એક પ્રાકૃતિક સત્ય છે, બીજું સામાજિક સત્ય છે. જાણીએ છીએ એ હકીકત સ્પષ્ટ અને શુદ્ધ રીતે કહેવી એ જ જો સનાતન સત્ય હોય તો વિધવાનો જીવ બચાવવા મહાત્મા મૂળદાસ જાણ્યા વિરુદ્ધ બોલ્યા. એમાં એ અસત્ય બોલ્યા અને તેથી એમણે અધર્મ કર્યો એમ કહેવું? અને અમુક ભયભીત અને સંતાયેલી સ્ત્રીની પાછળ કોઈ ભયંકર બદમાશ ગુંડો પડ્યો હોય અને તે ગુંડો આપણને તે સ્ત્રીની ભાળ પૂછે તો તેને બતાવી તે સ્ત્રીનો નાશ કરવો એ આપણો ધર્મ છે? 'જા નથી બતાવતા' એટલા ઉત્તરથી પણ વખતે એ દુરાત્મા તે સ્ત્રીની ભાળ પામી જાય તો? તે પ્રસંગે તેને અવળે જ માર્ગે ચઢાવવા અસત્ય બોલીએ તો તે અધર્મ કર્યો કહેવાય? મને નથી લાગતું. ગાંધીજી કહે છે કે "અહિંસક આત્મરક્ષાની શક્તિ પોતાની પાસે ન હોય તો હિંસક રીતે પણ આત્મરક્ષા કરતાં અચકાવાની જરૂર નથી." (હરિજન બંધુ, તા. ૩–૩–૧૯૪૦) એ જ પ્રમાણે ત્યારે જો સત્ય બોલવાથી આત્મરક્ષા કે પરરક્ષા ન થતી હોય તો અસત્ય બોલીને પણ તેમ કરતાં અચકાવાની જરૂર નથી, એમ માનવામાં શો દોષ? અને મનુએ તો સ્પષ્ટ કહ્યું છે, કે "સાચી સાક્ષી પૂરવાથી જ્યાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રનો નાશ થતો હોય ત્યાં સાક્ષીએ અસત્ય બોલવું, કારણ કે તે અસત્ય ત્યાં સત્ય કરતાં વધે છે" (૮ : ૧૦૪) આમ સત્યનો પ્રશ્ન આવો અટપટો છે. અને પ્રખ્યાત ચિંતક રોમેરોલા તો કહે છે, કે "સતત બદલાતા આ વિશ્વમાં જે સત્ય કદાપિ બદલાતું નથી તે જૂઠાણું છે, અથવા તેના કરતાં ય ખરાબ છે."

હવે અહિંસાનો પ્રશ્ન લઈએ. શું વનસ્પતિને કે શું પ્રાણીને પૂરતો આહારવિહાર મળે તો તેનું આત્મરક્ષણ થાય, તે પુષ્ટ થાય અને સારું તથા લાંબું જીવે, નહિ તો નબળું પડે ને નાશ પામે. આમ

આત્મરક્ષણના જીવનપ્રયાસ માટે વિશ્વમા સચરાચર સનાતન પરમસંહાર ચાલી રહ્યો છે જીવો જીવસ્ય જીવનમ્ એ સૂત્ર પ્રમાણે વિશ્વમાં સર્વત્ર સંહાર-વ્યાપાર પ્રવર્તી રહ્યો છે. આથી સ્પષ્ટ થાય છે કે કુદરતમાં સર્વત્ર હિંસા પ્રવર્તી રહી છે; અથવા કહો કે કુદરતમાં તો હિંસા–અહિંસા જેવો પ્રશ્ન જ નથી. કુદરતમા તો પ્રાણીના જીવનનો–આત્મરક્ષણનો જ મુખ્ય પ્રશ્ન પ્રવર્તી રહ્યો છે. બુદ્ધિવાન માનવી આત્મરક્ષણ માટે વિવેક કરીને ઓછામા ઓછી હિંસા કરે એટલુ એ જ. માસાહાર માટે પ્રત્યક્ષ હિંસા કરવી પડે છે માટે એને ત્યાજ્ય માનીએ, છતાં અનાજ ખાવામા યે કંઈક તો હિંસા કરવી પડે છે. અનાજમાં યે જીવ છે તેથી, હા, કપાવામા કે પિલાવામાં એને પ્રાણી જેટલી દુઃખની સવેદના નથી થતી, એટલે માસાહાર જેવી પ્રત્યક્ષ હિંસા અન્નાહારમાં નથી થતી, પણ પરોક્ષ તો થાય છે જ. અને શ્વાસોચ્છ્વાસમાં દરેક શ્વાસે કંઈ સેંકડો જંતુઓ નાશ પામે. તેમની હિંસામાંથી બચવુ હોય તો આપણે જાતે મરવુ પડે. પણ જીવવું એ તો પ્રકૃતિની પ્રેરણા છે અને તેથી આત્મરક્ષણ માટે બીજાની એવી હિંસામાં અધર્મ નથી, પણ ધર્મ જ છે, એમ પરોક્ષ રીતે પણ માનવુ પડે છે

પરિણામે એમ પણ બને કે માનવીના આત્મરક્ષણના માર્ગમાં કોઈ પ્રાણી કે બીજો કોઈ માનવી અવરોધ કરે, આડખીલી નાખે તો તે માર્ગમાંથી તે પ્રાણીને કે તે માનવીને ખસેડવા માટે તેની હિંસા પણ પણ કરવી પડે. ખેતરમા અનાજ ભેલાડતા વાનર વિષે અહિંસાના ગભીર ચિંતક મહાત્મા ગાધીજી જ કહે છે: "જો ખેતરો બચાવવાનો ધર્મ હોય, અને વાંદરાના ઉપદ્રવમાંથી ખેતરોને બચાવવાનો બીજો કોઇ પણ ઇલાજ ન હોય તો વાંદરાને મારવાની આવશ્યકતા પેદા થઈ શકે, એ મારી કલ્પના બહાર નથી. પણ આ અહિંસા નથી, ખેતરને બચાવવા સારુ પણ કરેલો પ્રાણીવધ હિંસા તો છે જ. માત્ર એવી કેટલીક હિંસા મનુષ્યજીવનની સાથે જડાયેલી અને અનિવાર્ય છે." ('અહિંસા પૃ. ૧૩૩). અને પાંડવોએ આત્મરક્ષણના માર્ગમાં ઊભેલા કૌરવોનો સંહાર કરી નાખ્યો અને એ હિંસાનો બચાવ કરવા તો કૃષ્ણે આખી ગીતા ગાઈ.

દયાભાવે કરેલી હિંસા તો હિંસા નથી જ. રોગી માનવી ઉપર વૈદ્ય શસ્ત્રક્રિયા કરે તેથી રોગીને જરૂર દુ:ખ થાય, અનેક પ્રસંગે તો રોગી તેનો વિરોધ પણ કરે, પણ તેને રોગમાંથી મુક્ત કરવાને દયાભાવે કરેલી એ હિંસા તે હિંસા નથી જ. જીવનની સર્વ આશા નષ્ટ થયેલી એવાં વાછડાને તેના ભયંકર દુ:ખમાથી મુક્ત કરવા ગાધીજીએ તેનો વધ કરાવેલો તેમાં હિંસા નહિ જ, પણ દયાભાવ જ હતો. એક યુદ્ધમા હારીને નેપોલિયનને નાસવું પડ્યું તે પ્રસગે તેના લશ્કરી ડાક્તરે તેને કહ્યુ: "આપણા હજારો સૈનિકો ઘવાઈને રણક્ષેત્રમાં પડ્યા છે. શત્રુઓ તેમને રિબાવી રિબાવીને મારી નાખશે અને તેમને ઊચકીને આપણી સાથે તો લઈ જઈ શકાય એમ નથી, કરવું શું ત્યારે?" પ્રત્યુત્પન્નમતિ નેપોલિયને તુરત ઉત્તર આપ્યો "બધાને ઝેર દઈ હાલ જ મારી નાખો." ખોટી અહિંસાથી અને દયાથી ટેવાયેલા એ ડાક્તરનો જીવ એ બિચારાંને ઝેર દેતાં ચાલ્યો નહિ, છતા નેપોલિયનની સૂચનામાં તો હિંસાભાવ નહિ પણ દયાભાવ જ હતો. બેશક આવી દયાહિંસા આચરવાનો અધિકાર અનિવિવેકી નિ સ્વાર્થ માણસોને જ હોઈ શકે, નહિ તો ગમે તે માણસ ગમે તે માણસને દયાભાવને નામે મારી નાખે.

યુગયુગને અનુભવે માનવીએ જોયુ કે માત્ર પોતાના જ બળથી સારી રીતે આત્મરક્ષણ નથી થઈ શકતુ ત્યારે સામો માણુસ વધારે બળવાન હોય તો તેના બળને બે પાડોશીઓ સહકાર કરીને તોડે અને એ બને આત્મરક્ષણ કરે. આમ માનવમાં એ પ્રકારની સહકારવૃત્તિનો ઉદ્ભવ થયો. સહકારવૃત્તિ એ આમ એકત્ર પણ રહેનાર સમાજમા માનવી જીવનધર્મમાં પરસ્પર સહાયતા કરે અને હિંસાધર્મને ટાળી પરસ્પર અહિંસા ધર્મ પાળે, કારણ કે એ રીતે આત્મરક્ષણ સારી રીતે થાય એમ અનુભવે સમજાયુ. અને ત્યારે બહુ જુગના અનુભવે *અહિંસા પરમો ધર્મ:* એમ માનવીને સમજાયું પણ આ સમાજ ઉપર

બીજો સમાજ હિંસાબળે આક્રમણ કરે તો આ સમાજે તે સમાજ સામે અહિંસાબળે શક્ય ના હોય તો હિંસાબળે પણ આત્મરક્ષા કરે, નહિ તો નાશ પામે. અહિંસાના આધુનિક આચાર્ય ગાંધીજી પણ કહે છે કે "જો અહિંસક આત્મરક્ષાની શક્તિ પોતાની પાસે ન હોય તો હિંસક રીતે પણ આત્મરક્ષા કરતાં અચકાવાની જરૂર નથી." ('હરિજનબંધુ' તા. ૩-૩-૧૯૪૦). એવી અને બીજી પણ પરિસ્થિતિમાં હિંસા કરનારને મનુએ અપરાધી માન્યો નથી. (મનુસ્મૃતિ ૮ : ૩૪૯, ૩૫૦)

આમ સમાજમાં સૌ માનવી પરસ્પર સહકારથી આત્મરક્ષણનો સ્વાભાવિક ધર્મ સારી રીતે સાધી શકે છે. આત્મરક્ષણ અને વંશવર્ધન સમસ્ત દેહનું નાભિચક્ર છે, પણ સમસ્ત દેહનું રક્ષણ કર્યે જ નાભિચક્રનું સાચું રક્ષણ થાય છે. માટે સ્નેહે અને જ્ઞાને કરીને સમાજસેવા કરી સમાજનું રક્ષણ કરવું એ આત્મરક્ષણની અપેક્ષા રાખતા માનવીનો ધર્મ છે. એમાં જ માનવીના આત્મરક્ષણની અને વંશવર્ધનની ઉત્તમ સાધના છે. ત્યારે સમાજના દરેક માનવીએ જીવવું અને બીજાને જીવવામાં સહાયતા આપવી એ તો સામાન્ય ધર્મ પણ થયો, પોતે જીવે, પણ એ હેતુએ સમાજના બીજાનો નાશ કરે તો પરિણામે પોતાનો પણ નાશ કરે, અને એ તો સ્પષ્ટ રીતે આત્મદ્રોહ તેમ જ સમાજદ્રોહ થયો.

પૃથ્વી ઉપરના જુદા જુદા ભૌગોલિક વિભાગોમાં વસતી જુદી જુદી જાતિઓ પોતપોતાના સમાજો સ્વાભાવિક રીતે જ બાંધે છે અને એ સમાજો આત્મરક્ષણ માટે પોતપોતાને અનુકૂળ યોજનાઓ યોજે છે. બીજા સમાજને હાનિ ન કરતાં આત્મરક્ષણ માટે દરેક સમાજ યોજનાઓ યોજે અને એવી રીતે સ્વજાતિસેવા-સ્વદેશસેવા કરે એ તો જેમ સ્વાભાવિક તેમ જ ઇષ્ટ પણ છે. માનવમાત્રમાં આવી સેવા માટે સ્વદેશસ્નેહ સ્વાભાવિક ધર્મ થઈ પડ્યો છે. હિંદુસ્તાન જેવા પીડિત અને ગુલામ દેશ જગતમાં ઘણા ય પડ્યા છે. છતાં ગાંધીજી જેવા વિશ્વસ્નેહના પૂજારી પણ આજે તો હિંદુસ્તાનને સ્વદેશસેવા-આત્મરક્ષણ માટે બોધ આપે છે અને તેને માટે જાત ગાળી રહ્યા છે.

ગાંધીજી જેવા વિશ્વસ્નેહના પૂજારી સ્વદેશસેવા કરતાં કરતાં બીજા દેશની પ્રજાને હાનિ કરવાનો તો કદાપિ સંકલ્પ કરે નહિ પણ આજે અનેક લોક-ખાસ કરીને યુરોપના અનેક લોક-સ્વદેશસેવાને નામે બીજી પ્રજાઓને લૂંટીને પણ પોતાના લોકને જિવાડવા જ નહિ, પરિપુષ્ટ કરવા મથી રહ્યા છે, અને સ્વદેશપ્રેમને બદલે સ્વદેશાભિમાન ધારણ કરી જગત ઉપર હત્યાકાણ્ડ ચલાવી રહ્યા છે. આમ એમના પ્રયાસ આત્મરક્ષણ જ માટે નથી, પણ ધનપરિગ્રહણને માટે-પરભક્ષણ માટેના છે, અને તેથી એ લોક બીજા દેશના લોકને ગુલામ કરી રાખીને તેમને ચૂસી ખાવામાં હિંસા માનતા નથી.

વળી આજે યુરોપમાં તો પોતાને ખ્રિસ્તી અર્થાત અહિંસક કહેવરાવતા લોક એક બીજાને હણ્યા કરીને ભયંકર અને પ્રચંડ હત્યાકાણ્ડ પ્રવર્તાવી રહ્યા છે. અંગ્રેજો લોકશાસનના પૂજારી છે અને તેથી નાત્સીવાદી જર્મનોની કરતાં અંગ્રેજોની રાજ્યનીતિ સારી અને સ્વતંત્રતાપ્રિય છે એમ માનવાનું કશું ય કારણ નથી. ૧૯૧૪-૧૯૧૮ના મહાવિગ્રહને અંતે અંગ્રેજોએ પરાજિત જર્મનોની જે અવદશા કરેલી તેનો દંશ રાખીને જર્મનો બળવાન થતાં આજે વ્યાજ સાથે વેરની વસૂલાત કરવા મંડ્યા છે. એટલે એ બંને સરખે પ્રકારે સામ્રાજ્યવાદી અને સરખે પ્રકારે હિંસક છે. પણ મહાસભા માને છે કે અંગ્રેજો સ્વતંત્રતાપ્રિય છે માટે નાત્સીવાદી જર્મનો સામે તેમનો વિજય થવો ઇષ્ટ છે; માટે અંગ્રેજો પોતાના સિદ્ધાંત પ્રમાણે હિંદુસ્તાનને સ્વતંત્રતા આપે તો હિંદુસ્તાન તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી તેમને નૈતિક અને અહિંસક સહાયતા આપે. પણ જર્મનોનાં હત્યાકાણ્ડ વરસાવતાં હિંસક હથિયારો સામે મહાસભાની સહાનુભૂતિ અને નૈતિક સહાયતા અંગ્રેજોનો યુદ્ધભાર કેટલોક હળવો કરવાની? તમે જર્મનો કરતાં ભલા છો, ભગવાન તમને વિજય અપાવો. એમ બોલી બેસી રહે અંગ્રેજનો શો દહાડો વળવાનો?

સાચી વાત તો એ છે કે સ્વાર્થવૃત્તિમાં તો એ બંને પ્રજા સરખી છે પોતાના સ્વાર્થને માટે જ એ બંને પ્રજાઓ લડી રહી છે. પણ અંગ્રેજો પરાજય પામે તો એનાં પરિણામ એને તો જે સહેવા પડે તે ખરાં, પણ હિંદુસ્તાનને ય ભયંકર પરિણામ સહેવાં પડે અને તે નિર્દોષ હોવા છતાં ય અંગ્રેજોને પાલવે બંધાયેલો છે એ જ દોષે માર સહન કરે છે. અંગ્રેજ ગમે તેવા હોવા છતાં ય, અત્યારે હિંદે આત્મરક્ષણની દૃષ્ટિએ તો એ આપણા થઈ પડેલા નાથને કશી યે શરત કર્યા વિના હિંસક પ્રણાલીએ પણ તેને સંગ્રામમાં સહાયતા દેવી ઘટે એ હિંદનો ધર્મ છે, પણ વળી મહાપ્રભુ અંગ્રેજની કૃપાએ સો વર્ષથી નિઃશસ્ત્ર થઈ પડેલી હિંદની પ્રજામાં આજે તો લાકડી યે ઉગામવાની શક્તિ રહી નથી. હિંદી પ્રજા પોતાની સામે ન ઊઠે એવી સલામતી શોધવાને હેતુએ અંગ્રેજ પ્રભુએ હિંદી પ્રજાને નિઃશસ્ત્ર કરી મૂકી છે. આત્મરક્ષણ કરવામાં પણ તેને નિરાધાર કરી મૂકી છે, અને આવે આપત્તિકાળે પણ હિંદીઓને શસ્ત્રકળા શીખવવાનું તેને સૂઝતું નથી, એટલે યુરોપના ભયંકર વિગ્રહમાં હિંદીઓ સશસ્ત્ર સહાયતા તો શી કરવાના? અને હિંદની સામાન્ય પ્રજાની ઇચ્છા હોય કે ના હોય તો પણ તેનાથી દબાયેલા દેશના રાજાઓ અને ધનવાનો પાસેથી અંગ્રેજ સરકાર લશ્કરી અને આર્થિક સહાયતા તો મેળવી જ રહી છે અને આજે એનો મોંઘો માલ ખરીદીને આમ પ્રજા પણ તેને પરોક્ષ રીતે આર્થિક સહાયતા આપી રહી છે. એટલે મને કે કમને પણ સૌ પ્રજાઓ આત્મરક્ષણનો ધર્મ કોઈ ને કોઈ રીતે પાળી રહી છે.

આવાં મનુષ્યોથી પર એવા ઉદાર અને વિશાળ ભાવનાના મનુષ્યો પૃથ્વી સમસ્તને પોતાનો દેશ માને છે. માનવસમસ્તને પોતાના સમાજમાં સમાવી લે છે. વળી એવા ય ઉદાર અને વિશાળ ભાવનાના મનુષ્યો છે, જેઓ સમસ્ત પશુપક્ષીને પણ આત્મસ્વરૂપ માને છે અને તેથી તેમની પણ નિરર્થક હિંસા કદાપિ કરતાં નથી, જો કે પોતાના જીવનરક્ષણને અર્થે તેમની પરોક્ષ હિંસા તો તેમને કરવી જ પડે છે.

અને એવી હિંસા તો આપણે સતત કર્યા કરીએ છીએ. આપણાં આત્મરક્ષણના સાધનોમાં ગાય સૌથી મહત્ત્વની છે, માટે તો આપણે તેને ગુલામ કરી રાખી છે. તેનાં બચ્ચાંના હક્કનું દૂધ આપણે ચસચસાવી જઈએ છીએ. એમાં શું હિંસા નથી? આપણે મન માનીશું કે "આપણે તેને પાળીએ છીએ તેના બદલામાં તેનાં બચ્ચાંને પીતાં વધેલું દૂધ આપણે પીએ છીએ એમાં શું ખોટું?" ના, એ વાત સાવ ખોટી છે. બચ્ચાંને પીવા કરતાં વધારે દૂધ તેના સ્તનમાં થાય જ કેમ? અને એ ન્યાયે તો માનવનારીનું દૂધ પણ ચૌટામાં વેચી શકાય! અને ખરે જ ધનવાનોના બાળકોને ધવડાવવા નિર્ધન માતાઓએ પોતાના બાળકોને ભૂખે મારવાં પડે છે. વળી એવે જ હેતુએ હવે તો સુધરેલા દેશોમાં એવી માતાઓનું દૂધ ચૌટામાં વેચાવા પણ લાગ્યું છે. બેશક કૃત્રિમ ઉપાયે દૂધ વધારી શકાય, પણ એથી માતાને હાનિ પણ થાય.

ગાયના દીકરાને ષંઢ બનાવી—બળદ બનાવી—તેની પાસે ખેતી કરાવીએ છીએ. એમાં પણ શું હિંસા નથી? બચાવ કરીશું કે "બળદને આપણે પાળીએ પોષીએ છીએ તેના બદલામાં તેની પાસેથી કામ લઈએ છીએ. તેમાં હિંસા શેની?" પણ ત્યારે એમ પળાવા ને પોષાવા માટે આપણે બીજા કોઈનું વૈતરું કરવા તૈયાર છીએ? એમ આપણે કોઈના ગુલામ થવા તૈયાર છીએ? માણસને ગુલામ ન રાખી શકે, રાખે તો સજા પામે અને છતાં યે ઇતર પ્રાણીને ગુલામ રાખવામાં કશો હિંસા-દોષ નહિ, એ તે કેવો ધર્મ? આપણે મન મનાવી લેઈએ કે "આપણે પાલવે પડેલાં એ બિચારાં પ્રાણીનું રક્ષણ આપણે નહિ કરીએ તો કોણ કરશે? એમને સ્વતંત્રતા આપવાનું પુણ્યકાર્ય કરવા જતાં—એમને જંગલમાં છોડી મૂકતાં—તો મહા-અનર્થ થઈ બેસશે, જંગલના વાઘવરુ એમને તુરત ફાડી ખાશે.' આપણે અંગ્રેજ પાસેથી મુક્તિ માગીએ છીએ, ત્યારે અંગ્રેજ બરાબર આવો જ ઉત્તર આપે છેઃ "હે. મૂર્ખ હિંદીઓ, તમે અમારા રક્ષણ નીચે છો ત્યાં સુધી જ સલામત છે તમારા ભાગ્ય પ્રમાણે અમે તમને જે દિવસે છોડી મૂક્યા, તે જ દિવસે તમે માર્યા ગયા સમજજો;

તમે અંદર અંદર કપાઈ મરશો અથવા બહારથી પેલો અફઘાનવાળો કે રશિયાવાળો આવીને તમને રહેંસી નાખશે. એ પાપ અમારે માથે ન પડે એટલા માટે દયાધર્મ પાળવાને તમારું રક્ષણ કરવા અમારે અહીં બેસી રહેવું પડ્યું છે. ઘેર જઈ બૈરી-છોકરાં ભેગા થવાનું તો ઘણુંય દિલ થાય છે, પણ તમારા રક્ષણનો ધર્મ માથે પડ્યો, એટલે કરીએ શું?" અંગ્રેજોની આ દલીલ આપણને રુચતી નથી પણ આપણી એવી જ દલીલ આપણા ગૃહપશુને રુચવી જ જોઈએ અને એમણે આપણી ગુલામગીરી ઉઠાવવી જ જોઈએ એમ આપણે માની બેઠા છીએ અને એ સૌ ગૌસેવાના ધર્મને નામે ! એવી દલીલથી આપણી જાતને ઠગી રહ્યા છીએ. એ પશુઓને આપણે છોડી મૂકીએ તો તો બેશક શરૂઆતમાં તેમને આત્મરક્ષણ કરવું કઠણ પડશે, પણ એ તો આપણે સ્વાર્થને હેતુએ એમની આત્મરક્ષણની શક્તિ હરી લીધી છે તેને જ પ્રતાપે, જેમ અંગ્રેજે આપણને નિઃશસ્ત્ર બનાવીને આપણી આત્મરક્ષણની શક્તિ હરી લીધી છે તેમ જ. બાકી હજી યે આપણે એમને મુક્ત કરીએ, વનમાં છોડી મૂકીએ તો કાળે કરી સંસ્કાર-બળે તે આત્મરક્ષણની શક્તિ જરૂર પાછી મેળવે ને વાઘસિંહોથી આત્મરક્ષણ કરી શકે. વાઘસિંહોથી-હરણ પોતાનું રક્ષણ કરીને વનમાં આનંદે કૂદતું ફરે છે, ત્યારે ગાયભેંસ આત્મરક્ષણ નહિ કરી શકે, આપણા રક્ષણ વિના નહિ જીવી શકે, એમ મન મનાવવા ગમે એટલા પ્રયત્ન કરીએ, પણ મન કેમ કરીને માને ? ચાર વગડાઉ ભેંસો એક વાઘને પૂરી પડે એમ નથી સાંભળ્યું ?

પણ ગાય કે ઇતર પ્રાણી તો માનવી નથી અને તેથી આપણા માનવસમાજમાં નથી, એટલે આપણે સ્વાર્થે એમને ગુલામ બનાવી પાળીએ પોષીએ છીએ; જાણ્યે અજાણ્યે એમની આત્મ-રક્ષણની શક્તિનો નાશ કરીએ છીએ. બાકી તો ગાયમાતા છે, પોષ્યા છે, એમ માનીને તેને ચાંલ્લા કરીએ, ફૂલમાળા ચઢાવીએ અને એ રીતે મનને મનાવી મહાન હિંસાપાપને ભૂલી જઈએ એ જુદી વાત છે, એમ ભૂલવામાં ય સ્વાર્થ છે. બાકી ખરી રીતે ગાય ચોષ્યા છે, માટે જ પોષ્યા માનીએ છીએ. અને અહિંસાધર્મ પાલવે તે કહે, પણ આપણે તો આત્મ-રક્ષણને હેતુએ આપણું ચાલશે ત્યાં સુધી ગાયને દોહી ખાવાના અને બળદને હળે જોડવાના ! ખુદ ગાંધીજી જ કહે છે: "ગાય જો દૂધ આપતી જ ન હોત તો ગોરક્ષણનો ધર્મ પેદા જ ન થયો હોત એ દરેક ધર્માર્થી મનુષ્ય પોતાની મેળે વિચારી શકે એવી વસ્તુ છે. બીજાં ઘણાં નિર્દોષ જાનવરો છે, જેનું પાલન કરવાનો ધર્મ કોઈને સૂઝ્યો નથી અને સૂઝે તો એ ફોકટ જાય. ગાયનો ઉપયોગ છે તેથી તેની રક્ષા કરવાનો આપણો ધર્મ આપણને પ્રાપ્ત થાય છે." ('ગોસેવા,' પૃષ્ઠ ૬૨.) અને ગાંધીજી તો હિંદુ ધર્મનું એક મુખ્ય લક્ષણ ગોસેવા માને છે, ત્યારે હિંદુઓ જ તેની વધારે હિંસા કરે છે: દૂધ દેતી બંધ થયે તે માતા ગણાતી હોવાથી તેને રિબાવી રિબાવીને મારે છે, મુસલમાન તો એક ઝટકે તેનો અંત આણે છે. અને ત્યારે વળી એટલા માટે તો મુસલમાન સામે ગોપૂજક હિંદુ મારામારી કરવા છૂટે છે ! શી હિંસા–અહિંસા વચ્ચેની વિવેકદૃષ્ટિ ને ધર્મદૃષ્ટિ !

શરીરશ્રમ વડે રોજનું ખાવાનું મેળવાય તો શરીર દૃઢ રહે અને પોષણ પણ મળે, આમ બે દૃષ્ટિએ આત્મરક્ષણ થાય. પણ એવી રીતે આવતી કાલે ખાવાનું મેળવી શકાશે કે કેમ, એ શંકાએ અનેક પ્રાણી એક મોસમના આહારનો સંગ્રહ કરે છે. 'કીડી પણ સંગ્રહ કરે, જુઓ જનાવરજાત.' એક મોસમના આહારનો સંગ્રહ કરી માણસ પણ કીડીની પેઠે સંતોષ માને તો તો માનવસમાજનું હિત જ છે, સાચી જીવનયોગ્યતા એમાં જ છે, બીજા જે કોઈને જરૂર હોય તેને સંગ્રહમાંથી દેવામાં પણ છે; લેઈ લેવામાં, તાણાતાણીમાં, ઝૂંટા-ઝૂંટીમાં તો નથી જ. ગીતાના શબ્દોમાં કહીએ તો પુરુષાર્થમાં નથી, અનાસક્તિ યજ્ઞાર્થમાં હિત છે. પણ માનવીના આત્મરક્ષણાર્થની માત્રા વધી ગઈ. મોસમના આહાર સંગ્રહથી તેને તૃપ્તિ થઈ નહિ અને તેથી તેને જીવનભરના અને વળી

વંશજોના પણ આહારસંગ્રહની ને પરિણામે સ્વાર્થની ભાવના જાગી, ધનમોહ જાગ્યો. થોડાક સ્વાર્થાન્ધ માણસો બાકીના આખા જનસમૂહ પાસેથી તેના શ્રમનું ધન લૂંટીને પોતાને માટે ધનસંગ્રહ કરવામાં સફળ થયા. એથી આજે ધનપતિ પ્રભુવર્ગ અને નિર્ધન દાસવર્ગ વચ્ચે કલહ વર્તી રહ્યો છે. અકર્મક ધનવાનો પોતાના ભંડાર ભરવાને અને સકર્મક નિર્ધન શ્રમણો પોતાનું પેટ ભરવાને તાણાતાણી કરી રહ્યા છે. એથી માનવસમાજનું કલ્યાણ નથી જ થવાનું એ તો આપણે ક્યારનું ય જાણી લીધું છે. પણ सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते એમ માનનાર, લક્ષ્મીને નારાયણની સોડમાં બેસાડનાર અને સત્યનું મુખ હિરણ્યમય પાત્રે ( સોનાને ઢાંકણે ) ઢાંકી રાખનાર એ એક પ્રભુવર્ગે જગતમાં યંત્રવાદ ઊભો કરીને સકર્મક શ્રમણવર્ગને દબાવી દીધો છે. પરિણામે એક બાજુ અનર્ગળ અન્નવસ્ત્ર ઉત્પન્ન થાય છે. બીજી બાજુએ અસંખ્ય નિર્ધન ભૂખ્યાં–નાગાં હાહાકાર કરી રહ્યાં છે; કારણ કે એ બે વચ્ચે ધનિક, ગંજી ઉપરના કૂતરાની પેઠે, પલાંઠી વાળીને બેઠો છે ! એણે શ્રમજીવનને હીણું ને ગૌરવહીન બનાવી મૂક્યું છે. આમ ધનિકોએ પોતાને જ પાપે ચોર, લૂંટારા, ભિખારી અને ગુલામો પેદા કર્યા છે અને બીજાં અનેક સંકટો આણી મૂકી સમાજને મૂંઝવી મૂક્યો છે. ધનિકોએ વળી પોતાના સ્વાર્થ-રક્ષણ માટે ઊભી કરેલી સરકારે પોતાને ફાવતા કાયદા કરીને એ નિર્ધનોને દબાવી દીધા છે ને સમાજને વધારે મૂંઝવી મૂક્યો છે !

એ ધનિકોએ લૂંટીને નિર્ધન કરી મૂકેલા લોકને પણ આહારની પ્રકૃતિપ્રેરણાનો કાયદો તો વળગ્યો જ છે, તેમને ય ભૂખ તો લાગે છે જ. તેઓ ચોરી કે લૂંટ કરીને અથવા ભીખ માગીને પેટ ભરે ત્યારે ધનપતિઓ અને તેમની સરકાર તેમનો તિરસ્કાર કરે છે. ચોર–લૂંટારાને કેદખાનામાં નાખીને તેમને ઠેકાણે લાવવા પ્રયત્ન કરે છે, ધર્માત્મા બનીને ભિખારીને ભીખનાં ટુકડો નાખીને તેમને છેતરી શાન્ત કરવા પ્રયત્ન કરે છે. પરિણામે તો એ બધા રીઢા ચોર, લૂંટારા ને ભિખારી બને છે. આ સ્થિતિમાં ધનિકો ધનમોહ ન છોડે ત્યાં સુધી તો સમાજની દુર્દશા મટવાની નથી જ, એટલે એ લોક જ સાચા અપરાધી અને કેદખાને જવાને પાત્ર છે; પ્રકૃતિપ્રેરણાએ હડસેલાઈને પેટ ભરવાને માટે નિરુપાયે ચોરીલૂંટ કરનારા અને ભીખ માગનારા જરા યે અપરાધી નથી, કારણ કે એમણે તો આત્મ-રક્ષણ કરવા માટે કોઈ પણ રીતે આહાર મેળવ્યે જ છૂટકો. અને એવી સંકડામણમાં આવતાં ઋષિ ગણાતા વિશ્વામિત્રે ચાણ્ડાલના ઘરમાં પેસી કૂતરાનું માંસ ચોરીને પણ પેટ નહોતું ભર્યું ? પેટ કોઈને ય ક્યાં છોડે છે ?

આખો દિવસ ટેબલ ઉપર પગ લાંબા પાથરી, આરામ ખુરશીમાં બેસી બુદ્ધિના પેચ બેસાડતા અને શ્રમજીવીઓના પરસેવાથી કમાઈ ખાતા કારખાનાના માલિકો એ જ શ્રમજીવીઓને પેટ ભરવા જેટલું ય ખાવાનું ના આપે ત્યારે બિચારા શ્રમજીવી મજૂરો પોતાના પેટને જ ખાતર પોતાની પાસે રહેલું એકમાત્ર હથિયાર ઉગામે – મજૂરી કરવી છોડી દે, બધા મજૂરો એકઠા થઈ કારખાનામાં હડતાળ પાડે ત્યારે કારખાનાવાળો ધનપતિ એક કે બીજે ઉપાયે – બને તો પોતે સ્થાપેલી સરકારની મદદ લેઈને પણ મજૂરોની હડતાળ તોડી પાડીને તેમને ધૂળ ચાટતા કરવાનો પ્રયત્ન કરે. એ પ્રયત્નોમાં નિષ્ફળ જાય તો હસતું મોં રાખીને તેમને ફાકો મૂકી નીરી તેમને ખુશ કરી કારખાનું ચાલતું કરાવે. એ હસતા મોંમાં એ ધનપતિનો હૃદયપલટો નથી, માત્ર નિરુપાય લાચારી છે. ત્યારે કોણ કહે છે કે આવે પ્રસંગે હડતાળ પાડનાર મજૂરો સજાને પાત્ર છે ? કોણ કહે છે મજૂરોના શ્રમનો રોટલો લૂંટી ખાઈને અશરાફ દેખાવાનો પ્રયત્ન કરનાર એ ધનપતિ સજાને પાત્ર નથી ?

પુરુષે કાંડાબળે સ્ત્રીને કબજે કરી, તેને માણસ મટાડી ક્રયવિક્રયની વસ્તુ બનાવી દીધી છે અને એ સ્થિતિમાં ધનવાનો ધનને બળે પોતાને ગમે તેવી અને ગમે તેટલી સ્ત્રીઓ ખરીદીને પરણી શકે છે,

ધનલોભી સ્વાર્થી પિતાઓ પોતાની કન્યાઓ એવા ધનપતિઓને વેચી મારે છે. ઘણું કરીને તો ધનબળે જ સમાજમાં અમુક માણસો પોતાને કુળવાન મનાવે છે અને ખાનદાનીનો સાજ સજે છે, અને પછી તો નિર્ધન બનતાં પણ એ ખાનદાનીનો મિથ્યાડંબર જાળવી રાખે છે. આ લોક પણ પોતાના કુળાભિમાનને કારણે ગમે તેવી અને ગમે તેટલી સ્ત્રીઓ પરણી શકે છે, કુળમોહના ઘેનમાં ઘેરાયેલા પિતાઓ પોતાની કન્યાઓ એવા કુળવાનોને આપી પોતે સમાજમાં ઊજળે મોંએ ફરી શકવાનો પરવાનો ખરીદે છે. નારીજાતિ પ્રત્યેના એ હિંસાચાર આચરતાં એ બધા લોકનો કંઈ દોષ જણાતો નથી. અને ત્યારે એ હિંસાચારનાં બીજાં જે હૃદયદ્રાવક પરિણામ આવે છે તેનો દોષ તો એ લોક પોતાને માથે લે જ શેના? કન્યાઓના આ પ્રકારના ક્રયવિક્રયને લગ્ન જેવું રૂપાળું પણ આત્મપ્રવંચક નામ આપી સમાજ ગમે એટલો હરખાય, પણ તેનાં અનેક અનિષ્ટ પરિણામો આવે છે: એક બાજુ ધનવાન અને કુળવાન અનેકપત્નીલગ્ન કરે, પરિણામે બીજી બાજુ અનેક વાંઢા લગ્ન વિના મૂંઝાય; એક બાજુ વિધુરો ગમે તેટલી ઉંમરે ફરી ફરી નાની નાની બાળાઓ સાથે લગ્ન કરે, ત્યારે બીજી બાજુ વિધવાઓ લગ્નનિષેધથી મૂંઝાય. અને વળી એ ઉપરાંત કેટલા ય પ્રકારનાં અસમાન લગ્ન થાય. આ બધી દુરવસ્થાનું પરિણામ શું? એક બાજુ રાજા ભર્તૃહાર બીજાઓના હક્કની ત્રણસે સ્ત્રીઓને પરણી ઝનાનામાં પૂરે, ત્યારે બીજી બાજુ એ બધીને સંતોષ ન આપી શકયે તેમાંની પિંગળા નામે સ્ત્રી વાંઢા રહી ગયેલ અશ્વપાળ સાથે સ્વાભાવિક કામપ્રેરણાને તૃપ્ત કરે ત્યારે ભર્તૃહરિને વિરાગ આવે અને સંન્યાસી થઈ જઈ શતકો ગાયા કરે, છતાં પોતાનાં અનેકપત્નીલગ્નનો દોષ ન જુએ! સમાજમાં આવી અનેક પ્રકારની સંકડામણોમાંથી છૂટવા વાંઢા, વિધવા વગેરે પીડિત જનો અપહરણ, વ્યભિચાર, વેશ્યાવૃત્તિ વગેરે માર્ગ કાઢે ત્યારે સમાજના ડાહ્યા ગણાતા ધનવાન, કુળવાન વગેરે લોકો અને તેમણે સ્થાપેલી સરકાર પેલા લોકને તેમનાં છેક જ સ્વાભાવિક કૃત્યો માટે સજા કરે. સાચી રીતે તો એવાં કૃત્ય કરવાની સ્થિતિમાં તેમને લાવી મૂકનાર ધનવાનો ને કુળવાનોને સજા થવી ઘટે, પણ સમાજમાં ઉજળિત થઈને મહાલનાર એ લોકનું નામ દેવાની તો શક્તિ જ સમાજ ખોઈ બેઠો છે!

સમાજમાં પ્રવર્તી રહેલી આ અને આવી બીજી અનેક પ્રકારની દુરવસ્થા ટાળવી જ જોઈશે, જો સમાજને સર્વાંગસુંદર બનાવવો હશે તો. બેશક હું સ્વીકારું છું કે સૌ માણસ પોતપોતાને પાલવે એમ વર્તે, સમાજનાં બીજાં માણસના હિતાહિતની પરવા ન કરે તો આથી યે વધારે ભયંકર દુરવસ્થા પ્રવર્તી રહે. એટલે સમાજને સવ્યવસ્થિત રાખવા માટે સર્વસામાન્ય નિયમો તો હોવા જ ઘટે. પણ સાથે એ પણ સ્વીકારવું જોઈશે કે એ નિયમો યોજતી વખતે માનવજાતિના પ્રાકૃતિક સ્વભાવને પણ ધ્યાનમાં લેવો જ જોઈશે. એ સ્વભાવની વિરુદ્ધ જઈ કોઈ નિયમ યોજાશે તો એ નિયમ નિષ્ફળ જશે; એટલું જ નહિ પણ સમાજમાં તેટલા પૂરતી દુરવસ્થા પણ પ્રવર્તાવશે. કામવાસના પ્રાણીમાત્રની માનવીની પણ—સ્વાભાવિક પ્રેરણા છે. એ માનવસ્વભાવની વિરુદ્ધ જઈ હિંદુધર્મે વિધવાએ અખંડ વૈધવ્ય પાળવું એવો ફરજિયાત નિયમ કર્યો એનું પરિણામ શું આવ્યું તે કોઈનાથી અજાણ્યું નથી. વળી દેશકાળના સંયોગો પ્રમાણે દેશે દેશે અને કાળે કાળે એ સ્વભાવમાં ફેર પણ પડતો જાય છે; માટે સદા વિકાસ પામતા, સદા સરતા આ સંસારમાં, સદા ચાલ્યા જતા આ જગતમાં સૌ દેશના સૌ કાળના માનવી માટે સત્ય, અહિંસા કે બીજો કોઈ પણ ધર્મનિયમ એક જ પ્રકારે સનાતન છે, પ્રકૃતિના નિયમ પ્રમાણે નિરપેક્ષ ( absolute ) છે એમ માનવું તે મિથ્યાવાદ છે, જૂઠાણું છે. પ્રકૃતિના ધર્મ નિરપેક્ષ છે એ વાત સાચી. બાકી માનવના અને તેથી માનવસમાજના ધર્મ તો સાપેક્ષ ( relative ) જ છે. જૈનદર્શનનો સ્યાદ્વાદ અથવા અનેકાન્તવાદ આ માનવધર્મને પણ લાગુ પડે છે. અહિંસા એક કાળે કે એક દેશે ધર્મ હોય, બીજે કાળે કે બીજે દેશે તેમ ન પણ હોય, ત્રીજે કાળે કે ત્રીજે દેશે તે અધર્મ પણ હોય. પ્રાચીન કાળે હિંદુઓમાં

ગ્રીકોમાં, રોમનોમાં, આર્યોમાં અને બીજી અનેક જાતિઓમાં નિયોગ ધર્મ મનાતો, આજે સર્વત્ર અધર્મ મનાય છે. પ્રાચીન કાળે રાજકુમારોને એક સ્થળે એકઠા કરી, તેમાંનો જે કોઈ અમુક પ્રતિજ્ઞા સંપૂર્ણ કરે તેની સાથે રાજકુમારી લગ્ન કરે એવા પ્રકારનો સ્વયંવર ધર્મ મનાતો; આજે શાળાપાઠશાળાઓમાં ભણતાં વિદ્યાર્થી-વિદ્યાર્થિની મૈત્રી બાંધી ગુણ-સ્વભાવ સમાન લાગતાં લગ્ન કરે એવા પ્રકારનો સ્વયંવર ધર્મ મનાશે એવાં સર્વ ચિહ્નો દેખાવા લાગ્યાં છે, અને ત્યારે એવાં યુવક-યુવતીઓ પરસ્પર ગુણ-સ્વભાવથી સારી રીતે પરિચિત થઈ શકે એવી વ્યવસ્થા કરી આપવી એ સમાજનો ધર્મ બનશે, ત્યારે એક કાળના કે એક દેશના ધર્મને સર્વકાળ માટે કે સર્વ દેશ માટે નિરપેક્ષ માની લઈ સમસ્ત સમાજને માથે ઠોકી બેસાડો એટલે સમાજ એને પોતાનો નિરપેક્ષ ધર્મ માનવા ટેવાઈ જાય અને એવા ધર્મના ઘેનમાં મૂર્છાગત થઈ એ સમાજમાં માણસો એવો ધર્મ આચરવામાં પુણ્ય માન્યા છતાં, અશક્ય હોવાથી રોજ રોજ તોડે. એવો અશક્ય ધર્મ સમાજ પાસે પળાવવા માટે સ્થાપેલી સરકાર એવા લોકને ભાતભાતની સજા કરે. પણ અશક્યને શક્ય ન જ કરી શકે અને ગમે તેટલા પ્રયત્ન છતાં સમાજમાં દુર્વ્યવસ્થા પ્રવર્તી રહે, જેમ આજે પ્રવર્તી રહે છે.

બેશક સમાન વિચારના અને સમાન આચારના લોકનો સમાજ સુંદર રીતે ઉન્નતિ પામે. એવા સમાન આચારવિચારનો સમાજધર્મ જેને ન પાળવો હોય તે એ સમાજથી મુક્ત થઈ પોતાના જેવા આચારવિચારનો સમાજધર્મ પાળતા સમાજમાં જઈ રહે; પેલા સમાજને આવા લોકનો બહિષ્કાર કરવાનો અધિકાર પણ હોય. પણ પોતાનો સમાજધર્મ કોઈને બળાત્કારે પળાવવાનો અને તેટલા માટે તેને સજા કરવાનો અધિકાર કોઈ પણ સમાજને ન જ હોય. ફાંસી જેવો મૃત્યુદંડ દેવાનો અધિકાર તો કોઈને ય ન હોય. જેને બહિષ્કૃત ન થવું હોય એવા સમાજધર્મ તોડનારને માટે કેદખાનાં તો ના જ હોય, પણ તેમને માટે શુદ્ધિશાળાઓ હોય, ત્યાં તેમને સુધારવાના સહૃદય પ્રયત્નો કરવા જોઈએ. જ્યારે એ સુધરે ત્યારે પાછા તેમને સમાજમાં સ્વતંત્ર ભાવે રહેવાનો અધિકાર મળે, કદાપિ ન સુધરી શકે એવા માનસિક રોગવાળાને, શુદ્ધિશાળામાં અને શારીરિક રોગવાળાને ઔષધશાળામાં મરણ પર્યંત રાખવા પડે. હાનિજનક વંશવર્ધન કરનારને ષંઢ કરવા–જો એવાઓએ સમાજમાંથી બહિષ્કૃત ના થવું હોય તો.

સમાજમાં સૌ માણસો માટે સમાજધર્મ આમ સમાન હોય, છતાં બીજા કોઈને હાનિ ન કરે એવી રીતે દરેક માણસને પોતાના ખાનગી આચારવિચારમાં સ્વતંત્રતા પણ હોય. જેને ઘઉં ભાવે તે ઘઉં ખાય, ચોખા ભાવે તે ચોખા ખાય. જોવાનું એટલું જ કે તેથી બીજાને વિઘ્ન કે હાનિ ન થાય. અને એવો વૈયક્તિક ધર્મ, પોતાને પણ હાનિ ન કરે એવો વૈજ્ઞાનિક ધર્મ, સૌએ પોતપોતાની મેળે વિચારી લેવો ઘટે. એમાં બીજાના પ્રમાણની ગુલામગીરી સ્વીકારવી ન ઘટે. બુદ્ધ કહે છે: 'હે લોકો, હું જે કંઈ કહું તે પરંપરાગત છે એમ જાણી ખરું માનશો નહિ. તમારી પૂર્વપરંપરાને અનુસરીને છે એમ જાણીને પણ ખરું માનશો નહિ. આવું હશે એમ ધારી ખરું માનશો નહિ, તર્કસિદ્ધ છે એમ જાણી ખરું માનશો નહિ, લૌકિક ન્યાય છે એમ જાણી ખરું માનશો નહિ, સુંદર લાગે છે માટે ખરું માનશો નહિ, તમારી શ્રદ્ધાને પોષનારું છે એવું જાણીને ખરું માનશો નહિ. હું પ્રસિદ્ધ સાધુ છું, પૂજ્ય છું એવું જાણી ખરું માનશો નહિ. પણ તમારી પોતાની વિવેકબુદ્ધિથી મારો ઉપદેશ ખરો લાગે તો જ તમે તેનો સ્વીકાર કરજો.'

પણ એવો ખૂબ સંભવ છે કે સમાજમાં સર્વે મનુષ્યની વિવેકબુદ્ધિ શુદ્ધ અને સ્પષ્ટ રીતે વિકાસ ન પામી હોય. વળી દરેકે દરેક પ્રસંગે કેમ આચરવું એનો વિવેક કરવા ન બેસી રહેવાય. એવે પ્રસંગે એવા લોકોએ સમાજના ઉન્નત મનુષ્યોને આચાર્ય માની એમના આચારને વિષે શ્રદ્ધા રાખી એમના

આચારનું અનુકરણ કરવું ઘટે. અને છતાં પોતાની વિવેકબુદ્ધિનો શુદ્ધ અને સ્પષ્ટ રીતે વિકાસ કરવાના પ્રયત્નોમાં સદા જાગ્રત રહેવું ઘટે. સમાજના આવા કેટલાક શ્રદ્ધેય આચાર્ય મનુષ્યો—બ્રાહ્મણો (politicians) સમાજધર્મ વિચાર્યા કરે. અને પ્રચલિત ધર્મમાં દેશકાળને અનુસરી ફેરફાર કર્યા કરે એ સમાજધર્મ પ્રમાણે સમાજનું સંચાલન કરનાર રાજપુરુષો-ક્ષત્રિયમંડળ (police) હોય. રામચંદ્ર, શિવાજી વગેરે પ્રાચીન હિંદુ રાજાઓ આ જ પ્રમાણે બ્રાહ્મણ ગુરુઓની સલાહસૂચના પ્રમાણે રાજ્યસંચાલન—સમાજસંચાલન કરતા. બાકી આજનું, લોકશાસન તો મોટે ભાગે નિષ્ફળ નીવડયું છે. યુરોપનાં લગભગ સર્વે રાજ્યો લોકશાસનની પ્રણાલીથી ચાલે છે, છતાં ત્યાં આજે જે સ્વાર્થબુદ્ધિને કારણે જે હત્યાકાણ્ડ પ્રવર્તી રહ્યો છે એ જ સાબિત કરે છે કે ત્યાં લોકશાસન નિષ્ફળ નીવડયું છે. જેવા લોક હોય તેવું જ-પ્રતિનિધિરૂપ જ-લોકશાસન હોઈ શકે.

અને એવા ઉન્નત પ્રકારના પુરુષોએ લોકની બુદ્ધિ વિકાસ પામે અને સ્વતંત્ર ભાવે આચાર વિષે નિર્ણય કરી શકે એવા પ્રયત્ન કરવા ઘટે. એવા બુદ્ધિવિકાસના પ્રયત્નને બદલે આચારના પરિણામમાં સ્વર્ગની લાલચ કે નરકની બીક બતાવી લોકને શ્રદ્ધાજડ બનાવીને, તેમને ધર્મના ઘેનમાં મૂર્ચ્છાંગત કરી દઈને, તેમની પાસે પોતાને ઇષ્ટ લાગતા આચાર પળાવવામાં આવે તો પરિણામે સમાજની અવનતિ જ થાય, વખતે નાશ પણ થાય. અને એમ અવનતિ આજે આપણા સમાજની નથી થઈ શું ? લોકે સારી રીતે સમજતા થઈ જવું જોઈ શે કે જે સમાજમાં આપણે આત્મરક્ષણ અને હિતરક્ષણ પામીએ છીએ એ સમાજના જ હિતરક્ષણમાં આપણું આત્મરક્ષણ અને હિતરક્ષણ વર્તમાનમાં છે અને આપણી સંતતિનું ભવિષ્યમાં છે. આપણા પૂર્વજોએ વાવેલા આંબાની કેરી ખાઈ વર્તમાનમાં આપણે પુષ્ટ થઈએ છીએ, ત્યારે જે આંબાની કેરી આપણે ખાઈ ન પણ શકવાના હોઈએ, તે ખાવા આપણે ન પણ જીવવાના હોઈએ, તે આંબા પણ આપણી ભાવિ સંતતિ માટે વાવી આપણું ઋણ ફેડવું એ આપણો કુલધર્મ રહ્યો. અને જે પ્રમાણે કુલધર્મ તે જ પ્રકારે આપણો સમાજધર્મ.

આ પ્રકારના માનવધર્મ અને સમાજધર્મ માનવીને અને સમાજને સર્વાંગસુંદર જરૂર બનાવે એમ મને શ્રદ્ધા છે.

●

અમારા કાર્યાલયનું સરનામું નીચે પ્રમાણે છે તો આપ આપનાં ભેટ અવલોકન કે બદલાનાં પુસ્તકો — સામયિકો અમને નીચેના સરનામે જ મોકલજો.

ઊર્મિ કાર્યાલય. શ્રીમાળી સોસાયટી. પો. બૉ. ૭૩. અમદાવાદ

## હે માતા !

હે માતા ! જગમાહિ સુન્દર ન કો દૃષ્ટિ પડ્યું તુ સમું.
મારા ત્વચ્ચરણારવિંદ વિરમે સૌન્દર્યસ્તોત્રો હવે

સુન્દરમ્

# માતાજી સાથે વાર્તાલાપ*

વાર્તાલાપ પદરમો

### શ્રી અંબાલાલ પુરાણી

પ્રશ્ન–સમર્પણ અને આત્મબલિદાન એ બન્ને એક નથી ?

ઉત્તર–આપણી યોગસાધનામા આત્મબલિદાનને માટે સ્થાન જ નથી પરંતુ શબ્દોનો તમે શો અર્થ કરો છો તેના ઉપર બધા આધાર રહે છે બલિદાનનો અસલ શુદ્ધ અર્થ તો પવિત્ર કરવુ, –પ્રભુને અર્પણ કરીને પવિત્ર કરવુ એવો થાય છે. પરંતુ હાલમા બલિદાન શબ્દનો અર્થ પ્રચલિત છે તે પ્રમાણે તો બલિદાન અને વિનાશ બન્ને સમાનાર્થ છે એ શબ્દની આજુબાજુ અભાવાત્મક, નકારનુ વાતાવરણ જામેલુ લાગે છે એવુ બલિદાન અહંતાર્થતા યાને ચરમ સાર્થકતા નથી, એ તો આત્મહાનિ યાને આત્મવિનાશ છે તમે તમારી સઘળી શકયતાઓનુ બલિદાન આપો છો – તમારા વ્યક્તિત્વની – ઠેઠ ભૌતિક તત્ત્વથી માંડીને ઉચ્ચમા ઉચ્ચ આધ્યાત્મિક ચેતનાના શિખર સુધીની – સઘળી શકયતાઓનુ અને સાક્ષાત્કારનુ બલિદાન તમે આપો છો. એવા બલિદાનથી તમારા પોતાના સ્વરૂપમા પોતાના સત્ત્વમા ઘટાડો થાય છે જો તમે તમારા જીવનનુ અને શરીરનુ પણ બલિદાન આપો, તો આ અન્નમય પાર્થિવ ભૂમિકા ઉપર તમારા વિકાસની જે શકયતાઓ છે તેનો તમે ત્યાગ કરો છો, – એટલે કે આ પૃથ્વી ઉપર વિકાસની જે શકયતાઓ તમારે માટે છે તેનો અંત આવે છે એ જ પ્રમાણે નીતિની દૃષ્ટિએ તમે તમારા જીવનનુ બલિદાન દઈ શકો છો, અને પરિણામે તમારા આંતરજીવનની સ્વતંત્ર સાર્થકતાનો અને વિશાળતાનો ભોગ આપો છો આત્મબલિદાનના આ ખ્યાલમા હમેશા બળપૂર્વક અંકુશ કરવાની, બહારથી પોતાના ઉપર અધ્યારોપિત એવી આત્મત્યાગની વૃત્તિનો આભાસ હોય છે આત્માની ઊંડી અને વિશાળ સ્વાભાવિક શકયતાઓ માટે આ આદર્શમા સ્થાન નથી હોતુ

સમર્પણનો અર્થ બલિદાન થતો નથી, પરંતુ આધ્યાત્મિક સમર્પણ, આપણી સમગ્ર જાતને પ્રભુને અર્પી કરી દેવી તે, આપણાથી મહત્તર એવી પ્રભુની ચેતના જેના આપણે અંશ છીએ તેને આપણી જાત અર્પણ કરવી એવું નામ સમર્પણ છે સમર્પણ કરવાથી તમારુ સ્વત્વ ઘટશે નહિ પરંતુ ઊલટુ વધશે, સમર્પણથી તમારુ વ્યક્તિત્વ ઓછુ નહિ થાય યા તો નિર્બળ નહિ બને યા તો વિનાશ નહિ પામે, ઊલટુ તમારુ વ્યક્તિત્વ સુશક્ષેમ અને દૃઢ બનશે, તેનો વિકાસ થશે – તે વૃદ્ધિ પામશે આત્મસમર્પણ એટલે હૃદયથી સર્વસ્વ આપી દેવુ, અને અર્પણ કરવાના સમસ્ત આનંદ સાથે આપી દેવુ, એમા ત્યાગ કર્યાનો કે બલિદાન આપ્યાનો ખ્યાલ હોતો

* શ્રી અરવિંદ કાર્યાલય—આણંદ તરફથી તુર્તમા જ પ્રસિદ્ધ થનાર માતાજી સાથે વાર્તાલાપ માનો છ઼ે વાર્તાલાપ

નથી. જો તમને બલિદાન આપ્યાનો જરા સરખો પણ ખ્યાલ આવે તો તે આત્મસમર્પણ નથી, કારણકે એનો અર્થ એ થયો કે તમે તમારી જાતને સાચવી રાખો છો, અને જાતને પરાણે યા તો દુઃખ અને પ્રયત્ન સહિત તમે અર્પણ કરો છો, જાતનું દાન કરવાનો આનંદ તમે નથી માણતા. કદાચ તમે જાતને અર્પણ કરો છો, દાન કરી દો છો એવી લાગણી પણ તમને નહિ હોય. જ્યારે કોઈ પણ કાર્ય કરતાં તમે જાતને દબાવવાની, જાતનો વિગ્રહ કરવાની વૃત્તિ અનુભવો ત્યારે ખાતરીથી જાણવું કે તમે તે કાર્ય ખોટે રસ્તે કરી રહ્યા છો.

સાચા સમર્પણથી તમારો વિકાસ થાય છે, તમે પુષ્ટિ પ્રાપ્ત કરો છો, જેમાંથી તમારી શક્તિ વધે છે, ગુણ તથા માત્રા બન્નેમાં તમે તમારી જાતે કદી પણ મેળવી શકાય નહિ એવી પ્રાપ્તિ સમર્પણ કરાવી શકે છે. સમર્પણને પરિણામે જે ગુણની તથા માત્રાની ગુરુતા તમને મળે છે તે પૂર્વે તમે મેળવી શકત તેના કરતાં ઘણી જ જુદા પ્રકારની હોય છે; તમે જુદી જ દુનિયામાં–જુદા જ વિસ્તારમાં પ્રવેશ કરો છો જેમાં સમર્પણ કર્યા વિના તમે કદી પણ પ્રવેશ કરી શકત નહિ. પાણીનું એક ટીપું મહાસાગરમાં પડે એના જેવી એ સ્થિતિ છે; જો તે ટીપું પોતાનું જુદું વ્યક્તિત્વ જાળવી રાખે તો તે કેવળ એક ટીપું,–આજુબાજુની અનંતતાં, અપરિમેયતા વચ્ચે ચગદાઇ જતું ટીપું જ રહેશે. કારણ કે તેણે સમર્પણ કર્યું નથી. પરંતુ સમર્પણ કરે એટલે એ જ ટીપું મહાસાગર જોડે એક થઈ જાય છે; અને સમગ્ર મહાસાગરની પદ્ધતિનું, તેની શક્તિનું અને અનંતતાનું તે ભાગીદાર બને છે. સાચું સમર્પણ એવું હોય છે.

સમર્પણની ક્રિયામાં સંદિગ્ધતા કે અસ્પષ્ટતા બિલકુલ નથી હોતી, એ સુસ્પષ્ટ સમર્થ અને નિશ્ચયાત્મક હોય છે. ક્ષુદ્ર માનવમન વિરાટમનની સાથે ઊભું રહીને પોતાના છૂટાપણાને વળગી રહે તો તે પોતે જેવું છે તેવું જ રહેશે, એટલે કે, તે એક મર્યાદિત નિર્જીવ વસ્તુ રહેશે અને ઉચ્ચતર વાસ્તવિકતાને જાણવાને યા તો તેની સાથે સંબંધમાં આવવાને પણ અસમર્થ નીવડશે. બન્ને–અલ્પ અને ભૂમા–એક બીજાથી છુટાં રહેશે અને પોતપોતાના ગુણમાં અને માત્રામાં તેઓ એક બીજાથી તદ્દન ભિન્ન હશે. પરંતુ અલ્પ માનવમન જો આત્મસમર્પણ કરે તો તે દિવ્ય વિરાટમન જોડે તદ્રૂપ થઈ જશે; તે વિરાટની સાથે ગુણમાં તેમ જ માત્રામાં એક થઈ જશે અને તેની મર્યાદાઓ અને વિકૃતિઓ સિવાય કશું પણ ગુમાવશે નહિ, એટલું જ નહિ પરંતુ તેના બદલામાં વિશાળતા, અપરિમેયતા અને જ્યોતિર્મય વિશદતા પ્રાપ્ત કરશે. અલ્પ માનવમનની પ્રકૃતિનું રૂપાંતર થઈ જશે; જે મહત્તર વાસ્તવિકતાને તે સમર્પણ કરશે તેની પ્રકૃતિ તે ધારણ કરશે. પરંતુ એથી ઊલટ પક્ષે, એ અલ્પ માનવમન વિરોધ કરશે, યુદ્ધ કરશે. જો વિરાટ મનની સામે તે બળવો કરશે તો એ બે વચ્ચે ઝઘડો જામ્યા વિના નહિ રહે અને એમાં તો જે અલ્પ અને નિર્બળ હશે તે અમેય યાને ભૂમાની શક્તિમાં ખેંચાઈ જ જશે. જો તે સમર્પણ ન કરે તો સંપૂર્ણપણે ભૂંસાઈ જવું, યા તો સંપૂર્ણ વિનાશ પામવો એ બે જ ભાવિ તેને માટે શક્ય છે.

દિવ્ય વિરાટ મનની જોડે સંબંધમાં આવનાર અને તેને સમર્પણ કરનાર માનવને જણાશે કે તેના મનની આજુબાજુના તિમિરનાં આવરણો સરી જઈને તે વિશુદ્ધ થાય છે તથા વિરાટ મનમાં જ્ઞાન અને શક્તિમા તે ભાગીદાર બને છે, જો વિરાટ મનથી તે માનવ છૂટો રહે તો તે જેવો છે તેવો જ, અમાપ વિસ્તારમાં એક ઝીણા બિન્દુ જેવો જ રહેશે. જો વિરાટ મનની સામે તે બળવો કરશે તો તેના મનનો વિનાશ થશે; તેની શક્તિઓ ઓછી થશે અને અંતે વિલય પામશે.

આ બાબત માનવના મનની બાબતમાં જેમ સાચી છે તેમ તેની પ્રકૃતિના બીજા ભાગો માટે પણ તે સાચી છે. તમારા કરતાં અનેક ગુણ સમર્થ વ્યક્તિ સાથે લડવાની ઇચ્છા કરો તેના જેવો વિરાટની સામે અલ્પનો પ્રયત્ન હોય છે. માથું ભાંગે એટલો

જ તમને લાભ થવાનો પોતાના કરતાં લાખો ગણી વધારે બળવાન સત્તા સાથે લડવાનો વિચાર પણ શી રીતે કરી શકાય? પ્રત્યેક બળવો કરવાને પ્રસંગે તમને બદલામા ફટકો પડે જ, અને પ્રત્યેક ફટકે તમારી શક્તિ ઓછી થાય છે, પોતાના કરતા અતિશય બળવાન હરીફ સાથે મુક્કામાજીમાં તે લડાઈના ચોકઠાની બહાર ફેંકાઈ જાય છે. તેના જેવી સ્થિતિ વિરાટની સામે લડનાર વ્યક્તિની થાય છે. એ પરિણામ લાવવા માટે તપઃશક્તિનો પ્રયોગ કરવાની જરૂર જ નથી પડતી એ પરિણામ તો આપોઆપ જ આવે છે. અનત અપરિમેયની સામે બળવો કરીને તેની જોડે અફળાવો તેનુ બીજું પરિણામ હોય જ નહિ.

જ્યા સુધી તમારા પોતાના ખૂણામા રહો અને સામાન્ય જીવન ગાળો ત્યાં સુધી તમને કશી હાનિ નહિ થાય, પરંતુ પ્રભુ સાથે એક વાર સંપર્કમાં આવો, ત્યાર પછી તમારે માટે ફક્ત બે જ રસ્તાઓ રહે છે–કાં તો તમે તેને સમર્પણ કરો એટલે તમે એની જોડે અદ્વૈત પામો, અને તમારા સમર્પણને પરિણામે પરિપુષ્ટ થાઓ, અને કીર્તિમંત બનો, યા તો તમે તેની સામે થાઓ એટલે તમારી સઘળી શક્યતાઓનો અંત આવે, તમારી શક્તિઓ ઓસરી જાય, અને તમે જેનો વિરોધ કરતા હો તેનામા એ બધી શક્તિઓ ખેંચાઈ જાય.

સમર્પણને વિષે ઘણા ખોટા વિચારો પ્રચલિત છે. ઘણા લોકો સમર્પણ એટલે વ્યક્તિત્વનો સ્વેચ્છાપૂર્વક ઇન્કાર એમ સમજે છે. પરંતુ એ એક દુઃખદાયક ભૂલ છે, કારણ કે પ્રભુની દિવ્ય ચેતનાના એક વિશિષ્ટ ગુણનો આવિર્ભાવ કરવો એ વ્યક્તિત્વનો હેતુ છે, અને દિવ્ય ચેતનાના વિશિષ્ટ ગુણની અભિવ્યક્તિ જ માનવનું વ્યક્તિત્વ સર્જે છે. આમ હોય તો, પ્રભુ પ્રત્યે સાચુ વલણ હોવાથી, માનવની વ્યક્તિતા નિમ્ન પ્રકૃતિની વિકૃતિ અને હાનિ કરનાર અસરોથી સદંતર મુક્ત થશે અને તે વધારે સમર્થપણે વ્યક્તિત્વ ધારણ કરશે, વધારે સ્વરૂપ બનશે, વધારે સંપૂર્ણ થશે. નિમ્ન પ્રકૃતિની તમોગ્રસ્તતા અને અજ્ઞાન સાથે તથા તેની સઘળી અશુદ્ધિઓ અને મિશ્રણો સાથે સેળભેળ થઈ જવાને પરિણામે માનવના વ્યક્તિત્વનું સત્ય અને તેની શક્તિ પ્રગટ થાય તેના કરતાં સમર્પણ કરવાને પરિણામે તે વધારે અલૌકિક વિશિષ્ટતા સહિત પ્રગટ થાય છે, અને તેનું ચારિત્ર વધારે સ્પષ્ટતાથી અંકિત થાય છે. સમર્પણને પરિણામે માનવનું વ્યક્તિત્વ વૃદ્ધિ પામીને અનેરી ઊંચાઈને પહોચે છે, કીર્તિમંત બને છે, તેની શક્તિમાં વધારો થાય છે. તેની શક્યતાઓની પરાકાષ્ઠાને તે પ્રાપ્ત કરે છે. પરંતુ એ વિશુદ્ધિકર પાવનકારી રૂપાંતર થવા માટે પ્રથમ તો સાચી પ્રકૃતિને વિકૃત કરીને, મર્યાદિત કરીને, તથા અજ્ઞાનથી આચ્છાદિત કરીને, માનવના સાચા વ્યક્તિત્વને બંધનમાં નાંખી, અધોગામી અને વિરૂપ બનાવે છે. એ સઘળી વસ્તુઓનો તેણે ત્યાગ કરી દેવો જોઈએ. અને સૌથી પ્રથમ તો તેણે પોતાની ઇચ્છાઓનો ત્યાગ કરવો જોઈએ કારણ કે ઇચ્છા એ નિમ્ન પ્રકૃતિની સૌથી વધારે અજ્ઞાન, અને અજ્ઞાનપ્રસારક શક્તિ છે ઇચ્છાઓ નિર્બળતા અને અજ્ઞાનની ક્રિયા છે અને તેઓ તમને તમારી અશક્તિ તથા તમારા અજ્ઞાન સાથે બાંધી રાખે છે. માણસો એમ માને છે કે ઇચ્છાઓ તેમની અંદર જન્મે છે; તેઓને લાગે છે કે ઇચ્છાઓ તેમની અંદરથી બહાર આવે છે યા તો તેમની અંદરથી ઊંચે ચઢે છે; પરંતુ એ વિચાર ખોટો છે. અંધકારથી આચ્છાદિત નિમ્ન પ્રકૃતિના વિશાળ સાગરમાં જે મોજાંઓ થાય છે તે ઇચ્છાઓ છે અને તેઓ એક વ્યક્તિમાંથી બીજીમા આવજા કરે છે. માનવો પોતાની અંદર ઇચ્છાઓ ઉત્પન્ન નથી કરતા પરંતુ એ મોજાંઓ તેમના ઉપર હુમલો કરી તેમનામા પ્રવેશે છે; જે કોઈ વ્યક્તિ તેમના પ્રત્યે ખુલ્લી હોય, બચાવ વગરની હોય તે એ મોજાઓમાં સપડાય છે અને આમથી તેમ અફળાય છે. માનવને પૂરેપૂરો પોતાને વશ કરી લઈને ઇચ્છા તેને વિવેકહીન,–વિવેકશક્તિનો ઉપયોગ પણ કરવાને અશક્ત, બનાવી દે છે અને તેને એવો ખ્યાલ આપે છે કે ઇચ્છાઓને પૂર્ણ કરવી એ તેની પોતાની પ્રકૃતિનો એક ધર્મ છે. ખરું જોતાં, માનવની વાસ્તવિક પ્રકૃતિ જોડે ઇચ્છાને કશી લેવા દેવા નથી.

નિમ્ન પ્રકૃતિની બીજી વાસનાઓનું એટલે કે ઈર્ષા, દ્વેષ, તિરસ્કાર, ક્રૂરતા, વગેરેનું પણ એ જ પ્રમાણે સમજવું. એ વાસનાઓ પણ તમને પકડી પાડનાર નિમ્ન પ્રકૃતિની ગતિઓ હોય છે. એ પણ બહારથી આવી તમારા ઉપર હુમલો કરનાર મોજાંઓ છે; તમારી અસલ પ્રકૃતિનાં કે તમારા સાચા શીલનાં તે અંગો નથી, ઊલટાં તેને વિકૃત કરનાર વિદેશી તત્ત્વો છેઃ તમારી જાતનો અવિભાજ્ય કે અસલી અંશ તેઓ નથી જ, પરંતુ નિમ્ન પ્રકૃતિની શક્તિઓ જેમાં ગતિ કરી રહી છે એવા આજુબાજુના તિમિરમય સમુદ્રમાંથી તેઓ તમારામાં આવે છે. આ કામનાઓમાં, આ આવેગોમાં, કોઈ પ્રકારનું વ્યક્તિત્વ હોતું નથી, તમારું પોતાનું, વિશિષ્ટ કહી શકાય એવું કાંઈ પણ એમનામાં કે એમની ક્રિયામાં નથી હોતું; પ્રત્યેક માનવમાં એ વસ્તુઓ એક સરખી રીતે પ્રગટ થાય છે.

વળી મનની અજ્ઞાની ક્રિયાઓ, જેવી કે શંકાઓ, સ્ખલનો, વ્યક્તિત્વને આચ્છાદન કરી લેનારી તથા તેના વિકાસને અને તેની સાર્થકતાને રોકનારી મુશ્કેલીઓ પણ એ જ મૂળમાંથી આવે એ બધાં ક્ષણિક મોજાંઓ જેવાં હોય છે. અને જે કોઈ માણસ એના હુમલામાં સપડાવાને તથા તેના અંધ કરણ તરીકે ઉપયુક્ત થવાને તૈયાર હોય છે તેને તે પકડે છે, અને છતાં, નવાઈ એ છે કે દરેક માણસ એમ માનતો હોય છે કે આ બધી પ્રકૃતિની ક્રિયાઓ તેના પોતાના વ્યક્તિત્વનો ભાગ છે અને પોતાની સ્વતંત્ર વ્યક્તિતાની અમૂલ્ય પેદાશ છે. એવા પણ લોકો મળે છે જેઓ એ વસ્તુઓને અને પોતાની નિર્બળતાઓને પોતાની કહેવાતી સ્વતંત્રતાના ચિહ્ન, યા તો અસલ તત્ત્વરૂપ ગણીને તેમને વળગી રહે છે.

આ વસ્તુ જો તમે બરાબર સમજ્યા હશો તો આધ્યાત્મિકતા અને નીતિ વચ્ચે જે ભેદ, જે મહાન ભેદ–છે તે તમે સમજી શકશો. એ બેને ઘણી વખત એક બીજા જોડે સેળભેળ કરી નાખવામાં આવે છે. આધ્યાત્મિક જીવનનો એટલે કે યૌગિક જીવનનો હેતુ દિવ્ય ચેતનામાં વિકાસ સાધવાનો છે, અને તેને પરિણામે તમારામાં જે કાંઈ હોય તે વિશુદ્ધ થાય, વધારે બળવાન, મહિમામય અને પરિપૂર્ણ બને છે. આધ્યાત્મિક જીવનથી તમે પ્રભુનો આવિર્ભાવ કરવાને માટે યોગ્ય એવી શક્તિરૂપ બની શકશો. પ્રત્યેક વ્યક્તિતાના ચારિત્રને ઉર્ધ્વગામી કરીને તેની સંપૂર્ણ સાર્થકતાને તે પ્રાપ્ત કરાવે છે તથા તેનો અધિકતમ આવિર્ભાવ કરે છે; કારણ કે પ્રભુની દિવ્ય યોજનાનો એ એક ભાગ છે.

જ્યારે, નીતિ મનના ઘડતરથી આરંભ કરે છે, અને સારું શું અને નઠારું શું એ વિષે થોડા વિચારો નક્કી કરી, સર્વે માનવોને એક જ આદર્શના બીબામાં ફરજિયાત ઢાળવાનો પ્રયત્ન કરે છે. આ નીતિનો આદર્શ, તેનાં તત્ત્વો તથા તેનું સમગ્ર સ્વરૂપ જુદાં જુદાં સ્થળ-કાળમાં બદલાતાં રહે છે. અને છતાં તે પોતે અદ્વિતીય, નિશ્ચયાત્મક, નિરપેક્ષ હોવાનો દાવો કરે છે; પોતાની બહાર કોઈ ચીજનો તે સ્વીકાર કરતો નથી; પોતાનામાં કોઈ પણ ફેરફારને સ્થાન જ નથી એમ તે પોકારે છે. તેના એક માત્ર આદર્શ અનુસાર સર્વ માનવોને ઢાળવાના હોય છે, દરેક માનવને સમાન અને જરા પણ ભૂલ વગર બીજાના જેવો જ, હૂબહૂ, બનાવવાનો હોય છે. આ પ્રમાણે નીતિ અતિ અક્કડ અને અવાસ્તવિક હોય છે, તેથી કરીને તેના સિદ્ધાન્ત અને તેની ક્રિયા આધ્યાત્મિક જીવનની વિરુદ્ધ હોય છે.

આધ્યાત્મિક જીવનમાં સર્વમાં વ્યાપી રહેલ એક તત્ત્વનાં દર્શન થાય છે એ સાચું છે, પરંતુ સાથે સાથે અનંત વિવિધતા–નાનાત્વ–પણ તે પ્રગટ કરે છે; એકતામાં સ્થિત થઈને વિવિધતા માટે કાર્ય કરે છે. એ વિવિધતામાં પૂર્ણતા પ્રગટાવવા પ્રયત્ન કરે છે. જીવનના વૈવિધ્ય અને આત્માની મુક્તિ એ બન્નેથી વિરુદ્ધ એવું કૃત્રિમ ધોરણ નીતિ ઊભું કરે છે. મનોમય ધોરણ–તે પણ મર્યાદિત અને નિશ્ચલ ધોરણ–ઉત્પન્ન કરીને નીતિ સઘળા માનવો પાસે તેનો સ્વીકાર કરવાની માગણી કરે છે. નીતિના આદર્શો પ્રમાણે તો સર્વ માનવોએ એક જ પ્રકારના ગુણો, એક જ જાતની આદર્શ પ્રકૃતિ પ્રાપ્ત કરવાને

પ્રયત્ન કરવો જોઈએ નીતિ દેવી નથી, યા તો પ્રભુ તરફથી આવતી નથી, તે માનવકૃત અને માનવ છે. "સારું" અને "ખરાબ" એવો નિશ્ચલ ભેદ નીતિના આધાર તરીકે સ્વીકારવામાં આવે છે; પરંતુ એ ભેદ સ્વચ્છંદી છે – આપખુદ છે નીતિ સાપેક્ષ વસ્તુઓને લઈને તેમને નિરપેક્ષ તરીકે ગણાવવાનો આગ્રહ કરે છે; પરંતુ એણે માની લીધેલું સારું અને નઠારું જુદા જુદા દેશ-કાળમાં જુદું જુદું હોય છે.

નીતિના ખ્યાલ પ્રમાણે તો સારી ઇચ્છાઓ અને ખરાબ ઇચ્છાઓ પણ હોય છે, અને સારીનો સ્વીકાર અને ખરાબનો ઇન્કાર કરવાને તે તેમને આજ્ઞા કરે છે પરંતુ આધ્યાત્મિક જીવન તો ઇચ્છાઓનો સદંતર ઇન્કાર કરવાની તમારી પાસે માગણી કરે છે, એનો નિયમ એ હોય છે કે પ્રભુથી તમને દૂર ખેંચી જનારી સર્વે ક્રિયાઓ અને ગતિઓનો તમારે સદંતર ત્યાગ કરવો જોઈએ. આ દૃષ્ટિબિન્દુ પ્રમાણે ઇચ્છાઓ પોતે ખરાબ છે તેથી તમારે તેનો ત્યાગ કરવાનો નથી, કારણ કે બીજા માણસ માટે યા તો બીજા ક્ષેત્રમાં તેઓ સારી હિતકારી પણ હોઈ શકે — પરંતુ ઇચ્છાઓ અંધકારની, અજ્ઞાનથી છવાયેલી, શક્તિઓ તરફથી આવતી હોઈ પ્રભુની સમીપ જવાના તમારા માર્ગમાં બાધારૂપ નીવડે છે સઘળી ઇચ્છાઓ, સારી કે ખરાબ, સર્વે – એ વ્યાખ્યામાં આવી જાય છે; કારણ કે અપ્રકાશિત અને અજ્ઞાન પ્રાણમય – સત્‌માંથી જ ઇચ્છાઓ ઉદ્‌ભવે છે ઊલટ પક્ષે જે ક્રિયાઓ પ્રભુ સાથે તમારો સંબંધ કરાવે તે સર્વેનો તમારે સ્વીકાર કરવો જોઈએ, પરંતુ તે પોતે સારી છે તેથી નહિ, પરંતુ તે તમને પ્રભુ પાસે લઈ જાય છે તેથી તમો તેનો સ્વીકાર કરો છો.

એટલે પ્રભુ પાસે તમને લઈ જાય એવી સઘળી વસ્તુનો સ્વીકાર કરો, તેનાથી તમને દૂર લઈ જાય તે સૌનો ઇન્કાર કરો, પરંતુ આ સારું છે અને આ ખરાબ છે એમ કહો નહિ યા તો તમારું દૃષ્ટિબિન્દુ બીજાઓના ઉપર ઠસાવવાનો પ્રયત્ન કરો નહિ. કારણ કે તમે જેને "ખરાબ" કહેતા હો તે જ વસ્તુ દિવ્ય જીવન પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરનાર તમારા પાડોશીને માટે "સારી" હોઈ શકે

આધ્યાત્મિક અને નીતિના દૃષ્ટિબિન્દુ વચ્ચેના ભેદનું એક ઉદાહરણ આપણે લઈએ. સામાજિક જીવનમાં પ્રચલિત સામાન્ય વિચાર પ્રમાણે માનવોના બે વર્ગ પાડવામાં આવે છે, – એક ઉદાર અને બીજો લોભી લોભી માણસને ધિક્કારવામાં આવે છે. તેને દોષ દેવામાં આવે છે, જ્યારે ઉદાર માણસ નિઃસ્વાર્થી તથા સમાજને ઉપયોગી ગણાય છે, તથા તેના સદ્‌ગુણ માટે તેને વખાણવામાં આવે છે પરંતુ આધ્યાત્મિક દૃષ્ટિએ એ બન્ને સમાન કક્ષા ઉપર આવી રહેલા જણાય છે એકની ઉદારતા અને બીજાની લોભવૃત્તિ એ બન્ને કોઈ ઉચ્ચતર સત્યની, કોઈ મહત્તર દિવ્ય શક્તિની વિકૃતિઓ છે એક એવી શક્તિ છે, એક દિવ્ય ગતિ હોય છે, જે સઘળે વ્યાપે છે, પ્રસરે છે, તથા શક્તિઓ વસ્તુઓ અને ચેતનાની સર્વ ભૂમિકાઓ ઉપર પોતાની પાસે જે કાંઈ હોય તે સઘળું — જડમાંથી જડ ભૂમિકાથી આરંભીને છેક ઉચ્ચતમ આધ્યાત્મિક ભૂમિકા સુધી — છૂટથી દે છે ઉદાર માણસ અને એનામાં રહેલી ઉદારતા એ બન્નેની પાછળ એ દિવ્ય ગતિને પ્રગટ કરવા માટેની, વિશાળ વહેંચણી કરવા માટેની શક્તિનું તે મૂર્તિસ્વરૂપ છે બીજી પણ એક શક્તિ છે, તે પણ દિવ્ય ગતિ છે જે ભેગું કરે છે, સંચય કરે છે; તે શક્તિઓ વસ્તુઓ અને સઘળી શક્ય સંપત્તિ-પછી તે નીચેની ભૂમિકાની હોય કે ઊર્ધ્વની હોય — ભેગી કરે છે સંચય કરે છે તમે જે માણસને લોભી કહીને નિંદો છો તે માણસ આ બીજી દિવ્ય ક્રિયાનું કરણ યનો જોઈતો હતો બન્ને જરૂરના છે, – સમય-યોજનામાં બન્નેની જરૂર છે. સંચય કરનારી ક્રિયા પ્રસરનારી અને ફેલાવનારી ક્રિયાના કરતાં ઓછી જરૂરની નથી અને સાચી રીતે પ્રભુને સમર્પણ કરવામાં આવે તો બન્નેનો સરખા પ્રમાણમાં અને તુલ્યમૂલ્ય કરણો તરીકે તેના દિવ્ય કાર્યમાં ઉપયોગ કરવામાં આવશે પરંતુ જ્યારે તેઓ પ્રભુને સમર્પિત નથી હોતી ત્યારે એ બન્ને ગતિઓ અજ્ઞાનના

આવેગોથી સંચાલિત થાય છે. એકને બધું ચારે તરફ ફેંકવાની, ત્યારે બીજીને બધું જ પકડી રાખવાની ફરજ પડે છે; પરંતુ બન્નેની ચેતના કોઈ અજ્ઞાનથી ઢંકાયેલી શક્તિઓથી પ્રેરાતી હોય છે, અને એ બેમાં પસંદગીને માટે વધારે લાયક હોય એવી એકે ય નથી. યોગના દૃષ્ટિબિન્દુથી બહુ પ્રસંશા પામેલા ઉદાર માણસને આપણે કહી શકીએ: "ઉદારતાના તારા સર્વે ભાવોનું મૂલ્ય આત્માની દૃષ્ટિએ શૂન્ય છે. કારણ કે તે 'અહં'માંથી અને અજ્ઞાન કામનામાંથી ઉદ્ભવે છે." બીજી બાજુએ જેને લોભી ગણવામાં આવે છે એવા માણસોમાં પોતાની પ્રકૃતિએ આપેલું કામ સ્થિર અને એકાગ્ર સંકલ્પશક્તિથી કરતો-પૈસા ભેગા કરતો માણસ મળી આવશે જે, એક વાર જાગ્રત થતાં, પ્રભુનું ઉત્તમ કરણ બની શકે. પરંતુ સામાન્ય રીતે તેનાથી ઊલટી પ્રકૃતિના ઉદાર માણસ પેઠે લોભી પણ અહંતા અને કામનાથી પ્રેરાઈને વર્તતો હોય છે. એ બન્નેની પાછળ જે દિવ્ય તત્ત્વ આવી રહેલું છે તેની સાથે સંબંધમાં આવવા માટે તથા પોતાની પ્રકૃતિ અનુસાર તેને પ્રગટ કરવા માટે બન્નેએ પોતપોતાની શુદ્ધિ તથા રૂપાંતર કરવાં પડશે.

એ જ પ્રમાણે બીજા સર્વે પ્રકારોને લઈને દિવ્ય શક્તિમાં રહેલા તેના અસલી હેતુને તમે જાણી શકો છો. પ્રત્યેક નમૂનો પ્રભુએ સર્જવા ધારેલ નમૂનાનું વહેંતિયા સ્વરૂપ છે, યા તો તેનું વિરૂપ અનુકરણ – ઠઠ્ઠા ચિત્ર – છે. એટલે કે જે વસ્તુનું આધ્યાત્મિક મૂલ્ય અતિ ઉચ્ચ હોય છે તેનું માનસિક અને પ્રાણમય વિકૃત સ્વરૂપ તે હોય છે. ક્રિયાના સ્ખલનને પરિણામે એ વિકાર, યા તો એ વિરૂપતા ઊપજે છે. એક વાર ખોટા આવેગને વશ કરવામાં આવે તથા સાચું વલણ ધારણ કરવામાં આવે, સાચી ક્રિયા શી છે તે શોધી કાઢવામાં આવે તો સર્વમાં રહેલ દિવ્ય સંપત્તિ પ્રગટ થાય છે. પ્રત્યેકમાં જે સત્ય રહેલું છે તેને લઈને તે સકારણ ઠરે છે, બધા એક સરખી અગત્યના, એક સરખા આવશ્યક છે. સર્વે જુદાં, પરંતુ પ્રભુનાં દિવ્ય આવિર્ભાવમાં અનિવાર્ય કરણો છે.

●

આગે કદમ ભરનારાઓની સાથે હું સદા રહ્યો છું. જીવીશ ત્યાં લગી અટકી જવાની મારે માટે આશા નથી. જીવનની મારે મન કશી જ કિંમત નહિ રહે જો એ ગતિમાન નહિ રહ્યું હોય — અલબત્ત, સીધી સોંસરી ગતિવાળું. અને એથી તો તો હું જે માનવીઓ અને જે વર્ગો વ્યવસ્થિત શ્રમજીવીઓ (પ્રોલિટેરિયન વર્કર્સ) તથા તેમના સ્પેશિયાલિસ્ટ સોવિયેટ રિપબ્લીકન યુનિયન સાથે રહીને માનવતાની સરિતાનો માર્ગ મોકળો કરી રહ્યા છે તેવાઓની સાથોસાથ છું. ઐતિહાસિક ઉત્ક્રાંતિના અદમ્ય સ્રોતમાં એ બધા આગે ને આગે ધપી રહ્યા છે. હું પણ એ જ આદર્શની પૂંઠળ છું.

'હું કોને માટે લખું છું?' — જેઓ કૂચ કરતી સેનાની આગલી હરોળમાં છે, જેઓ મહાન આંતરરાષ્ટ્રીય સંગ્રામ ખેડી રહ્યા છે, જેનો વિજય સીમાઓ કે વર્ગો વિનાની માનવ જમાતની સ્થાપનાને સિદ્ધ કર્યા વિના રહેનાર નથી — તેવાઓને કાજે હું લખી રહ્યો છું. કોમ્યુનિઝમ એક માત્ર વિશ્વવ્યાપી સામાજિક કાર્યવાળી પાર્ટી છે. કોઈ પ્રકારની મનચોરી વિના કે કશી તડજોડ વિના, બુદ્ધિશીલ અને હિંમતભર્યા તર્ક સહિત તે પોતાનો ઝંડો ફરકાવતી ઉચ્ચ ગિરિશૃંગે ઉપર વિજય પામવા માટે મજલ કાપી રહી છે. બાકીનું સૈન્ય એની પાછળ પગલાં ભરશે — બને કે, વચમાં અંતર પડી જાય, વચમાં તે મજલ છોડી દે કે વારંવાર થોભી થોભીને આગળ ચાલે. આપણે, સાહિત્યિકો આપણે આ પાછળ પડનારાઓને 'ઝટકસે'ની હાકલ કરીએ છીએ. પણ આપણે એમની સાથે રોકાઈ જવાની જરૂર નથી. આપણને પહોંચી વળવાનું કામ એમનું રહે છે. કૂચ કરતી ટુકડી કદી અટકતી નથી.

રોમે રોલાં

# साहित्यसम्राट प्रेमचंदजी

श्री काकासाहेब कालेलकर

આજ સુધી જે માણસ સાહિત્યસેવી હોવાનો દાવો પણ કરી શકતો ન હતો અને જે આજે પણ હિંદી સાહિત્યના ક્ષેત્રમા ફક્ત એક મજૂરનું સ્થાન લઈ રહેલો છે તે આજે સાહિત્યસમ્રાટ પ્રેમચંદજી વિષે લખવાની ધૃષ્ટતા શી રીતે કરી શકે ? રાષ્ટ્રભાષા હિંદી પ્રત્યે મેં તો એક શિક્ષણપ્રેમી અને શિક્ષણશાસ્ત્રીની જ દૃષ્ટિથી જોયુ છે. સ્વરાજ્યસંસ્થાપક શ્રી શિવાજી મહારાજના રાજકવિ ભૂષણની એ ભાષા છે એ ખ્યાલ રાખીને જ મેં હિંદી તરફ જોયુ છે. જ્યારે હું હિંદીના ગદ્ય અને પદ્ય જોવા લાગ્યો ત્યારે આધુનિક પદ્યસાહિત્યમા સૌથી પહેલું મારુ ધ્યાન મૈથિલીશરણજીના 'ભારત-ભારતી' ઉપર પડ્યુ અને ગદ્યમાં પ્રેમચંદજીના 'રંગભૂમિ' ઉપર. રાષ્ટ્રભાષા માટે જેવી શૈલી હું ઇચ્છતો હતો તેવી જ શૈલી એ બન્નેમા મને મળી. કઈ ભાષામા સંસ્કૃતના કે ફારસીના શબ્દો ખૂબ પ્રમાણમા આવે છે તે જોવાનું કામ મારુ ન હતુ. જે શૈલી મર્દની છે, દેશભક્તની છે, સમાજસેવકની છે અને જે શૈલી તીરની જેમ અથવા તો બંદૂકની ગોળીની માફક સીધી વાચકોના હૃદય સુધી પહોંચી જાય છે તથા તેને વીંધીને જીવતુ બનાવે છે એવી શૈલી રાષ્ટ્રભાષા માટે જરૂરની છે.

હિંદીના અવ્યયો, સર્વનામો અને ક્રિયાપદો જાણી લીધા પછી સાધારણ હિંદી સમજવુ એ આપણે માટે મુશ્કેલ નથી. પરંતુ 'રંગભૂમિ' વાંચતાં મારે કોશની મદદ લેવી પડી. મને આવડતા ન હતા એવા ઓછામા ઓછા સો-સવાસો શબ્દો 'રંગભૂમિ'માં હતા. કેટલાક શબ્દો તો મારી પાસેના કોશમાં પણ ન હતા. પરંતુ હું જોઈ શક્યો કે એ શબ્દો ગામડાંના લોકોમાં પ્રચલિત શબ્દો છે. તે શબ્દો હું ન જાણું તો ઉત્તર ભારતનું હૃદય નહિ ઓળખી શકું. પ્રેમચંદજીની ભાષામાં આમપ્રજાના સામાન્ય જીવનનું વર્ણન આવે છે. ગામડાંના ગરીબ લોકોના સુખ દુઃખ એમાં પ્રગટ થાય છે. આ જોઈને મને ખાતરી થઈ કે તેમની શૈલી એ સ્વાભાવિક શૈલી છે.

રાષ્ટ્રના હૃદયને વ્યક્ત કરનાર કલાકારને પોતાને પણ ખબર નથી હોતી કે કેટલા યે હજાર લોકોએ તેની કૃતિ મારફતે તેની સાથે સંબંધ બાંધી લીધો હોય છે. પ્રેમચંદજીનો અને મારો એ પ્રકારનો પરિચય 'રંગભૂમિ' પ્રસિદ્ધ થતાં જ થયો હતો. પરંતુ પ્રત્યક્ષ પરિચય તો મુંબઈ, મદ્રાસ અને નાગપુરમાં જ થયો. મદ્રાસમાં અમે બન્ને ત્યાંની હિંદી પ્રચાર સભાના ઉત્સવ પ્રસંગે ગયા હતા. રાષ્ટ્રભાષાનો સંદેશો દક્ષિણના લોકોને એક અધિકારીની વાણીમાં સંભળાવવો હતો. પ્રેમચંદજી સાહિત્યસેવીના દાવાએ ગયા હતા અને હું એક નમ્ર રાષ્ટ્રસેવકના દાવાએ. પ્રેમચંદજીની સાથે શ્રીમતી શિવરાણી પણ હતાં. ઉત્તર ભારતના લોકો પડદાની રૂઢિના ગુલામ છે એમ તો હું જાણતો હતો. પ્રેમચંદજીને પોતાનાં ધર્મપત્નીની સાથે મદ્રાસમાં આવેલા જોઈને મને હર્ષ થયો કે ઓછામા ઓછા એક સાહિત્યસેવીને મેં જોયા જેમણે પોતાનાં પત્નીને અન્તઃપુરવાસી નહિ બનાવતાં પોતાનાં સહધર્મચારિણી બનાવ્યાં હતાં.

અમે મુંબઈમાં મળ્યા તે પણ એવા જ મહત્ત્વના કાર્યને અંગે. મુંબઈની મહાસભા પ્રસંગે રાષ્ટ્રભાષા સંમેલન પણ થયુ હતુ અને દૈવની પ્રેરણાથી એવો વિચિત્ર પ્રસંગ બન્યો કે એ સંમેલનનો પ્રમુખ બન્યો હું અને સ્વાગતાધ્યક્ષ બન્યા પ્રેમચંદજી. આ રીતે પ્રેમચંદજી આપણા પ્રાન્તના બની ગયા. આ મારે માટે ખૂબ આનંદની વાત હતી.

પ્રેમચંદજીની સાથે જે ઘનિષ્ઠ સંબંધ બંધાયો તે તો નાગપુરમાં ભારતીય સાહિત્ય પરિષદની સ્થાપના વખતે. તે વખતે મેં હિંદીની કાંઈક સેવા કરવાનો નિશ્ચય કર્યો હતો. પ્રેમચંદજીની મદદથી ઊંચા પ્રકારના સાહિત્યમાં ઠીક ઠીક પ્રવેશ કરી શકું એમ હતું. મેં પ્રેમચંદજીને વિનંતિપૂર્વક કહ્યું કે આપ તો સાહિત્યસમ્રાટ છો. હવે મારા જેવાને પોતાનો સાથી બનાવીને 'કિંગ-મેકર' પણ બની જાઓ ને! મને આશા હતી કે તેમના 'હંસ'માં લખતાં લખતાં મને હિંદીની શૈલી આવડી જશે. થોડા દિવસો પહેલાં જ તેમની રોચક નવલકથા 'ગબન' હું વાંચી રહ્યો હતો. તેમાં પણ એ જ સીધી અને આમવર્ગની શૈલી હતી. જનતાના સામાન્ય પ્રતિનિધિઓ લઈને તેમનાં રાગદ્વેષ, સુખ-દુઃખ, આશા-આકાંક્ષાઓ, તેમની શંકાઓ અને ભયસ્થાનો એ બધાંનું સૂક્ષ્મ વિશ્લેષણ જરા પણ જટિલતા વગર તેમને કરતા જોઈને મને વિશ્વાસ પડ્યો કે રાષ્ટ્રહૃદયને સમજવાની તથા તેને જાગ્રત કરવાની શક્તિ એમનામાં છે જ.

'નમક કા દારોગા' અને 'બડે ઘર કી બહૂ' જેવાં પાત્રો જનતાના ચારિત્રશિક્ષણ માટે ખૂબ સરસ સાધનો છે. એવાં પાત્રો એ જ આપણા રાષ્ટ્રને પ્રેમચંદની એક મહાન બક્ષીસ છે.

મજૂરોને નવરાશનો સમય બહુ ઓછો મળે છે. મેં પ્રેમચંદજીના સાહિત્યનો બહુ થોડો અંશ જ જોયો છે. પરંતુ જેટલું વાંચ્યું છે તે ઉપરથી મને વિશ્વાસ આવી ગયો છે કે પ્રેમચંદજીની કલમમાંથી હીન સાહિત્ય કદી પણ નીકળવાનું નથી. એમની કલમ આર્યતાથી પૂરેપૂરી ભરેલી છે.

તે કહેતા હતા કે પોતે સાહિત્યમાંથી જે કાંઈ કમાયા છે તે બધું તેમણે પોતાના પ્રેસમાં જ નાંખ્યું છે. સર વૉલ્ટેર સ્કૉટની પણ કાંઈક આવી જ દશા હતી. ઇંગ્લાંડના સ્વયંભૂ સમાલોચક ડબલ્યૂ. ટી. સ્ટેડે સાચું જ કહ્યું હતું કે પ્રકાશક એ સફળ લેખક બની શકે છે પરંતુ પ્રતિભાશાળી લેખક ભાગ્યે જ સફળ પ્રકાશક બને છે.

પ્રેમચંદજી હિંદી તેમ જ ઉર્દૂના સવ્યસાચી લેખક હતા. તેમણે જૂના જમાનાના લોકોમાં પ્રતિષ્ઠા મેળવી તેમ જ નવા જમાનાના પ્રગતિશીલ યુવકોને પણ પોતા તરફ ખેંચ્યા.

નાગપુરની વાત છે. ત્યાંના સાહિત્યપ્રેમી યુવકોએ અમને થોડા લોકોને ફળાહારને માટે બોલાવ્યા હતા. તેમાં પ્રેમચંદજી હતા, સરદાર માધવરાવ કિબે હતા, તેમ જ શ્રીમતી કમળાબાઈ કિબે, કનૈયાલાલ મુનશી તથા પ્રો. બનદટ્ટી, જૈનેન્દ્રકુમાર તથા જામિયાવાળા મુહમ્મદ આકિલ એટલા લોકો હતા. સાહિત્ય, શૈલી વગેરે અનેક વિષયો ઉપર ચર્ચા થઈ. પ્રેમચંદજીએ જયારે કહ્યું કે લેખક જમાના અનુસાર અને પોતાના અનુભવ અનુસાર પોતાના આદર્શોમાં અને પોતાની શૈલીમાં પરિવર્તન કરતો જ રહે છે, ત્યારે શ્રીમતી કમળાબાઈએ હસીને કહ્યું. "તો પછી, પ્રેમચંદજી, આપની શૈલી અને આપના આદર્શોમાં મને કશું પરિવર્તન દેખાતું નથી. હું આપના ગ્રંથ ખૂબ રસથી વાંચતી આવી છું. આપના લખાણમાં એવો કશો ફરક દેખાતો નથી." ત્યારે પ્રેમચંદજી બોલ્યા, "તો તો મેં કશી જ પ્રગતિ કરી નથી."

મારા મિત્ર વિયોગી હરિજી કહે છે કે પ્રેમચંદજીની પાસે હિંદુસ્તાનીની ત્રણ શૈલીઓ હતી. એક ઉર્દૂવાળાઓની, એક સાહિત્યિક હિંદીની અને ત્રીજી ગામડાંના લોકોની. મને લાગે છે કે આ કારણે જ તેઓ આટલા બધા લોકપ્રિય થયા હતા. માતા જેવી રીતે પોતાનાં બાળકોને જેને જેવું જોઈએ તેવું તેને પીરસે છે તેવી જ રીતે પ્રેમચંદજીમાં સમાજની સેવા કરવાની શક્તિ હતી.

જો તેમની આજ સુધીની સેવા જનતાએ પચાવી હશે તો પ્રેમચંદજીના અવસાનથી સાહિત્યજગતને જે નુકસાન થયું છે તે કદી પણ ભરપાઈ થઈ શકે એમ નથી એવું કહેવાનો પ્રસંગ નહિ આવે.*

૧૮-૧૦-૩૬

---

*મૂળ હિંદી ઉપરથી

# વિજ્ઞાન દ્વારા ઈશ્વરપ્રાપ્તિ

[ ચેતનતત્ત્વનુ રહસ્ય ]

શ્રી કાન્તિલાલ મ ગાધી

આ નિબંધમા ઈશ્વરપ્રાપ્તિ માટે કોઈ પ્રિસ્ક્રિપ્શન આપવામા આવ્યુ નથી પરતુ કેવળ કલ્પનામૂલક ફિલ્સૂફીઓ કરતા પ્રયોગસિદ્ધ વૈજ્ઞાનિક અવલોકનો ઉપરથી ઈશ્વરતત્ત્વ વિષે જરા વધારે તલસ્પર્શી ખ્યાલ આપવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે

## મુદ્દાઓ

૧ ઈશ્વર વિષે સૌ કોઈ એક વાર તો વિચાર કરે જ છે કોઈ ઊંડેથી તો કોઈ ઉપરછલ્લી રીતે.

૨ ફિલ્સૂફીઓ કલ્પના ઉપર જ રચાઈ હોય છે અને આપણુ મન મનાવવાનો એ રસ્તો છે

૩ વિજ્ઞાને આંધળી શ્રદ્ધાથી દોરાઈને નહિ પણ પ્રત્યક્ષ પરચાથી ઈશ્વરનો સાક્ષાત્કાર કરાવવા માગે છે

૪ ઈશ્વરના નામ સાથે સકળાઈ રહેલી અનેક ઘટનાઓના રહસ્યો વિજ્ઞાને ખુલ્લા પાડયા છે

૫ અંધશ્રદ્ધા ઈશ્વર વિષે પરિમિત કલ્પના કરાવે છે જ્યારે વિશ્વશિલ્પવિધાનના પૃથક્કરણ ઉપરથી ઈશ્વરની ભવ્યતાની ઝાંખી થાય છે

૬ પહેલેથી જ આપણને કોઈ દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થતી નથી પ્રાથમિક ભૂમિકાના આપણા સ્થૂલ ચૈતન્યથી આગળ વધીને જ વિશદ ચૈતન્ય મેળવવાનું છે

૭ વિજ્ઞાને ચૈતન્ય વિકાસમા મદદ કરે તેવા સાધનોની પણ આપણને ભેટ આપી છે

૮ પૃથ્વીના બધા પદાર્થોનુ પૃથક્કરણ કરતા તે બધા ફક્ત બે જ મૂળતત્ત્વો—ઈલેક્ટ્રોન અને પ્રોટોન આથી બનેલા છે એવુ રહસ્ય સમજાય છે

૯ પદાર્થોના આ મૂળ પરમાણુઓમા અગાધ ચૈતન્ય હોય છે તે સૂક્ષ્મસાધનો વડે જ જોઈ શકાય છે સ્થૂળ દૃષ્ટિએ પદાર્થો જડ દેખાય છે

૧૦ પદાર્થોના આ મૂળ પરમાણુઓનુ કદ જોતા આખો પદાર્થ તો જાણે સાવ પોકળ અથવા શૂન્ય જ કહી શકાય

૧૧ દેખીતા જડ પદાર્થોમાના ગર્ભિત ચૈતન્યનો ક્રમિક વિકાસ થાય છે તેને ઉત્ક્રાન્તિ કહેવાય છે અનંત સૃષ્ટિની ઉત્ક્રાન્તિમા આપણુ પણ એક ચોક્કસ ઉત્ક્રાન્તિ કક્ષાએ સ્થાન છે જ

૧૨ આપણા હાલના ચૈતન્યની ઉત્ક્રાન્તિ અધોગામી તેમ જ ઉર્ધ્વગામી બન્ને બાજુ થઈ શકે છે અને તે ઉપરથી પુનર્જન્મનુ રહસ્ય સમજાવી શકાય છે

૧૩ દેખીતી રીતે શૂન્ય જણાતી જગ્યા હજારો જાતના ચૈતન્ય કિરણોની શક્તિથી ભરેલી છે

૧૪ ચૈતન્ય કિરણોની આ શક્તિનો યોગ્ય પાત્રમા પડઘો પાડી શકાય છે અને કિરણોનું સ્વરૂપ તેમની લબાઈ અને તીવ્રતા ઉપરથી સમજી શકાય છે

૧૫. વિશ્વવ્યાપી અતિસૂક્ષ્મ ઈશ્વરી આંદોલનોને પણ યોગ્ય પાત્ર હોય તો તેમાં ગ્રહણ કરવાનું શક્ય છે.

૧૬. આંદોલનો રૂપે પ્રગટેલી શક્તિ પદાર્થોના અનિત્યત્વ અને અશાશ્વતત્વ ઉપરથી સમજાય છે.

૧૭. પદાર્થો ઘસારો પામે છે અને નવા સર્જાય છે પણ કુલશક્તિ તો કાયમ જ રહે છે—માત્ર રૂપાંતર પામે છે. રૂપાંતર પામેલી શક્તિથી નવું સર્જન ઉત્ક્રાન્ત થાય છે.

૧૮. આ ઉપરથી સમજાય છે કે મૃત્યુ એ જીવનનો અંત નથી; પરન્તુ ચૈતન્ય રૂપાંતરની સીમારેખા છે. મૃત્યુને સમજવાથી જીવનનો અર્થ સમજાય છે અને પૂર્વજન્મ તથા પુનર્જન્મ વિશે પણ સમજાય છે.

૧૯. ચૈતન્યની ઊંચી શ્રેણીએ પહોંચવા માટે તેની કિંમત આપવી પડે છે. ઊંચી શ્રેણીએ પહોંચેલાને સામાન્ય નજરે દેખાતી વસ્તુસ્થિતિ સ્પષ્ટતર, તીવ્રતર, સુંદરતર અને તલસ્પર્શી દેખાય છે.

૨૦. ઉચ્ચતર ચૈતન્ય પ્રાપ્ત કરવા માટે મનની એકાગ્રતા અને અહંવૃત્તિનો ત્યાગ તદ્દન આવશ્યક છે એવો યૌગિકબળ સિદ્ધ કરનારાઓનો પુરાવો છે.

૨૧. ઉચ્ચ ચૈતન્યપ્રાપ્તિનો આધાર પૂર્વજન્મના અદૃષ્ટ ઉપર છે. આ અદૃષ્ટના પ્રત્યક્ષીકરણ માટે તીવ્ર અભ્યાસ, સાધના અને જાત ઉપરના અખતરાઓની જરૂર છે.

૨૨. સર્વશ્રેષ્ઠ ઉચ્ચત્તમ ચૈતન્યકક્ષામાં વિહાર કરવાના નરસિંહ, મીરાં, તુકારામ વિગેરેના દાખલાઓ કદાચ કોઈને ગળે ના ઊતરે પરન્તુ શ્રી. રામકૃષ્ણ પરમહંસનો દાખલો તો તાજો જ છે.

૨૩. વેદ કે ગીતાથી વિશેષ નવું રહસ્ય કંઈ જ હોઈ શકે નહિ એવું માની લઈને વિજ્ઞાન નવા પ્રકાશો સામે ઉપેક્ષાથી જોતું નથી. વૈજ્ઞાનિકોને વિરોધીઓના સાચાપણા માટે કોઈ પૂર્વગ્રહ કે પોતાના સાચાપણા માટે કશો દુરાગ્રહ નથી હોતો. દ્વેષરહિત બુદ્ધિ—ઓપન્ માઈન્ડ—થી પ્રકટ—ડેમોન્સ્ટ્રેટ કરી શકાતાં રહસ્યો ઉપર જ તેઓ સાચાપણાનો આધાર રાખે છે.

૨૪. વૈજ્ઞાનિકની શ્રદ્ધા અને આશા વેવલાપણાથી મુક્ત હોય છે.

ઈશ્વર શું છે? કોણ છે? કેવો છે? ક્યાં છે? શા માટે છે? આવા પ્રશ્નો માનવી માત્રના મનમાં એકાદ વાર તો ઊઠે જ છે, પછી ભલે તે ઈશ્વરમાં માનતો હોય યા ન માનતો હોય. કેટલાક લોકો આવા પ્રશ્નોમાં ઊંડા ઊતરે છે અને કેટલાક ઉપર ટપકે વિચાર કરીને પોતાના મનમાં ઈશ્વર વિશે કંઈક કામચલાઉ મર્યાદિત ખ્યાલ બાંધીને અટકી જાય છે. આપણામાંનો મોટો વર્ગ તો આ બીજા પ્રકારનો જ છે.

ઈશ્વર વિશે ઊંડેથી વિચાર કરનારો વર્ગ તત્ત્વજ્ઞાનીઓનો એટલે કે ફિલસૂફોનો છે. દેશેદેશમાં સૈકાઓ થયાં એક પછી એક કરતાં અનેક ફિલસૂફો ઈશ્વર વિશે પોતાનાં મંતવ્યો જગત સમક્ષ રજૂ કરતા આવ્યા છે, પરન્તુ હજી સુધી ઈશ્વર વિષેનો સ્પષ્ટ અને સર્વમાન્ય ખ્યાલ કોઈ રજૂ કરી શક્યું નથી. શ્રી ભગવદ્ ગીતા ઈશ્વરતત્ત્વ વિષે આપણી સમક્ષ એક શ્રેષ્ઠ કલ્પના રજૂ કરે છે એ નિર્વિવાદ છે, પરંતુ તેમાં વળી એવું નિરૂપણ કરવામાં આવ્યું છે કે ઈશ્વર મનુષ્યની ભાષાથી અતીત છે, અવર્ણનીય છે. જો ખરેખર તેમ જ હોય તો બધી યે ફિલસૂફીઓ આપોઆપ ખોટી ઠરે છે અને ખોટી નહિ તો અધૂરી તો પુરવાર થઈ જ જાય છે. ઈશ્વરને મનુષ્યની ભાષામાં વ્યક્ત કરવાનું જો અસંભવિત છે તો પછી ઈશ્વરના સાક્ષાત્કાર માટે ભાષાનો વ્યય કરવો નિરર્થક જ છે, પરન્તુ આજે તો આપણે જોઈ શકીએ છીએ કે ભાષાભેદ ઉપર જ

દરેક ફિલસૂફીની સ્વતંત્રતા અને મૌલિકતા ટકી રહી છે દરેક ફિલસૂફીની આસપાસ સંપ્રદાયોના વાડા બંધાઈ ચૂક્યા છે અને પોતપોતાના સંપ્રદાયોએ સૂચવેલો વિધિ પાળવો એ જ ઈશ્વરપ્રાપ્તિનો સરળ શ્રેષ્ઠ અને એક માત્ર રસ્તો છે એવો ભ્રમ ભેજામા ભરીને કેટલાયે સંપ્રદાયચુસ્તો ફરે છે પરંતુ ઈશ્વરપ્રાપ્તિ એટલી સહેલી વસ્તુ નથી કે સંધ્યા પૂજા અને ગાયત્રીજાપ જેટલી મહેનતમાં જ મળી જાય આ લેખમા આગળ ઉપર આપણે જોઈશુ કે ઈશ્વર પ્રાપ્તિ કરવા માટે તો કેટલી બધી ચૈતન્યકક્ષાઓ વટાવવી પડે છે અને કેવી કેવી યોગસાધનાઓ માથી પસાર થવુ પડે છે

તે છતા ફિલસૂફી એ આપણુ મન મનાવવાનો એક રસ્તો તો છે જ ઈશ્વર વિષે એક મૂળ તરંગ કે તુક્કો મનમા ઉડાવીને તેને આનુષાંગિક એક લાંબી વિચારસરણી રચવી એ દરેક તત્ત્વજ્ઞાનની ખાસિયત છે તથી કેમ્બ્રિજ યુનિવર્સિટીના પ્રોફેસર જે બી એસ હેલ્ડેન તો કહે છે કે The most Valuable function of the philosophers is to be professional doubters (ફિલસૂફોનો મુખ્ય ધંધો સંશયો ઊભા કર્યા કરવાનો છે) એક વર ઈશ્વર એટલે આપણો પ્રીતમ અને આપણે બધી ઈશ્વરની પ્રિયાઓ એવો એક મૂળ તરંગ મનમા દૃઢ કરીએ તો પછી પ્રીતમને બંધ બેસતી આવે તેવી બધી જ સ્થૂળ દૃષ્ટિથી દેખાતી લૌકિક વસ્તુઓ કે ઘટનાઓનુ આરોપણ ઈશ્વરમા કરવુ પડે અને તેમાથી ઈશ્વર વિશેની એક લાંબી વાર્તા બની જાય એટલે તે ફિલસૂફી સંપૂર્ણ બની ગઈ કહેવાય એ વાર્તા જેને રસપ્રદ લાગે તે તે ફિલસૂફીનો પ્રસંશક અને ઉપાસક બની જાય. દ્વૈતવાદ અદ્વૈતવાદ વિશિષ્ટાદ્વૈતવાદ શુદ્ધાદ્વૈતવાદ એવા હિન્દુસ્તાનના મુખ્ય વાદો ઉપરાંત જગતના દેશેદેશમા અનેક મતો એકાદ મૂળ તરંગને બંધ બેસતી વિચારસરણી ઉપર જ ગૂંથાયેલા હોય છે, પરન્તુ મૂળ તરંગ જ સાચો છે કે નહિ તેનો તાળો ક્યાં મેળવવો ? દરેક ફિલસૂફીની દશા એ થઈ છે કે પોતે કલ્પેલો મૂળ તરંગ જ સત્ય છે એવી માન્યતાનુ સમર્થન કરવા માટે તેને શાસ્ત્રોના શાસ્ત્રો રચી નાખવા પડ્યા છે તે શાસ્ત્રો પ્રમાણે જિંદગી ગુજારા કરવી એના જેવો બીજો શ્રમ કયો હોઈ શકે ? ઈશ્વરમા વ્યક્તિત્વનુ આરોપણ કરનારાઓ તો એટલેથી જ નથી અટક્યા પણ ઈશ્વરમા માનવીની સ્થૂળ વાસનાઓનુ પણ આરોપણ કરી ચૂક્યા છે પરિણામે ક્રોધી દેવો અદેખા દેવો વેરી દેવો અભિમાની દેવો એમ અનેક દેવોના પુરાણો પણ લખી નાખ્યા છે એટલે સાચુ ઈશ્વરતત્ત્વ (absolute God) તો ગાઢ અંધકારમા જ વિલીન થતુ જાય છે

આ લેખમા ફિલસૂફીની હાંસી કરવાનો મુને ઈરાદો નથી ઊલટમાં ઈશ્વરતત્ત્વ વિશે સુંદર કલ્પનાઓ રજૂ કરવા બદલ આપણે આપણા આચાર્યશ્રીઓના અત્યંત ઋણી છીએ કારણ કે આજે પણ આપણે સૌ ઈશ્વર હોય તો તેને પહોંચવા તો ઝંખીએ જ છીએ પરન્તુ આજે આપણે કોઈ આંધળી શ્રદ્ધાથી દોરાઈને ઈશ્વરમા માનવા માગતા નથી આજે તો આપણને ઈશ્વરનો પરચો અને પ્રત્યક્ષીકરણ જોઈએ છે આજે આપણને ઈશ્વરની અગમ્યતા અવર્ણનીયતા અને અતીતતાને કારણે જ ઈશ્વરનું પ્રભુત્વ સ્વીકારવાનુ વસમુ લાગે છે પ્રભુત્વની પ્રતીતિ થાય તે છતા ઈશ્વરનો સ્વીકાર નથી કરવો એવુ નથી આજનો જમાનો પરચા (Demonstrations)નો છે મુંબઈથી બોલાતુ દિલ્હીમા તે સાંભળી શકાય ? એવી શંકા ઉઠાવનારને જેવી રીતે બે મિનિટ રેડિયો ખોલી બતાવીને ચૂપ કરી શકાય છે કે લે જો સાંભળ્યુ ? તેવી રીતે ઈશ્વર હોય તો અને સર્વશક્તિમાન હોય તો આ જ ક્ષણે અને આ જ સ્થળે અમુક ચમત્કાર જેવો કે મુડદાને જીવતુ કરવુ, હીટલરને ધુવડ બનાવી દેવો – ના કરી શકે ? એવી દલીલ કરનારને પણ બે મિનિટ પૂરતો તાત્કાલિક ચમત્કાર બતાવીને ચૂપ કરી શકાવો જોઈએ 'જા, તપ કરીને આવજે તો જ

ઈશ્વરનો પરચો મળશે" અથવા તો "ઈશ્વરના પરચા માટે તું અધિકારી જીવ નથી" એવો ઉડાઉ જવાબ ના હોવો જોઈએ. મનુષ્યમાત્રને માટે ઈશ્વરનો પરચો તો જડબાતોડ હાજર જ હોવો જોઈએ, પછી ભલે ઈશ્વરપ્રાપ્તિ ઘણી દૂર હોય.

"તમે ધર્મ નથી પાળતા તેથી દુઃખી છો, વર્ણાશ્રમનો લોપ થયો છે તેથી યુદ્ધો થાય છે, ગાંધીએ હરિજનનું લફરું ઘાલ્યું તેથી જ હિન્દુસ્તાનને સ્વરાજ્ય નથી મળતું" એવી ગોળ ગોળ વાતો કરવાથી એ કલ્પનાઓ ખરી જ છે એવું પુરવાર થઈ શકતું નથી; જ્યાં સુધી પ્રયોગો દ્વારા પુરવાર થઈ શકતું નથી. જ્યાં સુધી પ્રયોગો દ્વારા પુરવાર ન થઈ શકે ત્યાં સુધી એવી વાતોનો અર્થ અંગત કલ્પનાઓને ઈશ્વર કે ધર્મ સાથે સાંકળી છે એવો પણ કેમ ના કરી શકાય?

આપણે ધર્મને અવગણવા નથી માગતા. આપણે ધર્મને પાળવા માગીએ છીએ પરન્તુ ધર્મ આપણી સાદી સમજ, પ્રયોગો અને અંતરાત્માથી સમજી શકાય તેવો હોવો જોઈએ. એમાં અગમ્ય તત્ત્વો ન હોવાં જોઈએ. એમાં નજરે દેખાતી હકીકતોની અવગણના ન હોવી જોઈએ, નજરે દેખાતી વસ્તુઓ ભ્રમ હોય તો ખરેખર તે ભ્રમ જ છે એટલું તો એક વાર પુરવાર થવું જ જોઈએ. ધર્મ માટે આપણો દેશ ઘણો જ મગરૂર અને સમૃદ્ધ છે. સુંદરમાં સુંદર તત્ત્વજ્ઞાનો આપણી પાસે મોજૂદ છે, પરન્તુ આજે ધર્મને વિજ્ઞાન સાથે સાંકળવા (Coordination)ની ઘણી જ જરૂર છે. કેવળ અંધશ્રદ્ધાના રસ્તે જ ઈશ્વરનો સાક્ષાત્કાર થવાને બદલે પૂર્ણ પ્રકાશ પામ્યા પછી જ પરમેશ્વરની પ્રાપ્તિ તો થઈ શકે.

વિજ્ઞાન અંધશ્રદ્ધા ઉપર હમેશ પ્રકાશ નાખતું આવ્યું છે. પ્રાગ્-ઐતિહાસિક માનવીઓ વાદળાનો ગડગડાટ, મેઘધનુષ્ય, ધરતીકંપ વગેરે બનાવોને સીધા ઈશ્વર સાથે જ સાંકળી દેતા હતા. પરન્તુ ગેલીલિયો અને આઈઝેક ન્યૂટને કુદરતના બળોના કાયદાઓ ઉપર પ્રકાશ નાખ્યો ત્યારે આવી ઘટનાઓ તો સાહજિક જ જણાવા માંડી. પદાર્થવિજ્ઞાન અને રસાયણશાસ્ત્રના વિકાસ પછી અનેક અગમ્ય રહસ્યો સહેલાઈથી સમજાવી શકાય તેવાં બની ગયાં. ઓગણીસમી સદીમાં ડાર્વીનના ઉત્ક્રાન્તિ (Evolution)ના સિદ્ધાન્તે અને શરીરશાસ્ત્ર તથા જંતુવિજ્ઞાનના વિકાસે સૃષ્ટિરહસ્યના આપણા જ્ઞાનમાં નક્કર ઉમેરો કર્યો. લાખો સેન્દ્રિય (organic) પદાર્થોનું રહસ્ય ખૂલવા માંડ્યું અને આજે વીસમી સદીમાં તો અગમ્યતાનો છેદ કરે તેવાં કેટલાંયે વિજ્ઞાનો વિકસી રહ્યાં છે. માનસશાસ્ત્ર જેવા વિજ્ઞાને તો આપણા મગજને નવું જ વલણ આપ્યું છે.

ઘટનાનું રહસ્ય જ્યાં સુધી કુદરતના સંશોધિત કાયદાઓથી ન સમજાય ત્યાં સુધી તે ઘટનાઓ ઈશ્વર સાથે સંકળાયેલી રહે છે. કુદરતમાં દૃશ્યમાન ઘટનાઓ અને મગજમાં ઉપસ્થિત થતા વિચારોને સંતોષવા મનુષ્ય અગમ્ય ઈશ્વરને પણ પોતાના જેવો હાથપગવાળો જ કલ્પી લે છે; ઈશ્વરને સાકાર માનીને તેનું પ્રતીક બનાવી તેની પૂજા કરે છે. મનને રાહત આપવા સારા માઠા પ્રસંગે ઈશ્વર જ બધું કરે છે એવું માનવા ખાતર માની લઈ તે માન્યતાને કસોટીએ ચઢાવવાનું કે સૃષ્ટિના અસંખ્ય બનાવોને સમજવા માટે માથું ફોડવાનું તે પસંદ કરતો જ નથી. આને જ અંધશ્રદ્ધા, સ્થિતિ સ્થાપકતા અથવા તો static orthodoxy કહેવાય.

શ્રદ્ધા હોવી એ કંઈ ખરાબ વસ્તુ નથી. અજ્ઞેયની શ્રદ્ધામાં પોતાને વિલીન કરી નાખીને જ માનવીઓ હૃદયમાં સાંત્વન, શાંતિ અને આનંદ મેળવી લે છે. નિરાશામાં, દુઃખમાં, ભાવાતિરેકમાં માણસ અશ્રદ્ધાથી જ આર્દ્ર બની જઈને જાતને ભૂલી શાંતિ મેળવી શકે છે. ખેડૂતો શ્રદ્ધાથી જ સ્વેદસિંચિત ભૂમિને વર્ષાજળથી સિંચિત થવાની આશા સેવે છે. નૉર્મન ગેલની* શ્રદ્ધાનો મહિમા

* "Collecfed Poems" by Norman Gale

ગાતી આ સુંદર પંક્તિઓમાંની શ્રદ્ધા કોઈને પણ માન ઉપજાવે તેવી છે —

God comes down in the rain
And the crop grows tall–
This is the country faith
And the best of all

( ઈશ્વર વરસાદરૂપે આવે છે અને અનાજ ઉગાડે છે આ અમારી ગામડિયા શ્રદ્ધા છે અને તે જ સૌથી ઊંચી છે )

આગળ ઉપર આપણે એ પણ જોઈશું કે **ઈશ્વરપ્રાપ્તિ માટે શ્રદ્ધાનું મહત્ત્વ કંઈ નાનુંસૂનું નથી, પરન્તુ તે શ્રદ્ધાનું સ્વરૂપ બુદ્ધિપ્રેરિત અને પવિત્ર હોય છે જ્યારે અંધશ્રદ્ધા તો અજ્ઞાન અને પ્રમાદનો બચાવ કરવા છતી આંખે આંધળા થઈ જવાનો મિથ્યાચાર કરવા જેવી** છે સાચી શ્રદ્ધાની શરૂઆત તો પ્રભુની સૃષ્ટિરચનાના ભવ્ય હેતુના રહસ્યોનો પ્રકાશ ઝીલ્યા પછી જ થાય છે.

અંધશ્રદ્ધા પરિમિત કલ્પના કરાવીને ઈશ્વરને સ્થૂલ ભાષાની એક ઉચ્ચ શક્તિ, ઉચ્ચ વસ્તુ કે મૂર્તિ જેટલું જ મહત્ત્વ આપે છે જ્યારે બીજી બાજુ સૃષ્ટિપૃથક્કરણ કરવાથી ઈશ્વરનું અગાધ મહત્ત્વ ખુલ્લું થાય છે. ઈશ્વરનું પૃથક્કરણ એક જ ખૂણેથી ના કરી શકાય ઈશ્વર તો જગતનો મોટામાં મોટો કોયડો છે ઈશ્વરની ઝાંખી કરવા માટે તો બધાં પ્રકારનાં જ્ઞાનો પચાવવાં જોઈએ જીવન અને મૃત્યુનો અર્થ શું ? સૃષ્ટિવિધાન શા માટે ? પશુપક્ષી, ઝાડપાન, ફળફૂલ નિસર્ગશ્રી, તડકો-છાંયો, સ્ત્રી-પુરુષ, લગ્ન, સંતતિ એ બધું શા માટે ? વગેરે અસંખ્ય પ્રશ્નોમાં ઊંડા ઊતર્યા પછી જ ઈશ્વરના સૃષ્ટિવિધાનના હેતુની કંઈક ઝાંખી થઈ શકે

બાકી ઈશ્વર એટલે મારી ઝાંપીમાં પધરાવેલા છબીજી કે દહેરાંમાં અંધારે ખૂણે દદુડી પાણીથી સ્નાન કરતા મહાદેવજી કે ઊંચે આકાશમાં એક ખૂણે સંતાઈ બેઠેલો કોઈ ચમત્કારિક પુરુષ કે મઠનો મહંત એવો પરિમિત અર્થ કરી દૃષ્ટિની પાંખો સંકેલી લેવાથી ઈશ્વરની ભવ્યતાની ઝાંખી થવી મુશ્કેલ છે ઈશ્વરના સર્વવ્યાપકત્વ અને અંતર્યામીપણાનું જેને જ્ઞાન થાય છે તે મનુષ્ય ઈશ્વરની વ્યક્તિવાચક પૂજા ( 'Personal' God ) નથી કરતો કોઈ અમુક જ મૂર્તિને નથી પૂજતો કારણ કે તેને આખી સૃષ્ટિ જ પૂજનીય છે ઈશ્વર શબ્દનો ભાવ ઈશ્વર કોઈ વ્યક્તિ જ હોય તેવો આપણા મનમાં રૂઢ થઈ ગયો છે તેથી આપણે ઈશ્વરને બદલે ઈશ્વરતત્ત્વ ( absolute God ) શબ્દ વાપરીએ તો એમ કહી શકાય કે ઈશ્વરતત્ત્વ સૃષ્ટિની રગેરગમાં પદાર્થોના અણુએ અણુમાં વ્યાપ્ત છે અનંત ચૈતન્ય સ્વરૂપ આ ઈશ્વરતત્ત્વનો સાક્ષાત્કાર પ્રયોગો દ્વારા કરાવી શકશે એ નિ:શંક છે વૈજ્ઞાનિક વિકાસ આજે જે અવસ્થાએ પહોંચ્યો છે તે આવી આશાને પૂરેપૂરું પ્રોત્સાહન આપે છે

વિજ્ઞાન એક પછી એક આંધળી માન્યતાઓને વિદારીને આખા વિશ્વશિલ્પવિધાન ( Architectonics of the Universe )નું પૃથક્કરણ પ્રયોગો દ્વારા કરતું આવ્યું છે અને હજી જો કે અમાપ સંશોધનને અવકાશ છે તે છતાં સૃષ્ટિયંત્ર ક્યા પ્રાથમિક કાયદાઓને વશવર્તી છે તે સમજાવી શકવા તો સમર્થ બની શક્યું છે કિસ્સોહેની કલ્પના કરતાં વિજ્ઞાનનાં પ્રયોગસિદ્ધ અવલોકનો આપણને ઈશ્વરતત્ત્વ તરફ વધારે નજીક પહોંચાડી શકે તેમ છે 'આઠ દૂ મેળ' આપણે ગળે જલદી ઊતરી જાય છે પણ કપોલકલ્પિત દેવીનો કોપ સમજાવાનું વસમું થઈ પડે છે વિજ્ઞાનની રીત દેવીના કોપને પણ આઠ દૂ મેળની જેમ જ સહેલાઈથી સમજાવવાની છે અને આજે વિજ્ઞાન સાદી ગણતરીની પદ્ધતિથી જ ઠેઠ ચેતનતત્ત્વના રહસ્યને પણ સમજાવી શકવા જેટલું વિકસી ચૂક્યુ છે

ઈશ્વરતત્ત્વને સમજવા માટે પ્રાથમિક ભૂમિકામાં તો આપણુ આ સ્થૂળ શરીર અને મન એટલાં જ સાધનો છે શરૂઆતમાં આપણી પાસે કોઈ દિવ્યદૃષ્ટિ છે જ નહિ તેથી આપણે પ્રથમ તો

આપણી સ્થૂલ દૃષ્ટિએ દેખી શકાતાં રહસ્યો ઉપર જ ઈશ્વરને સમજવાનો પ્રયત્ન કરવો રહ્યો. તેમ કરતાં કરતાં વળી કાંઈક ચઢિયાતી દૃષ્ટિ કે ઉચ્ચતર ચૈતન્ય પ્રાપ્ત થાય તો ઈશ્વર વિષે કંઈક સમજાય. આવી ચઢિયાતી દૃષ્ટિ કે ઉચ્ચતર ચૈતન્ય અગાધ સૃષ્ટિજ્ઞાન વગર પ્રાપ્ત થવાં મુશ્કેલ છે. જ્ઞાન વગર મોક્ષ છે જ નહિ કારણ કે જ્ઞાન વગર આપણે આપણી વૃત્તિઓ જીતવાની છે એવું સચોટ રીતે સમજાય જ નહિ અને વૃત્તિઓનો પ્રયત્નપૂર્વક નિરોધ (યોગ) પણ તીવ્ર અને તલસ્પર્શી જ્ઞાનના બળ સિવાય સાધી શકાય જ નહિ. ઇંદ્રિય નિગ્રહ વગરે ઉચ્ચ ચૈતન્ય પ્રાપ્ત થતું જ નથી. જ્ઞાન અને વિજ્ઞાન (આચરણમાં મુકાતું જ્ઞાન)ના તીવ્ર બળોએ પ્રેરેલા એકાગ્ર ધ્યાન (meditation) અને યોગમાંથી જ પ્રકાશ (Enlightenment) પ્રાપ્ત થાય છે.

હજારો વર્ષોથી આ રીતે અસંખ્ય યોગીઓ પ્રકાશ પામતા આવ્યા છે અને તેઓ કબૂલાત મૂકતા જાય છે કે પાર્થિવ સુખો કરતાં જ્ઞાનના પ્રકાશથી પ્રાપ્ત થતું સુખ વિશેષ ચૈતન્યમય હોય છે. યોગીઓની આ વાત ખરી છે કે ખોટી તે આપણે ચોક્કસપણે તો ન જ કહી શકીએ, અને આપણી જાત ઉપર અખતરા કર્યા વગર સત્ય શું છે તે પણ ના સમજી શકીએ. પરંતુ એટલું તો આપણી સ્થૂળ દૃષ્ટિએ પણ જોઈ શકાય છે કે જેને જ્ઞાન લાધ્યું છે એવા કેટલાક સંન્યાસીઓની પ્રતિભામાંથી કંઈક વિશેષ ચૈતન્યનાં કિરણો ચોક્કસ ઝરે છે એવું આપણને લાગે છે. વિપુલ સંખ્યામાં આવા યોગીઓ આપણને જોવા ન મળે તે આપણું દુર્ભાગ્ય કહી શકાય, બાકી આની પણ શ્રી. અરવિંદ ઘોષના દર્શનમાત્રથી કૃતકૃત્યતા અનુભવતા સેંકડો ભાઈ બહેનોને પૂછી જોતાં વિશેષ ચૈતન્યની પ્રતીતિ તો થાય છે જ.

પ્રાથમિક ભૂમિકાનાં આપણાં પરિમિત ચૈતન્ય અને દૃષ્ટિને વિકાસાવવામાં વિજ્ઞાનનો ફાળો ઘણો જ મોટો છે. સૃષ્ટિનાં રહસ્યો વધારે આસાનીથી સમજી શકવા માટે વિજ્ઞાને આપણને અનેક ભેટો આપી છે. જ્ઞાન ગ્રહણ કરવામાં મદદરૂપ થતી દરેક ઇંદ્રિયને વિશેષ મદદ કરવા વિજ્ઞાને સહાયકો ('Aids) પૂરાં પાડ્યાં છે. આપણાં ચર્મચક્ષુ પરિમિત પ્રકાશકિરણો (Visible light—VIBGYOR range) જ ઝીલી શકે છે, પરંતુ ચશ્માં, દૂરબીન. ટેલીસ્કોપ, સ્પેક્ટ્રોસ્કોપ, અલ્ટ્રાવાયોલેટ માઈક્રોસ્કોપ, ક્ષકિરણયંત્ર, સૂક્ષ્મદર્શકયંત્ર વગેરે દૃષ્ટિસહાયકો (Aids to vision) ની ભેટ વિજ્ઞાને આપી છે, જેની મદદથી સ્થૂળ નજરે દેખાતાં દૃશ્યો કરતાં વધારે જ્ઞાન આપી શકે તેવાં રહસ્યમય દૃશ્યો આપણે જોઈ શકીએ છીએ. તેવી જ રીતે કાનને સહાય કરવા લાઉડસ્પીકર અને હેડફોન, ગળાને સહાય કરવા માઈક્રોફોન, સ્મૃતિને સહાય કરવા ફોટોગ્રાફી, સ્પર્શને સહાય કરવા થર્મોમીટર એમ જ્ઞાન ગ્રહણ કરતી દરેક ઇંદ્રિયની શકિતમાં વિજ્ઞાને ઉમેરો કર્યો છે. ટેલીવીઝન અને રેડિયોના રૂપમાં તો વિજ્ઞાને આપણને લગભગ એક નવી ઇંદ્રિય જ આપી છે. જેને જ્ઞાનની તમન્ના છે તેને માટે વિજ્ઞાને ગ્રંથોના મુદ્રણની અને જ્ઞાનની વૈજ્ઞાનિક કસોટી માટે પ્રયોગમંદિરોની વ્યવસ્થા પણ કરેલી જ છે.

આ સ્થૂળ સાધનોથી વિશ્વશિલ્પવિધાન અને સૃષ્ટિનિયમનું પ્રાથમિક જ્ઞાન બહુ જ સ્પષ્ટતાથી થાય છે અને આ સૃષ્ટિજ્ઞાનથી આગળ વધીએ તો આપણે એટલા બધા શક્તિશાળી થઈ શકીએ તેમ છીએ કે જો આપણે ધારીએ તો ઈશ્વરના અનંત ચૈતન્યના અમૃતઝરામાં જરૂર એકરૂપ થઈ શકીએ.

હવે આપણે જોઈએ કે વિજ્ઞાને વિશ્વશિલ્પવિધાન અને આપણા સૃષ્ટિજ્ઞાન ઉપર કેવો પ્રકાશ પાડ્યો છે. આપણે અકસ્માત રૂપે જન્મ્યા છીએ કે પૂર્વજન્મના સંસ્કારના પરિણામે જન્મ્યા છીએ, આપણા મૃત્યુ પછી ખેલ ખતમ થઈ જાય છે કે બાજી રમાયે જ જાય છે, સૃષ્ટિના અસંખ્ય દ્રવ્યોમાં આપણે કુછ બિસાતના છીએ કે આપણે ના હોઈએ તો પણ ચાલે તેમ છે વગેરે અનેક અટકળો ઉપર વિજ્ઞાન પ્રકાશ નાખી શકે તેમ છે.

આઈન્સ્ટાઈન*, એડીંગ્ટન*, સર જેમ્સ જીન્સ* વિગેરે વૈજ્ઞાનિકોએ પ્રકટ કરેલા રહસ્યોએ આપણી આખી વિચારસરણીમા જ ક્રાન્તિ લાવી દીધી છે, અને ઈશ્વરતત્ત્વની શોધ એ હવે ધર્મને બદલે વિજ્ઞાનનો જ વિષય બની ગઈ છે વૈજ્ઞાનિક સશોધનોનો પ્રેરક હેતુ તો ઈશ્વરની શોધ જ છે

ઈશ્વરની શોધની શરૂઆત સૃષ્ટિરચનાના અભ્યાસથી થઈ શકે છે સૃષ્ટિમા શુ શુ દેખાય છે? આકાશીય પદાર્થો, આપ વાયુ, તેજ વગેરે પૃથ્વીના દ્રવ્યો દેખીતી શૂન્ય જગ્યા, પ્રકાશ, જીવન વગેરે વગેરે આ દરેકની રચના અને ક્રિયા કયા નિયમોને વશવર્તી છે તો જુદા જુદા વિજ્ઞાનો જણાવે છે આકાશના પદાર્થો ઉપર ખગોળશાસ્ત્ર પ્રકાશ પાડે છે, પૃથ્વીના દ્રવ્યો ઉપર ભૌતિક વિજ્ઞાન અને ભૂસ્તરશાસ્ત્ર પ્રકાશ નાખે છે, શૂન્યત્વ ઉપર કિરણશાસ્ત્ર (cosmogony) પ્રકાશ પાડે છે અને જીવન ઉપર પ્રાણીશાસ્ત્ર, જતુશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર વગેરે પ્રકાશ નાખે છે, સખ્યા, ગતિ, દિશા વિગેરેની ગણતરીઓના નિયમો ઉપર ગણિતશાસ્ત્ર પ્રકાશ ફેંકે છે આ બધા પ્રકાશોનું એકત્રીકરણ કરવાથી આખી સૃષ્ટિરચનાની ઝાખી થઈ શકે છે અને આ રચના સહેતુક છે કે હેતુરહિત છે તે પણ સમજાય છે આ બધુ સમજવા માટે આપણે માત્ર જ્ઞાનયજ્ઞનો આરભ કરવો જ રહ્યો, દશ્યમાન પદાર્થો અને ઘટનાઓનું ઊડુ રહસ્ય શુ છે તે શોધવાનો અથાક પ્રયત્ન કરવો જ રહ્યો

આપણી પૃથ્વી ઉપરના કરોડો પદાર્થોનું પૃથક્કરણ કરતાં જણાયુ છે કે તે બધા પદાર્થો મૂળ ૯૨ મૂળ તત્ત્વો (Elements)માથી જ બનેલા છે, ૯૨માથી કોઈ પણ બે યા મૂળતત્ત્વોના સયોગીકરણથી નવા ને નવા પદાર્થો હજી બન્યે જાય છે જગતની અસખ્ય વસ્તુઓ ફક્ત આ મૂળતત્ત્વોના અણુઓ (Atoms)ની સખ્યા અને શિલ્પરચના બદલવાથી બનેલી છે અને બનાવી શકાય છે,

હવે બાકી મૂળતત્ત્વોમાનું દરેક મૂળતત્ત્વ પણ પાછુ ફક્ત બે જ સૂક્ષ્મતત્ત્વોમાથી બનેલુ છે દરેક મૂળતત્ત્વના પ્રત્યેક અણુમાં બે જાતના પરમાણુઓ અમુક સખ્યામાં અમુક ગૂથણી પ્રમાણે જ ગોઠવાયેલા હોય છે, તેથી એક જ મૂળતત્ત્વના બધા અણુઓ એકબીજાના જેવા જ હોય છે, પરતુ એક મૂળતત્ત્વનો અણુ બીજા મૂળતત્ત્વના કરતા તદ્દન ભિન્ન હોય છે જો કે આખરે તો દરેક મૂળતત્ત્વના અણુઓ બે જ જાતના પરમાણુઓના બનેલા હોય છે પણ તે બે જાતના પરમાણુઓની સખ્યા ઓછી વત્તી ગૂથણી કે શિલ્પ જુદુ જુદુ હોવાથી એક મૂળતત્ત્વનો અણુ બીજા મૂળતત્ત્વના અણુ કરતા નિગુણ જ વ્યક્તિત્વ ભોગવે છે અણુઓ જુદા જુદા પ્રકારના બને છે ×

પૃથ્વીના સર્વે દ્રવ્યો જે બે પરમાણુઓમાથી બનેલા છે તે સૂક્ષ્મતત્ત્વોના નામ ઈલેકટ્રોન અને પ્રોટોન છે પ્રોટોન ઈલેકટ્રોન કરતા ૧૮૪૦ ગણો વજનદાર હોય છે અને તેનામાં પોઝિટિવ વિદ્યુત્ શક્તિ હોય છે ઈલેકટ્રોન લગભગ વજન વગરનો જ કહી શકાય અને તે નેગેટિવ વિદ્યુતશક્તિવાળો હોય છે દ્રવ્યોના પ્રત્યેક અણુમા પ્રોટોનો કેન્દ્રસ્થ હોય છે અને ઈલેકટ્રોનો તે કેન્દ્ર (Nucleus)ની આસપાસ એક નિશ્ચિત કક્ષા કે ઘેરાવા (Orbit)મા સતત પરિભ્રમણ કર્યા જ કરે છે—જેવી રીતે આકાશમાના દરેક સૂર્યમડળમા કેન્દ્ર સૂર્યની આસપાસ તે સૂર્યનું મંડળ ઘૂમે છે અને સૂર્ય સમાયનુ તે આખુ સૂર્યમડળ પાછુ એક એકમ તરીકે બીજા સૂર્યમડળની સરખામણીમા પણ ગતિ (relative

* 'The Theory of Relativity' by Albert Einstien Ph D

"The Nature of the Physical world' by A S Eddington F R S

"Astronomy and Cosmogony" by Sir James Jeans F R S

"The Mysterious Universe' by Sir James Jeans F. R, S

× વધારે સ્પષ્ટતા અને ઊંડાણથી સમજવા માટે વાચો શ્રી. પદ્મકાન્ત ર શાહનો લેખ 'પરમાણુઓના ભીતરમા" કૌમુદિ, એપ્રિલ ૧૯૩૭

motion) લે છે. મંડળના સભ્યોની માંહેમાંહેની ગતિ જુદી જુદી હોય છે અને એકમ તરીકે આખા મંડળની ગતિ બીજા મંડળની સરખામણીમાં પાછી તદ્દન જુદી છે એટલે એ સરેરાશ છે.

આપણી સ્થૂળ આંખે જે પુસ્તક ટેબલ ઉપર માત્ર પડી રહેલું જ દેખાય છે તે પુસ્તકના અણુઓની અંદરના પરમાણુઓ તો પોતાના પરીઘ ઉપર એક પળમાં ૧૮૦૦૦૦ માઈલની ગતિ (ટ્રેન, મોટર, એરોપ્લેનથી પણ કરોડ ગણી મોટી ગતિ)થી સતત પરિભ્રમણ કરી રહ્યા જ હોય છે. પરમાણુઓની એ સૂક્ષ્મ ગતિ અને આટલી અકલ્પ્ય ઝડપથી ઘૂમી શકવાની શકિત આપણી સ્થૂળ આંખે પારખી શકાતી નથી. આટલો બધો વેગ હોવા છતાં પુસ્તક ખસી ગયેલું દેખાતું નથી કારણ કે જે ભમે છે તે માત્ર પરમાણુઓ જ છે, અણુઓ નહિ. પ્રત્યેક અણુ તો એકમ તરીકે સ્થિર જ છે પરંતુ તેની અંદરના પરમાણુઓ પોતાના ક્ષેત્રમાં જ આ પ્રચંડ ગતિથી ઘૂમે છે. દ્રવ્યની કુલ ગર્ભિત શકિત (Potential energy)નો આધાર તેના પરમાણુઓની શકિત ઉપર રહે છે. દરેક પદાર્થમાં કેટલી કુલશકિત છે તેનું માપ તે પદાર્થની અણુપરમાણુની રચના સમજવાથી કાઢી શકાય.

પરમાણુઓના આ અગાધ ચેતનની વાત દરેક પદાર્થને લાગું પડે છે, એકલા પુસ્તકને જ નહિ. આપણે જાતે જ્યારે ઊંઘતા હોઈએ છીએ ત્યારે આપણું દેખીતું ચેતન માત્ર શ્વાસોચ્છ્વાસ કે આળોટવાના હલનચલનની ક્રિયા આ કરતાં કંઈ વિશેષ જણાતું નથી. પરન્તુ આપણા શરીરના છિદ્રેછિદ્ર, વાળેવાળ અને ટીપેટીપાની અંદરના પરમાણુઓ તો એક પળમાં ૧૮૦૦૦૦ માઈલની ગતિથી સતત ઘૂમવા જેટલા ચેતનવંતા જ હોય છે. આપણે ઊંઘીએ કે જાગીએ પણ પરમાણુઓનું ભ્રમણ તો એકધારું ચાલુ જ રહે છે. શરીરના પરમાણુઓ પોતાના જ ક્ષેત્રમાં ઘૂમે છે તેથી એકમ તરીકે આખું શરીર તેજ ગતિએ ઘૂમતું દેખાતું નથી. **ખુદ મૃતદેહની અંદરના પરમાણુઓ પણ જેવા ને તેવા જ ચેતનશાળી હોય છે. બાહ્યચૈતન્યનો જ માત્ર વિલોપ થયેલો દેખાય છે. પથ્થર, ખુરસી કે કાગળ જેવા દેખીતા જડ પદાર્થોના પરમાણુઓ પણ ભ્રમણશીલ એટલે કે ચેતનવંતા જ હોય છે.** દેખીતી રીતે જડ અથવા ચેતન બધા જ પદાર્થોમાં પરમાણુઓનું અદશ્ય ચેતન તો સદાકાળ એકધારું જ વહ્યા કરે છે અને તે પણ અમુક ચોક્કસ નિયમોને વશ વર્તીને જ. ગમે તેમ ફેંકાફેંકની જેમ આ ચૈતન્યશકિત વહેતી નથી. પથ્થરમાં રહેલી ગર્ભિત શકિત (potential energy) તેના પરમાણુઓના કુલ ચૈતન્યને જ આભારી છે. પરમાણુઓના ઓછાવત્તા ચૈતન્ય પ્રમાણે જ પદાર્થની ઓછીવત્તી શકિત બાહ્ય રૂપે પ્રકટે છે.

હવે આ બાણું મૂળતત્ત્વોના અણુ પરમાણુઓના કદ વિશે જરાં વિચાર કરીએ. મૂળતત્ત્વના એક અણુનો વ્યાસ એક અબજાંશ મીટર જેટલો નાનો હોય છે. **ટાંકણીની અણી જેટલા ભાગમાં ૧૦^૧૯ (૧૦ પછી અઢાર મીંડાં)× અણુઓ હોય છે.** પાછા આ અણુની અંદરના પરમાણુઓના

× એકડા ઉપર અઢાર મીંડાં એટલે પરાર્ધ પછીનો આંકડો—શંખ. આપણે ક્યાં સુધી આંકડા ગણી શકીએ તે જાણવા માટે આ અંકાવલિ ઉપર નજર નાખવા જેવી છે.

(૧) એકમ (૨) દશક (૩) સો (૪) સહસ્ર (૫) દશ સહસ્ર (૬) લાખ (૭) દશ લાખ (૮) કરોડ (૯) દશ કરોડ (૧૦) અબજ (૧૧) ખર્વ (૧૨) નિખર્વ (૧૩) મહાપદ્મ (૧૪) શંકુ (૧૫) જલધિ (૧૬) અન્ત્ય (૧૭) મધ્ય (૧૮) પરાર્ધ (૧૯) શંખ (૨૦) દશ શંખ (૨૧) રતન (૨૨) દશ રતન (૨૩) ખંડ (૨૪) દશ ખંડ (૨૫) સુધંટ (૨૬) દશ સુધંટ (૨૭) રામ (૨૮) દશ રામ (૨૯) હાર (૩૦) દશ હાર (૩૧) મન્ન (૩૨) દશ મન્ન (૩૩) વજી (૩૪) દશ વજી (૩૫) સંક (૩૬) દશ સંક (૩૭) સેક (૩૮) દશ સેક (૩૯) અસંખ્ય (૪૦) દશ અસંખ્ય (૪૧) નીલ (૪૨) દશ નીલ (૪૩) પાર (૪૪) દશ પાર (૪૫) ગંગા (૪૬) દશ ગંગા (૪૭) ક્ષીર (૪૮) દશ ક્ષીર (૪૯) પરવ (૫૦) દશ પરવ (૫૧) બલ (૫૨) દશ બલ . સં

કદનો ખ્યાલ તો ઇંચમીટરની ભાષામાં આપી શકાય તેમ નથી, પરન્તુ એમ કહી શકાય કે ટાંકણીની અણીમાના પેના ૧૦^૧૮ અણુઓમાંનો એક જ અણુ પૃથ્વી જેટલો મોટો હોય તો તેમાંનો એક પરમાણુ એક ટેનીસ બૉલ જેટલો જ મોટો હોય છે દરેક અણુમા આવા તો પાછા કેટના યે પરમાણુઓ હોય છે

ઈંચના અબજમા ભાગ જેટલા પરમાણુ-જગતમા સામાન્ય માણસની નજર કદાચ ન પહોચી શકે પરન્તુ આકાશમા તો નજર પહોચી શકે છે ને ? આપણી પૃથ્વી આવડી મોટી, તેમા પાછા મોટા મોટા ખંડો, દેશો, પ્રાતો, શહેરો ને તેમા નાના મોટા બંગલા ને ઝૂપડા અને તેમા પાછા આપણે અને તે છતા આખી સૃષ્ટિના હિસાબમા આપણી પૃથ્વી જ કુછ વિસાતની નથી તો આપણે તો શી વિસાતના ? અને આપણામાના અબજો (બોલતા આંકડો નાનો પડે છે) પરમાણુઓ તો વળી શુ મહત્ત્વના હોઈ શકે ? પરન્તુ શ્રી ઉમાશંકર જોષી* કહે છે તે પ્રમાણે —

"આપણે માનવી બિંદુ પૃથ્વીના પટ ઉપરે,
ને પૃથ્વી પાછી બિંદુ જેવી વિશ્વને તેજસાગરે.
વિશ્વમાળા અને આ યે બિંદુશી અનતાન્તિકે,
ને તો યે બિંદુ આધારે તરગી સિંધુની છગ,
છે પ્રત્યેક અણુ લીધે વ્યોમે તેજ-ગૂથી ઘટા" *

વિશ્વમાળાના અસખ્ય (મણકાઓ – ગ્રહો ઉપગ્રહો જેવી રીતે શૂન્ય દેખાતી (જગામા અમુક) નિર્ણિત માર્ગે અને ચોક્કસ ગતિથી સતત પરિભ્રમણ કર્યા જ કરે છે તેવી રીતે અણુની અદરના ઇલિકટ્રોન નામના પરમાણુઓ પ્રોટોન નામના પરમાણુની આસપાસ ઘૂમ્યા કરે છે પણ મદારીનો વાંદરો જેમ દોરીની લબાઈ જેટલા ક્ષેત્રમા જ મદારીની આસ-પાસ ઘૂમી શકે છે તેમ ઇલિકટ્રોન પણ પ્રોટોનની આસપાસ કોઈ અદૃશ્ય દોરી (ગુરુત્વાકર્ષણ)ના કાબૂથી અમુક જ ક્ષેત્રમા ઘૂમી શકે છે વાદરાની વાતમા તો જાણે કે મદારીનુ વજન વાદરા કરતા બહુ બહુ તો દસગણુ વધારે હોય છે તેથી વાંદરો જો પુષ્કળ જોરથી કૂદે તો મદારીને પણ ઉથલાવીને દોરીની મહારના ક્ષેત્રમા સરકી જાય, પણ ઇલિકટ્રોન આવા વાંદરા વેડા કરી શકતો નથી. ઇલિકટ્રોન કરતાં મધ્યસ્થ પ્રોટોન ૧૮૪૦ ગણો વજનદાર હોય છે તેથી તેના ગુરુત્વાકર્ષણમાથી ઇલિકટ્રોન જરા પણ ચસકી શકતો નથી

કોઈ પ્રશ્ન કરશે કે મૂળતત્ત્વોના અણુઓમા પરમાણુઓ આ પ્રમાણે પરિભ્રમણ કરે છે તે જોયુ કયા ? માપ્યુ શી રીતે ? પરમાણુઓની સખ્યા ગણી કેવી રીતે ? પરન્તુ આવા સદેહો આરટન, લોર્ડ રૂધરફર્ડ, પ્લકર, રૌન્ટજેન, મેડમ ક્યુરી, સર જે જે ટોમસન વૉલ્ટન, ટ્રૉફ્ટ, ચેડવીક વગેરે મહાન વૈજ્ઞાનિકોના સપ્રમાણ સશોધનોએ * દૂર કરેલા છે લોર્ડ રૂધરફર્ડે તો અણુઓને આલ્ફા, બીટા, ગેમા વગેરે શક્તિશાળી કિરણોથી તોડીને અદરના પરમાણુઓ બહાર કાઢ્યા છે અને બહારના પરમાણુઓ અદર દાખલ કર્યા છે જે સશોધનને આધારે આજે લોખડમાંથી સુવર્ણ, પારામાંથી લોખડ કે ગધકમાથી પારો એમ મૂળ દ્રવ્યોનુ પણ અરસપરસ રૂપાંતર (transmutation) કરી શકવાનુ પ્રાચીન કીમિયાગરોનુ સ્વપ્ન સિદ્ધ કરી બતાવ્યું છે

હાઇડ્રોજન નામના મૂળતત્ત્વનો પ્રત્યેક અણુ ફક્ત એક ઇલિકટ્રોન અને એક પ્રોટોનમાથી જ બનેલો છે હેલિયમ નામના મૂળતત્ત્વનો અણુ બે ઇલિકટ્રોન અને ચાર પ્રોટોનમાથી બનેલો છે ઑક્સિજન નામના મૂળતત્ત્વનો એક અણુ આઠ ઇલેકટ્રોન અને સોળ પ્રોટોનનો બનેલો છે લિથિયમના અણુમા ચાર ઇલેકટ્રોન અને સાત પ્રોટોન હોય છે સોડિયમના અણુમા બાર ઇલિકટ્રોન અને ત્રેવીસ પ્રોટોન

* 'ગગોત્રી' લેખક શ્રી ઉમાશંકર જોષી એમ. એ.

* Recent Advances in Physical Chemisty by S Glasstone
// Physical Chemistry by A J Mee

હોય છે. આ પ્રમાણે જુદી જુદી સંખ્યામાં ઈલેકટ્રોન અને પ્રોટોનના સંયોગથી આણુ દ્રવ્યો બનેલાં છે. એ બાણું મૂળતત્ત્વોના માંહેમાંહેના સાદા અને ગૂંચવાડા ભરેલા (Complex) સંયોગથી પૃથ્વીના કરોડો પદાર્થો, જીવજંતુઓ, વનસ્પતિઓ બનેલાં છે. બાણું મૂળતત્ત્વોમાં કેટલાંક તત્ત્વો ધાતુઓ છે, કેટલાંક અધાતુઓ છે, કેટલાંક વાયુરૂપ જ છે, કેટલાંક પ્રવાહી છે. દાખલા તરીકે:—

**ધાતુરૂપ મૂળતત્ત્વો** : સુવર્ણ, ચાંદી, તાંબુ, લોખંડ, જસત, પારો, સીસું, એલ્યુમીનિયમ, મેગ્નેશિયમ, કાલ્શિયમ, પોટાશિયસ, પ્લેટીનમ, રેડિયમ, થોરિયમ, સેરિયમ, પ્લેડિયમ, યુરેનિયમ, કોબાલ્ટ, નીકલ, એન્ટીમની, બીસ્મથ, સેરિયમ, મેન્ગેનીઝ વગેરે.

**અધાતુરૂપ મૂળતત્ત્વો** : ગંધક, ફોસ્ફરસ, કાર્બન, આયોડીન, આર્સેનીક, સીલિકોન વગેરે.

**વાયુરૂપ મૂળતત્ત્વો** : ઑક્સિજન, હાઈડ્રોજન, નાઈટ્રોજન, આરગોન, હેલિયમ, નિયોન, ક્રિપ્ટોન, ક્ષાઈનોન, ક્લોરીન વગેરે.

**પ્રવાહી મૂળતત્ત્વો** : પારો, બ્રોમીન, ફ્લોરીન, વિગેરે.

આ બાણું મૂળતત્ત્વોમાંથી કોઈ પણ બે ત્રણ કે વધારે મૂળતત્ત્વોના સંયોગથી અસંખ્ય ઘન, પ્રવાહી કે વાયુરૂપ પદાર્થોનું સંયોગીકરણ (Synthesis) થઈ શકે છે. દાખલા તરીકે:—

**રંગો** : કાર્બન, ઑકિસજન, હાઈડ્રોજન અને નાઈટ્રોજનના વિવિધ પ્રમાણોથી બનતા દસ હજાર પદાર્થો.

**દવાઓ** : કાર્બન, ઑકિસજન, હાઈડ્રોજન અને કોઈક ધાતુના સંયોગથી ઉત્પન્ન થતા લાખ પદાર્થો.

**ક્ષારો** : ધાતુ, અધાતુ, ઑકિસજનમાંથી મુખ્યત્વે થયેલા યોગો કે રેતી, કળીચૂનો, સોડા, મોરથુથુ, હીરાકસી, મેગસલ્ફ વગેરે.

**શર્કરાઓ** : કાર્બન, ઑક્સિજન અને હાઇડ્રોજન એ ત્રણમાંથી જ બનેલા સેલ્યુલોઝીક પદાર્થો જેવાં કે રૂ, લાકડું, ઘાસ, કાગળ, સાકર, ગ્લુકોઝ વગેરે.

આપણી પૃથ્વી ઉપરના મોટા ભાગના પદાર્થો તો કાર્બન, હાઈડ્રોજન, ઑકિસજન, નાઈટ્રોજન, કાલ્શિયમ, ગંધક કે ફોસ્ફરસ (પંચમહાભૂત) એટલાં દ્રવ્યોમાંથી જ બનેલાં હોય છે, આપણો દેહ, ઝાડપાન, વનસ્પતિ, પશુઓ, જીવજંતુઓ એ બધાંનો આમાં સમાવેશ થઇ જાય છે. ધાતુના અણુ વગરના પદાર્થોનો મોટે ભાગે આ જ વર્ગીકરણમાં સમાવેશ થઈ જાય છે.

આપણે જોયું કે ટાંચણીની અણી જેટલા ભાગમાં ૧૦૧૯ જેટલા અણુઓ પેક થયેલા છે છતાં જોવાની ખૂબી તો એ છે કે દરેક અણુમાંના પરમાણુઓ—ઈલેકટ્રોન અને પ્રોટોનની ગોઠવણી બહારગામ જવા માટે ઠાંસીઠાંસીને પેક કરેલાં કપડાંની પેટી જેવી નથી પ્રત્યેક અણુમાંના ઈલેકટ્રોનો એકબીજાને અથડાર્યા વગર છૂટથી ઘૂમી શકે તેટલી બધી ઘૂમવાની ખાલી જગ્યા દરેક અણુમાં હોય છે. આણુમાં નંબરના ભારેમાં ભારે મૂળતત્ત્વ યુરેનિયમ જેવાના અણુમાં પુષ્કળ ઈલેકટ્રોનો અને પ્રોટોનો ભરાયેલો છે તે છતાં અણુમાં ખાલી જગ્યા જ વિશેષ તો છે.

આ ઉપરથી આપણે બે રહસ્યો જોયાં કે આપણી સ્થૂલ નજરે જે પદાર્થો તદ્દન જડ અને ઘન, નક્કર લાગે છે તે પદાર્થોના પરમાણુઓ તો અત્યંત ચેતનવંતા અને એકબીજાથી અતિશય છૂટા વસે છે. **કોઇ પણ પદાર્થના અણુને જ આ વાત લાગુ પડે છે એમ નથી. આખી સૃષ્ટિમાં આ બે મહત્ત્વનાં અને સર્વવ્યાપી રહસ્યો અવલોકી શકાય છેઃ—**

૧. પદાર્થોનું ગર્ભિત ચૈતન્ય ( Potential Consciousness )

૨ પદાર્થોની બેહદ પોકળતા ( Extreme Emptiness ) દ્રવ્ય કરતાં શૂન્યત્વનું જ અગાધ કદ.

આકાશમાં જેટલી જગ્યા તારાગણો અને સૂર્યમંડળોએ રોકી છે તેના કરતાં લાખો ગણી મોટી

જગ્યા શૂન્યત્વે – ખાલી જગ્યા (Void)એ જ રોકી છે સૃષ્ટિમાં પ્રચંડ કદ શૂન્યત્વનું જ છે. બાર ઘન ફૂટના દેખાતા આપણા દેહમાં ૧૧.૯૯ ઘન ફૂટ તો ખાલી જગ્યા જ – પોલંપોલ છે એવું આપણે કહીએ તો માન્યામાં પણ ન આવે પણ હકીકતમાં તેવું જ છે. લોહી, હાડકાં, માંસ એ દરેકના ઈલેક્ટ્રોનો અને પ્રોટોનો (અણુઓ નહિ– પરમાણુઓ)ને જો કોઈ રીતે એકઠા કરીને પેક કરી શકવાનું શક્ય હોય તો એક કીડીના પેટમાં એ બધા પેક કરી શકાય. **આપણો આવો મોટો દેખાતો દેહ આટલો બધો પોલંપોલ છે!** તો પછી કીડી અને તેનાથી પણ નાના જન્તુઓના દેહ વિશે તો કલ્પના જ શી કરવી?

બુદ્ધિ બહેર મારી જાય તેવા આ હિસાબ કિતાબથી કોઈ આગળ વિચાર કરવાનું જ છોડી દેવા પ્રેરાય તે સંભવિત છે, પરન્તુ તેમ કરવાની કંઈ જ જરૂર નથી. જ્ઞાનયજ્ઞમાં ઝંપલાવ્યા પછી તો બધા રહસ્યો આનંદકારી જ લાગે છે. સૃષ્ટિના બધા કોયડા ઉકેલી શકે તેવું પ્રાણી માનવી જ છે. એક વાર એક ખગોળશાસ્ત્રીએ તેના મિત્ર આગળ પોતાની પરિભાષામાં માનવીની વ્યાખ્યા આપી કે "Man is an infinitesimal dot in an infinite Universe" (પ્રચંડ સૃષ્ટિમાં માનવી એક ક્ષુદ્ર ટપકું જ છે) પણ તેના મિત્રે જવાબ આપ્યો કે "Even then Man is an Astronomer, who can discover the whole Universe" (તે છતાં માણસ એક ખગોળવેત્તા તો છે જ કે જે સમસ્ત સૃષ્ટિનાં રહસ્યો શોધી શકે છે) જ્યોતિષ શિરોમણી કીરોએ કહ્યું છે કે "Man is the epitome of the Universe" (સૃષ્ટિનું પ્રતિનિધિ એકમ તે માનવી.) કવિ ઉમાશંકરની પંક્તિઓ આપણે ઉપર ટાંકી ગયા છીએ તેમાં પણ આ જ ભાવના છે કે દેખીતી રીતે આપણે માનવીઓ સૃષ્ટિમાં કુછ વિસાતના નથી તે છતાં ઘણા મહત્ત્વના છીએ. આ વિરોધાભાસ (Paradox) વધારે સ્પષ્ટતાથી સમજવાની જરૂર છે. અનંત વિશ્વ અને અમર્યાદ સમયમાં આપણું સ્થાન ક્યાં? આપણો પૂર્વજન્મ કે પુનર્જન્મ હોય કે ન હોય તો પણ આ ચાલુ જીવનનો મર્મ શું? સૃષ્ટિનું આદિ શું? અંત શું? કાળ અને સ્થળનો આ મહા ભ્રમ (Illusion of Time and Space) શા માટે?

આ બધા કોયડાઓ વિજ્ઞાનનાં રહસ્યો સમજવાથી મોટા પ્રમાણમાં ઉકલી જાય છે. દ્રવ્યોની પારાવાર પોકળતા અને ગર્ભિત ચૈતન્યનાં ઉપર વર્ણવેલાં બે મૂળ રહસ્યો સમજવાથી ઉત્ક્રાન્તિ (Evolution)નું રહસ્ય સમજવું સહેલું બની જાય છે. દેખીતા જડ પદાર્થોમાં આસ્તે આસ્તે દેખીતા ચૈતન્યનો સંચાર કેવી રીતે થતો ગયો તેનો આખો ઈતિહાસ રસપ્રદ છે. જડ પદાર્થના અંદરના ઈલેક્ટ્રોનો ગતિમય છે. છતાં આખો પદાર્થ ગતિમાન નથી દેખાતો, આવા અધૂરા ચૈતન્યનો પૂર્ણ ચૈતન્ય સુધી વિકાસ કરવા શું કરવું આવશ્યક છે, તે ઉત્ક્રાન્તિનો સિદ્ધાન્ત* સમજાવી શકે તેમ છે.

ઉત્ક્રાન્તિ એટલે ક્રમિક વિકાસ. કુદરતના અમુક ચોક્કસ નિયમ મુજબ જ (by natural selection) દરેક વસ્તુ, ઘટના, ચૈતન્ય, કદ, આકૃતિ, ગતિ વગેરેની ક્રમિક પ્રગતિ આખા વિશ્વમાં થઇ રહી છે. ડાર્વીન, હક્સ્લી, આઈન્સ્ટાઈન, જીન્સ વિગેરે સમર્થ વૈજ્ઞાનિકોએ આ કાયદાઓનું સંશોધન કર્યું છે. ચૈતન્યનો ક્રમિક વિકાસ જોતાં દેખી શકાય છે કે પથ્થર કરતાં કેરીમાં કંઈક વિશેષ ચૈતન્ય જણાય છે અને કેરી કરતાં કીડીમાં, કીડી કરતા દેડકામાં અને દેડકા કરતાં કૂતરાબિલાડામાં વિશેષ ચૈતન્ય જણાય છે. પણ સૌથી વિશેષ ચૈતન્ય તો મનુષ્યમાં જ નજરે પડે છે. મનુષ્ય મનુષ્યના ચૈતન્યમાં પણ પાછું ચઢતું ઊતરતું પ્રમાણ જોવામાં આવે છે.

---

* "The origin of species" by charles Darwin.

"Science from an easy chair" by Sir Ray Lankester K. C. B. F. R. S.

બાળક કરતાં કિશોર, કિશોર કરતાં કુમાર, કુમાર કરતાં યુવક, યુવક કરતાં આધેડ અને આધેડ કરતાં વૃદ્ધમાં ચૈતન્યનો ક્રમિક વિકાસ જોવામાં આવે છે. જંગલી કરતાં સંસ્કારી અને સંસ્કારી કરતાં સંન્યાસીમાં પણ ચૈતન્યની કક્ષાઓ જુદી જુદી હોય છે. આ પ્રમાણે ચૈતન્યની તાત્ત્વિક સરખામણી કરીએ તો પૃથ્વી ઉપરના શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ મનુષ્યના ચૈતન્ય કરતાં પણ ચઢિયાતું, ઘણું ચઢિયાતું ચૈતન્ય હોઈ શકે એ વાત સમજી શકાય તેવી છે. અને તેવું સર્વશ્રેષ્ઠ ચૈતન્ય ખરેખર અસ્તિત્વમાં હોય છતાં આપણાં પરિચિત દુન્યવી સાધનો વડે પારખી ના પણ શકાતું હોય તે પણ સમજાય તેવું છે, પરંતુ વિજ્ઞાનની પ્રગતિએ આ વિષયમાં ઊંડા ઊતરી શકાય તેવાં આશાસ્પદ રહસ્યો બહાર પાડ્યાં છે તે હવે આપણે જોઈએ.

[ચાલુ]

'વિશ્વગીતા'ને આધારે

# કવિશ્રી નાનાલાલનું નાટ્યતત્ત્વ

શ્રી. બિપિનચંદ્ર જીવણચંદ ઝવેરી

વિશ્વગીતા એટલે કવિશ્રી નાનાલાલનું બહુ વખણાયેલું અને ઠીક ઠીક વખોડાયેલું, અચ્છી ચર્ચા જગાડનારું ને એમના ભક્તો તેમ જ તટસ્થ બુદ્ધિમાનો બેઉની બુદ્ધિને ખોરાક પૂરો પાડનારું નાટ્યતત્ત્વવિહોણું 'નાટક'. કવિશ્રીનાં નાટકોમાં સૌથી વધુ ચર્ચા જગાડનાર ને વિવેચનો જન્માવનાર 'નાટક' એ જ છે, જો કે એ વિવેચનો હાલમાં સૌથી વધુ લખાયાં છે. એનું કારણ એનું કોઈ આન્તરિક તત્ત્વ નહિ પણ એ બી. એ. ના ૧૯૪૦–૪૧ એ બે વર્ષના પાઠ્યક્રમમાં પાઠ્ય પુસ્તક તરીકે સ્વીકારાયું છે એ જ છે. આ પુસ્તક પાઠ્ય છે; અને એ કવિની દૃષ્ટિએ નાટક હોવા છતાં નાટક નથી એ બે બાબતને લીધે વિદ્યાર્થીઓ ગૂંચવાયેલા અને ગભરાયેલા હોવાથી એના પર પ્રાધ્યાપકો અને એમને અનુસરીને વિદ્યાર્થીઓને પોતાને વિચાર કરવો અને નોંધો લખવી આવશ્યક હતી. ગમે તે કારણ હો, એના પર ખૂબ જ વિવેચન થયું છે એ ચોક્કસ. આજથી સાત-આઠ વર્ષ પર પ્રા. બાદરાયણે એના પર એક લેખ લખેલો અને છેલ્લા સાતેક મહિનામાં એના પર બીજાં ચાર મહત્ત્વનાં વિવેચનો લખાયેલાં છે, જો કે એકે કહેલી વાત ઘણી વાર બીજામાં પુનરાવર્તન પામી છે (જેમ થવું હાથમાં લીધેલા વિષયને સમગ્રપણે ચર્ચવા ઇચ્છતા લેખકનાં લખાણોમાં સાહજિક છે.) 'નવચેતન'ના ૧૯૩૯ના દિવાળી-અંકમાં પ્રા. મનસુખલાલ ઝવેરીએ એના પર પોતાના વિચાર દર્શાવ્યા, અને એ પછી 'પ્રસ્થાન'માં પ્રા. અનન્તરાય રાવળના કોઈ શિષ્યનું વિવેચન પ્રગટ થયું. આ પછી મુંબઈમાં આવેલી ઝેવિયર્સ કૉલેજના 'રશ્મિ'માં ત્યાંના જાણીતા વિદ્યાર્થી મોહનલાલ સૂચકનો અતિવિસ્તૃત લેખ છપાયો અને જાણે આ બધાનો સારરૂપ સમન્વય ન હોય, તેમ હજી છેલ્લા જ 'બુદ્ધિપ્રકાશ'માં પ્રા. શ્રી પાઠકનું એક સાતેક પાનાંનું વિવેચન પ્રગટ થયું.

જ્યારે આ બધા ય લેખકોએ સાધારણ રીતે વિશ્વગીતાનાં બધાં અંગોનું અવલોકન કર્યું છે ત્યારે હું અહીં એના એક જ અંગ વિષે થોડું લખવા

માગું છું. કવિશ્રીએ વિશ્વગીતામાં અસંકલિત પ્રવેશો અને અંકો મૂક્યા અને છતાં એને 'નાટક' કહ્યું એ સામે બધાએ વાંધો ઉઠાવ્યો છે, અને સાથે સાથે એમાં નાટ્યતત્ત્વ બહુ ઓછું છે એનો પણ ઉલ્લેખ કર્યો છે, પણ આટલી મહત્ત્વની વાતને પડખે આ પાછલી (નાટ્યતત્ત્વ ન હોવા વિષેની) વાત અમુક અંશે દબાઈ ગઈ છે, અને એ તત્ત્વને અંગે આ લેખમાં હું એકાદ જ પ્રવેશમાંથી દૃષ્ટાન્ત આપી ચર્ચા કરવા માગુ છું.

એક જ વાક્યમાં કહીએ તો એ વિવેચનલેખકોએ વિશ્વગીતા "drama" નથી એ વાત પર વધુ ભાર મૂક્યો છે. જ્યારે હું એમાં (ભરતગોત્રનાં લજ્જાચીર (૧-૫) અને થોડે અંશે તપસ્વીના શાપ (૧-૨)ના જ્વલંત અપવાદો બાદ કરતાં) નાટ્યતત્ત્વ "dramatic element" નથી એ ઉપર જેમનું ધ્યાન ન દોરાયું હોય તેમનું ધ્યાન ખેંચવા માગું છું. થોડાક પરિચ્છેદ-paragraphsમાં એ નાટક નથી એનો ઉલ્લેખ કરી પછી આપણે એનું નાટ્યતત્ત્વ જોઈશું.

વિશ્વગીતામાં

(૧) પાત્રો છે, તેઓ પ્રવેશે છે, વાતો કરે છે અને પાછાં જાય છે.

(૨) એ 'નાટક'ને અંકોમાં વિભક્ત કરવામાં આવ્યુ છે. અને દરેક અંકના જુદા જુદા પ્રવેશો પાડવામાં આવ્યા છે, તે ઉપરાંત એક નાન્દી ઉમેરવામાં આવી છે.

બસ વિશ્વગીતામાં આટલી બે બાબતોમાં જ નાટકનાં તત્ત્વો જોઈ શકાય છે. બાકી બીજી કોઈ રીતે એ નાટક નથી. પાત્રો છે પણ પાત્રાલેખન નથી, પ્રવેશો છે પણ તેમાં કાર્યકારણ સંબંધ નથી, એકમાંથી બીજો અને બીજામાથી ત્રીજો સ્ફુરી છેલ્લા પ્રવેશમાં સમગ્રાંશે નિર્વહણ થાય છે એમ નથી.

'નાટક એ વસ્તુપ્રધાન' સ્વરૂપ છે, ને વસ્તુ વિના એ ટકી શકે જ નહીં આ 'નાટક'માં કોઈ એક વસ્તુ નથી, જુદા જુદા પ્રવેશોમાં સ્થળ, કાલ અને સંસ્કૃતિની પરવા કર્યા વિના જુદા જુદા પ્રસંગો ઘુસાડવામાં આવ્યા છે. આથી છેલ્લો પ્રવેશ વાંચીએ છીએ ત્યારે આપણને આગલા પ્રવેશોનું વસ્તુદૃષ્ટિએ અનુસંધાન થતુ નથી, કવિ કહે છે તેવો કોઈ નાજુક ભાવદોર એમાં હોય તો ય તે આ બધા "મણકા" એને એકત્ર ગૂંથી શકતો નથી; એ "દોર" શોધવા માટે ય આપણામાંના ઘણા ખગને વિશ્વગીતામાં સ્વૈરવિહારની જેમ ફરતાં સુખી જીવડાં આપણી દૃષ્ટિએ પતંજલિ કે શુકદેવજીનાં લોચનો લાવવા પડે એટલો એ "ગુણ" સૂક્ષ્મ છે.

વારુ, વિશ્વગીતા નાટક નથી એ પ્રશ્ન બાજુ પર મૂકીએ અને એ દરેક પ્રવેશને એક જુદી નાટિકા ગણીએ તો? એ પણ સંભવિત નથી. એમાંના કેટલા ય પ્રવેશોમાં એટલું વાર્તા (વસ્તુ)તત્ત્વ નથી કે એ દરેક પ્રવેશને એક એક જુદી અને સ્વતંત્ર નાટિકા ગણી શકાય. એ રીતે જોવા જઈએ તો એ પ્રવેશો માત્ર ટુકડાઓ જ બની રહે છે; અને તે ય કેટલાંક સામયિકોના દિવાળી-અંકોમાં આવતી એવી પ્રસંગ-નાટિકાઓ કરતાં ય કદીક કદીક ઓછા દમવાળા.

વાર્તાતત્ત્વ બાદ કરીએ તો ય એમાં કાંઈ નાટ્યતત્ત્વ નથી. એમાં *નાટકનાં તત્ત્વ કરતાં pageant*, opera અને masqueનું તત્ત્વ ઘણું વધારે છે એમાં ભવ્ય ચમત્કારો, રોશની, ભભક આવે છે, ને બધું ક્ષણઅર્ધક્ષણમાં સરી જાય છે. આ થયુ pageant નું તત્ત્વ. એમાં મનહર ને મધુર ગીતો આવે છે. આ થયું oderaનું તત્ત્વ. એમાં કવિતા ખૂબ પ્રાધાન્ય ભોગવે છે. આ થયુ masqmeનું તત્ત્વ

*એનાં પાત્રો નાટકનાં નહીં પણ pageantનાં* પાત્રો છે, કારણ કે કોઈને કાંઈ વ્યક્તિત્વ નથી. દરેક પાત્ર સુંદર અને લાંબી ચોડી, ઘણી વાર અપ્રસ્તુત, વાતો કરીને કવિની વિદ્વતા, વિચારઘનતા અને આર્ષદૃષ્ટિ, કે ભાષાપ્રભુત્વ, ભાષાભભક અને ભાષાભવ્યતા બતાવીને ચાલ્યું જાય છે. Consistancy શું છે એ, વિશ્વગીતાનાં પાત્રોમાંથી બહુ ઓછાને ખબર છે, એ તો ઠીક; પણ જેમ આ નાટકમાં કોઈ motif અથવા શ્રી. રમણિક અ. મહેતાના શબ્દોમાં કહીએ તો "હેતુ" (આજકાલનાં નાટકો; પ્ર-

'મોજમજાહ' કાર્યાલય), નથી તેમ એનાં પાત્રોમાંનાં બહુ ઓછાને કોઈ જીવનદષ્ટિ કે જીવનમાર્ગ જડેલો છે. (હું આ નાટ્યદષ્ટિએ કહું છું. બાકી આમ તો દરેક પાત્રોને કોઈક આદર્શ છે જ.)

શ્રી મુનશી Gujarat and its Literature માં આ 'નાટક' વિષે આ પ્રમાણે પોતાનો મત દર્શાવે છે:

**Vishvagita**, which the author in his preface claims to have modelled on the lines of the **Bhagavata**,[૨] is a bunch of situations from several unconnected episodes, held together by the appearance of the sage Patanjali in the prologue and again at the end, when the sage utters his famous aphorism, "Yoga means the cessation of the activities of the cognising aspect of the mind."[૩] **It is not a piece of art.** It reads like the troubled dream of a puranika, with the mythological tapestry of the Puranas all turned topsey turvey, and some figures of the past mingling with one another in defiance of time, place and tradition.

પણ વિશ્વગીતામાં નાટ્યતત્ત્વ નથી, એમ કહેવાનો અર્થ એ નથી કે કવિએ એમાં નાટ્યતત્ત્વો આણવાના પ્રયત્નો નથી કર્યા. કોઈ કોઈ ઠેકાણે એમાં એમને સારી સફળતા પણ મળી છે. એનું એક દૃષ્ટાન્ત આ રહ્યું:

''અન્નજલ મૂકવાને સીતાજી કમળના ડોડલાશા કરછેડલે મર્યાદરેખ ઉલ્લંઘે છે; ત્હાં સહસા, આભમાંથી શકરો બાજ પરાવતજોડલાં ઉપર તરાપ મારે એમ, બન્ને હાથેળીઓ ત્રિદંડી ઝીલી લે છે, સીતાદેવીને પર્ણશાલાની બહાર ખેંચી લે છે.'

પણ સાધારણ રીતે કવિએ એમની શક્તિમાં હોય એ બધા પ્રયત્નો કર્યા છે, છતાં એ એવી અપૂર્વ નિષ્ફલતા પામ્યા છે કે જીવનમાં પહેલું નાટક કે નાટિકા લખનાર પણ પ્રૌઢ સાહિત્યકારના અપ્રૌઢ પ્રયત્નો તરફ જોઈને પોતાની શ્રેષ્ઠતાના ભાનથી હસે.

કવિની dramatic sense કેટલી અણખીલી છે એનું મેં આગળ કહ્યું છે તેમ એક જ (પહેલા) પ્રવેશમાંથી દૃષ્ટાન્ત લઈશું. એ પહેલા પ્રવેશમાં કવિ સીતા પાસે એણે જે શબ્દોને રામ દ્વારા બોલાયેલા ગણ્યા એના પુનરુચ્ચાર શાન્તિપૂર્વક કરાવે છે.

વન છે વિતકસુલભ ને અઘોર.
''હે સીતે!'' 'હે લક્ષ્મણ!' 'હે બાન્ધવ!'
હવામાં ઉ(ઊ)ડતા આવ્યા એ આર્તશબ્દો.
શત્રુના શલ્ય સમા હૈયે વાગ્યા.
મારી આંખવડીમાં તરવરે છે,
અનિષ્ટનાં ઓળાઓ આજ.

પણ નેપથ્યમાંથી ફરી એ ઉદ્બોધનો આપણી સમક્ષ કરાવી સીતાનો તરફડાટ, વ્યાકુળતા લક્ષ્મણને બધી વાતો મૂકી દેડી જવાની આર્જવભરી વિનંતી—કે જે બધામાં, ઘણું વધારે નાટ્યતત્ત્વ રહ્યું છે, ને જે કુશળ નટીના (ને સાથે લક્ષ્મણનું પાત્ર ભજવનાર કુશળ નટના) અભિનયદ્વારા પ્રેક્ષકોની આંખ સામે જિંદગીભર ન ભુલાય એવું દશ્ય રજૂ કરી શકે એમ છે—તે કરાવવાનું કવિને સૂઝતું નથી.

એ જ રીતે કવિમાં dramatic probabilityનું તત્ત્વ કેટલું છે તે પણ જોવા જેવું છે. આ જ પ્રવેશમાં સીતા ભીખ આપવા જાય છે, જે ચાર ચોટવાળી લીટીઓમાં એ વર્ણવે છે:

(મર્યાદરેખ ઓળંગવા જાય છે, ત્યાં સહસા ખમચીને સ્વગત)

**આ શું સાંભળું છું?**
**હવા થરથરે છે? કે આભ?**
**ભયંકર ભણકારા વાગે છે,**
**જાણે પ્રલયનો ઘોર;**
**જાણે સાગરે માઝા મૂકી!**

ને પછી એક ક્ષણ પણ ખચકાયા વિના, એક ક્ષણ પણ પોતે જે ભાવ અનુભવે છે એમ બોલ્યા કે બતાવવા થોભ્યા વિના, "રામભદ્રની આણ-મર્યાદા"ની બહાર હાથ નાંખી ભીખ આપે છે! (અલબત્ત, આ બાબતનો એમ બચાવ થઈ શકે,

કે પેલા ભયશબ્દો બોલતાં બોલતાં જ સીતાએ એ ભાવનો અનુભાવ કરાવ્યો અને "જગતમાં તો ડગલે ડગલે છે જોખમ" એ સૂત્ર ઘડી પહેલાં જ ઉચ્ચારેલું હોય એ ભયના ભણકાર છતાં એની પરવા ન કરતાં એઓ આગળ કરેલા નિશ્ચયને કર્ત્તવ્યનિષ્ઠ યોગીની જેમ તરત જ અમલમાં મૂકે છે. પણ, આમ પહેલી ક્ષણે નથી લાગતું. જેમ શેક્સપિયર કે ન્યૂ થિયેટર્સની અનેક અસંબદ્ધતાઓનો બુદ્ધિપૂર્વક બચાવ કરવામાં આવે છે તેવો જ આ બચાવ ગણી શકાય.) નાનાલાલ, શ્રી મુનશી કહે છે તેમ, હમેશાં ક્રિયા કોસોમાં બતાવે છે. અહીં એમ થયું નથી, એટલે જ આ વિરોધ કરવાનો રહે છે.

ને આવું તો આખા પ્રવેશમાં ડગલે પગલે દેખાય છે. રામનું જીવન જ્યારે ખૂબ ભયમાં છે ત્યારે, એવા કટોકટીના સમયે પણ, સીતા લક્ષ્મણ જોડે હળવાશથી, શાન્તિથી કવિત્વથી, કટાક્ષથી વાત કરવાનો અવકાશ મેળવી શકે છે.

મ્હારી આંખલડીમાં તરવરે છે
અનિષ્ટના ઓળાઓ આજ.

એ ઘડીઓ પ્રસંગમાં જે ચોટ હોવી જોઈએ તે કેટલી ઓછી કરે એ આગળનું અવતરણ બતાવશે. ભયાનક રસ એકલો પ્રવર્તતો હોય ત્યારે આ શબ્દ ચાલી શકે, પણ જ્યાં સાથે સાથે "ત્રાસ"ના વ્યભિચારીભાવનું પ્રવર્તન હોય ત્યારે કોઈ આ ધીમા શબ્દો બોલી કે અનુભવી શકે જ નહિ. અને આવી ત્રાસજનક અને ભયાનક પળે વળી એ કવિત્વ બતાવે છે :

પંચવટીના પરબ્રહ્મ છે રાઘવચન્દ્ર;
સીતા તો છે એ ચન્દ્રની ચન્દ્રિકા,
એ પુરુષોત્તમની પ્રકૃતિ.
સતીના સંસારનો રસમુગટ છે સ્વામી.

આટલું બોલ્યા પછી જ એ મૂળ વાત પર આવી શકે છે :

સ્ત્રીના કરતાં, ઓ જિતેન્દ્રિય !
સ્ત્રીના નાથની પ્હેલી રક્ષા હોય.

વળી, આ સીતા, કટાક્ષ પણ અસહ્ય કરતાં જુદી રીતે કરે છે :

નયનોમાં નીરખશો જ નહિ !
નયન નાંખ્યાં નથી ખિલાતાં શું ?

રાવણને પોતાની રસિકતા અને રૂપપરખ બતાવવાની વધુ તક મળે એટલા માટે સીતાજી થોડો સમય તો રાવણને વિના વિરોધે પોતાના દેહસૌંદર્યનું પાન કરવા અને એનું પોતાની ભાષામાં પ્રતિબિંબ પાડવા દે છે :

भिक्षान्न देहि, रूपमूर्ति !
सुकेशी ! ज्ञे चिंतवो छो ते सांधरी.

× × ×

રૂપની પૂર્ણિમા એકાકિની હશે ?
આ રૂપલતાને ઘણીક છાંટે
એ નાથ કઠોર નથી ?

આ ચાર સંબોધનો પછી જ સીતાને આનો વિરોધ કરવાનું મન થાય છે.

એટલે, વિશ્વગીતામાં નાટ્યતત્ત્વ નથી જ, એ આ એક જ પ્રવેશ પરથી પુરવાર થયું અને દરેક પ્રવેશમાંથી આનાં દરેક દૃષ્ટાન્ત સહેલાઈથી જડશે. વિશ્વગીતાને એ મુનશીના શબ્દોમાં માત્ર ખંડ આખ્યાન છે, અને એ રીતે અલબત્ત, બહુ રસિક વાચન છે. એની ભાષાની ભવ્યતા, જેમકે, કોઈ કોઈ સ્થળે સંવાદ કે વર્ણનમાં આવતો નર્મ; એના દશ્યોનું સુંદર કૌંસાન્તર્ગત વર્ણન; વાંચતાં વાંચતાં નાટ્યતત્ત્વ ન હોવા છતાં આંખ આગળ દશ્ય ખડું કરવાની એની શક્તિ; એનાં લયમધુર ગીતો અને અનુપમ કલ્પનાચિત્રો, એમાં ચર્ચાયેલા પ્રશ્નો અને રજૂ કરાયેલ તત્ત્વજ્ઞાન; કવિની જીવનદૃષ્ટિ અને આર્યસંદેશ; આ બધાં તત્ત્વો એને આપણી ભાષાનું એક ઉત્તમ પુસ્તક ભલે બનાવતાં હોય, પણ એથી એમાં નાટ્યતત્ત્વ વધતું નથી, બલકે ઘટે છે. ખરી રીતે તો વિશ્વગીતા એ (કદાચ જયાજયન્ત બાદ કરતાં બાકી રહેતાં) નાનાલાલના દરેક નાટકના નાટ્યમર્મના અભાવનું સચોટ અને સ્પષ્ટ થવા માટે

જાણે enlarge કરેલું microscopic પ્રતીક છે. એ એક નાટક વાંચ્યા પછી એમની અણખીલી નાટ્યશક્તિનો પરિચય કરવા માટે એમનાં બીજાં કોઈ નાટકો વાંચવાની જરૂર રહેતી નથી. ખરેખર, કવિ-"રસગાનતાનવિહીન[૪]" નહિ પણ "રસ,ગાન, તાન," અને એ ઉપરાંત બીજી ઘણી વસ્તુઓથી યુક્ત હોવા છતાં "નાટ્યમર્મવિહીન" તો છે જ.

આપણે

નાનલ તેનો દીકરો, બોલ્યું....

એવી ગ્રામ્ય પંક્તિઓ ગવડાવવાને બદલે પેલી "તૈલપતણી નગરી" ની છોકરીને કે સુરત-અમદાવાદના ટીખળી છોકરાઓને વધુ સુંદર અને સાર્થ લીટીઓ સૂચવી શકીએ.

નાનલતણાં નાટક સદા, નાટ્યમર્મવિહીન છે;
પણ શબ્દ,રસ ને ભાવના વૈભવ થકી રાચી રહે.

ટીપો :

...ડો. આનાહેલે એમની કૉન્સાઈઝ ઇંગ્લિશ ડિક્શનેરીમાં pageant નો એક અર્થ "Dramatic representation" એવો આપ્યો છે ખરો, પણ અહીં મેં pageant શબ્દ dramaના પર્યાયશબ્દ તરીકે નથી વાપર્યો.

૨. શ્રી મુનશીનું આ કથન બરાબર નથી. કવિશ્રીએ પ્રસ્તાવનામાં માત્ર ભાગવત અને વિશ્વગીતાનું સ્વરૂપ-form ની દૃષ્ટિએ સામ્ય બતાવ્યું છે. એમણે પોતે એ ભાગવત પર આધારેલું છે એમ કહ્યું નથી, અને વાસ્તવમાં એ એમ છે પણ નહિ. જેમ એની ચિકિત્સા—treatment—ભાગવતથી તદ્દન જુદી જાતની છે તેમ આવતા માત્ર બે ત્રણ પ્રસંગો ભાગવતમાંથી ઉદ્ધરેલા છે, અને તેમાં ય કાંઈક તો ફેરફાર કરેલા છે, કવિએ આ ઉપરાંત આટલું જ વધુ સામ્ય બતાવ્યું છે:

શ્રીમદ્ ભાગવતમાં કૃષ્ણચંદ્રની કથા મધ્યવર્તિની છે, ને શ્રીમદ્ ભગવદ [ દ્ ] ગીતામાં કૃષ્ણાર્જુન-સંવાદ એક અખંડ દોર છે; એમ આ નાટકમાં શુકદેવજીનું યાત્રાભ્રમણ કંઇ[ ઈ ]ક અંશે મધ્યવર્તી ને સંકલનારૂપ છે. શ્રીમદ્ ભાગવતમાં જેમ ગ્રન્થસમગ્ર ઉપર ઉપદષ્ટા ગર્ભજોગી શુકદેવજી વિરાજમાન છે, એમ આ સમગ્ર નાટકના યે ઉપદષ્ટા સમા મહામુનિ પરમ સમર્થ યોગર્ષિ પતંજલિ છે.

એટલે, શ્રી. મુનશીએ નાની નાની વિગતો આપવામાં કે interpreate કરવામાં જે અનેક ભૂલો એમના એ આકરગ્રંથમાં કરી છે તેમાંની જ એક છે.

૩. चित्तवृत्तिनिरोधः योगः

૪. શ્રી. મુનશીના 'પૃથિવીવલ્લભ'માં પૃથિવીવલ્લભે પ્રજાજનો આગળ જે લીટીઓ ગાયે છે અને પ્રજાજનો જે ઝીલી લે છે તેમાંથી ઉપાડેલો શબ્દ એ પંક્તિઓ આ રહી.

તૈલપતણી નગરી સદા, રસગાનતાનવિહીન છે,
તે પૃથ્વીકેરા નાથના, પદસ્પર્શથી રાચી રહે.

શ્રી મનહરરામ મહેતા, મુનશીજી કે જે કોઈએ આ લીટીઓ લખી છે તે ત્રીજા ચરણમાં શ્રી. મુનશીનો પ્રિય 'પૃથિવીવલ્લભ' એ શબ્દ છંદોભંગ કર્યા વિના દાખલ કરી શકતે.

'તે પૃથિવીવલ્લભતણા, પદસ્પર્શથી રાચી રહે.'

# બેલ્જિયમ

[ યુદ્ધના ચમકાવનાર બનાવોથી બહુર
કારુણ્ય નીતરતા આ મ સની કથની ]

શ્રી 'તજ્જ્ઞ'

## વસ્તી

બેલ્જિયમ એ યુરોપના મધ્યમા આવેલો ફ્રાન્સ અને જર્મની વચ્ચે નાનો દેશ છે એ દેશ ભારે ઔદ્યોગિક અને પ્રગતિશીલ છે એનો વિસ્તાર માત્ર ૧૧૭૭૫ ચોરસ માઈલનો જ છે એની વસ્તી સને ૧૯૩૦ની ગણતરી મુજબ ૮૨ લાખની છે ૫૫ વરસના નાના ગાળામા ૩૦ લાખ જેટલી વસ્તી વધી છે બેલ્જિયમમા અતિ ઝડપથી વસ્તીનો વધારો થતો હોવાથી એ દેશમા અત્યત ગીચતા છે કોઈ કોઈ જિલ્લામા એક ચોરસ માઈલમા ૧૩૫૦ જેટલી મોટી ગીચ વસ્તી વસે છે પ્રજામાથી માત્ર પાચ લાખ માણસો જ ખેતીમા રોકાયેલા છે એટલે બહારથી અનાજ મગાવવુ પડે છે, ૧૫ લાખ માણસો ઉદ્યોગોમા રોકાયલા છે ૬ લાખ માણસો વેપાર અને મજૂરીમા લાગ્યા છે ૧॥ લાખ નોકરો ૧॥ લાખ સરકારી નોકરીઓમા વગેરે રોકાયલા છે ૪૧ લાખ પુરુષો અને ૪૧ લાખ સ્ત્રીઓ છે બેલ્જિયમમા ૩॥ લાખ માણસો બીજા દેશોના રહે છે બેલ્જિયમનું મુખ્ય શહેર બ્રસેલ્સમા ૮ લાખ માણસોની વસ્તી છે એન્ટવર્પમા ૩ લાખ ગેન્ટમા બે લાખ, લીએજમા બે લાખ માણસોની વસ્તી છે દેશમાં બેકારી નથી

## ધર્મ, શિક્ષણ, લોકો

રાજ્ય ધર્મ સબધી સમભાવ ધરાવે છે ઘણા ખરા બેલ્જ લોકો રોમન કેથોલીક સપ્રદાયના છે લઘુમતી પ્રોટેસ્ટન્ટ સપ્રદાયની છે ફ્લેમીંગ બેલ્જ વિગેરે જુદા જુદા લોકો એક બીજાની સાથે હળીમળીને રહે છે શિક્ષણની બાબતમા આ નાનું રાજ્ય ખૂબ આગળ વધેલુ છે બ્રસેલ્સ, લુવે, ગેન્ટ અને લીએજમા વિશ્વવિદ્યાલયો છે ૩૧ વાણિજ્ય અને હુન્નર ઉદ્યોગની હાઈસ્કૂલો છે ૨ ખેતીવાડીની કોલેજો છે અનેક જાતના વિષયો કળા, સાહિત્ય હુન્નર રસાયન, વિદ્યુત, વિજ્ઞાન શીખવવાની શાળાઓમા વ્યાપક શિક્ષણ મળે છે શિક્ષણ સામાન્ય અને ફરજિયાત છે ૯૩ ટકા પ્રજા ભણેલી છે, ૧૦૦૦૦ પ્રાથમિક શાળાઓમા દસ લાખ વિદ્યાર્થીઓ ભણે છે આ નાના દેશમા ૩૦૦૦ લાયબ્રેરીઓ ૬૦ લાખ પુસ્તકો ધરાવે છે બેલ્જિયમની મુખ્ય ભાષાઓ ફ્લેમીંગ અને ફ્રેચ છે

## ઇતિહાસ

સને ૧૮૨૮ સુધી બેલ્જિયમ હોલાન્ડની સાથે સયુક્ત હતુ સને ૧૮૩૦મા એ સ્વતત્ર વિભક્ત દેશ બન્યો એ દેશે સ્વતત્ર થઈ બધારણપૂર્વક રાજ્યવ્યવસ્થા રાજાના હાથ નીચે રચી લિઓપોલ્ડ ત્રીજો હમણા ગાદી ઉપર છે એની ઉમર ૩૫ વરસની છે એનું વાર્ષિક સાલિયાણુ સવા કરોડ ફ્રાન્ક છે લડનની સને ૧૮૩૯ ની સધિ મુજબ બેલ્જિયમની સ્વતત્રતાની જોખમદારી ઓસ્ટ્રિયા, રશિયા ગ્રેટબ્રિટન અને જર્મનીએ લીધી હતી બેલ્જિયમનુ બધારણ પાર્લામેટ ધોરણ ઉપર ચાલે છે, પાર્લામેન્ટના બે વિભાગ છે સીનેટ અને પ્રતિનિધિસભા રાજ્યશાસન રાજાની દેખરેખ નીચે ૧૪ પ્રધાનો પાર્લામેટની આજ્ઞા મુજબ કરે છે પાર્લામેટમા ૭૯ કેથોલિકો, ૭૩ સમાજવાદીઓ, ૨૪ લીબરલો વગેરે હતા બેલ્જિયમના લોકો પોતાની મ્યુનિસિપાલિટીઓનુ શાસન ચૂટણીના નિયમે કરે છે લોકોની સ્વતત્રતા સારી રીતે રક્ષાયલી છે ન્યાયકચેરીના વોરટ વગર કોઈને પકડી શકાતા નથી

## લોકકલ્યાણનાં ખાતાઓ અર્થશાસ્ત્ર

ગરીબ, વૃદ્ધ, અશક્ત, વિધવાઓ અને બાળકો માટે વિશાળ પાયે રાજ્યે અને પ્રજાએ ગોઠવણો કરી છે આશ્રયસ્થાનો પણ ઘણા બાધવામાં આવ્યાં છે ભીખ માંગવાનું કાયદેસર બધ કરવામા આવ્યું છે

સંશક્ત માણસે કામ કરવું જ જોઇએ એવો ત્યાં નિયમ છે. રાજ્યની પેદાશ પાંચ વરસની સરેરાશે ૧૧॥ અબજ ફ્રાંકની અને ખર્ચ ૧૨ અબજ ફ્રાન્કનું હતું. સીધા કરોથી ૩ અબજ ફ્રાન્ક, જકાતોથી ૩ અબજ ફ્રાન્ક, સ્ટામ્પની ડ્યુટી ૩ અબજ ફ્રાન્કો આવે છે. સૌથી મોટું રાજ્યખર્ચ વિદ્યાશિક્ષણ ઉપર ૨ અબજ ફ્રાન્ક છે. સૈન્ય પાછળ ૮ કરોડ ફ્રાન્કનો ખર્ચો હવે ત્રેવડાવ્યો છે. ગયા યુદ્ધમાં જર્મનીની સામે બેલ્જિયમને લડવું પડ્યું હતું. આથી બેલ્જિયમનું કરજ મોટું છે. વ્યાજ ૪ અબજ વાર્ષિક પોતાના દેશમાં ભરવું પડે છે. બેલ્જિયમ સમૃદ્ધ દેશ ગણાય છે, કારણ કે ઉદ્યોગોની પેદાશ લોકોને મોટી મળે છે.

## સૈન્ય, મનવારો, વિમાનો, ઉદ્યોગો.

સને ૧૯૧૪–૧૮ માં બેલ્જિયમનો કબજો જર્મનીએ યુદ્ધમાં મેળવ્યો હતો, છતાં બેલ્જિયમ પાસે આ વખતના રક્ષણ માટે સૈન્ય મજબૂત નથી. અંગ્રેજ અને ફ્રેંચની એને હુંફ હતી. પાછળથી હુંફ છોડી દેવામાં આવી હતી. બેલ્જિયમમાં ફરજિયાત સૈનિક શિક્ષણ બધાં યુવાન શહેરીઓ માટે છે. પાંચ લાખ માણસો બેલ્જિયમે છેલ્લા યુદ્ધમાં ઉતાર્યા હતા. તેમાં બે લાખ પાંચ ૭ દિવસના યુદ્ધમાં ખપી ગયા સંભળાય છે. કરકસર માટે બેલ્જિયમ સમુદ્ર ઉપર છતાં મનવારોનો કાફલો નિભાવતું નહોતું. એની પાસે ૩૦૦ વિમાનો હતાં. જર્મનીએ સર્વેને સ્વર્ગને માર્ગે ઉડ્ડયન કરવા મૂકી દીધાં છે. બેલ્જિયમની કોલસાની ખાણોમાંથી વાર્ષિક ત્રણ કરોડ ટન કોલસો નીકળે છે. બેલ્જિયમ લોઢાના ઉદ્યોગનું મુખ્ય સ્થાન મનાય છે. એ દર વરસે ૮૫ લાખ ટન લોઢું, અરડીલ, ઢાળી, વગેરે બનાવે છે. પરદેશો ખાતે મોટા પ્રમાણમાં લોઢું ચડાવે છે. હિંદ પણ તેના લોઢાનું ગ્રાહક છે. તે સિવાય ૩૮ ખાંડનાં કારખાનાં, ૧૩ ખાંડ સ્વચ્છ કરવાનાં કારખાનાં, ૫૦ દિવાસળીનાં કારખાનાં છે. વીસ લાખ માણસો ઉદ્યોગોમાં રોકાયેલા છે. ખોરાકીની જણસો ૩ અબજ ફ્રાન્કની કિંમતની પરદેશોથી આયાત થાય છે.

## પરચુરણ

સીમેંટ, કાચ, કાચનો સામાન, કપડું, લોઢું, પોલાદ, સીસું વગેરે પદાર્થોની નિકાસ બેલ્જિયમ કરે છે, બેલ્જિયમ અનાજ, યંત્રકામ, રસાયનો વગેરે ચીજો મંગાવે છે. બેલ્જિયમ પાસે ૧૩૮ વેપારી સ્ટીમરો છે. બેલ્જિયમમાં ૭૦૦૦ માઈલનાં રસ્તા છે. ૧૦૩૬ માઈલની નહેરો છે. ૩૨૦૧ માઈલની મુખ્ય રેલવેઓ છે. ૩૧૭૧ માઈલની નાની રેલવેઓ છે. એ સર્વે હવે જર્મનોના કબજામાં છે. ૧૭૦૦ પોષ્ટ ઓફિસો અને ૧૫૩૨ તાર ઓફિસો છે. ૨૩૨ રેડિયો સ્ટેશન છે. ૫૮૦ ટેલીફોન એક્ષ્ચેંજો છે. તે ૧૮ લાખ માઈલનાં ટેલીફોનોનાં દોરડાં ધરાવે છે. બેલ્જિયમમાં બેલ્ગા અને ફ્રેંકો એ સિક્કાનું ચલણ છે.

## સંસ્થાનો

બેલ્જિયમના દક્ષિણ આફ્રિકામાંનાં સંસ્થાન કોંગોનો વિસ્તાર ૯૧૮૦૦૦ ચોરસ માઈલનો છે. તેમાં ૯૫ લાખ સીદીઓ અને ૧૨ હજાર યુરોપિયનો રહે છે. મુખ્ય પેદાશ ૧ લાખ ટન પામનું તેલ, કપાસનું તેલ ૧૫ હજાર ટન, ચોખા ૫૦ હજાર ટન, કોશી ૧૦ હજાર ટન તે સિવાય સોનું હીરા વગેરે કેટલીક ધાતુઓ નીકળે છે.

## બેલ્જિયમનું રાજ્ય જર્મની ને શરણે આવે છે

બેલ્જિયમે સંકટ સમયે મિત્ર રાજ્યોની સહાય માગી. જર્મનીના આક્રમણ સમયે એણે મદદ માટે આર્તનાદ કર્યો. ત્રણ લાખ ફ્રેંચ અને બે લાખ અંગ્રેજ સૈનિકો એની મદદે આવ્યા. એમની સાથે પાંચ લાખ બેલ્જો જોડાયા. ફ્રાન્સના સૈન્ય સાથે એમનો સંબંધ જોડાયેલો હતો. ઓચિંતાં જર્મન સૈન્યની ૫૦૦ ટનના વજનની અને ૧૨૫ ફીટ લાંબી તેમ જ ૬ તોપો ધરાવનારી ટેન્કોની હારોહાર ગોઠવાયલી વ્યુહબદ્ધ રચનાએ આ સૈન્યોની વચ્ચે ફાચડ મારી આગળ વધી. અહીં તુમુલ યુદ્ધો શરૂ થયાં. ફ્રાન્સ અને બેલ્જિયમના મિત્ર રાજ્યોનાં સૈન્યોએ પોતાના સૈન્યનું રક્ષણ કરવા માટે અને

સબધ સાચવવા માટે મોટા પ્રયાસો કરી જર્મન ફાચડ તોડવા મહેનત કરી પરતુ જર્મન ફાચડનો વિનાસ થતો ગયો બેલ્જિયમના સૈન્યને જુદુ પાડી નાખવામા અને ફ્રાસ સાથેનો તેનો સબધ તોડી નાખવામા જર્મનો ફત્તેહમદ થયા, બેલ્જિયમના મિત્ર સૈન્યને જર્મનોએ ઘેરી નાખ્યુ પોતાના દેશના શહેરો ગામડાઓ ખેતરો સર્વે છિન્નભિન્ન થઈ જતા, વસ્તીને દુખી થઈ જતા, પાયમાલ થતા જોઈ કઈ આશા ન હોવાથી બેલ્જિયમનો રાજા જર્મનીને શરણે ગયો બેલ્જિયમના ત્રણ લાખ સૈનિકોએ હથિયારો જર્મની નમાવી નાખ્યા મિત્ર રાજ્યોની પૂર્વની પાંખ કપાઈ જતા એમની આખી બાજુ રક્ષણ વગર થઈ ગઈ

### ડન્કર્કથી મિત્ર સૈન્યોનો બચાવ

ત્રણે તરફ ઘેરાયલા સૈન્યને માટે માત્ર ડન્કર્કનુ બદર જ ખુલ્લુ રહ્યુ જર્મનોના ટેકો અને વિમાનોનો ભારે મારો સહન કરતા, એમના મોટા સૈન્યો સાથે મોખરાના યુદ્ધો લડતા મિત્ર સૈન્યોએ પાછા હઠવા માડ્યુ હરોળમા ભયાનક યુદ્ધો ચાલુ જ હતા પાછળની પલટનો હટતી જ હતી બધો ભારી સામાન, ૫૦ હજાર મોટરો, મોટી તોપો, દારૂગોળાનો મોટો સગ્રહ પુરવઠો અને સૈનિકોનો વિશાળ સામાનનો જથ્થો, જે કરોડો પાઉડની કિમતનો હતા તે મૂકીને પાછા હઠવાનુ થયુ. જર્મન વિમાનો ઉપરથી તોપો તથા બોમ્બગોળાના મારા વચ્ચે આ સૈન્ય પાછુ હઠવા લાગ્યુ પણ એણે પોતાની વ્યવસ્થા છોડી નહિ પોતામા ભગાણુ પણ પાડ્યુ નહિ ડન્કર્કના બદરે ધીમે ધીમે લડતા લડતા સૌ પહોચ્યા અહીં જર્મન વિમાનોના બોમ્બ ગોળાથી પોતાનુ અતિ મહેનતે રક્ષણ કરતી અગ્રેજી મનવારો હજારો સ્ટીમરોને ઘેરી ચોકી કરતી ઊભી હતી એમણે પણ તોપોના મારાથી ધસ્યા આવતા જર્મન સૈન્યને અટકાવ્યુ ડન્કર્કનુ બદર દરિયાની સપાટીથી નીચુ છે, બધ બાધી સાગરના પાણીને અટકાવવામા આવ્યા છે આ બધો તોડી દરિયાના પાણીને બને તરફ અનેક માઈલો સુધી છોડી મૂકવામા આવ્યુ, આથી જર્મન પ્રવાહ અટક્યો અને સૈનિકોને જેમ તેમ સ્ટીમરો ઉપર ચડાવી દેવામા આવ્યા ૩૫૦૦૦૦ સૈનિકો બચી શક્યા

### ફ્રાન્સના સૈન્યની વ્યૂહરચનાઓની ખામી

ફ્રાન્સના સૈન્યાધ્યક્ષોએ આ સમયે એમનામા આશા રાખીએ તેવી સરસ વ્યૂહરચના કરી નહિ પોતાની લાબી હાર ટૂકાવીને એમણે બેલ્જિયમના માણસો સાથેનો સબધ તોડવા દેવો જોઈતો નહોતો મેગીનોટ લાઈનમા પચીશ લાખનુ એમનુ લશ્કર પડ્યુ હતુ તેમાથી યોગ્ય સમયે ફેરફાર કરી બીજે ઠેકાણે મદદે મુકાઈ નહિ આથી ફ્રેચ સરકારે જનરલ ગેમેલીનને સૈન્યાધ્યક્ષની પદવીથી દૂર કરી જનરલ વેગાને સૈન્યાધ્યક્ષ નીમ્યા એમણે લશ્કરની પુનર્રચના કરવા માડી પરતુ જર્મની તરફથી અતિવેગ ઉત્સાહ, સાહસ, બળ અને યાત્રિક ટેકો તથા વિમાનોના સહકારથી આક્રમણો કરવામા આવ્યા એમનો વેગ અપ્રતિહત હતો પાંચસો ટનની ટેકોએ નદી તળાવો, રસ્તાઓ, ખાઈઓ નહેરો, ટેકરીઓ, મેદાનો, ખડબચડી જગ્યાઓ સહેલાઈથી પસાર કરી કલાકના ૩૦-૪૦ માઈલની ઝડપે વધી પોતાની તોપોથી ફ્રેચ લશ્કર ઉપર હુમલો કર્યો ઉપરથી જર્મન વિમાનો ગોળાઓનો વરસાદ સતત વર્ષાવવા લાગ્યા એમના કરેલા માર્ગે ઉપરથી હજારો અને લાખો મોટરોમાં બે લાખ પદાતીઓના મોજાઓ હારોહાર તૂટી પડવા લાગ્યા

### ફ્લેન્ડર્સનુ યુદ્ધ

રાત્રી-દિવસ યુદ્ધો ચાલવા લાગ્યા ફ્રેચ સૈન્ય પોતાના બચાવના બાધકામો નીચે રહીને રક્ષણ કરતુ હતુ એના ઉપર સખત આક્રમણ થયુ ફ્રેચોની તોપોએ કેટલીક ટેકોનો ભાગી ભુક્કો કરી નાખ્યો છતા એમનો ધસારો ઘટ્યો નહિ એ તો મોટી ને મોટી સખ્યામા આવવા લાગી. હારોહાર માઈલોના માઈલો સુધી લાંબી અને ત્રણ માઈલની પહોળાઈમાં એ વ્યૂહરચનામા ગોઠવાઈ ટેકો આગળ વધતી હતી ફ્રેચ વિમાનો પણ જર્મન વિમાનો સાથે લડતા હતાં પરતુ ફ્રેચ વિમાનો જર્મનોની સાથે હરીફાઈમાં

ટકી શકતાં નહોતાં. એમને પુષ્કળ નુકસાન પહોંચતું હતું. ફ્રેંચ ટેંકો પણ ટક્કર ઝીલતી હતી છતાં રાક્ષસી જર્મન ટેંકોને અટકાવી શકાતી નહોતી. ખૂનખાર યુદ્ધો ચાલુ રહ્યાં. જમીન સર્વે ગોળાઓમા અગ્નિપડદાથી ઢંકાઈ ગઈ. એક મિનિટમાં સેંકડો ગોળાઓ ફૂટવા લાગ્યા. પલટનોની પલટનો સફાચટ્ટ થવા લાગી. એની જગ્યા બીજી પલટનોએ લીધી. જર્મન આક્રમણોથી અત્યંત ભારે નુકસાની તેમને ભોગવવી પડતી હતી છતાં નુકસાનીની પરવા કર્યા વગર ફ્રેંચ બચાવની અંદર તેઓ ગાબડાં પાડવા શક્તિમાન થયાં. એમણે બે ત્રણ ઠેકાણે મોટી ફાચરો મારી ફ્રેંચ વ્યૂહરચનાને નબળી પાડી દીધી. પ્રાણપણે લડતા બહાદૂર ફ્રેંચ સૈન્યોના અનેક વિભાગો થઈ પરસ્પર સંબંધ તૂટવાની અણી ઉપર હતો એટલે ફ્રેંચ સૈન્ય પાછું વ્યવસ્થિત રીતે હઠવા માંડી એકતાથી સંધાઈ નવાં બાંધકામો ઉપર બચાવ કરવા લાગ્યું. જર્મનીએ ફરી એ જ રીતે આ નવી કિલ્લેબંધીઓ ઉપર સૈન્યોથી આક્રમણ કર્યું. જગતમાં ક્યારે પણ ન થયેલ એવાં ઝનૂની યુધ્ધો આ સ્થળે રાત્રિદિન મચવા લાગ્યાં. છ દિવસ સુધી આ ફ્લેન્ડર્સનું યુદ્ધ ચાલ્યું.

### ફ્રેંચ અને આશ્રિત વસ્તીનો મરો

ફ્રાન્સમાં લાખો પોલાન્ડવાસીઓ, ઝેકો, ડચો, બેલ્જિયનો, નોર્વેના લોકો અને યાહૂદીઓ પોતાના દેશમાં યુદ્ધ થવાથી ભરાયા છે. પચ્ચાંસ લાખ આવા આશ્રિતો ફ્રાન્સનાં શહેરોમાં આવી રહ્યાં છે, જુઓ, જર્મન ટેંકોની તોપોમાંથી આ તરફ ગોળા પડે છે. ઉપર વિમાનોમાંથી પણ ગોળાનો વરસાદ થાય છે. અહીં ગોળો પડ્યો, આખો મહોલ્લો કરડડ–ભૂસ આ તૂટી પડે છે. અનેક માણસો દબાઈ જાય છે. ગામડાંઓનાં ઘરો તો કાગળનાં પડીકાંની પેઠે ધસી પડે છે! ભાગો, ભાગો! લોકોમાં નાસભાગ થાય છે. વૃદ્ધો, વૃદ્ધાઓ, બાળકો, બાળકીઓ એકબીજાને આશ્રયે રહીને ભાગે છે. પરંતુ આ શું? બધા રસ્તાઓ જર્મન રાક્ષસી ટેંકોથી ભરેલા છે. ક્યાં યે છુપાવાનો માર્ગ નથી. રસ્તાઓ ઉપર તોપોના સતત મારા અને બોંબોના વરસાદથી બધું ખલાસ થયું છે. ચારે તરફ ધડાકા થયા જ કરે છે. આંખો આંજી નાંખે એવા અગ્નિવરસાદના ઝળકાટનો પાર નથી. નિરાશ્રિતો મૂંઝાય છે. ફ્રાન્સની ભાગતી વસ્તી પોતાના હોશકોશ ખોઈ દે છે. જીવતું નરક ખૂલ્યું હોય તેવા આ દેખાવો છે. દૂર દૂરથી લાખો સૈનિકો લડતા હોવાના ભયંકર અવાજો ઉત્પાતો સાથે આવે છે. લોકોએ શું કરવું? ક્યાં જવું? એમની માલ મિલ્કતો નાશ પામી છે. એમનાં ઘણાં સગાં સંબંધીઓનો પત્તો નથી. બોરીંકી સૈનિકો ઉપાડી ગયા છે. જગતમાં કોઈ એમનું રહ્યું નથી. શ્રી શિવજીનાં લાખો ભૂતો નાચતાં હોય એવો ચારે તરફ બિભિત્સ દેખાવ દેખાય છે. લાખો શબોનાં ઢગો ચારે તરફ પડ્યાં છે, હથિયારો, તોપો, ભાંગેલી ટેંકો ચારે તરફ પડી છે. વર્ણનાતીત આ ભયંકર દશ્ય પૂરાં પાપકર્મોના ઉદય પછી આવે છે. પ્રજાની હાડમારીઓ, દુઃખો, તકલીફો, મૂંઝવણો, હેરાનગતિઓ, તથા ત્રાસનો પાર નથી.

### આ યુદ્ધયજ્ઞના ભોગો

૧૭ થી ૨૫ વરસના કુંવર કનૈયા જેવા, નમૂછિયા, હજી ઘર અને નિશાળનાં સુખોમાં લેટનારા ટાઢ, તડકો અને જગતની લીલીસૂકીના અનુભવ વગરના, યુવાની હજી જેને હમણાં જ ફૂટી હતી તેવા, જેણે સંસારના ભોગો ભોગવ્યા નથી, વાસનાઓ જેની ભૂખી રહેલી છે એવી સશક્ત સીધા સોટા જેવા, કાચા કુંવારા લાખો અને કરોડ યુવાનોને વીણી વીણીને આ યુદ્ધમાં તોપોના ખોરાક તરીકે આણ્યા છે. જનરલ હુકમ કરે છે, જાઓ, ફલાણો મોરચો લ્યો! હાથમાં બંદૂકો લઈ આ યુવકો દોડે છે. ઉપર વિમાનોમાંથી બોંબ વરસે છે. યુવાનોની હારોમાં ગાબડાં પડે છે. સેંકડો યુવકો ઢગલો થઈ મડદાં ખડકાય છે હવે શત્રુઓના મોરચાઓ તેમનું સ્વાગત કરે છે. તોપોમાંથી છૂટતા ગોળાઓ એમને તરત સ્વર્ગદર્શને મોકલી દે છે. અને પહેલી હરોળમાંથી દશ યુવાનો ઝડપાયા. બીજી, ત્રીજીમાંથી પણ તેટલા જ ગયા. પાછળના

યુવકો દોડી આવી એ ગામડા પૂરા કરે છે હજારો ઘાયનો હાથપગમાથા વગરના અડી તડી પડ્યા છે, ઘણાના મુખોમાથી કરુણાજનક શબ્દો નીકળે છે કેટનાક પાણી પાણી પાણી એવી બૂમો નાખે છે કેટલાક પોતાના વહાલા સગાઓના નામો પુકારે છે કોઈ કોઈ મોટે સાદે રુવે છ, કોઈ કોઈ નિસાસા મારે છે આ યુદ્ધયજ્ઞ યુવાનોને વરવા માટે છે, દેશના વાણિજ્ય, હુન્નર અને ઉત્પાદનના મૂળ કારણભૂત આ યુવનોના મોટા બલિદાનો ભવિષ્યમા એ દેશને ચારે તરફથી કુંઠિત કરી મૂકશે

## પેરીસ પડે છે

ફ્રાન્સનું સૈન્ય ટકી શક્યુ નહિ એણે પોતાથી બનતા પ્રયત્નો જર્મન આક્રમણોને ખાળવા કર્યાં પરતુ એકેય સફળ થયો નહિ ચારે તરફથી સવાસો માઈલો લાંબી યુદ્ધભૂમિની હરોળોનો ત્યાગ કરવો પડ્યો નવી નવી કિલ્લેબંધીઓ પણ કરવા લાગી પણ ચારે તરફથી પરાજય પછી પરાજય થવા લાગ્યા. જર્મન આધુનિક શસ્ત્રો સામે ફ્રેચ બહાદૂરી ટકી શકી નહિ. અંગ્રેજો પાસે ફ્રેંચોએ સૈન્યની મદદ માગી અંગ્રેજોને પોતાના દેશના બચાવ માટે ગોઠવણ કરવી હતી એટલે એમના સૈન્ય અને શસ્ત્રાસ્ત્રોની કુલ પેદાશ ગ્રેટબ્રિટનમા જ કામમા લેવાની હતી, આથી અંગ્રેજો જીવ જેવી મદદ કરી શક્યા નહિ. બધા દેશોને કબજે કરી ત્યાં મેળવેલી યુદ્ધની સાધનસામગ્રીથી જર્મનો બહુ બલિષ્ઠ બન્યા હતા ફ્રેચ સૈનિકો થાકતા જતા હતા એઓ જર્મનોની ઝડપી હિલચાલો સામે ટકી શકતા નહોતા ફ્રેંચોની સેનાઓએ પાછળ હઠવામા સૈનિકો અને શસ્ત્રસરંજામો મોટી સખ્યામા ગુમાવ્યા હતા એમની હરોળ હજી વ્યવસ્થિત હતી છતા ભયકર નુકસાનીઓ આ બહાદૂર પ્રજાએ ભોગવી હતી ઉપરે તેઓએ અત્યત ભીડમા આવી અમેરિકાના પ્રેસિડેટને મદદ માટે દર્દ ભરેલી અપીલ કરી પ્રેસિડેન્ટે સૈનિક શસ્ત્ર સામગ્રી મોકલી દેવાનું સ્વીકાર્યું પરતુ જર્મની સામે યુદ્ધ જાહેર કરવાની પોતાની સત્તાની બહાર હોવાનુ જણાવ્યુ આથી ફ્રેંચોને પેરીસ છોડવુ પડ્યુ

## ફ્રેંચો પેરીસ છોડી પાછળ જાય છે.

જગતમા સૌથી રંગીલુ, રસીલું, આમોદપ્રમોદ, મોજશોખ ફેશનો, કલાકૌશલ્ય હુન્નર, સગીત સ્થાપત્ય ચિત્રકળા ભોજનકળા, વેશભૂષા ઉત્સવ, રગરાગમાં અગ્રસ્થાન ભોગવતું ત્રીસ લાખની મોટી વસ્તીવાળુ પેરીસ દુશ્મનોની તોપોના મારા નીચે આવ્યુ રોટરડામ વોરસો વગેરે મોટા શહેરોની પેઠે આનો પણ જર્મન તોપે ખડેરો ન બનાવી મૂકે માટે પેરીસનુ સુદર શહેર ફ્રેંચોએ વગર બચાવ કર્યે જર્મનીને સોંપી દીધુ ફ્રેંચો પાછળ હટ્યા પરતુ એના યુદ્ધના સાધનો બનાવવાના ઘણાખરા કારખાનાં ખનીજ માલની ખાણો ઔદ્યોગિક સ્થાનો, યુદ્ધનો સામાન અને વિમાનોના મથકો શત્રુઓના હાથમા ગયા હતા અંગ્રેજો તરફથી જીવ જેવી મદદ મળી નહિ ફ્રેંચોના નૌકાદળ તથા વિમાનોનો કાફલો હજી કાયમ અને બળવાન હતાં એનું જમીનનું સૈન્ય થાક્યુ હતું જર્મનોના બળવાન આક્રમણોને અટકાવી શકતું નહોતુ આખા યુરોપમાં સૌથી બળવાન શૂરવીર, પરાક્રમી ફ્રેચ સૈન્ય આધુનિક શસ્ત્રાસ્ત્રોની ખામીને લીધે અને વ્યૂહરચનામા દોષોને લીધે પરાજય પામતું હતું પ્રજાના જાનમાલનો કચ્ચરઘાણ નીકળતો હતો ગામડાઓ, શહેરો, વાડી, વજીફા મિલકતો હસતાં ખેતરો લીલાં બગીચા ખડેર થઈ જતા હતા ઉદ્યોગો, ખાણો અને સ્થાપત્યો ફના થતા હતાં ફ્રેંચોને પરાજય સ્વીકારી જર્મનો પાસે સધિની યાચના કરવી પડી

## ઇટાલી યુદ્ધમા જર્મનીની સાથે ભળે છે

જર્મનીની સાથે સધિ કરી યુદ્ધમા જોડાવા બંધાયેલુ ઇટાલી નવ માસ સુધી ખોટા વાયદા આપ્યા પછી છેવટે ફ્રાંસને હારેલુ અને પરાજિત જોઈ લાશમાંથી માખણ લઈ લેવા માટે જર્મનીની સાથે ભળ્યુ છે ઇટાલી પાસે પદર લાખનું સૈન્ય તૈયાર છે એની પાસે સાધારણ રીતે આધુનિક શસ્ત્રાસ્ત્રોનો સારો સગ્રહ છે ત્રણેક હજાર વિમાનો છે મોટી નાની ટેંકો પણ છે છતા ઇટાલીના સૈન્યની શક્તિ, બળ પરાક્રમ પ્રથમ દરજ્જાના ગણાતા નથી એને

ફ્રાન્સ પાસેથી કેટલાંક સંસ્થાનો મેળવવાનાં છે. મુસોલીની શિયાળ જેવો લુચ્ચો છે. ફ્રાન્સે હજી યુદ્ધ મૂક્યું નથી. સુલેહની શરતો શું છે તે હજી જાહેર થયું નથી. ફ્રાન્સ હજી લડે છે. પરંતુ તેના સૈન્યને ચાલુ પીછેહઠ કરવી પડે છે. મોટાં અગત્યનાં શહેરો અને ગામડાંઓ, કિલ્લેબંધીઓ ફ્રાન્સને મૂકી દેવું પડયું છે. મેગીનોટ લાઈનની જગપ્રસિદ્ધ કિલ્લેબંધીનો મોટો ભાગ પણ જર્મનીના હાથમાં આવ્યો છે. એટલે ફ્રાન્સ હવે માથું ઊંચકી શકે તેમ નથી. અંગ્રેજોએ આ વખતે ફ્રાન્સ સાથે મળી બંનેનું એકત્ર ફીડરેશન યુદ્ધ, વિજય, પરાજય, શાંતિ અને આર્થિક તથા રાજ્યદ્વારી રીતે સ્થાપવા માટે ફ્રાન્સ પાસે માંગણી કરી હતી. પરંતુ તે હવે બહુ મોડી છે એમ ફ્રાન્સે જણાવ્યું છે. યુરોપમાં મોટામાં મોટું શક્તિશાળી રાજ્ય પડયું છે.

### હવે ઈંગ્લેંડ શું કરશે ?

બ્રિટન એ સમુદ્રની વચ્ચે બેટ છે. એની ચારે તરફ સમુદ્ર છે. બ્રિટનનું સૈનિક બળ હમેશાં નબળું રહે છે. પણ છેલ્લાં ૩૦૦ વરસો થયાં બ્રિટનને રક્ષણ અને યશ અપાવનાર એ સાગરનો મનવારોનો કાફલો છે. નેપોલિયનને આખું યુરોપ જીત્યું. માત્ર બ્રિટન અણનમ રહ્યું. છેવટે બ્રિટને તો પોતાના કાફલાના બળથી નેપોલિયનને હરાવ્યો. તેવી જ રીતે બ્રિટન એકલે હાથે યુદ્ધ ચાલુ રાખશે. હેર હિટલર બ્રિટનને જમીન ઉપર તો બે કલાકમાં હરાવી દે. પણ સાગરમાં જર્મનીની મોટી સબમરિનો, વિમાનોમાંથી બોંબોનો મારો અને લોહચુંબક સુરંગોનાં છાટકાં છતાં બ્રિટનને તે ઘેરો ઘાલી શકી છે. બ્રિટનને મોટી નુકસાની ખમવી પડી છે. છતાં એ નવી મનવારો બાંધતું જાય છે. અમેરિકામાંથી પણ એને મનવારો અને સબમરિનો મળશે. અમેરિકાની સહાનુભૂતિ અંગ્રેજો તરફ છે. હવે જર્મની ઈંગ્લેંડ ઉપર હવાઈ આક્રમણો જરૂર કરશે. અંગ્રેજો જર્મની કરતાં વિમાનોના બળમાં પછાત છે. તેથી શરૂઆતમાં અંગ્રેજોના દેશમાં જર્મનોનાં હવાઈ વહાણો સખત નુકસાન કરશે. અંગ્રેજોની પોતાની ગણતરી પણ છે. છતાં અંગ્રેજોએ બચાવનાં સાધનો મોટાં ઊભાં કર્યાં છે. તેથી તેઓ વિમાનો સામે લડશે. અંગ્રેજોને માટે ૩૧૦૦ વિમાનો અમેરિકામાં તૈયાર થાય છે તે મળશે એટલે એમનું વિમાની બળ વધશે. હિટલરને નમતું દેવા અંગ્રેજો માંગતા નથી. એમની પાસે હમણાં પંદર લાખનું સૈન્ય તૈયાર છે. એટલે જર્મન સૈન્ય સામે જોરાવર સામનો કરવા અંગ્રેજો માંગે છે.

### હિંદ ઉપર આક્રમણનો ભય છે.

ઈટાલી જ્યાં સુધી યુદ્ધમાં જોડાયું ન હતું ત્યાં સુધી હિંદ ઉપર આક્રમણનો ભય નહોતો. પરંતુ હવે લીબિયામાંથી વિમાની આક્રમણો ઈટાલી કરી શકે એવી શકયતા છે. પરંતુ ઈટાલી પાસે ત્યાં જોરાવર વિમાની કાફલો નથી. નવો મોકલી શકે તેવી તરત સગવડ થઈ શકશે નહિ કારણ કે અંગ્રેજોની ચોકી છે. તેની સાગરની મનવારો આડી આવે છતાં પણ જો ભૂમધ્ય સમુદ્રમાં ઈટાલીનું એકતંત્રી બળ તેનો કાફલો નિભાવે તો ઈટાલી જર્મનીની મદદથી પુષ્કળ વિમાનો પોતાના સંસ્થાન લીબિયામાં મૂકી શકે. પરંતુ બ્રિટનનું જિબ્રાલ્ટરનું નાકું મજબૂત કિલ્લેબંધી અને દરિયાઈ કાફલો ધરાવે છે. એટલે બ્રિટનનો એ કાફલો ઈટાલીના કાફલા ઉપર જરૂર આક્રમણ કરે આથી ભવિષ્યમાં શું થાય છે તે વિચારી અનુમાન બંધાઈ શકે. દરમિયાનમાં હિંદમાં વિમાનો અને ટેંકો બનાવવાની યોજનાઓ વિચારાય છે. તે અમલમાં મુકાય તેવું લાગે છે. લાખો સૈનિકો, મિસ્ત્રીઓ, યંત્રજ્ઞોની ભરતી થાય છે. બંદૂકો, કારતૂસો, દારૂગોળો બનાવવાનાં કારખાનાંઓનો મોટો વિકાસ થાય છે. હિંદમાં સૈનિક પ્રવૃત્તિઓ વધી છે. બાર કરોડ રૂપિયા ખર્ચ થવાનો અડસટો છે. તે બોન્ડો કાઢી સરકાર ઉધાર લેશે. ભવિષ્યમાં હિંદ ઉપર કરો વધશે.

### યુનાઈટેડ સ્ટેટ્સ અને રશિઆની કામગીરી

અમેરિકા આ યુદ્ધમાં જોડાય તેવું લાગતું નથી. પરંતુ બ્રિટનને છૂટથી હથિયારો આપશે. યુનાઈટેડ સ્ટેટ્સ જર્મનીના આ દિગ્વિજયથી ડરીને અબજો ડોલરો લડાઈનાં સાધનો માટે ખર્ચે છે. પોતાનું

સૈન્ય, પોતાના વિમાનો પોતાની મનવારો ખેવડાવે છે રૂશિયા પણ લાગ આવ્યો જોઈ પોતાના પાડોશીઓ લીથુનીઆ લેટવીઆ ઈસ્ટોનિયાની સ્વતંત્રતા ઝૂટવી પોતાના લશ્કરી થાણા સ્થાપે છે યુરોપમા કુલ ૧૩ રાજ્યોએ સ્વતંત્રતા ખોઈ છે ત્યાં હજી શું થશે તે આપણને અગમ્ય છે પરંતુ પ્રજાઓને ચૂસનાર બળવાન, વિજ્ઞાનવાદી યુરોપ અંદર અંદર લડી ખુવાર થાય છે આ યુદ્ધમાં ભવિષ્યના અનેક યુદ્ધોના બીજો છે

તા ૨૨-૬-'૪૦

# અવલોકનો

ચા

(૩૯) તેત્રીસ પત્રો—લેખક 'અજ્ઞાત' પ્રકાશક લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા, પોરબંદર, મૂલ્ય (પાકુ પૂઠુ) દશ આના

શ્રી 'અજ્ઞાત' (ચમનલાલ માધવલાલ વૈષ્ણવ) ગૂજરાતના એક મૂગા સેવક હતા ગયે મહિને જ યુવાન વયે એમનું દુખદ અવસાન થયુ આ પહેલા એમના લખેલા 'કુદરતમય જીવન' નામે એક અનુવાદિત પુસ્તક અને 'ખોરાક' નામે એક મૌલિક પુસ્તક પ્રગટ થઈ ચૂક્યા છે થોડુ બોલવુ પણ ઉપયોગી જ બોલવુ એ એમનો સ્વભાવ હતો લખવાનું તો એમને પસંદ જ નહોતુ જાહેરમા આવવામાં એમને ખૂબ જ ભય લાગતો પણ આમ મડળમા એમની ગુપ્ત શક્તિઓ ખૂબ જાણીતી હતી તેઓ ગૂજરાતના સારા માહેના એક વિચારક હતા 'ઊર્મિ' અને 'નવરચના'મા ગયે વર્ષે એમના ઘણા પત્રો પ્રગટ થતા હતા તે જેમણે વાચ્યા હશે તેમને તેમની ચિંતકશક્તિ જાણવા મળી હશે મિત્રોના-સબંધીઓના પ્રશ્નોના ઉત્તરમા લખાયેલા એ પત્રો હતા જો એ રીતે પત્રો લખાયા ન હોત, તો આમ ગૂજરાતને એમની એ શક્તિનો લાભ ન મળત એવા એ સુદર પત્રો થોડા વધારા સાથે આ પુસ્તકમા સગ્રહિત થયા છે અને એની પ્રસ્તાવના લખી આપીને શ્રી કિશોરલાલભાઈએ એમનો સત્કાર કર્યો છે કોઈ રીતે પ એમનું નામ પ્રગટ ન થાય તે શરતે એમણે એ છપાવા દીધા પુસ્તક પ્રગટ થયા પછી થોડા જ દિવસો બાદ એમનું અવસાન થયુ એટલે હવે અમે એમનું નામ જાહેર કરવામા દોષ નથી જોતા

શ્રી ચમનભાઈ સારા સેવક હતા ચિંતક અને વિચારક હતા ઉપરાંત સારા શિક્ષક અને કેળવણીકાર હતા વઢવાણની રાષ્ટ્રીય શાળાના આચાર્ય હતા એટલે શિક્ષણનો એમને પ્રત્યક્ષ અનુભવ હતો એ બધા અંગેના એમના વિચારો આ પત્રોમા પ્રગટ થયા છે આપણને સૌને એ વાંચતા ઘણુ વિચારવાનુ મળશે એ નિ સશય છે

પુસ્તકની જોડણી ની અશુદ્ધિ અને સપાદનની અવ્યવસ્થા માટે તો પ્રસ્તાવના લેખક શ્રી કિશોરલાલભાઈએ જ ખૂબ ટીકા કરી છે એટલે અહીં વિશેષ લખવાપણુ નથી રહેતું

(૪૦) રેલવેના મુસાફરો—પ્રયોજક અને પ્રકાશક લવણપ્રસાદ શાહ રાજકોટ, મૂલ્ય બે આના

રેલના મુસાફરો માટે ઉપયોગી ધારાધોરણો અને બીજી સમજણો આપતી આ પુસ્તિકા સૌએ

અવશ્ય વાંચવા જેવી છે, કારણ કે આજે આપણે એને અંગે કેટલી મુશ્કેલીઓ ભોગવી રહ્યા છીએ તે વર્ણનાતીત છે. પુસ્તિકામાં પ્રકાશકનું કે તેના વિક્રેતાનું સરનામું નથી એટલે મંગાવનારને તે મંગાવવી મુશ્કેલ પડશે. આવી ચૂક કેટલાંક પુસ્તકોમાં થતી દેખાય છે.

(૪૧) **જન્મારો**–લેખક 'તરલ' પ્રકાશક : ધ્વનિ ગ્રંથમાળા, વાડીપુરા, રાજકોટ, મૂલ્ય દશ આના.

આ એક નવી ગ્રંથમાળા શરૂ થાય છે. એનું આ પહેલું પુસ્તક છે. પુસ્તક વાંચ્યા પછી કહેવાનું રહે છે કે એણે વાંચનરસ પૂરો નથી પાડ્યો.

(૪૨) **ઓપરેશન કોનું ? અને બીજી વાર્તાઓ**–લેખક : પ્રાણજીવન મહેતા; મૂલ્ય આઠ આના.

આપણા સાહિત્યમાં દર્દી, દવાઓ અને દાક્તરોનો નવો જ પ્રદેશ ઘૂમવા માટે પસંદ કરતી વાર્તાઓનો આ સંગ્રહ છે. ઘણી વાર્તાઓમાંથી એ ધ્વનિ નીકળે છે કે, મોટાં માણસોનાં દર્દો એમની કલ્પનામાંથી જ નીકળેલાં હોય છે, એમને દર્દોનાં મોટાં નામો આપે જ અને દવાઓનાં ન સમજાય તેવાં નામો આપે જ એમની 'સારવાર' થઈ શકે છે. બધી વાર્તાઓમાં સામાજિક કાયદાઓ છે પણ એક પહેલી સિવાય બધીમાં તે બહુ ગૌણ છે. પહેલી વાર્તામાં પણ દવા અને દાક્તર એ કાયદાની સાથે ગૂંથાયેલાં છે જ.

વાર્તાઓનો પ્રદેશ નવીન છે એટલે એ આવકારલાયક છે. લેખક જો વાર્તાઓ લખવાનો બરાબર અભ્યાસ કરશે તો જ કલાની રીતે એનું આકર્ષણ ચાલુ રહી શકશે.

(૪૩) **બેઝિક ઇંગ્લિશ ભાષાશૈલી**–ભાગ બીજો 'બેઝિક સ્ટેપ બાય સ્ટેપ' ભાગ ૧ લાનું અનુસંધાન

(૪૪) Basic step by step (Part II)–Guide.

(૪૫) Basic step by step (Part III)–Guide.

(૪૬) **બેઝિક ઇંગ્લિશ ભાષાશૈલી**–ભાગ ત્રીજો

લાઠી (કાઠિયાવાડ)ના શ્રી. હરિકૃષ્ણ વ્યાસ–સંચાલિત બેઝિક ઇંગ્લિશ ગ્રંથમાળાનાં પુસ્તક પાંચ, છ; સાત, અને આઠમાં બેઝિક ઇંગ્લિશનું આગલાં પુસ્તકોમાં અપાયેલું શિક્ષણ આગળ ચાલે છે. અગાઉ મત આપ્યા પ્રમાણે આ પુસ્તકોમાંની શિક્ષણપદ્ધતિ સરસ છે એ અભિપ્રાય આ પુસ્તકો પરત્વે જુદો પડતો નથી. મૂલ્ય અનુક્રમે પ્રથમ બેના દરેકના ચાર આના અને પછીના દરેકના છ આના.

ગૂજરાત વિદ્યાપીઠની જોડણીને માન્ય રાખ્યા છતાં આપણા મોટા ભાગનાં પુસ્તકો બેફામ જોડણી કરે છે, છેક તેમ તો નહિ પણ જોડણીની ભૂલો આમાં છે તો ખરી અને તે સાવ જ થોડી નહિ.

(૪૭-૪૮) **આપણે સૌ ભણીએ–પહેલી ચોપડી; બીજી ચોપડી**–પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય અનુક્રમે એક આનો; દોઢ આનો.

'ધૂમકેતુ' પ્રૌઢ શિક્ષણમાળાની આ બે ચોપડીઓ છે. શ્રી. ધૂમકેતુની આ ચોપડીઓની એ ખાસિયત છે કે એમાં શબ્દો, વાક્યો અને ભાષાનું બરછટપણું નથી. એમાં એક પ્રકારનું લાસ્ય છે. છતાં શબ્દો કે વાક્યો અઘરાં નથી પણ એમાં ગિજુભાઈની ચોપડીમાંનું 'પોતાપણું' નથી દેખાતું. પહેલી ચોપડીના શરૂઆતના ઘણા પાઠોમાં એનું કારણ સર્વનામોની ગેરહાજરી છે. આ રીત સર્વનામો અને તેની ઉપયોગિતા વગર સમજાવ્યે શીખનારને સમજાવી જાય છે, પણ એમાં કાલાપણું લાગે છે, જે પ્રૌઢોને માટે સારું ન ગણાય. સૌંદર્યપ્રેરક સંસ્કારનું એમાં વાતાવરણ પ્રસરે છે પણ તેની સાથે આત્મીયતા નથી આવતી

શિક્ષણની દૃષ્ટિએ ગ્રામજનો ને મજૂરોને અને સામાન્ય લોકોને શીખવવાનો ક્રમ, વિષયોની પસંદગી, અને શબ્દોનું સહેલાપણું ઘણું જ આકર્ષક છે. આ વસ્તુ લાવીને લેખક પોતાની એક ઉત્તમ શક્તિનું દર્શન કરાવી આપે છે.

વિમાન વેમાન–વિમાન એવી રીતે શબ્દો આપીને શબ્દોનું શુદ્ધ–અશુદ્ધ રૂપ કુશળતાથી બતાવી આપ્યું છે

પહેલી ચોપડી–પાન ૧૬ જીવાય 'શબ્દની જોડણી જિવાય ' જોઈએ

'દૂધમા પાણી નાખુ ને ધરમાદો કરુ એ બધુ ગપ્પ ' અહીં ગપ ' શબ્દ ખોટુ કામ ના અર્થમા ખોટો વપરાયો છે ગપ ' નો અર્થ તો ખોટી વાત અહીં ' ખોટી વાત નો અર્થ લેવાય તેમ નથી

(૪૮) હિંદુસ્તાની પાઠમાળા–ભાગ પહેલો લેખક મહેન્દ્રનાથ વિદ્યાલંકાર પ્રકાશક સ્નાતક મિત્રમંડળ નવા દહેગ, ભરૂચ મૂલ્ય ચાર આના

ગૂજરાતમા હિંદુસ્તાની શીખવાનુ મહત્ત્વ લોકોને સમજાવા લાગ્યુ છે અને ઘેર બેઠા સરળ રીતે શિખાય તે માટે તેવી ચોપડીઓની માગણી થવા લાગી છે, તેને સંતોષવા આ પુસ્તિકાની રચના થઈ છે

ગૂજરાતીમા આ જાતની બીજી પણ ચોપડીઓ રચાઈ છે પણ આપણે ત્યા જેને આમ જનતા કહેવાય તે વ્યાકરણ તો જાણતી જ નથી હોતી એમને આ ચોપડીઓ મદદ કરી શકે તેમ નથી લાગતું અને આ ચોપડીઓમાં ગૂજરાતી દ્વારા હિંદુસ્તાની શીખવતા ગૂજરાતી ભાષાની જે ભૂલો થાય છે તે તો અસહ્ય હોય છે આ ચોપડીમા સદ્ભાગ્યે એવી ભૂલો ઓછી છે, "ગૂજરાતી ક્રિયાપદોમા આવતુ પીવુ ધોવુ વગેરેમાં ઠેલ્લે તુ ' લાગે છે જ્યારે હિંદુસ્તાનીમા આના પીના ધોના ' આ વાક્યરચના ગૂજરાતી નથી ધોના શબ્દ પછી ' લાગે છે ' ઉમેરીને વાક્ય પૂરું કરવુ જોઈતું હતુ એવી જ રીતે મનોયત્નોના વાક્યમા એક ઠેકાણે (પા ૩૩) અહીં તમે કામ કરો ઘરમા હુ કરુ છુ ' આ વાક્ય પણ મનને રૂચતુ નથી વપરાઈ જાય છે ' ને બદલે વપરાય છે ' (પા ૩૩) આવી બીજી પણ કેટલીક ભૂલો છે

હિંદુસ્તાની શીખવાના ક્રમ મુજબ તો અમને ક્રમ બરાબર લાગે છે મનોયત્નો પણ ઠીક આપેલ છે અને કેટલેક અશે તો પુસ્તક Hindi English Self Insructor કરતા યે સરળ લાગે છે

(૫૦) એમા શુ ?—લેખક શ્રી ' અવિનાશ પ્રકાશક ' પ્રગતિ ગ્રથમાળા રાજકોટ

આ લેખકનુ એક વાર્તા–નવનકથાનુ પુસ્તક આ પહેલા આપણને વાચવા મળ્યુ હતુ એની અદર લેખકની જે શક્તિ જોવા મળી હતી તે આમા વિશેષ ખીલી દેખાય છે દેશીરાજ્યની કૂટનીતિ જુલ્મગીરી અને પ્રજાચળવળની આમાં વર્તા છે વિષય જૂનો છે છતાં વાર્તામાથી રસ મળે છે એ શ્રોતાઓના પોતાના ખ્યાલોની અવશ અદનાબદલીના શેલનાચિત્રને વધુ સારી રીતે આલેખવાને આમા અવકાશ હતો તેમજ એક બે સામાન્ય પ્રસગ અને પાત્રો કે જેઓ વાર્તાને સહાયરૂપ નથી તેમને નિવારવા જોઈતાં હતા આવી સામાન્ય ત્રુટિઓને બાદ કરતા પુસ્તક સરસ છે

## સ્વીકાર

સ્ત્રીબોધ નો ૧૯૪૧ નો અંક જેવો કે આશા રાખી હતી તેવો તો અંક નથી છતા સ્ત્રીબોધ ની પ્રગતિના ક્રમનો કઇક ખ્યાલ તો આમાંથી મળે છે ગૂજરાતના ઘણા અગ્રગણ્ય લેખકોની પ્રસાદીથી અંક પુષ્ટ થયો છે



વર્ષ દસમું    આગસ્ટ ૧૯૪૦    અંક પાંચમો

# મંથન

( પૃથ્વી )

કહે "નીર વલોવતાં કદી ય સત્ત્વ ના સાંપડે
વૃથા અવયવો બધા ય રહી જાય ને શક્તિ યે
મનુષ્ય તણી ઓસરે : જીવનમાં ય એવું અને
જીવી જીવન વ્યર્થ અંત રડવાનું બાકી રહે.

અશક્ત અથવા સશક્ત સહુ કોઈ ચાલ્યા ગયા
મથી જીવન આખું, કિન્તુ નવ કોઈ જાણી શક્યા
કશું ય પરિપૂર્ણ સત્ય : સહુ વ્યર્થ આ આપણાં
મનુષ્યમથનો, વૃથા જીવન-વારિનાં ચૂંથણાં."

ન પૌરુષતણી છતાં રુચતી આ ઉપેક્ષા મને
ભલે વિફલ થાવું તો ય મથવું સદા સંયમે;
અને સૃજનશ્રેષ્ઠ માનવ ચહે ન જો સત્યને
પછી અવર કોણ એહ જડ-ચેતને વાંચ્છશે ?

મળે જલધિમંથને અખૂટ કૂપ અમૃત નો,
મને જીવન-વારિ-મંથન પછી ન કાં સત્યનો ?

· જટિલ ·

# સ્વાતંત્ર્યપ્રિય આયરલેન્ડ

શ્રી. 'તજ્જ્ઞ'

## આયર

બ્રિટનની તદ્દન નજીક એક બીજો નાનો બેટ છે. અગાઉ એને આયરલેન્ડ કહેતા,'હમણા એ 'આયર' ના નામથી જાણીતો છે. ભાષા, ધર્મ, રીતરિવાજો, વિચારસરણીમાં આ દેશ બ્રિટનથી જુદો તરી આવે છે. એના બે વિભાગો છે. મોટો વિભાગ લગભગ સ્વતંત્રતા ભોગવે છે; નાનો ઉત્તર વિભાગ અલ્સ્ટર ભાષા, ધર્મ અને પ્રજાના રાજદ્વારી વિચારોમા જુદો પડે છે, જ્યારે આયર લગભગ પૂરી સ્વતંત્રતા ભોગવે છે. બ્રિટનનાં બધાં સંસ્થાનોએ જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું છે, માત્ર આયરે જ યુદ્ધ જાહેર કર્યું નથી. આયર મધ્યસ્થ રહ્યું છે. આથી જર્મનીનો એલચી આયરના મુખ્ય શહેર ડબ્લિનમાં રહે છે. એ બ્રિટનની તદ્દન પાસે હોવાથી જર્મનીનો એલચી ત્યાંથી બધી અગત્યની ખબરો બર્લીન મોકલી શકે છે.

## આયરની રાજદ્વારી સ્થિતિ

આયરનો વડો પ્રધાન ડી.વેલેરા અતિ સ્વદેશપ્રિય પુરૂષ છે. આયરને સ્વતંત્રતા અપાવવામાં એનો હાથ મુખ્ય છે. કાયદા પ્રમાણે આયરને સાંસ્થાનિક દરજ્જો ગ્રેટબ્રિટને આપ્યો હતો, પરંતુ આયરે પોતાનાં બળ અને પ્રભાવથી બ્રિટનના ગવર્નર-જનરલનો અધિકાર રદ કર્યો છે. અંગ્રેજ સમ્રાટની આણ પણ તે સ્વીકારતું નથી. અંગ્રેજી સૈન્ય અને કાફલાનું રક્ષણ પણ તેને અપેક્ષિત નથી. અંગ્રેજો અને જર્મની સાથે તેને સારો રાજદ્વારી સંબંધ છે. આ સંબંધની રૂએ આયરલેન્ડે પોતાની સ્વતંત્રતા સંપૂર્ણ રીતે જાહેર કરી છે. એનું અર્થશાસ્ત્ર પણ જુદું જ છે. હમણાં જર્મનીને અંગ્રેજોના દેશ ઉપર આક્રમણ કરવું છે. આયર પાસે તો માત્ર ૮૦૦૦ નું સૈન્ય ચાલુ રહે છે, આવા વખતે એણે ૧૬ હજારનું સૈન્ય તૈયાર કર્યું છે વોલન્ટિયરો સાથે મળી કદાચ અણીના વખતે આયર ૫૦ હજારનું સૈન્ય તૈયાર કરશે. આયરના માનવા પ્રમાણે એટલું સૈન્ય એને માટે બસ છે. પરંતુ એટલા સૈન્યથી આયરલેન્ડનો બચાવ કરી શકાશે એમ અંગ્રેજો માનતા નથી.

## આયર ઉપર હલ્લો થાય તો!

જર્મની આયર ઉપર હલ્લો જરૂર કરશે એમ અનુભવીઓ માને છે. કારણ કે આયરલેન્ડનો બચાવ સારી રીતે કરેલો તેઓ માનતા નથી. આયરનો કબજો લેતાં જર્મનીને વધારે સમય લાગવાનો સંભવ નથી. અંગ્રેજો આયરને પોતાનાં બચાવનાં બાંધકામો અને કિલ્લાઓ તથા બંદરો પોતાને સ્વાધીન આપવા જણાવે છે, પરંતુ આયર તેમાં સંમતિ આપતું નથી. જો અંગ્રેજો સૈન્ય ઉતારે તો એમની સામે બચાવ કરવા આયર માગે છે. જર્મનો સૈન્ય ઉતારશે તો એમની સામે પણ આયર લડશે. આયરલેન્ડ પોતાની સ્વતંત્રતાની લડત માટે ખૂબ પ્રસિદ્ધ છે. એંસી વરસો સુધી હોમરૂલ મેળવવા માટે આયરલેન્ડ ભારે બળપૂર્વક લડયુ હતુ. સેંકડો નરવીરોનો એણે ભોગ આપ્યો હતો. પોલીસના જુલમો, અત્યંત ભયંકર જાસૂસીઓ, કેદખાનાંમાં લાંબો વખત સડવું, શારીરિક સજાઓ સહન કરવી, ફાંસીને લાકડે ચડવું, ખોટા પોલીસ-સાક્ષીઓની જાળોમાં સપડાવું-આવાં આવાં અનેક સંકટો આયરલેન્ડના મુખીઓએ સહન કર્યાં હતાં. આયરના ૮૦ સભાસદોએ આમની સભામાં લાંબા સમય સુધી અંગ્રેજ સરકાર સામે અસહકાર જાહેર કર્યો હતો. સ્વતંત્રતા માટેની આયરિશોની લાંબા સમયની કોશીશો સૌ સ્વાતંત્ર્યપ્રિય લોકોને માટે સુવર્ણાક્ષરે લખાયેલ પડી છે, બળવાન અંગ્રેજ સરકારને ટચૂકડી આયરિશ પ્રજાએ હંફાવી હતી.

## આયરનું વર્ણન

આયર એ બ્રિટનની પાસેનો નાનકડો બેટ છે. એનો વિસ્તાર ૧॥। કરોડ એકરનો છે. એની વસતી

૩૦ લાખની છે. વસતીમાં ૧૫ાા લાખ પુરુષો ૧૪ાા લાખ સ્ત્રીઓ છે. વસતીનો ૯૦ ટકાથી વધારે ભાગ ખ્રિસ્તી ધર્મના કેથોલિક સંપ્રદાયનો છે. ચુસ્ત રોમન કેથોલિક હોવાથી આયરિશ લોકો ગ્રેટબ્રિટનના પ્રોટેસ્ટન્ટ સંપ્રદાય સાથે ધર્મ વિષયમાં એકમત નથી. આયરમાં અંગ્રેજી ભાષાનું પ્રાધાન્ય હતું એને બદલે હવે આયરિશ ભાષાને ખૂબ સમૃદ્ધ બનાવવામાં આવી છે, તેમ યોગ્ય સાહિત્ય પણ તૈયાર કરવામાં આવ્યું છે. આયરમાં પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત છે. હમણાંની સરકારની અથાગ મહેનતથી પ્રજાના નાના મોટા બધા વર્ગોને શિક્ષણ આપવાનું બની શક્યું છે. આયરમાં ૬૦૦૦ શાળાઓ, પાંચ લાખ વિદ્યાર્થીઓ અને ૧૫ હજાર શિક્ષકો છે. આયર પોતાની પ્રજાના શિક્ષણ માટે દર વરસે ૩૮ લાખ પૌંડ જેટલી મોટી રકમ ખરચે છે. આયરમાં બે મોટી યુનિવર્સિટીઓ અને ઘણી કૉલેજો છે. ખેતીવાડી, હુન્નર ઉદ્યોગ, વેપાર વાણિજ્ય, સૈનિકશિક્ષા વગેરેની ખાસ કૉલેજો છે. શિક્ષણ આયરિશ ભાષામાં અપાય છે.

## પેદાશ, ખર્ચ, વેપાર વગેરે

સને ૧૯૩૪માં આયરની પેદાશ ૩ા કરોડ પૌંડ એટલે લગભગ ૪૦ કરોડ રૂપિયા જેટલી હતી. ખર્ચ પણ તેટલું હતું. પેદાશમાં જકાતમાંથી ૧ કરોડ પૌંડ, ઈન્કમટેક્સમાંથી ૫૦ લાખ પાઉંડ અને દારૂમાંથી ૫૦ લાખ પાઉંડ પેદા થયા હતા. આયર ઉપર ૫૦ કરોડ પાઉંડનું કરજ છે. આયર એ મુખ્ય ખેતી-પ્રધાન દેશ છે. એને ત્યાં મુખ્ય પેદાશ બટાટાં, ઘઉં, જવની છે. એ અનાજનું મુખ્ય ગ્રાહક બ્રિટન છે. જાનવરો પણ મોટે પાયે ઉછેરવામાં આવે છે. બ્રિટન અને આયર વચ્ચે રાજદ્વારી મતભેદોને લીધે ઘણાં વરસો સુધી જકાતી લડાઈ ચાલી હતી. એ લડાઈથી બન્ને દેશોને મોટું આર્થિક નુકસાન થયું હતું. આયરનો વેપાર અનાજ અને જાનવરો વેચી કાપડ અને બીજી વસ્તુઓ મંગાવવાનો છે. અમેરિકામાં ૧ કરોડ આયરિશ લોકો વસે છે. આ લોકો પોતાની માતૃભૂમિ માટે ભારે લાગણી ધરાવે છે.

## બંધારણ

આયરલેન્ડનું નાનું રાજ્ય પ્રજાસત્તાક રાજ્ય છે. અંગ્રેજોની ઝૂંસરી ફેંકી દીધાં પછી આયરે પોતાનો પ્રેસિડન્ટ નીમ્યો છે. આયરમાં ત્રણ પક્ષો છે. પહેલો પક્ષ મિ. કૉસગ્રેવનો છે. એ લઘુમતી-પક્ષ અંગ્રેજો સાથે સહકાર, મૈત્રી અને સંબંધ બાંધવાને અનુમોદન આપે છે. બીજો પક્ષ મિ. ડ વેલેરાનો છે, હમણાં ઘણાં વરસોથી આયરનું એ શાસન કરે છે. બહુમતીનો આ પક્ષ પોતાના સ્વાર્થ પૂરતો જ અંગ્રેજો જોડે સંબંધ જાળવી રાખવા માંગે છે. અંગ્રેજોએ ભૂત-કાળમાં આયરિશ પ્રજા ઉપર જુલમ કર્યો હતો તેથી એ પક્ષ અંગ્રેજોને ચાહતો નથી. પરંતુ આયરના નાના રાજ્યના કલ્યાણ પૂરતો સંબંધ અંગ્રેજો સાથે એ રાખે છે. ત્રીજો પક્ષ એ પ્રજાસત્તાક પક્ષ, આ પક્ષ અતિ લઘુમતીમાં છે. આ પક્ષ અંગ્રેજોને અત્યંત ધિક્કારે છે. એના પ્રયત્નો હિંસામય હોવાથી અંગ્રેજોએ એ પક્ષના જાસૂસોને પકડી ઠાર મારવા માંડ્યા છે. આયરનો વડો પ્રધાન ડ વેલેરા પ્રજાનો માનીતો હોવાથી એની રાહબરી પ્રજાએ સ્વીકારી છે. પાર્લમેંટમાં પણ તેની બહુમતી છે.

## અલ્સ્ટર

અંગ્રેજોના સરમુખત્યાર ઑલિવર ક્રોમવેલે ૨૦૦ વરસ પહેલાં આયરલેન્ડ જીતી લીધું હતું. એણે આયરિશ પ્રજા ઉપર ભયંકર જુલમો ગુજાર્યા હતા. આથી ક્રોમવેલનું નામ અત્યંત ધિક્કાર સાથે આયરલેન્ડમાં આજે પણ જાણીતું છે. આયરના ઉત્તર વિભાગને અલ્સ્ટર કહે છે. એ વિભાગ આયરથી તદ્દન સ્વતંત્ર છે અંગ્રેજોની સાથે આ વિભાગ સંપૂર્ણ સહકારક છે અને સાંસ્થાનિક દરજ્જો ભોગવે છે. એ વિભાગમાં આયરિશોની જમીનો જપ્ત કરી અંગ્રેજ અને સ્કોચોને આપી દઈ તેમને ત્યાં વસાવવામાં આવ્યા. ધીમે ધીમે એમની અને એમની લાગવગ નીચે રહેતા પ્રોટેસ્ટન્ટ આયરિશોની સંખ્યા આ વિભાગમાં વધવા માંડી હતી. હવે પ્રોટેસ્ટન્ટોની બહુમતી છે. ડ વેલેરાની સરકાર આ વિભાગને આયર સાથે મેળવી એક અખંડ આયર બનાવવા માગે છે.

પરંતુ અલ્સ્ટરનો મોટો પ્રધાન લૉર્ડ ક્રેગોવેન એવા પ્રયત્નો નિષ્ફળ બનાવી દે છે. મિ. ડ વેલેરા એક આયર માટે – આખું આયર એક જ શાસન અને વાવટા નીચે આવે તે માટે – ભારે ચિંતાશીલ છે. પરંતુ આ વિષયમાં અંગ્રેજ સરકાર એને સહકાર આપતી નથી.

## અલ્સ્ટરનું રાજદ્વારી વલણ

અલ્સ્ટરનું રાજદ્વારી વલણ બ્રિટન તરફ છે. એને સ્વતંત્રતા જોઈતી નથી. એમણે જર્મનો સામે યુદ્ધ જાહેર કર્યું છે. અલ્સ્ટરને સાંસ્થાનિક દરજ્જાથી સંતોષ છે, એટલે એણે ડ વેલેરાની એક આયરનું રાજ્ય કરવાની કોશીશો હમેશાં નકારી છે. હમણાં યુદ્ધના સમયે આયરના સહકારની કિંમત લાગવાથી અલ્સ્ટરે બે શરતોએ આયરના રાજ્યમાં ભળવાનું પસંદ કરી એ શરતો જાહેર કરી છે.

(૧) આયરે પોતાની તટસ્થતા છોડી દઈ જર્મની સામે યુદ્ધ જાહેર કરી બ્રિટિશને સંપૂર્ણ સૈનિક-સહકાર આપવો.

(૨) સંસ્થાનોનો દરજ્જો સ્વીકારી અંગ્રેજ સમ્રાટની છત્રછાયામાં રહેવું.

આ બન્ને શરતો ડ વેલેરાએ સ્વીકારી નથી એટલે આયર એક અને અખંડ બની શક્યું નથી. આયરની ત્રીજી પ્રજાસત્તાક પાર્ટી આમાં બધો દોષ અંગ્રેજોનો જુએ છે. આથી બ્રિટનમાં એ પાર્ટીના જાસૂસો ઉત્પાતો મચાવે છે, પરંતુ યુદ્ધ આગળ ચાલતાં ડ વેલેરાની સ્થિતિ નાજુક થઈ પડશે.

## અલ્સ્ટરનો વસ્તી-વિસ્તાર

આયરનો ઉત્તર તરફનો વિભાગ અલ્સ્ટર નામે ઓળખાય છે. એનું ક્ષેત્રફળ ૩૪ લાખ એકરનું અને વસ્તી ૧૨ાા લાખની છે. એમાં આયર કરતાં વિશેષ ઉદ્યોગો છે. બેલ્ફાસ્ટ ખાતે વહાણો તથા સ્ટીમરો બાંધવાનો મોટો ઉદ્યોગ છે. કાપડ તથા શણનો ઉદ્યોગ સાધારણ રીતે ખીલેલો છે. આ વિભાગમાં અંગ્રેજ જમીનદારીનું જોર છે. ૧૨ાા લાખની વસ્તીમાં ૭ાા લાખ તો ખ્રિસ્તી પંથના પ્રોટેસ્ટન્ટ ધર્મ પાળે છે. ૪ લાખ આયર તો રૉમન કેથોલિક સંપ્રદાયને અનુસરે છે. એઓ અંગ્રેજોને આ યુદ્ધમાં બનતી મદદ આપી રહ્યા છે. અલ્સ્ટરની પેદાશ ૧૬ લાખ પાઉંડની છે. ખર્ચ પણ તેટલું જ છે. લોકકલ્યાણનાં કામોમાં ખર્ચ વધારે કરવામાં આવે છે. સૈન્ય ૨૦૦૦ માણસોનું છે, પરંતુ લશ્કરી તાલીમ બધા યુવકોને મળે છે. તે સિવાય અંગ્રેજી સૈન્ય અને મનવારોનું એને પીઠબળ છે. અલ્સ્ટરને પોતાની સાથે મેળવવાની ભવિષ્યમાં સારી તક મળશે એમ ડ વેલેરા માને છે.

## આયરની અગત્ય

લશ્કરી દૃષ્ટિએ આયરના બેટની જર્મની તેમજ બ્રિટનને ભારે અગત્ય છે. કારણ કે જર્મની હુમલો કરીને આયર લઈ લે તો બન્ને બાજુએ અંગ્રેજોનો દેશ આક્રમણ કરવાને માટે સગવડભરેલો થઈ પડે. ફ્રાન્સ, બેલ્જિયમ અને હોલાંડ એ ત્રણે હવે જર્મનીના કબજામાં છે. એમનાં બંદરોથી ઇંગ્લૅન્ડનો તે તરફનો આખો કિનારો આક્રમણ યોગ્ય બને છે. બીજી તરફ, જો આયર જર્મનીના હાથમાં આવી જાય તો બ્રિટનનો બીજો કિનારો પણ જર્મની અસહીસલામત કરી મૂકે, બ્રિટન બે બાજુનાં આક્રમણો વચ્ચે ફસાઈ જાય. આમ હોવાથી બ્રિટન આયરનો કબજો જર્મનીને કદી પણ લેવા દેશે નહિ. આવી પરિસ્થિતિમાં ડ વેલેરા બન્ને પક્ષમાંથી જે પક્ષમાં જશે તેના સામા પક્ષનો શત્રુ બનશે. આથી એ તટસ્થ રહેવા માગે છે. પરંતુ આક્રમણ વખતે તે તટસ્થતા બિલકુલ નહિ જાળવી શકાય. જરૂર પડયે અંગ્રેજો અથવા જર્મની – બન્નેમાંથી ગમે તે એક મહારાજ્ય બળજબરીથી એનો કબજો કરવા પ્રયત્નો કરશે. આ પ્રસંગ માટે ડ વેલેરા પોતાની મોટી તૈયારીઓ કરી સામનો કરવા ઇચ્છે છે. પરંતુ બેમાંથી એક પક્ષના હાથે એનો મરો થવાનો છે.

## જર્મનો હમણાં શું કરે છે?

નવ સમૃદ્ધિશાળી દેશો જર્મનોએ હાથ કર્યા છે. એમનાં સાધનો એકત્રિત કરીને હમણાં તો તે તેઓનું સંગઠન કરે છે, મધ્ય યુરોપનો પણોખરો ભાગ તેનાં

કબજા અથવા લાગવગ નીચે છે. લગભગ ૨૦ કરોડ મનુષ્યો હવે તેના શાસન નીચે આવ્યા છે. એ સહુનાં ચલણ, વેપાર, જકાતી નીતિ, રાજ્યનીતિ અને સ્વાર્થ જુદાં જુદાં હતાં તે બધું હવે જર્મન-યુદ્ધનીતિને અનુકૂળ બનાવવામાં આવે છે. ગ્રેટબ્રિટન ઉપર આક્રમણ કરવા જર્મની ભગીરથ તૈયારીઓ કરે છે. પંદર હજાર વિમાનો એણે એ કામ માટે તૈયાર કર્યાં છે. દર માસે ૧૫૦૦ વિમાનો નવાં બાંધે છે. હમણાં તે દરરોજ ૧૦૦ વિમાનો બ્રિટનના કિનારાનાં શહેરો ઉપર મોકલી બોંબો ફેંકે છે, આથી અંગ્રેજોનાં બંદરો, શહેરો તથા લશ્કરી બાંધકામો ઉપર ગંભીર નુકસાન થાય છે. બીજી બાજુ જર્મનીની સબમરીનો, લોહચુંબકની ખાણો અને હવાઈ વિમાનો અંગ્રેજી સ્ટીમરોને ડુબાડે છે. આટલાંટિક મહાસાગરમાં પણ એની એક છૂટી ફરતી મનવાર પણ સ્ટીમરો ડુબાડે છે. પરંતુ આટલા નુકસાનથી અંગ્રેજો હારે એમ નથી. આથી જર્મની એક સામટા હજારો વિમાનો મોકલી અંગ્રેજોના જાનમાલની મોટી પાયમાલી કરવા ઇચ્છે છે અંગ્રેજો આથી ગભરાઈ જશે એવી એને આશા છે. આવું આક્રમણ થશે એવી વકી છે. જર્મની પૂરી તૈયારીઓ કર્યા વિના આક્રમણ કરતું નથી.

## બ્રિટનની તૈયારીઓ

બ્રિટન પોતાના માથે લટકતો આ મોટો ભય સમજી શક્યું છે. તે નિવારવા માટે એણે મોટી તૈયારીઓ કરી છે. પોતાના તાબાના નાના બેટો, રક્ષણ થઈ શકે એમ નથી એમ માનીને એણે છોડી દીધા છે. ફ્રાન્સના પતન પછી એને વિસામો ખાવા એક માસ મળ્યો છે. તે દરમિયાન એણે પોતાની બધી પ્રજાકીય પ્રવૃત્તિઓ માત્ર યુદ્ધપ્રસંગને અનુમોદન આપવામાં જ વાળી છે. દરિયાકાંઠાનાં બંદરો અને ગામો ખાલી કરાવ્યાં છે. એ બધે સ્થળે વિમાનવિરોધી તોપોના મોરચા હજારોની સંખ્યામાં ઊભા કરી દીધા છે. કેનેડા મોકલી શકાય તેટલાં બાળકોને ત્યાં મોકલ્યાં છે, બાકીનાને દેશના વચલા ભાગમાં રાખ્યાં છે. સાડાચાર કરોડની અંગ્રેજી પ્રજા અને એનાં સંસ્થાનોની પ્રજાનાં સાધનો યુદ્ધસામગ્રી માટે વપરાય છે. ૨૦ લાખ સૈનિકોને સંપૂર્ણ સૈનિક-શિક્ષણ આપી દેશના રક્ષણ માટે તૈયાર કરવામાં આવ્યા છે એમને માટે તોપો, મશીનગનો, ટેન્કો પણ મોટા પ્રમાણમાં તૈયાર કરાવ્યાં છે. ઓછાંમાં ઓછાં દસ હજાર વિમાનો અને પાંચ લાખ વિમાનીઓને તૈયાર રાખવા માટે ગોઠવણો થાય છે. દરેક કારખાનું હવે યુદ્ધની સામગ્રી ઉત્પન્ન કરે છે. પ્રજાને વિમાની આક્રમણો સામે બચવા માટે આશ્રયસ્થાનો ગામે ગામ અને શેરીએ શેરીએ બંધાય છે. જર્મનોને સંપૂર્ણ આવકાર આપવા મોટી તૈયારીઓ થઈ રહી છે. અમેરિકાથી અને કેનેડાથી મોટા પ્રમાણમાં શસ્ત્રસામગ્રીઓ મંગાવાય છે.

## બ્રિટન જર્મન-આક્રમણને કેવી રીતે અટકાવશે ?

બ્રિટન પાસે જમીનના સૈન્યનું બળ જર્મનીનો સામનો કરી શકે તેવડા પ્રમાણમાં નથી. એનું રક્ષણ ૨૪ માઈલ પહોળી ખાડી કરે છે. અંગ્રેજી વિમાનોનો કાફલો દિનપ્રતિદિન મજબૂત બનતો જાય છે. એ કાફલા ઉપર અંગ્રેજોને સંપૂર્ણ શ્રદ્ધા છે કે જર્મનોનાં હવાઈ આક્રમણોનો સામનો થઈ શકશે. આ ઉપરાંત અંગ્રેજોનો સાગર-મનવારોનો કાફલો જીવતો જાગતો બેઠો છે. એના ઉપર આકાશમાંથી જર્મન વિમાનો બોંબગોળાઓ વરસાવશે છતાં એ મનવારો એમાંથી છટકી જર્મનીની લશ્કરોથી ભરેલી સ્ટીમરોને ડુબાડી દેશે એવી આશા અંગ્રેજોને છે. જર્મન દરિયાઈ કાફલાની મનવરો પોતાનાં બંદરોના આશ્રય નીચે છુપાઈને બેઠી છે. આથી સમુદ્ર ઉપર અંગ્રેજોનું સામ્રાજ્ય હજી બરોબર સ્થાપિત છે. જર્મનો દસ પંદર ઠેકાણે પોતાનાં વિમાનોના રક્ષણ નીચે થોડું થોડું સૈન્ય ઇંગ્લાંડમાં ઉતારે એવામાં તો અંગ્રેજી સૈન્ય એનો નાશ કરી નાખે. જો વિમાની છત્રીઓથી સૈન્ય ઊતરે તો તે પણ નાની સંખ્યામાં હોવાથી અંગ્રેજો એનો સહેલાઈથી નાશ કરી શકે. જર્મન સૈન્ય મોટી સંખ્યામાં અને ભયંકર રાક્ષસી ટેન્કો સાથે જો ઇંગ્લાંડને કિનારે કોઈ ન જાણાયલો

વિજ્ઞાનની શોધને આધારે ઉતારવામાં આવે તો જ બ્રિટનનો પરાજય થાય – પરંતુ વીસ લાખનું જર્મન સૈન્ય ચાર હજાર રાક્ષસી ટેન્કો સાથે બ્રિટનને કિનારે ઊતરે તો જ બ્રિટનને બીવાનું છે.

### હેર હિટલરનું ભાષણ

હેર હિટલરે જર્મનીની પાર્લમેંટ સમક્ષ ભાષણ કર્યું તેમાં નીચેના મુદ્દાઓ હતા.

૧. હું બ્રિટન સાથે ક્યારેય પણ યુદ્ધ કરવા રાજી નહોતો. બ્રિટનના રાજદ્વારીઓએ મને ફરજ પાડી છે. અમે આક્રમણોની પહેલ ન કરત તો મિત્રરાજ્યો પોતાની યોજનાઓ પ્રમાણે આગળ થઈ જાત.

૨. અમારી પાસે અથાગ સૈનિક, વિમાની અને દરિયાઈ બળ છે બ્રિટિશરો જો નહિ માને તો એના ઉપર ભયંકર આક્રમણ કરીશું

૩. અમને બ્રિટન પાસેથી જમીન અથવા ધન જોઈતું નથી. માત્ર એ અમારા વિજયોને સ્વીકારે.

૪. અમારી પાસે પુષ્કળ યુદ્ધસામગ્રી તૈયાર છે. અમને ભૂખે મારી શકાય એમ નથી અથવા વસ્તુઓની અછત પમાડી શકાય તેવી સ્થિતિ નથી. બ્રિટિશ સમજે તો ઠીક છે નહિ તો તેને અસંત સહન કરવાનું છે.

૫. રશિયા અને જર્મની વચ્ચે અંગ્રેજો વેર કરાવવા ઇચ્છે છે, પરંતુ તે વાત અશક્ય છે. અંગ્રેજી રાજદ્વારીઓનાં કારસ્થાનોમાં પ્રજાને સહન કરવું પડશે.

૬. જર્મનીના બળનું હજી શત્રુઓને ભાન નથી એટલે જ મોટી મોટી વાતો કરે છે. મેં અગાઉ કદી મગરૂરીભરી વાતો કરી નથી – હમણાં પણ કરતો નથી.

હિટલરના ભાષણમાંથી કાઢેલો આ સારાંશ ઘણો ગંભીર છે. એ હસી કાઢવા જેવો નથી અંગ્રેજી રાજદ્વારીઓ એના ઉપર ગંભીર વિચાર કરશે, પણ તે સ્વીકારી સંધિ કરે તેમ નથી.

### હમણાં અંગ્રેજો શા માટે સંધિ કરે નહિ ?

અંગ્રેજો હમણાં સંધિ કરે તો દરેક રીતે પછાત પડે જે નવ રાજ્યોને જર્મનીએ જીતી લીધાં છે તેને સ્વતંત્રતા પાછી અપાવવાનાં અંગ્રેજોનાં વચનો ખોટાં થાય તે સિવાય આ નવ સમૃદ્ધ રાજ્યોની સાથેનો બધો વેપાર જર્મનીને સ્વાધીન આવે. આ નવ રાજ્યોમાંથી મળેલ સાધન – સંપત્તિનો ઉપયોગ ભવિષ્યમાં જર્મની મોટો દરિયાઈ મનવારોનો કાફલો બાંધવામાં કરે; અને પછી અંગ્રેજોને હરાવીને જગતનું ચક્રવર્તી બને હમણાં સંધિ કરવાથી અંગ્રેજોને જમીન કે દંડ આપવો પડે નહિ એ ખરું છે પરંતુ એનો વેપાર અને આબરૂ – બન્નેનો વિનાશ થાય. અંગ્રેજો ત્રીજા નંબરના રાજ્ય તરીકે જર્મનીથી હંમેશાં દબાતા રહે જર્મની જો પોતાના વિજયોનો સંપૂર્ણ લાભ લે તો આખા જગતનું ચક્રવર્તી એ બને અને ભવિષ્યમાં બ્રિટનને પણ એના ખંડિયા બનવું પડે. આથી મિ ચર્ચિલ જે અસંત મક્કમ વિચારનો રાજપુરુષ ગણાય છે તે સંધિ કરવા રાજી નથી. આમ કરે તો એની આબરૂના કાંકરા થાય.

### હમણાં સંધિ ન થાય તો સૌને મોટું નુકસાન છે.

હમણાં સંધિ ન થાય તો યુદ્ધ બે ત્રણ વરસ ચાલે. અંગ્રેજોને દરરોજ બાર કરોડ રૂપિયાનું ખર્ચ છે આવા મોટા ખર્ચથી અંગ્રેજો જીતશે ત્યાં પાયમાલ થઈ જશે, હારશે તો સર્વસ્વ ગુમાવી મોટા સામ્રાજ્યનો અંત આવશે જર્મનીને પણ યુદ્ધના લંબાવાથી મોટું નુકસાન છે. બે ત્રણ વરસ યુદ્ધ ચાલે તો જર્મનીના હાથમાં સાગરનો કાબૂ નહિ હોવાથી તેને કાચાં દ્રવ્યો માટે ભારે મોટી મુશ્કેલીઓ પડશે યુરોપમાં યુદ્ધને કારણે વેપાર, ઉદ્યોગ, વહાણવટું, તાર ટપાલ વગેરેનો દેશાવરો સાથેનો સંબંધ બંધ થઈ ગયો છે ખેતી પણ અવ્યવસ્થિત થઈ ગઈ છે. આથી આવતે વરસે ખોરાકી અને બીજી ચીજોના દુકાળો યુરોપમાં કદાચ અનુભવવામાં આવે. યુરોપ લડાઈ લંબાય તો પાયમાલ થાય, સાથે સાથે જર્મનીને પણ તેના છાંટા ઊડે નવ દેશો સંભાળવાની તેના ઉપર મોટી જોખમદારી છે જર્મની અને બ્રિટન બન્ને લડાઈ લંબાશે તો તેઓ અત્યંત નબળાં બની જશે અને રશિયા તથા જાપાનનાં બળ અને શક્તિ વધશે.

[ અનુસંધાન માટે જુઓ પાન ૩૪૯ ]

# गीतानी शिखामण

[ अध्याय ६ अने ७ ]

श्री. काकासाहेब कालेलकर

( માર્ચ, ૧૯૩૯ પા. ૨૮૧થી ચાલુ )

## साचो संन्यासी अने योगी

શક્તિને અભાવે, ઓછા જ્ઞાનને કારણે અથવા સંજોગો પ્રતિકૂળ હોવાથી માણસ ઘણી વાર જીવન-સંગ્રામમાં હારે છે. કોક કોક વાર બધી અનુકૂળતા હોવા છતાં કેવળ ગફલતને કારણે એ હાર મેળવી લે છે. આવા અનુભવ વારંવારઈએ આવે એટલે માણસને થાય છે કે આ દુનિયા અને આ જિંદગી આપણે માટે છે જ નહિ. આવી ઉદાસીનતાની જો અવધિ થઈ ગઈ તો માણસ જિંદગીમાંથી નાસી છૂટવા માટે આત્મહત્યા કરે છે.

એટલી જેની હિંમત નથી હોતી તે માણસ નાસી-પાસ થાય કે તરત પોતાના નૈતિક હીરને તિલાંજલિ આપે છે. એ સત્ત્વહીન થાય છે, નિસ્તેજ થાય છે. પછી એ કહેવા લાગે છે કે જીવન નિઃસાર છે. જે કાંઈ કરવા જઈએ એમાંથી અશ્રેય જ નીપજે છે અને આપણે જીવનની ગૂંચમાં વધારે ને વધારે ફસાઈએ છીએ. એના કરતાં એ બધું છોડી દઈ જડ થઈને રહીએ તો શું ખોટું? હારમાંથી હારની ફિલસૂફી ઊપજે છે અને માણસ એમાં જ રાચે છે.

જો આત્મહત્યામાં કાયરતા હોય તો આવી અકર્મણ્યની સ્થિતિમાં કાયરતા ઉપરાંત પામરતા પણ છે. કેમકે માણસ જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી એ સમાજની સેવા લે જ છે. જેટલી સેવા લે છે એટલી પાછી આપે નહિ, તો એનું ઓશિયાળા-પણું વધે છે. જ્ઞાત અને અજ્ઞાત ઋણ પ્રત્યે જાગૃત રહી માથા ઉપરનો ભાર ઉતારતા રહેવાનો માણસ પ્રયત્ન કરે તો જ એનું નૈતિક આરોગ્ય ટકવાનું.

જૂના લોકોએ વ્યક્તિનું સમાજ પ્રત્યેનું કર્તવ્ય અને આખા વિશ્વ સાથેનો એનો સંબંધ ધ્યાનમાં આણી યજ્ઞ, દાન અને તપ એ ત્રણ કર્તવ્યો માણસને માટે બાંધી આપ્યાં. સંન્યાસને નામે કે મુક્ત થવાની ઇચ્છાથી એ કર્તવ્યનો ત્યાગ ન જ કરાય. એ યજ્ઞના સ્મારક અને પ્રતીક તરીકે અગ્નિ સળગાવી એમાં આ-હુતિ આપવાનો રિવાજ હતો. જે પોતાને મુક્ત માનતો તે અગ્નિની આવી ઉપાસના છોડી દેતો. એક જમાનો એવો હતો કે જ્યારે આપણા દેશમાં આજીવિકા ખાતર પણ મહેનત ન કરનારા અને સમાજ પ્રત્યે પોતાનું કશું જ કર્તવ્ય નથી એમ છડેચોક જાહેર કરનારા 'મુક્ત' પુરુષોનો રાફડો ફાટ્યો હતો. પરિણામે સમાજમાં આલસ્ય અને અનાચાર વધ્યાં અને સમાજવ્યવસ્થા શિથિલ થઈ. એવે વખતે શ્રીભગ-વાને લોકોને એમની ભૂલ બતાવતાં કહ્યું કે, સ્વાર્થ ખાતર કશું ન કરતા, પણ સમાજહિત ખાતર જે કરવું ઘટે છે તે તમારાથી છોડાય જ નહિ. જ્ઞાન વડે આસક્તિ છોડી દો અને યોગવૃત્તિથી કર્તવ્ય-કર્મ ઉત્સાહપૂર્વક પાર પાડો એટલે જ તમે આર્યત્વ કેળવશો અને સાચેસાચા મુક્ત થશો. યજ્ઞ, દાન અને તપ એ કાર્ય-કર્મો છે, કર્તવ્યો છે. કર્મફળ એટલે કે સ્વાર્થ છોડીને કર્મો કરો એટલે તમે મુક્ત થશો.

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः॥
६ : १

यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत्।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम्॥
१८ : ५

प्रवृत्तिलक्षणो योगो; ज्ञानं संन्यासलक्षणम्।

[ ગીતામાં અનેક ઠેકાણે વર્ણવ્યવસ્થાનો ઉલ્લેખ આવે છે. આશ્રમવ્યવસ્થાનો સ્પષ્ટ ઉલ્લેખ ક્યાંય

નથી. સ્મૃતિમાં વર્ણવેલો સંન્યાસ આશ્રમ ગીતાને-ઇષ્ટ નથી એમ લાગે છે. ઉપરના શ્લોકમાં 'નિરગ્નિ' અને 'અક્રિય' એ બે શબ્દોમાં સંન્યાસ-આશ્રમનો ઉલ્લેખ છે, અને તે વિરોધની દૃષ્ટિએ થયો હોય એમ દેખાય છે.

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया એ શ્લોકમાં બ્રહ્મચર્ય-આશ્રમનું સૂચન છે. ]

*

## शत्रु અને मित्र

રાગદ્વેષથી એટલે કે અનુરાગ અને દ્વેષથી માણસ આંધળો બને છે. જે પોતાને ચાહે છે તે પોતાની શક્તિ વધારે છે, અને જે પોતાનો વિરોધ કરે છે તે પોતાનો શત્રુ છે એમ માનીને માણસ ચાલે છે અને તેથી મિત્રો મેળવવા અને શત્રુઓનો પરાજય કરવા તે મથે છે. આમ બહારની દુનિયા પાછળ દોડવાથી એની પોતાની શક્તિ વધવાને બદલે ક્ષીણ થાય છે અને એ પામર બનતો જાય છે.

માણસે સ્વાવલંબી થવું ઘટે છે. ગફલતમાં આવી માણસ પોતાને પાડે નહિ પણ પ્રયત્નપૂર્વક પોતાને ચડાવે એ જ એનું મુખ્ય કર્તવ્ય છે. બીજા લોકો માણસને હેરાન કરી શકે, અકળાવી શકે, એનું ઓછુંવત્તું નુકસાન પણ કરે પણ એને પાડી ન શકે. માણસ જો પોતે પોતાને પાડે તો જ એ પડી શકે. એ જ પ્રમાણે આખી દુનિયા પણ જો કોઈનો ઉદ્ધાર કરવા માટે એકમત થઈને મથવા માંડે તોયે એ જો પોતે જ પોતાનું નુકસાન કરવા બેસે તો આવડી મોટી દુનિયા પણ એનો ઉદ્ધાર ન કરી શકે અને સંત તુકારામ કહે છે તેમ 'જો હું ખરેખર સંત થઈ જાઉં તો સ્વર્ગે જતાં કોઈ પણ મને રોકી ન શકે.'

મતલબ કે માણસનો સાચો મિત્ર એ પોતે જ છે અને માણસનો ખરેખર શત્રુ પણ એ પોતે જ છે. જે માણસ પોતાની જ આંતરિક શક્તિ વડે પોતાની વાસનાઓ ઉપર વિજય મેળવે છે તે આથી પોતાનો મિત્ર બને છે, અને જે વાસનાને વશ થઈ 'પોતાનું' નુકસાન કરવા તૈયાર થાય છે તે માણસ પોતાનો શત્રુ છે.

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥
बन्धुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥
૬ : ૫-૬

*

## समबुद्धि

કોઈ કપૂત પોતાની માને અવગણે, એની સેવા ન કરે એટલું જ નહિ પણ એને હેરાન કરે તોયે માતા એ પુત્ર પ્રત્યે પોતાનો પ્રેમ ઓછો નથી કરતી. એવા અનુભવથી જ કહેવત પડી છે કે कुपुत्रो जायेत, क्वचिदपि कुमाता न भवति। માતા મનમાં એમ જ કહે છે કે મારો દીકરો પુત્રભાવ ભૂલ્યો એટલે શું એના જેવી થઈ મારો માતૃભાવ ભૂલી જાઉં ! આત્યંતિક પ્રેમને કારણે જ માતા પોતાના માતૃધર્મમાં લીન રહે છે.

જે માણસ સામ્યયોગી હોય છે તે પણ કહે છે કે અમુક માણસ મારો શત્રુ થયો એટલા ખાતર હું પણ એનો શત્રુ થાઉં એ શી રીતે બને ? મારી શત્રુતા કરવાની પામરતા જો એ બતાવતો હોય તો એનો શત્રુ બની એના જેવી પામરતા હું શા માટે કેળવું ? હું તો મારો મિત્રભાવ ટકાવી જ રાખીશ.

ન્યાયી રાજા પોતાના કોઈ નાગરિકની સજ્જનતા ઉપર આફરીન થાય તો એને એના પડોશીનું ઘર પડોશી પાસે પડાવી એ સજ્જનને આપી દેતો નથી, પછી એ પડોશી ભલેને દુર્જન હોય. રાજા કહેશે કે સજ્જનની હું કદર જરૂર કરું પણ એને માટે પક્ષપાત કરી હું ન્યાયભ્રષ્ટ નહિ થાઉં.' હું તો બધા પ્રત્યે સમાન રહેવાને બંધાયેલો છું

જીવનયોગી પણ માને છે કે આ પચરંગી દુનિયામાં બધા પ્રત્યે સમભાવ જ રાખવો ઘટે છે. કોઈ માણસનું હૃદય આપણા પ્રત્યે અનુકૂળ હોય, બીજો કોઈ આપણો હિતકર્તા હોય, ત્રીજો કોઈ આપણા પ્રત્યે તદ્દન ઉદાસીન હોય, તટસ્થ હોય કે શત્રુ જેવો હોય, એકાદ માણસ સાધુ હોય, બીજો માણસ પાપી હોય-તોયે આપણે બધા પ્રત્યે

એક સરખી સજ્જનતા રાખવી ઘટે છે. સજ્જનતા, ન્યાયપરાયણતા અને પ્રેમ ત્રણે નિરપેક્ષ હોય છે. એમની પાસે પ્રતિયોગી સહકારિતા નથી હોતી. યોગી જેમ માટી અને સોનું બન્ને પ્રત્યે સમાન હોય છે તેમ જ સજ્જન અને દુર્જન પ્રત્યે એક જ સદ્ભાવની વૃત્તિ રાખે છે.

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥

६ : ९

*

## प्रमाणयोग

શરીર જીવાત્માના ઉદ્ધારનું સાધન પણ બની શકે છે અને એને કેદમાં રાખનાર પાંજરું પણ બની શકે છે. મોક્ષની સાધના સાધવી હોય તો તે શરીર વડે જ સાધી શકાય છે, અને માણસને પડવું હોય, ઊતરવું હોય ત્યારે પણ માનસિક સંકલ્પને કાર્યાન્વિત કરવા માટે તે શરીરનો જ ઉપયોગ કરે છે.

આ શરીરનો સ્વભાવ વિચિત્ર છે. પાણી જેમ ગરમ કરવાથી પણ ફૂલે છે અને ચાર ડિગ્રી કરતાં નીચે ઠંડું કરવાથી પણ ફૂલે છે અને હલકો બરફ થઈ જાય છે, તેવી જ રીતે આ શરીરને પંપાળીએ એટલે એ વીફરે છે અને એને સાવ ભૂખે મારીએ ત્યારે પણ તે વીફરે છે. માણસ બહુ ખાય તો એનું શરીર અને મન બગડે છે, બિલકુલ ખાવાનું છોડી દે તો પણ કોકવાર એ જ પરિણામ આવે છે. કુંભકર્ણની પેઠે ઊંઘ તાણ્યા જ કરે તો યે એના ચિત્તનું સ્વાસ્થ્ય અને સામર્થ્ય ક્ષીણ થાય છે, અને ઊંઘનો સદંતર ત્યાગ કરી જાગતું જ રહે તો યે એ જ પરિણામ આવે છે.

એટલા માટે આ બન્ને છેડા છોડી દઈ શાસ્ત્રીય (વૈજ્ઞાનિક) દૃષ્ટિથી નક્કી કરવું જોઈએ કે ખાવાનું યોગ્ય પ્રમાણ કયું અને ઊંઘવાની પણ યોગ્ય માત્રા કઈ. બધી બાબતમાં આ જ દૃષ્ટિથી ચાલવું ઘટે છે. માણસ જો આહારવિહારમાં યોગ્ય પ્રમાણ સાચવે એટલે કે યુક્ત થઈ જાય તો મોટામોટા રોગોમાંથી પણ એ મુક્ત થઈ જાય છે. પ્રમાણ સાચવવું એ જ જીવનની મુખ્ય કળા છે.

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥
युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥

६ : १६–१७

*

## दीप्तिमयी उपमा

કેટલાક મહાકવિઓની અને લોકકવિઓની કલ્પનાઓ એટલી બધી ઉજ્જવળ અને ચોટડૂક હોય છે કે જોતજોતામાં તે વિશ્વસાહિત્યમાં પોતાનું સ્થાન લઈ લે છે. કેટલીક ઉપમાઓ સાંભળતાં વેંત માણસને એટલી તો ગમી જાય છે કે મનુષ્યહૃદય એમને વાપરીવાપરીને એમનું ચલણી નાણું કરી નાંખે છે. એવી જ એક ઉપમા ગીતાએ આપણને આપી છે. યોગયુક્ત માણસ ગમે તેટલો પ્રવૃત્તિશીલ હોય, જ્ઞાનમય અને તેજોમય હોય તો યે એ જરા સરખો વિચલિત થતો નથી. ઉત્કટ પ્રવૃત્તિમય હોવા છતાં એનામાં રજોગુણી દોડધામ દેખાતી નથી. શાંત, ગંભીર, સ્થિર અને ધીર એવા એ યોગીને શાની ઉપમા અપાય?

ગીતા કહે છે: જ્યાં પવન વાતો નથી, હવામાં કશો ક્ષોભ નથી ત્યાં જે દીપજ્યોતિ બળે છે તે જેમ શાંત અને સ્થિર હોય છે, ચારે કોર પ્રકાશ ફેલાવતાં છતાં અને સ્નેહમાંથી પ્રકાશ અખંડ ઉપજાવતાં છતાં તે જાણે સમાધિમાં માણતી હોય એમ રહે છે, તેવી જ રીતે યોગી પણ આ દુનિયામાં વિચરે છે અને જીવન જીવે છે. એને એ જ્યોતિની જ ઉપમા અપાય.

જે જે દેશના લોકોએ આ ઉપમા સાંભળી છે તે બધા આ ઉપમા પર આશક થઈ ગયા છે.

यथादीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥

६–१९

*

## સર્વશ્રેષ્ઠ સુખ

સુખસુખમાં ફેર હોય છે. પોતાનાં કુટુંબીઓને લઈને કાદવમાં આળોટતા સૂવરનું સુખ જુદું ને જીવન-રહસ્ય ઉકેલવાના વ્યાપારમાં અખંડ રાચનાર ફિલસૂફ સુકતુનું (સોક્રેટિસનું) સુખ જુદું. આ બે છેડા વચ્ચે અનેક પ્રકારનાં સુખો છે. કેટલાંક સુખો એટલાં તો મેલાં હોય છે કે એ માણસનું નૈતિક જીવન તો શું પણ એની સુખ ભોગવવાની શકિત પણ હણે છે. કેટલાંક સુખો માણસનું મોઢું તરત ભાંગી નાખે છે, જ્યારે કેટલાંક સુખો એની રસિકતા વધારી એને જીવનના ઊંડાણનો પરિચય કરાવે છે કોક કોક વાર ઉચ્ચ અને નીચ એવા બે સુખો એક સાથે ભળી જાય છે જેથી ખબર નથી પડતી કે સરવાળે જીવન ચડે છે કે પડે છે. અને એવાં પણ કેટલાંક સુખો હોય છે કે જે પ્રારંભમાં સાવ પ્રાકૃત હોવા છતાં કાળે કરીને એમાં ઊંડાણ અને પવિત્રતા આવી જાય છે અને પછી એ જીવનને ઉચ્ચ કોટિ સુધી લઈ જાય છે.

એમ જોવામાં આવ્યું છે કે વિકૃત અભિરુચિનાં સુખો માણસને પાડે છે એટલું જ નહિ પણ એની સુખ ભોગવવાની શકિતને જ મારી નાખે છે જીભ, નાક અને સ્પર્શ વડે જે સુખો ભોગવાય છે તે પશુ-કોટિનાં જ હોય છે. એ ગમે તેટલા ઉત્કટ હોય તો યે એમાં ઉન્નતિનાં તત્ત્વો ભાગ્યે જ જડે છે. આંખ અને કાન વડે ભોગવેલાં ભાવનાત્મક અને કલાત્મક સુખો આનંદ માણવાની ક્ષમતા વધારે છે એ બેમાં પ્રત્યક્ષ સ્પર્શ નહિ જેવો-હોય છે, અને તેથી જ કલાના આત્માનો, તાટસ્થ્યયુક્ત તાદાત્મ્યનો અનુભવ આ જ બે ઇંદ્રિયો કરાવે છે.

ઉચ્ચ કોટિનું સુખ હોય છે, જે અનુભવવા માટે અને એમાં રાચવા માટે વિશેષ સંસ્કારિતાની જરૂર હોય છે. એ સુખ મનનાત્મક, ધ્યાનાત્મક, કે વિચારાત્મક હોય છે. સ્મૃતિ તથા સર્જનાત્મક કલ્પના એ બન્ને ક્ષેત્રમાં આ સુખનો વિલાસ જડી આવે છે. ભાવગમ્ય, કલ્પનાપ્રધાન, સ્મરણરુચિર, અને રચનામનોહર—આવાં સુખોને ગીતાએ બુદ્ધિગ્રાહી સુખો કહ્યા છે. એમાં ઇંદ્રિયોનો વિષયો સાથેનો પ્રત્યક્ષ સંપર્ક નથી હોતો. એ સુખો માણસને 'વિગલિતવેદ્યાન્તર' આનંદ આપતા છતાં એને મોહમાં ફસાવતાં નથી, એને તત્ત્વચ્યુત કરતાં નથી. જો સામાન્ય દુન્યવી સ્થિતિમાં સમાધિસુખની ઝાંખી કરવી હોય તો આ બુદ્ધિગ્રાહ્ય અને અતીન્દ્રિય સુખો મારફતે જ થઈ શકે છે. માણસે પ્રયત્નપૂર્વક એક એક ક્ષેત્ર વટાવી આ ઉચ્ચ કોટિના સુખ સુધી પહોંચવુ જોઈએ, અને ત્યાં જ સ્થિર થવું જોઈએ

આ સુખ સર્વોચ્ચ છે એની મુખ્ય કસોટી એ કે એ ભૂમિકા સુધી ગયા પછી બીજાં કોઈ પણ જાતનાં સુખો માણસને લલચાવી નથી શકતાં, અને એથી યે મોટી બીજી કસોટી એ કે એ સુખનો અનુભવ થયા પછી ગમે તેટલું ભારે દુઃખ આવી પડે તો યે માણસ એની આગળ દબાઈ નથી જતો, અભિભૂત નથી થતો. પંઢરપુરના સંતો જ્યારે ભજનમાં તલ્લીન થતા ત્યારે કુંભારની ભઠ્ઠીમાંથી કાઢેલી લાલચોળ સળી માથામાં વાગે અને માથાની ચામડી બળીને ગંધાય તો યે એ સંતોને તેની ખબર ન પડે. અને અરબસ્તાનમાં પગે વાગેલુ બાણ ખેંચી કાઢવા દેવાની ના પાડતો ભકત જ્યારે નમાજ પડવા બેઠો ત્યારે એના પગમાંથી બાણ ખેંચાયુ એની વેદના તો શું પણ એનું ભાન પણ અનુભવતો નથી. બળતી મિથિલા બચાવવા યોગ્ય ગોઠવણ કર્યા પછી તે જ ક્ષણે ધર્મચર્ચા અને તત્ત્વમીમાંસાના આનંદમાં ગરક થનાર જનકનો દાખલો પણ આપણી પાસે છે. બુદ્ધિની તદ્દન અલિપ્ત રહેવાની અને ગમે તેટલા ઊંડાણમાં પહોંચવાની શક્તિ અદ્ભુત છે. આવી શકિત વડે જે સુખનો સાક્ષાત્કાર થાય છે, તે પણ ઉત્કટ અને અસાધારણ જ હોઈ શકે છે.

> सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।
> वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥
>
> यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
> यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥
>
> ६ : २१–२२

*

### સર્વાત્મૈક્ય

ધાર્મિકતા કેળવીને જો કાંઈ મેળવવા જેવું હોય તો તે આત્મૌપમ્ય છે. આ સૃષ્ટિમાં ગમે તેટલી વિવિધતા હોય તો યે મૂળમાં તે એકરૂપ છે, એક-જણસી છે, એનો જેને અનુભવ થયો છે એને જ શાંતિલાભ થવાનો.

બધે ઈશ્વર છે, બધે એક જ આત્મા અનુસ્યૂત છે, એટલું જ નહિ પણ મન અને હૃદય પણ સર્વત્ર મળીને એક જ છે. બી બીને દિવસ પૂરા કરનાર ઘેટું કે હરણ અને વગર વાંકે એને મારીને ખાઈ જનાર વાઘ કે વરુ બધાંનું હૃદય એક જ છે. જવાળાની શોભા બતાવનાર ચટાપટાવાળો વાઘ અને કારુણ્ય નીતરતી આંખોવાળી ગાય–બન્નેનો સર્જનહાર એક જ છે એટલું જ નહિ પણ બન્નેનું હૃદય પણ એક જ છે. બન્ને અંતે એક જ તત્ત્વના બે અવતાર છે. એ જે સમજે છે તે જ સમજે છે, તે જ ડાહ્યો છે.

આવી સમજણ કેળવવા માટે મુખ્ય સાધના એ છે કે બીજાનાં સુખદુઃખથી પોતે સુખી અને દુઃખી થવું, બીજાના આનંદમાં એકરૂપ થઈ જવું અને જેમ આપણે પોતે પોતાના દોષો સહાનુભૂતિપૂર્વક ભૂલી જઈએ છીએ, દરગુજર કરીએ છીએ તેમ જ બધાંના દોષો પ્રત્યે આપણે એ જ ભાવ રાખવો ઘટે છે. હું પોતે જ બધાંનાં હૃદયમાં રહું છું અને બધાંને મારા હૃદયમાં સ્થાન છે એવી વિશ્વવ્યાપી ભાવના અને દૃષ્ટિ કેળવી એટલે જીવનયોગ સાધ્યો. બધે પ્રેમ, બધે દયા, બધે સમભાવ એ જ સર્વોત્કૃષ્ટ યોગ છે, એ જેણે સાધ્યો તે જ પરમ યોગી છે.

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥
૬ : ૨૯

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥
૬ : ૩૨

નોંધ:—

### અહિંસાનો પાયો

બધે પોતે જ છે, બધે એક જ અંતર્યામી પરમાત્મા છે એનો સાક્ષાત્કાર થયા પછી માણસની હિંસાવૃત્તિ જ નષ્ટ થઈ જાય છે. માણસ પોતે પોતાનો ઘાત શી રીતે કરી શકે? આવા સાક્ષાત્કારી પુરુષને માટે હિંસાવૃત્તિ સંભવતી જ નથી. એનું જીવન એ જ સર્વોચ્ચ સ્થિતિ છે.

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥
૧૩ : ૨૮

*

### તોફાની મન કાબૂમાં કેમ અણાય?

ગીતાની શિખામણ તો હૃદયની ગ્રંથિ તોડી નાંખનાર છે જ પણ ગીતામાં અર્જુને જે સવાલો પૂછ્યા છે તે એટલા સ્વાભાવિક અને બંધબેસતા છે કે માણસના હૃદયને અર્જુન પ્રત્યે વહાલ ઊપજે છે. કેવો એણે સવાલ પૂછ્યો! યોગ્ય વખતે યોગ્ય શબ્દોમાં આવા, ચોંટી જાય તેવા, સવાલો પૂછનાર અર્જુન મારો જ પ્રતિનિધિ છે એમ દરેક માણસને થયા વગર રહેતું નથી.

ભગવાને આત્મૌપમ્યની શિખામણ આપી સામ્યયોગ બતાવ્યો, અને એની ફળશ્રુતિ કહી. એ બધું સાંભળી મન ઉત્તેજિત થાય છે છતાં અંદરથી સમાધાન થતું નથી. આ સ્થિરતા હું શી રીતે કેળવી શકીશ? આ યોગની ભૂમિકા ઉપર હું શી રીતે આરૂઢ થઈ શકીશ? મારું મન મારા તાબામાં હોય ત્યારે ને? એ એટલું જોરાવર અને તોફાની છે કે એને રોકવાનો પ્રયત્ન કરવો એ તો તોફાની હવાને કાબૂમાં આણવા જેવું દુષ્કર કર્મ છે. એ ચંચળ મનને સ્થિર શી રીતે કરાય?

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥
૬ : ૩૪

*

### અભ્યાસવૈરાગ્યની સાધના

નિત્યના અનુભવના ઊંડાણમાંથી પૂછેલા પ્રશ્નનો સત્કાર કરીને જ ભગવાને જવાબ વાળ્યો છે.

બેશક મન દુર્દાન્ત છે, ચંચળ છે છતાં એને

માટે પણ લગામ નથી એમ નથી. જો પાડા અને ઘોડા કાબૂમાં આણી શકાય છે, બળદ અને હાથી વશ કરી શકાય છે તો તોફાની મન પણ કુનેહથી અને ચીવટથી કાબૂમાં કરી શકાય છે. એને માટે ફરી ફરી પ્રયત્ન કરવાનો અભ્યાસ જોઈએ છે અને જે જે વસ્તુ તરફ મન દોડે છે તે તે વસ્તુનું સાચું સ્વરૂપ ઓળખી એ વસ્તુ કેટલી નિઃસાર છે, વ્યર્થ છે એવું ભાન પણ કેળવવું જોઈએ. અખંડ પડતાં પાણીનાં ટીપાંથી જો વજ્ર જેવા પથરા પણ ઘસાઈ જાય છે તો અભ્યાસથી શું ન થઈ શકે? પણ એ ચમત્કાર સાધવા માટે સંયમ કેળવેલો હોવો જોઈએ. વાસના પર અને મન પર, હૈયા પર અને બુદ્ધિ પર માણસે કાબૂ મેળવવો જોઈએ. એ સંયમ જેની પાસે નથી એને માટે કશું ય શક્ય નથી. અને એ સંયમ વડે જેણે પોતાનું હૈયું કાબૂમાં આણ્યું છે એને માટે અશક્ય એવું કશું નથી.

असंशय महाबाहो मनो दुर्निग्रह चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥
असयतात्मना योगो दुष्प्राप अिति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥

६ : ३५–३६

*

## दुर्बळोनी मूंझवण

જે સાધનાવીર છે, સંકલ્પસમર્થ છે તેને માટે આ જવાબ સંપૂર્ણ છે; સંતોષકારક છે પણ અર્જુનનો સવાલ આપણાં જેવા સ્ખલનશીલ દુર્બળો માટે હતો એટલે અર્જુન ફરી પૂછે છે : ભગવાન, તમે જે કહો છો તેમાં જે માને છે, જે શ્રદ્ધા રાખે છે, તદનુસાર પ્રયત્ન પણ કરે છે અને છતાં એમાં ફાવતો નથી એવા માણસને યોગ તો સિદ્ધ થવાનો નથી ત્યારે શું એનો આખો પ્રયત્ન એળે જ ગયો? એને શું સાચો માર્ગ જડવાનો જ નથી? તમે પોતે જગદ્‌ગુરુ છો. તમે જો એ શંકાનિવારણ ન કરો તો બીજો કોણ કરનાર છે?

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं वां गतिं कृष्ण गच्छति ॥

६ : ३७

अेतन्मे संशय , कृष्ण छेतुमर्हस्यशेषतः ।
त्वदन्यः सशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥

६ : ३९

*

## कर्मनी अमरता

આના જવાબમાં ભગવાને જે જવાબ આપ્યો છે તે દુનિયાના તમામ માણસો માટે જાણે આશાનો અમરપટો છે. માણસનો રોજનો અનુભવ ગમે તેવો હોય પણ 'સરવાળે જોવાની' જેની શક્તિ છે તેનો જે સાર્વભૌમ અનુભવ છે તે જ ભગવાને સ્પષ્ટ શબ્દોમાં મનુષ્યના પ્રતિનિધિરૂપ અર્જુનને સંભળાવ્યો છે. જે માણસ શુદ્ધહૃદય છે, જે સદ્‌બુદ્ધિથી પ્રેરાયો છે અને જે કલ્યાણ-કામનાથી જ પ્રવર્તે છે તેની કોઈ કાળે દુર્ગતિ થવાની નથી—એ ઉત્તરોત્તર આગળ જ વધવાનો છે. આજે એને સારી સગવડો ન મળી તો કાલે એ બધી સગવડો એની મેળે એની પાસે ચાલતી આવવાની. બીજું સમાધાન ભગવાને એ આપ્યું છે કે માણસના મરણ સાથે એના બધા પ્રયાસો મરી નથી જતા. પણ ગણિતમાં જેમ સરવાળામાં નવ કરતાં સંખ્યા વધે એટલે એકમના વધેલા આંકડા દશમના સ્થાનમાં મળી જાય છે તેવી જ રીતે આ ભવની કમાઈ જો આ ભવમાં ન સમાય તો આગલા ભવમાં વધી આવે જ છે. અને તેથી આગળનો સરવાળો સહેજે પરિપુષ્ટ થાય છે. જેમ આત્માનો નાશ નથી તેમ કર્મનો પણ નાશ નથી. સારું કે નરસું જે કર્યું છે તે સાથે આવવાનું જ, એટલી જેની શ્રદ્ધા છે તેની મૂડી કોઈ કાળે ખૂટતી નથી. એવો શ્રદ્ધાધન માણસ જીવનનો વ્યાપાર ચેતીને અને બાહોશીથી ખેડી શકે છે અને એક પછી એક અનેક જન્મ ઝપાટાભેર વટાવી અંતે પરમ ગતિને પામે છે. પણ એને માટે જોઈએ છે શ્રદ્ધા, જોઈએ છે ઈશ્વરનિષ્ઠા.

पार्थ नैवेह नामुत्र विन.शस्तस्य विद्यते ।
नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥
प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥

अथवा योगीनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥
पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥
प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥

૬ : ૪૦–૪૫

*

## સાધનામાત્રની કૂંચી

હાથમાં ફાનસ લઈને જઈએ એટલે રાતની મુસાફરી જેમ સહીસલામત થાય છે તેવી જ રીતે જો ઈશ્વરનિષ્ઠા સાથે જીવનયોગ કેળવીએ તો જીવનયાત્રા સહેલી અને સફળ થાય છે. ઈશ્વરને ઓળખ્યો, એને શરણ ગયા, એના દિવ્ય જન્મકર્મનો પરિચય સાધ્યો અને એની ઇચ્છાને અધીન થયા તો જીવનવિકાસને અર્થે વધારે કશું કરવાપણું રહેતું જ નથી. ડબ્બો જો એન્જિન સાથે સંકળાઈ જાય તો મુસાફરી માટે એને વધુ કશું કરવ પણું રહેતું જ નથી, જ્યાં સુધી એની સાંકળ સંધાયેલી છે ત્યાં સુધી એને બીજી કશી જ ચિંતા નથી.

પણ આ દાખલો અપૂર્ણ છે. એન્જિન અને ડબ્બો એ એક જ પાટા ઉપર દોડતાં છતાં એમની વચ્ચે સામ્ય નથી. જ્યારે આ જીવનની મુસાફરીમાં આપણે ખાસ સમજવાનું તો એ હોય છે કે ડબ્બો જ્યારે એન્જિનને ઓળખે છે ત્યારે પોતે જ એન્જિન થઈ જાય છે, અને પછી બીજા અનેક ડબ્બાઓ ખેંચી લેવાની શક્તિ એનામાં આવી જાય છે.

ઈશ્વરસાક્ષાત્કારની ખૂબી જ એવી છે કે જેમ સૂતરનો એક છેડો હાથ આવ્યો એટલે ધીમેધીમે ખેંચતાં સૂતરનો આખો દડો જ હાથમાં આવી જાય છે તેવી જ રીતે જો સાચી ઈશ્વરનિષ્ઠા હોય અને અખંડ પ્રયત્ન હોય તો પ્રયત્નથી સત્યનારાયણનો નિશ્ચિત, સંપૂર્ણ અને સમગ્ર સાક્ષાત્કાર થયા વિના રહેતો જ નથી. પછી મનમાં નથી રહેતો કોઈ સંશય, નથી રહેતી કોઈ ખામી. એટલું જાણી લીધું એટલે પછી કશું જાણવા જેવું રહેતું જ નથી. માણસ સાચી રીતે શોધ કરે. ખરી મુશ્કેલી રસ્તો જડવાની નથી પણ એ રસ્તે જવાની પ્રવૃત્તિ જ થતી નથી, એ મુશ્કેલી છે. એ જ માણસનું દુર્દૈવ છે.

मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥

૭ : ૧

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥

૭ : ૩

*

## विभू-जीवन

માણસ પોતાની માનવી દૃષ્ટિથી જુએ છે તેથી એને દુનિયામાં સારાનરસાનું દ્વંદ્વ જ દેખાય છે: એની પાછળ રહેલું પરમમંગલ અદ્વૈત તત્ત્વ દેખાતું નથી. તમામ મૂંઝવણનું કારણ એ જ છે. આ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય ઈશ્વરમાંથી જ છે. ઈશ્વરથી જુદું અહીં કશું છે જ નહિ. જેમ હારના મણકા સૂતરને આધારે ટકે છે તેમ ઈશ્વરને આધારે બધું ટકેલું છે. જીવનમાં, આ વિશ્વમાં, જે કાંઈ છે તેનો સાર ઈશ્વર પોતે જ છે. જે દહાડે માણસ દરેક વસ્તુમાં ઈશ્વરનો આવો સાક્ષાત્કાર મેળવી શકે છે તે દહાડે એની બધી મૂંઝવણો એની મેળે દૂર થાય છે.

( આ દૃષ્ટિ કેળવવા માટે ભગવાને આ અધ્યાયમાં તેમજ દસમા અધ્યાયમાં કાવ્યમય ઉદાહરણો લઈને આપણને સગવડ કરી આપી છે. આવાં ઉદાહરણો હમેશાં સરખી જ રીતે આકર્ષક નથી થતાં. દર જમાનાએ પોતપોતાનો વિભૂતિયોગ ગોઠવવો રહ્યો. અહીં તો કેવળ 'ઉદ્દેશ' ખાતર–નામ લેવા ખાતર–ભગવાને થોડોક વિસ્તાર કર્યો છે. દસમા અધ્યાયના વિભૂતિયોગનો વિસ્તાર ટૂંકાવી અને એક બીજા સાથે ભળતા દાખલાઓ ભેગા કરી મેં એક નવો વિભૂતિયોગ ગોઠવી કાઢ્યો છે. )

માણસ માટે સૌથી વ્યાપક સૌથી ઊંડું અને સૌથી અગત્યનું જો કોઈ તત્ત્વ હોય તો તે જીવન છે મૃત્યુ સાથે સનાતન સંગ્રામ ચલાવતા જીવન હાર્યું નથી પણ મૃત્યુ ઉપર વિજય જ મેળવતું આવ્યું છે આ વિશ્વમા અનંત પ્રાણીઓ છે, અને અહર્નિશ અનંત પેદા થાય છે એ બધામાં–એકેએકમા જીવવા ની જે અમર ઇચ્છા છે તે જોયા પછી જીવનની શક્તિ કેટલી જબરદસ્ત છે એનો કાંઈક ખ્યાલ આવી શકે છે જેઓ ત્રાસીને આત્મહત્યા કરે છે તેઓ પણ જીવનને ઓછું ચાહતા નથી જીવનનિષ્ઠા, જીવનભક્તિ જીવનપ્રેમ, જીવનપરાયણતા સાર્વભૌમ છે, બાકી બધી વૃત્તિઓ અને ઊર્મિઓ એની આગળ ગૌણ છે આ જિજીવિષા અને જીવનનિષ્ઠા અનંત રીતે વ્યક્ત થાય છે આ વિશ્વમા સર્વવ્યાપી તત્ત્વ હોય તો તે એ જ છે એનું જ સામ્રાજ્ય બધે ચાલે છે જીવન બીજ રૂપમાં પણ છે અને વિસ્તારના રૂપમા પણ છે બીજમાંથી વિસ્તાર અને વિસ્તારમાથી ફરી બીજનો સંભવ એ ઘટમાળ અનાદિકાળથી ચાલતી જ આવી છે શું ભગવાન આ ઘટમાળથી નોખો હોઈ શકે? ઈશ્વર પોતે જ કહે છે કે તમામ ભૂતોની અંદર સ્ફુરતું જીવન હું જ છું તમામ ભૂતોનું સનાતન બીજ પણ હું જ છું

> जीवनं सर्वभूतेषु । ७ ९
> बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
> ७ १०

*

## काम

મનુસ્મૃતિના પ્રારંભમા જ કહ્યું છે કે માણસ જે કાંઈ કાર્ય કરે છે તે કામથી, વાસનાથી ઇચ્છાથી, કશાક હેતુથી પ્રેરાઈને જ કરે છે દુનિયામા અકામતા શોધ્યે જડે નહિ આવા સર્વવ્યાપી કામને નિયંત્રણમા રાખવાની શક્તિ કેવળ ધર્મને જ છે માણસ કામથી પ્રેરાય છે યદ્ યદ્ हि कुरुते कर्म तत् तत् कामस्य चेष्टितम् । એ કામને સફળ કરવા માટે માણસ અર્થસંગ્રહ કરે છે, સામર્થ્ય કેળવે છે, મનુષ્યબળ મેળવે છે, વિજ્ઞાન ખેડે છે મોટા મોટા સંગઠનો કરે છે અને દરેક જાતની પ્રવૃત્તિ આદરે છે કામની પ્રેરણાથી જ અર્થનો વિસ્તાર કરાય છે

પણ કામથી કાયમની તૃપ્તિ થતી નથી કામ માણસને પ્રેરે છે અને અંતે છેતરે છે કામ જેવી મોહક, પ્રેરક અને અંતે વિફળ એવી બીજી વસ્તુ નથી તેથી જ કામને જ્યા અવકાશ જ નથી એવા મોક્ષનો આદર્શ માણસે ખેડ્યો પણ મોક્ષની લગન લાગે ત્યારે ને? ત્યા સુધી કામ ઉપર જીન કસીને એને લગામ લગાવીને હાથમા ચાબુક અને અંકુશ લઈને એની પાસેથી સેવા લેતી રહી કામનો આ જે અંકુશ છે–લગામ છે તેને આપણે ધર્મને નામે ઓળખીએ છીએ ધર્મના અંકુશમા રહેલો કામ એ જ સામાજિક જીવનનું પ્રેરક તત્ત્વ છે તેથી જ ભગવાને પોતાની વિભૂતિનો પરિચય આપતાં કહ્યું કે ધર્મથી અવિરુદ્ધ એવો જે કામ તે હું છું

> धर्माविरुद्धो लोकेस्मिन् कामोऽस्मि भरतर्षभ ।
> ७ ११ (२)

*

## सात्त्विक बळ

ઉપનિષદોમાં કહ્યું છે કે બળ એ જ બ્રહ્મ છે તેથી એની ઉપાસના કરવી દુર્બળતા કેટલી ખરાબ છે એ સૌ કોઈ જાણે છે, પણ બળ એ સારી વસ્તુ છે એમ પણ સિદ્ધ નથી થયું બળ વાપરીને માણસ લૂંટફાટ કરે, ગરીબોને દબાવે અનાથોને લૂંટે અને અધર્મનો ધર્મ તરીકે પ્રચાર કરે એવા દાખલા દુનિયામા ઓછા નથી કુદરતે માણસ માટે જેટલા દુ:ખો ઉત્પન્ન કર્યા છે એના કરતા માણસે પોતે જ પોતાની સામે વધુ મુશ્કેલીઓ ઉત્પન્ન કરી છે અને એ બધું એના શરીરબળ અથવા બુદ્ધિબળને પરિણામે થવા પામ્યું છે એ બધું જોઈ બળ અને બળનું સંગઠન બન્ને પ્રત્યે સજ્જનો અશ્રદ્ધાળુ થયા છે

ગીતામા ભગવાન કહે છે કે બળવાન લોકોનું બળ હું છું, પણ એ બળ કામ અને અનુરાગથી તદ્દન મુક્ત હોય તે જ

> बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
> ७ ११

*

## ગુણમયી માયા

ભગવાને સત્ત્વ, રજ અને તમ એવા ત્રણ ગુણ-વાળી માયા પેદા કરી. અને પોતે એની પાછળ છુપાઈ ગયા. આ સૃષ્ટિ ત્રિગુણાત્મક છે. દરેક વસ્તુમાં આ ત્રણે ગુણ ઓછાવત્તા પ્રમાણમાં હોય જ છે. જે ગુણનું પ્રાધાન્ય હોય તેને નામે તે વસ્તુ ઓળખાય છે એટલું જ. આ ત્રણ ગુણોનું સ્વરૂપ, એમનો જીવન સાથેનો સંબંધ અને એમનો વિસ્તાર, એ બધું ગીતામાં જ સૌથી પહેલું વર્ણવેલું જડે છે. વેદોમાં આ ત્રૈગુણ્ય ઉપર ક્યાંય ભાર નથી મૂક્યો. ઉપનિષદો એટલે અધ્યાત્મશાસ્ત્ર. ત્યાં તો આ ત્રણ ગુણોની ચર્ચા ડગલે ને પગલે આવવી જોઈતી હતી. પણ ઉપનિષદોમાં ગુણોનો ઉલ્લેખ જવલ્લે જ આવે છે. એટલે આ સૃષ્ટિની ત્રિગુણાત્મક રચનાની મીમાંસા ગીતાની અથવા ગીતાના ભગવાનની મૌલિક મીમાંસા છે એમ જ કહેવું પડે છે. આ ત્રણ ગુણોની વ્યવસ્થાથી માણસને એટલો તો સંતોષ થયો છે કે ગુણ ત્રણ જ કેમ અને એ કયાં તત્ત્વને અનુસરીને નક્કી કરેલા છે અને એના પેટા વિભાગ કેટલા થઈ શકે છે એની જિજ્ઞાસા માણસે, શાસ્ત્રીય રીતે કરવાનું છોડી દીધું છે. નવા લોકોમાં પણ જે કોઈ આ ત્રિગુણવ્યવસ્થાને સવિસ્તર સાંભળે છે તેને પણ થાય છે કે ગુણવ્યવસ્થા બધી રીતે બંધબેસતી છે. ભગવાન પોતે કહે છે કે આખું વિશ્વ આ ત્રણ ગુણોનો વિસ્તાર છે. એ ત્રણે ગુણ મારામાંથી જ પેદા થયેલા છે. અને છતાં હું એમને વશ નથી. મારી આ ત્રિગુણાત્મક માયા તરી જવી બહુ અઘરી છે. જેઓ ત્રિગુણથી પર એવા મને શરણ જાય છે તેઓ જ આ માયામોહને તરી જાય છે. જેઓ ઈશ્વરને શરણ જતા નથી તેઓ માયાની જાળમાં સપડાઈને અસુરવૃત્તિ કેળવે છે.

રજ અને તમ એ બે ગુણો બંધનકારક છે, નીચે પાડનારા છે, એટલું તો સહેજે ધ્યાનમાં આવી શકે છે. પણ સત્ત્વગુણ પણ સારો દેખાવા છતાં અંતે બંધનકારક છે અને તેથી સત્ત્વ કેળવી, રજ અને તમ ઉપર વિજય મેળવી અંતે આ સત્ત્વગુણથી પણ પર જવાનું છે એમ કહીને ગીતાએ અધ્યાત્મના આકાશમાં મોટામાં મોટું ઉડ્ડયન કર્યું છે. સત્ત્વગુણ પણ અંતે બંધનકારક જ છે એમ કહી ભગવાને માણસ આગળ એક અતિમાનુષી આદર્શ મૂક્યો છે.

> दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
> मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥
>
> ૭ : ૧૪

નોંધ:—

[ગીતામાં ત્રિગુણના ઉલ્લેખ જ્યાં જ્યાં આવે છે તે બધાને એકત્ર કરી તે ઉપરથી ગીતાનું માનસશાસ્ત્ર તૈયાર કરવા જેવું છે. જેમ ગીતામાં આવેલાં પાંચ સાત શબ્દચિત્રો પરથી ગીતાના આદર્શ પુરુષને તારવી શકાય, દૈવી સંપતના છવ્વીસ ગુણો વડે ગીતાનું સમાજશાસ્ત્ર તારવી શકાયું છે, એ જ રીતે આ ત્રિગુણના વિસ્તારથી ગીતાનું માનસશાસ્ત્ર તારવી કાઢવું જોઈએ.]

*

## भक्तोंना चार प्रकार

ગીતાએ ચાર પ્રકારના ભક્તો વર્ણવ્યા છે. આ ચાર જ શા માટે પસંદ કર્યા છે એ કહેવું મુશ્કેલ છે, અને આ ચારે ભક્તો જ છે એમ કહેવાય કે નહિ એ આપણે જાણતા નથી. આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની–આ ચારેને ગીતાએ ભક્તો કહ્યા છે, અને એમાં યે જ્ઞાનીને સૌથી શ્રેષ્ઠ અને પોતાને સૌથી પ્રિય કહ્યો છે. આમાંનો જે આર્ત છે એ જીવનનાં અનેક દુઃખોથી હેરાન થવાથી ભગવાનને શરણ જાય છે. એને વિશ્વાસ છે કે ત્યાં શાતા મળવી જ જોઈએ. આવો ભક્ત સામાન્ય કોટિનો ગણાય. કાયિક અને માનસિક અકળામણથી મુક્ત થવું એટલો જ એનો ઉદ્દેશ છે, પણ એ ઉદ્દેશ પાર પાડવા માટે ભગવાન પાસે જ દોડી જવું જોઈએ એટલું એ જાણે છે, અને એમાં જ એની મોટાઈ–ગીતાની ભાષામાં કહીએ તો ઉદારતા–રહેલી છે.

બીજો ભક્ત તે જિજ્ઞાસુ. એ જેમ જેમ જીવનનો સુખદુઃખાત્મક અનુભવ લેતો જાય તેમ તેમ એ બધું ખમવાની અથવા માણવાની શક્તિ તો એ કેળવતો જાય છે. પણ આ બધું શા માટે છે,

અને જીવનનું રહસ્ય છે શું એ જાણવાની અદમ્ય જિજ્ઞાસાથી પ્રેરાઈને એ ભગવાન પાસે દોડે છે એ જાણે છે કે જીવનનું રહસ્ય ઉકેલનાર, સંશયનો છેદનાર, બીજો કોઈ છે જ નહિ. त्वदन्य संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते। (૬ : ૩૯)

ત્રીજો ભક્ત તે અર્થાર્થી. સામાન્ય લોકો એનો અર્થ કરે છે ધનનો ઇચ્છુક. જૂના વખતમાં એવા લોકો હતા ખરા કે જેઓ ધનના ઢગલાની ઇચ્છાથી વેપારઉદ્યમ કરવાને બદલે જપજાપ, પુરશ્ચરણ, અથવા તપસ્યા કરતા, અથવા અનેક રીતે ભગવાનને રાજી કરી એની કેવળ કૃપા વડે ક્યાંકથી ધન મળી જાય એવી અપેક્ષા રાખતા. પણ ગીતાનો અર્થાર્થી ઉદાર ભક્ત ધનપરાયણ તો ન જ હોય. અહીં અર્થાર્થી એટલે જીવનનું સારસર્વસ્વ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનારો. ભગવાન પ્રભુ છે, સર્વસમર્થ છે, ઉદાર દાતા છે. એની પાસેથી સહુ કાંઈ મળી શકે એમ છે ત્યારે બીજું બધું છોડીને એને શરણ જઈને એની પાસેથી જીવનસાફલ્ય કેમ ન મેળવીએ? (૧) પોતાનો પુરુષાર્થ અને (૨) ઈશ્વરની કૃપા એવી વાંદરાના બચ્ચાની બેવડી સાધના કરનારા તેઓ નથી હોતા. હું ઈશ્વરને શરણ જાઉં, ઈશ્વરની ભક્તિ કરું એ જ મારી સાધના, એ જ મારો પુરુષાર્થ. ભગવાનને શું અશક્ય છે કે જેથી અર્ધો બોજો હું ઊંચકું અને બાકીનો ભગવાન ઉપર નાખું? મારી ઉન્નતિને અર્થે કે મારા વિકાસને અર્થે મારે પુરુષાર્થ કરવો જોઈએ એ જ. જો આગ્રહ હોય તો આડાઅવળા પુરુષાર્થ હું શા માટે કરું? પોતાની વૃત્તિઓ ઉપર વિજય મેળવી બધી રીતે ઈશ્વરને શરણ જાઉં અને એની અનન્ય ભક્તિ કરું એ જ પુરુષાર્થ શો ઓછો છે? એમાં કશી કચાશ ન રહે એટલે બસ. આવો અર્થાર્થી ઉદાર ભક્ત પોતાની નિષ્ઠા વડે ભગવાનને પોતાનો બનાવી દે છે અને હૃદયસ્થ ભગવાન પાસેથી ગમે તે મેળવી શકે છે. એ કર્મો કરે છે, પણ તે સાધન તરીકે નહિ; પણ ઈશ્વરને શરણ ગયા પછી ઈશ્વરે સોંપેલાં કાર્યો સમજી ઈશ્વર પ્રીત્યર્થે એ બધાં કામો કરે છે.

ચોથો ભક્ત તે જ્ઞાની. એણે પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરી છે, સુખદુઃખ ઉપર એણે વિજય મેળવ્યો છે, જ્ઞાનરૂપી અગ્નિથી પોતાનું કિલ્મિષ બાળી નાખ્યું છે, એ અખંડ યોગી છે, એ નિષ્કામ ભાવે – કેવળ સ્વભાવ તરીકે – ભગવદ્ભક્તિમાં તલ્લીન થઈ જાય છે. એવો જ્ઞાની ભક્ત ભગવાનને એટલો બધો તો પ્રિય છે કે પરસ્પર પ્રીતિને કારણે એ ભક્ત ભગવાનનું હૃદય બની ગયો છે. 'ज्ञानी त्वात्मैव मे मतम्।' એવી જ્ઞાનશક્તિ એક જ ભવની સાધના વડે ભાગ્યે જ પ્રાપ્ત થઈ શકે. જ્ઞાનીએ પાછળના અનેક જન્મોમાં ક્રમશઃ સંસિદ્ધિ મેળવેલી હોય છે. એને સહજપણે ભગવાનના વિભૂત્વનો સાક્ષાત્કાર થાય છે.

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥
तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥
उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥
बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥
૭ : ૧૬–૧૯

*

## उपासनानुं सोपान

બધા જ ધર્મો સાચા છે. ગમે તે દેવને નમસ્કાર કરીએ તોયે અંતે એ કેશવ પ્રત્યે જ પહોંચે છે, એ ખરું છે ગમે તે ઉપાસનાને રસ્તે માણસ જાય તોયે અંતે એ મુકામે પહોંચવાનો જ એ વિશે શંકા નથી, છતાં બધા દેવો સરખી યોગ્યતાવાળા નથી હોતા, બધી ઉપાસનાનું તાત્કાલિક ફળ એકસરખું નથી હોતું માણસ પોતાની વૃત્તિ, દૃષ્ટિ અને આદર્શ કરતાં વધારે ઉચ્ચ કોટિની ઉપાસના જીરવી શકતો નથી. બાળકને જો એક રૂપિયો અને એક પેંડો એમાંથી ગમે તે લે એમ આપણે કહીએ તો રૂપિયો છોડી એ જેમ પેંડા તરફ દોડવાનો, તેમ જ જુદી જુદી વાસનાઓથી ઘેરાયેલો માણસ અંતર્યામી પરમાત્માની ઉપાસના કરવાને બદલે પોતાના સ્વભાવ પ્રમાણે કોઈ ને કોઈ સામાન્ય દેવતાની ઉપાસના આરંભે છે. ભગવાન

જાણે છે કે એવો માણસ જાણે છે ઓછું, ઘેરાયેલો છે મોહથી, પણ અંતે એની શ્રદ્ધા સાચી છે. એટલે ભગવાન પોતે જ તે તે રૂપ ધારણ કરી જ્યાં જેની શ્રદ્ધા બેઠી હોય ત્યાં જ એને એને લાયક સિદ્ધિ આપી દે છે. આવી સિદ્ધિ અને એનું ફળ નાશવંત જ હોય. પણ એવું ફળ મેળવી એ ભક્ત પોતાની શ્રદ્ધામાં ઉમેરો કરે છે. આમ કરતાં કરતાં જ્યારે માણસને શુદ્ધ ઈશ્વરભક્તિ જડે છે ત્યારે જ એ ભગવાનની સંનિધિમાં પહોંચે છે.

જેમ મુક્તિ ક્રમશઃ મળે છે, સાધનામાં પગથિયાં હોય છે તેમ ભક્તિના આદર્શમાં પણ માણસની પ્રકૃતિ પ્રમાણે ઉચ્ચ અને ઉચ્ચતર એવી કોટિઓ હોય છે.

આ વાત જેના ધ્યાનમાં આવી તે પોતે મૂર્તિપૂજક ન હોવા છતાં મૂર્તિપૂજા કરવાવાળાઓને પજવશે નહિ. જંગલના લોકોના ધર્મ અને એમની માન્યતાઓ ભૂલભરેલી છે એટલું જ નહિ પણ તેઓ એવી માન્યતા રાખવા જતાં મહાપાપ કરે છે એ જાતની માન્યતા ખ્રિસ્તીઓ, મુસલમાનો અને એવા જ બીજા ધર્માવલંબીઓ ધરાવે છે.અને તે તે લોકોને એ પાપમાંથી ઉગારવા માટે એમની ઇચ્છા વિરુદ્ધ એમની પાસેથી એમની માન્યતાઓ છોડાવવાનો જબરદસ્ત પ્રયત્ન કરે છે. ગીતાધર્મી જાણે છે કે બૌદ્ધિક ભૂલ એ કાંઈ નૈતિક અધઃપાત નથી. આપણે પરમ રહસ્ય ન જાણતા હોઈએ તેથી શું? ભગવાન તો આપણું હૃદય પહેચાને જ છે. ત્યારે આપણે કોઈના ઉદ્ધાર વિષે આટલા સાશંક શા માટે થઈએ?

અને કોણ કહી શકે કે ઈશ્વર વિષેની આપણી કલ્પના નિર્દોષ છે. ઈશ્વર આગળ આપણું અજ્ઞાન અને પેલા જંગલી, વહેમી આરણ્યકનું અજ્ઞાન એ બે વચ્ચે બહુ જ થોડો ફેર હશે. આપણે શા માટે માનીએ કે આપણે તો સાચા ઈશ્વરને પૂર્ણપણે ઓળખીએ છીએ અને બીજાઓ અજ્ઞાનની ખાઈમાં રહીને ત્યાં જ રાચવા જેટલા પતિત છે? જેમ બાળકો ક્રમે ક્રમે ઉમરલાયક થાય છે તેમ સાચા ભક્તો ક્રમશઃ જ્ઞાનમાં અને ભક્તિમાં આગળ વધે જ છે અને ભગવાન તો એમની પાસે અથથી ઇતિ સુધી છે જ.

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥
यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥
स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥
अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि ॥
अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।
परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥
नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥

૭ : ૨૦–૨૫

*

## ઐશ્વર્યપ્રાપ્તિની કઠિનતા

ગીતામાં એક ઠેકાણે ભગવાને અર્જુનને કહ્યું છે કે તારા પણ અનેક જન્મો થયા છે અને મારા પણ થયા છે. હું એ બધાને જાણું છું અને તું તે જાણતો નથી. ભૂતકાળ અને ભવિષ્યકાળ જાણવાની શક્તિ કેવળ એક ભગવાનની જ છે. માણસને એ શક્તિ આપેલી નથી.

આ અધ્યાયમાં ભગવાન કહે છે કે ભૂત, ભવિષ્ય અને વર્તમાન બધું હું જાણું છું પણ મને કોઈ જાણતું નથી. એનું કારણ એ છે કે બધાં પ્રાણીઓ રાગદ્વેષથી ઘેરાયેલાં હોવાથી એમની દૃષ્ટિ ટૂંકી થઈ જાય છે, એમનું હૈયું સંકુચિત થઈ જાય છે. માણસ જ્યારે વ્રતોની દૃઢતા કેળવે, દ્વંદ્વમોહથી મુક્ત થઈ જાય અને પુણ્યકર્મોથી પાપ ઉપર વિજય મેળવે ત્યારે જ તેને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. અને પછી એનું તમામ કર્મ આધ્યાત્મિક બની જાય છે.

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥
इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यांति परंतप ॥
येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥
जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्मचाखिलम् ॥

૭ : ૨૬–૨૯

*

# પ્રાણલાલની ભ્રમણા

શ્રી. સોપાન

'તમે કોઈ સમજતા જ નથી. હું એ બંનેને ઓળખું છું.'

પ્રાણલાલ ચિડાઈ જઈને બોલ્યો. લગભગ બે કલાકથી આ માથાકૂટ ચાલતી હતી. મગનલાલ અને ત્રિલોચન હવે થાક્યા હતા. પ્રાણલાલને સમજાવી લેવાની જરી પણ આશા નહોતી છતાં કેવળ છેલ્લો પ્રયત્ન કરવા ખાતર ત્રિલોચને જવાબ આપ્યો:

'તું નથી ઓળખતો. તેં જો દુનિયા જોઈ હોત તો આમ ન બોલત. જે દિવસથી આ સમાચાર મળ્યા છે તે દિવસથી પ્રભા લોહીનાં આંસુએ રડે છે.'

'તમે જ એનું કારણ છો. હું એને સમજાવીને શાંત કરું છું ત્યાં તમે દયા ખાવા દોડો છો. તમે અમારું હિત ઇચ્છતા હો તો તમારે અહીં આવવું જ ન જોઈએ.'

વાતમાં કંઈ સાર ન જણાયો એટલે ત્રિલોચન ઊભો થયો. મગનલાલ પણ એની પાછળ ઊઠ્યા પ્રાણલાલ રોષભર્યા ચહેરે બેસી જ રહ્યો વિવેક ખાતર પણ ઊભા થવાની એને ઇચ્છા ન થઈ.

*

પ્રાણલાલ નવા જમાનાનું ફરજંદ હતો એમ ન કહેવાય. કૉલેજનાં તોફાન કે પ્રેમમસ્તી એણે અનુભવ્યાં કે જોયાં નહોતાં. એક સાથે ઘણી યુવતીઓ સાથે દોસ્તી પણ એણે કોઈ દિવસ કરી નહોતી. એવી દોસ્તી માટે જે લાયકાત જોઈએ તેનો પણ એનામાં સર્વથા અભાવ હતો. એ બહુ ભણ્યો ન હોત તો ચાલી શકત, પણ નૃત્ય, સંગીત, ચિત્ર–એકાદ કલામાં એ પ્રવીણ હોત તો એને એવી દોસ્તીઓ સહેલાઈથી મળી રહેત. પૈસા અને નવી ઢબે રહેવાની આવડત હોત તો પણ મુશ્કેલી ન આવત. આમાંનું કશું એનામાં હતું નહિ. એક પત્ની જીવતી હોય ત્યારે જ બીજી પત્ની કરવામાં ક્રાન્તિ છે, પ્રેમ છે, સમાજની લગ્નપ્રથા સામે બળવો છે એવું કશું પણ એ સમજતો કે માનતો નહોતો. એના મનમાં એમ ઠસી ગયું હતું કે પ્રભા તો એના ઉપર અપાર હેત રાખે જ છે, અને આ પાડોશમાં રહેતી યશોદા, જેના વિષે એના કુટુંબનાં દુશ્મનોએ ખરાબ વાત ઉડાડીને એનું વિવાહ અશક્ય કરી મૂક્યું છે તે, પણ એના પર પારાવાર લાગણી ધરાવે છે. પ્રભાને 'અડચણ' હોય ત્યારે રસોઈ કરવા તો યશોદા આવે જ છે, પરંતુ પ્રભા એને પિયર ગઈ હોય ત્યારે પણ પ્રાણલાલને કશી મૂંઝવણ જણાતી નથી. અને અજબ જેવી વાત તો એ છે કે પ્રભા પોતે જ એના પ્રત્યે અપરંપાર પ્રેમ ધરાવે છે. પ્રભા કામ કરતી હોય ત્યારે યશોદા એની પાસે કામ ખૂંચવી લેવા આવે પણ પ્રભા એમ કેમ કરવા દે? એ તો યશોદાને પોતાની વહાલી નણંદ હોય એટલા માનપૂર્વક સાચવે છે.

જે દિવસે યશોદા કંઈ કારણ વિના ધ્રુસકે ધ્રુસકે રડી પડી તે દિવસે પ્રભા બહાર ગઈ હતી એવું પણ નહોતું. એને છાની રાખવાનો ખરો પ્રયત્ન તો પ્રભાએ જ કર્યો હતો. પ્રાણલાલ તો દૂર ઊભો ઊભો માત્ર શાબ્દિક આશ્વાસન આપી રહ્યો હતો, જ્યારે પ્રભાએ એને બાથમાં લઈને એનું આંસુભર્યું મો પોતાની છાતી સાથે દબાવ્યું હતું. પ્રાણલાલ માત્ર બોલતો હતો: 'યશોદા! યશોદા! આ શું? શા માટે રડે છે? જો, તારા બાપુ .....' બસ, આથી વધુ એણે કાંઈ કર્યું નહોતું, જ્યારે પ્રભાએ તો યશોદાના હૃદયના આગળા ઊઘડી જાય એટલા પ્રેમથી એને રડવાનું કારણ પૂછ્યું હતું અને છેવટ યશોદાએ કહ્યું નહોતું છતાં એ સમજી ગઈ હતી કે કુમાર-અવસ્થાથી યશોદા હવે થાકી છે.

તે દિવસે ઑફિસનો સમય થતાં પ્રાણુલાલ ઘેરથી નીકળી તો ગયો, પણુ રસ્તામાં કે ઑફિસમાં એને ચેન પડ્યું નહિ. યશોદાનું આંસુસર્યું મોં કેમે ય કર્યું આંખ આગળથી ખસતું નહોતું. દિલના અંતરતમ ભાગમાંથી એક ઝરણું જાણે ફૂટતું હતું. એ ઝરણું પ્રેમનું હતું કે કરુણાનું તે કળી શકાય એમ હતું નહિ. ઉદ્ભવસ્થાને તો બંને ઝરણાં સરખાં જ લાગતાં હતાં. પ્રાણુલાલની આછી બુદ્ધિ આ ઝરણને કરુણાનું ઝરણ માનતી હતી. યશોદાના વિચારથી ગદ્ગદ થઈ જવાતું હતું એ જ એનું મોટું પ્રમાણ હતું.

સાંજના છ વાગે પ્રાણુલાલ ઑફિસેથી પાછો ફર્યો ત્યારે એના મનમાં નક્કી થઈ ગયું હતું કે ઘેર જઈને યશોદાનું દુઃખ સમજવું અને એ દૂર કરવા જે કાંઈ પ્રયત્નો કરવા પડે તે કરવા જ. આ નિશ્ચય થતાં પ્રાણુલાલના પગમાં ચેતન આવ્યું હતું અને હૃદય પણ મજબૂત બની રહ્યું હોય એવું જણાતું હતું.

પ્રાણુલાલ ઘેર પહોંચ્યો ત્યારે અંધારું થઈ જવા આવ્યું હતું અને પિતાની આજ્ઞાને માન આપતી યશોદા રાત પડ્યા પછી ઘરમાંથી બહાર નીકળતી નહિ. પ્રાણુલાલે લાચારીએ પ્રભાને જ સમાચાર પૂછ્યા અને પ્રભાના હસતા મુખેથી સાંભળ્યું કે, ' પરણવાનાં થયાં છે. '

*

' યશોદા બહુ દુઃખી છે, ખરું ને પ્રભા ! ' આઠેક દિવસ પછી પ્રાણુલાલ પ્રભા સાથે વાત કરતો હતો. વચ્ચે યશોદા સાથે બે ત્રણ વખત વાતો કરવાનો પ્રસંગ મળ્યો હતો, પણ યશોદાનું દિલ એ જાણી શક્યો નહોતો. દિલ ઊઘડે એવો પ્રશ્ન પૂછવા જતાં યશોદાની આંખો આંસુથી ભરાઈ જતી.

'ખબર નથી પડતી કે યશોદા શા માટે દુઃખી રહે છે ! એના બાપુ તો કંઈ કહેતા જ નથી. બા સારાં છે. '

' તો રડે છે કેમ ? '

' એ તો મેં તે દિવસે તમને કહ્યું ને ! '

' એ માટે કોઈ રડે ખરું ? બહુ તો સમસમીને બેસી રહે. '

' એ માટે તો રડે નહિ, પણ એમ છે એટલે જ્યાં જુએ ત્યાં દુઃખ લાગ્યા કરે છે. બા અને બાપુજી પજવતાં હોય એવું એને લાગે છે. '

' એનાં માતાપિતા આ સ્થિતિ નહિ જાણતાં હોય ? '

' ન કેમ જાણતાં હોય ? દરેક માબાપ આ સ્થિતિ સમજી જાય, પણ કરે શું ? એમના વશની વાત થોડી છે ? યોગ્ય મુરતિયો શોધવો ક્યાંથી ? મુરતિયાની અછત કેટલી છે ? કન્યાના તો ઢગલા પડ્યા છે. '

પ્રાણુલાલ સહેજ હસી પડ્યો. પ્રભા લજ્જા પામતી મીઠું હસી.

' આપણે એને કંઈ મદદ ન કરી શકીએ ? ' પ્રાણુલાલે પૂછ્યું.

' આપણે શી મદદ કરી શકીએ ? તમારો કોઈ ભાઈબંધ હોય તો શોધી કાઢો. પણ એનાં માબાપને ય પસંદ તો પડવું જોઈશે ને ! '

' યશોદા વિષે લોકોમાં...... '

' હા, એનું નામ ચેરાઈ ગયું છે. આપણી બાજુ તો કોઈ ઠેકાણું મળશે નહિ. અજાણ્યામાં તપાસ કરો તો સારું ઠેકાણું મળી આવે. '

' આપણાં લોકો પણ ગજબ કરે છે ! ' પ્રાણુલાલ બોલ્યો.

' દીકરી મોટી થાય એટલે આમ જ થાય. મારા બાપુએ અમસ્થી ઉતાવળ કરી હશે ! ' પ્રભા ત્રાંસી નજર કરીને હસી. પ્રાણુલાલ એના ઊઘડતા ફૂલ જેવા મુખ સામે જોઈ રહ્યો.

*

એકાદ મહિના પછી યશોદા માંદી પડી. માંદગી જરા ગંભીર લાગી એટલે પ્રાણુલાલ અને પ્રભા અવારનવાર યશોદાની પાસે રહેવા લાગ્યાં. યશોદાનાં માતાપિતાએ જોયું કે પ્રાણુલાલ પાસે યશોદાને સારું લાગતું હતું. એમના રૂઢિચુસ્ત માનસને આ

ગમતું તો નહોતું, પણ દીકરી હવે ત્રાસી હતી એમ એ જાણતાં હતાં એટલે પ્રાણલાલ વધુ સમય ત્યાં રહે એવો પ્રયત્ન કરવા લાગ્યાં. માંદગી જેમ લંબાવા લાગી તેમ પ્રાણલાલ ઘરનો માણસ થવા લાગ્યો. પ્રભા તો પોતાની નણંદની સેવા દિલ દઈને કરતી જ હતી.

દોઢેક મહિનો માંદગી ભોગવ્યા પછી યશોદા પથારીમાંથી ઊઠી. આટલા સમયમાં એના મનમાં શું શું બની ગયું તેનો ઇતિહાસ બહુ લાંબો થાય, પણ માંદગીના દિવસો દરમિયાન કોઈ ન હોય ત્યારે પ્રાણલાલ પાસે એ રડી પડતી હતી અને પ્રાણલાલ એના વાંસા ઉપર કે માથા ઉપર હાથ ફેરવતો ત્યારે એની આંખો મિંચાઈ જતી હતી. આંસુ ઘણીવાર પાછાં વળી જતાં હતાં અને કોઈકવાર મિચાયેલી પાંપણોની બહાર હૃદયની કોઈ અદમ્ય લાગણીની સાક્ષી આપવા માટે બિંદુરૂપે સ્થિર બનતાં હતાં. પ્રાણલાલના હૃદયમાંથી પેલું ઝરણ — કરુણાનું કે પ્રેમનું ? — વેગભર વહેવા લાગ્યું હતું. યશોદાની સામે જોતાં આંખમાંથી, અને એને પંપાળતાં આંગળીનાં ટેરવાંમાંથી એ ઝરણ ફૂટયાં જ કરતું હતું

પરિણામ એ આવ્યું કે સાજા થયા પછી લગભગ પંદરમે દિવસે જ્યારે પ્રભા ક્યાંક બહાર ગઈ હતી, અને પ્રાણલાલ ઘરમાં એકલો બેઠો હતો ત્યારે યશોદાએ આવીને એના પગ પાસે એક ગુલાબનું ફૂલ મૂકી દીધું. ધીમેથી બોલી : 'સ્વીકારો કે તોડીને ફેંકી દો.'

પ્રાણલાલ ચમકી ગયો. પણ એ ઊંચું જુએ ત્યાં તો યશોદા ચાલી ગઈ હતી એની નજર ફૂલ ઉપર પડી ફૂલ સુંદર હતું અને ખીલેલું હતું એમાં નો શંકા નહોતી, પણ પ્રાણલાલ ડરી ગયો. એણે બારણા તરફ જોયું પ્રભા ત્યાં નહોતી. ધીમેથી એણે ફૂલ ઉપાડ્યું. એક ક્ષણ આંખમાં મૃદુતા આવી. તુરત ભય વ્યાપ્યો. ફરીને બારણા તરફ નજર કરી. પ્રભા ત્યારે પણ નહોતી આવી.

*

'એ કેમ બને યશોદા ?'

'હું પણ જાણું છું કે ન બને પ્રભાબેનને બહુ આઘાત લાગે'

'એને તો કદાચ ન લાગે, પણ તારાં માતા-પિતા અને લોકો......'

'ના ના. પ્રભાબેન જ આ સહન ન કરી શકે'

'હું નથી માનતો. હું પ્રભાને જાણું છું. એને તારા પ્રત્યે પણ બહુ મમતા છે.'

'તો ?......'

'તો શું ?'

'તો થઈ શકે. મારાં માતાપિતા આંખ આડા કાન કરશે. તેઓ થાક્યાં છે...અને લોકોની સામે તો થઈ શકાય.'

'તારામાં હિંમત છે ?'

'છે. પણ પ્રભાબેન......'

'ના, ના. એ વિષે ચિંતા ન કરીશ. એ હું સંભાળી લઈશ એના પ્રત્યે મને કેટલો પ્રેમ છે તે એ જાણે છે.' પ્રાણલાલ ઉત્સાહથી બોલ્યો.

'તમે પૂછી જોશો ?' યશોદા ધીમેથી બોલી. પ્રાણલાલ જરી વિચારમાં પડ્યો.

'પૂછવાથી કદાચ વાત બગડશે. એ તને અપનાવી જ લેશે એવી મને ખાતરી છે. પૂછીશ તો કદાચ.. ...'

'તમે ભૂલ કરો છો એમ મને લાગે છે, કોઈ સ્ત્રી આવું સહન ન કરે.'

'પ્રભાને તું નથી ઓળખતી યશોદા ! મારી સાથે એ નર્કમાં આવવાનું પણ પસંદ કરે.'

'પણ એકલાં' યશોદા તુરત જ બોલી, પ્રાણલાલ ફરી પાછો પડી ગયો.

'તો તમે પૂછી જુઓ તો ?' યશોદા બોલી.

'ભલે, પૂછી જોઈશ. એ પછી તો તને શાંતિ થશે ને ?'

યશોદાએ હા પાડી.

*

પ્રાણલાલના હાથમાંથી લગામ છૂટી ગઈ હતી. પ્રભાને પૂછવાની હિંમત ન ચાલી યશોદાની વાત સાચી લાગવા માંડી. પણ છૂટેલી લગામ હાથમાં

આવી નહિ. યશોદા તરફ એનો હૃદયપ્રવાહ જોશભેર ધસવા લાગ્યો. ઓફિસે એ દરરોજ જતો હતો પણ નિર્જીવ યંત્રની જેમ જ. રાતદિવસ એ વિચાર એને કોરી ખાતા હતા. પ્રભા ઘણીવાર એને પૂછતી હતી કે છે શું ? પ્રાણુલાલ જવાબ આપી શકતો નહિ. ક્યારેક હસતો, ક્યારેક મૂંગો રહેતો અને જોશભેર પ્રભાને બાથમાં પકડી કચડી નાખતો.

યશોદા અવારનવાર આવ્યા કરતી હતી. પ્રભાની પાસે હવે એ વિશેષ રહેતી. પ્રભાનો પ્રેમ કે કૃપા—જે કહો તે—મેળવવાના એના પ્રયત્નો ઘણીવાર ઉઘાડા પડી જતા હતા. પણ પ્રભા બિચારી સમજતી નહોતી. યશોદાનાં માતાપિતાની પેઠે એણે માત્ર એટલું જ જાણ્યું હતું—યશોદા આવે છે ત્યારે પ્રાણુલાલને સારું લાગે છે. પ્રાણુલાલ એનો પ્રાણ હતો, એના વિના જીવવું પ્રભા માટે દુષ્કર હતું. એ પ્રાણને શાંતિ થાય, સુખ ઊપજે એ માટે પ્રભા શું ન કરે ? યશોદાને આગ્રહ કરી કરીને એ ત્યાં રોકતી અને ઘણીવાર જમાડતી.

દિવસો ને મહિનાઓ પસાર થતા જતા હતા. પ્રાણુલાલ અને યશોદા ઘણીવાર એકાંતે મળતાં. બહુ વાતો ન થતી, પણ જે થતી તે દર્દમય હતી. પ્રભાની આંખમાંથી આંસુ ખરી જતાં અને પ્રાણુલાલનાં આંસુ ડોકિયાં કરી પાછાં ચાલ્યાં જતાં. બંનેનાં હૃદય ભાંગી ગયાં હતાં. એકમેક વિના રહેવું હવે મુશ્કેલ થતું જતું હતું, પણ પ્રભાનો વિચાર બંનેને ધક્કા મારી જુદી જુદી દિશામાં ખસેડી દેતો હતો.

યશોદાનાં માતાપિતા દીકરીનું મન પારખી ગયાં હતાં. એમને આ ગમતું નહોતું, પરંતુ આંખ આડા કાન કરવાનો નિશ્ચય કરી લીધો હતો. પ્રભા કશું સમજતી નહોતી. એને એમ થતું હતું કે યશોદાને હવે જલદી સારું ઠેકાણું મળી જાય તો સારું.

એક સવારે પ્રભા નજીકના સગામાં કોઈ પ્રસંગે ગઈ હતી. પ્રાણુલાલ એકલો પડ્યો યશોદા અને પ્રભાના વિચારો કરતો હતો. કોના પ્રત્યે વધુ મમત્વ હતું તે એની બુદ્ધિ કહી શકતી નહોતી. પ્રભાને બધું આપી દીધું હતું — આખું જગત જાણે એને આપી દીધું હતું — એમાંથી એક રતીપૂર પણ પાછું કેમ લેવાય ! એ વિચાર દિલને સતાવતો હતો. બીજી બાજુ યશોદાનું કોણ, એમ પણ થયા કરતું હતું. દયા, પ્રેમ, કરુણા, આકર્ષણ—બધું એકમેકમાં ભળી ગયું હતું. આંખ સામે ઘડીક પ્રભાની છબી આવતી અને ઘડીક યશોદાનું ચિત્ર ખડું થતું હતું. પ્રભા હસતી હતી અને એ હાસ્યમાં વિશ્વાસ ઝરતો હતો. યશોદાની પાંપણો ભીની હતી અને તેમાંથી યાચના અને અર્પણ ટપકતાં હતાં. એક મોટી ઓફિસનો મામૂલી કારકુન બે જીવોને પોતાની આંખની કીકીમાં અત્યારે રમાડી રહ્યો હતો.

બારણામાં યશોદા આવી પહોંચી. પ્રાણુલાલની કલ્પનામાં જે હતું તે પ્રત્યક્ષ દેખાયું. યશોદા હમણાં જ ઢળી પડશે એમ એને લાગ્યું એટલે એ તુરત જ ઊભો થયો. યશોદા ધીમે પગલે સામે આવી અને નીચે બેઠી પ્રાણુલાલ એની પાસે બેઠો.

'હવે નથી સહન થતું.' યશોદા બોલી. એની આંખ ગળીને ઝરી જતી હોય એમ લાગ્યું. પ્રાણુલાલ ડરી ગયો. એણે બારણા તરફ નજર કરી. પ્રભા ત્યાં આવી પહોંચી હતી. પ્રાણુલાલ પાસે હતો તે દૂર ખસ્યો. એની છાતી ધડકવા લાગી. યશોદા આંસુભરી આંખે પ્રભા સામે જોઈ રહી. પ્રભા અંદર આવીને એની પાસે બેઠી. પ્રાણુલાલ તરફ એક નજર ફેંકી તુરત જ એણે યશોદાને બાથમાં લઈ પંપાળવા માંડી. યશોદા હૃદયનો ભાર હળવો કરતી હોય એમ મન મૂકીને એના ખોળામાં રડવા લાગી.

*

'મને ખાતરી છે કે પ્રભા વાંધો નહિ લે.' એ પ્રસંગ વીત્યા પછી આઠમે દિવસે પ્રાણુલાલ યશોદાને કહેતો હતો. પ્રભા આજે પોતાની દુખતી આંખમાં ટીપાં નખાવવા માટે દવાખાને ગઈ હતી.

'મને ખાતરી નથી થતી.' યશોદાએ જવાબ આપ્યો.

'તેં જોયું નહિ તે દિવસે કે તારા પ્રત્યે એને કેટલી મમતા છે ?'

'આ નથી જાણ્યું ત્યાં સુધી જ એ મમતા છે. એ જાણશે કે એના સુખમાં હું ભાગ પડાવવા...'

'આમાં ભાગ જેવું નથી યશોદા! તું મારા હૃદયમાં નહોતી આવી ત્યારે હું પ્રભાને જેટલો ચાહતો હતો, તેટલો જ આજે ચાહું છું. એના માટે હું પ્રાણ પણ પાથરી શકું.'

'મારા માટે?' યશોદાએ પૂછ્યું.

'તારા માટે પણ.' મક્કમ સ્વરે પ્રાણલાલે જવાબ આપ્યો.

'પ્રભા માગે કે યશોદાને તજી દો તો તજી શકો ખરા?'

'એ એવું ન માગે.'

'માગે તો?'

'ન જ માગે.'

'માગે જ.' યશોદા બોલી.

'તું એવું માગે છે?' પ્રાણલાલે પૂછ્યું.

'ના.'

'કેમ?'

'કારણ કે મારે તો કંઈક લેવાનું છે, પ્રભાએ તો આપવાનું છે.'

'એટલે?'

'તમે સમજો છો બધું.'

'તો શું કરીશું?' પ્રાણલાલ ઢીલો પડીને બોલ્યો. યશોદા પણ ઢીલી પડી ગઈ.

સ્નેહ અને વેદનાથી ભરેલી આંખો લોકોથી છાની ન રહી. સ્થૂળ રૂપે કશું બન્યું નહોતું છતાં આજુબાજુમાં યશોદા અને પ્રાણલાલની વાતો થવા લાગી. લોકો પ્રભાની દયા ખાવા લાગ્યા. બે ચાર દિવસ સુધી તો આ વાત આ ત્રણમાંથી કોઈના સાંભળવામાં ન આવી, પણ એક દિવસ એક પાડોશી સ્ત્રીએ યશોદા ઉપર પ્રગટ રીતે કટાક્ષ કર્યો અને આ વાત પ્રભા તથા પ્રાણલાલ જાણી ગયાં. પ્રાણલાલ લોકો સામે ઝૂઝવા માટે તૈયાર હતો છતાં થથરી ગયો. પ્રભા તો બિચારી કંપવા લાગી. રાત્રે એણે પ્રાણલાલની સામે આરજૂભરી આંખે જોતાં જોતાં આ લોકવાયકાનો જવાબ માગ્યો. પ્રાણલાલની જીભે ઝટપટ તો શબ્દો ન આવ્યા પણ એ હિંમત કરીને બોલ્યો:

'એમાં કંઈક સાચું છે'

પ્રભા આઘી ખસી ગઈ. એના માથે જાણે વીજળી પડી પ્રાણલાલ તુરત પાસે આવ્યો. પ્રભાને એણે બાજુમાં લીધી પ્રભા એના ખોળામાં ઢળી પડી, અને એ જ વખતે કોઈએ બારણું ખખડાવ્યું.

પ્રાણલાલ ઊભો થયો, પ્રભા સરખી થઈને બેઠી, બારણું ઉઘાડતાં એનો મિત્ર ત્રિલોચન દેખાયો. પ્રાણલાલ સ્વસ્થ થઈને બોલ્યો:

'અત્યારે! આટલો મોડો!'

'એક કામે આવ્યો છું.' ત્રિલોચને ઊભાં ઊભાં જ કહ્યું.

'આવ, અંદર બેસીએ.'

'ના, તું જરી બહાર ચાલ.'

પ્રાણલાલ ત્રિલોચનના મોં ઉપરની ગંભીરતા જોઈ તુરત તૈયાર થયો. પ્રભાને એણે કહ્યું: 'થોડી-વારમાં જ આવું છું.' પ્રભા કંઈ બોલી નહિ.

રસ્તા ઉપર આવ્યા પછી ત્રિલોચન બોલ્યો:

'એક ગંભીર વાત સાંભળી છે.'

પ્રાણલાલ સમજી ગયો છતાં બોલ્યો: 'શું?'

'તું યશોદા સાથે.....'

'વિચારું છું.'

ત્રિલોચન ચાલતાં ચાલતાં થંભી ગયો. એને પૂરી ખાતરી હતી કે સાંભળેલી વાત સો ટકા અસત્ય હશે.

'પછી પ્રભા?' એ બોલ્યો.

'એને હું સમજાવી લઈશ એનામાં મને વિશ્વાસ છે.'

'નહિ સમજે તો?'

'સમજશે જ.'

'પણ ન સમજે તો?'

'તો? તો હું નથી જાણતો.' પ્રાણલાલ બેદર-કારીથી બોલ્યો.

'તું પાગલ બન્યો છે.' ત્રિલોચન સહેજ મોટા અવાજે બોલ્યો.

'ત્રિલોચન!' પ્રાણલાલ ગંભીર સ્વરે બોલ્યો. 'આ મારો અંગત પ્રશ્ન છે. તું એમાં વચ્ચે ન આવ એવી મારી માગણી છે.'

'હું તારો મિત્ર નથી?'

'જો વચ્ચે આવવા જ માગતો હો તો નથી.'

ત્રિલોચન ફરી થંભી ગયો અને પ્રાણલાલની સામે જોતાં બોલ્યો: 'ત્યારે રજા લઉં?'

'ભલે' પ્રાણલાલે જવાબ આપ્યો અને બંને મિત્રો જુદા પડ્યા. પ્રાણલાલ પાંચેક ડગલાં ચાલ્યો ત્યાં ત્રિલોચને બૂમ મારી પૂછ્યું, 'હું પ્રભાને મળી શકું?'

'આજે નહિ, કાલે-પરમ દિવસે.' પ્રાણલાલે જવાબ આપ્યો ને ચાલવા માંડ્યું. ત્રિલોચન પણ ચાલતો થયો.

પ્રાણલાલ ઘેર આવ્યો ત્યારે પ્રભા બારણું આડું કરીને સૂતી હતી. આંખો મીંચેલી હતી એટલે એ ઊંઘે છે કે જાગે છે તે પ્રાણલાલ જાણી શક્યો નહિ. એક ક્ષણ એને એમ થયું કે પોતે પથારીમાં જઈને સૂઈ જાય, પણ બીજી ક્ષણે પ્રભાને સમજાવવાનો વિચાર આવ્યો અને એ એની પાસે જઈને બેઠો. પ્રભાએ આંખ ઉઘાડી. એમાં આંસુ નહોતાં, માત્ર સ્તબ્ધતા હતી. પ્રાણલાલ કંઈ બોલ્યા વિના એના વાંસા ઉપર હાથ ફેરવવા લાગ્યો.

કંઈ પણ વાતો કર્યા વિના રાત પસાર થઈ ગઈ. સવારે સ્નાન વગેરેથી પરવાર્યા પછી પ્રાણલાલ પ્રભા સાથે વાત કરવા ઇચ્છતો હતો, પ્રભા ગંભીર મુખે ઘરનું કામ કરતી હતી.

'પ્રભા, અહીં આવ તો!' પ્રાણલાલે એને બોલાવી. પ્રભા ગઈ.

'એક વાત પૂછું?'

'પૂછો.'

'યશોદા માટે તને લાગણી નથી?'

પ્રભા ખસી ગઈ. એના હોઠ કંપવા લાગ્યા. પ્રાણલાલે એનો હાથ પકડ્યો.

'તું જવાબ તો આપ?'

પ્રભા કંઈ જ ન બોલી અને હાથ છોડાવી ત્યાંથી રસોડામાં ચાલી ગઈ.

*

'શું થયું?' કંઈ કામ શોધીને યશોદા બહાર ગઈ હતી. ઑફિસે જતાં પ્રાણલાલને એણે રસ્તામાં પૂછ્યું. સવારે એણે પ્રભાનું મોં જોઈ લીધું હતું.

'એ કંઈ બોલતી જ નથી.'

'એનો અર્થ જ એ કે એને દુઃખ થાય છે.'

'એમ ન કહેવાય. એ હજી આશ્ચર્યમાં જ છે.'

'તમને આશા છે કે તમે એને સમજાવી લેશો?'

'એ વિના આટલી વાત કરતો હોઈશ? તારી પોતાની શી સ્થિતિ છે?'

યશોદા નીચું જોઈને બોલી: 'ગુલાબનું ફૂલ ભૂલી ગયા?'

'આ નિશ્ચય કાયમ છે?'

'પ્રભાબેનને દુઃખી કરીને નહિ.'

'દુઃખ તો કદાચ થાય, બીજા એને બહેકાવશે. પણ એ સંમતિ આપે તો?'

'તો હું તૈયાર છું. સંમતિ આપશે તો ધીમે ધીમે દુઃખ દૂર થઈ જશે.'

પ્રાણલાલના મોં ઉપર આનંદ છવાયો. પ્રભાનું કરુણાભર્યું મુખ જોયું છતાં એના ઉપર એને વિશ્વાસ હતો. પ્રભાએ એના ચરણે પોતાનું સર્વસ્વ ધરી દીધું હતું તે એ જાણતો હતો.

'એ તો બે દિવસનું જ કામ છે, યશોદા!' પ્રાણલાલ ઉત્સાહથી બોલ્યો અને ઑફિસ તરફ ચાલતો થયો. યશોદા આંખમાં આશા ભરી ત્યાંથી પાછી વળી.

સાંજે પ્રાણલાલ ઘેર આવ્યો ત્યારે પ્રભા રસોઈ તૈયાર કરી એની રાહ જોઈને બેઠી હતી. પ્રાણલાલ હસતો હસતો ઓરડામાં દાખલ થયો, પણ પ્રભાની આંખો જોઈ એનું હાસ્ય શમી ગયું. આંખો રડી રડીને ઊપસી આવી હતી. પ્રાણલાલ ગંભીર બની ગયો.

કપડાં ઉતારી હાથ મોં ધોઈને એ પ્રભા પાસે આવ્યો. પ્રભા ઊઠીને રસોડા તરફ ચાલવા લાગી પ્રાણલાલે એનો હાથ પકડ્યો.

'થોડી વાર પછી જમવા બેસશું.'

'ઠરી જશે,' પ્રભા આડું જોઈને બોલી.

'કંઈ વાંધો નહિ.' પ્રાણલાલે હાથ ખેંચ્યો પ્રભા એની ખુરસી ઉપર ઢળી પડી, ઊપસી આવેલી આંખો ફરીને ભિંજાવા લાગી.

'તને એમ છે કે હું તને ભૂલી જઈશ?' પ્રાણલાલ લાગણીભર્યા સ્વરે બોલ્યો પ્રભાએ માત્ર સામે જ જોયું.

'યશોદા ઉપર તને પણ હેત નથી? એ ભલે ને તારી સાથે રહે'

પ્રભાને બોલવાની ઇચ્છા થઈ પણ બોલી શકી નહિ.

'તારા પ્રત્યે મારો પ્રેમ ઘટ્યો છે એવું ન માનતી.'

પ્રાણલાલે ઉમેર્યું. પ્રભા તો યે શાંત જ રહી. પ્રાણલાલ એના મૌનથી મૂંઝાવા લાગ્યો.

'યશોદા પણ કહે છે કે પ્રભાને મારે દુઃખી કરીને કંઈ નથી કરવું.' પ્રાણલાલ બોલ્યો. પ્રભા અવિશ્વાસપૂર્વક જોઈ રહી.

'તને ખોટું લાગે છે?' પ્રાણલાલ તુરત જ બોલી ઊઠ્યો.

'હું તને ખાતરી આપું છું કે તારી સંમતિ નહિ હોય તો કશું નહિ કરું.'

'ખરું કહો છો?' ધ્રૂજતા હોઠમાંથી એક વાક્ય નીકળ્યું.

'યશોદાએ અને મેં નિશ્ચય કર્યો છે.'

પ્રભાના મોં ઉપર કંઈક ચમક આવી ત્યાં પ્રાણલાલ બોલ્યો

'પણ અમારી સ્થિતિનો તું વિચાર કરજે. તારા જેટલી જ લાગણી મને એના પ્રત્યે છે અને એની લાગણી તથા સ્થિતિથી તું ક્યાં અજાણ છે?'

ઊઘડેલું આકાશ ફરી ઘેરાઈ ગયું પ્રભા ગંભીર બની ગઈ. થોડી વાર મૌન છવાઈ ગયુ.

'તું શું કહે છે પ્રભા! હા કે ના?' પ્રાણલાલે દૃષ્ટિ સ્થિર કરીને પૂછ્યું.

'ત્રિલોચનભાઈને પૂછજો.'

'એ આજે આવ્યો હતો?'

'હા, હમણાં ફરીને આવશે.'

પ્રાણલાલ નીચું જોઈ ગયો. પ્રભા ઊભી થઈ.

'ચાલો જમી લઈએ. પછી મારે મારા મામાને ત્યાં જવું છે. આજ બટુક બે ત્રણ વખત આવી ગયો.'

'ભલે.' કહેતો પ્રાણલાલ ઊઠ્યો અને બંનેએ ગંભીર મુખે જમી લીધું. પ્રભા એ પછી બહાર ગઈ. પ્રાણલાલ એકલો બેઠો ઊંડા વિચારમાં ઊતરી ગયો. પ્રભાની સંમતિ નહિ જ મળે એમ એને લાગવા માંડયુ પ્રભા સંકુચિત છે, કંઈક સ્વાર્થી પણ છે એવુ એને લાગ્યુ. યશોદા એને ગરવી અને ત્યાગી લાગી પ્રભા દુ:ખી થાય તો બધું છોડી દેવા એ તૈયાર છે એ વિચારથી પ્રાણલાલને યશોદા માટે માન થયું. તુરત જ બીજો વિચાર આવ્યો: 'પ્રભાને એમ થતું હશે કે હું એને નથી ઇચ્છતો. કેવી ભ્રમણા છે! પ્રભાને હું પ્રાણથી વધુ ચાહું છું.' તુરત બીજો વિચાર શરૂ થયો: 'એને ડર હશે કે હું યશોદામાં રચ્યોપચ્યો રહીશ. એ ક્યાંથી જાણે કે બંનેને હું મારી બને આંખોની પેઠે—મને જિવાડતાં ફેફસાંની પેઠે માનીશ' પ્રાણલાલને લાગવા માંડ્યું કે 'જો પ્રભા પોતાનો ભય દૂર કરશે તો તુરત જાણી શકશે કે યશોદાના આવવાથી એના સુખમાં ઘટાડો નહિ થાય. આ પગલાથી ત્રણેયને સુખ ઊપજશે.' એને આશા જાગવા લાગી. કલ્પનામાં યશોદા અને પ્રભા સાથેનુ જીવન દેખાવા લાગ્યું. એક સાથે ત્રણે ય કલ્લોલતા હોય એવું સાફ સાફ પ્રત્યક્ષ થયું.

પ્રાણલાલ આસમાનમાં રમતો હતો ત્યાં જ ત્રિલોચન અને મગનલાલ દાખલ થયા. મગનલાલ પ્રાણલાલના એક વકીલ હતા. ત્રિલોચનને લાગતું હતુ કે મગનલાલના શબ્દોનું વધુ વજન પડશે, પણ એવું કશું થયું નહિ. પોતાની કલ્પનામાં રમતા પ્રાણલાલે એમને વિદાય આપી દીધી.

પ્રભા રાતના બારેક વાગે ઘેર પાછી આવી.

પ્રાણલાલ ત્યાં સુધી એની રાહ જોતો બેઠો હતો. એને ખાતરી હતી કે પ્રભાના મામાએ આટલા માટે જ એને બોલાવી હશે.

'કેમ આટલું મોડું થયું પ્રભા !' પ્રભા આવી એટલે પ્રાણલાલે પૂછ્યું.

'મામાએ રોકી રાખી.'

'શી વાતો કરી ?'

'કંઇ નહિ.' પ્રભા ઊભી થઈને પથારી કરવા લાગી.

'તું જવાબ જ નહિ આપે તો કેમ કામ આવશે ? યશોદાને મારે ક્યાં સુધી લટકાવી રાખવી ?'

'હું ક્યાં ના પાડું છું ?' પથારી કરતાં કરતાં જ પ્રભા બોલી. એનું મોં પ્રાણલાલ જોઈ શક્યો નહિ.

'ખરું કહે છે ?' પ્રાણલાલ હર્ષાવેશમાં બોલ્યો. પ્રભા બીજું ગાદલું ઉપાડતી હતી તે ત્યાં જ બેસી ગઈ.

'શું થયું પ્રભા ?' પ્રાણલાલ સફાળો ઊઠ્યો. પ્રભા તુરત જ ઊભી થઈને ગાદલું ઉપાડવા લાગી. પ્રાણલાલે ગાદલું એક કોર મૂકી એને નીચે બેસાડી, પોતે પણ બેઠો.

'તું રાજી છે ?'

'હા.'

'તો આમ કેમ થાય છે ?

પ્રભા નીચું જોઈ ગઈ એક ક્ષણના મૌન પછી આંસુ ખરવા લાગ્યાં.

'તને ત્રિલોચને ગમે તે કહ્યું હોય પ્રભા, પણ હું તને ભૂલીશ નહિ, તું સદા યે...'

પ્રભાએ પ્રાણલાલના મોં ઉપર હાથ દાબ્યો. આંખમાંથી આંસુ ઝરતાં હતાં અને હોઠ ધ્રૂજતા હતા છતાં એ બોલીઃ

'ખોટું ન બોલશો.'

પ્રાણલાલ ફાટી આંખે જોઈ રહ્યો.

'હું આવું ?' બારણામાંથી અવાજ આવ્યો. યશોદા ત્યાં ઊભી હતી. પ્રાણલાલને ધરતી ડોલતી હોય એવું લાગ્યું. પ્રભા આંખ લૂછીને સ્વસ્થ થઈ. યશોદા ધીમે પગલે અંદર આવીને પાસે બેઠી. પ્રભા એની સામે જોવા ગઈ પણ બેબાકળી બની હોય એમ તુરત જ એની આંખ મિચાઈ ગઈ. યશોદા ઊભી થઈને ચાલવા લાગી. પ્રાણલાલે બેઠાં બેઠાં બૂમ મારીઃ

'યશોદા !'

યશોદા ઊભી ન રહી. પ્રાણલાલ ઊભો થવા ગયો, પણ પ્રભાનો હાથ ઊંચો થતાં જ એ પડી ગયો. પ્રભા બોલીઃ

'તો મને જવા દો.'

'કેમ, કેમ ?' અવાજમાં વિહ્વળતા આવી ગઇ.

'એથી નહિ રહેવાય.'

'કોણે કહ્યું ?'

'કોઈએ નહિ. યશોદા સુખી નહિ થાય, હું પણ નહિ થાઉં, તમે પણ નહિ થાવ.'

'તું ભૂલે છે પ્રભા !'

'નથી ભૂલતી અમે બને સુકાઈ જઈશું અને તમે ખેંચાઈને તૂટી જશો...'

'યશોદા...'

'એને પૂછી આવો.'

પ્રાણલાલ તુરત ઊભો થયો. યશોદા બહાર જ ઊભી હતી- કદાચ બધું સાંભળતી હતી. પ્રાણલાલને જોતાં જ બોલીઃ

'ત્યાં જ રહો.'

'તું શું બોલે છે ?'

'પ્રભાની વાત સાચી છે. કોઇને સંતોષ નહિ મળે.'

'પણ...પણ તું......'

'કંઈ નહિ. મને ખાતરી થઇ ગઈ. મને અડશો ત્યારે પ્રભા કરમાઈ જશે ને એનો સ્પર્શ કરશો ત્યારે હું ખરી પડીશ.'

'ત્યારે...ત્યારે કરવું શું ?'

'કંઈ નહિ, પ્રભાના ખોળામાં માથું મૂકી...'

પ્રાણલાલ લથડતે પગે પાછો વળ્યો. પ્રભા ઊભી થઇને નજીક આવી હતી, પ્રાણલાલને એણે પકડી લીધો. યશોદાએ જોયું ન જોયું ને એ ચાલતી થઈ. પ્રભાની ઊપસી ગયેલી આંખોમાંથી પ્રેમ અને કરુણાનું અમૃત ઝરવા લાગ્યું. પ્રાણલાલ એમાં ભિંજાતો નીચે નમી ગયો.

●

# પાપાત્માઓ

## અનુવાદક : શ્રી ભોગીલાલ ગાંધી

**સીન ઓ'ફાઓલેઇન (Sein O'Faolain)**

નવા આઇરિશ લેખકોમા આ મહાશયનું નામ જાણીતું છે. એમણે નવલકથાઓ ઉપરાંત જીવનચરિત્રો પણ લખ્યા છે, અને ટૂંકી વાર્તાના લેખક તરીકે સારી એવી ખ્યાતિ જમાવી છે. 'ધ પર્સ ઑફ ક્રૉપર્સ' નામના તેના વાર્તાસંગ્રહમાથી 'The Sinners' નામની વાર્તાનો અનુવાદ અહીં રજૂ કર્યો છે. સચોટ માનસપૃથક્કરણ તથા વાસ્તવ જીવન-ઘટનાનું આલેખન, આ લેખકની વિશેષતાઓ ગણી શકાય. - અનુવાદક.

પાદરીબુવા પોતા માટે રાહ જોતા એ ભક્તો તરફ આછી નજર કરતા ખંડમા દાખલ થયા. અને અંદરની બારીમાંથી નજર કરી તો બીજા 'પાપમુક્તિ' માટે રાહ જોતા ભક્તોની બે લાંબી હાર સામા વરંડામાં ખડકાયેલી હતી. અલબત્ત, અત્યારે તો એ દરેકના હાથમાં પ્રાર્થનાપોથી હતી અને ફાધર ડીલે એ સૌને ઉપદેશ આપી રહ્યા હતા. ગણતરી પ્રમાણે, ફાધર ડીલે દર ભક્ત પાછળ દસ મિનિટ લેતા હતા એ જોતાં તો, આ બધા ભક્તોને પહોંચી વળતાં મધરાત પડે એવો સંભવ હતો.

'આ તો ભારે હેરાનગતી છે.' પાદરીબુવા બબડયા અને તેમણે બારી ઉપર પડદો પાડી દીધો. થોડી વારે તેઓ શાંત રહ્યા અને પછી અસ્વસ્થતા દૂર કરવા ખાતર પ્રાર્થના કરવા લાગ્યા. ક્રોધશમનની આ પ્રાર્થના તેમને વારંવાર બોલવી પડતી. એમને યાદ આવ્યું કે બહાર એક નોકરડી બેઠી હતી, જેને પોતે ગયા શનિવારની રાતે 'પાપમુક્તિ'ની ક્રિયા પતાવ્યા વિના જ પાછી કાઢી હતી; કેમકે પાંચ પાંચ વરસ થયાં, એક તો, તે 'પાપમુક્તિ' માટે આવી ન હતી, એટલું જ નહિ પણ, એને માટે એ દિલગીર હોય એમ પણ લાગ્યુ ન હતું. તેમણે હાથ ઊંચો કર્યો ને પાછો નીચે નાખી દીધો. વધારામાં મુશ્કેલી તો એ હતી કે હજી થોડી જ વાર પહેલાં એ નોકરડીની શેઠાણીએ એમને કહ્યુ હતું કે તેના સારામાં સારા નવા બૂટની જોડ ઘરમાંથી જ ચોરાઈ હતી, એટલે એ વાત જાણ્યા છતાં ન જાણી ગણવી પણ અશક્ય હતી. 'શું કામ લોકો પોતાનાં પાપો પોતે જ આવી આવીને મને કહી નથી જતાં? શું મારે લોકોનાં પાપો જાણવાની ગરજ છે? પાપસ્વીકાર લોકો મારી આગળ કરે છે કે ભગવાન આગળ? શું ખરેખર......' અને વિચારમાં ને વિચારમાં તેમણે માથું નીચું ઢાળ્યું—જેમ જાણે આ અકળામણની પણ તેમને શરમ આવતી હતી. અને તેમણે ફરી પ્રાર્થનાનું રટણ કર્યું.

અને પછી તેમણે બારી ખોલી. નોકરબાઈ બારીની બહારના બાંકડા ઉપર બેઠી ક્ષણે ક્ષણે તે તેની હથેળીઓ ઉશ્વાડવાસ કર્યા કરતી હતી-જેમ જાણે હથેળીઓમાથી ઊડી જવા મથતું હિંમતરૂપી પંખી તે જેમ તેમ કરી પકડી રાખવા મથતી ન હોય!

'રંક પ્રાણી!' પાદરીએ શરૂ કર્યુ – જાણે પોતે કશું જ જાણતા ન હોય એ રીતે, કેવળ ધર્મયુક્ત ભાવે, નમ્રપણે તેમણે પૂછયું: 'બોલ, છેલ્લી વાર પાપસ્વીકાર કર્યાને કેટલો સમય થયો?'

'ઘણો બધો વખત થયો, પિતાજી!' તે બબડી.

'ઘણો એટલે કેટલો?' ઉતેજન આપતા હોય એમ તેમણે પૂછ્યુ: 'વરસેક થયું?'

'હા, પિતાજી.'

'કેટલો સમય થયો? બરાબર કહે, રંક બાળક, કહે તો મને, બે'ક વરસ થયાં?'

'એથી વધારે હશે, પિતાજી.'

'ત્રણ વરસ?'

'એથીય વધારે પિતાજી.'

'તો કહે ને – કેટલાં? તારે પોતે કહેવું જોઈએ, તું તો જાણે છે.'

અનિચ્છા છતાં પાદરીના કંઠમાં જરાક ચીડ વ્યક્ત થઈ. 'ગુરુજી'ના બદલે વપરાતો 'પિતાજી' શબ્દ તેમને અકળાવતો હતો. પેલી બાઈ પણ આ અકળામણ પારખી ગઈ, અલબત્ત એને એના કારણની કશી જાણ ન હતી, એટલે એ ઉતાવળે બોલી ઊઠી : 'હા, હા, પિતાજી, એટલાં જ, એટલાં જ વરસો.'

'કેટલાં પણ?' જરા ઊંચે અવાજે પાદરીએ પૂછ્યું.

'ત્રણથી વધારે, પિતાજી!' તેણે મોઢે આવ્યું તે બોલી નાખ્યું.

પાદરીને એક વાર તો થયું કે આ કહે છે એટલું સ્વીકારી આગળ ચલાવું, પણ તેમનો આત્મા ડંખતો હતો.

'વહાલા બાળક! બોલ, ત્રણ વરસથી કેટલું વધારે?'

'એ જ...લગભગ...એટલું જ પિતાજી...'

પાદરીને લાગ્યું તો ખરું જ કે હમણાં કંઈક જૂઠું બોલી નાખશે.

'મારા વહાલા બાળક! ત્રણ વરસથી કેટલો વધારે વખત થયો, એ હું પૂછું છું. ચાર વરસ થયાં? અને કહું છું મને 'ગુરુજી'જ કહે તો?'

પેલી બાઈનો શ્વાસ જોરથી ચાલવા લાગ્યો.

'એથી વધારે...પિતાજી—અરે, ગુરુજી, પિતાજી!'

'ઠીક ઠીક, તો કેટલો? તારે બદલે હું તો કંઈ પાપસ્વીકાર નથી કરી શકવાનો? તારે જ કહેવું જોઈએ ને?'

'થોડો વધારે, પિતાજી.'

'પણ કેટલો?' પાદરીબુવા બરાડી ઊઠયા.

'બે મહિના.' બાઈ જૂઠું બોલી. અને એના હાથ આછા અંધકારમાંય સફેદ દેખાયા.

પાદરીને એવી ઇચ્છા તો થઈ આવી કે એ બધું ખુલ્લું પાડી દે અને કહી દે કે 'હું બધું બરાબર જાણું છું, તું કોણ છે અને કેટલા વખતથી પાપમુક્તિ નથી પામી.' પણ એને બદલે એમનાથી બોલાયું માત્ર આટલું જ :

'મને વહેમ છે કે તું અસત્ય વદી રહી છે.'

'ઓહ! ભગવાન! પિતાજી! સોગન ખાઈને કહું છું...'

પાદરીએ તકિયા ઉપર હાથ પછાડયો : 'સત્ય સિવાય તું બીજું કશું મારી આગળ બોલે એનો કંઈ અર્થ નથી. ભગવાનની ખાતર, મારા રંક બાળક.' અને સંયમપૂર્વક તેમણે પૂરું કર્યું: 'કદાચ પાંચ વરસ પણ થયાં હોય?'

'જી, પાંચ વરસ' બાઈએ એટલે ધીમે સૂરે કબૂલ્યું કે પાદરીએ ભાગ્યે જ સાંભળ્યું હશે.

ગમે તેમ પણ, પાદરીએ સંતોષનો શ્વાસ લીધો અને કપાળ ઉપરના વાળ ઠીક કર્યા, અને પછી તેઓ બાઈનાં પાપ સાંભળવા માટે તેની વધુ ને વધુ નજીક નમ્યા – તેમના કાન બારીના સળિયાને સ્પર્શ્યા ત્યાં લગી!

'જો તેં વચમાં ઘણાં વરસો પાડયાં છે, પણ ભગવાનનો ઉપકાર માન કે આખરે તું આવી.' પાદરીએ ચેતવણી અને આશ્વાસનના મિશ્રિત સૂરે કહ્યું. 'પણ જો, હવે તારે તારાં બધે બધાં પાત્ર યાદ કરવાં પડશે. ચાલ, હું તને મદદ કરું, મારા રંક બાળક! ચાલ પહેલી 'આજ્ઞા'* લઈએ.'

પણ બાઈના શ્વાસોચ્છ્વાસની ધમણ જોરથી ઊપડી હતી એ જોઈ પાદરીને લાગ્યું કે તેમણે ભૂલ તો કરી જ છે. તેમને લાગ્યું કે આ બાઈ પાપની એવી તો લાંબી હારમાળા નિહાળી રહી છે કે હવે જરૂર તે પાપની સજા કમતી કરવાને સારુ ઘણાં તો ગણાવવાં જ ઉડાવી દેશે.

* ઇશુની દસ આજ્ઞામાંની પહેલી

'કહું છું —' પાદરી પોતાની જ મૂરખામી ઉપર ચિડાતા બોલ્યા: 'આ તો એક રીત છે. એ રીતે તારે પાપસ્વીકાર કરવો છે?'

'હા, પિતાજી!'

'ભલે તો.'

'પહેલી આજ્ઞા...' અને તે બોલતી અટકી ગઈ તે ગૂંચવણમાં પડી હતી એને પહેલી આજ્ઞા શી હતી એનું ય ભાન ન હતું.

'કહું છું તું કદી રવિવારની સમૂહપ્રાર્થના ચૂકી છે?' પાદરીએ તેને મદદ કરતાં કહ્યું, જો કે, તેમનાં ઢીંચણો અધીરાઈથી નાચી રહ્યાં હતાં.

'જી, કદી ય નહિ, કદી નહિ.'

'સારી વાત કદી કોઈને ગાળ ભાંડી છે કે? અથવા ભગવાનનું નામ લઈ જુઠ્ઠા સોગન ખાધા છે?'

'છિ...છિ...છિ...' આ છોકરીને એ ખ્યાલ જ ભારે કંપાવનારો લાગ્યો.

'ઠીક, તારાં માબાપની આજ્ઞાની વિરુદ્ધ કદી વર્તી છો કે? અથવા એમને દૂભવ્યાં છે કે સામું બોલી છે?'

'મારે માબાપ જ નથી, પિતાજી. મિસીસ હીગ – મારાં શેઠાણી મને અનાથાશ્રમમાંથી લઈ આવેલાં.'

'ઠીક તો......જૂઠું બોલવું? ક્રોધ કરવો? બોલ કદી જૂઠું બોલી છે કે ગુસ્સો કર્યો છે?'

'એવું તો મારાથી થયું હશે, પિતાજી. થોડું થોડું જૂઠું તો અવારનવાર બોલી છું.'

'ઓહો! આ પાંચ વરસમાં કેટલી વાર બોલી હોઈશ? સરેરાશ? કહું છું, તને એવી ટેવ જ પડી ગઈ છે કે શું?'

'ભગવાન જુએ છે, પિતાજી, બહુ વાર નથી બોલી. બીક લાગે છે ત્યારે જ બોલું છું.'

'ઠીક, અવારનવાર જૂઠું બોલે છે, એમ કહેવાય. હવે? હાં ..છઠ્ઠી આજ્ઞા. પવિત્રતાનો ભંગ થાય તેવા વિચાર વાણી કે કર્મદ્વારા કદી પાપકર્મ કર્યું છે? જેમકે પરપુરુષ વિષે ખરાબ વિચાર, સમજી ને?'

'ઓહ!' નોકરડીએ મોં પહોળું કરી શ્વાસ લીધો. અને એનો અવાજ જાડો બન્યો.

'હં...ચોરી?' પાદરીએ સૂચન કર્યું. અને તે કબૂલ કરે કે – હા, મેં મિસીસ હીગિન્સના જોડા ચોર્યા છે – એની તેઓ રાહ જોઈ રહ્યા.

'ના, પિતાજી, જિંદગીમાં એક ટાંકણી સુદ્ધાં કદી ચોરી નથી. હા, છેક નાનપણમાં એક સાધ્વીના બગીચામાંથી એક સફરજન ચોરેલું, તે સિવાય પણ એની તો મને એમણે જ પકડીને સજા કરી દીધેલી. અરે, છલ્લો કટકો સુદ્ધાં મારા મોઢામાંથી કઢાવી નાખેલો!'

'ઠીક, પણ તેં કદી કશી પહેરવાની ચીજ ચોરી નથી?' પાદરીએ ધમકાવતાં કહ્યું. અને તેમને તરત જ ખ્યાલ આવ્યો કે હવે બીજા ત્રણ, પણ જરા વિચિત્ર સવાલો – આજ્ઞાઓ બાકી હતી અને તેમણે ઉમેર્યું: 'કપડાં? હેટ? મોજાં? બૂટ? – કંઈ ચોર્યું છે કદી?'

'કદી નહિ, પિતાજી.'

થોડી વાર લગી બન્ને મૂંગાં રહ્યાં.

'બૂટ?' પાદરીએ કાનમાં પૂછ્યું.

તરત જ છોકરીને ગળે ડૂમો ભરાયો ને તેણે ધ્રુસકા ભર્યાં.

'પિતાજી! મિસીસ હીગિન્સે મારે માટે જૂઠું ભેરવ્યુ છે. એના ઉપર મને એવો તો તિરસ્કાર આવે છે, ખરે જ એને હું ધિક્કારું છું. મારી એક એક વાતમાં એવુ તો માથું મારે છે ને ચૂંથાચૂંથ કરે છે...અરે એની તો જાસૂસી કરે છે! પાંચ વરસની મને અનાથાશ્રમમાંથી ઉપાડી લાવી છે ત્યારથી કદી એક ઘડી ય બેસવા નથી દીધી. અને એવાં ભૂંડાં વચનો બોલે છે. સવારથી સાંજ લગી ખણખોદ કર્યા જ કરે છે એ ડચરી તો...'

'એમ ના બોલાય, દીકરી! એમ ના બોલીએ.'

'મેં જોડા લીધા હતા. લીધા તો હતા, પણ કંઈ ચોર્યા ન હતા. મારી કને એક જોડ નથી અને એની પાસે ઢગલા પડ્યા છે. હું તો પાછા ય મૂકી દેવાની હતી.'

'બેટા ! લેવું એટલે જ ચોરવું.'

'પણ એને કરવા શું હતા ? પણ એ તો છે જ એવી. એની સગી દીકરી એની પાસેથી બે વરસ પહેલાં ભાગી ગઈ હતી અને એક અંગ્રેજને પરણી ગઈ હતી. એ બિચારીએ પોતે મને કહ્યું હતું કે, એનો એ ધણી એને કેવો સતાવે છે, ભૂખે મારે છે અને એની પાસે પૈસા ય નથી. પણ આ ડોકરી એક દમડી ય આપે એવી નથી.'

છોકરીએ ડૂસકાં ખાધાં. પાદરીએ જરા લાંબો શ્વાસ ઠાલવ્યો અને પોતાની છાતીને જરા હળવી કરી. છાપરામાં ભરાઈને વહેતા પવનનો સુસવાટો સંભળાતો હતો અને ફાધર ડીલે સામેની ભક્તજનોની હાર દેખાતી. એ સૌને જોઈ તેમણે ફરી શ્વાસ ઠાલવ્યો અને પોતાના મનમાં જ બોલ્યા : 'આ બધાનો શો અર્થ છે ? આ સૌ પોતાની જાતને છેતરી રહ્યાં છે ! આ સૌ એમ જ માને છે કે દુનિયામાં પોતા સિવાય સૌ પાપી છે. અથવા કદીક કબૂલે પણ છે, પશ્ચાત્તાપ પણ એમને થાય છે પણ ક્ષણ પૂરતો જ – દેવળમાં છે ત્યાં જ લગી ! પાછા બહાર જાય છે અને ઈર્ષ્યા ગર્વથી ભરાઈ જાય છે, દિલમાં દયા લગીરે ટકતી નથી.'

પાદરીબુવા પાછા બારીના સળિયા ભણી નમ્યા. 'દીકરા ! દીકરા ! પાંચ પાંચ વરસથી તું પ્રભુથી દૂર રહી છો. જો તારું મૃત્યુ થયું હોત તો પાપના ભારથી લદાયેલો તારો આત્મા સદાને માટે નર્કનો યાત્રી બનત. પ્રભુના દરબારનો એ કાયદો છે કે દરેક માનવીએ ઓછામાં ઓછું દર વરસે એક વખત તો પાપસ્વીકાર કરી પાપમુક્તિ પામવી જ જોઈએ. તું શું કામ એથી વંચિત રહી ? જો તો ખરી, એથી તારું ચિત્ત કેટલું બધું ભ્રષ્ટ થઈ ગયું છે કે, તું પાપ કરવા છતાં એ પાપ છે એટલું ય આજે સમજતી નથી ! બોલ; હજી ય કોઈ એવું પાપ છે જે કહી નાખતાં તને શરમ આવી હોય ?'

'ના, પિતાજી !'

'આ પાંચ વરસમાં તારી ભલી શેઠાણી તને પાપમુક્તિ માટે દર મહિને મોકલતી હતી કે નહિ ?'

'જી…દર અઠવાડિયે શનિવારની રાતે મોકલતી; પણ ત્યારે તો દુકાનો બંધ થાય તે પહેલાં મારે કંઈનું કંઈ ખરીદવાનું રહેતું એટલે હું નહોતી આવતી. પછી છ મહિના પહેલાં મને ભાન આવ્યું. પણ પછી તો મને બીક લાગવા માંડી. અને એમ યે થતું કે મારે કહેવાનું ય શું છે તે જાઉં ?'

પાદરીએ ધીમે ધીમે તેમના હાથ હલાવ્યા અને ભારે કટાક્ષ સહિત બોલ્યાઃ 'ઠીક…ઠીક…જીવનમાં કદીં ય ગંભીર પાપકર્મ નથી કર્યું ?'

'પિતાજી, હું જૂઠું બોલી. પેલી સાધ્વીના બગીચાના સરફજન…'

પાદરી એકદમ રોષપૂર્વક તેની ભણી વળ્યા – સત્ય ઓકાવવાનો એમનો સંકલ્પ અદ્દભુત હતો. આ નોકરબાઈની પાછળ તેમણે એક બીજી સન્નારીને ઊભેલી જોઈ – તે ય પાપમોચનાર્થે ક્યારની આવીને ઊભી હતી અને અધીરાઈપૂર્વક વચમાં વચમાં ખાંસી ખાતી હતી.

'વહાલા બાળક ! શું કામ જુઠું બોલે છે ? જરૂર જરૂર આ પાંચ વર્ષમાં તેં અનેક પાપકર્મો કર્યાં જ હશે. તારા આત્માની વંચના તું ના કર – બોલ જોઉં; ચાલ, પહેલાં તદ્દન સામાન્ય પાપકર્મની વાત કર. કદી તેં……શું કહેવાય છે આપણે…… ચાલુ ભાષામાં કહીએ તો……કોઈ છોકરા સાથે…'

'હા, પિતાજી…એક વાર…'

'હવે બરાબર.' અને તેમણે તેમનું કપાળ, ભારે તાપ લાગ્યો હોય એમ, લૂછ્યું. અને કેમ જાણે કોઈક રાક્ષસી સામે ઝઝૂમતા હોય એવી રીતે તેઓ પેલી બાઈ ભણી ઝૂકયા. 'તું એની સાથે…… આપણે… ..ફરતી હશે, નહિ ?'

'જી.' છોકરીએ જોરથી શ્વાસ લેતાં કહ્યું: 'પાછલી ફળીમાં.'

'ઠીક, બીજું શું ..? કશો……કશો……શું કહેવાય આપણે ?……કહું છું…કશો સંબંધ…'

'મને ખબર નથી, પિતાજી.'

'અયોગ્ય સંબંધ......કહું છું...એ તો તું સમજે છે ને?' પાદરી ખરાડીને બોલ્યા.

આ સ્ત્રીનો શ્વાસ માતો ન હતો. ધમણની જેમ તે અંદર લેતી અને બહાર કાઢતી હતી. તે કંઈ બોલી નહિ, માત્ર પાદરી સામે જોઈ જ રહી.

'રંક માનવી! દીકરી! તને દુનિયાનો બહુ અનુભવ હોય એમ નથી લાગતું પણ સત્યની સંશોધના તો આપણે કરવી જ રહી.— કહું છું — તેં — કહું છું તમે બંનેએ સામાન્ય મર્યાદાનું ઉલ્લંઘન કર્યું હતું કદી?'

'જી ના – નથી કર્યું, પિતાજી.'

પાદરીએ જોરથી શ્વાસ કાઢ્યો. તેઓ લગભગ થાકી ગયા હતા. પણ શું થાય? અધવચથી છોડી યે કેમ દેવાય? અને તેમણે એવા તો જોરથી વાળને પીંખવા માંડ્યા કે એમનો ચહેરો બિહામણો બન્યો. તેમણે નાક ઉપરથી ચશ્માં ઉતાર્યાં અને લૂછ્યાં.

'તું સાદી ભાષા તો સમજે છે ને? ખરું ને? તો કહે, સર્વશક્તિમાન પ્રભુની આગળ કેવળ સત્ય કહી નાખ. તેં એને તારા શરીર સાથે કદી છૂટ લેવા દીધી હતી?'

'હા, પિતાજી; ના – એમ નહિ. અમે શેરીમાં હતાં. ના, પિતાજી. એવું કંઈ અમે કર્યું નથી. ખાસ વધારે કંઈ નહિ; એમ.'

'પાંચ વરસ!' પાદરી આર્તકંઠે બોલ્યા. અને તેમણે સાયળ ઉપર મુક્કીઓ પછાડી. 'અને કહે છે કંઈ કહેવાનું નથી! આ તે કેવા ખ્રિસ્તીઓ છે!' અને એમણે એક છેલ્લો – માત્ર એક વધુ પ્રયત્ન કરી લેવાનો નિર્ણય કર્યો. 'તેણે તારા શરીરને કદી સ્પર્શ કર્યો હતો?' એમણે ખુલ્લંખુલ્લા પૂછ્યું.

'ના, પિતાજી. કહું છું – ના, ના, પિતાજી.'

પાદરીબુવાએ જોયું કે બાઈ મહામહેનતે બોલી રહી હતી.

'વારુ, વારુ, વાત પૂરી કર એટલે હું તને મુક્તિ' આપું.'

'પિતાજી!' તે ધીમું બોલી. એની આંખોમાં કાળાશ હતી. 'એક વાર હું એની સાથે સૂતી હતી.'

પાદરી એના સામું જોઈ જ રહ્યા. તે ડઘાઈને પાછી પડી. તેમણે નમીને બીજી બાજુ દૂર દષ્ટિ કરીને પછી સ્મિત કરી ધીમે રહી મોં પહોળું કરી બગાસું ખાઈ પૂછ્યુ:

'મારા બાળક! આજ લગી તને કોઈએ કહ્યું ન હતું કે તું મગજની જરા નબળી છે? મને લાગે છે નિશાળમાં તું બહુ પાછળ હઈશ, ખરું ને?'

'હું તો હમેશાં પહેલો નંબર રાખતી હતી, પિતાજી, અમારાં સહેતીજી તો મને શિક્ષિકા બનાવવા માગતાં હતાં.'

પાદરીએ ફરી બગાસું ખાધું અને પૂરેપૂરા થાકી ગયાનાં ચિહ્નો સહિત તેમણે ટીચણોને નચાવતાં, દાંતમાં ભારે દુખતું હોય તેમ બોલવા માંડ્યું· 'એટલે શું તું એમ કહેવા માગે છે કે તારા ધણી સિવાયના બીજા પુરુષ સાથે સૂવામાં કંઈ પાપ નથી?'

'પિતાજી, તમે ઊંધું સમજ્યા. અમે કશું કર્યું નથી એ રાતે વીજળી અને ગડગડાટ ન થયાં હોત ને મને બીક ન લાગી હોત તો એનીય જરૂર ન પડત મિસીસ હીગિન્સ એમનાં દીકરી સાથે બહારગામ ગયાં હતાં ને ઘરમાં હું એકલી હતી. વીજળીના કડાકા ખૂબ થવા માંડ્યા ને મને બહુ બીક લાગી. મીક—અમારો નોકર–કહે, આજે હું ઘેર નહિ જાઉં, અહીં રહીશ. ને એ રહ્યો, પણ રાતે મને બહુ બીક લાગવા માંડી. પથારીમાં પડી પડી હું ધ્રૂજવા મંડી. મીક કહે, 'બહુ બીક લાગે છે! આવું?' મેં કહ્યું, 'આવ. પણ બીજું કશું નહિ.' અને ખરું કહું છું, પિતાજી, એણે કશું કર્યું નહિ.'

આટલું બોલી તે પાદરી સામે જોઈ રહી. પાદરી-બુવા એમના માથા ઉપર મુક્કીઓ મારી રહ્યા હતા અને માથું હલાવતા મોઢે ફીણ આવતું હોય એમ કરી રહ્યા હતા—કેમ જાણે આખી દુનિયા ગાંડી ન બની ગઈ હોય, એમ એમને લાગતું હતું.

'કશો દોષ નથી કર્યો, પિતાજી.' તેણે ડાલાવાલા કર્યાં, કેમકે તે જોઈ શકી હતી કે પાદરી માનવા તૈયાર ન હતા.

'એક જ વાર, ખરું ને?' પાદરીએ ટૂંકો પ્રશ્ન કર્યો.

'જી, પિતાજી.'

'એને માટે પશ્ચાત્તાપ તો થાય છે ને?'

'એ પાપ હતું, પિતાજી?'

'હતું જ તો.' પાદરીએ ગર્જના કરી. 'લોકોને ગમે તેમ શી રીતે વર્તવા દેવાય?—અને આવું? આ તો પાપકર્મનો ગંભીર પ્રસંગ ગણાય. એમાંથી તો કંઈનું કંઈ બને. બોલ, દિલગીરી થાય છે ને?' અને તેમને થયું કે હવે તો પતે તો સારું.

'હું દિલગીર છું, પિતાજી.'

'બોલ, બીજું એવું આગલું પાપ બોલી નાખ.'

'બગીચામાંનું સફરજન...પિતાજી.'

અને પછી પાદરીએ તેની પાસે પ્રાયશ્ચિત્તના શ્લોક બોલાવી ઘટતી ક્રિયા પતાવી, ત્યારે તેઓ થાકીને લોથ થઈ ગયા હતા. તેમણે બીજી બારી ઉપરનો પડદો ખસેડ્યો. પહેલાં જૂઈની સુંદર ખુશબો અને પછી તરત જ લેડી નોલનનું મોં તરવરી ઊઠ્યું. પાદરી એકદમ હાથ ઊંચા કરી હવામાં જોરથી હલાવી બોલ્યા : 'માફ કરો, એક મિનિટ માફ કરો. મારાથી હમણાં નહિ બને...બિલકુલ મિથ્યા...તદ્દન અશક્ય......'

અને ફરી ચશ્માં ઉતારી સાફ કરી પાછા ચઢાવી લેડી નોલનવાળો પડદો ખસેડતાં બોલ્યા, 'બિલકુલ અશક્ય છે...તમે એ નહિ સમજો...ગુડ નાઈટ.' અને એમ બોલી તેઓ આછા અંધારિયા વરંડામાં ધસી ગયા. ત્યાં બે જુવાનોને અંધારે અંધારે ગુસપુસ કરતા જોઈ તેમણે તેમનાં માથાં સામસામાં અથડાવ્યાં. અને પોતાથી બીને ભાગી જતા એ જુવાનોને જોઈ તેમને પોતાની જાત ઉપર પણ ઘૃણા છૂટી, અને હાથ નચાવતા તેઓ આગળ ચાલ્યા. રસ્તામાં બે વૃદ્ધ બાઈઓ પૂજા કરતી હતી તેમને જોઈ તે ઘૂરક્યા : 'ઓહ!' અને પાછા આગળ ચાલ્યા.

ફાધર ડીલેના સ્થાન આગળ ભક્તજનોની બે હારો બેઠેલી હતી, એક બાજુ ચૌદ ને બીજીએ બાર! પોતાની સોનાની ઘડિયાળમાં જોયું તો સવા આઠ તો થઈ ગયા હતા અને આ સૌને 'પાપમુક્તિ' આપવાની બાકી હતી.

પાદરી પાછા વચલા હૉલમાં ગયા અને તેમણે પડદો ખસેડી નાખ્યો. ત્યાં આછા અંધારામાં ઈટાલિયન સાધુનો ચહેરો દેખાયો. પાદરી તેના ભણી જોઈ સુસવાટા મારતા બોલ્યા : 'ફાધર ડીલે! આમ નહિ ચાલે. હું ચોક્કસ કહું છું, આ તો અશક્ય છે. સાડા આઠ તો થયા છે ને હજી છવ્વીસ જણ બાકી છે! અને એ બધાં પાછાં તમને કેવળ છેતરે જ છે. એમને શું? એ તો ગમે તેમ બક્યા કરે છે. હું બધું સમજું છું, ઘરડો થયો છું; મને બધી સમજ છે. આ સતત ધમકારતો ઘંટ, આ ઇલેક્ટ્રિક, આ ગેસ—બધાંનો ખ્યાલ કરો. આખા દેવળનો વિચાર કરો...' અને એમ ને એમ એ બોલ્યે ગયા.

બધો સમય તેમણે મધુર હાસ્ય અને નમ્ર સ્વર કાઢવાનો પ્રયત્ન કર્યા કર્યો. પણ ડીલેનો ચહેરો ચકળવકળ દેખાયો. ખુદ પાદરીના ચહેરા ઉપરે દર્દ જોઈ તે પણ વ્યથિત બન્યો.

'ફાધર ડીલે...હું જાણું છું તમે જુવાન છો, હજી તમે જુવાન છો.' પાદરીએ ડીલે કંઈ બોલે તે પહેલાં જ પોતાનો વિરોધ રજૂ કરી દીધો.

'હું કંઈ નાનો નથી. મારી ફરજ હું જાણું છું.' ફુંફાડો મારતો હોય એમ ડીલે બોલ્યો. 'આ તો આત્માનો સવાલ છે, તમે ઇચ્છશો તો હું અંધારામાં બેસીશ...જો તમને......'

'ભલે...ભલે...ભલે...' પાદરીએ હાથ ઊંચો કરી પુકાર્યું. એમના ચહેરા ઉપર ભયંકર સ્મિત હતું. 'આપણે સૌ આમની આગળ તો ઘરડા છીએ. આપણો અનુભવ કશી વિસાતમાં નથી.'

ડીલેએ પોતાની બંને મૂઠીઓ છાતી ઉપર મૂકી કહેવા માંડયું : ' હું ·નિંગ સ્કૂલમાં હતો ત્યારે...'

'બસ બસ, બહુ થયું—આત્મકથાનું પાનું બંધ જ રાખો!' પાદરીએ સ્મિતથી તરડાતા ચહેરે કહ્યું.

થોડી વારે પાદરીએ ડીલેને શાંત પાડવાનો પ્રયત્ન કરી જોયો પણ તેમણે જોયુ, કે પોતે ચાલ્યા ન જાય ત્યાં લગી એ શક્ય ન હતું. અને એથી એક નિસાસો નાખી તેઓ ચાલ્યા ગયા. થોડાક પત્રો લખ્યા પછી તેમને લાગ્યું કે સવાર થતાં જરૂર બહાર નીકળી જશે—કૂતરું તેની બોખમાંથી સવાર થતાં નીકળે છે તેમ. અને તરત જ હાથમાં એક સોટી લઈ તેઓ ફરવા નીકળી પડ્યા.

આછી ભીનાશવાળી એ પૂર્ણિમાની મુલાયમ રાત્રી હતી. અને નગરનાં છાપરાં–કેમ જાણે બરફથી ઢંકાયેલાં ન હોય તેવાં–જોઈ 'તેમને જરા સાંત્વન મળ્યું. તે કંઈક ગણગણ્યા અને આખી દુનિયાની સાથે તેમણે ય શાંતિ અનુભવી. શહેરના ટાવરની ઘડિયાળ પણ આજે તો જાણે ઉલ્લાસમાં દેખાતી હતી–આછા અને રૂપેરી પડઘા અવારનવાર પાડતી હતી

એવામાં તેમને કાને એક સિમેંટવાળા મકાનની બારીએથી આવતો અવાજ પડ્યો નજર કરતાં જોયું તો મિસીસ હીગિન્સનું જ મકાન હતું. તેણે રાતનો સફેદ ડ્રેસ પહેરેલો હતો.

'તું જબરી બાઈ!' ધરણી ધ્રુજાવતી તે બોલતી હતી 'જબરી વાતો જોડી કાઢનારી છે! ઊભી રહે, કાલે હું પાદરીજીને મળું પછી તારી વાત. 'પાપસ્વીકાર' માટે ગયાં'તાં, એમ? કાલે સાધ્વીજીને ય મળું, પછી જો તારી વલે.'

પાદરીએ જોયુ તો એક છોકરીની આકૃતિ બારણા ભણી ધ્રૂજતી સરકી રહી હતી

'મિસીસ હીગિન્સ!' એ આકૃતિ દીન સૂરે બોલી રહી હતી. 'ખરું કહું છું–સમ ખાઈને કહું છું.–પાદરીજીએ બહુ પૂછપરછ કરી ને હું મોડે આવ્યું એવુ બોલી પછી પાછું ફાધર ડીલે પાસે ય જવું પડ્યુ. એમણે મને, કંઈ નહિ તો, અરધો કલાક બેસાડી. ઓહ! મિસીસ હીગિન્સ, બીજે ક્યાંય નથી ગઈ, સાચેસાચું કહું છું.'

'આહા! ભારે બનાવટવાળી – કાલ સવાર સુધી રાહ જો –' શેઠાણી તાડૂકી રહી હતી.

પાદરીને લાગ્યું કે એ જ ક્ષણે પેટમાંનો લોચો બહાર કૂદી પડશે. આંતરડાં તો જાણે ગળા સુધી આવી લાગ્યાં હતાં. માથે મુક્કીઓ મારતા અને મોઢેથી ફીણ ઉગાડતા તેઓ આગળ ચાલી નીકળ્યા,

'ઓ પ્રભુ! દયા કર. ઓ મારા દેવ! દયા કર.'

અને તેઓ અંધારી ગલી વટાવી આગળ ચાલી નીકળ્યા.

●

## કાલતરંગ

ઇમારત પરે ઇમારત ચણી અસત્યો તણી,
તિમિર-ભીંતડે દઇ પ્રબલ ઓપ ધાવલ્યનો
રચેલ યશમંદિરો જગત આ પ્રશંસે ભલે,
ન કાલ-ઉદધિ-તરંગ તણી ઝીંક એ ઝીલશે.

· જટિલ ·

# હોળી

રેખાચિત્ર.....................[ ચરોતરની અને બીજી ]...................સાંદીપનિ

એને વિષે લખવાના વિચારમાં ને વિચારમાં એક દિવસ ઊંઘ આવી ગઈ, અને હું નાટક ભાગ્યે જ જોઉં છું તો ય કોણ જાણે કેમ એવું સ્વપ્નું આવ્યું કે જાણે આપણી પર્વ-સૃષ્ટિની સૌ સુન્દરીઓને એક નાટક ભજવવાનું મન થયું. ધનતેરસ, કાળીચૌદશ, દિવાળી, ભાઈબીજ અને દેવદિવાળી: ઉત્તરાયણ, વસંતપંચમી, શિવરાત્રિ, હોળી, રામનવમી અને અક્ષયતૃતીયા; તેમ જ રથયાત્રા, દેવ-શયની, શીતળા સપ્તમી, જન્માષ્ટમી, ધરોઆઠમ અને વિજયાદશમી વગેરે વગેરે સાહેલીઓનો સંઘ – હજી ય બાકી રહી જતી કેટલીક પરિચારિકાઓ સાથે – પૃથ્વીના એક પ્રમદવનમાં ઉપસ્થિત થયો. સત્યયુગ અને ત્રેતા તેમ જ દ્વાપર અને કલિ એમ ચતુર્યુગના નારીત્વનો સમન્વય સાધી બતાવતું એક નાટક ભજવવાની યોજના છેવટે ય પાસ તો થઈ ગઈ. જગતભરના વિદેહી અને વિદ્યમાન નાટ્યાચાર્યોની ક્ષમા ચાહીને – નછૂટકે, ન ચાલે – શરમ સભર સંકોચે, મધપૂડાના નર જેવા દિવાસામાસાએ ડાયરેક્ટર પદ સ્વીકાર્યું; અને આ અભૂતપૂર્વ આવિષ્કારની સજાવટ અર્થે પાત્રવહેંચણીનાં પગરણ મંડાઈ ગયાં.

ધનતેરસને લક્ષ્મીજીનો, જન્માષ્ટમીને યશોદાનો, રામનવમીને કૌશલ્યાનો અને શિવરાત્રિને પાર્વતીનો પાઠ મળ્યો એ સૌને ગમ્યું. વસંતપંચમીને શકુન્તલાની ભૂમિકા સોંપાઈ ત્યારે ય કોઈના પેટમાં ખાસ તો કંઈ બળ્યું નહિ, પણ ઉત્તરાયણને જરા ઓછું આવ્યું ખરું; એવામાં મેનકાનો પાઠ એના જ ભાગમાં આવતાં સૌના ચિદાકાશમાં સાનંદાશ્ચર્યનાં ઈન્દ્રધનુ આલેખાઈ ગયાં, અનંદના આવેશમાં એનાથી જરા ઊડી જવાયું, 'અંતરીક્ષમાં જ તેણે એક નૃત્ય કરી લીધું; અને નીચે આવીને વસંત-પંચમીને ભેટી પડી ત્યારે જ તેને કળ વળી. અપરંપાર રંગવૈભવને સુકુમાર શીલપ્રભાએ સોહાવતી દિવાળીને જ્યારે રાજરાણી સીતાની ભૂમિકા મળી ત્યારે પોતાની એ યથાર્થતામાં મહારાણીને સૌનાં નેત્રો વંદના અર્પી રહ્યાં. સંઘર્ષણ જ નાટકનું ચાલક તત્ત્વ એ દૃષ્ટિબિન્દુ પર ખેલતાં પ્રતિનાયકનું માન અને મહત્ત્વ સિદ્ધ કરી શૂર્પણખાની ભૂમિકા માટે જ્યારે કાળી ચૌદશને મનાવી લેવાઈ ત્યારે તો દિવાસામાસાની વ્યવહારુ બુદ્ધિમત્તા માટે વેળાકવેળાએ બંધાઈ ગયેલા પૂર્વગ્રહ વિખેરાઈ ગયા અને પહેલી જ વાર આ માનુનીઓને માસા તરફ માન ઊપજ્યું. પણ શિરોહીની સજેલી તરવાર જેવી ચિતોડી વીરાંગના પદ્મિનીનો પાઠ લેવા વિજયાદશમીને વિનવાઈ એટલે તો ઔચિત્ય જ કલાનો પ્રાણ છે એ સૂત્રના સ્મરણ સાથે સભાના અધર ફરકી રહ્યા; અને ભાઈબીજ જેવી શરમાળ બાળાનાં ભૂમિજડિત નેત્રો ક્ષણાર્ધ માટે જાણેઅજાણે માસા તરફ ફરકડું મારી ગયાં. હવે બાકીનું કામ બીજા દિવસ પર રહ્યું ને ડાયરેક્ટર સાહેબ ઊઠયા. છેડે આવી પહોંચેલી સિગારને એક છેલ્લો ફૂંક મારી લઈને તેમણે વિસર્જિત કરી અને ખુરસી છોડતાં છોડતાં દ્રૌપદી અને રાધાની ભૂમિકાનો ભાર હોળીને માથે નાખતા ગયા. વિસ્ફારિત નેત્રે સૌ એમની દમામદાર ચાલ નીરખી રહ્યાં. સૌને એમ થયું કે ખીરરોટલી ખાઈને પડી રહેનાર આ પ્રમાદિત બુદ્ધમાં આજ આટલી સ્ફૂર્તિ ક્યાંથી?

આપણે તો બનાવવા બેસાડ્યા હતા ને આ તો બનાવીને ગયા! ભાઈબીજ જેવી ભાવનાવશ અને વસંતપંચમી જેવી ફૂલસુંદર મુગ્ધાઓ કે રથયાત્રા જેવી જાંબુડિયા કીકીઓવાળી રસિકાઓ તો શું, પણ દેવશયની જેવી તાપસી પણ એ મધપૂડાન સહિયારા નર માટેના એકાદ આગવા ઉમળકામાંથી બચી શકી

નહિ સૌ હોળીને ધન્યવાદ આપી રહ્યા વાહ ! એને તો ડબલ ભૂમિકા ! અને તેય પાછી કેવી ! એકમેકના રહસ્ય વચ્ચે આસમાન જમીનનું અંતર ! એક રૂપિયાનાં બે પાસા જેવું–અર્ધનારીશ્વર જેવું–પૃથ્વીપટે સામસામી તોળાઈ રહેતી દિવસ અને રાત્રિની શોભાઓ જેવું મહાભારતની નાયિકા, દુઃશાસનો પર શાસન કરનારી શક્તિની સાધના અર્થે પૃથ્વીના પાણ્ડવોને સતત પ્રેરી રહેનાર જાજરમાન દ્રૌપદી ક્યાં, અને ભાગવત દશમસ્કન્ધ કે ગીતગોવિંદની રંગભીની રાધા ક્યાં કુંજગલનના રાધાગોરી ક્યાં !

સાચે જ કાવ્યમય થતી જતી આ ચર્ચાને હું પુરબહારમાં માણી શક્યો હોત, જો પોળના છોકરાઓએ મારી રૂમના બારણાં ઠોકઠોકા કરીને મને જગાડ્યો ન હોત તો આંખો ચોળતો હું ઊઠ્યો ને બારણું ઉઘાડ્યું તો છોકરાઓની એક સુસજ્જ ટુકડી ખડી હતી પાતાળમાં પેસું તો પાછળ આવે ગગનમાં વિચરું તો ઊડતો પકડે ને અંધારામાં અલોપ થાઉં તો દિવ્યચક્ષુ મેળવીને ય શોધી કાઢે પણ મને છોડે તો નહિ જ–એવી આતુર મક્કમતા સાથે આ શૂરાઓ મારે બારણે ચઢ્યા હતા

મેં જરા આળસ ખાઈ લીધી, બગાસું પૂરું કર્યું અને પ્રત્યેક પળે ગુજરાતી ભાષાનું પ્રયત્નતત્ત્વ સિદ્ધ કરતા જતાં, જરા મિજાજી સ્મિતમાં જ પૂછ્યું

'શું છે અલ્યા ! આ બધું આજે ?'

'હોળી વળી શું છે તે !'

'એટલે ?'

'તમારા ભાગનાં લાકડાં આપી દો, બીજું તો પછીથી '

'આ રહ્યું ઘર, જુઓ, હોય તો લઈ જાવ.'

અધીરે ઘોડીને થનગનતા આ કેસરભીનાઓ આગળ ધપે તે પહેલા તો નીચેના ઓરડામાથી અમારા ઘરધણીના ગ્રેજ્યુએટ ઘરવાળાનો અવાજ આવ્યો

'પ્રવીણભાઈ !'

'કેમ ?'

'એ પ્રાવીણ્ય રહેવા દો, અને લાકડાં નથી તો રીતસર અહી આના આપી દો '

સવારે ચકલામાથી આવતા ચાર આની આપીને હોળીનો પૈસો ચૂકવતા પંદર પૈસા પાછા આવ્યા હતા, તેમાથી રીતસર રોકડા પૈસા દસ અંકે ૧૦) આપીને મે છુટકારાનો દમ ખેંચ્યો બપોરે ઊભી સડકે ભરમઝારમાં મો ભરીને ફાટફાટ જોબનના ફાગ ગાતી જુવાન મારવાડણોને જોઈ હતી ત્યારે મારી સાહજિક આપોઆપ ધીમી પડી હતી હોળીનું રાધામય સ્વરૂપ રમણે ચડ્યુ હતુ રસના ને રંગના ચટકા નહિ કૂડાં રેલાતા હતા.

પાપના ગણો કે પુણ્યના પણ એમાથી થોડાક છાંટા મારા વસ્ત્રોને ઊડ્યા હતા, તે ધોબીને આપી આવ્યો ને વિચારવા લાગ્યો કે બપોરે તો ફીસ્ટ હોવાથી શિખંડપૂરી આવી ગયા છે, સાંજે કંઈ આવવાનું નથી તો હવે કંઈ હોટેલમા જઈને પેટની હોળી ઠારવી ? એટલામાં એક છોકરાએ બારણું ઉઘાડ્યું ને હાથ લંબાવતા કહ્યું

'લ્યો પરસાદ, હોળી ફરવા તો નહિ જ આવ્યા ને !'

'તું જઈશ હવે ' હું તાડૂક્યો ને મને વરતી ગયેલો છોકરો મારા ભાગનો પ્રસાદ પોતે જ 'આરોગતો' કરતો પલાયન થઈ ગયો મે જોરથી બારણું બંધ કર્યું, પથારીમાં પડતું મેલ્યું ને બડબડવા લાગ્યો, 'આ તળ ગુજરાતના શહેરોની હોળી ! આ શિખંડપૂરી, આ દસ પૈસા, આ પારકુ મારવાડ અને આ હોળીનો પૈસો, આઠ આઠ વર્ષના ટેણિયાના તોફાન–એટલું બાદ કરીએ તો શુ રહ્યું ? નહિ સામૂહિક ઉલ્લાસ, નહિ રસ, નહિ રાગ, નહિ '

પણ મારો સૂરજ આજ સોના સમો જ ઊગ્યો હતો આઠ રૂપરડીની ઓરડી રાખીને રહેનાર મારા જેવા એકાકીને ય આજ એકાંત અપ્રાપ્ય હતું મકાન માલેકણ બારણું ભરીને ઊભા હતા મે ગમ ખાઈ ને ગમગીન વિનયે પૂછ્યું

'કેમ ?'

'કેમ ના આવીએ ? અમારું ઘર છે '

'તે તો જાણે તમે સિદ્ધ કર્યું જ છે, વગર રજાએ પ્રવેશીને, પણ...'

'પણ ને બણ. તમારે છે શું પ્રવીણભાઈ આજ ? તે વળી નહિ ઉત્સાહ, નહિ રસ ને નહિ રાગ ને...અહો હો હો !'

'છે શું તે, હોળી, યાદ આવે છે.'

'યાદ આવે તો તેડાવી લો ને ? છતી ..'

'તમે રહેવા દો હવે, નીચે જાત મહેરબાની કરીને. તમે પાનીની બુદ્ધિએ બળ કરીને બોલો છો ત્યારે ગજ રાખ્યા વિના કાતર ચલાવીને વેતરે રાખો છો ! ને રેતીમાંથી તેલ કાઢવા વાણીને અવળી ઘાણીએ પીલો છો ! મારા જવાબમાં શ્લેષ જેવું છે જ નહિ. હું તો એમ કહું છું કે આપણા તહેવારોની દીવાલને પાયામાંથી લૂણો લાગ્યો છે. આ આપણા શહેરની હોળી જોઈને મને મારા ચરોતરની હોળી આજ આખો ય દિવસ યાદ આવી છે. મને તો એવું થઈ જાય છે કે દિવાળી ભલે અહીં કરવી, પણ હોળી ઉપર તો ચાર દહાડા ઘેર જ જવું.'

'તે જાવ ને, કોણ રોકનારું છે તમને અહીં ? આગળ બેઠે ઉલાળ નહિ ને પાછળ બેઠે ધરાળ નહિ. ઓ હો હો હો ! જાણે તમને એકલા જ તમારી હોળી યાદ આવતી હશે ! શું અમારી સુરતની હોળી કમ છે ? અમને નહિ યાદ આવતું હોય ? પણ શું થાય ? જ્યાં તો પડ્યું પાનું...'

'આ હા, તે નિભાવો. પણ વાત કરવામાં કોઈ શું કાઢી લે છે ? આ નીચેવાળાં ને ઉપરવાળાં બધાં ય જુઓ ને, તમને બોલતાં સાંભળીને તો આવી ગયાં છે, અને આ આપણી શેરીની વાનરસેના, જુઓ તો ખરાં, કેવી ડાહીડમરી બનીને અગાસીમાં ગોઠવાઈ ગઈ છે ! ને પૂનમનો ચંદ્ર ને વસંતનો પવન તો તમારી મદદે છે જ.'

'આજ આપણે હોળીની જ વાતો કરીએ બસ, આટલાં બધાં એકઠાં થયાં છીએ, કાલે રજા પણ છે, તમે નિરાંતે બેસો હવે, ને તમારા સુરતનાં તમામ સ્મરણો કહી બતાવો.'

"ચોરના ભાઈ ઘંટીચોર તે આનું નામ, ગળેથી ગાળિયું કાઢી નાખતાં વાર લાગે છે ! તમે જ કહોને ચરોતરની હોળીની વાત ?"

"અને તમે ?"

"તમે પાનીની બુદ્ધિ સંભારીને અમારી જાતિને અન્યાય કર્યો છે, ભલે કર્યો, પણ હું તમારી જાતિને અન્યાય કરવા નથી માગતી, પુરુષથી જ શરૂઆત થાય, તો કહી નાખો હવે વધારે માન માગ્યા વિના."

"માન તો માનુનીઓ જ માગે, અમે તો કહીશું જ હવે."

"હા હા, કહોને હવે ચાળા મેલીને ! જુઓને આટલી બધી વસ્તી તમારી ઓરડીએ દીઠી'તી કદી ય ? કહો પ્રવીણભાઈ, કહો બસ, અમે વચ્ચે હોંકારો ભણતાં રહીશું હોં !"

"ના ના ના, એ હોંકારાની મારે જરૂર નથી."

"કેમ ?"

"હું કંઈ ભાટ-ચારણ નથી તે કસુંબો લેવા થોભું, હું તો એકધારો જ બોલીશ."

"તમે તો ખાવું ધૂળ ને મહીં કાંટા જેવી વાત કરો છો ! ભાષણ કરવું હોય તો ભાષણ કરો, પણ પાર મેલોને ! આ શી પરડ ! તમારી પીંજણથી અમે કંટાળવાનાં ય નથી, નીચે જવાનાં ય નથી ને તમને સૂવા દેવાનાં ય નથી, સમજ્યા ! ડાહ્યા થઈ જાઓ હવે !"

"ભલે પ્રમુખસાહેબ, આપ હવે જરા ઓરડીનું બારણું બરાબર બંધ કરી દો, આ વાનરસેનાની ગરબડ સંભાળજો, વચ્ચે અટકચાળું કરશે તો અધૂરું રાખીને બધાને નીચે ઉતારી મેલીશ રે ભાઈ ! અને સુરુચિની કમાન સંભાળજો જરા, છટકે તો હું ના જાણું. મને ચોખલિયાવેડા નહિ ફાવે. મોં મચકોડશો શરૂથી જ તો તો મારો ઉત્સાહ માર્યો જશે. તમને ઈરાદાપૂર્વક આઘાત આપવાનો પ્રયત્ન નહિ કરું એટલી ખાતરી રાખજો. પણ જીવનમાં ઘણાં વર્ષ

મે જે જોયું છે, અનુભવ્યુ છે અને આક્રંદ માણ્યું છે, તેને તો રંગભેર રજૂ કરવાની રજા લઈશ હોળી તો હિન્દુમાત્રનો તહેવાર છે ને હિન્દુઓ તો હિન્દુસ્થાનમા ક્યા નહિ વસતા હોય ? દરેક ઠેકાણેની પ્રજા એનો લહાવ કઈ કઈ રીતે લેતી હશે તેનો ખ્યાલ તો તમારા જેવા લક્ષ્મીજી પોતાના વિષ્ણુ ભગવાનને લઈને પ્રવાસે નીકળે, અનન્ત ગરુડ પર બેસીને આકાશમાર્ગે નહિ પણ ધરતી પર ફરવા નીકળે, ગમતું અણગમતુ બધુ ય ધીરજથી જુએ, જાણે, માણે ને પ્રાન્તીય વિશિષ્ટતાઓને નાણીનાણીને કહી બતાવે કે આલેખી આપે ત્યારે જ આવે હોળી તો મઝાનો તહેવાર છે તે એવી ઋતુમા આવે છે ને એવી ભાવના પર તેનું બંધારણ છે કે જો ઊજવતા આવડે અને જમાનાને અનુરૂપ થોડુ પુનર્વિધાન કરવામા આવે તો સામૂહિક ઉલ્લાસ પ્રગટાવવાનુ એ એક જ્વલંત પ્રતીક છે વીર અને શૃગાર એમા સાથે સાથે વહે છે દ્રૌપદી ને રાધા ત્યારે અગુલીમા અગુલી પરોવીને રમે છે.

“હુ તો કહુ છુ કે તમે આપણા તહેવારોની સૃષ્ટિ વિષે કદી ય ખ્યાલ કર્યો છે ? એ ના હોત તો વર્ષની વાટ સ્હગના રણ જેવી લગત-ત્રણસો ને સાઠ ગાઉની બનેલી વર્ષની વાટ આ તહેવારો તો તેમાં પાંચ પચીસ ગાઉએ આવતા શીતલ વિસામા છે–કહો કે રસની પરબો છે એ સૃષ્ટિ કેટલી ભવ્યરમ્ય છે ! ઋતુ ઋતુના રંગવૈભવ સાથે રાસ લેતુ કેટકેટલા રસોનું એમા પ્રસન્ન-મનોહર વૈવિધ્ય છે ! આર્યસમાજના આદિ વિધાતાઓનું આ આયોજન પોતે જ એક મહાકાવ્ય નથી ? જેમ છેટેથી મહોરેલો આંબો મહેકે, જેમ આવતો મેહ મહેકે, તેમ રોજિંદા વાતાવરણમા આવતો તહેવાર પણ મહેકે પ્રજાશરીરના થાક ઊતરે, નવા નવા રસોના ઉદ્દીપન પૂરા પડે, જીવનના કોઈ ગભીર હેતુની સિદ્ધિ અર્થે મરવાનું આવ્યુ તો ભલે આવ્યુ પણ મરતા મરતા ય રમી લેવાનું મન થાય અને રમતા રમતા જ મરી શકાય એવા ઉલ્લાસના અત્તરથી સમાજનું વાતાવરણ સદા ય પમરતુ લાગે, ગમે તેવી કુદરતી રાજકીય કે આર્થિક આધીઓમા ય પ્રજાકીય પ્રતિભા નિસારમાથી સાર સારવવા જેટલી સ્વસ્થ અને સ્ફૂર્તિલી રહે, પ્રકૃતિની સાથે તો માજણી બહેનની જેમ પ્રજાજીવન બેને, અતરીક્ષમા વિહરતી નિસર્ગની સૃષ્ટિઓ તરફ પણ જિજ્ઞાસુની કૌતુકભરી કે મુમુક્ષુની ભક્તિભરી નિગાહથી નિહાળ્યા કરવામા રસ પડે ને સાથે સાથે પૂર્વજોનાં દેવાસુરી મથનો વિસરાય નહિ ને તેમાથી સિદ્ધ થયેલા સત્યો યુગો-જૂના હોવા છતા ય બસ નિત્ય નવીન લાગ્યા કરે—એવી એવી ભાવનાઓ ઉપર આ તહેવારોની સૃષ્ટિનું મડાણ થયુ હશે કદાચ. હું તો કહુ છુ પ્રમુખસાહેબ એટલે સુધી, કે કોઈ પણ સામાજિક ભલેને રાજમાન રાજેશ્રી ઇન્દ્રનો કે અનેક શુભોપમાલાયક કુબેરનો ચિરંજીવી હોય પણ તેને ય તેના રોજિંદા જીવનમા અપ્રાપ્ય એવી કોક સૌરભની લહેર તહેવારના વાતાવરણમાંથી મળવી જોઈએ આ શક્તિ આજ કેટલા તહેવારોમા આપણે રહેવા દીધી છે ? તેમા ય હોળી જેવા જ્વલંત અને ઉદ્દીપક ટાણાની તો આપણે ધરાર હોળી જ કરી નાખી છે એની ખરેખરી મસ્તી આજ માત્ર મારવાડ જ માણે છે રાધાનો પાઠ હોળી જો ક્યા ય પણ મન મેલીને ભજવતી હોય તો તે મારવાડમા જ પ્રત્યેક મારવાડણ જયદેવરૂપી રાધા જ જોઈ લ્યો ! અને ફાગણ સુદની સધ્યાઓમા આપણા અમદાવાદની કોઈ સડક પર નિગાહ કરી છે ? મજૂરી કરીને ઘેર જતા મારવાડીઓ જોયા છે ? નહિ શરમ, નહિ સકોચ, જાણે ઊભે પગે હાલ્યા જતા હોય એટલા અજ્ઞાન બનીને એ ગાણુ વહેતુ મેલે છે ને શહેરી કોલાહલની કુજ ભરી દે છે ! કાળીભમ્મર સડક પરથી, નગારીના નિનાદ સાથે એમને ગાતાગાતા જતા જોઈને મને તો લાગે છે જાણે કાલિંદીને કાંઠે થઈને બસીવાળા આ કનૈયાઓ હવે પોતપોતાની વન્યકુજમા પધારે છે ! એક મહિના અગાઉથી આ પ્રજા ઘેલી બને છે, ને શિરચ્છેદ થયા પછી ય જયશિખરી ત્રણ દિવસ ઝૂઝ્યો હતો તેમ હોળી પછી ય એક અઠવાડિયા સુધી આ લોકોની ધધાધૂમ ઘેનછા સૂઝે છે ! મારા કથનમા તમને

ફ્ કોળીજીનો અંશ લાગતો હોય તો તો ફાગણ વદ સાતમને દહાડે તૈયાર થઈ જજો મારી સાથે, કાંકરિયા તળાવ પર ભરાતો એ લોકોનો મેળો જોવા લઈ જઈશ. તમે બધાં જોજો તો ખરાં કે એ લોકો એમના સર્વોત્તમ તહેવારને કેવી યાદગાર વિદાય આપે છે! પરપ્રાન્તમાં વસીને ય આ લોકો પોતાના તહેવારમાંથી આટલો રસ લઈ શકે છે તો પછી વતનની તો વાત જ શી કરવી! હું ધારું છું કે સિંધના રણમાં જેમ સિંધુ છે તેમ મરુભૂમિમાં હોળી હશે કદાચ."

"તમે પ્રવીણભાઈ, હવે તો પ્રાવીણ્ય રહેવા દઈને પાર મેલો તો મહેરબાની."

"પાર શું કરવા મેલે? અધૂરું જ ભલે રહ્યું ને! શરૂથી જ કહ્યું છે કે ગરબડ નહિ ચાલે, જઈ શકો છો નીચે?"

"નફ્ટાઈ જ કરવી હોય તો નીચે જવામાં અમને કંઈ વાંધો નથી, બાકી ગરબડ કોઈએ કરી નથી. તમે વિષયાન્તર કર્યું ત્યારે જ મારે ધ્યાન ખેંચવાની ફરજ પડી. અમે ચરોતરની હોળીની રાહ જોઈએ છે ને તમે બસ અષ્ટમપષ્ટમ ચારે તરફથી દીધે રાખો છો, અને અમારી ધીરજની હોળી કરો છો! નાની નાની પણ આ પદ્ધતિસરની સભા છે-અરે સભા નહિ તો પદ્ધતિસરની વાતચીત તો છે જ, વાંક પોતાનો છે ને પાછા પોકારે છે કે અધૂરું મેલો, આ તે નફ્ટાઈ કે નફ્ટાઈને માથે બે શીંગડાં!"

"ચાલો દિલગીર છું. અને ધ્યાન ખેંચવા બદલ આભારી પણ છું. બાકી મારા વિષય પરત્વે હું સભાન નથી એમ ના માનશો હોં કે! તમને શું કહીને બેસાડયાં છે તેની મને ખબર છે. પણ આ તો ઠીક છે જાણે, લીટી ભેગો લસરકો! કોઈ વ્યક્તિ વિષે ચર્ચા કરવામાં ચકચૂર બનીએ છીએ ત્યારે એના કુટુંબની કે સગાંવહાલાંની પિછાનની પણ જરા અપેક્ષા રહ્યા કરે છે; એ ન્યાયે આટલું કહેવાઈ ગયું. બાકી તમારો સમય લેવા હવે નથી માગતો. હોળીના રાધામય સ્વરૂપની વાત હું તમને કહી ગયો, પણ એ દ્રૌપદીરૂપે ક્યાં રમે છે તે તમે જાણો છો? વિધિનું વચિત્ર્ય તો એ છે કે ખુદ રાધાની જ જન્મભૂમિ વ્રજભૂમિમાં જ એ દ્રૌપદીનો પાઠ પુરબહારમાં ભજવે છે! વ્યાયામ એ વ્રજભૂમિનું વ્યાપક તત્ત્વ તો છે જ, પણ હોળીના મહિનામાં તો એ પ્રવૃત્તિ પરાકાષ્ઠાએ પહોંચે છે. આબાલવૃદ્ધ આ પ્રવૃત્તિના પ્રત્યેક અંગમાં સક્રિય રસ લે છે. અખાડાઓ, મલ્લરાજો, કુસ્તીનાં દંગલો, સનસનાટીભર્યાં પરિણામો અને એ પરિણામોમાંથી પરિણમતી પાછી કસાકસીભરી કુસ્તીઓ વગેરે વગેરેથી ત્યાંનું વાતાવરણ એ મહિનામાં કાંદાનાં ભજિયાં જેવું ગરમાગરમ લાગે છે. પણ શૃંગારવિહોણો વીર જરા જરઠ ને વીરવિહોણો શૃંગાર વેવલો લાગે છે. ઉભય રસ જ્યારે ઉભયમાં ઓતપ્રોત થઇને આવિર્ભાવ પામે છે ત્યારે જ મને તો સંતોષે છે.

"અમારા ચરોતરની હોળીમાં આ વીરશૃંગારનો પારો લગભગ સરખી ડીગ્રીએ રહેવા પામે છે, પણ કેટલીક વાર આપણું કાવ્ય છલી નથી જતું? અને શાલિની માલિની મંદાક્રાન્તાનાં તપેલી-તપેલામાંથી ઊભરાઈને સ્રગ્ધરાના તાપડામાં નથી ટપકી પડતું? લગભગ એટલી જ સ્વાભાવિકતાથી અમારે ત્યાંનો વીરશૃંગાર કોઈ વાર છલીને રૌદ્રબીભત્સમાં પણ રમણે ચઢે છે એ સાંભળીને તમને આઘાત નહિ થવો જોઈએ. કોઈ નહિ ને કોઈ ઠેકાણે તહેવારની ઉજવણીમાં સક્રિય રસ નહિ લેનારો અમુક વર્ગ તો લગભગ દરેક સ્થળે હોય છે જ, અને અમારે ત્યાં પણ છે. એ દિવેલિયાં ચાડાં સાથે આપણે નિસ્બતે નથી. પણ એક બીજો વર્ગ પણ અસ્તિત્વ ધરાવતો હોય છે જેની ખાસિયત સમજાવવા હું જરા સ્પષ્ટ બનીશ. દાખલા તરીકે લ્યો ને, આ તમે ને હું 'હરિજનબંધુ' વાંચીએ છીએ; એક પાઈનો, એક મિનિટનો કે એક લોહીના બુંદનો ભોગ આપ્યા સિવાય કેરમની કવીનને મેળવવાની મથામણ કરતાં કરતાં ગાંધીજીની હિમાલય જેવડી ભૂલો પર ભાષ્ય રચીએ છીએ, સરઘસ જતું હોય છે તો પોળને ખાંચે જઈને ઊભાં ય રહીએ છીએ, રણગીતો સાંભળવાં ય ખાસ્સાં ગમે છે-છતાં ય

ડંડાથી દૂર રહેવાનું દૂરંદેશીપણું દાખવીને ઝંપલાવતાં નથી. એ વર્ગ લગભગ આવો જ છે. ખાવેપીવે કે ઓઢવેપહેરવે રસ લેનારો ખરો. બીજાઓની રમતગમત કે ૨સતોફાન જુએ ખરો, પણ પોતે તો પાઘડિયાળી ગંભીરતામાં જ ગૌરવ માને.

"એ વર્ગમાં ખાસ કરીને બ્રાહ્મણવાણિયા જેવી ઉચ્ચ વર્ણોને ગણાવાય, બાકી પાટીદાર અને બારૈયા, ડાબી ખાંટ જાતિના ખેડૂતો તેમ જ વસવાયાંમાં ગણાતી તમામ પરચૂરણ કોમોનો બનેલો આમવર્ગ જ અમારી હોળીના વાતાવરણનો સાચો સર્જક છે. શિવરાત્રિને દહાડે 'શિવ શિવ' કરતી ટાઢ નવાણોમાં પડે છે ને તુર્ત જ હોળીનો ગરમાવો લાગવા માંડે છે. ખેતર સાચવીને સીમાડે પડી રહેનારી પ્રજા ગામમાં આવી જાય છે. ચોમાસુ પાકના છેલ્લા અવશેષ સમાં તલ-તુવેર લેવાતાં હોય છે. પાકી આમલીની ખટમધુરી સુવાસ લગભગ ઓસરવા આવી હોય છે. તે વખતનાં ત્યાંનાં પ્રભાત! તમને શી વાત કહું! ખરતાં મહુડાં રાયણાં ને મરવાના ઢગલા ઢળી ગયા હોય છે. એની માદક મિષ્ટ અને તીવ્રતમ સોડમને લઈને ત્યાંનાં તે કાળનાં પ્રભાત સદેનશાહી શરાબની છલકાતી પ્યાલીઓ જેવાં લાગે છે! લગ્નના મહિનાની હજી વાર હોય છે, સુડખાતર કરીને ખેતરોને ફરીથી સજ્જ કરવાની ય વાર હોય છે -દૂઝણી ભેંસોની જેમ રાયણ-મહુડીનું રક્ષણ થાય છે ને ઘરની ભાવિ આશા સમા કિશોર કૉલેજિયન પુત્રનું મુખ જોતાં માબાપની ભરી નજરથી, ત્યાંના ખેડૂતો વહેલી સવારોમાં મહોરેલાં આંબાવાડિયાં જોઈ રહે છે.

"રવિપાકની ફસલની પણ તૈયારી હોય છે, પૂનમિયા ઘઉં કોઈ કોઈના ખળામાં છેલ્લી સુકવણી ખાઈ રહ્યા હોય છે તો કોઈને કૂવે છેલ્લેલાં પાણી હોય છે. ધોળિયાં ને રાતડિયાં શેરિયાંની ભીંડી મેલવાનું કામ બપોરીની વેળાએ થતું હોય છે પાણી ભરવાનાં દોરડાં, બળદોની મોંવડીઓ, અછોડા, ખાટલા ભરવાનું વહાણ વગેરે બનાવવાનું કામ પણ નિરાંતની બપોરોમાં થાય છે. વૃદ્ધો રૂનાં કાલાં ને એરંડાનાં જીંડવાં ફોલે છે. દૂરનાં ગામોમાં ગાડીનું કરવા કે ઇમારતી લાકડાં વહેરવા ગયેલા જુવાનો એક પછી એક આવવા માંડે છે. પાસેનાં શહેરોમાં વસીને નોકરી કરનારો જુવાનવર્ગ પણ બનતા પ્રમાણમાં રજાઓ લઈને આવે છે. ઘેર છોકરા આવ્યા એટલે વહુઓ ય આવવી તો જોઈએ જ ને! ઉચ્ચ વર્ણોમાં પહેલું આણું લગભગ દિવાળીએ થાય છે અથવા ગમે ત્યારે થાય છે, પણ હોળી પહેલાં તો સામી ઝાળે છોકરી ન જ વળાવાય એવો ચાલ છે; જ્યારે આ બિરાદરીને તો ગમે તેમ થાય પણ હોળી ઉપર તો વહુ આવવી જ જોઈએ. હોળી ઉપર જેના ઘરમાં જુવાન છોકરો હોય અને વહુ ના હોય તેવાં માબાપ એક પ્રકારની ગૂઢ વ્યથા ભોગવે છે.

"અને છેવટે કશું નહિ તો વાણિયાને ત્યાં બે વીઘાં જમીન મેલીને ય ભિલું કરે છે મારા ભઈ! માબાપ આમ ન કરે તો બીજાનો ચડાવ્યો છોકરો ય જીવ ઘાલીને ઘરનું કામ ન કરે. ગમે તેવી પણ વહુ જોઈએ, અને વહુ તેડવાની મોસમ બેસી જાય છે. ભલે દેવું કરીને કે જમીન મેલીને પરણ્યો હોય, પણ દરેક જણ 'પોતાનું માણસ' તેડવા તો આખો ડાકોર થઈને સાસરા પર સ્વારી કરે છે! ખભે કડિયાળી ડાંગ કે વાંકી ચાંચાળું ધારિયું મેલીને ટટાર મર્દાની ચાલે ચાલતાં જેના મોળિયાનું છોગલું લહેરે જાય છે એવા પતિ કે દિયરની પાછળ પાછળ નાહતીધોતી થયેલી લગભગ તમામ કન્યાઓ પ્રભુતાભણી પગલાં ભરે છે. પણ જે વેવાઈઓને કોઈ નહિ ને કોઈ કારણે સામસામી ખટકો હોય છે ને કન્યાપક્ષ કસ પર આવ્યો હોય છે ત્યારે વરપક્ષ મરણિયો બને છે. સાળું બધું ય નભે પણ હોળીના તહેવારોમાં છોકરાને વહુ ના હોય એ તે કેમ દીઠું જાય! અને તેમાં ય બતરી ફૂહડિયાળી વહુ હોવા છતાં યે ઘરમાં બત્રીસ લક્ષણો એકલો! દશેરાને દિવસે ય ઘોડું અડિયલ ટટ્ટુ બની જાય તો તો ઘોડાર છોડીને એ ભલે જાય કોક લાખા વણજારાની વણજારમાં કે જ્યાં મણબંધી બોજાથી પીઠ જરા હળવી થાય. અને પારકી તકરાર જોઈ ને શેર ઘી ખાતુ બરોબર એ ન્યાયે ધણીને 'ધા' કહીને ચોરને 'નાસ' કહેનારા ય ઓછા નથી હોતા.

બંને પક્ષને ઉશ્કેરીને બંને બાજુનાં અંતરોને આમળો ચડાવીને મડાગાંઠો પાડવામાં મોટાઇ માનનારા મહાશયો આવા પ્રસંગોમાં જ્યાંત્યાંથી બિલાડીના ટોપની જેમ ફૂટી નીકળે છે. પરિણામે નાટકમાં સંઘર્ષણનું તત્ત્વ વધી જાય છે ને જામાચિઠ્ઠીઓની જ્વલંત પટાબાજી ખેલાય છે. વરપક્ષને જ શરૂઆત કર્યા સિવાય છૂટકો નથી હોતો. ગુજરાતી બીજી ત્રીજી ભણનારા વિદ્યાર્થીઓમાંથી જરા કૌતુકપ્રિય, જરા રસિયા; વાચાળ અને ચબરાક છોકરાઓને સાધવામાં આવે છે. એમના હાથમાં એકાંતમાં કાગળ ને સીસપેન મૂકીને કહેવામાં આવે છે કે અમુક ગામનું નામ લખો, તે ગામના મુખીનું અમુક નામ લખો, તે પછી અમુક અમુકનાં નામ લખો ને પછી તમને આવડતી હોય એટલી બધી ય ગાળો દાંત કચકચાવીને લખો. નાનો બાળક બિચારો પાંચસાત કે દસબાર ગાળો લખીને અટકે છે ને સામું જોઈને કહે છે કે હવે બસ ને! પણ આ મહાશયો આટલેથી અટકતા નથી. પોતાના અખૂટ ભંડારમાંથી અમૂલ્ય રત્નો સમી કેટલીક 'ચીજો' આ નાદાન છોકરાઓ પાસે ચિતરાવે છે. અને પછી છેવટે ઉમેરાવે છે કે તમારી છોકરીને મોકલી દેજો, જલદી મોકલી દેજો, નહિ તો અમારાથી ભૂંડો કોઈ નથી. સાત પેઢીનું વેર બંધાશે, થોડું કહ્યું ઘણું માનજો. તેજીને ટકોરો, ગધેડાને ડફણાં, વગેરે વગેરે.

"આ કિશોરો ડાબે હાથે સીસપેન પકડીને ફફડતાં ફફડતાં લખે છે ને છતાં ય સિકંદરી સાહસનો 'રોમેન્સ' અનુભવે છે. એમને ભાન થાય છે કે અમે આ અભણોની વચ્ચે ભણેલા છીએ ને અમારા રંગીન વ્યક્તિત્વની ને ઉચ્ચ ભાષાવૈભવની કંઈક કદર થઈ રહી છે. તે ઉપરાંત તમને એમ પણ ભરાવવામાં આવે છે કે તમે કોઈના સારા માટે જ મથી રહ્યા છો. કોઈના ઘરમાં બૈરું આવીને ઊભું રહેશે એ તે કંઈ ઓછા પુણ્યનું કામ છે! હવે તમે જ કહો ને કે આવી ઉચ્ચાશયી સેવાનો બદલો કોઈ પાર્થિવ પદાર્થથી વાળવાનો જ શેનો હોય? અને વળી જ કેમ શકે? માણસ જેવા માણસને આવડે તેટલી ને તેવી ગાળો દેવાની તક મળે છે અને વળી પાછું એમાંથી પુણ્ય થાય છે એ દિવ્ય સંતોષ જ આ નિર્વ્યાજ માધુર્યપૂર્ણ હૈયાંને મનાવી લે છે. પણ શાળાની ગેલેરી પર બેસીને પલાખાં કે ડીકટેશન લખનારી કલમો જ માત્ર આવા વિક્રમ ખેડવા વેગવતી બને છે એવું નથી, દસ્તાવેજો ને ખતપત્ર લખનારી, પંચ વચ્ચે બેસીને મૂછ પર લીંબુ ઠેરવનારી ને પંચક્યાસનાં મુસદ્દા ઘડનારી પાઘડીવાળી ગંભીરતા ય ઘણા દાખલામાં નાગી થઈ ને નાચી લેતી જોવાય છે.

"વર તરફના માણસો અધરાત મધરાત વેંઢે છે ને કન્યાના ગામમાં કોઈ જાણીતા સ્થળે જાસો બાંધી જાય છે. સવારમાં ચવાઈને કૂચા થઈ ગયેલા ઊહાપોહ થાય છે. મુખી કન્યાના બાપને બોલાવીને ધમકાવે છે, પણ કન્યાનો બાપ મુખી જોડે કુલડીમાં ગોળ ભાંગી લે છે. મુખી સાહેબનું મોં ગળ્યું થાય છે.

"કન્યાને મોકલવામાં નથી આવતી એટલે સામી બાજુથી પાછાં બ્રહ્માસ્ત્રો ફેંકવામાં આવે છે. જેના વપરાશ સિવાય ઘડી ય નિભાવી ન લેવાય એવાં નવાણોમાં કેરોસીન ઑઈલના સીસા ઠલવાઈ જાય છે જેને તુર્ત જ ગળાવવાં પડે છે. સીમાડામાં ઘાસની ગંજાવર ગંજીઓ સળગી ઊઠે છે. કોઈ પક્ષ ઓછો ઊતરતો નથી અને આવી જ્વાલાઓમાં પરણનારીનું દરિયાજેબન શોષાઈ જાય છે. ઊભો મેલીને એને બાજે વળાવવામાં આવે છે, ત્યાં ય એને જંપ નથી. જૂનો 'ધણી' પોતાની 'મિલકત'ને ઘસેલો છરો લેઈને શોધતો ફરે છે. કોઈ મેળામાં ઝપટાઇ જાય છે ને નાક કાપીને પોતાની ઈકોતેર પેઢીનું નાક રાખે છે. પણ દરેક દાખલામાં આવું નથી બનતું. લગભગ દરેક સંઘર્ષણમાં દરેક સ્થળે ડાવકા તત્ત્વની હાજરી તો રહેતી જ હશે. દબાતાં દબાતાં ય કોઈ વાર જો એ એઠું થઈ જાય છે તો તો આવા દાખલામાં નાક કપાવાને બદલે રહી જાય છે ને કન્યા સાસરે જઈ ને સેવો વણતી થઈ જાય છે. સેવો જ સાંનું એ પ્રસંગનું ખાસ મિષ્ટાન્ન છે. આપણે અહીં

ભલે શિખંડપૂરી, પણ ત્યાં તો ખાંડ ને સેવો જ. રંગ ભલે લાલ રહ્યો છતાંય સૌ કોઈ પોતપોતાના કૂવે પાકેલા પૂનમિયા ઘઉંનો જ પૂરા ગૌરવથી ઉપયોગ કરે છે

"તમારામાંથી કેટલાંને સેવો વણતાં આવડે છે? નાનપણમાં વણી હશે કદાચ, અત્યારે તો આપણી લલિતા ફેક્ટરીમાંથી જ લાવો છો ને! અમારે ત્યાં તો એ પ્રત્યેક સ્ત્રીનું સાહજિક ગૌરવ છે. આંગણામાં લીમડીઓ લહેરે છે, હસુહસુ થઈ રહેલાં લીલાંકુંજાર પર્ણોની ઘટાઓમાંથી મધ્યાહ્ન ચળાય છે, આડોશ પાડોશનું સ્ત્રીવૃંદ એકઠું મળે છે, ખાટલા પર પાટલા ઢળાય છે. નવવધૂઓને આશ્વાસતી કે ઉદ્દીપ્ત કરતી સુખદુઃખની વાતો થતી જાય છે ને અક્ષયપાત્ર સમી અન્નપૂર્ણાની કંકુવરી હથેળીઓમાંથી અમીની અખંડ સરવાણીઓ જાણે ફૂટીફૂટીને રેલાઈ ના જતી હોય એમ અતૂટ સેરે સેવો વણાતી આવે છે ને વણનારાંના ઉત્સાહને બેવડતા છટાવૈવિધ્યથી ઝીલનારાં ઝીલે છે. કેસૂડાંના રંગભર્યા મધ્યાહ્નોની શાન્તિમાં રેલાતું આ કાવ્ય, લીમડીઓની ઘટામાં છુપાઈ ને ટહુકારા દેતી સાંની કોયલો જ માત્ર માણે છે.

(અપૂર્ણ)

●

# जा० ख० ની સુંદરી

(મિશ્રોપજાતિ)

યુગોતણી આદરીને તપસ્યા
ઉકેલવા હું મથતો સમસ્યા
મોંઘી મહારાણી મદિલી યૌવના,
જા. ખ. તણી સુંદરી વિશ્વપે કાં?
જન્મી ય શી રીત? શી વિધ પામીએ
અજેય એનું પદ પૃથ્વી – પ્રાંગણે,
ફરૂકતી શાસનની ધ્વજા શેં
ચોખંડમાં ભવ્ય વસુંધરાપે?
અબુધ આ મુગ્ધ વિચારમેખલા
પિંજવતી અન્તરબ્હાર રૈલતી,
ને પ્રશ્નની અંતરજન્ય શૃંખલા
વિદારતી એ પમરાટ પાથરી.

ને નેન એનાં મદ નીગળન્તાં
રૂમ લના રેશમી તાંતણામાં
સાબુ તણી સ્નિગ્ધ સુગંધી કેરા
સદેશ એ વેરતી વિશ્વચોકમાં

કદીક એ ધૂપસળી કરે ધરી
મુગ્ધવતી માનવ જિંદગાની
તવારીખો સ્વાર્પણથી છલ્યે જતી
વસુંધરામધ્ય ખડી કરી રહી

'ટેબ્લેટ'ની સાકરગોળીઓ કદા,
બાલામૃતો અમૃતમંજનો કદા
ને લીમડા, લક્સ, હમામ ને વળી
એ બાદશાહી ફરમાન લાવતી

લંબાયલો કેશકલાપ સૌમ્ય શો
ગ્રહી બતાવે જયકાર બ્રાહ્મીનો
ને મંજનો દંતતણાં અનેકને
આ માનની કાજ જગે ધરી રહે.

એ બામની શીશીપરે બિરાજતી
ને તોષતી માનવતાની પોઢને
ગુધ્ધે જળી, ત્રસ્ત વસુધરાને
શાંતિસુધા સીંચી, ગીતો બહાવતી.

સાબુ તણા પાલવ પે પિંજાવતી
ચારુ સ્મિતો.. મુગ્ધ ઉરે ઉલાસતી,
બહેનના બક્ક્ષમાં પધારીને
ગૂથી જતી માનવતાની ગૂંથણી

વસુંધરાના પટમધ્યમાં દીઠી
અવેજીમાં કાર્ય બધું પતાવતી
ને ઓષ્ટમાં 'ફ્રેમલ પેન' ભીડવી
આ પૃથ્વીપે કાવ્ય નવાં વહાવતી.

સૌંદર્ય સાચું સ્વરશબ્દનું બની
રેકર્ડના સૂરમહીં મૂંગી સૂતી
કો' કોકિલાનાં કલકૂજનો સમી
સૌ ઉરની ગહ્વરમાં ગુંજી રહી.

ને એ કદા સાયરના સલિલમાં
નાચન્તી કો' મત્ત છકેલ યૌવના
સમી નચાવે નિજ નેત્રપાંપણો
ફિલ્મોતણાં પોસ્ટરપે લળી લળી

શુશોભિતા સામયિકોની સૃષ્ટિમાં
કલાતણો સ્વાંગ ધરી પધારતી,
કવિ તણી કલ્પનદિપ્તદૃષ્ટિમાં
શૃંગારના શબ્દ સ્વરે જીવી રહી.

એ બુદ્ધના ત્યાગથી યે તપસ્વી,
ને ભવ્ય ભિષ્મ તણી ભુજાથી,
સીતા તણા મૌનથી યે મૃદુલ શી,
ને મંથરા પાટવથી ય બોલકી.

મદોન્મતા મંજુલ સ્વપ્નરાણી શી
સૌંદર્યની શાશ્વત એ ઉષા સમી
વા સૃષ્ટિપે ચિર વસંતની લીલા,
વર્ષો તણી પાવનકારી શું સુધા !

લોકૈષણાની કર—અંગુલીથી યે
અદમ્ય એની જ ઈશારતો બધી
પરી તણા પુણ્ય પરિમલોથી યે
સુગંધી એની જ દિગંત વિસ્તરી
આ વિશ્વના સર્જનની કલામાં
લક્ષ્મી સદા નૌતમ રંગ વેરતી,
ને સૃષ્ટિના આ અણુપૂર્ણ ચિત્રમાં
જા. ખ તણી સુંદરી પ્રાણ પૂરતી.
વિરાટની ગેબની ગહ્વરોમાં
વિરાજીને શાસ્વત ।। પ્રકાશમાં

તારાતણું કોમળ ટાંકણું ગૃહી
જા. ખ. હશે આશકુમારીએ ઘડી.
અનસ્તના તે દિન વ્યોમમાં ઝગી
સૌંદર્યની મોહિની વિસ્તરી રહી
ને તે ચીરી વ્યોમ તણાં જ પ્રાંગણાં
આવી ઘૂમે માનવતાના બારણે.

અનંતતાની અમરાક્ષરી મહા,
મૃદુલ એ માનવતા તણી કલા,
ને રાધિકા શી અભિસારિકા સમું
જીવી રહી જીવન પ્રેમ – કાવ્યનું.

યુગો વહ્યા માનવવિશ્વવાડીમાં
બની રહી સંસ્કૃતની કવિતા
યુગે યુગે એ અદકેરું ગીતડું
વહાવતી ભવ્ય પ્રસારતી છટા.

કવિ કલાકાર અનેક ચિંતકો
વસુંધરાપે અવતાર પામતા.
અદીઠ, અસ્પર્શ્ય, અજાણ કોયડા
ઉકેલવાને મથતા જતા સદા.

કિંતુ વસી ના નયને શું સુંદરી ?
કે આંખની પાંપણીઓ નમી ગઈ ?
કે ચિંતનોના તળથી ન નીતર્યું ?
શું ચિંતવ્યું સત્ય જ ધૂળમાં મળ્યું ?

એ ફ્રુડની પાંપણીએ થીજી ગઈ,
નવી સમસ્યા પ્રગટાવતી ગઈ,
ચશ્માં તણા કાચ નવીન રંગથી,
રંગ દીધા, નૂતન દૃષ્ટિ પાંગરી
બિડાયલાં અંતરનાં કમાડિયાં
તત્કાળ વિજ્ઞાની તણાં ખૂલી ગયાં
"કયા માનવે જાતીય વૃત્તિ કેરા
આછોતરા કૈં ધબકાર ઝીલતાં
સમસ્ત આ માનવતાની દૃષ્ટિથી
સર્જી હશે જા. ખ. તણી જ સુંદરી ?"
ક્ષિતિજ કેરા અવકાશ મધ્યથી
પેખી રહ્યો ફ્રુટ વિમુગ્ધ દૃષ્ટિથી
ત્યાં અંતરે પ્રશ્ન અનંત ઊઠતા

ને શબ્દ એના મુખથી સરી જતા.
" આ સુંદરીના જ સ્વરૂપદેહમાં
રમી રહ્યું સ્રીત્વ અનંતતાનું ?

વસુધરાના રસવૈભવોમાં
કો' તત્ત્વ રાજે, સુખવાંછનાનું ?
કાં વિશ્વની યાંત્રિક યોજનામાં
સિંહાસને જા. ખ. તણી જ સુંદરી !"

આ પૃથ્વીપે જા. ખ. તણીજ સુંદરી
કો' ઇન્દ્રાણી સમ ભવ્ય રાજતી,
રંભા અને ઉન્મત મેનકાતણી
સર્જાવતી સૃષ્ટિ જ પૃથ્વી-પાટલે

ને પૃથ્વીની સ્રી-'પરિ' તો બિચારી
ખેંચી રહી શ્વાસ જ જિંદગીના
પ્રજ્ઞાહીણી જીવન નૂરહીણી
તમિસ્રમાં એકલ આથડ્યે જતી

એ ઢીંચણે ધૂળમહીં ઢબૂકતી
'સંતાલનારી' અહીં જિંદગી ધસે,
લટે લટે લીખ ભરેલ 'રુકડી'
ને પાંદડી પ્રાણ—પ્રભા વિહોણી

નિશ્વાસજીરી અહ ! " ચન્દ્રમુખી "ની
શી દેહજીવી અહીં સ્રીત્વની કલા
અહીં ! અરે ! કૂબડી, ખોબડી કઈ
નવસ્ત્ર કંકાલ શી દેહ આથડે

અને જીર્ણા ચીથરીએ વીંટાયલી
કો' હાડકાંના જડ માળખાં ઘૂમે !
કાં માળખાં આહીં ? અને ત્યહીં એ
સનાતન સ્મિત રહી છલાવતી ?

પુરુષ તો
સ્વામી બન્યો ભવ્ય વિરાટ વિશ્વનો
લક્ષ્મી તણા સ્થાવર જંગમોનો,
ને સ્રી—કરે જંજીર કૈં ઝણી રહી
અજ્ઞાનજન્ય અણતૂટ અધીનતાની

અન્યાયને સત્ય ગણાવવાને
કૈં ભાવના ભ્રામક ત્યાં વણી દીધી
એ સ્રીત્વમાં, લૂંટ બધી સતીત્વનાં
ડાચ્યોમહીં ગુપ્ત છુપાઇને રહી

લક્ષ્મીતણા એકલ રાજદંડ શી
રાજ્યાસને પુરુષની જય ધ્વજા
વિલાસની રંગીન—ઝંખનાની
ખડી કરે વૈભવ સૃષ્ટિ—શોભના.

એ સૃષ્ટિની દિવ્ય નિહારિકામાં
જા. ખ. તણી સુંદરી ભવ્ય નર્તિકા
—ને કૈંડની માનસ સૃષ્ટિમધ્યે
રમી રહ્યું સત્ય જનસ્વભાવનું.

યુગાન્તરોની જગસંસ્કૃતિની
ઉત્ક્રાન્તિ કેરા અભિમુક્ત ગીતનું.
" ત્યા આદિથી......આજ અહંત્વકેરી
સીડીથકી માનવવેલ પાંગરી "

લવી ગયો શબ્દ કઈક તુંગ એ
ભુલામણીની નિજ સૃષ્ટિમાં ભૂલે
એ વામણી દૃષ્ટિ ન સુંદરી જુએ
ને વિશ્વમાં ભ્રામક વસ્તુ પાથરે.

શું હું કહું ?
કશું કહું ?
ઉદ્દાત એ જાતીય વૃત્તિમાંહીં
રમો રહી મંગલ પ્રેમભાવના;
વિજાતિના એ સહચારકેરા
સાતત્યની......મૂક મમત્વકેરી

હું-તું તણી......આમ અહંત્વની ચણી
સીડી......અને માનવવેલ વિસ્તરી
ભાવી તણાં વજ્જરનાં કમાડિયાં
ઉઘાડીને દૃશ્ય પીધું ભવિષ્યનું

આ સૃષ્ટિની મત્ત અનામી સુંદરી
કેરા અચિંત્ય જ વિનાશ કેરું
માંગલ્યનું એક પ્રભાત ઉગશે
ને ગાજશે ક્રાન્તિની દિવ્ય ઘોષણા

પુરુષ કે સ્રી—ન ગુલામ-સ્વામી કો'
વિરાજશે પૃથ્વી પરે સમાનતા
વિરમશે જા. ખ. તણીજ સુંદરી
અનંતના શાંત, સુધીર મૌનમાં,

# વિજ્ઞાન દ્વારા ઈશ્વરપ્રાપ્તિ

[ ચેતનતત્ત્વનું રહસ્ય ]

શ્રી. કાન્તિલાલ મ. ગાંધી

( ગતાંકથી સંપૂર્ણ )

આપણે જોયું કે અનંત સૃષ્ટિમાં દ્રવ્ય કરતાં શૂન્ય જગ્યામાં પુષ્કળ છે. હવે આ જગ્યા ખરેખર શૂન્ય (void, vacuum) છે કે કશાકથી ભરેલી છે તે વિષે વિજ્ઞાન ઘણાં વર્ષોથી તપાસ કરતું આવ્યું છે. શૂન્યત્વ વિષે જાતજાતની માન્યતાઓ પ્રચલિત થતી ગઈ છે. શરૂઆતમાં રસાયણશાસ્ત્રે જણાવ્યું કે હવામાં પ્રાણવાયુ, નત્રવાયુ, જળની વરાળ, કાર્બોનિક એસિડ ગેસ વગેરે થોડાક અદૃશ્ય વાયુઓ છે જેનું અસ્તિત્વ પ્રયોગોથી સિદ્ધ કરી શકાય છે. આગળ વધતાં વધતાં એવા એવા જાવલ્લિક વાયુઓ ( rare gases ) મળી આવ્યા કે જેમનું અસ્તિત્વ પણ પુરવાર થતું ગયું. પ્રાણવાયુ વગરે વાયુઓ ઉપરાંત નિયોન, ક્રિપ્ટોન, આર્ગોન, ક્ષાઈનોન જેવાં વાયુઓ પણ થોડા પ્રમાણમાં મળી આવ્યા જેના પ્રતાપે આજે આપણે સિનેમા થીએટરો ઉપર જાજ્વલ્યમાન જાહેરાતો સળગતી જોઈ શકીએ છીએ.

પણ, થોડા માઈલ ઊંચે ગયા પછી તો હવામાં આ બધું પણ નથી જણાતું, ત્યારે શું ખરેખર ઊંચાણમાં શૂન્ય જ છે? તો પછી સૂર્યનાં કિરણો કયા વાહન દ્વારા પૃથ્વી ઉપર ઊતરી આવે છે? ઈથર ( Ether ) નામનો એક અદૃશ્ય કામચલાઉ પદાર્થ કલ્પી લેવામાં આવ્યો કે જેની ઉપર સૂર્યકિરણોનું વહન થાય. પરંતુ આ ઈથરનું અસ્તિત્વ પુરવાર થઈ શક્યું નહિ. અંતે વાહન વગર વહી શકતાં સૂક્ષ્મ વિદ્યુત્‌–આંદોલનોની શોધે શૂન્યત્વ વિષેની આખી માન્યતામાં જ ક્રાન્તિ લાવી દીધી.

**આપણી આસપાસ શૂન્ય દેખાતા અનંત વાતાવરણમાં તારા, ગ્રહો, સૂર્ય અને ચંદ્ર એવા દૃશ્ય પદાર્થો જ એકલા નથી ભમતા, પણ આપણે તો લાખો જાતનાં આંદોલનો, અદૃશ્ય કિરણોથી વીંટળાયેલા છીએ.** આ કિરણો ક્યાંથી પ્રકટે છે અને ક્યાં સમાઈ જાય છે તે જો આપણે સમજીએ તો ઈશ્વરતત્ત્વ આપોઆપ સમજાઈ જાય છે. દરેકે દરેક કિરણ જો યોગ્ય પાત્ર ઉપર અથડાય છે તો યોગ્ય રણકાર કરે જ છે જેવી રીતે લંડનની પાર્લમેંટમાંથી બ્રોડકાસ્ટ થઈ રહેલા ભાષણનાં આંદોલનોને હિંદમાં કોઈ યોગ્ય પાત્ર (રેડિયો) સ્વીકારી લે તો તે જ સમયે પાર્લમેંટના ભાષણનો રણકાર હિંદમાં પણ થઈ શકે, તેવી રીતે ઈશ્વરતત્ત્વનાં અનંત શક્તિશાળી આંદોલનો કે જે આપણી આસપાસ તો શું પણ આપણાં હાડ, માંસ અને રુધિરના પરમાણુઓને પણ ભેદીને આરપાર હર પળે આખા વિશ્વમાં એકસરખાં જ વહી રહ્યાં હોય છે તેને ઝીલી ( Tune કરી ) શકે તેવું યોગ્ય પાત્ર જો આપણે બનાવીએ તો ચોક્કસ ઈશ્વરતત્ત્વનો સાક્ષાત્કાર આપણે કરી શકીએ. આ વાત ગપગોળો નથી, તેમ જ અસંભવિત પણ નથી. ઘણાં યે યોગીઓનું કહેવું છે કે **આપણું હૃદય એ ઈશ્વરતત્ત્વનાં આંદોલનો ઝીલી શકે તેવો રેડિયો જ છે. બ્રહ્મચર્ય, એકાગ્રતા, અહંત્યાગ વગેરે કન્ડેન્સર ( Condenser ) અને વાલ્વ ( valves ) થી ચૈતન્યશક્તિનો જમાવ કરી ચૈતન્યને ઊંચી શ્રેણી ઉપર ચઢાવવામાં આવે તો હૃદય-રેડિયોમાં ઈશ્વરી આંદોલનોનો પડકાર ( Tune ) જરૂર થાય અને આપણે તે આંદોલનોનો નિષ્કર્ષ ( interpretation ) જરૂર મેળવી શકીએ.** હૃદયને આ કક્ષાએ પહોંચાડવા મનમાંથી પ્રકટ થતાં આપણાં વિચાર-આંદોલનો ઉપર જબરો કાબૂ મેળવવો પડે છે. આપણે હવે જોઈએ કે વિચારઆંદોલનો અને ઈશ્વરી આંદોલનો વચ્ચે કેટલો નિકટનો સંબંધ છે.

વિવિધ આંદોલનોનું વર્ગીકરણ તેમની લબાઈ ઉપર થાય છે એ આંદોલનોની અસર કરવાની શક્તિ તેમની તીવ્રતા અને અસર ગ્રહણ કરનાર પાત્રની યોગ્યતા ઉપર આધાર રાખે છે મુબઈના રેડિયો ટ્રાન્સમીટીંગ સ્ટેશનમાથી પ્રગટતા દરેક મધ્યમ વિદ્યુત્યુબક આંદોલન (medium wave) ની લબાઈ – વેવલેગ્થ-૨૪૪ મિટર હોય છે, દિલ્હીની ૩૩૮.૬ મિટર, કલકત્તાની ૩૭૦.૪ મિટર એમ દરેક સ્ટેશનેથી જુદી જુદી લબાઈના અદૃશ્ય આંદોલનો શૂન્ય જગ્યામા રેડાયે જાય છે રેડિયોના આંદોલનોના વર્ગમા પણ તીવ્રતર પ્રકારના આંદોલનો છે અને તેને આપણે લઘુ આંદોલનો (short wave) કહીએ છીએ મુબઈના લઘુ આંદોલનની લબાઈ ૩૧.૪ મિટર છે, દિલ્હીના લઘુ આંદોલનની લબાઈ ૩૧.૧ અને ૬૦ ૪૮ મિટર છે કલકત્તામાથી પણ મધ્યમ આંદોલનો ઉપરાત બે વધારાના લઘુ આંદોલનો ૩૧.૪૮ અને ૬૧.૬૮ મિટર લબાઈના પ્રગટાવવામા આવે છે ૧૦૦૦ અને ૨૦૦૦ મિટરની લબાઈ સુધીના ગુરુ આંદોલનો (Long wave) પણ રેડિયો માટે વપરાય છે પરતુ તેમની તીવ્રતા ઓછી હોવાથી હવે ધીમે ધીમે ગુરુ આંદોલનોને તિલાજલિ અપાતી જાય છે અને લઘુ આંદોલનો જ વધારે લોકપ્રિય બનતા જાય છે

આ આંદોલનો પ્રકટે કે ના પ્રકટે, શૂન્ય જગ્યામા તેમની શક્તિ રેડાય કે ના રેડાય તેની પરવા જેની પાસે રેડિયો નથી તેને મુદ્દલે નથી હોતી પરતુ જેને રેડિયો નામનું આંદોલનગ્રાહકપાત્ર (Receiver) લાધ્યુ છે તે જરૂર આ આંદોલનો વિષે પરવા રાખે છે શૂન્ય જગ્યામાં એકી વખતે ભમતા સો બસો પ્રોગ્રામોમાથી એક સારો પ્રોગ્રામ રેડિયો ઉપર સૌ કોઈ વીણી (Tune) કાઢે છે ત્યારે સમજાય છે કે **શક્તિ તો હોય પણ શક્તિને ઝીલનાર પાત્ર હોય તો જ શક્તિનુ સ્વરૂપ સમજાય** રેડિયોના આંદોલનો આપણા ચર્મચક્ષુથી તો અદૃશ્ય જ છે, પરતુ અદૃશ્ય છે તેથી તેમની હયાતી જ નથી એવુ નથી ચોમેર તેમની હયાતી છે અને રેડિયો નામના યત્રથી જ તે હયાતીનો પરચો મળે છે

ઈશ્વરતત્ત્વના આંદોલનો વિષે પણ આમ જ છે રેડિયોના આંદોલનો કરતા તો તેઓ કરોડોગણા સૂક્ષ્મ અને અબજગણા તીવ્ર છે તેનો પડઘો પાડી શકે (resound) તેવા યત્રની જ જરૂર છે ઈશ્વરી આંદોલનો સાથે એકતાર (Tune) થાય તેવુ યત્ર બનાવવુ અશક્ય નથી ફ્રાન્સમા ઍડમન્ડ સાવેરી* નામના ડોક્ટર, સગીતશાસ્ત્રી, એડ્વોકેટ જ્યોતિષી તેમ જ વૈજ્ઞાનિક એમ બધાના પૂર્ણ ગુણો ધરાવનારા એક પુરુષે ઊચે ઊચેના અદૃશ્ય જગતના પડઘાઓને રેડિયોની પણ શોધ થઈ તે પહેલા એક વીજળિક યત્રમા ઉતાર્યા હતા એ આંદોલનોને તે ઈથરીક ઇલેક્ટ્રિક વેન્સ (Etheric electric waves) કહેતો પોતાની શોધખોળને વ્યાપારી સ્વરૂપ આપવા (commercialise)ની તે વિરુદ્ધ હતો તેથી તેની આ શોધ માટે આવેલી લાખો રૂપિયાની માગણીઓનો તેણે અસ્વીકાર કર્યો, તેથી ત્યાર પછી પચાસ વર્ષે પણ આજે આપણે આવી જ્વલત શોધનો લાભ નથી મેળવી શક્યા ઍડમન્ડ સાવેરીએ દરેક વિદ્યુતબળ ઉપર કાબૂ મેળવ્યો હતો કોઈ પણ ધાતુના વિદ્યુતકણો (ions) ને રોગીના શરીરમા દાખલ કરીને તે અસખ્ય દર્દો પણ મટાડતો પાણી જેવા પરસેવાને બદલે લોહીનાં ટીપા ઝરતો પરસેવો (blood-sweat) થાય તેવા રોગવાળી એક બાઈને પણ તેણે સારી કરી આપી હતી પરતુ નર્સ તરફ હલકટાઈ બતાવવા માટે તે બાઈની એક આગળીને મટાડ્યા વગરની રાખી અને સાવેરીએ બાઈને કહ્યુ ' શ્રીમતીજી, ઈશ્વર દયાળુ છે કે મારા દ્વારા તમને સાજા કરી આપ્યા પરતુ મારી જેમ ઈશ્વરને પણ હલકટાઈ નથી ગમતી તેથી જાઓ, જિદગીભર આટલી આગળીને તો ખૂનભરી જ રહેવા દો ( Keep your bloody finger with you for the rest of your life ) '

---

* આ રસિક પ્રસગના વર્ણન માટે જુઓ લડનના Sunday Times ની તા ૨૧-૯-૧૮૮૭ની પ્રત અથવા તો જ્યોતિષશિરોમણી કીરો નુ પુસ્તક " *True ghost stories*

આ ઍડમન્ડ સાવોરીએ ફ્રાન્સના વિજ્ઞાનમહામંડળ (Academie des Sciences) સમક્ષ **વિચારમાપકયંત્ર** (Register of Thought) રજૂ કર્યું હતું. આ યંત્રની સામે થોડે જ દૂર ઊભા રહેનાર માનવીના મનમાં ચાલી રહેલા ભય, ક્રોધ, અભિલાષા, પ્રેમ વગેરેના વિચારોને યંત્રનો કાંટો (needle) ઘણી જ ચોકસાઈથી નોંધી લેતો. એટલું જ નહિ પણ કોઈએ દારૂ પીધો હોય, અફીણ ખાધું હોય કે એવું કંઈક કેફી લીધું હોય તો તેની અસર પણ આ યંત્રમાં મપાઈ જતી. ક્રિયાના ખુલાસામાં તેણે કોઈ અગમ્ય ઈશ્વરકૃપાની વાત આગળ ધરી નહોતી. પરંતુ એક વૈજ્ઞાનિકને છાજે તેમ વિદ્યુતબળોના નિયમનની આંટીઘૂંટી જ સમજાવી હતી. વિચારઆંદોલનોને તેણે આત્માનો પ્રકાશ ( Soul or aura radations ) એવું નામ આપ્યું હતું. **માનવજીવનમાં વિચાર જ મોટામાં મોટું બળ છે એમ તે કહી ગયો છે. વિચારોના નિયમનથી. માનવી ભલભલી સિદ્ધિ મેળવી શકે છે.** આજ વાત મહાન અમેરિકન સંત રાલ્ફ વાલ્ડો ટ્રાઈન* પણ તેનાં પુસ્તકોમાં કહેતો ગયો છે.

આ વિવેચન ઉપરથી આપણે જોયું કે વાતાવરણમાં વિવિધ પ્રકારનાં આંદોલનો તો હોય છે જ, પણ તેને સ્વીકારતી ગ્રહણશક્તિ જ આપણે તો કેળવવાની છે. ઍડમન્ડ સાવોરીના વિચારમાપકયંત્ર જેવા યંત્રો તો હજી બજારમાં મુકાયાં નથી, પરંતુ બીજાઓનાં વિચારઆંદોલનો ગ્રહી શકે તેવા મેન્ટલ ટેલિપથી કરી જાણનારા તો ઘણા મળી આવે છે. પ્રેતવિદ્યા જાણનારાઓ અદૃશ્ય પ્રેતોનાં આંદોલનોને પણ આવાહન આપી શકે છે. આપણી જાણ બહારના તો કેટલાંયે અસંખ્ય આંદોલનો હશે પરંતુ આપણી જાણમાં પણ આજે ઘણા પ્રકારનાં આંદોલનો આવી શકયાં છે જેને લીધે ચેતનતત્ત્વના આપણા જ્ઞાન ઉપર ઘણો પ્રકાશ પડી શકયો છે. આપણી જાણમાં આવી શકેલાં વિવિધ વિદ્યુતઆંદોલનોની સૂક્ષ્મતા હવે આપણે રેડિયોનાં આંદોલનોની સરખામણીમાં જોઈએ:—

| આંદોલનો અથવા શક્તિકિરણો | લંબાઈ અને સૂક્ષ્મતા |
|---|---|
| ૧. રેડિયો નામનું સાધન ગ્રહી શકે તેવાં આંદોલનો | ૧૫ થી ૨૦૦૦ મિટર |
| ૨. વીજળિક તણખાથી પારખી શકાતાં હર્ટ્ઝ કિરણો | ૧ મિટર |
| ૩. થર્મોકપલ અને રીફ્રેકટોમિટર નામનાં સાધનોથી પારખી શકાતાં ગરમીનાં લાલચોળ ઈન્ફ્રારેડ કિરણો | $\frac{૧}{૧૦૦૦૦૦૦} = ૧૦^{-૬}$ મિટર |
| ૪. આંખ નામના સાધન વડે દેખી શકાતાં દશ્યપ્રકાશ (Visible light)નાં સમકિરણો | $૩૭૫ \times ૧૦^{-૯}$ મિટર |
| ૫. ફોટોગ્રાફિક પ્લેટ અને સ્પેકટ્રોસ્કોપ નામનાં સાધનો ગ્રહણ કરી શકે તેવાં અલ્ટ્રાવાયોલેટ કિરણો | $૧૦^{-૯}$ મિટર |
| ૬. વાઢ કાપમાં વપરાતાં ક્ષ કિરણો (x rays) | $૧૦^{-૧૨}$ મિટર |

* "In Tune with the Infinite" by Ralph waldo Trine
"What all the world is seeking" by Ralph Waldo Trine.
"Joy Philosophy' by Elizabeth Towne

૭. અણુભેદન માટે વપરાતાં ગામાકિરણો ........................................$10^{-15}$ મિટર
૮. વિચારમાપક યંત્ર અને ટેલિપથીથી પકડી શકાતાં
વિચારકિરણો (સાધારણ ચૈતન્ય)..........................................$10^{-18}$
૯. ઈશ્વરના અનંત ચૈતન્યનાં સર્વશક્તિમાન કિરણો........... ................?

આ પ્રમાણે દેખીતી રીતે શૂન્ય જગ્યામાં હજારો જાતની લંબાઈ અને સૂક્ષ્મતા ધરાવતાં કરોડો અદૃશ્ય ચૈતન્ય કિરણો વહી રહ્યાં હોય છે દરેક કિરણમાં ઓછીવત્તી શક્તિ રહેલી હોય છે અને યોગ્ય શોષક દ્વારા તે શક્તિનો સાક્ષાત્કાર થઈ શકે છે

આંદોલનો રૂપે પ્રગટતી શક્તિનો વિચાર કરતાં સૃષ્ટિનિયમનો એક નવો સિદ્ધાંત સમજી શકાય છે. તે સિદ્ધાંત પદાર્થોના અનિત્યત્વ અથવા આશાશ્વતત્વ (Impermanence)નો છે. કોઈ પણ પદાર્થની એક જ સ્થિતિ કાયમ ટકી રહેતી નથી. દરેક વસ્તુનો કાં તો સૂક્ષ્મ ક્રમિક વિકાસ અથવા તો સૂક્ષ્મ ક્રમિક ઘસારો (Growth or decay) સતત ચાલુ જ છે. બાળપણ કાયમ નથી રહેતું, જુવાની કાયમ નથી રહેતી કે બુઢ્ઢાપણું પણ કાયમ બેસી રહેતું નથી. દુઃખ કાયમ નથી રહેતું, સુખ કાયમ નથી રહેતું, બેકારી કાયમ નથી રહેતી, નોકરી પણ કાયમ નથી રહેતી. **મોટો ચક્રવર્તી સમ્રાટ પણ એક જ સ્થિતિ કાયમ ટકાવી રાખવા માગતો હોય તોપણ ટકી શકે તેમ નથી.** કારણ કે સૃષ્ટિનિયમ જ તેવો છે. ખુદ સૂર્ય પણ પ્રત્યેક પળે ૨૫૦૦ ટન જેટલો ક્ષીણ થતો જાય છે, અંદરની વસ્તુઓ આ ઝડપે ઊડતી જાય છે ( radiates ) છતાં પંદર અબજ વર્ષો સુધી સૂર્યનું સંપૂર્ણ મૃત્યુ થાય તેમ નથી. આજે ખંડેર દેખાતી ઇમારતો વિષે પાંચ હજાર વર્ષ પહેલાં તેની આજની સ્થિતિ થોડાએ જ કલ્પી હશે અને આજના આપણા તાજમહાલના પણ પાંચ હજાર વર્ષ પછી થનારા ખંડેર વિશે આજે આપણામાંથી ઘણા થોડા જ કલ્પના કરતા હશે આજે હોલીવુડની રંગભૂમિ ઉપર નાચતી રૂપસુંદરીઓની પચીસ વર્ષ પછી થનારી દશાનું પણ આજે તેમને ભાગ્યે જ ભાન હોય છે.

સૂર્ય એકલો જ ક્ષીણ થતો જતો નથી. આકાશના લાખો સત્યો પ્રતિક્ષણે ખાલી દેખાતી જગ્યામાં અગાધ શક્તિ રેડ્યે જાય છે ( dissipates ), પરંતુ સૃષ્ટિમાં માત્ર ક્ષયનું જ શાસન નથી પ્રવર્તી રહ્યું એક બાજુ જેટલો ક્ષય થઈ રહ્યો છે તેટલું જ બીજી બાજુએ સર્જન પણ થઈ રહ્યું હોય છે, અને એકંદરે તો શક્તિનું સમતોલપણું સચવાઈ જ રહે છે. આને શક્તિના સમતોલપણા–કાયમપણા (conservation of energy )નો સિદ્ધાંત કહેવાય છે. એક રતલ કોલસાનો નાશ થતો દેખાશે પણ તે પાંચ શેર પકવાન પકાવી શકે છે, પાંચ શેર પકવાનનો નાશ થતો દેખાશે પણ તે અડધો શેર લોહી બનાવે છે. **આમ પદાર્થ અનિત્ય દેખાય છે પરંતુ પદાર્થમાં રહેલી શક્તિ કાયમ જ રહે છે– માત્ર રૂપાંતર પામે છે એટલું જ.**

આકાશમાં પ્રતિપળ રેડાતી શક્તિમાંથી જાતજાતના નવા જીવનનું સર્જન થયા કરે છે, નવા સમૂહો ( Nebula )ની રચના થયા કરે છે અને નવી ક્રિયાઓનો પણ ઉદ્ભવ થયા જ કરે છે. આપણે એમ તો ન જ કહી શકીએ કે આપણી પૃથ્વીના માનવીઓ જ ઉત્ક્રાન્તિના ઉચ્ચતમ શિખરે છે, અન્ય પૃથ્વીઓમાં આપણા કરતાં પણ ઉચ્ચતમ કક્ષાનું જીવન જીવતા માનવીઓ હોઈ શકે. જો કે દસ લાખ ગ્રહોમાંથી એક ગ્રહમાં જ જીવો જીવી શકે તેવું અનુકૂળ વાતાવરણ તો હોય છે .પણ તેથી આપણી પૃથ્વી જ એકલી જીવનવાળી છે એમ ના કહી શકાય, અને બીજી પૃથ્વી ઉપર જીવન હોય તો આપણા જીવનને મળતું જ હોવું જોઈએ એવુ પણ આવશ્યક નથી.

આપણી પૃથ્વી ઉપરના જીવનબીજ (protoplasm ) નું સૂક્ષ્મ બંધારણ ( colloidial

constitution ) કારબનના અણુ ઉપર રચાયેલું છે તેથી આપણી પૃથ્વી મોટે ભાગે કારબન–જગત ( carbon world ) કહી શકાય. બાણું મૂળ દ્રવ્યોમાંનાં બીજાં એકાણું દ્રવ્યો ઓછાંવત્તા પ્રમાણમાં પૃથ્વી ઉપર છે જ પરન્તુ મોટા ભાગની વસ્તુઓ કારબનની જ છે. આવી રીતે બીજી કોઈ પૃથ્વી ગંધકજગત, સુવર્ણજગત, કે આયોડીન–જગત પણ હોઈ શકે. ત્યાંના જીવનબીજનું મૂળ કારબનને બદલે બીજું પણ હોઈ શકે અને તેને જ અનુસરતી ઉત્ક્રાન્તિ ત્યાં થાય.

આપણા કાયદાઓ કરતાં જુદા જ કાયદાઓને ત્યાંનું જીવન વશવર્તી હોય. તે ગ્રહ જો આપણી પૃથ્વી કરતાં વધારે ઝડપથી તેના ભ્રમણમાર્ગ (orbit)માં ભમતો હોય તો ગતિને લગતો લંબાઈ અને પહોળાઈ નો સંબંધ (Fitz Gerald contraction) પણ તે ગ્રહ માટે જુદો જ હોય અને તેથી ત્યાંના જીવનનું ધોરણ પણ જુદું જ હોય. ત્યાંનું ઠંડી ગરમી વિગેરેનું વાતાવરણ, ગુરુત્વાકર્ષણનું બળ, હવાપાણી વગેરેના તફાવતોને લીધે ત્યાં જીવનની ક્રિયાઓ પણ આપણા કરતાં જુદી જ હોય. ત્યાંનાં આયુષ્ય, અભીપ્સા, મંથન, વ્યાપાર વગેરે દરેકનો પ્રકાર પણ આપણા કરતાં જુદો જ હોય.

આપણા વિચારનું ધોરણ તો અમુક મર્યાદિત કાળ( સંવત કે ઈસુસન )પૂરતી સરખામણી ઉપર જ નભેલું છે, બાકી સૃષ્ટિમાં તો ઉત્ક્રાન્તિ સ્વયંસંપૂર્ણ જ હોવી જોઈએ અને હજારો વર્ષ પછી આ પૃથ્વી ઉપર આવનારું જીવન તો આજે જ કોઈ ગ્રહ ઉપર જિવાઈ રહ્યું હશે અને આપણું આજનું જીવન હજારો વર્ષ પછી કોઈ બીજા ગ્રહ ઉપર ઊગવાનું હશે. આજે આપણે એ સ્થિતિપલટો નથી જોઈ શકતા, કારણ કે આપણું કાળભાન ઘણું જ મર્યાદિત છે. આવતી કાલે જર્મની કયો નવો દેશ લઈ લેશે તે જ આપણે ના કહી શકીએ તો પછી હજારો વર્ષ પછીની વાત વિષે તો શું કહી શકાય ?

પણ આજે આપણે જે નથી જોઈ શકતા તે કદી જ નહિ જોઈ શકીએ એમ નથી. મૃત્યુને જીવનનો અંત માની બેસવાથી જ એવો ભ્રમ પેદા થાય છે. મૃત્યુને જ જીવનનો અંત માની લેનારને ચૈતન્યબળોનું કંઈ જ ભાન નથી હોતું. મૃત્યુ એ જીવનનો અંત નથી, પરન્તુ સ્થૂળમાંથી સૂક્ષ્મ જીવનમાં પ્રવેશવાની એ તો માત્ર એક પ્રક્રિયા જ છે. **મૃત્યુ એ ચૈતન્ય રૂપાંતરની સીમારેખા છે.** મૃત્યુ પામ્યા પછી પણ માનવીનાં ચૈતન્ય–કિરણો તેના સૂક્ષ્મ જીવનમાંથી પાછાં બોલાવી શકાય છે એ એક પ્રયોગસિદ્ધ સત્ય છે. **માણસ મરી ગયો એટલે સદાને માટે ખોવાઈ જ ગયો એવું નથી. એ ગમે ત્યાં હોય તોપણ તેને પાછો બોલાવી શકાય તેમ છે. અરે ખુદ મહાભારતનું યુદ્ધ આજે આપણે તેના મૂળ સ્વરૂપમાં—ફિલ્મમાં નહિ—જોઈ શકીએ તેમ છીએ.** પ્રકાશવિજ્ઞાને સિદ્ધ કર્યું છે કે કેટલાક તારાઓમાંથી પ્રકટી ચૂકેલા પ્રકાશને આપણી પૃથ્વી ઉપર આવી પહોંચતાં હજાર હજાર વર્ષ લાગે છે. મુંબઈથી ઊપડી ચૂકેલો ફ્રન્ટિયર મેલ તે ઘડીએ તો મુંબઈએ ગુમાવી દીધો હોય છે, પણ બે દિવસ પછી જો એરોપ્લેનમાં ઊડીએ તો મથુરા કે દિલ્હી આગળ આપણે તેને પાછો પકડી શકીએ છીએ. તેવી જ રીતે મહાભારતના યુદ્ધનાં દૃશ્યો – પ્રકાશકિરણો – કુરુક્ષેત્ર છોડીને તો હજારો વર્ષોથી ચાલ્યાં ગયાં છે, પરન્તુ હજી તેઓ અનંત વિશ્વની મુસાફરીમાં ચાલુ જ છે. દર્પણથી જેમ સૂર્યકિરણોનું વક્રીકરણ કરી દિશા બદલી શકાય છે તેમ મહાભારતના યુદ્ધનાં કિરણોને પણ હાલ જ્યાં હોય ત્યાંથી પૃથ્વી તરફ પાછાં વાળીને તેમના ફોટોગ્રાફ લઈ શકાય તેમ છે. ખુદ ભગવાન શ્રી કૃષ્ણના જ સ્વમુખે આપણે ગીતાની કથા સાંભળી શકીએ તેમ છીએ અને થરથરતા અર્જુનનું મુખદર્શન કરી શકીએ તેમ છીએ.

ત્યારે પ્રશ્ન થશે કે "માનવી મરી ગયો એટલે શું ?" મરી શું જાય છે ? મરી જાય છે માત્ર દેહનાં દ્રવ્યો, તે તેના મૂળ સ્વરૂપમાં પાછાં મેળવી શકાતાં

નથી પણ એમ જોવા જઈએ તો ખરી રીતે જીવનભર સતત આપણું મૃત્યુ જ થઈ રહ્યું હોય છે જેમ વૃક્ષના પાંદડા, ડાળીઓ, ફળ ફૂલ મરે છે છતા વૃક્ષ તો જીવતું જ કહેવાય છે તેવી રીતે આપણી ચામડી, નખ, વાળ જેવા નાનાં અંગો મરે છે અને નવા પણ જન્મે છે અને આપણે જેને મૃત્યુ (Complete death) કહીએ છીએ તે પણ એક રીતે મૃત્યુ તો ન જ કહેવાય શરીરનાં અંગ ઉપાંગોમાથી કંઈક તો મૃત્યુમાથી છટકી જાય છે જેને સતતિ થઈ હોય તે માનવી પૂરેપૂરો મરેલો ન જ ગણી શકાય, કારણ કે તેના બધા અંગો મરી ગયા-ઘસાઈ ગયા અને સમતોલ પણ ખોઈ બેઠા–છતા તેના જ શરીરમાનું એક વીર્યબિંદુ તો જીવે જ છે જો કે તે વીર્યબિંદુ (પુત્ર કે પુત્રી)ની વ્યક્તિમત્તા તેના જ જેવી તો નથી પણ તેનું જીવન ચાલુ રાખનાર એક વસ્તુ તો તે છે જ આખુ શરીર મરી જાય પણ એક વીર્યબિંદુ તો જીવતુ રહી શકે છે અને આટલુ બિંદુ મૃત માનવીનો પૃથ્વી સાથે વ્યવહાર ચાલુ રાખવા સમર્થ છે

મૃત્યુને પૂરેપૂરુ સમજવાથી જીવનનો અર્થ સમજી શકાય તેમ છે કોઈ જડવાદી એમ માનતો હોય કે સાચા જૂઠા અને કાળાધોળા કરીને કોઈ પણ હિસાબે મોજમજાહ અને લહેરપાણી ઉડાવાય તેટલા ઊડાવી લઈએ તેમા કઈ ખોટુ નથી તો તે માન્યતા ઘોર અજ્ઞાનમૂલક છે 'મરી ગયા પછી કોણ સજા કરવા આવવાનું છે ?' એવા ખ્યાલે ગુના કરે જનાર મોટા ભ્રમમાં જીવી રહ્યો હોય છે ગુનો તો શુ પણ એક નાનામાં નાનો વિચાર પણ તેના પરિણામમાંથી છટકી શકતો નથી આજે ને આજે કદાચ વિચારનું પરિણામ જોવા ન મળે પણ તે પરિણામ હજાર દિવસે કે હજાર વર્ષે પણ જોવાનું તો છે જ વિચારના આદોલનોએ સર્જેલી શક્તિ આજે કોઈ સ્થળે ગર્ભીત (potential) થઈ જમા થઈ હશે પરન્તુ ગર્ભિતનો પ્રસવ (Kinetic) નિર્મિત જ છે. એમા કોઈનુ કશુ ચાલે તેમ નથી

આજે આપણે સહન કરીએ છીએ તે દુખ ગઈ કાલના કોઈ ખરાબ વિચાર કે ખરાબ કર્મનુ જ પરિણામ છે કોઈને ગઈ કાલ એ બહુ ટૂંકો કાળ જણાતો હોય તો ગયા વર્ષમા કે ગયા જન્મોમા કરેલા કોઈ દુષ્ટ વિચારનુ જ આ પરિણામ છે એ ચોક્કસ સમજી લેવુ ઘટે છે આપણે વિચારો અને કર્મોની વિસ્મૃતિ કરી દઈએ પણ વિશ્વનુ સમતોલ પણું સાચવનારો નિયમ બધાનો હિસાબ રાખે છે **જીવનનો મામલો સ્મશાનથી જ ખતમ થઈ જતો નથી જો એમ થતુ હોય તો પછી સત્કર્મોની કઈ જ કિંમત રહેતી નથી**

આ નજરે જોતા શક્તિના સમતોલપણાનો સિદ્ધાંત આપણને પૂર્વજન્મ અને પુનર્જન્મ વિષે વિચાર કરવા પ્રેરે છે અને આપણુ આ ચાલુ જીવન કઈ શક્તિઓના બળે હકાતું જાય છે તે ઉપર વિચાર કરવાની ફરજ પાડે છે પૂર્વજન્મમાથી આ જન્મ અને આના પછી બીજા જન્મોની ઉત્ક્રાન્તિ એ કઈ હેતુહીન બનાવોની પરપરા નથી સૃષ્ટિના નાનામા નાના સર્જન પાછળ પણ કંઈ ને કંઈ હેતુ તો હોય છે જ ડાર્વિને જ્યારે પહેલી વાર ઉત્ક્રાન્તિનો સિદ્ધાંત જગત સમક્ષ રજૂ કર્યો ત્યારે તેને બિચારાને ધર્મચુસ્તો તરફથી હજારો ગાળો પડી અને તે તથા તેના ઉપાસકો નીતિહીન, દુષ્ટ, વિકૃત માનસવાળા અને બગડેલી બુદ્ધિના ગણાવા લાગ્યા પણ આખરે ખૂબ તિરસ્કાર પામેલા આ ઉત્ક્રાન્તિના સિદ્ધાંતે જ ધર્મચુસ્તોનુ કટાઈ ગયેલું વિચારચક્ર ગમકતું કરી આપ્યુ અધશ્રદ્ધા ઉપર રચાયેલા માત્ર કલ્પના અને સ્વેચ્છા મુજબના વિચારોને બદલે વાસ્તવિકતા સાથે સગત થાય તેવા રહસ્યો જ સ્વીકારાતા ગયા સજોગોને જીવન અનુકૂળ થતુ જાય છે (Law of adjustment) એવા ડાર્વીનના અવલોકનને પાછળથી સ્પેન્સરે જીવનનો ક્રમિક વિકાસ અથવા તો ઉત્ક્રાન્તિનો સિદ્ધાંત (Law of evolution) એવુ નામ આપ્યુ એ સિદ્ધાંત પ્રમાણે ચેતન્યનો ક્રમિક વિકાસ થતા થતા આખરે દરેક જીવ ઈશ્વરી ચૈતન્ય સુધી પહોચે

છે. ( God stage is also a stage of Eovolution )

ચૈતન્યની ચઢતા ઊતરતી ઘણી જ× શ્રેણીઓ છે. તે બધી વટાવ્યા પછી જ ઈશ્વરી ચૈતન્ય પ્રાપ્ત થાય છે. **પાર્થિવ બુદ્ધિચાતુર્યને શ્રેષ્ઠ ચૈતન્ય માનવાની ભૂલ રખે કોઈ કરે.** શ્રેષ્ઠ ચૈતન્યનો સંબંધ તો ભવિષ્યની ચઢિયાતી જિંદગી સાથે છે. પાર્થિવ બુદ્ધિચાતુર્યમાં જ રચ્યોપચ્યો રહેનાર ઉચ્ચ ચૈતન્યના માર્ગે પ્રયાણ નથી કરી શકતો. પાર્થિવ ચૈતન્યને ઊર્ધ્વગામી ચૈતન્ય તરફ વલણ આપવામાં આવે તો જ પ્રકાશ પ્રાપ્ત થાય છે, ચૈતન્યને ઊર્ધ્વગામી વલણ આપવું એ જ યોગસાધના, એ જ ધર્મ અને એ જ ખરું કર્મ. વસ્તુની કિંમત જેટલા પૈસા ના ખરચીએ ત્યાં સુધી તે વસ્તુ મળી શકે જ નહિ. આપણું હાલનું જે પાર્થિવ ચેતન છે તે આપણા અંતઃકરણના અતિક્ષુદ્ર અને મર્યાદિત અંત વિષે જ સભાન છે. આપણા અદષ્ટ ( Spiritual determinant ) ના મોટા અંશ વિષે આપણે અચેતન છીએ. આ અચેતનનું નિવારણ કરી ચેતનને જાગ્રત કરવું તેનો જ અર્થ ઊર્ધ્વગામી ચૈતન્ય તરફ વળવું. આપણું અચેતન આપણને અજ્ઞાનભરી પ્રકૃતિ જોડે બાંધી રાખે છે અને આપણને આગળ વધવા દેતું નથી, ઊલટાનું ઊંધા તર્કો કરાવી આપણું અધઃપતન કરાવે છે. ઇન્દ્રિયોના નિગ્રહથી આપણે આ અચેતન ઉપર વિજય મેળવી શકીએ છીએ.

ચૈતન્યની ઊંચી શ્રેણીએ પહોંચ્યા પછી એક જ બનાવ નીચી શ્રેણીવાળા કરતાં વધારે સ્પષ્ટતાથી સમજાય છે. નબળી આંખ કે નબળા કાન વાળા કરતાં સારી આંખ કે સારા કાનવાળો જેમ વધારે સ્પષ્ટતાથી જોઈ કે સાંભળી શકે છે તેવી રીતે પાર્થિવ ચૈતન્ય કરતાં ઊંચી શ્રેણીનું ચૈતન્ય પ્રાપ્ત કરેલો પુરુષ વગર સૂક્ષ્મદર્શક યંત્રે અને વગર લાઉડસ્પીકરે સ્થૂળ નજરે અદૃશ્ય અને અશ્રાવ્યનું દર્શન અને શ્રવણ કરી શકે છે. બકરીને મન જે ગુલાબનું ફૂલ ભાજીપાલો હોય તે જ ફૂલ આપણને સુંદર દેખાય, કલાકારને અતિ સુંદર દેખાય અને વનસ્પતિશાસ્ત્રીને વળી રહસ્યમય પણ દેખાય. **ઉચ્ચ ચૈતન્યના ગર્ભમાં ચઢિયાતું જ્ઞાન, ઊંડો અભ્યાસ, એકાગ્રતા અને સાવધાની રહેલાં હોય છે,** અને તેવી સિદ્ધિવાળા પુરુષને સામાન્ય પુરુષના મનથી અગમ્ય જણાતી વસ્તુઓ સ્પષ્ટતર, તીવ્રતર, તલસ્પર્શી અને સુંદરતર દેખાય છે.

આ પ્રમાણે ચૈતન્યની શ્રેણીઓનો વિચાર કરીએ તો મૃત્યુ એટલે ચૈતન્યવિનાશ નહિ પરન્તુ ચૈતન્યનું ઊર્ધ્વગમન અથવા તો અધોગમન. જીવન દરમિયાન જો અજ્ઞાનભરી પ્રકૃતિ સાથે બાંધી રાખનાર અચેતનની વિશુદ્ધિ કરી હોય તો મૃત્યુ પછી ચૈતન્ય ઊર્ધ્વગામી બને છે અને જો એ અચેતનને વધારે ગાઢ બનાવ્યું હોય છે તો મૃત્યુ પછી ચૈતન્યની અધોગતિ થાય છે. નવા જન્મમાં પ્રાપ્ત થનારી ચૈતન્યયોની આની ઉપર આધાર રાખે છે. ચૈતન્યવિશુદ્ધિની ક્રિયા (યોગ) જેને કંટાળાજનક લાગે છે તેઓ આંધળી શ્રદ્ધામાંથી શાંતિ મેળવવા ફાંફાં મારે છે, પરન્તુ અંતે તેમને નિષ્ફળતા જ મળે છે.

શરીરમાં પ્રવેશેલાં હવા, પાણી, અને ખોરાકની અસંખ્ય ક્રિયા-પ્રક્રિયાઓ થયા પછી તેમાંથી બુદ્ધિ બને છે. **મનમાંનો એક સાદામાં સાદો વિચાર પણ કેટલી બધી ક્રિયા-પ્રક્રિયાઓને અંતે જ બને છે. આ ક્રિયાઓમાં પ્રવેશેલી એક નાનકડી ક્ષતિ પણ વિચારોને બગાડે છે અને તેમાં ક્ષુદ્ર ચૈતન્ય પ્રવેશે છે. તેથી મનને કાબૂમાં રાખવા ઇચ્છનારે આહાર ઉપર મોટો કાબૂ રાખવો ઘટે છે.** ભૂસું ખાવાથી ભુસા જેવી જ બુદ્ધિ ઘડાય છે. કાંદા અને મરચું ખાવાથી કાંદા અને મરચા જેવી ગંધાતી અને તીખી જ બુદ્ધિ ઘડાય છે. ઘી, દૂધ, ફળ જેવો સાત્ત્વિક આહાર લેવાથી સાત્ત્વિક બુદ્ધિ બને છે. શુદ્ધમિત અને નિયમિત ખાનપાન શરીરનાં રસાયણોને

× "The Nature of Consciousness" by E. R. Rost Lt-Col., I. M. S. E; O. B. K. I. H., M. R. C. S., L. R. C. P.

"પથિકના પત્રો" શ્રી. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી.

સમતોલ અને પવિત્ર રાખે છે અને તેથી ઇન્દ્રિયનિગ્રહ શક્ય બની મનમાં એકાગ્રતા સ્થાપે છે, અને ક્ષુદ્ર ચૈતન્ય ( વાસનાઓ ) અલોપ થવા માડે છે.

મનમાં સ્થાપિત થયેલી એકાગ્રતાને શક્તિ પૂરી પાડવા માટે ઊંચી કોટીની જીવનશક્તિ સંગ્રહવાની જરૂર છે. વીર્યરક્ષાથી એવી શક્તિનો પુષ્કળ જમાવ થાય છે તેથી બને તેટલા વધારે પ્રમાણમાં બ્રહ્મચર્ય પાળનાર બ્રહ્મના રસ્તે સહેલાઈથી ચઢી શકે છે. પરન્તુ એ યાદ રાખવું ઘણું જ આવશ્યક છે કે આ આખી યે જીવનશક્તિને ઊંધે રસ્તે દોરવવાનો સતત પ્રયત્ન કરી રહેલી અહંત્વની લાગણી મનમાં સદાકાળ હાજર રહે છે. અહંત્વની લાગણી ચૈતન્યને ઊંધે જ રસ્તે દોરવ્યા કરે છે તેથી ઉચ્ચ ચૈતન્યમય જીવન તો મનમાંથી અહંત્વ ખંખેરી નાખ્યા પછી જ શરૂ થાય છે. જર્મન કવિ ગેટે કહે છે કે " Das Laben beginnt mit entsagen" ( Life begins with renunciation—અહંત્યાગ પછી જ જીવનની શરૂઆત થાય છે. વાસનાઓરૂપી અધોગામી ચૈતન્યબળો હમેશાં સુસંસ્કારોમાં વિક્ષેપ નાંખે જાય છે તેથી અનંત ચૈતન્ય તરફ આપણને લઈ જાય તેવા સુસંસ્કારોને દરરોજ મનમાં ઘૂંટવાની જરૂર છે. આપણા સર્વેનો અનુભવ છે કે સારી વાતોની પણ કાળબળે વિસ્મૃતિ થઈ જાય છે તેથી ચૈતન્યની ઊંચી શ્રેણીએ ચઢવાની વાત ભુલાઇ ના જાય તેટલા ખાતર નિત્યનિયમ, વ્રત, પૂજા, પાઠ, કિર્તન, ભજન, પ્રાર્થના, આરતી વિગેરે ક્રિયાઓને ધર્મપાલનમાં અતિ મહત્વનું સ્થાન છે.

આ જ કારણને લીધે શરૂઆતની અવસ્થામાં મૂર્તિપૂજા પણ બહુ મદદરૂપ થઈ પડે છે. જે જ્ઞાન પચાવ્યું હોય તેમાંથી ઉત્પન્ન થતી અનંત શક્તિશાળી ઇશ્વરને શરણે જવાની ભાવના દૃઢ કરવા મૂર્તિ કે પ્રતીક બહુ ઉપયોગમાં આવે તેવું છે. પ્રતીકરૂપે સળગાવેલા ઘીના દીવાની જ્યોતમાંથી એવો સંદેશો વહે છે કે સર્વ વસ્તુ ક્રમે ક્રમે નાશવંત છે. અખંડ જ્યોત એમ કહે છે કે અનંત કર્મ કરે જઈએ (ઘી અને દિવેટની કાળજી રાખ્યા કરીએ ) તો જ પ્રકાશમાં રહી શકાય છે. પુષ્પ, ઉપહાર, નૈવેદ્ય ઇશ્વરતત્ત્વ પ્રત્યે પ્રેમભાવના દૃઢ કરવામાં મદદ કરે છે. અસમર્પિત વસ્તુનો ત્યાગ એવી ભાવના દૃઢ કરે છે કે મારાં બધાં કર્મો અનંત ચૈતન્યસ્વરૂપ પરમાત્માની પ્રીત્યર્થે જ કરું છું અને જીવનનો આખરી અંજામ ઉચ્ચતર ચૈતન્યપ્રાપ્તિ થાય એ હિસાબે જ જીવન જીવું છું. પરમતત્ત્વને અર્પણ કરવાનાં કર્મો શુદ્ધ જ હોવાં જોઈએ ( બ્રાન્ડી પીવા જેવા નહિ ) તેથી દુષ્ટ કર્મોમાંથી આપોઆપ બચી જવાય છે. શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનો પ્રચાર કરીને આપણી ભાવનાઓને ઇશ્વર-તત્ત્વમાં જડવા માટે પ્રાથમિક ભૂમિકા તૈયાર કરી આપી છે.

પણ ભક્તિથી ઉચ્ચ ભાવનાઓ દૃઢ થયા પછી ચૈતન્યપ્રાપ્તિ માટે તો ઇન્દ્રિય નિગ્રહ અને યોગસાધના કરવાનું રહે છે જ. ખરું રહસ્ય સમજ્યા વગર યંત્રવત્ સંધ્યા, પૂજા, નૈવેદ્ય, આરતી કરે જવાં એ અર્થહીન છે. એનું કંઈ જ ફળ નથી. એ ભ્રમ છે. નિત્ય પૂજાપાઠ કરનારા હજારમાંથી એક જ જણ તે પૂજાપાઠનું રહસ્ય સમજતું હોય છે, બાકીના બધા તો તેમ કરવાથી ચોક્કસ લાડવો મળી જ જશે એવી કોઇ આંધળી શ્રદ્ધાના માર્યા જ પાડા ધૂણે જાય છે. અને તે નિષ્ફળ જાય છે. પૂજા-પાઠનું મહત્વ એ જ છે કે અમુક મૂળ સિદ્ધાન્તો ફરી ને ફરી મનમાં ઘૂંટીએ તો જ પ્રતિદિન દુન્યવી વાસનાઓ તરફ ઘસડાતું મન કાબૂમાં રહી શકે છે. દેહ અને દેહજન્ય સુખો નાશવંત છે, અહંભાવના ઘાતક છે, ચૈતન્યવૃદ્ધિ જ મારું અંતિમ ધ્યેય છે વિગેરે જ્ઞાનકિરણોથી મનમા રોજ પ્રકાશ ફેંકવામાં આવે તો વિચારોની તલવાર તેજસ્વી રહે છે અને વાસનાઓનો કાટ ચઢવા પામતો નથી

મૃત્યુ સુધી કરેલા વિચારોના આંદોલનોની શક્તિનો જેવો સંચય-જમાવ (Potential) થયો

---

* "વલ્લભીય પોડશ ગ્રંથો" લેખક : શ્રી. નાનાલાલ દલપતરામ કવિ એમ. એ.

"પુષ્ટિમાર્ગનો ઇતિહાસ" લેખક : શ્રી. પ્રો. જેઠાલાલ ગો. શાહ. એમ. એ.

હોય છે તેવા ચૈતન્યનો મૃત્યુ પછી પ્રસવ (Kinetic) થાય છે. વિચાર એ મોટામાં મોટું બળ છે. તે અદૃશ્ય છે, પણ આગળ જતાં વિચાર જ આકાર ધારણ કરે છે. આપણો શબ્દ કે ભાષા તે અંતરના વિચારોનું જ બાહ્ય સ્વરૂપ છે. આપણને વિચારની શક્તિ વિષે જ્ઞાન હોય, કે ના હોય છતાં તે શક્તિ તો નિયમ મુજબ પોતાનું કામ કરે જ જાય છે. અમુક બળ અને અમુક પ્રાણ રેડાયા પછી જ ચૈતન્યની ઉચ્ચ શ્રેણીએ તો પહોંચી શકાય છે. તે બળ કે પ્રાણને વાસનાઓ જો રૂંધે છે તો તે વાસનાઓની પહેલી શુદ્ધિ થયા પછી ચૈતન્યશ્રેણીમાં આગળ વધાય છે. **જીવન દરમિયાનની આપણી વાસનાઓ ઉપરથી આપણા આગામી ચૈતન્યની શ્રેણી નક્કી કરી શકાય છે.**

પૂર્વજન્મોમાં જે જે ચૈતન્યકક્ષાઓ વટાવી હોય છે તેમાંથી અમુક સત્કર્મો અને અમુક અતૃપ્ત વાસનાઓનું ભાથું ભરીને આપણે આવીએ છીએ. આ ભાથાને આપણા આ જીવનનું " અદૃશ્ય " અથવા તો જીવનનિયામક (spiritual determinant) કહેવાય છે. આ " અદૃષ્ટ "માંથી કોઈ પણ છટકી શકે નહિ. તેની વસૂલાત આ જન્મમાં અને આ જન્મમાં નહિ તો આવતા જન્મોમાં પણ કરવી જ પડે છે. આ જન્મમાં દેખીતી રીતે સત્કર્મો કરનારા પણ લડાઇમાં કેમ કપાઈ મરે છે, અકાળે વૈધવ્ય કેમ પ્રાપ્ત કરે છે, અકસ્માતે કેમ મરે છે, ભિખારી કેમ થઈ જાય છે એવી શંકાઓનો જવાબ વ્યક્તિના પૂર્વજન્મસંપાદિત "અદૃષ્ટ"માં જ સમાયેલો છે. કુદરતના કાયદાઓમાં અન્યાય છે જ નહિ. **કોઇ મૂર્ખ રહેવા પામે, કોઇ દલિત રહેવા પામે, કોઇ ગરીબ રહેવા પામે તેનો શક્ય તેટલો ઉદ્ધાર માનવબંધુઓ કરે તે પ્રસંશનીય છે. પણ તે છતાં જો તેનો ચૈતન્યોદ્ધાર ના થાય તો તે તેના 'અદૃષ્ટ' નો જ વાંક છે. અદૃષ્ટની વસૂલાતમાંથી કોઈ પણ છટકી શકે નહિ.**

જીવન અથવા ચૈતન્યનું મૂળ જ જો આપણે શોધીએ તો હાલનાં દુઃખોનાં લક્ષણની ચિંતા કરવાની રહેતી જ નથી. હાલના તબક્કે આપણું કર્તવ્ય તો બગડેલી બાજી સુધારી લેવાનું જ હોઈ શકે, ઉચ્ચ ચૈતન્યમાં ગરકાવ થવાની લાયકાત પ્રાપ્ત કરવાનું હોઈ શકે. અદૃષ્ટની જેને પ્રતીતિ થઈ છે તેવાં કેટલાં યે સમજુ સ્ત્રીપુરુષો દુઃખને ધીરજથી સહન જ કરે છે, પછી ભલે તે દુઃખ દુનિયાની નજરે ભયંકર અન્યાયરૂપ જણાતું હોય અને દુન્યવી અદાલતોદ્વારા નિવારી શકાય તેવું પણ દેખાતું હોય. સમજુ માણસ આત્મશુદ્ધિથી જ ન્યાય મેળવી લે છે, ન્યાય મેળવવા જાત સિવાય બીજા કોઈની ઉપર દબાણ કરતો નથી, બીજા કોઈને દોષ દેતો નથી. **શક્ય તેટલો પ્રમાણિક પુરુષાર્થ કરી જુએ છે. પણ ન્યાય મેળવવા લાંચ ખુશામત જેવા ઊંધાં અધોગામી વમળોમાં સપડાતો નથી.** આવી મનોવૃત્તિ તે સાચી શ્રદ્ધા છે, અંધશ્રદ્ધા નહિ. આ જાતની શ્રદ્ધા બુદ્ધિપ્રેરિત, જ્ઞાનગર્ભિત અને આત્મવિશ્વાસમાંથી પ્રકટેલી હોય છે. ગીતામાં સંસિદ્ધિ મેળવનાર જે શ્રદ્ધાવાન નરનો ઉલ્લેખ છે તે નરની આ શ્રદ્ધા છે.

દુઃખ એ અકસ્માત છે જ નહિ. દરેક પ્રતિક્રિયાના કારણરૂપ કોઈક મૂળ ક્રિયા તો થઈ જ હોય છે. દુઃખરૂપી પ્રતિક્રિયાનું મૂળ આ જન્મનાં કૃત્યોમાંથી ના મળે તો ગયા જન્મમાં હોવું જોઈએ. ક્રિયા કર્યા પછી તેની પ્રતિક્રિયાનો વિરોધ કરવો એ વ્યક્તિત્વનું ભાજન કરવા બરાબર છે. સિનેમાના પડદા ઉપર જે દૃશ્યો પ્રોજેક્ટ થાય છે તે દૃશ્યો ફિલ્મમાં છપાયલાં હોય છે તો જ પડદા ઉપર આવે છે. ફિલ્મમાં નહિ છપાયેલું એક પણ દૃશ્ય પડદા ઉપર નથી આવતું. પૂર્વજન્મોમાં ઉતારેલી ફિલ્મનું જ આ જન્મમાં પ્રતિબિંબ પડે છે. બે કલાકમાં જોઈ નખાતી ફિલ્મ પાછળ ૭ મહિના સુધી ઉઠાવેલી મહેનત જેમ અદૃશ્ય રહે છે, એક કલાકમાં વાંચી કઢાતા લેખ પાછળ છુપાયેલું અધ્યયન જેમ અદૃશ્ય રહે છે તેમ આ જિંદગીના બનાવો પાછળ છુપાયેલું પૂર્વજન્મોનું 'અદૃષ્ટ' પણ અજ્ઞાત રહે છે. પરંતુ જો તે અજ્ઞાત વસ્તુઓ જાણવાની પરવા હોય અને પ્રયત્ન કરવામાં આવે તો જાણી પણ શકાય છે. આપણાં દુઃખોનું મૂળ શોધીએ તો શોધાય તેવું છે.

જીવનની ક્રિયાઓ, જેવી કે જન્મવુ વધવુ જીવવા તરફડિયા મારવા, સહન કરવુ, ભાગ્ય દુર્ભાગ્ય મેળવવા, પ્રજોત્પત્તિ કરી યોની જારી રાખવી, રોગવશ થવુ, વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કરવી, મરી જવુ, દાનપુણ્ય કરવાં ચોરી લૂટફાટ ખૂન કરવા, વિગેરેની પ્રતિક્રિયાઓ આપણા ચૈતન્યના વહેણમા જાતજાતના ફેરફારો કરે છે અહમા લુબ્ધ થયેના માનવીનો જીવ્યા કરવા માટે બહુ તરફડાટ હોય છે, પૈસાના લોભમા ફસાયેલાને અસતોષ અને કગાલિયત બહુ કનડે છે, બીજાને ત્રાસ આપવા તલસી રહેનાર ધિક્કાર અને ક્રોધથી બળ્યો બળ્યો રહે છે, બીજાને સુખી કરવા ઝખી રહેલા માનવીમા આત્મસતોષ અને આનદ છલકી રહ્યા હોય છે આ પ્રમાણે આ જન્મના જે જે વાસનાઓનુ ભાથુ જમા થાય છે તેને વાસનાની તૃપ્તિ અર્થે અધોગામી કે ઊર્ધ્વગામી ચૈતન્યશ્રેણીમા જન્મ લેવો પડે છે

ઉત્ક્રાન્તિના સિદ્ધાન્ત પ્રમાણે વાસનાઓના વિકાસ મુજબ નીચેની ચૈતન્યશ્રેણીઓ કલ્પી શકાય છે —

## ૧ નર્કયોની

આ જાતના વાસનાદેહમા જીવવા માટે તરફડિયા સિવાય બીજુ કઈ ઊચુ ચૈતન્ય હોતુ નથી પારાવાર દુખ અને ટૂકામા ટૂકુ જીવન એ જ આ યોનીની પાત્રતા છે ઉચ્ચ ચૈતન્યશાળી વાતાવરણ મળે તો જ આ યોનીમાથી ઉદ્ધાર થઈ શકે છે બાકી તેમા ફરી ને ફરી જન્મ લઈ ને સબડ્યા કરવુ પડે છે

## ૨ દૈત્યયોની

આ યોનીમા પારકાને દમવો, છેતરવો એવી રાક્ષસી વાસનાઓ પોષવા જેટલું જ ચૈતન્ય હોય છે રાક્ષસદેહીનુ જીવન ધિક્કાર અને ક્રોધથી બળી મરવા સિવાય બીજુ કઈ જ નથી વાસનાઓ ઓછી કરવાથી આ યોનીમાથી છટકી ઉચ્ચતર શ્રેણીનુ ચૈતન્ય પ્રાપ્ત થાય છે અને વાસનાઓ વધારવાથી ઊલટુ નર્કયોનીમા અધપતન થાય છે

## ૩ પ્રેતયોની

આ યોનીમા સ્વાર્થ, લોભ, સગ્રહવૃત્તિ કજુસાઈ જેવી વાસનાઓ તીવ્ર હોય છે અને તેવી વાસનાઓ પોષવા મલીન ઉપાયોનો આશ્રય શોધ્યા કરવાનુ જ જીવન હોય છે પરિણામે અસતોષ અને કગાલિયતમા સબડ્યા કરવુ પડે છે, અસતોષ ઘટાડીને ઉદારતા કેળવવાથી આ યોનીમાથી મુક્તિ મળે છે વાસનાઓ પોષવા બીજાને દમવા જતા દૈત્યયોનીમા પાછા જવુ પડે છે

## ૪ પશુયોની

આ યોનીમા હલકટ વાસનાઓ મરી ગયેલી હોય છે પરતુ જીવ્યા કરવાની જીવ બચાવવાની એક કામવાસના તીવ્ર હોય છે જગલી પશુઓ કરતા પાળેલા પશુઓની વાસનાઓ વધારે નમ્ર બની ગઈ હોય છે ગાય કૂતરો, ઘોડો પોપટ જેવા પશુઓમા તો લગભગ સારાસાર વિવેકબુદ્ધિ અને સમજશક્તિ જેટલુ ચૈતન્ય પણ આવી ગયુ હોય છે

## ૫ મનુષ્યયોની

આ યોનીમા ચૈતન્યનો ઘણો વિકાસ થયેલો હોય છે પણ પૂર્વેની, યોનીઓના કર્મો પ્રમાણે કઈક અતૃપ્ત વાસનાઓ રહી ગઈ હોય છે આ રહીસહી અતૃપ્ત વાસનાઓની જો વિશુદ્ધિ થઈ જાય તો ઉચ્ચતર ચૈતન્ય પ્રાપ્ત થાય છે, અને વિશુદ્ધિને બદલે જો વાસનાઓને પાછી વધારે મલીન બનાવી દેવામા આવે તો અધોગામી ચૈતન્ય લઈ ને પાછુ નીચી યોનીઓમા તે વાસનાઓ તૃપ્ત કરવા જન્મ લેવો પડે છે મેટ્રિકનો વિદ્યાર્થી ત્રીજી ચોપડીના જ પાઠો ભણ્યા કરતો હોય તો તેને ત્રીજા ધોરણમા પાછો મોકલવો એ જ ઠીક રસ્તો છે અને એમ એ ના પાઠ ભણતો હોય તો તેને એમ એ ની પરીક્ષામા બેસાડવો એ જ ઠીક છે

## ૬ દેવયોની

આ યોનીમા જીવ્યા કરવાની ઇચ્છા સપૂર્ણ રીતે શમી ગઈ હોય છે મનુષ્યયોની કરતા સ્પર્શ,

ગંધ, રંગ, વગેરેની પરીક્ષા કરવાનું ચૈતન્ય તીવ્રપર હોય છે. અલ્ટ્રાવાયોલેટ અને તેથી પણ સૂક્ષ્મતર આંદોલનોને દશ્ય પ્રકાશની જેમ જોઈ શકે છે. ૫૦૦ થી ૧૬૦૦૦ વર્ષ સુધીની લાંબી જિંદગી ભોગવે છે. હિમાલયની તળેટીમાં વસતા યોગીના જેવું કંઈક જીવન હોય છે.

૭. રૂપલોક

દેહધારી નહિ પરંતુ સૂક્ષ્મ અદશ્ય સ્વરૂપ, લાખ વર્ષ જેટલી લાંબી જિંદગી અને હાલવા–ચાલવા ઊડવામાં અત્યંત ઝડપ. ચંદ્રમાંથી મંગળમાં અને મંગળમાંથી શુક્રમાં કૂદકો મારવાનું મુશ્કેલ નહિ.

૮. પરમચૈતન્ય

આખી શૂન્ય જગ્યા ભરી દેનારા તત્ત્વમાં એકરૂપ થઈ જવું અને વિશ્વના દરેક કર્મના સાક્ષીરૂપ થવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરવું. આને નિર્વાણ, મોક્ષ અથવા ઈશ્વરપ્રાપ્તિ કહેવાય.

આ તો આપણે માત્ર કલ્પનાજ× કરી. પરંતુ ઉત્ક્રાન્તિના વિશ્વનિયમ પ્રમાણે ચૈતન્યનો આવો વિકાસ હોઈ શકે એ માનવા જેવું છે. ઉત્ક્રાન્તિના સિદ્ધાંતને આધ્યાત્મિક રૂપ આપીએ તો પુનર્જન્મ અને ઉચ્ચતર ચૈતન્યશ્રેણીઓની વાત સમજમાં ઊતરી શકે તેમ છે. **પ્રત્યક્ષીકરણ માટે તો અભ્યાસ, યોગસાધના અને જાત ઉપરના અખતરાઓની જ જરૂર છે.**

આવા અખતરાઓ થયાનું પણ આપણે ક્યાં નથી સાંભળતા? સામાન્ય માણસો જોઈ શકે, સહન કરી શકે, તેના કરતાં તીવ્રતર શક્તિઓ ધરાવનારા યોગીઓ કોઈ કોઈ વાર જરૂર મળી આવે છે. કાચ ખાઈ જનારા, ઝેર ગળી જનારા, અગ્નિ ઉપર ચાલનારા, જમીનમાં દટાઈ જનારા અને તે છતાં જીવતા જ રહેનારા ચમત્કારી પુરુષો તો આપણામાંથી ઘણાએ જોયા હોય છે. આવા પુરુષોને હાથચાલાકીવાળા જાદુગરોની કોટીના માની લેવાની ભૂલ રખે કોઈ કરે આ ચમત્કારો યોગિક બળ (Psychic Powers)ને આધારે જ થાય છે. **જાદુ એ તો માત્ર સાધારણ જ સિદ્ધિ છે અને નબળી બુદ્ધિવાળા ઉપર રોફ મારી ખાવા કરતાં વિશેષ કંઈ જ નથી, પણ યોગિક બળ એ તો અસાધારણ સિદ્ધિ છે.** યોગિક બળ સિદ્ધ કરવા માટે મનની એકાગ્રતા એ પહેલું જ પગથિયું છે. મનની એકાગ્રતા માટે શક્તિ, વિચાર અને સંશોધનની તલ્લીનતા કેળવવી પડે છે.

આપણા મનની શક્તિ કેટલી અગાધ છે તે તે તેમાંથી નીપજતું યોગિક બળ બતાવી આપે છે. મનુષ્યના મગજમાં ૧૪૦૦૦૦૦૦૦૦ કોષો એટલે કે કર્મબિંદુઓ છે. કોઈ કોષ અમુક કર્મ કરવા પ્રેરે તો કોઈ બીજું કર્મ કરવા પ્રેરે. જ્યારે બધા કોષો એકતાર અથવા તો એકાગ્ર થાય ત્યારે સારામાં સારું ધારેલું કામ થઈ શકે છે. એકાગ્ર મનવાળો માણસ સ્થિરતાથી વિચાર કરી શકે છે અને તેથી તેનું આખું વિચારબળ ધાર્યું કામ કરવામાં રોકાઈ જાય છે. હજારો પ્રશ્નોમાં ભટકતા મનનું વિચારબળ વહેંચાઈ જાય છે અને દરેક પ્રશ્નનો ઉકેલ નબળો જ પરિણમે છે. ઘણા મનુષ્યોના તો બધાયે કોષો જીવતા પણ નથી હોતા – ગાંડાઓના તો ઘણાખરા કોષ મરી ગયા હોય છે. વર્જ્ય ખોરાક, દારૂ, દવા, થાક વિગેરેથી પુષ્કળ કોષો માંદા પડે છે અને તેવા કોષોવાળા મનુષ્યો એકાગ્ર મનવાળા મનુષ્યની જેમ દરેક વસ્તુસ્થિતિ સ્પષ્ટતાથી સમજી શકતા નથી. મનની એકાગ્રતા વધારવા માટે નીચેની સાધના આવશ્યક છેઃ—

(૧) આળસ અને બેદરકારીનો સંપૂર્ણ ત્યાગ કરવો.

(૨) તામસી ખોરાક અને તામસી સ્વભાવનો સર્વથા ત્યાગ કરવો.

(૩) દેહસુખની ક્ષુદ્ર વાસનાઓમાંથી મનને ભટકતું અટકાવવું.

× આ કલ્પના શ્રીબુદ્ધ ભગવાનની છે અને વૈજ્ઞાનિક અવલોકનોને સાનુકૂળ છે. છતાં આવી વાતોના પુરાવાઓ અશક્યવત્ હોવાથી જ અહીં 'કલ્પના' શબ્દ વાપર્યો છે, ધર્મશાસ્ત્રોની ઉપેક્ષા કરવાના ઇરાદાથી નહિ.

(૪) કપટ (malice)થી અનિષ્ટ રહેલું કપટ પાછળ મનના લાખો ક્રોધો રોકાઈ જાય છે

(૫) અને તેટલું મૌન પાળવું

(૬) અને તેટલો વીર્યસંચય કરવો

(૭) એક કામ ચાલતું હોય ત્યારે મનને બીજા કામમાં ભમતું અટકાવવું

(૮) અભિપ્રાયોનું ડામાડોળપણું દૂર કરી સ્થિરતા સ્થાપવી

આવી સાધના કરનારમાં અજબ આત્મવિશ્વાસ પ્રકટે છે અને તેથી જ તે ચમત્કારિક કાર્યો કરી શકે છે આવી સિદ્ધિઓમાં પણ ચૈતન્યભેદ પુષ્કળ હોય છે જેને આપણે "મેલી વિદ્યાઓ" કહીએ છીએ તે સિદ્ધ કરવાના હેતુથી જે લોકો આવી સાધનાઓ કરે છે તેઓ અધોગામી રાક્ષસી ચૈતન્ય તરફ ધસી રહ્યા હોય છે, અને શક્તિનો દુરુપયોગ કરવાની પ્રતિક્રિયાના અધિકારી બને છે સાધનાઓથી મેળવેલી શક્તિ જ્યારે અંગત ફાયદા માટે વપરાય છે ત્યારે સાધનામાંથી ચ્યુત થવાય છે અને સિદ્ધિ નષ્ટ થઈ જાય છે

આવી સાધનાઓથી દૃષ્ટિ શ્રવણ, સ્પર્શ, ગંધ વગેરેની સામાન્ય મર્યાદાઓથી કંઈક વિશેષ પ્રમાણમાં તે ક્રિયાઓ કરી શકનારાઓના પ્રકાર આવા હોય છે —

(૧) આકાશીય અવાજો સમજી શકનારા ભૂત પ્રેતાદિ સાથે વાતચીત કરનારા

(૨) હિપ્નોટીઝમથી બીજાના વિચાર જાણી લેનારા

(૩) અગ્નિ ઉપર ચાલનારા ઝેર કાચ, વિષ્ટા વગેરે ખાઈ જનારા શરીર ઉપર ખીલા ઠોકાવનારા સામાન્ય માનવીને કઠિન દેખાતી ક્રિયાઓ કરી શકનારા હઠયોગીઓ

(૪) સમાધિથી દુઃખ અને મૃત્યુનો સામનો કરી શકનારા, ભીષ્મપિતામહ જેવા સમાધિસ્થ યોગીઓ

(૫) જ્ઞાનથી દુઃખ અને મૃત્યુને પચાવી જનારા

(૬) બીજાની પાસે ધાર્યું કરાવનારા

(૭) તંત્રીજો દ્વારા ભવિષ્ય કહી શકનારા

(૮) પોતાનું રૂપ બદલી શકનારા, એકી સાથે ઘણા સ્થળે દેખાનારા સૂક્ષ્મ રૂપે અલોપ થઈ જનારા

(૯) આશીર્વાદના બળથી બીજાઓની શક્તિ વધારી આપનારા અનુગ્રહકો

ચૈતન્યના આવા વિવિધ પ્રકારો જોતાં સર્વશ્રેષ્ઠ ચૈતન્યની કલ્પના કરી શકાય ખરી આવા ચમત્કારોનો રડ્યોખડ્યો પણ એક દાખલો જોવા ન મળે તો આવી વાતો વાહિયાત ગણી શકાય, પરન્તુ પૂર્વજન્મની હકીકત કડકડાટ બોલી જનારા બાળકો દૃષ્ટિ માત્રથી ચાલતી ટ્રેન અટકાવી દેનારા મહમદ ઉલો, અંતર્જ્ઞાનથી જ કોઈ પણ વ્યક્તિનું ભવિષ્ય કે ભૂતકાળ કહી શકનારા ત્રિકાળજ્ઞાનીઓના સમાચારો છાપાઓમાં ઘણી વાર વાંચવામાં આવે છે એટલે આ વિષય ઊંડેથી વિચારવા જેવો છે ઉત્કટ ભક્તિયોગથી ધ્રુવ, પ્રહ્‌લાદ તુકારામ, નરસિંહ ચૈતન્ય-મહાપ્રભુ તુલસીદાસ વગેરે મહાનુભાવોને થયેલી ઈશ્વરપ્રાપ્તિની વાત હસી કાઢવાનું ઘણાને સહેલું લાગે છે તે ચૈતન્યવિજ્ઞાનના અજ્ઞાનને લીધે જ બાકી આ જ યુગમાં શ્રીરામકૃષ્ણ પરમહંસ સ્વામી વિવેકાનંદ સ્વામી રામતીર્થ જેવા જાણીતા અને અજાણ્યા અસંખ્ય યોગીઓ ચૈતન્યવિજ્ઞાનમાં પ્રગતિ કરીને જ ઈશ્વરપ્રાપ્તિ કરી શક્યા છે તે અજાણ્યું નથી

ચૈતન્યોત્કર્ષ માટે ધર્મ અને વિજ્ઞાનને આ પ્રમાણે વિસ્તૃત અર્થમાં સમજી લેવાની પહેલી જરૂર છે અને પછી તેમાંથી પરિણમતું જ્ઞાનજન્ય જીવન જીવવામાં જ ઈશ્વરપ્રાપ્તિનો રસ્તો સમાયેલો છે પરંતુ આજે તો એક બાજુ ધર્મ પાળનારો વર્ગ અંધશ્રદ્ધામાં ખૂંપેલો છે અને બીજી બાજુ ધર્મ નહિ પાળનારો વર્ગ જડવાદમાં ખૂંપેલો છે ધર્મધેલો એમ જ માનતો મનાવતો ફરે છે કે ગીતા કે વેદથી વિશેષ નવું

રહસ્ય હોઈ શકે જ નહિ, અને જડવાદી તેનો એક હાથ પાટલૂનના ખીસામાં નાખીને અને બીજો હાથ સિગારેટ ફૂંકવા મુખ આગળ ધરીને ધૂમ્રપાનના ગોટાઓ સાથે ઉચ્ચારે છે કે "આજે મોજ કરી લો, કાલ કોણે દીઠી છે?" **આ બન્નેને જો જીવનનાં મૂલ્ય સમજાવવામાં આવે તો જગતમાં આજે જે અવદશા વ્યાપી રહી છે તે પળવારમાં દૂર થઈ જાય.** વેદ, ગીતા, બાઈબલ, કુરાન, અવેસ્તા કે ગ્રંથસાહેબ ઈશ્વરપ્રાપ્તિ માટે જરૂર સહાયરૂપ છે, પરંતુ તેથી એમ નથી ઠરતું કે નવા પ્રકાશો સામે આંખ મીંચી દેવી. વિજ્ઞાન નવા પ્રકાશો સામે ઉપેક્ષાથી નથી જોતું. વૈજ્ઞાનિકોને વિરોધકોના સાચાપણા માટે કોઈ પૂર્વગ્રહ કે પોતાના સાચાપણા માટે કશો દુરાગ્રહ નથી હોતો. દ્વેષરહિત બુદ્ધિ (open mind)થી પ્રકટ (demonstrate) કરી શકાતાં રહસ્યો ઉપર જ તેઓ સાચાપણાનો આધાર રાખે છે.

વિજ્ઞાન દ્વારા ઈશ્વરપ્રાપ્તિ કરવા ઇચ્છનારો શ્રદ્ધાવાદ કે આશાવાદનો વિરોધી નથી હોતો પરંતુ તેની શ્રદ્ધા અને આશા વેવલાપણામાંથી મુક્ત હોય છે. અંધશ્રદ્ધાળુઓ બધું ઈશ્વર ઉપર જ છોડી દે છે. મારી નાખ્યા તો ઈશ્વરની ઇચ્છા, માંદા પડ્યા તો ઈશ્વરની ઇચ્છા એવી મનોવૃત્તિ ઈશ્વરને જ અવગણવા બરાબર છે. ઈશ્વર આપણી પાસે ઘટનાઓનું રહસ્ય શોધવા ઘટનાઓ મોકલે છે, ઈશ્વર ઉપર છોડી દેવા નહિ. હિમાલયના પીગળતા બરફના પહાડ ઉપર ચાલતી વખતે કે એરોપ્લેનમાં બેઠા પછી કોઈ ઈશ્વર કે દેવદૂત આપણું રક્ષણ કરવા નથી આવનારો. કોઈ બચાવવા આવી પહોંચશે એવો ભ્રમ સેવીને એરોપ્લેનનું સુકાન વહેતું મૂકી દઈએ તો ચોક્કસ આપણો વિનાશ જ થાય. સાવધાની રાખવાનું કામ આપણું છે, તે ઈશ્વર ઉપર ના છોડી દેવાય. આશાવાદનો અર્થ દુર્લક્ષ અને બેદરકારી નથી થતો; ઈશ્વર ઉપર પૂર્ણ ભરોસો–તેના ન્યાય માટે સો ટકા વિશ્વાસ–હોવો તે ખરો આશાવાદ છે. ઈશ્વર આપણને ડરપોક અને સંશોધનભીરુ, અજ્ઞાની અને વેવલા જોવા નથી ઇચ્છતો. ગમે તે વાતમાં ઈશ્વરને વચમાં લાવી દેવો એ અજ્ઞાન છે. ઈશ્વર શબ્દ તો મનના વિચારોની ઉચ્ચમાં ઉચ્ચ ગૂંથણી માટે ઈલાયદો જ રાખવો જોઈએ અને આ ગૂંથણી પહેલેથી છેલ્લે સુધી સુસંગત હોવી જોઈએ.

●

## પથેર પાંચાલી

[ મૂળ લેખક–શ્રી. વિભૂતિભૂષણ બંદોપાધ્યાય, અનુવાદક–શ્રી. ઊર્મિલા, પ્રકાશક–ભારતી સાહિત્ય સંઘ, શ્રીમાળી સોસાયટી, પો. બો. નં. ૭૩, અમદાવાદ; પૃષ્ઠસંખ્યા–૪૨૩; પાકું પૂઠું; મૂલ્ય—બે રૂપિયા ]

શરદબાબુની કૃતિઓથી ગુજરાતને એવું ઘેલું લાગેલું કે તેમની એક જ કૃતિના સારાનરસા અનુવાદો એક કરતાં વધારે થવા લાગ્યા તે ય તેણે સહી લીધું. પણ 'પથેર પાંચાલી'નો આ અનુવાદ ગુજરાતને એટલું કહી શકે એમ છે કે બંગાળમાં એવા બીજા સાહિત્યકારો છે, જેમની કૃતિઓનો અનુવાદ થવો ઘટે છે. ગરીબ મધ્યમવર્ગના કુટુંબજીવનના સાદા ને કૂણા ભાવો આ નવલકથામાં વણાયા છે. ઇન્દિર ઠાકુરણ, સર્વજયા, દુર્ગા કે અપુ–એ બધાં મુખ્ય પાત્રો તો ખરાં જ, પરંતુ નીરેન કે લીલા સરખાં ગૌણ પાત્રો પણ એવાં તો સુરેખ છે કે લેખકના પાત્રવિધાનની પ્રશંસા કરવી જોઈએ. ઇન્દિર ઠાકુરણ કામઢી, ખંધી, ભુખાળવી ને વત્સલ એવાં વિધવિધ સ્વરૂપે પ્રગટ થઈને પણ માનવ પ્રકૃતિના ગેબીપણાનું સુંદર સૂચન કરે છે. એને ક્યાંય ગોઠે નહિ ને જ્યાં ગોઠે ત્યાં અપમાન વેઠાય નહિ. સર્વજયા એને સંઘરે નહિ, છતાં દુર્ગાની ખેંચાઈ એ આવે. એનું મૃત્યુ એ કારુણ્યની પરિસીમા છે. એ મૃત્યુ સર્વજયા પ્રત્યે અભાવો ઉત્પન્ન કરે છે, પણ રૂક્ષ લાગતી સર્વજયાની રૂક્ષતામાં ઠેકાણે ઠેકાણે છિદ્ર પડી ગયાં છે ને અંતે એને ઇન્દિર ઠાકુરણને કનડ્યાનો પશ્ચાત્તાપ ક્યાં નથી થતો? સર્વજયાનું માતૃત્વ, સ્નેહ, તિતિક્ષા ને ત્યાગ માનપ્રેરક છે. સુંદર, નિર્દોષ, ભોળું ને સ્નેહપૂર્ણ જીવન તો દુર્ગાનું છે. તેના મૃત્યુમાં તો વેદનાની અવધિ આવી જાય છે. આવી સાદી વાર્તા, નિત્યજીવનનું આવું સાદું વસ્તુ, છતાં ભાવના આવા તાણાવાણા–લેખકની શક્તિ માટે માન ઉત્પન્ન કરે છે. અપુનું આશાસ્પદ, મુગ્ધ, સાહસિક વ્યક્તિત્વ પણ એવું જ સુરેખ છે. એકંદરે આખી યે વાર્તા નૈસર્ગિક ભાવોનું એક વેદનાવર્ણ્યું મધુર વાતાવરણ ઉત્પન્ન કરે છે ને વાર્તાનો અંત પણ એક નૈસર્ગિક આશાની કલ્પનામાં જ નથી આવતો? એ કલ્પના પણ કેવી આંસુભીની છે! પુસ્તકનો અનુવાદ આવું રસોદ્દીપન કરાવી શકે છે તે જ એની સફળતા સૂચવી દે છે.

'પ્રજાબંધુ'

# હિંદનો પોલાદ અને લોઢાનો ઉદ્યોગ

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

લોઢું

જમીનમાંથી નીકળતી સર્વ ધાતુઓમા લોઢું સૌથી ઉપયોગી અને મહત્વની ધાતુ છે. ખેતીનાં ઓજારો, કારીગરોના હથિયારો, સૈનિકોનાં શસ્ત્રો, કારખાનાંઓ અને ખાણોનાં યંત્રો, રેલવે, સ્ટીમરો, વિનાશના શસ્ત્રાસ્ત્રો, ઘર બાંધવાના પદાર્થો, પુલો, રેલરસ્તો, ટાવરો, અમેરિકાનાં ગગનચુમ્બિત મકાનો, મકાનો વગેરે આધુનિક પ્રજાઓને જોઈતા આવા ઉપયોગના બધા પદાર્થોમાં લોઢાનો મહત્વનો અને મુખ્ય ઉપયોગ છે. આધુનિક વિજ્ઞાન વાદીઓના મત મુજબ લોઢાનો ઉપયોગ'( Iron age ) થયે પાંચેક હજાર વર્ષો થયાં છે એ સમયથી એનો ઉપયોગ વિકાસ પામતાં પામતાં છેલ્લા બસો વર્ષમા પથ્થરને બાદ કરતાં બીજી કોઈ પણ વસ્તુ કરતાં વધારે મોટા પ્રમાણમાં થતો રહ્યો છે યંત્રો અને સંહારક શસ્ત્રાસ્ત્રો તેમ જ યંત્રવાહનોની શોધે એનો ઉપયોગ સહસ્રગણો વધારી દીધો છે.

## જગતમાં લોઢાની અને પોલાદની પેદાશ

જગતમાં લોઢા અને પોલાદની પેદાશ હવે ઘણી જ વિકાસ પામી છે. આ રહ્યા એની પેદાશના આંકડા :

| દેશ | લોઢાની કાચી ધાતુ દસ લાખ ટનમાં ૧૯૩૭માં | કાચું લોઢું (pig iron) દસ લાખ ટનમાં ૧૯૩૭માં | પોલાદ ( steel ) દસ લાખ ટનમાં ૧૯૩૭માં | વિગત |
|---|---|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા) | ૪૮.૮ | ૩૭.૩ | ૫૦.૭ | જગતમાં લોઢામા પ્રથમ |
| ફ્રાન્સ | ૩૭.૭ | ૭.૯ | ૭.૭ | ખાણો મોટી, કારખાના નાના |
| સ્વીડન | ૧૧.૦ | ૦ | ૧.૧ | જર્મનીને કાચું લોઢું મોકલે છે |
| જર્મની | ૫.૨ | ૧૫.૬ | ૧૯.૪ | પેદાશ થોડી, કારખાના ઘણાં, બહારથી કાચું મંગાવે છે. |
| રશિયા | ૨૭.૫ | ૧૪.૪ | ૧૭.૧ | લોઢામાં, બીજે નંબરે |
| બ્રિટન | ૧૨.૭ | ૮.૫ | ૧૨.૯ | |
| હિંદ | ૨.૬ | ૧.૮ | ૦. | હવે સ્ટીલ પણ બને છે. લોઢાની પેદાશ પણ બેવડી થઈ છે. |
| બેલ્જિયમ | ૦ | ૦ | ૩.૯ | |
| જાપાન | ૦ | ૨.૨ | ૫.૭ | |
| ઇટાલી | ૦ | ૦ | ૨.૧ | |

## ધાતુ ખોદી લવાય છે

આપણે જમશેદપુરની લોઢા ગાળવાની મોટી ભઠ્ઠી આગળ જઈએ. પ્રથમ બિહારના સિંગભૂમ જિલ્લામાં લોઢાની ખાણો તરફ નજર કરીએ. નાની નાની ટેકરીઓવાળા આ પ્રદેશમાં અબજો ટન લોઢાની ધાતુ જમીનની અંદર પડી છે. વીજળીની મદદથી યંત્રો એ ધાતુનું ખોદકામ કરે છે હાથમાં લોઢાનો માટીમિશ્રિત ભૂરો પથ્થર ઉપાડી જુઓ. તે કેટલો ભારે લાગે છે! એમાં ૩૦–૪૦ ટકા લોઢું અને બાકી માટી હોય છે. ખાણોમાં વીજળિક શક્તિથી ચાલતી ટ્રેનો એ પથ્થરો રેલવેનાં વેગનોમાં ભરે છે. એ વેગન ભરાતાં ચાર પાંચ મિનિટ જ લાગે છે. ભદ્રાવતી આયર્ન વર્કસ માટેની ધાતુના પથરા ખાણમાંથી કારખાનામાં લાવવા માટે પોલાદના મજબૂત તારો ઉપર ગરેડી ગોઠવી તેમાં અદ્ધર વીજળી–શક્તિથી ચાલતી નાની ગાડીઓનો ઉપયોગ કરાય છે. તાતાના મોટા કારખાના માટે દરરોજ એકસો ટ્રેનો ભરીને લોઢાના પથ્થરો જમશેદપુરના સ્ટેશન પર આવે છે. વેગનો પરબારાં ભઠ્ઠીમાં ઠલવાય છે.

## લોઢું ( Pig iron ) ગાળવાની ભઠ્ઠી

આ ભઠ્ઠી બહુ મોટી હોય છે. એકી સાથે હજારેક ટન લોઢું ગાળી શકે છે. અગાઉ વરાળયંત્રથી એ ભઠ્ઠી ચાલતી. હમણાં વીજળિક શક્તિથી ચાલે છે. ભઠ્ઠીમાં લોઢાના પથરા અને કોલસાનો જથ્થો સાથે નાખવામાં આવે છે. એમાં થોડો ચૂનો પણ મેળવવામાં આવે છે. કોલસામાં દરેક વસ્તુને સાફ કરવાનો ગુણ છે. લોઢાના પથ્થરમાંથી એ માટીને છૂટી પાડે છે. લોઢાની ધાતુનું ઓગળીને પાણી થઈ જાય છે એટલો સખત તાપ એને દેવામાં આવે છે. ભઠ્ઠી અગ્નિ–પ્રૂફ ઈંટોની બાંધેલી હોય છે. આવી ભઠ્ઠીમાં જ્યારે લોઢું કેટલાક કલાકોના સતત અને સખત તાપથી ગળી પ્રવાહી બને છે એટલે નાળીઓમાં એ પ્રવાહીના ધગધગતા મોટા પ્રવાહને છોડવામાં આવે છે. લગભગ એકથી દોઢ એકરમાં રેતીના સાંકડા ક્યારડા બનાવેલા હોય છે. નાળીઓમાંથી છૂટેલો લોઢાની ધાતુનો પ્રવાહ જોસબંધ વહી રેતીના આ ક્યારડાઓમાં ભરાય છે. બધા ક્યારડાઓ ભરાય એટલે નાળીનું ઢાંકણું બંધ કરી દેવામાં આવે છે. આ ક્યારડાઓમાંના પ્રવાહમાંથી ચિનગારીઓ ઝરે છે. એના ઉપર છૂટથી પાણી નાખવામાં આવે છે. અમે તો એ સ્થળે લોઢાની ધાતુના સખત તાપ સામે ઊભી પણ શકતા નહોતા. પરંતુ કામદારો મહાવરાને લઈને લાંબી કોશો લઈને પ્રવાહને વ્યવસ્થિત બનાવતા હતા. એઓ એ કામથી ટેવાઈ ગયા હતા, પરંતુ એમની આંખો ઉપર લાંબે ગાળે એની ખરાબ અસર થતી હોવી જોઈએ. ક્યારડાઓમાં ત્રણ સાડા ત્રણ ફીટ કાચા લોઢાના ઢાળિયા ઠરીને બંધાઈ જાય છે. એમાં માટીનો થોડો ભાગ તો રહે છે, એ તદ્દન સ્વચ્છ નથી હોતું.

કાચા લોઢાનાં હિંદનાં મોટાં ઘરાકો બ્રિટન અને જાપાન છે. અને અર્ધો ઉપરનો ભાગ હિંદમાં પોલાદ બનાવવાના કામમાં લાગે છે.

## પોલાદ કેમ બને છે?

કાચા લોઢાના ઢાળિયા બીજી બાજુની પોલાદની ભઠ્ઠીમાં લઈ જવામાં આવે છે. એની સાથે પ્રમાણસર જૂના લોઢાના કાટના કકડા, કોલસો, ચૂનો વગેરે મેળવીને એને ભઠ્ઠીમાં ફરી ગાળે છે. એ તદ્દન ચોખ્ખું લોઢું બની અતિ સખત બને છે. ત્યાંથી એને પોલાદના ઢાળિયાને દાબવાના કારખાનામાં લઈ જવામાં આવે છે. ત્રણ ફીટ લાંબો ઢાળિયો મોટા ૧૦૦-૧૫૦ મણના હથોડા નીચે ટિપાઈ દબાઈ ૧૦૦–૧૫૦ ફીટ લાંબો થઈ સળિયારૂપે નીકળે છે. બીજી મિલમાં એવો જ ઢાળિયો ટિપાઈ દબાઈ પાતળો થઈને પતરારૂપે નીકળે છે. એ પતરામાંથી છાપરા ઉપર ઢાંકવાનાં Corrogated sheets બનાવવામાં આવે છે. પતરાંને કલાઈ અને જસતની મિશ્ર ધાતુઓમાં બોળવામાં આવે છે. જુદાં જુદાં યંત્રોમાં ઉપયોગની અનેક મોટી ચીજો વિશાળ પ્રમાણમાં તૈયાર થાય છે. હિંદમાં પોલાદનો ઉપયોગ દિનપ્રતિદિન વધે છે અને યુદ્ધને અંગે એ ઉદ્યોગનો વિકાસ પણ ઠીક થાય છે.

## લોઢામાંથી બીજી વસ્તુઓની બનાવટ

લોઢામાંથી અનેક વસ્તુઓ બનાવે છે. માઇસોરના ભદ્રાવતીના કારખાનામાં લોઢું ઢાળવાનો મોટો સ્વતંત્ર વિભાગ છે. અમુક પ્રમાણમાં લોઢા સાથે માટી મેળવીને લોઢાને ગાળી નાખે છે. એ પ્રવાહી ગોળ ફરતા પ્લેટફોર્મ ઉપર ગોઠવેલાં દસ મોટાં ઊંડાં બીબાંમાં વચલા ભાગમાં રેડાય છે. બીબાંમાં માત્ર ૧ થી ૮ ઇંચ જાડા પાઇપ હોય એટલી જગ્યા હોય છે. એના ઉપર પાણી રેડી એને ઠારે છે એટલે પાઇપ તૈયાર થાય છે. એ પાઇપોને કાઢી સંઘાડે ચઢાવી એને સાફ કરે છે.

બીજી બાજુ તારના થાંભલા, વીજળીના થાંભલા હોય છે. કારખાનામાં ઢાળવાના કામનો આ વિભાગ પણ એકરોના એકરો જમીન રોકે છે. બીજા એક વિભાગમાં લોઢાના કચરામાંથી રસાયનિક પદાર્થો બનાવવાનો વિભાગ હોય છે. હમણાંના રસાયનશાસ્ત્રીઓ કોઇ પણ પદાર્થને નકામો જવા દેતા નથી. અહીં રસ્તા ઉપર પાથરવાનો ડામર અને કેટલાંક એસિડો તૈયાર થાય છે. લોઢામાંથી અનેક By products બને છે. એની બનાવટો માટે જુદી જુદી જાતનાં યંત્રો ગોઠવાયલાં રહે છે.

## જમશેદપુર—તાતાનું મોટું કારખાનાનું શહેર

તાતાનું કારખાનું હજારો એકરોમાં છે. એની પાછળ એક મોટું શહેર વસેલ છે. આ તાતાનગરનું આધુનિક શહેર છેલ્લામાં છેલ્લા પ્રકારનાં સાધનોથી ભરપૂર છે. વીજળિક શક્તિ, પીવાનું ચોખ્ખું પાણી, વિશાળ સ્વચ્છ રસ્તાઓ, હવા-અજવાળાની પૂરતી સગવડવાળાં આધુનિક ઢબનાં મકાનો, બજારો, બાગબગીચાઓ, રમતગમતનાં મેદાનો, તાર, ટેલિફોન, બેંકો, સહકારી સંસ્થાઓ, નિશાળો, હુન્નરશાળા, પુસ્તકાલયોથી યુક્ત આ શહેરમાં પોણો લાખ માણસની વસ્તી છે. શહેર ખૂબ સ્વચ્છ અને દેખાવડું છે.

## હિંદી લોઢાના ઉદ્યોગનો પ્રાચીન ઇતિહાસ

હિંદમાં પ્રાચીન કાળમાં લોઢાની અને પોલાદની પેદાશ થતી હતી. લાકડાના કોલસા બાળીને તેમાંથી લોઢાની પેદાશ સારા પ્રમાણમાં કરવામાં આવતી હતી. દરેક પ્રાન્તમાં લોઢાની ભઠ્ઠીઓ હતી. તેમાં લોઢું ગાળવામાં આવતું હતું. અગ્ન્યાસ્ત્ર (તોપો) ગાળવાનાં કારખાનાં પણ અસ્તિત્વમાં હતાં. દિલ્લીના કુતુબ મિનાર પાસે જે લોઢાનો એક થંભ ૨૫૦૦ વરસો થયાં અસ્તિત્વમાં છે તેવો હજારો મણના વજનનો થંભ કેવી રીતે ઘડાયો અને લવાયો હશે તે સૌને અજાયબીમાં નાંખે છે. આજે પણ એવા મોટા લોઢાના સ્મરણસ્તંભની બનાવટની મુશ્કેલીઓ એન્જિનિયરો જાણે છે.

હિંદમાં તલવારો, તીરો તથા ભાલાંનાં ફણાં અને ગદાઓને માટે લોઢાનો ઉપયોગ ઘણા જૂના વખતથી થતો હતો. જ્યારે વેદો રચાયા ત્યારે લોઢાનો યુગ હતો, પરંતુ મોહેં-જો-ડેરો અને હરાપ્પાનાં પ્રાચીન ખંડેરોમાંથી લોઢાનાં હથિયારો મળ્યાં નથી, અને તેથી એ સમયમાં લોઢાનો યુગ ચાલુ હશે નહિ એવું અનુમાન થાય છે. પ્રથમ પહેલાં તો પથ્થરનાં અણિયાળાં હથિયારો, પછી કાંસાનાં હથિયારો અને છેવટે લોઢાનાં હથિયારો મનુષ્યજાતિના ઉપયોગમાં આવ્યાનાં અનુમાનો છે.

## હિંદમાં આધુનિક લોઢાનાં કારખાનાંનો ઇતિહાસ

હિંદમાં લોઢાની ધાતુ પુષ્કળ મળે છે. હાથઉદ્યોગ તરીકે હજારો વર્ષો થયાં લોઢાનો વહીવટ ચાલે છે. પરંતુ યંત્રો મારફતે લોઢું બનાવવા માટે સોએક વર્ષો થયાં નાનાં નાનાં કારખાનાં થયાં હતાં. કાચા લોઢામાંથી ઢાળા ઢાળીને અનેક જાતના પદાર્થો બનાવવાનાં નાનાં કારખાનાં પણ હિંદમાં સ્થપાયાં હતાં. આ નાનાં કારખાનાંઓમાંનાં કેટલાંક હજી પણ થોડા વધારે પ્રમાણમાં વિકાસ પામેલાં જોવામાં આવે છે. પરંતુ વ્યવસ્થિત રીતે આ દિશામાં પ્રથમ કંપની ધી બારાકર આયર્ન વર્કસ લિમિટેડ લગભગ ૫૨ વર્ષ ઉપર સ્થપાઈ હતી. એ કંપનીનું કારખાનું બંગાળમાં કુલથી ખાતે સ્થાપવામાં આવ્યું હતું. કલકત્તાથી પશ્ચિમોત્તરમાં ૧૪૦ માઈલ દૂર એ કારખાનું આવ્યું છે. એ કારખાનું બંગાળ આયર્ન કંપનીની માલિકીનું

છે, અને ત્યારથી જ લોઢું, ઢાળિયા અને પાઈપો બનાવતું આવ્યું છે.

## પોલાદનાં કારખાનાં

હિંદના સૈનિકખાતાએ ઇચ્છાપુર ખાતે ૪૨ વર્ષ પહેલાં એક નાનું કારખાનું સ્થાપ્યું હતું. એ એક નાની ભઠ્ઠીમાં પોલાદ બનાવતું હતું. હવે એ કારખાનાનો વિકાસ થઈ 'મેટલ એન્ડ સ્ટીલ વર્કર્સ'ના નામે ઓળખાય છે. પોલાદ બનાવવાની શરૂઆત હિંદમાં આ જ કારખાનામાં થઈ હતી. એના પછી ઇસ્ટ ઇન્ડિયા રેલવે કંપનીએ જમાલપુર ખાતે પોલાદ બનાવવાનું રેલવેનું એક નાનું કારખાનું ખોલ્યું આ બન્ને કારખાનાંમાંથી એકે ય કારખાનું વાર્ષિક ૩૦ હજાર ટનથી વધારે પોલાદ કાઢી શકતું નહોતું. પોલાદની બનાવટો બજારમાં વેચવા માટે નહિ પરંતુ પોતાના વપરાશ માટે હતી. પરંતુ રેલવેએ આ કારખાનું પાછળથી બંધ કરી દીધું હતું. ઉપરના કુલથી ખાતે સ્થપાયેલા બારાકર આયર્ન વર્કસેં ૩૨ વર્ષો ઉપર પોલાદ બનાવવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ બે વરસના પ્રયોગને અંતે ઘણી અડચણો ઊભી થવાથી આ પ્રયાસ નિષ્ફળ નીવડ્યો હતો.

## જમશેદજી તાતાએ સ્થાપેલ લોઢાનો ઉદ્યોગ

હિંદમાં લોઢા તથા પોલાદના ઉદ્યોગના ઉત્પાદક, વિકસાવનાર અને ઉચ્ચ સ્થિતિમાં એ ઉદ્યોગને લાવી મૂકનાર શ્રી. જમશેદજી તાતા હતા. એમણે અમેરિકા સુધીનો પ્રવાસ કરી અનુભવીઓની સલાહ લઈને આ ઉદ્યોગ સ્થાપવા માટેની યોજના તૈયાર કરી હતી. સને ૧૯૦૭માં ધી તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપનીની શરૂઆત થઈ. જમશેદપુર ખાતેના કારખાનામાં બે ગાળવાની ભઠ્ઠીઓ અને એક પોલાદ ઘડવાની મિલ ચાલુ કરાઈ. શરૂઆતમાં વાર્ષિક ૧૨૦૦૦૮ ટન કાચું લોઢું અને ૮૦૦૦૦ ટન પોલાદની વસ્તુઓ બનાવવાની સને ૧૯૧૧-૧૨ માં તૈયારી થઈ ગઈ. એ પછી એમાં વિકાસ થતો રહ્યો છે. આ કારખાનું એક વખત આખા બ્રિટિશ સામ્રાજ્યમાં મોટું હતું. આ વરસે એમાં ૧૨૦૦૦૦૦ ટન કાચું લોઢું અને ૮૫૦૦૦૦ ટન પોલાદ તૈયાર થશે. આ ૩૦ વરસોમાં એના ઉપર ઘણા સારાનરસા પ્રસંગો પસાર થઈ ગયા છે. છેલ્લા મહાયુદ્ધમાં એને તડાકો પડ્યો હતો, પાછળથી ઘણાં નબળાં વરસો પણ આવ્યાં હતાં, પરદેશથી આવતા પોલાદ સામે એ મહામુશ્કેલીથી ટકી શક્યું હતું.

## ઇન્ડિયન આયર્ન અને સ્ટીલ કંપની

સને ૧૯૧૮માં ઇન્ડિયન આયર્ન અને સ્ટીલ કંપનીની સ્થાપના થઈ. હીરાપુર (બંગાળ) માં એણે બે ગાળવાની ભઠ્ઠીથી કામ શરૂ કર્યું. આ કંપનીએ જૂની બંગાળ આયર્ન કંપનીને પોતામાં મેળવી દીધી. આ કંપનીએ પાછળથી વધારે હિંદી મૂડી મેળવીને પુષ્ટ થઈ પોતાનાં કારખાનાંઓનો વિકાસ કર્યો, એનાં બન્ને કારખાનાંઓમાંથી ૮૫૦૦૦૦ ટન કાચું લોઢું તૈયાર થાય છે, તે ઘણુંખરું જાપાન અને બ્રિટન ખરીદી લે છે. આ સિવાય આ કંપની ૧ લાખ ટન જેટલા પાઈપો અને બીજી ચીજો ઢાળીને તૈયાર કરે છે. હવે એ કંપનીના આશ્રય નીચે સ્ટીલ કોરપોરેશન ઑફ બેંગાલ સ્થપાઈ છે. આની મિલ ચાલુ થઈ છે. એટલે ઉપલી કંપનીના કાચા લોઢા માટે હવે બહારના ઘરાકની જરૂર રહેશે નહિ. તાતા કંપની સાથે આ કંપનીને જોડી દઈ એક જ તંત્ર નીચે આ ઉદ્યોગને ચલાવવાની ગોઠવણો ઘણી વાટાઘાટ પછી નિષ્ફળ થઈ હતી. આ કંપનીનો વહીવટ કલકત્તાની બર્ન કું. કરે છે.

## માઇસોરની ભદ્રાવતીની મિલ

અઢાર વર્ષ ઉપર માઇસોરની સરકારે લોઢાના આ કારખાનાની સ્થાપના કરી છે. એ દર વરસે ૨૦૦૦૦ ટન કાચું લોઢું લાકડાના કોલસા બાળીને પેદા કરતું હતું. માઈસોરની જમીનમાં કોલસા નથી. જંગલો ઘણાં હોવાથી લાકડાના કોલસા બાળવા સસ્તા પડે છે. એ કારખાનું હવે વિકાસ પામતું જાય છે. દર વરસે પંદર હજાર ટન જેટલા પોલાદની વસ્તુઓ બનાવવાની મિલ પણ ત્યાં સ્થપાઈ છે, તે સિવાય અહીં પાઈપો પણ ઢાળવામાં આવે છે. આ

સિવાય લોઢામાંથી કેટલાંક રસાયનિક દ્રવ્યો પણ બનાવે છે. પહેલાં તો ભદ્રાવતીનું કારખાનુ નુકસાનમાં ચાલતુ હતું પરંતુ છેલ્લાં ત્રણ વરસો થયાં એ નફો કરતું થયુ છે માઈસોરમાં લોઢાની કાચી ધાતુ મોટા પ્રમાણમાં મળે છે, અને એ માઈસોર માટે એક આશીર્વાદ સમાન છે.

## તાતા કંપનીની સહાયકારી પેટા કંપનીઓ

પોતાના ઉદ્યોગના ઉત્તેજન માટે તાતા કંપનીએ કેટલીક કંપનીઓની સ્થાપના કરાવી છે, તેમાં ટીનપ્લેટ કંપની અને ઇન્ડિયન સ્ટીલ વાયર પ્રોડક્ટસ કંપનીઓ મુખ્ય છે. જમશેદપુરમાં જ એમનાં કારખાનાં આવેલાં છે. એમને જોઈતું પોલાદ તાતા કંપની સસ્તે ભાવે પૂરું પાડે છે. ટીનપ્લેટ કંપની દર વરસે ૫૦ હજાર ટન ડબાનાં પતરાં તૈયાર કરે છે. એ કંપનીમાં બરમા શેલ કંપની (તેલની કંપની) મોટો લાભ હોવાથી એ બધાં પતરાંના ડબા બનાવી લઈ જાય છે. વાળા બનાવનાર બીજી કંપનીમાં દર વરસે ૪૦ હજાર ટન વાળા, ચૂંકા વગેરે બનાવે છે. આ સિવાય નાળીઓ બનાવવા માટેની એક કંપની બ્રિટિશ કંપનીના સહકારથી ચાલે છે. આ સિવાય કલકત્તા, મુંબઈ, લાહોરમાં નાની નાની કંપનીઓનાં કારખાનાંઓમાં જૂના લોઢાના કાટમાંથી પાઈપો, સ્ક્રુઓ વગેરે બનાવે છે.

## કાચી લોઢાની ધાતુ

હિંદમાં લોઢાની ધાતુનો જથ્થો પુષ્કળ મળે છે. ઉપર જણાવેલ બધી કંપનીઓ પાસે એ ધાતુની વિશાળ ખાણો છે. મુખ્ય પેદાશ સિંગભૂમ (બિહાર)ની ખાણોમાંથી દર વરસે ૧૨૦૦૦૦૦ ટન સને ૧૯૩૫માં થઈ હતી. હમણાં સવાયો માલ ખોદી કઢાય છે. મયૂરભંજની ખાણોમાંથી ૯ લાખ ટન લોઢાની કાચી ધાતુ અને કેઓંઝર રાજ્યમાંથી ૩ લાખ ટન ધાતુ નીકળે છે. આ બધી ખાણો બિહાર પ્રાંતમાં છે. લોઢાની ધાતુને ઓગાળવા માટે કોલસાની લાખો ટનની જરૂર પડે છે. હિંદમાં કોલસાની લોઢાની ધાતુ જેટલી ખોટ નથી છતાં જરિયાની, કોલસાની ખાણોના વિભાગમાં બંને કંપનીઓ પાસે કીમતી કોલસાની ખાણો છે. હિંદની લોઢાની ધાતુ સરસ છે, કોલસો ઊંચો નથી, છતાં ૨૦૦ વરસ સુધી કોલસો હજી ચાલશે

## ૧૯૩૮-૩૯માં લોઢાની અને પોલાદની પેદાશ

સને ૧૯૩૮-૩૯માં જગતની કાચા લોઢાની કુલ પેદાશ ૮ કરોડ ટનની અને પોલાદની પેદાશ ૧૦ા કરોડની થઈ હતી, જ્યારે સને ૧૯૩૭માં કાચા લોઢાની પેદાશ ૧૦ા કરોડ ટન અને પોલાદની પેદાશ ૧૩ા કરોડ ટનની હતી. પેદાશ ૨૦ ટકા ઘટવાનું કારણ જગતની મંદી હતી માત્ર જર્મની યુદ્ધનાં શસ્ત્રાસ્ત્રો મોટા પ્રમાણમાં બનાવતું હોવાથી તેની પેદાશ વધી હતી હિંદમાં સને ૧૯૩૮-૩૯માં કાચા લોઢાની પેદાશ ૧૫ાા લાખ ટન, ઢાળાના લોઢાની પેદાશ ૮૮ હજાર ટન, પોલાદના ઢાળિયાની પેદાશ ૯ાા લાખ ટન અને પરચૂરણની પેદાશ ૮ લાખ ટનની થઈ હતી. સને ૧૯૩૭થી કાચા લોઢાની પેદાશમાં ઘટાડો થયો હતો, પરંતુ પોલાદની પેદાશ સહેજ વધી હતી. બ્રિટનની પેદાશ સને ૧૯૩૮માં ૬૭ાા લાખ ટન કાચું લોઢું અને પોલાદની પેદાશ ૨ કરોડ ટન હતી. ચાલુ મંદીને લીધે પેદાશ ૨૦ ટકા ઘટી હતી ભાવો ખૂબ દબાયલા રહેલ હતા. લોઢાના ભાવો સસ્તામા સસ્તા રહ્યા હતા.

## ૧૯૪૦ ની લોઢાની તથા પોલાદની સ્થિતિ

૧૯૪૦માં તો યુદ્ધ ફાટી નીકળ્યુ છે. યુરોપના ઘણાખરા દેશોમા અવ્યવસ્થા અને આક્રમણોના પરિણામે પેદાશ ઘટી છે, માત્ર હિંદમા મોટા ઉત્પાદને લીધે પેદાશ વધી છે. પરદેશથી લોઢું કે પોલાદ આવતાં નથી, એટલે હિંદમાં ભાવ વધ્યા છે હિંદની ઘણી ખરી જરૂરિયાતો હવે તાતા કંપની તથા કલકત્તાનાં કારખાનાંઓથી પૂરી કરવાની છે. હિંદમાં પોલાદની ખપત પણ વધી છે. તાતા ડીફર્ડ શેરના આથી રૂ ૧૮૦૦ થઈ રહ્યા છે આ વરસ લોઢાની કંપનીઓ માટે સારું છે. વિકાસ સારો છે. હિંદનો આ ઉદ્યોગ હવે મજબૂત પાયા ઉપર સ્થપાયો છે એ ઉદ્યોગ મેસર્સ તાતા કંપનીના પુરુષાર્થથી વિકાસ પામ્યો છે. હિંદી પોલાદ કસોટી કરતાં ઘણુ સારું

માલમ પડ્યું છે. હજી કાટ નહિ ખાતા પોલાદની પેદાશની અને મોટરોમાં તથા વિમાનોમાં જોઈતા ઊંચા પોલાદના વિકાસની જરૂર છે.

**પરદેશોથી આયાત થતું લોઢું તથા પોલાદ : ૧૯૩૮-૩૯**

હિંદમાં ખાસ જાતનું કાચું લોઢું ૨૮૦૦ ટન કિંમત રૂ. ત્રણ લાખનું બ્રિટનથી આયાત થયું હતું. દર ટને એની કિંમત રૂ. ૧૨૪) દેવી પડી હતી. તે સિવાય ઊંચું પોલાદ ૩૧૦૦ ટન રૂ. ૭ાા લાખનું આવ્યું હતું. પોલાદની અને લોઢાની વસ્તુઓ ૨૬૫-૦૦૦ ટનના વજનની અને ૬ાાા કરોડની કિંમતની આવી હતી. દર ટને કિંમત રૂ. ૨૫૧) જેટલી નોંધાઈ હતી. સને ૧૯૪૦માં આ આવક ઘટી ગઈ છે, છતાં પરદેશી રાજ્યો પોતાના ઉદ્યોગોને રોકડી મદદ આપતાં હોવાથી તેમ જ પોતાના દેશમાં ઊંચે ભાવે વેચી પરદેશો ખાતે ઓછે ભાવે માલ મોકલતાં હોવાથી હિંદમાં પરદેશી લોઢું પોસાય છે. સને ૧૯૩૮-૩૯માં આપણે બ્રિટન પાસેથી ૧૩૬૦૦૦ ટન એટલે ૫૦ ટકા લોઢાનો માલ લીધો હતો. બેલ્જિયમમાંથી ૩૩૦૦૦૦ ટન, જર્મનીમાંથી ૩૦ હજાર ટન અને ફ્રાન્સમાંથી ૧૦૦૦૦ ટન માલ મંગાવ્યો હતો. ઉપલા બધા દેશો જર્મનીના કબજામાં હોવાથી ત્યાંથી હવે લોઢાનો માલ હિંદમાં આયાત થતો નથી. એ વરસમાં જાપાનથી ૧૭૦૦૦ ટન માલ આયાત થયો હતો.

**હિંદમાંથી લોઢાની નિકાસ**

હિંદમાંથી મુખ્યત્વે કાચા લોઢાની નિકાસ થાય છે. સને ૧૯૩૭માં કુલ ૬૨૯૦૦૦ ટન કાચા લોઢાની નિકાસ થઈ હતી. જ્યારે ૧૯૩૮-૩૯ માં ૫૧૪૦૦૦ ટનની નિકાસ થઈ હતી. બન્ને વર્ષોની નિકાસની કિંમત એક સરખી એટલે રૂ. ૨૭૦ લાખની હતી. જાપાને ૩૩૦૦૦૦ ટન, બ્રિટને ૧૦૯૦૦૦ ટન અને અમેરિકાએ ૮૦૦૦ ટન કાચું લોઢું ખરીદ્યું હતું. નેધરલેંડ ખાતે ૪૧૦૦૦ ટન; ૨૦૦૦૦ ટન જર્મની ખાતે ચડ્યું હતું. હવે બ્રિટન અને જાપાન સિવાય હિંદનું કાચું લોઢું ખરીદનાર દેશો રહ્યા નથી. એ રીતે આપણે ૬ાા કરોડનું લોઢું પરદેશો પાસેથી ૧૯૩૮-૩૯માં ખરીદ્યું હતું, ૨ાા કરોડ રૂપિયાના લોઢાનું પરદેશોને વેચાણ કર્યું હતું. આ વરસના આંકડા હજી પ્રગટ થયા નથી. યુદ્ધને અંગે પરદેશોથી આયાત ઘટશે, નિકાસ પણ ઘટશે.

**હિંદની લોઢાની બે મોટી કંપનીઓ**

તાતા કંપનીના જમશેદપુરના કારખાનાની આયર્ન કંપનીની મૂડી ૧૦ાા કરોડ રૂપિયાની છે. પરંતુ એ કારખાના ઉપર મોટી રકમનું – આશરે ૩૦ કરોડનું નફામાંથી ખર્ચ થયું છે. આમાં લોઢાની અને કોલસાની ખાણો, કારખાનું, યંત્રો, લાખ માણસની વસ્તીનું શહેર આવી જાય છે. યંત્રો પણ નવી નવી શોધને આધારે નવાં નવાં ગોઠવવાં પડે છે. તાતા કંપનીએ મોટી રકમ રીઝર્વ માટે કાઢી છે, આથી એની આર્થિક સ્થિતિ ઘણી મજબૂત છે. ઇન્ડિયન આયર્ન અને સ્ટીલ કં. ની મૂડી ૨૦ લાખ પાઉંડ એટલે ૨ાા કરોડ રૂપિયાની ડિબેન્ચરમાં, તે સિવાય લગભગ ૨ કરોડ રૂપિયા મૂડીમાં હતા. કંપની પાસે લોઢું ગાળવાની ૪ મોટી ભઠ્ઠીઓ, ઢાળા ઢાળવાનાં મોટાં યંત્રો અને બીજાં યંત્રો તથા લોઢા-કોલસાની ખાણો અને બે નાનાં શહેરો છે. પોલાદની કંપની (પેટા કંપની)ના દસ લાખ પાઉંડના ડિબેન્ચર અને ૩ાા કરોડ રૂપિયાની મૂડી છે. ૪૦ લાખની વધારેની મૂડી સને ૧૯૩૮ માં કાઢવામાં આવી હતી. ટીનપ્લેટ કંપનીની મૂડી ૬૫ લાખ અને સ્ટીલ વાયર કંપનીની મૂડી ૭૫ લાખની છે. સૌ કંપનીઓની આર્થિક હાલત સદ્ધર છે.

**આ બે કંપનીનો મોટો નફો**

આ બંને કંપનીઓ મોટો નફો કરે છે. એમની પાસે મોટાં રીઝર્વ ફંડો અને નવાં યંત્રો ગોઠવવાનાં ફંડો છે. હિંદનો આ અતિ વિશાળ અને સદ્ધર ઉદ્યોગ છે. આ કંપનીઓ પોતાનાં ફંડો માટે મોટી રકમ બાદ કર્યા પછી વાજબી નફો ભાગીદારીમાં વહેંચે છે; છતાં એ નફો એવડો મોટો છે કે

સિવાય લોઢામાંથી કેટલાંક રસાયનિક દ્રવ્યો પણ બનાવે છે. પહેલા તો ભદ્રાવતીનું કારખાનું નુકસાનમા ચાલતું હતું પરંતુ છેલ્લા ત્રણ વરસો થયા એ નફો કરતું થયુ છે માઇસોરમાં લોઢાની કાચી ધાતુ મોટા પ્રમાણમા મળે છે, અને એ માઇસોર માટે એક આર્શીર્વાદ સમાન છે.

## તાતા કંપનીની સહાયકારી પેટા કંપનીઓ

પોતાના ઉદ્યોગના ઉત્તેજન માટે તાતા કંપનીએ કેટલીક કંપનીઓની સ્થાપના કરાવી છે, તેમા ટીનપ્લેટ કંપની અને ઇન્ડિયન સ્ટીલ વાયર પ્રોડક્ટસ કંપનીઓ મુખ્ય છે જમશેદપુરમા જ એમનાં કારખાના આવેલાં છે. એમને જોઇતું પોલાદ તાતા કંપની સસ્તે ભાવે પૂરું પાડે છે ટીનપ્લેટ કંપની દર વરસે ૫૦ હજાર ટન ડબાના પતરાં તૈયાર કરે છે. એ કંપનીમા બરમા શેલ કંપની (તેલની કંપની) મોટો લાભ હોવાથી એ બધાં પતરાંના ડબા બનાવી લઈ જાય છે. વાળા બનાવનાર બીજી કંપનીમાં દર વરસે ૪૦ હજાર ટન વાળા, ચુંકો વગેરે બનાવે છે. આ સિવાય નાળીઓ બનાવવા માટેની એક કંપની બ્રિટિશ કંપનીના સહકારથી ચાલે છે આ સિવાય. યુદ્ધના [illegible]

ઓછી રહેશે, પરંતુ યુદ્ધ પછી જો હિંદની આર્થિક સ્થિતિ સુધરશે તો હિંદમાં પોલાદનો ઉઠાવ વધવા સંભવ છે પરદેશોમાં યુદ્ધથી થયેલી અવ્યવસ્થા ચાર પાંચ વરસો સુધી કે વધારે લાંબી ચાલવા સંભવ છે. તે દરમિયાન હિંદી ઉદ્યોગે પોતાનું બળ વધારીને હિંદને તદ્દન આત્મસંતોષી બનાવવું જોઈએ. હિંદમાં લોઢાની ધાતુનો ઘણો મોટો જથ્થો જમીનમાં છે. હમણાંથી ત્રણ ગણો પોલાદનો જથ્થો બનાવી શકે છે, પરંતુ હિંદના પોલાદની નિકાસ કરવા માટેનો સવાલ હજી ઉપસ્થિત થયો નથી. પહેલાં હિંદે પોતાની જરૂરિયાત પૂરી કરવાની છે. હિંદી કાચું લોઢું એટલું સરસ છે કે તેમાથી સારું પોલાદ બની શકે છે.

## લોઢાના ઉદ્યોગોને સરકારી મદદ

હિંદના લોઢા-પોલાદના ઉદ્યોગ ઉપર અનેક વાદળો આવ્યા અને ગયાં. યુદ્ધના સમયમાં એણે

કંપનીઓ પાસે કીમતી કોલસાની ખાણો છે. હિંદની લોઢાની ધાતુ સરસ છે, કોલસો ઊંચો નથી, ૭૫ા ૨૦૦ વરસ સુધી કોલસો હજી ચાલશે

## ૧૯૩૮-૩૯ માં લોઢાની અને પોલાદની પેદાશ

સને ૧૯૩૮-૩૯ માં જગતની કાચા લોઢાની કુલ પેદાશ ૮ કરોડ ટનની અને પોલાદની પેદાશ ૧૦ાા કરોડની થઈ હતી, જ્યારે સને ૧૯૩૭ માં કાચા લોઢાની પેદાશ ૧૦ કરોડ ટન અને પોલાદની પેદાશ ૧૩ાા કરોડ ટનની હતી પેદાશ ૨૦ ટકા ઘટવાનું કારણ જગતની મંદી હતી માત્ર જર્મની યુદ્ધના શસ્ત્રાસ્ત્રો મોટા પ્રમાણમાં બનાવતું હોવાથી તેની પેદાશ વધી હતી હિંદમાં સને ૧૯૩૮-૩૯ માં કાચા લોઢાની પેદાશ ૧૫ાા લાખ ટન, ઢાળાના લોઢાની પેદાશ ૮૮ હજાર ટન, પોલાદના ઢાળિયાની પેદાશ ૯ાા લાખ ટન અને પરચૂરણની પેદાશ ૮ લાખ ટનની થઈ હતી સને ૧૯૩૭ થી કાચા લોઢાની પેદાશમા ઘટાડો થયો હતો, પરંતુ પોલાદની પેદાશ સહેજ વધી હતી. બ્રિટનની પેદાશ સને ૧૯૩૮માં ૬૭ાા લાખ ટન કાચું લોઢું અને પોલાદની

સને ૧૯૪૦ પછી

છેલ્લા હિંદી જકાતી રક્ષણ મંડળે પોતાના રિપોર્ટમાં જણાવ્યુ છે કે સને ૧૯૪૦ પછી હિંદના લોઢા તથા પોલાદના ઉદ્યોગને જકાતી રક્ષણ જોઈશે નહિ. કંપની પણ પોતાનાં ખર્ચ ઘટાડીને રૂ ૪૭) પોલાદના ઢીમચા માટે, રૂ ૩૮) પોલાદના સળિયા માટે અને રૂ ૫૨) પતરાં માટે ખર્ચ લાવી શકશે. કંપનીની ધારણા મુજબ સને ૧૯૨૭ માં પોલાદની માંગ ૪૦ ટકા વધી હતી, સને ૧૯૩૬ માં તે માગ ૧૯૨૭ કરતા ૬૦ ટકા જ રહી હતી. છતાં જેવી રીતે હિંદના સૈન્યનું શસ્ત્રીકરણ વધે છે તેવી જ રીતે હિંદમાં મોટર, વિમાન, એન્જિનો વગેરેના ઉદ્યોગોનો વિકાસ થશે અને એટલે હિંદના પોલાદનો ઉદ્યોગ બળવાન બનશે હિંદને હવે બ્રિટન, જાપાન, બેલ્જિયમ, જર્મની વગેરે ઉપર પોલાદ માટે આધાર રાખવો નહિ પડે.

☆

માલમ પડ્યું છે. હજી કાટ નહિ ખાતા પોલાદની પેદાશની અને મોટરોમાં તથા વિમાનોમાં જોઈતા ઊંચા પોલાદના વિકાસની જરૂર છે.

### પરદેશોથી આયાત થતું લોઢું તથા પોલાદ : ૧૯૩૮-૩૯

હિંદમાં ખાસ જાતનું કાચું લોઢું ૨૮૧૦ ટન કિંમત રૂ. ત્રણ લાખનું બ્રિટનથી આયાત થયું હતું. દર ટને એની કિંમત રૂ. ૧૨૪) દેવી પડી હતી. તે સિવાય ઊંચું પોલાદ ૩૧૦૦ ટન રૂ ૭ા લાખનું આવ્યું હતું. પોલાદની અને લોઢાની વસ્તુઓ ૩૬૫-૦૦૦ ટનના વજનની અને ૬ાા કરોડની કિંમતની આવી હતી. દર ટને કિંમત રૂ. ૨૫૧) જેટલી નોંધાઈ હતી. સને ૧૯૪૦માં આ આવક ઘટી ગઈ છે, છતાં પરદેશી રાજ્યો પોતાના ઉદ્યોગોને રોકડી મદદ આપતાં હોવાથી તેમ જ પોતાના દેશમાં ઊંચે ભાવે વેચી પરદેશો ખાતે ઓછે ભાવે માલ મોકલતાં હોવાથી હિંદમાં પરદેશી લોઢું પોસાય છે. સને ૧૯૩૮-૩૯માં આપણે બ્રિટન પાસેથી ૧૩૬૦૦૦ પ્રતિકૂળ બધા રાજદ્વારીઓને એમણે કાઢી મૂક્યા છે. પોતાની રાજ્યનીતિ જર્મનીને અનુકૂળ બનાવી દીધી છે. અંગ્રેજો સાથે ફ્રાન્સનો સંબંધ વિષાદમય બન્યો છે. ફ્રાન્સની મનવારો જર્મનોના હાથમાં જાય તો ભવિષ્યમાં પોતાના સાગરબળને મોટો ધક્કો લાગે આવા ઇરાદાથી અંગ્રેજોએ ફ્રાન્સના નૌકા-દળને પોતાને શરણે આવવા જણાવ્યું. ફ્રાન્સે આ માગણી સ્વીકારી નહિ. આથી અંગ્રેજી કાફલાએ એના ઉપર આક્રમણ કરીને કેટલીક મનવારો ડુબાડી, કેટલીક પકડી લીધી અને કેટલીક નાસી ગઈ છે. ફ્રાન્સનું સાગરબળ પાંગળું બન્યું છે.

### ઇટલી કેવું લડે છે ?

ઇટલી હજી સુધી જાણવાજોગ યુદ્ધો લડ્યું નથી. એના કાફલાએ બહાર નીકળી ભૂમધ્ય સમુદ્રમાં દેખાવ દીધો. અંગ્રેજી કાફલાએ તરત એના ઉપર હલ્લો કર્યો. બન્ને પક્ષની નુકસાની માટે જુદાં જુદાં પરસ્પરવિરોધી જાહેરપત્રો નીકળ્યાં છે. પરંતુ

નથી. એ રીતે આપણે ૬ાા કરોડનું લોઢું પરદેશો પાસેથી ૧૯૩૮-૩૯માં ખરીદ્યું હતું, ૨ા કરોડ રૂપિયાના લોઢાનું પરદેશોને વેચાણ કર્યું હતું. આ વરસના આંકડા હજી પ્રગટ થયા નથી. યુદ્ધને અંગે પરદેશોથી આયાત ઘટશે, નિકાસ પણ ઘટશે.

### હિંદની લોઢાની બે મોટી કંપનીઓ

તાતા કંપનીના જમશેદપુરના કારખાનાની આયર્ન કંપનીની મૂડી ૧૦ાા કરોડ રૂપિયાની છે. પરંતુ એ કારખાના ઉપર મોટી રકમનું – આશરે ૩૦ કરોડનું નફામાંથી ખર્ચ થયું છે. આમાં લોઢાની અને કોલસાની ખાણો, કારખાનું, યંત્રો, લાખ માણસની વસ્તીનું શહેર આવી જાય છે. યંત્રો પણ નવી નવી શોધને આધારે નવાં નવાં ગોઠવવાં પડે છે. તાતા કંપનીએ મોટી રકમ રીઝર્વ માટે કાઢી છે, આથી એની આર્થિક સ્થિતિ ઘણી મજબૂત છે. ઇન્ડિયન આયર્ન અને સ્ટીલ કં. ની મૂડી ૨૦ લાખ પાઉંડ એટલે ૨ાા કરોડ; લીધાં છે. એબીસીનિયામાં અંગ્રેજોએ ત્યાંના શહેન-શાહ હેલ સીલાસીને પુષ્કળ સૈનિકમદદ સાથે મોકલ્યો છે. ત્યાં તે બળવો જગાવશે.

### અમેરિકાના રાજ્યરંગો

અમેરિકામાં નવા પ્રેસિડેન્ટની ચૂંટણી થવાની છે. ત્યાં બે મોટા પક્ષો છે. તેમાં રિપબ્લિક પક્ષે મિ. વિલ્કીને ચૂંટ્યો છે, જ્યારે ડેમોક્રેટીક પક્ષે મિ. રૂઝવેલ્ટને નિયુક્ત કર્યા છે. હવે આ વરસની આખરીમાં જેને વધારે મતો મળશે તે પ્રેસિડેન્ટ તરીકે ચૂંટાશે. અમેરિકાની વલણ બ્રિટન પ્રત્યે છે. જર્મનીની એ વિરુદ્ધ છે. પરંતુ અમેરિકા આ યુદ્ધમાં સીધો ભાગ લેવા હજી માગતું નથી. શસ્ત્રાસ્ત્રોની મદદ એ અંગ્રેજોને આપે છે અને આપતું રહેશે. અમેરિકા પાસે યુદ્ધની તૈયારીઓ જોઈતા પ્રમાણમાં નથી. એ પાંચ – સાત અબજ ડૉલરો ખર્ચી બધી તૈયારીઓ કરી રહ્યું છે, પરંતુ એ તૈયારીઓ પૂરી થવાને બે વરસ લાગશે. અમેરિકાને જાપાન ઉપર મોટી રીસ છે. પૂર્વના દેશોમાં જાપાન જેવી રીતે બધું ઓહિયા

ફરી જાય છે તે અમેરિકાને પસંદ નથી. જર્મનીના વધતા જતા બળ સામે પણ અમેરિકા શંકાની નજરે જુએ છે. આથી અમેરિકા સંપૂર્ણ લડાયક તૈયારીઓ કરવા પાછળ અનર્ગળ દોલત ખર્ચે છે.

### જાપાન લાભ લે છે.

ફ્રાન્સ પડ્યું, અંગ્રેજો તદ્દન જર્મનીની સામે રોકાયેલાં છે. આવી સ્થિતિનો લાભ જાપાન લેવાનું ચૂકે એમ નથી. જાપાનને કોઈ પણ ઉપાયે ચીન સાથેના યુદ્ધનો અંત કુનેહ સાથે લાવવો છે. આથી ફ્રાન્સના ઇન્ડો-ચાઇના અને અંગ્રેજોના બ્રહ્મદેશને રસ્તે જતા ચીન માટેના લશ્કરી સરંજામને અટકાવવા જાપાને માંગણી કરી, તે માટે કસ્ટમમાં પોતાના ઇન્સ્પેક્ટરો નીમવાની શરત પણ કરી હતી. ઉપલાં બે રાજ્યોને આ અણીનો સમય જોઈ આવી હીન શરતો પણ સ્વીકારી લેવી પડી છે. જાપાને રશિયા સાથે કામચલાઉ સંધિ કરી છે, પણ મંચુરિયાની સરહદ પર બંને વચ્ચે છમકલાં થયા જ કરે છે. એટલે પરસ્પર સંપૂર્ણ અવિશ્વાસ છે. જાપાનમાં રાજ્યનીતિ સૈનિક સત્તાવાળાઓના હાથમાં છે. એમણે પ્રધાનમંડળ બદલાવી નાખી ફરી પ્રિન્સ કોનોયાનું પ્રધાનમંડળ નીમ્યું છે. જાપાન જર્મની-ઇટલી સાથે વધારે ગાઢ દોસ્તી કરે તેવું લાગે છે. ચીને અંત સુધી લડી લેવાનો મરણિયો નિશ્ચય કર્યો જ છે. ત્યાંથી હમણાં મોટાં યુદ્ધોના કશા ખબરો આવતા નથી.

### રશિયાની રમત.

રશિયાએ રૂમાનિયા પાસેથી બેસરેબિયા પ્રાંત (વસ્તી ૩૦ લાખ) લઈ લીધો છે. હવે રશિયાની સરહદ સને ૧૯૧૪ના સમયમાં હતી તે પ્રમાણે થઈ ગઈ છે. રશિયા કોઈ નવો દેશ કે જમીન લેતું નથી. પોતાનું જૂનું સંભાળી બેઠું છે. જર્મનીના રશિયાને તુર્કી સાથે અથડાવી મારવાના પ્રયત્નો નિષ્ફળ ગયા છે. છતાં તુર્કીને કોઈ રીતે રશિયા સાથે મોડીવહેલી સમજૂતી કરવી રહેશે રશિયાને ડાર્ડેનલ્સની સામુદ્રધુનિમાંથી પોતાની મનવારોને પસાર કરવાનો રસ્તો જોઈએ છે તે કદાચ તુર્કી આપે પણ ખરું. રશિયા અને જર્મની વચ્ચે સુલેહની સંધિ છે, પરંતુ હૃદયનો મેળ નથી. રશિયા જર્મનીના વિજયોથી ભારે ચોંકી ગયું છે પણ સંધિભંગ કરી જર્મની સાથેની દુશ્મનાવટને માટે તે તૈયાર નથી, રશિયાએ પોતાનાં આશ્રિત રાજ્યો લેટવિયા લીથુનિયા અને એસ્ટોનિયા પાસેથી સામ્યવાદી રાજ્યબંધારણ સ્વીકારાવ્યું છે.

### પરચૂરણ રાજ્યો

રૂમાનિયાએ જર્મનીનું નેતૃત્વ અને લાગવગ સ્વીકાર્યાં છે, આથી હંગરીના ટ્રાન્સવેલેનિયા જિલ્લાનો તોડ જર્મની કાઢશે ને મોં સ્વીકારશે. બીજાં બાલ્કન રાજ્યો પણ રશિયા અને જર્મનીને નમી પડ્યાં છે, માત્ર તુર્કી નમ્યું નથી. સ્પેનનો સરમુખત્યાર જનરલ ફ્રાંકો પણ જર્મની અને ઇટલીનો બેરુ બનશે એમ લાગે છે. યુરોપની પુષ્કળ અશાંતિના પડઘા એશિયાનાં રાજ્યોમાં પણ પડ્યા છે સૌ સ્થળે અશાંતિ વધી છે. જર્મની હવે યુરોપમાં ચક્રવર્તી બન્યું છે. ઇંગ્લેંડને હરાવી એ ચક્રવર્તી થવાની ઉમેદ સેવી રહ્યું છે. આવતાં થોડાંક અઠવાડિયાંઓમાં મોટાં પરિવર્તનો થવાનો સંભવ છે. બ્રિટન ઉપર મોટું ભયંકર આક્રમણ આજે હવામાં ગુંજે છે. को जाने कलकी !

તા. ૧૨-૭-૪૦

☆

# સાહિત્યના પ્રદેશમાં

## પ્રકાશનો ઉપર લડાઈની અસર

જેમ બીજા વેપારોમાં તેમ સાહિત્યનાં પ્રકાશનોમાં પણ લડાઈની અસર ગયા મહાયુદ્ધ કરતાં ઊલટી જ થઈ છે. કાગળો વગેરેના ભાવો તો વધ્યા જ છે, પરંતુ એને તો પહોંચી વળાય એવું છે. સાહિત્યનાં પ્રકાશનોની કિંમતમાં કાગળનું પ્રમાણ વર્તમાનપત્ર જેટલું નથી હોતું. ખરી મુશ્કેલી તો ખરીદનારની છે. શ્રીમંતોની સંખ્યા જ ઘણી ઓછી અને તેમાં યે સાહિત્યમાં રસ લે એવા શ્રીમંતો તો અતિ ઓછા. સાહિત્ય ખરીદનારો ખરો વર્ગ તો મધ્યમ વર્ગ. આ લડાઈથી એની આવકમાં વધારો થવાનો તો દૂર રહ્યો, પણ મોંઘવારીને લઈ ખર્ચ વધ્યું અને બીજી બાજુ કામ ન હોવાથી નોકરી જવાનો ભય ઊભો થયો. સાહિત્યનું વાચન કરવા જેવી ખિસ્સાની કે મનની સ્થિતિ જ ન રહી. સાહિત્યના વેચાણ ઉપર આની જબરી અસર થઈ છે.

## યુદ્ધરંગી પ્રકાશનો

નવાં પુસ્તકો પ્રગટ થાય છે, માસિકો પણ નીકળે છે, પણ સામાન્ય કાળમાં એને ખપાવવાની જે મુશ્કેલી હતી તે આજે લગભગ ચાર ગણી વધી છે. આ સ્થિતિ લાંબો કાળ ચાલે–ચાલે એવો સંભવ તો નથી, કારણ કે હિટલર ઘણો ઉતાવળો છે, પણ જો ચાલે-તો આપણી પ્રકાશનપ્રવૃત્તિને મોટો ફટકો પડે. લડાઈના આરંભમાં એમ લાગેલું કે જેમ પરદેશમાં લડાઈ સાથે સંબંધ ધરાવે એવાં પુસ્તકો પુષ્કળ પ્રમાણમાં ત્યારે પ્રગટ થાય છે ને ખપે છે તેવું આપણે ત્યાં પણ બની શકશે, પણ એવું કશું થઈ શક્યું નથી. આ લડાઈ ધાર્યાં કરતાં ઘણી જ વધુ ઝડપી બની છે. આજે પ્રગટ થયેલું એક પુસ્તક બે દિવસમાં તો વાસી બની જાય. ગુજરાતમાં પુસ્તક પ્રગટ થતાંની સાથે હજારો નકલો ખપી જાય એ સ્થિતિ આવતાં તો કદાચ વર્ષો લાગશે.

## સહકાર જોઈશે

આ સ્થિતિ લાંબો વખત ચાલશે નહિ, પણ જો ચાલે તો ગુજરાતની મુખ્ય મુખ્ય પ્રકાશન–સંસ્થાઓએ સાથે મળી આ બાબતની વિચારણા કરવી જોઈએ. જ્યારે ઓછાં જ પ્રકાશનો થઈ શકે એમ હોય ત્યારે ઉપયોગી જ પ્રકાશનો વધુ થાય એવી કોઈ યોજના વિચારવી ઘટે. અને એ જ રીતે જે પ્રકાશન–પ્રવૃત્તિ નબળી હોય તે સબળી સાથે ભળી જઈ એને વધુ બળવાન કરે એવી ગોઠવણ પણ થવી જોઈએ. ગુજરાતમાં જેમ લેખકોનું મંડળ નથી તેમ પ્રકાશકોનું પણ મંડળ નથી. અત્યારે આવું મંડળ રચવાનો વધુ યોગ્ય સમય નથી? લેખકોને પણ લડાઈની અસર તો પહોંચી જ હશે.

## આટલું ન થઈ શકે?

સાહિત્યમાં અપહરણ ચોરી વગેરેના બહુ તો નહિ, પણ કોઈ કોઈ બનાવો આપણે ત્યાં બને છે. આવે વખતે એ ચોરી ઉઘાડી પાડવાનો કોઈ પણ સાહિત્યકારનો ધર્મ છે – વિવેચકનો વિશેષ, પરંતુ અમને એમ થાય છે કે એમાં કટુતા આણવાની કે સામા પક્ષને ઊભા ને ઊભા બાળી નાખે એવી ભાષા વાપરવાની જરૂર છે? એણે ચોરી કરી છે એટલું જ હકીકતથી સાબિત કરીએ તો શું ઓછી અસર થાય? ચોરને કેટલું માન આપવું એ વિષે લોકો સમજતા થઈ ગયા છે. તેઓ ઉશ્કેરાય એવી ભાષા વાપરવાની જરૂર નથી જણાતી. આવા પ્રસંગમાં કોઈને હલકા પાડનારી ભાષા જ્યારે વપરાય છે ત્યારે ઘણીવાર એમ લાગે છે કે આ ભાઈ આવો લાગ જ શોધી રહ્યા હતા. આવા પ્રસંગોમાં વધુ દુઃખદાયક તો એ બને છે કે ચોરીની જોરશોરપૂર્વક જાહેરાત કરતાં પહેલાં સાચી સ્થિતિ સમજવાનો પ્રયત્ન પણ કરવામાં આવતો નથી,

બધા સાહિત્યકારો – વિવેચકો કોઈના વિષે આવું લખવાનું હોય ત્યારે એક વખત એને પૂછી – પુછાવી જોવાનો નિયમ ન કરી શકે? ગુજરાત બહુ નાનું છે. આવા પ્રસંગો ઘણા ઓછા બને છે. જેના તરફથી બને છે તે મોટે ભાગે એકબીજાને ઓળખતા પણ હોય છે. જો તેઓ એક વખત પત્રવ્યવહાર કરી લે તો અમને લાગે છે કે જો ગેરસમજ હોય તો દૂર થઈ જાય, આક્ષેપો સાચા હોય તો વધુ સચોટ થાય અને છતાં એમાંથી કટુતા નીકળી જાય.

### જાહેરખબરનો પ્રશ્ન

બાળમાસિકોમાં ને બાળપુસ્તકોમાં જે જાહેરખબરો આવે છે તે સામે યોગ્ય વાંધો ઊઠયો છે. અમને લાગે છે કે તમામ સાહિત્યપ્રકાશન પરત્વે આ વિષે ચર્ચા થવી જોઈએ. બાળકોની આંખ સામે હલકી જાહેરખબરો ન હોવી જોઈએ એ અત્યંત અગત્યનું છે. પણ એક વાત સમજવા જેવી છે કે બાળકો એ જા. ખ. વાંચીને કાંઈ કરતાં નથી, જ્યારે અબુધ (અભણ નહિ) સ્ત્રી-પુરુષો તો એનો ઉપયોગ લઈ જિંદગી બરબાદ કરે છે. જા. ખ. બાબતમાં ઘણીવાર એમ લાગે છે કે કોઈએ કઈ બોલવા જેવું જ નથી, કારણ કે જે પાનામાં જા. ખ. વિષે ટીકા થયેલી હોય તે જ પાનામાં કે બીજા પાનામાં એવી જ જા. ખ. આકર્ષક રીતે મૂકી હોય છે. સાહિત્યપ્રેમીઓની એટલી ફરજ અમને લાગે છે કે આ બાબતમાં જે સાહિત્યસંસ્થા લોકહિતને નજરમાં રાખતી હોય તેને સાહિત્યપ્રેમીઓએ નજરમાં રાખવી જોઈએ.

## આપણું વિવેચનસાહિત્ય

રેખાના જુલાઈના અંકમાં શ્રી. મનસુખલાલ ઝવેરીએ ‘આપણા વિવેચનસંગ્રહો’ નામનો લેખ લખ્યો છે, તેમાં એક લાંબુ અને મહત્ત્વનું વિધાન છે. “આ દસ સંગ્રહો જોયા પછી એક બીજી હકીકત પણ ધ્યાન ખેંચે છે, (૧) આપણે ત્યાં કાવ્યેતર વિભાગ કરતાં કાવ્યોનુ વિવેચન વધારે થાય છે. (૨) અને કાવ્યોમાં પણ પ્રાચીન કરતાં અર્વાચીન કાવ્યો તરફ જ આપણા વિવેચકો વધારે ઢળ્યા છે. (૩) અર્વાચીન કાવ્યોમાં પણ કવિઓનું યથાક્રમ અને સમગ્ર પરીક્ષણ કરવાને બદલે આપણા વિવેચકો છૂટી છવાઈ કૃતિઓ પર જ ઘણુંખરું લખી રહ્યા છે. (૪) ... આપણે ત્યાં પદ્યનાં જે જે સ્વરૂપો પ્રચલિત હતાં અને છે-આખ્યાન, ખંડકાવ્ય, રાસ, રાસડો, ગરબી, ગરબા વગેરે – નાં શુદ્ધ સ્વરૂપની શાસ્ત્રીય, તલસ્પર્શી અને પ્રમાણભૂત મીમાંસા કરતું એક પણ પુસ્તક નથી. (૫) નરસિંહ, મીરાં, પ્રેમાનંદ, દયારામ, અખો, શામળ વગેરે પ્રાચીનો (૬) અને નર્મદ, દલપત, ‘કાન્ત’, મણિભાઈ વગેરે અર્વાચીનોનાં જીવનનો અને કવનનો ખ્યાલ આપતાં પ્રમાણભૂત પુસ્તકો નથી. (૭) ગોવર્ધનરામ, નાનાલાલ અને મુનશી જેવા આપણા પ્રથમ પંક્તિના સર્જકોનું સમગ્ર અને સપ્રમાણ મૂલ્યાંકન કરતા નિબંધો કે પુસ્તિકાઓ નથી. (૮) સાહિત્યના મૌલિક અને તાત્ત્વિક સિદ્ધાંતોની ચર્ચા કરનારા [કાવ્યની શક્તિ, કાવ્યમાં વર્ણ્યનું મહત્ત્વ, ક્લાસિકલ અને રોમાન્ટિક, પ્રતિરૂપો વગેરે જેવા] લેખોની પણ આપણે ત્યાં અછત છે.”

આ વિધાન સર્વાંશે તો નહિ પણ કેટલેક અંશે સત્ય છે તેનો સ્વીકાર કરીને જ તેનો વિસ્તાર કરવાનો ઉદ્દેશ છે. શ્રી ઝવેરીને ટૂંકા લેખમાં ઘણું કહેવાનું હોઈ, તે કદાચ કેટલીક હકીકતો નહિ જણાવી શકયા હોય આપણે એક પછી એક એક મુદ્દો જોઈએ અને આપણા વિવેચનસાહિત્યમાં તેની કેટલી ચર્ચા થઈ છે તે પણ જોઈ લઈએ. આમાં શ્રી. ઝવેરી સાથે ચર્ચામાં ઊતરવાનો કે તેમના વિધાનનો વિરોધ કરવાનો મુદ્દલે હેતુ નથી. આટલા સ્પષ્ટીકરણ પછી પહેલો મુદ્દો જોઈએ.

(૧) આપણે ત્યાં કાવ્યેતર વિભાગ કરતાં કાવ્યોનું વિવેચન વધારે થાય છે.

આપણે મધ્યકાલીન સાહિત્ય તરફ કે પ્રાચીન સાહિત્ય તરફ નજર કરીશું તો એક વસ્તુ તો પહેલામાં પહેલી તકે સ્પષ્ટ જણાઈ આવશે કે તે વખતે કાવ્યેતર જેવો કોઈ વિભાગ ન હતો. અરે, છેક દલપતરામ સુધી એવી માન્યતા ઘર કરી રહી હતી કે જે કંઈ પદ્યમાં લખાય તે સર્વ કવિતા કહેવાય. એટલે પ્રાચીન સાહિત્યનું વિવેચન કરતાં આપોઆપ વિવેચકને કાવ્યોનું જ વિવેચન કરવું પડે. શ્રી. ઝવેરી તો એમ કહે છે કે કાવ્યેતર વિભાગ કરતાં કાવ્યોનું વિવેચન વધારે થાય છે. પણ આપણે તો આગળ વધી એમ પણ કહી શકીએ કે 'વધારે' તો નહિ પણ સર્વ વિવેચન કાવ્યોને અનુલક્ષીને જ કરેલું છે.

આ વિધાન અર્વાચીન વિવેચન માટે સમગ્રપણે નહિ લાગુ કરી શકાય. વધારે તો નહિ પણ આ દસ વિવેચનસંગ્રહ જ જોઈએ. 'કાવ્યતત્ત્વવિચાર' માં આનંદશંકરભાઈ કલા અને કાવ્યની મીમાંસા કરે છે. અહીં કાવ્ય એ તેના સંકુચિત અર્થમાં નથી, પણ તે સમગ્ર સાહિત્ય માટે યોજાયેલો શબ્દ છે. ભામહને પણ કહ્યું છે ને शब्दार्थौ सहितं काव्यं गद्यं पद्यं च तद् द्विधा। એટલે 'કાવ્ય' અંગે જે ચર્ચા થઈ છે તે ગદ્ય અને પદ્ય એમ ઉભય અંગોને માટે થયેલી છે. 'સાહિત્યવિમર્શ'માં કાવ્યોનું વિવેચન મુદ્દલે નથી. 'વિવેચના' માં તો કાવ્યનું તેમ કાવ્યેતરનું વિવેચન છે. 'જૂઈ અને કેતકી' એ તો છૂટાંછવાયાં વિવેચનનો સંગ્રહ છે. અને વાચક જોઈ શકશે કે તેમાં કાવ્ય કરતાં કાવ્યેતર વિભાગનું વિવેચન વધારે છે. 'વિવેચનમુકુર'માં તો 'નર્મદની કવિતા' સિવાય કાવ્યનું વિવેચન એકે નથી. અને શ્રી. વિશ્વનાથે પણ આજ સુધી કાવ્યેતર વિભાગનું જ સુંદર અને સચોટ વિવેચન વધારે પ્રમાણમાં કર્યું છે. 'આપણું વિવેચનસાહિત્ય' તેમાં તો માત્ર આપણા સિદ્ધહસ્ત અને અમુક ઉમરથી વધારે એવા વિવેચકોના વિવેચનફાલની સમીક્ષા છે. 'વિવેચનસાહિત્ય' તેમ 'સાહિત્યકલા' એમાં પણ નર્યું કાવ્યવિભાગનું વિવેચન નથી. આ દસ ગ્રંથોમાં માત્ર 'સાહિત્ય-વિમર્શ' એ એક જ ગ્રંથ એવો છે કે જે માત્ર કવિતા અને કવિ પર વિવેચન કરે છે.

એટલે આ દસ જ વિવેચનસંગ્રહ જોતાં પણ શ્રી. ઝવેરીનું વિધાન ખોટું ઠરે છે. આપણા વિવેચકો જેમ કાવ્ય અને તેનાં અંગોની ચર્ચા કરે છે તેમ કાવ્યેતર વિભાગની પણ છૂટથી ચર્ચા કરે છે. કોલેજોના ગુજરાતીના ઉચ્ચ વિભાગોના અભ્યાસક્રમમાં નાટક, જીવનચરિત્ર, નવલકથા વગેરેનાં સ્વરૂપો (Form) શીખવાનાં આવતાં હોઈ તે અંગે પણ સાહિત્ય લખાવા માંડ્યું છે. શ્રી નવલરામ ત્રિવેદીએ તેમનાં 'કેટલાંક વિવેચનો'માં શ્રી મુનશીની તેમ શ્રી. ર. વ. દેસાઈની નવલકથા પર, ગોવર્ધનરામના સરસ્વતીચંદ્ર પર વેધક પ્રકાશ પાડ્યો છે. 'વિવેચન-મુકુર' માં શ્રી. વિશ્વનાથ ભટ્ટે શ્રી. રમણલાલ દેસાઈની સમગ્ર નવલકથા-પ્રવૃત્તિ પર સચોટ અને અભ્યાસપૂર્ણ સમીક્ષા કરી છે. એ રીતે ટૂંકી વાર્તા પર શ્રી. ધૂમકેતુએ, રા. વિ. પાઠકે અને નરસિંહરાવે પણ લખેલું છે. 'નિબંધમાળા' ના ઉપોદ્‌ઘાતમાં શ્રી. વિશ્વનાથ ભટ્ટે નિબંધ પર સુંદર નિબંધ લખેલો છે એવી રીતે આપણા સમગ્ર નાટ્યસાહિત્ય ઉપર શ્રી. અનંતરાય રાવળે એક લાંબું વિવેચન કરેલું છે. એટલે કાવ્યેતર વિભાગનું વિવેચન થયું નથી, તેમ થતું નથી તે કહેવું ઠીક નથી.

(૨) કાવ્યોમાં પણ પ્રાચીન કરતાં અર્વાચીન કાવ્યો તરફ જ આપણા વિવેચકો વધારે ઢળ્યા છે.

પ્રાચીન કાવ્યસાહિત્યની સમગ્ર ચર્ચા કરતું એક પુસ્તક નથી એ સાચું, પણ તે તરફ પણ ઠીક ઠીક પ્રયાસો પણ થયા છે તે આપણે પાંચમા મુદ્દામાં જોઈશું આપણા વિવેચકો અર્વાચીન કાવ્યો તરફ ઢળ્યા છે તેનું પણ કારણ છે. સર્જક અને વિવેચક એક જ યુગમાંથી પસાર થતા હોઈ યુગનાં મંથનો, યુગના સળગતા પ્રશ્નો અને યુગના સમગ્ર જીવનથી તે બરાબર વાકેફ છે. અને હમેશાં માણસને વર્તમાન પરિસ્થિતિ વધારે ધ્યાન ખેંચે છે. પ્રવર્તમાન કવિતામાં આપણા જ પ્રશ્નો મૂર્ત થતા હોઈ તેમાં

વધારે રસ પડે તે સ્વાભાવિક છે. એથી વિવેચકો અર્વાચીન કવિતાની ચર્ચા વધારે કરે છે તે સમજી શકાય તેવી વાત છે.

આ ઉપરાંત બીજું કારણ એ છે કે અર્વાચીન યુગથી જ સાચી કવિતાનાં મંડાણ થાય છે. અર્વાચીન કવિતામાં જ વિવિધ વિષયો, વિવિધ ભાવો, વિવિધ રચનાઓ થવા લાગી વસ્તુમાં તેમ આયોજન-પદ્ધતિમાં અર્વાચીન કાવ્યસાહિત્યે પ્રગતિ કરી છે તેમાં શક નથી. એટલે વિવેચક પણ અર્વાચીન કવિતાની પ્રગતિમાં સામેલ થાય તે પણ સ્વાભાવિક છે. અને અર્વાચીન કવિતાની છણાવટ વિવિધ રીતે થાય તે પણ શુભ વસ્તુ છે.

(૩) અર્વાચીન કાવ્યોમાં પણ કવિઓનું યથાક્રમ અને સમગ્ર પરીક્ષણ કરવાને બદલે આપણા વિવેચકો છૂટી છવાઈ કૃતિઓ પર જ ઘણુ ખરું લખી રહ્યા છે.

છૂટીછવાઈ કૃતિઓ પર તો શ્રી. નરસિંહરાવ વિવેચન કરતા હતા તે હકીકત સાચી છે. હાલમાં તો 'છૂટીછવાઈ કૃતિઓ'ને બદલે સમગ્ર કાવ્ય-સંગ્રહ પર જ વિવેચન થાય છે. 'વિવેચના'માં શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ કેટલાક કાવ્યસંગ્રહો પર અને તે સગ્રહના કવિ પર વિવેચના કરેલી છે. અને એ કવિઓમાંના ઘણાખરાના તો તે પહેલા જ સગ્રહો હોઈ તેમની કવિતાપ્રવૃત્તિનું તેમાં સમગ્ર દર્શન થાય છે. 'વિવેચનમુકુર'માં નર્મદની કવિતા પરનો લેખ તેની સમગ્ર કવિતાને સ્પર્શ કરતો નથી? 'કાવ્યની શક્તિ'માં કવિ નાનાલાલની કવિતા પરનો શ્રી. પાઠકનો લેખ કવિની કાવ્યપ્રવૃત્તિને સ્પર્શ કરે છે. આ આક્ષેપ તો થોડેક અંશે 'જૂઈ અને કેતકી' અને 'કવિતાની શક્તિ'માં સંગ્રહાયેલાં ટૂંકાં વિવેચનોને લાગુ પડે તેમ છે. 'છૂટીછવાઈ કૃતિઓ'નો અર્થ લેખક શું કરતા હશે તેની તો કલ્પના જ કરવી રહી, બાકી અર્વાચીન યુગનો વિવેચક એકલદોકલ કૃતિનું તો વિવેચન કરતો જ નથી, કોઈ પાઠ્યપુસ્તકના સંગ્રહમાં તે થતું હોય તો ભલે. આજે તો કાવ્ય-સંગ્રહો પર વિવિધ વિવેચનો થાય છે. દા. ત. 'શેષના કાવ્યો'નું શ્રી. સુન્દરમનું 'બુદ્ધિપ્રકાશ'માં પ્રગટ થયેલું અને 'કાવ્યપ્રાની કવિતા' કરીને 'વિવેચના'માં સંગ્રહાયેલું વિવેચન શ્રી. 'શેષ'ને કવિ તરીકે સમજવા માટે પૂરતાં નથી? તે વિવેચનો તેમની સમગ્ર કાવ્યપ્રવૃત્તિનો નિર્દેશ કરતાં નથી? તે જ રીતે શ્રી. પૂજાલાલના 'પારિજાત'નું વિવેચન પણ પ્રો. બ૦ ક૦ ઠાકોરે તેમની પ્રસ્તાવનામાં અને શ્રી. વિષ્ણુપ્રસાદે 'વિવેચના'માં કરેલ છે. પૂજાલાલને સમજવા માટે આથી શું વધારે જોઈએ?

અને અર્વાચીન કવિતાનું સમગ્ર વિવેચન તો શ્રી. પાઠકના 'અર્વાચીન કવિતાસાહિત્ય' અને 'અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો'માં મળે છે. આવું સમગ્ર વિવેચન આ પહેલાં થયેલું જાણમાં નથી. આ ઉપરાંત શ્રી. ખબરદારનાં અપ્રસિદ્ધ ભાષણો પણ અર્વાચીન સમગ્ર કવિતાને જ સ્પર્શ કરે છે. એટલે 'છૂટીછવાઈ કૃતિઓ પર જ ઘણું ખરું લખી રહ્યા છે' તે કહેવું યોગ્ય નથી. આપણા કવિઓનાં સમગ્ર વિવેચનો કેટલાં થયાં છે તે છઠ્ઠા મુદ્દામાં જોઈશું.

(૪) આપણે ત્યાં પદ્યનાં જે જે સ્વરૂપો પ્રચલિત હતાં અને છે તે આખ્યાન, ખંડકાવ્ય, રાસ, રાસડો, ગરબી, ગરબા વગેરેનાં શુદ્ધ સ્વરૂપની શાસ્ત્રીય, તલસ્પર્શી અને પ્રમાણભૂત મીમાંસા કરતું એક પણ પુસ્તક નથી.

શ્રી. ઝવેરીનું આ વિધાન બહુ અંશે સાચું છે અને તેમના અસંતોષમાં વજૂદ છે. હાલમાં આપણા વિવેચકો ઊર્મિકાવ્ય (Lyric) સૉનેટ વગેરે પર શાસ્ત્રીય લેખો લખે છે પણ જૂનાં સ્વરૂપો વિષે કોઈ લખતુ નથી શ્રી. પાઠકે તેમના 'અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો'માં મહાકાવ્ય, આખ્યાન-કાવ્ય, ખંડકાવ્ય વગેરે પર ટૂંકી પણ તલસ્પર્શી ચર્ચા કરી છે. પણ શાસ્ત્રીય ચર્ચા તો કોઈએ કરી હોય તેમ લાગતુ નથી. અને આખ્યાનકાવ્ય, રાસડો ગરબાઓ વગેરે સ્વરૂપો હવે તો લુપ્ત થતાં ચાલ્યાં છે.

(૫) નરસિંહ, મીરાં, પ્રેમાનંદ, દયારામ, અખો, શામળ વગેરે પ્રાચીનોનાં જીવનનો અને કર્મનો ખ્યાલ આપતાં પ્રમાણભૂત પુસ્તકો નથી.

નરસિંહ અને મીરાં એ પ્રાચીન હોઈ તેમની સાચી તારીખ પણ નક્કી થઈ નથી. અને તેમની કેટલીક કૃતિઓ તો સંદિગ્ધ છે. લેખકો કહે છે તેમ એ બેનાં જીવન અને કવનનો સંપૂર્ણ ખ્યાલ આપે તેવું પ્રમાણભૂત પુસ્તક એકે નથી.

નરસિંહની તારીખ અંગે શ્રી. મુનશી, શ્રી. આનંદશંકર ધ્રુવ, ગુજરાતી પ્રેસ વગેરેએ ઘણી ચર્ચા કરી છે ખરી, છતાં તેના જીવનનો અનેકવિધ પ્રકાશ પાડે, તેના કવનની સર્વાંશી જાણ કરે તેવું પુસ્તક આપણે ત્યાં એકે નથી.

પ્રેમાનંદ, દયારામ, અખો અને શામળ પર તો પ્રમાણભૂત વિવેચનો થયાં છે. વડોદરા સાહિત્ય-સભાએ થોડાંક વર્ષ પહેલાં પ્રેમાનંદ-અંક કાઢેલો. આ વર્ષે શામળ-અંક પ્રગટ કર્યો છે. 'પ્રેમાનંદ-અંક' જોયા પછી એક સચોટ છાપ તો એ જ પડે છે કે એવું પ્રમાણભૂત પુસ્તક બીજું એકે નથી. તેમ પ્રેમાનંદના જીવનનો તેમ તેના કવનનો સંપૂર્ણ ખ્યાલ તેમાંથી મળે છે. તે જ રીતે 'શામળ-અંક' પણ કવિ શામળના અભ્યાસીઓ માટેનો પ્રમાણભૂત ગ્રંથ છે.

દયારામ તો પ્રાચીનોના છેલ્લા કવિ હોઈ તેમના વિષે ઘણાએ લખ્યું છે. શ્રી. ગોવર્ધનરામે 'કવિ દયારામનો અક્ષરદેહ' નામનું પુસ્તક લખ્યું છે. શ્રી, હીરાબેન મહેતા કહે છે તેમ, 'આખા પુસ્તકનો હેતુ દયારામનાં શૃંગારી કાવ્યોને ભક્તિના અર્થમાં ઘટાવવાના પ્રયત્નરૂપે પ્રત્યક્ષ થાય છે!'

અખા ઉપરનો એક સ્વાધ્યાય શ્રી. ઉમાશંકર જોષી ટૂંક મુદતમાં પ્રગટ કરવાના છે. એમ. એ. ના અભ્યાસક્રમમાં જૂના કવિઓ ભણવાના આવતા હોવાથી ઉપર જણાવ્યા છે તે બધા જ કવિઓનો લંબાણપૂર્વકનો અભ્યાસ થાય છે. એટલે તે ઉપર હવે અભ્યાસપૂર્ણ પુસ્તકો પણ મળશે.

(૬) નર્મદ, દલપત, કાન્ત, મણિભાઈ વગેરે અર્વાચીનોનાં જીવનનો અને કવનનો ખ્યાલ આપતાં પ્રમાણભૂત પુસ્તકો નથી.

અર્વાચીનોમાં આદ્ય અને અર્વાચીન ગુજરાતનો લાડકડો કવિ નર્મદ અણપ્રીછ્યો તો નથી જ રહ્યો. તેની શતાબ્દિ પ્રસંગે તેના વિષે ઘણું લખાયું હતું. અને અમદાવાદ સાહિત્યસભા તરફથી પ્રગટ થયેલા 'વીર નર્મદ' માં શ્રી. વિશ્વનાથ ભટ્ટે તેના જીવનનું સુંદર બ્યાન કર્યું છે, અને તેની કવિતાનો ઊંડો અભ્યાસ કરી રસદૃષ્ટિએ અને ઐતિહાસિક દૃષ્ટિએ તેની કવિતાનું મૂલ્યાંકન કર્યું છે. નર્મદની કવિતા સમજવા માટે આથી વધારે કંઈ પણ ન વાંચે તો પણ ચાલે તેમ છે. શ્રી. રા. વિ. પાઠકે પણ 'કવિ નર્મદાશંકર' માં તેની કવિતા વિષે અને ફાર્બસ સભાના આશ્રયે આપેલા એક વ્યાખ્યાનમાં તેના ગદ્ય વિષે અભ્યાસપૂર્ણ નિબંધો લખ્યા છે. એટલે નર્મદ ઉપર તો આપણને પ્રમાણભૂત પુસ્તક મળે છે.

દલપતરામના જીવનની ઝીણામાં ઝીણી વિગત જાણવી હોય તો આપણને 'કવીશ્વર દલપતરામ'ના ત્રણ ભાગ તેના સુપુત્ર કવિ નાનાલાલે આપ્યા છે. તેમાં તેમના કવનનો કંઈક અતિશયોક્તિભર્યો પરિચય પણ થાય છે. તેમની સાહિત્યપ્રવૃત્તિ પર આપણને પ્રમાણભૂત સામગ્રી બહુ ઓછી મળે છે તેમાં ના નહિ કહેવાય.

'કાન્ત' મુખ્યત્વે તો કવિ હતા અને તે મશહૂર છે તેમનાં ખંડકાવ્યો માટે. 'પૂર્વાલાપ' ના દીર્ઘ ઉપોદ્ઘાતમાં તેમના શિષ્ય અને સમર્થ વિવેચક શ્રી. રા. વિ. પાઠકે તેમની કવિતા ઉપર ઘણું કહ્યું છે. અને જે કંઈ કહ્યું છે તે પ્રમાણભૂત છે એટલું જ નહિ, પણ તે પછી બીજાઓને ભાગે તો તેનો વિસ્તાર જ કરવાનો રહે છે. આ ઉપરાંત 'કાન્તમાલા' માં તેમના જીવનમાં સંપૂર્ણ ખ્યાલ આપણને મળે છે.

મણિભાઈ નભુભાઈએ ગુજરાતને સુંદર નિબંધો અને સુંદર ગદ્ય આપ્યું. પણ તેમના સાહિત્યજીવનને લગતું અભ્યાસપૂર્ણ પુસ્તક તો એકે લખાયું નથી. આવા બાકી રહી ગયેલા આપણા સન્માન્ય લેખકોને પકડીને હવે અભ્યાસીઓએ આગળ કરવા જોઈએ.

(૭) ગોવર્ધનરામ, નાનાલાલ અને મુનશી જેવા આપણા પ્રથમ પંક્તિના સર્જકોનું સમગ્ર અને સપ્રમાણ મૂલ્યાંકન કરતા નિબંધો કે પુસ્તિકાઓ નથી.

ગોવર્ધનરામનું નામ દેતાં જ આપણને 'સરસ્વતીચંદ્ર ' યાદ આવે છે. અને સરસ્વતીચંદ્રની તો વિવિધ દષ્ટિએ ચર્ચાણા ઘણી થઈ છે સરસ્વતીચંદ્રનાં પાત્રો ઉપર શ્રી. અનંતરાય રાવળે હમણાં જ ભાષણ આપેલું. સરસ્વતીચંદ્રની કલાસૃષ્ટિ અને ગોવર્ધનરામની શૈલી ઉપર તો શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ અભ્યાસપૂર્ણ અને ચિંતનશીલ બે નિબંધો આપ્યા છે. તેમની શૈલીની મીમાંસા આટલી સચોટ તો કોઈ એ કરી નથી, એટલે ગોવર્ધનરામ ઉપર તો ઘણાએ લખ્યું છે એટલે તેમના અભ્યાસીઓને હવે પૂરતી સામગ્રી મળી રહે તેમ છે.

નાનાલાલ આજના મહાકવિ છે. તેમની સમગ્ર કવિતા ઉપર શ્રી. રા. વિ. પાઠકે એક લેખ લખેલો છે. તે ઉપરાંત શ્રી. નવલરામ ત્રિવેદીએ 'કેટલાક વિવેચકો' માં પણ તેમની કવિતા પર કેટલીક ચર્ચા કરેલી છે. છતાં કહેવું પડશે કે તેમની સમગ્ર સાહિત્યપ્રવૃત્તિ ઉપર પ્રકાશ પાડતું એકે પુસ્તક તો નથી જ.

શ્રી. મુનશીની નવલકથાઓ ઉપર, તેમનાં નાટકો ઉપર, તેમનાં સ્ત્રીપાત્રો ઉપર—તો આપણા વિવેચકોએ વિવિધ લેખો લખ્યા છે. અને જેમ જેમ સાહિત્ય તરફ વાચકોની અભિરુચિ વધશે તેમ તેમ ઘણું લખાતું જશે.

શ્રી. ત્રિભુવનદાસ લુહારે પ્રો. બ. ક. ઠાકોરની કવિતાસમૃદ્ધિ પર લાંબો નિબંધ લખ્યો છે. તેમાં પ્રો. ઠાકોરની સમગ્ર કવિતાની સમીક્ષા છે. તેમના ગદ્ય ઉપર શ્રી. વિશ્વનાથ ભ પણ મનનશીલ નિબંધ લખ્યો છે. નરસિંહરાવના મૃત્યુટાણેનો 'ગુજરાત'નો વિશેષાંક તેમનાં જીવન-અને કવનનો સંપૂર્ણ ખ્યાલ આપે છે. પ્રો. અનંતરાય રાવળનો તેમની કવિતા પરનો લેખ તેમની સમગ્ર કવિતાનું સાચું મૂલ્યાંકન કરે છે. આમ 'આપણા પ્રથમ પંક્તિના સર્જકોનું સમગ્ર અને સપ્રમાણ મૂલ્યાંકન કરતા ' નિબંધો અને લેખો લખાયે જશે.

૮. મૌલિક અને તાત્ત્વિક સિદ્ધાંતોની ચર્ચા કરનારા લેખોની પણ આપણે ત્યાં અછત છે.

દરેક સાહિત્યમાં મૌલિક અને સિદ્ધાંતોની ચર્ચા કરનારા લેખો તો ઓછા જ હોય છે. અને ગુજરાતી સાહિત્યના વિવેચન-પ્રતિહાસમાં આવી મૌલિક પણ ઠીક પ્રમાણમાં છે. શ્રી. રમણભાઈએ ' એટલે શું ? ' વાળો લેખ, ' હાસ્યરસ ' પરનો સુદીર્ઘ લેખ, શ્રી. મણિભાઈની રસ અને કાવ્ય ચર્ચા; રસિકલાલ પરીખનો ' રસ ' પરનો ; શ્રી. વિશ્વનાથ ભટ્ટનો ' કલાનો મહિમા ', ' આદર્શ '; શ્રી. વૈદ્યનો સાહિત્ય પરનો લેખ ચર્ચા કરનારા લેખોમાં વૃદ્ધિ કરે છે. શ્રી. રા. વિ. પાઠકના ' કાવ્યની શક્તિ ' વાળા ઉલ્લેખ કરે છે તે સાથે ' જીવન અને સાહિત્ય પણ ઉલ્લેખ કરવો ઘટે. તેમાં તો શ્રી. પા વિવેચક એબરક્રોમ્બીથી પણ જુદા પડે છે નવો જ મૌલિક સિદ્ધાંત રજૂ કરે છે. શ્રી. આનંદશંકર ધ્રુવનો ' સાહિત્ય અને સાક્ષર ' એ લેખ ઘણો જ મહત્ત્વનો છે. શ્રી. નરસિંહરાવે પણ મૌલિક સિદ્ધાંતોની ચર્ચા કરેલી છે.

મુંબઈ યુનિવર્સિટીની પી. એચ ડી.ની ડીગ્રી માટે કેટલાક અભ્યાસીઓ સ્વાધ્યાય તૈયાર કરી રહ્યા છે. એટલે હવે આપણને કેટલાક દટાઈ ગયેલા કવિઓ, કેટલાક અણઉકલ્યા પ્રશ્નો, કેટલીક ખૂટતી સામગ્રી વગેરે લભ્ય બનશે. વધારે તો નહિ પણ પાંચેક વર્ષમાં આપણું વિવેચનસાહિત્ય જરૂર-સમૃદ્ધ બનશે. વિવેચનસાહિત્ય ખીલ્યું નથી તેની પાછળ વિવેચકો નથી તે માત્ર કારણ નથી. સાહિત્યના રસિકો, અભ્યાસક્રમમાં તેનું યોગ્ય સ્થાન, વિવેચનગ્રંથોનું કઠિન પ્રકાશન વગેરે કારણો જેવાંતેવાં તો નથી જ. આજે પણ જેટલી વાર્તા કે નવલકથા વંચાશે તેનાથી પાંચમા કે દશમા ભાગનું પણ વિવેચનસાહિત્ય વંચાતું નથી. વિવેચન સમજી શકે તેવો વિશાળ વાચકવર્ગ નથી તેમ દામ ખોઈ પ્રકાશન કરે તેવી કોઈ સમૃદ્ધ સંસ્થા નથી. જેમ જેમ વાચકવર્ગ વધતો જશે તેમ તેમ જરૂર વિવેચન-સાહિત્ય પણ ખીલતું જશે અને શ્રી. ઝવેરી જે ખોડખાંપણો દેખાડે છે તે દૂર થશે. આજનો વિકાસ તો દેખાડી આપે છે કે આવતી કાલ ઓજસ્વી છે.

પીતામ્બર પટેલ

# जैनीओने

श्री. काकासाहेब कालेलकर

વેદમાં ગાયને 'અઘ્ન્યા' કહી છે. બધાં પશુઓમાંથી ગાયને જુદી ગણીને એને ન મારવી જોઈએ એવો વેદકાળમાં જ નિયમ થયેલો. ગાયનું દૂધ અત્યંત પૌષ્ટિક, સુપાચ્ય અને નિર્દોષ આહાર છે. એનું દૂધ મળ્યા પછી જ માણસે માંસાહાર ઓછો કરી નાંખ્યો છે. જો દૂધની પ્રાપ્તિ ન થઈ હોત તો માણસ માટે માંસાહાર છોડવાનું મુશ્કેલ થયું હોત. માણસે ગાય–બળદને જંગલમાંથી લઈ આવીને પોતાના કૌટુંબિક જીવનમાં સ્થાન આપ્યું. ગાયે દૂધ આપીને અને બળદે હળ ખેંચીને માણસના આહારમાં ભારે ક્રાન્તિ કરી. હળની મદદથી માણસે ખેતી શરૂ કરી અને અનાજની પેદાશ વધારી. ગાયને પાળીને તેમ જ ભયમુક્ત બનાવીને અને એને ખાસ ખોરાક આપીને તેનું દૂધ વધાર્યું, આ રીતે ગાય તથા બળદે પોતાની સેવાથી માણસ માટે અહિંસાધર્મની શક્યતા ઊભી કરી. જંગલી ગાયને ગામડાનું પશુ બનાવવા માટે માણસને હજારો વર્ષ સુધી પ્રયત્ન કરવો પડ્યો હશે. ગાય, બળદ, ઘોડો, ગધેડું, ઊંટ, હાથી એ બધાં પશુઓને માણસે જ્યારે પાળેલાં બનાવ્યાં ત્યારે માનવી સંસ્કૃતિ એકદમ ઊંચી વધી.

હવે એક પગલું આગળ ભરવાનું આવ્યું છે. ઘાસનું દૂધ બનાવવાનું કામ ગાયે કર્યું. હવે ઘાસનાં ફૂલોમાં જે બિંદુરૂપી અમૃત–રસ રહે છે અને જેને એકઠો કરીને ઉપયોગમાં લેવાનું માણસને માટે અશક્ય છે તે બિંદુઓ એકઠાં કરીને એનું મધ બનાવવાનું કામ મધમાખોનું છે. મધમાખીઓને મારીને અથવા બાળી મૂકીને તેનો પૂડો લૂંટી લેવાનું કામ માણસજાતે જીવનના પ્રારંભથી જ કર્યું છે. મધ જેવી સ્વાદિષ્ટ અને સુંદર ચીજ માણસ કેવી રીતે છોડી શકે? પણ આટલી મહેનત કરીને મધ લાવી આપનાર માખીઓને મારી નાંખવી, તેનાં ઈંડાં–બચ્ચાંનો નાશ કરવો અને મધની સાથે ઈંડાં પણ નિચોવી નાખવાં એ ખૂબ ક્રૂર, મૂર્ખાઈભરેલું તેમ જ ગંદું છે. આજે પણ આપણા દેશમાં એ પ્રથા ચાલુ છે. પણ હવે તેમાં અહિંસક પરિવર્તન થઈ રહ્યું છે. મધમાખીઓની અમુક જાતના આખા ટોળાને પકડી લઈને કૃત્રિમ ઘરોમાં રાખવું, તેમને માટે જરૂરના ખાણા–પીણાની વ્યવસ્થા કરવી અને તેને અને તેનાં બચ્ચાં માટે જોઈતું મધ રાખી દઈને બાકીનું મધ આપણા ઉપયોગ માટે લેવું એ સંસ્કૃતિનું પ્રગતિસૂચક પગલું છે. મધ માણસને માટે અત્યંત રુચિકર, પથ્ય અને સરસ ચીજ છે. જો આપણે મધમાખોને પાળી શકીએ તો ગોરક્ષા પછીનું મનુષ્ય–સંસ્કૃતિનું આગળનું પગલું ભર્યું એવો આપણને અનુભવ થશે. આ માખોના પાલનનું ખર્ચ બહુ જ ઓછું આવે છે. તેમનો સ્વભાવ ઓળખી લેવામાં આનંદ આવે છે અને આ ધંધાની કમાણી તો ઘીના ધંધા કરતાં પણ વધારે હોય છે. અહિંસાવાદીઓને માટે ગાય તથા મધમાખોના પાલનનો ધંધો માત્ર લાભકારી જ નહિ પરંતુ જીવનમાં નવી દિશા સૂચવનાર સિદ્ધ થશે.

મધ ભેગું કરવામાં હિંસા થાય છે એટલું જાણી જૈનોએ મધ નિષિદ્ધ આહાર છે એમ નક્કી કર્યું. જે કર્યું તે ઠીક કર્યું પણ આપણા લોકોએ શાસ્ત્રો જીવતાં રાખવાની જરૂર સમજવી જોઈએ. આપણે મધ ન ખાઈએ તો આપણે માખીઓ મારવાની હિંસામાંથી બચી ગયા, પણ માણસજાત કંઈ મધમાખને છોડે એમ નથી, અને મનવી ઢબે જો મધમાખોને ઉછેરીએ નહિ તો મધમાખોની હિંસા ટળવાની નથી. માટે જૈનોએ પોતાનાં શાસ્ત્રોમાં ઉમેરો કરવો જોઈએ કે મધમાખોને ઉછેરીને અહિંસક ઢબે ભેગું કરેલું મધ નિષિદ્ધ નથી, એટલું જ નહિ પણ તેનું સેવન કરવામાં લાભ છે અને પુણ્ય પણ છે. બહુ જ ઓછી મૂડીથી ચલાવી શકાય અને અઢળક ધન મેળવી શકાય એવો આ ધંધો જો જૈનો ખાસ પોતાનો કરે તો તે વાત એમની વાણિજ્યબુદ્ધિને ફાવે એવી છે.*

ઑગસ્ટ, ૧૯૩૯.

---

*હિંદી 'સર્વોદય'માંથી.

મિલકતો પુરુષોએ સુરક્ષિત રહેવા દઈ તેને વધવા દીધી છે? આર્થિક શક્તિવાળી સ્ત્રી હોવા છતાં પુરુષ-જાતનું ઓજસ તેને ઢંખવી નાખે છે. જ્યારે એ પૌરુષનું ઓજસ મેળવશે ત્યારે જ પુરુષ જેટલી નિર્ભય અને નિશ્ચિંત બની સમાજમાં ફરી શકશે, પછી સમાજ એના પ્રતિ, ઘૃણા, ઉપેક્ષા, અનાદર, અવિશ્વાસથી જોતો અટકશે. છતાં સર્વથા આર્થિક દૃષ્ટિએ પુરુષાવલંબિની નારી કરતાં કંઈક ગાંઠે દામવાળી સ્ત્રીને માટે જગત સ્વાર્થપૂરતું યે વધારે અનુકૂળ બને છે એ ના નહિ કહેવાય.

'ત્રિવેણી જો ને, મારી વીમાની પૉલિસી છે તે તારે જ નામે છે ને?' ત્રિવેણી આર્થિક નિરાશાથી ગભરાઈને બોલતી હશે એમ માની મેં કહ્યું.

'બળ્યા તમારા પૈસા, પૈસાને મારે શું કરવા છે! પારેવનું પેટ તો ગમે ત્યાં ભરાશે, પણ તમે છો તો અત્યારે મારે સુખનો દહાડો છે. તમારા વિના મારે બધાની ઠોકરો જ ખાવાની.' હા, મેં કહી તે જ વાત આવી. દુનિયા સૌભાગ્યને જ પૂજે છે, છતાં સૌભાગ્યમાંથી જ વૈધવ્ય જન્મે છે. જે જગતનું સૌભાગ્ય વૈધવ્યને—અતિ નિકૃષ્ટ ગણાતા વૈધવ્યને—જન્મ આપે છે તે સૌભાગ્ય જ કાં તો એવું નિકૃષ્ટ હોવું જોઈએ, યા તો વૈધવ્ય સૌભાગ્ય જેવું જ માંગલિક ગણાવું જોઈએ. પણ દુનિયા કયે દહાડે દલીલથી કે અક્કલથી ચાલે છે! વ્યક્તિને માપવાનાં બધાં માપ તેણે અંધારામાં જ ઘડ્યાં છે. પુરુષને પનારે પડેલી નારી પતિની છાયામાં જ સમાજ તરફથી અભયદાન મેળવી શકે છે, તો તે સમાજમાં પત્નીઓ સૌભાગ્યવતી મરે એ જ એમના દુ:ખનો ઉપાય છે. એટલે જ દરેક સ્ત્રી પોતાનું જીવન પતિની છાયામાં જ સમાપ્ત થાય એ ઇચ્છે છે. બાકી તો પતિના દેહને ભસ્મીભૂત કરતી ચિતા સ્ત્રીના અવશેષ જીવનને દરરોજ બાળતી રહે છે, એને તો રોજ પંચાગ્નિઓ તરવા પડે છે. પતિદેહ સાથે બળી મરતી સતી આ આજીવન વિધવા રહેતી સ્ત્રી કરતાં સરવાળે ઓછું દુ:ખ ભોગવે છે એ હિસાબ ગણી આપનાર બૅન્કિકને કોઈ મળ્યો હોત તો તેણે સતીનો રિવાજ ચાલુ રહેવા દીધો હોત. અત્યારના સમાજમાં દરેક સ્ત્રીને સૌભાગ્યવતી રહીને મરવાની સગવડ કરી અપાય તો સ્ત્રીઉદ્ધારના પ્રશ્નનો અર્ધો નિકાલ હમણાં જ આવે! પણ મરવાના કૉન્ટ્રાક્ટ કરી શકાય વળી!

પતિની છાપ વિનાની સ્ત્રી સમાજમાં ચલણી સિક્કા તરીકે કામ જ ન આવે એ જ મહા આપત્તિ છે, સ્ત્રીની અસ્મિતા એટલી આગળ વધી નથી.' પુરુષ સ્ત્રીને લતાની જ ઉપમા આપી સંતોષ પામ્યો છે. વૃક્ષના આધારહીણી લતાને ભોંયે ઢળી પડતાં કેવું થતું હશે? કુદરતમાં તો ભાગ્યે જ કોઈ વૃક્ષે પોતાને આલંબેલી લતાનો પરિત્યાગ કર્યો હોય એવું બને છે, પણ માણસલોકમાં તો કેટલાં યે પતિવૃક્ષો લતાઓનો પરિત્યાગ કરે છે. પોતાને આલંબેલી લતા કરતાં પણ તેઓ પાતળિયા અને અલ્પજીવી હોય છે છતાં નારીને પોતે આલંબન આપે છે એ માટે ગૌરવ લે છે. જે આપવાની પોતાનામાં શક્તિ નથી છતાં તેનો દાવો કરવો એ તે શું?

ત્યાં તો બબુએ 'લા લા લા' કરવા માંડ્યું. ખાટલાનો પાયો પકડીને એ ઊભો થઈ ગયો અને પેલા દર્દીની ચાદર ખેંચવા માંડી.

'અરે જા, એ દર્દી તો અર્ધો ગાંડો છે, કાંઈ લાત ન મારી બેસે!' મારાથી બોલી જવાયું. ત્રિવેણી સફાળી ઊઠી. એના મોઢા ઉપરનો વિષાદ અહીં મારા ખાટલા ઉપર જ જાણે પડી રહ્યો. બબુની સામે એકી નજરે જોતી જતી ત્રિવેણીના મુખ ઉપર કેટલું વાત્સલ્ય, કેટલો સ્નેહ, કેટલી કાળજી ઊભરાતી હતી! બબુએ પોતાના હાથ વતી પેલાની ચાદર ઉપર આક્રમણ ચાલુ રાખેલું. દર્દીએ જાગીને મોઢા પરથી ચાદર કાઢી નાખી. પણ ચિડાવાને બદલે એ ધીરે રહીને પડખું ફર્યો અને હાથ લંબાવીને હસતે મોઢે ઊલટો બબુને બોલાવવા લાગ્યો: 'લે, લે, બચ્ચા.' વચલી આંગળી હલાવતો તે હાથ લંબાવીને બોલાવતો હતો. બબુ પણ એક હાથે ચાદરને પકડી બીજે હાથ તેની માફક લંબાવી પોતાની વચલી આંગળી હલાવવા પ્રયત્ન કરતો દેખાયો, પણ વચલી આંગળી કઈ તેની હજી બીચારાને સમજણ પડતી નહોતી એટલે પાંચે આંગળીઓ વારાફરતી હાલતી હતી. ટચુકડી

હથેળીની પાંચ પાંદડીઓ જાણે પવનથી ડોલતી હતી. મોઢામાંથી 'લા, લા, લા'નું ગીત તો તેનું ચાલુ જ. ત્રિવેણીએ એને ઉપાડ્યો અને ધ્યાનભંગ રુદ્રની પેઠે બણુનો પ્રકોપ ફાલ્યો. 'લા, લા, લા'નું લાસ્યગીત મૂકી એણે 'ઈં, ઈં, ઈં'નું તાંડવગીત પ્રારંભ્યું. 'ઓ મારા બચલા, ઓ મારા બચલા,' બોલતી બુચકારા બોલાવતી લાડમાં ને લાડમાં પંપાળતી ત્રિવેણીએ એને ગોદમાં ઉપાડ્યો. ડાબા હાથ વતી એના ઓઠ ઉપર ટપલા મારતાં રડવાનો અવાજ તૂટી 'ઈં, લા, ઈંલા,' થતો હતો. બણુએ પણ ત્રિવેણીની સાથે સંધિ કરી દીધી, અને હાથ લંબાવી એણે આંગળીઓ નચાવવા માંડી.

'લુચ્ચો!' કહી ત્રિવેણીએ બણુનો ગાલ પોતાના ગાલ સાથે દાબ્યો, અને એ ને એ રીતે બણુને પકડી પાછી ખાટલા ઉપર આવીને બેઠી. બંનેનાં મોઢાં એકબીજાંને પૂરક બની કેવું મધુરું સુસંવાદી ચિત્ર ઉપજાવી રહ્યાં હતાં! ગોળગોળ ગોરાગોરા ગાલ, બણુની છૂટી અને ત્રિવેણીની વ્યવસ્થિત બાબરી; એક યુવાન, બીજું બાળક; ગાલેગાલ અડીને બે જીવન એક નવજીવનનો ચિતાર ખડો કરી રહ્યાં. ત્રિવેણીનું ને બણુનું મોં આટલું બધું મળતું આવે છે એ તો મેં આજે જ જોયું. હા, જમનાબેન ત્રિવેણીની બેન જ ને!

જેટલી સ્વાભાવિકતાથી બાળકને ગોદમાં ઉઠાવી લેવાય છે તેટલી જ સ્વાભાવિકતાથી એને બચી લેવાઈ જાય છે. ત્રિવેણીએ બણુના ગાલ ઉપર બચીઓ ચોડવા માંડી. જ્યાં પોતાનું આખું અંગ જ બીજાઓના સ્પર્શને આપી બેઠાં હોય ત્યાં પછી ગાલ ઉપર બીજાના હોઠનો સ્પર્શ થાય તેની શી પરવા? એવા મહાદાનેશ્વરીની બેપરવાઈથી બણુ ત્રિવેણીએ આદરેલા ચુંબનસમારંભને ઉવેખી પોતાની પ્રવૃત્તિમાં મશગૂલ રહ્યો. તે ત્રિવેણીની બાથમાંથી છટકવાનો પ્રયત્ન કરવા લાગ્યો, અને છેવટે ખાટલા નીચે ઊતરી પાછો પોતાનું માર્ગક્રમણ કરવા લાગ્યો. ત્રિવેણીનાં આતુર નેત્રો બણુની પ્રત્યેક હિલચાલને, તેનાં અંગની પ્રત્યેક રેખાને પી જવા માગતાં હોય તેમ બણુની પાછળ જવા લાગ્યાં. શો તલસાટ? અને ત્રિવેણીથી અજાણતાં નિઃશ્વાસ મૂકી દેવાયો. હથેળીમાં માથું ટેકવી બણુની ક્રિયાઓ નિહાળતાં તેના મોં પર જે પ્રસન્નતા રમતી હતી તે સરી ગઈ અને તેનો હાથ હતાશ જેવો તેના ખોળામાં લૂલો થઈ ને પડ્યો. અને તે સાથે જ આંખનાં બણુ તરફ ઢળેલાં પોપચાં ચમકીને ઊંચાં થયાં. બણુને જોતાં અનુભવાતી પ્રસન્નતામાં તેમ જ આ વિષાદમાં વિલય પામેલું ત્રિવેણીનું આત્મભાન ઊઠ્યું અને તેના ઉપર ફરીથી રુદન ચડી આવ્યું. તે પોતાને સ્વસ્થ રાખવા જેમ પ્રયત્ન કરતી તેમ અસ્વસ્થતા તેને વધારે ઘેરતી લાગી. તેણે જમીન ઉપરથી બંને પગ ઉઠાવી લીધા અને તેમના ઉપર માથું ઢાળી દીધું. મને કશું બોલવાની સમજ ન પડી. પાંચેક મિનિટ આમ આંતરે આંતરે ડૂસકાંથી તેનું અંગ કાંપી ઊઠતું હું જોઈ રહ્યો. મારી ચોપડી છાતી ઉપર જ પડી. છેવટે તેણે જ શાંતિનો ભંગ કર્યો અને પાછું તે જ વાક્ય બોલી, "તમારા પહેલાં હું કેમ ન મરી ગઈ?" તેણે આંખો લૂછી અને કોરી થયેલી આંખો બણુને ખોળવા માંડી. બણુએ ઓટલા ઉપર પ્રયાણ કર્યું હતું. ત્યાંથી તેને લઈ આવી બણુ એની એ જ પ્રસન્નતાથી 'લા, લા, લા,' કરતો હથેળીને વળગેલી આંગળીઓ નચાવતો કેડે ચડીને આવ્યો. 'ઓ મારા બચલા, બાપા, બાપા,' કરતી ત્રિવેણી તેને કોઈ મહામૂલી સંપત્તિની પેઠે છાતીએ લગાડી રહી.

'બહુ વહાલ આવે છે કે?' મારાથી કટાક્ષ ન ખાઈ ગયો.

'અમારા અંતરની તમને શી પરવા છે? દેખવાનું ને દાઝવાનું જનમારા સુધી મારે–તો.' એના અંતરના ઊંડાણમાં સદા બેઠેલું દુઃખ બણુના પ્રસન્ન જીવનસ્પર્શથી પણ હલકું થયું ન હતું. તે શું ઝંખતી હતી? સ્ત્રીજીવનની કઈ પરમ અભિલાષા? હાય, હું ત્રિવેણીને નિઃસંતાન મૂકીને જઈશ. મારી અને ત્રિવેણીની વચ્ચે તકરારનો મહાન વિષય આ જ રહ્યો છે. સંતાનની આવશ્યકતા અને અનાવશ્યકતાની મારી અપરિહાર્ય દલીલો છતાં ત્રિવેણીને હું જીતી શક્યો નથી. તેનું મગજ દલીલને વશ થવા છતાં તેનું હૃદય

પોતાનો સ્વભાવ કંઈ ભૂલે? આર્થિક, સામાજિક, રાજકીય પરિસ્થિતિ સંતાનોત્પત્તિને અનુકૂળ નથી. અને છેવટે મારા જેવા દુર્બળે સંતાનોત્પત્તિ ન કરવી જોઈએ એ વાત એ કમને કબૂલે છે. સમાજની, દેશની અને છેવટે જ પોતાની સેવા નિ:સંતાન રહીને જ આપણા જેવાં વધારે સારી કરી શકે. અયોગ્ય દંપતીનાં સંતાનો દેશને બધી રીતે ભારરૂપ જ છે. દેશનાં ધાન્ય, ધન, અને દરકાર ઉપર એવાં સંતાનો નિરર્થક તરાપ મારે છે અને એવાં સંતાનોનું મહામહેનતે ટકાવેલું જીવન છેવટે દેશના અનેક ગૂંચવાયલા પ્રશ્નોમાં નવી ગૂંચો ઉમેરે છે. હિંદુસ્તાનની જીવતી તેત્રીસ કરોડ પ્રજાનો સવાલ જ એટલો ગંભીર છે કે નવી પ્રજા માટે એ પાંચ પચાસ વરસ સુધી વિચાર કરવાની ફરજમાંથી મુક્ત થઈ શકે તો ઘણું સારું. પણ એમ આંકડાની ગણતરી કરી ક્યારે કોઈ પણ આગળ વધ્યું છે? એ તો, જીવનનો ઉછાળ આવે અને સામટાં સેંકડો કદમ આગળ પ્રજા ચાલી જાય. એ માટે પ્રજાજીવનનો પ્રવાહ સતત ચાલુ રહેવો જોઈએ. આ પ્રવાહ કેવી રીતે પોતાનું સ્વત્વ ધારણ કરી તેને ટકાવતો અને બહાવતો આગળ વધે એ તકરારનો વિષય છે. જ્યાં સુધી એનો નિર્ણય અને તેનો સ્વીકાર સમગ્ર પ્રજાએ નથી કર્યો ત્યાં સુધી મેલોઘેલો પણ એ પ્રવાહ વહ્યા કરવાનો. પ્રકૃતિએ જીવન સાથે જીવનેષણા સર્જી છે, જૂની પેઢી પોતાનો સર્વથા વિલય થાય એ વિચાર જ સહન નથી કરી શકતી, તે પોતાનાં સંતાનોમાં પોતાનો અંશ જન્મેલો અને ટકી રહેતો જોઈ કંઈક સંતોષ સાથે આ જગતમાંથી રાજીનામું લે છે. પોતાનો વંશ કાયમ રહે એ ઇચ્છા આ રીતે પ્રત્યેક વ્યક્તિમાં રહેલી છે. વ્યક્તિના અહંત્વના પોષણ સિવાય બીજો કોઈ પણ લાભ એને થતો નથી. પોતનું નામ ચાલુ રહે, આબરૂ જળવાય વગેરે આનતો ભ્રમ છે એ વાત જો મરેલાઓ જીવતા થઈને પોતાની પાંચમી કે સાતમી પેઢીનાં સંતાનો આગળ આવે તો તરત ખાતરી થઈ જાય. તે લોકોના નામાવશેષને દુનિયામાં ક્યાંય સ્થાન નથી રહ્યું એ તેઓ જોઈ શકશે અનેક પેઢીઓ, કોમો, જાતિઓ અને છેવટે પ્રજાઓ પણ ઝાકળના બિન્દુ પેઠે પૃથિવીતલ ઉપરથી ઊડી ગઈ છે, તેમના નામાવશેષ પણ રહ્યા નથી. છતાં પોતાનું નામ જળવાઈ રહે, ઘરની થાંભલી કાયમ રહે, કુલ-પરંપરા અખંડ રહે એ વાત દરેક વ્યક્તિને સંતાનોની ઝંખના પાછળ ગાંડી કરી રહે છે. મૂળ વાત તો એ છે કે વ્યક્તિના અહંત્વને ઉત્તેજી પ્રકૃતિ તેની પાસેથી પોતાનું કામ કઢાવી લે છે. વ્યક્તિ ક્યાંય કાળના પેટમાં અટવાઈ જાય છે અને પ્રકૃતિનો જીવન-વ્યવહાર ચાલુ રહે છે. (પણ પ્રકૃતિ વ્યક્તિને ભ્રાન્તિમાં નાખી તેનો દુરૂપયોગ કરે છે એમ માની લેવાની શી જરૂર છે! પ્રકૃતિ અને વ્યક્તિ વચ્ચે આમ કલહ છે એમ માનવાની શી જરૂર! શું આ બધાનો મળીને થતો એક મહાન અહં જ સદા ચિરંજીવ નથી રહેતો? ગમે તે કાળમાં અને સ્થિતિમાં, આ અહં તેટલો જ જાગ્રત નથી રહ્યો? એ સદા ટકતા મહા અહંના જ અલ્પ અહં વ્યક્તિમાં છે. એટલે વ્યક્તિ પોતાના અહંની પરંપરા જાળવી રાખવાના પ્રયત્નમાં પોતાને ભોગે પારકાનું હિત કરે છે એવી ક્લેશજનક પરિસ્થિતિ ઊભી થવાનું માનવા કરતાં, પોતે જ પોતાના અહંને સમષ્ટિના અહંમાં અલ્પ ફાળારૂપે આપી દઈ ચિરંજીવ કરે છે. એ જ વધારે મેળવાળી કલ્પના છે.) જેને મન વ્યક્તિ ઉપર પ્રકૃતિનું આ આક્રમણ જગતની એક અપરિહાર્ય પરિસ્થિતિની વિષમતા જેવું છે તે યથાશક્તિ પ્રકૃતિની સામે ઝૂઝવાનો—પ્રકૃતિના હાથમાં સાધન તરીકે વપરાવાની ના પાડવાનો.

ગમે તેમ હોય, વ્યક્તિમાં સમષ્ટિરૂપે જીવનેષણા શાશ્વત સ્થાન લઈને બેઠેલી છે. તે માણસને છોડવાની નથી. વ્યક્તિરૂપે જ જીવન પ્રગટ થાય છે, અને વ્યક્તિ દ્વારા જ તે ટકી રહે છે. એકમાંથી બીજું અને તેમાથી ત્રીજું એમ પરંપરા ચાલ્યા કરે છે. વ્યક્તિ-જીવનનો એક પરમ ઉદ્દેશ તે આ, જીવનને ચિરંજીવ કરવું. એટલે જ્યાંસુધી પોતાના જીવનમાંથી તેણે નવજીવનનું સર્જન નથી કર્યું ત્યાં સુધી તે પોતાના વ્યક્તિજીવનને વન્ધ્ય-નિષ્ફળ સમજવાનો. વન્ધ્યત્વ એટલા માટે જ આટલું નિંદ્ય મનાયું છે.

[ અનુસંધાન પૃ. ૪૨૨ ઉપર ]

# મીણની પૂતળી

## શ્રી. નવીનચંદ્ર પંડયા

શાંત સ્થિર પાણીમાં એક નાનો શો પથ્થર પડતાં પણ એ જેમ પાણીના સમસ્ત દેહને કંપાવી મૂકે છે, તેમ મારા આ કેંક દિવસોથી પ્રયત્ન કરીને શાંત પાડેલા મગજમાં આ એકનો એક વિચારકંકર જ મોટી ઊથલપાથલ કરી મૂકે છે. માનસસરના જળમાં એ પોતે ડૂબકી મારી છેક તળિયે જઈ, જતાં જતાં પોતે અંદર ને અંદર ખૂંપતો જાય છે, હવે કેમે કર્યો બહાર નીકળવાનો નથી એમ પહેલેથી જ જણાવી દઈ પોતાના અસ્તિત્વનું ભાન કરાવતો, મોટાં ને મોટાં વર્તુલો રચે છે. હવે એને અટકાવવો મુશ્કેલ છે. એ કદી બહાર નીકળે નહિ અને અંદર ને અંદર રહી દમવાનો. મોટાં મોટાં આંખને ય અસહ્ય એવાં વર્તુલો તો શમી જવાનાં, પણ એ વિચાર તો છેક નીચે બેસી આખરે એક દિવસ પોતાની જાતને ય વિસારી દઈ એકરૂપ બની જવાનો. એનાથી જુદું પડવું અગર એને જુદો પાડવો હવે છેક અશક્ય છે.

આજ તો માત્ર એટલું જ યાદ છે કે અમારી વચ્ચે ઘણી વખત એ તકરાર થતી કે કોણ કોને પહેલું ઓળખતું થયું. હું કહું કે, "પહેલી તારે ગરજ હતી, અને એટલે જ હું તારામાં ફસાઈ પડયો." એને 'ગરજ હતી' અને 'ફસાઈ પડયો' એ શબ્દોથી કદી ખોટું લાગ્યું હોય એવો જરાકે વિચાર સરખો આવ્યો હોય એમ તો મારી કલ્પનામાં ઊતરતું જ નથી. જો કે એ વાત ખરી છે કે સ્ત્રીઓનાં હૃદયનું માપ કાઢવું એ તો લગભગ અસંભવિત જ છે, પરંતુ હું તમને પૂછું છું, શું દરેક નિયમ નિયમ જ હોય છે? ચુસ્ત રીતે? એને શું કદી ય અપવાદ હોઈ શકે જ નહિ? એ તો કેમ બને? વ્યાકરણશાસ્ત્ર જેવા ગંભીર વિષયમાં પણ અપવાદને અગત્યનું સ્થાન આપવામાં આવ્યું છે— હું ધારું છું કે નિયમ કરતાં ય વધારે અગત્યનું-તો શું માનસશાસ્ત્ર ઓછો ગંભીર વિષય છે? એના ય નિયમમાં શું અપવાદ ન હોય?

અલકા અપવાદરૂપ હતી. એને કદી ખોટું લાગતું નહિ. એ ગંભીર તો કદી બની જ નહોતી. જે કાંઈ કહીએ—એને ગમતું કે અણગમતું—તે એ એટલા જ પ્રસન્નમુખે સાંભળ્યા કરવાની. ઊલટું જવાબ દેતી, "મારે માથે આરોપ ઢોળી દો છો? પોતાને કોઈક જોઈતું હતું, એકલા રહેવાતું નહોતું, 'જીવનમાં કોઈક એવાં સાથીની જરૂર છે જે મને મારા જીવનને ઉચ્ચ કક્ષાએ લઈ જાય' એમ તમે જ નહોતું કહ્યું મને? અને પાછા કહો છો કે 'ફસાઈ પડયો?'" આખી વાત દરમિયાન નહોતો એકબીજાના મનમાં કોઈ જાતનો દંશ, ખટરાગ— કેવળ એકબીજાને ચીડવવા અને ખીલવવા જ બોલી રહ્યાં હતાં.

અમારું જીવન આમ પસાર થતું હતું. પણ આગળ જિંદગીનું પાનું ઉઘાડું તે પહેલાં, એક વિચાર—જે આટલું બધું લખ્યું તે દરમિયાન અને લખવાનું શરૂ કર્યું તે પહેલાં પણ ઘણા વખતથી સતાવ્યા કરતો હતો તે—અહીં ઊતરી આવે છે.' 'આ બધું હવે શા માટે? આ લખ્યા પછી આ બળતો જીવ ટાઢો પડશે? આ લખીને હું એને મારો પશ્ચાત્તાપ માની શકીશ? અને આ મારી એક જાતની કબૂલાત ગણાશે?' મને ખાતરી થતી નથી. કોણ મને ન્યાય આપશે? ઊલટું એમ થયા કરે છે કે લખ્યા પછીથી આને ફરીથી વાંચી જવાની મારામાં હિંમત—તાકાત રહે જ નહિ. લખતી વખતે આંસુનાં જે ઝુંડ પાંપણો વચ્ચે ઝૂલી રહ્યાં છે તે લખ્યાં પછી ફરી પાછાં અંદર ને અંદર સમાઈ જશે, સુકાઈ જશે અને...અને મને ડર લાગે

છે કે ડૂમો ગળાની બહાર નહિ નીકળે અને પાછો છાતીમાં ભરાઇ બેસશે. કશું સહન થતું નથી પણ હા! એક વાત ખરી. લખતી વખતે કંઇક શાંતિ અનુભવાય છે. ફરી ફરીને ગતજીવનની યાદ આંખ – ભીની આંખ– આગળ આવી નાચ્યા કરે છે હું ફાટી આંખે તેમને ભાળ્યા જ કરું છું. કદાચ ઊંચું જોઉં, લખતો અટકી જાઉં, અને રખેને પેલી ચિત્રાવલિ આલેપ થઈ જાય—રખેને કોઈની હથેળી તેને ભૂંસી નાખે!

હા! હું...હું સતીશ અને એ અલકા. એમની આ રામકહાણી તમને સંભળાવતો તમારી સમક્ષ જ બેઠો છું. મને એ યાદ નથી કે કઈ ઘડીએ અમે એક-બીજા સાથે ભટકાઈ પડ્યાં. આજ જ્યારે બધું ઠરી ગયું છે, જીવન જેવું કશું રહ્યું નથી, ગતિ છે જ નહિ, અને માત્ર આસન જમાવી બેસી જ રહ્યો છું ત્યારે પણ મને મારા તે વખતના વિચારો તો બરાબર યાદ છે, અત્યારે ય તેને જેવા ને તેવા હું જોઈ શકું છું. ફેર એટલો જ કે તે વખતે એમને મારી આગળ થઈને એમ ને એમ જવા દેતો નહિ, એમને પકડતો અને મારામાં સમાવવા પ્રયત્ન કરતો; આજ એ વિચારોની હાર મારી આગળથી પસાર થઈ જાય છે, હું સ્થિતપ્રજ્ઞ જેવો બેસી જ રહું છું, એમને પકડવાનો તો શું પણ મારા આસનેથી ઊઠવાનો પ્રયત્ન સુદ્ધાં કરવાનું મને મન નથી.

"અલકા, તુ કાંઈ વાંચ તો ખરી, વાંચ અને સમજ, અને ન સમજ પડે તો હું ક્યાં નાસી ગયો છું? હુ તને મદદ કરીશ." હુ કોક વખતે કહેતો.

"પણ મને તો જરાકે સમજ પડતી નથી. અને વાંચવાનો તો એવો કંટાળો આવે છે કે..." મને ખબર હતી કે અલકાને વાંચવા કરતાં કોઈ પણ રમત રમવાનું વધારે ગમતું–પછી ભલે તે એની પ્રિય સોગઠાંબાજી હોય કે એના અત્યંત આગ્રહથી તાજું જ વસાવેલું 'કૅરમ' હોય.

"પણ જો તુ વાંચે નહિ અને બસ' કંટાળો જ આણ્યા કરે તે કેમ ચાલે? પછી તું તારી જવાબદારી ક્યારે સમજીશ? હું તને વઢતો નથી, તેમ ખોટો આગ્રહ પણ નથી કરતો; આ તો તને માન કહું છું." હું એવા પ્રકારના કંટાળાથી—અને એ કંટાળાને મુખ પર ચોખ્ખો વ્યક્ત કરીને કહેતો કે અલકા એથી ત્રાસી જતી—અને ડરી જતી.

"ના ના, તમે એમ ચિડાશો નહિ, હું વાંચીશ. કાલે તમે બાલમંદિરમાંથી આવશો ત્યારે તમારું આ 'ધર્મ અને નીતિ' પૂરું થયેલું જોશો."

"જો કેવી ડાહી છે અલકા!" હું એને ઉત્સાહિત કરવા પ્રયત્ન કરતો. અલકા સઘળું સમજતી. ખરી રીતે તો—આજે જ મને સમજાય છે—મને જ ઉત્સાહિત કરવા, હું આશાભગ્ન ન થાઉં એટલા ખાતર જ, એ વાંચતી. બેમાંથી કોણ કોને સમજતું...અને સમજાવતું હતું?

બીજે દિવસે હું તપાસ કરતો–ચીવટથી–તો મને જાણીને ઘણો હર્ષ થતો કે ખરેખર અલકાએ એ પુસ્તક પૂરું કર્યું છે. મને ખાતરી થાય એટલા માટે સારાં વાક્યો–'વચનો' વગેરેના એ મને ઉતારા બતાવતી.

"થયો સંતોષ હવે?" બોલવામાં એ બહુ કાળજી રાખતી. આનું આ જ વાક્ય બીજી રીતે પણ બોલી શકાત, પણ એ રીત મને નાપસંદ છે. 'મારે એમને પ્રફુલ્લ રાખવા જ જોઈએ' એવા સદાના ભાન સાથે એ એટલી મિષ્ટ રીતે બોલતી કે મને એમાં કશાનો ય રણકો સંભળાતો નહિ પણ એક વાત કહું: એની આંખમાં આવી વખતે આજીજી ભરાઈ જતી હજુ મને એ આંખો યાદ છે. મને એ વિનંતીભરી આંખોનો ઘણી વખત—લગભગ દરેક વખત, જ્યારે જ્યારે હું નવું પુસ્તક એને માટે લાવતો ત્યારે ત્યારે—અનુભવ થયેલો હતો. મને જેની સદા યે ખાતરી જ હોય એવું જ વાક્ય બોલાતું: "આ વાંચવાનું તો કાંઈ સારું નહોતું, એવો થાક લાગ્યો વાંચતાં વાંચતાં કે હું સૂઈ જ ગઈ–વાંચીને તરત જ, અને એ કલાકે ઊઠી ત્યારે ય માથું જુઓ તો ભરેખમ કોઈ બીજી વાંચવાની ચોપડી લેતા આવો તો? નવલકથા, વાર્તા, એવું એવું!"

અને હું હરેક વખત મારી 'ગોખેલી' દલીલ મૂકતો. મેં એમ ઘણા વિદ્વાન સાક્ષરોનાં પુસ્તકોમાં વાંચેલું છે કે 'નવલકથા અને વાર્તાઓ તો પ્રજાને અધોગતિએ લઈ જનાર સાહિત્ય છે, એ તો રંજન માત્ર છે, એથી પ્રજાની કદી ઉન્નતિ થવાની નથી. એ જીવલેણ સાહિત્ય છે. જીવનનો મર્મ એ સબળી વસ્તુ સમજાવતી નથી. એવું વાચન મનુષ્યને અસંયમી બનાવી દે છે.' મને પણ એ 'હળવા' સાહિત્ય તરફ તિરસ્કાર હતો. એ જ 'પેમલા–પેમલી'ની વાતો, આલિંગનો અને ચુંબનો–એમાં આદર્શ ક્યાં? એમાં જીવન શું? એ વાંચીને કરવાનું શું? શો સાર લેવાનો એમાંથી? હું તો કદી એ વાંચતો જ નહિ, ઊલટું મારા મિત્રોને પણ એમાંથી 'ઉગારવાનો' પ્રયત્ન કરતો. તો પછી અલકાને–મારી જીવનસંગાથિનીને—એ વાંચવા દઉં? પછી મારા ઘડી રાખેલા આદર્શોનું શું? જીવનની જે ઉન્નતિ મેં કલ્પી હતી તે તો હવામાં જ ને! ના, ના, હું અલકાને એમ કદી નહિ કરવા દઉં. એને બચાવી જ લઈશ.

"જો અલકા, તું એક કહે તો એક અને જેટલી કહે તેટલી એવી ચોપડીઓ તને આણી આપું, પણ તું મારું—આપણું—ધ્યેય તો જાણે છે, એ ધ્યેય એથી સધાશે? આપણું જીવન સર્વના દાખલારૂપ થઈ પડે એમ મેં તને નહોતું કહ્યું? મને પોતાને તો એ પસંદ નથી, તું કહેતી હોય તો..." તરત જ અણગમાની રેખાઓ ચહેરા પર એક પછી એક ઊભરાવા લાગતી–આ જ વસ્તુ એને અસહ્ય થઈ પડતી. એની એ 'ચાવી' હતી, અને એ મારા હાથમાં આવી ગઈ હતી. જ્યારે જ્યારે સમજાવટથી કામ પતતું નહિ ત્યારે એનો ઉપયોગ કરતો. ઝટ દ્વાર ઊઘડી જતાં.

"ના ના, તમને દુઃખ થાય એવું મારે કશું કરવું નથી." એ ગળગળી થઈ જતી. "તમે લાવશો તે જ હું વાંચીશ, સમજીશ અને જીવનમાં ઉતારીશ. મારું મન તમારા જેવું દૃઢ નથી એટલે જ તો ઘડીઘડીમાં ડગી જવાય છે." બીજે દિવસે હું 'ગૃહિણીના ધર્મ' કે 'જીવનસંગીત' જેવું પુસ્તક એની આગળ રજૂ કરી દેતો. ઘડીક એ પુસ્તક તરફ જોઈ રહેતી—દવાથી કંટાળેલા દર્દી આગળ અવનવી દવાઓના ઢગલેઢગલા મૂકી દેવામાં આવે અને એ બધી દવા ખલાસ કરી દેવાની આજ્ઞા કરવામાં આવે, લગભગ એવો જ ભાવ તે વખતે એની દૃષ્ટિમાં તરવરતો. હું મારી ધૂનમાં હોઉં એટલે એને સમજવાનો પ્રયત્ન કરતો નહિ. કડવા ઘૂંટની અરેરાટી તેના આખા અંગમાં ઘૂમી વળતી.

—આમ અમે જીવન પસાર કરતાં ગયાં. જીવન ઝડપથી કૂચકદમ કરતું હતું. મારે એ વધુ મજલ કરે તે પહેલાં, જીવનની આ ક્ષણથી માંડી 'મંજિલ'ની છેલ્લી ક્ષણ સુધીમાં એમાંથી સાર તારવી લઈ, એનાથી નિરાળા થઈ જઈ, મોહ માયા તજી દઈ અતિ ઉચ્ચ ભૂમિકાએ બેસી જવું હતું–જીવનમહેલ પર આદર્શ ઉન્નતિનું શિખર ચઢાવવું હતું.

બાલમંદિરમાં દાખલ થયો તે પહેલાં મને માનસશાસ્ત્રનો શોખ લાગ્યો હતો. બી. એ. માં હતો ત્યારે 'ફિલસૂફી' ઐચ્છિક વિષય તરીકે પસંદ કરી હતી, એટલે ગંભીર વિષયો તરફ મને માનની દૃષ્ટિ હતી– કે પછી મેં એને કેળવી હતી તેની તો મને ય ખબર પડી નથી. મેં માનસશાસ્ત્રનો અભ્યાસ આદર્યો. એમાં ઊંડા ઊતરવાનો પ્રયત્ન કર્યો પણ સંજોગો પ્રતિકૂળ હતા. મારે એને તિલાંજલિ આપવી પડી. અને 'અપૂર્ણ જ્ઞાન તો અતિ ભયંકર.' હું જે કાંઈ નિયમ શીખ્યો હતો એના માપે મેં અલકાને માપવાનો પ્રયાસ કર્યો. મેં કાંઈ નવું નિહાળ્યું નહિ. એના મગજ પર શી અસર થાય છે તે જોવામાં હું નિષ્ફળ નીવડ્યો–જો કે તે વખતે તો હું મારી જાતને ફતેહમંદ જ માનતો, પરંતુ રોજના આ ફરજિયાત વાચનના ત્રાસે એના મગજને–એની વિચારશક્તિને બુઠ્ઠી અને નિષ્ક્રિય બનાવી દીધી. ચનગનતી, હરતીફરતી ઊર્મિઓને શીતળ–અતિશીતળ બનાવી ઠારી દીધી. ધીમે ધીમે એ મારામય જ થવા લાગી. એણે કશો પણ વિરોધ બતાવવો સદંતર બંધ કીધો. હું મારી જાતને ધન્ય ધન્ય માનવા લાગ્યો. 'આદર્શ' પગથિયાં હું ચઢી ગયો હતો

મે પાછા ફરીને જોયુ પણ નહિ, અને હવે 'ઉન્નતિ'ના મહેલમા પ્રવેશ કરતો હતો–એ જ ખ્યાલ મને હરઘડીએ આવવા લાગ્યો

અનકાએ વાચન વધારી મૂક્યુ શરાબી શુ કરે? પોતાની આખી જાત શરાબને સોંપી દે છે એને એ તરફ કદી નફરત થતી નથી અનકાએ નવરાશ મળે કે તરત જ વાચવાનુ શરૂ કર્યું જાણે એ બીજા કોઈ પણ પ્રકારના વિચારને અવરોધવા માગતી હોય જાણે જાતને ભૂલી જવા માગતી હોય, જાણે એ 'શરાબ'મા જ ઊતરતી હોય–એમ જ!

ધીરે ધીરે મે આદર્શને જીવનમા વણવા માડ્યો

'જો અનકા, હવે કેટલી શાતિ અનુભવાય છે! અને શાતિમા કેવા ઉત્તમ વિચારો સ્ફુરે! ગભીરતા તો જીવનનુ અગ હોવુ જોઈએ, આપણે એવા ચિબાવલાવેડા શા?–નરેશ અને માલતી જેવા" અનકા ઘણુંખરુ હમણા હમણાની ગભીર જ રહેતી એણે આ સાભળી માત્ર સ્મિત જ કર્યું

"એક વાત કહું અનકા?" હુ એને પટાવવાનો પ્રયાસ કરતો "તને ખોટુ તો નહિ લાગે ને? ખર્ચની વાત તો હુ કરતો જ નથી, એમા શી મોટી વિસાત છે? પણ આપણે એટલો સયમ ન કેળવી શકીએ? પ્રયત્ન પણ શા સારુ નહિ કરવો? વ્યસનને તાબે થવુ એ તો મોટી નબળાઈ છે, નહિ અનકા? આ તારી ચા, જોને? કેટલા વલખા મારવા પડે છે તારે? અને મને છે કાઈ? સવારમા ઊઠ્યા કે ધાધલ જ નહિ કોઈ પ્રકારનુ! અભ્યાસમા જરાકે ખલેલ જ નહિ! હુ એકદમ છોડી મૂકવાનુ નથી કહેતો–આજ એક વખત, કાલ અર્ધો પ્યાલો એમ ધીરે ધીરે " એ શાતચિત્તે સાભળી રહેતી બીજે દિવસે મે જોયુ કે બહુ શાતિથી, કશીય ચૂ કે ચા કર્યા સિવાય મને જરાકે ખોટુ ન લાગે એવી રીતે, હસતા હસતા, 'એમા તે શી મોટી વાત છ?' એમ મને સમજાવીને એણે ચા છોડી દીધી

મારા પગમા જોર આવ્યુ 'પતિની આજ્ઞાનુ અક્ષરશ પાલન' એ સૂત્ર તો એણે જીવનની રગેરગમા ઉતાર્યું છે એમ મને સમજાયુ અને મને અતિ આનદ થયો આસ્તે આસ્તે મે એમ ને એમ જ સમજાવી સયમ, શિસ્ત, ચીવટાઈ વગેરેના ચોક્કસ 'બોધદાયક ઉદાહરણો' આપી એને 'પ્રગતિને પથે' ચઢાવી ચા તો તે દિવસ જ છૂટી બોલવામા સયમ પહેલેથી જ આવ્યો હતો શરૂઆતના જરા 'છિછોરાવેડા'–મારી દૃષ્ટિએ–તો પોતાનુ એક વખત અસ્તિત્વ હતુ અને પોતાનો ય મધ્યાહ્ન તપતો હતો એ પણ ભૂલી ગયા કેટલુ શાત, ગભીર, ચિંતનપ્રેરક વાતાવરણ આખા ઘરમાં પથરાઈ રહેતું! મારા આનદનો–સાચા સાત્ત્વિક આનદનો પાર ન રહ્યો. સસાર અમે શરૂ કર્યો તે વખતે એણે ચા સાથે 'પાન' ખાવાની પણ ટેવ પાડી હતી મને આ ગદી બેહૂદી ટેવ તરફ અતિ તિરસ્કાર હતો એ પણ એણે કશાય વિરોધ વગર છોડી દીધી વસ્ત્રોની સજાવટ–જેમા એ એની સખીઓમા અતિ કાબેલ ગણાતી એમ એણે પહેલપહેલા કહેલુ—તે પણ એણે છોડી દીધી અનતર મે એને 'સાદાઈમા પ્રભુ વસે' એમ સમજાવેલુ રેશમી, જરિયાનના વસ્ત્રો—જેનો એને અતિ શોખ હતો—ને પણ એણે છોડી દીધા કેવળ સાદા અને છેલ્લે ખાદીના વસ્ત્રો પહેરવા શરૂ કર્યા

મારુ વાચન વધી ગયુ હતુ ધમધોકાર ચાલતુ હતુ આખો દિવસ વિચાર અને ચિંતનમા પસાર થતો 'જીવન હજુ કેટલુ ઉન્નત થાય? દેશની આબાદી કેમ વધે?' વગેરે વગેરે વિચારો જ પ્રધાન થઈ ગયા હતા વાચતો અને જીવનમા વણતો છેક છેવટે તો મે અને અનકાએ ચેર રેટિયો પણ શરૂ કર્યો મે એમા જ જીવનનો આનદ માન્યો—અને અનકાના મગજમા પણ ઠસાવ્યો

પણ એક પુસ્તક એવુ વાચ્યુ કે જેણે મારા આખા જીવનને પલટો આપ્યો એ પુસ્તક વાચ્યા પછી, એની તદ્દન અસર તળે જે મારો સ્વભાવ હતો–(હવે સમજાય છે તે પ્રમાણે)–મે અનકા આગળ એક દિવસ વાત છેડી પરિણામે તો મારુ કપેલુ જ આવ્યુ

'અનકા, હુ મારી જાતને અતિ ભાગ્યશાળી માનુ છુ" અનકા મારી સામે જોઈ રહી–મો પર

કશા ય ફેરફાર વગર, સ્થિર અને ખાલી નયને. "તું મને મળી, તેં મારું માન્યું, અને કલ્પેલા આદર્શો તેં જીવનમાં ઉતારી ઉત્કર્ષ સાધ્યો." વાત કરવાની મારી તે વખતે આ શૈલી જ હતી. "પણ આજ એક વાત એવી કહેવી છે, સાંભળીશ અલકા ? મને સમજીશ ?" અને પછી મેં 'બૉમ્બ' ફેંક્યો. "આપણે યુવાની તો પૂરી માણી છે–અલબત્ત યુવાનીને એના સાચા અર્થમાં જ. આજ આપણે એનું સાર્થક્ય કરીએ. આપણે બ્રહ્મચર્ય પાળીએ તો ?" હું ચૂપ થઈ ગયો, અલકા પર આની શી અસર થાય છે તે જોવા. નહિ નહિ, બિલકુલ નહિ, એક પળ જેટલો પણ સમય નહિ, કશું ય આશ્ચર્ય નહિ. એણે તરત કહ્યું:

"ખરેખર ! તમારી મરજી એ જ મારી મરજી, સ્ત્રીના જીવનમાં પતિ એ જ સર્વ કાંઈ છે. હું એટલું તો સમજું છું કે તમારો આનંદ એ મારો આનંદ, તમારું સુખદુઃખ એ મારું સુખદુઃખ."

તે જ દિવસથી અમે અરસપરસ પ્રતિજ્ઞા કરી–બ્રહ્મચર્ય પાળવાની. એક વાત તમને જણાવી દઉં, જો કે એ અમારા જીવનના ખાનગીમાં ય અતિ ખાનગી ખૂણાને સ્પર્શે છે, પણ જ્યારે આજ હું કહેવા જ બેઠો છું અને તમે ધીરજ રાખીને નીચે મુખે સાંભળ્યા જ કરો છો ત્યાર પછી કશો ય પડદો શા માટે રાખવો ? જોઉં છું કે આટલું ય કહેવાથી આ ડૂમો બહાર નીકળી પડે છે ? અમારું સહજીવન શરૂ કરતાં પહેલાં મેં દંપતીજીવનને લગતાં અનેક પુસ્તકોનો 'અભ્યાસ' કરેલો. પરિણામે મેં જુદી જ પથારીનો આગ્રહ રાખ્યો હતો, તે છેક અમે આ પ્રતિજ્ઞા કરી તેની આગલી રાત્રિ પણ બન્નેએ જુદી જ શય્યામાં પસાર કરી હતી ત્યાં સુધી. એટલે આ 'પણ' માટે એ લગભગ પૂર્વતૈયારી સરખું જ હતું. બન્નેને કશું ય વિઘ્ન નડ્યું નહિ. પ્રતિજ્ઞા કશા પણ ઉચાટ વગર પળાતી ચાલી. હું રાજીના રેડ થઈ ગયો. જીવનમાં હવે પ્રાપ્ત કરવું કશું બાકી રહ્યું ન હતું એમ મને લાગ્યું.

એક દિવસ–હજુ મને યાદ છે—અલકા માંદગીનો ભોગ થઈ પડી. મેં ચીવટથી એનાં કારણો શોધવા પ્રયત્ન કર્યો. એણે શું ખાધું હતું, શું વાંચ્યું હતું, દિવસ કેમ પસાર કર્યો હતો એમ ઊલટપાલટ તપાસ કરી. કશું કારણ ન મળ્યું. છેવટે મેં એનું મન આનંદમાં રહે માટે 'ગીતા' વાંચવાનું કહ્યું અને હું એના ઉપચાર શોધવામાં પડ્યો. ડૉક્ટરમાં તો હું માનતો જ નહિ–જેમ તે વખતે તમારી 'ફાઉન્ટન પેન'–અને હું જેને 'ફુવારી કલમ' કહું છું તેમાં માનતો નહોતો. વૈદની વાત મને સાધારણ ધ્યાનમાં ઊતરી, પણ એ મુલતવી રાખ્યું. અને હજુ માંદગીની શરૂઆત હતી, એટલે જેમાં હું બહુ માનતો હતો અને મને પોતાને બહુ શ્રદ્ધા હતી એવા કુદરતી ઉપાયો શરૂ કર્યા. માટીથી શરૂઆત કરી. છેલ્લો ઉપચાર મને હવે યાદ નથી, પણ એક વાત મને નડી. અલકા કશો ઉત્સાહ બતાવતી નહિ, હું કહું તે એ કરતી. મેં એને મારા ઉપચારોમાં શ્રદ્ધા રાખવાનું કહ્યું, કેમ કે શ્રદ્ધાથી જ માણસને અર્ધું તો મટી જાય છે એમ હું માનતો હતો. અલકા ચૂપચાપ શૂન્યમનસ્ક પડી રહેતી. ધીરે ધીરે એ ફિક્કી પડતી ગઈ. શરીરમાંથી મારા આ પ્રયોગ પહેલાંની 'લાલાશ' તો ક્યારની ય લુપ્ત થઈ ગઈ હતી, પણ જે કાંઈ શરીર ટકાવી રાખવા પૂરતી હતી તેની જગ્યા 'પીળાશે' લેવા માંડી. હું ગભરાયો. મને મારા ઉપચારમાં ભૂલ તો ન લાગી, પણ પછી વૈદ્યની સલાહ લેવા ઠરાવ્યું. વૈદ્ય આવ્યા, પણ એ ય રોગ ન પારખી શક્યા. કશુંક માનસિક દમન છે એમ એમણે કહ્યું. જીવને આનંદમાં રાખવાની સલાહ આપી અને એમને મનફાવતી 'ફાકીની પડીકીઓ' અને 'ગોળીઓ' આપી.

શું કહું ? આંખો તો ક્યારની ય અંદરથી ભીની થઈ ગઈ છે. સામેનું કશું દેખાતું નથી. માથામાં ધમણ ચાલે છે–પશ્ચાત્તાપના અગ્નિની. એ અગ્નિ આજ મને બાળી મૂકે છે. એક દિવસ મુખ પર સ્મિતની રેખાસહ મને સ્થિર નયને જોતી–આજ કલ્પું છું કે એમાં છુટકારાનો ભાવ હતો–એ ચાલી ગઈ.

તે વખતે મેં ધમપછાડા ન કર્યા, ન આક્રંદ કર્યું,

કેવળ બહારના દંભ ખાતર, પુસ્તકોની અસર નીચે, 'દુઃખમાં ન હિંમત હારવી' એમ ગણગણતો એ સહન કરી રહ્યો.

પણ ના, આજ હવે સઘળું મારે માટે અસહ્ય છે. હું કેવળ પરાધીન થઈ ગયો છું. વિચારો પર વિચારો આવ્યા જ કરે છે કે એ આકાશકુસુમ જેવાં 'આદર્શ' અને ઉન્નતિ' પાછળ મેં મારું આખું જીવન ખોયું. જીવનને જીવનની દૃષ્ટિએ જોયું જ નહિં, જીવન એટલે કેવળ શરતી મેદાન જ સમજ્યો. આગળ આદર્શને રાખ્યા અને પાછળ મેં તેમને પકડવા પ્રયત્ન જ કર્યા કર્યો.

કોઈ કાનમાં આવીને કહે છે: 'સંયમને નિંદીશ મા. તને એ આચરતાં ન આવડ્યો. જ્યાં આનંદ નહિ, ત્યાં સંયમ નહિ જ્યાં જ્ઞાન નહિ ત્યાં જીવન નહિ.' પણ મારે એવું કશું હવે સાંભળવું નથી. હું કબૂલ કરી લઉં છું કે મને સંયમ અને આનંદનો યોગ આ જીવનમાં વિરલ ભાસે છે. આનંદ મેં ગુમાવ્યો છે અને સંયમ તો મારામાં હતો જ નહિ–હતો એક જડતા, એણે મારી અલકાના પ્રાણ હરી લીધા.

આજ મારી આ જીવનનૈયા કાળસરિતાનાં પાણી કાપતી કાપતી આ એકલ નિર્જન શોકમદ્રુઢીમાં લાંગરી છે. વિચારે નથી આવતો કે કદી એ લંગર ઉપાડશે. ન જ ઉપાડે તો સારું એમ મન પોકારી રહ્યું છે.

મેં કહ્યું હતું એમ જ થયું. આંસુના થોડા રેલા બન્ને ગાલ પર સુકાઈ ગયા છે. આંખો બહાવરી છે. શ્વાસ ધીમો ધીમો ચાલે છે. ડૂમો નીકળ્યો જ નહિ. આંસુ પાછાં ફરી કોઈ વખતનો વાયદો આપી રહી ગયાં છે શું જીવન આમ જ જશે? સ્મૃતિ પર જિવાશે ખરું? મને હવે હરેક વસ્તુ પર અશ્રદ્ધા અને અભાવ થઈ ગયો છે. વધારે લખવાનું મન થતું નથી. એથી શો ફાયદો? કલમમાંથી શાહી ખૂટી છે. લીલા અક્ષરો ય સુકાઈ ગયા છે. ટાંક તરડ તરડ તરડી ઊઠે છે. એ ય હવે વધુ સહન કરવાની ના પાડે છે. હું એને ય રજા આપું છું– જેમ આખા જીવનને અને જાતને આપી છે તેમ.

●

# હોળી

રેખાચિત્ર —— [ ચરોતરની અને બીજી ] —— —સાંદીપનિ

[ ઓગસ્ટ અંક પાન ૬૨૬ થી સંપૂર્ણ ]

છોકરાંને માથે તો હોળૈયાં થાપવાની દૈવી ફરજ આવી પડી હોય છે! ધાણીચણા ને ખજૂરની ચંદી આખો દિવસ ચાલુ રહે છે. સગેવહાલેથી ખાંડના હોળી–હારડાની ભેટો પરસ્પર આવે જાય છે. લગનગાળામાં આપણા બેન્ડ–નાયકોની ડોકમાં શોભાની અભિવૃદ્ધિ કરતા સુવર્ણચંદ્રકોના હાર તો જોયા છે ને! ત્યાંનાં છોકરાં લગભગ એટલી જ અસ્મિતાથી હોળી-હારડા ડોકે બાંધે છે. કોઈ કલાકારને ભીડ પડે ને એક પછી એક ચંદ્રકો ગળાવતો જાય એમ એ પછી એક પીતું મુખમાં માધુર્ય પૂરીને ગળાતું જાય છે. છેવટે માત્ર કાચા સૂતરનો તાતણો રહે છે, પણ એને ય દીર્ઘ ચુંબને ચૂમીને એ નિઃસારમાંથી સાર સારવી લેવાનું એ ભૂલકાં ભૂલતાં નથી. આખો દિન આ પ્રવૃત્તિ કરતાં કરતાં છાણું એકઠું કરે છે. એ દિવસો દરમિયાન તો એક છાણું ય થાપવાનું માંડું ફરે, લીંપવાગૂંપવામાં ને હોળૈયાંમાં જ ઘણુંખરું છાણ વપરાય છે કોઈ પણ ગામમાં ફરવા નીકળો ને કોઈ પણ ઘરનો કરો જુઓ,

આકાશમાં કેટલા બધા તારા ઊગે છે! કેવા જેમ તેમ અભાન અવ્યવસ્થાએ ઊભેલા જણાય છે! તે છતાંય સમગ્રે જોતાં આકાશ કેવું વ્યવસ્થિત વર્તાય છે! અવ્યવસ્થાની વ્યવસ્થાનો આ સોહાગ તમે ખાસ કરીને ખેડૂત-બાળકોએ થાપેલાં હોળૈયાં જોઈને નાણી શકો. અને હોળૈયાંય કંઈ ઓછાં થપાય છે! એક બે હારડે પતતું નથી. માણસ દીઠ એક થઈ ચૂક્યો, અને એ માણસોમાં માત્ર 'માણસ'ની જ ગણતરી બેવકૂફ જ ગણાય છે. ગાય, ભેંસ, બળદ, પાડી, વાછડી ને પાળેલા કૂતરા સુદ્ધાંની ગણતરી માણસ સાથે જ કરી લેવામાં આવે છે. એમાં નવાઈયે નથી, ત્યાંના જીવનવિગ્રહમાં એ પ્રાણીઓનો એટલો હિસ્સો છે જ. સૌને 'એમખેમ' રાખવા હોળીમાતાને નજરાણું ધરવાનું આ કાર્ય બાળકો બજાવે છે, જ્યારે જુવાનો ગેડીદડાના ગેફીરાથી પાદરો ગજાવે છે. ખેતરમાં કામ કરતાં કે ઢોર ચારતાં ફુરસદની પળોમાં દરેક જુવાન નવી નવી ગેડીઓ ને રાસ રમવાના દાંડિયા ઉપરાછાપરી બનાવતો જ રહે છે. મજબૂતી માટે ખાસ કરીને બાવળ-બોરડીના લાકડાને પસંદ કરે છે, ઘણાઓ ડાળીના લાકડાથી ચલાવે છે, પણ કેટલાક ખાસ મહેનત કરીને બાવળ-બોરડીનાં જાડાં મૂળ મેળવે છે. પાણીદાર ધારિયાથી એવી તો ચીવટથી એને ઘડે છે કે વગર રંદે કે વગર પોલીશે રેશમ જેવી થઈ જાય છે. લાકડું તાજું અને તેમાં ય ખાસ કરીને મૂળનું હોવાથી મનમાન્યા વળાંક આપી શકાય છે. ફોલેલી છાલને ચટાપટાના આકારમાં ફરીથી વળગાડવામાં આવે છે ને ઉપર રાડાંના ભડકા કરે છે, એટલે સુંદર ચિત્રામણ પડી રહે છે. દડો ગૂંથવાની કળા આટલી સર્વસાધ્ય નથી, જો કે જેવું તેવું તો બધા જ જાણે છે પણ ગામના મુખ્ય પાદર પર સાંજને સમે જે દડે જુવાનો ને મોટેરાઓ ભેગા મળીને રમે છે તેને માટે તો કોઈ ખંભલા ઉેલની સિદ્ધ હથોટીની જ જરૂર પડે છે. જાડી પછેડીના અસ્તર પર નવી ભીંડીમાંથી ભાગેલી પાતળી સફેદ દોરીથી ગૂંથાયેલો દડો જે ટકાઉ શોભા ધારે છે તે જોતાં એમ થાય છે કે આવી ચીજો પ્રદર્શનોમાં કેમ નહિ પહોંચતી હોય? જો કે ક્રિકેટની મોહિની કમ નથી, એને વિદાય આપવાનું કહીને હું તમારા જેવાંની લાલ આંખ જોવા તૈયાર નથી, પણ એટલું જ કહીશ કે એને પડછે આને ય નાણી જોવા જેવો સમો હવે અવશ્ય આવી પહોંચ્યો ગણાય. પક્ષીલતા અને મહત્ત્વાકાંક્ષાની સાથે જ સંપ, શિસ્ત, ખેલદિલી ને આશા-ઉત્સાહનું આ રમત સમર્થ વાહન છે. બેટીંગ ને ફિલ્ડીંગ બેઉ બંને પક્ષને સાથે જ કરવાનાં હોય છે. કેપ્ટનો તો અહીંયાં ય હોય છે, પણ પદ્ધતિસરના વટહુકમો કાઢીને કોઈના વ્યક્તિત્વને રૂંધવાની કે દૂભવવાની તક એમાં બિલકુલ નથી. એક રમે ને બીજા જોઈ રહે, કે એકને હંફાવવા અનેક કામે લાગે એવું પણ નથી. આક્રમણાત્મક ને સંરક્ષણાત્મક ઉભય યુદ્ધનીતિનો અમલ ઉભય પક્ષના પ્રત્યેકને પ્રત્યેક પળે કરવાનો હોય છે. પંજાદાર શરીરોનો પ્રભાવ તો જાણે સર્વસ્વીકૃત છે જ, પણ માત્ર ખડક સરખા સીનાવાળાઓનું જ આ મયદાન નથી. બેશક, એવા બલિષ્ઠ ખેલાડીઓનું સંરક્ષણાત્મક ધૈર્યબલ જ રમતને ટકાવે છે. એમની પ્રચંડ ભીંસમાંથી દડો એક પળ પણ છટકવા પામતો નથી. એમના મોરચા પર તો તસુતસુ જમીન માટે મરણિયો જંગ ખેલાય છે, પણ જ્યાં કોઈ ખેલાડી જરાક શ્વાસ લેવા રહ્યો ને દડો જરાક છૂટો થયો તો એ જ સેકંડે ખુશ્કીની લડાઈ ખતમ થાય છે ને રમતમાં હવાઈ યુદ્ધનો રંગ જામે છે. નાજુક બાંધાઓમાં સમસમી રહેલું સાહસિક ચાપલ્ય એ તકનો પૂરા તોરથી ઉપયોગ કરે છે. તે પછી ચોટલક્ષી દોડની જ કિંમત છે. રમતનો ઘણોખરો ધક્કો ઝીલનારા પ્રભાવશાળી ખેલાડીઓ વિશાળ સીના પરનો પસીનો લોહતાં લોહતાં, પોતપોતાના દળની હવાઈ તાકાત પર વિચારતા ને વિચારતા રહી જાય છે; ને સાહસનાં નાનાવિધ સ્વરૂપોને આવિર્ભૂત કરતી અચૂક આક્રમણલક્ષી દોડ છૂટે ફટકે દડાને સીમાસ્થાને પહોંચાડી દે છે! રાહદારીઓને જવા રસ્તો ય મળતો નથી, પાદર પર પનિહારીઓની હાર થંભી જાય છે.

'પાણીડાં ગઈ'તી તળાવ રે
ઘુંઘટમાં, ઘુંઘટમાં, મેં તો નીરખ્યા મારુજી.'

એ ગીત આ જીવનનો જ લલકાર છે જુદાં જુદાં ગામોમાંથી પોતપોતાનું ભાગ્ય લઈને એક જ ગામમાં આવેલી આ નવયૌવનાઓ, અનેરા ઔત્સુક્ય સાથે, પોતાના અને પોતાની નવીન સાહેલીઓના સૌભાગ્યને, ઘુંઘટના આછા પટમાંથી લાજાળ નેણે નિહાળી રહે છે, ને તેમની છેલવેલી ઝલક કરી લેતી સંધ્યા શિર પરની છલકાતી હેલ્યોમાં મૂકીએ ને મૂકીએ જેટલું નંખાય તેટલું ગુલાલ નાખીને ક્ષિતિજ પાછળ સંતાઈ જાય છે.

બરાબર ત્રણેક કલાક પછી એનું એ જ પાદર પાછું નોબતોના ઘેરા નાદથી ધણેણી ઊઠે છે. ગેડી-દડા રમીને થાકેલા પુરુષો નિરાતે નાહી ધોઈને તાજા થાય છે, બંટીબાવટાનું ઢેબરું જમે છે, હુક્કાપાણી પીએ છે ને પોતપોતાના ફળિયાની નોબતો સાથે રાસ રમવાના દાંડિયાની જોડ લઈને ગામના મુખ્ય ચકલામાં કતારબંધ ચાલ્યા આવે છે. જેને સગાં-વહાલાંનાં મરણનો શોક નથી પણ સારાસારી છે, જેના હૃદયમાં જીવનનો થોડો ઘણો ય સંતોષ છે, ને જેના શરીરમાં સામાન્ય ચેતન છે તેવા તમામ પુરુષો — કિશોરો યુવાનો વૃદ્ધો સુદ્ધાંત — દાંડિયા રમવા આવે છે. સ્રીઓને પણ હોળી રમવા નીકળવાની આ સુંદર તક હોય છે. પણ બધી જ નથી આવતી — વૃદ્ધાઓ અને ઉમરલાયક સંતાનોની માતાઓ નથી આવતી આ વર્ગ વાતાવરણની મર્યાદા સમજે છે ને માણેલી જુવાનીને યાદ કરીને તેમ જ રમવા જેવાં થયેલાં સતાનોને રમવા દઈને જ સંતોષ માને છે રાત્રે હોળી રમવા નીકળે છે માત્ર ભાભીનું બિરુદ ધારણ કરીને આવેલી નવજુવાનડીઓ અને, એવી જ ગણાવાને પાત્ર એવી નાનીમોટી વહુવારુઓ. ટચૂકડી કન્યાઓ તો ગેડીદડા જોયાનો સંતોષ માનીને ઊંઘી જાય છે, ને સમજણી કન્યાઓનો તો સવાલ જ નથી રહેતો, કેમકે એ વર્ગ તો આખો ય પોત પોતાને સાસરે 'વળાવ્યો' ગયો હોય છે ને ભાભીનું લાડકું બિરુદ પામી ચૂક્યો હોય છે. પણ મેં આગળ કહ્યું તેમ કોઈને તકરાર થઈ હોય છે ને કોઈ ઉમરલાયક કન્યાને બાપને ત્યાં રહીને જ હોળી કરવાની હોય છે તો તે પોતાનાં ભાઈભાભીને જમાડી–રમાડીને રમવા મોકલે છે પણ પોતે નથી જતી. વાતાવરણનો રંગ અને તેમાં પોતાનું સ્થાન એ બરાબર સમજે છે અને એ જ ભાઈભાભી જો સાજાસમાં હશે તો પોતાના છિન્નભિન્ન ભાવિને એકવાર ફરીથી એકત્ર કરવાના બધા જ પ્રયત્નો કરી છૂટશે એવા સંતોષ સાથે નાની-શી પાડી કે વાછડીને પંપાળતી ઘરના આંગણામાં કે ગમાણ આગળ ખાટલી પાથરીને સૂઈ જાય છે ને અપાર ઉત્સાહથી પોતાની નાનકડી હથેળીએ વાંકી-ચૂંકી આકળીઓ પાડીને લીંપ્યોગૂંપ્યો ઓરડો ભાઈભાભી માટે નોખો રહેવા દે છે. આવા પ્રસંગોમાં, છોકરીનું દિલ દુભાય નહિ તે ખાતર ઘણીવાર તો ઘરમાંથી કોઈ પણ રમવા નીકળતું નથી. વળી મૃત્યુ શોકોની તો બલિહારી હોય છે. આપણે અંહીં તો કોઈનો છોકરો મરી ગયો હોય તો ય પોળના કાયદા પ્રમાણે અઢી આના ઓકાવીએ છીએ, શિખંડપૂરીના જમણ પર બરફનું પાણી પીઈએ છીએ ને પડોશીનાં ડૂસકાંની પશ્ચાદ્‌ભૂ પર ચાંદનીભરી અગાસીમાં બેસીને 'તુમ્હીને મુઝકો પ્રેમ શિખાયા'ના મીઠા આરોપો કરવામા ને 'ઝટ જાઓ ચંદનહાર લાવો'નાં રિસા-મણાં–મનામણાં કરવામા 'અપમેલા ઉજાગરા' કરીએ છીએ ! આ વાતાવરણમા ન જીવેલો જીવ જો ત્યા જઈ ચડે તો ખરેખર એ પ્રજાને ઘેલી જ માને. અમુકના મરણ પાછળ હડતાળ પાડવી જ જોઈએ એવી કોઈ લશ્કરી શિસ્ત ત્યાં નથી, પણ સ્વયંભૂ સહાનુભૂતિનું પ્રમાણ જ વાતાવરણને આર્દ્ર બનાવી મૂકવાને પૂરતું હોય છે. એવે વખતે મરનારના કુટુંબ પ્રત્યે આખા ય ફળિયાની પ્રકટ સહાનુભૂતિ હોય છે મસ્તમાં મસ્ત યુવતીઓ પણ એ કુટુંબના જુવા-નોને સતાવતી નથી, ફળિયાની નોબત ચકલે જતી નથી, કોઈ સેવો પણ વણતું નથી ને કોઈ કંઈ કરે છે તો તે બાહ્ય દેખાવો વિના ઘરને ખૂણે જ. ને તે પાછાં એકલાં જમતાં નથી, તે કુટુંબનાં બાળકો અને જુવાનોને સમજાવીને ઘેર બોલાવી લાવે છે, માનવજીવનમાં વિરલ પ્રસંગે જ દેખા દેતી અપાર અનુભૂતિથી સોડમાં બેસાડીને જમાડે છે અને રમવા

લઈ જાય છે. પોતાની ખાતર પોતાના ભેરુબંધો જમ્યા-રમ્યા વિના ન રહે અને સમગ્ર ઉત્સાહમાં ઓટ ન આવે એટલા ખાતર આવા ઘાયલો પણ છાતી પર પથ્થર મૂકીને સૌની સાથે રમણે ચડે છે.

મંદ કે અનાડી અથવા આરંભશૂરા કે માત્ર અતિ ચપલ નોબત વગાડનારાઓનો અત્યારે કોઈ ખપ નથી કરતું. ગીતની શરૂઆતથી તે સમાપ્તિ સુધી આરોહ-અવરોહને અનુકૂળ રહીને એકધારી ટકોરા-બંધ વગાડી જાણનાર પ્રૌઢ કાંડાબળિયાને જ આ સ્થાને બહુમાનપૂર્વક નિયત કરવામાં આવે છે. એમની ચોપાસ એક મોટું વર્તુલ રચાઈ જાય છે. બગડવાને ભયે સૌ ધોતિયાંભેર જ આવ્યા હોય છે. વિશાળ સીનાવાળાં ખુલ્લાં બદનો ચાંદનીમાં ચનગની રહે છે. ધીરી નોબત ને દાંડિયાના ધીમા તાલ સાથે શરાબી વણઝારાનું એક મસ્ત વિલાસગીત વિલંબિત – અતિ વિલંબિત – સૂરે મીઠાં બુલંદ ગળાંમાંથી રેલાઈ રહે છે. હું તમને ત્યાંની જ લઢણે, ત્યાંના જ ઉચ્ચારો સાથે એક બે કડી કહીશ.

હા, એક બે કડી જ કહીશ; કારણ કે આપણાં પ્રાચીન લોકગીતોનો એક પ્રકાર એવો પણ છે કે જેમાં પિત્તળલોટાનાં દાતણિયાંથી માંડીને તે તાંબા-કૂંડીનાં નાવણિયાં, ભરભરિયા કંસારનાં ભોજનિયાં, પાનસોપારી ને એલચીના મુખવાસ ને સાવ સોનાના ઢોલિયાની સેજલડી સિવાય કશું હોતું નથી. કથનના અવૈવિધ્યને લઈને બાહ્ય રચના જ ચમત્કૃતિહીન લાગે છે તો પછી મનોહારી શિલ્પ સરીખા રેખાઉતાર ભાવાલેખો સધાતી પરાકાષ્ઠાની તો વાત જ ક્યાં કરવી? આપણને ખેંચી રાખે છે માત્ર એનાં ધ્રુવ સરીખાં કાવ્યસૌન્દર્યયુક્ત ધ્રુવપદો, અદ્‌ભુત ઉમંગ-ઊછળતા ઉપાડ, ને મોહક લયવૈશિષ્ટ્ય. કવિતા તરીકે આજ આપણને એ જરા ઓછાં ગમે, પણ યોગ્યકાલે યોગ્યકંઠે એ જ્યારે ગગે છે ત્યારે તો એનું ખેંચાણ ભારે થઈ પડે છે. ને તેમાં ય આવાં મસ્ત પડછંદ ગીતોની સમૂહકંઠી સુરાવટ તો, જાણે કો મહાનદીનો પ્રવાહ ખડકો સાથે ધસારાબંધ અફળાતો વહી ન જતો હોય એમ, ક્ષિતિજોને વળોટતી દૂર દૂરના સીમાડા ભરી દે છે. જુઓ, સાંભળો:—

હે..........ફૂ
હે એફૂ વણઝારા રે... ..
હે તારી શૂની શરોવર પારે કે
ભાઈ ભલા શૂની શરોવર પારે કે
મહુડાં નાંર્યાં.............. રે
વણઝારા રે.................

હે...........ફૂ
હે એફૂ વણઝારા રે......
હે તારી શૂની શરોવર પારે કે
ભાઈ ભલા શૂની શરોવર પારે કે
ફૂલદારૂ ગાર્યો.................રે
વણઝારા રે.................

ગીતના આરોહને ઊંચે ને ઊંચે ચગાવતી નોબતો ધણેણી રહે છે, પ્રચંડ પદાઘાત ને જોશીલા તાલ સાથે દાંડિયાની અચૂક અખંડ ઝીક બોલે છે; ને શરાબના લોભી વિલાસના અવશ્યંભાવિ કારુણ્યદર્શક લયથી ગીત અવરોહાય છે.

હે તારી લાશેણી વણઝાર્યો કે
લોભી વણઝારા !
હે એ તો દારૂડાંમાં ડૂલી રે
લોભી વણઝારા !
હે તારે ખેલવાનાં ઘોડીલાં કે
લોભી વણઝારા !
હે એ તો દારૂડાંમાં ડૂલ્યાં રે
લોભી વણઝારા !

ફરતા પુરુષો પર સ્ત્રીઓ તરફથી ધૂળ, કાંકરા ભેળવેલું છાણ, કલાડાની મેશ ને ગાડાના ફીલની વૃષ્ટિ થતી જ હોય છે. ધીરે – ધીરે – ધીરે ગીત ન જાણે તેમ નોબતો ને નોબતો ન જાણે તેમ ગીત થંભી જાય છે ને ચકલામાં માત્ર આગલી રાતનો ઝોકાતો ચંદ્ર રહી જાય છે.

એમ કરતાં કરતાં હોળીનો દિવસ ઊગે છે. આખો દિવસ એવી જ ધમાચકડી મચાવ્યા પછી સાંજુકના પહોરે લાકડાં ઉઘરાવવા નીકળે છે. ચિત્રવિચિત્ર પોશાકો ને ઓઘરાળાં ચટાપટાળાં શરીરોવાળા ઘેરૈયા આંગણે

આંગણે યુદ્ધ જમાવે છે. ગઈ સાલ પોળના છોકરાઓ આપણા જાજરુનું બારણું કાઢી ગયા ત્યારે તમે પોલીસ બોલાવીને પાછું મેળવ્યું હતું—ત્યાં આવું કોઈ ના કરે—જે ખેંચપકડ થવાની હોય છે તે પહેલાં જ થઈ જાય છે. એક વખત ઢગલામાં પડેલું લાકડું પાછું મેળવવા મથામણ કરવી એ લાવકાત નથી ગણાતી, પછી ભલે તે શરત ચુકાવીને તફડાવેલું ઈમારતી લાકડું ય હોય. અઢારે ભાર વનસ્પતિની પ્રસાદી આવે છે. ઢગલામાં આવેલી આ 'રકમો'નું આકારવૈચિત્ર્ય જોઈને જ તમને અચંબો થાય એ વૈવિધ્યપૂર્ણ વૈચિત્ર્યપૂર્ણ ગંજમાંથી સુરેખ આકારબદ્ધ હોળી ખડકવી એ પણ ઘણો અનુભવ ને કંઈક રસિકતા માગી લેતું સેવાકાર્ય છે. સૌથી પહેલાં એક ખાડામાં માટીના ચાર લાડુ મુકાય છે. દરેકને અનુક્રમે અષાડ, શ્રાવણ ભાદરવો, આસો—એવાં નામ અપાય છે. ઉપર એક પાણી ભરેલી સીલબંધ કોરી માટલી ગોઠવાય છે.

તે પછી નિયત પદ્ધતિએ ભૌમિતિક સૌષ્ઠવયુક્ત હોળી જોતજોતાંમાં તૈયાર થઈ જાય છે ને ઉપર ધોળી ધજા ફરફરી રહે છે.

આપણે અહીં તો સાત વાગતાંમાં હોળી પ્રગટાવી દઈએ છીએ ને પછી જમીએ છીએ; ત્યાં તો બધા આસાનીથી નાહ્ય છે, આખું કુટુંબ સાથે બેસીને ખાંડ ને સેવો જમે છે. શરાબનો તો આજ ખાસ મહિમા ગણાય છે. નહિ જ પીનારા તો જાણે નથી જ પીતા પણ ભાગ્યે જ પીનારા ભાગ્યે જ છોડે છે. ઘણો ખરો તો કાયદેસરનો કલાલને ત્યાંથી જ આવેલો હોય છે, પણ ખરા રસિયા તો ભરપૂર મસાલા નાખીને ઘરનાં મહુડાંમાંથી ગાળેલા પહેલી ધારના શરાબની છલછલ પ્યાલીએ ચકચૂર બને છે, ઊંચી તમાકુએ હુક્કા ભરીને ઘૂંટીઘૂંટીને પિવાય છે, સજાવીને ચકચકિત કરાવી રાખેલાં ધારિયાં, ભાલાં, છરા, કડિયાળી ડાંગો વગેરે બહાર નીકળે છે, કંપની સરકારના વખતથી વડવાઓએ સંતાડી રાખેલી ને ગુપ્તપણે જળવાતી આવતી કીમતી તરવારો તેમ જ જુનવાણી બંદૂકો પણ આજ તો છડેચોક નીકળે છે. દરેક પુરુષ લડવું હોય તો લડી શકાય એ રીતે પોતાના દેહનું શસ્ત્રીકરણ કરે છે. રાતના નવ સાડાનવનો સુમાર થવા આવે છે. ચકલામાં ખૂંગિયો ઢોલ વાગે છે, રણશિંગું ફુંકાય છે, 'બોલો ઉતાહણી માતકી જે! બોલો જોગણિયો માતકી જે! બોલો અંબે માતકી જે! બોલો ફૂલબાઈ માતકી જે!' આવી આવી તો કોણ જાણે ચોસઠે જોગણી હવામાં ધૂણી રહે છે! વાતાવરણ રૌદ્ર-ગંભીરતાએ રંગાઈ જાય છે. દરેક જણ કોઈ અપૂર્વ યુદ્ધોન્માદ અનુભવે છે, ને પૂરેપૂરો સાવધ રહીને ચકલા ભણી આગળ વધે છે. બધાં ફળિયાંના પ્રવાહો આવી રહે છે એટલે ઢોલ જોરથી વાગે છે. રણશિંગું જોરથી ફુંકાય છે, જોગણીઓના જયજયકારથી હવા કંપી રહે છે, અતિશય ગિરદી વચ્ચે હોળી પ્રગટાવાય છે ને આ પ્રચંડ કોલાહલમાં સૌને ચકિત કરી દેતી કોઈકની કારમી ગર્જના સંભળાય છે. કોઈક પ્રબંબ કિલકારીએ ગાળો દઈને કોકને આહ્‌વાન આપી રહ્યો હોય છે, કોઈ આજ, એકલો નથી હોતો, આજ એકલો પડી જનાર અભાગી ગણાય છે. દરેક પોતપોતાનાં આપ્તજનોથી રક્ષિત ને એમનો રક્ષક બનીને જ આવ્યો હોય છે. કોઈની ઓછા ઊતરવાની દાનત જ નથી હોતી. પોતાની ગર્જનાનો જવાબ આપવા સામી વ્યક્તિ તુર્ત જ બહાર આવે છે. તમને થતું હશે કે ક્યાંય નહિ ને આ લોકો અહીં જ કેમ લડતા હશે! આ જ સ્થળ અને આ જ સમય એમને કેમ પસંદ હશે! એના જવાબમાં નિબંધ લખવો હોય તો ય લખાય એટલી સામગ્રી મળે તેમ છે, પણ હું તમને ટૂંકામાં કહી દઉં કે આ પેઢીઓ-જૂની પરંપરા છે, આ સમયે ને આ સ્થળે વેર લેવું એ ગૌરવ ગણાય છે. આ સ્થળે પગ મૂકતાં જ હૈયાના ભારેલા અગ્નિ ભભૂકી ઊઠે છે, વૈરરૂપી હડકાયું કૂતરું જેને કરડ્યું છે ને એના ઝેરનો એકાદ જંતુ પણ જેનામાં પ્રચ્છન્નપણે જીવી રહ્યો છે એવાઓને અહીંની હવા-લાગે છે ને હડકવા હાલે છે. કેટલીક વાર અગાઉથી કાવતરું ગોઠવવામાં આવ્યું હોય છે, પણ ઘણીવાર તો હવા લાગ્યા પછી જ હડકવા હાલે છે. શસ્ત્રોની સાઠમારી શરૂ થાય છે, મામલો ઘણીવાર શરૂઆતથી જ અટકી જાય છે, કેટલીક વાર સામાન્ય

ઝપાઝપી થાય છે તો કોકવાર ખૂન પણુ થઈ જાય છે. આવા કોલાહલમાંય ગામની આબાદાની ઇચ્છનારા શાંતિના નાનકડા સ્વપ્નદૃષ્ટાઓ દેખાઈ આવે છે, જેઓ પોતાનું બળ બે બળોને અથડાતાં અટકાવવામાં વાપરે છે. એમને સફળતા મળે છે તો લડનારાઓની હોળી થતી રહી જાય છે ને દિવાળી જેવા ઊજવી જાય છે. આ કારમી ધમચકડમાંય લાકડાંની હોળી તો સળગે છે ને એની ધોળી ધજા કાળી બનીને અનેક સ્ફુલિંગો સાથે ગગને ચઢે છે. દરેકની પાસે એક એક પૂળો હોય છે, એના પર ધજા ઝીલી લેવા બધા મથે છે. જેના પૂળામાં ઝિલાય તે નસીબદાર ગણાય છે. ખાસ કરીને જેને ત્યાં શેર માટીની ખોટ્ય છે એવાઓ હોળીમાતાની કીરપાથી પોતાને ત્યાં પારણું બંધાવાની ખાતર ધજા ઝીલે છે. આમ કરવાથી કેટલાં પારણાં બંધાયાં તે કોઈએ ગણ્યાં નથી, ને બંધાયાં હોય તોય એમાં માતાજીની પ્રસાદીએ કેટલો ભાગ ભજવ્યો છે તેની ખાતરી યે કોઈ આપી શકે તેમ નથી, પણ રિવાજનો રેંટિયો ફર્યે જાય છે એ હકીકત છે.

આ બધી ખટપટ પત્યા પછી જ ઊજળિયાત વર્ણોના પુરુષો ને આખા ગામની સ્ત્રીઓ હોળી ફરવા નીકળે છે. જાણે કંઇ જ બન્યું નથી એવું હળવું ને રમતિયાળ વાતાવરણ પાછું થઈ જાય છે; ને કંઈકને કપાળે કાળા ચાંલ્લા કરતી, ભરજોબનમાં સળગતી હિંદુ વિધવાઓની જેમ, આકાશમાં અસંખ્ય સ્ફુલિંગો ઉરાડતી ને આજુબાજુનાં ઝાડપાનને કાળાં કરતી એ પ્રચંડ હોળીઓ ફાલ્ગુની પૂર્ણિમાની માઝમ રાતે ભડભડ ધીખે જાય છે.

ધુળેટીનું પ્રભાત ભાવનામય લાગે છે. સ્ત્રીઓ ખાસ વહેલી ઊઠે છે. એકેકું બેડું પાણી રેડીને હોળી-માતાને ઠારે છે અને વિશ્વશાન્તિ અર્થે જાણે પોતાના ઘર તરફથી એટલો ફાળો આપવાની કૃતકૃત્યતા અનુ-ભવે છે. ઠરતી હોળીની ચોપાસ ગામના વૃદ્ધો પંચ મળ્યું હોય તે રૂપે એકઠા મળે છે, હોળી ખડકતાં મૂકેલી પેલી માટલી બહાર કાઢે છે, ખાડામાં ગોઠ-વેલા પેલા ચાર લાડુ તપાસે છે. ચોમાસાંના ચાર મહિનાનાં પ્રતીક તરીકે એ મુકાયા હોય છે. જે મહિનાનો લાડુ જેટલો ભીંજ્યો હોય છે તેટલા પ્રમાણમાં તે મહિનો કોરો કે ભીનો જશે એવી ધારણા બાંધવામાં આવે છે. તમે કહેશો કે શું આ સાચું છે? હું કહું છું કે જરાય નહિ, કેટલી ય વાર આષાઢના લાડુને લદબદતા જેયા છે ને એ જ આ-ષાઢની રાતો 'રાત કટે ગીન ગીનકે તારે' ગાઈ ગાઈને વિતાવી છે.

ભાદરવાનો કોરો કટ લાડુ જેયા પછી ધોધમાર વરસાદથી ઢળી પડતું ને કોહી જતું ઊભું ધાન નાની ઉંમરમાં અનેકવાર ઓશિયાળી આંખોએ જેયું છે. આસોનો લદબદતો લાડુ જેયા પછી આસાનીથી દારૂખાનાં ફોડ્યાં છે, ને કોરો જેયા પછી કેટલી ય વાર ગાગડીમેગડીમાં મેઘરાજાએ તેલ સીંચ્યાં છે! પણ મેં તમને આગળ નહિ કહ્યું કે રિવાજનો રેંટિયો ફર્યે જાય છે!

ગામના આગેવાનો આજ પ્રભાતે એક બીજો નિર્ણય પણ કરી લે છે. હોળી ઉપર નવાણોનાં નીર ઓસરવા આવ્યાં હોય છે. ગામનો કોઈ પુણ્યાતી પૂર્વજ હવાડો બંધાવી ગયો હોય છે ને તેની પાછળ ઊંચી જાતની અમુક વીઘાં જમીન પણ આપતો ગયો હોય છે. ફાગણ વદ પાંચમથી તે સારો વરસાદ આવે ત્યાં સુધી જે માણસ પોતાનાં સાધનોથી ને પોતાની જવાબદારી પર નિયમિત હવાડો ભરે તે એક ચોમાસા માટે પેલી જમીન ખેડે. આપણી મ્યુનિસિપાલિટીનાં ટેન્ડરો જેવી આ યોજના હોય છે. જે વ્યક્તિ ગામને વધારેમાં વધારે સગવડ આપી શકે તેમ હોય તેને તે કૂવો, હવાડો ને જમીન સુપ્રત કરીને સૌ વેરાય છે, ને તે દિવસથી નિયમિત દિવસમાં બે વખત હવાડો ભરાય છે અને રણ જેવા કાળા ઉનાળામાં આખા ગામનાં ઢોર નિરાંતે પાણી પીને વડોની છાયામાં વાગોળે છે.

ધુળેટીનો એ આખો ય દિવસ છેલ્લા જેરથી નોબતો ગાજે છે. તાલ ચૂકે તો રમનારાનું કાંકું નકામું થઈ જાય એટલા આવેશથી દાંડિયા રમાય છે ને આખો ય દિવસ યુવાન સ્ત્રી–પુરુષોની મસ્તી

ચાલુ રહે છે. આજ શૃંગાર જરા છલે છે, પણ યાદ રાખવાનું છે કે ચરોતર એ મારવાડ નથી. મારવાડીઓની એ ઘેલછા, એ બેલગામ બીભત્સતા, દુકાનદારોને રીઝવીને પૈસા કઢાવવા ખાતર ગુજરાતમાં શહેરોની ભરબજારોમાં રેલાતાં એ અશ્લીલ ગીતો, એવું કશું ચરોતરમા નથી. ત્યાં તો ઘેંસ રાંધીને ઘરવાળાને જમાડનારી સ્ત્રી પણ 'ઠકરાણી' લેખાય છે ને આખો દિવસ બાવળની કાઠી ચીરીને સાંજે ચાર આના કમાનાર પુરુષ 'ઠાકોર' કહેવાય છે. ત્યાંની શૃંગારભાવનાને સીસાની પાળ જેવી મર્યાદાઓ છે. એ આખું ય પખવાડિયું સ્ત્રીઓનુ જ સામ્રાજ્ય પ્રવર્તે છે. સ્ત્રીઓને જ આક્રમણનો અધિકાર છે. ખાતાં, હુક્કો પીતાં કે મહત્ત્વનાં કાર્યો કરતા, પુરુષો પર, ચિત્રવિચિત્ર વસ્તુઓથી સજ્જ એવી સ્ત્રીઓનું ઝુંડ કયાંથી ય અચિંત્યું ઊતરી પડે છે.

પુરુષને તો ફક્ત ગમે તે સિફતે છટકવાનું જ હોય છે. ન છટકાયું ને ઘેરાઈ જવાયું તો પ્રસન્ન ચહેરે સ્વસ્થ ઊભા રહેવાનું હોય છે. સ્ત્રીઓને જેટલો લાડભર્યો જુલમ કરવો હોય છે તેટલો કરે છે. પોતાથી નાની ઉંમરના ભાઈની પત્ની પર દૃષ્ટિ પડે તે ખાતર પુરુષો ઊંચું પણ જોતા નથી, ને નવવધૂઓ પણ ઘુંઘટમાં જ હસે છે. ત્યાંના પુરુષો સાધુ છે ને સ્ત્રીઓ સતીઓ છે એવુ ઠસાવવા હું મથી રહ્યો છુ એવું જે જે માનતાં! આપણે મનોવિશ્લેષણમાં ઊતર્યા નથી. હું તો માત્ર બાહ્યાચારનો જ ખ્યાલ આપવા બોલું છું. પુરુષોને સાટું વાળવાનું હોતુ જ નથી, સિવાય કે દિયેર. દિયેરભાભી ભેટી જાય છે ત્યારે તો પેલો એની ભાભીને એવી રમાડે છે કે તે આવતી હોળી સુધી યાદ કરે! ભાભી તદ્દન નવી હોય છે તો તો દિયેર એ નવી ઈમારતને એવા તો લાડકોડથી એવા તો રંગરોગાન લગાડે છે કે જેની મધુરતા પેલીના જીવનભરના સાસરવાસા દરમિયાન મહેકી રહે છે.

સાંજે બધા પોતાની ગેડીઓ દડા ને દાંડિયા ધૂંધવાતી હોળીમાં નાખી આવે છે. નોખતોને તેલ ચોપડીને ભાળી પર ચડાવી દે છે, ને નાહ્યા પછી વિચારે છે કે આખા ય પખવાડિયા દરમિયાન કઈ કઈ સ્ત્રીએ પોતાને હોળી રમાડી છે, ખાસ કરીને એ વિચારે છે કે કઈ કઈ સ્ત્રીઓએ પોતાની બાબરીમાં ગુલાલ નાખ્યું છે. દરેક સ્ત્રી સાથેના પોતાના કાટુંબિક સબંધો વિચારી જુએ છે, પોતાને કંઈ આગતુ લાગતુવળગતું હોય છે તો તે પણ ધ્યાનમાં લે છે ને પોતાના ગજા પ્રમાણે ગોઠ આપે છે. ગોઠમાં સામાન્ય રીતે તો ખજૂર-ટોપરાં કે શ્રીફળ અપાય છે. નજીકનો સંબંધ હોય છે ને આપનાર પહોંચતાં હોય છે તો વસ્ત્રો કે સોનારૂપાની કોઈ નાની ચીજ પણ અપાય છે ને આગવા સંબંધમાં તો અત્તરની શીશીથી માંડીને તે જેટલું અપાય તેટલું ઓછું. જેવી હુંશ! પરકીયાના પ્રેમ માટે આપણુ નીતિશાસ્ત્ર ગમે તે કહેતું હોય, પણ આજ તો બધા એની બલિહારી અનુભવતા નવા કામ પર ચડે છે. બસ ત્યારે પ્રમુખ સાહેબ! તમે શાન્તિ જાળવી છે ને જળવાવી પણ છે, હવે તમે કંઈક કહો ને અમે બધાં સાંભળીએ એ જ તમારો આભાર માનવાનો ઉત્તમ માર્ગ છે કદાચ."

"હવે શું કહે, કપાળ! અગિયાર તો પોતે વગાડ્યા!"

"હું ય કેવો છું! જ્યાં તો દીધે રાખ્યું! ચાલો ભાઈ ચાલો, જાળવીને નીચે ઊતરો હવે બધાં, મારે તો હજી લૉજમાં જમવા જવું છે. નહિ તો પાછી આખી રાત હોળી પીકે."

"સાંભળો તો ખરા પણ, જુઓ, આ બધાંની વતી મારે પણ તમારો આભાર માનવાનો છે. ને તમે મારો આભાર માનવાની વાત પણ કરતા હતા. હું બોલી નથી એટલે એ આભાર તો લેણો જ રહ્યો ને! હવે એ બંને આભારોને ગમે તે રીતે ઘટાવો, પણ અત્યારે લૉજની વાત જવા દઈને નીચે ચાલો. તમારી લૉજ તો ક્યારની ય બંધ થઈ ગઈ હશે, ને કોઈ હોટેલમાં કાચુંપાકું ચલાવીને આવવું પડશે. મારું માનો તો સારું, તમારા ભાઈનાં પગલાં વાગે છે, હવે એ આવે એટલે આપણે બધાં સાથે જમીએ."

" અરે ! હજી વિષ્ણુભાઈ નથી આવ્યા ! આખા અમદાવાદે હોળી કરીને ઘસઘસાટ ઘોરવા માંડ્યું ને એ ભાઈસાહેબ હજી ય......"

" વાત કેવી ઉડાવતાં આવડે છે ! એમ તમે નહિ છટકી શકો. આખું અમદાવાદ હજી જાગે છે–અર્ધું તો જાગે જ છે. ને અમારી હોળી તો ન્યારી છે. એ તો હમણાં આવશે, જગન્નિયંતા છે; આખા જગતની ફિકર એમણે રાખવી રહી, સૌને જમાડી–સુવાડીને જ જમવા-સૂવા આવવાના. હોળી–દિવાળીની જંજાળો તો પામર માનવીઓને. ઈશ્વરના ઘરમાં–ભગવાન વિષ્ણુના ઘરમાં તો સદા ય સંતોષ જ છે. પણ તમે કોટ શેના ચડાવો છો ? કહીએ છીએ એ સાંભળતા નથી ?"

" સાંભળું છું ને એમનાં પગલાં. આ આવ્યા લ્યો, હવે તમે તમારી હોળી ઠારો, મને તો ઘરના જમણનો મહાવરો નથી. એટલે બહારના કાચાપાકા વિના મારી હોળી તો નહિ ઠરે. માફ કરજો હોં ! તમારે બોલવાનું હજી બાકી રહ્યું છે. તમે તમારી હોળી ઉપર નિરાંતે બોલશો તે દિવસે જરૂર જમીશ. ને હવે એકવાર ફરીથી આભાર માનું તો સહી લેશો."

ને બહારથી આવ્યા પછી, એ આખી ય રાત, હોળીની જૂજવે રૂપે અનંત માયા જોતાં જોતાં મેં પથારીમાં પાસાં ફેરવ્યા કર્યાં.

## વિશ્વવિભૂતિને વંદન—

लोकोत्तराणाम् चेतांसि
नु विज्ञातुमर्हसि ?

પચાસ પચાસ સૈકા પહેલાં
ભારતે કૃષ્ણ પ્રગટ્યા'તા, ને
જગત્ ચરણે ગીતા ધરી;
આજે યુગાન્તરે એક યોગી જાગ્યો
ને જગત્ ચરણોથી ગીતા શિરે ધરી;
કોટી કોટીવાર વંદન હજો એ ગીતાધર યોગીને... ૧

ઉત્તરેથી એક રાજર્ષિએ
અહિંસાની જયઘોષણા કરી,
ભુલાવ્યા નરબલિ ને પશુબલિ;
આજે અઢી અઢી હજાર વર્ષે
પુનર્જન્મ પામ્યો છે એ રાજર્ષિ;
એ રાજર્ષિ નથી
વસિષ્ઠ શો બ્રહ્મર્ષિ છે;
તેણે સોરઠની પુણ્યભૂમિમાંથી
જયઘોષણા કરી છે અહિંસાની;
કોટી કોટીવાર વંદન હજો એ મહર્ષિને... ૨

ઓગણીસ ઓગણીસ સૈકા પહેલાં
પૂર્વમાં ભાનુ પ્રગટ્યો'તો, ને
પશ્ચિમે પ્રકાશતો'તો,
માનવીને પાપે તે પ્રજળતો'તો.
"પ્રાણપૂજા એ જ પ્રભુપૂજા"
એ મંત્ર તેણે જગને દઈ
કાયાને જીર્ણ વસ્ત્ર શી ખીલીએ ટાંગી;
આજ એ જ જીર્ણ કાયા ધરી
આદર્શ પૂરવા પ્રગટ્યો છે ભારતમાં;
કોટી કોટીવાર વંદન હજો એ માનવકુળતારકને... ૩
મહર્ષિએ અરબીના ઘોર ઘૂઘવતા કાંઠડે
ને સુદામાની પુણ્યભૂમિમાં પ્રગટી
કૃષ્ણની વ્રજભૂમિ શી
પાવન કરી છે સોરઠભૂમિને;
મહાત્માનાં પુણ્ય પગલે જ
અતીર્થના તીર્થ પ્રગટે છે.
પતિતપાવની ગંગાને પગલે જ
શાપિત સગરો ઉદ્ધર્યાતા ને !
કોટી કોટીવાર વંદન હજો એ તીર્થસ્રષ્ટા યોગીને... ૪
કુમારોના એ કૌમાર્યને,
બ્રહ્મચારીઓના એ બ્રહ્મચર્યને,
ગૃહસ્થાશ્રમીઓના એ ગાર્હસ્થ્યને,
કમળાના એ કુંકુમ ચન્દ્રકને,
કૃષ્ણચન્દ્રના એ કેસરતિલકને,
સત્યદેવના એ સત્યને
કોટી કોટીવાર વંદન હજો અમારાં એ વિશ્વવિભૂતિને... ૫
ભારતના એ યુગસ્રષ્ટાને
સત્કારવાને નથી ફૂલ કે ફૂલપાંખડી;
ક્યાં સૂર્ય શો પ્રભાવન્તો યોગી
ને ક્યાં શબ્દભ્રમમાં અટવાતો આ માનવદેહ ?
ફૂલથી ફૂલપરિમલ અદકો છે,
સૂર્યથી સૂર્યપ્રકાશ અધિકો છે.
કોટી કોટીવાર વંદન હજો એ તેજપુંજને... ૬

શિવનારાયણ જાની
હરિપ્રસાદ આચાર્ય

# સાંચાવાળો

અનુવાદક : શ્રી. ભોગીલાલ ગાંધી

ચૅપેક-ચૉડ ( Capek-Chod )

( જન્મ ૧૮૫૦- )

[ ૧૭મી અને ૧૮મી સદીમાં એક રાષ્ટ્રનું અસ્તિત્વ જ યુરોપના ઇતિહાસમાંથી લગભગ ભૂંસાઈ ગયું હતું. એવા ગુલામ દેશમાં સાહિત્યની તો વાત જ શી ? પરંતુ ૧૯મી સદીની શરૂઆતથી ત્યાં નૂતન જીવન, નૂતન ભાવનાનો ધોધ છૂટયો અને તેણે દુનિયાના સાહિત્યની હરીફાઇમાં ઊતરી શકે એવું સુંદર ઉત્કૃષ્ટ સાહિત્યસર્જન કર્યું. ગત મહાયુદ્ધ પછી સ્વતંત્ર રાષ્ટ્ર તરીકેનું સ્થાન પ્રાપ્ત થતાં તો દેશની શક્તિ અદ્ભુત ખીલી ઊઠી.

કારેલ તથા જોસેફ — ચૅપેકબંધુઓનાં નાટકો દુનિયાનાં નાટકોને ટક્કર મારે એવાં નીવડયાં. આ જ બંધુઓની વાર્તાઓ ચમત્કારી કલ્પના અને વાસ્તવવાદી કટાક્ષની શક્તિ વ્યક્ત કરે છે. જ્યારે ઇગનાટ હરમાન જેવામાં વધારે આદર્શશીલતા છે. વાર્તાના લેખક ચૅપેક-ચૉડ નવલકથા અને વાર્તાઓમાં શ્રમજીવી દુનિયાનાં વેધક ચિત્રો રજૂ કરે છે.

અહીં રજૂ કરેલી વાર્તા 'At The Rotary Machine' નામની છે. ]

એકાએક જોનારની કલ્પનામાં ય ન આવે એટલી ભયંકર ઝડપે બે એક વારની પહોળાઈવાળો કાગળનો એક પટો મશીનમાંથી જાણે ગાંડોતૂર બની સરકી રહ્યો હતો. કુબા એ દોડતા પટાની સામે જોતો ઊભો હતો. એક જબરજસ્ત મોટા જાડા વીંટામાંથી તે ઉકેલાઈ રહ્યો હતો. બે આદમીઓએ કાગળના એ ભારે વીંટા ઉપર બરાબર ધ્યાન આપવું પડતું અને જેવો તે નીચે ઊતરે કે તરત જ તેને યોગ્ય વળાંક આપવા પૂરી જહેમત ઉઠાવવી પડતી હતી. તરત જ એ વીંટો છાપવાના મશીનમાં ગોઠવાઈ, અદૃશ્ય વરાળના સ્પર્શથી ભિંજાઈ લોઢાના બે જાડા સિલેન્ડરોની પકડમાં આવતો અને ક્ષણવારમાં તો એ પથરાયેલા કાગળના પહોળા પટા ઉપર છાપાનાં આઠ પાનાં જેટલું લખાણ એકસામટું છપાઈ જતું. જોતજોતાંમાં પાછો એ જ કાગળનો પટો જાણે ઊડીને બીજા બે સિલેન્ડરોને વળગતો અને તરત જ બીજી બાજુએ બીજાં આઠ પાનાં છપાઈ જતાં. પછી પણ એની વેગીલી ગતિ ચાલુ જ રહેતી. અનેક સિલેન્ડરોમાંથી તે પસાર થતો. નવાં નવાં પાનાં એ રીતે છપાતાં જ જતાં અને છપાઇ છપાઈને તીણા ચપ્પુઓ જેવા મશીન આગળથી પસાર થઈ કપાતા, ત્યાંથી આગળ વધી ગુંદર વડે ચિટકાતા, અને પછી લોખંડી હાથો એમની ગડીઓ વાળતા. છેવટે પોતાથી અડધી સાઇઝના એવા બીજા છપાયેલા કાગળો સાથે ચિટકાઈને જોડાઈ જતા ત્યારે આ પ્રક્રિયા પૂરી થતી.

આ છેલ્લી ક્રિયા અદ્ભુત હતી. બે જુદાં જુદાં અડધિયાં એવી રીતે ગોઠવાતાં, ચિટકાતાં, કપાતાં કે અંતે એક આખા છાપારૂપે જન્મ પામતાં. અને આમ એક સેકન્ડની પાંચ નકલો તૈયાર થઇ ટેબલ ઉપર ગોઠવાઈ જતી – અને તરત જ બહાર રવાના કરનારા હાથોમાં ટપોટપ ચાલી જતી.

આ બધું બને છે તે દરમિયાન જાણે કોઇ ભવ્ય વાદ્યની સહસ્ર નળીઓમાંથી એક સાથે બસૂરો સૂર ન નીકળતો હોય એવી કિકિયારીઓ સંભળાય છે. અથવા તો આ અવાજને વિષે કદાચ એમ કહી શકાય કે, જાણે, છાપાનાં બધાં જ-બંને લાખ વાચકો અહીં આવી જમા થયાં છે અને અંદરનું લખાણ શ્વાસ પણ લીધા વિના એક સાથે વાંચી રહ્યાં છે. માનવીના મોઢામાંથી નીકળતો પ્રત્યેક શબ્દ અવાજમાં સ્વાહા થઇ જાય છે. માણસો એકબીજા સાથેનો વ્યવહાર મોટે ભાગે તો નિશાનીઓ વડે જ ચલાવે છે, અથવા તો કેટલીક વાર સામાના કાનસરસું પોતાનું મોઢું રાખી છાતીમાં હોય એટલું જોર કાઢીને બૂમ મારી બોલવું પડે છે.

અને ખરી વાત તો એ છે કે આડીતેડી વાતો માટે અહીં સમય જ હોતો નથી. રવિવારનું છાપું તો બે આવૃત્તિમાં છપાય છે. અને એક સેકન્ડનો વ્યય એટલે પાંચ નકલની ખોટ ! જેવો મુકાદમ કામ ચાલુ થયાની ખબર આપે કે તરત જ સૌ પોતપોતાને ચોક્કસ કામે વળગી જાય છે, અને જાણે સૌ યંત્રના જ એક અંશ બની જાય છે.

રાતના અગિયારથી માંડી પરોઢના ચાર વાગ્યા સુધી, એટલે પાંચ કલાક દરમિયાન, છાપવાનું ચાલ્યા જ કરે છે; એ દરમિયાન લોખંડી રાક્ષસના ગુલામ કામદારોને ક્ષણેક્ષણની ઉતેજના તથા ભઠ્ઠીની ગરમીમાં પોતાંની જાત વિષે તલપૂરે ભાન રહેતુ નથી ઇલેક્ટ્રિક-દીવાના તેજમાં સરકતા સફેદ ચળકતા કાગળો ઉપર જ એણે નજર ચોંટાડી રાખવાની હોય છે, અને એમના હાથ યંત્ર ઉપર જ હોય છે, રખેને કાગળ વધારે બિંગાઈને ફાટી જાય કે કરચલીવાળો થઈ નકામો થઈ જાય, ને એકાએક યંત્ર અટકાવવું પડે, એ માટે.

બરાબર સાચી ક્ષણે યંત્ર અટકાવવામાં સમયની કીમતી કરકસર થાય છે, અને કાગળનો નવો વીંટો ચઢાવવામાં પણ સરળતા રહે છે. દરવાજા આગળ પડેલા દેખાતા કાગળના પીંડાના પીંડા આજે જ ખલાસ કરવાના છે.

પણ આ યંત્ર બંધ કરવાનું અને ચલાવવાનું મુખ્ય માણસોના જ હાથમાં હોય છે, કેમકે જેટલી ઝડપ અને સફળતાથી એ કાગળના પીંડાના પીંડાને ખલાસ કરી નાખે છે એટલી જ ઝડપથી માણસના હાડકે હાડકાંને છૂટું પાડી કચડી નાખી પણ શકે, એ વિષે લેશ પણ શંકાને સ્થાન નથી આ યંત્ર બંધ કરવાની ત્રણ ચાવીઓ છે, જેમાંની એક ભાઈ સાહેબ કુબાના અધિકારમા છે કાગળ ફાટે, વળે કે બગડે કે નવો પીંડો ચઢાવવાનો હોય ત્યારે કુબાએ ધ્યાન આપવાનું હોય છે.

કુબા એની ફરજ અનુસાર કાગળની સફેદ સપાટી ઉપર આંખ ઠેરવીને ઊભો છે. ઘડીમાં 'બ્રેક' ઉપર તો ઘડીમાં 'લેવર'ના હાથા ઉપર એનો હાથ ફર્યા કરે છે સાથે સાથે કામની 'ટ્યુબો'માંનું તેલ જે યંત્રનાં પૈડાંને માલીશ કરવા માટે હોય છે, તેના ભણી પણ તેણે નજર રાખવાની હોય છે. યંત્ર બહુ તપી જાય કે આગ લાગી જાય તો એનું ને સૌનું સત્યાનાશ વળી જાય...અરે, આખી દુનિયાનો અંત આવી જાય-બીજી સવારે છાપું જ સમૂળગું પ્રસિદ્ધ ન થાય, એટલે જ તો.

અત્યારે એના મગજમાં આ યંત્ર, આ કાગળનો વીંટો, આ તેલની કૂપી–એ સિવાય બીજું કશું જ નથી. પાતળી ઊંચી કાયા છે, હાડકાં દેખાય છે, ચડ્ડીની અંદર પૂરું ખમીસ ખોસી દીધેલું છે – રખેને કંઈ લાફરફાફર રહી જાય ને રાક્ષસી ગતિએ દોડતા યંત્રમાં એકાદ છેડો આવી જાય એક પ્રતિમાની જેમ ટટાર એ ઊભો જ છે. માત્ર એના ખુલ્લા બે હાથ આમથી તેમ હલન કર્યા કરે છે, હાથ ઉપરના સ્નાયુઓ મજબૂત અને પહોળા છે. જમણો હાથ 'લેવર'ની પાસે જ ફર્યા કરે છે. ખુલ્લા હાથ કાળા તેલના લપેડાથી ઢંકાઈ ગયેલા છે અને કપાળ ઉપરનો પરસેવો ગાલ અને હડપચીને ધોઈ રહ્યો છે. એના દાઢીવાળા મોઢા ઉપર મોટા પૈસા જેવાં ચાઠાં પણ ઘણીવાર દેખાય છે.

કામમાં એ લીન છે, એ વાત સાચું છે. પણ એનો દિમાક કેવળ ઊડી જ રહ્યો છે – એની બરાબર સામે જેટલી ઝડપે પેલું યંત્ર કાગળની થપ્પીઓની થપ્પીઓને ઉડાવી રહ્યું છે એટલી જ ઝડપથી. અને જો આ બે કલાકની એની નોકરી દરમિયાન આવેલા બધા વિચારોનો તે સરવાળો કરે તો, એવો તો ભયંકર આવે કે તે પોતે જ ભડકી ઊઠે. પણ એમાંનો એક કણ પણ એના મોઢા ઉપર બહાર દેખાઈ આવતો નથી.

આ બે કલાકના વિચારોનો સરવાળો એટલો જ છે કે આજે તે કોઈકને કચડી નાખ્યા વિના નહિ રહે. જરા નજર ઊંચે કરે છે ને એને એનો શિકાર દેખાય છે. યંત્રની પાસે જ જરા ઊંચે રેશમી ટોપી ઓઢી, ઘડીમાં કેટલી નકલો નીકળી એનો આંકડો જોતો, તો ઘડીમાં એની નોંધ કરતો માથું નીચું રાખી

બેઠેલો આદમી એને દેખાય છે. એ મુકરદમ છે. કુબા આજે એનો કૂચો કાઢી નાખ્યા વિના રહેનાર નથી, એણે પાકો નિર્ણય કરી લીધેલો છે.

પણ એના લોહીથી ખાબોચિયું ભરાઈ જશે... બળદિયાની માફક પગ ઢસડી ઢસડીને લોહી ઓકતો મરશે – અંદર લોખંડી રાક્ષસના પેટમાં જ તો...ભાઈ સાહેબ કાગળની નવી થપ્પી ગોઠવવા જશે ત્યારે પૂરો લાગ છે.

પહેલાં પોતે રૂના સંચામાં હતો ત્યારે એકવાર આવી રીતે એક મુકરદમને કચડાઈ મરતો જોયો હતો. સંચાની એવી શક્તિ વિષે તે પૂરો જાણકાર હતો.

આ છાપખાનાની શોધ થઈ તે મૂળ રૂના સંચા ઉપરથી. કોઈકને એના ઉપરથી આવો છાપવાનો સંચો સૂઝેલો.

પેલા મુકરદમને કચડી મારનાર, તેના ત્રાસથી કંટાળી ગયેલો એક મજૂર જ હતો. ધડથી હાથ છૂટો પાડી યંત્ર તો કશું જ ન બન્યું હોય એમ ચાલતું રહેલું. કુબા પણ ગમે ત્યારે–છેક સવારના ચાર લગીમાં ગમે ત્યારે–એમ કરી શકે છે. ગમે ત્યારે નવો પીંડો અંદર મૂકવા જતાં સહેલાઈથી તે તેના જાલીમનો શ્વાસ ખેંચી લઈ શકે છે.

નક્કી, હવે તો કલાકેકમાં જ બનવું જોઈએ. પેલો ચોથો પીંડો મૂકવામાં આવશે, એની આંગળીએ જ મૃત્યુ પણ આવશે. નક્કી એ પીંડાનો વારો આવશે – અને સાથે મૃત્યુ પણ આવશે.

કાગળને ભિંજાવનાર વરાળના પ્રત્યેક અદૃશ્ય ફુવારાની સાથે સાથે ગરમી પણ વધી રહી છે. કુબાના ખભા સુદ્ધાં પસીનાથી નાહી રહ્યા છે. પણ એ જરા વધારે નમે છે ત્યારે ઑક્ટોબરનો ઠંડો પવન એને ઝાપટ મારતો વહી જાય છે. પરંતુ એનું માથું એથી ઠંડુ પડવાને બદલે વધારે ભમે છે. ભયંકર દાંત દુઃખતા હોય એમ પણ લાગે છે અને એનું આખું શરીર ગાંડીતૂર ઝાળથી ધ્રૂજી ઊઠે છે.

બસ. રોજ આનું આ જ દુઃખ છે. આ માથાનો અને દાંતનો દુખાવો એને જીવલેણ લાગે છે. રોજ રાતે સાંચા આગળ આવીને ઊભે છે કે તરત દુખાવો શરૂ થાય છે. પંદરેક દહાડા પહેલાં કો'કે એને રસ્તો બતાવ્યો હતો – 'એક સામટો અડધો શીશો ગટગટાવી જા, અને પલકારામાં બધું મટી જશે–બિલકુલ ભાગી જશે.'

એ દિવસે એણે પહેલી જ વાર દારૂનો સ્પર્શ કર્યો. દુખાવો તો ખરેખર મટી ગયો હતો, પણ મુકરદમ જ્યારે એની પાસેથી પસાર થયો ત્યારે જેમ તેમ કરી તેણે પોતાની જાતને સાચવી રાખી હતી.

'કેમ, દારૂ પીએ છે કે?' મુકરદમે પૂછ્યું હતું. 'તો પછી અમારે તારું કામ નથી. આ પખવાડિયું પૂરું થતાં તને છૂટો કરવો પડશે.'

મુકરદમે તો બીજી બધી વાત જેટલી જ સરળતાથી આ છૂટા કરવાની વાત પણ એને સંભળાવી દીધી હતી. કુબાને લાગ્યું કે એ વખતે કશું બોલવું વૃથા હતું. પણ એનો રોષ અંદર ને અંદર સળગી રહ્યો.

બીજે જ્યાં જ્યાં એણે કામની તપાસ કરી તે બધે સ્થળેથી એને નિરાશાજનક જવાબો મળ્યા. મોટા ભાગે એની ઉમરને કારણે સૌએ એનો ઇનકાર કર્યો હતો.

ઓહ! હજી તો એ માત્ર સુડતાળીસ વરસનો જ હતો. ઘેર એક પત્ની અને છ છોકરાં એના ઉપર જ જીવાદોરી રાખી લટકી રહ્યાં હતાં. હજી હમણાં જ જોડકું અવતર્યું હતું! એકદમ બેનો વધારો! આ કંઈ જેવી તેવી વાત ન હતી. હવે તો પગાર–વધારો મળવો જ જોઈએ.

'મુકરદમ ગમે તેવો પથ્થર દિલનો હશે પણ જોડકું જન્મ્યાની વાત સાંભળીને તો તે જરૂર પીગળશે.' કુબાએ મનોમન વિચાર્યું.

'તારા જેવા દારૂડિયાની મારે જરૂર જ નથી ત્યાં પગાર વધારવાની તો વાત જ શી? તું ક્યારે કોને નહિ કચડી નાખે, છાપું નહિ બગાડી મૂકે, એની શી ખબર? તારે ત્યાં જોડકું જન્મ્યું કે ત્રણ જન્મ્યાં – મારે શું?' મુકરદમનો આ જવાબ સાંભળી કુબાને જીભ કચડી મરી જવાનું મન થયું હતું.

પંદર દિવસ થયાં એનો ગુસ્સો અંદર ને અંદર ધૂંધવાઈ રહ્યો હતો. આજે છેલ્લો દિવસ હતો! એનો જીવ ઉદાસ બની ગયો. આજ લગી એણે એકલે હાથે એનું કામ સપૂર્ણ નેકીપૂર્વક કર્યું હતું, કદી જરીકે ગફલત કરી ન હતી.

પણ સાંચો શરૂ થયો અને હજાર જંગલી અવાજો-થી ખરાડી ઊઠ્યો કે તરત એની બધી ગ્લાનિ જતી રહી. કાગળનો પ્રવાહ એની આંખોને આંજતો પસાર થઈ રહ્યો અને એને ચક્કર આવવા લાગ્યાં. ફરી પાછાં એનાં લમણાં થીજી ગયાં અને વળી પાછું જડબામાં પેલું દર્દ શરૂ થઈ ગયું. એનું બધું જોર ખલાસ થઈ ગયું અને એને ઠેકાણે જિંદગીમાં કદી નહિ અનુભવેલો એવો રોષ એની રગરગમાં વ્યાપી ચૂક્યો. છેલ્લા બે કલાકમાં જે વિચારે એના મગજમાં ગડમથલ મચાવી હતી તે હવે એક અફર નિર્ણયના રૂપમાં ફેરવાઈ ગયો: 'મારે માટે આ છેલ્લો દિવસ છે, તો એને'ય માટે છેલ્લો જ છે.'

પહેલી વાર આ ખ્યાલ એના મગજમાં ઘૂસ્યો હતો ત્યારે તેણે તેને બળ એબે ધકેલી કાઢ્યો હતો. પણ પાછો ફરી ફરી તે ધસી આવ્યો અને એની ગરદન ઉપર એવો તો ચઢી બેઠો કે તે કેમે કર્યો દૂર હટી જ ન શક્યો

યંત્રના ગળામાંથી ધોધમાર નીકળતા અવાજમાં કુબાને તેનાં નાનકડાં બચ્ચાં, પેલા જોડકાંની વેદના-ચીસો સંભળાઈ, કંઈ કેટલા ય વખત સુધી સંભ-ળાયા જ કરી. એકધારી એ ચીસોએ એને હેરાન પરેશાન પણ કરી નાખ્યો. અને હવે તો વચ્ચે વચ્ચે એને એ ચીસો પાડતાં મોઢાં-એ નાનકડાં માથાં સુદ્ધાં કાગળના પાટા ઉપર દેખાવા લાગ્યાં-ઘર છોડતી વખતે ઉશીકે પડેલાં જોયાં હતાં, બરાબર તેવાં જ એણે બે નાજુક ખુલ્લાં મોં જોયાં ને થડકતાં નાનાં નસકોરાં નિહાળ્યાં. તરત જ બીજી બે મોટી આંખો સામે જ તરવરી રહી-જેની બણી જોવાની તેણે ઓ પંખવાડિયું થયાં હિંમત નહોતી કરી એ હતી એની પત્નીની આંખો. એ આંખોએ આજે જ એને ઘરના ખૂણામાં બારણા પાછળ ઊભેલો જોયો હતો. આજે કામે નીકળતાં પહેલાં જ એણે કહ્યું હતું: 'જેકબ, હું જાણું છું તું બેકાર બની ગયો છે. મિસીસ...એ મને બધું કહ્યું છે. બોલ, આપણે હવે શું કરશું! ક્યાં જશું? ભગવાનની ખાતર...' અને એણે રડ-વાનું શરૂ કર્યું હતું.

એ ખરેખર વિચિત્ર છે, પણ જેવો સાંચો ચાલતો બંધ થયો અને એંજિન ધીમું પડ્યું કે તરત જ આ બધા ખ્યાલો અને દૃશ્યો એકાએક અદૃશ્ય થઈ ગયાં. અને એ ક્ષણે એણે જે તક સાધી લેવી જોઈતી હતી, આટલા વખતથી એણે જેની ઝંખના કરી હતી તે પાર પાડી દેવું જોઈતું હતું, એને બદલે તે હિંમત હારી ગયો. એના મગજમાં બુદ્ધિએ સવાલ-જવાબ શરૂ કરી દીધા.

મુકરદમ યંત્રની અંદર કાગળનો નવો પીંડો મૂકવા દાખલ થઈ ગયો હતો અને બહારના કારી-ગરને તે અંદર રહ્યો રહ્યો હુકમ આપતો હતો: 'જરા ફેરવ, જરા નીચે, હં...ધીમેથી' વગેરે. એ વખતે કુબાનો એક હાથ લેવર બણી જાય એટલી જ માત્ર વાર હતી. એ પછી મુકરદમને કોઈ વધુ હુકમો છોડવાની જરૂર જ ન રહેત.

પણ કુબા પૂતળા જેવો બની ગયો. એના હાથ એના પોતાના જ શરીરને વળગી રહેલા હતા. એને થયું તો ખરું કે મુકરદમે એની આંગળીઓ ક્યાં મૂકેલી છે-વાઘના મોઢામાં જેમ તેનો પાલક હાથ નાખે છે તેવી રીતે-તે જોઈ તો લઉં. કંઈ નહિ તો એટલું જોવા જેટલી શક્તિ તો મારામાં હોય.

પણ અફસોસ! એટલું સુદ્ધાં એનાથી ન થઈ શક્યું. અને એ બરાબર સ્વસ્થ બને તે પહેલાં તો સાંચાનો ચાલવાનો અવાજ કાને અથડાયો. તે જરા દૂર ખસ્યો અને સાંચાને મુખ્ય એંજિનિયરે બરાબર ગતિમાં આણ્યો. પહેલાં તો તરાકો ચાલતી હોય એવો ગુંજારવ સંભળાયો પણ પછી ધોધની ઘેરા ગંભીર ગર્જનાઓ સંભળાવા લાગી.

એ અવાજમાં સેતાનનું હાસ્ય ને ઠપકો ભળેલાં હતાં-'મૂરખ કુબા! કાયર કુબા!' વળી પાછાં એનાં લમણાં વેદનાની ઝાળમાં સળગી રહ્યાં.

વળી પાછો ઘરનો ખ્યાલ તેને ઘેરી વળ્યો. બાળકો રડતાં હતાં......!!

કેવળ ખૂની વિચાર એને જકડી બેઠો. કાગળનો આ પીંડો ક્યારે પૂરો થશે એની એને અધીરાઈ આવી. પણ વળી પાછી તક આવી અને તે પહેલાંની જેમ જડસડ બની ચૂક્યો.

એમ કરતાં ત્રણ પીંડા પૂરા થયા. પેલા ચોથાનો વારો બાકી હતો તે ય આવ્યો. મૃત્યુ એની ઉપર સવાર થઈ આવી રહ્યું હતું ! પણ કોણ જાણે કેમ, એ પીંડો ય મુકરદ્દમના માથાનો વાળ ખેરવ્યા વિના પસાર થઈ ગયો. બીજા બે પણ પૂરા થયા. સાતમો ય એ જ રીતે ખલાસ થયો. બસ હવે છેલ્લા બે પીંડા બાકી રહ્યા હતા.

છેલ્લાની પહેલાંનો પીંડો ગોઠવાઈ રહ્યો હતો, છેલ્લાની પહેલાંનો જ એ હતો. ઉફ ! એ ય ગોઠવાઈ ગયો અને સાંચો ધમધમાટ શરૂ થઈ ગયો. સેતાને એનાથી થાય એટલું કર્યું–કુબાનું મગજ વેરથી સળગાવી મૂકવા માટે. અને સૂચવ્યું ય ખરું– ' આ આખરની-તક નહિ ઝડપી લે તો તારી ખેર નથી.'

કુબાએ દાંત કચકચાવી દુઃખને શમાવવા પ્રયત્ન કરી જોયો, અને જેમ તેમ કરી તે શ્વાસ લેવા મથી રહ્યો. જાણે તાવથી ધખી રહ્યો હોય એમ આખો ધ્રૂજી રહ્યો હતો. બ્રેક પાસે પહોંચતાં એની આંગળીઓ ભયંકર રીતે ધ્રૂજી રહી હતી. આખી જિંદગીમાં આ પ્રથમ વાર આટલો ભયંકર રોષ તે અનુભવી રહ્યો હતો. સમય તો ગાંડાની જેમ ધસી રહ્યો હતો, અલબત્ત, ખૂની ઈરાદા માટે તો ધીમો ગણાય–ઘણો જ ધીમો ગણાય.

આખરે...છેલ્લા નવમા વીંટાનો વારો આવ્યો. કુબાએ કશાનો ટેકો ન લીધો હોત તો તે ગબડી પડત. એ વખતે એને કોઈએ ત્યાંથી ખસવા કહ્યું હોત તો ય એનાથી ન બનત. એનાથી માથું ફેરવી સંચા ભણી, એના શિકાર ભણી સુદ્ધાં જોઈ શકાતું ન હતું–બરાબર લાગ આવ્યે સાંચો ફેરવી નાખવાની તક ઝડપી લેવા જેટલી સ્વસ્થતા જ એના અંગમાં કે દિમાકમાં રહી ન હતી.

' ધીમેથી...જરા વધારે ધીમે...' મુકરદમ અંદર રહ્યો રહ્યો બોલતો સંભળાયો.

કુબા ચોંકી ઊઠ્યો. ગાંડા રોષે અત્યાર લગી એનાં લમણાંને જ જકડી લીધાં હતાં તે હવે તેની ગરદનને પણ મચડી રહ્યો. અને એની ચકોર આંખોએ પહેલાં જે જોવાની હિંમત નહોતી કરી તે કરી લીધી–યંત્રની અંદર દૃષ્ટિ ફેંકી લીધી. વાંકડિયા વાળવાળો મુકરદમ અંદર આડો થઈ, વાઘના જડબામાં હાથ મૂકતો હોય એમ લાગતું હતું.

ખરેખરી ક્ષણ ઝડપી લેવાની હતી.

અદમ્ય આવેગ કુબાના હાથને તેના શરીરથી જુદો કરી લેવર ભણી લઈ જઈ રહ્યો હતો. કોણ જાણે શું બની રહ્યું હતું !

વીજળીનો સફેદ પ્રકાશ લોહીયેરો લાલ બન્યો અને ઇલેક્ટ્રિકનો તાર પીળો પડ્યો, પછી લાલ બન્યો અને દીવો સાવ હોલવાઈ ગયો. અરધી સેકન્ડમાં જ આ બધું બની ગયું. પછી સંપૂર્ણ અંધકાર જામ્યો. ચોપાસ બૂમો અને ગાળો સંભળાતી હતી.

આ અરધી ક્ષણમાં જ કુબાના ચિત્તમાં વળી પાછો ગાંડો ખ્યાલ ધસી આવ્યો : 'સેતાને પોતે જ આ અંધારું કર્યું છે–તારા રક્ષણ અર્થે જ તો. ત્રણ કારીગરોમાંથી કોણે એંજિન ફેરવ્યું એ કોણ કહી શકશે ?'

' જલદી કર...એ અંદર છે ને અહીં અંધારું છે ત્યાં લગીમાં......'

કુબાની આંખો સામે હજારો તારાઓ નાચી રહ્યા હતા. અને એણે આવેશમાં આવી હેન્ડલ ભણી હાથ લંબાવ્યો...એને ચક્કર આવ્યાં અને એનો જમણો લંબાવેલો હાથ દર્દથી ભરાઈ ઊઠ્યો.

આહ ! સર્વોપરી લાગણી તે અનુભવી રહ્યો. એ લાગણી હતી વેરના બદલામાંથી મળતી તૃપ્તિની. યંત્ર ધોધની જેમ ગર્જના કરતું ધણેણી ઊઠ્યું. કુબાને લાગ્યું કે પોતાના શિકારની તીણી ચીસો, અરે, એના છેલ્લા શબ્દો સુદ્ધાં તે સાંભળી રહ્યો હતો !

પણ અવાજ એકાએક બંધ પડ્યો. યંત્ર થંભી ગયું. કુબાને હવે ખાતરી થઈ ગઈ કે યંત્રનો ગુંજ-

રવ તેના કાનમાં જ માત્ર સંભળાયો હતો, ખરી રીતે તો યંત્ર બંધ જ હતું. વધારામાં મુકરદમનો સ્પષ્ટ અવાજ પણ સંભળાઈ રહ્યો હતો અને તે દુઃખ કે દર્દનો બિલકુલ જ ન હતો.

'સાલો ઊંઘે છે કે શું કરે છે ? દોડો અલ્યા, જુઓ તો. ઉફ્ ! બત્તીઓ ય વધારે સ્ટૉકમાં રાખી નથી ! દીવાસળીમાં ય જાણે લાખ રૂપિયા ખરચવા પડતા ન હોય એમ લાગે છે!' મુકરદમ બોલી રહ્યો હતો.

તેજનો ઝબકારો થયો, કોઈક દીવાસળી સળગાવી ગેસના દીવાને લગાડવા મથતું હતું. થોડીવારમાં દીવો સળગ્યો અને એની અડોઅડ કુબાએ મુકરદમનો ચહેરો જોયો, એણે જ ગેસનો દીવો સળગાવ્યો હતો. થોડીવારમાં બીજી ત્રણ બત્તીઓ થઈ અને ઓરડો આખો પ્રકાશી ઊઠ્યો.

એંજિન ચાલ્યું જ ન હતું. બે બીજા કારીગરો હુકમની રાહ જોતા લેવર પાસે ઊભા હતા. ગહન શાંતિ હતી. સૌની આંખો પ્રકાશ થતાં પોતાના કામ ઉપર પાછી ફરી. તૈયાર નકલો ઉપાડનારા હાથો થપ્પીઓ ઉપર હાથ પછાડી અવાજ કરી રહ્યા હતા. ફરી પાછા પરિચિત સૂરો વાતાવરણને ભરી રહ્યા.

અંધારું થતાં જ મુકરદમ સાંચામાંથી બહાર નીકળી આવ્યો હતો. એણે નજર કરી તો કુબાના 'લેવર' વાળા સિલેન્ડરો ચાલુ થઈ ગયા હતા. અને એની આંખોએ કુબાની ભયભીત આંખોને જોઈ. એટલી તો સખતાઈપૂર્વક તે જોઈ રહ્યો હતો કે પોતાની નજર ફેરવી લેવાની કુબાની હિંમત ન ચાલી.

કુબાના પગ ધ્રૂજી રહ્યા હતા. એનું હૈયું કેમ જાણે લોચો બની બહાર નીકળી પડશે એમ લાગતું હતું. થોડી લાંબી ક્ષણો મુકરદમ તેની ભણી ટગી રહ્યો. પછી એકાએક તેની આંખો એવા તો સહૃદય મૈત્રી ભરેલ સ્મિતથી ચમકી રહી કે કુબાથી પણ સ્મિત કર્યા વિના ન રહેવાયું. મુકરદમે એવી રીતે માથું હલાવ્યું કે કુબાને એમાં વિશ્વાસ તથા ચેતવણી-બંનેની પ્રતીતિ થઈ.

છેલ્લી દસ હજાર કોપી ખેંચી કાઢવામાં યંત્ર પાછું પરોવાઈ ગયું. ઘણે લાંબે વખતે પોતાની આંગળીઓ સામે જોવાની કુબાની હિંમત ચાલી ચારે આંગળીઓના ટેરવા ઉપરની ચામડી ઊતરી ગઈ હતી. અંધકાર અને ઉત્તેજનામાં તેણે હેન્ડલ ફેરવવા જતાં આંગળીઓ લોહીલુહાણ કરી મૂકી હતી અંધકાર અને ઉત્તેજનામાં જ તેણે ધારી લીધું હતું કે સંચો ચાલુ થઈ ગયો હતો...એંજિન ચાલુ થઈ ગયું હતું...એ ધેનમાં જ એણે વેદનાના અવાજ સુદ્ધાં સાંભળ્યાની કલ્પના કરી હતી.

છેલ્લી કોપીઓ પાસેની ઑફિસે મોકલાઈ ગ[illegible] હતી. ત્યાંથી ટિકિટો ચોટાડવાનો અવાજ આવ[illegible] રહ્યો હતો. કોઈક ત્યાં ને ત્યાં રાત પૂરી કરવા માં[illegible] સૂઈ રહેવાની ગોઠવણમાં હતું. પ્રેસ કાગળોની કાપલી[illegible] ઓથી ઢંકાયેલું અને તેલના ડાઘાઓથી ગં[illegible] બનેલું એમ ને એમ શાંત ઊભું હતું-જાણે [illegible] કારીગરોના જેટલું જ એ ય થાકી ગયું ન હોય

કુબા પણ બિલકુલ હાલ્યાચાલ્યા વિના ઊભો હતો. તે પોતાની સામે જ કશા જ ભાન કે વિચાર વિના કોણ જાણે શાના ભણી ટગર ટગર જોતો ઊભો રહ્યો હતો-કેમ જાણે પોતાનો જ વિનાશ [illegible] જોઈ રહ્યો હોય !

મુકરદમ ઓવરકોટ પહેરતો તેની પાસે આવી પહોંચ્યો : 'જો કુબા ! તને બીજે ક્યાં ય નોકરી મળી ના હોય તો અમે જ ચાલુ રાખીશું. પણ આ હાથને શું થયું ? હું તો રોજ કહેતો આવ્યો છું કે તમે લોકો એકાદ દહાડો આખો પંજો ગુમાવશો નહિ ત્યાં લગી કદી સાવધાન રહેવાના નથી. અને તું કહેતો હતો કે એ મશીન ઉપર કામ કરતાં તારું માથું ને જડબું દુઃખે છે તો કાલથી બીજા ખાતામાં કામ કરજે.'

એટલું બોલી મુકરદમ બારણા ભણી ચાલ્યો. તેણે મોટેથી એક લાંબું બગાસું ખાધું: 'આ...હા......' અને એણે હાથ વડે મોઢું ઢાંકી દીધું.

શરમથી મરી રહેલો કુબ્બા અચકાતો બોલ્યો : ' સાહેબ !......ભગવાન તમને બદલો આપશે.'

' મૂરખ ના બન, કુબ્બા. તું જાણે છે કે અમારે ય સખત બન્યા વિના છૂટકો નથી હોતો. મેં મેનેજરને તારે માટે ભલામણ કરી છે. ખરું કહું ? તારાં જોડિયાં બાળકોનો જ માત્ર વિચાર કરીને મેં...' અને એણે બહાર નીકળી બારણું ભીડી દીધું.

કુબ્બા યંત્રના એક છેડા ઉપર બેસી પડ્યો. તેલથી ખરડેલા હાથે તેણે તેનું માથું ઢાંકી દીધું અને ડૂસકાં ભરવા માંડ્યાં. આંસુનો પ્રવાહ તેની લોહીખરડી આંગળીઓમાંથી વહી રહ્યો.

●

# કલ્યાણી

## અનુવાદક : શ્રી. રમણીક કિશનલાલ મહેતા

[ ૧ ]

હિમાચલના વક્ષઃસ્થળ પર તેનું ઘર હતું. ચારે બાજુએ શૈલમાળા એક ખીણને ઘેરી રહી હતી. એ ખીણમાં એક બાજુએ તેનું મકાન હતું. ગામ બહુ મોટું નહિ, પણ નાનું હતું. કેટલીક ઝૂંપડીઓ હતી, તો કેટલાંક પાકાં મકાન પણ હતાં. તેનું મકાન પાકું અને બે માળનું હતું. ઉપરના ભાગમાં તેનો ઓરડો હતો. સડક તરફ નહિ પણ પર્વત તરફ તેની બારી હતી. ઘણુંખરું તો તે એ બારી આગળ ખુરશી નાંખીને બેસતી અને કલાકો સુધી કુદરતના રંગો ન્યાળી રહેતી. એ રંગો, એ સૌ દૃશ્યો કેટલાં આકર્ષક હતાં, કેટલાં મનોરમ્ય અને કેટલાં ભાવોત્પાદક હતાં ! સામે પર્વત વનસ્પતિઓની લીલી શાલ ઓઢીને ઊભો હતો. અહીંતહીં નાનાં નાનાં વૃક્ષોની ઘટા એવી લાગતી હતી કે જાણે એ લીલી શાલમાં વેલબુટ્ટા ન ગૂંથ્યાં હોય ! એ વૃક્ષઘટાઓમાં કદીક કદીક કોયલ આવીને પોતાની મસ્ત રાગિણી સુણાવી જતી હતી. એક તરફ એક ઝરણું ગુંજન કરતું વહ્યું જતું હતું–વણ થંભ્યે–વિના વિશ્રામે. કદીક વાયુ વાતાં તેનો નાદ અને ઝરણાનો શબ્દ–એ બંનેના સમ્મિશ્રણથી, જાણે પ્રકૃતિ સંગીત સંભળાવી રહી હોય એવી ભાવના હૃદયમાં થતી. એ સંગીતમાં તાલસૂર નહોતાં કે નહોતું એમાં સમયનું વર્ગીકરણ : પરન્તુ જ્યારે તે એ શબ્દો, એ સંગીત સાંભળતી ત્યારે તે પોતાનાં પૂર્વપરિચિત હોય તેવું અનુભવતી. સંધ્યા ઊતરતી અને ભગવાન ભાસ્કર ચન્દ્રને સારુ પોતાનું દફતર મૂકીને જવા માંડતા ત્યારનું દૃશ્ય કાંઈક ઓર જ રૂપ ધારણ કરતું. પર્વતના શિખર ઉપર સંધ્યાની લાલ લાલ વાદળીઓ, આકાશમાં લાલ ચાદર બિછાવી રહી હોય એવી જણાતી. એ લાલ વાદળીઓની પ્રતિચ્છાયા એ નાનકડા ઝરણામાં પડતાં અનુપમ દૃશ્ય બનતું. તે પર્વત અને ઝરણાની આ હરીફાઈ નિહાળતી અને તેનું હૃદય નાચી ઊઠતું. તે અત્યંત ભાવનાશીલ હતી.

[ ૨ ]

સંધ્યાનો એક એવો જ મનોહર સમય હતો. તે બારીમાંથી સંધ્યાના અસ્ત થતા સૂર્યને જોઈ રહી હતી.

" કલ્યાણી ! " નીચેથી કોઈએ તેને બૂમ પાડી.

" કોણ છે ? " તેણે પૂછ્યું.

" મા."

" કેમ, મા ! શું છે ? "

" ગાય હજી ઘેર નથી આવી, બેટા ! જા, જરા જોઈ આવ તો ! "

રવ તેના કાનમાં જ માત્ર સંભળાયો હતો. ખરી રીતે તો યંત્ર બંધ જ હતું. વધારામાં મુકરદમનો સ્પષ્ટ અવાજ પણ સંભળાઈ રહ્યો હતો અને તે દુઃખ કે દર્દનો બિલકુલ જ ન હતો.

'સાલો ઊંઘે છે કે શું કરે છે ? દોડો અલ્યા, જુઓ તો. ઉફ્ ! બત્તીઓ ય વધારે સ્ટૉકમાં રાખી નથી ! દીવાસળીમાં ય જાણે લાખ રૂપિયા ખરચવા પડતા ન હોય એમ લાગે છે !' મુકરદમ બોલી રહ્યો હતો.

તેજનો ઝબકારો થયો. કોઈક દીવાસળી સળગાવી ગેસના દીવાને લગાડવા મથતું હતું. થોડીવારમાં દીવો સળગ્યો અને એની અડોઅડ કુમાએ મુકરદમનો ચહેરો જોયો, એણે જ ગેસનો દીવો સળગાવ્યો હતો. થોડીવારમાં બીજી ત્રણ બત્તીઓ થઈ અને ઓરડો આખો પ્રકાશી ઊઠયો.

એંજિન ચાલ્યું જ ન હતું. બે બીજા કારીગરો હુકમની રાહ જોતા લેવર પાસે ઊભા હતા. ગહન શાંતિ હતી. સૌની આંખો પ્રકાશ થતાં પોતાના કામ ઉપર પાછી ફરી. તૈયાર નકલો ઉપાડનારા હાથો થપ્પીઓ ઉપર હાથ પછાડી અવાજ કરી રહ્યા હતા. ફરી પાછા પરિચિત સૂરો વાતાવરણને ભરી રહ્યા.

અંધારું થતાં જ મુકરદમ સાંચામાંથી બહાર નીકળી આવ્યો હતો. એણે નજર કરી તો કુમાના 'લેવર' વાળા સિલેન્ડરો ચાલુ થઈ ગયા હતા. અને એની આંખોએ કુમાની બલહીન આંખોને જોઈ. એટલી તો સખતાઈપૂર્વક તે જોઈ રહ્યો હતો કે પોતાની નજર ફેરવી લેવાની કુમાની હિંમત ન ચાલી.

કુમાના પગ ધ્રૂજી રહ્યા હતા. એનું હૈયું કેમ જાણે લોચો બની બહાર નીકળી પડશે એમ લાગતું હતું. થોડી લાંબી ક્ષણો મુકરદમ તેની ભણી ટગી રહ્યો. પછી એકાએક તેની આંખો એવા તો સહૃદય મૈત્રી ભરેલ સ્મિતથી ચમકી રહી કે કુમાથી પણ સ્મિત કર્યા વિના ન રહેવાયું. મુકરદમે એવી રીતે માથું હલાવ્યું કે કુમાને એમાં વિશ્વાસ તથા ચેતવણી–બંનેની પ્રતીતિ થઈ.

છેલ્લી દસ હજાર કોપી ખેંચી કાઢવામાં યંત્ર પાછું પરોવાઈ ગયું. ઘણે લાંબે વખતે પોતાની આંગળીઓ સામે જોવાની કુમાની હિંમત ચાલી. ચારે આંગળીઓના ટેકા ઉપરની ચામડી ઊતરી ગઈ હતી. અંધકાર અને ઉત્તેજનામાં તેણે હેન્ડલ ફેરવવા જતાં આંગળીઓ લોહીલુહાણ કરી મૂકી હતી અંધકાર અને ઉત્તેજનામાં જ તેણે ધારી લીધું હતું કે સંચો ચાલુ થઈ ગયો હતો...એંજિન ચાલુ થઈ ગયું હતું...એ ઘેનમાં જ એણે વેદનાના અવાજ સુદ્ધાં સાંભળ્યાની કલ્પના કરી હતી

છેલ્લી ટોપીઓ પાસેની ઑફિસે મોકલાઈ ગઈ હતી ત્યાંથી ટિકિટો ચોટાડવાનો અવાજ આવી રહ્યો હતો. કોઈક ત્યાં ને ત્યાં રાત પૂરી કરવા માટે સૂઈ રહેવાની ગોઠવણમાં હતું. પ્રેસ કાગળોની કાપલીઓથી ઢંકાયેલું અને તેલના ડાઘાઓથી ગંદું બનેલું એમ ને એમ શાંત ઊભું હતું–જાણે કે કારીગરોના જેટલું જ એ ય થાકી ગયું ન હોય.

કુમા પણ બિલકુલ હાલ્યાચાલ્યા વિના ઊભો હતો. તે પોતાની સામે જ કશા જ ભાન કે વિચાર વિના કોણ જાણે શાના ભણી ટગર ટગર જોતો ઊભો રહ્યો હતો–કેમ જાણે પોતાનો જ વિનાશ ન જોઈ રહ્યો હોય !

મુકરદમ ઓવરકોટ પહેરતો તેની પાસે આવી પહોંચ્યો : 'જો કુમા ! તને બીજે ક્યાંય નોકરી મળી ના હોય તો અમે જ ચાલુ રાખીશું. પણ આ હાથને શું થયું ? હું તો રોજ કહેતો આવ્યો છું કે તમે લોકો એકાદ દહાડો આખો પંજો ગુમાવશો નહિ ત્યાં લગી કદી સાવધાન રહેવાના નથી. અને હું કહેતો હતો કે એ મશીન ઉપર કામ કરતાં તારું માથું ને જડબું દુઃખે છે તો કાલથી બીજા ખાતામાં કામ કરજે.'

એટલું બોલી મુકરદમ બારણા ભણી ચાલ્યો તેણે મોટેથી એક લાંબું બગાસું ખાધું: 'આ...હા......' અને એણે હાથ વડે મોઢું ઢાંકી દીધું.

શરમથી મરી રહેલો કુબ્બા અચકાતો બોલ્યો : 'સાહેબ!......ભગવાન તમને બદલો આપશે.'

'મૂરખ ના બન, કુબ્બા. તું જાણે છે કે અમારે ય સખત બન્યા વિના છૂટકો નથી હોતો. મેં મેનેજરને તારે માટે ભલામણ કરી છે. ખરું કહું? તારાં જોડિયાં બાળકોનો જ માત્ર વિચાર કરીને મેં...' અને એણે બહાર નીકળી બારણું ભીડી દીધું.

કુબ્બા યંત્રના એક છેડા ઉપર બેસી પડ્યો. તેલથી ખરડેલા હાથે તેણે તેનું માથું ઢાંકી દીધું અને ડૂસકાં ભરવા માંડ્યાં. આંસુનો પ્રવાહ તેની લોહીખરડી આંગળીઓમાંથી વહી રહ્યો.

●

# કલ્યાણી

## અનુવાદક : શ્રી. રમણીક કિશનલાલ મહેતા

[૧]

હિમાચલના વક્ષઃસ્થળ પર તેનું ઘર હતું. ચારે બાજુએ શૈલમાળા એક ખીણને ઘેરી રહી હતી. એ ખીણમાં એક બાજુએ તેનું મકાન હતું. ગામ બહુ મોટું નહિ, પણ નાનું હતું. કેટલીક ઝૂંપડીઓ હતી, તો કેટલાંક પાકાં મકાન પણ હતાં. તેનું મકાન પાકું અને બે માળનું હતું. ઉપરના ભાગમાં તેનો ઓરડો હતો. સડક તરફ નહિ પણ પર્વત તરફ તેની બારી હતી. ઘણુંખરું તો તે એ બારી આગળ ખુરશી નાંખીને બેસતી અને કલાકો સુધી કુદરતના રંગો ન્યાળી રહેતી. એ રંગો, એ સૌ દૃશ્યો કેટલાં આકર્ષક હતાં, કેટલાં મનોરંમ્ય અને કેટલાં ભાવોત્પાદક હતાં! સામે પર્વત વનસ્પતિઓની લીલી શાલ ઓઢીને ઊભો હતો. અહીંતહીં નાનાં નાનાં વૃક્ષોની ઘટા એવી લાગતી હતી કે જાણે એ લીલી શાલમાં વેલબુટ્ટા ન ગૂંથ્યાં હોય! એ વૃક્ષઘટાઓમાં કદીક કદીક કોયલ આવીને પોતાની મસ્ત રાગિણી સુણાવી જતી હતી. એક તરફ એક ઝરણું ગુંજન કરતું વહ્યું જતું હતું-વણ થંભ્યે-વિના વિશ્રામે. કદીક વાયુ વાતાં તેનો નાદ અને ઝરણાનો શબ્દ-એ બંનેના સમ્મિશ્રણથી, જાણે પ્રકૃતિ સંગીત સંભળાવી રહી હોય એવી ભાવના હૃદયમાં થતી. એ સંગીતમાં તાલસૂર નહોતાં કે નહોતું એમાં સમયનું વર્ગીકરણ: પરન્તુ જ્યારે તે એ શબ્દો, એ સંગીત સાંભળતી ત્યારે તે પોતાનાં પૂર્વપરિચિત હોય તેવું અનુભવતી. સંધ્યા ઊતરતી અને ભગવાન ભાસ્કર ચન્દ્રને સારુ પોતાનું દફતર મૂકીને જવા માંડતા ત્યારનું દૃશ્ય કાંઈક ઓર જ રૂપ ધારણ કરતું. પર્વતના શિખર ઉપર સંધ્યાની લાલ લાલ વાદળીઓ, આકાશમાં લાલ ચાદર બિછાવી રહી હોય એવી જણાતી. એ લાલ વાદળીઓની પ્રતિચ્છાયા એ નાનકડા ઝરણામાં પડતાં અનુપમ દૃશ્ય બનતું. તે પર્વત અને ઝરણાની આ હરીફાઈ નિહાળતી અને તેનું હૃદય નાચી ઊઠતું. તે અત્યંત ભાવનાશીલ હતી.

[૨]

સંધ્યાનો એક એવો જ મનોહર સમય હતો. તે બારીમાંથી સંધ્યાના અસ્ત થતા સૂર્યને જોઈ રહી હતી.

"કલ્યાણી!" નીચેથી કોઈએ તેને બૂમ પાડી.

"કોણ છે?" તેણે પૂછ્યું.

"મા."

"કેમ, મા! શું છે?"

"ગાય હજી ઘેર નથી આવી, બેટા! જા, જોઈ આવ તો?"

"હમણાં જાઉં છું, મા!"

તે નીચે ઊતરી અને ધીરે ધીરે વહેતા ઝરણા તરફ તે ચાલી. થોડી ઘડી તે એ દૃશ્યને જોઈ રહી, પછી તેને ગાયનું સ્મરણ થયું. ત્યાંથી તે વૃક્ષોની નાની નાની ઘટાઓ હતી તે તરફ આગળ વધી.

"વસન્તી, વસન્તી!" કહીને તે બૂમો પાડવા લાગી. વસન્તી ગાયનું નામ હતું, તે બૂમો પાડતી હતી એવામાં પાછળથી કોઈએ કહ્યું: "હું હાજર છું." તે ચમકી. ત્યાં અન્ય કોઈ હોવાની આશા નહોતી. ત્વરાથી તેણે પાછળ ફરીને જોયુ તો એક નવયુવક ત્યાં ઊભો હતો.

"હું હાજર છું." નવયુવકે ફરીથી કહ્યું.

"એટલે, તમે શું કહેવા માગો છો!" કલ્યાણીએ પૂછ્યું.

"તમે મને બોલાવ્યો હતો."

"તમને?"

"હા."

"અને મેં બોલાવ્યા હતા?"

"હા."

કલ્યાણી હસવા લાગી.

"તમે હસો છો?"

"હા."

"શા માટે?"

"તમારા બોલવા પર."

"હું શું બોલ્યો?"

"કે મેં તમને બોલાવ્યા હતા."

"એ સાચી વાત છે."

"સાચી વાત છે?"

"હા. તમે "વસન્તી" કહીને બૂમો પાડી રહ્યાં હતાં."

"શું વસન્તી તમારું નામ છે?"

"હા."

"અને વસન્તી મારી ગાયનું પણ નામ છે. હું તેને બોલાવી રહી હતી."

આ ભૂલ માટે બન્ને હસી પડ્યાં.

"માફ કરજો, મેં તમને વ્યર્થ કષ્ટ આપ્યું."

"ક્ષમા તો મારે માગવી જોઈએ. મારું નામ વસન્તી ન હોત તો આવી ભૂલ ન થાત. ખેર, તમારાં દર્શન થયાં એથી મને ખૂબ આનંદ થયો."

"હવે હું જાઉં, ગાયને શોધવી છે."

"હું મદદ કરું?"

"ના, તમારે કષ્ટ ઉઠાવવાની જરૂર નથી, તે ક્યાંથી મળશે એ હું જાણું છું."

થોડી ક્ષણમાં જ કલ્યાણીએ ગાયને વૃક્ષની ઘટાઓમાંથી શોધી કાઢી, અને તેને હાંકીને બહાર કાઢી લાવી. ત્યાં આવતાંજ તેણે સંગીતનો ધ્વનિ સાંભળ્યો. ક્યાંકથી બેલા પર ગવાતા રાગનો સૂર આવી રહ્યો હતો. કલ્યાણીને સંગીત બહુ જ પ્રિય હતું. સંગીતના સૂર સાંભળાતાંજ તે તે તરફ આકર્ષાતી. સંગીત અને તેના હૃદય વચ્ચે ચુંબક અને સોયના જેવો સંબંધ હતો. તેણે ગાયને પોતાના ઘરના રસ્તે છોડી અને પોતે જે દિશામાંથી સંગીત આવતું હતું તે દિશા તરફ ચાલી. એક વૃક્ષની આડમાંથી છુપાઈને તેણે જોયું તો વસન્તી એક બાજુએ બેસીને બેલા બજાવતો ગીત ગાતો હતો. તે ગીતનું પ્રથમ ચરણ આ હતું—"આવો, આવો, હે કલ્યાણી!"

આ ચરણને વસન્તી વારે વારે ગાઈને સૂરના પલટા લેતો હતો. તેનો સ્વર અત્યંત મધુર હતો અને ગાવાની ઢબ બહુ જ હૃદયગ્રાહી હતી. ગીતના મધુર સ્વરમાં તલ્લીન થતી તે વસન્તીની પાછળ આવીને ઊભી રહી. થોડીવારે ગીત સમાપ્ત થયું. વસન્તીએ વાદ્યને નીચે મૂક્યું.

"હું હાજર છું!" કલ્યાણીએ ધીરેથી કહ્યું. વસન્તીએ ચમકીને પાછળ જોયું.

"એટલે, તમે શું કહેવા માગો છો!" તેણે પૂછ્યું.

"તમે મને બોલાવી હતી!"

"તમને?"

"હા."

"મેં બોલાવી હતી ?"

"હા."

વસન્તી હસવા લાગ્યો.

"તમે હસો છો ?"–કલ્યાણી બોલી.

"હા."

"શા માટે ?"

"તમારા બોલવા પર."

"હું શું બોલી ?"

"એ જ કે મેં તને બોલાવી હતી."

"સાચું છે."

"શું સાચું છે ?"

"હા. તમે કહેતા હતા કે 'આવો, આવો, હે કલ્યાણી !"

"કલ્યાણી તમારું નામ છે ?"

"હા."

પણ હું તો ગીત ગાઇ રહ્યો હતો.

"ગીત ?"

"હા."

"ત્યારે તો મારી ભૂલ થઈ."

"આ ભૂલ પણ તમે ભૂલમાં જ કરી. જાણી-બૂજીને આવી ભૂલ કરવી એ તો કદાચ તમારે માટે મુશ્કેલ હશે."

"કષ્ટને માટે ક્ષમા કરજો."

"કષ્ટ તો મેં તમને આપ્યું."

બંને ચૂપ થયાં. કલ્યાણી ઊભી રહી, વસન્તી પણ ઊભો થઇ ગયો. કદીક વસન્તી કલ્યાણી તરફ તો કદીક કલ્યાણી વસન્તી તરફ જોતી, તો કદીક બંને એકબીજાં પ્રત્યે, સાથે સાથે જ મીટ માંડતાં–એક ક્ષણને માટે, અને પછી તુરત જ તેમની દૃષ્ટિ પૃથ્વી તરફ ઢળતી. તેમના હાથપગના નખ પણ બેકાર નહોતા. પગના નખ પૃથ્વી પર પડેલી કાંકરીઓ સાથે રમી રહ્યા હતા અને હાથના નખ પણ પરસ્પર ખેલી રહ્યા હતા.

"બેસીશું ને ?" વસન્તીએ કહ્યું. અને એ જ વાત બરાબર એ જ ઘડીએ કલ્યાણીના મુખમાંથી પણ નીકળી. બંને હસવા લાગ્યાં અને હસતાં હસતાં એક બાજુએ ઘાસ પર બેઠાં.

[ ૩ ]

"કલ્યાણી !"

"વસન્તી !"

પંદર મિનિટ સુધીના વાર્તાલાપ પછી જ બંને એકબીજાનું નામ લઈને સંબોધવા લાગ્યાં હતાં. બંનેમાં એટલી આત્મીયતા ઉત્પન્ન થઈ હતી.

"આજનો દિવસ મારે માટે કેટલો સુખપ્રદ છે !"–વસન્તી બોલ્યો.

"અને મારે માટે ?"

"હું ઉત્તર આપું ?"

"શા માટે નહિ ?"

"તે પણ બહુ જ જલ્દીથી બનશે."

"શું હૃદયને ઉકેલવા માટે ઝાઝો વખત જોઈએ છે ?"

"હા."

"તો કદાચિત તમારા હૃદયને હું બરાબર ઉકેલી શકી નહિ હોઉં."

"મારા હૃદયની વાત જુદી છે."

"સાદો હિસાબ છે ?"

"તદ્દન."

"તો અહીં પણ છે." કલ્યાણી બોલી.

"કેટલું વિસ્મયજનક !"

"શું ?"

"એ જ કે આપણે આજે જ મળ્યાં છીએ અને આપણામાં આટલી બધી સમાનતા છે."

કલ્યાણી કાંઇ ન બોલી.

વસન્તી પણ મૌન રહ્યો. તેણે ત્યાં સમીપમાં જ ઊગેલા ઘાસનું તણખલું તોડ્યું અને તે કલ્યાણીના કાનમાં ધીરે રહીને ફેરવવા માંડયું. સળવળાટ થવાથી કલ્યાણી ચમકી. વસન્તી હસવા લાગ્યો. કલ્યાણી ઊઠીને ઊભી થઈ.

"ક્યાં જાય છે ?" વસન્તીએ પૂછ્યું.

"ઘેર."

"આટલી ઉતાવળ ?"

"મા વાટ જોઈ રહી હશે."

"થોડીવાર બેસ "

"બેસીને આપણે શું કરીશું ?"

"વાતો."

"આટલી બધી વાતો તો કરી !"

"વાત વસ્તુ જ એવી છે કે જેટલી વધારે કરો તેટલી વધારે ને વધારે કરવાની ઇચ્છા જાગ્રત થાય છે. વાતોનો ભંડાર અનંત અને અક્ષય હોય છે."

"શી વાત કરીશું ?"

"કાંઈક તારા વિષે અને કાંઈક મારા પોતાના સંબંધમાં."

"પહેલાં તમારા વિષે કરો."

"નહિ, તારા વિષે "

"નહિ, તમારા વિષે "

"તારા."

"તમારા."

"વારુ, કાંઈક તારા વિષયમાં, અને કાંઈક મારા."

"ત્યારે તમારા વિષે કાંઈક કહો."

"મારું નામ તો તું જાણે છે."

"તે હું નહિ ભૂલી શકું."

"મને સંગીત બહુ ગમે છે "

"તે પણ હું નહિ ભૂલી શકું."

"હું અભિનેતા છું."

"અભિનેતા – ઍક્ટર ?"

"હા. મેં અત્યાર સુધી અનેક નાટકોમાં અભિનય કર્યો છે."

"સંગીત અને અભિનય ! કલાનું કેટલું સુંદર સંમિશ્રણ !"

"તને એ ગમે છે ?"

"ગમે તેથી શું થાય ?" કલ્યાણીએ દીર્ઘ નિશ્વાસ નાખીને કહ્યું.

"સંગીત તને પણ ગમે છે ?"

"બહુ જ."

"કોઈ વાર અભ્યાસ કર્યો છે ?"

"ઝાઝો નહિ "

"અભિનયનો પણ શોખ છે કે ?"

"છે, પરંતુ અવસર ક્યાં મળે છે ?"

"જો ઇચ્છા હોય છે તો સાધન મળી જાય છે." તે વિચારવા લાગી. તેને ઇચ્છા હતી. સાધન મળી શકશે મને ? તે આ બાબત પર વિચાર કરી રહી હતી અને વસન્તી તેના તરફ નિહાળી રહ્યો હતો. એટલામાં દૂરથી અવાજ આવ્યોઃ "કલ્યાણી !"

"મા બોલાવી રહી છે !" કલ્યાણીએ વસન્તી તરફ જોઈને કહ્યું.

વસન્તી ઉદાસ બન્યો, કાંઈ બોલ્યો નહિ.

"મા બોલાવી રહી છે !" કલ્યાણીએ ફરીથી કહ્યું.

"કાન એ વાત સાંભળવા નથી માગતા– કલ્યાણી !"

"આટલા બધા ઉદાસ શા માટે થાઓ છો !"

"તું ચાલી જઈશ માટે."

"પણ તે તો કેવળ રાત્રિભર માટે જ."

"કાલે ફરીથી મળીશ ?"

"હા."

"ચાલ. તને ઘર સુધી પહોંચાડી જાઉં."

"ઘર સુધી શું પહોંચાડવાના હતા, આ સામે તો ઘર છે !"

"તેથી શું ? બે ચાર મિનિટ તારો સહવાસ વધારે મળશે."

"નહિ, મા તમને મારી સાથે જોઈને નારાજ થશે."

"શા માટે ?"

"તેની ઇચ્છા. તે જાણવાની કાંઈ જરૂર નથી."

"ઠીક, ત્યારે હું અહીં થોડીવાર બેસીશ."

"શું કરશો ?"

"ગાઈશ."

"શું ગાશો ?"

"આવો, આવો, હે કલ્યાણી !"

"ના, એમ ન કરશો ?"

"શા માટે ?"

"કદાચ એમ ન બને કે હું ઘરમાંથી નીકળીને અહીં દોડી ન આવું."

"એમ બનશે ?"

"હા."

"તો હું ગાઈશ."

"ના, ના. એવું ન કરશો."

"વારુ, જ્યાં સુધી તું મારી આંખોથી દૂર ન થાય ત્યાં સુધી હું રૂમાલ હલાવતો રહીશ–તને ન્યાળતો રહીશ."

કલ્યાણી ચાલી ગઈ. વસન્તીએ રૂમાલ કાઢીને હલાવવા માંડ્યો. કલ્યાણીએ કેટલેક દૂર જઈને પાછા વળી જોયું, વસન્તીએ પણ તેને જોઈ.

"કલ્યાણી!" તેણે બૂમ પાડી.

"હા!" કલ્યાણીએ ઊભાં રહી જવાબ આપ્યો.

"થોડીવાર ઊભી રહે." કહીને વસન્તી તેના તરફ ચાલ્યો. કલ્યાણી પણ ઊભી રહી. તેની પાસે જઈને વસન્તીએ પૂછ્યું: "મારા એક પ્રશ્નનો ઉત્તર આપીશ ?"

"પૂછો."

"આજની બધી વાતો તને યાદ છે ?"

"હા."

"એમાં રાત્રિ કાંઈ અંતર તો ઊભું નહિ કરે ?"

"ના, વસન્તી!"

"યાદ રાખજે!"

"જરૂર."

કલ્યાણી ઘરમાં ચાલી ગઈ ત્યારે વસન્તી પોતાના સ્થાને જવા નીકળ્યો. "આવો, આવો, હે કલ્યાણી!" બહુ મોટેથી ગાવાની તેને ઈચ્છા થતી હતી પરંતુ કલ્યાણીની વાતનું તેને સ્મરણ થયું. તે ધીરે ધીરે ગીતની પંક્તિને ગણગણતો ચાલ્યો ગયો.

[ ૪ ]

કલ્યાણી અને વસન્તીનો અધિકાંશ સમય સાથે સાથે વીતવા લાગ્યો. બંને એકબીજાંનો સહવાસ પસંદ કરતાં હતાં. બંનેની પ્રકૃતિ સમાન હતી. કલ્યાણી ભાવનાશીલ હતી : વસન્તી પણ ભાવનાશીલ હતો. કલ્યાણીને સંગીત ગમતું હતું: વસન્તી સંગીતનો પૂજારી હતો. બંનેમાં બહારથી તેમ જ અંદરથી એટલી સમાનતા હતી કે તે સમાનતા એકતાનું રૂપ ધારણ કરતી જતી હતી. બંને હૃદય દિનપ્રતિદિન પરસ્પર આકર્ષાતાં જતાં હતાં. બંનેમાં હવે બહુ જ થોડું અંતર હતું.

આ તરફ કોઈ એવો ઘાટ, કોઈ એવી કુંજ, કોઈ શૈલ-શિખર, કોઈ એવો ઝરણાનો કાંઠો નહોતો કે જ્યાં તેમણે બંનેએ થોડોઘણો વખતઃ સાથે વિતાવ્યો ન હોય. ક્યાંક તેઓ એકબીજાંની વાતો સાંભળતાં, ક્યાંક તેઓ ગાતાં, વાદ્ય વગાડતાં, આંખમિચામણી રમતાં, તો કોઈવાર એકબીજાંની પાછળ દોડતાં. ક્યાંક કલ્યાણી નીરવ નિશ્ચલ બની બેસી જતી અને વસન્તી તેનું ચિત્ર આલેખતો. જ્યારે કોઈને કાંઈ કરવાનું ન રહેતું ત્યારે તેઓ બંને શાંત બની પ્રકૃતિનું સૌંદર્ય નિહાળતાં. સૌથી વધારે વખત કલ્યાણીએ અભિનય શીખવામાં ગાળ્યો હતો. કોઈક વાર તે રાણીનો પાર્ટ કરતી, કોઈક વાર ભિખારણનો : કદીક વૃદ્ધાનો તો કદીક યુવતીનો. વસન્તી અભિનય માટે તેનો શિક્ષક હતો, તેનો શ્રોતા હતો, તેનો ઉપાસક હતો–અને સાથે સાથે સમાલોચક પણ.

સાંજનો સમય હતો. વાદ્ય પર વસન્તી ગાઈ રહ્યો હતો :

આવો, આવો, હે કલ્યાણી!<br>
"દેવી, તમારાં દિવ્ય દર્શન કાજે તલસે સૌ પ્રાણી!<br>
આવો, આવો, હે કલ્યાણી!

એટલામાં તેના કાને સંગીતના સૂર સંભળાયા. તેણે પોતાનું ગીત બંધ કર્યું અને ધ્યાનપૂર્વક સાંભળવા માંડ્યું. એ સંગીત કલ્યાણીનું હતું. કોઈ પણ જાતના વાદ્ય વિના તે ગાઈ રહી હતી–

જુઓ, હાજર છે કલ્યાણી.<br>
ભક્તિ, પ્રેમ, શ્રદ્ધા જે હૃદયોમાં હું ભાળું,<br>
એ ભક્તોને, થઈ પ્રસન્ન, દર્શન હું આપું.<br>
મને પામી શકે ના સૌ પ્રાણી.

કલ્યાણી એકાગ્ર ભાવે ગીત ગાઈ રહી હતી, પરંતુ તેને ખાતરી હતી કે વસન્તી તેનું ગીત સાંભ-

ળીને ત્યાં આવશે તેની એ ધારણા સાચી પડી. વસન્તી ધીરે ધીરે ત્યાં આવીને તેની પાછળ ઊભો રહ્યો. કલ્યાણીથી એ છૂપું નહોતું, તેના આગમનની એને ખબર હતી, પરંતુ તેણે ગાવાનું બંધ ન કર્યું ગીત પૂરું થતાં તે બેઠી હતી તે જ સ્થિતિમાં ઘાસ પર આડી પડી.

"દેવી !" વસન્તીએ બૂમ પાડી.

"કોણ છે ?" કલ્યાણીએ પૂછ્યું—વિના પાછળ જોયે, જાણે તેને વસન્તીની લેશ પણ ચિંતા ન હોય તેમ.

"ભક્ત."

"શી ઇચ્છા છે ?"

"દર્શનની."

"હૃદયમાં ભક્તિ છે ?"

"હા."

"શ્રદ્ધા છે ?"

"હા."

"તો સામે આવો, દેવી દર્શન આપશે."

"દેવી પ્રસન્ન છે !"

"તમારી ભક્તિથી દેવી પ્રસન્ન છે."

વસન્તીએ સામે આવીને કલ્યાણીનો હાથ પકડી લીધો—અને બંને હસી પડ્યાં.

"તું આટલી બધી મશ્કરીખોર છે કલ્યાણી, પરંતુ તું દુઃખાંત નાટકોમાં સુંદર ઍક્ટીંગ કેવી રીતે કરી શકે એ આશ્ચર્યની વસ્તુ છે. તારા અભિનયમાં તું એ કરુણરસ ક્યાંથી લાવે છે !"

"ખબર નથી કે શા માટે મારા મુખ પર આટલું હાસ્ય અને આટલો ઉલ્લાસ રહેવા છતાં યે મારું હૃદય કોઈ અદૃષ્ટ દારુણ વ્યથાથી રડ્યાં કરે છે. મારા જીવનમાં કોઈ મહાન દુઃખદ ઘટના બનવાની છે એવું મને લાગ્યાં કરે છે. રહી રહીને મારા મનમાં એક જ વિચાર જાગે છે કે મારું જીવન કોઈ દુખાન્ત નાટક બનવાની તૈયારીમાં છે. કોઈ કોઈવાર હું મારી છત પર પડી આકાશ તરફ જોઈ રહું છું, અને મારા વિચાર ચન્દ્રમા પ્રત્યે કેન્દ્રિત બને છે. જેમ જેમ ચન્દ્ર ઘટતો જાય છે તેમ તેમ મારું હૈયું બેસતું જાય છે. અમાવાસ્યા આવે છે ત્યારે મારા હૃદયને સખ્ત આઘાત લાગે છે. મારા હૃદયમાં વ્યાકુળતામિશ્રિત પીડા જાગે છે. પછી બીજનો ચન્દ્ર ઊગે છે અને જેમ જેમ તે વૃદ્ધિ પામતો જાય છે તેમ તેમ મારું દર્દ ઓછું થતું જાય છે અને મારી આશા બળવતર બને છે. પરંતુ મને ભય રહે છે કે કદાચિત અમાવાસ્યાના દિવસે જ જીવનનો પણ અન્ત ન આવી જાય."

તે ચૂપ બની. તેનું મુખ પણ કરમાઈ ગયું—જાણે તેના હૃદયમાં જાગેલી પીડાનું પ્રતિબિંબ તેના મુખ પર પડતું હોય તેમ.

"કલ્યાણી ! આટલી બધી ચિંતા ન કર. એ બધી તારી ભ્રમણા છે." વસન્તી બોલ્યો.

"નહિ, વસન્તી ! નહિ. એ ભ્રમણા નથી. મને ખાતરી છે કે એ ભ્રમ નથી. એ શું છે તે હું કહી શકતી નથી, પરંતુ એ ભ્રમ તો નથી જ."

"ગમે તે હોય, તારે એ વિશ્વાસના મૂળ પર કાપ મૂકવો જ પડશે. તું ચન્દ્રને જ તારા વિચારોનું કેન્દ્ર બનાવે છે. રાત્રિએ જ તું આકાશનું નિરીક્ષણ શા માટે કર્યા કરે છે ? પ્રાતઃકાળના સૂર્યને જો, કદાચિત તારા જીવનમાં પણ કોઈ પ્રાતઃકાળના સૂર્યનો ઉદય થાય."

"શી ખબર કે તેના પર પણ વાદળનો પડદો નહિ આવી પડે !"

"ઓહ ! કેવા વિચારો તું કરે છે, કલ્યાણી !" કહીને વસન્તીએ દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

"તમે શા માટે ચિંતાતુર બનો છો, વસન્તી !"

"તું નથી જાણતી કલ્યાણી ? હજી સુધી પણ સમજી શકી નથી ?"

કલ્યાણી વાર્તાલાપનો વિષય બદલી બોલીઃ "વારુ, હવે એ દુઃખદાયી વાતોને પડતી મૂકો, વસન્તી, વાદ્ય પર કોઈ સુંદર ટ્યૂન વગાડો."

વસન્તીએ કલ્યાણીની આજ્ઞા ઉઠાવી. કલ્યાણી અત્યંત ધ્યાનપૂર્વક મસ્ત બનીને એ સાંભળી રહી. વાજું બંધ પડ્યું, અને કલ્યાણી ઊઠીને ઊભી થઈ.

"કેમ, ન ગમ્યું ?"

"ખૂબ ગમ્યું."

"તો પછી ?"

"જાઉં છું."

"શા માટે ?"

"એટલા માટે કે સૂર ખૂબ જ ગમ્યો છે." કલ્યાણીએ હસીને કહ્યું.

"દયા કર, કલ્યાણી ! સમસ્યા ન મૂક."

"ઠીક છે. તમારા જેવા ગવૈયા જાદુગર હોય છે, અને જાદુગરોથી બચતાં રહેવું જોઈએ."

"પણ તારા જાદુ આગળ અન્ય કોઈનું જાદુ ચાલી શકે તેવું નથી."

"આજે ઘેર કામ છે માટે જલદી જવું પડશે."

"એવું શું ભારે કામ છે ?"

"કેટલાક મહેમાન આવવાના છે."

"એમાં તારે શું ? મા સંભાળી લેશે."

"એમ તો નથી, ત્યારે જ તો. તેઓ મારે માટે આવે છે."

"તારે માટે ?"

"હા. મારે માટે, મને જોવાને માટે."

"તને જોવાને માટે ?"

"હા."

"હું કાંઈ સમજ્યો નહિ. તારામાં શું જોવાનું છે ?"

"છોકરીઓને જોવા માટે લોકો શા માટે આવે છે ?"

"લગ્નને માટે."

"બસ ત્યારે."

"શું...તારાં લગ્ન માટે ?"

"હા."

"અને તું એવી રીતે લગ્ન કરવા માટે તારી સંમતિ આપી દઈશ ?"

"શા માટે નહિ ?" કલ્યાણીએ હસીને કહ્યું.

"તું મજાક કરે છે."

"મજાક નથી. માની એવી ઈચ્છા છે અને હું તેની ઈચ્છાને આધીન છું."

"તું એવું નહિ કરી શકે, કલ્યાણી."

"શા માટે નહિ ? સૌ હિંદુ છોકરીઓ એમ જ કરે છે."

"પરંતુ તું નહિ. તું શિક્ષિત છે, સમજુ છે, તારા ભાગ્યનો તું પોતે નિર્ણય કરી શકે તેમ છે."

"એથી શું થાય વસન્તી ! હું જાણું છું કે હું એ વાતથી દૂર નાસવા માગું છું. હું જાણું છું કે એક અણજાણ વ્યક્તિ સાથે બંધાઈ જવાનું હું સહન કરી લઉં નહિ, છતાં યે મારે તેમ કરવું પડશે. મા મને ખૂબ ચાહે છે અને હું તેને અત્યંત આદર અને શ્રદ્ધાભર્યા ભાવે નિહાળું છું. તે જે કહે તેનો હું વિરોધ કેમ કરી શકું ? તેની આજ્ઞાનું ઉલ્લંઘન હજુ સુધી મેં કર્યું નથી તો હવે પછી કેમ કરી શકું ? હવે નહિ કરી શકું. તેનામાં કોઈ એવી શક્તિ છુપાયેલી છે કે જ્યારે તે કોઈ આજ્ઞા કરે છે ત્યારે, ઈચ્છા ન હોવા છતાં યે, તે માનવી પડે છે."

"બીજી બધી આજ્ઞાઓ માનજે, કલ્યાણી, પણ આ આજ્ઞા; ઓહ ! ઈશ્વરને ખાતર તારું ભવિષ્ય ન બગાડ. માની લે કે જેની સાથે તારું લગ્ન થશે તે તને ન ચાહી શકે, તેની ભાવનાઓ તારી ભાવના સાથે ન મળી, તે તારું હૃદય ન સમજી શકે તો પછી તું શું કરીશ ? શું સમસ્ત જીવન રુદન કરતાં, કલ્પાંત કરતાં, વિતાવીશ ? શું તારી ભાવનાશીલતાને, તારી ભાવનાઓને, તારા હૃદયના આંતરિક પુકારને દબાવી દઈશ જેથી તે પુરુષની, તેનાં ઘરવાળાંઓની અને તેના અપાવન વિચારોની દાસી બની તે કાળ વિતાવીશ ? વિચાર કર, કલ્યાણી ! વિચાર કર. હજુ કાંઈ બગડ્યું નથી. તારી માતા આગળ તું તારા વિચારો જણાવી દે. તેને કહી દે કે તું પ્રેમવિહોણાં લગ્નને માટે તારી સંમતિ કદાપી નહિ આપી શકે. એકવાર તું કહી જો. મા તારી ભાવના સમજવાનો યત્ન જરૂર કરશે."

"નહિ વસન્તી ! હું એટલી ભાગ્યશાળી નથી.

મારી માતા પ્રાચીન વિચારની છે. કટ્ટર સનાતની હિંદુ છે. તેનો પાકો અભિપ્રાય છે કે છોકરા-છોકરીઓનાં લગ્ન એ માતાપિતાનું કાર્ય છે અને તેમાં છોકરાંઓને હસ્તક્ષેપ કરવાનો કોઈ અધિકાર નથી. પિતાજી જીવતા હોત તો જુદી વાત હતી. એમણે મને ભણાવીગણાવી છે અને મારામાં જે કોઈ ભાવનાઓનો અંશ અને પ્રાકૃતિક સૌંદર્યનો પ્રેમ છે તેને માટેનો યશ તેમને ઘટે છે. આ પરિસ્થિતિમાં તમે જે કાંઈ કહો છો તે કરવા માટે અત્યંત સાહસની આવશ્યકતા છે–મહાન આત્મબળની જરૂર છે. મેં મારી જાતને તાવી જોઈ છે, મારામાં નથી તે સાહસ કે નથી તે આત્મબળ."

આટલું બોલી તે ચૂપ થઈ ગઈ. તેનાથી આગળ કશું બોલાયું નહિ–જાણે કોઈએ તેનું ગળું બંધ કરી દીધું ન હોય તેમ. તેના મુખ પરની રેખાઓ પરથી સ્પષ્ટ જણાતું હતું કે તેણે જે કાંઈ કહ્યું હતું તેના વિચારે તેને અત્યંત માનસિક વેદના થતી હતી. વસન્તી ક્ષણભર તેના મુખ તરફ જોઈ રહ્યો–કાંઈક વેદનાથી, કાંઈક સહાનુભૂતિથી, કાંઈક આશ્ચર્યથી, કાંઈક શ્લાઘાથી. તે બોલ્યો: "કલ્યાણી!"

"હં."

"તું ચૂપ કેમ થઈ ગઈ?"

"જે કહેવાનું હતું તે મેં કહી દીધું. વધારે કહેવાથી તમને દુઃખ થશે."

"કાંઈ બીજું કહેવાનું હતું ખરું?"

"ઘણું યે, પણ તેથી શો લાભ?"

"શા માટે નહિ, કલ્યાણી! થોડો ઘણો લાભ પણ થઈ શકે, જો તું ઇચ્છે તો. પરંતુ મનની વાત મનમાં રાખવાથી તો કામ નહિ સરે."

"મારાથી નહિ કહી શકાય, વસન્તી!"

"હું કલ્પના કરું?"

"સમજી શક્યા છો?"

"થોડું ઘણું."

"કરો અનુમાન!"

"આજના દિવસોની સ્મૃતિઓનો તું વિચાર કરી રહી છે!"

"મને જવા દો, વસન્તી! હું વધારે કાંઈ નહિ સાંભળી શકું. દિલમાં દર્દ થાય છે. એને વધારે ન સ્પર્શો–હું રોઈ પડીશ."

"તારે જવું હોય તો જજે, પણ એક વાતનો ઉત્તર આપતી જા."

"અત્યારે તમે મને કાંઈ જ ન પૂછશો."

"આજ દિન સુધી મેં તને કાંઈ નથી પૂછ્યું, હવે પૂછ્યા વિના ચાલે એમ નથી. મારો ફક્ત એક જ સવાલ છે, ઉત્તર આપીશ?"

"પૂછો."

"શું તું તારી આકાંક્ષાને ભૂલી ગઈ?"

"એક્ટ્રેસ થવાની?"

"હા."

"તે હું ભૂલી નથી."

"પરંતુ માતાની આજ્ઞાનું પાલન કર્યા બાદ તો તારે એ ભૂલવી પડશે."

"ભૂલવાનો પ્રયત્ન કરીશ."

"અને જો તું એ ન ભૂલી શકી તો! એ જીવનમાં જો કદાચિત એ ભાવનાએ જોર કર્યું, જો કદાચિત્ આજના દિવસોની સ્મૃતિ નજર સમક્ષ તરવરવા લાગી તો? જો કદાપિ ભાવનાની લહરીઓ જાગીને તારા હૃદયને સ્પર્શી ગઈ તો? કદાચિત સંગીતની, સૌંદર્યની, સુષમાની ઉપાસનાના ભાવ હૃદયમાં જાગ્રત થયા તો? ત્યારે તું શું કરીશ?"

"એનો ઉપાય શો વસન્તી?"

"તું ઉપાય પૂછે છે? જ્યાં ઇચ્છા છે ત્યાં સાધન છે, એ તને યાદ નથી? જો તું ઇચ્છે તો એ મૂંઝવણમાંથી તને બહાર કાઢનાર કોઈ મળી શકે."

"કોઈ?"

"હા, કોઈ."

"તમે?"

"સંભવ છે."

"કદાચ એમ બની શકે! મારી આકાંક્ષાઓને પૂર્ણ કરવા માટે હું તમારી સાથે કેવી રીતે ચાલી નીકળું?"

"તારી જ આકાંક્ષાઓ નહિ, મારી આકાંક્ષાઓ પૂર્ણ કરવા માટે!"

"તમારી આકાંક્ષાઓ?"

"હા, કલ્યાણી! જે દિવસે મેં તને જોઈ તે દિવસથી મારા હૃદયમાં પણ આકાંક્ષાઓ થિરક-થિરક નાચી રહી છે. હું ઇચ્છું છું કે તું મારી થા, પણ......"

તે કલ્યાણી તરફ જોઇ રહ્યો-કદાચ કાંઈક ઉત્તર મેળવવાની આશાથી; પરંતુ કલ્યાણી ચૂપ-મૌનભાવે બેસી રહી, નીચે દૃષ્ટિ ઢાળીને.

"તું જાણે છે કલ્યાણી, કે મારા હૃદયમાં તારે માટે કયું સ્થાન છે?" તે બોલ્યો.

"જાણું છું." કલ્યાણીએ પણ આ વખતે ઉત્તર આપ્યો.

"અને તારા હૃદયમાં પણ..."

"હા." કાંઈક સંકોચપૂર્વક તે બોલી.

વસન્તીની આકૃતિ ખીલી ઊઠી.

"તો પછી ચાલીશ તું મારી સાથે?"

"હા."

"આજ રાત્રિએ?"

"હા."

"તો અહીં આવજે : આપણે આ સ્થળને આખરી નમસ્કાર કરીશું."

"ભલે."

*

રાત્રિના અંધકારમાં ટોર્ચ હાથમાં લઈને વસન્તી ત્યાં આવ્યો, પણ કલ્યાણી ત્યાં નહોતી. તેની પ્રતીક્ષામાં તે થોડીવાર ત્યાં ટહેલી રહ્યો, પરંતુ કલ્યાણી નજરે ન પડી. શું તે નહિ આવે? પ્રતીક્ષા કરવાનું તેને માટે અસહ્ય બની ગયું. સાંજે જે સ્થળે બેસીને તેમણે વાર્તા-વિનોદ કર્યો હતો ત્યાં આવીને તે બેઠો પણ દિલ લાગ્યું નહિ. કલ્યાણીને શું થયું? તેણે પોતાનો નિશ્ચય ફેરવ્યો હશે? તો તેની માતાને બધી બિનાની જાણ થઇ ગઈ હશે? આ અને આવા બીજા પ્રશ્નો પર વિચાર કરતાં કરતાં તેને માથામાં દર્દ થવા લાગ્યું. તેનું પ્રિય વાદ્ય હાથમાં હતું. તે "આવો આવો હે કલ્યાણી!" નું ગીત બજાવવા લાગ્યો, પરંતુ કલ્યાણી ન આવી. નિરાશ બનીને તેણે પડતું મૂક્યું : એ મૂકવા જતાં જ તેની દૃષ્ટિ એક કવર પર પડી, તેના પર તેનું જ નામ હતું, હસ્તાક્ષર કલ્યાણીના હતા. કંપતા ધ્રૂજતા હાથે કવર ફાડીને તેણે પત્ર વાંચવા માંડ્યો.

**પ્રિય વસન્તી,**

આપણે બંનેએ જ્યાં બેસીને એક બનવાનો નિશ્ચય કર્યો હતો, કલાકો સુધી બેસીને આપણે જ્યાં સાથે હસતાં, રોતાં, રમતાં, ઝઘડતાં હતાં, જ્યાંની રજ મારે માટે-ભક્તને દેવતાની મૂર્તિ જેટલી પવિત્ર હોય તેટલી-પવિત્ર છે એ સ્થળે તમે આવશો ત્યારે મને નહિ પામો.

તમે મોટી મોટી આશાઓ બાંધીને આવશો. તમારા હૃદયમાં ઉમંગોની લહરીઓ જાગી રહી હશે. તમે માનતા હશો કે સંસારમાં સૌથી સુખી માનવી જો કોઈ હોય તો તે તમે જ. તમારા મુખ પર હાસ્યની રેખાઓ તરી રહી હશે. સ્વપ્નો નીરખી રહ્યા હશો-કદીક મારાં, કદીક તમારાં, કદીક આપણાં બંનેનાં. એ સ્વપ્નોમાં ઉલ્લાસની જ સૃષ્ટિ સમાયેલી હશે. સુખ અને સમૃદ્ધિ, સંપત્તિ અને સફળતા, સૌન્દર્ય અને સંગીત જ્યાં દાસદાસીનાં કામ કરી રહ્યાં હોય એવું કોઈ જાજ્વલ્યમાન જગત તમે ઝંખી રહ્યા હશો. એ વિલક્ષણ જગતમાં બે જ પ્રાણી વિચરી રહ્યાં હશે-તમે અને હું.

તમે આવી અનેક ભાવનાઓસર આવશો અને મને નહિ જુઓ એથી તમારા હૃદયને સખ્ત આઘાત લાગશે. કદાચ એથી તમારું હૃદય છિન્ન-વિચ્છિન્ન થઈ જશે. તમે આ પત્ર વાંચશો ત્યારે મારા પર ખિજાશો, ગુસ્સો કરશો, મને વિશ્વાસ ઘાતિની કહેશો. પરંતુ શું કરું? મારે વિવશ બનીને આ બધું કરવું પડ્યું છે.

માતાએ સંબંધ નક્કી કરી દીધો છે..આજે જે લોકો આવ્યા છે તે કામે ચાલ્યા જશે. માની સાથે મારે વાત થઈ હતી. કોણ જાણે ક્યાંથી એમને મારા મનોવિચારોની જાણ થઈ હતી. તેણે મને ખૂબ સમજાવી. એ સમજાવવામાં મારા ભવિષ્યનું, મારા સુખનું કશું સ્થાન ન હતું–એમાં વડીલોનું નાક, કુટુંબનું નામ, લોકલજ્જા, સમાજનો વિચાર, વચન આપીને તેનો ભંગ ન કરવો, કુમારી છોકરીઓનું કર્તવ્ય, માતાપિતાના અધિકાર વગેરે વાતોનો ઉલ્લેખ હતો. તેણે મારી આગળ સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે છોકરીઓનો જન્મ પોતાને માટે નહિ પણ અન્યને માટે થાય છે, આથી સદાને માટે તેણે પોતાનો વિચાર ન કરતાં બીજાઓનો વિચાર કરવો જોઈએ. બીજાને ખાતર પોતાનું જીવન બગડતું હોય તો કાંઈ નહિ. માતાપિતાનું નામ, પતિની ઇચ્છા વગેરેની આગળ તેનું પોતાનું સુખ કશી જ વિસાતમાં નથી.

તેણે સ્પષ્ટ રીતે તો નહિ પણ ગોળગોળ વાતમાં ઘરમાંથી નાસી જવાથી શી દશા થશે એ પણ સમજાવી દીધું. ઘરમાંથી નાસી જનાર માટે હારની જાહેર દુનિયામાં કશું સ્થાન નહિ રહે, કોઈને પોતાનું મુખ નહિ બતાવી શકે અને તેને માટે આત્મહત્યા સિવાય બીજો કોઈ ઉપાય નહિ રહે એમ મને ઠસાવી દીધું. તેણે મારું લાલનપાલન કર્યું છે, એટલે મારું કર્તવ્ય છે કે સમાજમાં તેનું અપમાન કદાપિ ન થવા દેવું. વળી તે અસવર્ણ લગ્નની પક્ષપાતી પણ નથી. તેણે તો પોતાની સમાન કક્ષાનું, કટ્ટર હિંદુનું, ઘર શોધ્યું છે.

એમાં મેં મારી સંમતિ આપી દીધી છે. કદાચ એ મારી કાયરતા ગણાશે, પરંતુ હું પ્રથમ જણાવી ચૂકી છું કે માતાની આજ્ઞાનું મારે પાલન કરવું જ પડે છે–જેમાં કુટુંબનું નામ રહે, સમાજમાં મા પોતાનો દરજ્જો જાળવી શકે. મેં મારું ભાવી ભાગ્યને ભરોસે છોડ્યું છે. જો આને સમસ્ત જીવનનું બલિદાન કહી શકાય તો તે હું જાણીજોઈને આપી રહી છું. સમાજના નિયમ એવા છે કે હું આ સિવાય કોઈ બીજો માર્ગ ગ્રહણ કરી શકું નહિ.

તમે એમ ન માનશો, વસન્તી, કે આ નિશ્ચય પર આવતાં મારા દિલને જરા યે દુઃખ નથી થયું હું મારું હૃદય ચીરીને તમને બતાવી શકતી હોત તો કેવું સારું થાત! હું તમને શું માનતી હતી એ તમે જાણો છો. હું તમારી સાથે રહીને કંઈ કંઈ આકાંક્ષાઓ પૂર્ણ કરવાનાં સ્વપ્ન ન્યાળી રહી હતી એ તમે જાણો છો. મને બીજાની સાથે તેની પત્ની બનીને રહેવામાં શી મુશ્કેલીઓ પડશે તે પણ તમે જાણો છો. હું તમને મારા હાથથી ગુમાવી રહી છું–મારા હાથે જ, જાણી જોઈને જ! આ કેટલી દર્દભરી વાત છે–એનું દુઃખ સદા યે મારા હૃદયમાં રહેશે. હું તમને મળત, પણ મારાથી એ સાહસ કરી શકાયું નહિ. હું તમને દુઃખી થતા જોઈ શકું તેમ નહોતી, તેમ જ હું તમારી આગળ આવીને મારા નિશ્ચય પર દૃઢ રહી શકત નહિ. ઓહ! માનવહૃદય કેટલું ક્ષુદ્ર છે: કેટલું શિથિલ છે!

તમે અહીંથી તુરત જ ચાલ્યા જાઓ, વસન્તી, અને મને ભૂલી જાઓ–સદાને માટે. આપણને જરા પણ શાંતિ આપી શકે તેવો આ એક જ ઉપાય છે. ભૂલવાનો પ્રયત્ન કરજો અને સ્મૃતિમાં તડપજો. તમે મને જીવનમાં ન મળ્યા હોત તો સારું થાત, હું બલિદાનની ઘડીએ આટલું બધું કષ્ટ ન પામત પરંતુ અત્યારે હવે એ વાતો વિચારે શું થાય! ભાગ્યમાં એવું જ લખ્યું હતું!

હવે હું વધારે લખી શકતી નથી. એ સ્મૃતિઓનો ઉપહાર–તમને મારો પ્રથમ વાર અને અંતિમ વારનો પ્યાર!

—અભાગિની કલ્યાણી

[૫]

કલ્યાણીનું લગ્ન થઈ ગયું. તેનું સાસરું સુરતમાં હતું. પતિ ભણેલો–ગણેલો હતો. બી.એ. પાસ કરીને તેણે અભ્યાસ મૂકી દીધો હતો, અને કાપડનો વેપાર કરતો હતો.

પ્રથમ રાત્રિ હતી. કલ્યાણી પોતાને પિયરથી હારમોનિયમ સાથે લેતી આવી હતી. તેને સંગીતનો શોખ તો હતો જ એટલે થોડો વખત મળતાં જ તે પોતાના ખંડમાં ગઈ. તેણે માન્યું હતું કે તેનો પતિ ચોરની માફક છુપાઈને આવશે, થોડી ઘડી તે ગીત સાંભળવામાં તલ્લીન થઈ જશે, પછી ધીરે ધીરે તે તેની ખુરશીની પાછળ આવીને તેની આંખો દબાવી દેશે. તે સમજી જશે, પણ કશું બોલશે નહિ. તે આશ્ચર્યચકિત થઈ બૂમ પાડશે–" કોણ છે ?" તેઓ કાંઈ ન બોલતાં તેની આંખો વધારે જોરથી દાબશે, ત્યારે તે કહેશે–"હું સમજી ગઈ–તમે છો," પછી તેઓ આંખ પરથી હાથ ઉઠાવી લેશે અને એકબીજાં સામું જોઈને બંને હસી પડશે, એવું એ તેમનું પ્રથમ મિલન–મધુર મિલન–હશે.

થોડી ઘડી કલ્યાણી આવી રીતે પોતાના ભાવનાશીલ હૃદયમાં ભાવનામય કલ્પનાઓનો સંચાર કરતી રહી. અને પછી તે એની કલ્પનિક નીંદરમાંથી જાગ્રત બની. હારમોનિયમ લઈને તે બજાવવા માંડ્યું. હજુ એની પૂરી શરૂઆત પણ નહોતી કરી ત્યાં તો બિહારીના, કલ્યાણીના પતિના મકાનની નીચે કલ્યાણીના ખંડની બારી પાસે જ કેટલાક છોકરાઓ એકઠા થઈ ગયા. કોઈ ચાળા પાડતું હતું, કોઈ હારમોનિયમની ધૂન સાથે સીટી બજાવતું હતું, તો કોઈ બિહારીનું નામ લઈ તેનો ઉપહાસ કરતું હતું. બિહારી દુકાનેથી આવતો હતો ત્યારે આ બધું જોયું. કલ્યાણી પોતે જ તેનો ઉપહાસ કરી રહી હોય એમ તેને લાગ્યું. તે આગળ વધ્યો અને બારણા પાસે આવતાં જ તેણે સાંભળ્યું–કલ્યાણી ગાઈ રહી હતી.

" શાને વાદળીઓ મુજને તરસાવો !
પિયુવિરહની જ્વાલ જલે છે
મિલન–નીર શીતળ વરસાવો !
શાને વાદળીઓ મુજને તરસાવો !"

દ્વાર પર ઊભો રહી બિહારી ગીત સાંભળવા લાગ્યો. એટલામાં જ તેણે સાંભળ્યું કે પડોશની કેટલીક આધેડ વ્યક્તિઓ બેઠી બેઠી તેની સ્ત્રીના સંબંધમાં વાતો કરી રહી હતી :

" પૂરેપૂરી મડમ છે !" એકે કહ્યું

" હજુ તો કાલ સવારે ચાલી આવે છે અને આજથી જ પોતાનાં બધાં કરતૂક બતાવવા શરૂ કર્યાં છે." બીજાએ કહ્યું.

" આજે આ વાત છે તો કાલે રસ્તા પર નાચશે પણ ખરી !" ત્રીજાએ ગંભીરતાપૂર્વક પોતાની સંમતિ આપી.

બિહારીનું મુખ લાલચોળ થઈ ગયું. તે સીધો ઉપર ચડ્યો અને કલ્યાણીના ખંડનું દ્વાર ઉઘાડી અંદર દાખલ થયો. કલ્યાણીએ બારણું ઊઘડવાનો અવાજ સાંભળ્યો. પતિનું આગમન થયું એ જાણીને તેને આનંદ થયો. તેણે ગાવાનું ચાલુ રાખ્યું હતું.

" મારી પીડ સમજી, નિરમોહી,
આંસુનાં બે બુંદ વહાવો !
શાને વાદળીઓ મુજને તરસાવો !"

તેણે ગાવાનું બંધ ન કર્યું–બિહારીના આગમનની પોતાને ખબર નથી એ બતાવવા માટે. પરંતુ બિહારી તેની પાસે પણ ન આવ્યો. બારણા આગળ ઊભાં ઊભાં જ તેણે મોટેથી બૂમ પાડી કહ્યું, "ગાવાનું બંધ કર."

કલ્યાણીના હોશ ઊડી ગયા. તેણે સ્વપ્ને પણ ધાર્યું નહોતું કે પોતાના પ્રથમ મિલનના અવસરે પતિનો આવો વ્યવહાર રહેશે. તેના કહેવાનો ઢંગ શિષ્ટ અને મધુર હોત તો કદાચ તેને ખોટું ન લાગત. સ્નેહપૂર્વક ઘોળેલું વિષ પણ લોકો પ્રસન્નતાથી પી જાય છે. બિહારીના વાક્યમાં આદેશ–ઉપેક્ષામય આદેશ, ગર્વ અને સ્વામિત્વભર્યો આદેશ–સમાયેલો હતો અને તે કલ્યાણીને માટે વિષથી યે વધારે દાહક હતો. તેના કોમળ હૃદયને આઘાત લાગ્યો. તેનો આત્મા ઘવાયો. ગીત બંધ કરી ઘડીભર તે પોતે લૂંટાઈ ગઈ હોય તેવી દૃષ્ટિએ બિહારી તરફ જોઈ રહી. તેની પાસે ફક્ત બે વસ્તુઓ હતી–કલ્પના અને ભાવના. અત્યારે એનાં કલ્પનાકુસુમો કચરાઈ ગયાં, એની ભાવનાઓની પ્યાલી છલકાઈ ગઈ–જાણે તે સંપતિવિહોણી બની ગઈ.

"આ ઘરમાં આવી રીતે ગાવા-બજાવવાનું નહિ બની શકે. આ ગૃહસ્થ માણસનું ઘર છે, વારવનિતાઓનો અડ્ડો નથી, સમજી !" કહીને બિહારી ત્યાંથી બહાર નીકળી ગયો. કલ્યાણી સાથે તેણે વાત સરખી યે ન કરી. કલ્યાણી ઘડીભર પૂતળાવત્ ઊભી રહી. હજુ તેને ખાતરી નહોતી થતી કે તેનો પતિ આવ્યો હતો અને ગુસ્સામાં કાંઈક કહી ગયો હતો. પછી તે પાસે પડેલા પલંગ પર બેઠી. અંતર્વેદનાની પ્રથમ શ્રેણી સમાપ્ત થઈ ચૂકી હતી. હવે બીજી ચાલુ થઈ. એની આંખમાંથી આંસુ સરવા લાગ્યાં. પહેલાં તે આંખના છેડેથી બહાર નીકળ્યાં અને પછી તેમણે ગાલ પર આક્રમણ કર્યું અને છેવટે એની હાર બંધાઈ ગઈ. આંસુની સાથે ડૂસકાં પણ શરૂ થયાં. તેણે તકિયામાં મુખ છુપાવી દીધું અને બાળકની માફક ઝાર-ઝાર રડવા લાગી. તકિયાને બદલે કોઈનું વક્ષસ્થળ હોય તો આંસુ તુરત જ બંધ થઈ જાય છે, પરંતુ તકિયા પાસેથી એટલી સહાનુભૂતિ, એટલી ધીરજ અને એટલો સંતોષ નથી મળતો.

જ્યારથી કલ્યાણી આ ઘરમાં આવી હતી ત્યારથી તેણે વસન્તીને ભૂલવાની ચેષ્ટા કરી હતી. તેણે એટલો પ્રયત્ન કર્યો હતો કે તે તેને લગભગ ભૂલી ગઈ હતી. જ્યારે તેનું સ્મરણ થતું ત્યારે તે પોતાના પતિનું ધ્યાન ધરતી. સ્ત્રીમાં એ મહા ભારે ગુણ છે કે તે પોતાના અન્તર્જગતની વેદનાને એવી રીતે દબાવી શકે છે કે તેનું અસ્તિત્વ તદ્દન નષ્ટ થયા જેવું પ્રતીત થાય છે. પરંતુ હા, તેના હૃદયમાં જે ભાવનાશીલતા હોય છે તેનું પોષણ થવું જોઈએ. જો તેનું પોષણ ન મળ્યું તો તેની અન્તર્વેદના જાગ્રત થાય છે અને તે પોતાના પ્રેમીને માટે તરફડિયાં મારે છે કલ્યાણીની એવી દશા થઈ. જ્યારે તેની ભાવનાશીલતાને બિહારી દ્વારા ઠોકરે મારવામાં આવી ત્યારે તેને વસન્તીનું સ્મરણ થયું. તેને માટે તે વ્યાકુળ બની. વારંવાર વસન્તી તેની સન્મુખ ઊભો રહી "આવો, આવો હે કલ્યાણી!" ગાઈ રહ્યો હોય તેમ તેને પ્રતીત થવા માંડ્યું.

"જુઓ, હાજર છે કલ્યાણી !" એમ તેને પણ ગાવાનું મન થઈ આવતું.

પરંતુ તેના મુખમાંથી શબ્દ સરખો યે બહાર ન નીકળતો, અને નીકળે પણ કેવી રીતે ? સંગીત હૃદયની વસ્તુ છે, નહિ કે હોઠની. જ્યારે હૃદય સ્મશાન બની જાય છે ત્યારે કોયલ પણ ત્યાંથી ઊડી જાય છે.

[ ૬ ]

ધીરે ધીરે કલ્યાણીએ પોતાની જાતને સંભાળી લીધી. તેણે પોતાનું લગ્ન ઇચ્છાનુસાર નહોતું કર્યું, માતાની ઇચ્છાથી કર્યું હતું. તો પછી પોતાની ઇચ્છાનુસાર તેને સુખ ન મળે તો તેણે કશી ફરિયાદ ન કરવી જોઈએ. ભાગ્યની પરીક્ષા કરવા માટે જ તેણે માતાની આજ્ઞા શિરોમાન્ય કરી હતી. હવે ભાગ્યની પરીક્ષા થઈ ચૂકી હતી તેનું જે પરિણામ આવ્યું તેનો તેણે સ્વીકાર કરવો જ રહ્યો, અને એ વિચારે તેણે પોતાનું ગૃહજીવન આરંભ્યું. તેણે પોતાના કાલ્પનિક જગતને નષ્ટ કરી દીધું. જે જીવનમાં તે હતી તેને અનુરૂપ બનવાનો તે પ્રયત્ન કરવા લાગી. તેણે સંગીત છોડી દીધું, હારમોનિયમને ફરીથી સ્પર્શ સરખો યે ન કર્યો. હવે તે પ્રથમની કલ્યાણી નહોતી રહી-તેની કાયાપલટ થઈ ગઈ હતી. કોઈ કોઈ વાર તેનો આત્મા આ નીરસ જીવનથી વિચલિત બની જતો હતો, છતાં યે તે એ જીવનથી સંતુષ્ટ હતી.

કલ્યાણી જેવી સ્ત્રીના હૃદયને વિજયી બનાવી લે અને તેને સંતુષ્ટ રાખે એવા ગુણો બિહારીમાં નહોતા, છતાં યે તે કલ્યાણીને ચાહતો હતો, તે પોતાની બુદ્ધિ અનુસાર તેને સુખી બનાવવાના પ્રયત્ન કરતો હતો; પરંતુ તે બુદ્ધિ કલ્યાણીનાં ભોજન-વસ્ત્ર સંબંધી સુખનો જ ખ્યાલ કરી શકતી હતી. કલ્યાણીના હૃદયમાં શી ઊથલપાથલ થઈ રહી હતી તે એ સમજી શકતો નહોતો જો કલ્યાણી પોતે જ પોતાની ભાવનાઓનું દમન ન કરતી હોત તો બિહારીનું પારિવારિક જીવન નરક સમાન બની જાત.

*

કલ્યાણીના આવા પ્રકારના જીવનનાં બે વર્ષ વીતી ગયાં. કામપ્રસંગે બિહારીને મુંબઈ જવાનું

હતું અને પંદરેક દિવસ ત્યાં રોકાવું પડે તેમ હતું. કલ્યાણીએ મુંબઈ જોયું નહોતું એટલે તે તેને પણ સાથે લેતો ગયો.

કલ્યાણી મુંબઈમાં પોતાના ખંડમાં બેઠી હતી એવામાં બિહારી અંદર આવ્યો.

"મારો બાલ્યકાળનો એક મિત્ર આજે સાંજના આપણે ત્યાં જમવા આવવાનો છે, કલ્યાણી!" તેણે કહ્યું.

"તો તમે કહો તે રસોઈ કરું."

"તે નાટકમાં કામ કરે છે, એટલે તો સારું સારું ખાતો હશે."

"તો સારું બનાવીશું." કલ્યાણીએ બહુ જ ધીરેથી કહ્યું–જાણે 'નાટક' શબ્દ સાંભળીને તેના મગજમાં ભૂતકાળની સુપ્ત ઘટનાઓ જાગ્રત થવાથી ખળભળાટ મચી ગયો હોય તેમ.

સાંજ પડી. કલ્યાણીએ ભોજનની સર્વ સામગ્રી સજ્જ કરી રાખી. બિહારી પોતાના મિત્રને લઈને આવ્યો હતો અને તેને બહારની બેઠકે બેસાડયો હતો.

"બધું તૈયાર છે, જોઈ લ્યો. પછી માગવું પડશે તો કષ્ટ લાગશે."

"એમાં કષ્ટ જેવું શું છે? તું પીરસી જજે."

"હું?" કલ્યાણીએ વિસ્મયથી પૂછયું.

"કેમ નહિ?"

"એક પરપુરુષની સામે હું નીકળું?"

"મુંબઈમાં બધી સ્ત્રીઓ નીકળે છે, જ્યારે ઘેર પહોંચીશું ત્યારે જોયું જશે; અને વળી એ તો મારો બાલસાથી છે, અમે બંનેએ વર્ષો સુધી સાથે ખાધું–પીધું છે, સાથે ભણ્યાગણ્યા છીએ, પછી તારે શરમાવું ન જોઈએ."

કલ્યાણીને બિહારીના વિચારોમાં આ પરિવર્તન થયું જોઈને આનંદ થયો, પરંતુ ક્ષણભર માટે જ. તેને રહી રહીને કોઈ અનિષ્ટ થવાની આશંકા થવા લાગી. તેના અંતરમાં કોઈ કહી રહ્યું હતું કે 'તું બહાર ન નીકળીશ.' પરંતુ તે બિહારીની અવગણના કરવા માગતી નહોતી, એટલે તેણે તેની વાત કબૂલ રાખી.

કલ્યાણી એક બાજુ ઊભી હતી. બિહારીએ તેને કહ્યું: "આ મારો મિત્ર વસન્તી!"

કલ્યાણી ચમકી ઊઠી. તેને પોતાની દૃષ્ટિ પર વિશ્વાસ ન પડયો. તે જે કાંઈ જોઈ રહી હતી તે શું સાચું હતું? તેની સામે વસન્તી ઊભો હતો. વસન્તી પણ વિસ્મિત બન્યો હતો. તેને સ્વપ્ને ય ખ્યાલ નહોતો કે કલ્યાણી બિહારીની પત્ની હશે. બિહારીએ આ કશું ન જોયું. જ્યારે તેણે વસન્તી તરફ દૃષ્ટિ ફેરવી ત્યારે તેઓ બંને સાવધ થઈ ચૂક્યાં હતાં.

ભોજન સમાપ્ત થઈ ગયું અને વસન્તીને જવાનો સમય પણ થવા આવ્યો હતો, પરંતુ કલ્યાણી અને તેની વચ્ચે કશી જ વાતચીત ન થઈ. કલ્યાણીએ પોતાના હૃદયની ભાવનાને એટલી દબાવી રાખી હતી કે તેણે વસન્તી તરફ જોયું સરખું પણ નહિ.

"ફરીથી આવજે વસન્તી!" બિહારીએ કહ્યું.

"ક્યારે?" વસન્તીએ પૂછયું.

"તને ક્યારે વખત મળશે?"

વસન્તી થોડીવાર વિચારીને બોલ્યો, "કાલે તમે અમારું નાટક જોવા આવો અને પછી આપણે બધાં સાથે આવીને જમીશું."

"ઠીક છે! તારી કંપની પણ હવે બહારગામ જવાની છે એટલે નાટક જોવાનું ફરી મળ્યું કે ન પણ મળ્યું." બિહારી બોલ્યો અને તેઓ બંને બહાર નીકળ્યા.

બિહારી પાછો આવ્યો ત્યારે કલ્યાણીએ કહ્યું: "તમે એમને ફરીથી શા માટે બોલાવ્યા છે?"

"કેમ? એ પૂછવાનું શું કારણ?"

"અમસ્થી પૂછું છું. એમને કહી દેજો કે ફરીથી ન આવે."

"એમ તે બને? મિત્ર હોય તો તેને બોલાવવો પણ પડે."

"બીજા ગમે તે મિત્રને બોલાવજો, પણ એને નહિ." દીનસ્વરે કલ્યાણીએ કહ્યું.

"પણ શા માટે? શી વાત છે? તું પહેલાં એને ક્યાં ય મળી છે?"

"ના."

"તો પછી?"

"કોણ જાણે શા માટે, મને એનો વિચાર આવતાં જ બીક લાગે છે."

"એ બધો તારો ભ્રમ છે. વસન્તીને હું સારી રીતે ઓળખું છું."

"ના, મને એમના વિષે કાંઈ શંકા નથી."

"તો પછી શી બાબતમાં શંકા છે?"

"તે હું નથી જાણતી."

"મને લાગે છે કે પુરુષોની સંમુખ આવવાની તને ટેવ નથી તેથી એમ થતું હશે."

"પણ મારી એક વાત તો માનશો ને!"

"શી?"

"હું નાટક જોવા નહિ આવું."

"એ તો વસન્તીના ઉપર આધાર રાખે છે. તે કબૂલ કરે તો બની શકે."

કલ્યાણી ચૂપ રહી, પરંતુ મનમાં ને મનમાં બળી જતી હતી. વસન્તીને ભૂલવાનો પ્રયત્ન કર્યો હતો, અને એ જ સામે આવીને ઊભો રહ્યો–પહેલાં કરતાં યે અધિક સુંદર, અધિક આકર્ષક, અધિક મોહક સ્વરૂપે. કર્તવ્ય અને વાસના વચ્ચે જે સમાધાની થઈ હતી તેનો અન્ત આવી ગયો. બંનેએ તેના હૃદયને રણાંગણ બનાવી ફરીથી સંગ્રામ છેડયો હતો. તે ભયભીત જેવી દેખાતી હતી. જો તે વસન્તીને મળશે, તેની સાથે વાતો કરશે, તેને અભિનય કરતાં જોશે, ગાતાં સાંભળશે તો પોતાના કર્તવ્ય પર દૃઢ રહી શકશે ખરી? વાસનાનો પ્રવાહ શું તેને પુનઃ વસન્તી પ્રત્યે ખેંચીને નહિ લઈ જાય?

બિહારી અને કલ્યાણી બંને નાટક જોવા ગયાં. સામે એક સોફા પર બને બેઠાં હતાં. કલ્યાણીના જીવને આજ ઠીક નહોતું. અંતરથી તે ઉદ્વિગ્ન હતી અને બહારથી ઉદાસ. રંગભૂમિ પર વસન્તી આવ્યો. ત્યા તે કાંઈ ઓર જ દેખાતો હતો–ઉન્મત્તકારી, નશાબાજ. કલ્યાણીએ આંખો મીંચી દીધી. તેના જાદુ આગળ તે સ્થિર રહી શકતી નહોતી. એકવાર તેની હૃદયતંત્રીના તાર ઝણઝણી ઊઠયા, પરંતુ આંખો બંધ કરી દેવાથી શું? વસન્તીની આકૃતિ કાંઈ બહારનો વ્યાપાર નહોતો, એ તેના અન્તરતલમાં સમાયેલી હતી. આંખોએ અંદરથી જ વસન્તીને ન્યાળ્યો. કલ્યાણીની વેદનાનો પાર ન રહ્યો હૃદય દર્દથી પીડાવા લાગ્યું, એટલામાં જ તેણે સાંભળ્યું: વસન્તી ગાતો હતો.

"આવો, આવો, હે કલ્યાણી!"

આ તે જ નાટકનું ગીત હતું જે તેમણે બંનેએ તે રાત્રિએ પેલા ઝરણાના કિનારે ગાયું હતું, પરંતુ આજે એ ગીતમાં નવું માધુર્ય હતું, નવી મોહિની હતી. એના મગજમાં એ સર્વ ભૂતકાળની ઘટનાઓનાં ચિત્ર દોરાવા લાગ્યાં, તેને માટે એ અસહ્ય હતું.

"ઘેર ચાલો!" તેણે બિહારીને કહ્યું.

"કેમ?"

"મારા જીવને ઠીક નથી. જલદી ચાલો, નહિ તો હું મૂર્ચ્છિત બની જઈશ."

તે ઝાઝું ન બોલી શકી. તેની આંખો મિચાવા લાગી. બિહારીએ તેને ઝાલી લીધી, નહિ તો તે પડી ગઈ હોત.

## [ ૭ ]

કલ્યાણીને લઈને બિહારી ઘેર આવ્યો. તેના હોશ ઊડી ગયા હતા. એ રહસ્યનો ખ્યાલ તેને આવતો નહોતો. કલ્યાણી ચેતનવિહોણી પલંગ પર પડી હતી. વસન્તીનો પાર્ટ પૂરો થઈ ગયો હતો એટલે તે પણ ત્યાં આવી પહોંચ્યો. આવતાં જ તેણે બિહારીને કહ્યું, "તું ડૉકટરને બોલાવી આવ, હું એની સંભાળ રાખીશ."

બિહારી ચાલ્યો ગયો. કલ્યાણીનો હાથ પકડી વસન્તી બોલ્યો: "કલ્યાણી!"

કદાચિત કલ્યાણીના કાન વસન્તીના શબ્દની પ્રતીક્ષા જ કરી રહ્યા હતા. કલ્યાણીએ પોતાની આંખો, વસન્તીના શબ્દ સાંભળતાં જ, કોઈ ઘંટડી વાગતાં પોતાના મકાનનાં બારણાં ખોલે, તેવી રીતે ઉઘાડી.

"કલ્યાણી!" વસન્તીએ તેનાં અર્ધ–ઊઘડ્યાં નેત્રો તરફ જોઈને કહ્યું.

"કોણ? વસન્તી?"

"હા!"

"તમે અહીં શા માટે આવ્યા? તમે અહીંથી ચાલ્યા જાઓ–હમણાં ને હમણાં."

"તું મારી એટલી બધી ઘૃણા શા માટે કરે છે, કલ્યાણી?"

"ઘૃણા નહિ, ભય!"

"મારાથી ભય શા માટે?"

"ઓહ! તમે નથી સમજી શકતા! મારા હૃદયનો દુર્ગ નથી સુરક્ષિત કે નથી દૃઢ; તમે ચોર છો, કોણ જાણે કઈ બાજુએથી તમે અંદર ઘૂસી જાઓ. અંદરનો બધો ભેદ તમે જાણો છો એટલે કોણ જાણે શી યે વસ્તુ ચોરી જાઓ! ઓહ વસન્તી! તમે શા માટે ફરીથી મારી દૃષ્ટિ સમીપ આવ્યા? હું તમને વિસારી ચૂકી હતી, અને જેમ તેમ જીવન વિતાવી રહી હતી. તમે મારી એ શાંતિનો ભંગ શા માટે કર્યો? હવે...હવે...શું થશે?"

તે રુદન કરવા લાગી.

"જ્યારથી મને તારો પત્ર મળ્યો હતો, કલ્યાણી, ત્યારથી મેં તને મળવાનો પ્રયત્ન સરખો યે નહોતો કર્યો. આપણું આ મિલન સંયોગવશ થયું છે. કદાચ દૈવનો એમાં હાથ હોય!" વસન્તી બોલ્યો.

"દૈવનો હાથ! ઉફ્, કેટલો ભયંકર હાથ છે! ક્યાંથી ખેંચીને ક્યાં ઘસડી લાવ્યો, અને હવે કોણ જાણે ક્યાં યે લઈ જશે!"

"તું પ્રસન્ન નથી?"

"શા માટે નહિ? હું પ્રસન્ન છું, ખૂબ પ્રસન્ન છું. મારી પાસે શું નથી? ઘર–બાર, ધન–વસ્ત્ર, પતિ સર્વ કાંઈ છે."

"પરન્તુ......"

"શું?"

"સર્વ હોવા છતાં કાંઈ પણ નથી. તું છુપાવી રહી છે, કલ્યાણી! તું સુખી નથી."

"હતી, બહુ જ સુખી, આજ દિન સુધી, પરંતુ આજ......? આજે તેમ નથી."

"આજ પણ તું સુખી થઈ શકે છે."

"હવે? હમણાં?"

"શા માટે નહિ?"

"નહિ!"

"કાં નહિ? જે પેલા ઝરણાને કિનારે બની શક્યું હતું તે આજે ય શક્ય છે: હું અને તું બંને ય હતાં તેનાં તે જ છીએ."

"એ જ તમે નથી જાણતા. હું હવે પ્રથમની કલ્યાણી નથી. એ કલ્યાણીને તો મેં ક્યારની યે મારી નાખી છે."

"મારે ખાતર, મારે માટે, એ કલ્યાણી પુનઃ જીવિત બની શકે છે!"

"નહિ, નહિ. મારા તરફ ન જુઓ! ચાલ્યા જાઓ! એ સ્મૃતિઓને જાગ્રત ન કરો!"

વસન્તીએ ત્યાંથી ઊઠવા માંડ્યું. કલ્યાણીને લાગ્યું કે તે ચાલ્યો જશે. તે તકિયામાં મુખ છુપાવીને રડવા લાગી. વસન્તીએ ચાલવા માંડ્યું, અને તે દ્વાર સુધી પહોંચ્યો ન પહોંચ્યો ત્યાં તો કલ્યાણી બોલી ઊઠી: "ન જાઓ વસન્તી! પાછા આવો!"

વસન્તી આવીને તેની પાસે ઊભો રહ્યો.

"તમે શા માટે ચાલ્યા જાઓ છો?" તેણે પૂછ્યું.

"તું એવું ઇચ્છે છે માટે!"

"હંમેશને માટે ફરીથી ચાલ્યા જશો?"

"કંપની કાલે બહારગામ જવાની છે: એટલે ફરીથી કદાચ આપણી મુલાકાત ન પણ થાય, આજનું મિલન કદાચ છેવટનું જ બનશે." કલ્યાણી ચૂપ રહી. વસન્તી તેના તરફ જોઈ જ રહ્યો.

"એક દિવસ એવો યે હતો કે જ્યારે તમે 'આવો, આવો હે કલ્યાણી!' એવું ગાતા હતા. પણ આજ?" તે બોલી.

"આજે પણ એ જ વાત છે. એ ગીત મેં ન ગાયું હોય એવો એક પણ દિવસ વીત્યો નથી. પરંતુ એના ઉત્તરમાં 'જુઓ, હાજર છે કલ્યાણી!' એમ કહેવાને કોઈ જ નથી."

"અને કદાચ હોય તો?"

"કલ્યાણી!" વસન્તીએ ઉત્તેજિત થઈને કહ્યું.

"જવાબ આપો!"

"સાચે જ તું પૂછે છે?"

"હા."

"આ જીવન તારે માટે નથી. આવીશ?"

"હા, જ્યાં લઈ જશો ત્યાં, વસન્તી, પ્રિયતમ!"

[ ૮ ]

કલ્યાણીને નાટ્યસમિતિમાં નટીનો પાર્ટ મળ્યો હતો. તેને કરુણ અભિનય સોંપવામાં આવતો હતો અને તે તે સંપૂર્ણ સફળતાપૂર્વક પાર પાડતી. તેનાં ગીત પણ કરુણાભર્યા રહેતાં. તેની આકાંક્ષા પૂર્ણ થઈ હતી. તે નટી હતી–એક સફળ નટી તે ગાતી હતી, સેંકડો પ્રેક્ષકોની સંમુખ, અને તેનું એ સગીત જનતાના હૃદયને સ્પર્શતું હતું. તે સાધારણ ગાયિકા નહોતી. આ બધાંથી તે પ્રસન્ન હતી, પરંતુ સર્વથી વધારે પ્રસન્ન તે વસન્તી સાથે હતો તેથી થતી. તે કોઈ કોઈ વાર બિહારીના સંબંધમાં વિચાર કરતી અને ત્યારે તેને થોડું દુઃખ થતું. આ પ્રમાણે તેનું ચાલી નીકળવુ શું ન્યાયયુક્ત હતું? માનુષિક હતું? તેણે શું બિહારી સાથે દગો નહોતો કર્યો? ગમે તે હોય, પરંતુ પોતાના ભાગ્યનિર્માણનો અધિકાર તેને પોતાને હતો એટલુ તે સમજવા લાગી હતી. જ્યારે બિહારી તેની ભાવનાઓનો વિચાર સરખો યે નહોતો કરતો ત્યારે તે તેનો વિચાર શા માટે કરે? આવા આવા વિચારોએ બિહારીને તેણે પડદા પાછળ રાખ્યો હતો–તેને તે ભૂલી ગઈ હતી. તેની સંમુખ એક માત્ર વસન્તી હતો, વસન્તીની સાથે તે સુખી હતી, તેઓ બંને પ્રેમીઓની માફક રહેતાં હતાં, પરંતુ તેમને રહેવાના પ્રકારો સાથે કોઈ જાતનો સંબંધ નહોતો. કલ્યાણી તો વસન્તીની પાછળ–તેની ખાતર જીવી રહી હતી. તે તેને કોઈ પણ સ્વરૂપે સ્વીકારવાને તૈયાર હતી. જ્યાં સુધી તે તેનો હતો ત્યાં સુધી તેને કોઈ પણ જાતની ચિંતા નહોતી. તેઓ એકબીજાને સારી રીતે સમજતાં હતાં, બંને કયાંકો સુધી સંગીતની ચર્ચા કરતાં, તેનો અભ્યાસ કરતાં. કોઈ કોઈ વાર પાસેની નદીમાં, ચાંદની રાતે એકાદ નૌકામાં નીકળતાં, કદી હસતા ચન્દ્ર તરફ ન્યાળતાં અને ખિલખિલાટ હસી પડતાં, કદીક મલકાતા તારાઓને જોતાં અને તેમના એ મલકાટ સાથે પરસ્પરના મલકાટની તુલના કરતાં આવી રીતે કોઈ વાર પ્રકૃતિની ગોદમાં, કોઈ વાર પ્રકૃતિથી પર, તેઓ પોતાના ખેલ ખેલતાં અને હસતાં હસતા દિવસ વિતાવતાં હતાં. પરંતુ આ હાસ્ય ઝાઝો વખત સ્થિર ન રહ્યું. ગુલાબના ફૂલમાં કાંટા હોય છે, કોઈમાં નાના તો કોઈમાં મોટા. કલ્યાણીને રડવાના દિવસ આવ્યા.

કંપની તે દિવસોમાં કરાચી હતી. ત્યાં મેનેજરે એક નવીન નટીને કંપનીમાં દાખલ કરી. અત્યાર સુધી હાસ્યરસની નાયિકાનો અભિનય બીજી નટી કરતી હતી, હવે નવીન નટી અનવરીને એ ભૂમિકા મળી. અનવરી સુંદરી રમણી હતી, કલ્યાણી સુંદરી હતી પણ અનવરી કરતાં કાંઈક ઓછી. એનો સ્વર પણ કલ્યાણીના સ્વર કરતાં વધુ મધુર હતો.

પહેલવહેલાં અનવરીએ વસન્તીની સાથે રિહર્સલ કર્યું. તે સ્તંભિત બની ગયો. જ્યારે પ્રેમનું દશ્ય આવતું ત્યારે અનવરી સાચે જ તે વસન્તીને પ્રેમ કરતી હોય એવો અભિનય કરતી. એની મતવાલી આંખોમાં એવું જાદુ ભર્યું હતુ કે વસન્તી તેના તરફ આકર્ષાયા વિના ન રહી શક્યો. કલ્યાણીએ એ જોયું.

"વસન્તી! સાવધાન રહેજે." તે બોલી.

"કોનાથી?"

"જેના આકર્ષણે તું ખેચાઈ રહ્યો છે તેનાથી."

"કલ્યાણીથી?"

"મને ન બનાવ."

"તો તું જ કહે, કોનાથી?"

"અનવરીથી."

"અનવરી? એના સંબંધમાં તું કાંઈ જ ન કહીશ, કલ્યાણી! અમે નાટકી જીવ છીએ. અમારા સંસારમાં બધું યે ક્ષમ્ય છે! પરંતુ કલ્યાણીનું પદ કોઈ છીનવી શકે તેમ નથી." તેણે હસીને કહ્યું.

કલ્યાણી તે વખતે કાંઈ પણ ન બોલી, પરંતુ તેને સંતોષ ન થયો. અત્યારે તેને જીવનમાં કદી યે ન લાગ્યો હોય તેટલો ભય લાગતો હતો. આટલી બધી ઘટનાઓ પછી તેણે વસન્તીને મેળવ્યો હતો, અત્યારે, જ્યારે તે જ તેનો એક માત્ર આધાર હતો તેને કોઈ બીજી સ્ત્રી છીનવી જશે! તેણે લડવાનો નિશ્ચય કરી લીધો. તે વસન્તીને હરેક પ્રકારે પોતા તરફ આકર્ષિત રાખવાનો પ્રયત્ન કરતી અને હરેક રીતે તેની ચિંતા રાખતી; છતાં યે તે વસન્તીમાં થતા પરિવર્તનને રોકી શકી નહિ. તે જેટલો તેને પોતાના તરફ આકર્ષવાનો પ્રયત્ન કરતી હતી તેટલો જ તે અનવરી તરફ હજી યે ખેંચાતો જતો હતો. ધીમે ધીમે તેણે કલ્યાણી સાથે જમવાનું પણ મૂકી દીધું હતું.

તે દિવસે એ ખૂબ રડી હતી. એક અઠવાડિયાથી વસન્તી તેની પાસે આવ્યો નહોતો. તે દિવસે રજા હતી ત્યારે વસન્તી નજરે પડ્યો.

"આજે સાંજે બે કલાક તો મને આપો!" તે બોલી.

"શું કરીશ તું?"

"ક્યાંક ફરવાને જઈશું. સાથે ફર્યે બહુ દિવસ વીત્યા, આજે આપણે જઈએ. કદાચ ફરીથી–"

"કાલે જોયું જશે, કલ્યાણી! આજે મારે મેનેજર પાસે બહુ જરૂરી કામ છે."

કલ્યાણી એકલી ઘણી વાર સુધી બેસી રહી. તેના દિલને શાંતિ ન મળી એટલે તે સિનેમા જોવા ચાલી. બહાર ટિકિટ લેવા ગઈ ત્યાં તેણે વસન્તીને અનવરી સાથે જોયો. કલ્યાણીને જોઈને વસન્તી તેનાથી દૂર જવા લાગ્યો, પરંતુ કલ્યાણીએ તેની પાસે જઈને કહ્યું, "આ મેનેજરની સાથે ખાસ કામ હતું કે?"

"પહેલાં એક ખુશખબર સાંભળી લે."

"ખુશખબર?"

"હા, કાલે અનવરી સાથે મારું લગ્ન થવાનું છે."

કલ્યાણીએ સિનેમા ન જોયો. તે રડતી, પાગલની માફક ઘેર પાછી આવી. જેવી રીતે તે બિહારીનો ત્યાગ કરીને આવી હતી તેમ વસન્તીએ આજે તેનો ત્યાગ કર્યો.

તે રાતે દુઃખાન્ત નાટક ભજવાતું હતું અને તેમાં અંતે કલ્યાણી મરવાનો અભિનય કરતી હતી. તે રાત્રિએ અનવરી અને વસન્તીનું લગ્ન થયું હતું. વીખરાયેલા વાળ હતા, સાધારણ વસ્ત્ર પહેર્યાં હતાં અને આંખો રડતાં રડતાં લાલઘૂમ બની હતી. આવા વેષે કલ્યાણી પહેલા પ્રવેશમાં સ્ટેજ પર આવી હતી. આજે તેનો અભિનય બરાબર નહોતો. અચાનક તેની નજર સામે બેઠેલા બિહારી પર પડી. તેની આંખમાંથી આંસુ વહી રહ્યાં હતાં. કલ્યાણી દિલ સખ્ત કરી સ્ટેજ પરથી અંદર ગઈ. મેનેજરે તેને કહ્યું: "જરા જીવ પૂર, કલ્યાણી! ખેલમાં જીવન રેડ! આજે તને શું થયું છે? અભિનયને સ્વાભાવિક બનાવ."

"એવો સ્વાભાવિક બનાવીશ કે તેમાં કૃત્રિમતાનું નામનિશાન પણ ન હોય!" તે શુષ્ક હાસ્ય હસીને બોલી.

ખેલ પૂરો થવાની તૈયારીમાં હતો. કલ્યાણીએ અજબ અભિનય કર્યો. છેવટના દૃશ્યમાં તેણે મૃત્યુનો સીન બતાવ્યો. છૂરી હૃદયમાં ભોંકવી, લોહીની ધારા વહેવી, એનું "આહ!" કહીને પૃથ્વી પર પડવું–એ બધું એટલું સ્વાભાવિક હતું કે પ્રેક્ષકો દંગ બની ગયા–અને પડદો પડ્યો.

"વન્સ મોર" માટે પ્રેક્ષકોએ તાળીઓ પાડી પણ પડદો ન ઊપડ્યો. કલ્યાણીના જીવનનો પડદો પણ સદાને માટે પડી ચૂક્યો હતો! *

---

* રાષ્ટ્રભાષામાંથી ઝીલેલી.

# નિષ્ફળતાનો ભેદ

શ્રી. ગોવિંદભાઈ રા. અમીન.

તુકકા ચઢયા હતા પણ ઉકાતું ન હતું. અંગે-અંગ દુ:ખતું હતું. માથું એટલું ભારે હતું કે આંખો મુશ્કેલીથી ખૂલે ! લૉજનો ખોરાક અને એકલા આથડવાનું બંધ થાય નહિ ત્યાં સુધી શરીર વળવાનું હતું નહિ. પંદર દિવસ રહેવાનું કહીને ગઈ અને બે મહિના થયા. તેને શું થાય ? ન આવે તો કંઈ કરવું પડશે !

બારણે ટકોરા થયા......શાહ સુનીલાલ છગન-લાલ...પત્ર આવ્યો ! તે પથારીમાંથી કૂદી ઊભો થયો. એનો જ છે! હાશ !......શું લખે છે ?... હં, 'આવવાની હતી, પણ માસીની દીકરીનું લગ્ન લેવાની વાત થાય છે એટલે રોકાઉં છું. તમને અગવડ પડતી હશે, તમે બહુ વેઠયું છે, પણ શું થાય ! ન રહું તો આપણું ખોટું દેખાય. આપણે કયા માણસની જરૂર પડતી નથી ? આવીને પાછી જાઉં તો ભાડાનો ખોટો ખરચ થાય. આટલો વખત છૂટ આપશો. પત્રનો જવાબ નકકીથી લખશો....' ખરી ! હવે બીજા બે માસ થવા જોઈએ. અને એ સત્કાર્યમાં તેની સંમતિ માગતી હતી ! શી તેને બૈરી મળી છે !

પાસે પડેલી આરામ-ખુરશીમાં તે બેસી પડયો. બે ત્રણ વખત પત્ર વાંચ્યો, બે ત્રણ બગાસાં ખાધાં ...ચા મૂકવો પડશે, ઠંડે પાણીએ સ્નાન, કપડાં બદલવાનાં થયાં છે. એક માઈલ દૂર લૉજ અને તેનો ચિતાર......ઑફિસમાં કેટલું કામ ચઢયું છે ? શેઠ અને બૈરી સરખાં છે-કામના ઢગલા, પણ માણસ વધારે નહિ...પાછા સીધા લૉજમાં, અને ત્યાંથી ગણવાનાં લોકનાં ઘર. દસ વાગે ઓરડીમાં...... અસ્તવ્યસ્ત, સૂમસામ, ઠંડીગાર ! કયાં સુધી આ ચાલશે ?

ચામાં ખાંડ રહી ગઈ-પીધી નહિ ઠંડે પાણીએ ઉતાવળથી નાહી લીધું, મેલાં કપડાં ચઢાવ્યાં, લૉજમાં બે કોળિયા ખાઈ લીધા અને સુનીલાલ ઑફિસે પહોંચ્યો.

"અરે ભાઈ! આજે તો કોટ બદલવો હતો !" સુનીલાલ સાથે કામ કરતા એક સ્નેહીએ ટકોર કરી.

બળતામાં તેલ રેડાયું. "બૈરી દેશમાંથી આવે નહિ ત્યાં સુધી તમારે મારાં કોટ કે મોં સામે જોવું નહિ !"

"હજુ આવી નથી ?" સ્નેહી આશ્ચર્ય પામ્યો.

"નથી આવી અને આવવાની નથી."

"કેમ, છૂટાછેડાની ગોઠવણ કરેછે ?" તે હસ્યો.

"માસીની દીકરીનું લગ્ન છે."

"તમે ભલા તે ભલા રહ્યા, તેને આવવું નથી એટલે બહાનાં કાઢે છે આજે માસીનું લગ્ન, તો કાલે ફૂવાનું મરણ, તો પરમદિવસે દાદાની વરસી ......આટલા દિવસ મુંબઈમાં રહ્યા પણ સ્રીને સમજી શકયા નથી અને જેમ નચાવે તેમ નાચો છો ! લખો પત્ર કે આવી જાય."

"પત્ર તો ઘણાયે લખ્યા"

"એવા પત્રે આવે ? એક ધધડાવીને લખો- 'આ પત્ર દેખી આવીશ નહિ તો મારે ત્યાં નહિ!' જુઓ, દોડતી આવે છે કે નહિ ?"

"બીચારી ગભરાઈ જાય !"

"એમ ગભરાતી હોય તો આવી ન જાય ! આ તમારું શરીર જુઓ,' આમ ચાલશે તો છ માસ નભી શકશો નહિ. ખોટી લાગણી રાખવી નહિ. આપણે મરીએ તો તે જ દુ:ખી થવાની છે ને !"

સ્નેહીની સલાહ ચુનીલાલને વાજબી લાગી. ખોટી લાગણી નુકસાનકારક છે એવો અસ્પષ્ટ ખ્યાલ તેને ઘણી વખત આવેલો, પણ આજે તે તેને ખરા સ્વરૂપમાં દેખાયો. તેની ઉપર તે વિચાર કરવા લાગ્યો.

તેના માટે હમેશાં આ દુઃખનું કારણ હતું. તે કોઈ સાથે કઠણ થઈ શકતો નહિ, તેના ઢીલાપણનો લાભ બધા લઈ જતા. તે માગે નહિ એટલે શેઠ પગાર વધારતા નહિ. તે ના નહિ કહે એમ માની સગાં-સંબંધી તેની પાસે બને તેટલાં કામ કરાવતાં. તેની પાસે પૈસા આવ્યા જાણી મિત્રો લઈ જતા અને કદી પાછા આપતા નહિ. તેની બૈરી તેની ઇચ્છાઓ અવગણતી અને ધાર્યું કરતી !

તેને વધુ વિચાર આવવા લાગ્યા તેમ તેની નબળાઈનો વધુ ખ્યાલ આવવા લાગ્યો. તેનું દુઃખી થવું, પાછળ રહી જવું, તેનું કારણ એ જ હતું. તેને પરણવું ન હતું, માબાપે તેને પરણાવ્યો ત્યારે તેણે સામા થવાની જરૂર હતી, તેને દેશસેવામાં જોડાવું હતું, હિંમત થઈ શકી નહિ અને તે નોકરીમાં ફસાયો. શેઠ પગાર વધારતા નથી કે માણસ વધારતા નથી તેનું કારણ તેનું ઢીલાપણ. બધાં તેની નબળાઈનો લાભ લઈ તેને ચૂસતાં હતાં. તેણે જલદી હિંમત કેળવવી જોઈએ !

હૃદયમાં અગ્નિ ભર્યો હોય તેમ તેનું મન ધૂંધવાતું હતું. દુનિયા તેને અન્યાય કરે છે, તેની સારાશનો લાભ લે છે. તેની સામે થવાની જરૂર છે એમ તેને ક્ષણે ક્ષણે લાગતું હતું. તેના પહેલા પગલા તરીકે તેણે સ્ત્રીને ઠેકાણે લાવવી !.....ઑફિસમાંથી છૂટ્યા પછી તેણે બૈરીને સખત શબ્દોમાં, પત્ર દેખી આવવવાનું લખી દીધું.

બહાદુરીનું કામ કરી નાખ્યું હોય તેવો, પત્ર નાખ્યા પછી, ઉત્સાહ તેનામાં આવ્યો. ઉત્સાહના આવેગમાં તે દરિયાકિનારે ફરવા નીકળ્યો. દરિયાની ઠંડી હવાની તેના ઉપર અસર થવા લાગી તેમ તેને પોતાનું પગલું વધુ વાજબી લાગ્યું. પોતે પુરુષ છે અને પુરુષ માફક તેણે વર્તવું જોઈએ ! કોઈ જાતની લાગણી કે શરમ વિના ખરું લાગે તે તેણે હિંમતપૂર્વક કરવું જોઈએ, નહિ તો આ સ્વાર્થી દુનિયા ખાઈ જાય.

દરિયા ઉપર ફરતી સ્ત્રીઓ જોઈ તેઓના પતિ ઉપર તેને દયા આવવા લાગી. તેઓને ખરા જીવનમંત્રનો ખ્યાલ ન હતો. શા માટે આટલી બધી છૂટ આપવી જોઈએ ? બધું રીતસર સારું. તેઓ મુશ્કેલીમાં મૂકે ત્યારે ખ્યાલ આવે કે છૂટ આપેલી ખોટી. જરા મોં ચઢાવે–ફુંફાડા મારે, પણ મન ઠેકાણે રાખી તેઓને ઠેકાણે રાખવાં જોઈએ.

રાત્રે તે સારી પેઠે જમ્યો. વખત પસાર કરવા બહાર નીકળનો હતો તે નીકળ્યો નહિ. ઓરડીમાં બેસી રહ્યો અને પોતાને જડેલ નવા જીવનમંત્ર ઉપર વિચાર કરી જીવન બાબત યોજનાઓ ઘડવા લાગ્યો. મોડી રાતે તે સૂતો. દિવસનો ઉશ્કેરાટ તેને માટે પહેલો જ હતો એટલે તેને ઊંઘ આવતાં વાર લાગી.

બીજે દિવસે જમી, ઑફિસે જઈ તે પોતાના કામમાં જોડાયો. કામની ધૂન ચાલુ હતી, પોતાના કામમાં ચૂક આવવા દેવાની ન હતી; વધારાના કામ માટે ચોખ્ખી ના કહેવાની હતી. તેની ગંભીરતા શેઠે ત્રાંસી નજરે ધ્યાનમાં લીધી હતી. સ્ટાફના બીજા માણસો ગુસપુસ વાતો કરતા હતા–જાણે તે બધા સાથે પોતાને નિસ્બત ન હોય તેમ તે કામ કર્યે જતો હતો.

ઑફિસમાંથી નીકળ્યો ત્યારે તેના મન ઉપર સંતોષની લાગણી હતી. તેણે પોતાનું કામ બરાબર કર્યું હતું. તે જરૂર પડ્યે સામો થઈ શકશે. તેની ગણતરી પ્રમાણે બૈરી આજ આવવાની હતી. તે આવશે એટલે તેને શરીર બાબતનો વિચાર કરવાનું રહેશે નહિ તે વધારાના પગારની માગણી કરી શકશે અને મુક્ત ચિત્તે ફરશે !

પરચૂરણ કામ પરવારી તે સ્ટેશન તરફ ચાલ્યો. ગાડી આવવાને વાર હતી. ઘડિયાળના કાંટા ઉપર નજર રાખી તે પ્લેટફૉર્મ ઉપર આંટા મારવા લાગ્યો.

ધીરે ધીરે પ્લેટફૉર્મ ભરાવા લાગ્યું. કોઈ ઇસ્ત્રી-ટાઈટ, કોઈ રંગબેરંગી, કોઈ તુમાખી, કોઈ બેદરકાર, કોઈ નોકર સાથે, કોઈ મિત્રો સાથે–એમ તરેહવારનાં લોક દેખાવા લાગ્યાં. આ લોકને જોઈ અચાનક ચુની-

લાલનો ઉત્સાહ ઓછો થવા લાગ્યો. આ મનુષ્યના દરિયામાં પોતે તુચ્છ હોય તેમ તે અલ્પતા અનુભવવા લાગ્યો.

આ લાગણી તે સમજી શક્યો નહિ. તે માટે તે તૈયાર હતો નહિ. બૈરી આવવાની હતી તેની પાસે તેને કઠોર બનવું હતું અને દેખાવું હતું. રાતના ઉજાગરાને લીધે આમ થયું હશે માની સ્ફૂર્તિમાં આવવા તેણે ચા પીધો, પાન ખાધું, પણ મન ઠેકાણે ન આવ્યું. 'આ શું ?' તે પૂછતો રહ્યો અને કઠોરતાને બદલે બૈરી માટે તેનામાં લાગણી જન્મવા લાગી.

બીચારીને સવારમાં પત્ર મળ્યો હશે. ભાલાના ઘા જેવો પત્ર ! તેના હૃદયને કેટલું લાગ્યું હશે ! જેમ તેમ તૈયારી કરી તે ઉતાવળમાં નીકળી હશે આ ઉનાળાના દિવસ છે, તાપમાં તે કેટલી દુઃખી થઈ હશે ! બૈરીને તેણે ખોટી ઉતાવળ કરાવી. પત્ર લખવામાં ભૂલ થઈ. બપોરના વખતે તે ગાડીમાં હોય તેમ તેને બફારો થવા લાગ્યો.

આજુબાજુ ફરતી સ્ત્રીઓ તેણે જોઈ. તેઓ કેટલા ઉલ્લાસમાં છે ! છે તેમને કોઈ ચીજની અછત ? છે તેમને પતિ તરફની કંઈ ઊણપ કે પજવણી ? તેણે પોતાની બૈરી માટે શું કર્યું છે ? તેણે તેને શું સુખ આપ્યું છે કે આમ બોલાવી શકે ? આમ કઠોર બની શકે ?

જન્મે ગરીબ, નસીબે ગરીબ, તેને ઘણી ચીજો વિના ચલાવી લેવાનું રહ્યું. તે ધારે તો ય સ્ત્રીને શું આપી શકે ? તેને સગાં-સ્નેહીની મહેરબાનીની જરૂર પડે, શેઠની મહેરબાનીની તેને ઘણી જરૂર આવો હિંમત કેળવવાનો ઊભરો તેનામાં ક્યાંથી આવ્યો ?

સ્ત્રીને પિયેર વિના, બીજે ક્યાં આરામ મળવાનો હતો ? બીજાં સુખ તેને ન હોય તો આટલું તો હોવું જોઈએ. થોડા દિવસ તેને વધુ રહેવા દીધી હોત તો શું ખરાબ થઈ જવાનું હતું ? બે મહિના સહન કર્યું તો એક મહિનો વધારે. અંદરનું ન સમજે તે બોલે, તેણે સમજવું જોઈતું હતું.

ગાડી પાસે આવ્યાનો અવાજ આવવા લાગ્યો. ચુનીલાલને થયું કે બૈરી ન આવે તો સારું. તેની સામે તે ઊભો કેમ રહી શકશે ? ન આવે તો કાગળ લખી કરેલી ખરાબી ઓછી થાય. હજુ તે તાર કરી શકે અને બીજે દિવસે આવતી રોકી શકે.

પાટા સાથે ઘસાતાં પૈડાંનો અવાજ સંભળાવા લાગ્યો. ચુનીલાલને લાગ્યું કે તે તેના હૃદય સાથે ઘસાય છે. તે છાતી ઉપર હાથ રાખી શ્વાસ રોકી ઊભો રહ્યો. ગાડી આવી...તેના સદ્ભાગ્યે તે આવી ન હતી ! તેણે દોડીને તાર કરી દીધો અને તારને સમજાવતો પત્ર ત્યાંથી લખી નાંખી દીધો.

સ્ટેશન છોડ્યું ત્યારે ચુનીલાલના મનની સ્થિતિ વિચિત્ર હતી. પત્ર લખવો અને પાછો ખેંચવો એ બનાવ સ્વપ્નમાં બન્યો હોય તેમ તેને લાગતું હતું. પોતે જે પગલું ભર્યું હતું તે બરાબર હતું કે નહિ તે તે નક્કી કરી શકતો નહિ. અસ્થિર ડગલે ચાલતો તે ઓરડી ઉપર આવ્યો અને બારણું ખોલી એક જૂની આરામ-ખુરશીમાં પડ્યો.

મગજનો થાક દર્શાવતો તે થોડીવાર પડી રહ્યો. આજુબાજુની અવ્યવસ્થા જોઈ ધીરેથી તેની સ્મૃતિ જાગ્રત થવા લાગી. કેવા સંજોગોમાં પત્ર લખાયો અને કેવામાં પાછો ખેંચાયો તે તેને યાદ આવ્યું. એક વખત થયું કે પાછો ખેંચ્યો તેમાં ભૂલ થઈ, બીજે વખતે થયું કે તે બરાબર હતું. તે કેવી રીતે કઠણ થઈ શકે ? આદર્શો તેના જેવા માટે હતા નહિ—તેને તો નિભાવી લેવાનું રહ્યું.

# વંશવેલો*

## શ્રી. ધૂમકેતુ

દામોદરની શી યોજના છે તે કોઈને ખબર ન હતી. ભમ્માંકદેવને પણ એણે એ વાત કરી ન હતી. વિમલની મક્કમતા જાણીતી હતી.

પણ જેમ જેમ રાજદરબારનો સમય પાસે આવતો ગયો તેમ તેમ પાટણના રાજતંત્રમાં ને લોકમાનસમાં અનેક વસ્તુઓએ દેખા દેવી શરૂ કરી. મહારાજ ભીમદેવ એના પરાક્રમથી, રૂપથી ને ન્યાયપ્રિયતાથી લોકોમાં પૂજાતા—માત્ર ચૌલાના પ્રસંગે એમાં ઓટ આણી હતી, વિમલ સાથેના સંઘર્ષણે એમાં વધારો કર્યો હતો. લોકો માનતા કે વિમલને લઈને પાટણ અજેય રહી શકે. મંત્રીશ્વરનાં પરાક્રમ પર સૌ મુગ્ધ હતા.

પણ દામોદરે ફેલાવેલી વાતો ધીમેધીમે જેમજેમ વધારે વ્યાપક થવા લાગી, તેમતેમ મંત્રીશ્વર ને રાજાનું ઘર્ષણ લોકોને વધારે ખૂંચ્યું. હાલતાં ને ચાલતાં કુલચંદ્ર ને ધંધૂકરાજનાં નામ સંભળાવા લાગ્યાં. નડુલમાં સાઢા આવ્યો છે; નડુલવાળાને હરાવી તે અહીં આવશે; તે વખતે કુલચંદ્ર તથા ધંધૂકરાજ પણ સાથે હશે-એવી એવી ભયભરેલી વાતોથી લોકોનાં મનમાં રહેલી વિમલ પ્રત્યેની ભક્તિ ઓછી થઈ. એટલામાં ખબર પડી કે કેસર મકવાણા-એ કાપાલિકને હણ્યો હતો ને મહારાજ ન્યાય આપવા માગતા હતા. કેસર મકવાણાને પકડી લાવવા તેમણે બાલુકરાયને આજ્ઞા આપી છે.

કેસર મકવાણા જેવો અપરાધી છતાં મહારાજે કરેલી આજ્ઞાની વાત સાંભળી લોકનાં મનમાં મહા-રાજ પ્રત્યે જે આકર્ષણ હતું તેમાં વધારો થયો. કેટલાક લોકોને તો એ સાંભળીને પોતાના રાજા માટે વધારે ગર્વ થયો.

ત્યાં એક નવા ખબર ફેલાયા કે મહારાજ સૈન્ય લઈને નડુલ ઉપર પોતે ચડવાના છે અને વિમલ દંડનાયક થઈ ધંધૂક ઉપર ચડે છે. આ સમાચારે પાટણવાસીઓની કલ્પનાને ઉત્તેજી મૂકી.

જ્યારે આ સમાચાર ઘેરઘેર ફેલાવા માંડ્યા ત્યારે વિમલ મંત્રીશ્વરે દામોદરને એક દિવસ બોલાવ્યો.

મંત્રીશ્વરને ખબર તો હતી કે દામોદર આ વાત ફેલાવવાના મૂળમાં છે, પણ તેની પાસે એને લગતી માહિતી નહિ જેવી હતી. મંત્રીશ્વરની પોતાની અખૂટ આત્મશ્રદ્ધામાંથી જન્મતી આ નબળાઈ દામોદરની જાણબહાર ન હતી.

દામોદરનો ગજરાજ બહાર આવીને થોભ્યો. તે ધીમે પગલે મંત્રીશ્વરના આવાસમાં ગયો. પણ ત્યાંનું વાતાવરણ આજે એને તદ્દન નવીન લાગ્યું. ગણધર શિલ્પી એક તરફ બેઠો હતો, પવિત્રતાની પ્રતિમા જેવી શ્રી મંત્રીશ્વરની પાસે બેઠી હતી. દામોદરને જોઈને મંત્રીશ્વરે તેને આવકાર આપ્યો: 'આવ, આવ, દામોદર! મારે તને બે શબ્દ કહેવાના છે!'

દામોદરને મંત્રીશ્વરનો આ વિનય અપરિચિત લાગ્યો. અવાજના રણકારમાં પણ અપૂર્વ નમ્રતા હતી. આનું કારણ દામોદર કળી શક્યો નહિ. દામોદરે ચારે તરફ એક વેધક દૃષ્ટિ ફેંકી લીધી. એક ખૂણામાં અત્યંત મનોહર નાનું આરસમંદિર પડ્યું હતું, દામોદરની નજર ત્યાં ઘડીભર ચોંટી ગઈ.

'મંત્રીશ્વર તને ઠપકો આપવાના છે, મહેતા!' શ્રીએ કહ્યું.

'શાનો દેવી?'

'દામોદર! માલવાના આટલા ભયભરેલા સમાચાર લોકોમાં તેં ફેલાવ્યા છે? તને ખબર છે કે લોકો

---

* શ્રી. 'ધૂમકેતુ'ની નવી નવલકથા 'ચૌલાદેવી'-માંથી એક પ્રકરણ.

પોતાના દ્રમ્મ પણ સંઘરવા માંડ્યા છે ? મારે જોઈએ તો મને પણ મળતા નથી.'

'મેં સમાચાર ફેલાવ્યા નથી એટલે મને શી ખબર પડે ? પણ મંત્રીશ્વર ! પાટણમાં ચાલતી સઘળી અફવાઓ જો કોઈ ધ્યાનમાં લે તો સાંજ પહેલાં એ જરૂર ગાંડો થઈ જાય. આ જુઓને, બે દિવસ પહેલાં જ શું બન્યું ?'

'શું બન્યું ?' મંત્રીશ્વરે સરળતાથી પૂછ્યું. એમને ધ્યાન રહ્યું ન હતું, પણ દામોદરે મૂળ પ્રશ્ન ઉપરથી બીજી જ વાતમાં એને ઉતાર્યાં હતા.

'કોક ભીમો મારવાડી ને એની વહુ ભૂલાં પડી ગયાં. હવે આવડી મોટી નગરીમાં એમનો ક્યાં પત્તો મળે ? મને એના નાતીલા પૂછવા આવ્યા. મેં કહ્યું 'અલ્યા, જેટલાનું નામ ભીમો હોય એટલાને ભેગા કર.' જેને આ કહ્યું એ નીકળ્યો વંત્યાકનું શાક ને ભેંસનું દહીં ભેગાં ખાય એવો-ઊંધણશી. એણે તો સઘળા ભીમાને જમવા તેડાવ્યા ને તેમાં મહારાજને પણ આમંત્રણ આપી આવ્યો !'

'ઓત્તારીની-' વિમલને વાતમાં રસ પડ્યો. 'પછી-પછી શું થયું ?'

શ્રી હસી પડી : 'પછી મહારાજ જમવા ગયા હશે, બીજું શું ?'

'ના, મહારાજે કહેવડાવ્યું કે હું ભોનાયેલો ભીમો નથી. પણ એવું આ નગર છે, મંત્રીશ્વર ! એ તો સારું થયું, નહિતર કોઈ મહારાજને એમ પણ કહી દેત કે એ કામ દામોદરનાં છે !'

'પણ ત્યારે આ વાતો ફેલાવે છે કોણ ?'

'કોણ ફેલાવે, પ્રભુ ! કોને ખબર છે ફેલાવનારા માલવાના જ નહિ હોય ? લોકોની બુદ્ધિ હમણાં કેસરના વપરાશથી વધી લાગે છે !'

શ્રીને હસવું આવ્યું : 'દામોદર ! પેલા કોઈક શેઠની વાત છે ને ?'

દામોદર કળી શક્યો નહિ. પણ ગમે તે કારણે આજે આ દંપતી પ્રસન્ન પ્રસન્ન હતાં તેમાં એને કાંઈક ગહનતા લાગી.

'કોની વાત છે, દામોદર ! શી વાત છે ?' મંત્રીશ્વરે પૂછ્યું.

'એ તો પ્રભુ ! એક કોઈ વેપારી એકસો આઠ કેસરની પોઠો લઈ આંહીં આવેલો-'

'હં ! કેસરની એકસો આઠ પોઠો ?'

'એને એમ, ત્રિભુવનનારાયણ * જેમ કાશ્મીરના પાપસૂદન કુંડમાંથી જલ મંગાવી તેનાથી મોં ધુએ છે, તેમ આવડી મોટી આ પાટણ નગરી છે માટે આંહીં પણ કોઈ એવો વિરલો નીકળશે કે જે કસ્તૂરી, ચંદન, કર્પૂરમિશ્રિત લેપથી મંદિરનો જમીનતટ લીંપાવતો હશે, પણ એને શી ખબર કે આ ગુજરાતીઓ તો વર્ષોનો વિરહ સહીને વ્યાપાર કરે છે— તે એમ જેવાતેવા કારણે દ્રમ્મ ન વેડફે. નગર સોંસરવો નીકળ્યો, પણ કોઈએ પોઠો લીધી નહિ'

'પછી ?'

'મનમાં એ મૂંઝાયો-પાટણને એકબે ચોપડાવી પણ હશે. એટલામાં એક શેઠ ઘરઆંગણે ચૂનાની ગાર કરાવતા હતા, તેમણે આ સાંભળ્યું. તેમણે પેલાને કહ્યું: 'અલ્યા ! આવું હલકું કેસર તે કોઈ મંદિરમાં લીંપવા માટે લે કે ? અને તે પણ પાટણમાં ? આમાં નાખી દે આમાં-આ તો ભીંત લીંપવામાં કામ આવે તેવું છે !'

વિમલ ખડખડાટ હસી પડ્યો. મંત્રીશ્વર આજે આનંદમાં છે એની વધારે ખાતરી દામોદરને થઈ. તેને લાગ્યું કે જો મંત્રીશ્વર પોતાનો કક્કો છોડી દે તો એમને વગર મહેનતે આબુ મોકલી શકાય. પણ હજી ચૌલાદેવીને સંભળાવેલી વાણી એને સાંભરતી હતી, એટલે એકદમ એમનો વિશ્વાસ કર્યો નહિ.

શ્રી એટલામાં બોલી: 'આજ અમારે પણ એવું થયું છે, દામોદર !'

'વળી તમે બોલ્યાં કે ? તમે કહ્યા વિના નહિ રહો !'

* ભોજનું બિરુદ.

'પણ હું કાંઈ થોડું ખોટું કહેવાની છું? તમારી પ્રસન્નતા જોઈને જ દામોદર અરધું તો કળી ગયો હશે!'

'શું છે, માતાજી?' દામોદરની વાણી વિનયની ખાતર ન હતી, ખરેખર શ્રીને જોઈને જનેતાના સ્વરૂપનો માણસને ખ્યાલ આવી જાય એવી પ્રશાંત એની મુખમુદ્રા હતી.

'એ તો એવું છે, દામોદર! આ અમારો શિલ્પી ગણધર કહે છે કે આરસ વિના બીજા પથરા એ તો ધૂળનાં ઢેફાં ગણાય. આરસનું મંદિર બંધાવો તો જેમ વર્ષો જાય તેમ વધારે ને વધારે નવું થતું જાય. રાજા જાય–રાજ્યો જાય–માણસો જાય–પણ આરસ ન જાય. મેં કહ્યું, શું ખરચ થાય–એટલે જો ને પેલું કાંઈક બનાવ્યું છે–'

શ્રી મંદિરનો નાનો ઘાટ લઈ આવી. આંખ ઠરી જાય એવી મોહિની એમાં ભરી હતી.

'મંત્રીશ્વર! માનવને અમર્ત્ય બનાવે એવી આ ચીજ છે–આ કોણે કર્યું?' દામોદર બોલ્યો. તે જાણે કે આ ચીજની અપાર્થિવતાથી મુગ્ધ થયો હોય તેમ લાગતું હતું: 'કોણે આ બનાવ્યું?'

'આ જોને બેઠા–શિલ્પી ગણધર–'

એક તરફ પોતે કાંઈ ન હોય તેમ ઓછામાં ઓછી પૃથ્વી દબાવીને ગણધર બેઠો હતો. દામોદરે તેની સામે જોયું. પોતે કાંઈ અદ્‌ભુત વસ્તુ કરી છે એવો એને ખ્યાલ પણ ન લાગ્યો. દામોદર પોતાની કાંઈ ભૂલ ન કાઢે તો સારું એવી શંકા જાણે એના મનમાં રહેતી હોય તેમ જણાયું. દામોદર કળી ગયો કે આ માણસના હાથમાં ઈશ્વરી તત્ત્વ પડેલું છે.

'આવું મંદિર ત્યાં બાંધવું છે–દામોદર! ત્યાં–અર્બુદગિરિમાં, એવી મારી કલ્પના છે.'

'મંત્રીશ્વર! તો તો દેશભરમાં નામના થાય. યુગો જાય, રાજ્યો આવે ને પડે, પ્રજાઓ ઊગે ને આથમે–પણ આ વસ્તુ ને આ નામના રહી જાય!'

'નામના તો ઠીક, દામોદર! પણ માતા અંબાજી જાણે આજે સ્વપ્નમાં આવ્યાં–' વિમલની નજર પૃથ્વી ઉપર રહી ગઈ હતી. દામોદર મંત્રીશ્વરની આજની મનની પરિસ્થિતિનું કારણ હવે સમજી ગયો. 'જાણે પૃથ્વી અને આકાશને ઝળાંઝળાં કરે એવું તેજઅંબારી વસ્ત્ર પહેર્યું છે: સૂર્ય, ચંદ્ર ને તારા તેની હીરેજડી ગૂંથણીમાં ફૂલ પેઠે લટક્યા છે: માતા રાસ રમી રહ્યાં છે: નમણો દેહ શોભી રહ્યો છે. માતાની ત્રિતાળીના પડઘાથી બ્રહ્માંડો ધ્રૂજે છે. ઓહોહો! દામોદર! શી શોભા હતી–'

મંત્રીશ્વર જાણે માતાજીને પ્રત્યક્ષ જોતા હોય તેમ બોલી રહ્યા હતા તેનો સ્વર પ્રેમભીનો બની ગયો હતો. શ્રી, ગણધર ને દામોદર સાંભળી રહ્યાં:

'મારી પાસે જે કાંઈ હતું, દામોદર! આજ દિવસ સુધીમાં જે કાંઈ બચ્યું હતું–હાથી, ઘોડા, પાલખી, પ્રાસાદ, દ્રમ્મ, સુવર્ણ જે કાંઈ હતું તે કોડીએ કોડી સઘળું માતાને ચરણે આજે ધરી દીધું; અને છતાં લાગ્યું કે કાંઈ ધર્યું નથી, કાંઈ ધરી શકાયું નથી, ને કાંઈક રહી ગયું છે. હવે કોઈ એક કોડી માગતો આવે તો મારે જાતને વેચવી પડે, એટલે આ ગણધરને કહું છું કે આ સઘળું તારું તું સંભાળી લે–મારે એમાંથી એક કોડી પણ ન ખપે–તો એ કહે છે, માલવાનો ભો નરમ પડ્યા પછી લઉં. એટલે મેં તને તેડાવ્યો છે જાણવા કે આવડો માલવાનો ભો ફેલાવ્યો છે કોણે? ગણધર આપણા પાટણનું રત્ન છે. તને તો ખબર હશે!'

દામોદર વિચારમાંથી જાગી ઊઠ્યો. એને ગણધરમાં રસ રહ્યો ન હતો, મંત્રીશ્વરની વાતમાં પણ રસ રહ્યો ન હતો. એ તો વિચાર કરી રહ્યો હતો કે હવે જો મંત્રીશ્વર તદ્દન ભિખારી હોય તો–એને અર્બુદગિરિ ઉપર મોકલવાની વસ્તુ વધારે સરળ બની જાય છે. તે જાહિલનું ચિંતવન કરી રહ્યો. તેણે નિદ્રામાંથી જાગતો હોય તેમ પ્રત્યુત્તર વાળ્યો: 'મંત્રીશ્વર! આપે ચલ કીર્તિ તજી–અચલ નામના મેળવી. માલવાના સમાચાર તો મહારાજને પણ કાને આવ્યા છે; ને એ વિચાર જ કરી રહ્યા છે નડુલ ઉપર ચડવાનો–'

'મહારાજ નડુલ ઉપર જવાના છે?'

'હા; ને કદાચ હું માલવા જાઉં!'

મંત્રીશ્વર વિચારમાં પડ્યા. તે બોલ્યા નહિ, પણ તેને લાગ્યું કે પોતાનું સ્થાન પાટણમાંથી ડગી રહ્યું છે. તેણે દામોદરને કાંઈક પોતાની પૂર્વકડકાઈ ધારીને કહ્યું: 'દામોદર! કેટલાક એમ માને છે કે હું પાટણ તજી દઈશ–પણ હું પાટણ તજવાનો નથી!'

'મને તમારી દયા આવે છે, પ્રભુ!' દામોદર બોલ્યો.

'દયા? કેમ?'

'મારી પાસે આટલો અઢળક વૈભવ હોય, આરાસુરનો પથ્થર વાપરનારો ગણધર હોય, ને માતા અંબાજીનું આપેલું અણમોલું સ્વપ્ન હોય–તો હું એક પાટણ નહિ પણ દસ પાટણ તજી દઉં!'

દામોદરના વાક્યે મંત્રીને વધુ વિચાર કરતો કરી મૂક્યો.

'ગણધર!' વિમલે શિલ્પીને કહ્યુ: 'કાલે તો તેં જેવી મનોરમ મૂર્તિ માતાની કલ્પી છે એવાં બનીને જાણે માતાજી પોતે આવ્યાં હતાં!'

એક ઘડીભરમાં વિમલ જાણે આ પૃથ્વીનો આદમી મટી ગયો.

'ઓ હો હો! શું રૂપ હતું! મેં તમને કહ્યું ના?' તેણે શ્રી સામે જોયું. 'શું રૂપ હતું! મેં એમની ચરણધૂલિ માથે ચડાવી. માતાએ કહ્યું: તને એક અદ્વિતીય વસ્તુની પ્રાપ્તિ થશે. તું કાલે એ માગી લેજે. એવી કઈ વસ્તુ માગું, દામોદર!'

'પ્રભુ! મહાન યોદ્ધાની કીર્તિ!' દામોદર બોલ્યો.

'કીર્તિ? મહેતા! એ તો જળના પરપોટા જેવી વસ્તુ નથી?' શ્રી બોલી.

'ત્યારે? વૈભવ?'

'વૈભવ? આ જે તજી દીધો એ જ? એમાં શું માગવાનું છે?' શ્રીએ કહ્યું.

'ત્યારે તો, મંત્રીરાજ! તમારી નામના રાખે એવો વંશવેલો માગો.'

'હા–એ સાચું, દામોદર!'

'દુનિયામાં જેનો વંશવેલો છે તેનો વિનિપાત પણ છે. કોઈ એક સંતાન એમાં એવું પણ થાય કે જે તમારી માતાની મૂર્તિ વેચી શેર જાર મેળવે. એના કરતાં એકાદ ભવ્ય મંદિરપ્રાસાદની સિદ્ધિ સારી નહિ? એનો વિનિપાત થશે–એનાં ખંડેર બનશે–તો એ રખડતા અવશેષોની પણ જુગજૂની કથા સાંભળી કેટલા લોકો આનંદ પામશે! માણસનો વંશવેલો જ્યારે ખંડેર બને છે, ત્યારે દયા ઉપજાવે છે. વંશવેલાના કીંફાંમાં શું માગવાનું દામોદર!' શ્રીએ કહ્યું.

દામોદર ને મંત્રીશ્વર બન્ને શ્રીની સામે જોઈ રહ્યા.



# કંઠકલ્લોલિના

• પરંપરિત ઝૂલણા •

પૂર્વને પારણે હીંચકતાં હીંચકતાં
નર્મદામાં ઝબોળાય પાની;
કિરણને છંટકાવે દિશાઓ તણી
ઊઘડે લાખ આંખો અજાણી.

અલખને લક્ષ્યમાં દોરતી અમૃતા,
લલિતપથ દીપકલા નંદિની તું :
તું જ રેવા અને ચંદની તું
અહો, એ ઘડી ધન્ય આનંદની તું.

તું વસુધાની સૌન્દર્ય—વાણીકલા
તું પ્રભા સૂર્ય ને ચન્દ્ર કેરી,
સ્વરસુગંધીની પ્રજ્ઞાસુખી પ્રેરણા
નયનથાળી પરે નર્તનેલી.

સુરતથી સિન્ધુને સાંકળે ગૂંથતી
પરમ ઇતિહાસની પંજરી તું :
મીનલદેવી અને મંજરી તું
અહો, પ્રેમ ને શૌર્યની ખંજરી તું.

આંખડી એક દિ' મેં ઉકેલી હતી
શોક, આશાનિરાશા ભરેલી,
ભાવિની સ્વપ્નકુંજોમહીં વિચરતી
કૌમુદી ચન્દ્રમૌલિ વરેલી.

આબુનાં શિખર ને ભવ્ય ગિરનારની
ભેખડે ભેખડે ભૂતસંસારની,
કૈંક ગાથા લખી તેજઅંધારની

ભૂતસંસારના તેજઅંધારમાં
દમકતી દિવ્ય સૌદામિની તું :
સાધવી તું અને સુન્દરી તું
અહો, ગીતની ગોપિકા ગુર્જરી તું
કંઠકલ્લોલિની કિન્નરી તું.

• ઇન્દુલાલ ગાંધી •

# લગ્નમંડપમાં

## શ્રી. સોપાન

[ કિશોર વસુનો પરમમિત્ર છે. એણે ને સૌએ માન્યું છે કે એ બંને એકબીજાં માટે સર્જાયા છે, પણ વસુ તો બીજાની થાય છે. કિશોર પોતાના દિલનો ઘા દિલમાં છુપાવી લગ્નમાં રસ લે છે ને નવદંપતીને અભિનંદન આપે છે. પ્રેમ દુઃખ પામે, ઈર્ષા ન કરે; વેદના ભોગવે, શાપ ન આપે. ]

તમને પ્રશ્ન થશે કે આ વાત કહેવા પાછળ મારો હેતુ શો છે? હેતુ કશો જ નહિ. જે જોયું તે એવું હતું કે કહ્યા વિના રહેવાય જ નહિ. તમે ભલેને લેખક ન હો, પણ તમે ય જો ત્યારે હાજર હોત ને તમે એને ઝીણવટથી જોયો હોત તો એ આખી જ વાત, છેવટ કોઈને પણ, કહ્યા વિના તો તમે રહી જ ન શકત.

કિશોરીલાલ એનું નામ. મૂળ બિહારનો વતની, પણ છેલ્લાં ચાર વરસથી અમદાવાદમાં રહે છે. ગુજરાતી સારું જાણે છે. હિંદી તો એની માતૃભાષા એટલે એમાં તો એ નિષ્ણાત હોય જ, પણ અંગ્રેજી અને ગુજરાતી પણ એટલી સ્વાભાવિકતાથી બોલે છે કે તમે એ સાંભળીને ખુશ ખુશ થઈ જાઓ. એની વાત કરવાની છટા માટે પણ મારે બે શબ્દો કહેવા જોઈએ. એની જબાનમાં માધુર્ય તો છે જ, પણ તે સાથે જે દર્દભરી મસ્તી દેખાય છે તે તો તમને ભાગ્યે જ ક્યાં ય જોવા મળે. આવી મસ્તી એના નિત્યજીવનમાં હશે જ એમ તો હું ન કહી શકું, પણ તે દિવસે તો હતી જ.

વસુ એની દોસ્ત હતી તે સૌ કોઈ જાણતું હતું, પરંતુ એ દોસ્તી આજે યે એના જીવનમાં આટલા જ્વલંત સ્વરૂપમાં બિરાજમાન હશે તેની કલ્પના ભાગ્યે જ કોઈ કરી શકે. વસુ એની સાથે નહિ પણ પેલા વર્તમાનપત્ર...ની ઑફિસમાં કામ કરતા એની જ નાતના અશ્વિન સાથે લગ્ન કરવાની છે એ વાતની એને ત્રણ માસ પહેલાં ખબર પડી હતી. એ વખતે હું એને ઓળખતો નહિ—સાચું કહું તો ગઈકાલે વસુના લગ્નમંડપમાં પહેલવહેલો જ મેં એને જોયો. કોઈ પણ પ્રકારની પૂર્વકલ્પના વિના મેં એનામાં વૈચિત્ર્ય જોયું. એ પછી તો મેં સાંભળ્યું કે વસુ બીજાની થાય છે એવા સમાચાર મળ્યા પછી એ બરાબર આઠ દિવસ સુધી ક્યાંક અદૃશ્ય થઈ ગયો હતો. આઠ દિવસ પછી એ જ્યારે આવ્યો ત્યારે વસુ એને ચિંતાપૂર્વક મળી હતી. વસુની આંખમાં આંસુ હતાં, પણ એની આંખ સુક્કી હતી. એ વસુ પાસે ને સૌની પાસે હસ્યા કરતો હતો. અજાણ્યા એ હાસ્યનો ભેદ જાણી શકતા નહોતા, પણ જાણીતાને ખબર પડી જતી કે એ હાસ્ય રુદન-કટોરીનું સુંદર ઢાંકણ હતું.

હું ને મારી સુલુ હોંશે હોંશે વસુનાં લગ્નમાં ગયેલાં. મને ખબર જ નહિ કે ત્યાં મારે આવું જોવું પડશે. પુરુષોની સાથે હું બેઠો હતો. લગ્ન તો નવી વિધિ પ્રમાણે, ખરું કહીએ તો કશી વિધિ વિના જ થતાં હતાં, પણ જાન અને માંડવાને ભુલાવે એટલાં માણસો આવ્યાં હતાં. ત્યાં હાજર રહેલાં સ્ત્રી-પુરુષોનું મારે વર્ણન નથી કરવું, નહિ તો વળી એમાંથી બે ચાર અવનવી વાતો નીકળી પડે. મારે તો એ કિશોરીલાલની, વસુના કિશોરની, જ વાત કરવી છે. અમે સૌ બેઠાં હતાં ત્યાં દરેકના હાથમાં ગજરો આપવા માટે એક નમણી કુમારિકા થાળ ભરીને આવી. અમે સૌએ તો એ કન્યાએ જે ગજરો આપ્યો તે લઈ લીધો, પણ કિશોરીલાલે એમ ન કરતાં થાળમાંથી એક છૂટું પડી ગયેલું પૂર્ણ ખીલેલું ગુલાબ લઈને છાતી ઉપર ખોસ્યું. આજુબાજુનાં લોકોનું ધ્યાન તો ખેંચાયું પણ કિશોરીલાલે હસીને સૌને ખાતરી કરાવી કે આમ કરવાની પાછળ કોઈ ઈરાદો નથી, માત્ર મસ્તી છે—જુવાન કલાકારને શોભે એવું નિર્દોષ તોફાન છે.

એ પછી તો હાથ ઉપર અત્તર આપવા માટે બીજી કન્યા આવી. મેં માની લીધું કે આમાં પણ આ ભાઈશા'બ જુદા પડશે—અને ખરેખર એમ જ બન્યું. અમે જમણો હાથ આગળ કરી અત્તરની સળી ત્યાં મૂકવા દીધી. કિશોરીલાલે બંને હાથ આગળ કર્યા. અત્તર લગાડનારે એક હાથ ઉપર જ લગાડયું. કિશોરીલાલ હસતો હસતો બોલ્યોઃ

'આ ઉપર પણ લગાડો, હું પરણેલો છું.'

કન્યા હસતી હસતી ચાલી ગઈ.

મને ખબર નહોતી કે કિશોર પરણેલો છે કે નહિ. મેં હસીને કહ્યું કે, 'તો તો બીજા હાથને અત્તર મળી રહેશે.'

એણે ચમકીને મારી સામે જોયું. એના મોં ઉપર ઘેરો વિષાદ હતો. એ હસ્યો પણ વિષાદની છાયા ખસી નહિ. એ બોલ્યો : 'પણ એ અહીં નથી, દૂર દૂર છે.' અને ફરી હસ્યો.

બસ, ત્યારે જ મને ખબર પડી કે આ જુવાન કોઈ દર્દેદિલ છે. પછી તો મેં સુલુને પૂછ્યું ને જાણ્યું કે વસુનો એ અંતરતમ મિત્ર હતો. સૌ કોઈ માનતું હતું કે વસુ અને કિશોર એકમેક માટે જ સર્જાયાં છે. મેં તુરત જ દીવાલ તરફ ગાદી–તકિયા ઉપર વસુ સાથે બેઠેલા અશ્વિનને જોયો. એ પણ ફાંકડો જુવાન હતો. આજે કાંઈક વધુ સુંદર દેખાતો હશે, પણ સુંદર તો હતો જ. વસુ એની પાસે બેઠી હતી. બંનેમાંથી કોઈના મોં ઉપર વિષાદની રેખા નહોતી. તુરત મેં કિશોર સામે જોયું, એ પણ એ ક્ષણે બરાબર ત્યાં જોઈ રહ્યો હતો. હાસ્ય વિલય પામ્યું હતું. વિષાદભરી આતુર આંખો વસુના મુખ ઉપર મંડાઈ રહી હતી. બે ચાર ક્ષણ વીતી હશે ત્યાં હું એને જોઈ રહ્યો છું તે તરફ એનું ધ્યાન ગયું. એ હસ્યો ને શુદ્ધ ગુજરાતીમાં બોલ્યો :

'શું જુઓ છો ?'

'તમારું મોં.' મેં હસીને જવાબ આપ્યો.

'ઉસમેં કયા દેખનેકા હૈ. શાદીવાલોંકે મુંહ દેખો.' એ ફરી હસ્યો.

'ઉનકા તો દેખ લિયા' મેં પણ હિંદીમાં દબાવ્યું. 'આપ અશ્વિન કે દોસ્ત હૈં ?' હું જાણતો હતો છતાં મેં પૂછ્યું.

'થા તો નહિ, લેકિન અબ હુઆ હૂં.'

"કૈસે ?"

"વસુ મેરી દોસ્ત થી–થી કયા, હૈ, અબ ભી હૈ. વહ અશ્વિન......'

'સમજ ગયા.' હું બોલ્યો ને એણે મોં ફેરવી લીધું. મારે તો વાત લંબાવવા ઇચ્છા હતી એટલે મેં પૂછ્યું:

'લેકિન અસલમેં આપ ગુજરાતી હૈં કિ હિંદોસ્તાની ?'

'હિંદોસ્તાની તો ગુજરાતી લોગ ભી હૈં. મૈં બિહારકા રહનેવાલા હૂં. ચાર સાલ સે યહાં આયા હૂં.'

'આપ ગુજરાતી ભી બિલકુલ શુદ્ધ બોલતે હૈં.'

'હાં, વસુકો આપને હિંદીમેં સૂની હૈ ? જૈસી શુદ્ધ ગુજરાતી મૈં બોલતા હૂં, વૈસી હી શુદ્ધ હિંદી વો બોલતી હૈ.'

'આપકે પાસ સે હી સીખી હોગી ?' મેં રહસ્ય જાણવાના ઉત્સાહમાં આવીને પૂછ્યું.

'ખાસ તો સીખી નહિ, લેકિન, જૈસે મૈં ગુજરાતી સીખ ગયા વૈસે વો હિંદી સીખ ગઈ.'

'આપ સાથ પઢતે થે કયા ?'

'ઓહ ! આપ નહિ જાનતે ?' એણે આશ્ચર્ય બતાવ્યું. વસુ અને એની મૈત્રી આખી દુનિયા જાણે છે એવો એનો ખ્યાલ હતો.

'હમ સાથ પઢતે થે ઔર સાથહી કામ કરતે થે.'

'આપકી બીબી......'

'વો તો નહિ હૈ. મૈં અત્તરવાલી લડકી કે સાથ મજાક ઉડા રહા થા. મૈં અવિવાહિત હૂં.'

'ઐસા !' મેં હસીને આશ્ચર્ય બતાવ્યું.

'શાદી મેં મઝા નહિ હૈ દોસ્ત !' એ મારા સાથળ ઉપર ટપલી મારતો હસીને બોલ્યો ને કંઈક હિલચાલ થતાં અશ્વિન–વસુ તરફ જોવા લાગ્યો.

'તમે કરો છો શું ?' મેં હિંદીની મૂંઝવણ ટાળવા શુદ્ધ ગુજરાતીમાં જ પૂછ્યું.

'બસ, એ જ, સંગીત-ચિત્ર.'

'વસુને એનો બહુ શોખ છે, ખરું ?'

'ઓહો ! એ તો વાત જ છોડો. હું થાકીને કામ છોડું, પણ એ છોડે જ નહિ. અમે સાથે જ કામ કરતાં.' છેલ્લું વાક્ય બોલતાં એ હસવાનું ચૂકી ગયો ને એની હતાશા મોં ઉપર ધસી આવી.

'ચિત્રનું ?' મેં પૂછ્યું.

'સંગીત પણ.' એણે જવાબ આપ્યો.

'વસુ હવે તો મુંબઈ જશે ને ?'

'આજ રાત્રે જ જશે.'

'ત્યારે હવે તમારે એકલા જ......'

'અકેલા કૈસે ?' એ હિંદીમાં બોલ્યો, 'કલા-મંદિર મેં બહુત હૈં.'

'લેકિન......'

'લેકિન બેકિન કુછ નહિ, હમ દોનોં આજ કલ એક ચિત્ર બના રહે થે, ઉસમેં દિક્કત આ જાયગી. સિર્ફ વહ અધૂરા રહ જાયગા. ઉસકે બાદ તો......'

'આપ દોનોં એક હી ચિત્ર બના રહે થે ?'

'પહલે દિન સે આજ તક સબ ચિત્ર સાથ હી બનાતે થે, અબ મૈં અકેલા બનાઉંગા.'

'આપ અકેલે બના સકેંગે ?'

'ક્યોં નહિ ? દુઃખ ઔર દર્દકા ભી તો ચિત્ર હો સકતા હૈ.'

હું ચમકી ગયો. એ પણ આવું બોલી જવા માટે પસ્તાયો હોય એમ અટકી ગયો ને બીજી બાજુ જોવા લાગ્યો. એ જ વખતે વિધિ પૂરી થઈ અને બધાં ઊભાં થવા લાગ્યાં. એક ભાઈએ આવી સૌના હાથમાં પાનસોપારી આપવા માંડ્યાં. કિશોરીલાલે પાન તો લીધાં; પણ આજુબાજુમાં પાન નહિ ખાનારનાં પાન પણ એકઠાં કરી ખિસ્સામાં મૂકવા માંડ્યાં. પાન કોરાં હતાં અને ઉપર સોપારીનો ભુકો હતો, એટલે ખિસ્સામાં મૂકવામાં કંઈ જોખમ નહોતું. હું આડી નજરે જોતો હતો તે તરફ એનું ધ્યાન નહોતું. મેં જોયું તો પાંચેક મિનિટમાં પચાસ જેટલાં પાન એણે એકઠાં કરી લીધાં હતાં. મારાથી ન રહેવાયું :

'કેમ આટલાં બધાં ?' મેં પૂછ્યું.

'એક મહિનો તો ચાલશે. ત્યાં સુધીમાં કદાચ એ ચિત્ર પૂરું થઈ જશે. વસુ કે બદલે મેં વસુકી શાદી કે પાન રખ્ખુંગા.'

દિલમાં દુઃખ થયું છતાં હું હસ્યો.

હવે અલ્પાહારનો કાર્યક્રમ હતો એટલે બધાંએ બીજા ખંડમાં જવાનું હતું. બધાં ઊભાં થયાં એટલે વાતો ને મળવાનું ચાલ્યું. અશ્વિન અને વસુને અભિનંદન આપવા માટે સૌ કોઈ જતાં હતાં. કોઈ કોઈ ઓળખાણ પણ અપાતી હતી. અશ્વિન એના મિત્રો વસુને ઓળખાવતો હતો, વસુ પોતાનાં મિત્રો અશ્વિનને ઓળખાવતી હતી. કિશોર આઘો ખસી ગયો હતો. વસુ એને શોધતી હતી, પણ એ દેખાતો નહોતો. એ દૂર ઊભો ઊભો જોયા કરતો હતો.

અર્ધાંક માણસો ઓછાં થયાં ત્યારે એ જે ખૂણામાં હતો ત્યાંથી એકદમ હસતો હસતો આવ્યો ને અશ્વિન સાથે હાથ મિલાવી અભિનંદન આપવા લાગ્યો. વસુ ચમકીને જોવા લાગી. કિશોરે ખૂબ આનંદમાં આવી વસુ તરફ પણ અભિનંદન ઉચ્ચાર્યાં. હું તો એને જોઈ જ રહ્યો હતો. અભિનંદન આપી એ દૂર થયો કે તુરત હું સામે મળ્યો. એનું પડી ગયેલું મોં પ્રયત્નપૂર્વક એણે ઊંચું કર્યું પણ એ હસી તો શક્યો જ નહિ. મારી આંખમાં સહાનુભૂતિ ઊભરાઈ આવી.

'આપકો દુઃખ હોતા હૈ ?' મેં પૂછી લીધું.

'નહિ, નહિ. દુઃખ ક્યોં ? વસુકી શાદી સે મૈં ખુશ હૂં. અશ્વિન અચ્છા જવાન હૈ. બિના શાદી કોઈ રહ સકતા હૈ !'

'આપ ક્યા કરેંગે ?'

'મૈં...મૈં ? મૈં ભી કુછ કર લુંગા.'

'શાદી ?'

'શાદી યા કુછ ભી' એ એટલું બોલતો આઘે ખસી ગયો. હું એની પાછળ ગયો. એ તો આખો ખંડ વટાવી પાછળની અટારીમાં પહોંચ્યો. ત્યાં એના સિવાય કોઈ જ નહોતું. મારા તરફ એનો વાંસો હતો એટલે હું કશું જોઈ શક્યો નહિ, પણ એણે ખિસ્સામાંથી રૂમાલ કાઢી આંખ ઉપર ફેરવ્યો એટલે હું બધું પામી ગયો. મેં પાછળ જઈને એના ખભા ઉપર હાથ મૂક્યો. એણે ચમકીને પાછળ જોયું. મને જોતાં જ એ બોલ્યો :

'આપ ક્યોં મેરે પીછે પડે હૈં?'

હું જવાબ ન આપી શક્યો. એની ઊભરાતી આંખ સામે મારાથી જોઈ રહેવાયું.



# સપત્ની

શ્રી. હરજીવન સોમૈયા

સંગીતમાં–સંગીતના એક સૂરમાં–સિતારના લોખંડના એક નિર્જીવ તંતુમાં પણ અજબ તાકાત હોય છે! એક દિવસ હું બીજાની સિતાર ઉપર ડોલતો હતો, સારું લાગતું, પણ મારી સિતાર બીજાને આટલી ડોલાવનારી હશે, મને પણ તે આટલી બધી ડોલાવી શકે છે એ વાતની મને કલ્પના પણ નહોતી.

મારી વાત હું કહું તે આત્મશ્લાઘા બની જાય, પણ એટલું તો કહ્યા વિના રહેવાતું નથી કે મારી સિતારનો દ્રુમ–મનો પહેલો સૂર નીકળે અને તમે રસ્તા પર ચાલ્યા જતા હો ત્યાં ઊભા ન રહી જાઓ તો હું મારી સિતારને ભાંગી નાખવા તૈયાર છું. એનો પહેલો સૂર તમને રસ્તા ઉપર ખીલા જડીને ઊભા રાખી દેશે અને પછી દ્રુમ–દ્રુમ–દ્રુમમમ્ ના બીજા સૂરો છૂટશે અને તમારે અંગે અંગે વિદ્યુત્ ફરી વળશે. તરત જ યમન–કલ્યાણના સૂરો એની પાછળ આવશે–સદાશિવ ભજ મનાં!–એ સાંભળીને તમારું હૃદય સદાશિવ સાથે એક થવા તલસી ઊઠશે. તમે નમ્રતાથી આંખો બંધ કરી દેશો. અચાનક સામેથી આવતી ગાય તમારા શરીરને ઘસાઈને ચાલી જશે, તેના ધક્કાથી કે મોટર–હોર્નના ચેતવણીના સૂરથી તમે ઝબકીને ભાનમાં આવશો અને ભાન ભૂલીને રસ્તા પર ઊભા રહી જવા માટે મનમાં શરમાઈને ક્રમને આગળ ચાલ્યા જશો.

એક દિવસ રાત્રે ગુલાબી ઠંડી વાતી હતી ત્યારે શાંત વાતાવરણમાં સિતારના મીઠા સૂરો ભળીને સ્નિગ્ધતાનું વર્ષણ કરતા હતા. એની મધુરપમાં મીઠી ઊંઘ લઈને જાગ્યા પછી મોટાભાઈએ કહ્યું, "આજ વહેલી સવારે કોઈ સરસ વગાડતું હતું! સિતાર હતી. તું સાંભળતો હતો?"

"હું જ એ વગાડતો હતો." મેં નીચું જોઈને શરમાઈને જવાબ આપ્યો.

"અરે વાહ! આટલું સરસ વગાડે છે એની તો મને ખબર જ નહિ." મોટાભાઈ મારી હોશિયારી પર ગર્વ અનુભવતા બોલ્યા.

તે દિવસથી મને સિતાર શીખવા માટેની સર્વ અનુકૂળતાઓ કરી આપવામાં આવી. હું વહેલો ઊઠું, મોડો ઊઠું, ગમે ત્યારે દાતણપાણી કરું, દૂધ લઉં કે ના લઉં, જમવાનો પણ એક સમય રહે નહિ, રાત્રે ઘેર આવવાનો સમય પણ નક્કી નહિ, મારી બધી અનિયમિતતાઓ ચલાવી લેવાવા લાગી.

સિતાર શીખવાનો મને પ્રથમ શોખ શા ઉપરથી લાગ્યો તે યાદ નથી, પણ સિતાર મને ગમતી અને

સાંજે કામ પરથી છૂટયા પછી જમતાં પહેલાં એક કલાક નકામો જતો હતો એટલે અનાયાસે જ એક દિવસ સંગીત વિદ્યાલયનાં પગથિયાં ચડી ગયો. સામાન્ય રીતે કલાવિદ્યાના શિક્ષકોનો એ અનુભવ હોય છે કે એમની પાસે આવતા શીખનારાઓ ઘણે ભાગે અધકચરા ઉત્સાહમાં આવે છે, કલાને હસ્તગત કરવા માટે જે ધીરજની જરૂર હોય છે તે તેમનામાં નથી હોતી, એમને તો જાદુગરની જેમ થોડા દિવસમાં બધું શીખી જઈને દુનિયાને એક દિવસ તાજ્જુબ કરી દેવી હોય છે અને પછી નિત્યના ધંધામાં પરોવાઈ જવું હોય છે; એટલે શિક્ષકો એમને શીખવવા કરતાં બડી બડી બાતાં કરવા તરફ જ વધુ લક્ષ આપે છે. મારામાં શીખવા માટે કેટલાં ઉત્સાહ અને ધીરજ હતાં તેની તો મને પોતાને પણ ખબર નહોતી, પણ હું નવ-રાશવાળો માણસ હતો, ભાઈની સાથે ચાર પાંચ કલાક કામ કરવું પડતું પણ તે ન કરું તોપણ ભાઈને ખરાબ લાગે તેમ નહોતું, તેમ મારા મનમાં કોઈ મોટો આદર્શ પણ નહોતો એટલે હું રોજ વિદ્યાલયમાં જતો અને ઉસ્તાદજી વાતો કરે તો વાતો સાંભળતો અને શીખવે તો શીખતો-પણ જે શીખતો તે રોજે રોજનું બરાબર પાકું કરી લાવતો. આમ ધીરે ધીરે તાલ શું, માત્રા શું, સૂર અને રાગ શું, વાજિંત્રો કેટલા પ્રકારનાં હોય છે, સારીગમ શું હોય છે એવી એવી બાબતો, ઉસ્તાદજીની શીખવવાની રીત અટપટી હોવા છતાં, મે ભાતખંડેના ચાર ભાગ ખરીદ્યા હતા તેમાંથી માગી મેળે સમજી લીધી હતી.

આમ હું એકધારી પ્રગતિ કરતો ગયો એથી ઉસ્તાદજીનું ધ્યાન મારી તરફ ખેંચાયુ. એમને લાગ્યુ કે આ છોકરો ખરો. એ મારી તરફ વળ્યા.

હું પણ સંગીતપ્રેમી હતો. મારા અંતરમાં પણ ભાવો હતા, એટલે મારા કહ્યા વિના જ્યારે ઉસ્તાદજીએ પોતે મારા ખોળામાં પહેલી વાર સિતાર મૂકી ત્યારે પ્રથમ વાર માતા બનતી સ્ત્રીના ખોળામાં બાળક આવે અને એને રોમેરોમ આનંદની પુલક ઊઠે તેમ મારે આખે અંગે એક મીઠી ઝણઝણાટી પ્રસરી ગઈ. મેં સિતારને ઊભી કરીને છાતી સરસી લીધી. ભાવના વેગમાં તાર ઉપર આંગળી મૂકી એક ધીમો ઝટકો માર્યો, તાર રણકી ઊઠયો, મારું હૃદય પણ રણકી ઊઠયુ.

"વાહ! તમે તો બતાવ્યા વિના જ આંગળી લગાવી શકયા." ઉસ્તાદજીએ મને શાબાશી આપી હું મલકી ઊઠયો.

સિતારનું શાસ્ત્ર જાણવામાં તો કંઈ બહુ વાર લાગે તેમ હતુ જ નહિ. પહેલી સારેગમ મળી, મે ત્યાં જ બેઠાં સાધી લીધી ઘેર જવાનું મોડું થઈ ગયું પણ ઘેર જતાં આનંદથી મારા પગ ઝડપથી ઊપડતા હતા.

ઘેર આવ્યો ત્યારે જોયું તો સૌ મારી રાહ જોઈને બેઠાં હતાં. "કેમ મોડો આવ્યો?" મોટા-ભાઈએ પૂછ્યું.

"આજે સિતારની પહેલી સારેગમ મળી એટલે એની પ્રથમ વિધિમાં વાર લાગી." મેં ધીમેથી કહ્યું.

"ચાલો, કયારનાં રાહ જોઈએ છીએ, વાળુ કરવા બેસી જ જઈએ."

જમતાં જમતાં પણ જે ઉતાવળથી હું જમતો હતો તેમાં મારો આજનો આનંદ વ્યક્ત થતો હતો.

બીજે દિવસે મોટાભાઈને કહીને કામ પરથી હું વહેલો છૂટી આવ્યો અને એકદમ વિદ્યાલયમાં આવ્યો. ત્યારે હજી કોઈ આવ્યુ નહોતું, એક નોકર જ હતો. મે એકદમ એક સિતાર લીધી. કાલનો પાઠ યાદ છે કે નહિ તેની ખાતરી કરવા બે ચાર વાર બજાવી લીધુ, બરાબર પાકું હતું. આજ ઉસ્તાદજીને આવતા જરા મોડું થયું. આવ્યા પછી એમણે આગલી રાતે પોતે એક જલસામા ગયા હતા ત્યાં કેવી ચર્ચાઓ થઈ હતી અને પોતાનો મત શો હતો, આજે બપોરે એમને ત્યાં પાર્ટી ને નાસ્તો આપ્યો હતો એટલે અત્યારે આવતાં મોડું થયુ ઈત્યાદિ વાતો વિસ્તારથી કરી. મારા મનમાં તો બીજી સારેગમ લેવાની અધીરાઈ હતી, પણ શબ્દોમાં એ વ્યક્ત કરવાની મારી ટેવ નહોતી એટલે મેં એમની વાતો પૂરી થવા દીધી. વાતો પૂરી થયે એમણે જ મને પ્રથમ પ્રશ્ન કર્યો, "કેમ, કાલનો પાઠ તૈયાર છે?"

"જી હા." મેં કહ્યું.

"અને હવે તમારી પોતાની સિતાર લઈ લો. પોતાના સાજ પર બજાવવાની લિજ્જત ઓર હોય છે."

"જી હા." મેં કહ્યું.

પછી સંગીતની બીજી થોડી વાતો અને સમજણો સૌને સાથે મળી. ઉસ્તાદજીએ સૌને થોડું થોડું બતાવી દઈ મને પૂછ્યું, "આજ હવે બીજી સારેગમ લેવી છે ને ?"

"જી હા."

"ચાલો, લો સિતાર."

મેં સિતાર લીધી. પ્રથમ આગલા દિવસનો પાઠ વગાડી આપ્યો, પછી એમણે નવો પાઠ આપ્યો. મોડું થઈ ગયું હતું એટલે એ પાઠ ત્યાં કરી લેવાને રોકાવાય તેમ નહોતું. હું ઝટપટ ઊઠ્યો અને ઘેર આવ્યો.

આજે પણ મોડો આવ્યો અને કામ પરથી તો વહેલો જ નીકળ્યો હતો એટલે મોટાભાઈ જરા ગુસ્સે થઈ ગયા. "જમવાનો તો સમય સાચવતો જા."

નીચે મોઢે જમીને હું મારી ઓરડીમાં આવ્યો. મારી પાછળ જ મારી પત્ની આવી. "મોટાભાઈ કેવા ગુસ્સે થઈ ગયા!" એ બોલી.

"મોટા છે, અને આપણો વાંક છે, કહે!" મેં કહ્યું.

"મોડું ન કરતા હો તો!" એ બોલી.

"જાણીજોઈને થોડું મોડું કરું છું?" હું બોલ્યો.

"એવું શીખ્યા વિના શું બગડી જાય છે?" એ બોલી.

એ પ્રશ્નનો જવાબ શું હોઈ શકે? હું ચૂપ રહ્યો. મારા મનમાં તો ઊલટો એ પ્રશ્ન ઘૂંટાતો હતો કે મોટાભાઈને સિતાર ખરીદવાની વાત કેવી રીતે કહેવી? મને ચૂપ જોઈને મારી પત્ની પણ કંઈ ન બોલી.

બીજે દિવસે સવારે મોટાભાઈ અને હું દૂધ પીતા બેઠા હતા. મોટાભાઈ કંઈક આનંદમાં લાગતા હતા એટલે મેં ધીમેથી કહ્યું, "એક સિતાર ખરીદવી પડે તેમ છે?"

"ખરીદી લજે. બિલ દુકાનેથી ચૂકવી દેશે." એ બોલ્યા.

મારા હર્ષનો પાર ન રહ્યો. હું એ જ વખતે ઉસ્તાદજીને ઘેર ગયો, બોલ્યો, "આપ મારી સાથે આવી શકશો? સિતાર આપ ખરીદી આપો તો સારું."

"ખુશીથી, ચાલો." ઉસ્તાદજી મારા પર ખુશ હતા. એમના ઘરમાં કોઈ હતું નહિ એટલે કોઈની એમણે રજા માગવાની નહોતી. એ તુરત ઊભા થઈ મારી સાથે બજારમાં ચાલ્યા. એક સરસ સિતાર ખરીદી આનંદથી નાચતો હું ઘેર આવ્યો.

"કેમ? સિતાર, બીજું શું?" મેં જવાબ આપ્યો અને એકદમ ખોળ ખોલીને તારો ઉપર આંગળી ચલાવવા લાગ્યો. દ્રુમ્-દ્રુમ્થી આખું ઘર ગાજી ઊઠ્યું.

"હવે અત્યારે મૂકશો? મોટાભાઈ તો જમીને ક્યારના યે ગયા. તમે તો હજી નાહ્યા પણ નથી. બસ, એકદમ ભાગ્યા બહાર. તમારું જમવાનું પતાવો તો અમારું પતે ને! બા પણ નથી જમ્યાં." એ છંછેડાઈને બોલી.

હું નારાજ થઈને ઊઠ્યો. નાહ્યો, જમ્યો, પણ મારું ચિત્ત તો ક્યારનું આગલો પાઠ બજાવી લેવામાં હતું એટલે જમીને એકદમ ઓરડીમાં પાછો આવી ગયો અને સિતાર ઉઠાવી બજાવવું શરૂ કરી દીધું. બપોરનો એકાદ બે વાગ્યાનો સમય થઈ ગયો હશે. ઘરનું બધું કામ પતાવીને મારી પત્ની ઓરડીમાં આવી, "કામે નથી જવું?" એણે પૂછ્યું.

મને કામે જતાં કદી આળસ નહોતી આવી, આજે થયું કે કામે જવાનું ન હોત તો સારું હતું. જવાબ આપ્યા વિના હું બેસી રહ્યો.

"હવે ઊઠો, વગાડવાના દિવસ તો રોજ આવશે." એ બોલી અને મારા હાથમાંથી સિતાર લઈ લઈને

ટેબલ પર મૂકી. મને એ બહુ ખરાબ લાગ્યું. હું નારાજ થતો ઊભો થયો. સિતારને ઠેકાણે મૂકી દીધી અને કોટ પહેરીને દુકાને આવ્યો.

પણ કામમાં મારું ચિત્ત ચોટ્યું નહિ. મોટાભાઈ તો લગભગ આખો દિવસ બહાર ફરતા. દુકાને હું બેસતો પણ મહેતા–મુનીમો પણ હતા એટલે હું ક્યારેક ન બેસું તોપણ ચાલે ખરું. બે કલાકમાં તો મારું અંગ જાણે કળવા લાગ્યું. મહેતાજીને કહી દીધું, "મોટાભાઈ આવે તો કહેજો કે હું ઘેર ગયો છું." અને હું દુકાનેથી નીકળી ઘેર પાછો આવ્યો. એ વખતે સવિતા, મારાં બા અને ભાભી અનાજ સાફ કરવા બેઠાં હતાં. મને આટલો વહેલો ઘેર આવેલો જોઈ સવિતા હળવેથી ઊઠી મારી પાસે આવી. "કેમ?" એ બોલી.

"આજે વિદ્યાલયમાં જલદી જવું છે." કહીને ખીંટીએથી મેં સિતાર ઉતારી અને બહાર જવા નીકળ્યો.

"પછી, જમવા ક્યારે આવવાના?"

"બરાબર વખતે આવી જઈશ." હું એકદમ બહાર નીકળી ગયો.

વિદ્યાલય તો આ વખતે બંધ હોય એટલે હું એક જાહેર બગીચામાં આવ્યો અને આગલા પાઠ વગાડવા લાગ્યો. મને એ ભાન જ ન રહ્યું કે આવી રીતે જાહેર સ્થળે બજાવવું સારું ન કહેવાય. વિદ્યાલયનો સમય થયો એટલે હું વિદ્યાલયે ગયો. ઘેર પાછો આવ્યો ત્યારે જમવાનો વખત થતો જ હતો એટલે મોટાભાઈનું કે સવિતાનું કંઈ સાંભળવું પડ્યું નહિ.

પણ ધીરે ધીરે રસ તો જામવા જ લાગ્યો. ક્યારેક તો શું પણ લગભગ રોજ હું સાંજનો જમવાનો વખત ચૂકવા લાગ્યો. ઉસ્તાદજીને મને શીખવવામાં રસ આવ્યો હતો. એમનો હું પ્રિય શિષ્ય બન્યો હતો એટલે મને નવા નવા પરિચયો કરાવવા અને નવા નવા અનુભવો કરાવવા જલસાઓમાં પોતાની સાથે લઈ જવા લાગ્યા. બધા વિદ્યાર્થીઓના ગયા પછી મને ખાસ સમય આપીને નવી નવી ચીજો અને બજાવવાની નવી નવી રીતો બતાવવા લાગ્યા. મને એમાં ખૂબ રસ પડતો– હું એને ઝડપથી ઝીલી પણ લેતો, પણ આથી ઘરમાં રહેવાનું મારાથી ઓછું બનવા લાગ્યું. મોટાભાઈને સંગીત સામે કંઈ વેર નહોતું, મારા પર પ્રેમ હતો એટલે હું સંગીત શીખું તેમાં તેઓ ઊલટા રાજી હતા, કલાક અર્ધો કલાક એની પાછળ આપું તે તેમને સારું પણ લાગતું–પણ આ અનિયમિતતા તો એમને પણ સાલી.

રોજના કલાકનો દોઢ કલાક, દોઢના બે અને બેના ત્રણ કલાક તો જોતજોતાંમાં થઈ ગયા. દુકાને જવા–આવવાનું તો માત્ર બહાનું જ રહ્યું–એટલે એક દિવસ મોટાભાઈએ કહ્યું, "મોહન, આ હવે અતિરેક થાય છે."

વસ્તુ ગમે તેવી સારી હોય પણ તેનો અતિરેક તો ખરાબ જ હોય છે એ ભાવ એમના બોલવામાં હતો તે હું સમજી ગયો. ઠપકો સાંભળીને હું નીચું જોઈ ગયો.

તે દિવસે મારું મન વ્યગ્ર બની ગયું. દુકાને હું આખો દિવસ બેઠો. વિદ્યાલયમાંથી માત્ર આંટો મારીને જ પાછો બહાર નીકળતો હતો ત્યાં ઉસ્તાદજીએ પૂછ્યું, "કેમ, કાલના ગીતનો અંતરો નથી લેવો?"

"જી, આજે ઘેર કામ છે. ઘેર મારી મેળે સાધી લઈશ." મેં જવાબ આપ્યો.

"હા, એવી રીતે શીખવાની ટેવ પાડવી એ પણ જરૂરી છે." ઉસ્તાદ બોલ્યા.

ઘેર આવ્યો, સૌ જોડે જમ્યો, પણ મન આનંદમાં ન આવ્યું. રાત્રે સવિતાએ કહ્યું, "મોટાભાઈએ એટલુંક કહ્યું તેમાં આટલું બધું શું લઈ બેઠા છો! જમતાં જમતાં તમે જોયું? મોટાભાઈને પણ ગમતું નહોતું"

મેં જવાબ ન આપ્યો.

સવિતાએ મારું ઓછાડું ઝાટકી આપ્યું. હું આડો પડ્યો. સવિતા બાજુમાં બેઠી

"પણ તમે ય મંડ્યા તો બસ મંડી જ પડ્યા. જે વસ્તુથી સાવ ઘરના જ મટી જઈએ તે ગમે તેટલી

સારી હોય તોપણ શું કામની?" એ બોલી. મેં કંઈ જવાબ ન આપ્યો. થોડીવાર એણે વાતો આગળ લંબાવવા પ્રયત્ન કર્યો પણ હું બોલ્યો જ નહિ એટલે એ પણ રોષ કરીને ઊઠીને ચાલી ગઈ.

મોટાભાઈએ અલબત્ત મને કંઈ જ કહ્યું નહોતું, છતાં કોણ જાણે કેમ મને બહુ ખરાબ લાગી ગયું. રાત્રે કેમેય ઊંઘ ન આવે. આખરે બે એક વાગ્યા એટલે પથારીમાં બેઠો થયો. પથારીની ઉપરની જ ખીંટીએ સિતાર ટાંગેલ હતી તે હાથમાં લીધી અને કોઈ જાગે નહિ તેમ ધીમા સૂરો લેવા લાગ્યો. એક પછી એક સૂરો નીકળતા ગયા અને ચિત્ત પ્રફુલ્લ થતું ગયું. આગલા દિવસનું ગીત લીધું. શાંત વાતાવરણ એના સૂરોથી ભરાઈ ગયું. ધ્રુવપદ બેવડાવી બેવડાવીને લેવા લાગ્યો. અને એમાં એટલો તલ્લીન થઈ ગયો કે સ્વયંસ્ફુરણાથી જ એમાંથી અંતરના સૂરો પ્રગટી આવ્યા. ક્યાં ય સુધી વગાડ્યા કર્યું અને પછી ચિત્ત શાંત થઈ જતાં સિતાર બાજુમાં જ મૂકીને ઊંઘી ગયો.

મને તો ખબર જ નહોતી કે મોટાભાઈ નીચે પથારીમાં સૂતા સૂતા ગીતના સૂરોનો આસ્વાદ લેતા હતા. સવારે એમણે એની પ્રશંસા કરી ત્યારે જ મેં એ જાણ્યું. એમને ખાતરી થઈ કે હું સિતાર પાછળ જે સમય આપું છું તે એળે જતો નથી, એટલે એમણે મને સર્વ પ્રકારે છૂટ આપી દીધી. ઘરમાં બધું મારી જ અનુકૂળતાએ ગોઠવાવા લાગ્યું. મારે માટે મારો ખાસ ઓરડો નક્કી થઈ ગયો.

હવે તો હું સિતાર પાછળ ગાંડો જ બન્યો. પાંચ પાંચ કલાક અને ઘણી વાર તો વહેલી સવારથી બપોરના બાર બે વાગ્યા સુધી, અને સાંજના વહેલી સાંજથી મધરાત સુધી, અને ક્યારેક તો આખી રાત સિતાર અને સંગીત લઈને ઉસ્તાદજી અને હું બેસી રહેતા. પ્રથમ અમે મારા ઓરડામાં બેસતા પણ એકવાર બા ગુસ્સે થઈ ગયાં, "તને તે કંઈ ભાન છે કે નહિ? વખત કવખત જોયા વિના બસ એ ને એ ઢુમ-ઢુમ ને હાહા હુહુ માંડ્યું જ હોય છે. તમારે તો ન સૂવું પણ અમને ઊંઘવા દેવાં કે નહિ? આ રાતે બે વાગે આવીને કમાડ ઠકઠકાવવું, સવારે ચાર વાગે નહિ ત્યાં ભેંકડા તાણવા માંડવા-બહુ રસ હોય તો મેદાનમાં જઈને બેસોને!"

બાના ગુસ્સામાં બોલાયેલાં આ વાક્યોએ મને તો મદદ જ કરી. તે દિવસથી અમે સિતાર અને સંગીતની ચોપડી લઈને ખુલ્લા મેદાનમાં મ્યુનિસિપાલિટીના દીવા નીચે બેસવા લાગ્યા. નજીકમાં વસ્તી નહિ કે ખાસ કંઈ અવરજવર નહિ એટલે અમને એ ઠીક ફાવ્યું.

પણ થોડા દિવસ આમ ચાલ્યું ને એકવાર મોટાભાઈ બોલ્યા, સામાન્ય રીતે મોટાભાઈ કદી કશું કહે નહિ એટલે તેઓ જ્યારે કંઈ કહેવા મને બોલાવે ત્યારે મારા હાથપગ ધ્રૂજવા જ લાગે. મોટાભાઈએ મને પૂછ્યું, "સિતારનો કોઈ મર્યાદિત સમય માટેનો કોર્સ હોય છે કે સંસારનાં બીજાં તમામ કર્મધર્મ છોડી જિંદગી પૂરી થાય ત્યાં સુધી એ જ રહે છે?"

મોટાભાઈના મોંમાંથી આવું સખત વચન કદી નહોતું નીકળ્યું. હું અવાક્ થઈ ગયો.

"જા, મારે તને કંઈ સમજાવવાનું હોય જ નહિ, વિચાર તારે જ કરવાનો હોય, હું તો માત્ર તારા ખ્યાલમાં જ લાવું કે અમુક બાબત પર વિચાર કરવા જેવું કે નહિ? જા."

હું નીચે મોઢે મારા ઓરડામાં પાછો આવ્યો. સવિતા ત્યાં જ હતી. હું ખાટલા પર બેઠો. થોડીવારે બોલ્યો, "તેં જ ધમાલ કરી હશે. નહિ તો મોટાભાઈ આટલા બધા મારા પર કદી ગુસ્સે ન થાય."

"મેં ધમાલ તો કંઈ નહોતી કરી, પણ તમે ઘડી વારે ય મારી પાસે બેસતા નથી, તમારી સાથે વાત કરવાનો પણ પ્રસંગ મને આવતો નથી, મને ય અકળામણ તો થાય ને? સિતાર તો જાણે મારી શોક્ય જ બની બેઠી." એ બોલી.

હું ચુપચુપ સાંભળી રહ્યો.

તે દિવસથી મેં સિતારને પેટીમાં મૂકી દીધી. પાછો અસલ નિયમ પ્રમાણે રોજ એક જ સમયે ઊઠવું, પ્રાતઃકર્મ કરવાં, દુકાને જવું, સાંજે દુકાનેથી

પાછા આવી ક્યાંય ફરવા પણ ન જતા ઓરડામાં આવીને સૂનમૂન બેસુ, વાળુ સમયે વાળુ કરવા બેસુ, થોડીવાર મોટાભાઈ પાસે બેસું એ વાતો કરે તે સાંભળ્યા કરુ, રાત્રે સૂઈ જઉં એક બે વાર ઉસ્તાદજી ઘેર ખબર કાઢવા આવી ગયા, જવાબ આપ્યો, "કામ ઘણું રહે છે, વગાડવા બેસી શકાતુ નથી" દિવસે દિવસે શુષ્ક બનતો ગયો મન અંદરથી મોટે મોટે બોલ્યા કરતુ હતુ, "શોકય!"

મોટાભાઈ તો મારી સૂક્ષ્મ ક્રિયાઓને પણ જોતા જ રહેતા હોય. અઠવાડિયુ આમ ચાલ્યુ એટલે તેઓ પોતે જ દુખપૂર્વક બોલ્યા, "તને એમ તો કહ્યુ જ નહોતું કે સિતારને પેટીમા પૂરી દે નાહક શા માટે દુખી થાય છે અને દુખી કરે છે?"

મે જવાબ ન આપ્યો પણ બા મોટાભાઈને ઉદ્દેશીને બોલ્યા, "તુ એને આમ જ છૂટ કરી દે છે નહિ વગાડે તો કાંઈ જ ખોટ નહિ આવવાની એ તો સાવ બોધો છે, જે હાથમા આવ્યું તેની પાછળ જ મંડ્યો રહે છે, એટલે વધુ ચાર દિવસ આમ ને આમ ચાલશે તો એની મેળે બધુ ભુલાઈ જશે"

બાના વચનોથી મને સખત આઘાત લાગ્યો મારી આખમા એકદમ પાણી આવી ગયા મોટાભાઈએ બા તરફ જોયુ, "બા—!" બા ચૂપ થઈ ગયા

બપોરે દુકાને કંઈક વાત કાઢીને મોટાભાઈએ મને ફરીથી કહ્યુ, "તુ આમ રહે તે મને જ ન ગમે માણસે થોડો સમય તો દુનિયાને ભૂલી પોતાના પ્રિય વિષયને આપવો જોઈએ પરિસ્થિતિ જોઈ એની મર્યાદા બાધી લેવાય તો એથી કઈ નુકસાન નથી થતુ આજે જરૂર વિદ્યાલયમાં જજે'

ઘેર સવિતાએ પણ મને કહ્યુ, 'તે દિવસે મે તમને સિતાર સાવ છોડી દેવાનું કહ્યુ હતુ? મોટાભાઈ કહેતા હતા કે રવિવારે તમારા ઉસ્તાદજીને તમારે અહીં બોલાવી લાવવાના છે તેઓ પોતાના મિત્રોને પણ બોલાવવાના છે તમારે બન્નેએ ત્યારે ગાવાનુ છે એટલે જો કઈ તૈયાર કરવાનુ હોય તો બે દિવસમા કરી લો" પછી એણે જાતે જ પેટીમાથી સિતાર કાઢી મારા હાથમાં મૂકી મારુ મો મલકી ઊઠ્યું' સવિતા પણ હસી પડી "તું જ બધા કજિયાની કરનારી છો" હુ એને ટપલી મારીને બોલ્યો અને સિતાર લઈને વિદ્યાલયે ગયો

ઘણે દિવસે આવેલો જોઈને ઉસ્તાદજી મને જોતા જ બોલી ઊઠ્યા, "આવી ગયા કે? સારુ થયુ તમારા જેવા પણ જો સગીતને વિસારી દે તો પછી જગત નીરસ બની જાય. કાલે જ એક મિજલસમાં એક નવી તરજ સાભળવા મળી. જુઓ, કેમ લાગે છે?"

એમણે એક હાથની આગળીઓને પડદા પર નાના નાના કૂદકા મરાવવા માડ્યા અને બીજા હાથની આગળીઓથી તારો ઝણઝણાવવા માડ્યા

"હુ વગાડુ, જુઓ જોઈએ!" મે મારી સિતાર લીધી

"વાહ, વાહ! આબાદ નકલ!' ઉસ્તાદજી હર્ષથી છલકાઈને મારી પીઠ થાબડવા લાગ્યા

પછી એ અમારે ત્યાની આવતા રવિવારની મિજલસની વાત કરી તેઓ બોલ્યા, "મને કદી વાંધો હોય એમા?"

અમારી રવિવારની મિજલસ સફળ થઈ ઘરના માણસો—બા અને સવિતા સુદ્ધા—ખુશ થયા

ફરીથી ઉસ્તાદજી અને મારી બેઠકો જામવા લાગી, પણ આ વખતે મને હર પળે મોટાભાઈનુ સ્મરણ રહેવા લાગ્યુ હતુ મોડુ થઈ જાતુ રહ્યુ ખરુ નહિ, અને સૌ એને ક્ષમ્ય ગણતા—કેવળ સવિતા ક્યારેક ચિડાઈ જતી. પણ હું એને કહેતો, "આટલુ ય તારાથી સહન નથી થતુ? તારા સિવાય દુનિયામા બીજુ પણ મારે કંઈ હોય કે નહિ?" એનો જવાબ એ ન આપી શકતી એક વખત એને બહુ વિચાર પછી જવાબ સૂઝ્યો હશે એટલે બોલી હતી, "પણ અમને તો તમે જ એક આનદનું ઠેકાણુ છો" પણ એ જવાબને તો હુ તરત જ ભૂલી ગયો એનું ચિડાવુ કાયમ રહ્યુ પણ મને થયુ કે એનો સ્વભાવ એવો છે, એ તરફ બહુ ધ્યાન આપવા બેસીએ તો

દુનિયામાં કંઈ કામ ન થાય. મારો ક્રમ અબાધિત રીતે ચાલુ રહ્યો.

પણ એક દિવસ આ સામાન્ય ક્રમે અસામાન્યતું સ્વરૂપ લઈ લીધું. એક મોટો જલસો હતો. સ્થાનિક અને બહારના મોટા મોટા ગવૈયા અને બજવૈયા એકઠા થયા હતા. શ્રોતાઓની સંખ્યા પણ જબરી હતી. ગાનાર અને વગાડનાર દરેક જણ પોતપોતાના મનમાં પોતાની આવડતનો ફાંકો લઈને આવ્યા હતા. "ફલાણો ? એંહ-! બચ્ચું છે બચ્ચું હજી !" "ક્યા હુઆ બુઢ્ઢા હૈ તો ? આ તો આવ્યો નવો જમાનો–નયા જમાના નયી રીત. બુઢ્ઢા ક્યા જાને નયે કી બાત ?"

વૃદ્ધો અને જુવાનોની આમ હડ વધી ગઈ. એક બુઢ્ઢા ઉસ્તાદથી આ ન સહેવાયું. એ પોતાની સિતાર લઈને વચમાં કૂદી આવ્યો. "આવો, જુવાનમાંથી કોણ આવે છે પોતાનાં નવાં તબલાં લઈને પડમાં ? અસલ વાત તો તાલની છે ને ? કોણ પહેલું તાલ ચૂકે છે તેની હમણાં ખબર પડી જશે."

બધા એની સામે જોઈ રહ્યા. જુવાનોમાંથી તબલાં લઈને કોઈ આગળ આવે તે જલદી માની ન શકાય. સૌ આમ તેમ જોતા હતા ત્યાં થોડીવાર રહીને એક જુવાન ધીમેથી ચાલીને વચમાં આવ્યો. "હું ગુમાન નથી કરતો બાબાજી, પણ ચાલો, સૌને ગમ્મત મળશે."

સિતારીએ બે વાર તારને ધ્રુજાવ્યો કે જુવાને તાલ સમજી લીધો. બરાબર સમ લઈને એણે ધીરેથી શરૂ કરી દીધું. થોડીવાર ધીમેથી ચાલ્યું પણ પછી અચાનક સિતારીએ ગતિને દ્રુત કરી દીધી. તબલચી સિતારીની આંગળીઓનું બરાબર નિરીક્ષણ કરતો હતો. જરા પણ ભૂલ્યા વિના તે તેની સાથે થઈ ગયો. પછી ક્યારેક સિતારી મંદ તો ક્યારેક દ્રુત એમ રહી રહીને પલટા આપવા લાગ્યો. જુવાન જરા યે ગભરાયા વિના એની સાથે જ રહેતો હતો. અમે તાજ્જુબ થઈ ગયા. વારે વારે 'વાહ વાહ'ના ઉદ્ગારો અમારાં મોંમાંથી નીકળતા હતા. રાત ક્યાં નીકળી ગઈ તેની કોઈને ખબર ન પડી. તડકા કેટલા ચડી ગયા ત્યારે યજમાને વિનતિ કરી, "બાબાજી, માફ કરો. અને આટલાથી આપે સમજી લેવું જોઈએ કે જુવાન આપનાથી ચડિયાતા નહિ તો ઊતરતા તો નથી."

"નહિ, નહિ, એમ હું વાતને છોડવાનો નથી." બાબાજી બોલ્યા.

"તો હવે અત્યારે જરા આરામ લઈ લો. મોં સાફ કરો, સ્નાન કરવું હોય તોપણ સગવડ થઈ શકશે, નાસ્તો લઈને પછી શરૂ કરજો." યજમાને કહ્યું.

"હાં, એમાં હરકત નથી." બાબાજી બોલ્યા.

આટલા બધા માણસોને માટે અહીં સ્નાનની સગવડ તો ક્યાંથી હોય, પણ સૌએ દાતણપાણી કરી નાસ્તો કર્યો. મને ઇચ્છા થઈ કે ઘેર જઈ આવું, પણ પ્રસંગ એવો રસિક હતો અને જઉં અને પાછળથી શરૂ થઈને પૂરું પણ થઈ જાય તો ? એ વિચાર પણ આવતો હતો એટલે બેસી રહ્યો. આજુબાજુ જોયું પણ ઘેર ખબર આપવા મોકલી શકાય તેવું કોઈ જણાયું નહિ.

હરીફાઈ ફરી ચાલુ થઈ. આ વખતે બુઢ્ઢાએ કંઈ નવું વિચારી લીધું હતું, પણ તબલચીએ પણ જાણે નક્કી કરી લીધું હતું કે હવે બચાવનો વ્યૂહ છોડી આક્રમણ જ કરવું, એટલે હવે તો એણે જ સિતારીને પોતાની પકડમાં લેવાનો પ્રયત્ન કરવા માંડ્યો. પણ સિતારી ગાંજ્યો જાય એમ ક્યાં હતો ? અને એમ બંનેની બરાબર ચગી ! એ-હમણાં આ ચૂક્યો, ના, પેલો ચૂક્યો' એમ બોલતા સૌ ઉત્સાહમાં ઊભા થઈ જવા લાગ્યા–પણ એમાંથી કોઈ ચૂકતું નહોતું. બપોરે સૌને માટે ભોજન આવ્યું, બધા ત્યાં બેઠા બેઠા જ જમ્યા, બજવૈયાઓ સામે થાળીઓ મૂકી પણ એમણે ઈશારાથી જ એ પાછી લઈ જવાનું સૂચવી દીધું.

"ક્યા કમાલ ! બુઢ્ઢો જાય એમ
તો જુવાન પણ ક્યાં કમ છે ?
અચ્છી કી !" આવાં ભિન્ન [illegible] માં

પાછા આવી ક્યાંય ફરવા પણ ન જતા ઓરડામાં આવીને સૂનમૂન બેસું, વાળુ સમયે વાળુ કરવા બેસું થોડીવાર મોટાભાઈ પાસે બેસું એ વાતો કરે તે સાંભળ્યા કરું, રાત્રે સૂઈ જઉં એક બે વાર ઉસ્તાદજી ઘેર ખબર કાઢવા આવી ગયા, જવાબ આપ્યો, "કામ ઘણું રહે છે, વગાડવા બેસી શકાતું નથી" દિવસે દિવસે શુષ્ક બનતો ગયો મન અંદરથી મોટે મોટે બોલ્યા કરતું હતું, "શોક્ય!"

મોટાભાઈ તો મારી સૂક્ષ્મ ક્રિયાઓને પણ જોતા જ રહેતા હોય અઠવાડિયું આમ ચાલ્યું એટલે તેઓ પોતે જ દુઃખપૂર્વક બોલ્યા, "તને એમ તો કહ્યું જ નહોતું કે સિતારને પેટીમાં પૂરી દે નાહક શા માટે દુઃખી થાય છે અને દુઃખી કરે છે?"

મે જવાબ ન આપ્યો પણ બા મોટાભાઈને ઉદ્દેશીને બોલ્યા, "તું એને આમ જ છૂટ કરી દે છે નહિ વગાડે તો કાંઈ જ ખોટ નહિ આવવાની એ તો સાવ ઘેલો છે, જે હાથમાં આવ્યું તેની પાછળ જ મંડ્યો રહે છે, એટલે વધુ ચાર દિવસ આમ ને આમ ચાલશે તો એની મેળે બધું ભુલાઈ જશે"

બાના વચનોથી મને સખત આઘાત લાગ્યો મારી આંખમાં એકદમ પાણી આવી ગયા મોટાભાઈએ બા તરફ જોયું "બા—' બા ચૂપ થઈ ગયા

બપોરે દુકાને કંઈક વાત કાઢીને મોટાભાઈએ મને ફરીથી કહ્યું, "તું આમ રહે તે મને જ ન ગમે માણસે થોડો સમય તો દુનિયાને ભૂલી પોતાના પ્રિય વિષયને આપવો જોઈએ પરિસ્થિતિ જોઈ એની મર્યાદા બાંધી લેવાય તો એથી કંઈ નુકસાન નથી થતું આજે જરૂર વિદ્યાલયમાં જજે'

ઘેર સવિતાએ પણ મને કહ્યું, 'તે દિવસે મે તમને સિતાર સાવ છોડી દેવાનું કહ્યું હતું? મોટાભાઈ કહેતા હતા કે રવિવારે તમારા ઉસ્તાદજીને તમારે અહીં બોલાવી લાવવાના છે તેઓ પોતાના મિત્રોને પણ બોલાવવાના છે તમારે બંનેએ ત્યારે ગાવાનું છે એટલે જો કંઈ તૈયાર કરવાનું હોય તો બે દિવસમાં કરી લો" પછી એણે જાતે જ પેટીમાંથી સિતાર કાઢી મારા હાથમાં મૂકી મારું મેં મલકી ઊઠ્યું સવિતા પણ હસી પડી "તું જ બધા કજિયાની કરનારી છો" હું એને ટપલી મારીને બોલ્યો અને સિતાર લઈને વિદ્યાલયે ગયો

ઘણે દિવસે આવેલો જોઈને ઉસ્તાદજી મને જોતા જ બોલી ઊઠ્યા, "આવી ગયા કે? સારું થયું તમારા જેવા પણ જો સંગીતને વિસારી દે તો પછી જગત નીરસ બની જાય. કાલે જ એક મિજલસમાં એક નવી તરજ સાંભળવા મળી જુઓ, કેમ લાગે છે?"

એમણે એક હાથની આંગળીઓને પડદા પર નાના નાના કૂદકા મરાવવા માંડ્યા અને બીજા હાથની આંગળીઓથી તારો ઝણઝણાવવા માંડ્યા

"હું વગાડું, જુઓ જોઈએ!" મે મારી સિતાર લીધી

'વાહ વાહ! આબાદ નકલ!' ઉસ્તાદજી હર્ષથી છનકાઈને મારી પીઠ થાબડવા લાગ્યા

પછી મે અમારે ત્યાંની આવતા રવિવારની મિજલસની વાત કરી તેઓ બોલ્યા, "મને કદી વાંધો હોય એમાં?"

અમારી રવિવારની મિજલસ સફળ થઈ ઘરના માણસો—મા અને સવિતા સુદ્ધાં—ખુશ થયા

ફરીથી ઉસ્તાદજી અને મારી બેઠકો જામવા લાગી, પણ આ વખતે મને હર પળે મોટાભાઈનું સ્મરણ રહેવા લાગ્યું હતું મોડું થઈ જતું પણ બહુ નહિ, અને સૌ એને ક્ષમ્ય ગણતાં—કેવળ સવિતા ક્યારેક ચિડાઈ જતી. પણ હું એને કહેતો, "આટલું ય તારાથી સહન નથી થતું? તારા સિવાય દુનિયામાં બીજું પણ મારે કંઈ હોય કે નહિ?" એનો જવાબ એ ન આપી શકતી એક વખત એને બહુ વિચાર પછી જવાબ સૂઝ્યો હશે એટલે બોલી હતી 'પણ અમને તો તમે જ એક આનંદનું ઠેકાણું છો" પણ એ જવાબને તો હું તરત જ ભૂલી ગયો એનું ચિડાવું કાયમ રહ્યું પણ મને થયું કે એનો સ્વભાવ એવો છે, એ તરફ બહુ ધ્યાન આપવા બેસીએ તો

પણ એ સાથે ન જ થઈ શક્યો. સૌ શ્રોતાજનો બોલવા લાગ્યા, "હવે ફીફાં ખાંડે છે, ખલાસ, ગયો, તબલાની દોડ પાસે બીચારી સિતારીનું શું ગજું?" ચારે બાજુ હુરિયો બોલી ગયો. એટલે સિતારી ખિજાયો. સૌને લાગ્યું કે હવે એ ગુસ્સામાં તબલચીના માથામાં સિતારી ઠોકી દેવાની અણી પર છે, પણ ત્યાં તો અચાનક એ સિતારીને જમીન પર પછાડીને ઊભો થઈ ગયો અને બેઠેલા અને સૂતેલા સૌને ઠેકીને ભાગ્યો. સૌની નજર હજી એની તરફ ફરે તે પહેલાં તો એ મકાનની બહાર પણ નીકળી ગયો. એને ભાગતો જોવા સૌ બારણે અને બારીએ દોડ્યા પણ એટલી વારમાં તો એ ક્યાં ય નીકળી જઈને દેખાતો પણ બંધ થઈ ગયો.

સૌ જુવાનને શાબાશીઓ આપવા લાગ્યા. જુવાન એનાથી ગૂંગળાઈ જવા લાગ્યો. શાબાશી આપવાનું કામ ઘણું લાંબુ ચાલ્યું. એ ઊભો થઈ ગયો, "જઈફની આપણે અદબ રાખવી જોઈએ. એક બુઢ્ઢાએ કેવી સિફતથી જુવાન જેવાને એ દિવસ સુધી આગળ ખેંચ્યે રાખ્યો તે તો યાદ કરો. એની સિતારની ખૂબીને તો યાદ કરો. એવો બજવનારો બીજો છે કોણ?"

સૌને એનાં વાક્યોથી શરમ લાગી અને એને માટે વધુ માન થયું. પણ મને તો એની બીજી અસર કરી ગઈ. બુઢ્ઢાની સિતારની સિફતની વાતે મારા મગજને પકડી લીધું.

અમે ઊઠ્યા, રસ્તા પર આવ્યા, પણ હું બુઢ્ઢાની સિતારને ન ભૂલ્યો. એના સૂરોને હું યાદ કરવા લાગ્યો. એ ચાલ મને પણ આવડી જાય! એ સૂરો હું પણ ખેંચી શકું તો! વિચારમાં ને વિચારમાં હું ઘેર પહોંચી ગયો. રસ્તામાં માણસોની અવર–જવર કેવી છે, રાત છે કે દિવસ, આસપાસ શું ચાલે છે એનું મને કશું જ ભાન નહોતું. મગજમાં બસ સિતારના સૂરો જ ગુંજતા હતા.

ઘેર આવી બારણું બંધ જોયું એટલે બહારની સાંકળ ઠકઠકાવી. ઉપલે માળેથી કોઈકે બારીમાં ડોકું તાણ્યું. એ મારી પત્ની હતી. ત્યાં તો નીચેને મજલેની બારીએથી બીજી એક ડોક બહાર આવી. એ મોટાભાઈ હતા. એમણે મને જોયો. કંઈ પણ બોલ્યા વિના બારણું ઉઘાડ્યું. હું ઘરમાં દાખલ થયો.

દરવાજો પાછો બંધ કરી મોટાભાઈ એક શબ્દ પણ બોલ્યા વિના પોતાની ઓરડી તરફ ગયા. હું સીડી ચડી મારી ઓરડી તરફ આવ્યો. મારા મગજમાં હજી સિતારના સૂર ગાજતા હતા. બહુ સરસ હતા એ સૂર! કયા સૂર હતા એ? મારું મન રસ્તામાંથી જ અધીરું બન્યું હતું. ઓરડીમાં આવતાં જ ખીંટીએ ટિંગાતી સિતાર ઉતારી. ખોળમાંથી સિતાર બહાર કાઢી અને હળવેથી તાર ઉપર આંગળી મૂકી 'દ્રુમ્–' અવાજ થયો. હું થનગની ઊઠ્યો. મને થયું, હાં, બરાબર સૂર પકડાઈ ગયો અને પછી ઝડપથી આંગળીઓ હલાવવા ટટાર થયો–ત્યાં તો ત્રડ્ અવાજ થયો. પાછળથી કોઈએ મારા હાથમાંથી સિતાર પાછી ખેંચી, તાર તૂટી ગયો. પગ તળે પૂછડી ચંપાતાં નાગ ફુંફાડો મારી અર્ધો ઊંચો થઈ જાય તેમ હું બેઠો થઈ વાંસો ફર્યો. મારી પત્નીને મેં જોઈ. હું કંઈ સમજું તે પહેલાં તો તેણે જોરથી સિતારને જમીન પર અફાળી. લાકડું ભાંગ્યાનો એક બોદો અવાજ થયો અને તેની પાછળ તૂટીને છૂટા છૂટા થઈ જતા તારોનો ઝણણ અવાજ થયો. મારું મગજ કાબૂ ગુમાવી બેઠું. રોષથી મેં આગળ વધીને જોરથી એક થપ્પડ એના ગાલ પર ચોડી દીધી. ચમ્ કરતો અવાજ ઓરડામાં ગાજી ઊઠ્યો. પછી બધું શાંત. એ સ્તબ્ધ બનીને ઊભી હતી. રોષથી મારું મગજ તમતમ બોલતું હતું, પણ એની આંખમાં મેં આંસુની ધાર જોઈ–હું પણ સ્તબ્ધ બનીને ઊભો રહ્યો.

"કેમ?" થોડીવાર રહીને મેં પૂછ્યું.

"એ મારી શોક્ય હતી, એને મેં મારી નાખી." એ શાંતિથી બોલી.

"સિતાર તારી શોક્ય?"

"કેટલા દિવસથી ઘેર નથી આવ્યા?"

એ પ્રશ્ન સાંભળીને હું અવાક્ થઈ ગયો. કેટલા દિવસથી ઘેર નથી આવ્યો? મેં યાદ કરવા માંડ્યું.

સાંજ પડી ગઈ, રાત પડી ગઈ, પણ મુદ્દો છોડવાને તૈયાર ન થયો.

"ખેલવા બેઠા છીએ, અને આટલે પહોંચ્યા છીએ તો ખેલી જ લઈએ." જુવાન પણ બોલ્યો.

હવે મારાથી રોકાઈ શકાય તેમ નહોતું. બાના ગુસ્સાનો પાર નહિ રહે, સવિતાનું પણ સાંભળવું પડશે; સૌથી વિશેષ ચિંતા તો મોટાભાઈ નારાજ થાય તેની હતી. મારી બાજુમાં જ ઉસ્તાદજી બેઠા હતા. મારા ગોઠણથી એમનો ગોઠણ મેં ઊંચો કર્યો. એ તો પેલાઓની આંગળીઓ તરફ જ જોવામાં તલ્લીન હતા. એમણે મારી સામે જોયું, "કેમ?" એમણે પૂછ્યું.

"આપણે જઈએ હવે?"

"શું કામ છે?" એમણે કહ્યું.

"ઘેર રાહ જોતા હશે, ચોવીસ કલાક થઈ ગયા." મેં કહ્યું.

"એ તો સમજી જશે. અને જિંદગીમાં આવો પ્રસંગ ક્યારેક જ મળે છે. આવા એક જલસામાંથી તો જિંદગી આખીનું શિક્ષણ મળી જાય છે." એ બોલ્યા.

ઘરની બીક હતી, પણ અહીંથી ઊઠવાનું તો મન થતું જ નહોતું. પાછળ તકિયાને અઢેલીને હું બેસી રહ્યો.

રાત્રે ધીમે ધીમે હરીફોની હરીફાઈ ચાલી રહી. હવે એમણે એકમેકને ભૂલવવાનો પ્રયત્ન છોડીને ધીરે ધીરે આગળ ખેંચ્યે જઈ થકવવાનો નિર્ણય કર્યો હોય તેમ દેખાતું હતું. સાંભળનારાના કાન હવે ચાલુ સૂર અને તાલથી ટેવાઈ ગયા. સૌ જે સગવડ મળી તેનો લાભ લઈ ઝોકે ચડ્યા. કોઈએ થાંભલાની, તો કોઈએ ભીંતની, તો કોઈએ તકિયાની ઓથ લીધી અને કેટલાકે જમીન પર આડા પડી ઘોરવા માંડ્યું. કેટલાકનાં તો નસકોરાં પણ બોલતાં હતાં. મારી બાજુમાં ઉસ્તાદજીની આંખ ઉપર પણ પાંપણ ઢળી ગઈ હતી—છતાં કહી શકાય કે સૌનાં કાન અને મગજ તો કોઈ આશ્ચર્યકારક રીતે સિતારી અને તબલચી જ કબજામાં હતાં. મને થયું કે અત્યારે જલદી દોડીને ઘેર સમાચાર આપી આવું પણ અત્યારે ઘેર જાઉં એટલે પાછા તરત આવી જ શકાય તે ખાતરીપૂર્વક ન કહેવાય, અને આ તો હરીફાઈ, એમાં ક્યારે કેવો પલટો આવે તેની કેમ ખબર પડે? હું પણ આંખ મીંચીને પડ્યો રહ્યો.

પણ છેક સવાર સુધી આમ ને આમ ચાલ્યું એટલે ઉસ્તાદજીને મેં કહ્યું, "હું તો હવે જાઉં છું."

ઉસ્તાદજીએ સહેજ ડોક હલાવી. એમાં 'હા' નો ભાવ હતો કે 'ના' નો એ સમજી શકાય તેમ નહોતું. હું એમની સામે જ જોઈ રહ્યો એટલે તેઓ બોલ્યા, "તમે શું ધારો છો? આ હવે કેટલું ચાલશે?" એક શિક્ષક પોતાના શિષ્યને નવા નવા અનુભવ કરાવવા કેવા ઉત્સુક છે તેનો વિચાર મને આવી ગયો. મેં કંઈ જવાબ ન આપતાં અંત સુધી બેસી રહેવાનું જ નક્કી કર્યું.

બીજો આખો દિવસ આગલી રાતની પેઠે જ ગયો. સૌએ નાસ્તાપાણી, ભોજન, ચાયપાન–બધું લીધું. હરીફોને તો દેહની હાજતનું પણ ભાન નહોતું, ત્યાં ખાવાપીવાની વાત ક્યાં કરવી?

રાત પડી. સમય કેટલો થયો તેની કોઈને ખબર નહોતી. મધરાત થઈ હશે. એ વખતે અચાનક કોણ જાણે કેવી રીતે ક્યાંથી સમ લાવી જોરથી એક ઠેકો આપી તબલચીએ સિતારીને જામન કરી દીધો અને એ હજી તાલ અને ગતિને સમજે તે પહેલાં તો તબલચીએ ચલતીમાં આડાઅવળા ઠેકા લઈ મારી મૂક્યું. અમે સૌ ઊંઘતા હતા તેમાંથી જાગી ગયા.

"ખબરદાર બાબાજી, પિછે મત પડ જાઈયે!" એમ સિતારીને તબલચીએ પડકાર્યો અને આગળ વધવા માંડ્યું. સિતારીએ એની સાથે ચાલવા પ્રયત્ન કર્યો પણ એ હજી એને પહોંચે તે પહેલાં તો તબલચીએ અજબ રીતે બીજો સમ લાવી મૂક્યો અને સિતારી એ ચૂક્યો. સિતારી ચૂક્યો કે અમે ટટાર થઈ ગયા. બસ, થઈ રહ્યું. એકવાર ચૂક્યા પછી પહોંચવું મુશ્કેલ હતું. સિતારીએ ખૂબ કોશિશ કરી

પણ એ સાથે ન જ થઈ શક્યો. સૌ શ્રોતાજનો બોલવા લાગ્યા, "હવે ફીક્કાં ખાંડે છે, ખલાસ, ગયો, તબલાની દોડ પાસે બીચારી સિતારીનું શું ગજું ?" ચારે બાજુ હુરિયો બોલી ગયો. એટલે સિતારી ખિજાયો. સૌને લાગ્યું કે હવે એ ગુસ્સામાં તબલચીના માથામાં સિતારી ઠોકી દેવાની અણી પર છે, પણ ત્યાં તો અચાનક એ સિતારીને જમીન પર પછાડીને ઊભો થઈ ગયો અને બેઠેલા અને સૂતેલા સૌને ઠેકીને ભાગ્યો. સૌની નજર હજી એની તરફ ફરે તે પહેલાં તો એ મકાનની બહાર પણ નીકળી ગયો. એને ભાગતો જોવા સૌ બારણે અને બારીએ દોડયા પણ એટલી વારમાં તો એ કયાં ય નીકળી જઈને દેખાતો પણ બંધ થઈ ગયો.

સૌ જુવાનને શાબાશીઓ આપવા લાગ્યા. જુવાન એનાથી ગૂંગળાઈ જવા લાગ્યો. શાબાશી આપવાનું કામ ઘણું લાંબુ ચાલ્યું. એ ઊભો થઈ ગયો, "જઈફની આપણે અદબ રાખવી જોઈએ. એક બુઢ્ઢાએ કેવી સિફતથી જુવાન જેવાને બે દિવસ સુધી આગળ ખેંચ્યે રાખ્યો તે તો યાદ કરો. એની સિતારની ખૂબીને તો યાદ કરો. એવો બજવનારો બીજો છે કોણ ?"

સૌને એનાં વાકયોથી શરમ લાગી અને એને માટે વધુ માન થયું. પણ મને તો એની બીજી અસર કરી ગઈ. બુઢ્ઢાની સિતારની સિફતની વાતે મારા મગજને પકડી લીધું.

અમે ઊઠયા, રસ્તા પર આવ્યા, પણ હું બુઢ્ઢાની સિતારને ન ભૂલ્યો. એના સૂરોને હું યાદ કરવા લાગ્યો. એ ચાલ મને પણ આવડી જાય ! એ સૂરો હું પણ ખેંચી શકું તો ! વિચારમાં ને વિચારમાં હું ઘેર પહોંચી ગયો. રસ્તામાં માણસોની અવર–જવર કેવી છે, રાત છે કે દિવસ, આસપાસ શું ચાલે છે એનું મને કશું જ ભાન નહોતું. મગજમાં બસ સિતારના સૂરો જ ગુંજતા હતા.

ઘેર આવી બારણું બંધ જોયું એટલે બહારની સાંકળ ઠકઠકાવી. ઉપલે માળેથી કોઈકે બારીમાં ડોકું તાણ્યું. એ મારી પત્ની હતી. ત્યાં તો નીચેને મજલેની બારીએથી બીજી એક ડોક બહાર આવી. એ મોટાભાઈ હતા. એમણે મને જોયો. કંઈ પણ બોલ્યા વિના બારણું ઉઘાડયું. હું ઘરમાં દાખલ થયો.

દરવાજો પાછો બંધ કરી મોટાભાઈ એક શબ્દ પણ બોલ્યા વિના પોતાની ઓરડી તરફ ગયા. હું સીડી ચડી મારી ઓરડી તરફ આવ્યો. મારા મગજમાં હજી સિતારના સૂર ગાજતા હતા. બહુ સરસ હતા એ સૂર ! કયા સૂર હતા એ ? મારું મન રસ્તામાંથી જ અધીરું બન્યું હતું. ઓરડીમાં આવતાં જ ખીંટીએ ટિંગાતી સિતાર ઉતારી. ખોળમાંથી સિતાર બહાર કાઢી અને હળવેથી તાર ઉપર આંગળી મૂકી 'દ્રુમ્–' અવાજ થયો. હું થનગની ઊઠયો. મને થયું, હાં, બરાબર સૂર પકડાઈ ગયો અને પછી ઝડપથી આંગળીઓ હલાવવા ટટાર થયો–ત્યાં તો ત્રફ્ અવાજ થયો. પાછળથી કોઈએ મારા હાથમાંથી સિતાર પાછી ખેંચી, તાર તૂટી ગયો. પગ તળે પૂછડી ચંપાતાં નાગ ફુંફાડો મારી અર્ધો ઊંચો થઈ જાય તેમ હું બેઠો થઈ વાંસો ફર્યો. મારી પત્નીને મેં જોઈ. હું કંઈ સમજું તે પહેલાં તો તેણે જોરથી સિતારને જમીન પર અફાળી. લાકડું ભાંગ્યાનો એક બોદો અવાજ થયો અને તેની પાછળ તૂટીને છૂટા છૂટા થઈ જતા તારોનો ઝણણ અવાજ થયો. મારું મગજ કાબૂ ગુમાવી બેઠું. રોષથી મેં આગળ વધીને જોરથી એક થપ્પડ એના ગાલ પર ચોડી દીધી. ચમ્ કરતો અવાજ ઓરડામાં ગાજી ઊઠયો. પછી બધું શાંત. એ સ્તબ્ધ બનીને ઊભી હતી. રોષથી મારું મગજ તમતમ બોલતું હતું, પણ એની આંખમાં મેં આંસુની ધાર જોઈ–હું પણ સ્તબ્ધ બનીને ઊભો રહ્યો.

"કેમ ?" થોડીવાર રહીને મેં પૂછ્યું.

"એ મારી શોકય હતી, એને મેં મારી નાખી." એ શાંતિથી બોલી.

"સિતાર તારી શોકય ?"

"કેટલા દિવસથી ઘેર નથી આવ્યા ?"

એ પ્રશ્ન સાંભળીને હું અવાક્ થઈ ગયો. કેટલા દિવસથી ઘેર નથી આવ્યો ? મેં યાદ કરવા માંડયું.

" આવીને એ જ લઈ ને બેઠા. ખબર છે કેટલા વાગ્યા છે ? બે. "

" બે ? " હું આશ્ચર્યથી એની સામે જોઈ રહ્યો.

" અને મારી ખબર પણ પૂછયે કેટલા દિવસ થયા ? "

એની વાત મને હવે ખરી લાગી. સિતાર પર રાતદિવસ ચડયા પછી એક મિનિટ પણ મેં એને સંભારી નહોતી, મારી પાસે એને બોલાવી નહોતી. હું થોડીવાર મૌન ઊભો રહ્યો. પછી મારી આંખમાંથી પણ પાણીની ધાર છૂટી. મેં એને રોકવાનો બહુ પ્રયત્ન કર્યો છતાં તે વહેતી જ રહી.

" હવે સૂઈ જાઓ. લો, બિછાનું ઝાટકી દઉ અને ઓઢાડી જાઉં."

એ અવાજ ન થાય તેમ બિછાનું ઝાટકવા લાગી. ઝટપટ ધોયેલો ઓછાડ બિછાવી, ઓશીકું ગોઠવી ચાદર સોડમાં મૂકી.

" સૂઈ જાઓ."

" સૂઈ જાઉં છું, તું તારે જા."

એ બોલ્યા વિના ચાલી ગઈ. હું ક્યાંય સુધી એમ ને એમ ઊભો રહ્યો અને પછી તૂટેલી સિતાર ઉપર આખા શરીરનો ભાર મૂકી પગથી એને કચડી એના કચડાવાથી કડડ અવાજ થયો. નીચે મોટાભાઈએ એ અવાજ સાંભળ્યો હશે, મારી પત્નીએ પણ બાજુના ઓરડામાં સાંભળ્યો હશે, પણ એ શાંતિથી સાંભળી રહ્યાં હશે. પછી હું શાંતિથી પથારીમાં પડીને ઊંઘી ગયો.



## ત્રિવેણી

[ પાન ૩૬૪થી ચાલુ ]

વન્ધ્યત્વ એટલે જીવનની નિષ્ફળતા, પરાજય. રાયથી માંડીને રંક સુધીમાં સંતાનની ઝંખના એકસરખી તીવ્રપણે બેઠેલી છે. પોતાનો કુલજાત જ પોતાના રાજ્ય કે ઝૂંપડીનો વારસદાર બને એ ઇચ્છા દરેકની છે.

પણ સ્વજીવનમાંથી નવજીવનનું સર્જન એ શું ? વિભિન્ન લિંગી બે દેહો એકબીજાને સ્પર્શી ત્રીજો દેહ ઉત્પન્ન કરી જીવનને તે દ્વારા સ્થૂલ તત્ત્વોમાં વ્યક્ત થવાનું સાધન આપે ત્યાંથી માંડી પોતાના જીવનનાં આધ્યાત્મિક ઓજસ અને પ્રખરતાથી તે કોટિ કોટિ અન્ય વ્યક્તિઓના જીવનતંતુઓને ઝઝણાવી મૂકે, તેમને પ્રેરે, ઉત્તેજે, અને એક મહાન જીવનશક્તિ આપી જાય, શરીરસર્જનથી પર એવું આત્મસર્જન કરી આપે ત્યાં સુધીની અનંત કક્ષાઓ આ જીવનસર્જનની આવે ? સ્થૂલ શરીરસર્જન કરતાં આત્મસર્જન અનેક ગણું ઉચ્ચ કોટિનું છે. આમાંની કઈ કક્ષામાં વ્યક્તિ બેસી શકે તે તેણે પોતે નક્કી કરવાનું. શરીરસર્જન દરેક વ્યક્તિને માટે શક્ય છે, આત્મસર્જન દરેકને માટે શક્ય નથી. જે જીવન સ્થૂલ દેહની ભૂમિકાથી ઊંચે નથી ચડયું તે માત્ર દેહસર્જનમાં પોતાનું ઇતિકર્તવ્ય માની સંતોષ લેશે. પણ જેને દેહ કરતાં પણ વ્યક્તિને મળેલાં બીજાં સૂક્ષ્મ તત્ત્વોનું ભાન છે, તેમની સમૃદ્ધિ અને આનંદજનકતાને જે ઓળખતો થયો છે, તે માત્ર દેહસર્જનથી સંતોષ નહિ પામતાં પોતાના સૂક્ષ્મ જીવનસ્પર્શથી આત્મસર્જન કરવાનો. દેહધારી વ્યક્તિમાં અન્ય દેહસર્જનની જેટલી ઝંખના છે તેટલી જ ઝંખના આત્મસમૃદ્ધિધારી વ્યક્તિની આત્મસર્જન માટે છે. એટલે જ પરોપકાર, બલિદાન અને આજીવન સેવાદીક્ષા એ તેવા લોકો માટે કષ્ટમય સ્થિતિ નહિ પણ પરમાનંદ આપનારી જીવનસાફલ્યની વિધિ થઈ પડે છે. સ્થૂલ કરતાં સૂક્ષ્મ સર્જનના સર્જકના આનંદની તેમ જ પરિતોષની સીમા વધારે વિસ્તૃત છે. એટલે જે પોતાના જીવનમાં આત્મસર્જન કરી શક્યો હશે તે દેહસર્જન નહિ કરી શક્યો હોય છતાં પોતાના જીવનને વન્ધ્ય નહિ માને જેની પાસે દેહસર્જન કરવા સિવાય બીજી કાંઈ સંપત્તિ નથી તે તે નહિ કરી

શકે તો જરૂર અસંતોષી રહેવાનો, પોતાના જીવનને તે નીરસ, વન્ધ્ય વગેરે ગણવાનો. ઘણોખરો માનવ-સમાજ હજી સ્થૂલ દેહની ભૂમિકા ઉપર જ છે. તેનામાં સંતતિની ઝંખના હોય એ સ્વાભાવિક જ છે.

મારા જેવાઓને માટે શરીરસર્જન કરતાં આત્મ-સર્જન વધારે સુકર છે. શરીરોથી અમે દુર્બળ છીએ. સંજોગોએ, રોગોએ અને પ્રકૃતિએ શરીરને પાયમાલ કર્યાં છે છતાં કંઈક સૂક્ષ્મ સમૃદ્ધિ લઈ અમે ફરીએ છીએ, તે વેરીએ છીએ, અને તે દ્વારા પ્રગટતું જીવન જોઈ સંતોષ પામીએ છીએ, અમારા જીવનની કૃતાર્થતા જોઈએ છીએ. મને પોતાને નિઃસંતાન મરી જવા માટે જરાકે શોક થતો નથી. મારા સ્થૂલ દેહમાંથી બીજો ભૌતિક કટકો મૂકી જવો એ જ મારા જીવનની સફળ તાની નિશાની મને નથી લાગતી. મેં મારામાંથી પ્રકૃતિને ચરણે સ્થૂલ દેહ નહિ તો સૂક્ષ્મ જીવન મૂકયું છે, મારા વ્યક્તિમાં સ્ફુરેલી પ્રાણશક્તિએ અન્ય વ્યક્તિઓને કંઈક પણ સ્પર્શી છે, પ્રેરી છે, અને નવી રીતે જન્માવી છે એ મારે માટે સુખેથી મરવાનું કારણ છે. હું એકનો નહિ પણ અનેકનો સર્જક થયો છું.

પરંતુ આ સંતોષનો વિનિમય હું ત્રિવેણી સાથે કઈ રીતે કરી શકું ? જગતની વ્યક્તિઓના સર્જનનો ભાર વહેનારી એ ધરિત્રી છે, ભાવિ વ્યક્તિનો ગર્ભ એ ધારણ કરે છે, એકમાંથી અનેક થતાં હોય તો તેના દેહમાંથી થાય છે. પુરુષ સર્જનનો પરોક્ષ સૃષ્ટા છે, આદિકારણ છે; નારી સર્જનની પ્રત્યક્ષ વાહિની છે, અંતિમ પ્રજ્વાલિકા છે. જીવનકુસુમના વિકસવામાં મૂળમાં પુરુષ બેસે છે, પણ નારીના વૃન્ત ઉપર જ ફૂલ ખીલે છે, એના દેહમાંથી જ બીજો દેહ પ્રગટે છે. પુરુષના બીજગર્ભને ધારણ કરનારી નારી એ ધરિત્રી જેવી, પૃથ્વી જેવી અતિ સ્થૂલ કક્ષાએ છે છતાં સકળ જીવનવ્યવહારનું પ્રસ્થાન ત્યાંથી જ થાય છે. પૃથ્વી છે તો આ પ્રાણીસૃષ્ટિ છે, નારી છે તો જીવનસૃષ્ટિ છે.

જેનો જીવનવ્યવહાર આ રીતે નવા દેહ દ્વારા જીવનને વ્યક્ત થવા દેવા માટે જ પ્રયોજાયો છે તે પોતાની એ જીવનસિદ્ધિ ન મેળવે તો પછી એના જીવનનો અર્થ શો રહ્યો ? સ્ત્રીને માટે વન્ધ્યત્વ એ પુરુષ કરતાં પણ વધારે હીનસૌભાગ્ય મનાયું છે. સ્ત્રીને માટે આત્મસર્જન કરવું અશક્ય નથી. તે ભૂમિકાએ પુરુષ જેટલી જ તે ઊંચે ચઢી છે અને ચઢી શકે છે, છતાં શરીરસર્જન એ એના દેહની પ્રત્યક્ષ ભૂખ છે, તેની તૃપ્તિ એ એનો પ્રત્યક્ષ પરમ સંતોષ છે. સ્વોદર-માંથી પ્રગટેલા બાળકને પોતાની આંખે જોવું, પોતાના હાથમાં ભરવું, પોતાના હોઠથી ચૂમવું એ એના જીવનનું પ્રત્યક્ષ સાફલ્ય છે, પ્રત્યક્ષ પરમતૃપ્તિ છે. પુરુષે પોતાના સંતોષ ખાતર નહિ તો પોતાની સહ-જીવનચારિણી થયેલી નારીના જીવનને ખાતર પણ તેને સંતાનધારિણી કરવી જોઈએ. જે પુરુષ એ નથી કરી શકતો એ સ્ત્રીના જીવનને અધૂરું રાખી જ કરમાવી નાખે છે. જે સમાજ નિઃસંતાન વિધવાઓને આજીવન વૈધવ્યની ફરજ પાડે છે તે એટલી સ્ત્રીહત્યાઓ જ કરે છે. પતિએ અને સમાજે નારીને આ સગવડ કરી આપવી જ જોઈએ. આપણી સ્મૃતિઓએ વિહિત કરેલો નિયોગ એ આ વસ્તુની તેમણે કરેલી પિછાન અને તેનો ઉપાય કરવાની દીર્ઘબુદ્ધિ સૂચવે છે. સમાજે એવું કંઈક કરવું જ જોઈએ, નહિ તો અત્યારે જગતમાં ચાલી રહેલી પારાવાર જીવનહત્યાઓમાં નારી-હત્યાઓનો પણ ઉમેરો થશે. પણ જીવનહત્યારાને નારીહત્યા કરતાં દયા આવશે એમ કોણ ધારી શકે ?

ત્યારે હું લખી જાઉં ? ત્રિવેણીને સંતાનોત્પત્તિ માટે યથેચ્છ રસ્તે જવાની હું અનુમતિ આપું છું. ના, ના, હું અનુમતિ આપનાર કોણ ? પુરુષોએ ભોગવેલી સત્તાની ખુમારી હું પણ તજી શકયો નથી હજી. ત્રિવેણી પોતાના જીવનને સફળ કરવાને માટે સર્વ રીતે અધિકારિણી છે એમ મારા એની સાથે જોડાયલા લગ્નસંબંધને લીધે મળેલા પ્રણયના અધિકારે હું કહેતો જાઉં છું. મારી ઇચ્છા છે કે મારા પાછળ એ પોતાના જીવનની આશાઓને હોલવી નાખી અંધારા ઘરમાં બેસી મારા વિલીન થયેલા નામનો કે કશાનો ખોટો શોક કે ખટારો કર્યા વગર જીવનની પ્રફુલ્લતાને તાજી રાખે, સંસારમાં મળેલું

જીવન સફળ કરે તેને સતાન જોઈતા હોય તો તે મેળવે, બીજાનો પ્રણય જોઈતો હોય તો તે મેળવે, તેના જીવનસાફલ્યની આડે આવતી સમાજે ખોટી રીતે ઊભી કરેલી લાગણીઓને તે તજી દે અને હુ જે રસ્તે ચાલ્યો છુ તે રસ્તે ચાલવાની હિંમત હોય તો તેના સ્ત્રીત્વની સિદ્ધિ માટે એ કોઈ પણ પગલુ અયોગ્ય ન ગણે

દુનિયામાં દરેકે પોતાનો રસ્તો ખોળવાનો છે આથી વધુ હુ ત્રિવેણીને શુ કહેતો જાઉ ? આટલા વરસોમા ન સમજાવી શકયો તે હવે કાગળના કટકા પર લખીને શુ સમજાવવાનો હતો ? તેનામા સમજવાની વૃત્તિ હોય તો હજી પણ તેને મારી સલાહ છે કે તારા દેહમાથી જન્મેલા સતાનો કરતા આ માનવતાના દીનહીન સતાનોને જ તારા કા ન ગણે ? એટલો બધો સ્વત્વનો મોહ શો ? તારો અહ જરા વિસ્તારી આખા માનવસમાજને કેમ લાગુ ના પાડે ? અમે પારકાના સતાનો પર, નાનામોટા માણસો ઉપર વાત્સલ્ય, પ્રેમ દયા વરસાવી શકીએ છીએ, તેમને ખાતા પીતા જોઈ, ઊગતા વધતા ને ફળતા જોઈ અમારા જીવનની કૃતાર્થતા સમજી શકીએ છીએ તો તુંય તેમ કા ન કરે ? આથી વિશેષ નહિ કહુ ત્રિવેણીને વાત્સલ્ય, પ્રેમ, દયાના પાઠ ભણવા માટે પોતાના જ બાળકથી શરૂઆત કરવી હશે તો ભલે ભલે તે સતાન મેળવે, પણ માનવજાતને મળેલી આ વાત્સલ્ય અને કરુણાની મહામૂલી સપતથી તે વચિત તો ન જ રહે

શુ પોતાના બાળક સિવાય બીજાને ચાહી ન જ શકાય ? જેમને આ જીવનમા સતાનની આશા જ નથી એવી વન્ધ્ય સ્ત્રીઓને શુ ? શુ આખી માનવતાને તેઓ પોતાના પ્રેમની ભોગી નહિ કરી શકે ? શુ એમણે એ ઉન્નત ભાવોથી વચિત રહી આ જીવનને રુદન, શોક અને દુખાકુળતામા જ સમેટી લેવાનુ ? તું હજી નવયૌવના છે શુ પુરુષને પતિત્વનો એવો અધિકાર મળે છે કે તે પોતાને માટે પત્નીની ભક્તિની તેના જીવન સુધી માગણી કરતો તેને જીવનથી વિમુખ કરવા સુધી તૈયાર થાય ? ના, ના જે લગ્નજીવનમા પ્રણયની ઉત્પત્તિ જ થતી નથી તે જીવનસંબધ શા માટે કાયમ રહે ? જ્યા પ્રણયની ઉત્પત્તિ છે ત્યા પણ શા માટે તે જ વ્યક્તિના ખીંટા ઉપર પ્રણયને બાધી રાખવો ? જેને બધાવુ હોય તેને માટે ના નથી, પણ જેને જીવનમા ભમવુ હોય તેને શા માટે ન ભમવા દેવુ ? શુ પતિનો વિરહ થયા પછી તેના પ્રણયનુ ભાજન થઈ શકે એવો પુરુષ જ નારીને મળવો અસભવિત છે ? પૃથ્વી એટલી બધી પુરુષત્વહીણી થઈ જતી હશે ? ના, ના, એ તો પ્રપચી પુરુષોના સ્ત્રીને સડોવવાના રસ્તા છે. ત્રિવેણી, પુરુષને પડછાયે ન ઊભી રહેતી, તેની જોડમા ઊભી રહે, તેની ઓથ ન લેતી, પણ તેનો સાથ લેજે તું તેનુ સાધન ન થતી, તુ તેને સાધન કરવા ન મથતી, તારુ જીવન સફળ કરજે

તારે માટે આથી વધુ શુ મૂકી જાઉ ? આપણા સબધમા મારાથી ન બજાવાયલી ફરજો માટે મારે દિલગીરી બતાવવા સિવાય બીજો કાંઈ રસ્તો નથી તારા પર મે સ્નેહ વર્ષાવ્યો છે, અને તે મને શુ નથી આપ્યું ? છતા તને જોઈતો સતોષ આ દેહથી નથી આપી શકાયો આ દેહે તને સુખી નથી કરી શકયો, વિદેહ થઈ તને સુખી થવાનો માર્ગ મોકળો કરી આપતો જઈ શકુ તો તારા તરફની મારી કર્તવ્યપૂર્તિ થશે

મારી વિચારમાળા ચાલતી હતી ત્યા બબુએ ચિત્કાર આરભ્યો કશા યે દેખીતા કારણ વગર તે રડી પડયો રડવુ એ બાળકોની ભાષા છે માણસ ભાષાથી જેટલા વ્યવહાર કરે છે તેટલા બાળક રડીને કરે છે તે દ્વારા તેની નાનામા નાની નાખુશીથી માડી મોટામા મોટી માગણીઓ જાહેર કરે છે બબુ શુ માગતો હતો ? ત્રિવેણીએ એને હાથ ઉપર ઉછાળવા માડયો ઘડીવાર તે છાનો રહ્યો વળી પાછુ આરભ્યુ આ વેળા ત્રિવેણીએ જીભ કાઢી હલાવવા માડી મોઢામાથી નીકળતી આ રાતી ચીજ જોઈ એણે નીરસ રડવાનુ છોડી દીધુ અને જીભ પકડવા હાથ લબાવ્યો ઘડીવાર ત્રિવેણીના મોઢા ઉપર બબુનો હાથ રમી રહ્યો નાક, ગાલ, મોઢુ હડપચી વગેરેના ખાડાટેકરા

ઉપર એનો હાથ ફરતો હતો. ત્રિવેણી આંખો મીંચીને આ બાળકનું પરિશીલન અનુભવવા લાગી. ત્યાં વળી તેણે પાછું રડવાનું યાદ આવ્યું હોય તેમ મોઢાની ભૂગોળ શીખવી મૂકી દઈ ચીસ પાડી અને ત્રિવેણીની છાતી ઉપર માથું ઢાળી કંઈક ખોળવા લાગ્યો.

'એને જોઈએ તે લાવી આપને ?' મેં કહ્યું.

"ધાવવાનો થયો છે એ તો; અહીં ક્યાંથી ધાવવાનું મળે ?' ત્રિવેણી બોલી અને બચુનું ધ્યાન ખેંચવાના બીજા ઉપાયો કરવા લાગી. પણ બચુના જઠરની માગણીઓ હવે પાછી ઠેલાય એમ લાગ્યું નહિ.

'જા ત્યારે, એને લઈ જા હવે જમનાબેન કને. એને લીધા વગર આવતી હોય તો ઘડીક તું બેસી પણ શકે.' મેં બચુ તરફ બેપરવાઈ અને ત્રિવેણી તરફ લાગણીનો ભાવ બતાવતાં કહ્યું, છતાં મારા વાક્યમાંની લુખાશ તો મારી પોતાની જીભને જ સૂકવી નાખતી હતી. બચુ ન હત તો આટલો પણ વ્યવહાર અમારી વચ્ચે અહીં ચાલી શક્યો ન હોત. સ્ત્રીને બાળકનો સાથ મહાઅરણ્યની શૂન્યતામાં પણ જીવતી રાખે છે.

'સારું, ત્યારે જઉં છું, શરીર સંભાળજો ને દવા બરાબર લેજો.' કહી ત્રિવેણી ઊભી થઈ. એના અંતરને તેના પોતાના કરતાં પણ હું વધારે સ્પષ્ટ વાંચી શકતો હતો, છતાં ત્યાં શાંતિનું જળ રેડતા બેએક શબ્દો ખોળી કાઢવા મારે મહા પ્રયત્ન કરવો પડ્યો. કંઈ ન સૂઝતાં મેં કહ્યું:

'લાવ, લાવ, મને બચુને જરા રમાડી લેવા દે.' જમનાબેનનો કુળદીવડો મેં હાથમાં લેવા પ્રયત્ન કર્યો, પણ એ વજનદાર બાળક મારા માંદા હાથથી લેવાય તેવો હલકો ન હતો. ત્રિવેણીએ એને મારી પડખે બેસાડ્યો. મારાં ચશ્માંની રંગીન ફ્રેમ જોઈ ભાઈ ઉદરવ્યાધિની વેદનાને ઘડી ભૂલી ગયા અને તેના ઉપર આંગળીને પકડવાનો પ્રયોગ શીખવવા લાગ્યા. ત્રિવેણી બચુ નીચે ઢળી ન જાય માટે તેની પીઠે હાથ રાખી ઊંધો આડી પડી. તેનું શરીર મારા શરીરને દબાઈ ને પડ્યું. બચુના ચાળાનો અંત આવે તેમ ન હતો. હસતા બાળકનું મોઢું અને રડતી નારીનું મોઢું–બંને ચુંબન માટે આકર્ષણ આપે છે. બંનેને એક ગાઢ બચી લેવાનું મન થયું. પણ માંદા માણસનો શ્વાસ ગમે તેને ન આપવો જોઈએ. મારા મોઢા પર ફરતો બચુનો હાથ મારાથી પકડાઈ ગયો. મેં તેને મારા ગાલ સાથે અડાડી રાખ્યો અને એ સ્પર્શાનંદમાં ઘડીભર આંખ મિચાઈ ગઈ. આ શું ? મારા બીજા ગાલ ઉપર પણ આ શેનો શીતળ સ્પર્શ ? આંખ ઉઘાડું તો ઝૂકેલી ત્રિવેણી જલદીથી ટટાર થતી હતી.

'બહુ વહાલાં લાગે છે ને પારકાં છોકરાં ? થયું હવે.' કહી બચુને તેણે મારા હાથને સહેજ રીતે છૂટો પાડી દઈ ઉપાડી લીધો ને ચાલવાની તૈયારી કરી. માથે સાળુ ઠીક કર્યો, અને બારણા ભણી વળી ત્યાં 'ચાલો હવે, બચુની મા તો બચુ વગર સૂતાં પડી ગયાં છે' કહેતા જમનાબેનના પતિ ચન્દનલાલ પગથિયાં ચડતા દેખાયા. 'કેમ છો, વિદ્યાપ્રસાદ ?' કહી લટકતી સલામ કરી ત્રિવેણીને લઈ ચાલતા થયા. ત્રિવેણીના પૂંઠના વસ્ત્રને રમાડતો રમાડતો પવન તેની સાથે જ પેલા ખાંચામાં વળી ગયો.

શાન્તિ. માતૃત્વની અધિકારિણી જગદંબા, ક્ષમા કરજે. નારીના હૃદયમાં સંતાન માટે ઝંખના છે ત્યાં સુધી જગતની થાંભલી અચળ છે. (સંતાન માટે ઝંખતી નારીના ખોળામાં પતિ તરીકે માથું મૂકવામાં યે જીવનનો લહાવો છે.) નારી સંતતિનો વિરોધ કરશે ત્યારે તો જગત નિર્મૂળ જશે. ના ના, જગદંબા અમર છે. ત્રિવેણી, તારો પતિ થવા કરતાં બાળક થઈ શક્યો હોત તો તને કેટલો વધારે આનંદ આપી શકત ?

# અમેરિકન નવલિકા-સાહિત્ય

શ્રી માનવેન્દ્ર

બે દાયકા પહેલાની વાત છે, જ્યારે એમ મનાતુ હતુ કે અમેરિકન નવલિકા-સાહિત્ય એકાદ એડગર એલન પો કે ઓ હેન્રીને બાદ કરતા તેનો સાહિત્યપ્રકાર અવિકસિત ભૂમિકાએ હતો, વાર્તાઓ લખાતી હતી, વાર્તાઓના નવા સ્વરૂપોની અજમાયશ થતી હતી પરતુ જગત-સાહિત્યમા તેની ગણના ગૌણ હતી ફ્રેંચ, રશિયન કે ઇગ્લિશ નવલિકાની હરોળમા બેસી શકે તેવી તાકાત તો તેનામાં નહોતી જ એવી તાકાત તેનામા આવી શકે તેમ કોઈ વાત કરતુ તો તે માન્યામા ન આવતુ

આજે સ્થિતિ સાવ જુદી છે જગત-સાહિત્યમા ફ્રેચ અને ઇગ્લિશ નવલિકાનુ સ્થાન નીચી પાયરીએ ગયુ છે જગતના સાહિત્યસ્વામીઓ-વિવેચકોને મન બે દેશોની નવલિકાઓ આજે સર્વોત્કૃષ્ટ મનાય છે એક રશિયાની અને બીજી અમેરિકાની રશિયામા ઝારના સમયમા જેવી વાર્તાઓ લખાતી હતી તેનાથી ભિન્ન સ્વરૂપની વાર્તાઓ આજે લખાય છે નવા અખતરાની, નવા ઉત્સાહની, નવા જીવનની સવેદનપૂર્ણ વાતો ત્યાથી પમરે છે અમેરિકામા-જ્યા નાણાંના, સત્તાના, દભના, ઔદ્યોગિક સરસાઇતાનાં અધિરાજ્ય જામ્યા છે-ત્યા પ્રવર્તતી સ્થિતિને આલેખતા નવા લેખકો ત્યાની ધરતીમા પાકચા છે-જૂના લેખકોએ નવી પદ્ધતિ, નવી વસ્તુને અપનાવી છે ટૂકી વાર્તાઓ જ આપતા થોકબધ સામયિકો-શોર્ટ સ્ટોરી આર્ગોસી, સ્ટોરી, વગેરે ત્યા પ્રકટ થાય છે પ્રત્યેક માસિક-અઠવાડિક બે ત્રણ ટૂકી વાર્તા આપે છે ટૂકી વાર્તાના સ્વરૂપની-આયોજનની ચર્ચા કરનારા મડળો આગળીને વેઢે ગણાય તે કરતાં વધારે છે આયોજન કેવુ હોવુ જોઈએ તે માટેના પુસ્તકો મોટે ભાગે અમેરિકન વિવેચકોએ જ લખ્યા છે

ગુણવત્તા અને જથ્થા-બન્ને દૃષ્ટિએ આમ અમેરિકન નવલિકા-સાહિત્ય પ્રથમ કક્ષામાં આવી ગયુ છે આ પ્રગતિનાં કારણો ટૂકી વાર્તાઓના વિખ્યાત અમેરિકન વિવેચક નીચે પ્રમાણે આપે છે

(૧) વર્તમાનપત્રો અને સામયિકોનો બહોળો પ્રચાર

(૨) પ્રગતિની આદ્ય તમન્ના

(૩) પ્રજાના સ્વભાવમા જ ટૂકી વાર્તા માટે વણાઈ ગયેલો પ્રેમ

આ ત્રણ કારણો ઉપરાત એક મોટામા મોટુ કારણ તો ત્યાનું ધમાલિયુ જીવન છે શ્રી બળવતરાય ઠાકોરે ટૂકી વાર્તા માટે જણાવ્યું છે કે એક ધ્યાનસ્થ અવસ્થામા પૂરી કરી શકાય તેવુ બધારણ ટૂકી વાર્તાનુ હોવુ જોઈએ ટ્રેનમા, ટ્રામમા, ગાડીમા દિવસ દરમિયાન મળતા સમયમા વાચવા માટે ટૂકી વાર્તા સૌથી શ્રેષ્ઠ સાધન છે પ્રજાની વાચનભૂખ એ રીતે સતોષાય છે ટૂકી વાર્તાના વિકાસ માટે આ મોટામા મોટુ કારણ છે અમેરિકામા ધમાલિયુ જીવન સૌથી વધારે પ્રમાણમાં વરતાય છે ને તેથી ત્યા જ ટૂકી વાર્તાના વિકાસને આટલી તકો સાંપડી શકી છે

એમ જોવા જઈએ તો ત્યા ટૂકી વાર્તાનુ ખેડાણ આજનુ નથી જ્યારથી અગ્રેજોએ આ ભૂમિ ઉપર વસવાટ કર્યો અગ્રેજી સાહિત્યનુ આગમન થવા માંડ્યુ, ત્યારથી ટૂકી વાર્તાની કલા પ્રજાએ હસ્તગત કરવા માડી હતી આરભિક સમયના અમેરિકન લેખકોમાં વોશિંગ્ટન અરવીંગ, નેથેનિયલ હોથોર્ન, એડગર એલન પો, બ્રેટ હાર્ટ અને હેન્રી જેમ્સના નામો ગણાવી શકાય એલન પો એક રીતે તો જગતના શ્રેષ્ઠ વાર્તાકારોમા સ્થાન પામી છે તેની વાર્તાઓમાં અદ્‌ભુતતાનુ જે અનોખુ તત્ત્વ છે તે બીજે જોવા નથી મળતુ આ તત્ત્વ સાથે

સુસંગત એવી વર્ણનશૈલી આ લેખક પાસે છે. આજે ય નવલિકા-લેખકોને આ લેખકની શૈલી પ્રેરણા પાય છે અને શાળાના અભ્યાસક્રમમાં તેની વાર્તાઓને અચૂક સ્થાન મળે છે.

વીસમી સદીના પહેલા દાયકામાં વાર્તા એલન પોએ ઢાળેલી શૈલીમાં ગોઠવાતી રમતી ચાલી આવે છે. પણ દેશના પલટાતા સંજોગો અને પાશ્ચાત્ય સાહિત્યની અસર આ વાર્તા ઝીલે છે. વાર્તાના બે મુખ્ય પ્રકારો આપણે આ દાયકામાં જોઈએ છીએ. એક છે સાહસી રોમાન્સનો પ્રકાર. આ પ્રકાર લેનારાઓમાં બ્રેટ હાર્ટ, ઓવન વિસ્ટર અને જેક લંડન છે. આ પ્રકારની વાર્તાઓમાં જંગલ અને મેદાનોના અસવારોનાં સાહસોનાં દિલચસ્પ વર્ણનો હોય છે. બાલપણથી ખેતરો અને જંગલો, સરિતા અને સાગર ઘૂમનારો જેક લંડન આ વાર્તાઓમાં પ્રગતિશીલ તત્ત્વ પણ દાખલ કરે છે. તેણે જગતની ક્રૂરતા જોઈ હતી, એ ક્રૂરતાને તે પોતાની કથાઓમાં વણે છે. એક રીતે ગણીએ તો અમેરિકાનો એ પ્રથમ પ્રગતિશીલ નવલિકાકાર છે. બીજા પ્રકારમાં ઓ હેન્રીની વાર્તાઓ આવે છે. આ પ્રકારમાં વાર્તા અખબારોમાં આવે છે તેવી વિસ્મયજનક અંતવાળી કે હાસ્ય-રસિક ટુચકાઓ સમી હતી. સામાન્ય વાચકને મગજ કસવું ન પડે, વાંચતાં ગમે તેવી દિલજીત વસ્તુ ઉપર વાર્તાનો કસબ ગૂંથાતો. વાર્તાના આ બે પ્રકારો ઉપરાંત દેશની, પ્રાંતની, નગરની વસ્તુઓવાળો એક ત્રીજો પ્રકાર અસ્તિત્વમાં આવવા લાગ્યો. દેશમાં અને સમાજમાં બનતા બનાવોને વર્ણનશૈલીમાં ગૂંથી લેખક પોતાનું મંતવ્ય રજૂ કરતો. આવી વાર્તાઓ કેટલીક વાર સાવ ઉપદેશાત્મક બની જતી, પરંતુ સમાજ ઉપર ટીકા કરવા માટે યોજવામાં આવેલ આ પ્રકાર નિષ્ફળ તો ન જ ગયો. આ પ્રકારની વાર્તાઓ લખનારા લેખકો સેરિયા, ઓર્ન જીવેટ, મેરી ફ્રીમેન, હેમલિયન ગાર્લેન્ડ, અને જ્યોર્જ કેબલ હતાં.

ત્યાં જ ટૂંકી વાર્તાનાં ભયસ્થાનો પણ હતાં. આ પ્રકારો જેમ જેમ વધારે અજમાવાતા ગયા તેમ આ ભયસ્થાનો વધારે સ્પષ્ટ થવા માંડ્યાં. વાર્તા વેપારી ધોરણની બનતી હતી, એક જ ઢાળની બનતી હતી–કહો ને અર્થહીન પ્રલાપ સમી થતી હતી. વિવેચકો કહેવા લાગ્યા કે આ વાર્તાઓ નથી, કોઈ એકાદ બનાવનું–પ્રસંગનું અખબારી વર્ણન છે. છાપાના અહેવાલની કક્ષામાં વાર્તા આવીને ઊભી રહી. ઓ હેન્રીની જથ્થાબંધ વાર્તાઓમાં ઘણી તો આવા વિસ્મયજનક, હાસ્યરસિક અંતવાળી અખબારી અહેવાલ સમી જ છે.

પરંતુ વાર્તા આમાંથી ઊગરી. બીજા દાયકાના પ્રારંભમાં જગત આર્થિક મંદીમાં ઘેરાઈ વળ્યું હતું. બેકારી અને ગરીબાઈના કારણે અવનવા બનાવો બનતા હતા. સમાજમાં નવાં બળો સર્જાતાં હતાં. વંટોળિયા સમું ૧૯૧૪નું મહાયુદ્ધ આવ્યું અને જૂની દુનિયા સાફ કરતું ગયું, જીવનમાં નવો હેતુ ઉમેરતું ગયું. ભાવનામયતા અને ઊર્મિશીલતાની જડ ઊખડી ગઈ. કંગાલિયત, ઘોર અજ્ઞાન, આર્ત-વેદનાની નગદ વાસ્તવિકતાના સૂર જગતના કાન ફાડવા લાગ્યાં. સાહિત્ય આનાથી વંચિત કેમ રહી શકે? નવલિકા–સાહિત્યે આ નવા સૂર સાંભળ્યા અને ઝીલ્યા.

વર્તમાન નવલિકા–સાહિત્યના શિરોમણી લેખકો આ યુદ્ધમાં હતા. અર્નેસ્ટ હેમિંગ્વે એ યુદ્ધનો મહા પ્રશંસક મટી તેનો વિરોધ કરનારો બન્યો, કારણકે તે જાતે જઈને યુદ્ધ લડી આવ્યો હતો. શેરવુડ એન્ડરસન, થીયોડોર ડ્રેઈસર, વીલ કાર્થર, રૂથ સકાઉએ લડાઈના પ્રત્યાઘાતોની અસર નીચે નવાં સ્વરૂપો અજમાવવા લાગ્યા. આ બધા લેખકોએ ભેગા થઈ નવલિકાને રોજ – બ – રોજ જીવનની વધુ સમીપ આણી વધુ પ્રાણવાન બનાવી.

એન્ડરસનનો 'વિન્ટરબર્ગ ઓહીઓ'નો વાર્તાગ્રંથ એ સીમાચિહ્ન સમો છે. આ ગ્રંથમાં અમેરિકાના સામાન્ય માનવીઓના જીવનપ્રસંગો છે. નિરાશાની સંવેદનાઓ, જીવનની કપરી માનતાઓ અને શાસનની નિષ્ઠુરતાનું ગ્રામ્ય ભાષામાં આલેખન છે. ટૂંકી

વાર્તાને નવો વળાંક આપવામાં એન્ડરસનની પ્રેરણા સહુએ ઝીલી.

થિયોડર ડ્રેઇસર પોતાની રીતે સામાન્ય માનવીનું જીવન આલેખે છે-કમતરીન કમનસીબ પાત્રો માટે તેના દિલમાં સાચે જ સમભાવ છે. આ બન્ને લેખકોની ભાષા અને શૈલી પાત્રોનાં વિચાર-વર્તનને તદ્દન અનુરૂપ છે.

અર્નેસ્ટ હેમિંગ્વેનું રૂપાંતર ખૂબ જ નોંધવા યોગ્ય છે. લડાઈની સામે તેણે 'ફેરવેલ ટુ આર્મ્સ' નામની નવલકથા લખી લોકોનો ચાહ મેળવ્યો. આ નવલકથામાં તે યુદ્ધથી કંટાળેલા સિપાહીના આઘાત-પ્રત્યાઘાતો વર્ણવે છે, પણ પલટાતા સમાજની અસર તે બરોબર ઝીલે છે. આ રોમાંચક અને કેટલેક સ્થળે તો વેવલી બની જતી નવલકથાથી તે આગળ વધ્યો છે સ્પેનના આંતરવિગ્રહમાં તેણે સક્રિય ભાગ લઈ તાજેતરમાં જ "ફિફ્થ કૉલમ એન્ડ અધર સ્ટોરીઝ" નામનો ગ્રંથ બહાર પાડ્યો છે. આ વાર્તા-ગ્રંથમાં હેમિંગ્વેનું નવું સ્વરૂપ આપણે જોઈ શકીએ છીએ. આ ગ્રંથમાં સ્પેનની પ્રજાની વેદના અને વીરતા તેણે ગૂંથી છે. ટૂંકી વાર્તાની વ્યાખ્યા બાંધતાં તે કહે છે કે સમાજના નીચલા થરની વેદના વર્ણવી આ અન્યાયનો સામનો કરતા કરવા તે ટૂંકી વાર્તાનો ઉદ્દેશ હોવો જોઈએ આ ઉદ્દેશ આપણે ત્યાં કદાચ પ્રચાર જ લેખાશે!

સ્થાનિક બનાવોવાળી વાર્તાઓમાં નવો પ્રાણ વીલ કાર્થર, અને રૂથ સકાઉએ પૂર્યો છે. મધ્યમવર્ગની વેદનાઓ, સ્થાનિક ગેરવહીવટ અને અંધેરની વાતો તેમણે સુંદર રીતે આલેખી છે. "ન્યુ મેયર" નામની એક બોધક વાર્તામાં એક સામાન્ય શિક્ષક સમાજવાદી ટિકિટ ઉપર મેયરપદે આવે છે, આવીને મ્યુ માંથી અંધેર દૂર કરે છે, લાંચિયા અમલદારોને રુખસદ આપે છે, કરવેરામાંથી ગરીબ જનતાને મુક્તિ અપાવે છે, મોટા મોટા ધંધાઓ ઉદ્યોગપતિઓ પાસેથી ફરજિયાત બદલો અપાવી પડાવી લ્યે છે. ઉપલા વર્ગોમાં તેની સામે ઝુબેશ જાગે છે. અને આખરે બીજી ચૂંટણી વખતે આ મેયર પરાસ્ત થાય છે કારણ કે ચૂંટણી ચલાવવા જેટલું ભંડોળ તેની પાસે નથી અમેરિકન જીવનનું આખું હૂબહૂ સચોટ આલેખન વર્તમાન નવલિકામાં ઘણે સ્થળે દૃષ્ટિએ પડે છે

કટાક્ષ અને હાસ્યમિશ્રિત ટીકા એ પણ વર્તમાન અમેરિકન નવલનાં અંગરૂપ બની ગયાં છે. એફ. સ્કૉટ ફિટ્ઝરાલ્ડની "ટર્ફલ્સ ફીન ટુ ધ ગાઝી એઈઝ" આનું ઉત્તમ ઉદાહરણ છે.

૧૯૩૯ની શ્રેષ્ઠ વાર્તાઓના સંગ્રાહક મેરિયટે શ્રેષ્ઠ વાર્તાની બે કસોટી મૂકી છે. (૧) વાર્તાના પ્રસંગોને કેટલે અંશે પ્રતીતિજનક બનાવી શકે છે તે અને (૨) પાત્રનિરૂપણ અને આલેખન દ્વારા સંપ્રાપ્ય સાધનસામગ્રીનો કલામય, કુશળ ઉપયોગ કેટલે અંશે થયો છે તે.

અને આ બંને કસોટીની એરણે ચઢાવતાં આ જ વિદ્વાન સંગ્રાહકે અમેરિકન નવલિકાઓને ઉત્કૃષ્ટ ગણાવી છે. વર્તમાન અમેરિકન નવલિકા સારુ આથી અધિક પ્રમાણ કયું જોઈએ?

# ગીતાની શિખામણ

[ अध्याय ८ अने ९ ]

श्री. काकासाहेब कालेलकर

## ज्ञान अने कर्म

ગીતાનો જ્ઞાન શબ્દ જેમ અત્યંત વ્યાપક છે તેમ કર્મ શબ્દ પણ ગીતાએ સૃષ્ટિના વ્યાપાર જેટલો વ્યાપક કર્યો છે. વેદનો 'વિસૃષ્ટિ' અને ગીતાનો 'વિસર્ગ' એ બન્ને શબ્દો આખા વિશ્વ-વ્યાપારને અને વિશ્વને લગાડી શકાય.

भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः । ८ : ३

*

## अंते मतिस्सा गतिः

માણસને કોઈ અકસ્માતને કારણે અચાનક એકાએક મૃત્યુ આવી જાય તો વાત જુદી છે, પણ જો માણસ સ્વાભાવિક ઢબે મરતો હોય તો તે વખતે એની નજર આગળ એની આખી જિંદગી પસાર થતી હશે. મરણ એ કાંઈ નાનીસૂની વાત નથી. આખા જીવનની જેમાં ઇતિશ્રી થાય છે એ ઘડી આખા જીવન જેટલી જ મહત્ત્વ-ની ગણાવી જોઈએ. ધીમે ધીમે વર્ષાનુવર્ષ જીવેલા જીવનનો જ્યાં એકાએક અંત આવે છે તે મરણ-ઘડી કેટલી ઉત્કટ, કેટલી ઊંડી અને કેટલી સાર-રૂપ હશે એની તો કલ્પના જ કરવી જોઈએ. એ છેલ્લી ઘડીએ માણસને કેવા વિચારો આવતા હશે? એ ઘડી જો અકસ્માતરૂપ ન હોય તો જીવન દરમિયાન જે જે વસ્તુઓ અગત્યની અથવા પ્રાણ-સ્વરૂપ લાગી હોય તે બધીનો નિચોડ મરણ વખતે મનમાં હાજર થતો હશે અને એ જ ભાથું લઈને માણસ આગલા ભવમાં પ્રવેશ કરતો હશે. માણસે આખી જિંદગી પુરુષાર્થ કર્યો હશે, ભૂલો કરી હશે, પણ છેલ્લી ઘડીએ જે કાંઈ ઉપસ્થિત થાય તે જ ખરું; બાકીનું બધું ફોક, કેમકે છેલ્લી ઘડીએ જે ભાથું બાંધી લીધું હોય તેની જ અસર નવા ભવ ઉપર થવાની છે. માટે માણસે એવી રીતે જીવવું જોઈએ કે છેલ્લી ઘડી રળિયામણી થાય. 'अंते मतिस्सा गतिः ।' એનું રહસ્ય ઉપર વર્ણવ્યું એ જ છે.

આખો જન્મારો ગમે તેવાં સારાંનરસાં કામો કરીશું અને છેલ્લી ઘડીએ ભગવાનનું સ્મરણ કરી ઊગરી જઈશું એવી આશા બાંધીને કોઈ ગફલતમાં રહે તો તેને અંતે પસ્તાવું જ પડશે. છેલ્લી ઘડી એ અણીની ઘડી છે. એને માટે અખંડ પૂર્વતૈયારી જોઈએ છે. જે કાંઈ કર્યું-કારવ્યું હોય, વિચાર્યું-ધાર્યું હોય એ પાઘડીના વળની પેઠે છેલ્લી ઘડીએ આવીને ઊભું રહેવાનું જ. માટે છેલ્લી ઘડી જીતવી હોય તો આખો સમય પોતાનાં મન અને બુદ્ધિ ઈશ્વરને અર્પણ કરી હમેશ એનું સ્મરણ કાયમ રાખવું જોઈએ.

अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥

यं यं वाऽपि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयः ॥ ८ : ५–७

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥ ८ : १४

*

## पुनर्जन्म

એક જણે કહ્યું છે કે પુનર્જન્મ ઉપર જેનો વિશ્વાસ છે તે બધા આર્યધર્મી. વ્યાખ્યા તરીકે આ વાત ન ચલાવી શકાય, પણ એટલું તો ખરું જ કે હિંદુ, બૌદ્ધ, જૈન, શીખ વગેરે એતદ્દેશીય ધર્મોએ જ પુનર્જન્મ ઉપર વિશ્વાસ રાખ્યો છે; અને કશી શંકા મનમાં આણ્યા વગર એના આધાર પર ઇહલોક અને પરલોકની કલ્પનાઓ કરી છે.

પૂર્વજન્મ અને પુનર્જન્મ જેવી વસ્તુ છે જ એમ સિદ્ધ કરવા માટે આજે આપણી પાસે કોઈ પુરાવો નથી. પૂર્વજન્મનાં સ્મરણ રાખનારાઓ મળી આવે છે એમ આપણે કહીએ છીએ, સાંભળીએ છીએ છતાં આપણને પ્રત્યક્ષ કોઈ એવું મળ્યું નથી પણ જ્યારે કર્મનો વિચાર કરીએ છીએ અને જીવન-વ્યાપારને પણ તપાસીએ છીએ ત્યારે અંદરથી જ થઈ આવે છે કે પુનર્જન્મ જેવી વસ્તુ હોવી તો જોઈએ જ. જીવન એ એટલી તો અદ્‌ભુત વસ્તુ છે કે એ એકાએક ઉદ્‌ભવે એમ મનાય જ નહિ અને મરણ પછી કશું રહેતું જ નથી એમ પણ મનાતું નથી. જેમ ઘાસ સુકાય છે અને ફરી ઊગે છે તેવી જ રીતે એક જીવન પછી બીજું જીવન એવી પરંપરા ચાલતી જ હશે, એ અપેક્ષા કેમે કરીને ટાળી શકાતી નથી.

હવે આ પુનર્જન્મ ઇષ્ટ છે કે અનિષ્ટ એવો એક સવાલ મનમાં સ્વાભાવિક રીતે ઊઠે છે.

જેમ માણસને મરવાનું ગમતું નથી અને મરણ અટળ છે એમ જાણતાં છતાં માણસ જીવે છે ત્યાં સુધી એને મરણ જેવી વસ્તુ સાચી લાગતી જ નથી, તેવી જ રીતે મરી ગયા પછી કશું જ રહેવાનું નથી એ વિચાર પણ માણસને ગમતો નથી. જીવતાં જેમ માણસને મરણની કલ્પના અળખામણી લાગે છે અને અખંડ જીવતા જ રહી શકાય તો કેવું સારું એમ એને થયાં કરે છે, તે જ ન્યાયે જન્મમરણની ઘટમાળનો અંત આવે એ પણ એને સ્વાભાવિક રીતે ન ગમવું જોઈએ, અને જો ખબર પડે કે એ ઘટમાળ ક્યારેક તો થોભી જ જવાની છે તો એ મહામરણની કલ્પનાથી જ એને ત્રાસ છૂટવો જોઈએ. જન્મમરણના ફેરામાંથી છૂટ્યા એટલે છૂટ્યા – મુક્ત થયા – એ કલ્પના માણસ માટે સ્વાભાવિક નથી.

છતાં આપણે જીવનને બંધનરૂપ માની, અધઃપાત તરીકે ગણાવી, સમાજની આખી નજર ફેરવી નાંખી છે. જે માણસને મરવું ગમતું નથી એને મોક્ષ માટે ઝંખતો કરવો એ કરામત હિંદુધર્મની જ.

એક રીતે જ મોક્ષની કલ્પના ઇષ્ટ બની શકે છે. મરણ જો અનિષ્ટ હોય તો વારેઘડીએ મરવાપણું ન હોવું જોઈએ એમ માણસ જરૂર ઇચ્છે. રોજ ઊઠીને માથે મરણ ઝઝૂમે એ કોણ સહન કરે! કાં તો એકવાર જન્મ્યા પછી મરવાપણું ન હોય અથવા એકવાર મર્યા પછી ફરી જન્મ લેવાપણું ન હોય. એમાંથી પહેલી સ્થિતિ માણસને સહેજે પસંદ પડે એવી છે પણ હજારો અને લાખો વરસનો માણસનો નિરપવાદ અનુભવ છે કે जातस्य हि ध्रुवो मृत्युः। અખંડ જીવન અશક્ય છે એમ ખાતરી થઈ એટલે માણસે અખંડ મરણની એટલે કે નિર્વાણની કલ્પના અને ઇચ્છા કરી હશે.

પણ અખંડ મરણની કલ્પના પણ ભારે બિહામણી છે. મોક્ષ એટલે કાયમનું મરવાપણું એ કલ્પના અસહ્ય છે એમ આપણને સમજાવવાની હિંમત એકલા સ્વામી દયાનંદ સરસ્વતીએ કરી છે. તેઓ કહે છે કે વીસ વરસની જન્મકેદની સજા જો એટલી ત્રાસદાયક છે તો અનંતકાળ સુધી આ દુનિયામાં ન આવવાપણું એ સજા કેટલી ભારે છે? માણસ મરી ગયા પછી એને તમે નવા જન્મમાં ન આવવાની વ્યવસ્થા એક વરસ માટે કરો, સો વરસ માટે કરો કે લાખ વરસ માટે કરો, પણ ત્યાર પછી એ આ દુનિયામાં આવવાને ઝંખવાનો ખરો જ, અને એને પાછા આવવાની સગવડ તો હોવી જ જોઈએ.

ભગવદ્‌ગીતા એવા જીવન માટે ઝંખતી નથી કે જેને અંતે મરણ આવીને ઊભું જ છે. શરીરધારી જીવન એ એક જ જીવન છે એમ પણ ગીતા માનતી નથી એટલે કર્મનું બંધન તોડીને જન્મમરણના ફેરામાંથી બચી જવાથી કેવળ મરણ જ બાકી રહે છે એવી ગીતાની માન્યતા નથી. પણ આપણે ફરી ફરી કાયા મરીએ છીએ તે જો ટાળી શક્યા અને એકવાર છેલ્લું પાકું મરણ મેળવ્યું તો પછી બાકી જે રહે છે તે દિવ્ય ઈશ્વરમય જીવન છે. માટે આ આશારપદ અને દુઃખના ઘર જેવું જીવન કાયમનું તજી દઈ સનાતન જીવનમાં—બ્રહ્મમય જીવનમાં—પ્રવેશ કરવો જોઈએ. ત્યાં કશી ઊણપ નહિ રહે, કશું અધૂરાપણું પણ ન રહે; ત્યાં તો અખંડૈકરસ એકધારી બ્રાહ્મી સ્થિતિ જ છે.

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥
आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥ ८ : १५–१६
अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ ८ : २१

*

## राजविद्या–राजयोग

**નાનપણથી** પોતાનાં કુટુંબીઓથી વિખૂટા પડેલા અને કુટુંબ સાથેનો પોતાનો સંબંધ પણ ન જાણનાર કોઈ બાળકને મોટપણમાં જો એ જ કુટુંબમાં પ્રવેશ મળે તો ત્યાં કેમ વર્તવું એ એને તરત સૂઝે નહિ. કોઈકના ઘરમાં આવી પડ્યા છીએ, પરાયા ઘરમાં મહેમાનો જેમ રહે છે તેમ અહીં રહેવું છે, અહીં આપણને કોઈ છેતરે નહિ એની કાળજી તો રાખવી જ જોઈએ, પોતાનો સ્વાર્થ સાધવો જોઈએ, અને આ ઘરમાં છીએ એ સ્થિતિમાંથી જેટલો વધારેમાં વધારે લાભ મેળવી શકાય તેટલો મેળવવો જોઈએ એમ જ એ યુવાનને થશે.

આબરૂદાર માણસ તરીકે અહીં રહેવું છે એટલે એ કુટુંબ પ્રત્યે કશી નિષ્ઠા બતાવવાની જરૂર ન હોવા છતાં, પોતાની આબરૂ પ્રત્યે જે નિષ્ઠા છે તેનો જ વિચાર કરી અહીં રહીએ એટલે બસ, એમ સમજીને એ ત્યાં રહેશે.

દુનિયાદારી લોકો સમાજમાં જેમ રહે છે અને દરેક જણ પાસેથી પોતાનો એક યા બીજો સ્વાર્થ સાધવા મથે છે એમ જ તે અહીં રહેશે. કોઈક પ્રત્યે એનું આકર્ષણ વધારે હોય, કોઈક પ્રત્યે અણગમો હોય, કોઈકનો એ પક્ષપાત કરે, કોઈકને અન્યાય પણ કરે. સમાજ પ્રત્યે આપણું જેવું વલણ રહે છે તેવું જ એનું પોતાનાં કુટુંબીઓ પ્રત્યે રહેશે.

હવે ધારો કે એ કુટુંબીઓને હજી યે ખબર નથી કે એ યુવાન આપણા જ ઘરનો એક કુટુંબી છે, પણ એને ખબર પડી કે એ ઘરનાં વડીલો એ જ એનાં માબાપ છે અને જેણે એને આ માહિતી આપી અને ખાતરી કરી આપી તેણે એને એમ પણ શિખામણ આપી કે, 'ઘરનાં લોકોને જો હું કહું કે તું આ જ ઘરનો છે તો એમને વિશ્વાસ નહિ બેસે, અવિશ્વાસને કારણે ઊલટી તારી સ્થિતિ કફોડી થશે, એના કરતાં ભલે એ તને પરાયો માને. તને ખબર પડી ગઈ છે કે તું આ ઘરનો જ છે એટલે સ્વાભાવિકપણે પોતીકાં પ્રત્યે જેમ વર્તાય તેમ જ તારે અહીં વર્તવું, અને તારાં ભાઈભાંડુઓ તને પોતીકો ન ગણે તે દરગુજર કરવું. આગળ જતાં યથાકાળે તારા વર્તનને કારણે, તારા સહજ પ્રેમને કારણે, એ બધાંને ખબર પડવાની છે અને પછી જ આ ઘરમાં કૌટુંબિક વાતાવરણ મળવાનું છે,' તો પછી આપણા એ યુવાનના આચરણમાં અસાધારણ ફેર પડવાનો. હવે એ પોતા પ્રત્યેની, પોતાની આબરૂ પ્રત્યેની, જવાબદારીનો ખ્યાલ છોડી દેશે, કેમકે તેના કરતાં વ્યાપક, સહજ સુંદર અને સ્વચ્છ જવાબદારી એને મળી ચૂકી છે. હવે એ કુટુંબનિષ્ઠાની દૃષ્ટિથી, કુટુંબના કલ્યાણની દૃષ્ટિથી, વિચાર કરશે; કુટુંબના હિત માટે પણ યતશે, વિચાર કરશે. ઘરની બહેનો પોતાની બહેનો જ છે એમ સમજવા પછી એમની સાથેનું એનું વર્તન નિર્મળ, સ્વાભાવિક અને નજીકપણાનું હશે. ભાઈઓમાંથી કેટલાક સારા હોય, કેટલાક સારા ન યે હોય, તો યે બધા ભાઈ જ છે એ સાક્ષાત્કાર થવાથી હવે એ બધા પ્રત્યે અત્યંત ઉત્કટ પ્રેમથી વર્તશે, એના મનમાંથી પક્ષપાત ચાલ્યો જશે, એની આખી કૌટુંબિક હસ્તી જ નવું રૂપ ધારણ કરશે, હવે એના બધા સંબંધો સ્વાભાવિક થશે.

અને ધારો (કેમકે અહીં કલ્પના જ કરવી છે) : એને ખબર પડી કે જેમ એ આ કુટુંબમાં અત્યાર સુધી પોતે પારકા જેવો રહ્યો હતો તેમ જ આ બધાં પણ અરસપરસ રહે છે, અને એ બધાંને હવે પછી ભાન થવાનું છે કે આપણે બધાં કુટુંબી છીએ; આજે એ આત્મીયતા બધાંમાં સરખી રીતે નથી ઊગી પણ ધીમેધીમે ઊગતી જાય છે તો 'ઘરનાં લોકો સ્વાભાવિક રીતે કેમ નથી વર્તતાં ? આમ સ્વાર્થી અને અનડાં કેમ રહે છે?' એ એની મૂંઝવણનો

ઉકેલ આવશે. પછી એ તે તે વ્યક્તિનો દોષ કાઢવાને બદલે પરિસ્થિતિનો જ વાંક જોશે. અને ભાઈ-ભાંડુ પ્રત્યે પ્રેમાળપણા સાથે અસાધારણ ધીરજ પણ કેળવશે.

આજની આપણા સમાજની સ્થિતિ, બલ્કે આખી દુનિયાની સ્થિતિ, આ આપણી કલ્પનાની કથાના કુટુંબ જેવી છે અને એમાં ગીતાનો આદર્શ પુરુષ આ કથાનકના નાયક પેલા સુવાનની પેઠે વર્તશે. એને બધાં પ્રત્યે કેમ વર્તવું એની સહેજે ખબર પડશે, એટલું જ નહિ, પણ તેમ વર્તવામાં ગમે તેટલાં કષ્ટ વેઠવાં પડે તો યે એને તેમ વર્તવુ બિલકુલ સ્વાભાવિક અને સહેલું થશે, એટલું જ નહિ, પણ એ પરિસ્થિતિમાંથી એને રસના ઘૂંટડા જ મળશે, એ સુખ જ અનુભવશે. સન્નિપાતમાં બબડના ભાઈની ગાળો ખાતાં જેમ ભાઈઓને ચીડ નથી ચડતી, ગુસ્સો નથી આવતો પણ પ્રેમથી પ્રેરાયલી દયા જ છૂટે છે, તેજ પ્રમાણે એને સમાજના દુષ્ટ અથવા વિરોધીઓ પ્રત્યે આત્મીયતાથી દયા જ છૂટશે.

અને જો પોતાનાં ભાંડુઓમાંથી એના પ્રત્યે કોઈ ખાસ પક્ષપાત બતાવે અને કુટુંબની સાધન-સંપત્તિમાંથી વધારેપડતો ભાર લેવામાં એને મદદ કરે તો એવા માણસ પ્રત્યે પણ એ ન તો વિશેષ સાથીપણું કેળવશે, ન એને વિશેષ પોતીકો ગણશે, ન એના એ પક્ષપાતને ઉત્તેજન આપશે. ઊલટો એને એ પ્રેમથી સમજાવશે કે પોતાને એવા પક્ષપાતની રુચિ નથી.

આ માણસનું વર્તન એને માટે જેમ સ્વાભાવિક, સહેલું અને સુસુખં થશે તેવી જ રીતે ગીતાની શિખામણ ગીતાના આદર્શ પુરુષને એનું જીવન સ્વાભાવિક, સીધું, સુસુખં અને સમાધાનકારક થશે. આ શિખામણને જ રાજવિદ્યા કહી છે; આ જીવન-કળાને રાજયોગ કહ્યો છે. વગર મુહૂર્તે કહેવા જતાં બધાંને આ જ્ઞાન ગળે ઊતરવાનું નથી, એટલા માટે એને રાજગુહ્ય પણ કહ્યું છે. એ રાજવિદ્યા પ્રાપ્ત થવાથી અને એ રાજયોગ કેળવવાથી માણસને એ વિશ્વકુટુંબના પરમ પિતાનો સાક્ષાત્કાર થશે, અને એ પરમ પિતાની વ્યવસ્થા પ્રમાણે એ કુટુંબમાં તે રહી શકશે અને કૃતાર્થતા અનુભવશે કુટુંબમાં આદર્શ રીતે રહેવા માટે મોટામાં મોટી કોઈ આવશ્યકતા હોય તો એ પરમ પિતાને જાણી લેવો, એનાં દર્શન કરવાં એ છે. પિતા સાથે સંબંધ બંધાયો એટલે પિતાની સાર્વભૌમ વૃત્તિ અને વ્યવસ્થા શી છે એની ખબર પડશે, અને પછી એનું વર્તન આંધળા જેવું, અતડું અને સ્વાર્થી નહિ જ રહે.

મનુષ્યસમાજ વિષે શું અથવા આખી દુનિયા વિષે શું, કયાંય અવ્યવસ્થાનું રાજ્ય ન જ હોવું જોઈએ. અત્યારે જે દેખાય છે એમાં વ્યવસ્થા અને અવ્યવસ્થાનું મિશ્રણ છે, કેમકે માણસને સાચું જ્ઞાન નથી અને હૃદયની પૂરતી કેળવણી નથી. મનુષ્યસમાજમાં જે વ્યવસ્થાબુદ્ધિ હોય છે, જે હેતુ અને આદર્શ હોય છે એના કરતાં વિશેષ બુદ્ધિ, સ્થાયી હેતુ અને વિશાળ આદર્શ આ વિશ્વવ્યવસ્થા પાછળ હોવાં જોઈએ. અને એ વ્યવસ્થા, એ હેતુ અને એ આદર્શ જડ તો હોઈ જ ન શકે. જે વસ્તુ જીવતી છે અને અમર છે એને આપણે ચૈતન્ય કહીએ છીએ. આ વિશ્વરચનાના મૂળમાં એ ચૈતન્યનું જ રાજ્ય હોઈ શકે, અને એ રાજ્ય એ કોઈ દુન્યવી રાજાના રાજ્ય જેવુ બહારનું ન હોય પણ મનુષ્યહૃદયની આંતરિક પ્રેરણા જેવુ આ વિશ્વમાં એ ઓતપ્રોત હોઈ શકે. એને જ ગીતા પરમાત્મા કહે છે – ઈશ્વર કહે છે. આ વિશ્વના એ અધ્યક્ષને અને એની વ્યવસ્થાને જેઓ જાણતા નથી તેઓ મૂઢ છે, તેઓ આસુરી સંસ્કૃતિને પસંદ કરે છે અને એથીયે અધમ હોય તો રાક્ષસી સંસ્કૃતિને પસંદ કરવાના. તેઓ નથી જાણતા કે એ વાટે નથી સમષ્ટિનુ હિત અને નથી વ્યષ્ટિનું સ્થાયી કલ્યાણ. સાચું કલ્યાણ દૈવી પ્રકૃતિનો આશ્રય કરવામાં જ છે, અને દૈવી પ્રકૃતિ તો ત્યારે જ સ્થાપિત થાય જ્યારે માણસ એ વિશ્વવ્યાપી વિશ્વપ્રભુને ઓળખે અને એનો ભક્ત બને.

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥
राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ ९ : १–२

*

## सर्वव्यापो परमेश्वर

જો કોઈ ભિખારી આપણે બારણે આવે અને આપણા મનમાં એને વિષે તિરસ્કાર ઊપજે તો શ્રદ્ધાળુ ભાવિક લોકો આપણને પૂછે છે કે તમને શી ખબર કે ભગવાન પોતે જ તમારી શ્રદ્ધાની કસોટી કરવા આ રૂપ ધારણ કરીને આવ્યા નથી! આવી દલીલ અને આવી અપીલની અસર આપણા ઉપર અચૂક થાય છે અને કસોટી કરવા માટે ભગવાન પોતે જ આવું રૂપ ધારણ કરીને આવ્યા હશે એમ માનીને એ માણસ પ્રત્યે કાંઈક આદર કેળવી પોતાના ગજા પ્રમાણે આપણે એને કાંઈક આપી છૂટીએ છીએ. ઈશ્વર પોતે આ રીતે આપણી કસોટી કરવા માગે છે એમ સમજીને દાન દેવું એ કાંઈ ઇચ્છવા જેવી સ્થિતિ નથી. સામો ભિખારી દેખાય છે એવો નથી, એનું હલકાપણું ફક્ત બતાવવાની વસ્તુ છે, અંદરખાનેથી તો એ ષડ્ગુણૈશ્વર્યસંપન્ન ભગવાન જ છે એમ માનવાનો પ્રયત્ન ભાગ્યે જ સફળ થાય છે. આપણે ફક્ત અજ્ઞાતની બીક જ કેળવીએ છીએ.

આમ હોવા છતાં ઉપરનાં રિવાજ અને અપીલમાંથી ઈશ્વર સર્વત્ર છે અને એ છૂપી રીતે કામ કરે છે એ સાચી વાત સમજવામાં ઘણી મદદ થાય છે. અને બીક વગર, સ્વાર્થ કે બોજા વગર, માણસ એ દૃષ્ટિ કેળવે તો માણસને ખાતરી થશે અને સાક્ષાત્કાર થશે કે ઈશ્વર તો બધે જ છે. લોકો એ જાણતા નથી તેથી શું?

અને માણસ જો એકવાર જોતાં શીખે કે ઘટઘટમાં રામ જ રમે છે તો પછી માણસ કોઈની સાથે વેર ન જ કરી શકે. કોઈને કટુ વચન બોલે નહિ, કોઈની અવગણના કરે નહિ.

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ९ : ४

अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥ ९ : ११

જેમ સાતમા અધ્યાયમાં થોડોક વિભૂતિયોગ સમજાવ્યો છે તેમ નવમા અધ્યાયમાં પણ શ્લોક ૧૬ થી માંડીને ૧૯ સુધી એક જાતનો વિભૂતિયોગ જ છે. એ જ યોગ દસમા અધ્યાયમાં પણ વિસ્તરેલો છે. આ ત્રણ ઠેકાણે ત્રણ રીતે ઈશ્વરની વિભૂતિઓ સમજાવી છે. એનું રહસ્ય જાણી શકાય તે માટે બધા શ્લોકો એકત્ર કરીને નીચે આપ્યા છે.

१. हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठ, नास्त्यंतो विस्तरस्य मे ॥

२. अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
सर्गाणामादिरंतश्च मध्यं चैवाहमर्जुन ॥

३. अिन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ।
प्रजनाश्चास्मि कंदर्पः यमः संयमतामहम् ॥

४. हिमालयः स्थावराणां स्रोतसामस्मि जाह्नवी ।
अश्वत्थः सर्ववृक्षाणां सरसामस्मि सागरः ॥

५. मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
मासानां मार्गशीर्षोऽहम् ऋतूनां कुसुमाकरः ॥

६. पवनः पवतामस्मि कालः कलयतामहम् ।
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥

७. अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्य च ।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥

८. वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ॥

९. यज्ञानां जपयज्ञोऽस्मि गिरामस्म्येकमक्षरम् ।
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥

१०. द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥

११. पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
महर्षीणां भृगुरहं देवर्षीणां च नारदः ॥

१२. वृष्णीनां वासुदेवोऽस्मि पांडवानां धनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥

१३. दंडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥

१४. यच्चापि सर्व भूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥

१५ नांतोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।
अेष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥

१६. यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥

१७. अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥

१८. एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः ॥

*

## ઘટમાળની અંદર અને બહારમાં ફેર

તપશ્ચર્યાનું ફળ પુણ્ય, પુણ્યનું ફળ ભોગૈશ્વર્ય અને ભોગૈશ્વર્યને પરિણામે અધ:પતન—એ ઘટમાળ બધેય ચાલી છે એમ જે સમજે છે, જાણે છે તે અનેક ઘેલછામાંથી મુક્ત થાય છે અને ભોગૈશ્વર્યને ટાળી પોતાની ઉન્નતિને સ્થિર કરે છે. જેઓ અનન્ય નિષ્ઠાથી ઈશ્વરને શરણ જાય છે, એનું ધ્યાન ધરે છે અને એની જ સેવામાં રચ્યાપચ્યા રહે છે તેમને ભોગનો કે ઐશ્વર્યનો વિચાર જ કરવો નથી પડતો. તેમનો યોગક્ષેમ ભગવાન પોતે જ ચલાવે છે.

તેથી, ડહાપણ એમાં રહેલું છે કે માણસ સ્વાર્થનો વિચાર છોડી દઈને સમાજની સેવા કરે અને જે કાંઈ કરે, ભોગવે, સેવે કે આપે તે બધું એણે ભગવાનને અર્પણ કરવું જોઈએ. આ રીતે જીવન સફળ થાય છે, કૃતાર્થ થાય છે અને એમાં અલિપ્ત રહેવાથી માણસ પરમ શાંતિ પામે છે.

त्रैविद्या मां सोमपाः पूतपापा
यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोक-
मश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना
गतागतं कामकामा लभन्ते ॥

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ ९ : २०–२२

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ ९ : २७

*

## ભક્તિનું તેજ

ઈશ્વરભક્તિ કેવળ શાંતિ આપે છે એટલું જ નહિ પણ માણસના હૃદયને સંપૂર્ણ, એને આખાને ધોઈ ધોઈને નિર્મળ બનાવી દે છે. જેમ મેલાં કપડાં ખારાના પાણીમાં નાંખી દીધાં કે એનો આખો મેલ ધીમે ધીમે છૂટવા માંડે છે એવી રીતે માણસ ભક્તિમાં તરબોળ થયો એટલે એનો દુરાચાર એની મેળે ઓગળી જવા માંડે છે સાચું કહેતાં ઈશ્વરભક્તિ સાબુના પાણી જેવી નથી પણ તેજાબ જેવી છે. એમાં માણસ તરબોળ થયો એટલે જોતજોતામાં એની મલિનતા બળી જઈને એ કુંદન જેવો ધર્માત્મા થઈ જાય છે. તેજાબમાં હીણુકસ સોનું નાંખીએ એટલે હીનતા માત્રનો નાશ થાય છે, ફક્ત સોનાનો નાશ નથી થતો. એવી જ રીતે સાચી ભક્તિમાં ઊતર્યા પછી માણસનો દુરાચાર બળી જાય છે, પણ ભક્તિ વડે ભક્તનો નાશ કોઈ કાળે થતો નથી. એ એટલી બધી સ્વયંસિદ્ધ વાત છે કે એને માટે ભગવાને કોલ આપવાની કશી જ જરૂર ન હતી. પણ માણસ રહ્યો અશ્રદ્ધાળુ, એને એવા સ્પષ્ટ કોલકરાર વગર વિશ્વાસ બેસતો નથી, શાતા વળતી નથી, એટલા માટે ભગવાને કહ્યું છે કે:

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥

मां हि पार्थ व्यपाश्रित्य
येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रा-
स्तेऽपि यान्ति परां गतिम् ॥

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ९ : ३०–३४

*

# હિંદુઓની વૈજ્ઞાનિક સિદ્ધિઓ

## શ્રી. અશ્વઘોષ

કલકત્તા, તા.........

ચિ. અશોક,

તારો પત્ર મળ્યો. મેં મોકલાવેલાં પુસ્તકો તને ગમ્યાં એ જાણી મને ઘણો જ આનંદ થયો.

તું લખે છે કે "ચંદ્રભાઈનું 'વૈજ્ઞાનિક જગત' હું ખૂબ રસથી વાંચી ગયો છું પણ પશ્ચિમના દેશો સિવાય દુનિયામાં બીજે ક્યાં ય વૈજ્ઞાનિકો થયા છે કે નહિ?"

તારો પ્રશ્ન તદ્દન વાજબી છે. હું પોતે પણ ચંદ્રભાઈનું પુસ્તક વાંચી ગયો છું, અને ત્યારપછી એમણે "ઊર્મિ"માં આલેખેલાં વૈજ્ઞાનિકોનાં જીવન-ચરિત્રો વાંચ્યાં છે. એટલે આ પુસ્તકના બીજા ભાગમાં શું આવશે તેનો પણ મને ખ્યાલ આવી ગયો છે. આ પુસ્તકમાં તેમ જ "ઊર્મિ"માં ત્યાર-પછી છપાયલાં જીવનચરિત્રોમાં ક્યાં ય હિંદ, ચીન અને બીજી એશિયાઈ પ્રજાઓએ વિજ્ઞાનના વિકાસમાં આપેલા ફાળા વિષે ઉલ્લેખ નથી.

ચંદ્રભાઈ પાસે આકર્ષક કહી શકાય એવી પોતાની સ્વતંત્ર શૈલી છે, પોતાના વિચારોનો પ્રચાર કરવાની એમની ધગશ પણ જબરી છે. જો આની સાથેસાથે પોતે જે વિષય હાથ ઉપર લે છે તેનો જરૂરી અભ્યાસ હોત તો સોનામાં સુગંધ મળ્યા જેવું થાત. પણ કમનસીબે આ "વૈજ્ઞાનિક" પુસ્તકમાં અસંખ્ય અવૈજ્ઞાનિક બાબતો ઘૂસી ગઈ છે.

આ પુસ્તકમાં અને એમનાં બીજાં લખાણોમાં ત્રણ ભ્રમો નજરે ચડે છે. આ ભ્રમોથી તું ભ્રમિત ન થઈ જાય એ ખાસ જરૂરી છે.

(૧) "વિજ્ઞાન અને ધર્મ એ એકબીજાનાં દુશ્મન છે."

(૨) "ધર્મનું કાર્ય વિજ્ઞાનનો નાશ કરવાનું છે, કારણ કે જેમ દિવસ ઊગતાં નિશાચરો નાસી જાય છે તેમ વિજ્ઞાનનો વિકાસ થતાં ધર્મનો નાશ થશે."

(૩) "વિજ્ઞાનનો બધો જ વિકાસ પશ્ચિમમાં થયો છે. પૂર્વે જ્ઞાનવિજ્ઞાનમાં કંઈ જ ફાળો આપ્યો નથી."

મનુકાકા ઘણી વખત મશ્કરીમાં કહે છે કે "આ સમાજવાદીઓ રશિયા વિષે જેટલું ચોક્કસ, વિસ્તૃત અને અદ્યતન જ્ઞાન ધરાવે છે એના સોમા ભાગનું પણ જ્ઞાન પોતાના દેશ, પ્રાંત અને જિલ્લા વિષે ધરાવતા હોતા નથી."

આ મજાકમાં મને તો ઘણું સત્ય હોય એમ લાગે છે.

ચંદ્રભાઈના આ ત્રણે ભ્રમો હિંદી આંખે યુરો-પિયન ચશ્માં ચડાવી દુનિયા જોવાનો પ્રયત્ન કરવા-માંથી ઉદ્ભવ્યા છે.

ધર્મ અને વિજ્ઞાન એ બન્ને એકબીજાનાં વિરોધી છે જ નહિ. એ તો એકબીજાનાં પૂરક છે. ઓગણીસમી સદીમાં ઘણા વિચારકો ધર્મ અને વિજ્ઞાનને પરસ્પરવિરોધી માનતા, આજે એ માન્યતા બહુ ઓછા વૈજ્ઞાનિકો અને વિચારકો ધરાવે છે.

આ પરિવર્તનનું કારણ એ છે કે ઓગણીસમી સદીનું વિજ્ઞાન પોતાના અલ્પજ્ઞાનને લઈને પોતાને સર્વજ્ઞ માનતું, આજે વીસમી સદીમાં જ્ઞાનની આશ્ચર્યકારક વૃદ્ધિને લઈને માનવી-ની સમજશક્તિની સાન્તતા અને જ્ઞાનની અન-ન્તતાનું વિજ્ઞાનને પણ ભાન થયું છે, અને એને લઈને ગઈકાલનું ઉદ્ધત વિજ્ઞાન આજે નમ્ર બન્યું છે.

આ તો પશ્ચિમની વાત થઈ. આપણે ત્યાં તો જે બ્રાહ્મણો ધર્માચાર્યો હતા, તે જ બ્રાહ્મણો વિજ્ઞાનના આચાર્યો હતા. જેમણે ધર્મને પાળ્યો–પોષ્યો છે તેમણે જ વિજ્ઞાનને વિકસાવ્યું છે!

પશ્ચિમના દેશોમાં સોક્રેટિસથી, માંડીને બ્રુનો, સુધીના વૈજ્ઞાનિકો અને વિચારકો ઉપર અસામાન્ય જુલમ કરવામાં આવ્યો છે એ વાત સાચી છે, પણ એટલા ઉપરથી એ જ મુજબ બધે થતું આવ્યું છે એવા ભ્રમમાં રખે પડીએ!

પશ્ચિમમાં તો ધર્મે વિજ્ઞાન ઉપર આક્રમણ કર્યું છે, અને રશિયા જેવા દેશોમાં વિજ્ઞાને ધર્મ ઉપર આક્રમણ કર્યું છે; એટલું જ નહિ પણ અનેક સ્થળે જૂના વિજ્ઞાને નવા વિજ્ઞાન ઉપર આક્રમણ કર્યું છે અને ધર્માચાર્યો જેટલા જ ખુન્નસથી વૈજ્ઞાનિકો પણ અંદરઅંદર લડ્યા છે!

વિરોધીને અત્યાચારથી વશ કરવો એ એમની પરંપરા હોય એમ લાગે છે.

બીજી બાજુ આપણો આખો ઇતિહાસ જુઓ. આપણા આટલા લાંબા ઇતિહાસમાં બૌદ્ધિક સ્વાતંત્ર્યની અખંડ પરંપરા ચાલી આવે છે. મન ફાવે તેવો તરંગ કરો, દિલ ગોઠે એવો તર્ક લડાવો, ગમે તે વાદનો પ્રતિવાદ સ્થાપો, મરજી પડે ત્યાં શંકા ઉઠાવો, તમારી ઇચ્છા હોય તે મતનું મંડન કે ખંડન કરો તમને પૂછે તેને પરમેશ્વર પૂછે! "ઈશ્વર નથી" એમ કહેવા માટે બુદ્ધને કે મહાવીરને, "દેવું કરીને ઘી પીઓ" એવી સલાહ આપવા માટે ચાર્વાકને, "રોગ એક છે" એમ જાહેર કરવા માટે માધવને, "પૃથ્વી ગોળ છે" એમ કહેવા માટે ભાસ્કરાચાર્યને, વૈદકશાસ્ત્રની બાંધે રસાયણશાસ્ત્રને બેસાડવા માટે નાગાર્જુનને, જગતને મિથ્યા કહેવા માટે શંકરાચાર્યને અને હિંદુઓ અને મુસલમાનોનાં પાખંડો ઉપર પ્રહાર કરવા માટે કબીરને કોઈએ જેલમાં પૂર્યા નથી, ફાંસીએ ચઢાવ્યા નથી, ભોંયરામાં રિબાવ્યા નથી કે એમની ઉપર બીજા કોઈ પણ જાતના અત્યાચારો કર્યા નથી. ઊલટપક્ષે એમને મોટા મહાત્માઓ માન્યા છે, અને હજારો લોકો એમને પૂજતા આવ્યા છે.

ચીનની પેઠે આપણે પણ સ્થિતિચુસ્ત છીએ એ જાણીતી વાત છે છતાંય નવા મતો તરફ કેટલી સહિષ્ણુતા! ... ભૂતકાળની દૃઢ ભક્તિ સાથે વર્તમાન તરફ આટલી ઉદારતા ક્યાં જોવાની મળે છે!

વ્યાસ બ્રાહ્મણ હતો. ચંદ્રભાઈના મત મુજબ બ્રહ્મ (=ધર્મ)નો ઇજારદાર હતો. એણે છાપરે ચઢીને પોકાર્યું છે કે सत्यात् नास्ति परो धर्मः। સત્યથી પર એવો કોઈ ધર્મ નથી.

ધર્મ અને વિજ્ઞાન વચ્ચે વિરોધ ક્યાં છે?

વિજ્ઞાનનો ઇજારો પશ્ચિમે રાખ્યો નથી દુનિયાના દરેક સુધરેલા દેશમાં મહાન વૈજ્ઞાનિકો પાક્યા છે ભૂતકાળમાં જગત આખું જ્યારે જંગલી અવસ્થામાં હતું ત્યારે આપણા દેશમાં વિજ્ઞાને અદ્ભુત કહી શકાય એવી પ્રગતિ કરી હતી

વિજ્ઞાનનો પાયો ગણિત. ગણિતની પ્રગતિ એટલે સંસ્કૃતિની પ્રગતિ. ગણિતમાં આપણા દેશના બ્રાહ્મણો એક્કા હતા.

હિંદુઓએ ગણિતનો પાયો નાખ્યો. ગણિતમાં દશાંશ એ હિંદુઓની શોધ છે. દસ આંકડા અને આખું ગણિત હિંદુઓ પાસેથી અરબો શીખ્યા, અને એમણે એ યુરોપને શીખવ્યું. રોમનો પાસે પોતાના આંકડા હતા જ નહિ એટલા માટે તેઓ A B C D વાપરતા.

તેં ઘડિયાળનાં ડબ્બા જોયા હશે. એમાં બે જાતના ડબ્બા આવે છે. જેમાં અંગ્રેજી મૂળાક્ષરો સમય દર્શાવવા માટે વપરાય છે એને "રોમન ડાયલ" કહે છે, અને જેમાં ૧,૨,૩ એવા આંકડા વપરાય છે, એને "એરેબિક ડાયલ" કહે છે. એરેબિક એટલા માટે કે આ પ્રકારના આંકડા અરબો પાસેથી યુરોપિયનો શીખ્યા.

બીજગણિતને અરબોએ 'અલ-ઝબર કહ્યું અને એમાંથી એલજિબ્રા ઉદ્ભવી. ભૂમિતિ (Geometry) અને ત્રિકોણમિતિનાં (Trigonometry) મૂળતત્ત્વો અહીં શોધાયાં હતાં કારણ કે યજ્ઞયાગને લીધે જુદા જુદા યજ્ઞો માટે જુદા જુદા ઘાટની વેદિઓ કરવા આ શાસ્ત્રોની અત્યંત આવશ્યક્તા હતી. આ બન્ને શાસ્ત્રોને તો ધર્મે જ પારણિયામાં ઝુલાવ્યાં હતાં. ત્યાર પછી

ઈજિપ્ત અને ગ્રીસમાં આ શાસ્ત્રોનો વધારે વિકાસ થયો. ગ્રીકોએ ભૂમિતિને વ્યવહારમાં મૂકી. એમનાં મકાનોમાં અને ખાસ કરીને પાર્થેનોનનાં ખંડેરોમાં અત્યારે પણ ભૂમિતિનો એમણે કરેલો ઉપયોગ જોવાનો મળે છે. ભૂમિતિ અને ત્રિકોણમિતિનો વિશેષ વિકાસ થતાં જ ઇજિપ્તના વિશ્વવિખ્યાત પિરામિડો શક્ય બન્યા.

હવે આપણે ખગોળ તરફ વળીએ. ચંદ્રભાઈ કહે છે એમ થેલ્સ કંઈ પહેલો વૈજ્ઞાનિક નહોતો. મેની ૨૮મીએ વહેમ અને ભ્રમ જેવો ધર્મ ભોંઠો પડ્યો ન હતો. મેની ૨૮મીએ વિજ્ઞાનનો વિજય કે પરાજય પણ નહોતો થયો. એ જ રીતે મેની ૨૮મીએ વૈજ્ઞાનિક વિચારણાનો પાયો નહોતો નંખાયો. પણ આ બધું તો સેંકડો વર્ષો પૂર્વે બની ગયું હતું.

ગ્રહણ શી રીતે થાય છે તેનું હિંદુસ્તાનને તો જ્ઞાન હતું જ. વેદાંતજ્યોતિષ નામનું પુસ્તક ઈ. સ. પૂર્વે ૧૫૦૦ માં લખાયું હતું, થેલ્સના જન્મ પહેલાં આઠ સદી પૂર્વે ! સૂર્યની આજુબાજુ ફરનાર પહેલો બુધ, બીજો શુક્ર, ત્રીજી પૃથ્વી અને ચોથો મંગળ છે એની એ જમાનાના વૈજ્ઞાનિકોને સંપૂર્ણ માહિતી હતી. પૃથ્વીની કક્ષા (Orbit) વિષે તેમને માહિતી હતી એટલું જ નહિ પણ બીજા ગ્રહોનાં માર્ગ અને ગતિની પણ તેમણે ચોક્કસ ગણતરીઓ કરેલી હતી. સૌથી વધારે મુશ્કેલી તો બુધ અને શુક્રની ગતિની ગણતરી કરવાની હતી, કારણ કે આ બે ગ્રહો સૂર્ય અને પૃથ્વીની વચ્ચે આવેલા છે. આ પ્રકારની ગણતરી કરવા માટે integral અને differential calculas જેવાં મહત્ત્વનાં ગણિતશાસ્ત્રનાં મૂળતત્ત્વો શોધવા પડ્યાં હતાં. આ શાસ્ત્રોનાં તે વખતનાં નામ કલન અને ગનન હતાં. વેદાંગજ્યોતિષના વખતમાં ત્રિજ્યા (Radius) અને વર્તુલનું પ્રમાણ પણ શોધાયું હતું. જેને આપણે અત્યારે π (પાઈ) તરીકે ઓળખીએ છીએ અને જેની કિંમત અત્યારના આપણા ગ્રંથોમાં ૩·૧૪૧૫૯૨ છે, વેદાંગજ્યોતિષના કાળમાં એની કિંમત ૩·૧૪૧૫૯૬ હતી. સૂર્યની આસપાસ પૃથ્વીની ગતિનું માપ પણ એમણે એટલે સુધી શોધ્યું હતું કે ચંદ્રવર્ષ અને સૂર્યવર્ષનો ફેર ભાંગવા માટે દર અઢી વર્ષે એક અધિક માસ ઉમેરતા. અત્યારે આપણે લગભગ સરેરાશ ૩૨ મહિને એક અધિક માસ ઉમેરીએ છીએ. વગર સાધને વિજ્ઞાનના ક્ષેત્રમાં આટલા પ્રાચીન કાળમાં આર્યો કેટલા આગળ વધ્યા હતા તેનો ખ્યાલ તને ઉપરની હકીકતોથી આવશે. ઈ. સ. ના ચોથા સૈકામાં તો ખગોળના ક્ષેત્રમાં આર્યો એટલા બધા આગળ વધ્યા હતા કે " સૂર્યસિદ્ધાન્ત " જેવો ખગોળનો લગભગ સંપૂર્ણ ગ્રંથ રચાયો હતો. એનો કર્તા વરાહમિહિર એક મહાન ખગોળશાસ્ત્રી અને જ્યોતિષશાસ્ત્રી હતો.

મહાભારતની જયદ્રથવધની વાર્તા તો તેં તારી બા પાસેથી સાંભળી હશે. એને માટે ઘણા ઇતિહાસના વિદ્વાનો એમ માને છે કે સૂર્યાસ્ત પછી જયદ્રથ આવતાં સૂર્ય દેખાય છે અને એનો વધ થાય છે તે સૂર્યગ્રહણને લીધે જ થયું હોવું જોઈએ અને શ્રીકૃષ્ણને આ ખગ્રાસ ગ્રહણની આગળથી માહિતી હોવી જોઈએ.

ગમે તેમ હો પણ મહાભારતના જમાનામાં ગ્રહણની પહેલેથી આગાહી કરવા જેટલું આર્યોનું ખગોળનું જ્ઞાન હતું.

હિંદુસ્તાનની વાત તો ઠીક છે પણ ચીનમાં પણ ઈ. સ. પૂર્વે ૨૨૦૦ વર્ષ પહેલાં ગ્રહણોની ગણતરી કરવા માટે રાજજોષીઓ હતા એવા ઉલ્લેખો છે. એક વખત જોષીઓની ગ્રહણની ગણતરીમાં ભૂલ થવાથી તેમને ગરદન માર્યાનાં વૃત્તાંતો પણ ઇતિહાસનાં પાને ચઢી ચૂક્યાં છે. લેખકે જો આપણા દેશનાં પુસ્તકોનો અભ્યાસ કર્યો હોત તો એમને પહેલો વૈજ્ઞાનિક શોધવા માટે પશ્ચિમમાં ન જવું પડત અને એમની ખાતરી થાત કે ગ્રહણ એ કુદરતનો બનાવ છે, એમાં ભેદભરમ જેવું કશું નથી. એ હકીકત થેલ્સ પહેલાં સેંકડો વર્ષો પૂર્વે હિંદ અને ચીનના વૈજ્ઞાનિકોએ સિદ્ધ કરી છે, એટલા માટે આખું જગત હિંદ અને ચીનનું ઋણી છે. આખું પુસ્તક વાંચી ગયા પછી ચંદ્રભાઈ જ્યોતિષમાં માને છે કે નહિ એની મને ચોક્કસ ખબર પડી નથી.

એમણે જેમનાં જીવનચરિત્રો આપ્યાં છે તેમાંથી એક વૈજ્ઞાનિક પાયથાગોરાસ જ્યોતિષમાં પણ માનતો અને ધર્મમાં (બુદ્ધધર્મમાં) પણ માનતો, જ્યારે બીજો

કેપલર જ્યોતિષને પાંખડ માનતો. એટલે આમાંથી સાચો કોણ ?

વૈજ્ઞાનિકોમાં એવો શિરસ્તો છે કે પ્રાચીન અને અર્વાચીન વૈજ્ઞાનિકોમાં જ્યારે મતભેદ પડે ત્યારે અર્વાચીનને પ્રમાણ માનવા એ ન્યાયે કદાચ ચંદ્રભાઈ પણ જ્યોતિષને ધતિંગ માનતા હશે. એટલે આ ક્ષેત્રમાં આર્યોએ કેટલો પુરુષાર્થ કર્યો છે એ એમને કહી સંભળાવવું વ્યર્થ છે.

એટલે હવે આપણે ભૌતિકશાસ્ત્ર અને રસાયનશાસ્ત્ર તરફ વળીએ. ભૌતિકશાસ્ત્રમાં પણ હિંદુઓએ સારી એવી પ્રગતિ કરી હતી. રૂદ્રમાળના પથ્થરના પાટડા અને પુરાતન કાળનાં દ્રાવિડ દેશનાં મંદિરોના પથ્થરો ઊંચકવાનું કામ ક્રેપીઓ સિવાય બની શકે એમ જ નહોતું, અસલ રૂદ્રમાળ તો સાત માળનો હતો.

રસાયણશાસ્ત્રની અંદર પણ તર્ક લડાવવામાં અને પ્રયોગો કરવામાં હિંદુઓએ પાછુ વાળીને જોયું નથી. વૈદિકકાળના ઋચા લખનારા ઋષિઓને પંચમહાભૂતોનું જ્ઞાન હતું અને "સૌનું મૂળ પાણી છે, બધું જળમય છે" એવો ખ્યાલ થેલ્સને આવ્યો તે પહેલાં તો જીવન જળમાંથી પ્રગટ્યું છે એ પ્રકારનો ખ્યાલ આ દેશમાં ઋગ્વેદના સમયથી ચાલ્યો આવતો હતો, અને એથી આગળ વધીને જોઈએ તો અત્યારે જ્યારે વીસમી સદીમાં એ જ્ઞાન પ્રાપ્ત થયું છે કે બધા પદાર્થોનું મૂળ પરમાણુ ( Electron ) છે અને અણુઓને ( Atom ) તોડી નાંખી પરમાણુ કરી શકો તો કથીરનું કંચન પણ થઈ શકે. પ્રયોગોથી જે વીસમી સદીમાં સાબિત થયુ છે તે તર્કથી બ્રાહ્મણ–કાળમાં માનનારા પુરુષો હતા. એ જમાનાના અનેક વાદોમાં પરમાણુવાદ પણ એક વાદ હતો અને ઈશ્વરની ભક્તિને બદલે પીલવઃ પીલવ. એમ કહેનારા પરમાણુભક્તો હતા. આપણે દિલ્હી ગયા હતા ત્યારે ભોમિયાએ ભીમની મોઈ તરીકે ઓળખાવેલા કુતુબ-મિનાર નજીકનો લોહસ્તંભ તને યાદ હશે. વિદ્વાનોના મત મુજબ બંગાળાના રાજા ધવે શક લોકોને હરાવ્યાના વિજયચિહ્ન તરીકે ઈ. સ. ૩૧૮માં આ મહાન સ્તંભ બનાવરાવ્યો હતો. આ થાંભલો શુદ્ધ રૂપાશી–( Wrought Iron )નો બનાવેલો હોવાથી એને કાટ લાગતો નથી અને ભવિષ્યમાં કદી લાગશે પણ નહિ.

સીધી આગ ન અડકે એવી ભઠ્ઠી (Revereberative furnace)ની શોધ થયા પછીથી જ મોટા જથ્થામાં રૂપાશી બનાવી શકાય છે.

અત્યારના જમાનામાં જ્યાં જ્યાં કાટ લાગવાનો સંભવ છે ત્યાં ત્યાં રૂપાશીની ચીજો વપરાય છે.

દાખલા તરીકે Armco culverts અમેરિકામાં રેલવે, સડકો વગેરે જગ્યાએ મોટા પાયા ઉપર વપરાય છે, પણ Armco culverts બનાવવાનો ખ્યાલ એમને દિલ્હીના લોહસ્તંભ ઉપરથી આવેલો, અને છાપામાં અથવા અન્ય સ્થળે એની જાહેરાત કરતી વખતે તેઓ દિલ્હીના લોહસ્તંભનું ચિત્ર મૂકે છે. આ ચિત્ર એવું બતાવવા માટે મુકાય છે કે જે વસ્તુની જાહેરાત થઈ રહી છે તે વસ્તુને દિલ્હીના લોહસ્તંભની પેઠે કદી કાટ લાગશે નહિ. જૂના જમાનાની વાત તો જવાદો પણ ઠેઠ **૧૯મી સદી સુધી અને ૧૯મી સદીમાં પણ આવો લોહસ્તંભ બનાવવા** માટે જગતનો એક પણ દેશ સમર્થ નહોતો.

વનસ્પતિશાસ્ત્રમાં અને વનસ્પતિશાસ્ત્રને વૈદકશાસ્ત્ર સાથે સંયુક્ત કરવામાં આટલી જ અસામાન્ય પ્રગતિ થઈ હતી આ દેશની સઘળી વનસ્પતિઓનો શક્ય એટલી રીતે અભ્યાસ કરવામાં આવ્યો હતો.

હવે આપણે જીવનસ્પર્શી શાસ્ત્રો વિષે વિચાર કરીએ

હિંદુઓની દશાવતારની કલ્પના અને ૮૪ લક્ષ યોનીના ખ્યાલમાં ડાર્વિનના વિકાસવાદનાં બીજો નજરે પડશે.

શરીરશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર, દિનચર્યા, ઋતુચર્યા, રોગશાસ્ત્ર, રોગનિદાન, ચિકિત્સા, ઔષધીવિજ્ઞાન અને શલ્યોપચારમાં આયુર્વેદે એ જમાનામાં કોઈ પણ દેશે ન સાધી હોય એટલી જબ્બર પ્રગતિ સાધી હતી. વૈદકના વિષયમાં પણ અરબો અને ગ્રીકોએ હિંદુઓને ગુરુઓ તરીકે માન્ય કર્યા હતા.

વનસ્પતિજન્ય ઔષધો ઉપરાંત ધાતુ, ઉપધાતુ; રસ, ઉપરસ; વિષ અને ઉપવિષનો ઉપયોગ પણ

આર્ય વૈદ્યો સફળતાપૂર્વક કરી શકતા. આજે વીસમી સદીમાં પણ દાક્તરો આ તત્ત્વોને અશુદ્ધ (Crude) સ્વરૂપમાં વાપરે છે, જ્યારે આ દેશના વૈદ્યો સેંકડો વર્ષોથી આ જડ તત્ત્વોને ભસ્મ, માત્રા ઇ. સ્વરૂપોમાં ફેરવી નાખ્યા પછી જ વાપરતા.

અનુપાન અને પથ્યની બાબતમાં ઍલોપથીને આયુર્વેદની અનેક શોધો સાચી કબૂલવી પડી છે.

જ્વરમાં શીતોપચાર, મરડામાં બીલું, સંગ્રહણીમાં છાશ, સોજામાં લવણનિષેધ, અને ક્ષયમાં સોનું–આ બધી આયુર્વેદની શોધો છે.

આહારશાસ્ત્રમાં આજે કરોડો રૂપિયાના ખર્ચ અને વિશાળ સંશોધન પછી પાશ્ચાત્ય વૈદકે દૂધને જે પ્રતિષ્ઠા આપી છે તે પ્રતિષ્ઠા તો આયુર્વેદે દૂધને હજારો વર્ષથી આપેલી છે, અને ગાયના દૂધને સર્વ-શ્રેષ્ઠ ઠરાવી ગૌરક્ષાના પ્રશ્નને ધાર્મિક સ્વરૂપ, જમાનાઓ થયાં, આપી દીધું હતું.

જૂના જમાનામાં શસ્ત્રવૈદ્યો આજની પેઠે જ લડાઈમાં જતા અને દરેક પ્રકારની શસ્ત્રક્રિયા કરતા. લડાઈથી કપાયલાં અંગોનું જોડકામ ( Plastic Surgery ) પણ એ જમાનાના સર્જનો કરી શકતા.

એલેકઝાન્ડરે જ્યારે આપણા દેશ ઉપર સવારી કરી ત્યારે અહીંનો વૈદકનો વિકાસ જોઈને એને અત્યંત અજાયબી થઈ હતી. એ પોતાની સાથે અહીંથી અનેક વૈદ્યોને લઈ ગયો હતો અને સંસ્કૃત પુસ્તકોનાં ભાષાંતરો પણ કરાવ્યાં હતાં.

આપણે ત્યાં ઘણી વખત જે ડૉ૰ અવિનાશ આવે છે, એ જર્મન એમ૰ ડી૰ છે. તેઓ વિએના, લંડન અને ન્યુયોર્કમાં પણ વિદ્યાભ્યાસ માટે રહ્યા છે. તેઓ ઘણી વખત હોમિયોપથી અને પ્રાકૃતિક ચિકિત્સા વિષે પણ વાતો કરે છે. આ બન્ને પદ્ધતિઓનાં મૂળતત્ત્વો પણ આર્ય વૈદકમાં મળી આવે છે.

समः समं प्रशमयति। જેવાં સૂત્રો, અનેક પુટી ભસ્મો બનાવવાની પદ્ધતિ, ચોસઠ પહોરી પીપર, અને એવા જ અન્ય પ્રયોગોમાં હોમિયોપથીનાં બીજો જણાય છે.

એ ઉપરાંત પશ્ચિમમાં અત્યારે નવી નીકળેલી પ્રાકૃતિક ચિકિત્સાનું તત્ત્વજ્ઞાન અને સારવારો આપણને વેદો, ઉપનિષદો, ચરક, વાગ્ભટ અને અન્ય લેખકોમાંથી મળી આવે છે.

આસન, પ્રાણાયામ, સૂર્યોપચાર, આહારશુદ્ધિ, ઉપવાસ, મર્દન, કસરત, જલોપચાર ઇ૰ વિષે આયુર્વેદમાં પૂરતા પ્રમાણમાં ઉલ્લેખો છે.

પશુવૈદક પણ આ દેશમાં એટલું જ વિકસેલું હતું. હજારો વર્ષો પૂર્વે માણસોની પેઠે પશુઓની પણ આ દેશમાં હોસ્પિટલો હતી. અશ્વઆયુર્વેદ અને હસ્તીઆયુર્વેદના પણ અહીં અનેક અનુભવસિદ્ધ ગ્રંથો રચાયા છે.

માનસશાસ્ત્રની બાબતમાં પણ હિંદુ, જૈન અને બુદ્ધદર્શનોનો અર્વાચીન શોધખોળ સાથે અભ્યાસ કરવામાં આવે તો ખ્યાલ આવે કે એ દિશામાં પણ કેટલી પ્રગતિ થઈ હતી. યોગના ગ્રંથોમાં અર્વાચીન માનસશાસ્ત્રીને સંતોષે એવી કેટલી યે વિપુલ સામગ્રી પડી છે.

[ આવતા અંકે સંપૂર્ણ ]

## ખુલાસો

**મે૰ " ઊર્મિ " ના તંત્રી સાહેબ,**

" ઊર્મિ " નો જૂન ૧૯૪૦નો અંક જોતાં મને ભારે તાજુબી થઇ. મેં આપને શ્રી. ચંદ્રભાઇ ભટ્ટના "વૈજ્ઞાનિક જગત "નું અવલોકન મોકલેલું એને બદલે આપે " જંતુશાસ્ત્રપ્રવેશિકા " નું અવલોકન મારે નામે ચઢાવી દીધું છે!

મહેરબાની કરી આ ગોટાળાની ચોખવટ કરશો. અશ્વઘોષના સલામ

[ આ અંગે વધુ કશું લખવાનું નથી. આ ખુલાસો ગોટાળો દૂર કરશે એવી આશા છે. સં.]

# प्रकृतिं यांति भूतानि निग्रहः किं करीष्यति ॥

[ ગીતા ૩, ૩૩. ]

શ્રી. અંબાલાલ પુરાણી

( ૧ )

ભૂતમાત્ર પ્રકૃતિને વશ છે : પ્રાણીમાત્ર, વસ્તુમાત્ર પોતાના સ્વભાવ પ્રમાણે વર્તે છે. એની સમર્થ પ્રકૃતિનો બળપૂર્વક નિગ્રહ કરવાથી શો લાભ? અને એવો નિગ્રહ સફળ પણ કેવી રીતે થાય? સામાન્ય કહેવત છે કે જાતિસ્વભાવ બદલાતો નથી, એમાં પણ પ્રકૃતિના વિજયી સામર્થ્યનો જ ઉલ્લેખ છે. સ્વભાવો દુરતિક્રમઃ કૂતરાની પૂંછડી જેવી પ્રકૃતિ, નિગ્રહપૂર્વક તેનું દમન કરવામાં આવેલું હોય તોપણ, પાછી પોતાની અસલ ક્રિયા, અસલ ગતિ કે અસલ સ્થિતિમાં આવી જ જવાની. તો પછી, પ્રકૃતિમાં કોઈ પણ પ્રકારનો ફેરફાર, કોઈ પણ પ્રકારનો વિકાર થવો શકય જ નથી એમ જો સ્વીકારીએ તો પ્રકૃતિમાં અને જીવનમાં પ્રગતિને સ્થાન જ નથી એમ કબૂલ કરવું પડે.

સ્વભાવ દુરતિક્રમ છે એ સાચું, પરંતુ કયો સ્વભાવ? તે કોને માટે દુરતિક્રમ છે? એ પ્રશ્નો પણ આપણે સાથે સાથે વિચારવા જોઈએ; કારણ કે ગીતા પોતે બે પ્રકૃતિઓનો ઉલ્લેખ કરે છે: નિમ્ન અને ઊર્ધ્વ: અદૈવ અને દૈવી: અપરા અને પરા. ઉપરની માન્યતા નિમ્ન પ્રકૃતિને લાગુ પડે છે એટલું તો સ્પષ્ટ જણાઈ આવે છે.

પ્રકૃતિની ક્રિયાની કે ગતિની કે ધર્મની પાછળ અવિરોધ્ય લાગે એવી કોઈ શક્તિ કાર્ય કરતી આપણે અનુભવીએ છીએ. એના ઉત્કટ ઉદાહરણ તરીકે સ્થૂળ પ્રકૃતિમાંનાં ઝંઝાવાત, ઉલ્કાપાત, પ્રલયરેલ, ધરતીકંપ વગેરે પૂરતાં છે. પરંતુ પ્રકૃતિની એ તાંડવલીલા સિવાય પણ જે કાર્યો તે યથાનિયમ સાધે છે તેમાં ઓછું સામર્થ્ય કે ઓછી શક્તિ હોતી નથી જડતત્ત્વોનો બનેલો એક ક્ષાર લઈએ તો આપણને જણાશે કે સામાન્ય સ્થિતિમાં તેના ગુણો અવિકારી રહે છે. કોઈ અજ્ઞાત શક્તિ તેના ગુણોને ટકાવી રહી જણાય છે. વનસ્પતિમાં પણ એવા પ્રકારની શક્તિ કાર્ય કરતી જણાય છે. લીમડાના ગુણો સર્વ સ્થળે, સર્વ કાળે એકસમાન રહે છે. પ્રાણીઓમાં પણ સાપની, વાઘની કે સસલાની પ્રકૃતિ જેવી હોય છે તેવી જ રહે છે, અર્થાત્ પ્રાણીઓમાં કર્મો માટે તેમની પ્રકૃતિ જવાબદાર છે. માનવના અંતઃકરણમાં જે શક્તિઓ કાર્ય કરે છે તે પણ દુર્ધર્ષ લાગે છે. કામનાના આવેગનું પૂર માનવથી સહસા ખાળી શકાતું નથી. માનવ પરવશપણે, બલાદિવ નિયોજિત – પરાણે નિયોજાતો હોય તેમ–પ્રાણના આવેગોનો ભોગ થઈ પડે છે. આમ પ્રકૃતિની ઘણી શક્તિઓ પોતાના કાબૂ બહારની છે એમ માનવને લાગે છે. બુદ્ધિ, હૃદય, સંકલ્પશક્તિ વગેરેની સૂક્ષ્મ ક્રિયાઓમાં પણ માનવ સાચે જ કેટલો સ્વાધીન છે અને પ્રકૃતિને વશ–પરાધીન નથી એ જોવાનું રહે છે.

પરંતુ પ્રકૃતિમાં સાચે જ કશો ફેરફાર થઈ શકતો નથી? અને માનવ પોતાની બુદ્ધિ વડે પ્રકૃતિ ઉપર કોઈ પણ પ્રકારનું પ્રભુત્વ મેળવી શકતો જ નથી? આ પ્રશ્નોના ઉત્તરમાં આપણે કબૂલ કરવું પડશે કે પ્રકૃતિમાં ફેરફાર–વિકાર કરી શકાય છે અને માનવ તેના ઉપર પ્રભુત્વ મેળવી શકે છે. સંસ્કૃતિનો વિકાસ એટલે એક રીતે પ્રકૃતિને પરાધીન જન્મેલા માનવનો ક્રમેક્રમે પ્રગતિ ઉપર વિજય, એમ કહી શકાય. પરંતુ જ્યાં જ્યાં અવિકારી દેખાતા ગુણોમાં માનવ વિકાર કરી શકે છે, જ્યાં જ્યાં તે પરાધીનતામાંથી છૂટી સ્વાધીન થાય છે, પ્રભુ થાય છે, ત્યાં પણ તે પ્રકૃતિના જ કોઈ નિયમને અનુસરીને સિદ્ધિ પ્રાપ્ત કરે છે. એક મીમાંસકે ૧૯મી સદીમાં કહેલું કે – પ્રકૃતિનું શાસન કરવું હોય તો તેની આજ્ઞાનું પાલન કરો: તેના નિયમો વડે જ પ્રકૃતિનો લાભ લઈ શકાય છે." આમ પ્રકૃતિના નિયમોનું જ્ઞાન તેના ઉપર પ્રભુત્વ મેળવવા માટે

આવશ્યક છે. ઉદાહરણ તરીકે ખાતર, પાણી, હવા વગેરેમાં ફેરફાર કરીને વનસ્પતિમાં આશ્ચર્યજનક ફેરફારો કરી શકાય છે, ફૂલોના રંગોમાં તથા ફળના બંધારણમાં પણ ઘણા સુધારા વધારા થઈ શકે છે અને નવીન તત્ત્વો પણ તેમનામાં ઉમેરી શકાય છે. જનાવરોને પણ એટલે સુધી કેળવી શકાય છે કે તેમનામાં ન હોય, યા તો તેમની સામાન્ય પ્રકૃતિથી વિરુદ્ધ હોય એવી શક્તિઓ તેમનામાં જાગ્રત થાય. આવી તાલીમમાં ખરું જોતાં એમની પ્રકૃતિનો લોપ નહિ પરંતુ અતિક્રમ હોય છે, એટલે કે જે શક્તિઓ સામાન્ય સ્થિતિમાં તેમનામાં સુપુપ્ત હોય છે તે સક્રિય બને છે. ભીરુ કબૂતરો યુદ્ધમાં સંદેશા લઈ જનાર કાસદ બને છે, ઘોડાઓ ગણિતના હિસાબ કરી શકે છે, પોપટને બંદૂક ફોડવા માટે, અને વાનરને માનવનાં કામો કરવા માટે કેળવી શકાય છે. માનવમાં તો એથી પણ વધારે મૌલિક ગણાય એવા ફેરફારો થઈ શકે છે. આફ્રિકાનો બર્બર યુરોપની સંસ્કૃતિને આત્મસાત્ કરી શકે છે; જન્મથી પ્રાપ્ત સંસ્કારોને તથા ટેવોને માનવ ધારે તો છોડી દઈ શકે છે.

વર્તમાન યુરોપની સંસ્કૃતિએ સ્થૂળ પ્રકૃતિના નિયમોનું જ્ઞાન પ્રાપ્ત કરીને જડ પદાર્થ ઉપર અને સ્થૂળ શક્તિઓ ઉપર માનવનું પ્રભુત્વ સ્થાપન કરવા પ્રયત્ન આદર્યો છે. એને લઈને માનવજાતિની સ્થૂલ એકતાની સિદ્ધિ જ્યારે સમીપ આવી છે એ નિર્વિવાદ લાભની નોંધ લઈને ઉમેરવું જોઈએ કે ભૌતિક સિવાયનાં પ્રકૃતિનાં અન્ય ક્ષેત્રોમાં વર્તમાન માનવે ધ્યાન ખેંચે એવી પ્રગતિ સાધી નથી. ઊલટું જેમ અજ્ઞાન બાળકના હાથમાં સમર્થ પરંતુ ઉપયોગ કરતાં ન આવડે તો અત્યંત હાનિકારક એવું હથિયાર આવતાં, મોટે ભાગે તે તેનો દુરુપયોગ જ કરે છે તેમ નિસર્ગ ઉપરના પોતાના વિજયોનો પોતાની અસંસ્કૃત માનવતાની પ્રાથમિક વૃત્તિઓને સંતોષવા માટે માનવે ઉપયોગ કરવા માંડ્યો છે. આધ્યાત્મિક જ્ઞાન અસલના વખતમાં અધિકારીને જ અપાતું; પરંતુ આજકાલનાં ભૌતિક શાસ્ત્રોમાં એવું કશું બંધન નથી, પરિણામે, માનવની ગ્રામ્ય કામનાઓના સંતોષ માટે તે ભૌતિક પ્રકૃતિ ઉપરના પોતાના પ્રભુત્વનો ઉપયોગ કરી જાતિવિનાશ પ્રત્યે ગતિ કરી રહ્યો છે. પ્રકૃતિનાં બીજાં ક્ષેત્રો, જેવાં કે પ્રાણમય ચેતના, અંતઃકરણ વગેરેના કાર્ય ઉપર તો વિરલાઓ જ પ્રભુત્વ મેળવવા પ્રયત્ન પણ કરે છે. જેઓ પોતાના મન ઉપર, અંતઃકરણના ઉપર, કામનાઓ ઉપર, પ્રભુત્વ મેળવે છે તથા કોઈ ઉચ્ચ આધ્યાત્મિક સત્યનો જીવનમાં સાક્ષાત્કાર કરે છે તેઓ ધર્મસંસ્થાપકો, દાર્શનિકો, ઋષિઓ ગણાય છે. આ કાર્યની જરૂરિયાત માનવને વિકાસની ચોક્કસ ભૂમિકામાં લાગ્યા વિના રહેતી નથી. મોટે ભાગે, બુદ્ધિની જાગૃતિ થાય છે ત્યારે આંતર તથા બાહ્ય જીવનમાં પ્રભુત્વ પ્રાપ્ત કરવાની અભિલાષા માનવમાં પ્રગટે છે. આમ જ્યારે બુદ્ધિની શક્તિ જાગ્રત થાય છે ત્યારે વિવેકશક્તિ સક્રિય બને છે, અને ત્યારે પ્રકૃતિ પોતે જ માનવને તેના ઉપર સ્વામીત્વ મેળવવાનું સાધન આપી રહી છે એમ કહી શકાય.

પ્રકૃતિમાં જાતિના કે વર્ગના સામાન્ય ધર્મો ઉપરાંત પ્રત્યેક વ્યક્તિનું પોતાનું વિશિષ્ટ બંધારણ પણ હોય છે. માનવ પણ આ નિયમને અપવાદ નથી. ગીતા કહે છે કે જ્ઞાનવાન માણસ પણ પોતાના સ્વભાવ પ્રમાણે જ વર્તન કરે છે. આનો અર્થ એવો પણ થાય કે માનવે પ્રાપ્ત કરેલા જ્ઞાનનું પરિણામ એની પ્રકૃતિ ઉપર થાય જ, યા તો એના વર્તનમાં પ્રગટે જ એવો નિયમ નથી. ઊલટું, પ્રકૃતિની વૃત્તિ યાને ક્રિયા અને માનવે પ્રાપ્ત કરેલ જ્ઞાન એ બે વચ્ચે વિરોધ હોય તો તેના જ્ઞાનની ઉપરવટ થઈને તેની પ્રકૃતિ જ વર્તનમાં વિજય મેળવે છે. જ્ઞાનવાન માણસ પણ એ પ્રમાણે પ્રકૃતિ અનુસાર વર્તન કરવાને પ્રેરાય છે. એવી પ્રકૃતિનો બળપૂર્વક નિગ્રહ કરવાથી પ્રકૃતિમાં ફેરફાર થઈ જતો નથી, માત્ર તે દબાઈ રહે છે અને માનવની અવચેતનાના આચ્છાદિત, પરંતુ યોગ્ય સમયે સક્રિય થનાર, સીરમાં જઈને ત્યાં અસલ રૂપમાં સલામત રહે છે. શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે "સંન્યાસવૃત્તિ ધારણ કરવાનો આ તારો પ્રયાસ મિથ્યા છે, રજોગુણી ક્ષાત્રપદ્ધતિ તને પરાણે યુદ્ધમાં ખેંચી જશે–मिथ्यैव व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यसि ।

(અપૂર્ણ)

# હળદર

શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય

થોડા વખત ઉપર "હરિજનબંધુ"[1] માં શ્રી. મહાદેવ દેસાઈએ "દેશી ઔષધિઓની ઉપયોગિતા" વિષે લખ્યું હતું અને અમદાવાદના ક્ષયરોગનિષ્ણાત ડૉ. તલવલકરના કાગળમાંથી થોડુંક છાપ્યું હતું. ડૉ. તલવલકરના લખાણમાં હળદર વિષે નીચે પ્રમાણે લખવામાં આવ્યું છેઃ—

"આપણા દેશમાં મળતી ઘણી ચીજો દવા તરીકે ઘણા કામમાં આવે એવી હોય છે, પણ સગવડોને અભાવે હિંદી વૈદ્ય-ડૉકટરો એ દવાઓને એની યોગ્ય ભૂમિકા પર મૂકી શકતા નથી. એનો એક દાખલો આપું. અહીં વિલાયતમાં "લૅન્સેટ"[2] નામનું વૈદ્યકનું એક છાપું નીકળે છે તેમાં હળદરના અદ્ભુત ગુણો વિષે એક યુરોપિયન સંશોધકનો એક લેખ છપાયો હતો. ચાર જ મહિના પહેલાં મેં અહીંના એક આહારશાસ્ત્રના સંશોધકને હળદરનો એક નમૂનો આપેલો ને પૂછેલું કે આયુર્વેદમાં હળદરનો યકૃતને (કલેજાને) ઉત્તેજિત કરવાનો ગુણ પ્રસિદ્ધ છે તે ઉપરાંત એમાં કંઈ ગુણ છે કે નહિ? મને આશ્ચર્ય એ થયું કે આ બહુશ્રુત વૈજ્ઞાનિકે હળદર કદી જોઈ નહોતી કે એને વિષે સાંભળ્યું નહોતું. 'લૅન્સેટ' માંના લેખના લેખકે એ 'શોધ' કરી છે કે યકૃતને ઉત્તેજિત કરી બળવાન કરવાની શક્તિ જેટલી હળદરમાં છે તેટલી બીજી કશામાં નથી..." શ્રી મહાદેવ દેસાઈ લખે છે કે 'વૈદ્યો કંઈ પણ નવું સંશોધન કરવાને બદલે પૂર્વજોએ પ્રાચીન કાળમાં સેંકડો વરસ પહેલાં જે શોધખોળ કરીને કંઈ થોડાંઘણાં પરિણામો મેળવેલાં તેની જ વડાઈ ગાયાં કરે છે.' વૈદ્યોનો હું બચાવ નહિ કરું, પરંતુ અહીં પ્રસંગોપાત એટલું કહેવું અસ્થાને નહિ લેખાયઃ 'સંશોધન'નો એક નવીન વાયરો વાવા લાગ્યો છે અને સર જ્હોન વુડ્રોફ જેને 'mind born sons of England'—'ઇંગ્લંડના માનસપુત્રો' કહે છે એવા આપણા ડૉકટરો અને બીજો સુશિક્ષિત સમુદાય વિલાયતી ચશ્માંથી જ જોવા ટેવાયલો છે; એટલે વિલાયતનાં છાપાંમાં જે આવે તે બધું તેઓને મન ધ્યાનાર્હ હોય છે, જ્યારે આપણું જે કંઈ છે તે વિષે વિચાર કરવાની અને કોઈએ વિચાર કર્યો હોય તો તેને સાંભળવાની પણ આપણને પરવા નથી. આ માનસિક ગુલામી કે લઘુતા ગ્રંથિ માટે લખવાનું આ સ્થળ નથી.

આથી જ હળદર વિષે થોડુંક લખવું અસ્થાને નહિ લેખાય. રસાયણશાળાઓનાં સંશોધનો કરતાં સૈકાઓના વપરાશને અંતે લાધેલાં દવાઓનાં પરિણામો લગારે ય ઓછાં ધ્યાનાર્હ ન હોવાં જોઈએ. વૈદ્યો અનેક રીતે હળદરનો ઉપયોગ કરતા આવ્યા છે અને અનુભવને અંતે જે કંઈ ગુણો દૃષ્ટિમાં આવ્યા છે તે જ અહીં રજૂ કરવામાં આવ્યા છે.

સંસ્કૃત ભાષામાં 'રાત્રી' માટે જેટલાં નામો છે તે બધાં સંસ્કૃતમાં હળદરને લાગુ પાડવામાં આવ્યાં છે. નિશા, રજની, ગૌરી, વરવર્ણિની, મંગલ્યા, હરિદ્રા, પીતા, વરાંગી ઇત્યાદિ હળદરનાં સંસ્કૃત નામો છે. અતિ પ્રાચીન કાળથી આપણા પૂર્વજો તેને વાપરતા આવ્યા છે. દેહનો વર્ણ સારો કરવા માટે હળદરનો ઉપયોગ 'અંગરાગ' તરીકે થયેલો છે અને હજી યે મદ્રાસ તરફ થાય છે. લગ્ન વખતે પીઠીમાં પણ હળદર જ મુખ્ય ચીજ હોય છે અને આથી જ આનું નામ 'વરવર્ણિની' રાખવામાં આવ્યું છે. પોતાના દેહનો વર્ણ ગૌર કરવાની જેને ઇચ્છા હોય તેને હમેશાં હળદર ચોળવા મારી ભલામણ છે. તેલમાં હળદર નાખી માલીશ કરવાની પ્રથા અપનાવવા જેવી છે.

હળદર ઉત્તમ રક્તશોધક છે. જે દ્રવ્ય કાળજાને ઉત્તેજિત કરી બળવાન બનાવે તે દ્રવ્ય રક્તશુદ્ધિ

---

[1] ૩૦મી મે ૧૯૩૭. પુસ્તક, ૫ અંક, ૧૨.

[2] 'લૅન્સેટ' વિશ્વભરના વૈદ્યક છાપાંમાં અગ્રસ્થાન ભોગવે છે. આ અઠવાડિક છે અને એના લેખો સારા યે વિશ્વમા ધ્યાનપૂર્વક વંચાય છે.

જરૂર કરે જ. જેનું લીવર (કાળજું) સારું તેનું લોહી પણ સારું જ; જેનું કાળજું સારું તેની પાચનક્રિયા પણ સારી જ હોય. પાચનક્રિયા સારી તેનું આરોગ્ય પણ સારું જ હોય. આયુર્વેદજ્ઞો હળદરને કટુ, તિક્ત, ઉષ્ણ, દીપન, કફઘ્ન, શોથઘ્ન, વાયુનાશક, ત્વગ્દોષહર, વ્રણશોધન, વ્રણરોપણ, કાન્તિવર્ધક અને સ્તન્યશોધન–માને છે અને આમાં કપોલકલ્પિત કશું જ નથી.

હળદર ઉત્તમ કફઘ્ન અથવા કફનો નાશ કરનાર છે. શ્લેષ્મત્વચામાંથી જ્યારે વધુપડતો શ્લેષ્મ (કફ) પડે છે ત્યારે હળદર આપવાથી શ્લેષ્મત્વચા રુક્ષ બને છે અને કફ ઓછો થાય છે. હળદરના ચૂર્ણને અરડૂસીના રસની ૨૧ ભાવનાઓ (ચૂર્ણ પલળે એટલો રસ નાખી, ઘૂંટી, તાપમાં મૂકી રસ સુકાવી નાખવો. આ વિધિને ભાવના કહેવામાં આવે છે.) આપી શીશીમાં ભરી રાખવું. લૂખી અને ગળફાવાળી બંને જાતની ખાંસીમાં આ દવા ઘણી જ સરસ છે. દૂધની મલાઈ સાથે કે મધ સાથે એક એક આનીભાર દવા સવારસાંજ ચાટવાથી સૂકી અને ગળફાવાળી બંને જાતની ખાંસી મટે છે. પ્રત્યેક બહેનો પોતાના ઘરમાં આ સાદો પ્રયોગ બનાવીને રાખી મૂકે તો શીરોલીન, ગ્રેમોલ્ટ સીરપ કે સીરપ વસાકા જેવી મોંઘી દવાઓની જરૂર નહિ રહે. સળેખમ થયું હોય કે શરદી થઈ હોય તેમાં પણ હળદર ઉપયોગી છે. સળેખમમાં હળદરની ધૂણી લેવાનો રિવાજ છે જે શાસ્ત્રીય છે. દૂધમાં હળદર નાખીને પીવાથી શરદી મટી જાય છે, કફ જલદી છૂટે છે અને કંઠ પણ ખૂલી જાય છે.

હળદરના નાના નાના ટુકડા કરી તેને ચેતાવવા. અર્ધા બળી જાય એટલે તેના ઉપર માટીનું કલેડું–સંપેતરું–ઢાંકી દેવું. આ હળદરના કોલસાને સારી રીતે ખરલમાં ઘૂંટી લઈ, બે આનીભાર મધ સાથે ચાટવાથી પણ કફ જલદી છૂટો પડે છે અને દમમાં પણ સારી રાહત આપે છે. જીર્ણ કફરોગમાં દૂધમાં હળદર ઉકાળીને પીવા અપાય છે અને બીજી દવાઓ કરતાં કામ પણ સારું કરે છે.

પરંતુ દવામાં વાપરવી હોય તો લીલી હળદર લાવી, ઘરમાં સૂકવી તેનું ચૂર્ણ કરવું. બજારુ હળદર અથવા આપણે જે હળદર ખાઈએ છીએ તેના કરતાં છાયાશુષ્ક હળદર વાપરવી હિતાવહ છે. આવી હળદર ખસ–ખૂજલીના વિકારોમાં ખૂબ જ ઉપયોગી જણાઈ છે. હમેશાં ૧ તોલો હળદર ગોમૂત્ર સાથે પીવાથી ભલભલા ચામડીના રોગો મટે છે. સુશ્રુતમાં તો હમેશાં ૪ તોલા જેટલી હળદર ગોમૂત્ર સાથે પીવાથી પાપરોગ (કોઢ) નો નાશ થાય છે એમ કહેલું છે. શોઢલ નામના વૈદ્યે ૮ તોલા હળદર હમેશાં લેવા સૂચવ્યું છે. હળદર ગોમૂત્ર સાથે પીવી અને ગોમૂત્રમાં હળદર મેળવી શરીરે ઘસવાથી ગમે તેવી કંડુ–ખંજવાળ અઠવાડિયામાં મટી જાય છે. કેટલાક વૈદ્યો લીંબડાનાં પાનના રસ સાથે હળદર વાપરે છે અને આથી પણ ખસ–ખૂજલી વગેરે રક્તવિકારો મટી જાય છે. રક્તશુદ્ધિ માટે દવાઓ અને ઇન્જેક્શનો પાછળ પૈસા ખર્ચતા દરદીઓને હળદર અને ગોમૂત્રનો પ્રયોગ કરી જોવા હું વીનવું છું.

પ્રમેહ એટલે જેને વારંવાર ધારો અને થોડો થોડો પેસાબ થતો હોય તેવાઓ માટે હળદર ૧ પૈસાભાર, તલ ૧ પૈસાભાર અને બન્નેનાં વજન જેટલો ગોળ મિલાવી સવારસાંજ બે વાર પાણી સાથે પીવાથી વારંવાર થતો પેસાબ અટકી જાય છે. સ્ત્રીઓના પ્રદરમાં હળદર અને રસવંતી સમાન ભાગે લઈ, સવારસાંજ ૦|–૦| તોલો દૂધ સાથે કે ચોખાના ધોવણ સાથે પીવાથી ઠીક ફાયદો જણાય છે. હળદર જંતુઘ્ન (ડીસઈન્ફેક્ટન્ટ) છે. પેટમાં કરમ પડ્યા હોય તો વાવડિંગના ઉકાળા સાથે હળદર પીવા અપાય છે. આ પ્રયોગથી એકંદર આરોગ્ય ઠીક ઠીક રહે છે અને શરીરના કરમ મરી નીકળી જાય છે.

મુંબઈના સુપ્રસિદ્ધ વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠે તેમના 'ઘરગુતી ઔષધે' નામના પુસ્તકમાં લખે છે કે "હળદર સુવાવડમાં ખૂબ વાપરવામાં આવે છે. આથી સઘળા સુવાવડના વિકારો દૂર ભાગે છે. કલકત્તાના સુપ્રસિદ્ધ સ્ત્રીરોગચિકિત્સક ડૉક્ટર દાસે પોતાના વ્યાખ્યાનમાં એક પ્રસંગે એવું કહેલું છે કે

આપણા દેશના ગરીબ લોકોની સ્ત્રીઓ અંધારા, ગંદા ઓરડામાં સુવાવડ સૂવે છે અને છતાં ય તેમને સુવાવડના રોગો કેમ થતા નથી એ વાતનો વિચાર કરતાં ખરેખર આશ્ચર્ય થાય છે. પરંતુ મે જ્યારે બારીકીથી તપાસ કરી ત્યારે મને જણાયું કે ગરીબ લોકોની સ્ત્રીઓ સુવાવડમાં શરીરે ચોપડવા માટે તેમ જ સર્વ ઠેકાણે હળદર વાપરે છે. હળદર જંતુઘ્ન છે, અને આથી જ આ સુવાવડમાં ઉપયોગી થઈ પડે છે. આથી સુવાવડમાં હળદર કોઈ પણ રોગ થવા દેતી નથી. "

વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠે કહે છે કે એક માસા હળદર ( ૮ રતી ) રોજ રાત વખતે ગરમ પાણી સાથે ફાકવાથી સતત ૧૫ મહિના સુધી આ પ્રયોગ કરવાથી—મનુષ્ય વજ્રદેહી થાય છે. ' વજ્રદેહી ' શબ્દ આ યુગમાં અતિશયોક્તિભર્યો લાગે પરંતુ હળદર રસાયન છે એમ કહેવામાં વાંધો નથી જ.

પડી જવાથી કે માર વાગવાથી લોહી જામી ગયું હોય તો હળદરનો લેપ કરવાથી લોહી વીખરાઈ જાય છે આંબાહળદર તો આ માટે લબ્ધપ્રતિષ્ઠ જ છે.

આંખ આવી હોય ત્યારે હળદરનું લોશન વપરાય છે. ૦ા ઔંસ ( ૧ા તોલો ) હળદરનું ચૂર્ણ ૧૦ ઔંસ ખળખળતા પાણીમાં નાખી, ઉકાળી, પછી કપડેથી ગાળી લઈ, તે પાણીમાં સ્વચ્છ રૂ વા વસ્ત્ર ભિંજાવી આંખ ઉપર મૂકવાથી આંખનો ખટકો, દુઃખાવો, ચીપડા વગેરે મટે છે. આંખમાં ચાંદું પડ્યું હોય છે તો તે પણ આથી રુઝાઈ જાય છે. થોડીક ફુલાવેલી ફટકડી હળદરના પાણીમાં નાખીને તેમાં રૂ ભિંજાવી આંખ ઉપર મૂકવું વિશેષ સારું છે.

કાન પાકતા હોય તો હળદર અને ફુલાવેલી ફટકડી સમભાગે લઈ, કાન બરાબર સાફ કર્યા પછી કાનમાં નખાય છે હળદર વાયુને હરનાર હોઈ વાયુને લીધે વિવિધ પ્રકારની અંગવેદનાઓમાં તે વપરાય છે. વાયુનું કળતર થતું હોય તો તેલ અને હળદરનું માલીશ કરાવવાથી ઘણો સારો ફાયદો જણાય છે. ગરદન દુઃખતી હોય, ચસકા મારતા હોય તો હળદરને પાણીમાં ઘૂંટી, ગરમ કરી લગાવવાથી આરામ થાય છે.

ઘા ઉપર હળદરની લેપડી મૂકવાથી ઘા શુદ્ધ રહે છે અને જલદી રુઝાય છે.

નાનાં બાળકોને હળદર અને દૂધની મલાઈ ચોળવાની રીત શાસ્ત્રશુદ્ધ છે. એથી ચામડી મુલાયમ રહે છે, ખસ-ખૂજલી થતું નથી અને બાળકનો રંગ ધીરે ધીરે ગૌરવર્ણો થાય છે.

મદ્રાસ તરફ સ્ત્રીઓ તેલ અને હળદરનો અભ્યંગ હમેશાં કરતી હતી હાલ ધીરે ધીરે આ સુંદર પ્રથા લોપ થતી જાય છે અને તે માટે તે તરફના નામાંકિત ડૉક્ટરો શોક પ્રદર્શિત કરે છે.

વાત, પિત્ત અને કફ-ત્રણે ય દોષોમાં હળદર ઉપયોગી છે. કમળો થયો હોય તો કુંવારના ગર્ભમાં હળદર મિલાવી ખાવાથી મટે છે, કારણ કે કમળો એ યકૃતનો વ્યાધિ છે અને યકૃત સુધારવાનો હળદરમાં સરસ ગુણ છે. હરસ બહુ દુઃખતા હોય તો કુંવારનો ગર્ભ અને હળદર બાંધવાથી દુઃખ નરમાઈ જાય છે.

હળદર આમ અનેક રોગમાં વાપરી શકાય છે. એનુ એક નામ " વિષઘ્ની " પણ છે અને વિષની જેને શકા હોય તેને હમેશાં ૦ા રૂભાર હળદર પાણી સાથે પીધે રાખવી. ધીરે ધીરે વિષ બધું નીકળી જશે અને શરીર નીરોગી બનશે

બહેનો ઘરગથ્થુ ઉપચારો ભૂલવા લાગી છે. હળદર જેવું સાદું સસ્તું ઔષધ બહેનો વાપરતી થશે તો આ શ્રમ સાર્થક લેખીશ. આમાનો દરેક પ્રયોગ નિર્ભય રીતે ઉપયોગમાં લઈ શકાય એવો છે.

# હિંદની બેંકો અને શરાફી ધંધો

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

## બેંકોની ઉપયોગિતા

બેંકીંગ એટલે શરાફી ધંધો. એ વેપારઉદ્યોગ અને અર્થશાસ્ત્રનું જીવન છે. એક દેશ પોતાના શરાફી ધંધાનો સારી રીતે વિકાસ કરીને પોતાનાં હુન્નરઉદ્યોગ, ખાણો, સ્ટીમરો, રેલવે, વાહનો અને વેપારને ઉત્તેજન આપી એમને પુષ્ટિ આપી શકે છે. પાશ્ચિમાત્ય દેશોના વેપારઉદ્યોગ વગેરેનો જે સેંકડોગણો વિકાસ થયો છે તેનો મુખ્ય યશ ત્યાંની અત્યંત પ્રફુલ્લિત શરાફીને જાય છે. આખા દેશનાં ખૂણે ખૂણે અને ગામેગામ નાની નાની પેટા બેંકો ખોલી તેના ઉપર મધ્યસ્થ મજબૂત બેંકરૂપી થઇ હોય તો દેશની સમૃદ્ધિ જમીનમાં પુરાવાને બદલે આખા દેશની વેપારઉદ્યોગરૂપી નાડીઓમાં વહીને દેશની પ્રજાને ભારે રસકસ પૂરીને સમૃદ્ધ બનાવે છે. હિંદમાં પ્રથમ તો સાર્વત્રિક અક્ષરજ્ઞાનની જેવી જરૂર છે, તેવી જ શરાફી મનોવૃત્તિના વિકાસની પણ જરૂર છે. ધન જેમ વિશાળ પ્રમાણમાં ફરે તેમ વિશેષ હિતાવહ થાય છે.

## હિંદના શરાફી ધંધાનું પછાતપણું

શરાફી ધંધાનો અર્થ એક નાણાસંસ્થા મારફતે દેશની આંટ વધારવાનો થાય છે. નાણાં જમે રાખનાર અને વેપારઉદ્યોગ માટે નાણાં માંગનાર એ બંનેની વચ્ચેનો સંબંધ એ બેંકની સંસ્થા છે. હૂંડીઓ, ચેકો, બિલ ઓફ લેડીંગો, રેલવે–રસીદો, તારથી નાણાં મૂકવાં, અનામતો રાખવી, નાના ખાતાદારો માટે સેવિંગ્સ બેંકનું ખાતું ચલાવવું, દેશાવરો સાથે નાણાં લાવવા કે મૂકવાનું કામ કરી આપવું, આર્થિક વિષયો ઉપર સલાહ આપવી વગેરે બેંકોનાં ખાસ કામ હોય છે. પોતાની બેંકની મૂડી કરતાં દસ પંદરગણી ગામની મૂડી વ્યાજુ લઈને બેંક વેપારઉદ્યોગ માટે જોઈતાં નાણાં ફાજલ પાડી ધીરે છે. હિંદ બ્રિટન કરતાં ૧૫ ગણું મોટું છે, એની વસ્તી પણ ૮ ગણી વધારે છે છતાં શરાફી ધંધામાં હિંદ ક્યાં યે પછાત છે, અમેરિકા જેવા દેશ પાસે તો એનું કાંઈ ગજું નથી, યુરોપના બીજા દેશો અને જાપાન એને ક્યાં યે પછાત મૂકી દે છે.

પરદેશી બેંકોના વિકાસનો કોઠો : સને ૧૯૩૦ નો

| દેશ | બેંકની સંખ્યા | મૂડી અને રિઝર્વ | દર મનુષ્ય દીઠ અનામત | ક્લીઅરીંગ રકમો | અનામતો |
|---|---|---|---|---|---|
| | | કરોડ રૂપિયા | કરોડ રૂપિયા | કરોડ રૂપિયા | કરોડ રૂપિયા |
| યુનાઈટેડ સ્ટેટસ | ૨૨૦૭૧ | ૩૫૪૧ | ૧૧૨૩ | ૧૪૯૦૦૦ | ૧૩૭૮૮ |
| કેનેડા | ૪૧૩૬ | ૧૧૪ | ૮૦૪ | ૦ | ૮૩૬ |
| ગ્રેટબ્રિટન | ૧૨૫૫૭ | ૩૧૬ | ૬૯૮ | ૦ | ૩૨૨૬ |
| જાપાન | ૮૬૭૬ | ૩૬૨ | ૨૧૫ | ૬૮૩૮ | ૧૪૦૭ |
| હિંદ | ૮૮૦ | ૨૬ | ૬૧ | ૧૬૩૪ | ૨૨૭ |

આ પછી બધા દેશોમાં થોડો વધારે વિકાસ થયો છે. હિંદની બેંકોની મૂડી અને રિઝર્વમાં અંગ્રેજી શાખા બેંકોની મૂડી ગણાઈ નથી.

## હિંદની બેંકીંગ સંસ્થાઓ

૧ હિંદના હજારો વર્ષોના જૂના શરાફો–શાહુકારો.
૨ પરદેશી એક્ષચેંજ બેંકોની હિંદની શાખાઓ.

૩ હિંદની જોઈંટ સ્ટોક બેંકો અને તેની શાખાઓ.

૪ ઇમ્પિરિયલ બેંક ઑફ ઇન્ડિયા.

૫ રિઝર્વ બેંક ઑફ ઇન્ડિયા.

૬ નાની નાની બેંકો, જેની થાપણો બહુ નાની છે, છતાં આધુનિક શરાફીનું કામ કરે છે.

૭ પરસ્પર સહાયકારી બેંકો (Co-opperative Banks.)

૮ પોસ્ટ ઑફિસ સેવિંગ્સ બેંક.

## હિંદના શાહુકારો

એમની સંખ્યા હિંદમાં લાખોની છે. કેટલી બરાબર સંખ્યા છે તે જણાઈ નથી. મોટાં ગામોમાં, નાનાં શહેરોમાં, મોટાં બંદરોમાં એમની સંખ્યા મોટી ફેલાયલી છે. એઓ ધીરધાર અને હૂંડીપાંડીનું કામ કરે છે ગામડાંના શાહુકારો ખેડૂતોને કુમોસમમાં નાણાં ધીરે છે. જ્યારે પાક તૈયાર થાય છે ત્યારે એમને વ્યાજ મળે છે. એમનું વ્યાજ અતિશય ભારે હોય છે. કોથળી-છોડામણી અને બીજી રીતીઓથી પણ એઓ ખેડૂતોને ચૂસે છે. પરંતુ દુકાળના વરસમાં એમને કાંઈ મળતું નથી. ખેડૂતો અને એમનો સંબંધ પેઢી દર પેઢી ચાલ્યો આવે છે ખેડૂતો ક્યારેય કરજમુક્ત થઈ શકતા નથી. શાહુકારોને જ્યારે જોઈએ ત્યારે ખેડૂતો પાસેથી નાણાં મળતાં નથી. શહેરના શાહુકારો હૂંડી અને ધીરધારનું કામ કરે છે. તેઓ મોટી બેંકો પાસેથી બે સહીવાળી હૂંડીઓ ઉપર પાંચ છ ટકે નાણાં લાવી સાત આઠ ટકે, બીજા નાના વેપારીઓને ધીરે છે. હિંદના ખેડૂતો ઉપર આ શાહુકારોનું લગભગ ૮૦૦ કરોડ રૂપિયા કરજ ગણાય છે. એ કરજ ખેડૂતોને દબાવી ન દે તે માટે કોંગ્રેસ સરકારોએ ખેડૂતના કરજમુક્તિના સારા કાયદા પસાર કર્યા હતા. શહેરના હિંદી શરાફો એ હમણાં તો હિંદી શરાફીના મુખ્ય સ્તંભો છે. એમનો હૂંડીનો વહીવટ ખેતી અને નાના ઉદ્યોગોને પોષે છે, પરંતુ એમનો વ્યાજનો દર વધારે હોવાથી એમની જગ્યાએ સહકારી બેંકો આવે તે ઇચ્છવાયોગ્ય છે.

## પરદેશી એક્ષ્ચેંજ બેંકો

હિંદની બહાર આ બેંકોની હેડ ઑફિસો અને ભાગીદારોની મૂડી તથા મુખ્ય વહીવટકર્તાઓ રહે છે. હિંદના પરદેશના વેપારની ચાવી આ બેંકોના હાથમાં છે. ઘણી ખરી બેંકોનું સંચાલન લંડનની હેડ ઑફિસો કરે છે. લંડન આખા જગતનું શરાફી ધંધાનું કેન્દ્રસ્થાન છે. ત્યાં જગતના કોઈ પણ દેશનું હૂંડિયામણ ( exchange ) મળી શકે છે. હિંદમાં એ પરદેશી બેંકો નેશનલ બેંક ઑફ ઇન્ડિયા, ચાર્ટર્ડ બેંક, લોયડ્ઝ બેંક વગેરે અંગ્રેજી બેંકો અને યોકોહામા સ્પેસી બેંક એ જાપાનની બેંક છે. એકાદ અમેરિકન બેંક પણ મુંબઈમાં છે. એમની શાખ ઊંચી છે એટલે હિંદમાં એમને પુષ્કળ મૂડી ઓછા વ્યાજે મળે છે. તે પાછી તેઓ ઊંચા વ્યાજે અહીં ધીરી સારો નફો મેળવે છે. હિંદથી પરદેશ જતા માલના ઉપરની દસ્તાવેજ સાથેની હૂંડીઓ આ બેંકો ખરીદી લે છે. યુરોપથી હિંદમાં આયાત થતા માલના ઉપરની હૂંડીઓ પણ વળતાં આ એક્ષ્ચેન્જ બેંકો લે છે, એટલે એમને મોટો ફાયદો રહે છે. હિંદમાં એમને એટલી મોટી અનામતો ( આશરે ૭૦ થી ૭૫ કરોડ) મળે છે કે એઓ એ નાણાંમાંથી પરદેશોથી આયાત-નિકાસ થતા આખા વેપારને નાણાં પૂરાં પાડી શકે છે એટલે હિંદનાં નાણાંમાંથી પરદેશી બેંકો પોતાની આંટના બળથી મોટો લાભ મેળવે છે.

## પરદેશી એક્ષ્ચેંજ બેંકોની લાગવગ

આ અતિ ધનવાન બેંકો બહુ સદ્ધર અને જામેલી બેંકો છે. એમની દરેકની હિંદમાં અનેક શાખાઓ છે વેપારનાં એકેએક મથકો આગળ એમણે શાખાઓ ખોલી છે. એમની લાગવગ હિંદી સરકાર ઉપર બહોળી છે. ઇમ્પિરિયલ બેંકની લંડનમાં શાખા છતાં એ આ બેંકોની સાથે હરીફાઈ કરતી નથી. એમની શાખાઓ લગભગ ૭૫ ઠેકાણે હિંદમાં છે. હિંદી ઉદ્યોગો અને વેપારને આ બેંકો વિશેષ મદદ કરતી નથી, પણ અંગ્રેજી ઉદ્યોગ અને વેપાર તરફ એમની પુષ્કળ સહાનુભૂતિ છે. જગતના મુખ્ય દેશોમાં

આ પરદેશી બેંકોની શાખાઓ હોવાથી પરદેશી આયાત-નિકાસ માલનું કુલ હૂંડિયામણુ એમને જ મળે છે. એઓ સોનાનો પણ ધંધો કરે છે. અહીંની બેંકોનો બધો વહીવટ હેડ ઑફીસના (લંડન) હુકમ મુજબ ચાલે છે. અનેનું તંત્ર પણ યુરોપિયનોની દેખરેખ અને આજ્ઞા મુજબ ચાલે છે. હિંદીઓને માત્ર કલાર્કોના જ અધિકારો મળે છે.

## હિંદની જોઈન્ટ સ્ટોક બેંકો

હિંદની મૂડી, હિંદના ડાયરેક્ટરો, હિંદી મેનેજમેંટો અને હિંદી વેપારઉદ્યોગ સાથે વિશાળ પાયે આ બેંકો સંબંધ ધરાવે છે. આ બેંકોમાંથી મુખ્ય મુંબઈની બેંકો-સેન્ટ્રલ બેંક, ઇન્ડિયા બેંક, બરોડા બેંક વગેરે છે. કેટલીક કલકત્તા, મદ્રાસમાં પણ છે. આ બધી બેંકોની અનેક શાખાઓ અને વિસ્તૃત કાર્યપદ્ધતિ છે. એમની મૂડી તથા રિઝર્વ ૧૫ કરોડ અને અનામતો લગભગ ૭૫-૮૦ કરોડ લગભગ છે. એઓનો વિશેષ સંબંધ હિંદના અંદરના વેપાર-ઉદ્યોગ સાથે છે. પરદેશો ખાતે એમની શાખાઓ નથી. પરદેશી વેપાર-આયાત-નિકાસને લગતા હૂંડિયામણનું કામ આ બેંકો કરી શકતી નથી. સેંટ્રલ બેંકે લંડનમાં શાખા રાખી છે, પરંતુ પૂરતું કામ મળતું લાગતું નથી. આ બેંકોમાં કેટલીક ઘણી જૂની છે, કેટલીક નવી છે. આ બેંકોનો વિકાસ ધીમે ધીમે અને લાંબા-સમયની ધીરજ પછી થાય છે. કેટલીક બેંકો જલદી આગળ વધવાને માટે સાહસકામો કરી ભાંગી પડે છે.

## બેંકોની નાદારી

સટ્ટાનું તત્ત્વ, ડાયરેક્ટરોની બદમાશી, વ્યવસ્થાની ખામી, શરાફી ધંધાના સિદ્ધાન્તોના અજ્ઞાન વગેરેથી ઘણી બેંકો ભાંગી પડે છે. હિંદના શરાફી ધંધાના ઈતિહાસમાં આવી અનેક બેંકો ભાંગી પડી છે. મોટી બેંક ભાંગી પડતાં અનામત મૂકનારા અને શૅરહોલ્ડરો વચ્ચે મોટો ગભરાટ ફેલાય છે. સને ૧૯૧૩-૧૭ માં ચૂનીલાલ સરૈયાવાળી સ્પેસી બેંક ખૂટી ને મોટી પાયમાલી થઈ હતી. સને ૧૯૧૩ થી ૧૭ સુધી ૮૭ બેંકો ખૂટી ગઈ હતી. સને ૧૯૧૪-૧૮ના મહાયુદ્ધના સમયે હિંદમાં ઘણો પૈસો બહારથી આવ્યો હતો. એમાંથી ઘણી કાચી બેંકો ઊભી થઈને ધાણીની પેઠે ફૂટી ગઈ. આમ હિંદી શરાફી ધંધામાંથી નબળી કડીઓ દૂર થઈ ગઈ. સને ૧૯૨૩ માં એલાયન્સ બેંક ખૂટવાથી ભારે ગભરાટ થયો હતો. બે વરસ પહેલાં ત્રાવણકોર અને ક્વીલોન બેંક ખૂટવાથી દક્ષિણમાં મોટી નુકસાની ભોગવવી પડી હતી. થોડાં વરસોમાં નીચે મુજબ બેંકોએ દેવાળું કાઢ્યું હતું.

| વરસ | સંખ્યા | મૂડી ભરાયેલી લાખ |
|---|---|---|
| ૧૯૨૫ | ૧૭ | ૧૮.૭ |
| ૧૯૨૬ | ૧૪ | ૩.૯ |
| ૧૯૨૭ | ૧૬ | ૩.૧ |
| ૧૯૨૮ | ૧૩ | ૨૩.૧ |
| ૧૯૨૯ | ૧૧ | ૮.૧ |
| ૧૯૩૦ | ૧૨ | ૪૦.૬ |
| ૧૯૩૧ | ૧૮ | ૧૫ |
| ૧૯૩૨ | ૨૪ | ૮.૧ |
| ૧૯૩૩ | ૨૬ | ૩.૦ |
| ૧૯૩૪ | ૩૦ | ૬.૨ |
| ૧૯૩૫ | ૫૧ | ૬૫.૨ |
| ૧૯૩૬ | ૮૮ | ૪.૯ |

અમેરિકામાં મોટા શરાફી ધંધાની વ્યાપકતાના હિસાબે ત્યાં દર વરસે બેંકોની મોટી સંખ્યા દેવાળું કાઢે છે. સને ૧૯૨૩માં ૬૪૮ બેંકો, ૧૯૨૪માં ૭૭૬ બેંકો, ૧૯૨૫માં ૬૧૨ બેંકો. ૧૯૨૬માં ૯૫૬ બેંકો, ૧૯૨૭માં ૬૬૨ બેંકો ૧૯૨૮માં ૪૯૧ બેંકો, ૧૯૨૯માં ૬૪૨ બેંકોએ ત્યાં દેવાળું કાઢ્યું હતું.

## ઇમ્પિરિયલ બેંક ઑફ ઇન્ડિયા.

શરૂઆતમાં મુંબઈ બેંક, બંગાલ બેંક અને મદ્રાસ બેંક એમ ત્રણ જુદી જુદી બેંકો ત્રણે ય પ્રાંતીય સરકારો અને હિંદી સરકારનું સ્વતંત્ર શરાફીનું કામ-કાજ કરતી હતી, પરંતુ હિંદી સરકારે એ ત્રણે ય બેંકને એક કરીને ધી ઇમ્પિરિયલ બેંક ઑફ

ઇન્ડિયાની સને ૧૯૨૨ ના ૨૭ જાનેવારીએ સ્થાપના કરી. એને માટે ખાસ કાયદો ઘડવામાં આવ્યો હતો. બધું સરકારી કામ આ બેંકને સ્વાધીન કરવામાં આવ્યું હતું. આ ત્રણે ય બેંકોની સંયુક્ત થાપણ ભરાયલી લગભગ ૫ા કરોડ રૂપિયાની છે. એનું રિઝર્વ ફંડ પણ તેટલું મોટું છે. એની પાસે લગભગ ૭૦ કરોડ રૂપિયા હિંદની થાપણના છે. મુંબઈ, કલકત્તા અને મદ્રાસ ખાતે જુદી જુદી ડાયરેક્ટરોની બોર્ડો પોતાના વર્તુલનો વહીવટ ચલાવે છે. એમાં ઘણા હિંદીઓને પણ ડાયરેક્ટરો તરીકે નીમે છે, છતાં આ બેંકોનો વહીવટ સ્કોટ મેનેજરો અને એજંટોના હાથમાં છે. હવે થોડા થોડા હિંદીઓને નાનાં નાનાં સ્થળોના મેનેજરો તરીકે નીમે છે, પરંતુ મોટાં શહેરોની શાખાઓના મેનેજરો અથવા સેક્રેટરી તરીકેના અધિકારો હિંદીઓને મળતા નથી. બેંકોના વહીવટનો કાબૂ યુરોપિયનોના હાથમાં છે. આ બેંકની ૧૬૪ શાખાઓ હિંદભરમાં છે. એની પાસે વિશાળ પ્રમાણમાં વ્યાજ વગરની અનામતો અનેક હિંદી ટ્રસ્ટ ખાતાંની પડેલી છે.

### ઇમ્પિરિયલ બેંકનું કામકાજ

ઇમ્પિરિયલ બેંક એ હિંદની મુખ્ય બેંક ગણાય છે. એની લંડન ખાતેની શાખા ત્યાં સરકારી કામકાજ કરે છે, પણ એક્ષ્ચેંજ બેંકો સાથે હરીફાઈ કરતી નથી. ઇમ્પિરિયલ બેંક ખૂબ જામેલી સદ્ધર બેંક ગણાય છે. એ સંપૂર્ણપણે સરકારી કામકાજ કરતી હતી, પરંતુ હમણાં થોડાં વરસો થયાં રિઝર્વ બેંકની સ્થાપના પછી આ બેંકને સરકારી કામકાજ મર્યાદામાં રહીને મળે છે. જ્યાં રિઝર્વ બેંકની શાખા નથી ત્યાં આ બેંક એની એજન્ટ તરીકે કામ કરે છે. એનું મુખ્ય કામ અનામતો મેળવવી (આશરે ૭૫ થી ૮૦ કરોડ) અને તેને સારી જામીનગીરી ઉપર ધીરધાર કરવી. હિંદમાં રહીને હૂંડી, તારથી નાણાં વગેરે મૂકવાં, હિંદના વેપાર ઉપર ડોક્યુમેંટ હૂંડીઓ ખરીદવી, સરકારને નાણાં ધીરવાં, ટ્રસ્ટ ફંડોનાં નાણાં વગર વ્યાજે સાચવવાં વગેરે શરાફીનું વિશાળ કામ આ બેંક કરે છે. પરદેશ પણ એના શરાફી-વર્તુલમાં આવેલું છે. હૂંડીઓ ઉપર બે સહીઓ લઈને પણ આ બેંક ધીરધારનું કામ કરે છે. એના શેરોના ભાવ રૂા. ૫૦૦ ના શેરના હમણાં રૂા. ૧૪૫૦ છે. તે છેલ્લાં કેટલાંક વરસો થયાં બાર ટકાની વહેંચણી ભાગીદારો વચ્ચે કરે છે.

### રિઝર્વ બેંક

આ સરકારી બેંક છે. એના ૧૬ ડાયરેક્ટરોમાંથી ૮ ડાયરેક્ટરો શેર-હોલ્ડરો ચૂંટી કાઢે છે, આઠ ડાયરેક્ટરો હિંદી સરકાર નીમે છે. તેમાંથી ગવર્નર અને બે ડેપ્યુટી ગવર્નરો પણ હિંદી સરકાર નીમે છે. બધી સત્તા ગવર્નરના હાથમાં રહે છે. આ બેંક શેર-હોલ્ડરોની બેંક છે. એની મૂડી પાંચ કરોડની ઠરાવવામાં આવી છે. એક વ્યક્તિને દર સો રૂપિયાના પાંચ શેરથી વધારે ખરીદવાની જોગવાઈ નહોતી, પરંતુ ઘણા માણસોએ પોતાનાં સગાંવહાલાંનાં નામોથી શેરો ખરીદ્યા છે, એટલે મુંબઈ તરફ શેરો ઘણા ખેંચાઈ ગયા છે. આ બેંકને રાજકીય લાગવગથી દૂર રાખવામાં આવી છે. આ બેંકના વહીવટમાં સરકાર ગમે ત્યારે માથું મારી શકે છે. એના ભાગીદારોને ત્રણ ટકા અથવા થોડું વધારે વ્યાજ વહેંચ્યા પછી બાકીની કમાઈનાં નાણાં હિંદી સરકારને સોંપવાનાં છે. કારણ કે હિંદી સરકારની મોટી રકમ વગર વ્યાજે આ બેંક વાપરે છે. એના ડાયરેક્ટરો અથવા લોકલબોર્ડના ડાયરેક્ટરો ધારાસભાના સભ્યો થઈ શકતા નથી.

### રિઝર્વ બેંકનું કામકાજનું વર્તુલ

આ સરકારી બેંક હિંદની બધી બેંકોની બેંક છે. દરેક બેંકે પોતાની થાપણ અને બાકીનાં વધારાનાં નાણાં આ બેંકમાં ફરજિયાત રાખવાં પડે છે. બધી હિંદી બેંકો (જેની થાપણ પાંચ લાખ રૂપિયાથી ઓછી ન હોય) એ બેંકની સભ્યો છે. કોઈ પણ બેંકને ક્યારે પણ નાણાંની જરૂર પડ્યે રિઝર્વ બેંક યોગ્ય જામીનગીરીઓ લઈ એ બેંકને જોઈતાં નાણાં આપે છે. સરકારે એના વહીવટ માટે કાયદાકાનૂન બનાવ્યા છે તે મુજબ એનો વહીવટ ચલાવાય છે. સરકારી ચલણી નોટોનો વહીવટ પણ

આ બેંક કરે છે. હમણાં લગભગ ૨॥ અબજ રૂપિયાની નોટો હિંદમાં ચલણમાં છે તે બધી રિઝર્વ બેંકની મારફતે ફેલાય છે. તેવી જ રીતે હિંદનાં રોકડાં નાણાં રૂપિયાના સિક્કાઓ પણ રિઝર્વ બેંક જાહેર પ્રજાને આપે છે. હિંદી સરકારની ટંકશાળોમાંથી સિક્કાઓ તૈયાર થઈને રિઝર્વ બેંકને સોંપાય છે, અલબત્ત સિક્કાઓમા જે કરોડોનો નફો થાય છે તે સર્વે "ચલણનફા" ખાતામાં જુદો જમા થાય છે.

## રિઝર્વ બેંક અને બીજી બેંકો

હિંદની બધી બેંકો રિઝર્વ બેંકની સભ્યો છે. એટલે દેશના આખા નાણાશાસ્ત્રની આંટ રિઝર્વ બેંકને હસ્તક રહે છે. રિઝર્વ બેંક સને ૧૯૩૫ની તા. ૧ એપ્રિલથી ચાલુ થઈ છે. એ હિંદી સરકારની નાણાંની મધ્યસ્થ સંસ્થા છે અને સરકારના નાણા-વ્યવહારને બેંકો તથા પ્રજાના વ્યવહારની સાથે જોડનાર સંસ્થા છે. એના ઉપયોગીપણાનું વર્તુલ અતિ વિશાળ છે. હમણાં એની હિંદમાં પાંચ શાખાઓ મુંબઈ, કલકત્તા, મદ્રાસ, રંગૂન, કરાંચી ખાતે છે. પરંતુ ઇમ્પિરિલ બેંકની ૧૬૫ શાખાઓ આખા હિંદભરમાં એના આડતિયા તરીકે કામ કરે છે. રિઝર્વ બેંક સ્થપાયા પછી ઇમ્પિરિયલ બેંકને પર-દેશોની હૂંડીઓ લેવા–વેચવાના કામની છૂટ અપાઈ છે. રિઝર્વ બેંકની લોકલ કમિટીઓમાં બિનઅધિકારી ગૃહસ્થોની નિમણૂક થાય છે, પરંતુ કુલ સત્તા રિઝર્વ બેંકના અધ્યક્ષના હાથમાં છે. તે સરકારી આર્થિક નીતિને અનુકૂળ રહીને પોતાના કાર્યક્ષેત્રમાં પ્રગતિ કરે છે.

## બીજી બેંકો અને રિઝર્વ બેંક

બધી બેંકોએ (પાંચ લાખ ઉપરની મૂડી ધરાવનાર) હિંદમાં એકત્ર થઈ એક મંડળ "સંયુક્ત શરાફી મંડળ" બનાવ્યું છે. એનો સંબંધ રિઝર્વ બેંક સાથે સ્થપાયો છે. લેવડદેવડની બાબતમાં બેંકોની સ્થિતિ નીચે મુજબ હતી.

### સંયુકત બેંકોના મંડળનું લેવડદેવડનું સરવૈયું

લાખનાં પાંચ મીંડાં આ આંકડામાં ઉમેરવાનાં છે.

| | વરસ ૧૯૩૮-૩૯ | વરસ ૧૯૩૭-૩૮ | ઘટાડો-વધારો |
|---|---|---|---|
| હિંદ અને બ્રહ્મદેશમાં માંગે ત્યારે દેવાના | ૧૩૦·૦૧ | ૧૩૨·૭૧ | –૨·૭૦ |
| મુદ્દત પાકતાં દેવાના | ૧૦૩·૮૬ | ૧૦૯·૧૦ | –૧·૨૪ |
| હાથમાં રોકડ | ૬·૬૫ | ૬·૬૧ | +૪·૪ |
| રિઝર્વ બેંકને સોંપેલ બાલાન્સ | ૧૫·૯૫ | ૨૪·૪૬ | –૮·૫૧ |
| હિંદ અને બરમામાં ધીરધાર | ૧૧૫·૭૮ | ૧૧૩·૪૧ | +૨·૩૭ |
| હૂંડીઓ ઉપર ધીરધાર | ૪·૮૪ | ૬·૨૬ | –૧·૪૨ |

આ સંયુક્ત બેંકીંગ મંડળને પોતાના રોકડા દેવાના પાંચ ટકા અને મુદતી દેવાના ૨ ટકા રોકડાં નાણાં કાયદેસર રિઝર્વ બેંકમાં રાખવાં જ પડે છે. બદ-લામાં રિઝર્વ બેંક એમનાં ઓચરિયાં ઉપર નાણાં ધીરે છે.

## પાઉન્ડ સાથે રૂપિયાનો સંબંધ

રિઝર્વ બેંક ઉપર કાયદેસર રીતે પાઉન્ડ સાથે રૂપિયાના સંબંધને નિભાવી રાખવાનો બોજો નાંખવામાં આવ્યો છે. તે સિવાય ૧૮ પેન્સના રૂપિયાને કોઈ પણ ભોગે નિભાવવાનો પણ એના ઉપર કાયદે-સર ભાર છે. યુરોપમાં જ્યારે સર્વ દેશોમાં હૂંડિ-યામણ અને સોનાના ધોરણ બાબતની યોગ્ય વ્યવસ્થા મધ્યસ્થ બેંક કરે છે ત્યારે હિંદમાં કાયદેસર રીતે અઢાર પેન્સનો રૂપિયો નિભાવવાની રિઝર્વ બેંક ઉપર ફરજ નાંખવામાં આવી છે. લંડનની આર્થિક પરિષદ તથા જીનીવાની પરિષદે આ સિદ્ધાન્ત માન્ય

રાખ્યો છે કે પોતાનાં આર્થિક હિતો કોઈ પણ બંધન વગર મધ્યસ્થ બેંકને ચલાવવા દેવાં, પરંતુ હિંદમાં એનો ભંગ કરવામાં આવ્યો છે. રિઝર્વ બેંકને અંગ્રેજી લાભોને જાળવવાનું કાયદેસર બંધન કરવામાં આવ્યું છે.

### રિઝર્વ બેંકને હિંદી સરકાર માટે પાઉંડની હૂંડીઓ ખરીદવાની સત્તા

હિંદના હિસાબે દર વરસે લગભગ ૩૨ કરોડ રૂપિયા વિલાયત મૂકવા પડે છે. સૈનિકોને લગભગ ૯ કરોડ રૂપિયા પેન્શનના દર વરસે હિંદના હિસાબે ચૂકવવા પડે છે. તે સિવાય પોલીસ, એન્જિનિયરો, ડૉકટરો અને સીવીલ સર્વન્ટસોનાં પેન્શનનાં નાણાંની પણ આશરે નવ કરોડ રૂપિયાની રકમ થાય છે. તે સિવાય લંડનમાં પાઉંડની લોનો હિંદી સરકારે ભૂતકાળમાં ઊભી કરી હતી. એનું વ્યાજ અને વિલાયતથી મંગાવેલ સૈનિક અને બીજી વસ્તુઓનાં નાણાં પણ વિલાયત મૂકવાં પડે છે. સને ૧૯૨૩ સુધી મુખ્યત્વે અને તે પછી સને ૧૯૨૫ સુધી હિંદી સરકાર આ દેશમાં રૂપિયા આપીને લંડનમાં પાઉંડ સ્ટરલીંગ તારથી અથવા હૂંડિયામણથી ખરીદ કરતી હતી. હવે હિંદમાંથી જે માલ નિકાસ થાય છે તે બધો લંડનમાં વેચાઈ તેની કિંમતના પાઉંડો ત્યાં બેંકો પાસે જમે રહેતા હતા. હિંદી સરકારને વિલાયતમાં આ પાઉંડો અમુક ભાવે વેચી તેના હૂંડિયામણના ભાવે અત્રે રૂપિયા બેંકો લેવા લાગી. આ વેચાણ અમુક નિયત કરેલી બેંકો ને પેઢીઓને દર અઠવાડિયે કરવામાં આવતું હતું. હવે આ કામ રિઝર્વ બેંકને સોંપવામાં આવ્યું છે. હિંદી સરકારને વિલાયત મૂકવા પાઉંડો જોઈએ તે રિઝર્વ બેંક પોતાની સભ્ય બેંકો પાસેથી ખરીદી લે છે. સટ્ટો અટકાવવા આ વેચાણ માત્ર પસંદ કરેલી બેંકો અને પેઢીઓને જ કરાય છે. અઢાર પેન્સનો રૂપિયો ટકાવી રાખવા માટે પણ રિઝર્વ બેંક પાઉંડની લેવેચ કરી એને સ્થિર રાખે છે.

### રિઝર્વ બેંકને સોંપેલાં બીજાં કામો

રિઝર્વ બેંક હિંદી સરકારને માટે લોન અથવા વ્યાજુ નાણાં બજારમાંથી લે છે. હમણાં ત્રણ ટકાના વ્યાજે લડાઈના ખર્ચ માટે લોન-વૉર બૉન્ડસ કાઢ્યા છે. તેમાં સોળ કરોડ રૂપિયા ભરાઈ ગયા છે. તે સિવાય ટૂંકી મુદતનાં અઠવાડિક ટ્રેઝરી બિલો ત્રણ ટકે ૭ માસની મુદતનાં હિંદી સરકાર માટે રિઝર્વ બેંક કાઢે છે. દર અઠવાડિયે ઓછામાં ઓછાં એકથી બે કરોડનાં આ ટ્રેઝરી બિલો ટેંડરથી વેચે છે. પ્રાંતીય સરકારોને નાણાંની જરૂર પડયે તેની વની લોનો પણ રિઝર્વ બેંક કાઢે છે. હમણાં યુદ્ધને લીધે ચલણનો ભારે ફેલાવો મોટા પ્રમાણમાં થયો છે. ૧॥। અબજ રૂપિયાની નોટોનો ફેલાવો એક વરસ ઉપર હતો, હમણાં ૨॥ અબજ રૂપિયાનો થયો છે. રોકડા રૂપિયાનો ફેલાવો પણ બહુ વધ્યો છે. કેટલાક માણસો સેંકડો રૂપિયાનો સંગ્રહ કરે છે, તેથી ૦॥। અબજ રોકડા રૂપિયા વધારે પ્રમાણમાં ચલણમાં દબાયા છે, આથી રિઝર્વ બેંકને એક રૂપિયાની નોટ કાઢવી પડી છે. ચલણમાં હમણાં રિઝર્વ બેંક ઉપર ખૂબ દબાણ છે. રિઝર્વ બેંક પાસે આ ચલણ પેટે નીચે પ્રમાણે સાધનો છે:

- ૪૪॥ કરોડ રૂપિયાનું સોનું
- ૩૬ કરોડ રૂપિયા રોકડા
- ૧૩૧ કરોડ રૂપિયાની પાઉંડમાં જામીનગીરીઓ
- ૪૯ કરોડ રૂપિયાની જામીનગીરી

કુલ ૨૬૧॥ કરોડ રૂપિયા એટલે ચલણના ૬૭ ટકા છે.

તે સિવાય સોનું હમણાંની કિંમતે ૯૦ કરોડની કિંમતનું છે, એટલે ચલણ પેટે પૂરતી જામીનગીરી છે.

### બેંકની ખામીઓ

આ બેંકે જો કે બેંકોને સારી મદદ કરવા ધારી છતાં જ્યારે બે વરસ ઉપર ત્રાવણકોર અને ક્વીલોન બેંક બેસી ગઈ ત્યારે એ કાંઈ મદદ આપી શકી નહોતી. હવે એ બેંકોને નાણાં ધીરવાની મર્યાદા બેવડી જાહેર કરવાની રિઝર્વ બેંકે જરૂર જોઈ છે. આ સિવાય ૫૦૦૦૦ રૂપિયાવાળી હિંદમાં ૨૦૦ જેટલી બેંકો છે તે સંબંધી પણ રિઝર્વ બેંકે માહિતી ભેગી કરી છે. આ સર્વે બેંકોને

સલાહ આપવા અને માર્ગદર્શક થવાની એણે ખાતરી આપી છે. રિઝર્વ બેંકના કાયદામાં હિંદની ખેતીવાડીને મદદ કરવા માટે સગવડ છે. તે માટે સહકારી બેંકોને સંપૂર્ણપણે રિઝર્વ બેંકે મદદ આપી નથી. એ સહીસલામતી શોધે છે તે સાથે હિંદનાં ખેતીનાં હિતોના રક્ષણ માટે પણ ઉપાયો શોધે તો હિંદનું કલ્યાણ થાય. હિંદના ઉદ્યોગોને ઉત્તેજન આપવાનું પણ આ બેંકથી કાંઈ બની શક્યું નથી એ ખેદની વાત છે. એ વિલાયતના લાભો હિંદી લાભો કરતાં વધારે મહત્ત્વના ગણતી હશે એવા આભાસને દૂર કરવાની એને જરૂર છે.

## નાની બેંકો

રૂપિયા પાંચ લાખની થાપણ નીચેની બેંકોને રિઝર્વ બેંકના સભ્યપણાનો લાભ મળતો નથી. એવી લગભગ પંદરસો બેંકો હિંદમાં જુદા જુદા વિભાગોમાં વ્યાપી છે. એઓને પોતાનાં સાધનો સહકારી બેંકોના રજિસ્ટ્રારને દેખાડવાં પડે છે. લોકોનાં સોનાચાંદી ઉપર સાતથી નવ ટકા લેખે આ બેંકો નાણાં ધીરે છે. હૂંડીઓ ઉપર નાણાં ધીરે છે. નાની નાની હૂંડીઓ ખરીદે છે. સ્થાવર મિલકતો ઉપર પણ નાણાં ધીરે છે. પરંતુ સ્થાવર મિલકતોની કિંમત ઘટે છે ત્યારે આવી બેંકો ઘણી ખૂટી પડે છે. આ બેંકોના ડાયરેકટરો અને અધિકારીઓના અપ્રમાણિકપણાને લીધે પણ ઘણી બેંકો ખૂટી જાય છે. છતાં પ્રમાણિક નાની બેંકો દેશના નાના ઉદ્યોગો અને દુકાનદારો માટે બહુ ઉપયોગી સંસ્થાઓ છે. ગામની અનામતો પણ તેઓ વ્યાજુ લે છે. અવિશ્વાસ નો પવન ફેલાય છે ત્યારે આ બેંકોને ઘણું સહન કરવું પડે છે. તેઓ ખૂટવા માંડે છે ત્યારે મધ્યમવર્ગને અત્યંત સહન કરવું પડે છે. આ બેંકો ઘણી ખરી શહેરોમાં સ્થપાય છે. ઘણી વખતે એમની થાપણ પાંચ દસ હજારની પણ રહે છે.

## ગામડાંઓમાં શરાફી મદદ પહોંચતી નથી

હિંદમાં ૨૫૦૦ શહેરો છે તેમાં માત્ર ૪૦૦ શહેરોમાં રજિસ્ટર બેંકોની શાખાઓ ખોલાઈ છે. બાકી ૨૧૦૦ શહેરોમાં નાની નાની બેંકો થોડું થોડું શરાફીનું કામ કરે છે. તે સિવાય દક્ષિણના નાટકુટા ચટીઓ (મદ્રાસી શરાફો)ની આખી કોમ શરાફીનો ધંધો હિંદ અને હિંદની બહાર બ્રહ્મદેશ, સિલોન મલાયામાં કરે છે. આ લોકો પણ નાણાં વ્યાજુ લઈ ઊંચે ભાવે ધીરે છે, પરંતુ તેમનાં નાણાં ઘણાં ખોટાં પણ થાય છે. હિંદનાં સાત લાખ ગામડાંઓમાં તો આ જૂની ઢબના શાહુકારો રહ્યા છે. એમનું વ્યાજ દર માસે રૂપિયે પઈસાથી એક આનો હોવા છતાં એમનું નાણું પણ મોટા પ્રમાણમાં ખોટું થઈ જાય છે. હિંદના ખેડૂતો ઉપર હમણાં આ શાહુકારોનું કરજ એક હજાર કરોડ રૂપિયાથી ઓછું નથી. હિંદી બેંકીંગ કમિટીની તપાસમાં જણાયું કે કપાસના ખેડૂતો ૬૫ ટકા નાણાં શાહુકારો પાસેથી, ૧૩ ટકા સહકારી બેંકો પાસેથી અને ૧૫ ટકા જમીનદારો પાસેથી ઉઘરાવે છે. આ લોકોને નાણાં ઓછા વ્યાજે મળે તેવી ગોઠવણ કરવાની જરૂર છે. હિંદના ખેડૂતોની વસ્તીના ૮૦ ટકા હાલત સુધર્યા વગર હિંદ કયારે પણ સમૃદ્ધિશાળી થવાનું નથી.

## સેવિંગ્સ બેંકો

પોસ્ટ ઑફિસ સેવિંગ્સ બેંકમાં સાધારણ શ્રમજીવીઓ અને મધ્યમ દરજ્જાના ગૃહસ્થો નાણાં જમે રાખે છે. તેમાં ૨ થી ૨॥ ટકાનું વ્યાજ મળે છે. આ સિવાય સરકારે પાંચથી દસ વરસનાં પોસ્ટ ઑફિસ કેશ સર્ટિફિકેટ પણ ત્રણ ટકાના વ્યાજથી કાઢ્યાં છે. આ બધામાં પ્રજાના વીશેક કરોડ રૂપિયા જમે રહે છે. હમણાં યુદ્ધનાં કારણોને લીધે આ સેવિંગ્સ બેંકમાંથી મધ્યમ વર્ગના લોકો ભયભીત થઈ નાણાં ઉપાડી લે છે. પરંતુ સાધારણ રીતે આ સેવિંગ્સ બેંકની સંસ્થા ગામડાંઓ માટે સારી છે. હજી એનો પ્રચાર જોઈએ તેવો થયો નથી. પ્રચાર વધારવાની જરૂર છે. હમણાં યુદ્ધને લીધે પોસ્ટ ઑફીસની પોસ્ટલ સર્ટિફિકેટોનો ઉપયોગ વધશે.

## સહકારી ધોરણની બેંકો

ખેડૂતોને ઓછા વ્યાજે નાણાં આપવા બધા પ્રાંતોમાં આ બેંકોની સ્થાપના કરવામાં આવી છે.

એક મધ્યસ્થ બેંક રહે છે. તેની શાખાઓ ગામડાંઓમાં વ્યાપક હોય છે. જો કે એમની ઉત્પત્તિ સને ૧૯૦૪માં ઇન્ડિયન કો–ઓપરેટીવ બેંક એક્ટ મુજબ થઈ છે છતાં એનો વિકાસ પુષ્કળ મદદ માગે છે. સાધારણ રીતે આ સોસાઈટીઓની કુલ મૂડી ૨ા કરોડ અને ધીરધાર પંદરેક કરોડની છે. પરંતુ અવ્યવહારુ રીતે ધીરધાર કરવાથી અને દુકાળનાં વરસોથી ઘણા પ્રમાણમાં નાણાં ખોટાં થાય છે. આ સહકારી બેંકોના વિકાસનો પ્રશ્ન હમણાં હિંદમાં મોખરાનું સ્થાન ભોગવે છે. કોઈ રીતે નાણાં ખેડૂતોને સમયપૂરતાં ખેતીના સુધારા માટે મળી રહે એવી વ્યવસ્થા કરવાની સરકારની ફરજ છે.

સૂચનાઓ

હિંદના યુવાનોને શાસ્ત્રીય રીતે બેકીંગની કેળવણી નાનાં શહેરોમાં પણ મળવી જોઈએ. રિઝર્વ અને ઇમ્પિરિયલ બેંકમાં વધારે પ્રમાણમાં હિંદી યુવકોને બેકીંગની કેળવણી મળે તેવી ગોઠવણ થવી જોઈએ. નાની નાની બેંકો ઉપર વધારે સરકારી દેખરેખ અને આર્થિક મદદ અપાવાં જોઈએ. દરેક યુનિવર્સિટીએ બેકીંગના ગ્રેજ્યુએટો બહાર પાડવા માટે તેના શિક્ષણની ગોઠવણ કરવી જોઈએ.

આપણે ત્યાં અગાઉ મારવાડી શરાફો વધારે વ્યાજ માટે પંકાયલા હતા. તેમના પછી પઠાણોએ શ્રમજીવીઓને ભારે સતાવવા માંડ્યા હતા. ભાવનગરમાં ખેડૂતોનું ૮૮ લાખ રૂપિયાનું દેવું ૧૯ લાખમાં ભરપાઈ થઈ શક્યું હતું. હિંદમાં ખેડૂતોને કરજમુક્ત કરી જમીન તેને સોંપવાની જરૂર છે.

તા. ૨૧–૯–૪૦

o

# આયુષ્યની દોરી

શ્રી. કાન્તિલાલ મ. ગાંધી

ખરું કહું તો વિજ્ઞાનની અસાધારણ પ્રગતિથી કેટલાક લોકોનાં ભેજાં છેક છકી ગયાં છે. જાણતા હોય તો જાણે ધૂળ નાખી, પણ કેટલાક તો જાણે કંઈ નહિ તો યે રોફ મારે છે મોટા સર્વવિદ્ જેવો. જગતના બધા વૈજ્ઞાનિકોની જાણે પળવારમાં પરીક્ષા કરી નાખી હોય અને તે બધાને નિષ્ફળ ઠરાવનાર ન્યાયાધીશ પોતે હોય તેવી છટાથી આવા લોકો બોલે છે: " વિજ્ઞાને આમ કર્યું અને તેમ કર્યું એ તો ઠીક, સમજ્યા મારા ભાઈ, પણ આયુષ્યની દોરી વિજ્ઞાનના હાથમાં છે ? "

આવા લોકોને જવાબ પણ શો આપવો ? 'ના' કહીએ તો તેમને બોલવાનું વધારે ફાવી જાય છે. "થયું ત્યારે ! મૂકોને વિજ્ઞાનને, વિજ્ઞાન વિજ્ઞાન શું કરો છો ? સોય અને દોરો બનાવતાં તો રાંડીરાંડને પણ આવડે છે. એમાં વિજ્ઞાને ખાસ શી ધાડ મારી ! આયુષ્યની દોરી જો વિજ્ઞાન શોધી શકતું હોય તો વિજ્ઞાન કંઈક છે એમ સ્વીકારીએ. "

માનવસ્વભાવ શું આટલો બધો અધીરો હશે ! વૈજ્ઞાનિક સંશોધન શું એક લાડવો છે કે ગપ્પ દઈને મોંમાં મૂકી દેવાય અને પટ દઈને પચી જાય ! વિજ્ઞાન માનવકુળની જેમ જેમ વધારે ને વધારે સેવા કરતું જાય છે તેમ તેમ માનવીનો લોભ પણ વધતો જ જતો જણાય છે. ચકમકમાંથી દીવાસળી અને દીવાસળીમાંથી ચપ દઈને બત્તી કરવાની ચાંપ વિજ્ઞાને આપી તો યે હજી ખીસામાં અને પથારીમાં એ ચાંપ લઈને ફરવાનો શોખ જન્મેલો ઊભો જ

ॐ तत्सत्

# श्रीमद्भगवद्गीता

श्री. काकासाहेब कालेलकर

## प्रस्तावना

આ ગીતામાં હમેશનો ૭૦૦ શ્લોકોનો ક્રમ બને ત્યાં સુધી એમ ને એમ રાખીને માત્ર જૂના અઢાર અધ્યાય ભાંગી નાખવામાં આવ્યા છે; વિષયોના વિવેચનને અનુસરીને સાતસો શ્લોકોને બાવન અધ્યાયોમાં વહેંચી દીધા છે અને તે અધ્યાયોનાં નામ નવાં પાડયાં છે. ગીતાના વિવેચનમાં જે શ્લોકોની ખરેખર આવશ્યકતા નથી એવા, તેમ જ જે શ્લોકો બધી જાતના અને બધા ધર્મના વિદ્યાર્થીઓને ગીતા શીખવતી વખતે અનુપયુક્ત તેમ જ અડચણભર્યા લાગ્યા એવા, લગભગ ૬૦-૭૦ શ્લોકો આમાંથી કાઢી નાંખવામાં આવ્યા છે. મને એવો વિશ્વાસ છે કે આ શ્લોકોને અભાવે ગીતાબોધ ખંડિત થતો નથી. કેટલાક શ્લોકો વિવેચનની દૃષ્ટિએ અયોગ્ય જગ્યાએ આવ્યા છે એવું સ્પષ્ટ દેખાવાથી તેમને ઘટતે સ્થાને મૂકી વિવેચન વધુ વ્યવસ્થિત કર્યું છે. એવા ફેરફાર બને ત્યાં સુધી ન જ કરવા અને ગીતાના શ્લોકોનો ક્રમ બને ત્યાં સુધી છે તેવો જ અબાધિત રાખવો એવું ધોરણ રાખ્યું છે.

આ જાતની બાવન અધ્યાયોની ગીતા મૂળમાં જ છપાવવાની હોઈ, અહીં ગીતાનો અક્ષરશઃ અનુવાદ ન કરતાં આજના શબ્દોમાં ગીતાને જે રીતે મુકાય તે રીતે પ્રકરણશઃ મૂકવાનો પ્રયત્ન છે. આમ કરવાથી, નવીન પદ્ધતિથી પ્રકરણો રચવાનો હેતુ સ્પષ્ટ થશે અને તે સિદ્ધ પણ થશે. વિદ્યાર્થીઓ માટે જ આ વ્યવસ્થા કરી છે. આની મદદથી ગીતાનું અધ્યયન કર્યા પછી મૂળ ગીતા એક વાર વાંચવાથી તે સહેલાઈથી સમજાશે. નવી ઢબે અધ્યાય પાડવાને લીધે અને ક્રમ ફેરવવાને લીધે સગવડ થશે જ. જેમ લોકમાન્યે કહ્યું છેઃ કોહીનૂરને નવી ઢબે પાસા પાડવાથી એનું તેજ અને એની કિંમત વધી તેમ જ ગીતાને આ ઢબે વાંચતાં ગીતાર્થ વધારે સ્પષ્ટ થશે એવી આશા છે.

બાવન પ્રકરણ બનાવવાથી ગીતાની શિખામણ અને તેનું વલણ સ્પષ્ટતાથી સમજવામાં મદદ થશે જ.

આ લખાણ મૂળ મરાઠીમાં લખાયલું હોવાથી તેનું ગુજરાતી ભાષાંતર મારા મિત્ર શ્રી. ગોપાળરાવ કુલકર્ણીએ કરી આપ્યું છે.

## गीतामाहात्म्यम्

श्री विष्णुरुवाच ।

१. गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः ।
गीताज्ञानमुपाश्रित्य त्रींल्लोकान्पालयाम्यहम् ॥

२. यत्र गीताविचारश्च पठनं पाठनं श्रुतम् ।
तत्राहं निश्चितं पृथ्वि ! निवसामि सदैव हि ॥

३. प्रारब्धं भुज्यमानो हि गीताभ्यासरतः सदा ।
स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥

४. सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥

५. मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं देवं कृष्णं वंदे जगद्गुरुम् ॥

६. यं ब्रह्मा वरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवैर्
वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ।
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

७. विपदो नैव विपदः संपदो नैव संपदः ।
विपद्विस्मरणं विष्णोः संपन्नारायणस्मृतिः ॥

८. विष्णुर्वा त्रिपुरान्तको भवतु वा, ब्रह्मा सुरेन्द्रोऽथवा
भानुर्वा शशलक्षणोऽथ भगवान् बुद्धोऽथ सिद्धोऽथवा ।
रागद्वेष विषार्तिमोहरहितः सत्त्वानुकंपोद्यतो
यः सर्वैः सह संस्कृतो गुणगणैस्तस्मै नमः सर्वदा ॥

९. समः सर्वेषु भूतेषु
ईश्वरः सुखदुःखयोः ।

महान् महात्मा सर्वात्मा
नारायण इति श्रुति ॥
ॐ नमो नारायणाय पुरुषोत्तमाय

ભગવતી પૃથ્વીને શ્રી વિષ્ણુ કહે છે હે પૃથ્વી, જ્યા ગીતાનું ચિંતન ચાલે છે પઠન પાઠન, ચર્ચા વગેરે ચાલે છે, ત્યા મારો નિવાસ હમેશા હોય છે ગીતા એ મારી સૌથી ઉત્તમ શિખામણ છે ગીતાજ્ઞાન સૌથી વિશાળ જ્ઞાન છે ગીતા એ જ બ્રહ્મવિદ્યા છે ગીતાજ્ઞાનનો આશ્રય કરીને જ હુ ત્રણે લોકનું પાલન કરુ છુ એટલે જ ગીતા એ લોકશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર છે

[ ઋષિઓનો ધર્માનુભવ એ જ ધર્મનો મૂળ આધાર હોઈ શકે તે અનુભવ ઉપનિષદોમા સઘરેલો છે વેદોમા જે છે તે બધુ ઉપનિષદોમા આવી ગયુ છે ] આ સર્વ ઉપનિષદો જાણે કે ગાયો છે એમ સમજી શ્રીકૃષ્ણે એમનુ દોહન કર્યું અને દોહન કરવા માટે પાર્થ જેવા વાછડાને આગળ ધરી બધા વિચારવાન લોકોને પીવા માટે ગીતારૂપી આ અમૃત એમણે દોહી આપ્યુ છે તે કૃષ્ણની મહત્તા શી રીતે વર્ણવી શકાય ?

જેની કૃપાથી મૂગાઓ પણ અસ્ખલિત વક્તાઓ થાય છે, અને પાગળાઓ પણ પહાડ ઓળગી જાય છે એવા જગદ્ગુરુ લોકગુરુ યોગીરાજ કૃષ્ણને હુ સ્મરણપૂર્વક નમન કરુ છુ

દુનિયામા હમેશા આવતી વિપત્તિઓ એ સાચી વિપત્તિઓ નથી અને લોકો જેને સપત્તિ સમજે છે તે સાચી સપત્તિ પણ નથી, સર્વવ્યાપી પરમાત્માના વિરાટ સ્વરૂપનું વિસ્મરણ થવુ એ જ મોટી વિપત્તિ છે અને મનુષ્યજાતિના હૃદયમા નિવાસ કરતા એ નારાયણનું અખડ સ્મરણ રહેવુ એ જ મોટુ સામર્થ્ય અને ઐશ્વર્ય છે

કોઈ તેને વિષ્ણુ કહે, કોઈ મહાદેવ કહે, બ્રહ્મદેવ કે ઇંદ્ર કહે, સૂર્યચદ્રના રૂપમા કોઈ એની ઉપાસના કરે કે બુદ્ધ અને સિદ્ધ જેવી વિભૂતિઓની પૂજા કરે, પણ જેનામાથી રાગદ્વેષરૂપી ઝેર નીકળી ગયુ છે, દુખ અને મોહ જેને સ્પર્શી શકતા નથી, સર્વ સત્ત્વો વિષે જેને અનુકપા છે, અને સર્વ પ્રકારના શુભ ગુણોથી જે પૂર્ણ રીતે ભરેલો છે – એવો જે કોઈ હશે તે જ મારો પરમેશ્વર, તેને હુ સતત નમસ્કાર કરુ છુ સર્વ પ્રાણીમાત્રમા–ભૂતમાત્રમા જે સમાન પણે રહેલો છે, સુખદુખો ઉપર જેનો સપૂર્ણ કાબૂ છે જેનુ હૃદય અત્યત વિશાળ છે, જેની મહાન વિભૂતિ પરચયાવત્ વિશ્વની સાથે આત્મીયતા અનુભવે છે તે જ નારાયણ, એવુ ધર્મવચન છે તે પુરુષોત્તમ નારાયણને હુ નમસ્કાર કરુ છુ

## अध्याय १

## स्वजनदर्शनयोगः

### धृतराष्ट्र उवाच

१ धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सव ।
मामका पाण्डवाश्चैव किमकुर्वत सजय ॥

### संजय उवाच

२ अथ व्यवस्थितान् दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वज ।
प्रवृत्ते शस्त्रसपाते धनुरुद्यम्य पाण्डव ॥
३ हृषीकेश तदा वाक्यमिदमाह, महीपते !

### अर्जुन उवाच

सेनयोरुभयोर्मध्ये रथ स्थापय मेऽच्युत !
४ यावदेतान्निरीक्ष्येऽह योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥
५ योत्स्यमानानवेक्षेऽह य एतेऽत्र समागता ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षव ॥

### संजय उवाच

६ एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत !
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥
७ भीष्मद्रोणप्रमुखत सर्वेषा च महीक्षिताम् ।
उवाच 'पार्थ ! पश्यैतान्समवेतान्कुरूनिति' ॥
८ तत्रापश्यत्स्थितान्पार्थ पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखीस्तथा ॥
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ॥

રાજા ધૃતરાષ્ટ્રે પ્રશ્ન કર્યો એટલે સંજય કહે છે:

હે રાજા! બંને બાજુનાં લશ્કરો જ્યારે યુદ્ધ માટે તૈયાર દેખાયાં ત્યારે અર્જુને હાથમાંનું ધનુષ્ય ઊંચકી લઈ શ્રીકૃષ્ણને કહ્યું:

હે અચ્યુત, આ બન્ને લશ્કરોની વચ્ચે મારો રથ લઈ લો, જેથી કોણ કોણ લડવા આવ્યા છે તે બરાબર જોઈ લઈ તેમાંથી કોની સાથે મારે જાતે લડવું જોઈએ તે હું નક્કી કરી શકું. પેલા દુર્બુદ્ધિ દુર્યોધનનું પ્રિય સાધવા માટે કોણ કોણ લડવા ઉત્સુક થયા છે તે મને એક વાર જોઈ લેવા દો.

સંજય કહે છે: અર્જુને આમ કહેતાની સાથે જ શ્રીકૃષ્ણે રથને બંને લશ્કરોની વચ્ચે ઊભો કર્યો અને ભીષ્મદ્રોણાદિ બધા ક્ષત્રિયોની સામે ઊભા રહી કહ્યું: 'હે પાર્થ! આ જુઓ, કૌરવપક્ષના માણસો અહીં ભેગા થયા છે.'

અર્જુને જોયું તો બધા જ એના આપ્તજનો! બાપ, દાદા, મામા, ભાઈ, છોકરાઓ, પૌત્ર, ગુરુજન, મિત્રગણ, સસરાઓ અને સગાવહાલા વગેરે બધા સ્વજનો બંને લશ્કરોમાં ઊભેલા.

### अध्याय २

## अर्जुनविषादयोगः

१. तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान् ।
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ॥

### अर्जुन उवाच

२. दृष्ट्वेमं स्वजनं कृष्ण! युयुत्सुं समुपस्थितम् ।
सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ॥

३. वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ।
गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ॥

४. न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥

५. न कांक्षे विजयं, कृष्ण! न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविंद! किं भोगैर्जीवितेन वा ॥

६. येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ।
त इमेऽवस्थितायुद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥

७. आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबन्धिनस्तथा ॥

८. एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन !
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥

९. निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन!
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥

१०. तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥

११. यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥

१२. कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन !

१३. कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥

१४. अधर्माभिभवात्कृष्ण ! जायते वर्णसंकरः ।
उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥

१५. उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन !
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥

१६. अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥

१७. यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥

### संजय उवाच

१८. एवमुक्त्वाऽर्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥

તે જોઈને અર્જુન એકદમ ગળગળો થયો અને વિષણ્ણ થઈને ભગવાન પ્રત્યે બોલ્યો: હે કૃષ્ણ, આ સ્વજનોને આમ લડવા તૈયાર થયેલા જોઈને મારા હાથપગ એકદમ ઢીલા પડી જાય છે, મોઢું સુકાય છે, શરીર ધ્રૂજે છે, રુંવાડાં ખડાં થાય છે, હાથમાંનું ધનુષ્ય સરી પડે છે, આખા શરીરમાં ભડકો થયો હોય એવું લાગે છે, અને હું ઊભો પણ રહી શકતો નથી. મન જાણે ચક્રાવે ચડી ગયું હોય એવું લાગે છે. લડાઈમાં સ્વજનોને મારતાં મને

કશું જ કલ્યાણ દેખાતું નથી હે કૃષ્ણ, ન જોઈએ એ મારે એ વિજય, અને ન જોઈએ રાજ્ય કે સુખ – કશું જ ન જોઈએ આ રાજ્ય, આ સુખોપભોગ અને આ જિંદગી શા કામના છે? જેમના હિતને માટે રાજ્યની અને સુખોપભોગની ઇચ્છા કરવાની, તે સગાવહાલાંઓ તો અહીં પોતાના જાન–માલને ભોગે લડવા તૈયાર થયા છે આચાર્ય, વડીલ, વડીલોના વડીલ છોકરાઓ, બાળકો સસરાઓ, સાળાઓ, મામાઓ–એવા એ બધા અમારા જ માણસો છે તેઓ મારો નાશ સાધે તોપણ હું એમને મારવાની ઇચ્છા રાખતો નથી આ પૃથ્વી માટે તો શું પણ ત્રણે લોકનું રાજ્ય મળવાનું હોય તોપણ હું આ સ્વજનોને નહિ મારું હે જનાર્દન, આ ધાર્તરાષ્ટ્રોને મારીને અમને કઈ જાતનો સંતોષ મળશે? જો કે એઓ આતતાયી છે, તોપણ તેમને મારવામાં અમને પાપ જ લાગવાનું છે ગમે તેમ તોયે ધાર્તરાષ્ટ્રો અમારા સ્વજન છે તેમને મારવા એ કદી પણ યોગ્ય નહિ ગણાય હે માધવ! સ્વજનોને મારીને અમે કદી પણ સુખી થઈ શકીએ ખરા? લોભને લીધે જેમની બુદ્ધિ નષ્ટ થઈ છે એવાઓને કુળક્ષય કરવામાં જે મોટો દોષ છે અને મિત્રદ્રોહ કરવામાં જે મોટું પાપ છે તે ન દેખાય તેથી શું? અમને તો તે દેખાય છે કુળક્ષયમાં રહેલો દોષ અમને દેખાતો હોવા છતાં અમને આ પાપમાંથી નિવૃત્ત થવાનું કેમ નથી સૂઝતું? શું અમે નથી સાંભળ્યું કે અધર્મ વધે અને મનુષ્યસંહાર થાય એટલે વર્ણસંકર થાય છે, જાતિધર્મ અને કુળધર્મ ડૂબી જાય છે? કુળક્ષય થાય એટલે સનાતન કુળધર્મનો નાશ થાય જ છે ધર્મનો નાશ થતાં આખું ને આખું કુળ જ વિનાશ પામે છે અને સમાજમાં અધર્મનું રાજ્ય સ્થપાય છે જે લોકો કુળધર્મનો નાશ કરે છે તેમને માટે કાયમનો નરકવાસ નક્કી થયેલો છે, એમ અમે સાંભળતા આવ્યા છીએ હાય! હાય! કેવું મહા પાપ કરવા અમે તૈયાર થયા છીએ, કે રાજ્યસુખના લોભને લીધે સ્વજનોને જ મારવા તત્પર થયા છીએ! આ યુદ્ધમાં શસ્ત્ર વગરના અને ન લડનારા એવા મને, આ ધાર્તરાષ્ટ્રો શસ્ત્ર વડે મારી નાખશે તો તેમાં જ મારું વધુ કલ્યાણ છે

સંજય કહે છે યુદ્ધની શરૂઆતમાં જ આમ બોલીને હાથમાંનું ધનુષ્ય–બાણ ફેંકી દઈને, શોકથી વિષણ્ણ થઈ અર્જુન રથમાં નીચે બેસી ગયો

## अध्याय २

## उत्थानयोगः

### संजय उवाच

१ तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः ॥

### श्रीभगवानुवाच

२ कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥

३ क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥

४ अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥

५ अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम् ।
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥

६ भयाद्रणादुपरतं मंस्यन्ते त्वां महारथाः ।
येषां (येषा) च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥

७ अवाच्यवादांश्च बहून्वदिष्यन्ति तवाहिताः ।
निन्दन्तस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥

९ हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥

અર્જુનને આવી રીતે દયાથી એકદમ દીનો પડી ગયેલો અને આંસુઓ પાડી દુઃખ કરતો જોઈ મધુસૂદન શ્રીકૃષ્ણે તેને કહ્યું.

અર્જુન, આવે ટાંકણે આ ઘાતક વિચાર તને ક્યાંથી સૂઝ્યો? અરે, આ વિચાર સ્વર્ગ અને કીર્તિ બંનેને ડુબાડી દે છે અનાર્યવૃત્તિવાળા માણસને જ આવો વિચાર સૂઝે અરે, જેનું નામ સાંભળતાં જ શત્રુના હાંજા ગગડી જાય તેવો તું આવો નામર્દ કેમ થાય છે? તને આ બિલકુલ શોભતું નથી હૃદયની નમાલાઈ ફેંકી દઈ ઊભો થા ધર્મથી જ આ યુદ્ધ

તારી આગળ આવી પડ્યું છે. એને જો તું ટાળીશ તો સ્વધર્મને પણ ખોઈશ, આજ સુધી મેળવેલી કીર્તિને પણ ગુમાવીશ અને કેવળ પાપનો ભાગીદાર થઈશ. અનંતકાળ સુધી લોકો તારો અપજશ ગાયા કરશે. આબરૂદાર માણસને મરણ કરતાં પણ અપકીર્તિ વધારે સાલે છે. મોટા મોટા લડવૈયાઓ એમ જ માનશે કે અર્જુન ડર્યો, તે ઢીલો થયો અને યુદ્ધમાંથી પાછો ફર્યો. જે મહારથી વીરો તારું બહુમાન કરતા, તેમની વચ્ચે તું કોડીની કિંમતનો થઈશ. તારી સાથે વેર રાખનાર લોકો તારે માટે ગમે તેવી વાતો કરશે, તારા સામર્થ્યની નિંદા કરશે. એનાથી વધુ દુઃખ કયું હોઈ શકે ?

આટલી ગડમથલ શાની ? લડાઈમાં મરાઈ જઈશ તો તને ચોક્કસ સ્વર્ગ મળશે અને લડાઈ જીતીશ તો તને પૃથ્વીનો ઉપભોગ કરવાની તક મળશે. માટે મનની શંકાઓ ત્યજીને યુદ્ધનો નિશ્ચય કર અને ઊભો થા.

## अध्याय ४

## स्वधर्मकर्मयोगः

### श्रीभगवानुवाच

१. स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥

२. यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ ! लभन्ते युद्धमीदृशम् ॥

३. ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥

४. शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥

५. शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥

६. कृषिगौरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥

७. चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥

८. श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

९. स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥

१०. यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥

११. सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।
सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥

લૌકિક દૃષ્ટિએ આટલી દલીલ કર્યા પછી ભગવાન બીજી રીતે પણ સમજાવે છેઃ—

સ્વધર્મનો વિચાર કરીને પણ તારે આ ઢીલાપોચાપણું મૂકી દેવું જોઈએ. સત્ પક્ષના બચાવને ખાતર ધર્મયુદ્ધ ચલાવવું એના કરતાં ક્ષત્રિયને માટે વધુ શ્રેયસ્કર કશું જ નથી. હે પાર્થ, એની મેળે જ ચાલ્યું આવેલું અને જાણે કે સ્વર્ગનું બારણું ખુલ્લું હોય એવું આ યુદ્ધ ભાગ્યવાન ક્ષત્રિયોને જ લાધે છે.

વર્ણવ્યવસ્થા મુજબ ક્ષત્રિયોએ ધર્મયુદ્ધ કરવું જ જોઈએ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર એ બધાને તેમના સ્વભાવાનુસાર પ્રગટેલા ગુણોને અનુસરીને, પોતપોતાનાં કામ વહેંચી આપ્યાં છે.

પોતાની વૃત્તિ શાંત કરવી, ઇંદ્રિયોનો ને વાસનાઓનો નિગ્રહ કરવો, બધી જાતની શક્તિ વધારવા માટે કષ્ટ સહન કરી તપ કરવું, અંતર્બાહ્ય પવિત્ર રહેવું, ક્ષમાવાન થવું, સરળતાથી વર્તવું, બધી જાતની સંસ્કારિતા ને અનુભવ મેળવવાં, અને આત્મા ઉપર વિશ્વાસ રાખી તેના વિકાસને માટે જીવવું—એ બ્રાહ્મણોનું જીવનકાર્ય છે.

શૌર્ય, તેજસ્વિતા, ધૃતિ, દક્ષતા, યુદ્ધમાં સ્થિર રહેવાની હિંમત, દાનશીલતા અને બધા ઉપર કાબૂ રાખવાની વૃત્તિ એ તમારું ક્ષત્રિયોનું જીવનકાર્ય છે.

ખેતી કરવી, પ્રાકૃતિક શક્તિઓને જાળવીને તેમાંથી પેદાશ કરવી, ઢોરઢાંખર પાળીને પશુપક્ષીઓની મહેનતનો લાભ ઉઠાવવો અને માલની લેવડદેવડ અને લાવવા લઈ જવાનું કામ કરવું એ વૈશ્ય લોકોનું સ્વાભાવિક કામ છે.

અને બિચારા શૂદ્ર! શરીરશ્રમથી બધાની સેવાચાકરી કરવી અને લોકોનાં વૈતરાં કરવાં, એ તેમને ભાગે આવેલું કામ છે.

લોકોનો સ્વભાવ—તેમના ગુણધર્મ જોઈને અને સમાજને આવશ્યક એવાં કર્મોનો વિચાર કરીને મેં ઉપર મુજબની વહેંચણી કરેલી છે, અને ચાતુર્વર્ણ્યની રચના કરી છે. મનુષ્યના સ્વભાવને અનુસરીને તેને સોંપેલુ કામ તે કરતો રહે તો તેનું કે સમાજનું સ્વાસ્થ્ય બગડતું નથી અને સમાજના બંધારણમાં ગોટાળો ઉત્પન્ન થતો નથી

અને તેથી જ નીરસ અથવા ઓછા મહત્ત્વના લાગતા સ્વધર્મને પણ વળગી રહેવું જ સારું કોઈવાર બીજાનું કામ આપણે સારી રીતે કરી શકીએ અને પોતાના કામમાં આપણને રસ ન હોય તોપણ સ્વધર્મ મૂકીને બીજાનું કામ ન સ્વીકારવું. પોતાનું કર્તવ્ય કરતાં કરતાં મોત આવે તો પણ તે પરવડે; પણ બીજાને ભાગે આવેલું કામ પોતાની તરફ ખેંચી લેવામાં વ્યક્તિ તથા સમાજ બંનેને આપણે મહા સંકટમા નાખીએ છીએ.

મનુષ્ય પોતાના કામમાં જ નિમગ્ન હોય, તેને જ વળગી રહેલો હોય, તો તેને જીવનસિદ્ધિ પ્રાપ્ત થાય છે. સ્વધર્મને–સ્વકર્મને વળગી રહેવાથી એ સિદ્ધિ કેવી રીતે મળે છે, જીવન કેવી રીતે સમૃદ્ધ બને છે, તે સાંભળ :

આપણું જીવન સર્વોત્તમની—વિરાટ પુરુષની—સેવા માટે છે. જેના વડે આ ચરાચર સૃષ્ટિ વ્યાપેલી છે, જેનામાંથી ભૂતમાત્રો પ્રવૃત્ત થયાં છે, તેની સાચી પૂજા સ્વકર્મ સંભાળવાથી જ થાય છે વિરાટ પુરુષનો હેતુ કે લીલા પાર પાડવામાં જ માણસને જીવનસિદ્ધિ મળે છે તેથી પોતાને ભાગે આવેલું સહજ કર્મ સદોષ દેખાય તોપણ એનો ત્યાગ ન કરવો. એમ જોવા જઈએ તો પ્રયત્નમાત્રમાં દોષ તો રહેલો જ છે. અગ્નિની આસપાસ ક્યારે ધુમાડો નથી હોતો?

## अध्याय ५

## स्वजनकृपायोगः

### अर्जुन उवाच

१. कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥

२. गुरूनहत्वा हि महानुभावान्
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।
हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुञ्जीय भोगान्रुधिरप्रदिग्धान् ॥

३. न चैतद्विद्मः कतरन्नो गरीयो
यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषाम-
स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥

४. कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥

५. न हि प्रपश्यामि ममापनुद्याद्-
यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ।
अवाप्य भूमावसपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥

### संजय उवाच

६ एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप ।
न योत्स्य इति गोविन्दमुक्त्वा तूष्णीं बभूव ह ॥

આટલાથી અર્જુનને સંતોષ ન થયો; સ્વભાવની જ વાતો કરતાં તેણે કહ્યું: હે મધુસૂદન! પણ હું લડાઈમા પૂજ્ય ભીષ્માચાર્ય અને દ્રોણાચાર્ય ઉપર બાણ કેવી રીતે ચલાવું? તેમના જેવા મહાનુભાવ, મહાત્મા ગુરુજનોને મારવા કરતાં દુનિયામાં ભીખ માગીને જીવવું પડે તો તે પણ સારું. આ ગુરુજનો સ્વાર્થના ભાગ બન્યા છે. માટે આપણે એમને મારીએ તો લોહીથી ખરડાયેલા ભોગ જ આપણે ભોગવવા પડશે. આ બનેમાં આપણે માટે કયું વધારે શ્રેયસ્કર છે તે સમજાતું નથી. આપણો

વિજય થાય એ સારું કે ન થાય એ સારું, એ પણ કોણ કહી શકે? ખરેખર આપણું હિત શામાં છે તે જ મને નથી સમજાતું. જેમને માર્યા પછી જીવવાની વાસના પણ નહિ રહે તેઓ આ આપણા સગા ધાર્તરાષ્ટ્રો આપણી સામે લડવા માટે ઊભા છે. સ્વ-જનકૃપાથી ઘેરાયેલો હોઈ મારી સ્વાભાવિક બુદ્ધિ આજે કામ આપતી નથી. ધર્મ કયો અને અધર્મ કયો એ વિષે મનમાં ગોટાળો ઉત્પન્ન થયો છે. તેથી જ હું તમને પૂછું છું, ભગવન્. હું તમારો શિષ્ય છું, તમારે શરણે આવ્યો છું. મને માર્ગ બતાવો અને નિશ્ચિત રીતે જે કંઈ શ્રેયસ્કર હોય તે મને કહો. આ પૃથ્વી ઉપર એકછત્રી અને બધી રીતે સંપન્ન એવું રાજ્ય મળે અથવા દેવો ઉપર પણ સ્વામિત્વ મળે, તોપણ બધી ઇંદ્રિયોને શોષી નાખનાર આ મારો શોક જેનાથી દૂર થાય એવો કોઈ પણ ઉપાય મને દેખાતો નથી.

સંજયે કહ્યું: તે શૂરવીર અર્જુન અત્યંત ઉદ્વેગથી આવું બોલ્યો અને 'હું હવે લડવાનો નથી' એવું દૃઢતાથી કહી મૂંગો બેસી રહ્યો.

### अध्याय ६

## प्रबोधनयोगः

(आत्मस्तवराजः)

### संजय उवाच

१. तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदन्तमिदं वचः ॥

### श्रीभगवान् उवाच

२. अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः ॥

३. न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥

४. देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥

५. नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥

६. अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥

७. अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥

८. य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥

९. न जायते म्रियते वा कदाचिन्-
नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥

१०. वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥

११. वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥

१२. नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥

१३. अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥

१४. अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥

१५. अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैवं शोचितुमर्हसि ॥

१६. जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥

१७. अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥

१८. देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥

બંને લશ્કરોની વચ્ચે આવી રીતે શોકમાં પડેલા અર્જુનને સહેજ હસીને ભગવાને કહ્યું:

અરે, જેમને માટે દુઃખ કરવું ન ઘટે તેમને માટે તું દુઃખ કરે છે અને ઊલટી ડહાપણની વાતો સંભળાવે

છે ! ડાહ્યા લોકો દુનિયામા મરેલાનો કે ન મરેલાનો શોક કરતા નથી અરે, હું કે તું અથવા આ રાજાઓ પહેલા ન હતા એમ નથી અને આ દેહમાથી છૂટા થયા પછી આપણે નથી હોવાના એમ પણ નથી જેમ આ દેહમા બાલ્યાવસ્થા પછી તારુણ્ય આવે છે અને તેની પછી ઘડપણ આવે છે તેમ જ આ દેહ છૂટી જાય એટલે બીજો દેહ મળે જ છે તેથી ધીર પુરુષ–બુદ્ધિમાન પુરુષ–મરણથી ગભરાતો નથી મૃત્યુ માટે તે વળી શોક શો કરવાનો ? અને આટલું બધુ મૂઝાઈ શુ જવાનું ? મૃત્યુને મહત્ત્વ શા માટે આપવુ જોઈએ ? જે નથી તે કદી અસ્તિત્વમા આવવાનું નથી અને જે છે તેનો કદી નાશ થવાનો નથી તત્ત્વાર્થી લોકોએ આ બને વાતોનો છેડો જોયો છે જે તત્ત્વ વડે આ આખુ વિશ્વ વ્યાપેલુ છે તે તો અવિનાશી છે એ અવ્યય તત્ત્વોનો વિનાશ કોઈ જ નથી કરી શકતું એવુ આત્મતત્ત્વ સર્વત્ર, સતત, અખડ ભરેલુ છે અને દેહ વિષે પૂછીશ તો આ અવિનાશી નિત્ય અને ગૂઢ આત્માએ ધારણ કરેલા શરીરો નાશવાન છે જ તેથી તુ છાનોમાનો લડવા તૈયાર થા મોત એ કાઈ ટાળવાની વસ્તુ નથી આવુ મરણ ટાળવાનુ હોતુ જ નથી ટાળવુ જોઈએ તે તો ફક્ત અધર્માચરણ

જેને લાગે છે કે આ આત્મા મારે છે અથવા જેને લાગે છે કે આ આત્મા મરાય છે, તે બનેને સાચી વસ્તુનુ જ્ઞાન નથી આત્મા કોઈને મારતો પણ નથી અને કોઈનાથી મરાતો પણ નથી

કહ્યુ છે કે

આ આત્મા કદી ઉત્પન્ન પણ થતો નથી જન્મ પામતો નથી અને મરતો પણ નથી પહેલો થયો હતો અને ભવિષ્યમા ફરી થવાનો છે એમ પણ નથી આ પુરાણપુરુષ અજન્મા છે નિત્ય અને કાયમનો એટલે કે સનાતન છે શરીરનો નાશ થાય તોપણ આનો નાશ થતો નથી

જે માણસ આ આત્માને આવો અજન્મા અવ્યય, નિત્ય અને અવિનાશી તરીકે ઓળખે છે તે કેવી રીતે કોઈને મારે અથવા મરાવે ?

જેવી રીતે માણસ જૂના વસ્ત્રો ફેકી દઈને બીજાં નવા વસ્ત્રો ધારણ કરે છે તેવી જ રીતે આ દેહી એટલે કે આ જીવાત્મા જૂના શરીરો ફેકી દઈને નવા શરીરો ધારણ કરે છે આ આત્માને શસ્ત્રો કાપી શકતા નથી અગ્નિ બાળી શકતો નથી, પાણી ભિજાવી શકતુ નથી અને પવન સૂકવી શકતો નથી

આ સનાતન આત્મા નિત્ય સર્વગત, સ્થાણુ અને અચળ હોવાથી અચ્છેદ્ય છે, અદાહ્ય છે એ ભીંજાતો કે સુકાતો નથી અને તેથી જ તેને અવ્યક્ત, અચિંત્ય અને અવિકારી કહ્યો છે તેથી આવા આત્માનું આ આવુ શરીર છે એ ઓળખીને તું દુઃખ કરવાનુ મૂકી દે

વળી તને જો એમ લાગતુ હોય કે આ આત્મા હમેશા ફરી ફરી મરે છે અને હમેશા ફરી ફરી જન્મે છે તોપણ તેને માટે શોક કરવો વ્યર્થ છે જન્મેલાનું મોત જો ટાળી શકાતુ નથી અને મરેલાનુ ફરી જન્મવુ જો નક્કી છે, તો આ અપરિહાર્ય વસ્તુ માટે શોક કરવો ન જ જોઈએ અરે, આ ભૂતો ક્યાંથી આવ્યા તે સમજાતુ નથી આવેલા દેખાય છે એટલુ જ અને નાશ પામીને ક્યા જાય છે તેનો પણ પત્તો હોતો નથી એવી સ્થિતિમાં દુઃખ કેવુ કરવાનું ? બધી જ માયાની ઈન્દ્રજાળ ! આશ્ચર્યની પરપરા ! આપણે એટલું જાણીએ છીએ કે આ જીવાત્મા કોઈ પણ દેહમા હોય તોપણ મરતો નથી એથી કોઈ પણ ભૂતો વિષે, કોઈ પણ પ્રાણી વિષે, તારે શોક કરવો ન ઘટે

અધ્યાય ૭

## सान्ययोग:

१ सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥

२ मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥

३ यं हि न व्यथयन्त्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥

४. न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद् ब्रह्मणि स्थितः ॥

५. विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥

६. इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥

શ્રી ભગવાન આગળ બોલ્યા: હે અર્જુન! સુખદુઃખ, લાભહાનિ, જયપરાજય ઇત્યાદિ સઘળી બાબતોમાં સમાન વૃત્તિ રાખીને તું યુદ્ધે લાગ; એટલે તને પાપ નહિ લાગે. (માણસ કર્તવ્યકર્મ ભૂલીને પાપ કરવા પ્રવૃત્ત થાય છે, એનું કારણ એની ઇંદ્રિયનિષ્ઠા, લોભ અને કીર્તિની લાલસા છે. આ વાતો જ મૂકી દીધી, એટલે પાપની પ્રવૃત્તિ જ નષ્ટ થઈ જાય. પછી જ જે વખતે જે યોગ્ય હશે તે એની મેળે બનશે.) ઇંદ્રિયોનો તેમના વિષયો સાથે સંયોગ થયો એટલે શીતઉષ્ણ, સુખદુઃખ વગેરેનો અનુભવ થવાનો જ. આ અનુભવો આવે છે અને જાય છે. તે અનિત્ય છે. તે સહી લીધે જ છૂટકો. જે માણસને વિષયોના આ અનુભવ વ્યથિત કરતા નથી તે બુદ્ધિમાન માણસ સુખદુઃખને વિષે સમાન હોવાથી અમૃતત્વને લાયક બને છે. (અમૃતત્વ એટલે રાગદ્વેષરહિત સ્થિતિ, અહિંસાની પરાકાષ્ઠા, જ્યાં મરણનો ડર નથી, બીજાને મારવાની ઇચ્છા નથી; તે જ અમૃત દશા; અનાસક્તિ અને વૈરાગ્ય વડે જ તે અનુભવી શકાય છે)

પ્રિય વસ્તુ મળી જતાં હરખાઈ ન જવું અને ન જોઈતી અપ્રિય વસ્તુ ભાગે આવી હોય ત્યારે દુઃખથી ઉદ્વિગ્ન પણ ન થવું. જે વિરાટ બ્રહ્મને ઓળખે છે ને તેની જ સેવામાં સ્થિર રહે છે તેને હર્ષશોકનો મોહ થતો નથી.

[ વિદ્યા અને વિનયથી સંપન્ન એવો બ્રાહ્મણ હોય, પવિત્ર ગાય હોય, વિશાળ હાથી હોય, કોઈ કૂતરો હોય અથવા કૂતરાને મારી ખાનાર કોઈ ચાંડાળ હોય– ડાહ્યા લોકો આ બધાં પ્રત્યે સરખી દૃષ્ટિથી જ જુએ છે. જેમનું મન આવી રીતે સામ્યબુદ્ધિને પહોંચ્યું છે તેમણે આ જિંદગીમાં જ સંસાર જીત્યો ગણાય. પરબ્રહ્મ પૂર્ણ નિર્દોષ અને સર્વત્ર સમાન હોવાથી સામ્યબુદ્ધિવાળા લોકો બ્રહ્મને જ પહોંચ્યા છે એમ કહેવું જોઈએ. ]

### अध्याय ८

## योगबुद्धियोगः

१. नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥

२. व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन ।
बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥

३. भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥

४. त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥

५. यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥

६. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥

७. योगस्थः कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा, समत्वं योग उच्यते ॥

८. दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥

९. बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व, योगः कर्मसु कौशलम् ॥

१०. कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबन्धविनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम् ॥

११. यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥

१२. श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥

આ યોગમાં એટલે આવી સામ્યબુદ્ધિથી કર્મ કરતાં કરેલા આરંભનો નાશ થતો નથી, ને એવા કર્મથી વિપરીત પરિણામ પણ આવતું નથી. સામ્યયોગરૂપી ધર્મનું અથવા બુદ્ધિયોગનું થોડું

પણ આચરણ થાય-અનુશીલન થાય તોપણ તે યોગ આપણને મહા સંકટમાંથી બચાવે છે હે પાર્થ, નિશ્ચયાત્મક બુદ્ધિમાં દૃઢ એવી એક જ નિષ્ઠા હોય છે અનિશ્ચિત-ચંચળ મનને અનેક ફાંટાઓ ફૂટે છે, તે ફાંટાઓનો અંત જ હોતો નથી જે લોકો ભોગ અને ઐશ્વર્યને વળગી રહે છે અને એવી વૃત્તિને લઈને જેમની બુદ્ધિ જુદી જ દિશામાં વળેલી હોય છે એવાઓની બુદ્ધિ સ્થિર ન થવાને કારણે સમાધિ તરફ વળતી નથી તેમનામાં સામ્ય આવી શકતું નથી

વેદમાંનું કર્મકાણ્ડ સત્ત્વ રજ અને તમ એ ત્રણે ગુણોમાં ગૂંચવાયેલું છે તેથી હે અર્જુન, આ ત્રણે ગુણોના ગૂંચવાડાથી તું પર થઈ જા, સુખદુ ખાદિ દ્વંદ્વોથી તારે અલિપ્ત રહેવું હમેશા પોતાની આર્યવૃત્તિમાં, કાર્યપરાયણતામાં તારે દૃઢ રહેવું યોગક્ષેમની ફિકર મૂકી દઈ તારે આત્મવાન થવું ધર્મનું આ રહસ્ય સમજતા સુધી જ કર્મકાણ્ડી શાસ્ત્રની મહત્તા છે એકવાર બ્રહ્મપરાયણતા મેળવી એટલે પછી આ કર્મકાણ્ડી શાસ્ત્રોનો ભાવ કોણ પૂછે છે? મોટું પૂર આવીને બધે પાણીપાણી થઈ જાય એટલે હમેશના કૂવાઓ અને તળાવોનો જેટલો ઉપયોગ તેટલો જ બ્રહ્મ જાણનાર જ્ઞાનીને બધા વેદોનો ઉપયોગ છે

વેદોમાં કહેલાં કામ્યકર્મો શા કામના? સાચું જોવા જતાં બ્રહ્મની, વિરાટ સમાજની સેવા માટે આપણે ભાગે જે કંઈ કર્મ આવ્યું હોય તે મૂંગે મોઢે અનાસક્ત રહી કરવું એ જ આપણો અધિકાર છે, એ જ આપણે ભાગે આવેલું કર્તવ્યકર્મ એકએક કર્મમાંથી ફળો અને ઉપફળો અસંખ્ય નીકળવાનાં તે બધાં વિષે આપણો અધિકાર થોડો જ હોઈ શકે? શુદ્ધ હેતુથી શુભ કર્મ કરવાં એ આપણા હાથમાં છે, પણ તે કર્મોનું ફળ અમુક જ આવે એવો આપણો આગ્રહ ચાલતો નથી અને તે તે કર્મનું ફળ પોતાને જ મળે એવો આગ્રહ તો કદી પણ ન રાખી શકાય તેથી કર્મફળની આશામાં તું લોભાઈ ન જતો, તેવો હેતુ ન રાખતો સાથેસાથે કર્મફળ માટે પોતાનો અધિકાર રહ્યો નથી તેથી નિરાશ થઈ કે નિરુત્સાહ થઈ કર્મ છોડીને સ્વસ્થ બેસી રહેવું એવી પણ તારી વૃત્તિ ન હોવી જોઈએ સામ્યબુદ્ધિરૂપી યોગમાં સ્થિર રહીને સંગ એટલે કર્મફળ વિષેની લાલસા છોડી દઈ, સિદ્ધિ અને અસિદ્ધિ, જય અને પરાજય, એ વિષે સમાન (તટસ્થ) બુદ્ધિ રાખી તું કર્મો કર આવી જાતની સમતા એટલે જ યોગ આંધળા થઈ કેવળ કર્મ કરતા રહેવું એમાં કશો જ અર્થ નથી બુદ્ધિયોગ જ શ્રેષ્ઠ છે આવી સામ્ય બુદ્ધિનું જ શરણ લેવાનો પ્રયત્ન કરવો ફળની જેને ચટપટી લાગી છે એવા લોકો ખરેખર દયાને પાત્ર છે જે માણસમાં સામ્યબુદ્ધિ સ્થિર થઈ તે પાપ અને પુણ્ય બંનેથી અલિપ્ત રહે છે, માટે તું યોગ સાધ યોગ એ જ કર્મ કરવાની ખૂબી અથવા કુશળતા છે વિચારવાન લોક કર્મમાંથી ઉત્પન્ન થતાં ફળનો લોભ બુદ્ધિયોગની મદદથી છોડી દઈ જન્મબંધમાંથી પોતાની મુક્તિ મેળવે છે અને પછી સહેલાઈથી નિષ્પાપ પદવીને પહોંચે છે-મોક્ષ મેળવે છે જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી કાદવને ઓળંગી જશે ત્યારે તારામાં સાંભળેલાં શાસ્ત્રવચનો વિષે, તેમ જ ન સાંભળેલાં શાસ્ત્રવચનો વિષે પણ વૃત્તિ ઉદાસીન થશે કામ્યકર્મોનાં ફળો બતાવી શ્રુતિઓએ મનમાં ઉત્પન્ન કરેલી ગૂંચવણ જ્યારે દૂર થશે અને બુદ્ધિ સ્થિર થઈ સમાધિ તરફ વળશે, ત્યારે તને યોગ સિદ્ધ થશે

## अध्याय २

## स्थितप्रज्ञयोगः

### अर्जुन उवाच

१ स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥

### श्रीभगवानुवाच

२ प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥

३ दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥

४ यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

५ यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

६. विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥

७. यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥

८. तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

९. ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥

१०. क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

११. रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥

१२. प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥

१३. नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शान्तिरशान्तस्य कुतः सुखम् ॥

१४. इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥

१५. तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

१६. या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

१७. आपूर्यमाणमचलप्रतिष्ठं
समुद्रमापः प्रविशन्ति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशन्ति सर्वे
स शान्तिमाप्नोति न कामकामी ॥

१८. विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥

१९. एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वास्यामन्तकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥

અર્જુન પૂછે છે, તો પછી હે ભગવાન, આ સ્થિરબુદ્ધિ માણસ કેવો હોય છે તે મને પ્રથમ કહો. તે બોલે છે કેવું, રહે છે કેવું, ચાલે છે કેવું, એ બધું સવિસ્તર કહેશો તો મને તેની પૂરી કલ્પના આવશે. શ્રી ભગવાન બોલ્યાઃ માણસ જ્યારે મનમાં ઊભી થતી બધી વાસનાઓ ત્યજે છે અને માત્ર આત્મવિકાસની દૃષ્ટિએ જ જીવન વિતાડે છે, અને એને એવા આત્મિક જીવનમાં જ બધી જાતનો સંતોષ મળે છે ત્યારે તેની બુદ્ધિ સ્થિર થઈ એમ સમજવું. દુઃખો ઉપર દુઃખો આવે તોપણ જેનું મન ઉદ્વિગ્ન થતું નથી, ભાગમાં સુખ આવ્યું હોય તો આવું સુખ હમેશાં રહે એવી વાસના જેનામાં જાગતી નથી, એટલે કે જેનામાંથી ભીતિ, ક્રોધ અને આસક્તિ નીકળી ગયાં છે, એવા વિચારી માણસને સ્થિરબુદ્ધિ કહેવામાં આવે છે. પ્રસંગાનુસાર સારીનરસી પરિસ્થિતિ આવતાં જે માણસ તે તે પરિસ્થિતિને વળગી રહેતો નથી અને હમેશાં સારું જ રહે અને ખરાબ ટળી જાય એવી આરામતલબવૃત્તિ રાખતો નથી, તેની બુદ્ધિ સ્થિર થઈ એમ સમજવું. (અશુભ એટલે પાપ દુનિયામાં ન હોવું જોઈએ એવું તો કોઈ પણ સજ્જનને ન લાગે; પણ પાપ સાથે ઝઘડવાની, અન્યાયની સામે લડવાની જવાબદારી મારી ઉપર ક્યાંથી આવી પડી? આ બલા મારે ભાગે ન આવી હોત તો હું સુખમાં રહી શક્યો હોત, એવી વૃત્તિ થવી એ ઇંદ્રિયારામ એટલે કે સુખથી લલચાયેલા માણસનું લક્ષણ છે.) ઇંદ્રિયો પોતપોતાના વિષયો તરફ દોડતી જ હોય છે. માણસ જ્યારે એ બધીને ચારે બાજુએથી ખેંચી લે છે અને કાચબો જેમ પોતાની ઇંદ્રિયોને પીઠની ઢાલની અંદર ખેંચી લઈ સુરક્ષિત થાય છે, તેવી જ રીતે ઇંદ્રિયોનો નિગ્રહ કરી માણસ જ્યારે આત્મનિષ્ઠ થાય છે ત્યારે તેની બુદ્ધિ સ્થિર થઈ એમ જાણવું, માત્ર કેવળ બાહ્યાચરણપૂરતો કે ઔપચારિક રીતે ઇંદ્રિયોનો નિગ્રહ કરવાથી કામ નહિ સરે. જે માણસ ફક્ત ઇંદ્રિયો દ્વારા વિષયોનું સેવન કરવું મૂકી દે છે તેના વિષયો છેટા રહે છે એ વાત સાચી, પણ વિષયોનો રસ તો રહે જ છે. માણસ આત્મપરાયણ થાય, તેને આત્માની મીઠાશનો સ્વાદ એકવાર મળે, એટલે પછી વિષયોનો રસ પણ એની મેળે ખરી પડે છે. (જ્યાં સુધી શ્રેષ્ઠ વસ્તુ મળી નથી, ત્યાં સુધી કનિષ્ઠ વસ્તુ તરફનું આકર્ષણ કેવી રીતે છૂટે?) માણસ ગમે એટલો વિચાર અને પ્રયત્ન કરે તોપણ તોફાની ઇંદ્રિયો માણસને ખેંચીને

પોતાના વિષયો તરફ લઈ જ જાય છે તે બધીને કાબૂમાં લાવી યોગના સાધન વડે આત્મપરાયણ, ઈશ્વરપરાયણ થવું આ રીતે ઇંદ્રિયો જેના કબજામાં આવી તે જ સ્થિતપ્રજ્ઞ થયો એમ કહેવાય

માણસ ધીરેધીરે કેમ પડે છે તે હવે તને હું કહું પ્રથમ એ બાહ્ય સંયમ રાખી માત્ર મનથી વિષયોનું ચિંતન કરવાનું સુખ ભોગવે છે ખાલી મનમાં વિચાર આવે તેથી શું ? એવો મોહક યુક્તિવાદ આદરી તે વિષયોનું ધ્યાન શરૂ કરે છે ધ્યાન શરૂ થયું એટલે મન હમેશાં તેનો જ વિચાર કરવા લાગે છે, તે વસ્તુઓમાં જ પરોવાયેલું રહે છે, તદ્રૂપ થતું જાય છે, આવી રીતે સંગ વધે એટલે વિષયોનો રસ જાગે છે અને તે તરફ મન ખેંચાય છે, વાસના જાગૃત થાય છે, ચિત્ત અસ્વસ્થ થાય છે સમાજનું હિત કે પોતાનું કર્તવ્ય એ જ જીવનનું પ્રેરક તત્ત્વ હોવું જોઈએ, એ જ જીવનનું કેંદ્ર હોવું જોઈએ આ કેંદ્રની આસપાસ જ જીવનના બધા વ્યાપાર કરતા હોવા જોઈએ એને બદલે વિષયોનું ધ્યાન કરવાથી કામી બનેલી વૃત્તિ તે તે કાળે ઊઠતી વાસનાઓને વાગફરતી કેંદ્રની' જગાએ સ્થાપન કરે છે અને દુનિયાના બધા વ્યાપાર આ કેંદ્રસ્થ વાસનાને અનુરૂપ થઈને જ ચાલવા જોઈએ એવી ઇચ્છા જાગે છે દુનિયાની ઘટનાઓ એક જ વ્યક્તિની તે તે વખતની વાસનાને અનુરૂપ થઈને શી રીતે ચાલે? એટલે પરિણામે જીવનમાં બધે અસંતોષ વ્યાપી રહે છે, અને આ રીતે કામમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે. કામ એટલે વાસનાઓ તૃપ્ત થાય કે ન થાય, તેમણે વિશ્વવ્યવસ્થાનો વિચાર કોઈ પણ વખતે કરેલો હોતો નથી તેથી વાસનાઓ જીવનનો કે વિશ્વનો ક્રમ જાળવી શકતી નથી કોઈ ગાંડો રાજા પોતાના તરંગ પ્રમાણે રાજ્યવ્યવસ્થામાં ફેરફાર કરતો જાય અને બધે અંધેરી નગરી કરી મૂકે, અને પછી બધા ઉપર ખિજાઈ જઈ બધાનો તેમ જ પોતાનો નાશ કરે, એવી જ માણસની સ્થિતિ થાય છે કામમાંથી ક્રોધ ઉત્પન્ન થયો એટલે કર્તવ્ય-અકર્તવ્ય, સારું-નરસું, વિહિત-અવિહિત, કશું જ સમજી શકાતું નથી, અને આ સંમોહથી માણસ મૂઢ બને છે સંમોહ થાય એટલે પોતે કોણ, પોતાનું કર્તવ્ય શું, પરિસ્થિતિ કેવી છે વગેરે બાબતની જાગરૂકતા એટલે સ્મૃતિ નષ્ટ થાય છે આ જાગરૂકતા નષ્ટ થઈ એટલે સત્-અસત્‌ના નિશ્ચયથી વિવેક કરવાવાળી બુદ્ધિ નષ્ટ થાય છે અને સદસદ્વિવેકબુદ્ધિ જતી રહી એટલે સંપૂર્ણ નાશ થયો માણસના અધ:પતનનો ક્રમ આવો છે

તેથી જે માણસ રાગદ્વેષ (ભાવાભાવ) મૂકી દઈ માત્ર જ્યાં કર્તવ્ય હોય ત્યાં જ ઇંદ્રિયોને વાપરીને પોતાના કબજામાં રાખે છે, અને પોતાનું જીવન સરકારી બનાવી આત્મનિષ્ઠ થાય છે, તેને બધી જાતની પ્રસન્નતા મળે છે, તેનું મન પ્રસન્ન અને ઉત્સાહી રહે છે, બુદ્ધિ નિર્મળ થાય છે, તેને કર્તવ્ય સ્પષ્ટ દેખાય છે, અને તેને પાર પાડવા ઉત્સાહ અને ચીવટ કાયમ રહે છે આ પ્રસન્નતાને લીધે તેનાં બધાં દુ:ખો દૂર થાય છે અને મન પ્રસન્ન થયું એટલે બુદ્ધિ સ્થિર થાય છે

આવો પ્રસાદયોગ જેને લાધ્યો નહિ તેની બુદ્ધિ સ્થિર થતી નથી, તેનામાં ભાવના કે નિષ્ઠા હોતી નથી જેનામાં નિષ્ઠા નથી, તેને શાંતિ નથી, અને શાંતિ વગર સુખસમાધાન ક્યાંથી આવે?

કર્તવ્યકર્મ કરતી વખતે ઇંદ્રિયો કુદરતી રીતે તે તે વિષયોનો અનુભવ લેવાની જ પણ ઇંદ્રિયોની પછવાડે જ મન આસક્ત થઈ વિષયો તરફ જવા માંડે તો વાયુ વડે હોડી જેમ ફાવે તે દિશામાં ખેંચાઈ જાય છે તેવી રીતે તેની બુદ્ધિ ફાવે તે દિશામાં ખેંચાવા માંડે છે આ ઓળખી, જેણે પોતાની ઇંદ્રિયો વિષયોમાંથી બધી રીતે ખેંચી લીધી તેની બુદ્ધિ સ્થિર થઈ

જે બાબતમાં પ્રાણીમાત્ર એકદમ બેદરકાર હોય છે તેમાં આ સંયમી જાગ્રત હોય છે, અને જે વાતો સાધારણ માણસો અગત્યની જણાય છે ત્યાં આ વિચારી મુનિ એકદમ બેદરકાર કે ઉદાસીન રહે છે તેમની રાત્રિ તે આનો દિવસ અને તેમનો દિવસ તે આની રાત્રિ. ભરેલા દરિયામાં ચારે તરફથી ગમે એટલાં પાણીના પ્રવાહ આવે તોપણ જેમ તે પોતાની મર્યાદા છોડતો નથી તેવી જ રીતે જે માણસ

તરફ બધી કામનાઓ આવીને શમે છે તેને જ શાંતિ મળે છે. કામનું ચિંતન કરનારને કદી શાંતિ મળવાની નથી. (વિશ્વની સેવા કરતી વખતે અનેક કામનાઓ સેવવી પડે છે. ઇંદ્રિયોને પોતપોતાના વ્યાપાર કરવા પડે છે, અનુજ્ઞા લેવા પડે છે. તટસ્થ ભાવે આ બધાંમાંથી પસાર થવું જોઈએ. જેવી રીતે કોઈ ડૉક્ટર કે રસાયણશાસ્ત્રજ્ઞ પેટ ભરાયું હોય તોપણ કર્તવ્ય તરીકે ઇસ્પિતાલમાં કે જેલમાં તૈયાર થતો ખોરાક ચાખી જુએ છે અને પુષ્કળ ચોકસાઈથી તેનો આસ્વાદ લીધો હોવા છતાં જિહ્વાલૌલ્ય જાગ્રત થવા દેતો નથી, તેવી જ રીતે આવશ્યક કર્મ જે માણસ અનાસક્ત બુદ્ધિથી કરે છે, તેને જ શાંતિ મળે છે. જે વાસનાલંપટ થયો તેને શાંતિ ક્યાંથી મળે ? )

જે મરદ માણસ હું અને મારું, એ ક્ષુદ્ર ભાવનાઓનો ભોગ ન બનતાં નિઃસ્પૃહ બની બધી કામનાઓને ત્યજી દે છે અને અહંકાર રાખ્યા સિવાય આચરણ કરે છે, તેને શાંતિ પ્રાપ્ત થાય છે. હે અર્જુન, એ જ સાચી મહાન બ્રાહ્મી સ્થિતિ છે. આ સ્થિતિ મેળવનાર માણસને મોહ થતો નથી અને અંતકાળ સુધી આ ટકે એટલે માણસને કૈવલ્યની પ્રાપ્તિ થાય છે.



# અહિંસાના આચાર્યો

શ્રી. જોરમલ્લ સંગળજી મહેતા

માનવ-સંસ્કૃતિ સાથે અહિંસાનો નિકટનો સંબંધ છે. જેમ જેમ અહિંસાનો વિકાસ થતો જાય છે તેમ તેમ જ સંસ્કૃતિ પણ વધતી જાય છે. માબાપનાં મનમાં જો પોતાનાં બાળકો પ્રત્યે અહિંસક બુદ્ધિ ન હોત તો મનુષ્યસમાજની સ્થાપના જ થઈ શકત નહિ. જો મનુષ્યમાં અહિંસક બુદ્ધિ ન હોત તો તે પોતાના બાળકનું રક્ષણ કરત નહિ. આ રીતે મનુષ્ય જન્મ્યો ત્યારથી જ અહિંસાના મહાનિયમનો અમલ શરૂ થયો.

પછી જેમ જેમ માણસે જોયું હશે કે કુટુંબની સુરક્ષિતતા પણ આસપાસનાં બીજાં કુટુંબો સાથે સલાહસંપથી–અહિંસક રીતે–રહ્યા વિના સંભવિત નથી, તેમ તેમ તેણે કુટુંબપૂરતી જ સ્વીકારેલી અહિંસાની મર્યાદાને વિસ્તારીને સમાજપૂરતી કરી હશે, અને એ તો સમજી શકાય તેવું છે કે, સમાજ બાંધીને રહેવાનું શરૂ થયા પછી જ માનવ–સંસ્કૃતિનો ખરો વિકાસ શરૂ થયો છે.

એ સમાજ શરૂઆતમાં તો એક બાપની સંતતિના જ બન્યા હશે. ગોત્ર અથવા જાતિનો એ જ અર્થ છે. આમ મનુષ્યે પોતાની જાતિ અથવા ગોત્રની મર્યાદાપૂરતી અહિંસા ભલે સ્વીકારી, પરંતુ બીજાં ગોત્રો અથવા જાતિઓ સાથે તો ઝઘડાની છૂટ જ રાખી.

ધીમે ધીમે એક જ પ્રદેશનાં બધાં ગોત્રોએ સલાહસંપથી–અહિંસાથી–રહેવાની જરૂર જોઈ હશે; અને એ રીતે પ્રદેશમાં વ્યાપેલી પ્રજા અથવા રાષ્ટ્ર સુધી અહિંસાનો વિસ્તાર થયો.

પરંતુ ત્યાર પછી અહિંસાનો વિસ્તાર થતો કાંઈક અટકચો લાગે છે. રાષ્ટ્રો રાષ્ટ્રો વચ્ચેની હિંસાનો હજુ કશો તોડ માનવજાતિ કાઢી શકી નથી, અને આજકાલ આપણે તેનું જ એક પ્રબળ મોજું યુરોપમાં વ્યાપેલું જોઈએ છીએ રાષ્ટ્રો વચ્ચેની હિંસાનો પ્રશ્ન તો હજુ ભવિષ્યનો પ્રશ્ન છે, તે તો જ્યારે હલ થાય ત્યારે ખરો, પરંતુ એટલું તો જરૂર આપણે

કહી શકીએ કે થોડી ઘણી મર્યાદામા પણ માનવજાતિએ અહિંસા ન સ્વીકારી હોત તો માનવસમાજ કે માનવસંસ્કૃતિ એ કલ્પનામાત્ર જ રહ્યા હોત ઉપર તો આપણે ટૂંકમા માનવરાષ્ટ્ર સુધીનો અહિંસાના વિકાસનો ઇતિહાસ જોઈ આવ્યા પરંતુ એટલી હદે આવતા સૈકાઓ ગયા હશે તથા જુદે જુદે પગથિયે અનેક મહાપુરુષોએ પોતાના તપશ્ચર્યા અને ત્યાગથી માનવસમાજને તે પગલા ભરાવ્યા હશે આજે આપણે તે ઇતિહાસના કેટલાક મહાપુરુષોની જીવનકથા જોવના છીએ, તથા તે દરેકે અહિંસાના જુદા જુદા પાસાના વિકાસમા કેટકેટલો ફાળો આપ્યો તે નક્કી કરવાના છીએ મે પસંદ કરેલા મહાપુરુષો નીચે પ્રમાણે છે મહાવીર બુદ્ધ અશોક અને ઇસુખ્રિસ્ત. મહાત્મા ગાંધીનો અપૂર્વ ફાળો તો આપણી નજર આગળ પ્રત્યક્ષ બનતો દેખાય છે, એટલે તેમને મે આ ટૂંકમા ઇતિહાસમા લીધા નથી ઉપરના ચારમા મહાવીર અને બુદ્ધ તો સમકાલીન હતા તેમના વખત પહેલા હિંદુસ્તાનમા અહિંસાની ભાવના વિકસતી વિકસતી કેટલે સુધી આવી હતી તે પ્રથમ ટૂંકમા જોઈ લઈએ

હિંદુસ્તાનનો જૂનામા જૂનો ઇતિહાસ આપણને વેદોમાથી મળે છે તે સમયે લોકો યજ્ઞમા પશુઓ હોમતા હતા, માંસભક્ષણ કરતા હતા જો કે તે જમાનામા જેઓ વ્રત લેતા હતા તેઓ માંસ નહિ ખાવુ વગેરે નિયમો લેતા હતા જ્યારે વિદ્યાર્થીઓ ગુરુને ત્યા ભણવા જતા ત્યારે તેમને બ્રહ્મચર્ય અને માંસભક્ષણત્યાગ વગેરે વ્રતો લેવાં પડતા હતાં પણ યજ્ઞમાં પશુઓનો વધ કરવામાં આવતો હતો તે યજ્ઞો મુખ્યત્વે માનવ-જીવનનુ અને જગતનુ પરમતત્ત્વ પ્રાપ્ત કરવાને અર્થે કરવામા આવતા હતા એમ આપણે જરૂર કહી શકીએ

જેમ જેમ સમય જવા માડ્યો તેમ તેમ લોકો જોવા માડ્યા કે આપણા આત્માની ઉન્નતિ કે મુક્તિ માટે પશુવધ કરવાની કશી જ જરૂર નથી. ઘી હોમવાથી કે પશુવધ કરવાથી પરમતત્ત્વ મળી શકતુ નથી પણ એકાગ્ર થવાથી પરમતત્ત્વ મળે છે લોકોમા આ ભાવના આગળ વધી ત્યારે તેઓ યજ્ઞયાગનો વિરોધ તો નહોતા કરતા પણ એમ સમજાવતા કે પશુવધ કે ઘી હોમવા સિવાય યજ્ઞ કરી શકાય છે એ યજ્ઞમા જે અગ્નિ જોઈએ તે તપ છે જીવન યજ્ઞકુંડ છે સમ્યગ્ યોગ એ હોમવાની કડછી છે શરીર છાણા છે કર્મો એ સમિધના કાષ્ઠ છે સંયમ શાંતિપાઠ છે વગેરે

પછીના ઉપનિષદકાળમા કેટલાક શ્રમણધર્મો અસ્તિત્વમા હતા તેઓ અહિંસાનો પ્રચાર કરતા હતા ભગવાન બુદ્ધ અને ભગવાન મહાવીર પહેલાં અઢીસો વર્ષો પર શ્રી પાર્શ્વનાથ ભગવાન થઈ ગયા આ ઇતિહાસસિદ્ધ વાત છે તેઓએ જૈન ધર્મનો પ્રચાર કર્યો હતો આ પંથ તે વખતે ચાતુર્યામ સંવરવાદ નામે જાણીતો હતો

પાર્શ્વનાથ ભગવાને પ્રાણનો ઘાત નહિ કરવો અસત્ય નહિ બોલવુ ચોરી ન કરવી અને અપરિગ્રહી રહેવુ એવો ઉપદેશ કર્યો હતો આ પ્રમાણે બુદ્ધ મહાવીરના કેટલાય વર્ષો પહેલેથી અહિંસાનો પ્રચાર થવા લાગ્યો હતો મહાવીર સ્વામીએ આ પંથના નિયમોમા કેટલાક નિયમોનો ઉમેરો કર્યો અને અહિંસાને વધારે વ્યાપક તેમ જ ઊંડી બનાવી આપણે પ્રથમ તેમનુ ચરિત્ર જોઈએ

## ૧ ભગવાન મહાવીર

મહાવીરનો જન્મ વિક્રમ સંવત પહેલા ૫૪૨ વર્ષ પર બિહારમા થયો હતો તેઓ જાતે ક્ષત્રિય હતા અને તેમનો વંશ નાય જ્ઞાત્ નામથી પ્રસિદ્ધ હતો કેટલાક લોકોની માન્યતાનુસાર મહાવીરે લગ્ન કર્યું હતુ તેમણે તેમના માતાપિતાના સંતોષ સારુ લગ્ન કર્યું હતુ ભગવાન મહાવીર નાનપણથી જ નિડર અને બળવાન હતા તેઓ જ્યારે નાના હતા ત્યારે તેમને આત્મબળનું પૂરતુ ભાન હતુ જ્યારે તેઓ આઠ વર્ષના હતા ત્યારે તેએ તેમના મિત્રો સાથે બગીચામા રમતા હતા કશકથી એક સર્પ નીકળ્યો બીજા તો સર્પદંશના ભયથી દૂર ભાગી ગયા પણ મહાવીર, જેમનું બાળપણનુ નામ વર્ધમાન

હતું, તેમણે સર્પને ઉઠાવીને દૂર ફેંકી દીધો. મહાવીર પરણ્યા હતા છતાં ધાર્મિક જીવન ગાળતા હતા. જ્યારે તેમનાં માતપિતા મરણ પામ્યાં ત્યારે તેઓ દીક્ષા લેવાને તૈયાર થયા હતા, પણ ભાઈનું મન દુભાતું જોઈને તેઓએ બે વર્ષનો ગૃહવાસ વધાર્યો.

જ્યારે મહાવીર ૩૦ વર્ષના થયા ત્યારે તેમણે ગૃહત્યાગ કર્યો હતો. ગૃહત્યાગ કરતાં જ તેમનું જીવન બદલાઈ ગયું હતું. તે ૩૦ વર્ષ સુધી ભોગવેલા રાજવૈભવો તરત જ છોડી દે છે, અને તરતજ સમભાવપૂર્વક રહેવાનો નિશ્ચય કરે છે, અને આ નિશ્ચયને ટકાવવા માટે પ્રતિજ્ઞા લે છે. પ્રતિજ્ઞાઃ–ભલે દૈવિક, માનુષિક અથવા તિર્યક્‌જાતીય કોઈ પણ પ્રકારની વિઘ્ન–બાધાઓ ઉપસ્થિત થાય તોપણ હું તે બધી વિઘ્ન–બાધાઓ, બીજા કોઈની મદદ લીધા સિવાય સમભાવ-પૂર્વક સહન કરીશ. વળી તેઓએ દીક્ષા લીધા પછી નીચે પ્રમાણે પાંચ નિયમો બાંધી લીધા.

(૧) જ્યાં અપ્રીતિ થાય ત્યાં વસવું નહિ.
(૨) જ્યાં રહેવું ત્યાં ઊભા રહી કાયોત્સર્ગ કરીને જ રહેવું.
(૩) પ્રાયઃ મૌનાવસ્થામાં રહેવું.
(૪) કરપાત્ર વડે ભોજન કરવું.
(૫) ગૃહસ્થનો વિનય કરવો નહિ.

મહાવીર સ્વામી દીક્ષા લીધા પછી ફરતા હતા ત્યાં એક સમયે મોરાક નામના ગામમાં આવ્યા. અહીં તેઓને આમંત્રણ હોવાથી બીજા સાધુઓ સાથે આશ્રમમાં રહેવા માંડ્યું. વર્ષાકાળની શરૂઆતમાં ઘાસ થયેલું નહિ હોવાથી ગાયો ઘાસથી આચ્છાદિત કરેલાં ઝૂપડાં પરનું ઘાસ ખાઈ જતી. બીજા મુનિઓ તો ગાયોને હાંકી કાઢતા પણ મહાવીર સ્વામીએ ગાયોને હાંકી કાઢી નહિ એટલે ગાયો ઘાસ ખાઈ ગઈ. બીજા મુનિઓએ આશ્રમના કુલપતિ પાસે જઈને ફરિયાદ કરી. કુલપતિએ આવીને મહાવીરને કહ્યું કે, હે મુનિ! તમે આ ઝૂપડીની રક્ષા શા માટે નથી કરતા ? તમારા પિતાએ તો યાવત્જીવ સર્વ આશ્રમની રક્ષા કરી છે, તો તમે વિવેકી થઈને આશ્રમની કેમ ઉપેક્ષા કરી? પણ મહાવીર તો મૌનપણે રહ્યા. કુલપતિ કે મુનિઓ પર જરા પણ ક્રોધ કર્યો નહિ અને વિચાર્યું કે 'મારા રહેવાથી આ સર્વેને અપ્રીતિ થશે, તેથી મારે અહીં રહેવું ઇષ્ટ નથી.'

વળી મહાવીર વિહાર કરતાં જ્યાં રાતવાસો કરતા ત્યાં કાયોત્સર્ગ કરીને જ રહેતા.

એક વર્ષના અંતે એમને બીજાનાં મનની વાત જાણી લેવાની સિદ્ધિ પ્રાપ્ત થઈ.

મહાવીર સ્વામીનું બાળપણનું નામ વર્ધમાન હતું. તેઓએ જ્યારથી દીક્ષા લીધી ત્યારથી કોઈ પર ક્રોધ નહિ કરવાનો અને ક્ષમાને પોતાનું જીવનવ્રત ગણવાનો નિશ્ચય કર્યો હતો. વર્ધમાન પરાક્રમી હતા છતાં એમણે ક્રોધ જીત્યો અને શક્તિ છતાં ક્ષમાશીલ થયા એટલે એમનું નામ મહાવીર પડ્યું.

તેઓ નીકળ્યા ત્યાંથી લઈને બાર વર્ષનું એમનું જીવન તપશ્ચર્યાનું ઉગ્રમાં ઉગ્ર સ્વરૂપ કેવું હોઈ શકે, સત્યને શોધવા માટે મુમુક્ષુની વ્યાકુળતા કેટલી તીવ્ર હોવી જોઈએ, સત્ય, અહિંસા, અપરિગ્રહ, શાન્તિ, દમ, ઇત્યાદિ દૈવી ગુણોનો ઉત્કર્ષ કેટલે સુધી સાધી શકાય, ચિત્તની શુદ્ધિ કેવા પ્રકારની થવી જોઈએ એના ઉત્તમ દૃષ્ટાન્ત રૂપે છે.

તેમનું માનવું હતું કે જે જે કાંઈ વિઘ્નો કે નૈસર્ગિક આપત્તિઓ આવી પડે તેમાંથી બચવાનો પ્રયત્ન કરવો નહિ. તે આપત્તિઓ સહન કરવાથી પાપકર્મોનો ક્ષય થાય છે, અને ચિત્તની શુદ્ધિ થાય છે, અને આ આપત્તિઓ પાછી ધકેલીએ તો અમુક સમય બાદ પાછી આવ્યા વિના રહેવાની નથી વગેરે. આ કારણથી તેમણે બાર વર્ષ એવા પ્રદેશોમાં ફરી ફરીને ગાળ્યાં કે જ્યાં અધિકમાં અધિક કષ્ટ થાય. તેમને મનુષ્યાદિ પ્રાણીઓ તરફથી અનેક આપત્તિઓ આવી પડેલી. તેમાં પ્રાણીઓ કરતાં પણ મનુષ્યો તરફથી વધારે આપત્તિ આવી પડેલી, પણ ધૈર્ય અને ક્ષમાની વૃત્તિથી બધું સહી લીધું. સર્પ જેવાં વેરને નહિ ભૂલનારાં પ્રાણીઓ એમની અહિંસાવૃત્તિના પ્રભાવ તળે આવી વેર છોડી દેતાં.

દીક્ષા લઈને મહાવીર નીકળ્યા ત્યારે તેમના પાસે એક જ વસ્ત્ર હતું. એક સમયે એક બ્રાહ્મણે ભીખ માગી.

તેમના પાસે કાંઈ હતું નહિ એટલે વસ્ત્રને ચીરીને અર્ધું બ્રાહ્મણને આપ્યું. એક સમયે છીંડામાંથી નીકળતાં વાડમાં વસ્ત્ર ફસાયું, મહાવીર તેને છોડીને ચાલતા થયા.

મહાવીરને છેવટે જે આપત્તિ આવી હતી તે બહુ જ મોટી હતી. તેઓ એક ઝાડ નીચે કાયોત્સર્ગ કરીને ઊભા હતા. એક ભરવાડ બળદો લઈ ને નીકળ્યો. તેને કાંઈ કામ હોવાથી તે બળદો મહાવીર પાસે મૂકી ચાલ્યો ગયો. મહાવીર ધ્યાનાવસ્થામાં હતા. બળદો ચરવા માંડ્યા અને ચરતાં ચરતા દૂર જતા રહ્યા. ભરવાડ પાછો આવ્યો. જોયું તો બળદો મળે નહિ એટલે મહાવીરને પૂછ્યું પણ જવાબ નહિ મળતાં ચિડાયો, ગાળો આપી, પણ સંતોષ ન થયો. ભરવાડે મહાવીર સ્વામીના કાનમાં અણીદાર સળીઓ પેસાડી દીધી. એક વૈદ્યે મહાવીરના કાન સાજા કર્યા, પણ એ ઈજા એટલી વેદનાભરી હતી કે ધૈર્યવાન મહાવીરથી પણ શસ્ત્રક્રિયા સમયે ચીસ પડાઈ ગઈ.

આ પ્રમાણે છેલ્લો ઉપસર્ગ સહન કર્યા બાદ બાર વર્ષને અંતે મહાવીરને જૃમ્ભક નામના ગામ આગળ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, અને એમના ચિત્તને શાંતિ થઈ.

મહાવીરે વિચાર્યું હતું કે સંસારમાં જે બળવાન હોય છે તે નિર્બળનાં સુખસાધનો એક લૂંટારાની જેમ છીનવી લે છે પણ તેથી તેઓને દેહસુખ મળે છે, પણ તેથી સમાજમાં શાંતિ રહેતી નથી.

પ્રત્યેક માણસને પોતાનાં સુખ અને સગવડો એટલાં બધાં અમૂલ્ય લાગે છે કે તેની નજરમાં બીજાં અનેક જીવધારીઓની સુખસગવડની કિંમત જણાતી નથી પણ દરેક મનુષ્ય પોતાની સુખસગવડ શોધવા રહે છે એટલે તેમાં બહુ જ હિંસા થાય છે.

હિંસાના આ ભયાનક સ્વરૂપના વિચારથી મહાવીરને અહિંસાના તત્ત્વમાં જ સમસ્ત ધર્મોનું, સમસ્ત કર્તવ્યોનું અને પ્રાણીમાત્રની શાન્તિનું મૂળ દેખાયું. તેમને લાગ્યુ કે અહિંસાતત્ત્વ સિદ્ધ કરવામાં આવે તો જગતમાં શાન્તિ ફેલાવી શકાય

આ તત્ત્વ તેમના વિચારો પ્રમાણે તપ અને સંયમથી મળી શકશે એમ જણાયું. તેમણે ૧૨ વર્ષ સુધી તપ કર્યું અને સંયમ જાળવ્યો. જેથી જેમ જેમ વધારે ને વધારે તપ અને સંયમ રાખતા ગયા તેમ તેમ તેમની ગંભીર શાન્તિ વધવા લાગી, તેમનો પ્રભાવ આસપાસના લોકો પર પડવા લાગ્યો.

મહાવીર ભગવાનને જ્યારે કેવળજ્ઞાન પ્રાપ્ત થયું ત્યારથી તેઓ શ્રમણ ભગવાનને નામે ઓળખાતા. તેમને ૪૩મા વર્ષે કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ ત્યારથી ઉપદેશ કરતા હતા તે ૭૨મા વર્ષે નિર્વાણ પામ્યા.

તેમણે જણાવ્યું હતું કે સર્વ ધર્મનું મૂળ દયા છે, પણ દયાના ઉત્કર્ષ માટે ક્ષમાશીલતા, નમ્રતા, સરલતા, પવિત્રતા, સંયમ, સંતોષ, સત્ય, તપ, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ દશ ધર્મો સેવવા જોઈએ, કારણકે ક્ષમારહિત માણસ દયાનું સારી રીતે પાલન નથી કરી શકતો. સર્વ સદ્‌ગુણો વિનયને આધીન છે અને વિનય નમ્રતાથી આવે છે. સરળતા વિના માણસ શુદ્ધ થઈ શકતો નથી. અશુદ્ધ જીવન ટાળી શકતો નથી. ધર્મ વિના મોક્ષ નથી અને મોક્ષ વિના સુખ નથી. માટે સરળતા વિના પવિત્રતા નથી અને પવિત્રતા વિના મોક્ષ નથી. જેણે ભય અને રાગ–દ્વેષ તજ્યા છે તે જ સંયમી સંતોષી થઈ શકે છે. તન, મન અને વચનની એકતા રાખવી અને પૂર્વાપર અવિરુદ્ધ વચનનો ઉચ્ચાર કરવો એ ચાર પ્રકારનું સત્ય છે. ઉપવાસ, આહારમાં બે ચાર કોળિયા ઊણા રહેવું, આજીવિકાનો નિયમ, રસત્યાગ, શીતોષ્ણાદિ સમવૃત્તિથી સહેવાં અને સ્થિરાસને રહેવું એ ૭ પ્રકારનું બાહ્ય તપ છે. સંપૂર્ણ સંયમપૂર્વક મન, વચન અને કાયા વડે રહેવું એ બ્રહ્મચર્ય છે. નિસ્પૃહિતા એ જ અપરિગ્રહ છે આ દશ ધર્મોના સેવનથી આપોઆપ ભય, રાગ અને દ્વેષ નાશ પામે છે અને જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

વળી તેમણે કહ્યું છે કે સર્વ જીવોને સુખ પ્રિય છે, એમ વિચારી કોઈ પણ જીવને મારીશ નહિ અને બીજા પાસે મરાવીશ નહિ.

તેમણે જાતિનો ભેદ રાખ્યા સિવાય ધર્મનો પ્રચાર કર્યો હતો. શૂદ્રો પણ સાધુ થઈ શકે છે

શ્રેષ્ઠતાનો આધાર જન્મ નહિ પણ ગુણ ગણ્યો અને ગુણોમાં પણ પવિત્ર જીવનની મહત્તા સ્થાપિત કરી.

પુરુષોની માફક સ્ત્રીઓના વિકાસ માટે પણ સંપૂર્ણ સ્વતંત્રતા અને વિદ્યા તથા આચાર એ બંનેમાં સ્ત્રીઓની યોગ્યતા તેમણે માની. સ્ત્રીઓ માટે પણ ગુરુપદનો આધ્યાત્મિક માર્ગ ખુલ્લો મૂક્યો.

ધર્મનો પ્રચાર લોકભાષામાં કર્યો. તેમનાં શાસ્ત્રો લોકભાષામાં લખાયાં.

ત્યાગ અને ત્યાગનાં નામે રૂઢ થયેલા શિષ્ટાચારને સ્થાને સાચા ત્યાગ અને સાચી તપસ્યાની પ્રતિષ્ઠા કરી. યજ્ઞયાગાદિ કર્મો છોડાવ્યાં તથા સંયમ અને તપથી મહત્તા પ્રાપ્ત કરવાનું શીખવીને અહિંસાધર્મમાં પ્રીતિ ઉત્પન્ન કરાવી.

આ પ્રમાણે મહાવીર સ્વામી અહિંસાધર્મનો પ્રચાર કરી બોંતેરમે વર્ષે કારતક વદ અમાસને દિવસે નિર્વાણ પામ્યા.

અહિંસાધર્મનું પાલન કેટલી સૂક્ષ્મતાએ કરી શકાય, તે કરતાં કેટલે સુધી દેહાધ્યાસ અને પરિગ્રહ-વૃત્તિ છોડવાં જોઈએ, એ મહાવીરે જીવી બતાવ્યું.

## ૨. ભગવાન બુદ્ધ

મહાવીરના સમકાલીન ભગવાન બુદ્ધે પણ અહિંસાનો ઉપદેશ કર્યો હતો. તેમણે અનેક કષ્ટો વેઠીને દુઃખનું મૂળ કયું છે અને તેનું નિવારણ કેવી રીતે થાય તે શોધી કાઢયું હતું. હવે આપણે તેમનું જીવન વિસ્તારથી જોઈ એ.

આશરે ૨૫૦૦ વર્ષો પૂર્વે હિમાલયની તળેટી આગળ કપિલવસ્તુ નામની નગરી હતી. શાક્ય કુલના શુદ્ધોધન રાજાની એ રાજધાની હતી. શુદ્ધોધન માયાવતી અને મહાપ્રજાપતિ નામની બે બહેનો જોડે પરણ્યો હતો. માયાવતી એક પુત્રનો જન્મ આપ્યા પછી અઠવાડિયે પરલોકવાસી થઈ. મહાપ્રજાપતિએ પુત્રની માફક કુમારને ઉછેર્યો.

માતપિતાનો એક જ પુત્ર હોવાથી બહુ લાડમાં ઊછર્યો હતો. તેમનું બાળપણનું નામ સિદ્ધાર્થ હતું, સિદ્ધાર્થકુમાર કેટલા લાડમાં ઊછરેલા તેનું વર્ણન પાલી ગ્રંથોમાં વિસ્તારથી કરવામાં આવ્યું છે. તેઓ સુકુમાર હતા. તેઓ રેશમી કપડાં વાપરતા. ઋતુઓ પ્રમાણે ત્રણ રાજમહેલ હતા. વળી ચોમાસાના ચાર મહિના તેઓ મહેલમાં રહેતા અને વાદ્ય તથા સ્ત્રીઓનાં ગીત સાંભળીને સમય વિતાડતા. સિદ્ધાર્થનું લગ્ન યશોધરા નામે એક ગુણવાન કન્યા જોડે કર્યું હતું. રાહુલ નામે પુત્ર પણ એમને થયેલો હતો.

બુદ્ધ વિષેનાં કેટલાંક પુસ્તકોમાંથી વાંચવામાં આવે છે કે બુદ્ધે એક વૃદ્ધ, એક રોગી, એક સાધુ અને એક મૃતકને જોયો ત્યારથી તેમનો સંસાર પરનો ભાવ નષ્ટ થયો અને તે સાધુ થયા. ખરી વાત એમ નથી. બુદ્ધ પહેલેથી જ વિચારવંત હતા. ઘડપણ પામનારી વ્યાધિગ્રસ્ત અને મરણશીલ મનુષ્યજાતિ કેવળ ઐહિક સુખને માટે એકબીજાનો નાશ કરવા કેવી પ્રવૃત્ત થયેલી છે તે જોઈને તરુણ ગૌતમનું મન અત્યંત ઉદ્વિગ્ન થયું હતું. વળી વધારે વિચાર કરતાં અને આજુબાજુના લોકોનું નિરીક્ષણ કરતાં તેમને જે જણાયું તેનું વર્ણન તેઓ જાતે કરે છે. (૧) પોતાના અસંતોષથી અને પરસ્પર કજિયો કરતા લોકોને જોઈને મને ભય ઉત્પન્ન થયો. (૨) સુકાઈ જતા ખાબોચિયામાં માછલાં જેમ તરફડે તે પ્રમાણે પરસ્પર કલહ કરી તરફડતા લોકોને જોઈ મારા અંતઃકરણમાં ભય પેઠો. (૩) ચારે બાજુએ જગ અસાર દેખાવા લાગ્યું. સર્વ દિશાઓ કાંપતી હોય એમ દેખાવા લાગ્યું. તેમાં આશ્રયસ્થાન શોધતાં મને નિર્ભય સ્થાન સાંપડયું નહિ, કારણ છેવટ પર્યંત જનતા પરસ્પર વિરુદ્ધ થયેલી જ દેખાવાથી મને અત્યંત કંટાળો આવ્યો. આથી તેમણે વિચાર કર્યો કે અવિનાશી સુખ શોધવું જોઈએ. પોતાના ગૃહત્યાગની વાત પોતે જ આપે છે. 'હે ભિક્ષુઓ! એવો વિચાર કરતાં એક સમયે જો કે હું તરુણ હતો, મારો એક પણ વાળ

ધોળો થયો ન હતો, ભરજુવાનીમાં હતો, મારાં માતપિતા મને પરવાનગી આપતાં ન હતાં, તેઓ સતત રડતાં હતાં, તોપણ હું શિરોમુંડન કરી, કાષાય વસ્ત્રોથી શરીર ઢાંકી, ઘરમાંથી બહાર નીકળ્યો. (સંન્યાસી થયો.)'

સન્યાસી થયા પછી આત્યંતિક સુખનો માર્ગ બતાવનાર ગુરુ શોધવા માંડ્યા. છેવટે કાલામ નામે એક યોગીના શિષ્ય થયા. તેણે કહ્યા પ્રમાણે સિદ્ધાંતો શીખ્યા અને સમાધિમાર્ગની ભૂમિકાઓ થોડા સમયમાં પ્રાપ્ત કરી, પણ તેનાથી તેમનો અસંતોષ દૂર થયો નહિ. તેમને લાગ્યું કે સમાધિથી કેટલોક સમય દુઃખનાં કારણોનો નાશ થશે પણ તેનો સમૂળગો ઉચ્છેદ નહિ થાય આથી કાલામને છોડીને ઉદ્રક નામે બીજા યોગીને ત્યાં ગયા. તેને ત્યાં સિદ્ધાર્થે આગળની ભૂમિકા પ્રાપ્ત કરી પણ સંતોષ થયો નહિ. આથી આત્મપ્રયત્ન કરવા લાગ્યા. દેહદમન કરવા લાગ્યા. ભારે તપ કર્યું. ટાઢ, તડકો, વરસાદ પણ વેઠ્યાં પણ કંઈ સંતોષ થયો નહિ. આથી જ્યારે તેમણે જોયું કે દેહદમનથી કંઈ ફળ પ્રાપ્ત થતું ન હતું એટલે નવો મધ્યમ માર્ગ ગ્રહણ કર્યો.

આ પ્રમાણે સિદ્ધાર્થને રાજ્ય છોડયાને છ વર્ષ વીતી ગયાં. વિષયોની ઇચ્છા, કામાદિક વિચારો, ખાવાપીવાની તૃષ્ણા, આળસ, કુશંકા, ગર્વ, માનેચ્છા, કીર્તિની ઇચ્છા, આત્મસ્તુતિ, પરનિંદા વગેરે અનેક પ્રકારની ચિત્તની આસુરી વૃત્તિઓ સાથે એમને એ વર્ષો દરમિયાન ઝઘડવું પડ્યું. આવા વિકારો જ મનુષ્યોના મોટા શત્રુ છે એવી એમને પૂર્ણપણે ખાતરી થઈ. છેવટે એ સર્વ અસુરસૈન્યને જીતી ચિત્તની શુદ્ધિ કરી. ચિત્ત શુદ્ધ થતાં જ દુઃખનું મૂળ જડયું, શાંતિ પ્રાપ્ત થઈ. સિદ્ધાર્થને વૈશાખ શુદ પૂનમને દિવસે જ્ઞાન થયું. તે સિદ્ધાર્થ મટી બુદ્ધ થયા.

સંસાર અને સ્વર્ગના સુખની તૃષ્ણા તથા દેહદમનથી પોતાનો નાશ કરવાની તૃષ્ણા એ બંને છેડા પરની તૃષ્ણાઓનો ત્યાગ કરી બુદ્ધે મધ્યમ માર્ગથી દુઃખનો નાશ થાય છે એમ શીખવ્યું.

મધ્યમ માર્ગ એટલે ચાર આર્યસત્યોનું જ્ઞાન. તે આ પ્રમાણેઃ

(૧) જરા, જન્મ, વ્યાધિ, મરણ, અપ્રિય વસ્તુ. એનો યોગ, પ્રિય વસ્તુનો વિયોગ-એ પાંચ દુઃખરૂપી ઝાડની ડાળીઓ છે-એ પાંચ જ ખરા દુઃખો છે-એટલે અનિવાર્ય છે, પોતાની ઇચ્છાને આધીન નથી એ સહન કર્યે જ છૂટકો છે.

(૨) સંસારનાં સુખોની તૃષ્ણા, સ્વર્ગનાં સુખોની તૃષ્ણા અને આત્મનાશની તૃષ્ણા, આ તૃષ્ણાથી બીજાં દુઃખો વધે છે. તૃષ્ણાને પૂર્ણ કરવા માણસ પાપ આચરે છે.

(૩) એ ત્રણ તૃષ્ણાઓને નિર્મૂળ કરવાથી મોક્ષપ્રાપ્તિ થાય છે.

(૪) તૃષ્ણાઓ નિરોધ કરી દુઃખનો નાશ કરવા માટેના સાધનનાં આઠ અંગ છે

૧ સમ્યક્જ્ઞાન—ચાર આર્યસત્યોને સારી પેઠે વિચાર કરી જાણવાં તે.
૨ સમ્યક્ સંકલ્પ—શુભ કર્મો કરવાનો નિશ્ચય.
૩ સમ્યક્ વાચા—સત્ય, પ્રિય અને હિતકર વાણી.
૪ સમ્યક્ કર્મ—સત્ય કર્મોમાં જ પ્રવૃત્તિ.
૫ સમ્યક્ આજીવ—પ્રમાણિકપણે આજીવિકા પ્રાપ્ત કરવી તે.
૬ સમ્યક્ પ્રયત્ન—કુશળ પુરુષાર્થ.
૭ સમ્યક્ સ્મૃતિ—હમેશાં શું કરું છું, શું બોલું છું, શું વિચારું છુ તેનું ભાન.
૮ સમ્યક્ સમાધિ—પોતાના કર્મમાં એકાગ્રતા, નિશ્ચયમાં એકાગ્રતા, પુરુષાર્થમાં એકાગ્રતા, પોતાની ભાવનામાં એકાગ્રતા.

આ ચાર આર્યસત્યો પ્રમાણે જે કોઈ આચરણ કરે તે બુદ્ધદશાને પામી શકે છે.

બુદ્ધે પોતાના શિષ્યોમાં ભેદ પાડ્યા છે. ગૃહસ્થ, ઉપાસક અને ભિક્ષુ.

ગૃહસ્થે નીચેની પાંચ પ્રવૃત્તિમાંથી દૂર રહેવું જોઈએ. (૧) પ્રાણઘાત, (૨) ચોરી, (૪) વ્યભિચાર, (૪) અસત્ય, (૫) વ્યસનો.

વળી તેણે નીચેની પ્રવૃત્તિઓમાં તત્પર રહેવું જોઈએ. (૧) સત્સંગ (૨) ગુરુ તથા માતપિતા અને કુટુંબની સેવા (૩) પુણ્યમાર્ગે દ્રવ્યસંચય (૪) મનની સન્માર્ગમાં દૃઢતા (૫) વિદ્યા અને કળાની પ્રાપ્તિ (૬) સમયોચિત સત્ય, પ્રિય અને હિતકર ભાષણ (૭) વ્યવસ્થિતતા (૮) દાન (૯) સંબંધીઓ પર ઉપકાર (૧૦) ધર્માચરણ (૧૧) નમ્રતા, સંતોષ, કૃતજ્ઞતા અને સહનશીલતાના ગુણોની પ્રાપ્તિ (૧૨) તપશ્ચર્યા બ્રહ્મચર્ય વગેરેને માર્ગે જઈ ચાર આર્યસત્યોનો સાક્ષાત્કાર કરી લઈ મોક્ષપ્રાપ્તિ.

ઉપાસકે ગૃહસ્થના ધર્મો ઉપરાંત મહિનાના ચાર દિવસ નીચેનાં વ્રતો પાળવાં જોઈએ: (૧) બ્રહ્મચર્ય (૨) મધ્યાહ્ન પછી જમવું નહિ (૩) નૃત્ય, ગીત, ફૂલ, અત્તર વગેરે વિલાસોનો ત્યાગ અને (૪) ઊંચા અને મોટા બિછાનાનો ત્યાગ.

ભિક્ષુ બે પ્રકારના છે. શ્રામણેર અને ભિક્ષુ. વીસ વર્ષથી નાના શ્રામણેર કહેવાય અને તેઓ કોઈ ભિક્ષુના હાથ તળે રહે છે. ભિક્ષા પર રહેવાની, ઝાડ નીચે રહેવાની તથા ગમે તેવાં કપડાંથી ચલાવી લેવાની તૈયારી હોવી જોઈએ. વળી ભિક્ષુએ સોનારૂપાનો ત્યાગ કરવો જોઈએ અને નિરંતર ચિત્તના દમનનો અભ્યાસ કરવો જોઈએ.

બુદ્ધે ઉપદેશ કર્યો કે મનુષ્યે અસત્ય બોલવું જોઈએ નહિ અને કામલોલુપતા, વિષયવાસના, સ્વચ્છંદતા, મોહ વગેરે છોડવાં જોઈએ–પ્રમાણિક રહેવું જોઈએ.

૭ દિશાઓનું વંદન કરવું. માતપિતાની સેવા કરવી, ગુરુને માન આપવું જોઈએ. સ્ત્રીનું માન રાખવું જોઈએ. તેને ઘરનો કારભાર સોંપવો જોઈએ. સગાં મિત્રો જોડે સમભાવે વર્તવું જોઈએ અને નિષ્કપટ વ્યવહાર રાખવો જોઈએ. સેવકને ગજા ઉપરાંત કામ ન આપવું, પૂરતો પગાર આપવો, સાધુને દાન આપવું જોઈએ. તેનાં માન–આદર રાખવાં જોઈએ અને ભિક્ષા આપવામાં વિઘ્ન નાખવું ન જોઈએ.

વળી તેમણે નીચે પ્રમાણે દસ પાપ બતાવ્યાં છે. પ્રાણઘાત, ચોરી અને વ્યભિચાર એ શારીરિક પાપ; અસત્ય, ગાળ, ચાડી અને બકવાદ એ વાચિક પાપ; પરધનની ઇચ્છા, બીજાના નાશની ઇચ્છા તથા સત્ય, અહિંસા, દયા, દાન વગેરેમાં અશ્રદ્ધા એ ત્રણ માનસિક પાપ છે.

ઉપોસથ વ્રત પાળવાવાળાએ મહિનામાં ચાર દિવસ બ્રહ્મચર્ય પાળવું જોઈએ. પ્રાણીમાત્ર વિષે દયા રાખવી જોઈએ. જૂઠ બોલવું નહિ. માદક પદાર્થોનો ત્યાગ, સાદી શય્યા પર સૂઈ રહેવું અને બુદ્ધનું અનુકરણ કરવું.

વળી બુદ્ધે સર્વ નાતજાત સમાન છે, વર્ણો કર્મથી નક્કી થાય છે એમ લોકોને કહ્યું.

વળી બુદ્ધે યજ્ઞનો પણ નિષેધ કર્યો છે. તે સમયે મહાવીર સ્વામીએ યજ્ઞ કેવી રીતે કરવો તે ઉપર ઉપદેશ આપ્યો હતો તેમ બુદ્ધે પણ ઉપદેશ કર્યો.

આ પ્રમાણે બુદ્ધે આ જગતમાં તમામ દુઃખોનું મૂળ એ શોધ્યું કે તૃષ્ણાથી અને તે દ્વારા નીપજતી હિંસાથી જ આ તમામ લોકસમુદાય પીડાય છે અને રિબાય છે. તેથી તેમણે વિવિધ તૃષ્ણાઓને શાંત કરવાનો માર્ગ જ ઉપદેશ્યો, જેથી તેમાંથી ઊપજતાં હિંસા અને વેરભાવ દૂર થાય, અને લોકો શાંતિથી પોતાનો પુરુષાર્થ સાધી શકે. સમાજજીવન સારી રીતે જીવવું હોય તો તેના પાયામાં કઈ બે વસ્તુઓ જોઈએ તે તેમણે બતાવ્યું–તૃષ્ણાનિરોધ, અને અહિંસા અથવા પ્રેમ. મારી તૃષ્ણાઓ દૂર થાય તો હું પછી મારા અન્ય માનવબંધુઓ પ્રત્યે અહિંસા અથવા પ્રેમના નિયમથી જ વર્તવાનો. તેમના પ્રત્યે દ્વેષ અથવા વેર ઊભાં થવાનું કારણ મારી તથા તેમની તૃષ્ણા જ છે. એ તૃષ્ણાને દૂર કરવી એ જ આખા સમાજમાં, બધાં રાષ્ટ્રોમાં કે તમામ જગતમાં પણ શાંતિ સ્થાપવાનો માર્ગ છે. બુદ્ધના આ સિદ્ધાંત પ્રમાણે આચરણ રાખનારા વજ્જીલોકો શાંતિથી રહી શક્યા, એટલું જ નહિ પણ અજેય પણ રહી શક્યા. બુદ્ધે શીખવેલી અહિંસાથી હિંદુસ્તાન પરદેશીઓની ગુલામીમાં સપડાયું એવું કેટલાક લોકો માને છે. પરંતુ તેમને બુદ્ધના નિયમો મુજબ આચરણ રાખનારા વજ્જીલોકોનો અને અશોક રાજાનો દાખલો

ભેટ કરવા જેવો છે. અશોક વિષે તો પછીથી વિસ્તાર-થી કહેવાનું જ છે, પરંતુ વજ્જીલોકોનો દાખલો બુદ્ધના જીવનપ્રસંગે જ કહેતા જઈએ.

એક સમયે અજાતશત્રુએ પોતાના અમાત્યને વજ્જીલોકો પર હુમલો કરવો કે નહિ તેનો અભિપ્રાય માગવા બુદ્ધ પાસે મોકલ્યો. વજ્જીલોકો બુદ્ધના ઉપદેશેલા સાત નિયમો પ્રમાણે સંયમપૂર્વક પોતાનું જીવન ગુજારતા હતા અને સલાહસંપથી રહેતા હતા એટલે બુદ્ધે અમાત્યને કહ્યું કે જ્યાં સુધી તેઓ મારા ઉપદેશ પ્રમાણે વર્તશે ત્યાં સુધી તેઓની પ્રગતિ જ થવાની છે–અવનતિ થશે નહિ. અમાત્યે રાજાને બધી વાત સવિસ્તર જણાવી. પછીથી રાજાએ અમાત્ય સાથે મળીને કૂડકપટ દ્વારા વજ્જીલોકોમાં કલહ ઊભો કરાવ્યો અને તેમનામાંથી બુદ્ધના ઉપદેશોનું પાલન દૂર કરાવ્યું. ત્યાર બાદ જ તેમને જીતવા તે શક્તિમાન થઈ શક્યો. એ આખો ઇતિહાસ બહુ રસિક તથા બોધક છે, પણ અત્યારે તો આપણે એટલો ઉલ્લેખ કરીને જ આગળ ચાલીએ.

આપણે આગળ જણાવી આવ્યા કે બુદ્ધનાં ઉપ-દેશ પ્રમાણે રાજ્યવ્યવસ્થા ગોઠવનાર બીજો દાખલો અશોકનો છે. હવે આપણે તેના ઉપર આવીએ.

## ૩. સમ્રાટ અશોક

સમ્રાટ અશોક મગધ દેશનો રાજા હતો. પાટલી-પુત્રમાં તેની રાજધાની હતી. હાલના હિંદુસ્તાનના બ્રિટિશ સામ્રાજ્ય કરતાં યે અશોકનું સામ્રાજ્ય મોટું હતું. આ સામ્રાજ્ય તેણે પોતાના બાહુબળથી મેળવ્યું નહોતું પણ પિતા તથા દાદાનાં કર્મોનું ફળ હતું. તેણે તો ફક્ત કલિંગ દેશનો સામ્રાજ્યમાં વધારો કર્યો હતો. આ કલિંગ દેશ જીતતાં બહુ મુશ્કેલીઓ થઈ હતી. લોકોએ કેસરિયાં કર્યાં હતાં. લડાઈને અંતે ૧ાા લાખ માણસો કેદ પકડાયા હતા, એક લાખ માર્યા ગયા હતા. એક નાના સરખા રાજ્યમાં આટલા બધા માણસોનો નાશ થયો તેથી કલિંગ દેશની સ્થિતિ કેવી થઈ હશે તેની કલ્પના પણ કેવી રીતે આવી શકે?

આ ભયંકર નાશ જોઈને અશોકને કમકમાં આવ્યાં. એનું દિલ કંપી ઊઠ્યું અને વિચાર કર્યો કે 'જે લોકો પોતાનાં કુટુંબીજનો સાથે આરામથી રહેતા હશે, પોતાની માન્યતા પ્રમાણે ધર્મનું આચરણ કરતા હશે તેવાઓને મારી સામ્રાજ્ય–તૃષ્ણા સંતોષવા ખાતર ગુલામ કર્યા. મારે રાજા તરીકેની પ્રજા માટેની ફરજ બજાવવાની હતી તેના બદલે કેવું દુઃખદ કામ કર્યું!

તેણે સામ્રાજ્ય–તૃષ્ણાનો ત્યાગ કર્યો અને પ્રજામાં શાંતિ ફેલાવવાના પ્રયત્નો શરૂ કર્યા. પ્રથમ પોતાના મનને શાંત કરવા સારુ તે બુદ્ધસાધુઓના સંઘમાં રહ્યો અને બુદ્ધના ઉપદેશ પ્રમાણે ધર્મસાધના કરી. પણ તે સાધુ ન થયો અને વિચાર્યું કે રાજા તરીકે મારી ફરજ પ્રમાણે હું પ્રજામાં શાંતિ ફેલાવવાનો પ્રયત્ન કરીશ જેથી જગતમાંથી હિંસા અને કજિયા–કંકાસનું નામ નીકળી જાય.

અશોકે ધર્મનો પ્રચાર સામ, દામ દંડ અને ભેદથી કર્યો નથી પણ એક સાચા ધર્મપ્રચારક પ્રમાણે તેણે દરેક ધર્મના મૂળ પાયા સદાચારો અને સદ્ગુણો શોધી કાઢ્યા અને પોતાના રાજ્યમાં ઠેરઠેર કોતરાવ્યા જેથી પ્રજાને હમેશાં યાદ રહે. તેમાંના કેટલાક આજ પણ મળે છે જે ઘણી મહેનતના અંતે ઉકેલી શકાયા છે. અશોક 'મહાન' કહેવાય છે તેનું કારણ આ શિલાલેખોમાંથી જાણવા મળે છે.

સ્તંભ ખોડીને મૂકેલા પોતાના સ્તંભલેખોમાં તેણે નીચેની સાત બાબતોને 'ધર્મ' કહીને રજૂ કરી છેઃ (૧) પાપીપણું ઓછું કરતાં જવું, (૨) સદાચારીપણુ વધારતાં જવું, (૩) 'દયા'શીલ થવું (૪) 'દાન'શીલ થવું (૫) 'સત્ય'પરાયણ બનવું (૬) શરીરનું અને મનનું 'શૌચ' જાળવવું અને (૭) માર્દવ એટલે મૃદુતા કે કોમળતાવાળા થવું.

આ સાત ગુણોરૂપ ધર્મને જીવનમાં ઉતારવા જે જે પ્રવૃત્તિઓ તત્કાળ કરવી જોઈએ તે પણ તેણે વિચારી કાઢી. પાંચ ઇન્દ્રિયથી ઓછી ઇન્દ્રિયવાળાં જીવજંતુ કે પાંચ ઇન્દ્રિયવાળાં પ્રાણીનો વધ ન કરવો, માત-પિતા તથા વડીલોની સેવા કરવી, ગુરુને માન આપવું,

મિત્રો તથા સાધુનાં દાન સત્કાર કરવાં, નોકરો સાથે યોગ્ય વર્તણૂક રાખવી અને ખર્ચ થોડો કરવો અને સંગ્રહ થોડો કરવો. વળી અશોકે કોતરાવ્યું છે કે ધર્મનું આચરણ કરવા માટે ચંડતા, ક્રોધ, ક્રૂરતા, માન, ઈર્ષા વગેરે દુર્ગુણો છોડી દેવા જોઈએ.

અશોકે પોતાનો નવો ધર્મમાર્ગ નથી કાઢ્યો પણ જણાવ્યું કે જે સદ્‌ગુણો મેં ગણાવ્યા છે તે દરેક ધર્મમાં છે, માટે કોઈએ કોઈ ધર્મની નિંદા કરવી નહિ. વળી તેણે વિચાર્યું કે લોકોમાં ધર્મપ્રચાર કરવો હોય તો તેનો અભ્યાસ કરાવવો જોઈએ, એટલે ખાસ અધિકારીઓ દ્વારા પ્રજાને ધર્મશિક્ષણ આપવા માંડ્યું. તેમાં ધર્મથી શા ફાયદા થાય, ધર્મ કેવી રીતે આચરી શકાય વગેરે વગેરે શીખવવામાં આવતું. આ રીતે જુદા જુદા પંથના લોકોમાં આપસમાં થતા ઝઘડા તેણે બંધ કર્યા.

પહેલાંના વખતમાં રાજાઓ આનંદ માટે વિહાર-યાત્રાઓ કરતા. અશોકે વિહારયાત્રા બદલીને ધર્મયાત્રા સ્થાપી. આ સમય દરમિયાન તે સાધુસંતોને મળતો, લોકોને મળતો અને ઉપદેશ આપતો, ચર્ચાઓ કરતો. આમાં તેને સફળતા મળી. એના ઉપરથી જ તેને પ્રજાને ધર્મશિક્ષણ આપવાની યોજના સૂઝી અને આ યોજના વ્યવહારમાં મૂકવા સારુ જુદા જુદા ભાગોમાં શિલાલેખો કોતરાવ્યા, સ્તંભલેખો કોતરાવ્યા જેમાંના કેટલાક તો આજે પણ મળે છે.

વળી પોતે દરેક પ્રાંતમાં ફરી ન શકે તે માટે તેણે યોગ્ય અમલદારોની નિમણૂક કરી અને તેમને પ્રજાને ધર્મોપદેશ દ્વારા ધર્મપાલન કરાવવાનું સોંપ્યું. આ અમલદારોની ખબર રાખવા સારુ 'ધર્મમહા માત્રો' નામના નવા અમલદારો નીમ્યા.

અશોકે માત્ર ધર્મોપદેશ જ નથી કર્યો પણ લોકો સારુ રસ્તાઓ પર ઝાડ રોપાવ્યાં, કૂવા ખોદાવ્યા, તળાવો ખોદાવ્યાં, પશુઓની ચિકિત્સા માટે ઔષધાલયો સ્થપાવ્યાં, ઔષધિઓ દૂરથી લાવી રોપાવી. વળી પ્રજામાં શું ચાલે છે તે ગમે તે સમયે અમલદારો તેને પહોંચાડી શકે તેવી વ્યવસ્થા કરી.

અશોક તો પોતાના રાજ્યનાં પશુપંખીને પણ ભૂલ્યો નહોતો. અમુક પશુપંખીનો વધ કરવાની તો સદંતર બંધી કરી. ૭ મહિનાથી નાનાં પશુઓને મારવાનું બંધ કરાવ્યું. તેણે પ્રથમ દાખલો આપવા સારુ પોતાના પાકશાળામાં જે લાખો જીવો મારવામાં આવતા તેના બદલે હવે ત્રણ જીવ મારવામાં આવશે—બે મોર અને એક મૃગ; તે પણ ભવિષ્યમાં મારવામાં આવશે નહિ એવું જાહેર કર્યું.

અશોકે ધર્મપ્રચારકો સરહદ ઉપરનાં પાડોશી રાજ્યોમાં મોકલ્યા હતા અને ત્યાંના લોકોને ધર્મ તરફ વાળ્યા હતા. તેણે અભયદાન આપ્યું કે, 'મારા તરફથી તમે કશો ભય ન રાખશો, મારામાં વિશ્વાસ રાખજો કે તમને મારા તરફથી દુઃખ નહિ. સુખ મળશે. તમે મારે ખાતર તેમ જ તમારા આ લોકના અને પરલોકના હિત ખાતર ધર્મ આચરજો.' વળી સાથે ચેતવણી આપી કે તમે અપરાધ ન કરતા, હું ગમે તેટલો હિંસાથી ડરું છું છતાં મારો પ્રભાવ કેટલો છે તે તમે જાણો છો, નહિ તો યથોચિત શિક્ષા થશે જ. આ રીતે અશોકે અહિંસાધર્મ દ્વારા શાંતિમય રાજ્યતંત્ર સ્થાપવાનો ભગીરથ પ્રયત્ન કર્યો અને તેમાં તેને સફળતા પણ મળી એમ અશોકના પોતાના જ શબ્દો ઉપરથી જણાય છે. તે કહે છેઃ પરાક્રમ હમેશાં ફળદાયી છે. મારા પ્રયત્નથી પ્રજામાં ધર્મ પર પ્રેમ વધ્યો છે અને વધશે. અને એક શિલાલેખમાંથી મળે છે કે તેણે ધર્મપ્રચાર કરવા સારુ પ્રચારકો લંકા સુધી મોકલ્યા હતા. લંકામાં પોતાના પુત્ર મહેન્દ્ર અને પુત્રી સંઘ-મિત્રાને જ મોકલ્યાં હતાં.

અશોકને 'દેવાનાં પ્રિય' (દેવોને વહાલો) અને 'પ્રિયદર્શી' (જોવો વહાલો લાગે તેવો) બિરુદો મળ્યાં હતાં. અશોકના અત્યાર સુધીમાં ૩૫ લેખો મળી આવ્યા છે. તેમાંના ૧૯ શિલાલેખો છે, ૧૩ સ્તંભલેખો છે અને ૩ ગુહાલેખો છે. આ પ્રમાણે ધાર્મિક કેળવણીના પવિત્ર સિદ્ધાંતો દ્વારા રાજ્યમાં શાંતિ અને સદાચાર સ્થાપવાનો મહાપ્રયોગ કરનાર તરીકે અશોકની ઓળખ આપણે મેળવી. તેની પાસે રાજસત્તા હતી એટલે તેનું કામ કાંઈક સહેલું કહેવાય, પરંતુ માત્ર પોતાનાં આંતરિક પ્રેમ અને અહિંસા દ્વારા એક માણસ પણ આખા રાષ્ટ્રની પ્રજાનો હૃદયપલટો કરી શકે છે. ઈશુખ્રિસ્તનું જીવન આપણને એ વસ્તુ સિદ્ધ કરી બતાવે છે. આપણે એમના જીવનચરિત્ર ઉપર હવે આવીએ.

## ૪. ઈશુખ્રિસ્ત

પશ્ચિમની દુનિયામાં અહિંસાનો પ્રચારક ઈશુખ્રિસ્ત કહેવાય. પૂર્વમાં જે મહાવીર અને બુદ્ધનું સ્થાન છે તે જ સ્થાન ઈશુનું પશ્ચિમની દુનિયામાં છે.

ઈસવીસનનાં આજ જેટલાં વર્ષ થયાં તેટલાં વર્ષ પર એક યહૂદી સુથારના ઘરમાં ઈશુનો જન્મ થયો હતો. તેના પિતાનું નામ યુસફ હતું અને માતાનું નામ મેરી. મેરી નસરત ગામની રહીશ હતી. યુસફનું ગામ બેથલામ હતું એટલે ઈશુના જન્મસમયે બેથલામ આવ્યાં. ઈશુના જન્મસમયની એક વાત એવી છે કે યહૂદીઓના રાજા હેરદને જોષીઓએ કહ્યું કે તારો શત્રુ બેથલામમાં છે. હેરદે બે વર્ષની અંદરનાં બધાં બાળકોને મરાવી નાંખવાનો હુકમ કર્યો, પણ યુસફને આ વાતની ખબર પડી ગઈ એટલે તે મેરી અને ઈશુને લઈને નસરત ગામમાં નાસી આવ્યો.

આ પછીનાં ઈશુના જીવનનાં બાર વર્ષની વાત મળતી નથી. તે બાર વર્ષનો હતો ત્યારે માબાપની સાથે નિસ્તારપર્વ પર યરુસલીમ ગયો હતો. પૂજા કર્યા બાદ યુસફ અને મેરી પોતાને ગામ પાછાં ફર્યાં પણ આ સમયે ઈશુ સાથે નહોતો સંઘ સાથે પણ નહોતો. યરુસલીમ પાછાં આવ્યાં અને મંદિરમાં જોયું તો શાસ્ત્રીઓ જોડે તે ધર્મચર્ચા કરતો હતો. ઈશુના ત્યાર પછીનાં અઢાર વર્ષના જીવનની કંઈ માહિતી નથી. આ સમયે જોન નામનો એક સાધુ ઉપદેશ આપતો હતો. જોન કહેતો કે ધર્મરાજ્ય આવવાનું છે, પાપનો ત્યાગ કરો વગેરે.

ઈશુએ જોન પાસેથી દીક્ષા લીધી અને જંગલમાં ચાલીસ દિવસ રહ્યો. અહીં તેણે ચાલીસ દિવસ ધ્યાન કર્યું અને ચિત્તની શાંતિ પામ્યો. બુદ્ધને જેમ 'માર' લોભાવ્યો હતો તેમ ઈશુને શેતાને ઘણી લાલચો આપી પણ ઈશુ ડગ્યા નહિ અને જણાવ્યું 'મનુષ્ય માત્ર રોટલીથી જીવશે નહિ પણ પ્રભુની વાણીથી જીવશે'

ઈશુએ ચાલીસ દિવસ બાદ જાહેરજીવન શરૂ કર્યું. લોકોને ઉપદેશ કર્યો. તે પણ જોનની માફક જ ઉપદેશ કરતો લોકોને જીવન પવિત્ર બનાવવાનો ઉપદેશ કરતો. વળી પ્રેમથી ઈશ્વરને પહોંચાય છે એવું પણ કહેતો. વળી તે રોગીઓ સાજા કરતો, ચમત્કારો પણ કરતો. બહેરાને સાંભળતા કરતો, આંધળાને દેખતા કરતો. આવા ચમત્કારોથી ઈશુની કીર્તિ ગામેગામ ફેલાઈ.

ઈશુએ દીક્ષા લીધા પછી ત્રણચાર મહિનામાં નિસ્તારપર્વ આવી લાગ્યું. મંદિરમાં વેપારીઓ દુકાનો માંડતા એટલે ઈશુએ આવીને આ લોકોને હાંકી કાઢ્યા. ઈશુને આમ કરવાનો શો અધિકાર છે એમ યાજકોએ પૂછ્યું, તેણે જવાબ આપ્યો કે આ મંદિર તમે તોડી નાખો તો ત્રણ દિવસમાં હું નવું મંદિર કરવા શક્તિમાન છું. યાજકો તેનો ગૂઢ અર્થ સમજ્યા નહિ અને ઈશુને મારી નંખાવવા માટે આ શબ્દો એની સામે ઉપયોગમાં લેવાયા.

એક સમયે ઈશુ એક પ્રાંતમાંથી બીજે પ્રાંત જવા નીકળ્યો. વચમાં એવો પ્રાંત આવતો હતો કે લોકો ત્યાં થઈને જતા નહિ પણ સંત ઈશુ તો જાતિનો ભેદ પાડ્યા વિના આ જ પ્રાંતમાંથી ગયો. એક ગામમા આવ્યો અને કૂવો હતો ત્યા બેઠો. તેના શિષ્યો ગામમા ખોરાક લેવા ગયા હતા. ઈશુને તરસ લાગી. એક સ્ત્રી પાણી ભરવા આવી. ઈશુએ પાણી માગ્યું. બાઈ આશ્ચર્ય પામી, કારણ કે ગુજરાતમાં જેમ આપણે કોઈ હરિજનને કે નીચ વર્ણને ઘેર જઈ પાણી માગીએ અને તેને આશ્ચર્ય થશે, તેવા કારણે જ આ બાઈ આશ્ચર્ય પામી. પણ છેવટે ઈશુએ પાણી પીધું. બાઈએ ઈશુની દીક્ષા લીધી.

ઈશુ મંદિર હોય કે લોકો ભેગાં મળતાં હોય ત્યાં જઈને ઉપદેશ કરતો અને ઉપદેશમાં કહેતો કે મનુષ્યો પ્રત્યે પ્રેમથી વર્તો, પવિત્ર રહો વગેરે. વળી તે યહૂદીઓનો વિશ્રાન્તિવાર પાળતો નહિ. તે દિવસે લોકોને સાજા કરતો અને કંઈ કામ કરવાનું કહેતો એટલે લોકો કહેતાં કે ઈશુ અને તેના સાથીઓ નાસ્તિક છે. લોકોએ ઈશુનો ધર્મભંગ માટે ખુલાસો માગ્યો. ઈશુએ જવાબ આપ્યો કે "પરમેશ્વર દયાનાં કર્મો હરઘડીએ કર્યા કરે છે, માટે ઈશ્વરના પુત્રને વિશ્રાન્તિવારની બંધી હોઈ શકે નહિ."

વળી ઈશુ આગળ કોઈ પાપી આવી અનુતાપ

કરે તો "તારાં સર્વ પાપ નાશ પામ્યાં છે" એમ કહી આશ્વાસન આપતો. યાજકોનો ક્રોધ વધ્યો.

ધીમે ધીમે ઈશુના અંતેવાસી શિષ્યોની સંખ્યા વધીને બારની થઈ. તેમાંના યહૂદા નામના શિષ્યે જ ઈશુને દગો દઈ મારી નંખાવ્યો હતો.

આ રીતે ઈશુનું ઉપદેશ દેવાનું કામ ચાલ્યું, પણ લોકો આત્મશુદ્ધિનું ઔસડ લેવા નહોતા આવતા—રોગો મટાડવા આવતા હતા.

આ રીતે તે લોકોને ઉપદેશ આપતો હતો. આથી યાજકો તેના પર બહુ ચિડાયેલા હતા. તેઓ તેને ઘેલો ગણી કાઢતા, નાસ્તિક કહેતા, આપવડાઈવાળો છે વગેરે વગેરે વિશેષણો વાપરતા, પણ ઈશુ તેની પરવા રાખતો નહિ અને પોતાનું કામ આગળ ચલાવતો—અત્યારના શબ્દોમાં કહીએ તો સત્યાગ્રહી-જીવન ગાળતો.

એક વાર ઈશુ તેના બાર શિષ્યોને પર્વત પર લઈ ગયો અને ત્યાં ઉપદેશ કર્યો. તેણે કહ્યું કે આ દુનિયામાં જે દીનદુઃખી છે, શાંત મનવાળા છે, સંતોષી છે તેઓ જ મોક્ષના અધિકારી છે. વળી જેઓ સ્વધર્મના પાલન માટે જુલમ સહન કરે છે તેઓ જ સ્વરાજ્યના અધિકારી છે. તમને જ્યારે કોઈ દોષ દે ત્યારે તમે નસીબદાર છો એમ સમજજો, કારણ કે તિરસ્કાર વેઠીને જ સંતતાની પ્રાપ્તિ થાય છે. પૈસાથી શાન્તિ નહિ મળે, સુખથી આનંદિત થશો નહિ અને દુઃખથી ચિંતાતુર થશો નહિ. જ્યાં સુધી સ્વર્ગ અને પૃથ્વી છે ત્યાં સુધી સ્વર્ગ ઈશ્વરના નિયમોથી છૂટવું અશક્ય છે. કદી કોઈનો ઘાત કરશો નહિ. જો તમે તમારા ભાઈ સામે ગુસ્સો કરશો તો નરકના અધિકારી થશો. ભાઈને ગાળ દેશો નહિ. તમારા વિરોધી સામે પ્રેમથી વર્તજો. જો આંખ જરા પણ કુદૃષ્ટિ કરે તો ફોડી નાખજો. જે કોઈ વેર કરવા આવે તેના સાથે પ્રેમથી વર્તજો. મિત્ર તથા દુશ્મનને સરખા ગણજો.

નિસ્તારપર્વ પાછું આવ્યું. ઈશુ યરુસલીમ આવવા ઊપડ્યો. તેનું વય ૩૩ વર્ષનું હતું. યાજકો તેના દુશ્મનો થયા હતા. નિસ્તારપર્વ શુક્રવારથી શરૂ થવાનું હતું. ઈશુએ ગુરુવારથી મંદિરમાં આવી ઉપદેશ કરવા માંડ્યો. યાજકો તો હેરાન કરવા માગતા હતા એટલે કંઈ કારણ શોધતા હતા, એટલામાં ઈશુના શિષ્યે જ ઈશુને દગો દીધો.

યહૂદાએ રાત્રિના સમયે હથિયારબંધ ટોળી સાથે આવીને ઈશુને બંદીવાન બનાવી દીધો. ઈશુને મહાયાજક પાસે લઈ ગયા. ત્યાં મુકદ્દમાનો ઢોંગ ચાલ્યો. ઈશુનો ગુનો ત્યાં સાબિત કરવામાં આવ્યો, પણ પર્વ હોવાથી ખૂન કરવાનું ઈચ્છતા નહોતા એટલે સૂબા પાસે મોકલ્યો. સૂબાએ બીજા હેરદ નામના અમલદાર પાસે મોકલ્યો. ત્યાં તેની મશ્કરી કરી પણ તેણે ક્રોધ ન કર્યો, છેવટે યાજકોના બહુ આગ્રહથી ઈશુનો વધ કરવાનો હુકમ કર્યો.

આ દરમિયાન યહૂદાને પોતાના નિર્દોષ ગુરુને પકડાવવા માટે પશ્ચાત્તાપ થયો. તેને જે લાંચના પૈસા આપવામાં આવ્યા હતા તે પાછા આપ્યા. યાજકોએ તેમાંથી એક ખેતર ખરીદ્યું. આ ખેતર પાપના પૈસાથી ખરીદાયેલું હોવાથી તે જગ્યા 'પાપક્ષેત્ર' ને નામે ઓળખાય છે.

ઈશુને ફાંસી આપવામાં આવે છે ત્યારે તે કોઈ પર ક્રોધ કરતો નથી, પણ મારાઓ પર પ્રેમ રાખે છે. તે સમયની ફાંસી આપવાની રીત પણ વિચિત્ર હતી. એક થાંભલો ઊભો રાખી તેને આડું બીજું પાટિયું જોડવામાં આવતું. આ પાટિયા સાથે હાથ ખીલા મારીને જોડવામાં આવતા, વળી પગ પણ ખીલા મારીને જોડવામાં આવતા. પછી તે અતિશય વેદના ભોગવી મરી જતા. ઈશુનું આમ જ થયું. છેવટે મરતાં મરતાં પણ બોલ્યો કે હે ઈશ્વર તું મને છોડીશ નહિ.

ઈશુના બલિદાનની અસર ભારે થઈ. અનેક યહૂદીઓ તેના ભક્ત થવા માંડ્યા. પછી જે સત્તાએ તેને દેહાન્તદંડ ફરમાવ્યો તે સત્તા પણ આ નવા ધર્મમાં લીન થઈ. જે લાકડા પર ઈશુનો વધ થયો તેજ લાકડું પૂજ્યતા પામ્યું.

ઈશુએ પોતાનું બલિદાન આપીને પણ આદર્શ સત્યાગ્રહીનું જીવન બતાવ્યું છે, જે અત્યારે આખી દુનિયામાં મનાયું છે.

આ પ્રકારે પ્રાચીન કાળમાં જુદા જુદા જે મહાપુરુષોએ અહિંસાના તત્ત્વને પોતપોતાના જમાનાની મર્યાદામાં સમજીને આચર્યું તથા તેનો પ્રચાર કર્યો તેમનાં જીવન તથા ઉપદેશ વિષે આપણે કાંઈક જોઈ આવ્યા. અલબત્ત, અત્યારે આપણે 'અહિંસા' શબ્દ બોલીએ છીએ ત્યારે જે જે કલ્પનાઓ આપણા હૃદયમાં ઊભી થાય છે તે બધી કલ્પનાઓ એ મહાપુરુષોનાં જીવનમાં અને ઉપદેશમાં સ્પષ્ટ વ્યક્ત થતી આપણને નથી દેખાઈ. અને તેનું કારણ એ છે કે, આજે પૂ. ગાંધીજીએ અહિંસાતત્ત્વની એક નવી જ સમજ—એક નવો જ ઉપયોગ આપણને બતાવ્યો છે. અત્યાર સુધી આપણે જે મહાપુરુષો જોઈ આવ્યા તેમણે અહિંસાતત્ત્વ વિષે કાંઈક વૈયક્તિક કલ્પના જ કરી હતી. પોતાના લાભ માટે બીજા કોઈ જીવને જરા પણ દુઃખ ન દેવું કે તેનો વધ ન કરવો એટલા પૂરતો જ તેમનો અહિંસાનો વિચાર હતો. બુદ્ધે અને ઈશુએ અલબત્ત શત્રુ અથવા વેરીનો પોતાના અહિંસાબળથી—પ્રેમબળથી—ક્ષમાબળથી—જાતે સહન કરીને હૃદયપલટો કરવાની વસ્તુ નહોતી વિચારી એમ નહોતું. બુદ્ધનો 'અવેરેણ વેરાણિ સંમન્તિ'વાળો શ્લોક સર્વકોઈના કાનમાં ગૂંજતો હશે, તથા ઈશુએ અત્યાચારનો સામનો આત્મબલિદાનથી જ કર્યો હતો અને મરતાં મરતાં પોતાના શત્રુઓ માટે ક્ષમા અને પ્રેમના શબ્દો જ ઉચ્ચાર્યા હતા. પરંતુ પૂ. બાપુજીએ સત્યાગ્રહના શસ્ત્ર તરીકે અહિંસાબળનો જે ઉપયોગ બતાવ્યો છે તે માનવ-ઇતિહાસમાં નવો જ છે એમ કહેવું જોઈએ. પૂ. ગાંધીજીની અહિંસા તો અત્યાચાર, અન્યાય વગેરે સર્વ સામે ઝૂઝવાનું—પોતાને સત્ય લાગતી વસ્તુ સિદ્ધ કરવાનું—એક હથિયાર છે. ગાંધીજી એ હથિયાર દ્વારા 'પ્રતિકાર' કરવા ઇચ્છે છે અર્થાત્ સામનો કરવા ઇચ્છે છે. અને એ રીતે તે શસ્ત્રને કુટુંબમાં જ મર્યાદિત ન રાખતાં સમાજના જુદા જુદા વર્ગો વચ્ચે કે રાષ્ટ્રો-રાષ્ટ્રો વચ્ચેનાં ઝઘડા-યુદ્ધો પતવવામાં પણ તેનો જ ઉપયોગ કરવા ઇચ્છે છે. એ વસ્તુ આપણી આંખ સામે જ ચાલતી હોવાથી તેને આ વ્યાખ્યાનના વિષય તરીકે ઉમેરવામાં નથી આવી. એટલે તેનો આટલો ઉલ્લેખ માત્ર કરી, મારી કઢંગી ભાષામાં અને શૈલીમાં રજૂ કરેલા આ લાંબા વ્યાખ્યાનને શાંતિથી સાંભળવા બાબત તમારો સૌનો અંતઃકરણપૂર્વક આભાર માની બેસી જવાની રજા લઉં છું *

---

* તા. ૨૮-૯-૧૯૪૦ના દિવસે ગાંધી-સપ્તાહ-ઊજવણી પ્રસંગે શ્રી ધર્માનંદ કોસંબીના પ્રમુખપદે વાંચેલો નિબંધ.

☆

# અવલોકનો

## ચાર કાવ્યસંગ્રહો—આપણું પ્રતિનિધિ નવું કાવ્યધન

(૫૧) **વસુધા**-શ્રી. સુન્દરમ્
(૫૨) **ઇન્દ્રધનુ**-શ્રી. સુંદરજી બેટાઈ
(૫૩) **નિશીથ**-શ્રી. ઉમાશંકર જોષી
(૫૪) **આરાધના**-શ્રી. મનસુખલાલ ઝવેરી

**પ્રકાશક :** શ્રી. આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.

**મૂલ્ય :** પ્રત્યેકના બે રૂપિયા.

આ ચાર કાવ્યસંગ્રહો નવ-ગુજરાતનું પ્રતિનિધિ કાવ્યધન છે એમ કહી શકાય. એ ચારેને વાંચતાં આપણને ગર્વ થાય છે, એમાંનું કાવ્યત્વ આપણને આનંદિત કરે છે. આ કાવ્યોમાં છંદોની કૃત્રિમતા, વિચિત્ર શબ્દગૂંથણી અને ભાવની અસ્પષ્ટતા ક્યાંક આપણને ખટકે છે, ક્યાંક કેવળ લુખ્ખી ભાવના જ જોવા મળે છે અને સામાન્યતાનું દર્શન થાય છે, ક્યાંક કલ્પનાની પણ સામાન્યતા નજરે ચડે છે અને કાવ્યની નિરર્થકતા લાગે છે—એ દોષોય આપણા છે; પણ એથી ઘણું ઘણું વધુ તો ગર્વ લેવા જેવું જ નજરે ચડે છે. ઘણે ઠેકાણે તો કલ્પનાના એટલા ઊંચા ભાવમાં આપણને તે લાવી દે છે કે એ જ ભાવમાં લાંબા કાળ સુધી આંખો મીંચીને આપણે મત્ત બની રહેવાની ઇચ્છા કરીએ છીએ; તેમાં કોઈ વિક્ષેપ આવે તો આપણે વિહ્વળ બની જઈએ એવી સ્થિતિએ કાવ્યો કરી મૂકે છે. ચારમાંથી કોણ મોટું છે તે પ્રશ્ન બિનજરૂરી છે. ચારે ય આપણને એક કે બીજી રીતે એ જ બતાવવા સમર્થ છે કે આગલી પેઢી કરતાં આ પેઢી આગળ વધી છે. હવે એ દરેક કાવ્યસંગ્રહને જુદો જુદો લઈને તેમાંનો રસ જોઈએ. એમાં હજી ક્યાં ક્યાં આગળ વધવાનું છે તે પણ વચ્ચે વચ્ચે જોવાશે.

### વસુધા

'વસુધા'માં મને સૌથી વિશેષ આકર્ષ્યો હોય તો પ્રકૃતિને સંબોધેલાં ગીતોએ. પુસ્તક ઊઘડતાં જ પૃથ્વીમૈયાને થતી પ્રાર્થનામાં ભળતાં આપણે પણ નમ્રપણે યાત્રા કરવા ઉત્સુક બનીએ છીએ. 'નવા વર્ષની ઉષાને', 'આજે પ્રભાત-પહોર' એમાં પ્રકૃતિની ભીની કલ્પના છે. 'એક સવારે આવી', 'તુજ પગલી', 'ભવ ભવને વાટે', 'જ્યોત જગાવો,' 'હંકારી જા' એમાં કવિહૃદયની અગમ્યને પ્રાર્થના છે. 'વિરાટની પગલી' તો હમેશાં કાનમાં ગુંજી રહે એવું ભવ્ય પ્રાર્થનાગીત છે. આખું ગીત ઉતારવા માટે મન ચહે છે, પણ તે તો શક્ય ક્યાંથી જ હોય ? મર્યાદિત પાનાંઓમાં થોડી લીટીઓ પણ બીતાં બીતાં ઉતારું—

વાળી ઝૂડી મેં મંદિર સાફ કર્યાં
બારી બારીએ તોરણ ફૂલભર્યાં
તારાં આસન સૂતાં મેં ખંડે ધર્યાં
મીટ માંડી હું બારણિયે ઊભી તારા પંથ લહું
સૂના પંથ ને આસનિયાં સૂનાં સૂનાં જોઈ રહું."

જેની વાટ જોવાય છે તે પ્રભુ કેવા છે ? કાને કુંડળ, ચપલા જેવું અંબર, શીળા શુક્ર જેવું મોં, મોરમુગટ ને હાથે બંસી – કલ્પના જૂની છે પણ ગીતની આર્દ્રતામાં તે નવી લાગે છે. ગીત આગળ ચાલે છે. સાંજના પડદા ઊતરે છે, ધૂપદીપ વિલાય છે, ઉંબર ઉપર થાકથી કાયા ઢળે છે છતાં પ્રભુ દેખાતા નથી; કેમ નથી આવતા તેની શંકાઓ થાય છે, ત્યાં તો જાણે સ્વપ્નમાં નભભાલને ચૂમતી કોઈ વિરાટમૂર્તિ બોલે છે :

'તારા મંદિરમાં કયમ પેસીશ હું ?
તારા ભોજનથી શેં ધરાઈશ હું ?'

આ શબ્દો સાથે એ વિરાટની 'સ્વર્ગંગાની માળા અને મેરુની છડી' ધરેલી મૂર્તિ દેખાય છે અને કવિ બોલે છે :

"પ્રભુ મંદિરમાં મેદાન કરું,
હૈયું ચીરી તારા નહિ પાયે ધરું,
તારે થાળ મારું બધું જીવ્યું ધરું,
પ્રભુ કાયાની કંથા રે બિછાવી હું પંથ મહીં
ભલે રુદ્રરૂપે આવ્યા સ્વીકારીશ તો ય સહી"

અને જ્યારે વિરાટને સત્કારવાની આટલી તૈયારી છે ત્યારે જ વિરાટ અંગુલિ–શા બનીને અંતરના આગારમાં સરે છે ને ત્યાં ઝળહળાટ થાય છે.

ક્રાન્તિને ઝીલવાની તૈયારી બતાવવા આ એક જ કાવ્ય બસ છે. આ પછી આ સંગ્રહમાંનાં 'ઘણ ઉઠાવ,' 'જવાન દિલ,' 'લડે' અને એવાં જે દશેક ગીતો છે તે સમાજવાદી ભાવના ધરાવતાં હોય કે આપણા ચાલુ સ્વાતંત્ર્યયુદ્ધનાં ગીત હોય, પણ તે નિરર્થક છે. એ ગીતો આ સંગ્રહમાં હોવાં જરૂરી પણ નહોતાં, કારણ કે આજે એનો કંઈ પ્રભાવ નથી. એવાં 'ગીતોમાં કાવ્ય' જેવું પણ બહુ દેખાતું નથી.

'ગડરિયાં' કાવ્યમાં મીરાંના ભજનની લહેક છે. 'કોણ?' 'કોક આવે છે' એ ગીતો સામાન્ય જેવાં છે પણ તેમાં કવિત્વ તો રહ્યું જ છે. શિવ અને ગૌરીની કલ્પના આપતું મુક્તક 'પ્રતિપદા' પણ કાવ્ય બની રહે છે. પ્રેમકાવ્યોમાં 'લઈ લે કમલો તું કેશથી' કારણ કે – એ ભાવમાં જુદી જુદી ઉક્તિઓ રચીને મીઠું બનેલું ગીત 'લઈ લે' અને

'યદિ ઓસરવાની વાત 'તી ભરતી! કાં ઉર તું ભરી ગઈ?
મુજ શુષ્ક તટોની ખુશ્કી જે કરીને કીચડ તે ય લે ગઈ!'

એમ કેવળ ભરતીની રીતે જ આવેલા પ્રેમને લીધે દુઃખી થતાં હૈયાની વેદના 'ભરતીને' કાવ્યમાં ઠલવાઈ છે તે આપણને કવિહૃદયની પિછાન કરાવે છે. પ્રેમકાવ્યોમાં આ સંગ્રહનું શ્રેષ્ઠ કાવ્ય તો છે 'સળંગ સળિયા પરે'. એ વાંચતાં વાંચતાં થાય કે આવાં ગીતો કોઈ વિરલ ઘડીએ જ રચાતાં હશે. કાવ્ય લાંબું છે, સંસ્કૃત છંદમાં છે છતાં પ્રવહબદ્ધ ચાલ્યું જાય છે. નદી બે કાંઠે ચાલી જતી હતી, સુંદરી પ્રશ્ન કરે છે: "તમને શું ગમે? ભલે મેલાં પણ મસ્ત પૂર કે છીછરાં પાણી?" પુરુષ પ્રસંગના ઊંડાણની શાંતિમાં રસતરબોળ છે, એને તકરાર પસંદ નથી, ટૂંકો ઉત્તર આપી દે છે: 'બને.' સુંદરી રિસાઈને ચાલી જાય છે. પુરુષને થાય છે, મને તો પ્રિય છે નીર–એ મત્ત પૂર હો કે નિર્મળ ધીરગતિ છીછરી નદી હો; સુંદરી એને સમજી શકી નહિ એનું એને દુઃખ થાય છે, પણ એ કહે છે, હું તો અહીં આ જલપટમાં થાંભલો બનીને ઊભો રહીશ, જલના પછડાટા સહીશ, કદીક સુંદરી પોતાના બીજા નવા પ્રેમીને લઈને આ જ તટે આવશે તો તેને જોઈ રહીશ, એ દશ્યને સહન કરીશ. બીજાને ખાતર સહન કરવાની દીક્ષા મને એના પાસેથી મળી.

બાલપ્રેમનાં કાવ્યો પણ સરસ છે. એમાં ય 'લઘુ સ્વાગત' એ કાવ્ય તો આપણી સામે જગતનાં વિવિધ દશામાં જન્મતાં અને જન્મતાં રહી જતાં અનાથ બાળકોની કતાર ખડી કરી દે છે. કવિ પોતાના નવજાત બાળકનું સ્વાગત કરતા કહે છે:

'જન્મ્યાં કુજન્મ્યાં, જન્મ્યાં અજન્મ્યાં,
જે જે અજન્મ્યાં, શિશુ સર્વને હું,
હે બાળ મારા!
આજે લઘુ સ્વાગત ઓચરી રહું.'

જેલનાં ગીતોમાં જેલની કોટડીમાં પુરાઈને જોવાતી–સંભળાતી બહારની દુનિયાનું સ્મરણ છે. એમાં કવિહૃદયની કરુણા 'જેલનાં ફૂલો' એ કાવ્યમાં સવિશેષ છે.

'આશ્ચર્ય છે તું જગતનું' એ જોડેલા હરિગીતમાં રચાયેલ સુંદર ગીત આપણી કવિતાના વહન માટે એક નવો લહેકો આપે છે. એની વિશેષ અજમાયશ જરૂરી છે.

કવિનો જેવો પ્રભાવ પ્રાર્થના અને પ્રકૃતિનાં ગીતોમાં છે તેવો જ ચિત્રાત્મક ગીતોમાં દેખાય છે. '૧૩-૭ ની લોકલ,' 'મોટરનો હાંકનાર,' 'સિનેમાના

પડદાને' 'પંચાંગનાં પત્તાં' ઇત્યાદિ ગીતો ચિત્રો તો રજૂ કરે છે-પણ તે ચિત્રોની ખૂબી છે તેમાં ભળતાં કરુણા અને બોધ, 'સિનેમાના પડદા' ઉપરથી કવિને ઊપજતાં વાચકને ગંભીર બનાવી દે છે.

ગીતોમાં વૈવિધ્ય ઘણું છે. મૃત વ્યક્તિઓને અંજલિ આપતાં ગીતો, કથાગીતો, હળવા નર્મનાં ગીતો, ભાવનાગીતો–બધાંમાં નવનવીન ઉલ્લાસ દેખાય છે. કોઈ વાર એક ભાવનાસુંદર ગીત પછી જ્યારે સામાન્ય કવિતા જેવું ગીત આવી જાય છે (જેમ કે 'કર્ણ' પછી 'બુર્ખાનો ઉપકાર') ત્યારે એ ખટકે છે. આને નિવારવાની જરૂર હતી. એવી જ રીતે કેટલાંક અતિ સામાન્ય ગીતો, કે જે હવે ગમે તે વ્યક્તિ લખતી હોય છે, તેવાં પણ નિવારવાની જરૂર હતી. એ ગીતો પદ્યમાં ગદ્યનો એક સામાન્ય વિચાર રજૂ કરવા કરતાં વિશેષ કંઈ કરતાં નથી. 'દર્દદુર્ધટ' (જાજરૂની માખી ઉપરનું ગીત) 'બુર્ખાનો ઉપકાર' 'સ્મિતનો જય,' 'ચારે ખૂણ' અને સમાજવાદી અને દેશપ્રેમની ભાવનાનાં ઇત્યાદિ ગીતો એ પ્રકારનાં છે. બદરી (સળંગ સળિયા પરે) લિયે (સાંજે જ્યારે), ઘરુણી, પ્રાહુણા (પ્રતીક્ષા) ચિર્ભટિકા, કેથ્થે, (લઘુ સ્વાગત), ભાણ્ડય (ઇંટાળા) સુશ્રીક (દર્દદુર્ધટ) એ હિંદી, મરાઠી અને સંસ્કૃતના દુર્બોધ શબ્દો અને પટા મારાની, લહરી મરુતો તણીને, ત્યાં ય'તા–એવા શબ્દપ્રયોગો અને 'કે' ને લઘુ બોલવો પડે તેવી સ્થિતિ બહુ ખટકે છે.

### ઇંદ્રધનુ

પ્રેમ–વિશ્વપ્રેમને ન ચાહનાર કવિ ભાગ્યે જ કોઈ હશે. સંહારથી જેનું હૃદય ન કંપતું હોય તેને કવિ ન કહેવાય, કારણ કે કવિ પ્રકૃતિ અને સૌંદર્યનો ભક્ત હોય છે; હિંસામાં, વેરમાં અને ક્ષુદ્રતામાં સાંદર્ય ન જ હોય. શ્રી. બેટાઈનાં ઘણાં કાવ્યોમાં આ ઊર્ધ્વપ્રેમની ભાવના ભરી છે. યુદ્ધોના ત્રાસનું વર્ણન કરતાં ગીતોમાં તો એ પ્રેમ છે જ; ઈશુ, બુદ્ધ, ગાંધી એના ઉદ્બોધનનાં ગીતોમાં પણ એ હોય જ, પણ 'એકતારા' 'સોમનાથનાં દર્શન' 'શિલ્પી નાગૂ વલૂ' એ, એવાં અને બીજાં પ્રકૃતિકાવ્યોમાં પણ એ પ્રેમ ટપકે છે. 'વિદાય'માં કહે છે :

'મને પથ વિસામવા પરબ માનવી આત્માનું;
તને પથ વિસામવા બની શકું કદી બેસણું'.

આ ભાવમાં કવિની પ્રેમભાવના આપણને ખૂબ ભીંજવે છે. એથી આપણા મનમાં પણ કવિના હૃદયના ભાવો પ્રવેશે છે. વિશ્વપ્રેમનો આ ભાવ ખૂબ ઉત્કટપણે તો જોવા મળે છે 'ઇન્દ્રધનુ' કાવ્યમાં. કરુણ–ગંભીર રસનું આ કાવ્ય કવિએ લખ્યું પોતાના મૃતબાલ નિમિત્તે, પરંતુ એમાં ગૂંથાઈ છે વિશ્વપ્રેમની ભાવના. એ આખું ગીત ફરી ફરીને વાંચવાનું મન થાય તેવું છે. પ્રવાહ સરસર વહેતો જાય એવો છે. શ્રી. બેટાઈના કાવ્યનો આ ગુણ એમનાં બધાં જ કાવ્યોમાં છે. 'ઇન્દ્રધનુ'ની થોડી લીટીઓ ટાંકું છું.

બાળકના મૃત્યુથી પ્રકૃતિ પણ શોકમય લાગે છે. એ પછી કેવાં કેવાં સ્મરણો જાગે છે?

"કર્ણે પડે જ્યાં તુજ નામ ધીમે
દેતો તજી પ્રેમલ સ્તન્યપાન"

*

"ચાંદો નિહાળી કર કીધ ઊંચા
મીઠાં હસ્યો નિર્મલ હાસ, કેવાં!"

*

"તું ખેલતો એકલ પારણામાં
બ્હેની રહી ઊભી જ બારણામાં
હુલાવતી હાથ, હસી રમાડે."

*

"પરંતુ સૂનું તુજ પાલણું હવે
જોઈ બિચારી તુજ બ્હેનડી રડે."

*

"'જા બ્હેન, હીંચોળ રડે છ ભાઈ'
એ શબ્દ ઘૂમંત હજી હવામાં"

—પણ આ કરુણરસ–પંક્તિઓ 'તારો ખર્યે તેજ તણો વિનાશ?' ઇત્યાદિ પંક્તિઓ પછી ગાંભીર્યમાં સરવા માંડે છે અને કવિ બોલે છે,

"મેં મૃત્યુએ મુજ બાલસંગે
સૂતેલ જોયા 'શિશુઓ અનેક"

અને અંતભાવમાં વિશ્વપ્રેમ પ્રગટ કરે છે,

"જોવા મથું હું, થયું ઓતપ્રોત
આ વિશ્વની એક અનસ્ત જ્યોતમાં
સમસ્તમાં વ્યસ્ત, સમસ્ત વ્યસ્તમાં."

પણ જો કવિનાં કાવ્યો મસ્ત થઈ ગાવાં હોય તો

'વાગે છે ઝાંઝરી
દૂર દૂર દૂર કોઈ બાજે છે ઝાંઝરી' (ઝાંઝરી)

*

'ઘેરું ઘેરું ગાઈ મને કોણ આ સુવાડે?'
સિંધુનો ન એ ધ્વનિ, ન તાર-અવાજે
સૂણું ન સુણું તોય એ
ન જાણું ક્યાંય ગાજે!
'ઘેરું ઘેરું ગાઈ મને કોણ આ સુવાડે?'
(અગમ્યગાન)

*

ઊઠો, મારા હૈયાને પાલણે પોઢંતા દેવ
(સુષુપ્ત આત્માને)

*

તિમિરલોક આદિ તાત બાજે બાજે એ ગીતો વાંચવાં જોઈએ.

"કણ કણનો માગણ હું ને તું દુનિયાનો દાતાર રે,
હું શું માગું?"

*

કાચી રે છાતીનું આ ધમકારવું હોજી

*

'ગગનમંડળમાં કોઈ નવો જ્યોતિ જાગે'

આ ભજનો તો ખરેખર આપણને જૂનાં ભજનોની યાદ આપે છે. અને તેમાંય 'ખેલંદા'માં તો શી કલ્પના રજૂ થઈ છે! કવિ ખેલંદાને ક્યાં ક્યાં જુએ છે?

'નાચતો દીઠો મેં બાલક આંખમાં હોજી
પાકતો દીઠો મેં માને દૂધ'

*

ખેડતો દીઠો રે મેં તો ખેતરે હો જી
ભાળ્યો એને ભટ્ટિયું ભીતરમાંય

*

બાળાંભોળાં, ઘેલાંડાહ્યાં, બળ્યાંઝળ્યાં એ સૌમાં ભયને ભેંકારતો વીજળીના ચમકાર જેવો ગગનમાં હસતો પ્રાણને પેટાવીને દશેદિશ પોઢતો એ ખેલંદો કવિને દેખાય છે. આખું કાવ્ય સરસ છે; કલ્પનાને અનુરૂપ ઢાળ છે. એવાં જ ભજનો છે ‘ પંખાળો ઘોડો ’ અને ‘ કેડી ’.

‘ જાતાં જાતાં અમને કેડી રે લાધી
વંકાતી જાય આધી આધી રે
ભમતાં ભમતાં અમને કેડી રે લાધી ’

આ લીટીઓને તો કવિએ પોતાની પ્રેરણા-પંક્તિઓ તરીકે માની છે અને આપણને તે પ્રેરણા આપે તેવી છે.

કવિ પૃથ્વીછંદમાં કેવી પ્રવાહિતા અને સરળતા લાવી શકે છે તે જોવા ‘ સંસ્કારદીપ ’ કાવ્ય જોવું. એવાં પ્રવાહી છંદ અને ગેયગીતો એ આ કાવ્યસંગ્રહની વિશિષ્ટતા. એમાં વચ્ચે સામાન્ય કોટિનાં પણ કાવ્યો આવી જાય કે જે કેવળ સુક્કી ભાવના જેવાં જ ગણાય, પણ એ બધાં આજના યુગની ભાવનાનાં પ્રતિનિધિ-કાવ્યો જ છે એટલે એમાં કવિની કવિતા ઝંખવાતી નથી.

નિશીથ

નિશીથ એટલે મધ્યરાત્રિ
“ નિશીથ હે ! નર્તક રુદ્ર રમ્ય !
સ્વર્ગંગનો સોહવ હાર કંઠે

*

દીઠો તને સ્વૈર ઘુમંત વ્યોમે
અગસ્ત્યની ઝૂંપડીએ ઝુકંતો
કે મસ્ત પેલા મૃગલુબ્ધ શ્વાનને
પ્રેરંત વ્યોમાંત સુધી અકેલ ”

*

આકાશના તારાગણોને જુદા જુદા આકારનું નામ આપી તેની વચ્ચે ઘૂમતા નિશીથદેવનું રુદ્રરમ્ય

ચિત્ર પુસ્તક ઉઘાડતાં જ આપણી આંખોને ખેંચી લે છે. પછી કવિ નિશીથને શાંતમના તપસ્વી કહે કે ઊર્ધ્વામૂર્ધા અઘોર કહે, પણ આપણી સામે તો એ નક્ષત્રોના વિધવિધ પ્રદેશોમાં ઘૂમતા રુદ્ર જ લાગે છે. આખું કાવ્ય કલ્પનાની એક ભવ્ય રંગીન ઇમારત છે. પણ છેલ્લે છેલ્લે કવિને પોતાનો દેશ યાદ આવે છે.

'મારા દેશે શાશ્વતી શર્વરી કો'
નિદ્રાઘેરાં લોચનો લોક કેરાં

*

મારે ચિત્ત મૃત્યુ કેરી તમિસ્રા
રક્તસ્રોને દાસ્યદુર્બોધ તન્દ્રા
પદ્મપાતે તવ હે મહાનટ,
ન તૂટશે શું ઉરના વિષાદ એ!

*

ન આટલું તુંથી થશે? કહે રહે,
નિશીથ વૈતાલિક હે ઉષાના!"

આમ કવિ આર્દ્ર પ્રાર્થનામાં આપણને ખેંચી જાય છે.

"હોડીને દૂર શું, નજીક શું!" એ ગીતના રચનાર ઉમાશંકરને!

"અમે સૂતા ઝરણાને જગાડયું, ઉછીનું ગીત માગ્યું
કે ગીત અમે ગોત્યું ગોતું ને કયાંય ના જડયું."

*

"ગૂજરાત મોરી મોરી રે"

*

"ગાણું અધૂરું મેલ્ય મા 'લ્યા વાલમા
હૈયે આયેલું પાછું ઠેલ મા"

એ બધાં ગીતો પણ આ સંગ્રહમાં છે.

"સંભાળ સખી છેડલો ઊડે પવનમાં
દરિયા હિલોળતો
વનવન કિલોલતો
હૈયાને ડોળતો ઊડે પવનમાં

*

"રમે હૈયાને ટેરવે સદાયે
ને હોઠે ન આવે, એ ગીત મારે ગાવું સખી"

*

"પૂનેમ મારી એળે ઊગી"

*

"શોધીશ મા માવડી ખોવાયો બાળ રે.
ખોવાયો ધરતીને આંગણે."

આવાં ગીતો ને આવા ઢાળો એ ઉમાશંકરની વિશિષ્ટતા લાગે છે 'સાગરનો ગોઠિયો' એ કરુણ ગીત સાદા શબ્દોમાં આવા જ ઢાળમાં વહે છે. 'માનવીના હૈયાને નંદવામાં વાર શી!' એમ કહીને કવિ આપણી દુર્વૃત્તિને ભારે કટાક્ષ કરી લે છે, એ પણ એવા જ શબ્દોમાં ને ઢાળમાં 'ઊભી વાટે ઊડે રે તારી ચૂંદડી' એ સાદા શબ્દોના ગીતમાં વિશ્વની ભવ્ય કલ્પના ખડી થાય છે.

આજની સામાન્ય ભાવનાનાં ચાલુ છંદોમાં રચાયેલાં ગીતો પણ આમાં છે, સંભવ છે કે વાચકને એ ન આકર્ષે; પણ તે સાથે ઉપર ગણાવ્યાં તેવાં અને બીજાં સુંદર કલ્પના અને ભાવોને મૂર્ત કરતાં ગીતો પણ ખૂબ છે. 'મૃત્યુને' કાવ્યમાં તો મૃત્યુ સાથે નિરાંતે વાત કરતો આજનો યુવાન આપણને દેખાય છે. 'કહો છો કે', 'કવનરસ' 'એક વખતની વસુધા' એ નવસમાજરચનાની ઉત્કંઠાને નવીન રીતે આપણી સામે મૂકે છે એટલે એ ગીતો ગમે છે.

બધાં સુંદર ગીતોની નોંધ લેવી અહીં શકય નથી, પણ એ ગીતો માણવા જેવાં છે. કવિતાનું જે લક્ષણ તે વારંવાર કાવ્ય વાંચ્યા કરીએ. વાર્તા તો વાંચીને બાજુ પર મૂકી દેવાય, કવિતા એકની એક હોય તો પણ સદા વાંચી શકાય, તે લક્ષણ આ ગીતોમાં છે. અને અંતે 'આત્માનાં ખંડેર' ની જે સોનેટમાલા છે તે વાંચતાં આપણો 'સોનેટ' અને 'પૃથ્વીછંદ' વિષેનો અણગમો દૂર થશે.

ભારે સંસ્કૃત શબ્દો ઘણાં કાવ્યોમાં આવે છે તે કાવ્યવાચનને ઊંચી કક્ષામાં મૂકી દે છે તેમ એમ પણ શંકા ઊભી કરે છે કે આ શબ્દો કૃત્રિમતા નથી લાવતા!

### આરાધના

આ પહેલાં કવિના રચેલા કુરુક્ષેત્રના ત્રણ ખંડો પ્રગટ થઈ ગયા છે. એ વાંચ્યા હશે તેઓ આ સંગ્રહમાં એના વિશેષ ખંડો પ્રગટ થયા છે કે નહિ તે જોવા એકદમ ઉત્સુક બનશે. આ સંગ્રહમાં કુરુક્ષેત્રના 'પહેલો દિવસ' 'બીજો દિવસ' 'ત્રીજો દિવસ' અને 'મહાપ્રસ્થાન' એ ચાર નવા ખંડો પ્રગટ થયા છે. આગલા પ્રગટ થયેલા ખંડોની પેઠે જ કવિની પ્રતિભા પૂર્ણ રૂપે આમાં પ્રગટ થઈ છે. 'મહાપ્રસ્થાન'ની અંતિમ ૫૦ લીટીઓ શ્રી. ડોલરરાય માંકડના શબ્દોમાં ખરેખર પરસાહિત્યમાં યે વિરલ એવી છે. આગલા ખંડોમાં યુદ્ધની ભયાનકતા વિધવિધ ભાવ-પલટાઓ સાથે ચાલી, નદીના અણુઅટકયા પ્રવાહની પેઠે ચાલી આવે છે.

ભીમ અને કલિંગરાજના હાથી સામસામા ધસી આવે છે તેનું વર્ણન કેવા શબ્દોમાં હૂબહૂ ચિત્ર હોય તેમ બતાવે છે!

આમથી ધસતો આવે કરીવર કલિંગનો
ને ધસે આમથી સામો પ્રતાપી પુત્ર પાંડુનો
ચડી બે વંટોળની પાંખે મહીધર સમા મહા
મેઘ બે આવરે અંગે અંગ આભ અનંતના

વર્ણનની ખૂબી તો છે જ પણ એથી યે વિશેષ ખૂબી તો ભાવપલટાની છે. ઘેઘૂર એક વાતાવરણ જામેલ હોય ત્યાંથી તરત કવિ બીજા વાતાવરણમાં આપણને જે રીતે સરકાવી દે છે તે વર્ણનાતીત છે.

હણીને મૃગયૂથોને ડણકે જેમ કેસરી
તેવો આ શબની વચ્ચે ગાજતો નરકેસરી

ભીમ રણ વચ્ચે ઊભો છે તેનું આ વર્ણન. અને ત્યાર પછીની જ લીટીઓ–?

ત્યાં તો અંધારના ઓળા પૂર્વના ક્ષિતિજે ચડે
અને અસ્તાચળે આછી પ્રભા રવિની આથમે

અને આ રીતે કોઈ પણ ભાવમાં પલટો નાખ-વાની શક્તિ કવિ ધરાવે છે છતાં શબ્દો સાદા, છંદ પ્રવાહબદ્ધ અને વર્ણનમાં લેશ પણ ક્યાશ નહિ!

કુરુક્ષેત્રના ખંડો તો બધા જ વાંચવા જેવા છે. વચ્ચે વચ્ચે 'પ્રાવૃષ' 'આવર્તક' એના અઘરા સંસ્કૃત શબ્દો ક્યાંક આવે છે તે ટાળી શકાવા જોઈએ. આમ થતાં આ કાવ્ય સામાન્ય જનતામાં પણ ખૂબ પ્રિય થઈ શકશે, કાવ્ય પ્રત્યે સામાન્ય જનતાની અભિરુચિને વધારી શકશે અને એના જીવનમાં કાવ્યનો પ્રભાવ લાવી શકશે.

કવિની વિશિષ્ટતા લાગે છે ચિંતનકાવ્યોની. જ્યાં ચિંતન આવે છે, જ્યાં ગંભીર રીતે કંઈ કહે-વાનું આવે છે, ત્યાં કવિ પૂરબહારમાં ખીલે છે. આ હકીકતની પ્રતીતિ આ સંગ્રહના 'બદલો' (એક પ્રેમકાવ્ય) 'સ્પર્શ તારો' એવાં કાવ્યોમાં દેખાય છે. 'સ્પર્શ તારો'માં કવિ નિસર્ગની સુંદરતાને મધુરા શબ્દોમાં ભાવવાહી રીતે રજૂ કરે છે.

નિસર્ગ આ પાલવ પાથરીને
ફૂલે ફળે વૈભવથી લચ્યો ખચ્યો—

લીટીઓ તો કેટલીક નોંધી શકાય? પણ આ બે લીટીમાં જ જોવા મળે છે કે થોડા જ શબ્દોમાં ચિત્રની રમ્ય શરૂઆત કવિ કરી શકે છે

આવા વિશ્વમાં કવિને થાય છે કે એમાં હું એકલો પડી ગયેલ છું, મારો ઉપહાસ થાય છે. પણ પછી એક સ્પર્શે કવિની દૃષ્ટિ જાગૃત થાય છે ને એને લાગે છે કે ના, હું વિશ્વથી જુદો નથી.

છૂટી છવાઈ વિખરેલ તોયે
સૌ પાંખડી એક જ પુષ્પ કેરી

*

મેં નેણુ કેરાં પડળો અસૂયથી
આરોપિયા રાગ વિરાગ તેમાં,

આવું લાગ્યા પછી તે વિશ્વમાં એકરૂપતા જુએ છે ને સર્વ પ્રત્યે પ્રેમ અનુભવે છે.

'બદલો' કાવ્ય પ્રેમી પ્રત્યે કશું પણ લેવાની ઇચ્છા વિના જવાનું કહે છે. આ ભાવ સામાન્ય છે પણ એના શબ્દો, છંદલાલિત્ય અને ભાવનિરૂપણ અદ્ભુત છે.

એક વધુ કાવ્ય 'તારાં દર્શન' બેટાઇના 'ઇન્દ્રધનું' કાવ્યમાં જે ભાવ છે તે જ રજૂ કરે છે. આમાં માતાને યાદ કરીને કવિ વિશ્વભાવના તરફ વળે છે.

'તારાં નથી દર્શન પામવાનાં' એમ કહ્યા પછી કવિને એકદમ થાય છે 'શાનાં નથી દર્શન પામવાનાં?'

"છે પામવાનાં જ, યદા નિમેષમાં
મર્ત્યત્વનાં બંધન તૂટશે આ;

* *

માંગલ્ય જ્યાં જ્યાં નિરખું, નિહાળું જ્યાં
વિભૂતિ સૌંદર્ય તણી અનોખી,
જ્યાં સત્ય, જ્યાં પુણ્ય નિહાળું ત્યાગની
ઉદાત્તતા, જ્યાં કવિતા સુકોમળી
જ્યાં પ્રેમની ભાળું પ્રફુલ્લ પાંખડી,
નિહાળું ત્યાં ત્યાં તુજ આત્મની કળી."

કેવો સરસ ભાવ!

આ ઉપરાંત બીજાં ત્રણેક કાવ્યોને આકર્ષક કહી શકાય એથી વિશેષ આકર્ષનારાં કાવ્યો લાગ્યાં નથી, પણ એથી હું પોતે તો નિરાશ નથી થયો. અહીં ગણાવેલી સામગ્રી પણ ભરપૂર સિદ્ધિ છે. ગુજરાતની કવિતાવાડીને ગૌરવવંતી કરતા એ પુષ્પો છે. એની સુગંધે આપણે પ્રફુલ્લ થઈએ છીએ.

આ ચાર કાવ્યસંગ્રહોની આમ જુદી જુદી સમીક્ષા કરી લીધા પછી એક પ્રશ્ન થાય છે કે કાવ્યમાં જોડણીનો સામાન્ય નિયમ ચાલવો જોઈએ કે લઘુ-ગુરુ અને પ્રસ્તુતની આવશ્યકતા અનુસાર હ્રસ્વદીર્ઘ કરવાં જોઈએ? જો લઘુગુરુ ચિહ્નો (ચંદ્ર અને ગુરુરેખા) રાખવાનાં હોય તો તો જોડણી સામાન્ય નિયમે જ કરવી જોઈએ એમ મને લાગે છે. જો ચિહ્નો ન વાપરવાં હોય તો પછી તે સ્થળે અક્ષરનો લઘુગુરુ ઉચ્ચાર જેનો થતો હોય તેવી બધે જ જોડણી કરવી જોઈએ. આ કાવ્યસંગ્રહોમાં આ બેમાંનો એક પણ નિયમ સ્વીકાર્યો નથી. જોડણી જ્યાં જેવી ફાવી તેવી અનિયંત્રિત રીતે કરી છે. એના પુરાવા માટે 'વસુધા' ના ૨૮મા પાના પરની જોડણીભૂલવાળા શબ્દોવાળી લીટીઓ અહીં રજૂ કરી છે. આમાંનો મોટો અક્ષર જોડણીભૂલ છે.

૧. એ વાળની કાં લટ રે છુટી ઉડે ?
૨. એ આંખમાં શું ઉછળી હસી પડે?
૩. ગુંથીગુંથી કેશકલાપ સર્પ શો
૪. ગૂંથેલ એ કેશથકી છુટી પડી
૫. સ્વચ્છન્દ ઊડી લટ ત્યાં ફુદી રહી.
૬. સૌંદર્યપાનાર્થ કુદન્ત અંધ થૈ
૭ લે એ સમારી વિખરેલ સૌ લટો
૮. ના આંખનાં એ નિરખાય નાચણાં
૯. ના એ લટોનાં જિરવાય કૂદણાં

૨૧ લીટીના કાવ્યમાં અગિયાર જોડણીભૂલો! જો લઘુગુરુ ઉચ્ચાર પ્રમાણે જોડણી કરવાની હોય તો અહીં બતાવેલી બીજી લીટીમાં ગું નો ગૂં કેમ ન કર્યો? એમ પણ નથી કે જોડણીના કોઈ ખાસ નિયમો નક્કી થયેલા હોય તે રીતે જોડણી કરી છે, એમ હોત તો પહેલી લીટીમાં 'ઉડે' શબ્દમાં 'ઉ' હ્રસ્વ છે ને પાંચમી લીટીમાં એ જ ભેદ (ક્રિયાના મૂળ, સહ, પ્રેરક ઇત્યાદિ ભેદોમાંનો મૂળભેદ) ના ક્રિયાપદના રૂપ 'ઊડી' શબ્દમાં 'ઊ' દીર્ઘ ન કરતાં હ્રસ્વ જ કરવો જોઈતો હતો.

કદાચ એવી દલીલ થાય કે અહીં છંદને અનુકૂળ ઉચ્ચાર પ્રમાણે જ જોડણી કરી છે. એના જવાબમાં કહી શકાય કે તેમ હોય એમ લાગતું નથી. એ માટે આ જ કાવ્યની એક બીજી લીટી આ છે. 'ગુલાબને ઉપર ત્યાં પછી જડયું?' આમાં 'ઉપર' માંના 'ઉ' નો ઉચ્ચાર ગુરુ થાય છે છતાં જોડણી હ્રસ્વ જ છે. આવા બીજા દાખલા પણ બતાવી શકાય.

પણ ઉચ્ચાર પ્રમાણે હ્રસ્વ-દીર્ઘ કરવામાં તત્સમ શબ્દોની જોડણીની મુશ્કેલી નડવાની. એટલે મને લાગે છે કે જોડણી નિયમ પ્રમાણે કરવી જોઈએ અને ચિહ્નો જરૂર પડયે વાપરવાં જોઈએ. આપણો જોડણીકોશ તૈયાર કરવા પાછળ કેટલો શ્રમ લેવાયો છે? તો એનો ઉપયોગ કેમ ન કરવો કે જેથી ભાષાની શુદ્ધિ વ્યાપક બને?

(૫૫) **આપદ્ધર્મ** ( એક ઐતિહાસિક ખંડકાવ્ય ) લેખક: શ્રી. ગોવિંદ હ. પટેલ; પ્રકાશક : શ્રી. ગોરધનભાઈ કિશોરભાઈ પટેલ, વડોદરા; મૂલ્ય દસ આના.

રાજસ્થાનના ઇતિહાસમાંથી પ્રેરાયલી કથાનું આ ખંડકાવ્ય આવકારપાત્ર છે. કાવ્ય સરલ ને પ્રાસાદિક છે. શ્રી. અનંતરાય રાવળનો પુસ્તક સાથેનો 'કવિ અને કાવ્ય' એ પુસ્તકપરિચયલેખ પણ સારો છે. કથાકાવ્યો સામાન્ય જનતાને કાવ્ય તરફ અભિરુચિ કરાવવા આવશ્યક વસ્તુ છે, છતાં આપણે ત્યાં એ ઓછાં થતાં જાય છે ત્યારે ગુજરાત આને સવિશેષ સત્કારે એવી આશા છે.

(૫૬) **મહાયુદ્ધ**: લેખક અને પ્રકાશક: પ્રજારામ ન. રાવળ અને ગોવિંદ સ્વામી, પાટણ (ઉ. ગુજરાત) મૂલ્ય એક આનો.

૭૨, ૪૮ અને ૧૪ એમ અનુક્રમે લીટી–સંખ્યાનાં નાનાં ત્રણ કાવ્યોની આ પુસ્તિકા છે. 'આગામી મહા-યુદ્ધ' એ શ્રી. પ્રજારામ રાવળનું કાવ્ય યુદ્ધની ભયંકરતા અને નિરર્થકતા હૂબહૂ આપણી સામે લાવી મૂકે છે. બીજાં બે કાવ્યો પણ હિંસક યુદ્ધવિષયક જ છે. આટલી નાની પુસ્તિકા કેમ પ્રગટ કરી હશે? પ્રચારાર્થે?

(૫૭) **વિંધ્યવનની કન્યકા કિંવા પ્રિયદર્શના**– રચનાર સ્વ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ; પ્રકાશક: શ્રી. વિલોચન કેશવલાલ ધ્રુવ. ગોટીની શેરી, ખાડિયા, અમદાવાદ; મૂલ્ય રૂ. બે.

ચક્રવર્તી શ્રી. હર્ષદેવની સંસ્કૃત નાટિકા પરથી આ કૃતિ રચાઈ છે. આ નવી આવૃત્તિ છે અને તેમાં સદ્‌ગત લેખકે ઉમેરવા માટે તૈયાર કરેલી વિશેષ નોંધો ઉમેરાઈ છે. મૂળ કૃતિની સાથે તેની રચનાનો ઇતિ-હાસ, તે ઉપર ટીકા–ટિપ્પણ, શંકાઓ ઇત્યાદિ પણ આમાં છે. પાછળનાં પુરવણી અને પરિશિષ્ટો પણ સુધારાયાં–વધારાયાં છે.

(૫૮) **ખંડેરનો ઝરૂખો**–લેખક અને પ્રકાશક: શ્રી ભગીરથ મહેતા, ૩૫, માલ્ડન હાઉસ, મરીન લાઈન્સ, મુંબઈ: મૂલ્ય ત્રણ આના.

સોળ પાનાંમાં સમાવેલ પંદર નાનાં કાવ્યોની આ નાની પુસ્તિકા છે. 'ખંડેરનો ઝરૂખો' એ કાવ્ય સારું છે. પણ બીજાં મોટા ભાગનાં કાવ્યો કાચાં છે.

## નવલકથાઓ–વાર્તાઓ

(૫૯) **શોભના**–લેખક : શ્રી. રમણલાલ વ. દેસાઈ; પ્રકાશક: આર. આર. શેઠની કં. મુંબઈ; મૂલ્ય રૂ. અઢી

શ્રી. રમણલાલ દેસાઈ યુગમૂર્તિ વાર્તાકાર તરીકે ગુજરાતમાં જે પ્રતિષ્ઠા પામ્યા છે તેવી જ બેદરકારી તેઓ પોતાની એ વિશિષ્ટતાથી પામે તો નવાઈ નહિ એમ એમની આ છેલ્લી નવલકથા કહે છે, કારણ કે, આ નવલકથા વાંચ્યા પછી એમ કહી શકાય કે ગુજરાતની મનોવૃત્તિનો તેઓ વધુપડતો લાભ લે છે. શોભનામાં શું છે? એક પ્રશ્ન લીધો છે. એ પ્રશ્નને શોભનાનું વ્યક્તિસ્વરૂપ આપ્યું છે, અજ્ઞાન અને અભણ લોકો જે ભાવના લઈને પતિપત્નીનો વ્યવહાર બાંધે છે અને ગમે તેવા અન્યાયો વચ્ચે પણ શાંતિમાં અને સંતોષમાં રહી શકે છે તેનું દર્શન નવી લગ્નભાવનાની મૂર્તિ શોભનાને કરાવે છે. વસ્તુ સરસ છે પણ એ વસ્તુને સમજવાનો વાચક પ્રયત્ન કરે તેવો પ્રયત્ન લેખકે કર્યો છે કે નહિ એ વિષે શંકા થાય છે. વાચકોને તો વાર્તામાં દેખાશે પૈસાદાર ભાસ્કર અને તેની પાછળ ભમતી રંભા અને શોભના, ચાલુ બનાવને નવી વાર્તામાં ગૂંથવાનો જે એક ચાલ પડી ગયો છે તે રીતે આમાં ગૂંથાયેલ મહાસભા–પ્રધાનમંડળ, મજૂર–ચળવળ, દંભ નીચે ચાલતી પૈસાદારોની 'લોક–સંસ્થાઓ' અને તેમાં પડેલો આદર્શવાદી જુવાન પરાશર અને તેનું કામ જોઈને તેના પર વારી જતી એકાદ નવયુગી સ્ત્રી–આમાં શોભના–અને પછી બંનેનું લગ્નમાં પરિણયન. (શ્રી. રમણલાલની ખાસિયત મુજબ વાર્તામાં 'ભેદ' તરીકે એક બાબતનો સ્ફોટ થાય છે : શોભના અને પરાશરનાં લગ્ન આ પહેલાં થયેલાં, પણ પછી બંને વિખૂટાં પડી ગયેલાં.) એક લેખકની બધી વાર્તાઓમાં એક જ તરેહનાં બધાં પાત્રો આવતાં હોય તેમાં યે કદાચ વાંધો ન લાગે–જો એ પાત્રો પોતાનું વિશિષ્ટ વ્યક્તિત્વ બતાવતાં હોય તો. આમાં તો એ

વિષે છેક જ નિરાશા મળે છે. વાર્તા શીખવતાં કૉલેજની મર્યાદાભાનું જે વાતાવરણ છે, એ વાતાવરણમાં પ્રભાવ પાડતી જેવી શોભના ઊભી થાય છે તેવી શોભના ત્યાર પછી ક્યાં રહે છે? ભાસ્કર તો કોઈ પણ એક સારા કૉલેજિયન જેવો જ છે, એણે તો વાર્તામાં કંઈ કામ જ કરવાનું નથી. રંભાનું મહત્ત્વ હોય તો એટલું કે એણે આજની કૉલેજિયન છોકરીનો પાઠ ભજવવાનો છે, સામાન્ય રીતે એ પોતાનો પાઠ ભજવી જાય છે, એણે કંઈ વિશેષ કરવાનું હોય તેમ સમજાયું ન હોઈ એની સજાવટ તરફ ખાસ લક્ષ અપાયું નથી શાહુકાર બાપનું ઘર છોડીને, માસિક ત્રીસ જ રૂપિયા જાતના ગુજરાન માટે લેવા એવી ભાવના ધરીને બેઠેલા, પહેલેથી છેલ્લે સુધી બરાબર આપણી સામે રહેતા પરાશરનો પણ શો પ્રભાવ પડે છે? પ્રભાવ પડવાનો અર્થ એ નહિ કે એણે ઊથલપાથલો મચાવવી જોઈએ, કોઈ ન કરતું હોય તેવું એ કરતો હોય, પણ આપણી ઉપર એવી કંઈક અસર તો પડવી જોઈએ. મજૂર સ્ત્રી મોંઘી ગૌણ પાત્ર લેખે આમાં ખપી જાય છે પણ દૃષ્ટાન્ત લેવા તરીકે એને આપણે પ્રભાવશાળી પાત્ર કહી શકીએ. એવું આમાં બીજું એક પણ પાત્ર નથી.

અને જે પ્રશ્ન મુખ્ય છે તે તો છેક છેલ્લે જ આપણી સામે આવે છે. ઘણે લાંબે સુધી તો આપણને ચાલુ રાજકીય પ્રશ્નોનો શંભુમેળો જ થયેલ લાગે છે.

શ્રી. રમણલાલની વાર્તાઓમાં વચ્ચે આવતા ટીકાવચનો અને કટાક્ષો સુંદર હોય છે, પણ વાર્તામાં એની અસર ઊભી ન થઈ શકે તેવાં એ હળવાં હોય છે. વાંચનારને એ એક ફેશન જેવું લાગે છે કે એવી ટીકાઓ બોલવી. જેઓ કેવળ શોખને ખાતર જ ‘નવા’ અને ‘ઉદ્દામ’ વિચારો કરે છે અને જેમને આરામથી વાંચવા માટે સોફા હોય છે તેમને આ નવલ કદાચ ગમશે સામાન્ય વાર્તારસ ઉપરાંત આમાં કંઈ લાગતું નથી

(૬૦) લાવણ્ય:—મૂળ લેખક : શ્રી. રવીન્દ્રનાથ ઠાકુર; અનુવાદક . શ્રી બચુભાઈ શુકલ; પ્રકાશક : આર આર. શેઠની કં. મુંબઈ મૂલ્ય; રૂ. અઢી.

કવિ પોતે વિવેચક બનીને પોતાની કવિતાની ટીકા પોતાની લખેલી નવલકથામાં કરે ત્યારે એ નવલકથા નવીન જ બને ને? રવિબાબુએ આ નવલ કથામાં એવું જ કર્યું છે અને એવી જ નવીન આ નવલકથા છે. કવિ અને લહેરી જુવાન અમિતરાય નવીન જ પાત્ર છે. કથાનક તો એટલું નવીન નથી પણ આલેખનની શૈલી ખૂબ નવીન છે, અંત પણ નવીન પ્રકારનો છે-અને નવીન એટલે સુંદર પણ.

અનુવાદ માટે બીજો તો કોઈ દોષ બોલવા જેવું નથી લાગતું. રવિબાબુનું મૂળ બંગાળી વાંચેલ છે. બંગાળીમાં રવિબાબુનો પ્રભાવ જે લાગે તે પ્રભાવ ગુજરાતીમાં પણ દેખાય છે, પણ અનુવાદકની એક ભાષાભૂલ ખૂબ ઠેકાણે નજરે ચડે છે ને ખૂબ ખટકયા કરે છે. એ પ્રકારની ભૂલો કેટલી હશે અને તે કેવી છે તે બતાવવા એક જ પાના (૭૨) પરનાં આ નીચેનાં ત્રણ વાકયો છે.

(૧) 'લાવણ્યે માથું ઊંચું કરી અને એની સામે જોયું.'

(૨) 'અમિત લાવણ્ય પાસે આવી અને ઊભો.'

(૩) 'અમિત એની સામે આવી અને બેઠો.'

'અને' એ ઉભયાન્વયી અવ્યયથી જોડાયેલાં ઉપરનાં વાકયોમાંના દરેકમાંનાં બબ્બે વાકયોને 'અને' ને કાઢી નાખી છૂટાં પાડીને આમ લખી શકાય-

(૧) લાવણ્યે માથું ઊંચું કરી. લાવણ્યે એની સામે જોયું.

(૨) અમિત લાવણ્ય પાસે આવી. અમિત ઊભો.

(૩) અમિત એની સામે આવી. અમિત બેઠો.

આ ત્રણેનું પહેલું પહેલું વાકયો જુઓ. વ્યાકરણદષ્ટિએ એ સાચાં છે? 'લાવણ્યે માથું ઊંચું કરી' અને 'લાવણ્યે માથું ઊંચું કર્યું' એ બેમાં કયો પ્રયોગ સાચો? 'અમિત લાવણ્ય પાસે આવી' એ પ્રયોગ સાચો કે 'અમિત લાવણ્ય પાસે આવ્યો' એ પ્રયોગ સાચો? અમિત એ નરજાતિ છે એ તેના જોડકા વાકય પરથી કહેવું પડે છે; એ રીતે તો અમિત 'આવી' નહિ પણ 'આવ્યો' એમ જ કહેવું જોઈએ ને?

પણ બચુભાઈએ ભૂલ અહીં નથી કરી, એમણે તો ભૂલ કરી છે 'અને'ના પ્રયોગમાં. 'કરીને' 'આવીને' ઇત્યાદિ પ્રયોગોનું એમણે 'કરી અને' 'આવી અને' એવું રૂપ કર્યું તેથી આ ભૂલ થઈ છે. કદાચ એમણે માન્યું હોય કે 'કરીને' 'આવીને' એ પ્રયોગોમાંનો અંત્ય 'ને' 'અને'ના અર્થનો છે. આમ કર્યું અને આમ 'કર્યું' એવો અર્થ સમજીને તેઓ નવી વાક્યરચના કરવા ગયા હોવા જોઈએ. એમની આ સમજને ખોટી ગણવી જોઈએ કારણ કે 'કરીને'નો પ્રયોગ 'કરવાની અને' બીજી ક્રિયાના ભાવનો નથી પણ 'કર્યા પછી' બીજી ક્રિયાના ભાવનો છે, 'લાવણ્યે માથું ઊંચું કરીને એની સામે જોયું'નો અર્થ છે 'લાવણ્યે માથું ઊંચું કર્યા પછી એની સામે જોયું', નહિ કે 'લાવણ્યે માથું ઊંચું કર્યું અને એની સામું જોયું.'

વ્યાકરણની બીજી બે ભૂલો ઉતાવળે વાંચનમાંથી પણ જે નજરે ચડી ગઈ તે પણ અહીં નોંધી છે.

'મારે મોંયે ને તારે કાને' (પાનું ૭૮) આમાં 'કાને'માં લાગેલો પ્રત્યય 'એ' 'મોં'ના સંબંધમાં ફરી જઈને 'યે' કેમ થઈ ગયો? જો એ માટે એમની સમજ મુજબનો પણ કોઈ નિયમ હોય તો તેનો વ્યવહાર એમનાં લખાણોમાં સાર્વત્રિક હોવો જોઈએ ને! પણ એ રીતે એ પ્રયોગ સાર્વત્રિક નથી એટલે આપણે શું એમ સમજવું કે તેઓ એવી માન્યતા ધરાવે છે કે 'ભાષાને શું વળગે ભૂર'! એમ હોત તો તો એમણે પોતાના પુસ્તક 'ભાષા-વિજ્ઞાનપ્રવેશિકા'ની ભૂમિકામાં અશુદ્ધ ભાષા વિષે જે ઉકળાટ ઠાલવ્યો છે તે તેઓ ન ઠાલવી શકત.

બીજી ભૂલ તે 'તમારાં માસીબા'ને ઠેકાણે 'તમારા માસીબા' (પાનું ૭૮) જેવી નારીજાતિના વિશેષણના માનવાચક રૂપની છે. આ બધી બેદરકારી ગણાય ને ખરેખર અક્ષમ્ય કહેવાય.

(૬૧) સુભગા:—લેખક: શ્રી. સીતારામ શર્મા; પ્રકાશક: નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ; મૂલ્ય રૂ. બે

રશિયન નવલકથાકાર રોમાનોફની 'ન્યુ કમાન્ડ-મેન્ટ' પરથી આ નવલકથાનું સર્જન થયું છે એમ લેખક કહે છે, પણ છતાં સર્જનમાં બારોબાર મૌલિકતા રહેલી છે એમ આપણને લાગ્યા કરે તેવું એ સફળ સર્જન છે.

સુશિક્ષિત પુરુષને બાધિક આનંદ માટે સાથી જોઈએ છે. જૂનાં રૂઢિચુસ્ત લગ્નથી એ મળતું નથી એટલે એને નવા સમાજમાં એને માટે ફાંફાં મારવાં પડે છે. એમાં એ ક્યાંક ભેખડાઈ જાય છે ને અંતે ત્યાંય પસ્તાય છે. એવી જ સ્થિતિ છે સુશિક્ષિત સ્ત્રીઓની. એ પણ ભ્રમણામાં પડીને કોઈકને સાથી બનાવી લે છે ને પછી પસ્તાય છે.

આનો ઉકેલ શો? આ વાર્તા એ ઉકેલ નથી આપતી—રોમાનોફે પણ નહિ આપ્યો હોય. પોતાની સ્થિતિ બીજાં પાત્રને સમજાવતો પત્ર લખીને નાસી છૂટવું એ જ એનો ઉકેલ! આમાંના મુખ્ય પાત્ર મોહનની ગામડાની પત્ની તરફ મોહનને પાછળથી જે ભીની લાગણી થાય છે તેમાં એનો ઉકેલ ન બતાવી શકાયો હોત? કે એ કેવળ નવલકથાકારનું ઉપદેશકપણું સૂચવવા જેવું જ બની જાત! કહે છે કે કાળ એનો ઉત્તર આપશે એ ઉત્તર ગો હશે તે આ વાક્યપાથી જ સમજી શકાય છે કે જૂનું છેક જ તો ત્યજવા જેવું નથી, પણ હમેશાં આગળ જ જવા મથતા માનવીને એ ઉત્તર રુચે એમ નથી એટલે મટમાળ આ જ રહેવાની, એનો ઉકેલ કદી આવી શકવાનો નહિ.

નવલકથાનો એ દોષ કહો કે ગુણ કહો, પણ એક વસ્તુ વાચકને જરૂર ભ્રમણામાં રાખે છે અને એ અશક્યવત્ હોય તેવો ભાવ ઉત્પન્ન કરે છે. જ્યારે સુભગા મોહનની પત્ની તરીકે મોહનને માટે પ્રાણ સુદ્ધાં સમર્પવાની દર્દભરી વાણી વદતી હોય અને વાચકને એમાં એની સચ્ચાઈ લાગતી હોય ત્યારે એ બીજી તરફ બીજા કોઈની રખાત બની રહી હોય એ વાસ્તવિક કેમ કહી શકાય? છેલ્લાં થોડાં જ પાનાંમાં નવલકથાનું મૂળ વસ્તુ પ્રગટ થાય છે—ત્યાં સુધી તો આપણને પતિપત્નીની પરસ્પરની

ગેરસમજણોમાંથી ઊભી થતી વિસંવાદિતાનું દુઃખ જ લાગ્યા કરે છે, કદાચ રશિયામાં આવું કલ્પી શકાતું હોય.

(૬૨) **આખર**—લેખક : મોહનલાલ નથવાણી, પ્રકાશક : ધ્વનિ ગ્રંથમાળા, રાજકોટ; મૂલ્ય દસ આના.

ગરીબ અને અજ્ઞાન માબાપની સુંદર પુત્રીને બદમાશોના હાથમાં પૈસાને ખાતર કેમ ફસાવું પડે છે તેની આ વાર્તા છે. ભાષા, શૈલી, કથાનક ઇત્યાદિ સામાન્ય છે.

(૬૩) **૮૦ દિવસમાં પૃથ્વીપ્રદક્ષિણાઃ**—મૂળ લેખકઃ જૂલે વર્ન; સક્ષેપકાર : મૂળશંકર મો. ભટ્ટ, પ્રકાશક : 'ઘરશાળા,' પ્રકાશન મંદિર ભાવનગર; મૂલ્ય આઠ આના.

વિદ્યાર્થીઓને માટે નહિ જેવા સાહિત્યમાં આ પુસ્તકનો એક ઉમેરો છે, પણ તે મહત્ત્વનો નથી. પૃથ્વીપ્રદક્ષિણા જેવો સાહસસૂચક વિષય તો કેટલો પ્રેરણાદાયી હોય, પણ આમાં તેવી પ્રેરણા શુદ્ધ સ્વરૂપમાં નથી. આમાં તો બધી મુશ્કેલીઓ પૈસાથી જ તરી જવાય છે, અને જ્યાં એમ બતાવવું હોય કે મુશ્કેલીઓએ મગજ પર અસર નથી કરી, ત્યાં બીડી ફૂંકવા માંડવી. એ ભાવનામાંથી સ્વાભાવિક એ નથી કે વિદ્યાર્થી એ જ ઝીલે કે બીડી, દારૂ એ બેદરકારી સૂચવનારી અજબ વસ્તુ છે? એનો એવો ઉપયોગ કરવો જોઈએ? આવા કથાનકમાંથી ભૂગોળજ્ઞાનની જે આશા રાખી હોય તે પણ આમાંથી ફળતી નથી. એવી એક જ વસ્તુ આમાંથી સમજવા મળે છે કે પૃથ્વીને પૂર્વથી પશ્ચિમ આંટો મારી ફરી સ્થાને આવતાં એક દિવસ વહેલો થઈ જાય છે.

એ ખરું છે કે સવાસો પાનાંના સંક્ષિપ્ત પુસ્તકમાં વિશેષ કાંઈ ન આવી શકે, પણ તો પછી પુસ્તકને આપણી ભાષામાં આ રીતે ઉતારવાનો કંઈ વિશેષ અર્થ નથી આમાંથી તો વિદ્યાર્થીઓ કેવળ કલ્પનામાં જ સાહસો કરતા રહેશે. એટલે ખરી રીતે તો આ પુસ્તક ઉપરથી બીજું પુસ્તક રચવું જોઈતું હતું.

## નાટકે

(૬૪) **ઘરઘરણું અને મનોહર**—યોજક : શ્રી. મસ્તરામ પંડ્યા; પ્રકાશક, 'ઘરશાળા' પ્રકાશન મંદિર, ભાવનગર; મૂલ્ય બાર આના.

'યંગવુડ્લી' (લેખક જોન વાન ડ્રુટન) ઉપરથી 'મનોહર' અને 'પ્રપોઝલ' (લેખક શેહોવ) ઉપરથી 'ઘરઘરણું' એમ બે નાટકો યોજાયાં છે, જેમાંનું 'ઘરઘરણું' એક 'થર્ડ કલાસ' ફારસ જ છે. પંદર પાનાંનું આ નાનકડું પ્રહસન ગુજરાતીમાં ઊતરવાથી શો અર્થ સરશે એ સમજ જ પડતી નથી. આપણી પાસે કંઈ ભજવવા જેવું પ્રહસન નથી માટે પરભાષાનું ગમે તેવું ગુજરાતીમાં ઉતારવું એ બરાબર નથી. 'મનોહર' એ નાટક વિદ્યાર્થીના જાતીય વિજ્ઞાનના કોયડાને ઉકેલે છે અને તે સરસ છે.

## કેળવણી

(૬૫) **બેઝિક ઇંગ્લિશ**—લેખકઃ શ્રી. હરિકૃષ્ણ વ્યાસ, બેઝિક ઇંગ્લિશ કલાસ, લાઠી (કાઠિયાવાડ) મૂલ્ય રૂ. બે.

બેઝિક ઇંગ્લિશ તો હવે પ્રચલિત પ્રયોગ થઈ ગયો છે; 'એ એક એવી જાદુભરી ભાષા છે કે જે થોડા દિવસમાં શીખી લેવાય છે' એવી પણ એક માન્યતા ફેલાઈ છે. એ ભાષા શું છે, તે કેવી રીતે શીખી લેવાય એ સમજ એ ભાષાના શિક્ષણ સાથે આ પુસ્તકમાં આપી છે. વર્ગમાં શીખવવાની રીતે શીખવતી પુસ્તિકાઓ તો આ લેખક તરફથી જુદી બહાર પડી જ છે, પણ આ પુસ્તકમાંથી પણ બુદ્ધિશાળી અને મહેનતુ વિદ્યાર્થી એ ભાષા શીખી શકે અથવા શિક્ષક શીખવી શકે. પણ લેખક કહે છે તે રીતે 'જેમને અંગ્રેજી ભાષાના મૂળાક્ષરો પણ આવડતા નથી તેમને આ પુસ્તક અંગ્રેજી એબીસીડીથી શરૂ કરી છેલ્લામાં છેલ્લી કક્ષાનાં શિષ્ટ વાકયો સમજવા સુધીની શક્તિની ચાવી આપી દેશે' તે વાત સમજવી જરા મુશ્કેલ પડે છે. મુશ્કેલ એટલા માટે કે વિદ્યાર્થી બહુ બુદ્ધિશાળી હોય તો જ એ જે અંગ્રેજી મૂળાક્ષરો અને તેના ઉચ્ચારો આમાં આપ્યા

છે તેમાં પ્રવેશ કરી શકે. વળી જેઓ અંગ્રેજી મૂળાક્ષરો પણ જાણતા ન હોય તેઓમાંના મોટા ભાગના લોકો વ્યાકરણની પરિભાષા પણ સમજી શકતા ન હોય; સંક્ષેપમાં બધું ગોઠવીને સમજાવેલું હોવાથી ગૂંચવાડામાંથી પણ એ માર્ગ ન કાઢી શકે. દાખલા તરીકે who, which વગેરે કંજક્શનો વિષે લખતાં લેખક કહે છે : આ આઠમા ગ્રુપના શબ્દો લાંબાં વાક્યોમાં ચાવીરૂપ હોય છે. તેમને દાબી દેવાથી વાક્યોના સાદા ને ઝટ સમજાય તેવા ટુકડા પડે છે. ( પાનું ૬૫ ) અહીં શબ્દો 'દાબી દેવા' એટલે શું, એ દાબી દેવાથી કેવી રીતે કેવા ટુકડા પડે છે તેની વધુ સમજણ નથી આપી. અંગ્રેજી મૂળાક્ષર પણ ન જાણતો માણસ મોટે ભાગે ચાર ગુજરાતીથી આગળ ગયો ન હોય, એનું ભાષાજ્ઞાન પણ એટલું બધું ન હોય, એવાને તો ખૂબ દાખલાઓથી જ આવું સમજાય.

આટલું કહ્યા પછી કહું કે મને લાગે છે કે આ કોર્સ બહુ સરસ છે, શાળાઓમાં અંગ્રેજી શીખવવાનો ક્રમ આની ઉપર રચવા જેવો છે, ત્યાં પરિચયપદ્ધતિથી ( ડાયરેક્ટ મેથડ ) પણ આ ક્રમ લઈ શકાય. શ્રી. વ્યાસની બેઝિક ઇંગ્લિશની આગલી પુસ્તિકાઓ આમાં ઘણી મદદરૂપ થાય. એમની શીખવવાની પદ્ધતિ કલાયુક્ત અને અનુકરણીય છે. શ્રી. વ્યાસનું આ પુસ્તક આજે એટલું મદદરૂપ ન હોય, કારણ કે આપણે ત્યાં આપણી ભાષાનું જ શિક્ષણ પૂરતું નથી મળતું; પણ જો પોતાની ભાષાનું આપણને પૂરતું જ્ઞાન હોય અને બુદ્ધિની કક્ષા ઊંચી આવી હોય તો વધુમાં વધુ મદદરૂપ થઈ શકે તેવી પદ્ધતિ તો આ જ છે. કોઈ પણ પરભાષા શીખવા માટે આ પદ્ધતિ ઉપયોગી છે.

બેઝિક ઇંગ્લિશ વિષે શ્રી. વ્યાસ જે અહોભાવ અને મમત્વ દર્શાવે છે તેટલું બીજાઓને તે ન લાગે એ સંભવિત છે. એ ભાષા દુનિયાની ભાષા બને તોપણ તેનો અર્થ પોતે પોતાની વાત અંગ્રેજીમાં સમજાવી શકે તેટલો જ રહેશે. બીજાની વાત સમજવા'માટે અને સાહિત્યરસ લેવા માટે તો આગળ વધવું જોઈએ. એટલે બેઝિક ઇંગ્લિશ એ માત્ર એક પદ્ધતિ છે કે જે દ્વારા વધુ જલદીથી અંગ્રેજી ભાષાને સમજતા કરી શકે. એ કોઈ જાદુભરી ભાષા નથી. એના ગુજરાતીમાં પ્રચલિત એવા જે શબ્દો મનાયા છે તેમાંના ઘણા શબ્દો વિષે ઘણાને માહિતી ન પણ હોય, એક શબ્દના જુદા જુદા ઉપયોગોથી પણ એ અજ્ઞાત હોય. એની ખૂબી માત્ર એટલી જ જણાય છે કે એણે એક એવો નાનો શબ્દકોશ બનાવી આપ્યો કે જે ખૂબ પ્રચલિત શબ્દોથી શરૂ થઈ નવા શબ્દો સમજાવી દે અને જેના વિના ચલાવી શકાય તેવા ઘણા મોટા પ્રમાણના શબ્દો થોડા સહેલા શબ્દોમાં સમાવી દીધા. આ શબ્દો ઉપર એની વાક્યોની અને પાઠોની રચના થઈ. આ રીતે એ એક પદ્ધતિ જ થઈ, એ કોઈ જુદી ભાષા ન થઈ. એનું વ્યાકરણ, એની ભાષારચના ઇત્યાદિ તો એટલાં ને એવાં જ રહ્યાં જે શીખવા માટેનો સમય કેટલો લંબાય કે ટુંકાય તે તો કેવળ શિક્ષકની શિક્ષણની કલા ઉપર જ આધાર રાખે છે–આ પદ્ધતિ ઉપર નહિ.

આ પુસ્તક તો માત્ર ૨૦૦ જ પાનાંનું છે એટલે એમાં બહુ સમજણો ન આવી શકે તે દેખીતું છે, પણ છતાં તેમાં લેખકે કુશળતાપૂર્વક થોડામાં ઝાઝું સમાવ્યું છે. સાથે ' કેમ શીખવવું ' વિભાગ પણ છે, જે ઉપયોગી જ છે.

પુસ્તકની પ્રસ્તાવનામાં લેખક અવલોકનકારોને ' વિનતિ ' કરે છે કે તેઓ માત્ર ' પુસ્તકમાં જોડણીદોષો ખૂબ છે ' એમ કહીને ' મુરબ્બીવટ ભોગવવાનો અને અહમ્ સંતોષવાનો એ એક જ સરળ માર્ગ લઈ અગાશી પરથી પથ્થર ફેંકવાની અનિચ્છનીય નીતિ અજમાવવાને બદલે જોડણીદોષવાળા શબ્દો જ સીધેસીધા બતાવી દે. '

આ વિનંતિમાં કંઈ યે ઊંડી સમજણ છે ખરી ? અહીં જે પુસ્તકનું અવલોકન કર્યું છે તે જ પુસ્તકમાં ઓછામાં ઓછા પાંચસો જોડણીદોષવાળા શબ્દો છે. સમાસવાળા શબ્દો જુદા હોય કે યંત્ર પરથી બીજું ઊડી ગયું હોય કે નજરચૂક થઈ હોય' તેવા શબ્દોની આમાં ગણતરી નથી કરી આ

પુસ્તકના 'લેખકની વિચારસૃષ્ટિ'વાળા પહેલા પાના પર જ પાંચ મુખ્ય ભૂલો છે, હ્રસ્વ-દીર્ઘ ઇ. ઈ ની ભૂલો બાદ રાખીને-અંગ્રેજી શબ્દોની ગુજરાતી જોડણીનો નિયમ નક્કી નથી થયો એટલે એ શબ્દોની જોડણી પ્રત્યે મેં લક્ષ નથી આપ્યું. અવલોકનકારને મહિનામાં કેટલાં પુસ્તકો વાંચવાનાં હોય છે ( હું પોતે તો પુસ્તક આદિથી અંત વાંચ્યા સુધી એ વિષે કંઈ લખતો નથી ) એ સ્થિતિમાં એ એટલાં પુસ્તકોનાં પ્રૂફ પણ કંઈ સુધારી શકે નહિ. એ બતાવવાને માટે એને સામયિકનાં પાનાં પણ એટલાં મળી શકે નહિ કે લેખકને પત્રથી પણ એ ભૂલો એ મોકલી શકે નહિ; છતાં આ મહિનાના મારા વાંચનનાં પુસ્તકો અને સામયિકોનું એક એક પાનું લઈ તે પરની જોડણીભૂલો 'ઊર્મિ' ના આવતા અંકમાં બતાવવા ધારું છું. કોઈ કંઈ ભૂલ બતાવે તો તેમાંથી મુરબ્બીવટ, અહમ્પોષણ, અગાશી પરથી પથ્થર ફેંકવાની વૃત્તિ ઇત્યાદિ આરોપો એની ઉપર મૂકવાની શી જરૂર ? અને જોડણીભૂલો બતાવવી એ જો એક જ અને સરળ માર્ગ હોત તો તો આપણી ભાષામાં જોડણી પ્રત્યેની આવી બેદરકારી જ શા માટે ચાલતી હોત ? જો કે શુદ્ધ જોડણી એ અઘરી બાબત છે એમ હું પોતે તો લેશ પણ માનતો નથી. એક દિવસ એકાદ કલાક કાઢીને જો નક્કી થયેલા નિયમો ધ્યાનપૂર્વક વાંચી-સમજી જવાય, પરીક્ષાર્થે પોતાની મેળે થોડા શબ્દો લખી જોડણીકોશની મદદથી તેના ખરાખોટાની ખાતરી કરી લેવાય, તો પછી પોણોસો ટકા ભૂલો તો એકદમ ઘટી જાય. પછી જોડણીકોશની મદદ માત્ર તત્સમ શબ્દો પૂરતી જ લેવાની રહે-એ પણ થોડા વ્યવહારને અંતે સરળ થઈ જાય છે.

(૧૬) વર્ધાશિક્ષણયોજના-પ્રકાશક : નવજીવન કાર્યાલય, અમદાવાદ.

દોઢ વરસમાં આ ગંભીર પુસ્તકની હજાર પ્રતની એક આવૃત્તિ ખપી જઈને આ બીજી આવૃત્તિ પ્રગટ થઈ છે. આ યોજનાને સમજવાની અને વિચારવાની આપણી ઉત્સુકતાનું આ દ્યોતક છે.

વર્ધાયોજનાના અખતરા કોઈ કોઈ ઠેકાણે થયા છે. એ અનુભવ દરમિયાન આવેલી મુશ્કેલીઓ, એમાં સૂઝેલા સુધારાવધારા અને જો કંઈ પરિણામ અત્યાર સુધીમાં જણાયું હોય તો તે-એ બધું સંગ્રહીને એક પુસ્તક પ્રગટ થવાની હવે જરૂર છે.

(૧૭) કુંવરબાઈનું મામેરું:-સંપાદક : શ્રી મગનભાઈ દેસાઈ, નવજીવન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય છ આના.

કવિ પ્રેમાનંદ રચિત 'મામેરું' સરસ કાળજીપૂર્વક અને યોગ્ય ટિપ્પણ અને પાદટીપમાં પાઠફેર આપીને આટલી સસ્તી કિંમતમાં પ્રગટ થાય છે તે એક ઉપકારનું કાર્ય થાય છે. એક વસ્તુ આમાં ખૂટે છે. પ્રેમાનંદ અને મામેરા વિષે જે પ્રાથમિક નોંધ આમાં છે તે સાથે નરસિંહ મહેતા વિષે પણ કંઈક લખાવું જોઈતું હતું. નરસિંહ મહેતાને ઓળખ્યા વિના મામેરાના પ્રસંગને ઓળખી ન શકાય. ટિપ્પણમાં એક નોંધ છે તે અતિ ટૂંકી છે. આટલું ઉમેરાયા પછી પુસ્તક કોઈ પણ વિદ્યાર્થી કે પ્રૌઢ વાચકને બીજાની મદદ વિના રસ આપી શકત.

## આરોગ્ય

(૧૮) બ્રહ્મચર્યમીમાંસા:-લેખક : ડૉ. જટાશંકર નાન્દી; પ્રકાશક: શ્રી નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ; મૂલ્ય રૂ. સાડા ત્રણ.

આ પુસ્તક સવા ચારસો પાનાંનું કર્યું છે પણ એને બસો પાનાંમાં સહેલાઈથી આથી ઘણી વધુ સારી રીતે સમાવી શકાત. કેટલાક મહાન પુરુષોનાં જીવન અને કાર્યો બ્રહ્મચર્યને આભારી ગણી આમાં લંબાણથી આપ્યાં છે, બ્રહ્મચર્ય વિષે મહાન પુરુષોએ કાઢેલા ઉદ્ગારો આ એક જ પુસ્તકમાં પુનરાવર્તન થઈ બેત્રણ વાર આવ્યા છે. લેખકનું પોતાના કથનનું પણ પુનરાવર્તન થયા કર્યું છે. આમાં ઉપયોગી થઈ પડે તેવો ભાગ ત્રીજા પ્રકરણનો આસન અને પ્રાણાયામનો છે. લેખકે જનસમાજની દુઃખી સ્થિતિ જોઈને વ્યગ્રતાથી જોશપૂર્વક બધું લખ્યું છે, પણ જો એમણે પોતાના લખાણને ટૂંકું બનાવ્યું હોત તો

પુસ્તકની કિંમત સસ્તી રાખી શકાઈ હોત અને ઘણા લોકો એનો લાભ લઈ શકત. આસનો-પ્રાણાયામો કેમ કરવાં તે બતાવવા ચિત્રો પણ, આ રીતે કરકસર કરી હોત તો, આપી શકાત ને પુસ્તકને વધુ ઉપયોગી કરી શકાત. કથાવાર્તામાં રસ ધરાવતા લોકોને આ પુસ્તક વધુ ગમશે કારણ કે આદિથી અંત સુધી ધાર્મિક પ્રવચન જેવુ વાતાવરણ રહે છે

(૬૯) નિસર્ગોપચાર-લેખક સાકરલાલ યાજ્ઞિક, પ્રકાશક. ચિત્રશાળા પ્રેસ, પુના. મૂલ્ય બાર આના

એ એક આનંદની વાત છે કે દવાઓથી પાછા હઠી રોગનિવારણ અને તંદુરસ્તી માટે આપણે કુદરતી મદદનો વિચાર કરવા લાગ્યા છીએ. પણ આ પુસ્તક સંપૂર્ણ રીતે નિસર્ગોપચારને ટેકો આપે છે એમ કહેતાં સંકોચ થાય છે આમાં તો મેલેરિયાની દવાઓ અને સારક દવાઓની પણ હિમાયત કરી છે. વળી 'મલાવરોધ એ બીવા જેવી વસ્તુ નથી ' એવું પણ એક વિધાન આમાં કર્યું છે જે આપણને ગળે ઊતરે એવું નથી. આ વિષે વિશેષ તો નિસર્ગોપચારના કોઈ જ્ઞાની જ કહી શકે. એ સિવાય પુસ્તક આપણને નિસર્ગોપચારની ઘણી બાબતો સમજવામાં મદદ આપે તેમ છે. ખોરાક વિષેનું પ્રકરણ વ્યવસ્થિત નથી, પણ સારું છે. પાણીના ઉપચાર, માટીના ઉપચાર, દુગ્ધાહાર અને ફલાહાર, કસરતો, આસનો વગેરે સબંધી સારી માહિતી છે.

## જીવનચરિત્ર

(૭૦) ભારતસેવક ગોખલે—લેખક શ્રી. જુગતરામ દવે, પ્રકાશકઃ નવજીવન પ્રકાશન. મંદિર અમદાવાદ

સામાન્ય રીતે આપણા મનમાં ગોખલેજી વિષે તેઓ મોટા વિદ્વાન, પ્રતિભાશાળી અને દેશસેવક હતા એવી છાપ છે; પણ તેઓ ગાંધીજીને પ્રેરણા આપે તેવા મહાન હતા તેવી માન્યતા પ્રગટી શકતી નથી. પણ આ પુસ્તક આપણને પ્રતીતિ કરાવી શકે છે કે ગોખલેજી ગાંધીજીને પ્રેરણા આપી શકે તેવા મહાન આત્મા પણ હતા

પુસ્તકની શૈલી એટલી તો રસમય છે કે હું પોતે તો એને એક બેઠકે વાંચી શકવાને શક્તિમાન નહોતો તો જ્યારે જ્યારે પાંચ મિનિટ જેટલો પણ વખત બીજાં કામોની વચ્ચેથી મળતો ત્યારે વાચતો. એક બાબત અહીં કહેવી સૂઝે છે. નવજીવન કાર્યાલયનાં પુસ્તકોમાં નિશાનીની દોરી નથી હોતી એટલે ઘણીવાર મુશ્કેલી પડે છે. પાનું યાદ રાખવા માટે દોરી એ ઘણી જરૂરી વસ્તુ છે.

(૭૧) મારું જીવન અને કાર્યક્ષેત્ર—લેખકઃ હેનરી ફોર્ડ, અનુવાદક શ્રી. રમણલાલ વ. દેસાઈ; પ્રકાશકઃ લોહાણામિત્ર. પ્રિં પ્રેસ, વડોદરા; મૂલ્ય રૂ. પોણા બે

શ્રી. રમણલાલ દેસાઈ આ પુસ્તકના અનુવાદક નહિ પણ લેખક હોય તેવો ભ્રમ પેદા થાય તે રીતે પ્રકાશકે આ પુસ્તકને બજારમાં વેચવા મૂકેલું, પણ પછી એ વાત પ્રગટ થતાં સામયિકોમાં ખૂબ હોહા થઈ, શ્રી. સયાજી સાહિત્યમાળા, જે આ પ્રકાશનના પ્રોત્સાહક છે, એમણે પણ પ્રકાશક સામે જરૂરી પગલાં લીધાં અને પુસ્તક યોગ્ય રૂપે આપણી સામે હવે આવ્યુ છે.

શ્રી. રમણલાલે સાહિત્યપ્રદેશમાં પ્રવેશ પણ નહોતો કર્યો ત્યારે આ પુસ્તકનુ ભાષાંતર કરેલું. ભાષાંતર સુવાચ્ય છે. મૂડી મજૂરીને ખાઈ ન જાય પણ તેને પ્રફુલ્લ રાખે તે માટે મૂડીપતિ શું કરી શકે, મૂડીપતિ યોગ્ય રીતે પોતાની મૂડીનું વહન કરે તો મૂડીથી થતા ગેરલાભો અદૃશ્ય થાય ઇત્યાદિ બાબતો હેનરી ફોર્ડે યોગ્ય રીતે આમાં લખેલ છે. એક મૂડીપતિના તેની મૂડી અંગેના વિચારો અવશ્ય જાણવા જોઈએ અને તે માટે આ પુસ્તક વાંચવું જરૂરી છે.

(૭૨) આત્મકથા (ગાંધીજીની) પ્રકાશકઃ નવજીવન કાર્યાલય, અમદાવાદ મૂલ્ય રૂ ૧.

ગાંધીજીની આત્મકથાના બે ભાગને એક પુસ્તકમાં સાથે મૂકીને કિંમત ઓછી કરીને આ નવી આવૃત્તિ પ્રગટ થઈ છે. ગાંધીજીની આત્મકથા એમને સમજવા માટે, એમાંથી પ્રેરણા મેળવવા માટે કેવી ઉપયોગી છે તે તો શું લખવાનું હોય ? સાહિત્યના ઉત્તમ પ્રકાર લેખે, ભાવવાહી, રસપ્રદ અને પ્રવાહબદ્ધ ભાષાના નમૂના લેખે પણ આત્મકથાનું મૂલ્ય ઘણું ઊંચું છે. ચા.

: વર્ષ દસમું : અંક આઠમો : ઊર્મિ : નવેમ્બર : ૧૯૪૦ :

# विचारकलिका

સાવ નાનપણથી મીઠામધુર વિચારોનું ભોજન કરતો આવ્યો છું. વિચારોની ભૂખ પહેલાં લાગી કે આરોગવાની ટેવને લઈને ભૂખ ઉત્પન્ન થઈ, તે આજે કહેવું મુશ્કેલ છે. આગળ જતાં મને વિચારોનો ભોક્તા જાણી કેટલાક લોકો મને આદરથી મિજબાનીમાં બોલાવવા લાગ્યા. કેટલાક દિવસ પછી મિજબાની માટેનું આમંત્રણ એ તો આપણો હક્ક જ છે, એમ હું સમજવા લાગ્યો અને તેથી આમંત્રણ ન હોય તોપણ સંકોચ રાખ્યા વગર તે મિજબાનીમાં ભૂલ્યા વગર હું પહોંચવા લાગ્યો. હવે તો પકવાનોની ચોરી પણ સફાઈથી કરવા જેટલી કળા મેં ખીલવી છે.

પણ આટલાથી સંતોષ ન થયો. આ પકવાનો પોતાને ઘેર જાતે તૈયાર કરતાં આવડવું જોઈએ, એમ મને લાગવા લાગ્યું. પણ તેને માટે જોઈતું સીધું બજારમાં ન મળે, માગીએ તો કોઈ ન આપે, અને આપે તો પણ તે વાસી, તેથી તેનાં પકવાનો બનતાં ન હતાં. છેવટે નક્કી કર્યું કે પોતે જ મહેનત-મજૂરી કરી સીધું તૈયાર કર્યા વગર છુટકો નથી. એવી રીતે પહેલાં જે હું તૈયાર જ લેનારો અને ખાઉધરો હતો તે હવે હલધર, ચક્રધર અને ગોપાલ થયો છું. હવે મારી પાસે જે પકવાનો છે તેમાં લોકોએ આપેલાં કેટલાં, મેં ચોરી આણેલાં કેટલાં અને મેં જાતે તૈયાર કરેલાં કેટલાં તે કહેવું કઠણ છે. એટલું સાચું કે બધાંને મારો હસ્તસ્પર્શ થયો છે અને તેમની પસંદગી મારી પોતાની છે.

આ પકવાનો પચવામાં થોડાં ભારે હોય છે. તેથી નિરીક્ષણ-મનન રૂપી કસરત ઠીક કરવી જોઈએ, અથવા કંઈ નહિ તો પહેલો જરા ઉપવાસ કરવો જોઈએ.

*　*　*

મહાત્માઓને ઈશ્વરે બે હૃદયો આપેલાં હોય છે. એક વિશ્વની વેદના સહન કરવા માટે; અને બીજું વિશ્વાસઘાતની ક્ષમા આપવા માટે.

*　*　*

સસલા કરતાં કાચબાને જ રસ્તાની ખબર વધારે હોય છે.

*　*　*

જો તમે પવનના કાનમાં તમારી ગુહ્ય વાત કરશો તો 'તેણે ઝાડોના કાનમાં તે વાત કેમ કરી?' એવી ફરિયાદ તેની સામે કર્યે લાભ શો?

*　*　*

જ્યારે તમારો આનંદ કે તમારું દુઃખ વધે છે ત્યારે જગત નાનું થાય છે.

*　*　*

પહેલાં, પ્રતિભાશાળી લોકો રાજપુરુષોની સેવા કરવામાં ગૌરવ માનતા. હવે, તેઓ અકિંચનોની સેવા કરવામાં ગૌરવ માને છે.

*　*　*

પ્રતિભાનું દાન શબ્દબદ્ધ કર્યા પછી તેને ક્રિયામુક્ત કરવાનું હોય છે એ ભૂલશો નહિ. (જે મોટા વિચાર આપણી વાણી વડે વ્યક્ત થાય છે, તે આપણા પર ઋણના રૂપમાં બેસી જાય છે. તદનુસાર ક્રિયા જ્યારે આપણે હાથે થાય ત્યારે જ આપણે ઋણમુક્ત થઈ શકીએ.)

*　*　*

લોકો આગળ 'આપો' કહી હાથ લંબાવવો અને કોઈ કંઈ જ આપે નહિ, એના કરતાં વધારે ભારે દુર્દૈવ હોઈ શકે ખરું?

હા, લોકો આગળ 'લો' કહી હાથ લંબાવે અને કોઈયે લેવા તૈયાર હોય નહિ એવું મહા દુર્દૈવ ઘણા મોટા માણસોના ભાગ્યમાં હોય છે.

*　*　*

આ મહાન ખારો સમુદ્ર એ બીજું ત્રીજું કાંઈ નથી, પણ માણસની નિર્દયતા જોઈને મહાત્માઓએ ઢાળેલો અશ્રુસંચય છે.

*　*　*

દ્વેષ એ સડતું શબ છે. તમારું હૃદય જો કબર હોય તો જ તેને તમે ત્યાં સ્થાન આપો.

૨૦-૮-'૩૬

जगद्दास—जगन्नाथ

# પશ્ચિમના મોરચા ઉપરે

શ્રી સુરેશ ગાંધી

અને જખમ ઘા પડે ઉઝરડાં ધરિત્રી ઉરે
વીંધાય ટપકે રૂધીર કકળી ઉઠે, કારમી
છૂટે ગનમશીન તોપ ઘનબોમ્બમારો બને
ફૂંકે પ્રલય ઘોરઘોર મૃત્યુમર્ણ તાંડવે
ચડે બની કરાલ, કાળ લૈ પાત્ર કંકાલનું
પીપાસિત ધસે મહાસમરમાં બધે ત્રાટકે
પીએ રગત ઉષ્ણ કૈંક નવ લોહીયાળોતણું:
થશે બધું થશે પ્રચંડઝંઝાનીલો આથડી
ધરાતલ ઉખેડશે, અગન ભૂખ સંહારની
અરે ! છીપવવા જ માનવી મટી જશે માનવી:
ઘડીક શમશે બધું પ્રલયઘોરઘમસાણની
કલંકિતકથા ભૂલી નૂતન સંસ્કૃતિ જાગશે
બુલંદ સ્વરઘોષણા કરીકરી કહેશે કવિ,
નવીન રશીયાતણો નવલકાર ભીનો બની,
' અહીં બધુંય શાંત છે:

અહીં બધુંય શાંત; તપ્ત પશ્ચિમના મોરચે:
અનેક પથદીવડા ઝબકશે નવી જ્યોત લ
સુરાગ નવદીપ્તિથી સરજવા નવી સંસ્કૃતિ
અરે ! કયમ ટકી શકે ભુવનમોહિની સંસ્કૃતિ ?
બળે ભડભડે અહોનિશ ભુગર્ભ પશ્ચિમનું
ક્ષુધા, તરસ, રાજલોભ ચણવા નવાં કોટડાં
નવી પૃથિવિ આંકવા રીજવશે નવાં આયુધો
ફરી સમરક્ષેત્રકાંડ, નદીઓ નવાં લોહીની:
તહિં શબ્દ આથડે પૂરવસંત ગાંધી તણાં
ભર્યા તિમિરમાં પ્રકાશદીપ જેમ આગે જતાં
ડગેડગ મૃદુલ પુષ્પ અહિંસા તણાં પાથરી'
' બની પશુક્રરાલ માનવી ભૂલી જશે માનવી ? '
તમે નીત મૂકી નવું પગથીયું ચણો સંસ્કૃતિ
ચણો મૂકતિકોટડાં મનુજ છત્ર કાજે અને
કહો ' અહિં અહિંજ વિશ્વબંધુત્વની ભાવના ! '
બધો ક્ષણિકવેશ, દંભલીલા; ફરી ધ્વંસની
ચડે ડમરીઓ બજે ભીષણ મૃત્યુની ભેરવી:

# પાનગોષ્ઠી

અ–કવિ

### સાહિત્યકારોને એક પંગતે બેસારવાની કલા

મુનશીએ તો ગયે વખતે કહ્યું હતું કે 'ભાઈ! આ સાહિત્યકારોની સભાથી તોબાં. એ સાહિત્યકારોને સાથે રાખવા એ બ્રહ્માથી પણ બની શકે તેવું નથી. મેં તો હાથ જીભ કાઢી છે. હવે સાહિત્યકારોને આમંત્રણ આપવાની દુર્બુદ્ધિ ભગવાન કૌટિલ્ય મને ન આપે!' આ કે આવું કાંઈક એમણે કહ્યું હતું. એટલામાં પાછું સંમેલન તો મુંબઈને આંગણે આવીને ઊભું રહ્યું.

ગયે વખતે–અથવા હરકોઈ વખતે–જ્યાં સાહિત્યકારો ભેગા થાય ત્યાં, જેમ ઑક્સીજન અને હાઇડ્રોજનના સંયોગથી પાણી થાય એ જ અચલ નિયમથી તમે કહી શકો કે–જ્યાં સાહિત્યકારો ભેગા થાય ત્યાં, બીજું કાંઈ ન થાય તો, ઝઘડો તો થાય જ. કેટલાક એમાં સાહિત્યકારોનો દોષ જુએ છે. મને એ ગુણ લાગે છે. અલ્યા ભાઈ, કોણ ઝઘડે? અને ક્યારે ઝઘડે? તમે જરા સંસારમાં નજર ફેરવો. વહાલાં સગાં હોય તો એ ઝઘડે. એક નાતીલા હોય તો એ ઝઘડે. ઝઘડો એ ખરી રીતે સ્નેહતંતુથી જોડાયલા વર્ગનું અનિવાર્ય પરિણામ છે. એ રીતે તમે જોશો તો માલુમ પડશે કે હિંદુ સંસારની ખરી શોભા આ ઝઘડામાં છે. એટલે જ પેલી કહેવત નીકળી છે કે ભાણાં ભેગાં થાય તો ખખડે! મારું તો એટલે સુધી માનવું છે કે જ્યારે આ ઝઘડા નહિ હોય ત્યારે હિંદુ સંસાર પણ નહિ હોય! દેરાણી–જેઠાણી, સાસુ–વહુ, કાકા–ભત્રીજા, પિતા–પુત્ર પતિ–પત્ની–એટલા તો વિવિધ રંગી રમ્યચિત્રો એ સંસારમાં છે કે એમાંથી એક પણ લુપ્ત થાય તો સંસાર ન શોભે! તમારે સૌ જ્ઞાતબંધુઓ સાથે અમસ્તો મેળ હોય, સામે સામે મળો ત્યારે 'જે જે!' કરીને ઉભરાતા સ્નેહે સ્મિતપૂર્વક અરસ્પરસ આવકાર આપતા હો, પણ તમે એક જ્ઞાતિભોજન કરી જુઓ તો? તમારા ફઈના કાકાજીની દીકરી મંછાગૌરીની છોકરીનો છોકરો, માંદો છે એ તમને ધ્યાન રહ્યું ન હોય ને પકવાનને બદલે ખાંડનો લાડવો મૂકાઈ ગયો હોય તો મંછાગૌરીની છોકરી તમને ત્યાં ને ત્યાં ઊભા ને ઊભા સળગાવી મૂકે. કારણ કે એ એક જ્ઞાતિ સંમેલન છે. ને જ્ઞાતિગંગામાં અગ્નિની પાવકતા છે. જ્ઞાતિમાં એવા સ્નેહના ઝઘડા ન થાય તો બીજે ક્યાં લોકો ભંગીવાડે જઈને આવા ઝઘડા કરવાના હતા? અને એક રીતે ગણો તો આ ઝઘડા એ આપણો કૌટુમ્બિક ઇતિહાસ સાચવવાનું સમર્થ સાધન છે. ત્યાં જ તમને પહેલી વખત ખબર પડે કે જયસુખ દવેના છોકરાની વહુ મુંબઈમાં છે ને ત્યાં નાચે છે. પ્રાણલાલના છોકરાના છોકરીનું સગપણ તૂટયું. તમને ખબર હોય કે તૂટયું. પણ છોકરી સગપણ થયા પછી ભણવા જાય છે માટે તૂટયું એ તમને ત્યાં જ ખબર પડે. કેટલીક પરિસ્થિતિનો વારસો માણસ જાતમાંથી એકદમ જઈ શકતો નથી. જ્ઞાતિઓની આ ઇતિહાસપ્રણાલિકા ને સ્નેહથી ઝઘડવાની ભ્રાતૃભાવના, એક રીતે ગણો તો આપણા હરેક સંમેલનમાં હજી પણ સચવાઈ રહેલાં હોય છે–ને સચવાવાં જ જોઈએ; ન સચવાય તો એટલી આત્મીયતા ઓછી. પણ સાહિત્યકારોમાં એ સાચવણ મુખ્યત્વે હોય છે. કારણ કે એમનો મુખ્ય વ્યાપાર જ શબ્દો દ્વારા રહ્યો. ને શબ્દો આમ નિર્માલ્ય જેવા દેખાય છે પણ માણસના સંસર્ગથી એ બહુ બળવાન બની જાય છે. એટલે કુદરતી રીતે જ્યાં શબ્દોના સ્વામીઓ મળે ત્યાં બીજું કાંઈ નહિ તો શબ્દોનો વ્યાપાર તો બહુ જ થાય. એમાં કોઈ તોફાની શબ્દ આમ કે આમ જઈ પડે તો જરા ખળભળાટ પણ મચાવે. જ્ઞાતિઓમાં એટલા માટે સંમેલન સાથે મિષ્ટાન્નની પ્રથા રાખી છે. આ સંમેલનમાં પણ આવા ભ્રાતૃભાવના ઝઘડા ન થાય

એવી યોજના કરવી હોય તો, જેના વિના સાહિત્યકારો ખુશીથી ચલાવી લે-જુઓને નર્મદ અન્ન વિના ન ચલાવતો ?-તે અનાજની કાંઈ જરૂર નહિ પડે; પણ શબ્દોની જરૂર પડશે. એમાં કાંઈ બીજી મોટી ધાડ મારવાની નથી. જ્ઞાતિસંમેલનો કે પચો ભરાય છે તેમાં એમ જ થાય છે

'અલ્યા કેશવા જાની ! તારું કટંબ કોણ તને ખબર છે ? તારે ત્યાં ઉપર ઘીએ નાત થયેલી ઉપર ઘી એ !'

કેશવો જાની, હવે તો ભલેને બિચારો ભૂખડી બારશ બની ગયો હોય, પણ નંદલાલ દવેના આ શબ્દે, મોતીનીભસ્મ ખાધી હોય એટલું જોર દાખવે. ને પોતાની આત્મશ્લાઘાના ઘેનમાં નંદલાલ દવેને કહેશે : 'ને દવે! તમે ? તમારું કટબ કયાં અમારાથી જાય તેમ છે ? હજી તો ઘેબર ને જલબી દાંતમાં વળગ્યાં છે દાંતમાં. શું દવેનો વૈભવ છે ! હોય નહિ, બાપા, દસ ગામનું ગામોટું દૂજે છે !'

આ બન્નેને બાપે માર્યાં વેર હોય–નંદલાલ દવેને ને કેશવા જાનીને–પણ સામસામા સમો સાચવવા એક બીજાને લગાવ્યે જ જાય. એવું કાંઈક આવા સમેલેનોમા પણ યોજાતું હોય તો એ રચનાત્મક કાર્યક્રમ ઘણાને પસદ પડી જવાનો સંભવ ખરો. એટલુ જ નહિ, કેટલાકને તો એવા કાર્યક્રમની ખુમારીથી જ, સુવર્ણવસંતમાલતીના જેવો ગુણ દેખાશે.

સાહિત્યકારોને એક પાંગતે બેસારવાનો મને તો આ સારામાં સારો રસ્તો સૂઝ્યો છે. એમને એક પાંગતે બેસારીને, પતરાળામા પુરણપોળીને બદલે ભલેને પાણા આપો તો ચાલે–પણ શરત એટલી કે પંગતમાથી કોઈ એ આધુનિક ગદ્ય કે પદ્યનું એકાદ ચલણી વાકય બોલવું જોઈએ, તો પછી જોઈ લ્યો, એ સ્વપ્નઘેલાઓની સભાની ખુમારી ! તમે જો એટલુ બોલો નાં, કે ઝેકોસ્લોવેકિયામાં, ગુજરાતીની આધુનિક જેવી કવિતાઓ નથી–અલબત તમને ઝેકોસ્લોવેકિયા વિષે કાંઈ માહિતી ન હોય-પણ આવા સંમેલનમાં એ કાંઈ બહુ મહત્ત્વનો પ્રશ્ન નથી. ખરી રીતે તો કોઈ પણ વિષયમાં તમે શું જાણો છો કે તમે એ વિષે શો અભ્યાસ કર્યો છે એ મહત્ત્વનું હોતું જ નથી-તમે તમારો અનભ્યાસ શી રીતે છુપાવી શકો છો, એ વસ્તુ મહત્ત્વની હોય છે–એટલે તમે જો આ પથરો ગબડાવો તો એ પથરાને આધારે આખું સંમેલન એક પણ ઘર્ષણ વિના તરીને પાર ઉતરે. રામને નામે પથરા તરે એ કહેવતમાં ધ્વનિ તો આ છે કે રામની મહત્તા ગાવાથી પથરો મહાન થાય છે. તમે એમ બોલો કે આધુનિક સાહિત્યમાં ગુજરાતના જેવી ટૂંકી વાર્તા દુનિયાભરમાં નથી, તો એથી ગુજરાતી સાહિત્યનું ટૂંકી વાર્તાનું ભંડોળ વધે કે ઘટે એ સવાલ નથી, પણ જે બે ચાર જણા ટૂંકી વાર્તા લખતા હોય એ તમને મહાન ગણવા માડે ને તમે પછી શું કરવા એમને મહાન ન ગણો ? આથી બન્ને મહાન થતાં, 'મહાન પુરુષ માખણ ગ્રહે ને ગ્રહે છત હિણા છાશ' એ નિયમ પ્રમાણે તમે લાભ મેળવો ને છતહિણા 'ગુજરાતી સાહિત્ય' જેવા માથા કે પગ વિનાના અવાસ્તવ પદાર્થ વિષે ઊભા ઊભા શોચ કર્યા જ કરે ! જુઓને નર્મદે આ અવાસ્તવ પદાર્થ વિષે શોચ કરવાથી જીવતા સુરતની બરશી ને ધારી ગુમાવ્યાં, ને મૂઆ પછી માંડ ભૂંસું મળ્યું તે પણ કેટલાક હવે કહે છે કે એને તો હતો એના કરતા વધારે મહાન કલ્પનાએ બનાવ્યો છે, માટે આ ભૂંસું પણ આપવું ઠીક નથી. હવે આ કિસ્સામાં તો એક વળી નવી ખૂબી છે. નર્મદને તો લેખકોની કલ્પનાએ મહાન બનાવ્યો એ સાચું. પણ ખૂબી એ છે કે આમ કહેનારા પોતે પણ કલ્પનાનો બ્યાપાર કરીને જ મહાન થાય છે ! એટલે એ કલ્પના અમને જ મહાન કરે ને બીજાને એ જ કલ્પના નાના બનાવે–પેલું એક અરીસું નથી આવતું ? જેમાં એક બાજુ જુઓ તો તમે લાંબા લાગો ને બીજી બાજુ જુઓ તો ટૂંકા લાગો–આવો કાંઈક રાસાયનિક ઉપયોગ કલ્પનાનો થાય એવો આ ભાઈઓનો આગ્રહ લાગે છે, પણ આ તો આપણે સાહિત્યકારોને એક પંગતે કેમ લાવી શકાય તે વાતમાથી આડા ઉતરી પડયા. છતાં આ વાત પણ એમાં કેવળ અસંગત તો નથી. સાહિત્ય સમે-

લનમાં ચારે તરફ એવા કાચ જો લગાવવામાં આવે કે એમાં પોતાની જાતને નીરખતાં, સાહિત્યકાર ઘણો ઊંચો લાગતો હોય તો, મને લાગે છે કે રસોડું પણ ખોલવાની જરુર નહિ રહે. એટલું જ નહિ, એક પંગતે એમાં એવા તો સૌ ગોઠવાઈને બેસી જશે, કે ચંદ્રવદન ફરીવાર દેડકાંની પાંચશેરી લખવાનું સાહસ જ નહિ કરે.

મને એક બીજી વસ્તુ પણ લાગી છે. જે લોકોને કોઈ પણ પ્રકારનું વ્યસન નથી હોતું તે એકદમ એક બીજા સાથે ભળી શકતા નથી. થર્ડ ક્લાસના ડબ્બામાં બીડી ન પીવાને કારણે મેં ઘણા રસિક મિત્રો ગુમાવ્યા છે. ગંજીફો ન રમવાને કારણે કેટલાય કપ ચાના પણ ગુમાવ્યા છે. હુક્કો ફરતો હોય ને આસપાસ સૌ બેઠા હોય તો એમાં કાંઈ ને કાંઈ મૈત્રી ભાવની વાતો નીકળ્યા જ કરે. એટલે જો સાહિત્યસંમેલનમાં, સૌ સાથે બેસીને રચનાત્મક રસ લઈ શકે, એવું હોકું કે હોકલી જેવું કાંઈક ફેરવ્યું હોય તો, ઘણા માણસોની મૈત્રી સાધવાનો સંયોગ ઉપસ્થિત થાય.

પરસ્પર પ્રશંસા, સામાન્ય વ્યસન. મૈત્રી દૃઢતર કરવાના આ બે ઉપાયો સિવાય એક ત્રીજો ઉપાય પણ છે. આ સાહિત્યસંમેલન જાહેર કરે કે અમે આખી પ્રજાને સાહિત્યકારોની પ્રજા તરીકે જાહેર કરી દઈએ છીએ—એક જણો સાહિત્યકાર ગણાય ને બીજો નહિ—એ અસહ્ય સ્થિતિને વર્ગ-ભેદ ટાળવાનો સૌથી સારો ઉપાય એ છે કે સૌ સાહિત્યકાર. અસાહિત્યકાર એવો એકેય ગુજરાતી છૈયો હવે ગોત્યો ન મળે. હિંદીમાં તો પોતાનું નામ, પછી તખલ્લુસ ને પછી વિદ્યાભૂષણ કે પંડિતવર્ય કે એવું જે કાંઈક પદ સિદ્ધ કર્યું હોય તે લખવાનો રિવાજ છે. ગુજરાતમાં પણ આ પ્રથા દાખલ કર-વામાં આવે તો ‘ વખતચંદ ઘાસલેટવાળા, ‘ આકાશ કુંજ ’ સાહિત્યકાર—એવું કાંઈક લખાય. અલબત આમાં એક મુશ્કેલી છે કે સૌ પોતાના નામ પાછળ આ પ્રમાણે સાહિત્યકાર લખે તો એકથી બીજાને કેમ જુદા પાડી શકાય ? તો મને લાગે છે કે આ બાબતમાં, મહારાષ્ટ્રીયભાઈઓ વ્યક્તિત્વના ખાસ આગ્રહી હોવાથી આપણને માર્ગદર્શન કરાવી શકશે. એટલે એમની પદ્ધતિ પ્રમાણે ગામનું નામ લખી પછી ‘ કર ’ ઉમેરી દેવું. એટલે વખતચંદ ઘાસલેટવાળા, આકાશકુંજ સાહિત્યકાર 'થોરડીકર'. તમે કહેશો ‘ થોરડી ’ શું ? તો ગામનું નામ છે. આટલું લાંબુ નામ થાય. આટલા લાંબા નામથી એક ફાયદો છે. આપણામાં ઘણોને બંગાલી ‘ શ્રેષ્ઠતા’નો ( superioty complex ) વાદ લાગુ પડયો છે. એ વાદ લાગુ પડવામાં બેંગા-લીઓની મોં ભરાઈ જાય એવી નામ પ્રથા પણ એક કારણ રૂપ છે. ‘ સુંદરહરિતકેશભૂષણ બંદો-પાધ્યાય—આ નામ સાંભળીને જ રેવાશંકર ને મણીશંકર પોતપોતાને નાના કલ્પી લેવા માંડે. એ કલ્પનાના ત્રાસમાંથી બચવા માટે પણ આપણાં નામ લાંબા થવાની જરુરીયાત છે. એટલે જ્યારે છાપામાં પણ ‘ વખતચંદ ઘાસલેટવાળા, આકાશ કુંજ, સાહિત્યકાર, થોરડીકર’ એટલું લાંબુ નામ આવે તો આપણે પણ કાંઈક છીએ એવી અસ્મિતા ગુજ-રાતીઓમાં પ્રગટે.

સાથે સાથે એક બીજી સૂચના આવા સાહિત્ય-સંમેલનોને કરવાનું મને મન થાય છે. એમણે બીજું કાંઈ ન થાય તો, છેવટે ગુજરાતી પ્રજાને કાંઈક સંસ્કારી કરવા માટે, સંસ્કારી નામોનું એક તૈયાર લીસ્ટ બહાર પાડવું જોઈએ. એથી કરીને આપણામાંથી 'જેશંકર' ને 'લાભશંકર' ને 'લલિતા-શંકર' ને 'હર્ષદરાય' જેવાં નામો ચાલ્યાં જઈ, લાંબાં, શ્રેષ્ઠતાસૂચક નામો આવવા માંડે. જુઓને, મારે કેટલાયનાં બાબલાં બબલીનાં નામ પાડવાનાં આવે છે, ત્યારે ડીક્ષનેરીઓ શોધવી પડે છે, એના કરતાં આવું એક તૈયાર લીસ્ટ હોય તો ચટ દઈને ધરી દેવાય. હું પોતે એ કામ લેવા તૈયાર છું–શરત એટલી કે આથી ઓછી મહેનતને અંતે પણ મુંબઈ યુનિવર્સિટી પી. એચ. ડી. ની ડીગ્રી સૌને આપે છે તો મને શા માટે ન આપે ?

રંજનકાર્યક્રમ સાથે એક ઠેકડીકાર્યક્રમ રાખવામાં આવે તો ઘણા જુના ને નવા સાહિત્યકારોને એ વસ્તુ આકર્ષી શકે. સાહિત્યસંમેલનનું એ એક મુખ્ય

અંગ જ ગણાય. એમ કહેવાય છે કે નવે રસ એક શાંત રસમાં સમાઈ જાય છે. પણ બધા રસની પરાકાષ્ઠાનો અનુભવ તો નિંદારસમા થાય છે. એટલે જો પદ્મનાભથી માંડીને પ્રેમાનંદ, નરસિંહ, દયારામ, મીરાં સૌની ટેકડી એક સૂત્રમાં વણી લેવામાં આવે તો આ જુનવાણી માણસોની સમાજ ઉપરની જડ ઢીલી થાય. એક રીતે એ નવજીવનનું સૂચક પગલું પણ બને. કારણ કે હાસ્યરસ એ નવજીવનનો પ્રાણ છે અને આ હાસ્યરસ ઉત્પન્ન કરવા માટે, જીવનનો વધારે અનુભવ ન હોય ત્યારે, વાક્યોને ગમે તેમ બોલવાથી પણ તે નિષ્પન્ન થઈ શકે એવો સહેલો છે. એ રસની ખૂબી જ એ છે. એ લખવામાં અઘરામાં અઘરો છે. ને ભજવવામાં સહેવામાં સહેલો છે એટલે શુદ્ધ હાસ્યરસ નહિ–ડાગળાથાહી ખીચડીઓ ટેકડી હાસ્યરસ. અને એમ છતાં પણ લાગે કે હાસ્યરસ આવી શકતો નથી, તો જુના વખતમાં, તરગાળા ભવાયા રમતા, ત્યારે ડાગલાનો વેષ ભજવાતો. એને રંગભૂમિ ઉપર કોઇ જાતનું બંધન નહિ. અને આ મુક્ત અવસ્થાને લીધે એ ગમે તેમ ઠેકડા મારીને પણ સૌને હસાવી શકતો. છેવટે આપણે કામ તો હસવાનું જ છે નાં ? અને હાસ્યરસનો અર્થ પણ સૌ એમ જ સમજે છે નાં ? હસવું તે હાસ્યરસ.

સાહિત્ય સમેલન પાસે શા માટે થોડાંક અમૂલ્ય પદવીદાનો આપવાની યોજના નહિ હોય ? એ પ્રથા પણ જો શરુ થાય તો, વિદ્યામાર્તંડ, પંડિતવર, વિદ્યાભૂષણ, વિનયવિદ્યાવૈભવસંપન્ન, દૂધદહીંભાષા-વિશારદ, અહમહમિકા આભૂષણધર, અને એવા અનેક નવાં નવાં પદવીદાનો યોગ્યજનોને આપી શકાય.

મને એક વસ્તુ બહુ ઉપયોગી લાગે છે. જ્યારે સાહિત્યકારો મળે છે ત્યારે જે આષાઢીપ્રેમવર્ષણ કરે છે, એ વાણીની થોડી રેકર્ડો ઉતારી લીધી હોય–'ઓહો ભાઈ! તમે ક્યાંથી ?' 'કેમ હવે તબીયત–હવે શું આપો છો ?' તમારું કાવ્ય તો અમારા ઘરમાં ગૂંજી રહ્યું છે!' 'આ–હા! કેટલાં વર્ષે મળ્યા ? તમારો પેલો લેખ તો મને બહુ સરસ–બહુ જ સરસ લાગ્યો. મુનશીએ પૂછ્યું ને કે આ લખનાર કોણ છે ?' 'કેમ ? આ વખતનો અમારો અંક કેવો લાગ્યો ?' 'ઘણો જ સરસ તમારો લેખ તો હું સોળ વખત વાંચી ગયો'–આ બધી આષાઢી માયાની રેકર્ડો ઉતારી લીધી હોય ને બીજી જનાન્તિકેની વાતો ઉતારી લીધી હોય–'અરે! એનામાં શૈલી જ ક્યાં છે ?' 'ઠીક, હવે થોડાં રોદણાં કર્યાં છે. વિચાર ઘનતા ક્યાં છે ?' 'એની વિચારસરણી ક્લિષ્ટ છે.' 'એ એનો વિષય નથી' 'મે તો કહ્યું ભાઇ, મને ઠીક લાગ્યું, બીજું આપણે શું કહેવાય ?' 'બેવકૂફ જેવો છે!–અને પછી આ રેકર્ડોને સામ સામે મૂકી દીધી હોય તો– ? બન્ને રેકર્ડોના આવા અરસપરસના મિલનમાંથી એક ત્રીજી રેકર્ડ પણ વખતે નીકળે!

સાચું એમ નથી લાગતું કે સત્ય પણ અસત્યના આધારથી જ કાંઈક સહી શકાય તેવું બની રહે છે ? એટલે તો કવિઓ કલ્પનાદ્વારા સત્યને કાંઈક સહ્ય બનાવવાનો પ્રયત્ન નહિ કરતા હોય નાં ? આ વાસ્તવવાદના કવિઓ પણ પોતાનાં જડબાં ફોટામાં જેવાં છે એવાં આવે તો તો ધ્રુજી ,ઊઠે–ફોટુગ્રાફર એમના અસત્યના મિશ્રણથી–એટલે કહો કે idealism–આઇડીયાલીઝમથી–એમનાં–નર્મદનો શબ્દ વાપરીએ તો–ચાડાને કાંઈક રંગરોગાની બનાવે છે ત્યારે જ એમને ગમે છે નાં ? તો પછી idealism–ભાવનાવાદ–એ જ ખરો વાસ્તવવાદ નહિ હોય ?

પણ ચાલો જવા દો આ જડબાતોડ માથાકૂટ. આ રેકર્ડોની મે સૂચના કરી છે પણ કોઈ રેકર્ડો ઉતારવાનું નથી, માટે નાહકની બીક રાખોને કોઈએ જે ઔપચારિક વિવેક વાક્યો છે તે વાપરતાં કે એકાંતમાં નિંદારસ અનુભવતાં ડરવાની લેશ પણ જરુર નથી. એ તો સૌ દુનિયાની પેઠે સાહિત્યની દુનિયા પણ ખરી રીતે નાના, પણ દેખીતી રીતે મોટા, એવા માણસોની જ બનેલી છે. એમને એક પંગતે બેસારવા હોય તો એમના વિધિનિષેધ ને નૈવેદ્ય ધર્યે જ છૂટકો.

# પ્રતિબિંબની શોધમાં

શ્રી. નવીનચંદ્ર પંડયા

"નિખિલ! ઓ નિખિલ!"

"ઓ, ઓ."

"એ સમાલજે હવે."

"શું કહ્યું?" કહેતો હું દાખલ થયો. અને મેં શું જોયું?

"લે ત્યારે!" કહીને ચારુએ હાથમાંનું પાકું જાંબુડું છૂટું માર્યું, તે જઈને ચોટયું સીધ્ધું મારા નાક પર,–મારી છબીના નાક પર. અને ત્યાં પોતાનું પદચિહ્ન મૂકી એ 'વફાદાર' જમીન પર ફસડાઈ પડયું,

"ચકમ, સાફ કર હવે! આ શું તોફાન માંડયું છે!"

"તું અહિં કયાંથી આવી ચઢયો? તને કોણે બોલાવ્યો હતો?"

"ત્યારે બૂમો કોણ પાડતું હતું?"

"તે તને નહોતી બોલાવતી!"

"ત્યારે," નિખિલ ઓ નિખિલ" એમ બીજા કોઈને બોલાવતી હતી?" મેં એના ચાળા પાડીને કહ્યું.

"તે જીવતા જાગતા ને નહિ."

"મરેલો કયાંથી આવવાનો હતો? સ્વર્ગમાં ગયા વગર!"

તરત એનું મોઢું પડી ગયું–આ સાંભળીને, અને એ શાંત થઈ ગઈ. પછી થોડીક વાર રહીને બોલી.

"નિખિલ, એક વચન આપ."

"જાણ્યા વગર એ વાત ન બને."

"તું મશ્કરીમાં ન ઉડાવ. હું ખરેખર તારી પાસે માગું છું."

"માગ, માગ વત્સ પ્રસન્ન છઉં."

"હવે જો તું આવું આવું બોલ્યો છે–મરી જવાની અને એવી બધી વાતો તો હું તેજ ક્ષણે મરી જઈશ."

"ચારુ, ખરાબ લાગ્યું બહેન! મેં તો હસવામાં જ કહ્યું હતું."

"પણ મને એ પસંદ નથી, હું મરી જાઉં, જો તું વચન ન પાળે તો."

મેં એના જમણા હસ્ત ઉપર મારો ય જમણો હસ્ત મૂકી વચન આપ્યું.

ચારુએ એ એવું કેમ માગ્યું હશે? એને શો હક્ક? એ કોણ? હું મારી જાત માટે ગમે તે વિશેષણ વાપરું. ના, ભાઈ ના, હવે એ વસ્તુ તારા હાથમાં રહી નથી. હવે તું તારી જાતનો ય માલિક નથી. એમાં પેલી ચારુનો સહુથી વિશેષ હિસ્સો છે.' એમ મનમાં વિચાર રમી રહ્યો. અને વાતે ખરી હતી, એની ના કેમ પડાય?

કેટલીય પેઢીથી અમારાં બન્નેનાં કુટુંબ એક સાથે જ વસતાં હતાં, બન્નેના ઘર વચ્ચે આડી માત્ર દીવાલ જ હતી. એક જ કુટુંબનાં સહુ સભ્યો હોય એમ પેઢીઓથી અમારો ઘરોબો સચવાઈ રહ્યો હતો, અને જેમ ઘણુંખરું બને છે–જ્યાં સ્નેહ હોય ત્યાં કદીક કડવા મીઠા ઝઘડા ઉપસ્થિત થયા કરે છે, પણ તે પાછા શમવા માટે, કારણ કે એ ઝઘડા માત્ર સ્નેહમાંથી જ જન્મ્યા હોય છે એટલે જ. તેમ અમારા બન્ને કુટુંબમાં દાદાના વખતમાં, પિતાના વખતમાં અને છેલ્લે એ પેઢીને સાચવનારાં અમારા બન્નેમાં–નિખિલ અને ચારુમાં–પણ ઝઘડા પડતા, પડતા અને તરત શમી જતા. પણ જે ઝઘડા ઘડીકમાં શાંત પડી જતા તેમાં બહુ મઝા આવતી નહિ, પણ જેમાં લાંબા વખત સુધી–લગભગ અઠવાડિઆ સુધી–વધારે નહિ–અબોલા રહેતા તેમાં જ ખરી કસોટી થતી. એકને બોલાવવા માટે બીજો ફાંફાં માર્યા જ કરે,

પણ પેલો ઉપેક્ષા બતાવે એટલે તેને લાગી આવે, અને એમ લંબાયા કરે, અને પછી એકદમ સાવ સામાન્ય બાબતમાં બોલવાનું શરુ થઈ જાય. એક વખત અબોલા તૂટયા પછીથી સાંભળવામાં ખાસ રસ આવતો. બન્ને એકબીજાના દોષ શોધી શોધીને કહેતાં. પોતે કેટકેટલા પ્રયત્નો કરેલા તે કહેતાં, અને છેવટે 'લે હવે મૂક એ બધાને' એમ કહીને બધું સમેટી લેવામાં આવતું ત્યારે બન્નેમાં એટલી મુદત દરમ્યાન પડેલા વિયોગને ખંડિત કરવાનો જે આનંદ આવતો, તે કોઈપણ 'પ્રેમ' શબ્દ સમજનારની આંખમાંથી આંસુ પડાવવા પૂરતો હતો.

મારી અને ચારુ વચ્ચે બહુ લાંબું અંતર નહોતું–બે જ વરસનું નહિ જેવું. અમે બન્ને સાથે જ ઉછર્યાં હતાં, સાથે જ રમ્યાં હતાં, અને ઘણીવાર ઝઘડયાં હતાં. અમને એક જ માતાપિતાએ ઉછેર્યાં હોય એમ અમને લાગ્યા કરતું. પગથા જેવું કશું હતું જ નહિ. નાનપણમાં તો ઠીક, પણ જેમ જેમ ઉમ્મર વધતી ગઈ–શિશુ મટી અમે કિશોર થયાં ત્યાં સુધી પણ ઠીક ઠીક, ત્યાં સુધી અમે બન્ને અણસમજુ હતાં, એટલે કોઈ કહે નહિ; પણ જ્યારે કિશોરાવસ્થા છોડી અમે કુમારાવસ્થામાં આવ્યાં ત્યારે પણ કોઈથી કાંઈ કહી શકાય તેમ નહોતું. કારણ કે બધાં જાણતાં હતાં કે અમે માજણ્યાં ભાઈબહેન કરતાં પણ વધુ વ્હાલ વચ્ચે ઉછેર્યાં હતાં, પણ તે દિવસે મને પેલી...એ કહ્યું ત્યારે મેં ય કેવી સંભળાવી હતી. તે તો મને હજુ યાદ છે. વાત એમ બની હતી કે આ ચારુડી પહેલાંથી જ આટલી મસ્તીખોર હતી, જો મને આ દુનિયામાં કોઈએ સહુથી વધુ દુઃખી અને હેરાન કર્યો હોય તો એણે જ. અમારી ઉમ્મર જ્યારે આઠ અને દસ વર્ષની હતી ત્યારે એણે મને જે ઘા કર્યો હતો તેનું તો મારું કપાળ હજુ પણ સાક્ષી પૂરે છે. તે દિવસે મેં એને બહુ ચીઢવી હતી. એની પોતાને રમાડવાની અનેકાનેક વિનતિઓનો મેં જ્યારે ઉંહકારામાં જ જવાબ આપ્યો ત્યારે એ બહુ જ ચીઢાઈ ગઈ.

"કહું છું કે મને રમાડ, નહિ તો પછી..."

"નથી રમાડતા જા, રમ એકલી એકલી."

"જો જે હાં..."

"શરમ નથી આવતી છોકરા જોડે રમતાં–છોકરી થઈ છે તે" હું મોટો થઈને બોલ્યો.

"મારે કાંઈ સાંભળવું નથી, તારે મને રમાડવી છે કે નહિ."

"ના ના, સાડીસત્તર વાર ના"

"મારીશ હાં તને!"

"જા જા મારવાવાળી! તારા જેવી તો કેટલીય છોકરીઓ જોઈ નાખી"

"મારા જેવી નહિ હાં......!"

"જા, જા, છોકરી."

"લે ત્યારે!"

ધડ્ કરતુંક મારા કપાળમાં કશુંક અથડાયું; અને લોહી વહેવા લાગ્યું. એ 'જંગલી' છોકરીએ હાથમાં આવેલા ગેરનો છૂટો ઘા કર્યો હતો. ઘા તો જતે દહાડે રૂઝાઈ ગયો. પણ એનું ચિહ્ન જાણે એ ચારુનું સ્મરણચિહ્ન હોય એમ મારા કપાળમાં અંકિત થઈ ગયું પછી ચારુની શી વલે થઈ એ તો એ જાણે, પણ મેય એનું વેર વાળ્યું. પેલી વાતને ચાર પાંચ વર્ષ થઈ ગયાં હતાં, પણ એ વાત ભૂલાતી નહિ–જ્યારે જ્યારે ચારુનો હાથ મારે કપાળે ફરતો હોય ત્યારે. ખાસ કરીને એનો હાથ ફરતો હોય અને મને ઉઘાડતી હોય ત્યારે. મારા ગમે તેવા વાંકડીઆ વાળમાં એનાં આંગળાં પરોવી એ મને સુઈ જવાની વિવિધ સૂચનાઓ આપતી–મોટી અને ભારેખમ થઈને–અને અચાનક એની નજર પેલા ઘા પર પડતી ત્યારે પાછી એ નાની કીકી બની જતી. ઘા પર એની આંગળી દબાવી એ પૂછતી,

"દુઃખે છે કે?"

"શું?"

"આ વાગ્યું છે તે?"

"મને વાગ્યું છે?"

"ભાન જ નથી કોઈ જાતનું? અહિંઆં પૂછું

છું કે દુ:ખે છે ?" કહી મારો હાથ ઝાલી એ આંગળી લઈ પેલા ઘા પર મૂકી દેતી.

"તું મૂરખ છે સાવ. હવે તે દુ:ખે !"

"બહુ વાગ્યું હતું નહિ ?"

"અત્યારે ડહાપણ આવ્યું ?" એ મારી વાત સાંભળતી જ નહિ.

"બહુ દુ:ખતું હતું ?"

"ના ત્યારે, કેવા જોરથી માર્યું હતું !"

"ઓ મા ! મૂઈ હું છું જ એવી." એનું મોઢું જરાક થઈ જતું. જાણે માફી માગતી હોય એમ મારી સામું જોઈ રહેતી, પણ પછી તરત એને ભાન આવી જતું હોય એમ બોલતી.

"લે હવે સૂઈ જા, ક્યારનો વાતો કર્યા કરે છે. બા એને કાંઈ કહોને, આખો વખત હિંચકા નંખાવ્યા કરે છે, ગવડાવ્યા કરે છે અને ઉંઘતો તો છે નહિ."

મને બહુ નવાઈ લાગતી. જોરથી બૂમ પાડી હું બેઠો થઈ જતો. "જૂઠી, ખોટું બોલે છે ? વાતો તો તું કરાવે છે ! અને વાંક મારો કાઢે છે ?"

"ઉંધ્યા કર એકલો" એમ કહીને એ જતી રહેતી.

તે દિવસે એની ચૌદમી જન્મગાંઠ હતી. એ બહુ તોફાને ચઢી હતી. અને મેંય એને પજવવામાં બાકી નહોતી મૂકી. ધમાધમ કરીને અમે બન્ને ઘર ધમધમાવી મૂક્યાં હતાં. બન્નેની બા બૂમો પાડતાં હતાં, "ઓ નિખિલ, ચારુ. બહુ હસો છો તે રડવાનો વખત આવશે. હવે છાનાં રહો નહિ તો સપરમે દહાડે કહેવું પડશે કાંઈક ?"

અમે એમ છાનાં રહેતાં હોઈશું ! કોણ એમનું સાંભળે ? મારા વાળ પીંખીને, તાણીને એ ચારુ ક્યારની નાસી ગઈ હતી—મેડા ઉપર ચઢી ગઈ હતી. અને હું એને શોધતો હતો. મેં દાદર ચઢવા માંડ્યો, ત્યાં તો એ ઉપરથી ઝૂકાઈ.

"નિખિલ. ભૂસ્કો મારું અહિંથી તારા ઉપર ?"

"મરી જઈશ હવે ?"

"તું ઝીલજે ને પણ."

"એટલું બધું જોર નથી મારામાં."

"પણ મારે ભૂસ્કો મારવો છે તેનું શું ?"

"નહિ ચાલે ?"

"એ ના, ના, ના."

"ત્યારે ઝૂકાવ. વાગે તો હું જોખમદાર નહિ."

"પણ તું ઝીલજે ખરો. અને પડીશું તો બન્ને સાથે. મને અને તને બન્નેને વાગશે."

ધબાક્ ! ખરેખર એણે ધબાકો કર્યો સીદ્ધો મારા ઉપર. પણ એમ તે મારાથી એને શી રીતે ઝીલાય ? હું તો મશ્કરી માનતો હતો, અને એણે ખરેખર કરી બતાવ્યું. મેં એને ઝીલવાનો પ્રયાસ કર્યો ખરો, પણ બન્ને નીચે પડયાં. હું તો સહજમાં બચી ગયો, પણ એ પડી ઉંબર ઉપર; અને એકાએક એની ભ્રમરના ઉપરના ભાગમાંથી લોહી નીકળવા માંડ્યું.

"નિખિલ, વાગ્યું !"

"શું કહ્યું ?"

એ ચીડાઈ ગઈ. "વાગ્યું છે. બહેરો છે તે સાંભળતો નથી ? ઓ મારે ! આ તો લોહી નીકળ્યું."

એટલામાં તો ધબાકો સાંભળીને બા આવી પહોંચ્યાં. "વગાડયું ને ! કર મસ્તી, ક્યારની કહેતી હતી કે એલાં શાંત રહો, પણ ગણકારે છે જ કોણ ! ચાલ ઉઠ હવે."

પણ એ પ્રસંગે મારી આંખ ઉઘાડી નાખી. વાગવાનું કારણ પૂછતાં એણે તો ચોકખે ચોકખું કહી નાખ્યું. ફેર એટલો કર્યો કે વાંક મારો કાઢ્યો. "નિખિલ મારવા આવતો હતો. અને હું નાસવા જતી હતી, તે પડી ગઈ," "વાહ ચારુ !" મને ગુસ્સો તો એટલો ચડ્યો કે જ્યારે હવે મારો વાંક નીકળ્યો જ છે ત્યારે એને બીજી વખત ખરો કરી બતાવું. પણ એ વિચાર ઝાઝો ટક્યો નહિ; કારણ પેલી ફળિયાની બહુ ડાહી ગણાતીએ નવો જ ધડાકો કર્યો.

પણ પેલો ઉપેક્ષા બતાવે એટલે તેને લાગી આવે, અને એમ લંબાયા કરે, અને પછી એકદમ સાવ સામાન્ય બાબતમાં બોલવાનું શરુ થઈ જાય. એક વખત અબોલા તૂટયા પછીથી સાંભળવામાં ખાસ રસ આવતો બન્ને એકબીજાના દોષ શોધી શોધીને કહેતાં, પોતે કેટકેટલા પ્રયત્નો કરેલા તે કહેતાં, અને છેવટે 'લે હવે મૂક એ બધાને' એમ કહીને બધું સમેટી લેવામાં આવતું ત્યારે બન્નેમાં એટલી મુદત દરમ્યાન પડેલા વિયોગને ખંડિત કરવાનો જે આનંદ આવતો, તે કોઈપણ 'પ્રેમ' શબ્દ સમજનારની આંખમાંથી આંસુ પડાવવા પૂરતો હતો.

મારી અને ચારુ વચ્ચે બહુ લાંબું અંતર નહોતું–બે જ વરસનું નહિ જેવું અમે બન્ને સાથે જ ઉછર્યા હતાં, સાથે જ રમ્યાં હતાં, અને ઘણીવાર ઝઘડયાં હતાં. અમને એક જ માતાપિતાએ ઉછેર્યાં હોય એમ અમને લાગ્યા કરતું. પરાયા જેવું કશું હતું જ નહિ. નાનપણમાં તો ઠીક, પણ જેમ જેમ ઉમ્મર વધતી ગઈ–શિશુ મટી અમે કિશોર થયાં ત્યાં સુધી પણ ઠીક ઠીક, ત્યાં સુધી અમે બન્ને અણસમજુ હતાં, એટલે કોઈ કહે નહિ; પણ જ્યારે કિશોરાવસ્થા છોડી અમે કુમારાવસ્થામાં આવ્યાં ત્યારે પણ કોઈથી કાંઈ કહી શકાય તેમ નહોતું. કારણ કે બધાં જાણતાં હતાં કે અમે માજણ્યાં ભાઈબહેન કરતાં પણ વધુ વ્હાલ વચ્ચે ઉછેર્યાં હતાં, પણ તે દિવસે મને પેલી...એ કહ્યું ત્યારે મેં ય કેવી સંભળાવી હતી, તે તો મને હજુ યાદ છે. વાત એમ બની હતી કે આ ચારુડી પહેલાંથી જ આટલી મસ્તીખોર હતી, જો મને આ દુનિયામાં કોઈએ સહુથી વધુ દુ:ખી અને હેરાન કર્યો હોય તો એણે જ. અમારી ઉમ્મર જ્યારે આઠ અને દસ વર્ષની હતી ત્યારે એણે મને જે ઘા કર્યો હતો તેનું તો મારું કપાળ હજુ પણ સાક્ષી પૂરે છે તે દિવસે મેં એને બહુ ચીઢવી હતી. એની પોતાને રમાડવાની અનેકાનેક વિનતિઓનો મેં જ્યારે ઉંહકારામાં જ જવાબ આપ્યો ત્યારે એ બહુ જ ચીઢાઈ ગઈ.

"કહું છું કે મને રમાડ, નહિ તો પછી..."

"નથી રમાડતા જા, રમ એકલી એકલી"

"જો જે હાં..."

"શરમ નથી આવતી છોકરા જોડે રમતાં–છોકરી થઈ છે તે" હું મોટો થઈને બોલ્યો.

"મારે કાંઈ સાંભળવું નથી, તારે મને રમાડવી છે કે નહિ."

"ના ના, સાડીસત્તર વાર ના"

"મારીશ હાં તને!"

"જા જા મારવાવાળી! તારા જેવી તો કેટલીય છોકરીઓ જોઈ નાખી"

"મારા જેવી નહિ હાં......!"

"જા, જા, છોકરી."

"લે ત્યારે!"

ધડ્ કરતુંક મારા કપાળમાં કશુંક અથડાયું: અને લોહી વહેવા લાગ્યું. એ 'જંગલી' છોકરીએ હાથમાં આવેલા ગેરનો છૂટો ઘા કર્યો હતો. ઘા તો જતે દહાડે રૂઝાઈ ગયો. પણ એનું ચિહ્ન જાણે એ ચારુનું સ્મરણચિહ્ન હોય એમ મારા કપાળમાં અંકિત થઈ ગયું પછી ચારુની શી વલે થઈ એ તો એ જાણે, પણ મેં ય એનું વેર વાળ્યું. પેલી વાતને ચાર પાંચ વર્ષ થઈ ગયાં હતાં, પણ એ વાત ભૂલાતી નહિ–જ્યારે જ્યારે ચારુનો હાથ મારે કપાળે ફરતો હોય ત્યારે. ખાસ કરીને એનો હાથ ફરતો હોય અને મને ઉંઘાડતી હોય ત્યારે. મારા ગમે તેવા વાંકડીઆ વાળમાં એનાં આંગળાં પરોવી એ મને સુઈ જવાની વિવિધ સૂચનાઓ આપતી–મોટી અને ભારેખમ થઈને–અને અચાનક એની નજર પેલા ઘા પર પડતી ત્યારે પાછી એ નાની કીકી બની જતી ઘા પર એની આંગળી દબાવી એ પૂછતી,

"દુ:ખે છે કે?"

"શું?"

"આ વાગ્યુ છે તે?"

"મને વાગ્યું છે?"

"ભાન જ નથી કોઈ જાતનું? અહિંઆં પૂછું

છું કે દુઃખે છે ?" કહી મારો હાથ ઝાલી એ આંગળી લઈ પેલા ઘા પર મૂકી દેતી.

"તું મૂરખ છે સાવ. હવે તે દુઃખે !"

"બહુ વાગ્યું હતું નહિ ?"

"અત્યારે ડહાપણ આવ્યું ?" એ મારી વાત સાંભળતી જ નહિ.

"બહુ દુઃખતું હતું !"

"ના ત્યારે, કેવા જોરથી માર્યું હતું !"

"ઓ મા ! મૂઈ હું છું જ એવી." એનું મોઢું જરાક થઈ જતું. જાણે માફી માગતી હોય એમ મારી સામું જોઈ રહેતી, પણ પછી તરત એને ભાન આવી જતું હોય એમ બોલતી.

"લે હવે સૂઈ જા, ક્યારનો વાતો કર્યા કરે છે. બા એને કાંઈ કહોને, આખો વખત ડ્ચિકા નંખાવ્યા કરે છે, ગવડાવ્યા કરે છે અને ઉંઘતો તો છે નહિ."

મને બહુ નવાઈ લાગતી. જોરથી બૂમ પાડી હું બેઠો થઈ જતો. "જૂઠી, ખોટું બોલે છે ? વાતો તો તું કરાવે છે ? અને વાંક મારો કાઢે છે ?"

"ઉંઘ્યા કર એકલો" એમ કહીને એ જતી રહેતી.

તે દિવસે એની ચૌદમી જન્મગાંઠ હતી. એ બહુ તોફાને ચઢી હતી. અને મેં'ય એને પજવવામાં બાકી નહોતી મૂકી. ધમાધમ કરીને અમે બન્ને ઘર ધમધમાવી મૂક્યાં હતાં. બન્નેની બા બૂમો પાડતાં હતાં, "ઓ નિખિલ, ચારુ. બહુ હસો છો તે રડવાનો વખત આવશે. હવે છાનાં રહો નહિ તો સપરમે દહાડે કહેવું પડશે કાંઈક ?"

અમે એમ છાનાં રહેતાં હોઈશું ! કોણ એમનું સાંભળે ? મારા વાળ પીંખીને, તાણીને એ ચારુ ક્યારની નાસી ગઈ હતી–મેડા ઉપર ચઢી ગઈ હતી. અને હું એને શોધતો હતો. મેં દાદર ચઢવા માંડ્યો, ત્યાં તો એ ઉપરથી ઝૂકાઈ.

"નિખિલ. ભૂસકો મારું અહિંથી તારા ઉપર ?"

"મરી જઈશ હવે ?"

"તું ઝીલજે તે પણ."

"એટલું બધું જોર નથી મારામાં."

"પણ મારે ભૂસકો મારવો છે તેનું શું ?"

"નહિ ચાલે ?"

"એ ના, ના, ના."

"ત્યારે ઝૂકાવ. વાગે તો હું જોખમદાર નહિ."

"પણ તું ઝીલજે ખરો. અને પડીશું તો બન્ને સાથે. મને અને તને બન્નેને વાગશે."

ધબાક્ ! ખરેખર એણે ધબાકો કર્યો સીદ્ધો મારા ઉપર. પણ એમ તે મારાથી એને શી રીતે ઝીલાય ? હું તો મશ્કરી માનતો હતો, અને એણે ખરેખર કરી બતાવ્યું. મેં એને ઝીલવાનો પ્રયાસ કર્યો ખરો, પણ બન્ને નીચે પડ્યાં. હું તો સહજમાં બચી ગયો, પણ એ પડી ઉંબર ઉપર; અને એકાએક એની ભ્રમરના ઉપરના ભાગમાંથી લોહી નીકળવા માંડ્યું.

"નિખિલ, વાગ્યું !"

"શું કહ્યું ?"

એ ચીડાઈ ગઈ. "વાગ્યું છે. બહેરો છે તે સાંભળતો નથી ? ઓ મારે ! આ તો લોહી નીકળ્યું."

એટલામાં તો ધબાકો સાંભળીને બા આવી પહોંચ્યાં. "વગાડ્યું ને ! કર મસ્તી, ક્યારની કહેતી હતી કે એલાં શાંત રહો, પણ ગણકારે છે જ કોણ ! ચાલ ઉઠ હવે."

પણ એ પ્રસંગે મારી આંખ ઉઘાડી નાખી. વાગવાનું કારણ પૂછતાં એણે તો ચોકખે ચોકખું કહી નાખ્યું. ફેર એટલો કર્યો કે વાંક મારો કાઢ્યો. "નિખિલ મારવા આવતો હતો, અને હું નાસવા જતી હતી, તે પડી ગઈ," "વાહ ચારુ !" મને ગુસ્સો તો એટલો ચડ્યો કે જ્યારે હવે મારો વાંક નીકળ્યો જ છે ત્યારે એને બીજી વખત ખરો કરી બતાવું. પણ એ વિચાર ઝાઝો ટક્યો નહિ; કારણ પેલી ફળિયાની બહુ ડાહી ગણાતીએ નવો જ ધડાકો કર્યો.

"જુવાન જોત છોકરાં! લાજ નથી આવતી એવું રમતાં! અક્કલ ન આવી મોટી વૈરી થઈ તો ય."

મને અતિશય ગુસ્સો ચઢયો—જ્યારે મેં એ વાત સાંભળી ત્યારે. ચારુએ આવી મને વાત કરી; અને મે જઈને મોટુ ખૂસરાણુ ઉડાવ્યુ. અને પછી પેલી 'ડાહી' જોડે એટલા તો જોરથી લઢયો કે એ ખસિયાણી જ પડી ગઈ. અને જ્યારે બન્ને બાએ મારો પક્ષ ખેંચ્યો કારણ કે એમણે એ વાકય પાછળ કોઈ જ નવો જ અર્થ વાંચ્યો,—ત્યારે તો પેલી ગભરાઈ જ ગઈ. મને અને ચારુને તે દિવસે પરમ આનંદ થયો

થોડાક દિવસ પછી સામેથી ચારુ આવતી હતી. એ પાસે આવી અને હુ એના સામુ તાકી રહ્યો. ત્યા તો એ બોલી.

"શું જોઈ રહ્યો છે? તું ય મારો પૂર્વજન્મનો વૈરી જ લાગે છે."

"હું? કદાચ હોઉં પણ ખરો! પણ પુરાવો તો આપીશ ને?"

"આ જો, તેં વેર વાળ્યું તે." કહી એણે કપાળ પરથી હાથ ખસેડી નાખ્યો, એની ભમ્મરને અડીને એક ઘસરકો પડયો. એ કેવોક શોભતો હતો, કહું? એની ભમરનુ કામઠું જાણે નાનું પડતું હોય, અને તેથી એની પાંપણુના પણુછ બરાબર તંગ થતી નહિ, અને એટલે એનો ટંકારવ પણુ પેલુ ધનુષ્ય નહિ કરી શકતું હોય એમ જાણે એ કામઠાને—ભમરને—મોટુ કર્યું હોય, એમ એની ભમરની હદને વધારતો એક લિસોટો થયો હતો. મને આ બધા વિચાર આવ્યા, અને મનમા હસ્યો. મોઢાં ઉપર સ્મિત ફરકતુ ને એણે જોયુ.

"શા ખુશી હવે વેરુલો, ભાઈએ કેવુક યાદ રાખ્યું છે પેલી બશેરી મારી હતી તે! તે લાગ જોઈને વેર વાળ્યું. એવો છે!" કહી એણે મારવા માટે મુક્કી ઉગામી.

તત્કાળ હું ખસી ગયો; અને ખસતાં ખસતાં એના બરડામાં એક ધબ્બો માર્યો.

"ઓ મા!" એણે એવડી મોટી ખૂમ પાડી કે મા ત્યાં દોડતી આવી પહોંચી.

"શીદને એ છોકરીને મારી નાખવા બેઠો છે? ચાલ ચારુ મારી જોડે," એ ગઈ પણુ જતાં જતાં અડપલુ કરી ગઈ—બા હતી એનો લાભ લઈ ને—પાસે આવીને મારો કાન આમળી નાખ્યો, અને પછી દોડતી દોડતી જતી રહી.

"બન્ને એક બીજાના મોઢામાં થૂંકે એવાં છો. કોને કહેવું?" એમ કહી બા જતી રહી. બા હતી એટલે એને વધારે પીટવાની મારી હિંમત ન ચાલી.

જેમ જેમ એની ઉમર વધતી ગઈ, તેમ તેમ એનામાં ચચળતા વધુ ને વધુ આવતી ગઈ. ખરો મધ્યાહ્ન કાળ હતો. તાપ સહન થતો નહતો, એટલે ખાટ પર પડયો પડયો હિંચકતો હતો. બહાર કશી ધમાલ ચાલતી હતી એમ હું સ્પષ્ટ સાંભળતો હતો, અને ત્યાં એ આવી પહોંચી.

"નિખિલ, મને કાંઈ અપાવને! બહાર પેલો રહારીવાળો આવ્યો છે."

"શું શુ લાવ્યો છે?" હું નાનો બાળક થઈને પદ્યમાં બોલ્યો.

"રમકડાં." મેં બીજુ જ ધાર્યું હતું ત્યાં તો એ મારા કરતાં ય નાનકડી બેબી થઈને બોલી.

"રમકડા?"

"હા!"

"બોલ તારે શુ જોઈએ?"

"ગમે તે પણુ મને અપાવ."

"લેવુ પડશે હાં, જોજે પછી." તત્ક્ષણુ હું ઉઠયો, જઈને પેલાને બોલાવ્યો. એના દેખતાં જ પૂછ્યુ, "ભાઈ, આ બાબલાની શી કિંમત છે?"

"સવા રૂપિયો શેઠ, વધારે નહિ, લઈ લો ને રમાડવા જેવો છે."

"લેવો છે ચારુ! લઈશુ ને? તને તો એ બહુ ગમશે," કહેતો હું પાછો ફર્યો, ત્યાં તો કોઈ જ નહોતુ. માત્ર ઝડપથી ઓરડામાં સરી જતો એનો પૃષ્ટ ભાગ મને દેખાયો.

"લઈ જા ભાઈ, ઈચ્છા લાગતી નથી." અને હું હસતો હસતો અંદર ગયો.

"લુચ્ચા, આવું તને કોણે કહ્યું હતું?"

"શું તે?"

"એવું તે પૂછાતું હશે? મોટો ભાઈ થયો છે? ભાન તો છે નહિ કોઈ જાતનું?"

"લે રાખ હવે, એમાં શું થઈ ગયું તે!"

"ઉભો રહે, શું થઈ ગયું તે!" કહીને એ ઘરમાં ગઈ. બા આગળ એણે રોદણાં રડયાં, અને ખુલ્લે ખુલ્લા કહ્યું કે! નિખિલ બિલકુલ બેશરમ બનતો જાય છે, સાવ અક્કલ વિનાનો છે.'

"નિખિલ, અહિં આવ તારી વલે કરું? તારી અક્કલ કયાં ફૂટી ગઈ છે?"

"તું એનો ને એનો પક્ષ તાણ્યા કરે છે વારે ઘડીએ. પૂછતો ખરી કે એણે જ નહોતું કહ્યું રમકડું લઈ આપવાનું! પછી વાંક મારો કાઢે છે?"

"છાનો રહે હવે! એની બા સાંભળશે તો હસશે. તારો ખજાનો ઢાંકી રાખ, સાથે મારીય કિંમત કરશે. ચારુ બેટા! એનું તું નામ જ ન લઈશ હવે."

વર્ષ તો ઉપરા છાપરી જવા માંડયા. આ ઉમરને તે કાંઈ અક્કલ છે કે નહિ! તે વધવા જ માંડી છે. હું કૉલેજમાં જતો થયો હતો. એ ય મેટ્રિકની પરીક્ષા આપી આવી હતી. અમે બન્ને રજાઓમાં કેટલાં સ્વપ્નો ઘડતાં હતાં! 'મારે હવે એને બહુ મારવી નહિ, બહુ ચીડવવી નહિ, નહિ તો પછી કૉલેજની લોબીમાં એ મારો ફજેતો કરશે એની એણે મને ખાતરી આપી હતી. મેં ધાર્યું કે તું કૉલેજમાં તો આવ પછી તારી વાત છે.' એણે મને પૂછ્યું.

"તું રડીશ ને!"

"ના ભાઈ, કેમ?"

"હું અહિંથી કૉલેજમાં જઈશ તોય તું નહિ રડે!"

"ના, એમાં રડવાનું શું?"

"જો પાછો, તારે જ રડવું પડશે."

"જબરજસ્તીથી?"

"હા, હા."

"કાંઈ કારણ?"

"જો તારે, અમે નહોતાં રડયાં, તું અહિંથી કૉલેજમાં ગયો ત્યારે?"

"પણ આપણે ઓછું જ પરગામ જવાનું છે!"

"ત્યારે હું કેમ રડી હતી?"

"કહું? ચીડાઈશ નહિ ને?"

"ના, કહે,"

"કહું, તું અદેખાઈની આગ જેવી છે. તને લાગ્યું કે નિખિલ તો ચાલ્યો, પોતાનાથી આગળ ને આગળ; અને હું રહી ગઈ પાછળ. હવે એ જઈને બીજી છોકરીઓની ધમાલમાં પડશે એટલે મને ભૂલી જશે. ખરું ને?"

"કોણ જાણે, પણ તું તો બધું બનાવટી કહે છે, બાકી હું રડી હતી એ વાત તો ખરીને! તું કયારે રડે, કહે?"

"તું પરગામ જાય ત્યારે, મારાથી તને વિખૂટી પાડવાની જ નથીને!"

"ઓ મૂરખ, જો આ ચાલી હું તો!" કહેતી એ ઊભી થઈ ગઈ અને હું દોડયો એની પાછળ–હાથમાં આવે તો એનો હાથ આમળી નાખવા–કારણ કે એજ હાથે ઊઠતાં ઊઠતાં મને ગાલમાં તમાચો ચોઢી વાળ્યો હતો.

એક દિવસ અચાનક એ આવી. આવી અને મારા પગ આગળ બેસી ગઈ.

"શું થયું ચારુ? કોઈ બંગાળી વાત તો નથી વાંચી ને?" એકાએક મારા પગને જાણે કશો ગરમ સ્પર્શ થયો હોય એમ મને લાગ્યું. મારા પગ ભીંજાતા હોય એમ લાગ્યું. નીચા વળી મેં એનું માથું ઝાલી, મોં ઉંચું કર્યું. મેં શું જોયું?

એની બન્ને આંખો ભરાઈ ગઈ હતી, ડબક ડબક એમાંથી આંસુ પડતાં હતાં, અને દયાપૂર્ણ નેત્રે એ

"જુવાન જોધ છોકરાં! લાજ નથી આવતી એવું રમતાં! અક્કલ ન આવી મોટી ઢેરી થઈ તો ય."

મને અતિશય ગુસ્સો ચઢ્યો–જ્યારે મેં એ વાત સાંભળી ત્યારે. ચારુએ આવી મને વાત કરી; અને મેં જઈને મોટું ખૂસરાણુ ઉઠાવ્યું. અને પછી પેલી 'ડાહી' જોડે એટલા તો જોરથી લઢ્યો કે એ ખસિયાણી જ પડી ગઈ. અને જ્યારે બન્ને બાએ મારો પક્ષ ખેંચ્યો કારણ કે એમણે એ વાક્ય પાછળ કોઈ જ નવો જ અર્થ વાંચ્યો,–ત્યારે તો પેલી ગભરાઈ જ ગઈ. મને અને ચારુને તે દિવસે પરમ આનંદ થયો.

થોડાક દિવસ પછી સામેથી ચારુ આવતી હતી. એ પાસે આવી અને હું એના સામું તાકી રહ્યો ત્યાં તો એ બોલી.

"શું જોઈ રહ્યો છે? તું ય મારો પૂર્વજન્મનો વૈરી જ લાગે છે."

"હું? કદાચ હોઉં પણ ખરો! પણ પુરાવો તો આપીશ ને?"

"આ જો, તે વેર વાળ્યું તે." કહી એણે કપાળ પરથી હાથ ખસેડી નાખ્યો, એની ભમ્મરને અડીને એક ઘસરકો પડ્યો. એ કેવોક શોભતો હતો, કહું? એની ભમરનું કામઠું જાણે નાનું પડતું હોય, અને તેથી એની પાંપણના પણછ બરાબર તંગ થતી નહિ, અને એટલે એનો ટંકારવ પણ પેલું પતુષ્ય નહિ કરી શકતું હોય એમ જાણે એ કામઠાને–ભમરને–મોટું કર્યું હોય, એમ એની ભમરની હદને વધારતો એક લિસોટો થયો હતો. મને આ બધા વિચાર આવ્યા; અને મનમાં હસ્યો. મોઢા ઉપર સ્મિત ફરકતું તે એણે જોયું.

"થા ખુશી હવે વેરુલો, ભાઈએ કેવુક યાદ રાખ્યું છે પેલી બશેરી મારી હતી તે! તે લાગ જોઈને વેર વાળ્યું. એવો છે!" કહી એણે મારવા માટે મુક્કી ઉગામી.

તત્કાળ હું ખસી ગયો; અને ખસતાં ખસતાં એના બરડામાં એક ધબ્બો માર્યો.

"ઓ મા!" એણે એવડી મોટી ખૂમ પાડી કે મા ત્યાં દોડતી આવી પહોંચી.

"શોદને એ છોકરીને મારી નાખવા બેઠો છે! ચાલ ચારુ મારી જોડે," એ ગઈ પણ જતાં જતાં અડપલું કરી ગઈ–બા હતી એનો લાભ લઈને–પાસે આવીને મારો કાન આમળી નાખ્યો, અને પછી દોડતી દોડતી જતી રહી.

"બન્ને એક બીજાના મોઢામાં થૂંકે એવાં છો. કોને કહેવું?" એમ કહી બા જતી રહી. બા હતી એટલે એને વધારે પીટવાની મારી હિંમત ન ચાલી.

જેમ જેમ એની ઉમ્મર વધતી ગઈ, તેમ તેમ એનામાં ચચળતા વધુ ને વધુ આવતી ગઈ. ખરો મધ્યાહ્ન કાળ હતો. તાપ સહન થતો નહતો, એટલે ખાટ પર પડ્યો પડ્યો હિંચકતો હતો. બહાર કશી ધમાલ ચાલતી હતી એમ હું સ્પષ્ટ સાંભળતો હતો, અને ત્યાં એ આવી પહોંચી.

"નિખિલ, મને કાંઈ અપાવને! બહાર પેલો રહારીવાળો આવ્યો છે."

"શું શું લાવ્યો છે?" હું નાનો બાળક થઈને પલંગમાં બોલ્યો.

"રમકડાં." મેં બીજું જ ધાર્યું હતું ત્યાં તો એ મારા કરતાં ય નાનકડી બેબી થઈને બોલી.

"રમકડાં!"

"હા!"

"બોલ તારે શું જોઈએ?"

"ગમે તે પણ મને અપાવ."

"લેવું પડશે હાં, જોજે પછી." તત્ક્ષણ હું ઉઠ્યો, જઈને પેલાને બોલાવ્યો. એના દેખતાં જ પૂછ્યું, "ભાઈ, આ બાબલાની શી કિંમત છે?"

"સવા રૂપિયો શેઠ, વધારે નહિ, લઈ લો ને રમાડવા જેવો છે."

"લેવો છે ચારુ! લઈશું ને? તને તો એ બહુ ગમશે," કહેતો હું પાછો ફર્યો, ત્યાં તો કોઈ જ નહોતું. માત્ર ઝડપથી ઓરડામાં સરી જતો એનો પૃષ્ઠ ભાગ મને દેખાયો.

"લઈ જા ભાઈ, ઇચ્છા લાગતી નથી." અને હું હસતો હસતો અંદર ગયો.

"લુચ્ચા, આવું તને કોણે કહ્યું હતું?"

"શું તે?"

"એવું તે પૂછાતું હશે? મોટો ભાઈ થયો છે? ભાન તો છે નહિ કોઈ જાતનું?"

"લે રાખ હવે, એમાં શું થઈ ગયું તે!"

"ઉભો રહે, શું થઇ ગયું તે!" કહીને એ ઘરમાં ગઈ. બા આગળ એણે રોદણાં રડયાં, અને ખુલ્લે ખુલ્લા કહ્યું કે! નિખિલ બિલકુલ બેશરમ બનતો જાય છે, સાવ અક્કલ વિનાનો છે.'

"નિખિલ, અહિં આવ તારી વલે કરું? તારી અક્કલ કયાં ફૂટી ગઈ છે?"

"તું એનો ને એનો પક્ષ તાણ્યા કરે છે વારે ઘડીએ. પૂછતો ખરી કે એણે જ નહોતું કહ્યું રમકડું લઇ આપવાનું! પછી વાંક મારો કાઢે છે?"

"છાનો રહે હવે! એની બા સાંભળશે તો હસશે. તારો ખજાનો ઢાંકી રાખ, સાથે મારી ય કિંમત કરશે. ચારુ બેટા! એનું તું નામ જ ન લઇશ હવે."

વર્ષ તો ઉપરા છાપરી જવા માંડયા. આ ઉમરને તે કાંઈ અક્કલ છે કે નહિ! તે વધવા જ માંડી છે. હું કોલેજમાં જતો થયો હતો. એ ય મેટ્રિકની પરીક્ષા આપી આવી હતી. અમે બન્ને રજાઓમાં કેટલાં સ્વપ્નો ઘડતાં હતાં! 'મારે હવે એને બહુ મારવી નહિ, બહુ ચીડવવી નહિ, નહિ તો પછી કોલેજની લોબીમાં એ મારો ફજેતો કરશે એની એણે મને ખાતરી આપી હતી. મેં ધાર્યું કે તું કોલેજમાં તો આવ પછી તારી વાત છે.' એણે મને પૂછયું.

"તું રડીશ ને!"

"ના ભાઈ, કેમ?"

"હું અહિંથી કોલેજમાં જઈશ તો ય તું નહિ રડે?"

"ના, એમાં રડવાનું શું?"

"જો પાછો, તારે જ રડવું પડશે."

"જબરજસ્તીથી?"

"હા, હા."

"કાંઈ કારણ?"

"જો તારે, અમે નહોતાં રડયાં, તું અહિંથી કોલેજમાં ગયો ત્યારે?"

"પણ આપણે ઓછું જ પરગામ જવાનું છે!"

"ત્યારે હું કેમ રડી હતી?"

"કહું? ચીઢાઈશ નહિ ને?"

"ના, કહે,"

"કહું, તું અદેખાઈની આગ જેવી છે. તને લાગ્યું કે નિખિલ તો ચાલ્યો, પોતાનાથી આગળ ને આગળ; અને હું રહી ગઈ પાછળ. હવે એ જઈને બીજી છોકરીઓની ધમાલમાં પડશે એટલે મને ભૂલી જશે. ખરું ને?"

"કોણ જાણે, પણ તું તો બધું બનાવટી કહે છે, બાકી હું રડી હતી એ વાત તો ખરીને! તું કયારે રડે, કહે?"

"તું પરગામ જાય ત્યારે, મારાથી તને વિખૂટી પાડવાની જ નથીને!"

"ઓ મૂરખ, જો આ ચાલી હું તો!" કહેતી એ ઊભી થઈ ગઈ અને હું દોડયો એની પાછળ—હાથમાં આવે તો એનો હાથ આમળી નાખવા—કારણ કે એજ હાથે ઊઠતાં ઊઠતાં મને ગાલમાં તમાચો ચોઢી વાળ્યો હતો.

એક દિવસ અચાનક એ આવી. આવી અને મારા પગ આગળ બેસી ગઈ.

"શું થયું ચારુ? કોઈ બંગાળી વાત તો નથી વાંચી ને?" એકાએક મારા પગને જાણે કશો ગરમ સ્પર્શ થયો હોય એમ મને લાગ્યું. મારા પગ ભીંજાતા હોય એમ લાગ્યું. નીચા વળી મેં એનું માથું ઝાલી, મોં ઉંચુ કર્યું. મેં શું જોયું?

એની બન્ને આંખો ભરાઈ ગઈ હતી, ડબક ડબક એમાંથી આંસુ પડતાં હતાં, અને દયાપૂર્ણ નેત્રે એ

મારા સામુ જોઈ રહી હતી, છૂટથી એનાથી રડાતું પણ નહોતું એટલે હીબકે ચઢી ગઈ હતી.

"શું થયું બહેન ?" મેં પૂછ્યું અને એના માથા પર હાથ ફેરવ્યો, પણ શી રીતે એનાથી બોલાય ? આખરે ઘણીવારે એ શાંત પડી, અને ધીરે ધીરે–અતિ ધીરે સાદે એ બોલી.

"થયુ, ભણી રહ્યાં આપણે !"

"ગાંડી છે તુ તો, હજુ તો રીઝલ્ટ બહુ આઘું છે"

"એ તો આવશે આવવાનું હશે ત્યારે, પણ એક બીજું રીઝલ્ટ તો જણાઈ જ ગયું"

"પાસ કે નાપાસ ?

"તું એમ ધારે છે કે એની રીતે મારાથી હસાશે ખરું !"

"ઓહ...બહુ Serious છે ?"

"તારે ક્યાં જાણવાની કશી પણ પરવાહ છે ? તારે તો બસ હસવું અને ખેલવું."

"વાત ખરી. શુ કરું બીજું ? કશું સૂઝતું જ નથી મને તો ?"

"આજ ફુરસદ છે ખરી ?"

"તું જાતે જ આવી છે એટલે તારો case વિચારી જોઈશ. બોલ, શું છે ?"

"મારા લગ્નની વાતો ચાલે છે ?"

"શુ કહ્યું !" તત્કાળ મારો હાથ એના માથા પરથી ખસી ગયો.

"ત્યારે શું ગપ્પાં મારું છું ?"

"તેં કોની પાસેથી સાંભળ્યું ?"

"ભગવાને કાન તો આપ્યા છે ને ? એનો શો ઉપયોગ ?"

"હં......" હું વિચારમાં પડી ગયો અત્યાર-સુધી નત મસ્તકે એ વાત કરતી હતી, હવે મેં પણ માથું નીચું નાખી દીધું

"કેમ તું વિચારમાં પડી ગયો ? લગ્ન તો મારાં થવાનાં છે !"

"તુ જંપીશ હવે ? અને બોલ્યા વગર ન રહેવાય તો મને પછી મળજે."

મારા પગને અઢેલીને એ તો બેઠી જ હતી. એણે પોતાનો હાથ લંબાવી માથું ઉચકી પૂછ્યુ,

"એમ શુ કરે છે હવે ? મેં નહોતું કહ્યું કે તુ બહુ હસ્યા કરે છે. તે સારું નથી ?"

"એક વાત પૂછું ચારુ ?"

"એટલે તો આવી છું !"

"તું શું ધારે છે આ બાબતમાં ?"

"હું શુ કહી શકું ! ભલા ? દીકરીને ગાય..."

"એ વખત તો ગયો. તુ મને તો કહે ? તેં કેટલે સુધી વિચાર કર્યો છે ?"

"ખરું કહુ ? મને......મને જરાકે ગમતુ નથી તુ ગમે તેમ કર.

"વારુ, તું હમણાં જા, હું એની ચોક્કસ તપાસ કરી પછી નિશ્ચય કરીશ."

ધીરે ધીરે એ ત્યાંથી ગઈ. હુ એને જતી જોઈ રહ્યો. ખરેખર મને ત્યારે જ લાગ્યુ કે હવે એ પરણવા જેવી તો થઈ છે એટલે ઉમ્મરની બાબતનો વાંધો કાઢી શકાય એમ હતું જ નહિ, ભણી પણ છે, આ વખતે મેટ્રિકની પરીક્ષા આપી આવી એટલે તેનું પણ તત્કાળ કારણ રજુ કરી શકાય તેમ નહોતું. બ્હાનું શુ કાઢવુ ? શી રીતે વાત કરવી ? એ મૂઝવણમાં હું પડી ગયો. 'એની પોતાની મરજી ?' છટ્ એ તો મને મૂર્ખ ઠરાવવાની વાતો. એ વાતને કોઈ જ વજુદ ન આપે. એની મરજીને કોણ ગણે ?

ત્યારે હવે ? ત્યારે હવે ? મેં વલખાં મારવાં શરુ કર્યાં. ચોદિશમાં નજર ફેંકી, કિનારો જણાયો નહિ આથી તો પૂર જોસમા હતી. એક તરણુ પણ હાથ આવ્યુ નહિ કે જેનો સહારો લઈ હું મધદરિયો ઓળંગી શકુ. અને એટલામા તો વંટોળે એનુ કામ પતવ્યું.

લગ્નની તિથિ નક્કી થઈ ગઈ. વરરાજા પણ નક્કી થયા, સઘળું તૈયાર. જિનતૈયારી અમારી

બન્નેની, પણ એની ગણતરી કોને? જો કે આમ બહારથી હું એને સાંત્વન આપતો. પણ એમ એ અગ્નિ ઠરે? એતો સદા જલ્યા જ કરવાનો. ઘણા ઘણા વિચારો કર્યા—ક્રાંતિના ને વિપ્લવના. અત્યારસુધી જેટલું વાંચ્યું હતું તેને અમલમાં મૂકવાના. પણ જ્યારે ખરેખર વિચાર થતો—એના પરિણામનો—ત્યારે બન્નેને એક પ્રકારનું લખલખું આવી જતું.

આખરે એનો હસ્ત પેલાના હસ્તમાં મૂકાયો. હું ત્યાં વજ્રહૃદયી બની બેસી રહ્યો હતો. પણ જ્યારે એના હસ્તને બીજાના હસ્તનો સ્પર્શ થયો ત્યારે હું ડગી ગયો. મારુ હૃદય મને બહેર મારી ગયું લાગ્યું. મને એ સુંવાળા, નાજુક અને અતિ ગૌર હસ્તની મને કુમાશ સાંભરી. રડાય એમ હતું જ નહિ; કારણ કે મારી આસપાસ કેટલાય એની સાક્ષી રૂપે બેઠા હતા. પણ હું બહાવરો બની ગયો. ફાટી આંખે પેલાં ડંખ્યા કરતા સ્પર્શને હું જોઈ રહ્યો—જોઈ જ રહ્યો. પેલો સ્પર્શ સતત બની જશે કે શું એમ મને ભય લાગવા માંડ્યો. મારી અકળામણ વધી પડી. ન ત્યાં મારાથી બેસાતું કે ન ઊઠી શકાતું. મને ત્યારે મારી જાતનો જ ખ્યાલ આવતો હતો, પણ જ્યારે આજ હવે થોડીક બાહ્ય ધીરજ પણ રાખી છે ત્યારે બીજો પણ ખ્યાલ આવે છે કે જ્યારે મારી —બલિના એક દ્રષ્ટાની—આવી સ્થિતિ હતી. ત્યારે એ બલિની પોતાની કેટકેટલી આહ હશે! તે વખતે એની શી હાલત હશે! હું તે વખતેય મારું જ વિચારતો હતો? પ્રેમમાં અને પ્રેમની વેદનામાં ય સ્વાર્થ!

થોડિક વારે બન્ને ઊઠ્યાં. મને થયું કે પત્યું! પણ ના, હવે જ તો ખરી ઘડી આવી હતી. સપ્તપદી શરુ થઇ. છેડા બાંધેલા હતા, આગળ ચારુ અને પાછળ પેલા શ્રીયુત. દરેક ફેરે પેલા પત્થરને પગ અડાડવાનો હતો. મને એ પત્થરનીય અદેખાઇ આવી. થયું, ભલા, તુંય પત્થર થયો હોત તો ચારુનો પદસ્પર્શ તો પામત! કેટલો ભાગ્યશાળી એ! એનાં પગલાં કેવાં પડતાં હતાં! એ તો મને યાદ નથી પણ એ નત મસ્તકે, ઘૂંઘટ છાવર્યા મુખે ચાલતી હતી. એનું ઉર શા શા ધબકારા મારતું હશે? હું એ ઉર ......જવા દો એ વાત. એમાં કશો દમ નથી. વ્યર્થ કલ્પનાઓના કિલ્લા. પણ મને તે વખતે એક વિચાર તો જરૂર ઝબકી ગયો હતો. મારો આત્મા પેલા પત્થરમાં જઈને સૂતો હતો. ચારુના સ્પર્શે એ મીઠી નિંદ લેતો, અને સુખભર્યાં સ્વપ્નો અનુભવતો, પણ તરત જ 'શ્રીયુત'નો પણ પદસ્પર્શ થતો અને છંછેડાઈ ઊઠતો. ચારુના સ્પર્શથી એ પત્થરેય કોમળ બની જતો, અને પેલા સ્પર્શે એ વજ્ર બની જતો, ચારુ કેવી ઢબે અટકતી હતી? જાણે કે કોઈ કુમળા બાળકને જરાકે ઈજા ન થાય એમ કાળજી ભરી રીતે. અને શ્રીયુત? પોતાના માર્ગમાં આ પત્થર આવીને પડ્યો છે, એ એને જાણે ઠુકરાવતા હોય એવી રીતે.

હું સમસમી રહ્યો. અને વધારે તો બળી રહ્યો વિદાય વખતે. મોટર આવી. પહેલાં બેઠક લીધી ચારુએ અને પછી જાણે કોઈ સ્થાપિત, સ્થાવર કે જંગમ મિલ્કતનો કબજો ભોગવતા હોય એવી રીતે બેઠા 'શ્રીયુત'. મોટર પાસે હું ગયો. ચારુને પંપાળવાનું મન થયું પણ શું થાય? હવે એ મારી નહોતી રહી. માત્ર એને બે મીઠા શબ્દો પેલાને કાને ન પડે એવી રીતે કહ્યા. જો કે શ્રીયુત મારી તરફ તાકી તો રહ્યા જ હતા. અને પછી બધાંના આંસુ વચ્ચેથી માર્ગ કાઢી મોટર ચાલી. મને એક ડૂસ્કુ સંભળાયું; ચારુ રડતી હતી. આખરે એનાથી ન રહેવાયું. હું ઝડપથી દોડ્યો. પણ ત્યાં મને આ કોણ આવરી રહ્યું હતું? સમજ્યો. એ તો મોટરે ઉડાડેલી ધૂળ—મારો માર્ગ રૂંધી મને છાવરતી હતી. મેં એને આવકારી—મનમાં એમ વિચાર આણીને કે ચારુના સ્પર્શથી આ પણ પૂનિત થયેલી છે. :મને ભલે એ પાવન કરે. સમજીશ કે ચારુએ મને એના દ્વારા આશ્વાસન આપ્યું છે. પેલા પક્ષે મેઘ નહોતો મોકલ્યો?

"શું થાય છે બેટા? ગાંડો થયો? દિકરી એ તો પારકું જ ધન કહેવાય?" ધડાક કરતું બારણું ઉઘડ્યું; અને આવીને મને બાએ બાથમાં લીધો. અને મારાથી મન મૂકી દેવાયું. હું ડૂસ્કે ચઢી ગયો.

પણ એમ ક્યાં સુધી ? 'દુઃખનું ઓસડ દહાડા.' મિનિટો કલાકો અને દિવસો પસાર થવા માંડયાં. થોડાક દિવસ વહ્યા. અને એક દિવસ ટપાલમાં કાગળ આવ્યો. એ ચારુનો સંદેશ લાવ્યો હતો. અચાનક-મારાથી ભાન ભૂલી જવાયું કે શું ? મેં એ કાગળને એક ચૂમી ભરી લીધી; અને જાણે એ સાક્ષાત ચારુ જ હોય એવી ભાવના થઈ આવી. ભલા રે ! કાગળ તો કાંઈ અવનવો જ સંદેશ લાવ્યો હતો. એમાં એણે એના પતિને વર્ણવ્યો હતો; અને વધારે માટે પોતે થોડા દિવસમાં ત્યાં આવનાર છે માટે મને રોકાઈ જવાનું લખ્યું હતું. તે જ ક્ષણથી મેં એની પ્રતિક્ષા કરવા માંડી

"આવી ? ક્યારે ! ખબરે ન આપી આગળથી ? ચારુ ..!" એક દિવસ બહારથી આવ્યો ત્યારે ચારુ મારા ખંડમાં બેઠી હતી હું કપડાં સહિત જ એના પગ આગળ બેસી ગયો. "ચારુ, બોલતી, બોલ ! ચારુ !" મેં એનો હાથ લઈ એના આખા શરીરને હચમચાવી નાખ્યું.

"શું બોલું ?"

"કાંઈ જ બોલવા જેવું નથી ?"

"ના."

"હું બોલાવું તો બોલીશ ?"

"જોઈશું."

"ચારુ" કહેતો હું ઊભો થઈ ગયો.

"નિખિલ" જો કે એ બેઠેલી જ હતી-ખુરશી પર. પણ મેં એના માથા પર ધીમે ધીમે હાથ ફેરવવો શરૂ કર્યો હતો.

"શ્રીયુત કેવા છે ?"

"શ્રીયુત ? કોણ શ્રીયુત ?"

"મેં એમનું નામ શ્રીયુત રાખ્યું છે ?"

"એ ઠીક જ કર્યું છે."

"તને એ કેવા લાગે છે ? વાતચીત કરી હતી ? શી વાતચીત ?"

"તું એ વાત જવા દઈશ."

"ના."

"ચારુ, તું મને જવાબ આપીશ ?"

"જરૂર."

"તેં એમને જોયા છે, પૂરેપૂરા ?"

"ના, મને વખત જ મળ્યો નથી. મેં તો સદા તારા પર જ ધ્યાન આપ્યું હતું."

"ત્યારે જાણવામાં અર્થ શો ?"

"કેમ ?"

"તું ન જાણે તેમાં જ સારું છે."

"ના, પણ મારે જાણવું જ છે." હું જીદે ચઢયો.

"ખરેખર, તારે શું જાણવું છે, કહે ?"

"શ્રીયુત કેવા છે ?"

"કહું ! ભડકીશ નહિ ને ? હીપોપોટેમસ જેવા."

"શું ઉઉઉં..." મારું મોં પણ પહોળું થઈ ગયું.-આશ્ચર્યથી.

"શું અક્કલાતુન નામ પાડયું છે."

"તને ઉપમા યોગ્ય લાગશે-જ્યારે તું એમને જોઈશ ત્યારે."

"સમજ્યો. એટલે કે તને એ..."

"તું જવા દઈશ હવે ? મને ગમે છે કે નહિ એનો સવાલ જ નથી. છેવટે તેં ય મને દગો દીધો."

"મેં ? દગો ?"

"ત્યારે બીજું શું ? હું ચીઢાઈ નથી. પણ મને ત્યારે આશા હતી કે તું કશું કરીશ."

"પણ ચારુ, એમાં મારો ઇલાજ હતો ! તું જાણે તો છે જ."

અમે બન્ને વિરુદ્ધ દિશામાં જોઈને વાત કરતાં હતાં. થોડીક વાર થઈ પણ ચારુ કાંઈ બોલી નહિ એટલે મેં એના તરફ જોયું. એ રડતી હતી.

દિવસો એમ વીતતા જ ગયા. કદીક એ રડતી, મારે એને આશ્વાસન આપવું પડતું. આજ એનું રીઝલ્ટ હતું. મેં એને આગલે દીવસે ખુશમિજાજમાં લાવવા ઘણા પ્રયત્નો કર્યા હતા. જો કે એ હસતી ખરી, પણ જાણે જોર જુલમથી. અને આજે ય રીઝલ્ટના થોડા કલાક પહેલાંથી એ ખૂટી લાગણીએ બેઠી હતી. કોઈ પ્રકારની એના મોઢા પર લાગણી જ નહોતી. આખરે રીઝલ્ટ હાથમાં આવ્યું. એના દુઃખનો જાણે પ્રત્યાઘાત હોય એમ એય નિરા-

ક્ષામાં ઉતરી પડ્યું. ચારુનું નામ પાસ થનારાની યાદીમાં જણાતું નહોતું. ચારુ નાપાસ થઈ હતી.

તે ક્ષણે તો 'મેં એ ધારી જ મૂક્યું હતું.' એમ કહીને આછું, દુઃખ ભર્યું. હસતી ઊઠી ગઈ; પણ જ્યારે બપોરે એ મારે ત્યાં આવી ત્યારે અમે બન્ને એકલાં હતાં; એટલે એને રડવાનો મોકો મળી ગયો. એ ધ્રૂસકે ચઢી ગઈ. મેં બહુ ધીરજ આપી.

"નિખિલ, હવે મારું શું થશે? મારા દિવસો કેમ જશે?"

"હમણાં તો અહીં જ છે. જેટલો આનંદ ભોગવાયો તે ખરો. એમ હિંમત હારે ચાલશે?"

"પણ પછી? મને તો ત્યાં જવાનું મન થતું જ નથી."

"હમણાં ઓછું જ જવાનું છે!"

"આજે જ એમનો કાગળ આવ્યો છે. મારા નાપાસ થયાની ખબર સાંભળી મને આશ્વાસન આપવા આવવાના છે."

"હં...પણ એનો અર્થ એમ નહિ કે તારે જવાનું જ છે."

"તે તો તું જોઈશ."

"ચારુ, હવે શું થાય? દુનિયામાં કેટલી ય તારા જેવી સ્ત્રીઓ હશે કે જેમની આશા પર આમ જ નિરાશાનું મોજું ફરી વળ્યું હશે. એ સર્વ શું કરતી હશે?"

"મારા જેવી હશે, પણ હું તો નહિ જ. મારાથી તો આ સહન નહિ જ થાય. હું તો મરી જઈશ."

"ચારુ, ચારુ, તું એવું બોલીશ નહિ. મારાથી નથી સંભળાતું."

"શું કરું? મારો છૂટકો જ નથી."

અમે બન્ને પછી તો છૂટાં પડ્યાં. શ્રીયુત આવ્યા. અને એને અહીં એકલું લાગતું હશે, નકામી સોરવાયા કરશે વગેરે સમજાવીને ચારુને લઈ ગયા. કોઈનાથી ના પણ કેવી રીતે પડાય?

દિવસો પર દિવસો જવા લાગ્યા. હું મૂંઝાતો હતો. ચારુ ગૂંગળાતી હતી. કશો ઈલાજ સૂઝતો નહોતો. અને આ સઘળું તો જાણે એવું જ થવા સર્જાયું હોય એમ લાપરવાહી બતાવી કાળ ધસ્યે જતો હતો.

કેટલા મહિના વીત્યા હશે તે ખબર નથી. પણ એ દરમ્યાન ચારુના ચાર પાંચ પત્રો મળ્યા. એમાં એના પતિનું ચિત્ર હતું–વર્ણન હતું. એમની રૂઢિનું વર્ણન હતું. એમના સ્વભાવનો ચિતાર હતો. અને પોતે આપેલું નામ 'હીપોપોટેમસ' એ સંભારતી હતી. એના દુઃખની ગાથા એ કાગળોમાં ભરી હતી.

એક દિવસ અચાનક ચારુ આવી. પહેલાં તો હું એને જોઈને ડઘાઈ જ ગયો. ચારુ આવી? આ ચારુસ્મિતા? એ બહુ જ લેવાઈ ગઈ હતી. એના મુખ પર દુઃખના ભારનો થાક હતો. એની આંખો ઊંડી ઉતરી ગઈ હતી. જાણે જીવન હારી બેઠી હોય એવી એની સ્થિતિ હતી. મને તો પછી જ ખબર પડી કે એ તો પ્રસૂતિ માટે આવી હતી. મને શ્રીયુત પર કંટાળો આવી ગયો. પરિણીત જીવનને હજુ તો માત્ર દોઢ જ વર્ષ વીત્યું હતું, એ માણસને માણસ જ કેમ કહી શકાય? જુલ્મી! અત્યાચારી!

અને ઓહ...ચારુ બિછાને પડી. મારાથી એને ન જ મળાયું. મને ખબર પડી કે એની પ્રસૂતિ અતિ ભયંકર નીવડી. બાળક મરેલું જન્મ્યું. અને એના ઝેરે મારી ચારુને મારી પાસેથી છીનવી લીધી. 'ચારુ, ચારુ તું ક્યાં છે?' મને જાણે એનો પડઘો હજુ ય સંભળાય છે કે, હું તો આ રહી. આ સ્વતંત્રતા અને સુખભર્યા વાતાવરણમાં–સ્વર્ગમાં તું ય આવ."

આજ ચારુ નથી. છું હું એકલો જ. એ એકલતા મને આજ કોરી ખાય છે. આ સરોવર છે. એનું પાણી સ્થિર છે. એના કિનારા પર ક્યાંક ક્યાંક ઝાડ છે. પણ પણે સૌથી દૂર–જાણે એને એકલાને જ પાનખર લાગી હોય એમ એક ઠૂંઠું ઊભું છે. એકલું, સાથી વિનાનું, જાણે કોઈને શોધવા નીકળી પડ્યું હોય એમ. કેટલાય દિવસથી મારો અહીં આવવાનો નિત્યક્રમ થઈ ગયો છે. મને સરોવર, એનું

જળ, લીલાંછમ વૃક્ષો કોઈ શાન્તિ આપી શકતાં નથી. મને આશ્વાસન છે પેલા ઠૂંઠાનું. હું એમાં મારું પ્રતિબિંબ નિહાળું છું. અને તે દિવસથી તો અતિ આવેશથી મેં એને કપોલ અડાડી આશ્લેષ પણ અનુભવ્યો હતો. ઠૂંઠું મારુ પ્રતિબિંબ છે કે હું ઠૂંઠાનું, એ તો કોણ જાણે, પણ એટલું તો ખરું કે અમે પરસ્પર રૂપક જેવા છીએ-મૂર્તિમંત રૂપક સમાન.

પણ રે! મારે આશ્વાસન શાં? શાંતિ શી? હું તો એકલ જ રહેવા સર્જાયો છુ. આગલી રાત્રે વાવાઝોડું હતું. વાયુએ પ્રચંડરૂપ ધારણ કર્યું હતું. મને સૂતાં સૂતાં મારા પેલા ઠૂંઠાની યાદ આવી. હું બેચેન બન્યો. અને એ બેચેનીએ મારા અનેક સ્મરણોને ઢંઢોળ્યાં. બીજે જ દિવસે હું ચાલી નીકળ્યો પેલુ ઠૂંઠું રહ્યું હોય એવી આશા સહિત પણ એ તો પડયું હતું-પરમ શાંતિ સાથે-જાણે જીવનયાત્રાનું એ સફળ પથિક હોય એવા આનંદ સાથે: વાવાઝોડુ તો એને શાંતિદાતા લાગ્યું હશે.

અને હવે જ મારી આંખમાંથી આંસુ પડ્યાં. તે દિવસે મારી બન્ને આંખોએ ટપકવા જ કર્યું-ચોમાસામાં કાણું છાપરું ચૂવે એમ. મારાથી ખાળ્યું ખળાતું નહોતું. એ મારી શક્તિની વાત નહોતી. જેને જીવનની પ્રતિબિંબ બનાવવાની મહેચ્છા હતી એ ચાલ્યુ ગયું, જેને શોકનું પ્રતિબિંબ બનાવ્યું હતું એ ઠૂંઠું ય ગયું. અને રહ્યો હું એકાકી-આખું ય જીવન પ્રતિબિંબની શોધમાં વીતાવતો.

"પ્રતિબિંબ, તું કયાં છે?" હું બરાડી ઊઠયો. પેલા નિર્જન સ્થાનમાં એનો માત્ર પડઘો ઊઠયો. "તું કયાં છે!"

●

# અનુભૂતિ

ઉન્માદી કૂજનો જે તરલ વિલસતાં ગ્રીષ્મ-મધ્યાહ્ન કાળે
તે તો તારાજ સૂરો શતિ પરભૂતિકા માત્ર તેમાં નિમિત્ત.
પત્રે પુષ્પે વસંતે પરિમલવસને તું સ્વયં મસ્ત ખીલે
નાચે હેરે પ્રસન્ન સ્મિતરમણુ મહીં: વૃક્ષ તો નામ માત્ર.
જાતે તું મન્દ્ર ગાજે, નહિ જ જલધિ એ ધીર ગંભીર ઘોષે.
નક્ષત્રો રાસ ખેલે નહિં, પદ ઘુઘરા રાસ તારેજ બાજે.
સ્રષ્ટા! સંગીતકર્તા! તવ કવન વિષે સૃષ્ટિનો શબ્દ તારો
હું જે ગાઉં ઉચારું તવ તવ સહુ તે શબ્દ એકકે ન મારો.
તેં તારું ગીત ગાવા નિખિલ સૃજનની એજ વીણા બનાવી
ને ત્યાં સ્વે સ્વે સ્વભાવે સહુ રણુઝણુતા તાર સાંધેલ કોટી.
બંધાયો તાર હુંયે નિયત રવ પૂરું અંગુલિ સ્પર્શ પામી
સંવાદી ગીત તારી રુચિ અનુસરતું ઊઠતું ભવ્ય ગાજી.
છો ત્યાં સામર્થ્ય તારું અનુપમ ગીત ને તાર ઝંકાર તારો
કિન્તુ વાંસે સૂરીલો અનનુભૂત તન કમ્પ તો માત્ર મારો.

પારાશર્ય

# કરોળિયાનું જાળું

મૂળ લેખક : શ્રી૦ 'પહાડી'
અનુવાદક : શ્રી૦ હરજીવન સોમૈયા

પેલા જ્ઞાનુના પાગલપણા ઉપર વારે ઘડીએ વિચાર આવ્યા કરે છે. એક દિવસ એણે સુઝાડયું હતું. 'જગતમાં સત્ય હોય તો મૃત્યુ છે, મિથ્યા કંઈ હોય તો જીવન.'

બુદ્ધિવાદી માણસ પ્રત્યે મને આદર હોય છે. એના સચોટ તર્કો સાંભળી હું છક્ક જ થઇ જાઉં છું. દરેક વિચારને કોઈ હંમેશાં જુઠ્ઠો જ સાબિત કર્યા કરે એ મને માન્ય તો નથી જ હોતું. એટલે જ્ઞાનુની તે દિવસની વાત સાંભળ્યા પછી મને આખી રાત ચેન ન પડયું. વારે વારે મગજ એ વાત ઉપર વિચાર કરીને એમાં તથ્ય કેટલું છે તેની કસોટી કરતું રહ્યું.

જ્ઞાનુએ આમ કહ્યું હતું. "તું તો આ વ્યર્થ જીવનના ખેલથી ગભરાઈ જાય છે. સાંભળ, ક્ષુદ્ર જેવી બાબતોમાં પણ કેટલું આશ્ચર્ય જેવું ભર્યું હોય છે. એક માખીને પકડ. એ બેહોશ થઇ જાય ત્યાં સુધી એને મુઠ્ઠીમાં બંધ રાખ અને પછી કરોળિયાના એક જાળા પર મૂકી દે. પછી જો કે શું થાય છે. એમાં કંઈ કુતૂહલ જેવું નથી, આશ્ચર્ય જેવું પણ નથી. પણ છતાં ય જો માખી હોશમાં આવશે કે ઊડવાનો પ્રયત્ન કરશે, ત્યારે કરોળિયો એની ચારે બાજુ પોતાની જાળ હોશિયારીથી ગૂંથતો જશે. સત્યનો ખરો ખેલ આ નહિ?"

આનો જવાબ હું, ભલા, શું આપું? મારો કહેવાનો અધિકાર પણ હું માનતો નથી. એટલે જ તો જ્ઞાનુ હસતો હસતો બોલ્યો, "કેમ ભાઈ? શું થયું? મેં તો આ વિશ્વની અટપટી વાતોને આમ સહેલી કરી નાખી છે. દીવા જેવી ચોખ્ખી લાગે છે."

"શું?" હું ચમકીને બોલ્યો.

"શું એટલે કંઈ નહિ. મેં તો મોતની જીવનની કોમળતા સાથે સરખામણી કરી બતાવી. મોત બહુ ખરાબ કહેવાય છે, ખરી રીતે એ એવું નથી. આપણું અજ્ઞાન જ..."

"એટલે, શું મોત જીવનની કોમળતા સાથે સરખાવી શકાય?" મને જ્ઞાનુની વાત કેમેય સમજાતી નહોતી.

જ્ઞાનુની વાતો ઉપર હું ફિદા જરૂર છું. આરસની બનાવેલી એની મૂર્તિઓને જોઈને એ પાગલ પર પ્રેમ પણ, કોણ જાણે કેવી રીતે પણ, મને બહુ ઊપજે છે. હમેશ હું જોતો રહું છું કે એની છીણી સુંદર સુંદર આકારો સર્જે છે. એ જોઈને હું સ્તંભિત થઈ જાઉં છું. એ મૂર્તિઓ એટલી બધી સજીવ લાગતી કે એમ લાગે કે જાણે હમણાં એ બોલશે.

જ્ઞાનુને ચુપ રહેતાં તો કે' દિ' આવડયું છે! એકાએક તે જોશમાં આવીને બોલવા લાગ્યો, "એ કંઈ ઊંડા રહસ્યવાળી વાત નથી. સૃષ્ટિ આખી કોમળતા ઉપર ઊભી છે. એ મૃત્યુનું જ એક પ્રતીક છે. આદિ કાળથી સતત એ દુનિયાને વીંટી રહેલ છે. સમાજ, કુટુંબ એ બધું કોમળતા ઉપર ટકયું છે. સંસ્કૃતિની સાથો સાથ મનુષ્યનું મગજ લાગણીવશતામાં એથી જ ડુબકીઓ ખાતું હોય છે.

આજ કારણે પુરુષના જીવનમાં સ્ત્રી એક કોમળ લાગણીની પેઠે પ્રવેશ કરી, પછી કંઈ બહાનું કાઢી દૂર સરકી જાય છે. મૂંઝવણમાં પડેલો માણસ બધું સમજી લેવાની ઇચ્છાથી ફસાતો ફસાતો આગળ ચાલે છે. જો કુટુંબ વ્યવસ્થા ન થઈ હોત તો જેમ સર્પ દરેક દૂંડાને ભરડો લે છે તેમ પુરુષ દરેક સ્ત્રી

ઉપર અધિકાર જમાવવાનો પ્રયત્ન કરત. આપણને કુટુંબ શિખાડનાર પક્ષીઓ છે."

"પક્ષીઓ ?" જ્ઞાનુની વાતો કરવાની ઢબ અજબ હતી. એક વાતમાંથી બીજી વાતને ફૂટતાં વાર ન લાગતી ને એમ વાતો વિવિધ સ્વરૂપે આગળ આગળ ચાલતી.

"હા જ તો. કબૂતરનું જોડલું તો જોયું છે ને ? એવું જોડલું આપણને ક્યાંય જોવા નહિ મળે. એક બીજું પણ સુંદર પક્ષી છે, તેમાં નર માળો બાંધે, એ માળાની રચના પર ખુશ થઈ ને કેટલીયે માદાઓ ત્યાં ટોળે મળે. એમાં એકને નર માળાની અંદર દાખલ કરી લે છે. પછી એમનું નવું જીવન શરૂ થાય છે."

"પશુ-પક્ષીઓના જીવન સાથે આપણે તે વળી કેટલીક નિસબત ? નકામી માથા ફૂટ છે એ." હું બોલ્યો

"ત્યારે હું શું આ ફોગટ બકી ગયો ?" કહીને જ્ઞાનુ જોરથી હસ્યો. એ હાસ્ય એની ઓરડીની આરસની પ્રતિમાઓ અને દીવાલો સાથે અથડાઈ ને પાછું વળ્યું. એ પ્રતિમાઓ ઉપર કોમળતાથી મેં ઘણી વાર હાથ ફેરવ્યો હતો એ પ્રતિમાઓ સામે હું કંઈ બોલી શકયો નહિ.

એણે પોતાનું કહેવું ફરી ચાલુ કર્યું. "જગતના અંતરમાં શું ચાલી રહ્યું છે તેની આપણને બહુ ખબર નથી હોતી. કેટલીયે ઘટનાઓનું પૃથક્કરણ કરતાં કરતાં વ્યક્તિઓ મરી પરવારી, અને મેળવ્યું તો શૂન્ય જ. આ કુટુંબ વ્યવસ્થા પણ એવી જ ઘટના છે. ખાસ કરીને પશુ-પક્ષી, જીવ-જીવડાં ઈત્યાદિનું દૈનિક જીવન અસાધારણ રીતનું છે. મધમાખીઓ એમનામાં એક નર અને રાણીનું જ કુટુંબ, બાકી જે સેંકડો માખીઓ હોય છે તે તો દાસીઓ. એ નરને પણ એનો ઉપયોગ થઈ જાય એટલે મારી નાખવામાં આવે છે. પોત પોતાના રક્ષણના ખાસ ખાસ ખ્યાલથી પક્ષીઓ માળા બાંધે છે. પશુઓ બોડો બનાવે છે ને સુરક્ષિત ઝાડી શોધે છે. માછલીઓ છે. માદા ઈંડાં મૂકીને નાસી જાય છે. નર એને સેવ્યા કરે છે. એક વળી બીજા પક્ષીની નવીન વાત, એમાં વળી પક્ષી ઝાડના થડના પોલાણમાં માળો બનાવશે, જ્યારે માદા ગર્ભવતી બનશે ત્યારે અંદર બેસી રહેશે. ચાંચ અંદર જઈ શકે એટલું જ એ માળામાં બાકોરું રાખી આખો માળો નર માટીથી છાંદી દેશે. ખુલ્લા રાખેલા બાકોરામાંથી ચાંચ વડે ખાવાનું અંદર નાખીને અમુક સમય સુધી નર માદાને ખવડાવ્યા કરશે. પશુ પક્ષીઓમાં એક ઋતુ એવી આવે છે કે જ્યારે માદાને બહુ ભાવાવેશ આવે છે. એ પોતાના રક્ષણનો તમામ ભાર નરને માથે નાખી દે છે. પોતાની આ લાચારીને કારણે એ જરાય મુશ્કેલી નથી અનુભવતી. એક માંસાહારી વૃક્ષની વાત કહું."

જ્ઞાનુ પોતાની વાતની ઉપયોગિતા તોળવા માટે થોભ્યો. મેં જોયું કે હવે એ સામાન્યતા વટાવી ગયો છે. એના માથાના વાળ મોં પર આવી ગયા છે. એનો દેખાવ મસ્ત જેવો લાગતો હતો. એ કશાથી ડરતો નહોતો. એનું મૌન ખટકે એવું હતું. એ ચૂપ કેમ રહ્યો ? અધુરી વાત સંભળાવીને શી ચિંતામાં પડી ગયો ? શાંતિ તોડતાં મેં કહ્યું.

"વૃક્ષ વિષે શું કહેતો હતો ?"

"ઉફ્ ! હું ભૂલી ગયો હતો. હમણાં હમણાં હું એક મર્યાદામાં રહી ગયો છું. દરેક માણસ અનુભવને અંતે આમ જ કરે છે. એ પછી એણે નાની નાની વાતો ઉપર પોતાનો અભિપ્રાય આપી દેવો એ જરૂરી નથી. મેં તો એક લાંબો કાળ સ્ત્રીની કોમળતાના સ્પર્શ અને પરખ કરવામાં વીતાવ્યો છે. એ સમજવું સહેલું નથી. સ્ત્રી અને પુરુષનાં હાડકાંઓની ચીકાશમાં ફરક હોય છે. એજ રીતે જનાવરોમાં પણ માદાઓના હાડકાંઓમાં ફોસ્ફરસનું પ્રમાણ બહુ ઓછું હોય છે. મનુષ્ય અને પશુ પક્ષીઓમાં નર લડવા માટે હમેશાં તૈયાર હશે. આ રક્ષણની પ્રેરણા છે. આ પ્રેરણા એનાં હાડકાંમાં રહેલા ચૂનાના તત્ત્વને આભારી છે. એમાં મજબૂતાઈ તો હોય જ છે, ત્યારે જ તો..."

"પણ માંસાહારી વૃક્ષ!"

"પૂછી લે ભાઇ! દુનિયાનો આ ધંધો છે કોઈ વિચિત્ર? હવે એ વૃક્ષ–એ વૃક્ષ પોતાનાં ડાળાં અને પાંદડાં ખૂબ ફેલાવે છે, એમાં હરણાં અને બીજાં પ્રાણીઓને આકર્ષવાનો ગુણ હોય છે એથી એ પ્રાણીઓ એની નજીક જાય છે કે તરત ડાળીઓ પાંદડાં એને પોતાની વચ્ચે ઢાંકી દે છે અને પછી એના શરીર સાથે ચોંટી જઈને પ્રાણીને ચૂસવા લાગે છે. પ્રાણીનાં લોહી, માંસ બધું ચુસાઈ જાય છે ને તે મરી જાય છે ત્યારે જ તે તેને છોડી દે છે. આ થયો હિંસાનો આરંભ."

"ત્યારે તો હિંસાની જરૂર થઈ ને?"

"હિંસા!" ભારી ઠરસાથી જ્ઞાતુએ એ શબ્દ ઉચ્ચાર્યો. અને મૂંઝવણમાં જોતો જ રહ્યો. શી બાબત છે. મનુષ્ય, પશુ પક્ષીઓ અને ઝાડ પાનની ઇચ્છાઓની શોધ કરનાર વ્યક્તિને કંઈ સલાહ આપવી વ્યર્થ લાગે છે. કંઈ ચોક્કસ આધાર જાણ્યા વિના કેવળ દલીલ કરવી એ ઠીક નહિ એટલે એની દલીલથી હું અંજાયો નહિ. જો એ ધીમેથી કહી દેત કે 'જોઈ લે' મૃત્યુ તો હું ભલે નજરથી મૃત્યુને પકડી ન શકત પણ મને એની વાત ઉપર શ્રદ્ધા લાવવાનું ગમત. એ બરાબર કહેવાતું હો કે ન હો પણ અનુરોધ–વિરોધ રજૂ કરવામાં હું ઉતાવળો નથી થતો.

મને ચૂપ રહેલો જોઈને પોતાની વાતને વધુ ચોક્કસ કરવા એ જરૂર કહેત. મોતને તું નથી જોતો. ગભરુ ક્યાંનો! અરે એતો એક ચમક છે. બહુ સૂક્ષ્મ છે. હવામાં હરહમેશ તરતી રહે છે. ઇથરથી પણ એ હળવી છે. એટલે એનો પ્રભાવ એક જ સ્થળે નથી રહેતો. વાતાવરણ અને પ્રવાહ અનુકૂળ મળી જતાં ખૂબ વેગથી એ ચાલવા માંડે છે. શીતળા, પ્લેગ અને એવા બીજા રોગો પેદા થવાનું એ જ કારણ છે. આ મનુષ્ય, પશુપક્ષી, દેડકાં ને માછલાં એ બધું ખરી રીતે કશું નથી. એમનું કોઈકનું વજન જોવા જશું તો મણુ એક હશે પણ વૈજ્ઞાનિક દૃષ્ટિએ એ ફૂલથી પણ અધિક હલકું હોય છે. જે છે તે ચૂનો, લોહ, ફૉસ્ફરસ, રેડિયમ, તાંબુ એ બધી ધાતુઓ અને ક્ષારો જ છે. કોઈક ધાતુનું માત્ર નામ જ હોય છે. દાખલા તરીકે મૃત્યુ! ત્યારે શી છે આ બધી રમત, આ જીવન!

મૃત્યુનો સ્વીકાર કરવાને હું તૈયાર થાઉં પણ જો જ્ઞાતુ એને પોતાના જ્ઞાનની પ્રવીણતામાં સાચવી રાખે તો. પણ જ્ઞાતુ તો એને પ્રયોગમાં પણ મૂકે એવો છે.

જ્ઞાતુ ઊભો થઈને ટહેલવા લાગ્યો. ટહેલવા જ લાગ્યો, જાણે એ કંઈક મંથન ભોગવી રહ્યો હોય, અથવા તો કોઈ ભારી મૂંઝવણ એના હૃદયમાં તોફાન મચાવી રહી હોય. મેં એકદમ પૂછી નાખ્યું: "શું થાય છે, જ્ઞાતુ?"

"નહિ, નહિ." જ્ઞાતુ બોલ્યો. એના શબ્દો ભારે લાગતા હતા. "એ પ્રવૃત્તિ કોઈ અવનવી ચીજ નથી. આદિ કાળથી પ્રાણી માત્રમાં એ વ્યાપી રહી છે. એનો ઉપયોગ છે શારીરિક અને માનસિક ભૂખનું. તૃપ્તિનું સાધન મેળવવું. પુરુષમાં પણ એ છે. આત્મ-રક્ષણને માટે એને એની જરૂર છે. છતાં કોણ જાણે કેમ, કુદરતે સ્ત્રીજાતિમાં જ એનું હિંસાતત્ત્વ કેમ મૂક્યું છે! કેટલીક વાર તો એને કારણે એ પોતાને પણ કચડીમચડી નાખે છે."

"સ્ત્રીની હિંસા?"

"સ્ત્રીના શરીરમાં લાલ કણો કરતાં શ્વેત કણો વિશેષ પ્રમાણમાં હોય છે. એને લીધે એ વધુ લાગણીવશ છે. એ સ્ત્રીમાં માતૃત્વની ભાવના પણ મૂકે છે. એ ન હોત તો તો સ્ત્રી પુરુષને ડેબે ચડાવતી ચડાવતી ક્યાં યે જાત! એના નિશ્ચયો માત્ર એનાં આંસુઓ પર જ ટકેલા હોય છે. પુરુષમાં પણ સ્વાર્થ તો હોય જ છે, એટલે સ્ત્રીની હિંસા ઉચિત પણ છે. એ એની શક્તિ છે. શારીરિક આકર્ષણ ન હોત તો પુરુષ એને ક્યાંય ફેંકી દેત. એ લાભદાયી ન બનત. એ રીતે જ દુનિયાનો વિકાસ ચાલુ છે."

"હિંસાની આ સમસ્યાથી આખર શું થવાનું?"

"હાં; બરાબર પૂછ્યું. માંસાહારી વૃક્ષ માંસ ખાય છે. તે જાનવરોનું લોહી તો ચૂસે છે પણ પછી

એકદમ કરમાઈ જાય છે. એને એ પચાવી શકતું નથી. એ બહુ જ જલદ હોય છે. એ જ રીતે માંસાહારી જાનવર માંસ ન ખાનાર પ્રાણીઓનો જ શિકાર કરે છે."

ગ્રાનુએ આંખો બંધ કરી દીધી. એને પોતાની અંદર કંઈક ગભરામણ જેવું લાગતું હતું. અંત જીવનમાં જાણે કંઈક ગૂંચ પડી ગઈ. ઓરડામાંના અંધારા સામે આંખો મીંચીને એ કંઈક શોધવા માગતો હતો એની સ્થિતિ જાણીને હું અસ્વસ્થ બન્યો. મારી નજર દીવાલ પરના એક કેલેન્ડર પર પડી. તારીખના કટ્ટા સાથે એક રંગીન ચિત્ર પણ તેની ઉપર હતું. એ ચિત્ર એક ધ્યાનમગ્ન છોકરીનું હતું. એક ભૂખરા વાળ વાળા ગલુડિયાને ખોળામાં લઈ હાથેથી જરા ઊંચું કરી એને એ છાતીએ ચાંપી રહી હતી. એ છોકરીની આંખોમાં ભારે શાંતિ દેખાતી હતી, એના ભાવો અને શારીરિક આકર્ષણ ખૂબ જ જીવંત લાગતાં હતાં. એમ લાગતું હતું કે એણે પોતાનું પોતાપણું કૂતરાના એ બચ્ચામાં જ સમાવી દીધું છે.

"શું જુએ છે!" ગ્રાનુએ પૂછ્યું.

"કંઈ નહિ."

"કંઈ નહિ? આ ચિત્ર નથી જોતો કે? એ ગલુડિયાંને જુએ છે ને? કેવા ભાવો છે એની આંખોમાં! પ્રત્યેક જાતિના બચ્ચાંઓમાં એ ભાવો હોય છે. એટલે જ એ બધાને ગમે છે. સમજણ આવે છે તે જ એને સલામતી અને સાવધાની શીખવે છે. ત્યારે એને સ્વાર્થની વાતો સૂઝે છે. વિશેષ તો એ વ્યક્તિગત પ્રશ્ન ઉપર આધાર રાખે છે."

"એ છોકરી ગલુડિયાને આમ લઈને કેમ બેઠી હશે?" મેં પૂછ્યું.

"તને ન સમજાયું?"

"ના."

"મને લાગે છે કે એણે પોતાનો પ્રેમી ગુમાવ્યો છે અને હવે ગલુડિયાંની આ સુકુમારતાનો સ્પર્શ કરીને એ ખોવાયેલા પ્રેમીની ખોટ પૂરે છે. નવો વિચાર આજ રીતે આવે છે."

"આ છોકરીને પ્રેમી હશે?"

"પ્રેમી એટલે શારીરિક સંબંધ એવું જ કંઈ થોડું છે? ગમે તેને પણ પ્રેમ કરવો એ દરેકનો અધિકાર છે. એવો નૈસર્ગિક પ્રેમ તો જીવનમાં એક વાર ઝબકીને હંમેશાને માટે બુઝાઈ જાય છે. પાછળ રહે છે તેનો તરફડાટ, વ્યાકુલતા અને અતૃપ્તિ. દુનિયા એની ઉપર જ નભે છે. અને મનુષ્ય તો કાળના રણમાં એની તૃષ્ણામાં ઢસડાયે જ જાય છે. મુશ્કેલીઓ આવે, એનો અર્થ કંઈ સરતો નથી. ભાગ્ય તો શાંતિથી બગાસાં ખાતું પડયું જ હોય છે. પણ એ અરાજકતાની સ્થિતિમાં પણ મૃદુતા છે. એ મૃદુતા આપનારી છે.

"અરાજકતા અને મૃદુતા અને સ્ત્રી?"

"ખોટું છે? તો એને મારું પાગલપણું સમજ. મેં તો દુનિયાને ઝીણી નજરે જોઈને આ વાતો તારવી છે. કોઈનું જીવન જેલની ઊંચી દીવાલની અંદર હોય તેમ મર્યાદિત છે, કોઈ ઘાણીના બળદની પેઠે આંખે પાટા બાંધીને ગાઉઓનો પંથ કાપે છે પણ એક ખેતરવા જેટલું ય આગળ જતો નથી. કેટલાકનું મન એ જ એમની દુનિયા હોય છે. એમાં જ તેઓ ફર્યા કરે છે. બધો મનનો મૃદુ વ્યભિચાર છે."

"તારા શબ્દો વિચિત્ર હોય છે. મનનો વ્યભિચાર એ ભ્રષ્ટ વિચારથી તું કહેવા શું માગે છે?" હું બોલી ઊઠયો. મારાથી એની વાતો સહન નથી થતી. હું એની પોલી નૈતિકતાને માન્ય નથી રાખતો. છતાં એને દલીલનો વિષય બનાવવા પણ ચાહતો નથી હોતો. અર્થહીન કલ્પનાઓનું કંઈ પરિણામ હોતું નથી.

ગ્રાનુ જવાબમાં કંઈ ન બોલ્યો. થોડીવાર ચૂપ રહીને કેલેન્ડર પાસે ગયો ને કોમળતાથી એનો સ્પર્શ કર્યો, જાણે આરસની પ્રતિમા ઉપર હાથ ફેરવવા લાગ્યો. ગલુડિયાના વાળને જાણે એ ફંફોળી રહ્યો હતો. એનું મોં કરમાઈ ગયું હતું એના ચહેરા પર ફેલાતી ઉદાસીનતાને મેં પરખી લીધી ધીમેથી એ મારી પાછળ આવીને ઊભો રહ્યો. મારી હડપચી

પકડી તેને ઊંચી કરી એ મારી સામે જોઈ રહ્યો એની એ સ્થિતિ હું સમજી શક્યો નહિ. તો પણ હું ચુપ જ થઈ રહ્યો.

હવે એ મારી પાસેથી ખસીને દૂર થયો. દરવાજા સુધી ગયો. બારીમાંથી બહાર નજર નાખી તાકી તાકીને કંઈક જોઈ રહ્યો. ફરી પાછો ઝડપથી મારી બાજુમાં આવ્યો. એનો શ્વાસ જાણે ઊભરાતો હતો. એ મને હલબલાવીને બોલ્યો, "હું શું ખરેખર પાગલ છું? એમ જ લાગે છે, તું ડૉક્ટરને બોલાવી લાવ. મને હમણાં જ એ વાતની ખબર પડી. જા, હવે તું જા, મારી નજીક રહેવામાં કોઈની સલામતી નથી. કોઈ પણ વખતે મારી અંદરનું તોફાન હિંસાત્મક બની ઊઠે. મને પ્રત્યેક વસ્તુનો ઉપયોગ એનો નાશ કરવો એ જ લાગે છે."

"ગ્રાનુ!"

"તું મને કેમ ટીકી રહ્યો છે?"

"હું?"

"હું શું પાગલ થઈ ગયો છું?"

"તું પાગલ?"

"તો તું મને શું સમજે છે?"

"તને? ગ્રાનુને? ગ્રાનુ જ."

"હું ગ્રાનુ નામની વ્યક્તિ છું જ નહિ. મારી હયાતી જ નથી. વ્યક્તિ ઉપર નામની તકતી એ જીવંત હોય ત્યાં સુધી જ રહે. એ પછીનું બધું અસત્ય, જો, બહાર મેં હમણાં કંઈક જોયું."

"શું?"

"એ પહોળી સડક પર દુનિયાનો નિત્યનો વ્યવહાર જોતો હતો. એ સડક પર એક પાનવાળો બેસે છે. સામે લાલ ટપાલપેટી છે. પણે–"

"એ બધાંનું શું છે?

"કદાચ તને ખબર નહિ હોય કે આ વેગીલી દુનિયામાં માણસ ગમે તેટલો દોડીને દૂર જાય તો પણ તેનો અંત છે. એ પછી......જે મૃદુતાનો અનુભવ મને છે તે બહુ તીક્ષ્ણ અને તીખો છે. એક રોગીને મેં જોયો હતો. રોગને માટે એના પોતાનો તો કોઈ જ ઉપાય નહોતો. લાગણી ભરપૂર એક પ્રેમિકા એની હતી. એ વેશ્યા દરદી થઈને પોતાના પ્રેમીઓને એ 'મીઠા દરદ'થી વંચિત ન રાખી શકી. લાગણીવશ વ્યક્તિઓને એ દરદ જલદી લાગી જાય છે."

"આ બધાને અંતે તું કહેવા શું માગે છે?"

"હું? જો, જ્યારે હું સમજતો થયો ત્યારે એક સ્ત્રી મારી પાસે આવી. અને હું બધું સમજું તે પહેલાં તો એ ભાગી ગઈ. એ સમજી ગઈ કે હું એની કોમળતાને જાણી ગયો છું. એ સ્ત્રીનું ધ્યાન અમુક સમય સુધી મને રહ્યું. એ ભૂલાઈ નહિ. આખા શરીરથી એના આખા દેહને ભૂલીને પણ અર્ધ ચેતન મગજથી તો એના ચહેરાને યાદ કરી જ જવાય છે. એ પછી સ્ત્રીને બહુ બહુવાર જોવા પામ્યો છું. એનામાં કોઈકને કોઈક તત્ત્વ તો હતું જ. સ્ત્રી પોલાદની પેઠે સખત નથી હોતી. મીણની પેઠે પીગળી જવાનો ગુણ વધુ સ્ત્રીઓમાં મેં જોયો છે. એ દિવસોમાં જીવન અને જગતના સંબંધને જોખવાનું કોઈ જ માપ મારી પાસે નહોતું. મારા પોતાના જ ચોકઠા પર એ દિવસોમાં એક મૂર્તિનું વિધાન કરવા એક છોકરીનો પોઝ હું લઈ રહ્યો હતો. એની વિકલતામાંથી હું જોવા પામ્યો કે તે બહુ નજીક આવીને મારા હૃદયનો સ્પર્શ કરે છે. જીવનમાં હું અસ્પષ્ટતા નથી ઇચ્છતો. કૃત્રિમ જીવન પણ મને પસંદ નથી. એ સ્ત્રી અને મારી વચ્ચે આરસની પ્રતિમા જ એક આડ રહી છે. પ્રતિમા હજી બરાબર બની નહોતી ત્યાં જ મેં સાંભળ્યું કે એને શીતળા ફૂટી નીકળ્યા છે. એના મોઢા પર પણ બહુ ખરાબ ફોલ્લા થઈ આવ્યા છે. એ કદરૂપી બની ગઈ. પ્રતિમા પાસે આવીને ગુસ્સામાં મેં પ્રતિમાના ચહેરા પર પણ છીણીથી ખાડા કરવા માંડ્યા. આ મારી અજબ લાગણીવશતા હતી. નહિ તો એ નિષ્ફળ પ્રયાસ હું શા માટે કરત? શું હું નહોતો જાણતો કે જે વસ્તુ કે વ્યક્તિની ભાવનાથી કલાકાર કૃતિ ઘડે છે તે પછી જુદી બની જાય છે? કલા વ્યક્તિને આવરી લે છે. એ મૂર્તિ

કલાકૃતિ હોઈ શકે પણ વ્યક્તિ તો નહિ જ હોય. એટલે એ સામાન્ય જ ગણાય. કલાકારનું જોશ અંદર સળગાવીને ડગલે ને પગલે મને ભય લાગતો આવ્યો કે વિનાશની ભાવના હું મને પોતાને જ કેમ લાગુ કરવા ઈચ્છું છું."

"સ્ત્રીની મૃદુતા વિષેના તારા વિચારોની આ દલીલ માત્ર છે"

"દલીલ? હું આ ખરું કહું છું, સો ટકા સાચું કહું છું અને હું તો એ પણ કહું છું ને કે જીવંત નારી કરતાં મૃત નારીમાં કોમળતા વિશેષ હોય છે. મારી તો એ ઈચ્છા છે કે નારીની એ કોમળતાને શણગારીને હું એની મૂર્તિ ઘડું, એ મૂર્તિ હશે મૃત્યુનું સાચું પ્રતીક. સેંકડો નારી શરીરો ઉપર મેં હાથ ફેરવ્યો છે. પશુપક્ષીઓની માદાઓની કોમળતાને પણ મેં પિછાની છે. સ્ત્રી સ્વભાવ જાણવો એ પહેલાં જેટલું કઠિન લાગતું હતું તેટલું હવે લાગતું નથી, બધું સહેલું જ છે. એના સંસ્કરોમાં ચાલાકી વધુ દેખાશે પણ પુરુષના શરીરમાં લોહ વધુ છે જ્યારે સ્ત્રીના શરીરમાં ક્ષારો. એ ન સમજાય તેવું નથી."

પછી ઝરૂખા તરફથી મોં ફેરવીને બોલ્યો, "ચાલ ચાય પાઉં. ભૂખ પણ લાગી છે ને? તું મારી વાત પર શંકા લાવે છે પણ મારુ કામ જ્યાંથી ડોકટરોનું પૂરું થાય છે ત્યાંથી શરૂ થાય છે એટલે કે ડોકટર જીવતી વ્યક્તિ મરી જાય એટલે એને છોડી દે છે. અને હું જીવતી વ્યક્તિ મૃત્યુ પામે છે ત્યારથી હું એને હાથમાં લઉં છું. પણ ચાલ હવે હોટેલમાં."

હોટેલમાં જઈને એણે 'છોકરા, છોકરા' એમ કહીને પીણું મંગાવ્યું. એણે તો દારૂ પણ લીધો. મેં કહ્યું "એક વાત પૂછું? તું પ્રેમમાં શ્રદ્ધા રાખે છે?"

"કેમ? શું બાબત છે?"

"મારા દિલમાં સ્ત્રીઓનાં રૂપરંગ વારેવારે એકાએક કોણ જાણે કેમ, પણ ઊડી આવે છે."

"એનું કારણ તો એ કે તું સ્ત્રીને એક દાગીના સમાન માનતો હોઈશ."

"દાગીના સમાન?"

"હા, નહિ તો એ એનો ખ્યાલ વારેવારે કરવાની જરૂરી શી હોય? એના કોઈ પણ શૃંગારથી ઉત્તેજિત થઈ જવું એ ખોટું છે."

"હું તો..."

"હવે બાકીની બધી દલીલો. એ જવા દે અને પ્યાલો ઉડાવ." ગ્રાનુ બોલ્યો.

અમે બહાર નીકળ્યા હું એને વચ્ચે વચ્ચે મળતો રહું એ ગ્રાનુની વાત કબૂલ કરીને હું જુદો પડ્યો.

× × ×

પછી જ્યારે જ્યારે હું એની પાસે જતો ત્યારે જોતો કે ગ્રાનુ પોતાના કામમાં મશગૂલ રહેતો. આરસની એક મોટી તકતી પર એ ખટ–ખટ–ખટ પોતાની છીણી ચલાવ્યા કરતો. એમાંથી એક આકૃતિ સરજાયેલી જોવા મળતી. કયારેક કયારેક તો જોતો હતો કે તે એક સ્ત્રીનું ખોખું બનતું હતું. તદ્દન નગ્ન! ગ્રાનુ પોતાના કામમાં જ મશગૂલ દેખાતો, એને કંઈ સમજાવવાની ફુરસદ જ ન મળતી.

કેટલાક દિવસો ચાલ્યા ગયા. એક દિવસે મને એણે કહ્યું. "જો, છે ને સ્ત્રીનું સાચું રૂપક?"

મેં જોયું એમ જ હતુ. મોટી મોટી આંખો, છાતી–શરીરનાં બધાં અંગપ્રત્યાંગો જોતાં આંખો લોલુપ બનતી હતી.

વધુ કંઈ ન બોલતાં ગ્રાનુ પોતાના કામમાં લાગી જતો. એના કામની પ્રશંસા મનમાં ને મનમાં મેં કેટલીયેવાર કરી, છતાં ચુપ જ રહ્યો હતો. ખરેખર એક અતુલ રૂપવાન મૂર્તિ તે ઘડી રહ્યો હતો.

પણ તે દિવસે ગ્રાનુના ચહેરા પર મેં ખૂબ જ આનંદ જોયો. મને જોતાં ગદ્‌ગદ્ થઈને એ બોલ્યો "હવે મેં એ કોમળતાને પ્રાપ્ત કરી છે. આ જો–છે ને આ?"

કયારેક તો એની આંખો સ્થિર થઈ જતી હતી. એ એ મૂર્તિ સામે આમ મૂક કેમ બની જાય છે!

[ અનુસંધાન જુઓ પૃષ્ટ ૫૪૫ ]

ॐ तत्सत्

# श्रीमद्भगवद्गीता

श्री. काकासाहेब कालेलकर

## अध्याय १०

## कर्मयोगः

### अर्जुन उवाच

१. ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥

२. व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥

### श्रीभगवान् उवाच

३. न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥

४. न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥

५. कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥

६. यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥

७. नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥

८. यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसङ्गः समाचर ॥

९. यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥

१०. नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥

११. तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥

અહીં અર્જુનને શંકા આવવાથી તે પૂછે છે: 'કર્મ કરતાં જો બુદ્ધિ એટલે બુદ્ધિયોગ શ્રેષ્ઠ એમ તમને લાગે છે તો આ ભયંકર કર્મ કરવા માટે મને શા માટે પ્રેરો છો? જાણે કે ગોટાળાભર્યાં વાક્યો બોલીને તમે મારી બુદ્ધિને મૂંઝવણમાં નાખો છો. જેના વડે મારું કલ્યાણ થાય એવું જ કાંઈ નક્કી કરીને મને કહો ને?'

શ્રી ભગવાન બોલ્યા: કર્મોથી મુક્ત રહેવું એ ઇષ્ટ છે ખરું; પણ કર્મ ન કરવાથી માણસને આ નૈષ્કર્મ્ય મળતું નથી. તેમ જ ચાલુ કર્મો છોડી દેવાથી સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. કર્મ કર્યા વગર કોઈ પણ માણસ એક ક્ષણ પણ રહી શકતો નથી. પ્રકૃતિના સકંજામાં સપડાવાથી દરેક માણસ કર્મ તો કરે જ છે.

માત્ર બહારથી કર્મો ન કરવાં અને મનથી તે ચાલુ રાખવાં, એટલે કે કર્મોનું ધ્યાન ચાલુ રાખવું, ઇંદ્રિયોને મન દ્વારા તેમના વિષયો તરફ જવા દેવી —આમ કરવાથી બાહ્ય સંયમ નિષ્ફળ જાય છે. આમ ચાલનાર મૂઢ પુરુષને મિથ્યાચારી કહે છે. [જે માણસ મનથી તો વિષયોનું સેવન કરે જ છે પણ પોતે વિષયસેવન છોડી દીધું છે એવી છાપ પાડવા ખાતર બાહ્યાચારે સંયમ રાખે છે, અને ચોરીછૂપીથી વિષય-સેવન કરી શકાય તો તે છોડતો નથી, એવાને ઢોંગી કે દંભી કહી શકાય. પણ જેમનો સંયમ સ્થૂળ રીતે વિષયસેવન ન કરવા પૂરતો જ છે, જેમને વિષયોનું માનસિક સેવન છૂટતું નથી અથવા તો તે છોડવાની આવશ્યકતા જણાતી નથી, અને તેથી તેવો પ્રયત્ન પણ જે કરતા નથી તેઓ મિથ્યાચારી છે. એ મૂરખને એટલું પણ ભાન નથી કે મનને જ્યાં સુધી વિષયોથી નિવૃત્ત કર્યું નથી ત્યાં સુધી બાહ્ય સંયમથી સિદ્ધિ કદી પણ નહિ મળે.

અને હમેશનો અનુભવ એવો છે કે, મિથ્યાચારી માણસ સમાજમાં સંયમી તરીકે ફરતો હોવાથી, અને તે પ્રતિષ્ઠા ટકે એવો લોભ રહેવો સ્વાભાવિક હોવાથી, મિથ્યાચારી માણસ અંતે ઢોંગી જ બને છે. આત્મ-

પંચનાથી શરૂઆત થાય એટલે તેનો અંત સમાજ-વંચનામાં થવાનો જ. જે આચારનું મૂળ મિથ્યા છે, જે આચાર પરિણામે વ્યર્થ છે તે મિથ્યાચાર. પછી આનું જ પર્યવસાન સમાજવંચનાના દુરાચારમાં થાય છે.]

' આથી ઊલટું જે માણસ પોતાની ઇંદ્રિયોનું તે તે વિષયો તરફનું આકર્ષણ ખેંચી લે છે અને પછી વાસનાશૂન્ય થયેલી પોતાની ઇંદ્રિયો પાસે કર્તવ્યપાલનને માટે બધાં કર્મો કરાવે છે, એવો અનાસક્ત માણસ શ્રેષ્ઠ છે. તેથી હે અર્જુન, નક્કી કરેલું કર્મ, એટલે કે આત્મશુદ્ધિ અને સમાજસેવાનો વિચાર કરીને જ ઠરેવેલું કર્મ, તારે કરવું. કર્મ ટાળવા કરતાં કર્મ કરવું જ શ્રેષ્ઠ છે. કર્મ ટાળીશ તો તારું શરીર પણ કેમ ટકી શકશે ? બધાં જ કર્મો માણસને નડતાં નથી. આત્મશુદ્ધિને માટે કરેલાં કર્મો નડવાનાં નથી જ. વિશ્વસંસ્થા સરખી રીતે ચાલે અને બધાનો વિકાસ થાય એ ખાતર જે યજ્ઞકર્મ કરવાનું હોય છે તે કર્મ બંધનકારક થતું નથી. કારુણ્યવૃત્તિથી માત્ર દુ:ખનિવારણની ખાતર જે કર્મ આપણે કરીએ તે પણ બંધનકારક થતું નથી. આ ત્રણ પ્રકારનાં કર્મો મૂકીને જે બીજાં કર્મો આપણે કરીએ, ભોગને માટે કે ઐશ્વર્યને માટે જે કર્મો કરીએ, તે જ બંધન-કારક થાય છે. આટલું ઓળખી ઇંદ્રિયોનો વિષયસંગ છોડી દઈ કેવળ યજ્ઞને માટે, તપને માટે અને દાનને માટે જે કર્મો કરવાં પડે તે જ તું કરતો રહે.

પણ જે માણસે આત્મૌપમ્ય મેળવ્યું, જે બધા સાથે સમરસ થયો અને પરિણામે જેને આત્માનુભવ વગર બીજી કોઈ જ વૃત્તિ રહી નથી, એવા આત્મ-રતિ, આત્મતૃપ્ત, આત્મસંતુષ્ટ ઇત્યાદિ નામો વડે ઓળખાતા માણસને એટલું પણ કર્મ કરવાની જવાબદારી રહેતી નથી. તે તો જવાબદારીની પેલી પાર ગયો. તેને કર્મો કરવાની વાસના પણ રહેતી નથી અને કર્મો ન કરવાં એવી વાસના પણ રહેતી નથી. તેને કશાની, કોઈની પણ, અપેક્ષા જ હોતી નથી. તે સહેજે કુદરતી રીતે જે બને તે કરી છૂટે છે.

તેથી હે અર્જુન, તું અનાસક્ત થઈ હમેશાં યજ્ઞ, દાન, તપાદિ કર્તવ્યકર્મો કરતો રહે. જે માણસ આસક્તિ મૂકીને કર્મો કરતો રહે છે તેને સર્વશ્રેષ્ઠ સ્થિતિ પ્રાપ્ત થાય છે.

## अध्याय ११

## लोकसंग्रहयोगः

### श्रीभगवान् उवाच

१. कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥
२. यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥
३. न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥
४. यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥
५. उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥
६. सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।
कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥
७. न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसङ्गिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥
८. प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥
९. तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥
१०. प्रकृतेर्गुणसंमूढाः सज्जन्ते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मन्दान्कृत्स्नविन्न विचालयेत् ॥
११. मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥
१२. ये मे मतमिदं नित्यमनुतिष्ठन्ति मानवाः ।
श्रद्धावन्तोऽनसूयन्तो मुच्यन्ते तेऽपि कर्मभिः ॥
१३. ये त्वेतदभ्यसूयन्तो नानुतिष्ठन्ति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥

શ્રી ભગવાન આગળ બોલ્યા: જનકાદિ કર્મ-યોગીઓએ કર્મો કરીને જ, કર્મો દ્વારા જ, સંસિદ્ધિ પ્રાપ્ત કરી. કારણ કે તેમને લોકવ્યવસ્થા જાળવવાની હતી, લોકોને પદાર્થપાઠ આપવાના હતા. તેથી આ

લોકસંગ્રહનો વિચાર કરીને પણ તારે કર્મ કરવું એ જ યોગ્ય છે. દુનિયામાં શ્રેષ્ઠ પુરુષ જેમ વર્તે છે તેમ જ બીજા લોકો વર્તવા લાગે છે. શ્રેષ્ઠ પુરુષ જે સારું, યોગ્ય, કરણીય છે એમ નક્કી કરે છે તેનું જ અનુસરણ સામાન્ય લોક કરવાના. મારું જ જુઓને. આ ત્રણે લોકોમાં મારે કશું કરવાનું બાકી રહ્યું નથી. મારે કંઈક મેળવવાનું રહી ગયું છે અને તે મેળવવું જોઈએ એમ પણ નથી તોપણ હું કર્મક્ષેત્રમાં જ વર્તતો હોઉં છું. કર્મો કરતો જ જાઉં છું. હું જો જાગૃત રહી, આવશ્યક કર્મો કરતો ન રહું તો બધા માણસો મારે જ માર્ગે ચાલવા લાગશે. હું જો કર્મો છોડી દઉં તો આ બધા લોકોનો ઉચ્છેદ થશે, સમાજની કર્મવ્યવસ્થા નષ્ટ થશે, અને મેં વર્ણસંકર ઉત્પન્ન કર્યો એવું થશે. અને મારે હાથે આ લોકવ્યવસ્થાનો નાશ થયે પ્રજાઓનો નાશ થશે.

પ્રાકૃત લોક આસક્ત થઈને જે કર્મો કરે છે તે જ કર્મ વિદ્વાન જ્ઞાની માણસે લોકસંગ્રહ કરવાની બુદ્ધિથી અનાસક્ત રહી કરવાં. કઈ ભૂમિકા ઉપર જઈને આપણે કર્મો મૂકી દીધાં એ સામાન્ય માણસો નહિ સમજી શકે. માટે કર્મોથી ટેવાયેલા પ્રાકૃત લોકોનો બુદ્ધિભેદ આપણે નહિ કરવો ઘટે. તેમને ગોટાળામાં નહિ નાંખવા ઘટે. જ્ઞાની માણસે યોગયુક્ત થઈ બધી જાતનાં કર્તવ્યકર્મોને પોતાનો ટેકો આપતાં રહેવું જ જોઈએ.

પ્રકૃતિના ગુણોને લીધે કર્મો કરાય છે, જ્યારે અહંકારથી મૂઢ થયેલા મનને એમ લાગે છે કે હું જ કર્તા છું. પણ જેમને ગુણકર્મવિભાગનું તત્ત્વ સમજાયું, માણસો કર્મો કરવા માટે કેવી રીતે પ્રવૃત્ત થાય છે એનું રહસ્ય જેમણે જાણ્યું, તેઓ આ બધો ગુણોનો જ વ્યાપાર છે એમ સમજી અનાસક્ત રહે છે. પ્રકૃતિના આ ગુણસંબંધને જેઓ ઓળખતા નથી એવા લોકો ગુણાનુરૂપ કર્મો કરતી વખતે તેમના વિષે આસક્તિ રાખે છે. એવા અલ્પજ્ઞ લોકોને સર્વજ્ઞ લોકોએ મૂંઝવણમાં ન નાંખવા જોઈએ. માટે હે અર્જુન, બધાં કર્મો મારામાં અર્પણ કરીને, અધ્યાત્મબુદ્ધિનો આશ્રય લઈને, એટલે કે ફળેચ્છા—મમતા મૂકી દઈને, એકદમ શાંત ચિત્તથી યુદ્ધ કરવા માંડ. જે લોકો મારા આ મતને અનુસરીને, આવી રીતે શ્રદ્ધા રાખી, કોઈનો પણ દ્રોહ કર્યા વગર કર્મો કરે છે, તે મારી જેમ જ કર્મોથી મુક્ત થાય છે. આથી ઊલટું જે અજ્ઞ લોકો મારા આ મતનો વિરોધ કરી તે પ્રમાણે વર્તતા નથી તેમનો નાશ જ થવાનો એ તું જાણી લે.

## अध्याय १२

## निग्रहयोगः

**अर्जुन उवाच**

१. सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥

**श्रीभगवान् उवाच**

२. इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ ॥

**अर्जुन उवाच**

३. अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥

**श्रीभगवान् उवाच**

४. काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥

५. धूमेनाव्रियते वह्निर्यथादर्शो मलेन च ।
यथोल्वेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥

६. आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेन च ॥

७. इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥

८. तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहीह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥

९. इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥

१०. एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥

જાણે અર્જુનનાજ મનનો પ્રશ્ન ઉચ્ચારતા હોય તેમ શ્રી ભગવાન બોલ્યાઃ "માણસ ભારે જ્ઞાની હોય તોપણ પોતાની પ્રકૃતિ—સ્વભાવના વલણ ઉપર જ

જવાનો. બધાં અચેતન અને ચેતન ભૂતમાત્ર પ્રકૃતિ ગુણોને અનુસરીને પોતપોતાનું વલણ લેવાનાં. ત્યાં નિગ્રહ શા કામનો ?" એમ કહી શકાય ખરું તોપણ આ કેવળ વસ્તુસ્થિતિ થઈ, આ કંઈ માણસનો ધર્મ થઈ શકતો નથી. ચોરી કરવી, જૂઠું બોલવું, વ્યભિચાર કરવો, બીજાને લૂંટવા, પ્રાણીઓને મારી ખાવાં વગેરે વૃત્તિઓ પણ એક રીતે માણસની પ્રકૃતિમાં છે જ. પણ તેથી કાંઈ આ વૃત્તિઓને આપણે પોષણ આપતા નથી—અનુકૂળ થતા નથી. માણસમા સત્ અને અસત્ બંને તત્ત્વો છે. પણ તેમાંના અસત્નો ધીરે ધીરે ત્યાગ કરી સત્ તત્ત્વનો વિકાસ સાધતાં જવું એ જ માણસનો ધર્મ છે. તેથી પ્રકૃતિને ઓળખીને જ્ઞાનપૂર્વક અને યુક્તિપ્રયુક્તિથી એનો નિગ્રહ તો કરવો જ જોઈએ.

ટૂંકામાં જો કે ઇંદ્રિયોના તે તે વિષયો માટે ભાવ કે અભાવ નક્કી થયેલા હોય છે, તોપણ એ ભાવાભાવ માણસની જીવનયાત્રામાં રસ્તે લૂંટી લેનાર શત્રુઓ છે, એમ સમજી આપણે એમના કબજામાં ન જવું જોઈએ.

અહીં અર્જુન એક શંકા પૂછે છે: પોતાને હાથે પાપ થાય એવું તો કદી માણસ ઇચ્છતો નથી. તેમ છતાં કોની પ્રેરણાથી તે આટલી જબરદસ્ત રીતે પાપ કરવા પ્રવૃત્ત થાય છે? [ સામાન્ય રીતે લોકોને લાગતું હોય છે કે જ્યારે જેવી વૃત્તિ મનમાં જાગે ત્યારે તે વૃત્તિને વશ થઈ તદનુસાર વર્તવું એ જ મનુષ્યનો સ્વભાવ છે માટે દુરતિક્રમ સ્વભાવને બાજુએ મૂકી નિગ્રહ કરતો જવો એ ક્યાં સુધી યોગ્ય છે? કૂતરાની પૂંછડી નળીમાં ક્યાં સુધી નાંખી મૂકવી ? અંતે તે વાંકી જ રહેવાની. આ લોકોની માન્યતા રજૂ કરી ભગવાને તેનું ખંડન કર્યું છે, કારણ કે માણસને જે જે લાગે છે કે ગમે છે તે બધું જ કંઈ એનો સ્વભાવ નથી હોતો.

મનુષ્ય એટલે આત્મા પણ ખરો અને શરીર પણ ખરું. અને એ બંનેના સ્વભાવ પરસ્પર ભિન્ન છે. આત્માનો સ્વભાવ ઊર્ધ્વગામી છે અને શરીરનો સામાન્ય રીતે અધોગામી. જેટલો ઊર્ધ્વગામી તેટલો અધોગામી તો ખરો જ. આવી પરિસ્થિતિમાં શરીરને એટલે કે ઇંદ્રિયોને છૂટી ન મૂકી દેતાં તેમનો સ્વભાવ ઓળખી અને તે સ્વભાવ બગડવો ન કરી બેસે એવી યુક્તિથી—કુનેહથી તેમને આત્માના કાબૂમાં લાવી મૂકવી, અને એ સ્થિતિ તેમને ગમતી થાય એવું શિક્ષણ અને વલણ તેમને આપવું, એ જ ધર્મનું કામ છે, અને એ જ જીવનસાફલ્ય છે.

ત્યારે અર્જુનને લાગ્યું કે શરીરમાં આત્માનો નિવાસ છે. આત્મા રાજા, અને શરીર તેનું રાજ્ય, અને ઇંદ્રિયો તેની પ્રજા એવું છતાં, અને આત્માનો સ્વભાવ ઊર્ધ્વગામી હોવા છતાં, તેમ જ પોતાને હાથે પાપ થાય એવી કોઈની પણ ઇચ્છા ન હોવા છતા, માણસ અચૂક રીતે પાપ જ કરતો થાય છે. એમાં પ્રેરણા કોની ? આત્માના રાજ્યમાં જ આત્માને એક કોરે મૂકી તેની પ્રજા ઉપર હકૂમત ચલાવનાર એવો આ દુશ્મન કોણ છે ? ]

ત્યારે ભગવાન બોલ્યાઃ માણસને જબરદસ્તીથી પાપ તરફ લઈ જનાર શત્રુને અનેક નામોથી ઓળખવામાં આવે છે. તેને કામ પણ કહે છે, ક્રોધ પણ કહે છે. આ એક જ શત્રુ જુદે જુદે વખતે આ બે ભિન્ન સ્વરૂપોમાં પ્રગટ થાય છે. આ રજોગુણમાંથી જન્મેલો હોઈ, ઘણો જ ખાઉધરો છે, મહાપાપી છે. એ જ પોતાનો શત્રુ છે એમ તુ સમજ. જેવી રીતે અગ્નિની આસપાસ ધુમાડો હોય છે અને તે અગ્નિને ગુંગળાવી નાંખે છે, અથવા જેવી રીતે ધૂળ આકાશને ઢાંકી દે છે અથવા જેવી રીતે ઓઆરા ગર્ભને તેની કોથળી પૂરી રાખે છે તેવી જ રીતે કામ-ક્રોધરૂપી શત્રુઓ વડે આપણું આ જીવન ઘેરાયેલું છે. જ્ઞાની લોકોના જ્ઞાનને પણ આ કામરૂપી નિત્યશત્રુ ઘેરી લે છે. આ કામરૂપી આગ સહેજે ઓલવી શકાતી નથી. ઇંદ્રિયો મન અને બુદ્ધિ એ ત્રણે જગ્યાએ આ અગ્નિનુ કે શત્રુનું અધિષ્ઠાન છે. આ ત્રણેની મદદથી આ દુશ્મન પ્રાણીઓના જ્ઞાનને ઘેરી લઈ તેમને મોહિત કરે છે. તેથી હે અર્જુન, ઇંદ્રિયો મન અને બુદ્ધિ ત્રણેનું નિયમન કરી, તેમને કબજામાં લાવી, જ્ઞાન-વિજ્ઞાનનો નાશ કરનાર આ પાપી દુશ્મનને ત્યાંથી હાંકી કાઢજે. મૂળ તો ઇંદ્રિયો ઘણી સૂક્ષ્મ

છે. તેમને સમજવી સહેલી નથી વળી ઇંદ્રિયો કરતાં મન સૂક્ષ્મ છે, મન કરતાં બુદ્ધિ સૂક્ષ્મ છે, અને એ ત્રણેને ઘેરી લેનાર પેલો કામરૂપી દુશ્મન એ ત્રણે કરતાં પણ સૂક્ષ્મ છે. માટે બુદ્ધિ કરતાં પણ સૂક્ષ્મ એવા એને ઓળખી લઇ, આત્મશક્તિના બળ ઉપર પોતાનો નિગ્રહ સાધી, હે અર્જુન, તું આ કામરૂપી જબરદસ્ત શત્રુને મારી નાંખ.

अध्याय १३

## अवतार–रहस्ययोगः

### श्रीभगवानुवाच

१. इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥
२. एवं परम्पराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥
३. स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥

### अर्जुन उवाच

४. अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥

### श्रीभगवान् उवाच

५. बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥
६. अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥
७. यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
८. परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥
९. ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥
१०. न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥
११. जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥
१२. वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥

શ્રી ભગવાન બોલ્યા : આ અવ્યય યોગ મેં પહેલાં વિવસ્વાનને એટલે કે સૂર્યને કહ્યો, કારણ કે તે બધી પ્રજાઓનો પ્રાણ છે. વિવસ્વાને તે મનુને કહ્યો. (મનુ એટલે માનવોનો આદ્ય ધર્મપ્રવર્તક.) મનુએ તે ઇક્ષ્વાકુને કહ્યો. (ઇક્ષ્વાકુ એ માનવસમાજનો પહેલો રાજા.) આવી પરંપરાથી રાજર્ષિ લોકોને આ યોગ મળ્યો. પણ પછી કાળના બળથી હળવે હળવે આ યોગ નાશ પામ્યો. તે જ આ પુરાતન યોગ, મેં તને ફરીથી કહ્યો છે. તું મારો ભક્ત છે, પરમ મિત્ર છે, તેથી આ જીવનકલાનું ઉત્તમ રહસ્ય હું તને કહું છું.

અહીં અર્જુનને એક સ્વાભાવિક શંકા ઊઠી. તે પૂછે છે: ભગવન્, તમારો જન્મ તો હમણાંનો છે. અને વિવસ્વાનનો તો પહેલાંના વખતમાં. તો તમે આ યોગ વિવસ્વાનને કહ્યો એમ કહો છો એનો અર્થ મારે શો સમજવો?

શ્રી ભગવાન બોલ્યા : આજનો મારો આ જન્મ કંઈ પહેલો જ નથી. મારા કેટલાયે જન્મો થઈ ગયા છે. અને તારા પણ થયા છે. ફરક એટલો જ કે મને (હું ઈશ્વરી પુરુષ હોવાથી) આ સર્વ જન્મોનું જ્ઞાન છે. તેવું તને નથી. હું જોકે અજન્મા અને અવ્યય આત્મા છું, અને જોકે હું આ બધાં ભૂતમાત્રનો ઈશ્વર છું. તોપણ પોતાની અદ્‌ભુત શક્તિ વડે પોતાની પ્રકૃતિનું અધિષ્ઠાન કરીને હું જન્મ લઉં છું. જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, સામાજિક સદાચાર ક્ષીણ થાય છે, અને બધે અધર્મનું બળ વધે છે, ત્યારે ત્યારે હું જન્મ લઉં છું—અવતાર ધારણ કરું છું. સાધુઓનું, સદાચારી લોકોનું બધી બાજુથી રક્ષણ થાય અને દુરાચારી લોકોનો સંપૂર્ણ રીતે પરાભવ થાય અને એ રીતે સમાજમાં ધર્મનો પાયો મજબૂત બને, એ હેતુથી દરેક યુગમાં હું જન્મ લઉં છું. લોક જે ભાવનાથી, જે પદ્ધતિથી, મારી પાસે આવે છે તે જ રીતે હું તેમને વિશિષ્ટ વલણ ઉપર લઈ જાઉં છું. આખરે બધા માણસો મારી પાસે જ આવે છે. આવું અવતારકૃત્ય કરતો હોવા છતાં કોઈ પણ કર્મનો

લેપ મને લાગતો નથી મરણ કે કર્મફળની મને બિલકુલ પરવા નથી મારુ આ જીવનરહસ્ય જે ઓળખે છે તે તે મુજબ વર્તવા લાગે છે અને તેથી તેને કર્મો બાધી શકતા નથી અર્જુન મારુ આ દિવ્ય જન્મકર્મ જેને બરાબર સમજાયુ તે આ દેહ છોડી દે તો પણ પુનર્જન્મ ન લેતા મારી તરફ જ આવે છે [ આસક્તિથી અજ્ઞાનથી કર્મ કરનાર માણસને દુનિયના ચક્રમા સપડાઈને ફરી ફરી જન્મ લેવો પડે છે પણ તે જ માણસ વિશ્વરહસ્ય સમજી લઈને અનાસક્ત રીતે દુનિયાના વ્યવહારમા વર્તવા લાગે છે ત્યારે આ દુનિયાનુ ચક્ર ચલાવનાર લોકકૃત્ ભૂતભાવન પરમેશ્વર પામે તે પહોચે છે અને તેના જ અવતારકૃત્ય તરીકે તે સર્વ ભૂતોના કલ્યાણના કામો કરવા માડે છે ] જેમની આસક્તિ ભય અને ક્રોધ ચાલ્યા ગયા છે જેમના વિચારમા અને હૃદયમા ભગવાન જ ભરેલો છે જેઓ ઈશ્વરને આધારે ચાલે છે એવા કેટલાયે લોકો જ્ઞાન અને તપના બળ વડે પવિત્ર થઈ, ઈશ્વરભાવને પહોચેલા છે

[અવતારોનુ એ જ મુખ્ય કાર્ય છે કે સમાજ કલ્યાણને માટે આવશ્યક એવો ઈશ્વરભાવ પ્રગટ કરીને તેજ માર્ગે અનેક લોકોને ખેચવા અને આવી રીતે બગડી ગયેલા સમાજતત્રને નવી પ્રેરણા નવુ ચૈતન્ય આપી, નવી રીતે રચવુ ]

## अध्याय १४

## कर्म-मीमासायोगः

### श्रीभगवान् उवाच

१ एव ज्ञात्वा कृत कर्म पूर्वैरपि मुमुक्षुभि ।
कुरु कर्मैव तस्मात्त्व पूर्वै पूर्वतर कृतम् ।
२ किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिता ।
तत्त कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ।
३ कर्मणो ह्यपि बोद्धव्य बोद्धव्य च विकर्मण ।
अकर्मणश्च बोद्धव्य गहना कर्मणो गति ।
४ कर्मण्यकर्म य पश्येदकर्मणि च कर्म य ।
स बुद्धिमान्मनुष्येषु स युक्त कृत्स्नकर्मकृत् ॥
५ यस्य सर्वे समारम्भा कामसकल्पवर्जिता ।
ज्ञानाग्निदग्धकर्माण तमाहु पण्डित बुधा ॥
६ त्यक्त्वा कर्मफलासङ्ग नित्यतृप्तो निराश्रय ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति स ॥
७ निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रह ।
शारीर केवल कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥
८ यदृच्छालाभसतुष्टो द्वन्द्वातीतो विमत्सर ।
सम सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ।
९ गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतस ।
यज्ञायाचरत कर्म समग्र प्रविलीयते ॥
१० काङ्क्षन्त कर्मणा सिद्धिं यजन्त इह देवता ।
क्षिप्र हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥

આવી રીતે આ મારુ રહસ્ય ઓળખીને પ્રાચીન કાળના મુમુક્ષુ લોકોએ કર્માચરણ કર્યુ છે માટે પહેલાની પરપરા સભાળી લઈ જેવી રીતે પહેલાના લોકોએ કર્મો કર્યા તેવી રીતે તુ પણ કર્મ કર કર્મ શુ અને અકર્મ શુ એ નક્કી કરવામા ભલભલા દીર્ઘદર્શી કવિજ્ઞાનીઓ પણ ગૂચવાઈ ગયા છે, માટે કર્મ એટલે શુ એ હુ તને કહીશ કર્મનુ જ્ઞાન થાય એટલે માણસ પાપથી અકલ્યાણથી પોતાનુ રક્ષણ કરી શકે છે કર્મ વિકર્મ અને અકર્મ એ કર્મના પ્રકાર અને વિસ્તાર ઘણા ગૂઢ છે તેથી જ કહ્યુ છે કે કર્મની ગતિ ગહન છે કર્મમા જેને અકર્મ દેખાય છે અને અકર્મમાં પણ જેને કર્મ દેખાય છે તે જ માણસ આ દુનિયામા બુદ્ધિમાન છે તે યોગયુક્ત હોવાથી તેણે જ બધા કર્મો સાધ્યા એમ કહી શકાય [જેને પોતાના સકલ્પની વ્યવસ્થા અનાસક્ત બુદ્ધિથી કરતા નથી આવડતી તે માણસ બાહ્યાચરણમા કર્મ ન કરે તોપણ તેને કર્મ કર્યાનો દોષ વળગે જ છે અને કોઈ માણસ અનાસક્ત બુદ્ધિથી લોકકલ્યાણને માટે એકાદ કર્મ કરે તો પણ તેને એ બધનકારક ન થવાથી તેણે કર્મ કર્યુ જ નથી એમ કહેવુ પડે છે અને વ્યવહારમા પણ આપણે જોઈએ છીએ કે કોઈ ભૂખથી પીડાતા કે રોગથી આસન્નમરણ થયેલા માણસને મારી પાસે હોવા છતા હુ ખોરાક કે અનાજ ન આપુ અને

સ્તબ્ધ બેસી રહું તો મેં કશું પણ નથી કર્યું છતાં નૈતિક દૃષ્ટિએ ખૂન કરવાનો દોષ મારી ઉપર આવે છે. અને બધી જાતના ઇલાજ કરીને થાકયા પછી અંતકાળની વેદનાઓ ટાળવા માટે જેમ આપણે દવા આપીએ છીએ, તેવી જ રીતે કોઈ વાછરડાને ભૂતદયાથી આપણે મોત આપીએ તો પ્રત્યક્ષ માર્યા છતાં હિંસાદોષ આપણને લાગતો નથી, એટલું જ નહિ, પણ અહિંસાનું ઉત્કૃષ્ટ પાલન કર્યાનો જશ આપણને મળે છે. માટે કર્મની મીમાંસા કરતી વખતે માત્ર ઉપલક્યિા દૃષ્ટિથી જ આપણે જોવું ન જોઈએ ]

જે માણસનાં ઇરાદાપૂર્વક કરેલાં બધાં કામો પણ કામસંકલ્પથી મુક્ત છે, એટલે જેનાં કર્મોમાં પોતાનો એવો કોઈ હેતુ નથી, એવા માણસે પોતાના જ્ઞાનરૂપી અગ્નિ વડે પોતાનાં કર્મો બાળી નાંખેલાં હોવાથી ડાહ્યા લોકો તેને પંડિત કહે છે. [ ભૂતમાત્રોની સેવા કરવા માટે કર્મો કરતી વખતે મારી ઇચ્છા મુજબ જ બધી વાતો ચાલવી જોઈએ, મારો હેતુ તેમાં સિદ્ધ થવો જોઈએ, એવી સંકુચિત બુદ્ધિ જે રાખતો નથી તે પોતાના વૈરાગ્યપૂત જ્ઞાન વડે પોતાના કર્મનાં બંધનો બાળી નાંખી શકે છે. જ્ઞાની લોકો આવા માણસને જ ડાહ્યો કે પંડિત ગણે છે ] કર્મફળની આસકિત છોડીને જે માણસ નિત્ય તૃપ્ત થયો, જેણે **આશ્રય** છોડયો, તે ગમે એટલાં કર્મો કરે, તેમ છતાં તે કશું જ કરતો નથી. જેણે પોતાનું મન કાબૂમાં રાખ્યું છે, જેની વાસનાઓ નષ્ટ થઈ છે, એવો માણસ કેવળ શરીરથી, એટલે અલિપ્તતાથી કર્મ કરે, તો તેને પાપ લાગતું નથી. પોતાની જરૂરિયાતોમાંથી જે જે સહેજે મળે તેટલાથી જ તે સંતોષ માને છે. સુખદુઃખાદિ દ્વંદ્વોનું પરિણામ મન ઉપર ન થાય એવી શક્તિ જેનામાં પેદા થઈ છે, અને બીજાઓનું વૈભવસુખ જોઈને જેને કોઈ પણ જાતની અદેખાઈ આવતી નથી, પ્રામાણિકતાથી તન તોડીને અત્યંત કુશળતાથી કામ કર્યા પછી તે કામ સિદ્ધ થાય યા ન થાય, તોપણ જે માણસ અવિચળ રહે છે, તે ગમે એટલાં કર્મો કરે તોપણ તે કર્મોમાં તે બંધાતો નથી. જેનો સંગ છૂટયો, એટલે જે મુક્ત થયો, અને જેની બુદ્ધિ જ્ઞાનમાં સ્થિર થઈ, અને જે સમાજહિતની ખાતર દુનિયાનો ક્રમ સારી રીતે પાળીને ભૂતમાત્રોનો આત્માભિમુખ વિકાસ થાય એ દૃષ્ટિથી, સમાજસેવારૂપી યજ્ઞ તરીકે, કર્મો કરે છે એવા માણસનું કર્મ, તેને બાધક ન થતાં, ઓગળી જાય છે.

## अध्याय १५

## यज्ञ–रहस्ययोगः

### श्रीभगवान् उवाच

१. सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥
२. देवान्भावयतानेन ते देवा भावयन्तु वः ।
परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥
३. इष्टान्भोगान्हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुङ्क्ते स्तेन एव सः ॥
४. अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥
५. कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥
६. ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥
७. एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥
८. यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।
भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥
९. यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥
१०. द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥
११. दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥
१२. श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति ॥
१३. सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥

१४. अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथापरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥
१५. अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥
१६. एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥
१७. श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥

શ્રી ભગવાન બોલ્યાઃ યજ્ઞો માટે કરેલાં કર્મો મનુષ્યને નડતાં નથી. યજ્ઞ, એટલે વિશ્વહિતની ખાતર અનાસક્ત બુદ્ધિથી કામો કરવાં, એ માણસનો ધર્મ છે. આ સિવાય બીજાં જે કામો માણસ કરે છે તે તેને વળગે છે, બાંધે છે, નડે છે. એથી હે અર્જુન, તું મુક્તસંગ થઈ યજ્ઞાર્થે કર્મો કર. સૃષ્ટિની શરૂઆતમાં પ્રજાપતિએ પ્રજાઓને યજ્ઞ સાથે જ નિર્માણ કરી તેમને કહ્યું : આ યજ્ઞની મદદથી જ તમારો વિકાસ સાધો. આ યજ્ઞ જ તમને તમારાં ઇષ્ટકામોની પૂર્તિ કરી આપશે. આ યજ્ઞ વડે જ તમે દેવોને સંતુષ્ટ કરો, જેથી દેવ પણ તમને સંતુષ્ટ કરશે. આવી રીતે એક બીજાને મદદરૂપ થઈ તમે બન્ને જન્મસાફલ્ય મેળવજો. યજ્ઞથી પરિપુષ્ટ થયેલા દેવો તમને જોઈતા બધા જ ભોગ પૂરા પાડશે. દેવોની સેવા અથવા ભાવના કર્યા વગર જે માણસ દેવોએ દીધેલા ભોગ ભોગવે છે તે ખરેખર ચોર છે. [ ઈશ્વરે પહેલો માણસ ક્યારે અને કેવી રીતે નિર્માણ કર્યો તેની શોધ કરવાનું કામ વિકાસવાદીઓને આપણે સોંપીએ. પણ કુંભાર માટલાં બનાવે છે તેમ ઈશ્વરે જો આપણને બધાંને પોતાના હાથ વડે બનાવવાનું નક્કી કર્યું હોત તો તેને માથું ઊંચકવાની નવરાશ પણ ન મળી હોત ! માણસે બ્રહ્મચર્યનું પાલન કરી પોતાના હૃદયનો એવો તો વિકાસ સાધવો કે જેથી આ આખી દુનિયા સાથે તેને આત્મભાવ જાગૃત થાય, એ માણસનો આદર્શ છે. પણ એ સ્થિતિ મેળવવા માટે દેહને ભૂલી જવો જોઈએ. માણસ જ્યારે દેહાત્મબુદ્ધિ વધારે છે ત્યારે જ તે વિકારી થઈ શકે છે, તેનું બ્રહ્મચર્ય નષ્ટ થાય છે, અને તેનામાં સંકુચિત ભાવ આવે છે. આ અધઃપાતમાંથી ફરી હૃદયનો વિકાસ થાય અને માનવજાતિનું મિશન સિદ્ધ કરવાવાળો એક નવીન પ્રાણી નિર્માણ થાય, એવી યોજના કરી ઈશ્વર પોતે અળગો થઈ બેઠો છે. દેહાત્મબુદ્ધિ એકદમ ઉત્કટ થાય, એટલે માણસ વિકારી થઈ વિષયતૃપ્તિની વાસના કરે છે. અને આ વિષયસેવનમાંથી જ સ્ત્રીપ્રેમ, અપત્યવાત્સલ્ય, કૌટુંબિકભાવ વગેરે સંકુચિતતાને મટાડનાર વિકાસ ક્રમશઃ શરૂ થાય છે. અને પિતાથી જે ન થયું તે અજમાવી જોવા ખાતર પુત્ર બ્રહ્મચર્યની દીક્ષા માટે અને વિશ્વાત્મૈક્ય બુદ્ધિની સાધના માટે તૈયાર થાય છે. આવી રીતે જીવિતસાફલ્યની કાવડ પેઢીઓથી રામેશ્વર તરફ જાય જ છે.

દરેક અધઃપતનમાંથી નવા યોગની તૈયારી કરવાની વ્યવસ્થા ઈશ્વરે જેમ કરી છે, અને તેથી તેને રોજ નવી વ્યવસ્થા કરવી પડતી નથી, તેવી જ રીતે આ વિશ્વરચનામાં પણ સૃષ્ટિક્રમ એની મેળે અબાધિત ચાલે, એ ખાતર યજ્ઞવ્યવસ્થા નિર્માણ કરી છે. મનુષ્યપ્રાણી હવામાંથી પ્રાણવાયુ ખેંચી લઈ પ્રાણનાશક કાર્બન વાયુ બહાર કાઢે છે, એટલી જ વ્યવસ્થા જો કાયમ હોત, તો દુનિયાનો પ્રાણવાયુ ખલાસ થઈ ને માણસ અને પશુપક્ષીઓ બધાંનો નાશ થયો હોત. પણ ઈશ્વરે પ્રાણીઓના શ્વાસમાંથી ઉત્પન્ન થતા પ્રાણનાશક વાયુમાંથી પોષણ મેળવતી વનસ્પતિઓની યોજના કરી છે. વૃક્ષો, પ્રાણનાશક વાયુને ખાઈ જાય છે અને પોતાનાં પાંદડાંમાંથી પ્રાણવાયુ બહાર કાઢે છે તેથી હવા હંમેશાં સરખા પ્રમાણમાં પ્રાણવાયુપૂર્ણ રહે છે અને જીવનચક્ર અબાધિત ચાલે છે. આ જે પરસ્પરાવલંબી વ્યવસ્થા છે, તેને જ યજ્ઞ એવું નામ આપવામાં આવ્યું છે. તે વ્યવસ્થા જે તોડે છે તે સમાજદ્રોહી ચોર છે. પૃથ્વી વરાળના રૂપમાં આકાશને પાણી આપે અને આકાશ યોગ્ય વખતે વરસાદના રૂપમાં તે પાણી પૃથ્વીને પાછું આપે છે. એ પણ યજ્ઞવ્યવસ્થા જ છે. ઝાડોને જમીનમાંથી પોષણ મળે અને ઝાડોનાં ખરી પડેલાં પાંદડાંઓના ખાતરમાંથી જમીનને પોષણ મળે, અને આ રીતે જમીન તેમ જ ઝાડો બંને કસવાળાં થાય, એ પણ યજ્ઞવ્યવસ્થા જ છે. પ્રજાપતિએ સૃષ્ટિ રચતી વેળાએ જ આ યજ્ઞ અને

પ્રજાં એક સાથે જ નિર્માણ કર્યાં છે. તેથી જ બધું એની મેળે વ્યવસ્થિત રીતે ચાલે છે.

અન્નમાંથી બધાં પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. અન્ન વરસાદને લીધે પેદા થાય છે. યજ્ઞને લીધે વરસાદ પડે છે. અને યજ્ઞ વિશિષ્ટ કર્મોમાંથી પેદા થાય છે. કર્મો પ્રકૃતિમાંથી પેદા થાય છે. પ્રકૃતિ અક્ષરબ્રહ્મ-માંથી ઉત્પન્ન થાય છે. અને તેથી બધા યજ્ઞોમાં સર્વવ્યાપી બ્રહ્મ હંમેશાં હોય જ છે એમ જાણવું. અને બ્રહ્માર્પણ બુદ્ધિથી યજ્ઞકર્મ કરતાં જવું એટલે અંતે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. બધું બ્રહ્મ જ હોવાથી હવન કરવાવાળો બ્રહ્મ, અગ્નિ બ્રહ્મ, તેમાં નાખવાની આહુતિ બ્રહ્મ અને અર્પણ કરવાની ક્રિયા પણ બ્રહ્મ! આવી જાતના બ્રહ્મકર્મસમાધિના યોગ વડે માણસ સર્વવ્યાપી બ્રહ્મ સુધી જઈ પહોંચે છે. [ સૃષ્ટિમાં પર્જન્યાદિ જે વ્યાપાર ચાલે છે તે બધા યજ્ઞના બળ ઉપર જ ચાલે છે. જેવું આપીએ તેવું મળે છે. જેટલું લઈએ તેટલું પાછું આપવું પડે છે. આ વિશ્વ-વ્યવસ્થા ઓળખ્યા પછી અત્યંત વિશાળ પરમબૃહત્ એવું જે બ્રહ્મ છે તેની જ ઉપાસના તરીકે આખું જીવન અનાસક્તિની સમાધિ વડે બ્રહ્મરૂપ બનાવવું જોઈએ એવો ભગવાનનો આદેશ છે. ]

આવી રીતે પરસ્પર પોષણનું, પરસ્પર અવલં-બનનું, સેવાના વિનિમયનું આ જીવનચક્ર મેં ચલાવ્યું છે. આ ચક્રને અનુસરીને જે ચાલતો નથી તેનું જીવન પાપી છે. ઇંદ્રિયતૃપ્તિ એ જ આવા માણસને જીવનસાફલ્ય લાગે છે, એવાનું જીવન હે અર્જુન! બિલકુલ વ્યર્થ છે. પણ જે લોકો સામાજિક જીવનની અથવા વિશ્વજીવનની પોતાની જવાબદારી ઓળખીને જોઈતું યજ્ઞરૂપી કર્તવ્યકર્મ પાર પાડ્યા પછી જે વધારાનો પુરુષાર્થ તેમને હાથે થાય, તેટલા પૂરતો જ પોતાના ઉપભોગનો અધિકાર છે, એમ સમજે છે, અને તે પ્રમાણે વર્તે છે, તે અમૃત જ ખાય છે. સર્વ સ્થળે, સર્વ કાળે વ્યાપેલા બ્રહ્મને તે જઈ પહોંચે છે. અર્જુન, જે માણસ યજ્ઞ કરતો નથી તેનું આ લોકમાં ચાલવું પણ મુશ્કેલ છે. તો પછી તેને ભાગે પરલોક ક્યાંથી હોય? [ માણસે પ્રથમ પોતાને માથે જે દેવું હોય તે પૂરી રીતે ફેડવું અને પછી વધેલી સંપત્તિનો ઉપભોગ કરવો એ જ પ્રમા-ણિકતાનું લક્ષણ છે. જ્યાં સુધી દેવું ફીટ્યું નથી ત્યાં સુધી મેળવેલી સંપત્તિ પોતાની છે એમ પણ કહી શકાય નહિ. કરજ ફેડવાનું, પછી તે પોતાનું કરેલું હોય કે કુટુંબનાં બીજાં માણસોએ કરેલું હોય. પોતાની શક્તિ મુજબ તે બધું જ ફેડવાનો માણસનો પ્રયત્ન હોવો જોઈએ. કુટુંબમાં જ્યાં સુધી રહીએ ત્યાં સુધી સર્વ કુટુંબની જવાબદારી તે જ પોતાની જવાબદારી એ જ ન્યાય્ય, અપરિહાર્ય અને યોગ્ય છે. પોતાના ભાગે આવેલું દેવું ફેડીને છૂટી જઈએ તો પણ તેટલાથી ચાલતું નથી. કારણ કે, કુટુંબની સંપત્તિ, સુખસગવડો, ઉત્સાહ અને ચિંતાઓ બધી સામુદાયિક હોય છે. કુટુંબમાં રહીને પોતા પૂરતો જ વિચાર કરવો એ કુટુંબ તોડવા બરાબર છે.

યજ્ઞકાર્યના મૂળમાં, 'यत्र भवति विश्वं એક-નીડમ્' એ ભવ્ય ભાવના છે. હું મારું ઘર એકદમ સાફ રાખું અને પાડોશીના ઘરની ગંદકી દૂર કરવાનો, નરક કાઢી નાંખવાનો પ્રયત્ન ન કરું, તો મારું ઘર સ્વચ્છ હોવા છતાં સુરક્ષિત નથી જ. રોગ અને માંદગી મારા ઘરમાં પણ આવવાની જ. તેથી સામાજિક જવાબદારી કે સામાજિક દેવું સામુદાયિક જ ગણાવવું જોઈએ. આ બધી જવાબદારી ઓળખી તેને પાર ઉતાર્યા પછી જે કંઈ સ્વકષ્ટાર્જિત વધે તેટલાનો જ ઉપભોગ લેવાનો આપણો અધિકાર છે. આ યજ્ઞશેષ-ભાગ નિષ્પાપ હોવાથી તેને અમૃત કહેવામાં આવ્યું છે.

દુનિયામાં તપ કરનાર લોકો ઓછા જ હોય છે. યજ્ઞ કરવાવાળા વળી તેથી પણ ઓછા. બધા સામાન્ય માણસોને આંધળા થઈ સ્વાર્થી ભોગ ભોગવવાની ટેવ હોય છે. આ સ્થિતિ બદલાય નહિ, ઓછામાં ઓછું ત્યાં સુધી તો, અખિલ માનવસમાજને એક કુટુંબ સમજનાર ધર્મનિષ્ઠ સમાજસેવકને યજ્ઞશિષ્ટ કશું જ રહેવાનું નથી. એટલે તેને સમાજસેવાને માટે પ્રાણ-ધારણ કરવાની આવશ્યકતા રહે છે. એણે શરીર નીરોગી, કુશળ અને કાર્યક્ષમ રાખવું જોઈએ. એ ઓળખીને પોતાની જરૂરિયાતો આ આદર્શની બહાર નહિ

જાય એવી સંભાળ એણે રાખવી જોઈએ. અને તે સ્થિતિમાં જ પરમ સંતોષ માનવો જોઈએ. અને તેથી જ અસ્તેય અને પરિગ્રહ એ વ્રતો કહેલાં છે. આ વ્રતોના પાલનથી જ માણસ વિરાટ પુરુષ સાથે એકરૂપ થાય છે. અને તે અર્થમાં અમર થાય છે. જે માણસ યજ્ઞકાર્ય કરતો નથી તેનું સંકુચિત જીવન પણ પોષાતું નથી. તો પછી વ્યાપક સર્વજીવન ક્યાંથી સિદ્ધ થાય ?]

આ યજ્ઞ અનેક પ્રકારના છે. દ્રવ્યયજ્ઞ, તપોયજ્ઞ, યોગયજ્ઞ, સ્વાધ્યાયયજ્ઞ, જ્ઞાનયજ્ઞ ઇત્યાદિ અનેક યજ્ઞ સંયમશીલ પુરુષ આચરે છે. કેટલાક યોગીઓ દેવતાપૂજનરૂપી યજ્ઞ કરે છે. બીજાઓ બ્રહ્મરૂપી અગ્નિમાં યજ્ઞ વડે યજ્ઞનો જ હોમ કરે છે. કેટલાક લોકો શ્રવણાદિ ઇંદ્રિયોના સંયમરૂપી યજ્ઞ કરે છે. અને કેટલાક આથી ઊલટું શબ્દાદિ વિષયોનો ઇંદ્રિયાગ્નિમાં હોમ કરે છે. ત્રીજા પ્રકારના લોકો બધાં ઇંદ્રિયકર્મોનો અને પ્રાણકર્મોનો જ્ઞાનદીપ વડે સળગાવેલા સંયમરૂપી યોગાગ્નિમાં હોમ કરે છે. આહારોનો સંયમ કરી પ્રાણોની જ પ્રાણોમાં આહુતિ આપનાર લોકો પણ છે. ટૂંકામાં અનેક પ્રકારે યજ્ઞ કરી જેમણે પોતાનાં પાપોનો નાશ કર્યો છે એવા બધા જ યજ્ઞરહસ્ય જાણે છે, એમાં શંકા નથી. આ બધા જુદી જુદી જાતના યજ્ઞ વિરાટસ્વરૂપના સ્વીકારને માટે જ છે. આ બધાના મૂળમાં કર્તવ્યકર્મની ભાવના છે, એટલું તું ઓળખી લઈશ એટલે તું બંધનમાંથી મુક્ત થઈશ. અહીં દ્રવ્યરૂપી યજ્ઞ કરવા કરતાં જ્ઞાનયજ્ઞ કરવો એટલે જ્ઞાનપૂર્વક સમાજસેવા કરવી એ શ્રેષ્ઠ છે, કારણ કે હે અર્જુન, બધાં કર્મોની સાંગતા–સફળતા જ્ઞાનવૃદ્ધિમાં, સંસ્કારિતામાં જ છે. [ કર્મો કરવાનાં તે સમાજ જ્ઞાની, સંસ્કારી, સમર્થ અને કાર્યકુશળ થાય એટલા ખાતર. કર્મની પરિસમાપ્તિ જ્ઞાનમાં છે. પરિસમાપ્તિનો અર્થ જ એ છે કે કર્મો ત્યાં કૃતાર્થ થાય છે અને ત્યાંથી ફરી ઉજ્જ્વલતર અને શુભ પરિણામવાળાં એવાં નવાં કર્મોનો ઉદ્‌ભવ થાય છે ] [ ઉપર આપેલા વિવિધ યજ્ઞોનું વિસ્તૃત વિવરણ અહીં કરવાની જરૂર નથી. આગળ જતાં ગુણસંખ્યામાં ત્રિવિધ યજ્ઞનો વિસ્તાર છે તે પણ અહીં જોવાનું કારણ નથી.]

સર્વ કર્મોની જે જ્ઞાનમાં પરિસમાપ્તિ થાય છે તે કેવળ માહિતીના સ્વરૂપમાં નહિ પણ સંસ્કારિતાના સ્વરૂપમાં હોય છે, એ સ્પષ્ટ કરવા ખાતર ભગવાન આગળ કહે છે.

જ્યાં પોતાની શક્તિનો, સામર્થ્યનો, કૌશલ્યનો કે યોગ્યતાનો ગર્વ નથી, જે નથી તે યોગ્યતા બતાવવાનો દંભ નથી, કોઈને પણ નુકસાન થાય તેવી હિંસાવૃત્તિ નથી. બીજાના દોષ સહન કરવા જેટલી ક્ષમા અને બધા સાથે વર્તવામાં ક્ષમા છે, મોટા અને સદાચારી પુરુષો પાસેથી સહવાસ દ્વારા બધું મેળવવાની ઉત્કંઠા છે, અંતરબાહ્ય સ્વચ્છતા અને વૃત્તિની સ્થિરતા છે, જ્યાં મન કાબૂમાં રાખવામાં આવે છે, ઇંદ્રિયોનું તે તે વિષય તરફનું ખેંચાણ જ્યાં નષ્ટ કરવામાં આવે છે અને જ્યાં આવા વીર કર્મનું પણ અભિમાન નથી, જિંદગીમાં જન્મ અને મરણ એ બંનેની વચ્ચે આક્રમણ કરતા વાર્ધક્ય, વ્યાધિ દુઃખ વગેરે દોષો જ્યાં બિલકુલ ભુલાતા નથી, એટલે કે જિંદગી એટલે આ બધી વસ્તુઓની પરંપરા એવું જ્યાં પૂરેપૂરું ભાન હોય છે, અને પરિણામે જ્યાં કોઈ પણ ચીજમાં આસક્તિ ઉત્પન્ન થતી નથી, સ્ત્રીપુત્ર, ઘરબાર, વગેરે વિષે આટલાં જ મારાં છે એવો મોહ નથી હોતો, સુખદુઃખ, લાભહાનિ, જયપરાજય, વગેરે ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય, તોપણ જ્યાં ચિત્તની સમતા, કદી જ ચલિત થતી નથી, અને જ્યાં આને પરિણામે ઈશ્વરની ભક્તિ એકાગ્રતાથી અને અનન્યભાવથી ચાલુ રહે છે, લોકસમુદાયમાં બેસવું, લોકવૃત્તને અનુસરીને વર્તવું વગેરેનો કંટાળો આવી, અંતર્મુખતાનો એકાંત જ્યાં ગમવા માંડે છે, આ વિશ્વમાં સર્વવ્યાપક તત્ત્વ તે અધ્યાત્મજ્ઞાન જ છે, એવા નિશ્ચયથી તેનું જ રહસ્ય જીવનમાં ઠસેલું દેખાય છે–આવી સ્થિતિને કે યોગ્યતાને જ્ઞાન એ નામથી ઓળખવું. આ સિવાયનો જે બીજો વિસ્તાર હોય તે અજ્ઞાન છે એમ સમજવું. ઉપર મુજબની વ્યાપક સંસ્કારિતા વડે જેઓએ

પોતાનું અજ્ઞાન દૂર કર્યું છે તેમનું તે અધ્યાત્મજ્ઞાન બધે પ્રકાશ ફેલાવે છે, અથવા તેના તે જ્ઞાન વડે પરાત્મતત્ત્વ ઉપર પ્રકાશ પડે છે.

જ્ઞાનનું સ્વરૂપ કહ્યા પછી આ સંસ્કારિતા વડે જે બ્રહ્મજ્ઞાન મળે છે, તે બ્રહ્મનું સ્વરૂપ. તે બ્રહ્મસ્વરૂપ સમજાય એટલે માણસનું મરણ ટળી ગયું. આ બ્રહ્મ કે વિરાટ જીવન અનાદિ છે. તેને સત્ પણ કહી શકાતું નથી તેમ અસત્ પણ કહી શકાતું નથી. તેનામાં કોઈ પણ ઇંદ્રિય હોતી નથી છતાં સર્વ ઇંદ્રિયોની ગુણશક્તિનું અસ્તિત્વ ત્યાં દેખાય છે. બધાને ધારણ કરવા છતાં તે અનાસક્ત છે, સર્વ ગુણોનો ઉપભોગ કરતાં છતાં પણ તે વ્યાપક અથવા ભૂમા હોવાથી નિર્ગુણ છે. ભૂતમાત્રોમાં બહાર પણ છે અને તે અંદર પણ છે. તે ચર પણ છે અને અચર પણ છે. તેનું સ્વરૂપ ગૂઢ હોવાથી તે સમજાતું નથી. સમજવાની દૃષ્ટિએ તે ગમે તેટલું દૂર હોય તોપણ તે આપણા અંતરમાં જ છે. તે અખંડ, એકરસ, સર્વત્ર અવિભક્ત હોવા છતાં જુદાં જુદાં ભૂતોમાં જુદી જુદી રીતે વહેંચાઈ ગયા જેવું દેખાય છે. આ જ્ઞેય (જાણવા લાયક, વરેણ્ય, અન્વેષ્ટવ્ય, એવું બ્રહ્મતત્ત્વ) અખિલ વિશ્વનો ગ્રાસ કરે છે અને ફરી તેને જન્મ આપે છે. બધાં ભૂતમાત્રોને તેનો આધાર છે. બધાનું ભરણપોષણ પણ તે જ કરે છે. જ્યાં અંધકાર પહોંચી જ શકતો નથી એવું તે બ્રહ્મ છે. બધી જ્યોતિઓનું તે જ્યોતિ છે. બધાનાં હૃદયમાં તે વસે છે. તે જ્ઞાન પણ છે અને જ્ઞાન વડે પ્રાપ્ત થતું જ્ઞેય પણ છે.

આવા બ્રહ્મ વિષે જેણે પોતાની બુદ્ધિ અર્પણ કરી છે, પોતાનો આત્મા પણ જેણે તેને જ અર્પણ કર્યો છે, તેને જ સર્વશ્રેષ્ઠ પરાયણ સમજી ત્યાં પોતાની નિષ્ઠા કાયમ કરી છે, એવા તપસ્વી લોકો બધાં પાપો ધોઈ નાખીને તે બ્રહ્મ તરફ જઈ પહોંચે છે. ત્યાંથી તેમને પાછા આવવાપણું રહેતું નથી.

*

## અધ્યાય ૧૬

# ज्ञान–साधनायोगः

## श्री भगवान् उवाच

१. श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥

२. अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥

३. तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥

४. यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पाण्डव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥

५. अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥

६. यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुते ऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥

७. न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥

८. योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवन्तं न कर्माणि निबध्नन्ति धनंजय ॥

९. तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ॥
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥

જે માણસને આસ્થા (શ્રદ્ધા) છે, અને જે ઇંદ્રિયોનો નિગ્રહ કરી, જ્ઞાનની જ પાછળ પડે છે, તેને જ્ઞાન નક્કી મળે છે. અને જ્ઞાન મળ્યું એટલે યથાકાળે તેને પરમ શાંતિ મળે છે, આથી ઊલટું જે અશ્રદ્ધાળુ છે, અજ્ઞ છે, સંશયવાળો છે, અને નાસ્તિક છે, તેનો નાશ જ થાય છે. જેનામાં શ્રદ્ધા કે વિશ્વાસ નથી, અને જે સંશયથી ભરેલો છે, તેને ઇહલોક કે પરલોક બંને બાજુનું સુખસમાધાન કશું જ મળતું નથી. યોગની વૃત્તિ વડે જેણે બધાં કર્મો ત્યજ્યાં છે, અને જ્ઞાન વડે જેણે સંશયને મારી નાખ્યો છે, એવા આત્મવાન માણસને કર્મોનું બંધન રહેતું નથી.

આવું એ જ્ઞાન તત્ત્વદર્શી જ્ઞાની પાસેથી જ મેળવી શકાય છે. નમ્રભાવે તેમને શરણે થઈ પોતાનું

અજ્ઞાન અને જ્ઞાન વિષેની ભૂખ તેમને નિવેદન કરવાથી, જાતજાતના પ્રશ્નો તેમને પૂછવાથી, અને તેમની સેવામાં રહી તે કહે તેમ વર્તવાથી તેમની પાસેથી તે જ્ઞાનની દીક્ષા મળે છે. હે અર્જુન, એવું તે જ્ઞાન તને મળે, તો તને આવો મોહ ફરી નહિ થાય અને પછી બધાં ભૂતમાત્રોને તું પોતામાં અને પરમાત્મામાં જોવા લાગીશ. બધા પાપીઓમાં તું નામીચો પાપી હો તોપણ તે આખો પાપસાગર, આ જ્ઞાનરૂપી નૌકાની મદદથી તું તરી જઈશ. જેમ સળગાવેલો અગ્નિ ઈંધનના ઢગલાને બાળી નાખે છે, તેમ હે અર્જુન, આ જ્ઞાનાગ્નિ બધી જ જાતનાં કર્મોને, એટલે કર્મબંધોને બાળીને ભસ્મ કરે છે. ખરેખર આ દુનિયામાં આત્મજ્ઞાન જેવું પાવન કરવાવાળું—પાવક — બીજું કશું જ નથી. જેને યોગ સિદ્ધ થયો, તેને આ જ્ઞાન ધીરેધીરે અંદરથી જ ઊગી નીકળે છે. તેથી અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલા અને હૃદયમાં ઘર કરી બેઠેલા તારા આ સંશયને તું જ્ઞાનરૂપી તરવાર વડે કાપી નાખી યોગયુક્ત થા, અને ઊઠીને ઊભો થા.



## વસંતને કહેજો

વસંતને કહેજો કે, વરસીને જાય.
શિશિરના સૂસવાટે કંપી વનપંખિણી
કંપી કુંજડલીની કાયઃ
ખરતી મંજરીઓ સન્દેશા મોકલ્યા
હિમાળે ક્યાંથી રે'વાય?
વસંતને કહેજો કે, વરસીને જાય.

થંભ્યું સ્મિત સરોજલે, થંભ્યો ગીતવિહાર:
ચંચલ નૌકા ચિત્તની પડી નિરવ મોઝાર.
સૂની સરિતાની સખિ, આછી જલ ઓઢણી
વાયુની વેણુએ વીંટાયઃ
કાંઠે ઊભેલ પેલી કુમળી કરેણનાં
હાલરડાં કોણ હવે ગાય?
વસંતને કહેજો કે, વરસીને જાય.

શ્રી૦ ઈન્દુલાલ ગાંધી

# મેં ઇટલિનો ઉદ્ધાર કેમ કર્યો ?

[ મારી નજરે મહાયુદ્ધ ]

શ્રી૦ ડુંગરસી ધરમસી સંપટ

**મારું** નામ સીનોર એનીટો મુસોલીની છે. મારો પિતા સાધારણ લુહાર હતો. મેં સારું શિક્ષણ મેળવ્યું નહોતું. હું નાનપણથી જ શ્રમજીવીઓનાં કામો કરી મારું ગુજરાન કરતો આવ્યો છું. હું ઘણાં વરસો સુધી ચણતર કરનાર સાધારણ મિસ્ત્રી હતો. ત્યાં મને વાંચવા-લખવાનો શોખ લાગ્યો, મેં જાહેર લાયબ્રેરીમાં મારુ જ્ઞાન મેળવવાનું શિક્ષણ મેળવ્યું છે. પુરુષાર્થ મને પ્રિય છે. આખો દિવસ સખ્ત મહેનત કર્યા પછી મને વાચનમાં આરામ મળતો હતો. પછી હું સમાજવાદી થયો. મારા પુરુષાર્થથી હું સમાજવાદીઓનો સેક્રેટરી થયો. મેં સમાજવાદીઓના વર્તમાનપત્રનું અધિપતિપણું સ્વીકાર્યું. મેં એ પત્રમાં ધગધગતા અંગારા જેવા લેખો લખવા માંડયા. આ સમયે મહાયુદ્ધ આવ્યું. મહાયુદ્ધમાં મિત્રરાજ્યો સાથે જોડાઈને ઈટાલિયનોએ યુદ્ધ કરવું જોઈએ એવી મેં ઘોષણા કરી. આથી મને સમાજવાદીઓએ પોતાના પક્ષમાંથી કાઢી મૂકયો. હું ફેસિસ્ટ બન્યો.

## ફેસિઝમ એટલે શું ?

ડાહ્યામાં ડાહ્યા પુરુષના સર્વાધ્યક્ષપણા નીચે રાજ્યતંત્રનું શાસન ચલાવવું એ સ્વદેશકલ્યાણ કરનાર સરકાર રાજ્યનું સર્વસ્વ છે. વ્યક્તિની કાંઇ કિમત એકલાપણામાં નથી. રાજ્ય એવી વ્યક્તિઓનું માલિક, દોરવનાર, અધ્યક્ષ અને પ્રેરક છે. વ્યક્તિઓએ રાજ્યની આજ્ઞાથી સર્વસ્વ હોમી જીવનનો પણ ભોગ દેવો જોઇએ. દેશના ભલા માટે રાજ્યની આજ્ઞાથી જમીન, છોકરાંછૈયાં, સ્ત્રી સુદ્ધાં બલિદાન દેવું. ઇટલીના લોકો રોમન મહારાજ્યના વંશજો છે. શૌર્ય, તેજ, બળ, શક્તિ, સાહસમાં ચડિયાતાં છે. જગતમાં મહારાજ્ય સ્થાપવા લાયકાત ધરાવનાર છે. ફેસિઝમ એમને લાયક થઈને જગતના દિગવિજય માટે પ્રેરણા કરે છે. 'યુવાન, બળવાન, વિજ્ઞાનવાદી અને સાહસી બનો, એ એનું મુખ્ય સૂત્ર છે. હિંસા એ અમારા ફેસિઝમનું ધ્યેય છે. યુદ્ધથી પ્રજાની ઉન્નતિ થાય છે એ એનું મુખ્ય સૂત્ર છે. ધર્મ, દયા, પ્રમાણિકપણું, સત્ય એ બધું ત્યજીને પણ બીજી પ્રજાઓનો યુદ્ધમાં પરાજય કરી તેમના દેશોની સમૃદ્ધિ લૂંટવી, ચૂસવી એ ફેસિઝમનો મુખ્ય સિદ્ધાન્ત છે. સાડાચાર કરોડ ઇટાલિયનો માટે ઇટલીનો દેશ પૂરતો નથી. આગળ ધસો, જંગ જીતો, તેજસ્વી-યશસ્વી થાઓ એ અમારા ફેસિઝમનું પહેલું પગથિયું છે. અમારે સન્માન માટે રાજા છે, સર્વ સત્તા ધરાવનાર સર્વાધ્યક્ષ જુદો છે.

## મહાયુદ્ધ પછીનું ઇટલી

ફ્રાન્સ અને ઇંગ્લંડે અમને આંબલા-આંબલી દેખાડી યુદ્ધમાં ઉતાર્યા. પરંતુ યુદ્ધમાં જર્મનોનો પરાજય કર્યા પછી અમને કોરો અંગૂઠો બતાવ્યો. યુદ્ધમાં અમે નિર્બળ બન્યા હતા. પૈસે ટકે અને માણસોમાં અમારી મહાન ખુવારી થઇ હતી. અમે પાયમાલ થઈ ગયા હતા. અમારા લુચ્ચા રાજ્યદ્વારીઓ માંહોમાંહે ઝઘડા કરાવી ઇટાલિયન પ્રજાને નબળી બનાવી હતી. વેપારઉદ્યોગ નાશ પામ્યા હતા. લોકો ભારે દુઃખી હતા. અરાજકતા ફેલાઈ હતી. ચારે તરફ સમાજવાદીઓ હડતાલો પાડતા હતા. ગોટાળા, તકરારો, ઝઘડાનો પાર નહોતો. મેં યુવાનોને હાકલ કરી, ચાલો ફેસિઝમને સ્વીકારો, દેશનો ઉદ્ધાર કરો. યુવાનોએ મારી હાકલને ઝીલી લીધી. કાળાં ખમીસ પહેરીને યુવાનોએ મારા નેતાપણા નીચે લુચ્ચા રાજ્યદ્વારીઓ અને સમાજવાદીઓના મેળાવડા જોરજુલમથી તોડવા માંડયા. અમે અત્યાચારો કરીને અત્યાચારોને દબાવવા માંડયા.

## મેં ઇટલીના રાજ્યની લગામ હાથમાં લીધી

મારી પાર્ટી હવે ઠીક ઠીક મજબૂત બની હતી. શહેરેશહેરમાં ફેસિસ્ટોની ટુકડીઓ નિત્ય કવાયત કરતી હતી. મારા હુકમથી બે હજાર ફેસીસ્ટ સૈનિકોએ રોમ ઉપર કૂચ કરી. રાજ્યમાં એટલી અવ્ય-

વ્યવસ્થા હતી કે કોઈએ મારા ફેસિસ્ટોને અટકાવ્યા નહિ. રોમમાં જઈ મારા સિપાઈઓએ રાજ્યના શાસનની લગામ માંગી. ગભરાયલા રાજાએ મારું બળ વૃદ્ધિ પામેલું જોઈ મને ઇટલીનો કબજો સોંપ્યો. તા. ૧૨ ઓક્ટોબર ૧૯૨૫ના દિવસે ઇટલીના રાજ્યશાસનનો ભાર મેં ઉપાડ્યો. હું સર્વાધ્યક્ષ થયો. મેં બધી પાર્ટીઓ, તેમાં પણ સમાજવાદીઓને જડમૂળથી ઉખેડી નાખ્યા. પાર્લમેંટ વિખેરી તેમાં મારી પાર્ટીના સભ્યો જ ચૂંટાય તેવી વ્યવસ્થાવાળી ચૂંટણી કરાવી સભાબંધી કરાવી. ચારે તરફ મારી પાર્ટીના ફેસિસ્ટો ઘૂમીને અમારી સત્તા સ્થાપિત કરતા હતા. અમારા હાથમાં સત્તા આવવાથી અમારી પાર્ટી વિશાળ બની. ધીમે ધીમે રાજ્યના રેવન્યુ, પોલીસ, જાહેર બાંધકામ અને સૈનિક-અધિકારો મારી પાર્ટીના સભ્યોના હાથમાં મૂક્યા. મારી કડક દેખરેખ નીચે આધુનિક ઇટલીનું ઘડતર થવા લાગ્યું.

## યુવાનોને તૈયાર કર્યા

મેં મારી બધી આશા ઇટાલીના યુવાનોમાં મૂકી મેં એમને ખૂબ પ્રોત્સાહન આપ્યું. રાજ્યના ખોટાં ભપકા, ખર્ચા અને પોલો તેમજ સડા મેં દૂર કરી દીધા, આથી ઇટલીની વાર્ષિક આવક સારી સચવાઈ રહેવા લાગી. મેં યુવકોમાં ઉત્સાહ રેડવા માંડ્યો. શિક્ષણખાતા ઉપર મારી સીધી દેખરેખ હતી, દરેકે દરેક કિશોરને ઘોડેસવારી, બંદૂક મારવી, સાઇકલ ચલાવવી અને સખ્ત કસરતની કસોટીમાંથી પસાર કરવામાં આવતો હતો. શારીરિક મહેનત અને કષ્ટ સહન કરવાની હું તેમને આદત પાડતો હતો. દોડવું, તરવું, ઊંચેથી કૂદવું એ બધાંમાં એઓ હોશિયાર થતા હતા. સૌને કવાયત કરવાનું શીખવવાનું, ગોળી મારવાની નેમ લેતાં શીખવવામાં આવતું હતું. આ કિશોરોમાંથી સારા યુવકોને ચૂંટી તેમને વિમાની કામ શીખવવામાં આવતું હતું. કેટલાકને મનવારોના કામની તાલીમ અપાતી હતી. કેટલાકને તોપખાનાની તાલીમ અપાતી હતી. એ રીતે છેલ્લાં અઢાર વર્ષોમાં લાખો યુવકોને સરસ સુંદર અને કઠોર તાલીમ મે અપાવી દીધી. આજ મારું સૈન્ય આ યુવકોનું બનેલું છે. ઇટાલિયન સિપાઈઓ લડવામાં યોગ્ય નહોતા તેમ એમનું શૌર્ય પણ ઓછું ગણાતું એમને ઠેકાણે મેં તેજસ્વી, શૂરવીર, કસાયલા યુવકોને મારી નજર નીચે કેળવીને મોટું સૈન્ય બનાવ્યું છે. અધિકારીઓને માટે મેં શાળાઓ સ્થાપી. એમને યુદ્ધની ભૂગોળ, શિસ્ત, સૈન્યરચના અને વ્યૂહ ગોઠવતાં શીખવ્યું છે. મેં આ કામ પાછળ અત્યંત સમય, ધીરજ અને અઢળક ધન ખર્ચ્યું છે. આજે જે ભવ્ય ઇટાલિયન સૈન્ય દેખાય છે તે આનું ફળ છે. પરંતુ આ મારા તૈયાર કરેલા સૈન્યની કુશળતા હજુ ભવિષ્યમાં દેખાશે. એકેએક સૈનિક કસાયલો, સુશિક્ષિત અને રણવિદ્યાવિશારદ છે. આવું સરસ સૈન્ય ઊભું કરવા માટે હું મને કૃતકૃત્ય ગણું છું.

## ઇટલીની હું ખેતી સુધારું છું

મારું ઇટાલી ખેતીપ્રધાન દેશ છે. પરંતુ વસ્તી વધી ગઈ. ખેતી માટે જમીન પૂરતી નહોતી. ખેડૂતો ઉપર કરજ હતું. તેઓ અત્યંત ગરીબ હતા. એક દેશની સમૃદ્ધિ વધારવી હોય તો ખેડૂતોને સુખી કરવા જોઈએ. મેં આ વિષય ઉપર ખાસ ધ્યાન આપ્યું. નદીકિનારે, પર્વતોની તળેટીમાં, નીચી પાણીથી ભરેલી જમીનમાં, દરિયાકિનારા ઉપર ઘણી જમીન વગર વાવેલી પડી હતી. મેં મારા યુવકોને ઉશ્કેર્યા. એઓ પાવડા-કોદાળી લઈને વ્યવસ્થિત ધોરણે એન્જિનિયરો બતાવ્યા મુજબ જમીનમાં માટી ભરવા લાગ્યા. લાખો એકર જમીન અમે તૈયાર કરી તેમાં મોટા પાણીનું પીત પહોંચે એવી વ્યવસ્થા કરી. મેં પરદેશોથી સારાં બીજો મંગાવી આપ્યાં. પુષ્કળ ખાતરનો ઉપયોગ કરવાનાં મેં સાધનો કરી આપ્યાં. ખેતીવાડીના ઉચ્ચ શિક્ષણ માટે મેં શાળાઓ ખોલી. આજ વીસ વરસે એનાં મીઠાં ફળો અમે જોઈએ છીએ. ઇટલીને મોટા પ્રમાણમાં અનાજ પરદેશોથી મંગાવવું પડતું હતું. હવે અમે લગભગ આત્મસંતોષી થયા છીએ. અમે ઊલટા પુષ્કળ બટાટાં, ફળો, દારૂ વગેરે પરદેશો ખાતે ચડાવીએ છીએ. અમારા ખેડૂતો પગભર થઈ ગયા છે. અમે અનાજની પરાધીનતાથી છૂટા થયા છીએ.

અમે આવું પરિણામ લાવવા માટે દોઢ અબજ લીરા ખર્ચ્યા છે. ભવિષ્યમાં હજી અમારે એનાં મીઠાં ફળ ચાખવાનાં રહે છે.

### ઇટલીની નબળાઈઓ

દેશની સમૃદ્ધિ વધારાવામાં ખેતીવાડી સહકારી છે. પણ ઉદ્યોગો એનાં મૂળ છે. મેં એ વિષય ઉપર ઊંડો વિચાર કરી લીધો. અમારી ઇટલીની ભૂમિ ખૂબ ફળદ્રુપ છે. પરંતુ કમનસીબે એમાં કાચા પદાર્થો થતા નથી. અમારી ભૂમિમાં કુદરતે મહેર કરી નથી. અમારે ત્યાં રબરનાં ઝાડો નથી. એ વૃક્ષો અમારી ભૂમિને સદતાં નથી. એટલે રબર અમારે બ્રિટન પાસેથી ખરીદવું પડે છે, કોલસાની તો આ જમાનામાં મુખ્ય જરૂર છે, છતાં અમારી જરૂરિયાતના કોલસાના માત્ર ત્રણ ટકા જ પેદા કરીએ છીએ, આથી અમારે ૯૭ ટકા કોલસા જર્મની અને બ્રિટન પાસેથી ખરીદ કરવા પડે છે, લાચાર છીએ કુદરતના કોપ સામે. બીજી મોટી અગત્યની વસ્તુ તેલ છે, એના વગર મોટરો અને વિમાનો ચાલી જ ન શકે. આ બધું તેલ અમેરિકા અને બ્રિટન પાસેથી અમારે લેવું જોઈએ છે. હવે આયર્ન એટલે લોઢાની ધાતુ કેટલી ઉપયોગી છે? પરંતુ અમારી જરૂરિયાતના અમે માત્ર ૩૭ ટકા પેદા કરીએ છીએ, બાકી સ્વીડન પાસેથી ખરીદવી પડે છે. મેંગેનીઝના તો માત્ર ૧૪ ટકા જ અમે પેદા કરીએ છીએ. યુદ્ધમાં ઉપયોગી ક્રામિયમ ધાતુ તો અમારે ત્યાં થતી જ નથી. વુલ્ફ્રામની ધાતુ પણ મળતી જ નથી. નીકલ પણ ૯૯ ટકા અમારે પરદેશોથી મંગાવવી રહી. તાંબું માત્ર ૪ ટકા જ અમારા દેશમાંથી મળે છે, માત્ર સીસું ૧૯ ટકા મળે છે. જમીનની મોટા પ્રમાણમાં યાદી સરવે કરાવ્યા છતાં પરિણામ નિષ્ફળતામાં આવ્યું છે.

### છતાં હું ઉદ્યોગો સુધારું છું

મેં ઇટાલિયન કારીગરોને કહ્યું કે ભાઈઓ તમે યંત્રશાસ્ત્રમાં કુશળ છો. તમારી પાસે મૂડી નથી. કાચી ધાતુઓ નથી. ફિકર નહિ, હું મદદ કરીશ. મેં સરકારી સહકાર સાથેની મોટી કંપનીઓ કાઢી સસ્તા ભાવની કાચી વસ્તુઓ એમને પૂરી પાડી. એમને મેં સૈન્ય માટેનાં યંત્રો બનાવવાનું પુષ્કળ કામ આપ્યું. મનવારો, વિમાનો, મોટરગાડીઓ બનાવવાની મોટી વરદીઓ એમને આપી. સરસ સ્ટીમરો બાંધવા માટે એમને મેં મદદ આપી. દેશપરદેશો સાથે કરારો કરીને મેં એમની વસ્તુઓ પરદેશ ખાતે ચડાવવા-વેચવાની સગવડ કરી આપી. મેં મજૂરો અને માલિકોના આઠ આઠ પ્રતિનિધિઓ ચૂંટી સરકારી પ્રમુખ નીમી તેમના હાથમાં કારખાનાંઓનો ભાર મૂક્યો. હડતાલ પાડવી એ ગુનો ઠેરવ્યો. અમારે ત્યાં મજૂરી સસ્તી છે. રાજ્યના આશ્રયથી અમારા ઉદ્યોગો તરતા થઈ ગયા. અમને દક્ષિણ અમેરિકાથી પુષ્કળ વરદીઓ મળી. કાચી ચીજો અમને જે દેશ પૂરી પાડે તેને અમે પાકી ચીજો અને યંત્રો પૂરાં પાડવાની સંધિઓ કરી. અમે પોતાની સ્ટીમરો, પોતાની વીમા-કંપનીઓ ઊભી કરી. અમારા ઉદ્યોગો દસગણા વધી ગયા. અમારો વેપાર બેવડાયો. અમારા રાજ્યની પેદાશ પણ બેવડાઈ. વીશ વરસોના આ પ્રયત્નોનાં ફળો જોઈ હું ઉલ્લાસ પામું છું, પણ હજી હું સંતુષ્ટ નથી. જગતભરમાં ઉદ્યોગોમાં પહેલે નંબરે ઇટાલિયન પ્રજાને કેમ બનાવવી તે હું કહીશ નહિ પણ કરી બતાવીશ. ઇટલી જરૂર સર્વોત્કૃષ્ટ બનશે.

### શિક્ષણ, સાહિત્ય, વર્તમાનપત્રો, વિજ્ઞાન

શિક્ષણ ઉપર મેં બહુ જ ધ્યાન આપ્યું છે. મારો લોભ છે કે ઇટલીમાં કોઈ પણ બાળક અક્ષરજ્ઞાન વિનાનું ન રહે. એ તરફ અમારું વહાણ વહે છે. સાહિત્ય માટે તો મેં અદ્ભુત કામ કરાવ્યું છે. હજારો સુંદર પુસ્તકો ઇટાલિયન ભાષામાં મેં તૈયાર કરાવ્યાં છે. હિંદ ખાતે મેં એક ઇટાલીયન સ્ટીમર મોકલી હતી તેમાં ઇટાલિયન પુસ્તકોની લાયબ્રેરી કોઈને પણ મુગ્ધ કરે તેવી હતી. હિંદના કવિવર રવીન્દ્રનાથ ટાગોરને બોલાવી સત્કાર કરાવ્યો હતો. એમને ઇટાલિયન વિશ્વકોષના ૩૦ વોલ્યુમો મેં ભેટ આપ્યાં હતાં. સાહિત્યવિલાસી હોવાથી મેં સાહિત્યને અનોખો વેગ આપ્યો છે. હું પોતે હજી વર્તમાનપત્રોમાં લખું છું. આખો જન્મ મેં વર્તમાનપત્રોમાં

લખ્યું છે. એટલે ઇટલીનાં વર્તમાનપત્રોને મેં છૂટ-છાટ આપી છે. અલબત્ત તેઓ મારી પાર્ટી અને રાજ્ય વિરુદ્ધ સ્વાભાવિક રીતે લખી ન જ શકે. ઇટલીના ઘડતરમાં વર્તમાન પત્રોએ અનોખો ફાળો આપ્યો છે. વિજ્ઞાન એ તો અમારું સર્વસ્વ છે. મેં અનેક પ્રોફેસરોને નવી શોધખોળના કામમાં લગાડી દીધા છે. એમણે વિદ્યુત્ રસાયન અને યંત્રશાસ્ત્રની અદ્ભુત શોધો કરી છે એ માટે હું એમનો ઓશિંગણ છું.

## મારી યુદ્ધની તૈયારીઓ

બળવાન સૈન્ય ધરાવનાર રાષ્ટ્ર સિવાય જગતનો દિગ્વિજય થઈ શકે નહિ. આ વિષયમાં મારો આદર્શ નેપોલિયન છે દેશને ઉન્નતિમાં લાવનાર વિજયની પરંપરાઓ છે માટે મેં શરૂઆતથી જ યુદ્ધની તૈયારીઓ કરવા માંડી હતી. આથી મેં ચોપન લાખ મનુષ્યોને યુદ્ધનું શિક્ષણ આપ્યું છે. પણ તમારા પાસે હાલમાં સાત લાખ માણસોને આધુનિક શસ્ત્રાસ્ત્રોથી સંપૂર્ણ સજ્જ કરેલા યુદ્ધમાં થોડા દિવસોમાં જ મૂકી શકું છું. જરૂર પડ્યે પંદર લાખ માણસોને માટે આધુનિક શસ્ત્રો સજ્જ રાખવાનો મારો દૃઢ નિશ્ચય છે. તે માટે હું ત્રેવડમાં છું. હમણાં ૧૦૦ ડીવીઝનોને મે રણમાં ઉતારી છે. એમને ૧૪૦૦૦ નાની મશીન-તોપો, ૫૦૦૦ મોટી મશીન-તોપો એમને પૂરી પાડી છે. તે સિવાય યુદ્ધની નાની ૧૬૦૦ તોપો અને ૯૦૦ જંગી તોપો પણ પૂરી પાડી છે. મારી પાસે હમણાં ૩ ડીવીઝનો સંપૂર્ણપણે મોટરોનાં વાહનો ધરાવે છે. એક ડીવીઝન ટેંકોનો બનેલો છે. મારી પાસે ૭૦૦ ટેંકો છે. જર્મની જેવી મોટી નથી, પણ જર્મનીની પેઠે ક્યાં મારે મોટી લડાઈઓ લડવાની છે? મારે તો ઉપર ઉપરનું માખણ ખાવું છે. મારી પાસે પાંચ હજાર હવાઈ વિમાનો અને પચાસ હજાર વિમાની છે. કેટલાંક વિમાનો જૂની જાતનાં હશે, પરંતુ તે માટે કાંઈ ઉપાય નથી કારણ કે મારું ગજવું ખાલી રહે છે.

## મારો મનવારોનો કાફલો

હું ભૂમધ્ય સમુદ્રમાં સંપૂર્ણપણે કાબૂ ધરાવવા માગું છું. ભૂમધ્ય સમુદ્રમાં ઇટલીનો દેશ દક્ષિણ ઉત્તરમાં લાંબો થઈ પથરાયલો છે એટલે ભૂમધ્ય સમુદ્ર મારો જ ગણાયની? પરંતુ આ બ્રિટિશરો જિબ્રાલ્ટર, સુએઝ, માલ્ટા વગેરે ઠેકાણે મોટી કિલ્લેબંદીઓ કરીને મારી મહત્ત્વાકાંક્ષાઓને નિષ્ફળ બનાવે છે. એના ઉપરની મારી રીસ જર્મનીની મદદથી પૂરેપૂરી ઉતારીશ. ભૂમધ્ય સમુદ્રમાં મારું બીજું કટ્ટર હરીફ ફ્રાન્સ હતું. તેનો મદ તો જર્મનીએ ઉતારી નાંખ્યો છે. હવે બ્રિટનનો વારો છે. મેં બળવાન દરિયાઈ કાફલો ઊભો કર્યો છે. મારી પાસે મોટી ૩૫૦૦૦ ટનની ચાર મનવારો છે. તેમાં બે તો આધુનિક સાધનોથી યુક્ત અને સોળ ઈંચી તોપો ધરાવે છે. એ મનવારોમાં વિમાનો અને નાની મોટર-બોટો પણ રહે છે. તે સિવાય મારી પાસે ૧૫૦ સબમરીનો છે, તેમાં ઘણી છેલ્લામાં છેલ્લી ઢબની છે. ૫૬ વિનાશિકાઓ (ડિસ્ટ્રોયરો) છે તેમાં કેટલીક તો ૪૪ નોટની ઝડપવાળી આધુનિક વિનાશિકાઓ છે. ૨૨ ક્રુઝરો છે તેમાં ૧૦૦૦ નાની મોટર-બોટો છે. જે દરેક બે બે ટોરપીડો ફોડી શકે છે. હું દર મહિને ૨૦૦ નવા વિમાનો તૈયાર કરાવું છું. કોઈ પ્રશ્ન પૂછશે કે ત્યારે તમે બ્રિટિશ કાફલા સાથે લડીને તેને યમસદન શા માટે પહોંચાડતા નથી? પરંતુ મારે કબૂલ કરવું જોઈએ કે બ્રિટિશ મનવારોનો કાફલો અતિ મજબૂત છે એટલે એની સાથે ઉઘાડી રીતે લડાય તેમાં ફાયદો નથી. બાકી ઓચિંતા હુમલા અમે કરીએ જ છીએ. જર્મનીની સબમરીનો અને સુરંગો તથા વિમાનો બ્રિટિશ કાફલાને ખૂડાડીને નબળો બનાવે પછી મારા કાફલાના પરાક્રમો જોજો.

## ઇટલીની અર્થનીતિ

કોઈ કહે છે ઇટલી અતિ ગરીબ છે. અમે તે ક્યાં ના પાડીએ છીએ. ગરીબ હોવા છતાં એ વીસ વરસમાં ત્રીજા કલાસના રાજ્યમાંથી પહેલા કલાસના મહારાજ્યની પદવી પામ્યું છે. ટીકાકારો કહે છે કે ઇટલી પાસે ઝાઝું સોનું નથી. ખરી વાત છે. અમે અમારું સોનું વેચી સરસમાં સરસ ઉપયોગમાં લીધું

છે. અમેરીકા પેઠે ઓગણીશ અબજનું સોનું ભરીને ભારણ રૂપ રાખ્યું નથી. ટીકાકારો કહે છે કે ઇટલીના બજેટમાં દર વરસે બે ત્રણ અબજ લીરાનો ખાડો પડે છે. પરંતુ અમેરિકાના બજેટમાં દર વરસે એથી પણ મોટો ખાડો પડે છે. ટીકાખોરો કહે છે કે ઇટાલી ઉપર મોટું કરજ છે. પણ તે કરજ અમારી જ પ્રજાનું છે. કયા રાજ્ય ઉપર કરજ નથી ? ટીકાખોરો કહે છે કે લોકો ઉપર ભયંકર કરવેરાં છે. પણ કયા રાજ્યમાં કરવેરાં ઓછાં છે? લોકો કહે છે કે ઇટાલીનું અર્થશાસ્ત્ર તરત તૂટી પડશે. પરંતુ એ તો ઘણાં વરસોની જુગજૂની વાત છે તે ઉપર અમે મદાર બાંધતા નથી. જગત જોશે કે મુસોલીની બેઠા છતાં ઇટલીનું અર્થશાસ્ત્ર કેમ તૂટશે ? લોકો કહે છે કે ઇટલીની પ્રજા ઉપર ભયંકર સંકટો અને વિટંબણાઓ છે તેનો જવાબ ઇટલીની પ્રજા પોતે જ આપી દેશે. યુદ્ધ વખતમાં દુઃખ તો સૌ પ્રજાઓને થોડે ઘણે અંશે ભોગવવાનાં હોય છે.

## ઇટલીની વસ્તી

અમારી પ્રજા સવાચાર કરોડની છે. ઇટલીમાં એના માટે પૂરતો માર્ગ કે સ્થાન નથી. અમને સંસ્થાઓની ઘણી જરૂર છે. આગળ ઇટાલીઅનોની વધારાની વસ્તી અમેરિકા તરફ જઈ ત્યાં પોતાનો જીવનનિર્વાહ કરી શકતી હતી. અમેરિકામાં લાખો ઇટાલિયનોની વસ્તી છે. પરંતુ હવે અમેરિકાએ અમારી સામે દ્વાર બંધ કર્યાં છે. અમે લાચાર થયાં છીએ. અમારી વસ્તીને ક્યાં મોકલવી એ સવાલ અમને રંજાડે છે. અમે તુર્કી પાસેથી આફ્રિકા ત્રીપોલી લીધું પણ ત્યાં પણ અમારા માટે અનુકૂળ ઋતુ નથી. અમને એત્રિયા અને ઇટાલી સોમાલીલેંડ તેમજ લીબીયામાં પુષ્કળ જમીન મળી છે. પણ ત્યાં તો રેતીના રણો છે એટલે ઇટાલીઓને ક્યાંથી વસાવાય ? મેં સર્વેની વિરૂદ્ધતા છતાં એબીસીનીઆની જીત કરી પરંતુ તે દેશમાં મૂડી વગર ઇટાલીયનોને વસાવી શકાયા નથી. તેમ ત્યાં નાના મોટા ચાલુ બળવા થયા કરે છે. એબીસીનીઆમાં નાના રાજ્યમાં તે કેટલા ઇટાલીઅનો રોકી શકાય. માટે અમને સંસ્થનોની ઘણી જરૂર છે.

## મારી પરદેશ નીતિ

મેં પ્રથમ બ્રિટન સાથે દોસ્તી બાંધવા પ્રયત્નો કર્યાં પરંતુ એ બીજાજી લોકોએ મને તુચ્છ કરીને તરછોડી કાઢયો, મેં ફ્રાન્સ સાથે દોસ્તી કરી પણ ફ્રાન્સે તો મારા શત્રુ રશિઆ સાથે પાકી મૈત્રિ બાંધી. અંગ્રેજોએ મને એબીસીનીઆ લેતાં રોકયો હતો. બાવન પ્રજાઓને ઉશ્કેરી પ્રજાસંઘ પાસે મારા વિરોધમાં બોયકોટો ઊભાં કર્યાં. મેં તેની કાંઈ દરકાર કરી નહિ. એબીસીનીઆ જીતી લીધું. મેં જર્મની સાથે સહકાર કર્યો કારણ કે એ પણ મારી પેઠે ફેસીસ્ટ રાજ્ય છે. જાપાન સાથે મેં મૈત્રિ બાંધી કારણ કે ત્યાં પણ ફેસીઝમનું પ્રાબલ્ય છે. સ્પેનમાં ફેસીસ્ટ રાજ્ય સ્થાપવા માટે મેં અને હિટલરે સૈન્યો મૂકયાં હતાં. ત્યાં જનરલ ફ્રાન્કોને વિજય અપાવી લોકતંત્રનો પરાજ્ય કરાવ્યો હતો. ઇંગ્લંડ અને ફ્રાંન્સને અમે કેવા ઠગ્યાં હતાં! જર્મનીએ રશિયા સાથે મૈત્રિ કરી સંધિ કરી છે તે મને નાપસંદ છે. પરંતુ સંયોગો અનુસાર હિટલરને આ પગલું ભરવું પડયું છે. પણ વખત આવ્યે રશિયાની એ ખબર લેશે એવી મને પાકી ખાત્રી છે. મારી પરદેશનીતિ માત્ર ઇટલીના જ લાભ માટે છે. જે ઇટલીને વધારે લાભ કરી આપે તે મારો મિત્ર. હમણાં મને જર્મનીની મૈત્રિથી વધારે લાભ થવા વકી છે. કારણ કે જર્મનીના વિજયના લાભોમાંથી મને સારો હિસ્સો મળશે. મારી રાજ્યનીતિ કુટિલ, મુત્સદી અને ઇટાલીના સ્વાર્થ પૂરતી છે. હિંસા, જુઠાણું, ફરેબ એ સર્વેનો હું ઇટાલીના સ્વાર્થ માટે ઉપયોગ કરતો રહું છું.

## હું જર્મની સાથે શામાટે મોડો મળ્યો ?

જર્મની સાથે અરસપરસ યુદ્ધમાં સાથ દેવાના મારે કરારો હતાં. છતાં નવમાસ પછી હું શામાટે યુદ્ધમાં જર્મનીની સહાયે ગયો ? એનું કારણ જર્મની સમજે છે. ફ્રાન્સની સરહદ ઇટલી સાથે મળતી

હતી. એટલે ફ્રાન્સનું બળવાન સૈન્ય અમને ચૂંથી નાખે. ફ્રાન્સનું નૌકાદળ ભૂમધ્ય સમુદ્રમાં મને હેરાન કરે. ફ્રાન્સનું આફ્રિકાનું સૈન્ય પણ મને તકલીફ આપે. આ કારણેથી જર્મનીની સંમતિ મેળવી હું તટસ્થ રહ્યો હતો પણ બને તેટલી જર્મનીની તરફેણ કરતો હતો. નોર્વેને અંગ્રેજ અને ફ્રેંચોએ ઘેરો ઘાલીને ભારી પરે તેની વલણ પકડી એટલે મેં ભૂમધ્ય સમુદ્રમાં મારાં કાફલાને બહાર કાઢી જિબ્રાલ્ટર અને ફ્રેંચ પ્રદેશ ઉપર આક્રમણનો ખોટો ઢોંગ કર્યો એટલે બ્રિટીશ અને ફ્રેંચ કાફલાને નોર્વેનો ઘેરો પડતો મૂકીને પોતાના કાફલા ભૂમધ્ય સમુદ્રમાં મૂકવા પડયાં.

## મારી મહત્વાકાંક્ષાઓ

મારે નેપોલીઅન કે સીઝર જેવાં વિજેતા થવું છે. સાચા ખોટાં ઉપાયો, મુત્સદ્દીપણું અને હિંસાથી જ હું મારી જીતો કરવા માગું છું. મારે જગતને મારે ચરણે લાવવું છે. હાલમાં મારી મહત્વાકાંક્ષા જર્મની સાથે રહીને બ્રિટનને નમાવવાની છે. હું જર્મનીનો સાથ હવે છોડી શકું તેમ નથી મને ખાત્રી છે કે જર્મની બ્રિટનને જરૂર હરાવશે. આથી મારાં હાથમાં ઇજીપ્ત, સુએજ અને ભૂમધ્ય સમુદ્ર તરતમાં આવશે. આફ્રિકાના અંગ્રેજ સસ્થાનો પણ મારા હાથમાં આવશે તેમ બેલ્જીયમ ફ્રેંચના આફ્રિકન સંસ્થાનો પણ મારાં હાથમાં આવશે. એ મોટા ખંડને હું ખૂબ ચૂસીશ. આફ્રિકાનો હું ચક્રવર્તિ થઈશ. યુરોપમાં હું ગ્રીસ અને તુર્કીને લેવાં માંગુ છુ. હમણાં બ્રિટન મારી મહત્વાકાંક્ષાનો સબળ વિરોધી છે. તે ભાંગતા હું ત્યાં સહેલાઈથી વિજયો મેળવીશ.

કદાચ બ્રિટનનો પરાજય ન થાય તો શું કરવું? આ પ્રશ્ન તમારા મનમાં છે ખરુને? મારી પાસે નવદશ મહિના સુધી ચાલે તેટલી સામગ્રીઓ પૂરી ભરી રાખી છે. એ સામગ્રી તરત ખૂટી નપડે તે માટે હું મોટાં યુદ્ધો કરતો નથી. બ્રિટન જો લડાઈ લંબાવશે તો અલબત મને ભારી તો પડશે. પણ મને ખાત્રી છે કે જર્મની મને ચાલુ મદદો આપ્યા કરશે છતાં હું વખત જોઈને પાઘડી ફેરવી બાંધીશ. મેં કયાં જર્મની સાથે જન્મભરનો વિવાહ કર્યો છે. જે તરફ પલ્લુ નમશે તે તરફ બંદા જશે. યુરોપમાં સૌથી મોટા કૂટિલ મુત્સદ્દીનું મને ફોકટનું માન નથી મળ્યું. હમણાં તો બ્રિટનના સોમાલીલેંડનો મેં જય કર્યો છે. ઇજીપ્ત પણ હુ લઈશ. બાકી જે તરફ પવન વાશે તે તરફ હું દુંદુભી વગાડીશ. એ મુસોલીનીની અને ઇટલીની કથા છે.

## જર્મનો બ્રિટન ઉપર વિમાની હલ્લો કરે છે

જર્મનોએ આ માસમાં બ્રિટન ઉપર ભારે જોસથી વિમાની હલ્લાં કર્યાં છે, શરૂઆતમાં ૫૦ પછી ૧૦૦–૧૫૦ વિમાનો દરરોજ બ્રિટન ઉપર આક્રમણ કરતાં હતાં. તે પછી ૨૦૦–૩૦૦ વિમાનો આક્રમણ કરવા લાગ્યા. પછી ૫૦૦ વિમાનોનું જૂથ બોમ્બ વરસાવવા લાગ્યું છેવટે ૧૦૦૦ વિમાનોએ બોમ્બો વરસાવ્યા છે. અંગ્રેજોએ પણ ઉલટમાં આવી આવાં વિમાની આક્રમણોનો ભારે સામનો કર્યો છે. દશ દશ પંદર પદરના ઝૂમખામાં વિમાનોના ધાડાંને ધાડા બ્રિટન ઉપર ઝઝૂમ્યાં. કેટલાંક બોમ્બો શહેરો ઉપર, બદરો ઉપર, કિલ્લેબધીઓ, રેલ્વે, વિમાનઘર, કારખાનાઓ ઉપર નાંખવામાં આવે છે. કેટલાંક ઉંચેથી પવનથી ખેંચાઈ સાગરમાં પડે છે. કેટલાંક મેદાનમાં પડે છે. કેટલાંક નેમ ચૂકી ખાનગી ઘરો, દેવળ, રસ્તાઓ ઉપર પડે છે નુકશાન સખ્ત થાય છે પણ અગ્રેજો એનું વેર ભરી વૈર વાળે છે. તેઓએ એક અડવાડીઆમાં જર્મનીના ૭૫૦ વિમાનો લગભગ તોડી પાડયાં છે. જ્યારે તેમના માત્ર ૧૯૨ વિમાનો નાશ પામ્યા છે જર્મનીના ૧૫૦૦ વિમાનીઓ મરણ પામ્યાં છે જ્યારે અગ્રેજોના પાંચસોને પણ પૂરાં ખલાસ થયા નથી. જર્મન રેડીઓ અંગ્રેજોની મોટી ખુવારી બતાવી પોતાની ઓછી બતાવે છે પણ તે બહુ ભરોસાપાત્ર નથી

## અગ્રેજોની ગંજાવર તૈયારીઓ

ફ્રાન્સ ઉપર અગ્રેજોનો મોટો આધાર હતો. ફ્રાન્સને મોટી નુકશાની પણ લાગી નહોતી. છતાં તે હિંમત હારી શરણે ગયુ આ સમયે બ્રિટન એકલું

અટૂલું જર્મન મહાન્ સૈન્યની સામે થવા રહી ગયું. બ્રિટને પોતાનો લડાઈનો સામાન ઘણોખરો ગૂમાવ્યો હતો. ટેંકો, મોટી તોપો, નાની તોપો, મશીનગનો બધાં યુદ્ધના સાધનો રણભૂમિમાં મૂકીને ત્રણકપડે માંડ અંગ્રેજી સૈન્ય ડનકર્કના બંદરેથી નાશી છૂટયું હતું. આ સમયે જર્મનોએ પણ બ્રિટન ઉપરે આક્રમણ કરવાની તૈયારીઓ કરી નહોતી એટલે બ્રિટન બચી શકયું. નહિ તો બ્રિટન પાસે સાધનો સિપાઈઓ, હથિઆરો કોઈપણ જાતની તૈયારીઓ નહોતી. એ સમયે બ્રિટનની સ્થિતિ અત્યંત દયાજનક હતી. પરંતુ બ્રિટન ઉપરે હુમલાની તૈયારી કરતાં જર્મનીને બે માસ લાગી ગયા. દરમ્યાનમાં રાત્રિ દિવસ કામ ચલાવી બ્રિટને તોપો, ટેંકો, મશીનગનો, બંદુકો, દારૂગોળો વીશ લાખ માણસોને પૂરાં પડે તેટલો તૈયાર કરી લીધો, આખી પ્રજા લશ્કરી પ્રજામાં ફેરવાઈ ગઈ. બ્રિટન રણભૂમિ બની ગયું. વીશ લાખ યુવકોને ફરજીયાત સૈન્યના સૈનિકો બનાવી એમને દેશના રક્ષણ માટે સૈનિક કેળવણી આપવામાં આવી.

### બ્રિટનને મહાન મદદો મળે છે

બ્રિટનના સર્વે સંસ્થાનોએ પોતાનાથી બની શકતી દરેક મદદ આપી. માણસો, પૈસા, વિમાનો અને વિમાનીઓ પૂરાં પાડયાં. પરંતુ સૌથી મોટી મદદ તો યુનાઈટેડસ્ટેટ ઑફ અમેરિકા તરફથી મળી છે. દારૂગોળો, મશીનગનો, તોપો પુષ્કળ પ્રમાણમાં મળી છે. હજારો વિમાનો પણ ત્યાંથી તૈયાર થઈને બ્રિટન તરફ આવે છે. સાગર ઉપર બ્રિટનનો કબજો હોવાથી આ લડાઈનો સામાન મોટી સંખ્યામાં બ્રિટિશ સ્ટીમરો બ્રિટનના બંદરો ખાતે લઈ આવી શકે છે. બ્રિટનના કારખાનાઓ પણ વિમાનો અને લડાઈની સામગ્રીઓ મોટાં પ્રમાણમાં બનાવે છે. એકાદ માસમાં બ્રિટન જર્મની જેટલાં જ વિમાનો બનાવી ધીમે ધીમે સરસાઈ મેળવશે. હમણાંથી જ બ્રિટને જર્મનીના વિમાની આક્રમણોને મોટાં નુકશાન સાથે પાછા પાડયાં છે. હવે વિમાની યુદ્ધમાં અંગ્રેજો પોતાના દેશના ઉપરનો ભય ટાળી શકયાં છે. ટેંકો પણ મોટી સંખ્યામાં બનાવે છે. બ્રિટન ઉપર દિન પ્રતિદિન આક્રમણની આફત હળવી બનતી જાય છે. આવું બ્રિટન કયારે પણ બળવાન નહોતું. તેણે બે માસમાં અબજો પાઉંડ ખર્ચી ન માની શકાય તેવી મોટી તૈયારીઓ કરી છે. દૃઢ નિશ્ચય, હિંમત, સાહસ, શક્તિ, સંપ અને ધીરજના ગુણો અંગ્રેજોને આ સમયે બહુ કામ લાગ્યાં છે. એમણે અજબ તૈયારીઓ કરી છે. એના વિમાનોએ જર્મનીને મોટું નુકશાન કર્યું છે.

### જર્મની શું કરે છે?

જર્મની પણ શાંત બેઠું નથી. તે બ્રિટન ઉપર ભારે આક્રમણો ચાલુ કર્યાં જ કરે છે. વિમાનોના ધાડા ને ધાડા બ્રિટનનો નાશ કરવા ધસે છે. પણ તેમને ગરમ ગરમ આવકાર મળે છે. બીજી તરફ જર્મનીએ ફ્રાન્સના કિનારા ઉપર મોટી તોપો ગોઠવી છે તેનાથી સો માઈલ દૂર ગોળાઓ ઈંગ્લંડની ભૂમિ ઉપરે પડે છે. હજી સુધી સખ્ત નુકશાન થયું નથી. પરંતુ ભવિષ્યમાં જર્મનીના આ હથિયારો કેવું નુકશાન કરે છે તે જોવાતું છે. સબમરિનો અંગ્રેજી વહાણો ડૂબાવતી આવે છે. વિમાનો પણ ડૂબાડે છે. એ મોટી ખોટ અંગ્રેજો ખમવાને તૈયાર છે. એમને ૪૦ લાખ ટનનું વહાણવટું તો માત્ર પરાજીત રાજ્યોનું હાથમાં આવ્યું છે. નવી સ્ટીમરો પણ બાંધવા માંડી છે. એટલે જર્મની અંગ્રેજોને ભૂખે મારી શકશે નહિ. મનવારો કદાચ અંગ્રેજોને અમેરિકા તરફથી મળશે. અંગ્રેજોએ અમેરિકાને કેટલાંક બેટો આપવાની ગોઠવણ કરી છે. જર્મની હજી મોટા પ્રમાણમાં હલ્લા કરશે પણ અંગ્રેજો એનો બરાબર સામનો કરવાની તૈયારી રાખી બેઠાં છે.

### અંગ્રેજો યુદ્ધ લંબાવશે

જર્મની સાથે હવે અંગ્રેજોને મોટાં વિમાની યુદ્ધો ચાલુ થયાં કરશે. પરંતુ એક માસ પછી શિયાળો બેસશે એટલે વિમાની યુદ્ધો મોળાં પડશે. મી. ચર્ચીલ કહે છે કે યુદ્ધ ૧૯૪૦–૪૧ માં ચાલશે તેમ ૧૯૪૨ માં પણ ચાલવા વકી છે. અંગ્રેજો યુદ્ધમાં જર્મનીને હરાવી શકવાની સંભાવના ઓછી છે. પરંતુ જર્મનીનું અર્થશાસ્ત્ર તૂટી જશે અને સંધિ કરવી પડશે એવી ઘણાં

વકી રાખે છે. જર્મની હવે પોતાની શાસ્ત્રિય પદ્ધતિ પ્રમાણે કેવી યોજના લાંબા યુદ્ધ સામે કરે છે તે જોવાનું છે. એના ઉપર નવ દેશોની પ્રજાને ખોરાક પૂરો પાડવાનો ભાર છે. વિજયો ભોગવવા સહેલાં નથી. જર્મની જ્યાં સુધી બ્રિટનને જીત્યું નથી ત્યાં સુધી તેના વિજયો નકામા ગણાય યુરોપમાં આ વરસે દુકાળ પડે તો અંગ્રેજોએ હારેલાં દેશોને ખોરાકી સાગર માર્ગે જવા દેવાની ના પાડી છે. કારણ કે તેવી છુટથી જર્મનીને ખોરાકી પહોંચે. ફ્રાન્સની સરકાર હમણાં જર્મનીને તાબે છે.

હવે શું ?

જર્મની ઉપર અંગ્રેજોના વિમાનો બોમ્બો ફેંકી એને હેરાન કરે છે. તે સિવાય જર્મની અને તેનાં જીતેલાં રાજ્યોની આસપાસ સમુદ્રનો ઘેરો બ્રિટન ઘાલી બેઠું છે. બ્રિટનને પણ આ સ્થિતિ અતિ અકળામણ ભરેલી છે. પરંતુ હમણાં કોઈ રીતે સંધિ થઈ શકે તેમ નથી. બ્રિટને જર્મનીના જીતેલાં દેશોને સ્વતંત્રતા અપાવવાનું બીડુ ઝડપ્યું છે. જર્મનીને આ દેશો પાછા આપવાની મરજી નથી. એટલે સંધિ થાય કેમ ? અંગ્રેજોને જર્મનીને યુરોપમાં સર્વોપરી થઈને અતિ બળવાન થવા દેવું નથી. જર્મનીને યુરોપમાં સર્વોપરી થાવું છે. એટલે યુદ્ધ લંબાશે. શિયાળો ઉપર આવે છે. આ તકનો લાભ લઈને જાપાન ઈન્ડોચાઈના ફ્રાન્સ પાસેથી લેવા મથી રહ્યું છે. આવી આજે આંતર રાષ્ટ્રિય સ્થિતિ છે. ચોમાસાની ઋતુ જેવી ઘડીઘડી બદલાતી પરિસ્થિતિ કઈ ક્ષણે કેવું રૂપ ધરશે એ તો પ્રભુ જાણે !



# વિદાય લેતું વર્ષ:

( પૃથ્વી )

સલામ સહસા દઉં: સમય ના હવે હાથમાં:
અવાજ હમણાં થશે મરણઘંટનો આખરી.
સ્ફુરે સ્મરણ સ્પંદનો સુભગ સખ્ય માણ્યાં તણાં,
હવે ઉરમહીં ભરી સહુ જઉં: કરૂં વંદના,
ચહું ગમન સ્નિગ્ધઉર્મિઉરભવ્યભાવે ભર્યું:
વિદાય નવ દ્યો મ્હને સજળ નેન શોકે મઢી.
અખંડ ગતિકાળ ચક્ર લઈ ફેર આંટા ફરે,
બન્યું જીવન માહરૂં ક્ષણિક અલ્પ ટૂંકું મહીઃ
કદાપિ ઇતિહાસ પૃષ્ટ પર ના પડે શબ્દ યે,
નવા જગતબાગની સબળ કો પ્રતિમા બનું:
ગમે જનમ ને વળી, મરણ તે થકી યે પ્રિય.
ભલે ક્ષણિક તોય તોષ ઉર માહરે હું લહું.
કરે ખતમ જીંદગી ચમક દિવ્ય હૈયે ધરી
પડી દીપ પતંગિયું ક્ષણિક એય ના ભવ્ય શું ?

કાન્તિલાલ હ. પરીખ

[ અનુસંધાન જુઓ પૃષ્ટ ૫૨૪નું ચાલુ ]

એકાએક એ ચમકી ઊઠયો. ખૂબ ગભરામણમાં મારી સામે જોયું, એની આંખોમાંથી તેજ ઊડી રહ્યું હતું. શું થાય છે ! મને કંઈ સૂઝ ન પડી. ત્યાં તો એ જ બોલ્યો, "વ્યર્થ ! વ્યર્થ બધું !"

"શુ થયું ?" મેં પૂછ્યું.

"તું કંઈ નથી જોતો ?" એ બોલ્યો.

"શું ?"

"પેલી કોમળતા—એ વાસના બનતી જાય છે."

"વાસના ? તું તો કહેતો હતો કે-"

"હું કહેતો હતો ધૂળ ! રાખ ! આ કોમળતા અને વાસનાની વચ્ચે કોઈ ચોક્કસ મર્યાદાની રેખા નથી મળતી. આનો મને કદી વિચાર નહોતો આવ્યો અને હવે" એ બોલતાં અટકયો,

"જ્ઞાનુ, શેની છે ગભરામણ ?"

"ગભરામણ ? તું આની આંખો નથી જોતો ? એમાં ભય નથી. એમાં વિજયની ઇચ્છા છે. એ મારા દિલમાં દોડતી પેસી જાય છે. એની ચેષ્ટામાં તે ખેંચી લઈ ને વિનાશ કરવાનો ભાવ સ્પષ્ટ છે,"

"મને એવું નથી દેખાતું"

"આંખોની માદકતાની શક્તિ પર તને વિશ્વાસ હતો તે બરાબર હતું. લાગણીવશતા કામ કરી શકે નહિ ત્યારે એ એની જગ્યા લે છે" કહીને એ મૂર્તિના હોઠો પર આંગળી ઘસવા લાગ્યો.

"શું કરે છે, જ્ઞાનુ ?" મને કંઈ સમજાયું નહિ એટલે મેં પૂછ્યું.

"આ કરકરિયા થઈ ગયા છે, મેં એને કોમળ બનાવ્યા હતા,"

"કોમળ હતા એ ?"

"હા, એ મારી નિષ્ફળતા."

"નિષ્ફળતા કેમ ?"

"નિષ્ફળતા ! આ મૂર્તિને ભાંગી નાખવી પડશે" એ બોલ્યો.

"કેમ ?"

"મારી પરિચિત આ યુવતીનું મૃત્યુ બેરીબરી રોગથી થયું હતું. મૃત્યુ પછી એના હોઠ કરકરિયા બની ગયેલા મેં જોયા હતા."

"પણ આ તો પથ્થર છે."

"તો પણ એનામાં જીવન છે."

"પથ્થરમાં જીવન ?"

"તને નથી દેખાતું ? એની છાતી ધબકે છે, જાણે એને મા બનવાની ઇચ્છા થઈ રહી છે. સ્ત્રી પ્રત્યેનો આ અન્યાય છે. એની કોમળતાનો સામાન્ય ઉપયોગ એ કેવું ગંદુ છે ?" જ્ઞાનુ બોલ્યો.

"મને તારી વાતો સમજાતી નથી."

"એવું કંઈ નથી. હું પોતે સ્ત્રીના પ્રભાવમાં દબાઈ ગયો. નહિ તો જેનામાં કોમળતા હતી જ નહિ એવી સ્ત્રીની મૂર્તિમાં મને વાસના કેમ દેખાઈ ? મૂર્તિમાં એવી સજીવતા આવી ગઈ. મૃત્યુમાં સજીવતા આવે એ મારી કળાની નિષ્ફળતા. આને તું મારી કળાનું મૃત્યુ સમજજે, આમાં વાસનામાં જાળ ફેલાવીને હવે એમાં માખીને પેઠે ફસાવાનું કામ મેં કરી નાખ્યું છે."

"સ્પષ્ટ સ્પષ્ટ વાત કહે ને ?"

"એ પણ એક રહસ્ય છે. મૂર્તિ ઘડતાં ઘડતાં એ મારી સાથે વાતો કરવા લાગી. તું જાણતો નહિ હો કે પથ્થરને પણ અમુક વખતે વાચા આવે છે. ટાંકણાના ટકટકમાં એનું કહેવું સાંભળી ગયો. હું સમજી ગયો. ત્યાંથી એની મૃદુતા ટપકવા લાગી. હું મને જરા પણ કાબૂમાં ન રાખી શકયો. પછી મેં જોયું કે એના સ્તનમાં ભરેલું દૂધ ટપકવા લાગ્યું. એકાએક મને અમારી એક પાડોશી છોકરીનું સ્મરણ થયું. જેનું મૃત્યુ ટપકતા દૂધના ટીપાંમાં પોરા પડવાને કારણે થયું. એ યાદ આવતા હું કંપી ઊઠયો. એ છોકરીને મેં સ્મશાનમાં પણ જોઈ હતી, એની છાતી પર લાકડાં ખડકાતાં જોઈ ને મને તમ્મર આવવા જેવું થયું હતું. એને માતૃત્વની કેવી ઝંખના હતી ! વાસના પછીનું એ પ્રકરણ સમજવા જેવું છે."

આ વાત કહીને જ્ઞાનુ એકદમ ઉદાસ થઈ ગયો. હું ચુપચાપ બેસી રહ્યો. મારા મનમાં તો કેટલી યે વાતો આવતી હતી. ત્યાં તો મેં જોયું કે જ્ઞાનુ ટાંકણું લઈને જોર જોરથી મૂર્તિ પર ઘા કરી રહ્યો હતો. હું એ જોઈ જ રહ્યો. જાણે કંઈ કહેવાનો મારો અધિકાર જ નહોતો. તો પણ આખરે ન રહેવાતાં ટાંકણાના અવાજ વચ્ચે કહ્યું, " શા માટે ભાંગે છે ?"

જ્ઞાનુ ન બોલ્યો.

મેં ફરી કહ્યું, " કેટલી સરસ પ્રતિમા બની છે ?"

" હા–" એ બોલ્યો પણ એણે ભાંગવાનું કામ ચાલુ જ રાખ્યું.

" જ્ઞાનુ, ઓહ, કેવી પ્યારી લાગે છે એ ?"

" એ પ્યાર કઠોર છે." એ બોલ્યો.

" કઠોર ! તું તો કોમળ કહે છે."

" મેં કહેલું ને કે કોમળતા એ મૃત્યુ છે."

હું જવાબ ન દઈ શક્યો.

એ બોલ્યો " એક વૈજ્ઞાનિકની શોધ છે, ધાતુ જ સર્વ કાંઈ છે, ઈન્સાન અને હેવાન બને એની શક્તિ ઉપર ચાલે છે."

" પણ તારી આ ચેષ્ટા તો અનધિકાર છે."

" મારો અનધિકાર ?" કહીને તો એ વધુ જોરથી ટાંકણું ચલાવવા લાગ્યો અને હવે હું જોઈ રહ્યો છું કે આરસના ટુકડાઓની વચ્ચે એ થાકેલા જેવો બેઠો છે. " તું ય બેસને !" એ બોલ્યો.

હું બેસી ગયો.

જ્ઞાનુ શાંત બેઠો હતો હું કહું તે પહેલાં એ નિરાશાથી બોલ્યો " મારી સમજણ પ્રમાણે જે જીવનની સહુથી વિશેષ પ્રિય વસ્તુ હતી તેને બનાવીને મેં એનો નાશ કરી નાખ્યો. એ મારું મૃત્યુ હતું."

" મૃત્યુ ?" હું બોલ્યો.

પણ મેં જોયું કે જ્ઞાનુ તો એ પહેલાં બહાર ચાલ્યો ગયો હતો.

●

# કલ્પનાનું નર્ક

શ્રી સુરેન્દ્રપ્રસાદ અંબાલાલ ત્રિપાઠી

'રાજેન ઠાકોર'ની બૂમ પડી ને રાજેન નીચે દોડી ગયો.

'જગા મળશે; જલદી આવો' એમ જ્યારે તારના શબ્દો બોલી ઊઠ્યા ત્યારે એક ઘડીક માનભરી નજરે તારવાળાની તરફ એ તાકી રહ્યો. એ તાર એને મન ઈશ્વરી સંકેત હતો. તાર લાવનાર એને મન સ્વર્ગનો ફિરસ્તો હતો. ભવ્ય ભાવિનો ઉજ્જવળ સ્પર્શ એક ઘડીક તેનાં અંગાંગમાં પુલકી રહ્યો. ન્યાતમાં કોઈએ જે નથી કર્યું–ગામમાં કોઈએ જે નહોતું મેળવ્યું–એ કરવા–મેળવવા રાજેન થનગની રહ્યો.

સડસડાટ કરતો એ દાદર ચઢ્યો ત્યારે પગથિયાંના 'ધમ' 'ધમ' અવાજમાં ભાવિ વિજયના સરોદ રાજેને સાંભળ્યા અને ફરી એકવાર એનું હૃદય થનગની રહ્યું.

કોલેજ શરૂ થયે તો, દસ દહાડા થયા. આજે જૂનની ૨૦ મી થઈ. જરા પણ વિલંબ થતાં 'એડમીશન' 'કેન્સલ' થવાનો સંપૂર્ણ સંભવ. તરત જ એણે નિશ્ચય કરી લીધો. આજ રાતનો ગુજરાત મેલ. કાલ સવારે મુંબઈ. સવારના સવા આઠનો પૂના એક્સપ્રેસ. બાર વાગે પૂના ને એક વાગતા પહેલાં તો એગ્રીકલ્ચર કોલેજ ભાળ્યુડી.

તૈયારી માટે માત્ર દસ કલાક હતા, ઝટપટ કોટ

ચઢાવી રાજેન ચામડાની બેગ અને બેડીંગ લેવાં બજારમાં ચાલ્યો ગયો.

૭ વાગતા પહેલાં તો મિત્રોને મળવાનું, સગાં-વહાલાંને કહેવાનું, ખરીદી કરવાનું ને દરજીને ત્યાંથી કપડાં લઈ આવવાનું કામ રાજેને આટોપી લીધી.

કોણ જાણે કેમ પણ ચોઘડિયાંમાં એને અપૂર્વ શ્રદ્ધા હતી. પંચાંગ ને શુકનમાં એ ખૂબ માનતો. પ્રસ્થાન માટે સાતથી સાડાઆઠનો સમય ઉત્તમ હતો એમ એણે પંચાંગની મદદથી ઘેર આવીને ખાત્રી કરી. કલાક સ્ટેશન પર બેસી રહેવું પડે તો ભલે પણ પ્રસ્થાનનું ચોઘડિયું ગુમાવાય નહિ. કાલે વળી ગુરુવાર હતો. કાલે તો એ કોલેજમાં પહોંચી જવાનો. વિદ્યારંભે તો ગુરુ જ શ્રેષ્ઠ. શી તમા છે? દિવસ ઉત્તમ છે. ચોઘડિયું શ્રેષ્ઠ છે. ઉત્સાહ અદમ્ય છે, નસીબ એને ઢુંઢતું આવ્યું છે–એની કદમ બોસી કરવા? જીવનની ધન્ય પળો બહુ જ વિરલ હોય છે. આ એ જ ધન્ય પળ નથી શું? ગઈ પળ કદીય પાછી ન આવે. તક ગુમાવે તે મૂર્ખો. વિચારોના પૂરમાં રાજેનનો ઉત્સાહ વધતો જ ચાલ્યો.

જમતી વખતે કંસારને કોળીયે કોળીયે મહત્વાકાંક્ષાઓના ઢગ રાજેને એના ભાવિ માર્ગમાં ખડકી દીધા.

પ્લેટફોર્મ પર આવેલા એના વળાવીયાઓએ એના ઉત્સાહનો મીઠો આનંદ માણ્યો. ખીડકી બહાર ડોકીયું કાઢીને વાતો કરતો રાજેન ખૂબ જ પ્રસન્ન લાગતો હતો. કોટ પાટલુનમાં એ નાજુક ને સુંદર લાગતો. કપાળમાં ઝીણો કુંકુંમનો ચાંલ્લો હતો. જીભપર હજી ગોળધાણાનો આસ્વાદ હતો. વાણીમાં ચાંચલ્ય ને મિઠાશ હતાં. આંખોમાં ભાવિ વિજય ને મહત્તાનું સૂચન હતું. તેનાં અંગાંગમાં સ્ફૂર્તિ હતી. રાજેન શું કરશે ને શું નહિ કરે એ કહેવું મુશ્કેલ હતું. રાજેન કદી પાછો નહિ પડે એવી પ્રતીતિ એનાં વળાવીયાંને જાણે એ કગાવી રહ્યો. મોકળે મને બધાંએ ખૂબ ખૂબ વાતો કરી પોતાનો ઉત્સાહ બધાંમાં સંક્રાન્ત થતો જોઈ રાજેન ખૂબ ખૂશ થયો. શિખામણો ને શુભાષિશોનું ભાથું લઈને આખરે એ ઉપડ્યો.

મણીનગર... વટવા... બારેજડી... કનીજ...... ત્યાંસુધી એ બારી બહાર ઊભો ઊભો ચાલ્યા જતા વતનને તાકી રહ્યો. પછી અંદર આવી બેડીંગ પરથી ફુલહારનો ઢગલો એણે દૂર કર્યો. ડબ્બાની બાજુમાં આવેલા નાના કમ્પાર્ટમેન્ટમાં એક આખી બર્થ–રીઝવર્ડ જેવી જ–એને મળી ગઈ હતી. કોટ કાઢી બેગમાં મૂકી, પૈસા સમાલી બેડીંગ પર એ સ્હેજ આડો થયો. સ્હામે સૂતેલા એના એકના એક પાડોશી સાથે વાતો કરતાં કરતાં આણંદ આવતાં તો એ ઊંઘી ગયો. ઊંઘમાં પણ વાટે વાટે મલકાતું મોં જોઈને પૂનાનાં સુંદર સ્વપ્નો રાજેનને આવતાં હશે એમ ધારી એનો પાડોશી પણ આખરે સૂતો.

પાલગઢ આવ્યું ને રાજેન ઊઠ્યો ત્યારે એનો ચહેરો ખૂબ ખુશનુમા લાગતો હતો. નાલાસોપારી, વસઈરોડ, ભાઈન્દર, બોરીવલી, કાંદીવલી, જોગેશ્વરી ને અંધેરી, વાંદરા, માહીમ, માટુંગા ને દાદર એ બધાં સ્ટેશનોમાં પૂનાનું જગત્ એને પ્રત્યક્ષ થતું લાગ્યું. પળે પળે પૂનાની ઝાંખી એને થતી ગઈ. પૂના જાણે આવું જ હશે એમ વારેવારે એનું દિલ એને કહ્યા કરતું.

મુંબઈમાં એ સ્હેજ પણ ન રોકાયો. એવું રોકાયું એને પાલવે એમ પણ નહોતું. દાદર આવ્યું ને રાજેન ઉતરી પડ્યો. સ્ટેશન પર એના એક નિકટના સગા હાજર હતા. કાલ બપોરે ઘેરથી નિકળતા પહેલાં જ રાજેને એમને તારથી ખબર આપી હતી. રાજેનને જોતાં જ એ બોલી ઊઠ્યા.

"રાજેન આવ્યા કે?"

"હો, હો, તાર મળ્યો 'તો ને?"

"હાઆ્…પણ આમ એકાએક?"

"બસ; એડમીશન આવ્યું ને નિશ્ચય કરી નાંખ્યો."

"કે…?"

"કે શું? પૂના જવાનો, એગ્રી કોલેજ. ભામ્બુર્ડા."

"બહુ જ સારું. સુખેથી જાવ ને સફળ થાવ."

"હંઅ…!" જવાબમાં રાજેન માત્ર આટલું બોલ્યો. પછી આંખોમાં નવી ચમક લાવીને એ સ્હેજ

હસ્યો પણ ખરો. એ હાસ્યથી પોતાના નિશ્ચય પર એ મુસ્તાક છે એમ જાણે રાજેન સૂચવી રહ્યો.

"હ અ...ઠીક! અંઅ...પૂના એક્સપ્રેસ આઠ વાગે ઉપડે ને?" ગજેને પૂછ્યું.

"હાઅ...કેમ?"

"આપણે એમાં જ જવાનું છે." પોતાને માટે ગજેન ઘણીવાર 'આપણે' વાપરી જાણતો.

"અરે હોય! રોકાયા વિના તે......!"

"ના, ના, ના, ના, રોકાવા-બોકાવાની વાત નહિ. અત્યારે તો સીધા ત્યાંજ." રાજેન વચ્ચે જ બોલી ઊઠ્યો.

રાજેનના જીદ્દી સ્વભાવ સામે કોઈ નહોતું થઈ શકતું. ને વળી અત્યારે તો એ જીદ એની જરૂરિયાત હતી. તરતજ બી. બી. સી. ના દાદર પરથી જી. આઈ. પી. ના દાદર પર બન્ને આવી પહોંચ્યા.

પૂના એક્સપ્રેસ આવ્યો ત્યાંસુધી રાજેને પૂનાની માહિતી-ઉપર છલ્લી પણ આકર્ષક-મેળવી લીધી. એક્સપ્રેસ આવ્યો ને ભાવભીના હૃદયે બન્ને છૂટા પડ્યા. પોતે એકલો નથી, પોતાનું પણ મહત્વ છે એ ભાન સાથે એણે મુંબઈ છોડ્યું. મુંબઈમાં પણ અંગત કહી શકાય એવાં સ્નેહીઓ એને મળવા-વળાવા આવે ત્યારે પોતાનું પણ ચોક્કસ મહત્વ છે. પોતે જે છે એના લીધે નહિ પણ પોતે જે કરવા જાય છે-જે અસામાન્ય અભ્યાસની પસંદગી કરી છે એના લીધે એવુ ભાન રાજેનને થવા લાગ્યું.

કલ્યાણ આવ્યું ને વરસાદની ઝરમર શરૂ થઈ. સાથે ખુશનુમા પવન પણ હતો. બબ્બે એન્જીનના બળથી ગાડીની વધતી જતી ઝડપમાં દોડી જતો ડુંગરમાળાઓ તરફ એકીટસે એ તાકી રહ્યો. ડુંગરોની એ શિખરમાળ વિરાટકાય સ્વરૂપમાં પણ સૌમ્ય લાગતા ધ્યાનસ્થ યોગીઓ હતા કે પ્રકૃતિના પ્રચંડ પ્રહારો સામે અનંત કાળથી અખંડ ને અડગ ઊભેલા અણનમ યોદ્ધાઓ હતા એ રાજેન ન કળી શક્યો. એવું વિચારવાની એને ફુરસદ નહોતી. નેરલ ને કરજત, ખંડાલા ને લોનાવલા, ડુંગર પાછળ ડુંગર, ગુફા પછી ગુફા, ઝરમરીયો વરસાદ, દૂર દૂરનું ધુમ્મસ, આછો ગુલાબી પવન, દોડી જતાં ઝરણાં, ધસી આવતા ધોધ, નદીઓના અંગ મરોડ, ખીણમાંનાં ખેતરો, માથેરાનની ટેકરીઓ, નાનાં મોટાં સરોવરો, વનવેલીની ફોરમ, પ્રકૃતિનો ઉન્માદ...પ્રકૃતિનું એ સૌંદર્ય માત્ર રાજેને બસ પીધા જ કર્યું-પીધા જ કર્યું. ગજેન નાચી ઊઠ્યો. લોકો કહેતા કે કાશ્મીર દુનિયાનું સ્વર્ગ છે. દુનિયાનું સ્વર્ગ! કાશ્મીર એણે જોયું નહોતું. સ્વર્ગ હશે કે કેમ એની એને ખબર નહોતી. પણ કાશ્મીર જો સ્વર્ગ કહેવાય તો એ સ્વર્ગ ને કાશ્મીર કૈંક આવાં જ હશે એમ રાજેને કલ્પના કરી

ખીડકી આવ્યુ ને એક ગોરી પલટણ ટ્રેનમાંથી ઉતરતી રાજેને જોઈ. ઝરમરીયો વરસાદ હવે મુશળ-ધાર વરસવા લાગ્યો. બાજુમાં બેઠેલા કોઈકે ખીડકીના લશ્કરી મહત્વની યાદ આપીને રાજેનને વિચાર કરતો કરી મૂક્યો. ૧૮૯૭ ની સાલ ખીડકીની લશ્કરી છાવણી પ્લેગના ઉંદર. રેંડ સાહેબનું ખૂન. ચાફેકર બંધુઓને ફાંસી. સાવરકરનો આઘાત. દેશભક્તિનો જુવાળ. '૯૯ ની સાલ. સાવરકરની સ્વાતંત્ર પ્રતિજ્ઞા...

વિચારમાં ને વિચારમાં રાજેન આગળ દોડે તે પહેલાં 'પૂણે'નો અવાજ તેના કાને અથડાયો ને ગાડી અટકી

શ્રાવણ-ભાદરવાના વરસતા ધોધ વચ્ચે એ પ્લેટફોર્મ બહાર નિકળ્યો ત્યારે ઘડિયાળમાં સાડા-બારના ટકોરાની તૈયારી હતી. 'શેતકી કોલેજ' એ એગ્રીકલ્ચર કોલેજનો વ્યવહારોપયોગી પર્યાય છે એ એણે ગાડી કરતા જ શીખી લીધું.

સેશન્સ કોર્ટ ને એન્જીનીયરીંગ કોલેજને રસ્તે થઈ ને ઉલ્લાસના ઉભરાતા પૂરમાં 'શેતકી કોલેજ'ની કુંજગલીમાં રાજેને પ્રવેશ કર્યો. ગુલમહોરની એ કુંજગલી. લાંબો વિશાળ પંથ ઉપર ઘેરૂં આકાશ. મુશળધાર વરસાદ. ગુલમહોરનાં રાતાં ઘેરાં ફુલપાથર્યો પંથ દક્ષિણ-મુખ દેખાતું એ કૃષિવિજ્ઞાન મહાવિદ્યા-લય. ચાંદી મઢ્યો ઘુમ્મટ. ખુલ્લાં વિશાળ ખેતરો. ધરતીની સુગંધ ઉલ્લાસના ગગનહિલોળા રાજેન

અનુભવી રહ્યો.

એકને ટકોરે હૉસ્ટેલ પાસે ગાડી થોભી ને રાજેન નીચે ઊતર્યો. ઝડપથી બે કાબરી બિલાડી એની આગળ થઈને પસાર થઈ ગઈ. રાજેને એ જોયું ન જોયું કર્યું. સામાન ઊતરાવી, ગાડીવાળાને વિદાય કરી, ખીસામાંથી ગઈ કાલનો તાર એણે કાઢ્યો. તારને છેડે આપાભાઈની સહી હતી. એ તો શેઠકાકાનો કોઈ ઓળખીતો હતો. શેઠકાકાની પૂછપરછને પરિણામે એ તાર એમણે કર્યો હતો. કૉલેજ–ઍડમીશન બાબતનો એ ખાનગી તાર કૉલેજ–ઑફીસમાં તો ન લઈ જવાય. હવે? 'આટલામાં જ એ ભાઈ હશે.' એમ ધારી રાજેન આપાભાઈને ઢૂંઢવા લાગ્યો. પણ આમ કેમ? આટલા મોટા વિદ્યાર્થી ભવનમાં કોઈ દેખાતું કેમ નથી? રાજેન ઉપર–નીચે પ્રત્યેક ઓરડીનું તાળું જોઈ પાછો ફર્યો. કેટલું બેહૂદું! ઉલ્લાસને સ્થાને સ્હેજ ક્રોધ ને સ્હેજ અણગમો એને ઉપજ્યાં. પોતાની ઓરડી કઈ એ જાણવા રાજેન ખૂબ આતુર હતો. એટલામાં તો એક ચકલુંય ફરકતું નહોતું. રાજેન પૂછે પણ કોને? અને આપાભાઈ કેવા હશે એનીયે શી ખબર? ઘડિયાળમાં એક ને દસ થતાં દૂરથી ઘંટના બે ટકોરા એણે સાંભળ્યા. કોઈના આવવાની આશાએ અવાજની દિશા તરફ મીટ માંડી એ ઊભો રહ્યો. પણ કોઈ જણાયું નહિ. પાંચ મિનિટ બાદ ફરીથી એ બે ટકોરા એણે સાંભળ્યા.! હવે તો કોઈ ચોક્કસ આવવું જોઈએ! રાજેને વિચાર્યું. ને છતાં કોઈ ન દેખાતાં રાજેન નિરાશ થયો. એની મૂંઝવણ વધી પડી. શું કરવું એને સૂઝયું નહિ, વખત વર્ષોની જેમ વીતવા લાગ્યો. પળેપળે એની આશા એને છેદાતી લાગી. આમતેમ આંટા મારતો મનમાં ને મનમાં એ સમસમી રહ્યો. એમાં પાંચ મિનિટે ફરી પાછા એ બે ટકોરા એણે સાંભળ્યા ને એને આશા બંધાઈ ને છતાં કોઈ આવ્યું નહિ એ એણે જોયું.

બરાબર બે વાગે ફરી પાછા એ બે ટકોરા એને કાને પડ્યા ને એ સ્હેજ ચિઢાયો. શા માટે એ ટકોરા નાહક એને સંભળાતા હતા? દર વખતે થતા આ બબ્બે ટકોરાઓનો ભાવાર્થ એ સમજી ન શક્યો. પણ થોડીવારમાં ખાખી ચડ્ડી ખમીસવાળા છોકરાઓનાં ટોળાં વિદ્યાર્થીભવન તરફ આવતાં એણે જોયાં. પાસેથી પસાર થતા એક વિદ્યાર્થીને એણે આપાભાઇને નામે પૂછપરછ કરી પણ આપાભાઈનું પૂરું નામ કે વર્ગ એ જાણતો નહોતો એટલે વધુ માહિતી એ મેળવી ન શક્યો એક ઘડીક તો તાર કરનારે એની શોધમાં આવવું જ જોઇએ એમ એને થઈ આવ્યું. તાર કરનાર પર એને ક્રોધ પણ થયો. પણ ક્રોધ દબાવીને એ ઊભો. ત્યાં તો એને કાને ગુજરાતી અવાજ પડ્યો ને એ ચમક્યો. આપાભાઈની ભાળ એને મળી ખરી. બી. એસ. સી. એગ્રીમાં અભ્યાસ કરતા આપાભાઈ તે એ. પી, પટેલ થોડીવાર પછી એ આવવાના હતા.

બે–ચાર મિનિટ બાદ આપાભાઈ આવ્યા ને રાજેનને ઉપર લઇ ગયા. એકાવન નંબરની ઓરડીમાં આપાભાઈના સહવાસ તરીકે એનું સ્થાન નિમાઈ ચૂક્યું હતું. આપાભાઈની પાછળ એ ઓરડી સુધી આવ્યો પણ આ શું? ઓરડીમાં પેસતાં એને છીંક કેમ આવી : હમણાં જ જોયેલી બે બિલાડી એને યાદ આવી. એ ચમક્યો. ઘડીક થંભ્યો. સ્હેજ મૂંઝાયો પણ શકુનીના વચનનું પ્રમાણ લઈ, પોતાની છીંક નડે નહિ એમ માની તરતજ એણે મન મનાવ્યું.

તેવામાં ફરીથી ઘંટનો અવાજ સાંભળાયો ને ઉઘડેલાં તાળાં ટપોટપ વસાવા માંડયાં રાજેન હવે એકલો પડયો બારીએ બેઠો બેઠો ખાખી ચડ્ડી–ખમીસની કતારને ચોતરફનાં ખેતરોમાં ચાલી જતી એ જોઈ રહ્યો 'કેવું બેહૂદુ લાગે છે! આ ખાખી રંગ પર રાજેન સ્હેજ બબડયો' ૩૦–૩૨ના સત્યાગ્રહ પછી સીપાઈઓ ને પોલીસ–અમલદારો પ્રત્યે એણે નફરત કેળવી ત્યારથી એમનાં ખાખી ચડ્ડી–ખમીસ પણ એ નફરતનો ભોગ બન્યાં હતાં ખાખી રંગ અને તેમાંય એ રંગનાં ચડ્ડી–ખમ્મીસ એને મન ગુલામીનાં સૂચક હતાં 'યુનિફૉર્મ' માં એ જરૂર માનતો. પણ એ 'યુનિફૉર્મ' વાદળી ચડ્ડી ને સફેદ ખમીસનો જ–અને તે પણ ખાદીનો જ–હોવો જોઈએ એમ પણ રાજેન એટલી જ

દઢતાથી માનતો એગ્રી કોલેજના આ ' યુનિફોર્મ ' તરફ ઘૃણાની નજરે એ જોઈ રહ્યો

' અને છે કોઈને કોઈની તમા ? ' રાજેન ફરીથી બબડયો ' ન મળે સૌજન્ય ન મળે નૂર '

અઢારે ચઢેના પાચ દસ મદ્રાસી વિદ્યાર્થીઓ એને યાદ આવ્યા એને કોઈએ ગુજરાતીઓએ પણ–એ બોલાવ્યો નહિ એને લાગી આવ્યુ કદાચ ખોટા પડવાની બ્હીકે એ લોકો ચપોચપ ચોપડીઓ લઈને નાઠા હશે ! રાજેને મન મનાવ્યુ

આગગાડીના ધરધરાને વિચારમાળા તૂટી ને બારી બહાર એણે દૃષ્ટિ ફેરવી પોતે જે ટ્રેનમા આવ્યો હતો એવી જ એક ટ્રેન ઝડપથી પસાર થતી એણે જોઈ મુગ્ધ હૃદયે એ વિજળીક ટ્રેન તરફ રાજેન તાકી રહ્યો ઉપરના વિજળીના દોરડાને ઘસાઈને જતું એનુ એન્જીન કેવુ સડસડાટ દોડી જતુ હતુ ! ક્યા જતી હશે એ ! મુબઈતો નહિ ? કોણ જાણે ?

પાચ વાગ્યા સુધી જતી આવતી આગગાડીના, ધરધરાટ, ખેતરોના ધોધાટ ને વરસતા વરસાદ તરફ રાજેન તાકી રહ્યો આખરે એક પછી એક વિદ્યાર્થીઓ પાછા આવવા લાગ્યા ત્યારે રાજેનને કઈક ટાઢક વળી.

આપાભાઈના આવ્યા પછી બન્ને કોલેજ–ઓફીસમા ગયા કોલેજના કેનાર્ક જરા કામમાં હતા એટલે બન્નેને ઠીક ઠીક ઊભા રહેવુ પડ્યુ આખરે એમનો વારો આવ્યો ખરો પહેલા વર્ષના બધા જ વિદ્યાર્થીઓની ફી ૨૦ મીને લેવાની હતી એટલે આપાભાઈએ રાજેનનુ માત્ર નામ જ નોધાવ્યુ

હોસ્ટેલ ડીપોઝીટના પાચ રૂપીઆ ભરીને રાજેન હવે હક્ક સહિત પોતાની ઓરડીએ આવ્યો એકાવન નબરની ઓરડી–કાયદાની દૃષ્ટિએ ફક્ત અર્ધી, એક ખુરશી ટેબલ—બાવા આદમના વખતના એક લોખડનો પણ પાટીવાળો ખાટલો, એક કાળા રગનુ–ડામર રગેલુ–બે ખાનાનુ કબાટ કબૂતરખાનાના હાડપિજર જેવો એક નાનો લાકડાનો ઘોડો ચોપડીઓ મુકવા પૂરતો આટલાનો એ કાયદેસર માલિક બન્યો છ મહિના પૂરતો

સાજે બધાની સાથે ' ગુજરાતી ક્લબ 'મા એ જમવા ગયો આજે ખીચડી–કઢીનો વારો હતો એટલે એને પણ એ જ ખાવા મળ્યુ જમતા જમતા બે–ચાર વિદ્યાર્થીઓની સજ્જનતાએ એને આકર્ષ્યો એ આકર્ષણની અસરને ઘૂટતો ઘૂટતો પોતાની ઓરડીએ આવીને ગઈકાલનો થાક ઉતારવા એ ઊધ્યો.

× × ×

શુક્રવારે સવારે બધાની સાથે છ વાગે એ ઊઠયો ત્યારે કાચી ઊઘની અસર એની આખોમા જણાતી હતી ઊઠવાની અનિચ્છાએ પણ એ ઊઠયો ને આછાં વરસાદના ફોરા ને ધુમ્મસછાયુ આકાશ એણે બારીમાથી જોયુ દાતણપાણી કર્યા પછી નહાવા માટે ઉના પાણીની એણે તપાસ કરી કોકરવર્ણા પાણીએ નહાવાની એની રોજની ટેવ છતા બધાની સાથે એ પણ ઠડા પાણીએ નાહ્યો અહીંની કનમમ ઉનુ પાણી મૂકવાની પ્રથા જ નહોતી સાડાસાત પહેલા ' પ્રેક્ટીકલ્સ ' માટે બધાએ ' ફીલ્ડ ' મા હાજર થવાનુ એટલે આર્થિક દૃષ્ટિએ તેમ જ સમયદૃષ્ટિએ કલબને એ પાલવે પણ નહિ

સવાસાત થયા ને પહેલા વર્ષમા ભણતા ત્રણ–ચાર ગુજરાતી વિદ્યાર્થીઓ સાથે ' એગ્રીકલ્ચર પ્રેક્ટીકલ ' મા હાજરી આપવા એ ગયો

મી સાઠેની દેખરેખ નીચે ' એગ્રીકલ્ચર પ્રેક્ટીકલ ના આ વર્ગને તાલીમ મળતી પાતળુ–સુકલુ શરીર બળી–કરચલીવાળી ચામડી ઊડી–નિસ્તેજ આખો ને ચીબુ–ચપટુ નાક લાબા દોરીવાળા હોલબુટ ખાખી મોજા ને ખાખી ચડ્ડી–ખમીસ. કાળો બેવડી–છાતીનો કોટ ને વર્ષાનો વરસાદ પી પીને કાળી બની ગયેલી ખાખી હેટ એ એમનો હમેશનો પોષાક હતો બીજા લેકચરરો ને ડેમોન્સ્ટ્રેટરોથી ઓછુ જાણવા છતા મિજાજમા એ બધાને ટપી જતા એમના આ ગુણને ધ્યાનમા લઈને વિદ્યાર્થીઓએ એમને ' ડોક્ટર ' ની પદવી એનાયત કરી હતી માત્ર એનો ઉપયોગ ભૂલેચૂકે પણ ડો સાઠેની હાજરીમા ન થાય એની એ લોકો ખાસ તકેદારી રાખતા એટલુ જ

સાડાસાતને ટકોરે હાજરી લેતાં લેતાં ઊંડો-નિસ્તેજ આંખોમાંથી રાજેનનો બીન-ખાખી પોશાક એમણે પકડી પાડયો. ઉપર છલ્લી ભૂલો પકડવામાં તો એ આદ્વિતીય હતા.

" એ ન ચાલે જરાય ન ચાલે યુનિફોર્મ વિના એક ચકલુંય મારા વર્ગમાં ફરકવું ન જોઈએ. " ડૉ. સાઠે તાડૂકી ઊઠયા.

" તમારું નામ શું ? નંબર કયો ? "

રાજેન ગભરાયો. એનો નંબર હતો કે નહિ એની જ એને ખબર નહોતી. સાથેના ગુજરાતી વિદ્યાર્થીએ રાજેન કાલે દાખલ થયેલો નવો નિશાળીયો છે એમ જણાવ્યું.

" મોડા આવ્યા તે કંઈ મારે લીધે ? ગમે તે હોય યુનિફોર્મ વિના વર્ગમાં ન જવાય—અને મારા વર્ગમાં તો કદીય નહિ—એ એણે જાણવું જોઈએ. આ સાઠેનો વર્ગ છે—રેંજીયાપેંજીયાંનો નથી. બેદરકારીનું આવું કલંક હું કદીય ન સાંખુ. તમારે વર્ગ બહાર જવું જ જોઈએ. " સાઠેના મિજાજની એ પરાકાષ્ટા હતી.

રાજેનને પોતાનું સ્વમાન ઘવાતું લાગ્યું. એ જરા ઓશિયાળો બની ગયો. શું કહેવું એ એને સમજાયું નહિ બીજા વિદ્યાર્થીઓના કહેવાથી ફરીથી યુનિફોર્મ વિના ન આવવાની શરતે આખરે એણે વર્ગમાં દાખલ થવાની રજા મળી.

હવે પ્રેક્ટીકલ શરૂ થયું. 'How to yoke the bullocks'–'બળદો કેમ જોતરવા'—એ આજના પ્રેક્ટીકલનો વિષય હતો. સૂચનાઓ અપાઈ રહ્યા બાદ વિદ્યાર્થીઓને બબ્બેમાં વહેંચી નાંખવામાં આવ્યા ને દરેકને એક એક બળદજોડી સોંપાઈ, પ્રત્યેક બળદજોડી જરમન-અંગ્રેજ, કાળીયો-તિકમો, ખાંડયો-પાંડરો એવાં એવાં અલાહેદાં નામથી ઓળખાતી હતી. રાજેનને નસીબે એક ગુજરાતી વિદ્યાર્થી ને જરમન-અંગ્રેજની જોડી મળી.

દરેક વિદ્યાર્થીએ બળદને જોતરતાં ને છોડતાં શિખવાતું હતું. ઉપરાંત સાઠે સાહેબની હાજરીમાં પોણો માઈલ દૂરના ખેતરમાં જઈ ત્યાં પડેલા દંતાળ (Harrow) સાથે એ. બળદોને જોડી દરેક વિદ્યાર્થીએ વ્યક્તિગત અર્ધો કલાક કળપ ફેરવવાનો હતો. એમ કરતાં બળદ તોફાન ન કરે, કળપ-દંતાળ ઉથલી ન પડે ને ધૂંસરૂં બરાબર રહે એ દરેક વિદ્યાર્થીએ જોવાનું હતું. કળપ બરાબર ફેરવાય, વચ્ચે જગા રહી ન જાય ને આપેલો પ્લોટ નિયત સમયમાં પુરો થાય એટલું ડૉ. સાઠેને જોવાનું. કામને અંતે આજના 'પ્રેક્ટીકલ'ની ટૂંકી નોંધમાં વ્હેલામાં વ્હેલા સાડા નવે ડૉ. સાઠેની સહી લીધા બાદ દરેક વિદ્યાર્થીએ Implemeat shade–ઓજારશાળા-માં પહોંચી જવાનું.

આટલી સૂચના સાથે રાજેન 'ફીલ્ડ'માં ગયો. સાથીદારનું કામ એણે ઝીણવટપૂર્વક જોયા કર્યું. અર્ધા કલાકે એનો વારો આવ્યો ને એણે ધૂંસરૂં ને ચાબુક પકડી 'શેતચી કોલેજ'ના અભ્યાસના શ્રીગણેશાય કર્યા. પાંચેક મીનીટ તો એ ઠીક ચાલ્યું. પણ એવામાં એકાએક 'જરમન',બગડી બેઠો. ભલો બિચારો 'અંગ્રેજ' ચાલવા જાય પણ 'જરમન' એને ખેંચી રાખે. રાજેને હાથમાંની ચાબુકનો ઉપયોગ કર્યો ને થોડીવાર તો એ ચાલ્યો. પણ વળી પાછો લાગ જોઈને એ ગળીયો બની બેઠો. અધૂરામાં પુરૂં 'જરમન'ને મ્હોંએ બાંધેલી કાથીની મોંહળી છૂટી ગઈ એ બદલ દૂરથી ડૉ. સાઠે બરાડી ઊઠયા. રાજેન એ બાંધવા ગયો. 'જરમન'ને પંપાળતો પંપાળતો એ પાસે ગયો ત્યાં તો ત્રાંસી-કરડી આંખે એની સામે તાકી રહેલા 'જરમને' જોરથી માથું વીંઝી રાજેનને ઠંડો જ કરી નાંખ્યો. ઝડપથી સમયસૂચકતા વાપરી એ ખસી ગયો છતાં 'જરમન'નાં શીંગડાંનો અણીયાળો અગ્રભાગ બંદુકની બેયોનેટની જેમ એના ખભાને ઝડપાઈ ગયો. અજાણતાં જ એક આછો-તીણો, સિત્કાર કરી એ નીચે બેસી ગયો. ડૉ. સાઠેએ એ જોયું ને 'ઉતાવળીયો', 'કમઅક્કલ', 'અચપળ', એવાં એવાં ઉપનામોથી એમણે રાજેનને નવાજ્યો. આશ્વાસને બદલે ઠપકો મળતાં રાજેન ખરેખર ચિઢાયો. પણ મનમાં જ એ સમસમી રહ્યો.

દસ વાગે જમતી વખતે રાજેનને બળદે નાથ્યાની વાત કલાસમાં ફેલાઈ ગઈ થોડીક મશ્કરીને ભોગે પણ રાજેનને સહાનુભૂતિ મળી ખરી

૧૧ થી ૨ નાં બપોરના વર્ગ-વ્યાખ્યાનોમા એને ઝાઝી ગમ ન પડી વિષયને લગતા અમુક પારિભાષિક શબ્દો એને ન સમજાયા શરૂઆતથી આ યો હોત તો એ મુશ્કેલી એને નડત નહિ એ ભાન એને થતુ ગયુ

સાંજનુ પ્રેકટીકલ-અઢીથી સાડાચારનું-સુથારી લુહારી કામના ટ્રેનિંગ કલાસનુ હતુ રાજેન મોડો આવ્યો હતો એટલે એક જ પ્રેક્ટીકલમા એને બે મોડેલ-નમૂના-બનાવવાના હતા-એક સુથારી કામનો ને બીજો લુહારી કામનો વર્કશોપનો દેખાવ એને નાજુક ભવ્ય પણ વિચિત્ર લાગ્યો સમારકામ માટે આવેલા ખેતીના ભાગ્યા-તૂટ્યા ઓજારો, એકી સાથે ચાલતી હારબંધ પાંચ-પાંચ ભઠ્ઠીઓને એમાથી ઊડતા અસંખ્ય તણખા બળતા લાકડનો તણતણાટ, ધમણોના ધમધમાટ ને ધુમાડાના ગોટા, હથોડાના ધણધણાટ ને એરણના અવાજ, રંધા ને ગીરમીટ, ફરસી ને આરી, લેવલ' ને 'ટેપ' એ બધાનો શંભુમેળો એને ન ગમ્યો ને છતા એ બધાનો ઝડપી ઉપયોગ થતો એ જોઇ રહ્યો બે નમૂના બનાવવાની ઉતાવળમાં દસ વાગ્યે પણ એક નમૂનો પૂરો ન કરી શક્યો બન્ને અધુરા લઈને જ એ ઓરડીએ આવ્યો

જમી રહ્યા પછી બીજાઓ જ્યારે ફરવા ગયા ત્યારે શરૂઆતના બાર દિવસના વર્ગવ્યાખ્યાનો પાડોશીના નોટમાંથી મોડી રાત સુધી એણે ઉતાર્યા કર્યા હથેળીમા પડેલા રંધાના પીડાં ને છુટા છવાયા તણખાના ડામ તરફ જોતો જોતો આખરે એ ઊંઘ્યો

સવાર સાંજ ' પ્રેક્ટીકલ્સ ' અને બપોરે વર્ગ વ્યાખ્યાનો એ કોલેજનો રોજીંદો વ્યવહાર હતો

બીજે દિવસે સવારે શનિવારની સવારે ઊજળો 'યુનિફોર્મ' પહેરીને રાજેન ' ખેતીવાડીના પાક ' ( Agricultural Crops ) ના પ્રેકટીકલમાં હાજર થયો વરસતા વરસાદમા ચોધરી સાહેબની સુચના મુજબ બાજરી ને કુલથી, મટકી ને વાલોળ, ભોપનાને સુવા, મુગને કાપુસ, સૂકા ને ચાકવત પોકલાને પાલક, કરડી હરબરા, ચીનો ને ચન્દનબટવા, લવાવા ને કુન્દા એવા એવા પરિચિત-અપરિચિત પાકની એણે નોધ લીધી વરસાદ વરસતો જાય ને છોકરાઓ ચાલતા જાય, રસ્તે આવતા પાક પાસે થોભતો જાય ને પ્રોફેસરના સૂચનો કોલેજની નોધપોથીમા નોંધતા જાય કાદવના છાંટા ઊડતા જાય, બુટને તળીયે ચીકણી માટીના થર જામતા જાય, જોખી જોખીને ડગ ભરતા જાય ને છત્રી ન ઊડે એ સમાલતા જાય. ચાર પાંચ માઈલની રપેટી કરીને એ પાછા આવ્યા ત્યારે રેઇન કોટ છતા રાજેન પુરેપુરો પલળ્યો હતો નોધપોથીનુ સહીનુ લખાણુ ચેકાઈ ગયુ હતુ ને પેન્સીલનુ લખાણ ઝાખુ બની લગભગ ભૂસાઈ ગયુ હતુ નવા નવા નામથી એ કંટાળ્યો, ચાલી ચાલીને એ થાકી ગયો ને ઠંડીથી ઠરી જતો એ દસ વાગે કલબમા પાછો ફર્યો

ઠંડા પાણીએ નહાવાની એની શક્તિયે નહોતી કે નહાવાનો સમયે નહોતો પહેરેલે કપડે, રેઇનકોટ કાઢી હાથપગ ધોઈ, લાશલુશ જમીને અગીયાર વાગે તો એને કોલેજમા જવુ પડ્યું

બપોરના એકનાએક વ્યાખ્યાનમા પણ કાલની જ વ્યથા એ અનુભવી રહ્યો ન પડે સમજ ને ન મળે મેળ. "શા માટે એ મોડો આવ્યો?" પોતાની જ જાત પર એ સ્હેજ ગુસ્સે થયો અને એ પછી તરતજ શરૂ થતા—પ્રાણીશાસ્ત્ર—zoology–ના પ્રેકટીકલે તો હદ કરી કુકડાનું હાડપિંજર હાથ-પગના હાડકા કરોડના મણકા નજર સામે ક્લોરોફોર્મ આપીને જીવતા કુકડાનો વિચ્છેદ પ્રોફેસરે જે કર્યું તે પોતે કરવાનુ એ જઠર એ બરોળ, એ આંતરડા એ હૃદય, એ ફેફસા, એ કોલન, એ રેકટમ એ ઈલિયમ જેજૂનમ ને સીકમ પરાણે પરાણે કરતી પડતી એ ચૂંથાચૂંથથી રાજેન ત્રાસી ઊઠ્યો

સાંજે જમવાનો ઘંટ વાગ્યો પણ એ જમવા ન ગયો. એના હાથમાં હજી આંતરડાંની ગંધ હતી. કેટલીયેવાર સાબુથી ધોવા છતાં એ ન ગઈ, પોતાની નજર સામે પોતે જ કરેલી ચૂંથાચૂંથ એને છોડતી નહોતી. આ સ્થિતિમાં સારામાં સારૂ જમણ કે સ્વર્ગનું અમૃત પણ પીવા એ તૈયાર નહોતો. એ ન જમ્યો. ફરવા પણ એ ન ગયો. વિચારોના વંટોળમાં એ ઘૂમી રહ્યો. મગજ તપી ગયું. એનુ ભાન એને ન રહ્યું. સવારની ઠંડી ને અત્યારની ભૂખથી એને શરદીનો ભય લાગ્યો. લાઈટ બંધ કરી શરીરને શાલમાં લપેટી પથારીમાં પડયો પડયો મોડીરાત સુધી એ જાગૃત-અભાન અનુભવી રહ્યો રવિવારનો દિવસ ગયો ને રાત્રીએ એને વિચાર કરતો કરી મૂકયો.

'પ્રિવિયસના પરિણામના દિવસો બીજા વર્ગમાં ઉચ્ચ ક્રમે પાસ થવાનો ઉલ્લાસ. ત્રણ ત્રણ વર્ષની શેઠકાકાની ચઢવણી. એગ્રી કોલેજનો મોહ. ઉંચી પાયરીની આશા. સાહેબ બનવાનાં સ્વપ્નાં. કિસાન-સેવાનો આદર્શ. ગ્રામોદ્ધારની ધૂન. પર પ્રાંતનો પરિચય ને દૂરદૂરનો પ્રવાસ એ બધાંએ એને પૂના જવા આકર્ષ્યો હતો. એગ્રી કોલેજ એ રાજેનને મન એ વખતે કલ્પનાનું સ્વર્ગ હતું.

આમ છતાં સાહિત્ય તરફ ભૂખથી જ એને પ્રેમ એટલે બી. એ થવા તરફ એના માનસનો ઝોક વધારે જેતું મુશ્કેલ 'એડમીશન' મેળવવા કેટલાયના પ્રયત્નો વ્યર્થ જતાં એનું 'એડમીશન' એને મળ્યું, હતું. ને છતાં 'જવું કે ન જવું!' એ વિચારમાં જ અટવાઈ જઈને સમયનો કેવો દુર્વ્યય એણે કર્યો હતો!

જૂનની ૧૦ મી સુધી એ વિચાર જ કરતો રહ્યો ને કૉલેજ શરૂ થઈ ગઈ. બીજી કૉલેજો જ્યારે જૂનની ૨૦ મીએ ઉઘડતી ત્યારે એગ્રી કોલેજને તો દસ દહાડા થઇ જતા. ઈન્ટર-આર્ટસનું 'એડમીશન' પણ એણે મેળવી રાખ્યું હતું. પરંતુ કયાં જવું, શું પસંદ કરવું, એ જ માત્ર પ્રશ્ન હતો. પસંદગીના એ મહત્વના પ્રશ્ને એને કેટલો મૂંઝવ્યો હતો?

ને આખરે પૂના જવાનો નિર્ણય જ્યારે એણે કરી નાંખ્યો ત્યારે એની જગા હજી ખાલી છે કે નહિ એની તપાસ શેઠકાકા મારફતે એણે કેટલી ઝડપથી ખાનગી રીતે કરાવેલી એ એને યાદ આવ્યુ ને એ પછી તો કલ્પનાના એ સ્વર્ગને સુલભ બનાવતો આપાભાઈનો તાર આવ્યો ત્યારે એના આનંદને અવધે નહોતી ને થનગનાટનો પારે નહોતો. એ રાત્રે વતન છોડતાં એ સ્હેજ વ્યગ્ર બન્યો હતો પણ એ ઉલ્લાસ, એ ઉત્સાહ ભાવિ-વિજયની એ સુખદ કલ્પના, આવતા વિરહનું એ મીઠું દર્દ, એ કેટલાં મોહક, કેટલાં પ્રેરક, કેટલાં માદક હતાં.

મુંબઇ-પુનાની મુસાફરીયે કાંઇ ઓછી કમ નહોતી ને એગ્રી-કૉલેજની કુંજગલીએ ઓછી રમ્ય નહોતી.

પણ...પણ હોસ્ટેલમાં આવતાં જ આડી ઉતરેલી બે કાબરી બિલાડી, બરાબર કલાક સુધી કોલેજની કોઇપણ વ્યકિતને મળવાને મારેલાં એનાં વ્યર્થ ફાંફાં, ઓરડીમાં પેસતાંજ આવેલી છીંક અપશુકનની એ પરંપરા તો નહોતી? અહીં રહેવામાં રહેલા કોઇ અજાણ ગેરલાભની એ ચેતવણી તો નહોતી?

રાજેનના વિચારો ઘડીક શમ્યા ઠંડી વધારે લાગતાં એણે શાલ ઉપર રગ ને રજાઈ પણ ઓઢયાં. વધતા જતા તાવની ભરતીમાં પણ વિચારોનાં પૂર એણે છુટથી ભળવા દીધાં.

'ઈમ્પ્લીમેન્ટસ, એગ્રીકલચર ક્રોપ્સ, સોઈલ્સ, ફિઝિકસ, કેમીસ્ટ્રી, ગણીત, એન્જીનીયરીંગ, બોટાની, ઝુઓલોજી, વેટરીનરી, બ્રીડઝ-બ્રીડીંગ, ફીડઝ-ફીડીંગ, પોલ્ટ્રી, ડેરી, ઈકોનોમીકસ, એન્ટોમોલોજી, બેકટીરીયોલોજી, વાયુશાસ્ત્ર ને હોર્ટીકલચર એવા એવા હજાર વિષયો ને હજાર જાતના વિદ્યાર્થીઓનું વિચિત્ર ને પચરંગી આ વાતાવરણ! કાળા-ધોળા તો ઠીક પણ અટકોય કેવી! આટકેરી ને હાટકેરી, હલકોટી અને હિગોરાણી, નાટામંદાની ટેકચંદાની ચમરાણી ને મમતાની, મસ્કટ, કરંદીકર બેડેકર, તુલપુલે ને

તનવચકર એવા એવા અશ્રુત નામોનો શંભુમેળો વર્ગની હાજરી વખતે કેટલા આશ્ચર્યથી એ સાંભળી રહેતો !

અને અભ્યાસક્રમ પણ કેવો ! સવારના સાતથી સાંજના પાંચ સુધી 'હાશ' કરીને બેસવા આરો જ ન મળે મોડી રાત સુધી વાંચો તો સવારે વહેલા ઊઠાય નહિ, વહેલી સવારે ઊઠો તો મોડી રાત સુધી વંચાય નહિ

અને પ્રેકટીકલનોય પાર નહિ. સાહેબનો મિજાજ, યુનિફોર્મનો આગ્રહ, બળદોની તુમાખી, માટીનું જીવન, ધરતીનો સંગ, કાદવને ખૂંદતા ને વરસાદમાં ભીંજતા ચાલતા ચાલતા ભણવું ને ઊભે રસ્તે લખવું, બે કલાકના પ્રેકટીકલમા ત્રણ કલાક ગોંધાઈ રહેવું ને બાગબગીચામા જાવ ત્યાંય સાપ વીંછીથી ડરવું ન કપડાની સાચવણી ન શરીરની સલામતી ' વિચારમા ને વિચારમા રાજેન ઊંઘી ગયો

સોમ સવારે રાજેન વહેલો ઊઠયો પણ પ્રેકટીકલમા એ ન ગયો શરદીના તાવથી એ થરથર ધ્રૂજતો હતો બધા ગયા ને એ એકલો પડયો વિચારોના પૂરમા વળી પાછો એ તણાયો

'આમ કદી ન ભણાય ને ભણાય તોય 'સાહેબ' તો ન જ થવાય સાહેબ ! શાના સાહેબ ? આ માટી ને કાદવના ? જાર બાજરી ને મકાઈના ? સુથારના રંધાના કે લુહારના હથોડાના ? કે એમાથી પડતા પાડા ને ડામ ને ફોલ્લાના ? બળદોનો માર ખાવાના કે વરસાદમા ભિંજાવાના ? હાડકા સાથે રમવાના કે સસના-મગધા મારવાના ? સાહેબના મિજાજના ? હડહડતા અપમાનના ? ગુલામીના યુનિફોર્મના ? શાના ?'

રાજેનનું મગજ તપી ગયું કયાંય સુધી એ સૂનમૂન બેસી જ રહ્યો

'જહન્નમમા જાય એ સાહેબ થવું ને જહન્નમમાં જાય આ ભણવું ' નિરાશા ને ક્રોધથી એ બોલી ઊઠયો.

અગીયાર વાગ્યા સુધી એ એમને એમ ખાટલામા જ બેસી રહ્યો તાવને લીધે એ જમવા ન ગયો કોલેજમા પણ એ ન ગયો

'સાહેબ જ થવું છે તો બીજું ભણીને પણ થવાશે ને આનાથી જ જો થવાતું હોય તો ભલે હું સાહેબ ન બનું '

એણે નિશ્ચય કરી લીધો, તાવ અને ક્રોધથી ધ્રૂજતે હાથે એણે બેડીંગ સમેટવા પ્રયત્ન કર્યો પણ એને તમ્મર આવ્યા એ નીચે બેસી ગયો કળ વળતા એણે કબાટમાના કપડા ને પુસ્તકો બેગમા ભરી લીધા પ્રયત્નપૂર્વક બળ કરીને એણે બેડીંગ પણ બાંધી લીધું બીજાઓ જાણશે તો વાત ચેગાઈ જશે એમ માની બીજાઓની રાહ જોવા એ ન રહ્યો કનમના નોકર પાસે બેગ-બેડીંગ ઉપડાવી સામે જ દેખાતા પા માઈલ દૂરના ભામ્ભૂર્ડી સ્ટેશન તરફ ધીરે પગલે એ ચાલી નિકળ્યો. સ્ટેશન પર આવ્યો ત્યારે બાર વાગ્યા હતા 'પુના પેસેન્જર-ફાસ્ટ ' ને હજી અર્ધો કલાક હતો નોકરને 'રાજી' કરીને વિદાય કર્યા બાદ સ્ટેશન પરથી જ એણે અમદાવાદ તાર કરી નાખ્યો

"વાતાવરણ પ્રતિકૂળ અહીંનો અભ્યાસ અશક્ય કાલ સવારે આવું છું

રાજેન "

ગાડી આવી ને રાજેન ઊપડયો ૧૨-૩૦ ની ગાડીમાથી કલ્પનાના સ્વર્ગને કલ્પનાનું નર્ક બનતું રાજેન જોઈ રહ્યો

# प्रकृतिं यांति भूतानि

શ્રી. અંબાલાલ પુરાણી

(૨)

પરંતુ આ પ્રકૃતિ આખરે છે શું? ઉત્તરમાં કહી શકાય કે સચરાચરમાં જે કાંઈ છે તેનો એ ભંડાર છે; એમાં બધુંય છે. સ્થૂલતમ દ્રવ્યથી માંડીને જંતુઓ, જીવો, પ્રાણીઓ અને સત્વો તથા સૂક્ષ્માતિસૂક્ષ્મ માનસિક પ્રવૃત્તિઓ તેમાં સમાય છે. પૃથ્વી ઉપરનાં તત્ત્વોથી આરંભીને ગ્રહો, ઉપગ્રહો, નક્ષત્રો, સૂર્યમાળાઓ અને આકાશગંગા ને માનવ નિહાળે છે. તે જુવે છે કે પદાર્થ અનંત છે. દ્રવ્યની સામગ્રીનો પાર નથી. એમાં ઉષ્મા છે, જ્યોતિ છે, વિદ્યુત્ છે. તે જ પ્રમાણે જીવનનાં પણ અનંત સ્વરૂપો માનવ જુવે છે તથા પ્રાણશક્તિની ક્રિયાઓ અનુભવે છે. ક્ષુધા, પિપાસા, કામવાસના પ્રાણીઓ ઉપર શાસન કરતી તે અવલોકે છે, મહત્વાકાંક્ષા, લોભ અને ભોગવૃત્તિને તે જાણે છે. કામનાના એકએક આવેગની પાછળ રહેલી અતુલ શક્તિનો તેને પરિચય થાય છે. પ્રાણ વિરાટ છે, અનંત છે એ સત્યની માનવને પ્રતીતિ થાય છે. વળી પ્રકૃતિમાં અનંત મનોમય શક્તિઓ પણ છેઃ એમાં અવલોકન, અનુમાન, વિવેક, તર્ક, કલ્પના, ભાવના, સ્વપ્નદર્શન, રસવૃત્તિ વગેરે શક્તિઓની પ્રવૃત્તિઓ છેઃ મનોમય સૃષ્ટિમાં સર્વે ઉડ્ડયનોનો એમાં સમાવેશ થાય છે. અને આ બધા ઉપરાંત પ્રેમનું સનાતન પરમ આશ્ચર્ય પણ પ્રકૃતિમાં વિલસે છે.

પંચ સ્થૂળ મહાભૂતો, પ્રાણીઓ, માનવો, અસૂરો, પિશાચો અને દેવો સુદ્ધાંનો એમાં સમાવેશ થાય છે. આ ત્રણે લોક તે આપણા ભુર્, ભુવર્ અને સ્વર્ના ત્રિલોક છે.

આ રીતે અંતર્નિહિત કોઈ હેતુને અમોઘ રીતે સાધનાર સામગ્રીસમૂહ અને શક્તિસમૂહ તે પ્રકૃતિ; અથવા બીજી રીતે, કોઈ સર્વજ્ઞ સર્વશક્તિમાન, સત્તાના કિમપિ હેતુને સાધનાર વિરાટ–યોજના તે પ્રકૃતિ એમ કહી શકાય. આ પ્રકૃતિ કેવળ જડ નથી, સચેતન છે, જીવંત છે, સર્વ શક્તિમાનની ઉગતી–વિકાસ પામતી સ્વપર્યાપ્ત યોજના છે.

પરંતુ આ વિરાટનું અસ્પષ્ટ ભાન પણ માનવમાંથી કેટલા થોડાઓને થાય છે? અને એ પ્રકૃતિ ઉપર વિરાટમાં તો શું પણ વ્યક્તિમાં પણ માનવ પોતાનું પ્રભુત્વ સહેલાઈથી સ્થાપન કરી શકતો નથી.

એ પ્રમાણે થવાનું કારણ એ છે કે માનવ પોતાની જાતને મર્યાદિત દેહ, પ્રાણ મન વગેરેથી પરિવેષ્ટિત, વિશિષ્ટ નામરૂપવાળી વ્યક્તિ તરીકે,–ખરું જોતાં, અહં તરીકે–જ જુવે છે અને અનુભવે છે. આને લઈને તે વિરાટથી વિખૂટો પડે છે, અને વિશ્વને જાણવાના સાધનરૂપ માનવનું મન એ ભેદને વધારે કાયમ કરે છે, તીવ્રતર બનાવે છે. માનવનું મન જગતને નાના ટુકડાઓમાં વહેંચી નાંખે છે. મન કહે છે, "અહીં આ પદાર્થ શરૂ થાય છે, પણે પેલો પૂરો થાય છે" (શ્રીમાતાજી), પરંતુ એ તો સમગ્રને ગ્રહણ કરવાની તેની અશક્તિને લીધે મનનો થઈ પડેલો ધર્મ છે, એ કાંઈ સત્યનું વાસ્તવિક જ્ઞાન ન કહેવાય.

કઈ વસ્તુ ક્યાં શરૂ થઈ ગણવી? સનાતન કાળથી જે અનંત વિશ્વપટ ઉકળી રહ્યો છે તે અખંડ છે, સમગ્ર છે. વિશ્વવ્યાપી, કોઈ સર્વ સર્જક, સર્વધારક ચેતનાનો અનંત પ્રવાહ પ્રતિ ક્ષણ શક્તિનાં અને વસ્તુનાં અસંખ્ય રૂપોમાં વહી રહ્યો છે. માનવ મનમાં દ્વૈત ભાવને જ ગ્રહણ કરવાનું સામર્થ્ય હોવાથી વિરાટની પ્રત્યેક વસ્તુને, અનંતની પ્રત્યેક ગતિને તે એક બીજીથી છૂટી જુવે છે, તે દરેકને સ્વયંભૂ અને સ્વપર્યાપ્ત માને છે, તે પ્રત્યેક પોતાને જ માટે છે આખા વિશ્વથી છૂટી, અટૂલી છે એમ ગણે છે.

પરંતુ એ ભૂલી જાય છે કે વિરાટ પ્રથમ છે, અને વ્યક્તિ ગૌણ છે. તેનો નજીવો અંશ છે, અણુ માત્ર છે–એક દૃષ્ટિએ આભાસ રૂપ છે. નિસર્ગની સર્વ ક્રિયાઓનાં મૂળ વિરાટમાં હોય છે. જગતમાં સ્થૂલ પદાર્થોની–ભૂત દ્રવ્યોની–અનંત વિવિધતા છે તે સાચી ખરી, પરંતુ તેનાથી પણ વધારે સાચી તેમની એકતા છે જે તેમના ધર્મોના સાતત્યને ક્રિયાઓની નિયમીતતાને, સંયોગોને, રૂપાંતરોને તથા નવીન સર્જનોને પણ શક્ય બનાવે છે. એ ભૌતિક એકતા ન હોત તો ભૌતિક નિયમો પર નિઃશંક વિશ્વાસ મૂકીને પોતાના સુખને માટે માનવ તેમનો ઉપયોગ પણ ન કરી શકત. આજે તો એ નિયમો પર આધાર રાખીને જળ, સ્થળ અને આકાશના ઉપર તે વિજય મેળવે છે. કામનાનો વેગ કોઈ પ્રાણી વિશેષ અનુભવે છે એ ખરૂં છે, પરંતુ કામનાઓ સઘળી આવે છે પ્રાણના વિરાટ મહાસાગરમાંથી. કેવળ કામનાઓ જ નહિ, વાસનાઓ, રાગદ્વેષ, મહત્ત્વાકાંક્ષા વગેરે અનેક રૂપે જીવનમાં પ્રગટતી પ્રાણની અનંત લીલા પણ વિરાટમાંથી જ ઉદ્ભવે છે. પ્રાણ અનંત છે તેમ તે એક છે. માનવના મનમાં તરવરતા વિચારના પ્રવાહો તેનામાં આવે છે વિરાટ મનના સાગરમાંથી. માનવ વિચાર ઉત્પન્ન કરતો નથી, કરી શકતો નથી; વિચારને તે પોતાનામાં સ્વીકારે છે, આવવા દે છે એટલું જ. માનવ ચેતનાની ખાડીઓ વિરાટના સાગરને અભિમુખ હોવાથી વિરાટના સર્વે પ્રવાહો, માનવ ચેતનામાં પ્રવેશ કરી શકે છે. માનવને એ પ્રમાણે કરવાનો અભ્યાસ પરાપૂર્વથી પડેલો હોવાથી તેનો પ્રતિકાર કરવા માટે તેને પ્રયાસ કરવો પડે છે, સાધના કરવી પડે છે. માનવમાં આવતી પ્રત્યેક વીચિની પાછળ, તેના પ્રત્યેક તરંગની પાછળ વિરાટનું અનંત બળ હોવાથી માનવને એ કાર્ય મુશ્કેલ લાગે છે.

ખરૂં જોતાં, માનવની પોતાની અહં-ચેતનાની પાછળ પણ વિરાટની અનંત ચેતના આવી રહેલી છે. પરસ્પર ભીડાયલા આંકડાઓની બનેલી સળંગ સાંકળ જેવા વિરાટના કોઈ એક આંકડાને છૂટો પાડીને તેની સમજુતિ આપી શકાય ખરી? એની આગળની અને પાછળની કડીઓ, તેનું પોતાનું સ્થાન, તેની પ્રકૃતિ સઘળું સમજને આભારી હોય છે. આ પ્રમાણે વ્યક્તિની અહં-ચેતના વિરાટથી સ્વતંત્ર નથી.

તો પછી પ્રશ્ન થશે કે સચેતન વ્યક્તિ તરીકે માનવ પોતે અમુક ક્રિયાનો આરંભ કરે છે, અમુક સરજન સરજે છે એવુ અનુભવે છે તે શું મિથ્યાભાસ છે? વિચારો કે વ્યક્તિ જે કાંઈ સરજે છે, જે કાંઈ ઉત્પન્ન કરે છે તેનો સંભાર, તેની સામગ્રી ક્યાંથી લાવે છે? શું તે કેવળ અભાવાત્મક શૂન્યમાંથી જ, યા તો કેવળ પોતાની જ અંદરથી બધું ઉપજાવે છે?–ઉપજાવી શકે છે? કવિ નવસર્જન કરે છે. ક્યાંથી? ભૂતકાળની કે વર્તમાન સાંસ્કારિક, ધાર્મિક, સામાજીક, રાજકીય કે એવી કોઈ પરિસ્થિતિને, કે તેના કોઈ પોતાને સ્પર્શ કરતા અંશને, પ્રકૃતિની કોઈ ઘટનાને, વસ્તુને, ભાવને ઊર્મિને પોતાનામાં લઈને કવિ પોતાની ચેતનામાંથી કાવ્યરૂપે પ્રતિકાર્ય કરે છે. એની સામગ્રીનો ઘણો મોટો ભાગ એના કુટુંબ, સમાજ, ધર્મ, વગેરે એની બહારની સત્તાઓ તરફથી એને મળે છે. એટલે ખરૂં જોતાં, જેટલે અંશે સર્જક પોતાની અહં-ચેતનાથી મુક્ત થઈને વિશાળતર વિરાટ ચેતનામાં ડુબકી મારી શકે, તેની સાથે અદ્વૈત સાધી શકે, તેટલે અંશે અને તોજ તે સાચી સર્જકતા પ્રાપ્ત કરે છે. મહાન કાર્યો સાધનાર કર્મવીર પણ પોતાની અહં-ચેતનાના મર્યાદિત શક્તિપ્રવાહને છોડીને વિરાટની શક્તિ જોડે, વિરાટમાં કાર્ય કરી રહેલા હેતુ જોડે જેટલે અંશે એકતા સાધી શકે તેટલે અંશે તે સમર્થ અને સફળ થાય છે,–યુગપુરૂષ એટલે કે સમયમૂર્તિ બની શકે છે. સમયમૂર્તિ એટલે વિરાટનું પોતાનું તત્કાલવિશિષ્ટ સ્વરૂપ. કવિ અને કર્મવીરની પેઠે મીમાંસક પણ પોતાનું દર્શન, પોતાના વિચારો વગેરે ક્યાંથી મેળવે છે? પોતાના જમાનાના કોયડાઓ ઉકેલવા મથતો મીમાંસક સનાતન પ્રશ્નોના ઉકેલ પણ વિરાટની અનંત મનોમય ભૂમિકામાંથી જ મેળવે છે. પોતાના આહારથી માંડીને સૂક્ષ્મતમ સામગ્રી માનવ વિરાટમાંથી મેળવે છે.

૩

તો પછી, ચાહે તે કરવાને પોતે સ્વતંત્ર છે, છે, પોતાના નિર્ણયો અને સંકલ્પો પોતે સ્વતંત્રપણે કરે છે અને તેથી કરીને પોતે તેમને માટે જવાબદાર છે, એવું જે ભાન માનવમાં હોય છે તેનું શું? તેને કેવળ ભ્રમ ગણી લેવો? માનવના અંતરમાં પ્રભુત્વ-ભાવ અને પ્રભુત્વ-ભાન હોય છે તેનું શું?

દરિયામાં લંગર નાખીને પડેલા વહાણને હોય છે તેવી માનવની એ માની લીધેલી સ્વતંત્રતા હોય છેઃ ચોક્કસ મર્યાદિત વર્તુળમાં ગતિ કરવાની તેને છૂટ હોય છે. અને છતાં, એ ગતિમાં સાધનો તથા પરિસ્થિતિ પણ વિરાટ-પ્રકૃતિમાંથી જ તેને મળતાં હોય છે. પ્રકૃતિની ક્રિયાઓમાંથી જે અમુક શક્યતાઓ માનવની ચેતના આગળ ઉપસ્થિત થાય છે. તેમાંથી પસંદગી કરવાની જવાબદારી માનવને શિર હોય છે. પોતે ધારે તે કરવાને સ્વતંત્ર છે એવી લાગણી ખરું જોતાં આ મર્યાદિત છૂટને આભારી છે. પોતે ધારે તે કરવાને સંપૂર્ણપણે સ્વતંત્ર નથી. તે શું ધારશે તેની સમસ્ત સામગ્રી પ્રકૃતિ પૂરી પાડે છે. સ્થૂલ દેહ, પ્રાણ તથા મન એ ત્રણે પ્રકૃતિની બંધન ગ્રંથીઓ વડે બંધાયલો માનવ અહં-ચેતનાની લઘુ ત્રિજ્યામાં જ ગતિ કરી શકતો હોય છેઃ પોતાની શક્તિ તે એ વર્તુળમાં જ અજમાવી શકે છે. અને એ ક્ષેત્રફળમાંથી જ વિશ્વસમસ્તને તે નિહાળી શકે છે.

અને છતાં, પ્રભુત્વનું ભાન એ માનવ ચેતનાની એક મૌલિક અનુભૂતિ છે. પોતાના અંતરના ઊંડાણમાં માનવ જાણે છે કે પોતે પ્રકૃતિનું કેવળ રમકડું નથી, તથા સદાને માટે રમકડું રહેવાને બંધાયલો નથી. પોતે મુક્ત છે, સમ્રાટ્ છે એવું માનવને લાગે છે.

માનવની એ મુક્તિ, તેનું એ સ્વરાટ્-પણું અત્યારે અપ્રગટ છે, વાસ્તવિક નથી એ સિદ્ધ કરવાને કોઈપણ પ્રકારના પુરાવાની જરૂર નથી. ખરું જોતાં, અંતરમાં કોઈ સ્થળે પોતાના પ્રભુત્વનું ભાન અને વ્યવહારમાં તેના અભાવનો સાક્ષાત્કાર એ માનવ જીવનમાં વ્યાપી રહેલા કરૂણ અસંતોષનું એક મુખ્ય કારણ છે.

વિરાટની સમગતીમાં અને એકતામાં ભેદભાવ ઉત્પન્ન કરતી માનવના મનની ક્રિયા, તેનામાં રહેલું "કર્તા હું" એવું ભાન, વગેરે પણ વિરાટની જ ગતિનો એક ભાગ છે, તેનો જ અંશ છે એ આપણે ધ્યાનમાં રાખવાનું છે. એ પ્રમાણે શા માટે બને છે એ પ્રશ્નની સમજુતિમાં ઉતરતાં પહેલાં પ્રકૃતિ સમસ્તમાં કોઈ હેતુ રહેલો છે કે કેમ એ પ્રશ્ન આપણે વિચારવો જોઈએ. વિશ્વપ્રત્યે બે પરસ્પર વિરોધી દૃષ્ટિબિંદુઓમાંના એકનો સ્વીકાર માનવ કરતો લાગે છેઃ એક દૃષ્ટિ એમ સ્વીકારે છે કે જીવનના આવિર્ભાવના મૂળમાં અસ્લમૂલ જડ પદાર્થ જ છે; બીજી તેના મૂળમાં આદિ છે અનંત ચેતના. એમ માને છે. અસત્‌માંથી સત્‌ની ઉત્પત્તિ શક્ય નથી, જડમાંથી ચેતનનો ઉદ્ભવ અશક્ય છે એમ સ્વીકારીને આપણે બીજી દૃષ્ટિને આવકારીએ છીએં. તેનાં સર્વે કારણોનો સવિસ્તર ઉલ્લેખ કરવાનું આ સ્થાન નથી.

( અપૂર્ણ )



# હિંદુઓની વૈજ્ઞાનિક સિદ્ધિઓ

શ્રી અશ્વઘોષ

[ આ અંકે સંપૂર્ણ ]

આજે પશ્ચિમનું શરીરશાસ્ત્ર એ એક સંપૂર્ણ અને અદ્યતન શાસ્ત્ર મનાય છે પણ એ શરીર શાસ્ત્રના એકેએક સિદ્ધાંતને ઊંધો નાખનાર યોગીયો વીસમીસદીમા પણ મોજુદ છે આ યોગીયો પોતાના દેહ ધર્મો ઉપર અસામાન્ય અંકુશ મેળવે છે અને એને પ્રતાપે કેવળ શરીરશાસ્ત્ર જ નહી પણ ભૌતિકશાસ્ત્ર અને રસાયણશાસ્ત્રના નિયમોને પણ તેઓ જુઠા ઠરાવે છે તેઓ બીસ્કીટની પેઠે કાચ ખાઈ શકે છે હળાહળ ઝેર પાણીની માફક પી શકે છે પૈસો પીગળી જાય તેવા ભયંકર તેજાબથી પોતાના હાથ ધોઈ શકે છે પથ્થરને પીસી નાખે એવા મ્યુનિસિપલ રોલર નીચે સૂઈ શકે છે અગ્નિ ઉપર ચાલી શકે છે હૃદયને થભાવી દે છે જમણા હાથની અને ડાબા હાથની નાડીઓના ધબકારા વચ્ચે વિશાળ અંતર ઊભુ કરે છે મહીનાઓ સુધી જમીનની અંદર હવા પાણી કે ખોરાક વિના દટાઈ રહે છે તેમજ પાંચ જ ક્ષણની અંદર શરીરના વજનમા મરજી મુજબ વધારો ઘટાડો કરે છે

આ પ્રકારના પ્રયોગો જાણીતા વૈજ્ઞાનિકો અને વૈજ્ઞાનિક સંસ્થાઓ સમક્ષ થએલા છે હમણા જ થોડા વખત ઉપર છાપામા સર સી વી રામન આગળ એક યોગીએ કરેલા કેટલાક પ્રયોગોનું વર્ણન તો તે વાચ્યુ જ હશે

અને વધારે ખુબીની વાત તો એ છે કે પોતાને સર્વજ્ઞ માનતુ ધર્મશત્રુ વિજ્ઞાન આ બધા પ્રયોગો મૂઢ નજરે નિહાળી રહે છે એને એ સમજી શકતુ નથી સમજાવી શકતુ નથી તો પછી એમનું પુનરાવર્તન કરવાની વાત જ કયા ?

કામશાસ્ત્રની બાબતમા પણ હેવલોક એલીસથી કામમીમાંસાનો ઇતિહાસ શરુ થાય છે એમ માની લેવાની જરૂર નથી આપણે ત્યા વાત્સાયનના કામ સૂત્રથી માંડીને લોદીવંશના વખતમાં રચાએલા અનંગરંગ નામના પુસ્તક સુધીમા અનેક ગ્રંથો રચાયા છે જે વાંચી ડા મેરીસ્ટોપ્સ પણ મુગ્ધ થઈ ગઈ છે

અને આપણા નાયક-નાયિકા ભેદના આલેખનો લગભગ સર્વાંગસંપૂર્ણ છે, એમ શ્રી રમણલાલ દેસાઈ જેવા વિસમીસદીના નવલકથાકાર પણ માને છે

સુપ્રજનનશાસ્ત્રની બાબતમા 'Hindu eugenics અને સુપ્રજનનશાસ્ત્ર'ના કર્તા નંદશંકર દેવશંકર મહેતા તેમજ અન્ય વિદ્વાનોએ આ વિષયમા પ્રાચીનોએ કરેલા પુરુષાર્થને પુરતો ન્યાય આપ્યો છે એટલે એ બાબત ઉપર હું વધુ લખતો નથી

શ્રી કૃષ્ણ જરાસંધ અને ભીમસેનના સમયથી ખેડાતી આવેલી આ દેશની મલ્લવિદ્યા આજે પણ જગતમા સર્વોપરી છે આજે પણ મલ્લરાજ ગામાનો પડકાર ઝીલવાને કોઇ વિદેશી પહેલવાન સમર્થ નથી

શિલ્પ સ્થાપત્ય અને એન્જિનિયરીંગમા હિંદુસ્તાનને દુનિયાના બીજા કોઈ પણ દેશ આગળ નીચુ જોવુ પડે એમ નથી હિંદુસ્તાનના દેવ-મંદિરોનો મોટો ભાગ મુસલમાનોના આક્રમણોને લઈને નાશ પામ્યો છે છતાએ આજે જે અવશેષ મંદિરો અને ભાગ્યુ તૂટયુ સ્થાપત્ય છે તેને માટે કોઈ પણ હિંદવાસી ગર્વ લઇ શકે એમ છે રૂદ

માળ, કુતુબમિનાર, દ્રાવિડ દેશના મંદિરો બુદ્ધ અને શૈવ ગુફાઓ, દેલવાડાના મંદિરો અને એમાંના કોતરકામ અને ચિત્રકામ જગતભરમાં જાણીતા છે. આજથી ૧૫૦૦ થી ૨૦૦૦ વર્ષ ઉપર અજંતાની તેમજ બીજી ગુફાઓમાં જે ચિત્રકામ થએલું તે આજે પણ મોજૂદ છે એટલા ઉપરથી એ જમાનામાં ટકાઉ રંગો બનાવવાનું શાસ્ત્ર કેટલી સંપૂર્ણતાએ પહોંચ્યું હતું તેનો સહેજ ખ્યાલ કરો. અતિશય સ્વરૂપવાન ઘુંમજોના મૂળ અને વિકાસ હિંદુસ્તાનમાં છે. મોટામાં મોટો ઘુંમ્બજ હિંદુસ્તાનમાં છે અને તે બીજાપુરનો ગોળ ઘુંમ્બજ, ઇંજનેરોની હિંમતની અવધી પણ આ ગોળ ઘુંમજમાં છે. દુનિયાનો સુંદરમાં સુંદર ઘુંમ્બજ પણ હિંદુસ્તાનમાં છે અને તે તાજમહાલનો ઘુંમ્બજ, આ ઘુંમ્બજનાં મૂળ જોવાં હોય તો તે બૌદ્ધચૈત્યોના ધાતુ ગર્ભમાં (દાગબ અગર સ્તુપ)માં છે. દ્રાવીડ દેશના મંદિરના પંચરત્નોમાં પણ આ ઘુંમ્બજોના મૂળ છે.

મહાભારતમાં સિંધુ દેશની નહેરોનો ઉલ્લેખ છે. ગીરનારના શિલાલેખોમાં જુનાગઢ પાસે બંધ બાંધીને મહાન સરોવર બાંધ્યાના અને સમરાવ્યાના ઉલ્લેખ છે.

વડોદરા રાજ્યનું પુરાતત્ત્વખાતું, સિદ્ધરાજનું સહસ્રલિંગ સરોવર ખોદાવી રહ્યું છે. એ ઉપરાંત પાટણમાં નજરે જોવાને ખાન સરોવર ઊભું છે જેમાં સરોવરમાં શુદ્ધ પાણી પેસે એવી યોજના છે. કુમારપાલના બનેવી અરણોરાજના વખતમાં અજમેરનું અન્નાસાગર બંધાયેલ છે. એ સિવાય આ દેશમાં ઉદેપુર મધ્યપ્રાન્ત વગેરે અનેક સ્થળોએ સરોવર બંધાએલાં છે. શાહજહાંએ જમના નદીમાંથી નહેર કઢાવી હતી. અંગ્રેજોના આવતા પહેલાં મદ્રાસ ઈલાકામાં અનેક નહેરો હતી. આપણે ઘર આંગણે ખારી નદીની નહેરથી નવાગાંમ નાયકાના પ્રદેશમાં પંખાળી કમોદ પાકતી અને સાસુનું મહેણું ટાળવા અમદાવાદના એક શેઠે અમદાવાદથી ખંભાત સુધી નહેર ખોદી વહાણમાં સોપારીઓ પોતાની દીકરી માટે મોકલાવી હતી જે હજી પણ રૂપાંની નહેરને નામે ઓળખાય છે.

અને આ બધું કલાઓ, શાસ્ત્રો અને વિજ્ઞાનનું ગ્રંથસ્થ કરવા માટે સાહિત્યનો પણ વિકાસ થવો જોઈએ. ઋગ્વેદ એ જગતનું જુનામાં જુનું પુસ્તક છે. પાણીનીનું વ્યાકરણ એ જગતનું જુનામાં જુનું વ્યાકરણ છે. ઈ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ ઊપર લખાએલ અગ્નિવેશ સંહિતા એ વૈદકનો જુનામાં જુનો ગ્રંથ છે.

એનસાઈકલોપીડીયાઓ લખાવાની શરૂઆત તો પશ્ચિમમાં ફ્રેન્ચ રેવોલ્યુશન પછી થઈ પણ આપણે ત્યાં તો વ્યાસે આપણને જગતની પહેલવહેલી એનસાઈકિલોપીડીઆ–મહાભારત સેંકડો વર્ષો પૂર્વે આપી હતી. તત્ત્વજ્ઞાન અને તર્કશાસ્ત્રમાં પણ આ દેશમાં ઓછી કુસ્તી નથી થઈ. આપણી લિપિ એ જગતભરમાં એક માત્ર વૈજ્ઞાનિક લિપી છે. આપણે જેવું બોલીએ છીએ તેવું લખીએ છીએ. જગતની બીજી કોઈ પ્રજા એ રીતે કરતી નથી. આપણી આંકની પદ્ધતિ પણ સન્માન માગી લે છે.

આર્યોએ વિજ્ઞાનના ક્ષેત્રણાં મેળવેલી આ બધી સિદ્ધિઓમાંથી ચંદ્રભાઈને એકપણ નોંધપાત્ર ન લાગી? આ બધા વિજ્ઞાનવિરોના જીવનમાંથી એમને એકેનું જીવન આલેખવા જેવું ન જણાયું? કદાચ વિજ્ઞાનના આ આચાર્યો સાથે સાથે ધર્માચાર્યો હતા, એટલા માટે જ ધર્મ તરફની એમની ચીઢ એમણે આ વિષે મૌન પકડીને કાઢી હશે. પણ આવા પૂર્વગ્રહોને વૈજ્ઞાનિક દૃષ્ટિમાં સ્થાન છે?

હા! એ હકીકત સાચી છે કે જુના જમાનામાં જેમણે જેમણે આ બધી શોધો કરી તેમાંથી મોટા ભાગનાના નામ, ઠામ અને જીવનની વિગતો મેળવવાનું કામ ઘણું મુશ્કેલ છે. પણ એમને "વૈજ્ઞાનિક જગતમાં" જીવનચરિત્રો વાર્તાના રૂપમાં લખ્યાં છે. એ રીતે આપણા વિજ્ઞાનવિરોની વાર્તાઓ લખતાં એમને ઝાઝી મુશ્કેલી ન નડી હોત. એમની વાતોમાં

નગદ હકીકતો કરતા કલ્પનાવિહાર વિશેષ પ્રમાણમા છે

અને વિજ્ઞાનના આ પ્રાચીન મહર્ષિઓને અર્ઘ્ય આપવો એ આપણી પહેલી ફરજ છે. એમણે વિજ્ઞાનના વૃક્ષનુ બીજારોપણ કર્યું આપણે તો માત્ર પાણી પાઈને એના મીઠા ફળ ચાખીએ છીએ પૈડું શોધનાર વૈજ્ઞાનિકનુ નામ આપણે નથી જાણતા પણ એની શોધથી જ યત્રવિદ્યાના મંડાણ મડાયા, અને અગ્નિની શોધથી રસાયનશાસ્ત્ર શરૂ થયુ

આ દેશમા ભાસ્કરાચાર્ય જેવા ગણીતશાસ્ત્રી અને ખગોળશાસ્ત્રી, વરાહમિહિર જેવા ભૂગોળ શાસ્ત્રી અને જ્યોતિષ્યશાસ્ત્રી ચરક જેવા વૈદ્ય, સુશ્રુત જેવા સર્જન, નાગાર્જુન જેવા રસાયણ શાસ્ત્રી, અગસ્ત્ય જેવા પ્રવાસી, વાગ્ભટ જેવા આરોગ્યશાસ્ત્રી, પતજલી જેવા માનસશાસ્ત્રી અને યોગી, વાત્સાયન જેવા કામશાસ્ત્રી, શ્રીકૃષ્ણ જેવા પહેલવાનો અને વ્યાસ જેવા સર્વસગ્રહકારો થઈ ગયા છે આ બધાના જીવનમાથી કોઈનુ જીવન ઊગતી પ્રજાને પ્રેરણા આપવા માટે ઊતારવા જેવુ નથી ?

અલબત્ત ભૂતકાળની આ ભવ્ય સિદ્ધિઓ સાથે આજની આપણી દીનહીન દશા સરખાવતા અતિશય રજ થાય છે ભૂતકાળની આ મૂડીમાં આપણે કશો જ વધારો કર્યો નથી ઊલટુ હતુ તેમાથી પણ આપણે ગુમાવી બેઠા છીએ પશ્ચિમની પ્રજાઓએ છેલ્લા ત્રણસો વર્ષમા વિજ્ઞાનની બાબતમા અદ્ભૂત પ્રગતિ સાધી છે, અને આજે તો તેઓ જગતના ગુરુ થઈ બેઠા છે

વળી ચદ્રભાઈએ જેમ એક ભ્રમ ઊભો કર્યો છે તેમ હુ તેની વિરૂદ્ધનો ભ્રમ—' અમારા વડવાઓ ત્રિકાળજ્ઞાની ' હતા એવો ઊભો કરવા માગતો નથી મે જે લખ્યુ છે તે તને એ બતાવવા માટે કે છેક સત્તરમી સદી સુધી હિંદ વિજ્ઞાનની બાબતમા દુનિયાને મોખરે હતુ

આજે તો લગભગ દરેકેદરેક વિદ્યામા પાશ્ચાત્યો અગ્રેસર છે સુતકની માન્યતા કરતા પાસ્તરનો જતુવાદ આગળ વધેલો છે મહાભારત કરતા "એન્સાઈક્લોપીડીયા બ્રીટાનિકા "ના જ્ઞાનનો વિસ્તાર ઘણો જબરજસ્ત છે સુશ્રુત કરતા લેનની સર્જરી ઘણી ચઢીઆતી છે વાગ્ભટ કરતા શેલ્ટનનુ સ્વાસ્થ્યવિજ્ઞાન વધુ વૈજ્ઞાનિક છે દશાવતારની કલ્પના કરતા ડાર્વિનનો વિકાસવાદ વધુ વ્યાપક, ચોક્કસ વિસ્તૃત અને ઊડો છે ગાડા કરતા વરાળ અને વિજળીની ઝડપ અનેકગણી છે અને ઓક્સફોર્ડ ડીક્શનરી આગળ "અમરકોશ" એ નાના બચ્ચાની રમત જેવો લાગે છે

મારો પોકાર તો એટલા પુરતો જ છે કે જ્યારે જુનો ઇતિહાસ ઉકેલો છો, ત્યારે આ દેશનું નામ લેતા શા માટે અભડાઈ જાઓ છો ?

હવે બીજી કેટલીક બાબતો તરફ ધ્યાન ખેચીને આ પત્ર પુરો કરીશ

આ પુસ્તક જો કિશોરો અને કુમારો માટે લખાયુ હોય તો એમા ઘણા અઘરા, કઢગા અને વિચિત્ર શબ્દો વપરાયા છે

' ઇથોપીઆ ' ને બદલે ' એબીસિનિયા " એ આપણે કયા વધુ જાણીતો શબ્દ છે 'ચકરડી ને બદલે "ગરગડી" એ તળપદો શબ્દ છે "ઉચ્ચાલન માટે તળપદો શબ્દ ' આકુ " છે પાટડા વગેરે ઉચકવા માટે આકુ વપરાય છે "ગરગડી" એટલે એક ગરગડી, એકથી વધુ ગરગડીઓ હોય તો તે અનેક ગરગડીઓના જુથને "કુપ્પી"ને નામે ઓળખવામા આવે છે

' A sphere circumscribed by a cylinder " એનું ચદ્રભાઈએ આમ ભાષાતર કર્યું છે "સિલીંડરની અદરનો ગોળાકાર '

આ ભાષાતર સાવ ખોટે ખોટુ કર્યું છે

Sphere એટલે અર્ધગોળ આનું ભાષાતર

આમ થઈ શકે: "અર્ધગોલના વર્તુલ ઊપર વર્તુલની ઊંચાઈ જેટલું ભૂગળું" સાથેનું ચિત્ર મારું કહેવું સ્પષ્ટ કરશે.




આ સિદ્ધાંતની જરૂર વ્યવહારમાં એન્જિનીઅરોને ઘુંબજનું માપ કાઢવામાં પડે છે. આ સિદ્ધાંતથી એવું પુરવાર થયું હતું કે અર્ધગોળનો ઘન સિલિન્ડરના ઘન કરતાં ⅔ છે. "અવલોકન મિનારા" કરતાં "વેધશાળા" એ જાણીતો અને માન્ય શબ્દ છે. જો તળપદો શબ્દ વાપરવો હોય તો તે "જંતરમંતર" છે. આ શબ્દ યંત્રમંત્રનો અપભ્રંશ છે. જયપુરની વેધશાળા જંતરમંતરના નામથીજ ઓળખાય છે.

સૌથી વધારે રમુજ તો મને "The revolution of heavenly bodies" નું ભાષાંતર છે. "આકાશી પદાર્થોની ક્રાન્તિ." Revolution નો અર્થ રાજકારણમાં ક્રાન્તિ એવો થતો હશે, પણ ખગોળશાસ્ત્રમાં તો શાંતિપૂર્વકનું નિયમત પરિભ્રમણ એવો થાય છે. કેવળ ક્રાન્તિભૂખ્યા હૃદયોને જ કુદરતની અફાટ શાંતિમાં ક્રાન્તિ દેખાય છે! यथा द्रष्टि तथा सृष्टि કહેનારા વેદાંતીઓ છેક ખોટા તો નથી જ!

"Revolution of heavenly bodies" નું ભાષાંતર તો "નભો મંડળનું પરિભ્રમણ" એ હોઈ શકે, વધારે તળપદો શબ્દ વાપરવો હોય તો નભો મંડળની પરકમ્માઓ"

આ પુસ્તકમાં પાંચેક વૈદ્યોનાં જીવનચરીત્રો રજુ કરવામાં આવ્યાં છે. વૈદક જેવા ઝગડા ભરેલા ક્ષેત્રમાં, પોતાની ચોક્કસ દ્રષ્ટિ સિવાય ઝંપલાવીને ચંદ્રભાઇએ ગોટાળાને વધારે ગૂંચવ્યો છે.

હીપોક્રીટસ મહાન ચિકિત્સક હતો, અને એણે ચિકિત્સાને વૈજ્ઞાનિક પાયા ઊપર મૂકી એ બાબતસર બહુ મતભેદને અવકાશ નથી.

પણ જેમ આજના ખ્રિસ્તીઓ ક્રાઇસ્ટના શીક્ષણને અમલમાં મૂકતા નથી, તેમ આજની દાક્તરી આલમ હિપો–ક્રીટસના એક પણ ઉપદેશને અમલમાં મૂકતી નથી.

હીપોક્રીટસ પ્રાકૃતિક ઉપચારોમાં માનતો. દાક્તરો દવાઓમાં માને છે. ઉગ્રરોગોની એની ચિકિત્સામાં અને આજની દાક્તરી ચિકિત્સામાં જમીન–આસ્માન-નું અંતર છે. હિપોક્રીટ્સ આરોગ્યક્રાન્તીમાં માનતો, જેના અસ્તિત્વનો જ અર્વાચીન દાક્તરો ઇન્કાર કરે છે.

તો પછી બન્નેમાંથી વૈજ્ઞાનીક કોણ? જો આજના દાક્તરોને વૈજ્ઞાનીક માનીએ તો હીપોક્રીટસની ઘણી ખરી માન્યતાઓ વાહિયાત માલમ પડે છે. તો પછી એક વૈજ્ઞાનિક તરીકે એનું જીવનચરિત્ર આપવાનો શો અર્થ?

સૌથી વધારે હાસ્યાસ્પદ તો એ છે કે ચંદ્રભાઈ લખે છે કે: "એણે શરીરમાં વાત, પિત્ત અને કફની શોધ કરી" ત્રિદોષવાદ એ હિપોક્રીટસની શોધ નથી પણ આર્યવૈદકની શોધ છે. ત્રિધાતુનો જુનામાં જુનો ઉલ્લેખ ઋગ્વેદમાં મળી આવે છે, અને ત્રિદોષવાદ એતો આપણા આયુર્વેદશાસ્ત્રનો પાયો છે. આ દેશમાં ભીખતા ભટ્ટજીઓ, નવરી ડોશીઓ અને અજ્ઞાન ખેડુતો પણ ત્રીદોષવાદ વિષે ચર્ચા ચલાવતા હોય છે "ગોળ ગરમ પડે" "કેળા વાયડાં પડે" વી. ચર્ચાઓ ઘેરઘેર થતી હોય છે.

આ ત્રિદોષમાં અરબ વૈદ્યોએ ચોથો દોષ લોહી ઊમેર્યો, અને સોદા, સફરા, બગલમ ને ખુન આ સફરાઓ ઉપર પોતાની વૈદકની ઇમારત રચી. ગ્રીક વૈદકે વાત ઉડાવી દઇને એનું સ્થાન જળને આપ્યું એટલે ગ્રીક દાક્તરો તો રક્ત, પીત્ત, કફ અને જળ એ ચાર દોષોમાં માનતા.

હિપોક્રીટસે માત્ર ત્રિદોષવાદની કલ્પના પોતાની મરજી મુજબ સુધારી. એણે શોધ તો કરી જ નથી. આજના વિજ્ઞાનને તો આ ત્રિદોષવાદ કે ચતુર્દોષવાદ કશું જ માન્ય નથી.

બીજી એક રમુજી હકીકત એ છે કે જો વૈદક એ વિજ્ઞાન હોય તો પહેલાને બીજો ખોટો ઠરાવે, બીજાને ત્રીજો, ત્રીજાને ચોથો, ચોથાને પાંચમો એ રીતે એક બીજાને ખોટા ઠરાવતા આવે તો સત્ય ક્યારે હાથ આવે?

હિપોક્રીટસ પોતાની પહેલાંના વૈદ્યોને બેવકૂફ કહે. ગેલન એરિસ્ટોટલને મૂરખ ગણે. પેરાસેલસસ

નગદ હકીકતો કરતા કલ્પનાવિહાર વિશેષ પ્રમાણમા છે

અને વિજ્ઞાનના આ પ્રાચીન મહર્ષિઓને અર્ધ્ય આપવો એ આપણી પહેલી ફરજ છે. એમણે વિજ્ઞાનના વૃક્ષનુ બીજારોપણ કર્યું આપણે તો માત્ર પાણી પાઈને એના મીઠા ફળ ચાખીએ છીએ પૈડુ શોધનાર વૈજ્ઞાનિકનુ નામ આપણે નથી જાણતા પણ એની શોધથી જ યંત્રવિદ્યાના ગણેશ મંડાયા, અને અગ્નિની શોધથી રસાયનશાસ્ત્ર શરૂ થયુ

આ દેશમા ભાસ્કરાચાર્ય જેવા ગણીતશાસ્ત્રી અને ખગોળશાસ્ત્રી, વરાહમિહિર જેવા ખગોળ શાસ્ત્રી અને જ્યોતિષ્યશાસ્ત્રી ચરક જેવા વૈદ્ય, સુશ્રુત જેવા સર્જ્યન, નાગાર્જુન જેવા રસાયણ શાસ્ત્રી, અગસ્ત્ય જેવા પ્રવાસી, વાગ્ભટ જેવા આરોગ્યશાસ્ત્રી પતંજલી જેવા માનસશાસ્ત્રી અને યોગી, વાત્સાયન જેવા કામશાસ્ત્રી, શ્રીકૃષ્ણ જેવા પહેલવાનો અને વ્યાસ જેવા સર્વસંગ્રહકારો થઈ ગયા છે આ બધાના જીવનમાથી કોઈનુ જીવન ઊગતી પ્રજાને પ્રેરણા આપવા માટે ઊતારવા જેવુ નથી?

અલબત્ત, ભૂતકાળની આ ભવ્ય સિદ્ધિઓ સાથે આજની આપણી દીનહીન દશા સરખાવતા અતિશય રંજ થાય છે ભૂતકાળની આ મૂડીમાં આપણે કશો જ વધારો કર્યો નથી ઊલટુ હતુ તેમાથી પણ આપણે ગુમાવી બેઠા છીએ પશ્ચિમની પ્રજાઓએ છેલ્લા બસો વર્ષમાં વિજ્ઞાનની બાબતમા અદ્ભૂત પ્રગતિ સાધી છે, અને આજે તો તેઓ જગતના ગુરુ થઈ બેઠા છે

વળી ચંદ્રભાઈએ જેમ એક ભ્રમ ઊભો કર્યો છે તેમ હું તેની વિરૂદ્ધનો ભ્રમ—'અમારા વડવાઓ ત્રિકાળજ્ઞાની', હતા એવો ઊભો કરવા માગતો નથી મે જે લખ્યુ છે તે તને એ બતાવવા માટે કે છેક સત્તરમી સદી સુધી હિંદ વિજ્ઞાનની બાબતમા દુનિયાને મોખરે હતુ

આજે તો લગભગ દરેકેદરેક વિદ્યામા પાશ્ચાત્યો અગ્રેસર છે સુતકની માન્યતા કરતા પાસ્તરનો જતુવાદ આગળ વધેલો છે મહાભારત કરતા "એન્સાઈક્લોપીડીયા બ્રીટાનિકા"ના જ્ઞાનનો વિસ્તાર ઘણો જબરજસ્ત છે સુશ્રુત કરતા લેનની સર્જરી ઘણી ચઢીઆતી છે વાગ્ભટ કરતાં શેલ્ટનનુ સ્વાસ્થવિજ્ઞાન વધુ વૈજ્ઞાનિક છે દશાવતારની કલ્પના કરતા ડાર્વિનનો વિકાસવાદ વધુ વ્યાપક, ચોક્કસ વિસ્તૃત અને ઊડો છે ગાડા કરતા વરાળ અને વિજળીની ઝડપ અનેકગણી છે. અને ઓક્સફોર્ડ ડીક્શનરી આગળ 'અમરકોશ" એ નાના બચ્ચાની રમત જેવો લાગે છે

મારો પોકાર તો એટલા પુરતો જ છે કે જ્યારે જુનો ઈતિહાસ ઉકેલો છો, ત્યારે આ દેશનું નામ લેતા શા માટે અભડાઈ જાઓ છો?

હવે બીજી કેટલીક બાબતો તરફ ધ્યાન ખેંચીને આ પત્ર પુરો કરીશ

આ પુસ્તક જો કિશોરો અને કુમારો માટે લખાયુ હોય તો એમા ઘણા અઘરા, કઢંગા અને વિચિત્ર શબ્દો વપરાયા છે

"ઈથોપીઆ' ને બદલે 'એબીસિનિયા" એ આપણે ત્યા વધુ જાણીતો શબ્દ છે 'ચકરડી ને બદલે "ગરગડી" એ તળપદો શબ્દ છે 'ઉચ્ચાલન' માટે તળપદો શબ્દ "આડુ" છે પાટડા વગેરે ઉંચકવા માટે આડુ વપરાય છે "ગરગડી" એટલે એક ગરગડી, એકથી વધુ ગરગડીઓ હોય તો તે અનેક ગરગડીઓના જુથને "કપ્પી"ને નામે ઓળખવામા આવે છે

' A sphere circum eribed by a cylinder" એનું ચંદ્રભાઈએ આમ ભાષાંતર કર્યું છે સિલીંડરની અંદરનો ગોળાકાર '

આ ભાષાતર સાવ ખોટે ખોટુ કર્યું છે

Sphere એટલે અર્ધગોળ આનું ભાષાતર

આમ થઈ શકે: " અર્ધગોલના વર્તુલ ઊપર વર્તુલની ઊંચાઈ જેટલું ભૂગળું " સાથેનું ચિત્ર મારૂં કહેવું સ્પષ્ટ કરશે.




આ સિદ્ધાંતની જરૂર વ્યવહારમાં એન્જિનીઅરોને ઘુંબજનું માપ કાઢવામાં પડે છે. આ સિદ્ધાંતથી એવું પુરવાર થયું હતું કે અર્ધગોળનો ઘન સિલિન્ડરના ઘન કરતાં ⅔ છે. " અવલોકન મિનારા " કરતાં " વેધશાળા " એ જાણીતો અને માન્ય શબ્દ છે. જો તળપદો શબ્દ વાપરવો હોય તો તે "જંતરમંતર" છે. આ શબ્દ યંત્રમંત્રનો અપભ્રંશ છે. જયપુરની વેધશાળા જંતરમંતરના નામથીજ ઓળખાય છે.

સૌથી વધારે રમુજ તો મને " The revolution of heavenly bodies " નું ભાષાંતર છે. " આકાશી પદાર્થોની ક્રાન્તિ. " Revolution નો અર્થ રાજકારણમાં ક્રાન્તિ એવો થતો હશે, પણ ખગોળશાસ્ત્રમાં તો શાંતિપૂર્વકનું નિયમત પરિભ્રમણ એવો થાય છે. કેવળ ક્રાન્તિભૂખ્યા હૃદયોને જ કુદરતની અફાટ શાંતિમાં ક્રાન્તિ દેખાય છે! यथा द्रष्टि तथा सृष्टि કહેનારા વેદાંતીઓ છેક ખોટા તો નથી જ!

" Revolution of heavenly bodies " નું ભાષાંતર તો " નભો મંડળનું પરિભ્રમણ " એ હોઈ શકે, વધારે તળપદો શબ્દ વાપરવો હોય તો નભો મંડળની પરકમ્માઓ "

આ પુસ્તકમાં પાંચેક વૈદ્યોનાં જીવનચરીત્રો રજુ કરવામાં આવ્યાં છે. વૈદક જેવા ઝગડા ભરેલા ક્ષેત્રમાં, પોતાની ચોક્કસ દ્રષ્ટિ સિવાય ઝંપલાવીને ચંદ્રભાઇએ ગોટાળાને વધારે ગૂંચવ્યો છે.

હીપોક્રીટસ મહાન ચિકિત્સક હતો, અને એણે ચિકિત્સાને વૈજ્ઞાનિક પાયા ઊપર મૂકી એ બાબતસર બહુ મતભેદને અવકાશ નથી.

પણ જેમ આજના ખ્રીસ્તીઓ ક્રાઇસ્ટના શીક્ષણને અમલમાં મૂકતા નથી, તેમ આજની દાક્તરી આલમ હિપો–ક્રીટસના એક પણ ઉપદેશને અમલમાં મૂકતી નથી.

હીપોક્રીટસ પ્રાકૃતિક ઉપચારોમાં માનતો. દાક્તરો દવાઓમાં માને છે. ઉગ્રરોગોની એની ચિકિત્સામાં અને આજની દાક્તરી ચિકિત્સામાં જમીન–આસ્માન-નું અંતર છે. હિપોક્રીસ્ટસ આરોગ્યક્રાન્તીમાં માનતો, જેના અસ્તિત્વનો જ અર્વાચીન દાક્તરો ઈન્કાર કરે છે.

તો પછી બન્નેમાંથી વૈજ્ઞાનીક કોણ? જો આજના દાક્તરોને વૈજ્ઞાનીક માનીએ તો હીપોક્રીટસની ઘણી ખરી માન્યતાઓ વાહિયાત માલમ પડે છે. તો પછી એક વૈજ્ઞાનિક તરીકે એનું જીવનચરિત્ર આપવાનો શો અર્થ?

સૌથી વધારે હાસ્યાસ્પદ તો એ છે કે ચંદ્રભાઈ લખે છે કે: " એણે શરીરમાં વાત, પિત્ત અને કફની શોધ કરી " ત્રિદોષવાદ એ હિપોક્રીટસની શોધ નથી પણ આર્યવૈદકની શોધ છે. ત્રિધાતુનો જુનામાં જુનો ઉલ્લેખ ઋગ્વેદમાં મળી આવે છે, અને ત્રિદોષવાદ એતો આપણા આયુર્વેદશાસ્ત્રનો પાયો છે. આ દેશમાં ભીખતા ભટ્ટજીઓ, નવરી ડોશીઓ અને અજ્ઞાન ખેડુતો પણ ત્રીદોષવાદ વિષે ચર્ચા ચલાવતા હોય છે " ગોળ ગરમ પડે " " કેળા વાયડાં પડે " વી. ચર્ચાઓ ઘેરઘેર થતી હોય છે.

આ ત્રિદોષમાં અરબ વૈદ્યોએ ચોથો દોષ લોહી ઊમેર્યો, અને સોદા, સફરા, બગલમ ને ખુન આ સફરાઓ ઉપર પોતાની વૈદકની ઈમારત રચી. ગ્રીક વૈદકે વાત ઉડાવી દઈને એનું સ્થાન જળને આપ્યું એટલે ગ્રીક દાકતરો તો રક્ત, પીત્ત, કફ અને જળ એ ચાર દોષોમાં માનતા.

હિપોક્રીટસે માત્ર ત્રિદોષવાદની કલ્પના પોતાની મરજી મુજબ સુધારી. એણે શોધ તો કરી જ નથી. આજના વિજ્ઞાનને તો આ ત્રિદોષવાદ કે ચતુર્દોષવાદ કશું જ માન્ય નથી.

બીજી એક રમુજી હકીકત એ છે કે જો વૈદક એ વિજ્ઞાન હોય તો પહેલાને બીજો ખોટો ઠરાવે, બીજાને ત્રીજો, ત્રીજાને ચોથો, ચોથાને પાંચમો એ રીતે એક બીજાને ખોટા ઠરાવતા ચાલે તો સત્ય ક્યારે હાથ આવે?

હિપોક્રીટસ પોતાની પહેલાંના વૈદ્યોને બેવ કૂફ કહે. ગેલન એરિસ્ટોટલને મૂરખ ગણે. પેરા

ગેલન અને એવીસેનાની ઠેકડી કરે. પાસ્તર પોતાના પૂરોગામીઓને અજ્ઞાન જણાવે, અને પેટનકૉફર પાસ્તરને ઊંટવૈદ ઠરાવે. તો પછી આ ખંડનમંડનનો છેડો ક્યાં?

આ તો અખા ભગતના શબ્દોમાં—

"એકનું થાપ્યું બીજો હણે,
અન્યથી આપને અદકો ગણે."

એના જેવો ઘાટ ચાલી રહ્યો દેખાય છે!

આ તે વિજ્ઞાન છે કે વિજ્ઞાનની મશ્કરી?

જો ચંદ્રભાઈ છેલ્લામાં છેલ્લા ડાક્તરને વૈજ્ઞાનિક માનતા હોય તો તેમણે જાહેર કરી દેવું જોઈએ કે આની પહેલાં જગતની શરૂઆતથી આજસુધી ઊંટ વૈદોજ પાક્યા છે. સાચી હકીકત તો એ છે કે મહાન વૈજ્ઞાનિકને એના અનુગામીઓ કદી જુઠો પાડી શકતા જ નથી.

આઈનસ્ટાઈને ન્યૂટનને જુઠો પાડ્યો નથી. એણે માત્ર એનું દર્શન વિશાળ, વિસ્તૃત, ઊંડું અને વિશદ બનાવ્યું છે. જુનો વૈજ્ઞાનિક જેને એક સમગ્ર સત્ય માનતો હોય છે, તેનો નવા વૈજ્ઞાનિકના વિશાળ દર્શનમાં એક ખંડ તરીકે સમાવેશ થઈ જાય છે.

જો આ રીતે ન હોય તો વિજ્ઞાન એક ડગલું પણ આગળ ન વધી શકે. એકને બીજો જુઠો પાડ્યા જ કરે તો આ અનાદી–અનંત ભ્રમણામાંથી સત્ય કદી પણ હાથ ન લાગે.

ગણીત, ખગોળ, ભૌતિકશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, જાનવરશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, માનસશાસ્ત્ર કે સમાજશાસ્ત્ર એ દરેક શાસ્ત્રની અંદર જે જે પુરોગામીઓના સિદ્ધાંતોનો ઓછોવત્તો સ્વીકાર થયો હોય તેમને જ વૈજ્ઞાનિકને નામે ઓળખી શકાય.

જે જે વૈદોનાં જીવનચરિત્રો આપ્યાં છે, તેઓ શા માટે મહાન હતા, એનો તો ઝાઝો ઉલ્લેખ છેજ નહિ. એમણે વૈદામાં કરેલી શોધો અને સિદ્ધાંતોના વર્ણનને બદલે જે જાદુમંતર, વહેમ, અને અંધશ્રદ્ધાની લેખક મશ્કરી ઉડાવે છે, તેજ ત્રીપુટીનો આશ્રય લઈને એ વૈદોને મહાન બનાવે છે!!!

ગેલને દવાથી દર્દ મટાડી દીધું. પણ એની પાછળ સીદ્ધાંત કયો? દર્દ મટે છે એ કુદરતી બનાવ છે કે જાદુમંતરનો ખેલ છે?

આ પત્ર ધાર્યા કરતાં ઘણો લાંબો થઈ ગયો છે, એટલે હું ટુંકામાં પતાઉં છું.

તું કદાચ કહીશ કે તમે તો આમાં બધું એકતર્ફી લખ્યું. પણ એવું કાંઈ નથી. એકતર્ફી ચંદ્રભાઈએ જ લખ્યું છે. મેં તો માત્ર ઢાલની બીજી બાજુ બતાવી છે, અને મારે ભાગે આવી પડેલી દોષશોધનની કડવી ફરજ બજાવી છે.

બાળકોને કિશોરો માટે લખાતાં પુસ્તકોમાં એમનામાં લઘુભાવ (Inferiority complex) ઉત્પન્ન ન થાય એ જોવાની લેખકોની ખાસ ફરજ છે. માત્ર પરદેશી પંડિતોના ચરિત્રો વાંચવાથી એમનામાં એવો લઘુભાવ ઉત્પન્ન થાય છે કે આપણા વડવાઓએ જગતના સંસ્કાર ને સસ્કૃતિમાં કશો જ ફાળો આપ્યો નથી. આપણે યુરોપીઅનોથી હલકા છીએ, આપણે ગુલામ છીએ અને ગુલામ જ રહીશું.

અલબત્ત, ભૂતકાળની સમાલોચના કરતાં, એ જમાનાના દોષો પણ નિઃસંકોચ ઉઘાડા પાડવા જોઈએ. પણ ભૂગોળની શરૂઆત જેમ પોતાના જીલ્લાથી થાય અને ઇતિહાસની શરૂઆત જેમ પોતાના પ્રાંતથી થાય, એ રીતે દરેક વિજ્ઞાનની શરૂઆત પોતાના દેશથી થવી જોઈએ.

અમેરીકા જેવા દેશો કે જેમની પાસે પ્રાચીન ઇતિહાસ અને સાહિત્ય નથી, તેઓને પ્રાચીનતાની જબ્બર ભૂખ છે. જ્યારે આપણી પાસે આટલો ગૌરવભરેલાં ઇતિહાસ અને સાહિત્ય મોજુદ હોવા છતાં, આપણા લેખકોને પરદેશી લેખકોના અધકચરા ઉતારા ને અનુવાદો કરવાની તમન્ના લાગી છે!

તારી મેટ્રીકની પરિક્ષા થઈ જાય એટલે દાદાજી પાસે જઈને આ વિષયો વિષે ખૂબખૂબ વાતો કરજે. મેં પણ આ બધું એમની પાસેથી મેળવ્યું છે.

હંસા, અંબરીષ, નીલા અને નાનો બાબો મઝામાં હશે.

એજ લી. કાકાની આશિષ

# ટ્રોટસ્કી

શ્રી. ધનવંત ઓઝા

## આછો પરિચય

પરિસ્થિતિ જો માનવીને ઘડે છે તો એ પરિસ્થિતિ ઉપર માનવીની અસર પણ અવગણી શકાય એવી નથી. પરિસ્થિતિ અને માનવી વચ્ચેના આવા આઘાતપ્રત્યાઘાતોનું અતિ સ્પષ્ટ અને અતિ કરુણ દૃષ્ટાંત ટ્રોટસ્કી છે. પરિસ્થિતિએ એને મહાન બનાવ્યો અને એની મહત્તાનો ઉપયોગ સામાજિક પ્રગતિને માર્ગે થયો પણ ખરો. પણ દ્વંદ્વાત્મક એવા આજના સમાજમાંની વિરોધી પરિસ્થિતિએ એના ઉપર અસર કરી અને પરિણામે એ પ્રત્યાઘાતનો પ્રતિક પણ બની ગયો. છતાં યે એમ તો કોઈ નહિ કહી શકે કે ટ્રોટસ્કી મહાન ન હતો. એમ પણ કોઈ નહિ કહી શકે કે જગત–ક્રાંતિની આગેકૂચમાં એનો ફાળો મહત્ત્વનો નથી.

૧૮૭૮ માં એક યહૂદી કુટુંબમાં ટ્રોટસ્કીનો જન્મ થયો. એનું સાચું નામ તો હતું ડેવીડોવીચ બ્રોન્સ્ટીન. રશિયાના ઘણા ક્રાંતિકારોની જેમ એને પણ પોતાની જાત છુપાવવા માટે જે અનેક નામ ધારણ કરવા પડયાં એમાંનું એક 'ટ્રોટસ્કી' હતું. ૧૯૦૨ માં એ જ્યારે સાઈબીરિયાનાં કાળાં પાણીમાંથી નાસી છૂટચો અને ઈંગ્લાંડ ગયો ત્યારે એણે પોતાના પાસપોર્ટ ઉપર આ નામ ચડાવી દીધું હતું.

ઓગણીસમાં શતકનો ઉત્તરાર્ધ રશિયામાં ક્રાંતિકારી પ્રવૃત્તિ જોઈ રહ્યો હતો. વાતાવરણ જ ક્રાંતિમય બની ગયું હતું. ટ્રોટસ્કી ઉપર પણ એની અસર થઈ અને નાની વયથી જ એ ક્રાંતિકારી પ્રવૃત્તિમાં ભાગ લેતો થઈ ગયો.

પંદર વર્ષની વયે તો તેને ઓડેસ્સાના વિદ્યાલયમાંથી તેના ક્રાંતિકારી વિચારોને કારણે બરતરફી પણ મળી હતી. બાવીસ વર્ષની એની વય થઈ ત્યારે એને દેશનિકાલની સજા થઈ. ત્રણ વર્ષ સુધી એ સાઇબીરિયામાં રહ્યો અને પછી નાસી છૂટચો. અને પાછો ૧૯૦૫ માં જ્યારે રશિયામાં ક્રાંતિકારી આંદોલન ઊભું થયું ત્યારે, તે પેટ્રોગ્રેડના મજૂરોની સોવિયેટના પ્રમુખ તરીકે દેખાયો. એ આંદોલનને લોહીની નદીઓમાં ડુબાવી દેવામાં આવ્યું અને ટ્રોટસ્કીને ફરી વાર સાઈબીરિયા મોકલવામાં આવ્યો. પણ ઝારશાહીના દરોગા તેને છ મહિનાથી વધારે ન સાચવી શકયા. એ ફરીને નાસી છૂટચો.

પછીનાં દસ વર્ષ એ અનેક રાષ્ટ્રોમાં–ફ્રાન્સમાં, સ્વિટ્ઝર્લૅન્ડમાં, ઓસ્ટ્રિયામાં, અમેરિકામાં–ઘુમ્યો. પત્રકારત્વમાંથી તે પોતાની આજીવિકા મેળવતો. વિયેનામાં તેણે 'પ્રવદ'નું સંપાદન કર્યું. જર્મનીમાં તેણે પહેલી રશિયન ક્રાંતિનો ઇતિહાસ લખ્યો. પછી એક રશિયન છાપામાં કામ કરતો હતો. ૧૯૧૭માં જ્યારે રશિયામાં ક્રાંતિનો આરંભ થયો ત્યારે ન્યુયોર્કમાંના તેના મિત્રોએ થોડી રકમ એકઠી કરી તેને રશિયા મોકલ્યો. ક્રાંતિના આરંભકાળમાં અને મજૂર–વર્ગની સરમુખત્યારીની સ્થાપના પછી ટ્રોટસ્કીએ કેટલાંયે મહત્ત્વનાં કાર્ય કર્યાં. એણે બાલસેનાની રચના કરી; એ રાતારૂસનો પહેલો વિદેશમંત્રી થયો.

લેનિન હતો ત્યાં સુધી એના વિશાળ વ્યક્તિત્વ સામે ટ્રોટસ્કી નમી જતો. કેટલીયે વાર એને લેનિન જોડે મતભેદ થયો છે. પણ બધા જ પ્રસંગોમાં એણે લેનિનનો માર્ગ સ્વીકાર્યો છે. પણ લેનિનના મૃત્યુ પછી ટ્રોટસ્કીનો પ્રત્યાઘાતી જીવનનો આરંભ થયો છે. એની વિચાર–સરણીનું પૃથક્કરણ આપણે

• આ લેખના બીજા વિભાગમાં કરીએ છીએ એટલે એવા પ્રત્યાઘાતના કારણોમા અહીં ઊતરવાની જરૂર નથી લેનિનનુ મૃત્યુ થયુ અને રશિયનના કમ્યુનિસ્ટ પક્ષ જોડેની તેની અથડામણો શરૂ થઈ આ અથડામણોને મૂડીદારી પ્રચારકોએ ખોગી અને ટ્રોટસ્કી અને સ્ટેલીન વચ્ચેના વિરોધનુ સ્વરૂપ આપ્યુ છે આ વિરોધોને પરિણામે ટ્રોટસ્કીને એને ૧૯૨૮ ના જાન્યુઆરીમા દેશપારની સજા થઈ એને એ કાળે સઘરવા કોઈ તૈયાર ન હતુ એ અગ્નિનો તણખો ક્રાતિની આગ પોતાને ત્યા ફેલાવશે એવા ભયે કોઈ દેશની સરકાર એને વાસ આપવા તૈયાર ન થઈ છેવટે એ તુર્કસ્તાનના પ્રિન્કીપો નામના ટાપુમા જઈને વસ્યો ત્યા જ તેણે ' રૂસની ક્રાતિ નો ઇતિહાસગ્રથ લખ્યો એક વખત તો એની હસ્ત લિખિત પ્રત બળી ગઈ એ પુસ્તક માટે એને ત્રીસ લાખ રૂપિયા મળ્યા છે

પ્રિન્કીપોથી એ ફ્રાન્સ ગયો ત્યાથી નોર્વે ગયો પણ ત્યાની સરકારે તેને પોતાને ત્યા રહેવા ન દીધો છેવટે મેક્સિકોના પ્રમુખ કાર્ડેનાએ તેને આમત્રણ આપ્યુ અને પોતાના અતિથિ તરીકે તેને રાખ્યો છેલ્લા ત્રણ વર્ષથી તે આતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતા કળાકાર ડીએગો રીવેરાનો મહેમાન હતો, ત્યા જ તેનુ ખૂન થયુ છે

### જીવનકાર્યની સમાલોચના

સમાજવાદ-કમ્યુનિઝમ ના પાયાનો જ એક સિદ્ધાન્ત છે કે સામાન્યત માનવીને પરિસ્થિતિ ઘડે છે, પણ આમ પરિસ્થિતિ દ્વારા ઘડાએલા માનવીઓમા એવી વિરલ વ્યક્તિઓ પાકે છે જે પરિસ્થિતિ ઉપર અસર કરે છે-ને પરિસ્થિતિની પલટ સાધવામાં ન અવગણી શકાય એવો મહત્ત્વનો ભાગ ભજવે છે આવી વિરલ વ્યક્તિઓમા ટ્રોટસ્કીનુ નામ અવશ્ય મૂકી શકાય આજે સોવિયેટ સઘની જે ઇમારત રચાઈ છે, આજે એ પ્રદેશે જે પ્રગતિ સાધી છે અને જે તાકાત મેળવી છે એ બધા પાછળ ટ્રોટસ્કીના પ્રતિભા અને ત્યાગનો નાનો સૂનો અશ નથી.

ટ્રોટ્સ્કીએ સિદ્ધાન્તમાં ને વ્યહારમા જે ચિરંજીવી ફાળો આપ્યો છે તેની આપણે નોંધ લઈએ, પછી તેના ઉધાર પાસાની નોંધ લઈશુ ટ્રોટ્સ્કીના અવસાન કાળે એના મૂલ્યનું આવુ સરવૈયુ આપણે કાઢીએ તો જ એનું સાચુ મૂલ્યાંકન કરી શકીએ

સૌથી પ્રથમ અને સૌથી મહાન એવો ટ્રોટ્સ્કીનો ફાળો એક સાહિત્યકાર તરીકે ને સાહિત્યસમીક્ષક તરીકેનો છે એણે પોતે જે કઈ લખ્યુ છે તે પહેલી કક્ષાના કળાકારને જેબ આપે એવુ લખ્યુ છે 'History of Revolutiou" મા ભલે વૈજ્ઞાનિક દૃષ્ટિએ ક્ષતિઓ હોય-અને એ ક્ષતિઓ અક્ષમ્ય પણ છે પણ એક સાહિત્ય-રચના તરીકે તો એ પ્રથમ કોટિનો ગ્રથ છે ટ્રોટ્સ્કીનો એ ઇતિહાસ લખાયા પહેલા ક્રાતિના કોઈ ઇતિહાસમા આપણે આટલી સ્પષ્ટ ને જીવત ક્રાતિ નથી જોતા ક્રાતિના પ્રસગોને એણે જેટલુ મહત્ત્વ આપ્યુ છે એટલુ જ એ પ્રસગો પાછળના બળોના અન્વેષણને પણ આપ્યુ છે સાહિત્ય-સમીક્ષક રૂપે આપણને ટ્રોટ્સ્કી તેના "Literature and Revolution ' માં મળે છે સાહિત્ય સીધી રીતે કોઈ વર્ગનું નથી હોતુ પણ સાહિત્ય-સર્જક ઉપર એક અથવા બીજા વર્ગનું વર્ચસ્વ સ્થપાય છે અને તેથી જુદા જુદા વર્ગના હિતોની રજૂઆત એ સાહિત્યમા થતી દેખાય છે સાહિત્યકાર તો પોતાની બેડીઓ તોડીને સ્વૈરવિહારી બનવા મથતો જ હોય છે પણ તેનો સ્વૈરવિહાર સપૂર્ણપણે સફળ નથી થતો જેટલા પ્રમાણમા તેને આમા વધારે સફળતા મળે છે તેટલા પ્રમાણમાં તે પ્રગતિશીલ બને છે, સાચો કળાકાર બને છે આ વિચાર-સરણી એણે એના આ ગ્રથમા રજૂ કરી છે

વૈજ્ઞાનિક સમાજવાદની વિચાર-સરણીના ક્ષેત્રમાં ટ્રોટસ્કીએ એક સિદ્ધાન્તનુ સર્જન કર્યું છે ઔદ્યોગિક વિકાસ ન થયો હોય તેવા રાષ્ટ્રોમા મજૂર-ક્રાતિ સફળ થાય તો પછી વચ્ચે મૂડીદારી પ્રથાનો જે

ઐતિહાસિક વિકાસક્રમનો તબક્કો છે તે આવ્યા વિના પણ સીધી સમાજવાદી રચના રચી શકાય એવાં વિધાનનું પ્રતિપાદન કરતો આ સિદ્ધાન્ત છે. ૧૯૧૭માં જ્યારે રશિયામાં ક્રાંતિ થઈ ત્યારે એ સવાલ ઊભો થયો હતો કે મૂડીદારી ક્રાંતિ તો સોવિયેટ રશિયામાં સંપૂર્ણ નથી થઈ ત્યાં સુધી મજુર ક્રાંતિ સફળ શી રીતે થાય ? એ વેળાએ તો ટ્રોટસ્કી પોતે પણ આવી સફળતા તરફ સશંક દ્રષ્ટિથી નિરખતો હતો. પણ લેનીને એ સમયે કહેલું જ કે ઉત્પાદક બળોનો વિકાસ જો આંતરરાષ્ટ્રિય દૃષ્ટિએ મોટો થઈ ગયો હોય તો એ બળોનો ઉપયોગ મજુર વર્ગ કરી શકે અને એ રીતે મૂડીદારી–ક્રાંતિનો વચગાળાનો આખો તબક્કો જ બિનજરૂરી બની રહે. આ સિદ્ધાન્તની વિસ્તૃત અને દલિલબદ્ધ ચર્ચા ટ્રોટસ્કીએ કરી અને એ સિદ્ધાંતનું તેણે વ્યવસ્થિત ઘડતર કર્યું છે. રશિયન ક્રાંતિના તેના ઈતિહાસનાં આરંભનાં પ્રકરણોમાં આ સિદ્ધાંતનું સચોટ પ્રતિપાદન તેણે કર્યું છે.

વ્યવહાર–ક્ષેત્રે ટ્રોટસ્કીનો ફાળો લાલ–લશ્કરની રચના. જે લાલ લશ્કરે સમાજવાદની એ એક માત્ર ભૂમિનું જગતભરનાં મૂડીદારી રાષ્ટ્રોનાં આક્રમણ સાથે રક્ષણ કર્યું હતું. તે લાલ–લશ્કર મહદ્ અંશે ટ્રોટસ્કીની યોજનાનું પરિણામ હતું.

ક્રાંતિના કાર્યમાં આટલો મહત્ત્વનો ફાળો આપનાર આ મહાપુરુષ ક્રાંતિકારી બળો જોડે અથડામણમાં આવ્યો એ ઈતિહાસને એક દુઃખદ અને તો યે અનિવાર્ય અકસ્માત છે. એક સામાજીક રચનાના ગર્ભમાં જ બીજું સામાજીક રચનાનું સર્જન થાય છે એટલે આવા વિરોધો ઊભા થયા વિના નથી રહેતા.

ટ્રોટસ્કી અને કમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ વચ્ચેનો સૌથી મુખ્ય વિરોધ સિદ્ધાન્તનો વિરોધ છે. કમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલે જગતના છઠ્ઠા ભાગ ઉપર વિસ્તરતા એક વિશાળકાય પ્રદેશ ઉપર સત્તા પ્રાપ્ત કર્યા પછી એ સત્તાને મજબૂત બનાવવા અને એ અને જગત માટે એક બોધપાઠ રજુ કરવાનો માર્ગ લીધો. ૧૯૧૭ સુધી સમાજવાદ માત્ર વિચારસરણી જ હતો; એણે ક્યાં યે મૂર્ત સ્વરૂપ લીધું ન હતું. રશિયામાં ક્રાંતિ થઈ અને સોવિયેટ સંઘની રચના થઈ ત્યારથી સમાજવાદીઓ એ પ્રદેશ તરફ આંગળી ચીંધીને બતાવી શકે છે કે મૂડીવાદમાં જે વિરોધો ને અનિષ્ટો છે તે ત્યાં નથી. ત્યાં નથી બેકારી, નથી મંદી, નથી સામ્રાજ્યની ભૂખ. આનો અર્થ એમ નથી કે સોવિયેટ–સંઘની ક્રાંતિ પૂરતું જ પોતાનું કાર્યક્ષેત્ર મર્યાદિત બનાવી દેવાની નીતિ કમ્યુનિસ્ટ ઈન્ટરનેશલે અખત્યાર કરી છે. એનાથી ઉલટું, એ સંઘે તો જગતભરના સાઠથી વધારે રાષ્ટ્રોમાં પોતાની શાખાઓ સ્થાપી છે. એને દોરવણી આપી છે અને સહાય પણ કરી છે. એ જ કમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની સહાયથી ચીનના ચોથા ભાગ ઉપર આજે 'સોવીયેટ ચીન' ની સ્થાપના થઈ ગઈ છે. એની જ સહાયને પરિણામે તો આજે રાષ્ટ્રવાદી ચીન જાપાનનાં જંગલી ધાડાંઓ સામે આટઆટલા સમયથી ટકી રહ્યું છે અને તેને હંફાવી રહ્યું છે. પણ જેમ ઈન્ટરનેશનલ પોતાની શક્તિનો ઉપયોગ જગત–ક્રાંતિ કરવા માટે કરે છે તેમજ એ જગત–ક્રાંતિની દિવાદાંડી શાં સોવિયેટ સંઘનો વિકાસ કરવા માટે પણ કરે છે. એટલે તો સોવિયેટ સંઘમાં પંચવર્ષીય યોજનાઓને આટલું મહત્ત્વ અપાયું છે. એ યોજનાઓએ આજે એ સોવિયેટ પ્રદેશની સુરત બદલી દીધી છે. હિંદુસ્તાનનાં સીમાડા ઉપરના પ્રદેશમાં–જ્યાં ફક્ત જંગલી જાતો વસતી હતી એવાં ચીનાઈ તુર્કસ્તાનમાં–આજે સંસ્કૃતિનો સૂર્ય સોળે કળાયે પ્રકાશે છે. એટલે તો જ્યાં માનવીનો વસવાટ નહિ હતો એવા આર્ટિકના પ્રદેશમાં આજે મોટાં મોટાં કારખાનાં ધરાવનારાં નગરો ઊભાં થઈ ગયાં છે. અને આ રીતે ઊભી થયેલી તાકાતનો ઉપયોગ આજે વિશ્વ–ક્રાંતિની સફળતા માટે થાય છે. ટ્રોટસ્કીયે આ યોજનાઓનો વિરોધ કર્યો હતો. એ કહેતો હતો કે જ્યાં સુધી વિશ્વક્રાંતિ ન થાય ત્યાં સુધી એક દેશમાં સમાજવાદી રચનાની સ્થાપના ન થાય. એટલે જે દેશમાં મજૂર–વર્ગે સત્તા હસ્તગત કરી છે તે દેશના મજૂરોયે બીજા

દેશોમા એવી જ રીતે સત્તા હાથ કરવા પ્રયત્ન કરતા મજૂરોને સીધી સહાય આપવી જોઈએ પણ જો આ રીતે સોવિયેટ સઘ બીજા પ્રદેશોના આતર-વિગ્રહમા માથુ મારવાની નીતિ અખત્યાર કરત તો જગતભરનાં મૂડીદારી રાષ્ટ્રો એક થઈ જઈને ઉગતા એવા આ સમાજવાદી રાષ્ટ્રનો ભાંગીને ભુક્કો કરી નાખત પણ ટ્રોટસ્કીની જો આવી માન્યતા હતી તો યે કઈ ખોટુ ન હતુ કમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલમા કઈ એક જ મિજાજના માનવીઓ નથી વિચારભેદ વિના તો વિચાર-પ્રગતિ જ શક્ય નથી એટલે કમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલમા પણ વિચાર-ભેદ અને ચર્ચાને આવકાર આપવામાં આવે છે પણ ટ્રોટસ્કીને સોવિયેટ સઘના કમ્યુનિસ્ટપક્ષ સમક્ષ કે કમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ સમક્ષ પોતાના વિચારો રજુ કરીને સતોષ ન થયો એણે તો પોતાના વિચારોના પ્રચાર માટે કમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલમાં પોતાના એક પક્ષની સ્થાપના કરવાનો આરભ કર્યો કમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ જેવા ક્રાતિના આગેવાન પક્ષને આવા તડાં પડવા દેવા શી રીતે પાલવે? એ તો જગતના મૂડીદારો સામે અવિરત જગ ખેલતી સસ્થા છે એ તો મજૂર-ક્રાતિની લાલ સેના છે અને સેનામાં જો આવી શિસ્ત ભગ પેસી જાય તો કેમ ચાલે? એટલે કમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ પોતાની અદર આ બનતા પક્ષની રચના સહન ન કરે ટ્રોટસ્કીને આવો પક્ષ ન રચવા સામે કેટલીયે સૂચના આપવામા આવી પણ તેણે તેની અવગણના કરી એણે તો પોતાનો કાર્યક્રમ ચાલુ જ રાખ્યો સોવિયેટ સઘમા જે આર્થિક યોજનાઓ ઊભી થતી હતી તેને તોડી પાડવાનાં કાવત્રા પણ તેણે કર્યાં અને એ રીતે સોવિયેટ સઘના કમ્યુનિસ્ટ પક્ષ જોડે અને કમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ જોડે તે અથડામણમા આવ્યો પરિણામે તેને દેશપાર કરવામા આવ્યો આ પરિસ્થિતિનો ઉપયોગ આતરરાષ્ટ્રીય મૂડીદારી પ્રચાર કરતાં વર્તમાન-પત્રોએ અને બીજા પ્રચારકોએ સોવિયેટ વિરોધી પ્રચાર કરવા માટે કર્યો અને સ્ટેલીન ઉપર બધો દોષનો ટોપલો ઢોળવાનો આરભ થયો. જે મતભેદ બે વિચારો વચ્ચે હતો અને એમા એક પક્ષે કમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ અને બીજે પક્ષે ટ્રોટ્સ્કીનો અનુયાયી વર્ગ હતો તેને વ્યક્તિઓ વચ્ચેના ઝગડા તરીકે ગણાવવામા આવ્યો—તેને સ્ટેલીનની મહત્વાકાક્ષાનુ પરિણામ કહેવામા આવ્યો

પણ આજે પરિસ્થિતિ ફરે છે. અને સોવિયેટ સઘની નીતિ પણ સાથે સાથે ફરે છે જગત-ક્રાતિની ઘડી આવી ગઈ છે—તેના નગારાં જેને કાન છે તેને સભળાય છે એ ઘડીયે એવી ઘણી મોટી શક્યતા હતી કે ટ્રોટસ્કી અને કમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ વચ્ચેનો આ મતભેદ દૂર થઈ જાત એવી આ ઘડીએ ટ્રોટસ્કી જેવા સમર્થ ચિતકનુ અવસાન થાય—અને તે આવીઅ પ્રાકૃતિક રીતે થાય તે દુખદ છે

જગત-ક્રાતિના પ્રથમ પગલાના આ મહારથીની સ્મૃતિ સમક્ષ આજે તો પ્રત્યેક ક્રાન્તિકારીનાં શિર નમે છે—ભલે એણે પ્રતિક્રાતિકારી તરીકેનો ભાગ ભજવ્યો છે તોયે

# साहित्यमां हलका शब्दो

श्री. किशोरलाल घ. मशरुवाला

આપણા દેશની ભાષાઓને બીભત્સ શબ્દોનો ભંડાર મોટો ધરાવવાનું (અપ)માન છે. ચાલીસ વર્ષ પહેલાં રાજા, દિવાન, શાસ્ત્રી, પંડિત, શિક્ષક, ન્યાયાધીશ, વકીલ, સાધુ-વૈરાગીથી માંડી ગામડીઆ સુધી સૌકોઈ પોતાની વાતચીતમાં કશો સંકોચ અનુભવ્યા વિના ભૂંડા શબ્દોથી પોતાનાં મોઢાં બગાડતા. ભાગવતની કથા કહેતાં કહેતાં પ્રવચનોમાં ગાળો કાઢતા હિંદુસ્તાની સાધુ અને પંડિતોને મેં નાનપણમાં સાંભળ્યા છે. એ એક એવી ટેવની બાબત થઈ ગઈ હતી કે બોલનારાઓને તેને કાઢ્યાનું ભાન પણ ન થતું.

પણ, આવું છતાં એક મર્યાદા હંમેશાં મનાયેલી હતી. સાહિત્યમાં એવા શબ્દો વાપરવાની કોઈ નાલાયકી બતાવતું નહિ.

સદ્‌ભાગ્યે આ ટેવમાંથી દેશ હવે મોટા પ્રમાણમાં મુક્ત થયો છે. છતાં, કેટલીક ટેવો વગર વિચાર્યે રહી જાય છે. મરાઠી ભાષામાં એકબે શબ્દ એવા છે કે જેનો ગૂજરાતમાં કોઈ સભ્યજન ઉપયોગ ન કરે, પણ મહારાષ્ટ્રમાં એ ખાસ હલકા મનાતા નથી, અને સારા ઘરની સ્ત્રીઓ પણ તેનો ઉપયોગ કરી નાંખે છે. છતાં, કોઈ ઠેકાણે મરાઠી સાહિત્યમાં મેં એનો વપરાશ થયેલો જોયો નથી.

ગૂજરાતી ભાષામાં પણ એવો એક શબ્દ છે, જેને અણવિચારી ટેવને લીધે આપણે ગાળ સમજતાં જ ભૂલી ગયા છીએ, અને તે એટલે સુધી કે સાહિત્યમાં પણ તેનો ઉપયોગ કરવામાં આવે છે. એ શબ્દ 'સાળો.' ગૂજરાતમાં અને ખાસ કરીને સૂરત-ભરૂચ જિલ્લાના લોકોમાં એ શબ્દ સૌકોઈ વાપરે. પુરુષ, વૃદ્ધા, જુવાન, બાળક. એ કોના દેખતાં બોલવો તે વિષે કાંઈ સંકોચનું કારણ જ મનાયું નથી. એ શબ્દ સાથે પુરુષને પણ સંબોધાય, સ્ત્રીને પણ સંબોધાય, દીકરાને (અને ઉતાવળમાં દીકરીને) પણ કહેવાય; બહુ ગડબડમાં પત્નીને પણ કહી દેવાય; જાનવર અને નિર્જીવ પદાર્થોને તો લગાડી શકાય જ. શ્રી રવિશંકર મહારાજ કહે છે કે ઉત્તર ગૂજરાતમાં 'સાળા'ને દીયર કહે છે, અને તેથી ગાળમાં દીયરનો છડેચોક ઉપયોગ થાય છે.

પણ જૂની ટેવથી ભલે આપણને એ શબ્દની હલકાઈનો ખ્યાલ ન આવતો હોય, છતાં એ જાણવાની જરૂર છે ખરી. ગૂજરાત બહાર જેમ જેમ ઉત્તરમાં જાઓ તેમ તેમ એ સંબોધન ભૂંડી ગાળ કરતાં વધારે અપમાનકારક ગણાય છે, અને તેમાંથી મારામારી પણ થઈ જવાનો સંભવ ઊભો થાય છે. એ ટેવ ગંદી તો છે જ; અને જરા ખ્યાલ રાખવામાં આવે તો થોડાક જ દિવસમાં તદ્દન છૂટી જઈ શકે છે. આ અસભ્યતાને છોડવાની ઘણી જરૂર છે.

પણ આપણા લેખકો તો એ શબ્દ સાહિત્યમાં યે વાપરતા અચકાતા નથી. પોતાના કે પોતાનાં પાત્રોના ઉદ્‌ગારોમાં જોર ભરવાને એનો ભારદર્શક વિશેષણ તરીકે ઉપયોગ કરે છે, અને પૂરો ભાર દેખાડવો હોય ત્યારે તેની જોડણી પણ એ શબ્દ કાનનાં ખૂંચી શકે તેવી રીતે બદલે છે.

મને લાગે છે કે આ શબ્દને ગૂજરાતી સાહિત્યકારો રજા આપે તો સારું.



# અવલોકનો

(૭૩) છેલ્લો ફાલ —લેખક ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા પ્રકાશક એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુબઈ–૨ કિંમત ત્રણ રૂપીઆ

ધનસુખલાલને તો ગુજરાત હાસ્યરસના લેખક તરીકે સારી પેઠે પીછાને છે તેમના શિષ્ટ અને નિર્દંશ હાસ્યે તેમને વિશિષ્ટ સ્થાન અપાવ્યું છે માનવ હૃદયની એકાદ લાગણી પકડી ખડખડાટ હસાવે તેવો મર્મ અહીં નથી અહીં તો છે હૃદયની લાગણી અને સૂતેલી ઊર્મિઓને ઝણઝણાવી જાય તેવી વાર્તાઓ અને નાટિકાઓ

આ સંગ્રહમા વીસ વાર્તાઓ છે તેમા પાચ અનુવાદ કૃતિઓ છે અનુવાદ કૃતિઓ ટૂંકી વાર્તાના સુંદર નમૂના છે એકાદ પ્રસંગ તેનું કલામય નિરૂપણ અને પરાકાષ્ઠાએ પહોચી સચોટ અસર મૂકી વાર્તા પૂરી થાય છે વાચક ઘડીભર તો વાગોળ્યા કરે તેવી રસમય એ વાર્તાઓ છે મૌલિક કૃતિઓમા હાસ્ય રસિક ધનસુખલાલ છૂપા રહી શક્યા નથી 'શેરદીન, ટેલીફોન મારફતે ભૂતીયો ઓરડો વગેરે વાર્તાઓમા મર્મવેધક હાસ્ય દેખાય છે લેખકને સુરતી જીવનનો સારો પરિચય હોઈ તેની છાયા અને એ જીવનની મીઠી મશ્કરી પણ કેટલીક વાર્તાઓમા જણાઈ આવે છે

આ વાર્તાઓ કરતા પણ જબરદસ્ત ચોટ લગાવી જાય તેવી બાર નાટિકાઓ છે બાર નાટિકાઓમાંથી દશ તો વેશાંતર કરેલી કે રૂપાંતર પામેલી નાટિકાઓ છે છેલ્લી બે નાટિકા તો લેખકની સર્જકતાની કૃતિ 'અમે બધા'માંથી નવલકથાના બે પ્રકરણો ઉતારી છે માનવ હૃદયને સ્પર્શ કરતી આ કલાકૃતિઓ વાચ્યા પછી તો લેખકની મૌલિક વાર્તાઓ કંઈક ઝાખી પડતી લાગે છે ઘડીભર એમ પણ થઈ જાય છે કે લેખક આવી વેશાંતર કરેલી કૃતિઓ વધુ કાં ન આલેખે ?

આ નાટિકાઓની આયોજન પદ્ધતિ તેની પ્રવાહી શૈલી, બુદ્ધિને ચમકાવે તેવા સુંદર સંવાદો, અને તેમની કલામયતા તેમને બહુમૂલ્ય બનાવે છે

કરુણ રસ રેલાવતી 'તરસ' અને 'અખંડજ્યોત' દિલમાં અરેરાટી જગાવે તેવી 'સ્ટેશન માસ્તર' વેદનાશીલ 'કારમી કસોટી' જેવી નાટિકાઓ કેમે કરી ભૂલાય તેવી નથી ભરભર હસાવી જાય તેવી છેલ્લી ત્રણ નાટિકાઓ પણ વાચકને વશ કરી દે તેવી છે

આ સંગ્રહમા વાર્તાઓ કરતાં નાટિકાઓ સુંદરતર છે અને તેમાએ અનુવાદ કે વેશાંતર કૃતિઓ જ કલાના અનુપમ નમૂનારૂપ છે લેખકે ન જણાવ્યું હોય તો ઘડીભર તો ખબર પડે તેમ નથી કે આ કૃતિઓ પર સાહિત્યની છે

'છેલ્લો ફાલ' વાચ્યા પછી એક વિચાર મગજમાં સતત ભમ્યા કરે છે ધનસુખલાલ હાસ્યરસના સિદ્ધહસ્ત લેખક હોવા છતા તેમની કલમમાં કલાકૃતિઓ નિર્માણ કરવાનું જોમ હોવા છતાં, અહીં કેમ ઝળક્યો નહિ? ગુજરાત ક્યારે આવી મૌલિક નાટિકાઓ વાચી શકશે?

આ સંગ્રહમા અંગ્રેજી અને પર સાહિત્યની કલાકૃતિઓના સુંદર નમૂના હોઈ અભ્યાસીઓને આયોજન પદ્ધતિ માટે માર્ગદર્શક છે વાર્તાઓ અને નાટિકાઓ સમરસ હોઈ સામાન્ય વાચકને પણ રસમા તરબોળ તો જરૂર કરશે

આ 'છેલ્લો ફાલ' છેલ્લો જ સમજવો કે લેખક તરફથી ગુજરાતને બીજી મૌલિક વાર્તાઓ નાટિકાઓ મળશે? આપણે લેખકને કહીએ કે આપણી ભારતીને મૌલિક કલાકૃતિઓનું નિર્માણ કરવાના કોડ છે તમે કલાપૂર્ણ કલાના નમૂના કાં ન આપો!

(૭૪) બમા બાપુ:—લેખક: ચંદ્રવદન ચીમનલાલ મહેતા. પ્રકાશક: આર. આર. શેઠની કંપની, મુંબઈ નં. ૨. કિંમત રૂ. ૨–૮–૦

એક દેશી રાજ્યના 'બાપુ'ની આ કથા છે. લેખકે હાસ્યનાં છાંટણાં વેરતાં વેરતાં 'બાપુ'ના શોખ, તેમનો પ્રેમ, તેમનો રાજ્ય વહીવટ, તેમનો પ્રજાપ્રેમ વગેરે સુંદર રીતે દર્શાવ્યું છે. રાજ્ય ખટપટો, કારભારીના કાવાદાવા, અંદરનો સડો વગેરે હકીકતો વાચકને ચમકાવે તેવી છે. આથીએ વધારે ચમકાવે તેવી, અરે અરેરાટી જગાવે તેવી હકીકત 'બાપુ'ના રમણવિલાસની છે. રૂપસુંદરીઓ વળી 'બાપુ' પાસે જે પશુતાનું પ્રદર્શન કરે છે તે તો કમકમાટી કરાવે તેવું છે. ઘડીભર તો થઈ જાય છે શું આ સાચું હશે?

નવલકથા પૂરી કરી રહ્યા પછી આપણને એક વસ્તુ સતત સાલ્યા કરે છે. કે લેખકને રૂપરાણીઓ સિવાય બીજું કંઈ લખવાનું ન સૂઝ્યું? જરૂર એ વસ્તુનું આલેખન જરૂરી છે. પણ વાચકને ક્લેષ કરે અને તેની લાગણીઓને કંટાળો આપે તેટલું લાંબુ આલેખન બીન જરૂરી લાગે છે. અને આવા વર્ણનોના અતિરેકને લીધે 'બાપુ'ની પ્રજાનું દર્શન થઈ શકતું નથી. પ્રજાની ફરિયાદો, પ્રજાનાં દર્દો, પ્રજાની અરેરાટી, પ્રજાનાં આક્રંદ આમાંનું આપણને બહુ જ ઓછું સાંપડે છે.

પહેલું પ્રકરણ 'અબ જાગ મુસાફિર'નું અનુસંધાન છેક છેલ્લા પ્રકરણમાં મળે છે આથી વાચકને ઘડીભર તો સંશય થાય છે કે આ પ્રકરણ શા માટે? અને લેખકના નાટકોમાં જે સુરેખ પાત્રાલેખન મળે છે તેવું અહીં મળતું નથી: 'બાપુ,' કારભારી નવલ કો સાહેબ, નભલોચન, ગોપીકુંવરબા, યશોધરાબા વગેરે લોહી માંસનાં બનેલાં' હૃદયના ધબકારા કરતાં માનવીઓ નહિ પણ ધુમ્મસમાં અસ્પષ્ટ દેખાતાં પૂતળાં જેવા લાગે છે. બધાં કરતાં 'નભલોચન' કંઈક અંશે તેજસ્વી પાત્ર છે અને તેનું આલેખન સુરેખ બન્યું છે.

આ નવલકથાની વિશિષ્ટતા તો તેનું હાસ્ય છે. 'એક દાયકા' એ પ્રકરણ કટાક્ષ અને નર્મનો સુંદર નમૂનો છે. એક દાયકામાં બાપુએ શું કર્યું? 'એક વખત બાપુએ દોઢ મિનિટમાં પોતાના હાથે કોઈની મદદ વિના ગળા ઉપર ટાઈ બાંધી હતી...મુંબાઈમાં સાંજના ચાર વાગ્યાથી રાતના બાર સુધી એમ ત્રણ જુદા જુદા સિનેમા શો લાગલગાટ જોયા હતા... અડધો માઈલ જેટલો લાંબો પંથ એમણે એકલે પગે જ ચાલી નાખ્યો હતો.' આવાં આવાં તો ઘણાં પરાક્રમો નોંધેલાં છે.

નભલોચન જેવું પાત્ર નિરૂપી લેખક વાચકને અવઢવમાં મૂકી દે છે. વાર્તા તંતુને એ રીતે લંબાવે છે અને વાર્તા પ્રવાહમાં વાચક તણાયે જાય છે. અહીં શ્રી. મુનશીની નવલકથાની માફક અમોઘ કાર્યવેગ નથી. તેમ શ્રી. રમણલાલ દેશાઈની નવલકથાઓની જેમ ચર્ચા કે મનન નથી. અહીં માત્ર છે સ્પષ્ટ પ્રસંગ ચિત્રો અને 'બાપુ'ના જીવનની વિસ્તૃત કથા.

વાર્તાનો અંત કંઈક કૃત્રિમ લાગે છે. અને ભાઈબેન પરણવાનો વિચાર કરી મુંબાઈની વાટે ઉપડે છે એ હકીકતથી કંપારી છૂટે છે. ટૂંકમાં એમ કહી શકાય કે લેખકનો નવલકથા પરનો આ પહેલો પ્રયાસ હોઈ કચાશ રહેવા પામી છે. નાટકમાં જે તેમની સ્વાભાવિક હથોટી બેઠી છે તે નવલકથામાં બેઠી લાગતી નથી.

પીતાંબરભાઈ પટેલ

(૭૫) ગ્રામોન્નતિ—લેખક: રમણલાલ વસંતલાલ દેસાઈ પ્રકાશક–ઉપર પ્રમાણે કિંમત–બે રૂપિયા.

'ગ્રામલક્ષ્મી'ના લેખક 'ગ્રામોન્નતિ' વિશે એક લાંબો નિબંધ આપે છે. લેખક પોતેજ કહે છે, 'ગ્રામજીવનનાં નિષ્ણાત તરીકે નહિ, પરંતુ ગ્રામજીવનના નમ્ર ભક્ત તરીકે આ પુસ્તક હું પ્રસિદ્ધ કરું છું.'

હિંદ ગામડાંનો બનેલો છે. ગામડાં આજે તો દુર્દશામાં સડી રહ્યા છે. તેના ઉદ્ધાર વગર હિંદનો ઉધ્ધાર નથી. પ્રશ્ન તો એ છે કે એ ગામડાંનો ઉધ્ધાર કેમ કરવો? એ હીનદશામાં સડતાં ગામડાંની ઉન્નતિ કેમ કરવી? અને લેખક સમભાવથી, ભક્તિ-

ભાવથી અને રસથી એ પ્રશ્નને તેમની રીતે છણે છે ગામડાની ધૂળ ચાટતા જે મોટા થયા હશે તેમને તો ખબર હશે કે આજનાં ગામડાં દુર્દશાના છેલ્લા કાંઠે આવી ગયા છે આજના ગામડા જોવા જેવા નથી રહ્યા તેમ જીવવા જેવા રે નથી રહ્યાં. આપણે કલ્પના કરીએ તે કરતાં પણ ખરાબ દશા ગામડાની છે પણ તેથી શુ ? તેની ઉવેખના કરે તેનો કંઈ ઉકેલ નીકળે ? ગાધીજીએ એ સડતા ગામડાં તરફ પ્રેમ પ્રકાશ ફેંક્યો અને આપણી બધાની આખ ઉઘડી ગઈ અને એની સુધારણા માટે પ્રયોગો થવા લાગ્યા પણ તેની સર્વાંગી ઉન્નતિ ક્યારે થાય ? શ્રી રમણલાલ દેસાઈ ગામડાના સર્વતોમુખી વિકાસની રૂપરેખા દોરે છે, માર્ગદર્શન કરાવે છે લેખક પોતે અમલદાર હોઈ, ગામડા અને અમલદારી વચ્ચેના ઘર્ષણો અને અમલદારો કેવી સુધારણા કરે છે તેનો સચોટ ખ્યાલ આપ્યો છે લેખક પોતેજ કહે છે મહિનામાં એકાદ બે રાત્રી કે દિવસ ગાળી ગામનો કાને બોલાવી તેમને મૂર્ખો બનાવી તેમની ખામીઓ બદલ શિખામણ આપી બોધ કરી ઘણું ઉપયોગી કામ કર્યું એમ માની રાત્રે ચોરાના પલંગમા સૂઈ જનાર અમલદાર કરતા ઝૂપડી બાંધી થાણુ નાખી પડેલો એક સચ્ચરિત સામાન્ય સેવક ગ્રામોન્નતિનું કામ વધારે સફળતાથી કરી શકશે

ગ્રામોન્નતિના પ્રયોગોની લેખકે ક્યાક ઐતિહાસિક આલોચના પણ કરી છે છેવટે લેખક એક આદર્શ ગામડાંની કલ્પના કરે છે અને એ આદર્શને પહોંચવાના માર્ગો પણ તે ચિંધે છે વસ્તુને વધુ સ્પષ્ટ કરવા લેખકે ક્યાંક ક્યાક નકશા પણ મૂક્યા છે જો કે સુધારણાના માર્ગોમા કેટલાકને મતભેદ હશે પણ લેખકની દેખાઈ આવતી ધગશ અને તેમનો ગ્રામજીવનનો અભ્યાસ જરૂર આવકારદાયક છે ગામડાના પ્રશ્નોને છણતુ એક આવુ જ બીજું પુસ્તક બબલભાઈ મહેતાએ લખ્યુ છે આ પુસ્તક પણ ગામ સુધારકો અને ગામડાના અભ્યાસીઓને અવશ્ય વાંચવા જેવુ છે આવા પ્રશ્નોની છણાવટથી જ સાચો રાહ નીકળશે

આ નિબધની શૈલી શિષ્ટ છતાં સાદી ગભીર અને વાચકને ભાર ન લાગે તેવી હળવી તો ક્યાક મૂડી એક પતિવ્રતા સતીની માફક વ્યક્તિની સોડમાં જ ભરાતી ચાલી ' જેવી અલકાર યુક્ત છે શ્રી રમણલાલ સિદ્ધહસ્ત લેખક હોઈ તેમની ભાષા કસાયેલી અને ટકેલ તો છે જ પણ તેની અખડ પ્રવાહિતા જળવાતી લાગતી નથી ટૂકી વાક્યાવલીઓ અને વિશદતા એ આ નિબધની વિશિષ્ટતા છે

મી૦

(૭૬) વિદાય વેળાએ ખલિલ જિબ્રાન અનુ કિશોરલાલ મશરૂવાળા—નવજીવન પ્ર મદિર અમદાવાદ મૂ આઠ આના

આ બીજી આવૃત્તિ છે કિશોરલાલભાઈએ પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામા લખ્યું છે કે પણ પુસ્તકનુ સાચુ માધુર્ય તો એના વિચારોને પી જઈ કોઈ અધિકારી કવિ ગુજરાતીમા પદ્યબદ્ધ કરે તો જ ચખાય' એ સાચુ તો છે જ છતા આ ગદ્યાનુવાદે કવિના ચિતન અને કાવ્યને સફળતાથી રજુ કર્યાં છે પુસ્તકની બીજી આવૃત્તિએ એની યોગ્ય લોકપ્રિયતા સાબીત કરી છે

(૭૭) કલ્કી અથવા સસ્કૃતિનુ ભાવિ : અનુવાદક નગીનદાસ પારેખ પ્ર નવજીવન પ્ર મદિર અમદાવાદ મૂ દસ આના

શ્રી રાધાકૃષ્ણનની ધીરગભીર અને જોરદાર વાણી જ સાંભળી રહ્યા હોઈએ એટલા રસપૂર્વક આ પુસ્તક વાચ્યુ કે પુસ્તકમા જે વિચારો રજુ થયા છે તે વર્તમાન યુગના લગભગ તમામ પ્રશ્નોને સ્પર્શે છે શ્રી રાધાકૃષ્ણન મહાન તત્ત્વવેત્તા છે એમ તો આ પુસ્તકના વાચનથી જણાઈ આવે છે પરતુ તેઓ સ્વામી વિવેકાનદ જેવા ધર્મપ્રચારક પણ છે એવું યે આ પુસ્તકની શૈલિ, ભાષા અને અને પ્રવાહિતા ઉપરથી લાગે છે મૂળ પુસ્તક વાચ્યુ નથી પણ અનુવાદની ભાષા અને વિચારોની સરળતાથી મૂળ પુસ્તકનો ખ્યાલ આવી શકે છે આ પુસ્તક ગૂજરાતને ઉપકારક નીવડશે એમા શકા નથી

(૭૮) ઈન્કમટેક્ષ સંબંધી મારી રેડિયો ઉપરની વાતચીત અને લેખો—લે: ભોગીલાલ ચીમનલાલ શાહ. પ્ર. ધી સ્ટ્રેટસ પીપલ્સ લી૦ મુંબઈ ૧.

ઈન્કમટેક્ષનો કાયદો અટપટો તો નથી, પરંતુ નાણા લેવા કે દેવાની વસ્તુ હમેશાં અટપટી બની છે કારણકે લેનાર વધુ લેવા પ્રચ્છે છે. દેનાર છટકવા માગે છે. આ પુસ્તક લેનાર માટે તો નથી, પરંતુ દેનારને કાયદાના અટપટા માર્ગો સરળ રીતે બતાવે છે. આપણા મોટા વેપારીઓ તો ઈન્કમટેક્ષ ઓફીસરનું માથું ભાંગે એવા હોય છે પણ નાના વેપારીઓ કાયદો ન જાણતા હોવાથી નજીવી ભૂલોને લઈ દંડાઈ જાય છે. એવાઓને આ પુસ્તક ઉપયોગી થશે. વિષયની રજુઆત સરળ રીતે થઈ છે.

મો.

(૭૯) માતાજી સાથે વાર્તાલાપ:-મૂળલેખક શ્રી માતાજી; અનુવાદક શ્રી અંબાલાલ પુરાણી; પ્રકાશક: શ્રી અરવિંદ કાર્યાલય આણંદ. મૂલ્ય રૂા. ૨

શ્રી અરવિંદ આશ્રમનાં શ્રી માતાજીએ જિજ્ઞાસુઓ સાથે જે વાર્તાલાપો કરેલા તે સંગ્રહિત રૂપે 'કોન્વરસેશન્સ વીથ ધ મધર ' નામે પુસ્તકમાં પ્રગટ થયેલ. એ પુસ્તક જિજ્ઞાસુઓને ભેટ જ અપાતું, એની નકલો વેચાતી નહિ, એ રીતે એ સામાન્ય જનતાને માટે મનાયું નહોતું પરંતુ હવે તે, બીજી ભાષાના જિજ્ઞાસુઓને પણ ઉપયોગી બને તે માટે તેનું ભાષાંતર કરવાની શ્રી માતાજીએ અનુજ્ઞા આપી છે અને એટલે જ આપણને એ ગૂજરાતીમાં સુલભ થયું છે. શ્રી. અંબુભાઈ શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનના પૂર્ણજ્ઞાની અને ભાષાવિદ્ છે, એમના જેવા અધિકારીને હાથે અનુવાદિત થયેલ પુસ્તક મૂળના ભાવને પૂર્ણ રીતે પ્રગટ કરી જ શકે એ સમજી શકાય તેવું છે. મૂળ પુસ્તકના રસનું આ વાંચતાં બરાબર સ્મરણ થાય છે.

(૮૦) રાજપીપળામાં નવી વસાહત:—લેખક મણિલાલ દ્વિવેદી, નવસારી, મૂલ્ય ૭ આના.

રાજપીપળા રિયાસતના વાલિયા તાલુકાની નવી વસાહતના વિકાસનો આ નાના પુસ્તકમાં સારો ઈતિહાસ અને સારું અન્વેશણ રજૂ થયાં છે. વીસ વર્ષ પહેલાં જ્યાં કેવળ જંગલ હતું ત્યાં આજે પ્રથમ એક વ્યક્તિના સાહસે કેટલાંય ગામો આબાદ થયાં ને નવાં વસ્યાં તેની હકીકત સંગ્રહવા જેવી અને વાંચવા વિચારવા જેવી ગણાય. આ વિષય પર ' નવસારી સ્વાધ્યાય મંડળ ' આગળ લેખકે કરેલા ભાષણનો સાર પણ આમાં સમાવેશિત થયો છે.

(૮૧) પૈસા પ્રાપ્ત કરવાની કળા:—(ભાગ બીજો) સંગ્રાહક અને પ્રકાશક: શ્રી. ગોવિંદરામ કે. શર્મા, આદર્શ સમાજ કાર્યાલય, રામનગર, સાબરમતી, અમદાવાદ, મૂલ્ય આઠ આના.

બે ત્રણ જુદી જુદી વ્યક્તિના લેખો, ગૂજરાતમાં ખનિજ વગેરેના ઉત્પાદનની શક્યતા અને સ્થાન નિર્દેશ અને બેકારીમાં કામ કરવાના સામાન્ય ધંધાઓ વિષેનું દિશાસૂચન એટલું આ પુસ્તિકામાં આપેલું છે.

(૮૨) જેલના કાયદા:—પ્રયોજક ને પ્રકાશક:– લવણપ્રસાદ શાહ, ૩૬, ભાંગવાડી, મુંબઈ–૨ મૂલ્ય ચાર આના.

રેલ્વેના કાયદાની આ લેખકની પુસ્તિકા જેટલી જ ઉપયોગી પુસ્તિકા આ છે. કેવળ જેલ જનારને જ નહિ, આપણી જેલો કેવી છે તે સમજવા માટે પ્રત્યેકને આ પુસ્તિકા વાંચવી જરૂરી ગણાવી જોઈએ. આ પુસ્તકને અમે આવકારીએ છીએ.

(૮૩) સ્મરણ યાત્રા—લેખક શ્રી કાકાસાહેબ કાલેલકર; પ્રકાશક: નવજીવન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય રૂા. ૧॥

'સ્મરણ યાત્રા ' વાંચતાં કોણે આનંદ નહિ અનુભવ્યો હોય ? હાસ્યરસ, કરુણ રસ અને ભાવરસ અને ગંભીરતા જેવી, કલાયુક્ત નવલકથામાંથી ઉદ્ભવતી લાગણીઓ પણ કોને નહિ થઈ હોય ? મિત્રો સાથે વાતો કરતાં પ્રસંગ ઉપસ્થિત થયે ઘણાઓએ આમાંના પ્રસંગોને યાદ કર્યા હશે, એના પાનાંઓને રસથી ફરી ફરીને મોટેથી વાંચ્યાં હશે. આવી '**સ્મરણ**

યાત્રા'ના કેટલાક પ્રકરણો તો ગૂમ થઈ ગયા છે એ જાણીને દુઃખ પણ થયેલું હશે એ 'સ્મરણ યાત્રા'ની આ નવી આવૃત્તિ છે આનંદની વાત છે એમા ખોવાઈ ગયેલા પ્રકરણોમાથી કેટલાંક જડયાં છે તેને આમા ઉમેરી દેવામા આવ્યા છે કાકાસાહેબ આ બીજી આવૃત્તિમા 'સંતોષ' લખતાં વિચાર કરે છે કે સાહિત્યને આનો ઉપયોગ ખરો ? આ સ્મરણો ટકશે ખરા ? એનો જવાબ એ જ કે જો સામાન્ય લોકોએ અને વિદ્યાર્થીઓએ પણ એ રસથી વાચ્યા હોય તો એનો ઉપયોગ છે જ એ વાચના વાચતાં પોતાનું પ્રતિબિબ એમા જુએ છે એમા એ પોતાનું વરવાપણુ પણ જુએ છે ને શરમાઈને એને ઠીક કરવાનો પ્રયત્ન કરવા પ્રેરાય છે આ આવૃત્તિમા પ્રસ્તાવનાના બે પ્રકરણો અને સ્મરણોના નવ પ્રકરણો નવા છે 'ચા'

## સ્વીકાર

'कल्याण'નો સાધનાંક પ્રકાશક ગીતા પ્રેસ, ગોરખપુર

વાર્ષિક સવા ચાર રૂપિયાના લવાજમમા कल्याण હિંદી માસિક ખૂબ ચિત્રો અને પાનાઓ સહિતના ઉપયોગી વાચનપૂર્ણ અગિયાર અંકો સાથે હજાર પાના અને પુષ્કળ ચિત્રોવાળો એક વિશેષ અંક એ 'कल्याण'ની વિશેષતાને ઉપયોગિતા છે

'નવચેતન'નો રંગભૂમિ અંક નવચેતન માસિકનો આ વિશેષાંક રૂપેરંગે ઘણો આકર્ષક છે, લેખન સામગ્રી પણ મોટે ભાગે સારી છે બગાળી, આયરિશ, ઈંગ્લિશ, જાપાનિઝ વગેરે રંગભૂમિઓનો પણ પરિચય આપતા લેખો છે 'શ્રી નંદકે લાલા'ના 'વન્સમોર'ના લેખ સબધી કહેવાનુ કે 'વન્સમોર' માત્ર પ્રેક્ષકો નથી માગતા પણ નાટકના નટો, દિગ્દર્શકો, લેખકો અને માલિકો પણ માગે છે એ વસ્તુ તેમની પાસે વન્સમોરની માગણી થતાં આનંદમાંથી જોવા મળે છે

'કુમાર'નો ૨૦૦ મો અંક 'કુમાર'ની કારકીર્દિ વિષે કંઈ નવુ કહેવા જેવુ નથી એનો સોમો અંક પ્રગટ થયો હતો તે રીતે આ બસોમો અંક પ્રગટ થયો છે સોમા અંક જેવો આ અંક નથી છતા જેણે સોમો અંક ન જોયો હોય તેને તો આ બસોમો અંક ખૂબ જ સરસ લાગે તેવો છે

કુમારની પ્રગતિની વાચ્છના આપણા સૌના દિલમા છે, તે સદાય પ્રગતિ કરતુ રહો

---



---



વર્ષ દસમું : અંક નવમો. ડિસેમ્બર ૧૯૪૦

# શાસ્ત્રીયતા : સરસતા

આ દ્વંદ્વ સનાતન છે. એમની વચ્ચેનો વિસંવાદ પણ સનાતન છે. એ વિસંવાદમાંથી સંવાદ જન્માવવાની આવશ્યકતા પણ યુગ યુગ જૂની છે. અને જ્યારે જ્યારે એ સંવાદ જન્મે છે–જ્યારે શાસ્ત્રીયતા રસિક બને છે, અને રસિકતા શાસ્ત્રીય બને છે, ત્યારે દુનિયાને કોઇ ને કોઈ મહાન કૃતિ, કોઈ ને કોઈ મહાન પુરુષ, કે કોઈ ને કોઈ મહાન પ્રસંગ જોવાનો મળે છે.

શાસ્ત્રીયતાનો દાવો છે કે એના વર્તુલમાં જે ન આવી શકે તે અનધિકારી ગણાય. રસિકતાનો દાવો છે, કે કોઈપણ ભોગે મોટું વર્તુલ જન્માવવું એટલે મારું કર્તવ્ય પૂરું થાય છે. એ બન્નેનો સંવાદ સાધવા મથતા હરેક સાધકની વાંચ્છના છે કે એ બન્ને વર્તુલો માત્ર એક બીજાના પરિઘને અડીને નહિ, પણ સમગ્ર રીતે એક બીજાને છાઈને રહે તો એમાં જનતાનું કલ્યાણ છે, જનતાનો ઉત્કર્ષ છે, જીવન અને કલાની સાર્થકતા છે.

શાસ્ત્રીયતા અને રસિકતાનું, આ યુદ્ધે ચડેલું વિરલ દ્વંદ્વ, જીવનના હરેક ક્ષેત્રમાં જુદે જુદે રૂપે અને જુદે જુદે નામે કામ કરે છે. પુરુષ સ્ત્રીને કહે છેઃ "એમાં તારો અધિકાર નથી. એ તારો વિષય નથી. એમાં ઝીણવટથી જોવાનું છે." એની એ વાણીમાં શાસ્ત્રીયતાનો પડઘો છે. સ્ત્રીની રસિકતા એને નિત્યના કઠણ જીવનવ્યવહારમાં અસ્થાને લાગે છે. પણ જ્યારે એમના જ વચ્ચે સોનેરી કડી જેવી પ્રેમની સાંકળ આવે છે ત્યારે બન્નેને લાગે છે કે એક વિના બીજાની મહત્તા જ નામશેષ છે.

શાસ્ત્રીયતા અને રસિકતા એ બન્ને ગુસ્સે થયેલા અને એક બીજાને પીઠ દઈને બેઠેલા મિત્રો છે. શાસ્ત્રીયતા કવિને કહે છેઃ આમાં છંદોભંગ છે, યતિભંગ છે, લય નથી, અલંકાર નથી, શબ્દાડંબર નથી. આ કવિતા નથી. રસિકતા કવિને કહે છેઃ આમાં છંદની ગુલામી છે. યતિનું દાસત્વ છે. શબ્દોનું પ્રભુત્વ છે. આમાં ઊર્મિ નથી, કલ્પના નથી, લાગણી નથી આમાં કવિતા નથી.

એ બન્નેનો એક સુંદર સંવાદ સાધવા મથતા સાધકો કહે છેઃ તમે બન્ને એક બીજાને તાલ આપો, એક બીજાના તાલે સંવાદી નૃત્ય કરો, અને તમે કાંઇક ખરેખરું મહાન જોશો.

શિલ્પી, કલાકાર, સાહિત્યકાર, નાટકકાર, સર્જક, વિવેચક, રાજદ્વારી નેતા, વેપારી, વણિક ને સામાન્ય જન–સૌ એક કે બીજી રીતે જ્યાં બન્નેના સમન્વયને સાધવો જોઈએ, ત્યાં એકાંગી બનીને બીજા અંગને ખોટું કહે છે. જમણી આંખ કહે છે, હું જ જોઉં છું તને જોતાં આવડતું નથી. ડાબી આંખ જવાબ વાળે છે, તું બંધ થઈ જા તો પણ હું જોવાની જ છું. શાસ્ત્રીયતા અને રસિકતાનો આ વિસંવાદ હરેકે હરેક ક્ષેત્રમાં પ્રવેશ કરીને મનને કલુષિત બનાવે છે, જનતાને અરસિક બનાવે છે, અભ્યાસીઓને જનતા પરાઙ્મુખ

બનાવે છે, સમાજને અભ્યાસની મશ્કરી શિખવાડે છે, અમરસને રસ ગણાવે છે, ટીખળને નાટક કહેવડાવે છે અને દરેક પ્રકારના જીવન-વ્યવહારમા દૃષ્ટિવિહીનતા જન્માવી પ્રજાને કલ્પનાહીન પામર અને નિષ્કિંચન બનાવે છે. સિનેમાવાળાઓ રસિકતા માટે ને જનતાને આકર્ષવા માટે એ કહે છે તેમ શાસ્ત્રીયતાને ત્યાગે છે, નાટકઘરો એટલા માટે જ ઊંચી ભાવનાને અડકતા નથી 'જર્નાલીઝમ' ચલાવનારા એટના માટે જ—એટને કે લોકોને આકર્ષવા માટે જ—અતિ રંગરાગને અપનાવે છે વાર્તાઓ એટલા માટે હોય તેવુ જ આપતા કાઈ જ આપતી નથી નવલકથાઓ, રસિકતા મરી ન જાય, એની ચિંતામાં બે બૈરી ને એક પુરુષ કે એક પુરુષને બે બૈરી એ પ્રેમત્રિકોણમાંથી મુક્ત થતી નથી અને જે લોકોને આકર્ષવા માટે આટલુ બધુ કરવામા આવે છે, એ લોકો ઉલટે તો હજી આના કરતા કાંઈક સહેલુ, હલકુ ને ટીખળી આપો, એવી માગણી મૂકે છે

હવે તો આ બન્ને-શાસ્ત્રીયતા અને રસિકતા—આ બન્ને અને એવા પણ બીજા અનેક દ્વદ્વ સમન્વય સાધવા જેટલી શક્તિ બતાવે, એક બીજાના વર્તુલને વધારે ને વધારે પાસે લાવે તો જ જે યુગપરિવર્તનનુ સ્વપ્ન છે તે સાચુ બની શકે

અને આ સમન્વય એક બીજાના દૃષ્ટિબિન્દુનો ત્યાગ કરીને સાધી શકાતો નથી એ એની ખૂબી છે જેણે એ સમન્વય સાધવો હોય તેણે પોતાના વર્તુલને એટલુ મહાન બનાવવુ કે બીજુ વર્તુલ એમા સમાઈ જાય એવી રીતે એ બન્ને વર્તુલો, એકી સાથે, એક બીજાને ભેટવાનો પ્રયત્ન કરે, તો એમનાં સર્વ બિંદુઓ એક બીજામાં સમાઈ જઈને, સમરસ થઈ એક એવી પ્રસન્નતા જન્માવશે કે જેમાથી પ્રજાના સાચા ઉત્કર્ષની મહાન વસ્તુઓ જન્મશે

જે જે કૃતિઓ લોકપ્રિય પણ થઈ છે ને લોકોત્તર પણ રહી છે એ સઘળી જ કૃતિઓ, કોઈ મહાન આત્માનો આ બન્ને દૃષ્ટિબિંદુઓ સમજવાનો પ્રયત્ન હતો સર્જક કોઈ મહાન સ્વપ્નથી પ્રેરિત થઈને, જે પોતે અનુભવ્યુ તે બીજાના અનુભવમા મૂકવા માટે જ વાણીનો કે પોતાની શક્તિને અનુકૂળ એવા સાધનનો આશ્રય શોધે છે ત્યારે જ એ સર્જક છે, પોતાની ક્ષુદ્રતા પોતાની લઘુતા પોતાના નાના દુખો, પોતાનુ અવિકસિત વ્યક્તિત્વ એને અકાળે પ્રગટ કરવા મથવુ, એમા કલા નથી, કલાભાસ પણ નથી એ તો એક પ્રકારનો હલકટ અભિમાનને સંતોષવાનો પ્રયત્ન છે

શાસ્ત્રીયતા જીવનની શુદ્ધિ અને ક્ષણે ક્ષણની જાગ્રતિ માગે છે રસિકતા શુદ્ધિનો પવિત્ર આનંદ અનુભવવાની શક્તિ અને વિરલ ક્ષણોને પોતાની કરી લેવાની તત્પરતા માગે છે એકના વિના બીજુ અપૂર્ણ છે, એટલુ જ નહિ નિર્માલ્ય અને નિષ્ફળ પણ છે એકાંગી વિકાસ એ જીવનની અપૂર્ણતા છે એ એક પ્રકારનો વિકાર છે એટલા માટે વૈયાકરણી જેવા અરસિક શાસ્ત્રીય અભ્યાસીઓ પાસે સુદરી કવિતા ઢળતી નથી અને શાસ્ત્રીયતા વિનાના તરંગી કે અમરંગી સ્વચ્છંદી અનભ્યાસીઓ પાસે પણ એ જતી નથી

સમગ્ર જીવનનો ખ્યાલ શાસ્ત્રીયતા વિના નથી અને એનો સમગ્ર વિકાસ રસિકતા વિના નથી

ધૂમકેતુ

# સાહિત્ય અને પ્રગતિ

શ્રી. ડોલરરાય રં. માંકડ

ગુજરાત પ્રગતિશીલ સાહિત્યમંડળ તરફથી સંપાદિત અને ભારતી સાહિત્ય સંઘ તરફથી પ્રકાશિત થયેલું આ પુસ્તક, આપણા સાહિત્યની આજની સ્થિતિમાં, અનેક દૃષ્ટિએ આવકારને પાત્ર છે. જેને પ્રગતિશીલ સાહિત્ય કહેવામાં આવે છે, તે તત્ત્વમાં શું છે, એના વિશે અહીં સુંદર વિચારણા, આપણા ઉત્તમ વિવેચકોએ કરી છે. એના સંપાદકોએ આખું યે પુસ્તક ત્રણ વિભાગમાં વહેંચી નાંખ્યું છે. પહેલા વિભાગમાં, જેમાં સંપાદકોને પ્રગતિશીલ સાહિત્યના સ્પષ્ટ અંશો દેખાયા છે એવાં નવલિકાઓ, નાટિકાઓ અને કાવ્યો મૂક્યાં છે. એટલે એ આખો વિભાગ (લગભગ દોઢસો પાનાંનો) સર્જનાત્મક સાહિત્યનો બન્યો છે. ત્યાર પછીના ભાગને 'જીવન અને ચિન્તન, એવું નામ આપ્યું છે. એમાં જીવનપ્રગતિ અને સાહિત્ય ઉપર જુદા જુદા દૃષ્ટિકોણોથી લખાયેલા લેખોનો સંગ્રહ છે. અને ત્રીજો વિભાગ અભિપ્રાયોનો, એટલે કે આ મંડળે, આપણા પ્રતિષ્ઠિત વિવેચકો અને ચિન્તકો ઉપર પ્રગતિશીલ સાહિત્યની બાબતમાં એક પ્રશ્નાવલિ મોકલી હતી[1] તેના જવાબોનો, આવી રીતે આ પુસ્તક વસ્તુની નજરે ખૂબ સમૃદ્ધ બન્યું છે.

આ લગભગ પોણાં ચારસો (ક્રાઉન સોલ પેજી) પાનાંના ગ્રન્થમાં એટલા બધા જુદા જુદા લેખકોનાં લખાણો છે કે બધાંને વ્યક્તિગત રીતે તપાસવાને અહીં સ્થળ કે સમય મળે એમ નથી.

પરન્તુ આ પુસ્તકના પ્રકાશનનો ઉદ્દેશ અને તેની સિદ્ધિ જોઈએ. સંપાદકોના કહેવા મુજબ આ પુસ્તકના પ્રકાશનનો હેતુ "પ્રગતિ–સાહિત્યની ચર્ચા થાય છે, અને થઈ રહી છે, તેને ચોક્કસ સ્વરૂપે રજૂ કરવામાં આવે અને એમાંથી એમને અને સૌને વધુ માર્ગદર્શન થાય, એ છે. આવો નમ્ર હેતુ સંપાદકોએ રાખ્યો છે તે યોગ્ય જ થયું છે. કેમ જે તેથી આ ગ્રંથમાં તેઓ એક બીજાથી તદ્દન વિરુદ્ધ એવા મતના લેખકોનાં લખાણોને સંગ્રહી શક્યા છે અને એમ સાહિત્યને પરીક્ષવાના દૃષ્ટિકોણને વિશાળ બનાવી શક્યા છે. આટલી સેવા જ આ પ્રકાશનને સફળ પ્રકાશન ગણાવવાને પૂરતી છે.

આ પુસ્તક વાંચતાં જે લેખકો પ્રગતિશીલ સાહિત્યની તરફદારી કરે છે, તેઓ પ્રગતિ એટલે જીવનની પ્રગતિ એવો અર્થ ઘણે ભાગે કરતા હોય એમ લાગે છે, કોઈક લેખક સમાજવાદી સાહિત્યને જ પ્રગતિશીલ ગણવાના મતના લાગે છે, પરન્તુ એવા લેખકોનું પ્રમાણ આમાં લગભગ નહિ જેવું જ છે. તેથી એને મૂકીને, પહેલા વર્ગના લેખકોનાં લખાણોને તપાસતાં એમ જણાય છે કે જે જીવનની પ્રગતિને નિરૂપે તે પ્રગતિશીલ સાહિત્ય એમ તેમની માન્યતા છે. આમાં પણ જીવનની પ્રગતિ એટલે સામાજિક, આર્થિક અને રાજકીય પ્રગતિ એમ તેમને અભિમત લાગે છે. તેથી જે કોઈ સાહિત્ય આવી પ્રગતિને નિરૂપે તે પ્રગતિશીલ, એમ ન કરે તે પ્રત્યાઘાતી, એમ આ લેખકોનો મત જણાય છે.

આ ગ્રન્થના લેખકોમાં એક વર્ગ એવો છે, જેમના મતે જે શિષ્ટ ઉત્તમ સાહિત્ય છે તે હંમેશાં પ્રગતિશીલ હોય છે જ, માટે પ્રગતિશીલ એવી નવી પરિભાષા ઊભી કરવાની કશી જરૂર નથી. આની વિરુદ્ધ પ્રગતિવાદીની ફરિયાદ એ લાગે છે કે જેને રૂઢિ અનુસાર શિષ્ટ અને ઉત્તમ ગણવામાં આવે છે, તેવાં સાહિત્યમાં પણ પ્રગતિ વિરોધી અંશો જણાય છે. દા. ત. કાલિદાસના રામની સ્ત્રીત્વની ભાવના, ગોવર્ધનરામની કુમુદનાં પુનર્લગ્ન કરાવવાની અનભિરુચિ.

ત્યારે આવી સ્થિતિમાં, શ્રી રામનારાયણ પાઠકે એક અગત્યનો મુદ્દો ઉઠાવ્યો છે કે, કેટલુંક સાહિત્ય એવું પણ હોય, જે પ્રગતિશીલ પણ ન ગણાય અને પ્રત્યઘાતી પણ ન ગણાય. આવાં સાહિત્યને એ પોતે ઉદાસીન ગણાવે છે. એમના મતે એવું સાહિત્ય પણ ઉત્તમ હોઈ શકે. આ ખરું છે. અને આ દૃષ્ટિકોણ અને હવે પછી હું નોંધીશ તે એક બીજો દૃષ્ટિકોણ

---

૧. આ પ્રશ્નાવલિ પણ આ ગ્રંથમાં સંપાદકોએ છાપી છે.

ભૂલી જવાથી જ આ આખી ચર્ચા ઊભી થઈ છે. આ બન્ને દૃષ્ટિકોણો બરાબર પકડાય તો આ ચર્ચા ઊભી જ ન રહે. શ્રી રામનારાયણ પાઠક કહે છે : "કોઈ કવિ ધારો કે સાગરની ગંભીરતા અને ભવ્યતાનાં ગીત ગાય તો એને ઉપરના એકેય વર્ગમાં ન મૂકી શકાય." એવું કાવ્ય એમના મતે ઉદાસીન છે, છતાં ઉત્તમ હોઈ શકે. પ્રગતિવાદીઓને, સ્પષ્ટ દૃષ્ટાન્ત આપીને આપણે પૂછી શકીએ કે શ્રી કાન્તના 'સાગર અને શશી'ને તમે કેવું ગણશો ? પ્રગતિશીલ કે પ્રત્યાઘાતી ?

શ્રી રામનારાયણ પાઠક, ઘણે ભાગે ચર્ચામાં ઊતરવા નહિ માગતા હોય તેથી એમણે સ્પષ્ટ કર્યું લાગતું નથી, પણ જેને એ ઉદાસીન સાહિત્ય કહે છે તેને પણ એક નજરે પ્રગતિશીલ કહી શકાય. સામાજિક, આર્થિક કે રાજકીય પ્રશ્નોથી તદ્દન નિરાળા, માત્ર કલાત્મક પ્રકૃતિવર્ણનો 'સાગર અને શશી' કે 'ક્ષેયસાગર' જેવાં વાંચતાં આપણે પ્રગતિ અનુભવીએ છીએ કે અધોગતિ ? અલબત્ત સ્થૂલ દૃષ્ટિએ, પાર્થિવ જીવનના કોઈ પણ ભાગની પ્રગતિ આમાં થતી નહિ દેખાય પણ માનવજીવનમાં જેમ સમાજ, અર્થ અને રાજ્ય વગેરેને સ્થાન છે, તેમ અધ્યાત્મને પણ છે. તો જે સાહિત્ય આત્માની[2] પ્રગતિ સાધે, આત્માને ઊર્ધ્વગામી બનાવે, એનો વિકાસ કરે, તેને પણ આપણે પ્રગતિશીલ સાહિત્ય કહેવું જ જોઇએ. એમ તો ન કહી શકાય કે દરેક લેખકે સામાજિક વિષયો ઉપર જ સાહિત્ય લખવું જ જોઈએ. જેમ દા. ત. લેખકો સામાજિક, આર્થિક, કે રાજકીય પ્રગતિને અનુલક્ષીને લખાણ કરે તે પ્રગતિશીલ ગણી શકાય, તેમ જો કોઈ લેખક આત્માનો વિકાસ કરે એટલે કે પ્રગતિ કરે, એવું લખાણ કરે તો તેને પણ પ્રગતિશીલ શા માટે ન કહેવાય ? માટે પ્રગતિ તે જીવનની જ નહિ પણ મનુષ્યનાં આખાં beingની એટલે કે આત્માની અથવા એના કોઈ પણ અંશની.

સાહિત્યમાં જીવનદૃષ્ટિ હોવી જોઈએ, સાહિત્ય જીવનથી નિરપેક્ષ ન હોવું જોઈએ એમ કહો તો તે કબૂલ મંજૂર છે. પણ જીવન એટલે શું ? કોઈ પણ વ્યક્તિનું જીવન તપાસો. વ્યક્તિનું જીવન શું સામાજિક છે ? સમાજ, રાજ્ય, ધન, સંપત્તિ, પાડોશી વગેરેથી સ્વતંત્ર એવું અંગત જીવન વ્યક્તિને છે કે નથી ? હર્ષશોકઔત્સુક્યાદિ અંગત ભાવોને વ્યક્તિનાં જીવનમાં સ્થાન જ નથી શું ? સમાજની વ્યક્તિઓનાં જીવનમાંથી આ ભાવસમૃદ્ધિ લઈ લ્યો તો તેમનાં જીવનમાં બાકી શું રહેશે ? માટે ખરી વાત તો એવી છે કે જીવનકલહની દૃષ્ટિએ લગ્ન, ધન, સંપત્તિ, રાજ્ય વગેરે પ્રશ્નો આપણને મહાન જીવનપ્રશ્નો લાગે છે, પણ મનોવિકાસ, હૃદયવિકાસ અને આત્મવિકાસ વ્યક્તિનાં જીવનમાં ઘણો મોટો ભાગ ભજવે છે. તો એ પણ ભૂખતરસ જેટલાં જ, અથવા એનાથી અનેક ગણા વધુ અગત્યના જીવનપ્રશ્નો છે. માટે જ પ્રગતિની વાત કરવી હોય ત્યારે માનવજીવનની સર્વતોમુખી પ્રગતિની વાત કરવી જોઇએ. અને પાર્થિવ ભૌતિક જીવનની પ્રગતિને જ મૂર્ત કરતાં સાહિત્ય કરતાં, આધ્યાત્મિક જીવનની પ્રગતિને મૂર્ત કરતું સાહિત્ય વધુ ચિરંજીવ છે, વધુ વ્યાપક છે, માટે તે ખરું ઉત્તમ સાહિત્ય છે એમ પણ કહી શકાય.

આ વાતનું સ્પષ્ટીકરણ આ ગ્રન્થના બ. ક. ઠા. ના લેખથી થાય છે.[3] એમણે તેમ જ અનુષંગે, રા. વિ. પાઠકે પણ[4] બતાવ્યું છે કે જીવનની, પાર્થિવ જીવનની પ્રગતિ પણ સાપેક્ષ છે. જમાને જમાને પ્રગતિની સમજ બદલાતી જાય છે. તો વર્તમાનથી પર સમગ્ર દૃષ્ટિએ ખરી પ્રગતિ કઈ ? રા. ઉમાશંકર જોશીએ[5] કાલિદાસ અને ગોવર્ધન-

૨. આત્મા શબ્દનો અર્થ અહીં, જે સર્વ ધર્મથી પર છે. તેથી નિર્ગુણ છે, એવો ન લેવો, પણ જેને અવલંબીને હૃદય, મન બુદ્ધિ વગેરે (જે ઊર્મિ, કલ્પના અને વિચારનાં ઉદ્ભવસ્થાનો છે તે) રહે છે તે, એવો લેવો. આ સબંધમાં આચાર્ય આનંદશંકરનું 'કાવ્યતત્ત્વવિચાર' નામે પુસ્તક અને એનું મેં માનસીમાં કરેલું અવલોકન આથી વાંચવાની વિનતી છે.

૩. જુવો આ ગ્રંથ પૃ. ૨૭૩

૪. જુવો આ ગ્રંથ પૃ. ૨૯૯

૫. જુવો આ ગ્રંથમાં એમનો કાવ્ય અને પ્રગતિત્વ નામે લેખ.

રામમાંથી પ્રત્યાઘાતી તત્ત્વો (આપણી આજની દૃષ્ટિએ) બતાવ્યાં છે, છતાં એમની સમગ્ર કૃતિ પ્રત્યાઘાતી છે એમ તો એ પણ નહિ કહે. ત્યારે આવી કૃતિઓમાં, આવી તત્કાલીન દૃષ્ટિએ પ્રગતિશીલ લાગે છતાં કાલાતીત દૃષ્ટિએ પ્રત્યાઘાતી લાગે તેવા અંશોને બાદ કરીએ તો ઉત્તમ સાહિત્યના અંશો કયા? ખરું સત્ય તો એ છે કે ભૌતિક જીવનની પ્રગતિના ખ્યાલો જમાને જમાને બદલાય છે એટલે એવા અશાશ્વત માનદંડથી સાહિત્ય સત્યને ન મપાય.

કોઈ એમ પૂછે કે આમ જો જીવનથી સાહિત્યને વેગળું કરી નાખો અને એમાં માત્ર કલાનો માનદંડ જ રાખો તો તો પછી ચોરીછિનાળીને કલાત્મક રીતે રજૂ કરનાર સાહિત્યને પણ તમારે ઉત્તમ ગણવું પડશે. પરન્તુ મારું કહેવાનું એમ છે જ નહિ. પ્રગતિ શબ્દ વાપરવો જ હોય તો હું તો એને આત્મા પરત્વે વાપરું. જેને વાંચતાં આપણો આત્મા આન્તર્બાહ્ય પ્રસન્નતા અનુભવે, સંકોચાયેલ જડદશામાંથી સાનન્દ વિકાસ પામે તે સાહિત્ય પ્રગતિશીલ કહેવાય, પછી ભલે એ સાહિત્યમાં સામાજિક આર્થિક કે રાજકીય પ્રશ્ન હોય અથવા માત્ર ભાવનાવાહી પ્રશ્ન ચર્ચ્યો હોય. આવાં સાહિત્યમાં ગલીચ વાતને સ્થાન જ ન હોય. તેથી કોઈ લેખકની કલમ ચોરીછિનાળીના વિષયને કલાત્મક કરવા જાય તો તેથી સહૃદય વાંચનારને તો સૂગ જ ચડે, એનો આત્મા તો સંકોચ જ પામે. આવું આત્માને પ્રગતિશીલ કે ઊર્ધ્વમુખ કરે તેવું સાહિત્ય જીવનના પ્રશ્નોથી સાવ નિરપેક્ષ પણ હોય, જેમકે 'સાગર અને શશી.' પરન્તુ ઘણે ભાગે આવું સાહિત્ય જીવનના પ્રશ્નોથી નિરાળું રહી શકશે નહિ. માટે તો ખરા સાહિત્યકારની ખેવડી કસોટી થાય છે.[૬] જીવનના ભૌતિક પ્રગતિશીલ પ્રશ્નોએ પસંદ કર્યા તેથીજ એનું સાહિત્ય પ્રગતિશીલ નથી બની જતું. એ તો એની ભૂમિકા માત્ર છે. પણ એનાં આવિસ્કરણમાં આત્માને વિકસાવે એવાં તત્ત્વો નહિ હોય તો એ સાહિત્ય નકામું જ થશે. માટે તો આવી બેવડી પ્રતિભાવાળા કવિઓ કે સર્જકો આ વિશ્વમાં આંગળીને વેઢે ગણાય એટલા પણ માંડ માંડ પેદા થયા છે. એમ આપણે કહીએ છીએ.[૭] બાકીના સર્જકોનાં સ્થાનો બીજા પગથિયાથી માંડીને છેલ્લા પગથિયા સુધીમાં ગમે ત્યાં આવી શકે છે, પણ પહેલા પગથિયા ઉપર તો નહિ જ.

ઊર્ધ્વમુખી સાહિત્યનો આ અંશ જો બરાબર પકડાશે[૮] તો, હું ધારું છું કે સાહિત્ય પૂરતો તો આ પ્રશ્ન ચર્ચવાનો રહેશે જ નહિ.

અલબત્ત, આ દૃષ્ટિએ પણ વિવેચક અમુક સાહિત્યને પ્રગતિશીલ અને અમુકને પ્રત્યાઘાતી કહેવું હોય તો કહી શકશે. પણ એ તો નામકરણનો પ્રશ્ન છે. એમાં તાત્ત્વિક ભેદ ન હોઈ શકે. તાત્ત્વિક મતભેદ પ્રગતિ કોની એના વિષે જ હોઈ શકે: અને આ પ્રગતિનું ક્ષણદૃષ્ટનષ્ટ તત્ત્વ પકડવું જ હોય તેમણે તો બ. ક. ઠા. ના, આ ગ્રંથમાં આપેલા આ લેખોને બરાબર પચાવવા જ પડશે. જીવનમાં તેમ જ સાહિત્યમાં સાપેક્ષ દૃષ્ટિને ઘડી પણ ભૂલવી પાલવે તેમ નથી.

---

૬. સરખાવો. આ. ધ્રુવનો કાવ્યતત્ત્વવિચાર પૃ. ૯૯: "પણ પ્રથમ પંક્તિના મહાન કવિઓ તો તે જ છે કે જેઓ આ ક્ષરમાં અને ક્ષરની પાર એમ ઉભયરૂપે અક્ષર દર્શન કરે છે અને કરાવે છે."

૭. સરખાવો. અદ્યાપિ તત્તુલ્ય કવેરભાવાત્
'અનામિકા સાર્થવતી બભુવ' ની ઉક્તિ.

૮. આ અંશ ઉપર બરાબર ભાર મૂકનાર આપણા જૂના નવા બધા વિવેચકોમાંથી આચાર્ય આનન્દશંકર એક જ છે. એમણે સાહિત્યને આત્માની અમૃતકલા કહી છે તે યોગ્ય છે. એમની એ વિવેચનામાં, કલાતત્ત્વનું નવું orientation કરવાની સામગ્રી આપણને પહેલી જ વાર મળે છે. ગુજરાતને તો ગુજરાતને, પણ સમગ્ર વિશ્વને પણ કલાતત્ત્વની વિવેચનાનો આ દૃષ્ટિકોણ માર્ગદર્શક થઈ શકે તેમ છે.

# સ્મરણદ્વય

## ઉર્વશી

પુરુરવાની પ્રિયપ્રાર્થના છતાં
તે દિ' તને અંતર–ગાઢ છોડી,
ઊડી જતી જોઈ રહ્યો હતો હું
આવ્યો હતો શૈશવને બિછાને

પછી મળ્યાં ઘેર કવિગુરુને
ઉડાવતા મ્હેફિલ વાણીરંગની
અનેક રેખા મૃદુ ચારુ અંગની
જોઈ પડ્યો મોહી હું નૃત્યગાને

વર્ષો ગયાં નૂતન ચિત્રમારગે
પીંછી મહીંથી પ્રગટેલ દીઠી :
અનંત આયુષ્યની યૌવનશ્રી
ન આવતી અર્જુનને મૃદંગે

હજી ય હું કૈંક નવીન થાનકે,
શોધીશ તારાં પગલાં યુગેયુગે

## સંયુક્તા

અજ્ઞાતના ધૂમસમાં પુરાઈને
શી શોભતી સુંદરતા પરાગની !
હિમાદ્રિનાં કાંચન શિખરોપે
રમી રમી ઘેર જતી ઉષાનાં
ભુલાયલાં નર્તન સ્મિત જેવી
તું કલ્પના કોમલ પૃથ્વીરાજની.

ઝાંખી પડી છે ઈતિહાસકેડી
તો યે ચડી નિર્બલ થાકી બેસશે
જોઈ રહે મારગ એ કલંકનો
ભોઠી પડેલી સીમ કાન્યકુબ્જની

એ સીમ, હા, ગૌરજથી ભરેલી
ત્યાં સ્વામીની હૂંફે તને મળેલી
ને માર્ગની શોણિતક્યારીઓમાં
તેં પાનીઓ રંગભીની કરેલી.

ઈન્દુલાલ ગાંધી

☆

# ગુજરાત

· મિશ્ર :

એકાસને જાગરણે અખંડ
હું બેસીને આજ નિહાળું તુજને
કુંજે નિકુંજે સુરભીભર્યાં વને
મંદારકુન્દે નવપારિજાતકે
સુધાન્ય ધનભાર લચેલ ખોળે
મોહ્યાં ફૂલે, મ્હોરવરેલ આંબલે
સુપારીના ઝાડ કતાર કેળની
ને નાળિયેરી દ્રુમ ઝૂંડ તાડના

વનશ્રી નાઘેરની નીલરંગી
થકી તું રાજે; શુભ જાહ્નવિજલે
સ્થલે સ્થલે બેખડ પ્હાડ કોતરે,
સ્ફટીકશાં નિર્મલ નિર્ઝરોના
સુભવ્ય સોહે વલયો થકી તું.

પ્રભાતને પ્હોર મધુર ભૈરવી
સમી, મૃદુમંગલ સ્નિગ્ધમૂર્તિશી
વેણીમહીં કિરણમાલ્ય ગૂંથી,
અંગે ધરીને નીલરંગી સાડી,
તું શોભતી કંકણ કુંડલોથી,
જ્યોતિર્મયી તુજ લલાટ રેખ.

ખમી ઉરે ઘાવ અનેક કામના
ઊભી રહી આજ અતીત ગૌરવે
અનંત આકાશ તળે સુઓજસે
અપૂર્વ તું નૂતન યુગમૂર્તિશી
ભુવન મોહિની હે !

સુરેશ ગાંધી

# કિશોરની દશા

## શ્રી. હરજીવન સોમૈયા

કિશોર એ વાતને ભૂલવા ઘણું મથતો હતો છતાં એનાથી એ ભૂલી શકાતી નહોતી. એ જાણતો હતો કે એ યાદ કરવાનું હવે કશું ફળ હોય તો એટલું જ કે એનો જીવ ખૂબ વલોવાઈ જતો, એનું અંતર બળી ઊઠતું, એના ભોજનમાંથી રસ ઊડી જતો, એની ઊંઘ હરાઈ જતી એ જ. એ વાત યાદ આવતાં એ એકદમ ભાગતો ને શહેરના બગીચાના કોઈ એકલ ખૂણે કે નદીના સૂના ઓવારે કે નિર્જન રસ્તાના કોઈ ઝાડ નીચે જઈ પોકેપોક રડી ઊઠતાં એનું ઊંડું અંતર પોકારતું, "ઓહ, મેં કેવું ભયાનક કામ કર્યું? એના કયા દોષે મેં એને આટલી દુઃખી થવા જવા દીધી?" સાંત્વન મેળવવા ખોટું સાંત્વન સહન ન થતાં એનું બીજું મન બોલતું "પણ એમાં મારો શો દોષ? મારા હાથની એ વાત હતી?" "પણ ત્યારે એ દોષ કોનો?" એનું એક મન પૂછતું. જવાબમાં કિશોરની આંખો સુક્કા આસમાન તરફ વળતી. એની આંખોની ભીનાશ અદશ્ય થતી. ભીનાશને સ્થાને ત્યાં આગના ભડકા જેવો લાલ રંગ પ્રગટતો. એના હોઠ ભિડાતા. ગુસ્સાથી એના મોંની રેખાઓ તંગ બનતી. એ દોષ એનાં માબાપનો. માબાપ! અભણ, અજ્ઞાન, મૂર્ખ, ટૂંક-નજર! એકદમ કેટલાય તિરસ્કારયુક્ત શબ્દો એના મગજમાં આવી જતા. થોડી વાર એ એ જ ભાવમાં બેસી રહેતો પણ પછી ધીરે ધીરે એના મગજમાં વિચારો ચાલતા. બિચારાં માબાપ! ભોળાં, ભલાં, પ્રેમાળ! એમનો શો દોષ? એમને શિક્ષણ ન મળ્યું એ એમનો દોષ? સામાજિક રિવાજો સામે થવાની એમનામાં હિંમત નહિ, એ એમનો દોષ કહેવાય ખરો? એમ કરવામાં એમને શો લાભ હતો? તો એમનો એ દોષ કઈ રીતે? દોષ સમાજનો, સરકારનો, આર્થિક વ્યવસ્થાનો! કિશોરને દર વખતે આમ થતું. આમ જ એકાંત સ્થળે નાસી છૂટવું, રોવું, ગુસ્સામાં આવવું, માબાપ પ્રત્યે રોષિત થવું, માબાપની લાચારી અનુભવવી ને સમાજવ્યવસ્થાનો દોષ સમજવો. પણ બધા વિચારને અંતે તો દોષ એને પોતાનો જ લાગતો. એને થતું, 'પણ હું તો કંઈ અભણ નહોતો, હું તો કંઈ એવો નહોતો કે અયોગ્ય લાગતા કામનો હું વિરોધ ન કરી શકું? રાષ્ટ્રીય લડતમાં જોડાયો ત્યારે તો માબાપની આપઘાત કરવાની ધમકીને પણ નહોતી ગણકારી, તો આ તો કંઈ એવી બાબત નહોતી. મારી જ અંતરની ઈચ્છા લગ્ન કરવાની હશે, નહિ તો હું વશ કેમ થાત? મારે જ દોષે ત્રિવેણીને દુઃખી થવું પડયું.'

આ છેલ્લો વિચાર આવતાં એ ફરીથી રડી પડતો. ત્રિવેણીને કઈ રીતે હવે મદદ કરી શકાય તે ન સૂઝતાં એ વધુ મૂંઝાતો ને રડતો.

કિશોર પંદર વર્ષની ઉમરે અંગ્રેજી પાંચમા ધોરણમાં હતો ત્યારે એને એનાં માબાપે પરણાવી દીધો. કિશોરનો બૌદ્ધિક વિકાસ આ ઉમરમાં પણ ઘણો સારો થઈ ગયો હતો. સારી સારી નવલકથાઓ ને ગંભીર વાંચનને એ સમજી શકતો ને મૌલિક વાર્તાઓ ને લેખો પણ લખતો. એનું પોતાનું લખાણ શાળાના હસ્તલિખિત માસિકમાં જ પ્રગટ થતું પણ એ એવી કક્ષાનું હતું કે શિક્ષકો શંકા કરતા કે એ ક્યાંકથી ઉતારી લાવતો હશે. પણ એ શંકા તેઓ બહુ વાર ન રાખી શકતા કારણ કે તેઓ જાણતા કે કિશોર પોતાને ભણવાનું સાહિત્યપુસ્તક શિક્ષકની ગેરહાજરીમાં શિક્ષક જેટલું કે એથી પણ વિશેષ સારી રીતે પોતાના સહાધ્યાયીઓને ભણાવતો. એ ચૌદ વર્ષનો હતો ત્યારે ગાંધીજીની ચળવળ ઊપડી હતી ને એ તેમાં જોડાયો હતો ને પરદેશી કાપડની દુકાન પર ચોકી કરતાં ત્રણ ચાર વાર પોલિસને હાથે પકડાયો હતો. એને નાનો જાણીને પ્રથમ તો ન્યાયાધીશ એને છોડી મૂકતા પણ આખરે

કંટાળીને એમને એને જેલની સજા આપવી પડી હતી. લડતમાં જોડાતાં પહેલાં એનાં માબાપે એનો કેટલો વિરોધ કર્યો હતો, કહ્યું હતું કે 'તું જઈશ તો અમે આપઘાત કરીને મરી જઈશું' છતાં એ લડતમાં જોડાયો જ હતો.

લડતનો જુવાળ ઓસરતાં કિશોર ફરી ઘેર આવ્યો ને શાળામાં પણ જોડાયો. એના બાપાને થયું કે 'હવે એને પરણાવી દેવો જોઈએ. એને એમ બાંધી દેશું તો એ ઘરમાં રહેશે, નહિતર ફરીથી કદાચ ચળવળ ઊપડશે તો ભાગી જશે; અને એમાં તો કોને ખબર છે કે શું થાય ને શું ન થાય.' માના મનમાં તો દીકરાના લગનનો લહાવો લેવાની ઇચ્છા હતી. પોતાને ત્યાં કેટલાંય માણસો આવશે, ગીતો ગવાશે, વાજાં વાગશે. જમણ-જૂઠણ ને તેડવા મેલવાંની કલ્પનાથી જ એનું હૈયું આનંદથી ભરાઈ જતું હતું.

ત્રિવેણીનાં માબાપ પૈસાદાર હતાં. ઘેર ભાભીઓ ને નોકરચાકર હતાં, નિશાળમાં ચોથી કે પાંચમી ગૂજરાતી ભણતી હતી. દેખાવે નમણી હતી. શરીર ઘાટીલું, બહુ જાડું નહિ, તેમ પાતળું નહિ એવું, શરીરની ખાસ શોભા તો માથાના વાળની હતી. વાળની છૂટી લટો કેડથી તો ક્યાંય નીચે ઊતરતી.

કિશોરે પ્રથમ તો લગ્નનો વિરોધ કર્યો પણ પછી માબાપ થોડું રોયાં, એને થોડી કાકલૂદી કરી ને સગાંઓએ સમજાવ્યો એટલે એ કંઈક શાંત થઈ ગયો, અને પછી માબાપે કહ્યું કે 'તું કહીશ તો આપણે ખાદીમાં જ લગ્ન કરશું. ખર્ચો કંઈ નહિ કરીએ, તાગં ભાઈબંધ દોસ્તો ને સગાંસાંઈ એક ટંક જમી જાય ને વહુને થોડાં ઘરેણાં લૂગડાં ચડાવીએ એટલું જ ખર્ચ કરશું.' આ વાત પછી તો કિશોરનો વિરોધ એકદમ નાબૂદ થઈ ગયો. એ નવાઈની જ વાત કહેવાય છતાં સાચી વાત છે કે પોતાની ઉમર નાની છે, લગ્નમાં પોતે હજી કંઈ ખાસ સમજતો નથી, પોતાનો અભ્યાસ પણ હજી છેક જ અધૂરો છે, એવા બધા એના વિરોધો ગળી ગયા. જો કે માએ એને કહ્યું હતું કે 'લગ્ન પછી ન ભણાય એવું કાંઈ નથી, વહુને પણ તું તારે ભણાવજે ને! આપણા ઘરમાં કામ તે એવું કર્યું છે? ને હોય તો ય હું કરવાવાળી બેઠી છું ને!' માનાં આ વચનોએ પણ એના મનના થોડા વિરોધને શમાવી દીધો હતો પણ એને એ વિચાર ન આવ્યો કે ખરેખર એમ બની શકશે કે નહિ.

લગ્ન થઈ ગયાં. ત્રિવેણી ઘેર આવી. કિશોરે એને જોઈ, ત્રિવેણીના મુગ્ધ ભાવો જોઈને એને થયું કે ત્રિવેણીમાં રૂપ છે, સંસ્કાર છે, સમજ છે, લગ્ન કરવામાં કંઈ ખાસ ખોટું નથી થયું. લગ્ન પછી બીજા જ દિવસથી પ્રફુલ્લ મનથી એણે શાળાએ જવું પણ શરૂ કરી દીધું.

લગ્ન કરતાં પહેલાં એણે જોયું હતું કે લગ્નના દિવસો ને એના ભણવાના વર્ષના છેલ્લા દિવસો એકી સાથે ચાલતા હતા, પરીક્ષા માટેની તૈયારીનું ખાસ વાંચવા માટે એને એકાંત આપવામાં આવતી હતી, પણ એનાથી બરાબર વંચાતું નહોતું, એ બાબતથી એ અકળાતો હતો પણ ગંભીરપણે એની અસર એને થતી નહોતી. લગ્ન પછી પંદર દિવસે પરીક્ષાઓ હતી. આખા વર્ષના અભ્યાસનું સિંહાવલોકન વર્ગમાં થતું હતું, એ માટે એ શાળાએ જતો પણ એના મગજમાં જાણે કંઈ બેસતું જ નહોતું, એ સાંભળતો હતો બધું, પ્રશ્નોના ઉત્તરો પણ એ બરાબર અને સાચા આપતો હતો પણ એ વિષે એ જાગ્રત નહોતો. વર્ગમાં પણ વહેલા મોડા થવાય તો તેની ચિંતા તેને નહોતી રહેતી. એ હોશિયાર વિદ્યાર્થી હતો ને શિક્ષકોમાં એનું માન હતું એટલે કોઈ એની એ અનિયમિતતા પ્રત્યે ધ્યાન નહોતું આપતું પણ પહેલાં આવી સહેજ પણ ત્રુટિ ન થવા દેનારા કિશોરને એ વાતમાં કંઈ લાગતું નહોતું.

એનું મગજ એ જાણે તેમ ખાલી થતું જતું હતું. પરીક્ષાના દિવસોને બાકી ચાર દિવસ રહ્યા. છેલ્લા દિવસોમાં વિદ્યાર્થીઓ પોતાની મેળે પોતાનું વાંચે તે માટે શિક્ષકો એમને શાળામાંથી છૂટી દેતા.

કિશોરનું મન કોઈ જુદા જ પ્રકારનું થઈ ગયું. એ પોતે વિદ્યાર્થી છે. પરીક્ષા નજીક છે ગમે તેવા

હોશિયાર વિદ્યાર્થીએ પણ વર્ષભરના કામ પર છેલ્લી સામટી નજર નાખી જ જવી જોઈએ એ અનુસાર પોતાને ઘણું વાંચવાનું છે એ વસ્તુનું એને જાણે ભાન જ ન રહ્યું. ત્રિવેણી તો બે દિવસ રહીને પિયર ચાલી ગઈ હતી પણ દિવસે એ કોઈક દિવસ જમવા આવતી અને એ પણ સાસરે જમવા જતો, ઘરમાં ત્રિવેણીની વાતો પણ થતી; જાણે લગ્નના કામનો થાક ઉતારતો હોય તેમ એ પ્રસંગોમાં રસ લેતો સમય વિતાવતો.

પરીક્ષા આવી. પહેલો પ્રશ્નપત્ર હાથમાં આવ્યો, જવાબ આપવાનો વિચાર કરવા એણે પ્રશ્નો વાંચવા માંડ્યા ને એને થયું કે એને લગભગ બધા પ્રશ્નોમાં કંઈક ને કંઈક નથી આવડતું. ઘણી છેકાછેકી કરી, ઘણું યાદ કર્યું ને આખરે અધૂરાપૂરા, જેવા બન્યા તેવા જવાબો લખીને એ ઉપર ગયો.

બધા જ વિષયોમાં એને આવું લાગ્યું. એનો સૌથી પ્રિય વિષય 'માતૃભાષા', તેમાં એ કંઈક ખીલ્યો પણ જે લખાયું તે મુદ્દાસર તો નહિ જ. અને જવાબના લંબાણ–ટૂંકાણમાં પ્રમાણ એટલું ચૂકી જવાયું કે બધા જવાબો આપી પણ ન શકાયા. આમ પરીક્ષાઓ પૂરી થઈ.

એ સ્થિતિ સમજી ગયો. સમજ્યા પછી સુન્ન થઈ ગયો. "આમ કેમ થયું?" એને પ્રશ્ન થયો. જવાબ સમજી શકતાં વાર ન લાગી. "શા માટે એણે આ સમયે લગ્ન કર્યાં? માબાપ–! માબાપે એને મીઠી મીઠી વાતોમાં ભોળવી લગ્નજાળમાં ઘસડ્યો ને હવે એમાંથી છૂટવાનો એક પણ માર્ગ ન રહ્યો." વિચાર કરતાં એનું મગજ ઉશ્કેરાઈને ભડકો થયું. રાત્રે એ ભડકામાં બાપાએ ઘી હોમ્યું.

"તારે હવે ઘરમાં રસ લેવો જોઈએ. ઘરની સ્થિતિથી તું હવે વાકેફગાર હોવો જોઈએ. તારી પરીક્ષાઓ પૂરી ન થાય ત્યાં સુધી એ બાબતોથી તારા મગજને ગૂંચવાવા ન દેવું એમ મેં ધાર્યું હતું. પરીક્ષાઓ પૂરી થઈ ગઈ એટલે આજે કહું છું, હું શું કહેવા માગું છું તે સમજી શકે છે?"

જવાબમાં કિશોર બાપા સામું જોઈ રહ્યો.

"અત્યાર સુધી મેં ગમે તેમ કરીને ખેંચ્યે રાખ્યું, મારી શક્તિ અનુસાર તને ભણાવ્યો, મોટો કર્યો અને તારું ઘર પણ બાંધી દીધું—"

કિશોરની આંખો, બાપા શું કહે છે તે જાણવા, વધુ પહોળી થઈ.

"મને લાગે છે કે આટલું ભણતર તારા જેવા તેજીને માટે બસ છે. વ્યવહારમાં ઉપયોગી બને તેવા વિષયોમાં સામાન્ય પ્રવેશ આટલા ભણતરથી થઈ જાય છે. મેટ્રિકમાં શું વિશેષ છે? કૉલેજમાં મોકલવાની તો મારી શક્તિ નથી. અને કૉલેજમાં કંઈ શિક્ષણ મળે છે એમ કોઈ માને છે ખરું? મારું કહેવું સમજે છે કે? હવે હું આશા ન રાખું કે તું મને ઘરમાં બોજો ઉપાડવામાં મદદ કરે?"

આશ્ચર્યમાં કિશોરની આંખો ફાટી જ રહી. આ પિતા–જે પિતાએ લગ્ન પહેલાં કેવી કેવી આશાઓ બંધાવી હતી તે પિતા–શું કહે છે? એમણે એટલા માટે મને પરણાવ્યો કે એમને કહેવાને બહાનું મળે કે એમની ઉપર ઘરનો બોજો બહુ છે?

"જેને ભણવાની ખરેખરી ઈચ્છા છે તે તો વેપારધંધો કરતાં કરતાં પણ ભણી શકે છે. વ્યવહારમાં રહેતાં રહેતાં પણ જે જ્ઞાન મેળવાય તે જ સાચું જ્ઞાન. નિશાળનું ભણતર શું કામમાં આવે છે? બહુ તો માસ્તર થવામાં, માસ્તરોનો આજે તૂટો છે? લેખક થવા માટે તો કંઈ નિશાળના ભણતરની બહુ જરૂર પડતી નથી. એમાં તો વાંચન જ કામનું હોય છે."

બાપા બોલતા હતા પણ કિશોર ઉપર જુદી જ અસર થતી જતી હતી. પણ વાદવિવાદ કરવાનો કશો અર્થ નથી એમ સમજી એ કંઈ બોલ્યો નહિ.

"વિચાર કરજે, પણ જલદી નક્કી કરીને જવાબ આપજે. મેં એક વેપારીને ત્યાં વાત કરી છે ને એમણે આશા આપી છે, મારે એમને જવાબ આપવો છે."

બાપુ ઊઠ્યા. કિશોર થોડીવાર તો સુન્ન બની બેસી રહ્યો, પછી ધીમેથી ઊઠી બહાર ચાલ્યો ગયો.

એને લાગ્યું કે બાપાએ એને પરણાવીને એની તમામ પ્રગતિને રૂંધી નાખી. હવે વેપારીને ત્યાં–વેપારીને ત્યાં નહિ તો બીજે ક્યાં?–રળીને જે મેળ-

ર્યુ છે તેને પણ બંધ પેટીમા રાખી મૂકવામાં ને કાળે કરીને એને અવાવરુ બનાવી સળવી નાખવુ! 'ઘેર આવ્યા પછી વહુને કયા નથી ભણાવી શકાતી?' એ દલીલ એને યાદ આવી ને એણે હોઠ પીસ્યા પોતાનુ ઠેકાણુ તો કરે પછી વહુની વાત! બનાસ બધુ! સરકારી જીવન, ઉન્નત જીવન, સેવાજીવન, બધુ અદશ્ય! બે વરસ પછી બેમાથી ત્રણ થશે ત્રણમાથી એ પરપગને અટકાવવી શકય છે? પચ્ચીસ વર્ષની ઉમર થતા તો એ બુઢ્ઢો થઈ જશે અને ત્યા સુધીમા આર્થિક રીતે પણ એ કયા પહોચ્યો હશે?

એનુ મગજ ફાટી જવા લાગ્યુ

એ જ રાત્રે એ ઘેરથી ભાગી ગયો

રસ્તામા એણે ઘેર કાગળ લખી નાખ્યો

"મારી રાહ જોશો નહિ ત્રિવેણી હજી કુમારિકા જ છે એને હુ મુક્તિ આપુ છુ"

હિંદુ સમાજમા કિશોરને મુક્તિ હોઈ શકે છે, ત્રિવેણીને કદી મુક્તિ હોઈ શકે છે? એક, બે, ચાર, સાત વર્ષ વીતી ગયા ત્રિવેણીની દશા કોઈથી જોવાતી નહોતી એના સસરા, એના પિતા અને બીજા કુટુંબીઓ એની દશાથી મૂઝાવા લાગ્યા "કિશોરનો શો ભરોસો? સાત વરસ વાટ જોઈ ત્રિવેણીથી ફરી પરણી શા માટે ન શકાય? ખુશીથી પરણી શકાય." સૌને થયુ પ્રથમ તો ત્રિવેણીએ જવાબ ન આપ્યો પણ છેવટ એણે સમતિ આપી અને એનુ બીજુ ઠેકાણુ પડયુ જે કુટુંબમા એ ગઈ એ વિસ્તારી કુટુંબ હતુ એનો નવો પતિ ચાર છોકરાનો બાપ હતો કુટુંબ અતિ ગરીબ હતું

ત્યાર પછી એક દિવસ અચાનક કિશોર ઘેર આવ્યો એ વખતે ૩૦ ની સાલની સત્યાગ્રહની લડત પૂરી થઈ ગાંધી-ઈરવીન-સંધિનો સમય ચાલતો હતો કિશોર જુવાન થઈને પાછો આવ્યો હતો, એ સાથે એ ખૂબ જ્ઞાન મેળવીને પણ આવ્યો હતો ગઝાપટ્ટીમા, જેલમા અને બીજા વિવિધ અનુભવોમાથી એણે ઘણુ મેળવ્યું હતું ઘેરથી ભાગી જવામા એણે લાભ જ મેળવ્યો હતો એ એ જોઈ શકયો હતો અને એનો સતોષ એના મો પર સ્પષ્ટ દેખાતો હતો ઘેર પાછા આવતા એને અફસોસ ને શરમ જેવુ નહોતુ લાગતું

એને પાછો આવેલો જોતા ઘરમા પણ સૌને ખૂબ આનદ થયો મા તો એને છાતીએ વળગાડીને હર્ષથી રડી જ પડી

"હવે તો જવુ નથી ને!" સૌ પૂછતા હતા "લડત ઊપડે તો જઉ" પિતાને પણ એ સમો વડિયાની પેઠે કહી શકતો હતો.

"ત્યારે જ પજ નહિ લે શુ કદી? ઘર બાધવાનો પણ વિચાર નથી આવતો?"

કિશોરને ત્રિવેણી યાદ આવી

ત્રિવેણીની વીતક વાતો એણે સાભળી. "શુ કરે બિચારી? કયા સુધી બેસી રહે? એ તો જન્મારો કાઢી નાખત પણ અમારાથી જ જોવાતું નહોતું ઠેકાણું તો કઈ સારું નથી, કામ તો કેડ ભાગી નાખે એવુ છે, પારકાં દળણા-ખાડણા પણ કરવા પડે છે ગાવ તરે કે આપણે ત્યા પાણીનો કળશો કોઈ દિ' ભર્યો નહોતો તેને ઠેકાણે આજે કેટલું કામ કરવુ પડે છે! ખાવામાં ય-"

વર્ણન મા કરતી હતી કહેતા કહેતા એની આખમા પાણી આવી ગયા "બાજરાનો રોટનો તો એને ગળે ય ન ઊતરે, રૂપિયા રૂપિયાભારની રોટલી ને ઉપર ચાર ચમચા ઘી, દાળભાત, શાક, અથાણાં એ જ ખાવાની ટેવ-હવે એ કયુ હોય જ શાનું? ચોખા મોઘા હોય એટલે બાજરાનો રોટલો અને તે ય ઘીના છાંટા વિનાનો ખાવો પડે છે વાત કરતી'તી કે એક દિવસ રોટલા સાથે ખાવા ભરેલું મરચુ લીધુ તેમા તો સાસુ કેટલુ ય બોલી. શાક તો એના ઘરમા વહુને વાર પરબે જ જીભે જાય."

"હા? ઠીક એવુ?"

"જેવુ હોય તેવુ ય મળ્યુ એ જ કહે ને! અહી ગમે તેમ તો ય ઓથ વિનાની કહેવાય. સ્ત્રીઓને તો ઓથ એ જ મોટી વાત જેવી તેવી પણ ઓથ મળી એ જ એના બડભાગ!"

કિશોર નીચે મોએ સાભળી રહ્યો

ત્યાર પછી બીજે વખતે કિશોરના ફરી લગ્નની વાત વળી ઊપડી હવે ન-પરણવા જેવુ તો કિશોરને

કંઈ લાગતું નહોતું. પણ પત્ની કેવી હોવી જોઈએ એના એની પાસે ચોક્કસ ખ્યાલો હતા. એણે કહ્યું કે પોતાને કન્યાના રૂપની જરૂર નથી, બહુ ભણેલી હોય તોપણ ચાલે, પણ એ સુશીલ ને સંસ્કારી હોવી જોઈએ. સમજણ હોય, કામ કરવાની ટેવ ન હોય અને તંદુરસ્ત હોય તો બીજી ખામીઓને પહોંચી શકાય.

માબાપને લાગ્યું કે કિશોરની શરત કંઈ આકરી નથી. એમણે વિચાર કર્યો કે આપણી નાતમાં તો વહુ થઈ ને જે ઘરમાં આવે તે સુશીલ તો હોય જ, સંસ્કારી પણ હોય, અને સમજણવાળી જ આપણે તો ગોતીએ ને? ગમાર આપણે થોડી જ શોધવાનાં હતાં? કામ તો આપણા ઘરમાં કંઈ હોતું નથી, ને હોય તો ઘરમાં રહેતું હોય તે કરે જ ને? બાકી જોવાનું રહ્યું શરીર; આપણે ત્યાં ખાય પીએ એટલે શરીર સારું થઈ જ જાય, તેમ છતાં ય આપણે શરીર જોશું જ.

કિશોરનાં ફરી લગ્ન થયાં. વહુ રૂપાળી અને નમણી હતી. પણ ચાર દિવસના પરિચયમાં જ કિશોરને ખબર પડી ગઈ કે એનામાં હઠનો દુર્ગુણ હતો. કેટલેક વખતે એ પણ જાણવા મળ્યું કે એનામાં બુદ્ધિ પણ ઓછી હતી. આ વસ્તુનું તીવ્ર જ્ઞાન તો ’૩૨ની લડત આવી ત્યારે જ એને થયું. કિશોરને થયું કે આપણાં માબાપોને વહુ શોધતાં કદી જ નહિ આવડે. દેશસેવા અને ઊંચી ભાવનાઓના આ નવા કાળને અનુરૂપ પાત્રની તપાસ માબાપને માટે અશક્ય છે.

કસ્તુરી તો લડતમાં ન જ આવી, પણ કિશોર જેમ તેમ કરીને બહાર નીકળ્યો. પણ એક વાર જેલમાં જઈ ને જ એને ઘેર પાછા આવવું પડ્યું. એના પર આવતા પત્રોમાં ઘરમાં જામેલ તોફાનની વાતોએ એને હેરાન કરી નાંખ્યો. કસ્તુરી ઘરમાં કોઈ ને જંપ લેવા દેતી નહોતી. ઘેર આવીને કિશોરે જાણ્યું કે કિશોરનાં માબાપ સાથે કસ્તુરી રહી નહિ શકે. કસ્તુરીએ તો માબાપ સામે ઘણા બખાળા કાઢ્યા, અનેક બાબતોમાં ફરિયાદો કરી, પણ કિશોરને એનાં માબાપનો દોષ ન લાગ્યો. આ જ માબાપ સાથે ત્રિવેણીએ સાત વર્ષ કાઢ્યાં હતાં એ વાત એ કેમ ભૂલી શકે? પણ છતાં ય વાત એટલે સુધી પહોંચી હતી કે માબાપથી જુદા થયે જ છૂટકો. કિશોર અને કિશોરનાં માબાપ બંને જાણતાં હતાં કે જુદાં રહેવામાં જ હવે મીઠાશ છે. જ્યારે એક બાજુ દેશના ભવિષ્યનો પ્રશ્ન ઉગ્ર રીતે ઉકેલાઈ રહ્યો હતો, એમાં પોતે ગણનાપાત્ર ભાગ લઈ શકે તેવી શક્તિ એ ધરાવતો હતો છતાં, ત્યારે એ ક્ષુદ્ર સાંસારિક બાબતોમાં અટવાયો હતો! એને કસ્તુરી ઉપર ગુસ્સો આવ્યો, પોતાની જાત ઉપર પણ ગુસ્સો આવી ગયો. એ માગતો હતો તે આ લગ્ન—?

જુદા થઈ ને એણે કસ્તુરીને સમજાવી કે એની ઇચ્છા હોય તો એ એકલી રહે, એને ખર્ચ માટે મૂંઝાવું નહિ પડે, અને ઇચ્છા હોય તો એને પિયર રહે, પિયરમાં ખર્ચવાને માટે એને જોઈતા હશે તેટલા પૈસા મળશે, પણ એ એને લડતમાં જવાને માટે મોકળો કરે. પણ કસ્તુરીએ બેમાંથી એક પણ વાત સ્વીકારી નહિ. બીજો કોઈ પણ ઉપાય સૂચવવાનું કિશોરે કહ્યું, જવાબમાં જવાબ એક જ કાયમ રહ્યો કે ‘તમારા સિવાય હું એકલી ક્યાં ય રહેવાની નથી.’

“તો લડતમાં ચાલ!” કિશોરે અકળાઈ ને કહ્યું. અકળાઈને એટલા માટે કે લડતને એ સમજતી જ નહોતી અને ત્યાં રહેતાં એ અનેક જાતના વાંધાઓ કાઢશે એમ એને ખાતરી હતી, પણ કસ્તુરીએ એની પણ ના પાડી.

“અમે તો પરણીને સુખ જ ન જોયું. તમને તો ઠીક કે લડતમાં રસ આવે, અમારે ત્યાં શું? તમે જાઓ એટલે અમારે અહીં પણ શું?”

કિશોરે માથું કૂટ્યું.

લડતનો વેગ ધીમો પડતો હતો. એ સાવ ધીમી પડી ગઈ, કિશોર એ જોતો હતો, જોઈ જોઈ ને એનું અંતર બળી જતું હતું. પોતાના જેવા કેટલાય એમાંથી ખસી જનારા નીકળે છે એટલે જ ને? લડત નિષ્ફળ જાય તો તેનો દોષ કોને માથે? દેશ પરતંત્ર જ રહે તો તે કોને કારણે? પોતાના જેવાઓને જ કારણે ને?

અને કસ્તુરીને આનું કશું જ લાગતું નહોતું. એ તો રોજ નાટક – સિનેમા, બાગબગીચા, નાસ્તા-

પાણી, ઘરેણા-લૂગડા ને ઘર શણગારવાની જ વાતો કરતી એને ક્શુ દુખ નહોતુ પતિના આતરિક સુખને સમજવાની તો એનામા શક્તિ જ નહોતી, પણ પતિની લૌકિક સગવડોને પણ પોતાના સુખના આનદમા એ ભૂલી જતી બહેનપણીઓને ત્યાં, પિયર અને એમ બહાર જવાની સગવડમા કિશોરને કેવુ ખાવા મળવુ જોઈએ, કેવુ મળે છે, એના આરામનુ શુ-એ કઈજ એને યાદ ન રહેતુ

કિશોર બધુ યાદ કરીને નિસાસો નાખતો પહેલા નસીબને એ નહોતો માનતો પણ હવે એને થયુ કે આને નસીબ ન કહેવુ તો શુ કહેવુ?

એક દિવસ કિશોર કામ ઉપરથી મોડો મોડો ઘેર આવ્યો, ખૂબ થાકેલો હતો ને આરામની ખૂબ ઇચ્છા હતી, પણ આવીને જુએ તો બારણે તાળુ 'આટલા કામ પછી પણ આરામ નહિ! ક્યા ગઈ હશે? બાજુમાં કોને ચાવી માટે પૂછવુ?'

એ અકળાતો ઊભો હતો ત્યા તો એના ઘરથી ત્રીજા કે ચોથા ઘેરથી એક બાઈ આવી ને આકુ જોઈને હાથ લબાવીને બોલી, "આ ચાવી, આજે પડોશમાથી બધા ફરવા જતા હતા એટલે તમારે ઘેરથી પણ ગયા ખાવાનુ કબાટમા ઢાકી રાખ્યુ છે એમ કહી ગયા છે'

ચાવી આપીને બાઈ ચાલી ગઈ એ લોકો હમણા એકચાર દિવસથી જ નવા રહેવા આ યા હતા કિશોર જાણતો નહોતો કે તેઓ કોણ છે, પણ કિશોરને હૃદયમા ક ઈક લાગણી થઈ ગઈ

ઘર ઉઘાડ્યુ, ખાવાનુ ખાધુ ને પછી એ આરામ ખુરશીમા પડ્યો એને ચાવી આપનાર બાઈ યાદ આવી એ જાણે પરિચિત હોય એમ એને લાગ્યુ

રાત્રે કસ્તુરીને એણે પૂછ્યુ 'આ નવા પાડોશી કોણ છે?'

"કેમ? બહુ સારા માણસ છે ચાવી તો તમને તમે આવ્યા કે તરત મળી તી ને? બિચારી એ વહુને આવવાનુ મન ઘણુ હતુ, આવી હોત તો કાઈ વાધો નહોતે, પણ એની સાસુ જરા એવી છે, જો કે સાસુય શુ કરે? ઘરે કોઈક તો રહેવુ જોઈએ ને?'

કિશોરને નામ પૂછવાનુ મન થયુ પણ તે ઔચિત્યભગ જેવુ થશે એમ લાગવાથી તે ચૂપ રહ્યો પણ બે દિવસમા આડીઅવળી વાતો અને ઈરાદાપૂર્વકના અને આનાકાનીભર્યા પ્રશ્નો પૂછીને અને બારીક અવલોકનથી એણે એ ઘરની તમામ માહિતી મેળવી લીધી એ ત્રિવેણી જ હતી કિશોર સ્તબ્ધ બની ગયો એની સામે દસ વર્ષ પહેલની ત્રિવેણીનુ ચિત્ર ખડુ થયુ અ જની ત્રિવેણી સાથે એ સરખાવતા એનુ હૃદય કપી ઊઠ્યુ આ નિસ્તેજ ને ઊડી આખો ગળી ગયેલ હાડકા, પીળુ પીળુ મોં ને સુક્કા હોઠ છોકરાઓના ટોળામા હેરાન હેરાન થઈ જતી ને એબાકળી બની જતી આ ત્રિવેણી ક્યા ને પેલી ત્રિવેણી ક્યા?

પછી તો પ્રસગ પડતા ત્રિવેણી સાથે પણ વાતો થઈ એ બહુ ઓછુ બોલી, આગનો કઈ સબધ જાણે હોય જ નહિ એમ એણે વાત કરી. એણે સાસુ-સસરા, કે દેરાણી જેઠાણી, નણદ-ભોજાઈ કે ધણીના અવકા ન કાઢ્યા 'હોય સહુ છે તે દાબ તો રાખે જ ને! ઘરમાં બધાનુ મન ક્યાથી સચવાય? એમનુ ય રહેવુ પડે ખાધે પીધે કઈ વિશેષ નથી થવાતુ કામ કરીએ તો જીવ આનદમા રહે ઘરના બીજા સૌ સુખી હોય તો આપણે ય સુખી" કહીને એમા ફેરવી વાળી ગઈ

આવી ગુણિયલ સ્ત્રીને છોડી દેવા માટે કિશોરને પશ્ચાત્તાપ થયો એના ઘરનાને સાવ નિરાશ નહોતા કરવા જોઈતા કઈક આશા જેવુ એણે આપ્યુ હોત તો ત્રિવેણી આમ ફરી પરણી ન જાત

કિશોરને વિચારો આવવા લાગ્યા કસ્તુરીને એણે પોતાની મનસ્થિતિ જાણવા ન દીધી કિશોરનુ પોતાની સાથેનુ બીજુ લગ્ન છે એ કસ્તુરી જાણતી હતી પણ આગલી સ્ત્રી તે આ ત્રિવેણી છે એવી એને ખબર નહોતી ત્રિવેણીના કુટુબીઓ પણ કિશોરને ઓળખતા નહોતા

કિશોર કસ્તુરીને કહેતો, "પેલા ત્રીજા ઘરવાળા જ્યારે ન હોય ને ઘરમા એમની વહુ હોય ત્યારે

તારે એને કોઈ કોઈ વખત આપણે ત્યાં બોલાવવાની ને કંઈક સારું સારું ખવડાવવું, એને બહુ દુઃખ લાગે છે."

"પણ એને ઘરેણાં, લૂગડાંનું કેવું સુખ છે? અમને એમાંનું છે કંઈ?" કસ્તુરી કહેતી.

કસ્તુરી કંઈ સમજે તેવી તો નહોતી, કિશોરે એ બધું કરી જોયું હતું એટલે એ વાત ન લંબાવવા કહેતો, "એક વાર ઘરખર્ચ તો સરખું ચાલવા દે. બચત થાય અને તને કંઈ ન મળે તો કહેજે."

"આજ સુધી રખડ્યા તેના કરતાં કમાયા હોત તો?" કસ્તુરી કહેતી.

કિશોર જવાબ ન આપતો.

કસ્તુરીને ત્રિવેણી ગમી ગઈ હતી, કારણ કે એ એને સાસુની ગેરહાજરીમાં કામમાં મદદ કરાવવા આવતી. એને રસોઈ કરાવતી, જાતજાતનાં ફરસાણ ને મિષ્ટાન્ન બનાવી આપતી ને કહેતી, "હવે બીજી વખત તમારી મેળે બનાવવાનું ક્યાં હતું?" એ તો ત્રિવેણી બનાવી દે એવો જ દર વખતે આગ્રહ રાખતી, ત્રિવેણી એને વશ થતી ને એમ કસ્તુરીને ત્રિવેણી ગમતી. ત્રિવેણી એને ભરતગૂંથણ પણ કરી દેતી.

કસ્તુરી અને ત્રિવેણીનું સાથે કામ ચાલતું હોય ત્યારે કેટલીક વાર કિશોર પણ કામેથી આવી જતો. બે વાર આમ બન્યું અને એને સમજાઈ ગયું કે ત્રિવેણી માત્ર કસ્તુરીને મદદ કરવા જ નહોતી આવતી, ત્રિવેણીને પોતા પ્રત્યે કંઈક લાગણી થતી હતી. કિશોર વાતો કરતો, નીચી નજરે ત્રિવેણી એને વાતોમાં સાથ આપતી. એમાંથી એ ત્રિવેણીના હૃદયને ઊંડે સુધી જોઈ શક્યો. ત્રિવેણીએ પ્રથમ કહ્યું તેમ આજની સ્થિતિમાં એ સુખી નહોતી. કસ્તુરીનું આજનું સુખ હક્કની રીતે એનું હતું, એ સુખની લાલસા એને જાગી હતી.

કિશોર એ સમજ્યો. ત્રિવેણીના દુઃખની કલ્પના એ એની છાતી ચિરાઈ જતી હતી. પોતે જ એ દુઃખ માટે જવાબદાર હતો. જો ત્રિવેણી એની જોડે પરણી જ હોત તો એને આવે ઠેકાણે પડવાનો વારો ન આવ્યો હોત તે વસ્તુના ભાને એનું હૃદય રડી ઊઠતું. "ત્રિવેણી, ત્રિવેણી, હું તારો ગુનેગાર છું, મને ફરમાવે તે સજા હું સહન કરવા તૈયાર છું."

પણ કોઈની સામે એ પોતાના આ દુઃખને બતાવી શકતો નહિ. એણે એકાંતે જ રોઈ લેવું પડતું.

એક દિવસ બંને એકલાં મળી ગયાં. એવા પ્રસંગો આવે જ છે.

"ત્રિવેણી, તારે માટે હું શું કરી શકું? મેં જે કર્યું તેનો મને પશ્ચાત્તાપ થાય છે, પણ હવે એનો માર્ગ શો? તું બતાવ એ જ માર્ગ." કિશોર બોલ્યો.

ત્રિવેણીએ કંઈ જ જવાબ ન આપ્યો.

"મારી સાથે ફરી રહેવાનું મળે તો તું એ ઇચ્છે કે નહિ?" કિશોરે બીજો પ્રશ્ન પૂછ્યો.

પ્રશ્નથી ત્રિવેણીનાં અંગોમાં ઝણઝણાટી બોલી ગઈ.

"કસ્તુરીનો વિચાર આવે છે?" કિશોરે પૂછ્યું. એ નીચું જોઈ રહી, પણ આંખો ત્રાંસમાંથી કિશોરની તરફ જોતી હતી, એ પોતાની જ કરુણ દશા બતાવતી હતી.

કસ્તુરી! કસ્તુરીનો વિચાર! ત્રિવેણી પાસેથી ઉત્તર માગતાં કિશોરને પોતાની પાસેથી જ ઉત્તર માગવા જેવું થયું. એનું શું થાય? એવા દાખલાઓની ખોટ નહોતી કે જેમાં પુરુષોએ અન્ય સ્ત્રીને ખાતર પોતાની પરિણીત સ્ત્રીને છોડી દીધેલ હોય. આ પ્રસંગમાં પ્રેમ બઢાનારૂપ નહોતો, પ્રાયશ્ચિત્ત જ તેને કસ્તુરીનો ત્યાગ કરવાનું ફરમાવતું હતું. પણ એ ફરમાનને માનવાનો વિચાર કરતાં એ કંપી ઊઠ્યો. કસ્તુરીને છોડે એટલે આજે ત્રિવેણીની જે દશા છે એ જ કસ્તુરીની થાય.

વિચાર આવતાં કિશોર સ્થંભી ગયો, ત્રિવેણીને એ બીજો પ્રશ્ન પૂછી ન શક્યો. ત્રિવેણી સામે એની નજર ગઈ પણ તુરત એણે એ પાછી ફેરવી લીધી. ત્રિવેણી અને કસ્તુરી! મગજમાં એક પછી એક બંનેએ ઘૂમવા માંડ્યું.

એ બેબાકળો થઈ ગયો. "તમારી સાસુ આવ્યાં તો નહિ હોય ને? અરે, મારે કામ હતું. હું ભૂલી ગયો." ઝૂમના ગોટા વાળતો એ ઊભો થઈ ગયો ને બહાર નીકળી ગયો.

ત્રિવેણીએ પોતાનાથી પણ જાણે ચોરતી હોય તેવી નજરે પાછળ જોયું. કિશોર સીડી ઊતરી રહ્યો

હતો તે જોઈને એણે એક આડો નિસાસો મૂક્યો હળવેથી ઊઠી બહાર આવી કઠેરો ઝાલીને એ શૂન્ય નજરે કિશોર સામે જોઈ રહી

કિશોર કામ પર ચાલ્યો ગયો પણ કામ કરતા કરતા એને વિચારો તો ત્રિવેણી અને કસ્તુરીના જ આવતા હતા કસ્તુરીથી જો અસતોષ ન હોત તો એને ત્રિવેણીનુ દુ ખ લાગત ? એક વિચાર એને ઝબકી આવ્યો, કઈ રીતે શક્ય છે કસ્તુરી જોડે જીવન જીવવાનું ? ટાળીને એણે લમણે હાથ મૂક્યો ત્રિવેણી જેવી પત્ની હોત તો એ કેવો સુખી હોત ! ત્રિવેણી પણ કેવી સુખી હોત ! કસ્તુરી આડી ન હોત તો એ ત્રિવેણીને ફરીથી મેળવી શકત, બ ને સુખી થાત, બ નેના સુખની આડે કસ્તુરી જ છે

એનાથી હોઠ પિસાઈ ગયા શુ કરવુ ? કસ્તુરીને મારી નાખવી ? ભયકર વિચાર ! એ ધ્રૂજી ઊઠ્યો

એમ કરવુ ખરાબ છે એમ એણે એના આતર-મનને સમજાવવા પ્રયત્ન કર્યો પણ એ વિચાર દૂર થયો જ નહિ, અને કસ્તુરીને આ દુનિયામાથી કેવી રીતે દૂર કરી શકાય તેની જ યોજના મનમા ઘડાવા લાગી એ ત્રણ યોજનાઓ પાકી પણ થઈ ગઈ.

કામ પરથી છૂટીને એ ઠેક દીવાબત્તી થઈ ગયા પછી મોડેથી ઘેર આવ્યો કસ્તુરીએ રાધી તો ક્યારનુ યે લીધુ હતુ ને એના આવવાની રાહ જોઈને બેઠી હતી "તમારે તો ઠીક છે કે કામમા ને કામમા વખત નીકળી જાય ને ભૂખની ખબર ન પડે પણ અમારો વિચાર તમારે કરવો કે નહિ ?" એમ એણે રોષ પણ ઠલવ્યો

"કામથી થાકીને આવ્યા પછી પણ પ્રેમથી જમાડવાનુ આને સૂઝતુ નથી !" કિશોરને કસ્તુરીનો કટાળો આવ્યો

બ ને સાથે જમવા બેઠા જમતા જમતા કિશોરે બેએક સામાન્ય બાબત પરથી ખિજાવાનો પ્રયત્ન કર્યો પણ એમ ખિજાઈ રહ્યા પછી એને તુરત ખ્યાલ આવ્યો કે ખિજાવા જેવુ એ બાબતોમા કશુ જ નહોતુ જમી રહ્યા પછી આરામ લેતાં બ ને વચ્ચે થોડી હળવી વાતો થઈ

"કસ્તુરીને ખબર છે કે આવતી કાલે એ જીવતી પણ નહિ હોય !" કિશોરને થતુ હતુ ને એ એની એ અબોધતાને જોવા એના ચહેરા સામે જોઈ જ રહેતો હતો

"આજ કેમ આમ મારી સામે ને સામે જુઓ છો ?" કસ્તુરીએ સહેજ પૂછ્યું "આમ ને આમ તમારી સામે બેસી જ રહુ તો તમને ગમે ?"

કિશોરને એ પ્રશ્નથી ઝણઝણાટી થઈ આવી એ જવાબ ન આપી શક્યો જવાબ ઉડાવવા એણે માત્ર સ્મિત જ કર્યું

'તમારી સાથે બેસી રહેવાને હુ નવરી નથી મારે રસોડામા હજી કામ છે" કસ્તુરી બોલીને ઊભી થઈ

એના ગયા પછી કિશોર ફરી વિચારે ચડ્યો "આનો શો ગુનો છે ? ગુનો હોય તો પણ એ જાણે છે કે એ ગુનો કરે છે ? કેવળ અબોધતા ! આ જન્મના, પૂર્વ જન્મના કેવળ સસ્કાર ! એમાં એનો શો દોષ ? કયો અધિકાર છે કે હુ એને એની ઇચ્છા વિરુદ્ધ દૂર કરુ ?"

એ વિચાર ન કરી શક્યો એનું મગજ ભારે બની ગયુ એ સ્થિતિ એનાથી સહન ન થઈ ઊઠીને બહાર ચાલ્યા જવાની ઇચ્છા થઈ ઊભો થયો ઝરૂખામાથી જરા બહાર જોયુ એક વિચાર ઝબકી આવ્યો એણે એકદમ કસ્તુરીને બૂમ મારી કસ્તુરી આવી એણે કહ્યું, "આપણે કાલે આ મકાન બદલી નાખવુ છે"

"કેમ ? મને તો અહીં બહુ ગમે છે' કસ્તુરી બોલી.

"દુકાનથી આ મકાન દૂર પડે છે સાંજે જમવાનુ મોડુ થાય છે" કિશોરે એકદમ કારણ શોધી કાઢ્યુ

બીજે જ દિવસે કસ્તુરીને જે પસદ પડ્યુ એવુ બીજુ ઘર શોધી લઈને કિશોર ત્યા ચાલ્યો ગયો

કિશોર ત્રિવેણીથી દૂર ચાલ્યો ગયો પોતે ત્રિવેણીને નહોતો મળ્યો ત્યા સુધી ત્રિવેણી જીવતી

જ હતી ને ? તો હવે પણ એ કેમ નહિ જીવે ? તો શા માટે નાહક કસ્તુરીનું એક કે બીજી રીતે મૃત્યુ કરીને જીવનમાં બીજી મહાન ભૂલ કરવી ?

ત્રિવેણી જીવતી જ હતી. કિશોર ગયો એટલે એ તો ફરી છોકરાંઓમાં, દળણાં–ખાંડણાં ને ભરણાં–સીવણામાં દટાઈ ગઈ ને હૃદયના દુ:ખને એમાં જ ભારી દીધું.

અને કસ્તુરી પણ જીવતી રહી.

અને કિશોર જ ત્રિવેણીની દશાને–કે પોતાની દશાને ?–યાદ કરતો એકાંત ખૂણે ભરાઈ આંસુ સારતો પોતાને મારી રહ્યો. એની ભૂલ હતી એટલે એણે જ મરવું રહ્યું.

●

# વેશ્યાનું હૃદય

**મૂળ લેખક : ધનીરામ પ્રેમી–અનુવાદક : રમણીક કિશનલાલ મહેતા**

હું એક પુજારીનો પુત્ર હતો. મારા પિતા પંજાબના એક નાના નગરના સૌથી મોટા અને પ્રતિષ્ઠિત મન્દિરના પુજારી હતા. તે મન્દિર એક પ્રકારે અમારા કુટુંબની ગાદી બન્યું હતું. પેઢીઓ થયાં અમારા કુટુંબમાંથી જ કોઈને કોઇ પુજારી થતું આવ્યું છે. હું મારા પિતાનો એક માત્ર પુત્ર હતો. અને તેથી પિતાજીના મૃત્યુ બાદ પુજારીની ગાદીનો ઉત્તરાધિકારી હું જ બનું એ સ્વયંસિદ્ધ વાત હતી. આ વંશપરંપરાનો અધિકાર ધાર્મિક વિચારોને કારણે સ્થિર નહોતો, કારણ કે ધર્મપાલનના અધિકાર માટે કેટલાં કુટુંબ, અથવા તો કેટલી વ્યક્તિ લડવા–ઝઘડવા માટે તૈયાર રહે છે. ? પણ તેનું મુખ્ય કારણ મન્દિરની આવક અને પુજારીના પદની પ્રતિષ્ઠાનો લોભ હતો. મંદિરના નિર્માતાએ એક મોટી જમીન મન્દિરના નામે લખી આપી હતી અને તેથી મન્દિરનો પુજારી એક સાધારણ પુજારી નહિ, પણ એક જમીનદાર ગણાતો હતો. આ કારણોને લીધે પિતાજીની મહત્ત્વાકાંક્ષા હતી કે હું તેમનો ઉત્તરાધિકારી બનું. મન્દિર પ્રત્યે મારું વલણ નહોતું. હું એવા વ્યવસાય માટે નથી જન્મ્યો એવી મારી માન્યતા હતી. પરન્તુ હું મારા પિતાનો પુત્ર હતો, એટલે પુજારી બન્યા સિવાય ચાલે તેમ નહોતું.

મારા શિક્ષણને માટે પિતાજીએ યોગ્ય વ્યવસ્થા કરી હતી; પરન્તુ તે કેવળ ધાર્મિક શિક્ષણને માટે. બચપણથી જ મને પૂજાના મંત્ર અને પ્રાર્થનાના શ્લોક ગોખાવવામાં આવ્યા હતા. હું એ બધાના અર્થ સમજતો નહીં, પરન્તુ તે જાણવાની જરૂર પણ નહોતી. પિતાજી કહેતા કે 'આ મંત્રો તારે માટે નથી; પ્રભુને–પરમાત્માને માટે છે; અને તે સંસ્કૃત જાણે છે. તું સમજે કે ભલે ન સમજે.'

મારા પિતાના જેવો હું પણ એક પુજારી બનત. પરન્તુ એક ઘટનાએ એ ક્રમમાં પરિવર્તન કરી મૂક્યું. મારા પિતાના એક મિત્ર લાહોરના સંસ્કૃત વિદ્યાલયમાં અધ્યાપક હતા. તેઓ નોકરી છોડીને અમારા ગામમાં આવીને રહેવા લાગ્યા. તેમની નજર મારા પર પડી. મારા મુખે સંસ્કૃત શ્લોકના ઉચ્ચાર સાંભળીને તેમણે પિતાજીને કહ્યું કે કેશવને તમે સંસ્કૃત શા માટે ભણાવતા નથી ?

" તે ભણ્યો છે એટલું બસ છે."

" બસ છે ? પરન્તુ એ ભણ્યો જ શું છે? "

" પૂજાના મંત્ર. "

" એ સંસ્કૃત નથી. શ્લોકો ગોખી લેવા અને તેનું અશુદ્ધ ઉચ્ચારણ કરવું એ એક પુજારીને માટે શોભાસ્પદ નથી. "

" પુજારીનું કામ પૂજા કરવાનું છે, નહિ કે સંસ્કૃતના શુદ્ધ ઉચ્ચાર કરવાનું. "

પિતાજીની સાથે માથાફોડ કરવી એ સરલ વસ્તુ નહોતી; પરન્તુ પંડિતજીએ ગમે તેવી રીતે સમજાવીને તેમને મારા શિક્ષણને માટે હા ભણાવી; અને એમ નક્કી કરવામાં આવ્યું કે હું પંડિતજી પાસેથી સંસ્કૃત ભણું અને બધાં પુસ્તકો પૂરાં કરીને છ માસ માટે લાહોર જઈને રહું.

: ૨ :

લાહોરમાં હું એક નાનકડા મકાનમાં એક ઓરડી રાખીને રહેવા લાગ્યો. એ ઓરડીમાં અમે બે જણ રહેતા હતા, એક હું અને બીજો વિદ્યાલયનો એક વિદ્યાર્થી. મકાનમાં દસ ઓરડા હતા, અને પાછળ એક નાનકડો બાગ હતો. એક અઠવાડિયા સુધી બંનેનો પરિચય કોઈ પણ પડોશીઓ સાથે ન થયો. મોટા શહેરમાં એવું જ બને છે. પોતાના કામ સાથે કામ, બીજાંની ચિન્તા લોકો બહુ ઓછી કરે છે. અને તેમાં યે વળી અમે તો નવાસવા આવીને રહેનારા.

કેટલાક દિવસ વીત્યા બાદ એક દિવસ મનોહરે કહ્યું; કેશવ ! બાજુના ઓરડામાં કોણ રહે છે એ તું જાણે છે?

" ના. " મેં ઉત્તર આપ્યો.

" કોઈ વાર જોયું છે ? "

" ના. "

" તું તો ગમાર જ રહ્યો. લાહોરમાં રહે છે અને અને આંખો બંધ રાખીને ફરે છે. "

" મારે પુજારી બનવું છે. પુજારીએ તો આંખો બંધ કરીને જ રહેવું યોગ્ય છે. "

" આવ, એક વાર જોતો ખરો, પછી આંખો બંધ કરી લેજે; ચાહે તો સદાને માટે. "

" એવી તે શી વાત છે ? શું કોઈ સ્ત્રી છે ? "

" સ્ત્રી નથી છોકરી છે. "

" વિચિત્ર ! "

" અને તે એકલી જ છે. "

" ત્યારે તો હું નહિ જાઉં. "

" શા માટે ? "

" તું એ જાણે છે, મનોહર ! "

મનોહર કાંઈ બોલ્યો નહિ. અમે બંને શાન્ત હતા થોડી વાર પછી મનોહર પોતાની મેળે જ બબડયો. " ધર્મ, ધર્મ, જ્યાં જુઓ ત્યાં ધર્મ ! ખાવામાં પીવામાં, ચાલવામાં, બેસવામાં, ધર્મ જ ધર્મ ! સંસ્કૃત શું ભણ્યો ? આફત કરી. ન કાંઈ જુએ, ન કાંઈ કહે, ન કાંઈ સાંભળે " તે બેસી ગયો. પછી ઊઠીને મારી પાસે આવ્યો અને બોલ્યો, ' ' શું સંસ્કૃત ભણવાનો અર્થ સંસારથી વિરક્ત રહેવું એ ! '

" ના, " મેં કહ્યું.

" તો પછી ? "

" મારું પદ ? "

" પુજારી ? "

" હા ? "

" કેટલા પુજારી એવું જીવન વિતાવી રહ્યા છે ? કેટલાં મન્દિરોમાં કેવળ ધર્મનું જ રાજ્ય છે ? એ કેવળ ફરેબ છે. "

થોડી વાર તે ફરી શાંત રહ્યો. પછી તે ઊઠયો અને પાછળનું દ્વાર ઉઘાડી તે બોલ્યો, " આ રહી તે. "

મેં પાછા વળીને જોયું તો એક નવયુવતી રેશમી સાડી પહેરીને બાગમાં ઊભી હતી. તેના જેટલી સુન્દર બાલિકા મેં કદી યે જોઈ નહોતી. મારા ગામમાં તો સ્ત્રીઓનાં દર્શન થવાનું કઠિન હતું. મનોહરને કહેલા શબ્દો હું વીસરી ગયો હતો. ધીમે ધીમે હું બારણા સુધી જઈ પહોંચ્યો. મનોહરે મારા તરફ જોઈ હસીને કહ્યું, "અહીં શા માટે આવ્યા પુજારીજી ! "

' કાંઈ નહિ. જરા સ્વચ્છ વાયુ લેવા માટે આવ્યો હતો. ' મેં કહ્યું.

" લ્યો ત્યારે. હવે સ્વચ્છ વાયુ તો ચાલ્યો ગયો. "

મનોહરે કહ્યું, કારણ કે તે સુંદરી બગીચામાંથી પોતાના ઓરડા તરફ ચાલી ગઈ હતી.

"એ સ્વચ્છ વાયુને ને મારે કશો સંબંધ નહોતો." મેં તેનો ભાવ સમજતાં કહ્યું.

"જાણું છું. મને સમજાવીશ નહિ." તેણે વ્યંગપૂર્વક કહ્યું.

થોડી વાર ફરી પાછા અમે મૌન રહ્યા. હું તે સુંદરીના સંબંધમાં વિચાર કરી રહ્યો હતો. મેં વાંચ્યું હતું અને સાંભળ્યું પણ હતું કે પરાઈ સ્ત્રીનો વિચાર કરવો એ પાપ છે અને હું પોતે પણ મારા મિત્રોને એમ જ કહેતો. મનોહરને પણ મેં તેમ જ કહ્યું હતું. પરંતુ કહેવું જેટલું સરળ છે તેટલું આચરવું સહેલું નથી. હું તેના સંબંધમાં મનોહરને પૂછ્યા વિના રહી શક્યો નહિ.

"એ કોણ છે, મનોહર?"

"સ્વચ્છ વાયુ!" મનોહરે મારા તરફ જોઈ રહી હસતાં હસતાં ઉત્તર આપ્યો.

"મજાક ન કર. હું ગંભીરતાપૂર્વક પૂછું છું."

"એ પૂછવાની ધૂન ક્યાંથી લાગી ગઈ? શું તેની પૂજા કરવી છે?"

"શું એક પડોશીના સંબંધમાં પૂછવું એ પણ પાપ છે?"

"હા. જો તે પડોશી એકાદ સુંદર સ્ત્રી હોય તો."

"સુંદરતા પાપનું ચિહ્ન નથી. તેમ એક સ્ત્રી પણ પાપનું ચિન્હ નથી."

"પરન્તુ તે છે."

"શું?" મેં આશ્ચર્યપૂર્વક પૂછ્યું.

"મેં કહ્યું કે એ છે." મનોહરે થોડી વાર અટકીને કહ્યું.

'એટલે?'

"તે એક વેશ્યા છે."

"વેશ્યા! તું કાંઈ પાગલ બન્યો છે કે શું?" હું મોટેથી બોલી ઊઠ્યો. "તેના મુખ ઉપરથી કોઈ કહી શકે તેમ નહોતું કે તે એક વેશ્યા હતી."

"તેં કોઈ વેશ્યા જોઈ છે.?" તેણે પૂછ્યું.

'ના.'

'તો પછી આશ્ચર્ય શાનો પામે છે?"

"તે એક વેશ્યા છે એ તું ક્યાંથી જાણે?"

"બે ચાર દિવસ બધું જોવાનો શ્રમ ઉઠાવીશ તો તને પણ ખબર પડશે."

"વેશ્યા!" એક નિઃશ્વાસ નાખીને હું મનમાં જ બોલી ઊઠ્યો, એક વસ્તુ પ્રાપ્ત કરીને મેં ગુમાવી દીધી હોય તેમ.

"ગમે તેમ હો, પણ છે તો એક અપૂર્વ સુંદરી."

"એ સંબંધમાં કાંઈ વિશેષ ન બોલ."

"કેમ ઘૃણા આવી ગઈ?"

"હા."

"તે વેશ્યા છે માટે?'

"જે કલંકની કાલિમા મસ્તકે લગાવી ફર્યા કરે છે, જે પોતાના સૌન્દર્યનો નશો પાઈને નિરપરાધ નવયુવકોને નષ્ટ કરી રહી છે, તેનું નામ સરખું યે લેવું તે મહા પાપ છે. આ મકાનમાં રહેવાની તેને કઈ રીતે રજા મળી એ સમજાતું નથી." મેં ઉત્તેજિત થઈ ને કહ્યું.

"કદાચ તું ભૂલ કરતો હોય, કેશવ! કોણ કહી શકશે કે એ કલંકકાલિમા—એ અપવિત્ર જીવનની પાછળ કોઈ દુખદ કહાણી, એક ઉજ્જવળ હૃદય અને એક દલિત આત્મા નહિ છુપાયાં હોય?"

"દલિત આત્મા! ઉજ્જવળ હૃદય! કલંકકાલિમાની પાછળ? એ અસંભવિત છે. ત્યાં નથી આત્મા કે નથી હૃદય!"

"એ તારું કહેવું અસત્ય છે. પ્રત્યેક પુજારી, ઉપાસક અને ઉચ્ચવર્ણ—પુરુષના જીવનની પાછળ પાવન હૃદય અને ગૌરવાન્વિત આત્મા રહેલો છે એમ કહેવું જેટલું ભૂલભરેલું છે તેટલું આ પણ છે. પરિસ્થિતિની વિચિત્રતા કોઈથી સમજી શકાતી નથી. તે કોઈના પણ જીવનને રહસ્યમય—બહાર તેમ જ અંદરથી ભિન્ન પ્રકારે—બનાવી શકે છે. આપણે હમેશાં જોઈએ છીએ તેમ જ સાંભળીએ છીએ કે કેટલાયે પ્રતિષ્ઠિત પુરુષો પતનને છેલ્લે પગથારે જઈ ને બેઠા હોય છે. આપણે તેમની આટલી હદ સુધી ઘૃણા કરતા નથી. તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવીએ છીએ. તેમને મદદ કરીએ છીએ. કેવળ એટલા માટે કે તેઓ પતનના પંથે પહોંચ્યા હોવા છતાં યે શક્તિશાળી છે. કોઈની પાસે બળ, કોઈની પાસે ધન

અને કોઈની પાસે પ્રતિષ્ઠા છે પરંતુ જ્યારે આપણે આ શક્તિહીન વ્યક્તિઓના પતન તરફ દૃષ્ટિ ફેંકીએ છીએ ત્યારે આપણું મુખ રક્તવર્ણું બની જાય છે વાયુયાનમાં બેઠેલો એકાદ ધનિક, કીચડમાં નીચે ચાલતા જીર્ણકાય નિર્ધન તરફ જેવી દૃષ્ટિએ જુએ છે તેવી દૃષ્ટિએ આપણે તેમને જોઈએ છીએ, ઉપેક્ષાથી, ઘૃણાથી, સંદેહથી શું આપણે કદાપિ તેમના એ પતનની પાછળના દૃશ્યો જોઈએ છીએ? કદાપિ એ સમજવાનો પ્રયત્ન સરખો યે કરીએ છીએ? નહીં જ એ અન્યાય છે, કેશવ, આ મનમાન્ય ધર્મનો મનમાની રચાયલી રૂઢિઓનો અને આ અહંભર્યા સમાજનો હું તેમની ઘૃણા કરવા નથી માગતો અભ્યાસ કરવા માગું છું હું સંસ્કૃતના મૃત પુસ્તકો કરતાં તેમના આ જીવિત પુસ્તકોનો પાઠ અધિક લાભદાયક માનું છું હું એ ચરિત્રોને સમજવા માગું છું, ઘૃણા નહિ પણ સ્નેહ અને સહાનુભૂતિથી હું તેમને એ બતાવવા માગું છું કે કેટલીક એવી વ્યક્તિઓ પણ છે, જે તેમને હજુ યે મનુષ્ય સમજે છે, નહિ કે નરકમાં ખરડાયેલો કીડો કે ભોગવિલાસની સામગ્રી '

તે એકી સાથે આ બધું કહી ગયો મનોહરના હૃદયમાં આવા કરુણ વિચારો ભર્યા હશે એવું મેં સ્વપ્ને ય ધાર્યું નહોતું શું તે સાચું કહી રહ્યો હતો? એ પ્રશ્નના ઉત્તરમાં મારો આત્મા હા કહી રહ્યો હતો મેં મનોહરનો હાથ પકડીને કહ્યું, ' કદાચ તું સાચું કહેતો હોઈશ, મનોહર, પણ તું એવું શા માટે કરતો નથી?"

"મારામાં એટલું બળ નથી કેશવ! હું તેમની સામે ઊભો રહી શકતો નથી તેમના નેત્રોની જ્વાલા મને ક્યાયની ક્યાય ઘસડી લઈ જશે પણ તું એમ કરી શકે છે તને બચપણથી જ ધાર્મિક શિક્ષણ મળ્યું છે તારું મન એટલું દૃઢ બનેલું છે કે તું લેશ માત્ર વિચલિત થયા વિના તેમ કરી શકે "

"શું હું તેમ કરી શકીશ?"

૩

અમારા મકાનની પાસેની સડકને બીજે છેડે એક મંદિર હતું મંદિરમાં પૂજાને માટે ઉચ્ચ કુળના સ્ત્રી-પુરુષો આવ્યા કરતા એક દિવસ બપોરના વખતે કોઈ તહેવારને અંગે ખાસ, વિશેષ પૂજા હતી સુંદર અને બહુમૂલ્ય વસ્ત્ર પરિધાન કરીને લોકો મંદિરે આવ્યા હતા. જાણે કોઈ, મોટો મેળો ભરાયો હોય તેમ હું મારા ગામમાં, મારા પોતાના મંદિરમાં પણ આવા પ્રદર્શનો જોતો હતો, પરન્તુ તે અહીંના આ પ્રદર્શન આગળ કાંઈ જ વિસાતમાં નહિ પૂજા પૂરી થઈ હું અને મનોહર અમારી બારી, સામેનું દૃશ્ય જોઈ રહ્યા હતા. હું પૂજા જોવા જવા માગતો હતો, પરંતુ મનોહરના વ્યાખ્યાને મને રોક્યો હતો, મનોહરનો પ્રભાવ દિનપ્રતિદિન મારા પર વધુ ને વધુ ગાઢ થતો જતો હતો મારા હૃદયમાં મંદિર, પૂજા અને તેની સાથે સંબંધ ધરાવતી સમસ્ત વાતો પ્રત્યે વિદ્રોહની જે ચિનગારીઓ પ્રકટી હતી, તે મનોહરની વાતોથી વધારે પ્રજ્વલિત થતી જતી હતી. તે સંસ્કૃતનો વિદ્યાર્થી હતો, છતાં યે તેના વિચાર અંગ્રેજી ભણેલા ધર્મદ્રોહીઓ જેવા હતા. તેને ધર્મના સિદ્ધાન્તો અને શાસ્ત્રોની મર્યાદાઓથી વાસ્તવિક-કુશળ દૃષ્ટિએ ઉકેલ આણતા સારું આવડતું હતું તે પાપીને ધિક્કારવા કરતા તેના પાપી થવાનું કારણ જાણવા માટે તેમ જ તે જાણીને તેને સહાયતા આપવામાં અધિક પવિત્રતા અને શ્રેય સમજતો હતો, હું તેને પૂછતો કે 'તું સંસ્કૃત શા માટે ભણે છે?" તેના ઉત્તરમાં તે કહેતો કે ' હું અગ્નિ પ્રકટાવવા માટે ઈંધન એકત્ર કરું છું' તે સાચું કહેતો હતો તે જે વાતો શીખતો હતો, તેના જ બળે તે તેનું ખંડન કરતો હતો

થોડી વાર સુધી મંદિરમાંથી લોકો બહાર નીકળતા રહ્યા પાછળથી, જ્યારે સૌ કોઈ ચાલ્યું ગયું ત્યારે, કપાળમાં તિલક કરેલું એવા એક ધનિક બ્રાહ્મણે બહાર આવીને ગાડીમાં સ્થાન લીધું ફાટેલાં મેલાં વસ્ત્રો પહેરેલા એક નાના બાળકે ગાડીની પાસે આવીને એક પૈસો માગ્યો પંડિતજીએ તેને પૈસો તો ન આપ્યો પણ ખૂબ ધમકાવ્યો બાળક ત્યાંથી ખસ્યો નહિ અને હાથ લાંબો કરી ઊભો રહ્યો ગાડીવાળાને માટે આ અસહ્ય બન્યું તેણે ગાડી ચલાવી, બાળક ધક્કો લાગતા પૃથ્વી પર પટકાઈ પડ્યો, પંડિતજીએ પાછા ફરીને તેના તરફ જોયું સરખું યે નહિ તેઓ તો મંદિરમાંથી સર્વ પાપોની ક્ષમા મળ્યાનું પ્રમાણપત્ર

લઈને આવ્યા હતા. ત્યાં રસ્તે જતાં આવતાં બીજાં ઘણાં યે માનવી હતાં પણ કોઈએ એ બાળકને ઉઠાડ્યો નહિ. તેની સંભાળ ન લીધી. તે બેહોશ હતો. પરન્તુ તે અછૂત હતો. કોઈ ઉચ્ચ વર્ણનું એને કેમ સ્પર્શ કરે? મનોહરે તેની પાસે જવાનો વિચાર કર્યો પરંતુ મેં તેને અટકાવ્યો. એથી મને શરમ આવે છે, પરંતુ એ ઘડી સુધી હું અછૂતને એક પ્રકારના ચેપી રોગ જેવા માનતો હતો. તેને હું મારા મકાનમાં કેમ ઊંચકી લાવું? એમ કરવાથી મારા પુજારીપણાની પાવનતા કેવી રીતે અસ્પર્શ્ય રહી જાત? આમ કરતાં મારા હૃદયમાં કેટલી ઊથલપાથલ મચી રહી, પરંતુ છતાં યે મનોહરને મેં રોક્યો. મનોહર કાંઈ પણ ન બોલતાં ત્યાં જ ઊભો રહ્યો.

એક રાહગીરે બાળકને જોયો. મંદિરનું દ્વાર ખુલ્લું હતું. તે બાળકને લઈને તે તરફ જવા માંડ્યો. હજુ તે બારણા આગળ ભાગ્યે જ પહોંચ્યો હશે ત્યાં તો એક લાંબી ચોટી વાળો માણસ દોડતો આવ્યો અને મોટેથી બૂમો પાડવા લાગ્યો: "અહીં કયાં લાવે છે?"

"એ બેહોશ છે. થોડું પાણી—"

"આ તો મંદિર છે." આવનાર વ્યક્તિએ દાંત પીસતાં કહ્યું. એની આંખમાંથી ઘૃણાની–તિરસ્કારની જ્વાલા વરસી રહી હતી.

"એટલા માટે તો હું એને અહીં લાવવા માગું છું. ભગવાનના ઘરમાં......"

"ભગવાનના ઘરના પાપ, આ અછૂતને મંદિરમાં કેવી રીતે આવવા દેવાય?" તેણે વાત ઉડાવતાં કહ્યું.

"એ અછૂત છે એ સાચું પણ બેહોશ છે."

પેલાએ કશું ધ્યાન ન આપ્યું અને ઝડપથી તેણે મંદિરનું દ્વાર બંધ કરી દીધું અને પોતે અંદર ચાલ્યો ગયો.

પાસે જ બે મિનિટ પહેલાં એક ગાડી આવીને ઊભી રહી હતી. રાહગીર મંદિર તરફથી પાછો ફર્યો ત્યારે એમાંથી એક સ્ત્રી બહાર નીકળી. તે વેશ્યા હતી. રાહગીરની તરફ જોઈને તેણે કહ્યું: "શી હકીકત છે?"

"આ બાળક બેહોશ બની ગયો છે."

"શું એ અછૂત છે?"

"હા."

"અને એટલા માટે જ શું તેને આ મંદિરમાં સ્થાન ન મળ્યું?"

"આજકાલ મંદિરોમાં પાપાચાર, દુરાચાર વગેરેને માટે સ્થાન છે, પરંતુ દયા, કરુણા અને દીનતાને માટે સ્થાન નથી."

"જો કશી હરકત ન હોય તો તેને મારા મકાનમાં લઈ ચાલો. હું તેની સંભાળ લઈશ."

રાહગીરે ધન્યવાદ આપી બાળકને વેશ્યાના મકાનમાં એક ખંડમાં સુવાર્યો. જ્યારે તે પોતાના ઓરડામાં જવા લાગી ત્યારે તેણે એક વાર અમારા તરફ તીવ્ર દૃષ્ટિ નાંખી. મનોહરે તે જોયું; અને બોલ્યો:

'એક બાજુ પુજારી છે અને બીજી બાજુ એક વેશ્યા છે.'

એનો કટાક્ષ મારા તરફ હતો પરંતુ હું મૌન રહ્યો. મારાથી કશું કહી શકાય તેવું નહોતું. મનોહર ફરીથી બોલ્યો: "અને એ વેશ્યાઓને માટે આપણે કહીએ છીએ કે તેમનામાં હૃદય નથી: આત્મા નથી. એ કહેવામાં આપણું અભિમાન છે, આપણો દંભ છે."

મારાથી ન રહેવાયું. મેં મનોહર તરફ જોઈને કહ્યું: "મનોહર, મને એથી દુઃખ થાય છે."

"તમે લોકો તમારી ઉચ્ચતાના અભિમાનમાં એટલાં બધા અંધ બની ગયા છો કે તમને પોતાના દોષ અને બીજાના ગુણ નજરે પડતા જ નથી."

હું લજ્જિત થતાં બોલ્યો: "કદાચ ભવિષ્યમાં હું એટલો અંધ ન પણ રહું."

: ૪ :

કેટલાક દિવસ બાદ અમારી આગળ એક વિકટ પ્રશ્ન આવી ઊભો રહ્યો. અમે બંને પરીક્ષાની તૈયારી માટે રાત્રિએ જાગવા માટે ચા પીતા હતા. તે દિવસે ખાંડ પૂરી થઈ ગઈ હતી અને બજાર બંધ થઈ ગયું હતું. અમારે ચા પીવી હતી અને તે ખાંડવાળી જ. પડોશના મકાનમાં અંધારું હતું. બધાં સૂઈ ગયાં હતાં. કેવળ તેના ખંડમાં પ્રકાશ હતો. મનોહર બોલ્યો: "તેની પાસેથી થોડી ખાંડ માગી લાવવી જોઈએ."

"જા ત્યારે લઈ આવ."

"તું જા. તને વાતો કરતાં આવડે છે."

ડરતાં ડરતાં ધીરે ધીરે ચારે બાજુએ દૃષ્ટિ ફેરવી હું તેના મકાન તરફ ચાલ્યો. દ્વાર આગળ જઈને જ્યારે મેં તે ખખડાવ્યું ત્યારે મારું શરીર કંપી રહ્યું હતું, હૃદયની ગતિ વધુ વેગવાળી બની હતી, શ્વાસ જોરથી ચાલતો હતો. એટલામાં બારણું ઊઘડ્યું; અને તે બહાર આવી. મેં તેના તરફ અને તેણે મારા તરફ જોયું. તેનાં નેત્રોમાં અજબ આકર્ષણ હતું. પહેલી વાર જ મેં તેનાં નયનો તરફ જોયું હતું. તે આશ્ચર્યથી બોલી ઊઠી: "શું તમે?"

હું કાંઈક ગભરાઈને અને કાંઈક હસીને બોલ્યો: "હા, તમારું થોડું કામ છે."

"મારું અહોભાગ્ય!"

"મારે થોડી ખાંડ જોઈએ છે."

"બસ?"

"શું એટલું ઓછું છે!"

તે અંદર ગઈ અને પ્યાલો ભરીને ખાંડ લઈ આવી. મેં પ્યાલો જોઈને કહ્યું: "આ તો બહુ છે. કાલે તો હું બજારમાંથી લઈ આવીશ. બે ચમચા જેટલી હશે તો બસ થશે."

"કદાચ અકસ્માત જરૂર પડે માટે લઈ જાઓ.'

"કાલે પાછી મોકલી આપીશ."

"પાછી મોકલી આપશો કે આપી જશો?"

"જેવો વખત."

"પણ આ પ્યાલો ખાલી જ આવે."

"એમ તો કદાપિ ન બની શકે."

"હું કોઈ વસ્તુ પાછી નથી લેતી. કાલે કાં તો ખાંડ ન લાવશો અથવા તો પ્યાલો પણ ન લાવશો."

"વારુ, ખાંડ નહિ લાવું."

"મારો આ સ્ત્રી સાથેનો પ્રથમ વાર જ વાર્તાલાપ હતો. તેણે મારા સમસ્ત શરીરમાં વિદ્યુતનો પ્રવાહ રેલાવી દીધો હતો. મનોહરને મેં તેના સંબંધમાં કાંઈ જ ન કહ્યું.

બીજે દિવસે મેં પ્યાલામાં પિસ્તાં ભર્યાં અને તેને રૂમાલથી ઢાંકી તેને ઘેર લઈ ગયો. તે કદાચ મારી પ્રતીક્ષા કરી રહી હતી. અને જોતાં જ તે બોલી. "તમે મારી પ્રતિજ્ઞા ભૂલી ગયા કે?"

"કેમ?"

"આ પ્યાલામાં શું છુપાવ્યું છે?"

"ખાંડ નથી."

"ત્યારે એ બદલો શાનો છે?"

"કાંઈ જ નહિ ફક્ત કૃતજ્ઞતા–"

"શા માટે?"

"કાલે કરેલી કૃપા બદલ"

'રૂમાલ કાલે પાછો મોકલું તો ચાલશે?"

"ખુશીથી."

'બસ જશો?' તેણે પૂછ્યું, કારણ કે હું ત્યાંથી ચાલવાની તૈયારી કરતો હતો.

'હજુ વાંચવું છે.'

"આટલી બધી ગરમીમાં?"

"તમે પણ ઘરમાં જ બેસી રહો છો."

"બહાર બેસવા માટે કોઈનો સાથ નથી."

"હું થોડી વાર......?"

"ખુશીથી"

તેણે બે ખુરશી બહાર બાગમાં લાવીને મૂકી. અમે બંને તે પર બેઠાં. થોડી વાર શાંતિ પથરાઈ રહી. પછી હું બોલ્યો "તમે એકલાં જ છો?"

"નોકરડી છે, પણ થોડા દિવસ માટે તે બહારગામ ગઈ છે."

"હિન્દુ છો?"

"હા. હિન્દુ હતી, પરન્તુ અત્યારે કોઈ જ નથી"

"શા માટે?"

"તમે નથી જાણતા કે હું કોણ છું?"

"જાણું છું."

"–કે હું એક વેશ્યા છું?"

"હા."

અને છતાં યે તમે મારી પાસે આવી શકો છો? મારી સાથે વાતો કરી શકો છો? ધૃણાભાવથી નહિ, સમાનતાભાવથી, હૃદયનાની ભાવનાથી?

'શું' વેશ્યાની પાસે લોકો નથી આવતા?'

"શા માટે નહિ? તેની પાસે સમાજના સર્વ પ્રકારના માણસો આવે છે, પણ તમે જે ભાવનાથી આવ્યા છો તેવી ભાવનાઓથી નહિ."

"હું તમને સમજવા માગું છું."

'ધૃણા કરવા માટે?'

"એક વાર તમારી ઘૃણા કરતો હતો કદાચ તમારી નહિ, તમારા નામની. પરંતુ તે દિવસે તમે અછૂત બાળકને શરણું આપ્યું હતું તે દિવસથી મારી તમારા તરફ શ્રદ્ધા જાગૃત થઈ છે."

'તમે શું કરો છો ?'

"હું પુજારીનું કામ શીખી રહ્યો છું."

"પુજારી ?"

"શા માટે ?"

"કાંઈ નહિ હું એ વિચાર રહી હતી કે એક પુજારી અને વેશ્યાની મૈત્રી કેવી વિચિત્ર ગણાશે ?"

"તમે મને તમારો મિત્ર માનો છો ?"

"ઘણા લાંબા સમયથી."

"તો પછી બોલતાં શા માટે નહોતાં ?"

"એક વેશ્યા હોવાને કારણે"

"પરન્તુ વેશ્યા તો બીજાઓને ફસાવવામાં કાબેલ હોય છે."

"પણ તેને ય હૃદય જેવી વસ્તુ હોય છે."

"હોય છે ?" મે તેના હૃદય તરફ આંગળી કરીને કહ્યું.

"લાગે છે તો ખરું" તેણે હસીને કહ્યું.

"તમે ખૂબ મશ્કરાં છો......" કહીને હું તેનું નામ જાણવાની ઇચ્છાએ તેના મુખ તરફ જોઈ રહ્યો.

'...ગુલાબ મારું નામ છે.'

'...ગુલાબ !'

"તમે પણ મશ્કરા છો, પુજારીજી !"

'મારું નામ કેશવ !'

'હું તમને નામ દઈને બોલાવી શકું ખરી કે?'

'શા માટે નહીં ?'

'હિંમત નથી ચાલતી.'

"બીક લાગે છે ?"

"હા, પહેલી વાર જીવનમાં."

"શા માટે ?"-

"કારણ કે પુનિત વિચારો પૂર્વક મારી સાથે વાત કરનાર તમે પહેલા છો. મારું જીવન કલુષિત છે. કલુષિત વ્યક્તિઓનો મને ભય નથી લાગતો, પરન્તુ પવિત્રતાથી હું ડરું છું."

"શું તમારું જીવન સદા યે કલુષિત હતું ?"

"નહિ, થોડા દિવસો પહેલાં એ પણ પવિત્ર હતું. ઓહ ! એ વાતો કરવાથી શો લાભ ? કોઈ બીજી વાત કરો."

"શું એની પાછળ કોઈ મર્મવિદારક કથા છુપાયેલી છે, ગુલાબ ?"

"પ્રત્યેક વેશ્યાના જીવન પાછળ અને ખાસ કરીને હિન્દુ વેશ્યાઓના જીવન પાછળ મર્મવિદારક કથા અવશ્ય છુપાયેલી હોય છે. પરંતુ તેની ચિંતા કોણ કરે છે ? એક વાર અમે માર્ગથી ભૂલ્યાં હોઇએ છીએ અને લોકો અમારું વધારે પતન કરતા જાય છે. જેઓ અમારા પતનના કારણરૂપ હોય છે તેઓ જ અમને હસે છે. જે લોકો અમારા ઘરમાં અમારા જોડા સાફ કરતા હોય છે તેઓ જનતામાં અમારાં દર્શન પણ અપવિત્ર માને છે. લોકો કહે છે કે વેશ્યા રૂપિયાની યાર હોય છે. અને તે ખલાસ થતાં ઠોકરે મારે છે. પરંતુ તેઓ પુરુષોને માટે કદાપિ નથી કહેતાં કે વેશ્યાઓને ત્યાં જનારા રૂપના યાર હોય છે. જ્યારે રૂપ ઊતરી ગયું હોય છે ત્યારે તેઓ ઠોકર મારે છે. આ છે વેશ્યાઓની કથા, તમને સંસારનો અનુભવ નથી. કેશવ ! તમે ક્યાંથી સમજી શકો ?"

"સમજીશ, ગુલાબ !" મેં નિશ્વાસ નાખીને કહ્યું.

"વેશ્યાના સંબંધે ?"

"એક પ્રાણીના સંબંધે, મિત્ર તરીકેના સંબંધે."

: ૫ :

આ પછી તો હું ગુલાબને કેટલી યે વાર મળ્યો. તે પોતાના જીવનથી પ્રસન્ન નહોતી. તેણે અનેક વાર ઇચ્છયું હતું કે પોતે તેનો વ્યવસાય છોડી દઈને એક કુલીન સ્ત્રીનું જીવન વિતાવે, પરંતુ હિન્દુ સમાજ એક વાર પતિત થયેલા પ્રાણીનો ઉદ્ધાર કરવાનું તો શીખ્યો જ નથી. જેની પાસેથી તે સહાયતાની આશા રાખતી તે જ તેનો સર્વનાશ કરવાને તૈયાર હતા. થોડા દિવસથી સાથે બેસીને વાતચીત કરવાથી અમારા બંનેમાં એક પ્રકારની આત્મીયતા જાગ્રત થઈ હતી. હું તેને મારા વ્યવસાયની વાતો સંભળાવતો, અને તે તેના વ્યવસાયની. એની વાતોમાં અધિક મનો-

રંજન-અને કુતૂહલની સામગ્રી સમાયેલી રહેતી. જ્યારે તે ભાનભૂલ્યા નવયુવકોની કથા સંભળાવતી ત્યારે મને મારા પોતાના પ્રત્યે ગ્લાનિ ઊપજતી. આ નવયુવકો કે જેમને સમાજમાં અત્યંત શ્રદ્ધા-અને સન્માનની નજરે જોવામાં આવે છે!

અમે બંને મિત્રોની માફક ભળતાં હતાં અને અમારાં હૃદયમાં અન્ય કોઈ પ્રકારની ભાવના નહોતી એ હું જાણતો હતો. ગુલાબ પણ જાણતી હતી, પરંતુ તેમ છતાં યે અમે એક બીજાને ખૂબ ચાહતાં હતાં. એને મારા સાથમાં શાંતિ મળતી હતી, અને મને તેની સાથે-તેની સોબતમાં સજીવતા મળતી હતી. ભવિષ્યમાં એનો શો અન્ત આવશે એ વિષે મેં કદી યે વિચાર નહોતો કર્યો. તેને માટે મારા હૃદયમાં કોઈ વિશિષ્ટ સ્થાન હતું એટલું હું જાણતો હતો. એને હું પ્રેમ નહિ કહું. પરંતુ જો કોઈ એને પ્રેમ કહે તો તે પ્રેમની આગ નહોતી હતી કેવળ પ્રેમની ચિનગારી, પરંતુ એ ચિનગારી જ કદીક કદીક સમસ્ત હૃદયને આલોકિત કરી મૂકતી. રહી રહીને કદીક મનમાં તરંગો જાગતા. મારાં નેત્રો બિડાઈ જતાં અને હું એ બંધ નેત્રોની સમીપમાં કોઈ અદ્દભુત સૃષ્ટિને નાચતી જોતો. હૃદય ખીલી ઊઠતું, મુખાકૃતિ ચમકી ઊઠતી, અને મુખ ઉર્દૂ ગીતો-જે હું બચપણમાં શીખ્યો હતો, ગાવા લાગતું. તે ગીતો સાંભળીને ગુલાબ બાગમાં આવતી. હું તેનો અવાજ સાંભળીને બહાર આવતો ત્યારે તે ચુપચાપ મારા તરફ જોયા વિના અપરાધીની માફક પોતાના ઓરડામાં ચાલી જતી.

"તમે ગીત બહુ સુંદર ગાઓ છો, પુજા..." તે એક દિવસ આવીને કહેવા લાગી.

"તને એ ગમે છે?"

"ખૂબ જ."

"તમે નથી ગાતાં?"

"મારામાં એ એક ઊણપ છે."

"કદી યે ગાવાનો પ્રયત્ન કર્યો છે?"

"ના."

"કંઠ સારો નથી?"

"કોઈ શીખવનારું નથી."

હું સમજી ગયો. કાંઈ બોલ્યો નહિ. તે બોલી, "કેશવ," તમે મારા શિક્ષક શા માટે નથી બનતા!

"પાઠ ક્યારે શરૂ કરીશું?"

"તમે કહો ત્યારે!"

"પરમ દિવસે!"

"ભલે"

થોડી વારે તે બોલી, "પરમ દિવસે તો વૈશાખી."

"હા." મેં યાદ કરતાં કહ્યું.

"ઘેર તો નથી જવાના ને?"

"ના, અહીં જ રહીશ."

એ સાંભળીને તે કાંઈક પ્રસન્ન થઈ, પણ પુનઃ તેના મુખ પર ઉદાસીનતા છાઈ રહી. મેં તેનું મુખ ઊંચું કરી કહ્યું, "ગુલાબ!" તે કાંઈ બોલી નહિ. આંખો મારા તરફ ફેરવી.

"તું ઉદાસ શા માટે છે?" મેં તેમની દૃષ્ટિમાં દૃષ્ટિ પરોવતાં કહ્યું.

"નહિ, ઉદાસ નથી. મને વૈશાખીનો ખ્યાલ ક્યાંથી આવ્યો તેનો હું વિચાર કરતી હતી."

"વૈશાખી ઊજવવાનું તને નથી ગમતું?"

"અમારે વૈશાખી વળી કેવી?" તેણે દીર્ઘ નિશ્વાસ નાંખીને કહ્યું. હું કાંઇ ન બોલ્યો. તે કરુણ ભાવનાઓથી ભરપૂર હતી. મને બીક હતી કે તે ક્યાંય રડી પડશે. તેનો હાથ થાબડી હું ધીમેથી મારા ખંડમાં ચાલ્યો ગયો.

આખી રાત મેં તેની લાચારીભરી સ્થિતિ પર વિચાર કર્યો અને છેવટે મેં નશ્ચય કર્યો કે તેને વૈશાખીના અવસરે, સંસારમાં તેની સાથે વાસ્તવિક પોતાપણું દાખવનારું કોઈ નથી એવો વિચાર સરખો ય નહિ આવવા દઉં. કાંઈ ને કાંઈ પ્રસન્નતાની તે અધિકારિણી જરૂર હતી. હું ઝાઝું કાંઈ કરવા માગતો નહોતો કારણ કે તેમ કરવાથી કાં તો તે અથવા તો અન્ય લોકો કાંઈક જુદો જ અર્થ કરે. હું તેને માટે એક મોટું ગુલાબનું ફૂલ લઈ આવ્યો. મનોહરે મને કહ્યું. "આ તું કોને માટે લાવ્યો છે?"

"કોને માટે છે તે તું કાલે જોજે" મેં જવાબ આપ્યો હું તેનો સામનો કરવા માગતો નહોતો. ગમે તેમ હૈ મારા સંસ્કાર જૂના તો હતા જ અને તેથી મનમ

ને મનમાં મારી જાતને અપરાધી માનવા લાગ્યો હતો.

"સ્પષ્ટ શા માટે કહેતો નથી કે એ ગુલાબને માટે છે?"

"જો તું સ્પષ્ટ જ સાંભળવા માગતો હોય તો હું કહું કે એ ગુલાબને માટે જ છે."

"તું ક્યા રસ્તે જઇ રહ્યો છે એ તું જાણે છે?"

"એ બધો તારો દોષ છે મનોહર!"

"હવે મને એ સમજાય છે. પણ મારો કહેવાનો આશય એ નહોતો. તું સીમા વટાડી રહ્યો છે. તું તેને બચાવવા ગયો હતો તેને બદલે તું જ ડૂબી રહ્યો છે."

"તું એમ માનતો હોય તો ભલે માન. આટલે રસ્તે આવ્યા પછી હું પાછો વળી શકું તેમ નથી."

"હું તને પાછા વળવાનું નથી કહેતો. કેવળ તારી દિશા બદલી નાંખ."

"તું ગભરાઈશ નહિ, મનોહર! હું કોઈ પણ અનુચિત કાર્ય નહિ કરું. તું અપરાધીઓ તરફ સહાનુભૂતિ દાખવવાની વાતો કરે છે. ગુલાબને સમજવાની તારા હૃદયમાં તીવ્ર ઇચ્છા છે. પરંતુ તું મને સમજવા નથી માગતો, માની લે કે હું અપરાધી જ છું. પરંતુ તું મને એવી રીતે કેમ નથી સમજી શકતો?"

"હું તને સમજું છું માટે એમ કહું છું કેશવ! તું એક પુજારીનો પુત્ર છે અને પુજારીનું સ્થાન લેવાનો છે. વળી તારા લગ્નની તિથિ પણ નક્કી થઈ ચૂકી છે. કદાચ તું એ દિશામાંથી સરલતાપૂર્વક પાછો વળી શકે, પરંતુ ગુલાબનું શું થાય? તું તેની સાથે કદી યે લગ્ન કરવાને તત્પર નહિ થઈ શકે."

"નહિ." મેં વિચાર કરીને જવાબ આપ્યો.

"તો પછી સમજી શકીશ કે તેનો અર્થ ગુલાબની દૃષ્ટિએ કેવો થશે. તે પ્રથમથી જ દુખી છે. અને તેથી તેનું સમસ્ત જીવન નષ્ટ થઈ જશે. તેના તૂટેલ હૈયાને સાંધવાની કોઇ પણ સામગ્રી તેને નહિ મળી શકે."

"તું સાચું કહે છે, મનોહર!" કહીને મેં ફૂલ એક બાજુએ ફેંકી દીધું અને હું મારી પથારીમાં પડયો. મનોહર ચાલ્યો ગયો. મેં પાછળનું બારણું બંધ કરી દીધું જેથી બાગમાં આવતાં ગુલાબ નજરે ન પડે.

થોડી વારમાં જ એ પાછળના બારણાને કોઈએ ધક્કો માર્યો. હું સમજી ગયો તે ગુલાબ જ હશે. ને હું ચુપચાપ પડી રહ્યો. થોડી વારે ગુલાબનો સ્વર સંભળાયોઃ કેશવ! તેણે બૂમ પાડી.

તેનો અવાજ સાંભળીને મારાથી ન રહેવાયું. મેં બારણું ઉઘાડયું. તે સામી ઊભી રહી હસી રહી. મને જોઈને ઉદાસીન સ્થિતિમાં તે પોતાનું મુખ ઉદાસ કરીને બોલી "આજે બારણું બંધ કેમ હતું?"

"અમસ્તું જ." મેં ધીમેથી ઉત્તર આપ્યો.

"તબિયત ખરાબ છે?" તેણે ચિંતાભરી વિકલતાએ પૂછ્યું."

"રાતના આટલું મોડું ન જાગ્યા કરો." એ ફરી બોલી.

મારી નજર તેના હાથ પર પડી. તેના હાથમાં રેશમી રૂમાલે ઢાંકેલી કોઈ વસ્તુ હતી.

'આ શું છે?' મેં પૂછ્યું.

'ઓહ! એ તો હું ભૂલી જ ગઈ હતી. આજે વૈશાખી છે ને?'

"હા"

"આજ મેં મારા હાથે થોડી ખીર અને હલવો બનાવ્યાં છે." કહીને વાસણ પરનો રૂમાલ તેણે કાઢી નાંખ્યો.

"શું તું રસોઈ પણ કરી લે છે?"

"આજે પ્રયત્ન કર્યો છે. હલવો સુંદર લાગે છે."

'બહુ સારો લાગે છે, અને સુંદર પણ–'

"એ તમારે માટે લાવી છું,"

"મારે માટે?"

"હા તમારે માટે. સારાં તો નહિ હોય પણ વૈશાખીનો પ્રસાદ માની લેજો. જુઓ ને એ બનાવતાં તો મારી આંગળીઓ પણ દાઝી ગઈ." કહીને તેણે પોતાના હાથની આંગળીઓ મને બતાવી. મેં એ આંગળીઓને મારા હાથમાં લઇ ફૂંક મારી અને કહ્યું, "આટલું બધું કષ્ટ શા માટે ઉઠાવ્યું, ગુલાબ?"

"બસ વાતો ન કરો, બધું ઠંડું થઇ જશે. પહેલાં એ ખાઈ લો પછી પૂછજો."

હું ભારે મૂંઝવણમાં પડયો. મેં કદાપિ આવા

પ્રકારની વ્યક્તિઓના હાથની બનાવેલી વસ્તુઓ ખાધી નહોતી. પછી એ હલવો અને ખીર કેવી રીતે ખાઉં? અને જો હું તેનો સ્વીકાર ન કરું તો તેના હૃદયને આઘાત લાગે મને મૂંઝવણમાં પડેલો જોઈ તે બોલી, "કેમ? નહિ ખાઓ કે?"

"એમ નથી પણ." હું એટલું જ બોલી તેના તરફ જોવા લાગ્યો. થોડી વાર તે મારા તરફ તો થોડી વાર તેના હાથમાંના વાસણ તરફ જોઈને બોલી. "હવે હું સમજી એ વેશ્યાના હાથની બનાવેલી વસ્તુ છે"

એટલું કહીને તેણે એ વાસણને રૂમાલમાં ઢાંકી દીધું અને પોતાના ખંડ તરફ જવા માટે મોં ફેરવ્યું. હું તેના હૃદયને આટલું બધું વ્યથિત થયેલું જોઈ શકું તેમ નહોતો મેં પરાજય સ્વીકાર્યો. મેં તેનો હાથ પકડીને કહ્યું "ગુલાબ, તારું માનવું યોગ્ય નથી. હું તને કાંઈક બીજું જ કહેવા માગતો હતો તને જો મારો વિશ્વાસ ન પડતો હોય તો તારી સન્મુખ જ એક ટુકડો ખાઉં છું." મેં વાસણમાંથી હલવાનો એક ટુકડો લઈને ખાધો તે હસી પડી અને બોલી, "તમે તો મને વ્યર્થ ડરાવતા હતા"

તેના હાથમાંથી વાસણ લઈને મેં અંદર મૂકી દીધું અને ગુલાબનું ફૂલ લઈને તેની પાસે આવ્યો.

"તારે માટે હું એક બહુ જ નાની પરંતુ ખૂબ પ્રિય વસ્તુ લાવ્યો છું." મેં ફૂલ સંતાડીને તેને કહ્યું.

"શું છે?"

"આ!" કહીને મેં ફૂલ તેના હાથમાં આપ્યું.

"ફૂલ?" તેણે પ્રસન્ન બનીને કહ્યું.

"ગુલાબ!" મેં હસીને જવાબ આપ્યો.

"એ તમે શા માટે લાવ્યા, કેશવ?"

"તને એ દાખવવા માટે કે વૈશાખી અન્ય સ્ત્રીઓની માફક તારે માટે પણ છે. હું ઇચ્છું છું ગુલાબ, કે તું વૈશાખીના અવસરે તો ઓછામાં ઓછું એટલું તો માની લે કે તને પણ વૈશાખીનો અધિકાર છે."

"તમે એમ સમજો છો ને કેશવ! પરંતુ તમે દેવ છો, સંસાર તો એને અનધિકાર ચેષ્ટા સમજશે."

"સંસારને ભૂલી જા, ગુલાબ! ફક્ત એક દિવસને માટે કેવળ ત્રણ શબ્દ જ યાદ રાખ, તું, હું અને વૈશાખી."

"તમે બહુ દયાળુ છો, કેશવ! પરંતુ હું એ માનની અધિકારિણી પણ નથી."

તે ફૂલ સૂંઘવા લાગી. મેં વિષય બદલતાં કહ્યું. "કહે તો ખરી કે આ બે ગુલાબમાં વધારે સુંદર કોણ છે?"

"અમારી બંનેની તુલના થઈ શકે તેમ નથી. આ ગુલાબ તમારું આપેલું છે, પવિત્ર છે. હું ગુલાબ વાસ્તવિક ગુલાબ નથી, તેની છાયા માત્ર છું–પતિતા છું."

તે ચુપ રહી, હું ચુપ રહ્યો થોડી વાર પછી એકાએક તેણે મારા તરફ જોયું. અને "કેશવ!" કહીને મારો હાથ પકડ્યો. ધીરે ધીરે તે મારા હાથને પોતાના હોઠ આગળ લઈ જવા માંડી. પરંતુ હોઠ સુધી ન લઈ જતાં વચ્ચે અટકી ગઈ, હાથ તરફ કેટલીક વાર જોયું. પછી ધીરે ધીરે તેને નીચે મૂકી દઈ વિહ્વલ થઈ બોલી, "માફ કરજો."

"શા માટે?"

"હું પાગલ બની ગઈ હતી."

'એ તારો દોષ નથી, ગુલાબ!'

"હું એક વાત પૂછવા માગું છું."

"શી?"

"હું તમને આટલું બધું કેમ ચાહું છું?"

"તારી પાસે એનો ઉત્તર નથી?"

"ના, નથી. મેં અનેક વાર મારા હૃદયને પૂછ્યું કે હું તમને આટલા બધા શા માટે ચાહું છું, પરંતુ કાંઈ જ ઉત્તર નથી મળ્યો. મેં સર્વ પ્રકારના માણસો જોયા છે, ધનિક, રૂપવાન, બળવાન, પરંતુ કદી યે મારું હૃદય તેમને માટે વ્યાકૂળ નથી બન્યું. પણ આ વખતે તમારી બાબતમાં તેમ થયું છે. કદાચ એવી ભાવના પ્રત્યેક સ્ત્રીના હૃદયમાં હોય છે. પવિત્ર પ્રેમનો પુકાર; પછી ચાહે તો તે કુલીન સ્ત્રી હોય, કે ચાહે તો વેશ્યા. એમાં તફાવત ફક્ત એટલો જ છે કે વેશ્યાને માટે તે અધિક દુ:ખદાયી છે, કારણ કે

તેને માટે પવિત્ર પ્રેમનાં દ્વાર બંધ છે. લોકો તેને પણ વેશ્યાચરિત્ર સમજે છે. તમે તો એવું નથી માનતા ને?'

"નહિ ગુલાબ! હું તારા હૃદયને સમજું છું કારણ કે......"

"તમે પણ–"

"હા."

"ઓહ, એનું પરિણામ શું આવશે?"

"કદાચ, વિયોગ."

"વિયોગ?"

"હું આ સ્થળનો ત્યાગ કરીશ."

"મારે કારણે?"

"નહિ, મારા પોતાના કારણે. મને મારા પોતાના પર વિશ્વાસ નથી. મારામાં એટલું નૈતિક બળ પણ નથી કે સાહસપૂર્વક છેવટ લગી આમ ને આમ નિભાવી શકું. હું તને બચાવવા, તારી રક્ષા કરવા આવ્યો હતો, પરંતુ હવે મને સમજાય છે કે હું કેટલો અસમર્થ છું."

"તમારું કહેવું સાચું છે. જ્યાં સુધી આપણે કેવળ મિત્ર હતાં ત્યાં સુધી જુદી વાત હતી. હવે આપણે સાથે રહેવું યોગ્ય નથી–ખાસ કરીને મારે માટે. પરંતુ તમારે જવાની જરૂર નથી. હું જ આ મકાનનો ત્યાગ કરી ચાલી જઈશ."

"મારે ખાતરે એટલો બધો ત્યાગ?"

"એ કાંઇ જ નથી. મારું જીવન પણ તમારે માટે આપી શકું તો તે માટે હું તૈયાર રહીશ."

તેણે ઊઠવા માંડ્યું. અને ઊઠતાં ઊઠતાં કહ્યું, "મને ભૂલી જજો."

"ત્યાંથી ચાલી જશે? સદાને માટે? મારે માટે? નહિ હું એટલો અત્યાચાર નહિ કરું." મેં તેને રોકીને કહ્યું. "ગુલાબ, તું આ મકાનને છોડી રહી તો નથી ને?"

"નિર્બળતા ન દાખવો."

"મારે હવે અહીં થોડા દિવસ જ રહેવાનું છે. આપણે અત્યારની માફક એ દિવસો વિતાવી શકીશું, જો તું, દિવસમાં આપણે એકથી વધુ વાર ન મળવાનું કબૂલ રાખી શકે તો."

"મને એ કબૂલ છે."

:૬:

અમે બંને અમારી પ્રતિજ્ઞા પર સ્થિર રહી શક્યાં નહિ. એ એક મુશ્કેલ વાત હતી. તેના વિના જીવન મને કેટલું નીરસ લાગતું હતું એ હું સમજ્યો હતો. મારા વિના તે પણ રહી શકે તેમ નહોતી એ ગુલાબ પણ માનતી હતી. અમે બંને રોજ મળતાં હતાં. પહેલાંથી યે વધારે વખત કલાકો સુધી વાતો કરતાં. તેના જીવન પર એનો ભારે પ્રભાવ પડ્યો તેણે પોતાનો વ્યવસાય મૂકી દીધો હતો. તેની રહેણી કરણી સાધારણ બની ગઈ હતી. તે માનતી હતી કે મને પ્રાપ્ત કરવો એ તેને માટે અસંભવિત વસ્તુ હતી. છતાં યે તે પ્રાયશ્ચિત કરી રહી હતી પોતાનાં પાપો માટે, જેને માટે જવાબદાર કોઈ અન્ય જ હતું પ્રાયશ્ચિતથી બીજું કાંઇ ન બની શકે. પણ પોતાને મારી મિત્રતાને યોગ્ય તો બનાવશે જ.

કેટલાક દિવસો બાદ મને જે ઘટનાનો ડર હતો તે બની. મનોહરની પરીક્ષા પૂરી થઈ હતી અને તે પોતાને ગામ ચાલ્યો ગયો હતો, કદાચ તેની મારફત અથવા તો કોઈ બીજી રીતે, મારા પિતાને ગુલાબ અને મારા વિષેની વાતની ખબર પડી ચૂકી હતી. મારા પિતાનો એક કાગળ પણ આવ્યો. તેમણે લખ્યું હતું:

"પ્રિય કેશવ,

કેટલીક ઘટનાઓ એવી બની ગઈ છે કે તારે અહીં ચાલ્યા આવવાનું ખાસ જરૂરી છે. તું પરીક્ષાની ચિંતા ન કર, તે એટલી બધી જરૂરની નથી. માંદા રહેવાને કારણે મારું શરીર કામ આપી શકતું નથી, અને મારાથી મંદિરનું કામકાજ સંભાળી શકાતું નથી. બે દિવસ બાદ તને મંદિરની ગાદીએ બેસાડવાનું નક્કી કરવામાં આવ્યું છે; અને તારા લગ્નની તિથિ પણ બદલીને આ માસમાં લગ્ન કરવાનું નક્કી કર્યું છે. માટે તું આ પત્ર મળતાં તુરત જ અહીં ચાલ્યો આવજે."

પત્ર વાચતાં જ મારી આગળ મહાન સમસ્યા ઉપસ્થિત થઈ. એક તરફ કર્તવ્ય હતું અને બીજી બાજુ પ્રેમ હતો. અને પ્રેમ પણ કાંઈ સાધારણ નહોતો. એમા પણ કર્તવ્યનુ સમ્મિશ્રણ હતું. ગુલાબે મારે માટે ઘણું કર્યું હતું. અત્યારે તે અગાઉની ગુલાબ નહોતી રહી તેણે કોઈ નવીન જીવન જ પ્રાપ્ત કર્યું હતું. અન્ત લગી તેને સાથ આપવાની મેં હૃદયથી પ્રતિજ્ઞા લીધી હતી. પિતાજીનો પત્ર વાચીને મે મારી એ પ્રતિજ્ઞાને વધારે દૃઢ બનાવી.

આ સબંધમાં ગુલાબને મેં પહેલા કશો ભેદ બતાવ્યો નહોતો. હવે એ બતાવવાની આવશ્યકતા હતી એટલે હું ગુલાબની પાસે ગયો.

"ઘેરથી આજે એક કાગળ આવ્યો છે, ગુલાબ !" મેં કહ્યુ.

"તમને તેડાવ્યા છે ?"

"હા."

"પૂજાને માટે ?"

"હા, અને......"

"અને ?"

"તું સમજી શકે તેમ છે !"

"લગ્ન ?"

"હા."

"તમે જાવ છો ને ?"

"નહિ."

"નહિ. ?"

"ના."

"શા માટે ?

"એ તું શા માટે પૂછે છે, ગુલાબ ! તું એ જાણે છે."

"મારે માટે? એક વેશ્યાને ખાતર ?"

"વેશ્યાને માટે નહિ, ગુલાબને માટે, ગુલાબ, કે જે સંસારભરમાં મને પ્રાણથીયે અધિક પ્રિય છે તેને માટે."

"કેશવ! મારા તરફ જુઓ !"

મેં તેના તરફ જોયું.

"તમે શું બોલો છો તે તમે જાણો છો ?"

"જે મારે કહેવું જોઈએ તે કહું છું."

"એ તમારું કર્તવ્ય નથી. તમારું કર્તવ્ય પિતાની આજ્ઞાનું પાલન કરવાનું છે."

"તારો ત્યાગ કરીને ? તને ફરીથી પાપના પન્થે પળવા દેવા માટે ?"

"મારી ચિંતા ન કરો, કેશવ ! હુ તે શું !"

"મારે માટે તો સર્વસ્વ."

"પછી શુ કરશો ?"

"તારી સાથે જઈને ક્યાંક રહીશ—જ્યાં નવીન જીવનની શરૂઆત કરી શકાય ત્યાં."

"અને હું જો સાથે ન આવુ તો ?"

"તું એમ નહિ કહી શકે. જાણું છુ કે તારા હૃદયમાં મારે માટે કેવું સ્થાન છે. તું મારી સાથે જરૂર આવીશ. મારી પ્રસન્નતાને માટે, તારી પોતાની પ્રસન્નતાને માટે. જો આ બાબત થોડાં અઠવાડિયાં અગાઉ પર આવી હોત તો કાંઈ નહોતું પરન્તુ હવે આપણે બહુ દૂર ચાલી ગયાં છીએ ત્યાંથી પાછા ફરવાનું હવે અસભવિત છે. અન્ત લગી આપણે સાથે જ ચાલીએ એ આપણું કર્તવ્ય છે."

"તમારો એ દૃઢ નિશ્ચય છે ?"

"હા."

"જો હું સાથે ન આવું તો તમે ઘેર જશો ?"

"ઘેર નહિ જાઉં. તેમ તને છોડીશ પણ નહિ."

થોડી વાર તે મૌન રહી, પછી બોલી. "વારુ, કાલે સવારે આપણે અહીંથી ચાલી નીકળશુ."

"ચાલ, હું તારો સામાન બંધાવું." મેં પ્રસન્ન બની કહ્યુ.

"નહિ, તમે તમારો સામાન સરખો કરીને સૂઈ જાઓ. હું મારો સામાન બાંધી લઈશ." તે બોલી.

"સવારે હું પોતે તને જગાડીશ."

"રાતે નીંદરભર સૂજો, નહિ તો તબિયત ખરાબ થઈ જશે."

"સૂઈ તો નહી શકું, હા. સ્વપ્ન અવશ્ય જોઈશ.' આ જીવનના પ્રથમ ભાગની અન્તિમ રાત્રિ છે."

"હા, ખરેખર અન્તિમ રાત્રિ છે!" તેણે આહ ભરીને કહ્યું.

"પરંતુ કાલે આપણે માટે કોઈ નવીન પ્રાતઃકાળ ઊઘડશે. નવીન જીવન, નવીન સૂર્ય, નવીન કેશવ, નવીન ગુલાબ. પુરાણી રાત્રિના અંધકાર પછી એ નૂતન દિવસનો પ્રકાશ કેટલો ઉજ્જવળ, કેટલો શુભ, કેટલો પવિત્ર હશે?"

"રાત્રિના અંધકાર બાદ દિવસ ન પણ ઊગે. કોણ કહી શકે તેમ છે?" તેણે ઉદાસીનતા પૂર્વક કહ્યું.

"એની ચિંતા ન કર. આ અંતિમ રાત્રિની થોડી ઘડી તો આપણે સાથે હસીને વિતાવી લઈશું?"

તે મારી પાસે આવી અને પોતાના મસ્તકને મારા વક્ષસ્થળ પર મૂકતાં બોલી. "કેશવ! તમને વિશ્વાસ છે કે હું તમને પ્રાણથી યે અધિક ચાહું છું?"

"એમ શા માટે પૂછે છે. ગુલાબ?"

"તમારા મુખે હું એક વાર એ સાંભળવા માગું છું."

"મને પૂર્ણ વિશ્વાસ છે."

"તો આજ પ્રથમ વાર, મને પૂરી ભાવનાપૂર્વક પ્યાર કરી લ્યો." તેણે આર્ત બનીને કહ્યું અને મારા ગળે તે બાઝી પડી.

× × ×

રાત્રિ વીતી ગઈ અને સવાર પડ્યું. હું ઊઠીને સૌથી પહેલાં ગુલાબના ઓરડા તરફ દોડ્યો. તેનું બારણું અધખૂલું જોઈને મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. ધ્રૂજતા હાથે મેં બારણું ઉઘાડ્યું: ઓરડો ખાલી હતો. તેમ તેનો સમાન પણ ન હોતો. એક બાજુ એક કવર પડ્યું હતું. મેં એ ખોલ્યું. એમાં મારા નામનો એક કાગળ હતો, મેં આંસુભરી આંખોએ વાંચવા માંડ્યું.

"કેશવ!

રાત્રિએ મેં કહ્યું હતું કે રાત્રિના અંધાર બાદ દિવસ ન પણ ઊગે. એ વખતે હુ જાણતી હતી કે મારે માટે જીવન હવે કોઈ મહાન રાત્રિ બની જશે, જેમાં પ્રાતઃકાળ ઉઘડવાની કોઈ આશા નથી. તમને એનો અર્થ હું સમજાવી શકી નહોતી. મારાથી એ સમજાવવાનું સાહસ ન થયું એટલે આ પત્ર લખી રહી છું.

હું જાઉં છું, સદાને માટે. તમારી સાથે આ જીવનમાં હવે ફરીથી મિલન નહિ થાય, તેમ તમે મારા કોઈ પણ સમાચાર નહિ સાંભળી શકો. હું રાતની વાતોનું તમને સ્મરણ કરાવવા માગું છું, મેં આમ શાથી કર્યું એ બતાવવાને માટે. મેં તમને પૂછ્યું હતું કે તમે મારા પ્રેમમાં વિશ્વાસ રાખો છો? મેં જે કાંઈ કર્યું છે તે તમારે માટે અને તમારા પ્રેમ માટે કર્યું છે. હું તમને જેટલો પ્યાર કરું છું એનાથી અધિક પ્યાર ભાગ્યે જ કોઈ સ્ત્રી કોઈ પુરુષ પ્રત્યે રાખી શકે. તમે પણ મને ચાહો છો એ જાણી તે હું મારી જાતને ખૂબ જ ભાગ્યશાળી સમજું છું. જો પરિસ્થિતિ કાંઈ વિપરિત હોત તો આપણે બને મળીને સુખી જીવન વિતાવી શકત, પરંતુ તમને પ્રાપ્ત કરીને હું ગુમાવી રહી છું. એ વિચારે મારું સમસ્ત હૃદય ટુકડે ટુકડા થઈ રહ્યું છે. મારો આત્મા લોહીના આંસુએ રડી રહ્યો છે. છતાં યે મારે આમ કરવું પડે છે. તમને પતનમાંથી બચાવવા માટે, તમારી રક્ષા કરવાને માટે. મારી પાસે બીજો કોઈ ઉપાય જ નહોતો. હું તમને આવી વાતો કરત તો તમારું હૃદય વિદીર્ણ થઈ જાત અને હું એ સહન કરી શકત નહિ.

તમારા ઘરવાળાના પત્રની શંકા મને ઘણા વખતથી હતી અને તમારા પર આટલો બધો પ્રેમ હોવા છતાં યે મેં મારું કર્તવ્ય નક્કી લીધું હતું. જો તમે દૃઢ રહ્યા હોત તો વાત એટલી કઠિન નહોતી પરંતુ તમે મારી પાછળ સર્વ કાંઈ કુરબાન કરવાને તૈયાર છો, તમે મારા માટે તમારું કર્તવ્ય પણ ભૂલી ગયા, હું આ બધું સહન કરી શકતી નહોતી. તમે એક બ્રાહ્મણના પુત્ર છો, સમાજમાં તમારું માન અને સ્થાન છે, તમારે પુજારીનું પદ શોભાવવાનું છે. હું એક વેશ્યા છું. કલંકની કાલિમા મારા કપાળે એક વાર લાગી ચૂકી છે. સમાજમાં મારે માટે કોઈ

સ્થાન નથી. આપણા બંનેના માર્ગ તદ્દન જુદા છે. પરમાત્માએ આપણને એક બીજાને માટે સરજ્યાં જ નહોતાં. તમારું સ્થાન મન્દિરમાં છે, નહિ કે એક વેશ્યાની સાથે. આવી દશામાં હું તમને કર્તવ્ય અને પ્રતિષ્ઠામાંથી નીચે પાડવાનું કારણ નથી બની શકતી આપણે બંનેને એક સાથે રહેવાનો અર્થ તમારે માટે મહાન અન્યાય. તમે એ ત્યાગ કરવાને તત્પર બન્યા એ તમારું સાહસ છે. પરન્તુ હું તમારી પાસે એવો મહાન ત્યાગ કરાવવાને યોગ્ય નથી. એટલા માટે હું કોઈ એવા સ્થળે જાઉં છું કે જ્યાં તમે કદાપિ ન મળી શકો. મારું જીવન તો પતિત બન્યું. શા માટે તમારું પણ બને ?

તમે મને ભૂલી જજો. આનંદ ખુશીથી ઘેર જજો.' લગ્ન કરજો અને મન્દિરમાંનુ જે કાંઈ તમરું કર્તવ્ય હોય તે નિભાવજો હુ જાણું છુ. કે એથી તમારા હૃદય પર ભારે આઘાત લાગશે. પરંતુ તમે પુરુષ છો એથી દુર્બળતા પર વિજય મેળવવાનો પ્રયત્ન કરજો. યાદ રાખજો કે સંસારમાં મનુષ્યને પોતાના જીવન સિવાય બીજાઓનું પણ ધ્યાન રાખવું પડે છે, અને કોઈ કોઈ વાર સ્વયં દુઃખ ઉઠાવી લઈને કાર્ય બાહ્ય જગતને માટે પણ કરવું પડે છે.

મારા તરફથી તમે કોઈ ચિંતા ન રાખશો. મે જે પ્રાયશ્ચિતનુ જીવન અપનાવ્યું છે તેને હું નિભાવીશ. તમે સંકોચે મારું નામ ઉચ્ચારી શકો ત્યા સુધી હું લખવા નથી માગતી. છતાં યે હૃદય લખવાને માટે મને વિવશ બતાવી રહ્યું છે. કે હું......તમને ......જીવન ભર આવી રીતે જ-પ્રેમ કરતી રહીશ હવે આખમાંથી આંસુની ધારા વહે છે એટલે અધિક લખી શકતી નથી. કેવળ એટલું યાદ રાખજો કે આ કેવળ કાગળનો ટુકડો નથી પણ એક વેશ્યાનું હૃદય છે, જે હું તમારે માટે મૂકતી જાઉ છુ. એથી કદાચ તમને કોઈ વાર ગુલાબનું સ્મરણ થાય.

બસ, વિદાય, કેશવ, પ્રિય કેશવ!

તમારી કોઈ—
પતિતા ગુલાબ."

× × ×

અત્યારે હુ બે વસ્તુનો પુજારી છુ. મંદિરમાં ભગવાનની મૂર્તિની પૂજા કરું છું, ઘરમાં ગુલાબના એ અંતિમ પત્રની. એ પૂજાથી જેટલો સંતોષ થાય છે એટલો મંદિરની પૂજાથી નથી થયો કારણ કે મંદિરની મૂર્તિમા મને હજુ સુધી હૃદયનો પત્તો નથી મળ્યો, પરંતુ તે પત્રમા તો છુપાયેલું છેઃ એક વેશ્યાનું હૃદય!



# વિજેતા

શાહ સિકન્દરે વાત સુણી
રે'તા એકાન્તે એક સાધુની;
સુણી અચરજ તે મન ધારે,
જોવા સાધુને રોજ વિચારે.

હતો સાધુ ખ્હેલાં રાય મોટો,
જેને ઘેર ન દ્રવ્યનો તોટો;
તેને મ્હેલ બગીચા ભારી,
નીલમ માણેક મઢ્યાં ગોખ બારી!
હતા ડોલતા કુંજર દ્વારે,
સાયર મોતીએ પાય પખાળે.
જેમ મસ્તકે સોહે તાજ,
રાજહંસ વા પંખીસમાજ,
જેમ ઋતુઓ માંહી વસન્ત,
જેમ ગ્રહોમાં શુક્ર ઝગન્ત,
તેમ શોભતો માનવ-કુલે
રાય તારામાં ચન્દ્ર શો ઝુલે!
એવા વૈભવને દિન એક,
રાયે દાખવી ખૂબ વિવેક
કીધાં વન્દન છેલ્લી વાર
જેમ રાત્રિને વન્દે સવાર!
રાયે દીઠી એ દ્રવ્યની છટા
જુએ ઝવેરી કાચને યથા.
એવી માયા ને મમતા ઠેલી
સેવી રાયે તપોવન વેલી.
તેણે વિશ્વનો મ્હેલ જ કીધો,
રાયે મારગ અદ્‌ભુત લીધો.
સોહે આભને ગુંબજ કેવો
તેનો મ્હેલ તે તારા-મઢેલો!
મેઘ-ગંધર્વ કેરાં મૃદંગ
તેમાં ગાજે, ને તેજતરંગ
રેલી રૂમ ઝૂમ કરતી નાચે
ઘેલી વીજ એ રાયને કાજે;
એવા એ રાય સાધુની વાતે
કૌતુક શાહને ઝાઝું થાયે,
દૂત પાઠવી શાણા તેણે
જાચ્યો સાધુને મીઠાં વેણે;
"આપ સન્ત મહન્તની ખ્યાતિ
સુણી યોગમ મેં રેલાતી.
સાગર જ્ઞાન તણા આપ કહાવો
આપો દર્શનનો મને લ્હાવો!"

જેમ તારો કો એકાકી ઝગે
ઊંડા સન્ધ્યાના ઘેરા પટે,
એવા શાન્ત તે યોગીને પદે
દૂતો શાહની ભેટો ધરે.
સુણી વાત દૂતોની મુનિ
બોલે, "વાત છે આમ જુઓ ની,
મને ઝંખે શાહ તમારો,
મને નાંખ્યા કોદિ' વિચારો
જોવા શાહને એહ તમારા
રાહ અસારા બેના ન્યારા!
તેને મળવું જો મારે હતે
પંડે હું તેને મળવા જતે!
આ તો મળવા મને તે ચાહે,
આવે તો પછી આહીં તે જાતો."

સુણી સન્દેશ સાધુ કેરો
ગયો સમ્રાટનો પડી ચે'રો!
આજ સુધી ન'તા કોઇ પાક્યા
માઈપૂત કે જેણે ઉથાપ્યાં
જગજેતા એ શાહનાં વેણ,
જેની સજા તો મોતનું કહેણ!
મળ્યો કિન્તુ આજે નર આ તો!
જેને જોતાં આંખો કાળ થાતો;
બન્યો ઉત્કંઠ શાહ વધુ તે
પળ્યો પંડે તે મળવા સાધુને.
જોઈ સમ્રાટને વદે સાધુ,
"ક્ષેમ કુશળ છે ને તમારું!"
હસી સિકન્દર બોલે વાણી;

“આવ્યો વાતહું આપની જાણી!”
વાણી અધવચ તેની કાપી
બોલે વચનો સાધુ માપી—
“ રાજા, આવે છે મને વિચાર
તને પૂછવા વાત બે ચાર;
પૂછું રાજા, કેહને તારે દેશ
અનાવૃષ્ટિનો વ્યાપ્યો શું કલેશ?
“નાજી,” બોલ્યો સિકન્દર વાણી,
“ મારે દેશ તો આભનાં પાણી
રેલે દેવની કૃપા જેવાં
અમ ઘરનાં તો ચરછક્ક નેવાં ! ”
“ તો પછી રાજા તારે દેશ ભાનુ
હશે તપતો નહિ એમ માનું ?”
“ ના જી, સૂરજની છે મ્હેર,
મારો દેશ કરે લીલાલ્હેર ”
“તો પછી પાકે નહિ ધન ધાન્ય ?
વા રૂહેવા નહિ ઘર ગામ ? ”
“ શીદ આવું પૂછો મહારાજ ?
મારા દેશમાં છે સહુ સાજ. ”
“ તો મને અચરજ દેખી થાતું
તારું ભૂખે હૈયું રિબાતું !
તારે દેશ ન ખોટ લગારે
શીદ કરવી પડે લૂંટ તારે ? ”
ચોંકે શાહ, પણ ધીરજ દાખે,
પૂછે સાધુને મીઠા હાસે;
“ આપે માન્યો મને તો લૂંટારૂ !
કારણ એનું હશે શું વારુ ? ”
“ઉર તારાને તું જરા પૂછ,
નિજ છાતીએ હાથ તું મૂક !
કૈં કેટલા રંક અનાથ
કૈં કેટલાં કોમળ બાળ
તેં લૂંટયાં માર્યાં ને કાપ્યાં
કૈં કેટલા દેશ રંજાડયા—
તોય ભૂખ તારી નહિ ભાગે,
એ તો બઢતી આગે ને આગે !”
સુણી વચનો સાધુનાં શાહ
બોલ્યો વિચારી, “ હે મહારાજ,
અમ રાજાઓની એ તો રીત
કરવી અદકેરી નિત્યે જીત
વિના જીત ન જંપ અમારે
વિના તેલ ન દીપ ઝગારે. ”
હસે સુણી એ સાધુ પ્રતાપી,
“તો પછી રાજા હું, ને તું ભિખારી,
મારે જોઇએ ચીજ જ થોડી !
તારે ચીજો ઘણી યે થોડી !
એથી રાય હું, ને તું તો રંક,
જોને કેવા આ વિપરિત ઢંગ !”
હોઠ વિચારમાં શાહુ બીડે,
નિજ સ્વરૂપ જુદું તે પીછે !
દેવા સન્તને એ કૈં દાન
જાગે તૃષા શાહને પ્રાણ !
“સન્ત, સ્વીકારો ભેટ કો આજે.”
બોલે શાહ ને સન્ત નકારે;
“ મારે ખોટ કહે અહીં શાની?
મળે ફળ ફૂળ ને મીઠાં પાણી,
મને ઘર ને ન વસ્ત્રનો લોભ,
મારા ઘરનો તો નભ જેવો મોભ !
યાચે ફરી ફરી શાહ કોડે,
હાથ લંબાવી સાધુ ત્યાં બોલે,
“ માનું પાડ હું તારો ભાઈ,
જરા ખસી જો આ બાજુ જાય–
જો ને રોકયો તેં તડકો મારો
લૂંટયો વૈભવ તેં મુજ પ્યારો!”
ઊભો શાહ બની દિઙ્-મૂઢ
ગાજે અન્તર મંત્ર કો ગૂઢ !
ડૂબી વિચારમાં વળે પાછો
“મળ્યો વિજેતા મને એ સાચો ! ”

સ્નેહરશ્મિ

# બ્રિટનનું સાગરમાં સ્થાન

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

એક વખત બ્રિટન દરિયાની રાણી કહેવાતું. આજે પણ એ દરિયાની રાણી છે? પ્રશ્નના ઉત્તર માટે પગથિયે પગથિયે વિગતો જ જોતા જઈએ.

### ભૂમધ્ય સમુદ્ર

બ્રિટિશ સામ્રાજ્યના અર્ધ ભાગ અને ૪/૫ વસ્તીના પ્રદેશ સાથે બ્રિટનનો સંબંધ આ ભૂમધ્ય સમુદ્ર મારફતે રહે છે. એ સમુદ્ર બહુ સાંકડો છે ને એમાંનો વ્યવહાર બહુ પહોળો છે એટલે એમાં બહુ ભીડાભીડ રહે છે. એની બે તરફ પ્રથમ શ્રેણીનાં બે બળવાન રાજ્યો આવેલાં છે. ઇટાલી તો એમાં લાંબું થઈને સૂતું છે. ફ્રાન્સે પણ એમાં પોતાના પ્રદેશનો પસારો ઠીક ઠીક રાખ્યો છે. એ સમુદ્ર લગભગ ૨૦૦૦ માઈલ લાંબો અને ૪૦૦ થી ૫૦૦ માઈલ પહોળો છે.

બ્રિટનને એની ખૂબ અગત્ય છે. હિંદ, ચીન, ઇજિપ્ત, પૂર્વ આફ્રિકા, ઓસ્ટ્રેલિયા વગેરે એના કબજાના પ્રદેશોમાં આ જ માર્ગે આવજાવ કરવી સગવડભરી છે. આ જ માર્ગે ત્યાં લશ્કર લઈ જવું લાવવું ઠીક પડે. બ્રિટનની જરૂરિયાતની મુખ્ય ચીજો ટીન, રબ્બર, પેટ્રોલિયમ, શણ, ચા, અનાજ, કપાસ વગેરે પણ આ જ માર્ગેથી બ્રિટનમાં પહોંચતી થાય છે. આ માર્ગ મૂકીને બ્રિટનથી લશ્કરી કે વેપારી સ્ટીમરો કેપ ઓફ ગુડ હોપનો માર્ગ લે તો તેને ઘણું વસમું પડે. કેપ ઓફ ગુડ હોપને માર્ગેથી મુંબઇ ૪૩૦૦ માઈલ, સીડની ૧૧૦૦ માઈલ અને સિંગાપોર ૩૩૦૦ માઈલ વધુ દૂર પડી જાય ને સ્ટીમરને આઠ દિવસ વધુ મુસાફરી કરવી પડે. બ્રિટનનાં વિમાનો પણ ભૂમધ્ય સમુદ્ર ઉપરના માર્ગનો ઉપયોગ કરે છે.

### જિબ્રાલ્ટર

જિબ્રાલ્ટર એ લંડનથી ૧૨૦૦ માઈલ દૂર થાય છે, ઇંગ્લાંડથી આવતાં ત્યાંથી જ ભૂમધ્ય સમુદ્રમાં દાખલ થવાય છે, એટલે એ ભૂમધ્ય સમુદ્રની ચાવી ને ચોકી છે. બ્રિટનના રક્ષણ માટે એની ઘણી અગત્ય છે. પંદરમી સદી સુધી તે સ્પેનના મુસ્લિમ રાજકર્તાઓ(મુરો)ને હાથ હતું. અને ૧૭૦૪માં બ્રિટને એ જીતી લીધું. ત્યારથી તે બ્રિટનના કબજામાં સ્વાધીન સંસ્થાન તરીકે છે. તેનો વિસ્તાર ૧½ માઈલનો છે. એનું બારું ૪૪૦ એકરનું છે. એની વસ્તી ૧૭૬૧૩ પ્રજાજનો (૮૦૦૦ પુરુષો અને ૯૬૦૦ સ્ત્રીઓ) છે. સામાન્યરીતે ત્યાં ૨૫૦૦ માણસોનું સૈન્ય જુદું રહે છે, હમણાં તે સૈન્ય વધ્યું છે. ત્યાં ૫૦૦ નાવિકો પણ રહે છે. આમ કુલ વસ્તી ૨૧૭૭૨ ની છે. વસ્તીનો મુખ્ય ભાગ સ્પેનિશ અને ઇટાલિયન લોકોનો છે. ગવર્નર જનરલનો પગાર વાર્ષિક ૫૫૦૦ પૌંડ છે. તે ઉપરાંત ૧૦૦૦ પૌંડ એને એલાઉન્સ મળે છે. લેજિસ્લેટિવ કાઉન્સિલ પણ છે. તેમાં સરકારી સભ્યો સિવાય ત્રણ બિનસરકારી સભ્યો છે, પેદાશ વાર્ષિક બે લાખ પૌંડ જકાતમાંથી મળે છે. ખર્ચ પણ એટલું જ છે.

જર્મનો સ્પેનમાંથી જમીન માર્ગે એની ઉપર આક્રમણ કરી શકે તેમ છે. એ આક્રમણ માટે જર્મની તૈયારી પણ કરે છે. હમણાં સ્પેન જર્મની અને ઇટાલીની લાગવગ નીચે છે; એટલે સ્પેન જર્મનીને આક્રમણની સગવડ આપશે, અંગ્રેજોએ એના રક્ષણ માટે જબરી તૈયારી કરી છે કારણ કે જિબ્રાલ્ટર ખોવું એમને પાલવે તેમ નથી. જિબ્રાલ્ટર જાય તો બ્રિટનના કબજાના પૂર્વના દેશો બ્રિટનને બહુ દૂર થઈ પડે ને સલતનતને ઘણું નુકસાન થાય. જર્મન ટેંકો સામે બચાવ કરવા અંગ્રેજોએ મોટી ખાઈ બાંધી છે. વિમાની કાફલો પણ જબરો રાખ્યો છે. એના રક્ષણ માટે અંગ્રેજોએ ઉપાયો મોટા લીધા છે. પણ એની ૧½ માઈલની સરહદ એના રક્ષણને મુશ્કેલ બનાવે છે,

### માલ્ટા

ભૂમધ્ય સમુદ્રમાં ઇંગ્લૅંડનું બીજું કિલ્લેબંધીનું સ્થાન તે માલ્ટા. એ પણ બ્રિટનના પૂર્વના સામ્રાજયના રક્ષણ માટે ઘણું અગત્યનું છે. માલ્ટાની લંબાઈ ૧૭.૪ માઈલની છે. એનું ક્ષેત્રફળ ૯૫ ચોરસ માઈલ છે. એની પાસેનો ગોઝનો ટાપુ ૨૬ માઈલ લંબાઈનો છે. બંનેની ભેગી મર્યાદા ૧૧૨ ચોરસ માઈલ થાય છે. એની કુલ વસ્તી ૨૫૧૮૩૨ ની છે. એ જૂનું બંદર છે. એ સૌથી પ્રથમ ફિનીશિયનો, પછી રોમનો, પછી ગ્રીકો અને કાર્થેજિયનોના કબજામાં હતું સને ૮૭૦ માં આરબોએ જીત્યું હતું, સને ૧૦૫૦ થી ૧૫૩૦ સુધી તે સિસિલી સાથે જોડાયેલું હતું, ત્યારપછી સેન્ટ જોનના અમીરોના હાથમાં આવ્યુ, ૧૭૯૮ માં નેપોલિયને જીતી લીધું, બ્રિટને તેને માલ્ટીઝ લોકોની મદદથી પોતાના સામ્રાજ્યમાં ૧૮૧૪ માં ભેળવી લીધું. હાલમાં માલ્ટા જગતનું એક અગત્યનું બંદર કહેવાય છે. ભૂમધ્ય સમુદ્રમાં તે બ્રિટિશ કાફલાનું તેલ, કોલસા લેવાનું અને સમારકામનું મુખ્ય મથક છે. વિમાનોનો કાફલો પણ ત્યાં નિભાવાય છે.

સને ૧૯૩૩ પહેલાં માલ્ટામાં સામાન્ય પ્રમાણમાં સ્વરાજ હતું. અને ૧૯૩૩ થી તેનો અમલ બંધ થયો છે. વસ્તીનો મુખ્ય ભાગ માલ્ટીઝ અને ઇટાલિયન છે પણ રાજયભાષા અંગ્રેજી છે. ૧૫૭ જાહેર નિશાળો છે. એક વિશ્વવિદ્યાલય છે. બ્રિટિશ સૈન્ય ૩૦૦૦ નું રહે છે, હમણાં તેને વધારવામાં આવ્યું છે. પેદાશ ૧૦॥ લાખ પૌંડની છે. ખર્ચ પણ એટલું જ છે. જવ, બટાટા, લસણ, વાલ તથા શાક અને ફળોની પેદાશ સારી થાય છે. ખેતીની પેદાશ ૬॥ લાખ પૌંડની છે. લેશ અને સિગારેટો બનાવાય છે. માછલી પકડનારી ૮૦૦ બોટો છે. કાંઈ ઉદ્યોગો નથી. ૮૯૧ માઈલની ટેલિફોન લાઇન છે. બ્રિટિશ સિક્કાનું ચલણ છે.

માલ્ટા પણ ભૂમધ્ય સમુદ્રની ચાવી છે. ઇટાલીની બહુ નજીક છે. એને લેવા માટે ઇટાલી હમણાં ભગીરથ પ્રયત્નો કરે છે. પરંતુ બ્રિટન એનું રક્ષણ એટલી મજબૂતીથી કરે છે કે હજી સુધી ઇટાલી ફાવ્યું નથી. પણ દરરોજ વિમાનોમાંથી બોમ્બગોળાઓ ઇટાલીયનો છોડે છે ને એથી એને ઘણું નુકસાન પહોંચ્યું છે. ઇટાલિયન કાફલો અંગ્રેજી મનવારો અને વિમાનો સાથે ટકી શકતો નથી. માલ્ટા જિબ્રાલ્ટરથી ૯૮૦ માઈલ અને પોર્ટ સૈયદથી પણ ૯૮૦ માઈલ એમ બંનેની બરાબર વચ્ચે છે. માર્સેલ્સથી ૬૬૦ માઈલ દૂર છે. ઇટાલીના મેસીના બંદરથી ૧૮૦ માઈલ અને કેપબોન બંદરથી ૨૨૦ માઈલ છે. મુખ્ય બંદર વેલેટા નામનું છે તેમાં મનવારોના કાફલા માટે મોટી ગોદીઓ (ડોક્સ) આવેલ છે. વિમાની કાફલો પણ ત્યાં છે.

ભૂમધ્ય સમુદ્રમાં મધ્યસ્થાને આવેલા આ બંદરની મોટી ઉપયોગિતા છે. એક તરફ ઇટાલી અને બીજી તરફ ફ્રાન્સ એમ બંનેના આક્રમણભય વચ્ચે તે આવેલું છે એ બંદરમાંથી ભૂમધ્ય સમુદ્રમાં ક્યાંય પણ સૈન્ય પહોંચાડી શકાય. ફ્રાન્સનો મોટો કિનારો ભૂમધ્ય સમુદ્રમાં છે અને ઇટાલી તો એમાં પથરાયું જ છે. ભૂમધ્ય સમુદ્ર એ બંનેનું તળાવ જ ગણાય. મુસોલિની અંગ્રેજોને ભૂમધ્ય સમુદ્રમાંથી હાંકી કાઢવા માગે છે પણ અંગ્રેજો જો એ છોડે તો એના પૂર્વના દેશો એના હાથમાં લાંબો સમય રહે કે નહિ તે શંકાસ્પદ બની જાય, ઇટાલીનું એટલું બધું બળ નથી જર્મનીનો દરિયાઇ કાફલો પણ મર્યાદિત છે એટલે અંગ્રેજો ટકી શકયા છે. સ્પેન સાથે મળીને જર્મની જો જિબ્રાલ્ટર લેવામાં ફાવે તો માલ્ટા પર આક્રમણ સહેલું બને. માલ્ટા અને જિબ્રાલ્ટર હાથમાંથી જતાં ઇજિપ્ત અને સુએઝની નહેર પણ અંગ્રેજોના હાથમાંથી જાય.

### સાઇપ્રસ

સાઇપ્રસનો બેટ એ ભૂમધ્ય સમુદ્રમાં બ્રિટનનું ત્રીજું સત્તાસ્થાન છે, પણ એ એટલું અગત્યનું નથી. ત્યાં કિલ્લેબંધી પણ નથી. સને ૧૮૭૮માં તુર્કી પાસેથી એ મળ્યું હતું. એનું ક્ષેત્રફળ ૩૫૦૦ માઈલ છે. એમાં સૈન્ય રહેતું નથી. માત્ર લશ્કરી પોલિસ રહે છે. એની વસ્તી ૩॥ લાખની છે. એશિયા માઈનોરથી તે ૪૦

માઈલ અને સીરિયાથી ૬૦ માઇલ દૂર છે. સને ૧૯૧૫માં તુર્કી સાથે યુદ્ધ થતાં અંગ્રેજી સલ્તનતમાં એને દાખલ કરી દેવાયું હતું. એની પેદાશ ૭૦ લાખ પૌંડની છે. ઘઉં, જવ, બટાટા વગેરે ખેતીવાડીની મુખ્ય પેદાશ છે. બચાવની ઉપયોગિતા એની નથી.

જિબ્રાલ્ટર, માલ્ટા અને સાઈપ્રસ એ ત્રણ મથકથી વધુ જમીન ભૂમધ્ય સમુદ્રમાં બ્રિટન હસ્તક નથી.

## ફ્રાન્સ શત્રુ હોય તો?

જર્મનોએ હમણાં ફ્રાન્સને પોતાને અધીન જેવું કર્યું છે. ફ્રાન્સની જગપ્રસિદ્ધ રાજધાની પારીસ તો જર્મનોના જ કબજામાં છે એટલે હાલમાં ફ્રાન્સની રાજધાની વીચી શહેર છે. જર્મનો વીચીના ફ્રેંચ લશ્કરને અંગ્રેજો સામે ઉશ્કેરી તેમને યુદ્ધ જાહેર કરવા દબાણ કરે છે. ફ્રાન્સનો પરદેશખાતાનો પ્રધાન મોં. લાવલ જર્મની અને ઇટાલીનો મિત્ર ગણાય છે પણ વૃદ્ધ વડો પ્રધાન પેતં એ માગણી સ્વીકારતો નથી, એટલે એની ઉપર ભારે દબાણ લાવવામાં આવે છે. ભૂમધ્ય સમુદ્ર પરતું ફ્રાન્સનું મુખ્ય બંદર બ્રેસ્ટ છે. બ્રેસ્ટ બંદરમાંનો ફ્રાન્સનો દરિયાઈ અને વિમાની કાફલો અંગ્રેજી વહાણવટાને ભારે ભયજનક થઈ પડે. બ્રેસ્ટ બંદર અને સામેના જમીનકાંઠા વચ્ચે ૧૨૦ જ માઈલનો દરિયો છે. આથી ફ્રેંચો વડે અંગ્રેજી વહાણવટાનો મુખ્ય માર્ગ બંધ થઈ શકે. એટલે અંગ્રેજો સામે ફ્રેંચોનું થવું અંગ્રેજોને ભારે આફતકારી થાય.

## આયર્લૅન્ડ જર્મની સાથે ભળે તો?

આયર્લૅન્ડ એ અત્યારે કાગળ ઉપર જ અંગ્રેજોનું સંસ્થાન છે. પણ વાસ્તવિક રીતે અંગ્રેજોથી તે તદ્દન સ્વતંત્ર છે. અંગ્રેજો આયર્લૅન્ડને ઉત્તર આયર્લૅન્ડનો વિભાગ નહિ આપતા હોવાથી બંને દેશો વચ્ચેનો સંબંધ એખલાસ ભર્યો નથી. આથી આયર્લૅન્ડની બાબતમાં અંગ્રેજોને આ યુદ્ધને સમયે મોટી ચિંતા રહે છે. અંગ્રેજી બંદરોથી જે વહાણોનો વ્યવહાર સમુદ્રમાં ચાલે છે તેનો રાજમાર્ગ આયર્લૅન્ડનાં બંદરોથી ડોકાય છે. ક્યાંક એ ૧૨ માઈલ પહોળો છે, ક્યાંક ૧૮૦ માઈલ સુધી પહોળો છે. આયર્લૅન્ડનાં બંદરો જો જર્મનીના હાથમાં આવે તો અંગ્રેજી વહાણવટું ત્યાંથી પસાર થતાં સેંકડો મુશ્કેલીઓ અનુભવે. આયર (આયર્લૅન્ડ) નો પ્રમુખ ડી વેલેરા હમણાં તટસ્થ છે. પરંતુ તે જર્મનીના ફાંસલામાં ન આવે તે માટે અંગ્રેજો બહુ ચિંતા ભોગવે છે. જો જર્મની ફ્રાન્સ અને આયરની સહાનુભૂતિ મેળવીને એમને પોતાનાં મિત્રો બનાવી દે તો બ્રિટનનું વહાણવટું પૂરા સકંજામાં આવી જાય. બ્રિટન ભૂખે જ મરી જાય.

## સ્પેન શત્રુ હોય તો?

સ્પેન ઉપર તો ઇટાલી અને જર્મનીની મોટી લાગવગ છે જ. સ્પેનનો જનરલ ફ્રાન્કો ઇટાલી અને જર્મનીના અહેસાન તળે છે. એમની જ મદદથી ફ્રાન્કો પ્રજાસત્તાક સત્તાને હઠાવી શક્યો હતો. સ્પેનનો પરદેશ ખાતાનો પ્રધાન સિનોર સુમેર જર્મની અને ઇટાલીનો કહ્યાગરો મિત્ર છે. તેથી મોડે વહેલે પણ સ્પેન જર્મનીને પક્ષે યુદ્ધમાં જોડાય એ સંભવિત છે. સ્પેનની ભૂમિથી જિબ્રાલ્ટર માત્ર ૨૦ હજાર વાર છેટે છે. સ્પેનમાં મોટી તોપો ગોઠવી હોય તો તેના ગોળા સહેલાઈથી જિબ્રાલ્ટરમાં નાખી શકાય. પણ સ્પેન પાસે નથી પૈસો કે નથી સાધનો. બધું જર્મનીએ પૂરું પાડવું પડે. હમણાંથી સ્પેનને તે શસ્ત્રાસ્ત્રો પૂરાં પાડે છે. તેઉપરાંત આફ્રિકન મોરોક્કોનું મુખ્ય બંદર 'ટેન્જીઅર' ફ્રાન્સના કબજામાં પણ સર્વ સાધારણ વપરાશ માટે આંતરરાષ્ટ્રીય પદ્ધતિ ઉપર હતું, હમણાં સ્પેને એને લઈ ત્યાં પોતાની કિલ્લેબંધી કરવા માંડી છે. આ ઉઘાડો સંધિભંગ છે. અંગ્રેજોએ એની સામે વિરોધ ઉઠાવ્યો છે. અમેરિકાએ પણ વિરોધ નોંધાવ્યો છે. ટાન્જિયરનું બારું એટલાન્ટિક મહાસાગર અને ભૂમધ્ય સમુદ્રના સંગમ ઉપર આવ્યું છે, એટલે શત્રુઓના હાથમાં એ જાય તો અંગ્રેજોને માટે એ ભયજનક છે.

## ઈજિપ્ત અને બ્રિટન

ઇજિપ્ત અર્ધ સ્વતંત્ર દેશ છે. બ્રિટનની એની

ઉપર છત્રછાયા છે. બ્રિટિશ સામ્રાજ્યના મધ્યમાં એ આવેલ છે. યુરોપ, એશિયા અને આફ્રિકા ખંડોનો ત્યાં સંગમ થાય છે. બ્રિટનના હિંદ આવવાના અર્ધ માર્ગે એ આવેલ છે. કોન્સ્ટેન્ટીનોપલ, લંડન, કરાચી, કેપટાઉન, બગદાદ અને પર્થ (ઑસ્ટ્રેલિયા) સુધીના રાજમાર્ગો એ મધ્યસ્થાનેથી જ જાય છે. મિસર (ઇજિપ્ત) દેશના રાજા ફરૂખ છે. પણ દેશનો બહારની સત્તાથી બચાવ કરવા માટે અંગ્રેજોને અધિકાર અપાયો છે ઇટાલીની એ તદ્દન નજીક છે, સુએઝની નહેર એના કાંઠાને અડીને ચાલે છે એટલે ઇટાલી ઇજિપ્ત અને સુએઝને લેવા માગે છે એ માટે એણે ઇટાલિયન સોમાલીલેન્ડમાં મોટું સૈન્ય રાખ્યું છે. બ્રિટને બ્રિટિશ સોમાલીલેન્ડમા સામુ લશ્કર મૂક્યું છે. ઇટાલિયન લશ્કર ઇજિપ્તની અંદર ૬૦ માઈલ ઘૂસી આવ્યુ છે. તેમણે સીદી બરાની નામે મથક કબજે કર્યું છે. ઇટાલીનું બે લાખનું સૈન્ય ત્યા ગોઠવાઈને પડ્યુ છે. અંગ્રેજોનુ પણ એટલુ જ લશ્કર બચાવ ઉપર છે. વિમાની યુધ્ધો થયા કરે છે. પણ બે માસથી ઇટાલીનુ સૈન્ય આગળ વધી શકતું નથી. પૂર્વના માલદાર દેશોમાં પોતાની લાગવગ વધારવા ઇટાલીને સુએઝની નહેર લેવી છે, તે ઇજિપ્તને માર્ગેથી જ થઈ શકે, પણ જો એમ થાય તો બ્રિટન દુનિયામા ક્યાં ય ન રહે એટલે બ્રિટને સામુ એટલુ જોર રાખ્યુ છે કે ઇટાલી આગળ વધી શકે નહિ ઇજિપ્તે હજી ઇટાલી સામે યુદ્ધ જાહેર કર્યું નથી.

## ભૂમધ્ય સમુદ્ર અને આફ્રિકા

ફ્રેંચોના સંસ્થાનો ટ્યુનિસ, આલ્જીર્સ, મોરોક્કો, માડાગાસ્કર, ફ્રેંચ સોમાલીલેન્ડ અને ફ્રેંચ હિંદી ચીન જવા માટે ભૂમધ્ય સમુદ્ર એ મુખ્ય માર્ગ છે તેવી જ રીતે ઇટાલીના આફ્રિકાના સંસ્થાનો ત્રિપોલી, ઇરીટ્રિયા, સાઇરેનિકા, ઇટાલિયન સોમાલીલેન્ડ અને એબિસીનિયા જવા માટે પણ એ જ ભૂમધ્ય સમુદ્રનો માર્ગ છે ફ્રાન્સ અને ઇટાલી બંનેને ભૂમધ્ય સમુદ્રની ઘણી અગત્ય છે ઇટાલીનું તો એ ઘર-આંગણું છે ઇટાલીને ભૂમધ્યસમુદ્રમાં સળંગ અંતરથી જાળવી રાખવા માટે જરૂર છે. આથી એણે સુરંગોથી સુરક્ષિત સાંકડો માર્ગ પોતાના આફ્રિકાના સૈન્યને માલ વગેરે પહોંચાડવા માટે રાખ્યો છે ઇટાલીના બેટોને કિલ્લેબંદી કરી હવાઇ મથકો બનાવવામાં આવ્યાં છે આમાંથી વિમાનો મૂળ ઇટાલી માલ્ટા, એલેક્ઝાન્ડ્રિયા અને સુએઝ ઉપર આક્રમણ કરે છે. પણ ઇંગ્લેંડનો કાફલો એટલો બળવાન છે કે ઇટાલીના કાફલાને છુપાઈ જવું પડ્યુ છે. અંગ્રેજી વિમાનોએ હમણાં જ ચાર પાંચ ઇટાલિયન મનવારોનો નાશ કર્યો છે.

## ભૂમધ્ય સમુદ્રના બે ભાગો

કુદરતી રીતે ભૂમધ્ય સમુદ્રના પૂર્વ અને પશ્ચિમ એવા બે ભાગ છે. સિસિલી અને કેપબોન એ બને વચ્ચે દરવાજારૂપ છે. એની ચાવી ઇટાલીના હાથમા છે પરંતુ માલ્ટાની ચોકી એને પડકારતી ઊભી છે પશ્ચિમ ભૂમધ્ય સમુદ્ર વધુ અગત્યનો છે. એની લંબાઈ એક હજાર માઈલની છે. એની ઊંડાઈ લગભગ ૮૦૦ માથોડાં છે આથી સબમરિનો એની અંદર ખૂબ ઊંડે છુપાઈ વહાણોને ડુબાડી શકે છે ઇટાલીનો પ્રભાવ પૂર્વથી પશ્ચિમ ૧૦૦ માઈલમા છે ત્યા એના કિલ્લેબંદીવાળાં મથકો છે. અહીં સબમરિનો મૂકીને દુશ્મનોનાં વહાણોને નુકસાન પહોચાડાય છે

## ઇંગ્લેંડની તકેદારી

જ્યારે સ્પેનનુ યુદ્ધ ચાલતું હતું ત્યારે ઇટાલીએ દેખીતી બદમાશી કરી અંગ્રેજોની અને ફ્રેંચોની કેટલીક સ્ટીમરો ડુબાડી દીધી હતી ભૂમધ્ય સમુદ્ર ઊંડો હોવાથી તેમા સબમરિનો ઊંડી છુપાઈ શકે છે પણ તેમા તકલીફો પણ છે. ભૂમધ્ય સમુદ્રનુ પાણી ઘણુ પારદર્શક હોવાથી સબમરિનો તુરત દેખાઈ આવે છે એ જ કારણે હમણાં અંગ્રેજો ઇટાલિયનોની કેટલીક સબમરિનો ડુબાડી શક્યા ઉપર ચોકી કરતા વિમાનો સબમરિનને પાણીની અંદર જોતાં જ બોમ્બો ફોડે છે. બીજું, તેમા ભરતીઓટના પાણી જોશબંધ આવતાં નથી એટલે સુરંગો તણાઈ જતી નથી. આમાં અથડાઈને પણ સુરંગોથી સબમરિનોનો નાશ થાય છે.

## ઇટાલીને ભૂમધ્ય સમુદ્રની રાણી થવું છે

ઇટાલીમાં જાણવા જોગ કંઈ પાકતું નથી એટલે તેલ, કોલસો, રબ્બર, કપાસ ઇત્યાદિ વસ્તુઓ એને પરદેશમાંથી આયાત કરવી પડે છે. વળી ઇટાલીની જનસંખ્યા પણ જોરભેર વધે છે. પહેલાં તો વધારેની સંખ્યા અમેરિકા જતી. ત્રણ ચાર વરસથી અમેરિકામાં પરદેશીઓને આવવા સામે પ્રતિબંધ મુકાયો છે. ઇટાલીનાં આફ્રિકમાં પણ સંસ્થાનો છે પણ તે ગરમ પ્રદેશો હોઈ તેમને વસવા માટે ઉપયોગી નથી. આ કારણે ઇટાલી પોતાનું સામ્રાજ્ય વધારવા માગે છે. પણ એની પાસે આવા દિગ્વિજયો કરવા માટે પૂરતાં આર્થિક સાધનો નથી. ફ્રાન્સના પતન પછી જર્મનીને યુદ્ધમાં એણે સાથ આપ્યો તે આવી કોઈ અનુકૂળતા મેળવવા માટે જ. પણ એનાં સૈન્યો વિજયો મેળવતાં નથી. હમણાં ગ્રીસ સાથે એણે લડાઈ છંછેડી છે પણ એ વેંતિયું ગ્રીસ પણ એને હંફાવે છે. આમ મહત્ત્વાકાંક્ષા બહુ પણ તાકાત ઓછી એવા મુસોલિની વડે ઈંગ્લેંડને ખાસ કંઈ ખમવું પડતું નથી.

### જર્મની પણ અટકી રહ્યું છે.

અને હમણાં તો જર્મની પણ જાણે વિમાસણમાં પડીને જ બેસી ગયું છે ને? અમેરિકાની હૂંફે હૂંફે ઇંગ્લેંડે ખૂબ તૈયારીઓ કરી લીધી છે. ચારે તરફ મોટાં સૈન્યો ને સાધનો પાથરી દીધાં છે. જુલાઈથી નવેમ્બર સુધીમાં પચ્ચીસ લાખ માણસોનું સૈન્ય તૈયાર કરી લીધું છે. અમેરિકાને વેસ્ટ ઈન્ડિઝના કીંમતી ટાપુઓ આપીને એણે પચાસ વિનાશિકાઓ મેળવી છે, દર માસે પાંચસો વિમાનો એ મેળવે છે, દારૂગોળો, તોપો ને ટેંકો પણ ખૂબ મેળવે છે. પોતાનાં કારખાનાંઓમાં પણ હવે તે ખૂબ લડાયક સામગ્રી તૈયાર કરે છે, પણ એ કારખાનાં જર્મનોનાં વિમાની આક્રમણો આગળ સુરક્ષિત નથી, ઈંગ્લેંડને પોતાનાં સંસ્થાનો અને કબજાના દેશો પાસેથી યેનકેન મદદ મળ્યે જ જાય છે. એટલે જર્મની વિમાસણમાં છે, મોટું આક્રમણ કરવાની એની હિંમત ચાલતી નથી ને એમ ઈંગ્લેંડ અત્યારે જોરમાં છે.

## ઇંગ્લેંડની બે મોટી મુશ્કેલીઓ

ઈંગ્લેંડ ઉપર બે ભયંકર આફતો ઊભી છે. ઇટાલી અને જર્મનીની સબમરિનો એની સ્ટીમરોનો ધાણ કાઢી નાખે છે. અંગ્રેજોનું મોટા પ્રમાણમાં વહાણવટું નાશ થવા માંડયું છે. એના રક્ષણ માટે અંગ્રેજો નવા નવા ઉપાયો અજમાવે છે. જર્મની અને ઇટાલીનું વહાણવટું છૂટથી દરિયામાં ફરતું નથી એટલે એને બહુ નાશ પામવાપણું નથી, પરંતુ અંગ્રેજોનો વેપાર ચાલુ હોવાથી તેને આ મુશ્કેલી ઊભી થઇ છે. જર્મનીની સબમરિનો આટલાંટિક મહાસાગરમાં પણ છૂટથી ફરે છે. તેઓ પણ મોટું નુકસાન પહોંચાડે છે. અંગ્રેજોની મનવારો વહાણવટાના રક્ષણ માટે જાય છે છતાં નુકસાન વધારે પડતું થાય છે. ફ્રેંચ બંદરો સર્વ જર્મનોના હાથમાં છે, ત્યાંથી અંગ્રેજોનાં વહાણો ઉપર ભારે આક્રમણો સબમરિનો અને વિમાનો કરે છે.

બ્રિટન ઉપર બીજી મુશ્કેલી લંડન અને બ્રિટનનાં બીજાં શહેરો ઉપરનાં જર્મન વિમાની આક્રમણો છે, આથી જાનમાલનું મોટું નુકસાન થાય છે. ઘરો, નાટયગૃહો, મહેલો, હોસ્પિટલો, જાહેર સંસ્થાઓનાં મકાનો અને મહોલ્લાઓના મહોલ્લાઓ નાશ પામે છે, અર્ધો દારૂ અને અર્ધું પેટ્રોલ એ રીતે બનેલા બોમ્બો જ્યારે વરસાદની ઝડીઓની પેઠે પડે છે ત્યારે ભયંકર આગો સળગી ઊઠે છે. પણ ત્રણ ત્રણ માસના મૃત્યુદેવ સમા બોમ્બોએ અંગ્રેજ શહેરીઓને ટેવાવી દીધા છે.

એટલે અંગ્રેજોને મૂંઝવતી મુશ્કેલી વહાણવટાના નાશની છે. એ એના સાગરના રાણીપદને ભયપ્રદ બનાવેલ છે. વહાણવટું જો ખતરામાં આવે તો ઇંગ્લેંડની ખાધાખોરાકી ખતરામાં આવે. અંગ્રેજોએ ડચો પાસેથી પચાસ સ્ટીમરો ખરીદી છે, અમેરિકા પાસેથી પણ એ ખૂબ સ્ટીમરો ખરીદે છે. અંગ્રેજો પણ જર્મની ઉપર હવાઈ આક્રમણો કરે છે પણ બર્લિન લંડનથી છસો માઇલ દૂર છે ને વચ્ચે જર્મનીની લાગવગવાળા પ્રદેશો છે, જ્યારે જર્મનોને તો હુમલો

કરવો સહેલ છે કારણ કે ઇગ્લેંડના સામેના જ કિનારા પર ૨૪ માઈલ દૂર એના કબજાનો પ્રદેશ છે. એટલે ઈંગ્લેંડનું નુકસાન વધુ થાય છે હજી એનું વિમાની બળ જર્મની કરતાં થોડુ પછાત છે

## ઇટાલી અને ગ્રીસ વચ્ચે યુદ્ધ

ઇટાલીએ આફ્રિકામા ૧॥ લાખ સૈનિકો યુદ્ધ માટે મૂકયા છે પણ અગ્રેજો એમને આગળ વધવા દેતા નથી માલ્ટા, એલેકઝાન્ડ્રિયા, સુએઝ વગેરે સ્થળે ઇટાલી બોમ્બમારો ચલાવે છે, પણ સફળતા મળતી નથી, એટલે કાંઈક કરી બતાવવા, વિના કારણે એણે ગ્રીસ ઉપર આક્રમણ કર્યું છે પણ ત્યા યે એને સફળતા મળતી નથી ગ્રીકોને અગ્રેજો તરફથી ખૂબ મદદ મળે છે ઇટાલી ઉપર ગ્રીસના હવાઈ મથકોથી સારી રીતે વિમાની આક્રમણો થઈ શકે છે. ક્રીટના ટાપુને અગ્રેજોએ કિલ્લેબદી કરી ત્યા મોટુ હવાઈ મથક ઊભુ કર્યું છે ઇગ્લેડને ગ્રીસને સહાય કરવામા રસ છે તે ભૂમધ્ય સમુદ્રની સુરક્ષિતતાને કારણે જ.

## રશિયા શુ કરે છે?

હમણા તો રશિયા જગતની સુદરી બન્યુ છે જર્મની, ઇગ્લેડ, ઇટાલી, અમેરિકા, જાપાન સૌ એની ખુશામત કરે છે એને વરવાને માટે સૌ વચ્ચે હરીફાઈ ચાલી છે પણ રશિયાએ હજી કોઈની દૃષ્ટિને સ્વીકારી નથી, એણે હજી કોઈને વરમાલા આરોપી નથી. એ પોતાના સ્વાર્થને જુએ છે જર્મનીએ એના પરદેશ પ્રધાન મો મોલોટોવને હમણા બર્લિન બોલાવીને ખૂબ સમજાવ્યો હતો, જર્મની બ્રિટન ઉપર આક્રમણ કરી શકે તેમ નથી આખુ યુરોપ એના હાથમા હોવા છતા એનુ ભાવિ ચિંતાજનક છે. આવડી મોટી સૈન્યતૈયારીના બોજાએ ખુદ જર્મનીને જ મૂઝાવે તેવી પરિસ્થિતિ ઊભી કરે છે આથી તે રશિયાને માખણુ લગાડે છે. જર્મનીએ એને બોસ્ફરસની સામુદ્રધુની અને હિંદ સુદ્ધાં એશિયામા કોઈ દેશ આપવાની વાત કરી છે સામાન્ય સ્થિતિમા રશિયાને ધિક્કારનાર ઇગ્લેડ પણ આજની વિષમ સ્થિતિમા એને લાલચો આપી રહેલ છે. પણ રશિયા ઇગ્લેડ પ્રત્યે નારાજ છે, એ તો એને જવાબ આપવામા પણ અખાડા કરે છે. અમેરિકાને પણ એ દાદ દેતું નથી

## તુર્કીની વિષમ સ્થિતિ

જર્મનીએ રૂમાનિયા ઉપર પોતાનો સપૂર્ણ લશ્કરી કબજો જમાવ્યો છે આથી હવે બલ્ગેરિયામા થઈને તુર્કી ઉપર આક્રમણ કરવાની એની ગભીર તૈયારીઓ છે પરતુ તુર્કીનો પરાજય રશિયાને માન્ય નથી જર્મની જેવી મહાન લશ્કરી સત્તા પોતાની એટલી નજીક હોય તેને રશિયા ઇષ્ટ નથી ગણતું અગ્રેજો પણ જર્મનીને હાથે તુર્કીનો પરાજય નથી ઇચ્છતા, તુર્કીનો પરાજય કર્યા પછી જર્મનો સીરિયા અને પેલેસ્ટાઈનમા થઈને અગ્રેજોની તેલની પાઈપ-લાઈન જે હૈફામા જાય છે તેનો નાશ કરવા માગે છે જર્મન સૈન્ય હમણા નવરુ છે તે માટે હવે બાલ્કન્સ દેશોમા થઈને જર્મની એશિયામા ઘૂસવા માગે છે એ માટે એને રશિયાની પરવાનગી જોઈએ છે રશિયા હજી કોઈને 'હા' ભણતુ નથી તે લાભા વિચાર પછી જ પોતાના લાભની રાજનીતિ ગ્રહણ કરશે તુર્કીના સૈનિકો અતિ બહાદુર છે તેઓ જરૂર પોતાના દાત દેખાડશે પરતુ જર્મનીના અદ્યતન શસ્ત્રાસ્ત્રો સામે તેઓ કેટલા ટકે એ પ્રશ્ન છે જર્મની પોતાના બધા પ્રયત્નો તુર્કીને સમજાવીને પોતાની તરફ ખેચવા માટે કરે છે પરંતુ તુર્કી હજી ઇગ્લેડની મૈત્રી છોડતું નથી તુર્કી ઉપર પૂરો ભય ઝઝૂમે છે

## બીજા દેશો અને ઇંગ્લેડ

હમણા હવાઈ યુદ્ધો સિવાય બીજા યુદ્ધો થતા નથી માત્ર ગ્રીસનુ યુદ્ધ ચાલુ છે. જર્મની તટસ્થ રાજ્યો તુર્કી અને રશિયાને પોતાની તરફ ખેચવા મથે છે, સ્પેન તો એની આશામાં જ છે અગ્રેજોની ચોમેર શત્રુઓની હારમાળા રચવા જર્મની વિપુલ દાવપેચ રમે છે ઇગ્લેડ એનુ નિવારણ કરવા મથે છે પણ જર્મનીની મોટી લાલચો સામે એના ઉપાયો ફળતા નથી પણ જર્મનીની કેટલીક ગણતરીઓ ખોટી ઠરી છે ઇટાલીમા એની આશા નથી રહી

અમેરિકાનો તો વિશ્વાસ જ ક્યાં છે? રશિયા, સ્પેન અને ફ્રાંસની તલવારો એને કામમાં આવે તેમ છે. એ એણે ઇંગ્લેંડ ઉપર લટકતી રાખી છે. પણ અમેરિકા ભવિષ્યમાં જર્મની અતિ બળવાન થઈ યુરોપમાં સાર્વભૌમત્વ પ્રાપ્ત કરે તો પોતાના દેશ માટે ભયકારી માનતું હોવાથી ઇંગ્લેંડને છૂટથી મદદ કરે છે. એની મદદ ન હોત તો ઇંગ્લેંડ પાંગળું બની જાય.

## બ્રિટનની જવાબદારીઓ વધે છે.

પોતાના વહાણવટાના રક્ષણ માટે ઇંગ્લેંડને જર્મની સામે ખૂબ ઝૂમવું પડે છે. પોતાના ટાપુઓના રક્ષણ માટે તે ૨૦ લાખ સૈનિકો ને ૫૦૦૦ વિમાનો ને ઘણી મનવારો સજ્જ રાખે છે. આટલાંટિક મહાસાગરમાં પણ છૂટથી ફરતી જર્મન મનવારો સામે સખત ઉપાયો લેવા પડે છે. વિમાની આક્રમણથી થતાં નુકસાનો માટે સમારકામ પણ ઘણું કરવું પડે છે. સુદાન, ઇજિપ્ત, કેનિયા અને સુએઝના રક્ષણ માટે ૩ લાખની સેના અને શસ્ત્રાસ્ત્રો પૂરાં પાડવા પડે છે. તુર્કીને મોટી આર્થિક મદદ મોકલવી પડે છે. સાગરમાં લાખોની સંખ્યામાં પથરાયેલી જર્મનીની સુરંગોને ઉપાડવા સેંકડો મનવારો રાખવી પડે છે. દેશનાં કારખાનાં નભાવવા અને માલ ઉત્પન્ન કરવા ઘણી વ્યવસ્થા કરવી પડે છે. ડૂબતાં વહાણોનું સ્થાન લેવા ઝડપથી નવાં વહાણો તૈયાર કરવાં પડે છે. આજે એને રોજ ૧૨ થી ૧૪ કરોડ રૂપિયા ખર્ચવા પડે છે. સ્પેન અને આયર જો જર્મની સાથે ભળે તો જવાબદારીઓનો સરવાળો ખૂબ વધી જાય. આજનાં ચિહ્નો એવાં છે કે યુદ્ધ ૧૯૪૪ સુધી લંબાય. અંતે સૌ પાયમાલ થશે, બે એક કરોડ મનુષ્યો મરશે ને ૩૦-૪૦ અબજ પૌંડનો ધુમાડો થશે.

## જાપાન અને ચીન

જાપાન અને ચીન વચ્ચેના યુદ્ધમાં પાછી ગરમી આવી છે. જાપાન ત્રણ વર્ષમાં આ યુદ્ધ અંગે ૧૮ અબજ યેન ખર્ચી ચૂક્યું છે. હજી એને મોટાં શહેરો અને બંદરો સિવાય બીજું કંઈ મળ્યું નથી. હવે એણે નીતિ બદલી છે. ચીનને અમેરિકા અને રશિયા મદદ કરે છે એટલે આખું ચીન જીતવાની આશા એણે મૂકી દીધી છે. મોટાં શહેરોનો કબજો રાખી કેટલાક દક્ષિણના પ્રાંતો છોડી એ લશ્કરને બોલાવી લે છે. એ લશ્કરનો ઉપયોગ હવે તે હિંદી ચીન જીતવા કરે એમ લાગે છે. રશિયાને જાપાનની શત્રુતા છોડી દેવા જર્મની સમજાવે છે પણ એ માનતું નથી. અમેરિકા પણ જાપાન ઉપર ચિડાયેલ છે, તે તુરત જ લડાઈ શરૂ કરી દે પણ જર્મનીને કારણે ખંચાય છે. અમેરિકાએ દશ કરોડ ડૉલર ખર્ચી યુદ્ધની તૈયારી રાખી છે.

# ગાંધીજીના એપેન્ડિસાઇટિસનું ઑપરેશન

શ્રી. રમણલાલ એન્જિનીઅર

સુરતથી એક ભાઈએ એક પત્ર લખી ૧૯૨૨ ની સાલમાં ગાંધીજી જ્યારે જેલમાં હતા ત્યારે એમને થયેલા એપેન્ડિસાઈટિસમાં એમણે એપેન્ડિક્સનું ઓપરેશન કરાવેલું તે હકીકતને ચર્ચવા ઇચ્છી છે. આ પ્રશ્ન ઘણો વાજબી છે. એ ભાઈના પત્રનો ટૂંક સાર પ્રથમ આપું

'આપનાં પુસ્તકો વાંચ્યાં. આજની દાક્તરી વિદ્યા ઘણી જ ખામી ભરેલી છે, દાક્તરો દરદીઓને તાત્કાલિક મદદ આપે છે પણ તેઓ તેમનો રોગ મટાડી શકતા નથી તેમ જ એકને બદલે બીજી દવા અપાઈ જાય તો દરદીને ઘણું નુકસાન થવાનો ભય રહે છે, આ પ્રકારના એના દોષો સ્વીકાર્યા પછી પણ મને પૂછવાનું મન થાય છે કે શું આજનું દવાવાદી વૈદક સંપૂર્ણ રીતે વાહિયાત છે? એનામાં સારું તત્ત્વ કંઈ છે જ નહિ? આ વૈદક વિદ્યાએ જગતનું ઘણું સત્યાનાશ વાળ્યું હશે પણ એણે માનવજાતનું થોડું ઘણું પણ ભલું નથી કર્યું? ગાંધીજીનો જ દાખલો લઈએ. તેઓ પાશ્ચાત્ય વૈદકમાં માનતા નથી છતાં એમને પોતાને એપેન્ડિસાઈટિસ માટે ઓપરેશન કરાવવાની જરૂર પડી. એમણે જો ઓપરેશન કરાવ્યું ન હોત તો આજે તેઓ હિંદને અને જગતને જે સેવા આપી રહ્યા છે તે આપી શકત? એમની અમૂલ્ય જિંદગી બચાવવા માટે આપણે પ્રચલિત વૈદકનો આભાર માનવો ન જોઈએ?'

હવે આ પ્રશ્નનો જવાબ.

આપણે આ પ્રશ્નને ખૂબ વિગતથી જ તપાસશું, તેમાં ગાંધીજીના આરોગ્યવિષયક વિચારો પણ ચર્ચીશું. સાથે એલોપથી વિષેના પ્રશ્નનો પણ જવાબ આવી જશે.

સૌથી પહેલાં આપણે ગાંધીજીના ઓપરેશનનો પ્રશ્ન લઈએ આ પ્રશ્નને બરાબર સમજતાં પહેલાં આપણે એની પશ્ચાદ્ભૂમિકા સમજી લેવી જોઈશે.

પૂજ્ય ગાંધીજી એ વર્તમાન હિંદની અને જગતની એક અપૂર્વ વિભૂતિ છે આવા માણસો હજારો વર્ષે એકાદ પાકે છે એમની અપૂર્વતાને લઈને આપણા જેવા સામાન્ય માણસો માટે એમને સમજવાની અપાર મુશ્કેલીઓ ઊભી થાય છે. એનું પરિણામ એ આવે છે કે આવા માણસોને લાખોને કરોડોની સંખ્યામાં શ્રદ્ધાળુ અનુયાયીઓ મળી આવે છે અને એ જ રીતે પૂર્વગ્રહથી ભરેલા દુશ્મનો ને દ્વેષીઓ પણ ઊભા થાય છે આવા માણસોને માપવા માટે બુદ્ધિનો ગજ બહુ ટૂંકો પડવા છતાં આપણી પાસે માણસને સમજવાને જે થોડાંક વિશ્વાસપાત્ર હથિયારો છે તેમાંનું એ એક છે. એટલે દરેક માણસ પોતપોતાની બુદ્ધિ મુજબ એમનાં કાર્યોને સમજવાનો પ્રયત્ન કરે છે.

એમના વિચારો અને કાર્યો વિષે નીચે દર્શાવેલો અભિપ્રાય ઘણાને ખૂંચશે એવો મને ભય છે છતાં પ હું વાંચકોને ખાતરી આપવા માગું છું કે આ અભિપ્રાય ગાંધીજી તરફ સંપૂર્ણ પૂજ્યભાવ તેમ જ એમને સમજવા માટે શક્ય હોય એટલો સમભાવ ધરાવીને જ બંધાયો છે.

સૌથી પહેલાં પ્રશ્ન એ થાય છે કે ગાંધીજી નિસર્ગોપચાર તરફ શાથી આકર્ષાયા. ગાંધીજીના ઘણા વિરોધીઓ કહે છે કે તેઓ જૂનવાણી, રૂઢિચુસ્ત અને સંરક્ષક માનસ ધરાવે છે. આ અભિપ્રાય સર્વાંશે સાચો નથી. જે માણસે આપણા દેશની અંદર જીવનના દરેકે દરેક ક્ષેત્રમાં એક પ્રચંડ ક્રાન્તિ કરી એને રૂઢિચુસ્ત આપણે શી રીતે કહી શકીએ? ગાંધીજીના ઘડતરમાં જેમ એમનાં માતાપિતાનો, શ્રીમદ્ રાજચંદ્રનો, ગોખલેજીનો, ગીતાનો અને તુલસીદાસજીનો ફાળો છે તે જ રીતે થોરો, રસ્કીન, ટોલસ્ટોય, કાઈસ્ટ કુહને અને જુસ્ટ જેવા પરદેશી વિદ્વાનોનો પણ ફાળો છે. જો ગાંધીજી કેવળ જૂનવાણી માનસ ધરા-

વતા હોત તો એમણે "અમારા વેદમાં બધું છે" એમ કહીને સંતોષ પકડયો હોત. આજે જગતમાં જે જુદા જુદા વૈદકીય ધર્મો ( medical faiths ) પ્રચલિત છે એમાંથી એમણે માત્ર આયુર્વેદને અપનાવ્યું હોત. છતાં ય વિચિત્ર લાગે એવી વાત તો એ છે કે એમણે પોતાની વૈદકીય શ્રદ્ધા નિસર્ગોપચારમાં આરોપી. એમ શાથી ?

ગાંધીજીની જીવન પ્રત્યે એક ચોકસ દૃષ્ટિ છે. એ દૃષ્ટિમાં જેટલું બંધ બેસતું આવે તેટલું જ તેમને સ્વીકાર્ય છે. બાકીનું બધું ત્યાજ્ય છે. પછી એ તત્ત્વ પ્રાચીન હોય. કે અર્વાચીન હોય, પૂર્વનું હોય કે પશ્ચિમનું હોય એ પ્રશ્ન ગૌણ છે. અને એ દૃષ્ટિ સંતની–માનવજાતના દુઃખોથી વ્યથિત થઈ રહેલા એક સત્યશોધક આત્માની છે. એ દૃષ્ટિની પાસે ગજ છે અને તે ગજ. સર્વોદયનો છે પ્રાણીમાત્રના કલ્યાણનો ભૂતદયાનો, અહિંસાનો. નિસર્ગોપચાર તરફ ગાંધીજી આકર્ષાયા એનું કારણ મને તો એ લાગે છે કે ચિકિત્સાના ક્ષેત્રમાં અહિંસાનો આગ્રહ રાખનારી અને એનો સફળ પ્રયોગ કરનારી એ એક માત્ર પદ્ધતિ છે. નિસર્ગોપચાર એટલે ચિકિત્સામાં અહિંસા. એક મોન્ટેસોરી શિક્ષક જેમ બાળકોને મારી ઝૂડીને એમના દોષો સુધારવા મથતો નથી પણ પોતાની ઢબે એ દોષોની કારણપરંપરાની ખોજ ચલાવી એમને વારાફરતી દૂર કરે છે તે જ રીતે નિસર્ગોપચારક રોગને નામે ઓળખાતી વિકૃતિ, જે જીવનનું પોતાનું જ એક સ્વરૂપ છે, તેને સમજવા માટે, એનાં કારણોની શોધ માટે પ્રયત્ન કરે છે અને દરદીની રહેણીકરણીમાં યોગ્ય ફેરફારો કરી રોગનાં કારણો દૂર કરી દરદીને નીરોગી કરે છે. બીજી બાજુ એક દવાવાદી દાક્તર. રોગનાં કારણોની સંપૂર્ણ ઉપેક્ષા કરીને એનાં પરિણામ રૂપે દેખાતાં રોગ ચિહ્નોનું ઝેરી દવાઓથી દમન કરે છે અને આ પ્રકારના દમનના પરિણામ રૂપે દરદીની તંદુરસ્તી વિશેષ લથડે અને એ હઠીલા રોગોથી પીડાય તો એ વાઢકાપથી રોગી અવયવોનો નાશ કરીને પહેલા પ્રયત્ન કરતાં પણ આકરો એવો બીજો નિષ્ફળ પ્રયત્ન કરે છે, આ બે પદ્ધતિઓ વચ્ચેનો મૂળભૂત ભેદ જોયા પછી જેની દૃષ્ટિ છીછરી નથી તેને નિસર્ગોપચાર તરફ અવશ્ય આકર્ષણ થાય.

આપણામાં એવી એક દંતકથા ચાલી આવે છે કે રામ પહેલાં રામાયણ લખાયું. ગયા મહાયુદ્ધ માટે એમ કહેવાય છે કે વોનહાર્ડી નામના એક જર્મન સેનાધિપતિએ "જર્મની અને હવે પછીનું યુદ્ધ" એ નામનું એક પુસ્તક લખીને બહાર પાડયું હતું. આ પુસ્તકમાં ભાવિ યુદ્ધની રૂપરેખા એણે રજૂ કરી હતી. અને તાજુબીની વાત તો એ છે કે છેવટના પરિણામ સિવાય આખું યુદ્ધ એની જ આગાહી મુજબ લડાયું. આ જ પ્રમાણે બીજા દેશોના ભાગ્યવિધાતાઓએ કરેલી આગાહીઓ સાચી પડયાના ઇતિહાસમાં દાખલા છે. આપણા દેશનો ઇતિહાસ ૧૯૦૮ માં દક્ષિણ આફ્રિકામાં લખાયો. 'હિંદસ્વરાજ'ની અંદર હિંદુસ્તાનના સ્વરાજનો ભાવિ કાર્યક્રમ ગાંધીજીએ આંકયો અને વીસ વર્ષો સુધી એક માણસની પ્રચંડ ઇચ્છાશક્તિને વશ થઈને ઇતિહાસનાં ચક્રો ફર્યાં. ગાંધીજીના જીવન વિષેના ઘણાખરા વિચારો દક્ષિણ આફ્રિકામાં પરિપક્વ થઈ ગયા. છેલ્લાં વીસ વર્ષમાં એ વિચારો ઉપર ઘણું ભાષ્ય થયું છે, એને અમલમાં મૂકવાની અનેક સક્રિય યોજનાઓ વિચારવામાં આવી છે. ઓછીવત્તી સફળતાપૂર્વક એ પાર પણ પડી છે. પણ મૂળ વિચારોમાં ઝાઝો ફરક પડયો નથી. પણ આ અર્વાચીન રામાયણમાં એક પ્રકરણ ખોટું ઠર્યું છે અને તે વૈદક વિષેનું પ્રકરણ. એમ થવાનાં કારણો કયાં કયાં છે ?

દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી કુહને, જુસ્ટ અને ડોકટર કયુર્ઝના વિચારો સાથે પરિચયમાં આવ્યા અને આ વિચારોએ એમની ઉપર ઊંડી છાપ પાડી. તેઓ નિસર્ગોપચારના આશક બન્યા. એલોપથી સામેના એમના અણગમામાં વિવિસેકશન (જીવતાં જનાવરો અને માણસોને દાક્તરી વિદ્યાની જ્ઞાનપ્રાપ્તિ માટે જુદી જુદી રીતે રિબાવવાની ક્રિયા) પણ કારણભૂત બન્યું. આ વિચારો ઉપરથી એમણે ત્યાં આગળ

પોતાની અને સાથીઓની રહેણીકરણીમાં ફેરફારો કર્યા, માંદા માણસો ઉપર નિસર્ગોપચારના ઉપચારો અજમાવ્યા અને એમાં ઓછીવત્તી સફળતા મેળવી. આ ને આ દિશામાં જો ગાંધીજીએ વધુ વાંચન વિચાર ચિંતન અને પ્રયોગો ચાલુ રાખ્યા હોત તો નિસર્ગોપચાર ઉપરની એમની શ્રદ્ધા રેંટિયા ઉપરની શ્રદ્ધા જેટલી જ વજ્રલેપ બની હોત. પણ આપણા કમનસીબે આ દેશમાં આવ્યા પછી વૈદકના વિષયમાં વધુ અભ્યાસ માટે એમની પાસે સમય ફાજલ ન રહ્યો.

નિસર્ગોપચાર તરફની ગાંધીજીની દૃષ્ટિ મૂળથી જ વૈજ્ઞાનિક તો નહોતી જ. નિસર્ગોપચાર પહેલાં જન્મેલી એલોપથી, હોમિયોપથી અને આયુર્વેદ જેવી પદ્ધતિઓ માટે તેઓ ભાગ્યે જ કંઈ જ્ઞાન ધરાવતા. વૈદકના ઇતિહાસનો અભ્યાસ ચિકિત્સકને જે સમગ્રદર્શન ( perspective ) આપે છે તેનો એમનામાં સંપૂર્ણ અભાવ હતો. અને ખુદ નિસર્ગોપચાર વિષે જ બહાર પડેલા પ્રચંડ સાહિત્યમાં ઉપર કહેલા નિસર્ગોપચારકોનાં ત્રણ પુસ્તકો દરિયામાં ખસખસ જેવાં હતાં. એને પરિણામે એમની દૃષ્ટિમાં એક પ્રકારનું એકાંગીપણું આવી ગયું તેમ જ દરેક પદ્ધતિની પેઠે નિસર્ગોપચારને પણ પોતાની મર્યાદાઓ છે એ વસ્તુ એમના ખ્યાલમાં ન આવી. દક્ષિણ આફ્રિકાની અંદર એમનામાં જે મિશનરીનું ઝનૂન હતું એ ઝનૂન હિંદુસ્તાનમાં આવ્યા પછી ધીમે ધીમે મોળું પડવા લાગ્યું. સૌથી પહેલું કારણ તો એ બન્યું કે, પોતાના અપૂર્ણ જ્ઞાનથી એમણે જે જે પ્રયોગો કર્યા એમાંના કેટલાક, અને ખાસ કરીને ઉગ્ર રોગોના પ્રયોગો સફળ નીવડ્યા. પણ જૂના, જામેલા અને હઠીલા રોગોમાં કબજિયાત, કોલાઈટિસ, દમ, ઇત્યાદિ સાથીઓ અને અનુયાયીઓના રોગો મટાડવા માટે એમણે કરાવેલાં ઉપવાસના અને બીજા પ્રયોગો નિષ્ફળ નીવડ્યા. આ નિષ્ફળતાનાં કારણો તપાસવાની એમની પાસે ફુરસદ નહોતી, એમને યોગ્ય દોરવણી આપનાર કોઈ વ્યક્તિ પાસે હાજર નહિ, પરિણામે આ કડવા અનુભવો એમની શ્રદ્ધા ઉપર પ્રહાર કરતા ચાલ્યા.

બીજું કારણ એ બન્યું કે પશ્ચિમમાં જેવા સમર્થ નિસર્ગોપચારકો હતા તેવો કોઈ નિસર્ગોપચારક તેમને આ દેશમાં મળ્યો નહિ. એમનો નિસર્ગોપચારની અંદરનો રસ જાણીને એમને મળવા આવનારા મોટા ભાગના નિસર્ગોપચારકો સૂંઠના ગાંગડે ગાંધી થઈ બેઠેલા લેભાગુ ઊંટવૈદો હતા. કોઈનો પણ નામ નિર્દેશ કર્યા સિવાય માત્ર એક જ દાખલો આપું. ગાંધીજી પાસે એક ભાઈ એવા આવેલા કે જે એવો દાવો કરતા કે હું બરફથી એકે એક રોગ મટાડી શકું છું. આ માણસે ગાંધીજીમાં ઠીક ઠીક રસ જાગૃત પણ કર્યો. હવે સાચી હકીકત તો એ છે કે બરફથી દ[illegible] *દરેક રોગ મટાડવાનો દાવો કરવો એ નિસર્ગોપચ[illegible]* છે જ નહિ પણ હડહડતું ઊંટવૈદું છે. જર્મની અંદર શરૂઆતથી આજ સુધીના બધા જલોપચાર[illegible] બરફના ઉપયોગની વિરુદ્ધ છે. કારણ કે બરફ [illegible] રોગને પોતાનો ક્રમ સરળતાથી ચાલવા દેતો ન[illegible] અને રોગનું દમન કરી શરીર ઉપર એલોપથીક દ[illegible] ઓ જેવી જ ભૂંડી અને ભયંકર અસર ઉપજાવે [illegible] પ્રિસનીટ્ઝથી માંડીને લિંડલેર સુધીના એક સદી[illegible] થઈ ગયેલા સેંકડો નિસર્ગોપચારકો રોગચિકિત્સા[illegible] અંદર બરફના ઉપયોગની સંપૂર્ણરીતે વિરુદ્ધ [illegible] અને એલોપથિક દાકતરોની દરદીના માથા [illegible] બરફ મુકાવવાની રીતની એમણે ઘણી જ કડક ટી[illegible] કરી છે, નિસર્ગોપચારકોની એક નાનકડી લઘુમ[illegible] જે બરફના ઉપયોગની હિમાયત કરે છે તે પ[illegible] પાણીના ઉપચારો જ્યાં કારગત ન નીવડતા હો[illegible] એવા અપવાદજનક કેસોમાં જ, અને નિયમ તર[illegible] તો નહિ જ. આવી સ્થિતિમાં બરફથી દરેકે દરે[illegible] રોગ મટાડવાનો દાવો એ બીજું ગમે તે હોય પણ શાસ્ત્રીય નિસર્ગોપચાર તો નથી જ. આ રીતે એમન[illegible] આજુબાજુ નિસર્ગોપચારમાં શાસ્ત્રીય રસ, જ્ઞાન [illegible] તાલીમ ધરાવતા લોકોને બદલે અનેક ધૂની, એકાંગ[illegible] કે અર્ધદગ્ધ લોકો એકઠા થયા. અને એનું પરિણામ એમની પોતાની નિસર્ગોપચાર ઉપરની શ્રદ્ધા ઢીલી પાડવામાં આવ્યું. જ્યારે આજુબાજુના સાથીઓ અને અનુયાયીઓ ઉપર એવી છાપ પડી કે [illegible] નિસર્ગોપચાર એ એક પાગલોપચાર છે.

ત્રીજું કારણ એ થયું કે એમની આજુબાજુ કોઈ સમર્થ નિસર્ગોપચારક નહોતો જ્યારે અનેક વિદ્વાન, સમર્થ અને બાહોશ એલોપથિક દાકતરો હતા. આ દાકતરો પ્રમાણિકપણે એમ માનતા કે નિસર્ગોપચાર એ એક ઊંટવૈદું છે. અને આ હકીકત તેઓ પોતાના વિચાર અને આચારમાં દર્શાવતા. ગાંધીજીની તબિયત સહેજ બગડે, એમને સહેજ અતિશ્રમ થાય, એમને તપાસવાની જરૂર જણાય કે તુરત જ એ એલોપથિક દાકતરોના હાથમાં તેઓ મુકાય. પોતાની શ્રદ્ધાથી વિરુદ્ધના લોકો સાથે રાતદિવસ રહેવાથી તેમ જ નિસર્ગોપચારની નિષ્ફળતાઓ અને મેલેરિયા જેવા કેટલાક રોગોમાં એલોપથીની સફળતા નજરો નજર જોવાને લીધે એમની વૈદકીય શ્રદ્ધા ઉપર ઘણી જ વિઘાતક અસર નીપજી.

આ પરિસ્થિતિમાં જ્યારે તેઓ જેલમાં હતા ત્યારે એમને એપેન્ડિસાઈટિસ થયું, એમણે વાંચેલાં પુસ્તકોમાં એપેન્ડિઆઈડિસનું વર્ણન ક્યાંય નહોતું. તેમ જ આ રોગ શસ્ત્રસાધ્ય છે કે શસ્ત્રોપચાર સિવાય મટાડી શકાય એમ છે તેને વિષે પણ એમને કશી માહિતી નહોતી. એમણે જે પુસ્તકો વાંચ્યા હતાં તે પુસ્તકો મોટે ભાગે ૧૯ મી સદીનાં નિસર્ગોપચારને લગતાં હતાં. ૧૯મી સદીનાં એલોપથીનાં પુસ્તકોમાં પણ એપેન્ડિસાઈટિસનું ક્યાંય નામ નથી શહેનશાહ એડવર્ડના સર્જ્યન સર ફ્રેડેરીક ટ્રીવ્ઝે આ રોગને આંતરડાના સોજાથી પ્રથમ જુદો પાડયો તેમ જ તેનું ઓપરેશન પણ તેણે ખોળી કાઢ્યું. શહેનશાહ એડવર્ડ સાતમા ઉપર એપેન્ડિસાઈટિસ માટે ઑપરેશન થયું અને એમાંથી તેઓ બચ્યા એટલે આ રોગને વિશ્વખ્યાતિ મળી. કદાચ ઑપરેશન નિષ્ફળ ગયું હોત તો પણ આ રોગને એટલી જ ખ્યાતિ મળત. દવાવાદી પ્રચારકાર્યની આ એક મહાન ખુબી છે. શહેનશાહ ઉપર સફળ ઑપરેશન થયા પછી વિલાયતના અમીર ઉમરાવો ને સિનેમાનટીઓમાં આંતરડાં કપાવવાની એક મહાન ફેશન ચાલી. અને ત્યાંથી આ ગાંડપણ આખી દુનિયામાં ફેલાયું. હવે તો રસ્તે ચાલતો ભિખારી પણ એપેન્ડિસાઈટિસને ઓળખતો અને એના ઑપરેશનમાં અભિમાન લેતો થઈ ગયો છે. વીસમી સદીનાં નિસર્ગોપચારનાં પુસ્તકોની અંદર આ રોગનું વર્ણન એની નિર્દોષતા, ઑપરેશનની ભયંકરતા, અને એને મટાડવાના સાદા સાચા અને કુદરતી ઉપાયો વર્ણવવામાં આવેલા છે. ગાંધીજીના વાંચવામાં આમાંનું કોઈ પુસ્તક આવેલું નહિ. જેલમાં કોઈ નિસર્ગોપચારક જઈ શકે એમ હતો નહિ આજુબાજુના દાકતરોએ રોગની ભયંકરતા કપોળકલ્પિત વર્ણનોથી અત્યંત વધારી મૂકી, અને ગાંધીજીના મગજમાં એ ઠસાવી દીધું કે આ રોગનો એક માત્ર સફળ ઇલાજ ઑપરેશન જ છે. ગાંધીજીને એમ લાગ્યું કે મારું વિજ્ઞાન એટલું પાંગળું છે કે જે બીજા સાદા રોગો મટાડી શકે પણ એપેન્ડિસાઈટિસ જેવો ભયંકર રોગ તો ન જ મટાડી શકે. એટલે સારામાં સારો રસ્તો સર્જ્યનની ઈચ્છાને તાબે જ થવાનો છે. ગાંધીજીએ ઑપરેશન કરાવ્યું એટલું જ નહિ પણ એમણે સાથે સાથે એમ પણ જાહેર કર્યું કે હું દવાવાદનો વિરોધી હોવા છતાં આ કેસની અંદર એ પદ્ધતિએ મારી સેવા બજાવી છે. એમના આ પગલાથી અને દવાવાદની મહત્તા સ્વીકારતા એમના નિવેદનથી એમના અનેક સાથીઓ, અનુયાયીઓ અને ભકતોને આઘાત પહોંચ્યો. એમણે પ્રશ્નો પૂછ્યા ગાંધીજીએ જવાબ આપ્યો અને એ જવાબ બધે ફેલાયો. મને પોતાને તો એ જવાબ લેશમાત્ર સંતોષકારક લાગ્યો નથી. ત્યારપછી એમણે આશ્રમમાં ઉદ્યોગમંદિરમાં કાચા ખોરાકના પ્રયોગો કર્યા. એ પ્રયોગોમાંથી એમને મરડો થયો, બીજા સાથીઓ પણ નિષ્ફળ નીવડયા. ચિકિત્સા કરનાર દાકતરે મિત્રભાવે ફરીથી એવું ઊંટવૈદું ન કરવાનું વચન લીધું અને નિસર્ગોપચારના નિંદકોને એ પદ્ધતિની એક વધુ પ્રચંડ નિષ્ફળતા માલમ પડી. આ પદ્ધતિની પોતાની જાત ઉપર મળેલી નિષ્ફળતાને ક્યાંય ટપી જાય તેવી નિષ્ફળતાઓ એમને આજુબાજુના સાથીઓ ઉપર મળી. ગાંધીજી બળિયાની રસીના વિરોધી એટલે આશ્રમમાંથી ઘણાએ પોતાનાં બાળકોને રસી મુકાવી નહિ. બળિયાનો રોગચાળો ચાલ્યો અને કેટલાંક બાળકો એ રોગમાં મરી ગયાં. એમનાં માબાપોમાંથી

મોટા ભાગનાંને એમ લાગ્યું કે એ બાળકોને વેળાસર રસી મુકાવી દીધી હોત તો તેઓ અવશ્ય બચી જાત, આશ્રમવાસી એક ભાઈએ એહરેટનું પુસ્તક–કફવિહીન આહાર, ચિકિત્સા વાંચ્યું અને એના અક્ષરે અક્ષરને વેદવાક્ય માની લઈ પોતાની પ્રકૃતિનો વિચાર કર્યા વિના ફળ અને શાકભાજીઓ ઉપર રહ્યા, શરીર ધીમે ધીમે ક્ષીણ થવા માંડ્યું છતાંયે પોતાની જક છોડી નહિ, અને છેલ્લે છેલ્લે તો ખજૂર અને લીંબુ ઉપર રહેવા લાગ્યા. આખરે એમની આવી અધકચરી શ્રદ્ધા અને આંધળા અખતરાઓનું પરિણામ એ આવ્યું કે એમનું શરીર ઘસાઈ જઈને તેઓ ગુજરી ગયા. આ પ્રકારની નિસર્ગોપચારની નિષ્ફળતાઓને લઈને ગાંધીજીના વિરોધીઓ કહેવા લાગ્યા કે ગાંધીજીના વૈદક વિષયક વિચારો ઢંગધડા વગરના છે અને એના પુરાવા રૂપે તેઓ નિસર્ગોપચારને નામે થયેલું જબરદસ્ત ઊઠવેંઢું પ્રજાની આગળ રજૂ કરવા લાગ્યા એમના મિત્રો, સાથીઓ અને અનુયાયીઓને પણ એમ લાગ્યું કે બીજું બધું તો ઠીક છે પણ વૈદકની બાબતમાં ગાંધીજીને અનુસરવું એ એક ભયંકર ગાંડપણ છે. જવાહરલાલજીએ ગાંધીજીના વૈદકના વિચારોને ન અનુસરવાની પોતાની આત્મકથાના વાંચકોને ચેતવણી આપી દીધી એમને દરેકે દરેક બાબતમા અનુસરનારા એમના નિકટમાં નિકટ સાથીઓને પણ લાગ્યું કે નિસર્ગોપચારને અમલમાં મૂક્યો એટલે નિર્દોષ બાળકો અને અજ્ઞાન દરદીઓ સાથે જીવન-મરણની એક ભયંકર રમત રમવી.

ગોટાળો તો વધુ એ રીતે ગૂંચવાયો, કે જે ગાધીજી વિચાર અને આચારની એકવાક્યતાની હિમાયત કરે અને તેને પાળે તે જ ગાંધીજી વૈદકના ક્ષેત્રની અંદર અનેક પરસ્પરવિરોધી વિધાનો અને કાર્યો કરે, જેને લઈને એમને કઈ બાબતમાં અને કયાં અનુસરવું એની જ કોઈને કશી જ સમજ ન પડે. એક બાજુ તેઓ દૂધના ઉપયોગને એક પ્રકારનો પ્રાણીઓ ઉપરનો અત્યાચાર માને અને બીજી બાજુ પોતે દૂધ વાપરે અને બીજાઓને દૂધની ભલામણ કરે, એક બાજુ પોતે કાચા ખોરાકના પ્રયોગમાં નિષ્ફળ જાય છતાં ય બીજાઓને એ ચીલે ચાલવાનો આદેશ કરે, એક બાજુ એમ કહે કે 'હૉસ્પિતાલો એ પાપની જડ છે તેથી માણસો શરીરનું જતન ઓછું કરે છે અને અનીતિ વધારે છે' અને બીજી બાજુ કમલા નેહરુ હૉસ્પિટલો જેવી ઍલોપથિક હૉસ્પિટલ ખુલ્લી મૂકે, એક બાજુ એલોપથીના ઊધડા લે અને બીજી બાજુ પોતાના એપેન્ડિસાઈટિસના ઑપરેશનને વાજબી ઠરાવે. એક બાજુ પોતાના "આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન" માં દવાઓનો અને દવાવાદનો ઉગ્ર વિરોધ કરે, અને બીજી બાજુ ઝેરી દવાઓ અને ઇન્જેક્શનોની હિમાયત કરતી સતીશબાબુની ચોપડીની દરેક ગ્રામસેવકને ભલામણ કરે, બળિયાની રસી વિષેનો એમનો વિરોધ જાણીતો છે છતા યે મોટે ભાગે એમની જ નીતિને અનુસરતાં કૉંગ્રેસ પ્રધાનમંડળોમાં મદ્રાસ અને મુંબઈની અંદર આજ બાબતમાં વધારે કડક પગલાં લેવાય અને એ બાબત ઉપર તેઓ મૌન સેવે મુંબઈ ઈલાકામાં જે પદ્ધતિમાં ગાંધીજીને વધુ વધુ શ્રદ્ધા છે એવા નિસર્ગોપચારને મેડિકલ પ્રૅક્ટિશનર્સ ઍક્ટમાંથી ફાંસીને માંચડે ચડાવ્યા છતાં એ બાબત વિષે પણ જાહેર રીતે કંઈ લખવું ગાંધીજીની દૃષ્ટિને વાજબી દેખાયું નથી. હું જાણું છુ ત્યાં સુધી તો અત્યારે ગાંધીજી સર્વાંશે નિસર્ગોપચારમાં માનતા નથી પણ અમુક અંશે એલોપથી અને આયુર્વેદમાં માને છે

આ રીતે વૈદકને વિષેની બાબતમાં ગાંધીજીનું માનસ ભ્રમિત ન થયું હોય તો પણ એ અતિશય અસ્પષ્ટ, ઘેરાયલું અને મૂંઝાયેલું છે. આ બાબતની અંદર અત્યારે એમની પાસે કોઈ ચોક્કસ દૃષ્ટિ કે દૃઢ શ્રદ્ધા ન હોવાને લઈને સામાન્ય લોકસમૂહને એમનામાં અનેક પરસ્પરવિરોધી બાબતો જોવા મળે છે અને એને લઈને એમને કશી સમજ પડતી નથી.

એ હકીકત અર્થસૂચક છે કે ગાંધીજીના વિરોધીઓ અને અનુયાયીઓ એ બંને એકમત છે કે ગાંધીજીના વૈદક સંબંધી વિચારો અમલમાં મૂકવાનું સલાહભર્યું નથી. અમારો પોતાનો પણ મત એ છે કે લોકો

ભલે બીજી બધી બાબતોમાં ગાંધીજીને અનુસરે પણ વૈદકની બાબતમાં એમનાં વિચારોને અનુસરવાનો પ્રયત્ન અનેક મુશ્કેલીઓ ને ગૂંચવણો ઊભી કરશે. એનો અર્થ એવો નથી કે નિસર્ગોપચાર ઉપરથી અમારી શ્રદ્ધા ઘટી છે, ઊલટ પક્ષે દિન પ્રતિદિન એ વધુ દૃઢ થતી જાય છે. પણ ગાંધીજી જે ઢબે નિસર્ગોપચારને સમજે છે અને બીજી પદ્ધતિઓ સાથે તેનો નિરર્થક ગોટાળો કરી મૂકે છે એને અનુસરવું કોઈ પણ રીતે ડહાપણભર્યું નથી.

હવે આપણે એમની નિષ્ફળતાનું જરા પૃથક્કરણ કરીએ.

પત્રલેખક ભાઈ પૂછે કે, એલોપથીની અંદર સારું તત્ત્વ કાંઈ જ નથી ? એનો જવાબ એ છે કે એમ તે શી રીતે બની શકે ? જગતની અંદર દરેક વસ્તુને પોતપોતાના ગુણદોષ હોય છે. એલોપથીને એટલા માટે વખોડવામાં આવે છે કે એનામાં ગુણ કરતાં દોષોનું પ્રમાણ અતિશય વધારે છે. એલોપથીનાં સારાં તત્ત્વો નીચે મુજબ છે.

૧. એનું શરીરશાસ્ત્ર વૈજ્ઞાનિક છે.

૨. આ દેશની અંદર એલોપથીના પ્રવેશ પહેલાં વૈદકના ક્ષેત્રની અંદર જે અંધાધૂંધી હતી તેમાં વ્યવસ્થા લાવવાનો એલોપથીએ ઓછેવત્તે અંશે સફળ પ્રયત્ન કર્યો છે, દાખલા તરીકે પહેલાં ગમે તે માણસ ઝાડનાં મૂળિયાં લઈને વૈદ બની શકતો અને લોકોની ચિકિત્સા કરી શકતો, જ્યારે એલોપથીએ ભણતરનાં અમુક ધોરણો નક્કી કરી દીધાં અને એ ધોરણોમાંથી પસાર થઈને જે કોઈ અમુક ડીગ્રી મેળવે તેને જ માણસ જિવાડવાનો કે મારવાનો હક્ક આપ્યો. પરિણામે ગમે તે લેભાગુ માણસ દાક્તર બની શકતો નથી. આ વ્યવસ્થાની એક કાળી બાજુ પણ છે. પણ એનો અહીં વિચાર નહિ કરીએ.

૩. જૂના વૈદકની અંદર અનુભવે સિદ્ધ ઉપાયો સાથે સાથે અનેક કપોળકલ્પિત ઉપાયો પણ હતા. કોઈ પણ નવી વસ્તુને અવલોકન અનુભવ અને પ્રયોગાત્મક જ્ઞાન પછી જ સ્વીકારવાની પદ્ધતિ એલોપથીએ દાખલ કરી.

૪. એલોપથીએ આ દેશનું સેનિટેશન સુધારવામાં અને ચેપી રોગોનો ફેલાવો અટકાવવામાં આડકતરી સહાય કરી છે.

૫. એલોપથી આ દેશમાં આવ્યા પહેલાં સુવાવડી સ્ત્રીઓની સ્થિતિ અત્યંત દયાજનક હતી. એમને એક અંધારા ઓરડામાં ગોંધી રાખવામાં આવતી, ગંધાતાં ગાદલાં આપવામાં આવતાં અને એમની પ્રત્યે અસ્પૃશ્ય જેવું વર્તન ચલાવવામાં આવતું. આ બાબતમાં એલોપથીએ એક મહાન સુધારો દાખલ કર્યો છે.

૬. દુઃખી દર્દીઓને એલોપથી પોતાની ઝેરી દવાઓથી તાત્કાલિક રાહત આપી શકે છે.

૭. એલોપથીની સર્જરી અકસ્માતોમાં અને કેટલાક અપવાદજનક કેસોમાં દર્દીની જિંદગી બચાવી શકે છે.

એલોપથીની તરફેણના આ સાત મુદ્દાઓની સામે એના સાતસો દોષોની યાદી કરી શકાય તેમ છે. બીજી હકીકત તો એ છે કે નિસર્ગોપચારની રચનાની અંદર એના અગ્રેસરોએ કેવળ એલોપથીના જ નહિ પણ હોમિયોપથી અને આયુર્વેદનાં બધાં શુભ તત્ત્વોનો સમાવેશ કરી લીધો છે. એટલે એલોપથીનાં સારાં તત્ત્વો નિસર્ગોપચારે સ્વીકારી લીધાં હોવાથી એનાં ભૂંડાં તત્ત્વો ઉઘાડાં પાડવાનો અને એનાથી પ્રજાને ચેતવવાનો એને સંપૂર્ણ હક્ક છે. ઘણા લોકોની એવી માન્યતા હોય છે કે નિસર્ગોપચારકો માત્ર એલોપથીનો ગમે તે રસ્તે વિરોધ કરવાનું જ સમજ્યા છે. આ માન્યતા એક નિર્મૂળ માન્યતા છે. એલોપથીના દાક્તરો જો એમ કહેતા હોય કે માણસના શરીરમાં બસો હાડકાં છે તો નિસર્ગોપચારકો એમ નથી કહેતા કે માણસના શરીરમાં બારસો હાડકાં છે, એલોપથીના દાક્તરો આંતરડાના સોજાના તાવને ટાઈફોઈડને નામે ઓળખતા હોય તો નિસર્ગોપચારકો એને મેનેન્જાઈટિસ કહેતા

નથી. એલોપથીના દાકતરો દર્દીનો તાવ માપવા માટે દર્દીના મોંમાં થર્મોમિટર મૂકતા હોય છે તો નિસર્ગોપચારકો પોતાના દર્દીના મોંમાં દાતણ દાખલ કરતા નથી આ રીતે જોતાં તો એ સ્પષ્ટ સમજાશે કે એલોપથીની સઘળી સત્ય બાબતો નિસર્ગોપચારે વિના આનાકાનીએ સ્વીકારી લીધી છે. એનો જે વિરોધ છે તે એની રોગનિદાન, રોગચિકિત્સા અને રોગનિવારણની પદ્ધતિ સામે. અને આ વિરોધ પોકળ છે એમ કોઈ સિદ્ધ કરી શક્યુ નથી ને સિદ્ધ કરી શકશે નહિ.

હવે આપણે એપેન્ડિસાઈટિસનો પ્રશ્ન લઈએ.

[ ચાલુ ]

# કલા અને નીતિ

પીતાંબરભાઈ ન. પટેલ

ભાવનાને, ચિત્તક્ષોભને અને તુમુલ મંથનોને સામાજિકના હૃદયમાં અશેષ સંક્રાન્ત કરવાની પ્રવૃત્તિ તે કલા. જગતનાં અપૂર્વ સૌન્દર્યોનું, અનુપમ જીવન-રહસ્યોનું પ્રતિબિંબ તે કલા. એટલે કલાનો વ્યાપાર સૌન્દર્યનાં દર્શન કરાવવાનો છે, જીવનના સનાતન સત્યનું દર્શન કરાવવાનો છે એમ કહી શકાય. જીવનમાં રહેલી-સુષુપ્તાવસ્થામાં-શુભ વૃત્તિઓને જગાડી કલા ખસી જાય છે. તે ઉત્કર્ષનો રાહ ચીંધી ચાલી જાય છે. આ રીતે કલાનો મહિમા અપૂર્વ છે.

જગતમા જ્યાં જ્યાં સૌન્દર્ય છે ત્યાં ત્યાં કલાના ઓઘ વહી રહ્યા છે. કલા તો જીવન સાથે વણાએલી છે. કલાના મુખ્ય બે પ્રકાર પાડી શકાય. શુદ્ધ કલા અને ઉપર્યુક્ત કલા. પહેલા પ્રકારના પેટા વિભાગ પાડી શકાય. કાવ્ય, સગીત, સ્થાપત્ય, ચિત્ર વગેરે જેમ જેમ ઉપાદાન ઘટતુ જાય તેમ તેમ કલાનું સ્વરૂપ સૂક્ષ્મતર બનતું જાય અને છેવટે શરદ્ પૂર્ણિમાના ચંદ્રની માફક સોળે કલાએ શોભી રહે છે. આ દૃષ્ટિએ કાવ્યમાં ઓછામા ઓછા ઉપાદાનની અપેક્ષા રહે છે. તે તો વાણી અને વિચારનો વ્યાપાર છે. એથી તે સર્વ લલિત કલાઓમાં કાવ્યનું સ્થાન પ્રથમ અને અનુપમ છે.

સાહિત્ય એ જીવનનુ પ્રતિબિંબ છે. એ પ્રતિબિંબ જ માત્ર નથી, તે જીવનની સમીક્ષા પણ છે. જીવનમા અમુક રહસ્યોનું, અમુક સત્ત્વોનું શું સ્થાન છે તે રસાનંદ આપતાં આપતાં સાહિત્ય પરોક્ષ રીતે દર્શાવે છે તે જીવનને વિકસાવે છે. એટલે સાહિત્ય એ મનુષ્યજીવનને પ્રેરણા આપનાર એક જબરદસ્ત શક્તિ છે. આ વસ્તુનો નિર્દેષ વર્ષો પહેલાં કાવ્યપ્રકાશમાં મમ્મટે કર્યો છે. તે કાવ્યની વ્યાખ્યામાં કહે છે:

'......कान्तासम्मिततयोपदेशयुजे।' એટલે કાવ્ય કાન્તાની માફક આનંદમાં તરબોળ કરી સામાજિકને ઉપદેશ આપે છે.

કલા જીવનમાંથી ઘડાય છે અને જીવન કલાથી ઘડાય છે. એમ કહી શકાય કે જીવન અને કલાનો સંબંધ બિંબપ્રતિબિંબ સરખો છે. આથી જોઈ

શકાય છે કે કલા જીવન ઘડનારી અપૂર્વ શક્તિ છે. એથી કલામાં જીવનને ગૂંગળાવનાર અનીતિનું સ્થાન ન સંભવે. કલામાં જીવનની પ્રગતિને રૂંધનાર ગંદવાડનું સ્થાન નથી. શુદ્ધ કલા તો હંમેશાં નીતિવાળી જ હોય. નીતિરહિત કલા કેફી પીણાની પેઠે માદક છે. તે વાચકના સમસ્ત ચિત્તતંત્રને આનંદ ન આપી શકે. વધુ વધુ તો માણસમાં રહેલી હલકી વૃત્તિઓને ગલીપચી કરાવી જાય. કારણ કે કલા એ તો સમસ્ત આત્માનો આવિર્ભાવ છે. તે ચૈતન્યનો વિલાસ છે અને એ વિલાસમાં નીતિ જેવી કોઈ પણ એક જીવનની મહત્ત્વની શક્તિ દુભાય એ રીતે તે વિલાસ ન સંભવે. શુદ્ધ કલામાં તો સર્જકનું સમસ્ત ચિત્તતંત્ર સ્વૈર વ્યાપારમય થાય છે, અને એ રીતે તે જીવનનાં સત્યોને કલાની વાણીમાં પ્રકટ કરે છે. સર્જક જ્યારે અમુક ઉચ્ચ ભૂમિકાએ પહોંચે ત્યારે જ એનું ચિત્તતંત્ર સ્વૈર વિહાર કરે છે. એ ભૂમિકાએ પહોંચ્યા પછી તેને કોઈ વાદ નડતો નથી, તેને કોઈ આકર્ષણ મોહ પમાડતું નથી અને કોઈ વસ્તુ તેને આંજી શકતી નથી. ત્યાં તો તેને જીવનનાં પરમ સત્યો તેમના સાચા સ્વરૂપમાં પ્રગટ થયેલાં દેખાય છે. અપૂર્વ સૌન્દર્યરાશિ તેની આગળ તરી રહે છે. તે પોતે રસાનંદ માણતાં માણતાં સર્જન કરે છે અને એવો જ રસાનંદ ચખાડવા માટે તે પેલાં સત્યોને અને સૌન્દર્યને કલાકૃતિઓમાં નિરૂપે છે. સહૃદયો પણ એની કૃતિઓમાંથી સર્જક જેટલો જ અને સર્જક જેવો જ અનુપમ રસાનંદ માણી શકે છે. એટલા માટે શુદ્ધ કલાનો આદર્શ કેવલ શુદ્ધ ચૈતન્યવિલાસ છે.

કલાનું પ્રયોજન રસાનંદ ચખાડવાનું છે. કલા બીજા કોઈ માટે ન હોઈ શકે. કલા કલાની ખાતર જ છે. કલાનો ઉપાસક બીજી કોઈ વસ્તુનો વિચાર ન કરે. તે તો માત્ર કલાના મહિમામાં રાચે અને તે જે જે સૌન્દર્ય જુએ તેને કલાત્મક વાણીમાં આલેખે. એટલે કેટલાક લેખકો કહે છે; 'અમે તો કલાની ખાતર કલામાં માનનારા છીએ. અમે નીતિ કે પ્રચારને સ્વીકારતા નથી. અમે કલા સિવાય બીજી કોઈ વસ્તુનો વિચાર ન કરી શકીએ. અમે કશાં બંધનો સ્વીકારવા તૈયાર નથી. અમે તો માત્ર કલાના સાથિયા પૂરીએ!'

પરંતુ આ સંક્રાન્તિ કાળમાં હવે કલા કે સાહિત્ય માત્ર રસાનંદનો વિષય રહ્યો નથી. અલબત, રસાનંદ એ પ્રધાન વસ્તુ છે છતાં કલા જીવનને ઘડનાર અપૂર્વ શક્તિ છે તે ભૂલી શકાય તેમ નથી. જે કલા પ્રજાજીવનનું ઘડતર ન કરે, જે કલા માનવજીવનનો ઉત્કર્ષ ન કરે તે કલા વાંઝણી છે. આજનો વાચક માત્ર પદલાલિત્ય માગતો નથી, આજનો વાચક માત્ર સુંદર શૈલી માગતો નથી. તે તો માગે છે જીવનને બહેલાવે તેવાં જીવનરહસ્યોને. કવિવર ટાગોર કહે છે તે દરેક કવિએ સ્વીકારવું જોઈએ કે 'અમે કવિઓ મનુષ્યોને વાસનાથી મુક્ત કરીએ છીએ.'

આથી સ્પષ્ટ થશે કે કલામાં નીતિનું સ્થાન ચોક્કસ અને નિયત છે. આગળ વધી એમ પણ કહી શકાય કે નીતિ અને કલા ઓતપ્રોત થઈ ગયેલાં છે. નીતિ વિહોણી કલા ન સંભવે. નીતિનો ધ્વંસ કરનાર કલાત્મક વાણી હોય તો પણ તે કલાસર્જન નથી. કલા અનીતિ અને પાપને પોતાનું ઉપાદાન ન બનાવી શકે. જે વસ્તુ જીવનમાં વર્જ્ય છે તે કલામાં પણ વર્જ્ય છે. કારણ કે જે આત્મા વ્યવહારમાં વ્યાપારમય થાય છે તે જ આત્મા કાવ્યમાં પણ વ્યાપારમય બને છે. એટલે વ્યવહારમાં નીતિ સ્વીકારનાર આત્મા કલામાં અનીતિ સ્વીકારે તે સંભવિત નથી. કવિ નાનાલાલ પણ ટાપશી પૂરે છે કે 'પાપ તે કૃતિ નથી, પાપ તે સૌન્દર્ય નથી, પાપ તે કલા નથી. પાપ તે પાપ જ છે.' એટલે નીતિ વિનાની કલા એ કલાની અધમ દશા છે. નીતિ વિહોણી કલા તે કલાનો વ્યભિચાર છે.

સાહિત્ય એ જીવનનું પ્રતિબિંબ છે, એટલે જીવનમાં રહેલી અનીતિ પણ સાહિત્યમાં દેખાય તે સ્વાભાવિક છે. સાથે સાથે એ સત્ય પણ સ્વીકારવું જોઈએ કે જીવનમાં અનીતિને વર્જ્ય ગણી છે, અનીતિ આવકારાતી નથી. તે હાસ્યપાત્ર કે તિરસ્કારને પાત્ર જ હોય છે. વ્યવહારમાં આપણે અનીતિને

વખાણતા નથી કિન્તુ તેનાથી ત્રાસી દૂર દૂર ભાગીએ છીએ અને ભાગવા સતત પ્રયત્નશીલ રહીએ છીએ આ રીતે જ સાહિત્યમા પણ અનીતિ આવી શકે ત્યાં પણ તે તિરસ્કારપાત્ર ગણાવી જોઈએ તેને જીવનના આવશ્યક અગ તરીકે ન સ્વીકારી શકાય અનીતિને નીતિની સાથે પણ ન સરખાવી શકાય એટલે કલામા અનીતિ આવી શકે પણ અને તો તેનો ઉપહાસ જ થાય

આમા એક વસ્તુ તરફ ધ્યાન ખેચવાની જરૂર છે બધા જ કવિઓ નીતિની જ ગાથા ગાતા આવ્યા છે આપણુ ભક્તિ સાહિત્ય તો ખુલ્લી રીતે રસાનન્દને ગૌણ બનાવીને પણ નીતિના ગુણદર્શન કરાવે છે છતા એના નિરૂપણમા અશ્લીલતા આવી ગઈ છે અનીતિનો ઉપહાસ કરતા કેટલાક અધકચરા કલાકારો અનીતિમા જ રાચવા માડ્યા છે કેટલીક વાર તો એવી અધમ કોટિએ પહોચી ગયા છે કે સહૃદયીને તો તે તરફ નજર સુદ્ધાં કરવાનુ મન પણ ન થાય દયારામની ગરબીઓમાં આવતો શૃગાર આવા પ્રકારનો અધમ છે નર્મદના કેટલાક ઋતુગીતો પણ અશ્લીલતાની ટોચે પહોચી ગયા છે બીજેથી પણ આવા દાખલા શોધવા મુશ્કેલ નહિ પડે આજે પણ વાસ્તવવાદના ઓઠા નીચે લેખકો કેટલીક ગલીચ વસ્તુઓનો ગદકાડનો નિર્દેશ કરવા લાગ્યા છે તે તરફ કોઈનો વાધો ન હોઈ શકે જગતમાની હરકોઈ વસ્તુ કલાનો વિષય બની શકે છે પણ એ સર્વ વસ્તુઓનુ જીવનમા શુ સ્થાન છે તે સર્જકે પહેલા જાણવુ જોઈએ અને તે પછી સર્વને કલાત્મક વાણીમા વણી દેવા જોઈએ તેમ કરતા અશ્લીલતા ન આવી જાય તે સર્જકે જોવાનુ છે પોતે જ અનીતિમા લપસી ન પડે તે પણ ધ્યાનમા રાખવા જેવુ છે કલામા વસ્તુનું નિરૂપણ સચોટ અને શુદ્ધ હોવુ જોઈએ આવી શુદ્ધિની અપેક્ષા કલાના સર્વ અગો માટે આવશ્યક છે

આગળ જોઈ ગયા તેમ જે સૌન્દર્યનુ પ્રતિબિબ પાડે તે પ્રવૃત્તિનુ નામ કલા એટલે કલાનુ મુખ્ય પ્રયોજન રસનો આસ્વાદ કરાવવાનુ છે કાવ્યની વ્યાખ્યા આપતા શ્રી વિશ્વનાથ કહે છે रसात्मक वाक्य काव्य। આ બધાનો ધ્વનિ એક જ છે કે સામાજિકના હૃદયમાં રહેલા સ્થાયિભાવને સજાગવાવી તેને અપૂર્વ સૌન્દર્યરાશિના દર્શન કરાવવા અને એ રીતે પરમ, અલૌકિક અને અનુપમ રસ ચખાડવો આથી કેટલાક લેખકો અને વાચકો તેનુ સાચુ રહસ્ય સમજ્યા વગર ગલીચ વસ્તુઓમાં રાચવા લાગ્યા અને તેને કલા અને કાવ્યને નામે ઓળખાવવા લાગ્યા બિનકેળવાયેલો અને બિનઅધિકારી વાચક વર્ગ એવી હલકી અને ગલીચ વસ્તુમા રસ માણે છે તેમાં સહૃદયીને તો કટાળો જ આવે કેટલીકવાર તો જુગુપ્સા પણ ઊપજે આવી અરાજકતાને દૂર કરવા માટે કાવ્યમીમાસકોએ આદર્શ સામાજિક–સહૃદયીને–કલ્પ્યો છે એવા સહૃદયીને તો ચૈતન્યસ્વરૂપ વિશુદ્ધ કલામા જ રસ પડે અને ગલીચ કે અનીતિમા રસ ન પડે આવી રસવૃત્તિ કેળવવા માટે મહાકાવ્યોનુ વારવાર પરિશીલન કરવુ આવશ્યક છે

આપણે આગળ વધી એમ પણ કહી શકીએ કે જેને જેટલુ જીવનરહસ્ય સાપડ્યુ હોય તેટલામાં જ તે રસ લઈ શકે કોળી, ભીલ કે વાઘરીને જે વાતમા રસ પડશે તે વાતમા શિક્ષિત વર્ગને રસ નહિ પડે અને સહૃદયીને તો આપણી વાતોમા પણ રસ ન પડે તે સભવિત છે એવી જ રીતે સર્જક પણ જેવુ સવેદન અનુભવે જેવો અનુભવ પ્રાપ્ત કરે, જે રહસ્યમા તેના સમસ્ત ચિત્તતત્રને વ્યાપારમય કરે એને કલાકૃતિમા સર્જે તે પરથી તેની રસવૃત્તિનો અને આદર્શની ઉચ્ચાવચ્ચતાનો આક કાઢી શકાય જેના જીવનમા ભવ્યતા છે, જેનું શીલ સલિલ જેવુ નિર્મળ અને મધુર છે એનુ સાહિત્ય પણ એવુ જ શુદ્ધ અને પ્રાણવાન થવાનું અંગ્રેજીમા પણ કહેવત છે કે style is the man શીલ તેવી શૈલી જેવુ શીલ તેવુ સાહિત્ય એટલે કવિએ જીવનને ઉદાત્ત, આદર્શ અને વિશુદ્ધ બનાવવુ જોઈએ આ કલાકારના હાથે નીતિ કે અનીતિનો પ્રશ્ન ઊઠતો જ નથી તેની વાણીમાં તેની પીંછીમા, તેના ટાકણામા નીતિ અકાયેલી જ હોય છે એની કલા નીતિવિરોધી તો શુ પણ નીતિવિહોણી પણ ન હોઈ શકે એવુ

જ સાહિત્ય પ્રાણવાન બને છે. પ્રજાજીવનનો ઉત્કર્ષ કરે અને સાથે સાથે માનવઆત્મને વિશુદ્ધ કરે તે જ શુદ્ધ કલા. આવી કલાનું નિર્માણ આદર્શ કલા-સ્વામીઓના હાથે જ થઈ શકે. હલકી વૃત્તિઓમાં રાચનાર આવું પ્રાણવાન કે કલાપૂર્ણ સાહિત્ય ન સર્જી શકે. એવું સાહિત્ય ક્ષણજીવી હોય છે ને વાચકને ગલીપચી કરાવી પુષ્પની માફક કરમાઈ જાય છે. પ્રાધ્યાપક શ્રી રામનારાયણ પાઠક કહે છે તે સાચું જ છે કે; 'કવિ હલકી નિકૃષ્ટ વસ્તુમાં રસ લેતો હોય તો તેની કલ્પના નિકૃષ્ટ વિષયમાં રાચે અને તેનું ફળ કાવ્ય, એવું નિકૃષ્ટ વસ્તુ વ્યક્ત કરે. ત્યાં કલાની કૃતિ નિકૃષ્ટ જ ગણાય. ઉત્કૃષ્ટ ભૂમિકાએ વસતા ભાવકને તેમાં રસ ન આવે. કલાની ખાતર કલા હોવા છતાં આવી કૃતિનો બચાવ ન હોઈ શકે!

એ પણ સાચું જ છે કે ઊર્મિનો સ્વૈરવિહાર થાય ત્યારે જ કલા સર્જાય અને જ્યાં સુધી સર્જકનું ચિત્ત કોઈ પણ વાદથી, કોઈ પણ વૃત્તિથી પર ન હોય ત્યાં સુધી તેની ઊર્મિઓ સ્વૈરવિહાર ન કરી શકે. રસનો આસ્વાદ કરતી વખતે સામાજિકના ચિત્તમાંથી સર્વ જ્ઞાન વિગલિત થવું જોઇએ તેમ કલાનું સર્જન કરતાં સર્જકના ચિત્તમાં માત્ર કલાનો જ મહિમા હોવો જોઈએ. આવું વિગલિત-વેદ્યાંતર થયેલું ચિત્ત ઉચ્ચ ભૂમિકાએ બેઠાં બેઠાં જે જીવનરહસ્યોને પકડે છે ને તેમનું કલામાં નિર્માણ કરે છે. આથી કલા-કારને જીવન ઉચ્ચ રાખવું આવશ્યક છે.

આથી ઊલટું છીછરા લેખકો રોગિષ્ટ સાહિત્ય સર્જે છે જેથી પ્રજાજીવન ગૂંગળાય છે અને સમાજ-માં રોગ પ્રસરે છે. આથી સુરુચિભંગ થાય છે ને સહૃદયીના ચિત્તમાં ક્લેશ થાય છે. કેટલાક મોટા મોટા લેખકો પણ કેટલીક વાર ગફલતમાં પડી જાય છે અને રુચિભંગ થાય તેવું આલેખન કરે છે. અનીતિ કે ગલીચ વસ્તુ કોઈક વાર કલાનો સ્વાંગ ધારણ કરી આવે છે. આથી તે તરફ લાલ બત્તી ધરવાની આવશ્યકતા છે. સોનાની થાળીમાં લોઢાની મેખ જેમ બેડોળ દેખાય છે તેમ કલામાં આવેલી અશ્લીલતા પણ બેડોળ લાગે છે, અને સહૃદયીના ચિત્તમાં તો આંખની અંદર કાંકરી ખૂંચે તેમ ખૂચ્યા કરે છે. સર્જકે ન ભૂલવું જોઈએ કે 'સાહિત્ય તેના સર્જક કરતાં પણ વધારે સાચાબોલું હોય છે.'

કલાની ખાતર કલા સ્વીકારનારે ન ભૂલવું જોઇએ કે તે જે કંઈ સર્જન કરે છે તેનો ઉપભોગ તો ભાવક કરવાનો જ. અને તેનો સંદેશો પરોક્ષ રીતે પણ સામાજિક ચાલવાનો. સામાજિકના હૃદયમાં સર્જનનો મહિમા ને કલાની સુવાસ મહેક્યા કરવાની. તેના ચિત્તતંત્ર પર સર્જનનું પ્રતિબિંબ પડવાનું. આ રીતે સાહિત્યમાં જે વસ્તુનું નિરૂપણ થાય તે રોગિષ્ટ તો હરગીઝ ન હોવું જોઇએ. કલાકારે ધ્યાનમાં રાખવું જોઈએ કે તેની કલાનો આસ્વાદ કરનાર એક મોટો વર્ગ છે અને એ કલા દ્વારા તેનો સંદેશો, તેનું દર્શન અને તેનું અપૂર્વ રહસ્ય ઝીલવા પ્રજા ઊભી છે. આથી તે ભાવકવર્ગની ઉપેક્ષા ન કરી શકે.

આપણે અંતે કલાકારોને કહીએ કે; 'તમે ભૂલશો નહિ કલા નીતિવિહોણી ન હોઈ શકે. નીતિ વિનાની કલા તે કલા નથી પણ શબ્દનો વિલાસ છે. નીતિ વિનાની કલા તે કલા નથી પણ ઝેરી પીણું છે. માટે જે કંઈ સર્જો તે કલાની વાણીમાં ગૂંથજો, પણ જોજો કે અનીતિ તેમાં અભાન રીતે પણ ન ઘુસી જાય!

ॐ तत्सत्

# श्रीमद्भगवद्गीता

श्री. काकासाहेब कालेलकर

## अध्याय १७

## निष्ठाद्वययोगः

### अर्जुन उवाच

१. सन्यास कर्मणा कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥

### श्रीभगवान् उवाच

२. लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।
ज्ञानयोगेन साङ्ख्यानां कर्मयोगेन योगिनाम् ॥

३. संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥

४. ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न काङ्क्षति ।
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बन्धात्प्रमुच्यते ॥

५. सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पण्डिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥

६. यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥

७. संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म नचिरेणाधिगच्छति ॥

८. योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥

અહીં અર્જુન પૂછે છે : હે કૃષ્ણ, બધા કર્મોનો સંન્યાસ કરવાનું તમે કહો છો, અને કર્મયોગ સારો છે, એમ પણ તમે કહો છો. આ બંનેમાં જે શ્રેયસ્કર હોય તે મને નિશ્ચયપૂર્વક કહો.

શ્રી ભગવાન બોલ્યા: હું પહેલેથી કહેતો આવ્યો છું કે આ માનવસમાજમાં આ બે ભિન્ન માર્ગ છે જ. સાંખ્યમાર્ગી જ્ઞાનયોગ વડે ચાલે છે, જ્યારે યોગીઓ કર્મયોગ પસંદ કરે છે. ખરું જોતાં સંન્યાસ અને કર્મયોગ બંને મોક્ષપ્રદ છે પણ તેમાંય સંન્યાસ કરતાં કર્મયોગ જ શ્રેષ્ઠ છે તેમ, જોવા જઈએ તો જે કર્મફળની પણ આકાંક્ષા રાખતો નથી, અને તેનો દ્વેષ પણ કરતો નથી, તેને નિત્યસંન્યાસી જ ગણવો જોઈએ તે નિર્દ્વંદ્વ હોવાથી તેનો કર્મબંધ સહેજે છૂટી જાય છે.

સાંખ્ય અને યોગ બે ભિન્ન માર્ગ છે, એમ અજ્ઞાન લોક જ કહે છે. પંડિતોને તેમ લાગતું નથી. આમાથી કોઈ પણ માર્ગે માણસ દૃઢતાથી ચાલે, તો પણ એ બંને માર્ગના અંતિમ ધ્યેયને પહોંચે છે. કારણ કે સાંખ્ય માર્ગથી આપણે જ્યાં પહોંચીએ છીએ, ત્યાં જ યોગ વડે પણ જવાનું હોય છે. સાંખ્ય અને યોગ બંને એક જ છે એમ જેને સમજાયું તે જ સાચું તત્ત્વ સમજ્યો ગણાય. બુદ્ધિ યોગયુક્ત નહીં હોય, તો માણસને સંન્યાસ સાધવો મુશ્કેલ છે. વિચારવાન માણસ યોગયુક્ત થાય એટલે તેને બ્રહ્મપ્રાપ્તિ થતાં બહુ વાર લાગતી નથી.

આવો આ યોગયુક્ત માણસ હૃદયશુદ્ધ થવાથી, મન અને ઇંદ્રિયો કાબૂમાં આવવાથી અને સર્વ ભૂતોમાં પોતાને જ જોતો હોવાથી તે ગમે તેટલાં કર્મો કરે તોપણ તે અલિપ્તનો અલિપ્ત જ રહે છે.

## अध्याय १८

## योगधारणायोगः

### श्रीभगवान् उवाच

१. नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपञ्श्वसन् ॥

२. प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन् ॥

३. ब्रह्मण्याधाय कर्माणि सङ्गंत्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा ॥

४. कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति सङ्गंत्यक्त्वात्मशुद्धये ॥

५. युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥

६. सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥

७. न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥

८. नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥

९. ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥

१०. तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥

યોગી જુએ, સાંભળે, સ્પર્શ કરે, સૂંઘે, ખાય, જાય, ઊંઘે, શ્વાસ લે, બોલે, છોડે કે ઝાલે, કે પાંપણ હલાવે એ બધી ક્રિયા વખતે ઇંદ્રિયો જ પોતાના સ્વભાવ મુજબ પોતપોતાના વિષયોમાં વર્તે છે. હું કશું જ કરતો નથી, એમ તેણે સમજવું. આસક્તિ છોડી દઈ, જે બધાં કર્મો બ્રહ્મની અંદર અર્પણ કરે છે, તેને કમળનાં પાંદડાંને જેમ પાણી સ્પર્શ કરતું નથી, તેમ પાપનો લેપ થતો નથી. યોગીઓ આસક્તિ મૂકીને આત્મશુદ્ધિની ખાતર—આત્માને અલિપ્ત રાખવા ખાતર કેવળ શરીર વડે, મન વડે, બુદ્ધિ વડે, અથવા ઇંદ્રિયોની ટેવને લીધે કર્મ કરે છે ( આત્માને તેમાં ગૂંચવતા નથી. ). જે યોગી છે તેણે કર્મફળનો ત્યાગ કર્યો હોવાથી તે શાશ્વત શાંતિ મેળવે છે. અને જે આવો યોગી નથી તે વાસનાને વશ રહેવાથી ફળમાં આસક્ત રહી, બંધનમાં સપડાય છે. લોકસ્વામી પ્રભુ કોઈનું પણ કર્તૃત્વ કે કર્મો તેમજ કર્મ અને ફળનો સંયોગ પોતે કરવા બેસતો નથી. સ્વભાવની જ તે પ્રવૃત્તિ છે. અને તેથી જ એ સર્વવ્યાપી વિભુ કોઈના પણ પાપપુણ્યનો ધણી થતો નથી. અજ્ઞાન વડે લોકોનું જ્ઞાન ઢંકાઈ જાય છે તેથી તેઓ મોહ પામે છે.

## अध्याय १९

# ब्रह्मनिर्वाणयोगः

### श्रीभगवान् उवाच

१. बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥

२. ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥

३. शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥

४. योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥

५. लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥

६. कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥

७. स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ ॥

८. यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥

९. भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति ॥

ઇંદ્રિયોનો વિષયો સાથે સંયોગ થઈ જે સુખોપભોગ ઉત્પન્ન થાય છે, તે દુઃખનું જ કારણ હોય છે. તે આદ્યન્તવન્ત એટલે મર્યાદિત અને ક્ષણિક હોવાથી ડાહ્યા માણસોએ તેમાં કદી ગૂંચવાઈ જવું નહિ. આ શરીર પડતાં પહેલાં જ જે કામક્રોધમાંથી ઉત્પન્ન થતો વેગ સહન કરવાની શકિત કેળવે છે અને એમને સંકેલી શકે છે, તે જ યોગી, તે જ સુખી છે. જે સાધકને અંદરથી સુખ મળે છે, અંદરથી જ સંતોષ હોય છે, અને જેને પ્રકાશ પણ અંદરથી જ પ્રાપ્ત થાય છે, એવો યોગી બ્રહ્મ સાથે એ

થવાથી બ્રહ્મનિર્વાણ પ્રાપ્ત કરે છે, એટલે કે તેનો મોક્ષ થાય છે. ઋષિઓએ બધા સંશય દૂર કર્યા હોવાથી અને પોતાનું મન કાબૂમાં રાખવાથી, તેઓ પાપમાંથી મુક્ત થાય છે. અને તેમને બ્રહ્મનિર્વાણ પ્રાપ્ત થાય છે. આ ઋષિઓ હંમેશાં સર્વભૂતમાત્રના હિત માટે પ્રયત્નશીલ હોય છે. જે યોગીઓએ કામ ક્રોધ દૂર કર્યા છે, મન કાબૂમાં આણ્યું છે. અને આત્મ-સ્વરૂપ ઓળખી લીધું છે, તેમને બધી બાજુથી બ્રહ્મ-નિર્વાણ ઘેરી લે છે. ઇંદ્રિયો, મન અને બુદ્ધિ કાબૂમાં આણી, જેણે વિચારપૂર્વક કેવળ મોક્ષ જ પોતાની નજર સમક્ષ મૂક્યો છે, અને જેનાં ઇચ્છા, ભય અને ક્રોધ લુપ્ત થયાં છે, તે હંમેશાં મુક્ત જ છે.

યજ્ઞ અને તપનો ઉપભોગ લેનાર હું જ છું. સર્વ લોકોનો મહેશ્વર હું જ છું, આ રૂપે જે મને ઓળખે છે, તેને શાંતિ મળે છે.

अध्याय २०

## योगरहस्ययोगः

### श्रीभगवान् उवाच

१. अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स सन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥

२. यं सन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव ।
न ह्यसन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥

३. आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥

४. यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥

५. उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥

६. बन्धुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥

७. जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥

८. ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥

९. सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते

[ ગીતામાં ચાર વર્ણોનો ઉલ્લેખ છે. ચાર આશ્રમોનો નથી. તો પણ ગીતાના વખતમાં આશ્રમો ન હતા એમ નહીં કહી શકાય. કૃષ્ણચરિત્રમાં શ્રીકૃષ્ણ ગુરુગૃહમાં સાંદીપનિ ઋષિના આશ્રમમાં રહ્યાનો ઉલ્લેખ છે. વિદુર, ધૃતરાષ્ટ્ર, ગાંધારી, વગેરે લોકોએ વાનપ્રસ્થનો આશ્રય લીધાનાં વર્ણનો પણ સવિસ્તર છે. સંન્યાસ આશ્રમનો ઉલ્લેખ પણ મહાભારતમાં આવે છે. એમ છતાં ગીતામાં ચાર આશ્રમની વ્યવસ્થા ગણવામાં નથી આવી એ કેમ? ઈસુ ખ્રિસ્તે જેમ યહૂદી ધર્મમાં ક્રાન્તિ કરી તેમ શ્રીકૃષ્ણે તે વખતના વૈદિક ધર્મમાં ઠીક ઠીક ફેરફાર કર્યો છે. બુદ્ધ ભગવાને આગળ જતાં તે જ કામ જુદી રીતે કર્યું છે. ત્યારે શું એમ સમજવું કે શ્રીકૃષ્ણને આશ્રમવ્યવસ્થા ઇષ્ટ ન હતી?

"तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया" આ શ્લોક ઉપરથી બ્રહ્મચર્યાશ્રમ તે વખતે પ્રચલિત હતો, અને ભગવાનને તે માન્ય હતો એમ અનુમાન કરાય. ગીતાની શરૂઆતમાં જ ગૃહસ્થાશ્રમમાં મહત્ત્વ ભોગવતી શ્રાદ્ધસંસ્થાનો તેમજ કુલધર્મ અને જાતિધર્મનો ઉલ્લેખ આવે છે. ગૃહસ્થાશ્રમ વિષે ભગવાને કશો જ અભિપ્રાય વ્યક્ત કર્યો નથી. યજ્ઞવિધિ પણ એક રીતે ગૃહસ્થધર્મ જ છે. પણ ગીતામાં ભગવાને યજ્ઞ, દાન, અને તપનો વ્યાપક અર્થ કર્યો છે.

વાનપ્રસ્થાશ્રમ એ જીવનરૂપી નાટકના છેલ્લા અંકની પહેલાંના વિષ્કંભક જેવો છે. વાનપ્રસ્થ એટલે ગૃહસ્થાશ્રમમાંથી, સંન્યસ્તાશ્રમમાં જવાની તૈયારી રૂપે કાઢી રાખેલું પ્રસ્થાન છે.

"न निरग्निर्नाक्रिय" આ બે વિશેષણોથી સંન્ય-સ્ત આશ્રમનો બોધ થાય છે. જેણે યજ્ઞયાગ અને પાક-નિષ્પત્તિ છોડી દીધા છે અને જેમણે બધા કર્મકાંડને રજા આપી છે, તેઓ ચોથા આશ્રમના જ માણસો છે એમાં શંકા નથી. ભગવાનને આ ચોથા આશ્રમનો અનાદર કરવાનું આવશ્યક જણાયું એ પણ સ્પષ્ટ છે.

હિંદુધર્મમાં આ આશ્રમની ઉત્પત્તિ, ચડતી–પડતી અને પુનર્જાગ્રતિ કેવી રીતે થતી ગઈ, તેનો ઇતિહાસ જોવા જેવો છે. યજ્ઞયાગથી કંટાળીને વેદાન્તજ્ઞાનની ઉપાસના માટે વિત્તૈષણા, પુત્રૈષણા, અને લોકૈષણાનો ત્યાગ કરી ભિક્ષાચર્યાથી રહેતા લોકોમાં અકર્મણ્યતા આવેલી જોઈ, અને સામાન્ય માણસથી કે સમાજવ્યવસ્થાથી ન ઝીલી શકાય એવી આ આશ્રમની વિકૃતિ જોઈ, સંન્યાસ આશ્રમ રદ કરવો એવું આપણા પૂર્વજોએ નક્કી કર્યું. આ ચળવળ કદાચ ભગવાને જ શરૂ કરી હશે. આમ એ સંન્યાસ આશ્રમ ચાર્વાક અને યોગી બંને તરફથી સરખી રીતે નિંદિત થયો અને નિયોગની પ્રથાની જેમ કલિયુગમાં વર્જ્ય ગણાયો.

આગળ જતાં જ્યારે ગૌતમ બુદ્ધે નિર્વાણ–પરાયણ ભિક્ષુસંઘોની સ્થાપના કરી, ત્યારે સંન્યાસ માર્ગને ફરી પ્રતિષ્ઠા મળી. અને ભિક્ષુસંઘનું વધતું કાર્ય જોઈ આદ્ય શંકરાચાર્યે સંન્યાસ આશ્રમ ઉપરનો કલિવર્જ્યત્વનો નિર્બંધ કાઢી નાખી તેને ફરી શરૂ કર્યો. શરૂ કર્યો એટલું જ નહિ, પણ પોતાના પ્રખ્યાત ચાર મઠ સ્થાપી હિંદુ સમાજનું નિયંત્રણ તેના હાથમાં સોંપ્યું. શંકરાચાર્યનું આ કામ નાનુસૂનું નથી.

બુદ્ધે ભિક્ષુ અને ભિક્ષુણી સંઘ ચાલુ કર્યા ખરા પણ આગળ જતાં તેની કેવી દશા થઈ તે આપણે સંસ્કૃત નાટકોમાં અને દશકુમારચરિત જેવી તે વખતની વાર્તાઓમાં સ્પષ્ટતાથી જોઈ શકીએ છીએ. આ લોકોમાં તંત્રમાર્ગનો વામાચાર અને કિમયો દાખલ થયાં. પરિવ્રાજિકા, ભિક્ષુણી, કુટ્ટણીઓનો ધંધો કરવા લાગ્યાં. ગાંજો, ચરસ, અફીણ, વગેરેને આધ્યાત્મિક સાધના તરીકે લેખતા બાવાઓનો સંઘ પણ એની સાથે સાથે જ ફેલાયો. અને સમાજમાં પુરુષાર્થ તદ્દન ક્ષીણ થઈ ગયો. અજ્ઞાન, આળસ, ભ્રમ, અને વિકૃતિ એ બધાંને ભોળી અને વંચક પ્રચારકોની ભારે મદદ મળી અને સમાજ ક્ષીણવીર્ય થયો.

લોકોત્તર સંન્યાસીઓની, અને તેમની અલૌકિક ધર્મસેવાની પરંપરા તૂટી હતી એમ નથી. પણ સંસ્થા તરીકે સંન્યાસ આશ્રમ ટકાવવામાં કશો ફાયદો રહ્યો નહિ. તાજેતરમાં સ્વામી દયાનંદ સરસ્વતી અને સ્વામી વિવેકાનંદ બંનેએ સંન્યાસ આશ્રમને ફરી વેગ આપ્યો છે. જેમ શંકરાચાર્યે સંન્યાસ આશ્રમમાં મૂળથીજ પરિવર્તન કર્યું તેમ જ આ આધુનિક સંન્યાસીઓએ એ આશ્રમમાં મહાન પરિવર્તન કરી સ્વદેશમાં અને પરદેશમાં ધર્મજાગૃતિ અને ધર્મપ્રચાર કરવાની વ્યવસ્થા ઉત્પન્ન કરી. તેમ છતાં સંન્યાસ આશ્રમ હિંદુ સમાજમાં વ્યાપક સ્વરૂપે દૃઢમૂળ થશે કે નહિ એ શંકાસ્પદ છે. મહાત્મા ગાંધીએ આશ્રમવ્યવસ્થા જગતના કલ્યાણને માટે છે એવી સામાન્ય કબૂલાત આપી સંન્યાસ આશ્રમને દૂર ખસેડયોજ છે. અને ગીતામાં જણાતી ભગવાનની વૃત્તિ ધારણ કરી ગીતોક્ત જીવનવ્યાપી સંન્યાસ ધર્મ જાગ્રત કરવાનો પ્રયત્ન શરૂ કર્યો છે.

ગીતામાંનો સંન્યાસ એ આશ્રમ નથી પણ સર્વ આશ્રમોના સર્વ લોકોએ, સર્વકાળે કેળવવાનો જીવનધર્મ છે. આખી ભગવદ્‌ગીતા સંન્યાસ આશ્રમનો વિરોધ કરી, સંન્યાસધર્મી યોગવિદ્યા, જીવનવિદ્યા, કર્મકૌશલનો જ પુરસ્કાર કરવા માટે છે. અર્જુનને લાગ્યું હતું કે જીવન-પરાઙ્‌મુખ થઈ, યુદ્ધ ટાળી, અપ્રતિકારી, ભૈક્ષચર્યાથી રહેવું. ભગવાને આ માર્ગ નામર્દાઈનો ગણી અર્જુનને યોગમાર્ગનો ઉપદેશ આપ્યો છે. અને ખરેખર હિંદુ ધર્મના વિકાસમાંથી એ જ તત્ત્વ નીકળ્યું છે કે " अयं हि परमो धर्मः यद्योगेन आत्मदर्शनम् " ]

સંન્યાસ આશ્રમ ધારણ કરીને 'હવન કરીશ નહિ, રસોઈ કરીશ નહિ, અને કોઈ પણ વૈદિક ક્રિયા કરીશ નહિ', એવા સંકલ્પથી જે રહે છે, તેને ધર્મ-રહસ્ય કે જીવનરહસ્ય નહીં જડે એવા અભિપ્રાયથી શ્રી ભગવાન કહે છેઃ

જે માણસ કર્મફળનો આશ્રય ન લેતાં યજ્ઞ, દાન, અને તપ, એ સામાજિક જીવનનાં આવશ્યક કર્મ કરતો રહે છે તે જ ખરો અનાસક્ત સંન્યાસી છે અને તે જ જીવનકલા જાણનાર યોગી પણ છે. જેણે કેવળ ક્રિયા અને યજ્ઞપરિચર્યા છોડી દીધાં છે, તે નથી. જેને સંન્યાસ કહેવામાં આવે છે, તે ખરું જોતાં યોગ જ છે, એમ તું જાણ, કારણ કે જેને સંકલ્પનો સંન્યાસ

એટલે કે ત્યાગ કરતાં આવડ્યો નથી, તે યોગી થઈ જ શકશે નહિ. જે મુનિ આ યોગસ્થિતિને પહોંચવાનો પ્રયત્ન કરે છે, તેને મન કર્મ પ્રધાન હોય છે. અને જેને યોગ પ્રાપ્ત થયો, તેને યોગારૂઢ થયા પછી શાંતિ પ્રધાન હોય છે. [ જેને યોગ સાધવાનો છે તેને યોગસાધના તરીકે કર્મ કરવાં પડે છે. અને પછી એ કર્મયોગમાં પ્રવીણ થાય એટને એ ટેવ તરીકે શાંતિને ખાતર લોકકલ્યાણનાં તે કામો કરે છે. ]

જ્યારે માણસ ઇંદ્રિયોના વિષયસેવન રૂપી કર્મોમાં બંધાતો નથી, અને બધી જાતના સંકલ્પો છોડી દે છે, ત્યારે તેને યોગારૂઢ કહેવામાં આવે છે.

માણસે પોતાના બળથી વિકાસ સાધવો, આત્માને નીચે પડવા ન દેવો. આત્મા જ આત્માનો મિત્ર છે, અને શત્રુ પણ આત્મા જ છે. જેણે આપબળે એટલે કે આત્માના સામર્થ્યથી પોતાનો આત્મા કે હૃદય જીત્યું તેનો આત્મા તેનો મિત્ર બને છે. અને જેનું હૃદય જાગૃત થયું નથી, અથવા જેણે આત્મા સાથે શત્રુતા કરી છે, તેને માટે તેનો અંતરાત્મા શત્રુ બને છે. જેણે પોતાનું હૃદય જીત્યું છે, અને જે શાંત થયો છે, તેનો અંતરાત્મા શીત, ઉષ્ણ, સુખ, દુઃખ, તેમ જ માન અપમાન વગેરેમાં સમતા ધારણ કરી શકે છે. જ્ઞાન અને વિજ્ઞાન વડે જે તૃપ્તાત્મા થયો છે, અને તેથી જે ઇંદ્રિયો ઉપર વિજય મેળવી, ઉચ્ચ સ્થાને સ્થિર થયો છે, એવા યોગીને તે સિદ્ધ થયો છે એમ કહે છે; તેને માટીનું ઢેફું અને સોનું સરખાં છે. પ્રેમી, મિત્ર, તટસ્થ, બેદરકાર, અણગમતા અને દુશ્મન એવા લોકો સાથે-સારા અને ખરાબ લોકો સાથે-જે માણસ સરખી જ વૃત્તિ રાખે છે, સમાન ભાવે વર્તે છે, તે યોગી યોગીઓમાં પણ શ્રેષ્ઠ છે.

## अध्याय २१

## ध्यानयोगः

### श्रीभगवान् उवाच

१. योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥

२. शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥

३. तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः।
उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥

४. समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥

५. प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥

६. युञ्जन्नेवं सदात्मानं योगी नियतमानसः।
शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥

७. नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः।
न चाति स्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥

८. युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥

९. यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥

१०. यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता।
योगिनो यतचित्तस्य युञ्जतो योगमात्मनः ॥

શ્રીભગવાન બોલ્યાઃ એવા યોગીએ સમાજમાં એકલા રહી, એકાંતમાં બેસી, મનનો નિગ્રહ કરી, બધી જાતની વાસનાઓ અને પરિગ્રહ છોડી અખંડ યોગ કરતા રહેવું. કોઈ સ્વચ્છ જગાએ બહુ ઊંચું નહિ અને બહુ નીચું નહિ, એવું પોતાનું આસન સ્થિર કરવું ત્યાં સૌથી નીચે દર્ભ નાખી, તેના પર મૃગચર્મ પાથરી, તેના પર ખાદીનો કકડો પાથરવો, અને તે આસન પર બેસી મન એકાગ્ર કરી ચિત્ત અને ઇંદ્રિયોની ક્રિયાઓનો સંયમ કરી આત્મશુદ્ધિની ખાતર યોગ કરતા રહેવું. શરીર, ડોક, અને માથું એકદમ ટટાર રહે એવી રીતે આસન ઉપર સ્થિર બેસી આમ તેમ ન જોતા નાસાગ્રદૃષ્ટિ રાખી માણસે ધ્યાન માટે બેસવું. મનને પ્રશાન્ત કરી બધી જાતની બીતિ છોડી દઈ, નિર્ભય થઈ બ્રહ્મચર્યવ્રત ધારણ કરવું, અને સંયત કરેલું મન મારામાં લગાડી મારી પ્રાપ્તિની ખાતર યોગ કરવો. મનનો જેણે નિગ્રહ કર્યો છે, અને જે ઉપર પ્રમાણે યોગ કરે છે, તેને મારામાં રહેલી શાંતિ મળી રહે છે. અને તે શાંતિમાંથી તેને નિર્વાણ પ્રાપ્ત થાય છે. જે માણસ વગર વિચારે

ફાવે તેટલું ખાય છે, એટલે કે અત્યાહારી છે, અને બીજે છેડે જે કશું જ ખાતો નથી, તેવાઓને યોગ સિદ્ધ થતો નથી. તેમ જ જેને ખૂબ ઊંઘવામાં રસ છે અને બીજે છેડે જઈ જે જાગતો જ રહે છે તેને પણ યોગ મળતો નથી.( જ્યાં સુધી દેહ છે, ત્યાંસુધી આહાર, નિદ્રા, ભય અને મૈથુન એની પ્રેરણા માણસને રહેવાની જ. એમાંથી ભય અને મૈથુન બંનેનો પૂર્ણતાથી ત્યાગ કરવો શકય છે, અને તે કરવો જોઈએ તેમ થાય તો જ મન શાંત કરી તેને યોગમાં લગાડી શકાય અને વિશ્વાત્મૈકય અનુભવી શકાય. આહાર નિદ્રાનું એવું નથી. આહાર અને નિદ્રા એ ઉત્તરોત્તર ઓછાં કરી તેમની માત્રા અલ્પ પ્રમાણ ઉપર લાવીને મૂકી શકાય છે, પણ આ બંનેનો સદંતર ત્યાગ કરવાથી મન વિફરે છે, તેની શાંતિ નષ્ટ થઈ તે ગભરાય છે, અને અંતે તે ઉન્માર્ગગામી થાય છે. એકનાથે પણ પોતાની ભાગવત ઉપરની ટીકામાં એમ કહ્યું છે કે, ભૂખનો સંપૂર્ણ નિરોધ કરી શકાતો નથી. સંપૂર્ણ નિરોધ કરવા જઈએ તો તેનો ઉપશમ થવાને બદલે સ્વાદ વધારે સળગે છે, અને પછી યોગ અશકય બને છે.

રાજયોગી અને હઠયોગીઓ કહે છે તેમને માર્ગે જવાથી સમાધિસુખ મળી જાય એટલે ઊંઘની જરૂર જ રહેતી નથી ઊંઘમાં અજ્ઞાન હોય છે. પરંતુ સમાધિસ્થિતિ એ એક જ્ઞાનયુકત નિદ્રા જ છે. જેમને આવા સમાધિમાર્ગ ઉપર વિશ્વાસ નથી તેઓ નાસ્તિકતાથી કહે છે કે પથારી ઉપર આડા ન પડતાં પલાંઠી વાળીને બેઠાં બેઠાં ઊંઘ લેવાની કળા સાધ્ય કરવાથી મન શી રીતે કાબૂમાં આવે અને આત્મપ્રાપ્તિ શી રીતે થાય?

શાસ્ત્રગ્રંથો આ યોગમાર્ગ વિષેની ફલશ્રુતિ ખૂબ જ ભભકદાર ભાષામાં વર્ણવે છે. અમુક માણસને અમુક સિદ્ધિ પ્રાપ્ત થઈ એવી વાતો આપણે ઘણી સાંભળીએ છીએ. પણ આ અષ્ટાંગ યોગનો પૂરેપૂરો અનુભવ લીધેલ અને તેની મદદથી સાક્ષાત્કાર મેળવેલ લોકો જોવામાં આવતા નથી. અને લોકોમાં ધતિંગ ખૂબ વધેલું હોવાથી આ વાતમાં શાસ્ત્રીય અનુભવસિદ્ધ ભાગ કેટલો છે અને કાલ્પનિક કેટલો છે, એ નક્કી કરવું મુશ્કેલ થયું છે. સામાન્ય રીતે આહાર અને નિદ્રા એ બંને દેહધારણ માટે આવશ્યક છે.

જે માણસ આહારવિહારમાં પરિમિત અને વ્યવસ્થિત છે, કર્મ કરવામાં જેની ક્રિયાઓ યોગયુક્ત છે, અને ઊંઘવાજાગવાની બાબતમાં પણ જે યોગયુક્ત છે, એવા માણસને માટે યોગ બધાં દુઃખોને દૂર કરનાર થાય છે. આવી રીતે નિયંત્રિત કરેલું ચિત્ત જ્યારે આત્મામાં જ સ્થિર થાય છે અને માણસ બધી જાતની કામનાઓ તજીને નિઃસ્પૃહ બને છે, ત્યારે તેને યોગી કહે છે. મનને કાબૂમાં લાવી આત્મામાં જ ઓતપ્રોત રહી માણસ જે યોગ કરે છે, તે યોગને જ્યાં પવન નથી એવી જગાએ બિલકુલ હાલ્યા વગર શાંતિથી બળતા દીવાની ઉપમા આપવામાં આવે છે.

### અધ્યાય ૨૨

## समाधिसाम्ययोगः

### श्रीभगवान् उवाच

१. यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥

२. सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥

३. यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥

४. तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥

५. संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेन्द्रियग्रामं विनियम्य समन्ततः ॥

६. शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिन्तयेत् ॥

७. यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥

८. प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥

९. युञ्जन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥

१०. सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥

११. यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥

१२. सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥

१३. आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥

[ હિંદુ ધર્મમાં સમાધિનું મહત્ત્વ ઘણું જ છે. કોઈ માણસે ત્રણ દિવસને માટે, કોઈએ ચાળીસ દિવસ માટે તો કોઈએ ૫૦ દિવસને માટે સમાધિ ચડાવી; કોઈએ પોતાનાં નાડી અને હૃદય બંધ કર્યાં વગેરે વાતો સાંભળીએ છે. કોઈ ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રી કંઈક કરામત કરી બનાવે તેથી જેમ આપણે નવાઈ પામીએ છીએ, તેવી જ આપણી વૃત્તિ યોગની બાબતમાં હોય છે. અલૌકિક શક્તિનો આવિર્ભાવ એટલે જ આધ્યાત્મિક પ્રગતિ એમ લોકોને સહેજે લાગે છે. શક્તિની ઉપાસના દુનિયામાં અનેક રૂપે વ્યક્ત થાય છે. તેનો જ આ એક પ્રકાર કહી શકાય.

ગીતામાંની સમાધિનો સાચો અર્થ શો છે અને તેનું ફળ શું છે? ગીતામાં પણ આસન,પ્રાણાયામ, ત્રાટક,ધ્યાન વગેરે વાતો છે જ, અને સમાધિનું ફળ એટલે એક ખાસ પ્રકારનું સુખ એમ પણ કહ્યું છે. પણ આ ફળથી સદાચારની અને અધ્યાત્મની ભૂખ શમશે ખરી ? સુખદુઃખો વડે માણસોએ ફુલાઈ કે કરમાઈ ન જવું, ભૂતમાત્ર પ્રત્યે પ્રેમ રાખવો, બધાં ભૂતોમાં પરમેશ્વરને જોવો, ષડરિપુઓ ઉપર વિજય મેળવવો, આ અથવા એવો કોઈ ઉદ્દેશ સમાધિનો હોય તો જ તે શોભે પણ ભૂખતરસ લાગતી નથી, થાકપણ આવતું નથી, દેહનું ભાન ભૂલીને માણસ આનંદમાં મગ્ન થાય છે અને આવી સ્થિતિમાં કોઈ પણ દુઃખ આવી પડે તો પણ માણસ ચલિત થઈ શકતો નથી એટલું જ જો સમાધિનું ફળ હોય, તો તે ગમે તેટલું આકર્ષક હોવા છતાં તેને ખાસ આધ્યાત્મિક મહત્ત્વ નહિ આપી શકાય. હવે આ યૌગિક સિદ્ધિને પરિણામે આધ્યાત્મિક કે નૈતિક ઉન્નતિમાં અસાધારણ મદદ થતી હોય તો આ વસ્તુઓને ભલે પરંપરાથી જ હોય પણ આધ્યાત્મિક મહત્ત્વ છે એમ કહી શકાય.

ગીતામાં પણ આવી જાતનો સંબંધ પણ સ્પષ્ટતાથી બતાવેલો દેખાતો નથી તેથી હઠયોગ કે રાજયોગમાંના પ્રાણાયામ, ભ્રૂધ્યાન વગેરે ભાગોનું ગીતાના આધ્યાત્મિક ઉદ્દેશો સાથે કેવો સંબંધ છે તે સ્પષ્ટ થતું નથી. પણ આવી જાતની ચિકિત્સા આજ સુધીના કોઈ પણ ટીકાકારોને કે આચાર્યોને કરવાની જરૂર જણાઈ નથી. આત્યંતિક દુઃખની નિવૃત્તિ અને સુખપ્રાપ્તિ એ જ જીવનનું ધ્યેય છે એવું બધા કહેતા આવ્યા છે. આનો અને સર્વાત્મૈક્યનો અથવા અનાસક્તિનો સંબંધ હોવો જ જોઈએ એમ આપણે સમજીને ચાલીએ. ]

જે યોગના અભ્યાસ વડે ઇંદ્રિયો તરફ દોડતું મન પાછું ખેંચાઈને વિષયોનું આકર્ષણ છોડી દે છે, જ્યાં આત્મશક્તિના બળ વડે આત્મદર્શન કરી માણસ કૃતાર્થ થાય છે, અને જે સ્થિતિનું સુખ નિર્મળ અને સ્થાયી હોય છે, જે ઇન્દ્રિયો વડે ભોગવી નથી શકાતું પણ બુદ્ધિ વડે જ કળી શકાય છે, અને જે સ્થિતિ પ્રાપ્ત થયા પછી માણસ તત્ત્વજ્ઞાનથી–સત્યથી વિચલિત થતો નથી; નીચે પડતો નથી; તેમ જ જે સ્થિતિ મેળવ્યા પછી હવે આથી વધુ કશું મેળવવાનું બાકી રહ્યું છે એમ લાગતું નથી; અને જે સ્થિતિ દૃઢ થયા પછી ભારે દુખ આવી પડે તો પણ મન સહેજ પણ ચલિત થતું નથી, એવી સ્થિતિને દુઃખનો સંયોગ ટળવાથી પ્રાપ્ત થતી યોગસ્થિતિ કહે છે. આ યોગનો અભ્યાસ ખૂબ પ્રસન્નતાથી અને દૃઢતાથી કરવો જોઈએ.

[ આવી જાતનું જેનું ફળ છે એવો આ યોગ કેવી રીતે સાધવો તેની વિગતો પણ શ્રીભગવાન કહે છે. ]

સંકલ્પમાંથી ઉત્પન્ન થતી બધી વાસનાઓને સમૂળ કાઢી નાંખીને અને કેવળ મનની શક્તિ વડે બધી ઇંદ્રિયોને ચારે કોરથી કબજામાં લાવી, ભારે હિંમતથી, બુદ્ધિની મદદ વડે ધીરે ધીરે વિરક્તિ મેળવવી અને મનને બાહ્ય દુનિયાના આકર્ષણમાંથી મુક્ત કરી

આત્મામાં સ્થિર કરવું અને એવી રીતે મનનું આત્મા સાથે ઐક્ય સાધવા માટે વિચારમાત્રનો ત્યાગ કરવો. આ ચંચળ અને અસ્થિર મન જ્યાં જ્યાં દોડે ત્યાંથી તેને ખેંચી લાવી આત્માના કબજામાં મૂકવું એટલે કે પોતાના તાબામાં રાખવું.

આવી રીતે મનનો વેગ જેમણે શાંત કર્યો છે, જેમનો રજોગુણ ઓસરી ગયો છે અને વિરાટ સાથે એકરૂપ થઈને જેઓ નિષ્પાપ થયા છે એવા યોગીઓને સર્વોત્તમ સુખ પોતાની મેળે મળી જાય છે. નિષ્પાપ થયેલો યોગી આ રીતે યોગ સાધતો હોય ત્યારે બ્રહ્મ સાથે એકરૂપ થવાથી મળતું સર્વોચ્ચ સુખ તેને સહેજે પ્રાપ્ત થાય છે.

આવો યોગી સર્વત્ર સમદર્શન થઈને પોતાને બધાં ભૂતોમાં અને ભૂતમાત્રને પોતાનામાં જુએ છે; આપ-પર-ભાવ ઓસરી જવાથી તે વિશ્વની સાથે એકાત્મભાવ અનુભવે છે.

આવી રીતે પરમેશ્વરને જે સર્વત્ર જુએ છે અને વસ્તુમાત્રને મારામાં જુએ છે તેનો અને મારો કદી વિયોગ થતો નથી, હું તેનાથી કદી જુદો થતો નથી, તે મારાથી જુદો થતો નથી. ઐક્યભાવના આમ દૃઢ કરીને જે મને સર્વવ્યાપી સ્વરૂપમાં ભજે છે; એવો યોગી ગમે તેમ વર્તે તો પણ તે મારામાં જ રહે છે. તેને હાથે પાપ થવાનું કારણ જ નથી.

( જેનામાં દ્વૈતભાવ આવ્યો, જે અતૃપ્ત છે, તે જ પાપમાં પડી શકે; પણ વિશ્વાત્મૈક્યની પરાકાષ્ઠાએ પહોંચેલ તૃપ્ત માણસને પાપની વાસના જ કેવી રીતે ઊગે ? મેળવવાનું બધું જ એને મળી ચૂક્યું છે. તે તૃપ્ત છે. એકાંગિતા કે પક્ષાભિમાન તેનામાં ક્યાંથી જણાય ? તેને હાથે જે કંઈ અને તે સ્વભાવતઃ જ બધાને બધી રીતે કલ્યાણકારી નીવડવાનું. )

તેથી જે માણસ પોતા ઉપરથી બધાંનું સુખ-દુઃખ ઓળખી બધે સમતા ભાળે છે, તે જ સર્વ-શ્રેષ્ઠ યોગી છે.

# प्रकृतिं यांति भूतानि

श्री. अंबालाल पुराणी

( ४ )

એ આદિ અનંત ચેતનાનો જગતરૂપે તથા જીવનરૂપે જે આવિર્ભાવ થાય છે તેમાં અચૂક નિયમબદ્ધ, તાલબદ્ધ, અવિરત થતી વિરાટની ક્રિયા આપણું ધ્યાન ખેંચે છે એટલું જ નહિ પરંતુ પ્રકૃતિમાં કાર્ય કરી રહેલા કોઈ હેતુનું તે સૂચન પણ કરે છે. આપણે એ હેતુની દિશા જાણવા પ્રયત્ન કરીએ.

વિશ્વમાં જે જીવન પ્રગટ થયું છે તેનો વિકાસ ત્રણ વિરાટ–પગલે સધાયો જણાય છે. પ્રથમ પગલે જડતત્ત્વનો આવિર્ભાવ આવે છે. એમાં જ્ઞાનસ્વરૂપ, આદિ, અનંત ચેતના, સ્વયં સચ્ચિદાનંદ, અચેતન થઈ જાય છે એટલું જ નહિ પરંતુ તે જડ, નિશ્ચેષ્ટ થઈને પદાર્થમાં અનંત રૂપો ધારણ કરે છે. એના મૂળ સ્વરૂપનો એમાં સંપૂર્ણ ઇન્કાર આપણને દેખાય છે. અને છતાં પદાર્થતત્ત્વનાં કાર્યોની પાછળ' અપ્રગટ બુદ્ધિ વડે પ્રેરાતો હોય એવો શક્તિનો અંધ આવેગ હોય છે. બીજું પગલું એટલે અચેતન જડતત્ત્વમાંથી પ્રાણનાં અનંત રૂપોનો ઉદ્‌ગમ. અહીં, જડતાનાં બંધનમાં પુરાયલી, તિરોભૂત ચેતના પ્રાણનાં અનેક સ્વરૂપો ધારણ કરીને પોતાના અસલ ચેતનસ્વરૂપ પ્રત્યે ગતિ કરતી જણાય છે. પ્રાણમાં ગતિ, વિકાસ,–બાહ્ય પદાર્થને આત્મસાત્ કરવાની શક્તિ–એકમાંથી અનેક થવાની, પ્રજનનશક્તિ વગેરે અનેક રજોગુણની ક્રિયાઓ જાગ્રત થાય છે. પ્રાણનાં રૂપોમાં પ્રગટતી ચેતના પોતાની અર્ધ પ્રકાશિત સ્થિતિમાંથી પૂર્ણ જ્ઞાનજ્યોતિ પ્રત્યે જવા મથતી જણાય છે. ત્રીજું પગલું એટલે મનસ્તત્ત્વનો ઉદય. મનોમયતાને પ્રાપ્ત કરીને ચેતના વિશેષ જ્યોતિર્મય બને છે, એનાં સ્વરૂપોમાં જ્ઞાનપ્રાપ્તિની શક્યતા પ્રગટ થાય છે. આ મનોમય ચેતના જડતાનાં આમ્ય બંધનોથી મુક્ત હોય છે ખરી, પરંતુ તે સ્વરાટ્ હોતી નથી.

વિરાટ્‌માં વ્યાપી રહેલ વિષ્ણુએ આમ જે "ત્રિવિક્રમ" ભર્યાં તે ચેતનાના વિકાસક્રમનું આ રીતે સુંદર રૂપક બને છે.

માનવ એટલે વિકસિત મનોમય સત્તાનો પ્રતિનિધિ. મનોમય પ્રાણી તરીકે જડતત્ત્વ ઉપર અને પ્રાણની ક્રિયાના ઉપર માનવ પોતાનું પ્રભુત્વ સ્થાપવા કરવા મથે છે પરંતુ એમાં એને પૂરેપૂરી સફળતા મળતી નથી. અને છતાં, એના અંતરમાં પોતાના પ્રભુત્વનું ભાન અવિરતપણે જાગ્રત હોય છે. એનો અર્થ એ થાય છે કે ક્રમવિકાસની ક્રિયાનો આશ્રય લઈને ચેતના મનોમયતા સુધી આવી છે પરંતુ તે અત્યારની અપૂર્ણ માનવતા આગળ જ અટકી જવાને બંધાયલી નથી. કાં તો માનવના અંતરમાં સતત રણકાર કરતા એ દિવ્ય સાદને અનુસરીને માનવે એ અપ્રગટ પ્રભુત્વ પોતાના જીવનમાં પ્રગટાવવું પડશે, યા તો, માનવથી કોઈ ઉચ્ચ પ્રકારના અન્ય પ્રાણીને માટે તેણે જગ્યા કરવી પડશે. એવા પ્રાણીની સ્વાભાવિક શક્તિ એના અંતરના સાદને સાર્થક કરવાને પર્યાપ્ત હશે. માનવના અંતરમાં જે અનાહત દિવ્ય પ્રેરણા જાગ્રત છે તેનો બીજો અર્થ થઈ શકે તેમ નથી આ પ્રમાણે પ્રકૃતિના ચેતના-વિકાસમાં રહેલા હેતુની કાંઈક ઝાંખી આપણને થાય છે,

( ૫ )

—માનવની મુશ્કેલીઓ—

પરંતુ માનવની મનોમયચેતના વિશુદ્ધ નથી હોતી; ક્રમવિકાસને પરિણામે ઉત્પન્ન થયેલો હોવાથી માનવના બંધારણમાં જ જડતત્ત્વની તથા પ્રાણતત્ત્વની મુશ્કેલીઓ રહેલી હોય છે. એનામાં જડતત્ત્વનાં તમોગુણ, અજ્ઞાન, પ્રમાદ તથા પ્રાણતત્ત્વનાં આવેગ, અહંતા, રજોગુણનાં પ્રતિકાર્યો વગેરે હોય છે. નવી પાંખો ફૂટેલ કોઈ પંખીના પગ તથા શરીરનો નીચેનો

ભાગ કાદવમાં ચોંટી, ચીટકી ગયો હોય ને જેમ ઊડવાને વલખાં મારે તેના જેવી સ્થિતિ મનોમયતા-વાળા માનવની જડતત્ત્વનાં બંધનોમાં થાય છે. ધારો કે એની પાંખો કામ કરતી થાય પરંતુ પંખીને બંધપાંજરે ઊડવાની ફરજ પાડવામાં આવે તો પંખીને જેમ મર્યાદાનું સતત ભાન થયા કરે તેમ પ્રાણની કામનાઓની, આવગોની મર્યાદાઓને લીધે માનવની ચેતનાને સદા બંધનનું ભાન થયા કરે છે. ટૂંકામાં સામાન્ય માનસિક ચેતનામાં નિર્મુક્ત ઉડ્ડયન કરવાની બહુ જ ઓછી તકો માનવને સાંપડે છે. મનોમય-તામાં એનું જ્ઞાન, એની શક્તિ સઘળું મર્યાદિત રહે છે.

ઉપર ગણાવ્યાં તે ઉપરાંત પણ માનવની મુશ્કે-લીનાં કારણો ઘણાં છે. તેમાં બે મુખ્ય ગણી શકાયઃ

(૧) પ્રથમ, માનવને પોતાની સમગ્ર આંતરપ્રવૃ-ત્તિનું યાને ચિત્તંત્રની ક્રિયાનું ભાન હોતું નથી. પોતાની ચેતનાની છાછરી સપાટી ઉપર થતી ક્રિયાઓને જ તે જાણતો હોય છે. તે સિવાયની ચેતનાની પ્રવૃત્તિ વિષે તે અચેતન હોય છે. વળી ચેતનાની જુદી જુદી ભૂમિકાઓ હોય છે તે સર્વેની છાછરી સપાટીઓ ઉપર પણ ક્રિયાઓ શા માટે, કેવી રીતે, કયાંથી થાય છે વગેરે પ્રશ્નોના ઉકેલ પણ તે જાણતો નથી. માનવની એ સ્થિતિની સમજૂતી એક મીમાંસકે એક રૂપક વડે સુંદર રીતે આપી છે. અંધારી રાત્રિ કલ્પો, એ અંધકારમાં જુદી જુદી વ્યક્તિઓ હાથમાં ફાનસ લઈને એક ટેકરી ઉપર ઊભી છે. હવે એ ટેકરીની સૌથી ઊંચી ટોચ ઉપરથી એ દૃશ્ય જુઓ તો કેવું દેખાય? એ ટેકરીના જેવી સામાન્ય માનવ-ચેતનામાં એકી વખતે કેટલાંક સ્થળોએ જ્ઞાનનો પ્રકાશ પડે છે એટલે તેટલી જ જગ્યા દૃષ્ટાના જોવામાં આવે છે, બાકીનું બધું અંધારામાં રહે છે. આ રીતે આપ-ણને જણાય છે કે માનવની જાગૃતચેતનાનો પરિઘ તેની અવચેતનાના પરિઘ કરતાં ઘણો જ નાનો છે, સંકુચિત છેઃ માનવચેતનાનો અવચેતન ભાગ તેના સચેતન ભાગ કરતાં ઘણો જ વિશાળ હોય છે.

(૨) માનવની બીજી મુશ્કેલી એ છે કે તેના અંતઃકરણના જુદા જુદા ભાગો વચ્ચે પરસ્પર સંવાદ યાને મેળ હોતો નથી. ઘણું ખરું એના પ્રાણ, એનું હૃદય, એના ભાવો, એની બુદ્ધિ એકબીજાથી વિરુદ્ધ દિશામાં કાર્ય કરતાં હોય છે. તેના હૃદયને અને બુદ્ધિને જેમાં શ્રેય દેખાય છે તે તેના કામનામય પ્રાણને પ્રિય નથી હોતું. એ શ્રેયનો જો સ્વીકાર કરવામાં આવે તો પરિણામે પ્રાણ વલખાં મારે છે. એની કામનાઓ જેને માટે ખૂમરાણ મચાવે છે તેનો માનવની બુદ્ધિ અસ્વીકાર કરે છે, અને કેટલીક વાર એનું હૃદય જે વાંછે છે તેનો એની બુદ્ધિ ત્યાગ કરે છે. આમ થવાનું એક કારણ તો માનવની ઉત્પત્તિ ક્રમવિકાસને પરિણામે થઈ છે તે છે, એ તો આપણે આગળ જોઈ ગયા છીએ. પરંતુ આ વિસંવાદનું મુખ્ય કારણ એ પણ છે કે અત્યાર સુધીમાં પોતાની ચેતનાની સમગ્ર, બહુમુખ પ્રવૃત્તિઓને સંવાદમાં લાવી શકે એવા કોઈ તત્ત્વની પ્રાપ્તિ માનવે કરી નથી. માનવના અંતઃકરણમાં વસતા જુદા જૂદા વ્યક્તિ-સ્વરૂપોનું વાસ્તવિક ચિત્ર આલેખવું હોય તો એને ભરેલા ઘર સાથે સરખાવવો જોઈએ. એક જ ઘરમાં રહેનાર વ્યક્તિઓના સ્વભાવમાં, ટેવોમાં, તથા વિશિ-ષ્ટતાઓમાં જેમ ભેદ હોય છે તેમ એક જ માનવીના અંતરમાં અનેક પરસ્પર વિભિન્ન ધર્મોવાળાં વ્યક્તિ-સ્વરૂપો હોય છે. અથવા તો, માનવને મુસાફરોથી ભરેલી એક આગબોટ જેવો કહી શકાયઃ જુદા જુદા અને જુદી જુદી પ્રકૃતિવાળા યાત્રીઓ એમાં મુસા-ફરી કરતા હોય છે. આગબોટ પોતે પોતાના લક્ષ પ્રત્યે ગતિ કરી રહી હોય છે, અને છતાં, ખૂબી તો એ છે કે પ્રત્યેક વ્યક્તિ-સ્વરૂપ-યાત્રી એમ માનતો હોય છે કે "આગબોટનું મધ્યબિંદુ હું છું" અને "મારે જ માટે આગબોટ મુસાફરી કરે છે"!

(અપૂર્ણ)

# કરુણરસ

[ સંસ્કૃત સાહિત્યમાં તેનો ઉપયોગ ]

શ્રી. ઈશ્વરપ્રસાદ જોષીપુરા

કવિની કલમ જ્યારે કોઈ કૃતિમાં રસસરિતા વહાવે છે ત્યારે એની પાછળ રહેલી પશ્ચાદ્ભૂમિ જરા વિચારવા જેવી છે. સાચું કવિહૃદય કંઈ લખવાના ઉલ્લાસથી કે વ્યામોહથી લખવા પ્રેરાતું નથી. કોઈ સંદિગ્ધ અંતઃક્ષોભ કે નિરતિશય લાગણી જ્યારે કવિહૃદયની અધિષ્ઠાતા બને અને ઊર્મિના એ જ્વલંત જુવાળ શમાવતાં જ્યારે કવિ પરાજય પામે છે ત્યારે જ કંઈક પણ પ્રેરણાત્મક અને તલસ્પર્શી લેખન નીપજે છે, અને એ જ લેખન,–પછી ભલે તે મસ્ત હોય કે સ્વસ્થ,–ખરું રસદર્શી અને સર્જનાત્મક કહી શકાય.

હવે કવિહૃદયની લાગણીનું જેવું વલણ તેવો જ તેની કૃતિમાં ટપકતા રસોનો પ્રકાર, કવિની પ્રેમપિપાસુ લેખિની પ્રેમમય વાતાવરણ જોઈ શૃંગારરસનું આલેખન કરે, આગની ગગનગામી જ્વાલાઓ જોઈ કે કરાળ કાળનાં પ્રચંડ દળ વાતાવરણમાં ઊતરતાં નીરખી કવિહૃદય ભયાનક કે અદ્ભુતરસનું પણ વિધાન કરે, તેવી રીતે હૃદયદ્રાવક વાતાવરણમાં કરુણરસનું પણ નિરૂપણ કરે, ટૂંકમાં વાતાવરણને અનુરૂપ કવિની લાગણી અને લાગણીને અનુરૂપ તેનું રસદર્શન.

પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં નિષ્પન્ન થતો કરુણરસ બીજા કોઈ પણ રસ કરતાં જનહૃદયને વિશેષ સ્પર્શતો આવ્યો છે. 'માલતી માધવ'ના દશે ય અંકમાં, કે 'રત્નાવલીના'ના ત્રણેક અંકમાં, કે 'રઘુવંશ'ના નવમા સર્ગમાં ઓતપ્રોત થતો શૃંગારરસ અથવા તો 'મુદ્રારાક્ષસ'ના સાતે ય અંકમાં ફુંકિત થયેલા વીરરસ કરતાં, 'ઉત્તર રામ ચરિત'ના ત્રીજા અંકમાં કે 'કુમારસંભવ'ના ચોથા સર્ગમાં ને 'રઘુવંશ'ના આઠમા સર્ગમાં ઉપલબ્ધ થતો નિરતિશય કરુણરસ વધારે મર્મગામી અને તલસ્પર્શી છે તેની કોઈથી ના પાડી શકાય તેમ લાગતું નથી, કારણ કે એ વસ્તુતઃ અનુભવસિદ્ધ હકીકત છે.

કવિના કોઈક સર્જનમાં નિરૂપાયેલ શૃંગારરસ વાચક વર્ગના હૃદયમાં પ્રેમનો હૂમણુ તલસાટ લાવે કે ન પણ લાવે: તેનો વીરરસ જનહૃદયમાં શૌર્ય અને નૂતન તલસાટ લાવે, જોમ રેડે કે ન પણ રેડે: તેનો અદ્ભુતરસ વાંચકને આશ્ચર્યચકિત કરે કે ન પણ કરે: તેનો ભયાનકરસ વાંચકની રસપ્રધાન વૃત્તિને હાનિકર્તા નીવડે કે ન પણ નીવડે. આ બધી ય વસ્તુ સંભવિત પણ છે. તથાપિ કવિના મર્મગામી કરુણરસે અભ્યાસશીલ વાંચકની સૂક્ષ્મતમ લાગણીને સ્પર્શ કરી આંસુનો સ્રોત ન વહેવડાવ્યો હોય તેવું કોઈ ઉદાહરણ નથી.

કરુણરસની સુશ્લિષ્ટ સંકલના માટે સંસ્કૃત સાહિત્યમાં ભવભૂતિનું સ્થાન પ્રથમ પંક્તિમાં બિરાજે છે. બાણભટ્ટની અતિપંડિતતાએ અને સુદીર્ઘ વર્ણનાત્મક શૈલીએ ક્લિષ્ટ અને ફક્ત વિદ્વદ્ભોગ્ય એવી કાદમ્બરી આપી. કાલિદાસની કલ્પના અને વ્યંજનાએ, ઓજસ અને લાવણ્યે મેઘદૂત અને અભિજ્ઞાન શાકુન્તલ જેવી અનુપમ કૃતિઓ આપી. ભાસની શિષ્ટતા, સાદાઈ અને સંસ્કારિતાએ 'સ્વપ્નવાસવદત્તા' જેવી અનેક કૃતિઓનો સંસ્કૃત સાહિત્યમાં ફાળો આપ્યો. શ્રીહર્ષના શૃંગારપ્રેમી હૃદયે તેની 'રત્નાવલી' અને પ્રિયદર્શિકાને શૃંગારરસથી મઢી લીધી. રાજદ્વારી વાતાવરણમાં ઊછરેલ વિશાખદત્તે તેના 'મુદ્રારાક્ષસ'માં રાજકારણનું શિષ્ટ ગુંથન કર્યું. પણ એ બધાયથી અનેરી ભાત પાડતા ભવભૂતિના 'ઉત્તર રામચરિતે' કરુણરસ વડે જ શિષ્ટ સાહિત્યરસિકોમાં અપ્રતીમ સ્થાન મેળવી લીધેલ છે.

કાલિદાસની કલ્પના, વ્યંજના અને લાલિત્ય

તેને એક કવિ તરીકે ભવભૂતિથી આગલી હરોળમાં સ્થાન આપશે, પણ અલબત્ત, એક નાટયકાર તરીકે ભવભૂતિનું સ્થાન કાલિદાસ કરતાં પણ ચઢિયાતું છે. કાલિદાસનું અભિજ્ઞાન શાકુન્તલ સમસ્ત જગતનાં પ્રથમ પંક્તિનાં સો પુસ્તકોમાં આવી જાય છે તો યે કેટલાક વિદ્વાનોનું એવું મન્તવ્ય છે કે, "उत्तरे रामचरिते भवभूति विशिष्यते" અને આ કથન જો ખરું જ હોય તો તે ભવભૂતિના કરુણરસના વિધાનને લઈને જ. ભવભૂતિ માટે કહેવાય છે કે "कारुण्यं भवभूतिरेव तनुते।" ગોવર્ધનાચાર્ય નામે કોઈ વિખ્યાત કવિ પણ ભવભૂતિને અનુલક્ષીને કહી ગયા છે કે,

> भवभूतेः संबन्धाद्भूधर भूरेव भारती भाति।
> एतत्कृत कारुण्ये किमन्यथा रोदिति ग्रावा॥

ટૂંકમાં 'ઉત્તરરામચરિત્'માં ઉપલબ્ધ થતો કરુણરસ સંસ્કૃત સાહિત્યના અન્ય કોઈ રસ કરતાં વધારે ભાવવાહી, વધારે લાગણીમય અને ખરેખર વાચકને અશ્રુસ્રોત વહાવે તેવો જ છે.

હવે એ ઉત્તર રામચરિતના કરુણરસના વિધાન તરફ આવીએ.

આ નાટકનું વસ્તુ રામાયણના ઉત્તરકાંડમાંથી લેવામાં આવેલ છે. ઉત્તરકાંડમાં સીતાત્યાગ પછી રામ અને સીતાનો વિયોગ શાશ્વત કાલ પર્યંત રહે છે કારણ કે સીતા અંતકાળે પૃથ્વીના ગર્ભમાં સમાઈ જાય છે. પણ ઉત્તર રામચરિતના અંતમાં રામ અને સીતાનો મેળાપ કરાવી નાટયકારે નાટકને કરુણાંત થતું અટકાવ્યું છે. પરંતુ તેમાં નાટયકારને સંસ્કૃત નાટયશાસ્ત્રના એક પુરાતન નિયમનું પાલન કરવું પડેલ છે. સંસ્કૃત નાટયશાસ્ત્રમાં કરુણિકા–ટ્રેજડી–જેવી કોઈ વસ્તુ જ નથી. દરેક નાટકનો અંત પ્રેક્ષક કે વાંચકના મનને રંજક અને આનંદદાયી હોવો જોઈએ. ઉત્તર રામચરિતમાં આપણે જોઇએ છીએ કે કરુણરસ સર્વાંગ સુન્દર રીતે ઓતપ્રોત થયેલ છે. અને અંત પણ કરુણ જ હોત. પણ ભવભૂતિ જેવા લબ્ધપ્રતિષ્ઠ નાટયકારે નાટયશાસ્ત્રની રૂઢિને દ્રોહ કર્યો એવી કિંવદન્તી વાંચક વર્ગમાં ફેલાય તેના ડરથી જ ભવભૂતિએ આ નાટકને કરુણાંત થતાં અટકાવેલ છે.

ઉત્તર રામચરિતનો ઝીણવટથી અભ્યાસ કરતાં માલુમ પડશે કે તેના દરેક પ્રસંગમાં થોડે ઘણે અંશે કારુણ્ય તો સંસક્ત થયેલ છે જ. તથાપિ બીજા અંકના ઉત્તરાર્ધમાં અને સમસ્ત ત્રીજા અંકમાં ગૂંથાયેલ કરુણરસ ઉચ્ચતમ કક્ષાએ અને હૃદયદ્રાવક છે.

બીજા અંકમાં જ્યારે શમ્બૂકનો ઉદ્ધાર કરી દણ્ડકારણ્યમાંથી શ્રી રામચંદ્ર પાછા ફરે છે ત્યારે વનસ્પતિ સોહામણા એ વનની વનરાજિ, નિર્ઝરસ્રોતો અને બીજી અનેક નાની મોટી વસ્તુઓ શ્રી રામચંદ્રને સીતા સાથે ગાળેલ અનેક વર્ષોના આનંદભર્યા કાળની સ્મૃતિ કરાવે છે. એ હાસ્ય કરતી કુસુમકળીઓ, એ આનંદથી ડોલતી લતાઓ, અને કોઇ અમૂર્ત ભાવથી અને અનન્ય લાગણીથી પોતાના ભૂતકાળના સાથી રામચંદ્રને આવકાર આપતાં વિહગગણને નિહાળી રામચંદ્રના હૃદયમાં ઘેરો ઉલ્કાપાત મચે છે.

આનું દૃષ્ટાંત આપતાં એકાદ કંડિકા લઈએ :
[ सकरुणम् ]

> "यस्यां ते दिवसास्तया सह मया सीता यथा स्वगृहे
> यत्संबन्धिकथाभिरेव सततं दीर्घाभिरास्थीयते ॥
> एकः संप्रति नाशित प्रिय तमस्तामद्य रामः कथं
> पापः पञ्चवटी विलोकयतु वा गच्छत्व संभाव्यया॥"

શું પંચવટીનાં દશ્યો નિહાળી, સીતાના વિરહવ્યથાથી પીડાતા રામભદ્રનો વલોપાત અસરકારક નથી ?

એક બીજું દશ્ય લઇએ.

"रामः—

> पश्यामि च जनस्थानं भूतपूर्व खरालयम्।
> प्रत्यक्षानिव वृत्तान्तान्पूर्वाननु भवन्ति च॥
> ( सर्वतः अवलोक्य)

प्रियारामा हि सर्वथा वैदेह्यासीत्।
एतानि तानि नाम कान्ताराणि ।
किमत परमयानकं स्यात्। (सास्रम्)
त्वया सह निवत्स्यामि वनेषु मधुगन्धिषु ।
इतीहारमतैवास्मौ स्नेहस्तस्या स तादृश ॥"

ગતજીવનનાં રામભદ્રના આ કરુણ સભારણા કેટલાં તલસ્પર્શી છે ! કેવો નિ સીમ કરુણરસ બહ લાવેલ છે? સીતાત્યાગથી ઘવાયેલ આ અત કરણનો પોકાર કેટલો વિષમ છે ! હવે ત્રીજો અક જોઈએ

ત્રીજા અકનુ પ્રધાન લક્ષણ કરુણરસની 'ઉચ્ચતમ કક્ષા' છે આ અકનું વાતાવરણ પણ એવુ જ કરુણ છે એક બાજુએ ગગામૈયાના પ્રતા પથી અદૃશ્ય રહેલી સીતા આલાપવિલાપ કરે છે બીજી બાજુએ રામભદ્ર ભૂતકાળના સસ્મરણોથી આર્ત હૃદયના ઊના ઊના ઉદ્ગાર કાઢે છે ત્રીજી તરફ વાસન્તી આ બેયના આલાપવિલાપમા પોતાનો સૂર પુરાવે છે શુ આ દશ્યો કરુણતમ નથી?

રામના મુખમાથી સરી પડતી નીચેની કડિકાઓ કરુણરસનું સારુ બયાન આપે છે

"राम —
करकमलवितीर्णैरम्बुनीवार शष्पै-
स्तरुशकुनिकुरङ्गान्मैथिली यानपुष्यत् ।
भवति मम विकारस्तेषु दृष्टेषु कोऽपि
द्रव इव हृदयस्य प्रस्तरोद्भेद योग्य ॥

મિથિલા નગરીની એ સુન્દરીએ ઉછેરેલ લતા, પુષ્પો, હરણાઓ અને મયુરો રામના હૃદયમા કેવો વ્યાપક ભાવ ઉત્પન્ન કરે છે !

બીજો એથી યે કરુણતર શ્લોક લઈએ

हा हा देवि स्फुटति हृदय ध्वसते देहबन्ध
शून्य मन्ये जगदविरतज्वाल मन्तर्ज्वलामि।
सीदन्नन्धे तमसि विधुरो मज्जती वान्तरात्मा
विष्वङ्मोह स्थगयति कथ मदभाग्य करोमि॥

ભવભૂતિનો નિગૂઢતમ કરુણરસ સ્પષ્ટ કરતા આટલા દૃષ્ટાંતો પૂરતા જ છે ભવભૂતિને જો તેની કોઈ પણ કૃતિએ સસ્કૃત સાહિત્યમા નોંધપાત્ર સ્થાન આપ્યુ હોય તો તેના ઉત્તર રામચરિતે, અને ઉત્તર રામચરિત પણ જો ઉત્તમ કૃતિ ગણાઈ હોય તો તેના કરુણરસને લીધે જ

ભવભૂતિથી સહેજ ઊતરતી પક્તિનો, છતા કોઈ કોઈ જગાએ તો તેના જેટલી જ કક્ષાએ પહો ચનો કરુણરસ છે કાલિદાસનો કાલિદાસ મુખ્યત્વે કરીને તો નિ સર્ગનો શૃગારપ્રેમી કવિ છે અને શૃગારરસના વિધાયક તરીકે સારી પ્રશસ્તિ પામેલ છે, છતા ઘણા ય વિદ્વાનો કહે છે કે એ લબ્ધપ્રતિષ્ઠ મહાકવિને બધા ય રસાલકાર હસ્તગત હતા.

કાલિદાસની કૃતિઓમા કરુણરસ માટે તો 'રઘુ વશ'ના આઠમા સર્ગમા આવેલ 'અજવિલાપ' અને 'કુમારસભવ'ના ચોથા સર્ગમાં આવેલ 'રતિવિલાપ' અનુપમ અને મનોહર છે રઘુવશના 'સીતાત્યાગ'મા પણ કરુણરસ દૃષ્ટિગોચાર થાય છે 'રતિવિલાપ' કરતા યે 'અજવિલાપ'મા વહેતું કરુણ રસનુ ઝરણુ વધારે મર્મગામી અને તલસ્પર્શી હોવાનું કહેવાય છે, કારણ કે, એક તો 'કુમારસભવ' રઘુ વશની પહેલા લખાયેલ મહકાવ્ય હોઈ તેમા કવિની કલમ રઘુવશ જેટલી સિદ્ધહસ્ત નથી, એટલે રતિ વિલાપમાં વહેતી કરુણતા અશ્રુસ્રોત વહાવે તેટલી પ્રબળતમ બની શકી નથી

પણ કેટલાકનુ એવુ માનવુ છે કે રઘુવશના પ્રથમ સર્ગની શરૂઆતમા કવિ 'मद कवियश' એમ બોલી જાય છે, એટલે કે રઘુવશ લખાયો ત્યારે કે ત્યાર પહેલા કવિને કઈ યશપ્રાપ્તિ થઈ નહોતી, એટલે રઘુવશ પણ તેનુ કદાચ પહેલુ મહાકાવ્ય હોય પણ એ માનવા સબળ કારણ નથી કારણ કે રઘુવશમા અન્ય સ્થળે કવિ સાખ્ય, યોગ અને પરમાત્માના સ્વરૂપની એવી સરલતમ વાણીમા ચર્ચા કરે છે કે રઘુવશ કવિએ વૃદ્ધાવસ્થામા જ લખેલ હશે તેવી વાચકને ખાતરી થઈ જાય

રઘુવશ અને કુમારસભવના સર્જનાનુક્રમની વાત કોરે મૂકીએ તો પણ રતિવિલાપ'માં 'અજ વિલાપ' કરતા કારુણ્ય ઓછુ છે તેનુ બીજુ કારણ

એ છે કે રતિવિલાપના અંતમાં ગગનપટમાંથી કોઈ દિવ્ય પુરુષ રતિસુન્દરીને તેના પતિ અનંગની ફરી સજીવન થવાની આગાહીનું સ્પષ્ટ સૂચન કરે છે. આથી રતિસુન્દરીને શોકનો ઊભરો શમાવવાને કારણ મળે છે. જ્યારે અજવિલાપમાં એવું કંઈ નથી. એથી જ અજવિલાપ કરુણતર બને છે.

હવે કૈલાસપતિના આકસ્મિક રોષથી વહ્નિ-જ્વાલાનો ભોગ થઈ પડેલ પુષ્પધન્વાની ભસ્મરાશિ જોઈ આર્તરવથી ત્રિલોક ગજવતી રતિનાં એકાદ બે વિલાપવચનો દૃષ્ટાન્ત તરીકે લઈએ.

"उपमानमभूत् विलासिनां करणंयत्तय कान्तिमत्तया।
तदिदं गतमीदृशीं दशां न विदीर्ये कठिना खलु स्त्रियः॥"

રતિસુન્દરી કહે છે કે સ્ત્રીસ્વભાવ ખરેખર પાષાણ છે. નહિતર મકરધ્વજ ભસ્મીભૂત થાય તો ય રતિ આમ પ્રાણ ધારીને બેઠી રહે ખરી?

બીજું દૃષ્ટાન્ત લઈએ.

विधिना कृतमर्धवैरासं ननु माम् कामवधे विमुंचता।
अनपायिनि संश्रयद्रुमे गजभग्ने पतनाय वल्लरी॥

હાથી જ્યારે આખું વૃક્ષ જડમૂળથી ઉખેડી નાખે ત્યારે એક કોમળ વલ્લરીનો શો દોષ? તેણે પણ ઊખડવું જ જોઈએ ને? એટલે કે કામદેવ સમા એક મહાન વૃક્ષનું જ્યારે નિકંદન થયું, ત્યારે એક કોમલ લતા સમી રતિસુન્દરીનો દોષ શું? તેનો પણ અનંગ સાથે જ વિનાશ થવો જોઈએ ને!

અજવિલાપ 'માં કોશલાધીશ અજરાજ પણ આવું જ, છતાં આનાથી વિરુદ્ધ વસ્તુ રજૂ કરતું રુદન કરે છે.

अथवा ममभाग्य विप्लयादशनी कल्पित एप वेधसा।
यदनेन तरुर्न पातितः क्षपिता तद्विटपाश्रिता लता॥

અહીં વિધિના અવળા કોપથી અજરાજ જેવું વૃક્ષ પડવાને બદલે તેને આશ્રયે રહેલી કોમળ લતા પડી જાય છે. બંનેમાં કરુણરસનો પ્રવાહ એક સરખો જ છે છતાં વસ્તુની કેવી સરસ વિસં-વાદિતા છે!

સ્મરની પાછળ પોતે જવું જ જોઈએ તેમ સાબિત કરવા રતિસુન્દરી નિસર્ગનાં એક બે વિધા-નોનું દૃષ્ટાન્ત લે છે.

"शशिना सह याति कौमुदी सह मेघेन तडित्प्रलीयते।
प्रमदा पति वर्त्मना इति प्रतिपन्नं अविचेतनैरपि।"

ચંદ્રના અસ્ત થવા સાથે ઝળઝળતી કૌમુદી પણ ચાલી જાય. અરે પેલી ઝબકતી વીજળી પણ વાદળ સાથે જ ફરનારી! નિઃસર્ગમાં પણ પ્રમદા જ્યારે પતિને પગલે ચાલે ત્યારે શું રતિ અનંગના ગયા પછી બેઠી રહે?

રતિની દલીલો કેટલી તર્કયુક્ત અને સદ્ધર છે!

અહીં બીજી તરફથી 'અજવિલાપ'નો નાયક જુદા જ ઉચ્ચાર કાઢે છે:

"शशिनं पुनरेव शर्वरी दयिता द्वंद्वचरं पतत्रिणम्
इति तौ विरहान्तरक्षमौ कथमत्यन्तगता न मां दहे॥"

ચંદ્રને રાત્રીનો સંયોગ ફરી થશે! ચક્રવાકને તેનું પ્રિયજન ફરી સાંપડશે એટલે આ બંનેના વિરહનો અન્ત છે પણ અજને કંઈ ઇન્દુમતી ફરી મળવાની નથી, માટે તેનું વિરહદુઃખ શેનું શમે?

અને આથી જ અજવિલાપને રતિવિલાપ કરતાં કરુણતર કહેલ છે, કારણકે તેમાં નાયક અને નાયિકાના પરલોક સિવાય ફરી સંયોગની આગાહી નથી.

હવે અજવિલાપનું એક કરુણતમ વિધાન લઈએ.

धृतिरस्तमिता रतिश्च्युता विरतं गेयऋतुर्निरुत्सव।
गतमाभरणः प्रयोजनं परिशुन्यम् शयनीयमद्य मे॥"

અજનાં આ વચનો શું હૃદયની સૂક્ષ્મતમ લાગણીને ખળભળાવતાં નથી? ઇન્દુમતીના જવા સાથે પોતાનું સર્વસ્વ ગયું માનતા અજરાજને જોઈ, શું પાષાણહૃદયના પણ તાર ખળભળી નહિ ઊઠતા હોય?

કાલિદાસના 'વિક્રમોર્વશીય'માં ખોવાયેલ ઉર્વશી પાછળ વિલાપ કરતા પુરૂરવનાં વચનોમાં પણ કરુણરસનાં સારાં છાંટણાં છે.

એક ભ્રમરને વિનતિ કરતો પુરૂરવ આપણે જોઈએ

"मधुकर मदिराक्ष्याः शंस तस्याः प्रवृत्ति
वरतनुरथवासौ नैवदृष्टा त्वया मे।
यदि सुरभिमवाप्स्यस्तन्मुखोच्छ्वास गन्धं
तव रतिरभविष्यत्पुण्डरीके किमस्मिन्॥"

તેવી જ રીતે એક ઝડપથી દોડતા હંસને

ઉર્વશી પાછી આપવા વિનતિ કરતો પુરૂરવ જોઈ એઃ

" हंस प्रयच्छ मे कान्ता गतिरस्या त्वया हृता ॥

અદશ્ય થયેલ ઉર્વશી પાછળ રખડતા પુરૂરવના વિલાપમાં પણ કરુણુરસ તો છે જ.

કાલિદાસના મેઘદૂતમાં, અલકાપુરીમાં વસતી યક્ષકિન્નરીને રામગિરિમાંથી યક્ષનો સંદેશો પણ કરુણુરસમાં સહેજસાજ ડૂબકી મારે છે.

વિરહવ્યથાથી દુઃખિત થયેલ યક્ષ જ્યારે સંદેશાની અંતમાં પોતાનો ઊનો ઊનો આર્તરવ પોકારે છે ત્યારની અરધી જ કંડિકા લઈએ

" कस्यै कान्त सुखमुपनत दु खमेकान्ततो या ।
नीचेगच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥

ભાવિના ચક્ર વિષે ઉદ્‌ગાર કાઢતા આ યક્ષના વેણુમાં શું કરુણુતા નથી ભરી ?

'અભિજ્ઞાન શાકુન્તલના' છઠ્ઠા અંકમાં દુર્વાસાના શાપથી ખોવાયેલ વીંટી જ્યારે દુષ્યન્તને જડે છે ત્યારે તે જોતાં વેંત જ દુષ્યન્તને શકુન્તલા સાથેનો પ્રથમનો સંબંધ યાદ આવે છે. અને તેણે શકુન્તલાને તિરસ્કારી કાઢી મૂકી તે માટે તેને બહુ દુઃખ થાય છે. હવે શકુન્તલા ક્યાં છે. તેની દુષ્યન્તને ખબર જ નથી. તેમ જ તે પાછી મળવાની તેને આશા નથી આથી તેનું દુઃખ અધિકતર વધી જાય છે. આ દશ્યમા કરુણુરસનું સારુ નિરૂપણુ થાય છે. તેમ જ સાતમા અંકમાં રામ જ્યારે શકુન્તલાના તપોવન પાસે આવે છે અને ફરકતા જમણા હાથને અનુલક્ષીને જ્યારે

" मनोरथाय नाशसे किं बाहो स्पन्दसे वृथा ।
पूर्वावधीरितं श्रेयो दु.खं हि परिवर्तते ॥" કહે છે

ત્યારે પણ રાજાના અંતઃકરણમાં નિર્ઝરતી કરુણુતાનું આપણુને સારું બયાન મળે છે

ત્યાર પછી બાણુભટ્ટની જગવિખ્યાત કાદમ્બરીમાં તેની સુપ્રસિદ્ધ નાયિકા જ્યારે કંડિકાઓની કંડિકાઓ સુધી વિલાપવચનો ઉચ્ચરે છે ત્યારે તેમાં જે અગાધ કરુણુરસ વહે છે તે આવડા નાના લેખમાં આપવો મુશ્કેલ છે.

# સાહિત્યના પ્રદેશમાં

શ્રી. 'ચા'

આપણાં પુસ્તકોમાં શબ્દોની જોડણીભૂલો

'બેઝિક ઇંગ્લિશ' એ પુસ્તકમાં પુસ્તકના લેખકે પુસ્તકોના અવલોકનકારોને 'આમાં જોડણીની ભૂલો છે' એટલું જ ન કહેતાં જોડણીભૂલવાળા શબ્દો બતાવવાની 'વિનતિ' કરેલી. એના જવાબમાં મેં 'ઊર્મિ'ના ઑક્ટોબરના અંકમાં થોડું કહેલું. એના અનુસંધાનમાં આ અંકે આ લખું છું.

આ નીચે એક મહિના (સપ્ટેમ્બર-ઑક્ટોબર)માં પ્રગટ થયેલ ને મારા વાંચવામાં આવેલ પુસ્તકોમાંથી એક એક પાનું લઈને તેમાંની જોડણી-ભૂલો બતાવી છે. આ બતાવવાનો આશય વડપણ, પંડિતાઈ કે ખણખોદ નથી એ નમ્રભાવે જણાવું છું. આશય એ છે કે આ જોતાં આપણને ખબર પડે કે આપણી ભૂલો કયાં કયાં થવાનો સંભવ છે અને આપણામાં ચીવટગુણ પ્રત્યે કેટલી ઉપેક્ષા રહેલી છે. આ જાણ્યા પછી આપણે વધુ ચોક્કસ બનવા પ્રેરાઇએ.

જે પાનાંઓમાંથી આ ભૂલો વીણી છે તે સરત-ચૂક ન હોય તેવું લાગ્યા પછી જ તે બતાવી છે. આ ભૂલોનું પુસ્તકમાં વારંવાર પુનરાવર્તન થયું છે, બીજી કેટલીક ઇ-ઈ હ્રસ્વ-દીર્ઘની, અંગ્રેજી શબ્દોની ગૂજરાતી જોડણીની (એ જોડણી હું પોતે બરાબર જાણતો નથી.) મશીન પર ઊડી ગયેલ બીબાંની, ખોટાં બીબાંની, સમાસશબ્દોની, સરતચૂકની અને જોડણીકોશમાં ન આપેલા શબ્દોની ભૂલો નથી બતાવી. જો કે એ વિષે પણ ચોક્કસ થવાની જરૂર છે જ.

ઇ-ઈ હ્રસ્વ-દીર્ઘ કરવામાં તો બહુ બેદરકારી સેવાય છે. લખવામાં એનું કદાચ ધ્યાન ન રહે પણ છાપવામાં તો એની શુદ્ધિ જાળવવી જોઈએ એવું મને લાગે છે.

જોડણીકોશમાં કુલ ૩૩ નિયમો છે. ઉપરાંત અપવાદો છે. એટલા નિયમો યાદ કરી લેવાય તો અહીં બતાવેલ મોટા ભાગની ભૂલો જોડણી કોશની મદદ ન લેવાય તો પણ ન રહે. અમે આ નિયમોને અમારા બીજા માસિકપત્ર 'નવરચના'માં (એપ્રિલ ૧૯૩૯ના અંકમાં) ૧૦ નિયમોમાં સમાવીને છાપેલ છે. હમણાં 'કુમાર'ના બસોમા અંકમાં શ્રી કે. કા. શાસ્ત્રીએ એને વધુ સરસ રીતે ૧૩ નિયમોમાં સમાવેલ છે,

ભૂલો: કાંસમાં સુધારો બતાવેલ છે.

**બેઝિક ઇંગ્લિશ** (લેખકની વિચારસૃષ્ટિ પાનું ચોથું) એક ધારૂં (રું)., પગથી (થિ) એ (યે), ઉ (ઊ) ડતી, ડું (ડૂં) કાણ. આ ઉપરાંત આગળનાં ચાર પાનાઓમાં ખાસ ભૂલો ભૂ (ભુ) લાઈ, થએ (યે) લો, ઉ (ઊ) ભો, પૂ (પુ) છાણ એ કહી શકાય.

**સુભગા** (પુસ્તકમાં સામાન્ય ભૂલો)-ગામડી (ડિ) યા, અંગુ (ગૂ) ઠો, છૂ (છુ) પાવી, ઉ (ઊ) ડતા, ખાત્રી (તરી) પૂ, (પુ) છાવો, ગું (ગૂં) થાઈ, શિ (શી) ખેલી, નુકશા (સા) ન, ઉ (ઊ)-જળા, પૂ (પુ) નરાવર્તન, વતિ (તી), રાજકિ (કી) ય, પટો (લટો) જુ (જુ) ડું, જરુ (રૂ) ર, રુ (રૂ) પ, શરુ (રૂ), જૂ (જુ) ઓ, કાબુ (બૂ), અતી (તિ).

(દરેક ઠેકાણે 'રૂ' કરવાને બદલે આવશ્યક જગ્યાએ 'રુ' લખવાનું પ્રચલિત થતાં રૂપિયા જરૂર, શરૂ, રૂપ એ શબ્દોમાં પણ 'રૂ' નો 'રુ' કરાય છે તે બરાબર નથી.)

**બ્રહ્મચર્યમીમાંસા**-(પાનું ૪ થું)-પૌરાણી-(ણિ) ક, ભુ (ભૂ) લ્યા, મહત્વ (ત્ત્વ) ઉ (ઊ) ર્મી (ર્મિ) લતા. રજુ (જૂ), મુસ્લી (સ્લિ) મ, જાતિ (તી) ય, કિ (કી) ર્તન, ઝુ (ઝૂ)-લતી, છુ (છૂ) ટ.

(આ પુસ્તકમાં તો જોડણી પ્રત્યે બિલકુલ જ

ધ્યાન નથી અપાયું.)

ઘરવરણું અને મનોહર (પાનું ૧ લું)-સુ-(સૂ) વા, ઉ (ળ) પડે, લોલૂ (લુ) પ, સ્હે-(સહે) જ, ઊ (ઉ) તારતો, કરૂં (રું)

હરિજનબંધુ (તા. ૨૮ : ૯:' ૪૦ નો અંક, પાનું ૨૩૦)-મુસ્લી (સ્લિ)મ, અંધાધું-(ધુ) ધી. (હરિજનબંધુમાં આ ભૂલો હંમેશની રહી છે.)

માતાજી સાથે વાર્તાલાપ (પાનું ૨જું)-ઉ(ઊ)તરો

નિસર્ગોપચાર – ચિત્રશાળા પ્રેસનું (માર્ગદર્શન પાનું ૧લું) જુ (જૂ) નો, મી (મિ) લ

મારુ જીવન અને કાર્યક્ષેત્ર (પાનું ૧લું) ઔદ્યોગી (ગિ) ક, ઉ (ઊ) ગી

(પુસ્તકમાં 'ખેડુત' એવી જોડણી બહુ વાર થઈ છે. તે શબ્દની જોડણી 'ખેડૂત' જોઈએ.)

નવી વસાહતનો વિકાસ (પાનું ૨ જું) વાલી (લિ) આ (પા), દી (દિ) શા, જી (જિ)લ્લો, થએ (યે)લું, પત્થ (થ્થ)ર, જૂ (જુ) ઓ

શોભના (પાનું ૪ થું) – તાળીયો (ઓ). ભૂ (ભુ) લાવે, સી (સિ)સોટી, ઉ (ઊં)ભરો

આખર ('બે બોલ'નું પાનું)-ઉ (ઊ) ભી, રજુ (જૂ), ઉં (ઊં) ચ, ઉ (ઊ) તરતો, દ્ર (દ) ષ્ટિ, (વાર્તામાં પાનું ૧-૨) આશિ (શી) ર્વાદ, ઉ (ઊ) જળા, જીં (જિં)દગી, ઉ (ઊ) ભી

જેલના કાયદા-જાગ્ર (ગૃ)તી (તિ), ક્રિયા (સા) નો, બી (બિ)ન, ઉ(ઊ)ભી

ઈન્કમટેક્ષ - (નિવેદનનું ૧લું પાનું) સમજુ(જૂ) તી, બેરી (રિ)સ્ટર' સોલી (લિ) સી (સિ) ટર, ઓ (ઑ) ફી (ફિ) સ, પૂરું (રું), ઉ (ઊ) ભી, અવ-હેવાર (રુ), બી (બિ) લ, જી(જિ)જ્ઞાસા.

લાવણ્ય ('બે બોલ'નું બીજું પાનું) ષ્ટી (ષ્ટિ) (ટિ) શ. (પૂંઠા પર નામ 'રવીન્દ્રનાથ'ની જોડણીમાં દીર્ઘ 'વી' હ્રસ્વ 'વિ' થયો છે, એ ભૂલ છે.)

આપદ્ધર્મ ('કવિ અને કાવ્ય'નું બીજું પાનું) છૂ (છુ) પાએ (યે) લું

પૈસા પ્રાપ્ત કરવાની કળા (પ્રકાશકના બે બોલનું પાનું) નહિં (હિ), મુસ્ત(લ્લત)વી, ખુ (ખૂ)લ્લતા, વ્હે (વહે) લા, મુ (મૂ)ર્ખાએ, રૂપી (પિ) આ (યા), કીં (કિં) મત, નિરૂ (રુ) ત્સાહિ (હી), જલ્દી (લદી), ખાત્રી (તરી), બિ (બી) જાં

આ બધાં પુસ્તકો 'શિષ્ટ' ગણાતા સાહિત્યનાં છે. તેમાં પણ એક એક પાના પર આટલી આટલી ભૂલો હોય તે આપણી ભાષાને શરમાવનારું કહેવાય. સ્વાભાવિક રીતે જ આશા રાખીએ કે આપણે જોડણી માટે ચિંતિત રહીશું.

## સિંધની ગૂજરાતીશાળાઓનો પ્રશ્ન

સિંધ સરકારે આ અગાઉ સરકારી ગ્રાંટ લેતી સિંધની બધી પ્રાથમિક શાળાઓમાં, જેમાં ગૂજરાતી શાળાઓ પણ આવી જાય, તેમાં સિંધી ભાષાનું ફરજિયાત શિક્ષણ દાખલ કરવાની નેમ બતાવેલી, પણ એ વિષે ઉહાપોહ જાગતાં તે નેમ બદલીને પાંચ વર્ષ પછી બિનસિંધી શિક્ષણ આપતી શાળાઓની ગ્રાંટ બંધ કરવાનો નિશ્ચય કર્યો છે. આમાંથી અંગ્રેજી ઉર્દૂ અને દેવનાગરી ભાષાને બાદ રાખી છે, એટલે કે પછી તો ગુરુમુખી, મરાઠી અને ગૂજરાતી શાળાઓ જ મુખ્યત્વે ગ્રાંટમાંથી બાકી રહે છે; આ સામે કરાચીના ગૂજરાતી સાપ્તાહિક પત્ર મહાગૂજરાતે જેહાદ ઉપાડી છે, અમે એમાં અમારો સાદ પુરાવીએ છીએ.

કરાંચીની ત્રણ લાખની વસ્તીમાંથી એક લાખ તો ગૂજરાતીઓ છે. ગૂજરાતીઓની ત્યાં બસો વર્ષથી વસ્તી છે. અત્યાર ૧૧ હજાર ગૂજરાતી બાળકો પંચાવન જેટલી પ્રાથમિક શાળાઓમાં ભણે છે. જો આ શાળાઓને સરકારી મદદ મળતી બંધ થઈ જાય તો એ ચાલવી અશક્ય થઈ પડે, અથવા તો આજે જેમ મોન્ટેસોરી બાલમંદિરો મોટી ફીઓ લઈને શાહુકાર માબાપોનાં થોડાં બાળકોને ભણાવે છે તે સ્થિતિ આવે.

આ લખનાર કરાચીમાં જ પ્રાથમિક શિક્ષણ પામેલ છે. એના વખતમાં ત્યાં ગૂજરાતી કેળવણી આવી હતી:

વીસ વર્ષ પહેલાં ત્યાં સરકાર કે મ્યુનિસિપાલિટી ગૂજરાતી બાળકોને કેળવણી કયા નિયમે આપતી તેનું મને જ્ઞાન નથી પરંતુ તેનાં પરિણામો મેં જોયેલ ને અનુભવેલ છે. નાનાં છોકરાં પૂરા રખડુ હોય ને મોટાં શહેરની તમામ નાની મોટી ગલીઓનાં જાણકાર હોય તે વાત સૌ કોઈ સ્વીકારશે. એમ અમે પણ રખડીને શહેરનું બધું જ્ઞાન મેળવેલ એ યાદદાસ્ત ઉપરથી કહું છું કે એ વખતે મારી ગણતરી પ્રમાણે તો પ.ચ સાત નિશાળો જ ગૂજરાતી બાળકોને માટે હતી. એ નિશાળો પણ વસ્તીવાળા અને સલામત રસ્તાઓથી ઘણે દૂર હતી. (બે ત્રણ જ્ઞાતિની નિશાળો હતી તે આ આરોપમાંથી બાદ રાખું છું.) ટ્રામ અને મોટરોના મોટા રસ્તાઓને વટાવીને અથવા તો ખૂબ ચાલીને જ આ નિશાળોએ પહોંચાતું. આટલી નાની સંખ્યાની અને આવા અગવડભર્યા સ્થાને આવેલી નિશાળોમાં બાળકો કઈ રીતે પહોંચી શકે? નિશાળ માટે આવાં સ્થળ પસંદ કરવાનું કારણ એ હશે કે ઝાઝા લત્તાઓ વચ્ચે એને લાવી શકાય.

હવે આજે જો સરકાર ગૂજરાતી નિશાળોને ગ્રાંટ આપતી બંધ થાય તો પ્રજાના ફાળા પર કેટલી નિશાળોને નિભાવી શકાય? એટલે પરિણામે વીસ વર્ષ પહેલાંની સ્થિતિ આવે, ઘણાં બાળકો પ્રાથમિક અક્ષરજ્ઞાનથી પણ વંચિત રહે.

પણ કેટલાક સહૃદયી ગૂજરાતીઓ પણ એમ પૂછે છે કે જે પ્રાંતમાં આપણે રહીએ તે પ્રાંતની ભાષા આપણને ન આવડે તે કેટલું બેહૂદું? આ પ્રશ્ન બરાબર છે. પણ પ્રાથમિક (કે માધ્યમિક પણ) શાળાના બાળકો પર આ બોજો નાખવાનો વિચાર કરવો એ વધારે બેહૂદું નથી? અત્યારે બાળકોને ગૂજરાતી ભાષા સાથે રાષ્ટ્રભાષા તો શિખવાય જ છે, માધ્યમિક શાળામાં આ ઉપરાંત અંગ્રેજી હોય છે, એથી આગળ સંસ્કૃત, ફારસી કે એવી કોઈ બીજી વધારાની ભાષા હોય છે. આની ઉપર સિંધીનો બોજો વધારવો એ બાળકો ઉપર જુલમ નથી?

ખરી રીતે પ્રાંતીય ભાષા શાળામાં નહિ પણ શેરીમાંથી જ શિખાય. ગૂજરાતમાં કોઈ પરપ્રાંતીયને શાળામાં આ રીતે ફરજિયાત ગૂજરાતી શીખવાતું નથી. મહારાષ્ટ્રમાં હમણાં એક ગામડામાં હું હતો ત્યાં નિશાળમાં અઢાર–વીસ જેટલાં ગૂજરાતી બાળકો થયાં કે તેમને માટે સરકારે ખાસ નિશાળની ગોઠવણ કરી. એમને મરાઠી આ રીતે ફરજિયાત શીખવું પડતું નથી. છતાં આ પ્રાંતોનાં પરપ્રાંતીય બાળકો આ પ્રાંતની ભાષા જાણતાં થઈ જ જાય છે. કરાચીમાં સ્થિતિ કેમ ઊલટી છે? કરાચીમાં એવા ઘણા દાખલા જોવા મળશે કે જેમાં સિંધી શાળામાં ભણતાં પરપ્રાંતીય બાળકો વર્ષો પછી પણ સિંધી બોલતાં નથી થઈ શકતાં. સહૃદયી જોનાર કહી શકશે કે આમાં વાંક બાળકોનો નહિ પણ એ પ્રાંતના લોકોનો જ કહી શકાશે સિંધીઓને જ પોતાની ભાષા બરાબર આવડતી નથી સિંધી વિદ્વાનો સિંધીને બદલે અંગ્રેજીમાં જ બોલવામાં અને લખવામાં ગૌરવ લે છે. સિંધી ભાષામાં કંઈ સાહિત્ય નથી કે સિંધીનો કંઈ એવો પ્રભાવ નથી કે જે પરપ્રાંતીઓને તે વાંચવા-શીખવા લલચાવે કે પ્રેરે કે એની એમની ઉપર અસર પાડે.

એટલે સિંધ સરકારે કરવાનું હોય તો એ કરવાનું છે કે એણે પોતાના પ્રાંતની ભાષાને પ્રભાવશાળી અને સાહિત્યસંપન્ન બનાવવી.

☆

# અવલોકનો

[ ૮૩ થી ૧૧૧ ]

## બાલસાહિત્ય

**હું રાજા થયો:** પ્રહ્‌લાદની વાર્તા.

**ગાવાની મજા**–સહેલાં ગીતો. તાલ સહેલાઈથી મળતો હોય તેવું બધાં ગીતોમાં નથી.

**વાંચવાની મજા**–ભાગ ૧ થી ૮–કાના માત્રા વિનાના બે અક્ષરથી બનતા શબ્દોથી શરૂ કરી જોડાક્ષર સુધીના શબ્દો અને સાદાં વાક્યો વાચવાના આવે ત્યાં સુધીનો ક્રમ આ નાનકડીક પુસ્તિકાઓમાં બહુ સરસ રીતે થયો છે.

શ્રી મૂળજીભાઈ ભક્ત અને મયાશંકર ત્રિવેદીની સંપાદિત ઉપરની બાલપુસ્તિકાઓ એક નવીન રીતની અને આવકારદાયક શરૂઆત છે. નાની સાઈઝ અને મોટા અક્ષરોમાં છપાયેલ લખાણ તદ્દન નાના બાળકોને વાંચવા લલચાવે તેવું છે. જોડણીની ભૂલો ઘણી છે તે તરફ ધ્યાન અપાવું જોઈતું હતું. મૂક્તિ વિજળી, એ ખોટી જોડણીના નમૂના તરીકે રજૂ કરું છું. ઉપરની દરેક પુસ્તિકાની કિંમત બે આના છે. પ્રાપ્તિસ્થાન: 'બાલમંદિર–ડાકોર' એ પ્રમાણે છે.

**બાલકુંજના પાઠો** પ્રકાશક પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વડોદરા, મૂલ્ય ચાર આના

ભારત વિદ્યાલય કરાડીના વિદ્યાર્થીઓના હસ્તલિખિત માસિક 'બાલકુંજ' માંથી કેટલાંક લખાણો, કવિતાઓ, વાર્તાઓ, વર્ણનો ઇત્યાદિનો આ સંગ્રહ છે. બાળકોને આ સગ્રહ એમનો પોતાનો જ લાગશે ને વાચવો ગમશે તેમ લાગે છે

**કલમની પીંછીથી:** લેખક: સ્વ ગિજુભાઈ.

**કાસમ ચાઉસ:** લેખક: હિંમતલાલ મર્ચંક

**હરતાં ફરતાં:** લેખક: સોમાભાઈ ભાવસાર

ઉપરની ત્રણે પુસ્તિકાઓ આપણી બાળ ગ્રંથમાળાના ચોથા વર્ષની છે, પ્રકાશક: નવચેતન સાહિત્ય મંદિર–અમદાવાદ અને સંપાદકો સોમાભાઈ ભાવસાર અને દિનેશ ઠાકોર છે, દરેક પુસ્તકનું મૂલ્ય ચાર આના અને દરેકનાં પાનાં ૪૦ છે.

ચોપડીઓની અંદરનું વસ્તુ તો સારું જ છે. શ્રી. ગિજુભાઈની ચોપડીમાં કેટલીક વ્યક્તિઓના સરસ વર્ણનો છે, શ્રી. મર્ચંકનો કાસમ ચાઉસ બાળકોને ગમ્મત કરાવનાર બને તેવો છે અને શ્રી સોમાભાઈએ હરતાં ફરતાં જે જોયું તે લખીને બાળકોને જોઈને વિચાર કરવાનો ઇશારો કર્યો છે. ત્રણે ચોપડીઓમાં ચિત્રો છે પણ કાગળો સારા નહિ હોવાથી ચોપડીઓ ઉઠાવદાર નથી લાગતી.

**બાલ ભજનાવલિ:** સંપાદક: શંકરલાલ કારંકાદાસ પરીખ; પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય ત્રણ આના.

પ્રાર્થના, ભજન, બોધ અને દેશભક્તિનાં બાળકોને સુપરિચિત થઈ ગયેલાં ગીતોનો આ સંગ્રહ છે.

### નવજીવનનાં પુસ્તકો

**જોડણી માટે ખિસ્સાકોશ:** સાર્થ જોડણીકોશ પછી જોડણી માટે ખિસ્સાકોશ બહુ યોગ્ય સમયે પ્રગટ થયો છે. એનું મૂલ્ય માત્ર છ જ આના છે. સહેજે શુદ્ધ કલ્પી ને શકાય તેવા ૧૩–૧૪ હજાર શબ્દો આમાં આપ્યા છે. પણ અમે તો આ કોશનો વપરાશ લગભગ એક માસથી શરૂ કર્યો છે, એટલા અનુભવે અમને લાગ્યું છે કે કેટલાક સંસ્કૃત તત્સમ શબ્દોને માટે મોટા કોશની જરૂર પડશે બીજું, આમાં નિયમાવલિ આપવાની જરૂરત જોવામાં નથી આવી, અમને લાગે છે કે એ કોશની સાથે જ આપી હોત તો વધુ ઠીક હતું. એ સમજ્યા પછી, કોશમાં, પછી ખાસ તો તત્સમ શબ્દો માટે જ જોવું પડત. એથી એટલાં સમય અને 'કડાકૂટ' બચત.

**પાપ, પુણ્ય અને સંયમ:** વિપાક, અંતકૃદ્દશા;

અનુત્તરૌપપાતિક દશાઃ–એ નામના ૧૧ મા, ૮ મા અને ૯ મા અંગગ્રંથોનો છાયાનુવાદ.

સંપાદક : ગોપાલદાસ જીવાભાઈ પટેલ

પ્રકાશક : જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ
c/o ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

મૂલ્ય : બાર આના.

**મંગલ પ્રભાત :** ( ગાંધીજી ) આવૃત્તિ પાંચમી. મૂલ્ય ૧। આનો. [ આ આવૃત્તિ સુધીની કુલ પ્રત ૬૫૦૦૦ ]

**મહાસભાનાં ગીતો :** ( ત્રીજી આવૃત્તિ ) સંપાદક : ચિમનલાલ પ્રા. ભટ્ટ, પાનાં ૯૬, મૂલ્ય ૧।। આનો.

**પ્રકીર્ણ :**

**જતિ :** ડૉ. એમ. ઓ. સુરૈયાએ અંગ્રેજ કવિ ગોલ્ડસ્મિથના 'હરમિટ' નામના કાવ્યનો કરેલો આ સમશ્લોકી અનુવાદ છે. અનુવાદ સરળ છે અને મૂળને પૂરો વફાદાર છે. પરંતુ ૪૦ કડીની એક કવિતાના અનુવાદની ૯૬ પાનાની ચોપડીને અઢી રૂપિયાની કિંમતની બનાવતાં પ્રકાશકની હિંમત ચાલી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે ! કાગળો, પૂઠું, સુશોભન એ બધું કદાચ એ કિંમતને યથાર્થ ઠરાવતું હશે પણ એથી કંઈ ચોપડી શોભીની બનતી હોય તેવું અહીં લાગતું નથી.

**રમલ :** ( અજ્ઞાત કવિઓનો કાવ્યસંગ્રહ ) મૂલ્ય પાંચ આના. પ્રકાશક : પ્રવીણચંદ્ર જીવનદાસ રૂપારેલ, ૩, માપડયા મહાલ, ઠાકુરદ્વાર, મુંબઈ–૪.

આ કાવ્યસંગ્રહ અજ્ઞાત કવિઓનાં કાવ્યોનો છે એટલું જ જાણ્યા પછી કોઈ કદાચ આને ખરીદતાં અચકાય પરંતુ જેઓને હજી પ્રસિદ્ધિમાં આવવા નથી મળ્યું તેવા કવિઓ પણ કેવું લખે છે તે જાણવાની ઉત્કંઠા સેવવા જેવી છે અને પ્રકાશકે એ ઉત્કંઠા પોષવામાં કોઈને બાધ ન આવે તે માટે પુસ્તકમાંનાં પાનાં, છપાઈ ઈત્યાદિ સુંદર બનાવેલ છે અને કિંમત ઓછી રાખેલ છે.

આ કાવ્યોમાંથી જોવા મળે છે કે છંદરચના બધાંમાં સારી છે, સરળ છે, અન્વય કરવો અટપટો થઈ ન પડે તેવી છે. કાવ્યો સાદાં ભાવનાત્મક જ મોટે ભાગે છે. થોડાં વર્ણનાત્મક છે તેમાંથી શ્રી. અશ્વિનનું 'દુષ્કાળભય' કાવ્ય સિદ્ધહસ્ત કવિની પ્રતિભા જેવું છે.

**જ્યોત મંડળ ( સુરત )ની પુસ્તિકાઓ:** જ્યોત, લગ્ન, માનવવિકાસ, વિગ્રહ અને આર્થિક યોજના–કિંમત દરેકની દોઢ આનો.

'જ્યોત' પુસ્તિકામાં બે ત્રણ ટચુકડા નિબંધો અને બે કવિતાઓ આપીને 'જ્યોતમંડળ'નો પરિચય કરાવ્યો છે, તે વાંચતાં લાગે છે કે આ મંડળ દેશને જરૂરી રચનાત્મક કાર્યક્રમ અમલમાં મૂકવાના વ્યવહારુ માર્ગનો આશ્રય લઈ રહેલ છે. એના તરફથી પ્રગટ થયેલી ઉપરોક્ત પુસ્તિકાઓમાં તે તે વિષયની સાદી છણાવટ છે.

**હિમાલયના પુણ્ય પ્રદેશમાં:** લેખક શ્રી. ડુંગરશી ધરમશી સંપટ; પ્રાપ્તિસ્થાનઃ મૂલરાજ લીલાધરની કં. જોડિયા બજાર, કરાચી. મૂલ્ય બાર આના. કાચું પૂઠું, ૩૨૪ પાનાં.

શ્રી. સંપટનું નામ આપણા સાહિત્યમાં ઘણું જ જાણીતું છે. તેઓ વેપારી છે છતાં સાહિત્યમાં અગાધ રસ ધરાવે છે. ગૂજરાતનાં અગ્રગણ્ય સામયિકો જેઓ જોતા હશે તેઓ જાણતા હશે કે શ્રી. સંપટ ઘણું લખે છે અને ઘણા વિષયોનું એમને જ્ઞાન છે. એમણે હિમાલયમાં પ્રવાસ કરેલો તેનું વર્ણન કરતું આ પુસ્તક રસાત્મક છે. કિંમતની દૃષ્ટિએ તે સસ્તું છે.

**સરસ્વતી પુરાણ :** સંશોધક અને વિવેચક : શ્રી કનૈયાલાલ ભાઈશંકર દવે; પ્રકાશક ; શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ. મુલ્ય બે રૂપિયા.

મૂળ સરસ્વતી પુરાણ તો ઘણું મોટું છે. તેમાંથી ઐતિહાસિક વિભાગ–સર્ગ ૧૫ મો અને ૧૬ મો સંશોધન કરી વિસ્તૃત વિવેચના સાથે આ પુસ્તકમાં રજૂ થયેલ છે. આ પુરાણમાં મુખ્યત્વે ગૂજરાતના ઈતિહાસ–સિદ્ધરાજ સોલંકીના ઈતિહાસ પર પ્રકાશ પડે તેવા અંશો છે.

**ખાદ્ય વસ્તુઓ વિષે બે બોલ** : પ્રકાશક : સેનિટરી એસોસિયેશન, અમદાવાદ મુલ્ય એક આનો.

શાકભાજી, વિટામિન્સ ઇત્યાદિ વિષે થોડું પણ ઉપયોગી જ્ઞાન આપીને શું અને કેવી રીતે ખાવું તે જણાવ્યું છે.

## સ્વીકાર

મેમણ એજ્યુકેશનલ એન્ડ વેલફેર સોસાયટીનો રિપોર્ટ અને હિસાબ : સને ૧૯૩૯–૪૦

**સરસ્વતી** : (ચીંચપોકલી, મુંબઈ નં. ૧૨) સ્ત્રી–ઉપયોગી વાંચન પૂરું પાડવા નવુ જન્મેલ માસિક પત્ર. વાર્ષિક લવાજમ રૂા. દોઢ.

તંત્રી : શ્રીમતી કનુમતી ત્રિવેદી.

**અરુણ** (વાર્ષિક) વર્ષ ૩ જું, અંક ત્રીજો. તંત્રી : મનસુખરામ વૈજનાથ દવે. પ્રકાશક : ગુજરાતી સાહિત્ય ઉત્તેજક મંડળ. પો. બો. ૭૬૬. નાઈરોબી (કેનિયા કોલોની–આફ્રિકા).

**વેડછી આશ્રમની પ્રવૃત્તિઓ** : સને ૧૯૩૯ નું વાર્ષિક નિવેદન. મૂલ્ય બે આના.

**શ્રી દિલ્હી ગુજરાતી સમાજ** : સંવત ૧૯૯૫–૯૬ નો વાર્ષિક અહેવાલ

**વ્યાયામ–રૌપ્યમહોત્સવ ખાસ અંક** : 'વ્યાયામ' માસિકનાં નામ અને કામ આપણને જાણીતાં છે. એના પ્રકાશનને ૨૫ વર્ષ પૂરાં થતાં આ ખાસ મોટો અંક પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. ખૂબ ચિત્રો અને વિદ્વાન લેખકોના સારાં લખાણોથી તે ઉપયોગી બન્યો છે. 'વ્યાયામ'ને હજી ઘણી સેવા કરવા દીર્ઘાયુષ મળો.

---

શ્રી. રમણલાલ એન્જિનીઅરનું નવું સરનામું
૧, કૃષ્ણ સોસાયટી, અમદાવાદ.

# બોલપટોનું સાહિત્ય

લેખકઃ શંભુપ્રસાદ સોમેશ્વર

## ૧. સાહિત્યમાં સિનેમાનું સ્થાન
## ૨. પુસ્તકો અને ફિલ્મો
## ૩. સંતચિત્રોની યથાર્થતા

શ્રી તંત્રીજી,

'ઊર્મિ' એક સાહિત્યનું માસિક છે એટલે સ્વાભાવિક રીતે જ એમાં સાહિત્ય વિષયક જ લેખો–વાર્તાઓ ઇત્યાદિ પ્રગટ થાય. પરંતુ ઊર્મિના ધ્યેય-મંત્ર તરીકે 'સાહિત્ય અને સંસ્કારનું માસિક' એ શબ્દો મૂકવામાં આવે છે એટલે જેને સામાન્ય રીતે સાહિત્યની વ્યાખ્યામાં નથી સમાવવામાં આવતી પણ જે સાહિત્યની પેઠે સંસ્કારના ઉદ્દીપનનું એક જબરદસ્ત સાધન છે તે બાબત–સિનેમા વિષે ઊર્મિમાં લખવાની હિંમત કરું છું, અને એ કહેવાની પણ ધૃષ્ટતા કરું છું કે જેમ પુસ્તકોનાં અવલોકનો 'ઊર્મિ'માં નિયમિત રીતે રજૂ થાય છે તેમ સિનેમાચિત્રોનું અવલોકન પણ કરવામાં આવે.

સિનેમા–અવલોકન ઊર્મિમાં શોભે નહિ એમ જો આપ કહેતા હો તો આપની એ વાત સાથે હું સંગત નહિ થઈ શકું. એનાં મારી પાસે કારણો છે. આપ તો ઘણા વિદ્વાન સાહિત્યકારોના પરિચયમાં હશો, ગૂજરાતનું નબળું ને સબળું જૂનું અને નવું બધું સાહિત્ય આપે વાંચ્યું હશે, વિવેચકોનાં ગ્રંથ વિવેચનો આપે ઝીણવટથી વાંચ્યાં હશે, આપને એ માહિતી હોવી જ જોઈ એ કે આજે સાહિત્યનું કોઈ પણ સામયિક નૃત્ય, ચિત્ર, સંગીત, સ્થાપત્ય, શિલ્પ, રંગભૂમિ, રેડિયો અને ગ્રામોફોન રેકોર્ડો સુદ્ધાંનું વિવેચન પ્રગટ કરવામાં યથાર્થતા માને છે, સન્માનીય સાહિત્ય–વિવેચકોએ આ વસ્તુઓ પર વિસ્તૃત વિવેચનો લખ્યાં પણ છે. જો આ બધી બાબતો આવી શકે તો સિનેમા કાં નહિ? કેટલાંક સાહિત્યિક સામયિકોમાં સિનેમા ચિત્રોનાં અવલોકન આવે પણ છે. (મને એમાં ઊણપો બહુ લાગે છે, પણ તે વાત અહીં નહિ કરું) હવે કેવળ ગ્રંથસ્થ વાણી એને જ નહિ પરંતુ સંસ્કાર અને શિક્ષણને પ્રેરતાં તમામ બળોને 'સાહિત્ય' શબ્દમાં સમાવવાં પડશે. એક કાળ એવો હતો કે જ્યારે ગ્રંથસ્થ અથવા કંઠસ્થવાણી એ જ સંસ્કાર અને શિક્ષણ પર જોરદાર અસર કરનારાં તત્ત્વો હતાં. પણ હવે એ મર્યાદા ઘણી આગળ વધી છે. સાહિત્યિક સામયિકો કે જેઓ વિવેચનાનું પણ કાર્ય કરે છે તેમણે કલા, સૌંદર્ય, કેળવણી અને એવી બીજી બાબતોને ઘડતી શક્ય એટલી બધી બાબતોને પોતાનાં પાનાઓ પર તપાસવી જોઈએ.

મારી આ વાતને આપ સમજી શકશો ને મારું લખાણ ઊર્મિમાં પ્રગટ કરશો એવી આશા સાથે સિનેમાચિત્રો વિષે થોડું લખીને હું મોકલું છું જો આપ મારું આ વખતનું લખાણ પ્રગટ કરશો તો હું ધારીશ કે આપ મારાં હવે પછીનાં આ જાતનાં લખાણોને પણ પ્રગટ કરતા રહેશો, એટલે હું નિયમિત રીતે લખવા પ્રેરાઈશ.

× ×

આજે જ્યારે બેકારીની આટલી બધી બૂમો પડે છે, આજે જ્યારે બજારો મંદીની જબરી મૂંઝવણમાં છે, આજે જ્યારે લોકો કહે છે કે અમને વાંચવાનો વખત નથી, પુસ્તકો ખરીદવાની અમારી શક્તિ નથી, ભલે ચાર આનાનું પુસ્તક પણ વાંચ્યા પછી એને સાચવવાને અમારા કબાટમાં જગ્યા નથી, ત્યારે ઠેર ઠેર સિનેમા–ટિકિટ-બારીઓ ઉપર લોકોની ભીડ મચેલી જોવામાં આવે છે, હજી જો ટિકિટબારી ઉપર વ્યવસ્થિત રીતે ટિકિટ લેવી પડે તેવી યોજના નથી થઈ ત્યાં લોકો એક ઉપર એક એમ ચડીને, કોઈનો હાથ, કોઈની ગરદન અને કોઈનું માથું ભાંગીને બારીએ પહોંચવા મથે છે, ચાર આનાની ટિકિટના ૭ આના આપે છે, એટલા ભાવે પણ એ ન મળતાં સાત આના, નવ આના અને શક્તિથી

ક્યાંય ઉપર જઈને ચૌદ આના અને અઢાર આના પણ ખરચી નાખે છે, એક ચિત્ર એકથી વધુ-ચાળીસ વખત પણ જોયાના દાખલા મળે છે. ભયંકર ગીરદીમાં બંધ થિયેટરમાં ગંદા શ્વાસોચ્છ્વાસો, બીડીના ધુમાડા, પાનની પિચકારીઓ ને ગજાના બળખામાં ગુંગળાઈને પણ બેસવા માટે લોકો આતુર હોય છે. અઠવાડિયાંઓ ને મહિનાઓ સુધી એક ફિલ્મ ચાલે છે, સિનેમા–માલિકોને, ફિલ્મ બનાવનારાઓને અને વહેંચનારાઓને હજારોની કમાણી થાય છે!

આ વર્ણન કંઈ નવું નથી. સૌ જાણે છે. શું કારણ છે કે પુસ્તકોની બજાર છેક આવી મંદ છે, ઉચ્ચ સાહિત્યકારની સારી કૃતિ–નવલકથા કે વાર્તા પણ હજાર પ્રતની એક આવૃત્તિ ત્રણ ચાર વર્ષે પણ નથી ખપતી અને સિનેમા પાછળ લોકો આટલા ગાંડા થાય છે?

કારણ છે ચિત્તંત્રને પકડી લેવાનો ચિત્રનો ગુણ. જ્યારે કોઈ નવલકથા કે વાર્તાની ઘટનાઓ જોશભેર વહેતી હોય છે ને નજર સામે જ બનાવો ઝડપથી બનતા ચાલ્યા જતા હોય એવું હૂબહૂ ચિત્ર તેમાંથી ખડું થાય છે ત્યારે તે નવલકથા સૌથી વિશેષ આર્ષણ કરે છે, લોકો ફરી ફરીને એ વાંચે છે. જાણે વાંચકના જ જીવનમાંથી ખેંચી કાઢી હોય તેવી હૃદયંગમ વાતો લેખક જ્યારે રજૂ કરે છે, લેખક વાંચકને પોતાનામાં એકતાર કરી દે છે ત્યારે તે લેખકના લેખનને વાંચતાં વાંચક ધરાતો જ નથી. વાંચકની કામનાઓને, એની શુભ વૃત્તિઓને અને એનાં સ્વપ્નો અને ભાવનાને જે લેખક વ્યક્ત કરી આપી વાંચકને છાનો ઊંડો આનંદ આપે તે લેખકને વાંચક છોડશે નહિ. મુનશી, કાકાસાહેબ અને રમણલાલ આવા લેખકો છે એમની કૃતિઓ આપણે ત્યાં વધુ વંચાય છે તેનું આ કારણ છે.

પણ છતાં યે એમનાં પુસ્તકો ફિલ્મ જેટલી આવક કેમ નથી આપતાં?

ન આપી શકે, કારણ કે એ લખાણો ગમે તેટલાં જીવંત હોય છતાં એ નિર્જીવ અક્ષરોમાંથી સર્જાયાં છે જ્યારે ફિલ્મ સજીવ પાત્રોથી તૈયાર થઈ છે. ફિલ્મમાં તો પ્રેક્ષક પોતાની સામે ભાવોને જુએ જ છે. વાંચતા વાંચતા તો જો એવું ચિત્ત અભિમુખ ન હોય તો સજીવ લખાણ પણ એના ચિત્તને જરા યે સ્પર્શ કરશે નહિ ને લખાણ 'કચરો' લાગશે જ્યારે પ્રત્યક્ષ ચિત્ર તો કલાત્મક રીતે પ્રત્યક્ષ ભાવો, લાગણીનાં સ્પંદનો, પ્રકૃતિદર્શનો, સુમધુર વાણી અને ગીતો એ કલાકમાં તો કોઈક પળે એને બધું ભુલાવીને પોતાની તરફ ખેંચી જ લેશે. અલબત્ત, એવા પ્રસંગો આવે છે ખરા કે જેમાં માનસિક - સ્થિતિ બહુ જ વિષમ હોય ને આખા ચિત્ર દરમિયાન એક વાર પણ તેણે પ્રસન્નતા ન અનુભવી હોય, પણ આવા પ્રસંગો અતિ જૂજ હોય છે, કોઈ વાર એમાં ચિત્રનો પણ દોષ હોય છે.

કોઈવાર એવું બને છે કે સારા લેખકની વાર્તાઓ પુસ્તક વાંચતાં જેવી મનોરમ લાગે તેવો ફિલ્મમાં તેમનો ઉઠાવ નથી થતો પરંતુ ત્યાં કારણભૂત હોય છે ચિત્રનિર્માતાઓ. દિગ્દર્શન, અભિનય, સ્વર નિયોજન, ફોટોગ્રાફી, સેટિન્ગ્સ એ બધાં પણ ઘણો ભાગ ભજવે છે. જો સજીવ પાત્રો પણ દોરી પર નાચતાં નિર્જીવ પૂતળાં જેવાં લાગે તો ફિલ્મની બધી અસર મારી જાય. વાસ્તવ જીવનમાં જેવું અનુભવાતું હોય તેવું જ જો ચિત્રમાં અનુભવાય તો ચિત્ર અવશ્ય આકર્ષણ કરે છે. એવું જેમાં નથી થતું તે ચિત્ર નિષ્ફળ જાય છે ચિત્રનિર્માતાને તેમાં પુસ્તકપ્રકાશકની પેઠે જ પ્રમાણમાં મોટી ખોટમાં જવું પડે છે.

સારા લેખકની વાર્તા પરથી ઊતરેલા નિષ્ફળ ચિત્ર જોવા જનારાઓની પણ સંખ્યા ઠીક ઠીક હોય છે, એટલું પ્રમાણ પુસ્તકના ખરીદનારાઓનું નથી હોતું તેનું કારણ પુસ્તકની મોટી કિંમત હોય છે. જો પુસ્તકોએ ફિલ્મ જેટલું આકર્ષણ કરી લીધું હોત ને એની કિંમત એટલી હળવી હોત તો લોકો ઝાઝો કંઈ વિચાર કર્યા વિના સામેથી ખરીદવા આવીને પણ પુસ્તકો લઈ જાત ને વાંચત. વળી ફિલ્મમાં તો એ સગવડ છે ને બોલતી થયા પછી સવિશેષ કે એ અભણ અને ભણેલ સૌ સરખો આનંદ લઈને જોઈ શકે છે.

[ અપૂર્ણ ]

ઊર્મિ

વર્ષ ૧૦ · અંક ૧૦ —— સાહિત્ય અને સંસ્કારનું માસિક —— જાન્યુઆરી · ૧૯૪૨

# સંસ્કારની ભૂમિકા

જીવનના સર્વસામાન્ય વ્યવહારો શબ્દોથી ચાલે છે. કોઈને પાણી પીવું હોય તો તે પવાલું ચીતરવા બેસતો નથી, પણ શબ્દો વડે પોતાની જરૂરિયાત દર્શાવે છે. એટલે આ પ્રમાણે સામાન્ય વ્યવહારની સાંકળ શબ્દો સાથે જોડાયલી છે. સામાન્ય વ્યવહાર માટે જેમ શબ્દોની જરૂર પડે છે, ને માણસ તે ઘડે છે ને વાપરે છે, તે જ પ્રમાણે માણસ પોતાનાં વ્યક્તિગત સુખદુઃખ, અનુભવ, ઊર્મિ, સંવેદન, લાગણી, ભાવના, વિચાર, પ્રેરણા—એ સઘળાંને પણ દર્શાવવાનો પ્રયત્ન કરે છે. એ એમ કરે છે, ત્યારે કહી શકાય કે, માત્ર પોતાનો જ સ્વાર્થ કે પોતાની ભૌતિક જરૂરિયાતો માટે જ નહિ પણ કાંઇક સામાન્ય સંસ્કારભૂમિકાના સર્જન માટે પણ એનો એ પ્રયત્ન છે. આવો પ્રયત્ન કરવા માટે શબ્દો સિવાય બીજાં પણ ઘણાં સાધનો છે. શિલ્પી પોતાનો એવો પ્રયત્ન શબ્દો કરતાં પથ્થર દ્વારા વધારે સારો કરી શકે છે. એને શબ્દના માધ્યમ કરતાં પથ્થરનું માધ્યમ વધારે અનુકૂળ છે. એ કેવળ વ્યક્તિગત શક્તિનો પ્રશ્ન છે. કોઈ ચિત્રકારને પોતાનું વિચારદર્શન, કુદરતી રીતે જ, રંગરેખા દ્વારા દર્શાવવું વધારે અનુકૂળ થઈ પડે. પણ સર્જનનું માધ્યમ ફરવાથી, સર્જનનું મૂલ્યાંકન ફરી જાય એમ માનવું એ તો ભ્રમ છે. સર્જનનું મૂલ્યાંકન એણે દર્શાવેલ વિચારસમૃદ્ધિમાં ને ભાવનાસૃષ્ટિમાં રહ્યું છે. જેમાં હાથને પથ્થર સાથે કે ટાંકણા સાથે કે પીંછી સાથે કે કોઈ પણ એવા સાધન સાથે બાંધવો પડે, અને તેથી જે ક્રિયા કરવી પડે એ ક્રિયાત્મક સર્જન—અને જેમાં શબ્દ જેવા અમૂર્ત પદાર્થ સાથે સંબંધ બાંધીને ક્રિયા થાય તે અક્રિયાત્મક સર્જન, એવા બે વિભાગો તો દેખીતી રીતે જ અકુદરતી છે. કારણ કે એ ક્રિયા જે વડે થાય છે તે 'જે'નું જ ખરું વર્ચસ્વ એ ક્રિયામાં રહેલું છે. અને એનું મૂલ્યાંકન પણ એ ક્રિયાને લીધે નહિ કે ક્રિયાને માટે પણ નહિ, પણ જે પ્રેરિતભાવના વડે એ ક્રિયા સરજાય છે એ પ્રેરિતભાવના ઉપર અવલંબે છે. એ પ્રેરિતભાવના અમંગલ ને દુષ્ટ હોય તો ક્રિયા એવી જ થવાની, એ પ્રેરિતભાવના ઉપાસનાથી સિદ્ધ થયેલી ને તપથી વિશુદ્ધ બનેલી હોય તો તેના દ્વારા થતી ક્રિયા પણ માંગલ્યકારી હોઇ શકે.

એટલે ક્રિયાત્મક સર્જકશક્તિ એ કેવળ ક્રિયામાં વસી છે એમ માનવું એ ભૂલ છે. ક્રિયા તો માત્ર વિચારસૃષ્ટિનો–મનોસૃષ્ટિનો–પડઘો છે. અને તેથી જીવનમાં ક્રિયાનું લેશ પણ ઓછું ગૌરવ આંક્યા વિના કહી શકાય કે, જે અમૂર્ત પદાર્થદ્વારા–શબ્દોદ્વારા–વિચારશુદ્ધિ અને મનોશુદ્ધિ શિખવાય છે તે શબ્દોનું પણ જીવનમાં કાંઈ ઓછું સ્થાન નથી શબ્દોના સમ્યક્દર્શન વડે જ માણસ પોતાની જાતને સામાન્ય સંસ્કારભૂમિકા માટે તૈયાર કરી શકે. આપણે જોઈએ છીએ કે કોઈ પણ સામાન્ય લેખક કરતાં, કોઈ પણ પોલીસ ઑફિસર કે પબ્લિક પ્રોસિક્યુટર પાસે મનોવિજ્ઞાનના ઘણા વિચિત્ર કિસ્સાઓ હોય છે, પણ એમની પાસે શબ્દની શક્તિ નથી, તેમ જ એ કિસ્સાઓમાં રહેલ ધ્વનિ કે અર્થ સમજવાની સામાન્ય સહાનુભૂતિ નથી. એટલે ચોવીસે કલાક ક્રિયામાં જ રહેવા છતાં તેઓ પોતાની ક્રિયાને જનકલ્યાણમાં કોઈ રીતે ઉપયોગી કરી શકતા નથી એ દૃષ્ટિએ, ભલે આપણે શબ્દઅભ્યાસના અતિરેક પ્રત્યે અંગુલિનિર્દેશ કરીએ, પરંતુ 'સાહિત્ય' એ પણ એક પ્રકારનો જીવનકલાનો પ્રયોગ છે, અને એનું ક્ષેત્ર શિલ્પ કે ચિત્ર જેટલું વિશાળ નથી, છતાં એમાં પણ સામાન્ય સંસ્કારભૂમિકાની રચના કરવાનાં બીજ રહ્યાં છે, એ પ્રત્યે ઉદાસીન ન રહીએ.

એટલું જ નહિ, એમ પણ કહી શકાય કે, સામાન્ય સંસ્કારભૂમિકાની રચના કર્યા વિના, આપણે ત્યાં વિશિષ્ટ પ્રયોગો થવાથી જ, પ્રજાની સંસ્કૃતિનો હ્રાસ થઈ રહ્યો છે. એક સોમપુરો પથ્થર ઘડનારો, તમે કહેશો તેવી મોઢેરાની સુંદરી થાંભલામાં કોતરી દેશે, પણ એ સુંદરીનું એને મન પ્રજાસર્જનમાં શું સ્થાન છે? અને એ સુંદરી એને માટે ત્રણ શેર અનાજ કરતાં વધારે શી કિંમત ધરાવે છે? ટાગોરની એક 'ચાંડાલિકા' નામે નાની નાટિકા એક મિત્રે જોવા આપેલી. તેમાં ચાંડાળકન્યાને પોતાને ખબર નથી કે પોતાનામાં કેટલું રૂપ છે. એ તો એક પ્રકારની લઘુગ્રંથિથી પીડિત બની પોતે કાંઈ નથી, ક્ષુદ્ર છે, સમાજમાં કાંઈ નથી, એ વિચારમાં જ મગ્ન છે. ભગવાન તથાગતના શિષ્ય આનંદે એક દિવસ કૂવા ઉપર એના પાસે આવી પીવાનું પાણી માગ્યું. બસ, તે દિવસથી એને થયું કે હું પણ કાંઈક છું, પાણી આપવું એ પણ કાંઈક સુંદર ક્રિયા છે. એને આનંદે કહેલા શબ્દો વારંવાર સાંભરે છે, 'ચાંડાલ તો ત્યાં છે, બ્રાહ્મણના અંતર્માનસમાં, તારા અંતર્માનસમાં કે મારા અંતર્માનસમાં.'

એવું જ કાંઈક આમાં પણ નથી? ક્રિયાને હણી નાખનારા શબ્દપંડિતો હશે તો શું ક્રિયાને સરજનારા શબ્દપંડિતો નહિ જ હોય?

'ક્રિયા દ્વારા કેળવણી' એ વિચાર પાછો એક બીજો અતિરેક ન સરજે એ જોવાનું આવશ્યક છે. ક્રિયા દ્વારા કૌશલ્ય પ્રાપ્ત કરનારમાં એક પ્રકારની કલાસાધના આવે છે. પણ એ પોતાની કલાસાધના વધારે સુંદર રીતે વ્યક્ત કરી શકે માટે એણે પણ 'સામાન્ય સંસ્કારભૂમિકા'નો પરિચય તો સાધવો જ જોઇએ-અને એ સંસ્કારભૂમિકા સાહિત્ય આપે છે.

'સાહિત્ય' સામાન્ય સંસ્કારભૂમિકા તૈયાર કરે ત્યારે જ અનેક ક્ષેત્રના અનેક કલાવિદોનો લોકો પરિચય પામે એ ખરી વસ્તુસ્થિતિ છે; એ દૃષ્ટિએ સાહિત્યનો પરિચય એ તો જલ અને અન્ન જેવો નિત્યનો માનસનો ખોરાક ગણાવો જોઇએ, અને એની પસંદગીમાં વિવેક કરવાની અથવા વિવેક રખાવવાની ફરજ તો વિવેચકોની છે--એવા વિવેચકો, જે તટસ્થ રહેવાની શક્તિ ધરાવતા હોય.

ધૂમકેતુ



# खलिल जिब्रान

श्री· काकासाहेब कालेलकर

સુપ્રસિદ્ધ આયરિશ કવિ એ-ઈ. (જ્યોર્જ રસેલ)એ ખલિલ જિબ્રાનની તુલના શ્રી. રવીન્દ્રનાથ ઠાકુર સાથે કરી છે.

જે રીતે શ્રી. રવીન્દ્રનાથ ઠાકુરે કાલિદાસ વિષેના કવિ ગટેના એક સુભાષિતનો વિસ્તાર કરીને ત્રણ વિશ્વકવિઓનું સંમેલન સાધ્યું છે એ જ રીતે શ્રી. એ-ઈ.એ પણ પોતાના એ અભિપ્રાય દ્વારા આધુનિક કાળના ત્રણ સર્વોચ્ચ ચિંતકોનું સંમેલન કર્યું છે.

આયર્લંડ, આર્મિનિયા અને હિંદુસ્તાન, આ ત્રણે દેશોમાં લગભગ એક જ પ્રકારની ધારાઓ કેમ વહે છે તે કહેવું જરા મુશ્કેલ છે. એ-ઈ.નું 'ઇન્ટરપ્રિટર્સ' ખલિલ જિબ્રાનનું 'દિ પ્રોફેટ' તથા શ્રી. રવીન્દ્રનાથ ઠાકુરનું 'ગીતાંજલિ' વિશ્વસાહિત્યમાં ચોક્કસ સ્થાન પામી ચૂક્યાં છે. શ્રી. રવીન્દ્રનાથ ઠાકુરે શરૂઆત કરી કવિતાથી, પરંતુ વધતાં વધતાં એ તો સર્વાંગપરિપૂર્ણ ચિંતક અને સમાજહિતૈષી થઈ ગયા છે. એ-ઈ. કવિ પણ હતા, સામાજિક ફિલસૂફ પણ હતા, અને સાથે સાથે સમાજસેવક પણ હતા. ખલિલ જિબ્રાન લાંબું ન જીવ્યા. આ દુનિયામાં એમણે પૂરાં પચાસ વર્ષ પણ ન વિતાવ્યાં; પણ એટલા ટૂંકા ગાળામાં યે એમણે આર્મિનિયા અને પૂર્વ એશિયાના પેગંબરોની પરંપરા હસ્તગત કરી લીધી હતી અને પોતાની કાવ્યશક્તિથી એમાં જીવન આણ્યું હતું. રવીન્દ્રનાથ અને ખલિલ જિબ્રાનમાં બીજું પણ એક સામ્ય છે. સાહિત્યકાર અને સાથે સાથે ચિત્રકાર પણ બનવાનો દુર્લભ સુમેળ બન્નેએ સિદ્ધ કર્યો છે, જો કે આમાં થોડોક ફેર તો છે જ. રવીન્દ્રનાથની ચિત્રકળા એમની

વિભૂતિ જેવી જ વિવિધ અને અકળ છે, ખલિલ જિબ્રાનની ચિત્રકળા ગૂઢ હોવા છતા એકરૂપ છે

જુદા જુદા આકારોમા સૌંદર્ય નિર્માણ કરતા ઈશ્વરે પાસાદાર રત્ન અને ચમકતા તારા બનાવ્યા પ્રસન્ન ફૂલ અને ઘાસના પાંદડા બનાવ્યા રસપૂર્ણ અને આકર્ષક સુવર્ણા ફળ બનાવ્યા આકાશમા ઊડનાર પક્ષી અને ચચળ વાદળા પણ બનાવ્યા આમ એણે સૌંદર્યની અપાર વિવિધતા રજૂ કરી છે આ બધી પૂર્વસાધના પૂરી કર્યા પછી પોતાની પરિપક્વ કળાના બળે વિધાતાએ મનુષ્યશરીર નિર્માણ કર્યું જ્યારે મનુષ્યશરીરમા વિકારરહિત પાપરહિત પ્રસન્નતા પ્રગટ થાય છે ત્યારે મનુષ્યશરીરના સૌંદર્યનો ઉત્કર્ષ એની ચરમ કોટિએ પહોંચી જાય છે ખલિલ જિબ્રાન આ મનુષ્યશરીરના સૌંદર્ય, સૌષ્ઠવ અને લાવણ્યનો એકનિષ્ઠ પૂજારી છે જ્યા પવિત્રતા છે, પ્રાકૃતિક પ્રસન્નતા છે ત્યા કપડાની જરૂર રહેતી નથી જાનવરો કપડા નથી પહેરતા માટે જ એ બેડોળ કે ભૂંડા નથી લાગતા પક્ષી પોતાના પ્રાકૃતિક શરીરને ઢાંકી દેવાનો કશો જ પ્રયત્ન નથી કરતા તે માટે જ એ અશ્લીલ નથી દેખાતાં ફૂલો પાસે એમના દેહનુ એક પણ અંગ ગોપનીય નથી હોતુ એમનુ આપસનુ મિલન પણ ગુપ્ત ન રહેતા એક ઉત્સવનુ રૂપ ધારણ કરે છે મનુષ્યના નાના નાના બાળકો પણ નિર્દોષ સરળ વૃત્તિને કારણે એમના સૌંદર્ય, પ્રસન્નતા ને પવિત્રતાનો કાંઈક એવો રાસાયણિક સુમેળ સાધે છે કે એમની અવસ્થા જોતા જ આપણુ હૃદય કોમળ, ઉન્નત અને સંસ્કારસંપન્ન બની જાય છે મનુષ્યના નાના શરીરમા ફળફૂલ પશુપખી જેવી નિર્વ્યાજ મનોહરતા અને પવિત્રતા અર્પણ કરવાની શક્તિ ખલિલ જિબ્રાનમા જેવી છે તેવી રોડિનમા છે કે કેમ એ કહેવુ મુશ્કેલ છે

ખલિલ જિબ્રાન બલિષ્ઠ કલ્પનાશક્તિવાળો કવિ છે એક કરતા વધુ ભાષાઓનો શબ્દસ્વામી છે ગદ્યકાવ્યની એક નવી જ શૈલીનો એ નિર્માતા છે મનુષ્યહૃદયનો કુશળ પરિચાયક છે

આટલુ હોવા છતા એનો સાચો પરિચય તો જ્ઞાની યા સૂફી સંતથી જ આપણને મળી શકે એમ છે પ્રાચીન કાળના પેગંબરો જ્યારે જ્યારે જીવન રહસ્યને અંગે ઉપદેશ આપતા ત્યારે ન્યાઓનું ઉપજીવન કરી દૃષ્ટાંત કે રૂપકની ભાષામા જ તેઓ તે સમજાવતા ખલિલ જિબ્રાને પણ પોતાના 'મૅડ મૅન' —પાગલ—અને 'વૉન્ડરર'—અતિથિ—મા ફૂલો જેટલા નાજુક અને પ્રેમ જેવા હૃદયવેધક દૃષ્ટાંતો જ આપ્યા છે જ્ઞાની અને સૂફી માણસો જ્યારેજ્યારે બોલે છે ત્યારે બદામ અને સાકર જેવા મિષ્ટ અને પૌષ્ટિક સુભાષિતો જ દુનિયા સમક્ષ રજૂ થાય છે ખલિલ જિબ્રાન તો સુભાષિતોનો અપ્રતિમ રત્નાકર છે એના 'સૅન્ડ ઍન્ડ ફોમ' મા એણે જે સુભાષિતોના રત્નો વેર્યાં છે તે વાચતા શ્રી રવીન્દ્રનાથ ઠાકુરના ફાયર ફ્લાઈઝ'નું સ્મરણ થાય છે

નિરકુશ કવિતાની જ્વાળાઓ જો જોવી હોય તો ખલિલ જિબ્રાનનું 'અર્થ ગૉડ્ઝ' વાચવુ જોઈએ વાચતા વાચતા મનમા એમ થાય છે કે આટલી બધી દૃષ્ટિ આટલી બધી વિરૂપ અભિરુચિ કવિહૃદયમા આવી ક્યાથી? જાણે વિશ્વના આ રગમચ ઉપર દેવ અને દાનવ, તોફાન અને સહાર—બધાનું તાડવનૃત્ય ચાલી રહ્યુ હોય ને ભગવાન પોતે એનો આસ્વાદ લઈ રહ્યા હોય તથા કવિને તાન બજાવવા પ્રેરણા કરી રહ્યા હોય એવો ભાવ ત્યા ઊભો થાય છે!

ફક્ત એક જ પુસ્તકમા ખલિલે જમીન ઉપર ઊતરવાનુ મજૂર રાખ્યુ છે એમા પણ એની પ્રતિભાએ પોતાનો એક વિશેષ માર્ગ કાઢ્યો છે ઈશુખ્રિસ્તની પોતા તરફથી એક નવી સ્વતત્ર પ્રતિમા તૈયાર કરવાનો વિચાર એને થયો હશે એણે ઈશુ ભગવાનના સમકાલીન એવા અનેક લોકોને બોલાવી બોલાવી તેમને પોતપોતાની જુબાનીઓ દેવાની ફરજ પાડી છે જેમ આપણે ત્યા શ્રી મૈથિલીશરણે પોતાના 'દ્વાપર' પુસ્તકમા ભિન્ન ભિન્ન લોકો પાસે શ્રીકૃષ્ણ વિષેના એમના હૃદયના ભાવો વ્યક્ત કરાવ્યા છે તે જ રીતે જિબ્રાને પણ પાયલેટની સ્ત્રી પર્શિયાના ફિલસૂફ સામા ન્યા મેગડેલિન વગેરે અનેકને મોઢે ઈશુ વિષે એમનો પોતાનો શો મત–અભિપ્રાય હતો તે બધુ કહેવરાવ્યુ છે

* * *

પ્રસ્તુત પુસ્તક 'દિ પ્રોફેટ' 'નબી કી અલ્‌વિદા' અથવા 'જીવનસંદેશ'માં ખલિલ જિબ્રાને જીવનનાં ભિન્નભિન્ન પાસાં વિષેના પોતાના તમામ વિચારો રેડી દીધા છે. એમાં જે કાંઈ બાકી રહી ગયું, જે વ્યક્ત કર્યા વિના ખલિલથી રહેવાતું નહોતું, તે પરિશિષ્ટના રૂપમાં એના 'ગુરુનો બાગ' 'દિ ગાર્ડન ઑફ દિ પ્રોફેટ'–માં એણે લખી નાખ્યું છે. એટલું કાર્ય પૂરું થયા પછી જ એ વાદળા જેવો પાતળો અને વિરલ બનીને આ વિશ્વાકાશમાં વિલીન થઈ ગયો.

'જીવનસંદેશ'નું પુસ્તક લોકોને જેટલું ગમે છે તેટલું 'ગુરુનો બાગ' નથી ગમતું. અને એમાં કશું આશ્ચર્ય પણ નથી. 'જીવનસંદેશ'માં એક નવી જીવન-સ્મૃતિ છે, જ્યારે 'ગુરુનો બાગ'માં તો જીવનરહસ્ય અને જીવનકાવ્ય ઠસોઠસ ભરેલાં છે. એ માટે તો મન અને હૃદયની કોઈક વિશેષ પ્રકારની પાચન-શક્તિની જરૂર પડે.

'જીવનસંદેશ'માં એક નામમાત્રનું કથાનિરૂપણ કરી એના પાતળા દોરાને આધારે જીવનનાં ભિન્નભિન્ન ક્ષેત્રોમાં પ્રકાશ નાખે તેવા વિચારો અને સિદ્ધાન્તો ગૂંથી દીધા છે. પ્રેમ, લગ્ન, બાળબચ્ચાં, આદાન–પ્રદાન, ખાનપાન, મહેનતમજૂરી, સુખદુઃખ, ક્રયવિક્રય, ગુનો અને સજા, કપડાં અને મકાન, વિચાર અને વિકાર, કાયદો અને સ્વાતંત્ર્ય, શિક્ષણ અને આત્મ-પરિચય, શુભ અને અશુભ, જ્ઞાન અને અજ્ઞાન, ઉપભોગ અને સૌંદર્ય, જીવન અને મૃત્યુ, ધર્મ અને ભવિષ્ય–આવા આવા બધા એના વિષયો છે.

એ વાત તો સ્પષ્ટ છે કે કવિને એક નવો જ હૃદયધર્મ ચલાવવો છે. એની પોતાની એક ચોક્કસ દૃષ્ટિ છે. એનો વિનિયોગ જીવનનાં અંગપ્રત્યંગમાં કરાવીને એક નવીન માનવતા એ તૈયાર કરી રહ્યો છે. આ પુસ્તકનું મુખ્ય આકર્ષણ જ એ છે. આખું પુસ્તક વાંચ્યા પછી માણસના મનમાં એક પ્રકારનો સંતોષ થાય છે કે ખરેખર, આપણને એક દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઈ છે!

એ પુસ્તકનો આથી વધુ પરિચય આપવો એ એ પુસ્તકનું અહીં પુનરાવર્તન કરવા જેવું થાય.

આટલા ટૂંકાણમાં, અને આટલી વિશદ અને સુંદર શૈલીમાં જીવનનું વિધાન અને ભવિષ્યનું નવનિર્માણ કદાચ ભાગ્યે જ બીજા કોઈ પુસ્તકમાં થયું હશે*

એપ્રિલ, ૧૯૪૦.

* ખલિલ જિબ્રાનના The Prophetના હિંદી અનુવાદ 'जीवनसंदेश'ની પ્રસ્તાવના.



# નરસિંહ મહેતા

• અભ્યાસની દૃષ્ટિએ

—શ્રી. શશિકાન્ત કડકિયા

"ગામ તળાજામા જન્મ મારો થયો,
ભાભીએ મૂરખ કહી મહેણું દીધું;
વચન વાગ્યું, એક અપૂજ શિવલિંગનું
વનમાહે જઇ પૂજન કીધું."

કારકિર્દી: તેમના જન્મ વિષે જુદા જુદા બે મત પ્રવર્તે છે. આનંદશંકર ધ્રુવ, મુનશી, નરસિંહરાવનાં મતવ્ય પ્રમાણે નરસિંહનો જન્મ ઈ. સ. ૧૪૮૦ પછી થયો હોવો જોઈએ. રૂઢિગત ચાલતી આવેલી માન્યતાને વળગીને કૃષ્ણલાલ ઝવેરી વગેરે તેની કારકિર્દી ૧૪૧૪–૧૪૮૧ સુધીની નિયત કરાવે છે. આ સાલવારીમાં મતભેદ ઇતિહાસના અભાવને લઈને જ ઉપસ્થિત થયા કર્યો છે.

નરસિંહના 'સુરતસંગ્રામ'માં રાધાની ત્રણ સખીઓનાં–લલિતા, વિશાખા ને ચંદ્રાવલિ–નામ જોવામાં આવે છે. જયદેવની 'ગીતગોવિંદ'માં આ નામો ઉપલબ્ધ નથી થતાં, પરંતુ પહેલી જ વાર ચૈતન્યના શિષ્ય રૂપદેવ ગોસ્વામીના उज्ज्वल नीलमणि અને विदग्ध माधव ગ્રંથોમાં નજરે પડે છે. અર્થાત આ ત્રણે નામો શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે, અને એ શાસ્ત્રો તે ભવિષ્યોત્તરપુરાણ, સ્કન્દપુરાણાન્તર્ગત પ્રહ્લાદસહિતા વગેરે. પરંતુ ભવિષ્યોત્તરપુરાણના એક ખૂણામાંથી નરસિંહ મહેતાને એ નામ મળ્યાં હોય–જે નામ તે વખત સુધીના બીજા કોઈ પણ પ્રસિદ્ધ સાહિત્યગ્રંથમાં ઊતરેલાં નથી–એમ માનવા કરતાં એમના સમયમાં ચૈતન્ય સંપ્રદાયે એ નામ પ્રસિદ્ધિમાં આણ્યા હતાં અને ત્યાંથી એમને એ મળ્યાં એમ માનવું વધારે યોગ્ય લાગે છે. વળી નરસિંહરાવ કહે છે, "વિદગ્ધ માધવનો પ્રસંગ પાછળનાં કેટલાંક નાટકોમાં કૃત્રિમ રીતે કલ્પી લેવામાં આવતો તેવો કલ્પિત નહિ હોય, કારણ કે ચૈતન્યે રાસલીલા ગાવા–ભજવવાનો ખાસ રિવાજ દાખલ કર્યો હતો. ચૈતન્ય સંપ્રદાયના સાધુઓ આ અથવા આવા પ્રકારનું બીજુ કોઈ નાટક દેશના જુદા જુદા ભાગમાં ભજવતા હોય, અને નરસિંહ મહેતાનાં અધ્યાત્મનેત્રોએ જોયેલી અધ્યાત્મરહસ્યરૂપ રાસલીલાની ઉદ્બોધક સ્થૂલ રાસલીલા દ્વારકામાં ભજવાયેલા કોઈ નાટકમા જોઈ હોય એ સંભવે છે. વિશેષમા આ વાત પણ ધ્યાન ખેંચે એવી છે કે ઉપરના ઉતારામાં શંકર મહાદેવે નાટક ભજવવાની આજ્ઞા કર્યાનું લખ્યું છે, અને એ શંકર મહાદેવનું નામ ટીકાકાર ગોપીશ્વર આપે છે. અને નરસિંહ મહેતા પણ સાધુના કહેવાથી 'ગોપનાથ' મહાદેવ પાસે ગયા, અને મહાદેવજીએ એમને કૃષ્ણની રાસલીલા દેખાડી: એ બે બાબતો એકઠી મૂકીને વિચાર કરવા જેવો છે. કાઠિયાવાડના ગોપનાથ મહાદેવનું નામ પૂર્વોક્ત 'ગોપીશ્વર' ઉપરથી પડ્યુ હોય એમ સહજ કલ્પના થઈ આવે છે. અને આમ નરસિંહરાવ પણ મુનશીના મતને અનુસરે છે. શ્રી. મુનશી પોતાનાં મંતવ્યોનું નીચે પ્રમાણે પ્રતિપાદન કરે છે:

| | | |
|---|---|---|
| ઈ.સ. ૧૪૩૪–૯૪ | ભાલણ: નરસિંહ વિષે ઉલ્લેખ | |
| ૧૪૮૪ | ભીમ | „ [ નથી |
| ૧૫૧૧ | ગોવિંદદાસ | „ |
| ૧૪૯૫–૧૫૬૪ | નાકર | „ |
| ૧૫૪૭–૧૬૦૩ | મીરાં: શંકાસ્પદ ઉલ્લેખ છે. | |
| ૧૫૫૭–૧૬૨૮ | વિષ્ણુદાસ | „ |
| ૧૬૨૫–૩૦ | નાભાજી: સ્પષ્ટ ઉલ્લેખ છે | |
| ૧૬૫૦ (?) | વસ્તો | „ |
| ૧૬૫૨ | વિશ્વનાથ જાની | „ |
| ૧૬૬૯–૧૭૩૯ | અજ્ઞાત કવિ | „ |
| ૧૬૭૫ | પહેલી પ્રત (હારમાળા) | |
| ૧૬૭૮ | પ્રેમાનંદની સુધારી વધારેલી પ્રત | |

આ ઉપરથી એટલું પુરવાર થાય છે કે નરસિંહના

ઉલ્લેખો ઈ. સ. ૧૫૬૪થી ૧૬૦૩ સુધીમાં થવા લાગ્યા. ઈ. સ. ૧૫૧૧માં જુનાગઢના રણછોડજીના મંદિરની મુલાકાતે ચૈતન્ય આવ્યા હતા ત્યારે પણ નરસિંહ વિષે એમણે કંઈ પણ સાંભળેલું લખ્યું નથી, નહિતર કૃષ્ણભક્તિનો આવો પ્રશંસા પામેલો ભક્ત તેમની જાણ બહાર જાય નહિ જ, કારણ કે તેમના ત્રણ સાથીમાંના એક ગોવિંદદાસે 'કડચ્છા'માં આ પ્રવાસ વિષે લખ્યું છે, પણ કોઈ ઠેકાણે એમાં નરસિંહનું નામ નથી.

'હારમાળા'ના અંતમાં નરસિંહે કાવ્ય લખ્યાની સાલવારી લખી છે :

"સંવત પંદર બારોતરો, ચૈત્ર સાતમી ને સોમવાર."

જ્યોતિર્વિદ જગજીવન બધેકા પાસે મુનશીએ ગણિત કરાવ્યું તેના પરિણામરૂપ ૧૫૧૨ની સાલ ખોટી ઠરે છે પરંતુ ૧૫૭૨ની સાલનો નિર્દેશ માલમ પડે છે.

વળી 'પર્વતાખ્યાન'ના બીજા અધ્યાયમાં નરસિંહના દાદા પુરષોત્તમદાસની વંશાવળી આપી છે તે પ્રમાણે જોતાં નરસિંહનો જન્મ ૧૪૬૯ની સાલમાં થયો હોવો જોઈએ.

અંબાલાલ જાની ઐતિહાસિક દૃષ્ટિએ મુનશીની (૧૫૦૯-૧૬૦૦) સાલવારી અયોગ્ય ઠરાવે છે કારણ કે નરસિંહ પહેલાં રા'માંડલિક (મુનશીની સાલવારી લેતાં) રાજ્ય કરતો હતો, પરંતુ મુનશીનું કહેવું એ છે કે નરસિંહનો 'માંડલિક' આ રા' માંડલિકથી જુદો હોવો જોઈએ.

નરસિંહની સાલવારી આમ સાચી હોવાની પ્રતીતિ થાય છે, અને રૂઢિમૂલ સાલવારી ખોટી લાગે છે.

## નરસિંહની ભક્તિ અને તત્ત્વજ્ઞાન

ન્યાતજાતના ભેદ નરસિંહના ભક્તિધર્મમાં છે જ નહિ. મહાર ને ઢેડ ભક્ત તરીકે તેના જેટલા જ શુદ્ધ ભક્ત છે એ સમજીને તે આચરણ કરનાર હતો. ન તો દુનિયા ઉપર કે કહેવાતા ધર્મની વિધિઓ ઉપર તેને મમત્વ હતું. "ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ," ભક્તિ એ જ એનું જીવન, એનો ધર્મ, એનો આદર્શ હતાં.

હરિ હરિ રટણ કર, કઠણ કળિકાળમાં,
દામ બેસે નહિ, કામ સરશે;
ભક્ત આધીન છે, શ્યામસુંદર સદા,
તે તારાં કારજ સિદ્ધ કરશે.

*

હરિના જન તો મુક્તિ ન માગે,
માગે જન્મોજન્મ અવતાર રે.
નિત્ય સેવા, નિત્ય કીર્તન, ઓચ્છવ,
નિરખવા નંદકુમાર રે.

*

પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર,
સમદૃષ્ટિ ને સર્વસમાન.

*

જે મનુષ્ય એ પ્રભુના અમૂર્ત રૂપને ન જુએ ત્યાં સુધી તેના મૂર્તરૂપનું સૌંદર્ય ન સમજી શકે. આવો મનુષ્ય ચૈતન્યનો સાક્ષાત્કાર અવગણી જડતાને પૂજે છે. ભક્તિ આ અમૂર્ત રૂપને જોવામાં મદદ કરે છે. મૂર્તની અંદર અમૂર્ત રૂપ બતાવતી આ નીચેની પંક્તિ છે :

'કૃષ્ણ તો છળીને બેઠો હૃદયાને ઓવે રે!

નરસિંહ તો મૂર્તિમાં એ અમૂર્તરૂપ જ નિહાળે છે અખો :

"સજીવે નજીવો ઘડ્યો,
સજીવો થઈ નજીવાને અડ્યો."

## રાસલીલા

ચૈતન્યે રાસલીલા ભજવવાનો ને ગાવાનો સંપ્રદાય ખોલ્યો હતો, ને તેથી જુદા જુદા પ્રાંતોમાં રૂપસનકાદિ તેના શિષ્યોએ નાટકો ભજવ્યાં હશે ને રાસલીલા ગાઈ-ભજવી હશે. વસ્તુતઃ બની શકે કે નરસિંહે દ્વારકામાં આમ રાસલીલા ભજવાતી જોઈ હોય અને પછી દિવ્યદર્શન તેને થયું હોય, કારણ કે નરસિંહે જોયેલી રાસલીલા ચમત્કાર નથી, દિવ્યદર્શન છે.

"દિવ્યચક્ષુ આપ્યાં મુજને મસ્તકે મેલ્યો હાથ,
તેના તે ચરણપ્રતાપથી પામ્યો તે પ્રેમનિધાન,
પછી ગોપેશ્વરનાથનું અવનીપે શું કરું ગાન?"

આમ રાસલીલા સ્થૂલ દૃષ્ટિએ નહિ પણ દિવ્યદૃષ્ટિએ નરસિંહે નીરખી હતી ભગવાન અર્જુનને કહે છે

न तु माम शक्यसे द्रष्टुम् अनेनैव स्वचक्षुसा ।
दिव्यं ददामि ते चक्षु पश्य मे योगश्वरम् ॥

દયારામ નરસિંહ વિષે ગ્રન્થ લખે છે કે તેણે રાસલીલા પ્રેમના દીપકની મદદથી જોઈ હતી

रास पाहिला प्रत्यक्ष हरिचा घेऊनि दीपिकानल प्रमाचे ॥

ત્રિપાઠીના શબ્દોમા રાસલીલાનું તત્ત્વજ્ઞાન હૃદયગમ લાગે છે

When I awake from my sleep of life the world disappears and these our puzzling enjoyments of life seem to be somnambulistic only The heart is the soul and all enjoyments and sports are its own outward forms It is the Brahma that is flirting with the Brahma ' 'Hari ! thou art alone in the whole universe infinite in thy numberless forms Religion and ceremonies are a false gossip worship pilgrimage the Vedas and Shastras all these are the devices to make out the livelihood unless oh man ! thou knowest thyself unless thou knowest the Truth '

## નરસિંહની કવિતા

તેના કાવ્યમા પ્રસાદ માધુર્ય, સરળ શૈલીનું સૌંદર્ય ને ગેયતાનું માર્દવ માલુમ પડે છે ભક્તિરસ શૃંગારરસ ને શાન્તરસ તેના કાવ્યોમાં જોવામાં આવે છે મહારાષ્ટ્રમા તુકારામના અભગો જેટલા પ્રેમથી સવારે ગવાય છે તેથી ય વધારે ઉત્કટતાથી નરસિંહના પ્રભાતિયા ગુજરાતમા સવારે ગવાય છે

'The style is simple and yet not wanting in grace Sentiment of direct love word \to presents a specimen of artless beauty The Gopi approaching her lover in this charming manner--half concealed and half revealed and moving gracefully presents a picture which as it were symbolises the charm and beauty of the poem itself [1]

' The legacy of rich and varied vocabulary and language of great power and beauty which he left exercised great influence on literature His padas cast into slow moving and elastic prabhatias moulded the language and sentiments of succeeding generations His taste is often loud and vulgar He lacks the delicacy of Mira the intensity of Surdas and the classical dignity of Tulsidas His language is too retoric to permit of that light lingering touch which makes for great poetry He changed Gujrati poetry from an impersonal to a personal art Poet Bhakta apbstle of Aryan culture Narsinh was and is unique in Gujarat

**તેની કૃતિઓ** શામળશાનો વિવાહ શૃંગારમાળા રાસસહસ્રપદી વસન્તના પદો હીંડોળાના પદો કૃષ્ણજન્મ બાળલીલા, નાગદમન દાણલીલા માનલીલા સુદામાચરિત્ર ગોવિન્દગમન સુરતસંગ્રામ ભક્તિ ને જ્ઞાનના પદો વગેરે

શૃંગારમાળાના ૭૪૦ પદોમાની સ્નેહમાળાની ભાવના ચૈતન્યની ભાવનાને મળતી આવે છે મીરાં નરસિંહ ને ચૈતન્યને મન કૃષ્ણ સદા તેમનો કનૈયો હતો અને તેઓ તેની ગોપીરૂપે ભક્તિ કરતા હતા સ્વાનુભવરસિક પદોમાં વૃંદાવનીય ભક્તિની તેજોમય ચિનગારીઓ ઝગે છે

કહે વિનાગી મહાનજીને અધર અમૃતરસ પીધો રે

*

---

[1] N B Divetia

[ અનુસંધાન પાને ૭૧૪ જુઓ ]

ॐ तत्सत्

# श्रीमद्भगवद्गीता

श्री· काकासाहेब कालेलकर

## अध्याय २३

## साम्यसिद्धियोगः

### अर्जुन उवाच

१. योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन, ।
एतस्याहं न पश्यामि चञ्चलत्वात्स्थितिं स्थिराम् ॥

२. चञ्चलं हि मनः कृष्ण, प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥

### श्रीभगवान् उवाच

३. असंशयं महाबाहो, मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय, वैराग्येण च गृह्यते ।

४. असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥

### अर्जुन उवाच

५. अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण, गच्छति ॥

६. कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो, विमूढो ब्रह्मणः पथि ॥

७. एतन्मे संशयं कृष्ण, छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥

### श्रीभगवान् उवाच

८. पार्थ, नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥

९. प्राप्य पुण्यकृताम् लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥

१०. अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥

११. तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन, ॥

१२. पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥

१३. प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥

१४. तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥

१५. योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥

અર્જુન બોલ્યો, હે ભગવાન, આ જે સામ્યવૃત્તિ સાધવાનો યોગ તમે કહ્યો, તે સ્થિર થવો મને શક્ય લાગતો નથી, કારણ કે, હે કૃષ્ણ, મન, ખરેખર, ખૂબ જ ચંચળ છે, તે ખૂબ ઉછાળા મારે છે. એવા મનનો નિગ્રહ કરવો એટલે પવનની ગાંસડી બાંધવા જેવું ભારે કામ છે.

શ્રી ભગવાન બોલ્યા, હે અર્જુન, તું કહે છે તે સાચું છે. તારા જેવા વીર પુરુષને પણ આવો અનુભવ થયો છે. આ ચંચળ મનને કાબૂમાં લાવવું બહુ કઠણ છે. પણ મનમાં વૈરાગ્યવૃત્તિ સ્થિર કરીને તેમ જ વ્યવસ્થિત રીતે ફરી ફરી પ્રયત્નરૂપી અભ્યાસ કરીને આ મન કબજામાં લાવવું શક્ય છે. જે પોતાનું મન કબજામાં લાવી શક્યો નથી તે યોગ નહિ સાધી શકે, એવો મારો અભિપ્રાય છે. પણ જે મનને કાબૂમાં લાવી શકે છે, અને જે યોગ માટે પ્રયત્ન કરે છે, તે યોગ્ય ઉપાય વડે યોગ સાધી શકે છે.

[ અહીં એક જુદી જ શંકા આવવાથી અર્જુન પૂછે છે.]

હે કૃષ્ણ, ધારો કે કોઈ માણસમાં શ્રદ્ધા પૂરેપૂરી છે પણ મન કબજામાં ન હોવાથી યોગમાંથી તે લપસ્યો છે, આવા માણસને યોગસિદ્ધિ પ્રાપ્ત ન થવાથી (તેને) કઈ ગતિ મળશે? જેવી રીતે વાદળું ફાટી જાય તેવી રીતે 'આયે ગયુ અને પેયુયે ગયું' એવી દશા થઈ બ્રહ્મમાર્ગનાં જડમૂઢ અને અપ્રતિષ્ઠિત થઈ તે શું નાશ પામે છે? હે કૃષ્ણ, મારી આ શંકા તમે જ દૂર કરી શકશો હું નથી ધારતો કે આ શંકા દૂર કરનાર તમારા સિવાય બીજો કોઈ હોય.

આના જવાબમાં ભગવાને આશ્વાસન આપીને કહ્યું, હે અર્જુન, આવા માણસનો આ લોકમાં કે પરલોકમાં નાશ થવાનો નથી. ભાઈ, જે કલ્યાણકારી છે તેની દુર્ગતિ કદી પણ થતી નથી. હું કહે છે તેવો શ્રદ્ધાવાન માણસ યોગમાંથી ભ્રષ્ટ થાય તોપણુ પોતાના પુણ્ય વડે મેળવેલ લોકમાં દીર્ઘકાળ સુધી રહી, અત્યંત પવિત્ર અને સાધનસંપન્ન લોકોને ઘેર તે જન્મ લે છે; અથવા એવા બુદ્ધિમાન માણસનો જન્મ કોઈ યોગીના જ કુળમાં થાય છે. આવો જન્મ મળવો તે આ દુનિયામાં મહાન ભાગ્યની વાત છે. આવી અનુકૂળ જગાએ જન્મ લેવાથી પૂર્વજન્મના સંસ્કારો તેને મળે છે અને ત્યાંથી સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે તે માણસ ફરી ફરી પ્રયત્ન કરવા લાગે છે.

જેવી રીતે પ્રવાહમાં તણાતો માણસ પોતાની મેળે આગળ વધે છે, તેવી જ રીતે પૂર્વજન્મના અભ્યાસને લીધે, ઈચ્છા હોય કે ન હોય તોપણુ તે પ્રગતિ કરવા જ માંડે છે. અને યોગ વિષે તેને કેવળ જિજ્ઞાસા ઉત્પન્ન થાય તોપણુ તે વૈદિક જ્ઞાનની પેલી પાર જાય છે.

પ્રયત્નપૂર્વક સાધના કરવાવાળો આવો આ યોગી બધા દોષ દૂર કરતો કરતો અનેક જન્મો પછી પરિપૂર્ણ થાય છે. અને પછી સર્વોચ્ચ સ્થિતિને પહોંચે છે ટૂંકામાં તપસ્વી કરતાં યોગી શ્રેષ્ઠ છે અને જ્ઞાની કરતાં પણ યોગી જ શ્રેષ્ઠ છે. કર્મકાણ્ડી આચારપ્રવણ માણસ કરતાં તો યોગી શ્રેષ્ઠ છે જ. માટે હે અર્જુન તુ યોગી થા.

આ બધા યોગીઓમાં પણ જેણે પોતાનું મન મારામાં પરોવ્યું છે અને જે શ્રદ્ધાવાન થઈને મને ભજે છે તે બધા યોગીઓનો રાજા છે.

[સર્વોચ્ચ જીવનદર્શન યોગ છે. અને સર્વશ્રેષ્ઠ જીવનકલા પણ તે જ છે. અને તેથી જ વ્યાસે કહ્યું છે, "अयं हि परमो धर्मः यद्योगेनात्मदर्शनम्।" આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય એટલે જીવન કૃતાર્થ થયુ. પણ આવો યોગી ઈશ્વરપરાયણ હશે જ એમ નથી. આત્મા પરમાત્મામાનો અભેદ ગળે ઊતરે તોપણ જીવ તે જીવ જ છે. અભેદને લીધે તે શિવસ્વરૂપ છે એ વાત સાચી; તોપણ આ દેહમાં તેને શિવનું ઐશ્વર્ય પ્રાપ્ત થતું નથી. વિશ્વસંસ્થા સાથે તે એકરૂપ થાય તોપણુ તે વિશ્વનો નિયંતા થઈ શકતો નથી. આમ જોયા પછી પોતાની ઉત્તમ આવૃત્તિરૂપ, પણ પોતાથી ભિન્ન એવા, ઈશ્વરની ભક્તિ માણસમાં સ્થિર થઈ એટલે સોનામાં સુગંધ ભળે તેમ તે યોગી યોગેશ્વર થાય છે. જ્ઞાનકર્મસમુચ્ચયની સાધના વડે પૂર્ણત્વ પ્રાપ્ત થયા પછી પણ અભેદભક્તિ બાકી રહે જ છે. અને એવી ભક્તિ માણસમાં સ્થિર થવા પછી જ જીવન સર્વાંગ પરિપૂર્ણ થાય છે એવું ગીતાજીએ કહ્યું છે. કર્મનું તેજ અને જ્ઞાનનું સમાધાન ભેગું થાય તોપણુ તેને ભક્તિની ભીનાશની જરૂર છે જ. તે ભીનાશ આવે એટલે સર્વોત્તમનો સાક્ષાત્કાર થાય છે એટલુ જ નહિ પણ માણસ પ્રભવિષ્ણુ પણ થાય છે.

તપસ્વી ઇંદ્રિયનિગ્રહ કરે છે; જ્ઞાની મનને મારે છે, કર્મી દોષોને બાળી નાંખે છે, યોગી આ ત્રણે વાનાં સિદ્ધ કરે છે. આવો યોગી જ્યારે શ્રદ્ધાથી તરબોળ થઈને ભક્ત બને છે ત્યારે બધાને ટાળીને બધાને એ સહેજે ટાળે છે.]

## अध्याय २४

## ज्ञानभक्तियोगः

१. चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन, ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ, ॥

२. तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥

३. उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥

४. बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥

५. कामैस्तैस्तैर्हृतज्ञानः प्रपद्यन्तेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥

६. यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥

७. स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हितान् ॥

८. अन्तवत्तु, फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥

९. अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।
परंभावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥

१०. नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥

११. वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन, ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥

१२. इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत, ।
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परन्तप, ॥

१३. येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥

१४. जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥

[ બારમા અધ્યાયને ભક્તિયોગ નામ આપવામાં આવ્યું છે પણ ભક્તિયોગ સાતમા અને નવમા અધ્યાયમાં જ ખાસ કરીને દેખાય છે. બારમા અધ્યાયમાં અનન્ય યોગ કહીને અંતે ભક્તનાં લક્ષણો આપી અમૃતસિદ્ધિયોગ પૂરો કરવામાં આવ્યો છે. માટે અહીંથી જ ભક્તિયોગનું રહસ્ય સમજી લેવું જોઈએ. ]

હે અર્જુન, પોતાના પુણ્ય વડે જેઓ ભાગ્યવાન થયા છે એવા ચાર જાતના લોકો મારી ભક્તિ કરે છે. (૧) જે સંસારતાપ વડે સંત્રસ્ત થયો છે તે, (૨) જેને પરમ રહસ્યની પરમ–તત્ત્વની પ્રખર જિજ્ઞાસા ઉત્પન્ન થઈ છે તે, (૩) જેને બધી જાતની સાધનસંપત્તિ જોઈતી હોય છે તે અને (૪) તે જેને જ્ઞાન પ્રાપ્ત થયું છે તે, એવા એ ચાર પ્રકાર છે. આમાં જે અખંડ યોગી અને એકનિષ્ઠ ભક્ત એવો જ્ઞાની છે તે જ સૌથી શ્રેષ્ઠ ઠરે છે. એવા જ્ઞાનીને મારા પ્રત્યે ઉત્કટ ભક્તિ હોય છે; અને તે પણ મને બહુ ગમે છે. જો કે ઉપલા ચારે પ્રકારના ભક્ત મહાન છે તોપણ જ્ઞાની તો મારો આત્મા જ છે. કારણ કે બાકીની બધી વાતોનો સંયમ કરીને તે મને જ પરમ ગતિ સમજીને ભજે છે.

જે જ્ઞાની છે તે અનેક જન્મોને અંતે (સિદ્ધ થવાથી) આ આખું વિશ્વ વાસુદેવ જ છે એમ સમજીને મારું જ શરણ લે છે. આવો મહાત્મા આ દુનિયામાં જવલ્લે જ જડે છે.

સામાન્ય પ્રાકૃત માણસો આવી જાતની અનન્ય નિષ્ઠા રાખી શકતા નથી; જુદી જુદી વાસનાઓને લીધે તેમનું જ્ઞાન જાણે ચરવા જાય છે. મને ભજવાને બદલે તેઓ જુદા જુદા દેવોને ભજે છે અને પછી જુદાં જુદાં વ્રતો લઈ પોતાના સ્વભાવ-ધર્મને જ અનુસરે છે. ભક્ત જે જે વિભૂતિઓનું શ્રદ્ધાયુક્ત પૂજન કરવા ઈચ્છે છે, તે તે વિભૂતિ પ્રત્યેની તેની શ્રદ્ધા હું દૃઢ કરું છું, અને તેથી આવો માણસ શ્રદ્ધાપૂર્વક તે તે સ્વરૂપની આરાધના કરે છે અને મેં નક્કી કરેલ રસ્તે પોતાની વાસનાઓ મેળવી લે છે. પણ આવા અલ્પ બુદ્ધિવાળા ભક્તોને જૂજ જ ફળ મળે છે. દેવોની પૂજા કરવાવાળા દેવો તરફ જાય છે, અને મારા ભક્તો મારી તરફ આવે છે. ખરું જોતાં હું અવ્યક્ત છું પણ અજ્ઞાની લોકો મને દેહધારી સમજે છે, કારણ કે તેમને મારા સર્વશ્રેષ્ઠ સ્વરૂપની –મારા પરમ અવિનાશી ભાવની–કલ્પના હોતી નથી; ખરું જોતાં હું મારી યોગમાયાઓ વડે ઢંકાયેલો હોવાથી હું કોઈને જ દેખાતો નથી. આ મૂઢ લોકો જાણતા નથી કે હું અજ અને અવ્યય છું. હું ઈશ્વર હોવાથી પહેલાં થઈ ગયેલાં, હમણાં થતાં અને ભવિષ્યમાં થનારાં બધાં ભૂત માત્રને અને બધી ઘટનાઓને હું જાણું છું, પણ મને કોઈ જ જાણી શકતું નથી.

આ દુનિયામા બધા જીવો ઇચ્છા અને દ્વેષમાથી ઉત્પન્ન થયેલા દ્વદ્વરૂપી મોહ વડે જકડાયેલાં હોવાથી કોઈને પણ સાચુ જ્ઞાન થતુ નથી બધા ગૂચવણમાં પડેલાં હોય છે ફક્ત જે પુણ્યશાળી લોકોનુ પાપ ખલાસ થાય છે તેઓ જ દ્વદ્વ-મોહમાથી મુક્ત થઈને દઢતાથી મારી ભક્તિ કરવા લાગે છે જરા અને મૃત્યુ એ બને ટાળવા માટે મારો આશ્રય લઈને જેઓ સાધના કરે છે તેમને જ બ્રહ્મનુ સપૂર્ણ રીતે જ્ઞાન થાય છે—તેમને જ અધ્યાત્મનુ અને અશેષ કર્મનુ પણ જ્ઞાન થાય છે

[ યોગ વડે બ્રહ્મપ્રાપ્તિ થાય છે, જ્ઞાન વડે સપૂર્ણ અધ્યાત્મ સમજાય છે અને અનાસક્તિ વડે સર્વ અશેષ કર્મ સધાય છે પણ તેને માટે ઈશ્વરશરણતા જરૂરી છે. ]

## अध्याय २५

## अभ्यासयोगः

### अर्जुन उवाच

१. किं तद्ब्रह्म किमध्यात्म किं कर्म पुरुषोत्तम ।
प्रयाणकाले च कथ ज्ञेयोऽसि नियतात्मभि ॥

### श्रीभगवान् उवाच

२ अक्षर ब्रह्म परम स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्ग कर्मसज्ञित ॥

३ अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
य प्रयाति स मद्भाव याति नास्त्यत्र संशय ॥

४ य य वापि स्मरन्भाव त्यजत्यन्ते कलेवरम् ।
त तमेवैति कौन्तेय, सदा तद्भावभावित ॥

५ तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसशयम् ॥

६. अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुष दिव्य याति पार्थानुचिन्तयन् ॥

७ कविं पुराणमनुशासितारमणोरणीयासमनुस्मरेद्य ।
सर्वस्य धातारमचिन्त्यरूपमादित्यवर्ण तमस. परस्तात् ॥

८ प्रयाणकाले मनसाचलेन
भक्त्या युतो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक्
स त पर पुरुषमुपैति दिव्यम् ॥

९ यदक्षरं वेदविदो वदन्ति विशन्ति यद्यतयो वीतरागा ।
यदिच्छन्तो ब्रह्मचर्य चरन्ति तत्ते पद सग्रहेण प्रवक्ष्ये ॥

१०. सर्वद्वाराणि सयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मन प्राणमास्थितो योगधारणाम् ॥

११. ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
य प्रयाति त्यजन्देह स याति परमा गतिम् ॥

१२. अनन्यचेता सतत यो मा स्मरति नित्यश ।
तस्याह सुलभ पार्थ, नित्ययुक्तस्य योगिन ॥

१३. मामुपेत्य पुनर्जन्म दु खालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मान ससिद्धि परमा गता ॥

१४ आब्रह्मभुवनाल्लोका पुनरावर्तिनोऽर्जुन, ।
मामुपेत्य तु कौन्तेय, पुनर्जन्म न विद्यते ॥

१५. सहस्रयुगपर्यन्तमहर्यद्ब्रह्मणो विदु. ।
रात्रिं युगसहस्रान्ता तेऽहोरात्रविदो जना ॥

१६. अव्यक्ताद्व्यक्तय सर्वा. प्रभवन्त्यहरागमे ।
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसज्ञके ॥

१७. भूतग्राम स एवाय भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवश पार्थ प्रभवत्यहरागमे ॥

१८. परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातन ।
य स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥

१९ अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहु परमा गतिम् ।
य प्राप्य न निवर्तन्ते तद्धाम परम मम ॥

२० पुरुष स पर पार्थ, भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यान्त स्थानि भूतानि येन सर्वमिद ततम् ॥

[ ભગવાનનુ વિવેચન સ્પષ્ટ ન થવાથી અર્જુને કેટલાક શબ્દોનો અર્થ સ્પષ્ટ કરવા શ્રીકૃષ્ણને કહ્યુ ]

અર્જુન બોલ્યો હે પુરુષોત્તમ તમે જે બ્રહ્મનુ વર્ણન કર્યુ છે તે બ્રહ્મ એટલે શુ ? અધ્યાત્મ એટલે શુ ? કર્મ શબ્દનો તમે શો અર્થ કરો છો ?

અને જે લોકો આત્મસંયમન કરે છે તેમને મૃત્યુ સમયે તમારું જ્ઞાન થાય છે તે કેવી રીતે?

શ્રીભગવાન બોલ્યા: આ દુનિયામાં જે અવિનાશી, અવિકારી, અક્ષરતત્ત્વ છે, તેને જ બ્રહ્મ કિંવા પરમ કહે છે. મનુષ્યના વ્યક્તિત્વ કિંવા સ્વભાવ–[ Personality ] ને જ અધ્યાત્મ કહે છે. કર્મ શબ્દ હું કર્મકાણ્ડ કે વિધિવિધાન એવા સંકુચિત અર્થમાં લેતો નથી. આ આખી સૃષ્ટિમાં ઉત્પન્ન કરવાની, પરિવર્તન કરવાની જે પ્રેરણા છે, જે વિકાસશીલતા છે, જે શક્તિ વડે આ સૃષ્ટિ અખંડ ખીલી રહી છે તે શક્તિને–તે વેપારને–હું કર્મ કહું છું. અને અંતકાલે મારું સ્મરણ કરતાં કરતાં જે શરીર તજે છે તે મારા સ્વરૂપને પહોંચે છે એમાં શંકા જ નથી. કારણ કે હે પાર્થ, સામાન્ય નિયમ જ એવો છે કે જે ભાવનું સ્મરણ કરતો કરતો માણસ અંતે શરીર છોડે છે, તે જ ભાવનાથી તે ભરેલો હોવાથી મનુષ્ય તેવું જ રૂપ મેળવે છે. માટે હે અર્જુન, એક પણ ક્ષણની ગફલત ન કરતાં આખો વખત અખંડ મારું સ્મરણ કર અને યુદ્ધ ચાલુ રાખ. તારું મન અને બુદ્ધિ મને અર્પણ કરવાથી અંતે તું નિઃસંશય મારી તરફ જ આવીશ.

ભગવાન આગળ બોલ્યા: માણસ જ્યારે મન એકાગ્ર કરીને અનન્ય નિષ્ઠા વડે અભ્યાસયોગ સાધે છે અને ઈશ્વરનું સ્મરણ કરે છે ત્યારે તે દિવ્ય એવા પરમ પુરુષને મેળવે છે. જે પુરુષ સ્થિર ચિત્તથી ભક્તિયુક્ત થઇ પોતાના યોગબળ વડે ભમરોની વચ્ચે પ્રાણની ધારણા કરી સર્વજ્ઞ, પુરાતન, સર્વોનું નિયમન કરવાવાળા, સૂક્ષ્મથી સૂક્ષ્મ, અચિંત્ય, સૂર્ય જેવા તેજસ્વી, અજ્ઞાનની પેલી પાર રહેલા એવા સ્વરૂપનું યોગ્ય રીતે ધ્યાન ધરે છે, તે માણસ તે દિવ્ય પરમ પુરુષને પ્રાપ્ત કરે છે.

[ કોઈ પણ દેહધારી જન્મથી તથા પૂર્ણજ્ઞાની હોઈ શકતો નથી એટલે દરેક માણસની જીવનયાત્રામાં આ કાંઠે અજ્ઞાનરૂપી અંધકાર સાગર હોવાનો જ. એ ઓળંગીને જ્યારે સામે પાર જાય ત્યારે જ સૂર્ય જેવા તેજસ્વી પરમતત્ત્વનું દર્શન થાય. એ દર્શન થતાં સુધી અજ્ઞાનરૂપી અંધકાર એ જ વાસ્તવિક અને સાચી વસ્તુ છે. આ વસ્તુને ઓળંગી ગયા પછી જ તેનો તિરસ્કાર થઈ શકે છે. ]

વેદ જાણવાવાળા લોકો જેને અક્ષર નામથી સંબોધે છે, રાગદ્વેષથી રહિત યતિ લોકો જેનામાં પ્રવેશ કરે છે અને જેની પ્રાપ્તિ માટે તપસ્વી લોકો બ્રહ્મચર્યનું પાલન કરે છે, એવા પરમ શ્રેષ્ઠ, પરમ પ્રાપ્તવ્ય, તત્ત્વનું હું તારે માટે ટૂંકામાં વિવરણ કરીશ.

માણસ જ્યારે બધી ઈંદ્રિયોને કાબૂમાં લાવી, આમતેમ ભટકતા મનને હૃદયમાં પૂરી રાખી, પોતાના પ્રાણ મગજમાં એટલે બ્રહ્માણ્ડમાં ચઢાવી યોગધારણા કરવા લાગે છે અને એકાક્ષર પ્રણવ બ્રહ્મનો જાપ કરતો કરતો મારું અખંડ સ્મરણ કાયમ રાખી આ શરીર ત્યજે છે તેને પરમગતિ પ્રાપ્ત થાય છે. તેમાંય જે માણસ અનન્ય બુદ્ધિથી મારું અખંડ સ્મરણ કરે છે તેને મારી પ્રાપ્તિ ઘણી સહેલી છે અને એકવાર મારી પ્રાપ્તિ થઈ એટલે દુઃખોનું નિધાન એવો અશાશ્વત પુનર્જન્મ તે મહાત્માને નથી ભોગવવો પડતો, તેને સર્વશ્રેષ્ઠ બુદ્ધિ પ્રાપ્ત થાય છે.

હે અર્જુન, બ્રહ્મભુવનથી માંડીને બધા જ લોકો પુનર્જન્મને વશ છે. માણસને પુનર્જન્મ ક્યાંય ચૂકતો નથી. માત્ર મને આવીને મળે એટલે પુનર્જન્મ રહેતો નથી. પુનર્જન્મનું ચક્ર વિરાટ છે. ત્યાંનાં દિવસરાત પણ નાનાંસૂનાં નથી. બ્રહ્મદેવનો એક દિવસ એટલે સહસ્ર યુગોનો સમય. અને તેની એક રાત એટલે વળી સહસ્ર યુગોનો સમય. આ કાલગણના જેમને સમજાઈ, તેમણે દિવસ અને રાત જાણ્યાં છે એમ કહેવાય. આવી જાતનો યુગ શરૂ થાય એટલે અવ્યક્તમાંથી બધું વ્યક્ત વસ્તુજાત ઉત્પન્ન થાય છે. અને રાત આવે એટલે તે આખું વિશ્વ તે જ અવ્યક્તમાં ફરી સમાઈ જાય છે. વિશ્વનો આ આખો વિસ્તાર ફરી ફરી ઉત્પન્ન થાય છે અને વિલીન થાય છે. દિવસે વિસ્તાર થાય અને રાત્રે બધું આથમે એવો આ પ્રકાર ચાલુ જ છે. આ અવ્યક્ત વિભૂતિથી **પર** એવો બીજો

અવ્યક્તભાવ છે. બધાં ભૂતોનો નાશ થાય તોપણ તેનો નાશ નથી થતો. તે પરમ ગતિને અવ્યક્ત કિંવા અક્ષર કહે છે. તે સ્થિતિ એકવાર પ્રાપ્ત થાય એટલે માણસ ત્યાંથી પાછો ફરતો નથી. તે જ મારુ સર્વશ્રેષ્ઠ સ્થાન છે.

જેનામાં આ બધાં ભૂતમાત્ર વસે છે અને જેનાથી આ વિશ્વજગત વ્યપાયેલું છે એવો તે પરમ પુરુષ અનન્યભક્તિ વડે જ પ્રાપ્ત થાય છે.

## अध्याय २६

## शुक्लकृष्णेसृतीयोगः

१. वेदेषु यज्ञेषु तपःसु चैव
दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा
योगी परं स्थानमुपैति चाद्यम् ॥

२. यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यान्ति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥

३. अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥

४. धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥

५. शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययावर्तते पुनः ॥

६. नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥

જે યોગી પુરુષ ઉપરની મીમાંસા જાણે છે તે વેદનું, યજ્ઞનું, તપનું અને દાનનું જે પુણ્યફળ કહ્યું છે તેને ઓળંગીને આદ્ય અને સર્વશ્રેષ્ઠ એવું જે સ્થાન છે તેને પામે છે

[ હવે ભગવાન, આવી જાતનુ આવાગમન ક્યારે થાય છે અને ક્યારે નથી થતું એ વિષેની, રૂઢ કલ્પના કહે છે. ]

જે વખતે મૃત્યુ પામ્યા પછી માણસ પાછો આવે છે, અને જે વખતે નથી આવતો તેનું રહસ્ય હું તને કહીશ.

અગ્નિ, જ્યોતિ, પ્રકાશ, દિવસ, શુક્લપક્ષ અને ઉત્તરાયણના છ મહિના, આમાં જે જ્ઞાની લોકો દેહ છોડે છે તે બ્રહ્મને જઈને મળે છે. આથી ઊલટું જે યોગી લોકો ધુમાડો, રાત, કૃષ્ણપક્ષ અને દક્ષિણાયનના છ મહિનામાં દેહ છોડે છે તે ચંદ્રલોકમાં જઈને ફરી ફરી જન્મ લે છે. આ વિશ્વની શુક્લ અને કૃષ્ણ એવી આ બે ગતિઓ કાયમની છે. એક ગતિ પ્રાપ્ત થતાં માણસને પાછું આવવાપણું રહેતું નથી; બીજી ગતિએ જતાં માણસ ફરી ફરીને સપડાય છે. આ બન્ને માર્ગોનું જેને યોગ્ય જ્ઞાન છે એવો યોગી મોહ પામતો નથી તેથી હે અર્જુન, તું હમેશાં બધો વખત યોગયુક્ત જ રહેજે.

[ બધા ધર્મસંસ્થાપકોને જૂની રૂઢ કલ્પનાઓની વ્યવસ્થા કરવી જ પડે છે. જે કલ્પનાઓ સમાજને પ્રત્યક્ષ બાધક કે મારક છે એવું તેમને લાગે છે તેમનો તે સીધો વિરોધ જ કરે છે. પણ જે કલ્પનાઓ વિશેષ બાધક ન થતાં લોકપ્રિય છે, એવી કલ્પનાઓનો ઉચ્છેદ ન કરતાં તેમનો નવો અર્થ કરવો અથવા તેમાં નવો અર્થ જોવો એ જ તેમને વધુ ગમે છે. ધર્મસંસ્થાપકોને દુનિયાનો ઉદ્ધાર કરવા માટે નવી દૃષ્ટિ આપવાની હોય છે. બધી ભ્રામક કલ્પનાઓનો ઉચ્છેદ કરવાનો સંકલ્પ કરીને તેઓ આવેલા હોતા નથી. તેઓ જાણે છે કે દરેક પેઢીના લોકો કાવ્યમય ભાષામાં જ વિચાર કરતા હોય છે અને તે પછીના લોકો તે કાવ્યનો કેવળ શબ્દાર્થ લઈને આંધળી રીતે ચાલતા હોય છે. આવા લોકોને મૂળતત્ત્વ સમજાવવામાં આવે એટલે ભ્રામક કલ્પનાઓ ધીમે ધીમે ઓગળી જઈને યથાકાળે નષ્ટ થાય છે.

મનુષ્યના મરણ પછી તેની શુક્લગતિ થવી કે કૃષ્ણગતિ થવી એ તેના મૃત્યુના કાળ ઉપર અવલંબે છે એવી તે વખતની માન્યતા હતી.

ભગવાને તે માન્યતા જેવી છે તેવી લઈને જ અર્જુનને ઉપદેશ આપ્યો છે કે માણસ બધો જ વખત યોગયુક્ત હશે તો તેને કશી જ ચિંતા કરવાનું

કારણ નથી. તેને ભાગે ઉત્તરાયણ કે દક્ષિણાયન એવો ભેદ નથી. તે ગમે ત્યારે દેહ છોડે તોપણ તેને નશ્વર ચંદ્રલોક તરફ જવાપણું નથી.

## अध्याय २७

## राजविद्यायोगः

### श्रीभगवान् उवाच

१. इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥

२. राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥

३. अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥

४. न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥

५. यथाकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥

६. सर्वभूतानि कौन्तेय प्रकृतिं यान्ति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥

७. प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥

८. न च मां तानि कर्माणि निबध्नन्ति धनंजय ।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥

९. मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनानेन कौन्तेय जगद्विपरिवर्तते ॥

१०. अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥

११. मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥

१२. महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥

१३. सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।
नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥

१४. ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥

શ્રી ભગવાન બોલ્યા: હે અર્જુન, તું શ્રદ્ધાવાન છે. અસૂયા કરનારો નથી તેથી તને આ અનુભવ સહિત અત્યંત ગૂઢ એવું જ્ઞાન કહું છું. એ તને ગળે ઊતરે તો બધા અશુભોમાંથી તું મુક્ત થઈશ. આ ગૂઢ-રાજવિદ્યા પવિત્ર કરવાવાળી છે. તેનો સીધો અનુભવ જ લઈ શકાય છે. એ ધર્માનુકૂળ છે એટલું નહિ પણ એનું અનુશીલન સાવ સહેલું છે. અને એનું ફળ સ્થાયી છે. આ રાજધર્મ વિષે જેમને શ્રદ્ધા નથી તેમને મારી પ્રાપ્તિ થતી નથી. તેથી તેઓ ફરી ફરી જન્મમૃત્યુના ફેરામાં સપડાય છે. હું અવ્યક્ત મૂર્તિ હોવા છતાં મેં આ આખું જગ વ્યાપ્યું છે. હું ભૂતભાવન છું. આ ભૂતમાત્રોનું હું ભાવન કરું છું, તેમને આધારે હું રહેતો નથી. જેવી રીતે મહાભૂત વાયુ બધે ફરીને હમેશાં આકાશમાં જ રહે છે તેવી રીતે સર્વભૂતમાત્ર મારામાં જ વસે છે એમ જાણજે. જ્યારે કલ્પક્ષય થાય છે ત્યારે હે કૌંતેય, સર્વભૂત-માત્ર મારી પ્રકૃતિમાં વિલીન થાય છે; ત્યાં આવીને મળે છે. અને ફરી નવા કલ્પનો આરંભ થાય એટલે હું ફરી તેમને ઉત્પન્ન કરું છું. નિસર્ગને આધીન રહેલો આ ભૂતગ્રામ મારી પ્રકૃતિને આધારે હું ફરી ફરી ઉત્પન્ન કરું છું પણ આ બધી બાબતોમાં હું એકદમ તટસ્થ જેવો રહેવાથી મારામાં કશી જ આસક્તિ હોતી નથી. અને તેથી જ હે ધનંજય, મારાં તે કર્મો મને બાધક થતાં નથી. મારી દેખરેખ નીચે આ પ્રકૃતિ સચરાચર સૃષ્ટિને ઉત્પન્ન કરે છે અને તેથી જ હે કૌંતેય આ દુનિયામાં અખંડ ફેરફાર ચાલે છે.

જે લોકો મૂઢ છે તેઓ, હું મનુષ્યદેહનો આશ્રય લઉં છું તેથી, મારી અવજ્ઞા કરે છે. કારણ કે, 'હું ભૂતમહેશ્વર છું, પ્રાણીમાત્રનો હું માલિક છું' એ મારી શ્રેષ્ઠ પદવી તેઓ જાણતા નથી. આ લોકો રાક્ષસી કે આસુરી બેમાંથી એકાદ સ્વભાવના ભોગ થઈને તેની મોહિનીને લીધે અવિચારથી વર્તે છે. તેવાઓની આશાઓ વ્યર્થ થાય છે, એમનાં કર્મો

નિષ્ફળ થાય છે અને એવાઓનું ધ્યાન કશા કામમાં આવતું નથી આથી ઊલટું, જે મહાત્માઓ દૈવી પ્રકૃતિનું અવલંબન કરીને મને આ આખા વિશ્વનો આદિ અને અવિનાશી તરીકે ઓળખી અનન્ય ભક્તિથી ભજે છે, એવા લોકો પોતાના વ્રતમાં દૃઢ થઈને સાધનામાં રત રહી મારું કીર્તન કરે છે, મને નમસ્કાર કરે છે અને યોગયુક્ત થઈને ભક્તિથી મારી ઉપાસના કરે છે

અને જુદા પ્રકારના લોકો જ્ઞાનરૂપી યજ્ઞ વડે મને અનેક રૂપે ઓળખે છે મને એક સમજીને કે આ સૃષ્ટિથી અલગ સમજીને અને તેમ છતાં યે વિશ્વવ્યાપી તરીકે ઓળખીને અનેક રીતે તેઓ મારી ઉપાસના કરે છે

## अध्याय २८

## प्रभवयोगः

१ भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥

२ अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥

३ एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥

४ मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥

५ रसोऽहमप्सु कौन्तेय, प्रभास्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु, शब्दः खे, पौरुषं नृषु ॥

६ पुण्यो गन्धः पृथिव्यां च, तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु, तपश्चास्मि तपस्विषु ॥

७ बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥

८. बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥

९. अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मन्त्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥

१० पिताहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक्साम यजुरेव च ॥

११ गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥

१२ तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥

१३ त्रैविद्या मां सोमपाः पूतपापा
यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकम्
अश्नन्तिदिव्यान्दिवि देवभोगान् ॥

१४ ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना
गतागतं कामकामा लभन्ते ॥

१५. अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

१६ येऽप्यन्यदेवता भक्ता यजन्ते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥

१७ अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥

१८ यान्ति देवव्रता देवान्पितॄन्यान्ति पितृव्रताः ।
भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥

१९ पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥

२० यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय, तत्कुरुष्व मदर्पणम् ॥

२१ शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥

२२ समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते, तेषु चाप्यहम् ॥

२३ अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥

२४ क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय, प्रतिजानीहि ' न मे भक्तः प्रणश्यति ' ॥

૨૫. मां हि पार्थ, व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥

૨૬. किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥

૨૭. मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥

પૃથ્વી, આપ, તેજ, વાયુ અને આકાશ તેમ જ મન, બુદ્ધિ અને અહંકાર એવી મારી આઠ પ્રકારે વિભક્ત થયેલી પ્રકૃતિ છે. પણ આ તો નીચલી કોટીની પ્રકૃતિ થઈ. આના કરતાં જુદી ઉચ્ચ કોટીની પરા-પ્રકૃતિ છે. તે જીવસ્વરૂપ હોઈ તેના વડે જ આખી દુનિયાનું ધારણ થયું છે. આ પરાપ્રકૃતિમાંથી જ બધાં ભૂતમાત્રોની ઉત્પત્તિ છે. એમ જોઈએ તો આ આખી દુનિયાનો પ્રભવ અને પ્રલય, ઉત્પત્તિ અને નાશ હું જ છું. હે ધનંજય, આ દુનિયામાં મારાથી જુદું એવું કશું જ નથી. જેવી રીતે દોરીમાં મણિ પરોવાય છે તેવી રીતે આ આખી દુનિયા મારામાં પરોવાયલી છે. આ આખી દુનિયામાં અનુસ્યૂત એવો હું જ છું.

હે અર્જુન, પાણીમાંનું રસતત્ત્વ હું છું, સૂર્ય અને ચંદ્રની પ્રભા હું છું. સર્વ વેદોમાંનો પ્રણવ ઓમ્કાર હું છું, આકાશમાંનો શબ્દ હું અને માણસમાંનુ પરાક્રમ પણ હું છું, પૃથ્વીમાંની પુણ્યગંધ હું છું, અગ્નિમાંનું તેજ હું છું, સર્વ પ્રાણીઓનું જીવન હું છું અને તપસ્વીઓનું તપ હું છું; અને હે અર્જુન, સર્વભૂતમાત્રોનું સનાતન બીજ હું જ છું એવું તું જાણ. બુદ્ધિમાનોની બુદ્ધિ અને તેજસ્વી લોકોનું તેજ પણ હું જ છું. બળવાન લોકોના સામર્થ્યમાંથી વાસના અને આસક્તિ કાઢી નાંખતાં બાકી જે રહે તે હું જ છું, એટલું જ નહિ પણ હે ભરતશ્રેષ્ઠ, ધર્મની વિરુદ્ધ ન હોય એવો કામ એટલે વાસના પણ હું જ છું હું ક્રતુ (યજ્ઞનો સંકલ્પ) છું, હું જ યજ્ઞ છું. અર્પણ, બુદ્ધિ, સ્વધા પણ હું જ છું અને અર્પણ કરવાનું દ્રવ્ય પણ હું જ છું. યજ્ઞમાંના મંત્ર, અગ્નિ પ્રજ્વલિત કરવાનું ઘી, અગ્નિ પોતે અને તેમાંની આહુતિ બધું હું જ છું. આ દુનિયાનો પિતા, માતા અને પાલન કરનાર પિતામહ પણ હું જ છું. અને જાણવા યોગ્ય એવો જે પવિત્ર ઓમ્કાર, તે જ પ્રમાણે, ઋક્ સામ અને યજુ, એ વેદ પણ હું છું. ગતિ, ભર્તા, પ્રભુ, સાક્ષી, શરણે જવાનું સ્થાન અને અનુકૂળ તેમ જ પ્રેમળ એવો મિત્ર; ઉત્પત્તિ, સ્થિતિ, લય અને સનાતન અવિનાશી બીજ, એ બધું જ હું છું. હું તપું છું, હું જ વરસાદ પાડું છું, હું જ ખેંચી લઉં છું અને છોડી દઉં છું. અમૃત અને મૃત્યુ, સત્ અને અસત્ હું જ છું.

જેઓ ત્રણે વેદોમાં વિદ્વાન છે, યજ્ઞમાં સોમપાન કરે છે, જેમનાં પાપ ધોવાઈ ગયાં છે એવા લોકો યજ્ઞ વડે પરમેશ્વરનું પૂજન કરીને સ્વર્ગની સ્થિતિની વાંછના કરે છે. પછી તેઓ પ્રસન્ન એવા સુરેન્દ્ર-લોકને પહોંચીને ત્યાં સ્વર્ગમાં દેવોને યોગ્ય એવા ભોગ ભોગવે છે. આવી રીતે તે વિશાળ સ્વર્ગલોકનો ઉપભોગ લેતાં લેતાં તેમનું પુણ્ય ક્ષીણ થાય છે, અને પુણ્ય ખલાસ થાય એટલે ફરી તેઓ મૃત્યુલોકમાં આવે છે. આવી રીતે વેદોમાંના કર્મકાણ્ડને અનુસરતા લોકો વાસનાઓની ઇચ્છા કરવાથી જન્મમૃત્યુના ફેરાઓ જ માત્ર મેળવી શકે છે.

[ કર્મકાણ્ડનું ફળ-સ્વર્ગ અસ્થિર છે એમ કહી, ગીતાએ એ કર્મકાણ્ડનું અને સ્વર્ગપ્રાપ્તિનું બંને વાતોનું મહત્ત્વ ઓછું કર્યું. પણ આ કર્મકાણ્ડ વડે ભલે અસ્થિર પણ સ્વર્ગ મળે છે એવો ગીતાકારનો વિશ્વાસ હતો એમ જણાય છે. દરેક બાબતમાં ગીતાને પ્રમાણભૂત માનવાવાળા આધુનિકોએ આ પ્રશ્ન ઉકેલવો જોઈએ. યજ્ઞ કરવાથી સ્વર્ગ મળે છે કે કેમ? અને તે સ્વર્ગનું સ્વરૂપ કેવું હોઈ શકે છે? માણસ મરી ગયા પછી કેટલે દિવસે ફરી આ મૃત્યુલોકમાં જન્મ લે છે? એ બાબતમાં કેવી કલ્પના કરવી એ પણ મન સાથે નક્કી કરવું જોઈએ, અથવા તે વખતની જે કલ્પનાઓ ઉપર આ બધા સિદ્ધાંતો રચાયેલા છે તે કલ્પનાઓ ખોટી સમજીને સિદ્ધાંતનો સ્વીકાર કરવામાં વાંધો નથી એવો પક્ષ આપણે સ્વીકારવો જોઈએ.

વળી આપણે ત્રીજી ભૂમિકા લઈ શકીએ સ્વર્ગ એ શી ચીજ છે એ આપણે જાણતા નથી, એટલે તે નથી જ એમ પણ કેમ કહી શકાય? એમ વિચારી યજ્ઞ ચાલુ રાખવા જો યજ્ઞ વડે સ્વર્ગ મળવાનુ હોય તો તે મળશે જ અને મળવાનું ન હોય તોપણ કેવળ યજ્ઞ કરવામા નુકસાન શુ? યજ્ઞ ન કરીને ફસાવા કરતા કરીને ફસાવુ સારુ

પણ આ ભૂમિકા આજે કોઈને જ ગળે નહિ ઊતરે જે વાતના અસ્તિત્વ વિષે શકા છે તેની પ્રાપ્તિ માટે યજ્ઞ જેવી નિષ્ફળ ખટપટ કરવા આજે કોઈ તૈયાર નહિ થાય–અને ખાસ કરીને ગીતાએ જ્યારે કર્મકાણ્ડી યજ્ઞ અને તે યજ્ઞના ફળસ્વરૂપ સ્વર્ગ બનેની કિંમત ઓછી કરી છે ત્યારે ]

પોતાનો પ્રભાવ કહ્યા પછી પોતાની ભક્તિનુ માહાત્મ્ય પણ ભગવાન કહે છે

જે લોકો અનન્ય ભાવથી મારુ ચિંતન કરે છે અને મારી પૂજા કરે છે તેમને યોગયુક્ત થયેના જોઈ તેમની બધી ચિંતા હું જ વહોરી લઉ છુ તેમનો યોગક્ષેમ હું જ ચલાવુ છુ ( જ્યા સુધી માણસ વ્યવહારની ભૂમિકા ઉપર છે ત્યા સુધી ઈશ્વર તટસ્થ હોય છે અને તેને તેના કર્માનુરૂપ ફળ આપે છે પણ માણસ જ્યારે અભેદ ભક્તિ અથવા સાયુજ્ય ભક્તિ કરવા માડે છે ત્યારે ઈશ્વર જ કર્મકર્તા અને ઈશ્વર જ ફલદાતા એવી સ્થિતિ થઈ જાય છે એવા ભક્તને કરવાનુ કશુ જ રહેતુ નથી અને કર્મબધ પણ બાધક થતા નથી એવા વિષે જ કહ્યુ છે કે, "नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन।" )

જેમને આવી અનન્ય ભક્તિ ફાવતી નથી અને જે લોકો અતર્યામી પરમેશ્વરને મૂકીને અન્ય શક્તિઓની ઉપાસના કરે છે તેઓ જો શ્રદ્ધાયુક્ત હોય તો તેમની તે પૂજા મને જ પહોચે છે, પણ તે વિધિપૂર્વક નથી હોતી એટલો દોષ તેમા આવી જાય છે ગમે તે જાતનો યજ્ઞ હોય, તેનો ભોક્તા અને સ્વામી હું છુ પણ એવા યજ્ઞ કરવાવાળા મને તત્ત્વત નથી ઓળખતા તેથી તેમની ભક્તિ કે તેમાથી મળતુ સ્થાન સ્થિર કે દૃઢ નથી હોતાં દેવવ્રત લોકો તે તે દેવો પાસે જઈ પહોચે છે પિતરોની ઉપાસના કરવાવાળા પિતૃવ્રત લોકો પિતૃગણને જઈને મળે છે ભૂતમાત્રોની પૂજા કરવાવાળા ભૂતમાત્રો સાથે તાદાત્મ્ય પામે છે અને જે લોકો મારી ઉપાસના કરે છે તેઓ મારી પાસે આવે છે મારી ઉપાસના માણસ ગમે તેમ કરે પત્ર પુષ્પ, ફળ કે કેવળ પાણી જે કંઈ ભક્તિવડે મને આપવામા આવે છે તે 'હુ ભક્તિથી અર્પણ કર્યું છે' એટલા જ ખાતર ખૂબ પ્રેમથી સ્વીકારુ છું', તેથી હે અર્જુન તું જે કઈ કરે છે જે કાંઈ ખાય છે, જે કાંઈ આપે છે અથવા જે કાંઈ હવન કરે છે કે તપ કરે છે તે બધુ તુ મને જ અર્પણ કર આમ કરવાથી કર્મબધનરૂપી શુભાશુભ ફલમાથી તુ મુક્ત થઈશ સન્યાસયોગ સાધવાથી તુ બધી બાજુથી મુક્ત થઈને સીધો મને આવીને મળીશ

એમ જોવા જઈએ તો ભૂતમાત્ર વિષે હું સમદૃષ્ટિ છુ મને કોઈ ગમતો કે અણગમતો નથી પણ ભક્તિનો પ્રભાવ જ એવો છે કે જે લોક ભક્તિ વડે મારુ ભજન કરે છે તેઓ મારામા વાસ કરે છે અને હુ તેમનામા વાસ કરુ છુ

કોઈ માણસ ગમે એટલો દુરાચારી હોય તોપણ મારુ અનન્ય ભક્તિથી ભજન કરવા માડે તો તેને સાધુ જ સમજવો જોઈએ, કારણ કે તે હવે સારે રસ્તે ચડયો છે [ કોઈ માણસ યાત્રા માટે ઘર મૂકે એટલે તે જ ક્ષણે આપણે તેને યાત્રાએ જનાર કહીએ છીએ અને યાત્રા પૂરી કરીને તે તીર્થસ્થાને પહોચે તોપણ આપણે તેને યાત્રા કરનાર તરીકે જ ઓળખીએ છીએ યાત્રા ગમે એટલી દૂરની હોય પણ ઘરનો ઉબરો મૂકીને જે નીકળ્યો તેની યાત્રા કરનારમા જ ગણતરી થાય છે હવે એ નિયમિત રીતે ચાલવા માડે પાછો ફરે નહિ કે અટકે નહિ તો તે મુકામે પહોચવાનો જ જોઈએ તેવી જ રીતે માણસ ગમે એવો દુરાચારી હોય, જો તેનામાં ઈશ્વર વિષે અનન્ય નિષ્ઠા ઉત્પન્ન થાય, તો તેની દુષ્ટ વૃત્તિ ઓગળવા માડી એમ સમજવુ અને આ પ્રારભ થયો એટલે તેને સાધુની પદવી પ્રાપ્ત થઈ સાધુત્વ

એ જીવનનો કોઈ વિશિષ્ટ માળ નથી. પણ જીવનના પ્રાસાદમાં જ્યાં હોઈએ ત્યાંથી ઉપર ચડવા માંડવાની વૃત્તિ અને પ્રવૃત્તિ એનું જ નામ સાધુત્વ છે. યોગ્ય અથવા ઇષ્ટ ગતિ મળી એટલે આપમેળે ઉન્નતિ થવાની જ. બધું પાપ ધોવાઈ ગયા પછી જ સાધકને સાધુ ગણવો એવી ગીતાની વૃત્તિ નથી. દુર્જનતાની ગાંઠ ઢીલી થઈ કે તરત જ ગીતાને સાધુતા દેખાવા માંડે છે.

અને એકવાર માણસ યોગ્ય માર્ગે ચડયો એટલે તેની પ્રગતિ ઝપાટાભેર થવાની જ. ભગવાન કહે છે, આવો માણસ ખુબ જ જલદી ધર્માત્મા થાય છે અને તેને કાયમની શાંતિ મળે છે. હે અર્જુન, એ નિશ્ચિત માનજે કે મારા ભકતનો કદી પણ નાશ થતો નથી. તદ્દન પાપયોનિમાં ભલે જન્મ્યાં હોય પણ જેઓ મારો આશ્રય લે છે તેઓ સ્ત્રીઓ હોય, વૈશ્ય હોય કે શૂદ્ર હોય, તે બધાંને જ પરમોચ્ચ ગતિ પ્રાપ્ત થવાની; તો પછી પુણ્યવાન બ્રાહ્મણ અથવા ભકત રાજર્ષિ હોય તો પછી વાત જ શી કરવી ?

તેથી હે અર્જુન મારા બધા ઉપદેશના સાર તરીકે તને કહું છું કે અનિત્ય અને અસુખ [ અસ્થિર અને દુઃખપૂર્ણ ] એવી આ દુનિયામાં આવ્યા પછી મારી ભકિત કરવી, એ જ એક જીવન કૃતાર્થ કરવાનું સાધન છે. તેથી તારું સમગ્ર ચિત્ત મારામાં એકાગ્ર કર, મારો ભકત થા, મારી ખાતર યજ્ઞ કર, મને નમસ્કાર કર અને આવી રીતે મત્પરાયણ થઈને મારી સાથે સંબંધ જોડીશ તો તું ખાતરીપૂર્વક મારી પાસે જ આવીશ. [ચાલુ]

## તું ભવ્ય !

તું શૌર્યનો પ્રેરક ભવ્ય દ્રષ્ટા,
ચારિત્ર્યનો ચેતનવંત સ્રષ્ટા;
ચૈતન્ય કેરો જલતો પ્રદીપ
બની, ફૂંકી દે શુભ ક્રાંતિમંત્ર !

તું અગ્નિની રક્ત-સહસ્ર જવાળા
શા કારમા માર્ગ મહીં ધપ્યે જા !
પ્રચંડ દાવાનળની શિખામાં
આળોટતો જીવનને જીવી જા !

તું રક્તરશ્મિ સમ રશ્મિ-પુંજો
વેરી જગે જીવનને જગાડ !
તું તેજના તીર સમો બનીને
અંધારના અંતરને વિદાર !

તું કાર્ય-દીક્ષા-રમણે સુમગ્ન
આલિંગજે મૃત્યુ ધસંત ઘોર !

હિમદૂત

# માસ્તરબાપા • એમના જીવનની એક આશ્ચર્યજનક ઘટના

—શ્રી. સુરેન્દ્રપ્રસાદ અંબાલાલ ત્રિપાઠી

૧૯૧૭ની એ સાલ હતી દૂર પશ્ચિમમાં યુરોપની રણભૂમિ પર માનવવિનાશનો મહારાસ જામ્યો હતો, જ્યારે દૂર પૂર્વમાં હિંદુસ્તાનના એક નાનકડા ખૂણામાં અહિંસક લડતનું શાંત તાંડવ ખેલાતું હતું સરકારના મહેસૂલી અન્યાય સામે ધરતીના પુત્રો ધરતીનો પોકાર પાડી રહ્યા હતા પાંચ પાંચ વર્ષ પછી બંગ ભંગની ચળવળનો થાક ઉતારીને ફરી પાછું હિંદ સતેજ થતું હતું ત્રણ ત્રણ વર્ષથી દુનિયા આખી 'મારો' 'મારો'ના પોકાર પાડી રહી હતી હિંસક ને અહિંસક લડત દુનિયાને ચોતરફથી ઘેરી વળી હતી અતૃપ્તિ અશાંતિ, અશ્રદ્ધા, વૈર, વિનાશ ને વચનભંગ દેશદેશમાં, ઘરઘરમાં, કોમકોમમાં, ભાઈ ભાઈમાં વધી પડયા હતા

માત્ર માનવી જ નહિ પરંતુ કુદરત પણ ત્યારે તો વીફરી હતી માનવવિનાશના મહારાસમાં પોતાનું પણ સ્થાન છે એ એણે પ્લેગની ભયંકર મહામારીથી બતાવી આપ્યું ગુજરાતના એક નાનકડા જિલ્લામાં ત્યારે ઓચિંતો પ્લેગ ફાટી નીકળ્યો દેવશયની એકાદશીથી માંડી વસંતપંચમી સુધી એનું કરાળ તાંડવ ચાલુ જ રહ્યું

અમદાવાદ અને તેની આસપાસનાં ગામડાં સર્વપ્રથમ તેનું કેંદ્ર બન્યાં, અને છતાં એની નાગચૂડમાંથી છૂટવાનું સદ્ભાગ્ય તો એમને સૌથી છેલ્લું જ મળ્યું ધીર પણ મક્કમ ગતિથી અવિરત અને અબાધિત એવી પ્લેગની વિજયકૂચ શરૂ થઈ જોતજોતામાં અર્ધું અમદાવાદ ખાલી થઈ ગયું કાળની બીક અસહ્ય હતી ભર્યાં ભર્યાં ઘર જેમનાં તેમ રહેવા દઈ, 'લેવું હોય તે લે, અને જીવતા જવા દે' કહેતા લોકો જીવ લઈને નાસતા હતા—દૂર દૂર, જ્યાં પ્લેગની ગંધ સરખી યે ન હોય, જ્યાં પ્લેગનું નામ સરખું યે ન હોય ત્યાં શહેરના જીવનનો એમને મોહ નહોતો નોકરી-ચાકરીની એમને દરકાર નહોતી. પંચભૂતના ખોળિયા સિવાય પૈસાની, પ્રતિષ્ઠાની કે પાડોશીની યે કોઈને પડી નહોતી ઘર છોડતી વખતે 'કાલે શું ખાશું?' એવો વિચાર કોઈ કરતું નહોતું જીવન-મરણના એ દિવસ હતા લોકો દૂરદૂરનાં ગામડાંમાં ચાલ્યા જતા હતા પરંતુ એમ તો રોગ વધુ ફેલાતો હતો જીવ બચાવવા ગામડાંમાં જઈ રહેતા લોકો બધા જ કાંઈ ભયમુક્ત નહોતા, એમાંના કેટલા યે પ્લેગનો શિકાર બની ચૂકયા હતા અને એ લોકો મારફતે જ રોગ ઝડપથી ફેલાતો હતો છતાં જીવનની આશા દુર્દમ્ય હતી ગામનાં ગામ ખાલી થતાં હતાં ને ખેતરોમાં ઝૂંપડાં બંધાતાં હતાં

બ્રાહ્મણ ને શૂદ્રના ત્યાં ભેદ નહોતા જાતિ અને ધર્મનું ત્યાં અસ્તિત્વ નહોતું હતો માત્ર એક ધર્મ-જીવનરક્ષણનો ઘર, ગામ, નાત, જાત, એ બધા ય ભેદ વિસારીને લોકો ઝૂંપડામાં રહેતા હતા અને છતાં એકબીજાથી એટલા જ અસ્પૃશ્ય હતા, કારણ કે કોઈનો પણ ચેપ લાગવાની બીક અસહ્ય હતી

બરાબર સત્તરની એ સાલ હતી ત્યારની જ આ વાત છે અમદાવાદથી ચાર ગાઉ પર પડેલા સરખેજ ગામમાં પણ પ્લેગનાં પગલાં પહોંચી ગયાં હતાં

શ્રાવણી બજેવની એ રાત હતી આખું ગામ-ગામના બધા જ પુરુષો-વૃદ્ધો, યુવકો, વૃદ્ધ જુવાનિયાઓ ને જુવાન વૃદ્ધો બધા જ-ગામની ભાગોળે એકત્ર થયા હતા બધાયના મુખ પર મૃત્યુઘેરો વિષાદ હતો ચોતરફ નિઃશબ્દ શાંતિ હતી ટોળામાં ઘોર મૌન ફેલાયું હતું દરેકની આંખો તેજહીન, શાંત, લુખ્ખી, સ્તબ્ધ જણાતી હતી ચાંદની માણવા એ લોકો મળ્યા નહોતા ચાંદની માણવાનો એ અવસર પણ નહોતો પોતાને જ હાથે-પોતાની જ કાંધ પર ચઢાવી ગામના પાંચ પાંચ જુવાનિયાઓને એ દિવસે

શાહવાડીના ભોથાને–સરખેજના સ્મશાનને એ લોકો સોંપી આવ્યા હતા. દરેકની નજર સામે મૃત્યુ ઊભું હતું, એ પાંચ જુવાનનું જ નહિ–આખા ગામનું. વર્ષોજૂના માદરે વતનના વિનાશની કલ્પના અકલ્પ્ય હતી. પ્લેગની મરકીથી ગામને કેમ બચાવવું એ વિચારવા બધા મળ્યા હતા. બધાને બોલવું હતું છતાં કોઈ બોલતું ન હતું.

થોડીવાર પછી પચાસેક વર્ષની, પણ શરીરે સશક્ત જણાતી એક વ્યક્તિ દૂરથી આવતી બધાની નજરે પડી. ટોળામાંથી દસબાર અવાજ બોલી ઊઠ્યા:

"સુસ્......માસ્તરબાપા!" ને—બધી આંખો માસ્તરબાપા તરફ મંડાઈ.

એમના એક હાથમાં કડિયાળી ડાંગ હતી ને બીજા હાથમાં નાનુંશું ધાસલેટિયા ફાનસ હતું. પંચેન્દ્રિય પરનો એમનો સંયમ અને વિજય ઠીક ઠીક, છતાં પણ રાતને વખતે ફાનસ લઈને જ બહાર નીકળવાની એમને ટેવ હતી એમ કેટલા ય જાણકારો કહેતા. અંધારિયાની કે અજવાળિયાની રાત્રે પણ ફાનસ ને ડાંગ લીધા વિના તો એ ક્યારે ય બહાર ન નીકળે. પગલે પગલે એમના પ્રયાણની નેકી પોકારતા 'ચાંઉ ચાંઉ' કરતા દેશી જોડા એમની સ્થિર ગતિના સૂચક હતા. પોતાને જ હાથે કાંતેલા સૂતરનું જાડું ધોતિયું, કસોવાળા જૂના ડગલા ઉપર લાંબો ઢીંચણ સુધીનો કોટ ને માથે પાઘડી–એ એમનો હમેશનો પોશાક હતો.

વગર અણસારે એમને બેસવાની જગા થઈ ગઈ......ને વિના અવાજે એમણે પોતાનું સ્થાન લીધું. આછેરી ઝણઝણાટી ને નજીવા ચેતનના ક્ષણિક સ્પર્શનો સભાન અનુભવ બધાને થાય તે પહેલાં તો વળી પાછા બધા જડવત્ બની ગયા. પ્લેગની હાકે બધાયની જીભ સિવાઈ ગઈ હતી અને માસ્તર–બાપા પણ–પ્રચંડ કાયા ને અજોડ પ્રતિભા પણ–આજે જાણે હીનસત્ત્વ બની હતી; ને તો ય એમની હાજરી જ બધામાં ચેતન પ્રેરવા માટે બસ હતી. એ અને એમના જેવા ત્યાં મળેલા વૃદ્ધો જ ગામનું ગાડું ધાંચમાંથી કાઢી–કઢાવી શકે તેમ હતા.

પાએક કલાકના મૃત્યુઘેરા સૂનકાર પછી માસ્તર–બાપાની યોજના રજૂ થઈ.

ત્યાં મળેલા પચીસેક જુવાનિયાઓને ચારચારની છ ટુકડીમાં વહેંચી નાંખવામાં આવ્યા. દરેક ટુકડીએ ગામનો એક એક 'વાસ' સંભાળવાનો. પોતાના વાસ પૂરતી વણલેખી જવાબદારી પ્રત્યેક ટુકડીએ સમજી લેવાની. અકસ્માત થતાં બીજા 'વાસ'ની ટુકડીને તરત જ જાણ કરવાની. એ ટુકડી સ્મશાને જાય એટલે બીજી ટુકડીએ એમના આવતાં પહેલાં પ્લેગનો ઉંદર પકડીને ઉકરડે નાંખી આવવાનો, ને ઉંદર પડ્યો હોય એ જગા ગ્યાસતેલ છાંટી બાળી મૂકવાની. ફિનાઈલ છાંટવાની કાળજી, ઘરની સાફસૂફી ને મરનારનાં સગાંઓને આશ્વાસન આપી મૃત્યુશોકો શમાવવાની ફરજ પણ એ ટુકડીની જ. આમ છતાં એક સામટા એકથી વધારે અકસ્માતો બનવા પામે ત્યારે કોઈ પણ ટુકડીએ કોઈ પણ 'વાસ'ની ટુકડીને મદદ કરવી ને રોજ રાત્રે ગામને પાદરે બધાએ મળવું એ એમની યોજનાનો ઉપસંહાર હતો.

કોઈ પણ જાતની નોંધ વિના, કોઈ પણ લેખિત કાયદા વિના, એક પણ વિરોધ કે સુધારા વિના આખી યે યોજના બધાએ અપનાવી લીધી. નિરાશ હૃદયે આવેલા બધાને શ્રદ્ધાનું નવું બળ જાણે મળી રહ્યું.

બીજા દિવસથી ટુકડીઓ કામે લાગી ગઈ. તારીખ કે તિથિની વાટ જોવા થોભાય એમ નહોતું, એવું કરવાનો ન સમય હતો, ન એ લોકોમાં આવડત હતી.

કોણ જાણે કેમ પણ કુદરત સાથેના દ્વંદ્વયુદ્ધમાં આખરી વિજય તો કુદરતનો જ હોય છે. મૃત્યુ સામે ઝઝૂમવાના માનુષી પ્રયત્નો ગમે તેટલા વીર ને ભવ્ય છતાં કુદરતની અનેકવિધ કુનેહ સામે માનુષી બળ ક્ષુદ્ર ને અલ્પ પુરવાર ન થાય ત્યાંસુધી માણસનો કેડો કુદરત ક્યારે ય ન મૂકે.

'સોળ સરાદાં' ને 'નવે નોરતાં'ના એ દિવસો

હતા એ દિવસો આ વા ને અષાઢમા પા પા પગલી કરતો પ્લેગ કાળના મહારાસમા મૃત્યુતાળીના અવિરત તાલ દઈ ઘૂમી રહ્યો પ્લેગનુ જીવન જો ટૂકુ હોય છે તો એ ભયકર પણ ખૂબ હોય છે વટોળની ઝડપે એ આવે છે ને પ્રલયના પદચિહ્ન એ મૂકી જાય છે

માસ્તરબાપા અને એમના સાથીદારોના અખડ અને અવિશ્રાત પ્રયાસો છતા પ્લેગની વિજયકૂચ તો વધ્યે જ ગઈ માસ્તરબાપાના મોરચા જો કુદરત સામે હતા તો કુદરત પણ મઈ કમ નહોતી એમના જેવી બેચાર વ્યક્તિના હાર્દિક પ્રયત્નો પણ કુદરતને મન તો ક્ષુદ્ર માન કુદરતનાં શસ્ત્રો અસખ્ય ને અજેય હોય છે પોતાના પ્રચડ બળને કોઈ ગાજી જાય એ કુદરતને કેમ પાલવે ?

સાબરમતીમા પૂર આવ્યાની બીજે દિવસે ખબર આવી ખેતરોમા ને 'ભાઠા મા સાબરમતી ઘૂમી રહી હતી 'શાહવાડીના બોયા'ની સ્મશાનભૂમિની વચ્ચે સાબરના નીર સૂતા હતા પ્લેગના પૂરક તરીકે મેઘના મડાણ થઈ ચૂક્યા પાકાં પાન ખરે તેમ માણસ મરતા હતા નદી બન્ને કાંઠે ભરપૂર હતી એટલે ઘણાખરા મુડદા ફાટ્યા આરે જ બાળવા પડતા માસ્તરબાપા ને એમના સાથીદારો ગામના એક એક 'વાસ'મા ઘૂમી રહ્યા હતા

ગામની ભાગોળને બેટીને ઊભેલુ સરખેજનુ સ્ટેશન પણ જોતજોતામા ગામથી વિખૂટુ પડી ગયુ વરસાદની સતત હેલીમા દખણાદી સીમના શકરી તળાવે ને ઓતરાદી સીમના મલકાણી'એ-બન્ને તળાવોએ-માઝા મૂકી. પૂર્વમા તો 'ભાઠાં'ની ખોયમાં સાબર સૂતી હતી. સાકડી નેળનો માત્ર એક જ રસ્તો સ્ટેશન સાથેનો વ્યવહાર જાળવી રહ્યો હતો

એ રસ્તે થઈને સ્ટેશન સામેના ખેતરોમા લોકો ચાલ્યા જતા હતા જેમની પાસે કઈ પણ સાધન હતુ એ લોકોએ તબૂ ઠોક્યા હતા જ્યારે બીજાઓએ નકરે ઝૂપડા બાધ્યા હતા માસ્તરબાપાના માણસોને હવે બે સ્થાન સભાળવાના થયા-ગામના લોકો અને 'છાપરાં'ના રહેનારાઓ શક્ય એટલા બધાને ખસેડવાના પ્રયાસમા એ લોકો રાતદિવસ ઝૂપડા બાધ્યે જ જતા હતા દશેરાના આગમન પહેલા ત્રણસોક 'છાપરા' સ્ટેશન સામેના ખેતરોમાં ઊભા થઈ ગયા દિવસે બધુ સૂનકાર ને રાત્રે અખડ જાગૃતિવાળુ 'છાપરા'નુ વાતાવરણ ભયકર ને ઉગ્ર તો હતુ જ, પરતુ એવા વાતાવરણમા રાતને વખતે દસ દસ વીસ-વીસના ટોળામા પથરાયેલ દોઢેક હજાર માનવીઓ 'છાપરાં'ની બહાર ખુલ્લી તાપણીઓ કરીને જોરથી ફૂકતા પવનના સુસવાટમા કપી ઊઠતા ત્યારે તો એ વાતાવરણ શિવના તાડવ જેવુ રૌદ્ર ને પ્રલયકારી લાગતુ પણ કાળને ય કપવે એવુ વાતાવરણ તો ત્યારે ખડુ થતુ જ્યારે પ્લેગનો ભોગ થયેલ કોઈ કમનસીબ આત્માનું આયખુ ખૂટી પડતા 'શ્રીરામ ભાઈ રામો'ની કારમી કાળચીસ વાતાવરણના અગેઅગને ભરી મૂકતી

શરદપૂર્ણિમાની એ રાત હતી માસ્તરબાપા અને એમના સાથીદારોનો ડાયરો ગામની ભાગોળે રાતના આઠેકને સુમારે જામ્યો હતો પરતુ દૂધપૌઆની એ ઉજાણી નહોતી પ્લેગની નાગચૂડ દિનપ્રતિદિન વધુ ને વધુ ઘેરી બનતી હતી એ એમની મૂઝવણનું મુખ્ય કારણ હતુ વરસાદનો ત્રાસ પણ મઈ કમ નહોતો બચાવના ઉપાયો શોધવામા એ બધા ગૂથાયા હતા તેવામાં અચાનક ખુશખબર આવ્યા માસ્તરબાપાને ત્યા પુત્રજન્મ થયો હતો પ્લેગના વિષાદઘેરા વાતાવરણ વચ્ચે પણ આનદની લાગણી ઘડીક બધાનાં વદન પર તરી ઊઠી પુત્ર-જન્મના હર્ષથી માસ્તરબાપાને ઉત્સાહનું નવુ બળ મળી ગયુ

બીજા દિવસથી ટાઢ, વરસાદ પવન ને પ્લેગના ભયકર ઝઝાવાત વચ્ચે પણ માસ્તરબાપા ને એમના સાથીદારો પોતાની ફરજ હિંમતથી બજાવ્યે ગયા ને જતા પ્લેગની જીત વિનાનો એક પણ દિવસ જતો નહોતો એ કાળની એક કમનસીબ કહાણી હતી

અને તેમા ય છેલ્લા પદર દિવસે તો હદ કરી

હતી. અમદાવાદથી લોકોનાં ઝોલાં ને ઝોલાં સરખેજમાં આશરો લેવા આવી રહ્યાં હતાં. પાંચસો–સાતસોની એ સંખ્યાને સમાવવી એ કાંઈ સહેલ નહોતું. પરિણામ સ્પષ્ટ હતું. એ સાતસોકમાંના ત્રીસ અને ગામના વીસ મૃત્યુએ વીણી લીધા હતા. છેલ્લા અઠવાડિયાનો એ હિસાબ હતો, પ્લેગનો એ ફાલ હતો.

અંકુશ ને બચાવના અનેક દાવ છતાં પ્લેગ તો વીફર્યે જ જતો હતો. બજારમાં, વાસમાં, ચૌટામાં, શેરીમાં, છાપરાંમાં ને ભાગોળમાં બધે જ સ્મશાનવેરી શાંતિ હતી. ક્યાં યે જો ચેતના હતી તો એ 'શાહવાડીના ભોથા'માં ને 'ફતેહવાડીના આરા'માં, 'જાસપરનાં ભોથાં'માં ને 'ધોબી આરો' ને 'ફાટયા આરા'માં— એકમાંથી વધીને પાંચ થયેલાં સરખેજનાં એ સ્મશાનોમાં મૃત્યુની અખંડ મહેફિલની દિલધડક ચેતના જ માત્ર હતી. પોતાની જ નજર સામે જુવાનજોધ દીકરાને કે કુટુંબના એકના એક આધારભૂત વડીલને જોતજોતાંમાં ચાલ્યા જતા જોવા એ. તો હવે સામાન્ય બની ગયું હતું. ધાણી ફૂટે તેમ ફાટી પડતાં સ્વજનોને લોકો ફાટી આંખે જોઈ રહેતા હતા. 'પારકાંને પોતાનાં' કરનાર પણ ત્યારે 'પોતાનાંને પારકાં' થતાં લાચારીથી જોઈ રહ્યા હતા. વિયોગનું એ અણધાર્યું દુઃખ ખૂબ જ દુઃસહ્ય હતું.

છેલ્લા સપ્તાહમાં તો માસ્તરબાપાએ પણ સાતેક સાથીદારો ગુમાવ્યા હતા, છતાં મૃત્યુ સામે ઝઝૂમવાના વીર પ્રયત્નો એમણે ન જ મૂક્યા. પરંતુ એમના એ પ્રયત્નો ઉગ્ર સ્વરૂપ પકડે એ પહેલાં તો એમની ટુકડીઓ વિખરાઈ ગઈ. છેલ્લા સપ્તાહે સાતને ભરખી લીધા હતા. બીજા ત્રણને પ્લેગની ગાંઠ નીકળી હતી. બાકીનામાંથી આઠેક જણ પ્લેગના ભયથી ભાગવા બાવળા જતા રહ્યા હતા. માત્ર ચારેક સાથીદારો જ હવે માસ્તરબાપાને સાથ આપી શકે તેમ હતા.

માસ્તરબાપાની હિંમત હવે ઝાઝી જોર કરી શકે એમ રહી જ નહોતી, સાથીદારોની ખોટ જ એમને જબ્બર આઘાત આપી રહી હતી. સાથીદારો તો એમના હાથપગ હતા. એમના વિના પોતે અપંગ હોય એવી માનસિક સ્થિતિ એ અનુભવી રહ્યા. સગાં ને સાથીદારોનો વિયોગ એમના અંતરને કોરી ખાતો હતો, ને આખા દિવસનો શ્રમ એમને નિર્બળ બનાવી રહ્યો હતો; ને છતાં બેહદ શારીરિક શ્રમ ને તીવ્ર માનસિક વેદના વચ્ચે પણ એમણે એમનું કાર્ય જારી રાખ્યું. મરવા તરફડતા ઉંદરને ઉકરડે નાંખી આવતાં એમને જરા યે કંપારી નહોતી છૂટતી. પ્લેગિયાના પ્લેગની ગાંઠ પર શેક કરતાં ચેપ લાગવાની સહેજ પણ બીક એમણે ન રાખી.

આ બાજુ કોચરબ પાસે વીસત્રીસ વિદ્યાર્થીઓથી ગાંધી–આશ્રમની સ્થાપનાની વાતો સંભળાતી હતી. યુરોપીય યુદ્ધની વાત જવા દઈએ તોપણ પણે ખેડામાંથી ગાંધીજીએ કરેલા સત્યાગ્રહની અને સરકારી દમનના દ્વંદ્વયુદ્ધની વાતો આવતી હતી ને અહીં પ્લેગનો ધંટોળ ફૂંકાતો હતો. રોજ–બ–રોજ પ્લેગનો વાંવડ વધ્યે જતો હતો. નદી ને તળાવ વચ્ચે ગામ ઘેરાયેલું પડ્યું હતું. મુડદાં બાળવા દૂર ન જવું પડે માટે પાંચપાંચ સ્મશાનો એકસામટાં ઊભાં કરવા પડ્યાં હતાં અને છતાં 'તું જા ને હું આવું છું' એવું કહેતાં ટપોટપ વહી જતાં મુડદાંઓને પૂરેપૂરાં બાળવા થોભાય એમ નહોતું. પહેલું મુડદું સ્મશાને પહોંચે એ પહેલાં તો બીજાં બે તૈયાર થતાં હતાં એટલે ઘણાંખરાં મુડદાંને અધૂરાં બાળીને નદીમાં વહેતાં કરવાની કપરી સ્થિતિ વારંવાર ઊભી થતી હતી. સ્મશાનમાં ને ગામમાં પાંસળીઓ ગણી શકાય એવાં સુક્કાં–લુખ્ખાં હાડખાવાં કૂતરાં મોંમાં હાડકાં લઈને આમતેમ ઘૂમતાં આખી રાત અને કવચિત્ દહાડે પણ 'હૂઅ...હૂઉઉઉ......હૂ'ની ભયંકર શોકસૂચક ચીસો પાડી રહ્યાં હતાં. પ્લેગના ઉંદરનો ઢગ ઉકરડે જામતો હતો, ચાંચડનો ઉપદ્રવ વધ્યે જતો હતો ને હિમભર્યો પવન જોરથી ફૂંકાતો હતો. સરકારી મદદની આશા નિષ્ફળ નીવડી હતી ને પ્લેગથી બચવા ઇચ્છનારે રસી મુકાવવા બાવળા જેટલે દૂર જવું પડતું. સરખેજ–અમદાવાદને સાંધતી નહોતી પાકી સડક કે નહોતો મોટર-વ્યવહાર. અકસ્માતને સમયે 'જમીન માપવાની' જિગર કરી શકે અગર ગાડામાં બેસીને 'ઠચુક ઠચુક' કરતાં ને ખાડાટેકરાથી

ફૂટતા ગાડામાં ચારચાર કલાક સુધી હાડકાં ભાગી નાખતી વેદના સહન કરી શકે એ જ અમદાવાદના સરકારી દવાખાનાની સારવાર મેળવી શકે એવો એ જમાનો હતો

એટલે તબીબી સારવારને અભાવે ને વસ્તીના અણધાર્યા વધારાથી ફેલાયેલી અસ્વચ્છતાએ પ્લેગનો વેગ વધારી આપ્યો રોજના બેએકને બદલે ત્રણ-ચાર મુડદા બાળવાનો ક્રમ હવે રોજિંદો બનતો હતો જોતજોતામા પ્લેગનો આંકડો ત્રણસો ઉપર પહોંચી ગયો છેલ્લા બે માસનો એ વણનોંધ્યો આંકડો પ્લેગનું ચક્રવર્તિત્વ સાબિત કરતો હતો પ્લેગની કૂચ અજેય ને અફર હતી

દીપોત્સવીના સનાતન હર્ષના દિવસો પણ પ્લેગના શોકસભર વાતાવરણ વચ્ચે પસાર થઈ ગયા ટેટા-ફેટાનો તો એ જમાનો જ નહોતો એટલું ગ્રામ જનતાનું એ કાળનું સદ્ભાગ્ય હતું પરંતુ વાસણના ચકચકાટ ને અન્નપૂર્ણાના અનેકવિધ પકવાન્નભર્યા ભંડારના ઉત્સાહનું એકેય મટકું માર્યા વિના, ને બારણાને ટોડલે ને બારસાખને ગોખલે, આંગણાને ને ઓરડાને અજવાળતા તેલભર્યા કોડિયાની એકેય ઝગમગતી જ્યોત વિના પસાર થતી દિ'વગરની દિવાળી જોતા લોકોનું હૈયું દ્રવી ઊઠ્યું બેસતું વર્ષ પણ મોતની ઘેરી છાયામા પસાર થઈ ગયું અને ભાઈબીજનો દિવસ પણ માસ્તરબાપાને અને ગામસમસ્તને કલ્પાંતનો દિવસ નીવડ્યો એ એક જ દિવસે સાથે બાર-બાર સ્નેહીઓને સ્મશાનમાં સુવાડતા આખા ગામનું કાળજું કંપી ઊઠ્યું સગ્ગેજના પાંચે સ્મશાનો ભાઈબીજના એ ભયંકર દિવસે અખંડ ને અવિરત ભડભડ બળ્યે ગયાં

ત્રીજ-ચોથના દિવસો કંઈક શાંતિથી પસાર થયા ને લાભપાંચમના દિવસે પ્લેગના જુવાળે વળી પાછો ઊથલો ખાધો

તેમ છતાં એ દિવસનું સવાર માસ્તરબાપાને મન એક ધન્ય પ્રભાત હતું એ સવારે માસ્તરબાપા પોતાના વીસ દિવસના ફૂલા-ફૂલકૂલ્યા વારસ-પુત્રને પહેલી જ વાર નીરખવાના હતા નવથી સાડાદસના અમૃત ચોઘડિયામા પત્ની અને પુત્રને તેડીને આવતાં રસ્તામા જ એમને કંઈક વિચાર આવ્યો ને એ અટક્યા સાથે એમની બાર વર્ષની દીકરી નાના ભાઈને લઈને ધીંગા ડગના ભરી રહી હતી

"જો તો બહેન આગળ જઈને ઘર ઉઘાડ તો !" વિચારમા લથડતા પગે પુત્રીને ઉદ્દેશીને એ બોલ્યા.

પરંતુ વળી પાછા કંઈ વિચારે એ રોકાયા ને એમણે બૂમ પાડી

'મણુ, જરા ઊભી રહે તો લે, ભાઈને લે, હું જ જાઉં છું "

પચીસેક ડગના આગળ વધેલી મણુ તરત જ બાપુજીના ફરમાને રોકાઈ ગઈ બાપુજીના હાથમાં કૂંચીઓનું ઝૂમખું મૂકતા ને પોતાના હાથમા ભાઈ ને ઊંચકી લેતી બાની સાથે ફરી પાછી ધીરાં ડગના ભરતી મણુ બાળક-ભાઈને બચીઓ ભરતી ચાલવા લાગી

ઝટપટ ઘેર આવીને એમણે બારણું ઉઘાડ્યું ઉંબરમા જ એ સ્તબ્ધ બની ઊભા રહ્યા એમની શંકા સાચી ઠરી હતી બરાબર ઓશરી વચ્ચે ધોળા તરફડતો પ્લેગનો ઉંદર પડ્યો હતો. ઘડીક ખમચાઈને એ ઊભા રહ્યા તરત જ કપડા બદલી પ્લેગનો ઉંદર નળિયા પર ચઢાવી પછિયાભેર પાસેના ઉકરડે એ નાખી આવ્યા આવીને સર્વપ્રથમ ઉંદર પડ્યો હતો એ જગા પર ગ્યાસતેલ છાંટી ઉપરઉપરનું લીંપણ એમણે બાળી મૂક્યું કદાચ છે ને પત્ની આવે ત્યારે ઉંદર પડેલો દેખે તો એને ધ્રાસકો લાગે એવા પૂર્વકલ્પિત વિચારે જ એમણે પુત્રી કે પત્નીને ન જવા દેતા પોતે જ વહેલા ઘેર જવું ઉચિત ધાર્યું હતું

"એ આવત ને જોત તો એને ધ્રાસકો ન લાગત ?" માસ્તરબાપા વિચારે ચઢ્યા

'સારું થયું ને કે હું પહેલો આવ્યો ? મણુ તો બીચારી ગાય એનું બીચારીનું ગજું શું ? ઉંદર જોતાં જ એ તો બી મરે "

પુત્ર પુત્રી ને પત્નીના પ્રવેશે એમની વિચારમાળા તૂટી. બળતા ગ્યાસતેલની ગંધ હજી ગઈ નહોતી. માસ્તરબાપાને પચિયાભેર જોતાં જ પત્નીએ કારણ પૂછ્યું.

"આ જરા કળશ્યે ગ્યો'તો." ભાલના વસવાટની અસર માસ્તરબાપાના શબ્દોમાં તરી આવતી હતી.

"આ જરા ના'વાનું પાણી દેજે તો બહેન?" મંગુને ઉદ્દેશીને એમણે કહ્યું.

ગામડાગામમાં ખુલ્લી જમીનમાં ઉકરડે-જાજરૂ ગયા પછી પણ નાહ્યા વિના ઘરમાં ન અડવાનો એમનો નીમ હતો. પરંતુ અત્યારે તો એ માત્ર કારણ-જ હતું.

મંગુ અંદર પાણી લેવા ગઈ ને બળતા ગ્યાસ-તેલની ગંધ એનાથી છાની ન રહી.

"બાપુ, બાપુ, અહીં કાંઈ બળે છે." મંગુથી બોલી જવાયું.

"કાંઈ નહિ બેન, એ તો જરા ગ્યાસતેલ ઢોળાયું હતું તે બાળી મૂક્યું. ગંધાય નહિ ને, માટે." માસ્તર-બાપાએ વાત છુપાવી.

કોઈ દિવસ નહિ ને માસ્તરબાપા આજે જૂઠું બોલ્યા હતા.

"શા માટે? ખરું કહ્યું હોત તો શો વાંધો હતો?" પુત્રી ને પત્નીથી છુપાવેલ વાત માસ્તર-બાપાના હૃદયમાં શિલાલેખની જેમ કોતરાઈ ગઈ.

"એમ કહ્યે જ માત્ર પ્લેગ થોડો જ ચોંટી પડવાનો હતો? તો પછી મને જ એ કેમ લાગુ ન પડે?" માસ્તરબાપાના હૃદયમાં પ્લેગની ભયંકરતાની પહેલી જ વાર બીક લાગી.

એ આખી યે રાત માસ્તરબાપાને પ્લેગના જ વિચારો આવ્યા કર્યા. પોતાને જ હાથે પોતાની કાંધ પર ચઢાવીને સ્મશાને પહોંચાડેલાં બધાં મુડદાં સજી-વન થઈને આંખ સામે જાણે નાચી ઊઠયાં, સ્વપ્નની બેભાનીમાં જાણે કોઈને એ મરતી વખતે ચાંગળું પાણી ટોતા હતા તો કોઈનાં સ્વજનોને આશ્વાસન દઈ રહ્યા હતા. વરસનો વરસાદ, પવનનો સુસવાટ બળતી ચિતાઓના ભડભડાટ, મરતા માણસનો વલવલાટ ને સ્નેહીઓના તલસાટ વચ્ચે ક્યાંક એ ચિતાનાં લાકડાં ગોઠવી રહ્યા હતા તો' ક્યાંક બળતા શબને મસાણિયા વાંસથી ખોરી ખોરીને બાળતા હતા. કોઈનાં 'ફૂલ' નદીમાં પધરાવતા હતા તો કોઈક શબ અધકચરું બાળીને નદીમાં ધકેલી દેતા હતા.

લાભપાંચમની આખી યે રાત માસ્તરબાપાએ સંપૂર્ણ અસ્વસ્થતાથી પસાર કરી. છઠનો દિવસ પણ એવો જ ગયો. ઝીણા તાવની દહેશતે એ દિવસે માસ્તરબાપા ગામમાં જઈ ન શક્યા. પ્લેગનો ભોગ થવાના ભણકારા આખો દિવસ એમને સંભળા રહ્યા અને સાતમની સવારે બધાંના—અને ખુદ પોતાના—આશ્ચર્ય વચ્ચે પ્લેગની ભયંકર ગાંઠ પોતાની બગલમાં ઊપસી આવેલી જોઈ માસ્તરબાપા ચોંકી ઊઠ્યા.

અનેક ઉપચારો કરવા છતાં પણ આઠમ–નોમના દિવસોમાં તાવ અને પ્લેગની ગાંઠ વધ્યે જ ગયાં. માસ્તરબાપાનો ભય વધારે દૃઢ થયો. અનિષ્ટ ભાવિનાં ચિહ્ન એમને જણાવા લાગ્યાં. સંપૂર્ણ માનસિક અને શારીરિક નિર્બળતામાં મૃત્યુનો ચોક્કસ પડકાર એમણે સાંભળ્યો પોતે હવે નહિ જ બચે એની દૃઢ ખાતરી એમને થઈ ચૂકી.

પુત્ર પુત્રી ને પત્નીની સોંપણી કાકાના દીકરાને કરીને દશમની સવારે એ લવરીએ ચઢ્યા.

"એ આવત ને જોત તો એને ધ્રાસકો ન લાગત? એ આવત ને જોત તો એને પ્લેગ ન લાગત? એને પ્લેગ ન લાગત? એને...એને...એને..." સાંજના સાત સુધી એ લવરી ચાલુ જ રહી.

સાત–સાડાસાતે એમણે આંખ ઉઘાડી ને બાળક–પુત્રને જોવા માગ્યો. રડતી રડતી મંગુ નાના ભાઈને ઊંચકી લાવી માસ્તરબાપાની છાતી પર બેસાડી ગઈ. ત્રણચાર વર્ષનો બાબુ એટલામાં જ રમતો હતો, એને પણ બોલાવીને માસ્તરબાપાએ ખાટલા પર બેસાડવા કહ્યું. આંગણામાં રમતા બાબુને ઊંચકી લાવીને મંગુએ એને પણ નાના ભાઈ પાસે ખાટલામાં બેસાડ્યો.

બન્ને પુત્ર-પુત્રી ને પત્ની સામું છેલ્લી વાર એમણે ટીકી ટીકીને જોઈ લીધું, પછી ધીરે રહીને બન્ને પુત્રોને એક એક ચૂમી અવાજ ન થાય તેમ લઈ ને બન્નેને નીચે મૂકવાનો પ્રયત્ન એમણે કર્યો. બાબુ તો પોતાની મેળે જ નીચે ઊતરી પડ્યો, પણ નાનાને ઉતારવા જતા માસ્તરબાપાના હાથ છટકી ગયા, બાળક નીચે પડી ગયો, આંખો સ્થિર બની ગઈ ને હોઠ પર મૃત્યુનુ સ્થિર સ્મિત ચમકી ઊઠયુ

માણસની અછતને લીધે રાત્રે મુડદું કાઢવું અશક્ય હતું. બીજે દિવસે સવારે સ્મશાનની બળતી ચેહમાં પણ અલ્પાલ્પ ગ્રામસેવાના સંતોષનું ઘેરુ સ્મિત માસ્તરબાપાના મુખ પર ઝળકતું હતું.

દેવઊઠી એકાદશીનાં એ અમંગળ પર્વદિને ચેહની પ્રલયકારી જ્વાળાઓ વચ્ચે બળતા શબના ઊંચાનીચા થતા હાથપગ વચ્ચે, રગેરગ ખેંચાઈને તતડી ઊડતી ચામડી વચ્ચે, શબમાંથી ઘડીએ-પગલે છૂટતી પાણીની પિચકારીઓ વચ્ચે ને પ્લેગની ફાટી ઊડતી ગાંઠના તડતડાટ વચ્ચે સરખેજનાં એ પાંચે સ્મશાનો, મરનારના રડતાં સ્વજનો અને જોરથી સુસવતી શીત પવનલહરીઓ સાથે મૃત્યુનું ઘેરું ગીત અનેક સૂરે ગાઈ રહ્યાં હતાં.



## અનુભૂતિ

ઉન્માદી કૂજનો જે તરલ વિલસતાં ગ્રીષ્મ-મધ્યાહ્ન-કાળે
તે તો તારા જ સૂરો થતી પરભૃતિકા માત્ર તેમાં નિમિત્ત,
પત્રે પુષ્પે વસંતે પરિમલત્રસને તું સ્વયં મસ્ત ખીલે
નાચે લહરે પ્રસન્ન સ્મિત સ્મરણ મહીં, વૃક્ષ તો નામ માત્ર.

જાતે તું મન્દ્ર ગાજે, નહિ જ જલધિએ ધીરગંભીર ઘોષે,
નક્ષત્રો રાસ ખેલે નહિ, પદઘૂઘરા રાસ તારે જ બાજે
સૃષ્ટા ! સંગીતકર્તા ! તવ કવન મિષે સૃષ્ટિનો શબ્દ તારો
હું જે ગાઉં ઉચ્ચારું તવ તવ સહુ તે શબ્દ એકકે ન મારો

તેં તારું ગીત ગાવા નિખિલ સૃજનની એ જ વીણા બનાવી
ને ત્યાં સ્વે સ્વે સ્વભાવે સહુ રણઝણતા તાર સાધેલ કોટી
બંધાયો તાર હું યે નિયત રવ પૂરું અંગુલિસ્પર્શ પામી
સંવાદી ગીત તારી રુચિ અનુસરતું ઊઠતું ભવ્ય ગાજી.

છો ત્યાં સામર્થ્ય તારું અનુપમ ગીત ને તારઝંકાર તારો
કિન્તુ વાંસે સૂરીલો અનનુભૂત તને કમ્પ તો માત્ર મારો.

પારાશર્ય

# છુટકારો

● શ્રી. નવીનચન્દ્ર પંડ્યા

**મારી** કથા હું કોને જઈને કહું? કોણ સાંભળશે? પણ મારે ક્યાં એની પરવા છે? મારે તો મારો ઊભરો જ ઠાલવવો છે. ઝરણું પથ્થર ફોડીને પણ પોતાના પ્રવાહને આગળ ધપાવે છે, ત્યારે મારું આ હૃદય કાંઈ પથ્થર નથી, તો પછી એમાંથી લાગણીનો ધોધમાર પ્રવાહ વહે એમાં શી નવાઈ! એમાં હું શું કરું? એ ફૂટયા કરમની કથા કહેવી જ રહી, નહિ તો મને ભય છે કે હું અંદર ને અંદર જ ગૂંગળાઈ મરીશ. પણ મેં આજ જ આ મુહૂર્ત કેમ સાધ્યું? કહું? કારણ કે બપોર પડયા પછીથી સૂરજ આટલો પ્રખર લાગે છે, બાકી સવારમાં તો દિવસ આખો કેવો ઉદાસ લાગતો હતો! જાણે એને એના કોઈ સ્વજનનો વિયોગ થયો હોય! અને એને ઉદાસ દેખીને મારા આ સદા ઉદાસ રહેતા હૈયાની ઉદાસીનતા વધી પડી. મને અકળામણ થવા લાગી સૂરજ તો શોધ્યોય જડતો નહોતો. આછું અંધારું છવાઈ ગયું હતું; એટલે પછી એની અસર થયા વગર રહે? અસર થઈ અને મારાથી તમારી પાસે મારું દિલ ખોલી દેવાયું, પણ એ દિલ ગમે ત્યારે પણ ખૂલવાનું તો હતું જ, કારણ કે અંદર રહ્યું રહ્યું એ ઉછાળા મારતું હતું – પેલા ઝરણની માફક જ. ફેર એટલો કે ઝરણું રમતિયાળ હતું અને દિલ ઉપર અસહ્ય જવાળો હતી, બાકી બન્નેની બહાર પડવાની તમન્ના તો સરખી જ હતી.

તમે રખે ધારતા કે આ મારી પોતાની કથા છે. ભલા, એ તો પેલી કમનસીબ ચંદ્રિકાની કથા છે. વર્ષો પર એણે મને આમ જ કહી હતી. એ વખતનું આખું ચિત્ર મને યાદ છે – બરાબર જ. અને જ્યારે આ લખવા બેઠો છું ત્યારે પણ એ ચંદ્રિકા તો જાણે પાસે બેઠેલી જ દેખાય છે. એ જ એની બોલવાની ઢબ, એ જ એની બેસવાની ઢબ, એની એ જ વખતોવખત ચૂપ રહી જવાની ઢબ, એ બધું હું જાણે અત્યારે આ પળે જ અનુભવતો હોઉં એમ મને લાગ્યા કરે છે.

યાદ છે કે તે દિવસ રવિવારનો હતો. સાંજ સાધારણ રીતે ખુશનુમા હતી. હું એની ખૂબસૂરતીનો બહુ ખ્યાલ નહોતો કરતો, પણ બેઠો બેઠો એનું રંગીલાપણું નિહાળતો હતો. અને ત્યાં ચંદ્રી આવી–નીરવ પગલે. એના વાળ બહુ સરસ રીતે ગૂંથાયેલા નહોતા. કેટલીય લટો એના મુખ પર રસળતી હતી. કપડામાં પણ આકર્ષણ ભર્યું નહોતું, પણ મોઢા પર અનુપમ શાંતિ હતી. જાણે દુઃખ પી પીને રીઢી થઈ ગઈ હોય એમ સ્વાભાવિક જ પહેલી નજરે ખ્યાલ આવે, એવી એની કાન્તિ હતી.

"રાજુભાઈ, તમે શું કરવા નકામો આગ્રહ કરો છો? તમે એ સાંભળીને શું કરશો? નાહક તમે પોતે દુઃખી થશો. અને દુઃખ એ એક એવો ચેપી રોગ છે કે જેને ઊડે એને બેહાલ બનાવી મૂકે."

"ચંદ્રી, જ્યારે હું તને મારી બહેન જ માની બેઠો છું, જયારે મેં તારા દુઃખમાં ભાગ જ લેવા માંડયો છે, ત્યારે મને આમ કાં રોકે છે? બહેન, તું નિશ્ચિંતે એ કહે. બનશે તો એ દૂર કરવા પ્રયત્ન કરીશ, અને નહિ બને તો છેવટે એમાં સમભાગી તો જરૂર જ થઈશ–એક કરતાં બે ભલા."

એ ચંદ્રિકા કોણ હતી જેના જીવનમાં હું આટલો રસ લેવા પ્રેરાયો? એ હતી તો એક સ્ત્રી–પણ અજબ સ્ત્રી હતી. જયારે એ પહેલવહેલી માલવિકા–મારી પત્નીના સખીદાવે મારા ઘરમાં દાખલ થઈ ત્યારે જ મેં એનામાં કાંઈક અનેરું જોયું હતું. પહેલી

જ નજરે મને લાગ્યું કે આ સ્ત્રી કાં તો દુઃખની ચક્કીમાં પિસાયેલી છે, કાં એનો સ્વભાવ જ બળેલો છે. મેં માલવિકાને એ બાબતની પૂછપરછ કરી જોઈ, પણ મને એમાંથી ખાસ જાણવાનું મળ્યું નહિ.

મને યાદ છે કે હરહમેશ જ્યારે હું ઑફિસમાંથી સાંજે પાછો આવતો ત્યારે ચંદ્રિકા મારે ત્યાં જ બેઠેલી હોય. ઘણુંખરું તો લગભગ આખી બપોર જ ત્યાં ગાળતી એમ મને માલવિકા તરફથી જાણવા મળ્યું હતું. મને લાગ્યું કે એ બીચારીએ એવું ભયંકર એકાન્ત નિહાળ્યું હોવું જોઈએ કે એનાથી હવે જરાક પણ એકાન્ત સહન નહિ થતું હોય. માલવિકાની હાજરી વચ્ચે અમારે વાતચીત શરૂશરૂમાં થતી. એના એકેએક બોલમાં મને માત્ર વેદના જ માલમ પડતી. એ શક્ય છે કે કદાચ હું વધારે-પડતો લાગણીપ્રધાન માણસ હોઉં એટલે આવા નવાનોખા તુક્કા મારા મગજમાં ભીડતા હોય, પરંતુ હું છેક ખોટો નહોતો જ.

આખરે એક દિવસ મારાથી ન જ રહેવાયું. ઘણા દિવસથી હું એના સંબંધી વિચાર કરતો હતો, પરંતુ ખાસ એવું કશું કારણ મળ્યું નહિ, એટલે પછીથી આજ એના મુખેથી જ સાંભળવું એમ નિશ્ચય કર્યો.

"બહેન, તમે આમ સદા કાં વિલાયેલાં દેખાઓ છો? કોઈ દિવસ મેં તમને સાચું હસતાં તો જોયાં જ નથી. જ્યારે પણ હસો છો ત્યારે કોઈ પણ ઝીણી નજરે જોનાર તરત કહી આપે કે તમે ખોટું હસો છો—હસવા ખાતર જ હસો છો."

"રાજુભાઈ, એ વાત જવા દો, જેમ છું એમ જ રહેવા દો, નહિ તો પછી તમે મને આટલી ય નહિ જુઓ."

"ઠીક" એમ કહી મેં તે દિવસે તો વાત પડતી મૂકી, પણ મને મનમાં એક વખત થયેલી ચટપટી એથી દૂર ન થઈ. આખરે એક દિવસ તો એને ત્યાં જઈને મેં ખાસ આગ્રહ કર્યો. કહ્યું કે, "બહેન, જ્યારે આપણા જીવ એક થયા છે, અને હું તમારું દુઃખ જાણવા અધીરો થયો છું ત્યારે તમને શો વાંધો હોઈ શકે? હા, જો તમને એથી વધુ દુઃખ થતું હોય, અગર મને એ ન કહેવાય એવું છૂપું દર્દ હોય તો હું તમને વધુ નથી કહેતો."

કદાચ એણે મારા સ્વરનું આર્જવ પારખ્યું હશે એટલે એણે તરત કહ્યું, "ના ના, રાજુભાઈ, માઠું ન લગાડશો. હું તો માત્ર નાહક તમે દુઃખી થાઓ, તમારી આંખમાંથી આંસુનું ટીપું પડે એ મારાથી ન જોવાય, એટલા માટે જ કહેતાં અચકાતી હતી. પણ હવે મને લાગે છે કે એ ઊભરો કાઢવો જ પડશે. જોઉં છું કે હૃદયનો ભાર જરાક હળવો પડે છે!"

અને પછી એક દિવસ હું અને માલવિકા બેઠાં હતાં ત્યારે એ આવી. મને લાગ્યું કે એ આજ કશો નિશ્ચય કરીને આવી છે. અને આજે તો એણે પોતાની જાતે જ એ વાત ઉપાડી. ધીમે ધીમે અમે સહુ એની વાતના વાતાવરણમાં ઘુમરાતાં ગયાં. વમળ પર વમળ આવતાં ગયાં અને અમે ઘડીકમાં તળિયે તો ઘડીકમાં ઉપર એમ ડૂબકાં ખાવા લાગ્યાં. એણે તો એની વાત સાવ સાદી રીતે કહી હતી, એક અલંકારનો ઉપયોગ કર્યો નહોતો કે નહોતો એણે કોઈના દિલમાં દયા ઉપજાવવાનો પ્રયત્ન સુદ્ધાં કર્યો. એને તો એનો ડૂમો બહાર કાઢવો હતો એટલે એ ડૂસકે ડૂસકે બોલતી ગઈ અને હું એ સર્વને જાણે પી રહ્યો. આખરે એની વાત પૂરી થઈ. એ કહી રહી, અને પછી-પછી મને એની આંખોમાં એક પ્રકારનું બહાવરાપણું માલમ પડ્યું. હું ગભરાઈ ઊઠ્યો કે હવે આગળ શું થશે? પણ એણે તરત જાત સમાલી લીધી. આ સ્ત્રીનો એના મન પરનો, એની જાત પરનો, કાબૂ જોઈને તો હું અવાક્ જ થઈ ગયો.

પણ એણે એમ જાતને દબાવી દીધી એનું પરિણામ બહુ ખરાબ આવ્યું. હું દિવસે દિવસે જોતો ગયો કે એની કાયા ઘસાતી જાય છે. વારંવાર મને લાગ્યું કે હવે જીવનસંગ્રામ ખેલવાની એની હામ દિવસે દિવસે ખૂટતી જાય છે, એ હિંમત હારતી જાય.

છે. વખતોવખત મેં એને ધીરજ ધરવા, માથે પડ્યું તે સહન કરવા કહ્યું અને માલવિકા જોડે કહેવડાવ્યું પણ ખરું, પણ એ બધું વ્યર્થ હતું. એક દિવસ એમ જ એ એની ગૂંગળામણમાં જ સમાઈ ગઈ, ગૂંગળામણમાં જ ખૂંપી ગઈ–એણે ગૂંગળાટને જ એની કાયા બનાવી દીધી હતી.

પણ રે ! ગૂંગળામણ એને સમાવીને જંપી નહિ, એણે હવે મારો પીછો પકડ્યો હતો. મને લાગ્યું કે હવે એ મને કેમે કરીને છોડશે નહિ. મને વારેવારે એ પજવવા લાગી, અને એમ હું એને શરણે થતો ચાલ્યો.

કેટલાં વર્ષો પૂર્વેની આ કથા છે ! તે દિવસો મારી જુવાનીમાં વહતા હતા. હું લાગણીઓના પૂરમાં વહેતો હતો, હું એમાં સદા મસ્ત રહેતો, અને ત્યાં પ્રવેશી ચંદ્રિકા. મેં એને જોઈ, અને મેં એનામાં મારા પ્રતિબિંબ જેવું કૈંક નિહાળ્યું. મેં એને વાંચવા પ્રયત્ન કર્યો, એ ઉકેલાઈ, પણ પછી તો હું એના મય જ થઈ ગયો. એ મને એનું દુઃખદર્દ વારસામાં સોંપતી ગઈ કારણ કે એણે એકલીએ ઘણાં વર્ષોથી એને સહન કર્યું હતું. એની કમર નમી ગઈ હતી, એટલે એ બોજો મારા પર ચઢાવી 'હાશ' કરી બેસી ગઈ–થાક ખાવા. મેં એ બોજો ઉઠાવ્યો ત્યારે પૂરી હોંશમાં ઉઠાવ્યો હતો, મેં કોઈને માટે કાંઈક કર્યું છે એનું આછું આછું ભાન હતું; પણ પછી તો એ મારા પર જ ચઢી બેઠો–મારો જ બની ગયો, કેમે કરીને ઊતરવાની એણે ના જ પાડી. હું છેતરાયો, હું હાર્યો, અને આજ વર્ષોથી હું એને વહી રહ્યો છું. મને લાગે છે કે એ અમર રહેવા સર્જાયો છે, કારણ કે આજ એને હું તમને સોંપીશ, અને છુટકારાનો દમ ખેંચીશ. તમે એ વહેશો. હું જરાક પગ લાંબા કરીશ અને એમ એ તો ચાલુ ને ચાલુ જ અનંતકાળ સુધી–રહેશે.

પણ ના ના ! હવે વધુ સહન નથી થતું, હવે એ બહાર આવવા ઉછાળા મારે છે, આજે ઠીક મોકો મળી ગયો છે. પણ એની બહાર આવવાની એટલી બધી ઝડપ છે કે એને કયે રસ્તે કાઢવો તે મને સૂઝતું નથી. આંસુ તો જોઈએ એટલાં–ઘણીએ વખત સાર્યાં–એટલાં બધાં કે હવે તો એ લગભગ ખૂટી પડ્યાં છે એમ જ કહું તો ચાલે. મને માત્ર એક જ દુઃખ છે–ચંદ્રી ગઈ એનું નહિ, એ તો બીજું છે જ. પણ આ દુઃખ છે એથી ય વધુ તીવ્ર. એ છે આ. મને થાય છે કે દુનિયામાં કેટકેટલી ચંદ્રીઓ આમ રિબાતી–પીડાતી હશે ? કોણ એમને છોડાવશે ? કોણ એમને સાંભળશે ? મેં તો હજારોમાંથી–અસંખ્યમાંથી કેવળ એ એક જ ચંદ્રીને સાંભળી છે. પણ બાકી રહી તેમનું શું ? એમની ગાથાઓ આથી ય વધુ કરુણ હશે ? હું તો પેલી ચંદ્રીને વાસ્તે ય કશું કરી શક્યો નહિ–કેવળ સાંભળી રહ્યો. જ્યાં સુધી એણે દેહ ધાર્યો ત્યાં સુધી એના દુઃખમાં ભાગ લેવાનો દંભ કર્યા કર્યો–એને આશ્વાસન આપ્યા કર્યું, પણ એને એમાંથી મુક્ત કરવાનો પ્રયત્ન સુદ્ધાં ન કર્યો–ન થયો. અને એ તો એમ જ ચાલી ગઈ. પણ આ બધાનું શું ? મારા આ બધા વિચારો કોનાથી ઝિલાશે ? પ્રભુએ એક પણ હૃદય નહિ પ્રગટાવ્યું હોય ? ખરું પૂછો તો આશા અને એ આશામાંથી જન્મતાં આનંદ હિંમત વગેરેને તો મારે અનેક ગાઉનું અંતર છે. જીવન આખામાં કેવળ આશાઓ જ ધૈર્યે રાખી, પણ કદી એમણે મૂર્ત સ્વરૂપ ન લીધું. એમણે તો માત્ર મને લાખો નિરાશાની જ ભેટ આપી છે. હવે એ મૃગજળ પાછળ હું શા માટે ફાંફાં મારું, હવે, જ્યારે જીવનસરિતાના પગથારે–છેલ્લે પગથિયે આવીને ઊભો છું ત્યારે ? શા માટે એવો ખોટો મોહ રાખું ? હવે તો માત્ર એક ક્ષણની વાર છે – સહજ નીચો નમી ડૂબકી મારું એટલી જ. ડૂબકી મારું એટલે આ દુન્યવી મોહમાયા, દર્દદુઃખથી ભરેલી જીવનસરિતાને ઊંડાણે જઈને પેલી સ્વર્ગંગાને કાંઠે નીકળવાનો. આશા છે કે ત્યાં કદાચ મને નિરાંત વળે. રે આશા !

પણ હવે વધુ નથી જીરવાતું. હવે મારો કહે જ છૂટકો.

ચંદ્રિકાનું બાળપણ કેમ ગયું એ બહુ નોંધવા સરખી વસ્તુ નથી. પણ બાળપણ છોડી જ્યારે

જ નજરે મને લાગ્યું કે આ સ્ત્રી કાં તો દુઃખની ચક્કીમાં પિસાયેલી છે, કાં એનો સ્વભાવ જ બળેલો છે. મેં માલવિકાને એ બાબતની પૂછપરછ કરી જોઈ, પણ મને એમાંથી ખાસ જાણવાનું મળ્યું નહિ.

મને યાદ છે કે હરહમેશ જ્યારે હું ઑફિસમાંથી સાંજે પાછો આવતો ત્યારે ચંદ્રિકા મારે ત્યાં જ બેઠેલી હોય. ઘણુંખરું તો લગભગ આખી બપોર જ ત્યાં ગાળતી એમ મને માલવિકા તરફથી જાણવા મળ્યું હતું. મને લાગ્યું કે એ બીચારીએ એવું ભયંકર એકાન્ત નિહાળ્યું હોવું જોઈએ કે એનાથી હવે જરાક પણ એકાન્ત સહન નહિ થતું હોય. માલવિકાની હાજરી વચ્ચે અમારે વાતચીત શરૂશરૂમાં થતી. એના એકેએક બોલમાં મને માત્ર વેદના જ માલમ પડતી. એ શક્ય છે કે કદાચ હું વધારે–પડતો લાગણીપ્રધાન માણસ હોઉં એટલે આવા નવાનોખા તુક્કા મારા મગજમાં ઊઠતા હોય, પરંતુ હું છેક ખોટો નહોતો જ.

આખરે એક દિવસ મારાથી ન જ રહેવાયું. ઘણા દિવસથી હું એના સંબંધી વિચાર કરતો હતો, પરંતુ ખાસ એવું કશું કારણ મળ્યું નહિ, એટલે પછીથી આજ એના મુખેથી જ' સાંભળવું એમ નિશ્ચય કર્યો.

"બહેન, તમે આમ સદા કાં વિલાયેલાં દેખાઓ છો ? કોઈ દિવસ મેં તમને સાચું હસતાં તો જોયાં જ નથી. જ્યારે પણ હસો છો ત્યારે કોઈ પણ ઝીણી નજરે જોનાર તરત કહી આપે કે તમે ખોટું હસો છો–હસવા ખાતર જ હસો છો."

"રાજુભાઈ, એ વાત જવા દો, જેમ છું એમ જ રહેવા દો, નહિ તો પછી તમે મને આટલી ય નહિ જુઓ."

"ઠીક" એમ કહી મેં તે દિવસે તો વાત પડતી મૂકી, પણ મને મનમાં એક વખત થયેલી ચટપટી એથી દૂર ન થઈ. આખરે એક દિવસ તો એને ત્યાં જઈને મેં ખાસ આગ્રહ કર્યો. કહ્યું કે, "બહેન, જ્યારે આપણા જીવ એક થયા છે, અને હું તમારું દુઃખ જાણવા અધીરો થયો છું ત્યારે તમને શો વાંધો હોઈ શકે ? હા, જો તમને એથી વધુ દુઃખ થતું હોય, અગર મને એ ન કહેવાય એવું છૂપું દર્દ હોય તો હું તમને વધુ નથી કહેતો."

કદાચ એણે મારા સ્વરનું આર્જવ પારખ્યું હશે એટલે એણે તરત કહ્યું, "ના ના, રાજુભાઈ, માઠું ન લગાડશો. હું તો માત્ર નાહક તમે દુઃખી થાઓ, તમારી આંખમાંથી આંસુનું ટીપું પડે એ મારાથી ન જોવાય, એટલા માટે જ કહેતાં અચકાતી હતી. પણ હવે મને લાગે છે કે એ ઊભરો કાઢવો જ પડશે. જોઉં છું કે હૃદયનો ભાર જરાક હળવો પડે છે !"

અને પછી એક દિવસ હું અને માલવિકા બેઠાં હતાં ત્યારે એ આવી. મને લાગ્યુ કે એ આજ કશો નિશ્ચય કરીને આવી છે. અને આજે તો એણે પોતાની જાતે જ એ વાત ઉપાડી. ધીમે ધીમે અમે સહુ એની વાતના વાતાવરણમાં ઘૂમરાતાં ગયાં. વમળ પર વમળ આવતાં ગયાં અને અમે ઘડીકમાં તળિયે તો ઘડીકમાં ઉપર એમ ડૂબકાં ખાવા લાગ્યાં. એણે તો એની વાત સાવ સાદી રીતે કહી હતી, એક અલંકારનો ઉપયોગ કર્યો નહોતો કે નહોતો એણે કોઈના દિલમાં દયા ઉપજાવવાનો પ્રયત્ન સુદ્ધાં કર્યો. એને તો એનો ડૂમો બહાર કાઢવો હતો એટલે એ ડૂસકે ડૂસકે બોલતી ગઈ અને હું એ સર્વને જાણે પી રહ્યો. આખરે એની વાત પૂરી થઈ. એ કહી રહી, અને પછી–પછી મને એની આંખોમાં એક પ્રકારનું બહાવરાપણું માલમ પડ્યું. હું ગભરાઈ ઊઠ્યો કે હવે આગળ શું થશે ? પણ એણે તરત જાત સમાલી લીધી. આ સ્ત્રીનો એના મન પરનો, એની જાત પરનો, કાબૂ જોઈને તો હું અવાક જ થઈ ગયો.

પણ એણે એમ જાતને દબાવી દીધી એનું પરિણામ બહુ ખરાબ આવ્યું. હું દિવસે દિવસે જોતો ગયો કે એની કાયા ઘસાતી જાય છે. વારંવાર મને લાગ્યું કે હવે જીવનસંગ્રામ ખેલવાની એની હામ દિવસે દિવસે ખૂટતી જાય છે, એ હિંમત હારતી જાય.

છે. વખતોવખત મેં એને ધીરજ ધરવા, માથે પડ્યું તે સહન કરવા કહ્યું અને માલવિકા જોડે કહેવડાવ્યું પણ ખરું, પણ એ બધું વ્યર્થ હતું. એક દિવસ એમ જ એ એની ગૂંગળામણમાં જ સમાઈ ગઈ, ગૂંગળામણમાં જ ખૂંપી ગઈ–એણે ગૂંગળાટને જ એની કાયા બનાવી દીધી હતી.

પણ રે! ગૂંગળામણ ' એને સમાવીને જંપી નહિ, એણે હવે મારો પીછો પકડ્યો હતો. મને લાગ્યું કે હવે એ મને કેમે કરીને છોડશે નહિ. મને વારેવારે એ પજવવા લાગી, અને એમ હું એને શરણે થતો ચાલ્યો.

કેટલાં વર્ષો પૂર્વેની આ કથા છે! તે દિવસો મારી જુવાનીમાં વહતા હતા. હું લાગણીઓના પૂરમાં વહેતો હતો, હું એમાં સદા મસ્ત રહેતો, અને ત્યાં પ્રવેશી ચંદ્રિકા. મેં એને જોઈ, અને મેં એનામાં મારા પ્રતિબિંબ જેવું કૈંક નિહાળ્યું. મેં એને વાંચવા પ્રયત્ન કર્યો, એ ઉકેલાઈ, પણ પછી તો હું એના મય જ થઈ ગયો. એ મને એનું દુઃખદર્દ વારસામાં સોંપતી ગઈ કારણ કે એણે એકલીએ ઘણાં વર્ષોથી એને સહન કર્યું હતું. એની કમર નમી ગઈ હતી, એટલે એ બોજો મારા પર ચઢાવી ' હાશ ' કરી બેસી ગઈ–થાક ખાવા. મેં એ બોજો ઉઠાવ્યો ત્યારે પૂરી હોંશમાં ઉઠાવ્યો હતો, મેં કોઈને માટે કાંઈક કર્યું છે એનું આછું આછું ભાન હતું; પણ પછી તો એ મારા પર જ ચઢી બેઠો–મારો જ બની ગયો, કેમે કરીને ઊતરવાની એણે ના જ પાડી. હું છેતરાયો, હું હાર્યો, અને આજ વર્ષોથી હું એને વહી રહ્યો છું. મને લાગે છે કે એ અમર રહેવા સર્જાયો છે, કારણ કે આજ એને હું તમને સોંપીશ, અને છુટકારાનો દમ ખેંચીશ. તમે એ વહેશો. હું જરાક પગ લાંબા કરીશ અને એમ એ તો ચાલુ ને ચાલુ જ-અનંત-કાળ સુધી–રહેશે.

પણ ના ના! હવે વધુ સહન નથી થતું, હવે એ બહાર આવવા ઉછાળા મારે છે, આજે ઠીક મોકો મળી ગયો છે. પણ એની બહાર આવવાની એટલી બધી ઝડપ છે કે એને કયે રસ્તે કાઢવો તે મને સૂઝતું નથી. આંસુ તો જોઈએ એટલાં–ઘણીએ વખત સાર્યાં–એટલાં બધાં કે હવે તો એ લગભગ ખૂટી પડ્યાં છે એમ જ કહું તો ચાલે. મને માત્ર એક જ દુઃખ છે–ચંદ્રી ગઈ એનું નહિ, એ તો બીજું છે જ. પણ આ દુઃખ છે એથી ય વધુ તીવ્ર. એ છે આ. મને થાય છે કે દુનિયામાં કેટકેટલી ચંદ્રીઓ આમ રિબાતી–પીડાતી હશે? કોણ એમને છોડાવશે? કોણ એમને સાંભળશે? મેં તો હજારોમાંથી–અસંખ્યમાંથી કેવળ એ એક જ ચંદ્રીને સાંભળી છે. પણ બાકી રહી તેમનું શું? એમની ગાથાઓ આથી ય વધુ કરુણ હશે? હું તો પેલી ચંદ્રીને વાસ્તે ય કશું કરી શક્યો નહિ–કેવળ સાંભળી રહ્યો. જ્યાં સુધી એણે દેહ ધાર્યો ત્યાં સુધી એના દુઃખમાં ભાગ લેવાનો દંભ કર્યા કર્યો–એને આશ્વાસન આપ્યા કર્યું, પણ એને એમાંથી મુક્ત કરવાનો પ્રયત્ન સુદ્ધાં ન કર્યો–ન થયો. અને એ તો એમ જ ચાલી ગઈ. પણ આ બધાનું શું? મારા આ બધા વિચારો કોનાથી ઝિલાશે? પ્રભુએ એક પણ હૃદય નહિ પ્રગટાવ્યું હોય? ખરું પૂછો તો આશા અને એ આશામાંથી જન્મતાં આનંદ હિંમત વગેરેને તો મારે અનેક ગાઉનું અંતર છે. જીવન આખામાં કેવળ આશાઓ જ ધૈર્યે રાખી, પણ કદી એમણે મૂર્ત સ્વરૂપ ન લીધું. એમણે તો માત્ર મને લાખો નિરાશાની જ ભેટ આપી છે. હવે એ મૃગજળ પાછળ હું શા માટે ફાંફાં મારું, હવે, જ્યારે જીવનસરિતાના પગથારે–છેલ્લે પગથિયે આવીને ઊભો છું ત્યારે? શા માટે એવો ખોટો મોહ રાખું? હવે તો માત્ર એક ક્ષણની વાર છે – સહજ નીચો નમી ડૂબકી મારું એટલી જ. ડૂબકી મારું એટલે આ દુન્યવી મોહમાયા, દર્દદુઃખથી ભરેલી જીવનસરિતાને ઊંડાણે જઈને પેલી સ્વર્ગંગાને કાંઠે નીકળવાનો. આશા છે કે ત્યાં કદાચ મને નિરાંત વળે. રે આશા!

પણ હવે વધુ નથી જીરવાતું. હવે મારો કહેજ છૂટકો.

ચંદ્રિકાનું બાળપણ કેમ ગયું એ બહુ નોંધવા સરખી વસ્તુ નથી. પણ બાળપણ છોડી જ્યારે

કિશોરાવસ્થામાં પગ મૂક્યો ત્યારે એ બહુ ચમરાક ગણાવા લાગી એની સખીઓમાં એ અગ્રણી હતી. બીજાનાં ભાવ, લાગણીઓ, હૃદય સમજી શકે અને પોતાને માટે ઊર્મિઓ, સ્વપ્નો અને નવી તરેહની આશાઓ ઘડી શકે એટલું એણે શિક્ષણ લીધું હતું. પણ મારે કબૂલ કરવું જોઈએ–જો કે હું એને અન્યાય નથી કરતો છતાં પણ–કે કાંઈક વધુપડતી સ્વપ્નદૃષ્ટા એ હતી. એ કિશોરાવસ્થા છોડી મુગ્ધાવસ્થામા પ્રવેશી. પણ જેમ જેમ વર્ષો વહેતા ગયા, જેમ જેમ ઉંમર વધતી ચાલી, જેમ જેમ એની વિચારશક્તિ ખીલતી ચાલી તેમ તેમ એનાં દિવાસ્વપ્નો પણ લંબાતા ચાલ્યાં એ કોડભરી હતી, એણે કંઈક ઉમંગો રચી કાઢ્યા હતા. ધીમે ધીમે મૌગ્ધ્ય યૌવનમાં પ્રવેશ્યુ. એની આશાઓને, ઉલ્લાસને, ઊર્મિઓને પણ જોબન આવ્યુ એ ચનગની રહી. પછી એણે શુ કર્યું ? એણે મધુરતમ કલ્પના રચી કાઢી–જે કલ્પના અનેક યૌવનાઓને પ્યારી હોય છે, જે કલ્પના પર અનેક યુવતીઓ પોતાનું યૌવન ન્યોછાવર કરી દે છે, એ કલ્પના એણે ય સેવી. એને પતિ જોઈતો હતો. પતિ ? ના, એના પૂરા અર્થમાં તો અલબત્ત નહિ, એને જોઈતો હતો કો જીવનસાથી, કો જીવનસખા–જે એને ખભે હાથ મૂકીને આ જીવનપથને સુગમ ને સરળ બનાવે. એણે કેટકેટલાં ચિત્રો કલ્પ્યાં હતાં !

"મધુરી, હવે જ તારી વાત છે. મને ચીડવ ચીડવ કરતી હતી ને ! લે, હવે તુ જ લેતી જા."

"તો તુ એમ માને છે કે હુ તને હજુ પણ છોડીશ ? હું તો તને પજવ્યા જ કરવાની !"

"પણ તું તો ચાલી ને ! મારી પહેલાં ?"

"ચંદ્રી, એમાં હુ શું કરું ? મેં કાંઈ ઓછી જ ઉતાવળ કરી છે ?"

"જો પાછી ફરી બેઠી ! તે...તારી ઈચ્છા જ નથી ! કહેની, કેમ મૂંગી થઈ ગઈ ?"

"ચલ ચલ ગાંડી."

"પણ, અરે મધુરી, તું મને કહીશ ? તારા 'એ' તારી જોડે પહેલી શી વાત કરે છે ? તને કેમ બોલાવે છે ?"

"એવું એવું શું બોલતી હશે ? તારાથી કાંઈ ઓછું જ છાનું રાખવાની છું ?"

"એક વાત કહું બેન ?"

"પરવાનગીની જરૂર છે ?"

"તને એ પ્રમોદ ગમે છે ? સાચું બોલજે હાં !"

"તેં તો જોયા છે ને ? તું જ કહે ને ? કેવા છે ?"

"એ જેવો હોય તેવો. મારે ઓછું જ પરણવું છે ! જઈને મળવું છે તો તારે અને પસંદગી મારી પૂછે છે ? બોલને, ગમે છે તને ?"

"તે કાંઈ અમે પહેલવહેલાં નથી મળતાં મેં તો એમની સાથે આ પહેલાં વાતો સુદ્ધાં કરી છે. મને તો એવા ગમે છે..."

"અરે ઓ સુધા ! ઓ પ્રભા ! તમે બધાં અહીં આવો."

"શું છે ચંદ્રી ? કેમ બધાને એકઠાં કરવા માંડ્યાં ?"

"આ તારી વાત કહેવા 'રતો. તને તારો વર ગમે છે ને ? પકડાઈ ગઈ, સપડાઈ ગઈ. હવે જ તારી વાત છે."

"ચંદ્રી, એક વાત પૂછું ? મને અહોનિશ તારી ફિકર રહે છે કે હે ભલા ભગવાન ! આ મારી ચંદ્રીની મસ્તી, એનો આ તરવરાટ, એનો આ ઉલ્લાસ–એ બધું તું અખંડ રાખજે. કોઈનીય આશા તું ભાંગીશ નહિ."

"બહેન, મને ય મારા ભાગ્યની ચિંતા થાય છે કોણ જાણે એનામા શું યે ચિતરાયેલું હશે !" એ પણ ગંભીર થઈ ગઈ.

અને એમ એ એની સખીઓમાં અતિપ્રિય હતી. એ સર્વકળાસંપન્ન હતી. એની સખીઓમાં

અનેકની એ ગુરુ હતી. ચિત્રો દોરતાં તો નહોતાં આવડતાં, કલ્પનાને પીંછી દ્વારા મૂર્ત નહોતી કરી શકતી, પણ એ ચિત્રને જોઈ શકતી હતી ખરી. ચિત્રો જોતાં એને આવડતું હતું. પણ એ ખોટ એની પુરાઈ ગઈ એના સંગીતથી એનો મીઠો સ્વર તો હજુ મારા કાનમાં ગુંજી ઊઠે છે. યાદ છે તે પ્રમાણે એણે મને એમ પણ કહ્યું હતું કે શાળામાં દર વખતે પહેલું ઇનામ એને જ માટે મુકરર થતું. મેં એનો અનેક વેળા લાભ ઉઠાવેલો, પણ એણે પાછળથી એની આ સાધ્ય કળાને પણ તિલાંજલિ આપી હતી.

આખરે પેલી ઘડી આવી – જે ઘડી માટે એ દિવસોથી રાહ જોઇ રહી હતી તે. માતાથી એનું યૌવન હવે સાંખ્યું જતું નહોતું. 'દીકરી તો એને ઘેર જ શોભે' એમ એમના મગજમાં ભરાઈ બેઠું હતું. એમણે ચંદ્રિકાના પિતાનો લગભગ પીછો જ પકડ્યો લગ્નગાળામાં એક પછી એક કન્યાઓ પરણી ગઈ એના દાખલા ટાંક્યા. મહેણાંનો મારો વરસાવ્યો.

"હવે એને ક્યાં સુધી ઘરમાં રાખી મૂકશો ? લોકલાજને ય વશ થવું પડે ને ? અને લોકોને મોઢે ઓછું જ ગળણું બાંધ્યું છે તે આપણને છોડશે, વાત કર્યા સિવાય ?"

"હવે હમણાં શી ઉતાવળ છે ? આવતી સાલ જોઈશું. એ તો એનું શરીરનું એવું કાઠું જ છે એટલે એવું લાગે. બાકી ઉમર તો તું જાણે છે."

"તમે કોઈ દહાડો તમારા કાગળિયામાંથી માથું ઊંચું કરીને એના સામું જોયું છે ? કે પછી મનમાં આવ્યું એમ જ બોલો છો ?"

આખરે પિતાને નમતું આપવું જ પડ્યું. તરત મુરતિયાની શોધાશોધ થવા માંડી. કેટલાય નવલોહિયા જુવાનોનાં મનમાં ચંદ્રિકાની મૂર્તિ સ્થાપિત હતી. સૌ કોઈ એ મળે તો પોતાનું પરમ સૌભાગ્ય માનતા હતા. પણ રે ! કોઈનામાં એટલી હિંમત નહોતી કે બહાર આવીને કહે. 'ચંદ્રિકાનું અને મારું મન મળ્યું છે, હું એને સુખી કરીશ, અમને બન્નેને જોડાવા દો.' કોઈનામાં નૈતિક હિંમતનો છાંટો સરખો નહોતો. સમાજે એમને એવી તો બેડીઓ બાંધી હતી કે કેમે કર્યું એમાંથી મુક્ત થવાય એમ નહોતું. એ સર્વ બીકણ હતા–ભીરુ હતા. માત્ર મનમાં ખોટીખરી આશાઓ જ સેવ્યા કરી હતી, પણ કદી છાતી ઠોકી કોઇથી બહાર અવાયું નહિ. અને એનાં માતાપિતા તો, "આ તો હજુ નાનો દેખાય છે, ઊંચાઈ જ ક્યાં છે ? અને ચંદ્રી તો કેટલી વધી ગઈ છે ! બાકી છોકરો સારો છે, પણ આપણે શા કામનો ? આનું તો કુળ હલકું. મારી છોકરી એવા નીચાને ઘેર નહિ જાય. આની પાસે તો ખાવાના જ સાંસા છે. મારી છોકરીને તો ફૂલની માફક રાખનાર કોઈ જોઈએ. એ શું ખવડાવવાનો હતો ? આ તો કેવળ ઊંધું ઘાલીને ભણવામાં જ સમજ્યો છે, પણ છે સાવ બાઘા જેવો. એ શું કરવાનો હતો ? દુનિયામાં એમ ન રહેવાય !" અને એમ એક પછી એક સૌ નાપાસ થયા. પણ કૈં રસ્તો તો કાઢવો જોઈએ ને !

આનંદરાય તાજા જ ઘરભંગ થયેલા હતા. આજ વર્ષોથી પોસ્ટમાં નોકરી કરતા હતા. કદાચ ગણતરી કરીને જ એમનું જીવન પણ એક પ્રકારનાં સરવાળા-બાદબાકીમાં વ્યાપી ગયું હતું. એ વિચારો કરતા અને અમલમાં મૂકતા તે આંગળીના વેઢા પર ગણીગણીને જ. એમણે જીવનની વસંત તો ક્યારની ય વટાવી મૂકી હતી, પણ હજુ પાનખર બેઠી નહોતી. યૌવનના લીલાછમ મેદાનથી એમનાં પગલાં બહાર પડી ચૂક્યાં હતાં, પણ હજુ પ્રૌઢત્વના અડધા સૂકા રેતાળ પ્રદેશમાં એમણે પ્રવેશ નહોતો કર્યો. ચંદ્રિકાની માતાના મનમાં એ વસી ગયા. છોકરી સુખી થશે એની એમણે પૂરી ખાતરી કરાવી.

આખર ચંદ્રિકાનું ભાગ્ય એમની જોડે જ જોડાયું. એણે કદી પહેલાં આનંદરાયનું નામ સાંભળ્યું નહોતું, કદાચ સાંભળ્યું હશે તો ખ્યાલમાં નહોતું રાખ્યું. પણ એ રાખે ય શા માટે ? ખ્યાલમાં રાખવા જેવાને એણે ખ્યાલમાં રાખ્યા જ હતા, પરંતુ એમાં આનંદરાયનું સ્થાન નહોતું. એટલે પહેલાં તો એણે અનેક

મનોરમ સ્વપ્નો રચ્યાં–એના પરિણીત જીવનનાં, પણ મધુરીએ એને કહ્યું કે એ તો મૃગજળ હતું, અને એની આંખો ખૂલી ગઈ. એ જાગી ગઈ–મોહનિદ્રામાંથી.

એણે ઘણું ઘણું મથામણ કર્યું. મનમાં ને મનમાં એણે અનેક પ્રકારના સંકલ્પો ઘડયા, પરંતુ સઘળું વ્યર્થ. એનું કાંઈ ન ચાલ્યું. એક દિવસ એને આનંદરાયનું ઘર વસાવવું પડયું, અને હવે જ અહીંથી એનું પેલું નિઃસીમ દર્દ શરૂ થયું.

ખરે! ચંદ્રી ફૂટયા કરમની જ હતી. એના નસીબમાં સુખ કદી લખાયેલું નહોતું. એ દુઃખ-મૂર્તિ જ હતી. નહિ તો વળી આનંદરાયને કશું સંતાન ન હોત ? એમની પહેલી પત્ની એમને અપુત્ર રાખી એમને છેહ દઈ ગઈ, અને બીજું લગ્ન કરવાનું કારણ પણ એમની પુત્રવાંછના જ હતી. ચંદ્રિકાએ મને આમ કહ્યું હતું. એની વાત કરવાની ઢબ હું સંપૂર્ણ રીતે નથી ઉતારી શકતો, પણ એ લગભગ કૈંક સાચું જ હતું.

"તમે આમ મૂંઝાયેલાં કેમ ફરો છો ? જરા હસતું મોં તો રાખો!" એમ એક દિવસ આનંદરાયે એને કહ્યું, પણ એ તો નિરુત્તર જ રહી.

થોડાક દિવસ બાદ આનંદરાયે હસતાં હસતાં આવી એનો હાથ પકડયો એણે કશો ઉત્સાહ દાખવ્યો નહિ એટલે એ ચિઢાઈ ગયા. ધીમે ધીમે એમનો 'ત્રાસ' વધતો ગયો. પણ એમાં ચંદ્રિકા યે શું કરે ? એના હૃદયસાગરમાં તો ઊર્મિઓ પહાડ પહાડ જેટલી ઊંચે ઊછળતી હતી. એનાં મોજાંઓનું તોફાન સમાતું નહોતું. પણ એ સઘળાંને ઝીલનાર કોણ હતું ? કયા કિનારા સાથે જઈને એ અથડાય, ભેટે અને શમી જાય? એણે તે દિવસે મારે મોઢે કહ્યું હતું કે આનંદરાય એને બિલકુલ ગમતા નહોતા. એ એમનાથી સદા દૂર ભાગતી રહેતી.

"તું આમ હરણાની માફક બીધેલી ને બીધેલી કેમ રહે છે ? જે કાંઈ જોઈતું કરતું હોય તેમાં મૂંઝાઈશ નહિ" એમ કહી આનંદરાયે પ્રથમ તો આશ્વાસન આપ્યું. અને પછી પેલાં ચાર શસ્ત્રો–શામ-દામ વગેરે અજમાવ્યાં. પણ ચંદ્રિકા નિશ્ચલ રહી. એ ન જ ડગી. એણે નમતું ન આપ્યું.

રે ચંદ્રી! તું કમભાગી છે. નહિ તો તું આવી ન રહી હોત. ચંદ્રિકા સોળે કળાએ ખીલી હતી, પણ એના અમૃતને ઝીલનાર કોઈ નહોતું, એને કાવ્યબદ્ધ કરે એવો કોઈ કવિ નહોતો. એમ તો કૌમુદી ય એક વખત પૂર્ણ પ્રગટે છે, અને ફરી પાછી શૂન્યમાં વિલીન થઈ જાય છે. પણ આ ચંદ્રિકા તો દિવસે દિવસે ફિક્કી પડતી જ ગઈ એની પૂર્ણિમા વહી ગઈ હતી હવે એના પર કૃષ્ણપક્ષે પોતાનું જોર અજમાવ્યું હતું હવે એ ફરીથી ખીલે એ આશા રાખવી જ નકામી હતી એના માટે તો હવે સદા અમાસ જ રહેશે–એ એમાં જ લુપ્ત થઈ જશે.

એણે તો જાત સાથે, મન સાથે, એની ઇચ્છાઓ સાથે યુદ્ધ શરૂ કરી દીધું. પણ આનંદરાય એમ હાર-જીતની રાહ જુએ એવા નહોતા. એમને તો પુત્રની લગની લાગી હતી. ચંદ્રીને પોતાની જાતની પડી હતી હજી એ એનાં સ્વપ્નોમાં રાચતી હતી. એને માતા થવું નહોતું, એને પહેલાં તો પત્ની–પ્રેયસી થવું હતું. પણ એના એ ભાવ અધૂરા જ રહી ગયા પરંતુ પેલી વાસનાઓ કોને છોડે છે ? ધીમે ધીમે એણે પોતાનું રૂપ દેખાડવા માંડયું. એણે ચંદ્રીને પીડવા માંડી

એરણ પર રહેલી તપ્ત ધાતુ પર ઘણ વાગે તો શું થાય ? પેલી તપ્ત ધાતુ ઇચ્છિત રૂપ ધારણ કરે – નમતું આપતી જાય. વાસનાના ઘણે દેહની એરણ પર ચંદ્રીને ટીપવા માંડી. એ બેબાકળી બની. એણે ઘણુ મંથન કર્યું પણ એનું કાંઈ વળ્યું નહિ. આખરે એક દિવસ . ...

"નરેન, મને કાંઈ ગમતું નથી. મન જાણે ખાલી ખાલી લાગ્યા કરે છે."

"ચંદ્રી, તું કાંઈ ગાંડી થઈ છે ? શું થાય છે તને ? તું મને નહિ કહે ?"

નરેન્દ્ર આનંદરાયનો દૂરનો સગો હતો. જુવાન હતો. સોહામણો હતો. સૌને ગમી જાય એવો હતો. એ ઘણુંખરું આનંદરાયને ત્યાં આવતો. ચંદ્રી પેલા મંથનમાંથી પસાર થતી હતી. એક વખત એણે મન

પરનો સંયમ ગુમાવ્યો. પેલી વાસના–એનું અતૃપ્ત યૌવન એને કોરી ખાતું હતું. હવે એનાથી વધુ સહેવાતું નહોતું. નરેને એ સઘળું પારખ્યું. એને આ સ્ત્રીના દિલની ખબર પડી ગઈ. એ તક ન ચૂક્યો, અને એમ જ એક દિવસ ભોળી ચંદ્રિકાએ એનું દિલ એની પાસે ખોલી નાખ્યું. નરેને એને આશ્વાસન આપ્યું, એને પંપાળી અને આખરે એણે એ નિર્દોષ પારેવડાને ચૂંથી નાખ્યું–પીંખી નાખ્યું. ચંદ્રી ભાન ભૂલી–પડી. અને એ તો ચાલ્યો ગયો–એનામાં વાસનાની ભઠ્ઠી જલાવીને. આગગાડી કેમ ચાલે છે? એના ય હૃદયમાં ભઠ્ઠી તો જલે છે, પણ એ જ ભઠ્ઠી એની ગતિમાં સહાયરૂપ થઈ પડે છે, એટલે એ તો એની પોષક છે. પણ આ ભઠ્ઠી ચંદ્રીને ખાઈ ગઈ–એ એમાં ખવાઈ ગઈ. એના જીવનની આગગાડીમાં ભઠ્ઠી જલદ જલતી હતી, કોલસા ધીગ ધીગ ધીકતા હતા, અને એ બળું બળું થઈ રહી હતી.

આનંદરાયને મોડી મોડી પણ આ ખબર પડી. એમને અતિશય આઘાત લાગ્યો. એમની લાગણીને એ ઘા અસહ્ય બન્યો. એમને પુત્ર દૂર દૂર આકાશમાં એકરૂપ થઈ જતો લાગ્યો. એમણે આશા છોડી, પરંતુ આશાએ એમને ન છોડ્યા. એ એમને લઈ ગઈ પોતાની સાથે, દૂર દૂર–આ દુનિયાથી ઘણે દૂર–ઘણે ઊંચે. ચંદ્રિકાના દુઃખનો પાર ન રહ્યો. એને પારાવાર શોક થયો. ગમે તેવી પણ એણે એક મહાન ઓથ ગુમાવી હતી એમ એને લાગ્યું. એને એમ પણ લાગ્યું કે એણે એક માણસને કેવળ નિર્દયતાથી, પોતાની જાતને બચાવવા સારુ, મારી નાખ્યો હતો–એણે ઘોરતમ અન્યાય કર્યો હતો. પણ એમાં એ શું કરે? એ આનંદરાયને ન ચાહી શકી તે ન જ ચાહી શકી. એનું મન એમના તરફ ન જ ઢળ્યું.

કવિ કલાપીએ નથી કહ્યું ?

"ક્યાં ચાહવું તે દિલ માત્ર જાણે
એમાં ન કાંઈ બનતું પરાણે."

અને પછી એ જીવન ધારણ કરી રહી એટલું જ, બાકી એણે તો પોતાની જાતને ક્યારની ય મારી નાખી હતી. એણે વાસનાને પોતાનામાં જ સમાવી દીધી હતી. ગારુડી શું કરે છે? સર્પનું એ વિષમ વિષ પેટમાં ઉતારી દે છે, એને ચૂસી લે છે. એમ જ ચંદ્રિકાએ ચંદ્રના ઝેરને ચૂસી લીધું. પણ પેલા વિષે ગારુડીને દગો દીધો. એ જ એક દિવસ એનું ઘાતક નીવડયું. અને ચંદ્રિકા પણ ધીમે ધીમે ઘસાતી ચાલી. જે ઝેરને એણે ચૂસ્યું હતું એ જ પ્રાણહારક નીવડ્યું. એ દુઃખ અને દર્દ એણે વર્ષોથી પોતાના હૃદયની અંધારી ગુફામાં સંતાડી રાખ્યાં હતાં, પણ પછી એમણે જ ફુંફાડો માર્યો.

પણ મારી નજર એ ન ચૂકવી શકી. મેં એને પારખી કાઢી. એ દર્દને ભૂલવા મથતી હતી; અને હું દીવાનો દર્દની શોધમાં હતો. આખરે એ મને ભેટી ગઈ અને એણે મને એના દુઃખદર્દનો ખજાનો બતાવ્યો. આટલો વિપુલ સંપત્તિવાન ખજાનો જોઈ હું ચકિત જ થઈ ગયો–આભો બની ગયો. પણ રે! ચંદ્રિકાએ એ ખજાનો મારે હસ્તક જ કરી દીધો. હું આટલો ઐશ્વર્યવાન બનીશ એમ કદી યે મેં ખ્વાહીશ રાખી નહોતી. અને અતિ ધનથી શું થાય? મનુષ્ય મગજનું સમતોલપણું ગુમાવી બેસે. મારું એમ જ થયું.

મને કેવળ એ ને એ વિચારોએ અનેક વેળા સતાવ્યો છે. મને એક પણ રાતે નિરાંતે ઊંઘવા નથી દીધો. મેં મારી નબળાઈ પર અનેક વાર ગુસ્સો કાઢ્યો છે, પણ હર વખત હું લાચાર બન્યો છું. એ મારા પર સદા યે અસવાર જ બનીને રહ્યો છે. અને પછી તો હું પણ ટેવાઈ ગયો એનાથી. પછી તો એમ થયું કે હવે એ નહિ હોય તો મને ચેન નહિ પડે, એની ગેરહાજરીમાં મને બધું ખાલી ખાલી લાગશે, એટલે હું એને વળગી રહ્યો કે રખેને એ મને છોડી દે!

પણ તે વખતે તો હું ઉમંગોનો ભરેલો હતો, એટલે ઉત્સાહમાં ને ઉત્સાહમાં મેં એને મારા પરમ મિત્રો માન્યા હતા–એ વિચારોને. એમની પાછળ તો મેં મારા જીવનનો અતિ અણમૂલ રસ રેડ્યો હતો. એ રસ પાઈ પાઈને મેં એમને ઉછેર્યા હતા. પણ રે! હૃદયમાં એ એટલા તો વધ્યા કે છેવટે એ હૃદય ભેદીને પણ બહાર નીકળવાની તૈયારી કરવા

લાગ્યા. અને એટલે જ્યારે આજ મને એમ લાગ્યું કે હવે એમને એમનો રસ્તો કરી આપવો જ જોઈએ–એમને હવે બીજા કોઈને સુપ્રત કરવા જ જોઈએ–ત્યારે તો મેં આ તક સાધી છે, તમને પકડી બેઠો છું.

મેં તમને એની કથા કહી–એણે મને કહી હતી એના સારરૂપે. પૂરેપૂરું તો તમને બયાન નથી કર્યું. ખામી એમાં જરૂર છે. હું સમજું છું પણ એમાં હું શું કરું? મારાથી મારી જાતને સમાલી ન શકાઈ, હું કહેતો ગયો અને એની સાથે જાણે એના પૂરમાં તણાતો પણ ગયો. મેં નહિ કહ્યું કે, "ભાઈ હું તો લાગણીપ્રધાન માણસ છું?" 'લાગણી' એ તો મારો અસાધ્ય રોગ થઈ પડી છે, અને એ મારી જોડે જ બળવાની.

બીજું બધું તો ઠીક છે, પણ જ્યારે આટલી ધીરજથી તમે મને સાંભળ્યો છે, એ ધીરજની હું કદર કરું છું, પણ એટલી તો અરજ ગુજારું છું કે મને તો તમે જવા દેજો. મારા જેવા તો સદા એમ જ રિબાઈને જ મરવા સર્જાયા છે. પણ પેલી અભાગણી ચંદ્રિકાઓને તમે કદી ન ભૂલશો. કાંઈ નહિ તો છેવટે અમીભરી નજર તો જરૂર રાખજો. એમને ધુત્કારશો નહિ–તરછોડશો નહિ.

ઓહ! મારો જીવ ચુંથાય છે. મને લાગે છે કે હવે મારાથી વધુ નહિ બોલી શકાય. રે જીવ! તું ય હવે જા, જા ભલા! તેં ય મારા પર બહુ પ્યાર કર્યો, મને બહુ પંપાળ્યો. પણ હવે તું જા, મને સુખેથી છોડીને! મને તારો વિયોગ નહિ સાલે! તું મારી એટલી વિનતિ માન!

આ ગળે શું થાય છે? કાચકો બાઝી છે? હું પીડાવાનો જ, નહિ? જન્મભર તો રડતો રહ્યો. મરવાનો પણ એમ જ–કૂતરાને મોતે પિલાઈ પિલાઈને, પણ એ ય હવે આઘું નથી દેખાતું. જુઓ! પેલું હસતું ઊભું છે મને ઇશારો કરીને પટાવે છે. પાસે આવવા મોહક નખરાં કરે છે. આમ આવ ભાઈ મૃત્યુ!

ચેતન? ફરી ચેતન? ત્યારે આ હાથપગ ફરી ખેંચાય છે શા માટે? નથી જોઈતું એ ચેતન. નથી જોઈતું, નથી જોઈતું. મોકલી દો એને દૂર દૂર. ના ના, એ તો પેલા દીપકની સ્થિતિ થઈ; બુઝાય ત્યારે છેલ્લો ઝબકારો કેવો જ્વલંત હોય છે! એમ જ. આ ડોળા તણાવા લાગ્યા. અને ખભા પણ ઊંચકાય છે. હેડકી પણ–એક, બે, ત્રણ...

હાશ!...છૂટયો!

## કવિતાના કેફમાં

( મનહર છંદ )

એક સમે રાતના હું ચાહ કેરો 'કૅપ' ઢીંચી,
સોપારી, તમાકુ, પત્તી, લવંગથી ભરપૂર
પાન કેરો ડૂચો એક ગલોફામાં ગોઠવી,
ઉત્તમ પ્રકાર કેરી સિગારેટ સળગાવી,
કવિતા ને કલ્પનાના કેફમા ગયો સરી!

લખું, લખું, થાય છતાં "લખવું શું?" સૂઝે નહિ;
વિષયની પસંદગી કરવામાં મૂંઝાણો:
ધર્મ અને નીતિ જેવા નીરસ વિષય કાજે
વેડફું હું કાવ્યશક્તિ? તત્ત્વજ્ઞાન કેરા ઊંડા
ચિન્તન ને મન્થનના સાગરે ડુબી મરું?
રાષ્ટ્રની આઝાદી કેરી ખોટી ખોટી જલ્પનામા
બડાઈ, ડંફાસ અને અસ્મિતા જ ભાળું હું!
વિષયનો પ્રશ્ન ઉર-આગળે હજુ ઊભો!

લખવું છતા ય મારે, —
એકાએક ત્યા તો મને: "અરે હાય! હજુ તમે.–
ઠંડી કેવી હિમ જેવી અંગેઅંગ કાપી રહી,
શિયાળાની મોડી રાત જાગો નહિ, સૂઈ જાવ!"
કહેતી કહેતી ગોદડાની હૂંફમા લપાઇ ગૈ.

"સૂઇ જાવ" શબ્દમાંહી સર્વ મારા કોયડાનો
હર્ષભર્યા હૈયે જોયો સફળ ઉકેલ!
કલમ ઝડપ ઝીલી, એ જ ક્ષણે એકાએક
પ્રણયના કાવ્ય કેરી કાળી કાળી કાલિંદી
કાગળના પટ પરે વેગસેર રેલી રહી!

જયાનન્દ દવે

# શૃંગારરસ

શ્રી. ભગવત્ રામચંદ્ર ભટ્ટ

'માંકણ, મચ્છર, જૂ ને જતિ; એ માર્યામાં પાપ જ અતિ.' કેટલાકના મંતવ્ય મુજબ આ કહેવત ખોટી રીતે રજૂ થઈ છે. તેમાં છેલ્લા અક્ષર વિષે મારામારી છે. કોઈ 'અતિ'ને બદલે 'નથી' પણ મૂકે છે. તેવી જ રીતે શૃંગારરસ વિષે કંઈ કહેવા-લખવામાં એક વર્ગ અતિ પાપ લેખે છે, ત્યારે બીજો વર્ગ એમાં પાપ નથી એમ પણ માને છે. જો શૃંગારરસ વિરુદ્ધ કશું લખાય તો યુવકવર્ગ વિરોધનો મોરચો માંડી નીરસ, અરસિક, બિનકેળવાયેલ, ચિત્તતંત્રનો ઓથડ ગણી દલીલ કરે કે કવિતામાંથી શૃંગારરસ બાદ કર્યા પછી બાકી શું રહેશે?— શેરડીનો રસ ચૂસાયા પછી કૂચા? ભોગજોગે તેની તરફેણમાં કલમ સરકી ગઈ તો વૃદ્ધ પુરુષો તરફથી વિરોધ થાય. લેખકનું જીવન, ચિત્તવૃત્તિ, મનોવ્યાપાર અને હૃદયના રેસેરેસામાં અશ્લીલતા ભરાઈ ગયેલી માની લેવામાં આવે. શૃંગારરસ અને અશ્લીલતાને સ્ત્રી-પુરુષ જેવો સંબંધ છે એ સર્વને વિદિત છે; પછી એ સિવિલ મેરેજ કરેલા કે ધાર્મિક રીતે પરણેલા જેવો તે વિવાદગ્રસ્ત પ્રશ્ન છે. પણ એટલું તો કબૂલ રાખ્યે જ છૂટકો કે જેમ દહીં જમાવતી વખતે દૂધનું ફાટી જવું અસંભવિત નથી, તેમ શૃંગારરસની સાથે અશ્લીલતા આવી ભળી જવી અસંભવિત નથી. આ કારણે આપણા જૂના કવિઓ ઓછા વગોવાયા છે? આજે પણ નિષેધ અને મનાઈની દીવાલો શૃંગારરસની આસપાસ એવી તો સખ્તાઈથી ઊભી છે કે ભૂલેચૂકે જો કોઈ બચકારો બોલાવે, સીસકારો કરે તો એ ગુનો છે, અક્ષમ્ય ગુનો છે. અને કોઈ સુંદરીના આંખના અણસારાને-નયનનૃત્યને ન સત્કારે તો તેમાં ય દુઃખ છે. ઠેરઠેર ધાર્મિકતા તેવી જ રીતે અનૈતિકતા જોવાની શક્તિ ભાષામાં કૂટી કૂટીને ભરવામાં આવી છે કે શું?

આમ એક વર્ગ શૃંગારરસ પર નાક ચઢાવે છે. તેઓને એમ લાગે છે કે શૃંગાર તરફ મોં મચકોડવાથી પોતાની સુરુચિનો પરિચય આપી શકાશે. આવા કવિઓને ગાળ દીધાથી ઘણો અર્થ સરી જશે. એથી ય આગળ વધી નરસિંહ, મીરાં, દયારામની કવિતામાંથી અશ્લીલતાનાં કેટલાંક ઉદાહરણો ખોળી કાઢવાથી ઊંડી છાપ પડશે. અગર ફ્રોઈડ જેવાનાં મતવિધાનો ટાંકી શૃંગારરસ એ માત્ર હૃદયકામના અને નીચતા છે એમ કહેવાથી માન વધી જશે. વળી એમ પણ સાબિત કરે કે ઈંગ્લેંડ ને પશ્ચિમના દેશોમાં શૃંગારનું નામનિશાન નથી એથી એ પ્રજા આટલી બધી બહાદુર છે. ઇંગ્લેંડમાં ક્રોમવેલ જેવા ચોખલિયાએ નાટારંગ અને આનંદનાં સાધનોની જડમૂળ કાઢી નાંખી ત્યાં બીચારા શૃંગારનું શું ગજું? નામ લેવાનું શૃંગાર જેવી કોઈ ચીજ નથી એમ પાશ્ચાત્ય સાહિત્યના વિદ્વાનોના મતને આપણાથી પડકારી શકાય પણ શી રીતે? યુરોપનો નવો વ્યક્તિપ્રધાનવાદ નરનારીને વિખૂટાં પાડે છે ને દરરોજ છૂટાછેડાની ફરિયાદો અતિ મોટી સંખ્યામાં અદાલતમાં નોંધાય છે ત્યાં શૃંગારરસનું અસ્તિત્વ સંભવી જ શી રીતે શકે? શેકસપિયર શેલી, કિટ્સ, બાયરન કોઈ અજ્ઞાત્ કે અશક્ય વસ્તુને વાસ્તે રડયા હતા, આથી તેઓ નિગમના કવિ-ભાવનાશીલ છે. શૃંગારના અભાવને કારણે આજ દિન સુધી અંગ્રેજો બડમૂછા હોવા છતાં પણ મૂછ પર તાલ દઈ ઘૂમે છે-માત્ર આપણી ભાષામાં મૂછ સ્ત્રીલિંગ છે.

આમ છતાં બીજો વર્ગ શૃંગારરસને પ્રાધાન્ય આપે છે. તેઓનું કહેવું છે કે પ્રાચીનોએ પ્રાધાન્ય આપ્યું છે. તેઓ સ્વકીયા-પરકીયા ભેદમાં ગરકાવ છે. જૂનું કાવ્યધન શૃંગારરસપ્રચુર છે. આજના જમાનામાં યુવક-આંદોલનોને અંગે યૌવનની માત્રા

વધી ગઈ હોય એમ લાગે છે હાલમા કૉલેજોમા અધ્યાપક શૃગારપ્રધાન કાવ્યનાટકનુ અન્વેષણ કરે ત્યારે ધાટા તોડી નાયિકાભેદ શીખવે છે કૉલેજ-જીવનમા અમારી સાથે જેટજેટની વિદ્યાર્થિનીઓ ભણતી તેના ઘર સુદ્ધાની માહિતીપૂર્ણ વાતો અમારી મડળીમા ચર્ચાતી કયા અધ્યાપકને ત્યા તેઓ કેટલીક વાર ગઈ તેની બૈરીનો મિજાજ કેવા ગયો અને છેવટ કૉલેજના વરડાને ખૂણે કલાકોના કલાકો ચી છૂપી ગોષ્ઠિ ચલાવી તેનો નખશિખ ઇતિહાસ અમારી સ્મરણશક્તિમા તાજો રહેતો તેમના ઓષ્ઠના ફફડાટ પરથી તેમની વાતોના અકોડા સર્જાતા ને ગરમાગરમ વાદવિવાદ કરતા કોઈનો પતિ વિલાયત ગયો છે એટલે તેને વિરહિણીના રૂપમા જોઈ કુશળ કવિથી કાલિદાસ માફક તેણીની લટે લટે શૃગારકવિતા સર્જાતી આજે નિરાત અને પૂર્ણ સતોષથી લેડી ચેટર્લીઝ લવર્સ અથવા ગીતગોવિદ અને કુમારસભવનો આઠમો સર્ગ 'અનાઘ્રાતમ્ પુષ્પમ્ વાચવામા રસની પરાકાષ્ઠાએ પહોચ્યાનો આનદ કોણ નથી માણતુ? કવિ નર્મદ પેઠે ઘણાની અતરેચ્છા હશે,

ફરી જોબનિયુ આપે હરિ ફરી જોબનિયુ આપે

જ્યા વિચારોની આમ અરસપરસ વિરોધી ધારાઓ વહે છે ત્યાં હું મારો મત પ્રદર્શિત કરુ તે કરતા વિદ્વાનોની જે અવનવી ધારણાઓ છે તે રજૂ કરી સતોષ માનુ એ યથાર્થ છે

પ્રથમ ગાધીજીનો મત લઈએ કામવેલ જેવા ગોખલિયા એ સતે રસિકોને ધક્કો પહોચાડ્યો છે તેમના મતે શૃગાર પરાધીન પાયમાલ જાતિને જીવિતદાન નથી આપી શકતો એક પરાધીન જાતિને સાહિત્યમા વિનાસશૃગાર માટે સ્થાન ન હોવુ જોઈએ જ્યા લોકો અન્નવસ્ત્ર વિના ટળવળે છે જ્યા કોટિ મનુષ્યો અધકારમય જીવન વ્યતીત કરે છે ને મનુષ્યત્વની ભાવના રહિત થઈ ગયા છે જ્યા જનતા બળ પૌરુષ શક્તિ પરાક્રમ જ્ઞાન ભક્તિકર્મ છોડી જડવત્ જીવન ગુજારે છે, ત્યા વિનાસશૃગારનો વિચાર ઘોર પાપ છે આ પરથી ફલિત થાય છે કે શૃગારને પડછાયે પણ ન ઊભા રહેવા સોગદ લેવા જોઈએ જો એમ ન કરી શકે તો દરેક લેખકે ખાધાખરચીથી એક નોકર રાખવો જોઈએ જે તે શૃગારરચના ભૂલેચૂકે પણ રચે તો તેની પાછળ ઊભો રહી કાનપટ્ટી પકડે ગાધીજી મુખ્યત્વે સત અને રાજનીતિજ્ઞ પુરુષ હોઈ સાહિત્યક્ષેત્રમા ચચુપાત કરવા અસમર્થ છે એમ સાહિત્યાચાર્યોએ પોકારી પોકારી કહ્યુ છે છતાં 'સમમે મેરા લગતા હૈ' પ્રમાણે અહી તેમ કરવા જતા ભીત ભૂલ્યા લાગે છે પ્રો દૂરકાળ ત્રણ પ્રકારની સસ્કૃતિ ગણાવે છે યુરોપની નારીપ્રધાન રોમની નરપ્રધાન હિંદની ઈશ્વરપ્રધાન આ ત્રણમા નારીપ્રધાન સસ્કૃતિમા સ્વાતત્ર્ય તરફ વધારે ઝોક હોય છે સ્વાતત્ર્યપ્રેમી ગાધીજી પોતાનો મત બદલી હવે હિંદમા યુરોપ માફક નારીપ્રધાન સસ્કૃતિની તરફેણ કરવા અને એ રીતે સ્વતત્રતા હાસલ કરવા માટે શૃગાર ભોગવિલાસને સ્થાન આપશે એ દરખાસ્ત અયોગ્ય નહિ લેખાય જેનામા મર્દાનગી હોય તે જ શૃગારસાહિત્યસર્જન કરી શકે જે પ્રજામા ચેતન અને વીરતા હોય તે પ્રજા વધારેમા વધારે શૃગારિક સભવે ભારતમા વીરતા છે એથી એ ઝાઝો શૃગાર-ભોગી છે આ અતિ સામાન્ય હકીકત ગાધીજી ભૂલી ગયા હશે?

હિંદી-વ્રજમા રાધાપાત્ર પાછળ જે કાલ્પનિક સૃષ્ટિ રચાઈ છે તે માટે વેંકટેશનારાયણ તિવારીએ રાધાની પોલ ખોલી શૃગારનો આશરો લેનારાઓનો નાશ કર્યો છે આપણે ત્યા મુનશી મધ્યયુગના ભક્તિસાહિત્યના શૃગારને ભક્તહૃદયની લાલસાનુ પ્રત્યક્ષીકરણ કહે છે તેમના મતે પ્રણયથી પ્રેરાઈ કેટલાક ભક્તો ભક્તિના કાલ્પનિક આનદો તરફ વળ્યાં છે એમના શબ્દોમા જ કહીએ તો કેટલાય અંતરમાં પ્રિયતમા ગુજરવાથી કે તે ન મળવાથી ઉદ્ભવતો તલસાટ ભક્તિભાવમા પરિણમ્યો છે બીએટ્રીસના વિયોગથી અને શોભનાની અપ્રાપ્યતાથી કવિ અને તાપીની ઊર્મિઓએ કાવ્યનુ સ્વરૂપ લીધુ તેવી રીતે મીરાં જેવા ભક્તહૃદયની ઊર્મિનુ પૃથક્કરણ

કરતાં એમ સ્પષ્ટ લાગે છે કે પ્રણયના પૂરમાં તણાવાને ઘેલા બનેલા એના હૃદયને વૈવિધ્ય અને શુષ્કતાના વાતાવરણમાં કાલ્પનિક વિલાસોમાં મગ્ન રહેવા કાવ્યો રચવાની સ્વાભાવિક પ્રેરણા થઈ હશે. દયારામે તો નરી શૃંગારિકતા રાધાકૃષ્ણની ઓથમાં ગાઈ છે. એનું નફ્ફટ જીવન તો એની સાક્ષી પૂરે છે. આ રીતે તમે જોઈ શકશો કે મુનશીએ શૃંગારરસ સામે ગાંધીજી માફક વાંધો ઉઠાવ્યો નથી, પરંતુ તેના બચાવનામા તરીકે કેટલીક હકીકતો રજૂ કરી કહ્યું છે કે ખુદ ભકતો પણ શૃંગારરસભોગી બન્યાં છે. આ મત સામે ગુજરાતી ભકત–આલમે પોકાર ઉઠાવ્યો. મુનશીના આ બોંબધડાકે અચલ ઇમારત ઊડી જાય એમ નથી એમ કહી અંબાલાલ જાની અને કૃષ્ણલાલ ઝવેરીએ ગુજરાતનાં ભકતકવિઓને આટલી બધી મનુષ્યહૃદયની મલિન સપાટી સુધી ઉતારી પાડવા બદલ રોષ પણ પ્રકટ કર્યો છે. ભોગવિલાસના આભાસનું નિવારણ પરમાર્થ, સખીભકિતથી કે 'ગોપી છે વેદની ઋચા, શ્રીકૃષ્ણ વેદસ્વરૂપ' વચનો વડે સમાધાન કરે છે. 'ભકતો માનસિક રીતે શુદ્ધ હતાં તેથી પ્રભુને વહાલાં હતાં એ કબૂલ, પણ અધઃપતનની વકરાઈઓ ઊંડાં મૂળ ઘાલી વિસ્તાર કેમ પામી હશે? આજે સ્વચ્છંદતા સાંપ્રત જીવનનું આવશ્યક અંગ બન્યું છે. પ્રભુમયતા એક ગુનો ગણાય છે. પ્રેમની ખાતર મસ્તીમાં સુરા લેવી પાપ સમજીએ છીએ. અને હવે તો દારૂબંધી આવી છે, પણ પ્રેમને ખાતર ઝેર પીધાના ઘણા સમાચારો પ્રકટ થતા રહે છે.

આથી આ સિવાય અન્ય અભિપ્રાયો ખાસ ટૂંકમાં જાણવા જેવા હોય છે. ભકત ચંડીદાસે કહ્યું છે કે લીમડો ને દૂધ મેળવવાથી જે સ્વાદ થાય એવો કનૈયાનો પ્રેમ છે. રશિયન કવિ વડકૌસ્કી કહે છે કે શૃંગારરસ પ્રેમનિશાનો રાજા છે. મેટર્લિંકફ કહે છે કે પ્રેમથી આયુષ્ય વધે છે, પણ છાશ એથી ય ફાયદામંદ છે. મેડમ દે સાઈયાં કહે છે, પ્રેમ જ નારીનું એક માત્ર અસ્ત્ર છે. તે દ્વારા પુરુષનું સર્વસ્વ છીનવી લેવાય છે. ઉમ્મર ખૈયામે લખ્યું છે, 'પ્રેમ' ચાંદનીનું શરબત છે, પણ તેમાં જરા શિરાઝી મેળવવાની જરૂરત છે. હેત્રી આડમો કહે છે કે પ્રેમ અનિશ્ચિત છે, એક પ્રેમપાત્રીને ત્યજી દેવાથી બીજી પાંચ આવી મળે છે.

વિદ્વાનો ને અનુભવીઓનાં મંતવ્યો રજૂ કર્યાં પછી મારે એકે હરફ ઉચ્ચારવાનો રહે છે? તેમ ઉપરના બે વર્ગોમાં આ મતવિધાનોનું વર્ગીકરણ કરવાની પણ જરૂર જોતો નથી. આ વિધાનોનું રહસ્ય ખુલ્લું છે, મનુષ્યોને એનું તત્ત્વ અનુભવગમ્ય હોવાથી એનો આસ્વાદ લઈ શકાય છે.

---

## અમારો સંપાદન વિભાગ

'ઊર્મિ' 'નવરચના' એ બંને માસિકો અને અમારી માળાઓનું સંપાદનકાર્ય હવે અમારા મુંબઈના નીચે જણાવેલા સરનામે થશે. માસિકો તેમ જ પુસ્તકો માટેનાં લખાણો હવેથી નીચેના સરનામે મોકલવા અને સંપાદન અંગેનો પત્રવ્યવહાર પણ એ જ સરનામે કરવા લેખકમિત્રોને અમારી વિનંતિ છે.

બદલાનાં પત્રો અને અવલોકનનાં પુસ્તકો તો અમદાવાદના સરનામે જ મોકલવાં.

**સંપાદનવિભાગ, ભારતી સાહિત્ય સંઘ : પો. બો. નં. ૫૫૦૩ : મુંબઈ ૧૪**

# કાઠિયાવાડનું વહાણવટું

શ્રી. હરિલાલ રંગીલદાસ માંકડ

જુઓ તો ખરા, કેવી કાળની બલિહારી છે કે જગતજૂની બાબતમાં હૈયાતી સાબિત કરવાની વીસમી સદી જરૂર પાડે છે! આપણે માનતા થઈ ગયા છીએ કે સમુદ્રમેખલાયો વિભૂષિત આપણા પુરાણા દેશનું વહાણવટું પરદેશથી આયાત થયું છે! પણ કાઠિયાવાડી કવિઓ તો ગાય છે કે–

"પ્રૌઢ સિન્ધુ પરે ઝૂકતી પશ્ચિમે,
મધ્યમાં એશિયાની અટારી!
હિન્દદેવી તણી કમર પર ચમકતી,
દૃઢ કસી તીક્ષ્ણ જાણે કટારી!
પ્હાડ ઉન્નતમુખે કીર્તિ ઉચ્ચારતા
ગર્જતી જ લ નિ ધિ ગા ન સ ર ણી,
ભારતી ભોમની વંદું તનયા વડી,
ધન્ય! હો ધન્ય! સૌરાષ્ટ્રધરણી"

આ ચમત્કારિક કવિતાનો અર્થ એટલો જ છે કે પ્રાગૈતિહાસિક સમયથી જ સાગરલહરીઓના સંગીતથી રિદ્ધિસિદ્ધિવાળા ભરતખંડના તીરપ્રાન્તપ્રદેશમાં કાઠિયાવાડનું સ્થાન અનોખું મનાઈ ચૂક્યું છે.

આપ સૌ જાણો છો કે ખુશ્કી ને તરીનો વેપાર રાષ્ટ્રનું સ્વયંભૂ અંગ છે. પુરાતત્ત્વવિદોએ હવે તો એ પુરવાર કરી દીધુ છે કે હિંદની સસ્કૃતિ સૌથી જૂની છે. તેમાં ય વળી કાઠિયાવાડ તો એ સમયે ય જૂનો પુરાણો દેશ થઈ ચૂકેલો. કદાચ જગતના લખેલા પુરાણા ઇતિહાસમાં ક્યાંય પુરાતત્ત્વનો ઉલ્લેખ હોય તો તે પાંચ હજાર વર્ષ પહેલાં મહાભારતે કરેલો પિંડતારકતીર્થમાં જડી આવતી પદ્મની નિશાનીવાળી મુદ્રાઓ વિષેનો છે. તો પછી આવા સંસ્કૃત રાષ્ટ્રનું આ અગ ખૂબ ફૂલ્યુંફાલ્યું હોવું જ જોઈએ. વહાણખેડના ઉત્કર્ષને માટે જળમાર્ગની પરંપરા જરૂરની છે, અને જળમાર્ગ ને સ્થળમાર્ગનું અખંડ વહન બંનેને માટે આવશ્યક છે આ વસ્તુસ્થિતિ સારા ય ભારતવર્ષમાં ફક્ત આપણા પ્રાન્તમાં જ પ્રાપ્ત થાય છે. જળમાર્ગની સરસતા માટે સલામત બંદરોની જરૂર છે, ને સારાં બંદરો માટે દરિયાકિનારો ખંડિત હોય એ જરૂરનું છે. આપ નકશો જોશો તો જણાશે કે આખા હિંદી કિનારા ઉપર ફક્ત બે જ અખાત છે–કચ્છનો ને ખંભાતનો. વળી આખા હિંદી કિનારે ખંભાતના અખાતની જ નદીઓ એવી છે કે જ્યાં નદીઓ મુખ આગળ ફંટાઈ જવાને બદલે એક જ વહેનથી નાળરૂપે દરિયામાં પોતાનાં પાણી ઠાલવે છે આમ હોઈ અનાદિ કાળથી સમસ્ત હિંદનાં મુખ્ય ને સારાંમાં સારાં બંદરો આ પ્રદેશમાં પ્રખ્યાતિ મેળવતાં રહ્યાં છે. કચ્છના લખપત બંદરથી માંડીને ગુજરાતના સોપારા બંદર સુધીના ભાગમાં આજ લગી કંઈક બંદરોએ ચડતીપડતી જોઈ છે. ટૂંકામાં કહીએ તો ભરૂચ, ખંભાત, સુરત ને મુંબઈનો ઇતિહાસ લખીએ એટલે હિંદી વહાણવટાનો ને સંસ્કૃતિનો ઇતિહાસ લખાયો એમ કહીએ તો તે બહુ અતિશયોક્તિ નહિ કહેવાય.

ઋગ્વેદમાં કાઠિયાવાડને ઉદપ્લજ કહેલ છે. એનો અર્થ 'પાણીથી ઘેરાયેલ' થાય છે. અત્યારે કચ્છ–કાઠિયાવાડ ખંડભૂમિ સાથે પૂર્વ તરફ સાવ જોડાઈ ગયેલ છે. કાઠિયાવાડની આ સંયોગીભૂમિને આપણે નળકાંઠાના નામથી અત્યારે ઓળખીએ છીએ. આમ બનવાથી ઊલટો ફાયદો થયો છે ને હિંદની સમૃદ્ધિને ખુશ્કી રસ્તે કાઠિયાવાડમાં આવવાનો માર્ગ સરળ થઈ પડ્યો છે. આ પ્રદેશની પ્રાકૃતિક રચના ઉપર વિચાર કરવાથી આ બિના એકદમ આપની આંખ આગળ તરી આવશે.

જુઓ, ભારતવર્ષના પશ્ચિમતમ કિનારે બિરાજતા શ્રી દ્વારિકાધીશના જગવિખ્યાત 'જગતદેરા' ના

કળશશિખર ઉપર ઊભો રહી કોઈ મનુષ્ય વિરાટદૃષ્ટિ ફેંકે તો તેને લાગે કે પોતે કોઈ અલૌકિક સંગમ-તીર્થે ઊભો છે. ઈશાનમાં અરવલ્લીની હારમાળા, પશ્ચિમમાં સાતપુડા ને વિન્ધ્યાચળની ગિરિમાળાઓ, અગ્નિમાં સહ્યાદ્રિના ઘાટ–એ બધાં સોરઠની ગરવી ગિરે સંગમમાં પરિણમતાં સન્મુખ ધસ્યાં આવે છે. ખરેખર સૌરાષ્ટ્ર ત્રિભેટાનો પ્રદેશ છે અને ભૌગોલિક દૃષ્ટિએ ત્રિવેણીસંગમે તીર્થરાજ જેટલું જ અગત્યનું એનું માહાત્મ્ય છે. આ પ્રકારની પ્રાકૃતિક રચનાના પરિણામરૂપે અરવલ્લીની પશ્ચિમેથી સિન્ધુપ્રદેશ, અરવલ્લી ને સાતપુડાની વચ્ચેથી બ્રહ્મક્ષેત્રમાં કુરુક્ષેત્ર સુધીનો પ્રદેશ, વિન્ધ્યાચળ ને સહ્યાદ્રિ વચ્ચેનો જન-સ્થાનનો પ્રદેશ, અને સહ્યાદ્રિ અને પશ્ચિમ સમુદ્ર વચ્ચેનો કંઠાળનો પ્રદેશ, એ સર્વ પ્રદેશોમાંથી ધોરી માર્ગો સૌરાષ્ટ્રમાં આવવા લાગ્યા ને હિંદી મહાસાગરને હિંદી વસ્તુભંડારથી ભરેલાં વહાણો વડે શોભાવવા લાગ્યા.

કાળની ગતિ ન્યારી છે. અત્યારે પણ ધોરી માર્ગો તો એના એ જ છે, પણ દેશકાળપરત્વે જુદી રીતે વપરાય છે. એક રેલગાડી પશ્ચિમકાંઠે થઈને મુંબઈ, બીજી વચમાં થઈને નાગપુર, ત્રીજી સામી બાજુએ થઈને દિલ્હી અને ચોથી બીજે કાંઠે થઈને કરાચી જાય છે. કચ્છમાંથી રેલગાડી કાઢીને જૂનો રસ્તો નવી ઢબે પાછો પુનર્જીવિત કરવાનો પ્રયાસ ઘણા વખતથી થઈ રહ્યો છે.

આથી આપ સર્વને સહજમાં ખ્યાલ આવશે કે ભૂમાર્ગ ને જળમાર્ગના સંગમસમો કાઠિયાવાડ સમસ્ત ભારતવર્ષનું પ્રભુદત્ત બારું છે.

સ્થળ ને જળ એમ બંને તરફ આવા ધોરી માર્ગો હોઈ ભારતના લોકો અસલથી જ પશ્ચિમ તરફ થઈને જબરા પ્રવાસો ખેડતા આવ્યા છે. ઠેઠ પ્રાગૈતિહાસિક સમયમાં પણ પશ્ચિમ કિનારો જ હિંદનું બારું હતો. શ્રી. હ્યુએટ કહે છે કે હિંદના પશ્ચિમ કિનારાની, એટલે હાલના ગુજરાતની, વેપારી પ્રવૃત્તિ ઈ. પૂ ૩૦૦૦ વર્ષથી ય જૂની છે. રોમન સામ્રાજ્યના વખતમાં તો આપણું વહાણવટું એટલું બધું જોરદાર હતું કે એલ્ડર પ્લીનીને સેનેટમાં ફરિયાદ કરવી પડી હતી કે રોમના ઘણા પૈસા હિંદ ખાઈ જાય છે!

આવા વિસ્તૃત વહાણવટાનાં સાક્ષીરૂપ જૂનાં ને નવાં કેટલાં ય બંદરો કચ્છ–કાઠિયાવાડને કિનારે મોજૂદ પડયાં છે. અત્યારનાં માંડવી, કંડલા, નવલખી, જોડિયા, બેડી, સલાયા, ઓખા, પોરબંદર, માંગરોળ, વેરાવળ, દીવ, ભાવનગર, જાફરાબાદ, ઘોઘા વગેરે બંદરો ઉપરાંત કચ્છની પશ્ચિમના લખપત ને પૂર્વના આડેસર, રણકંઠાળનાં પંચાસર, ઝીંઝુવાડા, બેલા, નાગના, ભરાણાં ને પિંડારા; ખંભાતના અખાતનાં વળા વગેરે, તથા નળકાંઠાનાં બંદરોએ હજી પણ બંદરી અવશેષો અવારનવાર નજરે પડે છે.

આવી સાહસિક પ્રજા એકલો વેપાર કરી બેસી ન જ રહે, બલકે બીજા દેશમાં વસી ત્યાંની સર્વ સામગ્રી જાણી લેવાને ઇંતેજાર બને. પરિણામે ત્યાં કાયમનો વસવાટ થાય એ દેખીતું છે, અને બન્યું પણ એમ જ છે.

કહે છે કે ભૂવિજય સવેલાચલ નામના રાજ-કુમારે જાવાને ગુજરાતનું નામ આપી ત્યાં રાજ્ય સ્થાપ્યું હતું; અને બીજા સિંહલકુમાર નામના કાઠિયાવાડી રાજકુમારે શિહોરથી દરિયારસ્તે લંકાનો વિજય કરી એનું નામ સિંહલદ્વીપ પાડયું હતું.

આ વસ્તુસ્થિતિની ઓતપ્રોતતાના પુરાવારૂપે કેટલીક કહેવતો પણ આપણે ત્યાં પ્રચલિત છે. દા. ત. 'જે જાય જાવે, તે પાછો નાવે; જો આવે તો પરિયાના પરિયા ચાવે,' 'લંકાની લાડી ને ઘોઘાનો વર', 'હેલે વાણ હંકાર્યો, મસ્કત વેંધા, ખજૂર બેંધા' વગેરે. આપ સૌ જોઈ શકશો કે આ ત્રણ કહેવતો જાવા, લંકા ને મસ્કત મળી આખા હિંદી મહાસાગરને ઘેરી વળે છે.

સામાન્ય વહાણવટા ઉપરાંત નૌકાસૈન્ય પણ ઠેઠ વેદકાળથી વ્યવસ્થિત રીતે રાખવામાં આવતું. વેદના વખતમાં ભુજ્યુકુમાર દરિયાપારના શત્રુઓને હરાવવા જતો હતો ત્યારે અશ્વિનીકુમારોએ એને ડૂબતો બચાવ્યો હતો. ઐતિહાસિક સમયમાં ગુજરાતના હિંદુ ને મુસલમાન રાજાઓએ આ દિશામાં સારો

રસ લીધો હતો એમ જણાય છે. જામનગર રાજ્યમાં ખોદકામ કરતાં ઈ. સ ૭૪૦થી ૯૨૦ સુધીના કાઠિયાવાડના સાવ નવા જ સૈન્ધવવંશનાં ત્રાંબાનાં પતરે લખેલાં ૭ દાનપત્રો મળ્યાં છે. એમાં આ સૈન્ધવવંશને 'અપરસમુદ્રાધિપતિ' અને 'પયોધિ-બલજલનિમગ્નસ્વભૂમંડલોદ્ધરણ' વગેરે વિશેષણો આપ્યાં છે. તે ઉપરથી એનું નાકાસૈન્ય મોટું અને બળવાન હશે તે સ્પષ્ટ થાય છે. સોલંકી રાજાઓનાં નૌકાસૈન્યનું મુખ્ય મથક ઘોઘા હતું. સુલતાન મહમદ બેગડાનું થાણું દીવ બંદરમાં હતું અને એના વખતમાં ઈજિપ્ત અને ગુજરાતના સંયુક્ત કાફલાએ ફિરંગીઓની સામા ઠીક કામ કરી બતાવ્યું હતું.

વહાણખેડની જેમ વહાણવટું કરનાર વેપારી-વર્ગ પણ એટલો જ સાહસિક ને તીવ્રબુદ્ધિનો હતો. અત્યારે પણ આગબોટની હરીફાઈ હોવા છતાં આપણે ત્યાં એવા વેપારીઓ પડ્યા છે કે જેને ઘેર બે પાંચ નહિ પણ ડઝનબંધી વહાણો હોય. કચ્છ-કાઠિયાવાડનો ઘણોખરો વેપાર દરિયામાર્ગે જ ચાલે છે અને તે પણ ઘણુંખરું પોતાનાં જ વહાણોમાં. અનુકૂળ સંજોગો પ્રાપ્ત થતાં હજી પણ આપણો જુગજૂનો સાહસપ્રિય સ્વભાવ કેવો ઊછળી આવે છે એનો અદ્‌ભુત દાખલો ગઈ લડાઈ પછીનાં વર્ષોમાં બની ગયો. ઈ. સ. ૧૯૧૭માં સરકારની સાથે તહનામું થતાં ઓખા, બેડી, નવલખી, પોરબંદર, વેરાવળ, ભાવનગર વગેરે આપણાં બંદરો એવાં તો વધ્યાં કે થોડા જ સમયમાં મુંબઈ જેવા જાજરમાન બંદરને ધક્કો આપી દીધો એ આપણા સૌની સાંભરણની વાત છે. મુંબઈથી એ સહન ન થઈ શક્યું, અને એનું પરિણામ અત્યારે કાઠિયાવાડની પ્રજા સહન કરી રહી છે.

આવા સાહસિક વેપારને અંગે વહાણવટાનાં બીજાં અંગો પણ ખૂબ ખીલ્યાં હતાં, અને સતમી, હૂંડિયામણ, વીમો વગેરે બાબતોમાં વેપારીઓની ચોકસાઈ માન ઉપજાવે એવી હતી, ને હજી પણ છે. આમ હોવાથી કાઠિયાવાડના વહાણવટાને સોરઠી પ્રાણના ઘડતરમાં પંચરત્નોમાં ગૌરવવન્તું સ્થાન પ્રાપ્ત થયું હતું. તેરમી સદીની એક હાથપ્રતમાં લખ્યું છે કે—

> તીર્થાનિ તટિનીતોયં, તરુણ્યસ્તારલોચનાઃ
> તારુણ્યં તોયધેર્લક્ષ્મીઃ સૌરાષ્ટ્રે રત્નપંચકમ.

એટલે કે—

> તીર્થો ને નદીનાં પાણી, નારીઓ તારલોચની
> જુવાની, સિન્ધુની લક્ષ્મી, સોરઠી પંચરત્ન છે.

આ જ કારણને લીધે મુસલમાન રાજકર્તાઓએ પણ કાઠિયાવાડનાં વખાણ કર્યા છે. મિરાતે સિકંદરી કહે છે કે માળવા ને ખાનદેશની સરખામણીમાં સોરઠને પસંદ કરવાનું કારણ એટલું જ છે કે સોરઠનાં બંદરો જે જાહોજલાલી બક્ષી શકે છે એ પ્રમાણે કરી શકવાનું અભિમાન પેલા બે દેશોથી લઈ શકાતું નથી.

વેપારીઓના હાથપગસમા વહાણખેડુને વિષે જેટલું કહીએ એટલું ઓછું છે. આ કિનારા પર હિંદુ અને મુસલમાન બંને વહાણખેડનો ધંધો કરે છે. આ લોકોની સચાઈ, સાદાઈ, વફાદારી ને ઈશ્વર-પરાયણતા કહેવત સમાન થઈ પડેલ છે કે, 'એને ભરોસે તો વહાણ ચાલે છે'. આ લોકો કેવળ ઈશ્વર-પ્રેરિત પરંપરાગત્ પ્રેરણાથી સાતે સાગરોને બાથે કરવાની તાકાત ધરાવે છે. ગઈ લડાઈ વખતે જ બનેલી ભરાન નાખવાની મશહૂર બિના 'કુમાર' ને પાને ચડી ચૂકી છે. આ લોકોની શિસ્તપાલનની વૃત્તિ કોઈને પણ ટપી જાય એવી છે. ભરદરિયે જીવને જોખમે કામ કરવા ટાણે પણ કહેવાની વાટ કોઈ જુએ જ નહિ છતાં આ લોકોને કમાણી આગબોટના લાસ્કર ખલાસીઓને મુકાબલે સાવ મામૂલી જેવી હોય છે. આખા વર્ષમાં એક ખલાસીને સરેરાશ કમાણી સોથી દોઢસો રૂપિયા માંડ થાય છે!

વહાણ બાંધવાનો ઉદ્યોગ પણ હિંદમાં ઘણો જૂનો છે. પણ સાંપ્રતકાળમાં બીજા ઉદ્યોગોની જેમ એને પણ 'વધારે પ્રમાણિક માણસ'ને મારગ કરી દેવો પડ્યો છે કાઠિયાવાડમાં ઠેઠ છેલ્લા મહાયુદ્ધના આસમાની સુલતાનીના વખતે દરેક બંદરે પોતપોતાનાં

વહાણો બનાવી લીધાં હતાં, એમ કહી શકાય.' હજી પણ માંડવી, પોરબંદર, જોડિયા વગેરે સ્થળે વહાણો બંધાયા જ કરે છે. કહે છે કે નેલ્સનનું પ્રખ્યાત 'વિકટરી' વહાણ ગુજરાતી કારીગરોએ બાંધ્યું હતું. મુંબઈનાં વહાણો પંદર વર્ષ વપરાયા છતાં અંગ્રેજી નૌકાસૈન્ય માટે સારાં ગણાતાં. અંગ્રેજી ઓકનાં વહાણો કરતાં આપણાં સાગનાં વહાણો ટકવામાં ચારથી પાંચ-ગણાં મજબૂત હતાં અને છતાં કિંમતમાં ચારગણાં સસ્તાં પડતાં !

આ ઉદ્યોગને લીધે આપણી ભાષામાં વહાણને લગતા દરેક પ્રકારના શબ્દો મોજૂદ છે. આ શબ્દોનો સંગ્રહ એવડો મોટો છે કે હાલના યુરોપી શબ્દકોશની હરીફાઈમાં ખસૂસ સારી ટક્કર ઝીલી શકે. કેટલાક શબ્દો તો એવા છે કે એની વ્યુત્પત્તિ જ આપમેળે આપણી વહાણખેડની પ્રાચીનતા સિદ્ધ કરી આપે છે.

આવા વિસ્તૃત વહાણવટાના પ્રમાણમાં વહાણોના જુદા જુદા પ્રકાર હોય એ સ્વાભાવિક છે. આ વહાણો બગલો, ભૂમ, બતેલો, ઢંગી, કોટિયો વગેરે નામોથી પ્રખ્યાત છે, અને જુદા જુદા આશય પ્રમાણે એમના ઘાટ વગેરેમાં વિશેષતાવાળાં હોય છે. ચાલની ઝડપ, માલની જગ્યા, ઊંડાં–છીછરાં પાણી, વેપારી લાભ, એડકજીકકની સગવડ તથા પાણી, વેળ ને પવન પ્રમાણેની પોતાની ભૂગોળની પરિસ્થિતિને અનુકૂળ પડે એની રીતે એમની બાંધણીમાં વિવિધતા લાવવામાં આવેલી હોય છે.

આ પ્રમાણેની કાઠિયાવાડની રિદ્ધિસિદ્ધિની ચાવી-સમા દરિયાઈ વ્યવસાયની વાત ઑલ ઇન્ડિયા રેડિયો-ના સૌજન્યથી આપે સાંભળી. હવે 'અચ્યુતં કેશવમ્' પહેલાં કાઠિયાવાડના પ્રાણસમાં રાજાપ્રજાને વિનંતિ કરવાની કે નવા જમાનાને અનુસરીને યોગ્ય જણાય એ પ્રમાણે આપણું વહાણવટું ફરીને ખીલે એવા પ્રબળ પ્રયત્નો કરી જૂના સિતારાના મોળા પડેલા વહેનને વાળી લઈ, ગઈ જાહોજલાલી ફરી પ્રાપ્ત કરવા ભેટ બાંધી તૈયાર થઈ જાય. અસ્તુ.

મુંબઈ આકાશવાણીનાં સુજ્ઞ શ્રોતાજનો, આ વિષયને લગતી વિગતવાર હકીકત અન્ય સ્થળે અપાઈ છે એટલે અત્યારે તો આટલેથી જ કાઠિયાવાડના વહાણવટાની ગૌરવવંતી ગોષ્ઠિ પૂરી થાય છે.*

* તા. ૨૩ : ૧૨ : '૪૦ના રોજ મુંબઈથી આકાશગોષ્ઠિ. ઑલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી.

☆

# હૂંડિયામણ સોળ પેન્સ શા માટે?

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

### એક ભયંકર લૂંટ

હિંદમાંથી ભૂતકાળમાં પરદેશીઓ તો ઘણા ઘણા પ્રકારની લૂંટો કરી ગયા છે પણ એ બધી લૂંટો એવી હતી કે ગમે તેટલી મોટી હોય છતાં હિંદને તેની અસર ન થાય, અથવા થોડા જ વખતમાં તેની ખોટ પુરાઈ જાય, પણ બ્રિટને જે પ્રકારની લૂંટ આદરી છે તે, લૂંટ જેવી ન દેખાતી છતાં, એવી મોટી અને ભયંકર લૂંટ છે કે તે ભરપાઈ થવી જ મુશ્કેલ. એ લૂંટનો પ્રવાહ રાતદિન, પ્રત્યેક ક્ષણે, અવિરતપણે ચાલુ જ રહે છે. અંગ્રેજોના પગારો ઇ. ની લૂંટ તો ખરી પણ એ કરતાં એક બીજી વધુ ભયંકર લૂંટ છે, અને તે છે હૂંડિયામણ દ્વારા લૂંટ. હિંદી રૂપિયા-ને પૌંડની સાથે જોડી રાખીને અને ૧૮ પેન્સનો

રૂપિયો ઠગાવીને આ લૂટ જાહેરસબાબ કરી છે આ ૧૮ પેન્સના રૂપિયાની યોજના થાય તે માટે એક-એક હિંદી પત્રે અનેક લેખો લખ્યા છે પણ પાકા ગુદરથી ચોડેલી બહાના લેખ જેવી એ બાબત ઉખેડી શકાઈ નથી

હૂંડિયામણની અટોવૂટી સમજવી ઘણી અઘરી હોય છે આ તો વિશેષ છે પણ અહી આપણે એને સરળ રીતે સમજી લઈશું

## હિંદનુ ચલણ

હિંદમાં અગાઉ જુદા જુદા પ્રદેશોમાં જુદા જુદા પ્રકારનાં ચલણ હતાં ત્યારે યાંત્રિક ટંકશાળો નહોતી સોનીઓ સિક્કા બનાવતા અને ઉપર છાપ લાગતી ચલણ ક્યાંક રૂપાનું તો ક્યાંક સોનાનું હતું કાગળની નોટોનું ચલણ તો ક્યાય હોવાનું જાણ્યુ નથી મહમદ તઘલખ નામના બાદશાહે ચામડાના નાણાં ચલાવ્યા હતાં ગરીબ લોકો માટે કોડીઓનું ચલણ હતુ ત્રાંબા નાણાનું ચલણ પણ ચાલતુ હતુ ગામડાઓમાં વસ્તુઓની અદલાબદલીથી કામ નિભાવવામા આવતુ હતુ મોગલોના સમયમાં સોનાની અશરફી ચાંદીના રૂપિયા એવુ ચલણ સો દરતાં વધુ વ્યાપક હતુ પણ સુવ્યવસ્થિત નહોતુ એક જ ચલણ દાખલ કરવાનો વિચાર અંગ્રેજ સરકારને પ્રથમ સને ૧૮૦૬માં સૂઝયો હતો વિલિયમ ચોથાના સમયમાં ચાંદીના રૂપિયા ચલણમ લેવાયા પરંતુ ત્યારે હજી આખો દેશ એક તંત્ર નીચે આવ્યો નહોતો બીજી પણ ઘણી મુશ્કેલીઓ હતી ધીમે ધીમે સર્વ મુશ્કેલીઓ દૂર કરીને સને ૧૮૬૫મા એ ચલણ સ્થિર થયુ ને રૂપિયાનુ ચલણ ચાલ્યુ રૂપિયો એ ચાંદીનો સિક્કો છે એની કાયદેસરની કિંમત એક રૂપિયો છે પણ તેમા ચાંદી એક રૂપિયાની નથી હોતી છતાં એ રૂપિયાના ભાવે ચાલે છે તેનુ કારણ હિંદી સરકારની અને ઇંગ્લાંડની સરકાર મોંઘી રકમ ચાંદી ખરીદી મુંબઈ-કલકત્તાની ટંકશાળોમાં રૂપિયા પડાવે છે લગભગ પોણા મે અબજ રૂપિયા ચલણમાં છે

## જગતના ચલણોની અવ્યવસ્થા

જગતનુ સામ્રાજ્ય પાંચ છ મહારાજ્યોએ વહેંચી લીધુ છે પરંતુ એમની વચ્ચે પરસ્પર વેરઝેર ઘણાં ઊંડા અને વ્યાપક છે આથી ચલણની જાદુગીરી દ્વારા એક બીજાના વેપારને નુકસાન પહોંચાડવામાં વ્યવસ્થિત રીતે દરેક દેશના અર્થશાસ્ત્રીઓ મહાન પ્રયત્નો કરે છે એક વખત જર્મનીમાં એક પૌંડના લાખો રૂબલો વેચાયા હતા અને ૧૯૨૩મા એક પૌંડના દસ લાખ માર્ક (સામાન્ય રીતે માર્કનો ભાવ ૪ રૂપિયાથી ૧ રૂપિયાનો એક એ રીતે ગણો છે) વેચાયા હતા ચલણની આ મારામારીમાં બ્રિટનને ફરજિયાત સોનાનું ચલણ છોડવુ પડ્યુ હતુ સોનાનુ ચલણ ટકાવી રાખવાની જીદને વશ થઈ ફ્રાંસે કરોડો ફ્રાન્કની નુકસાની સહી હતી ચલણની આ જ જાદુગીરીથી જાપાને ચેનના હૂંડિયામણમા મોટો લાભ મેળવ્યો હતો આ ચલણની મારામારીમા સૌથી ધનાઢ્ય દેશ અમેરિકાને સોનાનું ચલણ છોડી દેવુ પડ્યુ આ જ ચલણની મારામારીમાંથી અનેક દેશને માલની અછત છતાં બીજા અનેક દેશોમાં કોઈ ઘરાક ને અભાવે કરોડોની કિંમતના માલનો નાશ કરવો પડ્યો હતો અત્યારે પ્રત્યક્ષ રીતે આપણે વિમાનો અને બોંબનુ યુદ્ધ જોઈએ છીએ પણ ખરી રીતે તો બે યુદ્ધ ચાલે છે બીજુ યુદ્ધ ચાલે છે તે છે હૂંડિયામણનુ-દેશ દેશ વચ્ચેના ચલણનુ

## સોના અને ચાંદીનો અભાવ

હમણા સોનાનુ ચલણ જગતમાથી લગભગ અસ્ત થયુ છે (સોનાનુ ચલણ એટલે શું? એ માટે સોના વિષે 'ઊર્મિ'મા થોડા મહિના પહેલા જ એક લેખ આવી ગયો છે) સોનાની બહુ મોટી માગ સૌ દેશોમાં ઊભી છે હિંદને કમનસીબે આપણી સરકારે લગભગ ત્રણ અબજ રૂપિયાનુ સોનુ છેલ્લા પંદર વર્ષમા આ દેશમાંથી નિકાસ કર્યું છે સર્વ દેશોમાં એ નાની ખાનગી નિકાસ બંધ છે સોનુ માત્ર સરકારી જરૂરિયાતો માટે જ વપરાય છે પરંતુ હિંદની સરકારી નાણાં નીતિ સર્વ દેશો માટે આ વિષયમા બ્રિટનના સ્વાર્થને અનુકૂળ વર્તન છે આખા જગતની ચાંદીનો ½ ભાગ અમેરિકામા જમા થયેલો છે ચાંદીનુ ચલણ પણ જગતમા ઓછુ થતુ જાય છે કારણનુ ઝડપથી વધતુ જાય છે આ યુદ્ધ (૧૯૩૯)

પહેલાં જર્મની, ઇટલી, જાપાન વગેરે દેશોનું કાગળિયાની નોટોનું ચલણ જગતમાં સ્વીકારાતું નહોતું કારણ કે તેમની દેશ–પરદેશમાં આંટ નહોતી. સને ૧૯૪૦માં યુરોપના લગભગ બધા દેશોને વિજેતા જર્મનીના કાગળિયા–નોટોનું ચલણ ફરજિયાત પોતાને ત્યાં ચાલુ કરવું પડયું છે. યુદ્ધ ચાલતું હોવાથી બધાં ચલણોમાં અવ્યવસ્થા આવી ગઈ છે.

## હિંદને પોતાના હૂંડિયામણની જરૂર

શરૂઆતમાં અંગ્રેજો હિંદમાંથી કપાસ વગેરે ખરીદી ઇંગ્લેંડમાં તેનું કાપડ બનાવી તે હિંદ મોકલતા. પોતાની જ સ્ટીમરો, પોતાની જ રેલવે, પોતાના જ દેશનાં કારખાનાં અને મજૂરો–આ સૌને તે આ રીતે ખટાવતા. આવો તો અનેક જાતનો કાચો માલ હિંદમાંથી લઈ જઈ તેને રૂપકડું સ્વરૂપ આપી હિંદમાં મોકલતા અને હિંદને બેકાર રાખી પોતાના દેશના ઉદ્યોગો ખીલવતા ને હિંદનું નાણું ઘસડયે જતા. સો વરસ સુધી આમ અખંડિત રીતે ચાલ્યું. ત્યાર પછી હિંદમાં સ્વદેશીની ભાવના જાગી અને હિંદમાં મિલો, કારખાનાં, યંત્રો અને હાથ–ઉદ્યોગો વધ્યાં. હવે હિંદમાં કાપડ, લોખંડ, સિમેંટ, કાગળ વગેરેનો માલ તૈયાર થાય છે ને પરદેશની એ આયાત ઘટી છે. પણ આમ થયું એટલે અંગ્રેજોએ રેડિયો, મોટર ઇત્યાદિ વસ્તુઓ ઘાલી અને પોતાની આમદાનીનો માર્ગ ચાલુ રાખ્યો.

આજે હિંદમાંથી દર વરસે ૧૭૫ કરોડથી ૧૯૦ કરોડનો કાચો માલ નિકાસ થાય છે અને પરદેશથી હિંદમાં ૧૬૦ થી ૧૭૦ કરોડ રૂપિયાનો માલ આયાત થાય છે. આ સિવાય અહીંના અંગ્રેજ અમલદારોના પગારો, અંગ્રેજ વેપારીઓના મોટા નફા એ બધું વિલાયત રાખવામાં આવે છે. અહીંથી એ બધું રૂપિયાની ગણતરીએ જાય છે અને ઇંગ્લેંડમાં તે પૌંડ–શિલિંગ–પેન્સમાં ફેરવાઈ જાય છે. એક રૂપિયો આપવાનો હોય તો ૧૮ પેન્સ લેખે તે ચૂકવાય. એક દેશનું નાણું બીજા દેશના નાણામાં ફેરવાય તે હૂંડિયામણ અથવા અદલાબદલી (Exchange) કહેવાય. હિંદનો વેપાર તો ઘણા દેશો સાથે છે, પણ તે બધાનો હિસાબ ઈંગ્લેંડના નાણા (પૌંડ–શિલિંગ–પેન્સ) માં ફેરવીને થાય છે, એટલે કે, એક રૂપિયાનો માલ આજના ઠરાવેલા ભાવે ૧૮ પેન્સે લેવાય–દેવાય. હિંદના બધા વ્યાપારનું મધ્યબિંદુ ઈંગ્લેંડનું પાટનગર લંડન છે. હિંદ પરદેશો ખાતે ચોખા, ઘઉં, ચામડાં, તેલીબિયાં, શણ, ચા, લોઢું અને બીજાં ઘણાં કાચાં દ્રવ્યો મોટા પ્રમાણમાં ચડાવે છે. બદલામાં હિંદ પરદેશથી તેલ, પેટ્રોલ, યંત્રકામો, ફરનીચર, કાચનો સામાન, ચામડાનો સામાન, લોઢાનો સામાન, યંત્રના ભાગો, વીજળીનો સામાન, મોટરકારો, સ્ટીમરો, લોંચો, રેલવેનો સામાન, રેડિયો, તારનો સામાન અનેક વસ્તુઓ મંગાવે છે. આ આયાત અને નિકાસ ગમે તે દેશ સાથેની હોય તોપણ તેનાં નાણાં લંડનની બેંક મારફત વટાવાય છે. લંડનનું બજાર આખા જગતની આંટ બાંધતું મહાન બજાર છે. બધા દેશોની હૂંડીઓ ત્યાં ભેગી થઈ એક બીજા દેશોનું આર્થિક કેન્દ્ર તે બને છે, પણ દરેક દેશને તો પોતાના દેશનું ચલણ પોતાના હાથમાં હોય છે એટલે તે પોતાને અનુકૂળ ભાવો પોતાના નાણાના ગોઠવે, જ્યારે હિંદને એ બાબતમાં સ્વતંત્રતા નથી એટલે તેને ગમે તેવા લાભ–નુકસાનમાં પણ ઇંગ્લેંડના નાણા–ભાવને વળગી રહેવું પડે. દેશાવરોની આંટ અને ચાંદીના ભાવોની વધઘટની હૂંડિયામણના ભાવો ઉપર મોટી અસર થાય છે. હિંદ અમેરિકા અથવા જર્મની માલ ચડાવે પણ હૂંડીઓ લંડનની જ કરવી પડે. બીજો કોઈ દેશ હિંદ માલ ચડાવે તો તે માલની કિંમત પ્રથમ લંડનમાં વસૂલ થાય. રૂપિયા તો હિંદની અંદર જ ચાલે, બહાર દેશાવરો માટેનું એનું ચલણ પૌંડ–શિલિંગનું જ છે. હૂંડિયામણમાં થતા વારંવારના ફેરફારોથી વેપાર ઉપર મોટી અસર થાય છે. આ દેશો પોતાના હૂંડિયામણને પોતાના નિકાસ–વેપારની અનુકૂળતા પ્રમાણે ગોઠવવા ઉપાયો કરી લે છે. બ્રિટન, અમેરિકા, ફ્રાંસ વગેરે દેશો પોતાના હૂંડિયામણના ભાવો પોતાના નિકાસ–વેપારને અનુકૂળ બનાવવા માટે કરોડોનાં ભંડોળ જુદાં રાખે છે. 'હૂંડિયામણને અનુકૂળ રાખનાર ફંડ' એવું એનું નામ છે. હિંદ આ માટે પરાધીન છે.

### હૂંડિયામણ અને વેપારનો ગાઢ સબંધ

હૂંડિયામણ ચલણ વેપાર અને ઉદ્યોગો દેશની આર્થિક સ્થિતિના આ ચાર સદ્ધર પાયા છે પોતાના ચલણના સિક્કાનો ભાવ ઓછો હોય તો દેશનો નિકાસ વેપાર સુધરે છે મોંઘુ ચલણ હોય તો પરદેશનો માલ દેશમા ઘૂસી જવામા ફાવે છે. એટલે દરેક દેશ પોતાનો માલ બીજા દેશમા પેસી શકે માટે પોતાનું નાણું મોંઘુ થતું અટકાવે છે દાખલા તરીકે આયાત વધે એવી ઇચ્છા હોય તો પોતાનુ નાણું મોંઘુ રાખવુ પાલવે, જેમકે, જ્યારે હિંદમાથી પુષ્કળ કપાસ ખરીદવાનો હોય તો જાપાન યેનને મોંઘો કરી દે, પણ જો તેને આયાત ન કરવી હોય પણ હિંદમા પોતાનું કાપડ, રમકડા ઈ વસ્તુઓ નિકાસ કરવી હોય તો તેણે તે માલ હિંદના લોકોને સસ્તો લાગે માટે યેનનો ભાવ સસ્તો રાખવો જોઈએ એક પૌંડની એક ચીજ બ્રિટન અમેરિકા મોકલે, જો તેનુ નાણું સસ્તું હોય તો તેને અમેરિકામા ૧ પૌંડના ૪ ડૉલર મળે પણ જો ચલણ મોંઘુ હોય તો તેને ૧ પૌંડના ૩ કે ૩॥ ડૉલર મળે બ્રિટનના વેપારીને એટલી ખોટ જાય આજની વેપારની રચના એવી છે કે નિકાસ-વેપાર વધે તેમ સમૃદ્ધિ વધે નિકાસ-વેપાર વધતાં દેશના ઉદ્યોગો વધે

### હિંદનુ હૂંડિયામણ

હિંદુઓમા લગ્નની ગાંઠ જેટલી મજબૂત છે તેટલી જ મજબૂત ગાંઠ હિંદી રૂપિયા અને ઇંગ્લિશ પૌંડના લગ્નની છે આ લગ્ન હિંદી રૂપિયાની ઇચ્છા વિરુદ્ધ બળજબરીથી થયુ છે અગાઉ હિંદમાથી સાડા ત્રણ અબજ રૂપિયાનો માલ પરદેશ નિકાસ થતો હતો પરદેશથી આયાત પણ તેટલો જ થતો હતો હમણા એ વેપાર અર્ધો-પોણા બે અબજ અર્ધો કરતાં થોડો વધારે-થઈ ગયો છે આ આયાત અને નિકાસ વચ્ચે કિંમતનો તફાવત રહે તો હૂંડિયામણ ઉપર મોટી અસર થાય. આયાત વધે તો ચલણ મોંઘુ થાય નિકાસ વધે તો ચલણ સોંઘુ થાય આયાત અને નિકાસ વચ્ચેના ભેદના સમાધાન અર્થે હિંદી સરકારે આ હૂંડિયામણના ભાવને સ્થિર કરી દીધેલ છે ચાંદીનો ભાવ ઘટ્યા તેથી દુનિયાના બજારોમા રૂપિયાની કિંમત ઓછી થઈ ગઈ સોળ પેન્સનો રૂપિયો હિંદમા ઘણા વર્ષો સુધી રહ્યો હતો ૧૯૧૪ પછી લડાઈના વરસો દરમિયાન ચાંદીનો ભાવ વધ્યો હતો ત્યારે હિંદી સરકારે કાયદામા ફેરફાર કરીને એક રૂપિયાના સોળ પેન્સને બદલે ચોવીસ પેન્સ કર્યા ફરી ચાંદીનો ભાવ ઘટતાં સને ૧૯૨૭મા અઢાર પેન્સ ભાવ કાયદેસર ઠરાવ્યો સોનાચાંદીના ભાવો વચ્ચે અંતર વધતાં દુનિયાના હૂંડિયામણના ભાવોમા મોટા ફેરફારો થાય છે

### હિંદી સરકારનો વિલાયત સાથે સબંધ

હિંદી સરકારે દર વરસે મોટી રકમ નાણું વિલાયત મોકલવા પડે છે તેમા ૯ કરોડ રૂપિયા સૈન્યના પેન્શનના, ૯ કરોડ સિવિલ અમલદારોના પેન્શનના, સૈન્ય માટે ખરીદાતી મોટી રકમ વસ્તુઓની કિંમતના, ૯ કરોડ પૌંડની લોનોના વ્યાજના, ઇન્ડિયા ઑફિસ, જે લંડનમા છે તેના ખર્ચના, એવા એવા કારણોસર દર વર્ષે ૩૨ થી ૪૦ કરોડ રૂપિયા ઇંગ્લેંડ જાય છે ઉપરાંત હિંદમાંથી બ્રિટિશ ઉદ્યોગમા મળતા મોટા નફાના કરોડો રૂપિયા પણ મોકલવાના હોય છે આથી ઇંગ્લેંડમા જે હિંદી વજીર રહે છે તેને હસ્તક હિંદના મોટી રકમ નાણું રાખવામા આવે છે હિંદી વજીર પોતાની પાસેથી હિંદ ઉપર જરૂરિયાત પ્રમાણે હૂંડીઓ લખે છે તે હૂંડીઓના નાણા વિલાયતમાં અત્યારે એક રૂપિયાના ૧૮ પેન્સ લેખે પૌંડમાં લઈને હિંદમા રૂપિયા ચુકાવે છે જો રૂપિયાના સોળ પેન્સ ગણાતા હોત તો એટલા ઓછા પૌંડ લેવાત એટલે દેખીતું છે કે હિંદી સરકારનો આ હૂંડિયામણમા મોટો હિસ્સો છે પોતાની હૂંડીઓ વધારી ઘટાડીને હિંદી સરકાર રૂપિયાનો ભાવ અઢાર પેન્સ સ્થિર રાખે છે વિશાળ સાધનોનો ઉપયોગ કરી હૂંડિયામણની વધઘટ પોતાના અંકુશમા રાખે છે

### રૂપિયાનો ઇતિહાસ

સને ૧૮૯૩ પહેલાં ચાંદીના ધોરણ ઉપર

ચલણની વ્યવસ્થા હતી. પરંતુ ચાંદીના ભાવોમાં થતા વારંવારના ફેરફારોથી સોનાના ચલણવાળા દેશોની સાથેના સંબંધને નિભાવી રાખવા હર્સેલ કમિટીએ કરેલી ભલામણો મુજબ ટંકશાળોમાં છૂટથી રૂપિયા પાડવાનું બંધ કરવામાં આવ્યું. આ પગલાથી રૂપિયાની સ્થિતિ સુધરી ગઈ. સને ૧૮૯૮-માં રૂપિયાની કિંમત સોળ પેન્સ સુધી થઈ ગઈ. ત્યારે હિંદી ચલણના સવાલની ફરી તપાસ માટે ફાઉલર કમિટીની નિમણૂક થઈ. એ કમિટીએ નીચે મુજબ ભલામણો કરી :

(૧) છૂટથી રૂપિયા પાડવાનું ટંકશાળમાં બંધ રાખવાનું ચાલુ રાખવાને સૂચવ્યું.

(૨) રૂપિયાનો સંબંધ સોનાના ચલણવાળા દેશો સાથે હોવાથી તેની કિંમત સોનામાં આંકવા જણાવ્યું.

(૩) સોનામહોરને કાયદેસરના ચલણ તરીકે સ્વીકારવા સૂચવ્યું.

(૪) રૂપિયાની કિંમત સોળ પેન્સ અને સોના-મહોરની કિંમત ૧૫ રૂપિયા ઠરાવવા સૂચવ્યું.

(૫) હિંદમાં રૂપિયાનું ચલણ ચાલુ, પરંતુ રૂપિયાના બદલામાં હિંદી સરકાર સોનું ચૂકવવા બંધાયેલી નહિ તેમ સૂચવ્યું.

(૬) રૂપિયાના સિક્કામાં થતા નફાનાં નાણાંનું સોનું લઈ લંડનમાં અનામત રાખવું અને તેનો ઉપયોગ હૂંડિયામણ ટકાવવા માટે કરવાનું સૂચવ્યું.

આ સૂચના અનુસાર મુંબઈ ટંકશાળમાં સોનાના સિક્કા, સોનામહોરો પાડવાની વ્યવસ્થા કરવાની ગોઠવણ થઈ. પરંતુ અંગ્રેજ નાણાખાતાએ એમાં વાંધો લીધો, તેથી હિંદમાં એ સિક્કા પાડવાનું બંધ રહ્યું. ઉપલી ભલામણો મુજબ સોનાનું ચલણ સ્થાપી શકાયું નહિ. આ સંબંધી ચોખવટ કરવા માટે હિંદી સરકારે હિંદી વજીર સાથે લાંબા સમય સુધી લાંબો પત્રવ્યવહાર કર્યો, પરિણામે ૧૯૧૪માં સર ઑસ્ટીન ચેમ્બરલેનના પ્રમુખપદે એક કમિશન નિમાયું. ચેમ્બરલેન-કમિશનની ભલામણો નીચે મુજબ હતી:

(૧) હિંદના આંતરિક વહીવટમાં સોનાનું ચલણ ફાયદાકારક નથી.

(૨) હિંદની અંદર રૂપિયા અને નોટોનું ચલણ રાખવું.

(૩) પ્રજા તરફથી જો માગણી થાય તો જ ટંકશાળ સ્થાપી સોનાના સિક્કા પાડવા.

(૪) સોનું લઈને બાંધેલ ભાવે બદલામાં રૂપિયા આપવા.

(૫) નોટોના ફેલાવાના પ્રમાણમાં સોના અને મહોરોનો જથ્થો અનામત રાખવો.

આ પ્રમાણે સોનાના સિક્કાને ચલણમાં રાખ-વાની ભલામણ થઈ નહિ. ત્યાં તો ૧૯૧૪માં મહાયુદ્ધ ફાટી નીકળ્યું અને વેપાર અને અર્થ-શાસ્ત્રની બધી ગણતરીઓ અવ્યવસ્થિત થઈ ગઈ. ઇંગ્લેંડની સરકાર મોટી રકમ કાચો માલ હિંદમાંથી લેવા માંડી, આથી કમિશને કરેલી એકે ય ભલામણ અમલમાં ન આવી શકી.

યુદ્ધ દરમિયાન ચાંદીના ભાવ ખૂબ વધી ગયા. હિંદમાં રૂપિયાની માગ ખૂબ વધી પડી. હિંદી સરકાર પાસે ચાંદીનો જથ્થો ઘણો ઘટી ગયો. લૉર્ડ રીડીંગને અમેરિકા ખાસ મોકલીને ત્યાંથી ચાંદીનો મોટો જથ્થો ખરીદવામાં આવ્યો. રૂપિયામાં ચાંદીની કિંમત રૂપિયા-ની કિંમત કરતાં વધી ગઈ એટલે લોકો રૂપિયા ગાળીને ચાંદી કાઢી લઈને ચાંદી વેચવા લાગ્યા. પંદર વરસ સુધી રૂપિયો સોળ પેન્સની ધરી ઉપર ફરતો હતો ત્યાંથી ઊછળીને ઊંચે જવા લાગ્યો. સ્થિરતા ચાલી ગઈ. હિંદથી કાચો માલ ખૂબ પરદેશ જતો હતો પણ પાકો માલ યુદ્ધને લીધે બહુ આવી શકતો નહોતો, આથી રૂપિયાની સમતુલા રહી નહિ. રૂપિયો મોંઘો થવા લાગ્યો. એક રૂપિયો ૧૬માંથી ૨૮ પેન્સ-નો થઈ ગયો. મુંબઈની ટંકશાળમાં સરકારે સોના-મહોરો પાડવી શરૂ કરી.

યુદ્ધ પૂરું થયું કે તરત સને ૧૯૧૯માં મહા-યુદ્ધનાં પરિણામોથી ચલણ ઉપર થયેલી અસર તપા-સવા માટે સરકારે બેબિંગ્ટન સ્મિથ કમિટી નીમી. આવી કમિટીમાં નામ ખાતર એક હિંદી સભ્ય રખાતો,

બાકી મોટે ભાગે અંગ્રેજ સભ્યો જ નિમાતા આ કમિટીની ભલામણો નીચે મુજબ થઈ

(૧) સોનાના સિક્કા પાડવા માટે મુંબઈમા ફરી ટંકશાળ ખોલવી

(૨) સોનું લઈને રૂપાનાણું આપવાની સગવડ કરવી

(૩) રૂપિયાનુ હૂંડિયામણ ૨૪ પેન્સ (બે શિલિંગ) રાખવુ

આવડુ ઊંચુ હૂંડિયામણ રાખવા માટે કમિટીના હિંદી સભ્ય દાદીબા દનાલે સખ્ત વાંધો ઉઠાવ્યો એમણે જુદી જુદી બાબતો લઈને આવડા ઊંચા હૂંડિયામણથી હિંદના મોટા નુકસાનની આગાહી ગણી આપી પરંતુ સરકારે એમની વાત ઉપર લક્ષ ન આપતા કમિટીની બધી ભલામણો સ્વીકારી

આવા ઊંચા હૂંડિયામણથી ખરેખર હિંદી પ્રજાને અને હિંદી સરકારને મોટુ નુકસાન થયુ હિંદી સરકારે પોતાની એ ભૂલ કબૂલ પણ કરી છે સંયોગો બદલાતા ચાંદીના ભાવ ઘટ્યા અને ઊંચા હૂંડિયામણથી નિકાસ-વેપાર પણ તે સાથે ઘટ્યો અને આયાત-વેપાર વધ્યો દેશના આર્થિક લાભોને મોટુ નુકસાન થયુ સર માલ્કમ હેલીએ ઊંચા હૂંડિયામણથી થતા મોટા નુકસાનો નજરે જોયા છતા ઇંગ્લંડને ખાતર બે શિલિંગનું હૂંડિયામણ જારી રાખ્યુ હિંદી સરકારને પણ એથી નુકસાન થયુ હિંદના સબંધમા જીવતી માખી ગળવા જેવી આ ભૂલ હતી

હિંદના ગરીબ ખેડૂતને આ કૃત્રિમ ઊંચા હૂંડિયામણથી પારાવાર નુકસાન કેમ થયુ તે જોઈએ પરદેશ કાચો માલ જતો તેની નિકાસ ઘટી એટલે દેશમા માલની બહુ ખપત ન રહેતાં માલની કિંમત બગડી ગઈ માલના ભાવ અનહદ ઓછા ઊપજ્યા એ વરસની હિંદની કુલ નિકાસ ૩૬૦ કરોડ રૂપિયા ગણતા પરદેશના વેપારીએ એ હિંદને એની કુલ કિંમતના ૩૪ કરોડ પૌંડ આપવા જોઈએ પરંતુ હૂંડિયામણ કૃત્રિમ રીતે બે શિલિંગના રૂપિયાનુ રાખવાથી માત્ર ૨૪ કરોડ પૌંડ મળ્યા હતા આમ હિંદના ખેડૂતને ખુલી રીતે ૧૨૦ કરોડ રૂપિયા ઓછા મળ્યા સોળ પેન્સનો હૂંડિયામણનો ભાવ હોય તો એક પૌંડના માલના ૧૫ રૂપિયા હિંદી ખેડૂતને મળે તેને બદલે ચોવીસ પેન્સનો ભાવ હોય તો એક પૌંડના માલના ૧૦ જ રૂપિયા મળે એ કોઈ પણ માણસ સમજી શકે તેવુ છે એટલે ૧૮ પેન્સનો એક રૂપિયો એ ભાવ છે એટલે ૧ પૌંડના માલના લગભગ સાડાતેર રૂપિયા આપણા ખેડૂતને મળે છે પણ જો ૧૬ પેન્સનો એક રૂપિયો એમ હોય તો એ જ એક પૌંડના માલના તેને ૧૫ રૂપિયા મળે ૧૮ પેન્સના રૂપિયાની આજની સ્થિતિમા પણ ૧ પૌંડના માલે દોઢ રૂપિયા જેટલુ નુકસાન આમ હિંદી ખેડૂતને ભોગવવુ પડે છે જ્યારે અંગ્રેજ વેપારી અંગ્રેજ પગારદાર એ લોકોને તો સોળ પેન્સના હૂંડિયામણમા પંદર રૂપિયાના પગાર લેખે એક પાઉંડ મળે તેને બદલે તો આજના અઢાર પેન્સના હૂંડિયામણથી સાડાતેર રૂપિયાનો એક પૌંડ મળે એટલે એને રા૦ રૂપિયાનો વધારો મળે હવે ૨૪ પેન્સના હૂંડિયામણ વખતની સ્થિતિ કપી લો તે વખતે જેમ હિંદી ખેડૂતને ખૂબ નુકસાન થયુ તેમ અંગ્રેજ વેપારીઓ અને અંગ્રેજ પગારદારોને ખૂબ ફાયદો થયો હતો આ પછી ૧૯૨૬મા હૂંડિયામણ ૧૮ પેન્સનુ થયુ તેની હકીકત આગળ આવશે

## રીવર્સ કાઉન્સિલ બિલો

હિંદે પોતાનો કાચો માલ મોટે ભાગે પરદેશ જ મોકલવો પડે તેવી તેની આજની પરિસ્થિતિ હોવાથી તેનો નિકાસ-વેપાર આયાત વેપાર કરતા વધારે છે આથી પરદેશમાંથી અહીં નાણા વધારે આવે રોકડ નાણાને બદલે લડનમા બેઠેલો હિંદી વજીર તે પૌંડના ભાવમા અથવા સોનામા લઈને તેને બદલે હૂંડીઓ હિંદી સરકાર ઉપર મોકલી આપે છે હૂંડીઓના રૂપિયા એ બેંકોની હિંદી શાખાઓને હિંદી સરકાર અહીં ચૂકવી આપે છે આ હૂંડીઓ કાઉન્સિલ બિલો કહેવાય છે પરંતુ દુકાળ કે એવા કારણોને લીધે હિંદમા કાચો માલ પૂરતા પ્રમાણમા ન થયો હોય ત્યારે નિકાસ વેપાર ઘટી જાય આથી વધારાનો અવેજ હિંદમા મોકલવાની જરૂર પડતી નથી પણ આયાતની માલની કિંમત પરદેશને ચૂકવવાની હોય

છે. આ વખતે હિંદી સરકાર વધારાના અવેજને બદલે હિંદી વજીર ઉપર સામી હૂંડીઓ મોકલે છે, આને કહેવાય છે રીવર્સ કાઉન્સિલ બિલ. રીવર્સ કાઉન્સિલ બિલનાં નાણાં હિંદી વજીર વિલાયતમાં હિંદના પહેલા સોનામાં ચૂકવે છે. આવી ઊલટી હૂંડીઓ અત્યંત વિપરીત સંજોગોમાં જ, ક્વચિત જ, લખાય છે.

### ઊલટી હૂંડીઓથી હિંદને થતું નુકસાન

હિંદી સરકારના ખજાનચી સર માલ્કમ હેલીએ બે શિલિંગના રૂપિયાના હૂંડિયામણને ટકાવી રાખવા ભગીરથ પ્રયત્નો કર્યા. બધા વેપારના સંજોગો ઊલટા ચાલ્યા. ચાંદીના ભાવો ઘટતા ગયા છતાં એમણે ઊંચા હૂંડિયામણને ટકાવવા હિંદી સરકારનાં બધાં સાધનો વાપરીને પણ પોતાની જીદ પૂરી કરી. લેજિસ્લેટિવ એસેમ્બ્લીએ આ નીતિ સામે સખ્ત વિરોધ કર્યો, પરંતુ તે ઉપર કંઈ જ લક્ષ ન અપાયું. સને ૧૯૨૦ માં બે શિલિંગના હૂંડિયામણને ચોક્કસ કરવામાં આવ્યું. સને ૧૯૨૧માં ચાંદીના ભાવો ઘટતાં અને આમદાની-વેપાર વધી જતાં હૂંડી ઘટીને ૧૫ પેન્સ જેટલી નીચે ગઈ. સરકારે નીચે જતી હૂંડીને રોકવા માટે રીવર્સ કાઉન્સિલ બિલો વેચવા માંડયાં. બે શિલિંગના ભાવે ખરીદેલી હૂંડીઓનાં નાણાં વિલાયતમાં હિંદી વજીરને સોનાના સિક્કામાં મળ્યાં, પરંતુ તે નાણાં પાછાં હિંદમાં ચૂકવી આપતી વખતે માત્ર ૧૫ પેન્સનો ભાવ હતો. આમ જાણીબૂજીને હિંદી સરકારે ૩૫ કરોડ રૂપિયાની ખોટ ખાધી. હિંદી મત અને હક્કને ઠોકરે મારી બ્રિટિશ હક્કોનું રક્ષણ કરવાની નીતિનાં આવાં અનેક પરિણામો હિંદને ભોગવવાં પડ્યાં છે, ને જ્યાં સુધી એ પરતંત્ર છે ત્યાં સુધી ભોગવવાં પડશે. અંગ્રેજ અધિકારીઓ ખોટા નાડાને પકડી રાખીને ખોટી વડાઈમાં રહી હિંદને નુકસાનમાં ઉતારે છે. બે શિલિંગ આપી ખરીદેલી વસ્તુનો સવા શિલિંગ ઊપજે છે એ જોવા છતાં 'અમારી નીતિ ખરી છે' એવું કહેનાર હિંદના અમલદાર-વર્ગ સિવાય બીજો કોઈ ભાગ્યે જ હશે.

### ૧૯૨૦ પછી હૂંડિયામણની સ્થિતિ

બે શિલિંગના હૂંડિયામણનો ભાવ નક્કી કર્યા પછી હૂંડીના ભાવો તરતમાં જ ઘટીને ૧૫ પેન્સ થઈ ગયા, જો કે અંગ્રેજ અમલદારોના પગારો તો લાંબા સમય સુધી બે શિલિંગના રૂપિયા લેખે જ વિલાયતમાં જમા થતા. ૩૫ કરોડ રૂપિયાની ખોટ ખાધા છતાં ય બે શિલિંગનો ભાવ ન ટકાવી શકાયો ત્યારે હિંદી સરકારના હાથ હેઠા પડ્યા. હવે સરકારે હતાશ થઈને હૂંડીને પોતાના કુદરતી માર્ગે જવા દીધી ને પોતે વચ્ચે પડવાનું મૂકી દીધું. બેબિંગ્ટન સ્મિથની ભલામણો અભરાઈ ઉપર ચડી ગઈ. સને ૧૯૨૩ના જાન્યુઆરીમાં હૂંડિયામણમાં ફરી સહેજ ચમકારો આવ્યો ને ૧૬ પેન્સનો રૂપિયો ટકી રહ્યો. હિંદી સરકારના ટેકા અને સહકારથી ૧૯૨૪ના ઑક્ટોબરથી એ ભાવ ૧૮ પેન્સનો થયો, માર્ચ ૧૯૨૬ સુધી એમાં બહુ ફેરફાર ન થયો. સરકાર તરફથી બજેટમાં બે શિલિંગના આધારે હિસાબ થતો હતો પરંતુ એ બજારભાવનાં તો સ્વપ્નાં જ રહ્યાં હતાં.

### હિલ્ટન યંગ કમિશન

હિંદના લાભ માટે હિંદી રાજદ્વારીઓ સોનાનું ધોરણ અને ચલણ માગી રહ્યા હતા પરંતુ સરકારે એ માગણીને અવગણ્યા જ કરી છે. એસેમ્બ્લીમાં આ વિષયે ખૂબ ચર્ચા થઈ છે, વર્તમાનપત્રોમાં પણ ખૂબ ઊહાપોહ થયો છે, છતાં સરકારે બહેરા બનવામાં જ પોતાનો લાભ જોયો છે. છેવટે યુરોપિયન વેપારી મંડળોએ આવી નિષ્ક્રિયતા માટે ટીકા કરી અને પગલાં લેવા સૂચવ્યું ત્યારે સરકારે એક નવું કમિશન નીમ્યું. આ હિલ્ટન યંગ કમિશનમાં માત્ર એક જ હિંદી સભ્ય સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ હતા. પ્રજાએ આ કમિશનના બંધારણ સામે સખ્ત ટીકા કરી પરંતુ સરકારે તો પોતાની હમેશની ચાલે જ ચાલ્યા કર્યું. હિંદી પ્રજામતને સાંભળવાનું એને પસંદ ક્યાં છે?

આ કમિશનનો રિપોર્ટ પ્રજાએ ધાર્યું હતું તે પ્રમાણે બ્રિટિશ હિતો જાળવનાર જ બન્યો. સર પુરુષોત્તમદાસે વિરુદ્ધ મતની તપસીલ જાહેર કરી. આ કમિશને હમણાં ચાલતા ૧૮ પેન્સના હૂંડિયા-

મણને જ યોગ્ય ઠરાવ્યુ સર પુરૂષોત્તમદાસની દલીલ હતી કે હિંદમાં લાંબા સમય સુધી ૧૬ પેન્સનો ભાવ રહ્યો છે તે જ કુદરતી છે, એ છોડીને ૧૮ પેન્સનો ભાવ રાખવાથી ખેડૂતોને દેખીતી રીતે ૧૨ાા ટકાની ખોટ ખમવી પડશે. આ ભાવથી ૧૬ પેન્સના માલને બદલે તેણે ૧૮ પેન્સનો માલ આપવો પડશે ને તેને મળશે તો રૂપિયાનો રૂપિયાનો જ. હિંદી ખેડૂતો ઉપર ૮૦૦ કરોડ રૂપિયાનું દેવું છે તે ૧૬ પેન્સના ભાવના સમયે લેવાયું હતું ને તેને હવે તે ૧૮ પેન્સ લેખે ચૂકવવું પડશે. આમ ૧૨ાા ટકાના વધારાના બોજાનો ચોખ્ખો માર છે.

## સોનાનું ધોરણ

કમિશને સોનાનું ધોરણ અખત્યાર કરવાની ફાઉલર કમિટીની ભલામણ મુજબની નીતિ ગ્રહણ કરવા ભલામણ કરી. આ નવી જાતનું ધોરણ છે. એ સોનાને બદલે હૂંડિયામણની મુનસફી મુજબના ભાવો આપવાનું કહે છે સોનાને હૂંડિયામણ સાથે સાંકળવામાં આવ્યું સોનું ખરીદવાની હદ ઓછામાં ઓછી ૪૦૦ ઔંસ રાખવામાં આવી છે. નોટાને અહીંના ચલણમાં ફેરવવાની વિરુદ્ધનો મત કમિશને આપેલ છે. હિંદની માગણી એ હતી કે પરદેશોમાં ચલણ સોનાનું છે જ્યારે હિંદમાં રૂપાનું છે. રૂપાના ભાવમાં ખૂબ વધઘટ થતી હોવાથી વારંવાર દેશને મોટું આર્થિક નુકસાન સહન કરવું પડે છે, આથી સોનાનું ચલણ જ રાખવું જોઈએ. પરંતુ સરકારે ભય બતાવ્યો કે હિંદના લોકો સોનું જમીનમાં દાટી દેશે તેથી સોનાની અછત થઈ જશે. આમ તેણે સોનાનું ચલણ સ્વીકાર્યું નહિ. જો કે ખરી હકીકત એ છે કે હિંદી સરકાર ઉપર ઇંગ્લિશ મૂડીદારોની જબરી લાગવગ હોવાથી હિંદી સરકાર એ મૂડીદારોના લાભાર્થે સોનાનું ચલણ રાખી શકી નથી.

## ૧૮ પેન્સ અને હિંદી બજારો

પણ હિંદની દશા શી ! સર પુરૂષોત્તમદાસની આગાહી સાચી પડી છે. આ કૃત્રિમ હૂંડિયામણને પરિણામે આજે હિંદમાં જ્યાં જુઓ ત્યાં ગરીબી અને બેકારી વધતી ગઈ છે, મજૂરવર્ગ અશાંત બન્યો છે, બજારમાં નાણાંભીડ છે, એક રૂપિયાના ૧૬ પેન્સને બદલે ૧૮ પેન્સ થતાં રૂપિયો મોંઘો થયો એટલે નિકાસ-વેપાર ઘટયો છે. પરદેશી માલને ૧૨ાા ટકા અમસ્થા જ વધારે મળી જાય છે. ખુદ ટ્રેડ કમિશ્નર મિ. એન્સાફે કહ્યું હતું કે ૧૮ પેન્સનો રૂપિયો પરદેશોમાં આયાત કરનારાઓ માટે લાભદાયક છે, પરદેશોને પોતાના ૧૬ પેન્સના માલના અહીં ૧૮ પેન્સ ઊપજે છે, હિંદના અમલદારોનાં રાક્ષસી પગારો, ભથ્થાં, પેન્શનો, લશ્કરી ખર્ચનાં નાણાં, અંગ્રેજી પેઢીઓના નફા, બેંકો, વીમા કંપનીઓ, વિલાયતમાં હિંદ માટે કાઢેલી લોનો વગેરે બધાંમાં રૂપિયે બે પેન્સનો ચડાવો થઈ જઈ ને કુલ મળી ૧૦૦ કરોડ જેટલા રૂપિયા વિલાયત જાય છે. એ મોટી રકમને પહોંચી વળવા માટે દર વર્ષે એવડી જ રકમનો હિંદને આવક કરતાં નિકાસમાં વધારો કરવાની આવશ્યકતા છે.

## હિંદી રાજદ્વારી મંડળોની માંગણી

એસેમ્બ્લીમાં અને ફેડરેશન ઓફ ઇન્ડિયન મરચન્ટસ ચેમ્બરમાં દર વર્ષે આ સામે પોકાર ઉઠાવવામાં આવતો રહ્યો હતો, પરંતુ બ્રિટિશ લાભોને ધ્યાનમાં રાખીને હિંદી નાણાંમંત્રીએ એમાં કંઈ જ ફેરફાર કરવાની મક્કમ ના પાડી છે. કોઈ નિષ્પક્ષપાત કમિટી નીમી આ ઊંચા હૂંડિયામણથી મોટા વ્યવસ્થિત ઉદ્યોગો, નાના ઉદ્યોગો, મજૂરવર્ગ, મધ્યમવર્ગ ગૃહઉદ્યોગો, નાણાંબજાર, ખેડૂતો, બેકારો અને સરકારના બજેટ ઉપર શી અસર થઈ છે તે તપાસવાની માગણીઓ વારંવાર થઈ છે, પણ હિંદી નાણાંમંત્રીએ એને ઉડાવી દીધી છે. ઊલટું એમણે તો કહ્યું છે કે સરકાર પોતાના દરેક સાધનનો ઉપયોગ કરી હૂંડિયામણને ઊંચું જ રાખશે, કારણ કે એમાં હિંદી પ્રજાને લાભ છે.

## ૧૯૩૧ના સપ્ટેંબરમાં

સને ૧૯૩૧ના સપ્ટેંબર માસમાં બ્રિટનને પોતાને ત્યાંનું સોનાનું ધોરણ છોડવું પડયું. એ વખતે બ્રિટન અને હિંદમાં બધી બેંકાને ફરજિયાત ત્રણ દિવસ બંધ રાખવી પડી હતી. આ વખતે રૂપિયાને પાઉંડથી છૂટો કરવામાં આવશે અને ફેરફાર કરાશે એવી મોટી

આશા પ્રગટ થઈ હતી. હિંદી ખજાનચીએ પણ એવી કાંઈક વલણ રાખી હતી, પરંતુ લંડનનાં દબાણ અને હુકમ આગળ કંઈ ચાલ્યું નહિ. જે હતું તે જ ચાલતું રહ્યું.

### રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં

૧૯૩૧માં રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં મહાત્માજીએ આ સવાલ ફરી ઉઠાવ્યો. ખૂબ ચર્ચા થઈ. હિંદી વેપારીઓ, રાજદ્વારીઓ અને અર્થશાસ્ત્રીઓએ સતત અને ભારે સમજૂતીપૂર્વકનાં નિવેદનો આ વિષય ઉપર બહાર પાડયે રાખ્યાં, પરંતુ પરિણામમાં શૂન્ય જ. આજ સુધી તે વિષે પુષ્કળ કહેવાયું ને લખાયું છે, છતાં સરકાર કશું જ ધ્યાનમાં નથી લેતી. સૌ આટલું કહે છે છતાં સરકાર કેમ ગણકારતી નથી?

આજે મહાયુદ્ધ ચાલે છે એટલે આ ચર્ચા વિરમી છે. હમણાં આયાત–નિકાસ અવ્યવસ્થિત થઈ ગઈ છે. પ્રતિકૂળતાઓથી ભરેલા નવા સંજોગો ઉપસ્થિત થયા છે, ચારે તરફ યુદ્ધ માટેનાં સાધનોએ વેપારનાં સાધનોનું સ્થાન લીધું છે, આ સમયે એની ચર્ચા બંધ રહે તે યોગ્ય જ છે. યુદ્ધ પછી વેપારની નવી સ્થિતિ પછી નવી વિચારણા થઈ શકશે.



# ગાંધીજીના એપેન્ડિસાઈટિસનું ઓપરેશન

શ્રી રમણલાલ એન્જિનિયર

[ ગતાંકથી ચાલુ ]

હવે આપણે એપેન્ડિસાઈટિસનો પ્રશ્ન લઈએ.

એપેન્ડિસાઈટિસ એટલે નાનું આંતરડું અને મોટું આંતરડું જ્યાં એક બીજાને મળે છે ત્યાં આગળ આવેલા એપેન્ડિક્સ નામના અવયવનો સોજો. આઈટિસ એ ગ્રીક શબ્દ છે. એનો અર્થ 'સોજો' એવો થાય છે. સોજો શરીરમાં ગમે ત્યાં આવે પણ એનું કારણ તો એક જ છે; વિજાતીય દ્રવ્ય. પણ દવાવાદીઓ શરીરનાં જુદાં જુદાં સ્થાનોએ આવેલા સોજાઓને જુદે જુદે નામે ઓળખે છે, અને એ દરેક સોજાનું કારણ જુદું જુદું હશે એમ કલ્પી લઈ એને માટે જુદી જુદી સારવારો યોજે છે. હોજરીના સોજા માટે એક સારવાર, પિત્તાશયના સોજા માટે બીજી, મગજમાં સોજો હોય તો ત્રીજી, એપેન્ડિક્સમાં સોજો હોય તો ચોથી અને કોઠામાં વળી પાંચમી સારવાર આપ્યા કરે છે.

દવાવાદી દાક્તરોના મત પ્રમાણે એપેન્ડિસાઈટિસનું ચોક્કસ કારણ હજી પકડાયું નથી. એપેન્ડિક્સમાં આવેલા સોજાને તેઓ અત્યંત ભયંકર માને છે, અને તેઓ માની લે છે કે આ સોજામાંથી પાક થશે, પરુ ભરેલી ગાંઠ ( abscess ) થશે, એ ગાંઠ ફાટશે, ચોતરફ પરુ ફેલાશે, દરદીને પેરીટોનાઈટીસ થશે અને એ અવશ્ય મરી જશે.

આ પ્રકારના ભયભીત અને ભ્રમિત માનસને લઈને તેઓ દરદીને અને એનાં સગાંવહાલાંને ધાકધમકીથી ગભરાવી મૂકે છે અને પોતાના આસુરી ઉપાયોને તાબે થવાની ફરજ પાડે છે.

એક બાજુ જેમ તેઓ એપેન્ડિસાઈટિસનું સાચું કારણ જાણતા નથી, તેમ બીજી બાજુ તેઓ એપેન્ડિક્સનું સાચું કાર્ય પણ જાણતા નથી. ડાર્વિનના વિકાસવાદનો આશ્રય લઈને તેઓ એમ સમજાવે છે કે એપેન્ડિક્સ એ એક " અવશેષ "

અવયવ છે. આ અવયવ તદ્દન નકામો અને પ્રયોજન વિનાનો છે. માનવી માછલામાંથી માણસ થયો એ એને પરિણામે એના દેહમાં એના વિકાસક્રમની મહાયાત્રાના સ્મૃતિરૂપ જે અનેક નિરૂપયોગી અવયવો છે તેમાંનો એપેન્ડિક્સ એ એક અવયવ છે.

આ અવયવનું વાજબી કાર્ય વારંવાર સોજો ઉત્પન્ન કરવાનું, દરદીને હેરાન-પરેશાન કરવાનું અને સર્જનને શ્રીમંત કરવાનું છે. એટલા માટે જેમ આંખમાંથી કણું કાઢવામાં વિલંબ ન કરવો જોઈએ તેજ રીતે આ વિજાતીય અવયવને પહેલામાં પહેલી તકે દફાદ કરવો જોઈએ.

યુરોપ-અમેરિકામાં અનેક નામાંકિત સર્જનો પૂર્ણ ગંભીરતાથી દલીલ કરે છે કે આજે જેમ રાજ્ય બધાં બાળકોને બળિયાની રસી ફરજિયાત મૂકે છે એ જ રીતે રાજ્ય તરફથી બધાં બાળકોને ભવિષ્યમાં રોગોથી બચાવવા માટે નાનપણમાં જ એમના કાકડા, એડીનોઈડ્ઝ (નાકના મમા), પિત્તાશય અને એપેન્ડિક્સ કાપી કાઢવાં જોઈએ, તેમ જ છોકરાઓની નાનપણમાં સુન્નત થવી જોઈએ.

જો એલોપથીના હાથમાં પૂરેપૂરી સત્તા આવે તો તેઓ તેમ કરે એ બાબતમાં સંશય રાખવાનું સહજ માત્ર કારણ નથી. ઈટલીમાં ઘણા મોટા પાયા ઉપર કાકડાનાં ઑપરેશનો કરીને આ પ્રકારના કાકડા-મતવાદી એમણે પોતાની લાકડી માન્યતા અમલમાં મૂકી છે.

જેટલું અંધેર આ રોગનાં સ્વરૂપ, કારણ અને નિવારણની બાબતમાં છે, એના કરતાં પણ વિશેષ અંધેર એના રોગનિદાનની બાબતમાં છે. નામાંકિત સર્જનોના અહેવાલો મુજબ, જે દરદીઓ ઉપર એપેન્ડિસાઈટિસ માટે ઑપરેશન કરવામાં આવે છે એમાંથી માત્ર ૧૦%થી ૧૫% દરદીઓને ખરેખર આ દર્દ હોય છે. બાકીના ૮૫% કમનસીબ દરદીઓ ખોટા રોગનિદાનનો ભોગ થઈ પડ્યા હોય છે.

જર્મનીના વિખ્યાત સિવિલ સર્જન ડૉ. ચૌધરીના મત મુજબ એપેન્ડિસાઈટિસનાં નિદાનોમાં ૭૫% ઉપરાંત નિદાનો તદ્દન ખોટાંખોટાં હોય છે.

દરદીનું પેટ ચીર્યા બાદ સર્જનને ખબર પડે છે કે દરદી પેટના બીજા જ કોઈ ભાગના રોગથી પીડાઈ રહ્યો છે!! આવે વખતે સર્જન દરદીને બતાવવા માટે એનું નીરોગી એપેન્ડિક્સ કાપી કાઢે છે! બીચારો અજ્ઞાન દરદી એવા ભ્રમમાં હોય છે કે એનું રોગી એપેન્ડિક્સ કપાઈ ગયું છે અને હવે એ કાયમ નીરોગી રહી શકશે. પણ ઘણા દાખલામાં તો એ પથારી છોડે છે, અને વળી પાછો એનો દુખાવો શરૂ થાય છે. ફરી પાછો એ દાક્તરોને ત્યાં દોડે છે, અને દવાદારૂના ભયંકર ચક્કરની ચૂડમાં એ ફરી પાછો ફસાય છે.

## નિસર્ગોપચારનું દૃષ્ટિબિંદુ

હવે એપેન્ડિસાઈટિસના વિષયમાં આપણે નિસર્ગોપચારનું દૃષ્ટિબિંદુ તપાસીએ.

સૌથી પહેલાં એપેન્ડિક્સ એ નિરૂપયોગી અવયવ છે એમ માનવા માટે દવાદારૂઓ પાસે શો આધાર છે? હજારો વર્ષો થયાં દાક્તરો અને સર્જનો એકમતે કહેતા હતા કે માણસના શરીરમાં આવેલી નાની નાની રસગ્રંથિઓ તદ્દન નિરૂપયોગી છે, અને કેવળ નકામી જગા રોકે છે વીસમી સદીમાં શરીરશાસ્ત્રની અદ્ભુત પ્રગતિને લઈને આ ગ્રંથિઓના કાર્ય ઉપર પુષ્કળ પ્રકાશ પડ્યો છે, અને એમને લગતું રસગ્રંથિશાસ્ત્ર (Endocrinology) એ નામનું સ્વતંત્ર શાસ્ત્ર રચાયું છે, અને એને લગતા હજારો ગ્રંથો છેલ્લાં ચાળીસ વર્ષમાં બહાર પડ્યા છે આજે એના એ ધંધાના અગ્રેસરો કબૂલ કરે છે કે માણસના શરીરમાં સૌથી મહત્ત્વના જો કોઈ અવયવો હોય તો તે આ રસગ્રંથિઓ છે! માણસનાં આરોગ્ય, રોગો, સ્વભાવ, ટેવો, સંસ્કાર, ચારિત્ર, ગુના કરવાની વૃત્તિ, જાતીય જીવન, માનસિક વિકાસ ઇ. ઉપર આ રસગ્રંથિઓનો અજબ પ્રભાવ છે. પ્રો॰ આઇન્સ્ટાઇન જેવા વિશ્વવિખ્યાત વૈજ્ઞાનિક પણ કહે છે કે "આપણું ભાવિ આપણી રસગ્રંથિઓ ઉપર અવલંબે છે!"

જરા વિચાર કરો! ૪૦ વર્ષ જેટલા ટૂંકા સમયમાં કેટલું પ્રચંડ પરિવર્તન! જે ક્રાંતિકારી ગ્રંથિઓને

૧૯મી સદીના શરીરશાસ્ત્રીઓ તદ્દન નિરુપયોગી માનતા તેજ અંતઃસ્રાવી ગ્રંથિઓને ૨૦ મી સદીના શરીરશાસ્ત્રીઓ સૌથી વિશેષ ઉપયોગી, રહસ્યભરેલી અને અનિવાર્ય માને છે.

"એપેન્ડિક્સ નિરુપયોગી છે" એમ કહેવાને બદલે એમણે એમ કહેવું જોઈએ કે "શરીરતંત્રમાં એપેન્ડિક્સ શું ભાગ ભજવે છે એ કહી શકવાને અમે સમર્થ નથી. આ વિષય પરત્વે અમે હજી પણ અંધારામાં છીએ."

વિશ્વની યોજનામાં કશું જ નિષ્પ્રયોજન નથી. માનવી કે જે કુદરતની ઊંચામાં ઊંચી કૃતિ છે એને શું કુદરતે એવો બેડોળ બનાવ્યો છે કે જેને સરખો કરવા માટે સર્જનના ધાલમેલની જરૂર પડે?

માનવદેહમાં એક નિરુપયોગી અવયવ નથી. સૌ અવયવોને પોતપોતાનું નિશ્ચિત કાર્ય છે. મનુષ્યશરીરના આપણા મર્યાદિત જ્ઞાનને લઈને કેટલાક અવયવોનું થોડુંઘણું કાર્ય આપણે સમજી શકીએ છીએ, જ્યારે બીજા અવયવોનું કાર્ય આપણે બિલકુલ સમજી શકતા નથી. પણ એટલા માટે આપણા અજ્ઞાનને લઈને એમને નિરુપયોગી તરીકે ઠોકી બેસાડાય નહિ,

## નિસર્ગોપચારના વૈજ્ઞાનિકોનું સંશોધન

એપેન્ડિક્સના કાર્ય ઉપર સંશોધન ચલાવવાથી નિસર્ગોપચારના વૈજ્ઞાનિકો નીચેના નિર્ણયો ઉપર આવ્યા છેઃ

**(૧) એપેન્ડિક્સ "અવશેષ" અવયવ નથી.**

પ્રાણીશાસ્ત્રના (Biology) તુલનાત્મક અભ્યાસ ઉપરથી એ માલમ પડે છે કે, સસ્તન્ય માંસાહારી પ્રાણીઓની અંદર એપેન્ડિક્સ અત્યંત નાનું હોય છે. ઘાસાહારી પ્રાણીઓની અંદર આ અવયવ વધારે સુવિકસિત હોય છે. ફળાહારી વાંદરાઓમાં એનો એથી પણ વધુ વિકાસ થયો હોય છે. જ્યારે આ અવયવનો સૌથી વધુ વિકાસ માનવજાતમાં થયેલો માલમ પડે છે.

આ રીતે આખું પ્રાણીશાસ્ત્ર દવાવાદના વાહિયાત સિદ્ધાંતની વિરુદ્ધમાં જાય છે. પ્રાણીસૃષ્ટિના વિકાસક્રમની અંદર આ અવયવ પૂછડાની પેઠે ધીમે ધીમે નાનો અને ક્ષીણ થવાને બદલે વધુ સંપૂર્ણ રીતે વિકાસ પામ્યો છે, જે હકીકત સ્પષ્ટ રીતે પુરવાર કરે છે કે આ અવયવને પોતાનું ચોક્કસ મિશન છે, અને અજ્ઞાન સર્જનો અને સ્પેશ્યાલિસ્ટોની છરીનો એને ભોગ બનવા દેવો ન જોઈએ.

**(૨) એપેન્ડિક્સ પોતાનો સ્વતંત્ર રસ તૈયાર કરે છે.**

જેમ કલેજું "પિત્ત"ને નામે ઓળખાતો અલ્કલ પાચકરસ તૈયાર કરે છે તે જ રીતે એપેન્ડિક્સ "એપેન્ડિક્સ રસ" (Appendix juice) નામનો એક સ્વતંત્ર રસ ઉત્પન્ન કરે છે.

આ રસ ત્રણ કાર્યો કરે છેઃ

(अ) એ ખોરાક પચાવવામાં મદદરૂપ થાય છે.

(ब) એ કોઠાને સ્નિગ્ધ રાખે છે.

(क) એ કબજિયાત અટકાવે છે.

આ ઉપરાંત આ રસનાં બીજાં પણ કાર્યો હશે. પણ આ તો દેખીતાં કાર્યો છે. સામાન્ય રીતે એપેન્ડિસાઈટિસ કબજિયાતમાંથી થાય છે. અને એનું ઓપરેશન કરાવ્યા પછી તો એના રસને અભાવે કબજિયાત વધુ હઠીલી થાય છે. એપેન્ડિસાઈટિસનું જેમણે ઓપરેશન કરાવ્યું હોય છે તેવા લોકોમાંથી મોટા ભાગના લોકો હરહમેશ હઠીલી કબજિયાતથી પીડાતા હોય છે, અને એપેન્ડિક્સના રસની ખોટ પૂરવા માટે એમને કાયમ પેરેફીન લીધા કરવું પડે છે.

**(૩) એપેન્ડિક્સ કોઠાના કાર્યને મદદરૂપ છે.**

મનુષ્ય એકલું જ એવું પ્રાણી છે કે જે ટટાર ચાલે છે. ચોપગાં જાનવરોને મલોત્સર્ગ માટે ગુરુત્વાકર્ષણની સામે કામ કરવાનું હોતું નથી. જનાવરોનાં શરીર આડાં હોવાથી કોઠામાંથી મળને ઉપર જવાનું નથી હોતું પણ આગળ જવાનું હોય છે. એટલા માટે ગુરુત્વાકર્ષણના વિરોધ માટે એમને કોઈ વિશેષ પ્રકારની શરીરરચનાની જરૂર રહેતી નથી. પણ

કરતાં સ્ત્રીઓની સંખ્યા તુર્કીમાં વધારે છે. મુખ્ય શહેર કૉન્સ્ટેન્ટીનોપલની વસ્તી ૬૯૦૮૫૭ની, એશિયા માઈનોરની રાજ્યધાની સ્મર્નાની વસ્તી ૧૬૮૯૨૪ની અને તુર્કીની હમણાંની રાજ્યધાની અંકારાની ૭૪૫૫૨ની છે. બીજાં ૧૫ શહેરોની વસ્તી ૭૫ હજાર અને ૨૫ હજારની વચ્ચે છે. તુર્કીમાં ૨૩૦૬ જર્મન, ૧૬૫૨ આલ્બેનિયન, ૩૪૧૩ અંગ્રેજો, ૧૪૩૫ ઑસ્ટ્રિયનો, ૨૫૮ બેલ્જિયન, ૩૪૫૦ ફ્રેન્ચ, ૨૬૪૩૦ ગ્રીક, ૧૫૩૦ હંગેરિયનો, ૧૧૫૭૩ ઈટાલિયનો, ૬૧૩ પોલ, ૬૨૦૬ રૂમાનિયન, ૩૮૮૩ અર્બિયન વસે છે. વસ્તીનો મોટો ભાગ મુસ્લિમ છે, તેમાં મોટે ભાગે તુર્કો છે. તુર્કીમાં લઘુમતીનો પ્રશ્ન નથી.

## ધર્મ

તુર્કી ખૂબ ઉદાર મુસ્લિમ રાજ્ય છે. બીજા ધર્મો તરફ ત્યાં ભારે સહિષ્ણુતા બતાવવામાં આવે છે. કુલ ૧૩૨૦૯૬૦૬ મુસ્લિમો, ૩૯૫૧૧ રોમન કૅથલિકો, ૬૬૫૮ પ્રૉટેસ્ટંટો, ૧૦૯૯૦૫ જૂના માર્ગના ખ્રિસ્તીઓ, ૭૭૪૩૩ આર્મીનિયનો, ૨૪૩૦૭ બીજા ખ્રિસ્તીઓ અને ૮૧૨૩૨ યહૂદીઓ છે. દસ લાખ ગ્રીકો તુર્કીમાં વસતા હતા પણ ૧૯૨૨માં કમાલપાશાએ ગ્રીસમાં વસતા મુસ્લિમો સાથે તેમની અદલાબદલી કરી હતી. આથી લઘુમતીનો એક મોટો પ્રશ્ન ઉકેલાયો હતો. તુર્કીમાં ધાર્મિક સ્વતંત્રતા છે. રાજ્યે કોઈ ધર્મનો સ્વીકાર કર્યો નથી. મસ્જિદોમાં કુરાન પણ તુર્ક ભાષામાં વંચાય છે.

## શિક્ષણ

સુલતાનોના સમયમાં વસ્તીના માત્ર પાંચ ટકા જ માણસો લખવું-વાંચવું જાણતા હતા. પરંતુ કમાલપાશાએ બાળકોને માટે ફરજિયાત કેળવણી દાખલ કરી. મુલ્લાંઓની શાળાઓને બંધ કરીને તેને સ્થાને રાજ્યની શાળાઓ શરૂ કરવામાં આવી. અરબ્બી ભાષાનું શિક્ષણ બંધ કરીને તેને સ્થળે તુર્કી ભાષા ચલાવી. વસ્તુઓનાં અને મનુષ્યોનાં નામ પણ તુર્ક પાડવાનું ફરમાન છૂટયું. અરબ્બી લીપી બંધ કરી, તેને સ્થાને રોમન અક્ષરો ચાલુ કર્યા. અરબ્બી આંકડાઓ અને વજનોને બદલે મેટ્રિક પદ્ધતિનાં આંકડા અને વજન દાખલ કર્યાં. આજે તુર્કી શિક્ષણ પાછળ ૩ કરોડ તુર્ક-પાઉન્ડ ખર્ચે છે. ૧૯૩૨માં શાળાઓની જે સંખ્યા હતી તેના કરતાં આજે તે દોઢી છે.

## તુર્કીના લોકો

હજારો વર્ષોથી આ લોકો યુદ્ધો કરતા આવ્યા છે. યુરોપમાં શ્રેષ્ઠ લડવૈયા તરીકે એમની ગણતરી છે. સુલતાનોના સમયમાં લોકો ખૂબ ઝનૂની, વહેમી અને અંધશ્રદ્ધાળુ હતા, પરંતુ કમાલપાશાએ વસ્તુસ્થિતિમાં મોટું પરિવર્તન આણ્યું છે. તુર્કો ખેતી કરી ગુજરાન ચલાવે છે. એકેએક ખેડૂત સરસ લડવૈયો છે. વેપાર-ઉદ્યોગ ઉપર તેનું ધ્યાન ભૂતકાળમાં ન હતું, હવે કમાલની આજ્ઞાથી તેનો વિકાસ થયો છે. લોકોમાં જ્ઞાનનો ઉદય થયો છે. સ્ત્રીઓ તદ્દન ઓઝલમાં રહેતી હતી, કમાલે તેમને સંપૂર્ણ સ્વતંત્રતા આપી ઓઝલનો સંપૂર્ણ નાશ કર્યો છે. હવે સ્ત્રીઓ સરકારી નોકરીઓમાં, વેપારમાં, હુન્નર-ઉદ્યોગમાં અને વિમાનીઓ તરીકે જોડાઈ છે. તેઓ પરપુરુષ સાથે નાચી શકે છે. યુરોપિયન પોશાક પહેરે છે. પુરુષો પણ યુરોપિયન પોશાક પહેરે છે. ધર્મગુરુઓના ત્રાસમાંથી પ્રજા છૂટી છે. કુરાનની આજ્ઞા પ્રમાણે હવે ન્યાય તોળાતો નથી, પણ યુરોપિયન ધોરણે સિવિલ અને ક્રિમિનલ કાયદા ઘડવામાં આવ્યા છે.

## અર્થકારણ

૧૯૩૪-૩૫માં તુર્કીની કુલ પેદાશ ૧૮॥ કરોડ તુર્કી-પાઉન્ડની હતી, ખર્ચ પણ તેટલું જ હતું. મુખ્ય પેદાશ જમીનની મહેસૂલ, ઇન્કમ ટૅકસ, નફાનો કર, જકાતો, વેચાણકર, જાનવરોનો કર અને મોનોપોલીઓમાંથી થાય છે. દેશની ગરીબાઈ જોતાં કરનું પ્રમાણ તુર્કીમાં ઘણું વધારે છે. જૂના કરજ પેટે તુર્કીને મોટી રકમનું વ્યાજ આપવું પડે છે. સૈન્ય ઉપર પણ તે ઠીક ઠીક ખર્ચ કરે છે, તો યે શિક્ષણ અને લોકકલ્યાણનાં કાર્યોમાં તેણે બેદરકારી નથી બતાવી. આ મહાયુદ્ધને માટે તેણે જર્મની અને ઈંગ્લેંડ પાસેથી મોટી રકમનું કરજ કર્યું છે. ઈંગ્લેંડ

માણસ ટટાર ચાલતો થવાથી એની શારીરિક સ્થિતિમાં રૂપાંતર થયું, એનાં આંતરડાંને એક નવું કાર્ય કરવાની જરૂર પડી અને એટલા માટે એક નવા અવયવનો એનામાં વિકાસ થયો. આ મત ડૉ૦ ગિબ્સન અને બીજા કેટલાક સંશોધકોનો છે.

(૪) એપેન્ડિક્સનું અસ્તિત્વ શરીરનું અધઃ-પતન અટકાવે છે. બીજા અનેક સંશોધકોના મત મુજબ એપેન્ડિક્સ અને એનો રસ માણસને અકાળે વૃદ્ધ થતો અટકાવે છે. મોટા ભાગના વૈદકના અભ્યાસીઓ એ સારી રીતે જાણે છે કે શરીરની અંતઃસ્રાવી ગ્રંથિઓનાં જોમ, જોશ અને વિશુદ્ધિ ઉપર સ્ત્રીપુરુષના યૌવનનો ઘણો આધાર છે, એ જ રીતે એપેન્ડિક્સના રસનો જુવાની જાળવવામાં અને વૃદ્ધા-વસ્થા અટકાવવામાં જે ફાળો છે તે આપણને વિચિત્ર કે અસંભવિત લાગવાનું કોઈ કારણ નથી.

આ ઉપરાંત આ અદ્ભુત અવયવ અને એનો રસ શરીરમાં અનેક રીતે ઉપયોગી હશે જેની ઉપર વિજ્ઞાન ભવિષ્યમાં વધુ પ્રકાશ પાડશે. અત્યારે તો આપણે માટે એટલું જાણી લેવું બસ છે કે એપેન્ડિક્સ એ ઉપયોગી અવયવ છે અને શરીરના સ્વાસ્થ્ય માટે એમનું સંરક્ષણ અતિશય આવશ્યક છે.

[ ચાલુ ]



# યુરોપનું એક જ મુસલમાની રાજ્ય-તુર્કી

શ્રી. ' તર્જન '

એક વખત તુર્કસ્તાનનું મહાન સામ્રાજ્ય હતું. આજે તો એ સામ્રાજ્યના ખંડેર જેવું તુર્કસ્તાનનું એક નાનું રાજ્ય યુરોપમાં રહ્યું છે. રૂમાનિયા, યુગોસ્લાવિયા, બલ્ગેરિયા ને ગ્રીસ છેક ગઈ સદી સુધી તુર્કસ્તાનના સામ્રાજ્યમાં આવેલાં હતાં, પરંતુ તેની આસપાસ મહાન ખ્રિસ્તી શક્તિઓ વીંટળાઈ રહી હતી. રશિયા, ફ્રાન્સ, ઇંગ્લેંડ, જર્મની, ઑસ્ટ્રિયા હંગેરી વગેરેએ તુર્કીને પોતાના દેશના વિભાગો ખ્રિસ્તી રાજ્યોને સોંપવાની ફરજ પાડી. એશિયામાં પણ સીરિયા, પેલેસ્ટાઈન, ઈરાક, ટ્રાન્સ-જોર્ડાનિયા અને અરબસ્તાન સુધી તુર્કીનું સામ્રાજ્ય ફેલાયેલું હતું. ૧૯૧૪-૧૮ના યુદ્ધમાં તુર્કી જર્મનીના ભેરુ તરીકે પરાજય પામ્યું એટલે એ સર્વે દેશો સ્વતંત્ર રાજ્યતંત્રને આધીન થયા. હવે તો તુર્કી તુર્ક પ્રજા ધરાવતું જ રાજ્ય થઈ ગયું છે. હવે તે સામ્રાજ્ય રહ્યું નથી. એશિયા માઈનોરમાં તેનો ઠીક વિસ્તાર-વાળો પ્રદેશ છે.

### વિસ્તાર અને વસ્તી

રશિયા એક તરફ તુર્કીનું પડોશી છે, બીજી તરફ ગ્રીસ, બલ્ગેરિયા, યુગોસ્લાવિયા છે. ભૂમધ્ય સમુદ્રની ચાવીરૂપ ડાર્ડનલ્સની સામુદ્રધુની તુર્કીને હસ્તક છે, એટલે યુરોપમાં તુર્કીનો થોડો પ્રદેશ હોવા છતાં પણ તેની અગત્ય ઘણી વધી ગઈ છે. તુર્કી પ્રજાસત્તાક રાજ્ય છે. તેનું ક્ષેત્રફળ ૭૬૨૭૩૬ ચોરસ કિલોમિટર છે, એટલે કે ૨૯૪૪૧૬ ચોરસ માઈલ થાય. આમાંથી માત્ર ૯૨૫૭ ચોરસ માઈલ યુરોપમાં છે. તુર્કીમાં સૌથી પહેલી વારની વસ્તીગણતરી ૧૯૨૭-ના ઑક્ટોબરની ૨૮મી તારીખે થઈ હતી. તે વખતે ૧૩૬૪૮૨૭૦ની વસ્તી હતી. તેમાં ૪૮·૧ ટકા પુરુષો અને ૫૧·૯ ટકા સ્ત્રીઓ હતી. આમ પુરુષો

કરતાં સ્ત્રીઓની સંખ્યા તુર્કીમાં વધારે છે. મુખ્ય શહેર કોન્સ્ટેન્ટીનોપલની વસ્તી ૬૯૦૮૫૭ની, એશિયા માઈનોરની રાજ્યધાની સ્મર્નાની વસ્તી ૧૬૮૯૨૪ની અને તુર્કીની હમણાંની રાજ્યધાની અંકારાની ૭૪૫૫૨ની છે. બીજાં ૧૫ શહેરોની વસ્તી ૭૫ હજાર અને ૨૫ હજારની વચ્ચે છે. તુર્કીમાં ૨૩૦૬ જર્મન, ૧૬૫૨ આલ્બેનિયન, ૩૪૧૩ અંગ્રેજો, ૧૪૩૫ ઑસ્ટ્રિયનો, ૨૫૮ બેલ્જિયન, ૩૪૫૦ ફ્રેન્ચ, ૨૬૪૩૦ ગ્રીક, ૧૫૩૦ હંગેરિયનો, ૧૧૫૭૩ ઈટાલિયનો, ૬૧૩ પોલ, ૬૨૦૬ રૂમાનિયન, ૩૮૮૩ સર્બિયન વસે છે. વસ્તીનો મોટો ભાગ મુસ્લિમ છે, તેમાં મોટે ભાગે તુર્કો છે. તુર્કીમાં લઘુમતીનો પ્રશ્ન નથી.

## ધર્મ

તુર્કી ખૂબ ઉદાર મુસ્લિમ રાજ્ય છે. બીજા ધર્મો તરફ ત્યાં ભારે સહિષ્ણુતા બતાવવામાં આવે છે. કુલ ૧૩૨૦૯૬૦૬ મુસ્લિમો, ૩૯૫૧૧ રોમન કૅથલિકો, ૬૬૫૮ પ્રોટેસ્ટંટો, ૧૦૯૯૦૫ જૂના માર્ગના ખ્રિસ્તીઓ, ૭૭૪૩૩ આર્મીનિયનો, ૨૪૩૦૭ બીજા ખ્રિસ્તીઓ અને ૮૧૨૩૨ યહૂદીઓ છે. દસ લાખ ગ્રીકો તુર્કીમાં વસતા હતા પણ ૧૯૨૨માં કમાલપાશાએ ગ્રીસમાં વસતા મુસ્લિમો સાથે તેમની અદલાબદલી કરી હતી. આથી લઘુમતીનો એક મોટો પ્રશ્ન ઉકેલાયો હતો. તુર્કીમાં ધાર્મિક સ્વતંત્રતા છે. રાજ્યે કોઈ ધર્મનો સ્વીકાર કર્યો નથી. મસ્જિદોમાં કુરાન પણ તુર્ક ભાષામાં વંચાય છે.

## શિક્ષણ

સુલતાનોના સમયમાં વસ્તીના માત્ર પાંચ ટકા જ માણસો લખવું-વાંચવું જાણતા હતા. પરંતુ કમાલપાશાએ બાળકોને માટે ફરજિયાત કેળવણી દાખલ કરી. મુલ્લાંઓની શાળાઓને બંધ કરીને તેને સ્થાને રાજ્યની શાળાઓ શરૂ કરવામાં આવી. અરબ્બી ભાષાનું શિક્ષણ બંધ કરીને તેને સ્થળે તુર્કી ભાષા ચલાવી. વસ્તુઓનાં અને મનુષ્યોનાં નામ પણ તુર્ક પાડવાનું ફરમાન છૂટયું. અરબ્બી લીપી બંધ કરી, તેને સ્થાને રોમન અક્ષરો ચાલુ કર્યા. અરબ્બી આંકડાઓ અને વજનોને બદલે મેટ્રિક પદ્ધતિનાં આંકડા અને વજન દાખલ કર્યાં. આજે તુર્કી શિક્ષણ પાછળ ૩ કરોડ તુર્ક-પાઉન્ડ ખર્ચે છે. ૧૯૩૨માં શાળાઓની જે સંખ્યા હતી તેના કરતાં આજે તે દોઢી છે.

## તુર્કીના લોકો

હજારો વર્ષોથી આ લોકો યુદ્ધો કરતા આવ્યા છે. યુરોપમાં શ્રેષ્ઠ લડવૈયા તરીકે એમની ગણતરી છે. સુલતાનોના સમયમાં લોકો ખૂબ ઝનૂની, વહેમી અને અંધશ્રદ્ધાળુ હતા, પરંતુ કમાલપાશાએ વસ્તુસ્થિતિમાં મોટું પરિવર્તન આણ્યું છે. તુર્કો ખેતી કરી ગુજરાન ચલાવે છે. એકેએક ખેડૂત સરસ લડવૈયો છે. વેપાર-ઉદ્યોગ ઉપર તેનું ધ્યાન ભૂતકાળમાં ન હતું, હવે કમાલની આજ્ઞાથી તેનો વિકાસ થયો છે. લોકોમાં જ્ઞાનનો ઉદય થયો છે. સ્ત્રીઓ તદ્દન ઓઝલમાં રહેતી હતી, કમાલે તેમને સંપૂર્ણ સ્વતંત્રતા આપી ઓઝલનો સંપૂર્ણ નાશ કર્યો છે. હવે સ્ત્રીઓ સરકારી નોકરીઓમાં, વેપારમાં, હુન્નર-ઉદ્યોગમાં અને વિમાનીઓ તરીકે જોડાઈ છે. તેઓ પરપુરુષ સાથે નાચી શકે છે. યુરોપિયન પોશાક પહેરે છે. પુરુષો પણ યુરોપિયન પોશાક પહેરે છે. ધર્મગુરુઓના ત્રાસમાંથી પ્રજા છૂટી છે. કુરાનની આજ્ઞા પ્રમાણે હવે ન્યાય તોળાતો નથી, પણ યુરોપિયન ધોરણે સિવિલ અને ક્રિમિનલ કાયદા ઘડવામાં આવ્યા છે.

## અર્થકારણ

૧૯૩૪-૩૫માં તુર્કીની કુલ પેદાશ ૧૮॥ કરોડ તુર્કી-પાઉન્ડની હતી, ખર્ચ પણ તેટલું જ હતું. મુખ્ય પેદાશ જમીનની મહેસૂલ, ઇન્કમ ટૅકસ, નફાનો કર, જકાતો, વેચાણકર, જાનવરોનો કર અને મોનોપોલીઓમાંથી થાય છે. દેશની ગરીબાઈ જોતાં કરનું પ્રમાણ તુર્કીમાં ઘણું વધારે છે. જૂના કરજ પેટે તુર્કીને મોટી રકમનું વ્યાજ આપવું પડે છે. સૈન્ય ઉપર પણ તે ઠીક ઠીક ખર્ચ કરે છે, તો યે શિક્ષણ અને લોકકલ્યાણનાં કાર્યોમાં તેણે બેદરકારી નથી બતાવી. આ મહાયુદ્ધને માટે તેણે જર્મની અને ઈંગ્લેંડ પાસેથી મોટી રકમનું કરજ કર્યું છે. ઈંગ્લેંડ

પાસેથી લગભગ ૧૫ કરોડ પૌંડ કરજે લીધા છે આ બધું નાણુ આધુનિક શસ્ત્રાસ્ત્ર વધારવા માટે વપરાયુ છે તુર્કીની ચારે પાસ વરુઓ વીંટળાયા છે એટલે તેણે મજબૂત થવુ જ પડે એવુ ગરજ હમણા વધી ગયુ છે ઉદ્યોગો પણ તુર્કી વધારે છે

## સૈન્ય

૧૯૨૭ના જૂનની ૨૧મી તારીખના કાયદા પ્રમાણે પાયદળમા ૧૮ માસની વેઠસેવાદારીની બે વર્ષ માટે અને તેટલા જ સમયની તોપખાના અને હવાઈ-દળ માટેની ફરજિયાત નોકરી હવાઈ યુદ્ધની ઠરાવવામા આવી છે સાગરસૈન્ય માટે ત્રણ વર્ષની મુદત છે વીસ વર્ષના દરેક યુવકને યુદ્ધ માટેના શિક્ષણમા જોડાવુ પડે છે ૨૬ વર્ષનો થાય ત્યા સુધી એ શિક્ષણ ચાલે છે દર વરસે ૬૦ હજારને શિક્ષણ અપાય છે કાયમી સૈન્ય દસ હજાર અધિકારીઓ અને ૯૦ હજાર માણસોનુ રહે છે યુદ્ધ માટેનો હવાઈ કાફલો ૩૭૦ વિમાનો અને ૩૪૧૦ વિમાનીઓ રહે છે પણ હમણા યુદ્ધ ગર્જે છે તેથી આ કાફલો ત્રણગણો બની ગયો છે ૧૯૩૩-૩૪મા યુદ્ધ માટે ૩૬ કરોડ તુર્કી-પાઉન્ડ ખર્ચાયા હતા પણ પાછળથી યુદ્ધસામગ્રી માટે ૧૫-૨૦ કરોડ પાઉન્ડ બીજા ખર્ચાયા છે તુર્કીએ ભારે તૈયારીઓ કરી રાખી છે

દરિયાઈ કાફલામા ૧૮૦૪-૩૫મા ૮૦૦ અધિકારીઓ અને ૪૦૦૦ માણસો હતા એક ૨૩૫૦૦ ટનની મોટી મનવાર લાઈટ ક્રુઝર હમીદિયા ૩૮૭૦ ટન બે ગનબોટો ૩ સુરગ ઉપાડનારી બોટો ૪ નવી વિનાશિકાઓ ૩ જૂની વિનાશિકાઓ અને ૪ સબમરીનો હતી બે દસ હજાર ટનની ક્રુઝરો બધાતી હતી હમણા ખાનગી મનવારો બધાય છે દરિયાઈ કાફલા માટે દર વરસે ૫૦ લાખ તુર્કી-પાઉન્ડ ખરચાય છે

## ખેતી

ખેતી જૂની રીતે બળદો અને હાથમહેનતથી કરવામા આવતી હતી હવે નહેરો બાંધવાનું કામ ધમધોકાર ચાલે છે ૧૯૨૦થી અત્યાર સુધીમા તેના ઉપર વીસ કરોડ તુર્કી-પાઉન્ડ ખર્ચાયા છે તુર્કીના ૮૧ ટકા માણસો ખેતી ઉપર નભે છે તુર્કીની જમીન ખૂબ ફળદ્રુપ છે મુખ્ય પેદાશ તમાકુ ખજૂર અજીર રેશમ ઓલીવ તેલ સૂકા ફળો બદામો અળસી, તલ અને કપાસ છે અફીણ પણ થાય છે ખેતીમા યાંત્રિક મદદ ઘણી થોડી છે

## ઉદ્યોગ-ખનીજ

તુર્કીના એશિયાઈ વિભાગમા ખનીજો ઘણી સરસ જાતની અને સારી સખ્યામા નીકળી શકે એવી વકી છે તુર્કીની પોતાની પાસે ધન નથી પરદેશીઓ માલિક થઈ બેસે તેવા ભીતિ છે એટલે તેમને તુર્કી આવવા દેતું નથી છતા મનેકમને અગ્રેજોની દેખરેખ નીચે એક મોટુ લોઢાનું કારખાનુ ખોલ્યુ છે તુર્કીના કોલસા મોટા છે પણ કોલસાનુ મોઢુ નાનું છે

તુર્કીમા લડાયક શસ્ત્રો બનાવવાનો ઉદ્યોગ નાના પાયા ઉપર શરૂ કરવામા આવ્યો છે લોઢુ અને પોલાદ ત્યા બને છે સરકાર હાથ-ઉદ્યોગોને ટેકો આપવા ખૂબ પ્રયત્નો કરે છે તુર્કી વેપરી ન હોવાથી મૂડીદારોની સખ્યા ત્યા જૂજ છે

તુર્કીમા ગાલીચા સારા બને છે સરકારી દેખરેખ નીચે કાપડની મિલો બાધવામા આવી છે ખાડના કારખાનાં પણ ખોલવામા આવે છે ૧૯૩૪મા ૧૪૧૩ કારખાના હતા અને તેમા ૫૦ હજાર માણસો કામ કરતા હતા

## વેપાર-વહાણવટુ

તુર્કીને વેપાર આવક-જાવકનો ઠીક છે ૧૯૩૨મા નવ કરોડ પાઉન્ડની આયાત થઈ હતી નિકાસ દસ કરોડ ઉપરની હતી

તુર્કીનું વહાણવટુ ૧૯૩૪મા ૧૮૩ સ્ટીમરો અને ૧૯૨૬૮૩ ટનનુ હતું વિમાની પેસેજર સર્વિસ અકારા અને ઇસ્તબુલ વચ્ચે ચાલુ થઈ છે

## પ્રકીર્ણ

તુર્કીમાં દસ હજાર માઇલના રસ્તા હતા. ૧૯૩૨માં ૩૬૧૯ માઇલની રેલવે હતી, પરંતુ પાછળથી સારો વધારો થયો છે. હવે ૫૦૦૦ માઇલથી ઓછી નથી. ૬૪૧ પોસ્ટ ઑફિસો હતી. દોઢ કરોડની થાપણ સાથે બૅંક ઑફ ટર્કી ખોલવામાં આવી છે. ઓટોમાન બૅંક પરદેશી છે. તુર્કીમાં હિજરી સનની ગણતરી બંધ કરીને યુરોપિયન કેલેન્ડર અનુસારની ગણતરી દાખલ કરવામાં આવી છે.

## પ્રાચીન ઇતિહાસ

તુર્કીનું રાજ્ય શરૂઆતમાં ગ્રીક શહેનશાહોના હાથમાં હતું. તેમાંના એક પાદશાહ કૉન્સ્ટેન્ટાઈને કૉન્સ્ટેન્ટીનોપલ વસાવ્યું હતું. ત્યારપછી મુસ્લિમોએ તુર્કી ભરી દીધું હતું. ખ્રિસ્તી ધર્મનું મુખ્ય તીર્થસ્થાન જેરૂસાલેમ તુર્કીની સલ્તનતમાં આવેલ હતું એટલે તેનો કબજો મેળવવા માટે સેંકડો વર્ષો સુધી ખ્રિસ્તી રાજ્યોએ ધર્મયુદ્ધો કર્યાં હતાં પણ તેમને વિજય મળ્યો નહિ. તુર્કીનું બળ ઉત્તરોત્તર વધતું જતું હતું. મહાન સુલેમાને તો ઠેઠ વિયેના સુધી વિજયકૂચ કરી હતી પરંતુ સ્વીડનના રાજાએ તેને પાછો કાઢ્યો હતો. પાછળથી તુર્કીને રશિયા સાથે ઘણાં યુદ્ધો થયાં હતાં. ક્રીમિયાની લડાઈમાં તો અંગ્રેજો અને ફ્રેન્ચોએ તુર્કીને રશિયા સામે સહાય આપી હતી. ધીમે ધીમે બાલ્કનનાં પાંચે રાજ્યો તુર્કીના સામ્રાજ્યથી સ્વતંત્ર થયાં હતાં. આ બાલ્કન રાજ્યો સાથે તુર્કીને સતત યુદ્ધો કરવાં પડ્યાં છે. યુદ્ધ વિનાનું તુર્કીનું કોઈક જ વર્ષ પસાર થયું હશે. તુર્કી યુરોપના આજારી તરીકે ઓળખાતું હતું. ખ્રિસ્તીઓએ તેને ભાંગી નાખવા સેંકડો વર્ષ સુધી ભગીરથ પ્રયત્નો કર્યા છે પણ તુર્કી જીવતું-જાગતું બેઠું છે. જયપરાજયોની તેની પરંપરા બહુ લાંબી અને જૂની છે.

## મહાયુદ્ધ પછી

મહાયુદ્ધમાં તુર્કી જર્મનીના પક્ષે હતું. જર્મનીનો પરાજય થયો એટલે તુર્કીનો પણ પરાજય થયો. અંગ્રેજો, ફ્રેન્ચો અને ઇટાલિયનોએ ઇસ્તંબુલનો કબજો લીધો. તુર્કીનો સુલતાન તેનો દાસાનુદાસ બની ગયો. આ સમયે કમાલપાશાએ બળવાનો ઝંડો એકલે હાથે ઉપાડયો. એણે સુલતાનના હાથમાંથી સત્તા છીનવી એને પદભ્રષ્ટ કર્યો. પરદેશીઓની સામે મોટું સૈન્ય તૈયાર કરી તેમને પાછા જવાની ફરજ પાડી. અંગ્રેજોની મદદ અને ઉશ્કેરણીથી ચડી આવેલ ગ્રીસને પાટુ મારી પાછું કાઢયું. સાધનહીન કમાલે બલિષ્ટ રાજ્યોને હરાવવા જેવાં સાધનો ઊભાં કર્યાં. કોઈ ચમત્કારી વાતો જેવાં અને આશ્ચર્ય પમાડે એવાં કાર્યો કમાલે કર્યાં છે. કમાલે તુર્કીને બચાવ્યું. પોતે સુલતાન ન થતાં પ્રજાતંત્ર સ્થાપ્યું. સ્ત્રીઓને સ્વતંત્રતા આપી. મુલ્લાંઓનો દોર તોડયો. અરબી ભાષાનો બહિષ્કાર કર્યો. તુર્કોની વસ્તીવાળા દેશ સિવાય બીજા સામ્રાજ્યની લાલચ મૂકી દીધી. ઉદ્યોગ અને ખેતીવાડીની ઉન્નતિ કરી. જૂના વહેમો, અજ્ઞાન અને ખોટા ધર્મઝનૂનને તેણે રુખસદ આપી. કમાલનું ચરિત્ર "અરેબિયન નાઈટ્સ" જેવું રસિક છે.

## બંધારણ

તુર્કીનું બંધારણ પ્રજાસત્તાક છે. પ્રજાએ ચૂંટેલી રાજ્યસભાના હાથમાં બધી સત્તા મૂકવામાં આવી છે. પ્રજા રાજ્યની માલિક છે. પ્રજા વતી રાજ્યસભા કાયદા ઘડે. રાજ્યસભાના પ્રતિનિધિ તરીકે પ્રમુખ રાજ્યવહીવટ ચલાવે. પુખ્ત વયનાં બધાં જ સ્ત્રી–પુરૂષને મતાધિકાર છે. રાજ્યસભાની મુદત ચાર વર્ષની છે. પ્રમુખ પણ ચાર વર્ષે જ નિમાય છે. તે રાજ્યસભાનો ચૂંટાયેલો સભ્ય હોવો જોઈએ. બધી સત્તા રાજ્યસભાના હાથમાં છે. પ્રમુખ અથવા પ્રધાનને બદલવાનો તેને અધિકાર છે. અત્યારે પ્રમુખસ્થાને ઇસ્મત ઇનોનુ છે. તેને મદદ કરવા પંદર પ્રધાનો છે. તુર્કીમાં હવે વર્તમાનપત્રો પણ પ્રતિષ્ઠાવાન અને વગવાળાં બનવા લાગ્યાં છે.

## તુર્કી અને રશિયા

તુર્કીના સુલતાનો અને રશિયાના ઝારો વચ્ચે સતત યુદ્ધો ચાલ્યા જ કર્યાં હતાં. રશિયાને ભૂમધ્ય સમુદ્રમાં આવવું હોય તો બોસ્ફરસની સામુદ્રધુનીને

સાંકડો અને સુરક્ષિત માર્ગ ઓળંગીને આવવું પડે છે. એ દ્વાર તુર્કીના હાથમાં છે. એ દ્વાર મારફતે જ રશિયા જગતની સાથે સાગર–વ્યવહાર રાખી શકે છે. પોતાના મનવારોના કાફલાને પણ એ જ માર્ગે બહાર મોકલી શકાય છે એટલે તેનો કબજો મેળવવાના પ્રયત્નો ચાલુ રહ્યા છે, પરંતુ ઝારો અને સુલતાનો હવે ગયા છે. રશિયાના સામ્યવાદીઓએ તુર્કીને સ્વતંત્રતા મેળવવામાં ઘણી મદદ કરી. હવી રશિયાના ઉપકાર નીચે તુર્કી છે. એ કદી રશિયા સાથે લડવા માગતું નથી. હમણાં તુર્કીએ અંગ્રેજો સાથે મૈત્રી બાંધી છે છતાં પણ તે રશિયાને પ્રસન્ન રાખવા બધું કરે છે.

### તુર્કી અને જર્મની

ગયા મહાયુદ્ધમાં તુર્કી જર્મનીનું સાથી અને સહકારી હતું કમાલપાશા પ્રત્યે પણ તુર્કીનું વલણ ઉમાખીભર્યું હતું. પરંતુ રાજ્યદ્વારી બાબતોમાં ભૂતકાળ સંભારવામાં આવતો નથી અંગ્રેજોએ ભૂમધ્ય સમુદ્રની છેડાની ચાવી જિબ્રાલ્ટર પોતાના હાથમાં રાખી છે. વચમાં પણ માલ્ટાદ્વારા તેઓ ભૂમધ્ય ઉપર અસર કરી શકે છે. મુખ ઉપર તુર્કીની બોસ્ફરસની સામુદ્રધુની છે. એ પોતાની લાગવગ નીચે આવે તો બ્રિટનનો આ સમુદ્ર ઉપરનો કાબૂ થાય આથી જ ઘણાં વર્ષો થયાં બ્રિટન તુર્કીને આર્થિક મદદ કરતું આવ્યું છે. જર્મની પણ તુર્કીને આર્થિક મદદ આપતું રહ્યું છે. પોતાનાં હિતો વિચારીને તુર્કીએ અંગ્રેજો સાથે સહકાર કર્યો છે. રશિયા પહેલાં તો આ પસંદ કરતું ન હતું, પરંતુ જર્મનીએ બાલ્કનમાં પ્રવેશ કર્યો ત્યારથી રશિયાને જર્મનીનો ડર લાગ્યો છે. બલ્ગેરિયામાંથી લશ્કર મોકલી તુર્કી જીતી લેવું એવો જર્મનીનો ઇરાદો હતો, પરંતુ ગ્રીસે ઇટલીને પાછું હટાવ્યું એટલે બલ્ગેરિયા હવે જર્મનીનું કહ્યાગરું રહ્યું નથી. જર્મનીની રાજ્યનીતિ પાછળ પડી છે.

### તુર્કી અને અંગ્રેજો

અંગ્રેજોએ તુર્કીને મોટી આર્થિક સહાય આપી છે. જર્મની કે ઇટલી તુર્કી મારફતે જઈને પેલેસ્ટાઇનના તેલના પ્રદેશનો કબજો ન લે તેને માટે અંગ્રેજો ખૂબ પ્રયત્નો કરી રહ્યા છે. આજકાલ રાજ્યોની નીતિ ઉપર કોઈ વિશ્વાસ ન મૂકી શકાય. આથી જર્મનીના તુર્કીને ફિટાડવાના પ્રયત્નો નિષ્ફળ કરવા અંગ્રેજોની મુત્સદ્દીગીરી ખૂબ પ્રવર્તમાન છે. રશિયા પણ જર્મન લાગવગ રૂમાનિયાથી આગળ ન વધે તે જોવાને ખૂબ આતુર છે. અંગ્રેજો અને જર્મની લડે એ જોવાને પણ રશિયાની ઇચ્છા છે, પણ તેને પોતાને યુદ્ધમાં હોમાવું નથી બલ્ગેરિયા અને યુગોસ્લાવિયાને ઉત્તેજન આપીને જર્મન લાગવગથી દૂર રાખવા તે કોશિશ કરે છે જર્મનીથી થરથરતાં આ બે રાજ્યો રશિયાની હૂંફને કારણે અને ઇટલીની ગ્રીસમાંથી પીછેહઠ થઈ એ કારણે હવે જર્મની તરફ બહેરા કાન રાખી બેઠાં છે.

### ગ્રીસ અને ઇટલી

ઇટલીએ ગ્રીસ સાથે વગર કારણે યુદ્ધ આરંભ્યું છે મુસોલીની ગ્રીસને કચડી નાખવા માગતો હતો. જર્મની જેવાં કંઈક પરાક્રમો કરી બતાવવાની મુસોલીનીની ઇચ્છા હતી. આફ્રિકામાં તો ઇટલી આગળ વધી શકતું નથી, આથી ગ્રીસ ઉપર સરળ વિજય મેળવવા ઇટલીએ તેના ઉપર આક્રમણ કર્યું. ગ્રીસે ઇટલીનો બહુ બહાદુરીથી સામનો કર્યો. અંગ્રેજોએ ગ્રીસને મદદ કરી, વિમાનો મોકલ્યાં. ઇટલીના સૈન્યને આલ્બેનિયામાં પાછું હટવું પડયું. કોરીટઝા ગ્રીસે જીતી લીધું. હજી આલ્બેનિયામાં ઇટાલિયન પીછેહઠ ચાલુ છે. અંગ્રેજી વિમાનો ગ્રીસને સારી મદદ કરે છે. ઇટલીની પ્રતિષ્ઠા ઘટી ગઈ છે ઇટલિ અને ગ્રીસની તુલના બતાવતા આંકડા આ નીચે છે:

સૈન્ય ઇટલીનું ૧૫ લાખ, ગ્રીસનું ૨ લાખ; વિમાનો ઇટલીનાં ૫૦૦૦, ગ્રીસનાં ૧૨૫; મનવારો ઇટલી પાસે ૪૫, ગ્રીસ પાસે ૫; ટેંકો ઇટલી પાસે ૩૦૦૦, ગ્રીસ પાસે ૧૨૫; ઇટલીની વસ્તી ૪ા કરોડની અને ગ્રીસની ૬૫ લાખ; ઇટલી પાસે સબમરીનો ૫૦ છે જ્યારે ગ્રીસ પાસે ફક્ત ૮ જ છે.

### જર્મની શા માટે ઇટલીને મદદ કરતું નથી?

જર્મનીએ ઇટલીને મદદગાર બનાવ્યું, પરંતુ મુસોલીનીએ જર્મનીને શીંગડાં ભરાવવા માંડયાં. પરદેશનીતિ અંગે હિટલર અને મુસોલીની વચ્ચે અગત્યના

મતભેદો હતા. ગ્રીસ ઉપર ઇટલીના આક્રમણને હિટલર પસંદ કરતો ન હતો છતાં મુસોલીનીએ ઉપરવટ થઈને આક્રમણું કર્યું, તેમાં તે પછાત- પડયો. જર્મની હમણાં ઇટલીને મદદ કરે પણ તે ઇટલીના સૈન્યને જર્મન અધિકારીઓના આધિપત્ય નીચે મૂકવા કહે છે. મુસોલીની તેને માટે તૈયાર નથી. બધો યશ જર્મની લઈ જાય તે તેને પાલવતું નથી. આથી હવે ઇટલી પોતાનાં બધાં સાધનો કામે લગાડી ગ્રીસને આગળ વધતું અટકાવવા પ્રયત્ન કરશે. ઇટલીએ કોઈ રીતે પોતાની પ્રતિષ્ઠા પાછી મેળવવાની રહે છે.

## અંગ્રેજોની સ્થિતિ

અંગ્રેજોની સ્થિતિ થોડા પ્રમાણમાં સુધરી છે. જર્મનીએ તેના ઉપર આક્રમણ કરવાની હિંમત કરી નથી. ઇટલીએ તેને આફ્રિકામાં અટકાવી રાખ્યું છે. ગ્રીસને સક્રિય મદદ કરી ત્યાં ઇટલીને પાછું હટાવ્યું છે. બાલ્કનમાં જર્મનની નીતિને પછાત નાખી દીધી છે. તુર્કીની સાથે દોસ્તી મક્કમ બનાવી છે. અમેરિકાથી શસ્ત્રાસ્ત્રોનો મોટો જથ્થો મેળવ્યો છે. એનાં સાધનો વધતાં જ જાય છે. હજી વિમાનોમાં તે જર્મની કરતાં પછાત હોવાનો સંભવ છે, પણ બીજાં સાધનો બહુ મોટા પ્રમાણમાં ભેગાં કર્યાં છે. હવે તે જર્મનીનો સામનો કરવા તૈયાર છે. બીજી તરફ તેની ચિંતાઓનો પાર નથી. રોજ સત્તર કરોડ રૂપિયાનો તેને ખર્ચ થાય છે એટલે તેની આર્થિક શક્તિ ગમે તેટલી મહાન હોવા છતાં લાંબો સમય આ બોજાને સહન કરી ન શકે. તે સિવાય તેની સ્ટીમરો જર્મની મોટા પ્રમાણમાં ડુબાડે છે. સ્ટીમરોની તાણ પડવા લાગી છે. અમેરિકા પાસેથી ખરીદવી પડે છે. ત્રીજી ચિંતા જર્મનીના વિમાની આક્રમણની છે. અમેરિકા પાસેથી મોટી રકમ અંગ્રેજોએ માગી છે. અંગ્રેજો કૃતનિશ્ચય છે.

## જર્મનીની સ્થિતિ

ચાર માસ થયા, જર્મનીએ નવ રાજ્યોનો પરાજય કરવાથી, આખું યુરોપ તેની લાગવગ નીચે આવ્યું છે. પરંતુ તે પછી જર્મનીએ કંઈ જ કર્યું નથી એટલે જર્મનીની બત્તીનું તેજ ઝાંખું લાગે છે. પોતે જીતેલાં રાજ્યોમાં પોતાની નોટો આપી જર્મની કાચી ચીજો ખરીદી લે છે. વિજેતાને કોણ ના પાડી શકે? અંગ્રેજોના વધતા જતા બળ સામે જર્મનો ચિંતાથી જુએ છે. અંગ્રેજોના સાગરના કાબૂએ તેના વેપારનો નાશ કરી દીધો છે. તેમણે આખા યુરોપને ઘેરો ઘાલ્યો છે. ભારે નિશ્ચયથી જર્મની યુદ્ધ કરે છે, પણ તેની હાલત પણ ચિંતા ભરેલી છે. અંગ્રેજોએ બધે ઠેકાણે તેની બાજી બગાડી નાખી છે. યુરોપનાં સૌ રાજ્યોને પોતાની નવી વ્યવસ્થા નીચે લાવવાની તેની યોજના નિષ્ફળ નિવડી છે, છતાં તે પોતાના પ્રયત્નો ચાલુ તો રાખશે જ. ફ્રાન્સ ઉપર પણ તેનું દબાણ ઘણું છે ધીમે ધીમે બધાં યુરોપિયન રાજ્યોને પોતાના ફાંસામાં લેવાની નીતિ જર્મનીએ ચાલુ રાખી છે. અંગ્રેજોની જો એકાદ સ્થળે હાર થશે તો યુરોપનાં રાજ્યો જર્મનીનો આશ્રય શોધશે. જર્મનોની માન્યતા છે કે અંગ્રેજોના વહાણવટાને તે થોડા સમયમાં જ ખલાસ કરશે. તે માટે મોટી રકમની સબમરીનો તે બાંધે છે. વિમાનો પણ અંગ્રેજી વ - વટાને મોટું નુકસાન કરે છે.

## પ્રકીર્ણ

રશિયા તદ્દન શાંત થઈ બેઠું છે પણ જાપાન સામે તેને હજી ભારે શત્રુત્વ છે. મંચુરિયાની સરહદ પાસે તે મોટી લશ્કરી કવાયતો કરાવે છે. અમેરિકા કરતાં પણ મોટું દરિયાઈ સૈન્ય અને તેનો કાફલો તૈયાર કરવાની એક યોજના એણે ઘડી છે. રશિયા હમણાંના યુદ્ધમાં ઝંપલાવવા માંગતું નથી. બધાં નબળાં પડે એટલે રશિયા હાથ બતાવશે. અમેરિકા ચીન અને અંગ્રેજોને છૂટથી મદદ કરે છે. અંગ્રેજોને વિમાનો, સ્ટીમરો, દારૂગોળો છૂટથી આપે છે. હવે બે ત્રણ અબજ ડોલર અંગ્રેજોને ઉધાર દેવાની વાતચીતો ચાલે છે. ચીનાઓને અમેરિકાએ દસ કરોડ ડોલર ઉધાર આપ્યા છે. જાપાન ને ચીનની લડાઈ લંબાવીને જાપાનને ક્ષયરોગ લાગુ પાડવાની અમેરિકાની બાજી છે. જાપાન કોઈ રીતે ચીનમાંથી છૂટું થવા માંગે છે. તેણે ચીન વો ફેંગને સ્વતંત્ર કરી પ્રમુખ નીમ્યો છે, પરંતુ કબજો હજી પોતાની પાસે રાખ્યો છે. જર્મનીએ પણ જાપાનના કબજાની નવી ચીની સરકારને હજી માન્ય કરી નથી. જાપાને ઇંડોચાઈનામાં પણ દાઢ બેસાડેલી છે. અંગ્રેજોએ સિંગાપોરને અતિમજબૂત બનાવ્યું છે. યુદ્ધ ધીમે ધીમે આગળ પ્રસરતું જાય છે. જર્મનો અને અંગ્રેજો આ યુદ્ધના વિકાસ માટે પ્રયત્ન કરે છે.

# प्रकृतिं यांति भूतानि

શ્રી. અંબાલાલ પુરાણી

## ૬

### ચેતના અને શક્તિની તન્મયતા

ચેતનશાસ્ત્રનો સર્વમાન્ય નિયમ એ જણાય છે કે કોઈ પણ પ્રાણીની ચેતનાની જેવી ભૂમિકા તેવી શક્તિનો તેના જીવનમાં પ્રકાશ.એટલે કે, જે જાતની ચેતના જોડે જેટલે અંશે પ્રાણીની તન્મયતા તે જાતની શક્તિનો તેટલે અંશે તેનામાં અવિર્ભાવ થાય છે.

ઉદાહરણ તરીકે, જડ પદાર્થતત્ત્વમાં અચેતનતા અને જડતા જ આપણને જણાય છે. એમાં ચેતના હોય તોપણ એટલી તો પ્રાથમિક સ્થિતિમાં હોય છે કે આપણે તેને "જડ" "અચેતન" ગણીએ છીએ. અહીં ચેતનાનો અભાવ હોય છે તો શક્તિનો પણ અભાવ છે. એમાં જે શક્તિ હોય છે તે યાંત્રિક અચેતન રીતે વર્તન કરે છે. જડ તત્ત્વમાંથી પ્રાણ-તત્ત્વ અને મનોમય ચેતના વિકાસ પામે છે. એ બન્નેમાં ચેતના ફાંફાં મારતી, અર્ધપ્રકાશિત સ્થિતિમાં હોય છે. ત્યારે એ ચેતનાવાળાં પ્રાણીઓનાં જીવનમાં શક્તિ પણ અપૂર્ણ જ દેખાય છે. મનથી ક્યાંયે ઊંચે સચ્ચિદાનંદની ભૂમિકામાં ચેતના અનંતજ્ઞાનસ્વરૂપ હોય છે તો ત્યાં શક્તિ પણ અનંત હોય છે.

પરંતુ માનવજીવનના કોયડાઓનો ઉકેલ તો પાર્થિવ ભૂમિકા ઉપર, અન્નમય ચેતનામાં આવવો જોઈએ. અને આપણે આગળ જોઈ ગયા છીએ કે અહીંના પાર્થિવ જીવનના ક્રમવિકાસમાં મનોમય ચેતનાથી ઊર્ધ્વ એવી ચેતનાની ભૂમિકાનો વિકાસ શક્ય છે. અને જો એવી ભૂમિકાનો વિકાસ થાય તો સાથે સાથે મનોમયતાથી વધારે સમર્થ શક્તિનો આવિર્ભાવ પણ થવો જોઈએ. અને અત્યારની પ્રાણ-મય અને મનોમય એવી માનવચેતના જે કોયડાઓનો ઉકેલ પોતાની મર્યાદિત શક્તિથી લાવી શકતી નથી તેમનો ઉકેલ એવી કોઈ ઊર્ધ્વ ચેતનાની શક્તિ લાવી શકે. એ ચેતના પૂર્ણ જ્ઞાનજ્યોતિથી પ્રકાશિત, સત્યસંકલ્પ અને ઋતચિત્ હશે. પ્રકૃતિસમસ્તનો ત્યાગ કરી પરાર્ધમાં રહેલ સચ્ચિ-દાનંદમાં લય પામી જવું એ વિરાટના ક્રમવિકાસનો હેતુ લાગતો નથી, પરંતુ અન્નમય દેહના, કામનામય જીવનના, પ્રાણમય અને મનોમય ચેતનાના સર્વે કોયડાઓનું, તેમની સર્વે મુશ્કેલીઓનું, સમાધાન કરી શકે, એના વિસંવાદમાં સંવાદ સ્થાપન કરી શકે એવી ચેતનાની પ્રાપ્તિ કરવી તથા તેમ કરીને માનવ-જીવનમાં પૂર્ણતાનો આવિર્ભાવ કરવો એ તેનો હેતુ જણાય છે. એ ઊર્ધ્વ ચેતનામાં અદ્વૈતનો સાક્ષાત્કાર સતત જાગ્રત હશે એટલે મનોચેતનામાં જે ભેદ-ભાવ અને તેને લીધે જે અજ્ઞાન હોય છે તેનો અભાવ હશે. એ અદ્વૈતના અનુભવમાંનો અભાવ નહિ હોય પરંતુ દ્વૈતના સત્યની પ્રાપ્તિ હશે અને ભેદભાવનો અભાવ હશે. આમ, એ ઊર્ધ્વ ચેતનામાં વ્યક્તિ પોતાને વિરાટના અંગ તરીકે જ અનુભવશે, સર્વે કરણો વચ્ચે સંવાદ પ્રગટશે તથા સત્યચેતના જોડે એકતા થવાથી એવી વ્યક્તિના જીવનમાં જે શક્તિ પ્રગટ થશે તે પણ સત્યસંકલ્પ હશે.

કોઈ પણ પ્રાણીની શક્તિ, તેનું સામર્થ્ય, તેની ચેતનાના તાદાત્મ્યના ઉપર આધાર રાખે છે. કોઈ પણ પ્રાણી તાદાત્મ્ય વડે ચેતનાના જેવા અંશ જોડે એક થાય છે તેટલા અંશ ઉપર જ પ્રભુત્વ મેળવી શકે છે. ઉ. ત. જનાવરની ચેતના પ્રાણ જોડે એક હોય છે એટલે એનો કાબૂ પ્રાણમય પણ ભૂમિકાના તેટલા અંશ ઉપર જ વિસ્તરે છે. માનવમાં પણ વિકાસની જુદી જુદી પ્રયત્ત-ભૂમિકા-પ્રમાણે તેમની શક્તિમાં પણ આપણને ફેર માલૂમ પડે છે. જ્યાં સુધી દેહ જોડે માનવચેતનાનું તાદાત્મ્ય હોય છે ત્યાં સુધી માનવ પ્રાથમિક સ્થિતિમાં જ રહે છે અને દેહ ઉપર

જ તેની સત્તા વિસ્તરે છે, જેમ જેમ તે વિકાસ પામતો જાય છે અને પ્રાણની તથા મનની શક્તિ જોડે તાદાત્મ્ય સાધે છે તેમ તેમ તેનામાં વિશિષ્ટ શક્તિઓનો આવિર્ભાવ થતો જાય છે; અને તેમ તેમ પદાર્થતત્ત્વનાં, પ્રાણનાં તથા જ્ઞાનનાં વિધવિધ ક્ષેત્રો ઉપર માનવ સ્વામીત્વ મેળવતો જાય છે. જો તે મનસાતીત અનંત ચેતના જોડે તાદાત્મ્ય સાધે તો અનંત શક્તિનો ભાગીદાર થાય. ઉપનિષદ્માં એમ કહ્યું છે કે, 'ब्रह्मवित् ब्रह्मैव भवति-બ્રહ્મને જાણનાર પોતે બ્રહ્મસ્વરૂપ થાય છે' તથા देवो भुत्वा देवं यजेत् દેવોનું યજન કરવા માટે દેવ થવું જોઈએ. એ બન્નેનો ભાવાર્થ એ છે કે "જાણવું" નો અર્થ "તાદાત્મ્ય સાધવું" એવો કરવાનો છે. કેવળ બુદ્ધિથી "જાણવું" એટલે તો કેવળ માહિતી મેળવવી યા તો ફક્ત વિચારબોધ.

૭

## સચેતન અને અવચેતન

માનવની સામાન્ય ચેતનામાં બે વિભાગ છે એ તો આપણે ઉપર જોઈ ગયા છીએ: એક ચેતનાની સપાટી ઉપર ક્રિયા કરનાર જાગ્રત ચેતના અને બીજો તેની તળે તેની પાછળ આવી રહેલ, અવચેતન, ગુફાના અંધકારમાં ઢંકાઈ રહેલો ભાગ. આ બેવડી ચેતનામાં માનવની જાગ્રત સ્થિતિમાં જે અપૂર્ણ મનોમય ચેતના તે અનુભવે છે તે તેની સમગ્ર ચેતનાનો સ્વલ્પાંશ જ હોય છે અને અવચેતનાનો અંધકારથી આચ્છાદિત ભાગ ઘણો વિશાળ હોય છે. સામાન્ય સ્થિતિમાં માનવચેતનાનો એ સ્વલ્પાંશ તેના આચ્છાદિત અવચેતન ભાગ જોડે તાદાત્મ્યવાળો હોવાથી, અને એ રીતે જાગ્રત મર્યાદિત ચેતના અને વિશાળ આચ્છાદિત અવચેતના બન્ને માનવમાં એકી વખતે કાર્ય કરતી હોવાથી, માનવનું તાદાત્મ્ય અવચેતના વડે નિયામાય છે, અને પરિણામે એની ચેતનાના જાગ્રત અલ્પાંશ ઉપર વિશાળતર અવચેતનાનું પ્રભુત્વ જામેલું હોય છે. આ મુદ્દો બરાબર સમજવા માટે ફરીને આપણે અંધકારમાં આવી રહેલી ટેકરીનું ઉદાહરણ લઈએ. તેના ઉપર જુદી જુદી ઊંચાઈએ દીવાઓ આવી રહેલા છે. પરિણામે, દીવાનું અજવાળું જેટલા ભાગ ઉપર પડે છે તેટલા ભાગો જુદી જુદી ઊંચાઈએ પ્રકાશિત હશે અને ત્યાં રહેનાર વ્યક્તિ તેટલા ભાગ ઉપર સ્વામીત્વ ધરાવશે. પરંતુ એ નાના પ્રકાશિત પ્રદેશ સિવાયનો પ્રત્યેક દીવાની આજુબાજુનો ટેકરીનો ઘણો મોટો ભાગ તો અંધકારમાં જ હશે. અને એ પ્રકાશિત પ્રદેશની સઘળી પરિસ્થિતિ, તેનું વાતાવરણ, ઉષ્ણતામાન–સઘળું એ અંધકારથી છવાયલા પ્રદેશની પરિસ્થિતિ જોડે સંકળાયલું હશે, એટલું જ નહિ, પરંતુ તેના વડે જ નિયામાતી હશે. એનો સઘળો આધાર એ અપ્રકાશિત પ્રદેશના ઉપર જ હશે.

અથવા એક બીજા ઉદાહરણ વડે પણ માનવની બેવડી ચેતનાના કાર્યને સમજાવી શકીએ. આગબોટનો કપ્તાન પોતાની આજુબાજુના સમુદ્રને જોઈ તથા જાણી શકે છે, તથા વ્યવહારપૂરતો એ જ્ઞાનનો ઉપયોગ પણ કરી શકે છે. પરંતુ સમુદ્રનો અમિત વિસ્તાર તથા તેનું ગહન ઊંડાણ તેના જાણવામાં હોતાં નથી. અને છતાં તેની આગબોટની આજુબાજુના સમુદ્રનાં પાણીની ગતિ તથા સ્થિતિ, તેનાં મોજાંઓ તથા પ્રવાહો, તેમાં થનાર તોફાનો અને ભરતી–ઓટ–સઘળું પેલા વિશાળતર અજ્ઞાત ભાગને આભારી હોય છે. આમ માનવમાં તેની અવચેતનાનો વિશાળ પ્રદેશ તેની મર્યાદિત જાગ્રત ચેતનાનું શાસન કરે છે. માટે જ ગીતા કહે છે, प्रकृतिं यांति भूतानि ભૂતમાત્ર પ્રકૃતિ અનુસાર વર્તન કરશે. અવચેતન પ્રકૃતિનો ગુપ્ત સાગર તેની જાગ્રત ચેતનાની સપાટીનું નિયમન કરશે. કદાચ બળપૂર્વક જાગ્રત અવસ્થામાં માનવ એ ક્રિયાનું નિયમન કરે તોપણ અવચેતના તેના કાર્યને ભૂંસી નાંખ્યા વિના કે પરિણામને ખેંચી ગયા વિના નહિ રહે. निग्रहः किं करिष्यति ?

(ચાલુ)



# અવલોકનો

[ ૧૧૨ થી ૧૩૫ ]

શ્રી 'ચા'

## નવલકથાઓ

(૧૧૨) ચૌલાદેવી—લેખક શ્રી 'ધૂમકેતુ', વિક્રેતા ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ મૂલ્ય રૂ ૨ ૮–૦

શ્રી ધૂમકેતુની આગની બધી નવલકથાઓની અપૂર્ણતાને આ નવલકથાએ લગભગ પૂરી દીધી છે પાત્રોનું નિરૂપણ એકધારુ સંગત અને સુયોજિત છે જે પાત્રને, જે પ્રસંગને જેટલુ મહત્ત્વ અપાવુ જોઈએ તેટલુ જ અપાયુ છે વાર્તા શરૂ કરતા પહેલા આગની નવલકથાઓ પરથી પૂર્વગ્રહિત થયેલો ભય પુસ્તક પૂરુ કર્યા પછી ખોટો ઠર્યો એટલે ખૂબ આનંદ થયો, એટલે હવે જે નવી આવવાની છે તે નવલકથા માટે ઈન્તેજાર બનીએ છીએ કારણ કે તે સંપૂર્ણ નવલકથા હશે આમા જે થોડી નાની નાની ત્રુટિઓ અહીંતહીં દેખાય છે તે પણ તેમા નહિ હોય એવી આશા રહે છે

ચૌલાદેવી એ ગૂર્જરપતિ ભીમદેવની વારાંગનારાણી હતી એ વારાંગના હતી પણ સોમનાથ ભગવાનની વારાંગના હતી વર્ષમા એક જ દિવસ મંદિરમા નૃત્ય કરવા એ બહાર આવતી ભીમદેવને એનુ આકર્ષણ થયુ, એના પ્રત્યે પ્રેમ થયો પ્રથમ તો ચૌલાએ એ પ્રેમનો અસ્વીકાર કર્યો પણ ભીમદેવના ઉત્કટ અને શુદ્ધ પ્રેમને એણે જોયો ને એણે એક સ્વપ્ન સેવ્યુ એ પાટણની હતી એ કાળની પાટણની નિર્માલ્યતા જોઈને એનુ અંતર રિબાતુ હતુ એણે જોયુ કે એનો પ્રેર્યો ભીમદેવ ઊઠશે ને પાટણ ફરીને પોતાનું સામર્થ્ય પ્રકાશમાન કરશે જ્યારે મહારાજ ભીમદેવના ગજેન્દ્રો સિંધુના નીરમા સ્નાન કરે માલવનરેન્દ્રના મહાન શિલ્પી મંથરની કૃતિઓને પાણી ભરાવે એવી કૃતિઓ અહી ફરી જન્મે જ્યારે ચેદીરાજનું ગૌરવ ખંડિત બને જ્યારે અર્બુદપતિ ગુજરાતનો પૂર્ણ દિક્પાલ બની રહે જ્યારે રણભીમ ભીમદેવ મહારાજ ભારતવર્ષમા એક અને અજેય બનીને સોમનાથની પુનઃપ્રતિષ્ઠા સ્થાપે–અને–' કેવા સુંદર શબ્દોમા કેવી ભવ્ય આકાંક્ષા! પણ ચૌલાની આથી યે ભવ્ય આકાંક્ષા તો વાર્તાના અંતમાથી મળે છે સૂતેલુ પટ્ટણ આખુ આખરે જ્યારે જાગીને હુંકાર કરી ઊઠે છે અને ભીમદેવ નડૂલ પર ચડાઈ લઈ જાય તેવી યોજના થઈ ગઈ છે ત્યારે ચૌલાદેવી મંત્રીરાજ દામોદર પાસે પોતાની ઇચ્છા પ્રગટ કરે છે 'મહારાજના વિજયપ્રસ્થાનને મંગલમુહૂર્ત કરાવવા સોનેરી કુંભમા જલ લઈને નગરની કોઈ કુમારિકા દરવાજે ઊભા રહેવાની પ્રથા છે ના?—એ માન મને ન મળે?' પોતે વારાંગના છતા કુમારિકા જ છે એ સત્યને પ્રગટ કરવાની કેવી હૃદયદ્રાવક ઉત્કંઠા! આમા વારાંગનાજીવન ઉપરનો તિરસ્કાર નથી રહ્યો?

વાર્તા ઐતિહાસિક છે ઇતિહાસમા બહુ છૂટછાટ લેવી પડે અથવા લીધી હોય તો ત્યારનો ઇતિહાસ કંઈ જુદી જ રીતે દેખાય એવુ બનવાનો આમા સંભવ નથી ભીમદેવને એક વારાંગના-રાણી હતી કે જેનાથી એને ક્ષેમરાજ નામનો પુત્ર થયો હતો તે ઇતિહાસની હકીકત છે એ વારાંગના રાજભવનમા કેવી રીતે આવી શકી તે કહેવા માટે ઇતિહાસના પ્રસંગોને કંઈ મારવા-મચડવાની જરૂર ન પડે એ શાસનકાળ દરમિયાનની ઘટનાઓને વચ્ચે વચ્ચે યોગ્ય રીતે ગોઠવી શકાય આ વસ્તુ લેખકે આ નવલકથામાં સાબિત કરી આપી છે પણ એક

બાબતનો આમાં ગોટાળો થઈ ગયો કહેવાય. ક્ષેમરાજે પિતાની ગાદી પરથી પોતાનો હક્ક જતો કર્યો એ ભવિષ્યની વાત સંબંધી લેખક ચૌલાદેવી પાસે બોલાવે છે કે, "અત્યારે તો તમને મારું વચન છે. મારું કોઈ સંતાન રાજમુગટ નહિ પહેરે. મારા એમ કહેવાથી નહિ—એની એવી નૈસર્ગિક શક્તિથી." આ શબ્દોને બુદ્ધિયુક્ત કેમ માની શકાય ? આવી વાતને કોલરૂપે તાંબાના પતરા પર કેમ લખી શકાય ? જો ચૌલાદેવી એવું કહેતી હોય કે મારો પુત્ર મારા વચનથી ગાદી નહિ સ્વીકારે તો તો એ બને; પણ લેખક એમ લખી શકે એમ નથી, કારણ કે એ ઐતિહાસિક નથી. અહીં આ બાબત થીગડા જેવી લાગે છે. પણ ઇતિહાસની ખાસ હકીકતને વફાદાર રહેવા માટે લેખકે આમ કર્યું લાગે છે.

આમ જ થીગડું માર્યું હોય તેવું બીજા પણ એક બે પ્રસંગમાં દેખાય છે. કાર્તિકસ્વામી મંદિરમાંથી ભાગવા ટાણે ભોંયરામાંથી નીકળીને વાવ ઉપર આવે છે એમ શા માટે ? અને અચાનક ત્યાં એને ઘોડો મેળવી આપવામાં આવે છે તે અને પ્રતાપદેવીને ભાગવા માટે સાંઢણી મળી જાય છે તે બધું થીગડાં જેવું છે.

વાર્તા ખરી ખીલે છે છેલ્લાં ૫૦—૭૫ પાનાંમાં. ત્યાં સુધી એ ઇતિહાસની સીધી સાદી વાતને રસિક રીતે રજૂ કરતી હોય તેવી લાગે છે. એમાં એક પ્રકારની જિજ્ઞાસા રહે છે, પણ એકધારો એક જ રસ—મુત્સદ્દીઓની રમતનો—ચાલ્યો આવે છે એટલે થાક લાગે છે. જુદા જુદા રસોના પલટાથી ટકી રહેતું ખેંચાણ આમાં નથી. એવું તો છે ઉપર કહ્યું તે પ્રમાણે છેલ્લાં પાનાંઓમાં, અને એમાં યે સવિશેષ તો ચૌલા મૃદંગ બજાવે છે તે પ્રસંગના વર્ણનમાં. આવા જ એક વર્ણનનો પ્રસંગ આલેખવા જેવો હતો તે એ સમયનો કે જે સમયે ચૌલાનું નૃત્ય જોઈ ભીમદેવ ચૌલા પર મોહી પડ્યો હતો. એ એક જ પ્રસંગના અભાવે ચૌલા પર ભીમદેવને થયેલ પ્રેમ છેવટ સુધી પણ ચોટદાર નથી થઈ શક્યો.

(૧૧૩) **પુનર્જન્મ** : લેખક: શ્રી. ગુણવંતરાય આચાર્ય. પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય: અઢી રૂપિયા.

"આર્યલગ્નની ભાવના જ જુદી છે, પુરુષને ન તજે એક માતા જ. એટલે પતિને ન તજવાનો પત્નીને બોધ આપતું આર્યલગ્ન પત્નીને પતિની માતા થવાનું કહે છે, પતિને પુત્ર થવાનું કહે છે. આ અસંગત છે. એટલે, આર્યભાવના જુદી છે.' વાર્તામાં આવતા પાત્ર અંજનીના વર્તન પર પ્રસ્તાવનામાં લેખક ટીકા કરે છે. આ ટીકા સાચી છે ?

અમે 'બડી દીદી' (ન્યુ થિયેટર્સની ફિલ્મ) જોવા ગયા હતા. ચારઆના—ક્લાસમાં બેઠા હતા. મારી બાજુમાં ગળે લીલો રૂમાલ બાંધેલ અને માથા પર મોટા વાળ અસ્તવ્યસ્ત પડેલ કોઈ બિરાદર હતા. વેશ્યા એ શું છે એવું ન જાણતો પતિ વેશ્યાને ત્યાં ત્રણ રાત સુધી પડ્યો રહ્યો ત્યારે પત્નીથી ન સહેવાયું ને એ વેશ્યાને ત્યાં આવી પતિનું બાવડું ઝાલીને એને ઊભો કરીને આગળ કરીને ઘેર ધકેલી ગઈ. આ પ્રસંગ આવ્યો ને પેલા બિરાદર બોલી ઊઠ્યા, 'બચપનમેં મા ઔર જવાનીમેં ઔરત !'

આનો શો અર્થ ? સ્ત્રી એ મા જ નથી ? અને પુરુષને ન જ તજે એ માતા જ કેમ ? માતા તો ન જ તજે એ વાત સાચી, પણ એથી જે કોઈ એને ન તજે તે માતા—એનો એવો પ્રેમ હોવો ગેરવાજબી એ શા માટે ? ગેરવાજબી નહિ તોપણ એ ભાવના પત્નીમાં ન જ જોઈએ એવું શા માટે ? પ્રેમની એને ઉચ્ચતમ કક્ષા કહી તમે એને તો સવિશેષ આવકારો, પણ એ ભાવના જો માતાના જ સંબંધનો ખ્યાલ કરાવતી હોય તો સંબંધના વ્યવહારમાં મુશ્કેલી આવે એવું કલ્પી શકાય છે. આ વાર્તામાં ધનિક માબાપની ઇચ્છા વિરુદ્ધ ગરીબ વરને પરણવા ચાલી ગયેલી અંજનીને એ જ મુશ્કેલી આવે છે. લેખકે આ વસ્તુ બહુ સરસ રીતે રજૂ કરી છે. રોગી અને ગાંડા પતિને અંજની સારો કરે છે, એને પૈસો અને પ્રતિષ્ઠા

અપાવે છે. પણ પછી પતિ એ પુત્ર બની જાય છે, અંજની અકળાય છે.

પણ આવા કિસ્સા કેટલા? સ્ત્રી–પુરુષનું સ્વાભાવિક આકર્ષણ ન રહે તેવું જ કેટલે ઠેકાણે બની શકે? આવી આટલી મુશ્કેલી તો કોઈ પણ અન્ય ભાવનામાં આવી શકે પતિપત્ની બને અર્થોપાર્જનના શુષ્ક કાર્યમાં પડે ત્યારે બે સમાન જાતિની વ્યક્તિઓ જેવું બની જાય અને સ્ત્રીપુરુષની ભાવના ન રહે તે ન બને? તેમાં પણ બેમાંથી એક વ્યક્તિને અકળામણ થાય જ. ઘણીવાર બે સમજાતિમાં એટલો પ્રેમ થઈ જાય છે કે તે પતિ–પત્નીનો પ્રેમ છે એમ એકને લાગે, ત્યારે બીજું ન અકળાય? અને આ વાર્તામાં જ પરદેશની કેળવણી પામેલ પતિ પોતાના જેટલું જ ભણેલી પણ અપંગ પત્નીની જિંદગીભર સેવા કરવા તૈયાર થાય છે, તે શું છે? આર્યભાવના નહિ? એટલે માતા જેવા પ્રેમની જે ભાવના છે તેની સામે ઊકળવાની જરૂર નથી. સ્ત્રી પર થતા જુલ્મની કે એવી બીજી વાતો વિરુદ્ધ કહેવું હોય તેટલું કહી શકાય.

નવલકથા એકંદર રસ આપે તેવી છે. અંજનીને અકળામણ થાય છે ત્યાંસુધી તો વાર્તા પણ બરાબર છે, પણ પછી વાર્તામાં અવાસ્તવિકતાની માત્રા ઉત્તરોત્તર વધતી જાય છે. 'સતીઓની સેવા ઋષિઓ જ ઝીલી શકે, સામાન્ય માણસને એ ઝેર જેવી બને' એ વાત સમજાય તેવી છે, પણ દેવીપ્રસાદના પ્રસંગમાં એનું આરોપણ સુયોજિત નથી થયું. અહીં દેવીપ્રસાદનું દુષ્ટ બનવું અવાસ્તવિક બની જાય છે. લીલાના 'પુરુષાર્થ'વાળો પ્રસંગ તો ઘણો જ અવાસ્તવિક લાગે છે.

ભાષા આખા પુસ્તકમાં બહુ રળિયામણી છે. પ્રકરણનાં નામ જૂની ઢબનાં 'જેમાં આમ થાય છે' વગેરે જેવાં છે, પણ તે ખરાબ નથી લાગતાં. બહુ ખરાબ નહિ, તો વિચિત્ર લાગે છે એક વસ્તુ–ભણેલ લીલા અને અંજની કે અભણ મહાલક્ષ્મી પોતાના પતિને 'મારા નાથ, મારા સ્વામી' એમ કહીને સંબોધે છે તે નાટકિયાવેડા લાગે છે ને શોભતું નથી. એક નવીન પ્રશ્ન લેખે વાર્તા રોચક છે.

(૧૧૪) ગંગાનાં નીર : લેખક શ્રી. ઇંદ્ર વસાવાડા. પ્રકાશક : નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ. મૂલ્ય : અઢી રૂપિયા.

શ્રી. ઇન્દ્ર વસાવડાએ આ પહેલાં હિંદીમાં *શોભા* નામની નવલકથા લખી હતી (જેનો ગુજરાતી અનુવાદ થઈ ગયો છે.) તેની ઉત્તરકથા લેખે આ વાર્તા છે. 'શોભા' એ એક અપૂર્ણ વાર્તા લાગતી હતી કારણ કે એમાં શોભા (સ્ત્રી–વિધવા કે ગમે તે)–નો પ્રશ્ન કેન્દ્રસ્થ નહોતો. આ કથા 'શોભા'નો ઉત્તર ખંડ બનીને શોભાને–વિધવા નારીના પ્રશ્નને–બરાબર કેન્દ્રસ્થ બનાવે છે. એ રીતે તો આ પુસ્તકનું નામ 'શોભા–ઉત્તર ખંડ' એ રહેવું જોઈતું હતું. પણ શરૂઆતનાં થોડાં પાનાં વાંચી નાખ્યાં પછી આ વાર્તા કોઈ અધૂરી વાર્તાનો પાછલો ભાગ હોય તેમ નથી લાગતું પણ એ સ્વતંત્ર વાર્તા જેવી જ બની રહે છે; એટલે આનું સ્વતંત્ર નામ પણ સાર્થક છે. શરૂઆતનાં પાનાંમાં આગલી વાર્તા યાદ ન હોય તો પાત્રો અને પ્રસંગો વિષે ગૂંચવણ રહે તેવો સંભવ છે. એ સંભવ પ્રસ્તાવનામાં આગલી વાતનો ટૂંક સાર આપીને ટાળી શકાયો હોત, પણ આ પાનાં રસભર છે એટલે વાંચવું શરૂ કર્યા પછી એ મૂકી દેવાની ઇચ્છા ન થાય.

વાર્તાનો રસ શરૂથી શરૂ થઈ જાય છે તે લગભગ છેક છેલ્લે સુધી બરાબર જળવાઈ રહે છે. છેલ્લાં બે પાનાં, વાર્તા ત્યાં સમેટાતી હોવાથી, ઉતાવળે પૂરાં થાય છે. એને લંબાવવાથી પણ તે કાંઈ સારાં બનત એમ નથી લાગતું, પણ એ પાનાંઓને 'ઉપસંહાર' એમ જુદું પ્રકરણ બનાવીને ખેંચી જવાં જોઈતાં હતાં. શોભા ગગાનાં નીરમાંથી ફરીને બચાવાય છે અને તેને સમજાઈ જાય છે કે જગતમાં એના કરતાં યે વધુ દુઃખી અને જેને મીઠા બે શબ્દો કહેનાર પણ કોઈ નથી એવી ઘણીઓ છે, ત્યાં આગળ વાર્તાનો અંત લાવવો જોઈતો હતો.

હિંદુ–મુસ્લિમ–એકતાના પ્રચારક હાજીમિયાંનો પ્રચાર ઇચ્છનીય છે, પણ પોતાની મોટરમાં એક સ્ત્રીને તે ગામેગામ ફેરવે તેમાં તેમના પ્રચારને

સામાજિક પ્રતિકૂળતા નડે એ વાત છેક જ ભૂલી જવાઈ છે.

વિધવા રાધાનું પાત્ર અનુપમ છે પણ જે વિચારથી પ્રેરાઈને એ ઘરની બહાર નીકળી ગઈ હતી તે વિચાર સાથે, પાછળથી કૂતરાના મોં આગળથી ઝડપ મારી પૂરી લઈ લેવાનું એનું કૃત્ય, અને છોકરાઓ અને જુવાનિયાઓ એની જે જાતની મશ્કરી કરે છે તે મશ્કરીની હદ સુધી પોતાના જીવનને એ લઈ ગઈ એ બાબત સંગત નથી. પછી દૂર જઈને એ એકાએક રડી પડે છે અને પૂરીનો ઘા કરી દે છે એ કૃત્ય એવું જરૂર બતાવે છે કે એનું આગલું કૃત્ય માનવ-સહજ દુર્બળતાનું પરિણામ હતું. અને એના દિલમાં જે આગ હતી તે જ આગ છે છતાં પહેલાં જે સ્થિતિ આવી ગઈ તે કેમ આવી ગઈ એ ગૂંચવણ ઊભી જ રહે છે.

પણ સમગ્ર રીતે આખી વાર્તા–પાત્રાલેખન, વસ્તુ, રજૂઆત, ભાષા ઇત્યાદિ–એટલું તો સરસ ને સુયોજિત છે કે ઉપરના દોષો ઝટ નજરે ન આવે. 'શોભા' કરતાં યે વધુ યશ ખાટી જાય તેવાં આ 'ગંગાનાં નીર' નિર્મળાં છે.

# નવજીવનનાં પુસ્તકો

## નવાં તૈયાર થયેલાં

**(૧૨૫) ગ્રામપંચાયતનો કાયદો :** તૈયાર કરનાર : શ્રી. નરહરિભાઇ દ્વારકાદાસ પરીખ. મૂલ્ય : ચાર આના.

ગ્રામપંચાયતોની શક્તિને ઓળખીને સરકારે તેનો એક કાયદો બનાવ્યો. તે એક વાર પસાર થયા પછી તેમાં ચાર વાર સુધારા થયા. ૧૯૪૦ના છેલ્લા સુધારાથી તેને મળેલ આખરી રૂપ પછી અંગ્રેજીમાંથી તેને આ પુસ્તકમાં ગુજરાતીમાં રજૂ કરવામાં આવ્યો છે. સાથે પ્રવેશક લેખે ગ્રામપંચાયતોનું અસલ સ્વરૂપ વિગતથી વર્ણવીને એ કેટલી મજબૂત, લોકહિતકારી અને અસરકારક પદ્ધતિ હતી તે સમજાવવામાં આવ્યું છે. આજે ક્યાંક ક્યાંક એનું આછું સ્વરૂપ જોવા મળે છે પણ તે પહેલાં જેટલું અસરકારક અને શુદ્ધ નથી. શુદ્ધ સ્વરૂપમાં એને સમજતાં આપણી પાસે એક આદર્શ અને સુખી સમાજવ્યવસ્થાનું ચિત્ર દોરાય છે. ત્યારે પણ લોકોમાં કોઈ ધનવાન અને કોઈ ગરીબ હતા પણ ગરીબીનાં દુઃખ અને અનિષ્ટ કોઈને ખાસ ભોગવવાં પડતાં નહિ હોય. એ વ્યવસ્થા આજે આ સરકારી કાયદાથી ફરી આવશે? અને હજી તો આમાં કેટલીક ખામીઓ રહી છે. છતાં નરહરિભાઈના શબ્દોમાં આપણે એમાં પ્રતિષ્ઠા કે સ્વાર્થનો ખ્યાલ છોડી શુદ્ધ વૃત્તિથી કામ કરીશું તો એમાં વધુ સુધારાઓ લાવી શકીશું.

**(૧૧૬) યંત્રની મર્યાદા :** લેખક : શ્રી. નરહરિભાઇ પરીખ. મૂલ્ય : ચૌદ આના.

આ પુસ્તકનાં પ્રકરણો કટકે કટકે 'હરિજનબંધુ'-માં જ્યારે આવતાં હતાં ત્યારે એને પુસ્તકાકારે પ્રગટ થવાની રાહ ઘણાએ જોઈ હશે. ગાંધીજી યંત્રના વિરોધી છે એ વિધાનને કંઈ પણ વિવેક કર્યા વિના મગજમાં રાખનારાઓને આ પુસ્તકનું વાચન સમજાવશે કે ગાંધીજી યંત્રનો શો અર્થ કરે છે અને તેનો ક્યાં ક્યારે કેટલો ઉપયોગ કરવામાં માને છે? પ્રસ્તાવનામાં શ્રી. કિશોરલાલભાઈએ પણ બહુ જ શાસ્ત્રીય રીતે આ વસ્તુ સમજાવી છે કે યંત્રનો વિરોધ ક્યાં હોઈ શકે ને એનો સ્વીકાર ક્યાં હોઈ શકે? પુસ્તકના જેટલી જ ઉપયોગી પ્રસ્તાવના છે. શ્રી. નરહરિભાઈએ પોતાનાં ૧૪ પ્રકરણોના પહેલા ખંડમાં યંત્રની શક્તિ, તેનાં સારાંમાઠાં પરિણામો, યંત્રની વિસ્તૃત વ્યાખ્યા, યંત્રનો ઇતિહાસ વગેરે ખૂબ બાબતો ખૂબ સરસ અને સચોટ રીતે સમજાવી છે. કામદારો, કળાકૌશલ્ય, કુદરતી સંપત્તિ, મજૂરી, માલ–એ બધાં ઉપરની અસર પણ સમજવા જેવી છે. બીજા ખંડમાં આપણા દેશમાં યંત્રને કેટલું સ્થાન છે તે કહેવામાં આવ્યું છે, અને ત્રીજા ખંડમાં યંત્રવિષયક ગાંધીજીના લેખોનો સંગ્રહ છે કે જેમાંથી ગાંધીજીના જ શબ્દોમાં ગાંધીજીના વિચારો જાણવા મળે છે. યંત્ર-

દ્વારા આજે જગતમા ચાલી રહેલી ભીષણ કતનને સમયે યત્રની મર્યાદાઓ ઉપર આપણે ગભીરપણે વિચાર કરવો જોઈશે, એમા આ પુસ્તક જમરો ફાળો આપશે

## નવી આવૃત્તિ

(૧૧૭) બુદ્ધલીલા લેખક• ધર્માનદ કોસબી ત્રીજી આવૃત્તિ મૂલ્ય બાર આના

(૧૧૮) આપવીતી લેખક ધર્માનદ કોસબી બીજી આવૃત્તિ મૂલ્ય સવા રૂપિયો

(૧૧૯) દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ (દ્વિતીય ખડ) ગાધીજી બીજીવાર. મૂલ્ય એક રૂપિયો

(૧૨૦) ઊધઇનુ જીવન લેખક કિશોરલાલ ધ મશરૂવાળા સુધારેલી વધારેલી નવી આવૃત્તિ મૂલ્ય દસ આના

જે પુસ્તક ખૂબ જ વખણાયેલુ અને જે વાચવાની જિજ્ઞાસા ઘણાએ ઘણી જ સેવેલી તે પુસ્તકની આ નવી આવૃત્તિ સુધારેલી વધારેલી છે એમાં ઊધઈ વિષે છેલ્લાં મળેલા પુસ્તકોમાથી હકીકતો પણ મેળવી લીધી છે આ નવી આવૃત્તિની નવી પ્રસ્તાવના પણ વાચવા જેવી છે લાગે છે કે આ નવી આવૃત્તિ ઝટ ખલાસ થઈ જશે

(૧૨૧) સહજાનદ સ્વામી અથવા સ્વામીનારાયણ સપ્રદાય લેખક શ્રી કિશોરલાલ ધ મશરૂવાળા બીજી આવૃત્તિ મૂલ્ય દસ આના

(૧૨૨) એક ધર્મયુદ્ધ• અમદાવાદની મિલમજૂર-ચળવળનો ઇતિહાસ લેખક શ્રી મહાદેવ હરિભાઈ દેસાઇ બીજી આવૃત્તિ મૂલ્ય છ આના

(૧૨૩) સ્વદેશી સમાજ મૂળ લેખક શ્રી રવીન્દ્રનાથ ઠાકુર અનુવાદક શ્રી નગીનદાસ પારેખ બીજી આવૃત્તિ મૂલ્ય આઠ આના

(૧૨૪) ગીતાબોધ ગાધીજી બીજી આવૃત્તિ મૂલ્ય દોઢ આનો

(૧૨૫) આશ્રમભજનાવલી : સપાદક : શ્રી જુગતરામ દવે બીજી આવૃત્તિ મુલ્ય બે આના

## કાવ્ય

(૧૨૬) કોણ માથા મૂકશે ? લેખક અને પ્રકાશક શ્રી લક્ષ્મીદાસ દ્વારકાદાસ નયેગાધી ૩૧, અનતવાડી મુબઇ ૨ મૂલ્ય ત્રણ આના

સ્વદેશભાવના રજૂ કરતું આ લાંબુ કાવ્ય છદ ભાવ અને અર્થની રીતે ઘણું સરળ છે વિદ્યાર્થીઓએ કવિતાના અભ્યાસ માટે વાચવા જેવુ છે

(૧૨૭) જનની લેખક શ્રી રતુભાઇ દેસાઇ પ્રકાશક• વિપિન અબેલાલ દેસાઇ ગુરુનિવાસ નેહરુ રોડ વિલેપારલે. મૂલ્ય એક રૂપિયો

મૃતમાતાના શોકમાં લખાયેલુ ૬૪૦ લીટીનુ આ પ્રશસ્તિકાવ્ય કર્તાના અતરભાવને ખૂબ સચોટતાથી રજૂ કરે છે કવિ આમા માત્ર શોકને જ વ્યક્ત કરતા નથી પણ તેમા વચ્ચે વચ્ચે સુદર પ્રકૃતિવર્ણન તત્ત્વજ્ઞાન અને ભાવનાની પક્તિઓ પણ આવે છે–આથી તે સપૂર્ણ કાવ્ય લાગે છે

(૧૨૮) The neem-tree લેખક–પ્રકાશક શ્રી ભગીરથ મહેતા ૩૫, માલ્ડન હાઉસ મરીન લાઇન્સ, મુબઇ વિક્રેતા એન એમ ઠક્કર. પ્રિન્સેસ સ્ટ્રીટ મુબઇ મૂલ્ય રૂ એક

એક ગુજરાતી ઊગતા કવિએ પોતાના લખેલા અગ્રેજી કાવ્યોનો આ સગ્રહ પ્રગટ કરીને પોતાનું અગ્રેજી ભાષા પરનુ પ્રભુત્વ વ્યક્ત કર્યું છે લગભગ બધા કાવ્યો પર પ્રસિદ્ધ અગ્રેજી કવિઓની છાપ દેખાય છે છતા કેટલાક કાવ્યો આકર્ષક છે The waves rise high મા કવિ જીવનકાનાનો સાદ સાભળે છે એ ભાવ ઘણો ઉન્નત કહેવાય The Cycle મા રાત્રિના આગમનનુ વર્ણન સરસ છે ઘણાખરા કાવ્યો સરળ અને સુમેળ શબ્દાવલિમાં અપ્રાસરચનામા તાલબદ્ધ વહ્યા જાય છે મોટા ભાગના કાવ્યો પ્રિયતમાને સબોધાયા હોય તેવા છે, અથવા કઈ વિચારકણ જેવા છે જેમા શબ્દાવલિ સિવાય વિશેષ નવીનતા જોવા ન મળે 'નીમ ટ્રી' એ પ્રથમ કાવ્ય એના પર વિચાર કરીએ તો

આપણને એ સમજવું મુશ્કેલ પડે કે આમાં કાવ્ય-વસ્તુ તે કઈ? બીજાં પણ કાવ્યો વિષે આ પ્રશ્ન થાય. જેમાં અંતરભાવ ન દેખાય, જેમાંથી કલ્પનાની મધુરતાના ઘૂંટડો લેવા ન મળે તેમાં કાવ્યત્વ ક્યાં રહ્યું?

ગુજરાતી ભાષા જેની માતૃભાષા છે તેને અંગ્રેજી ભાષામાં કંઈ વિચારો આવે તો તે છપાવવાથી લાભ કોને એ પણ એક પ્રશ્ન છે ખરો, કારણ કે અંગ્રેજી ભાષામાં તો આનું શું મૂલ્ય હોઈ શકે તે એક પ્રશ્ન છે.

## ટૂંકી વાર્તાઓ

(૧૨૯) **પદ્મલયઃ** લેખકઃ શ્રી. દુર્ગેશ શુક્લ, પ્રકાશકઃ ગતિ-રેખા કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય : બાર આના.

૧૧ ટૂંકી વાર્તાઓનો આ નાનકડો સંગ્રહ છે. પ્રથમ બે વાર્તાઓ વાંચતાં જ આપણને લેખકની શક્તિનો પરિચય થઈ જાય છે, અને પછી તો એ શક્તિ આપણને બીજી વાર્તાઓમાં પણ જોવા મળે છે. એ શક્તિ છે વર્ણન કરવાની કલા. વર્ણન પ્રસંગનું હો કે વસ્તુ કે વ્યક્તિનું પણ તે એવી છટાથી અને તેને આપવા જોઈતા મહત્ત્વના પ્રમાણને એવી સરસ રીતે સાચવીને થયેલું હોય છે કે વાર્તા આપણા હૃદયને જીતી લે છે. 'રાજમાતાનું રુદન', 'ત્રીજી પેઢી' અને 'નીલિમાનું સ્વર્ગ' વાર્તા લેખે સરસ નહિ કહી શકાય. તેમાંયે આ વર્ણનની કલા તો દેખાય જ છે. આ કલાને જ કારણે 'રજની' જેવી સફળ વાર્તા ગુજરાતની વાર્તાકલાના સુંદર નમૂના જેવી બની ગઈ છે. 'સૌ સૌનાં વેરી' એ વાર્તામાં ઘરડાં સ્ત્રીપુરુષ બે જુવાન સ્ત્રીપુરુષ વિષે બોલતાં કહે છે કે, 'જાણે આપણે વાત કરતાં હોઈ એમ વાત કરે છે,' આને બદલે સાચી રીતે તો 'વરવહુની જેમ વાત કરે છે' એ શબ્દો જ વધુ વાસ્તવિક થઈ પડત. 'જૂના જોડા' એ વાર્તામાં તો એક ભૂલ ભારે લાગે છે. નાનકડા કસ્બાનો ભગત જેવો મોચી સમીરો દીકરાની વહુને સિનેમામાં એકલો લઈ જાય, ત્યાં તેનો હાથ ઝાલીને તેને બેસાડે, બહાર લઈ જાય, એ વસ્તુ વાસ્તવમાં તો સંભવિત નથી જ લાગતી, પણ વાર્તામાંયે તે સંભવિત નથી દીસતી.

(૧૩૦) **વહેમી** : લેખકઃ સ્વ. વ્યોમેશચંદ્ર પાઠકજી. પ્રકાશકઃ જયમનગૌરી પાઠકજી, ખપાટિયા ચકલા. સુરત. મૂલ્ય : આઠ આના.

હિંદુ સંસારમાં કજોડાં અને સ્ત્રી પ્રત્યેની વહેમની વૃત્તિનો ઉપહાસ કરતું આ એક હાસ્યરસક નાટક છે. વિષય અને તેની રજૂઆત સામાન્ય વાચક-વર્ગને ગમે તેવાં છે.

(૧૩૧) **શૌર્યનાં તેજ** : લેખકઃ શ્રી. મનુભાઈ જોધાણી. વિક્રેતાઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્યઃ દોઢ રૂપિયો.

કાઠિયાવાડની કેટલીક વાર્તાઓ આમાં સંગ્રહાઈ છે. આ વાર્તાઓમાં જોશ અને ભાષા શ્રી. ઝવેરચંદ મેઘાણી અને રાયચુરામાં દેખાય છે તેવાં નથી દેખાતાં. 'મૈત્રીની ગાંઠ' જેવી વાર્તા તો કેવળ મૂર્ખતા-ભર્યા શૌર્યને જ આગળ લાવે છે, એટલે એ કંઈ સારી અસર ઉપજાવતી નથી. પણ પ્રવેશકલેખક શ્રી. અનંતરાય રાવળ કહે છે તેમ આ જમાનાની બુદ્ધિ અને એ જમાનાનું શૌર્ય જો ભેગાં થાય તો કોઈ અલૌકિક સર્જન થાય એ વાત સાચી છે. આ વાર્તાઓનો એટલો જ અર્થ છે.

(૧૩૨) **વનવનની વેલી** : લેખક : શ્રી. શારદાપ્રસાદ વર્મા. પ્રકાશકઃ શ્રી. યુગાંતર કાર્યાલય. સુરત. મૂલ્યઃ બાર આના

દસ વાર્તાઓનો આ નાનો સંગ્રહ છે. વાર્તાઓ સામાન્ય છે. બેએક 'રમૂજી' વાર્તાઓ છે પણ એમાં રમૂજ બુદ્ધિપૂર્વકના કાર્યનું કે બુદ્ધિયુક્ત વાણીમાંથી નહિ, પણ મૂર્ખાઈભર્યા કાર્યનું અને વિચિત્ર ભાષામાંથી ઉત્પન્ન કરવાની ચેષ્ટા થઈ છે ને ખુદ વાર્તાઓને જ રમૂજી બનાવી દે છે.

## સ્વીકાર

(૧૩૩) **સાક્ષાત્કારઃ** (એક નાની નાટિકા) શાન્તિલાલ વનમાળી શેઠ, મહાદેવ શેરી, મોટા ચોક, જેતપુર (કાઠિયાવાડ) કિંમત દોઢ આનો.

(૧૩૪) **ક્ષયરોગઃ** વૈદ હીરાલાલ ભટ્ટ, પાળિયાદ (કાઠિયાવાડ). મૂલ્યઃ બે આના

(૧૩૫) **ખોવાયેલી પગદંડી** : (કેટલીક અનુભવ-વાર્તાઓ) લેખિકાઃ સ્વ. ગોકાં. પ્રકાશકઃ લક્ષ્મીદાસ નથેગાંધી, ૩૧, અનંતવાડી, મુંબઈ. મૂલ્ય : એક રૂપિયો.

# સાહિત્યના પ્રદેશમાં

## અમેરિકન નવલિકાકારો

ભાઈશ્રી,

શ્રી માનવેન્દ્રના મનનીય લેખમાં તેમણે અમેરિકાના લબ્ધપ્રતિષ્ઠ નવલિકાનવેશો નો સંક્ષિપ્ત પરિચય આપવાની માનાર્હ કોશિશ કરી છે, અને સ્વાભાવિક રીતે તેમનો એ પ્રયાસ બીજી કેટલીક આધુનિક વ્યક્તિઓનો સમાવેશ થાય તેવો વિશાળ નથી જ, અને તેથી શ્રી માનવેન્દ્રની કલમે કોઈની પણ ઉપેક્ષા કરી છે એ દૃષ્ટિબિંદુથી સદંતર વિમુખ રહીને પણ આપણા રસિક વાચનારાઓને ઉપયોગી થઈ પડશે તેવા સદ્હેતુથી પ્રેરાઈને આજના બેચાર અમેરિકન નવલિકાકારો વિષે થોડીક માહિતી આપુ છુ—તે પણ ભાઈશ્રી માનવેન્દ્રની દરગુજર ચાહીને જ

અર્નેસ્ટ હેમિંગવેના આગમનથી વર્તમાન અમેરિકન નવનકથા અને નવલિકાના દીદાર પલટી ગયા તેમણે અનોખી શૈલી હાથ કરી અને પાત્રોની સૃષ્ટિમા પણ એક જાતની નવીનતા ઉમેરી આપી શૂરા સિપાઈઓની સાથે અડંગ ઉડાવગીર પણ એની કલમની રચનાસૃષ્ટિમા હાજર થઈ શકયા આજે પણ હેમિંગવેની કલમ પર અમેરિકનો એકના નહિ પણ અંગ્રેજી વાચનારાઓ આફરીન છે અને એમ પણ કહી શકાય કે એમણે વાર્તાકળાની નવી કેડી બતાવી આપી આ લેખક પર તો ભાઈ માનવેન્દ્ર સારી પેઠે લખ્યું છે, અને તે હકીકતો બિલકુલ સ્વાભાવિક છે ઘણાક વિવેચકો તેમને વાર્તાકલાનો Landmark ગણે છે એણે આવીને નવો વળાક આપ્યો એમ માનનાર થોડા નથી

તે પછી નાની નવલિકાઓ લખનાર લેખકોની સવારી આવતી રહી, પણ થોડાક જ મર્યાદિત પ્રદેશના સીમાડા ઓળંગી શકયા એ બધાના અથવા તો તેમના થોડાકના નામ આપવા જતા વિષયાંતર થઈ જાય

આજે અમેરિકન નવલિકાકાર તરીકે જગજાહેર થઈ ચૂકયા છે તે મિ વિલિયમ સારોયાન આપણા તરફથી થોડોક પણ પરિચય વાચકજનતાને કરાવી શકાય તેવા માનના અધિકારી છે ૧૯૩૦મા એ અમેરિકામા પણ અજાણ હતા આજે તો કોઈ જ અંગ્રેજી સાહિત્યરસિયો એમને ન પિછાને તેમ ન બને તેમની ખરી સાહિત્યની કારકિર્દીને ફક્ત આઠ વર્ષ થયા

અઢાર વર્ષના હતા અને છાપાના ફેરિયા તરીકે જિંદગી ગુજારતા તે વખતથી તેમની કલમ વાર્તાઓ લખવાનો પ્રયત્ન કરતી પણ 'Story' નામના પ્રખ્યાત સામયિકમા તેમની કૃતિ "Daring young man on flying Trapaze" પ્રસિદ્ધ થઈ એ વખતથી જ તેમની અવ્વલ નંબરના વાર્તાકાર તરીકે ગણના થઈ ચૂકી તે પછી તેમની કલમે વેગ પકડયો ને હમેશની એકના હિસાબે વાર્તાઓ લખવા માંડી આમ છતા તેમની પ્રત્યેક વાર્તામા તાજગી જળવાઈ રહી છે એ હકીકત અંગ્રેજી સાહિત્યમા પ્રથમ કક્ષાના લેખાતા નવલિકાનવેશ મિ એચ ઈ. બેટ્સ પણ કબૂલ રાખે છે તેમને સારોયાનની વાર્તાઓ સાદી સીધી હોવા છતાં સ્કેચ જેવી નથી લાગતી, પણ ખરો કળાકાર સંવેદન પેદા કરી શકે તે જ, અને તે દૃષ્ટિએ વિલિયમ સારોયાનની કોઈ પણ કૃતિ એના વાચનારના દિલમા પાત્રપ્રતિ સહાનુભૂતિ પ્રગટાવે છે, એટલુ જ નથી પણ ઘણીવાર વાચનાર પોતે કળાકારના જેવી જ લાગણી અનુભવી રહે છે

અને એ પ્રકારની તેમની સિદ્ધિ આજે નવલિકાના ક્ષેત્રમાંથી સીધેસીધા વધારે સૂક્ષ્મ ભાવનાઓ અને કળાદૃષ્ટિના ઊંડાણની અગત્ય દર્શાવતા નાટકના ક્ષેત્રમાં તેમને લઈ જાય છે.

નાટકની નિરાળી દુનિયામાં સારોયાનની કથા પૂરેપૂરા તેજથી ખીલી નીકળી. તેમના પહેલા જ પ્રયત્નો આજે અમેરિકાનું શ્રેષ્ઠ પુલીટઝર પ્રાઈઝ લાવી આપે છે. " My hearts in highland " અને " The time of your life " એ બે નાટ્ય-કૃતિઓ 'બ્રોડવે' થિયેટર પર રજૂ થઈ કે તરતજ કળાપારખુ વિવેચકોએ સારોયાનને સત્કારી લીધા. તેમના આજ લગીમાં પાંચ છ વાર્તાસંગ્રહો બહાર પડ્યા છે. " The Daring young man on flying Trapaze" (Penguin Books 8 As. only ) આઠ આનામાં મળી શકે છે. તે સિવાયના બીજા સંગ્રહોમાં " Inhales and Exhales, " " Gay and Melancoly flax, ", " Little children. " " Look here is my hat, " " The trouble with tiger " અને હમણાં તાજા બહાર પડેલા સંગ્રહ " The peace it's wonderful " એટલાનો સમાવેશ થાય છે.

આ છેલ્લા સંગ્રહના અવલોકનકારો એક વાત કબૂલ રાખે છે : " સારોયાનની વાર્તાકલા જીવનનાં બધાં શકય પાસાં જોઈ શકે છે. હવે તેમની કલાને ક્ષેત્રપલટાની જરૂર છે. " એક વિવેચક આ પ્રમાણે લખે છે " Saroyan for the moment, I think, is going, but Urquhart is coming. " હવે તે નાટ્યરચનામાં વધારે ખીલી નીકળે તેવાં ચિહ્નો દૃષ્ટિગોચર થાય છે.

પણ પેલા વિવેચક જેમનો ઉલ્લેખ કરી જાય છે તે ઉર્કવાહર્ટ પણ આવતાંવેંત રસિકોને મુગ્ધ કરી મૂકે તેવી શક્તિઓ પ્રાપ્ત કરીને જ વાર્તાના વેગીલા પ્રવાહમાં ઝંપલાવે છે.

અને અત્યારે વાર્તાલેખકો તરીકે જાણીતા છે તેમાં કી. બોયલ, વિલિયમ ફોકનર, એલ. એફ. એડિંગ્ટન, જોન સ્ટાઈનબેક, એ પણ સફળ ટૂંકી વાર્તાના સર્જક છે. રાલ્ફબેટસ, જેસી સ્ટુઅર્ટ અને પાઉલ એમીકસટર–એ બધાંનાં નામોનો નિઃસંકોચ ઉલ્લેખ કરી શકાય. અલબત્ત એ પ્રત્યેકના સંગ્રહો તપાસી જવાની વેળા નથી આવી, તેમ છતાં અમેરિકાનાં પ્રખ્યાત સામયિકો Atlantic, Starper's Magazine, Story અને Esquire જેવાં હમેશાં ઉક્તનિર્દિષ્ટ લેખકોની કૃતિઓ મેળવી લેવા તત્પર રહે છે. એટલે જ એ બધાની વાર્તા-કલા ઉચ્ચ પ્રકારની છે તેવું પ્રમાણપત્ર આપણને મળી રહે છે.

સામાન્ય રીતે છૂટીછવાઈ અમેરિકન નવલિકાઓ વાંચતાં એવું ભાન થાય છે કે આજના અમેરિકન નવલિકાનવેશ પાસે સાદી શૈલી છે છતાં સંવેદન ઉપજાવવાની તાકાત પણ છે, અને નજીવી ઘટનાને વાર્તાસ્વરૂપે ઘડવા જતાં સરસ ઉઠાવ આપી શકવાની આવડત પણ એ કળાકારોને સહેલાઈથી સુસાધ્ય બની છે. જીવનના કોઈ એકાદ પ્રદેશમાંથી નહિ પણ સમગ્ર જીવનનાં અંગોપાંગો નિહાળી લેવા સુધી એ કળાકારોની કલાનજર પહોંચી જાય છે અને વાતાવરણને રચવાની ફાવટ પણ આ સિદ્ધિઓ પૈકીનું એક લક્ષણ છે. વધારામાં, અમુક પ્રદેશની અગર વ્યક્તિની એ વાર્તા નથી બનતી પણ સહુ કોઈને વાંચવી ગમે તેવી સર્વલક્ષી વાર્તાઓ આજના અમેરિકન લેખકો આપી રહ્યા છે એ સત્યનો સ્વીકાર રૂઢિચુસ્ત એવા અંગ્રેજી વિવેચકો પણ કરે છે.

આપણને એ નવદૃષ્ટિએ રચાતા સાહિત્યનો પરિચય સાધવાની તક મળતી રહે એમ ઇચ્છીએ.

"જયંત શાહ"

☆

# બોલપટનું સાહિત્ય

—શ્રી શંભુપ્રસાદ સોમેશ્વર—

## સંતચિત્રોની યથાર્થતા

હમણાં ઘણાં શહેરોમાં નરસિંહ અને જ્ઞાનેશ્વર એ બે સંતોના જીવનની ફિલ્મો ધૂમ મચાવી રહી છે સામાન્ય લોકોની રુચિ દેમાર અને પ્રેમલીલાનાં ચિત્રો જોવા તરફ વિશેષ હોય છે વાડિયા, પ્રકાશ ઇન્ડિયન લીબર્ટી એ ફિલ્મકંપનીઓ દેમારની ફિલ્મો ઉપર જ નભે છે એમ કહેવાય બીજી કંપનીઓ પણ એવી ફિલ્મો ઉતારવા અથવા થોડું ઘણું પણ એવું તત્ત્વ પોતાની ફિલ્મોમાં લાવવા કોશિશો કરે છે એવી ફિલ્મો જોવા માટે તો અંગ્રેજીનો હરફ સુદ્ધાં ન જાણનારા લોકો અંગ્રેજી ફિલ્મો જોવા ઊભરે છે છતાં આ સંતચિત્રોએ તો એ ફિલ્મોના રેકર્ડો પણ તોડ્યા છે એ જોઈને બીજી કંપનીઓએ પણ એવાં ચિત્રો તરફ પોતાનું લક્ષ દોરવ્યું છે

જો કે સંતચિત્રો માટે આ કાંઈ નવી વાત નથી શરૂઆતમાં ફિલ્મોમાં બહુ ભાગે સંતોનાં ચરિત્રો અથવા ધર્મગ્રંથોનાં આખ્યાનો જ ઊતરતાં લોકોના રસો ગમે તેવા હોય પણ એમની વૃત્તિ તો ધર્માભિમુખ જ છે ધર્મગ્રંથોમાંનાં આખ્યાનો પછી લોકકથાઓ-વિક્રમની વાર્તાઓ પડદા પર આવી તેમાં પણ પ્રધાન સૂર તે વિક્રમની ધર્મિષ્ઠતા જ હતી અને આજે પણ જેમ પુસ્તકોમાં તેમ ફિલ્મોમાં પણ મોટે ભાગે જીવનબોધ બોધતી વાર્તાઓ હોય છે કાલ્પનિક અને ઐતિહાસિક બન્ને પ્રકારની વાર્તાઓ પાછળ આ ઉદ્દેશ રખાયો હોય છે

ઉન્નત જીવન એ આ લોકમાનસના નેતાઓનો આશય છે અને સંતચરિત્ર એ એવા જીવનનું શ્રેષ્ઠ અને બહુજનપરિચિત અને પ્રશંસિત ઉદાહરણ હોવાથી ચિત્રનિર્માતાઓ એને લેવા મથે છે

સંતચિત્રોમાં પરિચિત અને ઐતિહાસિક સંતોનાં જ ચરિત્રો લોકોને જોવા આકર્ષે છે એમ કંઈ નથી એ આપણને આ અગાઉ આવેલા સંસારલીલા (પ્રકાશ પિક્ચર્સ) અને ધર્માત્મા (પ્રભાત-ચિત્ર) ઉપરથી જોવા મળ્યું છે જ્યાં મહારાષ્ટ્રીઓની વસ્તી અતિ જૂજ અને મરાઠી ભાષા પણ કંઈ પરિચિત નહિ એવા સિંધના શહેરોમાં પણ મરાઠીમાં ઊતરેલું 'ધર્માત્મા' અઠવાડિયાઓ સુધી ચાલેલું એટલે તુકારામ તુલસીદાસ નરસી ભગત કે જ્ઞાનેશ્વર ધૂમ મચાવે તે દેખીતું છે

પણ લોકોની વૃત્તિનો લાભ કે અતિલાભ લેવો તે ઇષ્ટ છે? લોકોને એ વસ્તુ ક્યાં પકડી રાખશે?

મને લાગે છે કે 'જ્ઞાનેશ્વર'નો પ્રથમ અર્ધભાગ જેવો છે તે રીતે સંતચરિત્રોનાં ચિત્રો બને તો તે લોકોને ઘણાં જ ઉપયોગી બને નાનાં બાળકોની જે મુગ્ધ સૃષ્ટિ જ્ઞાનેશ્વરના અર્ધભાગમાં રચાઈ છે તે ખરેખર ખૂબ સુંદર છે બાળકો નાચે છે, ગાય છે, રડે છે તેમની સાથે આપણે પણ એ ભાવોના સ્પંદનો અનુભવીએ છીએ 'જ્ઞાનેશ્વર'માં લગભગ બધાં જ પાત્રો પોતાનું કામ ખૂબ વફાદારીપૂર્વક કરી જાય છે શઠપાત્ર છે તે પણ જ્યારે તેની પુત્રી તેની પાસે ગલુડિયાને લાવે છે ને તે રમાડવા લાગે છે ત્યારે આપણી સહાનુભૂતિને ખેંચી જાય છે આ બતાવે છે કે મનુષ્યમાત્રમાં પ્રેમ તો છલોછલ ભર્યો છે, જ્ઞાનચક્ષુને અભાવે જ તેનાથી પ્રેમતત્ત્વની ઉપેક્ષા થઈ જાય છે સમાજને શીખવવા માટે આ કેવી સરસ વસ્તુ! જ્ઞાનેશ્વરનો પાછલો અર્ધો ભાગ પણ ચિત્ર, અભિનય ઇ કલાની દૃષ્ટિએ તો ખામીરહિત છે પરંતુ ત્યાંથી જ ચમત્કારોની શરૂઆત થાય છે એટલે સંતચિત્રોમાં આ વસ્તુથી આવી ગયેલું એકધારાપણું તે કંઈક કંટાળો આપે

છે. જ્ઞાનેશ્વરમાં ચમત્કાર તો બે જ વાર આવે છે : કૂવામાં જ્ઞાનેશ્વરે ભૂત ન જોયું એ આશ્ચર્યથી ગામ-લોક જ્ઞાનેશ્વરને મહાન શક્તિ માનવા લાગે છે, એ પ્રસંગ ખાસ કંટાળો આપતો નથી, કારણ કે તેમાં ગામલોક કૂવામાં ભૂત જોતું હોય અને જ્ઞાનેશ્વર એને પોતાની શક્તિથી ઉડાડી દેતા હોય તેવું નથી બતાવ્યું. પ્રભાત કંપનીએ અહીં આટલી મૌલિકતા બતાવી છે. ચમત્કાર કહેવાય છતાં ચમત્કાર જેવું ન લાગે તેવો પ્રસંગ જ્ઞાનેશ્વર પાડા પાસે વેદમંત્રો બોલાવે છે તે છે. જ્ઞાનેશ્વરની ઇચ્છા હતી કે પાડો વેદમંત્ર ઉચ્ચારે એ ખરું, પણ પ્રસંગ જુદી જ રીતનો બનેલ છે. જ્ઞાનેશ્વર જ્યારે મંત્ર બોલતા હતા ત્યારે શુદ્ધ બ્રાહ્મણોને થયું કે એક ભ્રષ્ટ છોકરો વેદમંત્ર બોલે! એટલે તેઓ એના મોં આડો હાથ દે છે અને ત્યાર પછી બીજી કે ત્રીજી ક્ષણે પાડો બોલવા માંડે છે. આ પ્રસંગ એવા યોગ્ય સમયે બને છે કે તેમાં બહુ જ ઔચિત્ય લાગે છે ને એ ચમત્કાર જેવું નથી લાગતું. જો આવી જ કોઈ રીતે દીવાલને ઉડાડવાનો પ્રસંગ રજૂ થયો હોત તો એમ ગણાત કે એ કેવળ લોકવાયકા જ રજૂ કરવા યોજાયો છે, નહિ કે લોકો ઉપર એની અસર પાડવા. ચમત્કારોથી લોકોમાં સંત પ્રત્યે પૂજ્યભાવ નહિ પણ અહોભાવ જ જાગે છે, લોકોને એમના ચરિત્રને પોતાના જીવનમાં ઉતારવાનો ઉપદેશ એથી નથી મળતો. આ ચિત્રનો બધાં સંતચિત્રોની પેઠે એક બીજો દોષ, જે સૌથી મોટો દોષ ગણાય તે, એ છે કે એમાં શઠ વ્યક્તિઓ સંતોની સચ્ચાઈથી પ્રેરાઈને સંતને શરણે આવેલ નથી પણ સંતોના ચમત્કારો જોઈને તેથી ડરીને જ તેમને શરણે આવેલ છે. કોઈ ચિત્રમાં તો એ શઠ વ્યક્તિઓને શરણે આવેલી પણ નથી બતાવી, પરંતુ શરણે આવવા કરતાં મૃત્યુને બહેતર ગણતી બતાવી છે.

ઊલટ પક્ષે 'નરસી ભગત' તો સાવ નિષ્ફળ ચિત્ર કહેવાય. એનું કલાનિયોજન સારું છે. એમાં જે વાતાવરણ છે તે નરસિંહ મહેતાના કાળનું બરાબર લાગે છે. વસ્ત્રો, મકાનો, મકાનોનાં બારી-બારણાં, વાહનો ઇત્યાદિ બરાબર કાઠિયાવાડનો ખ્યાલ આપે છે, કેટલાંક ગીતો પણ સારાં છે, પરંતુ વસ્તુ બહુ સામાન્ય છે. નરસિંહ બનેલા શ્રી. પાગનીસ અભિનેતા તરીકે ક્યાંય ભૂલ આવવા નથી દેતા, પરંતુ આપણી કલ્પનામાં તો નરસિંહ મહેતો એટલે સુદામાનો ભાઈ–આ ખ્યાલ એમના જાડા શરીરમાંથી કેમે ય સ્પષ્ટ થતો નથી, એટલે આપણી આંખને એ રુચતા નથી. માણેક મહેતી તરીકે દુર્ગા ખોટે, શામળશા તરીકે રામ મરાઠે અને બીજાં કેટલાંક પાત્રો બહુ સારું કામ કરે છે એમ ગણાય. પરંતુ જ્યાં વસ્તુમાં જ નવીનતા નહિ ત્યાં સમગ્ર ચિત્રનો ઉઠાવ જ ક્યાં રહ્યો? જનતા એ જોવા જાય છે કારણ કે એમાં સારાં અભિનેતા–અભિનેત્રીઓને એકઠાં કર્યાં છે, કનુ દેસાઈનું કલાનિયોજન છે અને નરસિંહના કાળને મૂર્ત કરવાના સુંદર પ્રયાસો થયા છે. આ કારણે ચિત્રઘરો ઉપર અઠવાડિયાંઓ સુધી ગિરદી રહે છે, પરંતુ તેથી કંઈ ચિત્ર પાછળ લીધેલો શ્રમ સાર્થક નથી બનતો. આ ચિત્રમાં ચમત્કારો તો એટલા બધા આવ્યા કરે છે કે એમાં નરસિંહની ભક્તિ ઢંકાઈ જાય છે ને નરસિંહની મહત્તા તો દેખાતી જ નથી. સંતચિત્રોનો આ મોટામાં મોટો દોષ છે અને જો વધુ વાર ચાલશે તો લોકોને એ અબખે પડી જશે. સંત-ચિત્રોની કતાર હજી ચાલી આવે છે. સંભળાય છે કે 'વિદુર'માં પાગનીસને રોકવાના પ્રયત્નો થઈ રહ્યા છે. પાગનીસે એ માટે ત્રીસ હજાર માગ્યા છે. એ રકમ ફિલ્મકંપનીને ભારે લાગે છે. પણ જો એનું સમાધાન થઈ જશે તો સ્થૂલ શરીરવાળા પાગનીસમાં આપણે દૂબળા વિદુરને જોવા પડશે. * પાગનીસનો અભિનય અને કંઠ સારો છે એ વિષે બે મત નથી. વિદુર બીજા સંતોની પેઠે ચમત્કારો 'કરનારા' નહોતા અને વળી સિરકો જેવી સારી કંપની છે એટલે ચિત્ર જોવા લાયક તો બનશે, જો સદ્‌ભાગ્યે ચમત્કારઘેલા લોકોને આકર્ષવા મારી-

* આ વાત નક્કી થઈ ગઈ છે. પાગનીસ ૨૫ હજાર રૂપિયાથી 'વિદુર' માટે રોકાઈ ગયા છે.

મચડીને કોઈ ચમત્કારકાર્ય એમાં લાવવામાં ન આવે તો એ પછી સત સખુબાઈ છે, કબીર છે કબીરમા તો શ્રી ઓમ્કારનાથની ભૂમિકા છે (સભળાય છે કે એમને કપની સાથે અથવચ કંઈક વાધો પડ્યો છે) આ કતાર ચમત્કારોની ન બને તેવી પ્રાર્થના છે ફિલ્મનિર્માતાઓએ ધ્યાન રાખવું જોઈશે કે ચમત્કારો બતાવવાનો અતિ ઉત્સાહ એમના શ્રમ પર ફટકો પાડશે ને લોકરુચિને બગાડશે સતચિત્રોની યથાર્થતા સતોનાં જીવનમાથી લોકસમુદાય કઈ પ્રબળ તત્ત્વ ગ્રહણ કરી લે એ જ છે એની સાથે 'જ્ઞાનેશ્વર'ની પેઠે કલામય રીતે વાર્તાપ્રવાહ અને ભાવો ગૂંથાયા હશે તો તે ભણેલ-અભણ સૌને આકર્ષશે



# નરસિંહ મહેતા

[ અનુસધાન પાન ૬૫૨ થી ]

સાચુ બોલો શામળિયા વહાલા,
કહોને કયા ગયા'તા રે
હમણા હેત ઉતાર્યું હરજી
પેલી નવલ નાર શુ મન મોહ્યું રે,
તમો વિના અમે તલસી મરીએ
તોલ તમારુ જોયુ રે

રાસ સહસ્રપદીના ૧૨૩ પદોમાં રાસના સ્થૂલ વર્ણનમા નિમગ્ન છે પરિધાન, વિવિધ હાસ્ય આલિંગન અને એવી કેટલી ય બાબતો ચર્ચાઈ છે વસત ને હીડોળાના કાવ્યો, ફાગસાહિત્યના પ્રકારો નરસિંહે ભક્તિસપ્રદાયમા આણ્યા દરરોજનું કટાળાભર્યું સામાન્ય જીવન જીવનારને આ પદો જીવનનો આનદ, ઉદાત્ત રસની ભાવના ને સ્નેહજ્યોતની અમર ભાવના સમજાવે છે

કૃષ્ણજન્મથી ગોવિંદગમનના કાવ્યો આખ્યાનો છે, અને આખ્યાનો તરીકે ભાવણ કરતાં આ આખ્યાનો ચઢિયાતા છે—જો કે પ્રેમાનદના જેટલા સારા નહિ

લાના કાવ્યોમાનું ઉત્તમ કાવ્ય સુરતસગ્રામ છે શૃગારરસથી ભરેલા પદો તેમાં છે નરસિંહના આ શૃગારકાવ્યો કેટલીક વાર લજ્જાની હદ ઓળગે છે

કુજ સમીપે આવિયા કુવરીને તેડી કુમાર,
એકાન્ત સ્થાને રચી શય્યા મળી કરે વિહાર,
ભૂધરે ભીડી હદે શુ, ચુબન લીધુ ગાલ
રસિયો તો રસ પ્રીતે પીએ, કદર્પ રસ રસાળ

*

સફલ રજની હુઈ આજની અભિનવી,
પલગ બેસાડી વ્હાલે હાસ્ય કીધુ
કર દર્પણ ધરી વદન અવિલોકવા,
પ્રેમનું ચુબન ગાલે દીધુ
કુસુમના ટોડર કઠ ભૂષણ ધરી
ભુજ ભૂધરે ભીડી હૃદયા સાથે,
સુરતસગ્રામ શુ હુ એને જઈ ભીડી,
જીત્યો યદુનાથ દૃઢ બાહુ બાથે

દયારામના કરતા નરસિંહનો શૃગાર વધારે વિવેકી ક્ષમ્ય ને કેવળ પ્રભુભક્તિનું સંબોધનશીલ રૂપ છે, કારણ કે વલ્લભનો પુષ્ટિમાર્ગ જે પાછળથી અનીતિ

ના પંથે દોરાયો હતો તેની અસર દયારામ ઉપર માલમ પડે છે. નરસિંહ તો વલ્લભ પહેલાંનો છે. તેનો શૃંગાર તેના ગોપી તરીકેના પ્રિયતમ તરફના ભાવનો અતિરેક આવિષ્કાર છે.[૨]

તેનાં ભક્તિ અને જ્ઞાનનાં પદો જે પ્રભાતિયાં છે તેમાં નર્યું તાત્ત્વિક ચિંતન છે; પણ શુષ્ક નહિ, રસપ્રદ છે.

"અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ
જૂજવે રૂપે અનંત ભાસે,
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું,
શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે.
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરો એ જ પાસે;
ભણે નરસૈંયો એ મનતણી શોધના,
પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે."

*

"જ્યાં લગી આતમા તત્ત્વ ચિન્યો નહિ,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
માનુષદેહ તાહરો એમ એળે ગયો,
માવઠાની જેમ વૃષ્ટિ બૂઠી.'

*

"વૈષ્ણવજન તો તેને કહીએ,
જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તો યે,
મન અભિમાન ન આણે રે..."

---

૨ "Dayaram does not passes the magical power of purging શૃંગારરસ of its passion-element; he cannot do what Narsinha at least professes to do when he says:

મારગ નવ લહ્યો રે, ત્યારે હા કહી રે,
પછી આરંભ્યો ત્યાં રાસ;
જળ થળ લીલા રે, તે હરિએ કરી રે,
કાઢ્યો હૃદયથી કામનો વાસ "

N. B. Divetia

આ ભાવના નરસિંહમાં પ્રદીપ્ત હતી, તેને મન આ જ સત્ય હતું. અને જે સમજ્યો, જે વિષે વિચાર્યું ને જીવનમાં મૂક્યું તે જ સત્ય તેની અમર કૃતિઓમાં તેણે ઓતપ્રોત કર્યું છે.

નિરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો,
તે જ હું તે જ હું શબ્દ બોલે!
શ્યામના ચરણમાં ઇચ્છું છું મરણ રે,
અહીંયાં કોઈ નથી કૃષ્ણ તોલે.
જળહળ જ્યોત ઉદ્યોત રવિકોટમાં,
હેમની કોર જ્યાં નીસરે તોલે;
સચ્ચિદાનંદ આનંદ ક્રીડા કરે,
સોનાના પાલણા માંહે ઝૂલે.
બત્તી વિણ, તેલ વિણ,
સૂત્ર વિણ જો વળી
અચળ ઝળકે સદા અચળ દીવો,
નેત્રવિણ નિરખવો, રૂપવિણ પરખવો,
વણ જીવ્હાએ રસ સરસ પીવો "

"This is perhaps one of the sublimest poems in the literature of the world. The poet combines here philosophic height with poetic beauty. Here is the poet's synthesis of knowledge and love at once subtle and sublime. Here Narsinha has risen to a power of conception and expression, a solemn majesty of noble, resounding utterence which has scarcely improved upon by any other author in the language."[૩]

---

૩. N. B. Divetia

Books for reference:
Classical poets of Gujarat.
N. B. Divetia's Lectures.
Milestones in Gujarati Literature.

☆

## આ પુસ્તકની ઉત્તમતાનાં પ્રમાણપત્રો

આ પુસ્તક વડોદરા રાજ્યના કેળવણીખાતાએ શાળાઓમાં ઇનામ અને પુસ્તકાલયો માટે મંજૂર કર્યું છે.

૨. આ પુસ્તક વડોદરા રાજ્યના પુસ્તકાલયખાતાએ પુસ્તકાલયો માટે મંજૂર કર્યું છે.

૩. આ પુસ્તક મુંબઈ ઇલાકાના સરકારી કેળવણીખાતાએ પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોની વિદ્યાર્થીઓની લાયબ્રેરીઓ માટે મંજૂર કર્યું છે

૪. આ પુસ્તકની ૨૫ (પચીસ) નકલો વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિરે ઉત્તેજન માટે ખરીદી છે.

૫. આ પુસ્તકની ૧૧ (અગિયાર) નકલો અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ઉત્તેજન માટે ખરીદી છે.

૬. આ પુસ્તકના પહેલા ભાગને આણંદમાં મળેલ બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદે સારાં પુસ્તકોમાં ગણ્યો છે.

૭. ભૂજમા ભરાયેલ કચ્છ હુન્નર ઉદ્યોગ પ્રદર્શનમાંથી આ પુસ્તક માટે પ્રમાણપત્ર (Certificate) મળ્યુ છે.

૮. આ પુસ્તકની ઉત્તમતા માટે અનેક સુપ્રસિદ્ધ સામયિકપત્રોએ સાગમાં સારા અભિપ્રાયો આપ્યા છે.

## ઘેર બેઠાં પૈસા કમાવા

આજે જ મંગાવો !

કચ્છ વેપારીમંડળના પ્રમુખ

શ્રી. ડુંગરશી ધરમશી સંપટના

"આમુખ" સાથે

# નફાકારક હુન્નરો

## ભાગ ૧–૨

નિષ્ણાતો અને અનુભવીઓએ લખેલા વિવિધ ભરોસાપાત્ર હુન્નરોથી ભરપૂર પુસ્તક

☆

૫૧૦ પાનાં, ઉમદા જાડા એન્ટિક કાગળો, શાસ્ત્રીય શુદ્ધ સુંદર છપાઈ અને આકર્ષક ગેટ–અપ છતાં–

કિંમત માત્ર ૪ રૂપિયા

(વી. પી. થી ટપાલખર્ચ ૧૦ આના જુદું)

મંગાવવા માટે લખોઃ—

સંચાલક, શ્રી લક્ષ્મી પુસ્તકમાળા,

પોસ્ટ સીનુગરા (અંજાર–કચ્છ)

વધુ ખાતરી માટે 'અભિપ્રાયોની પત્રિકા મફત મંગાવો

---

ત્રણ રૂપિયાની કિંમતનુ વિવિધ હુન્નરોથી ભરપૂર

## પુસ્તક મફત ભેટ મેળવો !

'નફાકારક હુન્નરો" ભાગ ત્રીજામાં છાપવા માટે લેખો અને પ્રયોગો લખી મોકલો.

વેપાર, રોજગાર, કારીગરી અને સ્વાશ્રયના પૈસા કમાવાની નજરે વ્યવહારુ લેખો.

હુન્નર, ઉદ્યોગ, વેપાર, વૈદક અને ઘરગથ્થુ ઉપયોગની વસ્તુઓ બનાવવાની સાચી માહિતીના પ્રમાણસર પ્રયોગો

ફળઝાડો, કીમતી ઝાડો અને પાકોના વાવેતરો વિષે ઊપજ–ખર્ચના આંકડાઓ સાથે અનુભવસિદ્ધ લેખો

કીમતી, ઉપયોગી અને ગુણકારી વનસ્પતિઓના તેલ, અત્તર, અર્ક, સત્વ, સરકા, સુકવણી મીઠાઈ, શરબત, મુરબ્બા, ચટણી, અથાણા વગેરે ઉપયોગી વસ્તુઓ બનાવવાની સાચી માહિતીના પ્રમાણસર વિગતવાર લેખો.

થોડી કિંમતના નાના હાથયંત્રોથી ચાલતા ઉદ્યોગોની જાણવાજોગ સંપૂર્ણ માહિતી.

તમોએ લખી મોકલેલ એક પણ લેખ કે પ્રયોગ આ પુસ્તકમા છપાશે તો તેની એક નકલ તમને ઘેર બેઠા મફત ભેટ મળશે. વધુ નકલો જોઈતી હશે તો પોણી કિંમતે વેચાતી મળશે. ટપાલખર્ચ જુદું.

તે ઉપરાંત તે લેખકને આ પુસ્તકમા ટૂંકી જાહેરખબર છપાવવી હશે તો મફત છપાશે !

આ પુસ્તકમાં તમારી જાહેરખબર છપાવી વેપાર વધારો.

વ્યવસ્થાપકઃ શ્રી લક્ષ્મી પુસ્તકમાળા, પોસ્ટ સીનુગરા, (અંજાર–કચ્છ)

: વર્ષ દસમું : અંક અગીયારમો : **ઊર્મિ** : ફેબ્રુઆરી : ૧૯૪૨ :

# લોકતંત્ર : વર્તમાનપત્ર : અને સાહિત્ય

રાજતંત્રમાં જેમ રામ અને રાવણની શકયતા છે તેવી જ શકયતા લોકતંત્રમાં પણ રહેલી છે. માનવની સરજેલી કોઈપણ કૃતિ સર્વાંગ સંપૂર્ણ તો હોઈ શકે નહિ. એવા અશકય આદર્શની આશા રાખવી એ પણ વ્યર્થ છે. પરંતુ જેમ રાજતંત્રની સબળ કે નિર્બળ, કલ્યાણકર કે અકલ્યાણકર, એવી વ્યવસ્થાનો ઘણો મોટો આધાર એક રામ અને એક રાવણ ઉપર રહે છે, તેમ લોકતંત્રમાં પણ એવી હરકોઈ વ્યવસ્થાનો ઘણો મોટો આધાર એક નિયામક પુરુષ ઉપર જ હોય છે. આ વાકયમાં 'જ' નો ભાર વધારે પડતો લાગવાનો સંભવ છે ખરો પણ લોકતંત્ર સંચાલનમાં એક પક્ષની સ્થાપના છતાં, છેવટનું નિર્ણયાત્મક સ્વરૂપ તો, એક અવાજને અધીન હોય છે, એમ ઘણાખરા અનુભવોને અંતે, લોકતંત્રના ઉપાસકો પણ સ્વીકારતા થયા છે.

આ ઉપરથી રાજતંત્રની કે લોકતંત્રની તૂલના કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી; તેમ જ સારામાં સારું લોકતંત્ર એ પણ છેવટે તો એક પ્રકારનું, એક જ માણસના હાથમાં મૂકાયલી સત્તાનું સ્વરૂપ છે, એ વસ્તુની વિશેષ વિવેચના કરવાનું પણ કારણ નથી. કારણ કે એ તો હવે લગભગ સ્વીકૃત બાબત બની ગઈ છે કે એક જ માણસના હાથમાં વંશપરંપરા સત્તા રાખવામાં આવે તો એનું ફળ એ માણસને પોતાને માટે તેમ જ માનવજાતને માટે સારું નથી. એટલે આંહીં તો એ વસ્તુ સમજવાની જરૂર છે કે લોકતંત્ર કયા પ્રકારનું થઈ શકશે તેનો આધાર લોકતંત્રને ઘડનારાં જે બળો છે તે બળો ઉપર છે. લોકતંત્રને ઘડનારાં બળોમાં સૌથી અગ્રભાગે વર્ત્તમાનપત્રો છે. એક રીતે ગણો તો જ્યાં જ્યાં લોકતંત્ર છે, ત્યાં ત્યાં એ લોકતંત્ર ખરેખર કલ્યાણકર થશે કે અકલ્યાણકર છતાં કલ્યાણકર હોવાનો સ્વાંગ ધરી રાખશે, એનો ઘણો આધાર વર્ત્તમાનપત્રોના સુકાનો ઉપર કેવા પ્રકારના સમર્થ પુરુષો બેઠા છે તેના ઉપર છે. પોતાના સ્વતંત્ર અભિપ્રાય વિનાના, દીર્ઘદૃષ્ટિ કે વિચક્ષણ શક્તિ વિનાના, નિર્ભેળ સત્ય રજૂ કરવાની હિમ્મત વિનાના માણસો જ્યારે વર્ત્તમાનપત્રોના તંત્રી સ્થાને ગોઠવાઈ જાય છે, ત્યારે એ દેશના લોકતંત્ર વિષે ઘણી મોટી આશા રાખવાની જરુર નથી. વહેલે મોડે એ લોકતંત્ર રચના વડે જ એનું મોટામાં મોટું પતન થશે.

એ દૃષ્ટિએ જોતાં આપણું જે લોકતંત્ર હવે આવવાનું છે તેની પ્રાથમિક તૈયારીમાં બે અગત્યની વસ્તુઓ પ્રત્યે લોકનેતાઓનું ધ્યાન ખેંચાય એ આવશ્યક છે. પહેલી

વાત મતમતાંતર ક્ષમતા છતાં, પોતાનો મત સ્પષ્ટ રીતે, અને સદ્વૃત્તિથી દર્શાવવાની વર્તમાન પત્રકારોની હિમ્મત: અને બીજી અગત્યની વાત: જે વિષે પોતે મત આપે છે તે વિષે સામાન્ય જ્ઞાન: દરેક સામાન્ય માણસને હોય એટલી સંસ્કારિતા. આ બીજી બાબત વિના 'મત' એ એક પ્રકારનું માનવ નિર્બળતાનું હાસ્યાસ્પદ પ્રતીક બની જાય છે; એના કરતાં તો એ અંધશ્રદ્ધા ઉપર કે આંધળા અનુકરણ ઉપર સ્થિત હોય તો વધારે સારું.

વર્તમાનપત્રો, લોકો જેટલા રસથી વાંચે છે તેટલી સમજણથી વાંચે, અને વર્તમાનપત્ર વાંચી, જમાનાની સાથે આગળ વધવાની જરૂર છે એમ જો સ્વીકારે, તો એના ઘણા મોટા ભાગે, વર્તમાનપત્રો વાંચવા માટે મૂલ્યાંકન આપવામાં, કરકસર કરવાની વૃત્તિ છોડવી ઘટે. જ્યાં સુધી આ વૃત્તિ પ્રજામાં ઘર કરી રહી છે ત્યાંસુધી વર્તમાનપત્રો કદી પણ "સીનેમાની જાહેરખબરોના આશ્રિત" જેવા છે તે આળસવાના નથી. અને એ એમ ન આળસે ત્યાં સુધી એનું એક મહાન કર્તવ્ય–પ્રજાને ઘડનાર હરેક પ્રવૃત્તિ–જેમાં સીનેમાઓ પણ આવી જાય–તેમને દૃષ્ટિ આપવાનું એમનાથી થઈ શકવાનું નથી. પ્રજાના ઘણા મોટા ભાગને સામાન્ય સંસ્કારિતા મેળવવા જેવાં આ બે સ્થળો–વર્તમાનપત્રો ને સીનેમાઓ–એ બન્ને જ્યાં સુધી એક બીજામાંથી દૃષ્ટિની આપ લે ન કરે, ત્યાં સુધી, એ બન્નેને ઘડનારું જે એક ત્રીજું બળ–'સાહિત્ય'' એ જીવન્ત બળ રૂપે સમાજમાં સ્થાન લઈ શકે નહિ. આ દરેક ચક્ર આ જમાનામાં એક બીજા ઉપર એવો આધાર રાખનારું છે, કે એક વિના બીજાનું અસ્તિત્વ હોઈ શકે ખરું, પણ તેમાં પ્રજાને કલ્યાણકર થવાનું તેજ ન હોય. આજે સાહિત્યના જીવનપ્રતિ અભિમુખ રાખનારી દૃષ્ટિ વિષે આટલો બધો લોકનાદ છે તેનો અર્થ પણ એ જ છે કે લોકો પોતાના વિષે કાંઇક જાણવા માગે છે, એમાંથી માત્ર વાસ્તવવાદ જ ફલિત ન થઈ શકે પણ એ જુદી જ ચર્ચાને આંહીં સ્થાન નથી.

એટલે પ્રજા જો સાહિત્યનો કે વર્તમાનપત્રનો બરાબર 'કર' નહિ આપે તો એણે પોતાની નિર્બળતા વધારવી રહી, અને સરકારી 'કર' વિષે ઉપેક્ષા સેવવી રહી.

તેજસ્વી વર્તમાનપત્રો વિનાનું રાજકીય જીવન પ્રજાને દૃષ્ટિદાન આપી શકે નહિ; તેજસ્વી વર્તમાનપત્રો વિના રાજકીય જીવન શુદ્ધ રહી શકે નહિ; અને તેજસ્વી વર્તમાનપત્રો વિના સાહિત્યનું બળવાન લોક કલ્યાણકર સ્વરૂપ, વિશાળતાથી પ્રગટી શકે નહિ.

ધૂમકેતુ

# તુલસી-ક્યારો*

[ એક વિસ્તૃત સમાલોચના ]

શ્રી. ભાનુભાઈ પ્રા. વૈદ્ય

'વેવિશાળ', વંચાયું ને લોકો એના પર મુગ્ધ થયા એ સમયની વાત છે. વાચકો વણિક કુટુંબના તાદૃશ્ય જીવન ચિતારથી 'ભાણુ' સાથે આત્મીયતા અનુભવી 'હવે-શું?' એમ વાટ જોઈ રહ્યાં હતાં. 'ફુલછાબ'નાં થોડાં અઠવાડિયાં ગયાં કોઈપણ ચાલુ વાર્તા વિનાનાં, અને લોકોની અધીરાઈ વધ્યે જતી હતી.

એક શુક્રવારે 'ફુલછાબ'નાં પાનાં પર રજુ થઈ 'તુલસી-ક્યારા'ની વાત. યમુના ગાંડીના બબડાટથી શરૂ થતી આ વાર્તા વાચક વર્ગને પ્રથમ દૃષ્ટિએ શ્રી. મેઘાણીની વાર્તા જન લાગી. પણ પછી તો ક્રમેક્રમે બ્રાહ્મણ-જીવનનો ચિતાર રજુ કરતી આ વાત વાચકનાં દીલ હરી લેનારી થઈ પડી. અને જ્યારે તે અટકી ત્યારે વાચકો ય ભયંકર વિમાસણમાં અટકી પડ્યાં.

'તુલસી-ક્યારા'નાં એકેએક પાત્રને વાચક ચાહતાં શીખી ગયો હતો, એટલે તેમને અધવચ્ચે લટકતાં જોઈ વાંચકને ચિંતા થાય તે સ્વાભાવિક જ હતું.

શેક્સપિયર માટે કહેવાય છે કે તે વકીલ હતો, ડૉક્ટર હતો, ચોર હતો, ટૂંકમાં તેણે જેજે જાતનાં પાત્રો સર્જ્યાં છે તે બધું એ હતો. 'વેવિશાળ' વાંચ્યા પછી શ્રી. મેઘાણી વાણિયા હોવા બાબત કંઈ શંકા રહેવાનું કારણ ન હતું. પણ 'તુલસીક્યારા'એ તે માન્યતામાં ફેર કરવાની જરૂર પડે તેવું બ્રાહ્મણ-જીવનનું ચિત્રણ રજુ કરેલ છે.

૧૩૧ મે પાને વયોવૃદ્ધ બ્રાહ્મણોને જનોઈથી પીઠ ખંજોળતા બતાવવાનું બ્રાહ્મણ સિવાય બીજા કોનાથી બની શકે તેમ છે? "તુલસી-ક્યારા"માં આવા તો કેટલાય પ્રસંગો છે કે જેમાં આપણને લેખક બ્રાહ્મણ જ હોવા જોઈએ એમ લાગ્યા વિના નથી રહેતું.

એક ઊડતી નજર નવલનાં પ્રસંગો પર ફેરવી જઈએ.

આગળ કહેવાઈ ગયું છે તેમ 'તુલસી-ક્યારા'ની શરૂઆત બહુ સરસ નથી થઈ. નવલ શરૂ કરતાં લેખકના મગજમાં 'કોના પ્રારબ્ધનું?' એ વિચાર ખાસ ઘૂમતો લાગે છે. લખાણુ જેમ આગળ વધ્યું તેમ એ વિચાર 'ઢાંકવાની વૃત્તિ'નાં નિરુપણમાં દબાઈ ગયો. એ નવા ખ્યાલે નવલમાં ઓર રંગત જમાવી છે. જો કે આ નવો ખ્યાલ તો સર્જન જૂનો છે.

જબાલીની ઉપનિષદ્કથા એ વાતની પ્રતિતિ-રૂપે રજુ કરી શકાય. જબાલીને કોઈએ ભ્રષ્ટ કર્યાની ખબર પડ્યા પછી ઋષિ તેનો તિરસ્કાર નથી કરતા. ઋષિ તો તેનાં બાળકને પ્રેમથી પાળેપોષે છે. એ બાળક મોટો થયે તેને ભણવા મોકલાય છે સત્યકામ જબાલનું નામ આપી ને!

આજના સમાજમાં આટલી છૂટથી એવાં બાળકનું પાલન થઈ શકે તેવું ન હોવાથી તેમ જ તેવું કરવાની માસ્તરની શક્તિ ન હોવાથી સોમેશ્વર દવે ઊભી કરે છે મીઠી આત્મવચના. જે ખૂબ જ આદરણીય છે.

"કોના પ્રારબ્ધનું?" કહેનાર સોમેશ્વર માસ્તર કરતાં 'ઢાંકનાર' દવે વધારે સફળતાપૂર્વક નવલમાં આલેખાયા છે.

શ્રી. મેઘાણીને માનવીની અસહાયતાનો લાભ

* લેખક, શ્રી ઝવેરચંદ મેઘાણી પ્રકાશક: આર. આર. શેઠની કંપની. કેશવ બાગ: પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઈ: કિંમત રૂા. ૨-૮-૦ : પાનાં ૩૪૦ ઉપર : પાકું પૂઠું.

લેતી સંસ્થાઓ પ્રત્યે જબરી નફરત છે. "વસુંધરાનાં વહાલાં દવલાં"માંનો તેમનો અનાથાશ્રમ પરનો કટાક્ષ વાચકો નહીં જ ભૂલ્યાં હોય. 'તુલસી-ક્યારા' માંય ગાંડાંની ઇસ્પીતાલ સામેની તેમની સૂગ ધ્યાન ખેંચ્યા વિના રહે તેમ નથી. ક્યાંય પણ માનવતા તરછોડાતી જોતાં લેખકનો આત્મા કકળી ઊઠે છે. ભૈરવપુરના ભૂવાનેય લેખક કોરો નથી મૂકતા. કેટલીય યમુનાઓ ભૈરવપુરમાં ભેખડાઈ જતી હશે!

લેખકને ખાસ પક્ષપાત છે દવાખાનાંની નર્સો તરફ. 'વેવિશાળ'ની મધુરી લીના સર્જ્યા પછી લેખકે આમાં ય સોમેશ્વર માસ્તરને મોંએ નર્સોને કેવી અંજલિ આપી છે! "હદ કરો છો, માતાઓ! તમે પણ અવતાર ધન્ય કરો છો. સડેલાને સુધારો છો. મૂવેલાંને જીવાડો છો." (પાનું ૨૫૪)

૧૧ મે પાને દેવુનો 'માર' પરનો કટાક્ષ કેટલો પ્રબળ છે! નિશાળો-મંદિરો ને ઇસ્પીતાલોના માર સામે એ બાળક ધૂંધવાય છે. પણ 'સોટી વાગે ચમ ચમ...' પદ્ધતિનો સફળ વિરોધ કરનાર મોન્ટેસરીની ય ખબર લઈ લેવાનું લેખક ભૂલ્યા નથી. (પાનું ૬૯) એ બધી લીંટીઓ કૌંસમાં કેમ મૂકી હશે, ભલા?

લેખક પાસે પોતાની જ સ્વતંત્ર વિચારસરણી છે. કોઈ પણ ચોકઠામાં ગોઠવાઈ જવું તેમને ફાવતું નથી.

સોમેશ્વર માસ્તરની દૂરની ભત્રીજી ગાંડી છે. તેને ડાહી કરવા ભૈરવપુર લઈ જાય છે. પછી તેને ગાંડાની ઇસ્પીતાલમાં મોકલે છે ત્યાંથી ય યમુના પાછી આવે છે. માસ્તરના પ્રોફેસર પુત્ર વીરસુતને પિતાની આવી ઉદારવૃત્તિ ગમતી નથી પણ પિતા તેને ગણકારતા નથી. તે તો યમુના ગાંડી, આંધળા મામા બધાંને પાળે પોષે છે. માતા વિહોણો દેવુ દાદાનો મેરુ છે.

પછી તો આવે છે શરશતી બૈજીને લાકડી દઈ સસરા વિરુદ્ધ બોલતી બંધ કરતી ભદ્રાનો પ્રસંગ. (૧૪) એ શરશતીનું શાક-પાન લાવી આપતાં આપતાં ય તેનો બકવાદ સહેતા માસ્તરની ઉદારદીલી મુગ્ધ કરે છે. (૧૫)

વીરસુત ભદ્રાને-રંડવાળ ભાભીને-પોતાને ત્યાં બોલાવે છે. વીરસુતની પિતા પ્રત્યેની તોછડાઈ (૧૭) શરમજનક લાગે છે. તોછડાઈ શું સુધરેલા જમાનાનો રોગ હશે?

૧૮ મે પાને શરૂ થાય છે પિતાની પુત્રને ઢાંકવાની ક્રિયા આવા સસરાના શિરછત્ર તળે ભદ્રાને રંડાપો પાળતી જોઈ વાંચક ધન્ય ધન્ય બને છે. (૨૧) દેવુની મૂન બાનાં ઘરેણાંની જાળવણી બાબતની ઉદાસાની ચીતરટ ગૃહજીવનનું મધુરું ચિત્ર છે.

પાંચમા પ્રકરણે દેવુની એકલતા, ભદ્રા અને કંચન વચ્ચેનો સ્વભાવ ભેદ જોતાંજોતાં આપણે ભાસ્કરની સન્મુખ આવી પડીએ છીએ. સુધરેલાં જેને સ્વાભાવિક ગણે તેવાં વર્તનથી ભદ્રાને થતા આઘાતો લેખકે સફળતાપૂર્વક રજુ કરેલ છે.

કંચન ને વીરસુત ઝઘડે છે. તકરાર ઝપાટાબંધ આગળ વધે છે. કંચન વીરસુત પ્રત્યે બેદરકાર બની ભાસ્કરના કાંડાં ચોળે છે ને કાંડાં ચોળાવી તાજો થયેલ ભાસ્કર વીરસુતને ઠમઠોરે છે. વીરસુતને માર્યા પછી ભાસ્કર કંચન પાસે વીરસુત પર કેસ મંડાવે છે.

વચમાં ભાસ્કરનું ચારિત્ર્યનિરૂપણ ને વીરસુતનાં જૂનાં લગ્નનો ઇતિહાસ ઘણો જ રસિક છે. દેવુની બાનાં જીવનનું આલેખન વીરસુત સમોવડા પર કરૂણતા ભર્યો કટાક્ષ છે. ૬૨મે પાને વીરસુત ને માસ્તર વચ્ચેની વાતમાં વીરસુતનો દંભ તરી આવે છે.

પાનું ૬૩-વીરસુત M. A. ન થાય એ વાત લેખકના ખ્યાલમાં રહી હોય તેમ નથી લાગતું. વીરસુતને રસાયનશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર એમ જુદા જુદા વિષયોનો પ્રોફેસર કહેવામાં આવ્યો છે તે ય બરાબર નથી ઈ. સ. ૧૯૩૮ માં એ બધા વિષયો ભેગા શીખવવાનું બને તેવું હતું જ નહીં.

'તુલસી કરમાયાં' અજબ પ્રકરણ છે. લોકોની નિંદાખોરી, છાપાંવાળાની ધમાલિયા વૃત્તિ ને સોમેશ્વર માસ્તરનાં હૃદયનું દુઃખભર્યું મંથન તેમાં આબાદ રજુ થયેલ છે.

કંચન-વીરસુતની ધમાલના છાપામાં ખબર

વાંચી માસ્તરને મરવા જેવું થાય છે. દેવુ નવી બાને વઢવા મામા સાથે અમદાવાદ જવા ઉપડે છે.

ચૌદમું પ્રકરણ તેરમાંની કરુણતાને હળવી પાડવા હોય તેમ મામાનાં ફારસથી શરૂ થાય છે. કલાદૃષ્ટિયે આ પ્રસંગ પલટાનું ખૂબ મહત્વ હોય છે. શેક્સપિયરથી માંડી બધા સમર્થ કલાકારોએ કરુણા આલેખ્યા પછી થોડો હાસ્યરસ પીરસવાનું યોગ્ય ધારેલ છે. ૮૮ મે પાને વિલાપથી દેવુને ય રડવા જેવો કરી મૂકનાર મામાનાં રુદનથી આપણે હસી પડીએ છીએ.

અમદાવાદ પહોંચી દેવુ ચાનો પ્યાલો લઈ વીરસુત પાસે જાય છે. "સુકાઈ ગયા છો ?" નમાયાં બાળકની અસહાય દશાનું પ્રદર્શન છે.

૯૮ મે પાને અજાણ્યાં શહેરમાં દેવુ બહાર નીકળી પડે તે સંભવિત નથી લાગતું. સોમેશ્વર દાદાના લાડકા દેવુને ભદ્રા ભાભીએ બહાર નીકળવા જ કેમ દીધો એ નથી સમજાતું. કે પછી કંચનમાં રહેલ સ્ત્રી-સહજ મર્યાદાની પ્રતિતિ કરાવવા માટે દેવુને બહાર કાઢ્યા વિના ચાલે તેમ ન હતું ? મને તો લાગે છે કે કંચનના સસરા પ્રત્યેની માનવૃત્તિ અને દેવુનો નવી-બા પ્રત્યેનો અનુરાગ બીજી કોઈ રીતે દેખાડાઈ શકયાં હોત તો સારૂં હતું. અને દેવુ બહાર નીકળી પડ્યા પછી તેની શોધાશોધ નથી થતી તે ય નવાઈભર્યું લાગે છે.

દેવુની પાછળ માસ્તર પણ અમદાવાદ આવે છે. વીરસુત પર કેસ માંડનાર કંચન સસરાને જોતાં છટકી જાય છે. દેવુ એ જુએછે,

કંચન સસરા સામે કોર્ટમાં ઊભવાની ના કહે છે અને છેવટે સમાધાન થાય છે.

કંચન પોતાની વિજય પતાકા ફરફરાવતી ભાસ્કર સાથે પ્રવાસ આદરે છે.

સોમેશ્વર માસ્તર ને જ્યેષ્ઠારામ દેવુને લઈ પુત્રવધૂની શોધમાં ઊપડે છે.

ભદ્રા વીરસુતને ત્યાં રોકાય છે.

'ડોળાયેલાં મન'માં લેખકે ખરી પ્રેરણા મળે તેવાં સ્ત્રી પાત્રોનો નિર્દેશ કરી આજના યુવકો કેવાં ટાયલાંથી રીઝે છે તેનો ખ્યાલ રજુ કરેલ છે.

ભાસ્કર કંચનને ગુલામ જેવી બનાવી દે છે. સાળા-બનેવીને ધમકાવીને તે પાછા મોકલી દે છે. અંતે કંચન હઠ કરી અમદાવાદ આવીને જ રહે છે.

સાળો-બનેવી પોતાને ગામ પાછા ફરે છે એ દરમ્યાન આંધળા જાતીને તો કંચન સમજાઈ ગઈ છે. દેવુ પણ કંચનનાં દીલમાં ખળભળાટ જગાવી જાય છે.

'દિયરની દુઃખ ભાગી' ભદ્રા વીરસુતમાં જબ્બર પરિવર્તન આદરે છે. ભદ્રાનું જીવન-તત્ત્વ વીરસુતને પ્રેરણાદાયી થઈ પડે છે. ભદ્રાની વિશુદ્ધિ વીરસુતનાં ડોળાયેલાં મનને શુદ્ધ કરે છે. ભદ્રા વીરસુતની માતા બની રહે છે. વીરસુતનાં ઘરમાં પાછી વ્યવસ્થા પ્રસરે છે.

ભદ્રાને વીરસુત એકલાં રહે તેની નિંદા ન કરવા જેવી ભલમનસાઈ આપણા લોકોમાં કયાં આવી છે. સોમેશ્વર માસ્તરનેય એ બાબતની ચિંતા થાય છે. એ ભદ્રાને પાછી તેડાવે છે. પણ વીરસુત તો બધાંને અમદાવાદ લાવે છે. એ અણધાર્યું પ્રયાણ ( પ્રમાણ તો મુદ્રણ દોષ છે. ) લોક-નિંદાને વેગ આપે છે. પણ આખરે તો ઘીના ઠામમાં ઘી પડી રહે છે.

કંચન વીરસુતને ગોઠવાઈ ગયેલો જોઈ બળી જાય છે. ભાસ્કર તેની 'દેવી'માં આવી ક્ષુલ્લકતા જોઈ નિરાશ થાય છે. અમદાવાદ પાછી ફર્યા પછી કંચનનો કોઈ ભાવ પૂછતું નથી. એક દિવસ તેની ગાડી સાથે દેવુને અકસ્માત થાય છે અને વાર્તાનું વહેણ વળે છે. ડોસા 'મરતી માએ સોંપેલો'માં પોતાનું હૃદય ઠાલવે છે. વીરસુત કંચનનો બરડો ઓળખે છે. ભદ્રા કંચનને સન્માને છે. દેવુ તો માતાનો પુજારી છે જ.

તકલાદી નવીનાઓથી કંટાળેલો ભાસ્કર વીરસુતને મળવા આવે છે. પણ ત્યાં તો યમુના તેને ગાળો આપતી સામે આવે છે. યમુનાનું જીવન ભાસ્કરે રોળીટોળી નાખ્યું છે. ભાસ્કર નાસે છે. પણ એ જ ભાસ્કરને હાથે ભદ્રાની પ્રતિષ્ઠાને ખાતર એક સદ્‌ગૃહસ્થ ટીપાય છે. વીરસુતને મળી ભાસ્કર અલોપ થાય છે.

એ પ્રસંગ વીરસુતને જરા અધીરો બનાવે છે. પણ ભદ્રા પર તો તેની કંઈ જ અસર નથી, એ તો એ પર એકાદ પહોરનો ઉજાગરો કરી આત્મનિરીક્ષણ કરી નાખી "...મૂઈ, રાંડ ! ગોદડાને ચોમેરથી દબાવીને

"સુઈ જા, મૂઈ! રાંડી!" કહી નસકોરાં બજાવતી ઊંઘી જાય છે.

જ્યેષ્ઠારામ મામા સોમેશ્વર માસ્તરને કંચનને પાછી પુત્રવધૂને સ્થાને સ્થાપવા સમજાવે છે. માસ્તર કબૂલે છે. મામા ૨૫૧ મે પાને કંચનનું હૂબહૂ પૃથક્કરણ કરે છે. માસ્તરનેય (૨૫૨) "ઉપરથી જંગલીને નિષ્ઠુર ભાસતી આ વર્ણન છટાની વચ્ચે મઢાઈ ગયેલું કંચન વહુનું ચિત્ર વધુ ને વધુ કરુણાર્દ્ર, વધુ ને વધુ સુંદર" લાગે છે.

૨૫૭ મે પાને કંચન સમક્ષ પોતાનો પોરસ કરતા માસ્તર આપણનેય ગમી જાય છે.

પણ તકલીફ તો ઊભી થાય છે કંચનને હમેલ રહ્યાની ખબર વીરસુત આપે છે ત્યારે. વીરસુત આ તકનો લાભ લેવા માગે છે. માસ્તર પણ ડઘાઈ જાય છે. તે તો બાપડા કહે છે, "તારી ભૂલે છે, ભાઈ! સડેલી જાંઘના ભવાડા ને દેખાડા ન કરાય. એના ઉપચાર એકાંતે ને ગુપ્તપણે જ શોભે."

આ વખતે ય મામા જ માર્ગ કાઢે છે. વીરસુતને તે એક વાત કહી રીઝવી દે છે. ખરી વાત તો તે માસ્તરને જ કહે છે ૨૬૫ મે પાને.

'અસત્ય એ જ સત્ય'માં ઊભો થાય છે ભવ્ય આત્મવંચના! કંચનને રાંકાની માફક ચોરીછૂપીથી ખાતી જોયા પછી માસ્તરનું હૃદય દ્રવી ઊઠે છે. તે ભદ્રાના સાથમાં સુખમય-ભ્રાન્તિ રચવાની શરૂઆત કરે છે. ૨૭૫ મે પાને એ કહી જ દે છે. "ઢાંકયે લાભ છે તેટલો ઊઘેડયે નથી, દીકરી ભદ્રા!" બંને સમજી જાય છે. "પ્રવંચના પોતે જ વસ્તુસ્થિતિ બની રહી. છેતરપીંડી પોતે જ પરમ પ્રામાણિકતા બની રહી."

પછી તો કંચનને લઈને માસ્તર ઘેર પહોંચે છે. તેને શણગારે છે. સીમંતના પ્રસંગની તેમને મન જબરી વધાઈ છે. કંચન આ સુખમય-ભ્રાન્તિમાં તણાયે જાય છે.

વીરસુત ૨૮૫ મે પાને કચકચ કરવા જાય છે, પણ તેને ય ભદ્રાભાભી સમજાવી દે છે. વીરસુત પાછો મીઠા સંસારની કલ્પના કરવા લાગે છે, ને પૂછી નાખે છે, "કહો કહો તો ખરા ભાભી! ઘરનું માણસ કઈ રીતે રીઝે?" રાંડી મૂંડી તેનો જવાબ કઈ રીતે દઈ શકે?

ત્યાં તો શરથતી બૈ. "કાં અલી ભદ્રી, ઓ! ક્યાં મૂઈ છો તું તે બાઈ?" કહેતાં આવે છે અને કંચને ઓટલા-પાર્ટીમાં મેળવેલ ફતેહની વાત કરી જાય છે. વીરસુતને સમજાય છે કે જેનું સ્થાન હવે પકડીને પીંપળો ઓટલે હતું તેને મોટરનું સ્ટીઅરીંગ વ્હીલ પકડાવવામાં પોતે ભૂલ કરી હતી.

પછી તો વીરસુતથી રહેવાતું નથી. કંચન પર તે પત્ર લખી નાખે છે પણ જાની પાસેથી દવેના તપાવવાની વાત બરાબર સમજેલા માસ્તર તે કાગળ કંચનને આપતા નથી ને વીરસુતને વિલાયત જઈ આવવા લખી નાખે છે.

ભદ્રા એ વાતને ટેકો આપે છે. વીરસુત ઊપડે છે અભ્યાસાર્થે ઇંગ્લાંડ!

પાછાં ફરતાં ભદ્રાને ગાડીમાં ભાસ્કર ભેગો થઈ જાય છે. ભાસ્કરને બે મેણાં મારી લેવાનું મન ભદ્રા રોકી શકતી નથી. પણ ભાસ્કર તો સ્થિતપ્રજ્ઞ જેવો છે. એ પ્રકરણનું ભાસ્કરનું વર્ણન તેને વધારે કોયડારૂપ બનાવી મૂકે છે. એ રોગજ્ઞની પ્રામાણીકતા માટે આપણને માન થાય છે. પોતાના માની લીધેલા સિદ્ધાંત વિરુદ્ધ તે માતા પાસેથી ખાવાનું ને બીસ્તરો ય નથી લેતો.

ઘેર પહોંચી ભદ્રા સસરાને 'બડકમદાર' બોલી પાઠ ભજવતા જુએ છે. કંચનને ઘર પોતાનું લાગ્યું છે. દેવું જાડો થયો છે. કંચનની પ્રસૂતિ સમયે માસ્તરનો 'બડકમદાર' બોલ ગળામાં ગૂંગળાય છે, પણ જાનીનો સમયસરનો ટાણો પ્રસંગને જાળવી લે છે.

વીરસુતને પોતાનો પાસપોર્ટ મુસ્લીમ ડૉક્ટરને આપી કંચનનો કાગળ વાંચતો જોતાં આપણે ધન્ય ધન્ય બની જઈએ છીએ અને લડાઈનો અંત આવવાની આતુરતાપૂર્વક રાહ જોતા નવલ બંધ કરીએ છીએ.

પહેલેથી છેલ્લે સુધી નવલમાં એક સરખો રસ જળવાઈ રહ્યો છે. પ્રસંગની ગુંથણી સુંદર છે. વાર્તા-

લાપ ખૂબ જ પ્રવાહીને ચેતનવંતો છે; પાત્રાલેખન બાબત જરા વિસ્તૃત લખવું પડશે.

આવાં સુંદર નવલમાં ય જ્યારે ઉતાવળને અંગે થયેલ થોડી ભૂલો નજરે ચડી જાય છે ત્યારે તે બહુ ખૂંચે છે.

હવે તો જાની ઓળખી માસ્તર ને મામા માટે ઊલટ સુલટ વપરાઈ ગઈ છે.

યમુના માસ્તરની ભત્રીજી કે ભાણેજ તે બાબત પણ ગોટાળો થયો છે. પાનાં ૧–૩–૧૭૬–૨૨૬. ત્રીજે પાને 'એનું એકજ સંતાન હતો.'

૭૧મે પાને "નાનીશી એક નરક રચી આપી." ૭૭મે પાને "ગાનનાં તાન નીકળતાં હતાં." તથા ૧૫૬મે પાને "ફુલોની બાગ હતી." સમા વ્યાકરણ દોષો તો અક્ષમ્ય લાગે છે.

૫૮મે પાને યમુનાને સોમવારે ધુણાવ્યા પછી ૪થે પાને ત્રીજો દિવસ રવિવાર કેમ આવ્યો. ?

૧૩મે પાને "પ્રભુપદ ગાન ગાઈ" તેમાં ગાન શબ્દ નિરર્થક નથી લાગતો ?

આતો છે વીણી વીણીને ભેગી કરેલી ભૂલો. બાકી હૃદય હચમચાવતા કટાક્ષો, સુંદરને ભવ્ય ઉપમાઓ તથા તાદૃશ્ય વર્ણનો તો 'તુલસી–ક્યારા'માં સભર ભર્યા છે.

વાચકનાં મન હરી લેનારી આવી સુંદર નવલ-કથા લખ્યા બદલ લેખકને ધન્યવાદ ઘટે છે. "વસુ-ધરાનાં વહાલાં દવલાં"માં સમાજનો નીચલો થર ચીતર્યા પછી આમાં સમાજનો ઉપલો થર ચીતરીને લેખકે અનોખી પાત્ર–સૃષ્ટિ ઊભી કરી છે.

શ્રી મેઘાણીનાં "રા. ગંગાજળિયો"નું અવલોકન કરતી વખતે મેં કંઈ એવી મતલબનું કહેલ કે મેઘાણીમાં પાત્ર નિરૂપણ કરતાં પ્રસંગ નિરૂપણ વધારે સુંદર હોય છે. 'વેવિશાળ'ને 'તુલસી–ક્યારા' એ મારી એ માન્યતાને ખોટી ઠરાવી છે.

'ભાનુ' સમાં પાત્ર ચીતરી શકતા કલાકારે પ્રસ્તુત નવલમાં 'ભદ્રાભાભી' નિરૂપીને ગુર્જર સાહિ-ત્યને એક વધારે ચિરંજીવ પાત્ર આપ્યું છે. ભાઈનું વ્યક્તિત્વ લેખકે એટલું તો સુરેખ ને સ્પષ્ટ ચીતરેલ છે કે ગુજરાતી સાહિત્યનાં મહાનમાં મહાન પાત્રોની સાથે એ 'રાંડીમૂંડી' વિના સંકોચે બેસી શકે તેમ છે.

યુવાન, રૂપવતિ ને અભણ ભદ્રા પોતાનાં સંસ્કાર બળે વીરસુતનાં જીવનમાં સાચો રસ પૂરી શકે છે. એ જ ભદ્રા ભાસ્કરસમાં રોગિયલને ય માનવતાની મહત્તા બતાવનારી થઈ પડે છે. (૨૩૯)

ભદ્રાને લેખકે સદ્દ્ગુણોનો પુંજ તો નથી જ બનાવેલ, દેર ભોજાઈની છાની વાતો–જો કે સુધરેલાં દંપતી આંતરકલહને ગુપ્ત વાત ગણવા તૈયાર ન જ હતાં.–સાંભળી લેતી ભોળી ભદ્રામાં વાંચકને માનવ-હૃદય જ ધબકતું લાગશે (૫૧) પણ ભદ્રાના ઉચ્ચ સંસ્કાર જ તેને સામાન્યતામાં લપસી પડતી અટકાવે છે. ભદ્રાની માનવતા પળ માત્ર પણ ઝંખવાતી નથી.

યુવાન ને રૂપાળી ભદ્રા બોખાં મોઢાંમાંથી બોલાતા હોય તેવા બોલ કાઢી શકે એ તેની ભવ્યતા સૂચ-વવા બસ નથી ? (૨૮૭) ભદ્રા તો માતા છે. પતિનાં સંભારણાં યાદ કરતી તે કેટલી મીઠી લાગે છે. જંગ-બારથી પતિ આવવાનો હોય તેવી રીતે પ્રિતમની યાદમાં આયખું વીતાવતી આ વિધવા જીવન–સાતત્ય-ની ભાવના કેવી અજબ રીતે મૂર્તિમંત કરે છે.

ભદ્રા તો છે હિન્દુ સમાજનું અણમોલું સ્ત્રી રત્ન ! જગતભરમાં ઘૂમી વળો, આવી ઉન્નત ભાવના પોષતું વૈધવ્ય ક્યાંય જોવા નહીં પામો !

ભદ્રામાં કટુતાનો અંશ નથી. ઝઘડવું તેના સ્વ-ભાવમાં નથી. પ્રેમથી વશ કરવામાં તે માનનારી છે.

પતિ મર્યે નિરાધાર બનેલ આ રાંક વિધવામાં દેખાય છે ક્યાંય નિરાશ્રારિતાનું પ્રદર્શન ? અને જરૂર પડયે તો તે કડક પણ કેવી થઈ શકે છે ? (૧૬૪)

ભદ્રાને આ રીતની સ્વસ્થતાનું શિક્ષણ આપનાર છે તેના સસરા સોમેશ્વર માસ્તર.

માસ્તર આથમતા યુગની ભવ્ય વ્યક્તિ છે. પંદર રૂપિયાનું પેન્સન મેળવતા વૃદ્ધ માસ્તરમાં જુનવાણી ખાનદાની સભર ભરી છે. આખાય કુટુંબનું ઢાંકણ તે ઘણી જ સરળતાપૂર્વક બની શકે છે. ઢાંકણ બનવા જતાં તેમને સસરાને બદલે સાસુનો પાઠ ભજવવો

પડે છે. સાસુ થતાંય તેમને આવડે છે. કંચનને તેમનું સાસુપદ જ બચાવી લે છે. ભદ્રા પોતાનો રંડાપો એવા સસરાને આશરે જ આશાએશથી વીતાવે છે, વીરસુત અને સોમેશ્વર માસ્તરની સરખામણી કરતાં ભદ્રા સસરાની અડીખમ વૃત્તિ પર વારી જાય છે.

આજનો જમાનો જેને જુનવાણી ગણે તેવા આ માસ્તરમાં 'ઢાંકવાનો' ગુણ તો ખાસ તરી આવે છે. ભદ્રાને અમદાવાદ એકલી મોકલી શકાય એટલા માટે તે અનસુના ઘોડા બને છે. કંચનને પણ તેમની એ જ મનોવૃત્તિ માણસાઈમાં લાવે છે. માસ્તર સાહેબનાં જીવનનો સૌથી કરૂણ પ્રસંગ તો તે દેવુને ઘવાએલો જુએ છે તે છે. લેખકે પણ 'મરતી માએ સોંપેલો' પ્રકરણમાં અવધી કરી નાખી છે. (૨૦૪મે પાને ડૉક્ટરે કંચનને ઓળખ્યા પછી ૨૦૮મે પાને તે જ ડૉક્ટર 'પેલાં બેનને બધી ખબર છે.' તેવું બોલે એ સ્વાભાવિક નથી લાગતું.) ૨૯મે પાને ડોસા દેવુની ગત માતાનું સંભારણું કેટલી ભવ્યતાપૂર્વક, કેટલી કરૂણતાપૂર્વક તાજું કરે છે. ડોસાનાં એટલાં વાક્ય જ કંચનમાં તો દેવુ પ્રત્યે મમતા જગાવવા પૂરતાં છે.–જો કે કંચનમાં તો દેવુ પ્રત્યે માતૃત્વાત્સલ્ય છે જ.

હિન્દુ સમાજની આ બલિહારી છે મા-વિહોણા બાળકને માતાની જરાશી પણ ખોટ જણાવા દીધા વિના ઉછેરનાર આવા સોમેશ્વર માસ્તરો જ આપણી અનુપમ વિશિષ્ટતા છે. એવાઓના પ્રેમે જ આપણાં કલુષિત બન્યે જતાં જીવનમાં અમૃતસિંચન કરી સમાજ-જીવન ફુલ્યું ફાલ્યું રાખ્યું છે.

આટઆટલા પ્રેમપૂર્વક બાળકનું જતન કરવા છતાંય પોતે બાળકની માતાની ખોટ તો પૂરી નથી જ પાડી એ છે માસ્તરનો અફસોસ "માનું હૈયું તો આવા ટાણે ફાટી જ પડત ના?" એ નાનાં વાક્યમાં ડોસાએ કેટકેટલી વ્યથા ઠાંસી ઠાંસીને ભરી દીધી છે. એ વાક્યનું લાંબું વિવેચન કરવાની જરૂર નથી. એ થોડા શબ્દો જ ઘણું કહી દે છે.

કોઈ પણ વાતને જો આપણે તેમાં રાત દિવસ રચ્યા મચ્યા રહી આપણો વ્યવસાય બનાવી દઈએ તો પછી આપણને એ વાતની નવીનતા નથી રહેતી. ગાર્ડને રેલ્વે મુસાફરી રોમાંચકારી નથી જ લાગતી. ડૉક્ટરોને માંદાં લોકોને જોઈ રડવું નથી જ આવતું. શ્રી મેઘાણી પત્રકાર છે. છાપામાં નામ આવ્યે મરવા જેવું થાય એમ તેમને ન જ લાગતું જોઈએ છતાંય 'તુલસીક્યારા'માં પોતાના દીકરાને છાપાને પાને ચડેલ જોઈ મરવા તૈયાર થનાર સોમેશ્વર માસ્તરનું હૃદય સમજવા જેટલી કોમળતા ગામોગામની હજારો ખબરો છાપતા મેઘાણીભાઈ? તમે હૃદયના કયા ખૂણામાં સંઘરી રાખી હતી?

ગયો જમાનો ઢાંકવામાં ગચતો. આજનો પત્રકાર તે છાપરે ચડી પોકારવામાં માને છે. ઢાંકવાની વાતને પોકારાતી જોઈ જે લાગણી થાય તેનું હૂબહૂ વર્ણન ભર્યું છે ૮૨મે પાને ૯ લીંટીના નાના પેરેગ્રાફમાં ૮૩મે પાને 'એનાં મો પર ઉછેરલા એક જ પહોરમાં તો જાણે કાળ હળ ખેડી ગયો હતો!' એ વાક્ય વાંચતાં યાદ આવી વીક્ટર હ્યુગોનાં Les Miser-ablesની જેમાં જાં વાલજાંના વાળ ટૂંક સમયમાં મનોમંથનને કારણે તદ્દન ધોળા થઈ જતા બતાવ-વામાં આવ્યા છે.

આવા ભદ્રિક માસ્તરનું પૂછવા ઠેકાણું છે જયે-ષ્ઠારામ જાની. એ છે અર્ધ આંધળો, અર્ધ અનાથ, ને અર્ધ લુચ્ચો માસ્તર સાહેબનો સાળો (૮૧) જાની વિચિત્ર મૂર્તિ છે. પ્રથમ દૃષ્ટિએ તો એ ઢોંગી, ક્રૂર ને ખધો લાગે છે. પણ કાળજીપૂર્વક વાચનારને જાનીની સાબૂત સાદી સમજ માટે માન ઉપજ્યા વિના રહે તેમ નથી. એની બધી વાતો જરા તીખી લાગવા છતાં તેમાં ભારોભાર તથ્ય ભર્યું હોય છે.

ટાઢે કલેજે જુગલ કિશોરની દીકરા વહુનાં ખુનની વાત કરી શકનો મામો પોતેજ ૨૬૧મે પાને એ બધી વાતને "દિલ બહલાવવાના ખેલ" કહી વાંચકને પોતાનો સાચો પરિચય કરાવે છે.

માણસ જેવાં માણસને કોઈપણ હીસાબે બચાવી લેવું જોઈએ, એ છે તેની વિચારસરણી. એટલા માટે ગમે તેવું નાટક ભજવવા તે તૈયાર છે. અને ૨૫૩ મે

(અનુસંધાન પૃષ્ઠ ૭૮૫)

# કાબો સમ્રાટ

## શ્રી. ચંદુલાલ પટેલ

**અં**ધારું ઊતરતું જતું હતું. ચંદ્ર-તારાજડિત ગગનના ઝળઝળા શેલા નીચે આંબા જેવડું દેવપુર શાંતિમાં ગરક બનેલું પડ્યું હતું. ઝૂંપડીઓમાંથી નીકળતા ધુમાડાએ એની કાયાને મઢી દીધી હતી. ગામનાં ખોરડાંની ને વૃક્ષોની આછી રૂપરેખાઓ આકાશના ઓજસ આગળ તરી આવતી હતી. ઝાંખી ઝાંખી બત્તીઓ ઝળકતી'તી, ધીમા ધીમા ક્યાંક ક્યાંક જાડી ભાષાના શબ્દો કાને અથડાતા હતા. એકાદ કૂતરું અચાનક ભસીને પાછું શાંત બની જતું હતું.

જરા ધ્યાનથી જોતાં જણાતું હતું કે ગામની ભાવિક વસ્તી ગામની ઓતરાદી દિશાએ આવેલા એક મંદિરમાં જમા થઈ છે. મા અંબાનું એ મંદિર એક ઊંચા ટેકરા ઉપર પોતાના અનોખા વૈભવથી ઊભું છે. રોજ સાંજે ત્યાં આરતી થાય છે, ઝાલરો વાગે છે, નગારા પર દાંડીઓ પિટાય છે ને ખરબચડાં સ્તુતિગીતો ગવાય છે. માતાના મંદિર આગળના ચોગાનમાં ભક્તજનો ભજનોની ને રાસની રમઝટ બોલાવે છે, ત્યારે દાડમડી ચમેલીના વેલા તરફ જોઈ મુસ્કુરાય છે.

પણ આજનું પર્વ આનંદદાયી છે. નવરાત્રિની આજ નવમી રાત. આજના જેવાં ભજનો ગઈ સાલ ગવાયાં હતાં અને આવતી સાલ ગવાશે. આજના જેવા રાસ-રાસડાઓ વર્ષ પહેલાં લેવાયા હતા ને વર્ષ પછી લેવાશે. કાલ કોણે દીઠી છે, પથિક!...આનંદો !... આનંદો !

ઠક...ઠક...ઠક ચોગાનની ફરસબંધી પર કડિયાળી ડાંગના તાલ દેતો એક બુઢ્ઢો આવ્યો. એના પગમાં વૃદ્ધત્વની નબળાઈ હતી ને આંખોના દીવડા બહુ જ ઝાંખા જલતા હતા. બાણું વર્ષનું એનું જર્જરિત આયખું આરામ માગતું હતું-કાં તો ઘરમાં ને કાં તો મસાણમાં. પણ મા અંબાએ એને આ ઉમરે ઘર પણ ન દીધું ને મોતે ય ન દીધું. છેલ્લાં ચાળીસ વર્ષથી એ એકલો જીવનનો માર્ગ કાપી રહ્યો હતો.

એને ય એક વખત ઘર હતું-સ્મૃતિમાં ય ન આવે એટલાં વર્ષો ઉપર, પણ અત્યારે તો બધું ઉજ્જડ, ગામના પાદર જેવું. મા, દીકરા, પરણેતર, દીકરિયું, બે પૌત્ર અને એક ગાય-આ બધાંયને એ મસાણે મેલી આવ્યો હતો. જુવાન અને વૃદ્ધ બન્નેને એણે અંતિમ મજલ સુધી સથવારો દીધો હતો, પણ પોતે જીવતો રહ્યો હતો.

અત્યારે તો બે ચીજની એને ખબર નથી રહી: એક તો કેટલા આપ્તજનોનો વિયોગ એને સાલી રહ્યો છે એની, અને બીજી કેટલી વાર માતાજીની આરતી ગાતાં એણે નગારે દાંડી ઠોકી છે એની.

ઘણી યે વાર એ મસાણમાં જઈને બેઠો હોય છે. ઘણી યે વાર ત્યાંથી હાડકાં ભેગાં કરી નદીમાં પધરાવી પછી માથાબોળ સ્નાન કરતો ગામલોકોએ એને જોયો છે. માતાના મંદિરના ચોગાનમાં એ ખુલ્લે ડીલે સૂતો હોય છે ત્યારે 'મા...નાનકો...પાંચિયો, રૂપલી અને અજવાળી વહુ અને ગોપાલ અદા...ઉતારો 'લ્યા, લઢો નહિ, આંઈ આવો.' એવું એવું કલ્પનામાં રાચતો પાગલની માફક બબડતો હોય છે. પછી ગામનાં પાંચ-સાત છોકરાં ત્યાં આવી કાબાની છાતી ઉપર ચડી બેસી "કાબાકાકા ..કાબાકાકા વાર્તા કહોને!" એમ કહે ત્યારે એ કાબોકાકો 'રૂપપરી અને સોનાની ગાય'ની વાર્તા કહેવામાં તલ્લીન બની જાય છે.

મંદિરનો પ્રેમગર પૂજારી એક વખત કોઈને કહેતો હતો, "અરે જુસબ, તું શું જાને ? મેરા કાબો છે ના, ઈ તો ગામકો માલક હે માલક !"

છોકરાંના 'કાબાકાકા'ને ત્યારથી ગામલોકોએ 'કાબા સમ્રાટ' ના હુલામણા નામથી નવાજ્યો. અને કાબો પણ કોઈ એને સમ્રાટ કહે ત્યારે ખડખડ...

ખડખડ હસી પડતો ને કહેતો, " જાગીરમાંથી ભાગ નંઈ દઉં. માખણનો લેપ ચોપડ મા ! "

એવો એ કાબો હાથની ડાંગ બાજુમાં મૂકી બધાને નમસ્કાર કરી 'જય જય ભાઈ ઓ...જય મા અંબે !' કહેતો મંદિરની ઓટીએ હાંફતો હાંફતો બેઠો. એનું માથું એણે પગથિયાં પાસેના થાંભલે ટેકવ્યું. એક સેકંડ–અર્ધી મિનિટમાં એનું મનપંખીડું સ્મૃતિનું તણખલું ચાંચમાં દબાવી ભૂતકાળના વિસ્તૃત મેદાનના એક ઝૂંપડામાં બાંધેલા માળા તરફ ઊડયું.

જુવાનીથી જ એણે મજૂરી ને દુઃખ જોયાં હતાં. યૌવનથી પરિપૂર્ણ એના ચહેરામાં તે વખતે પણ કઠોર ને નઠોર ભાગ્યે વેદનાના ચાસ પાડી દીધા હતા. એની વજ્ર સમાન કરોડને એણે વાંકી વાળી દીધી હતી અને એને હમેશ નિસાસા મેલતો કરી મૂક્યો હતો.

પોતાની બાજુમાં જ એણે ત્રણ છોકરાંને વીંટળાઈ વળેલી પોતાની સ્ત્રીને જોઈ. યાતનાના કેટકેટલા ચાબખાએ એ વિંઝાઈ રહી હતી એનો તો પ્રભુ જ સાક્ષી છે; હમેશની ગરીબાઈ, મજૂરી અને રુદને એના સૌંદર્યને કરમાવી દીધું હતું.

પછી છોકરાં મોટાં થયાં, એમનાં લગન લેવાયાં, વહુઓ ઘરમાં આવી, એક પુત્રીને સાસરે વળાવી અને છોકરાંને ત્યાં છોકરાના જન્મપ્રસંગે પોતે 'દાદો' યે બન્યો. કોઈ સારું તો કોઈ માંડું. જમીનો ખેડી, બી વાવ્યાં પણ મેહુલો ન વરસ્યો. દુષ્કાળ!...બીજું વરસ...ખેડેલી જમીને ધાન પાક્યું પણ તીડ પડ્યાં. ફરી એ જ દુષ્કાળ!...મનુષ્ય ને પશુઓનાં જીવન વચ્ચેનો તફાવત એ વર્ષોમાં ન રહ્યો.

નાના છોકરાની વહુ બીજી સુવાવડમાં ગુજરી ગઈ ને સાથે પાંચેક દિવસના આંતરે કાબાની અજવાળી પણ વહુની ભાળ કાઢવા ઊપડી. એક રાતે ગાયને કોઈ કાળોતરે ડંખ દીધો ને એક દિ' દીકરીના મરણના વાવડ વેવાઈને ત્યાંથી આવ્યા.

પછી વચેટની દીકરી મરકીનો ભોગ થઈ પડી, ત્યાર પછી બીજી, ત્રીજી, ચોથી...જાણે વડલાનાં પાંદડાં ખરવા લાગ્યાં ટપ...ટપ...ટપ. અને 'લતા' વગરનો 'વડલો' પોતાનું બિહામણું ખડતલ શરીર લઈને જીવ્યે જતો હતો.

પોતાના સમસ્ત સંસારને કાબો ગોમતીને તીરે બાળી આવ્યો હતો. જમીનો વેચીને બાળણું જમાડ્યા...ખોરડું વેચીને મહાજનનું દેણું ને રાજ્યનો 'લાગો' ભર્યો. એનો સંસાર તો ઉજ્જડ થઈ ગયો હતો, અને હવે જીવતર પણ વેરાન બની ગયું. પહેલાં એ કાબાભાઈ હતા, હવે એ કાબો સમ્રાટ બની ગયો. પંડની ચિંતા નહિ, દુનિયાની તમા નહિ એવો એ ખાવાનું મળે એ ખાઈ લેતો. સૂવાનું મળે ત્યાં સૂઈ જતો. રોવાનું દિલ થાય ત્યારે રોઈ લેતો ને ભૂતકાળનું કોઈ મધુરું સ્વપ્નું આવે ત્યારે હસી પણ લેતો. દુનિયાથી એ હાર્યો હતો છતાં દુનિયા એણે જીતી હતી. જીવનથી એ હાર્યો હતો છતાં જીવન એણે જીત્યું હતું. ઈશ્વરના ઘરનું તેડું આવ્યા સિવાય આ ફાની દુનિયામાંથી 'અદૃશ્ય' બનવાનો એણે જરા પણ પ્રયત્ન કર્યો નથી. બાળક જેવા હાસ્યનું ને વિવેચકો જેવી ગંભીરતાનું એણે સમતોલપણું જાળવી જાણ્યું છે.

ભૂતકાળની એક પછી એક કડીઓ ઉપર ઠેકતું ઠેકતું પેલું મન–પંખી પાછું વર્તમાનકાળની ડાળે બેઠું, અને ત્યાંથી પાછું ભવિષ્યના વિચાર–દરવાજામાં પેસી ગયું આવતી નવરાત્રિએ પોતે ક્યાં હશે! ઊંઘતી રાતને ભજનથી ને તોતિંગ નગારાના ઘેઘૂર નાદથી સજીવન રાખવા શું પોતે આ મંદિરમાં જ હશે? કે પછી પોતાનાં હાડકાંને પણ ગોમતીનાં નીર...

તંદ્રામાંથી જાગતાં એ ધીમેથી બબડ્યો, " મા જાણે! મને શી ખબર ! "

બેચાર જણે એનું વાક્ય સાંભળ્યું. એ લોકો હમદર્દીભરી નજરે કાબા તરફ જોઈ રહ્યા. એક જણ કંઈ બોલવા જતો હતો એને બીજાએ રોક્યો ને ફાળિયાના છેડાથી આંખો લૂછી. કાબો જેટલા લાડથી ગામને હુલાવતો હતો એથી પણ અધિક પ્રેમે દેવપુરે પણ એનાં જતન કરી જાણ્યાં હતાં. એ

વૃદ્ધના મરણ બાદ પ્રભુ પણ એને એ જ વહાલથી પંપાળી જાણે!

આવતી સાલના વિચાર કાબાએ મહાપરાણે હડસેલી મૂક્યા. આ સાલ અંબામાતાએ નગારું વગાડવાનો એક વધુ મોકો પોતાને દીધો છે એ ખ્યાલે એ સુખ અનુભવી રહ્યો.

મીઠા આહીરે પૂછ્યું, "કાં કાબાકાકા! આરતીનો વખત થયો કે નહિ?"

કાબાએ એક વખત આકાશ તરફ જોયું, એક વખત આંબાવાડિયામાંથી આવતા જીવાતોના સૂર એણે ધ્યાનથી સાંભળ્યા, એક વખત જમા થયેલી મેદની ઉપર એણે ફરતી નજર નાંખી ને પછી ડાંગને ટેકે ઊભો થતાં એ બોલ્યો, "હો...ઓ...ઉવે!"

માતાજીના દ્વાર પાસે ઊભાં રહી એણે અંબાજીને નમન કર્યાં. એને લાગ્યું કે રોજના કરતાં આજે ગોખના, ઝુંમરના ને માતાજીની ફરતી દીવીઓમાંના દીવા વધુ તેજે ઝળહળી રહ્યા છે.

પૂજારીએ આરતી તૈયાર કરી. એક જણે ઝાલર લીધી, પૂજામાં મદદ કરતા બીજા એક બ્રાહ્મણે શંખ ઊચક્યો, થોડાકે ઘંટડીઓનો ઇજારો સંભાળ્યો, બીજાંઓ–વૃદ્ધો ને જુવાનો, વહુઓ ને માતાઓ આરતીમાં સૂર પુરાવવા ઊભાં થયાં.

નં...

"સોનેકી છડી, રૂપેકી મશાલ,
જરિયનકી સાડી, મોતીકી માલ."
ઘણી ખમ્મા...માને...એ...એ...એ ઃ"

એમ કહેતાં કાબાએ નગારા ઉપર જુવાનીના જોસથી દાંડી ઝીંકી. મંદ મંદ વહેતા સમીરે પોતાની પાંખ પર ઝાલર, શંખ, તમરાં, આરતી, તાળીઓના ટપાકા, વગેરે સૂરોનાં મોજાંઓને ભેગાં કર્યાં, આમ તેમ ઝૂલવ્યાં ને પછી નગારાના ઘેરા માંગલિક ધમધમાટમાં ભેળવી દીધાં.

પહેલાં કદી વૃદ્ધ કાબાએ આવાં નગારાં વગાડ્યાં નહોતાં. જાણે એ વૃદ્ધનું હૃદય અચેતન નગારામાં ઊતરી આવ્યું હોય તેમ ગામની રાંગે અથડાઈને ઊડતા એના પડઘામાંથી ગીત, હાસ્ય ને રુદનના રણકાર જાગ્યા. સૂર–મેળાપનું એ ઝરણું ઊંચું ઊંચું આકાશ તરફ જાણે જવા લાગ્યું ને પછી ધ્રૂજતું જમીન ઉપર વરસ્યું. નગારામાંથી નાદ જાગ્યા, જય જય અંબે, જય જય અંબે!

ગામલોકોના હાથના ઇશારે નાચતા ઘંટની લોખંડી જીભોએ ને ઝાલરોએ ભેગાં મળી સામો જવાબ દીધો 'જય જય અંબે! જય જય અંબે!' સારું ય વાતાવરણ એક અજબ તનમનાટથી થનગની ઊઠ્યું.

ઘરડો કાબો મનના જખમો ને દિલની ચિરાડોનું દુઃખ ભૂલી ગયો. એ એ પણ ભૂલી ગયો કે એનું જીવન, વાવાઝોડામાં ભાંગી ગયેલા ઝાડના ઠૂંઠા જેવું આ જગમાં અટૂલું છે. મેદનીને જોતાં એને લાગ્યું કે એ પોતાનાં પુત્રો-પુત્રીઓ ને પૌત્રોથી ઘેરાયેલો છે. એ લોકો ભેળાં મળી, પોતે જેનાથી હરહમેશ વંચિત રહ્યો છે એવું સુખ ને ઉમંગનું ગીત ગાય છે, 'જય જય અંબે'ના તાલે એ નગારે દાંડી ત્રાટકતો રહ્યો. માયાનું સ્વપ્ન જોતી એની આંખોમાંથી આંસુની સેર છૂટી. એનું હૃદય એક વખત તો એક થડકો પણ ચૂકી ગયું.

માનવીના હાથ નગારે દાંડી પીટતા હતા ને દૈવી સૂર વાતાવરણમાં ગાજતા હતા : 'જય જય અંબે! જય જય અંબે!'

અચાનક આરતીની અધવચ્ચે એક અનિશ્ચિત અવાજ કરીને નગારું મૂંગું થઈ ગયું. ઝાલર ને ઘંટનો સંપર્ક સાધતા હાથો અટકી ગયા. સેંકડો આંખો કાબા તરફ મંડાઈ, સેંકડો હૈડાંના ધબકારા વધી પડ્યા.

વૃદ્ધ કાબો નગારા પાસે બેસી ગયો હતો તે હવે ચત્તો ઢળી પડ્યો. એના હાથમાંથી દાંડીઓ સરી પડી.

જીવનની કરુણતા ન જાણનારા ગામના એક શરાફે કાબાનો હાથ ઝાલી એને હલાવતાં પૂછ્યું: "કાં? એટલી વારમાં જ થાકી ગયા કે કાકા?"

પણ 'થાકી' ગયેલા કાબા સમ્રાટે જવાબ ન દીધો, "મડદાં ક્યાંય બોલતાં સાંભળ્યાં છે?"

# યુદ્ધકાળમાં અમેરિકા-પ્રયાણ

## [ શ્રી. બાળ કાલેલકર B. E. ( Mech. )ના પત્રો ]

[ શ્રી. કાકાસાહેબ કાલેલકરના નાના પુત્ર શ્રી. બાળ કાલેલકરે એલ્ફિન્સ્ટન કૉલેજ, રોયલ ઇન્સ્ટિટયુટ ઑફ્ સાયન્સ, અને કરાચીની એન્જિનિયરિંગ કૉલેજમા પોતાનો અભ્યાસ પહેલા વર્ગો, સ્કૉલરશિપો અને ઇનામો પ્રાપ્ત કરતા જઇને ઝળકતી કારકિર્દી સાથે હમણાં જ પૂરો કર્યો, અને મુંબઈ યુનિવર્સિટીની મિકેનિકલ એન્જિનિયરિંગની બી. ઇ. ની ઉપાધિ પ્રાપ્ત કરી. ત્યાર પછી હિંદમાં મોટરના, એરોપ્લેનના કારખાનાઓ ખોલવાના વિચારો સેવતા શેઠ શ્રી. ઘનશ્યામદાસ બિરલાએ શ્રી. બાળ કાલેલકરને "બિરલા સ્કૉલર" તરીકે આખી દુનિયામાં મોટામાં મોટી એવી "મેસાચુસેટ્સ ઇન્સ્ટિટયુટ ઑફ ટૅકનોલૉજી" એ અમેરિકન એન્જિનિયરિંગ કૉલેજમાં પ્રથમ એમ. એસ સી. અને પછી ડી. એસ સી.નો અભ્યાસ કરવા મોકલ્યા છે. ત્યાં ઑટોમોબાઇલ એન્જિનિયરિંગ અને એરો–એન્જિનનો અભ્યાસ ભાઈ બાળ કરવાના છે.

અહીં આપેલા એમના પત્રો પૂ. શ્રી. બાપુજી ઉપર, પૂ. શ્રી. કાકાસાહેબ ઉપર અને પ્રો. સતીશ ( ભાઉ ) કાલેલકર ઉપર લખાયેલા છે. — તંત્રી ]

S. S. "President Garfield"
હિંદી મહાસાગર, તા. ૧૯ મી જુલાઈ ૧૯૪૦

પરમપૂજ્ય બાપુજીની પવિત્ર સેવામાં,

નીકળતાં પહેલાં આપને મળી શકયો હોત તો મને અત્યંત આનંદ થાત, પણ એ શકય ન બન્યું. ૧૧મી જુલાઈએ મને પાસપોર્ટ મળે અને ૧૨મીએ ઊપડવાનું હોય ત્યારે મુંબઈમાંથી ખસવું કેટલું અશકય બને એ આપ કલ્પી શકશો, અને તેથી જ તારથી મળેલા આપના આશીર્વાદથી જ મારે સંતોષ માનવો પડ્યો. આટલા દૂરના દેશમાં–અને તે પણ સાવ નવા વાતાવરણવાળા દેશમાં–જતાં પહેલાં આપના આશીર્વાદનું ભાથું તો લેવું જ જોઈએ.

મારા પાસપોર્ટની તો બહુ ધમાલ થઈ. રિઝર્વ બૅંકના ડાયરેક્ટર શ્રી. ચંદુલાલ નાણાવટીના સતત પ્રયત્નને લીધે જ પાસપોર્ટ આટલો વહેલો મળી શકયો. બધા જ પાસપોર્ટ આજકાલ સિમલાથી અપાય છે. ત્યાંથી દિલ્હી તપાસ કરવામાં આવી. ત્યાંથી પાછું મુંબઈ સરકારને એમની પૂનાની એફિસમાં પૂછવામાં આવ્યું. ત્યાં ભાઉનો પ્રિન્સિપાલ હૅમિલ હમણાં ડી. પી. આઈ.ની જગા ઉપર છે, એ વળી એક નસીબ નીકળ્યું. ભાઉએ એને કાગળ લખી રાખેલો એટલે 'પૂનાથી 'હા' નો જવાબ સિમલા ગયો ને ત્યાંથી તારથી મુંબઈ સરકારને હુકમ મળ્યો કે પાસપોર્ટ આપવામાં આવે!! મને તો આ જોઈ બહુ જ રમૂજ ઊપજી. મારા જેવા એક સાદા ઇજનેરથી વળી આટલું શું બીવાનું હોય? અંતે પાસપોર્ટ મળ્યો ખરો. હું સાચે જ ઘણી રીતે ભાગ્યશાળી છું. એન્જિનિયરોને ફરજિયાત કામ ઉપર ચડાવવાના અધિકાર હવે વાઇસરૉયને મળ્યા છે. એટલે એ અધિકારની રૂએ જો કોઈ નવો ઑર્ડિનન્સ નીકળશે તો તો એન્જિનિયરોને દેશની બહાર જવાની રજા નહિ મળે. એ પહેલાં હું નીકળી શકયો એ સદ્ભાગ્ય છે. બીજું, હિંદી નાણાંને ડોલરમાં ફેરવવાની મનાઈ કાઢતો હુકમ રિઝર્વ બૅંકે કાઢયો તેના બે જ દિવસ પહેલાં મારી અરજી મંજૂર થઈ ગઈ! નહિ તો મારું અમેરિકા જવું જ અશકય થઈ બેસત. આવી બધી મુશ્કેલીઓ વટાવતો વટાવતો અંતે હું ગયે શુક્રવારે અમેરિકા જવા ઊપડયો ખરો!!

મારો આનંદ આપ કલ્પી શકશો. આખા જગતમાં મોટામાં મોટી અને ઉત્તમમાં ઉત્તમ એવી એક એન્જિનિયરિંગની સંસ્થામાં શિક્ષણ પ્રાપ્ત કરવાને હું ભાગ્યશાળી થયો છું. મારા વિષયમાં હવે હું

પ્રાવીણ્ય મેળવીશ અને હિંદ આવ્યા પછી દેશની પ્રગતિમાં સક્રિય ફાળો આપી શકીશ. આ બધી વાતનો વિચાર કરું છું ત્યારે આનંદના ઉમળકા આવે છે. ઘણીવાર તો આ બધું સ્વપ્ન તો નથી ને, એમ થઈ જાય છે. આપને લીધે જ આ બધું શક્ય બન્યું છે. આપના મારા પ્રત્યેના પક્ષપાતને લીધે જ મારી આ મહત્ત્વાકાંક્ષા પૂરી થઈ શકી છે. આજે સાત વર્ષ પહેલાંના નાશીક જેલના દિવસો મને યાદ આવે છે. વૈય્યક્તિક સત્યાગ્રહમાં જોડાઈને અમારી ટુકડી નાશીક પહોંચેલી, ત્યાં બપોરે કામ પૂરું થતાં, થાકીને ઓટલા ઉપર પડ્યો લીમડાનાં હસતાં–હલતાં પાંદડાં જોતો જોતો હું હજારો વિચારો કરતો. નાનપણથી જ મને એન્જિનિયર થવાની ઊંડી ઇચ્છા હતી. ખૂબ વિદ્વાન થવું–પૂ. કાકાસાહેબ કરતાં પણ વધુ મોટા થવું–એ તે વખતની મારી મહત્ત્વાકાંક્ષા હતી. પણ વૈય્યક્તિક સત્યાગ્રહ શરૂ થયો અને મારી બધી જ મહત્ત્વાકાંક્ષાઓ મેં સંકેલી લીધી. એ નાશીક જેલના દિવસોમાં જ મેં એ મહત્ત્વાકાંક્ષાઓને સંકેલવાનું કામ કરેલું. પરદેશ જવું, દેશપરદેશ જોવા, ઉચ્ચ શિક્ષણ લઈ પારંગત થવું–એ બધા જ વિચારોને મેં જેલમાં સંકેલી લીધા, અને મનમાં નક્કી કર્યું કે બીજાઓ જેમ બીજી વસ્તુઓનો ભોગ આપે છે તેમ મારે આ બધી મોટી મોટી મહત્ત્વાકાંક્ષાઓનો ભોગ આપવો. પણ પરમેશ્વરની ઇચ્છા જુદી હતી. લડત પછી મને ભણવાનું મળ્યું. સદ્‌ભાગ્યે હું એમાં ખંતથી છેલ્લે સુધી ટકી રહ્યો, અને આજે મારી બીજી મહત્ત્વાકાંક્ષા પૂરી કરવા હું ઊપડું છું. આ મહત્ત્વાકાંક્ષા પૂરી થતાં, જીવનકાર્ય કરીને છેલ્લી મહત્ત્વાકાંક્ષા પૂરી કરવાની રહેશે, પણ તે તો થઈ ભવિષ્યની વાત.

આજે સાત દિવસ થયા અમે દરિયામાં આગળ ને આગળ ધપ્યે જ જઈએ છીએ. આ સાત દિવસ બહુ ઝડપથી પસાર થઈ ગયા એમ કહેવું જોઈએ. પહેલી રાત અમારી બોટ મુંબઈના બારામાં જ પડી રહેલી. અને તેથી અમારે બ્લેક આઉટ પાળવો પડેલો. તે રાત્રે કેબિનમાં સૂવું જરા યે ગમ્યું નહિ. વિદાય વખતનો ભાઈનો ચહેરો ઘડીએ ઘડીએ યાદ આવતો હતો. એ મને ચીડવ્યા કરતો હતો કે હું રોવાનો છું, પણ એ ચીડવવાની પાછળ તો એની પોતાની ગ્લાનિ ઢાંકવાના જ એના પ્રયત્નો હતા એ હું ચોખ્ખું જોઈ શકતો હતો. ચંદનભાભીએ તો રીતસર આંખમાંથી ગંગાજમના શરૂ કરી દીધેલાં. આ બધી વાતોનું સ્મરણ મને પહેલી રાતે બોટ ઉપર જરૂર થયું, પણ હું રોયો તો નહિ જ.

નીકળતી વખતે 'કોઈક દરિયાઈ સુરંગ જોડે ભટકાઈ પડીએ તો?' એવો ડર લાગતો હતો. અમારી બોટ અમેરિકન, એટલે એના ઉપર કોઈ લડાયક જહાજ તોપમારો કે કોઈ સબમરીન ટોર્પેડોનો મારો ન કરે એ તો ખબર હતી; પણ કદાચ મોજાંથી ઘસડાઈને ભટકતો એકાદ સુરંગ બોટને આવીને ભેટી પડે એ અશક્ય નથી–ખાસ કરીને લોહચુંબકવાળો સુરંગ. પણ હવે એ ડર મનમાંથી ક્યારનો નીકળી ગયો છે. દરિયાનું જીવન હવે એવું માફક આવી ગયું છે કે ડોલમડોલ જીવન અને દરિયાઈ તોફાન એ જ જાણે વધુ આનંદ આપનારી વસ્તુઓ છે એમ લાગે છે. શાંત દરિયો શાંત જીવનની પેઠે જ અરસિક લાગે છે. પહેલા ત્રણચાર દિવસ ઠીક ઠીક તોફાન થયું. ઘણાખરા–બધા જ લોકોને દરિયો લાગેલો. સદ્‌ભાગ્યે મને જરા યે લાગતો નથી, એટલું જ નહિ પણ ત્રણ ચાર દિવસે જ્યારે દરિયો શાંત થયો ત્યારે મને સહેજ આશ્ચર્ય અને દુઃખ થયું. મેં ધારેલાં તેના કરતાં મોજાં બહુ જ નાનાં નીકળ્યાં. પહેલા ત્રણ દિવસનાં મોજાં સારાં હતાં. એ દરમિયાન એકવાર તો ઉપરની ડેક ઉપર એવું સખત મોજું આવ્યું કે એક માણસ પડી ગયો અને અમે બધા પલળી ગયા. એટલેથી જાણે સંતોષ ન હોય એમ એકવાર અમે રમતગમતની રૂમમાં બેઠા હતા ત્યાં એક મોજાને નાના છોકરાની જેમ બારીમાંથી ડોકિયું કરવાનું મન થયું ને આખી રૂમ એણે પોતાના 'કિલકિલાટ'થી ભરી દીધી!

અહીં મને નવી સંસ્કૃતિમાં ભળી જતાં બહુ વાર નહિ લાગે એમ લાગે છે. ગમે તે વાતાવરણને

પોતાનું કરી લેવાની જે તાલીમ આશ્રમમાં મળી છે તે જરૂર ઉપયોગી થશે.

મને આ લોકોનો પોશાક ભાવી ગયો છે. બાફી કાઢીને રાંધેલી વસ્તુઓ તો મને પહેલેથી જ ભાવે છે, એટલે આ ખોરાક મને બહુ નવો ન લાગ્યો. ઈંડાં મેં શરૂ કર્યાં છે; હજી ભાવતાં નથી, પણ ભાવતાં કરી દઈશ એવી આશા છે. બીજી કોઈ પણ માંસાહારની ચીજો મારે લેવી નથી એમ નક્કી કર્યું છે. પણ મારી બેદરકારીને પરિણામે આટલા ટૂંકા ગાળામાં પણ મેં એકવાર માંસનો રસ લીધો! અમારા ભોજનગૃહના ટેબલ સ્ટુઅર્ડને મેં સ્પષ્ટ સમજાવ્યું છે: "મારે માંસ તો ન જ ચાલે પણ તમે જેને દરિયાઈ ભાજી ગણો તે મચ્છી પણ ન ચાલે." એટલે ખાતી વખતે તો એ બીચારો મને બધી શાકાહારી ચીજો જ આપે છે. પણ બપોરે ડેક ઉપર (જ્યાં બીજા નોકરો હોય છે) લીંબુ નાખેલી ચા આપે છે ત્યારે એકવાર ચાને બદલે માંસના રસનું એક ખારું પેય આપવામાં આવ્યું. મને કલ્પના જ નહિ કે એ માંસના રસનું હશે, મેં તો મીઠાના પાણીનું કાંઈક રેચક પીણું હશે એમ માની લીધું, અને પાછળથી વાત વાતમાં એક અમેરિકન દોસ્તારને પૂછ્યું ત્યારે ખબર પડી કે એ તો માંસની ચા હતી. મને બહુ દુઃખ થયું, હવે વધુ સાવચેત રહું છું.

બોટ ઉપર ઓળખાણો ખૂબ થઈ છે. અમેરિકન લોકો બહુ જ મળતાવડા હોય છે. પોતે જ "સુપ્રભાતમ્" (good morning) કહીને ઓળખાણ કરે છે. દિવસ જુદી જુદી રમતો રમવામાં જતો હોવાથી અમેરિકન જુવાનિયાઓની તો સહેજે ઓળખાણ થઈ ગઈ. એ લોકોનાં શરીર જોઈને મને મારા શરીરની શરમ ઊપજે છે! આ લોકોના નાના છોકરાઓને પણ તેઓ નાનકડી ટયૂબો બાંધીને તરવાના કુંડમાં ફેંકે છે! જ્યારે આપણી હિંદની સ્ત્રીઓ બચ્ચાંઓને પંપાળી પંપાળીને બગાડી મૂકે છે! પરમદિવસે અમે બૉક્સિંગ કરતા હતા. એક ઊછળીને સામા થતા મોટા બૉલને મુક્કા મારી મારીને પ્રૅક્ટિસ કરવાની હોય છે. કેનેથ નામના એક છોકરાને હાથે લોહી નીકળ્યું, પણ એને તો એની દરકાર જ ન હતી; એણે મુક્કાબાજી ચાલુ જ રાખી!

આ સ્ટીમર ઉપર અમેરિકન મિશનરીઓ અને તેમનાં છોકરા-છોકરીઓ ઘણાં છે. બધાં ઘેર જાય છે. એમાંથી ઘણાંની ઓળખાણ થઈ. એક મિશનરી બાઈને આપની આત્મકથા વાંચવા આપી છે. બીજીએ જવાહરલાલની આત્મકથા માગી છે. એ બધાં લોકો બહુ જ સજ્જન છે અને પ્રેમપૂર્વક અમારી પૂછપરછ કરે છે. બોટ ઉપર હું અને રિઝર્વ બૅંકના ડાયરેક્ટર ચંદુલાલ નાણાવટીનો પૌત્ર સુરેશ એમ અમે બે જ હિંદી છીએ.

કપડાંની બાબતમાં અમેરિકનો જરા યે જૂની ઢબના નથી. સાંજના ભોજન વખતે પણ પાંચ દસ વૃદ્ધો સિવાય કોઈ જ ડિનર-સૂટ પહેરતું નથી. બધા જ ખુલ્લા કૉલરનાં બાંડિયાં પહેરીને આવે છે.

મારો ઝાઝો વખત રમવામાં અને સૂવામાં જ જાય છે. થોડું વાચું છું. જવાહરલાલની આત્મકથા મેં વાંચેલી; પણ થોડો ભાગ બાકી રહી ગયેલો તે પૂરો કર્યો. મને જવાહરના વિચારો બહુ જ ગમે છે.

૨૪-૭-૪૦

આજે અમે ડરબનની પાસેના દરિયામાં છીએ એટલે આપ ખૂબ યાદ આવો છો. આજે દરિયો તોફાની છે એટલે લખવાની ખૂબ મુશ્કેલી છે, પણ કેપટાઉન પહોંચતાં પહેલાં કાગળ પૂરો કરવો છે એટલે લખું છું.

અમેરિકા પહોંચતાં પહેલાં બોટ ઉપર હું ઠીક ઠીક વજન વધારીશ એમાં શક નથી. રોજ નવી નવી ઓળખાણ વધતી જ જાય છે. ઈરાન, પેલેસ્ટાઈન, ઇ. ઠેકાણેથી પ્રોફેસરો, એન્જિનિયરો, વગેરે બધા પાછા જાય છે તેમની જોડે ઓળખાણ થઈ છે. બધાને જ જવાહરલાલજીની અને આપની આત્મકથા વાંચવાની હોંશ છે. ત્યાંથી નીકળતી વખતે એ બન્ને ચોપડીઓ અને કૉંગ્રેસના ઇતિહાસની ચોપડી એમ ત્રણ ચોપડીઓ મને ભાઈએ ભેટ આપેલી. હું વધુ

નકલો લાવ્યો હોત સારું થાત. એકાદ નકલ અહીંની લાયબ્રેરીને ભેટ આપત તો એ રીતે આપણા વિચારોનો એટલો જ વધુ ફેલાવો થાત.

પણ મારે હવે અહીં અટકવું જ જોઈએ. આવી નાની નાની બાબતો લખી આપનો વખત ન લેવો જોઈએ. પણ આ તો રહેવાયું નહિ એટલે કાગળ દ્વારા આપની સાથે આટલી વાત કરી લીધી. હવેથી નાના કાગળો જ લખીશ.

પૂ. શ્રી. બાને, પૂ. મહાદેવભાઈને તેમ જ બીજા મુરબ્બીઓને મારા પ્રણામ કહેશો.

અજ્ઞ બાળક બાળના સા. દં. પ્ર.



# શ્રી કશ્મીરા નાચી રહી !

## શ્રી. ત્રિભુવન વ્યાસ

૧

ગિરિચરણેથી ધરતી ઉપર,
સરતી સરતી સહેલ કરે,
રેલમછેલ કરંતી જેલમ
સુંદરતાની હેલ ભરે !
રસમય ધરણી રાજી રહી;
શ્રી કશ્મીરા નાચી રહી !

૨

જળ જળ જળમય ભર્યું ધરાતલ,
ઝરણાં ગિરિવર સતત ઝરે,
ખળ ખળ ખળ રવ ધરર ધરર રવ,
અવનિ ને આકાશ ભરે !
ગિરિવરમાળ વિરાજી રહી;
શ્રી કશ્મીરા નાચી રહી !

૩

વસુધા મધુરી સુધા – છલકતી,
શૈલ ગગનતલ ચૂમી રહ્યા,
ઠામ ઠામ સૌંદર્યદેવીની–
હૃદયંગમ અતિ મધુર અહા !
વીણા અજબ વાજી રહી !
શ્રી કશ્મીરા નાચી રહી !

૪

ઊભા નભમંડળને ઘેરી
ઉન્નત ભવ્ય પ્રચંડ સુધીર,
ભારતના પ્રતિહાર સરીખા,
હિમગિરિ શોભે ધવલ શરીર,
ગંભીરતા ગાજી રહી,
શ્રી કશ્મીરા નાચી રહી !

૫

ધોધમાર ધસમસતાં ઊજળાં,
ઉછળે હિમજળ અનહદ જ્યાં;
પહાડનાં શિર પીગળી પીગળી
વહેતાં ચોગમ જનપદમાં,
ઉષ્મા અહીંથી નાસી રહી !
શ્રી કશ્મીરા નાચી રહી !

૬

બહેકે ભરચક કુસુમે ખીલ્યા,
નંદનવન શા મનહર બાગ,
નૈક ફુવારા બહુમુખ ધારા,
ઉછાળતા જલશીકર – વિભાગ,
સ્વર્ગછટા છાજી રહી !
શ્રી કશ્મીરા નાચી રહી !

૭

શાલેમારે શૈલ ઝરણના,
હોજે હોજે ધોધ ઢળે,
નર-જહાં-ગીર યુગલ હૃદયના
પ્રણયફુવારા કે ઊછળે !
મળતાં કે રસપ્યાસી અહીં,
શ્રી કશ્મીરા નાચી રહી !

૮

કાંચનતપ્ત સમી તન-કાંતિ,
સુંદર ચટક ગુલાબી ગાલ,
ઘેરી શ્યામલ કુંતલ ચંચલ-
અલકલટો શી રમતી બાલ !
સુંદરીઓ રૂપરાશિ મહીં,
શ્રી કશ્મીરા નાચી રહી !

૯

દેશીવિદેશી વનિતાઓનાં
પચરંગી બહુ વૃંદ ભમે,
એને સંગે ઉપવનકુસુમો-
હસતાં ખીલતાં રંગે રમે !
વસંત રૂપ વિકાસી રહી,
શ્રી કશ્મીરા નાચી રહી !

૧૦

દેવદારુથી ડુંગર લીલા,
ધરતી લીલી ડાંગરથી,
ઉપવન લીલાં મૃદુલ ઘાસની
મખમલ સરખી ચાદરથી,
આદર દિલના યાચી રહી,
શ્રી કશ્મીરા નાચી રહી !

૧૧

તરુ સૈનિક શાં પોપલરોની-
ગગનપ્રલંબિત સરલ છટા,
ગાઢી શીતલ ચિનારની શુભ-
નયનમનોહર પચતરુઘટા !
વનરાજી અહીં લાજી રહી !
શ્રી કશ્મીરા નાચી રહી !

૧૨

વાદળનાં દળ ઊમટી ધવલાં-
પર્વતની પાછળ નીકળે,
શું ગિરિમાળે ક્ષીરસિંધુનાં
પ્રચંડ એ મોજાં ઊછળે !
રમણીયતા રાચી રહી !
શ્રી કશ્મીરા નાચી રહી !

૧૩

ખભેખભાને ઠેલી ઊભા-
અપિતા હિમગિરિના પૌત્રો,
યુગયુગની ઊથલપાથલનાં
ગાતા ઘોર સ્વરે સૂત્રો,
કો ગહનતા ગાજી રહી !
શ્રી કશ્મીરા નાચી રહી !

૧૪

પહાડી દુર્ગે ચોગમ ઘેરી
હરિયાળી ધરતી શી ઝગે !
શંકર સ્વામીની ટુક ઊંચે-
નીરખે એને પ્રેમલ દગે !
દગરંજક છબી છાજી રહી !
શ્રી કશ્મીરા નાચી રહી !

૧૫

ધરા લસંતી જળલક્ષ્મીથી,
જળ વિલસંતાં કમળોથી,
કમળોધેર્યાં નવ નવ કુસુમે,
રમ્ય ગુલાબ ખીલ્યાં સૌથી,
પ્રસરી સૌરભ તાજી રહી,
શ્રી કશ્મીરા નાચી રહી !

૧૬

ગિરિપર શ્વેત શિખાઓ રમણીક,
ભૂતલ પર ફૂલડાં રમણાં,
શ્યામા મુખ શુકનાસા નમણી,
તરુ પર પંખી કૂજે નમણાં,
જળ પર ગૃહનૌકા શી અહીં !
શ્રી કશ્મીરા નાચી રહી !

૧૭

ચાંદની સરતી છલતા સર પર,
ઊંડી ખીણે તિમિર સરે,
પર્વત પર વાદળદળ સરતાં,
ચપલા શી ચમકાર કરે !
ઘોર ચઢી ઘનરાજી મહીં,
શ્રી કશ્મીરા નાચી રહી !

૧૮

હિમથી શ્વેત અને હરિયાળો
પ્રદેશ શ્યામલ શૈલ વિષે,
સ્ફટિક નીલમ વૈદૂર્યખચિત શો,
ભારતમાનો મુકુટ દીસે !
પ્રભા દિગંત પ્રકાશી રહી !
શ્રી કશ્મીરા નાચી રહી !

૧૯

સંધ્યાને ગિરિપર પશ્ચિમમાં—
પ્રતિદિન નવલા રંગ ચડે;
અને ઉષાને અભિનવ સ્વાંગો,
અદ્‌ભુત દિવ્ય પ્રકાશ વડે,
સજાવતી પ્રાચી રહી !
શ્રી કશ્મીરા નાચી રહી !

૨૦

હિમનો સાળુ તરુનો ચણિયો,
અંગ ધરી સૌંદર્ય ઝરે,
પહાડી કન્યા ખિલન ટેકરી
ગુલમર્ગે ગિરિનૃત્ય કરે !
નરી ભવ્યતા ભાસી રહી,
શ્રી કશ્મીરા નાચી રહી !

૨૧

જળે ભરેલાં ક્ષેત્રો ઝળકે—
શ્રેણી સરખા ઘાટ ઘડ્યા,
ડુંગરને ખોળે એ જાણે
સ્વચ્છ બિલોરી કાચ જડ્યા !
શ્રમની શોભા સાંચી અહીં,
શ્રી કશ્મીરા નાચી રહી !

૨૨

ઉપરાઉપરી ઊંચાં માથાં—
કરીને ઊભા અગણિત પહાડ,
વિકટ વખંભર ઊંડી ખીણો,
ખૂબ ખીચોખીચ ઊગ્યાં ઝાડ,
પહાડી રૂપ પ્રકાશી રહીં !
શ્રી કશ્મીરા નાચી રહી !

૨૩

પ્રૌઢ કરાડો વહેરી વહેરી—
ગિરિગાળીમાં ઊતરતી,
ઘેલી જળપૂરે ઘૂઘવતી
સરિતા નૃત્ય અજબ કરતી !
રમકઝમક ઝાઝી મહીં,
શ્રી કશ્મીરા નાચી રહી !

૨૪

જળદેવી શી ચિનાબ જેલમ—
જળના બહુ ભંડાર ભરે,
અનિલ અનેરા શીતલ બલપ્રદ—
સ્થળસ્થળ હિમઅંબાર કરે !
હિમધવલા પ્રતિમા શી થઈ !
શ્રી કશ્મીરા નાચી રહી !

૨૫

ઝાડ પહાડ ને ઝરા મનોહર
સરિતા – સરવર સભર ભર્યાં,
પુષ્પે છાયાં લીલાં ઉપવન,
હિમ નીરખીને નયન ઠર્યાં !
કુદરત નિત્ય નવાજી રહી !
શ્રી કશ્મીરા નાચી રહી !

# मृत्युनुं तर्पण

श्री. काकासाहेब कालेलकर

'મરણ ઇષ્ટ છે કે અનિષ્ટ?'

બધા જ કહેશે કે મરણ બિલકુલ અનિષ્ટ છે. પરંતુ શું આ જવાબ સાચો છે? માણસને પોતાનું તથા પોતાનાનું મરણ ભલે અનિષ્ટ લાગતું હોય પણ તેને ત્રાહિતોનાં મરણ વખતે ખાસ દિલગીરી થતી હોય તેમ દેખાતું નથી.

અને વ્યાપક દૃષ્ટિએ જોઈએ તો માણસ આહાર માટે, શિકાર માટે કે મનોવિનોદ માટે જેટલાં પશુ-પક્ષીઓ મારે છે તેટલાંનું મરણ તો તેને મન ઇષ્ટ જ છે. જ્યારે આપણે કોઈ સડી ગયેલી વસ્તુને તડકે સુકાવા મૂકીએ છીએ ત્યારે તેમાં થયેલા જીવોનું તો આપણે મરણ જ ઇચ્છીએ છીએ. જ્યારે આપણે પીવા માટે પાણી ઉકાળીએ છીએ ત્યારે પણ આપણે તેમાં રહેલાં અસંખ્ય જંતુઓ તો મરી જાય એમ જ ઇચ્છીએ છીએ. દાક્તરો જ્યારે જંતુનાશક (એન્ટિ-સેપ્ટિક) દવાઓનો ઉપયોગ કરે છે ત્યારે તે પાંચ-દસ કે સો-પચાસ નહિ પણ કરોડો જંતુઓનો સંહાર જ ઇચ્છે છે.

આ દૃષ્ટિએ જોઈએ તો આપણે ડગલે ને પગલે મરણ જ ખોળતા હોઈએ છીએ, મરણની મદદ લઈએ છીએ અને તેને માટેનો બધો મસાલો તૈયાર કરી રાખીએ છીએ.

હવે આપણે માણસ-માણસ વચ્ચેના વ્યવહારનો વિચાર કરીએ. યુરોપના મહાયુદ્ધમાં આજે શું ચાલી રહ્યું છે? જર્મન લોકો લંડનવાસીઓનો સંહાર કરવા માગે છે અને બ્રિટિશ બોંમરો જર્મનોનું સત્યાનાશ વાળવામાં જ આનંદ માને છે. તો પછી કોણ કહી શકે કે બધા લોકો માણસનું મરણ અનિષ્ટ જ માને છે? જ્યારે કોઈ ન્યાયાધીશ કોઈ ખૂની માણસને ફાંસીની સજા કરવા વિચારે છે ત્યારે તે ખૂની માણસ તથા તે ન્યાયાધીશ-બન્ને-મૃત્યુના જ પ્રેમી હોય છે. ખૂની માણસે પોતાના દુશ્મનનું મરણ ઇચ્છયું તેથી ન્યાયાધીશે, સમાજના પ્રતિનિધિ બનીને, ખૂનીનું મરણ ઇષ્ટ માન્યું. એકનું કાર્ય સમાજદ્રોહ ગણાયું અને બીજાનું સમાજસેવા. આટલો ફેર હોવા છતાં બન્ને મૃત્યુના જ ખેરખાં સાબિત થયા તેમાં જરા પણ શંકા નથી.

* * *

અને શું માણસ પોતાનું મૃત્યુ હમેશાં અનિષ્ટ જ સમજે છે? નિરાશ બનીને આત્મહત્યા કરવા તૈયાર થયેલા દુર્દૈવી માણસ પાસે જઈને પૂછો કે તે પોતાનું મૃત્યુ અનિષ્ટ માને છે કે ઇષ્ટ? અને જેમની ભોગેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયો નકામી થઈ ગઈ છે પણ જેમને સમાજ તથા પ્રાણ રજા આપતા નથી તેવાં ઘરડાંબુઢ્ઢાંઓને પૂછશો તો તેઓ પણ કહેશે કે અમે તો રાતદિવસ પરમેશ્વરની એ જ પ્રાર્થના કરીએ છીએ કે તે હવે અમને મોતનો આરામ આપે. અને પ્રેમી જીવ પણ કેટલીય વખત ઇચ્છે છે કે પોતાના પ્રિયતમની અંતિમ પીડા દૂર થવાનો, મૃત્યુ એ જ એક માત્ર ઉપાય હોય તો તે નિષ્ઠાવાન મિત્ર (મૃત્યુ)ને મોકલવામાં ભગવાન એક ક્ષણનો પણ વિલંબ ન કરે.

મહાદજી શિંદેના એક સરદારને દુશ્મનોએ તોપની સામે ખડો કરીને ઉડાવી દીધો. તે છિન્નભિન્ન સ્થિતિમાં કિલ્લાની દીવાલની નીચે પડ્યો, પણ તેનો પ્રાણ નીકળતો ન હતો. અસહ્ય પીડાથી હેરાન થતો તે ઇચ્છતો હતો કે રસ્તે જતા કોઈ દયાળુ મુસાફરની મદદથી પોતે મૃત્યુનો સાક્ષાત્કાર કરી લે. આવો એક પથિક-મિત્ર મળી જતાં તેણે તેની પાસે સ્વાભિમાન-પૂર્વક મરણ-દાનની યાચના કરી. કાયર બનીને જીવન-દાન માગનાર ઘણા હોય છે, પણ હેરાન થવાથી મરણ-દાનની યાચના કરનારા આવા લોકો પણ કોઈ કોઈ વખત નીકળે છે.

અને અમેરિકાની એક વ્યક્તિએ, જેને ન હતા

હાથ કે ન હતા પગ, જે ન તો બોલી શકતી હતી કે ન સાંભળી શકતી હતી અને જન્માંધ તો હતી જ એવી, પોતાની દીકરીનું લગભગ ત્રીસ વર્ષ સુધી પાલન કર્યું એ કિસ્સો તો દુનિયામાં મશહૂર બન્યો છે. આખી દુનિયામાં તેને પોતાના પિતા સિવાય બીજું કોઈ સંબંધી ન હતું. જ્યારે પિતા ઘરડા થયા ત્યારે તેને લાગ્યું કે, 'હવે મારી દીકરીને સાચવનારું કોઈ જ નથી. હું આને કોને સોંપું? આ અસહાય દીકરીને કોણ સંભાળશે? એને નથી કોઈ સગું કે નથી કોઈ મિત્ર.' ખૂબ વિચાર કરતાં તેને લાગ્યું કે એક એવો પરમમિત્ર છે કે જે કોઈનું ખંડન કરતો નથી, કોઈને પાછું મોકલી દેતો નથી, તેને ઘેર સૌને આમંત્રણ છે, સૌનું સ્વાગત છે, સૌને માટે સ્થાન છે. પિતાએ નિશ્ચય કર્યો કે મારી દીકરીને તે ઉદારહૃદય નિષ્ઠાવાન મિત્રના હાથમાં સોંપી દઉં. જે પ્રેમથી તેણે પોતાની દીકરીને ત્રીસ વર્ષ સુધી પાળી-પોષી તે જ પ્રેમથી એણે પોતાના હાથે તેને મૃત્યુના હાથમાં સોંપી દીધી. રાજરક્ષકોએ પિતા ઉપર ખૂનનો આરોપ ચડાવ્યો. પિતાને પેલા પરમમિત્ર સાથે ક્યાં અણબનાવ હતો કે તેનાથી દૂર રહેવા માટે પોતે અસત્યનો આશ્રય લે? પોતે આખો કિસ્સો જણાવી દીધો. ન્યાયનિષ્ઠુર ન્યાયાધીશોએ પણ તેને નિર્દોષ ઠરાવીને અને તેના ગુનાને ક્ષમ્ય બાબત ગણીને તેને છોડી દીધો !

*　　*　　*

અને દુનિયામાં મરણ ન હોત તો નવાં નવાં પ્રાણીઓ જન્મ પણ ન લેત. જન્મ અને મરણ એ એક જ સિક્કાની બે બાજુઓ છે. મરણ છે એટલે જ દુનિયાનાં જમા-ઉધાર પાસાં મળી રહે છે. મરણ પ્રત્યે કોઈ અણગમો ન સેવે, મરણ સામે કોઈ ફરિયાદ ન કરે. તે સૌનો મિત્ર છે, તે સર્વસમર્થ છે, તેણે કોઈને કદી પણ નિરાશ કર્યા નથી.

*　　*　　*

નવાઈની વાત છે કે પોતે મરણશીલ છે તેમ દરેક જાણતું હોવાં છતાં કોઈ મરણને ઓળખતું જ નથી. સામાન્ય લોકો મરણથી એટલા બધા ડરે છે કે મરણ એ મૂલગત શી ચીજ છે તેનો કોઈ વિચાર જ કરતું નથી. મૃત્યુ વખતે શરીરમાં અસહ્ય વેદના થાય છે તે કારણે લોકો મરણ પ્રત્યે અણગમો સેવતા હોય છે. આપણને થયેલો રોગ મટાડવાને આપણી પાસે આવેલા દાક્તરને દુષ્ટ ગણવો એ જો ન્યાયી ગણાય તો જ, કોઈ માણસને રોગ, ઘા, નિરાશા કે એવો કોઈ આઘાત અસહ્ય બને છે ત્યારે તેની પીડા દૂર કરવાને મૃત્યુ આવે છે તેને દોષિત ગણવું એ ન્યાયી ગણાય. ચિંતાને કારણે, અપમાનને કારણે, નૈતિક અધઃપાતને કારણે અથવા કોઈ રોગને કારણે જ્યારે કોઈ માણસ લગભગ આખી રાત પોતાની પથારીમાં આળોટ્યા કરે છે અને આખરે દયાળુ નિદ્રા આવીને તેને શાંત કરે છે ત્યારે કોઈ એમ નથી કહેતું કે નિદ્રા જ એની દુશ્મન છે. એક અંગ્રેજ કવિએ તો પોતાના નિદ્રાસ્તોત્રમાં નિદ્રાને 'મનુષ્યની દયાળુ આયા' (Kind nurse of men) કહી છે. મરણને જો ઇન્સાફ આપવો હોય તો તેને મનુષ્યનો પરમસખા કહેવો જોઈએ. મોટા મોટા ધન્વંતરિઓ તથા માનસશાસ્ત્રીઓ જે શાંતિ અને સાંત્વના માણસને આપી શકતા નથી તે આ પરમસખા નિશ્ચિત અને સ્થાયી રૂપે બક્ષે છે.

લોકો કહે છે, 'આ રીતે મરણનું કાવ્યમય વર્ણન કરવાથી તે ઓછું પ્રિય બની શકવાનું હતું?' જવાબમાં એટલું જ કહી શકાય કે મરણ એટલું અનિવાર્ય અને નિશ્ચિત છે કે તેની સિફારસ કરીને તેનો સ્વીકાર કરાવવાની જરૂર જ નથી. અમારે તો ફક્ત દુઃખ-દુઃખ વચ્ચેનો મોટો તફાવત બતાવવો છે. જીવનથી છૂટા પડવાનું આવે તે વખતે માણસને જે દુઃખ થાય છે તે દુઃખ જુદું છે અને મૃત્યુ થતાં પહેલાં જે શારીરિક વેદના થાય છે તેનું દુઃખ જુદું છે. બન્ને માટે મરણને જવાબ આપવાપણું કશું જ નથી. મરણ તો પોતાનું સેવાકાર્ય કરી દે છે અને મનુષ્યને દુઃખમુક્ત કરે છે, એટલું જ અમારે બતાવવાનું છે.

*　　*　　*

ગીતામાં કહ્યું છે કે વપરાતાં કપડાં જૂનાં થતાં



જેમ આપણે નવાં કપડાં બદલીએ છીએ તેમ એક દેહ 'જીર્ણ' થવાથી તેને છોડીને મનુષ્ય બીજો દેહ ધારણ કરે છે એમાં દુઃખ કરવાનું કારણ શાને?

અમે માનીએ છીએ કે આ આશ્વાસન સૌને માફક નહિ આવે. પોતાની બધી શારીરિક તથા માનસિક શક્તિઓ ઉત્કૃષ્ટ હાલતમાં હોવાવાળો કોઈ નવજવાન માર્યો જાય છે અથવા કોઈ દુર્ઘટનાથી મરણ પામે છે ત્યારે ફેંકી દેવાપત્રું વસ્ત્ર પુરાણું હતુ એવું આશ્વાસન આપણે શી રીતે લઈ શકીએ? અભિમન્યુ જ્યારે કોરાયુદ્ધમાં માર્યો ગયો ત્યારે અર્જુન એમ માની શકત ખરો કે તેના દીકરાનુ શરીર જીર્ણશીર્ણ થઈ ગયુ હતુ તેથી તેણે પોતાનું શરીર છોડી દીધું, જ્યારે પોતાનું શરીર એટલું જીર્ણ થયેલું ન હોવાથી હજી સુધી પોતાનો દેહ પડ્યો નથી!

વસ્ત્ર વિના કોઈ પણ જીવાત્મા રહી જ શકતો નથી એવો વિશ્વાસ ઉત્પન્ન થાય તેમાં જ ખરું આશ્વાસન મળી શકે. ફેંકી દેવાપત્રું વસ્ત્ર જીર્ણ હોય કે નવું, તે ફેંકી દેવાતાં જ બીજું વસ્ત્ર (દેહ) મળનાર છે જ; પ્રાણીમાત્રને માટે દેહ એ 'નિશ્ચિત વસ્તુ છે' એવો વિશ્વાસ એ જ આશ્વાસન બની શકે.

* * *

હવે આપણે બીજી દૃષ્ટિએ વિચાર કરીએ.

આપણી મોક્ષની કલ્પના શી છે? આપણે ઇચ્છીએ છીએ કે એક વખત શરીર છૂટી જાય પછી ફરીવાર શરીર ધારણ કરવાનું જ ન આવે. કબીરે સાચું કહ્યું છે કે માણસને મરતાં પણ આવડવું જોઈએ. મરવાનું જ છે તો એવી રીતે મરીએ કે ફરી જીવવાનું જ ન આવે. જેમને મૃત્યુની બીક છે તે જ જીવન માગે છે. જેમણે દૈહિક જીવનનું, દેહધારી અવસ્થાનું, સ્વરૂપ પૂરેપૂરું જાણી લીધું છે તે તો જીવનથી ડરે છે, મૃત્યુથી નહિ તેવા લોકો કહે છે, 'કાયા મરીને તો ફરી જન્મ લેવો પડે છે. દુનિયામાં કોઈ ચીજ ખરાબ હોય તો તે દેહધારી જીવન છે.' બૌદ્ધ લોકો પણ જીવનનાં બંધનમાંથી મુક્ત થઈને નિર્વાણની શાંતિમાં પ્રવેશ કરવા ઇચ્છા રાખે છે.

'પરિણામે જીવન શું છે?' એવો સવાલ આપણી સામે ઊભો થાય છે.

'જીવન એ સાધના છે કે અંતિમ સત્ય?'

જ્યાં સુધી આપણે જીવનને નહિ ઓળખીએ ત્યાં સુધી આપણે મૃત્યુને પણ ઓળખી શકવાના નથી. નાનપણથી જ આપણે માનવા લાગીએ છીએ કે જીવન અને મરણ પરસ્પર વ્યાવર્તક છે, પરસ્પર વિરોધી છે 'પ્રકાશ જાય કે તરત જ અંધારું થાય એ જ રીતે મરણ આવે એટલે જીવન સમાપ્ત થયું.' (આ ઉપમા જાણીજોઈને અહીં ઊલટા રૂપમાં મૂકી છે. એ સૂલટા રૂપમાં મૂકી જ ન શકાય. 'જ્યાં અંધારું નથી ત્યાં પ્રકાશ છે, અથવા જ્યાં મરણ નથી ત્યા જીવન છે,' એમ આપણે કેવી રીતે કહી શકીએ?) ખરી રીતે વિચારીએ તો મરણની જીવન ઉપર કશી જ અસર નથી દેખાતી. આંખોને મન આંખના પલકારાની જેટલી કિંમત છે તેટલી જ કિંમત જીવનને માટે મરણની છે. પણ મરણ એ વિશાળ જીવનમાં નથી કશી મુશ્કેલી ઊભી કરતું કે નથી તેમાં ઉમેરો કે ઘટાડો કરી શકતું. જીવન એ તો હમેશાં ચાલુ જ છે. અનેક મૃત્યુ આવે તોપણ જીવનનો પ્રવાહ નાટકની જેમ ચાલુ જ છે. અવારનવાર મૃત્યુનો પડદો પડતો રહે છે તે ઇષ્ટ જ છે, નહિ તો નાટક બોજારૂપ બને.

* * *

મરણ નિશ્ચિત છે એમાં તો કાંઈ શક નથી જ પણ, 'મરણની ઉપયોગિતા શી? જો તે ઉપયોગી હોય તો ઋતુચક્રની જેમ તેનું આગમન નિશ્ચિત સમયે કેમ નથી થતું?'

ગણિતમાં સ્લેટ બદલવાની જે ઉપયોગિતા છે તે જ પ્રકારની ઉપયોગિતા મરણની છે. ગણિતનો દાખલો કરતાં કરતાં જ્યારે એક સ્લેટ ભરાઈ જાય છે ત્યારે આગળને માટે જેટલા આંકડા કામના હોય તેટલા નવી સ્લેટ ઉપર માંડી લેવામાં આવે છે અને પછી મૂળ સ્લેટ પરનું બધું લખાણ ભૂંસી નાંખવામાં આવે છે. જો આપણે આમ ન કરીએ તો તે સ્લેટ ફરીથી કામમાં ન લેવાય અને ગણિત પણ આગળ ન ચાલે. એક

જીવનમાં આપણે જે કમાયા હોઈએ તે બધો સંગ્રહ ત્યાં ને ત્યાં જ છોડવો પડે છે, પરંતુ આપણને જે કાંઈ આંતરિક લાભ થાય છે તે લઈને આપણે આગળ ચાલીએ છીએ. 'પરસ્મૈપદી' લાભ આ જીવન માટે છે, 'આત્મનેપદી' લાભ જન્મજન્માંતર સુધી ઉપયોગી છે. 'પરસ્મૈપદી' લાભોનો બોજો વધતો જ જાય તો માણસને જોતજોતાંમાં ઘડપણ આવી જાય અને નવા નવા અનુભવો મેળવવાની તેની શક્તિ નાશ પામે. આ ભારે દુ:ખમાંથી મુક્ત થવાનો એક માત્ર ઉપાય મરણ છે.

* * *

જીવન અને મરણનો વિચાર કરતાં કરતાં આપણે પુનર્જન્મ સુધી આવી પહોંચ્યા. લોકો સામાન્ય રીતે એમ માને છે કે જેવી રીતે પાણી, દૂધ, ચોખા વગેરે પદાર્થ એક વાસણમાંથી બીજા વાસણમાં આપણે ભરીએ છીએ તેવી રીતે જીવાત્મા એક શરીર છોડીને બીજા શરીરમાં પ્રવેશે છે. કેટલાક લોકો એમ પણ માને છે કે આ જીવાત્મા નિત્ય છે, અનન્ત છે. બીજા કહે છે કે જીવાત્મા તો આત્મસાગરનાં માત્ર મોજાં છે. એક ઘડામાં સમાયલા 'ઘટાકાશ'નું જેટલું સ્વતંત્ર અસ્તિત્વ છે તેટલું જ સ્વતંત્ર અસ્તિત્વ જીવાત્માનું છે. આકાશ બધે ઠેકાણે એકરૂપ જ છે. ઘટાકાશનું વ્યક્તિત્વ, આકાશનું ન હતું પણ, ઘડાના આકારથી થોડા સમય પૂરતું ઉત્પન્ન થયેલું હતું.

બૌદ્ધ લોકો આવા આકાશને શૂન્ય કહે છે અને ઘડાને સંસ્કાર–સમુચ્ચય કહે છે. પરિણામે તેઓ આત્માનો સ્વીકાર કરતા નથી. વેદાન્તી પણ આત્માના જીવત્વને માયારૂપ માને છે. જે આત્મા સર્વગત હોય તે, શૂન્ય હોય કે બ્રહ્મ, વ્યક્તિત્વની દૃષ્ટિએ એક જ છે. અને જ્યારે જીવાત્મા માયારૂપ જ છે ત્યારે મરણની તેના ઉપર કશી અસર હોવાનું કારણ જ નથી.

* * *

મરણ થતાં આ વ્યક્તિત્વ ક્યાં ચાલ્યું જાય છે? તે વિષ્ણુલોકમાં જાય છે, ઇંદ્રલોકમાં જાય છે કે ચંદ્રલોકમાં જાય છે એમ કહેવું એ તો બચ્ચાંને સમજાવવા જેવું છે; અને જ્યારે માલૂમ પડે છે કે આ તો એક કલ્પના જ છે ત્યારે તે કલ્પના છોડી દેવાને બદલે તેને રૂપક બનાવીને આપણે તેમાંથી કોઈ ને કોઈ દાર્શનિક કે આધ્યાત્મિક અર્થ કાઢવાની પ્રવૃત્તિ કરીએ છીએ. શુદ્ધબુદ્ધિ તો કહે છે કે જેવી રીતે મીઠા અથવા સાકરનો ગાંગડો પાણીમાં પડતાં ઓગળી જાય છે તેવી જ રીતે મનુષ્યનું વ્યક્તિત્વ તેની આસપાસ સંકળાયેલા સામાજિક જીવનમાં વિલીન થઈ જાય છે. માણસે જે કાંઈ ભલું કે ભૂરું કર્યું હશે તે, તેનાં શારીરિક માનસિક કે આધ્યાત્મિક કાર્યો જ, તેનાં આત્મા હતાં. તેની સમાજ ઉપર જે કાંઈ અસર થઈ હશે તે જ તેનું મરણોત્તર જીવન. મરણ પહેલાં માણસ મુખ્યત્વે પોતાના શરીરમાં રહીને પોતાના વ્યકિતત્વને સમાજમાં અથવા વિશ્વમાં ચાહે તેટલું વધારી શકે છે. મરણ પછી તેનું શારીરિક કેન્દ્ર નષ્ટ થાય છે; પરંતુ જ્યાંસુધી તેને તેના વ્યકિતત્વની સ્મૃતિ રહે છે ત્યાંસુધી તેનું જીવન ચાલુ રહે છે. તેના જે સારા કે નરસા કર્મની સમાજ ઉપર અસર રહે છે તે તેનું મરણોત્તર જીવન છે.

ઠંડીના દિવસોમાં ઓરડો બંધ કરી તેમાં આપણે એક સગડી મૂકીએ છીએ એટલે ઓરડાની હવામાં જે ગરમી આવે છે તેના કરતાં સગડીની ગરમી વધારે હોય છે તે જ તેનું વ્યક્તિત્વ છે. જ્યારે સગડીના કોલસા ખલાસ થઈ જાય છે ત્યારે તેની પૂરેપૂરી ગરમી ઓરડાને મળી રહે છે. આમ થતાં બન્નેની ગરમી સરખી બની–જે ગરમી સગડીના કોલસામાં હતી તે આખા ઓરડામાં પસરી ગઈ. સગડીએ ઓરડાના જેટલું વ્યાપક સ્વરૂપ ધારણ કર્યું અને પોતે મોક્ષ પ્રાપ્ત કર્યો. સગડીના કોલસા મરી ગયા, પણ તેમાંની ગરમી ઓરડાની ગરમીના રૂપમાં જીવતી રહી છે. એ જ સગડીનું મરણોત્તર જીવન છે.

આપણે ઓરડાનાં બારીબારણાં ખોલી નાંખીએ એટલે અંદરની ગરમી બહારની હવામાં ભળી જાય છે. એ ગરમી ગમે તેટલી થોડી હોય તોપણ તેનો લાભ આખા વાતાવરણને મળે છે.

મનુષ્યના મરણ બાદ, તેનો જીવાત્મા કહો કે

સંસ્કારસમુચ્ચય કહો, તેનું વ્યક્તિત્વ વાતાવરણમાં અથવા તો પરિસ્થિતિમાં વિલીન થઈ જાયછે અને આખરે તે જ આખા સમાજમાં સંસ્કૃતિના રૂપમા રહી જાય છે સંસ્કૃતિ તમામ સંબદ્ધ વ્યક્તિઓનું મરણોત્તર જીવન છે, તેથી સંસ્કૃતિને સમાજનો આત્મા કહેવી જોઈએ. અસંખ્ય જીવાત્માઓ એકઠા થાય એટલે આપણને સામાજિક વિરાટાત્મા મળે છે. વ્યક્તિની કીર્તિ એ જીવાત્માની છાયા છે. સામાજની પ્રતિષ્ઠા અને તેની શક્તિ એ સામાજિક આત્માનું વ્યક્ત સ્વરૂપ છે.

આ સામાજિક આત્માની સેવા આપણે જીવન મારફતે જ કરી શકીએ મરણ એ તો જીવનનું એક આવશ્યક પાસુ છે, તેથી મોકો આવ્યે આપણને જો મરતાં ન આવડે તો આપણું જીવન ક્ષીણ અને વ્યર્થ બની જાય છે. મરણમાં દર વખતે જીવનદ્રોહ નથી હોતો, કેટલી યે વાર મરણમાં જીવનની પરિપૂર્તિ અને સાર્થકતા જ હોય છે.

જે લોકો મોકો આવ્યે મરણને અપનાવતા નથી તેમનું જીવન નિસ્તેજ, ભારરૂપ અને વ્યર્થ બની જાય છે. ત્યાર બાદ તેમને માટે, 'यज्जीवति तन्मरण, यन्मरण सोऽस्य विश्रान्तिः' એટલે કે, 'તે જેટલું જીવે છે તેટલું તેના વ્યક્તિત્વનું મરણ છે, અને પાછળથી જે શારીરિક મરણ આવે છે તે તેની વિશ્રાન્તિ છે.'*

ડિસેમ્બર, ૧૯૪૦

* હિંદી 'सर्वोदय'માંથી.

•

## મૃત્યુ

મૃત્યુ એ ના ગત જીવનના પુણ્યનો નાશ મારા,
વા સ્નેહીનો વિરહ નથી કે શક્તિનો હ્રાસ એ ના;
દુષ્કૃત્યોનું નથી જ ફળ એ, વિશ્વથી ના જુદાઈ,
એ તો મારા નવજીવનની શક્તિદાત્રી સમાધિ.

• જટિલ •

# હિંદમાં નગ્નતા

## શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર

વર્ષો પહેલાં મેં 'શારદા'ના એક અંકમાં અમેરિકામાં ચાલતા 'નગ્નતાના સંપ્રદાય' પર એક લેખ લખ્યો હતો. આ લેખમાં હિંદમાં નગ્નતાનો કેવો પ્રચાર થયો છે તે વિષે ટૂંકમાં લખવા માગું છું.

સંસ્કૃતિના જન્મથી જ શરીરને ઢાંકવાનો મનુષ્ય-જાતિને એક પ્રશ્ન થઈ પડયો છે. પુરુષો અને સ્ત્રીઓએ શરીર ઢાંકવાં કે નહિ, અને ઢાંકવાં તો કેવી રીતે અને કેટલાં ઢાંકવાં આ બધા પ્રશ્નો વિવાદાસ્પદ છે. પશ્ચિમમાં નગ્નતાનો જે અર્થ કરવામાં આવે છે તે અર્થમાં તો હિંદમાં નગ્નતાનો પ્રચાર નથી એમ જ કહી શકાય; છતાં અર્ધનગ્નતા તો દેશભરમાં સામાન્ય વસ્તુ છે. કેટલાક સામાજિક રિવાજો તથા લોકોની આર્થિક સ્થિતિને તે આભારી છે.

મનુષ્યજાતિના ઇતિહાસમાં એક એવો સમય હોવો જ જોઈએ કે જ્યારે પુરુષો અને સ્ત્રીઓ શરીર ઢાંકતાં હોવાં ન જોઈએ. બાઈબલમાં જણાવ્યા પ્રમાણે આદમ અને ઈવ પાંદડાં વતી નગ્નતા ઢાંકતાં હતાં. ઐતિહાસિક દૃષ્ટિએ આ વસ્તુનો સ્વીકાર થઈ શકે નહિ. ઉત્ક્રાંતિવાદમાં માનનારાઓની એવી દલીલ છે કે મનુષ્યના વિકાસની શરૂઆતની સ્થિતિમાં માણસને વિચારવાની શક્તિ નહોતી અને તેથી તેને શરીર ઢાંકવા માટે કપડાંની કદી જરૂર લાગી નહોતી. આ લોકો વળી એમ પણ દલીલ કરે છે કે મનુષ્યનો અતિ પ્રાચીન પૂર્વજ આખા શરીરે વાળ-વાળું એક જાતનું પ્રાણી હતો અને પરિવર્તન દરમિયાન તેના વાળ અદૃશ્ય થયા અને મનુષ્યને ટાઢ તડકામાંથી રક્ષણ કરવા માટે ગમે તે જાતના આચ્છાદનની જરૂર પડી. વસ્ત્રની શરૂઆતના આ સિદ્ધાંત પ્રતિ ઘણા કટાક્ષની દૃષ્ટિથી જુએ છે. તેઓ એવો પ્રશ્ન કરે છે કે જો હવામાન સામે રક્ષણ કરવાની વૃત્તિથી કપડાંની શરૂઆત થઈ તો શરૂઆતમાં પુરુષો તથા સ્ત્રીઓ શરીરના અમુક જ ભાગોને ઢાંકવાનો યત્ન શા માટે કરતાં હતાં? તેમની આ દલીલના સમર્થનમાં તેઓ મૂળ જાતિઓ તથા પછાત વર્ગોને બતાવે છે. તેઓ ફક્ત કમ્મર જ ઢાંકે છે. આ લોકોનું એમ કહેવું છે કે અસભ્યતા તથા બીભત્સતાના સામાજિક વિચારોને પરિણામે શરીર ઢાંકવાની જરૂરિયાત ઉપસ્થિત થઈ છે.

નગ્નતા યોગ્ય છે કે અયોગ્ય તેની ચર્ચા કરવાનો આ લેખનો હેતુ નથી. મારો હેતુ તો હિંદમાં નગ્નતાનો કેટલે અંશે પ્રચાર છે તે બતાવવાનો છે. પ્રાચીનકાળથી આ દેશનાં સ્ત્રીઓ તથા પુરુષો તેમનાં વિશિષ્ટ વસ્ત્રો પહેરતાં આવ્યાં છે. સ્ત્રીઓનાં કપડાંથી આખું શરીર ઢંકાઈ જતું ત્યારે પુરુષો અર્ધું શરીર ઢાંકતા હતા, પરંતુ પછાત જાતિઓમાં તદ્દન જુદી પ્રથા ચાલતી હતી. હજુ એક જ સૈકા પહેલાં આ દેશમાં પાંદડાંથી શરીર ઢાંકતી અસંખ્ય જાતિઓ હતી. આજે પણ પર્વતની જાતિઓમાં ખાસ કરીને કેટલાક એવા લોકો છે કે જેઓ હજુ પણ પાંદડાં વતી શરીર ઢાંકે છે. છોટાનાગપુરમાં જુઆંગ સ્ત્રીપુરુષો લાંબાં પાંદડાં બાંધીને હજુ ફરે છે. જોકે ઘણાખરા જુઆંગ પુરુષોએ થોડુંઘણું કપડું વાપરવાની શરૂઆત કરી છે, છતાં સ્ત્રીઓએ પાંદડાંનો ત્યાગ કર્યો નથી. જુઆંગ સ્ત્રીઓની એવી માન્યતા છે કે જો આપણે પાંદડાંનો ત્યાગ કરીશું તો નદીદેવી આપણા પર ગુસ્સે થશે. હિંદના બીજા ભાગોમાં બીજી પણ જાતિઓ અર્ધનગ્ન સ્થિતિમાં ફરે છે. પરંતુ આમાંની ઘણીખરી જાતિઓ કાપડના પ્રભાવ તળે આવી છે, અને મળી શકે તો કપડાં પહેરવાને તદ્દન રાજી છે.

બહુ જ પછાત ગણાતા લોકોને અથવા તો પર્વતમાં રહેનાર જાતિઓને બાદ કરતાં નગ્નતાથી હિંદ જાણીતું નથી. આ દેશની દરેક જ્ઞાતિ તથા પંથનો સામાજિક કાયદો કોઈ પણ પ્રકારનાં વસ્ત્રો પહેરવાનું ફરમાન કરે છે. આખા હિંદમાં સ્ત્રીઓને

શરીર આખું ઢાંકવાનું કહેવામાં આવે છે, પરંતુ મજૂર-વર્ગ માટે આ ફરજિયાત નથી. જો તેમને પૂરતાં કપડાં મળી શકે તો તેઓને પણ આખું શરીર ઢાંકવાનું ગમે ખરું.

પુરુષોમાં જાતિ પ્રમાણે કપડાંનો ફેરફાર થાય છે પણ બધાને એક મુખ્ય પોશાક–કમર સુધીનું ઢાંકણ–પહેરવો પડે છે. ઉપરનું કપડાં પહેરવાનું એચ્છિક તથા દરેક વ્યક્તિની શક્તિ પર આધાર રાખે છે. હિંદુ કે મુસલમાન ધર્મ નગ્નતાને ઉત્તેજન આપતો નથી, વસ્તુતઃ બંને તેની વિરુદ્ધ છે. સાધુઓ તથા સંન્યાસીઓ જે પ્રકારની નગ્નતા રાખે છે તેને પણ હિંદુશાસ્ત્રમાં ટેકો નથી. સાધુઓએ કપડાંનો ત્યાગ કર્યો હોય છે તે તો અમુક માન્યતાને લીધે હોય છે. આધ્યાત્મિક સંપૂર્ણતા પ્રાપ્ત કરવા માટે મનુષ્યે બધી સંસારી ચીજોનો ત્યાગ કરવાનો હોય છે, તથા પોતાની વૃત્તિઓને કાબૂમાં રાખવી તથા શરીરની અવગણના કરવી, મનની સંપૂર્ણ સ્થિતિનું તથા દેહમાંથી આત્માની મુક્તિનું તે પ્રતીક માત્ર છે. પરંતુ અત્યારે તો એવા અસંખ્ય સાધુઓ મળી આવશે, કે જેમણે વસ્ત્રનો ત્યાગ કર્યો છે કેમકે તેઓ વસ્ત્રને પોતાના માટે બિનજરૂરી ગણે છે.

ઇસ્લામ ધર્મમાં તે ધર્મના અનુયાયીઓને ઘૂંટણ ઉપરનું શરીર બતાવવાની મનાઈ છે, ઊલટું તે ધર્મ તો સ્ત્રી–પુરુષોને પૂરેપૂરાં આચ્છાદિત રહેવાનું ઉત્તેજન આપે છે.

આ દેશમાં તો કોઈ પણ સ્વરૂપની નગ્નતા લોકપ્રિય નથી. પરંતુ, હિંદની આબોહવા લોકોને વધારે-પડતાં કપડાં ન પહેરવાની ફરજ પાડે છે, એટલું જ નહિ પણ લોકોની અસહ્ય ગરીબાઈને લીધે, તેમને આવશ્યક વસ્ત્રો હોવાનું અસંભવિત બને છે.

બાહ્ય જગતમાં ગાંધીજીને 'નગ્ન–ફકીર' તરીકે ઓળખાવવામાં આવેલ છે. ગાંધીજી તો ફક્ત લંગોટ જ પહેરે છે. આ લંગોટ ધારણ કરવાનું કારણ તેમની નગ્નતાની માન્યતા નથી, પરંતુ એક હિંદીને સરેરાશ તેટલું જ કાપડ મળી શકે છે, અને આ દેશમાં તેટલું જ કાપડ પહેરવાની જરૂર છે.

આપણે ત્યાં હિંદમાં તો વસ્ત્રો કાઢી નાખવાની હિલચાલ નથી પણ વધારે કપડાં મેળવવાની હિલચાલ છે. હિંદના આગળ વધેલ લોકોનો સાદામાં સાદો પહેરવેશ મલબારમાં જોઈ શકાય છે. હમણાં સુધી ત્યાં લંગોટ બહુ સામાન્ય તથા લોકોની જુદી જુદી જ્ઞાતિઓમાં ખૂબ પ્રચલિત હતો. આ લંગોટ સફેદ હતા અને તેને ધોઈને સ્વચ્છ રાખવામાં આવતા હતા કેમકે ત્યાંના સામાજિક રિવાજ પ્રમાણે સ્ત્રીઓ તથા પુરુષોએ હમેશાં નાહીને કપડાં ધોવાં પડે છે. સ્ત્રીઓમા કમ્મર સુધીનો ભાગ ઢાંકી રાખવાનું તદ્દન સામાન્ય હતું. વસ્તુતઃ કેટલીક જ્ઞાતિઓની સ્ત્રીઓને તો શરીરનો ઉપરનો ભાગ ઢાંકવાનો નિષેધ હતો. ત્રિવાંકુરની પ્રથા અનુસરનાર કુટુંબોમાં જો કોઈ યુવતી તે કુટુંબની મોટી સ્ત્રીઓ પાસે, કમ્મરની ઉપરના ભાગમાં કપડું પહેરીને જાય તો તે અપમાનજનક ગણવામાં આવતું હતું અલબત્ત, આ રિવાજનો હવે લોપ થતો આવે છે છતાં આજે પણ કમ્મર સુધી કપડાં પહેરીને અનેક સ્ત્રીઓ સ્વૈરવિહાર કરે છે.

નગ્ન સ્થિતિમાં કરવા પડતા કેટલાક ધાર્મિક રિવાજો સાથે સબંધ ધરાવતી અસંખ્ય વાતો છે. આમાંના કેટલાક તદ્દન અસત્યથી ભરપૂર હોઈ હિંદી જીવન તથા સામાજિક રીતરિવાજોની મશ્કરી કરવા માટે પશ્ચિમનાં પત્રોમાં છાપવામાં આવેલ હોય છે. કેટલાક રિવાજોનું અમુક લોકો પાલન કરે છે. એવી એક સામાન્ય માન્યતા છે કે કેટલીક તાંત્રિક ક્રિયાઓ સંપૂર્ણપણે કરવા માટે તદ્દન નગ્ન સ્થિતિની આવશ્યકતા છે. આવા દાખલાઓમાં નગ્નતા પાછળની કલ્પના સંપૂર્ણ ત્યાગવૃત્તિની હોય છે.

પશ્ચિમમાં શરીરસૌષ્ઠવ માટે નગ્નતા આચરવામાં આવે છે; શારીરિક સ્થિતિ સાથે તેનો સીધો સંબંધ છે, વધારેપડતાં કપડાં સામે તે બળવો છે.

પરંતુ હિંદમાં તો લોકોની આર્થિક સ્થિતિને અંગે નગ્નતા ફરજિયાત થઈ પડી છે.

# प्रकृतिं यांति भूतानि

શ્રી. અંબાલાલ પુરાણી

[ ગયા અંક પાન ૭૦૩થી સંપૂર્ણ ]

## ૮

### પ્રકૃતિથી મુક્ત થવાના ઉપાયો

ત્યારે પ્રકૃતિનું આધિપત્ય ચિરકાળ માનવના ઉપર રહેવાનું કે શું એ પ્રશ્ન આપણે વિચારવો જોઈએ.

માનવની પરવશતાનું એક કારણ તો, આપણે ઉપર જોઈ ગયા તે પ્રમાણે, એ છે કે તે વિરાટથી વિખૂટો, અટૂલો, અતડો થઈ પડયો છે. તે પોતે ખંડ-વ્યક્તિરૂપે જ પોતાને જોઈ-જાણી શકે છે. પરંતુ વાસ્તવમાં માનવનું જીવન, તેનો આહાર, તેનો શ્વાસ, તેનો પ્રાણ, તેના વિચારો-સઘળું તે મેળવે છે વિરાટમાંથી. પરંતુ એ વિરાટ અત્યારે તો માનવને માટે અવચેતનાનો મહાસાગર છે.

જેમ એક બાજુ માનવચેતનાની સપાટી નીચે અવચેતનાનો વિરાટ સાગર છે, તેમ તેની ચેતનાથી પર, તેનાથી ઊર્ધ્વમાં, અનંત જ્ઞાનમય, સત્ય-સંકલ્પ વિજ્ઞાનમય ચેતનાનો દિવ્ય સાગર આવી રહેલો છે. પોતાની જાગ્રત ચેતનાની સપાટીની નીચે આવેલ અવચેતનાનો માનવ અત્યારે સ્વામી નથી. તેમ ઊર્ધ્વમાં આવેલી સત્યચેતનાની અનંતતા માનવની અપૂર્ણ મનોમય ચેતનાની ગતિની બહાર છે, અને છતાં, સમસ્ત વિરાટનું સંચાલન એ અનંત, સત્ય-સંકલ્પ સૂર્યલોકમાંથી થાય છે. માનવને માટે અવ-ચેતનાના કે ઊર્ધ્વ ચેતનાના બે મહાસાગરોમાંથી એકની શક્તિ વડે સંચાલિત થવાનું નિર્માણ થયું લાગે છે, ભલે થોડા સમય માટે તે મનોમય બુદ્ધિનો પ્રયોગ કરીને પોતે સંપૂર્ણપણે સ્વતંત્ર છે એવી ભાવના કે માન્યતા સેવે.

પોતાની પ્રકૃતિમાં જે ભિન્ન અવચેતના વડે માનવ મોટે ભાગે સંચાલિત થાય છે તેના બંધન-માંથી પોતાની અંગત શક્તિ વડે, કેવળ સ્વપ્રયત્ન વડે, છૂટવું માનવને માટે અસંભવિત છે, માનવની ખંડ-વ્યક્તિતા એવી મુક્તિ મેળવી શકે તેમ નથી. ત્યાં 'प्रकृतिं यांति भूतानि' એ સૂત્ર સાચું છે. જ્યાં સુધી માનવમાં ભૂતભાવ છે ત્યાં સુધી પ્રકૃતિનું બંધન અનિવાર્ય છે.

પરંતુ પોતાના ભૂતભાવનો ત્યાગ કરવો માનવને માટે શક્ય છે.

વિરાટ સાથે એકતા સાધવી એ ભૂતભાવનો ત્યાગ કરવાનો એક ઉપાય છે. વેદની ઋચાઓમાં સહસ્રશીર્ષ અને સહસ્રપાદ પુરુષ તરીકે વિરાટનો ઉલ્લેખ છે. ગીતામાં એને જ વિશ્વરૂપ, વિરાટ, વિષ્ણુ કહ્યો છે. જ્યારે માનવને એ વિશ્વરૂપ વિષ્ણુનું દર્શન થાય છે ત્યારપછી તેની સાથે તે સહેલાઈથી એકતા સાધી શકે છે. અલબત્ત, વિરાટના એ દર્શનને સતત જાગ્રત રાખવું માનવને માટે ઘણું મુશ્કેલ છે, પરંતુ વિરાટના દર્શન પછી માનવના હૃદયને પ્રતીતિ થઈ જાય છે કે વિશ્વમાં જે કાંઈ બને છે તેનું સાચું કર્તાપણું વિરાટ પુરુષનું, વિશ્વરૂપ વિષ્ણુનું જ હોય. ત્યારપછી માનવના મનમાં વસી જાય છે કે તેનો પોતાનો કર્તાહંભાવ તથા તેની પોતાની ખંડ-ચેતના સાચાં નથી; પોતાના સંકલ્પો પણ તેને ક્ષુદ્ર નિર્જીવ લાગે છે. ત્યારપછી અંગત સંકલ્પોનો ત્યાગ કરવાનો તે પ્રયત્ન આરંભે છે. પરંતુ એનો અર્થ એ નથી કે સર્વ સંકલ્પનો સંન્યાસ કરીને તે નિષ્ક્રિય બની જાય છે. ઘણુંખરું તો વિરાટના સંકલ્પને પામીને તેને પોતાનો બનાવવા તે પ્રયત્ન કરે છે. વિરાટમાં જે કાંઈ બને છે તેમાં તેની તપઃશક્તિ-તેનો સંકલ્પ કાર્ય કરતાં હોય છે, તથા કોઈ મંગળભાવિ પ્રત્યે સમગ્ર વિશ્વને દોરતાં પણ હોય છે.

જ્યારે વ્યક્તિ વિરાટના હેતુને પામે છે ત્યારે કર્તવ્યકર્મ તરીકે તેની આગળ જે કાંઈ વિરાટ

મૂકે છે તેનો નિમિત્તરૂપે તે સ્વીકાર કરે છે અને તે પ્રમાણે આચરે છે. ત્યારપછી માનવ જુએ છે કે કર્મોનાં પરિણામ સાધનાર શક્તિ તેની પોતાની નહિ પરંતુ વિરાટની છે: मयैवैते निहताः पूर्वमेव निमित्त मात्रं भव सव्यसाचिन् ॥ "મારા વડે જ આ બધા કૌરવો આગળથી હણાયલા છે, તું માત્ર નિમિત્ત બન." એ પ્રમાણે વિશ્વરૂપ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે, તેનો મર્મ પણ સાચું કર્તાપણું વિરાટનું છે એ સત્યનો સાક્ષાત્કાર કરીને માનવે કર્તાહંભાવનો ત્યાગ કરવો એ છે. માનવજાતિનો મોટો ભાગ એ વિરાટના અજ્ઞાન નિમિત્ત તરીકે વર્તે છે; જ્ઞાની હોય છે તે સચેતન, જાગ્રત નિમિત્ત બને છે.

જ્યાં સુધી વિરાટ વિભુનું દર્શન તથા તેના હેતુનું જ્ઞાન થયું નથી હોતું ત્યાં સુધી વ્યક્તિ સ્વસંકલ્પ પ્રમાણે વર્તે છે. એ અજ્ઞાન દશામાં યથાશક્તિ આગળ વધવા માટે માનવ પોતાની નીતિનો, ધર્મનો, આદર્શોનો આશ્રય લઈ શકે છે, પરંતુ એ ધોરણો કદી સર્વમાન્ય, સર્વદેશીય કે સર્વકાલીન હોઈ શકતા નથી. એટલે આરંભમાં માનવ તેમનો ટેકો લે અને પોતાની પ્રકૃતિનાં અનિષ્ટ તત્ત્વોનો ત્યાગ કરવા માટે ઈષ્ટ ગણાતા માનસિક આદર્શોનો સ્વીકાર કરે એ સમજી શકાય તેવું છે. પરંતુ એની સાત્ત્વિક સ્થિતિ અંતિમ કે ઉચ્ચતમ અવસ્થા નથી. આખરે તો માનવે પોતાનાં ઈષ્ટ અને અનિષ્ટ, ઉચ્ચ અને નીચ સર્વે ધોરણોનો ત્યાગ કરીને તેમનાથી પર જવાનું છે. કર્તાપણાનો ત્યાગ કર્યા વિના વિરાટની પ્રાપ્તિ થવી શક્ય નથી. જ્યારે વિરાટના કર્તાપણાની પ્રતીતિ થાય છે ત્યારે સર્વસંકલ્પસંન્યાસ સુલભ બને છે, અને ત્યારપછી વિરાટના આદેશનું જ્ઞાન અને તેનો સ્વીકાર પણ વ્યક્તિને માટે શક્ય બને છે. વળી વિરાટનો આદેશ માનવના સારાનરસાના પ્રચલિત ધોરણોને અનુસરે, યા તો તેમને અનુકૂળ જ હોય એમ પણ નથી, કારણકે વિરાટ જે મંગળ હેતુ સાધવા પ્રયત્ન કરે છે તે માનવનાં સ્વીકૃત ધોરણોના સ્વીકાર વડે જેમ પ્રવર્તી શકે છે તેમ તેમના ઇનકાર દ્વારા યા તો તેમનાથી પર થઈને પણ સાધી શકાય છે.

ભૂતભાવથી પર થવાનો બીજો વધારે સચોટ ઉપાય છે પ્રભુને આત્મસમર્પણ. માનવ વિરાટનો બાળ છે એ સાચું, પરંતુ તે વધારે સાચી રીતે વિરાટથી પર પરાત્પર પ્રભુનો અંશ છે. ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।–"મારો પોતાનો જ અંશ સનાતન જીવરૂપ જીવલોકમાં થયો છે"– પ્રભુ વિરાટ કેવળ નથી, તે વિરાટથી પર–પુરુષોત્તમ છે. પોતાના હૃદયની ગુહામાં રહેલ પ્રભુને જાગ્રત કરીને માનવ તેની સાથે તાદાત્મ્ય સાધે તો તે ભૂત-ભાવથી પર થઈ શકે, અને પરિણામે નિમ્ન પ્રકૃતિનાં બંધનોથી મુક્ત થાય. 'सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।' 'સર્વ ધર્મોનો ત્યાગ કરીને મને એકલાને શરણે આવ' એમ શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે તેનો અર્થ એ છે કે માનવનાં ઘડેલાં ધારા-ધોરણોનો ત્યાગ કરી પ્રભુનું શરણ લેવાથી પ્રભુ તેને પાપમાંથી બચાવે છે. આમાં પણ કર્તાહંભાવનો માનવને ત્યાગ કરવો પ્રાપ્ત થાય છે. વિરાટથી યે પર એવા પુરુષોત્તમ પ્રભુના હાથમાં પોતાની જાતને સંપૂર્ણપણે અર્પણ કરી દેવાથી માનવ કર્તાપણાથી તથા કર્મની જવાબદારીથી મુક્ત થાય છે. અલબત્ત, આ સ્થિતિ દીર્ઘ પ્રયત્નને પરિણામે જ પ્રાપ્ત થઈ શકે છે.

ત્યારપછી 'प्रकृतिं यांति भूतानि' એ નિયમને માનવ વશ નહિ વર્તે. ધીમે ધીમે તેની નિમ્ન પ્રકૃતિનું રૂપાંતર થશે, અને છેવટે શ્રીકૃષ્ણ ભગવાન કહે છે તેમ "प्रकृतिं यान्ति भूतानि" "મારી (દિવ્ય) પ્રકૃતિને તેઓ પ્રાપ્ત કરે છે." એટલે કે માનવ ભૂત-ભાવથી મુક્ત થઈને ભગવદ્ભાવને પ્રાપ્ત કરે છે. એક મીમાંસકે કહ્યું છે કે, "જ્યારે પ્રકૃતિ આપણી આજ્ઞાને વશ વર્તશે ત્યારે આપણે દેવ થઈશું"– તેનો મર્મ પણ ભૂતભાવથી મુક્ત થઈ દેવભાવ પ્રાપ્ત કરવો એ છે. નિમ્ન પ્રકૃતિના સામ્રાજ્યમાંથી છૂટવાનો એ જ માર્ગ છે.

ત્યારપછી નિમ્ન પ્રકૃતિનો નિગ્રહ કરવાની જરૂર નહિ પડે, કારણકે તેનું સૂત્ર કાં તો વિશ્વરૂપ વિભુએ યા તે. પરાત્પર પુરુષોત્તમની પરાશક્તિએ પોતાના હાથમાં લીધું હશે.

# નૂરજહાન-જહાંગીર પ્રેમપ્રકરણ

શ્રી. શાંતિલાલ સહાદેવ જોષી બી. એ.

હિંદના મધ્યકાલીન ઇતિહાસમાં જે રાજનીતિજ્ઞ સ્ત્રીઓ પેદા થઈ તેમાં નૂરજહાનનું સ્થાન આગલી હરોળમાં છે. તેનું જીવન વિવિધ રંગોથી રંગાયેલું અને ઇતિહાસના કોઈ પણ અભ્યાસીનું લક્ષ ખેંચે તેવું છે. તેનું વ્યક્તિત્વ ઘણું જ પ્રતિભાશાળી હતું, અને તેના સંસર્ગમાં આવનાર કોઈ પણ વ્યક્તિ નૂરજહાનના બુદ્ધિચાપલ્યથી ભાગ્યે જ અંજાયા વગર રહેતી. જહાંગીર પર તેનો અસીમ પ્રેમ હતો. સત્તરમી સદીમાં મુસ્લિમ ધર્મસમાજની બીકને ઠોકરે મારી બુરખાને તિલાંજલિ આપી, એ કંઈ નાનીસૂની હિંમતની વાત નથી. તે ઘણી સત્તાપ્રિય હતી એ ખરું, પરંતુ જહાંગીરના મૃત્યુ બાદ રાજકારણમાંથી ખસી જઈ તેનું બાકીનું જીવન સંપૂર્ણ શાંતિમાં વ્યતીત કર્યું. પરંતુ ઇતિહાસકારોને હાથે મુગલ સામ્રાજ્યની આ જ્વલંત સામ્રાજ્ઞીને ઘણો જ અન્યાય થયો છે. તેના જીવન પર જે કલંક લગાડવામાં આવ્યું છે તે વિષે કોઈએ ગંભીરપણે વિચાર સરખો પણ કર્યો નથી, અને શાળામાં ચાલતા હિંદના ઇતિહાસનાં પાઠ્યપુસ્તકોમાં નૂરજહાનના જીવનચરિત્ર વિષે જે હકીકત રજૂ કરેલી છે તેને સત્ય તરીકે ઓળખાવવાનો પ્રયત્ન થયો છે.

ઈ. સ. ૧૬૧૧માં જહાંગીરે નૂરજહાન સાથે લગ્ન કર્યું. ઇતિહાસકારોનું મંતવ્ય એ છે કે આ સમય (ઈ. સ. ૧૬૧૧) પહેલાં–એટલે કે અકબરના રાજ્યઅમલ દરમિયાન–પણ જહાંગીર અને નૂરજહાન વચ્ચે પ્રેમસંબંધ બંધાયેલો હતો. પરંતુ અકબરનો વિરોધ થતાં તેઓ બન્ને લગ્નગ્રંથિથી જોડાઈ શક્યાં નહિ. ગાદીએ આવ્યા બાદ જહાંગીરે નૂરજહાનના પતિ શેર અફઘાનનું ખૂન કરાવી તેની સાથે લગ્ન કર્યું. આ હકીકત ઉપલકિયા દૃષ્ટિથી જોનારને ભુલાવામાં નાખે તેવી છે, અને એ જ ઇતિહાસ છે એમ માની બેસે છે, તેથી આ ઉપલબ્ધ હકીકતને શાસ્ત્રીય કસોટી પર ચઢાવવી રહી અને સ્વતંત્ર નિર્ણય બાંધવો રહ્યો.

"શાસ્ત્રીય ઇતિહાસ એટલે શાસ્ત્રીય નિર્ણયવાળો ઇતિહાસ. શાસ્ત્રીય નિર્ણય માટે બધો પુરાવો જોઈએ. આખી પરિસ્થિતિ ધ્યાનમાં લેવાવી જોઈએ, સામસામાં તમામ બલાબલની તુલના કરવી જોઈએ. દરેક નોંધ, ઉક્તિ, દાવા, તહોમત અને સાક્ષીની વિશ્વસનીયતા કેટલી છે તે સકારણ નક્કી થવું જોઈએ અને એ સર્વમાંથી સત્ય–આખા સત્યને જ વળગી રહી કારણ અને કાર્યની ઘટના શુદ્ધબુદ્ધિથી કરવી જોઈએ. પુરાવો સીધો અને આડો ઘણા પ્રકારનો હોય છે..."[1]

પરંતુ ઇતિહાસકારોએ નૂરજહાનના જીવન વિષે જે ખોટી હકીકત ફેલાવી છે તે હકીકતને સાચી માનવા માટે તેઓની પાસે પુરાવા છે ખરા, એટલે બન્ને જાતના પુરાવાની તુલના કરી સત્ય–આખા સત્યને શોધવું રહ્યું. બીજા શબ્દોમાં કહીએ તો નૂરજહાનનાં જહાંગીર સાથે લગ્ન થયાં (ઈ. સ. ૧૬૧૧) તે પહેલાં તેઓની વચ્ચે લગ્નસંબંધ (Pre-marriage love) હતો કે નહિ તે બતાવવાનો અહીં પ્રયત્ન કર્યો છે. પરંતુ એ વિષય પર આવતાં પહેલાં નૂરજહાનના જીવનચરિત્રની ખોટી અને સાચી રૂપરેખા આલેખવી યોગ્ય ગણાશે.

નૂરજહાનના જીવનની ઉપલબ્ધ દંતકથા–

જીવનનિર્વાહની મુશ્કેલીને લીધે ગ્યાસબેગ (નૂરજહાનનો પિતા) હિંદ આવવા ઊપડ્યો. રસ્તામાં તેની સ્ત્રીએ મહેર-ઉન-નિસ્સા (પાછળથી નૂરજહાન)ને જન્મ આપ્યો. પુત્રીના જન્મે તેની મુશ્કેલીઓમાં

---

૧ 'ઇતિહાસ દિગ્દર્શન' બ. ક. ઠાકોર.

વધારો કર્યો, તેથી તેને એક ઝાડની ગુફામાં ઝાડનાં પાંદડાંમાં વીંટાળીને મૂકી દીધી. માતાનું હૃદય દ્રવી ઊઠતાં તેને પાછી લાવવા નિશ્ચય કર્યો. ઝાડ પાસે આવતાં બાળકની ફરતો વીંટળાઈને એક સાપ પડેલો જોયો. મહામુશ્કેલીએ સાપને દૂર કરી પુત્રીને બચાવી. અકબરના દરબારમાં કોઈ મિત્રની લાગવગથી નોકરી મળી અને પોતાની હોશિયારીથી તે રાજ્યમાં સારા દરજ્જે પહોંચ્યો. સલીમ મહેર-ઉન-નિસ્સાના રૂપ પર મોહ્યો, પરંતુ અકબરને આ ગમ્યું નહિ તેથી ગ્યાસબેગને નૂરજહાનનું લગ્ન શેર આફઘાન સાથે કરવા કહ્યું. ગાદી પર આવ્યા પછી જહાંગીરે નૂરજહાનને મેળવવા અથાક પ્રયત્નો કર્યા અને છેવટ શેર અફઘાનનું ખૂન કરાવી મહેર-ઉન-નિસ્સાને દિલ્લી તેડાવી અને પછી તેની સાથે લગ્ન કર્યું.

સાચી હકીકતઃ—

પિતાના મૃત્યુ બાદ દુઃખ સહન ન થવાથી ગ્યાસબેગ હિંદ જવા ઊપડ્યો. રસ્તામાં તેની સ્ત્રીએ એક પુત્રીને જન્મ આપ્યો. ફતેહપુર સિક્રીમાં મલિક મસુદ નામના સોદાગરની મદદથી અકબરના દરબારમાં નોકરી મળી અને ત્યાં તે બુદ્ધિબળથી આગળ વધ્યો. ગ્યાસબેગે નૂરજહાન પુખ્ત ઉમરની થતાં તેનું શેર અફઘાન સાથે લગ્ન કર્યું. ૧૫૯૯માં અકબરે શેર અફઘાનને સલીમ નીચે નોકરીમાં રાખી મેવાડ પર ચઢાઈ કરવા મોકલ્યો. જો કે આ લડાઈ દરમિયાન શેર અફઘાન સલીમને તરછોડીને દિલ્હી ચાલ્યો ગયો હતો, છતાં પણ જ્યારે સલીમ દિલ્હીની ગાદી પર આવ્યો ત્યારે તેણે શેર અફઘાનને માફી બક્ષી અને નોકરી આપી, એટલું જ નહિ પણ બરદ્વાનમાં એક જાગીર પણ આપી. રાજદ્રોહના ગુનાની તેના પર શંકા પડતાં જહાંગીરે શેર અફઘાનને બંગાળથી દિલ્હી દરબારમાં મોકલવા માટે અને માને નહિ તો શિક્ષા કરવા બંગાળના સૂબા કુતુબુદ્દીન (જહાંગીરનો દૂધભાઈ)ને ફરમાવ્યું. માત્ર બે નોકરોને લઈને શેર અફઘાન કુતુબુદ્દીનને મળવા ગયો. પરંતુ દરબારમાં દાખલ થતાંની સાથે જ શેર અફઘાનને શાહી સિપાહીઓએ ચારે તરફથી ઘેરી લીધો. શેર અફઘાન આ અપમાન સહન કરી શક્યો નહિ અને કુતુબુદ્દીનને મારો ઠાર કર્યો. આથી કુતુબુદ્દીનના માણસો ઘણા ઉશ્કેરાઈ ગયા અને શેર અફઘાનના ટુકડે ટુકડા કરી નાખ્યા. મહેર-ઉન-નિસ્સા અને તેની પુત્રી લાડીલી બેગમને દિલ્લી લઈ જવામાં આવ્યાં અને ત્યાં તેમને રાજમાતા સુલતાન સલીમા બેગમની ચાકરીમાં રાખ્યાં. વસંતોત્સવના મેળામાં ફરતાં ફરતાં જહાંગીરે નૂરજહાનને દીઠી અને તેના પર મોહ પામ્યો. ત્યારબાદ તેઓનાં લગ્ન થયાં.

ઉપર વર્ણવેલી દંતકથાની સાચી હકીકત સાથે સરખામણી કરતાં દંતકથાનું જૂઠાપણું સમજી શકાય છે. નૂરજહાનના સમકાલીન ઇતિહાસકારોના ગ્રંથો તપાસતાં શેર અફઘાનના ખૂન-કાવતરામાં જહાંગીરનો હાથ હતો એમ ક્યાંયે જણાતું નથી. વળી મોતામદખાન અને કામગર હુસૈની તો નૂરજહાનના શત્રુ સમાન હતા, અને તેઓ નૂરજહાનના કલંક વિષે લખ્યા વગર રહે નહિ. અબ્દુલ હમીદ લાહોરીએ પણ આ વિષયપરત્વે ચુપકીદી સેવી છે. જહાંગીરે પોતાના જીવનવૃત્તાંતમાં શેર અફઘાનના ખૂનનો હેવાલ લખ્યો છે. માની લઈએ કે જહાંગીર પોતાનો ગુનો કબૂલ કરે નહિ, તોપણ જો જહાંગીરનો એ ખૂનમાં હાથ હોય તો તે વસ્તુનો તેના લખાણમાં જરા પણ નિર્દેશ કરે નહિ જે ઇતિહાસકારો બાદશાહના આશ્રય તળે રહી કામ કરતા હોય તેઓ તેઓના પોષક બાદશાહની સત્ય હકીકત જણાવતાં અચકાય એમ જરૂર દલીલ થઈ શકે ખરી; પરંતુ આ દલીલ પરદેશી મુસાફરો માટે વાપરી શકાય નહિ. પરદેશી મુસાફરો કોઈની બદનક્ષી કરનારી હકીકત લખ્યા વગર છોડે તેવા હતા નહિ. હોકિન્સ, સર ટોમસ રો, એડવર્ડ ટેરી (જે મુગલ દરબારમાં સાત વર્ષ સુધી રહ્યો હતો), વિલિયમ ફિન્ચ, સર ટોમસ હર્બર્ટ, પિટર મુન્ડી વગેરે મુસાફરો આ વિષયપરત્વે જરા પણ ઇશારો કરતા નથી. આપણા હેતુને સાબીત કરવા માટે પરદેશી મુસાફરોના આ આડકતરા પુરાવાઓ (negative evidences) પૂરતા છે.

તદુપરાંત નૂરજહાનના જીવન વિષે જે વાતો જોડી કાઢવામાં આવી છે તેમાં પણ કેટલીક અસંગતતા જણાઈ આવે છે. આપણને કહેવામાં આવે છે કે

અકબરે સલીમની નૂરજહાનની સાથે પરણવાની ઇચ્છાને અનુમતિ આપી નહિ, એટલું જ નહિં પણ ગ્યાસબેગને તેની પુત્રીનાં લગ્ન શેર અફઘાન સાથે કરી નાખવા ફરમાવ્યું. નૂરજહાન એક ખાનદાન કુટુંબની કન્યા હતી અને તેનો પિતા રાજ્યમાં ઊંચા હોદ્દા પર નોકરી કરતો હતો, તેથી અકબરના વિરોધ માટે કોઈ સબળ કારણ જણાતું નથી. માની લઈએ કે કોઈ કારણ હતું, તો પછી અકબરે જ્યારે સલીમને મેવાડ જીતવા મોકલ્યો ત્યારે શેર અફઘાનની સલીમની નીચે નિમણૂક કરી સલીમ સાથે તેને શા માટે મોકલ્યો? આ પ્રશ્નનો જવાબ આપી શકાતો નથી. વળી જહાંગીરે ગાદીએ આવ્યા બાદ શેર અફઘાનને નોકરી આપી અને બંગાળમાં આવેલા બરદ્વાનમાં એક જાગીર પણ આપી હતી. આપણને કહેવામાં આવે છે કે જહાંગીરે શેર અફઘાનનું ખૂન કરાવ્યું. જો જહાંગીરને નૂરજહાન મેળવવા માટે શેર અફઘાનનું ખૂન કરાવવું હોત તો તે કામને પાર પાડવા જહાંગીરે જે રીત અખત્યાર કર્યાનું કહેવાય છે તે રીત તેવી કશી પણ આવડત વગરની હોત નહિ. સૌથી વધારે અગત્યની વિચારવા જેવી વસ્તુ તો નૂરજહાનનું ચારિત્ર્ય છે. નૂરજહાનના જીવનનો કોઈ પણ અભ્યાસી જરૂર કહી શકશે કે નૂરજહાન તેના ધણીના ખૂનીની સાથે લગ્ન કરવા કદી પણ તૈયાર થાય નહિ. એથી ઊલટું, આપણે જાણીએ છીએ કે નૂરજહાન અને જહાંગીર તેઓના લગ્ન-જીવન દરમિયાન અન્યોન્યને સાચા દિલથી ચાહતાં હતાં.

વળી આ વાર્તાને પોષણ આપનાર કેટલીક બિનપાયાદાર શંકાઓ પણ હતી-છે. તદ્દન ભૂલભરેલી રીતે માનવામાં આવે છે કે જહાંગીરે તેના દૂધભાઈ કુતુબુદ્દીનની બંગાળાના સૂબા તરીકેની કરેલી નિમણૂકની પાછળ એનો નૂરજહાનને મેળવવાનો ગુપ્ત આશય હતો. પરંતુ આ શંકા તદ્દન બિનપાયાદાર છે. એ નિમણૂકની પાછળ માત્ર રાજકીય હેતુ જ હતો. કુતુબુદ્દીનની નિમણૂક થઈ તે પહેલાં બંગાળાનો સૂબો રાજા માનસિંહ હતો. જહાંગીર અને રાજા માનસિંહ વચ્ચે અંદરખાનેથી બારમો ચંદ્રમા હતો; કારણ કે રાજા માનસિંહ ખુશરૂનો મામો થતો હતો અને જહાંગીર ખુશરૂના બળવાને માટે માનસિંહને પણ જવાબદાર ગણતો હતો. વળી બંગાળા એટલે બાદશાહથી અસંતુષ્ટ થયેલા અફઘાનોનું ઘર, એટલે માનસિંહની બંગાળામાં હાજરી ભયંકર લેખાય તે તદ્દન સ્વાભાવિક હતું, અને તેથી જ તેને બંગાળામાંથી ખસેડવામાં આવ્યો અને તેની જગ્યાએ પોતાના દૂધભાઈ કુતુબુદ્દીનને મૂકવામાં આવ્યો. વળી મેવાડની લડાઈ ચાલતી હતી ત્યારે શેર અફઘાન સલીમને છોડી ચાલ્યો ગયો હતો એટલે તેના પર રાજદ્રોહના ગુનાની શંકા પડે તે પણ તેટલું જ સ્વાભાવિક છે. બીજું, કુતુબુદ્દીને શેર અફઘાનને મળવા બોલાવ્યો ત્યારે કંઈ પણ ચેતવણી આપ્યા વગર તેને ચોતરફથી ઘેરી લેવામાં આવ્યો, તેવે વખતે પઠાણ-લોહી ઊકળી આવે તેમાં જરાય શંકા નથી. એમ પણ પૂછવામાં આવે છે કે વિધવા થયા પછી નૂરજહાનને (તે વખતે મહેર–ઉન–નિસ્સા) બાદશાહના દરબારગઢમાં શા માટે રાખવામાં આવી? પરંતુ એમાં કશી પણ વિચિત્રતા નથી, કારણ કે તેનાં માતાપિતા પણ ત્યાં રહેતાં હતાં. નૂરજહાન રાજમાતાની ચાકર તરીકે રહી તેમાં પણ કશું અયોગ્ય જેવું નથી, કારણ કે અમીર ગૃહોમાં આ જાતનો આચાર પ્રચલિત હતો. વસંતોત્સવના મેળામાં જહાંગીર અને નૂરજહાને એકબીજાને નિહાળ્યાં અને એકબીજાના પ્રેમમાં પડયાં અને લગ્નગ્રંથિથી જોડાયાં.

ત્યારે નૂરજહાનના જીવન પર કલંક લગાડતી આ જુઠ્ઠી વાર્તા કેવી રીતે પેદા થવા પામી? આ જૂઠાણાનો પદ્ધતિસર કલ્પનામય વૃત્તાંત નૂરજહાનના મૃત્યુ બાદ લગભગ બે પેઢી પછી ઉત્પન્ન થયો જણાય છે. સત્તરમી સદીના પૂર્વાર્ધમાં આ જૂઠાણાની ક્યાંયે ગંધ સરખી પણ માલૂમ પડતી નથી, જ્યારે તે જ સદીના ઉત્તરાર્ધમાં બધે ફેલાયેલી માલૂમ પડે છે. ઈરાની ઇતિહાસકારો અને રાજપુત ભાટચારણોને હાથે આ લોકકથા ફાલીફૂલી. ૧૯મી સદીમાં એલ્ફીન્સ્ટનના ઐતિહાસિક ગ્રંથમાં આ લોકવાર્તાને પોષણ મળ્યું. એલ્ફીન્સ્ટનના ગ્રંથ પર રચાયેલા ઇતિહાસોમાં

આ કથા ઊતરી આવી, પરંતુ સમયકાલીન પુરાવાનો ઊંડો અભ્યાસ કરતાં આ કલ્પનામય લોકકથાની ઈમારતના પાયા ખળભળી ઊઠે છે અને તે ઈમારતનું તકલાદીપણું જણાઈ આવે છે. નૂરજહાનના જીવન પર લગાડેલું કલંક ધોવાઈ જાય છે અને નૂરજહાન અને જહાંગીરને તેમનાં સાચાં સ્વરૂપમાં આપણે ઓળખી શકીએ છીએ.*

* શ્રી બેનીપ્રસાદના "જહાંગીર" પુસ્તકના આધાર પર



# એ નાચતી'તી

એ નાચતી'તી :
તેજ વેરાયલ રંગ થાળી પર કુંકુમની તર બાઝતી'તી,
ઊભી હતી છતાં નાચતી'તી;
નાની નાની એની જાંબુડિયારંગી આંખડીઓ કશું વાંચતી'તી.
આભમાં ચંદ્ર ન'તો, ન'તા તારા
બત્તીઓના હતા તેજ – ફુવારા,
ચોમેર ચુંબન, તાળી-ઇશારા;
કાલની ઝાળપે આજ વસંતનું, શીતલ સ્મિત છંટાવતી'તી,
માનવીની નાની અંતરક્યારીઓને ચપલા ચમકાવતી'તી:
એ નાચતી'તી :

એણે જોયાં નો'તાં મીંઢળ-ચોરી
નો'તી એ કોઇની ચિત્તચકોરી;
આંધણના ઉકળાટની જેમ એ ઊભી ઊભી અકળાવતી'તી,
વજ્જર ઉપર ફૂલની પાનીએ અમૃતને વરસાવતી'તી
એ નાચતી'તી :

ઈન્દુલાલ ગાંધી

ॐ तत्सत्

# श्रीमद्भगवद्गीता

श्री. काकासाहेब कालेलकर

## अध्याय १०
## भगवद्व्यक्तियोगः

### श्रीभगवान् उवाच

१. भूय एव महाबाहो! शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥

२. न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥

३. यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥

४. बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ।

५. अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥

६. अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥

७. मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥

८. तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥

९. तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥

### अर्जुन उवाच

१०. परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥

११. आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥

१२. सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥

१३. स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम! ।
भूतभावन! भूतेश! देवदेव! जगत्पते! ॥

१४. वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥

१५. कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ।
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्! मया ॥

१६. विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥

અર્જુન, તું મને પ્રિય છે. તારા હિતની ખાતર મારી શ્રેષ્ઠ વાત હું તને ફરી કહું છું, તે તું સાંભળ. આકાશમાંના દેવોને તેમ જ પૃથ્વી ઉપરના મોટા મોટા ઋષિઓને પણ મારી ઉત્પત્તિનો ખ્યાલ નથી કારણ કે તે બધા દેવોનો અને મહર્ષિઓનો ઉદ્ભવ જ હું છું. જે કોઈ મને આવી રીતે અજન્મા, અનાદિ અને લોકમહેશ્વર તરીકે ઓળખે છે તેનો બધો મોહ દૂર થવાથી, માણસોમાં ફરતો હોવા છતાં, તે બધાં પાપોથી મુક્ત થાય છે.

[ ઈશ્વરવિષયક શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત થવાથી માણસની વાસનાઓ શુદ્ધ થાય છે, અને વાસનાઓ શુદ્ધ થાય એટલે માણસને પાપ કરવું અશક્ય બને છે. પાપ કરવા વિષેની સ્વાભાવિક પ્રવૃત્તિઓનો નિગ્રહ કરવો જુદી વાત છે અને તે વૃત્તિને જ મૂળથી ઉખેડી નાંખવી અથવા બાળી નાંખવી એ જુદી વાત છે.

ઈશ્વર જો આપણાથી ભિન્ન હોત, અને ઈશ્વર-વિષયક જ્ઞાન એટલે કોઈ બાહ્ય વસ્તુ વિષેની બહારથી મેળવેલી માહિતી છે એમ હોત, તો ઈશ્વરનું સ્વરૂપ સમજવાની સાથે જ માણસની પાપયુક્ત વાસનાઓ નષ્ટ થાય એ યુક્તિયુક્ત ન દેખાત; પણ ખરેખર ઈશ્વર એટલે આપણું જ અંતર્યામી તત્ત્વ હોવાથી ઈશ્વરવિષયક જ્ઞાન થવું. એટલે પોતાનો મોહ નષ્ટ થઈ પોતાનું સ્વરૂપ મેળવવું, એવો અર્થ છે. "ज्ञानादेव तु कैवल्यम्" એમ જ્યારે કહેવામાં આવે છે

ત્યારે જ્ઞાનનો અર્થ ઘણો જ વ્યાપક હોય છે. નિત્ય વ્યવહારમાં આપણને મળતી માહિતી કે જીવનવિષયક સિદ્ધાન્તોનું ગ્રહણ એટલે કંઈ જ્ઞાન નથી જ્ઞાન બધી વૃત્તિઓમાં ફેરફાર કરી માણસના સ્વરૂપમાં જ ક્રાન્તિ કરી નાંખે છે. જ્ઞાન એટલે સાક્ષાત્કૃત ભાવના અને નવજીવન. આ જ્ઞાન પ્રાપ્ત થતાં કૈવલ્યપ્રાપ્તિને આડે કશું જ રહેતું નથી. "જે આને જાણે છે, તે તે જ બને છે." એ ઉપનિષદનું વાક્ય પણ એ જ અર્થ સૂચવે છે.

આપણો જીવાત્મા એટલે સંકુચિતતાથી ઘેરાયેલો પરમાત્મા જ છે. સંકુચિત જીવને જ વાસનાઓ ઘેરી શકે છે. જે વિભુ છે, જે પૂર્ણ છે, તે તૃપ્ત હોવાનો જ, અને તૃપ્તને કંઈ વાસના પાપ તરફ ઘસડીને લઈ જઈ શકે? ઈશ્વરનું જ્ઞાન થવું એટલે બધી જાતની સંકુચિતતા નીકળી જવી. ]

ભૂતોના જે જુદા જુદા ભાવો છે તે મારામાંથી જ ઉત્પન્ન થયેલા છે આ ભાવોનું સ્વરૂપ બરાબર સમજી લેવું જોઈએ. આ ભાવો એટલે એક રીતે વિભૂતિઓ જ છે. બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ (જાગૃતિ), ક્ષમા, સત્ય, શમદમ, સુખદુઃખ, ભવ, અભાવ, ભય અને અભય, સમાનતા, અહિંસા, તુષ્ટિ, તપ, દાન, યશ અને અપયશ, એ બધા ભૂતોના ભાવો મારામાંથી જ નીકળેલા છે.

[આ ભાવો એટલે શું તે અહીં સ્પષ્ટ થતું નથી. આને જ કેમ પસંદ કર્યા? આમાં જ બધાં તત્ત્વોનો સમાવેશ થાય છે એમ સમજવું કે શું? આ ભાવોમાં દુઃખ, ભય અને અપયશ, પણ ગણાવ્યા છે. એમને પણ ભૂતોના ભાવ ગણવા કે શું?]

અહીં હવે 'વિભૂતિયોગનો પ્રારંભ થાય છે' ઉપર આપેલા ભાવો અને નીચે આપેલી વિભૂતિઓ એક જ છે એમ કહી શકાય

જેઓ ડાહ્યા છે તેઓ, હું આ આખા વિશ્વની ઉત્પત્તિ છું એમ ઓળખીને, અને મારામાંથી જ આ બધું નીકળ્યું છે એમ જાણીને, ભક્તિયુક્ત અંતઃકરણ વડે મને ભજે છે. પોતાનું ચિત્ત મારામાં રોકીને, પોતાના પ્રાણ મારામાં મૂકીને, અરસપરસ એકબીજાને બોધ આપતા અને મારી કથા કરતા સંતોષ પામે છે, અને રમમાણ થાય છે. એવા જે નિત્યયુક્ત યોગીઓ, પરમ પ્રીતિ વડે મારી ભક્તિ કરે છે તેમને હું બુદ્ધિયોગ આપું છું. તેની મદદ વડે તેઓ મને આવીને મળે છે. એવા ભક્તો ઉપર દયા કરી તેમના હૃદયમાં રહી તેમનું અજ્ઞાનરૂપી તમ તેજસ્વી દિવ્ય જ્ઞાન વડે હું નષ્ટ કરું છું.

[ખરા અનન્ય ભક્તને ઈશ્વર કદી ભોળિયો કે અજ્ઞાની રાખતો નથી. માબાપ ઉપર, વડીલો ઉપર, પતિ ઉપર, ગુરુ ઉપર કે માલિક ઉપર આધાર રાખીને તેમનું વચન પ્રમાણ માનીને સુખેથી રહેનાવાળાં લોકોમાં, શ્રદ્ધા, નિષ્ઠા અને સંતોષ ભલે એટલો વધે તોપણ જ્ઞાન વધશે જ એમ ખાતરીથી ન કહી શકાય, પણ ઈશ્વરનિષ્ઠાની વાત જુદી છે ઈશ્વર કોઈ એવો બાહ્ય પુરુષ નથી કે જેના ઉપર નિષ્ઠા રાખવાથી આપણા અંતરમાં કશું પરિવર્તન નહિ થાય. બાહ્ય વ્યક્તિઓના હાથમાં આપણે આપણું સર્વસ્વ સોંપી દઈએ તો સમર્પણબુદ્ધિ, એકાગ્રનિષ્ઠા અને અસંશય એ ગુણ વધશે ખરા, પણ જેને આપણે સર્વસ્વ અર્પણ કર્યું તે આપણને असंशयम् અને समग्रम् ઓળખી જ શકશે એમ કહી શકાતું નથી. અને પરાવલંબિતાનો કંઈક દોષ તો આવવાનો સંભવ ખરો જ. બુદ્ધિની પરાવલંબિતા તેમ જ નિર્ણયશક્તિ અને સંશયશક્તિની પરાવલંબિતા કોઈ કોઈ વખત ખૂબ જ ઘાતક નીવડે છે, પણ ઈશ્વરનિષ્ઠા એ આત્મનિષ્ઠાનું જ એક પાસું છે. ઈશ્વરને જુદો સમજી તેની ઉપાસના કરવાથી કયા કયા દોષો આવે છે તે ઉપનિષદમાં બતાવ્યું જ છે. योऽसावसौ पुरुष सोऽहमस्मि। આ ભાવનાથી જ ઈશ્વરભક્તિ કરવાની હોય છે. આ અભેદ ભક્તિનું લક્ષણ શ્રી શંકરાચાર્યે આ પ્રમાણે આપ્યું છે · स्वस्वरूपानुसंधान भक्तिरित्यभिधीयते। એટલે ઈશ્વરની ભક્તિ કરવી એટલે તેનું સ્વરૂપ ઓળખવું જ જોઈએ, અને તેનું સ્વરૂપ ઓળખવું એટલે પોતાનું વ્યક્તિત્વ અને દુનિયાનું વિભૂતિમત્ત્વ એ બંનેનો સમન્વય કરવો. આ જ બુદ્ધિયોગ

ઈશ્વર તરફથી આપણને અચૂક મળે છે.

કેવળ જ્ઞાનપ્રાપ્તિ વડે માણસની ચિત્તવૃત્તિમાં કેમ ફરક પડે એવો પ્રશ્ન કેટલાક પાશ્ચાત્ય ટીકાકારો કરે છે. તેમનું જ્ઞાનના ખરા સ્વરૂપ તરફ લક્ષ જ ગયેલું હોતું નથી. ]

અર્જુને કહ્યું: હે ભગવાન, તમે પરબ્રહ્મ છો, સર્વ-શ્રેષ્ઠ ધામ છો, અત્યંત પવિત્ર છો, તમે શાશ્વત પુરુષ છો, અજન્મા, સર્વવ્યાપી, દેવોના દેવ આદિદેવ છો એમ દેવર્ષિ નારદ, અસિત, દેવલ, વ્યાસ વગેરે બધા ઋષિઓએ તમારું વર્ણન કરેલું છે, અને તમે પણ તેમ જ કહો છો. હે કેશવ, તમે જે મને કહો છો તે બધું મને સાચું લાગે છે. તમારું સ્વરૂપ કેવું છે, કેટલા પ્રકારનું છે એ દેવોને કે દાનવોને પણ સમજાતું નથી. હે પુરુષોત્તમ, હે ભૂતભાવન, હે ભૂતેશ, હે દેવદેવ, હે જગત્પતે, તમે જ પોતાને યોગ્ય રીતે ઓળખી શકો છો. તમારી જે વિભૂતિઓ વડે તમે આ વિશ્વને વ્યાપી રહ્યા છો તે તમારી પોતાની દિવ્ય વિભૂતિઓ બધી મને એકવાર કહી દો. તમે યોગી છો, તમારું હમેશાં પરિચિંતન કરતાં હું તમને યોગીને કેવી રીતે ઓળખું અને તમારા કયા સ્વરૂપનું મારે ચિંતન કરવું તે મને કહો. પોતાનો યોગ અને પોતાની વિભૂતિઓ ફરી મને વિસ્તારથી કહો. તમારું તે અમૃતવચન સાંભળતાં મારી તૃપ્તિ જ થતી નથી.

अध्याय १०

## विभूतियोगः

### श्रीभगवान् उवाच

१. हन्त ! ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठ ! नास्त्यन्तो विस्तरस्य मे ॥
२. अहमात्मा गुडाकेश ! सर्वभूताशयस्थितः ।
सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन ॥
३. इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ।
मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ॥
४. प्रजनश्चास्मि कन्दर्पः यमः संयमतामहम् ।
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥
५. हिमालयः स्थावराणां स्रोतसामस्मि जाह्नवी ।
अश्वत्थः सर्ववृक्षाणां सरसामस्मि सागरः ॥
६. मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ।
पवनः पवतामस्मि ज्योतिषां रविरंशुमान् ॥
७. अक्षराणामकारोऽस्मि द्वन्द्वः सामासिकस्य च ।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥
८. वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ॥
बृहत्साम तथा साम्नां गायत्री छन्दसामहम् ।
९. यज्ञानां जपयज्ञोऽस्मि गिरामस्म्येकमक्षरम् ।
अहमेवाक्षयः कालो धाताहं विश्वतोमुखः ॥
१०. द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥
११. पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ ! बृहस्पतिम् ।
महर्षीणां भृगुरहं देवर्षीणां च नारदः ॥
१२. वृष्णीनां वासुदेवोऽस्मि पाण्डवानां धनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥
१३. प्रह्लादश्चास्मि दैत्यानां रामः शस्त्रभृतामहम् ।
रुद्राणां शंकरश्चास्मि सिद्धानां कपिलो मुनिः ॥
१४. सेनानीनामहं स्कन्दो वरुणो यादसामहम् ।
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥
१५. उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां धेनूनामस्मि कामधुक् ॥
१६. आयुधानामहं वज्रं मेरुः शिखरिणामहम् ।
मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥
१७. दण्डो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥
१८. यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥
१९. नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥
२०. यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥
२१. अथवा बहुनैतेन किं ज्ञानेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥
२२. एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः ॥

શ્રી ભગવાન બોલ્યા: હે કુરુશ્રેષ્ઠ, ચાલ ત્યારે હવે હું તને મારી દિવ્ય વિભૂતિઓની કંઈક ઝાંખી

કરાવું બધી વિભૂતિઓનો વિસ્તાર ક્યાં સુધી કરાય? તેનો તો અંત જ નથી. પણ મુખ્ય મુખ્ય વિભૂતિઓ ગણાવી જાઉં.

સર્વ ભૂતમાત્રોમાં વસતો આત્મા હું છું. આ સૃષ્ટિમાંના સર્વ સૃષ્ટ પદાર્થોનો પ્રારંભ, મધ્ય અને અંત હું છું. ઇન્દ્રિયોમાં હું મન છું અને ભૂતમાત્રની ચેતના પણ હું જ છું. સર્વસ્વ હરી લેનાર મૃત્યુ હું છું, અને પેદા થનાર વસ્તુઓની ઉત્પત્તિ પણ હું જ છું. પ્રજોત્પત્તિ કરનાર કામદેવ હું છું, અને કામ વગેરે વિકારોનો સંયમ કરવાવાળા લોકોમાં હું યમ, (એટલે કે સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ એ વ્રતસમુચ્ચય) છું. ટૂંકામાં જેટલાં ભૂતો છે તેમનો આદિ, મધ્ય અને અંત હું છું.

સ્થાવર પર્વતોમાં હું વિશાળ અને ઉત્તુંગ હિમાલય છું, જ્યારે નદીઓમાં જહ્નુકન્યા પવિત્ર ગંગા છું. બધાં વૃક્ષોમાં હું અશ્વત્થ વૃક્ષ છું, અને જળાશયોમાં સાગર છું. મહિનાઓમાં અગ્રહાયણ એવો માર્ગશીર્ષ હું છું, અને ઋતુઓમાં ફૂલની બહાર લઈ આવતો કુસુમાકર વસંત હું છું. વહેનારાઓમાં હું પવન છું, અને આકાશની જ્યોતઓમાં તેજસ્વી કિરણવાળો સૂર્ય હું છું.

અક્ષરોમાં આદ્ય 'અ'કાર હું છું, અને શબ્દોના સમાસોમાં સમાનતા બતાવનો દ્વંદ્વ સમાસ હું છું. સર્વ વિદ્યાઓમાં હું અધ્યાત્મવિદ્યા છું, અને તમામ વિદ્યાઓ શીખ્યા પછી તેમની ચર્ચા કરનારાઓમાં ચાલતો વાદવિવાદ પણ હું જ છું. તમામ વેદોમાં સામવેદ હું છું, અને દેવોમાં દેવરાજ ઇન્દ્ર હું છું. એ સામવેદમાં આવેલું બૃહત્સામ હું છું, અને છંદોમાં કલ્યાણકારી ગાયત્રી છંદ હું છું અનેક પ્રકારના યજ્ઞોમાં હું જપયજ્ઞ છું, અને વાણીમાં હું એકાક્ષર પ્રણવબ્રહ્મ છું.

અક્ષયકાલ પણ હું જ છું, અને વિશ્વતોમુખી ઉત્પત્તિ કરવાવાળો વિધાતા પણ હું છું.

કપટપટુ લોકોનો જુગાર હું છું, અને તેજસ્વી લોકોનું તેજ પણ હું છું. હું જય છું, વ્યવસાય ઉદ્યમ હું છું, અને સત્ત્વજ્ઞાન માણસોનું સત્ત્વ પણ હું છું.

પુરોહિતોમાં મુખ્ય એવો બૃહસ્પતિ હું છું એમ જાણ, અને મહર્ષિઓમાં ભૃગુ અને દેવર્ષિઓમાં મને નારદ જાણજે. અમારા વૃષ્ણિ વંશમાં હું વાસુદેવ છું, અને પાંડવોમાં જે તું ધનંજય અર્જુન છે તે પણ હું જ છું. વિચારશીલ મુનિઓમાં હું વ્યાસ છુ, અને વિદ્વાનોમાં ઉશના કવિ દૈત્યોમાં ભક્ત પ્રહ્લાદ હું છું, અને શસ્ત્રધારીઓમાં પરશુ-હળ-અથવા ધનુષ્યધારી રામ હું છું. રુદ્રોમાં હું શંકર છું, અને સિદ્ધોમાં મહામુનિ કપિલ છું. સેનાપતિઓમાં હુ બ્રહ્મચારી કાર્તિકેય સ્કંદ છું, અને જળાશયોનો સ્વામી હું વરુણ છું નારીવાચક વસ્તુઓમાં હું કીર્તિ, શ્રી (લક્ષ્મી), વાણી, સ્મૃતિ, મેધા (સ્મરણશક્તિ), ધૃતિ (એકત્ર ટકવાની શક્તિ) અને ક્ષમા છું. ઘોડાઓમાં અમૃતની સાથે ઉત્પન્ન થયેલ હું ઉચ્ચૈઃશ્રવા છું, ગજેન્દ્રોમાં હું ઐરાવત છું અને ગાયોમાં તો હું કામધેનુ છુ.

આયુધોમાં હું વજ્ર છું, અને તે જેમના ઉપર પડ્યું એવા પહાડ-પર્વતોમાં હું મેરુ છું. વન્ય પશુઓમા હું વનરાજ સિંહ છું, અને પક્ષીઓમાં હું ગરુડ છું.

દમન કરનારાઓએ ધારણ કરેલો દંડ હું છું અને વિજય મેળવવાની ઇચ્છા રાખનાર લોકોની નીતિ—કુનેહ પણ હું છું. ગુહ્ય વાતોમાંનું મૌન હું છું, અને જ્ઞાનીઓનું જ્ઞાન પણ હું છું. સર્વ ભૂતમાત્રનું જે બીજ તે હું છું.

આ ચર ને અચર ભૂતમાત્રોમાં એવું કશું જ નથી કે જે મારા વગર હોઈ શકે.

મારી એ દિવ્ય વિભૂતિઓનો, હે અર્જુન, અંત જ નથી મેં તો કેવળ નમૂના તરીકે જ થોડોક વિસ્તાર કહી દીધો છે. આ દુનિયામાં જે જે કોઈ ખાસિયતવાળું છે, તેજવાળું છે, સામર્થ્યવાળું છે, તે તે બધું મારા જ તેજના એક અંશમાંથી ઉત્પન્ન થયું છે એમ તું જાણજે.

પણ આ બધું લાંબું લાંબું જાણીને તારે શું કરવું છે? આ આખું વિશ્વ જ મારા એક અંશ વડે વ્યાપીને હું રહ્યો છું. મારી આ વિભૂતિ અને મારો

આ અધ્યાત્મયોગ જેણે તત્ત્વતઃ જાણી લીધો તેને અવિચલ યોગ સિદ્ધ થયો, એમાં શંકા નથી.

## अध्याय ३१

## विश्वरूपदर्शनयोगः

### अर्जुन उवाच

१. मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥
२. भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।
त्वत्तः कमलपत्राक्ष! माहात्म्यमपि चाव्ययम् ॥
३. एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर! ।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम! ॥
४. मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो! ।
योगेश्वर! ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥

### श्रीभगवान् उवाच

५. पश्य मे पार्थ! रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥
६. इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश! यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥
७. न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥

### संजय उवाच

८. एवमुक्त्वा ततो राजन्! महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥
९. अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ।
सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥
१०. दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥
११. तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥
१२. ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।
प्रणम्य शिरसा देवं कृताञ्जलिरभाषत ॥

અર્જુન બોલ્યો:–'હે કમલપત્રાક્ષ, મારી ઉપર અનુગ્રહ કરવાની ખાતર અધ્યાત્મ નામે ઓળખાતું આ જે પરમ ગુહ્ય જ્ઞાન તમે મને કહ્યું તે સાંભળીને મારો મોહ દૂર થયો. ભૂતમાત્રોની ઉત્પત્તિ અને નાશ એ પણ મેં તમારી પાસેથી સવિસ્તર સાંભળ્યાં. તમારું અવ્યય માહાત્મ્ય પણ સાંભળ્યું. તમે જે આ પોતાનું વર્ણન આપ્યું તે તદ્દન વાસ્તવિક છે. હવે હે પુરુષોત્તમ, તમારું આ સાંભળેલું સ્વરૂપ આંખો વડે પ્રત્યક્ષ જોવાની ઇચ્છા મને થઈ છે. તમારું એ રૂપ જોવું મારે માટે શક્ય છે એમ તમને લાગતું હોય (તમે યોગેશ્વર છો. તમારે માટે શું અશક્ય હોય?) તો તમે મને પોતાનું અવ્યય સ્વરૂપ બતાવો.'

શ્રી ભગવાન બોલ્યા: 'હે પાર્થ, મારાં સેંકડો અને હજારો રૂપો જો. અનેક પ્રકારનાં, અનેક વર્ણ અને આકૃતિવાળાં, જેમાંનાં ઘણાં ખરાં તેં પહેલાં કદી જોયાં જ નથી એવાં મારાં દિવ્ય સ્વરૂપો તું જો. આ સચરાચર જગત સંપૂર્ણ રીતે એકત્રિત થયેલું મારા દેહમાં જોજે. અને ઉપરાંત તારે જે કાંઈ જોવાની ઇચ્છા થાય તે પણ જોજે.

તારી આ સામાન્ય આંખો વડે તું મને જોઈ શકીશ નહિ. તેથી હું તને દિવ્ય દૃષ્ટિ આપું છું. તેની મદદ વડે મારો ઐશ્વરયોગ તું જોજે.'

સંજય બોલ્યા: 'આવી રીતે વચન આપ્યા પછી તે મહા યોગેશ્વર હરિએ અર્જુનને પોતાનું પરમ ઐશ્વર રૂપ બતાવ્યું. જેણે અનેક દિવ્ય ઘરેણાં પહેર્યાં છે, અનેક દિવ્ય આયુધો ધારણ કર્યાં છે એવા બધી બાજુથી જોનાર અને બધી રીતે આશ્ચર્યમય ભગવાનને અર્જુને જોયા. હજારો સૂર્યની પ્રભા એકી સાથે આકાશમાં ઊભરાય તો તે વિરાટ મહાત્માના તેજની કાંઈક કલ્પના તને થશે. અનેક રીતે વિભાગાયેલું વિશ્વ અર્જુને તે દેવદેવના શરીરમાં એકત્રિત થયેલું જોયું. તે જોતાં જ વિસ્મયથી ગભરાઈ ગયેલો અને રૂવાં ખડાં થયેલો ધનંજય અર્જુન હાથ જોડીને નમ્રતાથી નમસ્કારપૂર્વક સ્તવન કરવા લાગ્યો.

## अध्याय ३२

## विश्वरूपस्तवयोगः

### अर्जुन उवाच

१. पश्यामि देवांस्तव देव! देहे
सर्वांस्तथा भूतविशेषसङ्घान् ।

नान्तं न मध्यं न पुनस्तवादिं
पश्यामि विश्वेश्वर ! विश्वरूप ! ॥

२. किरीटिनं गदिनं चक्रिणं च
तेजोराशिं सर्वतो दीप्तिमन्तम् ।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ताद्
दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥

३. त्वमक्षरं परमं वेदितव्यं
त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता
सनातनस्त्वं पुरुषो मतो मे ॥

४. अनादिमध्यान्तमनन्तवीर्यम्
अनन्तबाहुं शशिसूर्यनेत्रम् ।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं
स्वतेजसा विश्वमिदं तपन्तम् ॥

५. द्यावापृथिव्योरिदमन्तरं हि
व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाद्भुतं रूपमुग्रं तवेदं
लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥

६. अमी हि त्वां सुरसंघा विशन्ति
केचिद्भीताः प्राञ्जलयो गृणन्ति ।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः
स्तुवन्ति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥

७. रूपं महत् ते बहुवक्त्रनेत्रं
महाबाहो ! बहुबाहूरुपादम् ।
बहूदरं बहुदंष्ट्राकरालं
दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम् ॥

८. नभःस्पृशं दीप्तमनेकवर्णं
व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा
धृतिं न विन्दामि शमं च विष्णो ! ॥

९. दंष्ट्राकरालानि च ते मुखानि
दृष्ट्वैव कालानलसन्निभानि ।
दिशो न जाने न लभे च शर्म
प्रसीद देवेश ! जगन्निवास ! ॥

१०. अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः
सर्वे सहैवावनिपालसंघैः ।
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ
सहास्मदीयैरपि योधमुख्यैः ॥

११. वक्त्राणि ते त्वरमाणा विशन्ति
दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनान्तरेषु
संदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः ॥

१२. यथा नदीनां बहवोऽम्बुवेगाः
समुद्रमेवाभिमुखा द्रवन्ति ।
तथा तवामी नरलोकवीरा
विशन्ति वक्त्राण्यभिविज्वलन्ति ॥

१३. यथा प्रदीप्तं ज्वलनं पतङ्गा
विशन्ति नाशाय समृद्धवेगाः ।
तथैव नाशाय विशन्ति लोका-
स्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥

१४. लेलिह्यसे ग्रसमानः समन्ताल्
लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रं
भासस्तवोग्राः प्रतपन्ति विष्णो ! ॥

१५. आख्याहि मे को भवानुग्ररूपो
नमोऽस्तु ते देववर ! प्रसीद ।
विज्ञातुमिच्छामि भवन्तमाद्यं
न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥

શ્રીકૃષ્ણે દિવ્ય દૃષ્ટિ આપ્યા પછી વિશ્વરૂપ જોઈને અર્જુન વિસ્મિત થયો અને હાથ જોડીને બોલ્યો:- 'હે ભગવન, બધા દેવોને અને ભૂતવિશેષોના સમૂહને હું તમારામાં જોઉં છું. હે વિશ્વરૂપ વિશ્વેશ્વર, તમારો આદિ ક્યાં છે? મધ્ય અને અંત ક્યાં છે? એ કશું જ મને દેખાતું નથી. હાથમાં ગદા અને ચક્ર છે, માથા પર કિરીટ શોભે છે, એવા તેજસ્વી તમને હું એક મોટા તેજોરાશિ જેવા પેખું છું. ગમે ત્યાંથી જોઈએ પણ તમને જોવા મુશ્કેલ થયું છે. કારણ કે સળગેલા અગ્નિની જેવી કે સૂર્ય જેવી તમારી કાંતિ છે.' તેની કલ્પના જ થઈ શકતી નથી. તમે જાણવાને યોગ્ય એવા અવિનાશી પરમ અક્ષર છો. તમે આ વિશ્વનું પરમ નિધાન છો. તમે અવ્યય છો. શાશ્વત ધર્મના સંચાલક અને રક્ષક છો. તમને હું સનાતન પુરુષની જેમ જોઉં છું.

આદિ, મધ્ય અને અંત વગરના તમે અનંતવીર્ય છો. તમારા બાહુઓ પણ અનંત છે. સૂર્ય અને ચંદ્ર એ તમારી આંખો છે, સળગેલા અગ્નિ જેવું તમારું મુખ છે, પોતાના આ તેજ વડે તમે આખા વિશ્વને તપાવી રહ્યા છો. પૃથ્વી અને આકાશ વચ્ચેનું અંતરાળ અને આ બધી દિશાઓ તમે એકલાએ વ્યાપી દીધી છે.

'હે મહાત્મન્, તમારું અદ્ભુત અને ઉગ્ર રૂપ જોઈને ત્રણે લોક ત્રાસી ગયા છે. આ જુઓ, દેવોના સમુદાય તમારામાં ઘૂસી રહ્યા છે. કેટલાક ભયભીત થઈને હાથ જોડી ઊભા છે અને મહર્ષિ સિદ્ધોનાં આ ટોળેટોળાં 'કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ' એવી ગર્જના કરીને અનેક જાતનાં સ્તોત્રો વડે તમને સંતોષવાનો પ્રયત્ન કરી રહ્યા છે. હે મહાબાહો, અનેક મોઢાં અને આંખવાળું, અનેક હાથ, સાથળ અને પગવાળું, અનેક પેટવાળું અને અનેક ભયંકર દાઢોવાળું તમારું આ વિશાળ રૂપ જોઈને આ બધા લોકો ખૂબ અસ્વસ્થ થયા છે, અને મારી પણ તે જ દશા થઈ છે. આકાશને પહોંચવાવાળા, અનેક વર્ણોથી ચળકતાં તેજસ્વી અને વિશાળ નેત્રોવાળા, અને બધાંને ગળી જવા માટે જાણે મોઢું ફાડયું છે એવા તમને જોઈને મારા પેટમાં ગડગથલ થાય છે. હું મારી જાતને સંભાળી શકતો નથી, હું ભયભીત થયો છું. મને કોઈ પણ જાતની શાંતિ મળતી નથી. ભયંકર દાઢોવાળાં અને કાલાગ્નિ જેવાં ભયાનક એવાં તમારાં મોઢાં જોઈને મારું દિશાઓનું ભાન પણ જતું રહ્યું છે. સુખ કે શાંતિ હવે રહ્યાં જ નથી. તેથી હે જગન્નિવાસ દેવેશ, હવે તમે મારી પર પ્રસન્ન થાઓ. આ ધૃતરાષ્ટ્રના પુત્રો રાજાઓના સમૂહને સાથે લઈને તમારા વદનવિવરમાં ઘૂસી રહ્યા છે તે જુઓ. ભીષ્મ, દ્રોણ અને તે સૂતપુત્ર કર્ણ અમારામાંના મુખ્ય મુખ્ય લડવૈયાઓને સાથે લઈને તમારી ભયાનક અને કરાલ દાઢોમાં ઘૂસી રહ્યા છે. કેટલાકનાં માથાં તમારા દાંતમાં ભરાઈને, ચવાઈને પિસાઈ જાય છે.

જેવી રીતે નદીના અનેકાનેક પ્રવાહ સમુદ્ર તરફ દોડીને તેને મળે છે તેવી જ રીતે આ નરલોકવીર તમારા સળગેલા મોઢામાં ઘૂસી રહ્યા છે. જેવી રીતે પતંગિયાં પોતાનો નાશ વહોરી લેવા માટે સળગેલા અગ્નિ તરફ જોસભેર દોડયાં જાય છે તેવી રીતે આ બધા લોકો વધતા વેગથી તમારા મોઢામાં પ્રવેશ કરે છે. ભડભડ બળતા પોતાના મુખ વડે આસપાસના બધા લોકોને, ભુવનોને ખાઈ જતાં તમે પોતાની જીભ ચાટી રહ્યા છો. આ આખી દુનિયાને તમે તમારા તેજ વડે ભરી નાખી છે. હે વિષ્ણુ, તમારી આ ઉગ્ર જ્વાળાઓ આખી દુનિયાને તપવી રહી છે. એવા તમે ઉગ્ર રૂપવાળા કોણ છો તે મને કહો. હે દેવ, હું તમને નમસ્કાર કરું છું. તમે મારી ઉપર પ્રસન્ન થાઓ. તમને આદ્યદેવને સમજવાની મારી ઇચ્છા છે. તમારી આ પ્રવૃત્તિ મારા ધ્યાનમાં બિલકુલ આવતી નથી.

## अध्याय ३३

## कालप्रवृत्तियोगः

### श्रीभगवान् उवाच

१. कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो
लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे
येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥

२. तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व
जित्वा शत्रून् भुंक्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव
निमित्तमात्रं भव सव्यसाचिन् ! ॥

३. द्रोणं च भीष्मं च जयद्रथं च
कर्णं तथान्यानपि योधवीरान् ।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा
युध्यस्व जेतासि रणे सपत्नान् ॥

### संजय उवाच

४. एतच्छ्रुत्वा वचनं केशवस्य
कृताञ्जलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूय एवाह कृष्णं
सगद्गदं भीतभीतः प्रणम्य ॥

હે ઉગ્ર રૂપવાળા, તમે કોણ છો અને તમારી પ્રવૃત્તિ શી છે એમ અર્જુને પૂછયું ત્યારે શ્રીભગવાન બોલ્યાઃ 'આ લોકોનો ક્ષય કરવા માટે તૈયાર થયેલો કાળ હું છું. આ બધા લોકોને લઈ જવા માટે હું અહીં

પ્રવૃત્ત થયો છું. આ સામસામાં ઊભેલાં લશ્કરોમાંના આ બધા લડવૈયાઓ તું નહિ હોય તોપણ નાશ પામવાના જ છે. માટે હે રણકુશળ અર્જુન, તું ઊઠ, જશ મેળવ અને શત્રુઓને જીતીને આ સમૃદ્ધ રાષ્ટ્રનો ઉપભોગ લે. મેં જેમને આ પહેલાં મારી નાખ્યા છે, તેમને મારવામાં તું કેવળ નિમિત્તમાત્ર થજે. દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ અને બાકીના બધા લડવૈયાને મેં જ માર્યા છે. માટે દુઃખી ન થતાં તું તેમને મારી નાંખ આ યુદ્ધમાં તું આ દુશ્મનોને ખાતરીથી જીતવાનો છે.'

સંજય કહે છે: 'કેશવનાં વચન સાંભળીને ભયથી ધ્રૂજતો અર્જુન હાથ જોડી નમસ્કાર કરી ગદ્‌ગદ્ કંઠે શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો.

## अध्याय ३४

## प्रणतियोगः

### अर्जुन उवाच

१. स्थाने हृषीकेश! तव प्रकीर्त्या
जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवन्ति
सर्वे नमस्यन्ति च सिद्धसंघाः ॥

२. नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोऽपि नमो नमस्ते ।
अनन्त! देवेश! जगन्निवास!
त्वमक्षरं सदसत् तत्परं यत् ॥

३. त्वमादिदेवः पुरुषः पुराणः
त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्तासि वेद्यं च परं च धाम
त्वया ततं विश्वमनन्तरूप! ॥

४. नमः पुरस्तादथ पृष्ठतस्ते
नमोऽस्तु ते सर्वत एव सर्व ! ।
अनन्तवीर्यामितविक्रमस्त्वं
सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥

५. सखेति मत्वा प्रसभं यदुक्तं
हे कृष्ण! हे यादव! हे सखेति ।
अजानता महिमानं तवेदं
मया प्रमादात्प्रणयेन वापि ॥

६. यच्चावहासार्थमसत्कृतोऽसि
विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाप्यच्युत! तत्समक्षं
तत्क्षामये त्वामहमप्रमेयम् ॥

७. पितासि लोकस्य चराचरस्य
त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो
लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥

८. तस्मात्प्रणम्य प्रणिधाय कायं
प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः
प्रियः प्रियायार्हसि देव! सोढुम् ॥

९. अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा
भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देव! रूपं
प्रसीद देवेश! जगन्निवास! ॥

१०. किरीटिनं गदिनं चक्रहस्तम्
इच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन
सहस्रबाहो! भव विश्वमूर्ते! ॥

અર્જુન બોલ્યો: 'હે હૃષીકેશ, તમારી આ પ્રકીર્તિને લીધે આખી દુનિયા આનંદિત થાય છે અને તમારી ભક્તિ કરવા માંડે છે તે યોગ્ય જ છે. જુઓ આ રાક્ષસો ડરીને દસે દિશામાં નાસી રહ્યા છે. અને બધા સિદ્ધસંઘ તમને નમસ્કાર કરી રહ્યા છે. તમને હજાર વાર નમસ્કાર હો. અને ફરી ફરીને તમને નમસ્કાર હો. હે અનંત, હે દેવેશ, હે જગન્નિવાસ, તમે અક્ષર છો. સત્ અસત્ અને એ બન્નેની પરે જે છે તે બધું તમે જ છો. તમે આદિદેવ છો. પુરાણપુરુષ છો. તમે આ વિશ્વનો સર્વશ્રેષ્ઠ આધાર છો. જાણવા-વાળા તમે જ છો. અને જાણવાની વસ્તુ પણ તમે જ છો. પરધામ તમે જ છો અને હે અનંતરૂપ! આ આખી દુનિયા તમે જ ભરી દીધી છે. તમને આગળથી વંદન હો. તમને પાછળથી વંદન હો. હે સર્વ, તમને બધી બાજુએથી નમસ્કાર હો. તમારું વીર્ય અનંત છે. તમારા પરાક્રમને માપ નથી. તમે આખા વિશ્વને વ્યાપીને રહ્યા છો. માટે તમને 'સર્વ' કહે છે.

તમને દોસ્ત સમજીને, હે કૃષ્ણ, હે યાદવ, હે સખા, એવાં કંઈ ધરોબાનાં વચન કહ્યાં હોય અથવા તમારી મહત્તા જાણ્યા વગર પ્રમાદને લીધે અથવા પ્રેમને લીધે મેં જે કાંઈ કહ્યું હશે, મશ્કરી કરવા ખાતર મેં તમારું અપમાન કર્યું હશે, પછી તે રમતી વખતે કે પથારી પર સૂતાં કે જમતી વખતે હો, એકાંતમાં હો કે ચાર માણસોની વચમાં હો, તે બધી વાતો માટે હે અપ્રમેય હું તમારી ક્ષમા માગું છું.

તમે અચરાચર વિશ્વના પિતા છો. તમે આ બધાંના પૂજ્ય અને શ્રેષ્ઠ ગુરુ છો. તમારી સાથે ઊભો રહી શકે એવો કોઈ નથી. તો તમારાથી ચડી જાય એવો તો ક્યાંથી જ હોય? આ ત્રણે લોકમાં તમારા પ્રભાવની જોડ નથી, માટે તમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને, પૂજનીય એવા તમને ઈશ્વરને, હું પ્રસન્ન થવાને વીનવું છું. બાપ જેવી રીતે દીકરાને સાંખી લે છે; મિત્ર જેમ મિત્રને સાંખી લે છે; અને પ્રેમી જેમ પ્રેમને લીધે પ્રેમીજનોને સાંખી લે છે; તેવી રીતે તમે આ મારી ગુસ્તાખી સાંખી લેજો. આ પહેલાં કદી પણ ન જોયેલું તમારું રૂપ જોઈને મને આનંદ પણ થાય છે અને ડરથી મારું મન ગભરાઈ પણ જાય છે. માટે હે જગન્નિવાસ દેવેશ, પ્રસન્ન થઈને મને તમે પોતાનું પહેલાનું જ રૂપ બતાવો. માથે કિરીટ, હાથમાં ગદા ને ચક્ર એવા તમને હું જોવા ઇચ્છું છું. હે વિશ્વમૂર્તિ સહસ્રબાહો, હવે તમારા ચાર હાથ જ રહેવા દેજો. મારે તે જ રૂપ જોવું છે.'

## अध्याय ३५

## दर्शनाधिकारयोगः

### श्रीभगवान् उवाच

१. मया प्रसन्नेन तवार्जुनेदं
रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनन्तमाद्यं
यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥

२. न वेदयज्ञाध्ययनैर्न दानैः
न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवंरूपः शक्य अहं नृलोके
द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ! ॥

३. मा ते व्यथा मा च विमूढभावो
दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं
तदेव मे रूपमिदं प्रपश्य ॥

### संजय उवाच

४. इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा
स्वकं रूपं दर्शयामास भूयः ।
आश्वासयामास च भीतमेनं
भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥

### अर्जुन उवाच

५. दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ! ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥

### श्रीभगवान् उवाच

६. सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥

७. नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥

८. भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ! ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ! ॥

९. मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ! ॥

શ્રી ભગવાન બોલ્યા: 'હે અર્જુન, મેં આજે પ્રસન્ન થઈને મારું તેજોમય, વિશ્વવ્યાપી, અનંત અને આદ્ય એવું રૂપ આત્મયોગના સામર્થ્ય વડે તને બતાવ્યું તે તારા સિવાય બીજા કોઈએ જોયું ન હતું. તેં જે જોયું તે મારું રૂપ, હે કુરુપ્રવીર, વેદ, યજ્ઞ, અધ્યયન, ક્રિયાકાંડ અને ઉગ્ર તપના સાધન વડે કોઈ પણ માણસને દેખાવું શક્ય નથી. હવે તું દુઃખી ન થતો. મારું આ ઘોર રૂપ જોઈને ડરીશ નહિ, ભય મૂકીને પ્રસન્ન થઈને મારું હમેશનું રૂપ ફરી જોજે!'

સંજય બોલ્યા: 'વાસુદેવે આમ કહીને અર્જુનને પોતાનું હમેશનું રૂપ બતાવ્યું અને ગભરાયેલા અર્જુનને આવી રીતે સૌમ્ય રૂપ ધારણ કરીને તેમણે હિંમત આપી.'

ત્યારે અર્જુન બોલ્યો: "હે જનાર્દન, તમારું આ સૌમ્ય માનુષી રૂપ જોઈને હવે હું ઠેકાણે આવ્યો

છું. મારો જીવ હેઠે પડ્યો છે અને બધું સૂઝવા લાગ્યું છે."

શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા: 'તેં મારું જે રૂપ જોયું તે જોવું સહેલું નથી. મોટા મોટા દેવો પણ એ રૂપ દેખાય એટલા માટે આશા રાખીને બેઠા હોય છે તેં જેવા રૂપમાં મને જોયો તેવા રૂપમાં જોવો, વેદ, તપ, દાન અને યજ્ઞયાગની મદદ વડે પણ શક્ય નથી. કેવળ અનન્ય ભક્તિવડે જ મને આવી રીતે તત્ત્વત જાણવો, જોવો કે મારામાં પ્રવેશ કરવો શક્ય છે કારણ હે પરંતપ, પાંડવ, મને સર્વશ્રેષ્ઠ સમજીને નિત્ય મારી ભક્તિ કરીને જે મારી ખાતર કર્મ કરે છે અને બધી જાતની આસક્તિ તજીને ભૂતમાત્ર વિષે નિર્વૈર બને છે તેજ મને આવીને મળે છે.

[ઘણા ચિત્રકારો વિશ્વરૂપદર્શનનું ચિત્ર ચીતરે છે; કોઈ જગ્યાએ અર્જુનને ગલીવરની જેમ એકદમ નાનકડો ઊભો રાખી તેની સામે ઘણા પગ, ઘણા હાથ, ઘણાં હથિયારો અને ઘણાં માથાવાળો એક વિશાળ પુરુષ ચીતરી બતાવે છે; પણ આ ચિત્રકારો 'બહુ ઉદર' બતાવી શકતા નથી, અને જો ઘણી છાતીઓ અને ઘણાં પેટ બતાવવામાં આવે તો તે એક લશ્કર જ ઊભું છે એવો ભાસ થાય. એક ચિત્રકારે છૂટાં છૂટાં હાથ, પગ, મોઢાં, જીભો, આંખો, શસ્ત્રો વગેરેનો ઢગલો એકઠો કર્યો હોય એવું ચિત્ર ચીતર્યું છે, તે ઉપરથી એવી કલ્પના થાય છે કે જ્યાં વધારેમાં વધારે કાપાકાપી થઈ છે એવો કોઈ રણભૂમિનો આ ભાગ છે

આ વાત સાચી છે કે જે વસ્તુઓ નરી આંખોને દેખાતી નથી અને વાણી વડે વ્યક્ત થઈ શકતી નથી એવી વસ્તુઓ આકૃતિ અને રંગની મદદથી વ્યક્ત કે સૂચિત કરવી એ કલાકારનું કામ છે. પણ જ્યાં ભગવાન પોતે જ કહે છે કે, વેદ, યજ્ઞ, દાન વગેરે કશાથી જ મારું રૂપ દેખાવું શક્ય નથી ત્યાં કલાનાં સાધનો વડે 'વિશ્વરૂપ'નાં દર્શન કરાવી શકાય એવી આશા કલાકાર રાખે તે વ્યર્થ જ છે. વિશ્વરૂપ દર્શનનું જે વર્ણન શ્રી વ્યાસે ભગવાનને મોઢે કર્યું છે તે પણ અધૂરું છે. એટલા ખાતર કલાકારોએ વિશ્વરૂપ-દર્શનનું ચિત્ર ચીતરવાનો મોહ જ તજી દેવો એ સારું, કારણ કે તે કલાનો વિષય જ નથી ]



એક પ્રાણીકથા

# વાછરડાં

શ્રી. ભગવત્ રામચન્દ્ર ભટ્ટ, બી. એ. એસ. ટી. સી.

૧

ગૌચરમાંથી ઘાસ ચરી ધણ પાછું ફર્યું હતું. રખોપાએ ઘેરઘેર ફરી ઢોર–સોંપણી કરી હતી. ઘણા-ખરાનાં ઢોર ખીલે બંધાઈ ગયાં હતાં. ગામને સીમાડે સંધ્યા ઊતરી હતી. શિવાલયમાં સાયં–આરતી હજી પૂરી યે થઈ ન હતી તેવામાં ગામના ભંગડાએ થાળી ફૂટી સાદ પાડ્યો:

"એ...એ...ડબ્બામાં પૂરેલાં બે વાછરડાંનો કોઈ આઠ દન થયા માલક મળતો નથી. ચોરે તેની હરાજી થવાની છ. જેણે બોલવાની મરજી હોય તેણે હમણાં ચોરે ભેળાં થવું. હરાજી–કારકુન આવેલા છ રે...એ...."

ટિપૂડિયાં છોકરાંઓએ ઓ...હો ..હોની બૂમ સાથે ભંગડાના સાદને સત્કાર્યો. બે પળમાં ભેગા મળેલા પાંચપચીસ યુવાનો તેમ જ બુઢ્ઢાઓ વિખેરાયા. રોટલા ઘડતી બહાર દોડી આવેલી ગ્રામસુંદરીઓ બળતો રોટલો ઉથલાવવા દોડી. તેવામાં એક જણ ગ્રામપંચાયતના ઝાંખા દીવા નીચેથી પસાર થતાં બબડ્યો :

"ભોગ લાગ્યા આ ગામના."

તેને પગલે પગલે આવનારે પાછળથી ઓચિંતો પ્રશ્ન છેડ્યો:

"કેમ પટેલ, આવું બોલો છ ?"

"શું કરે તિયારે ભાઈ, અણસમજુના હાથમાં પટલાઈ આવી છ તે!"

"હા, બરોબર છ. જે વારથી પટલાઈનું પતાકડું મળ્યું છે તે વારથી કોઈનાં ઢોર ડબ્બામાં પૂરે છ તો કોઈના ઉકેડા ઉપડાવે છ, કોઈના ખીલા ઉખડાવે છ ને કોઈની વાડ તોડાવે છ."

"કો દિ' ઢોરનો નિસાસો લાગશે ને, તો નખ્ખોદ નીકળી જશે."

"ના પણ, હવે સીમ ભેળાવા આવી. હવે ઢોર ની ચરશે તિયારે ચરશે કિયારે ?"

"અરે વાતનો છાલ મેલો ને. એનાં જ ઢોર લોકનાં ખેતરે ખેતરે રવડે છ. મારી દૂધીના વેલામાં ય પેઠાં તે બેસુમાર વેલા તોડી નાંખ્યા."

"તિયારે તમે કેમ ડબ્બામાં ન પૂર્યા ?"

"શું કરીએ, સત્તાદમનાં ઢોર કંઈ પુરાય છે? કો દિ' એવી દાવે સોગઠી મારે !"

"વારુ, પણ આ સાદ શેનો પડ્યો'તો, ભાઈ ?"

"કોઈ બે વછેરાં ડબ્બામાં આજ સાત દિ'થી પુરાયાં છે. તે કોનાં છે તે કંઈ માલમ નથી. કોઈ માલિક મળતો નથી. આ ગામનાં દેખાતાં નથી. રાજનાં હોય એમ લાગે છ. તિયાં પણ પટેલે ખબર પુગાડી પણ હજી કોઈ તેનો ધણી જ નીકળતો નથી."

"તમે દેખ્યાં છ, પટલ ?"

"દેખ્યાં તો છે, રૂપલાં છે, નખલાઆજ છે. લાંબી પૂંછડી, વાંકડિયાળ શીંગડી ને નાની ખૂંધવાળાં છે"

"તો ચાલો વળી, વિચાર થાય તો હોડ બકીશું."

"ના રે ભાઈ, જાણીબૂજીને ઊંડા પાણીમાં ઊતરવાની શી જરૂર ?"

"ચાલો તો ખરા, ચોરે ચાલો."

"લો આ ઉકાભાઈ આવ્યા, તે તમારો સંગાથ કરશે; કેમ ઉકાપટેલ, ચોરે નથી આવવું ?"

"ના ભાઈ, આ નથ્થુ તમારો સંગાથ કરશે, મારે તો ખળાએ સૂવા જવું છે." એમ કહેતાકને ઉકાપટેલ વિખૂટા પડ્યા.

૨

જોતજોતાંમાં ચોરા આગળ ૫૦–૬૦ માણસોનું એક મોટું ટોળું જમા થઈ ગયું. બહાર આછી ઝાંખી ચાંદનીમાં મુડદાલ વાછરડાંની જોડી ખીલે બાંધી હતી. દુર્બળ કાયવાળાં વાછરડાંને લોકો

નીરખી નીરખી મોઢું સુગાવતાં, મોં મચકોડતાં હતાં. રાતે પણ મચ્છરો બણબણાટ કરતા હતા તેને, પૂંછડા વતી ઉડાડવાની તે યુવાન વાછરડાંઓમાં હામ કે હોંશ હતી નહિ. એક અઠવાડિયું થયાં તેમને ડબ્બામાં સૂકું ઘાસ પણ પૂરતું ખાવા મળ્યું નહિ હોય તે પેટમાં મોટા ખાડા પડી ગયેલા હતા. મરણની છેલ્લી ઘડીઓ ગણતાં, ધૂળથી ખરડાયેલાં આ વાછરડાંઓના દીદાર દેખીને જે જે લોકો હોંશથી ટોળામાં ધક્કામુક્કી કરતાં દાખલ થતાં હતાં તે તેટલાં જ નિરાશ થઈ દૂર હટી જતાં. માંહે માંહે ટોળું વળી વાતો કરતાં. નવાં ભળનાર તેમાં પોતાની ટાપસી પૂરતાં. એવાં જમા થયેલાંમાંથી એક જણ બોલ્યો :

"એમાં બળ્યું છ શું ?"

"ભાઈજી, વછેરાં તો જુવાન દેખું. ફરક માતર એટલો જ કે બચારાં ભૂખે અધમૂઆં થૈ ગ્યાં છ."

"તો બોલ ભાઈ, આપણી તો હિંમત નથી થતી."

ત્રીજો બોલ્યો, "પટલ, નસીબનાં બળિયાં હશે તો જ આ વછેરાં કોઈનો દિ' વાળે એવાં છ."

ચોથો : "નહિ તો ?"

"નહિ તો શું ? એટલા પૈસા નાહી બેસવાનું, બસ."

"આટલા સારુ આ કારકુન સાહેબ બધાને ભેગાં કરે છ ? મશ્કરી ઠઠ્ઠા નહિ તો બીજું શું ?"

"ગરીબ ખેડૂતો પાસેથી કોઈ બી બહાને જેટલું નિચોવાય એટલું નિચોવી લેવા સિવાય બીજું શું સરકારી નોકરોને આવડે છ ?"

"અ હા હા ! મુદ્દાની કહી !" બધાંનાં મુખમાંથી હાસ્ય વેરાઈ પડ્યું.

એવામાં કરસન નામનો ભોળોભાળો સાદો ખેડૂત વાછરડાંઓનું નિરીક્ષણ કરી જ્યાં મેદની જમા થઈ હતી ત્યાં વચમાં ઘૂસી બોલી ઊઠ્યો :

"માનો ન માનો, પણ વાછડાં પ્રભુ લેખે છે તો જાતવાન."

"કેમ, બોલવા વિચાર રાખે કે શું ? તારા મોં પર બહુ ઉમંગ દેખું ને !"

"એ તો ઠીક છે રામુકાકા, તમે કે'તા હો તો બોલું, વળી જોખમનાં કામ છે."

"મારે કંઈ લેવાદેવા નહિ. નકામો મને વચ્ચે સડોવતો નહિ. ગાંઠે રૂપિયાં હોય તો બોલી નાંખ, સટ્ટાનો ખેલ છે."

"માવજતથી બેઠાં થાસે એમ લાગે છ કે નહિ ?"

"માવજત ને ચાકરીથી રૂઠયા ભગવાન પણ પમાય. ગાંઠે દમડીઓ બહુ કૂદાકૂદ કરતી હોય તો નાંખી જો નસીબનો પાસો. શે'રોમાં લોટરી શેઠિયાઓ લગાવે છ તીમ ખેડૂતની આ લોટરી."

કરસનનું મન પલળ્યું. લોકો વાતો કરતાં એને ભમાશ કરતાં હતાં. મશ્કરીમાં ખરીદ કરવા ઉશ્કેરતાં હતાં એ સ્પષ્ટપણે જાણતો હોવા છતાં તેણે મનમાં જે નિશ્ચય કરેલો તે પ્રકટ કરતાં બોલ્યો :

"હશે, પરભુની જેવી મરજી. બીચારાં આ મૂંગાં પ્રાણીને પહેલાં ખરીદી કરીને આ ત્રાસમાંથી તો બચાવું. કોઈ ખરીદી નહિ કરશે તો આ રૂડાં વછેરાં ખાસડે માર્યાં જશે ને આખા ગામને આ બે જીવોની હત્યા લાગશે."

"જોજે કરસન, પછીથી અમને દોષ દેવા ન આવીશ, તું બળિયો હઈશ તો લાભીશ."

"ખરું કહો છ. મારી ચાકરી કરાવવા કે કરવા, મારા ઘરના અંજળપાણી એના કર્મે લખ્યાં હશે તો જીવશે."

"તો બોલી નાંખ. અમારી સંમુખ શું બકબક કરે છ. મનમાં હજી હચુપચુ હોય, તે કાઢી નાંખ ને હેંડ ઝટ કારકુન પાસે." એક એનું ઠાંઠું પકડી ચોગાને પગથિયે ચડાવ્યો.

"પણ જોજો બાપુ, તમે કોઈ મમતે ચઢી ભાવ ન બગાડશો."

"અહીં કોણ બોલવા નવરો બેઠો છે ? તારો દઈરાજ ?" એક જણ મનમાં ગણગણ્યો.

"કારકુન સા'બ, હરાજી બોલાવો. કેટલી વાર છે ? ગામભરમાંથી કોઈ માડીજાયો ન નીકળે એમ તે હોય ? ઝટ કરો, જલદી કરો સાહેબ."

"ના ભાઈ, મારે નઠ હોડ બકવી." કરસન નાહિંમત બની પાછો ફસક્યો.

"હવે ના પાડશે તે ચાલશે? તું નહિ બોલે તો બોલશે કોણ?"

કરસનની સહેજ નામરજી છતાં એને કારકુન પાસે ધસડ્યો. હરાજીમાં કોઈ બોલનાર ન હોવાથી આ શિકાર ઠીક હાથ આવ્યો છે કે આવશે જાણી ચતુર કારકુને ઝટપટ સાટું ગોઠવી દીધું. બન્ને વાછરડાંની ખરીદ ફક્ત વીસ રૂપિયામાં થઈ ગઈ. અંગૂઠાનિશાન લેવાઈ ગયાં ને કારકુને છુટકારાનો દમ ભર્યો.

કરસને અછોડાના દોર ઢીલા કર્યા. વાછરડાંની ખૂંધ પંપાળી મગતરીઓ ઉરાડી મૂકી. પ્રેમાળ હાથ ફેરવી મુખે ડચકારી બોલાવતો ઉઠાડવા પ્રયત્ન કરી રહ્યો. મરવા પડેલાં વાછરડાંઓ જાણે છેવટનું બળ એકઠું કરી ઊઠવા ગયાં પણ ગરબડિયું ખાઈ પછડાઈ પડ્યાં—ઊભવા તાકાત હોય તો ને? કરસને લીલું કુંજાર ધાસ ને નિર્મળ જળ લાવી ધર્યાં. ઘણા દિનનાં ભૂખ્યાં વાછરડાં થોડામાં જ તૃપ્તિ પામી ડોક ઊંચી કરી બેળેબેળે ઊભાં થયાં. કરસને આગળથી નાથ પકડી ખેંચી અને તેના છોકરા મોતુએ પાછળથી ધક્કા લગાવી એને દોરી લઈ જવા માંડ્યાં.

લોકો ખરીદનારને બેવકૂફ, કમઅક્કલ, હૈયાફૂટો વગેરે શબ્દોથી નવાજતાં ને મીઠી ઠેકડી કરતાં પાછળ લાગ્યાં ને પોતપોતાનું ઘર આવતાં એકબીજાને "રામ, રામ ભયા!" કહી પેસી જતાં હતાં.

## ૩

જૂની ને નવી રેવા—બબ્બે નદીઓનાં નીર વહે એવી દેવતાઈ ભૂમિ વચ્ચે કાસિયા ગામ વસ્યું છે. ત્યાં માછીઓની વસ્તી વિશેષ છે. ભીંગડનો ધંધો ત્યજી તેમના બાપદાદાઓના સમયથી તેઓ ખેતીના ધંધે વળગ્યા હોવાથી ઘરબાર જમીનજાગીરવાળા થઈ ગયા છે. માછી ઉપરાંત ભીલ–કોળીની વસ્તી પણ ઠીક પ્રમાણમાં છે. શહેરના શેઠસાહુકાર ત્યાંની જમીનના મોટા ભાગના માલિકો છે. તેમની ખેતી માછીઓ ઉપરાંત ભીલ–કોળીઓ પણ કરે છે. એવા એ ગામને ચોરે બધા સેળભેળ ભેગા મળી ગામગપાટા હાંકતા હશે તે વખતે બળદિયાંઓની વાત મંડાણી. કોઈ ઉકાના બળદની જોડના વખાણ કરતું તો કોઈ કાળાનાં વાછરડાંને ઊંચું પદ આપતું, એમ તો ઘરઘરના બળદની વાત છણાઈ રહી હતી. તેવામાં એક જણે ટીંબરૂંના પાનમાં તંબાકુ ભરતાં કહ્યું :

"બધાની વાત તો ઠીક, પણ પેલા નગીનશેઠના વરતણિયા કરસનનાં નવાં વછેરાંની જોડ આગળ ગામતળના બળદો હેઠ છે."

"અરે, પેલાં મુડદાલ હરાજીમાંથી ખરીદી આણેલાં તે? એમાં તે શું બળ્યું છ?"

"હા હા, તે તે. પણ હવે તે પહેલાંનાં વાછરડાં નથી રહ્યાં. ઘડીપળ દાણા ને ઘાસની ગમાણ આગળથી વિખૂટાં કરે તો એનો બાપ મરે. એનો દીકરો રોજરોજ નાગરવેલ જેવું લીલુડું ઘાસ નીરે, કૌવત આપનાર ભાતભાતના દાણા ને ખોળ ખવરાવે—એથી સુઘ્ધાં. હવે તો તેમનામાં જુવારના દાણામાં દૂધ ભરાય એમ વાછરડાંમાં પણ કુમળાં ઠૂંઠાં ચાવી જુવાની ફૂટવા લાગી છ. લૂલી ટાંગમાં બેડિયું વજન ઝીલવા જેવી તાકાત આવી છ. ગતિ શું રૂપાળી! પેટનું પાણી લગીરે ન હાલે એવી મંથર ગતિ."

"મારું ગભાણ એના વાડા પાસે છ. મેં ઊભા રહી એક દિ' જોયું'તું તો તેમના સૂપડા જેવા કાન વીંઝતાં વાગોળતાં વાગોળતાં કંઈ મસ્તી પર—ચઢ્યાં. એકબીજાનાં શીંગડાં ભેરવી અરસપરસ ગેલ કરી રહ્યાં હતાં. કો દિ' હવાડે એનો મોતિયો પોહ પોહ કરતો વાછરડાંને પાણી પાવા લઈ આવે તો ધરાઈ પાણી પી રહ્યા પછી કંઈ ચારે પગે ઊછળી નાચે—જાણે મહાદેવજીના નંદી."

"એ તો બધા ચાકરીના પરતાપ."

"ચાકરી શું, ધૂળ? એને તિયાં ચાકરી કરવાવાળું કોણ? એની ઘરવાળી સમશાન ભેગી થઈ છ."

"પણ એ કેવો બેઠો છ? ઢોર જોડે ઢોર બન્યો છ."

"પણ, હવે ડંફાસ લગાવે છ તે સાંભળી?"

"શી?"

"કે વાછરડાંને પગલે એને ત્યાં હાંલ્લાં કુસ્તી કરતાં હતાં ને દાણો દાંતે ભાંગવા અન્ન સરખું ન હતું, તે આજે એને ત્યાં હાળી રોટલા ને કઢી દમભેર ખાય છે."

"ને વળી હાંકે રાખે છે કે આ સાલ બળદિયાને ખૂબ ખવરાવ્યું, હવે સાંથરડે જોડી એમનું તેલ નિચોવું છ."

"લો ચિયું ને! અક્કરમીને પનારે પડ્યાં છે તે કસાઈની ગરજ સારશે." ગામપટેલ ગરજી ઊઠ્યા. તેઓ મોટા ઘરના હતા, ને મોટાઈમાં હોતા, સર્વ ગુણ તેમનામા પણ હતા. તેમની આગળ પાછળ ગામડિયાઓનું ઝુંડ વીંટળાયેલું રહેતું. નછૂટકે પણ લોકો તેમનો આદર કરતા. એમના મુખમાંથી વાગ્ધારા વછૂટતી જ રહેતી.

"ખવડાવશે ને કામ લેશે. ખેડૂતના હાથપગ બળદિયા. હવણાં ખૂબ પલોટે છે. રાતે ઊને પાણીએ પગ પખાળી માલીસ કરે છ."

"એમ છે? તો આજે એની વાત. એ વસવાયો મારા હાથમાંથી ક્યાં ચસકવાનો છે?" ગામપટેલે મક્કમતા દર્શાવી.

"કેમ વારુ?"

"વાંઝણી રાંડનાએ મારા રૂ. ૨૦] કાઢ્યા છ. તે દિવસે હરાજીમાં બોલતાં બોલી જવાયું, પણ પૈસા લાવે કયા બાપના? બે વર્ષ થયાં હજી પૂરા નથી કરી ગ્યો. 'આ સાલ કંઈ નથી પાક્યું, આવતી સાલ આપીશ.' આ સાલ આવી તિયારે બીજી સાલનો વાયદો કરે છ. હું તે ક્યાં લગી નભાવું? મારે દીકરા-દીકરી છે કે નહિ?"

"આટલાં વ-સો-થયાં ગામમાં આવ્યો છ પણ કોઈની ફૂટી બદામ સરખી ઘાલી નથી. આમ ચોખ્ખી દાનતનો છ, પટેલ!"

"ક્યાં લગી બેસી રે', ક્યાં બેનબનેવીના પૈસા હતા તે બબ્બે વરસ ઘાલી મેલે? કેમ કંઈ બોલતા નથી!"

"બરાબર છે, પટલ!" એના મળતિયાએ ટેકો આપતાં બળતામાં ઘી હોમાયું.

૪

શ્રાવણનાં સરવડાં વરસી ગયાં હતાં. આષાઢ ધડૂકી ગયા બાદ ઊંધમાંથી સાપ સળકી, જીભ લપકારે તેમ વીજળી ઝબૂકતી હતી. સાતસાત થર બાઝી કાળાં ઘોર વાદળાં આસમાનમાંથી નીતરી ગયાં હતાં. નર્મદા બન્ને કાંઠે વહેતી હતી. નાળાં ને ખાડીઓમાં પણ જોબન ઊભરાયું હતું. નર્મદાની ખાડીને પેલે પાર કરસનના પસાયતાનું ખેતર આવેલું હતું. તેમાં તે વાછરડાં માટે દાતરડું લઈ ઘાસ ફાંસવા માટે ગયેલો. થોડીવારમાં પોટલી ઘાસ ફાંસી ખાડી ઓળંગવા એ પાણીમાં પડ્યો આવાં પૂર તો એણે કેટલાં ય ઊતરી નાંખ્યાં હતા એટલે ખાડીનું વહેણ કે નર્મદાની રેલ તેને વિસાતમાં ન હતાં. હાથીની સૂંઢ જેવી માંસલ ભુજાથી પાણીમાં કાતરાં પાડતો પાડતો મધ્ય વહેણમાં તે પહોંચ્યો હશે તેવામાં તે ભમર વચ્ચે આવી ગયો. તેણે ઘૂમરી ખાધી. તાણનું કંઈ જોર! એનું લોઢાના થંભ જેવું શરીર પણ તે દિવસે તેના વેગને રોકવા અશક્ત નીવડ્યું. કરસને જોર તો ખૂબ કર્યું પણ તે ઊંડો પાણીમાં કયમ ઊતરતો ન હોય તેમ તેના માથા પરના લહેરતા વાળ દેખાયા. દૂર કાંઠે હોડીની વાટ જોતાં ઘાસની પોટલીઓ લઈ બેઠેલા બૂમ પાડી ઊઠ્યા, પણ કોઈની તાકાત આ વહેણમાં પડવાની હતી નહિ.

તેવામાં એક આમકન્યાએ પોતાની કોરી ચમકદાર રંગીલી ઓઢણી કાઢી પાણીમાં નાંખી. પકડ પકડ થઈ રહ્યું. પાણીમાં આ અવાજનો પડઘો પડ્યો. ડૂબતા કરસને હાથ લંબાવ્યો તેવો તેના હાથમાં છેડો પકડાયો.

"જોજે, ચપરીને પકડજે હાં?" કાંઠા પરના બેચાર જણે વહાણને દોરડા વડે કાંઠે ખેંચે તેમ તેને ખેંચી કાઢ્યો. કરસનને ઊંધો ટાંગી પાણી કાઢ્યું.

"શું ઘેલછા લાગી છ, બળદિયા માટે જીવ સાટેના ખેલ ખેલે છે!"

"ઘાસ વના એના બળદિયા મરી જવાના હશે. દરરોજ તાજું ઘાસ, ને તે ય ખાડીપારનું."

"આજે એને ઠીક શિક્ષા મળી છ. હવે ભૂલી જશે."

એવામાં કરસન હાલ્યો. બરોબર શુદ્ધિમાં આવતાં બધાએ એને ઊધડો લીધો.

"શું ગાંડો થયો છું, કરસન?"

"આમ જાનનાં જોખમ ખેડીએ?"

"જોજે, હવે પછી આવું જાન જોખમમાં નાંખવાનું કામ કરતો ભલા!"

કરસનના આ કૃત્ય માટે ઘાટવાળાઓએ એને ઢેઢને પેરે વાલ્યો. કરસન ચુપચાપ સાંભળી વાટે પડ્યો.

૫

વરસાદ વરસી ગયા પછી સૂરજ વાદળાથી છૂટો થઈ વાદળી. તડકે ખૂબ તપ્યો હતો. પાણી પી ધરતી ધરાઈ ગઈ હતી. અખાત્રીજનું મુહૂર્ત સૌ ખેડૂતે કરી લીધું હતું. ધરતીમાં વરાપ આવી ગયો હતો. ગામના ઉદ્યમી ખેડૂતો ભરભાંખરાના સાંથરડાં લઈ પોતપોતાને ખેતરે જતા હતા. પોહ ફાટતાં લોકોને હળ જોડી ખેતરે જતાં દેખી કરસનનો જીવ બળી ભસ્મ થઈ જતો. બળદિયા માટે જે દિવસે ઘાસ લેવા જતાં ખાડીમાં ડૂબતાં બચી ગયો હતો તે દિવસથી તે ઘેર આવી ખાટલે પડ્યો હતો; હવે ઠીક થયું હતું પણ અશક્તિ વિશેષ હતી. નાદુરસ્ત તબિયત છતાં જોર કરે તો પાછો પટકાઈ પડે એ ભયથી ખેતીના કામમાં એ જોડાયો ન હતો. ખેડૂતની ખેતી બગડે તો વરસ બગડે ને દાણોપાણી ટળે, આથી ખેતીનો અવસર ચુકાય પણ કેમ? કરસને આથી પોતાના પંદર વરસના મોતુને સવારનો નાસ્તો કરાવી સાંથીકું આપી ખેતરે મોકલ્યો હતો.

દસ વાગ્યાનો સમય થયો હશે. સૂર્યનારાયણ જગજીવોનાં પાપ નીરખી ઉગ્ર બનવા ઉપર ચઢતા જતા હતા, ત્યારે કરસન માથે રોટલા ને તુવેરના બાકળાનું બચકું મૂકી ઉતાવળો મહેનતુ દીકરાને રોટલા દેવા જઈ રહ્યો હતો.

રસ્તામાં ખેતરની પાળે એનો એક પડોશી ખેડૂત મળ્યો તેને કરસને પૂછ્યું :

"કેમ, તમારું ખેતર ઓગળી ગયું?"

"ના રે, મારો દીકરો જરા વહુને તેડવા જવાનો છ તે વે'લો જઉં છ."

"તિયારે મારો મોતુને દીઠો હશે, ખેડ ઠીક કરે છ કની?"

"એ તો સમડીને છાંયે બેઠો ગોમતી ભરવાડણ જોડે રમત કરે છે."

"શું કો' છ? બે ત્રણ દિ'થી એમ જ કર્યા કરે છ કે શું? શું કરીએ ભાઈ, સગા છોકરાનું પણ ઓશિયાળાપણું કામનું નહિ!"

"સાચ બોલ્યા."

"પણ કંઈ ચાસ બાસ મોતુએ પાડ્યા છે કે હરિ હરિ?"

"ચાસ તો દેખાતા'તા."

"તો આજ કેમ આળસી ગયો? લો, રામરામજી મને જવા દો, એની ખબર લેઉં છું હવણાં."

બન્ને વિખૂટા પડ્યા. કરસને ઉતાવળાં ડગ ભરવા માંડ્યાં, મનમાં ને મનમાં મોતુ પર ખૂબ અકળાયો, પણ સામેથી જ મોતુને ઉતાવળો આવતો ભાળ્યો. એને જોઈ કરસને આંખો લાલપીળી કરી ઓંકારી બોલવા માંડ્યું :

"મોતિયા, અહીં શું બળ્યું છ તે ધાયો આવે છ? જે કામ સોંપ્યું છ તે કરવું નથી?"

"પણ બાપુ..."

"શું, તારું કપાળ. બાપુ નહિ હોય તિયારે ખબર પડશે."

મોતિયો ઝટ દોડી બાપુને પગે પડી બોલ્યો :

"બાપુ, સાંભળો તો ખરા હળ જમીનમાં ખૂંપતું જ નથી."

"તારાં હાડકાં હરામી થયાં છ હરામી, તે બહાનાં દેખાડ્યા કરજે. એક જગાએ ન ખૂંપે તો બીજી જગાએ ખુંપાવવું 'તું. આમ સાંથીકું છોડી બેસી રે' તો ખેતી કેમ કરીને થશે? હરામના! તને ક્યારે અક્કલ આવશે?"

"બાપુ, ચોગમ ખુંપાવી જોયું."

"જૂઠડા, તારી રગેરગને ઓળખું છ. તું પેલી ભિખારણ ગોમતી જોડે આખો દિ' સમડી નીચે ખેલ્યા કરજે. બાપુ પૂછે તિયારે નથી ખૂંપતું કેમ? રમવા ખેતરે આવતો હશે ખરું ની?"

"પણ કાલે ખૂંપતું'તું તો ખેડ કરી'તી ને? બાપુ, આવું કેમ બોલો છ?"

આમ લડાઈ કરતા બાપ-દીકરો ખેતરે આવી ચઢ્યા. કરસને ઝટ કછોટો માર્યો.

"જો હરામ હાડકાંના" કહેતાંકને રોટલા ને બાકળાની પોટલી સમડીએ ટંગાડી. "હું આ દૂબળી હાથે હળ ફેરવું ને તું જોયા કરજે. બાપની જરા દયા આતી નહિ. જો, આંખો ફાડ, કેવું ખૂંપે છ!" એમ બોલતાં કરસને બળદિયાની નાથ જોરથી પકડી જોતર્યા ને અછોડાનો આંચકો માર્યો, પરોણાની આર જોરથી ભોંકી પૂંછડી આમળી ડચકારાથી હાંકયા. બળદિયાએ પણ ધણીનું લૂણ હલાલ કરવા ચમકી ધૂંસરી ખેંચવા માંડી.

"જો, કેવું ખૂંપે છ! કામ કરવું હોય તિયારે ને? બાપના છઉર પર છ બધું!"

"પણ બાપુ, હું કંઈ જૂઠું કહું છ? એ તો..."

એટલામાં ફરી હળ ફરતું અટક્યું. મોતિયાની ધારણા ખરી પડતાં તે આટલું જ બોલી શકયો :

"જુઓ, હવે ખાતરી થઈ ને?" વિજયના હર્ષથી મોતિયાએ ટોણો માર્યો.

કરસન ચમક્યો. એને કશી ગમ ન પડી. તે થોડીવાર વિચાર કરી બોલ્યો :

"મોતુ બેટા, જા તો, પેલા જોગડા કાકાને ખેતરેથી કોદાળો લેઈ આવ તો. જલદી કર હોં કે!"

કરસનનો સઘળો રોષ ઓગળી ગયો. મોતુ કદી હરામ હાડકાંનો થયો નથી ને કદી થશે પણ નહિ તેની તેને ખાતરી થઈ. ગુસ્સાના આવેશમાં ગમે તેમ તેને ચોપડી દીધી તેથી મનમાં તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો. મા વગરના દીકરાને ઓછું આવશે એમ એ વિચારવા લાગ્યો. પણ પાછું તેણે વિચાર્યું, "મારો મોતુ મારી તાબયત વિષે સારી પેઠે વાકેફ છ જિયારથી હું બીમાર છું તિયારથી મારો પિત્તો હાથ રહેતો નથી."

"લ્યો બાપુ, આ લાવ્યો. તમે જરા ખસો તો તમે કો' તિયાં હું ધરતીમાં ઘા કરું."

"ના, તારું કામ નહિ. જા તું બળદિયાને શીળે છોડી ભાથું ખાઈ લે બેટા. સવારનો ભૂખ્યો થઈ ગયો હઈશ." કરસને પળમાં સ્વભાવ બદલી માતાની ખોટ પૂરી પાડવા પ્રયત્ન કર્યો. મોતુ બળદિયા છોડી રોટલા ખાવા મંડયો.

કરસને "હઈશો, હઈશો" કરતાં જોરથી ધરતીમાં ઘા કરવા માંડયા ને મણીકા મણીકા જેવડાં માટીનાં ઢેફાં જુદાં કરી દીધાં. જોતજોતામાં પાંચ પગલાં જમીન હાથ દોઢ હાથ ખોદી નાંખી તો તેમાંથી મેલી ચાંદી જેવી ધોળી 'અને તપેલા તાંબા જેવી રાતી ચૂળો જેવું દેખાયું. પછી તો હાથથી માટી ખણતાં તેને ધરતીમાં મોટો ગોળ પદાર્થ દેખાયો. હૈયામાં હરખ ન માતાં તે તડૂકી ઊઠ્યો:

"અલ્યા મોતિયા!" માથા પરનો પરસેવો લૂછી તરછોડી કાઢ્યો.

"ઓ બાપુ!" મોતિયાએ ઝબકી બચકું ભરેલો રોટલો પાછો મૂકી બીમાર બાપુની વહારે ધાતાં ભરેલા મોંએ ઉત્તર વાળ્યો.

"નસીબ ફાટ્યું અલ્યા!" તેનો હર્ષ માતો નહોતો.

"કેવી રીતે બાપુ?" મોતુને કંઈ જ સમજ ન પડી.

"જો તો ખરો અહીં?"

"કેમ, કંઈ ચરુબરુ છે? માટી ઝટ ઢાંકી દો. રાતોરાત આવી કાઢી જશું હોહા ન કરશો. લોકો વાત જાણી જશે."

"અરે મૂરખ સૂરણની ગાંઠો છે. પંદર પંદર શેર, પચ્ચીસ પચ્ચીસ શેરની. ઓ મારા પ્રભુ! તારી માયા!"

"સૂરણ કયાંથી બાપુ, અહીંયાં વળી!"

"કેમ ભૂલ્યો! ત્રીજી સાલ જે સૂરણ આપણે વાવેલું ને આપણે રેલથી ધોવાઈ ગયેલું માનેલું..."

"તે છે બાપુ?"

"હા, રહ્યું આ બે સાલ ધરતીમાં રહ્યું રહ્યું એટલું બધું પોસાયું કે પૂછો ન વાત!"

"પણ બાપુ, આટલા દા'ડા કેમ માલમ ન પડ્યું?"

"પે'લા એના પર રેલથી નદીનો કાંપ ઠરી ગયેલો. હવે ઓણુની રેલથી બધો જ કાંપ ધોવાઈ ધસાઈ ગયો. નરબદામાની મે'ર ઊતરી. વાછેડાંને પગલે ઘર અન્ને ભરાતું ચાલ્યું, દીકરા! જા અતિયારે

ને અત્યારે, મજૂરોને કાઢી લાવ. સૂરણની ગાંઠો ખોદાવી નાંખીએ."

"બાપુ, અત્યારે તો બધાં કામધંધે હશે. આજ રાતના માછીવાડે ને ભીલવાડે જઈ બધાં મજૂરિયાંને પૈસો પૈસો વધુ આપી આપણે ખેતરે સવારે સૂરણ ખોદવા તગડી લાવીશ."

"જા, ઝટ જા, ઝટ દોડ ને કોદાળી લઈ આવ. આપણે ખોદીએ, ઝટ પાર આવી જાય."

"બાપુ, તમારું શરીર ઠીક નથી. આજ તમે ઘેર જાઓ."

"તું એકલો શું કરીશ? તું ય ઘેર ચાલ બેટા!"

બન્ને સાથે ઘેર જવા તૈયાર થયા. રસ્તે મોતિયાએ પૂછ્યુંઃ

"હવે બાપુ, પેલા પટલનું રૂ. ૨૦નું દેવું પૂરું થશે?" બળદિયાને સ્નેહથી પંપાળ્યાં.

"દેવું પૂરું થશે. છાપરી પરથી તાડછાં ઊતરી પતરાં સુદ્ધાં નંખાઈ જશે. થોડા બચશે તો વ્યાજે ફરશે. તારે વાસ્તે જોઈશે ને?"

"બાપુ, વાછરડાંનાં શીંગડાં નહિ મઢાવો?"

"એ હો! તે ય કરશું બેટા!"

આ વાત સાંભળી વાછરડાં પણ આનંદી ઊઠ્યાં હોય તેમ વચમાં વચમાં રૂપાળી ડોક હલાવતાં ઘૂઘરાના રણકાર કરતાં હતાં.

૬

ગામને સીમાડે ઘોર અંધારું ઊતર્યું હતું. મોતિયો સૂરણ સાત દિનથી અંકલેશ્વર વહી છેલ્લું ગાડું ઠાલવી રૂ. ૯૫ની ગઠડી કેડે બાંધી આછો મહુડો પી બળદિયાને ડચકારે-નહિ ધીમે, નહિ ઝડપે-હાંકી રહ્યો હતો. ઘેર બાપુની ખાટલાવશ દશાથી મનમાં ફિકર થતી હતી. તેમને ધાસ લાવતાં શરીરના હાડમાં શરદી પેસી ગઈ હતી તે કંઈ કંઈ વૈદાની દવાથી હટતી ન હતી. આજે એણે બાપુને વગર કહ્યે ને વગર પૂછ્યે શરીરે મસળવા દારૂ પણ લીધો હતો. તે ચોળવા મોડું થઈ રહ્યું છે એમ વિચારી બળદિયાને એ તગેડતો હતો.

ભોળા શંભુએ વરદાનમાં દીધેલા આરસપહાણનાં પોઠિયા જેવાં ધોળાં વાછરડાં જોબનભર્યા પગ ઉપાડતાં હિલોળતાં હિલોળતાં ચાલતાં હતાં. તેમની ધીંગીધીંગી ડોકમાં ઘૂઘરમાળ રણઝણતી હતી. વચ્ચે ઝૂલતી ટોકરીના ટકોરા સાદ પૂરતા હતા. પૈડાં નીચે કચરાતા પથરા માત્ર કર્કશતા લાવતા નહોતા, પરંતુ એથી મધુર સંગીત વાઈ રહ્યું હતું. પવનની ઝોકો નર્મદાના પાણી પરથી ઠંડક ને માદકતા લઈ આવતી. પગલે પગલે ધૂળ ઊડતી તે રાત્રીનો અંધકાર ઘોળી પી જતી હોય એમ બિલકુલ દેખાતી નહિ. માત્ર લીલાંછમ ઝાડવાં લળીલળીને માર્ગ મૂકતાં તે બારીકાઈથી જોતાં માલમ પડતું હતું.

ગાડું નર્મદાની ખાડી વટાવી રહ્યું હશે! તેવામાં ૨૦-૨૫ બુકાની બાંધેલા, કાળે ઓઢણે કાયા ઢાંકેલા બહારવટિયાઓ ચળકતાં ધારિયાં લઈ નીકળી આવ્યા. ગાડાની આગળપાછળ ફરી વળી ધારિયાં ઊંચાં કરી ઊભા. તેમાંના બે જણે આગળ આવી બળદિયાની નાથને જોરથી પકડી વૃષભમર્દન કર્યું. જુવાનજોધ વાછરડાં પળભર ગરીબ ગાય જેવાં થઈ ગયાં. મોતિયો ગાડામાં રહ્યો રહ્યો કાંપતો, આંખો ફાડી અવાક જેવો આ અકલ્પિત દૃશ્ય નીરખી રહ્યો! જાણે કાળ સદેહ થઈ સંમુખ ઊભો!

એવામાં એક બહારવટિયો શકરા જેવી નજર ફેરવી બોલ્યોઃ

"અલ્યા, છોકરો દેખું."

"તિમાં શું થયું? પાડો હેઠો." બીજો દમભર બોલ્યો.

"શું કામ? જે હશે તે ઉતારી દેશે." દયાવાને દયા દેખાડી.

"કેમ, સાંભળે છ કે નહિ? ઉતારી દે છ કે નહિ?" મોતિયો બોલનાર પ્રત્યે જોઈ રહ્યો. બુકાનીમાં તેણે ગામપટેલને ઓળખ્યો.

"પણ મારી પાસે કંઈ જ નથી ભાઈસા'બ!" મોતુએ ઠરડાતા અવાજે રડી પડી જવાબ આપ્યો. એનું સઘળું કૌવત હણાઈ ગયું. ગામપટેલ ગામના

ધણી તરીકે હોવો જોઈએ કે લૂંટારા તરીકે વર્તવું જોઈએ એ વિષે એ વિચારી રહ્યો.

"કેમ તિયારે ગાડે ચઢી ફેરેવળો પડશે?" ગાડાનું આડું પકડી ઉપર ચડવાનો પેંતરો લઈ એક જણ બોલ્યો.

"હા, હા, તપાસો."

આગળ ચકોર વાછરડાંઓ સ્થિતિ પામી ગયાં. અંકલેશ્વરથી બે ગાઉની મુસાફરી કરતાં આવેલાં છતાં માલિકને ગળે વાત આવી છે એ જ્યારે તેઓ જાણી ગયાં ત્યારે એકબીજાએ જાણે આપસઆપસમાં મસલત કેમ કરી લીધી ન હોય તેમ તેમણે શૂરાતન પ્રકટાવ્યું. પરસેવે નીતરવા છતાં ફુંફાડા બોલવા લાગ્યા ને પળભરમાં નાથ પકડી આગળ ઊભા રહેનાર બે બદમાસોને બેટું મારી શીંગડી ધા કરી, તેમાં પોરવી લઈ ઊંચે ઊંચક્યા! જાણે હાથીની સૂંઢ ઉંચકાઈ, ને જમીન પર ચીલામાં જોરથી પછાડતાંકને પવનવેગે ફાળે ને ફાળે ઊડ્યા. પાસે ઊભેલાઓએ બન્ને બાજુએથી વાછરડાંનાં કુંભસ્થળે ધારિયાં ઝાપટ્યાં. રુધિરથી રંગાયલાં, ઘાની વેદનાથી વધારે ચમકી, વાછરડાં લગામવિહોણા અશ્વો બની રહ્યાં. ગાડા પર ચઢનાર ત્રણ ચાર આ ઓચિંતા અકસ્માત અને આંચકાથી ગબડી પડ્યા. મોતિયો ગાડામાં ઊભો હતો તે જોરથી અફળાઈ પડ્યો. વાછરડાં ઊંચી પૂંછડીએ છૂટ્યાં તે જાણે વિમાન ઊડ્યું. વંટોળિયો જાય એમ પળભરમાં ઊડ્યા. પાછળ દુશ્મનોને આગળ કૃષ્ણનો રથ. હરણાં માફક મૃગજળ માટે ફાળ ભરતા ઠગ ને મોતુ વચ્ચે અંતર વધતું ચાલ્યું. રાત્રિની નિર્જનતામાં બળદના પગના ઢબ ઢબ ડાબલા ગડેડાટ ગાજતા હતા.

ગાડામાં પડ્યો પડ્યો મોતિયો વેદના અનુભવવા છતાં છુટકારાનો દમ ભરી ઊભો થયો તો સામે ગામનું પાદર દેખાયું. ગામનાં પરિચિત ઝાડવાં રાત્રિના છડીદાર જેવાં દેખાયાં. કાછિયાની પતરાંની એકલી ઊંચી હવેલીની ધાર પણ નજરે ચઢી. વાછરડાંઓએ પણ ગામના ગોંદરાને વર્તી કંઈ નરમ ગતિ કરી.

ઘરને આંગણે આવી વીજળીનો આંચકો વાગ્યો હોય એમ તે થંભી ગયાં. વેદનાની પીડાથી કે ખાટલે પડેલા માલિકની સલામી ઝીલવા જોરથી પેંકારવા લાગ્યાં. મોતુના જીવમાં જીવ આવ્યો. ખાટલે અર્ધ-નિદ્રામાં મીઠું સ્વપ્ન અનુભવતો કરસન આ અવાજથી ઝબકી સફાળો જાગ્યો. ત્યાં મોતુ વાછરડાંને ગાડેથી છોડી અરઅડિયાં ખવડાવતો "ખમ્મા બાપુ, ખમ્મા બાપુ" કરવા લાગ્યો તે સાંભળ્યું. તેનામાં અશુભ બીનાનો સંચાર થયો, પણ મોતુ આજ હજાર રૂપિયાની થેલી લાવ્યો હશે એ સુખદ બીનાએ તેને આવરી લીધો. ગમે તેમ પણ કરસન અશક્તિમાન છતાં ખાટલેથી ઊઠી બહાર દીવો લઈ આવ્યો. તેની સામે વાછરડાં ધરણી પર ઢળી પડ્યાં, જાણે સીમાડેથી આવેલી સૂરજચંદ્રની જોડ ખરી પડી! વાછરડાંની આંખોમાંથી વેદનાનાં લોહી–અશ્રુ ટપકતાં હતાં. દેવાંગી દેહ પર માટીના થર જામી ગયેલા હતા. ઘૂંટણ સુધીના પગ રજે ભરાયા હતા. કરસને ઝબકી બીજો કંઈ પ્રશ્ન પૂછ્યા વિના દીવો છેક જ પાસે લઈ જઈ નિહાળ્યું. વાછરડાંનાં મોંમાં ફીણના ગોટા દીઠા. એમને લોહીથી ખરડાયેલાં ને શાક પાડતાં દીઠાં. કરસને દીવાની શગ વધારી તેજ પાથર્યું. મોતુ બાપુ પાસે કૂદી આવ્યો.

"મોતિયા, આ શું?" ખેડૂતના મોંમાંથી ઊનો શ્વાસ નીકળ્યો તે જાણે એનો જીવ નીકળ્યો.

"પણ બાપુ, કંઈ લૂંટાયું નથી. એ તો..."

"સાચું મોતી, ભોળા શંભુએ દીધેલા પોડિયા–જીવનધન વાછરડાં લૂંટાયાં છ."

મોતુએ તૂટતા અવાજે બધી કથા સંભળાવતાં કહ્યું:

"બાપુ, વાછરડાંઓએ તો ગજબ કર્યો."

"હોય ભાઈ, શૂરવીર ને નિમકહલાલ જીવે તિયારે પણ ગજબ રીતે ને મરે તિયારે પણ ગજબ રીતે."

એટલું કહેતાં કરસનની આંખે ગંગાજમના વહેવા લાગી. તે પછી તેણે પહેરેલું વસ્ત્ર લોહીની ફૂટતી ટશરો પર ચાંપ્યું. રેલા વહેતા હતા તે લૂછ્યા. વાછરડાંની સરભરા કરવામાં કશી મણા ન રાખી. પણ આજ

તો તેમનો દિ' ખૂટ્યો હતો. આવરદાની દોરી તૂટતી જતી હતી. વાછરડાં જોરથી મરણનો દમ ઘૂંટતાં હતાં. છેલ્લો શ્વાસોચ્છ્વાસ લેતાં હતાં તેથી જોરથી ફુંફાડા વાગતા ને તેથી પાસેની ધૂળ ઊડી જવાથી ચોખ્ખી ધરતી દેખાતી હતી. તેમનું નાક ગળતું હતું. ઘડીઘડી રાડ પર રાડ નાંખ્યે જતાં હતાં, તેમ તેમ કરસનની આંખોમાં આંસુ ઊભરાયે જતાં હતાં.

વાછરડાંઓએ જમીન પર સખત રીતે કાયા ઘસવા માંડી. લોહીથી ધરતી પલળી ગઈ હતી. તેનો ગારો તેમનાં શરીરે ચોળાતો હતો. કમકમાટી ઉપજાવે એવું આ દૃશ્ય હૃદય ચીરતું હતું. વાછરડાં પણ છેલ્લી સલામી ભરતાં દયાર્દ્રભાવે નીરખી રહ્યાં હતાં. કરસને જ્યારે જાણ્યું કે પ્રાણ ને પ્રેમથી પોષેલાં વાછરડાં છેલ્લો શ્વાસ ઘૂંટે છે ત્યારે જોરથી તેમને ગળે વળગી ખૂબ રોઈ લેઈ ઠૂમો કાઢી એ બોલ્યો :

"બાપુ, મારા બન્ને દીકરા, તમારે ને મારે છેલ્લા રામ રામ." ને બે હાથ જોડ્યા.

બળદોએ રાડ નાંખી.

"મારી ભૂલચૂક માફ કરજો. મારાથી બનતું કરી છૂટ્યો છું તેટલો મને સંતોષ છે. તમે તો તમારા માલિકને ખાતર પ્રાણ વહાલો ગણ્યો નથી ને તેથી આ હાલતમાં છેલ્લો પ્રાણ રૂંધો છ, પણ અમે નિમકહરામ શું કરી શકીએ એમ છીએ!"

બળદોએ જોરથી વેદનાભરી રાડ પાડી. કરસનનું આ વખતનું રોવું તો ઝાડવાંને પણ રોવરાવે એવું હતું. શોરબકોર ને ભાગીરાતે કારમા રુદનથી આગળા ઉઘાડીને આખો પડોશ જાગી ભેળો થઈ ગયો. બળદો ભાંભરતાં, કૂતરાં પણ રડવા લાગ્યાં હતાં.

"જાવ, ભલે જાવ. આ ભવમાંથી વે'લાં છૂટાં થાવ. પણ...પ...ણ આપડે ક્યારે મળીશું?"

છેલ્લી રાડે બન્નેએ પ્રાણ પરહર્યા. એક પાછળ બીજો જીવ પણ પળ્યો. અધરાત પછીના ચાંદરડાંના ઝાંખા અજવાળે બન્નેનાં મુખ પખાળ્યાં. ડળક ડળક આંસુ ઝરતાં કરસને સાન ખોઈ.

☆

# મોટરોનો ઉદ્યોગ

## શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

### સી. વિશ્વેશ્વરૈયા

સર એ. વિશ્વેશ્વરૈયા માઇસોરના પ્રધાન, ભદ્રાવતી આયર્ન વર્કસના ઉદ્ધારક અને હિંદના એક મહાન ઔદ્યોગિક અનુભવી એન્જિનિયર તરીકે હિંદભરમાં પ્રખ્યાત છે. એમણે હિંદને માટે મોટર-ઉદ્યોગ સ્થાપવા ભગીરથ પ્રયત્નો કર્યા છે. એમણે યુરોપ અમેરિકાની અનેક મુસાફરીઓ કરી ત્યાંના મોટર-ઉદ્યોગનો બારીક અભ્યાસ કર્યો છે તે સિવાય મુંબઈના કોંગ્રેસ પ્રધાનમંડળનો સહકાર મેળવી એ ઉદ્યોગ હિંદ માટે શક્ય બનાવ્યો છે. એમના વિચારો બહુ જ અગત્યના, મનનીય અને આકર્ષક જાણી અહીં સંક્ષિપ્તમાં રજૂ કર્યા છે.

### સને ૧૯૩૫થી શરૂ થયેલા પ્રયત્નો

સને ૧૯૩૫માં કેટલાક મુખ્ય ઉદ્યોગપતિઓની એક સભા મુંબઈમાં મળી હતી આમાં પરદેશો ખાતે પ્રવાસ કરીને ત્યાંની ફેકટરીઓની મુલાકાત લઈ મોટરના ઉદ્યોગનો જાતે પરિચય મેળવી વાકેફ થવાની અગત્યતા બતાવી, તેવો ઠરાવ પસાર કરવામાં આવ્યો. તે પ્રમાણે શ્રી. અય્યા જૂન ૧૯૩૫માં યુરોપ સિધાવ્યા. બ્રિટનની મહાન મોટર-કંપનીઓ મોરીસ, ઓસ્ટિન, ફોર્ડ વગેરેનાં જંગી કારખાનાંઓમાં મોટરો કેમ બનાવે છે, કેવાં યંત્રો વાપરે છે તેનો એમણે સંપૂર્ણ પરિચય મેળવ્યો. તે સિવાય ઇટલીના ફાયર, લેન્સિયા, રૂપા મોટરનાં કારખાનાં, સ્કોડાનું પ્રાગનું જંગી કારખાનું, અને જર્મનીની મહાન ઉદ્યોગ-સંસ્થાઓ બહુ જ સૂક્ષ્મતાથી જોઈ. અમેરિકામાં પણ ફોર્ડ, ક્રીસલર, પેકાર્ડ, હડસન અને બીજાં મોટર બનાવવાનાં કારખાનાં જોયાં. એ કારખાનાંના માલિકોએ એમને આવકાર આપી દરેકે દરેક ભાગની બનાવટ અને યંત્રો સમજાવ્યાં.

### મુંબઈમાં પાછા ફર્યા

સને ૧૯૩૬ની જાન્યુઆરીમાં શ્રી. અય્યા પાછા ફર્યા. પોતાની તપાસનું વર્ણન અને તેમાથી નીકળતા સારની એક નાની પુસ્તિકા પ્રગટ કરી એમણે ઉદ્યોગપતિઓ વચ્ચે વહેંચી. ઘણાખરા ઉદ્યોગપતિઓને જાતે મળી આખી યોજના સમજાવી અને એથી સૌએ સંતોષ જાહેર કર્યો. આ વિષયમાં મુંબઈ સરકાર અને હિંદી સરકારને પણ જાણ આપવામાં આવી પરંતુ હિંદના મોટર-ઉદ્યોગના હિતશત્રુઓએ વિરુદ્ધ પ્રચાર ચાલુ કર્યો. પરિણામે ઉદ્યોગપતિઓનો ઉત્સાહ ઓસરી પડચો. આ હિતશત્રુઓ પરદેશોની મોટરોને આયાત કરનારા હતા. હિંદી સરકારને પણ અરજી કરવામાં આવી, પરંતુ જે ઉદ્યોગ હજુ શરૂ થયો નથી તેને મદદ કરવા માટે પોતાની અશક્તિ જાહેર કરી. સાવકી માતા પાસેથી બીજી કેવી આશા રખાય?

### મુંબઈની સરકાર મદદ આપે છે

મુંબઈ સરકારના વડા પ્રધાન શ્રી. ખેર, પોતાના સહપ્રધાનોની સંમતિથી આ કાર્યમાં રસ લઈ, જો કોઈ મેનેજિંગ એજન્ટ આ ઉદ્યોગ રૂ. દોઢ કરોડની થાપણ સાથે ઊભો કરે તો ૩થી ૩ા ટકા મૂડી પર વ્યાજની ગેરંટી ૧૦ વરસ માટે આપવાની તૈયારી બતાવી. શ્રી. વાલચંદ હીરાચંદે આ કામ માટે મૂડી અને કંપની ઊભી કરવા માટે તત્પરતા બતાવી. શ્રી. વાલચંદે મુંબઈ સરકારના ઉદ્યોગખાતાના વડા શ્રી. પી. એડવાણીને વિલાયત મોકલી ત્યાંની કોઈ મોટી કંપનીનો સહકાર મેળવવા માટે મુંબઈ સરકારની સમતિ લીધી. જુલાઈ ૧૯૩૯માં શ્રી. એડવાણી વિલાયત તરફ પ્રવાસે ગયા. શ્રી. વાલચંદ પણ અમેરિકા એ જ કાર્ય માટે સિધાવ્યા. ફોર્ડ કંપની સાથે

વાટાઘાટો ચાલી. દોઢ કરોડની થાપણ પૂરતી જણાવી. તેથી ૧૨૦૦૦ ગાડીઓ દર વરસે તૈયાર થઈ શકશે એવી ફોર્ડ કંપનીએ ખાતરી આપી. પરંતુ એ કંપનીએ ૫૧ ટકા ભાગ માંગવાથી ફીસ્વીટ કંપની સાથે વાટાઘાટ શરૂ કરી. કંઈ પણ ભાગ આપ્યા વિના અને મૂડીનો અંશ મેળવ્યા વગર, દર ગાડીએ અમુક ઊચક રકમ આપવાનું ઠરાવીને એમની સાથે લખાણ કરવામાં આવ્યું. એક બ્રિટિશ કંપનીએ પણ આ પ્રમાણે શરતો સ્વીકારી.

### મોટરના કારખાનાની આર્થિક બાજુ

કારખાનામાં યુરોપિયન દેખરેખ અને માર્ગદર્શન પ્રથમ રહેશે, પાછળથી એની આવશ્યકતા ઘટશે. ૨॥ કરોડ રૂપિયાની થાપણની જરૂરત રહેશે. ૩ા કરોડ કિંમતની ૧૧૦૦૦ ગાડીઓ દર વરસે તૈયાર થઈ શકશે. યુનાઈટેડ સ્ટેટ્સના ડીટ્રોઈટ શહેરના કારખાનામાં જે ગાડી રૂ. ૧૪૦૦માં વેચાય છે તેવી જ ગાડી મુંબઈમાં રૂ. ૩૫૦૦માં વેચાય છે. કારખાનાથી બંદર સુધીનો ખર્ચ, પૅકીંગ, બંદર સુધીનું નૂર, વીમો, જકાત, પૉર્ટટ્રસ્ટનાં ખર્ચો અને મજૂરીને લીધે તેમ જ અહીંના વેચનારાઓના મોટા નફાના પરિણામે મોટર અઢીગણે ભાવે મુંબઈમાં વેચાય છે. આ દેશમાં આવી સસ્તી ગાડીઓ વેચાય તો પ્રમાણમાં દોઢગણી જરૂર ખપે. દર ગાડીએ રૂ. ૨૨૦૦નો તફાવત ઘણો મોટો ગણાય. જો કે હિંદમાં શરૂઆતમાં તો કેટલાક ભાગો ખાસ અમેરિકાથી જ મંગાવવા પડશે, પાછળથી એ ધીમે ધીમે હિંદમાં બની શકે. હમણાંના અડસટ્ટા મુજબ ચોખ્ખો નફો રહેવા પૂરતો સંભવ છે. આ રીતે દર વરસે ૪૫ લાખ રૂપિયા નફો એટલે થાપણ ઉપર ૨૦ ટકા નફો મળે તેવી ગણતરી છે.

### સ્વયંચલિત યંત્રોથી મોટરો બનાવવાનું સહેલું બન્યું છે

હિંદમાં સર્વત્ર અને ખાસ કરીને ઉદ્યોગપતિઓમાં એવો ખોટો ભ્રમ પ્રવર્તમાન છે કે મોટરોની બનાવટ બહુ સૂક્ષ્મ અને અતિશય અનુભવ પછી તૈયાર થઈ શકે એવા ભાગોથી થાય છે. આપણે ત્યાંના કારીગરોને આ બનાવટોનું જ્ઞાન સંપાદન કરતાં વરસો લાગશે, મોટરોની બનાવટ અતિ મુશ્કેલ અને ઘણા અખતરા પછી સિદ્ધ થાય. પરંતુ એ વાત ખરી રીતે વસ્તુસ્થિતિની વિરુદ્ધ છે. એના વિભાગો ઘણાં વરસોની મહેનત પછી અત્યંત સૂક્ષ્મ અને શુદ્ધ થયા છે એ વાત તદ્દન સાચી છે. ખરેખર મોટરનાં યંત્રો અસાધારણ અખતરાઓ પછી સિદ્ધ કરેલી ધાતુઓનાં બનેલાં છે. આ યુગમાંનાં યંત્રોમાં બધી જાતની સૂક્ષ્મ વસ્તુઓ બનાવવાની ચતુરાઈ આવી ગઈ છે. હમણાં યંત્રો દરેક જાતનો વિભાગ સ્વયમેવ બનાવી શકે છે. મનુષ્યોની બુદ્ધિનો ઉપયોગ મૂળ યંત્રો બનાવવામાં છે, યંત્રો ચલાવવામાં બહુ સૂક્ષ્મ બુદ્ધિની આવશ્યકતા નથી. હમણાં મુંબઈમાં એક મોટી મોટર-કંપનીના કારખાનામાં વિભાગોને સંયુક્ત કરવાનું ઝીણવટભર્યું કામ હિંદી કારીગરો જ ઘણી જ હોશિયારીથી બજાવે છે.

### તા. ૧લી જાન્યુઆરી ૧૯૪૦ સુધીમાં દુનિયામાં થયેલ મોટરોના વપરાશનો કોઠો

| દેશ | કુલ મોટરોની વપરાશ | મોટરદીઠ જનસંખ્યા |
|---|---|---|
| યુનાઈટેડ સ્ટેટ્સ | ૩૦,૧૮૦,૨૨૫ | ૪ |
| કેનેડા | ૧,૪૨૦,૯૨૪ | ૮ |
| ગ્રેટબ્રિટન | ૨,૬૦૮,૫૦૧ | ૧૮ |
| ફ્રાન્સ | ૨,૨૬૮,૯૮૫ | ૧૮ |
| જર્મની | ૧,૯૫૦,૯૮૯ | ૪૨ |
| ઈટલી | ૪૭૫,૦૦૦ | ૯૩ |
| રશિયા | ૭૫૦,૦૦૦ | ૨૫૨ |
| જાપાન | ૧૮૦,૦૦૦ | ૩૮૯ |
| હિંદુસ્તાન | ૧૮૫,૦૦૦ | ૧,૯૦૮ |

અમેરિકામાં ૧૩ કરોડ માણસો માટે ત્રણ કરોડ મોટરો વપરાય છે, જ્યારે હિંદમાં એક લાખ પંચાસી હજાર મોટરકારો, સાડા પાંત્રીસ કરોડ માણસો માટે વપરાય છે. અમેરિકામાં દસ હજાર માણસોએ ૨૩૦૦ મોટરો વપરાય છે, જ્યારે હિંદમાં એટલા જ માટે પાંચ મોટરકાર વપરાય છે.

### પરદેશોમાં દર વરસે મોટરોની બનાવટ

જુદા જુદા દેશોમાં સને ૧૯૩૮ અને સને ૧૯૩૯માં નીચે મુજબ મોટરો બનાવવામાં આવી હતીઃ

| દેશ | વરસ | મોટરની સંખ્યા |
|---|---|---|
| યુનાઈટેડ સ્ટેટ્સ | ૧૯૩૯ | ૩,૫૭૭,૦૫૮ |
| કેનેડા | ૧૯૩૯ | ૧૫૫,૩૧૬ |
| ગ્રેટબ્રિટન | ૧૯૩૮ | ૪૭૭,૫૬૧ |
| ફ્રાન્સ | ૧૯૩૮ | ૨૨૦,૩૪૩ |
| જર્મની | ૧૯૩૮ | ૩૨૭,૦૦૦ |
| ઇટલી | ૧૯૩૮ | ૭૦૩૮૮ |
| રશિયા | ૧૯૩૮ | ૨૧૫,૦૦૦ |
| જાપાન | ૧૯૩૮ | ૩૦,૦૦૦ |
| હિંદુસ્તાન | ...... | ૦ |

કેટલાંક ખાસ વરસોમાં અમેરિકા જેવા દેશે સને ૧૯૨૯થી પેદાશ વધારીને ૫૩૫૯,૦૯૦ મોટરો તૈયાર કરી હતી. તેમાં પણ ફોર્ડ કંપનીની શાખા કેનેડામા છે. આખા બ્રિટિશ સામ્રાજ્યમાં આ કેનેડાની શાખા મોટરો પૂરી પાડે છે. ફોર્ડ કંપનીનું કારખાનું ઇંગ્લંડમાં પણ છે. ત્યાંથી જ હિંદ માટે ઓછી શક્તિની મોટરો આવે છે. હિંદમાં આ મોટરો ઉપર ઘણી વધારે એટલે ૩૦+૭½ ટકા જકાત છે, આથી હિંદમાં મોટરો બહુ જ મોંઘી વેચાય છે. નૂર, પૅકીંગ, વચલા એજંટોના કમિશનો અને બીજી મજૂરી વગેરે ખર્ચો ઘણાં હોય છે.

### પરદેશમાં મોટર-ઉદ્યોગને મળતું ઉત્તેજન

સને ૧૯૧૪-૧૮ના મહાયુદ્ધના સમયે ફ્રાન્સમાં ૪૦ કારખાનાં હતાં. પરંતુ અમેરિકન હરીફાઈ સામે ફ્રાન્સનાં કારખાનાંઓ ટકી શક્યાં નહિ. એટલા માટે ત્યાંની સરકારે પોતાના દેશના મોટર-ઉદ્યોગના રક્ષણાર્થે લશ્કરી મોટરોનો મોટા ઑર્ડર નોંધાવ્યો. સરકારે આ રીતે કરોડો ફ્રાન્કોની મદદ કારખાનાંઓને કરી, એથી જ ફ્રાન્સનો મોટર-ઉદ્યોગ સજીવન રહી શક્યો.

### જર્મની

અમેરિકાએ નવાં નવાં યંત્રો શોધી, પોતાની બનાવટની મોટરો અર્ધી કિંમતે વેચવા માંડી. આથી જર્મન મોટર-ઉદ્યોગને ઘણો ધક્કો પહોંચ્યો. હેર હીટલરે એ ઉદ્યોગના સંરક્ષણાર્થે બે માર્ગ ગ્રહણ કર્યા. એક તો જર્મન બનાવટની મોટરો વાપરનાર ઉપર રસ્તાના અને એવા બીજા કરો માફ કર્યા, બીજું, જર્મન સૈન્યને યંત્રમય કરવાનું ઠરાવી તેને માટે લાખો મોટરો ખરીદવાની કારખાનાંઓને પુષ્કળ વરધી આપીને મજૂરોને કામ આપી કારખાનાઓને સજીવન રાખ્યાં. એથી સને ૧૯૩૨થી જે માત્ર ૫૨૦૦૦ મોટર-કારો ઉત્પન્ન થતી તેને બદલે સને ૧૯૩૮માં ૨૪૩,૦૦૦ મોટરો સર્જાવા લાગી. તે સિવાય પરદેશ ખાતે જતી મોટર ઉપર ઘણું કમિશન આપી મોટર-ઉદ્યોગને ખૂબ સમૃદ્ધ બનાવ્યો. ઘણાં નવાં યંત્રો પણ તેઓએ શોધી કાઢ્યાં છે.

### રશિયા

રશિયાએ મોટર-ઉદ્યોગ લગભગ આઠ વરસ પહેલાં જ શરૂ કર્યો. સોવિયેટ સરકારે માલ અને યંત્રો ખરીદવા માટે કેટલાક અનુભવી એન્જિનિયરો ન્યુયોર્કમાં મોકલેલ, તેમ જ ત્યાં એક ઑફિસ પણ ખોલી હતી. ફોર્ડ કંપનીએ એમને યોગ્ય સહકાર આપ્યો હતો. સર અય્યા, સને ૧૯૩૫માં રશિયન એન્જિનિયર પ્રતિનિધિમંડળના પ્રમુખ મિ. હીલકોફને મળ્યા હતા. એમણે પોતાના દેશના ઉદ્યોગના વિકાસને લગતી સંપૂર્ણ હકીકત જણાવી હતી.

૧. પહેલા વરસે અમેરિકાની ફોર્ડ કંપની પાસેથી મોટરના બધા વિભાગો જુદા જુદા ખરીદીને તેને રશિયાનાં કારખાનામા ભેગા કરી, ૫૦૦૦ મોટરો તૈયાર કરી.

૨. બીજે વરસે પચાસ ટકા ભાગ અમેરિકામાંથી ખરીદ કર્યો, અને ૫૦ ટકા રશિયામાં જ તૈયાર કર્યા અને ૧૦૦૦૦ મોટરો તૈયાર કરી.

૩. ત્રીજે વરસે ૨૫ ટકા ભાગ અમેરિકામાંથી ખરીદ કર્યા અને ૭૫ ટકા રશિયામાં જ ઉત્પન્ન કર્યા. એથી કુલ ૨૦૦૦૦ મોટરો થવા પામી.

૪. ચોથે વરસે બહુ જૂજ ભાગો અમેરિકાથી મંગાવ્યા અને ૪૦૦૦૦ મોટરો તૈયાર કરી.

૫. સને ૧૯૩૮માં ૨૧૫૦૦૦ મોટરો બનાવી.

( આમાં મોટો ભાગ સૈન્ય અને અધિકારી-વર્ગ માટે તૈયાર થયો હોવો જોઈએ. )

અમેરિકામાં ૪૦ રશિયન એન્જિનિયરો છે. ફોર્ડ કંપની સાથે કુલ ૪ કરોડ ડોલરનો કોંટ્રાક્ટ છે. અમે અમેરિકાની પડતરે જ રશિયામાં ગાડી બનાવીએ છીએ, મોટરકારો જરા મોંઘી પડે છે ખરી. તેમાં પણ ભવિષ્યમાં સુધારો થશે. મિ. હીલકોફનું મંતવ્ય છે કે હિંદમાં એ ઉદ્યોગને માટે સારું ક્ષેત્ર છે. પહેલાં ત્રણ ચાર વરસો સુધી જરા તકલીફો સહન કરવી પડશે, નફો પણ ન રહે, પરંતુ તે તપશ્ચર્યા આગળ જતાં ઉત્તમ ફળો આપશે એ ચોક્કસ છે. પરંતુ કોઈ પણ પછાત દેશમાં ઉદ્યોગ સરકારી મદદ અને આશ્રય વિના મુશ્કેલ છે. હિંદમાં આ ઉદ્યોગ જો વહેલો શરૂ થયો હોત તો અત્યારે આપણી ઘણી પ્રગતિ થઈ હોત. મહાયુદ્ધમાં એ મોટરો ઉપયોગમાં આવી શકત અને લશ્કરી ખાતાને છેક અમેરિકા મોટરો ખરીદવા જવું પડત નહિ.

## ઑસ્ટ્રેલિયા

ઑસ્ટ્રેલિયાએ એક ઔદ્યોગિક કંપની "ઑસ્ટ્રેલિયન કોન્સોલીડેટેડ ઇન્ડસ્ટ્રીસ લિમિટેડ" સાથે લખાણ કરીને મોટરો બનાવવાનાં કારખાનાં ઊભાં કર્યાં છે, આ કરાર મુજબ કંપની જો સાઠ હજાર મોટર-એંજિનો બનાવે તો ઑસ્ટ્રેલિયન સરકાર પંદર લાખ પૌંડ-બે કરોડ રૂપિયા-મદદ તરીકે એ કંપનીને ઇનામ આપે. એ લખાણની બીજી શરતો પણ જાણવાજોગ છે,

૧ શેરોના ¾ ભાગ ઑસ્ટ્રેલિયાના પ્રજાજનોની માલેકીના હોવા જોઈએ.

૨. સરકાર પરદેશીઓની હરીફાઈમાંથી કંપનીનો બચાવ કરશે.

૩ સરકારનો જે આમદાની માલ ઉપર અંકુશ છે તેથી કંપની ખોટી પરદેશી હરીફાઈમાંથી ઊગરવા પામશે.

૪ આ કંપની જે એંજિનો અને મોટરો તૈયાર કરશે તેનો મોટો ભાગ સરકાર ખરીદી લેશે ( પાંચ વરસ માટે ).

૫ કારખાનાંઓ માટે યંત્રો પરદેશોથી મંગાવવાં પડે તેના ઉપર જકાત લેવાશે નહિ.

૬ પરદેશી મોટરો ઉપર હમણાં જે ઑસ્ટ્રેલિયામાં જકાત લેવાય છે તેમાં ફેરફાર કરવાની ઉપરોક્ત કંપનીના લાભ માટે જરૂર પડશે તો તે સવાલને તપાસવામાં આવશે.

## બીજાં સંસ્થાનોમાં

કેનેડામાં પણ મોટર-ઉદ્યોગ અસ્તિત્વમાં છે. ત્યાં મોટરો અને વિમાનો માટે હજારો એંજિનો તૈયાર કરવાનાં કારખાનાં ઊભાં કરવામાં આવ્યાં છે. ત્યાંની સરકારે આ ઉદ્યોગને લગભગ પોતાનો કરી અપનાવી લીધો છે. તેમાં પણ હમણાં યુદ્ધના વખતમાં અનેક કારખાનાં ત્યાં ખોલાયાં છે. ભવિષ્યમાં કેનેડા એક મોટો ઔદ્યોગિક દેશ બને તેવાં તેનાં બધાં લક્ષણો જણાય છે. પરંતુ હમણાં યુદ્ધના સંજોગોમાં જગતનાં ઘણાંખરાં એંજિનો-યંત્રો બનાવવાનું યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા માટે નિર્માણ થયું છે. ત્યાં સેંકડો નવાં કારખાનાં એંજિનો બનાવવા માટે ઊભાં થયાં છે. કારખાનાંઓ માટેની મૂડી અંગ્રેજ સરકાર પૂરી પાડે છે. તેમાં ઉત્પન્ન થતા બધા માલને અંગ્રેજ સરકારે અગાઉથી ખરીદી લીધો છે, નુકસાની સામે પણ ગેરંટી આપી છે. આથી અને અમેરિકન સરકાર પોતે પણ મોટી સંખ્યામાં યંત્રો ખરીદ કરતી હોવાથી ત્યાં દર માસે હજારોની સંખ્યામાં એંજિનો ઉત્પન્ન થાય છે.

## હિંદી સરકાર પરદેશી કંપનીઓને ઉત્તેજન આપે છે.

મુંબઈની બે મોટર-કંપનીઓ, ફોર્ડ અને જનરલ મોટર અમેરિકન કંપની છે. તેઓનાં મુંબઈમાં મોટર ભેગી કરવાનાં મોટાં કારખાનાં આવેલાં છે. હિંદની સરકારે એ કંપનીઓને હિંદી સૈન્ય માટે મોટરો બનાવવાની વરધીઓ ખૂબ મોટા પ્રમાણમાં આપી છે, તેમ અમેરિકાથી ડાયરેક્ટ પણ ઘણી મોટરો મંગાવી છે. જો કે બરાબર સંખ્યા તો જણાઈ નથી છતાં ૨૦ થી ૩૦ હજાર મોટરો સૈન્યના વપરાશ

અર્થે તૈયાર કરવામાં આ કંપનીઓ રોકાઈ છે. જો આટલું ઉત્તેજન હિંદી કંપનીઓને મળે તો એ ઉદ્યોગ હિંદમાં હમેશ માટે પગભર બની જાય. અમેરિકન કંપનીઓએ હિંદી સૈન્ય માટેની આ વરધીઓથી પોતાનાં કારખાનાંઓનો ઘણો વિકાસ સાધ્યો છે. હિંદી ઉદ્યોગો કરતાં અમેરિકન હિતો આપણી સરકારને વધુ યોગ્ય જણાયાં છે. લગભગ છેલ્લાં ચાર વરસ થયાં હિંદી સરકારને જે અરજીઓ મળે છે તેને માત્ર મૌનથી જ વધાવી લેવામાં આવે છે.

## સરકારના આશ્રયની આવશ્યકતા

હિંદી સરકારને પોતાના સિવિલ અને સૈનિકોની જરૂરિયાત માટે મોટી સંખ્યામાં મોટરોની જરૂરિયાત રહે છે. એમના આશ્રયની નવા ઉદ્યોગને અસત જરૂરત છે. મુંબઈની કૉંગ્રેસ સરકાર બદલી ગઈ છે એટલે જે ગેરંટી આપવાના સવાલનો તેમણે નિર્ણય કર્યો હતો તે હમણાંની સરકારે મુલતવી રાખ્યો જણાય છે. હિંદી સરકાર પાસે નીચે મુજબ માગણીઓ કરવામાં આવી હતીઃ

૧. આ મોટરના કારખાનાને યુદ્ધસમયના કાર્ય તરીકે સ્વીકારવામાં આવે અને એનાં યંત્રો વગેરે જે તૈયાર થાય તે યુદ્ધના કામમાં વાપરવા માટે ખરીદવામાં આવે, અને જો આ ઉદ્યોગમાં જરૂર પડે તો સૈનિકોનો કારીગરો તરીકે ઉપયોગ કરવામાં આવે.

૨. એમ સમજાય છે કે સૈન્યનું યંત્રીકરણ કરવા માટે દર વરસે ૫૦૦૦ નવી મોટરો સરકાર ખરીદવા ઈચ્છે છે. આ ઓર્ડરમાંની મોટા ભાગની વરધી આ કારખાનાને જ મળવી જોઈએ.

૩. મોટરોના ભાગો પરદેશોથી મંગાવવા માટે જકાતી લાભો મળવા જોઈએ.

આ માગણીઓ તદ્દન સાદી અને યોગ્ય હોવાં છતાં તે સ્વીકારાઈ નથી.

અમેરિકામાં આ ઉદ્યોગને અતિ અગત્યતા આપવામાં આવી છે અને ઉદ્યોગની ઉન્નતિનો આધાર તેના વેચાણ ઉપર આંકવામાં આવે છે. ઇંગ્લંડમાં પણ તેને મુખ્ય ઉદ્યોગ તરીકે ગણવામાં આવે છે. સંસ્થાનોમાં પણ એ ઉદ્યોગને જકાતી લાભો અને બીજી મદદો સહેજે મળી રહે છે.

હિંદમાં જે કારખાનું સ્થાપવા ધાર્યું છે તેમાં મોટરો ભેગી કરવાનો ઈરાદો નથી પણ નવી બનાવવાનો ઇરાદો છે. યુદ્ધને લીધે મોટરોના ભાવ ઘણા વધી ગયા છે. યુદ્ધ ચાલુ રહેશે ત્યાં સુધી આ ભાવોનો લાભ કારખાનાંઓને મળે તેમ છે. કારખાનું ચાલુ થાય તો આઠ મહિનાની અંદર મોટરો બનાવી હિંદી સરકારના લશ્કરી ખાતાને આપી શકાય તેમ છે.

હિંદી સરકારે આ વિષયનો અભ્યાસ કર્યા છતાં એને લશ્કરી ઉપયોગના કારખાના તરીકે ગણવા ના પાડી છે. આ અતિ શોચનીય છે, પરંતુ આ વિષયમાં હજુ વધારે સવાલ-જવાબ મધ્યસ્થ ધારાસભામાં થશે. સરકારનો હેતુ આ વિષયમાં જરા પણ ઉત્તેજન આપવાનો નથી. છતાં યે લોકલાજથી કંઈ કરે તો તે ભવિષ્યમાં જણાશે, હમણાં તો ચોખ્ખી ના પાડે છે. આ ઉદ્યોગના આધારે હિંદના બીજા ઉદ્યોગો ઝડપી વિકાસ સાધી શકવા સમર્થ બને. આજે જ જાહેર થયું છે કે ઑસ્ટ્રેલિયાએ મોટરો, વિમાનો, ટેંકો બનાવવા કરોડો પાઉંડો ખર્ચીને નવાં કારખાનાં કાઢવાનું નક્કી કર્યું છે. પરંતુ હિંદી પ્રજાની આર્થિક પરાધીનતાને લીધે એ પ્રજા લાચાર છે. અંગ્રેજો હિંદને હમેશાં આવી યાંત્રિક પ્રગતિમાં પછાત રાખવા માગે છે.



# પંચગની

## લોકોનાં રીતરિવાજો

### સ્વ૦ ચમનલાલ વૈષ્ણવ

પંચગનીથી એક માઈલ દૂર દાંડેકર નામે એક ગામ છે. ત્યાં દાંડેકર મહાદેવનું મંદિર છે. ગામમાં બધા મજૂરી કરનાર અને ખેતીનું કામ કરનાર રહે છે. ત્યાંથી મજૂરી કરવા સારુ તેઓ પંચગની આવે છે. મંદિરમાં એક ધર્મશાળા, ઓસરીઓ અને બે કુંડ છે. મહાદેવના લિંગમાંથી પાણી નીકળે છે અને તે કુંડમાં આવે છે. આ પાણી બારેમાસ ચાલુ રહે છે એટલે ગામલોકને કૂવો કરવાની જરૂર નથી. તેઓ કુંડમાંથી પાણી વાપરે છે. તેમાંથી નળરસ્તે એક બીજા કુંડમાં પાણી જાય છે. તે કુંડનું પાણી નાહવાધોવા માટે લોકો વાપરે છે. તમને ટેબલલેંડ વિષે લખ્યું હતું તેની નીચે આ ગામ છે. સારું ઝરણું કે જે બારે માસ ચાલુ રહે તેવું હોય તેની ઉપર આ મંદિર બાંધી દીધું હશે, જેથી કોઈ તેને બગાડે નહિ. કૂવો નહિ છતાં બારે-માસ તાજું સ્વચ્છ પાણી મળ્યા કરે. આવું બીજું ગામ ગોડીવલી નામે છે. ત્યાં પણ આવું જ મંદિર છે અને આવા જ કુંડો છે. ત્યાં ફણસ અને અળવીનાં પાન પુષ્કળ થાય છે.

હવે અહીંનાં જાણવા જેવાં રીતરિવાજો વિષે લખું છું.

૧. રમતો : અહીંની રમતોમાં થોડીક રમતો આપણી રમતો કરતાં જુદી જાતની છે. બે છોકરા અથવા છોકરીઓ સામસામે ઊભાં રહે. મોઢેથી ફૂ ફૂ અને ઢોલ જેવો અવાજ કરે. બન્ને પગ સાથે ઊંચકી, બે હાથ છાતી આગળ રાખી ગાડીના ડબ્બા અથડાય તેમ અથડાય અને પાછાં પડે. પાછાં અથડાય અને પાછાં ફરે, એમ ગોળ ચક્કર ફરે. પણ આ બધું એવું તાલબદ્ધ થાય કે હાથપગનું અથડાવું અને મોઢાનો અવાજ એક સાથે જ થાય.

૨. બીજી રમત. તેમાં એક જણ બે પગ પહોળા કરી કમર પર હાથ રાખી, કમર ઉપરનો ભાગ ગોળ ફેરવે છે. આમાં પણ પેલો અવાજ તો ખરો જ. આમાં પગ જરા પણ ન હાલવા જોઈએ અને પેલો ઢોલ જેવો અવાજ પણ થવો જોઈએ. એવી જ રીતે બે જણ સામસામાં ઊભાં રહીને ફૂદડી પણ ફરે, જેમ આપણે ત્યાં છોકરીઓ રમે છે. પણ તેમાં અને આમાં ફેર એટલો કે આપણે ત્યાં એકલું ફૂ ફૂ કહે છે જ્યારે અહીં ઢોલ જેવો અવાજ વધારે છે. બીજી કેટલીક રમતો લગભગ આપણા જેવી જ રમાય છે.

બીજું, અહીં મંદિરમાં ઉત્સવ થાય છે તે જોવા જેવા છે. એક તો કોઈ તહેવાર આવે ત્યારે આઠ દિવસ અગાઉથી હરિનામ–સપ્તાહ ચાલે છે. એટલે આઠ દિવસ અગાઉથી એક જણ ચોવીસ કલાક અખંડ હરિનામની ધૂન લગાવ્યા કરે છે. આમાં માણસો બદલાય ખરા, પણ ધૂન અખંડ ચાલવી જોઈએ; અને ખૂબી એ કે આ સપ્તાહ મોટે ભાગે ગામનાં છોકરાં જ ચલાવે છે. રોજ સાંજે બધાં ભેગાં થાય, ભજન ગાય. મંડળીને કોઈ શેઠ હાર્મોનિયમ, ઢોલક, તંબૂરો વગેરે સાધનો અપાવે. એટલે અહીંનાં ભજનો સાંભળવાની ભારે મજા આવે છે. આવો એક ઉત્સવ હમણાં જ ગોકળઆઠમ ઉપર થયો હતો.

આઠમને દહાડે અહીંના નાના મોટા બધા ઉપવાસ કરે છે અને ઉપવાસમાં એકલાં ફળ જ ખાય છે. બીજા અગિયારસ જેવા ઉપવાસમાં સામો, રાજગરો વગેરે ખાય છે. આઠમને દહાડે રાત્રે મંદિર સામે સડક ઉપર એક દોરડું બાંધી તેની સાથે એક હાંડી લટકાવે છે, અને તેમાં ધાણી અને દહીં ભરેલું હોય છે. પછી બધા એકઠા મળીએ હાંડી નીચે ભજન કરે છે. આમ ભજન એકાદ કલાક ચાલે પછી

આપણે ત્યાં તાબૂતમાં જેમ મુસલમાનો 'યા હુસેન, યા હુસેન'ની ધૂન બોલાવતા બોલાવતા ગોળગોળ ફરે છે તેમ આ લોકો 'નામદેવ, તુકારામ, નામદેવ, તુકારામ'ની ધૂન બોલાવતા ગોળગોળ ફરે છે. પછી વચમાં 'આલા રે આલા, ગોકુળાચ્યા આનંદ આલા' એમ બોલે ને પેલી હાંડી નીચે રમે. આખરે આરતીનો વખત થાય ત્યારે પેલા ફરનારામાંથી એક જણ પેલી હાંડીને ફોડી નાંખે અને તેમાંનો પ્રસાદ લેવા સારુ બધા પડાપડી કરી મૂકે. જેના ઉપર પેલા દહીંના છાંટા પડ્યા હોય તે સારા શુકનવાળો ગણાય. પછી બધા મંદિરમાં જાય અને ત્યાં પણ ધૂન ચાલે. પૂજારી થોડી થોડી વારે બધા ઉપર ધાણીનો પ્રસાદ વેરે, તે બધા વીણી લે. આપણે ત્યાં ગોકળઆઠમ ઉપર પંજરી અને હોળી ઉપર ધાણી ખાવાનો રિવાજ છે. અહીં ગોકળઆઠમ પર ધાણી પ્રસાદ તરીકે વાપરે છે અને પંજરી કોણ જાણે ક્યારે વાપરતા હશે. આવી રીતે છેલ્લી આરતી પછી બધા ઘેર જાય અને પેલું સાત દિવસનું હરિનામ–સપ્તાહ પૂરું થાય. આવા ઉત્સવમાં બાળકોને કેવી મજા આવતી હશે! વળી અહીં બધા હરિજનોને અડે છે એ આપણને ઘણું નવાઈ જેવું લાગે છે. હોટલમાં પણ બધાંની સાથે તેઓ બેસે. રસ્તામાં, બજારમાં, દુકાનમાં બધા તેમને અડે, પણ મંદિરમાં જવાનું નહિ અહીંના બધા હરિજનો બહાર ગામના છે. ઘણા મારવાડ તરફના અને થોડા દિલ્લી તરફના છે. અમારે ત્યાં એક હરિજન વિદ્યાર્થી આવે છે તે વાત કરે છે કે ગુજરાતીઓ અને થોડા બ્રાહ્મણો સિવાય બધા અમને અડે છે.

અહીં અનાજમાં ડાંગર અને નાચની નામે એક જાતનું અનાજ થાય છે, તેના દાણા રાઈ જેવા હોય છે તેના રોટલા કરીને ખાય છે. અત્યારે ખેતરોમાં બધે તેનું જ વાવેતર થાય છે. આ ખેતર નીંદવાં તો પડે જ ને! જો ન નીંદે તો ખેતરમાં ઊગેલું ઘાસ પેલા અનાજને બદલે બધું પાણી અને ખાતર ચૂસી જાય.

અહીં નીંદવાની રીત બહુ જ નવાઈ પમાડે તેવી છે. જો આપણે ત્યાંથી અહીં કોઈ આવ્યું હોય અને ઢોલ, શરણાઈ, ઝાંઝ અને રણશિંગું વગેરે સાંભળે તો જરૂર પૂછે કે કોઈનાં લગ્ન છે કે કોઈ માના અથવા તો દેવનો મેળો છે? પણ ખરું પૂછો તો આ તો ખેતરમાં નીંદવાનું ચાલતું હોય છે. ખેતરમાં બધા મજૂરોની હાર બેસે અને પછી ઢોલ, શરણાઈ અને ઝાંઝ વગેરે વાગે અને વાગે તેના તાલ સાથે બધા નીંદવા માંડે. આપણે ત્યાં જેમ ગરબા અને રાસ વખતે ગરબાની વચમાં ઢોલ વાગે એટલે બધા તાલબદ્ધ ફરવા લાગે અને તાલબદ્ધ તાળી પાડે, અથવા દાંડિયાનો અવાજ કરે, તેમ અહીં તાલની સાથે સાથે દાતરડાં પડે, બીજા તાલે ઘાસ બીજા હાથે લઈ લે અને ત્રીજા તાલે બે હાથ જમીન પર ટેકવી જેમ દંડ પીલતા હોય તેમ અંગમરોડ કરે, અને એ રીતે તાનમાં ને તાનમાં નીંદવાનું કામ ચાલે. કેવી નવાઈ! અને વળી અહીં મજૂરને આખો દહાડો કામ કરે ત્યારે ચાર આના અને પેલા વગાડવાવાળાને બાર આના અથવા રૂપિયો મળે. આ રિવાજ અહીં એટલા માટે હશે કે અહીંનાં બધાં ખેતરો ડુંગરા પર રહ્યાં, એટલે ઢાળ ઉપર નીંદતાં ને ચઢતાં બધાને વધારે થાક લાગે જ. એટલે આવી રીતે ઢોલના તાનમાં ને તાનમાં કામ કરે તો થાક દેખાય નહિ અને કામ જલદી થાય. બીજો ફાયદો એ કે જેમ આપણને ગરબી આવડતી હોય અને કોઈ ઠેકાણે ગરબી લેવાતી હોય તો જોઈને આપણને પણ ગરબી લેવાનું મન થાય એ રીતે અહીં પણ ગામમાં જેને તાલમાં નીંદતાં આવડતું હોય તે જોવા આવે, અને જોવા આવે એટલે કલાક અર્ધો કલાક જરૂર કામ કરાવે. અને તે ઉપરાંત જે ખેડૂતના ખેતરમાં આવી રીતે નીંદવાનું હોય તે ખેડૂત સારો ગણાય, અને બધા ખેડૂતો આવી રીતે ઢોલ-શરણાઈ લાવી ન શકે એટલે મોટાઈ પણ ગણાય. આ નીંદવાનું કામ ચાલતું હોય છે ત્યારે જોવાની બહુ મજા પડે છે. બે પગ ઊંધા નાંખીને નીંદવા બેસે. અનાજના રોપા તો બધા ખુંદાઈ જ જાય. પછી તાલ પ્રમાણે સૌ પોતપોતાની હરોળમાં બાજુપડતી હારો લઈને આગળ વધતા જાય. અને

વળી બધા સરખેસરખા હોય એટલે કોઈ ને આગળ જવા ન દે, અને વળી જ્યારે તાનમાં આવે ત્યારે મોટેથી ખૂમો પાડતા જાય. જેમ ગરબીમાં જુદી જુદી જાતના અંગમરોડ હોય છે તેમ આમાં પણ હોય છે. જેમ ગરબી લેવામાં ચાલાક હોય તે જુદી જુદી જાતના અંગમરોડ, બેઠકો વગેરે કરતો જાય તેમ આમાં પણ હોય છે. આપણે ત્યાં આમ નીંદતા હોઈએ તો જે છોકરાઓને નીંદવાનું ન ગમતું હોય તે પણ હોંશેહોંશે નીંદે અને સાથે તેવી મજા પણ પડે.

અહીં મેળા બહુ ભરાતા નથી. ક્યાંક ક્યાંક ભરાય છે પણ દરેક ગામની સ્થાપના કરી હોય ત્યાં જેમ આપણે ત્યાં ગામઝાંપો અથવા દેવીનું સ્થાનક હોય છે તેમ અહીં પણ છે. અને વરસમાં એક દિવસ ત્યાં બધા ગામલોકો એકઠા થાય અને ભજન ગાય, કૂદે અને લહેર કરે. આમાં આજુબાજુના ગામવાળા પણ ભાગ લેવા આવે છે, એટલે નાના મેળા જેવું થઈ જાય. આને 'જતરા' કહે છે. 'જતરા' દરેક ગામમાં વરસમાં એકવાર થાય છે. ત્યારે પણ ઢોલ વગાડતા નાચતા કૂદતા જાય છે. અફસોસ છે કે આ લોકો અજ્ઞાનને લીધે દારૂ પીને પછી નાચે-કૂદે છે અને એ રીતે 'જતરા' ઊજવે છે.

ગામડાંના લોકો કેડે કંદોરો બાંધી આગળ એક લૂગડું લટકાવે, ડીલે પહેરણ, માથે કાળા કામળાનો ખોશલો કરીને નાખેલો—આ તેમનો પહેરવેશ. હવે તો શહેરમાં આવનાર નાનું પંચિયું પહેરે છે. આ ડુંગરાને ઘાટ કહે છે અને તેમાં રહેનાર ઘાટી લોકો મુંબઈમાં ખૂબ જાણીતા છે. મુંબઈમાં ઘરેઘરે ઘાટી લોકો જ કામ કરે છે. ઘાટી લોકો નોકરી કરે છે. બંદર ઉપર ગોદીમાં તેમ જ દાણાબજારમાં ઘાટી લોકો જ મજૂરીનું કામ કરે છે. ત્યાં સારું કમાય છે અને સારી રીતે દારૂમાં પૈસો ઉડાડે છે. પછી પાયમાલ થઈને દેશમાં આવે છે અને દારૂની લત બીજાને લગાડે છે.

અહીંનાં ખેતર બાલમંદિરનો વંચલો મોડ છે તેવડાં તેવડાં એક ઉપર એક એમ પંગથિયાંની જેમ ડુંગરમાં કોતરી કાઢેલાં હોય છે. કોઈને એક, કોઈને બે, કોઈને ચાર. એમાં એક જણ મજૂરી કરે એટલી ખેતી થઈ શકે. ઊપજે પણ તેવું જ એટલે ઘરના બીજા માણસો મુંબઈ મજૂરી કરવા જાય; નહિતર ઢોર રાખે, કૂકડા પાળી કૂકડા અને ઈંડાં વેચે અને એમ માંડ પેટ પૂરું કરે. તમાકુ ન પીએ તો આ લોકો આબરૂ ગઇ માને. પૂછીએ કે ખાવાની તો તાણ છે ને તમાકુમાં કેમ પૈસા બગાડો છો? તો કહેશે, 'કોઈ માગે ને બીડી કે તમાકુ ન આપીએ તો નાક શું રહે?' એવા નાકરખા આ લોકો છે.

☆

# બલગેરિયા

શ્રી. ‘ તજૂરૢ ’

સૂડીનાં બે ફળાં વચ્ચે આવેલ સોપારી જેવી બલગેરિયાની હમણાં સ્થિતિ છે. રાજદ્વારી રીતે આ સંજોગોમાં એની સ્થિતિ અતિ નાજુક છે. જર્મની કહે છે કે તું અમારા સૈન્યને તુર્કી ઉપર અને ગ્રીસ ઉપર આક્રમણ કરવા માટે છૂટ આપ. જો રાજીખુશીથી આપીશ તો ઠીક છે, નહિ તો તારા જેવા મચ્છરને પળવારમાં કચરી ભૂકો કરી નાંખીશ. તારું શું ગજું કે અમારી સલ્તનતને ના પાડી શકે ? રશિયા કહે છે કે ખબરદાર, જર્મનીને માર્ગ આપ્યો તો ! એની લાગવગ બાલ્કનમાં વધે એ અમને ભયપ્રદ લાગે છે. તુર્કીને જર્મની લેશે તો અમારી પડોશમાં આવી હમેશાં અમને શીંગડાં ભરાવશે, માટે એને માર્ગ આપશો નહિ.

ત્યારે બ્રિટન કહે છે કે ઈશ્વરને ખાતર જર્મનીને માર્ગ આપશો નહિ. અમે હમણાં તો તમને કંઈ બદલો આપી શકશું નહિ, પરંતુ પાછળથી તમારા અહેસાનને કેમે ય ભૂલશું નહિ જો કે અમારાં વિમાનો હમણાં પણ તમે સજા કરવા શક્તિમાન છે તુર્કી કહે છે, જો ભાઈ, આપણે મિત્રો છીએ પરંતુ જર્મ-નીને માર્ગ આપ્યો એટલે અમને તારી ઉપર આક્રમણ કરવું જ પડશે. અમારા સિપાઈઓ તારા દેશમાં તલવાર અને અગ્નિથી ચોતરફ નાશ ફેલાવશે. ચેતજે બાપુ, આપણી સંધિ યાદ કરજે, તુર્કો કદી ભૂલતા નથી.

ગ્રીસ ત્યારે સલાહ આપે છે કે શાણો થા મિત્ર, જર્મનીને માર્ગ આપીશ નહિ. પાડોશીધર્મ બજાવજે. દુઃખમાં પડેલા મિત્ર ઉપર પાટુ મારજે નહિ. મને અમેરિકાની મદદ મળે છે એટલે પડ્યો પડ્યો પણ તને પાટુઓ મારી બોખરો કરી મૂકીશ. આપણી સંધિ ભૂલજે નહિ. છેવટે અમેરિકા ઉચ્ચારે છે કે બલગેરિયા, તું કોઈ ને મદદ કરજે નહિ. તટસ્થ રહેજે. તારું ભવિષ્ય સુધારવાની ઈચ્છા હોય તો, અને અમેરિકા જેવી સમૃદ્ધિવાન પ્રજા સાથે મૈત્રી રાખવી હોય તો ડાહ્યો થજે !

બલગેરિયાનો વડો પ્રધાન હમણાં જ ચોથીવાર બર્લીન જઈ આવ્યો છે એની બુદ્ધિ બહેર મારી ગઈ છે. ચાર યમરાજ જેવા હથિયારબંધ લૂટારુઓની વચ્ચે એ આવી પડ્યો છે. કોઈનો પક્ષ કરે તો બીજો એના ઉપર ત્રાટકી તેને કચરી નાંખવા તૈયાર છે. પક્ષ ન લે તો જર્મની એની તટસ્થતા તોડીને એને પરાધીન કરે. “ઘર છોડીને વનમાં ગયા તો વનમાં લાગી આગ.” શેતાન અને ઊંડા સમુદ્ર વચ્ચે બલગેરિયા ફસાઈ પડ્યું છે. જમીન ઉપર પણ જાણે વાઘ તરાપ મારવા તૈયાર જ છે. નદીમાં મગર મોઢું ફાડી બેઠો છે. બીચારું બલગેરિયા ! “બીગડી કૌન સુધારે નાથ બિન, બીગડી કૌન સુધારે ?”

## વસ્તી અને વિસ્તાર

બલગેરિયાનો વિસ્તાર ૧૦૩,૧૪૬ કીલોમિટર એટલે ૩૯૮૨૫ ચોરસ માઈલનો છે. ડિસેંબર ૧૯૩૪ની વસ્તીગણતરી પ્રમાણે એની કુલ વસ્તી ૬૦૯૦૨૭૫ની છે. એમાં ૩૦૫૮૩૯૨ પુરૂષો અને ૩૦૩૧૮૨૩ સ્ત્રીઓ છે. આ સિવાય સને ૧૯૪૦માં બલગેરિયાને રૂમાનિયા પાસેથી દોબ્રુજા પ્રાંત મળ્યો છે. રૂમાનિયા સંકટમાં હતું ત્યારે જ આ પ્રાંત તેણે બલગેરિયાને પાછો આપ્યો છે. એની વસ્તી પણ પાંચેક લાખની છે. મુખ્ય શહેર સોફિયાની વસ્તી ૨૮૭૯૭૬, પ્લોવડીવની વસ્તી એક લાખની, વારનાની ૭૦૧૮૩ની અને રૂઝની ૪૯૩૮૮ની છે.

## ધર્મ, શિક્ષણ અને લોકો

બલગેરિયા સનાતન ખ્રિસ્તી ધર્મ પાળે છે, પરંતુ સ્વતંત્ર રહીને પોતાનો જુદો વહીવટ કરે છે. બધાં

ધર્મોને આશ્રય રાજ્ય પોતાને ત્યાં આપે છે. પરંતુ રાજ્યધર્મ, બલગેરિયન સનાતન ખ્રિસ્તી ધર્મ છે. ૪૬ લાખ મનુષ્યો એ ધર્મમાં માને છે. ૮ લાખ મુસ્લિમો છે, ૪૦૦૦૦ કૅથલિકો અને ૭૦૦૦ પ્રોટેસ્ટંટો છે. ૪૬૪૭૧ યહૂદીઓ, ૨૫૦૦૦ આર્મેનિયનો છે. બાળશિક્ષણ ત્યાં ફરજિયાત છે. લગભગ ૨૬ ટકા પુરુષો અને ૫૩ ટકા સ્ત્રીઓ અભણ છે. લગભગ ૭૫૦૦ શાળાઓમાં ૨૫ હજાર શિક્ષકો દસ લાખ બાળકોને શરૂઆતનું શિક્ષણ આપે છે. યુનિવર્સિટી એક છે. બીજી અનેક જાતની શાળાઓ છે. લોકો ઘણાખરા ખેતીના કામમાં લાગેલા છે. મુખ્ય સ્લાવ જાતિની વસ્તી રશિયનોના લોહીબંધુઓ છે, છતાં લઘુમતીઓની ખટપટ ઘણી છે. બાલ્કનનાં પાંચે રાજ્યો બલગેરિયા, રૂમાનિયા, ગ્રીસ, યુગોસ્લેવિયા અને તુર્કીમાં ખૂબ ખટપટ, ઈર્ષા, મારામારી, યુદ્ધો, તકરારો અને મુત્સદ્દીગીરીના દાવો ફેંકાય છે. બલગેરિયા પણ એમાં અગ્રભાગ ભજવે છે. યુરોપ જ્યારે સળગે છે ત્યારે દિવાસળી પહેલાં બાલ્કનમાં લાગે છે. ત્યાંના લોકો મજબૂત બાંધાના અને લડવૈયા છે.

### ખેતી, પેદાશ

લોકો ખેતીવાડીમાં મુખ્યત્વે રોકાયેલા છે. જમીન ખેડૂતોની હમેશ માટે હોય છે. સરકાર જમીનનું ભાડું લે છે. ગામડાંઓનાં પંચોને લાકડાં અને ચરામણી માટે કાંઈ પણ કર વગરની જમીનના ટુકડા અપાયા છે. પ્રજાના લગભગ ૮૦ ટકા સીધી અથવા આડકતરી રીતે ખેતીમાં રોકાયેલા છે. ખેડૂતો પાસે એક એકરથી ૬ એકર સુધીના નાના નાના જમીનના ટુકડા છે. હળો અને હથિયારો આદિ સમયથી ચાલ્યાં આવતાં તે જ પ્રકારનાં છે, પરંતુ રાજ્યાશ્રયથી યંત્રો દાખલ થયાં છે. બલગેરિયામાં ૨૫૭૮૬૩૫૦ એકર જમીન છે. તેમાંથી વાવવા યોગ્ય ૧૦૨૧૮૬૮૯ એકર છે. જંગલો ૭૪૨૬૩૪૦ એકરોમાં છે. નીચે પ્રમાણે સને ૧૯૩૩માં અનાજ ઉત્પન્ન થયું હતું:

| ઘઉં | રાઈ | બાલી |
|---|---|---|
| ૧૫૪૦૯૦૫ ટન. | ૨૪૧૩૫૩ ટન. | ૩૫૧૫૫૭ ટન. |
| ઓટ્સ | મકાઈ | કુલ |
| ૧૨૯૮૭૬ ટન. | ૯૫૧૦૨૮ ટન. | ૩૨૧૪૭૧૯ ટન. |

ફળો તો મોટી સંખ્યામાં થાય છે. લગભગ રા લાખ એકર જમીનમાં દ્રાક્ષની વાવણી થાય છે. કપાસ પણ સાધારણ ૨૫૦૦૦ ગાંસડી થાય છે. ખાંડ ૨૫૦૦૦ ટન થાય છે. ગુલાબનાં ફૂલો ૧૭૦૦૦ એકરોમાં વાવી એમાંથી ગુલાબનું અત્તર બનાવે છે. ૫૦ હજાર એકર જમીનમાં ૧૭૩૫૩ ટન તમાકુ ઉત્પન્ન થઈ હતી.

### ઉદ્યોગ–વાણિજ્ય

બલગેરિયા ખેતીપ્રધાન દેશ હોવાથી ઉદ્યોગો પૂરતા ખીલ્યા નથી, પરંતુ ત્યાંની સરકારે ઉદ્યોગોને મદદ અને આર્થિક સહકાર આપવા માંડ્યો છે. ૧૧૮૪ નાનાં મોટાં કારખાનાં છે જે સરકારી સહાયથી સ્થપાયેલાં છે. રાજ્યમાં કોલસો પણ પુષ્કળ છે, પરંતુ પ્રજાજનો એ માટે પ્રયત્નો નહિ કરતાં હોવાથી રાજ્ય ત્રણ ખાણો ચલાવે છે. ચૌદ લાખ ટન કોલસો, ૨૭૦૦ ટન એલ્યુમીનિયમ અને ૬૦૦૦ ટન મીઠું તૈયાર થયું હતું. વેપાર મુખ્યત્વે જર્મની અને ઑસ્ટ્રિયા સાથે છે, ઈટલી સાથે પણ સારો વેપારી સંબંધ છે. જર્મનીથી કાપડ, ધાતુ, તેલો, યંત્રો વગેરે આયાત કરવામાં આવે છે. નિકાસમાં તમાકુ, ગુલાબનું અત્તર, મકાઈ, ઈંડાં, ઘઉં વગેરે છે.

બલગેરિયામાં "લેવા" નામનો ચાંદીનો સિક્કો ચાલે છે. એની કિંમત આંકવી મુશ્કેલ છે. લડાઈને લીધે બધા સિક્કાઓની કિંમત પરદેશી ચલણોમાં રહી નથી. બલગેરિયાની નેશનલ બૅંક એનો વહીવટ ચલાવે છે. નોટો પણ એ જ બૅંક કાઢે છે. બલગેરિયાની પેદાશ ૧૯૩૪–૩૫માં પા અબજ લેવાની અને ખર્ચ પણ તેટલું જ છે. સીધા અને આડકતરા કરોથી રાજ્યનું ખર્ચ પૂરું થાય છે. હમણાં ચારે તરફથી યુદ્ધનાં વાજાં વાગતાં હોવાથી ફરજે

લઈને પણ આ ગરીબ રાજ્ય પોતાનું સૈન્ય પ્રબળ બનાવે છે. યુરોપ-અમેરિકાના દરેક રાજ્યને સ્વરક્ષણ માટે પોતાના સૈન્ય પાછળ એવડાં અને ત્રેવડાં ખર્ચો કરવાનો ચેપી રોગ લાગુ પડ્યો છે. બલગેરિયાને ગયા મહાયુદ્ધનું ૫૭ કરોડ સોનાના ફ્રાંકોનું દેવું છે. મોટાં રાજ્યોના લેણાનું વ્યાજ એને ભરવું પડે છે. પ્રજાનું આઠ અબજ "લેવા"નું કરજ છે. રાજ્ય કરજથી દબાયેલું હોવાથી સહેજે કરો ખૂબ ભારે છે.

## રક્ષણ

યુરોપના આકાશમાં ઘનઘોર વાદળાં છવાયેલાં છે એટલે સૌ સૈન્યને મજબૂત બનાવ્યે જાય છે. બલગેરિયા પણ તેમાંથી અલગ નથી રહ્યું, છતા એક મહારાજ્ય પાસે એના બળની કિંમત એક મચ્છર જેટલી જ છે. એના સૈન્યમાં ૪૦૦૦ અમલદારો અને ૫૬૦૦૦ સૈનિકો હતા. હમણા આ સંખ્યાથી કદાચ બમણા થયા હશે. સૈનિકતાલીમ ફરજિયાત છે તેથી પાંચ લાખ માણસોને રણમા ઉતારવાની વ્યવસ્થા છે. પરંતુ એટલી મોટી સંખ્યા માટે શસ્ત્ર તૈયાર નથી. જર્મની વગેરે મહારાજ્યોએ જ્યારે પોતાના સૈન્યનું યંત્રીકરણ કરી એને અજીત જેવુ બનાવ્યુ છે ત્યારે આવાં ગરીબ રાજ્યોને આ અત્યત મોઘુ અને મોટાં સાધનોથી પ્રાપ્ત યંત્રીકરણ વગર નભાવવું પડે છે. બલગેરિયા મિત્રરાજ્યોની વિરુદ્ધ જર્મનીના સહકારમાં સને ૧૯૧૪-૧૮ના મહાયુદ્ધમા ઊતર્યું હતું. આથી એને માત્ર ૨૦૦૦૦ નું સૈન્ય રાખવાની જ પરવાનગી હતી. ફરજિયાત સૈનિકશિક્ષણ પણ બધ કરવામાં આવ્યુ હતું. પણ હવે મિત્રરાજયોની નબળાઈથી એ ખુલ્લું થઈ ગયુ છે.

## પ્રકીર્ણ

ચૌદ વહાણો ૧૭૪૭૬ ટનનાં બલગેરિયા પાસે હતાં. ૧૬૫૫ માઈલની રેલવે હતી. તે સિવાય ૨૬૨ માઈલોની સાંકડી રેલવે પણ હતી. ૪૦ માઈલની વીજળી-ટ્રામવે હતી. ૪૬૫૧ માઈલના રાજ્યના રાજમાર્ગો હતા. એમાં ૫૮૩ પોસ્ટ ઑફિસો હતી. ૫૭૬ તાર ઑફિસો હતી. ૫૬૮ ટેલિફોન ઑફિસો હતી. છતાં યે બલગેરિયા એ એક પછાત રાજ્ય ગણાતું આવ્યું છે.

## ઈતિહાસ-બંધારણ

દરેક બાલ્કન રાજ્ય વિપ્લવ, કાવાદાવા, યુદ્ધો, અને મુત્સદ્દીગીરીના દાવપેચ માટે પ્રસિદ્ધ છે. બલગેરિયા આમાં અપવાદ નથી. એ બલગેરિયાનું રાજ્ય સને ૧૩૬૬માં તુર્કીનું ખંડિયું બન્યું હતું સને ૧૩૯૭માં એને તુર્કી સાથે જોડી દેવામાં આવ્યું હતું. સને ૧૮૭૯માં યુરોપનાં મોટાં રાજ્યોની સહાયતાથી બલગેરિયાને અર્ધી સ્વતંત્રતા મળી હતી એ તુર્કીથી છૂટું પડ્યું ને પછી અનેક રાજાઓ નિમાયા અને પદભ્રષ્ટ થયા. તુર્કીથી એ સને ૧૮૯૬માં તદ્દન છૂટું થયુ છે. એણે તુર્કી સાથે ઘણી વાર યુદ્ધો કર્યા છે, પછી તો અનેક વાર વિપ્લવો થયા જ કરે. પાર્લમેંટ પણ છે. રાજ્યકર્તા ઝાર ફરનાન્ડીઝ પછી એનો પુત્ર ઝાર બોરીસ આવ્યો. સને ૧૯૧૪-૧૮ મા એણે જર્મની સાથે પોતાનું નસીબ જોડ્યું હતુ, પરંતુ જર્મનીની હાર થવાથી બલગેરિયાને દેશના વિભાગો અને પ્રતિષ્ઠા ખોવાં પડ્યાં હતાં.

## બલગેરિયાની મૂઝવણો

જર્મનીએ પોતાનું મોટું સૈન્ય રૂમાનિયામાં જમા કર્યું છે. એ સૈન્યને ઈટલીની મદદમા તે ગ્રીસ મૂકવા માગે છે. તુર્કી પર પણ ચડાઈ કરવાના એના મનોરથો કહેવાય છે. પરંતુ રશિયાની લાલ આંખને લીધે બલગેરિયા જર્મનીને સંમતિ આપતું નથી હમણાં તો એની સ્થિતિ ત્રિશંકુ જેવી થઈ પડી છે. 'નહિ તીનકા નહિ તેરકા, નહિ છપ્પનકા મેલકા" જેવુ એનુ અસ્થિર ખાતું થઈ પડ્યું છે. જર્મનીને મદદ કરે તો તુર્કી, ગ્રીસ, અંગ્રેજોના વિમાનો એનું સત્યાનાશ વાળવા તૈયાર બેઠાં છે, જો જર્મનીને ચોખ્ખી ના સંભળાવે તો જર્મની એને ચગદી નાખે પરંતુ રશિયા એની વહારે ચડે એવાં લક્ષણો લાગે છે.

## અંગ્રેજોની આ યુદ્ધમાં સ્થિતિ

અંગ્રેજોની હમણાં ચડતી કળા લાગે છે. એમને નીચે પ્રમાણે અનુકૂળ સંયોગો પ્રાપ્ત થયા છે.

૧. આફ્રિકાના લીબિયા પ્રાંતમાં ઇટલીના સૈન્યને અંગ્રેજોએ હરાવ્યું છે. લગભગ કુલ ૭૫ હજાર કેદીઓ પકડાયા છે. હવે તોબ્રુક ઉપર ઘેરો ઘાલ્યો છે. ઈટાલિયન સેનાધિપતિ મારશલ ગ્રેત્ઝીઆની પાછો હટે છે. ઈટલીએ કેટલોક સૈનિક-સરંજામ પણ ગુમાવ્યો છે. બારડિયાનું બારું પણ એમણે ગુમાવ્યું છે.

૨. ગ્રીસ ખાતેની લડાઈ પણ ઈટલી વિરુદ્ધ ચાલે છે. આલ્બેનિયામાં ઈટાલિયનો બહુ ધીમે ધીમે પાછા હટે છે. ઈટલીનો પરાજય એમને હતોત્સાહ કરી નાખવા માટે બસ છે.

૩. અંગ્રેજો પાસે અમેરિકાને સૈન્યની સામગ્રી આપવા માટે હૂંડિયામણની અને સોનામાં નાણાં ચૂકવવાની જોગવાઈ નહોતી. જોનસન કાયદાની રૂએ અમેરિકા કોઈને નાણાં ઉધાર આપી શકે તેમ નથી. એથી પ્રેસિડેન્ટે ૩ અબજ ડૉલરની કિંમતનો માલ બ્રિટનને આપવા સ્વીકાર્યું છે. આથી બ્રિટનને રોકડાં નાણાં આપવાં પડશે નહિ, પરંતુ લડાઈને અંતે પાછો એ જ માલ આપવો પડશે, આ રીતે એની આર્થિક ચિંતા ઘટી છે.

૪. અંગ્રેજો પાસે ૩૦ લાખનું સૈન્ય છે. તેને માટે યંત્રમય શસ્ત્રો, વિમાનો, ટેંકો, તોપો, મશીનગનો તૈયાર છે. એથી જર્મન-આક્રમણનો એ ખૂબ સામનો કરી શકે છે. એનાં સંસ્થાનો પણ એને ઘણી જ મદદ કરે છે.

૫. બલગેરિયાએ જર્મનીને આગળ વધવાનો અને ગ્રીસને આક્રમણ કરવાનો માર્ગ આપ્યો નથી.

૬. સ્પેન તટસ્થ રહ્યું છે. તુર્કીની અંગ્રેજો સાથેની મૈત્રી કાયમ છે. ફ્રાન્સે હેર હીટલરની આજ્ઞા સ્વીકારી બ્રિટન ઉપર આક્રમણ કરવાનું કબૂલ કર્યું નથી.

### અંગ્રેજોને ગેરલાભની કેટલીક પરિસ્થિતિઓ

૧. હમણાં યુદ્ધમાં દરરોજ લગભગ ૨૦ કરોડ રૂપિયાનું, દર માસે ૬ અબજ અને દર વરસે ૭૨ અબજ રૂપિયાનું સૈન્ય અને સૈનિક-સામગ્રીઓ પાછળ ખર્ચ થાય છે. અંગ્રેજ જેવા ધનવાન રાજ્યને પણ આ ભારે પડે છે. એથી અંગ્રેજોની આર્થિક બેકારી ચાલુ રહેવાની. અંગ્રેજોની ઉપર હમણાં જે કરો છે તે આથી પણ વધવાના. આર્થિક નુકસાન અત્યંત વધારે છે.

૨. અંગ્રેજ દેશો પર જર્મન વિમાનો દ્વારા જે હવાઈ હુમલાઓ થયા કરે છે તે ખરેખર ગંભીર છે. લંડન, લીવરપુલ, પોર્ટસ્માઉથ તેમ જ કાર્ડીફ ખાતે દુકાનો, ઘરો, વખારો, ગોદીઓ, દેવળો અને મહોલ્લાના મહોલ્લા કાગળનાં ઘરોની જેમ, બોંબમારાથી ધસી પડે છે. અબજો પાઉન્ડોનું નુકસાન થયું છે. આ રીતનો વિનાશ ચાલુ રહેશે તો અંગ્રેજોના દેશમાં મોટી રકમનું નુકસાન થવા સંભવ છે. લાખો માણસો આજે આશ્રયસ્થાનોમાં રહે છે.

૩. જર્મન સબમરીનો, વિમાનો અને સુરંગો અંગ્રેજી સ્ટીમરોના મોટા ભાગનો દરરોજ ભોગ લે છે, એથી અંગ્રેજોને સ્ટીમરોની ઘણી તંગી થઈ પડી છે. અમેરિકા અને બીજા દેશો પાસેથી સ્ટીમરો મેળવવા અંગ્રેજો પ્રયત્ન કરે છે, પરંતુ ભવિષ્યમાં એ માટે ઘણી તંગી પડશે.

૪. અંગ્રેજો મક્કમતાથી લડે છે, સાગર ઉપર તેમનો કાબૂ છે, પરંતુ યુરોપનાં ઘણાખરા દેશોનો કબજો લઈ બેઠેલા જર્મનીને કેવી રીતે હંફાવવું ને હરાવવું તે યોજના પાર પડતી નથી. જમીન ઉપર જર્મનોને અંગ્રેજો હરાવી શકે એ શક પડતી વાત છે.

### જર્મનોની સ્થિતિ

જર્મનોએ યુરોપનાં ઘણાં નાનાં રાજ્યોનો કબજો લીધો છે. એ રાજ્યોનાં બધાં સાધનો યુદ્ધ માટે જર્મની વાપરે છે, છતાં એ રાજ્યોનો કબજો સાચવવા માટે અને અંગ્રેજોના ભાવી આક્રમણનો સામનો કરવા માટે જર્મનીને ત્રીસથી ચાલીસ લાખ માણસોનું સૈન્ય શસ્ત્રસામગ્રી સહિત તૈયાર રાખવું પડે છે. જો કે જર્મની આ સ્થિતિ કેટલા વખત સુધી નભાવી શકશે એ શંકાભરેલી વાત છે. યુરોપમાં આવી રીતે નકામા બેસી રહેવું તેને પાલવશે નહિ, કાંઈક સક્રિય માર્ગ શોધવો જ પડશે. બલ્ગેરિયા માર્ગ આપતું નથી. બળજબરીથી માર્ગ લેવાથી રશિયા યુદ્ધમાં પડે તેવી વકી છે. એથી જર્મનીનો માર્ગ પણ કાંટાથી ભરપૂર છે. ફ્રાન્સ પણ તેને નમતું નથી.

જર્મનીને કંઈક માર્ગ શોધવો જ પડશે, બેસવું તો પાલવશે નહિ.

## અમેરિકા

જર્મનીનો યુરોપનો વિજય અમેરિકાને ગભરાવી નાખે છે. યુરોપમાં હવે માત્ર અંગ્રેજોને જ નમાવવાનું કાર્ય જર્મનો માટે બાકી રહ્યું છે. અંગ્રેજોને નમાવી યુરોપમાં ચક્રવર્તી થયેલું જર્મની દક્ષિણ અમેરિકાના કોઈ પણ રાજ્યમાં કાબૂ જમાવી ત્યાં પોતાના સૈન્ય અને વિમાનો માટે મથક સ્થાપી યુનાઈટેડ સ્ટેટ્સનો ભવિષ્યમાં પરાજય કરી શકે છે. આથી અંગ્રેજોને આર્થિક સંકડામણમાંથી મુક્ત કરી તેને ટેકો આપવાને અમેરિકાએ નિશ્ચય કર્યો છે. માટે મોટી રકમોની શસ્ત્રસામગ્રી અંગ્રેજોને લડાઈ પછી પાછી આપવાની શરતે પૂરી પાડશે, અને અંગ્રેજો તો છેવટ સુધી લડવા નિરધાર કરી બેઠા છે.

## ફ્રાન્સ

ફ્રાન્સની સરકાર ઉપર અતિશય દબાણ કરીને જર્મની અંગ્રેજો સામે યુદ્ધ જાહેર કરવા કહે છે. પરંતુ ફ્રાન્સનો સરમુખત્યાર માર્શલ પેતાં એ વાત સ્વીકારતો નથી. આથી જર્મનીને ભવિષ્યમાં ફ્રાન્સ સાથે કંઈક સખતાઈ કરવાનો પ્રસંગ આવે તો તે સ્વાભાવિક છે. જર્મનીના સૈન્યને ફ્રાન્સમાં નિભાવવા માટે હમણાં દર માસે દસ અબજ ફ્રેંક ફ્રાન્સે જર્મનીને આપવા પડે છે. ફ્રાન્સની સામે જાપાને સિયામના રાજ્યને મદદ આપી યુદ્ધ જાહેર કરાવ્યું છે. તે આસ્તે આસ્તે ચાલે છે. ફ્રાન્સની સ્થિતિ અતિ કફોડી છે. જર્મની પાસે એનો અડધો ભાગ કબજામાં છે.

## ઇટલી

ઈટલીની સ્થિતિ ખૂબ કફોડી છે, કારણ કે એને ઉપરાઉપરી પરાજયો મળે છે. એની આર્થિક સ્થિતિ આ યુદ્ધને કેટલા સમય સુધી નિભાવી શકશે તે માટે જગતને શંકા છે. જર્મનીને આધીન એ પોતાનું સૈન્ય મૂકી લડે તો એની સ્વતંત્રતાનો નાશ થાય. હજુ પણ મોટા પરાજયો ભોગવ્યા વગર મુસોલીની આ કબૂલ કરવા તૈયાર નહિ થાય.

## રૂમાનિયા

જર્મનીનું મોટું લશ્કર એ દેશનો કબજો લઈ બેઠું છે. એને બલગેરિયામાં કૂચ કરવી છે. રૂમાનિયાની આ પરાધીનતા એની પ્રજાને પસંદ નથી, પરંતુ જર્મનીના બળ સામે એ લાચાર છે. રૂમાનિયાનો હાલનો સરમુખત્યાર જર્મનીની લાગવગ નીચે છે, પરંતુ દેશમાં ખૂબ અશાંતિનું વાતાવરણ પ્રવર્તી રહેલું છે, જગત સાથેનો વહેવાર કપાઈ ગયો છે, એની સ્થિતિ પણ કફોડી જ છે.

## અમેરિકા

અમેરિકાને ખરેખર જર્મનીનો મહાભય ઊપજ્યો છે, તેથી પોતાના અઢી લાખના સૈન્યને વધારીને પંદર લાખનું બનાવે છે. પોતાના મનવારોના કાફલામાં આડસો નાનીમોટી મનવારોનો વધારો કરે છે. ૫૦૦૦૦ વિમાનો બાંધવાનો એનો ઈરાદો છે. ૫૦૦૦૦ ટેંકો પણ એ બાંધશે. આ પાછળ ત્રણ વરસમાં અઢાર અબજ ડૉલર જેટલી ગંજાવર રકમ ખરચવા તે તૈયાર થયું છે. અંગ્રેજો, ચીનાઓ અને ગ્રીસને એ સાધન-સામગ્રીઓ પૂરાં પાડે છે. જર્મની, ઈટલી અને જાપાન સામે એનો રોષ ભભૂકી ઊઠ્યો છે. એ ત્રણે રાજ્યોને હરાવવા માટે અંગ્રેજો, ચીનાઓ અને ગ્રીકને એ મદદ આપ્યે જશે.

## જાપાન

ચીન સાથેના જંગને આ ચોથું વરસ ચાલે છે. એ યુદ્ધની પાછળ જાપાન ૨૦ અબજ યેન ખર્ચી પાયમાલ થવાની અણી ઉપર છે. છતાં યે 'સાપ-છછુંદરની પેઠે' એનાથી ચીન મુકાતું નથી અને ગળાતુ નથી. અંગ્રેજો અને અમેરિકનો ચીનને મદદ કરી જાપાનને ધીમે ધીમે ક્ષયરોગ લાગુ પાડવા ઇચ્છે છે. જાપાનને લાભ અને મહત્ત્વાકાંક્ષાનો કંઈ પાર નથી, છતાં ચીને એને મૂંઝવી દીધું છે. અમેરિકાએ એની સાથે લોઢાનો, પોલાદનો અને શસ્ત્ર-સરંજામનો વેપાર બંધ કર્યો છે. જાપાન ફેણ ઊંચી કરી ક્યાં ય પણ ડંખ દેવા તૈયાર ઊભું છે, પરંતુ સંજોગો હમણાં એને અનુકૂળ નથી.

### રશિયા

રશિયા તદ્દન ચૂપ બેઠું છે. જર્મની શું કરે છે તેની એ રાહ જુએ છે. એના સરમુખત્યાર સ્ટેલીને ભાષણ કરતાં જણાવ્યું છે કે દુશ્મન સામે લડવા તૈયાર થાઓ, તમારા ઉપર ભય ઝઝૂમે છે. આ શત્રુ કોણ તે એણે જણાવ્યું નથી. પરંતુ અબજો રૂબલો ખરચી, ભયંકર સૈનિક-તૈયારીઓ તે કર્યે જાય છે. જગતમાં સૌથી મોટો દરિયાઈ કાફલો તૈયાર કરવાની એની મહત્ત્વકાંક્ષા છે. એની પાસે સોનાની પેદાશ બહુ મોટી છે તેથી એ સૈન્યને ખૂબ વધારી શકે છે.

### હિંસા, કાપાકાપી અને દુર્દશા

જગત આ આસુરી માર્ગે ચડયું છે એનાં બૂરાં પરિણામો નજીકના ભવિષ્યમાં ભોગવવા માટે પ્રજાએ તૈયાર રહેવાનું છે. હજુ યુદ્ધ મોટી ભયંકરતા ધારણ કરે એવો સંભવ છે. ચાલુ વાણિજ્ય, ઐશ્વર્ય, ઉદ્યોગ-હુન્નરો અને મનુષ્યોની શક્તિ હમણાં યુદ્ધ માટે જ વપરાય છે.



# ગાંધીજીના એપેન્ડિસાઇટિસનું ઓપરેશન

શ્રી. રમણલાલ એન્જિનિયર

[ ગતાંકથી ચાલુ ]

### એપેન્ડિસ શાથી સૂજે છે?

હવે આપણી સામે પ્રશ્ન એ છે કે આ અવયવ શા માટે અને કેવી રીતે સૂજે છે. એપેન્ડિસાઇટિસ થવાનાં કારણોમાં સૌથી મોટું કારણ અયોગ્ય રહેણી-કરણી અને અપથ્ય આહારવિહારને પરિણામે ઉત્પન્ન થયેલી કાયમી કબજિયાત છે. એપેન્ડિસાઇટિસનો પહેલો હુમલો આવતાં પહેલાં એનો દરદી લાંબા સમયથી બંધકોશથી પીડાતો હોય છે. આંતરડામાં એકઠો થયેલો મળસંચય જેમ અનેક શારીરિક રોગોનું કારણ છે તેમ એપેન્ડિસાઇટિસનું પણ એ કારણ છે. એપેન્ડિસાઇટિસના હજારે ૯૯૯ કેસોમાં કબજિયાતનો એક લાંબો ઇતિહાસ ચાલ્યો આવે છે. મોટા આંતરડા અને નાના આંતરડાના સંગમ પાસે એપેન્ડિક્સ આવેલું હોવાથી કોઠાની અંદર પડી રહેલા કચરામાંથી ઝેરો ચૂસાઈને આ નાજુક અવયવ તરફ જાય છે. જ્યારે આ અવયવ પાસે ઝેરોનો જમાવ એટલા મોટા પ્રમાણમાં થઈ જાય કે એ ઝેરોથી એનો નાશ થવાનો સંભવ ઊભો થાય ત્યારે જીવનશક્તિ એ અવયવના રક્ષણ માટે એમાં સોજો ઉત્પન્ન કરે છે: દરેક પ્રકારનો સોજો સંરક્ષક, રોગનાશક અને કલ્યાણપ્રદ છે. દુઃખ, સોજો અને તાવ જેવાં લક્ષણો એ જીવનશક્તિએ શરીરના રક્ષણ માટે લીધેલા માર્ગો છે. રોગદ્રવ્ય અને રોગજંતુઓ સામે શરીરને રક્ષણ આપવાના આ માર્ગો જો આપણે બરાબર સમજી લઈએ અને એ જ રસ્તે આપણે જીવનશક્તિને સહાય કરીએ તો રોગ નાબૂદ થાય અને શરીર નીરોગી થાય.

આ જ નિયમ એપેન્ડિસાઇટિસને આપણે લાગુ પાડવો જોઈએ. એપેન્ડિક્સના સોજાથી કોઈ રીતે આપણે ડરવાની જરૂર નથી. આપણે જરૂર તો માત્ર એટલી જ છે કે જે ગંદકીને પરિણામે સોજો ઉત્પન્ન થયો છે તે ગંદકીને ઉપવાસ અને જલોપચાર જેવા કુદરતી ઉપાયોથી દૂર કરવી જેથી સોજો પોતાની મેળે શમી જશે, શરીર શુદ્ધ થશે અને એપેન્ડિસાઇટિસના હુમલા પહેલાં જેવી તંદુરસ્તી હતી તેના કરતાં હુમલા પછી શરીરશુદ્ધિને લઈને વધારે ચડિયાતી તંદુરસ્તી માલૂમ પડશે.

અમેરિકાના 'હેલ્થ કલ્ચર' (માસિક)ના તંત્રી ડો. આર્થર વૅાશ (એમ. ડી.) જણાવે છે કે ફલાહારીઓને ભાગ્યે જ એપેન્ડિસાઇટિસ થાય છે,

અન્નાહારીઓને ફલાહારીઓ કરતાં ઘણા વિશેષ પ્રમાણમાં થાય છે, જ્યારે માંસાહારીઓને સૌથી વિશેષ પ્રમાણમાં થાય છે. આ હકીકત મોટી મોટી હૉસ્પિટલોના ઘણા વિશાળ અનુભવથી સિદ્ધ થયેલી છે. આ ઉપરથી આપણા આહાર સાથે એપેન્ડિસાઈટિસને સીધો સંબંધ છે તે સિદ્ધ થાય છે. એપેન્ડિસાઈટિસનું એક બીજું કારણ જુલાબની દવાઓ લેવાની ટેવ છે. અનેક લોકો જુલાબથી શરીર ચોખ્ખું થાય છે એવી માન્યતાથી વારંવાર ઝેરી દવાઓના જુલાબ લે છે. આ પ્રકારના જુલાબોથી આંતરડાંની ગ્રંથિઓના રસો નિરર્થક વેડફાઈ જાય છે, આંતરડાં નબળાં પડે છે અને વારંવાર ક્ષોભ ઉત્પન્ન થવાથી હોજરીનો સોજો, આંતરડાંનો સોજો અથવા તો ચાંદું કે એપેન્ડિસાઈટિસ જેવાં દરદો થાય છે.

બેઠાડુ જિંદગીને લઈને પણ સ્નાયુઓ શિથિલ બને છે અને આંતરઅવયવોની કાર્યક્ષમતા ઘટે છે એ પણ એપેન્ડિસાઈટિસનું એક આડકતરું કારણ કહી શકાય.

કેટલીક વાર અકસ્માત કે આઘાત કે પછાડ પણ એપેન્ડિસાઈટિસના ઉત્તેજક કારણરૂપ બને છે.

આ રીતે બેઠાડુ જિંદગી, માંસાહાર, અતિનમિ્‌ક કે કર્બુદિતવાળા ખોરાકો, કબજિયાત, જુલાબની ઝેરી દવાઓ અને અકસ્માત તેમ જ માનસિક ક્ષોભ એપેન્ડિસાઈટિસનાં સાચાં કારણો છે.

## આપરેશન વિષે અભિપ્રાયો

આ કારણોમાંથી એક પણ કારણ ઓપરેશનથી દૂર થતું નથી. એટલા માટે ઓપરેશન એ આ રોગની વાજબી કે બુદ્ધિયુક્ત ચિકિત્સા ન કહી શકાય. તાજુબીની વાત તો એ છે કે ખુદ દવાવાદના જ મોટા મોટા સર્જનો અમર્યાદિત ઓપરેશનની વિરુદ્ધ અવાજ ઉઠાવતા હોવા છતાં મોટા ભાગના દાક્તરોનો સમૂહ એમાંથી મળતા આર્થિક લાભની લાલચે લોકોમાં અનેક જૂઠાણાં ફેલાવે છે અને આ ઓપરેશનોને લોકપ્રિય બનાવે છે.

અમેરિકાના મશહૂર સર્જન ડૉ. જ્હૉન બી. ડેવરે નૉર્થવેસ્ટર્ન મેડિકલ સોસાયટીના સો સભ્યો આગળ ભાષણ આપતાં જણાવ્યું હતું કે, 'એક વૈદકનો વિદ્યાર્થી સર્જન થતાં સુધીમાં કેટલી યે કબરો ભરી કાઢે છે! મેં પણ આજસુધીમાં કેટલાં યે સ્મશાનો ભરી કાઢ્યાં છે અને છતાં મારી જાતને હું સર્જન તરીકે ઓળખાવતો નથી. મેં મારા લાંબા અનુભવથી જોયું છે કે ઘણાખરા એપેન્ડિસાઈટિસ અને પિત્તાશયની પથરીના કેસોમાં છરીની બિલકુલ જરૂર પડતી નથી.'

આ જ પ્રકારના અભિપ્રાયો અન્ય નામાંકિત સર્જનોએ ઉચ્ચાર્યા છે પેરીસના ડૉ. ડ્યુલેફોય જણાવે છે કે, 'એપેન્ડિસાઈટિસ માટેનાં ઓપરેશનો એ નિદાન ને ચિકિત્સાની દૃષ્ટિએ જબરદસ્ત દાક્તરી ભૂલો હોય છે. સૌથી વધારે તાજુબીની વાત તો એ છે કે પૈસાદાર માણસોને જ આટલાં બધાં એપેન્ડિસાઈટિસ શાથી થાય છે? સાચી હકીકત તો એ છે કે અનેક શ્રીમંત દરદીઓને એપેન્ડિસાઈટિસ હોતું જ નથી, પણ એમની પાસેથી પૈસા પડાવવા માટે જ એમના દાક્તરો ખોટો વહેમ ઘાલીને એમનું પેટ ચીરી નાખે છે. એના આ પ્રકારના આક્ષેપોનો જવાબ આપવાનો કોઈ જગ્યાએથી પ્રયત્ન થયાનું જાણમાં નથી.

બોસ્ટન (અમેરિકા)નો જાણીતો નિસર્ગોપચારક ડૉ. ચાર્લ્સ ઈ. પેજ (એમ. ડી.) કહે છે કે 'એપેન્ડિસાઈટિસનું ઓપરેશન એ એક ગુનાહિત (ક્રિમિનલ) ઓપરેશન ગણાવું જોઈએ અને કાયદાથી આવા ઓપરેશનની મનાઈ કરવી જોઈએ એપેન્ડિક્સ-વધની ઘેલછા જ્યારથી આ દેશમાં શરૂ થઈ ત્યારથી તેનાં પરિણામો હું ઝીણવટથી તપાસી રહ્યો છું અને હું ખાતરીપૂર્વક માનું છું કે એ દિવસ પાસે આવી રહ્યો છે કે જ્યારે લોકો એપેન્ડિક્સ-વધને એક ગુનાહિત કાર્ય માનશે.

એપેન્ડિક્સ કાપી નાખવાથી જિંદગી બચાવવાના તેમ જ બીજા લાભો વિષે જે બણગાં ફૂંકવામાં

આવે છે તેને માટે તો ઑપરેશન પછી થયેલાં મરણોની લાંબી યાદી તરફ નજર નાખવી જરૂરી છે. થોડા વખત ઉપર જ આપણી નજર સામે બે ચોંકાવનારા દાખલા બન્યા છે. મહાન નાટ્ય-લેખક ક્લાઇડ ફીચ અને મિનેસોટાનો ગવર્નર જ્હોનસન–એ બેનાં કરુણ મરણો આપણી નજર સામે આ ઑપરેશનથી થયેલાં છે. ગવર્નર જ્હોનસનનું એપેન્ડિક્સ સર્જનોએ એક વરસ ઉપર કાપી નાખ્યું. થોડા વખત પછી એની ઉપર એક બીજું ઑપરેશન કરવાની જરૂર પડી અને છેવટે ત્રીજા ઑપરેશનમાં દાક્તરોના ભ્રમિત માનસનો ભોગ બનીને એ મરણ પામ્યો. છેલ્લાં વીસ વર્ષ થયાં એપેન્ડિસાઈટિસનાં ઑપરેશનોથી થયેલાં મરણની મેં એક યાદી રાખી છે. આ યાદી ભલભલાને થથરાવી નાખવાને પૂરતી છે.

## નિસર્ગોપચારની નિર્ભય સારવાર

એપેન્ડિસાઈટિસની અનિશ્ચિત દવાવાદી સારવાર સાથે નિસર્ગોપચારની સાદી અને સરળ, ચોક્કસ અને નિર્ભય સારવાર જ્યારે આપણે સરખાવીએ છીએ ત્યારે આ સારવાર સર્વવ્યાપી ન થવાને લઈને પ્રજાનાં જીવન અને આરોગ્યની કેટલી બરબાદી થઈ રહી છે એનો આપણને કંઈક ખ્યાલ આવે છે.

નિસર્ગોપચારમાં આ રોગનાં કે પેટના બીજા કોઈ પણ સોજાનાં પહેલાંમાં પહેલાં લક્ષણો નજરે પડતાં દરદીને પથારીમાં સંપૂર્ણ આરામ આપવામાં આવે છે, બધા ઘન અને પ્રવાહી ખોરાક બંધ કરી દેવામાં આવે છે, શેરથી સવા શેર પાણીના એનિમા વડે દરદીનો કોઠો શુદ્ધ કરવામાં આવે છે, તાવ હોય તો આખા શરીરના અને નહિ તો ધડના પેક એને જરૂરિયાત મુજબ આપવામાં આવે છે પેટ ઉપર ઠંડા પાણીનાં વેષ્ટનો અને અર્ધવેષ્ટનો ચાલુ મૂકવામાં આવે છે તેમ જ તે ગરમ થતાં તત્કાળ બદલી નાખવામાં આવે છે. દરદીને ચોખ્ખી હવા અને માનસિક શાંતિ મળે એવો પ્રબંધ કરવામાં આવે છે. દરદીને જો તરસ લાગે તો ચમચે ચમચે ધીમે ધીમે પાણી આપવામાં આવે છે. આ પ્રકારની સાદી અને સચોટ સારવારથી સોજો અંકુશમાં રહે છે અને ભયંકર રૂપ પકડતો નથી. શરીરમાં મલોત્સર્ગ વેગથી થયા કરે છે અને ટૂંક સમયમાં શરીર શુદ્ધ થઈ દરદી દરેક રીતે નીરોગી થાય છે. ઉપવાસ પછી ક્રમશઃ આહારયોજના કરવામાં આવે છે. શરૂઆતમાં ફલાહાર, પછી દુગ્ધાહાર, પછી હલકો ખોરાક અને ત્યાર પછી ચાલુ ખોરાક–એ રીતનો ક્રમ હોય છે.

આ સારવાર સામાન્ય માણસ ન માની શકે એટલાં અદ્ભુત પરિણામ બતાવે છે. જો વેળાસર તે શરૂ કરી દેવામાં આવે તો તેની નીચેનો દરેક દરદી અચૂક સારો થાય છે. આ સારવાર નીચે મરણ એક અત્યંત વિરલ બનાવ છે. શિકાગોના વિશ્વ-વિખ્યાત ડૉક્ટર હેન્રી લિંડલેર (એમ. ડી.) એ આ સારવારથી વીસ વરસમાં એપેન્ડિસાઈટિસના હજારો કેસોની સારવાર કરી છે. આ હજારો કેસોમાંથી એક પણ દરદી ઉપર દવાઓથી વિષપ્રયોગ કરવામાં આવ્યો નથી, છરીથી વાઢકાપ કરવામાં આવી નથી અને એક પણ મરણ નોંધાયું નથી. " The Fast way to Health "નો લેખક ડૉ. મેક કોય જણાવે છે કે એણે એની ઘણી જ બહોળી પ્રેક્ટિસમાં એપેન્ડિસાઈટિસના સેંકડો દરદીઓની નિસર્ગોપચારથી સારવાર કરી છે, પણ આ બધા કેસોમાંથી એક પણ મરણ નીપજ્યું નથી.

એપેન્ડિસાઈટિસ વિષે દવાવાદ અને નિસર્ગો-પચાર એ બંને પદ્ધતિઓનાં પરિણામોની નીચે સરખામણી કરવામાં આવી છેઃ—

## ઍપેન્ડિસાઈટિસ

| દવાવાદ | નિસર્ગોપચાર |
|---|---|
| **ઍપેન્ડિક્સનું કાર્ય**—એ એક અવશેષ અવયવ છે. એ સંપૂર્ણ રીતે નિરુપયોગી, નિષ્પ્રયોજક, રોગોત્પાદક અને જીવનનાશક અવયવ છે. એટલા માટે સૌથી સારું તો એ છે કે નીરોગી માણસે એને કાપી કઢાવવું. અને જો કોઈપણ કારણ-વશાત્ એ ન બની શકે તો ઍપેન્ડિસાઈટિસનો પહેલો હુમલો આવતા નિઃસંકોચ વિના વિલંબે એનું ઓપરેશન કરાવી કાઢવું. | **ઍપેન્ડિક્સનું કાર્યઃ**—એ અવશેષ અવયવ નથી. નીચલી કોટિનાં પ્રાણીઓ કરતાં વિકાસ ક્રમમાં ઊંચા ગયેલાં પ્રાણીઓમાં એનો વધુ વિકાસ થયેલો હોય છે, એ એક રસ તૈયાર કરે છે જે ખોરાક પચાવવામાં મદદ કરે છે, :આંતરડાંને સ્નિગ્ધ રાખે છે અને કબજિયાત દૂર કરે છે એનું મહત્ત્વનું કાર્ય વૃદ્ધાવસ્થા અટકાવવાનું અને જુવાની જાળવવાનું છે. આ અવયવનો નાશ થતાં પાચનમાર્ગની અને સમગ્ર શરીરની ઓછી-વત્તી અવ્યવસ્થા નજરે પડે છે. |
| **ઍપેન્ડિસાઇટિસનાં કારણો**—એનું ચોક્કસ કારણ હજી હાથ આવ્યું નથી પણ ઘણા સર્જ્યનો એમ કહે છે કે લીંબુનાં બિયાં અને બીજા વિજાતીય પદાર્થો ઍપેન્ડિક્સમાં ભરાવાથી ઍપેન્ડિસાઈટિસ થાય છે | **ઍપેન્ડિસાઈટિસનું કારણ**—આ કારણ એ સાચું કારણ છે જ નહિ કારણ કે ઍપેન્ડિસાઈટિસ માટે જે કેસો ઉપર ઓપરેશન કરવામાં આવે છે તેમાંથી એક ટકાથી પણ ઓછા દરદીઓના કેસમાં આ કારણ એ ઉત્તેજક કારણ હોય છે. એટલે જ્યાં ને ત્યાં આ કારણને આગળ કરવું એનો અર્થ એ થયો કે અપવાદ ઉપરથી નિયમ સિદ્ધ કરવો. એનાં સાચાં કારણો (૧) કબજિયાત. (૨) માંસાહાર, (૩) અતિશય કઠોળ અને મેદાવાળા પદાર્થોનું સેવન, (૪) ઝેરી દવાઓ, (૫) બેઠાડુ જિંદગી, (૬) માનસિક ક્ષોભ અને (૭) શારીરિક અકસ્માત આઘાત કે પછાડ, એ છે |
| **રોગનિદાનઃ** આજની ઍલોપથીની રોગનિદાનની પદ્ધતિથી માત્ર ૧૦ થી ૧૫ ટકા કેસોમાં સાચું નિદાન થાય છે. બાકીના બધા કેસોમાં સાવ જુદા જ કેસ માટે ઓપરેશન થાય છે અને આ ઓપરેશનનાં ભૂંડાં પરિણામો બિચારા દરદીને જ ભોગવવા પડે છે. | **રોગનું નિદાન :** નિસર્ગોપચારનું નિદાનશાસ્ત્ર સર્વગ્રાહી હોવાથી એમાં કદી આવી ગંભીર ભૂલો થતી નથી અને એ ભૂલોનાં પરિણામો દર્દીને ભોગવવામાં પડતા નથી. |
| **ચિકિત્સા :** દરદીની જિંદગી બચાવવા માટે ઓપરેશન એ જ એક સાચો ઈલાજ છે. બીજા માર્ગો એ ઊંટવૈદું છે. સર્જ્યરી જેમ બને તેમ તાત્કાલિક થવી જોઈએ. | **ચિકિત્સા :** વાઢકાપથી દર્દનાં લક્ષણો દૂર થાય છે એ વાત સાચી છે પણ દર્દનાં કારણો દૂર થતાં નથી એથી એનું એ દર્દ ફરી પાછું બીજા કોઈ રૂપમાં દેખા દે છે. ઍપેન્ડિસાઈટિસની |

સાચી સારવાર નીચે મુજબ છે: (૧) સંપૂર્ણ આરામ, (૨) કડક ઉપવાસ, (૩) જરૂરી જલોપચાર, જેમાં એનિમા, કટિવેષ્ટન, અર્ધ વેષ્ટનો, ધડના પૅકસ અને સમગ્ર શરીરના પૅકસનો સમાવેશ થાય છે. પાણી થોડું થોડું ને ચમચે ચમચે પાવું, (૪) શુદ્ધ હવા, (૫) કરોડનું મેનિપ્યુલેશન, (૬) હોમિયોપથિક ઔષધો, અને (૭) માનસિક શાંતિ.

આ ઉગ્ર હુમલાની સારવાર છે, દર્દ હઠીલું થયા પછી આ ચિકિત્સા ઉપરાંત (૧) વિશિષ્ટ કસરતો, (૨) વિશુદ્ધ આહાર અને (૩) વિદ્યુતોપચાર–ડાયાથર્મીની આવશ્યકતા રહે છે.

પરિણામો : ઑપરેશનની સારવાર હેઠળ (૧) દર સોએ ઓછામાં ઓછાં પાંચ અને હજારે પચાસ મરણો થયા છે. (૨) જીવતા છૂટેલા દરદીઓ શરીરનું એક મહત્ત્વનુ અંગ ગુમાવે છે અને અપ–અંગ બને છે.

(૩) જીવન કેન્દ્રો ઉપર કરાવેલાં મોટાં ઑપરેશનોમાં પરિણામો ગંભીર હોય છે એ હકીકત તો ખુદ એલોપથીના દાક્તરો સ્વીકારે છે. જેમણે પોતાના શરીર પર મોટું ઑપરેશન કરાવેલું હોય તેમનો વીમો લેતા પહેલાં વીમા કંપની અને તેમને નોકરીમાં રાખતા પહેલાં સરકાર પણ પૂરતો વિચાર કરે છે. ડૉ. લિન્સેર કહે છે કે ' એક મોટા ઑપરેશન પછી દરદીની સરેરાશ જિંદગી દશ વર્ષની હોય છે એ સિદ્ધાંત મેં હજારો કેસોના સૂક્ષ્મ અવલોકન પછી તારવ્યો છે.' (૪) એપેન્ડિકસના નાશથી વૃદ્ધાવસ્થા વહેલી આવે છે. (૫) કબજિયતની ઓછી વત્તી તકલીફ રહે છે. (૬) એપેન્ડિકસ મારફતે નીકળતું રોગદ્રવ્ય બંધ થવાથી એ રોગદ્રવ્ય બીજાં જીવન કેન્દ્રોમાં ફેલાય છે અને તે તે સ્થળોના જુદા જુદા નવા અને હઠીલા રોગો પેદા કરે છે. (૭) સારવાર ઘણી મોંઘી હેવાથી સઘળાં લોકો એનો લાભ લઈ શકતા નથી. જેમની પાસે સર્જનની સારવાર લેવા જેટલા પૈસા ન હોય તેઓ પોતાની જાતે પોતાનું પેટ ચીરી શકતાં નથી.

પરિણામો : (૧) મરણ પ્રમાણ હજારે એકાદ બે ભાગ્યે જ. (૨) સાજા થયેલા દરદીઓનું શરીર અખંડિત રહે છે.

(૩) દરદીના બધા અવયવો અખંડિત રહેવાથી અને શરીર શુદ્ધ થવાથી તેમ જ ઑપરેશનની વિઘાતક અસરોમાંથી બચી જવાથી જિંદગી લંબાય છે. (૪) વૃદ્ધાવસ્થા મોડી આવે છે. (૫) એપેન્ડિસાઈટિસની કુદરતી સારવાર પછી દરદી પછી જો આહાર વિહારનું કાળજીપૂર્વક નિયમન કરે તો તે કબજિયાતને ઘણી જ સહેલાઈથી દૂર કરી શકે. (૫) માઠી પશ્ચાદ્ અસરો જેવું કંઈ હોતું નથી. અને (૭) સારવાર સોંઘી ને સરળ હોવાથી સૌ કોઈ એનો લાભ લઈ શકે છે. જેની પાસે નિસર્ગોપચારકની ચિકિત્સા લેવા જેટલા પૈસા ન હોય તે પોતાની મેળે પુસ્તકની સહાયથી પોતાની સારવાર કરી શકે છે.

### ગાંધીજીનો કેસ

પત્ર લેખક ભાઈ પુછાવે છે કે, ગાંધીજીએ જો ઑપરેશન કરાવ્યુ ન હોત તો આજે તેઓ હિંદને અને જગતને જે સેવા આપી રહ્યા છે તે આપી શકત? એમણી અમૂલ્ય જિંદગી બચાવવા માટે આપણે પ્રચલિત વૈદકનો આભાર ન માનવો જોઈએ? આ પ્રશ્નનો જવાબ આટલા વિવેચન પછી હવે તો સ્પષ્ટ છે. તેમણે જો ઑપરેશન ન કરાવ્યું હોત તો આજે હિંદને અને જગતને જે સેવા આપી રહ્યા છે તેવી જ બલ્કે કદાચ વધારે સેવા તેમણે હિંદની અને માનવજાતની કરી હોત. એ ઉપરાંત એમણે આ દેશની પ્રજામાં નિસર્ગોપચારની અંદર ઘણી જ શ્રદ્ધા વધારી મૂકી હોત. ઑપરેશનથી એમની જિંદગી બચી છે એવું અમે માનતા જ નથી અને એટલા માટે પ્રચલિત વૈદકનો આભાર માનવાની અમને લેશ માત્ર જરૂર જણાતી નથી. ઊલટું દવાવાદે એમની જિંદગી જે નિરર્થક જોખમમાં મૂકી તેટલા માટે એ સખત ઠપકાને પાત્ર છે. આભાર માનવો હોય તો ઈશ્વરનો ભલે માનો કે જેણે ભયંકર ઑપરેશનમાંથી એમને પાર ઉતાર્યા.

એપેન્ડિસાઈટિસનું ઑપરેશન દાક્તરો લોકોને સમજાવે છે એટલુ નિર્દોષ નથી આ ઑપરેશનનો શોધક સર ફ્રેડરિક ટ્રિવ્ઝ, જે શાહેનશાહ એડવર્ડ સાતમા ઉપર ઑપરેશન કરીને વિશ્વવિખ્યાત બન્યો. તે તેને પોતાને જ એપેન્ડિસાઇટિસ થયુ અને એની ઉપર બીજા સર્જનોએ ઑપરેશન કર્યું ત્યારે તે પ્રાણઘાતક નીવડ્યું અને એમાં જ એનું મરણ થયું. એના પછી સેંકડો એલોપથિક દાક્તરો એપેન્ડિસાઈટિસનું ઑપરેશન કરાવતાં મરી ગયા છે.

ડૉ. ડબ્લ્યુ મેકએવેન નામનો અંગ્રેજ સર્જન, જેણે મહાયુદ્ધ પહેલાં ઈંગ્લેંડના કોઈ પણ સર્જન કરતા એપેન્ડિસાઈટિસનાં વધુ ઑપરેશનો કર્યાં હતાં તેની ઊતરતી ઉંમરે આંખો ઊઘડી ને ત્યાર પછી એ આ પ્રકારનાં ઑપરેશનોનો કટ્ટર વિરોધી થયો. એણે જાહેર કર્યું કે 'આજે જગતમાં જે અત્યંત મોટા પાયા ઉપર એપેન્ડિક્સોનો વધ અને દર્દીઓનો સંહાર ચાલી રહ્યો છે તે સંપૂર્ણ રીતે બિનજરૂરી, જીવન ટૂંકાવનારા અને આરોગ્યનાશક અખતરા છે, એણે સાથે સાથે એ પણ જાહેર કર્યું કે 'પાચન ક્રિયામાં એપેન્ડિક્સ ભારે ભાગ ભજવે છે.'

જે સર્જને મહાત્માજી ઉપર એપેન્ડિસાઈટિસનું ઑપરેશન કર્યું તે સર્જનના અમલ દરમિયાન અક્કલકોટના રાજાનું એપેન્ડિસાઈટિસ માટે ઑપરેશન કરવાનું હતું ફોટો લેતા પહેલાં બેરિયમ સલ્ફેટને બદલે બેરિયમ સલ્ફાઈડ આપ્યું, પરિણામે એ બિચારો રાજા વગર મોતે મરી ગયો! આ ઉપરાંત એ જ સર્જનની સારવાર હેઠળ એપેન્ડિસાઈટિસના ઑપરેશન કરાવતાં મરી ગયેલા ત્રણ માણસની મને માહિતી છે. એમાંના એક મગનભાઈ પટેલ કરીને જુવાન વિદ્યાર્થી હતા અને એમના મરણે એમની આજુબાજુના ઓળખીતાઓમાં ઠીક ઠીક ચકચાર જગાવેલી.

ખુદ ગાંધીજીના ઑપરેશનની બાબતમાં પણ ઑપરેશન ચાલુ હતું ને અચાનક દીવા હોલવાઈ જતા અતિશય ગંભીર પરિસ્થિતિ ઉત્પન્ન થઈ હતી. તે વખતના મુંબઈના ગવર્નર જ્યોર્જ લોઈડ રાત્રિના બે વાગ્યા સુધી ચિંતાતુર હૈયે ફોનનું ભૂંગળું પકડીને બેસી રહેતા અને થોડે થોડે સમયે પૂનાથી સમાચાર મેળવ્યા કરતા. જ્યારે એમણે જાણ્યું કે ઑપરેશન સફળ ઊતર્યું છે ત્યારે જ એમનો જીવ હેઠો બેઠો. આ રીતે પણ જોતા જણાશે કે આ ઑપરેશનમાંથી ગાંધીજી પાર ઊતર્યા એને માટે યશ એમણે કુદરતી જીવનથી જાળવેલી જીવનશક્તિને આપવો જોઈએ. અને ગાંધીજી ઉપર નિરર્થક આવો ભયંકર અખતરો કરવાનો દોષ દવાવાદને ફાળે જાય છે.

અહીં આગળ મારે એ સ્પષ્ટ કહી દેવું જોઈએ કે ગાંધીજીના સર્જનના મેં જે દાખલા ટાંક્યા છે તેટલા ઉપરથી એમની અંદર કોઈ પણ જાતનું હું વ્યક્તિગત દોષારોપણ કરવા માગતો નથી. એમની જગ્યાએ જો કોઈ બીજો સર્જન હોત તો પણ તેને હાથે આજ પ્રકારનાં ભૂંગળાં થયાં હોત. હું પદ્ધતિનો દોષ બતાવવા માગું છું; વ્યક્તિનો નહિ. (અપૂર્ણ)

[ અનુસંધાન પૃષ્ઠ ૭૨૪ થી ચાલુ ]

પાને માસ્તરની સાથે આપણે ય જ્યારે તેને દડદડ આંસુ પાડતો જોઈએ છીએ ત્યારે તો આપણી તેના પ્રત્યેની દૃષ્ટિમાં જબ્બર ફેર પડી જાય છે.

૨૬૫ મે પાને "આ કાંઈ પૃથ્વી ઉપર પહેલું જ પાપ થોડું છે, જાનીજી!" ( દવેજી ? હોવું જોઈએને ? ) બોલતા જાની આપણને નવી ઉદાર દૃષ્ટિ શીખવે છે. પુત્રવધૂને સ્વસ્થાને સ્થપાએલી જોવા એ અંધ કેવી કેવી તરકીબો કરે છે, આ આંધળો જીવન–નિરીક્ષક જબરો માણસ છે,' બ્રાહ્મણની દીકરીનો આત્મા આશિષ દેશે તો ઘરનાં તુળશી લીલાં રહેશે, ( ૨૬૭ ) એ છે જ્યેષ્ટારામ જાનીની માનવતાભરી માન્યતા. એક એટલી માન્યતાને મક્કમ પણે વળગી રહેવાનો નિર્ધાર કરી લીધા પછી એ અંધ વગર ટિકિટે મુસાફરી કરી શકે છે. ખોટેખોટી વાતો સમય અનુસાર ઉપજાવી શકે છે, ખોટાં તરકટ કરવાનાં કાવત્રાંય રચી શકે છે, વીરસુતને હીજડોય કહી શકે છે.

'તુલસી–ક્યારા' નું વિશિષ્ટ સ્ત્રી–પાત્ર છે ભદ્રા ભાભી, પણ મુખ્ય પાત્ર તો છે કંચન, એને ધાએ ચડાવી દેવામાં આવી છે. ખોટું દેવીપદ તેના પર લાદી દેવામાં આવેલ છે, કંચન સરોજિની નાયડુ નહીં જ બની શકે તેની પ્રથમ પ્રતિતિ થાય છે અંધ મામાને. તેમની જોવા પૂરતું જ જોતી આંખ કંચનમાં રહેલું સ્ત્રીત્વ પીછાની લે છે. એ અંધની પ્રેરણાને લીધે જ માસ્તર 'બડકમદાર' નો પાઠ ભજવવા સુધીની તૈયારી કરી શકે છે.

ભદ્રા ને કંચન વચ્ચેના સ્વભાવ–ભેદનો ખ્યાલ ૬૮ મે પાને આવે છે. કંચન દેવુનો કાગળ ફેંકી દે છે. ભદ્રા એ જ કાગળને પાછો ઘડીબંધ કરી કવરમાં મૂકે છે. કંચન ફેંકાફેંકી કરવામાં માનનારી છે. ભદ્રા બધાની બરાબર ઘડ બેસાડવામાં માનનારી છે.

પણ એ તો છે કંચનની વિકૃતિ, કારણ કે તેની આસપાસનું વાતાવરણ વિકૃત છે. ૬૭મે પાને કંચન ભદ્રાને 'તમારે ઘેરથી' કાગળ આવ્યાનું કહે છે. ભદ્રાનું ઘર તેને પોતાનું ઘર નથી લાગતું. તેનું ઘર તો ક્લબ! તેનું ઘર તો ભાસ્કરનું ઘર! તેનું ઘર તો વ્યાખ્યાનનો મંચ! પણ એ બધાં સ્થાનો છોડીને તે જ્યારે ભદ્રાને ઘેર જાય છે ત્યારે જ તેને નિરાંત વળે છે.

શરૂઆતમાં તોછડી કંચન હાલતાં ને ચાલતાં બધાંને તુચ્છકારે છે. પણ તેનું એ જાતનું વર્તન ભાસ્કરના નશાને જ આભારી છે. કટોકટીના સમયે તેનો મૂળભૂત સ્ત્રી સ્વભાવ તેને 'સુધારક જેહાદ' થી દૂર ને દૂર જ લઈ જાય છે.

સ્ટીઅરીંગ વ્હીલ કરતાં પીપળાઓટે જ કંચન વધારે ખીલે છે. આ ખ્યાલને રખે કોઈ પ્રત્યાઘાતી ગણવાની ભૂલ કરે. સ્ટીઅરીંગ વ્હીલ પ્રગતિનું સૂચક નથી. ખરી પ્રગતિ તો માનવતાના વિકાસમાં રહેલ છે. કંચન જ્યાં સાચી માનવતા પામે છે તે તો છે દવે ફળિયાનો પીપળા–ઓટો.

નવલની શરૂઆતમાં કંચનની અંદર વિકૃતિ એટલી જડ ઘાલી ગઈ છે કે ૪૧ મે પાને વીરસુતને ગરમ પાણીની કોથળી આપવા માટે ભદ્રા જ્યારે કંઈના કંઈ વિચારો કરી રહી છે ત્યારે તેને તો કંઇ જ અસર થતી નથી. વીરસુત પર ગરમ પાણી ઢોળતાંય તે કેવી બેદરકાર રહે છે અને એજ કંચન ભાસ્કરનું માથું હોંશેહોંશે ચોળવા બેસે તે કેટલું ધૃષ્ટતાભર્યું લાગે છે! એ વર્તન સ્વાભાવિક નથી જ. એવું વર્તન સ્વાભાવિક બનાવવાનો પ્રયત્ન કરનારાંઓ જીવનનાં મૂલ્ય ઉલ્ટાવવા મથે છે એમ જ કહેવું પડશે.

કંચનને દેવી બનાવવાની ઈચ્છા ધરાવતો ભાસ્કર નવલનું ખલ–પાત્ર છે. આ પાત્રનાં નિરુપણમાં લેખકની શક્તિનો અચ્છો પરિચય આપણને મળે છે. 'વેવિશાળ' નો વિજયચંદ્ર તો બદમાશ જ છે. સાચાં-ખોટાં કરી લોકોને ફસાવવાનો તેનો ધંધો છે. ભાસ્કર એવો બદમાસ નથી. એ તો રોગિયલ છે. જીવનમાં એક વખત પાછો પડ્યા પછી, એક વખત પોતાના શોક્યા (સહ-પતિ ?) ને હાથે તમાચો ખાધા પછી તેને સમાજની બધી સ્ત્રીઓને બંડખોર બનાવવાનું ઘેલું લાગ્યું છે. એ ગાંડપણ કંઇકનાં જીવન બરબાદ કરે છે, તે જોવાની ભાસ્કરને ફુરસદ નથી. પોતાનું જીવન બરબાદ થાય છે તેની ય એને

ફીકર નથી. એ તો પોતાની ભાવના અનુસાર આગળ વધવામાં જ માનનારો છે. હિંમત તેનામાં ખૂબ છે. એ વિના પોતાનું નપુંસકત્વનું કેમ જ બહાર પાડી શકયો હોત ?

ભાસ્કર પ્રામાણિક વ્યક્તિ છે. પોતે જે માને છે તે અનુસાર પોતે જીવે છે ને બીજાં ને એ રસ્તે લઈ જવા સદાય તત્પર રહે છે. ૨૨૦ મે પાને થપાટ ખાધા પછી ભાસ્કર પોતાની 'સ્ત્રીઓને દેવી બનાવવાની' ભાવનાને ખાતર જેલમાં પણ જાય છે. આ છે તેનો રોગ. કંચનને વીરસુતથી છુટી પાડયા પછી પોતે જ તેનો માલિક થઈ પડે છે ત્યારે તેની રોગિષ્ટ પ્રકૃતિનું બરાબર પ્રદર્શન થાય છે.

પણ આગળ કહેવાઈ ગયું છે તેમ ભાસ્કર ખલ તો નથી જ. ભદ્રાનું ચારિત્ર્ય ને વ્યક્તિત્વ તેના પર છાપ પાડી શકે છે. તેની પ્રતિષ્ઠાને ખાતર ભાસ્કર પોતાની માનહાની પણ સહી શકે છે. એ પ્રસંગ જ તેનામાં રહેલ સદંશની પ્રતિતિ કરાવવા બસ છે.

ઇબ્સેનના wild-duck માં પેલો આદર્શવાદી જેમ એક સુખી કુટુંબનું સત્યાનાશ વાળી નાખે છે. તેમ આમાં પણ રોગિષ્ટ વ્યક્તિ સ્ત્રીઓને ખોટે રવાડે ચડાવી તેમનું જીવન-સુખ પીંખી નાખે છે.

નવલમાં આવી રીતે કરુણતા ઊભી થાય તેમાં લેખકની કલા ઓર દીપી ઊઠે છે. ભાસ્કર તો રોગિયલ છે, પણ ખરી રીતે તો જ્યારે સારો માણસ સારૂં કરવા જતાં જ ખરાબ કરી બેસે તેને જ ભવ્ય કરુણતા કહેવાય. લેખક પ્રસ્તુત નવલમાં 'વેવિશાળ' કરતાં ખલ-પાત્રનાં નિરુપણ પૂરતા તો ખૂબ આગળ વધ્યા છે.

સ્ત્રીને શક્તિ ગણવાના ભાસ્કરના રોગની ખાત્રી વાચકને ૬૪ મે પાને જ્યારે તે વીરસુતને કંચન સોંપે છે ત્યારે જ થઈ જાય છે.

રસાયણશાસ્ત્રનો પ્રોફેસર વીરસુત કેવો છે ? ૬૪ મે પાને તેને ભાસ્કરના પગ પકડતો જોયા પછી તેના મામા તેને માટે ૧૩૪ મે પાને જે વિશેષણ વાપરે છે તેની સાથે આપણને ઝાઝો મતભેદ નથી રહેતો.

'વીરસુત પહેલી હારનો વિદ્વાન હોઈ શરીરે કમજોર હતો' (૭૬) એ જબ્બર કટાક્ષથી તો શ્રી. મેઘાણીએ ગજબ કરી નાખી છે ! આજે આપણા ઘણા ખરા વિદ્વાનોની એ દશા નથી ? બોમિયા વિનાના શું, બોમિયા સાથે ય ડુંગરા ભમવાની તાકાત આપણા કેટલા સાક્ષરોમાં છે ? મુસોલીનીએ જેમ પોતાના અમલદારો માટે શારીરિક અંગબળના પ્રયોગો કરવાનું ફરજિયાત કર્યું હતું તેવું જ કંઈ આપણે કરિયે તો ખોટું નથી.

વીરસુત નબળો છે ને તેથી ચીડિયો છે. એકલાં ઊભવાની તેનામાં તાકાત નથી. પણ ધીમે ધીમે ભાભીને જોરે તે માણસ બનતો જાય છે. અંતમાં જ્યારે તે પોતાનો પાસપોર્ટ આપી દઈ મુસ્લિમ ડૉક્ટરને હિંદ જવાની તક આપે છે ત્યારે તો આપણને તેની માણસાઈ પર પ્રેમ ઊભરાઇ જાય છે.

વીરસુત આટલો નબળો હોવા છતાં વાચકને તેના પ્રત્યે પ્રેમ જ રહ્યા કરે છે, કારણ કે લેખકે તેનામાં આપણી પોતાની જ ઘણી ખરી નબળાઈઓનું નિરુપણ કરેલ છે. પણ અફસોસ ! ભદ્રા ભાભી તો થોડા જ માણસોનાં ભાગ્યમાં હોય છે.

દેવુ ચાલાક છોકરો છે ક્યારેક જરા વધારે પડતો હોશિયાર લાગે છે, પણ એ મા વિહોણું બાળ આપણી દોસ્તી તો તરત જ મેળવી લે છે. પ્રેમાળ તે સ્વભાવથી જ છે. નવલને બીજે જ પાને તે વીરસુતને બા કોઈ પર સોટી ફટકારતો અટકાવે છે. નદી બાને તે પથ્થર મારી શકતો જ નથી.

દેવુનું સૌથી કરુણ ચિત્ર તો 'સુકાઈ ગયા છો !" પ્રકરણમા રજુ થયું છે. પિતાની સાથે ગેલ કરવાને બદલે પિતાના ચાકર માફક ઊભો રહેતો ડાહ્યો દીકરો આપણી આંખ ભીની કરાવે છે. સારૂં થયું કે આ પુત્રનું આકર્ષણ જ કંચનનાં પરિવર્તનનું કારણ બને છે.

શ્રી. મેઘાણીની ઘણી ખરી વાતોમાં વાચકોને સોરઠી ભોમની ગંધ તો આવ્યા જ કરવાની. નવલકથાનાં વાતાવરણમાં સોરઠી હવા ચારે કોર ઘૂમી વળી હોય તેવું લાગ્યા જ કરવાનું.

'તુલસી-ક્યારા' માં તુલસી માતા નવલનું એક પાત્ર બની રહે છે. બ્રાહ્મણ-ઘરમાં તુલસીનું સ્થાન ઘણું મહત્વનું હોય છે.

ગામ જતાં સોમેશ્વર માસ્તર જે ઉચાટથી તુલસીનું જતન કરવાનું કહે છે તે જોતાં તુલસીમાતા સાથેના એ કુટુંબના એકભાવનો ખ્યાલ આપણને બરાબર આવી જાય છે. કુટુંબ પર આવેલ આફતની ખબર તુલસીમાતાને ય પડી જાય છે. (૮૧) એ પ્રસંગ વાંચતાં આપણને પુસ્તકનું નામ સાર્થક લાગે છે.

પુસ્તકનાં મુખપૃષ્ટની ભવ્યતા તો આપણાં હૃદયને આનંદથી ભરી દે છે.

આ તો થઈ નવલનાં મુખ્ય મુખ્ય પાત્રોની ઝાંખી ઝાંખી રૂપરેખા. ગાંડી યમુના અને બીજાં કેટલાંક પાત્રો જરા લાંબા થયેલ આ લેખમાં રહી ય ગયાં. પણ નવલના વચ્ચે જતા પ્રસંગોમાં પોતાનો ફાળો આપી એ બધાં પાત્રો વાચકને કેવી રીતે મંત્રમુગ્ધ કરી દે છે, એ અનુભવવા માટે તો પુસ્તક જ વાંચી જવું જોઈશે.

જેતપુર

તા. ૨૪-૧-૪૧



# કવિતાને

: મિશ્ર :

કને નથી આજ સુવર્ણ આસન
મંદારની માલ્ય નથી, ન ચંદન,
ન વેશલીલા રૂપરંગ ભાવના
સુહાગ ઘેરાં નવ વાણીવૈભવો
સુમેઘ વર્ષાતુર કાલીદાસના
કને નથી; થાઉં કૃતાર્થ અર્પીને
વિરાટને હું તુજ પાદયુગ્મમાં.

અંધારનું શૂન્ય ઉઘાડી બારણું
સુદૂર આજે મુજ ગ્રામના ગૃહે
બેસાડીને રંકજ માટી-આસને
તને ધરૂં અર્ધ્ય કપાસ ફૂલનો.
ધરૂં પદે ગૌરવ ક્ષુદ્ર ભાવના
શ્રદ્ધાબધી ઉરતણી ગીતે ગૂંથી
ને ચેતવી દીપક માટી-કોડિયું
જોઇ રહું સુંદર મુખ તારૂં
મલિન રંગાયલ ગોધૂલિરજે.

શ્રી. સુરેશ ગાંધી

## ઘેર બેઠાં પૈસા કમાવા

**આજે જ મંગાવો !**

કચ્છ વેપારીમંડળના પ્રમુખ
**શ્રી. ડુંગરશી ધરમશી સંપટના**
"આમુખ" સાથે

# નફાકારક હુન્નરો

## ભાગ ૧—૨

નિષ્ણાતો અને અનુભવીઓએ લખેલા વિવિધ ભરોસાપાત્ર હુન્નરોથી ભરપૂર પુસ્તક

✧

૫૧૦ પાનાં, ઉમદા જાડા એન્ટિક કાગળો, શાસ્ત્રીય શુદ્ધ સુંદર છપાઈ અને આકર્ષક ગેટ-અપ છતાં—

**કિંમત માત્ર ૪ રૂપિયા**
(વી. પી. થી ટપાલખર્ચ
૧૦ આના જુદું)

મંગાવવા માટે લખો:—
સંચાલક, શ્રી લક્ષ્મી પુસ્તકમાળા,
પોસ્ટ સીનુગરા (અંજાર-કચ્છ)

### આ પુસ્તકની ઉત્તમતાનાં પ્રમાણપત્રો

૧. આ પુસ્તક વડોદરા રાજ્યના કેળવણીખાતાએ શાળાઓમાં ઈનામ અને પુસ્તકાલયો માટે મંજૂર કર્યું છે.

૨. આ પુસ્તક વડોદરા રાજ્યના પુસ્તકાલયખાતાએ પુસ્તકાલયો માટે મંજૂર કર્યું છે.

૩. આ પુસ્તક મુંબઈ ઈલાકાના સરકારી કેળવણીખાતાએ પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોની વિદ્યાર્થીઓની લાયબ્રેરીઓ માટે મંજૂર કર્યું છે.

૪. આ પુસ્તકની ૨૫ (પચીસ) નકલો વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિરે ઉત્તેજન માટે ખરીદી છે.

૫. આ પુસ્તકની ૧૧ (અગિયાર) નકલો અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ઉત્તેજન માટે ખરીદી છે.

૬. આ પુસ્તકના પહેલા ભાગને આબુદમાં મળેલ બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદે સારાં પુસ્તકોમાં ગણ્યો છે.

૭. ભુજમાં ભરાયેલ કચ્છ હુન્નર-ઉદ્યોગ પ્રદર્શનમાંથી આ પુસ્તક માટે પ્રમાણપત્ર (Certificate) મળ્યું છે.

૮. આ પુસ્તકની ઉત્તમતા માટે અનેક સુપ્રસિદ્ધ સામયિકપત્રોએ સારામાં સારા અભિપ્રાયો આપ્યા છે.

**વધુ ખાતરી માટે અભિપ્રાયોની પત્રિકા મફત મંગાવો**

**ત્રણ રૂપિયાની કિંમતનું વિવિધ હુન્નરોથી ભરપૂર**

## પુસ્તક મફત ભેટ મેળવો !

**"નફાકારક હુન્નરો" ભાગ ત્રીજામાં છાપવા માટે લેખો અને પ્રયોગો લખી મોકલો.**

વેપાર, રોજગાર, કારીગરી અને સ્વાશ્રયના પૈસા કમાવાની નજરે વ્યવહારુ લેખો.

હુન્નર, ઉદ્યોગ, વેપાર, વૈદક અને ઘરગથ્થુ ઉપયોગની વસ્તુઓ બનાવવાની સાચી માહિતીના પ્રમાણસર પ્રયોગો

ફળઝાડો, કીમતી ઝાડો અને પાકોનાં વાવેતરો વિષે ઉપજ-ખર્ચના આંકડાઓ સાથે અનુભવસિદ્ધ લેખો

કીમતી, ઉપયોગી અને ગુણકારી વનસ્પતિઓના તેલ, અત્તર, અર્ક, સત્વ, સરકા, સુખવણી મીઠાઈ, શરબત મુરબ્બા, ચટણી, અથાણાં વગેરે ઉપયોગી વસ્તુઓ બનાવવાની સાચી માહિતીના પ્રમાણસર વિગતવાર લેખો.

થોડી કિંમતનાં નાનાં હાથયંત્રોથી ચાલતા ઉદ્યોગોની જાણવાજોગ સંપૂર્ણ માહિતી.

તમોએ લખી મોકલેલ એક પણ લેખ કે પ્રયોગ આ પુસ્તકમાં છપાશે તો તેની એક નકલ તમને ઘેર બેઠાં મફત ભેટ મળશે. વધુ નકલો જોઈતી હશે તો પોણી કિંમતે વેચાતી મળશે. ટપાલખર્ચ જુદું.

તે ઉપરાંત તે લેખકને આ પુસ્તકમાં ટૂંકી જાહેરખબર છપાવવી હશે તો મફત છપાશે !

**આ પુસ્તકમાં તમારી જાહેરખબર છપાવી વેપાર વધારો.**

વ્યવસ્થાપક : **શ્રી લક્ષ્મી પુસ્તકમાળા**, પોસ્ટ સીનુગરા, (અંજાર-કચ્છ)



અમરપંથના યાત્રીઓ

# ઊર્મિ

વર્ષ દસમું : અંક બારમો ——————————————————— માર્ચ : ૧૯૪૧

## સાહિત્યના લોકપ્રિય પ્રકારો

સાહિત્યના અમુક પ્રકારો હમેશાં લોકપ્રિય રહ્યા છે. પંડિતોએ તો એટલા માટે એ પ્રકારોની–અર્ધદગ્ધો માટે ને સ્ત્રીઓ માટે–એમ સૂત્રાત્મક ભાષાથી હળવી ઉપેક્ષા પણ કરી છે. સાહિત્યના આ પ્રકારો–નવલિકાઓ અને નવલકથાઓ–પ્રત્યે અને એમની વધતી જતી લોકપ્રિયતા પ્રત્યે વિચારકો ને ચિંતકોએ હમેશાં ચિંતા દર્શાવી છે. પુસ્તકાલયોએ વાંચનારાઓના વર્ગમાં એ વર્ગની અધિકતા પિછાની છે. વર્તમાનપત્રોમાં છૂટાછવાયા મણકા લખનારાઓને પણ આ લોકપ્રિયતા ખૂંચી છે. રાજદ્વારી પુરુષોને સાહિત્યના આ પ્રકારો ભયંકર લાગ્યા છે. સંસ્કારવાંછુઓને એમાંથી સમાજના વિનિપાતની કેડી મળી છે. મુરબ્બી અને વડીલોને એ પુસ્તકો સંતાડવા માટે કબાટો પણ સહીસલામત લાગ્યા નથી. થોડાં વર્ષો પહેલાં, બહુ સંસ્કારવાંછુ કુટુંબોમાં 'ગુજરાતનો નાથ' કોઈ છોકરું વાંચી ન બેસે એની ચિંતામાં એક શિક્ષકે અનેક જાગરણો કર્યાં હતાં અને આધુનિક અહિંસા અને સત્યના ધામ સરખી વિદ્યાપીઠમાં પૃથ્વીવલ્લભે મચાવેલી વિહ્વળતાથી કેટલાકને તપશ્ચર્યા કરવી પડી હતી. આટલું છતાં સાહિત્યનો એ પ્રકાર લોકપ્રિય મટી શકયો નથી, અને પંડિતોની અત્યંત ડાહી સલાહ છતાં, લોકો વાર્તાસાહિત્યના વાચનમાંથી નવરા થયા નથી. એટલે એ પ્રકાર રહેવાનો છે એમ ધારીને, એ અનિવાર્ય સ્થિતિનો લોકસંગ્રહ માટે શી રીતે ઉપયોગ થઈ શકે એ વિચારણાનો વિષય બની શકે. અત્યાર સુધી હરિજનોને ગણતા તેમ એ પ્રકારોને અસ્પૃશ્ય ગણવાથી તો એ બણુમા વેગ વડે પ્રવેશ પામે છે: કારણ કે તરુણોને ઈશ્વરે કલ્પના આપી છે, અને એ સમયે એમને માટે અને એમના જેવા માટે સાહિત્યનો જે પ્રકાર વધુ આકર્ષક થઈ શકયો છે તે પ્રકાર વાર્તાઓનો જ રહ્યો છે.

પરંતુ નવલકથા કે નવલિકાઓ લોયપ્રિય થઈ છે માટે એક તરફથી પંડિતો એમના પ્રત્યે ઘૃણા દર્શાવીને બેસી રહે એ જેમ યોગ્ય નથી, તેમ બીજી તરફથી એ પ્રકારના વાચનમાં કાંઈ શ્રમ પડતો નથી માટે લોકો એ વાંચ્યા કરે એ પણ બરાબર નથી. તેમ જ એ પ્રકાર લોકપ્રિય હોવાથી, થોકબંધ પુસ્તકો માત્ર એ વિષયનાં જ બહાર પડી લોકસંસ્કારિતાનું ધોરણ નીચે જતું જાય એ પણ યોગ્ય નથી. એટલે એનો ખરો ઉપાય એ હોઈ શકે કે ખરેખરા સમર્થ અને પ્રખર ચિંતકોએ પણ એ વિષયમાં પોતાનો હાથ અજમાવી લોકની અભિરુચિને કાંઈક ધોરણ આપવું ઘટે.

ટોલ્સ્ટોય જેવાએ નવલકથાઓ લખી છે, ટાગોર જેવાએ લખી છે, તો પછી આપણા પ્રખર ચિંતકો આ વિષયને, બીજી રીતે છણાવટ કરી, જેમ નિર્માલ્ય સાહિત્યથી

અથવા લોકોને અંગુલિનિર્દેશ કરે છે તેમ, એ પ્રકારમાં પોતાની સમર્થ કૃતિઓ આપી કાંઈક ધોરણને ઊંચું લેવાનો પ્રયત્ન પણ ન કરે ? નવલિકા અને નવલકથાઓનાં પ્રકાશન જોઈએ તે કરતાં વધારે થાય છે એ હકીકત સૌને જાણીતી છે : પ્રકાશક–સંસ્થાઓ એ બે પ્રકાર સિવાય ત્રીજા કોઈ પ્રકારનું સાહિત્ય બહાર પાડવા ખુશી નથી એ પણ સર્વવિદિત છે. પરંતુ અત્યારે સાહિત્ય પ્રત્યે લોકોમાં જે અભિરુચિ, રાજદ્વારી આંદોલનોને અંગે, જાગ્રત થઈ છે તે અભિરુચિને સ્થાયી બનાવવી હોય તો સમર્થ ને પ્રતિભાશાળી ચિંતકોએ પણ નવલકથા, નવલિકા ને જીવનચરિત્રો ઉપર હાથ અજમાવવાનો ધર્મ જતો ન કરવો. કોઈક કહેશે, આ તો આજ્ઞાનુવર્તિ સાહિત્યનું નિર્માણ થયું, અને તેથી તેમાં નૈસર્ગિક તેજ નહિ આવે; પણ ભૂલવું ન જોઈએ કે જે પ્રકારના સાહિત્ય માટે માંગ થાય તે પ્રકારનું સાહિત્ય રાજદ્વારી પુરુષો તો ઘણી વખત સફળતાથી આપી શક્યા છે. એટલે આવો પ્રયત્ન થોડોઘણો કઢંગો શરૂઆતમાં થાય તોપણ, પરિણામે તો સાહિત્યની અભિરુચિના ધોરણમાં વિશિષ્ટ તત્ત્વ દાખલ કરનારો થઈ પડશે.

અને એક બીજી વસ્તુ પણ છે. ટાગોરે હમણાં ક્યાંક એક સુંદર વાક્ય કહ્યું હતું કે, દેશને માટે સર્વોત્તમ શક્તિ વાપરનારા જ દેશને માટે સર્વોત્તમ લાભ મેળવી શકવાનો અધિકાર પ્રાપ્ત કરે છે. આપણા રાષ્ટ્રનિયોજનની એટલી તો વિશાળ જરૂરિયાતો છે કે એમાં હરકોઈ ક્ષેત્રમાં પોતાની સર્વોત્તમ શક્તિ પ્રમાણિકપણે વાપરનારો માણસ કોઈ ને કોઈ રીતે રાષ્ટ્રસેવા કરી જ રહ્યો છે એમ કહી શકાય. રાજદ્વારી પુરુષોને ઘણી વખત, કવિઓ, લેખકો, નવલકથાકારો એમના રાષ્ટ્રનિયોજનમાં નિરુપયોગી માલૂમ પડયા છે; ને વળી એમની દૃષ્ટિએ તો એ ક્રિયાત્મક જીવન ન ગાળનારા આળસુ પણ જણાયા છે. પરંતુ જે કોઈ માણસ, પોતાને મળેલ સર્વોત્તમ શક્તિનો, ફળનો ખ્યાલ કર્યા વિના સ્રોત વહાવે છે, તે એક રીતે પોતાનો સ્વધર્મ જ પાળી રહ્યો છે, ને તેથી, ભાષણખોરીના આ જમાનામાં એ આળસુ લાગે તોપણ, રાષ્ટ્રનિયોજનનો પોતાનો ફાળો પોતાની રીતે આપી રહ્યો છે એમ કહી શકાય. આટલી આડકતરી વાત દ્વારા મૂળ જે સૂચના હતી તેના ટૂંકમાં કહી શકાય કે, સાહિત્યનો કોઈ પણ પ્રકાર પોતે ક્ષુલ્લક નથી, નવલકથાઓ કે નવલિકાઓ પણ ક્ષુલ્લક નથી, એ પ્રકારને લખનારાઓ એમને ક્ષુલ્લક બનાવે છે. પણ એ પ્રકાર એવી રીતે ક્ષુલ્લક થઈ ગયો હોય તોપણ, સમર્થ વ્યક્તિઓએ પોતાના સામર્થ્યથી એને ફરી ઊર્ધ્વગામી બનાવવો એ સાચી વિચારણા છે. સાહિત્યમાં નવલકથાઓ દ્વારા તો જીવનના અટપટા પ્રશ્નોની છણાવટ થઈ શકે અને સંસારપ્રશ્નોનું જે સમાધાન મિત્રો કે સગાંવહાલાં દ્વારા શક્ય નથી તે સમાધાન એમાંથી મળી શકે–નવલકથાઓ તો નવી પ્રજાને જન્માવે. એટલે જરૂરિયાત લલિતસાહિત્યના આ પ્રકાર પ્રત્યે ઘૃણા દર્શાવવાની નહિ, કે મુરબ્બીવટ ધારેલી ઉપેક્ષાની પણ નહિ, પરંતુ એ પ્રકારની ઉન્નતિમાં સક્રિય ફાળો આપવાની છે. રાજદ્વારી પ્રશ્નોની છણાવટ કરતી નવલકથાઓ આપણે ત્યાં છે જ ક્યાં ? આપણા સાંસારિક પ્રશ્નોને નવા યુગમાં ઘટાવવાનો પ્રયત્ન કરતી નવલકથાઓ પણ ક્યાં છે ? ખરી રીતે તો આપણે ત્યાં નવલકથાઓનું સાહિત્ય હજી વધુ ખેડાય એ જરૂરી છે. એટલા માટે તો ઉત્સાહી સંસારસુધારકો, સાહિત્યકારો ને રાજદ્વારી પુરુષો ત્રિવેણી–સંગમ સાધે, એ જરૂરનું છે. એ લલિત પ્રકાર પ્રત્યે ઘૃણા દર્શાવવાથી તો કોઈ હેતુ નહિ સધાય.

'ધૂમકેતુ'

# મેં પાંખો ફફડાવી

શ્રી. સુખેન્દ્ર ભટ્ટાચાર્ય

જેમ જેમ હું મોટો થતો ગયો તેમ તેમ ઘરમાંથી નાસી જવાના વિચારો પ્રબળ થતા ગયા. છેવટે એક દિવસ મને થયું કે મારી આકાંક્ષાઓની અજમાયશ માટે મારે દુનિયામાં નીકળી પડવું જોઈએ.

એક દિવસ ભાઈએ બે શબ્દો કહ્યા અને મારું માથું ધમધમી ઊઠ્યું. દારૂખાનું તૈયાર હતું તેમાં પલીતો ચંપાઈ ગયો.

મારી આપકમાઈના પંદરેક રૂપિયા પડ્યા હતા તે હળવેથી મેં પેટીમાંથી બહાર કાઢ્યા. બેએક ફાટેલા ધાબળા ડામચિયા પરથી સરકાવી લીધા. છાને પગલે હું દાદરો ઊતર્યો અને અમદાવાદને સ્ટેશને પહોંચી ગયો.

ક્યાં જવું તે હજી સુધી મેં નક્કી કર્યું ન હતું. ક્યાં જવું તેનો જવાબ મેં મને તો આપ્યો ન હતો, પણ ટિકિટની બારી જરા બૂરી ચીજ છે. ત્યાં ગલ્લાંતલ્લાં ચાલે નહિ. થોડીક મથામણ પછી મેં સુરતની ટિકિટ લીધી.

પ્લેટફૉર્મ પર બ...ભાઈ હતા. તેમની નજર ચૂકવી ગુજરાત મેલમાં ચડી બેઠો. બહાર ઠંડી હતી પણ મારું મગજ ધમધમતું હતું.

આજથી હું સ્વતંત્ર હતો!

મેં મનમાં જ થોડા સવાલ–જવાબ કરી નાખ્યા.

"સુખેન, ક્યાં જાય છે?" મેં મને જ પૂછ્યું.

"ગમે ત્યાં." મેં મને જવાબ આપ્યો.

"શા માટે જાય છે?"

"મારી મરજી."

"ખાવાનું શું કરીશ?"

"હવા ફાકીશ."

"પાછો ફરીશ ત્યારે?"

"અરે, પાછા ફરે એ બીજા!" મહાત્માજીએ આશ્રમત્યાગ કરતી વખતે જેટલી ગંભીરતાથી નિશ્ચય કર્યો હતો તેટલી જ ગંભીરતાથી મેં કહ્યું.

મન અતિશય ઉશ્કેરાયેલું હતું, મૂંઝાયેલું પણ હતું, છતાં કેટલો આનંદ અનુભવેલો!

શો એ આનંદ! મારી મરજી પડે તો સુરત જાઉં. મારી મરજી પડે તો દિલ્લી જાઉં. મારે ક્યાં જવું તે કોઈને પૂછવાનું નહિ. રજા? રજા કોની માગવાની?

કોઈ ઓળખી ન જાય માટે ઊંચે પાટિયા પર ચડી હું સૂતો હતો, પણ ઊંઘ કોને આવે? એક પછી એક સ્ટેશનો જતાં હતાં. એક પછી એક કલાકો જતા હતા. આગળ એન્જિન ધમતું હતું, અહીં મારું મગજ ધમતું હતું.

મહેમદાવાદ, નડિયાદ, આણંદ, વડોદરા, ભરૂચ ........સુરત આવ્યું. દરવાજે ટિકિટ આપી હું આગળ ગયો.

ક્યાં જવું? અરધી રાતે કઈ ધર્મશાળા ગોતવી? ચારે બાજુ મેં નજર કરી. કેટલાક ખુદાબક્ષો સ્ટેશનની પાટલી પર લાંબા થઈ સૂતા હતા.

ગાડી ગઈ. પોલીસ પેલાને ઉઠાડે અને પેલા ન ગાંઠે એમ ચાલ્યું. એવામાં સ્ટેશનમાં ઉતારુઓને વિશ્રાંતિ લેવાની ભૂમિ પર એક પાટલી મેં ખાલી જોઈ. પછી તો પેલા ખુદાબક્ષોની જોડે મેં પણ મારું સ્થાન જમાવ્યું! રામજીની ગાડી હતી અને રામજીનું સ્ટેશન હતું. લાંબા પગ કરી ફાટેલા કામળાની મેં સોડ તાણી.

"કિધર જાના હૈ?" પેલા પોલીસે પૂછ્યું.

"બમ્બઈ." જીભ જેમ ચાલે તેમ મેં ચાલવા દીધી.

"ઇધિર કાયકો સોતે હો? ગાંવ મેં જાઓ." તેણે બબડ્યું.

"પહલી ગાડી સે બમ્બઈ જાના હૈ. ગાંવ મેં કબ જાવે ઔર કબ વાપસ આવે?" મેં અજમાવ્યું.

"યહાં સોનેકી મનાઈ હૈ." તેણે સખ્તાઈથી કહ્યું.

તેના ઉઠાડવાના નિશ્ચય કરતાં મારો સૂવાનો નિશ્ચય વધારે સખત હતો.

"ઔર દેખતે નહિ હો, દૂસરે આદમી ભી તો સોતે હૈં ન!" મેં ઉમેર્યું.

આમ અમે બને એકમત ન થઈ શક્યા. ઉપરાંત, હું સૂતાં સૂતાં જ બધા જવાબો આપતો હતો તથા ઊઠવાનું નામ પણ લેતો ન હતો તે જોઈ તેણે વટમાં રહીને રજા લીધી.

તેના ગયા પછી સ્ટેશન સલામત થયું એટલે દૂર ઊભેલા કેટલાક ખુદાબક્ષો ત્યાં આવ્યા. પાટલીઓ કરતાં મહેમાનો વધારે નીકળ્યા. નીચે ઠંડા પથ્થર પર સુવાય તેમ ન હતું એટલે ગુપચુપ રકઝક પણ થતી હતી. ઊંઘમાંથી ઊઠી કોઈ કુદરતી હાજતે ગયો એટલે તેની જગ્યા પણ ગઈ જ! જગતમાં કોઈ જગ્યા ખાલી નથી પડતી એમ પેલા વિતાનવેત્તાઓ કહે છે ને!

મેં સૂવાનો પ્રયત્ન કર્યો પણ ઘર છોડીને નાઠેલો છોકરો શાંતિથી સૂઈ શકે ખરો? એ જ અઠવાડિયામાં ગુજરાતમાં પહેલી વાર હિમ પડ્યું હતું. ઘરડાંઓ એને લક્કડિયું હિમ કહેતાં. બહાર પવન વાતો હતો અને મારા ફાટેલા બે ધાબળામાં જે અનેક કાણાં હતાં તેમાથી યથેચ્છ શીતળતાનો અનુભવ કરાવતો હતો.

સ્વતંત્રતાનો આનંદ એક વાર ચાખ્યો એટલે તેનો ચસકો જ લાગે છે. નિરાંત ન હતી એટલે બાકીની રાત્રિ મેં કાગાનીંદરમાં પસાર કરી.

## ( ૨ )

સવાર થઈ. કેટલાક ઉતારુઓ ઊતર્યા ને કેટલાક ચડ્યા. આપણા રામ પણ ઊઠીને વિચારવા લાગ્યા: હવે!

કંઈ સૂઝતું ન હતું. એમ ને એમ બપોર થયા.

બપોરે મને એક વિચાર આવ્યો. બાળપણનો એક મિત્ર પૂનામાં કોઈ કૉલેજમાં ભણતો હતો. તેને મળું અને તેની સલાહ પણ લઈ જોઉં એમ થયું. મેં મુંબઈની ટિકિટ લીધી. પહેલાં મુંબઈ કદી ભાળ્યું ન હતું એટલે ખબર મેળવી રાખી કે દાદરથી પૂના જવાય છે. હું એક ગાડીમાં ચડી બેઠો અને દાદર ઊતર્યો. તપાસ કરી તો ખબર પડી, તે રાતે નવ દસ વાગે પૂના કોઈ ગાડી જતી નથી, સવારે ગાડી મળશે.

ધર્મશાળા મળી જાય તો સારું એમ માની મેં તેની તપાસ કરી. એટલામાં ક્યાંય ધર્મશાળા ન હતી એમ કોઈકે કહ્યું. કોઈ મંદિર હોય તો કામ લાગશે એમ સમજી મેં મંદિર વિષે પૂછ્યું. એક જણે જી. આઈ. પી.ના પુલ પાસે આવેલું મંદિર બતાવ્યું. હું ત્યાં ગયો. મંદિર સાધારણ હતું. બીજા કેટલાક સૂનાર હતા—પણ મારો સમાવેશ ખુશીથી થઈ ગયો.

સવારે ઊઠ્યો અને પૂના જતી ગાડી વિષે તપાસ કરી. એક અનુકૂળ ગાડીમાં હું ચડી બેઠો.

આજથી બાર વરસ પહેલાં કરેલા એ ઊડતા પ્રવાસનાં સ્મરણો આજે એટલાં તો તાજાં નથી, છતાં એ ઝાંખાં સ્મરણો પણ હૃદયને પ્રફુલ્લ કરી મૂકે છે. ચારે બાજુ પર્વતો જ પર્વતો! વચ્ચે ખીણોમા ખેતરો, ગિરિઓનાં આંતરડાંમાં થઈને દોડતી ગાડી વગેરે હજી સ્મરણમાં છે.

અને પેલું 'રીવર્સિંગ સ્ટેશન'! અહીં આવતાં તો આંધળી ચાકળણની પેઠે રેલગાડી પણ બેય બાજુ ચાલતાં શીખી ગઈ! વિશ્વામિત્રના પ્રભાવથી ત્રિશંકુ સ્વર્ગમાં જતો હતો પણ દેવોના પ્રભાવથી તે પાછો પૃથ્વી તરફ આવવા માંડ્યો હતો—અહીં પણ અમે એક વાર સ્વર્ગારોહણ કરવા લાગ્યા ત્યાં અધવચથી અવની-અવતરણ શરૂ થયું!

પહેલી જ વાર મહારાષ્ટ્રને જોઈ ખૂબ મઝા પડી. પૂના આવ્યું. સ્ટેશને ખાખી સાફાવાળા ગાડીવાળાઓને જોઈને થયું કે અહીં બધા હિંદુ ગાડીવાળા જ

છે કે શું? એકબે જણાએ ગાડી સારુ પૂછ્યું પણ મંદિરમાં સૂતેલો માણસ ઘોડાગાડી કરવાની તકલીફમાં શાનો પડે ?

રસ્તામાં કેટલાક કોલેજિયનો દેખાયા. આપણને અંગ્રેજીમાં હાંકતાં તો આવડતું ન હતું એટલે હિંદીમાં જ પૂછ્યું કે, 'એસ. પી. કોલેજ કયાં છે?'

"ભલા માણસ, એસ. પી. કોલેજ નામ તો હમણાં પડ્યું છે! એટલે તમે રસ્તો એ નામે પૂછશો તો કોઈ જવાબ નહિ દે. ન્યુ પૂના કોલેજ કહીને જ પૂછજો." તેમાંના એકે અંગ્રેજીમાં કહ્યું. ઘેર પાંચેક ધોરણ જેટલું મેં અંગ્રેજીનું જ્ઞાન મેળવી લીધું હતું તે ખપ લાગ્યું.

એકબે વોરા વેપારીઓએ ગુજરાતીમાં સમજણ પાડી આંગળ રસ્તો બતાવ્યો. છેવટે ટપાલીની મદદ લીધી અને ન્યુ પૂના કોલેજની ઑફિસમાં જઈને ઊભો રહ્યો.

કોલેજનાં મકાનો મેં દૂરથી જ જોયેલાં. કોલેજના ચાલુ કામકાજે અંદર જવાનો આ મારો પહેલો જ પ્રસંગ હતો. પોતાનું ઘર હોય તેમ છોકરાઓ આવતા–જતા હતા.

બે ફાટેલા ધાબળા ઓઢી, હાથમાં એક નાનકડી લાકડી ઝાલી, આપણા રામ ન્યુ પૂના કોલેજની ઑફિસમાં ઊભા રહ્યા.

કેટલાક મારી સામે ટીકીને જોતા, કોઈ હસતા. શું કરવું તેની મને સૂઝ ન પડી. છેવટે પાંચેક મિનિટ ઊભા રહ્યા પછી હિંમત કરીને મેં કારકુનને પૂછ્યું:

"યહાં કોઈ......નામ કા વિદ્યાર્થી હૈ?"

"હાં, હૈ" કહી એક ક્ષણ મારી સામે જોઈ પાછો કારકુન તેનો હિસાબ ગણવા માંડ્યો.

હવે બીજો સવાલ શો પૂછવો? મને થયું.

એટલામાં એકાએક પેલો મિત્ર ઑફિસમાં કામસર આવી ચડ્યો. ઘણા મહિનાઓથી અમે એકબીજાને પત્ર લખેલો નહિ એટલે તે મારી માનસિક સ્થિતિથી અણવાકેફ હતો. તે તો મારી સામે જોઈ જ રહ્યો!

"સુમેન, તું અહીં ક્યાંથી!" તેણે આશ્ચર્યથી પૂછ્યું.

"આવી ચડ્યો." મેં જવાબ દીધો.

"ચાલ રૂમ પર." કહી તે મને તેની ઓરડીએ ખેંચી ગયો.

રૂમ ઉપર પહોંચ્યા પછી એકબીજાનાં ખબરઅંતર પૂછ્યાં. शिष्यागमने अनध्यायः કહી તેણે વર્ગોમાંથી ગાબચી મારી લીધી. સાંજ સુધી અમે વાતો જ કરી.

સાંજે પર્વતી નામે ટેકરી પર ફરવા ગયા. દૂર દૂર સિંહગઢ ઊભો હતો. એ શૂરવીરોની ભૂમિ ધરાઈને જોઈ.

એક અઠવાડિયું હું પૂનામાં રોકાયો અને હિમપ્રકોપનો કાળ પસાર કર્યો. મિત્ર તો મને જોતાં જ ઓછો ઓછો થઈ ગયો હતો. એનો ભાવ અસીમ હતો.

દરમિયાન હું "ખોવાઈ ગયો" હતો એટલે પૂછપરછનો એક પત્ર તે મિત્ર ઉપર આવી ચડ્યો. તેના કહેવાથી મેં જાતે જ ઉત્તર આપ્યો અને ચિંતા ન કરવા કહ્યું. ભાઈનો બીજો પત્ર આવ્યો કે એક વાર ઘેર મળી જા.

હું અમદાવાદ આવ્યો. ભાઈના અને મારા વિચારોનો મેળ ખાય તેમ ન હતું. ઘર તો મેં સદાને માટે છોડેલું જ એટલે લાંબું રોકાવાનો પ્રશ્ન જ ન હતો. મહેમાન દાખલ આવ્યો હોઉં તેમ થોડાક દિવસ રહ્યો, છેવટે મેં ચાલ્યા જવાનો મારો નિશ્ચય જણાવી દીધો.

ગુજરાત વિદ્યાપીઠનો હું વિનીત (મૅટ્રિક) હતો. મારે આગળ અભ્યાસ કરવા માટે વિદ્યાપીઠના મહાવિદ્યાલયમાં દાખલ થવું હતું. ભાઈ કહે કે એની આર્થિક જવાબદારી પણ તું જ ઉપાડજે. એ જ મુસીબત હતી! વધારામાં મને અંગ્રેજી સારું નહોતું આવડતું. વિદ્યાપીઠમાં પ્રાધ્યાપકોનાં વ્યાખ્યાનો ગુજરાતી કે હિંદીમાં થતાં હોય તોપણ એના અભ્યાસ માટેનાં ઇતર પુસ્તકો ઘણુંખરું અંગ્રેજીમાં જ હતાં. પાઠ્યપુસ્તકો તો માતૃભાષામાં કરી નાખવામાં આવેલાં

પણ ઇતર વાચન માટેનો વિશાળ ગ્રંથરાશિ અંગ્રેજી-માં હતો. મારું અંગ્રેજી ઊગં સુધીનુ હતું કેટલીક રાષ્ટ્રીય શાળાઓમાં અંગ્રેજી વિષયને બાતલ કરવામા આવેલો—આવી એક શાળાનો હું વિદ્યાર્થી. અંગ્રેજીને બદલે હિંદી-ઉર્દૂ લઈને વિનીત તો થયો, પણ પછી ? વિદ્યાપીઠમાં ભણતા વિદ્યાર્થીઓએ સલાહ આપી કે ગુજરાતી અથવા બંગાળી લઈને સ્નાતક થઈ શકાય, પણ જો તારો પ્રિય વિષય સંસ્કૃત લઈને સ્નાતક થવુ હોય તો અંગ્રેજી કરી નાખ. આથી વિનીત થયા પછી એક વરસ એક શાળામાં ગાળીને મે પાંચેક અંગ્રેજી જેટલું જ્ઞાન મેળવ્યુ, આગળ જ્ઞાન મેળવ-વાની ત્યાં સગવડ ન હતી.

આર્થિક મુશ્કેલી અને અંગ્રેજી શિક્ષણ અપૂર્ણ આ બે વાતને લીધે મારે માટે વિદ્યાપીઠનો અભ્યાસ શક્ય ન હતો.

મને થયું કે આર્થિક મુશ્કેલીને લીધે જ સંસ્કૃત ન ભણી શકાય એ તો કાંઈ સારું નહિ, માટે આર્થિક મુશ્કેલી જ પ્રથમ ટાળવી જોઈએ. જો કાશી જાઉં તો અન્નક્ષેત્રોને લીધે આર્થિક મુશ્કેલી પણ ટળે અને વિદ્યાભ્યાસ પણ આગળ ચાલે.

ભાઈ ઇચ્છતા હતા કે હું ક્યાંક નોકરીએ વળગી જાઉં તો સારું. હું પણ હવે મેદાનમાં આવ્યો હતો.

"હું કાશી જવાનો જ." મેં ભાઈને કહ્યું.

બહુ તમાશો ન થાય એ રીતે મેં પુનઃપ્રયાણ કરવાનું નક્કી કર્યું. ભાઈ શાળામાં નોકરી પર ગયા, પાછળથી મે નાનકડી બગલથેલી તૈયાર કરી. ભાભીને વહેમ તો ગયો જ, પણ હવે ડર કોને હતો !

બધી તૈયારી કરી હું ભાભી પાસે ગયો. બે હાથ તેમના પગ પર મૂકી, ચરણરજ લીધી. બગલથેલી ખભે નાખી હું દુનિયામાં નીકળી પડ્યો.



## અવસાન

• પૃથ્વી •

મહાવિજયથી પણે મલકતી જ ઊડી રહે,
સ્મશાન મહીં કારમી અગનજ્વાલ ઊંચે ઊંચે;
સનાતન સુષુપ્તિમાં જઈ પડેલ એ દેહનાં,
સુણું રવ કઠોર હું જળી રહેલ અસ્થિ તણા.
વિષાદ નયને ભરી અખિલ વ્યોમ જાણે રડે,
સમષ્ટિ મહીં શૂન્ય ને ગભીર મૌન આજે ઊભે;
ભવોભવ તણી તહીં કરુણતા સમાઈ રહી,
અને સળગતી રહે મનુજકાય અગ્નિ મહીં. ૮
હતું જીવન એકદા જહીં મહાન આશાભર્યું,
મૂકી ધરતી-ગોદમાં જડ શરીર સોહામણું
હવે અમર આત્મની પરમ જ્યોત પંથે પડે,
જહીં જઈ ન કોઈ પાછું ફરતું કદી આ જગે;
ત્વચા તણી જ ફક્ત સૌ પ્રસરતી જ દુર્ગંધ ત્યાં,
કંઈ હતું નહિ અને કંઈ જ ના રહ્યું આજ ત્યાં. ૧૪

હવે ન કદી વેઠવા જીવનતાપ એ દેહને,
ન વા કશીજ યાતના જીવનની સહેવી હવે,
કશી જગ-ઉપાધિ વા પજવશે ન એને હવે,
કશું જ નહિ : દર્દ કે દુઃખ નહિ સતાવી શકે.
હવે ન કદી ચાલશે ગરમ અશ્રુધારા તહીં,
ન વા નીરખવી કદી જગતની વ્યથા કારમી,
ન કોઈ શૂળ જાગશે અકળ વેદનાથી ભર્યાં,
હવે મૃગજળો તણી નહિ કશી જ વિડંબના. ૨૨
સહસ્રવિધ યંત્રણા જગતની જ આજે ત્યજી,
કઠોર ભ્રમણા સહુ જીવનની જલાવી દઈ,
પળન્ત પરલોકની મજલ કાપવા દેહ એ;
અનન્ત ઘટમાળની કુદરડી મહીં આપણે
સમસ્ત જગનાં દુઃખો જીરવવાં રહ્યાં શોચતાં:
શું કામ કરવાં કદી કંઈ વિલાપનો તો પછી ? ૨૮
હશે જીવનની જ આ પરમ કોટડી માહીંથી
ભલા ! છટક-બારણું જ અવસાન ? પ્રશ્નો ઊઠે :
હશે જ છળ, શ્રાપ કે અકળ શ્રેય આ જિંદગી ?
અને જીવન-ચોપટે સહજ દૃષ્ટિપાતો કરું :
મીઠા શબ્દ માતના, મધુર કંઠ બેની તણા
સનાતન ઉમંગમાં રણકતા જ સુણી રહું;
અને સ્મૃતિપટે ચડે સ્મિતભર્યાં સુખો મિત્રનાં;
રમે પ્રિયતમા તણાં મધુર હાસ્ય દૃષ્ટિપટે. ૩૬
પ્રકાશદીપકો તણી અતૂટ પંક્તિ આંખે ચડે,
વીણાસ્વર અગમ્ય એ હૃદયને પલાળી રહે,
પણે પરમ તારકાવલિ અખંડ નૃત્યો રચે,
અને કરુણ ચેહ એ પુનઃ નેત્ર ભીનાં કરે. ૪૦
પછી મૂંઝવતી રહે ગહન એક પ્રશ્નાવલી,
વિમાસણ જગાવતા અણઉકેલ ભાવી સમી :
સનાતન ગૂઢાર્થ કૈં જીવનમાં હશે કે પછી
અખંડ છળ, શ્રાપ કે પરમ શ્રેય આ જિંદગી ?
અને જીવન-મૃત્યુ કૈં વિશદ શ્રેય સાધી શકે ?
સમસ્ત ડરપોક માનવસમાજ કાજે હશે
કરાલ વિધિની થપાટ મહીં ભવ્ય આશ્વાસન ?
અનુત્તર અને સનાતન જ કોયડા સંઘરી,
ભલે સ્વપ્નદેશ શી વિલિન થાય પ્રશ્નાવલી:
પણે સળગતી રહે કરુણ ચેહ અગ્નિ મહીં. ૫૦

કાન્તિ વડોદરિયા

# श्रद्धानुं पाथेय

[ एक प्रवचन ]

श्री. काकासाहेब कालेलकर

नामको आधार, तेरे नामको आधारा ।

માણસની દુર્બળતાનો અનુભવ કરી આપણા પરમ કારુણિક સાધુસંતોએ ઉદ્ધારના અનેક માર્ગ શોધ્યા. અંતે એમને પરમાત્માનું નામ જડયું. તેથી તેઓએ ગાયું કે રામનામ એ જ આપણો આધાર છે. બધી રીતે હારેલા માણસનો રામનામ એ જ એક તારક મંત્ર છે. રામનામ એટલે શ્રદ્ધા–ઈશ્વરના માંગલ્ય ઉપર અટલ શ્રદ્ધા. યુક્તિ, બુદ્ધિ, કર્મ, પુરુષાર્થ બધું ખરું છે, પણ અંતે તો રામનામ જ આપણો આધાર છે.

પણ આજકાલનો જમાનો બુદ્ધિનો જમાનો કહેવાય છે. આ તાર્કિક યુગમાં શ્રદ્ધાનું નામ લેવાય જ કેમ?

સાચું છે કે દુનિયામાં અબુદ્ધિ અને અંધશ્રદ્ધાનું સામ્રાજ્ય ફેલાયેલું છે. તર્કની, યુક્તિની અને બુદ્ધિની મદદ વગર એક ડગલું પણ ભરાય એમ નથી. બુદ્ધિની લાકડી હાથમાં લીધે જ છૂટકો. પણ બુદ્ધિ અપંગ છે. જીવનયાત્રામાં આખરી મુકામ સુધી બુદ્ધિ સાથ દે નહિ. બુદ્ધિની એટલી શક્તિ હોત તો, પીઢ પંડિતો કયારના મોક્ષને મુકામે પહોંચી ગયા હોત. બુદ્ધિની કસોટીએ જે વસ્તુ પાર ઊતરે નહિ તે જરૂર ફેંકી દેવી જોઈએ. બુદ્ધિ જેવી સ્થૂલ વસ્તુની આગળ પણ જે વાત ટકી ન શકી તેની કિંમત શી? પણ જ્યાં બુદ્ધિ પોતાનું સર્વસ્વ ખરચીને ખિન્ન થાય છે અને કહે છે, ' न अेतदशक विज्ञातुं यदेतद्यक्षमिति ' ત્યાં શ્રદ્ધાનું ક્ષેત્ર શરૂ થાય છે. કાયર પણ બુદ્ધિની મદદથી મુસાફરીએ ઊપડી શકે છે. પણ જ્યાં બુદ્ધિ થોભી ગઈ ત્યાં આગળ કેમ પગ મંડાય? જે વીર હોય તે જ શ્રદ્ધાની પાછળ પાછળ અજ્ઞાતની અંધારી ગુફામાં પ્રવેશ કરી તે પુરાણ ગહ્વરેષ્ઠને પામી શકે છે.

પાકટ બાળકની પેઠે માણસ અનુભવની વાતો કરે છે. હા, અનુભવ એ કીમતી વસ્તુ છે, પણ માણસનો અનુભવ તે કેટલો? શું માણસ ભૂતભવ્યનો પાર પામી ગયો છે? આત્માની શક્તિ અનંત છે. કુદરતનો ઉત્સાહ પણ અથાગ છે કેવળ અનુભવની મૂડી ઉપર જીવનનું જહાજ ભવિષ્યમાં હંકારાય જ નહિ. અનુભવને તુચ્છ ગણનાર શ્રદ્ધા, અંતઃપ્રેરણા અને પ્રાચીન ખોજ આપણને જ્યાં લઈ જાય ત્યાં જતાં આવડવું જોઇએ. બળી જાઓ તે અનુભવ, ધૂળ પડો તે અનુભવ ઉપર કે જે આપણી દૃષ્ટિ આગળથી શ્રદ્ધાને તિરોહિત કરે છે. દુનિયા જો આજ સુધી વધી શકી હોય તો તે અનુભવ કે બુદ્ધિને આધારે નહિ પણ શ્રદ્ધાને આધારે જ. એ શ્રદ્ધાનું ભાથું ખૂટે નહિ ત્યાંસુધી આપણા પગ યાત્રાએ ઊપડવાના; ત્યાંસુધી જ આપણી દૃષ્ટિ પોતાની આગળનો પથ જોઇ શકવાની, અને ત્યાંસુધી જ દિવસ ને અંતે આવતી રાત્રિની પેઠે ફરીફરી આવતી નિરાશાનો થાક પોતાની મેળે ઊતરી જવાનો એ શ્રદ્ધા જાગ્રત રાખવાનો–એ શ્રદ્ધાના અગ્નિ પરની રાખ ઉડાડીને તેને હમેશાં પ્રદીપ્ત રાખવાનો–એકમાત્ર ઉપાય તે રામનામ છે.

રામનામ એ જ આપણો જીવનનો સાથી અને આપણો હાથ ઝાલનાર પરમ ગુરુ છે.

ॐ तत्सत्

# श्रीमद्भगवद्गीता

श्री. काकासाहेब कालेलकर

## अध्याय १२

### अनन्ययोगः

अर्जुन उवाच

१. एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥

श्रीभगवान् उवाच

२. मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥

३. ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥

४. संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥

५. क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥

६. ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥

७. तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि नचिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥

८. मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥

९. अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥

१०. अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥

११. अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥

१२. श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥

અર્જુન બોલ્યો : 'આવી રીતે હમેશાં યોગયુક્ત રહીને જે માણસો તમારી ઉપાસના કરે છે અને જેઓ અવ્યક્ત અને અક્ષર એવા તમારી ઉપાસના કરે છે એ બેમાં શ્રેષ્ઠ કોણ ? કોને યોગનું સર્વોત્કૃષ્ટ આકલન થાય છે? '

શ્રી ભગવાન બોલ્યા : 'જે માણસો નિત્યયુક્ત થઈને મારામાં મન પરોવીને પરમ શ્રદ્ધાથી યુક્ત થઈને મને ભજે છે, તેઓ યુક્તતમ અથવા યોગીરાજ છે એવો મારો મત છે. આથી ઊલટું, જે લોકો બધી ઇન્દ્રિયોનો સંયમ કરી સર્વત્ર અચલ, ધ્રુવ, કૂટસ્થ એવા રૂપમાં મારી ઉપાસના કરે છે તેઓ જો બધાં પ્રાણીઓના હિતને માટે મથતા હોય તો તેઓ પણ મને આવીને મળે છે. આ બન્નેમાં જેઓએ પોતાનું મન અવ્યક્ત તરફ વાળ્યું છે તેમને વધારે મહેનત પડે છે, કારણ કે શરીરધારીને અવ્યક્તની ગતિનું આકલન ખૂબ કષ્ટથી જ થાય છે.

આથી ઊલટું, જે લોકો ઈશ્વરપરાયણ થઈને બધાં કર્મો મને સમર્પીને અનન્યયોગ વડે મારું ધ્યાન કરતાં મારી પાસે આવે છે, મારી ઉપાસના કરે છે, તેઓએ પોતાનું મન મારામાં પરોવેલું હોવાથી, હું જોતજોતાંમાં મૃત્યુ-સંસાર-સાગરમાંથી તેમનો ઉદ્ધાર કરું છું.

તેથી હે ધનંજય, તારું મન મારામાં એકાગ્ર કરીને તારી બુદ્ધિ મારામાં સ્થિર કરજે. એટલે હવે પછી તું મારામાં જ રહીશ એમાં શંકા નથી. જો કદાચ, તારું મન મારામાં તું સ્થિર નહિ કરી શકે, તો ફરી ફરી પ્રયત્ન કરવાના અભ્યાસયોગ વડે મને મેળવવાની ધગશ રાખજે. વળી, મનની નિર્બળતાને લીધે આ માનસિક અભ્યાસ કરવાની બાબતમાં પણ તું અસમર્થ થાય તો મારાં કર્મો કરતો રહેજે. મારી પ્રીત્યર્થ કર્મો કરવાથી પણ તું સિદ્ધિ

પ્રાપ્ત કરી શકીશ (કારણ કે બુદ્ધિ કર્મને અનુસરે છે જેવાં કર્મો કરીએ તેવી જ બુદ્ધિ ઘડાય)

આ પણ જો તું નહિ કરી શકે-મારા યોગનો આશ્રય તને કરતાં નહિ ફાવે-તો પ્રયત્ન વડે આત્મવાન થઈ કરેલાં સર્વ કર્મોનાં ફળોની આસક્તિ છોડી દેજે. એટલું તો જરૂર કરજે.

કેવળ અભ્યાસ કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે. જ્ઞાન કરતાં પણ તે વસ્તુનું ધ્યાન વધારે સારું ધ્યાન વડે જ કર્મફળત્યાગ સધાય છે અને આવા ત્યાગ પછી જ શાંતિ મળે છે.

## अध्याय ३७

## अमृतसिद्धियोगः

१. अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहङ्कारः समदुःखसुखः क्षमी ॥

२. संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥

३. यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥

४. अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥

५. यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥

६. समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥

७. तुल्यनिन्दास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥

८. ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥

આ પછી આવો અનન્ય યોગનો આશ્રય કરેવાવાળા ભક્તો કેવાં લક્ષણોને લઈને પોતાને પ્રિય થાય છે એ કહેવા માટે શ્રી ભગવાન ફરીથી બોલ્યાઃ

"જે મારો ભક્ત દ્વેષરહિત થઈ સર્વ ભૂતો પ્રત્યે મિત્રતા અને કારુણ્ય કેળવવાને કારણે મુક્ત બને છે, અહંકાર અને લોભ-મમતા જેણે કાઢી દીધાં છે, જે સુખદુઃખ પ્રત્યે સમાન દૃષ્ટિ રાખે છે, જે ક્ષમાવાન છે, જે સર્વદા સંતુષ્ટ રહે છે; પોતાનું મન કાબૂમાં રાખી જે દૃઢ નિશ્ચયથી વર્તે છે; અને જેણે પોતાનું મન અને બુદ્ધિ મને અર્પણ કર્યાં છે-એવો ભક્ત યોગી મને બહુ પ્રિય છે.

જેનાથી કોઈને પણ તકલીફ થતી નથી, અને જે પોતે કોઈને કંટાળો કરતો નથી, જે હર્ષ, ક્રોધ, ભય અને ઉદ્વેગની ઊર્મિઓથી મુક્ત છે તે મને પ્રિય છે.

જે કશાની અપેક્ષા રાખતો નથી, જે હમેશાં શુચિર્ભૂત રહે છે, જેનું ચિત્ત, હૃદય અને વર્તન નિર્મળ હોય છે, જે બધા કામોમાં દક્ષ હોવા છતાં ફળ વિષે ઉદાસીન રહે છે, જેની બધી વ્યથા જતી રહી છે, જેણે સ્વાર્થને લઈને કોઈ ખાસ મતલબ મનમાં રાખીને કાર્યારંભ કરવાનું છોડી દીધું છે, એવો જે મારો ભક્ત હોય તે મને પ્રિય હોય છે

[માણસ સ્વધર્મ ઓળખી ચાલવા માંડે એટલે બધાનાં હિત માટે એણે શું કરવું જોઈએ તે એની મેળે જ સિદ્ધ થાય છે. સ્વધર્મપાલનનું આવી જાતનું પ્રાપ્તકર્મ કરવું એ તેને માટે સ્વાભાવિક હોય છે. આવાં કર્મો ન કરવામાં જ પાપ છે. કરવાથી બંધન ઉત્પન્ન થતું નથી, કારણ કે કોઈ પણ અંગત હેતુ રાખીને જાણીબૂજીને આવાં કર્મો કરવામાં આવતા નથી આવા જે સ્વધર્મકર્મો છે તે સિવાયનાં બીજાં કર્મો સ્વેચ્છાથી કરીએ છીએ તેમનો પ્રારંભ સંકલ્પ સાથે કરવો પડે છે, તેથી તેમનું બંધન ઉત્પન્ન થયા વગર રહેતું નથી ઈશ્વરમાં જેણે પોતાનું મન પરોવ્યું છે. અને જેણે સંયમ સાધ્યો છે તે આવાં 'આરંભ'કર્મોથી દૂર રહે છે]

જે માણસ પ્રિય વસ્તુ પ્રાપ્ત થવાથી હર્ષઘેલો થતો નથી અને અપ્રિય વસ્તુનો દ્વેષ પણ કરતો નથી, કશા માટે દુઃખ પણ કરતો નથી, અને કશાની આકાંક્ષા પણ રાખતો નથી; શુભ અને અશુભ બન્નેની જે ચિંતા મૂકી દે છે, અને માત્ર ભક્તિમાં તલ્લીન બને છે તે મને પ્રિય છે શત્રુ અને મિત્ર બન્ને વિષે જે સમબુદ્ધિ રાખે છે, માન-અપમાન, શીત-ઉષ્ણ, સુખ-દુઃખ વગેરે બાબતમાં આસક્તિ તજીને જે સમાનતાથી રહે છે, નિંદા અને સ્તુતિની બાબતમા સરખી રીતે ઉદાસીન રહી જે મનનયુક્ત

મૌન ધારણ કરે છે; અને યદૃચ્છાથી જે મળે તેમાં સંતુષ્ટ રહે છે એવો મારો ભકત કોઈ પણ સ્થાન વિષે આસક્તિ રાખતો નથી અને પોતાની બુદ્ધિ સ્થિર રાખે છે તે ભક્ત મને પ્રિય છે.

ટૂંકામાં, જે માણસો ઉપર બતાવેલું ધર્મ્યામૃત સમજી લઈને તે મુજબ આચરણ કરે છે અને શ્રદ્ધાથી મને ભજે છે તેઓ મને ખૂબ પ્રિય છે.

## अध्याय ३८

## क्षेत्राध्याययोगः

### श्रीभगवान् उवाच

१. इदं शरीरं कौन्तेय! क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥
२. क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत! ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥
३. तत्क्षेत्रं यच्च यादृक्च यद्विकारि यतश्च यत् ।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥
४. महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचराः ॥
५. इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥
६. यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत! ॥
७. क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥

શ્રી ભગવાન આગળ બોલ્યા : ' હે ભરતશ્રેષ્ઠ, આ દુનિયામાં સ્થાવર અને જંગમ; ચલ અને અચલ એવું જે કાંઈ ઉત્પન્ન થાય છે તેની ઉત્પત્તિ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બન્નેના સંયોગથી થાય છે એ તારે સમજી લેવું જોઈએ. આ શરીરને ક્ષેત્ર કહેવામાં આવે છે અને તેમાં રહીને એને જે ચાલના આપે છે અને જે એને ઓળખે છે તેને તત્ત્વજ્ઞાની લોકો ક્ષેત્રજ્ઞ કહે છે. આ ક્ષેત્ર શું છે, કેવું છે, તેને કેવા કેવા વિકાર થાય છે, તે શાથી થાય છે, તેમ જ ક્ષેત્રજ્ઞ કોણ, તેની શક્તિ શી–આ બધું તું ટૂંકામાં મારી પાસેથી સમજી લેજે.

પંચમહાભૂતો, એ ભૂતોમાં પ્રવેશ કરીને તેમને જાગ્રત કરનાર અહંકાર, તેમને સારું–નરસું સમજાવી આપનાર બુદ્ધિ–આ બધાંના મૂળમાં રહેલી અવ્યકત પ્રકૃતિ, દસ ઇન્દ્રિયો, તેમને ચલાવનાર મન, ઇન્દ્રિયોના પાંચ વિષય, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત, ચેતના, અને બધાંને એકત્ર સાચવી રાખનાર ધૃતિ—આ બધાંને ટૂંકામાં વિકારી શરીર અથવા ક્ષેત્ર કહેવામાં આવે છે. જેવી રીતે એકલો સૂર્ય આ આખા વિશ્વને પ્રકાશિત કરે છે તેવી રીતે ક્ષેત્રી આ આખા ક્ષેત્રને પ્રકાશિત કરે છે. સર્વ ક્ષેત્રોમાં નિવાસ કરનાર ક્ષેત્રજ્ઞ અથવા ક્ષેત્રી હું જ છું એ તું ઓળખી લેજે. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વિષેનું જ્ઞાન તેજ સાચું જ્ઞાન છે એવો મારો મત છે. જ્ઞાનચક્ષુ વડે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વચ્ચેનો ભેદ જેઓ જાણે છે, અને પ્રકૃતિનાં બંધનોમાંથી પ્રાણીઓનો મોક્ષ કેમ થાય છે એનું રહસ્ય જેમને સમજાય છે તેઓ પરમ શ્રેષ્ઠ સ્થાને પહોંચે છે અને તેમને બ્રહ્મપ્રાપ્તિ થાય છે.

[ શું જીવ એટલે આત્મા ? જીવ અને આત્મા એક જ છે શું ? માણસ મરી જાય એટલે જીવાત્મા શરીરને છોડી જાય છે. જીવ હતો ત્યાં સુધી તે શરીરને જીવતું કહેવામાં આવતું હતું. પણ હવે તે નિર્જીવ થયું. આ નિર્જીવ શરીરમાં આત્મા છે કે નહિ ? આત્મા જો અમર, નિત્ય અને વિભુ છે તો મડદામાં પણ તે હોવો જ જોઈએ.

ગીતામાં જેને ક્ષેત્ર કહ્યું છે તે નિર્જીવ શરીર નથી પણ સજીવ શરીર છે. કેવળ પંચમહાભૂતો જ નહિ પણ જીવંત દશામાં જ જે સંભવે છે એવાં સુખ, દુઃખ, બુદ્ધિ, અહંકાર, ચેતના, ધૃતિ આદિ તત્ત્વો પણ ક્ષેત્રનો જ ભાગ છે. સજીવ શરીર એ ક્ષેત્ર છે અને સાક્ષીરૂપથી તેમાં રહેતો અને સર્વત્ર પ્રસરેલો અંતર્યામી પરમાત્મા તે જ ક્ષેત્રજ્ઞ છે. ]

## अध्याय ३९

## ज्ञानज्ञेययोगः

### श्रीभगवान् उवाच

१. मय्यासक्तमनाः पार्थ! योगं युंजन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥

२. ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥

३. मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥

४. 'अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥

५ इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥

६. असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥

७. मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥

८. अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ' ।
एतज्ज्ञानमिति प्रोक्तम्, अज्ञानं यदतोऽन्यथा ॥

९. ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वामृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥

१०. सर्वतःपाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतःश्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥

११. सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥

१२. बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥

१३. अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥

१४. ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥

१५. इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥

[જ્ઞાન શબ્દનો સામાન્ય રીતે જે અર્થ થાય છે તેટલો જ ગીતામાં અભિપ્રેત નથી (૧) જાણવાની ક્રિયા, અને (૨)જાણેલી માહિતી અથવા (૩)તે માહિતી પરથી તારવી કાઢેલા સિદ્ધાંતો એટલે જ જ્ઞાન એમ આપણે સમજીએ છીએ, પણ ગીતામાં જ્ઞાન શબ્દ અનેક જગાએ આથી વ્યાપક અર્થમાં વપરાયો છે. જ્ઞાન શબ્દમા (i) જ્ઞાનપ્રાપ્તિની પૂર્વતૈયારી અથવા સાધનાનો પણ અંતર્ભાવ થાય છે, અને ખાસ મહત્ત્વની વાત તો એ છે (ii) જ્ઞાનપ્રાપ્તિ પછી જીવનમાં જે પરિવર્તન થાય છે, સંસ્કાર મળે છે, તે સંસ્કારિતાને પણ ગીતા જ્ઞાન જ કહે છે. જ્ઞાન જો પચી જાય તો તેનાથી (iii) જે સામર્થ્ય અને જે સંસ્કૃતિ પેદા થાય છે તેને જ ગીતા મુખ્યતઃ જ્ઞાન કહે છે.

અને એનું કારણ છે. ગીતાની દૃષ્ટિએ જ્ઞાનનો મુખ્ય વિષય ઇન્દ્રિયોના વિષય એવાં પંચમહાભૂતો એ નથી, પણ વિશ્વનિયંતા પરમેશ્વર જ છે. તેને જાણવો, એટલે તેના જેવું થવું એવી સ્થિતિ હોવાથી તે જ્ઞાન જીવનપરિવર્તન દ્વારા જ પ્રકટ થાય છે. શ્રી શંકરાચાર્યે કહ્યું છે તેમ મોક્ષની સાધના અને મોક્ષનું સાધ્ય બન્ને એક જ હોય છે. તે જ રીતે જ્ઞાનપ્રાપ્તિની સાધના અને જ્ઞાનપ્રાપ્તિનું ફળ બંને એક જ છે એમ કહી શકાય.

ચાલુ અધ્યાયમાં ગીતાએ જ્ઞાનનું સ્વરૂપ એટલે જ્ઞાનનાં લક્ષણો આપીને પછી આ જ્ઞાનનો વિષય જે પરમેશ્વર તેનું વ્યાપક સ્વરૂપ આપ્યું છે.]

શ્રી ભગવાન બોલ્યા: હે પાર્થ, મારામાં મન પરોવીને, મારો આશ્રય લઈને યોગ સાધતાં સાધતાં તું મને સંપૂર્ણ રીતે અને નિઃશંકપણે કેવી રીતે ઓળખી શકીશ તે સાંભળ હું તને આ અનુભવયુક્ત જ્ઞાન સાદ્યન્ત કહું છું. તે સમજી લીધા પછી આ દુનિયામાં જાણવાનું કશું જ રહેતું નથી હજારો માણસોમાં કોક જ જ્ઞાનસિદ્ધિ માટે પ્રયત્ન કરે છે, અને આવા પ્રયત્ન કરનાર સિદ્ધોમાં પણ ક્વચિત જ એકાદ જણ મને તત્ત્વતઃ ઓળખી શકે છે.

હવે ઈશ્વર વિષે આ જ્ઞાન કેવું હોય તે કહે છે. અભિમાનનો અભાવ, દંભનો અભાવ, અહિંસા, ક્ષમા, સરળતા, આચાર્યોની શુશ્રૂષા, શુચિર્ભૂતપણું, સ્થિરતા, આત્મસંયમ, ઇંદ્રિયોના વિષયો વિષે વૈરાગ્યવૃત્તિ એટલે વૈરાગ્ય, અહંકારનો ત્યાગ, જન્મ, મરણ, જરા, વ્યાધિ, દુઃખ અને પોતાના દોષ એ વિષેની અખંડ જાગૃતિ, પુત્ર, સ્ત્રી, ઘર વગેરેની બાબતમાં મોહ–મમતાનો અભાવ, ઇષ્ટ અથવા અનિષ્ટ પ્રાપ્ત થાય તોપણ ચિત્તનું સમતોલપણું, મારા વિષે અનન્ય ધ્યાનપૂર્વક એકનિષ્ઠ ભક્તિ, એકાંત સ્થળનું સેવન, જનસમૂહમાં ભળવા વિષે કંટાળો, હમેશાં અધ્યાત્મજ્ઞાનમા આનંદ માનવાની વૃત્તિ, અને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ અથવા આત્મદર્શન—આ બધું મળીને જ્ઞાન તરીકે ઓળખાય છે.

આથી જે ઊલટું તે અજ્ઞાન.

હવે જ્ઞાન વડે મેળવવાનું જે જ્ઞેય તે તને કહું છું. એ જાણવાથી માણસને અમૃતત્વ એટલે મોક્ષ પ્રાપ્ત થાય છે. આ જ્ઞેય તે અનાદિ પરબ્રહ્મ છે. તેને સત્ પણ કહી શકાય નહિ અને અસત્ પણ કહી શકાય નહિ. કારણ કે તે બન્નેથી પર છે. રૂપક વડે બોલવું હોય તો તેને બધી બાજુએથી હાથ છે, બધી બાજુથી પગ છે, તેમ જ બધી બાજુથી માથું, મોઢું, આંખ, કાન છે. એવું તેનું સ્વરૂપ છે. બધાને વ્યાપીને તે આ દુનિયામાં રહ્યું છે. બધી જાતની ઇંદ્રિયો વગરનું અને અલિપ્ત હોવા છતાં તેનામાં બધી ઇંદ્રિયોના ગુણોનો આભાસ થાય છે, કારણકે ઇંદ્રિયો વિના જ તે ઇંદ્રિયોનું કાર્ય કરે છે, તે અલિપ્ત છતાં બધાંનું ભરણપોષણ કરે છે અને નિર્ગુણ છતાં ગુણોનો ઉપભોગ લે છે. તે ભૂતમાત્રોની અંદર પણ છે અને બહાર પણ છે. તે ગતિમાન પણ છે અને સ્થિર પણ છે. સૂક્ષ્મ હોવાથી તેને જાણી શકાતું નથી. તે દૂર પણ છે, નજીક પણ છે. સર્વભૂતમાત્રમાં અવિભક્ત હોવા છતાં તે વિભકત જેવું લાગે છે. આવું જે, તે જ્ઞેય છે. તે ભૂતમાત્રોને ધારણ કરે છે, તેમને ગળી જાય છે અને તેમના ઉપર પોતાનો કાબૂ ધરાવે છે. જ્યોતિઓની પણ તે જ્યોતિ છે. તે અંધકારથી પર ગણાય છે, એવું તે જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાનગમ્ય હોઈ, બધાનાં હૃદયમાં વિરાજમાન છે.

આવી રીતે મેં તને ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞની, તેમ જ જ્ઞાન અને જ્ઞેયની ટૂંકામાં કલ્પના આપી છે. આ જાણવાથી, મારો ભકત મારામાં પહોંચવાને લાયક બને છે.'

### अध्याय ४०

## पुरुषप्रकृतियोगः

१. प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥
२. कार्यकरणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥
३. पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान्गुणान् ।
कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥
४. उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥
५. य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥
६. प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥
७. अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥
८. यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥
९. ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥
१०. अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥
११. समं सर्वेषु भूतेषु तिष्ठन्त परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥
१२. समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥
१३. यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥

શ્રીભગવાન બોલ્યા: 'પ્રકૃતિ અને પુરુષ એ બંને અનાદિ છે એ તારે સમજવું જોઈએ, અને જેટલા ગુણો અને વિકારો છે તે બધા પ્રકૃતિમાંથી જ ઉત્પન્ન થાય છે એ પણ તારે ઓળખી લેવું જોઈએ.

આ બંનેમાં પ્રકૃતિ કાર્યકારણના સંબંધના મૂળમાં હોય છે અને પુરુષનો સંબંધ સુખદુઃખના ભોકતૃત્વ સાથે હોય છે. પુરુષ પ્રકૃતિ વિષે રહીને, પ્રકૃતિને લીધે ઉત્પન્ન થતા ગુણોનો ઉપભોગ કરે છે. એનું કારણ એ છે કે, સારી-નરસી યોનિઓમાં જન્મ લેવાથી ગુણો સાથે તેની આસક્તિ બંધાયેલી હોય છે.

ઉપર કહેલા પુરુષ ઉપરાંત પરમાત્માનામક એક પુરુષ આ દેહમાં રહીને સર્વસાક્ષી, અનુમતિ આપવા-વાળો, ભરણપોષણ કરનારો, ભોક્તા અને મહેશ્વર એ નામથી ઓળખાય છે. જે કોઈ પુરુષને અને બધા ગુણો સહિત પ્રકૃતિને ઓળખે છે તે ગમે તેમ વર્તે તોપણ તેને ફરી જન્મ લેવો પડતો નથી. તે બધી

જાતની પ્રવૃત્તિઓ કરે તોપણ તેને પુનર્જન્મનું બંધન નથી હોતું. બધે કર્મો પ્રકૃતિ મારફતે જ કરાય છે એમ જે જુએ છે અથવા સમજે છે અને તેથી આત્માને અકર્તા જાણી શકે છે તે જ સાચો દ્રષ્ટા-જ્ઞાની.

પરમાત્મા અનાદિ હોવાથી, નિર્ગુણ અને અવ્યય હોવાથી, શરીરમાં રહેતા છતાં કશું કર્મ કરતો નથી, અને કોઈ પણ રીતે તેને કર્મનો લેપ લાગતો નથી. જેવી રીતે બધે ફેલાયેલું આકાશ ખૂબ જ સૂક્ષ્મ હોવાથી અલિપ્ત હોય છે, તેવી રીતે દેહમાં સર્વત્ર વસતો આ આત્મા લેપ પામતો નથી.

આવા આ આત્માને કેટલાક લોકો ધ્યાન વડે પોતાના હૃદયમાં શોધે છે. બીજા સાંખ્યમાર્ગ વડે એટલે જ્ઞાનયોગથી જુએ છે. આથી જુદા કેટલાક, કર્મયોગ વડે તેને શોધે છે. એવા પણ કેટલાક લોકો હોય છે કે જેઓ પોતે કશું જ જાણતા નથી, પણ બીજાના કહેવાથી (તેમનું કહેવું માનીને) અંતરાત્માની ઉપાસના કરે છે. આવા લોકો શ્રુતિપરાયણ હોવાને લીધે જ મૃત્યુને ઓળંગી જાય છે. જે લોકો પરમેશ્વરને સર્વભૂતોમાં સરખી રીતે વાસ કરનાર તરીકે ઓળખે છે, અને આ વિનાશી જગતમાં તે જ એકલો અવિનાશી સ્વરૂપમાં વાસ કરે છે એમ ઓળખે છે, તેઓ જ સાચા જ્ઞાની છે. બધે સરખી રીતે ઈશ્વર વસે છે એવું જેમને દેખાય છે, તેઓ સર્વત્ર પોતે જ છે એમ ઓળખી પોતે પોતાની હિંસા કરતા નથી. અને આવી અહિંસા સ્થિર થયા પછી તેઓ પરમ ગતિને પહોંચે છે.

ભૂતમાત્રોમાં ભિન્નત્વ હોવા છતાં, બધાં એક જ છે એ વાત જેને સમજાય છે, અને આ એકમાંથી આખો વિસ્તાર પથરાઈ રહ્યો છે એ જેને દેખાય છે, તે માણસને બ્રહ્મપ્રાપ્તિ થાય છે.

[આપણે અહિંસામાં માનીએ છીએ, પણ તે અહિંસાવૃત્તિ શા માટે સ્વીકારવી અને પોષવી અને મનુષ્યસ્વભાવમાં તે કેવી રીતે સ્વાભાવિક છે તેનો વિચાર આપણે ભાગ્યે જ કરીએ છીએ. અહીં બારમા શ્લોકમાં તેની ટૂંકામાં છતાં સંપૂર્ણ મીમાંસા કરેલી છે. જો સંપૂર્ણ ઐક્ય અનુભવવામાં આવે તો કોઈ પણ કોઈની હિંસા નહિ કરે અને હિંસાનું પાપ પણ નહિ રહે. જ્યાં દ્વૈત છે ત્યાં જ હિંસાને સ્થાન છે. અંતર્યામીનો વાસ સર્વત્ર છે એ વાત સમજાય એટલે આપણે બધા એક જ છીએ. પછી કોણ કોને મારે?

ભિન્ન ભિન્ન વ્યક્તિઓનું દ્વૈત દૂર થયા પછી બીજું એક દ્વૈત નજર આગળ આવે છે. પ્રશ્ન એવો થાય છે કે જો બધે એકતા જ ભરેલી છે તો પછી વિવિધતાનું દર્શન થાય જ શા માટે? આનો જવાબ એવો છે કે દુનિયાના મૂળમાં પ્રકૃતિ અને પુરુષ એવાં બે તત્ત્વો છે. પુરુષ એક જ હોઈ કેવળ સાક્ષીરૂપે જ રહે છે અને પ્રકૃતિ વિવિધતાની રમત રમે છે. પ્રકૃતિ ત્રણ ગુણોથી યુકત થઈને બધી જાતના વિકાર ઉત્પન્ન કરે છે. પ્રકૃતિનું આ સ્વરૂપ ઓળખાય એટલે પુરુષ અલિપ્ત થાય છે અને પ્રકૃતિનો બધો વ્યવહાર ચલાવીને પણ એ અલિપ્ત રહેતો હોવાથી તેનામાં પાપ સંભવતું નથી. પ્રકૃતિના વ્યાપારમાં પાપ હોવાનું કારણ જ નથી. પુરુષ તે વ્યાપારમાં ગૂંચવાય છે અને પોતાની જાતને ભૂલી જઈને અહંકારથી દીનવૃત્તિ ધારણ કરે છે. તેથી જ પાપ સંભવે છે. પ્રકૃતિ અને તેનાં કર્મોનો લેપ છોડી દીધા પછી એ પુરુષ દ્વારા પ્રકૃતિ ગમે એટલો ખેલ ચલાવે, ગમે એટલો નાચ નાચે, તોપણ પુરુષ અલિપ્તનો અલિપ્ત જ રહે છે, કારણ કે તેણે પાપનું મૂળ જ કાઢી નાંખેલું હોય છે]

[ચાલુ]

# છંદાંજલિ

## શ્રી. ઈન્દુલાલ ગાંધી

કવિ પડયો વિચારમાં : 'પૂરી થતી નથી કડી
કલ્પના ય શું કરે ?
જ્યાં પડેલ માનવી અભાનના સમુંદરે.
ઊકલે ન કાંઈ કામ–
લેખિનીય શૂન્ય છે :
પથ્થરે પૂરી શકાય પ્રાણ હુંથી કેમ આમ ?
કેમ ચીતરી શકીશ સુલલિત અંગને ?
જ્યાં અનેક વસ્ત્રહીણું અંગ આથડી રહ્યાં–
વસ્ત્ર ઢૂંઢવાં
પીછીઓ ઉપાડતી નથી ઠરેલ રંગને.'

તર્કને વિતર્કમાં પડેલ કાવ્યઅર્કને
સામી શ્યામવસ્ત્રશોભના મળેલ તે ઘડી;
જીભ ઊપડી–અનુષ્ટુપોથી પાંખ પાથરી–
'શ્યામ વસ્ત્રે કર્યું શાને આચ્છાદિત શરીરને ?
વહેતાં કેમ તમે કીધાં આંખોનાં ઉષ્ણ નીરને ?

બાઈ ત્યાં રહી ઊભી–
ઊગતો જ સૂર્ય જેનો
પશ્ચિમે ગયો ડૂબી.
વેણ આટલાં વદી :
'ચાંદલો નથી કપાળપે, ન કંકણો
તોય હું હસું છ છેલ્લી સંઘરી ક્ષણો:
એ સિધાવિયા છ ખૂંદી કૈં રણાંગણો.'
'રણાંગણે ગયેલ સ્વામીની ઓ સ્વામિની !
'અંજની' વિના ન ભાવ તું શકે વણી.
કેટલી કરુણતા !
વિશ્વવ્યાપી વારતા !
અંજની વિના ને હોય અંજલિ તને'
કાવ્યકારની ચડેલ વેદના વૃતાંગણે !
સૂર્યસમો સૃષ્ટિ પર રમતો, અણુઅણુ ચેતનપ્રાણ પૂરતો
જીવનઅંધારાં ઓલવતો દૂર દૂર ઊભો.

સ્મિત થકી ધરતી હરખાતી, કુદરત હરિયાળી ઊભરાતી
એ આશાનો ઉજ્જવલ તણખો, ક્યાંયે ના દીઠો.
ઉર તણાં અણલાધ્યાં મોતી, જેવી એની વાણી ગોતી
ગોતું એવી તો ખોવાતી–મોતી ક્યાં શોધું ?
આજે ઉરપિંજરિયું ખાલી ઢોળાણી પીયૂષની પ્યાલી
મૂકીને એકલડી ડાળી પંખી ક્યાં ઊડયું ?
વસજો પણ નવ ખસજો આઘાં, લસજો સૂનાં લોચનિયાંમાં
અંતરથી નવ થાજો અળગાં વહાલાં આંસુડાં !
પાંપણ મોતીસેર અમોલી, એ તો છે મૂંઝવણ અધખોલી
આંખ અને અંતર વચ્ચેના–
સગપણને નવ જાજો ભૂલી પરિમલ બિંદુડાં.'
ત્યાં આવ્યા તરંગ સવૈયાના—

'કોણ હતો એવો એ જેણે તારાં ઉર વલોવેલાં ?'
છંદો પરે આમથી તેમ દોડે
ના અંજની પૂંઠ કવિની છોડે.
'ધરતી જોડે નેત્ર જડે કાં ? નિશ્વાસે અંતર ઊછળે કાં ?
ઢળેલી પાંપણની પાળે આંસુ આ શાને ?
હા, મેં જાણ્યું આર્ષદૃષ્ટિમાં
એ આંસુ નથી ઉગ્રરુદનનાં, સુમંગલ સ્મૃતિનાં–ચિંતનનાં
એ ચિંતનનાં દર્શન કાજે પંપાળે ધાને '
દેવા ત્યાં કંઈ ચોટ લીધ ઝડપી શાર્દૂલવિક્રીડિત:
'હૈયાની રૂઝવે અમૂર્ત જડતા એ અશ્રુ કેવાં મીઠાં !'
આવી પૂગ્યો અનુષ્ટુપ––

'આશાના અંકથી જેને સંગ્રામે લીધ ઊંચકી:
એવી મૂગી શહીદીને વંદું છું વિશ્વની વતી '
ઉદ્બોધને અંતરની સુંવાળી, માટી પરે વજ્જર લાવી મૂક્યું
કે ઉપજાતિ કરી સેળભેળ શબ્દોતણું ત્યાં રણશિંગું ફૂંક્યું.
વસ્તુબ્હોણા કવિરાજે છંદોનાં વર્તુલે ચડી
એક ને એક વસ્તુની ચારેકોર ફર્યા કર્યું !
નમૂના કેટલા મૂકું છંદોની એ કતારના ?
બધામાં સાર એનો એ કે તું કાયર થૈશ ના.
રતાંધળાં જયમ મારગ સૂંઘી જાતા કેડે કેડેજી,
જેમ નીકળતો ફરતો ફરતો ફેટાનો વળ છેડેજી

# ગાંધીજીના એપેન્ડિસાઇટિસનું ઓપરેશન

શ્રી. રમણલાલ એન્જિનિયર

[ ગયા અંક પાન ૯૮૪થી સંપૂર્ણ ]

એ જ રીતે ગાંધીજીએ જો એમની માયાળુ સારવાર કરવા માટે સર્જનનો આભાર માન્યો હોત કે એનાં વખાણ કર્યાં હોત તો તેની વિરુદ્ધમાં કોઈને કશું કહેવાનું હોઈ શકે નહિ. પણ એને બદલે આ સફળ ઓપરેશનમાં ગાંધીજી પોતાની શ્રદ્ધાનો પરાજય જુએ અને દવાવાદનો વિજય જુએ એ ખરેખર બેહૂદું છે.

જો જેલમાં કોઈ બાહોશ નિસર્ગોપચારકને આવવા દીધો હોત અને ગાંધીજી એની ચિકિત્સા હેઠળ મુકાયા હોત તો ત્રણથી ચાર દિવસની અંદર એઓ સંપૂર્ણ રીતે સાજા થઈ જાત. ગાંધીજી પોતે ફળાહારી હોવાથી એમને કદાચ એપેન્ડિસાઈટિસ હશે જ નહિ, અને જો હશે તો તે એટલા સૌમ્ય સ્વરૂપમાં હશે કે જે નિસર્ગોપચારની સામાન્ય સારવારથી બહુ જ સફળતાથી મટાડી શકાત.

ડૉ૦ સુમંત મહેતાએ જ્યારે એમને પૂછ્યું કે તમારા જેવા સંયમી માણસને પણ આ દર્દ શાથી થયું ? ત્યારે એનો જવાબ એમણે એમ આપેલો કે હું શરીરની જરૂરિયાત કરતાં હજી પણ વધારે પ્રમાણમાં ખોરાક લઉં છું, અને એ અત્યાહારનું આ પરિણામ હોય. મોટા ભાગના લોકોને કદાચ આ જવાબ સંતોષકારક ન પણ લાગે, પણ આ જવાબને જ જો આપણે સંતોષકારક જવાબ લેખે સ્વીકારીએ તો આપણી આગળ સાચો રસ્તો પણ રજૂ થાય છે. **અત્યાહારનો ઉપાય ઓપરેશન નથી પણ ઉપવાસ છે.** ઉપવાસથી અત્યાહારને પરિણામે શરીરમાં જો કંઈ કચરો એકઠો થયો હોય તો તે શરીરની બહાર નીકળી જાય છે.

ગાંધીજીએ જે આ ઑપરેશન કરાવ્યું એ ગેરવાજબી પગલું હતું એવી જો મારી જ એકલાની અંગત માન્યતા હોત તો મેં કદાચ આ લેખ ન પણ લખ્યો હોત, પણ આપણા દેશમાં હું જેટલા જેટલા નિસર્ગોપચારકોને મળ્યો છું તેમને બધાને ગાંધીજીના એ પગલાથી ઘણું દુ:ખ થયું છે, અને વિશેષ દુ:ખ તો આ પગલાને વાજબી ઠરાવતા એમના નિવેદનથી થયું છે. ઓપરેશન કરાવ્યા પછી ડૉ. મહાદેવપ્રસાદ (એમ.ડી.) એ પોતાના માસિક "ધનવન્તરિ"માં એક લેખ લખી એ લેખની એક નકલ પણ મહાત્માજીને મોકલી આપી હતી. પરદેશના નિસર્ગોપચારકોની તો ગાંધીજીના આ પગલામાં સંમતિ હોય જ નહિ એ દેખીતું છે.

હું આગળ જણાવી ગયો તેમ ડૉ. હેન્રી લિંડલેર (એમ. ડી.)એ વીસ વર્ષની અંદર એપેન્ડિસાઇટિસના જે હજારો કેસોની નિસર્ગોપચારથી સારવાર કરી છે તેમાં તેમને એક પણ કેસમાં ઓપરેશનની જરૂર જણાઈ નથી, અને તેમણે એક પણ દર્દી ગુમાવ્યો નથી.

ઘણા મોટા માણસો દવાઓની નિરર્થકતા અને અનર્થકતા સમજી ગયા છે, પણ સર્જરીની મોહજાળમાંથી તેઓ છૂટી શક્યા નથી. સર ફ્રેડરિક ટ્રિવ્ઝ દવાવાદનો કટ્ટર વિરોધી હતો, હેન્રી ફોર્ડ દવાઓનો ગાંધીજી જેટલો જ દુશ્મન છે, પણ આ ત્રણે જણે એપેન્ડિસાઈટિસ માટેનાં ઓપરેશનો પોતાની જાત ઉપર થવા દીધાં. આ હકીકત દવાવાદમાં ન માનનારા સૌ કોઈને માટે લાલ બત્તીરૂપ થવી જોઈએ. લુઈ કુહનેએ આજથી પચાસ વર્ષ ઉપર કહ્યું હતું કે, "ઝેરી દવાઓ કરતાં પણ વાઢકાપ વધુ વિઘાતક અને અકુદરતી છે." એના આ સત્યની લિંડલેરે વીસમી સદીમાં અમેરિકામાંથી પુનર્ઘોષણા કરી. નિસર્ગોપચારમાં માનતા સૌ કોઈ આ મંત્રને પોતાના હૃદયમાં ઘૂંટી રાખે અને બિનજરૂરી વાઢકાપથી પોતાની જાતને બચાવે.

આ ઓપરેશનથી ગાંધીજીને કોઈ પણ જાતનો

લાભ થયો નથી, તેમ જ તેનાથી એમની જિંદગી બચી છે એમ માનવાનું આપણી પાસે કોઈ પણ નક્કર કારણ નથી. આ ઑપરેશનથી જે લાભ થવાનું તેઓ માનતા હોય તો તે એમનો ભ્રમ છે અને એ બાબતમાં નિસર્ગોપચારમાં માનનારા લોકોએ એમને અનુસરવાની જરૂર નથી.

એપેન્ડિસાઈટિસ અને એની સાચી ચિકિત્સાના પ્રશ્નનું જેઓ નિસર્ગોપચારની દૃષ્ટિએ અધ્યયન કરવા માગતા હોય તેમને હું નીચેનાં પુસ્તકોની ભલામણ કરું છું

૧. Appendicitis : A chapter in 'Philosophy of Natural Therapeutics' by Henry Lindlahr M. D.

૨. Curing Constipation and Appendicitis : by R. L. Alsaker M. D.

૩. Appendicitis : The Etiology, hygienic and dietetic treatment : by J. H. Tilden M. D.

૪. Salvaging of the Appendix : by Axel Emil Gibson M. D.

૫. Appendicitis : Its cause and treatment by natural methods : by Harry Clements.

આમાંના ચાર લેખકો અમેરિકન અને છેલ્લા લેખક અંગ્રેજ છે. અમેરિકા દુનિયાની અંદર વધુમાં વધુ કબજિયાત અને એપેન્ડિસાઈટિસથી પીડાતો દેશ છે એટલે આ વિષય ઉપર અમેરિકાના નિસર્ગોપચારકોએ ખૂબ સંશોધન કરેલું છે. આ ઉપરાંત નિસર્ગોપચારનાં બ્રિટિશ અને અમેરિકન માસિકોમાં અવારનવાર નિસર્ગોપચારથી જેમનું એપેન્ડિસાઈટિસ મટયું હોય એવા દર્દીઓની પ્રેરક આત્મકથાઓ આવ્યા જ કરે છે.

મારા નમ્ર મત મુજબ ગાંધીજીને નિસર્ગોપચારના ક્ષેત્રમાં જે નિષ્ફળતા મળી તે નીચેની રીતે ટાળી શકાઈ હોત.

(૧) એપેન્ડિસાઈટિસ માટે એમણે નિષ્ણાત નિસર્ગોપચારક પાસે સારવાર લેવી જોઈતી હતી. જો એવો કોઈ માણસ એ સમયે ન હોત અને એને અંગે એમણે પોતાની જાતને દાક્તરોના હાથમાં મૂકી દીધી હોત તોપણ એમણે જાહેર તો એ રીતે જ કરવું જોઈતું હતું કે નિસર્ગોપચાર આ દેશમાં ઊગતું વિજ્ઞાન છે, મારી જાતને વિશ્વાસપૂર્વક હું સોંપી શકું એવો કોઈ લાયક નિસર્ગોપચારક મને મળ્યો નથી, એટલા માટે આપદ્ધર્મ તરીકે મેં ઍલોપથીનો આશ્રય લીધો છે, પણ નિસર્ગોપચારનો સિદ્ધાંત તો સાચો છે.

(૨) હિંદમાં આવ્યા પછી નિસર્ગોપચારનો વધુ અભ્યાસ કરવા માટે જો એમની પાસે ફાજલ સમય નહોતો તો એમણે પોતાની પાસે કોઈ નિષ્ણાત નિસર્ગોપચારક રાખવો જોઈતો હતો અને બધાં ગંભીર પગલાં એની સંમતિ પછી જ ભરવાં જોઈતાં હતાં.

(૩) જો આવી રીતે એમણે પોતાની પાસે યોગ્ય માણસ રાખ્યો હોય તો બળિયાની રસી ટંકાવેલાં બાળકોમાંથી જે જે બાળકોને બળિયા થયા અને જેઓ મરી ગયાં તે બધાં બચી ગયાં હોત, અને ખુદ આશ્રમની અંદર જ નિસર્ગોપચાર વિરુદ્ધ ચારે બાજુ જે પૂર્વગ્રહ બંધાઈ ગયો છે તે બંધાઈ ન જાત.

(૪) આવો જો કોઈ માણસ એમને દોરવણી આપનાર હોત તો ખોરાકના આંધળા અખતરા કરીને એમના અનેક અનુયાયીઓએ પોતાની જે તંદુરસ્તી ખુવાર કરી તે કદી ન બનત. એહરેટના અખતરા કરતા પેલા ભાઈ જે મરી ગયા તેના જેવા કરુણ બનાવો ન બનત.

(૬) કાચા ખોરાકના પ્રયોગોમાં પણ જો એમને યોગ્ય દોરવણી મળી હોત તો એ પ્રયોગો આટલી હદે નિષ્ફળ જાત નહિ, ખાસ કરીને એમને

જે મરડો થયો તે તો રેસાવાળા ખોરાકો વિશેષ પ્રમાણમાં લેવાથી થયો. એમનો ચાલુ ખોરાક દૂધ, ખજૂર અને મગફળી છે એટલે થોડાક યોગ્ય ફેરફારોથી અમુક મુદત માટે તો એ કાચા ખોરાકોનો પ્રયોગ સફળ કરી શક્યા હોત.

(૬) બીજા દેશોમાં તો નિસર્ગોપચાર એ એક વ્યવસ્થિત વિજ્ઞાન છે, પણ આપણા દેશમાં તો એ ક્ષેત્રમાં અત્યંત અંધાધૂંધી ચાલી રહી છે. આ અંધાધૂંધીને પરિણામે ગાંધીજીને અને એમના અનુયાયીઓને ઘણું સહન પણ કરવું પડ્યું છે. છતાંય આપણા દેશમાં નિસર્ગોપચાર રાજમાન્ય ને લોકમાન્ય થાય, એની કોલેજો ઊઘડે અને એમાંથી તાલીમ પામેલા નિષ્ણાત નિસર્ગોપચારકો નીકળે એને માટે ગાંધીજીએ લેશમાત્ર પ્રયત્ન કર્યો નથી. ખાદીકાર્ય, ગ્રામોદ્યોગ, હરિજનસેવા, ગામોદ્ધાર, સાહિત્યસેવા, વર્ધા-યોજના ઇત્યાદિ કાર્યો જેમ સંસ્થાઓ મારફતે વ્યવસ્થિત થાય છે તેમ નિસર્ગોપચારનું કાર્ય સંસ્થા મારફત વ્યવસ્થિત કરવાનો એમણે જો પ્રયત્ન કર્યો હોત તો પ્રજાને ઘણું માર્ગદર્શન મળત. આજે તો પરિસ્થિતિ એ છે કે એમની આજુબાજુના તેમ જ દૂરના સૌ કોઈ નિસર્ગોપચારને અર્ધગાંડા કે ચક્રમ લોકોની ધૂન માત્ર સમજે છે!

(૭) મહાસભાએ જ્યારે પ્રધાનપદાં લીધાં ત્યારે નિસર્ગોપચારની વિરુદ્ધ લેવાયેલાં સઘળાં પગલાં સામે એમણે લખવું જોઈતું હતું. કદાચ કોઈ એમ પ્રશ્ન ઉઠાવે કે પ્રધાનોનાં કામમાં ગાંધીજી ક્યાં માથું મારવા જાય? તો તેનો જવાબ એ છે કે માથું મારવાની જરૂર જ નહોતી, સંમતિ કે અસંમતિ જ દર્શાવવાની જરૂર હતી. મુનશીજીએ કરાવેલા ગોળીબાર સામે એમણે પોતાની નાપસંદગી દર્શાવી, દારૂબંધીના કામમાં પ્રધાનોને ઉત્સાહ ને દોરવણી આપ્યાં, એ જ રીતે એમણે મદ્રાસ અને મુંબઈ ઇલાકામાં બળિયાની રસી સામે લેવાયેલાં કડક પગલાં સામે પોતાના એક લેખથી જ નાપસંદગી દર્શાવી હોત તો આ રસીના વિરોધીઓને એક મહાન નૈતિક ટેકો મળત—પછી પ્રધાનો ભલે એમને મનફાવતું કરે. રસી માટે લેવાયેલાં કડક પગલાં સર્વાનુમતે હતાં એમ માનવાની જરૂર નથી, કારણ કે પ્રધાનમંડળના દરેકે દરેક પ્રધાનની વૈદકીય શ્રદ્ધા (Medical faith) જુદી જુદી હતી. જુદા જુદા પ્રધાનો એલોપથી, હોમિયોપથી, આયુર્વેદ અને નિસર્ગોપચારમાં માનતા. મદ્રાસના પ્રધાનોમાં રાજાજી અને ડો. રાજન્ જેટલા દવાવાદના ચુસ્ત ભક્તો હતા તેટલા જ શ્રીયુત ગિરિ નિસર્ગોપચારના ચુસ્ત ભક્ત છે!

(૮) ગિલ્ડર સાહેબે મુંબઈ ઇલાકામાં પસાર કરેલ મેડિકલ બિલ સામે ગાંધીજીએ એક અક્ષર પણ જાહેરમાં ઉચ્ચાર્યો નથી, ગુજરાતમાંથી નિસર્ગોપચારકો તરફથી મેં એમની ઉપર કરેલા તારનો મહાદેવભાઈ તરફથી એમ જવાબ આવેલો કે મુલાકાત મળી શકશે નહિ, ગાંધીજી પોતે આ બાબતમાં જરૂરી પગલાં ભરી રહ્યા છે. સંભવ છે કે કામના બેહદ બોજાને લઈ ને એમને આ નાનકડી બાબતનું વિસ્મરણ થયું હોય, અથવા તો કામના ડુંગરમાં આ કામ દેબે ચડી ગયું હોય. છતાંય આ બાબતમાં એમણે એકાદ લેખ લખવાની તો જરૂર હતી જ.

(૯) કદાચ એમ પણ હોય કે ગાંધીજી બળિયાની રસીમાં માનતા પણ થયા હોય. જો આ પ્રકારનું એમનું વિચારપરિવર્તન થયું હોય તો આ વિચારો પણ એમણે જાહેરમાં મૂકવા જોઈએ. અનેક લોકો હજી એવા ખ્યાલમાં છે કે ગાંધીજીના વૈદક વિષેના વિચારો જે દક્ષિણ આફ્રિકામાં હતા તે જ કાયમ છે. જો આ ખ્યાલ ખોટો હોય તો તે દિશામાં ચોખવટ થવાની જરૂર છે. એમની વૈદકીય શ્રદ્ધામાં કેટલું રૂપાંતર થયું છે એ હકીકત એમણે એકાદ લેખથી જાહેર પ્રજા આગળ મૂકવી જોઈએ.

(૧૦) ગાંધીજી પાસે અનેક સાચા-જૂઠા નિસર્ગોપચારકો આવી ગયા છે અને એમના નામને આધારે નામ તેમ જ રોટલો રળી ગયા છે, પણ નિસર્ગોપચારના વિજ્ઞાન માટે સમૂહકાર્ય કરવા માટે ગાંધીજીએ કોઈ પ્રયત્ન કર્યો નથી કે એવા કોઈ

પ્રયત્નમાં સહકાર આપ્યો નથી. એમણે કમળાનેહરુ હોસ્પિટલ ખુલ્લી મૂકી ત્યારે તેઓ જો કરવા ધારત તો એટલું અવશ્ય કરી શકત કે એક વૉર્ડ નિસર્ગોપચાર માટે રાખત. આ વૉર્ડમાં જે લોકોની નિસર્ગોપચારની સારવાર લેવાની ઇચ્છા હોય તેવા લોકોની, તેમ જ દાક્તરો જેમને અસાધ્ય કહીને મરવા કાઢે તેવા દરદીઓની સારવાર થઈ શકે. જે રીતે ચરખાસંઘનો વર્ષોવર્ષ હિસાબ પ્રગટ થાય તે રીતે આ વિભાગનો હિસાબ પણ દરસાલ પ્રજા આગળ મુકાય તો પ્રજાને ખ્યાલ આવે કે એલોપથીની પદ્ધતિ કરતાં નિસર્ગોપચારની પદ્ધતિ કેટલી રીતે અને કેટલી દિશાઓથી ચઢિયાતી છે. આવી સંસ્થાની અંદર જો એ હકીકત સિદ્ધ થાય કે ટાઇફૉઇડ જેવા રોગો કે જેમાં એલોપથીની સારવાર હેઠળ દર સોએ બારથી પંદર દરદી મરે છે, જ્યારે નિસર્ગોપચારની સારવાર હેઠળ માત્ર બેથી ત્રણ દરદી મરે છે, અને આવાં ને આવાં પરિણામો બીજા દરેક રોગમાં બતાવી શકાય, તો એ આખી હૉસ્પિટલને પ્રજાની સંમતિથી ઘણી જ સહેલાઈથી નિસર્ગોપચારની હૉસ્પિટલમાં ફેરવી શકાય અને દવાવાદને દેશવટો દઈ શકાય.

આજે તો કરુણ પરિસ્થિતિ તો એ છે કે કોઈ એક જાણીતો કે શ્રીમંત માણસ એલોપથીની સારવાર નીચે મરી જાય એટલે એનાં જ સગાવહાલાં એલોપથીને નામે વિશેષ દાન કરે કે જેથી દાક્તરો વધુ પ્રમાણમાં દરદીઓ મારી શકે. જેમને એલોપથીમાં શ્રદ્ધા હોય તેઓ આવું દાન કરે એ હજી સમજી શકાય તેવું છે, નથી સમજી શકાતું માત્ર એટલું જ કે ગાંધીજી જેવા નિસર્ગોપચારના હિમાયતીઓ નિસર્ગોપચારનાં આરોગ્યભવનો ખોલવાને બદલે દવાવાદની હૉસ્પિટલો ખોલે છે, એટલું જ નહિ, પણ મોટરની પેઠે હૉસ્પિટલ એ અનિવાર્ય અનિષ્ટ છે એમ જાહેર કરે છે. હૉસ્પિટલો એ સંપૂર્ણ રીતે બિનજરૂરી અને સારી રીતે નિવારી શકાય એવું એક અનિષ્ટ છે. આજે હૉસ્પિટલોમાં જે મોટા પાયા ઉપર ખુનામરકી ચાલી રહી છે એમાં પ્રજાની જડતા, રાજની બેપરવાઈ અને સ્થાપિત હિતોની નાગચૂડ એ ત્રણે જવાબદાર છે દુઃખની વાત તો એ જ છે કે ગાંધીજી આ બધાંને સંપૂર્ણ અને સક્રિય સહકાર આપે છે.

આ લેખની અંદર મે એવી અનેક બાબતો મૂકેલી છે કે જે વિવાદાસ્પદ હોઈ શકે. ગાંધીજીનાં જીવન અને કાર્યપ્રણાલીનો હું કોઈ ઊંડો અભ્યાસી નથી. મેં મારી નજરે મને જે દેખાયું તે લખ્યું છે. આશા છે કે ગાંધીજીના જીવનના ઊંડા અભ્યાસીઓ, જેઓ મારી સાથે આ બાબત ઉપર મળતા થતા હોય કે મળતા ન થતા હોય, તેઓ પોતાના વિચારો છૂટથી દર્શાવી આ એક અણઉકલ્યા કોયડાનો ઉકેલ લાવવામાં મને મદદ કરશે.

નિસર્ગોપચારના વિષયમાં ગાંધીજીનું વલણ વાજબી છે કે ગેરવાજબી એ બાબતસર આજ સુધી બિલકુલ ચર્ચા થઈ નથી એમ કહીએ તોપણ ચાલે ગાંધી-ફિલસૂફીના નિષ્ણાતો આ જટિલ સમસ્યા ઉપર પોતાની રીતે પ્રકાશ પાડશે?

એમના અનેક અનુયાયીઓની તેમ જ પ્રામાણિક વિરોધીઓની આ વિષય પરત્વેની મૂંઝવણો ઉકેલશે?

નિસર્ગોપચારનો પ્રશ્ન એ કરોડો લોકોના જીવન-મરણનો પ્રશ્ન છે. આ પ્રશ્નની ભૂતકાળમાં થઈ એવી જ ભવિષ્યમાં પણ ઉપેક્ષા થયા કરશે!

લેખની શરૂઆતમાં હું જેમ જણાવી ગયો તેમ, આ લેખ પાછળનું પ્રેરકબળ પૂર્વગ્રહ એ નથી. આ પ્રશ્નની જો કોઈ બીજી બાજુ હોય તો તે મારે જાણવી છે.

# गीतानी दीक्षा

श्री. काकासाहेब कालेलकर

ગીતાએ મને એક દૃષ્ટિ આપી છે. એ દૃષ્ટિ મળી ત્યારથી એ દૃષ્ટિથી જ ગીતાને હું જોતો થયો છું. પરિણામે હું જે ગીતા વિષે લખું તેને ગીતા-રહસ્ય કહેવા કરતાં મને મળેલી દૃષ્ટિએ ગીતાની શિખામણ એમ જ મારે કહેવું પડે. હું જીવનધર્મી છું, જીવનોપાસક છું, જીવનપરાયણ છું. મૃત્યુમાં પણ જીવનનો જ વિજય મને દેખાય છે. એ જીવન-દૃષ્ટિ જેમ જેમ કેળવતો ગયો તેમ તેમ ગીતાની શિખામણ મારી આગળ એની મેળે પ્રગટ થતી ગઈ.

ગીતા એ મારે મન કોઈ ગ્રંથ નથી પણ વ્યક્તિ છે. તટસ્થ વ્યક્તિ પણ નથી પણ મારો કબજો લઈ મને દોરનાર, અને છતાં મને બધી રીતે સ્વતંત્ર રાખનાર મંગલમૂર્તિ વ્યક્તિ છે. ગીતા વિષે લખું છું ત્યારે કોઈક કોઈક વાર થાય છે કે પૂજ્ય ગાંધીજીની જ વાત હું કહું છું. ગીતા અને ગાંધી વચ્ચે કોઈક કોઈક વાર સધાતો અભેદ મને ક્ષણવાર ચકિત કરે છે, અને ક્યારેક ક્યારેક એ વસ્તુ મને એટલી તો સ્વાભાવિક લાગે છે કે એના પ્રવાહમાં તણાઈ જતાં મને કશી જ મુશ્કેલી નડતી નથી. અને છતાં એક ભાવ મનમાં રહે જ છે કે ગીતા વિષે જે કાંઈ કહું છું એ અંતે મારું પોતાનું જ ગીતાદર્શન છે. બાળકો માને છે કે તેઓ પોતાનાં માતાપિતાને ઓળખે છે, પણ જેમ જેમ એમની ઉંમર વધતી જાય છે તેમ તેમ એમને ખબર પડે છે કે તેમનું એ જાણવું સાવ છીછરું હતું. આ અધૂરું અને છીછરું જ્ઞાન માબાપોને અકળાવતું નથી કેમકે તેઓ સ્નેહની નજરે જ બાળકો તરફ જુએ છે. ઈશ્વર પણ માણસ પ્રત્યે એ જ નજર રાખતો હોવાથી માણસના ગાંડાઘેલા બધા જ વિચારો અને ભાવનાઓ प्रयतात्मनः સ્વીકારે છે. ગીતામાતાનું પણ એમ જ છે.

નાનપણમાં ગીતા ભાષાંતરમાં પણ વાંચી તે પહેલાં જ ગીતા વિષે ઘણું સાંભળ્યું હતું. એક વખતે એક ધાર્મિક શિક્ષણના વર્ગની પરીક્ષામાં સારી રીતે ઉત્તીર્ણ થયો માટે મને એક નાનકડી ગીતા પુરસ્કાર તરીકે મળી. તે વખતે હું સંસ્કૃત જાણતો ન હતો. ગીતાના શ્લોકો પણ મેં મોઢે કર્યા ન હતા. (જનોઈ મળી તેની સાથે જમતી વખતે બોલવા માટે ગીતાનો એક શ્લોક મોઢે કરવો પડ્યો હતો : अहं वैश्वानरो भूत्वा ઈત્યાદિ, તેટલો જ એક અપવાદ.) ઘરમાં ગીતાનું પ્રચલન ન હતું. મારા મોટાભાઈ જ્ઞાનેશ્વરી વાંચતા. એ ગીતા પરની ટીકા છે એટલું પણ હું જાણતો ન હતો. મારી માતા કોઈક કોઈક વાર પોતાના પિતાની પાસે જઈ શુકન જોવડાવતી ત્યારે મારા આજા તરત હાથપગ ધોઈ, ધાબળી પહેરી, ગીતાની એક હસ્ત-લિખિત પોથી એમની પાસે હતી તે ઉઘાડી જે શ્લોક નજર આગળ આવે એ વાંચતા અને એ વાંચીને એમના મન પર જે કાંઈ અસર પડતી તે પ્રમાણે શુકન સંભળાવતા. તેમને સંસ્કૃત જરાયે આવડતું ન હતું. શ્લોકો એવી રીતે વાંચતા કે જાણે બાળપોથી વાંચનાર છોકરાનું વાચન. ગીતાનો અર્થ પણ હોતો હશે એવી શંકા એમની આખી ઉમરમાં એમને આવી હશે કે કેમ એની મને શંકા છે.

અમારા ઘરમાં ગીતાએ પ્રવેશ કર્યો તે સ્વામી વિવેકાનંદનાં વ્યાખ્યાનો સાથે. ત્યારપછી અમે છયે ભાઈઓ ગીતાલાયક ઉમરના થયા એટલે ગીતા વાંચતા–સમજતા અને મોઢે કરતા થયા. ગીતાએ અમારા કૌટુંબિક વાતાવરણમાં ભારે ક્રાન્તિ કરી. પહેલાં અમે કર્મકાંડી, સકામભક્તિ કરનારા, અનાધ્યાત્મિક પણ આસ્તિક બ્રાહ્મણો હતા. ગીતાએ વેદાંતની દૃષ્ટિ આપી, ધર્મની મહત્તા સમજાવી, સકામભક્તિની પામરતા મન પર ઠસાવી અને જીવનનું ઊંડાણ તપાસવાની હિંમત આપી. આજે જ્યારે આખી જિંદગીનો વિચાર કરું છું ત્યારે મનમાં સ્પષ્ટ

થાય છે કે ગીતાએ જો મારી જિંદગીમાં પ્રવેશ ન કર્યો હોત તો જીવ્યો અને ન જીવ્યો એમાં કશો જ ફેર ન પડત. કશી અતિશયોક્તિ કર્યા વગર આજે કહી શકું કે પહેલા હું એક બુદ્ધિ અને લાગણીવાળો પ્રાણી હતો, ગીતાએ એ બન્ને ઉપર ઓપ ચડાવી મને માણસ બનાવ્યો. ગીતા એટલી તો લાંબા કાળની જીવનસાથી છે કે ગીતાએ કરેલી આ આવડી મોટી જીવનક્રાન્તિનો ખ્યાલ આ લખવા બેઠો છું ત્યારે જ તે દિવસનાં સ્મરણ સાથે આવે છે.

ગીતાનું જે પહેલવહેલું મરાઠી ભાષાંતર મને વાંચવાને મળ્યું તે સદ્‌ભાગ્યે બહુ જ સુંદર અને સાદી મરાઠીનું હતું. ભાષાંતરકાર ગુંજીકરે એનું નામ સુબોધચંદ્રિકા અથવા એવું જ કાંઈક રાખ્યું હતું. આખું ભાષાંતર વાંચી ગયો અને મને ગીતાની શિખામણ વિષે મોટે ભાગે નિરાશા જ થઈ. પહેલો અધ્યાય તો મોટે ભાગે પૌરાણિક હતો. અગિયારમો અધ્યાય અદ્‌ભુત વર્ણનવાળો લાગ્યો. છેવટના અધ્યાયમાં અર્જુને करिष्ये वचनं तव વાળો એકરાર કર્યો છે એ તો નિશાળના કોઈ કહ્યાગરા વિદ્યાર્થીના વચન જેવો લાગ્યો. અમારાં પાઠ્યપુસ્તકોમાં એ જાતના અનેક પાઠો આવતા. બાકીનો બધો ઉપદેશ મગજમાં ઠર્યો જ નહિ. મનમાં પહેલવહેલો વિચાર આવ્યો તે એ કે જેનાં આટલાં વખાણો સાંભળ્યાં હતાં તે શું આ જ ગીતા! આમાં છે શું કે જેની પાછળ માણસ આટલો વારી જતો હશે! સદ્‌ભાગ્યે મનમાં નમ્રતાનું પૂરતું ભાથું હતું એક વિચાર સહેજ આવી ગયો કે આપણે અર્થ કર્યો એના કરતાં ઊંડો અર્થ ગીતામાં હશે.

જેમ જેમ સ્વામી વિવેકાનંદ વાંચતો ગયો, તેમ તેમ ગીતાની ભવ્યતા મન ઉપર ઠસતી ગઈ. પછી જ્ઞાનેશ્વરી પણ ઓછીવત્તી વાંચી કાઢી. અંગ્રેજી વાંચતો થયો અને એની બેઝંટની, બાબુ ભગવાનદાસની, સ્વામી સ્વરૂપાનંદની અને એફ. ટી. બ્રૂકસવાળી ગીતા વાંચી કાઢી. મરાઠીમાં જે વાતો સાહજિક લાગતી તે જ વસ્તુઓ અંગ્રેજીમાં વાંચતાં વધારે ઊંડાણવાળી અને રહસ્યવાળી જણાવા લાગી. સ્વભાષાના અતિ પરિચયને કારણે કોઈક કોઈક વાર સારામાં સારી વસ્તુઓ પણ ધ્યાન ખેંચી શકતી નથી એનો જ આ એક દાખલો હતો.

*

આના પછી ગીતા તરફ મારું ધ્યાન એકાએક દોડ્યું તે ફરગ્યુસન કૉલેજના દિવસોમાં. શ્રી સાવરકર અમારી પડોશની કલમમાં જમતા હતા. કલમના વિદ્યાર્થીઓના લાભાર્થે તેઓ એક હસ્તલિખિત સાપ્તાહિક ચલાવતા. એમાં એમણે પોતાની ક્રાંતિકારી રાષ્ટ્રીયતાના સમર્થનમાં ગીતાના કેટલાક શ્લોકો ટાંક્યા હતા. હું પણ જાણતો હતો કે, 'હું લડીશ નહિ' એમ કહેનાર અર્જુનને સમજાવી પટાવી યુદ્ધ માટે પ્રવૃત્ત કરવાના ઉદ્દેશથી શ્રીકૃષ્ણે ગીતાનો ઉપદેશ કર્યો હતો. તે વખતે હું પણ ક્રાંતિવાદથી પરિપૂર્ણ ભરેલો હતો પણ ગીતા એ ક્રાંતિવાદની પોષક છે એમ મન કેમે કરીને માનતું ન હતું. મે એક લેખ લખીને ક્રાંતિની દૃષ્ટિએ ગીતાની અનુપયોગિતા મારી સમજણ પ્રમાણે સિદ્ધ કરી. सम शत्रौ च मित्रे च तथा मानापमानयोः એ શિખામણથી કયો માણસ ક્રાંતિકારી થવાનો છે વગેરે દલીલો એમાં મૂકી હતી. ગીતાનો આદર્શ વિશ્વપ્રેમનો છે, રાગદ્વેષનો નથી. ગીતામાંથી માણસ તેજસ્વિતા કેળવી શકે પણ શત્રુને ફના કરવાનું ઝનૂન ગીતામાંથી કોઈ કેળવી ન શકે એ તે વખતનો મારો અભિપ્રાય હતો. તે વખતે મે ગાંધીજીનું નામ પણ સાંભળ્યું નહિ હોય. પણ ગીતા વિષે મે સ્વતંત્ર અભિપ્રાય બાંધ્યો કે ગીતા વાંચીને કોઈ કડવો ક્રાંતિકારી થવાનો નથી. આજે પણ મારો એ અભિપ્રાય કાયમ છે. પણ એ અભિપ્રાયમાં હવે ઊંડાણ આવ્યું છે અને જુદા જ અર્થમાં ગીતાને હું ક્રાંતિકારક ગ્રંથ ગણું છું.

બંગાળના ક્રાંતિકારીઓ પોતાની ગુપ્ત મંડળીમાં શિક્ષા અને દીક્ષા માટે ભગવદ્‌ગીતા વાપરતા હતા. હિંસાનું સમર્થન કરતો એક શ્લોક એમણે પસંદ કરેલો —

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमांल्लोकान्न हन्ति न निबध्यते ॥

મને થતું કે હિંસા માટે ગીતામાંથી સમર્થન શોધવાની જરૂર જ શી? અને આ શ્લોકમાં મળતા સમર્થનની કિંમત કેટલી?

કોણ જાણે શાથી પણ ગીતામાંથી જે લીટીની મારા ઉપર પહેલવહેલી અને ઊંડી અસર થઈ તે આ न हि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति । આ લીટીએ મને જે દીક્ષા આપી તેનો કેફ મહિનાઓ સુધી રહ્યો હતો. એ લીટીની અસર આજે પણ તાજી ને તાજી જ છે.

* * *

પિતાશ્રીને સંસ્કૃત આવડતું ન હતું. અમને બધાને ગીતાની ચર્ચા કરતા સાંભળી એમને જિજ્ઞાસા થઈ કે આપણે ગીતા સમજીએ. હું એમનો સૌથી નાનો દીકરો, પણ કશા સંકોચ વગર બિલકુલ સ્વાભાવિકતાથી એક દિવસ એમણે મને કહ્યું, 'દત્તુ, મારે ગીતા શીખવી છે, મારી સાથે વાંચીશ?' મેં પણ એટલી જ સ્વાભાવિકતાથી હા પાડી અને મોટા ટાઈપવાળી એક પોથી એમને આણી આપી.

ગીતાના સહવાસમાં અમે કેટલાયે દિવસો આનંદમાં ગાળ્યા. ગીતાની આ સંનિધિને કારણે અમે વધુ ને વધુ નિકટ આવવા લાગ્યા. એ વાચન દરમિયાન પિતાશ્રી જે સવાલો પૂછતા તેની ખૂબી એ હતી કે તેઓ ગીતા સમજવા માગતા ન હતા પણ ગીતાની મદદથી તેઓ જીવનનું રહસ્ય ઉકેલવા માગતા હતા. એમના સવાલો બિલકુલ જીવનપરત્વે અને વ્યવહારુ તેમ જ ઊંડા હતા. હું એમને ગીતાનો અર્થ સમજાવતો હતો અને તેઓ મને પોતાના પ્રશ્નો દ્વારા ગીતા પાસેથી શું મેળવવું એની, એટલે કે જીવનદૃષ્ટિની, દીક્ષા આપતા હતા. ભણતર, વિદ્વત્તા અને તર્કજાળની કૃત્રિમતા નથી હોતી અને સદાચાર, ઈશ્વરનિષ્ઠા અને સદ્બુદ્ધિનું સ્વાભાવિક વાતાવરણ હોય છે ત્યારે એની મેળે જીવનદૃષ્ટિ કેળવાય છે એ હું પિતાશ્રી સાથેના તે સહવાસમાં જોઈ શક્યો.

ત્યારપછી કૉલેજની કેળવણી પૂરી કરી જ્યારે હું પિતાશ્રી પાસે આવીને રહ્યો ત્યારે એમની છેલ્લી માંદગીમાં બનતી સેવા કર્યા પછી, જ્યારે જોયું કે અંતિમ ઘડી આવી પહોંચી છે ત્યારે, એમની પથારી ઉપર બેસી મેં અત્યંત કરુણભાવે આખી ગીતાનું એકસામટું પારાયણ કર્યું. શ્લોકોનો અવાજ પિતાશ્રીને કાને પડતો હતો. એના અર્થનું ચિંતન કરવા જેટલું ભાન તેમને તે વખતે હતું કે નહિ એ સમજવા માટે મારી પાસે કશું સાધન ન હતું, પણ ગીતાના શ્લોકો તે ગંભીર ઘડીએ મારા હૃદય પર તેજાબ જેવી અસર કરતા હતા. તે દિવસે આખી ગીતા એકસામટી એકાગ્રતાથી વાંચતાં મને ગીતાનો બોધ થયો અને જે ક્ષણે પિતાશ્રીનું કૃપાછત્ર મારા માથા પરથી ખસ્યું તે જ ક્ષણે ગીતાનું બોધછત્ર મારા જીવન ઉપર ફેલાયું.

હું માનું છું કે તત્ત્વજ્ઞાન, તર્ક, ન્યાય અને દર્શનશાસ્ત્ર કરતાં માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર મને વધારે અપીલ કરે છે. ગીતાના અનેક અનુવાદો મેં વાંચ્યા, પણ કોઈની ટીકા કે ભાષ્ય મેં સળંગસૂત્ર વાંચ્યું નથી. અર્થ કરતો જાઉં અને પોતાના માનસિક, બૌદ્ધિક અને હાર્દિક ઘડતર પ્રમાણે એનો બોધ લેતો જાઉં. આ રીતે ગીતાનો પરિચય થયા પછી જ મેં ભાષ્યો અને ટીકાગ્રંથો હાથમાં લીધાં અને તેમાં પણ કામપૂરતા જ ભાગો વાંચી કાઢ્યા. એફ. ટી. બ્રૂકસના નિબંધો, અરવિંદ ઘોષના નિબંધો, લોકમાન્યનું ગીતારહસ્ય, યુરોપિયન લોકોની ટીકાઓ વગેરે બધું ત્યારપછી આવ્યું. એટલે એમની મદદથી ગીતાને વધારે સમજતો છતો હું મારી પોતીકી જીવનદૃષ્ટિ બરાબર જાળવી શક્યો. મરાઠીમાં જેને 'બાળબોધ' કહે છે તે સીધી, સરળ અને હળવી દૃષ્ટિ રાખીને જ ગીતા સમજવાનો મેં પ્રયત્ન કર્યો છે. એમાં સાધકની દૃષ્ટિ અને સમાજસંગઠનની દૃષ્ટિ ગીતા સાથે વણાયલી છે એમ મેં જોયું છે.

કૉલેજમાંથી નીકળ્યો અને મને બિપિન પાલ તથા અરવિંદ ઘોષની રાષ્ટ્રીયતા વળગી. કમાણી કરીને ગૃહસ્થાશ્રમ ચલાવવાની ઇચ્છાનો મનમાં પરિપાક થાય તે પહેલાં જ રાષ્ટ્રસેવાનો સંકલ્પ, રાજકીય ક્રાંતિનો ઉન્માદ અને કેળવણીનું મિશન મને વળગ્યાં. એટલે ગીતા મારે માટે કેવળ એક આદર્શનો ધાર્મિક ગ્રંથ ન રહેતાં રોજનો સંદર્ભગ્રંથ (a book of reference) જેવી બની.

મારામાં વ્યવહારની ચતુરાઈ ઝાઝી નહિ, બાધાઈનું

સહેજસાજ પ્રમાણુ ખરું, અને લોકો જે દૃષ્ટિએ વિચાર કરે છે તે દૃષ્ટિએ વિચાર કરતાં આવડે નહિ, એટલું જ નહિ પણ એનું મહત્ત્વ પણ હું સમજું નહિ, અને શિષ્ટાચારની રીતો નહિ કેળવેલી હોવાથી જ્યાં ત્યાં અણધારી મુશ્કેલીઓ ઊભી થતી. ગેર-સમજના શિકાર થવાથી મૂંઝવણો અનેકગણી વધતી. એવે વખતે એકમાત્ર આશરો અને આશ્વાસન ગીતા પાસેથી જ મળે. ગીતાના છ અધ્યાય વાંચવાનો નિયમ લાંબા વખત સુધી ચાલ્યો હતો. દીકરી જેમ માના ખોળામાં માથું મૂકી ડૂસકે ડૂસકે છૂટથી રડી શકે છે તેમ આખા દિવસની મૂંઝવણ ગીતાપાઠ વખતે હું ગીતામાતાના કાનમાં રેડતો અને આશ્વાસન મેળવી, હળવો થઈ, બીજા દિવસને માટે તૈયાર થતો.

સમાજની આખી ઘડી બદલાવી નવો જ સમાજ તૈયાર કરવાની ધેલછા જ્યારે મારી કલ્પના પર સવાર થઈ અને આદર્શ સમાજ કેવો હોય, એનાં ઘટકોનું માનસ કેવી રીતે ઘડાય એનાં દિવાસ્વપ્નો જ્યારે હું રચતો ત્યારે પણ ફરી ફરી ગીતા પાસે જવાનું મન થતું. એમાંથી મેં મારું ગીતાનું સમાજશાસ્ત્ર ગોઠવી કાઢ્યું, તેનું વિવેચન વાચકોને આ ગ્રંથમાં કંટાળો આવે એટલી વાર ફરી ફરી વર્ણવેલું જડશે.

આટલું આત્મવૃત્ત સાંભળ્યા પછી અથવા જાણ્યા પછી અગર કોઈ મને પૂછે કે ગીતાની જો આટલી અસર તમારા ઉપર થઈ છે તો તમે સત્પુરુષ થયા જ હશો, તો હું કશા સંકોચ કે વિનય વગર કહીશ કે હું સત્પુરુષ થયો નથી. દુનિયામાં અસંખ્ય ખોડોવાળા લોકો હોય છે તેવો જ હું રહ્યો છું. પણ જેવો છું તેમાંથી સારા અંશને માટે ગીતા અને ગીતાતુલ્ય વ્યક્તિઓનો સત્સંગ જ આભારી છે. જીવનની દિશા નક્કી કરવામાં મૂંઝવણ રહે નહિ, ઇષ્ટ શું અને અનિષ્ટ શું એના નિર્ણયમાં અનિશ્ચય રહે નહિ અને જેમ મન સાથે નક્કી કર્યું હોય તે જ રીતે જીવન ઘડતાં આવડ્યું તો માણસ જીત્યો કહેવાય. આમાંની છેલ્લી કસોટી સૌથી આકરી છે અને એમાં જ ગીતાની મહત્તા સમાયલી છે. બધી રીતે શિખામણ આપતાં છતાં, વખતોવખત જાગૃત કરતાં છતાં, ગીતા કોઈનું સ્વાતંત્ર્ય હણતી નથી. ગીતા કહે છે કે સંસિદ્ધિ અનેક જન્મને પરિણામે મળે તોય શું? કાલ નિરવધિ છે અને બધા અનુભવમાંથી પસાર થતાં જીવન સમૃદ્ધ જ થાય છે. ઉતાવળે ઉતાવળે છેલ્લે પગથિયે કૂદીને બેસવામાં આનંદ ભલે હોય, પણ તેથી જીવન અને એનો અનુભવ નક્કર થતાં નથી.

મારી પ્રગતિ જો ઉતાવળે ન થાય, સામાન્ય માણસ વચ્ચે સામાન્ય માણસ જેવો જ થઈને રહું, અને એની અંદર જીવન-તત્ત્વનું આકલન થઈ શકે તો હું સંતોષ માનીશ. બાકી એક વાર જ્ઞાનનું બીજ વવાયું એટલે જેટલી વાર આપણે નાસીપાસ થઈએ છીએ તેથીયે વધારે વાર આપણને ફરી ઊઠવાની અને દોડવાની હિંમત મળવાની જ. ગીતાનું અનુશીલન કર્યા છતાં જીવનનું અનુશીલન જો કાચું હોય તો એ ગીતાનો વાંક નથી જેમ ગીતાનો અર્થ સમજવામાં ઉમર પરત્વે અને અનુભવ પરત્વે ક્રમ બંધાયો તેવી જ રીતે ગીતાની શિખામણ અમલમાં મૂકવામાં પણ પ્રયત્નની ઉત્કટતા પ્રમાણે ક્રમ બંધાય છે. જે ગીતા વાંચીને શંકરાચાર્ય શંકરાચાર્ય થયા અને ગાંધીજી મહાત્મા થયા તે જ ગીતા આપણે સૌ કોઈ વાંચીએ છીએ. ગીતાની શિખામણ વધુ ને વધુ ઊંડાણમાં જઈને સમજવી એ એક વસ્તુ છે અને એ ઊંડી દૃષ્ટિ કેળવ્યા પછી પણ તે પ્રમાણે તરત જીવન ઘડવાની ધગશ ધરાવવી એ જુદી વસ્તુ છે. દરેકનો વેગ જુદો.

આ જીવનશક્તિ કેળવવા માટે કેવળ ગીતાનું અધ્યયન, મનન અને ચિંતન બસ નથી. એમાં તો આપપ્રયત્ન અને પ્રભુકૃપા બન્નેની આવશ્યકતા છે. આપપ્રયત્ન હશે તો પ્રભુકૃપા થશે જ એમ ક્યાંય કહેલું નથી, પણ આપપ્રયત્ન ન હોય તો પ્રભુકૃપા થવાની જ નથી એટલું દરેક સાધકે ઠોકીઠોકીને કહ્યું છે. પ્રયત્નશિથિલ અને મંદોત્સાહ માણસ માટે આધ્યાત્મિક સિદ્ધિ નથી એ ચોક્કસ છે.

જ્યારથી ગીતાપાઠ શરૂ કર્યો ત્યારથી દરેક અધ્યાયને અંતે શબ્દો વાંચતો આવ્યો છું : इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु, ब्रह्मविद्यायां, योगशास्त्रे, श्रीकृष्णार्जुनसंवादे, અમુક નામનો અમુક અધ્યાય પૂરો થાય છે. એનો અર્થ

કરવા જતાં પ્રથમ ખબર પડી કે ગીતા એ એક ઉપનિષદ છે, ગીતા એ નામ નથી પણ ઉપનિષદનું વિશેષણ છે. શ્રીમદ્ ભગવાને ગાયેલી ઉપનિષદ એ એનું નામ (उपनिषद् શબ્દ સ્ત્રીલિંગી છે). ગીતા આધ્યાત્મિક વિદ્યા પણ છે અને જીવનયોગનું શાસ્ત્ર પણ છે. વિદ્યા તરીકે એનું નામ છે 'બ્રહ્મવિદ્યા' અને શાસ્ત્ર તરીકે એ કહેવાય છે 'યોગશાસ્ત્ર.' ગીતા એ ઉપનિષદ છે એમ જાણવામાં આવવાથી ઉપનિષદ શી વસ્તુ છે એની શોધ મનમાં જાગી. ગીતામાહાત્મ્યમાં એક રસાળ શ્લોક છે, જે કહે છે કે તમામ ઉપનિષદો એ ગાયો છે, શ્રીકૃષ્ણ એમને દોહનાર ગોવાળિયા છે, પાર્થ જેવા વાછરડાને જોઈને એ ગાયોને પોતાનું પાસું છોડવાનું મન થયું, એમનું દૂધ તે ગીતામૃત અને એ પીવા માટે ભેગા થયેલા એ બધા સુધી એટલે સદ્બુદ્ધિવાળા ભક્તજનો. કવિની ભાષામાં એટલું જ સુચવાયું છે કે ગીતા એ ઉપનિષદોનો નિચોડ છે.

આટલું જાણ્યા પછી ઉપનિષદો એ શી વસ્તુ છે એ જાણવાની ઇચ્છા પેદા થવી સ્વાભાવિક હતી. મેં એક એક કરીને બધી ઉપનિષદો વાંચી કાઢી. એમની અસર તો મારા ઉપર ગીતા કરતાંયે વધારે થઈ. ઉપનિષદોના વાચનથી ગીતાનું આધ્યાત્મિક વાતાવરણ સમજાયું. એ કાળના મારા પૂર્વજો કઈ શોધમાં હતા, એમનાં જીવનની ભવ્યતા કેટલી હતી એનો ખ્યાલ ઉપનિષદ વાંચીને જ આવ્યો. યુરોપિયન લોકને માટે અફલાતૂનના સંવાદો જે કાર્ય કરે છે તે જ કાર્ય આપણા લોકો માટે ઔપનિષદ વાણી કરે છે. સ્વામી વિવેકાનંદ, કવીંદ્ર રવિબાબુ, એમના પિતાશ્રી મહર્ષિ દેવેન્દ્રનાથ, કવિનાં મોટાભાઈ દ્વિજેન્દ્રનાથ, બધા જ ઉપનિષદ ઉપર કેમ વારી જાય છે એ સમજતાં એક ક્ષણની પણ વાર ન લાગી. (દુઃખની વાત છે કે અંગ્રેજીમાં જેમ પ્લેટોના સંવાદોના ઉત્કૃષ્ટ અનુવાદો મળે છે તેમ આપણી ભાષામાં પ્રધાન તેર ઉપનિષદોના પણ નિર્દોષ અને ગુણાઢ્ય સંવાદો હજી તૈયાર થયા નથી. આપણા લોકોએ અંગ્રેજીમાં ઉત્તમોત્તમ અનુવાદો કર્યા છે ખરા, પણ દુનિયાના આ સર્વશ્રેષ્ઠ સાહિત્યના આદર્શ અનુવાદ આપણી દેશી ભાષાઓમાં થયા નથી એ લાંછન હજીયે ધોવાયું નથી.)

માણસ જો ગીતા પ્રથમ વાંચી લે તો ઉપનિષદનું અધ્યયન કરવાની ઉત્તમ પૂર્વતૈયારી થઈ ગણાય. પણ એ રીતે ઉપનિષદનું અધ્યયન કર્યા પછી જ ગીતાની વિચારપદ્ધતિનું સાચું આકલન થઈ શકે છે. ઉપનિષદ માટે ગીતા અને ગીતા માટે ઉપનિષદ એવું અધ્યયન ફરી ફરી થવું જોઈએ. આ બે ગ્રંથો परस्परं भावयंतः નો યજ્ઞધર્મ બરાબર જાણે છે અને પાળે છે.

ઉપનિષદ એ જેમ ગીતાની આધ્યાત્મિક ભૂમિકા છે તેમ જ મહાભારત એ એ ગ્રંથની ઐતિહાસિક ધરતી ( back ground ) છે. એ પણ જાણેલી તપાસેલી હોય તો ગીતાનું કાવ્ય અને ગીતાનો ઉદ્દેશ સમજવામાં ઘણી મદદ થાય છે. મહાભારત વાંચ્યા પછી જ ગીતાના પહેલાઅધ્યાયમાંઆવેલા ભારતકાવ્યની વ્યક્તિનાં નામો જીવતાં થાય છે. ગીતા વાંચતાં આપણને એટલી જ ખબર પડે છે કે સાત્યકિ અપરાજિત હતો પણ જ્યારે મહાભારત અથથી ઇતિ સુધી વાંચીએ છીએ ત્યારે સાત્યકિનું આખું વ્યક્તિત્વ અને એનો સ્વતંત્ર મિજાજ અને પ્રસંગે સળગી ઊઠતો એનો પુણ્યપ્રકોપ નજર આગળ પ્રત્યક્ષ થાય છે, પણ એટલું કહેવું જોઈશે કે જેમ ઉપનિષદો વાંચવાથી ગીતા ઉપર પ્રકાશ પડે છે તેમ મહાભારત વાંચવાને કારણે ગીતા ઉપર વિશેષ પ્રકાશ પડતો નથી, પણ ઊલટું ગીતાના અધ્યયનથી મહાભારતના આખા સંવિધાન ઉપર અને એના વિરાટ, વિશાળ અને વિપુલ વાતાવરણ ઉપર સર્ચલાઈટ જેવો પ્રકાશ પડે છે. વ્યાસના મહાભારતમાં ગીતા એ એ ગ્રંથની આંખ છે અથવા માહાત્મ્યકારની ભાષામાં કહીએ તો ભારતીય જીવનનું તેલ મહાભારત છે અને એ તેલ લઈને સળગાવેલો જ્ઞાનપ્રદીપ તે ભગવદ્‌ગીતા છે.

જ્યારે મહાભારતનું અધ્યયન કર્યું ત્યારે ગીતાનું પરિશીલન સંપૂર્ણ થયું એવો સંતોષ થયો.

ગીતા પરના તમામ ભાષ્યો અને દેશી તથા પરદેશી વિદ્વાનોએ ગીતાની કરેલી મીમાંસા એ બધાનું ઊંડું અધ્યયન કરવાની જરૂર છે એ બધી વસ્તુઓ સહેજસાજ જોવાથી પણ વિસ્મય થાય છે કે સાતસો શ્લોકના આ નાનકડા સંવાદે કેટલી અદ્‌ભુત અને ચમત્કારી અસર દુનિયા ઉપર કરી છે! અને હજીયે એ ગ્રંથ ક્ષીણ કે ઘરડો થતો નથી એની નવી નવી અસર એ પુરાણપુરુષની અચિંત્ય અસરની પેઠે વધતી જ જાય છે

ખરેખર ગીતા એ એક જગદ્‌ગુરુની જીવતી વાણી છે

૧૬–૬–'૪૦



# અંધાર

અંધારને ઓળખ આપવી શી?
વ્યાપી રહ્યો એ જગને સીમાડે,
એના ભણીયે નિજ મીટ માંડવી
ઘટે જરી, અંતરના ઉજાસમાં
ઓ માનવી! તું નિત હર્ષઘેલો
રાચી રહે, કિન્તુ જરીક ખોલી
જો આંખડી–તાહરી પાસ કેવા
મચી રહ્યા યુદ્ધ તમિસ્રકેરા! ૮

રહ્યોસહ્યો સાન્ધ્યનલે ઉજાસ
ઘેરી લહે નિષ્ઠુર આસપાસ,
ને ઝૂઝતા તારક, ચન્દ્ર એને
વિદારવા કિન્તુ ન એ ડગે જરી,
સામ્રાજ્ય એ વિશ્વમહીં પ્રસારી
હસી રહે તાંડવનૃત્યધારી! ૧૪

પરંતુ એ તાંડવ, પાશવી લીલા
પિછાનતો, મૂછ મહીં હસતો
પ્રાચી મહીં કોઈ પવિત્ર આત્મા
ઊગે, તદા વિશ્વ મહીં પ્રકાશથી
રેલી રહે પૂર પ્રસન્નતાના! ૧૯

અંધારથી એ ડરવું જરી ના,
થવું વળી ના કદીયે હતાશ,
આ રાત જાગી રહું અંધકારે,
પછી થવાનું નવલું પ્રભાત!
ને માનવી ને પશુમાત્ર, પંખી
થશે તદા જાગ્રત, આત્મ કેરા
વધાવવા મંગલ આભિજાત્ય! ૨૬

હરિલાલ પંડ્યા

# ઉષા ઊગી

શ્રી. હરજીવન સોમૈયા

[આ વાર્તાનો પૂરો આસ્વાદ લેવા માટે પ્રથમ આટલું સમજવું જરૂરી છે. આર્યોનું આદિ નિવાસસ્થાન ઉત્તરધ્રુવપ્રદેશમાં ક્યાંક હતું એવી માન્યતા પર આ વાર્તા લખી છે. ઉત્તરધ્રુવપ્રદેશમાં સૂર્ય આથમ્યા વિના લાગલાગટ છ–સાત મહિના પ્રકાશે છે. વેદમાં સૂર્યના સાત અશ્વોની કલ્પના આ પરથી જ થઈ છે. પૃથ્વી પોતાની ધરી ઉપર ફરતાં ફરતાં સૂર્યની પ્રદક્ષિણા કરે છે તેથી રાત-દિવસ બને છે. પૃથ્વીના ગોળા ઉપર મધ્યભાગે વસતી સૃષ્ટિ જ્યારે તેઓના વસવાટની ભૂમિ સૂર્ય સામે હોય ત્યારે દિવસ જુએ છે અને પૃથ્વી બીજી તરફ ફરી જતાં સૂર્ય એમની સામે નથી રહેતો ત્યારે રાત્રિ જાણે છે. ઉત્તરધ્રુવપ્રદેશ પૃથ્વીના માથા પરનો ભાગ હોઈ ત્યાં વસતી સૃષ્ટિ આકાશના એક સંપૂર્ણ ભાગને ચોવીસે કલાક જુએ છે એટલે જ્યારે સૂર્ય એ ભાગમાં હોય ત્યારે તે ત્યાં રહેનારને ચોવીસે કલાક દેખાય. પૃથ્વી સૂર્યની આસપાસ એક વર્ષમાં એક વાર ફરી લે છે. એની ફરવાની દિશા ત્રાંસી હોઈ અમુક કાળ સુધી સૂર્ય તેના ઉત્તર–આકાશમાં રહે. જેટલો સમય સૂર્ય દક્ષિણ–આકાશમાં રહે તેટલો સમય ઉત્તરધ્રુવપ્રદેશમાં અંધારું રહે. એ સમયે દક્ષિણધ્રુવમાં છ મહિનાનો દિવસ હોય છે, પણ સૂર્ય દક્ષિણમાં જતાં જતાં તેનાં કિરણોનું વક્રીભવન આકાશમાં ફેલાયેલું રહે છે. આ વક્રીભવન તે ઉષા અને સંધ્યા. પૃથ્વીના મધ્યપ્રદેશમાં ઉષા–સંધ્યાનો સમય પણ દિવસની પેઠે ટૂંકો હોય છે, જ્યારે ઉત્તરધ્રુવપ્રદેશમાં જ્યાં સુધી સૂર્ય છેક દક્ષિણ ગોલાર્ધમાં ન ચાલ્યો જાય અને તેનાં કિરણોનું પ્રતિબિંબ પણ ન દેખાય ત્યાં સુધી ઉષા અને સંધ્યા ત્યાં રહે છે. આમ ઉષા લગભગ દોઢ મહિનો અને સંધ્યા પણ એટલો જ સમય રહે છે. સૂર્ય ન હોય ત્યારે ચોવીસે કલાક તારાઓ પ્રકાશ આપે છે. પૂર્ણતઃ રાત્રિ–ચોવીસે કલાકની રાત્રિ–નો સમય આ ગણતરીએ અઢી મહિનાથી વધારે નથી હોતો.

વાર્તાની અંદર 'સૂર્ય ક્ષિતિજને પ્રદક્ષિણા લે છે, ઉષા–સંધ્યા પોતાના પાલને ચકરડી ફેરવે છે' એવા જે વાક્યપ્રયોગો છે તેનો અર્થ આમ સમજી શકાય કે, સૂર્ય ઉત્તરધ્રુવપ્રદેશના વાસીઓને ક્ષિતિજ ઉપર જ ફરતો દેખાય છે અને ઉષા–સંધ્યા–તારાઓ પણ એ રીતે ક્ષિતિજ પર ગોળ ફરતાં જ દેખાય.

આપણને તો વસંતનો કેટલો આનંદ! પણ ચાર ચાર માસથી સૂર્યનાં દર્શન ન મળ્યાં હોય એવી સ્થિતિમાં સૂર્ય ફરી દર્શન આપવા આવે છે એવી આગાહી કરતી ઉષાનો લાંબો કાળ ઉત્તરધ્રુવ-પ્રદેશવાસીઓને કેટલો આનંદ આપે તેની કલ્પના કરવી જોઈએ. ઉષાનું દોઢ માસનું જીવન અને પછી સૂર્યદર્શનના પ્રથમના થોડા દિવસ–એ બે મહિના વસંતના ગણાય. એ સાચી વસંત. એ સાચી વસંત-નો આનંદ અનેરો જ હોવો જોઈએ.

વાર્તામાં સૂર્ય પશ્ચિમમાં નહિ પણ પાતાલદિશામાં ગયો એમ આવે છે, તેનું કારણ એ કે સૂર્ય ઉત્તરધ્રુવપ્રદેશમાં પૃથ્વીના મધ્યપ્રદેશની પેઠે પશ્ચિમમાં લુપ્ત નથી થતો પણ નીચેની દિશામાં ચાલ્યો જતો દેખાય છે. સૂર્ય ચોવીસે કલાક ક્ષિતિજ પર ફરતો હોય ત્યાં તે ક્યાંથી ઊગે છે અને ક્યાં આથમે છે એ કઈ રીતે કહેવું? એટલે પૂર્વ–પશ્ચિમ જેવું ત્યાં હોતું જ નથી.

આ સિવાય વાર્તામાં આર્યોની તે કાળની–તે પ્રદેશની રહેણીકરણી આવે છે તે તો વાર્તા જ સમજાવશે.

હ.]

**આકાશની** કિનારી પર વિશાખા નક્ષત્રે વર્ષમાં પ્રથમ વાર દર્શન આપ્યું અને પ્રાસાદમકડે ચડીને આર્યોની કુલવધૂઓએ એનું સ્વાગત કરતાં હર્ષનું સ્તોત્ર ગાયું :

"આવો સંધ્યાની પરિચારિકા, તમારું શુભાગમન! અને તમારા બંધુને–અમારા કંથને અટવી અટવીની કુંજે અમારું સ્મરણ આપી અમારી પાસે આવવા પ્રેરો.

તેઓ વિદાય–સમયે સહસ્ર ધેનુ સાથે ગયા હતા, હવે અમે તેમનું લક્ષ ધેનુઓ સાથે પૂજન કરીશું.

તેઓ જાણે છે કે હવે તેમણે તેમના ઘરમાં નવા આવનારા કુલતિલકને નવી ધેનુઓનાં પુષ્ટ દૂધ પાવાં છે.

આવો સંધ્યાની પરિચારિકા, શુભાગમન તમારું! કારણ કે તમારા દર્શને તેમને અમારું સ્મરણ થશે અને તેઓ ઘર તરફ આવવા વળશે. તમે સંધ્યાને લાવો.

સંધ્યાનું સ્વાગત કરીએ! સંધ્યા અડી સદા રહો! સદા ન રહી શકો, તો દેવી, વિશાખાને તમારો ભૂમિ પર પથરાતો પાલવ ઉપાડવા દેજો, અષાઢાને તમારા વસ્ત્ર–અંબરની ટીપકીઓ બની લેવાનો લહાવો લેવા દેજો, પછી શ્રાવણના આશીર્વાદ મળ્યે જવું હોય તો જજો, પણ ત્યાં સુધી તો રહેજો જ.

તમે જોજો, અમે અમારા કંથ જોડે રમીને તમારી પેઠે જ કેમૂડારંગી બનીએ છીએ કે નહિ, તમારી સૌમ્યતા અમારામાં પણ પ્રગટે છે કે નહિ!

સંધ્યાની પરિચારિકા આવો! સંધ્યાને વિહરવા લાવો! સંધ્યાનું અમે સ્વાગત કરીએ છીએ."

ઋષિઓએ આજે સૂર્યયજ્ઞના સત્રનો પ્રારંભ આદર્યો. એમના યજમાનોનાં ક્ષેત્રોને ૧૯૪ દિનની ૧૯૪ પ્રદક્ષિણા કરીને સૂર્ય આજ વિદાય લેવાનો હતો એટલે એમણે ૧૯૪ યજ્ઞકુંડો રચ્યા, દરેક કુંડમાં ૧૯૮ અર્ઘ્ય આપ્યા અને "દેવોનું સ્વાસ્થ્ય રહો, દેવોનું રક્ષણ થાઓ, દેવો શયન અર્થે જાય છે, ચાર માસનું એમનું શયન એમને વધુ બલપ્રદ બનાવો અને ફરી અમારી પાસે પોતે પુનર્જાગૃતિ પામીને તેઓ આવો અને અમને તેજપુંજનો વર આપો" એવી ભાવના એમણે ગાઈ.

૧૯૪ દિવસ સુધી એક પણ દિવસ દૃષ્ટિપર થયા વિના અખંડ તેજ આપીને સૂર્ય આજે પાતાળદિશામાં જતો હતો. વૃદ્ધો એને વિખૂટા પડતા પ્રિયજનની વિદાય આપવા ગામના તળાવ પર એકઠા થયા. ઋષિઓ એને શાંતિબોધ કરવા તળાવે આવ્યા અને કુલવધૂઓ અંતરમાં આનંદની પુલકો સાથે એને વળાવવા આવી. સૂર્ય એમનાં હૈયાંને જોઈ ગયો અને બોલ્યો, "મારે જવું જ જોઈએ, કારણ કે મારી ગેરહાજરી હશે તો જ તમારા પ્રાણપતિઓને ઘેર આવવાનું બહાનું મળશે. તમને મારા જવાથી આનંદ થાય તેનો મને રોષ નથી, સુખી રહેજો."

સૂર્ય ગયો–ચાર મહિનાની નિદ્રા લેવા. "સુખી રહો!"નો ઘોષ આખી ગ્રામમંડલીએ કર્યો. અનેક ગ્રામોની વસતિએ એ જ સમયે એ ઘોષને ગગનમાં ચડાવ્યો. સ્વસ્તિકો બોલાયાં, ઋચાઓનું ગાન થયું, યજ્ઞકુંડમાંથી જ્વાળાઓ ઊંચી ચડી, આનંદધ્વનિ થયો.

સંધ્યાને આગમનનું સૂચન મળ્યું અને લાલ કંકુ ઉડાડતી એ આખા આસમાનમાં રાસ લેવા ચકરડી લઈને ચડી આવી. એના આગમનનાં નવાં સ્તોત્રો બોલાયાં, મૃદંગો બજ્યાં અને કુમારિકાઓ અને નવોઢાઓએ નૃત્ય કર્યાં.

મૃગશીર્ષનું શાસન મંડાતાં, અને સૂર્ય તપતો થતાં પત્નીઓને કૂલની રક્ષા સોંપી ધેનુ ચારવા દેશાન્તર કરી ગયેલા જુવાન પતિઓ સાડા છ મહિનાના લાંબા સત્ર પછી આજે ઘેર આવવા ઊપડ્યા. પહેલી સંધ્યા ઊગી અને તેના કંકુને ઝીલી લેવા ધેનુઓએ પોતાની ખરીઓથી પૃથ્વીની રજ ઊંચે ચડાવી. જુવાનોએ પોતાનાં ઉત્તરવસ્ત્રોની ધ્વજાઓ કરી ઊંચે ચડાવી અને ટોળાં વળી તેઓ ચાલ્યા.

ગ્રામોમાં તેમનાં સ્વાગતનાં પર્વો મંડાયાં અને ત્રણ સંધ્યાને આશીર્વાદ આપીને વિદાય આપી રહે તે પહેલાં તો બધા જુવાનો ઘેર પાછા પહોંચી આવ્યા.

જેમની પત્નીઓ હતી તેઓને તો તેમની પત્નીઓ હર્ષથી આંગળામાં આંગળાં ભેરવી આગળ આગળ દોડી

દોડી, પાછળ તેમને દોડાવતી દોડાવતી ઘર પાછળની વાટિકાઓમાં લઈ ગઈ. ત્યાં એમણે જતન કરી કેટલીયે લતાઓને ઉછેરી હતી, તેના મંડપમાં તેમને એ લાવી. ગાયો પોતાનાં ગોત્રોમાં એકલી એકલી ચાલી જઈને પુરાઈ ગઈ.

હજી થોડાક જુવાનિયાઓ પાછળ હતા. ગ્રામજનો જાણતા હતા કે ભાગોળે તેમની રાહ જોનાર કુળ-રક્ષિણી નહોતી. કુળરક્ષિણી શોધવાના દિવસો તો હજી આ આવ્યા. એમનાં માબાપોએ તળાવની પાળ ઉપર નજર નાખી. એક વડની વડવાઈઓની ઘટામાં કુમારિકાઓનું એક ટોળું ઊભું હતું. અધીરાઈ વિના હળવે હળવે અને તોફાન કરતા પાછળ ચાલ્યા આવતા એ જુવાનો અને આ કુમારિકાને નિઃસંકોચ મળી લેવા દેવા તેઓ હળવેથી પાછાં વળી ગયાં. ઋષિઓએ પણ આંખનાં અમી ઢાલવી એ કુમારિકા-ઓનાં ભાવિ સુખી સંસારની મનમાં ભાવના ભાવી એને તેઓ યજ્ઞમંડપમાં પાછા ચાલ્યા આવ્યા.

વડ નીચે સૌની પાછળ સંતાઈને એક મુગ્ધા ઊભી હતી. એની નજર નીચું જોઈને પણ સામે દૂર દૂર પહોંચવા મથતી હતી. એક જણીએ હળવે પગલે પાછળથી આવીને એની આંખો દાબી દીધી.

એ મુગ્ધા–કુમારિકાનાં અંગોએ એક તીવ્ર કંપ વ્યાપી ગયો. એના હોઠ ફફડયા પણ શબ્દ એકેય ન નીકળી શક્યો.

"કેમ અલી ચિત્રા, આટલામાં ગભરાઈ ગઈ? પાંચ ક્ષણો આંખો બંધ રહે તેય ખમાતું નથી? કેમ, તેંય એવો કોઈ શોધી રાખ્યો છે કે શું? અસારમાં? હજી તો પૂરી પંદર ઉપાય નથી જોઈ!"

ચિત્રા શરમથી નીચું જોઈ ગઈ. એનાં અંગો હજી ધ્રૂજતાં હતાં.

"અરે શાલિની–" દૂરથી આ તોફાની કુમા-રિકાના નામની બૂમ આવી. "ઓહ, અરે છોડ ઓ બીચારીને, કેમ વળી, પ્રેમને શું વચની જરૂર પડતી હશે! જો ને, તેં કેવી ગભરાવી મૂકી એને! એનાં અંગો ધ્રૂજે છે–જાણે નવવાયુની લહરમાં ખીલેલી કમલિનીની પાંખડીઓ ધ્રૂજે છે. પ્રેમનો હજી એને નવો સ્પર્શ થાય છે ને!"

"હા...હા...હા!" શાલિની મોટેથી હસી. "એ તો હું જાણતી જ હતી, સખી શુષમા! એમ ન હોય તો સૌ ગ્રામજનો ચાલ્યા ગયા છતાં એ અહીં શા માટે ઊભી રહે? પણ અલી ચિત્રા, કહે તો ખરી કે આ તેણની અમીધારા કોના માર્ગને તારી પાસે દોરી પડી રહી છે?"

"અરે એય શાલિની, મૂક ને બીચારીને! તનેય પ્રથમ જેના ઉપર પ્રેમ થયો ત્યારે તેં એનું નામ કોઈને આપ્યું હતું? ચાલ, જો હું કહું. એની આંખ તો બોલાવી રહી છે..." શુષમા શબ્દોને ધીમે ધીમે અને ચીપી ચીપીને બોલતી હતી. ચિત્રાએ નીચેથી એની તરફ છાની છાની નજર કરી અને આવનાર શબ્દને ઝીલવા કર્ણોને સતેજ કર્યા.

"વસુદત્તને!" શુષમાએ શબ્દોચ્ચાર કર્યો. ચિત્રાના ચિત્તે એકદમ એ શબ્દને પકડી હૈયામાં સંતાડી દીધો.

"વસુદત્ત!" શાલિની ચમકીને બોલી.

"હા, જો પણે સફેદ પાંબડીને માથે લાલ ફૂમતાં ઉડાડતો આવે. હાથમાં દૂધ જેવી ધવલ યષ્ટિ છે. એની ગાયો તો ક્યારનીયે ગોત્રમાં આવી ગઈ અને એ હજી હવે આવે છે. કેમ, શું જુએ છે? તનેય ગમી જાય એવો છે ને? હજાર હજાર ગાયોને એ એકલો ચરાવે છે. ગાયોને દોહતી વખતે ગાયોના આંચળોને પકડતાં એનાં આંગળાં તું જો તો તને લાગે કે આકાશગંગામાં ઉપર–નીચે ઉપર–નીચે એમ સરક સરક થતું મત્સ્યતારામંડળ. એ ચિત્રાના પિતાની પાસે અધ્યયન માટે રહેલો ને, ત્યાંથી ચિત્રાએ એને પોતાનું હૃદય આપી દીધું."

"અને વસુદત્તે..." શાલિની બોલી પણ બોલતાં બોલતાં એનો કંઠસ્વર ધ્રૂજતો હતો.

"કેમ રે અલી, સૂર્યે તો હજી આજે જ છેલ્લો અર્ઘ્ય લીધો, દંડીને આવવાને તો હજી બે મહિનાની

વાર છે, ત્યાં અત્યારથી જ કેમ તારી દાઢી ડગડગે છે?"

"અમસ્થું, એ તો જરા થયું, જો વસુદત્તને એની ખબર નહિ હોય તો વસુદત્તનું હૃદય એ હૃદય ઝીલવા આગળ કેમ આવશે?...તો...મને આ આશંકાની જરા કંપારી આવી." શાલિની બોલી.

"તારી આશંકા સાચી છે. વસુદત્ત તો બીચારો સાવ ભોળો છે. એને કોઈ કુમારિકાના હૃદયની ખબર જ પડે એમ નથી."

"અને હાં અલી, ચિત્રા તો એની ગુરુકન્યા-એટલે બેન જ. બેનની સાથે પરણવાનો એનાથી વિચાર જ કેમ થઈ શકે? બેનમાં વધૂભાવ કેમ ઊગે?" શાલિની બોલી. પણ શાલિનીનું વાક્ય પૂરું થાય ત્યાં જ ચિત્રાના ગળામાંથી એક ચીસ નીકળી ગઈ અને એ બેભાન થઈને જમીન પર પડી. એની ચીસ સાંભળતાં જ સહુ કુમારિકાઓનું એની તરફ ધ્યાન ગયું. સૌ દોડી. શુષમા સૌથી આગળ હતી. શાલિની સૌની પાછળ ધીમે ધીમે આવતી હતી.

"અરે અલીઓ, શું જુઓ છો? આ તળાવ ભર્યું છે અને કોઈને પાણી પણ લાવવાનું સૂઝતું નથી? જાઓ, જાઓ, ત્વરાથી પાણી લાવો." શુષમાએ હુકમ છોડ્યો.

એક-બે કુમારિકાઓ પાલવ ભીંજવીને પાણી લાવી. શુષમાએ ચિત્રાની આંખોએ પાણી છાંટ્યું અને પોતાના પાલવથી એને પવન નાખવા લાગી. "અરે શાલિની," એણે શાલિનીને બૂમ મારી. શાલિની એની પાછળ જ નીચું જોઈને ઊભી હતી. "તારી વાતથી જ ચિત્રાને મૂર્છા આવી હતી. આવ દુષ્ટ, અહીં બેસ, પવન નાખ આને. તારા દોષની શિક્ષા હું કંઈ ભોગવવાની? બેસ, નીચે બેસ, લે, ખોળામાં માથું લે. એમ નહિ, પવન આમ નાખ." ચિત્રાની આંખો હવે ખુલ્લી હતી.

શુષમા ઊભી થઈ ગઈ અને શાલિની ચિત્રાને પવન નાખવા લાગી. બીજી કુમારિકાઓ હસતી હસતી એને જોઈ રહી. "અહા બેન! જો તો ખરી, આ ચિત્રા જેવી તો કોઈ જોઈ નહિ. વસુદત્ત તો એનો આવો પ્રેમ જોઈને ગાંડો જ બની જવાનો!" જાગેલી ચિત્રાને આનંદમાં લાવવા સૌ મીઠી મીઠી મશ્કરીઓ કરતી હતી, અને ચિત્રાનું હૃદય એથી ખરેખર સ્વસ્થ બનતુ જતું હતુ. પણ એના ચહેરા પર પાછા વળતા આનંદના ભાવોને જોઈ શાલિનીનું અંતર ગૂંગળાઈ જતુ હતુ. ત્યાં તો, એકાએક પવનનો વંટોળ આવે અને ફૂલનો ઢગલો એકદમ ઊડીને ફૂલો વીખરાઈ જાય તેમ, કુમારિકાઓનું ટોળું ઊડયુ. યુવાનો નજીક આવી ગયા હતા અને એમાંના એક એક ઉપર એક એક કુમારિકાએ તીણી દૃષ્ટિ ફેંકીને, તળાવ પરનાં વૃક્ષો વચ્ચે બનેલી કુંજો અને લતામંડપોમાં સંતાઈ જવા તેઓ નાસી. સામેથી આવતા યુવાનોએ પણ પોતાની પ્રિયપાત્રીની દિશાને જોઈ લીધી અને તે તરફ તેઓ વળી ગયા. વડલા નીચે થોડી કુમારિકાઓ ઊભી રહી હતી. તેઓ હજી મુગ્ધા હતી. તેઓ તો માત્ર જુવાનોને જોવા જ આવી હતી. નાનકડું ટોળું વળી શરમથી નીચું જોઈને તેઓ મોટા થડની પાછળ ઊભી રહી સામેથી પણ કેટલાક જુવાનો આ તરફ ચાલ્યા આવતા હતા. તેમનાં દિલમાં પણ કોઈ કુમારિકા હજી પ્રવેશી નહોતી. તેઓ લાગતા હતા હજી તોફાની કુમારો જેવા, પણ એમની વચ્ચે ડોસો લાગતો વસુદત્ત હતો. વસુદત્તે કુંજો તરફ ઊડી જતી પરીઓની પાછળ ઊડતા પાલવોને જોયા હતા, પણ તેમાં કોઈનો પાલવમાં શાલિનીના પાલવનો પીળો રંગ નહોતો. એ નિરાશ થયો હતો પણ અંતરમાં તરત એક બીજી પણ મૂર્તિ ખડી થઈ ગઈ અને એના અંતરે ઊંડી શાંતિ અનુભવી. અત્યારે તો એ સીધો ઘેર જ જશે, પણ પછી આરામ કર્યા બાદ ગુરુને ઘેર જશે ત્યારે પર્ણકુટિના વાંસની પાછળ બે નમણી આંખો એને નિહાળી રહી હશે, એ કલ્પના આવતાં એને અંગે મૃદુ ભાવોનો શાંત રોમાંચ ઊઠ્યો. એ શાંતિથી બધાની સાથે ચાલ્યો.

"અરે વસુદત્ત, આપણા આ સાથીઓ આમ એકાએક ક્યાં ઊપડી ગયા? બીજાઓ કરતાં તો આપણે ઘણા મોડા છીએ જ, પણ આ લોકો તો આપણા કરતાય મોડા પડવાના. એમની માતાઓ એમને

માટે દૂધના કટોરા તૈયાર લઈને ઊભી હશે તે દૂધનાં ફીણું પણ શમી જશે અને દૂધ ઠંડું થઈ જશે. એક એક અયન (છ માસ) જંગલોમાં ફર્યા છતાં વનની માયા એમનાથી છૂટી શકતી નહિ હોય શું ?" એક કુમારે પૂછ્યું.

"માના પ્રેમ કરતાં એમને વનનો પ્રેમ વધુ ખેંચતો હશે." વસુદત્તે કહ્યું. આ બોલતાં જ વસુદત્તની નજરે તળાવની પાળ પર બેઠેલી શાલિની અને ચિત્રાને જોઈ. એણે એમને દૂરથી પારખી નહિ. "ત્યાં કોઈ બે કન્યાઓ બેઠી છે, એકના ખોળામાં બીજી સૂતી છે એટલે જણાય છે કે તેઓ કંઈક મુશ્કેલીમાં હશે. ચાલો જલદી એ તરફ." એ બોલ્યો.

સૌ દોડીને વડલા નીચે આવ્યા. શાલિનીના ખોળામાં ચિત્રાને સૂતેલી જોતાં વસુદત્ત ચમકીને એક ડગલું પાછળ હટી ગયો. શાલિનીનું હૃદય વસુદત્તને જોતાં એને ભેટવા એકદમ ઊછળી આવ્યું. ચિત્રાનું મસ્તક પોતાના ખોળાની નીચે મૂકી દઈ ઊભી થઈ જવાને એની હથેળીઓએ ચિત્રાના માથાને જરા ઊંચક્યું પણ ખરું, પણ ત્યાં તો ચિત્રા જ એકદમ ઊભી થઈ ગઈ અને "વસુ–"

ચિત્રા 'વસુદત્ત' એમ બોલવા ગઈ પણ એકાએક એનો આવેગ પાછો પડી ગયો. એના કાનમાં શાલિનીના શબ્દો ઝણઝણ્યા: વસુદત્ત એનો પ્રેમ કેમ સ્વીકારશે? પોતે તો એની ગુરુકન્યા–બેન–છે. એને લાગ્યું કે એનું માથું ફરી રહ્યું છે, એનાથી મૂર્છિત થઈ જવાશે. વસુદત્તની સામે એ દૃશ્ય ભજવાય એ કેટલું ખરાબ! એ ગાંડીની પેઠે પીઠ ફેરવીને દોડી, દોડતી દોડતી એ ગ્રામની સીમાબંધિની વાડ પાછળ અદૃશ્ય થઈ ગઈ. વસુદત્ત અને અન્ય કુમારો એની પાછળ જોઈ જ રહ્યા. કોઈને સમજ ન પડી કે એને એકાએક શું થયું. વસુદત્ત ઊભો જ રહી ગયો. સાથી-કુમારોએ કહ્યું, "કેમ વસુદત્ત, કેમ ઊભો રહી ગયો? ચાલ, મોડું નથી થતું?"

વસુદત્તે માત્ર એટલું જ કહ્યું: "તમે જાઓ."

કુમારો ચાલ્યા ગયા. એક કેડી પર કુમારિકાઓનું પણ એક નાનું ટોળુ જતું દેખાતું હતું.

તળાવના પાણી પર ધીમા ધીમા સૂરો લહેરાતા હતા. પવનમાં મંજરીઓની સુવાસ ફેલાતી હતી. તળાવ પરની કુંજોમાં યુવક–યુવતીઓ સ્થાન પસંદ કરીને મૂક પ્રેમગોષ્ઠિ કરતાં હતાં, અને અહીં વડ નીચે વસુદત્ત નીચે જોઈ કશુંક વિચારતો શાંત મુદ્રા ધારણ કરીને ઊભો હતો. એનાથી બે જ ડગલાં દૂર વડના થડને અઢેલીને શાલિની ઊભી હતી. નીચી ઢળેલી એની આંખોનાં કિરણ તો વસુદત્તના પગના અંગૂઠાને જ નીરખી રહ્યાં હતાં અને બંધ થયેલ કાનો વસુદત્તના ઉપવસ્ત્રનો જ આછો ફફડાટ સાંભળી રહ્યા હતા.

ધીમે ધીમે શાલિની આગળ આવી. ધ્રૂજતાં ધ્રૂજતાં હળવેથી ઊંચો કરીને એણે પોતાનો એક હાથ વસુદત્તના ખભા પર મૂક્યો. વસુદત્તે ચમકીને ઊંચુ જોયું.

"મનને ચિત્રા જ ભાવી ગઈ છે?"

"હાં, નહિ નહિ, શાલિની! શાલિની!" વસુદત્તે શાલિનીનો હાથ પોતાને ખભેથી ઉતારીને હાથમાં લઈ લીધો.

"એ તો ગુરુકન્યા–!"

"હા શાલિની, ચિત્રા તો–"

"ઓહ, વસુદત્ત, જો તું મને તરછોડી દે તો મારું શું થાય, એની તને ખબર છે ખરી?" શાલિની બોલી.

"નહિ નહિ, નહિ શાલિની! હું તને તરછોડું? નહિ નહિ. ઓહ, ચાલો કોઈ કુંજમાં સંતાઈ જઈએ, અહીં ખુલ્લામાં પ્રેમગોષ્ઠિ કરવી સારી નહિ."

"વસુદત્ત!" હોઠમાંથી અમૃતબિંદુ સરી જતાં તેને ચાટીને પાછું મોંમાં લઈ લેતી હોય તેમ શાલિનીએ વસુદત્તના નામનો ઉચ્ચાર કર્યો અને એનો હાથ પકડીને બાજુની કુંજમાંની એક ખાલી રહેલી વેલ–માંડવીમાં એને દોરવી ગઈ. વસુદત્તના હૃદય

પરથી પણ ચાર ક્ષણ પહેલાંના ભાવો સરી ગયા અને શાલિની ત્યાં પુનઃસ્થાપિત થઈ.

સંધ્યા જેમ જેમ પોતાનો રાસ ચગવતી ગઈ તેમ યૌવનમાં પ્રવેશતાં યુવાન-યુવતીઓનાં હૈયાંની દોરીઓ એકમેકમાં ઘટ્ટ અને વધુ ઘટ્ટ ગૂંથાતી ગઈ, તેમ તેમ ઋષિઓના યજ્ઞકુંડોની જ્વાળાઓ વધુ ને વધુ રંગે ચમકાવતી વધુ ને વધુ ઊંચે ચડતી ગઈ. સંધ્યાને તો રાસ રમતાં રમતાં થાક ચડવા લાગ્યો. એ નીચે બેસી જવા લાગી. શ્રાવણ બેસતાં તો એ તારામંડળોને ચમકાવીને દીર્ઘરાત્રિના પડદા પાછળ સરકી ગઈ; પણ યૌવનમસ્તોની મસ્તી તો ચગી તે ચગી, તારાઓના ચમકારાઓમાં તો એ વધુ ચમકમાં આવી-ઋષિઓનાં સ્તવનો અને પ્રાર્થનાના સૂરોની સાથે એ બલવત્તર બની.

રાત્રિ-ઘોર રાત્રિ! આશ્વિનથી* શરૂ થયેલી રાત્રિ હવે તો મૃગશીર્ષમાં જ વિરમે. તારામંડલોની પોણી શતક પ્રદક્ષિણા પછી ઉષાનું આગમન થાય. તારાઓ તો ચમકતા હતા પણ તે ચિત્રાને માટે નહિ. ચિત્રાના હૃદયમાં તો તારાવિહીન ઘનાચ્છાદિત તિમિર ઘોર રાત્રિ સિવાય કશું નહોતું. તારાના પ્રકાશમાં કૃષિકારો ધાન્યના કોંટાઓથી ભરેલી ભૂમિનું પાલન કરી શકતા હતા, ઋષિઓ યજ્ઞકુંડની જ્વાળાઓમાં પોતાના શુદ્ધ તપને જોઈ શકતા હતા, કલાકારો બારણે દીપિકોત્સવ રચીને ચિત્રો તૈયાર કરતા હતા, પણ ચિત્રાના હૃદયને રક્ષનારું કોઈ તેજ હજી આવ્યું નહોતું. વસુદત્ત પિતાને મળવા આવતો ત્યારે એ વાંસની પાછળ સંતાઈને એનાં ચાલ્યાં જતાં પગલાંને નીરખી રહેતી, પણ એની આંખોનાં આછાં તેજ વસુદત્તની આંખોને ખેંચી શકતાં નહોતાં. હૃદયના ફફડાટથી ધ્રૂજતા ઉરવસ્ત્રની લહરો વસુદત્તને સ્પર્શી શકતી નહોતી-વસુદત્ત એટલો દૂર હતો. વસુદત્ત શાલિનીના તેજે વીંટળાયો હતો, પણ શાલિની શું કરે? પોતે ઠરી વસુદત્તની ગુરુકન્યા-એ...! ચિત્રાનું હૃદય ફાટી જતું હતું.

*આપણી ભાદ્રપદની વદ એકમ. આર્યોમાં પૂર્ણિમાએ પૂર્ણ માસ થઈ જતો અને અમાસે અર્ધમાસ ગણાતો.

તારાઓની પ્રદક્ષિણાઓ વધતી જતી હતી અને ઉષાને આવવાના દિવસો નજીક આવતા જતા હતા. અરુણના રથની ધ્વજા બનીને ઉષા, આવશે, સાથે નવરંગી વસ્ત્રો લાવશે, અરુણના સાત ઘોડાઓ આકાશ-રેણુઓને ઉડાવીને રૂપાં અને સોનાં પાથરશે, દરિયાના વાયુની મીઠી લહરીઓ લાવશે, એ લહરીઓ પુષ્પલતાઓએ નવાં પુષ્પો બેસાડશે, વૃક્ષો પર નવપલ્લવો ફુટાવશે, આનંદનાં ગીતો લાવશે અને વિશ્વને રંગે ચડાવશે. "એ રંગમાં આપણે સંલગ્નિત થશું" એમ કેટલાંય પ્રેમી યુગલોએ એકાંત કુંજેમાં એકમેક સાથે નક્કી કર્યું હતું અને માતપિતા અને ગુરુની એ માટે સંમતિ પણ મેળવી લીધી હતી.

વસુદત્ત અને શાલિનીએ પણ એક લતામંડપની શીળી છાંયમાં ઓટલી પર પડખે પડખે બેસીને ધીમા સ્વરોએ એવું નક્કી કરી લીધું હતું. શાલિની આનંદની છોળો ઉડાડતી પોતાની માતા પાસે એ વાત કરવા દોડી ગઈ હતી.

વસુદત્તનાં માતપિતાએ વસુદત્તને આશીર્વાદ આપ્યા: "તારો સંસાર સુખી થાઓ." વસુદત્ત ગુરુ પાસે આજ્ઞા લેવા ચાલ્યો.

ચિત્રા વાડાની અંદર પાણી ભરી રહી હતી. પડખેથી જ વસુદત્ત નીકળ્યો. વસુદત્તનો ઓછાયો પડતાં એ ચમકી. એનો ઘડો એના હાથમાં જ સ્થિર થઈ ગયો. ઘડો હાથમાંથી નીચે પડવા થઈ તે એકદમ દોડીને વસુદત્તની આડે ફરી.

વસુદત્ત એનો ગંભીર અને ક્ષીણ બનેલો ચહેરો જોઈ રહ્યો. એણે આછું સ્મિત કર્યું: "મને કેમ રોકી છો?"

"શા માટે જવું છે અંદર?" ચિત્રાએ માંડ માંડ પોતાના ઊછળી પડતા ભાવોને શમાવતાં પૂછ્યું. એને થતું હતું-શા માટે મને રિબાવવા વસુદત્ત અહીં વારેવારે આવ-જા કરે છે?

"પિતાજી પાસેથી આજ્ઞા લેવી છે. વસંતપંચમીએ ઉષાના પ્રથમદર્શનના ઉત્સવે મારાં લગ્ન-શાલિની સાથે મારાં—"

વસુદત્તના શબ્દો ત્યાં જ રહી ગયા. ધબ્બ સરખી ચિત્રા નીચે પડી ગઈ. "ગુરુજી!" વસુદત્તે બૂમ મારી

અને તે ચિત્રા પાસે એકદમ બેસી ગયો. ચિત્રાની આંખો ચકળવકળ થતી હતી. એના હોઠ ફફડી રહ્યા હતા. વસુદત્ત ગભરાઈ ગયો. પણ એકાએક યાદ આવતાં ઊભો થઈ ફૂટેલા ઘડાના ઠીબડામાં પાણી લાવ્યો અને ચિત્રાનું માથું પોતાના ખોળામાં લઈ માથા પર તે થબથબાવવા લાગ્યો. ચિત્રાની ચકળવકળ થતી આંખો શાંત બની આરામથી મિચાવા લાગી. હોઠોનો ફફડાટ બંધ થયો અને નાકમાંથી સ્વસ્થ શ્વાસ નીકળવા લાગ્યો.

વસુદત્તની બૂમ સાંભળીને ધ્યાનસ્થ બનેલા ગુરુજી અંદરથી દોડયા હતા તે એટલી વારમાં આવી ગયા.

"શું થયું? શું થયું મારી પુત્રીને?" ગભરાતા સ્વરે ગુરુજી બોલ્યા. એમના જીવનમાં અત્યારે ચિત્રા એક પુત્રી જ રહી હતી. એ પુત્રીને કંઈ થતાં તેઓ ગભરાઈ જતા.

વસુદત્તની જીભ ઊપડી નહિ, પણ ગુરુજીએ એ પ્રશ્નને ફરી સંભાર્યો નહિ. એ બોલ્યા, "એને ઊંચકીને અંદર લાવ, અંદર પથારી પર સુવડાવીએ. હું ના કહું છું છતાં કેટલું બધું કામ એ કરે છે? આ તો જો, શી જરૂર છે આપણે આટલાં બધાં દર્ભાસનોની? અને આ ભીંતો તો જો, ચિત્ર વિનાની કોઈ જગ્યા બાકી રહી છે? આંગણું લીપીલીંપીને તો એવું લીસું બનાવ્યું છે કે ચાલતાં ધ્યાન ન રાખીએ તો પાદુકા લપસી પડે. આ આટલાં બધાં વૃક્ષો, વૃક્ષોને આખો દિવસ પાણી પાવાં, મંજરીઓની માળાઓ બનાવવી, વેદિને શણગારવી—આટલું બધું કામ કરવાની એને કંઈ જ જરૂર નથી, છતાં કરે છે, અને પછી આમ નબળી પડી જાય છે. આ મૂર્ચ્છા નબળાઈને જ કારણે છે. એને હમણાં અહીં સુવાડ, પછી પેલી પથારી બરાબર બનાવ, ત્યાં એને સુવાડશું. હવે તું જા, જરા તુલસીનાં પાન લાવ, એને વાટીને એનો લેપ કપાળ પર કરીએ."

વસુદત્ત સેવા ઉઠાવતો હતો, પણ કામ કરતાં કરતાં એનાં અંગ ધ્રૂજતાં હતાં. એને થતું હતું કે અહીંથી એ જલદી છૂટો થઈ શકે તો સારું. ચિત્રાની વ્યથાનું કારણ પોતે છે એવું ભાન એને થઈ ગયું હતું, અને જ્યાં સુધી ચિત્રા સામે હશે ત્યાં સુધી એ ભાન એના ચિત્તને ક્ષુબ્ધ કર્યા કરશે એમ એને લાગતું હતું એટલે એ જવા ઇચ્છતો હતો. હવે તો, ચિત્રાની આંખો પણ ખૂલી હતી એટલે રજા લેવાની ઈચ્છાથી એણે ગુરુજી સામે જોયું.

પણ ગુરુજીના મગજમાં અત્યારે પુત્રીની જ વ્યથા હતી. વસુદત્તને ઉદ્દેશીને એ બોલ્યા:

"વસુદત્ત, તું ન હોત તો કોણ જાણે શુંયે થાત? ચિત્રા નાની હતી, ત્યારે એની માતા હતી. માતા માંદી હતી પણ ચિત્રા તદ્દન અણસમજુ એટલે એને સતાવ્યા કરે. ચિત્રાને ભાઈ પણ હતો, બહુ જ સમજુ. મોટો થયો હોત તો તારા જેવો જ થયો હોત. ચિત્રાને એ બહાર રમવા લઈ ગયો. પણ ચિત્રા તે દિવસ કંઈ આજના જેવી શાંત નહોતી. એ તો ભાઈના હાથમાંથી છટકીને ઝાડ પર ચડી. ઝાડો ખૂબ નજીક નજીક હતાં અને ઘટાઓ વિશાળ હતી એટલે એક ઝાડ પરથી સરકી બીજા ઝાડ પર અને બીજા પરથી ત્રીજા પર—એમ દોડીને એ એની માતા પાસે ઓરડામાં આવતી હતી. કૂવા પાસેનું જ ઝાડ હતું તે પર આવીને ચિત્રાએ માર્યો નીચે ધુબાકો. એને ખબર ન રહી કે નીચે કૂવો છે. ધબાક અવાજ થયો ને ભાઈ કૂવા પાસે દોડયો. કૂવામાં એણે કૂદકો માર્યો ને ચિત્રાને હાથ ઉપર ઉપાડીને કાંઠા પર લાવ્યો. પણ પછી કાંઠા પર ચડવા જતાં અચાનક, કોણ જાણે કેમ, પણ એ પાછો અંદર પડયો ને મારું પ્રારબ્ધ લૂંટાઇ ગયું. ધબાકો સાંભળતાં હું બહાર આવ્યો. એને કૂવામાંથી બહાર કાઢયો પણ...

"પણ એણે મારી ચિત્રાને બચાવી. તે દિવસથી ચિત્રાની મસ્તી શમી ગઈ છે.

"તે દિવસે એના ભાઈએ એને બચાવી હતી. આજે એને એના ગુરુભાઈએ બચાવી. વત્સ, દીર્ઘાયુષી થજે અને કલ્યાણ પામજે. મારી મૂંગી દીકરી

પરથી પણ ચાર ક્ષણ પહેલાંના ભાવો સરી ગયા અને શાલિની ત્યાં પુનઃસ્થાપિત થઈ.

સંધ્યા જેમ જેમ પોતાનો રાસ ચગવતી ગઈ તેમ યૌવનમાં પ્રવેશતાં યુવાન–યુવતીઓનાં હૈયાંની દોરીઓ એકમેકમાં ઘટ્ટ અને વધુ ઘટ્ટ ગૂંથાતી ગઈ, તેમ તેમ ઋષિઓના યજ્ઞકુંડોની જ્વાળાઓ વધુ ને વધુ રંગો ચમકાવતી વધુ ને વધુ ઊંચે ચડતી ગઈ. સંધ્યાને તો રાસ રમતાં રમતાં થાક ચડવા લાગ્યો. એ નીચે બેસી જવા લાગી. શ્રાવણ બેસતાં તો એ તારામંડળોને ચમકાવીને દીર્ઘરાત્રિના પડદા પાછળ સરકી ગઈ; પણ યૌવનભરતોની મસ્તી તો ચગી તે ચગી, તારાઓના ચમકારાઓમાં તો એ વધુ ચમકમાં આવી–ઋષિઓનાં સ્તવનો અને પ્રાર્થનાના સૂરોની સાથે એ બલવત્તર બની.

રાત્રિ–ઘોર રાત્રિ! આશ્વિનથી* શરૂ થયેલી રાત્રિ હવે તો મંગશીર્ષમાં જ વિરમે. તારામંડલોની પોણી શતક પ્રદક્ષિણા પછી ઉષાનું આગમન થાય. તારાઓ તો ચમકતા હતા પણ તે ચિત્રાને માટે નહિ ચિત્રાના હૃદયમાં તો તારાવિહીન ઘનાચ્છાદિત તિમિર ઘોર રાત્રિ સિવાય કશું નહોતું. તારાના પ્રકાશમાં કૃષિકારો ધાન્યના કોંટાઓથી ભરેલી ભૂમિનું પાલન કરી શકતા હતા, ઋષિઓ યજ્ઞકુંડની જ્વાળાઓમાં પોતાના શુદ્ધ તપને જોઈ શકતા હતા, કલાકારો બાગણે દીપિકોત્સવ રચીને ચિત્રો તૈયાર કરતા હતા, પણ ચિત્રાના હૃદયને રક્ષનારું કોઈ તેજ હજી આવ્યું નહોતું વસુદત્ત પિતાને મળવા આવતો ત્યારે એ વાંસની પાછળ સંતાઈને એનાં ચાલ્યાં જતાં પગલાને નીરખી રહેતી, પણ એની આંખોનાં આછાં તેજ વસુદત્તની આંખોને ખેંચી શકતાં નહોતાં. હૃદયના ફફડાટથી ધ્રૂજતા ઉરવસ્ત્રની લહરો વસુદત્તને સ્પર્શી શકતી નહોતી–વસુદત્ત એટલો દૂર હતો. વસુદત્ત શાલિનીના તેજે વીંટળાયો હતો, પણ શાલિની શું કરે! પોતે ઠરી વસુદત્તની ગુરુકન્યા–એ...! ચિત્રાનું હૃદય ફાટી જતું હતું.

*આપણી ભાદ્રપદની વદ એકમ આર્યોમાં પૂર્ણિમાએ પૂર્ણ માસ થઈ જતો અને અમાસે અર્ધમાસ ગણાતો.

તારાઓની પ્રદક્ષિણાઓ વધતી જતી હતી અને ઉષાને આવવાના દિવસો નજીક આવતા જતા હતા. અરુણના રથની ધ્વજા બનીને ઉષા આવશે, સાથે નવરંગી વસ્ત્રો લાવશે, અરુણના સાત ઘોડાઓ આકાશ-રેણુઓને ઉડાવીને રૂપાં અને સોનાં પાથરશે, દરિયાના વાયુની મીઠી લહરીઓ લાવશે, એ લહરીઓ પુષ્પલતા-ઓએ નવાં પુષ્પો બેસાડશે, વૃક્ષો પર નવપલ્લવો ફુટાવશે, આનંદનાં ગીતો લાવશે અને વિશ્વને રંગે ચડાવશે. "એ રંગમાં આપણે સંલગ્નિત થશું" એમ કેટલાંય પ્રેમી યુગલોએ એકાંત કુંજોમાં એકમેક સાથે નક્કી કર્યું હતું અને માતપિતા અને ગુરુની એ માટે સંમતિ પણ મેળવી લીધી હતી.

વસુદત્ત અને શાલિનીએ પણ એક લતામંડપની શીળી છાંયમાં ઓટલી પર પડખે પડખે બેસીને ધીમા સ્વરોએ એવું નક્કી કરી લીધું હતું. શાલિની આનંદની છોળો ઉડાડતી પોતાની માતા પાસે એ વાત કરવા દોડી ગઈ હતી.

વસુદત્તનાં માતપિતાએ વસુદત્તને આશીર્વાદ આપ્યા: "તારો સંસાર સુખી થાઓ." વસુદત્ત ગુરુ પાસે આજ્ઞા લેવા ચાલ્યો.

ચિત્રા વાડાની અંદર પાણી ભરી રહી હતી. પડખેથી જ વસુદત્ત નીકળ્યો. વસુદત્તનો ઓછાયો પડતાં એ ચમકી. એનો ઘડો એના હાથમાં જ સ્થિર થઈ ગયો. ઘડો હાથમાંથી નીચે પડવા દઈ તે એકદમ દોડીને વસુદત્તની આડે ફરી.

વસુદત્ત એનો ગંભીર અને ક્ષીણ બનેલો ચહેરો જોઈ રહ્યો. એણે આછું સ્મિત કર્યું: "મને કેમ રોકો છો?"

"શા માટે જવું છે અંદર?" ચિત્રાએ માંડ માંડ પોતાના ઊછળી પડતા ભાવોને શમાવતાં પૂછ્યું. એને થતું હતું–શા માટે મને રિબાવવા વસુદત્ત અહીં વારેવારે આવ–જા કરે છે?

"પિતાજી પાસેથી આજ્ઞા લેવી છે. વર્ષતપંચમીએ ઉષાના પ્રથમદર્શનના ઉત્સવે મારાં લગ્ન–શાલિની સાથે મારાં—"

વસુદત્તના શબ્દો ત્યાં જ રહી ગયા. ધડબ સરખી ચિત્રા નીચે પડી ગઈ. "ગુરુજી!" વસુદત્તે બૂમ મારી

અને તે ચિત્રા પાસે એકદમ બેસી ગયો. ચિત્રાની આંખો ચકળવકળ થતી હતી. એના હોઠ ફફડી રહ્યા હતા. વસુદત્ત ગભરાઈ ગયો. પણ એકાએક યાદ આવતાં ઊભો થઈ ફૂટેલા ઘડાના ઠીબડામાં પાણી લાવ્યો અને ચિત્રાનું માથું પોતાના ખોળામાં લઈ માથા પર તે થબથબાવવા લાગ્યો. ચિત્રાની ચકળવકળ થતી આંખો શાંત બની આરામથી મિચાવા લાગી. હોઠોનો ફફડાટ બંધ થયો અને નાકમાંથી સ્વસ્થ શ્વાસ નીકળવા લાગ્યો.

વસુદત્તની બૂમ સાંભળીને ધ્યાનસ્થ બનેલા ગુરુજી અંદરથી દોડ્યા હતા તે એટલી વારમાં આવી ગયા.

"શું થયું? શું થયું મારી પુત્રીને?" ગભરાતા સ્વરે ગુરુજી બોલ્યા. એમના જીવનમાં અત્યારે ચિત્રા એક પુત્રી જ રહી હતી. એ પુત્રીને કંઈ થતાં તેઓ ગભરાઈ જતા.

વસુદત્તની જીભ ઊપડી નહિ, પણ ગુરુજીએ એ પ્રશ્નને ફરી સંભાર્યો નહિ. એ બોલ્યા, "એને ઊંચકીને અંદર લાવ, અંદર પથારી પર સુવડાવીએ. હું ના કહું છું છતાં કેટલું બધું કામ એ કરે છે? આ તો જો, શી જરૂર છે આપણે આટલાં બધાં દર્ભાસનોની? અને આ ભીંતો તો જો, ચિત્ર વિનાની કોઈ જગ્યા બાકી રહી છે? આંગણું લીપીલીંપીને તો એવું લીસું બનાવ્યું છે કે ચાલતાં ધ્યાન ન રાખીએ તો પાદુકા લપસી પડે. આ આટલાં બધાં વૃક્ષો, વૃક્ષોને આખો દિવસ પાણી પાવાં, મંજરીઓની માળાઓ બનાવવી, વેદિને શણગારવી—આટલું બધું કામ કરવાની એને કંઈ જ જરૂર નથી, છતાં કરે છે, અને પછી આમ નબળી પડી જાય છે. આ મૂર્ચ્છા નબળાઈને જ કારણે છે. એને હમણાં અહીં સુવાડ, પછી પેલી પથારી બરાબર બનાવ, ત્યાં એને સુવાડશું. હવે તું જા, જરા તુલસીનાં પાન લાવ, એને વાટીને એનો લેપ કપાળ પર કરીએ."

વસુદત્ત સેવા ઉઠાવતો હતો, પણ કામ કરતાં કરતાં એનાં અંગ ધ્રૂજતાં હતાં. એને થતું હતું કે અહીંથી એ જલદી છૂટો થઈ શકે તો સારું. ચિત્રાની વ્યથાનું કારણ પોતે છે એવું ભાન એને થઈ ગયું હતું, અને જ્યાં સુધી ચિત્રા સામે હશે ત્યાં સુધી એ ભાન એના ચિત્તને ક્ષુબ્ધ કર્યા કરશે એમ એને લાગતું હતું એટલે એ જવા ઇચ્છતો હતો. હવે તો ચિત્રાની આંખો પણ ખૂલી હતી એટલે રજા લેવાની ઇચ્છાથી એણે ગુરુજી સામે જોયું.

પણ ગુરુજીના મગજમાં અત્યારે પુત્રીની જ વ્યથા હતી. વસુદત્તને ઉદ્દેશીને એ બોલ્યા:

"વસુદત્ત, તું ન હોત તો કોણ જાણે શુંયે થાત? ચિત્રા નાની હતી, ત્યારે એની માતા હતી. માતા માંદી હતી પણ ચિત્રા તદ્દન અણસમજુ એટલે એને સતાવ્યા કરે. ચિત્રાને ભાઈ પણ હતો, બહુ જ સમજુ. મોટો થયો હોત તો તારા જેવો જ થયો હોત. ચિત્રાને એ બહાર રમવા લઈ ગયો. પણ ચિત્રા તે દિવસ કંઈ આજના જેવી શાંત નહોતી. એ તો ભાઈના હાથમાંથી છટકીને ઝાડ પર ચડી. ઝાડો ખૂબ નજીક નજીક હતાં અને ઘટાઓ વિશાળ હતી એટલે એક ઝાડ પરથી સરકી બીજા ઝાડ પર અને બીજા પરથી ત્રીજા પર—એમ દોડીને એ એની માતા પાસે ઓરડામાં આવતી હતી. કૂવા પાસેનું જ ઝાડ હતું તે પર આવીને ચિત્રાએ માર્યો નીચે ધુબાકો. એને ખબર ન રહી કે નીચે કૂવો છે. ધબાક અવાજ થયો ને ભાઈ કૂવા પાસે દોડ્યો. કૂવામાં એણે કૂદકો માર્યો ને ચિત્રાને હાથ ઉપર ઉપાડીને કાંઠા પર લાવ્યો. પણ પછી કાંઠા પર ચડવા જતાં અચાનક, કોણ જાણે કેમ, પણ એ પાછો અંદર પડ્યો ને મારું પ્રારબ્ધ લૂંટાઈ ગયું. ધબાકો સાંભળતાં હું બહાર આવ્યો. એને કૂવામાંથી બહાર કાઢ્યો પણ...

"પણ એણે મારી ચિત્રાને બચાવી. તે દિવસથી ચિત્રાની મસ્તી શમી ગઈ છે.

"તે દિવસે એના ભાઈએ એને બચાવી હતી. આજે એને એના ગુરુભાઈએ બચાવી. વત્સ, દીર્ઘાયુષી થજે અને કલ્યાણ પામજે. મારી મૂંગી દીકરી

પ્રકાશ એકમેકમાં મળી જાય છે. સંધ્યા અને તારાઓથી એ ન થાય."

સાંભળીને ચિત્રાના મગજમાં જ્ઞાનનો ચમકારો થઈ ગયો. એની બધી જ અસ્વસ્થતા ઊડી ગઈ. એ ઊઠી થઈ ગઈ અને પિતાના પગમાં માથું નમાવીને બોલી, "મારી ભૂલ હતી. ભૂલને હું સમજી ગઈ. હવે આવું કદી નહિ બને."

ચિત્રા બોલી, "આપની આજ્ઞા! પણ–પણ–પિતાજી!"

"આજ્ઞા નહિ બેટા, ધર્મ, વસુદત્તની આંખમાં તું શું જુએ છે? તારો ભાઈ, નહિ?"

"ભાઈ–ભાઈ–ભાઈ!" આંખો બંધ કરીને ચિત્રા શબ્દનું રટણ કરવા લાગી. એના ઉત્તપ્ત ભાવો શાંત પડતા હતા. શાંત ભાવોમાં મૃદુ મધુ ઝરતું એને લાગતું હતું.

"વસુદત્ત મારો ભાઈ, પિતાજી! પણ...પણ પિતાજી, સૂર્ય આકાશમાં આવે છે, સાત માસ સુધી એ જગતને તેજ આપીને ચાલ્યો જાય છે, જતાં જતાં એ સંધ્યાને જન્માવી જાય છે, સંધ્યા સાથે સૂર્યના શિષ્યો જેવા તારકગણ આકાશમાં પ્રગટે છે, બંને સાથે કેવાં રૂપાળાં લાગે છે! છતાં સંધ્યા થોડા જ દિવસોમાં ચાલી જાય છે અને તારકો તો અંધારું ચાલે તેટલો વખત રહે છે. સંધ્યા તેમની સાથે જ રહે તેમાં શો વાંધો? તેમનાથી આકાશ કેવું દર્શનીય બની રહે!"

"સૃષ્ટિનો એ સાચો ક્રમ નથી, પુત્રી! સંધ્યા એ સૂર્યનું તેજ છે. સૂર્યની એ પુત્રી છે. તારાઓ સૂર્યના શિષ્યો છે–સૂર્યો જ છે. પુત્રી અને પિતા કે પિતાનો પુત્ર કે પિતાનો શિષ્ય એ અમુક સંયોગે જ શોભે. જો સંધ્યા અને તારકો જીવનસહચાર કરે તો રૂપાળી ચંદ્રિકા આકાશમાં પ્રગટી શકે નહિ. પણ આપણે આવાં આધિભૌતિક દૃષ્ટાંતો ન લેવાં જોઈએ."

ચિત્રા શાંત રહી. એનું મન ગડમથલમાં પડ્યું. પિતા ફરી બોલ્યા, "વસુદત્ત મને પુત્રતુલ્ય છે. તું મારી પુત્રી છે. તમારાં લોહીનો સંસ્કાર એક જ છે. તમારા બંને વચ્ચેનો પ્રેમ ભાઈબેનનો જ સંભવે. તમે એકમેકને એ રીતે જ આજ સુધી જોયાં છે.

"તમારો એ પ્રેમ પતિપત્નીનો નથી, એ તમે આ ઉમરે ન સમજી શકો. તમારા પ્રેમમાંથી બળવાન પ્રજા ન જન્મે. તે પ્રજા દુર્બળ અને કૃપણ (સંકોચાયેલ) બને. તમારો પ્રેમ એકમેકને આશીર્વાદ આપે તે પ્રકારનો છે."

ચિત્રા વિચારમાં પડી.

પિતા શાંત હતા. થોડીવારે ચિત્રા બોલી, "વાસુદત્ત અહીં શા માટે આવ્યા હતા તે એમણે તમને કહ્યું?"

"કહ્યું કે એક મંત્રનો અર્થ જાણવા આવ્યો હતો." જવાબ આપતાં ચિત્રા થોડી વાર અચકાઈ. વસુદત્તને કહેવાનું હતું તે પોતે કહેવું કે નહિ તેનો એને વિચાર થયો. પછી બોલી, "એમણે એ કહ્યું કે એ લગ્નના મંત્રનો અર્થ જાણવા આવ્યા હતા?"

"ના, એમ તો કંઈ નથી કહ્યું."

"ભગવત્ કૌંડિલ્યની પુત્રી શાલિની સાથે લગ્ન કરવા માટે આપની પાસે એ આજ્ઞા લેવા આવેલ." બોલતાં બોલતાં ચિત્રાને અંગે આછી ધ્રુજારી આવી ગઈ.

"ઓહો! એમ કે? ત્યારે તો એને લગ્ન માટે મોડું થશે. ચાલ, હું જ જઈ આવું એને ઘેર અને આશીર્વાદ આપી આવું. તું ઘેર જ રહેજે." ગુરુજી બોલ્યા.

"જી." ચિત્રા અન્યમનસ્ક બોલી.

ગુરુજીને પોતાને ઘેર જોઈ વસુદત્ત હર્ષથી અને આભારથી ગળગળો થઈ ગયો. ગુરુજીના આશીર્વાદ સાંભળી એણે નમ્રતાથી એમને પ્રણામ કર્યા.

પછી જ્યારે મૃગશીર્ષ ઊતર્યા ત્યારે અંધારાને ભયથી ગાળી દેતા સૂર્યના સપ્ત અશ્વોના દાબડા દિશાઓમાં ગાજવા લાગ્યા. એ અશ્વોએ સૂર્યના પ્રકાશને પોતાની ખરીએ અને રથનાં ચક્રો ઉપર ચડાવીને આકાશમાં ઉડાડ્યો. વિવિધરંગી પ્રકાશથી દિશા ઝળાંઝળાં થઈ ગઈ. ઘોડાઓના દાબડા, એમના પગે બાંધેલા ઝણઝણતા ઘૂઘરા અને ઉષાના પાલવના ફફડાટ આખી ગોળ ક્ષિતિજને હર્ષનાદે ગજવી મૂકવા લાગ્યા અને પાલવને ફૂદરડી ફેરવતી જ્યારે ઉષા ઉપર આવી ત્યારે તો માનવીઓનાં હૈયાંએ પણ ઉપર ચડવામાં મણા ન રાખી.

ગમે ત્યાં જાય તોય તેનું ભાઈની પેઠે જતન કરજે."

બોલતાં બોલતાં ગુરુદેવની આંખમાં આંસુ આવી ગયાં. વસુદત્તની આંખો પણ ભીની થઈ. એણે નમ્રતાથી મસ્તક નમાવીને આજ્ઞાને હૃદયમાં ઉતારી: "ગુરુ–પિતા ! પિતા ! આપના આશીર્વાદ મળો !" ગુરુને એ નમી પડયો.

"સુખી રહે વત્સ !" ગુરુએ ફરી કહ્યું.

ચિત્રાને ભાન આવ્યું હતું. આ જોઈ ને–સાંભળીને એનાં અંગમાં ધ્રુજારી આવી ગઈ. એણે આંખો મીંચી દીધી.

થોડી વાર પછી ગુરુદેવ બોલ્યા:

"તારે હવે જવું હોય તો જજે બેટા ! હવે તો ચિત્રા જાગી છે, હવે કંઈ હરકત નથી. હા, પણ તું અહીં કેમ આવ્યો હતો ? કંઈ કામ હતું ?"

વસુદત્તે ચિત્રાની ફરી બહાવરી બનતી આંખો જોઈ અને એ બોલ્યો, "પિતા !..." પણ પછી થોડી વાર અટકી ગયો. પછી બોલ્યો, "હજી એક મંત્રનો અર્થ પૂછવો હતો, પણ તે તો પછી પણ પૂછી શકાશે, રજા લઉં છું, હજી ધેનુઓને ગોચરમાં વાળવી છે."

"આવજે બેટા !" ગુરુજી બોલ્યા. વસુદત્ત પ્રણામ કરીને ગયો.

વસુદત્તના ગયા પછી ગુરુજીએ પુત્રીની સામે જોયું. એને માથે એમણે પોતાનો પ્રેમભર્યો હાથ ફેરવ્યો. પુત્રી પિતા સામે અનિમેષ જોઈ રહી. પિતા બોલ્યા: "વસુદત્ત બહુ આજ્ઞાધીન વિદ્યાર્થી, મને તો એની ઉપર પુત્ર જેટલો પ્રેમ છે. તું પણ એને તારો ભાઈ જ માનજે."

"પિતાજી !" ચિત્રાના ગળામાંથી ગદ્‌ગદ ઉદ્‌ગાર નીકળી ગયો, અને એ પિતાના ખોળામાં માથું છુપાવી ગઈ. એના ગળામાંથી એક ડ્રુસકું નીકળી ગયું.

"પુત્રી ! પુત્રી !" ગુરુજીએ ગભરાઈને એને પૂછવા માંડયું.

"કંઈ નહિ." ચિત્રાએ સ્વસ્થ થવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"ના, હું સમજી ગયો. તારા હૃદયમાં કંઈક વ્યથા લાગે છે, સમજી ગયો. એ વ્યથાને ભૂલવા જ કામમાં તું તને દાટી દે છે. મારી પુત્રી, હજી તો પંદર જ વર્ષની થઈ ત્યાં જ એના હૃદયમાં વ્યથા ! મા વિનાની પુત્રી ! ખરું છે, કોણ પૂછે એને એની વ્યથા ? કોને કહે એ વ્યથા ? વ્યથા ઊગે છે ત્યારે કંઈ તે અવસ્થા નથી જોતી." પિતા ગણગણ્યા. પછી એકાએક એ શાંત થઈ ગયા. એમનું ચિત્ત ધ્યાનસ્થ થવા વળ્યું: એમની આંખો મિંચાવા લાગી.

"પિતાજી !" ચિત્રા પિતાનું દુઃખ સમજી શકી. એ બોલી. પિતાએ થોડી વાર પછી આંખો ખોલી. એમણે ચિત્રા સામે પ્રેમભરી આંખે જોયું.

ચિત્રા બોલી : "આપની આજ્ઞા ! પણ–પણ પિતાજી, આકાશમાં સૂર્ય આવે છે, સાત માસ સુધી એ જગતને તેજ આપીને ચાલ્યો જાય છે, જતાં જતાં એ સંધ્યાને જન્માવી જાય છે, સંધ્યા સાથે સૂર્યના શિષ્યો જેવા તારાઓ પણ આકાશમાં આવે છે, બને સાથે કેવાં રૂપાળાં લાગે છે ! છતાં સંધ્યા થોડા જ દિવસો રહીને તારાઓને છોડીને ચાલી જાય છે. એ તારાઓની સાથે, તારાઓ રહે એટલા દિવસ, સંધ્યા ન રહી શકે ?"

પિતાએ આછું સ્મિત કર્યું. એ બોલ્યા, "તારા પ્રશ્નનું રહસ્ય સમજી ગયો, બેટા ! એનો જવાબ આપું. સૂર્યનું તેજ એ જ સંધ્યા છે. સૂર્યની પુત્રીરૂપ સંધ્યા છે. સંધ્યા એ સૂર્યનું જ આછું સ્વરૂપ છે. તારાઓ એ સૂર્યના શિષ્યો જેવા છે. તારું કથન બરાબર છે, પણ એનો અર્થ એ થાય છે કે તારકો એ સૂર્યો છે–તેમાં સૂર્યનો ભાવ છે. આમ સંધ્યા અને તારક પિતા-પુત્રી કે ભાઈ બેન થયાં. એક જ વ્યક્તિનાં બે નોખાં અને તેય આછાં સ્વરૂપો સાથે રહે તેમાં વ્યક્તિની પૂર્ણ પ્રતિભા ન આવી શકે. એ સ્પષ્ટ પરખાઈ આવે તેવાં આછાં અને નોખાં સ્વરૂપો રહે. એમાંથી બળવાન સર્જન ન થઈ શકે. પણ તારકો અને ચંદ્રિકા સાથે રહી શકે, કારણ કે ચંદ્રિકા એ સૂર્યનું સ્વરૂપ નથી સૂર્યની પ્રતિભાને ચંદ્રિકા દૂર રહીને ઝીલે છે. એના મેળથી આપણે ઉજ્જ્વલ પ્રકાશ પામીએ છીએ. એમનો

પ્રકાશ એકમેકમાં મળી જાય છે. સંધ્યા અને તારાઓથી એ ન થાય."

સાંભળીને ચિત્રાના મગજમાં જ્ઞાનનો ચમકારો થઈ ગયો. એની બધી જ અસ્વસ્થતા ઊડી ગઈ. એ ખેડી થઈ ગઈ અને પિતાના પગમાં માથું નમાવીને બોલી, "મારી ભૂલ હતી. ભૂલને હું સમજી ગઈ. હવે આવું કદી નહિ બને."

ચિત્રા બોલી, "આપની આજ્ઞા! પણ–પણ–પિતાજી!"

"આજ્ઞા નહિ બેટા, ધર્મ, વસુદત્તની આંખમાં તું શું જુએ છે? તારો ભાઈ, નહિ?"

"ભાઈ–ભાઈ–ભાઈ!" આંખો બંધ કરીને ચિત્રા શબ્દનું રટણ કરવા લાગી. એના ઉત્તપ્ત ભાવો શાંત પડતા હતા. શાંત ભાવોમાં મૃદુ મધુ ઝરતું એને લાગતું હતું.

"વસુદત્ત મારો ભાઈ, પિતાજી! પણ...પણ પિતાજી, સૂર્ય આકાશમાં આવે છે, સાત માસ સુધી એ જગતને તેજ આપીને ચાલ્યો જાય છે, જતાં જતાં એ સંધ્યાને જન્માવી જાય છે, સંધ્યા સાથે સૂર્યના શિષ્યો જેવા તારકગણ આકાશમાં પ્રગટે છે, બંને સાથે કેવાં રૂપાળાં લાગે છે! છતાં સંધ્યા થોડા જ દિવસોમાં ચાલી જાય છે અને તારકો તો અંધારું ચાલે તેટલો વખત રહે છે. સંધ્યા તેમની સાથે જ રહે તેમાં શો વાંધો? તેમનાથી આકાશ કેવું દર્શનીય બની રહે!"

"સૃષ્ટિનો એ સાચો ક્રમ નથી, પુત્રી! સંધ્યા એ સૂર્યનું તેજ છે. સૂર્યની એ પુત્રી છે. તારાઓ સૂર્યના શિષ્યો છે–સૂર્યો જ છે. પુત્રી અને પિતા કે પિતાનો પુત્ર કે પિતાનો શિષ્ય એ અમુક સંયોગે જ શોભે. જો સંધ્યા અને તારકો જીવનસહચાર કરે તો રૂપાળી ચંદ્રિકા આકાશમાં પ્રગટી શકે નહિ. પણ આપણે આવાં આધિભૌતિક દૃષ્ટાંતો ન લેવાં જોઈએ."

ચિત્રા શાંત રહી. એનું મન ગડમથલમાં પડ્યું. પિતા ફરી બોલ્યા, "વસુદત્ત મને પુત્રતુલ્ય છે. તું મારી પુત્રી છે. તમારાં લોહીનો સંસ્કાર એક જ છે. તમારા બંને વચ્ચેનો પ્રેમ ભાઈબેનનો જ સંભવે. તમે એકમેકને એ રીતે જ આજ સુધી જોયાં છે.

"તમારો એ પ્રેમ પતિપત્નીનો નથી, એ તમે આ ઉંમરે ન સમજી શકો. તમારા પ્રેમમાંથી બળવાન પ્રજા ન જન્મે. તે પ્રજા દુર્બળ અને કૃપણ (સંકોચાયેલ) બને. તમારો પ્રેમ એકમેકને આશીર્વાદ આપે તે પ્રકારનો છે."

ચિત્રા વિચારમાં પડી.

પિતા શાંત હતા. થોડીવારે ચિત્રા બોલી, "વાસુદત્ત અહીં શા માટે આવ્યા હતા તે એમણે તમને કહ્યું?"

"કહ્યું કે એક મંત્રનો અર્થ જાણવા આવ્યો હતો." જવાબ આપતાં ચિત્રા થોડી વાર અચકાઈ. વસુદત્તને કહેવાનું હતું તે પોતે કહેવું કે નહિ તેનો એને વિચાર થયો. પછી બોલી, "એમણે એ કહ્યું કે એ લગ્નના મંત્રનો અર્થ જાણવા આવ્યા હતા?"

"ના, એમ તો કંઈ નથી કહ્યું."

"ભગવત્ કૌંડિલ્યની પુત્રી શાલિની સાથે લગ્ન કરવા માટે આપની પાસે એ આજ્ઞા લેવા આવેલ." બોલતાં બોલતાં ચિત્રાને અંગે આછી ધ્રુજારી આવી ગઈ.

"ઓહો! એમ કે? ત્યારે તો એને લગ્ન માટે મોડું થશે. ચાલ, હું જ જઈ આવું એને ઘેર અને આશીર્વાદ આપી આવું. તું ઘેર જ રહેજે." ગુરુજી બોલ્યા.

"જી." ચિત્રા અન્યમનસ્ક બોલી.

ગુરુજીને પોતાને ઘેર જોઈ વસુદત્ત હર્ષથી અને આભારથી ગળગળો થઈ ગયો. ગુરુજીનો આશીર્વાદ સાંભળી એણે નમ્રતાથી એમને પ્રણામ કર્યા.

પછી જ્યારે મૃગશીર્ષ ઊતર્યા ત્યારે અંધારાને ભયથી ગાળી દેતા સૂર્યના સપ્ત અશ્વોના દાબડા દિશાઓમાં ગાજવા લાગ્યા. એ અશ્વોએ સૂર્યના પ્રકાશને પોતાની ખરીએ અને રથનાં ચક્રો ઉપર ચડાવીને આકાશમાં ઉડાડ્યો. વિવિધરંગી પ્રકાશથી દિશા ઝળાંઝળાં થઈ ગઈ. ઘોડાઓના દાબડા, એમના પગે બાંધેલા ઝણઝણતા ઘૂઘરા અને ઉષાના પાલવના ફફડાટ આખી ગોળ ક્ષિતિજને હર્ષનાદે ગજવી મૂકવા લાગ્યા અને પાલવને ફૂદરડી ફેરવતી જ્યારે ઉષા ઉપર આવી ત્યારે તો માનવીઓનાં હૈયાંએ પણ ઉપર ચડવામાં મણા ન રાખી.

દેવો ચાર માસની નિદ્રા લઈને જાગ્યા. તેમણે નવાં વસન સજ્યાં અને વસન્તનું આગમન થયું. દેવોએ ઉડાડેલાં ફૂલો ધરતી પર પડ્યાં. સૃષ્ટિએ એને પોતાને હૈયે ચાંપ્યાં. દેવોએ આનંદનાં જેવાં ગુલાલ આકાશમાં ઉડાડ્યાં તેવાં જ હેતપ્રીતનાં ગુલાલ માનવીએ માનવી પર ઉડાડ્યાં. કૃષિકારોનાં ખેતરોમાંથી આવેલા નવા કપાસમાંથી માનવીએ દેવોનાં કેસૂડાંરંગી વસન જેવાં જ વસન બનાવી અંગો પર ધર્યાં.

સંધ્યા અને ઉષા સમાન આયુષ્યની બેનો હતી છતાં સંધ્યા પછી તો રાત્રિ આવતી હતી અને ઉષા પછી તો છ–સાત માસના અખંડ દિવસો આવતા હતા. એટલે સંધ્યા કરતાં ઉષાનો આનંદ વિશેષ હતો. વસંતે તો એમને નવાં ધાન્ય આપ્યાં હતાં, નવા ફૂલો આપ્યાં હતાં, નવા રંગો આપ્યા હતા, નવા આનંદો અને નવા પ્રકાશ આપ્યાં હતાં, નવું જોમ આપ્યું હતું.

સંધ્યાગમને વનમાંથી પાછા આવેલા જુવાનો સાથે જે કુમારિકાઓનાં લગ્નો નક્કી થયાં હતાં તેમાંનાં ઘણાંઓ આજે લગ્નવેદિ પાસે બેસી પરસ્પરનાં સહચારની પ્રતિજ્ઞાઓ લેતાં હતાં.

ચિત્રાના પિતાને ઘેર વસુદત્તનાં લગ્ન માટે યજ્ઞની વેદિ રચાતી હતી. ગુરુએ ચિત્રાને એ માટે માળાઓ ગૂંથવાનું કહ્યું હતું અને ઘર શણગારવાનું કહ્યું હતું. ચિત્રા માળા ગૂંથતી હતી.

ગુરુજી વસુદત્તને ત્યાં આગળ લાવ્યા. ચિત્રાનું ધ્યાન નહોતું. ગુરુજી બોલ્યા, "જો પુત્ર! તારી બેન તારે માટે માળા ગૂંથવામાં કેવી તલ્લીન છે!"

ચિત્રાએ ઊંચું જોયું સફેદ વસ્ત્ર પર કેસૂડા રંગનાં છાંટણાંવાળું ઉત્તરવસ્ત્ર વસુદત્તની છાતી ઉપર અને કમ્મર ઉપર શોભતું હતું. એનું શ્વેત કપાલ આછી ભસ્મરેખાથી પવિત્ર લાગતું હતું.

વસુદત્તે આવીને ચિત્રાને પ્રણામ કર્યા.

"ભાઈ–ભાઈ!" ચિત્રાથી સહજ બોલાઈ ગયું એની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં. તેણે માળાને છેડે ગાંઠ લગાવીને વસુદત્તને એ પહેરાવી દીધી. "હું તો નાની છું. મને પ્રણામ?"

વસુદત્તે આછું સ્મિત જ કર્યું. ગુરુજીએ પણ સંતોષનું સ્મિત કર્યું.

શાલિની અને વસુદત્તને લગ્નની પ્રતિજ્ઞાઓ લેવા અગ્નિ પાસે જોડાજોડ બેઠેલાં જોઈને ચિત્રાની આંખમાં ગદ્‌ગદ્‌ભાવનાં અશ્રુ આવ્યાં. એ ઝટપટ દૂધના બે કટોરા ભરી લાવીને તેમની પાસે આવી.

વસુદત્તને એક કટોરો આપતાં બોલી, "ભાઈ, સુખી રહો!"

શાલિનીને એક કટોરો આપતાં બોલી, "ભાભીને મારા ભાઈનો પ્રેમ અખંડ મળો!"

★

# ફ્રેંચ-પતન

શ્રી. 'તજ્જ્ઞ'

'વિવેકભ્રષ્ટોનું અનેક રીતે પતન થાય છે.'

ફ્રાન્સના સૈનિકો એની પ્રજાની મોજમજાહ અને વિલાસમાં પોતાના નિયમિત શૌર્યને ભૂલી ગયા. જર્મનીનાં સૈન્ય, વિમાનો અને ટેંકો સામે ફ્રેંચ સૈનિકોએ સંહાર પામવા કરતાં જર્મનીને શરણે જવું ઇષ્ટ માન્યું. ફ્રાન્સને દરરોજ બે કરોડ ફ્રાન્ક જર્મન સૈન્યને ફ્રાન્સમાં નિભાવવા માટે આપવા પડે છે. ફ્રાન્સનો અર્ધો ભાગ, સર્વે બંદરો જર્મનીને તાબે છે. હવે જર્મની પોતાની સાથે મળીને અંગ્રેજોની સામે યુદ્ધ કરવા માટે તેને દબાણ કરે છે, ફ્રાન્સનો સરમુખત્યાર માર્શલ પેતાં એનો વિરોધ કરે છે, પરંતુ છેવટે નિઃસંશય રીતે દબાણ કરી ફ્રાન્સનાં વિમાનો અને મનવારોને અંગ્રેજો સામે જર્મની જરૂર ઉતારશે. જર્મનીના મિત્ર જાપાને એના સમૃદ્ધ સંસ્થાન ઇન્ડોચાઈના ઉપર કુદૃષ્ટિ કરી છે. એના પડખિયા સિયામને ઉશ્કેરીને એણે ઇન્ડોચાઈનાનું આક્રમણ કર્યું છે. નબળું ફ્રાન્સ એનો મજબૂત સામનો કરી શક્યું નથી. વાંદરો ( જાપાન ) બે બિલાડીનો હમણાં ન્યાય કરે છે. રોટલો એને ખાવો છે, બન્ને બિલાડીઓને પણ છેવટે એ ભરખી ખાશે. પતિત ફ્રાન્સની ચારે તરફ અવગતિ થઈ રહી છે.

## ઇન્ડોચાઈનાની ભૂગોળ

હિંદ અને ચીન વચ્ચે દક્ષિણ તરફ ફેલાયેલો એક મોટો દ્વીપકલ્પ છે. ઉત્તરમાં હિંદી ચીનનો પહોળો દ્વીપકલ્પ છે. દક્ષિણ તરફ એનો સાંકડો લાંબો ભાગ ઠેઠ વિષુવવૃત્ત સુધી પહોંચે છે. તે મલાયાનો દ્વીપકલ્પ કહેવાય છે. ઉત્તરના પહોળા ભાગમાં ચોમાસાના પ્રદેશની ભીની આબોહવા અને મલાયાના દ્વીપકલ્પમાં વિષુવવૃત્તની સખત ઠંડી દેખાય છે. ઇન્ડોચાઈનામાં સિયામ અને ફ્રેંચ ઇન્ડોચાઈના આ બે વિભાગો બ્રહ્મદેશની નીચે આવ્યા છે. ફ્રેંચ ઇન્ડોચાઈનાનો વિસ્તાર ૨૮૫૦૦૦ ચોરસ માઈલનો છે. એની કુલ વસતિ ૨૧૬૫૨૦૦૦ ની છે. એવડા મોટા પ્રદેશનુ રાજ્ય માત્ર ૪૩૮૩૯ યુરોપિયનો કરે છે અને ગોરી ચામડીનો ડંકો વગાડે છે. ફ્રેંચ ઇન્ડોચાઈનામાં પાંચ વિભાગો છે :

(૧) કોચીન-ચીનનું ફ્રેંચ સંસ્થાન.

(૨) અનામનું રક્ષિત રાજ્ય.

(૩) કંબોડિયા ( સિયામ પાસેથી સને ૧૯૦૭માં લઈ લીધેલ પ્રદેશ સાથે )

(૪) ટોન્કિંગ અને બાઓસ.

(૫) ક્વાંગ-ચાન-વાન ( ચીન પાસેથી પટે મેળવેલ. )

આ આખો પ્રદેશ ફ્રેંચ ગવર્નર-જનરલના હાથમાં છે. એને સેક્રેટરી-જનરલ મદદ કરે છે. વિભાગી ગવર્નરો જુદા જુદા રહે છે. એ આખા પ્રદેશનું શાસન આર્થિક સલાહકારમંડળો, સંસ્થાનિક મંડળો, ગવર્નર-કાઉન્સિલોની મદદથી ચાલે છે. આખું તંત્ર ફ્રેંચસંસ્થાનખાતું પેરીસમાં બેઠાં ચલાવે છે. ફ્રેંચ શાસન કડક છે.

## શાહીવાદ

અંગ્રેજોની પેઠે ફ્રેંચો પણ શાહીવાદી પ્રજા હોતાં પારકી ગાયોને દોહવામાં ખૂબ રસકસ મેળવે છે. ફ્રાન્સના કદ કરતાં એનાં સંસ્થાનો ઘણાં વિસ્તૃત છે. એમનું લોહી ચૂસતાં ફ્રાન્સને બરાબર આવડે છે. ફ્રેંચ ઇન્ડોચાઈનામાં ઘણાં રક્ષિત રાજ્યો છે, પરંતુ એમની સત્તા હિંદી રાજાઓ કરતાં પણ થોડી છે. ફ્રેંચ શાહીવાદના પ્રચંડ છાયા નીચે એ આકડાના છોડવા જીવે છે. એની વસ્તી મંગોલિયન પ્રજાની મુખ્યત્વે છે. એ પ્રજાની પીળાશ ઉપરની ચામડી, ચીબાં નાક અને પહોળા ગાલો એમનું વ્યક્તિત્વ નોખું બતાવી દે છે. એ પ્રદેશમાં ચીનાઓનું પણ પ્રાબલ્ય છે, કારણ કે એના ઉપર ફ્રેંચ પહેલાં ચીનની

સત્તા અને ચક્રવર્તિપણું હતુ. ઘણીખરી પ્રજા બૌદ્ધ ધર્મી છે.

## શિક્ષણ-ન્યાય

ખાનગી અને જાહેર શિક્ષણની શાળાઓ સ્થપાય છે. આ દેશના વતનીઓને ચાલુ ગુલામગીરીમાં રહેવાની શિક્ષણપદ્ધતિ અખત્યાર કરવામાં આવી છે. મોટાં શહેરોમાં શિક્ષણસંસ્થાઓ ઠીક પ્રમાણમાં છે. ગામડાંઓમાં હજુ શિક્ષણ સંપૂર્ણ પહોચ્યુ નથી. ત્યાંના રહેવાસીનાં બાળકો માટે સને ૧૯૩૩માં ૮૩૧૪ પ્રાથમિક શાળાઓ, ૧૨૦૦૦શિક્ષકો અને ત્રણ લાખ વિદ્યાર્થીઓ હતા. ૨૩ હાઈસ્કૂલો હતી, ૨૧ કોલેજો હતી. સને ૧૯૧૭માં હાનોઈ ખાતે એક વિશ્વવિદ્યાલય ખોલવામાં આવ્યું હતુ વૈદક-કોલેજ પણ છે. લોકો સાધારણ રીતે સુધરેલા છે, પરતુ રાજ્યદ્વારી જાગૃતિ અતિ મોળી છે. ફ્રેંચો દેશીઓને માથુ ઊચકવા દેતા નથી. ફ્રેંચ વિભાગમાં ફ્રેંચ મેજિસ્ટ્રેટો છે. રક્ષિત વિભાગોમાં દેશી પચો છે, પરંતુ તેની અપીલ હાનોઈની કોર્ટમાં થઈ શકે છે.

## અર્થશાસ્ત્ર

અતિ ફળદ્રુપ જમીન હોવા છતાં દેશ સમૃદ્ધ નથી. આખા ઇન્ડોચાઈના માટે સયુક્ત બજેટ અને પ્રાંતો માટે જુદાં જુદાં બજેટો છે. આખા દેશના ખર્ચ માટે કસ્ટમની જકાત, સરકારી મોનોપોલીઓ, આડકતરી રીતે આવેલી રકમો, પોસ્ટ, તારો, રેલવે વગેરેની પેદાશ મધ્યસ્થ સરકાર ભોગવે છે. આમાંથી જાહેર બાંધકામખાતું, ન્યાય, સૈન્ય વગેરે ખાતાંઓને નભાવે છે. ઉચ્ચ અધિકારી માટે ફ્રાન્સથી ગોરાઓ આવે છે. કુલ મધ્યસ્થ બજેટ ૮૬ કરોડ પિયાસ્ટ્ર (સોનાનો સિક્કો)નું બનેલુ છે. ૧॥ અબજ ફ્રાન્કનુ કરજ છે. તે સિવાય ૫૪॥ લાખ પિયાસ્ટ્રેનું કરજ જુદું છે. અહીંના ચીનાઓ સમૃદ્ધિવાન છે.

## સૈન્ય

સાધારણ રીતે ૮૩૧ ઑફિસરો અને ૩૦ હજારનું સૈન્ય રખાય છે, પરંતુ હમણાં થાઈલેન્ડ (સિયામ) સાથે યુદ્ધને લીધે સૈન્ય બેવડાયું છે. તે સિવાય ૩ નાની મનવારો, ૬ ગનબોટો, ૨ સબમરીનો અને ૫ સશસ્ત્ર સ્ટીમરો હતી.

## પેદાશ

આર્થિક રીતે ઇન્ડોચાઈનાના ત્રણ વિભાગો છે. ૧. સૈગુન (કોચીન-ચાઇના, કંબોડિયા, દક્ષિણ લાઓસ અને દક્ષિણ અનામ) એ સ્થળે મોટો માછીનો ઉદ્યોગ ચાલે છે. ચોખા પેદા કરવાનુ એ મોટું ક્ષેત્ર છે. દર વરસે ૧૨ લાખ ટન ચોખા નિકાસ કરે છે. આથી એ ખેતીવાડીનો જ મુખ્યત્વે વિભાગ છે. ૨. ટોન્કિંગ અને અનામના ઉત્તર તરફના પ્રાંતો જે બધાને હૈફૉંગ કહે છે તે વિભાગમાં ખેતી અને ભૂસ્તરો ધરાવે છે. થોડાં કારખાનાંઓ પણ છે. ૩. મધ્ય આનામ. એનુ તુરેન મુખ્ય બંદર છે. એમાં ચોખાની ખેતી અને જગલો આવેલ છે. ઇન્ડોચાઈનામાંથી ભૂસ્તરોની પેદાશ ૨૬ લાખ ટન કોલસા, કલાઈ ૫૦૦૦ ટન, ટીન ૧૦૫૫ ટન થાય છે. ફ્રેંચોએ જાણવાજોગ ઉદ્યોગો સ્થાપવા દીધા નથી.

## વેપાર, રસ્તા, રેલવે

આખું ફ્રેંચ સંસ્થાન સને ૧૮૮૭માં એક જ કસ્ટમ યુનિયનની નીચે એક જ જકાતી ધોરણે ચલાવાય છે. સને ૧૯૩૩માં કુલ આમદાની ૯૧ કરોડ ફ્રાંક જેટલી છે. નિકાસ ૧ અબજ ફ્રાંક જેટલી છે. મુખ્ય નિકાસ ચોખાની ૧૨ લાખ ટન જેટલી થાય છે. તે સિવાય રબર, માછલી, કોલસો, મરી, જાનવરો, ચામડાં, અનાજ, કલાઈ, કાંસુ વગેરે પરદેશ ખાતે ચડે છે. મુખ્ય આમદાની-માલમાં કપાસ, રેશમનાં વસ્ત્રો, ધાતુઓ, મોટરકારો અને કેરોસીન છે. ઇન્ડોચાઈનામાં ૫૨૫૭ માઈલના મુખ્ય રસ્તા, ૧૦૬૧૧ માઈલની સામાન્ય સડકો, ૧૬૯૯ માઈલની રેલવે, ૩૫૪ મુખ્ય પોસ્ટ-ઑફિસો, ૭૦૦ ગામડાંની પોસ્ટ-ઑફિસો, ૪૦૪૩ માઈલનાં ટેલિફોનનાં દોરડાં અને ૧૧૮૬૧ માઈલનાં તારનાં દોરડાં છે. ઇન્ડોચાઈનાની બેક નોટો કાઢી શકે છે. ૧૦ કરોડ પિયાસ્ટ્રેની નોટો ફેલાવામાં હતી.

હવે એના વિભાગો તપાસીએ.

**૧. કોચીન-ચાઈના**

સને ૧૮૬૨માં આનામના રાજ્ય પાસેથી એ પડાવી લેવાયું હતું. મૂળ એ ચીનનું હતું. એનું ક્ષેત્રફળ ૨૬૪૧૬ ચો. મા.નું છે. એના ૨૧ પ્રાંતો છે. મુખ્ય બંદર સૈગુન ચોખાની નિકાસ માટે પ્રસિદ્ધ છે. ચોલાઉ, કાન્યો એલ્યુ, રંગિયા વગેરે એનાં મુખ્ય શહેરો છે. સંસ્થાનિક કાઉન્સિલમાં ૧૨ ફ્રેંચ અને ૧૨ દેશી સભ્યો છે. એક સભ્ય ફ્રેંચ પાર્લમેંટમાં મુકાય છે. વસ્તી મુખ્યત્વે એનામીઝો, ચીના અને પરદેશીઓની બનેલી છે. કુલ વસ્તી ૪૪૪૧૪૧૮ ની છે. આમાં ૧૭૦૦૦ ફ્રેંચો, ૫૯૭ બીજા યુરોપિયનો, ૧૩૧૦૦૦ ચીનાઓ છે. સેગુનની વસ્તી ૧ લાખ માણસની છે. ચોલોન શહેરની વસ્તી ૮૮૦૦૦ એમાં ૧૫૩૬ સ્કૂલો અને ૧૩૫૮૬૭ છાત્રો છે.

નદીઓ અને દરિયામાંથી લગભગ ૬॥ કરોડ ફ્રાંકની માછલીઓ નીકળે છે. સેગુનમાં ચોખાની ૫૫ મિલો છે. ૮ લાકડાં કાપવાનાં કારખાનાં, ૬ સાબુ બનાવવાનાં કારખાનાં અને એક વાર્નિશ બનાવવાનું કારખાનું છે. વેપાર યુરોપિયનો અને ચીનાઓના હાથમાં છે. સને ૧૯૩૩માં સૈગુન બંદર ખાતે ૯૮૬ સ્ટીમરો આવી હતી. ફ્રેંચ વિમાની ટપાલ નિયમિત આવે-જાય છે. સેગુનમાં દસ બેંકો છે. હિંદીઓમાં મદ્રાસીઓ થોડા વસે છે.

**૨. આનામ**

શાહીવાદી ફ્રાન્સની દૃષ્ટિ આનામ ગડપ કરવાની સને ૧૭૮૭થી ચાલુ હતી. ધીમે ધીમે પણ ચોક્કસ ભાવે આનામ ગળાવા લાગ્યું. આનામનો દેશી બાદશાહ ખૂબ માનપાન આપવા માટે જ છે, પરંતુ સત્તાને નામે ફ્રેંચ લાગવગ જ છે. સને ૧૮૮૬થી એ ફ્રેંચોનું રક્ષિત રાજ્ય બન્યું છે. સમ્રાટ બાઓ-ડાઈ જાન્યુઆરી ૧૯૨૬માં રાજ્યગાદી ઉપર આવેલ છે. ફ્રેંચ રેસિડેન્ટની આજ્ઞા મુજબ પ્રધાનમંડળ દ્વારા શાસન કરે છે. તુરેન અને કિવનોનનાં બંદરોથી યુરોપ સાથે વેપાર થાય છે. એની જકાત ફ્રેંચોના ખજાનામાં જાય છે. મુખ્ય શહેર હુઈનો (વસ્તી ૩૩૦૦૦) કિલ્લામાં ફ્રેંચ સૈન્ય રહે છે. આ રક્ષણીય રાજ્યનો વિસ્તાર ૩૯૭૫૮ ચો. મા.નો છે.

વસ્તી ૫,૧૨૨,૨૪૯ છે. ૩૦૦૦ યુરોપિયનો, ૧૦ હજાર ચીના અને થોડા હિંદીઓ છે. ૧૦૨૩ સ્કૂલો છે. ૪૪૮૨૪ વિદ્યાર્થીઓ છે. બજેટ ૮૯ લાખ પિયાસ્ટ્રેનું છે. મુખ્ય પેદાશ ચોખા છે. તે સિવાય કપાસ, મકાઈ, સોપારી, રેશમ, તજ, ખાંડ અને તમાકુ થાય છે. ૯ લાખ પશુઓ છે, થોડું સોનું, ત્રાંબું, કાંસું, અને લોઢું નીકળે છે. કોલસો, મીઠું વગેરેની પેદાશ થાય છે. આ પ્રદેશમાં અગાઉ, એટલે નવમી સદીથી તે તેરમી સુધી, હિંદીઓનું મોટું સામ્રાજ્ય હતું. યશોવર્ધન મહાન સમ્રાટ થઈ ગયો છે. હિંદુઓનાં મંદિરોના અવશેષો મળે છે.

**૩. કંબોડિયા**

આમાં ફ્રેંચ-રક્ષિત રાજ્ય સને ૧૮૬૩માં સ્થાપવામાં આવ્યું હતું. આનું ક્ષેત્રફળ ૬૭૫૫૦ ચો. મા.નું છે. વસ્તી ૨૮ લાખ માણસોની છે. હમણાંનો રાજા સિશોવન્થ મોનીવોંગ સને ૧૯૨૭માં ગાદીએ આવ્યો હતો. મુખ્ય શહેર ફ્નોમપેન (વસ્તી ૯૬૦૦૦) નદીઓના સંગમ ઉપર છે. દેશમાં ૧૪ જિલ્લા છે. બે નાનાં બંદરો દરિયાકિનારે છે. બજેટ ૮૦ લાખ પિયાસ્ટ્રેનું થાય છે. દેશ ઘણો ફળદ્રુપ છે. મુખ્ય પેદાશ ચોખા છે. તમાકુ ને મકાઈ પણ થાય છે. પશુ-ઉછેર પણ થાય છે. ગૃહઉદ્યોગોમાં રેશમની મિલ અને ચોખાની મિલો છે. ૧ કરોડ એકરોમાં કીમતી જંગલો છે. મોટા સરોવરમાંથી લોકોને પુષ્કળ માછલાં મળે છે. મેકોંગ નદી અને મહાન સરોવરમાંથી લોકોને ફરવા ૮૯૦ માઈલના જળમાર્ગો છે. ૧૪૩૦ માઈલના સુંદર રસ્તાઓ છે. એક નાની રેલવે પણ છે.

એક ફ્રેંચ વનસ્પતિશાસ્ત્રી કંબોડિયાનાં જંગલોમાં પ્રવાસ કરતો હતો. ઓચિંતો આંખો ચોળવા લાગ્યો. જંગલની વચ્ચે એક મહાન શહેરનાં ભવ્ય ખંડેરો જોવામાં આવ્યાં. અંકોરનાં મહાન શહેરો-મંદિરોની શોધ થઈ.

આ શહેરો અતિ કળામય અને સરસ શાસ્ત્રીય પદ્ધતિથી બાંધેલાં છે. મંદિરો અને મહેલોની કારીગરી આંખે ચોંટે તેવી છે. આ પ્રદેશ ઉપર ક્ષેર વંશના સમ્રાટોનું ૯મી સદીથી તેરમી સદી સુધી (૪૦૦ વર્ષ પર્યંત) આખા ઇન્ડોચાઇના ઉપર રાજ્ય હતું. મદ્રાસ તરફથી એ રાજ્યવંશ ત્યાં સ્થપાયો હતો. એ સ્થાપત્યો આજે જગતમાં ઘણું ઊંચું સ્થાન કળા અને બાંધણી માટે ભોગવે છે. એ ખૂબ પ્રસિદ્ધ છે. યશોવર્મા મોટો સમ્રાટ અહીં થયો છે.

## ટોનકીંગ

સને ૧૮૮૪માં આ પ્રદેશ ફ્રાન્સના હાથમાં આવ્યો હતો. એનુ ક્ષેત્રફળ ૪૦૫૦૦ ચો. મા.નું છે. એના ૨૩ જિલ્લા છે. ૧૦૮૮૫ ગામડાં અને ૮૭ લાખની વસ્તી છે. ૧૧૦૦૦ યુરોપિયનો છે. ઇન્ડોચાઇના ચીની સામ્રાજ્ય નીચે ઘણી સદીઓ સુધી રહ્યું છે. મુખ્ય શહેર હેનોઇમાં ૧। લાખની વસ્તી છે. સુંદર આધુનિક શહેર છે, આખા ઇન્ડોચાઇનાની રાજ્યધાની છે. હેનોઇમાં એક વિશ્વવિદ્યાલય પણ છે. પેદાશ-ખર્ચનું બજેટ ૧। કરોડ પિયાસ્ટ્રેનું છે. ચોખા ૧૭॥ લાખ ટન પાકે છે; શેરડી, મકાઈ, આરારૂટ, કૉફી, ચા, ફળો અને તમાકુ પણ પુષ્કળ થાય છે. રેશમ પણ થાય છે.

## લાઓસનો પ્રદેશ

આ ફ્રેંચોનું રક્ષિત રાજ્ય છે. ૮૯૩૨૦ ચો. મા.નું ક્ષેત્રફળ છે. મુખ્ય રાજ્યધાની વેનેશિયાની છે. લુઆંગ પ્રબાંગ ખાતે રાજા રહે છે. ફ્રેંચ દેખરેખ નીચે રાજ્યવહીવટ ચાલે છે. જમીન ઘણી ફળદ્રુપ છે. ૩૬૨૦૦૦ ટન ચોખા પેદા થાય છે. કપાસ, ગળી, તમાકુ, ફળ, ફૂલો થાય છે. પાકા સાગનાં મોટાં જંગલો છે. સોનું, ટીન, સીસું અને જવાહીરની ખાણોનો વિકાસ થાય છે. બજેટ ૩૪ લાખ પિયાસ્ટ્રેનું છે.

## કવાંગ-ચો-વાનનો પ્રદેશ

આ પ્રદેશ સને ૧૮૯૮માં ચીન પાસેથી પટે લેવામાં આવ્યો હતો. ફ્રેંચ દેખરેખ નીચે ચીની પદ્ધતિનું શાસન હજી ચાલુ છે. ફોર્ટ-બાયાર્ડ (વસ્તી ૧૨૦૦૦) ચેકામ શહેરની વસ્તી ૩૫૦૦૦ ની છે. એ વેપારનું ધામ છે. એનું ક્ષેત્રફળ ૨૦૦ ચો. મા.નું છે. વસ્તી અઢી લાખની. ચીની મુખ્યત્વે છે. એ પ્રદેશ પણ ખેતીપ્રધાન છે. પેદાશ ચોખા વગેરેની પણ ઉપરના પ્રદેશ મુજબ છે.

## જાપાન અને ઇન્ડોચાઇના

ઇન્ડોચાઇના ખૂબ ફળદ્રુપ દેશ છે. ચાલીસથી એકસો ઇંચ જેટલો વરસાદ વરસે છે. એમાં પુષ્કળ ભૂસ્તરો છે. જાપાન જેવા પ્રગતિશીલ રાજ્યના હાથમાં એ ભારે સમૃદ્ધિ આપી વિકાસ પામી શકે છે. ફ્રેંચો એ પ્રદેશ હમેશાં પરતંત્ર રહે એટલા પૂરતો જ વિકાસ કરે છે. જાપાને પડેલા ફ્રાન્સને પાટુ મારીને કેટલાક વેપારી હકો મેળવ્યા છે. સિયામ (થાઈલેંડ)ને ઉશ્કેરી કેટલોક ભાગ ફ્રેંચ સત્તા પાસેથી ઝૂંટવી લીધો છે. ફ્રેંચો પોતે જર્મનીના હાથમાં લોટના પીંડા જેવા બની ગયા છે એટલે ઇન્ડોચાઇનાના બળવાન બચાવ માટે એમની પાસે સાધનોની ઊણપ છે. જાપાન હજી ચીનમાં ફસ્યું પડ્યું છે, છતાં લાગ આવ્યે બચકું ભરી લે છે. અમેરિકા હમણાં યુદ્ધની મોટી તૈયારીઓમાં રોકાયેલું છે. જાપાનને ભવિષ્યમાં મહાત કરવાની એની ઇચ્છા છે.

## અંગ્રેજો અને જાપાન-ઇટલી

જાપાન અને અંગ્રેજો વચ્ચે પણ આંખો લડે છે. ઇન્ડોચાઇના જો જાપાનના હાથમાં જાય તો અંગ્રેજોનાં મલાયા અને બ્રહ્મદેશ એ બન્ને સમૃદ્ધ સંસ્થાનો જોખમમાં પડે. તેથી અંગ્રેજોએ સિંગાપુરમાં મોટું સૈન્ય અને શસ્ત્રસરંજામ તૈયાર કરી મોટી કિલ્લેબંદી કરી છે. અંગ્રેજોએ આ માસમાં ઇટલીના આફ્રિકન વિભાગો ઉપર આક્રમણ ચાલુ રાખી વિજયો મેળવ્યા છે. ઇટલીનાં એક પછી એક બંદરો અંગ્રેજોના હાથમાં પડે છે. લગભગ ૧ લાખ જેટલા સૈનિકો કુલ કેદ પકડાયા છે. મોટા જથ્થામાં શસ્ત્રસરંજામ ઇટલીએ ખોયો છે. આજે

સમાચાર છે કે બેન્ગાઝીનું મોટું શહેર ઇટલીએ ખોયું છે, આલ્બેનિયામાં ગ્રીક લશ્કરે એને ચાલુ પાછાં હઠવાની ફરજ પાડી છે. આથી ઇટલીને જર્મનીની સહાય માંગવી પડી છે. જર્મનીએ એની મદદમાં સિસીલીના ટાપુમાં સેંકડો વિમાનો મૂકી દીધાં છે. ગ્રીક સામે સહકાર આપવા સૈન્ય મોકલવાનાં ભણકારા વાગે છે. ઇટલી બધી રીતે થાક્યું છે. જર્મનીએ એને ઊંચકવાની શરૂઆત કરી છે, વધારે મદદ આપશે. સૌ જીવ ઉપર આવી ભારે ભોગો આપી લડે છે.

## હિટલરનું ભાષણ

એક ભાષણ આપતાં હિટલરે નીચેના મુદ્દા ચોખ્ખા કર્યા છે :

૧. બ્રિટન ઉપર સૈન્ય અને શસ્ત્રસરંજામની તૈયારીઓ પૂરી કરતાં જ હલ્લો કરીશું.

૨. શિયાળો ઊતર્યે બ્રિટનની સ્ટીમરોની મોટી રકમ ડુબાડવા સબમરીનોનો મોટો કાફલો તૈયાર કરવામાં આવ્યો છે. અમેરિકન સાધનોથી જણાય છે કે અંગ્રેજો એ સબમરીનના ભયને તદ્દન હાંકી કાઢવાના ઉપાયો હજી શોધી શક્યા નથી. આથી આ ભય મોટો છે.

૩. યુદ્ધ શરૂ કરવામાં જર્મની આગેવાન નહોતું એમ અમેરિકનોએ (હિટલરના કહેવા મુજબ) સિદ્ધ કરી પોતાની સાક્ષી પૂરી છે. જર્મનો યુદ્ધપ્રિય નથી એમ જાહેર કર્યું છે.

૪. ઇટલીને સાધારણ પરાજયો મળ્યા છે, તેથી જર્મનીની સ્થિતિમાં કંઈ ફેરફાર થયો નથી. ઇટલીનો ઉદ્ધાર કરવા માટે જર્મની તૈયાર છે.

૫. જર્મનીની વિરુદ્ધ અમેરિકા બ્રિટનને મદદ આપે છે, તેથી એનાં પરિણામો અમેરિકાને ભોગવવાં પડશે એમ અમેરિકાને ધમકી આપી છે.

૬. આખા યુરોપના જીતેલા વિભાગોમાં એણે શસ્ત્રસામગ્રી બનાવવાનાં કારખાનાં ખોલ્યાં છે.

## જર્મનીની પરદેશનીતિ

જર્મનીનાં મહત્ત્વનાં રાજ્યનીતિનાં અંગો નીચે મુજબ છે :

૧. જાપાન, ઇટલી અને જર્મનીનું ઐક્ય જાળવી રાખવું.

૨. રશિયા યુદ્ધમાં ન ઊતરે એટલે દરજ્જે એને રાજી રાખવું.

૩. ફ્રાન્સને અંગ્રેજો સાથે ફરજિયાત યુદ્ધમાં ઉતારવું.

૪. અમેરિકાને સમજણ–આંખ બતાવીને અથવા કોઈ ઉપાયે બ્રિટનને મદદ આપતું અટકાવવું.

૫. બલ્ગેરિયામાંથી કોઈ રીતે માર્ગ મેળવી ગ્રીસ અને તુર્કીને હંફાવવાં.

૬. બ્રિટનને તદ્દન એકલું પાડી એને છેવટે ભાંગી નાંખવું. આખા યુરોપનાં મોટા ભાગનાં સાધનોનો જર્મનીને સહકાર હોવાથી એ આર્થિક તકલીફ ઓછા પ્રમાણમાં ભોગવે છે. જર્મનીનાં આધિપત્ય, રાહબરી અને તંત્ર નીચે યુરોપમાં નવા યુરોપિયન તંત્રની રચના કરવાના એના કોડ છે.

## જાપાનની પરદેશનીતિ

જાપાનના પરદેશખાતાના પ્રધાને પોતાની નીતિ જાહેર કરી છે :

૧. ચીનમાંથી કોઈ પણ ઉપાયે છૂટું થવું. ૨૧ અબજ યેન ૪ વરસમાં ખર્ચાઈ ગયા છતાં ત્યાં કોઈ નિર્ણયાત્મક ખુલાસો થયો નથી. ચ્યાંગ–કાઈ–શેક ચીનના સરમુખત્યાર સાથે સીધો સંબંધ બાંધી જાપાન ત્યાંથી છૂટું થવા માગે છે.

૨. ફ્રાન્સનું ઇન્ડોચાઈના અને ડચનું ડચ ઇસ્ટ-ઇન્ડિઝ ઝડપી લેવાં.

૩. જર્મનીની ઓથે રહીને ભૂખ્યા ગીધની નીતિ પકડવી. આખા એશિયામાં દિગ્વિજય કરી આર્થિક લૂંટ માટે સગવડો મેળવવી.

૫. બ્રિટનની પરવા કરવી નહિ, ઘાયલ બ્રિટનને

હમણાં જર્મનીએ રોકી રાખેલ છે એટલે એનાથી કંઈ ચિંતા જાપાનને ભોગવવાની નથી.

## બ્રિટનની પરદેશનીતિ

૧. જર્મનીને ફ્રાન્સ અને બલ્ગેરિયાને સાથે ઘસેડવાના પ્રયત્નોમાં નિષ્ફળતા અપાવવી. તે માટે એણે પોતાની મુત્સદ્દીગીરી વાપરવા માંડી છે.

૨. અમેરિકા પાસેથી શસ્ત્રસામગ્રીઓ મળે છે તે હજી મોટા પ્રમાણમાં ઉધાર અને અમેરિકાનાં જ વહાણોમાં મેળવવી. અમેરિકાને ભવિષ્યના જર્મનીથી રહેલા ભયને ખૂબ પ્રચાર દ્વારા બતાવીને એને આ યુદ્ધમાં પોતાની સર્વ શક્તિઓથી મદદ આપે તેમ કરવું.

૩. રશિયાની દિલસોજી પોતાના તરફ ખેંચવા સતત પ્રયત્નો ચાલુ રાખવા. પરંતુ રશિયન રીંછે હજી બિલકુલ માન્યું નથી.

૪. કોઈ પણ ભોગે ખલાસ થવા સુધી યુદ્ધ ચાલુ રાખવું.

## અમેરિકાની પરદેશનીતિ

૧. જાપાનની સાથે સહકાર કરવો નહિ. એની ગડપ-નીતિથી એ જો ઇન્ડોચાઈનામાં લશ્કરી પગપેસારો કરે તો અમેરિકાના ફિલિપાઈન ટાપુઓને માટે ધાસ્તી જેવું છે, માટે જાપાન સાથે પેસિફિકમાં યુદ્ધ જરૂર કરવું પડશે. પરંતુ અમેરિકાની તૈયારીઓ અપૂર્ણ છે. ૮૦૦ નવી મનવારો બધાતાં ૩ વરસ લાગશે, તે દરમિયાન યુદ્ધમાં ઊતરવું નહિ.

૨. જર્મની ભવિષ્યમાં અંગ્રેજને હરાવી યુનાઇટેડસ્ટેટ્સ ઉપર પણ આક્રમણ કરે. આથી જર્મનીનો પરાજય થાય તેવી રીતે અંગ્રેજોને પૂરતી મદદ આપવાની નીતિ ગ્રહણ કરવી. ગ્રીસ અને તુર્કી તેમ જ ચીનને પૂરતી મદદ (શસ્ત્રાસ્ત્રોની) આપવી. ઈટલી જર્મનીનું સહકારી હોવાથી તેને પણ નબળું પાડવું, પણ સીધું યુદ્ધમાં ઊતરવું નહિ.

૩. આખા અમેરિકાનાં (દક્ષિણ તથા ઉત્તરનાં) રાજ્યોનું સંગઠન કરવું.

૪. પોતાની પરદેશનીતિની મદદ માટે ત્રણ વરસમાં ૨૫ અબજ ડૉલરો ખરચી અતિ મજબૂત થવું. વિમાનો, ટૅંકો અને મનવારો મોટા પ્રમાણમાં બાંધવી.

૫. રશિયા સાથે બની શકે તો મૈત્રી બાંધવી.

## રશિયાની રાજ્યનીતિ

૧. દેશની પેદાશનો મોટો ભાગ (પ્રજાને સંકોચમાં રાખીને) યુદ્ધની બહુ મોટી તૈયારીઓમાં વાપરવો. અમેરિકાથી શસ્ત્રાસ્ત્રો મંગાવવાં અને અમેરિકાથી પણ બળવાન સાગર-કાફલો અને વિમાની કાફલો તૈયાર કરવા.

૨. જર્મનીની સાથે વેપારી મૈત્રી જાળવી રાખી એને ખૂબ માલ મોંઘી કિંમતે પૂરો પાડવો, પરંતુ જર્મનીને સૈનિક-મદદ આપવી નહિ. કાચા માલના બદલામાં જર્મનીનાં ભયંકર શસ્ત્રાસ્ત્રો ખરીદ કરવાં.

૩. યુરોપના યુદ્ધમાં પોતે ભાગ લેવો નહિ. અંગ્રેજો કે અમેરિકનો સાથે ગાઢી દોસ્તી બાંધવી નહિ. જર્મનીને પણ પોતાની સરહદનો પાડોશી બનાવવો નહિ કોઈનો વિશ્વાસ કરવો નહિ. યુદ્ધથી અલગ રહેવું. પોતાનાં હિતો બરાબર સંભાળવાં અને સૌથી મજબૂત સૈન્ય ધરાવવું.

## બીજાં રાજ્યોની રાજ્યનીતિ

૧. સ્પેનની રાજ્યનીતિ યુદ્ધથી દૂર રહેવાની છે. એને છેલ્લા બળવાનો ભારે થાક લાગ્યો છે, આથી આ યુદ્ધમાં એનાથી જોડાવાય તેમ નથી, એટલે સૌની સાથે મીઠાશ રાખવાની એની નીતિ છે.

૨. રૂમાનિયાની પરદેશનીતિ જર્મનીના હાથમાં છે, બર્લિનની આજ્ઞા મુજબ એણે એક લાખ જર્મન-સૈન્યને રૂમાનિયામાં રહેવા દીધુ છે. જર્મનીને પ્રસન્ન કરવાની એની નીતિ છે.

૩. હંગેરીની નીતિ જર્મનીની આજ્ઞા ઉઠાવવામાં છે. એની ચારે તરફ જર્મનીની સરહદો છે, આથી હંગેરીની સ્વતંત્રતા જર્મનીની મૂઠીમાં છે.

૪. બલ્ગેરિયા આ યુદ્ધમાં તટસ્થ રહેવા માગે છે. જર્મની એને પોતાના સૈન્યને ગ્રીસમાં આક્રમણ

કરવા જવા દેવા ખુશીથી રજા આપવા દબાણ કરે છે, પરંતુ તેમ કરવાથી પોતાની ભૂમિનું તુર્કી આક્રમણ કરશે એવી ભીતિથી ના પાડે છે.

૫. યુગોસ્લાવિયા પણ તટસ્થ રહેવા ખૂબ ખૂબ મહેનત કરે છે. આ યુદ્ધમાં જોડાનાર દેશની પાયમાલી સૌ જાણે છે.

૬. તુર્કી રશિયા સાથે મૈત્રી જાળવી રાખે છે. અંગ્રેજોનો એ ખાસ દોસ્ત છે, આથી જર્મનીનો ખાસ શત્રુ છે. એના ઉપર એક પછી એક કુદરતી આફતો ચાલી આવે છે. ધરતીકંપ પછી રેલ આવી છે. જર્મનીના આક્રમણનો સામનો કરવા તુર્કીએ જંગવર તૈયારીઓ કરી છે.

૭. ચીનનો મક્કમ નિશ્ચય જાપાનને પોતાની ભૂમિમાંથી હાંકી કાઢવાનો છે. જાપાનને હરાવવા રશિયા, અંગ્રેજો અને અમેરિકા ચીનને સહકાર આપ્યે જાય છે. ચીને ભયંકર ભોગો આપ્યા છે, છતાં એનો નિશ્ચય ડગ્યો નથી. ચાંગ–કૈ–શેક જગતનો મોટો દૃઢનિશ્ચયી પુરુષ છે. જાપાને એની સાથે સીધા સંદેશા આરંભ્યા છે, પરંતુ ચીન માનવું મુશ્કેલ છે.

૮. ઇરાન, અરબસ્તાન, અફઘાનિસ્તાન અને ઇરાક વગેરે મુસ્લિમ રાજ્યો પોતાનાં સૈન્યોને ગજા પ્રમાણે મજબૂત બનાવ્યે જાય છે, પરંતુ યુરોપિયન શસ્ત્રાસ્ત્રોને જોઈ આશ્ચર્યમાં પડે છે. એમની પાસે સાધનો, ધન અને બુદ્ધિ આ અસ્ત્રો બનાવવા માટે નથી. યુરોપિયનોથી પૂરતાં દૂર રહેવાં માગે છે.

જર્મનીને અંગ્રેજો ઉપર જરૂર આક્રમણ કરવું જ પડશે, તે સિવાય બીજો કોઈ ઉપાય આ યુદ્ધમાં વિજય મેળવવાનો નથી. અંગ્રેજોની સ્ટીમરો મોટી સંખ્યામાં શિયાળા પછી ડુબાવીને એને એકલું પાડી પંદર હજાર વિમાનો અને મોટી તોપોથી સમુદ્રમાં પોતાની સત્તા બેસાડી બ્રિટન ઉપર એ આક્રમણ કરશે.



## સંતોને નિમંત્રણ

સંતન! ઓરાં આવો રે! ભજનું ગાયેં ભાવથી હોજી!
ભાથું ભવનું કમાવું રે! મજલું નાની નથી હોજી!
આવો, તમે અચકાવ મા બેલી, મર નો'યે જરી સાજ;
હૈયાં હશે તો હાલશે, એની કરીશું ઝાંઝપખાજ!
બાંધવા ભવસાગરની પાજ! સંતન૦

જૂઠી માયા, જૂઠી મો'બતું, જૂઠા વાણીના વ્યાપાર;
જૂઠી–લપસણી આ ધરા, એમાં હરિવર આધાર.
થાવા એના શું એકતાર! સંતન૦

શૂન્યમાંથી સૌ સંચર્યાં, વળી જાવું શૂન્ય મોઝાર;
વચ્ચે અટવી અંકની, કયમ વટવી એ વિકરાળ?
લેવા જીવ–કેદીની સાર! સંતન૦

શૂન્યથી ઓરા આંકડા, પણ શૂન્યથી શૂન્ય બહુ દૂર;
બે શૂન્યની વચ્ચે વહે ઘેરાં કાલ–સરિતનાં પૂર!
કમાવા નૈયા કેરા નૂર! સંતન૦

ભાથું ભવનું કમાવું રે! મજલું નાની નથી હોજી!
સંતન! ઓરાં આવો રે! ભજનું ગાવા ભાવથી હોજી!

દેવજી રા. મોઢા

# ......અને એ સાવ ખસી ગઈ

શ્રી. ઈંદુકુમારી

તે દિવસ મારી જિંદગીની સફળતાનો, સુખની ટોચનો, આનંદની અવધિનો હતો. મેં વર્ષો સુધી જેને ઝંખ્યા હતા, વર્ષો સુધી જેને માટે તપ કર્યું હતું–ઝૂરી હતી તે આખરે મને મળ્યા હતા. મારી દુનિયા મને અમાગ ત્રણમાં પૂરી થતી લાગી. કોઈની મને તમા ન રહી અને હું દુનિયામાંહેની સર્વશ્રેષ્ઠ સુખી લાગી. મારું જીવનસ્વપ્ન ફળ્યું–જે દિવસે મેં એમના ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે.

મારાં પિતામાતા ભલાં હતાં. મારા પર પ્રેમ રાખતાં હતાં. હું સોળ વર્ષની થઈ ત્યારે એમને મને ઠેકાણે પાડવાની ચિંતા પેઠી. એક ધનાઢ્ય કુટુંબના જુવાન સાથે ધામધૂમથી મારાં લગ્ન કરી દીધાં. કરિયાવર કરીને અને વહેવારની બાબતોમાં ખાસ ધ્યાન રાખીને એમની દુનિયામાં એમની વાહવાહ બોલાવી દીધી. ચિનુભાઈએ બાપનું નામ રાખ્યુ. દીકરીને સુખમાં નાંખી. 'બહુ સારુ થયું, બહુ સારુ થયું' એમ ઠેરઠેર બોલાઈ ગયું.

હું તદ્દન અજાણ હતી. લગ્ન શા માટે હશે? શું હશે? લગ્ન પછી મારે ઘર શા માટે છોડી દેવું જોઈએ? પારકે ઘેર કેમ રહેવું જોઈએ? પતિ વળી કેવું પ્રાણી હશે? એની આજ્ઞામાં જ શા માટે રહેવું જોઈએ?–આ બધાની મને કશી ખબર ન હતી.

પરંતુ મારે એક સખી હતી. મારા પિતાના ઘરની બાજુમાં જ રહેતી. અમે નાનાં હતાં ત્યારથી સાથે રમેલાં. દિવસ આખો સાથે જ રહેતાં. નિશાળમાં પણ સાથે જતાં. એ મોટી થઈ હતી પણ એના બાપા એને પરણાવવાનું નહોતા વિચારતા. મને જ્યારે પરણાવવાની વાત ચાલતી હતી ત્યારે એને બહારગામ ભણવા મોકલવાનો વિચાર એના બાપા કરતા હતા. ને મને છોડીને એણે ભણવા જવુ પડેલું તે દિવસ મને યાદ છે. નદીકાંઠે જઈને સાંજના, આછા અંધારામાં અમે બંને કેટલુ રડેલાં, જાણે કોઈ અમને પરાણે વિખૂટાં પાડી દેતું હોય એટલી મને પીડા થતી હતી. પરંતુ એ સમજુ હતી. મને સાંત્વન દેતી. સ્કૂલમાં રજા પડયે એક પણ દિવસ ન રોકાતાં મારી પાસે આવી જવાનું વચન મને એણે ઊગતા ચંદ્રની સાક્ષીએ આપેલુ. ને હું કેટલી વાર સુધી એના ખોળામાં છેલ્લો આરામ મેળવતી હોઉં એમ પડી રહેલી તેની અમને મારો ભાઈ મને શોધતો આવ્યો ત્યારે જ ખબર પડી!

મારાં લગ્ન નક્કી થતાં રજા લઈને તે ખાસ આવી પહોંચી. લગ્ન દરેકે કરવાં જ જોઈએ, એ એક અનિવાર્ય જરૂરિયાત છે, એવું એવું એણે મને સમજાવ્યું. મારા પતિ સાથે મારે કેમ વર્તવું, સાસુ–સસરા સાથે કેમ વર્તવું, સોસાયટીમાં કેમ ભળવું વગેરે ઘણી ઘણી મને શિખામણો આપી. છેવટ એમ પણ કહ્યું કે, 'જોજે, તુ શ્રીમંતના ઘેર જાય છે. તારો પતિ સમાજમાં આગળપડતો છે. એના મિત્રો અનેક હશે. સૌ ભણેલા ને આગળપડતા વિચારના હશે. એની પાસે તું તદ્દન સાદી દેખાઈશ. કદાચ તારા પતિને તું ગામડિયણ જેવી પણ લાગીશ માટે વાતાવરણ જોઈને એને અનુકૂળ બનજે. આજના પતિદેવો પત્નીને સાથે ફેરવવા અને સુધરેલા ગણાવા ઇચ્છતા હોય છે. તારે એ બધું જોઈને એની બધી જ રીતભાત શીખી જવી ને એને અનુકૂળ થઈ જવું, નહિ તો પુરુષોનું છે: 'મને અનુકૂળ નથી, મારા સસ્કાર ને Idiasને મળતી નથી' એમ કહી તેઓ સ્ત્રીઓ તરફ બેદરકાર બની જાય છે ને જ્યાં એમને યોગ્ય લાગે ત્યાં ભળી જાય છે.'

આવી બધી નવી નવી અને કેટકેટલી શિખામણો લઈને હું મારે સાસરે આવી, પણ મારો બધો ડર–બધો સંકોચ અમારી એક જ મુલાકાતમાં ભાંગી

ગયો. શીલાએ મને પુરુષોનું જે વર્ણન આપ્યું હતું તેનું એક ચિહ્ન પણ મને મારા પતિમાં ન જણાયું. એક દેવતા જેવા જ મને તો તે લાગ્યા. હું જાણે એમની કેટલાય સમયની ઓળખીતી હોઉં ને ઘણે વર્ષે મળી હોઉં એવા ભાવ ને પ્રેમથી એમણે મને સત્કારી. શીલાને છોડયાનો ઘા જાણે એકદમ એમના એક પ્રેમભર્યા આવકારથી જ રુઝાઈ ગયો. મને હું ભાગ્યશાળી માનવા લાગી.

મારા પતિના સતત સ્નેહભર્યા સહવાસ અને સાથથી મારામાં હિંમત પ્રકટી. હું ગૃહકાર્યમાં કુશળ બની. મને વહેવારનું જ્ઞાન આવી ગયું. મેં ઘરમાં સૌનો પ્રેમ જીતી લીધો અને મારા પતિ મારા-મય જ બની ગયા. M. A.ની પરીક્ષા ઘણા ઊંચા નંબરે એમણે પાસ કરી દીધી અને પ્રોફેસરની પદવી પણ મેળવી લીધી. અમારી જિંદગી પરમસુખમાં ચાલવા લાગી.

આ સુખના મહાસાગરમાં પેટ ભરી ભરીને નાહી રહી હતી ત્યારે મને મારી સખી-મારી નિર્બોધતાનો એકનો એક આશ્રય, મારું બાળપણનું સર્વસ્વ એવી મારી સખી-શીલા મને યાદ આવી. હવે તો મારા પતિને મારા કુન્યારી ડહાપણમાં વિશ્વાસ આવી ગયો હતો. પહેલાં હું જેવી દુનિયામાં રહેવા નાલાયક હતી તેવી હવે રહી ન હતી. સમાજને પહોંચી વળું એવી બની ગઈ હતી એટલે ઘરની ગંભીર બાબતોમાં પણ મારા પતિ મારો અભિપ્રાય પૂછતા ને મારી સૂચનાનો વિચાર કરતા. મારી સ્વતંત્રતા પણ સ્વીકારવામાં આવેલી એટલે મેં શીલાને તેડાવવા ઇચ્છયું એમાં એમણે બિલકુલ વાંધો ન લીધો, ને શીલા મને મળવા આઠ દિવસ આવી ગઈ. અમે ત્રણેય લહેરથી હર્યાં-ફર્યાં અને ફરી વેકેશનમાં આવવાનો આગ્રહ કરી અમે એને વિદાય આપી.

પરંતુ દરેક વસ્તુની અવધિ હોય છે એમ સુખની પણ અવધિ ઈશ્વરે નક્કી કરી હશે, એટલે ઈશ્વરે અવધિ આવી જવાનું સિગ્નલ પાડી દીધું. મારી બિલકુલ જાણ વિના છૂપાં-દબાતાં પગલે દુઃખ નામની ભાવનાએ મારા ઘરમાં પ્રવેશ કર્યો, પણ એની મને ખબર ન પડી.

શીલા ગઈ, પરંતુ ઘરમાં એક એવું આછું ગમગીન વાતાવરણ મૂકી ગઈ કે મને તો મૂંઝવણ થવા લાગી. શા માટે મારા પતિ શાંત રહેતા હશે, શા માટે મારી સાથે ખૂબ હસતા-બોલતા નહિ હોય, કેમ પુસ્તકોમાં જ મોં પરોવી રાખતા હશે તેની મને ગમ ન પડી. મને થયું કે એક અઠવાડિયું અતિશય તોફાન-મસ્તી અને હાસ્ય-કિલ્લોલમાં ગયું છે એટલે અત્યારે સામાન્ય સ્થિતિમાં આવતાં મને ઓછું ઓછું લાગતું હશે. મારા પતિ મારી સાથે જ જમતા, મારી દરકાર લેતા, મારા પર સ્નેહ રાખતા, સાથે ફરવા લઈ જતા, છતાં મને અંદરથી એવું લાગવા માંડયું કે આ પહેલાં જેવું નથી, આમાં કાંઈક ફેરફાર થઈ ગયો છે. પણ મને સમજ ન પડતી. મારું મન ખરાબ થઈ ગયું હશે એમ માની લઈને મેં એ વિચાર છોડી દીધો.

પણ ધીરે ધીરે ઘરમાં ગંભીરતા વધુ પ્રસરી. હમેશના હસમુખા પ્રેમાળ પતિ ગંભીર ને સહેજ કઠોર બની ગયા. અમે ક્યાંક બહાર જતાં તો ટકોર કરતા કે, 'સાડી બરાબર પહેરતાં તને નથી આવડતી. તું મિત્રો જોડે વાતો કરે છે ત્યાર સાવ ગામઠી ભાષા વાપરે છે. બધા પ્રોફેસરોનું ધ્યાન તારી ભાષા પ્રત્યે ખેંચાય છે. તારે તારી બોલવાની ઢબ તો સુધારવી જોઈએ. વાણીમાં ચપળતા દેખાવી જોઈએ.' ક્યારેક કહેતા કે, 'હું તને રોજ સાથે ફરવા લઈ જાઉં છું, ક્યાંય મળવા જાઉં છું-મીટિંગોમાં જાઉં છું ત્યારે પણ સાથે લઈ જાઉં છું એ પિતાજીને નથી ગમતું; પણ એમને ન ગમે તેથી શું? એ જૂના વિચારના છે, આપણી ભાવનાઓ-આપણો સંબંધ તેઓ કેમ સમજી શકે? આપણું લગ્ન વિશિષ્ટ છે એવું એમને ક્યાંથી ભાન હોય?' આ રીતે પોતે મારી સાથે વિશિષ્ટ પ્રકારનો સંબંધ રાખે છે એવું મને ભાન કરાવવા લાગ્યા. મને થયું કે આ બે વર્ષમાં કદી મારી ભાષા વિષે એક અક્ષર બોલવાનું સૂઝયું નથી, સાથે લઈ જતી વખતે પોતે વિશિષ્ટ રીતે વર્તી રહ્યા છે એવું કદી પોતાને ભાન થયું નથી, તેને હવે કેમ આવું બધું લાગે છે? મને તેની સૂઝ ન પડી. હું તો તેઓ

કહે એમ–તેમને ગમે તેમ–વર્તવા પ્રયત્ન કરવા લાગી, પરંતુ મારા પ્રયત્નો જેમ એમને અનુકૂળ બનવા થવા લાગ્યા તેમ તેઓ વધુ ને વધુ અળગા થયા. ત્યાં તો 'મે' મહિનાનું મોટું વેકેશન આવ્યું ને શીલા આવી પહોંચી. મને જાણે ડૂબતાને તરણું મળ્યું હોય એવી હાશ વળી, ને અજબ જેવી વાત છે કે મારા પતિ પાછા હતા તેવા જ પ્રેમાળ બની ગયા ને અમે કિલ્લોલવા લાગ્યાં.

પરંતુ અમારો કિલ્લોલ આઠેક દિવસથી વધુ ન પહોંચ્યો. મારા પતિને આનંદમાં મારી હાજરી ખૂંચવા લાગી. કોઈ પણ બહાના તળે તેઓ મને દૂર કરવા લાગ્યા. 'આજે અમારે 'ડીબેઈટ' છે, તને એમાં શું સમજ પડશે ? શીલા ભલે આવે, આજે ફલાણો ઇંગ્લિશ સિનેમા છે, તને અંગ્રેજીમાં ખબર ન પડે ને નકામુ શા માટે આવવું ? હું ને શીલા જઈશું. તને ટેનિસ કે પાનાં રમતાં પણ નથી આવડતું, શીલા કેટલુ સરસ રમી જાણે છે ! શીલા ! આજે તું મારી સાથે કલબમાં આવજે.' આમ રોજ કાંઈ ને કાંઈ બહાના તળે એમણે મને અળગી કરવા માંડી, ને અજબની વાત તો એ છે કે મારી પ્રાણપ્રિય શીલા પણ એમ જ ઇચ્છતી હોય તેવી રીતે મને મૂકીને એની સાથે ઊપડી જતી. આમ ઘણો સમય વીતી ગયો. મને ખૂબ દુઃખ થવા લાગ્યું. રોજ તેઓ બહાર જાય અને હું રડું. એમ કેટલાય દિવસ કાર્યક્રમ ચાલ્યો, પરંતુ મારા પતિદેવની આંખ ઊઘડી નહિ. દિવસે દિવસે ફિક્કા પડતા મારા મોંએ પણ શીલાને પિગળાવી નહિ. તેને મળતા આનંદને લીધે તે મને ભૂલી ગઈ. મારા પતિએ એને શીખવી દીધું કે, 'મૈત્રીનો અર્થ એમ નથી થતો કે ત્યાં જ ચોંટી રહેવું જોઈએ. બીજેથી આનંદ મેળવવાનો હક્ક સૌનો છે–એનો પણ છે ને તારો પણ છે. તને બીજી જગાએથી આનંદ મળતો હોય તો એણે ઈર્ષા ન કરવી જોઈએ.' આ 'ઈર્ષા' શબ્દે મારી શીલાને સાચી 'શીલા' બનાવી દીધી. એને થયું કે હું ભણેલી છું, સમાજમાં ભળી શકું છું, માનપાન મેળવી શકું છું તે મારી જૂનવાણી સખીને નથી ગમતું ને 'ઈર્ષા' કરે છે. મારી સખી થઈને મારી 'ઈર્ષા' કરે છે! બસ આ વાત એને મગજમાં એવી ઠસી ગઈ કે કોઈ પણ નાની મોટી બાબતમાં તે મારામાં ઈર્ષા જ જોવા લાગી. તે મને દુઃખ લાગે એવું વર્તન પથ્થરનું હૃદય બનાવીને કરવા લાગી. મારે તો હવે આ દુનિયામાં ક્યાંય આરો ન હતો. એ તો વેકેશન પૂરું થયે ચાલી ગઈ ને મારી સ્થિતિ એવી જ કફોડી મૂકી ગઈ.

પરંતુ આટલેથી મારી કમનસીબી અટકી નહિ. મારા પતિ તેના જવાથી બેચેન બન્યા. શીલાને પણ કાંઈક એકલતા સાલી. મારા પતિનું કોલેજમાં માનભર્યું સ્થાન હતું એટલે અધૂરી ટર્મે શીલાને કોલેજમાં દાખલ કરવાની મારા પતિએ વ્યવસ્થા કરી નાંખી અને શીલાને બોલાવી લીધી. ઘેર રહીને શીલા અભ્યાસ બરોબર ન કરી શકે એવું મને સમજાવી એમણે એને હોસ્ટેલમાં મોકલી આપી. બપોરે કોલેજમાં અને પછી શીલા સાથે કલબ વગેરેમાં એમ આખો દિવસ બહાર જ તેઓ પસાર કરી નાંખતા, ઘણી વાર જમતા પણ બહાર જ. આ રીતે એક ત્યક્તા જેવી મારી સ્થિતિ થઈ પડી. હું રડું પણ કેટલું ? રડી રડીને થાકી. અંતે આવી વિષમ સ્થિતિમાંથી છોડાવવા મેં મારા ભાઈને પત્ર લખ્યો. પાંચછ દિવસની આતુર–નયને વાટ જોતાં મારા ભાઈનો જવાબ આવ્યો કે, 'બા કહે છે કે દીકરી તો સાસરે જ શોભે. અને અહીં આવીને પણ તું કેટલા દિવસ રહી શકીશ ? જિંદગી તો ત્યાં જ કાઢવાની છે ને !' થયું ! મારી જિંદગીની તમામ આશા તૂટી પડી. પતિથી ત્યજાયલીને આ દુનિયામાં કોઈ ટેકો નથી આપતું, સગો ભાઈ પણ દૂર નાસે છે તેની મને પ્રતીતિ થઈ. હવે હું શું કરું ! કેમ જીવું ? કોને માટે જીવું ? આ દુનિયામાં મારું કોણ ? એ પ્રશ્ને મને મૂંઝવી દીધી. ક્યાંય આશાનું કિરણ ન દેખાયું. ચારે બાજુ નજર ફેંકતાં અંધકાર જણાવા લાગ્યો. હું મૂંઝાઈ, ખૂબ મુંઝાઈ, પરમેશ્વરની માયાને ન પામી શકી. શું આ મારાં પતિદેવ ? જેનું મેં સવારમાં જોઈને હું કૃતકૃત્ય થતી તે આ મારા પતિદેવ ? તે શું હવે મારા છે ? હા, 'ક્ષાપદો એમને

મારાથી છૂટા કરી શકે એમ નથી. હિંદુલગ્ન ગમે તેવો બળવાખોર પતિ હોય તોયે એને છૂટો કરી દે એમ નથી. પરંતુ એવા કાયદાની બેડીમાં જકડાયલા મારા પતિને હું શું કરું? એમનું હૃદય ક્યાં? પહેલાંની એમની પ્રેમાળ મૂર્તિ ક્યાં? હવે તો ચાલે છે જેમ સૌનો ઘરસંસાર ચાલ્યા કરે એમ. મળીએ, જમીએ, વાતો કરીએ, પછી તો પતિદેવ એમના કાર્યમાં ને હું મારી બંધ ઓરડીમાં.

મારાં સાસુ મારું દુઃખ પારખી ગયાં. એમને થયું કે વહુ કાંઈક દુઃખમાં છે. એક દિવસ પાસે બોલાવી ગોદમાં લઈ ને મને પૂછવા લાગ્યાં, 'કેમ બેટા, કેમ છો? કેમ હમણાં ઉદાસ જણાવ છો? તબિયત નરમ રહે છે?' એમને હું શું જવાબ દઉં? ધ્રુસકે ધ્રુસકે રડી પડી. તેઓ પણ સમજી ગયાં હોય એમ વગર બોલ્યે મને પંપાળવા લાગ્યાં ને શાંત પડયે મારી ઓરડીમાં મૂકી ગયાં.

પણ હવે આમ લાંબું ચાલે તેમ ન હતું. સાસુ-સસરાના પ્રેમવહેણમાં મારી જીવનનૈયા હાંકવાનું મારામાં બળ ન હતું. મારા જીવનસાથીના સહચાર વિના એક ડગલું પણ આગળ ચાલવાની મારામાં શક્તિ નહોતી રહી. 'શું કરું? ક્યાં જાઉં?' એમ વિચારતી વિચારતી મારા પલંગમાં ઓશીકામાં મોં દબાવીને હું સૂઈ ગઈ.

ધડાધડ, ધડાધડ બારીબારણાં ભટકાવા લાગ્યાં. સૂ સૂ કરતો પવન ઓરડાની ચીજ–વસ્તુઓને ફગાવી દેવા લાગ્યો. ટેબલ પરનાં ફ્લાવર–વૉઝ નીચે પડી પડીને ભુક્કો થઈ ગયાં. ચારે બાજુ ભયંકર ઉલ્કાપાતનું જાણે કે ઘમસાણ મચી ગયું. હું બેબાકળી જાગી ઊઠી, જોઉં તો બીજો પલંગ ખાલી હતો. શું મારા પતિદેવ આવ્યા જ ન હતા? કે મેં ઊંઘને લીધે સત્કાર્યા નહિ એટલે ચાલ્યા ગયા? આ તોફાનમાં તેઓ ક્યાં હશે? એમની શી સ્થિતિ હશે? દોડી દોડીને હું બધા ઓરડા જોઈ આવી. દીવાનખાનાનો ખૂણેખૂણો ખોળી વળી. એમને ક્યાંય ન જોતાં હતાશ થઈ પાછી ફરી બારીમાં ઊભી રહી. બહાર વૃક્ષોની ઘટાઓ અંધકારને વધુ ભયાનક બનાવતી હતી અને જાણે કે કહેતી હતી કે, 'બેન લીલા, તારું જીવન હવે લીલું નથી રહ્યું. તારા દિલ ઉપર આથી પણ વધુ કાળો ઘોર અંધકાર છવાઈ ગયો છે. ચાલી આવ, અમારી પાસે તું ચાલી આવ.' પવન સૂ સૂ અવાજ કરી કરીને પુકારતો હતો, 'એ–ય મૂરખ! ક્યાં સુધી ત્યાં ઊભું રહેવું છે? હવે આ દુનિયામાં તારું છે કોણ? કોની રાહ જુએ છે? કોની આશામાં ઊભી રહી ગઈ છે? આ આખી દુનિયામાં અમારા સિવાય તારું કોઈ નથી–કોઈ જ નથી. ચાલી આવ, ચાલી આવ.' એક મોટો વીજળીનો કડાકો થયો. એક પલક સર્વત્ર પ્રકાશ છવાયો. લીલાના મગજમાં પણ એક ઝબકાર થયો. બારણા તરફ ગઈ ફટા...ક દઈ બારણું ઉઘાડી ગાંડાની માફક નિર્જન ઘોર અંધારા વનમાં દોડવા લાગી. અંધારમાંથી જાણે અવાજ આવવા લાગ્યા... 'ક્યાં જાય છે? ઊભી રહે. ઉભી રહે.' પણ એ અવાજોને ન ગણકારતી હોય એમ, 'ગમે ત્યાં, નસીબ લઈ જશે ત્યાં, તળાવમાં, નદીમાં, અગાધ સાગરમાં, અફાટ જંગલમાં, જ્યાં પગ લઈ જશે ત્યાં, જ્યાં પવન ખેંચી જશે ત્યાં, હું ત્યક્તા છું, હું ત્યક્તા છું, મારું આ જગમાં કોઈ નથી, કોઈ નથી, રે–કોઈ નથી' કહેતી અંધારામાં એ ગાયબ થઈ ગઈ!

★

# સાત સાગરો

શ્રી. હરિલાલ રંગીલદાસ માંકડ બી. એ.

જગતના બધા લોકોમાં કોઈ ને કોઈ પ્રકારે સાત સમુદ્રોની વાત પ્રચલિત છે. યુરોપીય સાહિત્યમાં સાત સમુદ્રો ઘૂમવાની વાતો તો કહેવત જેવી થઈ પડી છે. ફારસી સાહિત્યની સિંદબાદ વહાણવટીની વાત આલમ-મશહૂર છે. ભારતી સાહિત્ય તો આ વાતનું ઘર છે. એના ઉપર તો આખી પ્રાચીન ભૂગોળની રચના થઈ છે એમ કહીએ તોય ખોટું નહિ.

આપ લોકોને સહજ પ્રશ્ન થશે કે આપણી પ્રાચીન ભૂગોળ કેવી રીતે આજની ભૂગોળને તોલે આવી શકે ? શંકા જરૂર સ્થાને છે, પણ આજની વાત સાંભળ્યા પછી આપને નવો પ્રકાશ મળશે કે ભારતના બ્રાહ્મણોએ લાડુ જ નથી ખાધા, પોતાથી બની શક્યું તેટલું અને તેવું સાહિત્ય જાળવી રાખી જગતને માટે નોંધી રાખ્યું છે કે, જ્યારે આજની નવી દુનિયાના શોધકોના વડવાઓ પ્રાથમિક દશા અનુભવતા હતા ત્યારે હિંદના પ્રાચીન લોકોનું ભૂગોળનું જ્ઞાન આજના આપણા જ્ઞાન જેટલું જ વિસ્તૃત હતું.

અત્યારે આપણને માનવામાં આવે છે કે આપણાં શાસ્ત્રોમાં તો ભીમ–અગિયારસની કથા કે બહુ તો ચંડીપાઠ જ ભર્યાં છે, પણ સાવ એવું નથી. બધાં પુરાણોમાં થોડા અધ્યાય ભૂગોળના હોય જ છે. કોઈમાં તો પંદરવીસ અધ્યાય પણ હોય છે. એમાં આજના જેવું જ શાસ્ત્રીય વર્ણન ભૂગોળનું કરેલું છે. જગતની આખી ભૂગોળનું સામાન્ય વર્ણન અને પછી જંબુ-દ્વીપ એટલે એશિયાનું વિગતવાળું વર્ણન, અને પછી ભારતવર્ષ એટલે હિંદુસ્તાનનું પૂરેપૂરું વર્ણન આપેલું છે. વર્ણન પણ પ્રાકૃતિક પદ્ધતિથી, એટલે કે Regi-onal Methodથી માનુષી, એટલે કે Human રીતે આપેલું છે. અહીં આજે આપણે જગતની ભૂગોળ-નું સામાન્ય વર્ણન પુરાણોમાં કેવું આપ્યું છે તે જોશું. જેને આપણે દુનિયા કહીએ છીએ એને 'ભુવનકોશ'ના નામથી પુરાણો ઓળખે છે. કોશ શબ્દ એવો બંધબેસતો છે કે એનાથી પૃથ્વીનો આકાર ગોળ છે એમ આપમેળે ખબર પડે છે. પૃથ્વીના ગોળાકાર માટે તો આપણા શાસ્ત્રકારોએ પૃથ્વીને ભૂકમળ કે પૃથિવીપદ્મ કહી છે. કમળની ઉપમાથી પાછળના બ્રાહ્મણોએ પૃથ્વીને એવી કલ્પી કે જમીન ને પાણી એકબીજાને ગોળ ને ગોળ વીંટાઈ ને એકબીજાથી બમણા ને બમણા વિસ્તારમાં પૃથ્વી પર છવાઈ રહ્યાં છે—જાણે બૈરાંઓનાં બલોયાં, હાથનાં કંકણ. છતાં એ લોકોએ એ બાબત જેવી સમજણી એવી સાચવી રાખી છે એ માટે આપણે એમનો ઉપકાર માનવો જોઈએ, કેમ કે એમના સાચવવાને લીધે તો આજે જૂની પૃથ્વીનું જ્ઞાન આપણને ફરીથી પ્રાપ્ત થાય છે.

ત્યારે પૃથિવીપદ્મનો સાચો અર્થ આપણે સમજવો ઘટે છે. આપણા સાહિત્યમાં તો કવિજનોની અજબ તર્કશક્તિને લીધે મોઢાને, હાથને, આંખને, પેટને અને પગને પણ કમળની ઉપમા અપાઈ છે, ત્યાં પૃથ્વી માટેની કમળની ઉપમાથી આપણે શા માટે ડરવું ઘટે ! એક વાત તો ચોક્કસ છે કે, Concentric belts widening in Geome-trical Progression એટલે કે સંકેંદ્રિત વલય-પરંપરાએ પાણી અને જમીનના ગોળ પટ્ટાઓની ગોઠવણીવાળી તો પૃથ્વી ન જ હોઈ શકે. એ વાત તો પૃથ્વીની પ્રાકૃતિક રચનાના હિસાબે પણ અગ્રાહ્ય છે. પૃથ્વીનો આકાર ફર્યો છે એ ખરું, પણ નજીકના ભૂતકાળમાં, એટલે કે વીસ પચીસ હજાર વર્ષના ગાળામાં, મહત્ત્વનો ફેરફાર પૃથ્વી ઉપર નથી થયો એ વાત ભૂસ્તરવિદ્યા કબુલ કરે છે, તો પછી ઘર કરી બેઠેલી કમળની ઉપમાને સામાન્ય ધર્મે તારવી કાઢીએ તો પૃથ્વીને કમળ સાથે એક રીતે સરખાવી શકાય. પૃથ્વી કમળની પાંખડીઓની જેમ એકની પાછળ બે, ને બેની પાછળ ત્રણ—એમ સુબદ્ધ રીતે

ગોઠવાયેલી છે, તથા જેમ જેમ પૂર્વમાંથી પશ્ચિમમાં વિસ્તરે છે તેમ કમળની પાંખડીઓની પંક્તિ થતી જાય છે, એટલે હવે આપને સમજાશે કે ભૂપદ્મ એટલે વલયપરંપરાવાળી જમીન, પાણીવાળી પૃથ્વી નહિ પણ સુવ્યવસ્થિત રીતે ગોઠવાયેલી જમીન–પાણીની સુગંઠિત સૃષ્ટિ.

આપણી ભૂગોળની ગેરસમજણને માટે જેમ પુરાણોના પાઠફેરના ગોટાળા તેમ અત્યારના કેટલાક માની લીધેલા નિયમો પણ જવાબદાર છે. દાખલા તરીકે, પૃથ્વીના આકારને આપણે પૂર્વ–પશ્ચિમ લાંબો ને ઉત્તર–દક્ષિણ પહોળો જોવાને તથા ઉત્તરદિશાને નકશાના મથાળે જોવાને ટેવાયેલા છીએ. ખરું કહીએ તો આપણી મુખ્ય દિશા પૂર્વ છે. નકશાઓમાં પણ પૂર્વદિશા જ ઉપર રખાય છે. આનો દાખલો જન્મ-કુંડલી પૂરો પાડે છે, જેમાં પૂર્વલગ્નનું ખાતું ઉપર હોય છે.

આ પ્રમાણે નકશામાં પૂર્વદિશા ઉપર રાખીને બેરિંગની ભૂશિરને ઉપર રાખી બન્ને અમેરિકા નીચે રહે એવી રીતે પૃથ્વીને ગોઠવીએ તો જણાશે કે કમળની પાંખડીની જેમ પૃથ્વીના ખંડો વ્યવસ્થિત રીતે ગોઠવાયેલા છે. અને એવી પૃથ્વીની એક બાજુએ ઉત્તર મહાસાગર ને બીજી બાજુએ દક્ષિણ મહાસાગર આવેલા હોઈ ઉત્તર–દક્ષિણ દિશાએ એ પાણીથી વીંટળાયેલી છે–બે બાજુએ પાણીવાળી છે–દ્વીપ છે. દ્વીપ શબ્દનો મૂળ અર્થ આ છે. બેટના અર્થમાં તો એનો ઉપયોગ ગેરસમજણથી પાછળથી રૂઢ થયો છે. આવી પૃથ્વીને પુરાણોએ 'દ્વીપા' કહી છે ને સાત દ્વીપોવાળી પૃથ્વીને 'સપ્તદ્વીપા' કહી છે.

આટલી જરૂરી સમજણની ચર્ચા કરીને હું આપને હવે પૃથ્વીના દ્વીપો એટલે કે ખંડો તથા સમુદ્રોની ઓળખ આપીશ. પુરાણોએ સાત દ્વીપોને–સપ્ત સમુદ્રોને વિસ્તારથી વર્ણવ્યા છે. બીજા દ્વીપો છે પણ એને 'શેષ' એટલે પરચૂરણ તરીકે જુદા તારવી રાખી મૂક્યા છે. ઉપરાંત એક કાંચની કે સુવર્ણભૂમિ નામે પ્રદેશનું પણ વર્ણન આપ્યું છે. અહીં આપણને આ સોળ વાનાંનું કામ છે. એનાં નામ અનુક્રમે આ પ્રમાણે છે: જંબુદ્વીપ એટલે એશિયા મેઈજર, ક્ષારસમુદ્ર એટલે હિંદી મહાસાગર, પ્લક્ષદ્વીપ એટલે બૃહત એશિયા માઈનર, ઈક્ષુર સમુદ્ર એટલે રાતો સમુદ્ર, શાલ્મલિદ્વીપ એટલે આફ્રિકા, સુરાસમુદ્ર એટલે ભૂમધ્ય સમુદ્ર, કુશદ્વીપ એટલે યુરપ, ધૃતસમુદ્ર એટલે ઉત્તર મહાસાગર, ક્રૌંચદ્વીપ એટલે ઉત્તર અમેરિકા, દધિસમુદ્ર એટલે એટલેન્ટિક મહાસાગર, શાકદ્વીપ એટલે દક્ષિણ અમેરિકા, ક્ષીરસમુદ્ર એટલે પેસિફીક મહાસાગર, પુષ્કરદ્વીપ એટલે ઑસ્ટ્રેલેશિયા, શુદ્ધ સમુદ્ર એટલે દક્ષિણ મહાસાગર, શેષ એટલે પોલિનેશિયા અને સુવર્ણભૂમિ એટલે એન્ટાર્ક્ટિકા.

ભલે લોકો કહે કે બ્રાહ્મણો બધાં શાસ્ત્રો ભૂલી ગયા છે, પણ લાડુશાસ્ત્ર તો નથી જ ભૂલ્યા, અને એને માટે જરૂરનો એવો સંકલ્પમંત્ર પણ નથી જ ભૂલ્યા. એ સંકલ્પની શરૂઆત આમ થાય છે: અત્રાદ્ય વગેરે...જંબુદ્વીપ ભરતખંડે આર્યાવર્તે વગેરે વગેરે. અહીં અતિ મહત્ત્વની એક વાત તેઓએ સાચવી રાખી છે કે જેમાં ભરતખંડ છે એ આપણી પ્રાચીન ભૂગોળના સાત દ્વીપો માંહેનો પહેલો જંબુદ્વીપ છે. આવી રીતે આખા શાસ્ત્રની ચોટલીરૂપ આ સંકલ્પમંત્રની મદદ આપણને અમૂલ્ય થઈ પડી છે. હવે પુરાણોમાં એક એવો જ મહત્ત્વનો શ્લોક છે કે ક્ષારસમુદ્રની જે ઉત્તરે છે તે હિમાદ્રીની જે દક્ષિણે છે એને ભારતવર્ષ કહેવાય છે. આથી એક વાત નક્કી થઈ જાય છે કે ભારત જંબુમાં છે અને ભારતની દક્ષિણે સમુદ્ર છે તેથી જંબુના બીજા દેશો ભારતથી ઉત્તરમાં આવેલા હોવા જોઈએ, એટલે કે હાલનો એશિયા મેઈજર એ જ જંબુદ્વીપ હોવો જોઈએ.

આ જંબુદ્વીપની વચમાં મેરુ નામનો પર્વત છે. ખરી રીતે મેરુ એટલે વચલો ભાગ, જેમકે માળાનો મેર. અહીં એનો અર્થ પર્વતોની હારમાળાઓનું મિલનસ્થાન થાય, એટલે કે હિંદની ઉત્તરનો એશિયાનો ખૂબ ઊંચો પર્વતપીઠનો પ્રદેશ. આ મેરુ–પ્રદેશની નજીક થઈને જ્યારે સૂર્ય પસાર થાય છે ત્યારે દેવોનો દિવસ હોય છે અને સાતમા દ્વીપ પુષ્કર-

મા આવેલા માનસોત્તર પર્વતની પાસે થઈને જ્યારે સૂર્ય પસાર થાય છે ત્યારે દેવોની રાત્રી હોય છે એમ પુરાણોમા લખેલુ છે આનો અર્થ એ જ કે આ બે જગ્યાઓ કર્ક અને મકરવૃત્તના પ્રદેશોમા હોવી જોઈએ છે આ દ્વીપ તરીકે જબુની નજીકનો પુષ્કરદ્વીપ પણ એ પ્રદેશમા હોવો જોઈએ આપણે જાણીએ છીએ કે આવો દેશ એક ઓસ્ટ્રેલિયા જ છે, એટલે ઓસ્ટ્રેલિયા તે આપણો સાતમો પુષ્કરદ્વીપ

હવે શ્રીભાગવતપુરાણમા એવો શ્લોક આવે છે કે જેથી જબુ, પુષ્કર અને સુવર્ણભૂમિના પ્રદેશો ડિગ્રીના માપમેળમા બરાબર બધબેસતા થાય છે સુવર્ણભૂમિ વિષે એમ લખ્યુ છે કે, મેરુ અને માનસોત્તર વચ્ચે જેટલુ અતર છે તેવડા માપની કાચની કે સુવર્ણભૂમિ છે હવે આપણે આગળ જોઈ ગયા છીએ તેમ મેરુ અને માનસોત્તરના પ્રદેશો કર્ક અને મકરવૃત્તમા હોઈ એનુ વચ્ચેનુ અતર ૪૭ ડિગ્રીનુ છે, અને આપણે એ પણ જાણીએ છીએ કે હાલનો દક્ષિણ ખડ એન્ટાર્કટિકા પણ દક્ષિણધ્રુવવૃત્તના પ્રદેશમા આવેલ હોઈ એનો 'ડાયામિટર' પણ ૪૭ ડિગ્રીનો છે, એટલે કે સુવર્ણભૂમિ ૪૭ ડિગ્રીના માપની છે આમ શ્રીમદ્ભાગવતપુરાણે આપણને જબુદ્વીપ પુષ્કરદ્વીપ ને સુવર્ણભૂમિના ત્રણે પ્રદેશોના સ્થાન કોઈ ના ન કહી શકે એવી રીતે નક્કી કરી દીધા છે

હવે બીજા દ્વીપો વિષે વાત કરવાને બદલે આપણે સમુદ્રો વિષે વાત કરી એમનુ સ્થાન નક્કી કરીએ તો બીજા દ્વીપોનું સ્થાન આપમેળે નક્કી થઈ જશે

આપણે જોયુ કે જબુની દક્ષિણે ભારતવર્ષ ને એની દક્ષિણે ક્ષારસમુદ્ર આવેલો છે આ સમુદ્રને આપણે હિંદી મહાસાગર તરીકે આજે ઓળખીએ છીએ બાકીના છ સમુદ્રોના નામ તથા ક્રમ માટે આપણને પાછા બ્રાહ્મણો મદદગાર થાય છે દરરોજની પૂજામા શ્રીઠાકોરજીને નવરાવવા માટે પચામૃત-સ્નાનનો વિધિ બહુ પ્રખ્યાત છે એમાં અનુક્રમે પ્રથમ દૂધ, પછી દહીં, મધ ને સાકરથી સ્નાન કરાવાય છે તથા દરેક દ્રવ્યના સ્નાન પછી શુદ્ધ પાણીથી સ્નાન કરાવવાનો રિવાજ છે હવે ખરી રીતે આ સ્નાન વિધિમા દ્રવ્ય ભારતની જગતશ્રેષ્ઠ સમૃદ્ધિના સાક્ષી રૂપે છે, કેમકે આપણે એ પણ જાણીએ છીએ કે ખરેખર મહાભિષેકમા આ દ્રવ્યને બદલે આ નામના સમુદ્રોના જળથી સ્નાન કરાવવાનો વિધિ છે, જે રાજ્યાભિષેક વખતે આજે પણ પ્રચલિત છે હવે આપને ખ્યાલમા આવશે કે આ સમુદ્રો કે તેના પ્રદેશો કે જ્યાથી આ જળ કે દ્રવ્ય લાવવામા આવતા તે પ્રદેશો ઉપર ભારતનુ આધિપત્ય થઈ ચૂક્યુ અને એ રીતે આપણી વિશ્વમાન્ય સમૃદ્ધિના સાક્ષીરૂપે આજે પણ સૌ સ્નાતક બ્રાહ્મણો પચદ્રવ્યથી પૂજા કરતા રહ્યા છે, અને સૌ મહારાજાઓ ગાદીએ બેસતી વખતે સાતે સાગરોના જળવડે પોતાને પાવન કરતા રહ્યા છે

આગળ હુ આપને કહી ગયો છુ તેમ ક્ષીર-સમુદ્ર તે પેસિફીક મહાસાગર, દધિસમુદ્ર તે એટલે-ન્ટિક મહાસાગર, ઘૃતસમુદ્ર તે ઉત્તર મહાસાગર, મધુ અથવા સુરાસમુદ્ર તે ભૂમધ્ય સમુદ્ર, સાકર અથવા ઇક્ષુર સમુદ્ર તે રાતો સમુદ્ર અને શુદ્ધ સમુદ્ર તે દક્ષિણ મહાસાગર. આ ક્રમ ધ્યાનમા રાખવા જેવો છે આપણે જાણીએ છીએ તેમ દક્ષિણ મહાસાગર પૃથ્વીની દક્ષિણ બાજુએ કોઈ પણ પ્રકારની આડચ વગર પૃથ્વીને ગોળ આટો ફરી વળે છે પરિણામે એ સમુદ્રના પાણી બીજા બધા સમુદ્રના પાણી સાથે છૂટથી ભળેલા રહે છે દાખલા તરીકે, જો પેસિફીક માથી એટલેન્ટિકમા જવુ હોય તો દક્ષિણ મહા સાગરમા થઈને જ જઈ શકાય આમ હોવાથી શાસ્ત્રના પચદ્રવ્યસ્નાનવિધિમા કહ્યુ છે કે દૂધ, દહીં વગેરેના સ્નાન કરાવી પછી દરેક વખતે શુદ્ધ જળથી સ્નાન કરાવવુ જે ભૂગોળના ક્રમને અનુસરીને છે એ આપ સર્વને હવે ખ્યાલમા આવ્યુ હશે

શુદ્ધ સમુદ્ર પુષ્કરદ્વીપ પછી આવે છે અને પૂર્વ-પશ્ચિમ વિસ્તરેલો છે, તેથી ક્રમ પ્રમાણેના એના યોગ્ય સ્થાન વિષે કોઈને શકા થવા સંભવ છે તો એ માટે બધા દ્વીપોને તથા સમુદ્રોને ગોળાકારમા ગોઠવી પ્રદક્ષિણક્રમે ગણવા માડીએ તો એ ભ્રમ ટળી

જશે. દાખલા તરીકે, જંબુ પછી ક્ષારસમુદ્ર, પછી પુષ્કરદ્વીપ, પછી શુદ્ધસમુદ્ર, પછી સુવર્ણભૂમિ, પછી પાછો શુદ્ધસમુદ્ર એટલે કે ક્ષીરસમુદ્ર, પછી દધિસમુદ્ર વગેરે વગેરે.

એટલે આ પંચામૃત અને પ્રદક્ષિણસિદ્ધાંતોનો એક વાર આશ્રય લીધા પછી આપણી ભૂગોળ એકદમ સજ્જડ થઈ સ્થાપિત બની જાય છે; કેમકે એથી કરીને સમુદ્રનો ક્રમ અફર રીતે નક્કી થઈ જતાં એમની વચ્ચેના દ્વીપો પણ આપમેળેજ અફર રીતે યથાસ્થાને ગોઠવાઈ જાય છે.

હવે સમુદ્રો વિષે જરા સમજવા જેવી વાત કહું. ઇક્ષુર સમુદ્ર તથા સુરા સમુદ્રનાં નામ એની આસ-પાસની વનસ્પતિ ઉપરથી પડયાં છે. અત્યારે પણ આપણે જાણીએ છીએ કે બસરા વગેરે સ્થળે ખજૂર વગેરે મીઠા રસવાળાં ફળો થાય છે, અને ભૂમધ્ય-કાંઠાના દેશો તો દારૂના આસવો માટે આજે પણ એટલા જ જગમશહૂર છે. પછી ઘીનો સમુદ્ર તે ઉત્તર મહાસાગર. ઉત્તર મહાસાગરમાં અહોનિશ બરફ રહે છે. જો જરા આંખ મીચી કલ્પના દોડાવીએ તો તરત ખ્યાલ આવશે કે બરફના કટકા જેના ઉપર તરતા હોય એવા સમુદ્રને બ્રાહ્મણો લાડુના જેવી પડઘી પડેલા ઘી સિવાય બીજું શું નામ આપી શકે? બધાં નામોમાં સોએ સો ટકા વાસ્તવિકતા આ ઘૃતસમુદ્રના નામમાં છે. પછી દહીંનો સમુદ્ર તે એટલેન્ટિક મહાસાગર. દહીંને માટે પાણીનું ભ્રમણ, ફીણવાળો ધોળો ભાગ અને પાણીની ઘનતા—આટલાં વાનાં આવશ્યક ગણાય. એટલેન્ટિક મહાસાગરના પ્રવાહો જોરદાર છે તથા એના ભ્રમણને લીધે વચમાં ઘણા મોટા વિસ્તારમાં 'સાર્ગાસો' નામનો કચરાના ઓવાળાનો મોટો પથારો જમા થયેલો રહે છે એ વાત આજની ભૂગોળ પણ જાણે છે. પછી દૂધનો સમુદ્ર કે ક્ષીરસમુદ્ર તે પેસિફીક મહાસાગર. દૂધ શબ્દ શાન્તિ ને આનંદિત વાતાવરણનો પર્યાય છે. આ હિસાબે આપણા નાવિકોને એટલેન્ટિકના તોફાની પ્રવાહોને મુકાબલે પેસિફીકનાં પાણી સુશાંત ને આનંદિત લાગ્યાં હોય તો શું નવાઈ? કેમકે મેગેલનને પણ આ જમાનામાં એ જ સાગરનાં પાણી શાન્ત લાગવાથી એનું નામ પેસિફીક રાખ્યું છે. આ પણ મનને રુચે એવો એક પ્રકારનો કાલાબાધિત સુમેળ કહી શકાય. અસ્તુ.

આજની વાત દરમિયાન મેં પૂર્વાભિમુખ નકશો, પૃથ્વીપદ્મનો સિદ્ધાંત, મેરુની સમજણ, દ્વીપ શબ્દનો અર્થ અને પંચામૃત અને પ્રદક્ષિણસિદ્ધાંતો વિષે આપ લોક સમક્ષ બે શબ્દ રજૂ કર્યા છે, તો વિદ્વાન લોકો વિચાર કરી સારાસારતા જણાવશે તો ઉપકૃત થઈશ.

આ પ્રમાણે પુરાણોની ભૂગોળ તો કોલંબસનાં, વાસ્કો-ડી-ગામાનાં કે ડ્રેઈકનાં સાહસો કરતાં પણ અતિ રોમાંચક છે, અને ઓલ ઇન્ડિયા રેડિયોને સગવડ હશે તો બીજે કોઈ પ્રસંગે આ વિષયની વિશેષ વિગત આપ સમક્ષ રજૂ કરી કૃતાર્થ થઈશ.*

* 'ઓલ ઇન્ડિયા રેડિયો'ના સૌજન્યથી તા. ૨૯:૭:'૪૦

★

# પૅરેશૂટ

શ્રી કેશવલાલ કાશીરામ જાની, બી એ, એસ ટી સી

હું કહેવાની છુ તે કંઈ વાર્તા નથી, પણ મારા જીવનની એક સત્ય ઘટના છે પણ તમારી જીવન શૈલી સાથે એ પ્રસંગનો મેળ ન મળે તો તેને કલ્પિત વાર્તા માની થોડા જ સમયમા વીસરી જવાની છે

શરૂઆતમા જ કહુ છુ કે મીતાએ સ્વયંવર કરવામા અનુભવેલો હઠ જો કે મને પસદ છે, છતા પણ તેના જેવી "લગ્નજનમ્ર મદાલસા નથી જનકના—એટલે મારા પોતાના જનકના—પછા પાછળ ઊભા રહી તરુણોના પરાક્રમ જોવાનુ મને પસદ નથી, અને શક્ય પણ નથી શક્ય એટના માટે નથી કે ૧૯૩૭ની સાલમા જ્યારે હું અભ્યાસ માટે હિંદુસ્તાનથી વિલાયત ગઈ ત્યારે મારા પિતાને હિંદુસ્તાનમા જ મૂકીને ગઈ હતી ત્યારથી તે આજ સુધી હું મારી પોતાની સભાળ લેતી આવી છુ અને મારી સ્વતત્ર વૃત્તિએ મને કદી પણ ઠોકર ખવરાવી નથી, અને આખો ઉઘાડી રાખીને ચાલનારને ઠોકર વાગે પણ કેમ ?

વિલાયતમા અભ્યાસ કરતા કરતા વર્ષ દરમિયાનના વકેશનો અમે યુરોપના જુદા જુદા સ્થળોમા પર્યટનમા ગાળતા એક વખત ફ્રાન્સ તો બીજી વખત સ્વિટ્ઝર્લૅન્ડ, તો વળી ત્રીજી વખત જર્મની—એમ અમે જતા આ જુદા જુદા દેશોની કેળવણીની સસ્થાઓ અને વિદ્યાર્થીમડળોમા ફરી, તેમની ઓળખાણ અમે કરતા અને ખરેખર આવા ભ્રાતૃભાવ અને ખુલ્લા દિલથી હસવા–ખેલવાના પ્રસગો બીજે ક્યાય મે અનુભવ્યા નથી તરુણ–તરુણીઓ સમાન ભૂમિકા ઉપર એકબીજાને મળે, એકબીજાના રીત રિવાજથી વાકેફ થાય, ગાયન અને વાદનનો શોખ કેળવે સૃષ્ટિસૌન્દર્યના વૈભવથી ભરપૂર સ્થાનોનો આનદ લે, માનવજાતિના બુદ્ધિસામર્થ્યે નિર્મેલા મયદાનવની સભા જેવા પ્રાસાદો નીરખે—આ બધાના જેવુ સર્વજાતીય, સર્વધર્મીય અને આંતરરાષ્ટ્રીય બધુભાવપરિપોષક બીજુ શુ હોઈ શકે ?

આવી જ એક મારી ટ્રીપ વખતે પ્રસાદ નામના એક હિંદી વિદ્યાર્થીની અને હોફમૅન નામના એક ઑસ્ટ્રિયન વિદ્યાર્થીની મારે ઓળખાણ થઈ

પ્રસાદ ખરેખર નમૂનેદાર તરુણ હતો. તેને હિંદી તરીકે ઓળખાવવામા હુ અભિમાન લેતી તે એવો સાદો નિખાલસ દિલનો, ઉમદા અને આનદી હતો કે સર્વ કોઈને તેની સગત ગમતી તેની આખો ગમતી તેની આખો જેવી જ તેની બુદ્ધિ પણ તીક્ષ્ણ હતી ઊચુ અને એકવડિયુ પણ પોલાદ જેવુ મજબૂત તેનુ શરીર હતુ

તે વખતે હું એક બેલ્જિયન રેડ ક્રૉસ કૅમ્પમાના એક કૉફી–હાઉસમા કૉફી પીવા માટે બેઠી હતી એકા એક શરૂ થયેલા અવાજે મારુ લક્ષ ખેચ્યુ કંઈક કારણને લીધે બોલાચાલી થઈ હતી અને મારામારી થવાની ઘડીઓ ગણાતી હતી એક હિંદી તરુણ એકલો ઊભો હતો અને બાય ચડાવી બીજા ત્રણ જણાને લડવાનું ચલેજ આપી રહ્યો હતો પણ લડાઈ થવાનો પ્રસગ આવ્યો જ નહિ પ્રસાદનો દૃઢ આત્મવિશ્વાસ, તેની ગભીર મુખમુદ્રા અને કદાવર શરીર જોઈને જ પેલા ત્રણ જણાએ હાર કબૂલ કરી લીધી

તે જ વખતે એક બાજુ પર બેઠેલો હોફમૅન ઊઠીને પ્રસાદ પાસે આવ્યો અને તેની સાથે ઉત્સાહથી હસ્તધૂનન કર્યું પ્રસાદની નીડર વૃત્તિ જોઈ હોફમૅન ઘણો જ ખુશ થયો હતો ગુણા ગુણ વેત્તિ ગ્મ સૂત્રાનુસાર હોફમૅને પ્રસાદની કદર કરી

આ પ્રસગથી અમે ત્રણે એકબીજાને ઓળખતા થયા હુ પણ દોડીને પ્રસાદ પાસે ગઈ અને હિંદી ભાષામા તેને શાબાશી આપી.

ત્યારથી અમારી મૈત્રી ગાઢ થતી ગઈ. અમે ત્રણે સાથે પર્યટનો કરવા લાગ્યાં અને એકબીજાને પત્રો લખવા લાગ્યાં. મને અને પ્રસાદને જર્મન ભાષા સારી આવડતી હતી અને હોફમૅન પણ અંગ્રેજી સારું બોલતો અને લખતો.

ત્યારપછીની રજાઓમાં અમે જર્મની, ઑસ્ટ્રિયા, ફ્રાંસ વગેરે દેશોમાં સાથે ફર્યા. હોફમૅન પણ અમારી સાથે ઘણી વાર ઇંગ્લાંડ આવતો અને અમારી ત્રણેની મૈત્રી એટલી બધી વધી કે અમે એક જ કુટુંબનાં હોઈએ એમ અમને લાગતું. અમે ભિન્નધર્મીય, ભિન્નદેશીય અને ભિન્નસંસ્કૃતિનાં હતાં તે હકીકત અમે તદ્દન ભૂલી જ ગયાં.

"હું થોડા દિવસમાં અમારી કંપનીનું વિમાન લઈને પાછો જવાનો છું." હોફમૅને કહ્યું. તે વિમાન તૈયાર કરનારી એક જર્મન કંપનીમાં નોકર રહ્યો હતો. તેમનાં વિમાનોનું તે પાયલટિંગ કરતો હતો. હાલમાં કાંઈ કામનિમિત્તે તે ઇંગ્લાંડ આવ્યો હતો.

"બર્ટ, તારે જર્મની પાછું ક્યારે પહોંચવાનું છે?" મેં પૂછ્યું,

"એક અઠવાડિયામાં."

"તો પછી આટલી બધી ઉતાવળ શા માટે?" પ્રસાદે કહ્યું.

"રસ્તામાં રોકાતાં રોકાતાં જવાનો વિચાર છે."

"પણ અમારી બન્નેની રજા હજુ પંદર દિવસ બાકી છે એટલે હમણાં તને અમે કંઈ જવા દેવાનાં નથી." મેં કહ્યું.

જરા વિચારમાં પડી જઈ હોફમૅને કહ્યું, "કામઝયા! મને એક સુંદર વિચાર આવ્યો છે!"

મારા 'કમલજા' નામનો ઉચ્ચાર તે 'કામઝયા' કરતો, અને પ્રસાદ પણ તેનું અનુકરણ કરી મને તે જ નામથી સંબોધતો.

"તું અને પ્રસાદ મારી સાથે આવો. વિમાન ત્રણ સીટનું છે અને મારી સાથે બીજું કોઈ આવવાનું નથી. શિપોલ (ઍમ્સ્ટરડૅમ,) લ બૂર્જેત (પૅરિસ), ટેમ્પેલહોફ (બર્લિન) એમ જુદા જુદા ઍરોડ્રોમની મુલાકાત લેતાં લેતાં આપણે ટ્રીપ કરીશું. તમારી રજા પૂરી થાય એટલે તું અને પ્રસાદ પાછાં ઇંગ્લાંડ આવજો. આપણે ટ્રીપ થશે અને મારે થોડું કામ છે તે પણ પતશે."

મને અને પ્રસાદને આ નવીન યોજના એટલી બધી ગમી કે બર્ટના બન્ને હાથ પકડી અમે બૂમો પાડી નાખ્યાં.

માણસોની સુંદર યોજનાઓ ધૂળમાં મેળવવાનું દૈવને ખૂબ જ ગમે છે એમ મનાય છે. તે સિવાય તો માનવ અને કુદરત એ બે વચ્ચેની રમત ખરેખરી જામે જ કેમ? અમે ત્રણે અમારી વિમાનની સફર માટે તૈયારી કરવા લાગ્યાં, અને ૧૯૩૯ના ઑગસ્ટની ત્રીસમી તારીખ આવી પહોંચી. આખા ઇંગ્લાંડમાં ખૂબ ખળભળાટ મચી રહ્યો હતો! ઇંગ્લાંડમાં જ નહિ પણ સારાયે યુરોપમાં!

"હવે આપણી ટ્રીપનું શું થશે? એ વિચારને મારો ગોળી." મેં કટાણું મોં કરી કહ્યું.

પ્રસાદ મને સમજાવવા લાગ્યો, "કામઝયા! ઇંગ્લાંડ અને જર્મની એકબીજા સાથે લડવાનાં જ નથી. આપણે બન્ને બ્રિટિશ પ્રજાજન અને આ ઑસ્ટ્રિયન બર્ટ ભાંડરડાંની માફક કેવાં સલાહસંપથી રહીએ છીએ! આપણે કદી પણ એકબીજા સાથે લડીએ ખરાં?"

"પણ આપણે ત્રણ કંઈ રાષ્ટ્રો નથી."

"અરે, પણ 'યુદ્ધ થવાનું છે' એમ બૂમો પાડનારાનાં ગળાં ખોખરાં થઈ ગયાં છે, અને મારી તો ખાતરી થઈ ગઈ છે કે બ્રિટન અને જર્મની આપસઆપસમાં ઝઘડવા માગતાં જ નથી."

અમારા આ પ્રશ્નોત્તર દરમિયાન બર્ટ એક અક્ષર બોલ્યો નહિ. તેનું મોં ઉઘડાવવા પ્રસાદે તેને પૂછ્યું, "કેમ, તને શું લાગે છે?"

"મારી મતિ તો મૂંઝાઈ ગઈ છે." બર્ટ બોલ્યો.

"તો પછી જવું છે કે નહિ? ગમે તે નિશ્ચય કરી નાખીએ. આવું અનિશ્ચિતપણું મને જરા પણ ગમતું નથી." મેં અધીરાઈ બતાવી.

"કામઝ્યા!" ગંભીર મુખમુદ્રા કરી બર્ટ બોલ્યો, "હાલ તુરત આપણી ટ્રીપ રદ કરવામાં જ મને તો ડહાપણ લાગે છે. તું અને પ્રસાદ ન આવો. હું એકલો જ જાઉં."

"છટ છટ! હું તો આવવાનો જ! યુદ્ધ થનાર નથી એ ચોક્કસ છે. બહુ થશે તો એકાદી બીજી મ્યુનિચ કૉન્ફરન્સ થશે અને બધા ઊભરા શમી જશે." પ્રસાદે કહ્યું.

"તો તો હુંયે આવીશ." મે મારો નિશ્ચય જણાવ્યો.

"મને લાગે છે કે તમે ન આવો તો સારું! ખરેખર ન આવો!" બર્ટ આર્જવ સ્વરથી બોલ્યો.

"ના રે ના. એમ કંઈ બનવાનું નથી. બે વિરુદ્ધ એક મતે ઠરાવ પાસ." પ્રસાદ બોલ્યો.

"એમ નહિ, બર્ટ! ચાલો આપણે ટૉસ ઉડાડીએ, એટલે અમારુંયે રહ્યું અને તારુંયે રહ્યું, કેમ? છે કબૂલ?" મેં પૂછ્યું.

બર્ટે જવાબમાં "હં"નો ઉચ્ચાર માત્ર કર્યો.

મેં પ્રસાદના ખિસ્સામાંથી પેની કાઢી અને આંગળી ઉપર મૂકી અંગૂઠા વડે હવામાં ઉડાડી. બર્ટ બોલ્યો, "હેડ્સ"

પેની હવામાં ફરતી ફરતી તેના પગ પાસે જ પડી. અમે જોયું તો ઉપર 'ટેલ્સ' દેખાઈ. મે અને પ્રસાદે બર્ટ હાર્યો તેથી તેનો હુરિયો બોલાવ્યો અને અમારો જવાનો વિચાર કાયમ રહ્યો.

તા. ૩ સપ્ટેંબર ૧૯૩૯. સઘળા લોકો અનિશ્ચિતતાના વાતાવરણમાં ઘેલા જેવા બની ફરતા હતા. વાતાવરણ અત્યંત તંગ હતું. બ્રિટિશ કૅબિનેટની બેઠક ચાલુ હતી. શું થશે તે વિચાર બધાને મૂંઝવતો હતો. બધાની જીભે એક જ પ્રશ્ન આવી રહ્યો હતો—ઈંગ્લાંડ જર્મની સામે યુદ્ધ જાહેર કરશે? સૌ પોતપોતાની મરજી પ્રમાણે ભેજાં ચલાવતા હતા.

પ્રસાદે કહ્યું, "ચાલો, શરત મારીએ. લડાઈ નથી થવાની!" બર્ટ ચુપચુપ બેસી રહ્યો. હા કે ના કંઈ તે બોલ્યો નહિ.

મેં મોઢેથી તો યુદ્ધ સંભવિત નથી એમ જ કહ્યું, પણ ઊંડી ઊંડી ચિંતા તો મને પણ થતી જ હતી.

બર્ટને ચીડવવાના ઉદ્દેશથી પ્રસાદ બોલ્યો, "કેમ બર્ટ! ટૉસના નિર્ણય પ્રમાણે વર્તવા તૈયાર છે કે? છાતી કેમ જોરથી ધબકે છે?"

"અરે, છાતી શાની ધબકે? પણ ધારો કે આપણા નીકળ્યા પછી યુદ્ધ શરૂ થયું, તો શું થશે?"

"પછીની વાત પછી. તેનું હમણાં શું છે? પણ યુદ્ધ થવાનું જ નથી. ઊલટું આવા ચમત્કારિક વાતાવરણમાં તો વિમાનની સફર અતિશય આનંદ આપશે!"

"અરે, પણ કદાચ યુદ્ધ શરૂ થયુ તો? પછી તમારી સુરક્ષિતતાનો કંઈ વિચાર કર્યો?"

"જે તારું થશે તે અમારું થશે!" પ્રસાદે કહ્યું, "અને ધારો કે યુદ્ધનો દાવાનળ પ્રગટે તો યુરોપના કયા દેશમાં રહેવું સુરક્ષિત છે તે કોઈ ખાતરીપૂર્વક કહી શકે છે? કદાચ અમે હિંદુસ્તાન પાછાં જવાનો વિચાર કરીએ તોયે તે તો પાંચ હજાર માઈલ દૂર રહ્યું! અને રસ્તામાં સત્તરસો વિઘ્ન!"

"ઠીક ત્યારે, હું તો તૈયાર છું." બર્ટ બોલ્યો.

છેવટે એવા ડામાડોળ વાતાવરણમાં અમે બર્ટના વિમાનમાં ઍમ્સ્ટરડૅમ જવાનો નિશ્ચય કર્યો. અને નીકળ્યાં પણ ખરાં.

ઍરોડ્રોમ પરના લોકોએ અમને મૂર્ખ ગણ્યાં, પણ તેમની ટીકાથી તો ઊલટાં વધુ મક્કમતાપૂર્વક અમે નીકળી પડયાં.

વિમાનમાં એન્જિન ચાલુ થયાં. આગળની સીટ ઉપર બર્ટ બેઠો હતો અને પાછળની ડબલ સીટ પર હું અને પ્રસાદ પાસે પાસે બેઠાં હતાં. પૈડાં પાસેના ટેકા લઈ લેવાની બર્ટ નિશાની કરે એટલે વિમાન ચાલુ થવાનું હતું.

બર્ટ પાછળ મોઢું ફેરવી મોટેથી બોલ્યો: (કારણ કે વિમાનની કૅબિન તો બંધ હતી, છતાં પંખાના

અવાજને લીધે મોટેથી બોલીએ તો જ સંભળાય એમ હતું ) " કામઝયા ! પ્રસાદ ! હજી ઊતરી જવું છે ? મારે તો જવું જ પડશે. મારે રોકાવું પોસાય તેમ નથી. બ્રેવટનો જવાબ વિચાર કરીને આપી દો ! "

પ્રસાદે જવાબ આપવાને બદલે પોતાના હાથ બર્ટના બન્ને ગાલ ઉપર મૂકી તેનું મોં પોતાના તરફ ખેંચ્યું અને કાનમાં કહ્યું, " તારે ન ચલાવવું હોય તો લાવ, હું વિમાન ચલાવું."

બધી જાતનાં નાનાં વિમાનો ચલાવવાનું લાયસેન્સ પ્રસાદે મેળવેલું હતું. પ્રાસાદ પણ કુશળ અને ઉત્સાહી વૈમાનિક હતો. વળી બર્ટના વિમાનને ચલાવવાની પ્રૅક્ટિસ તેણે છેલ્લા આઠ દિવસમાં કરી લીધી હતી.

જગતભરના લોકોને ભીષણ અધીરતામાં ચિંતામગ્ન છોડી અમે આકાશમાર્ગે ગમન કર્યું. જમીન છોડતાં મને વિચાર આવ્યો કે ઍમ્સ્ટરડૅમ પણ નહિ અને યુરોપ કે એશિયા પણ નહિ. આ વિમાનમાં ઊડતાં ઊડતાં આ પ્રપંચી પૃથ્વી છોડી કોઈ બીજા ગ્રહ ઉપર જઈ શકાય તો કેવું સારું !

અમે ઊંચે ચડવા લાગ્યાં. ઊંચાઈ ઉપર હવા કેવી સુંદર હોય છે ! અને પેલું લોહીતરસ્યા રાક્ષસ જેવું રાજ્યકારણ ( Politics ) દૂર થતાં મન કેટલું ઉલ્લસિત થાય છે ! એટલું જ નહિ, પણ અમે નીકળ્યાં ન હોત તો ગંભીર ભૂલ ખાધી હોત અને આવા અલભ્ય લાભથી વંચિત રહ્યાં હોત એમ અમને લાગ્યું.

બર્ટ વિમાન ચલાવવાના કાર્યમાં નિમગ્ન હતો. તે ' કૉર્સ ઍન્ડ ડિસ્ટન્સ ઇન્ડિકેટર ' પરથી હિસાબ કરી વિમાન વાયુમાર્ગથી કેટલું બહાર જાય છે તે જોતો હતો.

મેં પ્રસાદના ખભા પર માથું ટેકવી બારીમાંથી આકાશ તરફ જોયું. મને અત્યંત આનંદ થતો હતો. અર્ધી આંખો મીચી હું તંદ્રામાં બેઠી હતી. પ્રસાદ બર્ટના વાયરલેસનો હેડફોન કાને ચડાવી બેઠો હતો, અને રેડિયો-રિસીવર ટયુન કરી રહ્યો હતો. તે કંઈક સાંભળતો હોય એમ લાગ્યું. એકાએક તે ચમક્યો. હું તેનો ચહેરો જોઈ શકતી નહોતી પણ તેના શરીરની હિલચાલ પરથી તે ચમક્યો એ હું જાણી શકી.

થોડી વારે પ્રસાદે મૂંગે મોઢે હેડફોન બાજુએ મૂક્યો. તેણે પોતાની ઘડિયાળ તરફ નજર કરી. હું ગુપચુપ તેની હિલચાલ જોયા કરતી હતી.

સેન્ડવિચિઝનો એક કટકો બર્ટને આપતાં તે બોલ્યો, " ચાલો, આપણે ખાઈ લઈએ." ડબો મારા ખોળામાં મૂકી તે ચાનો થરમૉસ ઉઘાડવા લાગ્યો. ખાવાનું કામ પૂરું થવા આવ્યું એટલે તેણે પૂછ્યું, " બર્ટ ! નીકળતી વખતે તેં અમને ઊતરી જવાની સૂચના શા માટે કરી હતી ? "

" તમે બન્ને આ દુનિયામાં મારાં પરમ મિત્ર છો માટે તમે જરા પણ જોખમમાં આવી પડો તે મને ગમતું નહોતું." બર્ટે જવાબ આપ્યો.

" શાનું જોખમ ? "

" યુદ્ધનું."

" કેમ ? સમજ કે ઈંગ્લાંડે જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું, તો શું થાય ? "

" તો શું ? ખુનખાર લડાઈ મચે ! "

" એમ નહિ, તું શું કરે ? "

" હું તીરની માફક મારી પિતૃભૂમિમાં આ વિમાન લઈ પહોંચી જાઉં."

" પણ અમે બન્ને આ વિમાનમાં છીએ ને ? અમારું શું થાય ? "

" એ જ પ્રશ્ન આપણે નીકળ્યાં ત્યારનો મને મૂંઝવે છે. અને તેથી જ હું તમને ન આવવાનો આગ્રહ કરી રહ્યો હતો."

" શા માટે ? અમે તારી સાથે જર્મનીમાં આવીએ તો ? "

" છટ્ છટ્ ! તમને ત્યાં ગિરફ્તાર કરે. તમારા હાલહવાલ થઈ જાય. જર્મનીમાં આવવા કરતાં તો આ વિમાનમાંથી નીચે ભૂસકો મારવાની સલાહ હું

મને મજબૂત વળગી શાંત રહેજે." તેણે મારી પીઠ પર હાથ ફેરવ્યો.

મેં કૃતજ્ઞતાથી તેની તરફ જોયું, પછી પ્રસાદ તરફ જોયું અને પછી તરત આંખો મીંચી દીધી. ત્યારપછી મેં કંઈ જોયું નહિ, ફક્ત સાંભળ્યું–અનુભવ્યું.

બર્ટે કેબિનનું બારણું જોરથી ઉઘાડયું. બહાર પવન સુસવાટા મારી રહ્યો હતો. અને ઓડડડ! હવામાંથી નીચે પડવાની તે ચમત્કારિક, ભયંકર, શારીરિક ભાવના! ભયને લીધે જીવ ઊંચો ચડી ગયો હતો! કશીયે ખબર પડતી નહોતી. નીચે આવતાં આવતાં અમારો વેગ વધતો જતો હતો. આવી પરિસ્થિતિમાં પણ મારા મનમાં વિચાર આવ્યો કે ગુરુત્વાકર્ષણને લીધે મારો વેગ દર સેકંડે ૩૨ ફૂટ વધતો ચાલતો હોવો જોઈએ! અમારો વેગ વધતાં વધતાં કેટલોક થશે! હવાના સુસવાટા મને ઘસીને જતા હતા, હું નીચે પડતી હતી–હજી પડતી હતી. બર્ટનું કદાવર શરીર મારી સામે જ હતું એટલે કંઈક આધાર લાગતો હતો, નહિ તો અનંત આકાશના અવકાશમાં સ્થિર ઇંદ્રિયગોચર કશુ જ નહોતું. 'મૃત્યુઘટિકા આવી જ હશે? હું જીવંત છુ કે મૃત? કે મૃત્યુની સરહદ ઉપર છું? આ અધઃપતન ક્યારે અટકશે? ક્યાં અટકશે? કેવી રીતે અટકશે?' આવા આવા પ્રશ્નો ઉદ્‌ભવતા હતા. મારી સહનશક્તિની હદ આવી ગઈ હતી.

પણ પવનનું જોર કંઈક ઓછું થયું. એકદમ એક આંચકો લાગ્યો. શું થયું હશે? એકાએક મે બર્ટના શબ્દો સાંભળ્યા.

"કામઝયા! કામઝયા! આપણી પેરેશૂટ ઊઘડી છે, હવે આપણે મઝાથી ધીમે ધીમે ઊતરીએ છીએ. હવે જરા પણ બીવાનું કારણ નથી. મુશ્કેલી બધી અદૃશ્ય થઈ છે. કામઝયા! સાંભળે છે ને? હું બર્ટ બોલું છું."

આ શબ્દોથી હું જરા શુદ્ધિમાં આવી. મેં ખાતરી કરવા માટે કહ્યું, "બર્ટ! બર્ટ!"

"કેમ કામઝયા! ગભરાઈશ નહિ. હવે આપણે સુરક્ષિત છીએ."

પણ આંખો ઉઘાડવાની મારી હિંમત ચાલતી નહોતી.

"કામઝયા! આંખો ઉઘાડ. જો તો ખરી, આપણે હવામાં કેવાં ઝૂલીએ છીએ!"

મેં પ્રથમ તો આંખો પટપટાવી, પછી આંખો ઉઘાડી અને છુટકારાનો આનંદ અનુભવ્યો.

કેટલો સુંદર દેખાવ! ચારે તરફ સ્વચ્છ આકાશ પથરાઈ રહ્યું હતું! નીચે ઊંડાણમાં નજર કરતાં જુદા જુદા કપડાના કટકા એકત્ર કરી એક મોટું પાથરણું બનાવ્યું હોય એવી જમીન દેખાતી હતી!

બર્ટના ખભા આગળથી અને કેડ આગળથી ઉપર જતા મજબૂત દોરાનું જાળું બનેલું હતું, અને તેની ઉપર સ્વચ્છ સફેદ ઘૂમટના આકારની પેરેશૂટ પ્રસરેલી હતી–તે હવાની અસરથી કે પછી કોણ જાણે પોતાના મહત્ત્વના જ્ઞાનથી–અભિમાનથી ફૂલેલી હતી.

"બર્ટ! તું એકાદ પ્રચંડ જાળાની વચ્ચે મોટો કરોળિયો બેઠો હોય તેવો દેખાય છે!"

"ને કામઝયા! તું કોણ, કહું? મેં પકડેલી માખી!"

હું ચૂપ થઈ ગઈ. 'પ્રસાદ ક્યાં હશે?' મને તે યાદ આવ્યો.

"કામઝયા! અત્યાર સુધી તને કહેવાનો સમય મને નહોતો મળ્યો......" બર્ટે કહ્યું, "થોડા વખત પહેલાં પ્રસાદે મારા જ વિચારો બોલી બતાવ્યા છે."

"એટલે?" મેં જાણી જોઈને પૂછ્યું.

"હું પણ તારી પાસે માગણી કરવાનો વિચાર ક્યારનો કર્યા કરું છું."

"બર્ટ! આ વાત કરવાનો આ સમય છે?" મેં જરા નાખુશ થઈ કહ્યું.

"કંઈ નહિ. હવેથી હું મારી મેળે આ વિષે કદી પણ નહિ બોલું."

અમે બન્ને ચૂપ રહ્યાં. જમીન પર સુરક્ષિત ઊતરવા તરફ અત્યારે બર્ટનું લક્ષ હતું. હવે હિંમત

આવવાથી હું આંખો ઉઘાડી આજુબાજુ બધું નિહાળી રહી હતી.

પોતાની કુશળતાથી બર્ટ મને પંદર હજાર ફૂટ ઊંચેથી સુરક્ષિતપણે જમીન પર લાવ્યો તો ખરો, પણ અમે એક ખડકવાળી ટેકરી પર ઊતર્યાં અને ઊતરતી વખતે ખાડાખડિયાવાળી જમીનને લીધે બર્ટનો એક પગ ભાંગ્યો—અમારા બન્નેનું વજન તેના પર આવ્યું હતું.

અમે હોલાંડમાં ઊતર્યાં હતાં. કેટલાક ખેડૂતોએ અમને જોયાં અને મદદ કરવા દોડી આવ્યા. તેમણે બર્ટની વ્યવસ્થા બહુ સારી કરી. હું પણ ઉજાગરા કરી તેની સારવાર કરતી હતી, પણ બર્ટનો પગ સાજો થવાની આશા દૂર ને દૂર જતી ગઈ. ગેંગ્રિન થવાની શરૂઆત જણાતાં તેનો પગ મૂળમાંથી કાપી નાખ્યો.

બર્ટ ધીમે ધીમે સાજો થયો, પણ એક પગે અપંગ થવાથી તેના જીવનમાં આનંદ રહ્યો નથી. તેના સ્મિતભર્યા મુખ પર કોઈ અગાધ ઉદાસીનતા છવાયેલી રહે છે. જર્મનીમાં હવે તે જઈ શકે તેમ નથી, અને જાય તોપણ તેને એક નિરુપયોગી વસ્તુ ગણી તેના તરફ તિરસ્કારની દૃષ્ટિથી જ જોવામાં આવે એ તે જાણે છે.

પ્રસાદનું શું થયું હશે તેની તો અમારે કલ્પના જ કરવી રહે છે. તેનું વિમાન સુરક્ષિત પહોંચ્યું હશે? તે પાછો આવી શકશે? પ્રસાદને નાઝીઓએ કેદ કર્યો હશે? કે 'શૂટ' કર્યો હશે? યુદ્ધ પૂરું થયા પછી પણ તે આવશે કે? પણ યુદ્ધ ક્યારે પૂરું થાય?

પ્રસાદ અને બર્ટ બન્ને મને ગમે છે, બન્ને પર મારો અત્યંત પ્રેમ છે, પણ લગ્ન તો પ્રસાદની સાથે જ કરવાનું મને વધુ પસંદ છે. તે મારી માફક હિંદી છે. એ લગ્નમાં જ અમારું અને અમારાં બાળ-બચ્ચાંઓનું હિત સમાયેલું છે. પણ પ્રસાદની કેટલી વાટ જોવી? આ યુદ્ધનો યજ્ઞકુંડ ક્યારે શમશે?

બર્ટ, પોતાના નિશ્ચય મુજબ, ખરેખર લગ્નનો વિષય ફરીથી ચર્ચ્યો જ નહિ. તે વિષે એક અક્ષર પણ તે બોલ્યો નહિ. તેની સમજણ અને ઉદાર વૃત્તિને લીધે તેણે મૌન સ્વીકાર્યું છે એ ખરું, પણ એકાદ બાળકના જેવી તેની કોમળ-નિર્દોષ આંખમાં આ બાબત રમી રહી છે એ હું જોઈ શકું છું.

હું તેની સાથે લગ્ન કરું? કે યુદ્ધ પૂરું થયે પ્રસાદ આવે તેની વાટ જોઉં? કોઈ જવાબ આપશે?*

---

* મરાઠી ઉપરથી.



# યુદ્ધકાળમાં અમેરિકા-પ્રયાણ

## [ શ્રી. બાળ કાલેલકર B. E. (Mech.)ના પત્રો ]

[ શ્રી. કાકાસાહેબ કાલેલકરના નાના પુત્ર શ્રી. બાળ કાલેલકરે એલ્ફિન્સ્ટન કૉલેજ, રૉયલ ઇન્સ્ટિટ્યુટ ઑફ સાયન્સ, અને કરાંચીની એન્જિનિયરિંગ કૉલેજમાં પોતાનો અભ્યાસ પહેલા વર્ગો, સ્કૉલરશિપો અને ઈનામો પ્રાપ્ત કરતાં જઈને ઝળકતી કારકિર્દી સાથે હમણાંજ પૂરો કર્યો, અને મુંબઈ યુનિવર્સિટીની મિકૅનિકલ ઍન્જિનિયરિંગની બી. ઈ.ની ઉપાધિ પ્રાપ્ત કરી. ત્યારપછી હિંદમાં મોટરનાં, એરોપ્લેનનાં કારખાનાંઓ ખોલવાના વિચારો સેવના શેઠ શ્રી. ઘનશ્યામદાસ બિરલાએ શ્રી. બાળ કાલેલકરને "બિરલા સ્કૉલર" તરીકે આખી દુનિયામાં મોટામાં મોટી એવી "મેસાચુસેટ્સ ઇન્સ્ટિટ્યુટ ઑફ ટેકનોલૉજી" એ અમેરિકન એન્જિનિયરિંગ કૉલેજમાં પ્રથમ એમ. એસ. સી. અને પછી ડી. એસ. સી. નો અભ્યાસ કરવા મોકલ્યા છે. ત્યાં ઑટોમોબાઈલ એન્જિનિયરિંગ અને એરો-એન્જિનિયરિંગનો અભ્યાસ ભાઈ બાળ કરવાના છે.

અહીં આપેલા એમના પત્રો પૂ. શ્રી. બાપુજી ઉપર, પૂ. શ્રી. કાકાસાહેબ ઉપર અને પ્રો. સતીશ (ભાઉ) કાલેલકર ઉપર લખાયેલા છે.

-તંત્રી. ]

**S. S. "President Garfield"**

**હિંદી મહાસાગર,**

૨૩મી જુલાઈ, ૪૦.

**વહાલા ભાઉ અને ભાભી,**

તમને છોડીને નીકળ્યાને દસ દિવસ થઈ પણ ગયા! નીકળવાનો દિવસ યાદ કરું છું ત્યારે ભાભીનું નાનકડું મોઢું અને એમની આંસુથી ભરેલી આંખો યાદ આવે છે. કહે છે કે આંસુ ચેપી હોય છે, પણ હું તો અત્યાર સુધીમાં એકેવાર રોયો જ નથી. હા, ઘણી વાર આરામખુરશી ઉપર બેસીને દરિયો, એના ઉપર ટાંગેલું ઝુંમર અને એ ઝુંમરની વચમાંનો ચાંદો અને એનો દરિયા ઉપર પડેલો સ્પંદન કરતો પટો જોઉં છું ત્યારે તમે બન્ને અને કાકાસાહેબ બહુ યાદ આવો છો. "દેવાનું કાવ્ય" વાંચવાનો વારસો મળ્યો છે એટલે પહેલો વિચાર એ આવે છે કે હજી સુધી તો આપણે એક વખત એક જ ચંદ્રને જોઈએ છીએ, પણ હું અમેરિકા પહોંચીશ ત્યારપછી આપણે એક જ ચંદ્રને સાથે નહિ જોઈ શકીએ!

મુંબઈના બારાથી અમારી બોટ દૂર ખસવા માંડી તોય ખૂબ વાર અમે કિનારા સામે જોયા જ કરતા હતા. તમારા બધાના હલતા રૂમાલ દેખાતા બંધ થયા પછી જ અમે અમારી કૅબિનમાં આવ્યા. સામાન ઇ. બરાબર તપાસી બહાર નીકળ્યા ત્યાં જમવાનો ઘંટ થયો. મને ભૂખ કકડીને લાગી હતી, કારણ સવારની ધમાલમાં અને ખાસ કરીને ભાભીનાં આંસુને લીધે નીકળ્યો ત્યારે બિલકુલ જમાયું ન હતું. જમતી વખતે હું અને સુરેશ* અમે બે જ જણા ગોરા 'સાહેબ' થઈને સૂટમાં બેઠા હતા. બીજા બધા અમેરિકનો તો ખુલ્લા કૉલરનાં બાંડિયાંમાં જ હતા.

બોટ ઉપર ઘણાની ઓળખાણ થઈ છે. મોટે ભાગે અમેરિકન મિશનરીઓ છે. ઈરાન, પૅલેસ્ટાઈન અને હિંદમાંથી બધા પાછા જવા ઊપડ્યા છે. બધા

* મુંબઈના જાણીતા વેપારી શ્રી. રતિલાલ નાણાવટીના પુત્ર અને રિઝર્વ બૅન્કના ડાયરેક્ટર શ્રી. મણિલાલ નાણાવટીના પૌત્ર. એ પણ કેમ્બ્રિજ સિનિયરની પરીક્ષા પસાર કરી બાળની જ કૉલેજમાં કૅમિકલ એન્જિનિયરિંગ શીખવા જાય છે.

બહુ જ મળતાવડા છે. પોતે જ "સુપ્રભાતમ્" (good morning) કરીને વાત શરૂ કરે છે.

મારો દિવસનો કાર્યક્રમ નીચે પ્રમાણે છે. સવારે ૭ વાગે ઊઠું છું. સાધારણ રીતે તરત જ ચા પીવાનો રિવાજ હોય છે. મેં એક જ દિવસ લીધી, પણ હવે નથી લેતો. શૉવર બાથ વગેરે લઈ તૈયાર થઈ પોણા આઠ વાગે નાસ્તા માટે જાઉં છું. ત્યાં કેક, માખણ, ઘઉંના પૌંઆ (force) દૂધ ઇ. લઉં છું. પછી ઑમલેટ અથવા બાફેલું ઈંડું અથવા એવું જ કાંઈક લઉં છું. વધુ ભૂખ હોય તો ટોસ્ટ, મુરબ્બો, ચીઝ અને એકાદ બાફેલું કે શેકેલું બટાટું લઉં છું. આટલાથી પેટ ભરાઈ જાય છે. (આ વાંચી ભાભી હસશે એ મને ખબર છે.) પોણો કલાક ચાલતો આ 'અલ્પાહાર'નો કાર્યક્રમ પૂરો કરી સાડા આઠ વાગે રમતો રમવા જાઉં છું. પિંગપૉંગ, ડેક ટેનિસ, ડેક કૉઈટ્ઝ, પિંચ બૉલ ઇ. ઘણી રમતો થાય છે. હું બધાંમાં જ ભાગ લઉં છું. સુરેશ રમતગમતોમાં ખૂબ હોશિયાર છે. સાડા દસથી સાડા બાર વાંચન કરું છું. વચ્ચે કોઈ વાર રમીને ભૂખ લાગે તો "સહેજ ચાવવા" હું ને સુરેશ બિસ્કિટો લઈ આવીએ છીએ. પછી જમવાનું. હું અને સુરેશ–અમે બે જ શાકાહારી છીએ. ઈંડાં સિવાય બીજી બધી અ–શાકાહારી વસ્તુઓ અમને નથી ચાલતી, એટલે અમે મુખ્યત્વે સૂપ, અથાણું, બે ત્રણ શાક, સેલડ (કાચું કચુંબર) પૂડલા, ભાત, માખણ બ્રેડ ઇ. લઈએ છીએ. છેલ્લે ફ્રૂટ પાય અને આઈસ્ક્રીમ ખાઈ ભોજન પૂરું કરીએ છીએ. જમીને સહેજ આંટા મારી ઓરડીમાં આવી રોજ એકથી ત્રણ સુરેશને કૉલેજનું ગણિત શીખવું છું અને ત્રણથી ચાર મારું એન્જિનિયરિંગનું વાંચું છું. ચાર વાગે વળી રમતગમતની રૂમમાં જઈ લીંબુ નાખેલી ચા પી ત્યાં જ વાંચવા બેસું છું. પણ વચ્ચે રમવાનું મન થઈ જાય તો રિસેસનો ઘંટ મનથી વગાડી દઉં છું! સાંજના ૭ સુધી અમે બન્ને ત્યાં જ "રખડી ખાઈએ છીએ", અથવા સહેજ ફરીએ છીએ. સાંજે ૭ વાગે જમવા જાઉં છું, તેમાં સવાર જેવું જ હોય છે, ઉપરાંત કાંઈક કઠોળ હોય છે. કાંઈક વાર વેજીટેબલ કટલેટ હોય. જમીને એકાદ સફરજન હાથમાં લઈ રમવાની ઓરડીમાં આવીએ છીએ. બચકું ભરીને સફરજન ખાવાની આ લોકોની રીત મને મુંબઈના સદ્ગૃહસ્થોની ફળ સમારીને ખાવાની રીત કરતાં વધુ ગમે છે. દાંત પણ મજબૂત થાય અને છાલની અંદરનાં વિટામિન પણ મળે.

સાંજે કોઈ કોઈ વાર સિનેમા દેખાડે છે. વરસાદને લઈને અત્યાર સુધી બે જ ફિલ્મ દેખાડવામાં આવી છે, કારણ ફિલ્મ ડેક ઉપર બતાડવામાં આવે છે. કોઈક-વાર ચંદ્રપ્રકાશમાં પણ દેખાડવી પડે છે, પણ છતાંય બહુ જ સ્પષ્ટ અને સુંદર દેખાય છે.

ખાવામાં મને તો બરાબર ફાવી ગયું છે. આશ્રમમાં ફક્ત બાફીને રાંધેલી ચીજો ખાવાની ટેવ એટલે જરાયે મુશ્કેલી નથી આવતી, પણ સુરેશને બીચારાને જરાયે ખાવાનું ભાવતું નથી, પણ એ તો ટેવ પડી જશે, હું તો બરાબર વજન વધારવાનો છું.

દિવસો કેમ પસાર થાય છે તેની ખબર જ નથી પડતી. તમે લોકો માનતાં હશો કે બીચારા બાળના ચાળીસ દિવસ કેમ પૂરા થશે? ને અમને દસ દિવસ થઈ ગયા તોય એમ લાગે છે કે હજી હમણાં જ નીકળ્યા છીએ! યુદ્ધકાળ છે ને કેપટાઉનથી આફ્રિકાને લગભગ પ્રદક્ષિણા કરી જવાનું છે, તોય હવે તો એમ વિશ્વાસ આવી ગયો છે કે ન્યૂયૉર્ક પહોંચશું ખરા.

યુદ્ધના દિવસો છે એટલે આગબોટોનું મોટામાં મોટું "કર્તવ્ય" ક્યાં યે ટાઈમસર પહોંચવું નહિ ને ક્યાંયથી ટાઈમસર નીકળવું નહિ એ થઈ બેઠું છે. કોઈ પણ રાષ્ટ્રને આગબોટોની અવરજવરની ખબર ન પડે એ મુખ્ય હેતુ છે. તમને એમ હશે કે અમે લોકો બારમી જુલાઈએ ખરેખર મુંબઈ છોડ્યું, પણ એ તો નામનું જ હતું. મુંબઈના બારાની બહાર બોટ કાઢી એ આખી બપોર ને આખી રાત ત્યાં જ ઊભી રાખેલી! એમાંય વળી બ્લેક–આઉટ, એટલે બારીઓ બંધ રાખવી પડતી હતી. આટલું જાણે પૂરું ન હોય એમ અમારો વીજળીનો પંખો બરાબર સારી તક જોઈને બગડ્યો, એટલે એટલી તો સખત ગરમી થઈ કે રાત જરાયે સારી ન ગઈ. પાછો

પહેલો જ દિવસ એટલે ન તો મને ઊંઘ આવી, ન સુરેશને.

બીજા દિવસથી ખૂબ મઝા પડી. ઓળખાણો વધતી જ જાય છે. દસ દસ વરસના નાના છોકરાઓ તો ખૂબ જ ફેરતાર થયા છે. અસ્તવ્યસ્ત બાબરિયાવાળા આ છોકરાઓ એટલા તો તોફાની છે કે આપણને ગમી જ જાય. આખી બોટ માથે લે છે! હું તો હવે એમનો જજ થઈને બેઠો છું. એક દિવસે હું એમની જોડે બિલિયર્ડ જેવી એક રમત રમ્યો. બીજે દિવસે સવારે હું નાસ્તો કરતો હતો ત્યાં બે જણા દોડતા દોડતા ને હાંફતા મારી પાસે આવ્યા, ને કહે કે એ રમતમાં આમ ફલાણું ફલાણું થયું હોય તો કોણ જીત્યુ કહેવાય? મેં પણ મોટા બૅરિસ્ટરની જેમ રમતના કાયદાની બારીકીઓ એમને સમજાવી ને પછી બૅરિસ્ટર મટી ન્યાયાધીશ થઈ નિકાલ આપ્યો! પછી તો બે લોકો ખુશ. આ ટીનકુડિયાઓ જ્યારે ટેબલ ઉપર બરાબર પહોંચતા નથી ને પછી સ્ટ્રોક લગાવવા અર્ધા ટેબલ ચડી જઈ પેટ ઉપર પડીને સ્ટ્રોક લગાવવાની મહેનત કરે છે ત્યારે એટલું હસવું આવે છે! એ ઉપરાંત પાંચસાત અમેરિકન જુવાન છોકરાઓ અને પાંચસાત છોકરીઓ હમેશાં રમતગમતની રૂમમાં જ હોય છે એટલે એમની ઓળખાણ જરા વધુ થાય એ સ્વાભાવિક છે. (પણ ભાભીને કહીએ, જરાયે ગભરાય નહિ. મે ઓળખાણ જ કરી છે-દોસ્તી નથી કરી!)

અમારી બોટમાં એક સુંદર નકશો છે અને રોજ અમે ક્યાં સુધી આવ્યા છીએ એ એના ઉપર બતાડે છે. હમણાં જ અમે માડાગાસ્કર પાસેના કોરોમોસ નામના એક ફ્રેંચ ટાપુ આગળથી પસાર થયા. એને આગલે દિવસે એક બ્રિટિશ બેટ પણ દેખાયો હતો. ત્યાંનાં ઝાડ, ઘરો, ઈ. જોઈને ખૂબ આનંદ થયો. આઠ દિવસે જમીન જોઈ! અત્યાર સુધી ઉપર આભ ને નીચે પાણી હતાં. દૂરબીનની મદદથી બેટને સહેજ પાસે આણી આંખોને વધારે ઠારી ને જમીન ઉપર જવાની ઉત્કંઠાને વધારી.

આપણું ચોમાસુ અરબી સમુદ્રમાં હતું એટલે દરિયામાં પહેલા ત્રણ દિવસ ખૂબ તોફાન હતું. કહે છે કે કૅપ્ટનને પણ દરિયો લાગેલો. પણ એ તો કોઈ બહુ દરિયો લાગેલા અમેરિકનની ગપ પણ હોય. મને તો પર્વત જેવડાં મોજાં આવે તોય દરિયો લાગતો નથી એટલે લહેર છે. આજકાલ તો દરિયો તળાવ જેવો શાંત છે. મને તો તોફાની છોકરાઓની જેમ તોફાની દરિયો જ વધુ ગમતો હતો. સુરેશે પહેલાં પહેલાં ઊલટીઓ કરી, પણ હવે આ શાંત દરિયામાં એને પણ કાંઈ થતું નથી.

મેં મુંબઈથી નીકળતાં વાળ ન કપાવ્યા તે ભૂલ કરી. અહીં એક રૂપિયો બેઠો! પણ અમેરિકન ચોકલેટ બોટ ઉપર ખૂબ સસ્તી અને ઇંગ્લિશ ચોકલેટ કરતાં ક્યાંયે વધારે સારી મળે છે. સારી મોટી અંગ્રેજી ચોકલેટના મુંબઈમાં આઠ આના પડે છે, અહીં એ અઢી આનામાં મળે છે. પણ આ વાતની ખબર મને બહુ મોડી મળી. ને હવે તો સ્ટોક ખલાસ થઈ ગયો છે. અમેરિકન છોકરીઓ ચોકલેટ રહેવા દે! જો કે એના પૈસા એ છોકરીઓને આપવા પડતા હોય એમ ન લાગ્યું. મને તો બે જ ચોકલેટ ચાખવાની મળી.

"ઘોડા" (લાકડાના)નું રેસિંગ ઈ. ચાલે છે. હું એમાં નથી ભળતો. ધૂમ્રપાનગૃહ (Smoking room) માં અમે જતા જ નથી. ત્યાં દારૂની એવી ગંધ આવ્યા કરે છે કે માથું ફાટી જાય. અમે જે બેત્રણ છોકરાઓની ઓળખાણ કરી છે તેઓ કોઈક વાર રેસિંગમાં ભાગ લે છે, પણ તેઓ દારૂના શોખીન નથી.

અમે ભૂમધ્યરેખા (Equator) ઓળંગી ત્યારે અમને બધાંને સમુદ્રના મહારાજાધિરાજ વરુણદેવ તરફથી એક ડિપ્લોમા આપવામાં આવ્યો. રીતસર સુંદર ડિઝાઈનવાળો સીલ સાથે આપવામાં આવ્યો. એમાં લખ્યું છે: "ખલાસીઓ, શાર્ક-માછલીઓ, હાથી-માછલીઓ અને કાલિયા નાગો ઈ.ને માલૂમ થાય જે શ્રી. બાળ કાલેલકરે અમુક તારીખે, અમુક વાગ્યે, અમુક જગ્યાએ ભૂમધ્યરેખા ઓળંગી છે, ને તેઓ હવે આપણી દુનિયાના અધિકાર ભોગવતા થયા છે.

એટલે ઉપર કહ્યા તે શ્રી. કાલેલકરને કોઈ પણ રીતે હેરાન તો ન જ કરવા, પણ બધી જાતની મદદ કરવી..." ખૂબ મઝાનો ડિપ્લોમા છે. અમે આફ્રિકાને ફેરો ફરી ઉત્તર તરફ જવા માટે વળી પાછા ભૂમધ્યરેષા ઓળંગશું એટલે એવો જ બીજો એક ડિપ્લોમા મળશે. ન્યૂયોર્ક પહોંચ્યા પછી એ તમને જોવા મોકલીશ. હમણાં તો એની કદાચ જરૂર પડે, કારણ આ યુદ્ધકાળમાં જો એકાદ દરિયાઈ સુરંગ જોડે ભટકાઈ ને પાણીમાં પડયા તો શાર્ક ઇ. માછલીઓને એ બતાવવા કામ લાગે.

વતુભાઈને ખાસ કહેજો કે એમણે જે પસંદ કરીને સુંદર ટાઈ મને ભેટ આપી છે એ જ બધાને વધારેમાં વધારે ગમે છે. એ ટાઈ ઉપર બધા ખુશ છે, એટલે હવે તો મેં એ અમેરિકનોને ગમતી ટાઈ ટ્રંકમાં મૂકી દીધી છે, હવે તો ન્યૂયોર્ક ઊતરીને જ પહેરીશ.

આ બે મહિના તમારી સાથે રહ્યો એનો ખૂબ જ આનંદ થાય છે. ભાઉ, તને તો મેં ઠીક ઠીક હેરાન કરેલો, ને ખૂબ ખર્ચ પણ તારી પાસે કરાવ્યું. ને એમાં જરાક ઊણપ આવે તો હઠ પણ કરેલી ને તારી આગળ બધું વસૂલ કરેલું. એ બધું યાદ કરું છું ત્યારે આંખમાં ઝળઝળિયાં આવી જાય છે. સાથે રહીએ ત્યારે લડીએયે ખરા, પણ છૂટા પડતાં એ બધું રોમેંટિક થઈ જાય છે. તું ખાટલામાં સૂતો હોય તો તને "શીંગડાં મારીને" હું ધિંગામસ્તી કરતો એ ઘણીવાર યાદ આવે છે ને એમ થાય છે કે અમે શ્રી. ડૉ. બાળાસાહેબ કાલેલકર થશું ત્યારે એવી મઝા કરવાની નહિ મળે. પછી ડૉ. કાલેલકરને તું 'ગધેડો' 'બેવકૂફ' 'તદ્દન અક્કલ વગરનો' ઈ. હમેશની જેમ કહીશ તે નહિ કામ આવે. બી. ઈ. થયા પછી પણ અમને એ વિશેષણો મળતાં રહ્યાં છે તેથી ખાસ લખવું પડે છે જો.

મને અમેરિકા જવાનું મળે છે તેથી મારા હૃદયમાં આનંદના કેવા ઉમળકા આવતા હશે તેની તો તું કલ્પના કરી જ શકીશ. ઘણી વાર બાથરૂમમાં જાઉં છું ત્યારે 'એમ છે ત્યારે!' એમ કહી એકલો એકલો હસું છું. (પાછો 'ગધેડો' નહિ કહેતો.)

તમારો જ
બાળ



## મને ગમે

**મિશ્ર**

મને ગમે પર્વતશૃંગ પ્હોંચવા,
નદી થઈ નિર્મળ નીર રેલવા,
મને ગમે પલ્વલસ્મિત સિંચવા,
મને ગમે સાગરહાસ્ય છાંટવા,
મને ગમે શ્યામલ અભ્ર ચૂમવા,
મને ગમે તારકકુંજ પેખવા.

મને ગમે જાડય તણી જડોથી,
અદમ્ય શો ચેતનઓધ ઝીલવા.
મને ગમે પાંદડી પાંદડીથી,
પ્રભુત્વના પ્રાણપરાગ ફોરવા.
અણુ ભલે હું, તદપિ વિરાટનાં
મને ગમે અંતરગાન ફૂજવા.

નિસર્ગની શ્રેણી વિષે વસેલી,
માધુરીના જામ ભરી ભરીને,
મને ગમે કંઠપ્રપૂર્ણ પી જવા.

મોહિનીચન્દ્ર

